## तीर्थयात्रापर्व

## जटासुरवधपर्व



## यक्षयुद्धपर्व



## निवातकवचयुद्धपर्व



## आजगरपर्व



## मार्कंडेयसमास्यापर्व

## द्रौपदी–सत्यभामा–संवादपर्व



## घोषयात्रापर्व



## मृगस्वप्नोद्भवपर्व



## व्रीहिद्रौणिकपर्व



## द्रौपदीहरणपर्व



## जयद्रथविमोक्षणपर्व



## रामोपाख्यानपर्व

## પતિવ્રતામાહાત્મ્યપર્વ



## કુંડલાહરણપર્વ



## આરણેયપર્વ



# ૪–વિરાટપર્વ



## પાંડવપ્રવેશપર્વ



## સમયપાલનપર્વ



## કીચકવધપર્વ

## गोहरणपर्व



## वैवाहिकपर्व



# चित्रोनी अनुक्रमणिका

श्री

॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## ३–वनपर्व

### अध्याय १लो–अरण्यपर्व

પાંડવોનું વનગમન

मंगलाचरणम्। नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम्।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ १ ॥

ॐનારાયણને, નરોમાં ઉત્તમ એવા નર ભગવાનને અને દેવી સરસ્વતીને નમસ્કાર કરીને 'જય'નું કીર્તન આદરીએ.[१]

जनमेजय उवाच। एवं द्यूतजिताः पार्थाः कोपिताश्च दुरात्मभिः ॥
धार्तराष्ट्रैः सहामात्यैर्निकृत्या द्विजसत्तम ॥ १ ॥

જનમેજય બોલ્યા: હે દ્વિજશ્રેષ્ઠ! મહા વેર ઉત્પન્ન કરનારા તે દુષ્ટચિત્ત ધૃતરાષ્ટ્રપુત્રોએ પૃથાનંદનોને આ રીતે દ્યૂતમાં હરાવ્યા, તેમને કોપ કરાવ્યો અને તેમને કડવાં વચનો સંભળાવ્યાં. પછી મારા તે કુરુવંશીય પૂર્વપિતામહોએ શું કર્યું?[२] ઐશ્વર્યથી ભ્રષ્ટ થયેલા, એકાએક દુઃખમાં આવી પડેલા અને ઇંદ્રના જેવા તેજવાળા તે પૃથાપુત્રોએ કેવી રીતે વનમાં વિહાર કર્યો?[३] મોટી વિપત્તિમાં આવી પડેલા તેમની સાથે કોણ કોણ ગયું હતું? તે મહાત્માઓના આચાર શા હતા? તેમના આહાર કેવા હતા? અને તેમનો નિવાસ ક્યાં હતો?[४] હે બ્રાહ્મણશ્રેષ્ઠ! શત્રુનાશી તે શૂરવીર મહાત્માઓનાં બાર વર્ષ વનમાં કેવી રીતે પસાર થયાં?[५] સકલ સુંદરીઓમાં શ્રેષ્ઠ, પતિવ્રતા, મહાભાગ્યશાલિની અને સતત પ્રિય બોલનારી તે રાજપુત્રી દ્રૌપદી-

એ, પોતે દુઃખને માટે અયોગ્ય છતાં કેવી રીતે દારુણ વનવાસ સહન કરી લીધો ? હે તપોધન ! આ બધું તમે મને વિસ્તારથી કહો.[૬,૭] હે વિપ્ર ! અનર્ગલ વીર્ય અને કાંતિવાળા એ પાંડવોનું તે સર્વ ચરિત્ર તમારાથી કહેવાતું સાંભળવા હું ઇચ્છું છું; મને તે વિષે ભારે કુતૂહલ છે.[૮]

વૈશંપાયન બોલ્યા: દુરાત્મા ધૃતરાષ્ટ્રપુત્રોએ પોતાના મંત્રીઓની સાથે રહીને આમ પૃથાનંદનોને જુગારમાં જીતી લીધા તથા તેમને કોપાવ્યા; એટલે તે શસ્ત્રધારીઓ દ્રૌપદીની સાથે વર્ધમાન નામના નગર તરફ જવાના દરવાજેથી નીકળી, હસ્તિનાપુરમાંથી બહાર આવી, ઉત્તર તરફ ચાલ્યા.[૯,૧૦] તેમના ઇંદ્રસેન આદિ પંદર સેવકો સર્વ સ્ત્રીઓને લઈને શીઘ્ર ગતિવાળા રથોમાં બેસી તેમને અનુસરવા લાગ્યા. તેઓ જઈ રહ્યા છે એમ જ્યારે નગરજનોએ જાણ્યું ત્યારે તેઓ શોકથી વ્યાકુળ થઈ ગયા અને ભીષ્મ, વિદુર, દ્રોણ તેમ જ કૃપાચાર્યની વારંવાર નિંદા કરવા લાગ્યા. પરસ્પર મળીને તેઓ બેધડક આ પ્રમાણે બોલવા લાગ્યા.[૧૧,૧૨]

નગરજનો બોલ્યા: હવે આ સારાય કુળનું આવી રહ્યું છે, આપણે સૌ રહેવાના નથી અને આપણાં ઘરબાર ટકવાનાં નથી. કેમ કે સુબલપુત્ર શકુનિ, કર્ણ અને દુઃશાસન આદિથી રક્ષણ પામેલો પાપી દુર્યોધન આ રાજ્ય ચલાવવા ધારે છે.[૧૩,૧૪] જ્યાં પાપીઓની સહાયવાળો આ દુર્યોધન રાજ્ય ચલાવવા ઇચ્છે છે, ત્યાં તે કુલ ન હોય, આચાર ન હોય, ધર્મ ન હોય અને અર્થ ન હોય; તો પછી સુખ ક્યાંથી જ હોય ?[૧૫] દુર્યોધન ગુરુદ્વેષી છે, ધર્મહીન છે, અસત્યપ્રિય છે, ધનલોભી છે, અભિમાની છે, નીચ છે અને ક્રૂર સ્વભાવનો છે. જ્યાં દુર્યોધન રાજા છે, ત્યાં આ આખી પૃથ્વીનો નાશ જ છે. માટે જ્યાં પાંડવો છે, ત્યાં આપણે સર્વ પણ જઈએ—એ જ સારું છે. કેમ કે તેઓ દયાળુ છે, ઉદાર મનવાળા છે, ઇંદ્રિયોરૂપી શત્રુઓ ઉપર જય પામેલા છે, લજ્જાળુ છે, કીર્તિમાન છે અને ધર્માચારમાં તત્પર છે.[૧૬-૧૮]

વૈશંપાયન બોલ્યા: આમ કહીને તેઓ પાંડવોની પાછળ ચાલ્યા. કુંતી અને માદ્રીના તે પુત્રોને મળીને તે સર્વ પ્રણામપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યા.[૧૯] 'અમને દુઃખભાગીઓને તજીને તમે ક્યાં જાઓ છો ? તમારું મંગલ થાઓ ! તમે જ્યાં જશો ત્યાં અમે પણ પાછળ આવીશું.[૨૦] દયાહીન શત્રુઓએ તમને અધર્મ આચરીને હરાવ્યા છે, એ સાંભળી અમે સર્વ અત્યંત ઉદ્વેગ પામ્યા છીએ. તમારી ભક્તિમાં રહેવાવાળા, તમારા મિત્રજન સમા અને સદાય તમારા પ્રિય હિતમાં પરાયણ એવા અમને અહીં ત્યજી દેવાને તમે યોગ્ય નથી. ભૂંડા રાજાના આધિપત્યવાળા રાજ્યમાં અમે સર્વવિનાશ ન પામીએ એમ તમારે કરવું જોઈએ. હે નરશ્રેષ્ઠો ! સાંભળો, શુભ અને અશુભના સહવાસ વડે સંસર્ગ જ ગુણદોષો ઉત્પન્ન કરે છે, તે અમે કહીએ છીએ.[૨૧-૨૩] પુષ્પોના સમાગમથી વસ્ત્ર, જલ, તેલ અને પૃથ્વી સુગંધથી મહેકે છે; તે જ પ્રમાણે મનુષ્યોમાં પણ સંસર્ગને લીધે ગુણો આવે છે. મૂરખાઓ સાથેનો સમાગમ એ અજ્ઞાનના જાળાના કારણરૂપ છે, ત્યારે સાધુઓનો સમાગમ એ નિતનિત ધર્મ સંપાદન કરવાના કારણરૂપ છે. તેથી પ્રાજ્ઞ, વૃદ્ધ, સારા સ્વભાવવાળા, તપસ્વી અને શાંતિરત એવા સત્પુરુષો સાથે જ સંસર્ગ કરવો.[૨૪,૨૫] જેમનાં વિદ્યા, કુલ અને કર્મ એ ત્રણ વિશુદ્ધ છે, તેમની સેવા કરવી જોઈએ; કેમ કે તેમની સાથેની સંગતિ શાસ્ત્રો કરતાં પણ વિશેષ ગૌરવવાળી છે.[૨૬,૨૭] અમે અગ્નિહોત્રાદિ કંઈ આરંભ ન કરીએ, તોપણ પુણ્યશીલ સત્પુરુષોમાં રહીને અમે અહીં પુણ્યને

જ પામશું, ત્યારે પાપીની સેવામાં રહ્યાથી અમને પાપ જ લાગશે.[૨૮] અસત્પુરુષોનાં દર્શનથી, તેમની સાથેના સ્પર્શથી, તેમની સાથેના વાર્તાલાપથી અને તેમની સાથે બેસવાથી ધર્માચારો લોપ પામે છે, તેમ જ મનુષ્યોને મંગલસિદ્ધિ સિદ્ધ થતી નથી.[૨૯] નીચ પુરુષો સાથેના સમાગમને લીધે માણસોની બુદ્ધિનો હ્રાસ થાય છે, મધ્યમ પુરુષો સાથેના સમાગમથી તે બુદ્ધિ મધ્યમ સ્થિતિ મેળવે છે અને ઉત્તમ પુરુષોના સહવાસથી તે ઉત્તમતાને પ્રાપ્ત કરે છે.[૩૦] ઉત્તમ, પ્રસિદ્ધ અને ખાસ કરીને ધર્મિષ્ઠ એવા પુરુષોએ આ લોકમાં ધર્મ, અર્થ અને કામમાંથી ઉત્પન્ન થતા જે ગુણો કહ્યા છે, જે લોકાચારોમાં પ્રકટેલા છે, જે વેદોમાં કહેવાયા છે અને જે શિષ્ટોની સંમતિ પામ્યા છે, તે સદ્‌ગુણો અહીં તમારામાં એકઠા અને જુદા જુદા રહ્યા છે. તો કલ્યાણની અભિલાષા રાખનારા અમે તમો ગુણવાનોની સાથે વસવા ઇચ્છીએ છીએ.[૩૧,૩૨]

યુધિષ્ઠિર બોલ્યા : અમે ધન્ય છીએ; કેમ કે બ્રાહ્મણ આદિ પ્રજાજનો સ્નેહ અને કૃપાથી પ્રેરાઈને અમારામાં જે ગુણો નથી તેના ગુણો પણ અમારામાં છે કહીને જણાવે છે.[૩૩] તો ભાઈઓ સહિત હું તમને સૌને વિનતિ કરું છું કે, અમારા પ્રત્યેના સ્નેહ અને વાત્સલ્યને કારણે તમે તેને મિથ્યા ન કરજો.[૩૪] ભીષ્મપિતામહ, ધૃતરાષ્ટ્રરાજ, વિદુર, મારી કુંતીમા અને મારા ઘણાખરા મિત્રજનો હસ્તિનાપુરમાં છે. તેઓ સર્વ શોક અને સંતાપથી વિહ્વળ થયાં છે, તો અમારું ભલું કરવાની ઇચ્છાથી તમે સર્વ સાથે રહીને તેમનું પ્રયત્નપૂર્વક પાલન કરજો.[૩૫,૩૬] મારા આગમનની ઇચ્છા કરતા તમે હવે અહીંથી પાછા ફરો—તમે ઘણે દૂર સુધી આવ્યા છો. તમને સોંપેલાં મારાં સ્વજનો વિશે તમે સ્નેહભરી બુદ્ધિ રાખજો. મારા હૃદયમાં સર્વ કાર્યોમાં આ કાર્ય જ મુખ્યરૂપે રહ્યું છે. એ કરવાથી તમે મને સંતોષ અને સત્કાર આપ્યાં ગણાશે.[૩૭,૩૮]

વૈશંપાયન બોલ્યા : ધર્મરાજે તે પ્રજાજનોને આ પ્રમાણે સલાહ આપી, ત્યારે તેઓ દુઃખિત થઈને 'હા રાજન્' એમ કહીને ઘોર ચીસ પાડી ઊઠ્યા.[૩૯] પછી પાંડવોને મળી કરીને દુઃખમાં દીન થયેલા તે અત્યંત શોકાકુલ પ્રજાજનો પૃથાનંદનોના ગુણો સંભારી ઇચ્છા નહિ છતાં પાછા વળ્યા.[૪૦] આમ નગરજનો પાછા ફર્યા, ત્યારે પાંડવો રથોમાં બેસીને ગંગાતીરે 'પ્રમાણ' નામના મહાવટ આગળ આવ્યા. દિવસ હજી આથમ્યો નહોતો, તેવે વખતે તે વીર પાંડવો તે વડ આગળ પહોંચ્યા. ત્યાં પવિત્ર જલનું આચમન કરીને તેમણે તે રાત્રિ માટે નિવાસ કર્યો.[૪૧,૪૨] દુઃખમાં પીડાઈ રહેલા તેમણે એ રાત્રિ માત્ર પાણી પીને જ કાઢી. ત્યાં અગ્નિહોત્રવાળા અને અગ્નિહોત્ર વિનાના એવા કેટલાક બ્રાહ્મણો પોતાના શિષ્યોના તથા બંધુઓના સમૂહો સહિત એ પાંડવોની પાછળ સ્નેહથી આવી પહોંચ્યા. તે સમયે તે બ્રહ્મવાદીઓથી ઘેરાયેલા તે યુધિષ્ઠિર રાજા ભારે શોભા ધારી રહ્યા હતા.[૪૩,૪૪] રમણીય રૌદ્ર મુહૂર્તે જેમણે અગ્નિહોત્રના અગ્નિઓ પ્રકટાવ્યા હતા એવા તેમનો તે સ્થળે વેદના ઘોષ સાથેનો શાસ્ત્રસંવાદ થવા લાગ્યો. હંસ જેવા મધુર સ્વરવાળા તે શ્રેષ્ઠ વિપ્રોએ કુરુશ્રેષ્ઠ રાજાને આશ્વાસન આપ્યું અને આખી રાત્રિ વિનોદમાં પસાર કરાવી.[૪૫,૪૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અરણ્યપર્વમાં 'પ્રજાનું પાછું ફરવું' એ નામનો અધ્યાય ૧ લો સમાપ્ત

# अध्याय २ जो
## યુધિષ્ઠિરને શૌનકનો ઉપદેશ

॥ वैशंपायन उवाच ॥

**प्रभातायां तु शर्वर्यां तेषामक्लिष्टकर्मणाम् ।**
**वनं यियासतां विप्रास्तस्थुर्भिक्षाभुजोऽग्रतः ॥**

વૈશંપાયન બોલ્યા: રાત્રિ પૂરી થતાં જ્યારે વહાણું વાયું, ત્યારે ભિક્ષાભોગી વિપ્રો વનમાં જવાની ઇચ્છાવાળા તે ઉત્તમ કર્મી પાંડવોની આગળ આવીને ઊભા રહ્યા.[૧] એટલે કુંતીનંદન રાજા યુધિષ્ઠિરે તેમને કહ્યું: 'અમારું સર્વસ્વ હરાઈ ગયું છે, અમારું રાજ્ય ચાલ્યું ગયું છે અને અમારું ઐશ્વર્ય હરાઈ ગયું છે.[૨] આથી ફળ, મૂળ અને માંસનો આહાર કરતા અમે દુખિયારાઓ વન વિશે જઈશું. વનમાં અનેક દોષો હોય છે. ત્યાં અનેકાનેક વાઘો અને સર્પો હોય છે. હું માનું છું કે તમને ત્યાં નક્કી ભારે ક્લેશ થશે અને બ્રાહ્મણોનો મહાક્લેશ દેવોનો પણ નાશ કરે છે, તો પછી અમારો નાશ કરે એમાં શું આશ્ચર્ય? હે વિપ્રો! તમે અહીંથી જ તમારી ઇચ્છાપ્રમાણે પાછા વળો.[૩,૪]

બ્રાહ્મણો બોલ્યા: હે રાજન્! તમે જ્યાં જશો ત્યાં અમે જવાને તૈયાર થયા છીએ. સદ્ધર્મની દૃષ્ટિવાળા અમને તમારી તરફ ભક્તિવાળાને તજી દેવાને તમે યોગ્ય નથી.[૫] દેવો પણ ભક્તોને વિશે સ્નેહકાર્યો કરે છે. તેમાંય સદાચારને વળગી રહેલા બ્રાહ્મણોને વિશે તો તેઓ વિશેષ કૃપા કરે છે.

યુધિષ્ઠિર બોલ્યા: હે બ્રાહ્મણો! બ્રાહ્મણોને વિશે મને પણ સદા પરમ ભક્તિ છે; પણ આ સહાય-સંપત્તિનો વિનાશ મને અત્યંત ક્લેશ કરાવે છે.[૬,૭] મારા આ ભાઈઓ જે ફળ, મૂળ અને મૃગોને લઈ આવી શકે એમ છે, તે સર્વ પણ શોકજન્ય દુઃખને કારણે મૂઢ જેવા થઈ ગયા છે.[૮] દ્રૌપદીના થયેલા અપમાનથી તેમજ રાજ્યના થયેલા હરણથી અત્યંત દુઃખપીડિત થયેલા એ ભાઈઓને ક્લેશમાં નાખવાની હું હામ ધરતો નથી.

બ્રાહ્મણો બોલ્યા: હે મહારાજ! તમે રખે હૃદયમાં અમારા ભરણપોષણની ચિંતા કરતા! વનમાં અમે જાતેજ આહારની વસ્તુઓ લઈ આવીશું. અમે તમારી પાછળ આવીશું જ. ત્યાં તમારે માટે ઇષ્ટચિંતન કરીને અને જપ જપીને અમે તમારું મંગલ કરીશું. વળી ત્યાં મનોરંજક કથાઓ કહીને અમે તમારી સાથે આનંદ કરીશું.[૯-૧૧]

યુધિષ્ઠિર બોલ્યા: આ નિઃસંદેહ છે કે હું બ્રાહ્મણો સાથે આનંદ પામીશ, પણ મારામાં આવેલી ન્યૂનતાને લીધે હું આમાં મારો ધિક્કાર જોઉં છું.[૧૨] તમે સર્વ જાતે ભિક્ષા લાવીને જમો અને ક્લેશને અયોગ્ય છતાં મારા તરફની ભક્તિને કારણે ક્લેશ સહન કરો, એ હું કેવી રીતે જોઈ શકું? અરે, ધિક્કાર હો તે પાપી ધૃતરાષ્ટ્રપુત્રોને કે જેમણે આ દશા કરી છે![૧૩]

વૈશંપાયન બોલ્યા: આમ કહીને શોક કરી રહેલા તે મહારાજ યુધિષ્ઠિર જમીન ઉપર બેસી ગયા. પછી યોગ અને સંખ્યામાં કુશળ એવા શૌનક નામના વિદ્વાન અને અધ્યાત્મપરાયણ બ્રાહ્મણે તે રાજાને આ વચન કહ્યાં:[૧૪,૧૫] 'મૂર્ખ મનુષ્યો જ રોજ રોજ શોકનાં હજાર અને ભયનાં સેંકડો કારણોને પામે છે, પણ પંડિતો તેને પ્રાપ્ત કરતા નથી. જ્ઞાનના વિરોધી, અનેક દોષોથી ભરેલાં અને કલ્યાણનાં ઘાતક એવા કર્મોમાં તમારા જેવા બુદ્ધિમાનો આસક્ત થતા નથી.[૧૬,૧૭] હે રાજન્! પંડિતોએ જે બુદ્ધિને આઠ અંગવાળી, સર્વ અમંગલો હણનારી અને શ્રુતિ તથા સ્મૃતિથી પ્રતિપાદિત થયેલી કહી છે, તે બુદ્ધિ તમારામાં દૃઢ રીતે રહી છે.[૧૮] તમારા

જેવા પુરુષો ધનનાશના પ્રસંગમાં, દુસ્તર સંકટમાં તેમજ સ્વજનો ઉપર આવી પડેલી વિપરીત આપત્તિઓમાં માનસિક અને શારીરિક દુઃખોથી પીડા પામતા નથી.[૧૯] સાંભળો, પૂર્વે મહાત્મા જનકે આત્માની સ્થિરતા આપનારા જે શ્લોકો ગાયા હતા તે હું કહું છું. આ જગત મન અને શરીરને લીધે થયેલાં દુઃખોથી પીડાય છે. તેમનાં દુઃખોની શાંતિ માટેનો આ ઉપાય સંક્ષેપમાં અને વિસ્તારમાં સાંભળો.[૨૦,૨૧] વ્યાધિ, અનિષ્ટનો સ્પર્શ, શ્રમ અને ઇષ્ટનો ત્યાગ એ ચાર કારણોને લીધે શારીરિક દુઃખ ઉત્પન્ન થાય છે; તે દુઃખની શાંતિ માટે બે ઉપાય છે. પ્રતિકારથી તથા દુઃખનો સતત વિચાર ન કરવાથી એમ ક્રિયા અને યોગબળથી એ આધિ–વ્યાધિની સારી રીતે શાંતિ થાય છે.[૨૨,૨૩] આથી બુદ્ધિમાન ચિકિત્સકો પ્રથમ જ પ્રિય લાગે તેવી વાતો કહીને અને સંભોગની સામગ્રીઓથી માણસોનાં મનને શાંતિ આપે છે.[૨૪] જેમ તપાવેલા લોઢાના ગોળા વડે ઘડામાં રહેલું પાણી તપી જાય છે, તેમ માનસિક દુઃખ વડે શરીર ધગી ઊઠે છે.[૨૫] તેથી માનસિક દુઃખરૂપી અગ્નિને જ્ઞાનરૂપી જળથી શાંત કરવો. માનસિક દુઃખ શમી જતાં શારીરિક દુઃખ પણ શમી જાય છે.[૨૬] સ્નેહ એ માનસિક દુઃખનું કારણ મનાય છે સ્નેહથી માણસ દુઃખના યોગને પામે છે. એ સ્નેહને કારણે જ દુઃખો છે અને એ સ્નેહને લીધે જ ભય થાય છે. સ્નેહમાંથી જ શોક, હર્ષ અને ક્લેશ એ સર્વ પ્રવર્તે છે સ્નેહ વડે જ કારણ્યનો ભાવ અને રાગ જન્મે છે. એથી જ પ્રજાઓને વિશે ઈર્ષ્યા આદિ ઉત્પન્ન થાય છે. એ ભાવરૂપી સંકલ્પ અને રાગરૂપી પ્રીતિ એ બન્ને અકલ્યાણકારી છે.[૨૭-૨૯] આમાં સંકલ્પ* વિશેષ અમંગલદાયી કહેવાયો છે. બખોલમાં રહેલો અગ્નિ જેમ આખાય ઝાડને સમૂળગું બાળી નાખે છે, તેમ રાગરૂપી દોષ થોડો હોય તોપણ તે ધર્માર્થીનો વિનાશ લાવે છે.[૩૦] મનુષ્યને અનુકૂળ વિષયો ન મળે અને તે ન ભોગવે તેથી કાંઈ તે માણસ ત્યાગી નથી; પણ વિષયોના સમાગમ છતાં જે તેમાં દોષ જુએ છે, તે જ ત્યાગી છે. તેજ વિરાગને સેવે છે, તેજ નિર્વૈર થાય છે, અને તે જ પરિગ્રહમુક્ત બને છે.[૩૧] તેથી મનુષ્યે સ્વપક્ષના મિત્રોથી અને ધનસંચયથી સ્નેહ રાખવો નહિ. તેણે પોતાના શરીરથી ઉત્પન્ન થયેલા સ્નેહને જ્ઞાનથી ટાળવો.[૩૨] કમલપત્ર ઉપર જેમ જલબિંદુ ચોંટી રહેતું નથી, તેમ જેઓ જ્ઞાનવાન, નિત્ય વસ્તુની પ્રાપ્તિમાં તત્પર, શાસ્ત્રજ્ઞ અને સંસ્કારી ચિત્તવાળા છે, તેમનામાં પણ સ્નેહ ચોંટીને રહેતો નથી. પોતાને રમણીય લાગતી વસ્તુના દર્શનથી મનુષ્યને તેમાં પ્રીતિ ઊપજે છે. પ્રીતિવશ થયેલો મનુષ્ય તેની કામનાથી તે વસ્તુ મેળવવા દોરાય છે. તે મળતાં તે ફરી મેળવવાની અભિલાષા જાગે છે અને એમ અતૃપ્તિથી તેની તૃષ્ણા વધ્યે જ જાય છે.[૩૩,૩૪] માણસોને નિત્ય ઉદ્વેગ કરાવનારી, અધર્મથી ભરેલી, પાપનો સંબંધ જોડી આપનારી આ તૃષ્ણા જ સર્વથી વિશેષ પાપકારિણી છે.[૩૫] દુર્બુદ્ધિવાળાઓ જેને કષ્ટથી પણ તજી શકતા નથી, જે મનુષ્ય વૃદ્ધ થવા છતાં પણ જીર્ણ થતી નથી અને જે પ્રાણહારી રોગરૂપ છે, તે તૃષ્ણાને જે તજે છે તે જ સુખને પામે છે.[૩૬] આદિ અને અંત વિનાની તે તૃષ્ણા માણસોનાં મનમાં વ્યાપીને પ્રાણીમાત્રને નિર્મૂળ કરી

* અજ્ઞાનથી સંકલ્પ થાય છે, તે પછી વિષય ઉપસ્થિત થાય છે, તે પછી તેમા પ્રીતિ થાય છે, તે પછી તેના લાભને માટે પ્રવૃત્તિ થાય છે, તેની જન્મ થાય છે, તે પછી સુખદુઃખ થાય-છે, તે પછી રાગ દ્વેષની વાસના થાય છે અને પુન સંકલ્પ થાય છે. આ અનર્થપરંપરાનું કારણ સંકલ્પ છે, માટે તેને વધારે અકલ્યાણકારક કહેલો છે.

નાખે છે.[૩૭] માનો જેમ લોઢાના ગોળામાં પેઠેલો અગ્નિ તે ગોળાને ખાખ કરી નાખે છે, જેમ લાકડું પોતામાં પ્રકટેલા અગ્નિ વડે નાશ પામે છે, તેમ અવશ ચિત્તવાળો મનુષ્ય પોતાના સહજ લોભે કરીને વિનાશ પામે છે.[૩૮] પ્રાણીઓને જેમ નિત્ય મૃત્યુનો ભય હોય છે, તેમ ધનવાનોને રાજનો, જળનો, અગ્નિનો, ચોરનો અને સ્વજનોનો નિત્ય ભય રહે છે.[૩૯] જેમ માંસ આકાશમાં હોય તો પક્ષીઓ તેને ખાઈ જાય છે, તે પૃથ્વી ઉપર હોય તો તેને ચોપગાંઓ ખાઈ જાય છે અને તે જળમાં હોય તો તેને માછલાં ખાઈ જાય છે, તેમ ધનવાન માણસને પણ બધે ખાઈ જનારા હોય છે.[૪૦] કેમ કે એ અર્થ જ કેટલાક અર્થથી અનર્થના કારણરૂપ થાય છે. વળી મનુષ્યોને સિદ્ધ થતાં જ્યોતિષ્ટોમાદિ મંગળ કાર્યોમાં આસક્ત રહેનાર મનુષ્ય કલ્યાણ હાંસલ કરતો નથી.[૪૧] તેથી સર્વ પ્રકારની અર્થપ્રાપ્તિઓ મનના મોહને વધારનારી છે. કાર્પણ્ય, દર્પ, માન, ભય અને ઉદ્વેગ એ દેહધારીઓને અર્થને લીધે થતાં દુઃખો છે, એમ પંડિતો જાણે છે. અર્થ ઉપાર્જન કરવામાં દુઃખ પડે છે, તે મેળવ્યા પછી તે સાચવવામાં દુઃખ રહે છે, તેનો નાશ થવાથી દુઃખ થાય છે અને તે ખરચાઈ જવાથી દુઃખ લાગે છે. અરે ! મનુષ્યો ધનને કારણે અન્યનો જીવ સુદ્ધાં લે છે. અર્થોનો ત્યાગ કરવો દોહ્યલો છે, તે તો પાળેલા શત્રુઓ છે.[૪૨-૪૪] મહાદુઃખે તેમની પ્રાપ્તિ થાય છે. મનુષ્યે પોતાના વિનાશરૂપ ધનનું ચિંતન મનમાં ન કરવું. મૂરખાઓ અસંતોષમાં લાગ્યા રહે છે અને પંડિતો સંતોષ જ પામ્યા કરે છે. તૃષ્ણાનો છેડો નથી, સંતોષ એ જ પરમ સુખ છે. આથી પંડિતો અહીં સંતોષને જ શ્રેષ્ઠ માને છે.[૪૫,૪૬] યૌવન, રૂ[illegible] આવરદા, રત્નસંગ્રહ, [illegible] અનિત્ય છે, માટે પંડિત પુરુષે તેમાં ઇચ્છા કરવી નહિ.[૪૭] દુઃખરૂપ હોવાથી, મનુષ્યે એ અર્થોનો ત્યાગ કરવો અને તે ત્યાગને અંગે આવતો ક્લેશો સહી લેવા; કેમ કે અર્થસંચયવાળો કોઈ પણ મનુષ્ય ઉપદ્રવથી મુક્ત જણાતો નથી. આ કારણે ધાર્મિક લોકો સહેજે આવી મળેલા અર્થની જ પ્રશંસા કરે છે.[૪૮] મનુષ્ય ધર્મ કરવા માટે ધન મેળવવા પ્રવૃત્તિ કરે, તેના કરતાં તે તેવી પ્રવૃત્તિ ન કરે એ વધારે સારું છે; કારણ કે શરીરે કાદવ લગાડીને ધોવો, તેના કરતાં તે ન જ લગાડવો એ મનુષ્ય માટે વધારે સારું છે.[૪૯] હે યુધિષ્ઠિર ! આથી અર્થોને વિશે સ્પૃહા કરવી યોગ્ય નથી. તમારે જો ધર્મ સંપાદન કરવાની ઇચ્છા હોય, તો તો તમે અર્થની ઇચ્છાથી મુક્ત જ થઈ જાઓ.[૫૦]

યુધિષ્ઠિર બોલ્યા : હે બ્રહ્મન્ ! મારી આ અર્થની લાલચ વિષયના ઉપભોગની ઇચ્છાએ કરીને નથી, તે તો વિપ્રોના ભરણપોષણને માટે જ છે.[૫૧] હું એ અર્થની લોભ વડે આકાંક્ષા રાખતો નથી. હે બ્રહ્મન્ ! અમારા જેવા ગૃહસ્થાશ્રમમાં રહેવાવાળાઓએ એમની પાછળ આવનારાઓનું કેમ ભરણપોષણ ન કરવું જોઈએ ?[૫૨] સર્વ ભૂતોનો અન્નમાં સમભાગ જોવામાં આવે છે. એટલે જેઓ રસોઈ પકાવતા નથી તેમને ગૃહસ્થાશ્રમીઓએ અન્ન આપવું જ જોઈએ.[૫૩] તૃણનાં આસનો, ભૂમિ, જળ અને ચોથી મીઠી મધુરી વાણી એ સત્પુરુષોનાં ઘરમાંથી ક્યારેય નાશ પામતાં નથી.[૫૪] અતિથિ સંબંધમાં આ સનાતન ધર્મ છે. પીડિતને પથારી આપવી, થાકીને ઊભા રહેલાને આસન આપવું, તરસ્યાને પાણી આપવું, ભૂખ્યાને ભોજન આપવું,[૫૫] અતિથિને પ્રેમથી જોવો, તેની મનપૂર્વક સંભાળ રાખવી, તેની સાથે મીઠી વાતો કરવી, તે આવે ત્યારે ઊઠીને આસન આપવું, [illegible] થઈને તેની સામે મળવા જવું અને તેને યથા-

વિધિઆદરપૂજા આપવી.[૫૬] અગ્નિહોત્ર, આખલો, જ્ઞાતિજનો, અતિથિઓ, બાંધવો, પુત્રો, પત્નીઓ અને સેવકો એટલાં જો માનસત્કાર ન પામે તો તેઓ ગૃહસ્થાશ્રમીઓને બાળી મૂકે છે.[૫૭] ગૃહસ્થે માત્ર પંડને જ ખાતર અન્ન રાંધવું નહિ. યજ્ઞાદિ નિમિત્ત વિના પશુઓની હિંસા કરવી નહિ અને દેવાદિઓને અર્પ્યા વિનાનું જે હોય તેવું વિધિરહિત અન્ન ખાવું નહિ.[૫૮] કૂતરાઓને, ચંડાલોને અને કાગડા વગેરે માટે ભોંય ઉપર અન્ન મૂકવું. આનું નામ વૈશ્વદેવ (જેમાં વિશ્વનાં સર્વજાતીય પ્રાણીઓ દેવદેવતારૂપે છે તે વિશ્વદેવ) કર્મ છે અને તે સવારસાંજ બે વાર કરાય છે.[૫૯] આથી ગૃહસ્થીએ નિત્ય 'વિઘસ' જમવું અને 'અમૃત' ભોજન લેવું. અતિથિ આદિ જમ્યા પછી શેષ રહેલું અન્ન તે 'વિઘસ' છે અને મહાયજ્ઞો કર્યા પછી રહેલું અન્ન તે 'અમૃત' છે. અતિથિ તરફ પ્રીતિપૂર્વક જોવું, તેના તરફ મન દઈને ધ્યાન આપવું, તેની સાથે મધુરી વાણી બોલવી, તેની પાછળ જવું અને તેની ઉપાસના કરવી એ 'પંચદક્ષિણ' યજ્ઞ છે.[૬૦,૬૧] જે ગૃહસ્થ રસ્તે ચાલી રહેલા પણ થાકી ગયેલા એવા અગાઉ ન જોયેલા અતિથિને જરા પણ ક્લેશ કર્યા વિના અન્ન આપે છે, તેને મહાન પુણ્યફળ મળે છે.[૬૨] ગૃહસ્થાશ્રમમાં રહેનારો જે માણસ આ પ્રમાણે વર્તન રાખે છે, તે પરમ ધર્મ પામે છે, એમ કહેવાય છે. હે વિપ્ર! આ વિષે તમે શું માનો છો![૬૩]

શૌનક બોલ્યા: અરે! આ તો મહા વિપત્તિ છે! આ જગત અવળું છે! સજ્જનો જે કર્મથી લજવાય છે, તે કર્મથી અસજ્જનો સંતોષ પામે છે.[૬૪] મોહ તથા રાગના વશમાં પછડાયેલો અને ઇંદ્રિયોના વિષયોને વશ વર્તનારો અજ્ઞાની માણસ ઉદર અને ઇંદ્રિયોના સુખભોગ સારુ અનેક પ્રકારે 'વિઘસ' યોજે છે.[૬૫] જેમ તોફાને ચડેલાં દુષ્ટ ઘોડાઓ સારથિને ભાન ભુલાવી આડે રસ્તે ખેંચી જાય છે, તેમ મનોહર ઇંદ્રિયો વિદ્વાન- માણસને પણ કુમાર્ગે તાણી જાય છે.[૬૬] મન અને પાંચ ઇંદ્રિયો એ છ જ્યારે વિષયનો સમાગમ કરે છે, ત્યારે તે માણસોના પૂર્વસંકલ્પ પ્રમાણેના મનોભાવો પ્રકટી ઊઠે છે.[૬૭] જેનું મન ઇંદ્રિયોના વિષયોને સેવવાની ઇચ્છા કરે છે, તેને તે વિષય ભોગવવાની ઉત્કંઠા જાગે છે અને પરિણામે વિષયભોગમાં પ્રવૃત્તિ ઊપજે છે.[૬૮] પછી સંકલ્પરૂપી વીર્યવાળો, કામના વડે વિષયોરૂપી બાણોથી વીંધાયેલો તે મનુષ્ય લોભરૂપી અગ્નિમાં પડે છે. માનો, પતંગિયું તેજના લોભે આગમાં પડે છે.[૬૯] આમ યથેચ્છ આહારવિહારોથી તે મોહિત થાય છે અને મહામોહના મુખમાં ડૂબેલો તે પોતાના આત્માને ઓળખતો નથી.[૭૦] આ રીતે અવિદ્યા, કર્મ અને તૃષ્ણા વડે ચક્રની જેમ ભમાવેલો તે જીવ આ સંસારમાં તે તે યોનિઓમાં પડે છે.[૭૧] તે બ્રહ્માદિથી માંડીને તૃણ પર્યંતનાં સર્વ ભૂતોમાં, જળમાં, પૃથ્વીમાં અને આકાશમાં વારંવાર જન્મ પામીને ભ્રમણ કરે છે.[૭૨] આ મૂરખાઓની ગતિ થઈ. હવે જેઓ ધર્મમાં તથા કલ્યાણમાં પરાયણ છે અને જેઓ મોક્ષને વિશે પ્રીતિવાળા છે તે પંડિતોની ગતિ મારી પાસેથી સાંભળો.[૭૩] આ વેદવચન છે કે, 'કર્મ કર્યા કર અને ફલેચ્છાનો ત્યાગ કર.' તેમાં જે અભિમાનથી કર્મ કરે છે તે પૂર્વોક્ત રીતિથી અંધ અજ્ઞાનમાં પડે છે અને જે શુદ્ધ સંન્યાસીઓ (કર્મફળત્યાગીઓ) છે તે કૃતાર્થ થાય છે. પરંતુ મધ્યમ સ્થિતિવાળાએ શાસ્ત્રોક્ત સર્વ ધર્મનું આચરણ કરવું પણ અભિમાન રાખવું નહિ, એટલે વેદની બન્ને આજ્ઞાઓ પળાય છે. યજ્ઞ, અધ્યયન, દાન, તપ, સત્ય, ક્ષમા, જિતેંદ્રિયતા અને નિર્લોભીપણું—એ ધર્મનો અષ્ટવિધ માર્ગ કહેવાયો છે.[૭૪,૭૫]

આમાં પહેલા ચારનો વર્ગ પિતૃલોકના માર્ગે ગતિ કરાવનારો છે (પુનર્જન્મ અપાવનારો ધૂમમાર્ગ કહેવાય છે); તોપણ અગ્નિહોત્રાદિ જે કાર્યો કર્તવ્યરૂપ છે, તે તો સંગરહિત રહીને જ કરવાં.[૭૬] પાછળના ચારનો વર્ગ દેવગતિ અપાવનારો (પુનર્જન્મ ન અપાવનારો અર્ચિમાર્ગ) છે. સત્પુરુષો સદા એનું જ સેવન કરે છે. શુદ્ધ ચિત્તવાળા મનુષ્યે નીચેનાં આઠ અંગવાળા માર્ગે જ કર્તવ્યાચરણ કરવું.[૭૭] સંકલ્પવિકલ્પનો સમ્યક નિરોધ, ઇંદ્રિયોનો સમ્યક નિગ્રહ, વિશેષ પ્રકારનાં સમ્યક વ્રતો, ગુરુની સમ્યક સેવા, આહારમાં સમ્યક સમત્વ, વેદશાસ્ત્રોનું સમ્યક અધ્યયન, કર્મોનો સમ્યક ત્યાગ અને ચિત્તનો સમ્યક નિરોધ—એ આઠ અંગો છે.[૭૮,૭૯] સંસારને જીતવાની ઇચ્છા રાખનારાઓ આ પ્રમાણે કર્મો કરે છે. રાગ અને દ્વેષથી મુક્ત હોવાથી જ દેવો ઐશ્વર્યને પામ્યા છે.[૮૦] રુદ્રો, સાધ્યો, આદિત્યો, વસુઓ અને અશ્વિનીકુમારો યોગના ઐશ્વર્યથી સંયુક્ત રહીને આ પ્રજાઓને ધારણ કરી રહ્યા છે.[૮૧] તો હે કૌંતેય! તમે પણ તે પ્રમાણે અખૂટ શાંતિ પામો. હે ભારત! તે પામીને તમે તપસ્યાસિદ્ધિ અને યોગસિદ્ધિ મેળવો.[૮૨] પિતૃમયી અને માતૃમયી એવી (આ લોક અને પરલોકમાં ફળ આપનારી) સિદ્ધિને તથા કર્મમયી એવી (યજ્ઞ, યુદ્ધ આદિની કર્મરૂપી સાધના) સિદ્ધિને તમે પ્રાપ્ત કરી છે.[૮૩] હવે દ્વિજોનાં ભરણપોષણ માટેની દેવસિદ્ધિને તમે તપસ્યાપૂર્વક પામો. સિદ્ધ પુરુષો જે જે ઇચ્છે છે, તે તે તપના અનુગ્રહથી કરી શકે છે. તેથી તપસ્યામાં રહી તમે તમારા મનના મનોરથને સિદ્ધ કરો.[૮૪]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અરણ્યપર્વમાં 'પાંડવપ્રવ્રજન' એ નામનો અધ્યાય ૨જો સમાપ્ત

## અધ્યાય ૩ જો

### સૂર્યોપાસના અને કામ્યકવનમાં પ્રવેશ

॥ વૈશંપાયન ઉવાચ ॥

**शौनकेनैवमुक्तस्तु कुंतीपुत्रो युधिष्ठिरः ।**
**पुरोहितमुपागम्य भ्रातृमध्येऽब्रवीदिदम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: શૌનકે આ પ્રમાણે કહ્યું, એટલે કુંતીનંદન યુધિષ્ઠિર ધૌમ્ય પુરોહિતની પાસે ગયા અને ભાઈઓની સમક્ષ આ વચન બોલ્યા:[૧] 'વેદમાં પારંગત એવા આ બ્રાહ્મણો વનમાં જવા માટે નીકળેલા આપણી પાછળ આવી રહ્યા છે. અત્યંત દુઃખમાં પડેલો હું એમનું પોષણ કરવાને શક્તિમાન નથી. હું એમનો ત્યાગ કરી શકું એમ નથી, તેમ એમને દાન આપવાની પણ મારી શક્તિ નથી. તો હે ભગવન્! મને કહો, આ સંબંધમાં મારે શું કરવું ઉચિત છે?'[૨,૩] ધાર્મિકશ્રેષ્ઠ એવા તે ધૌમ્યે થોડી વાર ધ્યાન ધર્યું, ધર્મપૂર્વકની તે ગતિનું ચિંતન કર્યું અને પછી યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું:[૪] 'પૂર્વે સર્જન પામેલાં ભૂતો ક્ષુધાથી અત્યંત પીડાઈ રહ્યાં હતાં, ત્યારે સૂર્ય તેમનો પિતા હોય તેમ દયા લાવીને ઉત્તરાયણમાં ગયો અને પોતાનાં કિરણો વડે તેણે તેજોરસ જલોને ખેંચી લીધાં.[૫,૬] પછી દક્ષિણાયનમાં ફરી તેણે પૃથ્વી ઉપર જલવૃષ્ટિ કરવા માંડી. તે સૂર્ય આમ ક્ષેત્રરૂપ થયો, ત્યારે ઓષધિપતિ ચંદ્રમાએ સૂર્યના તેજને ઉદ્ધારીને જળ વડે ઓષધિઓ ઉત્પન્ન કરી.[૭] આમ ચંદ્રના તેજથી સિંચન પામેલો સૂર્ય પૃથ્વીમાંથી ઓષધિરૂપે પ્રસવ પામે છે. ષટરસવાળી એ પવિત્ર ઓષધિઓ પૃથ્વીમાં પ્રાણીઓનું અન્ન છે. આમ પ્રાણીઓના પ્રાણને ધારણ કરનારું અન્ન સૂર્યમય જ છે. એ સૂર્ય જ સકલ ભૂતોનો નાથ છે; તેથી તું તેને શરણે જા.[૮,૯] જન્મ અને કર્મથી વિશુદ્ધ એવા મહાત્મા રાજાઓ ઘણા તપમાં રહીને સર્વ

પ્રજાનો ઉદ્ધાર કરે છે.[૧૦] ભીમ, કાર્તવીર્ય, વેન-પુત્ર પૃથુ અને નહુષ એમણે તપ, યોગ અને સમાધિમાં રહીને પોતાની પ્રજાઓનો આપત્તિમાંથી ઉદ્ધાર કર્યો છે.[૧૧] હે ધર્માત્મા! તું પણ તેમની જેમ કર્મથી શુદ્ધ છે. હે ભારત! તપમાં રહીને તું ધર્મપૂર્વક બ્રાહ્મણોનું પોષણ કર.[૧૨]

જનમેજય બોલ્યા: હે વિપ્રર્ષિ! બ્રાહ્મણોને અર્થે તે યુધિષ્ઠિરરાજે અદ્ભુત વિક્રમી સૂર્યને કયા સ્તોત્રથી આરાધ્યા હતા?[૧૩]

વૈશંપાયન બોલ્યા: હે રાજન્! પવિત્ર થઈને અને સાવધાન રહી, તમે ધ્યાનપૂર્વક સાંભળો. તમે થોડી વાર થોભી જાઓ. હે રાજેંદ્ર! હું તમને હિતકારી રહસ્ય કહીશ. હે ભૂપતિ! ધૌમ્ય ઋષિએ મહાત્મા પૃથાનંદનને જે એકસો ને આઠ પુણ્યનામો યથાવિધિએ કહ્યાં હતાં, તે તમે સાંભળો. સૂર્ય, અર્યમા, ભગ, ત્વષ્ટા, પૂષા, અર્ક, સવિતા, રવિ, ગભસ્તિમાન, અજ, કાલ, મૃત્યુ, ધાતા, પ્રભાકર, પૃથ્વી, આપ, તેજ, ખ, વાયુ, પરાયણ, સોમ, બૃહસ્પતિ, શુક્ર, બુધ, અંગારક, ઇંદ્ર, વિવસ્માન્, દીપ્તાંશુ, શુચિ, શૌરિ, શનૈશ્ચર, બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, સ્કંદ, વૈશ્રવણ, યમ,[૧૪-૧૮] વૈદ્યુત, જઠરાગ્નિ, ઈંધનાગ્નિ, તેજસ્પતિ, ધર્મધ્વજ, વેદકર્તા, વેદાંગ, વેદવાહન,[૧૯] કૃત, ત્રેતા, દ્વાપર, સર્વમલોનો આશ્રયરૂપ કલિ, કળા, કાષ્ઠા, મુહુર્ત, ક્ષપા, યામ, ક્ષણ,[૨૦] સંવત્સરકર, અશ્વત્થ, કાળચક્ર, વિભાવસુ, પુરુષ, શાશ્વત, યોગી, વ્યક્તાવ્યક્ત, સનાતન, કાલાધ્યક્ષ,[૨૧] પ્રજાધ્યક્ષ, વિશ્વકર્મા, તમોનુદ, વરુણ, સાગર, અંશ, જીમૂત, જીવન, અરિહા,[૨૨] ભૂતાશ્રય, ભૂતપતિ, સર્વલોકનમસ્કૃત, સ્રષ્ટા, સંવર્તકવહ્નિ, સર્વાદિ, અલોલુપ, અનંત, કપિલ, ભાનુ, કામદ, સર્વતોમુખ, જય, વિશાલ, વરદ, સર્વધાતુનિષેચિતા,[૨૩,૨૪] મનઃસુપર્ણ, ભૂતાદિ, શીઘ્રગ, પ્રાણધારક, ધન્વંતરિ, ધૂમકેતુ, આદિદેવ, અદિતિસુત,[૨૫] દ્વાદશાત્મા, અરવિંદાક્ષ, પિતા, માતા, પિતામહ, સ્વર્ગદ્વાર, પ્રજાદ્વાર, (આ લોક-પરલોકને પ્રાપ્ત કરાવનારા) મોક્ષદ્વાર, ત્રિવિષ્ટપ,[૨૬] દેહકર્તા, પ્રશાંતાત્મા, વિશ્વાત્મા, વિશ્વતોમુખ, ચરાચરાત્મા, સૂક્ષ્માત્મા, મૈત્રેય અને કરુણાન્વિત.[૨૭] અમાપ તેજસ્વી એવા કીર્તનીય સૂર્યનાં આ એકસો આઠ પુણ્યનામો સ્વયં બ્રહ્માએ કહ્યાં છે.[૨૮] સુરગણ, પિતૃઓ અને યક્ષો જેને સેવી રહ્યા છે; અસુરો, નિશાચરો અને સિદ્ધો જેને વંદન કરે છે; અને જે શ્રેષ્ઠ સુવર્ણના તથા હોમાનલના જેવી કાંતિવાળા છે, તે ભાસ્કરને મંગલ હિતાર્થે હું વારંવાર પ્રણામ કરું છું.[૨૯] જે માણસ સૂર્યોદય વખતે સ્વસ્થચિત્ત થઈને આનો પાઠ કરે છે, તે પુત્ર, પત્ની, ધન અને રત્નનો સંચય, તેમજ પૂર્વજન્મનું સ્મરણ પામે છે. વળી તે પુરુષ ધૃતિ અને મેધાને પ્રાપ્ત કરે છે. દેવશ્રેષ્ઠ સૂર્યના આ સ્તોત્રનું જે માણસ પવિત્ર, નિર્મલ અને એકાગ્ર મનથી કીર્તન કરે છે, તે શોકરૂપી દાવાગ્નિવાળા આ ભવસાગરમાંથી મુક્ત થાય છે અને તેની મનમાં ધારેલી સર્વ કામનાઓ પૂરી થાય છે.[૩૦,૩૧]

વૈશંપાયન બોલ્યા: ધૌમ્યે આ પ્રમાણે તત્કાલ અને ઉચિત વચનો કહ્યાં, એટલે બ્રાહ્મણોને અન્ન આપવાના નિયમમાં રહેલા, ચિત્તને વશમાં રાખનારા અને દૃઢ વ્રતમાં રહેવાવાળા તે વિશુદ્ધ મનવાળા ધર્મરાજ ઉત્તમ તપમાં રોકાયા અને તેમણે સૂર્યને પુષ્પાદિક પૂજા તથા બલિઓથી અર્ચન આપ્યું. જળમાં સ્નાન કરીને તે રાજા સૂર્યદેવની સામે ઊભા રહ્યા.[૩૨,૩૩] માત્ર વાયુનું ભક્ષણ કરવાવાળા તે જિતેંદ્રિય ધર્માત્મા યોગમાં બિરાજ્યા અને ગંગાજળનું આચમન કરી પ્રાણાયામમાં પરાયણ થયા. પછી વાણીને નિયમમાં રાખીને તેમણે પવિત્ર રહી આ સ્તોત્રનો આરંભ કર્યો.[૩૪,૩૫]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભાનુ ! તમે જગતના નેત્રરૂપ છો. તમે સર્વ દેહધારીઓના આત્મા છો. પ્રાણીમાત્રનું તમે જન્મસ્થાન છો. ક્રિયાવાનોના તમે આચારરૂપ છો.[36] સર્વ જ્ઞાનનિષ્ઠોની તમે ગતિરૂપ છો. યોગીઓના તમે આશ્રય છો. તમે મુમુક્ષુઓની ગતિ છો, તેમનું મુક્ત મોક્ષદ્વાર છો.[37] તમે જ લોકને ધારણ કરો છો, તમે જ લોકને પ્રકાશ આપો છો, તમે જ તેને પવિત્ર કરો છો અને તમે જ તેને નિર્વ્યાજ રીતે પાળો છો. હે ઋષિગણોથી પૂજા પામેલા ! વેદમાં પારંગત થયેલા બ્રાહ્મણો તમારી આગળ યોગ્ય કાળે આવીને પોતાની વેદની શાખાએ નિશ્ચિત કરેલા મંત્રો વડે તમારું પૂજન કરે છે.[38,39] વરદાનની ઇચ્છા રાખતા સિદ્ધો, ચારણો, ગંધર્વો, યક્ષો, ગુહ્યકો અને પન્નગો તમારા ચાલ્યા જતા દિવ્ય રથને અનુસરે છે. ઉપેંદ્ર અને મહેંદ્રની સાથે તેત્રીશ દેવો તથા વૈમાનિક દેવસમૂહો તમને પૂજીને સિદ્ધિ પામ્યા છે.[40,41] શ્રેષ્ઠ વિદ્યાધરો દિવ્ય મંદારમાલાઓથી તમને અર્ચન આપીને પોતાના મનોરથોની પૂર્ણ સિદ્ધિ મેળવે છે.[42] દિવ્ય અને માનુષ એવા જે સાત ગુહ્ય પિતૃગણો છે, તેઓ તમને જ પૂજીને તત્કાલ પ્રધાનતા પામે છે.[43] વસુઓ, મરુતો, રુદ્રો, સાધ્યો, મરીચિપો (કિરણ પીનારાઓ) અને વાલખિલ્યાદિ સિદ્ધો તમારી પૂજા કરીને જ પ્રાણીઓમાં શ્રેષ્ઠતા પામ્યા છે.[44] બ્રહ્મલોકની સાથે સમગ્ર સાતે લોકમાં હું એવું કશું જ અદ્ભુત માનતો નથી જ સૂર્યથી વિશેષ ગૌરવવંતું હોય.[45] બીજાં મહાન અને વીર્યવાન સત્ત્વો છે, પણ જેવી દીપ્તિ અને જેવો પ્રકાશ તમારામાં છે, તેવાં તેમનામાં નથી. સર્વ જ્યોતિઓ તમારામાં રહેલી છે, તમે જ સર્વ જ્યોતિઓના સ્વામી છો. સત્ શબ્દથી કહેવાતાં પૃથ્વી, જળ અને તેજ તથા ત્યત્ શબ્દથી કહેવાતાં વાયુ અને આકાશ તમારામાં રહેલાં છે. તમારામાં બુદ્ધિસત્ત્વ છે. ધર્મ, જ્ઞાન, વિરાગ અને ઐશ્વર્ય આદિ સાત્ત્વિક ભાવો તમારામાં રહેલા છે. જે સુદર્શનચક્રથી સારંગપાણિ ભગવાને દેવશત્રુઓના મદનો નાશ કર્યો હતો, તે વિશ્વકર્માએ તમારાં તેજથી જ કર્યું હતું.[46–48] ઉનાળામાં તમે તમારાં કિરણોથી સર્વ દેહધારીઓના તથા સર્વ ઔષધિઓના રસના તેજને લો છો ને ફરી વર્ષામાં તેની વૃષ્ટિ વરસાવો છો.[49] વર્ષાઋતુમાં તમારાં કિરણોમાંનાં કેટલાંક તાપ આપે છે, કેટલાંક દાહ આપે છે અને કેટલાંક મેઘરૂપ થઈ ગર્જના કરે છે, વીજળીના ચમકારા નાખે છે તથા જલધારા વરસાવે છે.[50] અગ્નિ, ઉત્તમ વસ્ત્રો અને કામળીઓ ટાઢ અને પવનથી પીડાયેલા લોકને એવું સુખ આપતાં નથી, જેવું સુખ તમારાં કિરણો આપે છે.[51] તેર દ્વીપવાળી પૃથ્વીને તમારાં કિરણોથી ઝળઝળ કરો છો. તમે એક જ ત્રણે લોકોના હિતમાં પ્રવર્તો છો.[52] તમે ઉદય ન પામો તો આ જગત અંધકારમય થઈ જાય અને બુદ્ધિમાનો ધર્મ, અર્થ અને કામમાં પ્રવૃત્તિ કરી શકે નહિ.[53] બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોના ગણો તમારા પ્રસાદથી જ અગ્નિહોત્રો, પશુબંધયાગો, ઇષ્ટિઓ, મંત્રો, યજ્ઞો, તપો અને ક્રિયાઓ કરવા પામે છે.[54] બ્રહ્માનો દિવસ સહસ્રયુગ મળીને થયેલો કહેવાય છે; પરંતુ તે દિવસના આદિ અને અંતરૂપ તમે જ છો એમ કાલવેત્તાઓ કહે છે.[55] તમે મનુઓના, મનુપુત્રોના, જગતના, અમાનવોના, મન્વંતરોના અને સર્વ ઈશ્વરોના ઈશ્વર છો.[56] પ્રલયકાળ આવી પહોંચતાં તમારા ક્રોધથી બહાર નીકળેલો સંવર્તક અગ્નિ ત્રણે લોકને ખાખ કરીને શમે છે.[57] તમારાં કિરણોમાંથી ઉત્પન્ન થયેલા ઐરાવત આદિ અનેકવર્ણો વીજળી સાથેના

મહામેઘો પ્રાણીમાત્રને ડુબાડી દે છે.[૫૮] પછી તમે પોતાનાં બાર રૂપો કરીને, બાર જાતના આદિત્યભાવોને પામો છો અને એક સાગરરૂપ થયેલા સર્વ જગતને તમારાં કિરણોથી ખેંચીને શોષી લો છો. તમે ઇંદ્ર કહેવાઓ છો, તમે રુદ્ર છો, તમે વિષ્ણુ છો, તમે પ્રજાપતિ છો, તમે અગ્નિ છો, તમે સૂક્ષ્મ મન છો, તમે પ્રભુ છો અને તમે સનાતન બ્રહ્મ છો.[૫૯,૬૦] તમે હંસ (વિશ્વ-સંહારક) છો, સવિતા છો, ભાનુ છો, અંશુમાલી છો, વૃષાકપિ (હર અથવા હરિ) છો, વિવસ્વાન છો, મિહિર છો, પૂષા છો, મિત્ર છો,[૬૧] તેમજ ધર્મ છો. તમે સહસ્રરશ્મિ છો, આદિત્ય છો, તપન છો, ગોપતિ છો, માર્તંડ છો, અર્ક છો, રવિ છો, સૂર્ય છો, શરણ્ય છો અને દિનકૃત્ છો. તમે દિવાકર સપ્તાશ્વ છો, ધામકેશી (તેજસ્વી કિરણવાળા), વિરોચન, આશુગામી, તમોઘ્ન અને હરિતાશ્વ કહેવાઓ છો.[૬૨,૬૩] સાતમ કે છઠે જે માણસ અહંકારરહિત અને પૂજનપરાયણ રહીને તમારી ભક્તિપૂર્વક પૂજા કરે છે, તેને સાક્ષાત્ લક્ષ્મી સેવે છે.[૬૪] જેઓ અનન્ય ચિત્તે તમને અર્ચન–વંદન કરે છે, તેમને આપત્તિઓ, આધિઓ અને વ્યાધિઓ આવતાં નથી.[૬૫] તમારામાં જ ભાવમય થયેલા ભક્તો સર્વ રોગોથી રહિત થાય છે, સર્વ પાપોથી મુક્ત થાય છે, સુખી થાય છે અને લાંબો આવરદા ભોગવે છે.[૬૬] હે અન્નપતિ! હું મારી પાસે આવેલાઓને માટે કામના કરું છું અને સર્વ પ્રાણીઓને શ્રદ્ધાપૂર્વક અતિથિસત્કાર આપવા ઇચ્છું છું, તો તમે મને પૂરી રીતે અન્ન આપવાને યોગ્ય છો.[૬૭] વજ્ર અને વીજળી પ્રકટાવનારા માઠર, દારુણ અને દંડ આદિ જે સર્વ અનુચરો તમારા ચરણ પાસે રહ્યા છે, તેમને હું વંદના કરું છું. શુભા સાથે મૈત્રી અને બીજી જે ભૂતમાતાઓ છે તે સર્વને હું નમન કરું છું; તેઓ મને શરણાગતને રક્ષણ આપો.[૬૮,૬૯]

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! યુધિષ્ઠિરે જ્યારે આમ સ્તુતિ કરી, ત્યારે લોકોનું પાલન કરનારા અને સર્વત્ર પ્રકાશ આપનારા સૂર્ય ભગવાન પ્રસન્ન થયા; અને પોતાના સ્વશરીરે કરીને પ્રજ્વલિત હોમાનલની જેમ દીપી રહેલા તે યુધિષ્ઠિર આગળ પ્રત્યક્ષ થયા.[૭૦]

સૂર્ય બોલ્યો : તમે જે કાંઈ અભિલાષા કરી છે, તે સર્વ તમને પ્રાપ્ત થશે; હું તમને બાર વરસ સુધી અન્ન આપીશ.[૭૧] હે રાજન્! મારું આપેલું આ તાંબાનું પિરસણપાત્ર લો. હે સુવ્રત! પાંચાળી જ્યાં સુધી આ પાત્રથી બીજાંને અન્ન વહેંચ્યા કરશે, ત્યાં સુધી તમારા રસોડામાં જે કાંઈ ફળ, મૂળ, માંસ તથા શાક રાંધ્યાં હશે, તે ચારે પ્રકારનાં ખાદ્ય ભોજનો અખૂટ રહેશે.[૭૨,૭૩] આજથી ચૌદમે વર્ષે તમે ફરીથી રાજ્ય પામશો.

વૈશંપાયન બોલ્યા : આમ કહીને ભગવાન સૂર્ય ત્યાં જ અંતર્ધાન થઈ ગયા.[૭૪] આ લોકમાં વરદાનને ઇચ્છતો બીજો કોઈ માણસ પણ જો સ્વસ્થ મનથી નિયમપરાયણ રહીને આ સ્તોત્રનો પાઠ કરે છે, તો સૂર્ય ભગવાન તેને તેનું ઇચ્છેલું ફળ આપે છે. આમ ભારે દુર્લભ હોય તેને પણ તે પ્રાપ્ત કરે છે.[૭૫] જે પુરુષ કે સ્ત્રી આ સ્તોત્રને નિત્ય હૃદયમાં રાખે છે અથવા એ સાંભળે છે, તે પુત્રાર્થી હોય તો પુત્ર પામે છે, ધનાર્થી હોય તો ધન પામે છે અને વિદ્યાની કામનાવાળો હોય તો વિદ્યા પામે છે. જે સ્ત્રી કે પુરુષ બેઉ સંધ્યાકાળે આ સ્તોત્રનો નિત્ય પાઠ કરે છે, તે આપત્તિમાં આવેલાં આપત્તિમાંથી છૂટે છે અને બંધનમાં બંધાયેલાં બંધનથી છૂટાં થાય છે.[૭૬,૭૭] આ સ્તોત્ર પૂર્વે બ્રહ્માએ મહાત્મા ઇંદ્રને આપ્યું હતું,

ઈંદ્ર પાસેથી તે નારદને મળ્યું હતું અને નારદ પાસેથી તે ધૌમ્યને પ્રાપ્ત થયું હતું. યુધિષ્ઠિરે તે ધૌમ્ય પાસેથી મેળવીને સર્વ મનોરથો સિદ્ધ કર્યા હતા.[૭૮] આ સ્તોત્રનો પાઠ કરનારો સંગ્રામમાં નિત્ય વિજય મેળવે છે, વિપુલ ધનસંપત્તિ મેળવે છે, સર્વ પાપોથી મુક્ત થાય છે અને છેવટે સૂર્યલોકને વિષે જાય છે.[૭૯]

વૈશંપાયન બોલ્યા: આ વરદાન મેળવીને ધર્મજ્ઞ કુંતીનંદન જળની બહાર આવ્યા અને ધૌમ્યનો ચરણસ્પર્શ કર્યો, તેમ જ ભાઈઓને ભેટ્યા.[૮૦] પછી ધર્મરાજ દ્રૌપદીને મળ્યા અને તેણે તેમના ચરણમાં વંદના કરી. પછી એ પાંડવે રસોડામાં રસોઈ રંધાવી. ત્યારે ચાર પ્રકારનું રાંધેલું તે થોડું સરખું અન્ન અખૂટ રીતે વધવા માંડ્યું; એમ વધી રહેલા તે અન્નથી યુધિષ્ઠિરે બ્રાહ્મણોને જમાડ્યા.[૮૧,૮૨] બ્રાહ્મણો જમી રહ્યા પછી નાના ભાઈઓને જમાડ્યા અને છેવટે શેષ રહેલું 'વિઘસ' નામે અન્ન યુધિષ્ઠિર જમતા.[૮૩] યુધિષ્ઠિરને જમાડ્યા પછી બાકી રહેલું અન્ન દ્રૌપદી જમતી. આમ દ્રૌપદીના જમ્યા પછી તે અન્ન ખૂટી જતું. આ રીતે સૂર્યના જેવી કાંતિવાળા તે સમર્થ યુધિષ્ઠિર સૂર્ય પાસેથી અક્ષયપાત્ર મેળવીને બ્રાહ્મણોના સર્વ મનોવાંછિત અભિલાષો પૂરવા લાગ્યા. વળી તિથિઓ, નક્ષત્રો અને પર્વો ઉપર તેઓ પુરોહિતને મુખ્ય રાખીને વિધિ અને મંત્રો સાથે યજ્ઞપ્રવૃત્તિઓ કરવા લાગ્યા.[૮૪,૮૫] પછી સ્વતિવાચન કરાવીને દ્વિજસંઘોથી ઘેરાયેલા તે પાંડવો ધૌમ્ય મુનિ સાથે કામ્યક વનમાં ગયા.*[૮૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અરણ્યપર્વમાં
'કામ્યકવનપ્રવેશ' નામનો અધ્યાય ૩જો સમાપ્ત

* विप्रार्थं भास्करं भेजे न तु राज्याय धर्मराट्।
धर्मायाभ्यर्चयेद्देवं न राज्यायेति दर्शयन्॥
ધર્મને માટે દેવનું આરાધન કરવું, રાજ્યને માટે નહિ, એ દર્શાવતા ધર્મરાજાએ બ્રાહ્મણોને માટે સૂર્યનું આરાધન કર્યું, રાજ્ય મેળવવા માટે કર્યું નહિ –ગણેશ

# અધ્યાય ૪થો

## વિદુર અને ધૃતરાષ્ટ્રનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

वनं प्रविष्टेष्वथ पांडवेषु प्रज्ञाचक्षुस्ताप्यमानोऽम्बिकेयः । धर्मात्मानं विदुरमगाधबुद्धिं सुखासीनो वाक्यमुवाच राजा ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: પાંડવો વનમાં ગયા ત્યારે પ્રજ્ઞાચક્ષુ એવા અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્રરાજ સંતાપ કરવા લાગ્યા અને સુખાસન પર બેઠેલા તે અગાધ બુદ્ધિવાળા ધર્માત્મા વિદુરને આ વચન બોલ્યા.[૧]

ધૃતરાષ્ટ્ર બોલ્યા: તમારી બુદ્ધિ શુક્રાચાર્યના જેવી શુદ્ધ છે. તમે પરમસૂક્ષ્મ ધર્મને જાણો છો. તમે કૌરવો અને એ પાંડવોમાં સમદૃષ્ટિ રાખો છો અને તમે તેમના સન્માનિત છો. તો મારું હિત થાય એવું તમે કહો.[૨] હે વિદુર! આ સ્થિતિમાં હવે અમારે શું કરવું જોઈએ? આ નગરજનો અમને કેવી રીતે ભજી શકે? અને એ પાંડવો પણ શું કરી અમને સમૂળગા ઉખેડી ન નાખે? હું ઇચ્છતો નથી કે તેમનો વિનાશ થાય. તમે આ કહો.[૩]

વિદુર બોલ્યા: હે નરેંદ્ર! પંડિતો કહે છે કે ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગનું મૂળ ધર્મ છે, તેમ રાજ્યની જડ સુદ્ધાં ધર્મમાં જ રહી છે. તો હે મહારાજ! ધર્મમાં રહીને તમે તમારી શક્તિપૂર્વક તમારા તેમ જ કુંતીના એમ સૌ પુત્રોનું પાલન કરો.[૪] સુબલપુત્ર શકુનિ આદિ દુરાત્માઓએ સભામાં એ ધર્મને જ ઠગ્યો છે. સત્યવચની કુંતીનંદન યુધિષ્ઠિરને દ્યૂતક્રીડામાં નોતરીને તમારા પુત્રે તેને છળથી હરાવ્યો છે.[૫] હે રાજન્! તમે આ જે દુષ્ટ રીતે અપમાન કર્યું છે, તેની શાંતિનો ઉપાય હું પૂરી રીતે જોઉં છું. હે કૌરવ્ય! તેથી તમારો પુત્ર પાપોમાંથી મુક્ત થશે અને લોકમાં સારી પ્રતિષ્ઠા પામશે.[૬]

હે મહારાજ! પાંડવપુત્રોને તમે જ રાજ્ય આપ્યું હતું, તે બધું તેમને પાછું મળે તેમ કરો. રાજાએ પોતાની રાજ્યલક્ષ્મીથી સંતોષ રાખવો અને પારકી રાજ્યલક્ષ્મી ઉપર નજર ન બગાડવી; એ જ પરમ ધર્મ છે. તમે આમ કરશો, તો યશનો નાશ થશે નહિ, જ્ઞાતિજનોમાં ભેદ પડશે નહિ અને ધર્મ સચવાઈ રહેશે. તમારે માટે આ કાર્ય જ સર્વ કાર્યોમાં મુખ્ય છે. એથી તે પાંડવોને સંતોષ થશે અને શકુનિને અપમાન મળશે.[૭,૮] હે રાજન્! તમારા પુત્રોનું ભાગ્ય હજુ ફૂટવા બાકી હોય, તો તમે આ તત્કાળ કરો. હે મહારાજ! તમે જો એમ નહિ કરો, તો કુરુઓનો ચોક્કસ વિનાશ થશે.[૯] કેમ કે ક્રોધ પામેલો ભીમસેન અથવા અર્જુન શત્રુઓની સેનામાંથી એકને પણ બચવા દેશે નહિ. જેમની પાસે અસ્ત્રકુશલ એવો સવ્યસાચી (બેઉ હાથે બાણ છોડનારો) અર્જુન યોદ્ધો છે, જેમની પાસે લોકોત્તમ એવું ગાંડીવધનુષ્ય છે અને જેમની પાસે બાહુબળસંપન્ન ભીમ જેવો લડવૈયો છે, તેમને આ લોકમાં અપ્રાપ્ય જેવું શું હોય? પૂર્વે તમારો પુત્ર જન્મ્યો કે, તુરત મેં તમને તમારા હિતનું જ વચન કહ્યું હતું કે,[૧૦,૧૧] 'કુળને અહિતકારી એવા આ પુત્રનો ત્યાગ કરો.' પણ તમે તે પરમહિત કર્યું નહિ. અત્યારે પણ તે હિતકારી વચન કહ્યું છે. તમે એ પ્રમાણે નહિ કરો તો પાછળથી તમારે પસ્તાવો કરવો પડશે.[૧૨] તમારો પુત્ર જો પાંડવોની સાથે આ રીતે પ્રસન્નતાપૂર્વક એકરાજ્ય કરવા અનુમતિ આપશે, તો પ્રીતિમેળ રહેવાથી તમને સંતાપ થશે નહિ.[૧૩] પણ તે જો આમ કરવાનું નહિ સ્વીકારે, તો સર્વના સુખને માટે એ પુત્રને કેદમાં રાખો. અહિતકારી દુર્યોધનને કેદમાં નાખીને તમે પાંડુના પુત્ર યુધિષ્ઠિરને રાજ્યાધિપતિ કરો; કેમ કે એ અજાતશત્રુ રાગદ્વેષથી વિમુક્ત છે.[૧૪] હે મહારાજ! તે જ આ પૃથ્વીનું ધર્મપૂર્વક શાસન કરે એવી વ્યવસ્થા કરો; હે રાજન્! પછી વૈશ્યોની જેમ સર્વ રાજાઓ તરત જ આપણા ચરણમાં રહેશે.[૧૫] હે રાજન્! દુર્યોધન, શકુનિ અને સૂતપુત્ર કર્ણ, પ્રીતિપૂર્વક પાંડુપુત્રોની સેવા કરે એમ કરો. દુઃશાસન સભાની વચ્ચે ભીમસેન અને દ્રુપદપુત્રીની ક્ષમા યાચે. તમે યુધિષ્ઠિરને સંપૂર્ણ સાંત્વના આપો અને એને સત્કાર આપી રાજ્ય ઉપર સ્થાપો. તમે મને પૂછ્યું, તો આથી બીજું હું શું બોલી શકું? હે મહારાજ! આમ કરીને તમે કૃતાર્થ થશો.[૧૬,૧૭]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે વિદુર! અહીં સભામાં તેં પાંડવો વિશે તથા મારે વિશે જે વચન કહ્યાં છે, તે તે પાંડવોને હિતકારી છે અને મારા પુત્રોને તો તે અહિતકારી છે. આ બધું મારા મનને રુચતું નથી.[૧૮] પણ અત્યારે એ નિશ્ચય તો થઈ ગયો છે કે, તું જે બોલ્યો છે તે પાંડવોના હિત સારુ જ છે. તેથી આજે હું માનું છું કે, તું મારા હિતમાં નથી. પાંડવોને માટે હું મારા પુત્રને કેમ ત્યજી શકું?[૧૯] સાચે જ એ પાંડવો પણ મારા પુત્રો છે. પણ દુર્યોધન તો મારા અંગમાંથી અવતર્યો છે. સમદૃષ્ટિએ જોનારો કોણ કહી શકે કે પારકાને કારણે પેટના પુત્રનો ત્યાગ કર?[૨૦] હે વિદુર! તું આ બધું કપટભર્યું બોલે છે. હું તારું ખૂબ માન રાખું છું. હવે તારી ઇચ્છામાં આવે તેમ તું ચાલ્યો જા કે અહીં રહે. દુષ્ટ સ્ત્રી તો ઘણુંય સમજાવ્યા છતાં પતિનો ત્યાગ કરી જાય છે.[૨૧]

વૈશંપાયન બોલ્યા: હે રાજન્! આમ કહીને ધૃતરાષ્ટ્ર એકાએક ઊઠીને રાણીવાસમાં ચાલ્યો ગયો. ત્યારે વિદુરજી પણ 'હવે આ કુળનું આવી બન્યું છે' એમ બોલતા, જ્યાં પૃથાનંદનો હતા

ત્યાં વેગથી ગયા.[૨૨*]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત અરણ્યપર્વમા 'વિદુરવાક્યપ્રત્યાખ્યાન' નામનો અધ્યાય ૪થો સમાપ્ત

## अध्याय ५मो
### પાંડવો પાસે વિદુરજી

॥ वैशपायन उवाच ॥

**पांडवास्तु वने वासमुद्दिश्य भरतर्षभाः ।**
**प्रययुर्जाह्ववीकूलात्कुरुक्षेत्रं सहानुगाः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : ભરતોત્તમ પાંડવો પોતાના અનુચરો સાથે, હવે વનમાં વસવાના ઉદ્દેશથી ગંગાતીરે ચાલી કુરક્ષેત્રમાં આવ્યા.[૧] સરસ્વતી, દષદ્વતી અને યમુના નદીને સેવીને તેઓ એક વનમાંથી બીજા વનમાં એમ એકધારા પશ્ચિમ દિશાએ ચાલ્યા.[૨] પછી તેમણે સરસ્વતીને કાંઠે આવેલા નિર્જળ તથા જાંગલ એવા સપાટ પ્રદેશોમાં મુનિજનોને પ્રિય એવું કામ્યક નામે વન જોયું.[૩] ત્યાં અનેક પશુપક્ષીઓથી ભરેલા તે વનમાં તે વીરોએ નિવાસ કર્યો. હે ભારત! ત્યાં મુનિઓ તેમની પાસે બેસતા અને તેમને સાંત્વન આપતા.[૪] આ તરફ પાંડુપુત્રોનાં દર્શનની સદા લાલસા રાખનારા વિદુરજી એક રથમાં બેસીને તે સમૃદ્ધિભર્યા કામ્યક વન તરફ ચાલ્યા. પછી શીઘ્રવેગી ઘોડાઓથી ખેંચાતા રથમાં વિદુર તે કામ્યક વનમાં આવ્યા; તો તેમણે બ્રાહ્મણો, ભાઈઓ તેમ જ દ્રૌપદી સાથે એકાંતમાં બેઠેલા ધર્માત્મા યુધિષ્ઠિરને જોયા.[૫,૬] ત્યાં તે સત્યપ્રતિજ્ઞ ધર્મરાજે દૂરથી વિદુરને વેગથી પોતાની તરફ આવતા જોયા. એટલે તેમણે ભીમસેનને કહ્યું : 'વિદુરજી આપણને મળીને શું કહેશે?[૭] સુબલપુત્ર શકુનિના વચનથી એ આપણને જુગટું રમવાને તેડવા સારુ તો નહિ આવતા હોય? તે નીચ કપટી ઘૂતક્રીડામાં આપણાં આયુધોને તો જીતી લેશે નહિ ને?[૮] હે ભીમસેન! કોઈ મને આહ્વાન આપીને બોલાવે તો હું તેને પાછો કાઢવા શક્તિમાન નથી. હવે ગાંડીવ જ હોડમાં જશે, તો આપણું ફરી રાજ્ય મેળવવું એ પણ સંશયભર્યું થશે.[૯]

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! પછી સર્વ પાંડુનંદનોએ ઊભા થઈને વિદુરજીને સત્કાર્યા. તેમનાથી આમ સત્કાર પામેલા તે અજમીઢવંશી વિદુર તે પાંડુપુત્રોને યથોચિત રીતે મળ્યા.[૧૦] પછી તે સિંહ સમાન પાંડવોએ વિશ્રાંતિ પામેલા વિદુરને તેમના આગમનનું નિમિત્ત પૂછ્યું. તેમણે પણ તેમને અંબિકાસુત ધૃતરાષ્ટ્ર સંબંધી વૃત્તાંત યથાર્થ રીતે વિસ્તારથી કહી સંભળાવ્યું.[૧૧]

વિદુર બોલ્યા : હે અજાતશત્રુ! હિતોપદેશથી રક્ષણ કરનારા મને બોલાવી ધૃતરાષ્ટ્રે આદરસત્કાર કર્યો અને મને આ પ્રમાણે કહ્યું : 'આ સ્થિતિમાં તું સમદૃષ્ટિ રાખીને તે પાંડવોનું અને મારું જે હિતકારણ હોય તે કહે.'[૧૨] ત્યારે મેં પણ કૌરવોને તથા ધૃતરાષ્ટ્રને જે હિતકારી, પથ્ય અને ઉચિત હતું તે કહ્યું. તે હિતકારક વાત તેના મનને ગમી નહિ. હું તો એથી બીજું કશું યોગ્ય માનતો નથી.[૧૩] હે પાંડુનંદનો! મેં પરમ કલ્યાણની વાત કહી હતી. પરંતુ અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્રે તે કાને ધરી નહિ. રોગી માણસને જેમ હિતકારી અન્ન રુચતું નથી, તેમ એમને મારું બોલ્યું ગમ્યું નથી.[૧૪] હે અજાતશત્રુ! શ્રોત્રિયને ઘેર રહેલી દુષ્ટ સ્ત્રી કલ્યાણમાર્ગે પ્રયત્ન કરતી નથી. કુમારિકા જેમ સાઠ વર્ષના બુઢ્ઢા પતિને પસંદ કરતી નથી, તેમ નક્કી એ ભરતસિંહને મારી વાત ગમી નથી.[૧૫] હે રાજન્! કૌરવોનો વિનાશ ચોક્કસ છે, કારણ કે ધૃતરાષ્ટ્ર કલ્યાણ વિચારતા જ નથી.

---

* उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शान्तये ।
भ्रातर पथ्यवक्तार धृतराष्ट्रो व्यवासयत् ॥

મૂર્ખાઓને ઉપદેશ કરવો તે અતિ કોપનો હેતુ થાય છે, પણ શાતિ ઉત્પન્ન કરતો નથી. જેમ કે ધૃતરાષ્ટ્રે હિતની વાત કહેનારા પોતાના બંધુને હાંકી કાઢ્યા.' —गणेश

જેમ કમળના પાંદડા ઉપર છાંટેલું પાણી ટકતું નથી, તેમ મેં કહેલું હિતકારક વચન આ ધૃતરાષ્ટ્રના હૃદયમાં ઠરતું નથી.[૧૬] મારા કહેવા પછી ક્રોધમાં આવેલા ધૃતરાષ્ટ્રે મને સંભળાવ્યું કે, 'તને જેનામાં શ્રદ્ધા હોય તેની પાસે તું ચાલ્યો જા. આ પૃથ્વીના કે આ નગરના રક્ષણ માટે હવે હું ફરી તારો સાથ ઇચ્છતો નથી.'[૧૭] હે નરેંદ્ર! રાજા ધૃતરાષ્ટ્રે આમ મારો ત્યાગ કર્યો છે અને હું તમને ઉપદેશ દેવા આવ્યો છું. સભામાં મેં તમને જે કહ્યું હતું, તે બધું તમે હૃદયમાં ધારણ કરી રાખજો. આજે ફરીથી હું કહીશ તે પણ તમે ધ્યાનમાં રાખજો.[૧૮] શત્રુઓએ તીવ્ર ક્લેશો આપ્યા છતાં જે ક્ષમા રાખીને સમયની રાહ જુએ છે અને સહાયસંપત્તિથી પોતાને નાના સરખા અગ્નિની જેમ સંવૃદ્ધ કરે છે, તે એક આત્મનિષ્ઠ મનુષ્ય જ પૃથ્વીને ભોગવે છે.[૧૯] હે રાજન્! જેનું ધન સહાયકો સાથે અવિભક્ત છે, (એટલે જેના ધનનો સર્વ સહાયકો સમાન ઉપભોગ કરે છે) તેના તે સહાયકો તેના દુઃખના અંશભાગી થાય છે. સહાયકો મેળવવાનો આ ઉપાય છે અને સહાયકોની પ્રાપ્તિ થતાં પૃથ્વીની પ્રાપ્તિ થાય છે એમ નીતિવેત્તાઓ કહે છે.[૨૦] હે પાંડવો! સહાયકો સાથે સત્ય અને શ્રેષ્ઠ સંલાપ કરવો, તેમની સાથે તેમના જેવું જ અન્ન જમવું અને તેમની આગળ પોતાની જાતની વડાઈ ન ચલાવવી. હે ભૂમિપાલ! જે આવું વર્તન રાખે છે, તે વૃદ્ધિ પામે છે.[૨૧]

યુધિષ્ઠિર બોલ્યા : તમારાથી મને પરમ બુદ્ધિ પ્રાપ્ત થઈ છે, હું સાવધાન રહીને તમે કહો છો તે પ્રમાણે જ કરીશ. આ ઉપરાંત દેશકાલને માટે જે કાંઈ બીજું યોગ્ય હોય તે તમે કહો. હું તે સઘળું કરીશ.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અરણ્યપર્વમાં 'વિદુર-નિર્વાસ' નામનો અધ્યાય ૫મો સમાપ્ત



# અધ્યાય ૬ઠ્ઠો

## વિદુરનું ફરી હસ્તિનાપુર જવું

॥ वैशंपायन उवाच ॥

**गते तु विदुरे राजन्नाश्रमं पांडवान्प्रति ।**
**धृतराष्ट्रो महाप्राज्ञः पर्यतप्यत भारत ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! વિદુર પાંડવોના આશ્રમ તરફ ગયા, ત્યારે મહાપ્રાજ્ઞ ધૃતરાષ્ટ્ર મનમાં અત્યંત સંતાપ કરવા લાગ્યો.[૧] સંધિ અને વિગ્રહ કરાવવામાં વિદુરનો નીતિપ્રભાવ જાણીને તેમ જ પાંડવોની ભવિષ્યમાં થનારી પરમ ઉન્નતિ વિચારીને વિદુરના સ્મરણમાં મોહિત થયેલો તે સભાદ્વારે આવ્યો અને ત્યાં બેઠેલા રાજાઓની સમક્ષ જમીન ઉપર બેભાન થઈને ઢળી પડ્યો.[૨,૩] તે રાજા લાંબી વારે ભાનમાં આવ્યો, એટલે ભોંય પરથી ઊઠીને પાસે ઊભા રહેલા સંજયને આ વચન કહેવા લાગ્યો:[૪] 'મારો ભાઈ! મારો મિત્ર! જાણે સાક્ષાત્ બીજો ધર્મ! તેના સ્મરણથી મારું હૃદય આજે જાણે ફાટી જતું હોય એમ લાગે છે.[૫] સ્વધર્મને જાણનારા મારા તે ભાઈને તત્કાળ લઈ આવો.' આમ કહેતા રહી તે રાજાએ કરુણ કલ્પાંત કર્યું.[૬] પસ્તાવાથી પ્રજળી રહેલા અને વિદુરની યાદમાં આકુલચિત્ત થયેલા રાજાએ ભાઈ પ્રત્યેના સ્નેહથી સંજયને આ વચન કહ્યાં:[૭] 'હે સંજય! તું જા. મેં પાપીએ રોષ કરીને જેને હડસેલી મૂક્યો છે તે મારો ભાઈ વિદુર જીવે છે કે નહિ તેની તું તપાસ કર.[૮] અમાપ બુદ્ધિવાળા તે મારા વિદ્વાન ભાઈએ પૂર્વે મારું રજ જેટલું પણ કશું અપ્રિય કર્યું નથી; તેમ છતાં એ પરમ બુદ્ધિમાન મારા તરફથી અપમાન પામ્યો છે. હે સંજય! તું જા, એને લઈ આવ. હે પ્રાજ્ઞ! નહિ તો હું મારો જીવ કાઢી નાખીશ.[૯,૧૦] તે રાજાનું એ વચન સાંભળીને સંજયે તેને અનુમોદન આપ્યું અને 'સારું'

એમ કહીને તેણે કામ્યક વન તરફ વેગથી પ્રયાણ કર્યું.[११] તે વિનાવિલંબે વનમાં જ્યાં પાંડવો હતા ત્યાં જઈ પહોંચ્યો; ત્યાં તેણે રુરુમૃગના ચર્મમાં ઢંકાયેલા યુધિષ્ઠિરને જોયા. તે વિદુર તથા હજારો બ્રાહ્મણો સાથે બેઠા હતા અને દેવો જેમ ઇંદ્રનું રક્ષણ કરે તેમ ભાઈઓ તેમનું ચોમેરથી રક્ષણ કરી રહ્યા હતા. સંજયે યુધિષ્ઠિરની પાસે જઈ તેમનું પૂજન કર્યું. ભીમ, અર્જુન, નકુલ અને સહદેવે પણ યથાઘટિત સત્કાર આપ્યો. સુખપૂર્વક બિરાજેલા તે સંજયને રાજાએ કુશળસમાચાર પૂછ્યા; એટલે તેણે પોતાનો આવવાનો હેતુ જણાવ્યો અને આ વચનો કહ્યાં.[१२-१५]

સંજય બોલ્યા : હે વિદુર! અંબિકાતનય ધૃતરાષ્ટ્રરાજ તમને સંભારે છે. તમે એકદમ જઈને તેમને મળો અને એ મહારાજના જીવમાં જીવ આણો.[१६] હે સાધુશ્રેષ્ઠ! કુરુઓને આનંદ આપનારા આ નરોત્તમ પાંડવોની અનુમતિ લઈને તમે રાજસિંહ ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી ત્યાં જઈ પહોંચો એ યોગ્ય છે.[१७]

આમ કહેવામાં આવ્યું, ત્યારે સ્વજનવત્સલ તે ધીમાન વિદુરે યુધિષ્ઠિરની રજા લીધી અને તે ફરી હસ્તિનાપુરમાં આવ્યા.[१८] મહાતેજસ્વી અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્રે તેમને કહ્યું: 'હે ધર્મજ્ઞ! સદ્ભાગ્ય છે કે તું આવી પહોંચ્યો છે. હે નિષ્પાપ! ભલું ભાગ્ય મારું કે તું મને સંભારે છે![१९] હે ભરતોત્તમ! તારી ચિંતામાં મેં દિવસરાત જાગરણ સેવ્યાં છે અને એથી આજે હું મારા દેહને વિચિત્ર સ્થિતિમાં જોઉં છું.'[२०]

વૈશંપાયન બોલ્યા : એ ધૃતરાષ્ટ્રે વિદુરને ખોળામાં તેડ્યા, તેમનું માથું સૂંઘ્યું અને કહ્યું કે, 'હે અપાપ! મેં તને જે કહ્યું હતું તે માટે તું મને ક્ષમા આપ.'[२१]

વિદુર બોલ્યા : હે મહારાજ! મેં ક્ષમા આપી જ છે. તમે તો મારા પરમ ગુરુજન છો, તેથી તો તમારા દર્શનમાં પરાયણ રહેનારો હું તત્કાળ અહીં આવ્યો છું.[२२] હે નરસિંહ! ધાર્મિક ચિત્તવાળા પુરુષો દીનજનો ઉપર અનુકંપાવાન થાય છે. હે રાજન્! આમાં વિચાર કરવાનો હોતો નથી. મારે તો જેવા પાંડુના પુત્રો છે, તેવા તમારા પુત્રો છે; પણ આજે તે પાંડુપુત્રો દીન થઈ ગયા છે, એ જાણીને મારું મન તેમના તરફ ઢળ્યું છે.[२३,२४]

વૈશંપાયન બોલ્યા : આમ વિદુર અને ધૃતરાષ્ટ્ર એ બે મહાકાંતિમાન ભાઈઓ એકબીજાને સાંત્વના આપીને પરમ આનંદ પામ્યા.[२५]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અરણ્યપર્વમાં 'વિદુર પ્રત્યાગમન' નામનો અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત

## अध्याय ७मो

### પાંડવોના નાશ માટે દુર્યોધન ઇત્યાદિની વિચારણા

॥ वैशंपायन उवाच ॥

**श्रुत्वा च विदुरं प्राप्तं राज्ञा च परिसांत्वितम् ।**
**धृतराष्ट्रात्मजो राजा पर्यतप्यत दुर्मतिः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : વિદુર પાછા આવ્યા છે અને ધૃતરાષ્ટ્ર રાજાએ તેમને સારી રીતે સાંત્વન આપ્યું છે, એ સાંભળીને ધૃતરાષ્ટ્રનો દુર્બુદ્ધિ પુત્ર રાજા દુર્યોધન ભારે સંતાપ કરવા લાગ્યો.[१] તે રાજાએ સુબલપુત્ર શકુનિને, કર્ણને તથા દુઃશાસનને બોલાવ્યા અને અબુદ્ધિરૂપી મોહાંધકારમાં ડૂબીને તેમને આ પ્રમાણે બોલ્યો:[२] 'ધીમાન ધૃતરાષ્ટ્રનો મંત્રી, પાંડુપુત્રોનો મિત્ર અને તેમના હિતમાં તત્પર એવો આ વિદ્વાન વિદુર પાછો આવી પહોંચ્યો છે.[३] પાંડવોને પાછા લાવવા વિશે વિદુર એ ધૃતરાષ્ટ્રનું મન પાછું ફેરવી નાખે એટલા સમયમાં તમે મારા હિતની મંત્રણા કરી નાખો.[४] પાંડવોને હું કોઈ રીતે અહીં પાછા આવેલા જોઈશ, તો હું અન્નજળ છોડીને ફરી શોષાઈ

જઈશ, ઝેર ખાઈશ, ફાંસો ઘાલીશ, શસ્ત્રથી આત્મઘાત કરીશ અથવા તો આગમાં ઝંપલાવીશ. હું તેમને ફરી સમૃદ્ધ થયેલા જોવાની ઇચ્છા કરતો નથી.[૫,૬]

શકુનિ બોલ્યો : હે રાજા ! તું આવી નાદાન બુદ્ધિ કેમ રાખે છે ? તે પાંડવો તો પ્રતિજ્ઞા લઈને અહીંથી ગયા છે; એટલે તેઓ તું કહે છે એમ પાછા આવશે જ નહિ. હે ભરતસિંહ ! સર્વ પાંડવો સત્ય વચનમાં સ્થિર રહેનારા છે. હે ભાઈ ! તેઓ તારા પિતાનું વચન ક્યારેય માનશે નહિ.[૭,૮] અથવા તેઓ સર્વ જો તેમનું વચન સ્વીકારશે અને શરત તોડીને હસ્તિનાપુરમાં આવશે, તો આપણો વ્યવહાર કાર્ય અને અકાર્યના વિવેકવાળો રહેશે.[૯] ધૃતરાષ્ટ્રરાજાની ઇચ્છા અનુસાર રહેનારા અમે સર્વ મધ્યસ્થ થઈશું અને આપણા વિચારો ગુપ્ત રાખીને અમે પાંડવોનાં અનેક છિદ્રો જોતા રહીશું.[૧૦]

દુઃશાસન બોલ્યો : હે મહાબુદ્ધિમાન ! તમે કહો છો તેમ જ છે. હે મામા ! તમે કહો છો તે મારી બુદ્ધિને નિત્ય રુચે છે.[૧૧]

કર્ણ બોલ્યો : હે દુર્યોધન ! અમે સર્વ તમારા મનોરથો સિદ્ધ થાય એમ ઇચ્છીએ છીએ. હે રાજન્ ! મને લાગે છે, આ વિશે અમારા સર્વમાં એકમત છે. તે ધીર પાંડવો કાળની અવધ પૂરી કર્યા વિના પાછા આવશે નહિ; અને તેઓ જો મોહપૂર્વક પાછા આવશે જ, તો તેમને ફરીથી જુગટામાં જીતી લેજો.[૧૨,૧૩]

વૈશંપાયન બોલ્યા : કર્ણે આ પ્રમાણે કહ્યું, ત્યારે દુર્યોધન મનમાં આનંદ પામ્યો નહિ અને એકદમ મુખ ફેરવી બેઠો.[૧૪] એટલે દુર્યોધનનો અભિપ્રાય સમજી જઈને કર્ણે રોષમાં પોતાની બે શુભ આંખો ફેરવી. પોતે પોતાના શરીરને ટટાર કરીને તે અત્યંત ક્રોધપૂર્વક દુઃશાસન તથા શકુનિને આ પ્રમાણે કહેવા લાગ્યો : 'હે ભૂમિપાલો ! તમે હવે મારો જે મત છે તે સાંભળો. સેવકની જેમ આપણે સર્વ હાથરૂપ થઈને રાજાનું પ્રિય કરીશું. આપણે બધા આળસરહિત રહીને એમના પ્રિયમાં ઊભા રહી શકીશું, એટલું જ નહિ, પણ આપણે તો બખ્તર સજી, શસ્ત્રો બાંધી અને રથમાં બેસીને વનમાં વસેલા પાંડવોને એકસાથે મારવા જઈશું. તે પાંડવો મરી જશે અને અજાણ ગતિને પામશે, એટલે ધૃતરાષ્ટ્રપુત્રો તથા આપણે ક્લેશમુક્ત થઈ જઈશું. પાંડવો જ્યાં સુધી દુઃખમાં છે, જ્યાં સુધી તેઓ શોકપરાયણ છે અને જ્યાં સુધી તેઓ મિત્રો વિનાના છે, ત્યાં સુધી આપણે આ પ્રમાણે કરી શકીશું, એમ મારો મત છે.[૧૫–૨૦] તેનાં તે વચન સાંભળીને તે સૌએ તેનો વારંવાર સત્કાર કર્યો, અને તે સર્વેએ સૂતપુત્રને વળતું કહ્યું : 'બહુ સરસ !' આમ કહીને ક્રોધમાં આવેલા તે સર્વેએ નિશ્ચય કર્યો અને જુદા જુદા રથોમાં બેસીને તેઓ એકસામટા પાંડવોને હણવાને ઊપડ્યા.[૨૧,૨૨] તેઓ પાંડવોના વિનાશ માટે નીકળ્યા છે, એવું પોતાની દિવ્ય દૃષ્ટિએ જાણીને સમર્થ અને વિશુદ્ધચિત્ત એવા શ્રીકૃષ્ણદ્વૈપાયન ત્યાં આવી પહોંચ્યા.[૨૩] તે લોકપૂજિત ભગવાને તે સર્વને રોકી દીધા અને પછી ત્યાં બેઠેલા પ્રજ્ઞાચક્ષુ ધૃતરાષ્ટ્ર પાસે સત્વર જઈને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત અરણ્યપર્વમા 'વ્યાસાગમન' નામનો અધ્યાય ૭ મો સમાપ્ત

## अध्याय ८मो
### વ્યાસનો ઉપદેશ

॥ व्यास उवाच ॥

धृतराष्ट्र महाप्राज्ञ निबोध वचनं मम ।
वक्ष्यामि त्वां कौरवाणां सर्वेषां हितमुत्तमम् ॥ १ ॥

વ્યાસ બોલ્યા : હે ધૃતરાષ્ટ્ર ! મારાં વચન

સાંભળો. હે મહાબુદ્ધિમાન! હું તમને સર્વ કૌરવોને માટે ઉત્તમ હિતકારી કહીશ.[1] હે મહાબાહુ! દુર્યોધનાદિઓએ કપટથી હરાવેલા પાંડવો વનમાં ગયા છે, એ મને ગમ્યું નથી. હે ભારત! પોતાને પડેલાં દુઃખોને સંભારી રાખીને, તેઓ તેર વરસ પૂરાં થયે ક્રોધપૂર્વક કૌરવો ઉપર ઝેર વરસાવશે.[2,3] તો તમારો મંદબુદ્ધિવાળો અને પાપી મનવાળો આ પુત્ર નિત્ય ક્રોધમાં રહીને રાજ્યને કારણે પાંડવોને મારવાની ઇચ્છા કરે છે એ શું કહેવાય ?[4] તમારા એ મૂર્ખ પુત્રને તમે ઠીક ઠીક રીતે વારો, તેને શાંતિ થાઓ. વનમાં રહેલા તે પાંડુપુત્રોને હણવાની ઇચ્છા કરીને તે પોતાના પ્રાણ ખોઈ બેસશે. જેમ શાણા વિદુર, ભીષ્મ, અમે, કૃપાચાર્ય અને દ્રોણાચાર્ય ઉત્તમ બુદ્ધિનિષ્ઠ છીએ તેમ તમે પણ છો.[5,6] હે મહાપ્રાજ્ઞ! સ્વજનો સાથે વિગ્રહ કરવો, એ નિંદિત છે. તે અધર્મકારી અને યશઘાતી છે. હે રાજન્! તમે એ વહોરી લેશો નહિ.[7] હે ભારત! પાંડવો તરફ દુર્યોધનની જે વિચારબુદ્ધિ છે, તેની ઉપેક્ષા કરવામાં આવશે, તો હે રાજન્! તે મોટા અન્યાય કરી બેસશે.[8] અથવા હે રાજન્! આ તમારો મૂર્ખચિત્ત પુત્ર સહાય વિના એકલો જ પાંડવોની પાસે વનમાં જાય. હે મનુજનાથ! ત્યાં પાંડવો સાથેના સંસર્ગથી તમારા પુત્રને સ્નેહ થાય, તો તમે આજે જ કૃતાર્થ થઈ જાઓ.[9,10] અથવા સંભળાય છે કે, જન્મની સાથે જે સ્વભાવ બંધાય છે, તે હે મહારાજ! મરતાં સુધી પણ છૂટતો નથી.[11] પણ ભીષ્મ, દ્રોણ, વિદુર અને તમે આ વિશે શું માનો છો? જે કરવા યોગ્ય છે તે પહેલેથી જ કરવું જોઈએ, નહિ તો તમારો હેતુ માર્યો જશે.[12]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત અરણ્યપર્વમા 'વ્યાસવાક્ય' નામનો અધ્યાય ૮મો સમાપ્ત

## અધ્યાય ૯ મો

### વ્યાસે કહેલું સુરભીનું આખ્યાન

॥ धृतराष्ट्र उवाच ॥

भगवन्नाहमप्येतद्रोचये द्यूतसंभवम् ।
मन्ये तद्विधिनाऽऽकृष्यकारितोऽस्मीति वै मुने ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યા : હે ભગવન! મને પણ દ્યૂતક્રીડા રુચતી નથી. હે મુનિ! હું માનું છું કે પ્રારબ્ધને દોરવ્યે જ મેં તે જુગટું રમાવા દીધું છે.[1] એ નથી ગમતું ભીષ્મને, નથી ગમતું દ્રોણને કે નથી ગમતું વિદુરને. અરે! ગાંધારી પણ તે ઇચ્છતી નથી. ત્યાં તે મોહમાં જ રમાઈ ગયું છે. પણ હે પ્રિયવ્રત! હે ભગવન્! પુત્રસ્નેહે કરીને હું જાણ્યા છતાં પણ મૂર્ખ દુર્યોધનને ત્યજી શકતો નથી.[2,3]

વ્યાસ બોલ્યા : હે વિચિત્રવીર્યના પુત્ર! તમે યથાર્થ સત્ય જ કહ્યું છે. હે નરપતિ! પુત્ર જ શ્રેષ્ઠ છે અને પુત્રોથી વિશેષ કંઈ જ નથી એ આપણે દૃઢ જાણીએ છીએ.[4] સુરભીએ આંસુ ઢાળીને ઇંદ્રને બોધ આપ્યો હતો, ત્યારથી બીજી અનેક વસ્તુઓની સમૃદ્ધિ છતાં તે પુત્રોને સર્વથી વિશેષ માને છે. હે પૃથ્વીનાથ! અહીં ઇંદ્ર અને સુરભીના સંવાદરૂપી ઉત્તમ અને મહાન એવું તે આખ્યાન હું તમને સંભળાવીશ. હે રાજન્! પૂર્વે ગાયોની માતા એવી સુરભી એકવાર સ્વર્ગમાં જઈને રોવા લાગી. હે તાત! ત્યારે ઇંદ્રે તેના ઉપર દયા લાવી પૂછ્યું.[5-7]

ઇંદ્ર બોલ્યો : હે શુભા! તું આમ શા માટે રડે છે? સ્વર્ગમાં, મનુષ્યોમાં અને નાગોમાં ક્ષેમકુશળ છે ને? તું રડે છે તેનું કારણ કંઈ નાનું નહિ હોય.[8]

સુરભી બોલી : હે સ્વર્ગાધીશ! ક્યાંય તમારું અમંગળ દેખાતું નથી. હે ઇંદ્ર! હું તો મારા પુત્રનો શોક કરું છું અને તેથી હું રડું છું. આ

નીચ ખેડૂતને જુઓ.[૯] તે મારા દુર્બળ પુત્રને પરોણા વડે મારમાર કરે છે અને હળમાં જોતરી પીડા આપ્યા કરે છે. હે સુરનાથ! મારો પુત્ર વિશ્રાંતિની ઉત્કંઠાથી બેસી પડે છે, તો પેલો તેને માર મારે છે. હે દેવરાજ! આથી મને દયા ભરાઈ આવી છે અને મારું મન ઉદ્વેગ પામી રહ્યું છે. આમાં એક પુત્ર બળવાન છે અને તે ભારે ધૂંસરી વહે છે. બીજો પુત્ર શક્તિમાં દુર્બળ છે, તે સુકાઈ ગયેલો છે અને તેની બધી નસો તણાઈ ગયેલી છે. હે વાસવ! તે મહાકષ્ટથી ભાર ખેંચે છે. હું આનો જ શોક કરું છું.[૧૦-૧૨] હે ઇંદ્રરાજ! જુઓ, પરોણાનો માર પડવા છતાં તથા આરની અણીઓ વારંવાર ભોંકવામાં આવતા છતાં તે ભાર વહી શકતો નથી. આથી તેના શોકથી દીન થયેલી હું અત્યંત દુઃખિત થઈને કકળું છું અને મારી બે આંખોમાંથી કરુણાભરી આંસુધારા વહાવી રહી છું.[૧૩,૧૪]

ઇંદ્ર બોલ્યો : હે શોભના! તારા હજારો પુત્રો આમ પીડાતા હશે, તો પછી આ એક જ પુત્રને માર પડતાં તું તેના ઉપર શા માટે દયા લાવે છે?[૧૫]

સુરભી બોલી : હે ઇંદ્ર! મને હજાર પુત્રો છે અને તે સર્વ મારે મન સમાન છે. આમ છતાં આ ગરીબ સ્વભાવના રાંક પુત્ર ઉપર મારી વધારે કૃપા છે.[૧૬]

વ્યાસ બોલ્યા : સુરભીનું તે વચન સાંભળીને ઇંદ્ર અત્યંત વિસ્મિત થયો. હે કૌરવ્ય! તે પુત્રને પ્રાણથી પણ અધિક માનવા લાગ્યો. ત્યાં, ખેડૂતને વિઘ્ન કરવા માટે ભગવાન ઇંદ્રે એકદમ ભયંકર જલધારા વરસાવી. એટલે ખેડૂતે તે બળદને છૂટો કર્યો. હે રાજન્! સુરભીએ કહ્યું છે તેમ તમારે પણ સર્વ પુત્રો સમાન હો; છતાં તમારે તેમનામાંના જે દીનહીન હોય તેના પર કૃપા રાખવી જોઈએ.[૧૭-૧૯] બેટા! મારે મન જેમ પાંડુ મારા પુત્ર છે, તેમ તું પણ છે; તે જ રીતે મહાબુદ્ધિમાન વિદુર પણ છે. તેથી હું સ્નેહથી તને કહું છું.[૨૦] હે ભારત! લાંબે સમયે તમને એકસો ને એક પુત્રો થયા છે. ત્યારે પાંડુના તો પાંચ જ પુત્રો છે અને તે પણ હીન અને દુખિયારા છે.[૨૧] તેઓ કેવી રીતે દીર્ઘાયુષી થાય અને તેઓ કેવી વૃદ્ધિ પામે, એ જ દીન પૃથાનંદનો વિશે મારા મનમાં સતત ચિંતા રહ્યા કરે છે. હે મહારાજ! તમે કૌરવો જીવતા રહે એમ ઇચ્છતા હો, તો તમારો પુત્ર દુર્યોધન પાંડવો સાથે સુલેહ કરે એ ઇચ્છવા યોગ્ય છે.[૨૨,૨૩]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત અરણ્યપર્વમાં 'સુરભી ઉપાખ્યાન' નામનો અધ્યાય ૯ મો સમાપ્ત

## अध्याय १० मो

### મૈત્રેયનો શાપ

॥ धृतराष्ट्र उवाच ॥

**एवमेतन्महाप्राज्ञ यथा वदसि नो मुने।**
**अहं चैव विजानामि सर्वे चेमे नराधिपाः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે મહાપ્રાજ્ઞ! તમે અમને કહો છો તે તેમ જ છે. હે મુનિ! હું તથા આ સર્વ રાજાઓ એ જાણું છે.[૧] હે મુનિ! તમે કુરુઓના મહોદય માટે જે વિચારણા રાખો છો તે વિદુરે, ભીષ્મે અને દ્રોણ સુદ્ધાંએ મને કહી હતી.[૨] હું જો તમારી કૃપાને લાયક હોઉં અને કૌરવ ઉપર તમને જો દયા હોય, તો મારા દુષ્ટ પુત્ર દુર્યોધનને તમે ઉપદેશ આપો.[૩]

વ્યાસ બોલ્યા : હે રાજન્! આ ભગવાન મૈત્રેય ઋષિ પાંડવ ભાઈઓને મળીને આપણને મળવાની ઇચ્છાથી અહીં આવી રહ્યા છે.[૪] હે મહારાજ! એ મહર્ષિ આ કુળની શાંતિ માટે તમારા પુત્ર દુર્યોધનને યથાવિધિ ઉપદેશ આપશે.[૫] હે કૌરવ્ય! તે જે કહે તે નિઃશંક રીતે કરવું યોગ્ય છે; પણ જો એ કાર્ય કરવામાં આવશે નહિ તો તે રોષ લાવીને તમારા પુત્રને શાપ આપશે.[૬]

વૈશંપાયન બોલ્યા : આમ કહીને વ્યાસજી ચાલ્યા ગયા અને મૈત્રેયમુનિ ત્યાં પધાર્યા. ધૃતરાષ્ટ્રરાજે પોતાના પુત્રોની સાથે તે મુનિનું અર્ઘ્યાદિ ક્રિયાઓથી પૂજન કર્યું. પછી વિશ્રાંતિ પામેલા તે મુનિશ્રેષ્ઠને અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્રરાજે વિનયપૂર્વક આ પ્રમાણે કહ્યું : 'હે ભગવન્! તમે કુરુજાંગલ દેશમાં ફરતા ફરતા સુખપૂર્વક આવ્યા છો ને? પાંચ વીર પાંડવભાઈઓ ક્ષેમકુશળ છે ને? એ ભરતશ્રેષ્ઠો પોતાના ઠરાવ પ્રમાણે વનમાં રહેવા ઇચ્છે છે ને? કુરુઓમાં ભાઈચારો અવિચ્છિન્ન બનશે ને?[૭-૧૦]

મૈત્રેય બોલ્યા : તીર્થયાત્રા કરતો કરતો હું કુરુજાંગલ દેશોમાં આવ્યો છું. દૈવેચ્છાએ કામ્યકવનમાં મને ધર્મરાજનાં દર્શન થયાં.[૧૧] હે પ્રભુ! જટા અને મૃગચર્મ ધારેલા તે તપોવનનિવાસી મહાત્માને જોવા માટે મુનિઓનાં મંડળો ત્યાં આવ્યાં હતાં.[૧૨] હે મહારાજ! ત્યાં તમારા પુત્રોને થયેલી બુદ્ધિની ઘેલછા, તેમણે કરેલો જુગારરૂપી અન્યાય અને તેથી ઊભો થયેલો મહાન ભય એ સઘળું મેં સાંભળ્યું.[૧૩] પછી હે પ્રભુ! હું કૌરવોને જોવા સારુ તમારી પાસે આવ્યો છું. કેમ કે મને તમારે વિશે સદૈવ અધિક સ્નેહ અને પ્રીતિ છે.[૧૪] હે મહારાજ! તમે અને ભીષ્મ જીવતા હો અને તમારા પુત્રો પરસ્પર વિરોધ કરે, એ કોઈ રીતે યોગ્ય નથી. હે રાજન્! તમે પોતે જ નિગ્રહ અને અનુગ્રહ કરવામાં સમર્થ હોઈ સર્વ પુત્રોના આધારરૂપ છો. તો પછી તમે આ ઘોર ઊછળી રહેલા અન્યાયને કેમ જોયા કરો છો?[૧૫,૧૬] હે કુરુનંદન! તમારી સભામાં લૂંટારાઓના જેવું વર્તન ચલાવવામાં આવ્યું છે, તેથી હે રાજન્! તમે તપસ્વીઓના સંગમાં શોભતા નથી.[૧૭]

વૈશંપાયન બોલ્યા : પછી ભગવાન મૈત્રેયઋષિ ક્રોધી દુર્યોધનરાજ તરફ ફર્યા અને મધુર વાણીમાં તેને આ પ્રમાણે કહ્યું.[૧૮]

મૈત્રેય બોલ્યા : હે વક્તૃશ્રેષ્ઠ! હે મહાબાહુ! હે દુર્યોધન! હે મહાભાગ! હું તારા હિતમાં જે વચન કહું છું, તે તું સાંભળ.[૧૯] હે રાજન્! તું પાંડવોનો દ્રોહ કરીશ નહિ. હે નરસિંહ! તું તારું પોતાનું, પાંડવોનું અને સર્વ લોકનું પ્રિય કર.[૨૦] તે સર્વ નરશાર્દૂલો શૂરવીર છે, પરાક્રમી યોદ્ધાઓ છે, દશ હજાર હાથીઓના જેવા બળવાળા છે અને વજ્રના જેવી લોખંડી કાયાવાળા છે.[૨૧] તેઓ સર્વે સત્ય વ્રતને ધારણ કરનારા છે, પુરુષાર્થનું ગૌરવ રાખવાવાળા છે, ઇચ્છા પ્રમાણે રૂપ ધરનારા અને દેવોના શત્રુઓ એવા તે હિડિમ્બ, બક અને કિમીર આદિ રાક્ષસોના હણનારા છે. તે મહાત્માઓ અહીંથી નીકળીને રાત્રે ચાલ્યા કરતા હતા; ત્યારે તે ભયંકર સ્વરૂપવાળો કિમીર રસ્તો રોકીને પહાડની જેમ અચલ ઊભો રહ્યો હતો. બળમાં સર્વ બળવાનોમાં શ્રેષ્ઠ તે યુદ્ધપ્રિય ભીમે તેને પશુની જેમ મારીને પૂરો કરી નાખ્યો હતો. માનો વાઘે એક તુચ્છ હરણાને પૂરું કરી નાખ્યું. હે રાજન્! જો, યુદ્ધમાં દશ હજાર હાથીઓનું બળ ધરાવનારા મહાચાપધારી જરાસંધને ભીમે દિગ્વિજય વખતે કેવી રીતે પાડી નાખ્યો હતો તેનો વિચાર કર! જેમના સંબંધી વાસુદેવ છે અને પૃષત્પુત્રો જેમના સાળા છે, એવા તે પાંડુપુત્રોની સાથે જરામરણવાળો કયો મનુષ્ય યુદ્ધમાં ઊભો રહી શકે એમ છે? તો હે ભરતવીર! પાંડવો સાથે તારો સુલેહસંપ રહો.[૨૨-૨૭] હે રાજા! મારા વચન પ્રમાણે કર અને ક્રોધને વશ થા નહિ.

વૈશંપાયન બોલ્યા : હે પૃથ્વીનાથ! તે મૈત્રેયમુનિ આ પ્રમાણે કહેતા હતા, ત્યારે એ દુર્યોધને હસીને હાથીની સૂંઢના જેવા આકારવાળી પોતાની સાથળને હાથથી થાબડી અને પગથી જમીનને ખોતરવા લાગ્યો.[૨૮,૨૯] તે દુર્બુદ્ધિ કશું જ બોલ્યો

નહિ અને નીચું મુખ રાખીને બેસી રહ્યો. હે મહારાજ ! દુર્યોધનને આમ આંખ આડા કાન કરતો તથા જમીન ખોતર્યા કરતો જોઈને મૈત્રેય મુનિને ક્રોપ ચડ્યો. ક્રોપને વશ થયેલા તે મુનિવર્ય મૈત્રેયે વિધિથી પ્રેરાઈને એને શાપ આપવાનો મનમાં વિચાર કર્યો. ક્રોધથી લાલચોળ નેત્રવાળા થયેલા તે મૈત્રેયે જલસ્પર્શ કરીને તે દુષ્ટાત્મા દુર્યોધનને શાપ આપ્યો :[૩૦–૩૨] 'તું મારો અનાદર કરીને મારી આ વાતને માનવા ઇચ્છતો નથી તેથી તારા એ અભિમાનનું ફળ તને તુરત જ મળશે.[૩૩] તારા દ્રોહને લીધે મહાયુદ્ધ ઊભું થશે અને બળવાન ભીમ તેમાં ગદાપ્રહારથી તારી સાથળ ભાંગી નાખશે.'[૩૪] મુનિએ આ પ્રમાણે કહ્યું, એટલે ધૃતરાષ્ટ્ર મહીપતિએ 'આમ ન થાય તેમ કરો' એમ કહીને તેમને પ્રસન્ન કરવા માંડ્યા.

મૈત્રેય બોલ્યા : હે મહારાજ ! તમારો પુત્ર જો શાંત થશે, તો આ શાપ નહિ લાગે; પણ હે તાત ! જો એથી ઊલટું થશે તો આ શાપ લાગશે જ.[૩૫,૩૬]

વૈશંપાયન બોલ્યા : પછી દુર્યોધનના પિતા રાજેંદ્ર ધૃતરાષ્ટ્રે ભીમના બળને લક્ષમાં રાખીને મૈત્રેયને પૂછ્યું : 'ભીમે કિર્મીરનો વધ કેવી રીતે કર્યો હતો ?'[૩૭]

મૈત્રેય બોલ્યા : હવે હું ફરી કંઈ નહિ કહું; કેમકે તમારો પુત્ર મારું કહેલું કાને ધરતો નથી. પણ મારા ગયા પછી આ વિદુર તમને એ બધું કહેશે. આમ કહીને મૈત્રેય મુનિ જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા; અને કિર્મીરના વધની વાતથી ઉદ્વેગ પામેલો દુર્યોધન બહાર ચાલ્યો ગયો.[૩૮–૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અરણ્યપર્વમાં 'મૈત્રેયશાપ' નામનો અધ્યાય ૧૦મો સમાપ્ત

અરણ્યપર્વ સમાપ્ત

# किर्मीरवधपर्व

## अध्याय ११ मो

### વિદુરનાં વાક્યો

॥ धृतराष्ट्र उवाच ॥

**किर्मीरस्य वधं क्षत्तः श्रोतुमिच्छामि कथ्यताम् ।**
**रक्षसा भीमसेनस्य कथमासीत्समागमः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે વિદુર ! હું કિર્મીરના વધ વિશે સાંભળવા ઇચ્છું છું, તો તે તમે કહો. ભીમસેનને એ રાક્ષસ સાથે કેવી રીતે ભેટો થયો ?[૧]

વિદુર બોલ્યા : મનુષ્યોથી ન થાય એવું કર્મ કરવાવાળા ભીમનું એ કામ તમે સાંભળો. તે કામને પાંડવોની વાતચીતોમાં મેં પૂર્વે વારંવાર સાંભળ્યું છે.[૨] હે રાજેંદ્ર ! દ્યૂતમાં હારેલા પાંડવો અહીંથી નીકળ્યા અને ત્રણ રાત્રિદિવસે કામ્યક નામે તે વનમાં ગયા હતા.[૩] હે રાજન્ ! ત્યારે ગાઢ અંધકારવાળી રાત્રિનો અડધો સમય વહી ગયો હતો અને ઘોર કર્મ કરવાવાળા નરભક્ષી રાક્ષસોનો સંચાર થવા માંડ્યો હતો. તપસ્વીઓ અને વનમાં ફરનારા ગોવાળો મનુષ્યભક્ષી રાક્ષસોના ભયને લીધે તે વનનો નિત્ય દૂરથી ત્યાગ કરતા હતા.[૪,૫] હે ભારત ! તે પાંડવોએ ત્યાં વનમાં પ્રવેશ કર્યો ત્યારે બળતી આંખવાળો તે ભયંકર રાક્ષસ હાથમાં ઝીઆડિયું લઈને માર્ગ રોકીને સામો મળ્યો.[૬] પોતાના બે હાથોને લંબાવીને તથા પોતાના મુખને ભયંકર કરીને, તે કુરુકુળના ધુરંધરો જે માર્ગેથી જઈ રહ્યા હતા તે માર્ગને રોકીને ઊભો રહ્યો.[૭] તે પોતાની આઠ દાઢો બતાવતો હતો અને લાલ આંખો ચમકાવતો હતો. તેના વાળ ઊંચા અને ચળકતા હતા. સૂર્યનાં કિરણોવાળો, વીજળીનાં મંડલોવાળો અને બગલાંની હારોવાળો જાણે તે મેઘ હોય તેવો દેખાતો હતો. તે રાક્ષસી માયા રચતો હતો અને મહાશબ્દથી

ગર્જતો હતો. માનો, જળભર્યાં વાદળની જેમ તે વિપુલ નાદવૃષ્ટિ કરતો હતો.[૮,૯] તેની ગર્જનાથી સર્વ દિશાઓમાંનાં જળચર અને સ્થલચર પક્ષીઓ ગભરાઈ ગયાં અને ચીસો પાડતાં પાડતાં ભાગી ગયાં. હરણાંઓ, દીપડાઓ, પાડાઓ અને રીંછો આકુળવ્યાકુળ થઈને આમતેમ નાસવા લાગ્યાં. તેના એ શોરને લીધે તે વન જાણે ઊપડી જતું હોય એમ જણાવા લાગ્યું.[૧૦,૧૧] તેની સાથળના સપાટા પામેલી, તામ્રવર્ણી કૂંપળોરૂપી બાહુવાળી દૂર દૂર ઊગેલી એવી લતાઓ પણ વૃક્ષોને વળગી પડી.[૧૨] તે જ વખતે અતિ ભયંકર પવન વાયો અને તેની ધૂળથી ઘેરાઈ ગયેલું આકાશ પ્રકાશ વિનાનું થઈ ગયું.[૧૩] જેમ પાંચ ઇંદ્રિયોથી ઇચ્છા કરાતા શબ્દ-સ્પર્શાદિક વિષયોને માટે અતુપિત શોકાવેશ એ મહાન શત્રુ છે, તેમ એ રાક્ષસ પાંચે પાંડવોને માટે એક અપરિચિત મહારિપુ થયો.[૧૪] કાળિયારનાં મૃગચર્મ ઓઢેલા તે પાંડવોને દૂરથી દીઠા એટલે મૈનાક પર્વતની જેમ તે વનના દ્વારને રોકીને તે ઊભો રહ્યો. પૂર્વે ન જોયેલા તેને સામો આવેલો જોઈને કમળનેત્રી કૃષ્ણા ગભરાઈ ગઈ અને ત્રાસથી તેણે પોતાની બન્ને આંખો મીંચી દીધી.[૧૫,૧૬] દુઃશાસનના હાથે ખેંચાયેલા અને વીંખાયેલા કેશવાળી તે કૃષ્ણા પાંચ પાંડવો-રૂપી પર્વતની વચ્ચે એક નદીની જેમ વ્યાકુળ થઈ ગઈ.[૧૭] મૂર્છાની અણી ઉપર આવી ગયેલી તેને પાંચ પાંડવોએ ઝાલી લીધી. માનો વિષયો-માં આસક્ત થયેલી ઇંદ્રિયોએ રતિને પકડી રાખી. પછી વીર્યવાન ધૌમ્યે રાક્ષસને મારનારા વિવિધ મંત્રોને વિધિપૂર્વક યોજ્યા અને તેણે પ્રકટાવેલી ભયંકર દેખાવવાળી તે રાક્ષસી માયાનો પાંડુપુત્રો-ના દેખતાં જ નાશ કરી નાખ્યો. આમ માયારહિત થયેલા અતિ બળવાન રાક્ષસે પોતાના ડોળાઓ પહોળા કર્યા; એટલે ઇચ્છારૂપ ધરનારો તે ક્રૂર કાળના જેવો દેખાવા લાગ્યો: પછી મહાબુદ્ધિમાન યુધિષ્ઠિરરાજે તેને કહ્યું:[૧૮-૨૧] 'તમે કોણ છો? કોના પુત્ર છો? કહો, તમારે શું કામ કરવાનું છે?' એટલે તે રાક્ષસે ધર્મરાજ યુધિષ્ઠિરને ઉત્તર આપ્યો:[૨૨] 'હું કિર્મીર નામે બકનો પ્રસિદ્ધ ભાઈ છું. હું આ શૂન્ય કામ્યક વનમાં નિશ્ચિંત રહું છું.[૨૩] મનુષ્યોને યુદ્ધમાં જીતીને હું તેમનો નિત્ય આહાર કરું છું. મારા ભક્ષ્યરૂપ થઈ મારી પાસે આવી પહોંચેલા તમે કોણ છો? હું તમને સૌને યુદ્ધમાં હરાવીને તમારું નિરાંતે ભક્ષણ કરીશ.'[૨૪]

વૈશંપાયન બોલ્યા: હે ભારત! તે દુરાત્મા રાક્ષસનાં એ વચનો સાંભળીને યુધિષ્ઠિરે તો પોતાનાં નામ, ગોત્ર આદિ સઘળું કહેવા માંડ્યું.[૨૫]

યુધિષ્ઠિર બોલ્યા: હું ધર્મરાજ પાંડવ છું. તારે કાને આ નામ આવ્યું હશે. રાજ્યભ્રષ્ટ થયેલા ભીમસેન અને અર્જુન આદિ ભાઈઓ સાથે વનમાં વસવાનો મેં નિશ્ચય કર્યો છે. આથી તારા નિવાસવાળા આ ઘોર વનમાં હું આવ્યો છું.

વિદુર બોલ્યા: પછી કિર્મીરે તેમને કહ્યું: 'સદ્ભાગ્ય છે કે ચિરકાળથી મારું મન જે ઝંખ્યા કરતું હતું તે આજે દેવોએ અહીં હાજર કર્યું છે.[૨૬-૨૮] ભીમસેનને મારવા સારુ હું નિત્ય આયુધ સજીને સમગ્ર પૃથ્વીમાં ભટકું છું, પણ એ મારા હાથમાં આવ્યો નથી.[૨૯] જેને હું દીર્ઘકાળથી મારવાને ઇચ્છી રહ્યો હતો તે આ મારા ભાઈને મારનારો આજે હાથ લાગ્યો છે તે સદ્ભાગ્ય છે; કેમ કે હે રાજન્! વૈત્રકીય વનમાં બ્રાહ્મણનું કપટરૂપ લઈને અને વિદ્યાના બળનો આશ્રય કરીને એણે જ મારા પ્રિય ભાઈ બકને મારી નાખ્યો હતો, એનામાં જાતનું બળ તો છે જ નહિ.[૩૦,૩૧] પૂર્વે વનમાં વિચરનારા હિડિમ્બ નામે મારા પ્રિય સખાને આ દુરાત્માએ જ મારી નાખ્યો હતો અને એ જ એની બહેનને હરી ગયો હતો.[૩૨]

એ મૂરખ અમારા બહાર ઘૂમવા નીકળવાના સમયે, બરાબર અર્ધરાત્રે, મારા આ ગહન વનમાં આવી ચઢ્યો છે.[33] આજે લાંબા કાળથી સંઘરી રાખેલા તે વૈરનો બદલો લઈને, એના વિપુલ લોહીથી હું બકને તર્પણ કરીશ.[34] રાક્ષસો માટે કંટકરૂપ એવા એને મારી નાખીને આજ હું ભાઈ તથા મિત્રના ઋણમાંથી છૂટો થઈશ અને પરમ શાંતિ મેળવીશ. હે યુધિષ્ઠિર! પૂર્વે પેલા બકે તો ભીમસેનને જીવતો જવા દીધો હતો, પણ આજે હું તારા દેખતાં જ એનું ભક્ષણ કરી જઈશ. મહાશક્તિવાળા આ વૃકોદરને આજે મારીને હું ખાઈશ. અરે! અગસ્ત્યે જેમ વાતાપિ મહા અસુરને પચાવી દીધો હતો, તેમ હું આને પચાવી નાખીશ.'[૩૫-૩૭] રાક્ષસે આ પ્રમાણે કહ્યું, ત્યારે સત્યપ્રતિજ્ઞ અને ધર્માત્મા એવા યુધિષ્ઠિરે ક્રોધ કરીને રાક્ષસને તિરસ્કારપૂર્વક કહ્યું કે, 'એમ નહિ બને.'[૩૮] પછી મહાબાહુ ભીમે દશ વામના એક મોટા ઝાડને વેગપૂર્વક ઉખેડી કાઢયું અને તેનાં ડાળાં ભાંગી કરીને તરત જ પાંદડાં વિનાનું કરી નાખ્યું.[૩૯] તે જ વખતે વિજયશાળી અર્જુને પલકવારમાં પોતાનું વજ્રના જેવું તે વિદારક ગાંડીવ ધનુષ્ય સજ્જ કર્યું. પરંતુ હે ભારત! ભીમે એ જયશીલ અર્જુનને અટકાવ્યો અને મેઘના જેવી ગર્જના કરતા પેલા રાક્ષસની સામે દોડીને તે બોલ્યો: 'ઊભો રહે, ઊભો રહે.'[૪૦,૪૧] આમ કહીને ક્રોધે ભરાયેલા તે બળવાન પાંડવે પોતે પહેરેલાં વસ્ત્રોનો કચ્છ ભીડ્યો, પોતાના હાથને હાથથી મસળ્યો અને બન્ને હોઠોને દાંતથી બીડ્યા. પછી વૃક્ષરૂપી આયુધ લઈને ભીમ તેની સામે વેગપૂર્વક ધસ્યો. પછી ઇંદ્ર જેમ વજ્રપ્રહાર કરે તેમ તેણે યમદંડના જેવા તે વૃક્ષાયુધથી તેના માથા ઉપર વેગથી પ્રહાર કર્યો. પરંતુ યુદ્ધમાં આથી તે રાક્ષસ જરા પણ ગભરાયેલો ન દેખાયો; તેણે તો વજ્રની જેમ એક બળતું ઊંબાડિયું ફેંક્યું. પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા ભીમે તો તે ફેંકવામાં આવેલા ઊંબાડિયાને સામી ડાબા પગે ઠોકર મારી એટલે તે ફરી રાક્ષસ પાસે આવ્યું. પછી કિમીંરે પણ યુદ્ધમાં એકદમ વૃક્ષ ઉખેડી પાડ્યું અને દંડધારી યમની જેમ ક્રોધ કરીને તે પાંડુપુત્ર ભીમ તરફ દોડ્યો. પૂર્વે સ્ત્રીની ઇચ્છા કરતા વાલિ અને સુગ્રીવ એ બે ભાઈઓ વચ્ચે જેવું વૃક્ષયુદ્ધ થયું હતું, તેવું વૃક્ષોનો વિનાશ આણનારું આ વૃક્ષયુદ્ધ મચ્યું.[૪૨-૪૭] તે બંનેનાં માથાં ઉપર પછાડવામાં આવતાં વૃક્ષોની કચ્ચર ઊડતી હતી; માનો બે મદમત્ત હાથીઓનાં માથાં ઉપર કમળમાળાઓની રજ વેરાતી હતી. ત્યાં તે મહાવનમાં અનેક વૃક્ષો મુંજની જેમ જર્જરી ગયાં અને જાણે વલ્કલો ફેંકાયેલાં હોય તેમ ત્યાં તે શોભી રહ્યાં. હે ભરતસિંહ! રાક્ષસોમાં મુખ્ય એવો કિમીંર અને નરોમાં ઉત્તમ એવો ભીમ એ બે વચ્ચે આવું વૃક્ષયુદ્ધ બે ઘડી સુધી ચાલ્યું હતું. પછી ક્રોધમાં આવેલા રાક્ષસે યુદ્ધમાં ઊભેલા ભીમ ઉપર એક શિલા ઉગામીને ફેંકી, પણ ભીમ જરા પણ ડગ્યો નહિ.[૪૮-૫૧] તે વેળા પથ્થરની ચોટથી સુસ્ત થઈ ગયેલા તે ભીમ તરફ રાક્ષસે દોટ મૂકી; માનો પોતાના હાથથી કિરણોને વેરણછેરણ કરી રહેલો રાહુ સૂર્યની તરફ ધસ્યો.[૫૨] તે બંને એકમેકને બાથમાં લઈને એકબીજાને તાણવા લાગ્યા. ત્યારે તેઓ બે માતેલા સાંઢોની જેમ શોભવા લાગ્યા.[૫૩] તે બે વચ્ચે અતિ ભયંકર તુમુલ પ્રહારો થયા, જાણે નહોર અને દાઢરૂપી આયુધોવાળા બે ઉન્મત્ત વાઘો વચ્ચે દ્વંદ્વ જામ્યું.[૫૪] દુર્યોધને કરેલા અપમાનથી ખિજાયેલો અને પોતાના બાહુબળમાં મત્ત રહેલો તે વૃકોદર કૃષ્ણાના કટાક્ષપાતથી વધારે જોશમાં આવ્યો.[૫૫] ક્રોધમાં આવેલા તેણે ઉછાળો મારીને તેને બે હાથે પકડી લીધો. માનો જેને ગંડસ્થલમાંથી મોં સુધી મદ ઝરી રહ્યો છે,

એવા હાથીને બીજા હાથીએ સૂંઢ વડે પકડી લીધો. પછી તે વીર્યવાન રાક્ષસે પણ તેને બાથમાં ભીડ્યો. બળવાનોમાં શ્રેષ્ઠ એવા ભીમસેને તેને બળપૂર્વક પાછો હડસેલી દીધો.[૫૬,૫૭] ત્યારે તે બે બળવાનોના હાથની ભીંસથી યુદ્ધમાં વાંસ ફાટતા હોય એવો ભયંકર અવાજ થયો. પછી ભીમસેને એને પટકીને જોરપૂર્વક વચ્ચેથી પકડ્યો અને પ્રચંડ વાયુ જેમ વૃક્ષને ધુણાવે તેમ એને વેગથી ધુણાવ્યો. આ રીતે રણમાં બળવાન ભીમના સપાટામાં આવેલો તે રાક્ષસ દુર્બળ થઈ ગયો, છતાં તે ભીમને ખેંચવા લાગ્યો અને યથાશક્તિ પ્રયત્ન કરતો રહ્યો.[૫૮-૬૦] તે પછી એને થાકી ગયેલો જોઈને વૃકોદર ભીમે તેને બે હાથે બાંધી દીધો, જાણે ઢોરને દોરથી બાંધી દીધું.[૬૧] પછી ભાંગેલા નગારાના જેવા શબ્દ વડે મોટી ગર્જના કરતા અને બેભાન થયેલા રાક્ષસને તે બળવાને ઘણો ભમાવ્યો. તે રાક્ષસને તરફડતો જાણીને પાંડુનંદને તેને બે હાથે વેગપૂર્વક પકડી રાખ્યો અને તેને ઢોરની જેમ માર માર્યો.[૬૨,૬૩] પછી વૃકોદરે તે અધમ રાક્ષસના કમ્મરભાગ ઉપર ઢીંચણ મૂકીને બે હાથે તેનું ગળું દબાવી દીધું.[૬૪] આમ જેનાં સર્વ અંગો શિથિલ થયાં હતાં અને જેની આંખોના ડોળા ફાટી ગયા હતા, એવા તે રાક્ષસને તેણે જમીન ઉપર ચક્કરે લીધો અને તેને આ પ્રમાણે કહ્યું:[૬૫] 'હે પાપી! તું યમસદને જઈને પણ હિડિમ્બ અને બકનાં આંસુ લૂછી શકનાર નથી.' ક્રોધથી ઘેરાયેલા મનવાળા તે પુરુષપ્રવીરે આ પ્રમાણે કહ્યુ. પછી જેનાં વસ્ત્ર વીંખાઈ ગયાં હતાં, જેના અલંકારો પીંખાઈ પડ્યા હતા, જે તરફડિયાં મારતો હતો અને જેનું ચિત્ત ચકરાવે ચડ્યું હતું એવા તે રાક્ષસને તેણે નિષ્પ્રાણ કરીને મૂકી દીધો.[૬૬,૬૭] આમ મેઘના જેવા રૂપવાળો તે રાક્ષસ હણાયો, ત્યારે રાજપુત્ર પાંડવો પ્રસન્ન થયા અને તેઓએ ભીમસેનના ગુણોની પ્રશંસા કરી. ત્યાર પછી દ્રૌપદીને આગળ કરીને તેઓ દ્વૈતવન તરફ જવા લાગ્યા.[૬૮]

વિદુર બોલ્યા : હે માનવાધીશ! હે કૌરવ! આ પ્રમાણે તે ધર્મરાજની આજ્ઞાથી ભીમે કિર્મીરને યુદ્ધમાં મારી નાખ્યો. તે પછી નિષ્કંટક કરેલા તે વનમાં અપરાજિત ધર્મરાજે દ્રૌપદી સાથે ત્યાં નિવાસ કર્યો.[૬૯,૭૦] તે સર્વ પ્રસન્નચિત્ત ભરતસિંહો દ્રૌપદીને આશ્વાસન આપીને વૃકોદરની પ્રીતિપૂર્વક પ્રશંસા કરવા લાગ્યા.[૭૧] આમ ભીમના બાહુબળથી પિસાઈને તે રાક્ષસ વિનાશ પામ્યો, ત્યારે તે વીરો સુખમય અને નિષ્કંટક એવા તે વનમાં પ્રવેશ્યા.[૭૨] મહાવનમાં ભીમના બળથી માર્યા ગયેલા તે ભયંકર દુષ્ટાત્માને મેં રસ્તે જતાં પડેલો જોયો હતો.[૭૩] હે ભારત! જે બ્રાહ્મણો ત્યાં યુધિષ્ઠિરની સાથે આવ્યા હતા, તેમના કહેવાથી મેં ત્યાં ભીમસેનનું આ કર્મ સાંભળ્યું હતું.[૭૪]

વૈશંપાયન બોલ્યા : રાક્ષસશ્રેષ્ઠ કિર્મીર આ રીતે યુદ્ધમાં હણાયો એ સાંભળીને ધૃતરાષ્ટ્રરાજ વિચારમાં પડી ગયા અને દુખિયારાની જેમ નિસાસા નાખવા લાગ્યા.[૭૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત કિર્મીરવધપર્વમાં 'વિદુરવાક્ય' નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત

કિર્મીરવધપર્વ સમાપ્ત

# अर्जुनाभिगमनपर्व

## अध्याय १२ मो

### શ્રીકૃષ્ણે કરેલું દ્રૌપદીનું સાંત્વન

॥ वैशंपायन उवाच ॥

भोजाः प्रव्रजितान् श्रुत्वा वृष्णयश्चांधकैः सह ।
पांडवान् दुःखसंतप्तान् समाजग्मुर्महावने ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પાંડવો વનવાસે ગયા છે, એવું સાંભળીને ભોજવંશી, વૃષ્ણિવંશી અને અંધક-

વંશી યાદવો દુઃખ વડે સંતાપ પામી પાંડવોને મળવા માટે મહાવનમાં આવ્યા.[૧] પાંચાલરાજનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, ચેદિનરેશ ધૃષ્ટકેતુ અને લોકપ્રસિદ્ધ મહાવીર્યવાન કેકય ભાઈઓ પણ પૃથાનંદનોને મળવા માટે વનમાં ગયા. ક્રોધ અને અસહનતાથી યુક્ત થઈને તેઓ ધૃતરાષ્ટ્રપુત્રોની નિંદા કરવા લાગ્યા અને 'અમે શું કરીએ?' એમ બોલવા લાગ્યા. વાસુદેવ શ્રીકૃષ્ણને આગળ રાખીને તે સર્વ ક્ષત્રિયોત્તમો ધર્મરાજ યુધિષ્ઠિરની આસપાસ વીંટાઈને બેઠા. કુરુશ્રેષ્ઠ ધર્મનંદનને વંદન કરીને ખેદયુક્ત કેશવ આ પ્રમાણે બોલ્યા.[૨-૪]

વાસુદેવ બોલ્યા : આ પૃથ્વી દુર્યોધન, કર્ણ, દુરાત્મા શકુનિ અને દુઃશાસન એ ચારનાં લોહી પીશે. એ ચારેને યુદ્ધમાં મારીને તથા જેઓ એમને પગલે ચાલનારા હશે તે સર્વને રાજાઓ સહિત હરાવીને આપણે સૌ ધર્મરાજ યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક કરીશું. કેમ કે જે મનુષ્ય છળથી રમતો હોય તેને મારવો જ જોઈએ, એ સનાતન ધર્મ છે.[૫-૭]

વૈશંપાયન બોલ્યા : પૃથાપુત્રોના નિરાદરથી જાણે પ્રજાઓને બાળી નાખવા ઇચ્છતા હોય એમ ક્રુદ્ધ થયેલા જનાર્દનને અર્જુને શાંત કર્યા.[૮] કેશવને ક્રોધેભર્યા જોઈને, અર્જુન સત્યકીર્તિ મહાત્મા, પુરુષરૂપ, અપ્રમેય, સત્યરૂપ, અમાપ તેજ, પ્રજાપતિના પતિ, વિષ્ણુ, લોકનાથ અને ધીમાન એવા શ્રીકૃષ્ણના પૂર્વાવતારનાં કર્મોનું કીર્તન કરવા લાગ્યો.[૯,૧૦]

અર્જુન બોલ્યો હે કૃષ્ણ! પૂર્વે ગંધમાદન પર્વત ઉપર તમે મુનિ તરીકે દશ હજાર વર્ષો સુધી સાંજ પડે ત્યાં વાસો કરવાનું રાખીને વિચર્યા હતા.[૧૧] હે કૃષ્ણ! વળી પૂર્વે તમે અગિયાર હજાર વરસો સુધી કેવળ જળપાન કરીને પુષ્કરક્ષેત્રમાં વાસ કર્યો હતો.[૧૨] હે મધુસૂદન! તમે વિશાળ બદરિકાશ્રમમાં વાયુભક્ષી રહીને તથા હાથ ઊંચો રાખીને, સો વરસ સુધી એકપગે ઊભા રહ્યા હતા.[૧૩] હે કૃષ્ણ! સરસ્વતી નદીના તીરે બાર વર્ષના સત્રમાં તમે ઉત્તરીય ઉતારીને માત્ર એક જ વસ્ત્રે રહ્યા હતા; ત્યારે તમે કૃશ થઈ ગયા હતા અને તમારી બધી નાડીઓ બહાર નીકળી આવી હતી.[૧૪] વળી હે મહાતેજસ્વી કૃષ્ણ! તમે પુણ્યજનોને યોગ્ય એવા પ્રભાસતીર્થમાં ગયા હતા અને ત્યાં લોકમાં તપની પ્રવૃત્તિ થાય એ હેતુથી તમે નિયમપરાયણ રહીને દેવનાં હજાર વર્ષ સુધી એકપગે ઊભા રહી તપ કર્યું હતું. આ મને વ્યાસે કહ્યું હતું.[૧૫,૧૬] હે કેશવ! તમે ક્ષેત્રજ્ઞ* (અંતરાત્મા) છો, તમે ભૂતમાત્રના આદિ અને અંત છો. હે કૃષ્ણ! તમે તપના આશ્રયસ્થાન છો અને તમે સનાતન યજ્ઞ છો.[૧૭] હે કૃષ્ણ! તમે ભૂમિપુત્ર નરકાસુરને મારીને બે મણિમય કુંડલો લાવ્યા હતા તમે પ્રથમ ઉત્પાદિત અશ્વને અશ્વમેધ માટે છોડ્યો હતો.[૧૮] સર્વ લોકોમાં સિંહ સમાન અને લોકમાત્રને જીતનારા તમે તે કર્મ કરીને રણમાં ભેગા થયેલા સર્વ દૈત્યો અને દાનવોને મારી નાખ્યા હતા[૧૯] પછી હે મહાબાહુ કેશવ! શચીના પતિ ઇંદ્રને સર્વેશ્વરનું પદ આપીને તમે મનુષ્યલોકમાં પ્રાકટ્ય પામ્યા છો.[૨૦] હે પરંતપ! એવા તમે નારાયણ થયા પછી હરિ×

---

* પંચમહાભૂત, અહંકારબુદ્ધિ, અવ્યક્ત, અગિયાર ઇંદ્રિયો, શબ્દાદિ પાંચ વિષયો, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત, ચેતના અને ધૃતિ એટલાં ક્ષેત્ર કહેવાય છે, જેનો અન્નમયાદિ પંચકોશમાં સમાવેશ થાય છે. તેના જ્ઞાતા તે ક્ષેત્રજ્ઞ અર્થાત્ અંતરાત્મા કહેવાય છે.

× ક્ષેત્રજ્ઞ શુદ્ધ ચૈતન્યમાન, ભૂમિને સ્થાને થઈને નર-પરમાત્માએ સૃજેલું તે નાર અર્થાત્ સ્થૂળ સૂક્ષ્મ તથા કારણરૂપ ત્રણ ઉપાધિ, તે જ જેનું આયન-નિવાસસ્થાન, તે નારાયણ—અર્થાત્ વૃક્ષ, અંકુર અને બીજના સ્થાનરૂપ વિરાટ, સૂત્ર અને અંતર્યામી થઈને પછી હરિ—પરિપક્વ હજારો બીજ જેમાં રહેલાં એવા ફળના સ્થાન

થયા છો. હે પુરુષોત્તમ! તમે જ બ્રહ્મા, સોમ, સૂર્ય, ધર્મ, ધાતા, યમ, અગ્નિ, વાયુ, કુબેર, રુદ્ર, કાળ, આકાશ, પૃથ્વી અને દિશાઓ છો. તમે અજન્મા છો અને ચરાચરના ગુરુ છો; તમે સર્જનહાર છો.[૨૧,૨૨] હે મધુસૂદન! હે કૃષ્ણ! સર્વાશ્રયરૂપ અને દેવોમાં શ્રેષ્ઠ તથા મહાતેજસ્વી એવા તમે ચૈત્રરથ વનમાં યજ્ઞોથી યજન કર્યું હતું.[૨૩] હે જનાર્દન! તે એક એક યજ્ઞમાં તમે પૂરું દસ કરોડ સુવર્ણ યથાભાગ દાનમાં આપ્યું હતું.[૨૪] હે યાદવનંદન! તમે અદિતિના પુત્ર સુદ્ધાં થઈને ઇંદ્રના નાના ભાઈ અને સર્વવ્યાપી વિષ્ણુ તરીકે વિખ્યાત થયા હતા.[૨૫] હે પરંતપ! હે કૃષ્ણ! બાળકરૂપ થઈને તમે તમારા તેજથી આકાશ, સ્વર્ગ અને પૃથ્વીને ત્રણ ડગલાંમાં ભરી લીધાં હતાં.[૨૬] હે ભૂતાત્મા! સ્વર્ગ અને આકાશને ચરણમાં લઈને તમે સૂર્યના સદનમાં બિરાજ્યા હતા અને પોતાના તેજથી ભાસ્કરને અત્યંત ભાસમાન કરવા લાગ્યા હતા.[૨૭] હે વિભુ! હે કૃષ્ણ! તમારા તે તે હજારો અવતારોમાં તમે અધર્મમાં રુચિવાળા સેંકડો અસુરોને મારી નાખ્યા હતા. તમે આંતરડાની તાંતના પાશો કાપી નાખ્યા અને નિષ્પૂંદ તથા નરકાસુરને હણી નાખ્યા હતા. આમ તમે પ્રાગ્જ્યોતિષ નગર તરફનો માર્ગ ફરીને નિર્ભય કર્યો.[૨૮,૨૯] તમે જારૂથી નગરીમાં આહુતિને, ક્રાથને, સપરિવાર શિશુપાલને, જરાસંધને, શૈબ્યને અને શતધન્વાને હરાવ્યા હતા.[૩૦] વળી તમે મેઘના જેવા ઘોષવાળા અને સૂર્યના જેવી કાંતિવાળા રથમાં જઈને રુક્મિને રણમાં હરાવ્યો અને ભોજવંશની રુક્મિણીને પોતાની પટરાણી તરીકે પ્રાપ્ત કરી હતી. તેમ કોપ કરીને ઇંદ્રદ્યુમ્નને તેમ જ કસેરુમાન નામના યવનને માર્યો હતો. તમે જ સૌભ વિમાનના સ્વામી શાલ્વને માર્યો હતો અને તેનું આકાશચારી સૌભ વિમાન આકાશમાંથી તોડી પાડ્યું હતું. આમ તમે તેમને યુદ્ધમાં હણી નાખ્યા હતા. વળી બીજાઓને પણ તમે માર્યા છે, તે સાંભળો. ઇરાવતીમાં તમે કાર્તવીર્ય જેવા ભોજને યુદ્ધમાં હણ્યો હતો.[૩૧–૩૩] વળી તમે ગોપતિ અને તાલકેતુ એ બન્નેને મારી નાખ્યા હતા. હે જનાર્દન! મુનિજનોને પ્રિય અને સર્વ ભોગોથી ભરેલી તે પવિત્ર દ્વારકાને તમે સ્વાધીન કરી છે અને છેવટે તેને સમુદ્રમાં ડુબાડી દેશો. હે મધુસૂદન! તમારામાં ક્રોધ નથી, મત્સર નથી અને અસત્ય નથી. હે દાશાર્હ! તમારામાં ક્રૂરતા ઊભી રહેતી નથી, તો પછી તમારામાં કુટિલતા ક્યાંથી હોય?[૩૪,૩૫] હે અચ્યુત! ચૈત્યની વચ્ચે વિરાજેલા અને સ્વતેજથી ઝળહળી રહેલા એવા તમારી પાસે આવીને સર્વે ઋષિઓએ અભયની યાચના કરી હતી.[૩૬] હે પરંતપ મધુસૂદન! યુગને અંતે ભૂતમાત્રને સંહારીને તમે સ્વાધીનતાએ જગતને પોતાનામાં લીન કરીને રહો છો.[૩૭] હે વાર્ષ્ણેય! જેનું આ સકળ જગત છે એવા ચરાચરના ગુરુ બ્રહ્મા યુગને આરંભે તમારા નાભિકમલમાંથી ઉત્પન્ન થયા છે.[૩૮] મધુ અને કૈટભ એ બે ઘોર દાનવો તે બ્રહ્માને હણવાને માટે તૈયાર થયા ત્યારે તેમનો એ અપરાધ જોઈને તમને ક્રોધ ચઢ્યો અને આપ હરિના લલાટમાંથી શૂલપાણિ તથા ત્રિલોચન એવા શંભુ પ્રકટ થયા હતા. આમ તે બંને દેવેશો પણ તમારા શરીરમાંથી પ્રકટ થયા છે અને તે બન્ને તમારા આજ્ઞાધીન છે, એમ મને નારદે કહ્યું હતું.[૩૯,૪૦] હે નારાયણ! હે કૃષ્ણ! વળી ચૈત્રરથ વનમાં તમે પૂર્વે પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો વડે મહાસત્ર કર્યો હતો. હે દેવ! હે પુંડરીકાક્ષ! બાળપણામાં જ તમે મહાબળવાને બળદેવને સાથમાં રાખીને જ

૨૫ સાંમૂર્ત થયા અને કિંચિત્ પક્ર ફળ જેવા બ્રહ્માદિક પણ તમે જ છો; આ અભિપ્રાય છે.

કર્મો કર્યાં છે, તે પૂર્વે કોઈએ કર્યાં નથી, તેમ હવે પછી પણ તે કોઈ કરી શકશે નહિ. વળી તમે કૈલાસભવનમાં પણ બ્રાહ્મણો સાથે નિવાસ કર્યો હતો.[૪૧–૪૩]

વૈશંપાયન બોલ્યા: શ્રીકૃષ્ણના આત્મારૂપ એવો પાંડુપુત્ર અર્જુન તે મહાત્માને આ પ્રમાણે કહીને શાંત થયો. એટલે જનાર્દને તે પૃથાનંદનને કહ્યું:[૪૪] 'તું મારો જ છે, તેમ હું તારો જ છું. જેઓ મારા છે, તેઓ તારા જ છે. જે તારો દ્વેષ કરે છે, તે મારો દ્વેષ કરે છે, જે તને અનુસરે છે, તે મને અનુસરે છે.[૪૫] હે દુર્ધર્ષ! તું નર છે અને હું હરિરૂપ નારાયણ છું. આપણે બન્ને નર અને નારાયણ ઋષિઓ આ લોકમાં યથાકાલે આવ્યા છીએ.[૪૬] હે પાર્થ! તું મારાથી ભિન્ન નથી, તેમ હું તારાથી ભિન્ન નથી. હે ભરતોત્તમ! આપણા બેની વચ્ચેનું અંતર કોઈથી કળાય તેમ નથી.' આવેશયુક્ત રાજાઓની તે વીરમંડલીમાં મહાત્મા કેશવે આ વચનો કહ્યાં. પછી ધૃષ્ટદ્યુમ્ન આદિ વીર ભાઈઓથી ઘેરાયેલી અને શરણ ઇચ્છતી તે પાંચાલી યુધિષ્ઠિરાદિ ભાઈઓ સાથે બેઠેલા કમલનયન એવા શરણાગતવત્સલ શ્રીકૃષ્ણ પાસે ગઈ અને ક્રોધપૂર્વક આ પ્રમાણે કહેવા લાગી.[૪૭–૪૯]

દ્રૌપદી બોલી: અસિતદેવલે કહ્યુ છે કે, પૂર્વે પ્રજાના સર્જનકાળે એક તમે જ હતા; તમે જ પ્રજાપતિ છો અને તમે જ સર્વ લોકના સર્જનાર છો. જમદગ્નિના પુત્ર પરશુરામે કહ્યુ છે તેમ હે દુર્ધર્ષ! તમે વિષ્ણુ છો.[૫૦] હે મધુસૂદન! તમે યજ્ઞ છો, તમે યજ્ઞકર્તા છો અને તમે જ યજનયોગ્ય છો. હે પુરુષોત્તમ! ઋષિઓ તમને ક્ષમારૂપ અને સત્ત્વરૂપ કહે છે.[૫૧] કશ્યપે તમારા સંબંધમાં કહ્યું છે તેમ તમે સત્ત્વથી ઉત્પન્ન થયેલા યજ્ઞરૂપ છો. નારદે તમારે વિશે કહ્યું છે તેમ હે ભૂતભાવન! હે ભૂતેશ! તમે સાધ્યદેવોના તથા રુદ્રોના ઈશ્વરેશ્વર છો. હે નરવ્યાઘ્ર! તમે બ્રહ્મા, શંકર અને ઇંદ્ર આદિ દેવવૃંદો સાથે, બાળક રમકડાં સાથે રમત કરે તેમ ક્રીડા કરો છો.[૫૨–૫૪] હે પ્રભુ! સ્વર્ગલોક તમારા શિરથી વ્યાપ્ત છે અને પૃથ્વીલોક તમારા ચરણથી વ્યાપેલો છે. આ લોકો તમારા જઠરરૂપ છે. તમે. સનાતન પુરુષ છો.[૫૫] વિદ્યારૂપી તાપમાં તવાઈને નીકળેલા, તપસ્યાથી શુદ્ધચિત્ત થયેલા અને આત્મદર્શનથી તૃપ્ત રહેલા ઋષિઓમાં તમે પરમ સત્યરૂપ છો.[૫૬] હે પુરુષસિંહ! પુણ્યકારી યુદ્ધમાં પૂંઠ ન બતાવનારા અને સર્વ ધર્મોથી સંયુક્ત એવા રાજર્ષિઓની તમે જ ગતિ છો. તમે પ્રભુ છો, તમે વિભુ છો, તમે ભૂતાત્મા છો અને તમે જ ચેષ્ટા કરો છો.[૫૭] લોકો, લોકપાલો, નક્ષત્રો, દશે દિશાઓ, આકાશ, ચંદ્ર અને સૂર્ય એ સઘળાં તમારામાં જ રહ્યાં છે.[૫૮] હે મહાબાહુ! પ્રાણીઓની મરણશીલતા અને દેવોની અમરતા એ તમારે જ અધીન છે. લોકમાત્રનાં સર્વ કાર્યો તમારામાં જ પ્રતિષ્ઠિત છે.[૫૯] દિવ્ય અને માનુષ જે કોઈ ભૂતો છે તે સૌના તમે ઈશ્વર છો. તો હે મધુસૂદન! હું સ્નેહથી તમને મારું દુઃખ કહું છું, તે તમે સાંભળો.[૬૦] હે કૃષ્ણ! હે વિભુ! પૃથાનંદનોની પત્ની, તમારી સખી અને ધૃષ્ટદ્યુમ્નની બહેન એવી મારા જેવી સ્ત્રીને સભામાં કેમ ઘસડવામાં આવે?[૬૧] ઋતુધર્મમાં આવેલી, થરથરતી, લોહીથી છંટાયેલી અને એક વસ્ત્રવાળી એવી મને દુખિયણને કુરુઓની સભામાં તાણવામાં આવી હતી! રાજાઓની સભા વચ્ચે મને રજથી અતિ ખરડાયલી જોઈને દુરાત્મા ધૃતરાષ્ટ્રપુત્રો હસવા લાગ્યા હતા![૬૨,૬૩] હે મધુસૂદન! પાંડુપુત્રો, પાંચાલસુતો અને યદુનંદનો જીવતા છતાં તેઓ મને

દાસીભાવથી ભોગવવા ઇચ્છતા હતા.[૬૪] હે કૃષ્ણ! સાચે જ ભીષ્મ અને ધૃતરાષ્ટ્ર એ બન્નેની હું ધર્મપૂર્વક પુત્રવધૂ છું, છતાં મને બળજબરીથી દાસી બનાવવામાં આવી હતી.[૬૫] યુદ્ધમાં શ્રેષ્ઠ અને મહાબળવાન એવા આ પાંડવોને પણ હું નિંદા આપું છું; કેમ કે તેઓએ પોતાની યશસ્વિની ધર્મપત્નીને રંજાડાતી જોયા કરી.[૬૬] હે જનાર્દન! ભીમસેનના બળને ધિક્કાર હો અને ધિક્કાર હો અર્જુનના ગાંડીવને! કેમ કે પેલા અધમોએ મને ઘસડી ત્યારે એ બન્ને તે સાંખી રહ્યા હતા.[૬૭] સત્પુરુષોએ સદા આચરેલો આ સનાતન ધર્મમાર્ગ છે કે, અલ્પબળ ભર્તાઓ પણ પોતાની ભાર્યાઓનું રક્ષણ કરે છે.[૬૮] પત્નીનું રક્ષણ કરવામાં આવે છે, તો પ્રજાનું રક્ષણ થાય છે અને પ્રજાનું રક્ષણ કરવામાં આવે છે, તો આત્માનું રક્ષણ થાય છે. પત્નીમાં પતિ જ આત્મરૂપે જન્મ ધારણ કરે છે, તેથી પત્ની 'જાયા' કહેવાય છે.[૬૯] 'મારા ઉદરમાં પતિ પુત્રરૂપે કેવી રીતે જન્મ ધરે' એવું ઇચ્છતી ભાર્યાએ પતિ વિશે સંભાળ રાખવી જોઈએ.[૭૦] આ પાંડવો શરણે આવેલાનો કદી પણ ત્યાગ કરતા નથી, પણ શરણે ગયેલી મને તો તેમણે શરણ આપ્યું નહિ.[૭૧] હે જનાર્દન! મને પાંચ પતિઓથી મહા ઓજસ્વી પુત્રો છે; તેમને માટે પણ હું રક્ષા પામવાને યોગ્ય છું.[૭૨] મને યુધિષ્ઠિરથી પ્રતિવિંધ્ય, વૃકોદરથી સુતસોમ, અર્જુનથી શ્રુતકીર્તિ, નકુલથી શતાનીક અને સૌથી નાના સહદેવથી શ્રુતકર્મા એ પુત્રો છે. તે સર્વ સત્ય પરાક્રમી છે. હે કૃષ્ણ! જેમ તમારો પુત્ર પ્રદ્યુમ્ન મહારથી છે, તેમ તેઓ પણ મહારથી છે.[૭૩,૭૪] આ સર્વ સાચે જ ધનુર્વિદ્યામાં શ્રેષ્ઠ છે અને યુદ્ધમાં શત્રુઓથી અજેય છે. તો પછી દુર્બળ ધાર્તરાષ્ટ્રોને તેઓ કેમ સાંખી રહે છે?[૭૫] એ ધૃતરાષ્ટ્રપુત્રોએ અધર્મથી અમારું રાજ્ય હરી લીધું છે, સર્વ પાંડવોને દાસ કર્યા છે અને રજસ્વલા તથા એક વસ્ત્રવાળી મને સભામાં ઘસડી આણી છે.[૭૬] હે મધુસૂદન! અર્જુન, ભીમ ને તમારા વિના જગતમાં બીજું કોઈ ગાંડીવની પણછ ચડાવી શકે એમ નથી. તો ધિક્કાર હો ભીમસેનના બળને, ધિક્કાર હો અર્જુનના પૌરુષને; કેમ કે હે કૃષ્ણ! આજે દુર્યોધન એક ઘડી પણ જીવી શકે છે. કાળ જ પ્રાણીઓને સર્જે છે અને કાળ જ પ્રજાઓને સંહારે છે. તો એ બધું કાળે જ કર્યું છે, એમાં પૌરુષનું પરિણામ નથી, એમ હું માનું છું. હે મધુસૂદન! અગાઉ એ દુર્યોધને નિરુપદ્રવી, અધ્યયન કરતા અને બ્રહ્મચર્યવ્રતમાં રહેલા એ બાળક પાંડવોને કુંતીમાતા સાથે રાજ્યની બહાર હાંકી કાઢ્યા હતા.[૭૭-૭૯] એ પાપીએ ભીમસેનના ભોજનમાં કાળકૂટ નામનું તાજું, તીક્ષ્ણ, કસરૂપ અને રૂંવાં ઊભાં કરે એવું વિષ નંખાવ્યું હતું.[૮૦] હે જનાર્દન! હે મહાબાહુ! હે પુરુષોત્તમ! ભીમનો આવરદા પહોંચતો હતો એટલે તે ઝેર વિકાર કર્યા વિના અન્ન સાથે ભીમસેનને હજમ થઈ ગયું. હે કૃષ્ણ! પ્રમાણકોટિ વડ નીચે વિશ્વાસપૂર્વક સૂતેલા તે વૃકોદરને તેણે બાંધીને ગંગામાં નાખ્યા અને પોતે પાછો નગરમાં આવ્યો હતો. મહા બળવાન એવા મહાબાહુ કુંતીનંદન ભીમસેન જ્યારે જાગ્યા, ત્યારે બંધનો કાપી નાખીને ઊભા થઈ ગયા.[૮૧-૮૩] વળી તેણે ભીમસેનના સર્વ અંગભાગો ઉપર ઝેરી દાઢવાળા કાળા સરપો કરડાવ્યા, તોપણ તે શત્રુઘ્ન ભીમ મૃત્યુ પામ્યા નહિ. જાગી ઊઠેલા એ કુંતીપુત્રે સર્વ સર્પોને મારીને નાશ કરી નાખ્યો અને એ દુર્યોધનના વહાલા સારથિને ડાબે હાથે મારી નાખ્યો. વળી વાતાવરણમાં આ પાંડવો આર્યા કુંતીમા સાથે સૂઈ રહ્યા હતા ત્યારે તેણે તેમને બાળી મૂકવા માટે આગ લગાડાવી હતી. આવું

કરવું કોને છાજે એમ છે?[૮૪-૮૬] તે વખતે મહા સંકટમાં આવી પડેલાં અને અગ્નિની ઝાળોથી ઘેરાઈ ગયેલાં આર્યા કુંતીમા ભયભીત થઈને રડતાં રડતાં પાંડવોને આ પ્રમાણે બોલ્યાં:[૮૭] 'અરે! મરી ગઈ! હવે અહીં અગ્નિથી કેવી રીતે શાંતિ મળશે? હું અનાથ બાળક પુત્રો સાથે વિનાશ જ પામીશ.'[૮૮] તે વખતે વાયુના જેવા વેગ અને પરાક્રમવાળા મહાબાહુ વૃકોદર ભીમસેને કુંતીમાને તેમ જ ભાઈઓને આશ્વાસન આપ્યું.[૮૯] અને કહ્યું કે વિહંગશ્રેષ્ઠ વિનતાપુત્ર ગરુડની જેમ હું તમને લઈને ઊડીશ. અહીં તમારે માટે કંઈ જ ભય નથી.[૯૦] માતાને ડાબી સાથળ ઉપર, યુધિષ્ઠિરરાજાને જમણી સાથળ ઉપર, નકુલસહદેવની જોડને બેઉ ખભા ઉપર અને અર્જુનને પીઠ ઉપર એમ સર્વને લઈને તે વીર્યવાન વેગપૂર્વક એકદમ ઊછળ્યા. એ રીતે એ બળવાને ભાઈઓને તથા માતાજીને આગમાંથી ઉગાર્યાં.[૯૧,૯૨] તે સર્વે યશસ્વીઓ માતાની સાથે રાત્રે નીકળ્યા અને હિડિમ્બવન પાસેના મહાન અરણ્યમાં જઈ પહોંચ્યા.[૯૩] ત્યાં અત્યંત દુઃખી થયેલા અને થાકી ગયેલા તેઓ માતાની સાથે સૂઈ ગયા હતા. ત્યારે હિડિમ્બા નામની રાક્ષસી એ સૂતેલા પાંડવો પાસે આવી અને માતાની સાથે ત્યાં સૂઈ રહેલા પાંડવોને જોઈને તેનું મન કામશરથી ઘાયલ થઈ ગયું અને તે ભીમસેનની કામના કરવા લાગી. પછી તે કલ્યાણી અબળા ભીમના બેઉ પગોને પોતાના ખોળામાં લઈને તેમને પોતાના કોમળ હાથથી હર્ષપૂર્વક દબાવવા લાગી.[૯૪-૯૬] આથી તે બળવાન, અમાપ શરીરી અને સત્યપરાક્રમી ભીમસેન જાગી ઊઠ્યા અને તેને પૂછવા લાગ્યા: 'હે અનિંદિતા! તું અહીં શું ઇચ્છે છે?[૯૭] ભીમે આ પ્રમાણે પૂછ્યું ત્યારે ઇચ્છારૂપ લેનારી તે અનિંદિતા રાક્ષસી મહાત્મા ભીમસેનને કહેવા લાગી: 'તમે અહીંથી તત્કાળ નાસી જાઓ. મારો વીર્યવાન ભાઈ તમને હણવાને આવી પહોંચશે. તેથી વિલંબ ન કરો. એકદમ નીકળી જાઓ.'[૯૮,૯૯] એટલે ભીમસેને અભિમાનપૂર્વક તેને આ વચન સામાં કહ્યાં: 'હું તેનાથી ડરતો નથી, હું તો એ આવેલાને મારી નાખીશ.'[૧૦૦] તે બન્ને વચ્ચેની આ વાતચીત સાંભળીને ત્યાં ભયંકર રૂપવાળો, વિકરાળ દેખાવવાળો અને રાક્ષસોમાં અધમ એવો તે હિડિમ્બ મોટા મોટા બરાડા પાડતો આવી પહોંચ્યો. રાક્ષસ બોલ્યો: 'હે હિડિમ્બા! તું કોની સાથે વાત કરે છે? એને મારી પાસે લઈ આવ. આપણે એને જલદી ભક્ષી જઈશું. તું વાર લગાડીશ નહિ.' કૃપાથી ભરાઈ ગયેલા હૃદયે કરીને તે અનિંદિતા મનસ્વિનીએ સ્નેહવશ થવાથી ભીમને તે કહેવા ઇચ્છયું નહિ.[૧૦૧-૧૦૩] પછી નરભક્ષક તે રાક્ષસ ઘોર નાદો કરતો વેગપૂર્વક ભીમસેન તરફ દોડ્યો. મહાવેગથી એ ભીમસેન તરફ ધસીને તે બળવાન અને ક્રોધાક્રાંત રાક્ષસે પોતાના હાથથી એમના હાથને પકડ્યો.[૧૦૪,૧૦૫] ઇંદ્રના વજ્ર જેવા સ્પર્શવાળા અને વજ્રકઠોર દૃઢતાવાળા પોતાના હાથનો મુક્કો બાંધીને તેણે એકદમ તે ભીમસેનને લગાવી દીધો.[૧૦૬] રાક્ષસે પોતાના હાથથી ભીમસેનનો હાથ પકડી લીધો, તે મહાબાહુ વૃકોદરે સાંખી લીધું નહિ અને તેઓ ત્યાં કોપી ઊઠ્યા. ભીમસેન અને હિડિમ્બ એ બે સર્વાસ્ત્રોને જાણનારાઓ વચ્ચે ત્યાં ઘોર દ્વંદ્વયુદ્ધ જામ્યું. માનો ઇંદ્ર અને વૃત્ર વચ્ચે તુમુલ ચાલ્યું.[૧૦૭,૧૦૮] હે અપાપ! આમ ભીમસેને રાક્ષસ સાથે લાંબા સમય સુધી રણખેલ કર્યો અને પછી તે મહાવીર્યવાન બળવાને તે નિર્બળ રાક્ષસને મારી નાખ્યો.[૧૦૯] આ પ્રમાણે હિડિમ્બને મારીને અને હિડિમ્બાને આગળ કરીને ભીમસેન ભાઈઓ સાથે આગળ ચાલ્યા. એ હિડિમ્બામાં ઘટો-

ત્કચનો જન્મ થયો. પછી એ બ્રાહ્મણોનાં વૃંદોથી ઘેરાયેલા અને સર્વ શત્રુને તપાવનારા પાંડવો એકચક્રા તરફ જવા ચાલ્યા.[૧૧૦,૧૧૧] રસ્તે જતાં તેમના પ્રિયહિતમાં તત્પર એવા વ્યાસજી તેમના સલાહકાર થયા. પછી ઉત્તમ વ્રતવાળા એ પાંડવો એકચક્રામાં પહોંચ્યા.[૧૧૨] ત્યાં પણ ભીમસેને મહાબળવાન માણસખાઉ અને હિડિમ્બના જેવા ભયંકર બક નામના રાક્ષસને મારી નાખ્યો. આમ પ્રહાર કરવામાં શ્રેષ્ઠ એવા ભીમે તે ઘોર રાક્ષસને હણી નાખ્યો અને પછી સર્વ ભાઈઓ સાથે તે દ્રુપદના નગરમાં ગયા.[૧૧૩,૧૧૪] હે કૃષ્ણ! તમે જેમ ભીષ્મકનંદિની રુક્મિણીને જીતી લાવ્યા હતા, તેમ ત્યાં રહેલા સવ્યસાચી અર્જુન મને પામ્યા હતા. હે મધુસૂદન! આમ બીજાઓ સહેજે ન કરી શકે એવું સ્વયંવરમાં મહાન કર્મ કરીને પૃથાનંદને મને મોટા યુદ્ધમાં જીતી લીધી છે. હે કૃષ્ણ! આ રીતે અનેકાનેક ક્લેશોથી તપી રહેલી હું દુખિયારી, ધૌમ્ય મુનિને આગળ રાખીને, કુંતીમા વિના એકલી છું.[૧૧૫-૧૧૭] આ પાંડવો જે સિંહ જેવા વિક્રમી છે અને શત્રુઓથી અધિક વીર્યવાન છે, તો તેઓ મને નીચજનોથી હેરાન થઈ રહેલી કેમ જોઈ રહે છે?[૧૧૮] પાપકર્મી અને દુર્બળ એવા તે પાપીઓને હાથે દીર્ઘકાળથી આવાં આવાં દુઃખો સહેતાં હું સળગી ઊઠી છું.[૧૧૯] કહે છે, હું દિવ્ય વિધિએ મહાન કુળમાં જન્મી છું. હું પાંડવોની પ્રિય પત્ની છું. મહાત્મા પાંડુની હું પુત્રવધૂ છું. હે કૃષ્ણ! હું આવી શ્રેષ્ઠ સતી છું, છતાં હે મધુસૂદન! પાંચ પાંડુપુત્રોના દેખતાં જ મારો ચોટલો ઝાલવામાં આવ્યો હતો.[૧૨૦,૧૨૧] આમ કહીને મૃદુભાષિણી કૃષ્ણાએ પોતાના કમળકોશના જેવી કાંતિવાળા કોમળ હાથથી મોં ઢાંકીને રોવા માંડ્યું. પાંચાલીએ પોતાનાં પુષ્ટ, ઉન્નત, સુમિલિત અને શુભ લક્ષણવાળાં સ્તનો ઉપર દુઃખની આંસુધારાઓથી વર્ષાવ કર્યો.[૧૨૨,૧૨૩] આંખ લૂછતી અને વારે વારે નિઃશ્વાસ નાખતી તે અશ્રુભર્યા કંઠે ક્રોધપૂર્વક આ વચન બોલી: 'પતિઓ મારા નથી, પુત્રો મારા નથી, બાંધવો મારા નથી, ભાઈઓ મારા નથી અને પિતા મારા નથી. અરે! મધુસૂદન! તમેય મારા નથી. કેમ કે પામરોથી અપમાનિત થયેલી મને તેઓ જાણે શોકરહિત હોય તેમ મારી ઉપેક્ષા કરી રહ્યા છે. તે વખતે કર્ણે મારી જ હાંસી કરી હતી, તેનું શૂળ હજુય મને શમતું નથી.[૧૨૪-૧૨૬] હે કૃષ્ણ! હે કેશવ! તમારી સાથેનો સંબંધ, મારા જન્મનું ગૌરવ, તમારી સાથેનું મારું સખ્ય અને તમારું પ્રભુત્વ એ ચાર કારણોસર તમારે મારી નિત્ય રક્ષા કરવી જોઈએ.[૧૨૭]

વૈશંપાયન બોલ્યા: દ્રૌપદીએ આ પ્રમાણે કહ્યું, એટલે તે વીરસમાજમાં શ્રીકૃષ્ણ આ પ્રમાણે બોલ્યા.

વાસુદેવ બોલ્યા: હે ભાવિની! તું જેમના ઉપર ક્રોધે ભરાઈ છે, તેમની સ્ત્રીઓ પણ પોતાના પ્રિયતમોને અર્જુનનાં બાણોથી ઢંકાઈ ગયેલા, લોહીની નદીઓમાં ડૂબકાં મારતા અને જમીનની સપાટી ઉપર સૂતેલા તથા મૃત્યુને પામેલા જોઈને આ જ પ્રમાણે રડ્યા કરશે. પાંડવોને માટે જે કંઈ યોગ્ય હશે તે હું કરીશ જ, તું શોક મા કર.[૧૨૮,૧૨૯] હું તને પ્રતિજ્ઞાપૂર્વક સત્ય કહું છું કે, તું રાજરાણી થશે. હે કૃષ્ણા! કદી આકાશ પડી જાય, કદી હિમાચલ ફાટી જાય, કદી પૃથ્વી ચૂરેચૂરા થઈ જાય અને કદી સાગર સુકાઈ જાય, પણ મારું વચન કદી પણ મિથ્યા નહિ જાય.

વૈશંપાયન બોલ્યા: અચ્યુત શ્રીકૃષ્ણે દ્રૌપદીનાં વચનોનો આ ઉત્તર આપ્યો, તે સાંભળીને પાંચાલીએ પોતાના મધ્યમ પતિ અર્જુન સામે તીરછી નજરે જોયું. ત્યારે હે મહારાજ! અર્જુને દ્રૌપદીને કહ્યું કે,[૧૩૦-૧૩૨] 'હે સુંદર લાલ લોચન-

વાળી! તું રડ નહિ. હે દેવી! મધુસૂદને કહ્યું છે તેમ જ થશે. હે શ્રેષ્ઠવર્ણિની! એમાં કાંઈ જ ફેરફાર નહિ થાય.[૧૩૩]

ધૃષ્ટદ્યુમ્ન બોલ્યો : હું દ્રોણાચાર્યને હણીશ, શિખંડી ભીષ્મપિતામહને હણશે, ભીમસેન દુર્યોધનને હણશે અને ધનંજય કર્ણને હણશે. ઓ બહેન! બળરામ અને શ્રીકૃષ્ણની સહાય વડે અમે રણમાં ઇંદ્રથી પણ અજેય છીએ, તો પછી ધૃતરાષ્ટ્રપુત્રોથી અમે યુદ્ધમાં જિતાઈએ જ શાના?

વૈશંપાયન બોલ્યા : ધૃષ્ટદ્યુમ્ને આ પ્રમાણે કહ્યું, એટલે સર્વ વીરો શ્રીકૃષ્ણની સામે જોતા ઊભા રહ્યા. મહાબાહુ કેશવે તેમની મધ્યે આ પ્રમાણે વચન કહ્યાં.[૧૩૪–૧૩૬]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમા 'દ્રૌપદીઆશ્વાસન' નામનો અધ્યાય ૧૨ મો સમાપ્ત

## अध्याय १३ मो
### વાસુદેવનાં વચન

॥ वासुदेव उवाच ॥

**नैतत्कृच्छ्रमनुप्राप्तो भवान्स्याद्वसुधाधिप ।**
**यद्यहं द्वारकायां राजन्सन्निहितः पुरा ॥ १ ॥**

વાસુદેવ બોલ્યા : હે વસુધાપતિ યુધિષ્ઠિરરાજ! હું જો પૂર્વે દ્વારકામાં હાજર હોત, તો તમને આ દુઃખ આવત નહિ.[૧] હે દુર્ધર્ષ! અંબિકાસુત ધૃતરાષ્ટ્રરાજે, દુર્યોધને તેમ જ બીજા કૌરવોએ તેડ્યા વિના પણ હું દ્યૂતસભામાં આવ્યો હોત અને અનેક દોષો બતાવીને મેં જૂગટાને ખાળ્યું હોત.[૨] હે પ્રભુ! ભીષ્મ, દ્રોણ, કૃપ અને બાહ્લીકને તેડાવીને હું વિચિત્રવીર્યપુત્ર રાજા ધૃતરાષ્ટ્રને તમારે નિમિત્તે આટલું કહેત કે, 'હે કૌરવરાજેંદ્ર! તમારા પુત્રોના આ જુગાર હવે બસ થાઓ! જે દોષોએ કરીને તમે અવળી દશામાં આવી પડ્યા છો અને જે દોષોને લીધે પૂર્વે વીરસેનસુત નલરાજ રાજ્યથી ભ્રષ્ટ થયા હતા, તે દોષો હું ત્યાં બતાવી આપત. હે પૃથ્વીપતિ! જુગારથી કલ્પનામાં ન હોય એવો વિનાશ આવે છે. એક વાર તેનો પ્રસંગ પાડવાથી જે સતત દ્યૂતધારા ચાલે છે તે હું યથાર્થ રીતે વર્ણવત.[૩–૬] સ્ત્રીઓમાં અત્યાસક્તિ, જુગાર, મૃગયા અને મદ્યપાન એ ચાર દુઃખો કામથી ઉત્પન્ન થયેલાં કહેવાય છે. એ વ્યસનોને પરિણામે માણસ લક્ષ્મીથી ભ્રષ્ટ થાય છે.[૭] શાસ્ત્રદર્શી મહાત્માઓ એ ચારેને નિંદાપાત્ર ગણે છે. એમાંય દ્યૂતનિપુણો પોતે જ આ દ્યૂતમાં સૌથી વિશેષ નિંદાપાત્રતા જુએ છે.[૮] એથી એક જ દિવસમાં દ્રવ્યનાશ થાય છે, ચોક્કસ સંકટ આવે છે, ભોગો વગરભોગવ્યે જ વિનાશ પામે છે અને સરવાળે ગાળાગાળી ઉપર જવાય છે.[૯] હે કૌરવ્ય! હે મહાબાહુ! અંબિકાસુત ધૃતરાષ્ટ્ર પાસે જઈને મેં આ અને બીજી શરૂમાં કડવી જણાતી વાતો દ્યૂતપ્રસંગે તેમને કહી હોત.[૧૦] જો હું આમ બોલ્યો હોત અને તેમણે મારું વચન સ્વીકાર્યું હોત તો હે કુરુવર્ધન! કુરુઓની કલ્યાણવૃદ્ધિ થાત અને તેમનો ધર્મ રહેત. હે રાજેંદ્ર! તેમણે મારું મધુર વચન જો સ્વીકાર્યું ન હોત, તો હે ભરતોત્તમ! હું તેમને બળપૂર્વક વશમાં લાવત.[૧૧,૧૨] તે સમયે નામે મિત્રો છતાં કામે શત્રુઓ એવા સભાસદો જો અન્યાયભર્યું વર્તન કરીને તે ધૃતરાષ્ટ્રનો પક્ષ લેત, તો હું તે દુરાત્માઓને હણી નાખત.[૧૩] હે કૌરવ્ય! તે વખતે હું આનર્તદેશ સમીપમાં નહોતો, એટલે તમે જુગારના પરિણામરૂપ આ સંકટમાં આવી પડ્યા છો.[૧૪] આથી હે કુરુશ્રેષ્ઠ પાંડુનંદન! હું દ્વારકા ગયો ત્યારે તમે દુઃખમાં આવી પડ્યા છો, એ મેં સાત્યકી પાસેથી યથાર્થ સાંભળ્યું.[૧૫] હે રાજેંદ્ર! એ સાંભળીને મારું મન અત્યંત ઉદ્વેગ પામ્યું અને હે પૃથ્વીનાથ! હું તમને મળવાની ઇચ્છાએ તત્કાળ અહીં આવી પહોંચ્યો.[૧૬] હે ભરતોત્તમ!

આપણે સર્વ સંકટમાં સપડાયા છીએ, કેમ કે હું તમને ભાઈઓ સાથે વિપત્તિમાં ડૂબેલા જોઉં છું.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'વાસુદેવવાક્ય' નામનો અધ્યાય ૧૩મો સમાપ્ત

## अध्याय १४ मो

### શાલ્વવધનું સંક્ષિપ્ત વર્ણન

॥ युधिष्ठिर उवाच ॥

**असान्निध्यं कथं कृष्ण तवासीद्वृष्णिनन्दन ।**
**क्व चासीद्विप्रवासस्ते किं चाकार्षीः प्रवासतः ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે કૃષ્ણ ! હે વૃષ્ણિનંદન ! તમે ત્યારે દ્વારકામાં કેમ નહોતા ? તમે ક્યાં પ્રવાસે ગયા હતા ! પ્રવાસ કરીને તમે શું કામ કર્યું ?[૧]

શ્રીકૃષ્ણ બોલ્યા : હે ભરતસિંહ ! હું શાલ્વના સૌભનગરમાં તેને મારવાને ગયો હતો. હે કૌરવશ્રેષ્ઠ ! એ માટેનું કારણ કહું છું, તે સાંભળો. મહાતેજસ્વી, મહાબાહુ અને મહાયશસ્વી એવો જે દમઘોષપુત્ર વીર શિશુપાલ રાજા હતો, તેને મેં મારી નાખ્યો હતો.[૨,૩] હે ભરતોત્તમ ! તમારા રાજસૂય યજ્ઞપ્રસંગે મને પ્રથમ પૂજા આપવામાં આવી, તેને એ દુરાત્મા સાંખી શક્યો નહોતો; અને તેથી તે રોષે ભરાઈ ગયો હતો.[૪] તેને હણાયેલો સાંભળીને શાલ્વને તીવ્ર રોષ ચડી આવ્યો. હે ભારત ! હું અહીં હતો ત્યારે તેણે સૂની દ્વારકા ઉપર ચડાઈ કરી.[૫] હે રાજન્ ! તે ઇચ્છાગતિવાળા સૌભનગરને લઈને ત્યાં ક્રૂરની જેમ આવ્યો હતો અને વૃષ્ણિશ્રેષ્ઠ કુમારો સાથે તેણે યુદ્ધ માંડ્યું હતું. તે યુદ્ધમાં તે દુર્બુદ્ધિએ ત્યાં અનેક વૃષ્ણિવંશી વીર રાજબાળોને મારી નાખ્યા અને નગરના સર્વ ઉદ્યાનોનો નાશ કરી નાખ્યો હતો. હે મહાબાહુ ! વળી તે એવું બોલેલો કે પેલો વૃષ્ણિકુલનો અંગાર, મંદ બુદ્ધિવાળો અને વસુદેવનો પુત્ર એવો તે વાસુદેવ ક્યાં ગયો છે ?[૬-૮] યુદ્ધેચ્છા રાખતા તે કૃષ્ણનો દર્પ હું યુદ્ધમાં ઉતારી નાખનાર છું. હે આનર્તવાસીઓ ! તમે સાચું કહો, તે ક્યાં ગયો છે ? તે જ્યાં હશે ત્યાં હું જઈશ. કંસ ને કેશીને મારનાર કૃષ્ણને મારીને જ હું પાછો ફરીશ. આયુધ લઈને હું સત્ય શપથ લઉં છું કે, તેને માર્યા વિના હું પાછો નહિ જ વળું.[૯,૧૦] આ રીતે મારી સાથે રણમાં યુદ્ધ કરવાની આકાંક્ષા રાખી રહેલો તે સૌભરાજ આમતેમ દોડવા લાગ્યો અને વારંવાર બોલવા લાગ્યો કે, 'ક્યાં છે તે કૃષ્ણ ? તે ક્યાં છે ?[૧૧] શિશુપાલના વધથી ઉત્પન્ન થયેલા ક્રોધે કરીને હું આજ પાપકર્મી અને વિશ્વાસઘાતી એવા તે નીચને યમને બારણે વળાવી દઈશ.[૧૨] જે પાપી સ્વભાવવાળાએ મારા ભાઈ રાજા શિશુપાલને મારી નાખ્યો છે, તેને હું મહીતલ ઉપર મારી નાખીશ.[૧૩] જેણે પોતાથી નાના ભાઈ એવા વીર રાજા શિશુપાલને સંગ્રામને મોખરે નહિ, પણ તે પ્રમાદમાં હતો ત્યારે હણી નાખ્યો છે, તે જનાર્દનને હું મારી જ નાખીશ.'[૧૪] હે મહારાજ ! હે કુરુનંદન ! આ પ્રમાણે બડબડાટ કરીને તથા મને મહેણાં મારીને તે ઇચ્છાનુસાર ગતિવાળા સૌભ વિમાનમાં બેસીને આકાશમાં ચાલ્યો ગયો.[૧૫] હે કૌરવ્ય ! પછી હું દ્વારકા પાછો ગયો, ત્યારે દુર્મતિ અને દુષ્ટાત્મા એવા તે માર્તિકાવતક દેશના શાલ્વ રાજાએ મારા સંબંધમાં જે કાંઈ કર્યું હતું તે બધું મેં સાંભળ્યું.[૧૬] એટલે હે કૌરવ્ય ! મારું મન પણ રોષથી વ્યાકુળ થઈ ગયું. હે રાજન્ ! તેણે આનર્ત દેશમાં કરેલી રંજાડ, મને આપેલાં મહેણાં અને તે દુષ્કર્મીનો વધી પડેલો મદ એ બધું મનમાં નક્કી કરીને, હે કૌરવ ! મેં તેના વધને માટે મનથી નિર્ધાર કર્યો. હે પૃથ્વીપતિ ! તે પછી હું સૌભપતિના વધ માટે નીકળ્યો. તેની શોધ કરતા મેં તેને એક સાગરદ્વીપમાં જોયો.[૧૭-૧૯] હે રાજા મેં તરત જ પાંચજન્ય શંખ ફૂંકીને

શાલ્વને રણનું તેડું આપ્યું અને હું યુદ્ધ માટે સજ્જ થઈને ઊભો. ત્યાં દાનવોની સાથે મારે બે ઘડી સુધી તે યુદ્ધ ચાલ્યું.[૨૦] મેં સર્વ દાનવોને વશ કરીને ભૂમિ પર પાડી દીધા. હે મહાબાહુ! આ કાર્યને લીધે હું તે વખતે હસ્તિનાપુરમાં આવી શક્યો નહોતો. હસ્તિનાપુરનો તે વૃત્તાંત અને અન્યાયથી રમાયેલા જૂગટા વિશે મેં જેવું સાંભળ્યું કે તુરત જ હું તમને અત્યંત દુઃખી થયેલાને મળવાની ઇચ્છાએ અહીં વેગપૂર્વક આવ્યો છું.[૨૧,૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'સૌભવધોપાખ્યાન' એ નામનો અધ્યાય ૧૪ મો સમાપ્ત

# અધ્યાય ૧૫ મો

## યુદ્ધસમયની તૈયારી

॥ युधिष्ठिर उवाच ॥

**वासुदेव महाबाहो विस्तरेण महामते ।**
**सौभस्य वधमाचक्ष्व न हि तृप्यामि कथ्यतः ॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે મહાબાહુ! હે મહામતિ! હે વાસુદેવ! તમે સૌભઅધિપતિ શાલ્વના વધ વિષે વિસ્તારથી કહો; કેમ કે તમે કહ્યું એટલાથી મને તૃપ્તિ થતી નથી.[૧]

વાસુદેવ બોલ્યા: હે ભરતશ્રેષ્ઠ! હે મહાબાહુ! હે મહારાજ! મેં શ્રુતશ્રવાપુત્ર શિશુપાલને મારી નાખ્યો છે, એ સાંભળીને શાલ્વ દ્વારકાનગરી ઉપર ચઢી આવ્યો હતો.[૨] હે પાંડુનંદન! તે દુષ્ટાત્મા શાલ્વે એ નગરીને સર્વ બાજુથી ઘેરી લીધી અને પોતે પોતાના તે આકાશચારી સૌભનગરમાં વ્યૂહ રચીને સાવધાન રહ્યો.[૩] ત્યાં રહ્યે રહ્યે એ રાજાએ તે દ્વારકાનગર ઉપર યુદ્ધ કરવા માંડ્યું અને ત્યાં સર્વ શસ્ત્રાસ્ત્રોથી યુદ્ધ મચ્યું.[૪] દ્વારકાપુરીને ચારે બાજુએ પતાકાઓ અને તોરણદ્વારો હતાં. તેમાં યોદ્ધાઓનાં નિવાસસ્થાનો, બુરજો, યંત્રો અને સુરંગ ખોદનારાં શસ્ત્રો હતાં. ત્યાં બહાર અને અંદર લોઢાના કઠેડાવાળા રસ્તાઓ છે, અનાજથી ભરેલી અટારીઓ છે અને કોઠારોવાળા મુખ્ય દરવાજાઓ કરેલા છે. એમાં મોરચાઓ બાંધ્યા છે, બળતી લાકડીઓ છે અને મારવાના પથ્થરો છે. હે ભરતશ્રેષ્ઠ! એ પુરીમાં પાત્રો રાખવાનાં સ્થાનો છે, ભેરીઓ છે, પણવાનક નગારાં છે; વળી હે રાજન્! તેમાં તોમરો, અંકુશો, શતઘ્નીઓ, લાંગલો, ભુશુંડીઓ, પથ્થરના ગોળાઓ, પરશુ શસ્ત્રો, લોઢાની ઢાલો, આગગોળાઓ અને આગનળીઓ સુદ્ધાં છે.[૫-૮] હે ભરતવર! શાસ્ત્રદૃષ્ટિ પ્રમાણે એ નગરને સજવામાં આવ્યું છે. હે કુરુસિંહ! એ નગરી અનેકવિધ રથોથી તથા શત્રુઓને ખાળવામાં સમર્થ, અતિ વિખ્યાત કુળવાળા તેમ જ યુદ્ધમાં પરાક્રમ બતાવી ચૂકેલા એવા ગદ, સામ્બ અને ઉદ્ધવ આદિ વીર પુરુષોથી સુરક્ષિત છે.[૯-૧૧] વળી મધ્યકેન્દ્રી છાવણીમાં રહેલા રક્ષકો વડે, શત્રુની છાવણીઓને ઉડાવી દેનારા યોદ્ધાઓ વડે તેમ જ પતાકાવાળા ઘોડેસવારો વડે તે સંરક્ષિત છે.[૧૨] તે સમયે ઉગ્રસેન અને ઉદ્ધવ આદિએ પ્રમાદથી રક્ષણ કરવાને માટે નગરમાં ઘોષણા કરાવી હતી કે, કોઈએ સુરા પીવી નહિ. કેમ કે મદ્ય પીને લોકો ગફલતમાં પડશે, તો શાલ્વ અધિરાજ હુમલો કરશે. આમ કરવાથી તે વૃષ્ણિવંશીઓ અને અંધકવંશીઓ સર્વ સાવધાન થઈ રહ્યા.[૧૩,૧૪] ધનસંચયનું રક્ષણ કરવાવાળાઓએ આનર્ત્તવાસી સર્વ નટોને, નાચનારાઓને અને ગવૈયાઓને તત્કાલ નગર બહાર મોકલી દીધા. પુલ–પુસ્તા ભાંગી નાખવામાં આવ્યા, સર્વે નાવોને બંધ કરી દીધાં.[૧૫] હે કૌરવ્ય! તમામ ખાઈઓ ખીલા જેવી શૂળોથી ભરી દેવામાં આવી. હે કુરુશ્રેષ્ઠ! વળી વાવ–કૂવાઓ ઉપર કોશ કોશ સુધી ફરતા કાંટા–ખીલા પાથરી દીધા હતા અને જમીનને ઊંચીનીચી કરી નાખી હતી.[૧૬] હે નિષ્પાપ!

આમ તો દ્વારકા, કુદરતી રીતે જ ભારે વિષમ છે અને સ્વાભાવિક રીતે જ તે સંરક્ષિત છે. તે છતાં તે વખતે સ્વાભાવિકતાએ તેને આયુધોથી વિશેષ સજ્જ કર્યું હતું.[૧૭] હે ભરતોત્તમ! સરસ રીતે રક્ષાયેલું, સુંદર રીતે સચવાયેલું અને સર્વ આયુધોથી ભરેલું તે નગર જાણે કે ઇંદ્રભવન બન્યું હતું.[૧૮] હે મહારાજ! વૃષ્ણીઓ અને અંધકોના એ નગર ઉપર જ્યારે સૌભરાજ ચડી આવ્યો, ત્યારે રાજાની છાપના પરવાના વિના ન કોઈ બહાર જઈ શકતું કે ન કોઈ અંદર આવી શકતું. હે કૌરવરાજેંદ્ર! તમામ શેરીમહોલ્લાઓમાં તેમ જ ચોકચૌટામાં હાથીઘોડાનું મહાન સેનાબળ રાખવામાં આવ્યું હતું. હે મહાબાહુ! તે સમયે સેનાને વેતન અને ભોજન અપાવ્યાં હતાં, આયુધો અને વસ્ત્રો અપાવ્યાં હતાં, તેમ જ વિશેષ ઇનામો ઇત્યાદિ પણ અપાવ્યાં હતાં. ત્યારે ન કોઈ સૈનિક તાંબાનાણાંનો પગારદાર હતો, ન કોઈનું વેતન ચડી ગયેલું હતું, ન કોઈ અનુગ્રહથી ભરતી થયો હતો તેમ જ ન કોઈને પરાક્રમ જોયા વિના દાખલ કર્યો હતો. હે કમલલોચન રાજન્! આમ અનેક કુશળ પુરુષોથી વસેલી તે દ્વારકાનગરીને સુસજ્જ કરવામાં આવી હતી અને રાજા ઉગ્રસેન તેને સારી રીતે રક્ષી રહ્યા હતા.[૧૯-૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'સૌભવધોપાખ્યાન' નામનો અધ્યાય ૧૫મો સમાપ્ત

## अध्याय १६ मो
### યુદ્ધમાં સાંબ આદિનાં પરાક્રમ

॥ वासुदेव उवाच ॥

तां तूपयातो राजेन्द्र शाल्वः सौभपतिस्तदा।
प्रभूतनरनागेन बलेनोपविवेश ह ॥ १ ॥

વાસુદેવ બોલ્યા : આમ તે નગરી ઉપર ચડી આવેલા સૌભપતિ શાલ્વે હે રાજેંદ્ર! ત્યારે અસંખ્ય માણસો તથા હાથીઓની સેના સાથે પાસે પડાવ નાખ્યો.[૧] શાલ્વરાજે રક્ષેલી તે ચતુરંગિણી સેનાએ પુષ્કળ જળાશયવાળી સમભૂમિ ઉપર છાવણી નાખી હતી. શ્મશાનો, દેવમંદિરો, રાફડાઓ અને ચૈત્યવૃક્ષોને તજીને તે સેનાએ પડાવ રાખ્યો હતો. હે રાજા! સેનાઓના વિવિધ વિભાગોના પડવાથી રસ્તાઓ બંધ થઈ ગયા હતા અને શાલ્વની છાવણીમાં ગુપ્ત રીતે પ્રવેશ થઈ શકે એમ કહ્યું નહોતું. હે કૌરવ્ય! સર્વ આયુધોથી સંયુક્ત, સર્વ શસ્ત્રોમાં નિપુણ, રથો, હાથીઓ તથા ઘોડાઓથી ભરેલા, પાળાઓ અને ધજાઓથી ભરપૂર, હૃષ્ટપુષ્ટ સૈનિકોથી સજેલું, વીરનાં લક્ષણોથી ચિહ્નિત, ભાતભાતના ધ્વજો તથા કવચોથી ભર્યુંપૂર્યું અને વિવિધ રથો તથા ધનુષ્યોથી યુક્ત એવા પોતાના સેનાદળને શાલ્વે દ્વારકા તરફ મોકલી દીધું.[૨-૭] હે નરોત્તમ! ત્યારે ગરુડની જેમ તેણે વેગપૂર્વક ધસારો કર્યો. હવે શાલ્વપતિની તે સેનાને ચડી આવતી જોઈને વૃષ્ણિનંદન કુમારો તરત જ બહાર નીકળ્યા અને તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૮] હે કૌરવ! શાલ્વરાજના એ ધસારા સામે ચારુદેષ્ણ, સામ્બ અને મહારથી પ્રદ્યુમ્ન ટક્કર ઝીલી શક્યા નહિ. તે સર્વ કવચ બાંધી, વિચિત્ર આભરણ સજી અને ધ્વજા ચડાવીને રથમાં બેસી નીકળ્યા અને શાલ્વરાજના અનેક વીર યોદ્ધા સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૯,૧૦] ચાપ ચડાવીને સાંબે પ્રસન્નતાપૂર્વક શાલ્વના સચિવ અને સેનાપતિ ક્ષેમવૃદ્ધિની સામે રણમાં ઝૂઝવા માંડ્યું.[૧૧] હે ભરતોત્તમ! જામ્બવતીના પુત્ર સાંબે તેના ઉપર બાણની વર્ષા છોડી, માનો સહસ્રાક્ષ ઇંદ્રે જલધારા વરસાવી![૧૨] હે મહારાજ! તે સેનાપતિ ક્ષેમવૃદ્ધિ પણ નિશ્ચળ હિમાચળની જેમ તે ભયંકર બાણધારાને ઝીલી રહ્યો.[૧૩] હે રાજેંદ્ર! પછી ક્ષેમવૃદ્ધિએ પણ સામે સાંબ ઉપર માયા વડે રચેલી વિશેષ મહાન બાણધારા છોડી-

તે સાંબે તે માયામય જળને માયાથી વિખેરી નાખી અને એના રથ ઉપર સહસ્ર શરોનો વર્ષાવ કર્યો.[૧૪,૧૫] આમ સેનાપતિ ક્ષેમવૃદ્ધિ સાંબથી વીંધાઈ ગયો અને સાંબનાં બાણોની પીડા પામેલો તે વેગવાન ઘોડાઓવાળા રથમાં બેસી નાસી છૂટ્યો.[૧૬]

હવે શાલ્વનો તે ક્રૂર સેનાપતિ આમ નાસી ગયો, ત્યારે વેગવાન નામનો બળવાન દૈત્ય મારા પુત્ર ઉપર ધસી આવ્યો.[૧૭] હે રાજેંદ્ર! વૃષ્ણિકુલના ધુરંધર સામ્બ ઉપર આમ ધસારો થયો, ત્યારે તે વીર, વેગવાન દૈત્યના વેગને સ્થિરતાથી ઝીલી રહ્યો. હે કુંતીપુત્ર! સત્યપરાક્રમી તે વીર સામ્બે પોતાની વેગવતી ગદાને ઘુમાવીને વેગપૂર્વક વેગવાન દૈત્ય ઉપર ઝીંકી. હે રાજન્! વેગવાન રાક્ષસ એ ગદાથી પછાડ ખાઈને ધરતી ઉપર ઢળી પડ્યો—જાણે જીરણ મૂળિયાંવાળું ઝાડ પવનનો સપાટો પડતાં ભૂકો થઈ ગયું. આમ તે વીર મહાસુરને ગદાપ્રહારથી મારી નાખીને મારો પુત્ર મહાન સેનામાં પ્રવેશ કરીને યુદ્ધ કરવા લાગ્યો. હે મહારાજ! એ વખતે મહારથી અને મહાચાપધારી એવો વિવિન્ધ્ય નામનો શાલ્વની આજ્ઞા પામેલો દાનવ ચારુદેષ્ણ સાથે યુદ્ધ કરી રહ્યો હતો. હે રાજન્! પૂર્વે વૃત્રાસુર અને ઇંદ્ર વચ્ચે જેવું યુદ્ધ થયું હતું. તેવું તુમુલ યુદ્ધ એ વિવિન્ધ્ય અને ચારુદેષ્ણ વચ્ચે ત્યારે ચાલી રહ્યું હતું. એકબીજા ઉપર ક્રોધે ભરાયેલા અને એકબીજાને બાણોથી હણવા ઇચ્છતા તે બન્ને જણા બે મહાબળવાન સિંહોની જેમ મહાગર્જના કરવા મંડ્યા હતા.[૧૮-૨૪] પછી રુક્મિણીના પુત્ર ચારુદેષ્ણે અગ્નિ અને સૂર્યના જેવું તેજસ્વી શત્રુનાશક બાણને મહાસ્રના મંત્રથી મંત્રીને ધનુષ્ય ઉપર ચડાવ્યું.[૨૫] ક્રોધાક્રાંત અને મહારથી એવા મારા તે પુત્રે વિવિન્ધ્યને પડકારીને બાણ છોડ્યું. એટલે હે રાજન્! તે દૈત્ય પ્રાણ વિનાનો થઈ ગબડી પડ્યો.[૨૬] આમ વિવિન્ધ્યને હણાયેલો અને પોતાના સેનાદળને ગભરાયેલું જોઈને, તે શાલ્વ ઇચ્છાગતિવાળા સૌભ વિમાનમાં બેસીને પાછો રણમાં આવ્યો.[૨૭] હે નરપતિ! હે મહાબાહુ! આમ સૌભ વિમાનમાં બેઠેલા શાલ્વને જોઈને દ્વારકાનગરનું તે સર્વ સૈન્ય વ્યાકુળ થઈ ગયું. તેથી હે કૌરવ્ય! પ્રદ્યુમ્ન બહાર આવ્યો અને આનર્ત્તવાસી તે સેનાને ધીરજ આપી તે આ વચન બોલ્યો:[૨૮,૨૯] 'તમે સૌ ઊભા રહો. મને રણમાં રમતો જુઓ. જુઓ, હું સંગ્રામમાં શાલ્વ રાજાને સૌભની સાથે કેવો બળપૂર્વક હઠાવું છું! હે યાદવો! ધનુષ્યરૂપી હાથમાંથી છૂટેલાં આ લોખંડી સર્પો જેવાં બાણો વડે હું આજે જ સૌભપતિની આ સેનાને હણી નાખીશ. તમે ધીરજ રાખો. બીક રાખશો નહિ, આજે જ સૌભરાજ શાલ્વ નાશ પામશે. મારો સપાટો લાગતાં જ તે દુષ્ટાત્મા સૌભ વિમાન સાથે વિનાશ પામશે.' હે પાંડુનંદન! પ્રદ્યુમ્ને આ પ્રમાણે હર્ષપૂર્વક કહ્યું, ત્યારે હે વીર! તે સેના ધૈર્યથી ઊભી રહી અને સુખપૂર્વક યુદ્ધ કરવા લાગી.[૩૦-૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'સૌભવધોપાખ્યાન' નામનો અધ્યાય ૧૬મો સમાપ્ત

## અધ્યાય ૧૭મો

### શાલ્વ સાથેના યુદ્ધમાં પ્રદ્યુમ્નને મૂર્છા

॥ वासुदेव उवाच ॥

एवमुक्त्वा रौक्मिणेयो यादवान् भरतर्षभ ।
दंशितैर्हरिभिर्युक्तं रथमास्थाय कांचनम् ॥ १ ॥

વાસુદેવ બોલ્યા: હે ભરતોત્તમ! રુક્મિણીપુત્ર પ્રદ્યુમ્ને યાદવોને આ પ્રમાણે કહ્યા પછી તે સુવર્ણ રથમાં બેઠો. એ રથને કવચસજ્જ ઘોડાઓ જોડ્યા હતા અને એના ઉપર યમના જેવા ઉઘાડેલા મોંવાળા મગરની છાપવાળો ધ્વજ ઊડતો

હતો. જાણે આકાશમાં ઠેકડા ભરતા હોય એવા બળવાન ઘોડાઓ સાથે એ શત્રુઓ ઉપર હલ્લો લઈ ગયો.[૧,૨] ભાથા અને ખડ્ગ ધારેલો તથા આંગળીઓ ઉપર ઘોના ચામડાની ખોળીઓ ચડાવેલો તે મહાબળવાન શૂરવીર, પોતાના શ્રેષ્ઠ ધનુષ્યની પ્રત્યંચા વારંવાર ખેંચતો હતો અને તેનો વારંવાર ટંકારવ કરતો હતો. વીજળીના જેવા તેજસ્વી ચાપને એક હાથમાંથી બીજા હાથમાં ફેરવતા રહીને તેણે સૌભનિવાસી સર્વ દૈત્યોને મોહિત કરી નાખ્યા.[૩,૪] તે ધનુષ્યને ખેંચતો હતો, એક પછી એક બાણ સાંધતો હતો અને રણમાં શત્રુઓને રોળી નાખતો હતો. એ બધાનો ભેદ કોઈ જ પામી શકતું નહોતું.[૫] એના મુખનો રંગ બદલાતો નહોતો, તેમ એનાં ગાત્રો ઢીલાં પડતાં નહોતાં. લોકો તો સિંહના જેવો અદ્ભુત પરાક્રમભર્યો એવો તેનો શ્રેષ્ઠ હુંકાર સાંભળતા હતા.[૬] સુવર્ણદંડ ઉપર રહેલો, વિકસિત મુખવાળો, સર્વ મત્સ્યો મથનારો અને સેનાને મોખરે રહેલી ધજાની ટોચે ચિહ્નિત થયેલો તે મગર શાલ્વના સેનાવીરોને કંપાવતો શોભતો હતો. હે મહારાજ! પછી શત્રુનાશન પ્રદ્યુમ્ને એકદમ છલંગ ભરી અને યુદ્ધ ઇચ્છતો તે શાલ્વ ઉપર દોડ્યો.[૭,૮] હે કુરુકુલશેખર! મહારણમાં વીર પ્રદ્યુમ્ને કરેલા આ ધસારાને લીધે ક્રોધે ભરાયેલો તે શાલ્વ સહન કરી શક્યો નહિ. રોષ અને મદમાં મત્ત થયેલો અને શત્રુનગરને જીતી લેનારો તે શાલ્વ મનના જેવી ગતિવાળા સૌભ વિમાનમાંથી ઊતરીને પ્રદ્યુમ્ન સાથે લડવા લાગ્યો.[૯] ત્યાં ભેગા થયેલા લોકો, બલિ અને ઇંદ્ર વચ્ચેના યુદ્ધ જેવું તે શાલ્વ અને વૃષ્ણિપ્રવીર પ્રદ્યુમ્ન વચ્ચેનું મહા તુમુલ યુદ્ધ જોઈ રહ્યા.[૧૦] હે વીર! તે શાલ્વ પાસે સુવર્ણથી મઢેલો, ધ્વજવાળો, અનુકર્ષવાળો અને ભાથાવાળો રથ હતો. હે કૌરવ્ય પ્રભુ! તે બળવાન શ્રીમાન એ શ્રેષ્ઠ રથમાં બેઠો અને પ્રદ્યુમ્ન ઉપર બાણો વરસાવવા લાગ્યો.[૧૧] પછી પ્રદ્યુમ્ને પોતાના સર્વ બાહુબળથી રણમાં બાણની ઝપાટાભેર ઝડી વરસાવી-શાલ્વ જાણે તેથી મૂઢ જેવો થઈ ગયો. આમ યુદ્ધમાં તે બાણોના સપાટા ખાધેલો સૌભરાજ આને સાંખી શક્યો નહિ અને તેણે મારા પુત્ર ઉપર પ્રોજ્જ્વળ આગ જેવાં બાણો છોડવા માંડ્યાં. મહાબળવાન પ્રદ્યુમ્ને તે ધસી આવતી બાણભરતીને કાપી નાખી, એટલે શાલ્વે મારા પુત્ર ઉપર બીજાં પ્રદીપ્ત શરો છોડ્યાં.[૧૨-૧૪] હે રાજેંદ્ર! શાલ્વનાં તે બાણોથી વીંધાઈ ગયેલા એ રુક્મિણીજાયાએ રણમાં વેગપૂર્વક મર્મભેદી બાણ માર્યું. મારા પુત્રે છોડેલા તે પાંખવાળા બાણે શાલ્વના કવચને ભેદીને તેની છાતીને વીંધી નાખી; અને તેથી તે મૂર્છા ખાઈને નીચે પડ્યો. તે વીર શાલ્વરાજ આ રીતે બેભાન થઈ ઢળી પડ્યો, ત્યારે દાનવેંદ્રો જાણે પૃથ્વીને ચીરી નાખતા હોય તેમ નાસવા લાગ્યા.[૧૫-૧૭] હે પૃથ્વીપતિ! સૌભપતિ શાલ્વનરેશ ચેતનરહિત થઈ પડી ગયો, ત્યારે તેના સૈન્યમાં હાહાકાર મચી ઊઠ્યો. પછી હે કૌરવ્ય! ભાન આવતાં તે મહાબળી પાછો ઊભો થયો અને પ્રદ્યુમ્ન ઉપર એકદમ બાણો છોડવા લાગ્યો.[૧૮,૧૯] રણમાં ઊભેલો તે મહાબાહુ વીર પ્રદ્યુમ્ન એ બાણોથી હાંસડીની જગાએ અત્યંત વીંધાઈ ગયો અને તરત જ રથમાં મૂર્છિત થઈ ઢળી પડ્યો.[૨૦] હે મહારાજ! આમ એ રુક્મિણીનંદનને વીંધી નાખીને તે શાલ્વે સિંહનાદ કર્યો અને એ નાદથી પૃથ્વીને ગજવી દીધી.[૨૧] હે ભારત! પછી મૂર્છિત થયેલા મારા પુત્ર ઉપર તેણે ફરીથી વેગબંધ બીજાં તીક્ષ્ણ બાણો છોડ્યાં. હે કૌરવશ્રેષ્ઠ! આમ તે અનેકાનેક બાણો વડે ઘાયલ થયેલો અને તેથી મૂર્છામાં પડેલો તે પ્રદ્યુમ્ન રણાંગણમાં બેભાન થઈ ને વળી

ઢળી પડ્યો.[૨૨-૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'સૌભવધોપાખ્યાન' નામનો અધ્યાય ૧૭મો સમાપ્ત

# अध्याय १८मो

## પ્રદ્યુમ્નનો સારથિને ઠપકો

॥ वासुदेव उवाच ॥

**शाल्वबाणार्दिते तस्मिन् प्रद्युम्ने बलिनां वरे।**
**वृष्णयो भग्नसंकल्पा विव्यथुः पृतनागताः ॥ १ ॥**

વાસુદેવ બોલ્યા: બળવાનોમાં શ્રેષ્ઠ તે પ્રદ્યુમ્ન શાલ્વના બાણથી આમ પીડા પામ્યો, ત્યારે સેનામાં આવેલા વૃષ્ણિઓ ભગ્નમનોરથ થયા અને વ્યથા પામ્યા.[૧] હે રાજન્! પ્રદ્યુમ્ન આમ મૂર્છિત થયો, ત્યારે વૃષ્ણિઓ અને અંધકોની સર્વ સેનામાં હાહાકાર વર્તી રહ્યો અને શત્રુઓમાં ભારે આનંદ થઈ રહ્યો. એ પ્રદ્યુમ્નને આમ મૂર્છાવશ થયેલો જોઈને શિક્ષિત સારથિ દારુકનો પુત્ર તેને વેગીલા ઘોડાઓવાળા રથમાં જલદી રણની બહાર લઈ ગયો.[૨,૩] પણ તે રથ ઘણો દૂર ગયો નહોતો, એટલામાં મહારથી નેતા પ્રદ્યુમ્ન ભાનમાં આવ્યો અને ધનુષ્ય પકડીને સારથિને આ પ્રમાણે બોલ્યો: 'હે સૂતપુત્ર! તેં શું ધાર્યું છે? તું કેમ પીઠ બતાવીને જાય છે? રણમાં વૃષ્ણિવીરો માટે આ ધર્મ કહ્યો નથી.[૪,૫] હે સૌતિ! તને મહારણમાં શાલ્વને જોઈને મોહ તો નથી થયો ને? કે પછી રણાંગણ જોઈને તું ભયભીત તો નથી થયો ને? જે હોય તે તું મને કહે.'[૬] સૂતપુત્ર બોલ્યો: 'હે જનાર્દનનંદન! નથી મને મોહ થયો કે નથી મને ભય લાગ્યો. હે કેશવનંદન! હું તો માનું છું કે, શાલ્વ તમને અતિ ભારે પડશે.[૭] હે વીર! એ પાપકર્મી બળવાન છે, તેથી હું ધીરે ધીરે પાછો હઠું છું; કેમ કે રણમાં મૂર્છા પામેલા શૂરવીર રથીનું સારથિએ રક્ષણ કરવું જોઈએ.[૮] હે આયુષ્મન્! મારે તમારું અને તમારે મારું નિત્ય રક્ષણ કરવું ઘટે છે. રથીનું નિરંતર રક્ષણ કરવું જોઈએ એમ વિચારી હું યુદ્ધભૂમિમાંથી પાછો વળું છું. હે રુક્મિણીપુત્ર! હે મહાબાહુ! તમે એક છો અને દાનવો તો અનેક છે. આ યુદ્ધ અસમાન છે.[૯,૧૦] આમ માનીને હું રણમાંથી પાછળ હઠું છું.' સારથિએ આ પ્રમાણે કહ્યું, ત્યારે હે કૌરવ્ય! મકરચિહ્નની ધજાવાળા પ્રદ્યુમ્ને સારથિને કહ્યું: 'હે દારુકપુત્ર! તું રથને પાછો વાળ. હે સૂતપુત્ર! હું જીવતો હોઉં ત્યાં સુધી તું ફરીને કોઈ રીતે અને ક્યારેય આમ રથને રણમાંથી પાછો ખસેડીશ નહિ. જે રણમાં પાછી પાની કરે છે, જે પડેલાને હણે છે, જે 'હું તમારો છું' એમ કહેનારને હણે છે, જે સ્ત્રીઓને, બાળકોને તથા વૃદ્ધોને હણે છે, જે રથથી ભ્રષ્ટ થયેલાને તથા આકુળતા-વ્યાકુળતા પામેલાને હણે છે અને જે જેનાં શસ્ત્રો તેમ જ આયુધો ભાંગી ગયાં છે એવાઓને હણે છે, તેને વૃષ્ણિકુળમાં જન્મેલો સમજવો નહિ. હે દારુકપુત્ર! તું સૂતવંશમાં જન્મ્યો છે, સારથિકર્મમાં તું સુશિક્ષિત છે અને તું વૃષ્ણિઓના યુદ્ધવિષયક ધર્મોનો જ્ઞાતા પણ છે. સેનાને મોખરે રહેતા વૃષ્ણિઓના સમગ્ર ચરિતને તું જાણે છે. તો હે સૂતપુત્ર! ફરી કદી પણ આવું પીઠ બતાવવાનું કાર્ય કરીશ નહિ.[૧૧-૧૬] પૂંઠે ઘા પામેલા, ગભરાઈ ગયેલા અને રણમાંથી પોબારા ગણી આવેલા મને, ગદના મોટાભાઈ તે મહાપ્રતાપી માધવ શું કહેશે?[૧૭] વળી કેશવના મોટાભાઈ, નીલ અંબર ધારવાવાળા, ઉત્કટ મદવાળા અને વિશાળ બાહુવાળા તે બલરામ આવીને મને શું કહેશે?[૧૮] હે સૂત! શિનિનો પૌત્ર, મહા ચાપધારી અને પુરુષોમાં સિંહ જેવો તે સાત્યકિ તથા રણવિજયી સાંબ મને રણમાંથી ભાગી આવેલાને શું કહેશે? હે સારથિ! દુર્ધર્ષ ચારુદેષ્ણ, ગદ, સારણ તેમ જ મહાબાહુ અક્રૂર મને શું કહેશે?[૧૯,૨૦] શૂર, પ્રતિષ્ઠિત, શીત અને નિત્ય

પુરુષત્વના અભિમાની એવા મને વૃષ્ણિવીરોની સ્ત્રીઓ ટોળે મળીને શું કહેશે?[૨૧] તેઓ કહેશેઃ 'આ પ્રદ્યુમ્ન ડરીને, રણ છોડીને ભાગી આવ્યો છે. ધિક્કાર હો એને!' તેઓ મને 'સારું કર્યું' એમ કહેશે જ નહિ.[૨૨]હે સૂતપુત્ર! મારી અને મારા જેવાની ધિક્કારભરી વાણીમાં હાંસી થાય, તે મને મરવા કરતાંયે વસમું લાગે છે. આથી તું ફરી આમ રણમાંથી પાછાં પગલાં ભરીશ નહિ.[૨૩] મધુને મારનારા શ્રીહરિ મારા ઉપર ભાર મૂકીને ભરતસિંહ યુધિષ્ઠિરના યજ્ઞમાં ગયા છે; માટે આજના મારા વર્તનને તેઓ સહન કરી શકશે નહિ.[૨૪] હે સૂતજ! રણમાં આવવા નીકળેલા વીર કૃતવર્મા યુદ્ધ કરવા નીકળતા હતા પણ મેં જ વાર્યા હતા કે, 'શાલ્વને હું હાંકી કાઢીશ, તમે રોકાઈ જાઓ.' તે હૃદિકપુત્ર કૃતવર્મા મને સમર્થ જાણીને પાછા ગયા. તો હવે રણમાં પૂંઠ બતાવીને હું તે મહારથીને મળીને શું કહીશ?[૨૫,૨૬] શંખ, ચક્ર અને ગદાને ધારણ કરવાવાળા, મહાન બાહુવાળા, કમળના જેવાં લોચનવાળા અને અજિત એવા શ્રીકૃષ્ણ આવશે તેમને હું શું કહીશ?[૨૭] સાત્યકિ, બળદેવ અને બીજા અંધકો તથા વૃષ્ણિઓ જેઓ સાથે સતત સ્પર્ધા કરી રહ્યા છે, તે સર્વને હું શું કહીશ? હે સૂતપુત્ર! આ રણભૂમિ છોડીને પીઠ ઉપર બાણોના ઘા પામેલા અને વિવશ થયેલા મને તું દૂર લઈ આવ્યો છે, પણ હવે હું કોઈ રીતે જીવી શકું નહિ.[૨૮,૨૯] તો હે દારુકનંદન! તું ઝટ રથને પાછો રણમાં લઈ ચાલ અને ફરી આપત્તિ આવતાં કોઈ રીતે પણ તું આવું કરતો નહિ.[૩૦] હે સૂતપુત્ર! પીઠ ઉપર બાણોથી ઘાયલ થયેલો, ડરી ગયેલો અને રણમાંથી પાછાં ડગલાં ભરી આવેલો હું કોઈ પ્રકારે જીવતરને અધિક ગણતો નથી.[૩૧] હે સૂતાત્મજ તેં મને કદી કાયરની જેમ રણછોડીને પૂંઠ બતાવનારો અને ભયથી વ્યાકુળ થયેલો જાણ્યો છે? હે દારુકનંદન! મને યુદ્ધની અત્યંત ઇચ્છા છતાં તેં મને સંગ્રામમાંથી બહાર કાઢ્યો તે યોગ્ય કર્યું નથી. તો હવે જ્યાં યુદ્ધ ચાલતું હોય ત્યાં તું મને લઈજા.[૩૨,૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'સૌભવધોપાખ્યાન' નામનો અધ્યાય ૧૮મો સમાપ્ત

## અધ્યાય ૧૯મો

### શાલ્વનો પરાજય તથા તેનું પલાયન

॥ वासुदेव उवाच ॥

**एवमुक्तस्तु कौंतेय सूतपुत्रस्ततोऽब्रवीत्।**
**प्रद्युम्नं बलिनां श्रेष्ठं मधुरं श्लक्ष्णमंजसा ॥ १ ॥**

વાસુદેવ બોલ્યાઃ હે કૌંતેય! પ્રદ્યુમ્ને આમ કહ્યું, ત્યારે સૂતપુત્રે તે બલીશ્રેષ્ઠને સરળતા, કોમળતા અને મધુરતા સાથે આ પ્રમાણે કહ્યુંઃ 'હે રુક્મિણીપુત્ર! સંગ્રામમાં ઘોડાઓ હાંકવામાં મને ભય નથી. હું વૃષ્ણિઓનાં યુદ્ધોનો જાણકાર પણ છું. આમાં કાંઈ ફેરફાર નથી.[૧,૨] હે આયુષ્મન્! સારથિકર્મમાં રહેનારા માટે આ શાસ્ત્રોપદેશ કહેવાયો છે કે, તેણે સર્વ કાર્યોમાં રથીને રક્ષવો જોઈએ. તેથી હે વીર! તમે જ્યારે ખૂબ પીડિત થયા હતા, શાલ્વે છોડેલા બાણથી અત્યંત ઘાયલ થયા હતા અને જ્યારે મૂર્છામાં પટકાયા હતા, ત્યારે હું તમને ખસેડી લાવ્યો છું.[૩,૪] પણ હે યાદવવીર! દૈવયોગે તમે હવે સચેત થયા છો. હે કેશવનંદન! હવે જુઓ મારી અશ્વ ચલાવવાની વિદ્યાકલાને. હું દારુકનો દીકરો છું અને મેં યથાર્થ શિક્ષણ મેળવ્યું છે. હું નિર્ભયતાથી શાલ્વની આ વિશાળ સેનામાં હમણાં પ્રવેશું છું.'[૫,૬]

પછી હે વીર! આમ કહીને તેણે અશ્વોને યુદ્ધ તરફ જવા પ્રેર્યા. લગામો ખેંચી તેણે તેમને અનેક જાતનાં અને તેથી જુદી જાતનાં, ડાબાં તથા જમણાં, વિચિત્ર મંડલોમાં સર્વ બાજુએ વેગપૂર્વક દોડાવી મૂક્યા.[૭] હે રાજન્! ચાબુકના

ફટકારા પામેલા અને લગામ ખેંચવાથી તેજ થયેલા તે શ્રેષ્ઠ ઘોડાઓ જાણે આકાશમાં ઊડતા હોય એમ વેગથી દોડતા જણાતા હતા.[૯] હે રાજા! દારુકપુત્રની એ હાથચાલાકી જાણીને તે અશ્વો જાણે બળી રહ્યા હોય તેમ પૃથ્વીને પૂરી પગથી સ્પર્શ પણ કરતા નહોતા.[૯] હે ભરતોત્તમ! આમ સારથિએ તે શાલ્વની સેનાને થોડા જ યત્ન વડે ડાબે પડખે કરી દીધી. આ એક આશ્ચર્ય જેવું થયું.[૧૦] પ્રદ્યુમ્ને પોતાને ડાબી બાજુએ રાખ્યો, એ પેલો સૌભરાજ સાંખી શક્યો નહિ. તેણે પ્રદ્યુમ્નના સારથિને એકદમ ત્રણ બાણો મારીને પીડિત કર્યો.[૧૧] હે મહાબાહુ! દારુકનો પુત્ર તો બાણના વેગની ગણના ન રાખતાં ફરીફરીને તેને ડાબે પડખે ફરતો ધસતો રહ્યો. પછી તે સૌભનરેશે મારા પુત્ર રુક્મિણીનંદન ઉપર અનેકવિધ બાણો છોડ્યાં; પણ શત્રુવીરને હણનારા રુક્મિણીપુત્રે તો સ્મિત કર્યું અને હાથચાલાકી બતાવી પોતાનાં તીક્ષ્ણ બાણો વડે તે બાણોને પહોંચતાં પહેલાં જ છેદી નાખ્યાં.[૧૨-૧૫] આમ તે બાણોને પ્રદ્યુમ્નથી કપાઈ નંખાયેલાં જોઈને, તે સૌભનરેશે ભયંકર આસુરી માયાનો આશરો લઈ બાણો છોડવા માંડ્યાં.[૧૬] શાલ્વ મહાબળવાન દૈતેયાસ્ત્રને જોડી રહ્યો છે, એ જાણીને પ્રદ્યુમ્ને તેને બ્રહ્માસ્ત્રથી વચગાળે જ કાપી નાખ્યું અને પછી બીજાં બાણો પણ છોડ્યાં.[૧૭] લોહી પીનારાં તે બાણોએ એ દૈતેયાસ્ત્રનો તરત જ નાશ કરી નાખ્યો અને તેણે શાલ્વના માથાને તથા મુખને વીંધી દીધાં.[૧૮] આથી તે શાલ્વ મૂર્છા પામ્યો અને પડી ગયો. આમ બાણથી પુષ્કળ પીડાયેલો તે નીચ શાલ્વ ગબડી પડ્યો, ત્યારે રુક્મિણીનંદને તેના ઉપર બીજું શત્રુનાશી બાણ સાંધ્યું.[૧૯] સર્વ યાદવગણોએ પૂજેલું, સર્પના જેવું ઝેરીલું અને પ્રજ્વલિત અગ્નિના જેવા પ્રકાશવાળું તે બાણ ધનુષ્યની દોર ઉપર ચડાવવામાં આવતું જોઈને અંતરિક્ષમાં હાહાકાર મચી ગયો. પછી ઇંદ્ર અને કુબેર સહિત સર્વે દેવગણોએ નારદને તથા મનના જેવા વેગવાળા વાયુને પ્રદ્યુમ્ન પાસે મોકલ્યા. તે બન્ને રુક્મિણીપુત્ર પાસે આવીને દેવવાણી બોલ્યા:[૨૦-૨૨] 'હે વીર! આ શાલ્વરાજ કોઈ રીતે તારાથી વધને યોગ્ય નથી. તું બાણને પાછું વાળ. આ શાલ્વ રણમાં તારાથી મરે એમ નથી. જોકે યુદ્ધમાં આ બાણને માટે એકેય પુરુષ અવધ્ય નથી. હે મહાબાહુ! વિધાતાએ આનું મૃત્યુ દેવકીનંદન કૃષ્ણને હાથે નિર્માણ કર્યું છે, તે મિથ્યા થાય એમ નથી. પછી પરમ પ્રસન્ન થયેલા પ્રદ્યુમ્ને તે ઉત્તમ બાણને શ્રેષ્ઠ ધનુષ્ય ઉપરથી ઉતારી લીધું અને તેને ભાથામાં મૂકી દીધું.[૨૩-૨૫] હે રાજેંદ્ર! અત્યંત ખેદ પામેલો તથા પ્રદ્યુમ્નનાં બાણોથી પીડિત થયેલો તે શાલ્વ ઊભો થયો અને પોતાની સેના સાથે જલદી નાસવા લાગ્યો. વૃષ્ણિઓથી ત્રાહ્યત્રાહ્ય થયેલો તે ક્રૂર શાલ્વ, હે રાજેંદ્ર! દ્વારકા છોડી ગયો અને સૌભવિમાનમાં બેસી આકાશમાં ચાલ્યો ગયો.[૨૬,૨૭]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમા 'સૌભવધોપાખ્યાન' નામનો અધ્યાય ૧૯મો સમાપ્ત

## અધ્યાય ૨૦મો

### શાલ્વ સાથે શ્રીકૃષ્ણનું યુદ્ધ

॥ વાસુદેવ ઉવાચ ॥

आनर्त्तनगरं मुक्तं ततोऽहमगमं तदा ।
महाक्रतौ राजसूये निवृत्ते नृपते तव ॥ १ ॥

વાસુદેવ બોલ્યા: હે નૃપતિ! તમારો રાજસૂય મહાયજ્ઞ પૂરો થયો એટલે હું મુક્ત થયેલા આનર્ત્તનગરને વિશે આવ્યો.[૧] હે મહારાજ! મેં દ્વારકાને ત્યારે નિસ્તેજ થઈ ગયેલું જોયું. તે દ્વારકામાં વેદના, સ્વાધ્યાયના અને યજ્ઞના વષટ્કારના સૂરો આથમી ગયા હતા. શ્રેષ્ઠ સુંદરીઓ આભૂષણ વિનાની થઈ ગઈ હતી અને ઉપવનો ઓળખાય

નહિ એવો દેખાવ આપતાં હતાં. આ જોઈને મને શંકા પડી અને મેં હૃદિકાત્મજ કૃતવર્માને પૂછ્યું : 'હે નરસિંહ! આ વૃષ્ણિકુળનાં નરનારીઓ કેમ અત્યંત અસ્વસ્થ છે? હું તે તત્ત્વતઃ સાંભળવા ઇચ્છું છું.'[૨-૪] હે રાજશ્રેષ્ઠ! મેં આ પ્રમાણે કહ્યું, ત્યારે હાર્દિક કૃતવર્માએ શાલ્વે ઘેરો ઘાલ્યો હતો તે વિશે તથા તેમાંથી થયેલા છુટકારા વિશે વિસ્તારપૂર્વક કહ્યું.[૫] પછી હે ભરતશ્રેષ્ઠ! એ સર્વ વૃત્તાંત સંપૂર્ણતાએ સાંભળીને મેં તે જ વખતે શાલ્વરાજનો વિનાશ કરવાનો મનમાં નિશ્ચય કર્યો.[૬] હે ભરતોત્તમ! પછી મેં નગરજનોને, ઉગ્રસેન રાજાને તેમ જ વસુદેવને ધીરજ આપી અને સર્વ વૃષ્ણિવીરોને હર્ષાવતાં તેમને કહ્યું કે, 'હે યાદવસિંહો! તમે નગરમાં સદા સાવધાનીપૂર્વક રહેજો.[૭,૮] આ જાણી લો કે હું શાલ્વરાજને મારવા માટે જાઉં છું અને તે દાનવને માર્યા વિના પાછો દ્વારકા આવનાર નથી. સૌભનગર સમેત શાલ્વને હણીને હું તમને ફરી મળીશ. હવે (યુદ્ધપ્રયાણ દર્શાવનારા) દુંદુભિઓથી શત્રુઓને થથરાવી મૂકે એવા નીચા, મધ્યમ અને ઊંચા એમ ત્રિસ્વરો વડે રણભેરીઓ વગાડો.'[૯,૧૦] પછી હે ભરતસિંહ! આમ મારાથી આશ્વાસન પામેલા તે સર્વ વીરો મને હર્ષપૂર્વક કહેવા લાગ્યા : 'ભલે, પધારો અને શત્રુઓને મારો.'[૧૧] પ્રસન્નચિત્ત તે વીરોએ મને આશીર્વાદથી અભિનંદિત કર્યો અને મેં શ્રેષ્ઠ બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન વંચાવ્યું.[૧૨] પછી મેં શિવજીને શિર નમાવીને પ્રણામ કર્યા. તે પછી હે રાજન્! શંખોમાં શ્રેષ્ઠ એવો પાંચજન્ય વગાડી, હું શૈબ્ય અને સુગ્રીવ નામના ઘોડાઓ જોડેલા રથથી દિશાઓને ગજાવવા લાગ્યો. હે નરસિંહ! વિજયથી પ્રકાશવંતી, સુસજ્જ અને સુવ્યવસ્થિત એવી મહાન ચતુરંગિણી સેનાથી ઘેરાઈને મેં યુદ્ધપ્રયાણ આદર્યું. અનેકાનેક દેશોને, પર્વતોને, વનવૃક્ષોને, સરોવરોને અને સરિતાઓને વટાવીને હું માર્તિકાવત દેશમાં પહોંચ્યો.[૧૩-૧૫] હે નરવ્યાઘ્ર! ત્યાં મેં સાંભળ્યું કે, શાલ્વ સૌભવિમાનમાં બેસીને સાગરતટે જઈ રહ્યો છે, એટલે હું તેની પૂઠે પડ્યો.[૧૬] ત્યાં હે શત્રુનાશન! સમુદ્ર ઉપર, મહાન ઊર્મિવાળા તેના બેટમાં, શાલ્વ સૌભમાં બેસીને સમુદ્રની મધ્યમાં રહ્યો હતો. હે યુધિષ્ઠિર! મને દૂરથી જોઈને તે દુષ્ટચિત્ત જાણે કે, મને હસવા લાગ્યો અને વારંવાર યુદ્ધનું તેડું આપવા લાગ્યો.[૧૭,૧૮] મેં શાર્ઙ્ગમાંથી અનેક મર્મભેદી બાણો તેના ઉપર છોડ્યાં, પણ તે તેના નગર સુધી પહોંચ્યાં નહિ; આથી મને રોષ ચડ્યો.[૧૯] હે મહારાજ! પાપી સ્વભાવના દૈત્યોમાં નીચ તથા દુર્ધર્ષ એવા તેણે પણ મારા ઉપર સહસ્ર બાણોની ધારા વરસાવી અને મારા સૈનિકોને, સારથિને તેમ જ ઘોડાઓને છાઈ દીધા. હે ભારત! અમે તો આને ગણકાર્યા વિના લડ્યા જ કર્યું.[૨૦,૨૧] પછી શાલ્વના વીર મહાનુયાયીઓએ ગાંઠવાળાં લાખો બાણો મારા ઉપર યુદ્ધમાં છોડ્યાં. ત્યારે તે અસુરોએ એ મર્મભેદી બાણોથી અશ્વોને, રથને તેમ જ દારુકને ઢાંકી દીધા. હે વીર! બાણોથી છવાઈ ગયેલા તેઓમાંથી ન ઘોડાઓ, ન રથ, ન મારો સારથિ દારુક, ન મારા સૈનિકો અને ન હું—એમ કોઈ જ દેખાતું નહોતું. પછી હે કૌંતેય! મેં પણ અનેક સહસ્ર બાણો દિવ્ય વિધિએ મંતરીમંતરીને ધનુષ ઉપર ચડાવીને ચલાવ્યાં.[૨૨-૨૫] હે ભારત! મારા સૈન્યનું ત્યાં ચાલતું નહોતું; કેમ કે તે સૌભ એક કોશ જેટલું ઊંચે આકાશમાં રહ્યું હોય તેમ જણાતું હતું.[૨૬] આમ તે સૈનિકો જાણે રંગમંડપમાં પ્રેક્ષક હોય તેમ ઊભા રહ્યા હતા અને સિંહનાદોથી તથા તાળીઓના ગડગડાટોથી મને ભારે ઉત્તેજિત કરતા હતા.[૨૭] મારા હાથને ટેરવેથી છૂટેલાં તે

સોહામણાં પીછાંવાળાં બાણો તીડની જેમ દાનવોનાં અંગમાં પેસી ગયાં.[૨૮] તે વખતે સૌભની મધ્યે તીણી અણીવાળાં બાણોથી વીંધાઈ જતા અને મહાસાગરમાં પડી જતા તે દાનવોનો ભારે શોરબકોર વધી પડ્યો. હાથ છૂટા પડેલા, ખભા કપાયેલા અને માથાં વિનાનાં ધડના આકારમાં જણાતા તે દાનવો ભયંકર ચિચિયારીઓ પાડતા નીચે પડતા હતા.[૨૯,૩૦] પડ્યા પછી પણ તેમને સાગરનાં જલવાસી પ્રાણીઓ ભક્ષી જતાં હતાં. પછી ગાયનું દૂધ, મોગરાનું ફૂલ, ચંદ્રમા, કમલદંડ અને ચાંદીના જેવા સફેદ રંગના પાંચજન્ય શંખને મેં જોરથી બજાવ્યો.[૩૧,૩૨] તે પછી પોતાના તે દાનવોને ત્યાં સમુદ્રમાં પડતા જોઈને સૌભપતિ શાલ્વ રણમાં મારી સાથે મહાન માયાયુદ્ધે લડવા લાગ્યો. તે વખતે ગદાઓ, હળો, પ્રાસો, શૂળો, શક્તિઓ, પરશુઓ, તલવારો, કાર્તિકેયની શક્તિઓ, વજ્રો, વરણપાશો, ઋષ્ટિઓ, કનપો, બાણો, પટ્ટિશો અને ભુશુંડીઓ મારા ઉપર એકધારાં પડવા લાગ્યાં.[૩૩,૩૪] મેં તે માયાને માયાથી જ પકડી લીધી અને તેનો ઝટ નાશ કરી નાખ્યો. આમ તેની માયાજાળ નાશ પામી, એટલે તે પર્વતનાં શિખરો લઈને લડવા લાગ્યો. હે ભારત! ત્યારે ઘડીમાં અંધારું તો ઘડીમાં અજવાળા જેવું થઈ ગયું. ઘડીમાં દિવસ મેઘઢાંક્યો, તો ઘડીમાં મેઘહીન સ્વચ્છ જણાયો. વળી ક્યારેક ઠંડી લાગતી, તો ક્યારેક ગરમી લાગતી. હે ભારત! ત્યારે કદી અંગારાનો, કદી ધૂળનો તો કદી શસ્ત્રોનો વરસાદ વરસવા લાગ્યો. આમ શત્રુ માયા રચીને મારી સાથે યુદ્ધ કરતો હતો.[૩૫-૩૭] એ સર્વ માયાને પકડી પાડીને મેં તેનો માયાથી જ વિનાશ કર્યો. સમયોચિત યુદ્ધ કરીને અને ચારે બાજુથી બાણો ચલાવીને [illegible] ત્યારે આકાશ જાણે સો સૂરજવાળું હોય, સો ચંદ્રવાળું હોય તેમ જ લાખો તારાઓવાળું હોય એમ ઝગઝગવા લાગ્યું.[૩૮,૩૯] હે કુંતીનંદન! ત્યારે દિવસ, રાત્રિ કે દિશા કશું જ જાણી શકાતું નહોતું. હે કૌંતેય! ત્યારે હું પણ ભ્રમમાં પડી ગયો. મેં પછી પ્રજ્ઞાસ્ત્રનો પ્રયોગ કર્યો.[૪૦] આથી હે કુંતીનંદન! તેનું તે માયાસ્ત્ર ઊડી ગયું. માનો પવનના સુસવાટાઓથી રૂનું પૂમડું ઊડી ગયું. આમ રૂંવાડાં ખડાં કરે એવું તે તુમુલ યુદ્ધ થયું. હે રાજેંદ્ર! જ્યારે પ્રકાશ થયો, ત્યારે હું ફરીથી રિપુની સાથે લડવા લાગ્યો.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'સૌભવધોપાખ્યાન' નામનો અધ્યાય ૨૦ મો સમાપ્ત

## અધ્યાય ૨૧ મો
### શાલ્વે રચેલી માયા

॥ वासुदेव उवाच ॥

**एवं स पुरुषव्याघ्रः शाल्वराजो महारिपुः ।**
**युध्यमानो मया संख्ये वियदभ्यगमत्पुनः ॥ १ ॥**

વાસુદેવ બોલ્યા : આ રીતે પુરુષોમાં સિંહ જેવો તે મહાન શત્રુ શાલ્વરાજ મારી સાથે રણમાં યુદ્ધ કરતાં કરતાં ફરી આકાશમાં ચાલ્યો ગયો.[૧] હે મહારાજ! પછી જયના અભિલાષી એવા તે મંદબુદ્ધિ શાલ્વે મારા ઉપર રોષપૂર્વક શતઘ્નીઓ, મહાગદાઓ, પ્રજ્વલિત ત્રિશૂળો, મુસળો અને તલવારો ફેંક્યાં.[૨] હણવાને આવતાં એ શસ્ત્રોને મેં તીવ્ર ગતિવાળાં બાણો વડે આકાશમાં જ તત્કાલ રોકી દીધાં અને તેમના શીઘ્ર બબ્બે ત્રણ ત્રણ ટુકડા કરી નાખ્યા. આથી આકાશમાં ભારે શોર મચ્યો.[૩] પછી દારુક ઉપર, ઘોડાઓ ઉપર અને રથ ઉપર તેણે ગાંઠાવાળાં લાખો બાણો ફેંક્યા કર્યાં. હે વીર! તે વખતે દારુકે ગભરાઈ જઈને મને કહ્યું કે, 'શાલ્વનાં બાણોથી હું અત્યંત [illegible] ઊભા રહેવાની મારી શક્તિ

અને આ પ્રમાણે તાત્કાલિક વચનો કહ્યાં:[૧૯,૨૦] 'હે વૃષ્ણિનંદન! આ સૌભપતિ શાલ્વ ઊભો છે, તે તમે ઠીક ઠીક કરીને જોઈ લો. હે કૃષ્ણ! એને અવગણશો નહિ. હવે તો બરાબર યત્ન કરો. હે મહાબાહુ! હવે શાલ્વ તરફની કોમળતા અને સ્નેહભાવને સંકેલી લો. હે કેશવ! તમે શાલ્વને મારો એને જિવાડો નહિ.[૨૧,૨૨] હે શત્રુનાશન! શત્રુને સર્વ પરાક્રમ વડે મારી નાખવો ઘટે છે. હે વીર! બળવાન પુરુષે દુર્બળ શત્રુની અવગણના કરવી જોઈએ નહિ.[૨૩] ઘરમાં બેસી રહેલો શત્રુ (યુદ્ધ કરતો ન હોય) પણ ઉપેક્ષા કરવાને યોગ્ય નથી, તો પછી યુદ્ધમાં સામે ઊભેલા શત્રુ વિષે તો કહેવું જ શું?[૨૪] તો હે પુરુષશાર્દૂલ! હે પ્રભુ! તમે એને સર્વ પ્રયત્ન વડે મારી જ નાખો; હે વૃષ્ણિકુલશેખર! ફરી તમારો સમય નિરર્થક જાય નહિ તેમ કરો.[૨૫] હે વીર! જેની સાથે તમે એક વાર યુદ્ધ કર્યું છે અને જેણે દ્વારકાને અસ્ત-વ્યસ્ત કરી નાખ્યું છે, તે આમ કોમળતાથી વશ થાય એમ નથી; તેમ તે તમારો મિત્ર પણ મનાયો નથી.'[૨૬]

હે કૌંતેય! સારથિનાં આવાં આવાં વચનો સાંભળીને મેં જાણી લીધું કે, આ કહેવું સત્ય છે. એટલે યુદ્ધમાં શાલ્વરાજનો વધ કરવાનો તથા સૌભને તોડી પાડવાનો મેં નિર્ધાર કર્યો. મેં દારુકને કહ્યું કે,[૨૭,૨૮] 'હે વીર! તું ઘડીભર થોભી જા.' પછી મેં અચૂક, દિવ્ય, અભેદ્ય, અતિ વીર્યવાન, મહા તેજસ્વી, સર્વાસ્ત્રોને સહેનારું, રણમાં દાનવોનો ઘાણ કાઢનારું અને પ્રિય એવું આગ્નેય અસ્ત્ર ધનુષ ઉપર ચડાવ્યું.[૨૯,૩૦] પછી યુદ્ધમાં યક્ષો, રાક્ષસો, દાનવો તથા પ્રતિકૂળ રાજવીઓને બાળીને ખાખ કરી દેનારા, તીક્ષ્ણ ધારવાળા, કાલ, અંતક તથા યમની ઉપમાવાળા અને શત્રુઓનો નાશ કરનારા એવા અતુલ ચક્રને મેં મંત્રીને કહ્યું કે,[૩૧,૩૨] 'અહીં જે મારા શત્રુઓ છે તેમને તથા સૌભને તું તારા વીર્યથી મારી નાખ.' આમ કહીને મેં રોષથી અને બાહુબળથી તેને સૌભ ઉપર છોડ્યું. ત્યારે આકાશગતિ કરનારા એ સુદર્શનચક્રનું રૂપ પ્રલયકાળે જગત ઉપર પડવાને ઇચ્છતા બીજા સૂર્યના જેવું હતું. તે તેજોહીન થયેલા સૌભનગરે પહોંચ્યું અને તેણે તેને મધ્ય ભાગેથી ચીરી નાખ્યું; માનો કરવતે લાકડાને બે ભાગમાં વહેરી દીધું.[૩૩,૩૪] આમ સુદર્શનચક્રના બળને પરિણામે બે ભાગમાં થયેલું અને નાશ પામેલું તે સૌભનગર જાણે મહેશ્વરના બાણથી ઊખડી ગયેલા ત્રિપુરની જેમ નીચે પડ્યું.[૩૫] તે સૌભનગર આ રીતે ગબડી આવ્યું, એટલે તે ચક્ર પાછું મારા હાથમાં આવી રહ્યું. મેં તેને ફરીથી ઝાલીને 'શાલ્વ તરફ જા' એમ કહ્યું અને વેગપૂર્વક તેના તરફ મોકલ્યું.[૩૬] મહાયુદ્ધમાં ભારે ગદાને વીંઝી રહેલા એ શાલ્વને તેણે એકદમ બે ભાગમાં કરી દીધો અને એ પોતાના તેજથી ઝળહળ થઈ રહ્યું.[૩૭] તે વીર શાલ્વ હણાયો, એટલે દાનવોનાં ચિત્ત ત્રાસી ઊઠ્યાં અને મારાં બાણોથી પીડાયેલા તેઓ હાહાકાર કરતા ચારે દિશાઓમાં નાસવા લાગ્યા.[૩૮] પછી મેં રથને સૌભની સમીપમાં ઊભો રાખ્યો અને હર્ષભેર શંખ બજાવી મિત્રજનોને ઉલ્લસિત કર્યા. મેરુ શિખરના જેવા આકારવાળા, ઊખડી ગયેલી અટારીઓવાળા અને ભાંગેલાં ગોપુરોવાળા તે નગરને બળી રહેલું જોઈને ત્યાંની સ્ત્રીઓ નાસભાગ કરવા લાગી.[૩૯,૪૦] આમ સમરાંગણમાં શાલ્વને મારીને તથા સૌભને ઉખેડી નાખીને હું ફરી આનર્તમાં આવ્યો અને ત્યાં મેં સ્નેહીજનોને પ્રસન્ન કર્યા.[૪૧] હે રાજન્! હું ત્યારે હસ્તિનાપુર આવ્યો નહિ તેનું આ જ કારણ હતું. હે શત્રુવીરોના હણનાર! આમ થયું ન હોત તો દુર્યોધન જીવી શકત નહિ.[૪૨] અથવા હે વીર!

હું આવ્યો હોત, તો જુગટું રમાત નહિ. હવે ભાંગેલી પાળ પાણીને રોકી શકતી નથી. તો હું હવે શું કરું ![૪૩]

વૈશંપાયન બોલ્યા: આમ કહીને મહાબાહુવાળા તે શ્રીમાન મધુસૂદન પુરુષોત્તમે યુધિષ્ઠિરની રજા લીધી અને ત્યાંથી જવા માટે નીકળ્યા.[૪૪] તે મહાબાહુએ ધર્મરાજ યુધિષ્ઠિરને વંદન કર્યાં અને યુધિષ્ઠિરરાજે તથા ભીમે એ મહાભુજનું મસ્તક સૂંઘ્યું.[૪૫] અર્જુન તેમને ભેટ્યો અને નકુલ તથા સહદેવે તેમને પ્રણામ કર્યા. ધૌમ્ય મુનિએ તેમને સંમાન આપ્યું અને દ્રૌપદીએ આંસુઓથી તેમનું અર્ચન કર્યું.[૪૬] પછી સુભદ્રા તથા અભિમન્યુને સુવર્ણના રથમાં બેસાડીને, પાંડવોથી પૂજિત થયેલા શ્રીકૃષ્ણ પોતે રથમાં ચઢ્યા.[૪૭] શૈબ્ય ને સુગ્રીવ નામના અશ્વો જોડેલા અને સૂર્યના જેવા તેજવાળા રથમાં બેસીને શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને આશ્વાસન આપ્યું અને દ્વારકા તરફ પ્રયાણ આદર્યું.[૪૮] યદુનંદન ગયા પછી પૃષત્પુત્ર ધૃષ્ટદ્યુમ્ન પણ દ્રૌપદીના પુત્રોને લઈને પોતાના નગર તરફ ગયો.[૪૯] ચેદિરાજ ધૃષ્ટકેતુ પોતાની બહેન(નકુલની પત્ની)ને લઈને તથા પાંડવોને મળીને પોતાની રમણીય શક્તિમતી નગરી તરફ ગયો.[૫૦] હે ભારત! કેકયો (સહદેવના સાળાઓ) પણ મહાઓજસ્વી યુધિષ્ઠિરની આજ્ઞા લઈને તથા સર્વ પાંડવોને મળીને ત્યાંથી નીકળ્યા.[૫૧] પણ બ્રાહ્મણો, વૈશ્યો તેમ જ દેશવાસીઓ ઘણું ઘણું કહ્યા છતાંય પાંડવોને છોડીને ગયા નહિ. હે ભરતશ્રેષ્ઠ! હે રાજેંદ્ર! કામ્યક વનમાં તે મહાત્માઓનું સમેલન એક મહાન અદ્ભુત દર્શનરૂપ હતું. ઉદાર મનવાળા યુધિષ્ઠિરે તો તે વિપ્રોને સન્માન આપ્યું અને યથાકાળે સેવકોને આજ્ઞા આપી કે, 'રથ જોડો.'[૫૨–૫૪]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાતર્ગત અર્જુનાભિગમનપર્વમા 'સૌભવધોપાખ્યાન' નામનો અધ્યાય ૨૨ મો સમાપ્ત

# अध्याय २३ मो

## પાંડવો દ્વૈતવન તરફ

॥ वैशंपायन उवाच ॥

**तस्मिन्दशार्हाधिपतौ प्रयाते युधिष्ठिरो भीमसेनार्जुनौ च। यमौ च कृष्णा च पुरोहितश्च रथान्महार्हान् परमाश्वयुक्तान् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : તે યાદવાધિપતિ શ્રીકૃષ્ણ ગયા પછી યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ, કૃષ્ણા અને ધૌમ્ય પુરોહિત ઊંચા ઘોડાઓ જોડેલા મહામૂલ્યવાન રથોમાં બેઠાં. ભૂતપતિ શ્રીશંકરના જેવા શોભતા તે વીરોએ વેદવેદાંગ અને મંત્રોને જાણનારા બ્રાહ્મણોને સુવર્ણના નિષ્કો, વસ્ત્રો અને ગાયોનું દાન કર્યું અને પછી તેઓ સર્વે ત્યાંથી વનમાં જવા નીકળ્યાં.[૧,૨] તે પહેલાં જ વીસ શસ્ત્રસજ્જ સેવકો ધનુષો, શસ્ત્રો, તેજસ્વી શરો, પણછો, યંત્રો અને સર્વ વિવિધ બાણો લઈ ને દ્વારકા ગયા હતા.[૩] વળી તે જ વખતે ઇંદ્રસેન રાજપુત્રી સુભદ્રાનાં વસ્ત્રો, દાસીઓ, ધાવો તથા વિભૂષણો એ બધું લઈ ને વેગપૂર્વક રથમાં દ્વારકા ગયો.[૪] પછી ઉદારચિત્ત નગરજનોએ કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિર પાસે આવીને તેમની પ્રદક્ષિણા કરી,[૫] કુરુજાંગલના એ સર્વે મુખ્ય માણસોએ તથા એ બ્રાહ્મણોએ પ્રસન્નતાપૂર્વક યુધિષ્ઠિરને અભિવાદન કર્યું; અને એ ધર્મરાજે તથા તેમના ભાઈઓએ પણ તેમની સાથે આનંદપૂર્વક વાતચીત કરી.[૬] કુરુજાંગલમાં રહેવાવાળા તે લોકોનો સમૂહ જોઈને મહાત્મા રાજા યુધિષ્ઠિર ત્યાં જ ઊભા રહ્યા. તે કુરુસિંહ મહાત્માએ તે લોકોને વિશે પિતા જેમ પુત્રોને વિશે સ્નેહ કરે તેમ સ્નેહભાવ કર્યો. તે લોકોએ પણ એ ભરતવર ઉપર જેવો પુત્રો પિતાને વિશે બતાવે એવો ભાવ બતાવ્યો. પછી તે મહાન જનસંઘ એ કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિરને વીંટીને ઊભો રહ્યો. હે રાજન! તે સર્વ લજ્જિત અને આંસુભર્યે

નથી અને મારાં અંગ ભાંગી રહ્યાં છે, આમ છતાં મારે ઊભા રહેવું જ જોઈએ, તેથી હું ઊભો રહ્યો છું.[૪,૫] સારથિનાં આવાં કરુણ વચન સાંભળીને મેં તેના તરફ જોયું, તો એ સારથિ બાણથી પીડાઈ રહ્યો હતો. હે પાંડવોત્તમ! એની છાતીમાં, એના માથામાં, એના મધ્ય શરીરમાં અને એના બે હાથોમાં ક્યાંય એવું સ્થાન ન હતું કે જ્યાં બાણોથી છેદ પડ્યો ન હોય.[૬,૭] તીવ્ર બાણોની પીડાથી તેને ઉત્કટ લોહીધારાઓ વહેતી હતી, તે જાણે મેઘ વરસતા ગેરુ ધાતુવાળા પહાડ ઉપરથી લાલ જલધારાઓ ઝરતી હોય એમ જણાતું હતું. હાથમાં લગામવાળા, શાલ્વનાં બાણોથી પીડાઈ રહેલા અને રણમાં ગળાઈ જતા તે સારથિને હે મહાબાહુ! મેં ધીરજ આપી. પછી હે ભારત! એવામાં ઉગ્રસેનના સેવક જેવા કોઈ એક દ્વારકાનિવાસી પુરુષે મને એકદમ રથમાં લઈ લીધો. હે વીર! ખેદભર્યા તેણે ગળગળા સાદે અને જાણે સ્નેહભાવે મને ઉગ્રસેનની વાત કહી.[૮-૧૧] હે યુધિષ્ઠિર! તમે તે સાંભળો. તેણે કહ્યું: 'હે વીર! દ્વારકાના અધિપતિ અને તમારા પિતાના મિત્ર એવા ઉગ્રસેને તમને કહેણ મોકલ્યું છે. તો હે કેશવ! તમે આવો અને તે સમજી લો.[૧૨] 'હે વૃષ્ણિનંદન! તું દ્વારકા છોડીને ગયો, ત્યારે શાલ્વે આજ અહીં આવીને બળપૂર્વક દુર્ધર્ષ શૂરસેનપુત્ર વસુદેવને હણી નાખ્યા છે. તો હે જનાર્દન! હવે લડવું બહુ થયું. તું પાછો વળે એ જ સારું છે. તું દ્વારકાનું જ રક્ષણ કર. એ જ તારે માટે મોટું કામ છે.'[૧૩,૧૪] તેનું આ વચન સાંભળીને હું મનમાં અત્યંત વેદના પામ્યો અને શું કરવું ને શું ન કરવું તેનો નિશ્ચય ન કરી શક્યો.[૧૫] હે વીર! એ મહાન અપ્રિય સમાચાર સાંભળીને મેં મનથી સાત્યકિ, બલદેવ અને મહારથી પ્રદ્યુમ્નને નિંદી કાઢ્યા.[૧૬] કેમ કે હે કુરુનંદન! પિતાજીના તથા દ્વારકાના રક્ષણનો ભાર તેમના ઉપર મૂકીને જ હું સૌભનો વિનાશ કરવા માટે નીકળ્યો હતો.[૧૭] શત્રુને હણનારા મહાબાહુ બળદેવ જીવતા તો હશે ને? સાત્યકિ, રુક્મિણીનંદન, વીર્યવાન ચારુદેષ્ણ અને સાંબ વગેરે વીરો જીવતા હશે કે કેમ? મારા મનમાં આવો શોક ઊપડી આવ્યો. કેમ કે હે નરવ્યાઘ્ર! આ વીરો જીવતા હોય તો સ્વયં વજ્રધારી ઇંદ્ર પણ વસુદેવને કોઈ રીતે હણી શકે નહિ. જો વસુદેવ માર્યા જ ગયા છે એ સ્પષ્ટ છે, તો બળદેવ આદિ એ વીરો પણ માર્યા ગયા હોવા જોઈએ, એવો મારો પાકો ખ્યાલ બંધાયો. આથી હે મહારાજ! તે સર્વ વિનાશનો વારંવાર વિચાર કરતો હું અત્યંત વિહ્વળ થઈ ગયો અને છતાં ફરીથી શાલ્વની સાથે યુદ્ધ કરવા લાગ્યો.[૧૮-૨૧] પછી હે મહારાજ! મેં ત્યાં શૂરસુત વસુદેવને સૌભમાંથી નીચે પડતાં જોયા. હે વીર! ત્યારે મને મોહ ઘેરી વળ્યો.[૨૨] હે નરાધીશ! નીચે પડતા મારા પિતાનું તે રૂપ, પુણ્યનો ક્ષય થતાં સ્વર્ગમાંથી નીચે પૃથ્વીતલ ઉપર પડતા યયાતિ જેવું જણાતું હતું.[૨૩] તેમની મલિન પાઘડી છૂટી ગઈ હતી. તેમનાં વસ્ત્ર અને કેશો વીંખાઈ ગયાં હતાં અને જેમ પુણ્યક્ષય થવાથી કોઈ ગ્રહજ્યોતિ નીચે ખરતી હોય તેમ પડતાં પડતાં તે દેખાયા હતા.[૨૪] હે કૌંતેય! તે વખતે મારું શ્રેષ્ઠ સારંગ ધનુષ્ય હાથમાંથી પડી ગયું. મને મોહે વીંટી લીધો અને હું રથની બેઠક ઉપર બેસી પડ્યો.[૨૫] હે ભારત! મને રથની બેઠક ઉપર નિષ્પ્રાણ થયેલાની જેમ નિશ્ચેષ્ટ રહેલો જોઈને આખા સેનાદળમાં હાહાકાર પ્રસરી વળ્યો.[૨૬] બે હાથો પહોળા કરીને તથા બે પગોને પ્રસારીને પડતા મારા પિતાનું રૂપ એક પડતા પંખીના જેવું જણાતું હતું.[૨૭] હે મહાબાહુ! હે નર! આમ પડતા મારા તે પિતાને

હાથમાં શૂળ અને પટ્ટિશ ધારણ કરનારા એ દૈત્યો અતિશય પ્રહારો કરી રહ્યા હતા.[૨૮] અને મારા ચિત્તને ચકડોળે ચડાવતા હતા. પછી હે વીર! એક–બે ક્ષણે મને ભાન આવ્યું, એટલે એ મહાસંગ્રામમાં મેં ન સૌભને જોયું, ન શત્રુ શાલ્વને જોયો અને મારા વૃદ્ધ પિતાને પણ ન જોયા. ત્યારે મારા મનમાં આ માયા છે એવો નિશ્ચય થયો; અને વિશેષ ભયરહિત થઈને હું ફરીથી સેંકડો બાણો છોડવા લાગ્યો.[૨૯,૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'સૌભવધોપાખ્યાન' નામનો અધ્યાય ૨૧ મો સમાપ્ત

## અધ્યાય ૨૨ મો

### શાલ્વનો વધ

॥ वासुदेव उवाच ॥

**ततोऽहं भरतश्रेष्ठ प्रगृह्य रुचिरं धनुः।**
**शरैरपातयं सौभाच्छिरांसि विबुधद्विषाम् ॥ १ ॥**

વાસુદેવ બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ! પછી સુંદર ધનુષ લઈને મેં બાણો વડે દેવદ્વેષી દૈત્યોનાં માથાં સૌભમાંથી ખેરવવા માંડ્યાં.[૧] સર્પાકારવાળાં, ઊંચે જવાવાળાં, તીવ્ર તેજવાળાં અને સુંદર પીંછાંવાળાં એવાં શાર્ઙ્ગધનુષ્યમાંથી છૂટેલાં બાણો મેં શાલ્વરાજની ઉપર છોડવા માંડ્યાં.[૨] હે કુરુકુલધુરંધર! તે વખતે સૌભ અદૃશ્ય થઈ ગયું–માયાથી અંતર્ધાન થઈ ગયું, એટલે હું વિસ્મિત થયો.[૩] હે ભારત મહારાજ! હું આમ સ્થિર રહ્યો હતો, ત્યારે મરડાયેલા મુખવાળા અને વીંખાયેલા વાળવાળા તે દાનવસમૂહો બૂમો પાડવા લાગ્યા.[૪] પછી મહારણમાં તેમને મારવા માટે મેં સત્વર શબ્દવેધી અસ્ત્ર યોજ્યું અને તે બૂમબરાડા શમી ગયો. આમ જે દાનવોએ તે શોર ઉઠાવ્યો હતો, તે સર્વે સૂર્યના જેવાં તેજસ્વી શબ્દવેધી બાણોથી હણાઈ ગયા. આ શોરબકોર શાંત થયો, એટલે ફરી બીજી તરફ બુમાટો ઊઠ્યો. હે મહારાજ! મેં ત્યાં પણ બાણોથી પ્રહાર કર્યો.[૫–૭] હે ભારત! અસુરોએ દશે દિશાઓમાં ઉપર અને નીચે કોલાહલ મચાવી મૂક્યો અને તે સર્વને પણ મેં મારી નાખ્યા. પછી હે વીર! પ્રાગ્જ્યોતિષ જઈને મેં ઇચ્છાગતિવાળું અને મારાં નયનને મોહ પમાડતું તે સૌભ ફરીથી જોયું.[૮,૯] પછી દારુણ આકૃતિવાળા અને લોકનો વિનાશ કરવાવાળા એ દાનવે એકદમ પથ્થરની મોટી ઝડી પાડીને મને ઢાંકી દીધો. હે રાજેંદ્ર! આમ પર્વતની વર્ષાથી વારંવાર પીડાઈ રહેલો હું રાફડાની જેમ પહાડથી ઢંકાઈ ગયો.[૧૦,૧૧] તે વખતે અશ્વ અને સારથિની સાથે હું પર્વતથી દટાઈ ગયો હતો. હે રાજન્! ચારે બાજુએ પર્વતોથી ઢંકાઈ ગયેલો હું નજર બહાર થઈ ગયો.[૧૨] આથી જે વૃષ્ણિવીરો મારા સૈનિકો હતા, તેઓ તે વખતે ભયથી વ્યાકુળ થઈ ગયા અને એકાએક સર્વ દિશાઓમાં નાસવા લાગ્યા.[૧૩] હે પૃથ્વીનાથ! હું આમ અદૃશ્ય થયો, ત્યારે સ્વર્ગ, પૃથ્વી અને આકાશમાં સર્વત્ર હાહાકાર થઈ રહ્યો.[૧૪] હે રાજન્! તે વખતે મારા મિત્રજનોનાં મન ખિન્ન થઈ ગયાં, અને દુઃખ તથા શોકથી ઘેરાઈને તેઓ રોવાકકળવા લાગ્યા.[૧૫] શત્રુઓને ત્યારે આનંદ થયો અને મિત્રોને દુઃખ થયું. હે વીર! આમ તે જીત્યો હતો. હે અચ્યુત! આ મેં પાછળથી સાંભળ્યું હતું.[૧૬] પછી સર્વ પર્વતોને ભેદનારું અને ઇંદ્રને પ્રિય એવું વજ્ર ઉગામીને મેં તે સર્વ પર્વતોના ચૂરા કરી નાખ્યા.[૧૭] હે મહારાજ! પર્વતના ભારથી પીડાયેલા મારા ઘોડાઓ થરથર કંપી રહ્યા હતા.[૧૮] સૂર્ય જેમ મેઘજાળને ચીરીને ફરીથી આકાશમાં ઊગે તેમ હું સર્વ પર્વતસમુદાયનું વિદારણ કરીને બહાર નીકળ્યો; એટલે બાંધવો ફરીથી હર્ષમાં આવી ગયા. પછી પર્વતના ભારથી પીડા પામેલા અને શક્તિ તથા ચેષ્ટામાં મંદ પડેલા ઘોડાઓને જોઈને સારથિએ

અને આ પ્રમાણે તાત્કાલિક વચનો કહ્યાં:[૧૯,૨૦] 'હે વૃષ્ણિનંદન! આ સૌભપતિ શાલ્વ ઊભો છે, તે તમે ઠીક ઠીક કરીને જોઈ લો. હે કૃષ્ણ! એને અવગણશો નહિ. હવે તો બરાબર યત્ન કરો. હે મહાબાહુ! હવે શાલ્વ તરફની કોમળતા અને સ્નેહભાવને સંકેલી લો. હે કેશવ! તમે શાલ્વને મારો એને જિવાડો નહિ.[૨૧,૨૨] હે શત્રુનાશન! શત્રુને સર્વ પરાક્રમ વડે મારી નાખવો ઘટે છે. હે વીર! બળવાન પુરુષે દુર્બળ શત્રુની અવગણના કરવી જોઈએ નહિ.[૨૩] ઘરમાં બેસી રહેલો શત્રુ (યુદ્ધ કરતો ન હોય) પણ ઉપેક્ષા કરવાને યોગ્ય નથી, તો પછી યુદ્ધમાં સામે ઊભેલા શત્રુ વિષે તો કહેવું જ શું?[૨૪] તો હે પુરુષશાર્દૂલ! હે પ્રભુ! તમે એને સર્વ પ્રયત્ન વડે મારી જ નાખો; હે વૃષ્ણિકુલશેખર! ફરી તમારો સમય નિરર્થક જાય નહિ તેમ કરો.[૨૫] હે વીર! જેની સાથે તમે એક વાર યુદ્ધ કર્યું છે અને જેણે દ્વારકાને અસ્તવ્યસ્ત કરી નાખ્યું છે, તે આમ કોમળતાથી વશ થાય એમ નથી; તેમ તે તમારો મિત્ર પણ મનાયો નથી.[૨૬]

હે કૌંતેય! સારથિનાં આવાં આવાં વચનો સાંભળીને મેં જાણી લીધું કે, આ કહેવું સત્ય છે. એટલે યુદ્ધમાં શાલ્વરાજનો વધ કરવાનો તથા સૌભને તોડી પાડવાનો મેં નિર્ધાર કર્યો. મેં દારુકને કહ્યું કે,[૨૭,૨૮] 'હે વીર! તું ઘડીભર થોભી જા.' પછી મેં અચૂક, દિવ્ય, અભેદ્ય, અતિ વીર્યવાન, મહા તેજસ્વી, સર્વાસ્ત્રોને સહેનારું, રણમાં દાનવોનો ઘાણ કાઢનારું અને પ્રિય એવું આગ્નેય અસ્ત્ર ધનુષ ઉપર ચડાવ્યું.[૨૯,૩૦] પછી યુદ્ધમાં યક્ષો, રાક્ષસો, દાનવો તથા પ્રતિકૂળ રાજવીઓને બાળીને ખાખ કરી દેનારા, તીક્ષ્ણ ધારવાળા, કાલ, અંતક તથા યમની ઉપમાવાળા અને શત્રુઓનો નાશ કરનારા એવા અતુલ ચક્રને મેં મંત્રીને કહ્યું કે,[૩૧,૩૨] 'અહીં જ મારા શત્રુઓ છે તેમને તથા સૌભને તું તારા વીર્યથી મારી નાખ.' આમ કહીને મેં રોષથી અને બાહુબળથી તેને સૌભ ઉપર છોડ્યું. ત્યારે આકાશગતિ કરનારા એ સુદર્શનચક્રનું રૂપ પ્રલયકાળે જગત ઉપર પડવાને ઇચ્છતા બીજા સૂર્યના જેવું હતું. તે તેજોહીન થયેલા સૌભનગરે પહોંચ્યું અને તેણે તેને મધ્ય ભાગેથી ચીરી નાખ્યું; માનો કરવતે લાકડાને બે ભાગમાં વહેરી દીધું.[૩૩,૩૪] આમ સુદર્શનચક્રના બળને પરિણામે બે ભાગમાં થયેલું અને નાશ પામેલું તે સૌભનગર જાણે મહેશ્વરના બાણથી ઊખડી ગયેલા ત્રિપુરની જેમ નીચે પડ્યું.[૩૫] તે સૌભનગર આ રીતે ગબડી આવ્યું, એટલે તે ચક્ર પાછું મારા હાથમાં આવી રહ્યું. મેં તેને ફરીથી ઝાલીને 'શાલ્વ તરફ જા' એમ કહ્યું અને વેગપૂર્વક તેના તરફ મોકલ્યું.[૩૬] મહાયુદ્ધમાં ભારે ગદાને વીંઝી રહેલા એ શાલ્વને તેણે એકદમ બે ભાગમાં કરી દીધો અને એ પોતાના તેજથી ઝળહળ થઈ રહ્યું.[૩૭] તે વીર શાલ્વ હણાયો, એટલે દાનવોનાં ચિત્ત ત્રાસી ઊઠ્યાં અને મારાં બાણોથી પીડાયેલા તેઓ હાહાકાર કરતા ચારે દિશાઓમાં નાસવા લાગ્યા.[૩૮] પછી મેં રથને સૌભની સમીપમાં ઊભો રાખ્યો અને હર્ષભેર શંખ બજાવી મિત્રજનોને ઉલ્લસિત કર્યા. મેરુ શિખરના જેવા આકારવાળા, ઊખડી ગયેલી અટારીઓવાળા અને ભાંગેલાં ગોપુરોવાળા તે નગરને બળી રહેલું જોઈને ત્યાંની સ્ત્રીઓ નાસભાગ કરવા લાગી.[૩૯,૪૦] આમ સમરાંગણમાં શાલ્વને મારીને તથા સૌભને ઉખેડી નાખીને હું ફરી આનર્ત્તમાં આવ્યો અને ત્યાં મેં સ્નેહીજનોને પ્રસન્ન કર્યા.[૪૧] હે રાજન! હું ત્યારે હસ્તિનાપુર આવ્યો નહિ તેનું આ જ કારણ હતું. હે શત્રુવીરોના હણનાર! આમ થયું ન હોત તો દુર્યોધન જીવી શકત નહિ.[૪૨] અથવા હે વીર!

હું આવ્યો હોત, તો જૂગટું રમાત નહિ. હવે ભાંગેલી પાળ પાણીને રોકી શકતી નથી. તો હું હવે શું કરું ?[૪૩]

વૈશંપાયન બોલ્યા: આમ કહીને મહાબાહુવાળા તે શ્રીમાન મધુસૂદન પુરુષોત્તમે યુધિષ્ઠિરની રજા લીધી અને ત્યાંથી જવા માટે નીકળ્યા.[૪૪] તે મહાબાહુએ ધર્મરાજ યુધિષ્ઠિરને વંદન કર્યાં અને યુધિષ્ઠિરરાજે તથા ભીમે એ મહાભુજનું મસ્તક સૂંઘ્યું.[૪૫] અર્જુન તેમને ભેટ્યો અને નકુલ તથા સહદેવે તેમને પ્રણામ કર્યા. ધૌમ્ય મુનિએ તેમને સંમાન આપ્યું અને દ્રૌપદીએ આંસુઓથી તેમનું અર્ચન કર્યું.[૪૬] પછી સુભદ્રા તથા અભિમન્યુને સુવર્ણના રથમાં બેસાડીને, પાંડવોથી પૂજિત થયેલા શ્રીકૃષ્ણ પોતે રથમાં ચઢ્યા.[૪૭] શૈબ્ય ને સુગ્રીવ નામના અશ્વો જોડેલા અને સૂર્યના જેવા તેજવાળા રથમાં બેસીને શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને આશ્વાસન આપ્યું અને દ્વારકા તરફ પ્રયાણ આદર્યું.[૪૮] યદુનંદન ગયા પછી પૃષતપુત્ર ધૃષ્ટદ્યુમ્ન પણ દ્રૌપદીના પુત્રોને લઈને પોતાના નગર તરફ ગયો.[૪૯] ચેદિરાજ ધૃષ્ટકેતુ પોતાની બહેન(નકુલની પત્ની)ને લઈને તથા પાંડવોને મળીને પોતાની રમણીય શક્તિમતી નગરી તરફ ગયો.[૫૦] હે ભારત! કેકયો (સહદેવના સાળાઓ) પણ મહાઓજસ્વી યુધિષ્ઠિરની આજ્ઞા લઈને તથા સર્વ પાંડવોને મળીને ત્યાંથી નીકળ્યા.[૫૧] પણ બ્રાહ્મણો, વૈશ્યો તેમ જ દેશવાસીઓ ઘણું ઘણું કહ્યા છતાંય પાંડવોને છોડીને ગયા નહિ. હે ભરતશ્રેષ્ઠ! હે રાજેંદ્ર! કામ્યક વનમાં તે મહાત્માઓનું સમેલન એક મહાન અદ્‌ભુત દર્શનરૂપ હતું. ઉદાર મનવાળા યુધિષ્ઠિરે તો તે વિપ્રોને સન્માન આપ્યું અને યથાકાળે સેવકોને આજ્ઞા આપી કે, 'રથ જોડો.'[૫૨–૫૪]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાતર્ગત અર્જુનાભિગમનપર્વમા 'સૌભવધોપાખ્યાન' નામનો અધ્યાય ૨૨ મો સમાપ્ત

# अध्याय २३ मो

## પાંડવો દ્વૈતવન તરફ

॥ वैशंपायन उवाच ॥

**तस्मिन्दशार्हाधिपतौ प्रयाते युधिष्ठिरो भीमसेनार्जुनौ च। यमौ च कृष्णा च पुरोहितश्च रथान्महार्हान् परमाश्वयुक्तान् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : તે યાદવાધિપતિ શ્રીકૃષ્ણ ગયા પછી યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ, કૃષ્ણા અને ધૌમ્ય પુરોહિત ઊંચા ઘોડાઓ જોડેલા મહામૂલ્યવાન રથોમાં બેઠાં. ભૂતપતિ શ્રીશંકરના જેવા શોભતા તે વીરોએ વેદવેદાંગ અને મંત્રોને જાણનારા બ્રાહ્મણોને સુવર્ણના નિષ્કો, વસ્ત્રો અને ગાયોનું દાન કર્યું અને પછી તેઓ સર્વે ત્યાંથી વનમાં જવા નીકળ્યાં.[૧,૨] તે પહેલાં જ વીસ શસ્ત્રસજ્જ સેવકો ધનુષો, શસ્ત્રો, તેજસ્વી શરો, પણછો, યંત્રો અને સર્વ વિવિધ બાણો લઈ ને દ્વારકા ગયા હતા.[૩] વળી તે જ વખતે ઇંદ્રસેન રાજપુત્રી સુભદ્રાનાં વસ્ત્રો, દાસીઓ, ધાવો તથા વિભૂષણો એ બધું લઈ ને વેગપૂર્વક રથમાં દ્વારકા ગયો.[૪] પછી ઉદારચિત્ત નગરજનોએ કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિર પાસે આવીને તેમની પ્રદક્ષિણા કરી,[૫] કુરુજાંગલના એ સર્વે મુખ્ય માણસોએ તથા એ બ્રાહ્મણોએ પ્રસન્નતાપૂર્વક યુધિષ્ઠિરને અભિવાદન કર્યું; અને એ ધર્મરાજે તથા તેમના ભાઈઓએ પણ તેમની સાથે આનંદપૂર્વક વાતચીત કરી.[૬] કુરુજાંગલમાં રહેવાવાળા તે લોકોનો સમૂહ જોઈ ને મહાત્મા રાજા યુધિષ્ઠિર ત્યાં જ ઊભા રહ્યા. તે કુરુસિંહ મહાત્માએ તે લોકોને વિશે પિતા જેમ પુત્રોને વિશે સ્નેહ કરે તેમ સ્નેહભાવ કર્યો. તે લોકોએ પણ એ ભરતવર ઉપર જેવો પુત્રો પિતાને વિશે બતાવે એવો ભાવ બતાવ્યો. પછી તે મહાન જનસંઘ એ કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિરને વીંટીને ઊભો રહ્યો. હે રાજન! તે સર્વ લજ્જિત અને આંસુભર્યે

મોંએ બોલતા હતા કે, 'હાય નાથ ! હાય ધર્મ ! કુરુઓના શ્રેષ્ઠ અધિરાજ, પ્રજાના પિતારૂપ એવા ધર્મરાજ અમને પુત્રરૂપ એવા આ સર્વ નગરજનોને તથા જનપદવાસીઓને તજીને ક્યાં જવા નીકળ્યા છે ?[૭-૯] ધિક્કાર હો તે ક્રૂરબુદ્ધિ ધૃતરાષ્ટ્ર-પુત્રને ! ધિક્કાર હો એ અતિ પાપી સુબલપુત્ર શકુનિને ! અને ધિક્કાર હો એ કર્ણને ! હે નરેંદ્ર ! તે પાપીઓ સદ્ધર્મમાં નિત્ય પરાયણ એવા તમારા અનર્થ જ ઇચ્છ્યા કરે છે.[૧૦] મહાત્મા ધર્મરાજે પોતે જ મહાદેવના કૈલાસનગરના જેવું પ્રકાશવંતું અને અપ્રતિમ નગર વસાવ્યું અને હવે એ અમાપ કર્મવાળા એ ઇંદ્રપ્રસ્થને છોડીને ક્યાં જવા નીકળ્યા છે ?[૧૧] મહાત્મા મયદાનવે ઇંદ્રસભાના જેવી ઝગમગતી જે અદ્વિતીય સભા બનાવી છે, તેને દેવરક્ષિત દેવમાયાની જેમ તજીને ધર્મરાજ ક્યાં જઈ રહ્યા છે ?'[૧૨] પછી ધર્મ, અર્થ અને કામને જાણનારા તથા ઉત્તમ ઓજસ્વી એવા અર્જુને તે સર્વને મોટેથી કહ્યું: 'યુધિષ્ઠિરરાજ આ વનવાસ પૂરો કરીને શત્રુઓના યશને હરી લેશે અને ફરીથી સભા આદિ વસ્તુઓ મેળવી લેશે.[૧૩] તેથી હે પ્રમુખ બ્રાહ્મણો ! તમારે તપસ્વીઓ અને ધર્મવેત્તા સાથે એકઠા મળીને અથવા તેમનાથી અલગ અલગ જઈને તેમને પ્રસન્ન કરવા અને અમારી પરમ સિદ્ધિ થાય એવી વાત કરવી.'[૧૪] હે રાજન્ ! અર્જુને આ પ્રમાણે વચનો કહ્યાં, એટલે તે બ્રાહ્મણો અને સર્વ વર્ણના લોકો હર્ષમાં આવીને અભિનંદન આપવા લાગ્યા અને તેમણે એકસાથે ધાર્મિકશ્રેષ્ઠ યુધિષ્ઠિરની પ્રદક્ષિણા કરી. પછી યુધિષ્ઠિર, વૃકોદર, ધનંજય, યાજ્ઞસેની અને નકુલ–સહદેવની રજા લઈને, ઊડી ગયેલા હર્ષવાળા સર્વ લોકો યુધિષ્ઠિરની સંમતિ લઈને પોતપોતાના દેશ પ્રત્યે ચાલ્યા ગયા.[૧૫,૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'દ્વૈતવનપ્રવેશ' નામનો અધ્યાય ૨૩ મો સમાપ્ત

# અધ્યાય ૨૪ મો

## પાંડવોનો દ્વૈતવનમાં પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

**ततस्तेषु प्रयातेषु कौंतेयः सत्यसंगरः ।**
**अभ्यभाषत धर्मात्मा भ्रातॄन्सर्वान् युधिष्ठिरः ॥१॥**

વૈશંપાયન બોલ્યા : આમ તેઓ ત્યાંથી ચાલ્યા ગયા, પછી સત્યપ્રતિજ્ઞ અને ધર્માત્મા એવા કુંતીનંદન યુધિષ્ઠિરે સર્વ ભાઈઓને કહ્યું કે, 'આપણે આ બાર વરસ સુધી નિર્જન વનમાં વસવાનું છે. તો મહાન અરણ્યમાં એવો ભાગ શોધી કાઢો કે, જેમાં અનેક મૃગો અને પક્ષીઓ હોય, જેમાં અનેક ફૂલો અને ફળો હોય, જે રમણીય હોય, કલ્યાણકારી હોય, જે પવિત્ર મનુષ્યોથી ભરપૂર હોય અને જેમાં આપણે આ સર્વ શરદો સુખરૂપ વસી શકીએ એમ હોય.[૧-૩] આ રીતે ધર્મરાજાએ કહ્યું એટલે ધનંજયે માનવોના ગુરુ મનસ્વી ધર્મરાજને ગુરુની જેમ માન આપીને આ પ્રમાણે જવાબ આપ્યો.[૪]

અર્જુન બોલ્યો : તમે મહર્ષિઓના તથા વૃદ્ધ પુરુષોના ઉપાસક છો; તેથી મનુષ્યલોકમાં તમને કંઈ પણ અજાણ્યું નથી.[૫] હે ભરતર્ષભ ! તમે કૃષ્ણદ્વૈપાયન આદિ બ્રાહ્મણોની નિત્ય ઉપાસના કરી છે. વળી દેવલોકથી માંડીને બ્રહ્મલોકમાં તથા ગંધર્વ અને અપ્સરાઓના લોકોમાં એમ જે સર્વ લોકોને સ્થાને નિત્ય વિચરે છે, એવા જિતેંદ્રિય અને મહાતપસ્વી નારદમુનિની તમે સેવા કરી છે.[૬,૭] તમે બ્રાહ્મણોના કર્તવ્ય અને અકર્તવ્યના નિશ્ચયોને જાણો છો, એમાં સંશય નથી.[૮] હે મહારાજ ! તમે સર્વના પ્રભાવો પણ જાણો છો. હે રાજન્ ! તમે જ કલ્યાણના કારણને જાણો છો. એટલે હે મહારાજ ! તમે જ્યાં ઇચ્છા કરો ત્યાં આપણે નિવાસ કરીએ.[૯] આ દ્વૈતવન નામનું સરોવર પુણ્યજળથી ભરેલું છે અને અનેકાનેક

ફૂલફળોથી સંપન્ન છે. તે રમણીય છે અને વિવિધ જાતનાં પક્ષીઓએ તેમાં નિવાસ કર્યો છે.[૧૦] હે રાજન્! મને થાય છે કે, તમે અનુમતિ આપો તો આપણે અહીં જ એ બાર વરસ વિહાર કરતા નિવાસ કરીએ. હવે તમે બીજું કયું સ્થાન ધારો છો?[૧૧]

યુધિષ્ઠિર બોલ્યા : હે પાર્થ! તેં જ કહ્યું છે તે મને પણ માન્ય છે. આપણે તે મહાન અને પુણ્યપ્રસિદ્ધ એવા દ્વૈતવન સરોવર તરફ જઈએ.[૧૨]

વૈશંપાયન બોલ્યા : પછી તે સર્વ ધર્મચારી પાંડવો અનેક બ્રાહ્મણો સાથે તે પવિત્ર દ્વૈતવન સરોવર તરફ જવા માટે નીકળ્યા.[૧૩] તે વખતે અગ્નિહોત્રવાળા અને અગ્નિહોત્ર વિનાના (ગૃહસ્થી) બ્રાહ્મણો, વેદના સ્વાધ્યાય કરનારા બ્રહ્મચારીઓ, સંન્યાસીઓ, વનવાસી એવા અનેક બ્રાહ્મણો તથા ઉત્તમ વ્રતવાળા સેંકડો સિદ્ધ મહાત્માઓ ત્યાં યુધિષ્ઠિરને વીંટળાઈ વળ્યા. પછી ત્યાંથી નીકળીને ભરતશ્રેષ્ઠ પાંડવોએ અનેક બ્રાહ્મણો સાથે પુણ્ય અને રમણીય એવા તે દ્વૈતવનમાં પ્રવેશ કર્યો.[૧૪–૧૬] રાષ્ટ્રપતિ યુધિષ્ઠિરે વર્ષાઋતુમાં તે મહાવનને તમાલ, તાડ, આંબા, મહુડા, નીપ, કદંબ, સરગવા, સાદડ અને કરેણ એ ફૂલધારી વૃક્ષોથી ભરેલું જોયું.[૧૭] તે વનમાં મોર, ચકવા અને ચકોરોના સંઘો તથા પીંછાંવાળી કોયલો મનોરમ ટહુકા કરતાં રહી મોટાં વૃક્ષોની ટોચ ઉપર બેઠાં હતાં.[૧૮] એ રાષ્ટ્રપતિએ તે વનમાં મદથી ઉત્કટ થયેલા પહાડ જેવી પ્રભાવાળા અને જૂથોના નાયક એવા મહાન હાથીઓના પ્રચંડ સંઘને હાથણીઓનાં ટોળાં સાથે જોયા.[૧૯] પછી મનોરમ સરસ્વતી-તીરે આવીને, યુધિષ્ઠિરે ધર્મધારીઓના નિવાસ-રૂપ તે વનમાં પવિત્ર ચિત્તવાળા તેમ જ જટા અને વલ્કલ ધારેલા, અનેક સિદ્ધો તથા ઋષિઓના સમૂહો જોયા.[૨૦] પછી ભાઈઓ અને બીજાં મનુષ્યોવાળા તે ધાર્મિકોત્તમ મહારાજ રથમાંથી ઊતર્યા અને તે વનમાં પ્રવેશ્યા–માનો અમાપ તેજસ્વી ઇંદ્ર સ્વર્ગમાં પેઠા.[૨૧] ચારણો અને સિદ્ધોના સમુદાયો તથા વનવાસીઓ એકસાથે થઈને તે સત્યવચની અને મનસ્વી એવા રાજસિંહને જોવાની ઇચ્છાથી તેમની પાસે આવ્યા અને તેમને વીંટીને ઊભા રહ્યા.[૨૨] તે યુધિષ્ઠિરે ત્યાં સર્વ સિદ્ધોને પ્રણામ કર્યા અને તેમણે યુધિષ્ઠિરને રાજાની તેમ જ દેવની જેમ વળતું સન્માન આપ્યું. પછી તે ધાર્મિકશ્રેષ્ઠ બે હાથ જોડીને સર્વ બ્રાહ્મણવરો સાથે વનમાં પેઠા. ધર્મપરાયણ તપસ્વીઓએ ત્યાં આવીને તે પુણ્યશીલ મહાત્માને પિતાની જેમ સત્કાર આપ્યો અને પછી તે રાજા પુષ્પધારી મોટા વૃક્ષની છાંયમાં બેઠા.[૨૩,૨૪] પછી ભરતકુળમાં શ્રેષ્ઠ અને પરતંત્ર થયેલાં એવાં ભીમ, કૃષ્ણા, ધનંજય, નકુળ તથા સહદેવ એ સર્વ નરેંદ્રની પાસે આવીને ત્યાં બેઠાં. વળી જે અનુચરો હતા, તેઓ પણ ઘોડાઓ છોડીને ત્યાં આવી બેઠા.[૨૫] નિવાસ કરવા માટે આવેલા તે મહાત્મા અને ધનુર્ધારી પાંચ પાંડવોને લીધે લતાઓના તંતુઓથી લચી પડેલું તે મહાવૃક્ષ જાણે હાથીઓના યૂથપતિઓથી શોભતા મહાગિરિના જેવી શોભા ધારણ કરી રહ્યું હતું.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'દ્વૈતવનપ્રવેશ' નામનો અધ્યાય ૨૪મો સમાપ્ત

## અધ્યાય ૨૫મો
### પાંડવોને માર્કંડેય મુનિનો ઉપદેશ

॥ वैशंपायन उवाच ॥

तत्काननं प्राप्य नरेन्द्रपुत्राः सुखोचिता वासमुपेत्य कृच्छ्रम् । विजह्रुरिंद्रप्रतिमाः शिवेषु सरस्वतीशालवनेषु तेषु ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : સુખને યોગ્ય છતાં વન-

વાસનાં કષ્ટને પ્રાપ્ત થયેલા તે ઇંદ્રના જેવા રાજપુત્રો તે વનમાં પહોંચીને સરસ્વતી પરનાં એ મંગલમય સાગનાં વનોમાં વિહાર કરવા લાગ્યા.[૧] તે મહાનુભાવ અને કુરુઓમાં શ્રેષ્ઠ એવા તે રાજા તે વનમાં સર્વ યતિઓને, મુનિઓને અને બ્રાહ્મણજનોને ઉત્તમ ફળમૂળથી તૃપ્ત કરતા હતા.[૨] ત્યાં મહાતેજસ્વી ધૌમ્ય પુરોહિત મહાવનમાં વસતા પાંડવ રાજવીઓની યજ્ઞ સંબંધી તથા પિતૃ સંબંધી ક્રિયાઓ પિતાની જેમ કરતા હતા.[૩] એ વખતે રાષ્ટ્ર છોડીને વનમાં વસેલા તે શ્રીમાન પાંડુનંદનોના એ આશ્રમે પુરાતન અને તેજની અમાપ સમૃદ્ધિવાળા માર્કંડેય ઋષિ અતિથિરૂપે આવ્યા.[૪] ઉદાર મનવાળા, અનુપમ સત્ત્વવાળા અને અતુલ વીર્યવાળા કુરુસિંહ યુધિષ્ઠિરે દેવો, ઋષિઓ તથા માનવોથી પૂજાયેલા તેમ જ પ્રદીપ્ત અગ્નિના જેવી કાંતિવાળા તે અતિથિ મહામુનિને સત્કારપૂજા આપી.[૫] અમિત ઓજસ્વી એ સર્વવેત્તા મહાત્મા માર્કંડેય ઋષિએ દ્રુપદપુત્રી કૃષ્ણાને, યુધિષ્ઠિરને, ભીમસેનને અને અર્જુનને જોઈને મનમાં રામચંદ્રનું સ્મરણ કર્યું અને તપસ્વીઓની વચ્ચે તે અચરજ કરવા લાગ્યા.[૬] ધર્મરાજ યુધિષ્ઠિરે તેમને જરા ખિન્ન મનથી કહ્યું: 'આ તપસ્વીઓ સંકોચ રાખી રહ્યા છે અને આપ એ તપસ્વીઓના દેખતાં મારા તરફ જોઈને પ્રસન્ન થતા કેમ વિસ્મય પામો છો?'[૭]

માર્કંડેય બોલ્યા : હે તાત! હું નથી હરખાઈ જતો, નથી હું વિસ્મય પામતો, તેમ નથી મને અત્યંત હર્ષનો મદ ચડતો. પણ આજે તમારી આપત્તિ જોઈને હું સત્ય વ્રતવાળા દશરથનંદન રામનું સ્મરણ કરું છું.[૮] હે પાર્થ! તે રામરાજાએ પણ પિતાની આજ્ઞા ઉઠાવીને લક્ષ્મણ સાથે વનમાં નિવાસ કર્યો હતો. ધનુષ્ય લઈને વિચરતા એમને મેં જ પૂર્વે ઋષ્યમૂક પર્વતના શિખર ઉપર જોયા હતા.[૯] યમના નેતા, નમુચિના નાશક અને નિષ્પાપ એવા એ ઇંદ્ર તુલ્ય મહાત્મા દશરથપુત્રે પિતાની આજ્ઞાથી સ્વધર્મરૂપે વનવાસ કર્યો હતો.[૧૦] ઇંદ્રના જેવા પ્રભાવવાળા અને સંગ્રામમાં અજય એવા તે મહાનુભાવ પણ સર્વ વૈભવોને તજીને વનોમાં વિચર્યા હતા. આથી બળનું પ્રભુત્વ હોવા છતાં અધર્મ ન જ આચરવો.[૧૧] નાભાગ અને ભગીરથ આદિ રાજાઓએ આ સાગર પર્યંતની પૃથ્વીને જીતી હતી; છતાં તેમણે સત્યથી જ લોકોને જીત્યા હતા. આથી હે તાત! બળનું પ્રભુત્વ હોવા છતાં અધર્મ આચરવો નહિ.[૧૨] હે નરવર! કહ્યું છે કે અલર્ક, સત્યવ્રત કાશીરાજ અને કરૂષાધિપતિ એ સર્વ રાજાઓ રાજ્યો અને સંપત્તિઓ છોડીને ચાલ્યા ગયા હતા. આથી બળનું પ્રભુત્વ હોવા છતાં અધર્મ ન જ આચરવો. હે નરોત્તમ! વિધાતાએ પુરાણ વેદમંત્રોથી જે વિધિ નક્કી કર્યો છે, તેને સત્કારી રહેલા સપ્તર્ષિઓ આકાશમાં પ્રકાશી રહ્યા છે. હે પાર્થ! આથી બળનું પ્રભુત્વ હોવા છતાં અધર્મ ન જ આચરવો.[૧૩,૧૪] હે નરેંદ્ર! મહા બળવાળા, પર્વતનાં શિખરો જેવી કાયાવાળા અને દંતૂશળવાળા હાથીઓને જુઓ! તેઓ વિધાતાની આણમાં રહ્યા છે. હે નરશ્રેષ્ઠ! આથી બળનું પ્રભુત્વ હોવા છતાં અધર્મ ન જ આચરવો.[૧૫] હે નરેંદ્ર! સર્વ ભૂતોને જુઓ, તેઓ પણ વિધાતાએ તેમની જાતિ માટે જે અને જેવાં કર્મો નક્કી કર્યાં છે, તે અને તેવાં કર્મો નિત્ય આચરે છે. આથી બળનું પ્રભુત્વ હોવા છતાં અધર્મ ન જ આચરવો.[૧૬] હે પાર્થ! સત્ય, ધર્મ, યથાયોગ્ય વૃત્તિ તથા લજ્જાને લીધે તમે સર્વ ભૂતોને વટી ગયા છો અને તમારો યશ તથા તમારું તેજ, પ્રકાશવન સૂર્યની જેમ ઝગઝગી રહ્યાં છે.[૧૭] હે મહાનુભાવ મહારાજ! તમે પ્રતિજ્ઞા પ્રમાણે વન-

વાસનું આ કષ્ટ વેઠી લેશો, એટલે તે તેજ વડે તમે કૌરવો પાસેથી ઝળહળતી લક્ષ્મીને પાછી મેળવી લેશો.[૧૮]

વૈશંપાયન બોલ્યા : આમ તપસ્વીઓની મધ્યમાં મિત્રજનો સાથે બેઠેલા તે યુધિષ્ઠિરને મહર્ષિ માર્કંડેયે ઉપદેશવચન કહ્યાં. પછી ધૌમ્યમુનિની તથા સર્વ પાંડવોની રજા લઈ ને તે ઉત્તર દિશામાં ચાલ્યા ગયા.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વ-મા 'દ્વૈતવનપ્રવેશ' નામનો અધ્યાય ૨૫મો સમાપ્ત

## अध्याय २६ मो

### બકદાલ્ભ્યનો ઉપદેશ

॥ वैशंपायन उवाच ॥

**वसत्सु वै द्वैतवने पाण्डवेषु महात्मसु ॥**
**अनुकीर्णं महारण्यं ब्राह्मणैः समपद्यत ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : મહાત્મા પાંડવો દ્વૈતવનમાં વસવા લાગ્યા, ત્યારથી એ મહાન અરણ્ય બ્રાહ્મણોથી જાણે ઊભરાઈ ગયું હતું. ચારે બાજુએ ગાજી રહેલા બ્રહ્મઘોષને લીધે એ દ્વૈતવન સરોવર બ્રહ્મલોકના જેવું પાવનકારી થયું હતું.[૧,૨] ત્યાં ચારે બાજુ યજુર્વેદ, સામવેદ અને બ્રાહ્મણગ્રંથોનાં ઉચ્ચારણોનો હૃદયહારી ઘોષ ગુંજી રહ્યો હતો. એક બાજુ પાંડવોના ધનુષ્યના ટંકાર ચાલતા હતા, તો બીજી બાજુ ધીમાન બ્રાહ્મણોના વેદધ્વનિ ગાજતા હતા. આથી બ્રાહ્મણજાતિ સાથે ભળેલી ક્ષત્રિયજાતિ અતિશય શોભી રહી હતી. ઋષિઓથી વીંટાયેલા અને સંધ્યોપાસનામાં બેઠેલા કુંતીનંદન ધર્મરાજ યુધિષ્ઠિરને બકદાલ્ભ્ય મુનિ આ પ્રમાણે બોલ્યા : 'હે પાર્થ! તપસ્વી બ્રાહ્મણોની દ્વૈતવનમાંની આ હોમવેળા જુઓ.[૩-૬] એમાં અગ્નિ પ્રકાશી રહ્યા છે. હે કુરુશ્રેષ્ઠ! વ્રતધારી બ્રાહ્મણો તમારાથી રક્ષણ પામીને આ પુણ્યવનમાં ધર્માચરણ કરી રહ્યા છે. ભૃગુવંશી, અંગીરાવંશી, વસિષ્ઠવંશી, કશ્યપવંશી, મહાભાગ અગસ્ત્યવંશી અને ઉત્તમ વ્રતવાળા અત્રિવંશી એ સર્વ જગતના શ્રેષ્ઠ બ્રાહ્મણો અહીં તમારી સાથે છે. હે કૌરવ! હે કૌંતેય! હે પાર્થ! આ હું તમને જે વચન કહું છું, તે તમે ભાઈઓ સહિત સાંભળો.[૭-૯] જ્યારે બ્રાહ્મણ ક્ષત્રિયની સાથે અને ક્ષત્રિય બ્રાહ્મણની સાથે એક થાય છે, ત્યારે અગ્નિ અને વાયુની જેમ પ્રકાશમાન થઈ તેઓ શત્રુઓરૂપી વનોને ખાખ કરી નાખે છે.[૧૦] હે તાત! આ લોક અને પરલોકને જીતવાને ઇચ્છતા રાજાએ બ્રાહ્મણના સાથ વિના ઐશ્વર્યની લાંબી આશા રાખવી નહિ. ધર્મ અને અર્થમાં સુશિક્ષિત તથા મોહરહિત એવા બ્રાહ્મણને મેળવીને જ રાજા શત્રુઓનો નાશ કરે છે.[૧૧] પ્રજાપાલનથી ઉત્પન્ન થયેલા કલ્યાણકારી ધર્મને આચરતા બલિરાજાને પૂર્વે આ લોકમાં બ્રાહ્મણ વિના બીજો કોઈ ઉપાય જડ્યો નહોતો.[૧૨] એ વિરોચન પુત્ર બલિના સર્વ મનોરથો પુરાયા હતા અને તેને અક્ષય લક્ષ્મી મળી હતી. બ્રાહ્મણનો આશ્રય કરવાથી તે અસુરને પૃથ્વી પ્રાપ્ત થઈ. પણ તે બ્રાહ્મણોને વિષે દુષ્ટતા આચરવા લાગ્યો, ત્યારે તે વિનાશ પામ્યો. આ ઐશ્વર્યભરી ભૂમિ બ્રાહ્મણના આશ્રય વિનાના ક્ષત્રિયને લાંબા વખત સુધી સેવતી નથી. પણ જે વિનયનમ્ર ક્ષત્રિયને બ્રાહ્મણ ઉપદેશ આપે છે, તેને સમુદ્ર પર્યંતની પૃથ્વી નમન કરે છે—વશ થાય છે. જેમ સંગ્રામમાં અંકુશથી હાથીને વશ કરનારો મહાવત ન હોય તો હાથીનું બળ ટકતું નથી, તેમ બ્રાહ્મણોથી રહિત ક્ષત્રિયનું બળ પણ નાશ પામે છે. બ્રાહ્મણમાં અનુપમ દૃષ્ટિ છે અને ક્ષત્રિયમાં અતુલ બળ છે. તે બન્ને જ્યારે સાથે મળીને કાર્ય કરે છે, ત્યારે જગત પ્રસન્ન રહે છે.[૧૩-૧૬] જેમ પવન સાથેનો મહાન અગ્નિ સૂકા કાષ્ઠવનને બાળી નાખે છે,

તેમ બ્રાહ્મણ સાથેનો ક્ષત્રિય શત્રુઓને બાળી નાખે છે.[૧૭] આથી બુદ્ધિમાન ક્ષત્રિયે ન મળેલી વસ્તુઓને મેળવવા માટે તથા મેળવેલી વસ્તુઓને વધારવા માટે બ્રાહ્મણો પાસેથી જ બુદ્ધિજ્ઞાન મેળવવું.[૧૮] આથી અપ્રાપ્તની પ્રાપ્તિ માટે અને પ્રાપ્તની વૃદ્ધિ માટે તથા યથાયોગ્ય સુપાત્રને દાન કરવા માટે તમે યશસ્વી, વેદવેત્તા, વિદ્વાન અને બહુશ્રુત બ્રાહ્મણને તમારી પાસે વસાવો.[૧૯] હે યુધિષ્ઠિર! બ્રાહ્મણોમાં નિત્ય તમારી ઉત્તમ વૃત્તિ છે અને તેથી તમારો પ્રસિદ્ધ યશ સર્વ લોકોમાં ઝળહળી રહ્યો છે.[૨૦]

વૈશંપાયન બોલ્યા: આમ યુધિષ્ઠિરની પ્રશંસા થતાં, સર્વ બ્રાહ્મણોએ બકદાલ્ભ્યનું પૂજન કર્યું અને તેઓ મનમાં અધિક પ્રસન્ન થયા.[૨૧] દ્વૈપાયન, નારદ, પરશુરામ, પૃથુશ્રવા, ઇંદ્રદ્યુમ્ન, ભાલુકિ, કૃતચેતા, સહસ્રપાત્, કર્ણશ્રવા, મુંજ, લવણાશ્વ, કાશ્યપ, હારીત, સ્થૂલકર્ણ, અગ્નિવેશ્ય, શૌનક, કૃતવાક, સુવાક, બૃહદશ્વ, વિભાવસુ, ઊર્ધ્વરેતા, વૃષામિત્ર, સુહોત્ર અને હોત્રવાહન એ તથા બીજા અનેક ઉત્તમ વ્રતવાળા બ્રાહ્મણો અજાતશત્રુ યુધિષ્ઠિરનું અર્ચન કરવા લાગ્યા. માનો, ઋષિઓ પુરંદરનું સ્તવન કરતા હતા.[૨૨-૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'દ્વૈતવનપ્રવેશ' નામનો અધ્યાય ૨૬મો સમાપ્ત

## अध्याय २७मो

### દ્રૌપદીનાં પરિતાપવચન

॥ वैशंपायन उवाच ॥

ततो वनगताः पार्थाः सायाह्ने सह कृष्णया।
उपविष्टाः कथाश्चक्रुर्दुःखशोकपरायणाः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: તે પછી વનવાસી થયેલા અને દુઃખ તથા શોકમાં ડૂબેલા પૃથાનંદનો સંધ્યાકાળે કૃષ્ણા સાથે બેસી વાતચીત કરતા હતા.[૧] પ્રીતિભરી, દેખાવડી, પંડિતા અને પતિવ્રતા તે કૃષ્ણા ધર્મરાજને આ વચન કહેવા લાગી.

દ્રૌપદી બોલી: 'દુષ્ટચિત્ત, ઘાતકી અને પાપિયા તે ધૃતરાષ્ટ્રપુત્રને આપણે દુઃખી થયાં તેથી જરાય દુઃખ થતું જ નથી. કેમ કે હે રાજન્! તે દુષ્ટાત્માએ તમને મૃગચર્મો ઓઢાડ્યાં અને મારી સાથે વનમાં ધકેલ્યાં, છતાં તે દુર્મતિયાને કશો પણ પશ્ચાત્તાપ થયો નહિ.[૨-૪] તે દુષ્ટનું હૈયું ખરે લોખંડનું છે; કેમ કે ધર્મપરાયણ અને જ્યેષ્ઠ એવા તમને, તે વખતે તેણે કડવા બોલ સંભળાવ્યા હતા.[૫] સુખને યોગ્ય અને દુઃખને અયોગ્ય એવા તમારા ઉપર આવું દુઃખ લાવીને તે દુષ્ટચિત્ત પાપી માણસ તેના સ્નેહીસમૂહો સાથે લહેર કરે છે.[૬] હે ભરતરાજ! મૃગચર્મ ધારણ કરીને તમે વનને માટે નીકળ્યા, ત્યારે દુર્યોધન, કર્ણ, દુરાત્મા શકુનિ અને ઉગ્ર એવા તે દુર્યોધનનો દુષ્ટ ભાઈ દુઃશાસન એ ચાર પાપીઓની જ આંખમાંથી આંસુ પડ્યાં નહોતાં. હે કુરુશ્રેષ્ઠ! દુઃખથી ઘેરાઈ ગયેલા બીજા સર્વ કુરુઓનાં નેત્રમાં ત્યારે અશ્રુજળ વહ્યાં હતાં.[૭-૯] હે મહારાજ! તમારું જે પૂર્વે શયન હતું તે અને તમારી આજની પથારી એ જોઈને, દુઃખને અયોગ્ય અને સુખને યોગ્ય એવા તમારે માટે મને શોક થાય છે.[૧૦] વળી સભામધ્યે તમારે હાથીદાંતવાળું અને રત્નખચિત સિંહાસન હતું તેની જગ્યાએ આજે આ દર્ભનું આસન છે; એ જોઈને શોક મને ગૂંગળાવી રહ્યો છે.[૧૧] હે મહારાજ! ત્યાં સભામાં હું તમને રાજાઓથી વીંટાયેલા જોતી હતી અને અહીં તમને તેમ જોતી નથી; તો મારા હૃદયને કઈ શાંતિ હોય?[૧૨] હે ભારત! હું જ તમને ચંદનચર્ચિત અને સૂર્યના જેવા વર્ચસ્વી જોતી હતી, તે હું આજે તમને કાદવ અને કીચડથી ખરડાયેલા જોઉં છું અને મૂર્છા પામું છું.[૧૩] હે રાજેંદ્ર! હું જ પૂર્વે તમને ઉત્તમ રેશમનાં શુભ વસ્ત્રોમાં ઢંકાયેલા

જોતી હતી, તે હું આજે તમને વલ્કલ પહેરેલા જોઈ રહી છું.[૧૪] હે પ્રભુ! પૂર્વે તમારા ભવનમાં હજારો બ્રાહ્મણોને સર્વ મનોરથ પૂરનારું અને ઉત્તમ રીતે રાંધેલું અન્ન સોનાનાં વાસણોમાં વહેંચાતું હતું.[૧૫] હે રાજન્! યતિઓને, બ્રહ્મચારીઓને અને ગૃહસ્થાશ્રમીઓને અત્યંત સ્વાદિષ્ટ ભોજનો અપાતાં હતાં.[૧૬] વળી તમારા ભવનમાં યજ્ઞમાં પીરસવાનાં 'સહસ્ર'* નામનાં પાત્રોનો સર્વેચ્છાએ ઉપયોગ થતો હતો અને તેથી તમે બ્રાહ્મણોને સર્વ કામનાઓથી સુવિધિએ સત્કારતા હતા.[૧૭] હે રાજન્! આમાંનું કશુંય આજે હું જોતી નથી, તો પછી મારા હૃદયને શાંતિ કેવી હોય? હે મહારાજ! ઝગમગતા કુંડલવાળા યુવાન રસોઇયાઓ તમારા ભાઈઓને ઉત્તમ રાંધેલાં મિષ્ટાન્નોનાં ભોજન કરાવતા હતા, આજે દુઃખને અયોગ્ય એ સર્વને હું વનમાં વનનાં ફળમૂળ ખાઈ જીવતા જોઉં છું.[૧૮,૧૯] હે માનવેંદ્ર! આથી મારું મન શાંત રહેતું નથી. દુઃખી અને વનવાસી આ ભીમસેનનો વિચાર કરીને તમને યોગ્ય કાળે પણ કેમ કોપ વધતો નથી?[૨૦] સુખને યોગ્ય એ અડગ ભીમસેનને દુઃખી અને જાતે જ કામ કરતા જોઈને પણ તમને કેમ કોપ વધતો નથી? વિવિધ વાહનો અને મહામૂલાં વસ્ત્રોથી જેને સત્કારવામાં આવ્યા હતા, એ ભીમસેનને આજે વનવાસમાં જોઈને તમને કેમ કોપ વધતો નથી?[૨૧,૨૨] આ વૃકોદર સર્વ કુરુઓને રણમાં રોળી નાખવાની હામ ધરવાને સમર્થ છે, પણ તમારી પ્રતિજ્ઞા પૂરી થવાની રાહ જોઈને તે આ બધું સહન કરી રહ્યા છે. આ બે બાહુવાળા અર્જુન અનેક બાહુવાળા સહસ્રાર્જુનની બરાબર છે; બાણોનો શીઘ્ર પ્રયોગ કરવામાં તે કાલાંતક યમરાજના જેવા છે.[૨૩,૨૪] હે મહારાજ! એમના શસ્ત્રપ્રતાપથી સર્વ રાજાઓ નતમસ્તક થયા હતા અને તમારા યજ્ઞમાં બ્રાહ્મણોની સેવા કરતા હતા.[૨૫] હે રાજન્! દેવ અને દાનવોથી પૂજાયેલા આ પુરુષવ્યાઘ્ર અર્જુનને ચિંતાયુક્ત જોઈને તમને કેમ ક્રોધ ઊપજતો નથી? દુઃખને માટે અનુચિત અને સુખને માટે ઉચિત એ પૃથાનંદનને વનમાં આવેલા જોઈને તમારો ક્રોધ કેમ વધતો નથી? હે ભારત! આથી હું મૂંઝાઈ જાઉં છું. જેણે માત્ર એક રથથી દેવો, મનુષ્યો અને સર્પોને જીત્યા હતા, તે અર્જુનને વનવાસી જોઈને તમને કેમ કોપ વધતો નથી?[૨૬–૨૮] અદ્‌ભુત આકારોવાળા રથો, ઘોડાઓ અને હાથીઓથી વીંટાઈને જેણે રાજાઓ પાસેથી બળપૂર્વક ધનસંપત્તિ આણી હતી અને જે એકીઝડપે પાંચસો બાણો છોડે છે, તે પરંતપને વનમાં વસેલા જોઈને તમને કેમ કોપ વધતો નથી?[૨૯,૩૦] શામળા, ભરાવદાર, નવયુવાન અને રણમાં ઢાલ–તલવાર સજનારા આ નકુલને વનમાં જોઈને તમને કેમ કોપ વધતો નથી? હે યુધિષ્ઠિરરાજ! શૂરા અને દેખાવડા એવા માદ્રીનંદન સહદેવને વનમાં જોવા છતાં તમે કેમ ખામોશ રાખી રહ્યા છો? હે માનવનાથ! દુઃખને અયોગ્ય એવા નકુલ અને સહદેવ એ બન્નેને દુખિત જોઈને તમને કોપ કેમ વધતો નથી? હે રાજા! દ્રુપદના કુલમાં જન્મેલી, મહાત્મા પાંડુની પુત્રવધૂ, ધૃષ્ટદ્યુમ્નની ભગિની અને પતિઓને અનુસરનારી વીરપત્ની એવી મને વનવાસિની જોઈને તમે કેમ ક્ષમા રાખો છો?[૩૧–૩૫] હે ભરતશ્રેષ્ઠ! સાચે જ તમારામાં ગુસ્સો જ નથી; કેમ કે ભાઈઓને અને મને જોઈને તમારું મન વ્યથા પામતું નથી![૩૬]

---

* तवा यत्सहस्र सत्रपरिवेषण तत्ते स्वर्यतो दास्यति ।
તેઓનું સહસ્ર નામનું સત્રમાં પીરસવાનું જે પાત્ર છે, તે તેઓ સ્વર્ગમાં જતી વખતે તને આપશે.
(જૈ૦ બ્રા૦નાં વાક્ય ઉપરથી)

લોકમાં એવો અર્થ* છે કે, ક્ષત્રિય ક્રોધહીન ન હોય. પણ આજ ક્ષત્રિય એવા તમારામાં હું ઊલટું જ જોઉં છું. હે પૃથાપુત્ર! જે ક્ષત્રિય વખત આવ્યે પોતાનું તેજ બતાવતો નથી, તેને સર્વ પ્રાણીઓ સર્વ કાળે પરાભવ આપે છે. તો શત્રુઓ તરફ તમારે કોઈ રીતે ક્ષમા રાખવી જોઈએ નહિ. તેજથી જ તેમને મારી શકાય એમ છે, એ વિશે સંશય નથી. વળી જે ક્ષત્રિય ક્ષમા રાખવાને સમયે પણ શાંતિ રાખતો નથી, તે પ્રાણીમાત્રને અપ્રિય થાય છે અને આ લોકમાં તથા પરલોકમાં તે નાશ પામે છે.[૩૭–૪૦]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમા 'દ્રૌપદીપરિતાપવાક્ય' નામનો અધ્યાય ૨૭ મો સમાપ્ત

## अध्याय २८मो
## દ્રૌપદીનો સંતાપ

॥ द्रौपद्युवाच ॥

**अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।**
**प्रह्लादस्य च संवादं बलेर्वैरोचनस्य च ॥ १ ॥**

દ્રૌપદી બોલી: આ વિષયમાં પુરાણવિદો પ્રહ્લાદ અને વિરોચનપુત્ર બલિનો સંવાદરૂપી આ પુરાતન ઇતિહાસ ઉદાહરણમાં આપે છે.[૧] અસુરોમાં ઇંદ્ર જેવા, મહાબુદ્ધિમાન અને ધર્મોના રહસ્યને જાણનારા એવા પોતાના પિતામહ દૈત્યેંદ્ર પ્રહ્લાદને બલિએ આ પ્રમાણે પૂછ્યું હતું.[૨]

બલિ બોલ્યો: હે પિતા! ક્ષમા ચડિયાતી છે કે તેજ ચડિયાતું છે? આ વિષે મને સંશય છે. હું તમને એ પૂછું છું, તો હે દાદાજી! તમે યથાસત્ય કહો.[૩] હે ધર્મજ્ઞ! આમાં જે ચડિયાતું હોય તે તમે નિઃસંશય કહો. હું તમારા ઉપદેશ પ્રમાણે તે બધું યથાર્થ રીતે કરીશ જ.[૪] બલિએ પિતામહ પ્રહ્લાદને આ સઘળું પૂછ્યું, ત્યારે સર્વ નિર્ણયોને જાણનારા તે વિદ્વાને સંશય પૂછતાં એ બલિને આ પ્રમાણે કહ્યું.[૫]

પ્રહ્લાદ બોલ્યો: બેટા! તેજ સદાસર્વદા સારું નથી, તેમ ક્ષમા પણ નિત્ય સારી નથી. આમ તું એ બે વિશે નિઃસંદેહ સમજી લેજે.[૬] બેટા! જે નિત્ય ક્ષમા રાખે છે, તે અનેક દોષોને આમંત્રે છે. સેવકો તેને પરાભવ આપે છે. શત્રુઓ તેને લેખામાં લેતા નથી અને પ્રાણીમાત્ર તેને નમન કરતા નથી. આથી હે તાત! નિત્યની ક્ષમાને પંડિતોએ વખોડી કાઢી છે. તેવા માણસના નોકરચાકરો તેને અવગણે છે અને અનેક દોષોની લતમાં પડે છે. ટૂંકી બુદ્ધિવાળાઓ એવાનું ધન છીનવી લેવાને તાકે છે.[૭–૯] વળી એ ક્ષમાશીલ મનુષ્યના અધિકારી માણસો પણ અવિચારી થઈને તેનાં વાહન, વસ્ત્રો, અલંકારો, શયનો, આસનો ભોજનો, પીણાંઓ તથા તમામ રાચરચીલાંને ફાવે તેમ લઈ લે છે અને સ્વામીની આજ્ઞાથી જે વસ્તુઓ કોઈને આપવાની હોય તે તેઓ આપતા નથી. વધુમાં તેઓ કોઈ પણ રીતે ક્ષમાશીલ પુરુષને, સ્વામીને આપવા યોગ્ય માનપૂજા આપતા નથી. સાચે જ, આ લોકમાં અવજ્ઞા મરણ કરતાંય ભૂંડી છે. બેટા! આવા ક્ષમાવાળા માણસને તેના દૂતો, પુત્રો, સેવકો તેમજ ઉદાસીન લોકો કડવી વાતો સંભળાવે છે, એટલું જ નહિ પણ કેટલાએક તો એ ક્ષમાવાનને હંફાવીને એની સ્ત્રીઓની પણ ઇચ્છા કરે છે. પછી એ ભાન વિનાની સ્ત્રીઓ સ્વેચ્છાએ પ્રવર્તે છે અને નિત્ય આનંદોત્સવોમાં રમે છે. સ્ત્રીઓને જો સ્વામી તરફથી થોડી સરખીય શિક્ષા કરવામાં આવતી નથી, તો તે દુષ્ટાઓ વહી જાય છે અને ભૂંડાં કામ કરવા લાગે છે.[૧૦–૧૫] જે નિત્ય ક્ષમાવાળો છે, તેને આ અને બીજા અનેક દોષો લાગે છે.

હે વિરોચનનંદન! હવે જે ક્ષમાશીલ નથી

* क्षत हिनस्तीति क्षत्रं । આવી વ્યુત્પત્તિથી નાશ કરનારો તે ક્ષત્રિય કહેવાય છે; અને તે નાશ ક્રોધ વિના સંભવે નહિ, એ તાત્પર્ય છે.

તેના આ દોષોને સમજ. રજોગુણથી ઘેરાયેલો ક્રોધી માણસ પોતાના દોષ વડે સ્થાને કે અસ્થાને સતત જાતજાતની શિક્ષાઓ પ્રયોજે છે.[૧૬,૧૭] આવો ક્રોધાવિષ્ટ માણસ મિત્રોની સાથે વિરોધ ઊભો કરે છે અને લોક તથા સ્વજનો તરફથી શત્રુતા વહોરી લે છે.[૧૮] આવી અવમાનનાને લીધે, તે માણસ અર્થહાનિ, ઠપકો, અપમાન, સંતાપ, દ્વેષ અને મોહ પામે છે, તેમ જ તેને શત્રુઓ ઊભા થાય છે.[૧૯] જે પુરુષ ક્રોધને લીધે માણસોને વિવિધ જાતના દંડો કરે છે, તે તરત જ ઐશ્વર્યથી, સ્વજનોથી અને પ્રાણોથી પણ ભ્રષ્ટ થાય છે. ક્રોધમાં આવીને જે માણસ અપકૃત્ય કે અપહરણ કરવા જાય છે, તેનાથી લોક ઘરમાં ભરાયેલા સર્પથી જેમ સંતાપ પામે તેમ સંતાપ પામે છે. [૨૦,૨૧] પછી લોકો જેનાથી ગભરાટ પામતા હોય, તેનું કલ્યાણ તો ક્યાંથી જ થાય? એ ચોક્કસ છે કે, લોકો લાગ જોઈને તેનું ભૂંડું જ કરે. આથી અતિશય ક્રોધમાં રહેવું નહિ તેમ જ નિત્ય કોમળતા રાખવી નહિ, વખત જોવો આવી પડ્યો હોય તેવા મૃદુ કે તીક્ષ્ણ થવું. જે યોગ્ય કાળે કોમળ રહે છે અને યોગ્ય કાળે કઠોર થાય છે, તેને જ આ લોકમાં ને પરલોકમાં સુખ સાંપડે છે. હવે હું વિસ્તારથી ક્ષમાના સમયો કહું છું તે સાંભળ. પંડિતોએ તે સમયોમાં કદી ક્રોધ કરવો નહિ એમ કહે છે.[૨૨–૨૫] કોઈએ અગાઉ ઉપકાર કર્યો હોય અને તે મોટા અપરાધ કરે, તો તેના આગલા ઉપકારને કારણે એ અપરાધીને ક્ષમા આપવી ઘટે છે.[૨૬] અણસમજને વળગેલા અપરાધીઓના અપરાધને ક્ષમા આપવી જોઈએ; કારણ કે પુરુષને સર્વત્ર પાંડિત્ય સુલભ જ છે, એવું નથી.[૨૭] પણ જેઓ જાણીજોઈને અપરાધ કરે છે અને પછી તેને વિશે પોતાનું અજાણપણું બતાવે છે, તે પાપીઓને તેમ જ કુટિલ માણસોને તો તેમના નાના સરખા અપરાધ માટે પણ મારી નાખવા જોઈએ.[૨૮] પ્રાણીમાત્રના એક અપરાધને ક્ષમા આપવી જોઈએ, પણ તે જો બીજીવાર થોડો પણ અપરાધ કરે, તો તેને વધ જ ઘટે છે. પંડિતોએ કહ્યું છે કે, કોઈએ અજાણતાં અપરાધ કર્યો હોય, તો તેની સારી રીતે પરીક્ષા કરીને અપરાધીને ક્ષમા આપવી.[૨૯,૩૦] મૃદુતા કઠોરને મારે છે, તેમ તે અકઠોરને પણ મારે છે. મૃદુતા માટે કશુંય અસાધ્ય નથી. આથી મૃદુતા એ વિશેષ તીવ્ર છે.[૩૧] પણ દેશ, કાળ અને પોતાની શક્તિ તથા અશક્તિનો વિચાર કરીને જ કાર્ય કરવું. દેશ અને કાળની વિપરીતતામાં કશું જ કામ સિદ્ધ ન થાય. આથી દેશ અને કાળની તપાસ રાખો. વળી લોકભયને કારણે પણ કદીક અપરાધીને ક્ષમા આપવી જોઈએ. આ પ્રમાણે ક્ષમાના આ સમયો કહ્યા. હવે આથી ઊલટી રીતે વર્તનારા સંબંધમાં બીજો ક્રોધનો સમય કહેવાયો છે.[૩૨,૩૩]

દ્રૌપદી બોલી : તો હે નરેશ્વર! હું માનું છું કે, લોભમાં ખૂંપેલા અને સતત ઉપકારી એ ધૃતરાષ્ટ્રપુત્રો સંબંધમાં તમારે ક્રોધ કરવાનો સમય આવી પહોંચ્યો છે.[૩૪] હવે કુરુઓ પ્રત્યે ક્ષમા બતાવવાનો કોઈ સમય જ નથી. આ તેજ બતાવવાનો કાળ આવ્યો છે, ત્યારે તમારે શત્રુઓના ઉપર તેજ જ છોડવું યોગ્ય છે. કોમળ માણસ અપમાન મેળવે છે અને તીક્ષ્ણ માણસથી લોક ગભરાટ પામે છે. પણ જે વખત આવ્યે કોમળ અને કઠોર એમ બેઉ થવાનું જાણે છે તે જ ભૂમિનો નાથ થાય છે.[૩૫–૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'દ્રૌપદીવાક્ય' નામનો અધ્યાય ૨૮મો સમાપ્ત

## અધ્યાય ૨૯ મો

### યુધિષ્ઠિરે કરેલા ક્ષમાની પ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

**क्रोधो हंता मनुष्याणां क्रोधो भावयिता पुनः।**
**इति विद्धि महाप्राज्ञे क्रोधमूलौ भवाभवौ ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે મહાબુદ્ધિશાળી! ક્રોધ મનુષ્યોનો ઘાતક છે, તેમ જ ક્રોધ તેમની વૃદ્ધિ કરનારો છે. આથી વૃદ્ધિ અને વિનાશ એ બેઉનું મૂળ ક્રોધ છે એમ તું જાણ.[૧] હે સુશોભના! જે ક્રોધને મારે છે, તે અભ્યુદયને મેળવે છે. હે શુભા! વળી જે માણસ ક્રોધને નિત્ય સહન કરી લેતો નથી, અર્થાત્ ક્રોધને વશ થઈ જાય છે, તો તેનો પરમ દારુણ ક્રોધ જ તેના વિનાશ માટે કારણરૂપ થાય છે.[૨] આ જગતમાં પ્રજાઓના વિનાશનું મૂળ ક્રોધ જ જોવામાં આવે છે. તો પછી મારા જેવાએ લોકનો વિનાશ કરી નાખનારા ક્રોધને શા માટે પ્રકટ કરવો જોઈએ?[૩] ક્રોધમાં આવેલો માણસ પાપ કરી બેસે છે અને ગુરુઓને પણ મારી નાખે છે. ક્રોધવશ મનુષ્ય કઠોર વચનો બોલી શ્રેષ્ઠ પુરુષોને પણ અપમાન આપે છે.[૪] કોપેલો માણસ શું બોલવું અને શું ન બોલવું તે સમજતો નથી. ક્રોધીને માટે ન કરવા જેવું અને ન બોલવા જેવું એવું કશું જ રહેતું નથી.[૫] ક્રોધને લીધે અવધ્યોનો તે વધ કરે છે અને વધ્યોને સન્માન આપે છે. અરે! ક્રોધી માણસ પોતાને પણ યમને ઘેર રવાના કરે છે! આ દોષોને બરાબર જોનારા અને આ લોક તથા પરલોકમાં ઉત્તમ પરમકલ્યાણ ઇચ્છનારા મહાત્માઓએ ક્રોધને જીત્યો છે.[૬,૭] ધીર પુરુષોએ વર્જેલા તે ક્રોધને અમારા જેવા કેમ કરીને આચરી શકે! હે દ્રૌપદી! આ પ્રમાણે વિચારવાથી મારો રોષ વધતો નથી.[૮] જે માણસ કોપ કરનારની સામે વળતો કોપ કરતો નથી, તે પોતાને અને પારકાંને મહાન ભયમાંથી બચાવે છે; તે જ એ બંનેનો રોગહારી ચિકિત્સક છે.[૯] મૂઢ અને અશક્તિમાન એવો માણસ જો કષ્ટ પામતાં બળવાન માણસો ઉપર ક્રોધ કરી બેસે છે, તો તે પોતે જ પોતાનો જીવ ખૂએ છે.[૧૦] આ રીતે જીવ ખોનારાઓના સ્વર્ગાદિ લોકો પણ નાશ પામે છે. આથી હે દ્રૌપદી! અશક્ત માણસે પોતાના રોષને નિયમમાં રાખવો એમ કહ્યું છે. વળી જે વિદ્વાન અને શક્તિમાન છે, તે ક્લેશ આવતા છતાં કોપ કરતો નથી; તે તો ક્લેશ આપનારનો નાશ કર્યા વિના જ પરલોકમાં આનંદ કરે છે.[૧૧,૧૨] આથી બળવાન કે દુર્બળ એવા વિદ્વાન પુરુષે આપત્કાળમાં પણ નિત્ય ક્ષમા રાખવી, એમ કહ્યું છે. હે કૃષ્ણા! આ સંસારમાં સત્પુરુષો ક્રોધ ઉપરના વિજયની જ પ્રશંસા કરે છે.[૧૩] ક્ષમાશીલ સાધુનો આ લોકમાં નિત્ય જય જ છે, એવો સત્પુરુષોનો મત છે. અસત્ય કરતાં સત્ય ચડિયાતું છે અને નિર્દયતા કરતાં દયાળુતા ચડિયાતી છે.[૧૪] તો અનેક દોષોવાળો અને સાધુઓએ તજેલો તે ક્રોધ મારા જેવાએ શા માટે દુર્યોધનના વધ માટે જ પ્રકટાવવો જોઈએ! દીર્ઘદર્શી પંડિતો જેને 'તેજસ્વી' કહે છે, તેના હૃદયમાં ક્રોધ હોતો નથી, એ નિશ્ચિત વાત છે. આમ જે માણસ ઊઠી આવેલા ક્રોધને બુદ્ધિપૂર્વક વાળી લે છે, તેને તત્ત્વદર્શી વિદ્વાનો તેજસ્વી માને છે.[૧૫-૧૭] હે સુનિતંબિની! ક્રોધી માણસ કર્તવ્યકર્મને યથાવત્ જોતો નથી; કેમ કે ક્રોધવાન પુરુષ અકાર્યને તેમ જ મર્યાદાને બરાબર જાણતો નથી. ક્રોધી માણસ અવધ્યોને પણ હણી નાખે છે. ક્રોધી માણસ ગુરુઓને પણ પીડા કરે છે.[૧૮,૧૯] આથી તેજસ્વી પુરુષે ક્રોધને દૂર જ ઊભો રાખવો. કાર્યદક્ષતા, શત્રુઓના પરાભવનું ચિંતન, શૌર્ય અને શીઘ્રતા એ તેજના ગુણો છે. ક્રોધથી પરાભવ પામેલો માણસ તેજના એ ગુણોને સહેજે મેળવી શકે એમ નથી; પણ જે પુરુષ ક્રોધને છોડે

છે, તેજ રૂડી રીતે તેજને પામે છે. હે મહાધીમતી ! ક્રોધી માણસો કાલોચિત તેજને મહાપરાણે સહન કરી શકે છે. મૂરખાઓ ક્રોધ એ જ નિત્ય તેજ છે એમ ઠરાવે છે; પણ માણસમાં એ રજોગુણ તો લોકના વિનાશ માટે જ ઘડાયેલો છે.[૨૦-૨૨] આથી રૂડી રીતે આચરનારા પુરુષે ક્રોધને નિત્ય ત્યજવો જોઈએ. સ્વધર્મથી નીચે પડનારો માણસ સારો છે, પણ ક્રોધી માણસ સારો નથી—એ શાસ્ત્રનિર્ણય છે. હે અનિંદિતા ! બુદ્ધિ વિનાના અને ભાન વિનાના માણસો કદી ક્ષમા આદિ સર્વ ગુણોનું ઉલ્લંઘન કરે, તેથી મારા જેવાએ પણ શા માટે તેવું ઉલ્લંઘન કરવું ?[૨૩,૨૪] માનવોમાં જો પૃથ્વી જેવી ક્ષમાવાળા માણસો ન હોય, તો મનુષ્યોમાં સલાહસંપ રહે જ નહિ. કેમ કે ક્રોધ એ જ વિગ્રહનું મૂળ છે.[૨૫] ક્રોધી માણસ સામાને ક્રોધ કરાવે છે અને ગુરુએ માર્યો હોય તો તેને પણ સામો મારે છે. આમ પ્રાણીમાત્રનો વિનાશ થાય છે ને અધર્મ પ્રસરી વળે છે.[૨૬] એક ગાળ દીધી એટલે બીજો તેને સામી ગાળ આપે, એક માર માર્યો એટલે બીજો તેને સામો માર મારે અને એક હિંસા કરી એટલે બીજો તેની સામી હિંસા કરે.[૨૭] પછી પિતાઓ પુત્રોને મારી નાખે અને પુત્રો પિતાઓને મારી નાખે. તે પ્રમાણે પતિઓ પત્નીઓને હણે અને પત્નીઓ પતિઓને હણે. લોકમાં આમ કાપ ફાટી નીકળે, એટલે હે કૃષ્ણા ! પ્રજાજન્મ થાય જ નહિ. કેમ કે હે સુમુખી ! સુમેળ એ જ પ્રજાઓના જન્મનું મૂળ છે.[૨૮,૨૯] હે દ્રૌપદી ! તેવો ક્રોધ થતાં તે સર્વ પ્રજાઓ તત્કાળ નાશ પામે છે; તેથી ક્રોધ એ પ્રજાઓના વિનાશનું અને અકલ્યાણનું કારણ છે.[૩૦] સંસારમાં પૃથ્વી જેવા ક્ષમાશીલ મનુષ્યો જોવામાં આવે છે, તેથી જ પ્રાણીઓનાં જન્મ અને કલ્યાણ થાય છે.[૩૧] હે સુશોભના ! જગતમાં સર્વ આપત્તિઓમાં પુરુષે ક્ષમા જ રાખવી જોઈએ. કેમ કે સંસારમાં ક્ષમાવાનથી જ પ્રાણીઓના જન્મ અને અભ્યુદય થાય છે, એમ કહ્યું છે.[૩૨] બળવાન માણસે ગાળ આપ્યા છતાં, માર માર્યા છતાં અને ક્રોધ કરાવ્યા છતાં જે માણસ ક્ષમા આપે છે તથા જે માણસ વિદ્વાન અને પ્રભાવશાળી હોવા છતાં ક્રોધને નિત્ય વશમાં રાખે છે, તેને સનાતન લોકો સાંપડે છે. હે કૃષ્ણા ! ક્ષમાશીલ મહાત્મા કાશ્યપે નિત્ય ક્ષમાવાનોના સંબંધમાં આ જે ગાથાઓ ગાઈ છે તેમનું પંડિતો ઉદાહરણ આપે છે.[૩૩-૩૫] ક્ષમા ધર્મ છે, ક્ષમા યજ્ઞ છે, ક્ષમા વેદો છે અને ક્ષમા વિદ્યા છે; ક્ષમાને જે આ પ્રમાણે જાણે છે, તે સર્વને સહન કરવાને યોગ્ય છે.[૩૬] ક્ષમા બ્રહ્મ છે, ક્ષમા સત્ય છે, ક્ષમા ભૂત છે, ક્ષમા ભાવિ છે, ક્ષમા તપ છે, ક્ષમા શૌચ છે; અને આ જગત ક્ષમાથી જ ધારણ થયું છે.[૩૭] ક્ષમાશીલ લોકો યજ્ઞવેત્તાઓના લોકને વટીને, આગળ બ્રહ્મવેત્તાઓના લોકને ઓળંગીને અને તપસ્વીઓના લોકને કૂદીને આગળ જ જાય છે.[૩૮] અગ્નિહોત્રાદિ કર્મ કરનારાઓ માટે જુદા જ લોકો છે, પરંતુ ક્ષમાશીલ લોકોને તો બ્રહ્મલોકમાં પરમપૂજિત લોકો મળે છે.[૩૯] ક્ષમા એ તેજસ્વીઓનું તેજ છે, ક્ષમા એ તપસ્વીઓનું બ્રહ્મ છે, ક્ષમા એ સત્યવાનોનું સત્ય છે, ક્ષમા યજ્ઞ છે અને ક્ષમા શાંતિ છે.[૪૦] હે કૃષ્ણા ! તેવી ક્ષમાને અમારા જેવા કેમ તજી દઈ શકે ? એ ક્ષમામાં તો બ્રહ્મ, સત્ય, યજ્ઞ અને લોકો રહ્યા છે. આમ વિદ્વાન પુરુષે સતત ક્ષમા જ રાખવી ઘટે છે. તે જ્યારે ક્ષમા આપે છે, ત્યારે તે સર્વ બ્રહ્મને પામે છે.[૪૧,૪૨] ક્ષમાશીલને માટે આ લોક સુખદાયી છે. ક્ષમાશીલને માટે પરલોક સુખદાયી છે. આ લોકમાં તે સન્માનને યોગ્ય થાય છે અને પરલોકમાં તેને શુભ ગતિ સાંપડે છે.[૪૩] જે માણસોનો ક્રોધ

ક્ષમાએ કરીને સદૈવ પરાસ્ત થયો છે, તે માણસોને ઉત્તમ લોકો પ્રાપ્ત થાય છે.[૪૪] આથી ક્ષમાને પરમ શ્રેષ્ઠ માની છે. નિત્ય ક્ષમાશીલોના સંબંધમાં કાશ્યપે આ ગાથાઓ ગાઈ છે.[૪૫] હે દ્રૌપદી! ક્ષમાની ગાથાઓ સાંભળીને તું સંતોષ ધારણ કર, ક્રોધ કરીશ નહિ. શાંતનુપુત્ર ભીષ્મપિતામહ શાંતિને જ સત્કારશે; દેવકીનંદન શ્રીકૃષ્ણચંદ્ર શાંતિને જ માન આપશે; દ્રોણાચાર્ય અને દાસીપુત્ર વિદુર શાંતિને જ ઉત્તમ કહેશે; કૃપાચાર્ય અને સંજય શાંતિનાં જ વખાણ કરશે.[૪૬,૪૭] સોમદત્ત, યુયુત્સુ, દ્રોણપુત્ર અશ્વત્થામા અને આપણા પિતામહ વ્યાસ એ સર્વ નિત્ય શાંતિની જ સ્તુતિ કરશે.[૪૮] આ બધા દુર્યોધનરાજને નિત્ય શાંતિ તરફ પ્રેર્યા કરે છે. એટલે તે આપણું રાજ્ય પાછું આપશે એવું મારું માનવું છે; નહિ તો તે લોભથી નાશ પામશે.[૪૯] હે ભાવિની! ભરતવંશીઓના અકલ્યાણ માટે આ દારુણ કાળ આવી લાગ્યો છે અને આગળથી જ આ સદાનો નિશ્ચય થઈ ગયો છે.[૫૦] દુર્યોધન રાજ્યને યોગ્ય નથી, તેથી તે ક્ષમાને પ્રાપ્ત થયો નથી. હું રાજ્યને યોગ્ય છું, તેથી ક્ષમા મને પ્રાપ્ત થઈ છે. ક્ષમા અને દયા એ જ વશચિત્તવાળાઓનો આચાર છે, એ જ સનાતન ધર્મ છે. હું સહજતાએ તેમને કાર્યમાં ઉતારી રહ્યો છું.[૫૧–૫૩]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમા 'દ્રૌપદીયુધિષ્ઠિરસંવાદ' નામનો અધ્યાય ૨૯ મો સમાપ્ત

## अध्याय ३० मो
### દ્રૌપદીનાં વળતાં વચનો

॥ द्रौपद्युवाच ॥

**नमो धात्रे विधात्रे च यौ मोहं चक्रतुस्तव ।**
**पितृपैतामहे वृत्ते वोढव्ये तेऽन्यथामतिः ॥ १ ॥**

દ્રૌપદી બોલી : એ ધાતાને નમસ્કાર! એ વિધાતાને નમસ્કાર! જેમનેએ બાપદાદાથી ઉતરી આવેલા રાજ્યપ્રાપ્તિરૂપી ધારણ કરવા યોગ્ય આચારમાં તમારી ઊલટી મતિ કરી છે.[૧] કર્મથી જ ઉત્તમ, મધ્યમ અને નીચ એ જુદી જુદી યોનિઓમાં જુદી જુદી જાતના લોક મળે છે. તેથી કર્મો જ નિત્ય છે અને લોભ વડે જ માણસ મોક્ષની ઇચ્છા કરે છે.[૨] આ લોકમાં પુરુષ ધર્મથી, દયાળુતાથી, ક્ષમાથી, સરળતાથી કે લોકાપવાદના ભયથી કદી લક્ષ્મીને પામતો નથી.[૩] હે ભારત! જુઓ, તમારા ઉપર આ દુ:સહ આપત્તિ ઊતરી છે. તમે તેમ આ તમારા મહાઓજસ્વી ભાઈઓ પણ તે માટે યોગ્ય નથી. હે ભારત! માનો તમારા એ ભાઈઓ તે વખતે કશાને પણ ધર્મથી વિશેષ પ્રિય જાણતા નહોતા. અરે, આ લોકમાંના જીવતરને પણ તેઓ ધર્મ કરતાં અળખામણું ગણતા હતા. તેઓ આજ પણ તેમ જ જાણે છે અને ગણે છે.[૪–૬] બ્રાહ્મણો, ગુરુઓ અને દેવતાઓ સુધ્ધાં જાણે છે કે, તમારું રાજ્ય ધર્મને જ અર્થે છે અને તમારો આવરદા પણ ધર્મને જ માટે છે.[૭] હું માનું છું કે, તમે આ ભીમસેનને, અર્જુનને, નકુલને અને સહદેવને તેમ જ મને સુધ્ધાંને તજી શકો છો; પણ ધર્મને તમે કદી પણ નહિ તજો.[૮] મેં આર્યોને મુખેથી સાંભળ્યું છે કે, ધર્મનું રક્ષણ કરનારા રાજાનું, રક્ષણ કરાયલો ધર્મ રક્ષણ કરે છે; પણ મને લાગે છે કે તે ધર્મ તમારું રક્ષણ કરતો નથી.[૯] હે નરસિંહ! જેમ પોતાની છાયા પોતાને જ સતત અનુસરે છે, તેમ તમારી બુદ્ધિ નિત્ય અને અનન્યતાએ ધર્મને જ અનુવર્તે છે. તમે સમાન પુરુષોનું કે ઊતરતા પુરુષોનું પણ અપમાન કર્યું નથી, તો પછી શ્રેષ્ઠ પુરુષનું તો ક્યાંથી અપમાન કરો! સમગ્ર પૃથ્વીને પ્રાપ્ત કર્યા છતાં પણ તમે મોટાઈનું અભિમાન વધાર્યું નથી.[૧૦,૧૧] હે પાર્થ! તમે બ્રાહ્મણોને, દેવોને તેમ જ પિતૃઓને સદૈવ સ્વાહા-

કારોથી, સ્વધાઓથી અને પૂજનોથી સેવા અર્પો છો. હે પૃથાનંદન ! તમે બ્રાહ્મણોને સર્વ મનોરથોથી તૃપ્ત કર્યા છે. હે ભારત! મોક્ષાર્થી યતિઓ અને ગૃહસ્થીઓ તમારે ત્યાં સોનાની થાળમાં ભોજન પામ્યા છે અને એ વખતે હું તેમની સેવિકા રહી છું. વળી તમે વનવાસીઓને લોઢાનાં પાત્રો આપ્યાં છે. તમારા ભવનમાં એવું કશું જ નહોતું જે બ્રાહ્મણોને આપવા યોગ્ય ન હોય.[૧૨,૧૩] તમારા ઘરમાં શાંતિને માટે એ વૈશ્વદેવ કર્મ થતું હતું. હે રાજન્! તેમાં અતિથિઓ અને પ્રાણીઓને અન્ન આપ્યા પછી, જે શેષ રહેતું તે ખાઈને તમે જીવતા. વળી ઇષ્ટિઓ, પશુબંધયાગો, કામ્યકર્મો, નૈમિત્તિક કર્મો, પાકયજ્ઞો અને બીજાં યજ્ઞકર્મો તમારે ત્યાં નિત્ય ચાલતાં હતાં. તમે રાજ્યથી ભ્રષ્ટ થઈ લૂંટારાઓથી સેવાયેલા આ જનશૂન્ય મહાન અરણ્યમાં આવીને વસ્યા છો, છતાં તમારો ધર્મ સ્ખલિત થયો નથી.[૧૪–૧૬] તમે અશ્વમેધ, રાજસૂય, પુંડરીક અને ગોસવ એ ભારે દક્ષિણાઓવાળા મહાન યજ્ઞોથી યજન કર્યું છે.[૧૭] પણ હે રાજન્! અવળી મતિ ભરાઈ આવ્યાથી દ્યૂતપરાજયમાં તમે રાજ્યને, સંપત્તિને, આયુધોને, ભાઈઓને તેમજ મને પણ હારી બેઠા.[૧૮] સરલ, મૃદુ, ઉદાર, લજ્જાળુ અને સત્યવાદી એવા તમને જુગારની લતની ક્યાંથી બુદ્ધિ થઈ આવી ? તમારું આ દુઃખ અને આ આપત્તિ જોઈને મને ભારે મૂંઝવણ થાય છે અને મારું મન ભમી ઊઠે છે. લોકો ઈશ્વરને અધીન રહે છે, તેઓ સ્વાધીન નથી. આ સંબંધમાં આ પુરાતન ઇતિહાસ ઉદાહરણ તરીકે અપાય છે.[૧૯–૨૧] વિધાતા ઈશાન જ પ્રથમ પ્રાણીઓનાં સર્વ કર્મોનાં બીજોનો આશ્રય લઈને તેમનાં સુખદુઃખ અને પ્રિય તથા અપ્રિયને આગળથી યોજી રાખે છે.[૨૨] હે નરવીર! જેમ સજ્જ–સજાવેલી લાકડાની પૂતળી નચાવનાર સૂત્રધારની પ્રેરણા પ્રમાણે પોતાનાં અંગોપાંગોને હલાવે છે, તેમ હે રાજન્! આ પ્રજાઓ પણ નચાવનાર ઈશ્વરને અધીન રહી પોતાની સર્વ ચેષ્ટાઓ કરે છે.[૨૩] હે ભારત ! ઈશ્વર પ્રાણીમાત્રમાં આકાશની જેમ વ્યાપી રહે છે અને આ લોકમાં પાપ અને કલ્યાણનું યથાયોગ્ય ફળ આપે છે.[૨૪] અથવા દોરીથી બંધાયેલા પક્ષીની જેમ કર્મતંતુથી બંધાયેલો આ અસ્વતંત્ર પ્રાણી પણ ઈશ્વરના વશમાં રહે છે, તે પોતાનો કે પારકાનો સ્વામી હોતો નથી.[૨૫] સૂત્રમાં પરોવેલા મણિની પેઠે, નાકે નાથેલા બળદની પેઠે અને કાંઠેથી ઊખડી વહેણની મધ્યધારમાં પડેલા વૃક્ષની પેઠે તે પરાધીન જીવ ઈશ્વરની આણને અનુસરે છે; કેમ કે વસ્તુ જે રૂપે હોય છે, તે રૂપને જ તે પોતાનું અર્પણ કરે છે.[૨૬,૨૭] આ મનુષ્ય સ્વાધીન નથી, તે તો કોઈક કાળરૂપ ગૂઢ પરમાત્માને ભજે છે. આ અજ્ઞાની જીવ પોતાનાં સુખદુઃખના સંબંધમાં સ્વાધીન નથી; ઈશ્વરની પ્રેરણા વડેજ તે સ્વર્ગમાં કે નરકમાં જાય છે.[૨૮] હે ભારત ! જેમ તણખલાનાં ટેરવાં બળવાન વાયુને વશ થાય છે, તેમ સર્વ ભૂતો ઈશ્વરને અધીન વર્તે છે. ઈશ્વર પુણ્યકર્મોમાં કે પાપકર્મોમાં જોડાયેલો રહે છે અને સર્વ ભૂતોને વ્યાપીને વિચરે છે; પણ એ કોઈના પણ લક્ષ્યમાં આવતો નથી.[૨૯,૩૦] ક્ષેત્ર નામે ઓળખાતું આ શરીર પોતાનું હેતુમાત્ર છે. એ સર્વવ્યાપી ઈશ્વર એના દ્વારા શુભ અને અશુભ ફળવાળાં કર્મો કરાવે છે.[૩૧] જુઓ, ઈશ્વરે માયાનો આ પ્રભાવ કેવો કર્યો છે ! તે પ્રાણીઓને પોતાની માયાથી મોહિત કરી નાખે છે અને પછી તે પ્રાણીઓ વડેજ પ્રાણીઓને હણે છે. તત્ત્વદર્શી મુનિઓ એ ભૂતોને બીજીજ રીતે જુએ છે અને તેઓ વાયુના વેગની જેમ બીજાજ રૂપે બદલાઈ જાય છે. મનુષ્યો જે જે કામોને બીજા પ્રકારનાં

માને છે, તે તે કામોને પ્રભુ જુદી જ રીતે કરે છે અથવા નથી કરતા.[૩૨-૩૪] હે યુધિષ્ઠિર! જેમ ચેષ્ટા અને ચેતનારહિત કાષ્ઠને કાષ્ઠથી, પહાણાને પહાણાથી અને લોઢાને લોઢાથી છેદી શકાય છે; તેમ તે સ્વયંભૂ અને પ્રપિતામહ એવા તે ભગવાન બ્રહ્મદેવ, માયા કરીને પ્રાણીઓનો પ્રાણીઓથી જ નાશ કરે છે.[૩૫,૩૬] આમ તે સ્વેચ્છાવિહારી સમર્થ ભગવાન પ્રાણીઓનો સંયોગ અને વિયોગ કરીને તેમની સાથે ક્રીડા કરે છે; માનો બાળક રમકડાં સાથે રમે છે.[૩૭] હે રાજા! ઈશ્વર કંઈ માતાપિતાની જેમ પ્રાણીઓ પ્રત્યે દયાભાવે વર્તતા નથી. એ તો બીજા સામાન્ય માણસોની જેમ રોષમાં જ પ્રવૃત્ત રહે છે.[૩૮] હે પૃથાનંદન! શીલવાન અને લજ્જાવાન એવા આર્યો ખાવાના અભાવે સુકાઈ રહ્યા છે, ત્યારે જાણે ધનની ચિંતામાં વિહ્વળ થયેલા અનાર્યો સુખની લહેરમાં પડ્યા છે.[૩૯] વળી હું જોઉં છું કે, તમને આ આપત્તિ પડી છે અને દુર્યોધનને સમૃદ્ધિ વરસી રહી છે. આથી હું ઈશ્વરને નિંદા વરસાવું છું; કેમ કે તે વિષમ દૃષ્ટિએ જુએ છે.[૪૦] આર્યશાસ્ત્રોને છૂંદી મૂકનારા, ક્રૂર, લોભિયા અને ધર્મઘાતક એવા ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનને લક્ષ્મી આપીને ધાતા કયું ફળ ભોગવી રહ્યો છે? જો કરેલું કર્મ તેના કરનારાને જ અનુસરે છે અને તે બીજા કોઈને ફળતું જ નથી, તો જરૂર ઈશ્વર જ તે પાપકર્મથી લેપાય છે. હવે જો કરેલું પાપકર્મ તેના કરનારને ફળતું ન હોય, તો તેમાં બળ જ કારણરૂપ છે. આથી હું દુર્બળ જનોનો શોક કરું છું.[૪૧-૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'દ્રૌપદીવાક્ય' નામનો અધ્યાય ૩૦ મો સમાપ્ત

## अध्याय ३१मो
### યુધિષ્ઠિરનો ઉત્તર

॥ युधिष्ठिर उवाच ॥

**वल्गु चित्रपदं श्लक्ष्णं याज्ञसेनि त्वया वचः।**
**उक्तं तच्छ्रुतमस्माभिर्नास्तिक्यं तु प्रभाषसे ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે યાજ્ઞસેની! સુંદર, સુકુમાર અને વિચિત્ર પદવાળાં તેં જે વચનો કહ્યાં છે, તે અમે સાંભળ્યાં છે. તું તો વેદ વિરુદ્ધ નાસ્તિક વાત કરે છે.[૧] હે રાજપુત્રી! હું કંઈ કર્મના ફળને શોધતો દોડતો નથી; પણ 'દેવું જોઈએ' તેથી દાન કરું છું અને 'યજવું જોઈએ' તેથી યજ્ઞ કરું છું.[૨] હે કૃષ્ણા! આમાં ફળ મળો કે ન મળો; પણ ગૃહસ્થાશ્રમમાં વસતા પુરુષે જે કરવું જોઈએ તે હું યથાશક્તિ કરું છું.[૩] હે સુશ્રોણી! હું કંઈ ધર્મના ફળને કારણે ધર્મને આચરતો નથી; હું તો શાસ્ત્રોને અનુસરીને અને સત્પુરુષોનાં વર્તનને જોઈને તેનું આચરણ કરું છું.[૪] હે કૃષ્ણા! મારું મન સ્વભાવથી જ ધર્મમાં પરાયણ છે. જે ધર્મનો કબાલો કરે છે, અર્થાત્ ધર્મ કરીને ફળની આકાંક્ષા રાખે છે, તે હીન મનુષ્ય ધર્મવાદીઓમાં અધમતમ છે.[૫] જે ધર્મના ફળને ઇચ્છે છે અને જે પાપબુદ્ધિ મનુષ્ય ધર્મકૃત્ય કર્યા પછી નાસ્તિકતાને લીધે એ ધર્મ ઉપર શંકા લાવે છે તે ધર્મનું ફળ પામતો નથી.[૬] શ્રેષ્ઠ પ્રમાણવાળા વેદોને આધારે હું આ કહું છું, તું ધર્મ ઉપર શંકા લાવીશ નહિ. જે પુરુષ ધર્મ ઉપર શંકા લાવે છે, તે તિર્યગ્યોનિમાં ખૂંપે છે. જે દુર્બળચિત્ત માણસને ધર્મ ઉપર અને ઋષિકથન ઉપર શંકા રહે છે, તે અજરામર લોકથી વેગળો રહે છે. માનો, શૂદ્ર વેદથી વેગળો રહે છે.[૭,૮] હે મનસ્વિની! વેદનું અધ્યયન કરનારો, ધર્મપરાયણ અને ઉત્તમ કુળમાં જન્મેલો રાજર્ષિ બાળક હોય, તોપણ ધર્મચારીઓએ તેને વૃદ્ધમાં ગણવો જોઈએ.[૯] પણ

જે શાસ્ત્રોનું ઉલ્લંઘન કરે છે, જે મંદ બુદ્ધિવાળો છે અને જે ધર્મમાં શંકા લાવે છે, તે પાપીને તો શૂદ્રો તથા ચોરોથી પણ નીચ ગણવો જોઈએ.[10] તેં મહાતપસ્વી માર્કંડેય ઋષિને પ્રત્યક્ષ જોયા છે. એ મહાત્મા ધર્મથી જ લાંબો આવરદા ભોગવતા વિચરે છે.[11] વ્યાસ, વસિષ્ઠ, મૈત્રેય, નારદ, લોમશ, શુક અને બીજા સર્વ ઋષિઓ ધર્મથી જ સુચિત્ત થયા છે. તું પ્રત્યક્ષ જુએ છે કે, એ મહર્ષિઓ દિવ્ય યોગથી યુક્ત છે, શાપ આપવામાં અને અનુગ્રહ કરવામાં સમર્થ છે અને દેવોથી પણ અધિક શ્રેષ્ઠ છે. હે અપાપા ! વેદગમ્ય વિષયોને પ્રત્યક્ષ જોનારા એ દેવ તુલ્ય ઋષિઓ ધર્મને જ સદા આદિ કર્તવ્ય તરીકે વર્ણવે છે.[12-14] તેથી હે કલ્યાણી ! હે રાણી ! તું મૂઢ મન વડે ઈશ્વર ઉપર તેમ જ ધર્મ ઉપર શંકા લાવે એ તને ઘટતું નથી. ધર્મ ઉપર શંકા રાખનારો મૂર્ખ માણસ ધર્મનિર્ણયની સિદ્ધિવાળા સર્વ મનુષ્યોને ઉન્મત્ત સમજે છે અને તે પોતા સિવાય બીજાઓનાં પ્રમાણને સ્વીકારતો નથી.[15,16] મૂઢ માણસ પોતાના જ પ્રમાણમાં છકેલો રહે છે, કલ્યાણધર્મને અવમાને છે અને ઇંદ્રિયને સુખ આપનારા લોકપ્રત્યક્ષ વિષયોને જ સાર્થક માને છે. ઇંદ્રિયોથી અગ્રાહ્ય એવા ધર્મ આદિ સંબંધમાં તે અજ્ઞાન સેવે છે.[17] જે ધર્મને વિશે શંકા કરે છે, તેને માટે પ્રાયશ્ચિત્ત જ નથી. તે પામર પાપી વિષયોનું જ ધ્યાન ધર્યા કરે છે અને તેને પુણ્યલોકો સાંપડતા નથી.[18] વેદનાં પ્રમાણોને તજનારો અને વેદ તથા શાસ્ત્રોની નિંદા કરનારો તેમ જ કામ તથા લોભમાં હદ વટાવનારો તે મૂર્ખ મનુષ્ય નરકને પામે છે.[19] પણ જે નિત્ય ઉત્તમ બુદ્ધિ રાખે છે અને ધર્મને જ સેવે છે તેમ જ તેના ઉપર શંકા લાવતો નથી, તે હે કલ્યાણી ! પરલોકમાં અનંત સુખ ભોગવે છે.[20] જે મૂઢ મનુષ્ય ઋષિઓના પ્રમાણનું ઉલ્લંઘન કરીને ધર્મનું પ્રતિપાલન કરતો નથી અને સર્વ શાસ્ત્રોને વેગળાં મૂકી વર્તે છે, તે જન્મજન્માંતરમાં પણ સુખને પામતો નથી. હે ભાવિની ! જે ઋષિવાણીને પ્રમાણરૂપ ગણતો નથી અને જે શિષ્ટોના આચારને માનતો નથી, તેને આ લોકમાં કે પરલોકમાં ક્યાંય સુખ નથી એ સિદ્ધાંત છે.[21,22] હે કૃષ્ણા ! શિષ્ટજનોએ આચરેલા અને સર્વજ્ઞ તથા સર્વદર્શી ઋષિઓએ કહેલા પુરાતન ધર્મ વિશે તું શંકા લાવીશ નહિ.[23] હે દ્રૌપદી ! સ્વર્ગે જનારા માટે ધર્મ એ જ નૌકા છે, બીજું કશું જ સાધનરૂપ નથી. માનો કે, સાગરપાર કરવા ઇચ્છતા વણિકની એ નૌકા છે.[24] હે અનિંદિતા ! ધર્મચારીઓએ આચરેલો ધર્મ કદી અફળ જાય, તો આ જગત આધારવિહોણા અંધકારમાં ગરકી જાય.* ત્યારે કોઈ નિર્વાણ ન પામે અને પશુવૃત્તિથી જીવન જીવે; ત્યારે કોઈ વિદ્યામાં ન જોડાય અને અર્થપ્રાપ્તિ ન સાધે.[25,26] તપ, બ્રહ્મચર્ય, યજ્ઞ, સ્વાધ્યાય, દાન અને ઋજુ-

* જો ધર્મ ન હોય તો કોઈને પણ સ્વર્ગાદિક ઉચ્ચ ગતિ મળે નહિ, પરંતુ સર્વે પૂર્વસંસ્કારને અનુસરીને વારંવાર તે તે જાતિના દેહને જ પ્રાપ્ત થાય—ઘોર અજ્ઞાનને જ પામે અને તેથી શાસ્ત્રો પણ નિરર્થક થઈ જાય; પરંતુ તેમ નથી, માટે ધર્મનું અસ્તિત્વ છે અને તે લોકોમાં સુખસંપત્તિની વિચિત્રતાથી સિદ્ધ થાય છે. જો ધર્મને ન સ્વીકારીએ તો તેમ થવું અસંભવિત છે. જ્યારે ધર્મ છે, ત્યારે અમુક શ્રેષ્ઠ દેશમાં વસવા વગેરેથી થતાં પુણ્યને લીધે સ્વર્ગાદિક ગતિ પણ પ્રાપ્ત થાય એ સિદ્ધ છે. અહીં એવી શંકા થાય કે, જેમ ઘાસનું દૂધ થાય, તેનું દહીં થાય, તેનું ઘી થાય; તેમ, પરિણામક્રમથી જ એક પછી એક સારા સારા દેહ આવશે અને છેવટે સ્વર્ગાદિક ઊર્ધ્વગતિ પણ પ્રાપ્ત થશે. માટે ધર્મની શી જરૂર ? ઉત્તર : દહીંને પણ ગાયે ખાધું હોય તો તેનાં દૂધ, મૂત્ર વગેરે પરિણામો જોવામાં આવે છે, માટે પૂર્વશંકા યોગ્ય નથી; કારણ કે તેમ થવાથી મોક્ષની અસિદ્ધિ થાય, સર્વે જ્ઞાનશૂન્ય થઈને પશુના જેવી જીવિકાથી જીવે અને જગત આંધળું ભીંત થઈ જાય; માટે ધર્મની આવશ્યકતા છે. આ તાત્પર્ય છે.

તા એ જો નિષ્ફળ જ હોય, તો પૂર્વજો અને તેમના પણ પૂર્વપુરુષો ધર્માચરણ સેવત જ નહિ. જો ક્રિયાઓ નિષ્ફળ હોય, તો આ બધું ભારે છેતરપિંડી જ ગણાય. વળી સમર્થ ઋષિઓ, દેવો, ગંધર્વો, અસુરો અને રાક્ષસો શા માટે ધર્મને આદરપૂર્વક આચરત?[૨૭-૨૯] પણ ઈશ્વરને ચોક્કસ ફલદાતા જાણીને તેઓ કલ્યાણને અર્થે ધર્મ આચરતા હતા. હે કૃષ્ણા! તેથી ધર્મ જ સનાતન કલ્યાણ છે.[૩૦] વળી આ ધર્મ નિષ્ફળ નથી, તેમ અધર્મ સુદ્ધાં નિષ્ફળ નથી. વિદ્યાઓનાં અને તપોનાં ફળો પણ જોવામાં આવે છે.[૩૧] હે કૃષ્ણા! તારા પોતાના જન્મ વિશે જે વૃત્તાંત છે, તે તું જાણ. વળી પ્રતાપી ધૃષ્ટદ્યુમ્ન કેવી રીતે જન્મ પામ્યો છે તે પણ તું જાણી લે.+ હે મંગલસ્મિતા! ધીર પુરુષ કર્મનું ફળ પ્રાપ્ત કરે છે અને થોડાથી પણ સંતોષ લે છે, એનું આ ઉદાહરણ પૂરતું છે.[૩૨,૩૩] બુદ્ધિહીન મૂર્ખાઓ તો ઘણાથી પણ સંતોષ પામતા નથી અને પછી મરણ બાદ પણ તેમને કશું જ ધર્મજન્ય કલ્યાણ સાંપડતું નથી.[૩૪] હે ભાવિની! વેદપવિત્ર માણસોનાં સત્કર્મોનાં અને પાપીઓનાં કુકર્મોનાં ફળનાં ઉદય, ઉત્પત્તિ તથા અંત એ દેવોથી પણ ગુપ્ત છે.[૩૫] હે શુભદર્શના! જે કોઈ માનવ આ ઉદયાદિને જાણે છે, તે માણસ સહસ્ર કલ્પે પણ કલ્યાણ પામે છે. આ સર્વ દેવોથીય ગુહ્ય છે; કારણ કે દેવો ગૂઢ માયાવાળા છે. તે દ્વિજો જ એ સર્વને જુએ છે, જેઓ આશાથી રહિત છે, જેઓ વ્રતધારી છે, જેઓ તપે કરીને ક્ષીણપાપ થયા છે અને જેઓ માનસિક પ્રસન્નતાથી ભરેલા છે.[૩૬,૩૭] ફળ જોવામાં આવે નહિ તેટલા સારુ ધર્મ ઉપર અને દેવતાઓ ઉપર શંકા ન લાવવી જોઈએ; પણ યત્નપૂર્વક યજ્ઞો કરવા જોઈએ અને ઈર્ષ્યા વિના દાન દેવાં જોઈએ.[૩૮] આ લોકમાં કર્મોનું ફળ છે જ અને એ જ સનાતન ધર્મ છે, એમ બ્રહ્માએ પોતાના પુત્રોને કહ્યું હતું. કશ્યપ ઋષિ આ જાણે છે.[૩૯] તો હે કૃષ્ણા! તારો એ સંશય ઝાકળબિંદુની જેમ ઊડી જાઓ. એ બધું સત્ય છે, એવો નિર્ણય કરીને તું નાસ્તિકતાના ભાવને અળગો કર.[૪૦] પ્રાણીઓના નિયંતા અને ફળદાતા ઈશ્વરને તું ગાળો આપ નહિ. તું એને ઓળખ, એને નમન કર, તારી બુદ્ધિ આવી ન હો. હે કૃષ્ણા! જેના કૃપાપ્રસાદે કરીને તેનો ભક્ત અમરતાને પામે છે, તે ઉત્તમ દેવતાને તું કોઈ રીતે પણ અવમાનીશ નહિ.[૪૧,૪૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં
'યુધિષ્ઠિરવાક્ય' નામનો અધ્યાય ૩૧ મો સમાપ્ત

---

+ अग्नौ प्रास्ताहुति सम्यगादित्यमुपतिष्ठते ।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं तत प्रजा ॥

અગ્નિમાં આપેલી આહુતિ સૂર્યને પહોંચે છે, સૂર્યથી વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી અન્ન થાય છે અને તેનાથી પ્રજા થાય છે ઉપનિષદની પંચાગ્નિવિદ્યામાં પણ દ્યુલોક, પર્જન્ય, પૃથ્વી, પુરુષ અને સ્ત્રી–આ પાંચ અગ્નિમાં અનુક્રમે શ્રદ્ધા, સોમ, વૃષ્ટિ, અન્ન અને વીર્યરૂપી આહુતિ હોમાય છે અને તે પછી શરીર થાય છે આ ક્રમ વડે સર્વે પ્રાણીઓની ઉત્પત્તિ જણાય છે તેમાં ગર્ભવાસ નામની પાંચમી વીર્યાહુતિની અવસ્થા અત્યંત દુઃખમય છે. તે દુઃખને લીધે દ્રૌપદીને પ્રાપ્ત થઈ ન હતી. અર્થાત્ સ્ત્રીના ગર્ભાશયમાં રહેવું પણ ન હતું. અને દ્રૌપદી તથા ધૃષ્ટદ્યુમ્નને તો અત્યંત દુઃખને લઈને વીર્યરૂપી અગ્નિના પરિણામના હેતુરૂપ અન્નાહુતિ પણ ન હતી, કારણ કે તેઓ સાક્ષાત્ અગ્નિકુંડમાંથી જ ઉત્પન્ન થયાં હતાં આથી દુઃખરહિત સર્વાંગી વિલક્ષણ રીતે ઉત્પત્તિ થવી એ ધર્મનું જ ફળ છે અને તે તને અનુભવસિદ્ધ છે, માટે તું ધર્મનું અપમાન ન કર. આ તાત્પર્ય છે.

# अध्याय ३२ मो
## દ્રૌપદીનો નીતિવાદ

॥ द्रौपद्युवाच ॥

**नावमन्ये न गर्हे च धर्मं पार्थ कथंचन।**
**ईश्वरं कुतएवाहमवमंस्ये प्रजापतिम् ॥ १ ॥**

દ્રૌપદી બોલી: હે પૃથાનંદન! હું ધર્મનું કોઈ રીતે અપમાન કરતી નથી, તેમ તેને કોઈ રીતે નિંદતી નથી, તો પછી પ્રજાપતિ ઈશ્વરને હું શાની અવમાનું?[1] હે ભારત! દુઃખની મારી જ હું આ પ્રલાપ કરી રહી છું, એમ તમે જાણો. ફરી હું કેટલોક પ્રલાપ કરીશ તે તમે સુચિત્ત થઈને સાંભળો.[2] હે શત્રુનાશન! આ લોકમાં જાણકારે અવશ્ય કર્મ કરવાં જ જોઈએ. કર્મ કર્યા વિના માત્ર સ્થાવરો જ જીવે છે, બીજાં પ્રાણીઓ જીવતાં નથી.[3] હે યુધિષ્ઠિર! વાછરડું જન્મતાં વાર ગાયના આંચળ ધાવે છે અને તાપ લાગે છે ત્યારે છાંયે જઈ બેસે છે; એ ઉપરથી સમજાય છે કે, પ્રાણીઓ પોતાનાં પૂર્વકર્મોના સંસ્કારોને અનુસરે છે.[4] હે ભરતોત્તમ! જંગમોમાં ખાસ કરીને મનુષ્યો આ લોકમાં અને પરલોકમાં પોતાનાં કર્મથી જ આજીવિકા મેળવવા ઇચ્છે છે.[5] હે ભારત! પ્રાણીમાત્ર પોતાનાં પૂર્વકર્મરૂપી ઉત્થાનને અનુભવે છે અને લોકને પ્રત્યક્ષ થાય એવી રીતે તે કર્મોનાં પ્રત્યક્ષ ફળ ભોગવે છે.[6] સર્વે જીવો પોતપોતાના પૂર્વકર્મના સંસ્કાર પ્રમાણે જીવન જીવે છે. ધાતા અને વિધાતા પણ પાણીમાંના બગલાની જેમ પૂર્વસંસ્કાર પ્રમાણે જ કર્મ કરે છે. કર્મ કર્યા વિના પ્રાણીઓની કશી જ આજીવિકા ચાલે નહિ.[7] તેથી કર્મ કરવાં જ જોઈએ, તેમનો કદી નાશ ન કરાય. તો તમે કર્મ કરો, ગ્લાનિ ન પામો. તમે કર્મરૂપી કવચ ધારણ કરો.[8] કામ બરાબર કરી જાણનારો તો હજારોમાં એક હોય કે ન પણ હોય, તેથી દ્રવ્યની વૃદ્ધિ માટે તથા તેના રક્ષણ માટે પણ કર્મ તો કરવું જ જોઈએ.[9] માત્ર ખવાયાં કરે અને એમાં કશું જ ઉમેરાય નહિ, તો તો હિમાલય પણ સાફ થઈ જાય. પૃથ્વીમાં સર્વ લોક જો કર્મ જ કરે નહિ, તો સમસ્ત પ્રજાઓ ઉજ્જડ થઈ જાય.[10] તેમ જ જો કર્મ નિષ્ફળ જ જાય, તો એ પ્રજાઓની વૃદ્ધિ જ ન થાય. કદાચિત્ આપણે કર્મ કરનારા માણસોનાં કર્મોને પણ અફળ જોઈએ, તોપણ લોકો કર્મ કર્યા વિના કોઈ રીતે આજીવિકા પામતા નથી. સંસારમાં દૈવવાદી અને ચાર્વાક મતવાળા હઠવાદી—એ બન્ને શઠો છે; કર્મપરાયણ પુરુષ જ પ્રશંસાપાત્ર છે.[11-13] જે માણસ દૈવ ઉપર બેસી રહીને કશું જ કામ કરતો નથી અને સુખેથી સૂઈ રહે છે, તે દુર્બુદ્ધિ પાણીમાં પડેલા કાચા ઘડાની જેમ પીગળીને નાશ પામે છે.[14] તે જ પ્રમાણે હઠવાદની દુર્બુદ્ધિવાળો જે માણસ પોતે કર્મ કરવામાં શક્તિમાન હોવા છતાં કર્મ કરતો નથી અને બેસી રહે છે, તે દુર્બળ અનાથની જેમ લાંબું જીવી શકતો નથી.[15] જો કોઈ એકાદ માણસ આ લોકમાં અકસ્માત્ કંઈ અર્થને પ્રાપ્ત કરે છે, તો લોકો તે પ્રાપ્તિને હઠથી થયેલી માને છે; કેમ કે તે કોઈનો પણ યત્ન હોતો નથી.[16] હે પાર્થ! કોઈ પુરુષ દેવપૂજાના વિધિ વડે કોઈ દેવનું આરાધન કરે અને તેથી તેને જે લાભ થાય છે, તે દૈવલાભ છે એવો નિર્ણય છે. પણ પુરુષ પોતે પોતાનાં કર્મ વડે જે કંઈ પ્રત્યક્ષ ફળ મેળવે છે, તે લોકમાં પૌરુષને નામે પ્રખ્યાત છે.[17,18] હે પુરુષશ્રેષ્ઠ! પુરુષ સ્વભાવે કરીને જે કર્મમાં પ્રવૃત્ત થાય અને તેને કારણ વિના અર્થલાભ થાય તો તે ફળને તમે સ્વભાવરૂપી જાણો.[19] આમ હઠથી, દૈવથી અને સ્વભાવથી પુરુષ કર્મોનાં જે જે ફળો મેળવે છે, તે તે પૂર્વકર્મોનાં ફળ છે.[20] જગન્નિયંતા ઈશ્વર પણ માણસોનાં પૂર્વ-

કર્મોનાં ફળને તે તે હેતુઓ દ્વારા આ જગતમાં ભોગવાવે છે.[૨૧] આ પુરુષ જ કંઈ શુભ અને અશુભ કરે છે, તે તમે ધાતાએ નિર્મેલા પૂર્વકર્મનાં ફળના ઉદયરૂપ જાણો.[૨૨] વિધાતાએ નિર્મેલાં કર્મોમાં પ્રવૃત્ત રહેનારો આ દેહ જ તેના કારણરૂપ છે. ધાતા એને જેમ પ્રેરે છે, તેમ એ અવશ રહીને કરે છે.[૨૩] હે કૌંતેય! પ્રાણીમાત્રને તે તે કૃત્યોમાં જોડનારા એ મહેશ્વર તે અસ્વતંત્ર પ્રાણીઓ પાસે તે તે કૃત્યો કરાવે છે.[૨૪] હે વીર! માણસ પ્રથમ મનથી નિશ્ચય કરે છે અને પછી પોતે બુદ્ધિપૂર્વક તે અર્થોને કર્મથી સિદ્ધ કરે છે. આમાં પુરુષ જ કારણરૂપ છે. હે પુરુષસિંહ! કર્મોની ગણતરી થઈ શકે એમ નથી; કારણ કે ઘરો અને નગરો તૈયાર થાય છે એમાં પુરુષપ્રયત્ન જ કારણરૂપ છે.[૨૫,૨૬] તલમાં તેલ, ગાયમાં દૂધ અને કાષ્ઠમાં અગ્નિ રહ્યો છે; તેમાંથી સિદ્ધિ મેળવવા માટે ધીર પુરુષે બુદ્ધિપૂર્વક ઉપાય ચોક્કસ જાણવો જોઈએ.[૨૭] પછી તેની સિદ્ધિ અર્થે પુરુષ અનેક કારણે પ્રવૃત્તિ કરે છે. આ લોકમાં પ્રાણીઓ તે કર્મજન્ય સિદ્ધિ ઉપર જીવન ચલાવે છે. આ કર્મ કુશળ કર્તાએ કર્યું છે અથવા અકુશળ કર્તાએ કર્યું છે, તે સારું કર્યું છે અથવા નઠારું કર્યું છે, તે વિશેષતાએ જાણી શકાય છે.[૨૮,૨૯] જો આ પુરુષ કર્મસાધ્ય વિષયોમાં કારણરૂપ હોય નહિ, તો યજ્ઞયાગાદિનાં ઇષ્ટ કર્મોનું તેમ જ વાવકૂવા ખોદાવવાનાં પૂર્તકર્મોનું ફળ જ ન હોય; ન કોઈ શિષ્ય થાય અને ન કોઈ ગુરુ થાય. પુરુષ કર્તા હોવાથી જ કર્મની સિદ્ધિ થતાં તે પ્રશંસા પામે છે અને તેની સિદ્ધિ ન થતાં નિંદા પામે છે. પણ તે જો કર્તા ન હોય, તો અહીં તેની શાની નિંદા થાય![૩૦,૩૧] ચાર્વાકવાદી જેવા કેટલાક આ બધું અકસ્માત્ (હઠથી) મળે છે એમ કહે છે, કેટલાક કૌલીક મતવાદીઓ એ બધું દૈવથી મળે છે એમ જણાવે છે, તો કેટલાક પ્રાકૃત લોકો એ સઘળું પુરુષના પ્રયત્નથી જ સિદ્ધ થાય છે એમ કહે છે. આમ એ સર્વમાં ત્રણ જાતના ભેદ છે. વળી કેટલાક વૈદિકો માને છે કે, એ ત્રણથી જ કાર્યસિદ્ધિ થતી નથી, પણ જે સર્વ દૈવ અને હઠ નામે અદૃશ્ય છે, તેથી તે સિદ્ધિ થાય છે.[૩૨,૩૩] પણ અર્થપ્રાપ્તિ હઠથી અને દૈવથી જ જોવામાં આવે છે. આમ કંઈક હઠથી, કંઈક દૈવથી અને કંઈક સ્વભાવથી જ પુરુષ ફલસિદ્ધિ મેળવે છે. આમાં ચોથું કારણરૂપ નથી એમ કુશલ અને તત્ત્વવેત્તા માણસો પ્રતિજ્ઞા કરે છે.[૩૪,૩૫] ઈશ્વર જ પ્રાણીઓને ઇષ્ટ અને અનિષ્ટ ફળનો દાતા છે. તેમ જો હોય નહિ, તો પ્રાણીઓમાંથી કોઈ પણ કૃપણ ન હોય, તેમ જો પૂર્વકર્મ ન હોય, તો પુરુષ જે જે અર્થની ઇચ્છા રાખીને કર્મ કરે છે, તે તે અર્થ સફળ જ થાય. જે માણસો હઠ, દૈવ અને સ્વભાવ એ ત્રણ દ્વારા અર્થસિદ્ધિને તેમ જ અનર્થસિદ્ધિને જોતા નથી, તે દેહના જેવા જડ છે.[૩૬-૩૮] કર્મ કરવું જ જોઈએ, એ મનુનો નિશ્ચય છે; કારણ કે કર્મ ન કરનારો નિશ્ચેષ્ટ પુરુષ પરાભવ પામે છે.[૩૯] હે યુધિષ્ઠિર! સામાન્ય રીતે કર્મ કરનારને અવશ્ય ફળસિદ્ધિ પ્રાપ્ત છે; આળસુને તે ક્યારેય સાંપડતી નથી. હે રાજેંદ્ર! માણસને પોતાની હેતુસિદ્ધિ થાય નહિ તો જાણવું કે એ પૂર્વકર્મનું પ્રાયશ્ચિત છે. એમ કર્મ કરવાથી કર્તા ઋણમુક્તિ મેળવે છે. આળસુ અને સૂઈ રહેલા એ માણસને દરિદ્રતા આવે છે. નિઃસંશય, દક્ષ માણસ જ ફળને મેળવીને ઐશ્વર્યને ભોગવે છે. સંશયયુક્ત સ્થિતિ અનર્થકારી છે. સંશયરહિત સ્થિતિ જ સિદ્ધિદાયી છે. ધીર પુરુષો કર્મપરાયણ હોય છે; પણ નિ:સંશય તેવા પુરુષો દુર્લભ હોય છે.[૪૦-૪૩]

આપણા ઉપર અત્યારે આ ભારે અનર્થ

વર્તી રહ્યો છે, પણ તમે કર્મપરાયણ હોત તો ચોક્કસ તેમ થાત નહિ.[૪૪] તમારો પુરુષાર્થ સફળ ન થયો, તો ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ એ ભાઈઓનું અભિમાન જ રાજ્ય માટેની તમારી અયોગ્યતા માટે સંપૂર્ણ પ્રમાણરૂપ થઈ પડશે.[૪૫] બીજાઓનાં કર્મ સફળ થાય કે આપણાં કર્મ સફળ થાય, તે તો કર્મ કર્યા પછી છેવટે જાણી શકાય. કર્મ કરનારો જ તેનું યોગ્ય ફળ જાણી શકે છે. ખેડૂત જમીનને હળ વડે ચાસે છે અને તેમાં બી વાવે છે. પછી તે શાંત રહે છે[૪૬,૪૭] આમાં વરસાદ કારણરૂપ છે. હવે મેઘ જો કૃપા ન વરસાવે, તો તેમાં ખેડૂત નિર્દોષ છે. તે ધીર પુરુષ તો આવું વિચારે છે: 'બીજો કોઈ માણસ જેટલું કરી શકે તેટલું બધું મેં કર્યું છે. મને આ ફળ મળ્યું છે, તો તેમાં મારો કોઈ રીતે અપરાધ નથી.' આમ વિચારી તે આ વિશે પોતાની જાતને નિંદતો નથી.[૪૮,૪૯] હે ભારત! કામ કરવા છતાં મને અર્થસિદ્ધિ થતી નથી, એવો કર્મના સંબંધમાં વૈરાગ્ય થવો ન જોઈએ; કેમ કે આમાં પુરુષાર્થ અને ઉત્સાહ એ બે બીજાં કારણો છે. કર્મની સિદ્ધિ થાય કે અસિદ્ધિ થાય, તોપણ કર્મમાં પ્રવૃત્તિ બંધ ન રાખવી; કેમ કે અનેક કારણોના મળવાથી કર્મની સિદ્ધિ થાય છે.[૫૦,૫૧] જો ગુણનો અભાવ હોય છે, તો ફળ અધૂરું આવે છે અથવા બિલકુલ આવતું નથી; પણ કર્મનો આરંભ જ ન હોય તો ફળ અને ગુણ એ ક્યારેય દેખાતાં નથી.[૫૨] ધીર પુરુષ પોતાનાં બળ અને ઉત્સાહ અનુસાર પોતાના કલ્યાણની વૃદ્ધિ માટે દેશ, કાળ, સામાદિ ઉપાયો અને મંગળને બુદ્ધિપૂર્વક યોજે છે.[૫૩] આ બધું સાવધાન રહીને કરવું ઘટે છે, પણ એમાં ઉપદેશ આપનાર તો પરાક્રમ જ છે. કર્મયોગમાં પરાક્રમ જ પ્રધાન જણાય છે.[૫૪] ધીમાન પુરુષને જ્યાં શત્રુ અનેક ગુણોએ કરીને ચડિયાતો લાગે, ત્યાં તેણે સામ ઉપાયથી જ કાર્યસિદ્ધિ ઇચ્છવી અને તેની સામે કર્મ પ્રયોજવું.[૫૫] હે યુધિષ્ઠિર! તે શત્રુના સંકટને અથવા દેશપારીને જોતા રહેવું. અરે! સમુદ્રો અને પર્વતોને વિશે પણ આવી આકાંક્ષા રાખીએ, તો પછી મરણાધીન માણસ વિશે તો કહેવું જ શું?[૫૬] જે પુરુષ શત્રુઓનાં આંતરછિદ્રોને જોવામાં સતત જાગ્રત રહે છે, તે પુરુષ પોતાની અને પારકાની ઋણમુક્તિ મેળવે છે. આથી પુરુષે કદી પણ પોતાની જાતને હીણી માનવી નહિ. જે પોતાની જાતને અપમાનિત કરે છે તે કદી ઉત્તમ ઐશ્વર્યને પામતો નથી. હે ભારત! લોકની આ કર્મસિદ્ધિની વ્યવસ્થા આ પ્રકારની છે. એ સિદ્ધિની સાધના કાળ અને અવસ્થાના ભેદને અનુસરે છે, એમ કહેવાયું છે.[૫૭–૫૯] પૂર્વે મારા પિતાએ એક પંડિત બ્રાહ્મણને ઘરવાસો આપ્યો હતો; હે ભરતસિંહ! તેણે જ આ સર્વ નીતિ મારા પિતાને કહી હતી.[૬૦] તે પંડિતે બૃહસ્પતિએ કહેલી આ નીતિ પ્રથમ મારા ભાઈઓને શીખવી હતી. તે વખતે મેં પિતાને ઘેર એ નીતિ તે ભાઈઓ પાસેથી સાંભળી હતી. હે યુધિષ્ઠિરરાજ! કોઈ કાર્યના નિમિત્તે જઈ પહોંચેલી અને સાંભળવાની ઇચ્છાથી પિતાના ખોળામાં બેઠેલી મને, તે પંડિતે સાંત્વનાપૂર્વક એ નીતિ કહી હતી.[૬૧,૬૨]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'દ્રૌપદીવાક્ય' નામનો અધ્યાય ૩૨મો સમાપ્ત

## अध्याय ३३ मो
### ભીમસેનનાં વાકયો

॥ वैशंपायन उवाच ॥

याज्ञसेन्या वचः श्रुत्वा भीमसेनो ह्यमर्षणः ।
निश्वसन्नुपसंगम्य क्रुद्धो राजानमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: યાજ્ઞસેની દ્રૌપદીનાં

વચન સાંભળીને અસહનશીલ ભીમસેન ક્રોધમાં આવીને યુધિષ્ઠિરરાજ પાસે ગયો અને નિઃશ્વાસ નાખતો આ વચન બોલ્યો.[૧] સત્પુરુષોને યોગ્ય અને ધર્મથી યુક્ત રાજ્યપદવીને સંપાદન કરો. ધર્મ, કામ અને અર્થથી હીન થયેલા આપણે તપોવનમાં વસવું શા માટે?[૨] દુર્યોધને આપણું રાજ્ય કંઈ ધર્મથી કે સરળતાથી, તેમ કંઈ તેજસ્વિતાથી થોડું જ જીતી લીધું હતું? તે તો તેણે જુગટામાં કૂડકપટનો આશ્રય લઈ છીનવી લીધું છે.[૩] એઠ ખાનારો શિયાળ જેમ બળવાન સિંહોનું માંસ લઈ જાય છે, તેમ દુર્બળ દુર્યોધન આપણું રાજ્ય હરી બેઠો છે.[૪] હે રાજન્! પ્રતિજ્ઞાપાલનરૂપી જરા જેટલા ધર્મથી ઢંકાઈ રહેલા તમે ધર્મ અને કામના ઉત્પાદક એવા રાજ્યાર્થને છોડીને શા માટે દુઃખોમાં તપો છો?[૫] ગાંડીવધન્વા અર્જુને રક્ષેલું આપણું રાજ્ય સ્વયં ઇંદ્ર પણ હરી શકે એમ નહોતું, છતાં તમારી ગફલતને લીધે તે અમારા દેખતાં જ છીનવી લેવાયું છે.[૬] અમે જીવતાં છતાં તમારે કારણે જ આપણું રાજ્યનું ઐશ્વર્ય હરાઈ ગયું, જાણે ઠૂંઠાંઓનાં બીલાં હરાઈ ગયાં અને પાંગળાઓની ગાયો છિનવાઈ ગઈ. હે ભારત! ધર્મેચ્છામાં નિશ્ચયવાળા તમને સારું લગાડવા સારુ જ અમે આવું મહાન સંકટ સ્વીકારી લીધું છે.[૭,૮] હે ભરતોત્તમ! અમે તમારાં શાસ્ત્રવચનોથી અમારી જાતને નિયમમાં રાખીએ છીએ અને તેમ કરીને પોતાના મિત્રોને દુઃખી કરીએ છીએ અને શત્રુઓને આનંદ કરાવીએ છીએ.[૯] તમારી શાસ્ત્રાજ્ઞાને સ્વીકારીને અમે એ ધૃતરાષ્ટ્રપુત્રોને માર્યા નહિ, તે દુષ્કૃત્ય હવે અમને સંતાપે છે.[૧૦] હે રાજન્! પોતાની જાતની આ પશુ જેવી દશા તો જુઓ! દુર્બળો જ એ દશાને આચરે છે, બળવાનો કદી એનું સેવન કરતા નથી.[૧૧] આ અવદશાને કૃષ્ણ, અર્જુન, અભિમન્યુ અને સૃંજયવંશીઓ કોઈ અભિનંદતું નથી. હું પણ એને અભિનંદન આપતો નથી; બંને માદ્રીનંદનો પણ તેને અભિનંદતા નથી. હે રાજન્! તમે તો 'ધર્મ, ધર્મ' બોલતા રહી સદૈવ વ્રતોથી સુકાઈ ગયા છો. કંટાળો આવવાથી તો તમે આ નપુંસકની જીવિકા લઈ બેઠા નથી ને?[૧૨,૧૩] લક્ષ્મી મેળવવાને અશક્ત એવા નીચ માણસો જ સ્વાર્થનો નાશ કરનારા આવા નિષ્ફળ વૈરાગ્યને પોતાનું પ્રિય કહે છે.[૧૪] હે મહારાજ! તમે તો દીર્ઘદષ્ટિવાળા છો, સમર્થ છો અને અમારામાં પૌરુષને જુઓ છો; છતાં દયાળુતામાં પરાયણ રહેલા તમે અનર્થને લેખવતા નથી.[૧૫] આપણે પૂરા સમર્થ હોવા છતાં, આ ધૃતરાષ્ટ્રપુત્રો, ક્ષમા આપતા આપણને અસમર્થ જેવા માની રહ્યા છે. આ જ દુઃખ છે; રણમાં વધેરાઈ જવામાં દુઃખ નથી જ. ત્યાં યુદ્ધમાં એ પૂંઠ બતાવ્યા વિના સરળતાપૂર્વક ઝૂઝતાં વધ થાય, તો તે સર્વ રીતે સુંદર છે; કેમ કે મરીને આપણે ઉત્તમ લોકોને પામીએ છીએ.[૧૬,૧૭] અથવા હે ભરતસિંહ! આપણે એ સર્વને હણીને અખિલ પૃથ્વીને પ્રાપ્ત કરીએ, તોપણ આપણું કલ્યાણ જ છે.[૧૮] સ્વધર્મનું અનુષ્ઠાન રાખનારા, વિપુલ કીર્તિને ઇચ્છનારા અને વેરનો બદલો લેવા તાકનારા આપણે આ સર્વથા કરવું જ ઘટે છે.[૧૯] કર્તવ્યનું લક્ષણ જાણ્યા પછી પોતાને માટે જેઓ યુદ્ધમાં ઝૂમે છે, તેમનું રાજ્ય બીજાઓ લઈ લે તોપણ તેમની પ્રશંસા જ થાય છે, નિંદા નથી થતી.[૨૦] હે રાજન્! જે ધર્મ મિત્રોને અને પોતાની જાતને કષ્ટદાયી છે, તે તો પીડા જ છે—તે ધર્મ નથી, પણ કુધર્મનું બીજ છે.[૨૧] હે તાત! જે પુરુષ સર્વથા ધર્મપરાયણ રહે છે અને ધર્મથી દૂબળો પડી ગયો છે, તેને ધર્મ અને અર્થ બન્ને તજી જ જાય છે—જેમ દુઃખ અને સુખ મડદાને

તજી જાય છે તેમ.[૨૨] જેનો ધર્મ માત્ર ધર્મને જ અર્થે છે તે પંડિત નથી પણ ક્લેશને ભોગવનારો છે. આંધળો જેમ સૂર્યની પ્રભાને જાણતો નથી, તેમ તે ધર્મના રહસ્યને જાણતો નથી.[૨૩] વળી જે માણસનું ધન પોતાને જ માટે છે, તે અર્થનો તત્ત્વવેત્તા નથી પરંતુ એ તો અરણ્યમાં ગાયનું રક્ષણ કરનારા ચાકર જેવો છે.[૨૪] જે મનુષ્ય માત્ર ધનનો જ અમર્યાદ ગરજવાન હોય અને એમ ધર્મ તથા કામ–એ બંનેનું જે યથાર્થ સેવન કરતો નથી, તે બ્રહ્મહત્યારાની જેમ નિંદ્ય છે અને પ્રાણીમાત્રને હાથે તે વધને યોગ્ય છે. જે માત્ર કામની કામના રાખે છે અને જે ધર્મ તથા અર્થનું યથાર્થ સેવન કરતો નથી તે ધર્મ તથા અર્થથી વંચિત થાય છે અને તેના મિત્રો નાશ પામે છે.[૨૫,૨૬] ધર્મ અને અર્થથી રહિત એવો જે માત્ર કામમાં જ રત રહે છે, તે જેમ માછલું પાણીનો નાશ થતાં મરી જાય છે, તેમ વિષયભોગની પ્રાપ્તિ ન થતાં મરણ પામે છે.[૨૭] આથી પંડિતો ધર્મ અને અર્થ વિશે કદી પણ પ્રમાદ કરતા નથી. જેમ અરણિ અગ્નિનું ઉદ્ભવસ્થાન છે, તેમ એ ધર્મ તથા અર્થ કામનું ઉદ્ભવસ્થાન છે.[૨૮] ધર્મથી જ સર્વથા અર્થસિદ્ધિ છે અને અર્થથી જ ધર્મસિદ્ધિ છે. એ બંનેને મેઘ અને સાગરના જેવા પરસ્પર સંબંધવાળા જાણો.[૨૯] ઉમદા પદાર્થોના સ્પર્શથી તથા ઉત્તમ ધનના સંયોગથી જે પ્રીતિ ઉત્પન્ન થાય છે, તે કામ છે, એ ચિત્તના સંકલ્પરૂપ છે અને એનું શરીર જોવામાં આવતું નથી.[૩૦] હે રાજન્! અર્થની ઇચ્છા રાખનારો માણસ મહાન ધર્મની ઇચ્છા કરે છે; ત્યારે કામાર્થી માણસ અર્થની ઇચ્છા કરે છે; છતાં કામ સિવાય બીજા કશાની કામના રાખતો નથી.[૩૧] પંડિતો કહે છે કે, જેમ કાષ્ઠથી રાખોડી જ મળે છે, તેમ કામથી બીજો કોઈ કામ સિદ્ધ થતો નથી—એ કામ જ ફળરૂપ છે[૩૨] અને પ્રીતિ ઉત્પન્ન થવામાં જ એની કૃતાર્થતા છે. હે રાજન્! જેમ પારધી આ પંખીઓને હણે છે, તેમ પ્રાણીઓની હિંસા કરવી એ અધર્મનું સ્વરૂપ છે.[૩૩] જે માણસ કામને અને લોભને કારણે ધર્મના સ્વરૂપને જોતો નથી, તે દુર્મતિવાળો આ લોકમાં અને પરલોકમાં સર્વ પ્રાણીઓથી વધ પામવાને યોગ્ય છે.[૩૪] હે રાજન્! તમે દ્રવ્ય દ્વારા કામરૂપી અર્થસંગ્રહને સ્પષ્ટ રીતે જાણો છો, તેમ તમે તે દ્રવ્યની સ્ત્રી આદિ ઘણી પ્રકૃતિને તથા તેની ભોગ આદિ ઘણી વિકૃતિને પણ જાણો છો.[૩૫] તે દ્રવ્યનો ઘડપણથી નાશ થાય છે કે મરણથી વિનાશ થાય છે, ત્યારે લોકો અનર્થ થયેલો માને છે અને તે અનર્થ જ આપણા ઉપર વર્તી રહ્યો છે.[૩૬] પાંચ ઇંદ્રિયો, મન અને હૃદય એ વિષયોમાં વર્તે છે ત્યારે જે પ્રીતિ ઉત્પન્ન થાય છે, તે જ કામ છે અને તે જ કર્મોનું ઉત્તમ ફળ છે એમ મારું માનવું છે. આમ ધર્મ, અર્થ અને કામને અલગ અલગ વિચારીને માણસે ન કેવળ ધર્મપરાયણ થવું, ન કેવળ અર્થપરાયણ થવું અને ન કેવળ કામપરાયણ થવું–તેણે તો તે સર્વને સર્વદા યથાયોગ્ય સેવવા. દિવસના પ્રથમ ભાગમાં ધર્માચરણ કરવું, મધ્ય ભાગમાં ધન સંપાદન કરવું અને અંતભાગમાં કામસેવન કરવું એ શાસ્ત્રે કરેલો વિધિ છે.[૩૭–૪૦] તેમ જ આવરદાના આગલા ભાગમાં કામસેવન થાય, વચલા ભાગમાં ધનનું સંપાદન થાય અને છેવટના ભાગમાં ધર્માચરણ થાય, એ શાસ્ત્રે કરેલો વિધિ છે.[૪૧] હે વક્તૃશ્રેષ્ઠ! કાલજ્ઞ પંડિતે ધર્મ, અર્થ અને કામને યથાવત્ વહેંચીને તે સર્વનું સમયાનુસાર સેવન કરવું. હે રાજન્! સુખની ઇચ્છાવાળાઓ માટે એ મોક્ષ જ પરમ કલ્યાણ છે.[૪૨] અથવા હે કુરુનંદન! ઉપાયપૂર્વકની બુદ્ધિનો આશ્રય લઈને રાજ્યપ્રાપ્તિ કરવી એ પરમ કલ્યાણ છે તો હે રાજન્! તમે કાં તો સત્વર રાજ્યપ્રાપ્તિ કરો

અથવા મોક્ષરૂપી કલ્યાણ હાથ કરો; કેમ કે વચગાળે લટકનારાનું જીવન રોગી મનુષ્યની જેમ દુઃખકારી છે.[૪૩,૪૪] તમારો ધર્મ અને તેનું તમે કરેલું સતત આચરણ એ હું જાણું છું. જાણકાર મિત્રજનો તમારી આગળ પ્રવૃત્તિમાં પ્રેરણા કરે એવું વેદવાક્ય કહે છે.[૪૫]

હે મહારાજ! દાન, યજ્ઞો, સત્પુરુષોનો સત્કાર, વેદાધ્યયન અને સરળતા એ પરમ ધર્મ છે અને તે આ લોકમાં તથા પરલોકમાં ફળ આપે છે.[૪૬] હે રાજન્! હે પુરુષસિંહ! બીજા સર્વ ગુણો હોય, તોપણ અર્થહીન માણસ આ ધર્મને સેવી શકે એમ નથી. હે રાજન્! ધર્મ જ જગદાધાર છે, બીજું કંઈ પણ ધર્મથી ચડિયાતું નથી.[૪૭] હે રાજન્! ઘણા ધન વડે જ ધર્મનું પણ સેવન થાય છે. હે મહારાજ! એવું ધન ભીખ માગ્યે કે નપુંસકતા રાખવાથી મળી શકતું નથી; એ તો નિરંતર કેવળ ધર્મબુદ્ધિ રાખનારને જ સાંપડી શકે છે. હે પુરુષસિંહ! બ્રાહ્મણો જે યાચના કરીને કાર્યસિદ્ધિ કરે છે, તે તમારે માટે નિષિદ્ધ છે. તમે તો અર્થપ્રાપ્તિ માટે પરાક્રમપૂર્વક પ્રયત્ન જ કરો.[૪૮–૫૦] ક્ષત્રિયને માટે ભીખ માગવાનું વિધાન નથી, તેમ તેણે વૈશ્ય અને શૂદ્રની જીવિકા પણ જીવવાની નથી. એનું પોતાનું બળ જ એનો વિશિષ્ટ ધર્મ છે.[૫૧] હે પાર્થ! તમે સ્વધર્મને સ્વીકારો, સામે આવેલા શત્રુઓને હણી નાખો. મારા અને અર્જુનના હાથે, તમે ધૃતરાષ્ટ્રપુત્રોરૂપી વનનો નાશ કરાવો.[૫૨] બુદ્ધિમાન વિદ્વાનો શ્રેષ્ઠતાને જ ધર્મરૂપ કહે છે, તો તમે શ્રેષ્ઠતાને પામો, તમે પામરતામાં રહેવાને યોગ્ય નથી. હે રાજેંદ્ર! જાગો, સનાતન ધર્મોને જાણો. જગત જે હિંસાકર્મોથી થરથરે છે, તે હિંસાપ્રધાન કર્મોવાળા ક્ષત્રિયકુળમાં તમે જન્મ્યા છો.[૫૩,૫૪] પ્રજાપાલનથી ઉત્પન્ન થયેલું ફળ તમારે માટે નિંદિત નથી. હે રાજન્! વિધાતાએ તમારે માટે એ જ સનાતન ધર્મ નિર્માણ કર્યો છે. હે પાર્થ! તે ધર્મથી તમે રહિત થશો, તો તમે લોકમાં હાંસી પામશો; કારણ કે માણસો સ્વધર્મથી ચલિત થાય તે પ્રશંસાપાત્ર નથી.[૫૫,૫૬] તો હે કૌરવ્ય! તમે ક્ષત્રિયનું હૃદય રાખો, ડગુમગુ થતા મનને તિલાંજલિ આપો, પરાક્રમની મદદે જાઓ અને ધુરંધરની જેમ ધુરાને ધારણ કરો.[૫૭] હે રાજન્! એકમાત્ર ધર્માત્મા એવા કોઈ પણ રાજાએ પૃથ્વીને જીતી નથી, તેમ ઐશ્વર્યને અને લક્ષ્મીને પણ મેળવ્યાં નથી. પારધી જેમ ક્ષુદ્ર પંખીઓને જીભનો સ્વાદ આપી તેમને પોતાના આહાર તરીકે મેળવી લે છે, તેમ રાજા અનેક નીચ અને પાપચિત્ત શત્રુઓને ભોળવીને કપટથી રાજ્યપ્રાપ્તિ કરી લઈ શકે છે. હે રાજસિંહ! પ્રથમ જન્મેલા અને સર્વ રીતે અત્યંત સમૃદ્ધિશાળી એવા પોતાના અસુર ભાઈઓને દેવોએ છળથી જ જીત્યા હતા. હે મહીપતિ! બળવાનને જ આ બધું મળે છે, એમ જાણીને હે મહાબાહુ! તમે મહાન કપટનો આશ્રય લઈને* શત્રુઓને મારી નાખો.[૫૮–૬૧] યુદ્ધમાં અર્જુનના જેવો કોઈ ધનુર્ધારી યોદ્ધો નથી, તેમ કોઈ પણ પુરુષ મારા જેવો ગદાધારી થવાનો નથી.[૬૨] હે મહારાજ! મહાબળિયો મનુષ્ય પણ પોતાના મનોબળ વડે જ યુદ્ધ કરે છે–તે સેનાના પ્રમાણથી અને શત્રુ સાથે સંધિના વિચારથી યુદ્ધ કરતો નથી, તો હે પાંડવ! તમે સત્ત્વસ્થ થાઓ. સત્ત્વ જ અર્થનું મૂળ છે. હેમંતઋતુમાં વૃક્ષની છાયા જેમ અફળ જાય છે, તેમ એથી જ ઊલટું

* આપણે બાર સંવત્સર વનવાસ અને તેરમે વરસે મનુષ્યોની વચ્ચે ગુપ્ત ગ્રામવાસ કરવાનો છે. તે સંવત્સરનો વર્ષ એવો અર્થ ન કરતાં મીમાંસકોના ન્યાય પ્રમાણે દિવસ એવો અર્થ કરો; એટલે તે રીતે તેર દિવસ વીતી જવાથી આપણી પ્રતિજ્ઞા પૂર્ણ થયેલી ગણાશે, એ અહીં અભિપ્રાય છે.

છે તે મિથ્યા છે.[૬૩,૬૪] હે કુંતીનંદન! અર્થરૂપી શ્રેય મેળવવા ઇચ્છનારે બીજરૂપી અર્થત્યાગ કરવો જોઈએ, આ વિશે તમને રખે સંશય થાઓ. પણ જ્યાં અર્થનો ત્યાગ કરવાથી તેવો જ અનર્થ મળતો હોય અને કશો લાભ થતો હોય નહિ ત્યાં નિરર્થક વેપાર કરવો નહિ; તે તો ગધેડાને ખંજવાળવા જેવું છે.×[૬૫,૬૬] હે માનવેંદ્ર! જે મનુષ્ય આ રીતે ધર્મનો અલ્પાંશ છોડીને વિશાળ ધર્મ પ્રાપ્ત કરે છે તે જ્ઞાની છે, એવો નિશ્ચય છે. પંડિત પુરુષ મિત્રવાળા શત્રુને તેના મિત્રોમાં ફૂટ પડાવે છે. આમ ફૂટેલા મિત્રોથી તજાયેલા તે મૂર્ખ શત્રુને તે પંડિત વશમાં લે છે. હે મહારાજ! મહાબળવાન પણ સત્ત્વબલથી જ યુદ્ધ કરે છે, સર્વ પ્રજાઓને તે કંઈ શિક્ષા કરવાથી અથવા મીઠી મીઠી વાતોથી પોતાની કરતો નથી.[૬૭–૬૯] એકસાથે થયેલી દુર્બળ મધમાખો જેમ મધ લઈ જનારા બળવાનને હણી શકે છે, તેમ દુર્બળ લોકો પણ એકઠા થઈને બળવાન શત્રુને મારી શકે છે.[૭૦] હે રાજન્! સૂર્ય પોતાનાં કિરણો વડે સર્વ પ્રજાઓને પાળે છે તથા ભક્ષે છે, તો તમે પણ એ સૂર્યના જેવા થાઓ.[૭૧] હે મહારાજ! ભૂમિનું વિધિપૂર્વક પાલન કરવું, એ એક પુરાતન તપ છે એમ અમે સાંભળ્યું છે. આપણા બાપદાદાઓએ પણ તે કર્યું છે.[૭૨] હે રાજન્! તપથી પણ ક્ષત્રિયને તે ઊર્ધ્વ લોકો મળતા નથી, જે તેને નિર્માણ થયેલા યુદ્ધમાં વિજયને વરવાથી કે તેમાં જીવ આપવાથી મળે છે.[૭૩] તમારી આ વ્યથા જોઈને લોકને નિશ્ચય થઈ ગયો છે કે, સૂર્યમાંથી કાંતિ અને ચંદ્રમામાંથી શોભા ચાલી પણ જાય! હે રાજન્! જુદાં જુદાં મળેલાં સંમેલનોમાં તમારી સ્તુતિઓ અને દુર્યોધનાદિ બીજાઓની નિંદાઓની વાતો ચાલી રહી છે.[૭૪,૭૫] હે મહારાજ! વળી બ્રાહ્મણો અને કુરુઓ એકઠા થઈને અત્યંત આનંદપૂર્વક તમારી સત્ય પ્રતિજ્ઞાની આ વાત કરે છે કે, તમે મોહ, દીનતા, લોભ, ભય, કામ અથવા અર્થને કારણે જરા પણ અસત્ય બોલ્યા નથી.[૭૬,૭૭] ભૂમિ મેળવતાં રાજા જે કંઈ પાપ કરે છે, તે સઘળું તે પછીથી વિપુલ દક્ષિણાવાળા યજ્ઞો કરીને તે ધોઈ નાખે છે.[૭૮] ચંદ્રમા જેમ અંધકારથી છૂટે છે, તેમ હે રાજન્! તે ક્ષત્રિય બ્રાહ્મણોને હજારો ગામો અને ગાયો દાનમાં આપીને સર્વ પાપોથી મુક્તિ મેળવે છે.[૭૯] હે કુરુનંદન યુધિષ્ઠિર! બાળકથી માંડીને વૃદ્ધો સુધી સર્વ ગ્રામનિવાસીઓ તથા નગરજનો સામાન્ય રીતે તમારી પ્રશંસા કરે છે.[૮૦] દુર્યોધન પાસેનું રાજ્ય એ તો કૂતરાના ચામડાની ખોલમાં રહેલા દૂધ જેવું, શૂદ્રના મોંમાં રહેલા વેદ જેવું, ચોરમાં રહેલા સત્ય જેવું અને નારીમાં રહેલા બળ જેવું છે. હે ભારત! લોકમાં આવી કહેવત પ્રસરી રહી છે. અરે શત્રુદમન! અમારી સાથે તમે આ અવસ્થાને પામ્યા છો, એટલે સ્ત્રીઓ અને બાળકો સુદ્ધાં એ કહેવતનો વેદની જેમ સ્વાધ્યાય કરી રહ્યાં છે. હાય! તમારો ઉપદ્રવ થતાં અમે સર્વ પરવારી ગયા છીએ. તો હવે વિપ્રોને દાન આપનારા તમે દ્વિજવરો પાસે સ્વસ્તિવાચન કરાવીને સર્વ સામગ્રીઓથી સજેલા રથમાં શીઘ્ર બેસો અને અસ્ત્રવેત્તા, દૃઢ ધનુર્ધારી તથા ઝેરી દાઢવાળા સર્પોના જેવા તીખા વીર ભાઈઓથી ઘેરાઈને તમે આજે જ હસ્તિનાપુર ઉપર ચડાઈ કરો; જાણે વૃત્રાસુરને હણનારા ઇંદ્ર મરુતોને સાથે લઈ ચડાઈ કરે છે.[૮૧–૮૫] હે મહાબળવાન! ઇંદ્રની જેમ તમે અસુર જેવા શત્રુઓને પરાક્રમપૂર્વક

× અર્થાત્ જેમ ગધેડાને ખંજવાળવાથી સ્પર્શદોષને લીધે તત્કાળ દુઃખ આપનારું સ્નાન કરવું પડે છે અને ગાયને ખંજવાળવાની પેઠે પરલોકમાં હિત પણ થતું નથી; તેમ દુર્યોધનને રાજ્ય અર્પણ કરવું, એ આ લોકમાં અથવા પરલોકમાં હિત આપનારું નથી, પણ અપકાર કરનારું જ છે.

મસળી નાખો. હે કુંતીનંદન! એ ધૃતરાષ્ટ્રપુત્રો પાસેથી તમે રાજ્યલક્ષ્મી ઝડપી લો. ગીધના જેવી પાંખવાળાં ઝેરી સર્પના જેવાં તીક્ષ્ણ અને ગાંડીવ ધનુષ્યમાંથી છૂટેલાં તે બાણોના સ્પર્શને કોઈ પણ માનવી સહન કરી શકે એમ નથી. હે ભારત! એવો કોઈ વીર નથી, કોઈ હાથી નથી અને ઘોડો નથી, જે સમરાંગણમાં રોષે ઊછળેલા મારા ગદાવેગને સહન કરી શકે. હે કૌંતેય! સૃંજય રાજાઓ, કૈકેયો અને વૃષ્ણિકુલશેખર શ્રીકૃષ્ણનો સાથ હોવાથી આપણે શું રાજ્ય ન મેળવી શકીએ? હે રાજન્! મહાબળથી યુક્ત તમે અહીં પ્રયત્ન કરીને કેમ શત્રુને હાથે ગયેલી પૃથ્વીને પાછી ન મેળવી શકો?[૮૬-૯૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'ભીમવાક્ય' નામનો અધ્યાય ૩૩ મો સમાપ્ત

## अध्याय ३४मो
### યુધિષ્ઠિરનાં વાક્યો

॥ वैशंपायन उवाच ॥

**स एवमुक्तस्तु महानुभावः सत्यव्रतो भीमसेनेन राजा । अजातशत्रुस्तदनन्तरं वै धैर्यान्वितो वाक्यमिदं बभाषे ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: ભીમસેને આ પ્રમાણે કહ્યું, ત્યારે મહાનુભાવ, સત્યપ્રતિજ્ઞ અને અજાતશત્રુ યુધિષ્ઠિરરાજે ધૈર્યપૂર્વક આ વચન કહ્યાં.[૧]

યુધિષ્ઠિર બોલ્યા: હે ભારત! તું મને વાગ્બાણોથી વીંધીને ક્ષીણ કરે છે, એ નિઃસંશય સાચું છે. તું પ્રતિકૂળ થયો છે, તે માટે હું તને ઠપકો આપતો નથી. મારા દુર્વર્તનથી જ તમને સંકટ આવ્યું છે.[૨] ધૃતરાષ્ટ્રના પુત્ર પાસેથી રાષ્ટ્ર સહિત રાજ્ય લેવા માટે મેં જૂગટાનો સ્વીકાર કર્યો. પણ શઠ અને કપટી સુબલપુત્ર શકુનિ દુર્યોધનને બદલે મારી સામે રમવા બેઠો.[૩] પર્વતદેશના એ મહાકપટી શકુનિએ સભા વચ્ચે પાસાઓ નાખીને મને નિષ્કપટીને કપટથી હરાવ્યો. હે ભીમસેન! આથી હું આ આપત્તિ આવી જોઉં છું. શકુનિના એકીબેકી પાસાઓને બરાબર યથેચ્છ પડતા જોઈને હું મારી જાતને વશમાં રાખી શક્યો નહિ.[૪,૫] કારણ કે ક્રોધ પુરુષના ધૈર્યને હણી નાખે છે. હે ભાઈ! પૌરુષ, અભિમાન અને વીર્યથી બંધાયેલા મનને વશ કરી શકાતું નથી. હે ભીમસેન! હું તારાં વચનો ઉપર ખિજાતો નથી. હું માનું છું કે તે એમ થવાને સરજાયેલું હતું.[૬] રાજ્યને ઇચ્છતા તે ધૃતરાષ્ટ્રપુત્રે આપણને સંકટમાં નાખ્યા અને આપણને દાસપણું આપ્યું. હે ભીમસેન! તેમાં દ્રૌપદી આપણે માટે શરણરૂપ થઈ.[૭] આપણે ફરીથી દ્યૂત રમવાને માટે સભામાં ગયા, ત્યારે ધૃતરાષ્ટ્રના પુત્રે ભરતવંશીઓની સમક્ષ મને એક દાવ સંબંધમાં આ જ કહ્યું હતું, તે તું અને ધનંજય પણ જાણે છે.[૮] 'હે રાજપુત્ર! હે અજાતશત્રુ! તમારે બાર વર્ષ સુધી યથેચ્છ રીતે વનમાં ખુલ્લી રીતે રહેવું અને પછી તેરમે વર્ષે તમારે સર્વ ભાઈઓ સાથે ગુપ્તવેશે કોઈ ન ઓળખે એ રીતે રહેવું.[૯] હે તાત! આમ ગુપ્તવાસ કરતા તમારે વિશે સાંભળીને ભરતવંશીઓના દૂતો તમને જો ખોળી કાઢે, તો તમારે બીજાં તેટલાં વરસ વનવાસ રાખવો. હે પાર્થ! તમે નક્કી કરીને આ પ્રતિજ્ઞા કરો.[૧૦] હે રાજન્! તમે જો એ ગુપ્તવાસમાં સાવધ રહી, મારા દૂતોને મોહમાં નાખી તેમની ભાળમાં આવશો નહિ, તો અહીં કુરુસભામાં હું સત્ય કહું છું કે, હે ભારત! આ પંચનદ દેશ તમારો જ થશે.[૧૧] અને હે ભારત! અમે સર્વ જો તમારે હાથે હારી જઈએ, તો અમે પણ તેટલો કાળ ભોગો તજીને વનવાસ રાખીશું.' આમ પૂર્વે તે રાજાએ કુરુઓની વચ્ચે કહ્યું હતું અને મેં 'ભલે એમ' એમ જણાવ્યું હતું.[૧૨] પછી ત્યાં નીચ જૂગટું ખેલાયું, તેમાં આપણે સર્વ હારી

ગયા અને દેશવટો પામ્યા. આમ આપણે દુઃખરૂપ થઈ ને દેશદેશમાં અને દુઃખમય વનોમાં રખડીએ છીએ.[૧૩] આટલાથી પણ દુર્યોધને શાંતિ ન ઇચ્છી અને તે વિશેષ ક્રોધને વશ થયો. જે જે કુરુઓ તેને અધીન થયા, તે સર્વને તેણે યુદ્ધ માટે તૈયાર કર્યા.[૧૪] સત્પુરુષોની આગળ તે પ્રતિજ્ઞા કર્યા પછી હવે રાજ્યને કારણે કોણ તેનો ત્યાગ કરી શકે? હું માનું છું કે, આર્ય પુરુષ માટે તો ધર્મનું ઉલ્લંઘન કરી પૃથ્વીનું શાસન કરવું એ મરણ કરતાં પણ વસમું છે.[૧૫] હે ભીમ! દ્યૂતમાં મારા હાથો બાળવાને ઇચ્છતા તને અર્જુને વાર્યો અને તેં મારા ઉપર પરિઘ ઉગામ્યું તે જ વખતે તેં એ વીરકર્મ કર્યું હોત, તો ત્યારે શું માઠું કામ થયું હોત?[૧૬] પૌરુષને જાણનારો તું એ પ્રતિજ્ઞાવિધિ પહેલાં આમ કેમ ન બોલ્યો? હવે આપત્તિનો સમય ચડી આવ્યો છે, ત્યારે મને તું અમર્યાદ રીતે શા માટે કહે કહે કરે છે?[૧૭] હે ભીમસેન! યાજ્ઞસેનીને અત્યંત દુઃખી થયેલી જોયા છતાં હું તે સાંખી રહ્યો. હે ભીમ! આ તો જાણે મેં વિષનો રસ પીધો હોય તેમ મને દુઃખની ઝાળ લાગે છે.[૧૮] પણ હે ભરતપ્રવીર! કુરુવીરોની મધ્યમાં મેં જે પ્રતિજ્ઞા કરી હતી તે હવે ફોક કરી શકાય નહિ. બીજ વાવનારો જેમ ફળના પાકવાની રાહ જુએ છે, તેમ તું પણ સુખના ઉદયની રાહ જો.[૧૯] એક વાર છેતરાયેલો વીર પુરુષ પોતાના શત્રુને પુષ્પ અને ફળથી હૃષ્ટપુષ્ટ થયેલો જાણીને તેનો પુરુષાર્થથી નાશ કરે છે, ત્યારે તે મહાન ગુણો મેળવે છે અને જીવલોકમાં તે સાચે જીવે છે.[૨૦] હું માનું છું કે, તેને સંસારમાં સમગ્ર ઐશ્વર્ય સાંપડે છે અને શત્રુઓ તેને પાયે પડે છે; દેવો જેમ ઇંદ્રને સેવે છે, તેમ સર્વ મિત્રો એને સેવી આજીવિકા મેળવે છે.[૨૧] હવે મારી સત્ય પ્રતિજ્ઞા સાંભળ. હું ધર્મને અમૃત અને જીવિતથી પણ અધિક ગણું છું. રાજ્ય, પુત્રો, યશ અને ધન એ બધું સત્યની એક કલાને પણ પહોંચે એમ નથી.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'યુધિષ્ઠિરવાક્ય' નામનો અધ્યાય ૩૪મો સમાપ્ત

## અધ્યાય ૩૫મો

### ભીમનાં વળતાં વચન

॥ भीमसेन उवाच ॥

**संधिं कृत्वैव कालेन ह्यन्तकेन पतत्रिणा ।**
**अनंतेनाप्रमेयेण स्रोतसा सर्वहारिणा ॥ १ ॥**

ભીમ બોલ્યો : હે મહારાજ! તમે મરણધર્મવાળા છો, કાળના બંધનથી બંધાયેલા છો, ફીણના જેવા ક્ષણભંગુર છો અને ફળના જેવા પતનશીલ છો.[૧] છતાં નાશકારી બાણ જેવા, અનંત, અપ્રમેય, નિત્ય વહેતા અને સર્વહારી એવા કાળ સાથે સંધિ કરીને તમે કાળને પ્રત્યક્ષ માનો છો.[૨] હે કૌંતેય! ઘણું બારીક કાજળ જેમ એક સળી લગાડવાથી પણ ઓછું થાય છે, તેમ પુરુષનો આવરદા એક પલકારામાંય ઓસરી જાય છે.[૩] તો તેણે સમયની વાટ શા માટે જોવી જોઈએ? સાચે જ જે અમાપ આવરદાવાળો હોય, અથવા જે આયુષ્યનું પ્રમાણ જાણતો હોય, અથવા જે સર્વને પ્રત્યક્ષ જોતો હોય, તે જ કાળની પ્રતીક્ષા કરી શકે.[૪] હે રાજન્! આપણે તેર વરસ વાટ જોતા રહીશું, એટલે કાળ આપણા આયુષ્યને ખુટાડીને આપણને મરણની પાસે લાવી મૂકશે.[૫] કેમ કે શરીરધારીઓનાં શરીરમાં મરણ તો નિત્ય રહ્યું જ છે. આથી તે મરણ આવે તે પહેલાં જ આપણે રાજ્ય માટે પ્રયત્ન કરીએ.[૬] જે આ જ્ઞાનને પામતો નથી તે અપ્રસિદ્ધ અને ભૂમિભારરૂપી મનુષ્ય, વેરનો બદલો લીધા વિના જ બળદિયાની જેમ ગળાઈ જાય છે.[૭] હું માનું છું કે, બળમાં અને ઉદ્યમમાં અલ્પ એવો જે મનુષ્ય વેરનું સાટું લેવા પ્રયત્ન કરતો નથી, તે ભૂંડા અવતારવાળાનો જન્મ નિષ્ફળ જ છે.[૮]

તમારા બન્ને હાથો સુવર્ણના સ્વામી છે અને તમારી કીર્તિ પૃથુરાજા જેવી છે, તો સંગ્રામમાં શત્રુને મારીને તમે ભુજબળથી મેળવેલા ધનને ભોગવો.[૯] હે અરિનાશન ! હે મહારાજ ! માણસ જો પોતાનું અનિષ્ટ કરનારને હણીને એક દિવસ પણ નરકે જાય છે, તો તે નરક તેને માટે સ્વર્ગ તુલ્ય બને છે.[૧૦] સાચે જ ક્રોધને કારણે થયેલો સંતાપ આગ કરતાં પણ વધારે દાહક છે. આથી બળી રહેલો હું, રાત્રે કે દિવસે પણ ઊંઘ પામતો નથી. ખરે, ધનુષની દોર ખેંચવામાં અતિ શ્રેષ્ઠ એવો આ પૃથાનંદન અર્જુન અત્યંત સંતાપ પામેલા સિંહની જેમ બોડમાં બેસી રહ્યો છે.[૧૧,૧૨] સંસારમાં સર્વ ધનુર્ધારીઓને જે એકલો પાણી ભરાવે છે, તે આજ મહાન હાથીની જેમ પોતાના હૈયાની વરાળને હૈયામાં જ રાખે છે. નકુલ અને સહદેવ તેમજ વીરપ્રસવા વૃદ્ધ કુંતીમા એ સૌ તમારું જ પ્રિય ઇચ્છતાં જડ અને મૂકની જેમ બેસી રહ્યાં છે.[૧૩,૧૪] સૃંજયો સહિત સર્વ બાંધવો તમારું પ્રિય ઇચ્છે છે. એક હું અને બીજી પ્રતિવિંધ્યની માતા દ્રૌપદી એમ બે જ સંતાપ કરી રહ્યાં છે.[૧૫] પણ હું જે કંઈ કહું છું તે સર્વનું પ્રિય જ છે; કારણ કે સર્વે સંકટમાં સપડાયાં છે અને સર્વે યુદ્ધને અભિનંદે છે. હે રાજન્ ! નીચ અને અલ્પ બળીઓ આપણું રાજ્ય છીનવીને ભોગવે, એથી વિશેષ પાપભરી બીજી કોઈ આપત્તિ હોય નહિ.[૧૬,૧૭] હે પરંતપ ! શીલરૂપી દોષે કરીને ઘૃણાથી ભરાયેલા તમે દયાળુતાથી ક્લેશોને સહન કરી રહ્યા છો. પણ બીજો કોઈ આ કૃત્યને વખાણતો નથી.[૧૮] હે રાજન્ ! જડ અને મૂર્ખ વેદિયાની બુદ્ધિ જેમ વેદપાઠ ગોખીગોખીને મરી જાય છે, તેમ તમારી બુદ્ધિ મરી ગઈ છે. તે તત્ત્વાર્થને ઝીલી શકતી નથી.[૧૯] તમે દયાયુક્ત બ્રાહ્મણ સમાન છો. તમે ક્યાંથી ક્ષત્રિયોમાં જન્મ ધર્યો ? આ યોનિમાં તો સામાન્ય રીતે કઠોર બુદ્ધિવાળાઓ જન્મે છે.[૨૦] ક્રૂર, કપટભર્યા અને અશાંતિમય એ જે વિહિત રાજધર્મો મનુએ કહ્યા છે તે તમે સાંભળ્યા જ છે. તો પછી હે મહારાજ ! તમે દુરાત્મા ધૃતરાષ્ટ્રપુત્રોને શા માટે ક્ષમા આપો છો ? હે પુરુષસિંહ ! તમે બુદ્ધિ, વીર્ય, વિદ્યા અને કુલીનતાથી સંયુક્ત છો, તો પછી કર્તવ્યને વિશે તમે પીડે સરતા અજગરની જેમ કેમ બેસી રહ્યા છો ?[૨૧,૨૨] તમે અમને છુપાવવા ઇચ્છો છો, પણ તે તો તમે એક મૂઠી ઘાસથી હિમવાન પર્વતને ઢાંકવા ઇચ્છો એના જેવું છે. સૂર્ય જેમ આકાશમાં છુપાઈ રહીને વિચરી શકતો નથી,[૨૩] તેમ હે પાર્થ ! પૃથ્વીમાં પ્રસિદ્ધ થયેલા તમે ગુપ્ત રીતે અજ્ઞાતવાસ કરી શકશો નહિ. જળવાળા દેશમાં ડાળીઓ, ફૂલો અને પાંદડાંથી ભરેલું મહાન સાગવૃક્ષ અને શ્વેત હાથી છૂપાં રહેતાં નથી, તેમ જયશીલ અર્જુન કેવી રીતે અજ્ઞાતવાસ આચરશે ?[૨૪,૨૫] હે પાર્થ ! સિંહના જેવા પરાક્રમી આ નકુલ અને સહદેવ એ બે જોડિયા જુવાન ભાઈઓ કેવી રીતે ગુપ્તવાસમાં રહેશે ?[૨૬] હે પૃથાનંદન ! પવિત્ર કીર્તિવાળી, રાજપુત્રી, વીર પુત્રોની જનેતા, દ્રુપદની નંદિની અને પ્રખ્યાત એવી આ કૃષ્ણા કેમ કરીને અજ્ઞાતવાસમાં વિચરશે ? હે મહારાજ ! બાળકથી માંડીને આ સર્વ પ્રજાઓ મને પણ ઓળખે છે.[૨૭,૨૮] આથી મારે વિશે પણ અજ્ઞાતવાસ સંભવિત નથી. મને તો તે મેરુ ઢાંકવા જેવું લાગે છે. વળી આપણે ધૃતરાષ્ટ્રને અનુસરનારા અનેક રાજાઓને તથા રાજપુત્રોને તેમનાં રાજ્યોમાંથી હદપાર કર્યા છે. આમ અપમાન અને દેશપારી પામેલા તેઓ કોઈ રીતે શાંત રહેશે જ નહિ. ધૃતરાષ્ટ્રનું પ્રિય કરવાને ઇચ્છતા તેઓ તો અવશ્ય આપણું અનિષ્ટ આચરશે. તેઓ આપણા ઉપર અનેક છૂપા જાસૂસો

મૂકશે. તેઓ આપણને પકડી પાડી તે વિશે ખબર આપશે, એટલે એક મહાન ભય ઊભો થશે.[૨૯-૩૧] આપણને વનમાં વસતાં તેર માસ પસાર થઈ ગયા છે; એટલે પરિમાણથી તે મહિનાઓને તેટલાં વરસો માની લો.[૩૨] પંડિતોએ જેમ પૂતિક ઔષધિને સોમના[×] પ્રતિનિધિરૂપ કહી છે, તેમ માસને[+] વર્ષના પ્રતિધિરૂપ જણાવ્યો છે; તો તમે પણ એ પ્રમાણે કરો. અથવા હે રાજન્! સારા ભારવાહી બળદને પૂરું ભોજન આપવાથી એ અસત્યના પાપમાંથી છૂટા થવાય છે.[*] આથી હે રાજન્! તમારે શત્રુના વધનો નિશ્ચય કરવો જોઈએ. કેમ કે સર્વ ક્ષત્રિયો માટે યુદ્ધથી બીજો કોઈ ધર્મ નથી.[૩૩-૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'ભીમવાક્ય' નામનો અધ્યાય ૩૫ મો સમાપ્ત

## अध्याय ३६मो
### યુધિષ્ઠિરનો ઉત્તર અને તેમનું કામ્યક વનમાં પ્રયાણ

॥ वैशंपायन उवाच ॥

**भीमसेनवचः श्रुत्वा कुंतीपुत्रो युधिष्ठिरः ।**
**निःश्वस्य पुरुषव्याघ्रः संप्रदध्यौ परंतपः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : ભીમસેનનાં વચનો સાંભળીને શત્રુઓને તાપ આપનારા અને પુરુષોમાં સિંહ જેવા કુંતીનંદન યુધિષ્ઠિરે નિઃશ્વાસ નાખ્યો અને પોતે મનમાં વિચારવા લાગ્યા.[૧] 'મેં રાજધર્મોને તથા વર્ણોના ધર્મનિશ્ચયોને સાંભળ્યા છે. જે માણસ વર્તમાનમાં અને ભવિષ્યમાં જુએ છે, તે જ સાચું જુએ છે.[૨] કઠિનતાએ જાણી શકાય એવી ધર્મની મર્મગતિને હું જાણું છું, તો પછી હું બળાત્કારે તે ધર્મનું મેરુની જેમ કેમ મર્દન કરી શકું?[૩] પછી થોડી વાર ધ્યાન ધરીને અને કર્તવ્ય કર્મનો નિશ્ચય કરીને તેમણે ભીમસેનને તરત જ આ વચનો કહ્યાં.[૪]

યુધિષ્ઠિર બોલ્યા : હે મહાબાહુ! હે ભારત! એ તું કહે છે તેમ જ છે. હે વાક્યવિશારદ! હવે મારું આ બીજું વચન સાંભળ.[૫] હે ભીમસેન! કેવળ સાહસે કરીને જે મહા પાપભર્યાં કર્મો આરંભાય છે, તે હે ભારત! કરનારને પીડા કરે છે.[૬] પણ હે મહાબાહુ! જે સારું કાર્ય સારી રીતે મંત્રણા કર્યા પછી, નિશ્ચયપૂર્વક અને પરાક્રમપૂર્વક કરવામાં આવ્યું હોય, તો પ્રયોજનો સિદ્ધ થાય છે અને દૈવ પણ એમાં અનુકૂળ વર્તે છે.[૭] બળના મદમાં ઊંધો થઈને તું પોતે કેવળ ચાપલ્યથી આ કાર્યને આરંભવાનું યોગ્ય માને છે, તો તે સંબંધમાં મારું કહેવું સાંભળ.[૮] ભૂરિશ્રવા, શલ, વીર્યવાન જલસંધ, ભીષ્મ, દ્રોણ, કર્ણ, પરાક્રમી દ્રોણપુત્ર અને દુર્યોધન આદિ મહા કઠોર ધૃતરાષ્ટ્રપુત્રો એ સર્વ અસ્ત્રવિદ્યામાં નિષ્ણાત છે અને યુદ્ધને માટે સતત સજ્જ છે.[૯,૧૦] વળી જે રાજાઓને આપણે તાપ આપ્યો હતો, તે રાજાઓ પણ કૌરવપક્ષમાં મળી ગયા છે અને એ પક્ષને વિશે તેમને પ્રીતિ થઈ છે.[૧૧] હે ભારત! તેઓ *જેટલા દુર્યોધનના હિતમાં લાગેલા છે, તેટલા* આપણા હિતમાં નથી. મોટા ભંડારવાળા અને ભરપૂર સેનાવાળા તેઓ તેમને માટે યુદ્ધમાં ઝઝૂમશે.[૧૨] વળી કૌરવસેનામાંના તે વીરોને તથા તેમના પુત્રો, અમાત્યો તથા સૈનિકોને, દુર્યોધને પૂરી રીતે યોગ્ય પ્રમાણમાં ભોગો આપીને અલગ કર્યા છે અને તેમને ખાસ સંમાન્યા છે. તેઓ એને માટે સંગ્રામમાં પોતાના પ્રાણ ઓવારી નાખશે, એવું મારું દૃઢ માનવું છે.[૧૩,૧૪] હે મહાબાહુ! ભીષ્મ, દ્રોણ અને મહાત્મા કૃપની આપણે વિશે તેમ એમને વિશે સમાન વૃત્તિ છે, તોપણ મારું માનવું છે

---

× सोमाभावे पूतिकानाभिषुणुयात् ॥–શ્રુતિ
સોમવલ્લીના અભાવમાં પૂતિક નામની ઔષધિને પ્રતિનિધિ કહે છે તેમ.

\+ यो मासः स संवत्सरः ।–શ્રુતિ

* अनडुहे पूर्णं घासमुपाहृत्यानृतान्मुच्यते ।–धर्मशास्त्र

કે, તેઓ અવશ્ય રાજ્યઅન્ન ખાધાનો બદલો વાળશે અને તેઓ પણ પોતાના પ્રિય પ્રાણોને સંગ્રામમાં અળખામણા કરશે.[૧૫,૧૬] તે સર્વે દિવ્ય અસ્ત્રોને જાણનારા છે, સર્વે ધર્મપરાયણ છે અને ઇંદ્ર સહિત દેવોથી પણ તેઓ અજેય છે, એવી મારી માન્યતા છે.[૧૭] ત્યાં વળી અસહનશીલ, નિત્યક્રોધી, સર્વ અસ્ત્રને જાણનારો દુર્જય અને અભેદ્ય કવચથી ઢંકાયેલો એવો મહારથી કર્ણ છે. આ સર્વ પુરુષવરોને રણમાં જીત્યા વિના તું એકલે હાથે દુર્યોધનને હણી શકશે નહિ.[૧૮,૧૯] હે વૃકોદર! સર્વ ધનુર્ધારીઓને આંટી દે એવી સૂતપુત્ર કર્ણની બાણચાલાકીનો વિચાર કરતાં મને ઊંઘનું મટકું સરખું પણ આવતું નથી.[૨૦]

વૈશંપાયન બોલ્યાઃ આ વચનોને બરાબર સાંભળીને અત્યંત અસહનશીલ ભીમસેન ઉદાસ થઈ ગયો અને ત્રાસ પામેલો તે કશું પણ બોલ્યો નહિ.[૨૧] તે બે પાંડવો આ પ્રમાણે સંવાદ કરતા હતા, તે વખતે સત્યવતીના પુત્ર મહાયોગી વ્યાસ ત્યાં આવી પહોંચ્યા.[૨૨] તે પાંડવોને મળ્યા અને તેમણે તે મુનિને યથાવિધિ પૂજાસત્કાર આપ્યો. પછી વક્તૃશ્રેષ્ઠ વ્યાસજીએ યુધિષ્ઠિરને આ વચન કહ્યાં.[૨૩]

વ્યાસ બોલ્યા : હે યુધિષ્ઠિર! હે મહાબાહુ! હું બુદ્ધિથી તારા હૃદયમાં રહેલી વાતને જાણું છું. હે નરસિંહ! આથી હું સત્વર અહીં આવ્યો છું.[૨૪] હે શત્રુઘ્ન! ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ, દ્રોણપુત્ર અશ્વત્થામા, રાજપુત્ર દુર્યોધન અને દુઃશાસનથી તારા હૃદયમાં જે ભય ઘૂમી રહ્યો છે, તે હે ભારત, હું શાસ્ત્રવિધિએ કહેલા કર્મથી નાશ પમાડીશ. હે રાજેંદ્ર! તે સાંભળીને તું ધીરજ ધરીને કર્મપૂર્વક સિદ્ધિ મેળવજે. એ સાધના કરી તું તારા તાપને એકદમ શમાવી દેજે.[૨૫-૨૭] પછી પરાશરસુત વ્યાસજી યુધિષ્ઠિરને એકાંતમાં લઈ ગયા અને ત્યાં તે વાક્યવિશારદ તેમને આ યથાયોગ્ય વચનો કહેવા લાગ્યા.[૨૮] હે ભરતોત્તમ! તારા કલ્યાણનો ઉત્તમ સમય આવી પહોંચ્યો છે. તેથી કરીને પૃથાપુત્ર ધનંજય રણમાં શત્રુઓને પરાજય આપશે.[૨૯] મારે શરણે આવેલા તને હું 'પ્રતિસ્મૃતિ' નામે વિદ્યા કહું છું. સાક્ષાત્ સિદ્ધિરૂપિણી એ મારી કહેલી વિદ્યાને તું ગ્રહણ કર.[૩૦] એ પ્રાપ્ત કરીને મહાબાહુ અર્જુન રાજ્યસિદ્ધિ મેળવશે. હે પાંડવ! અસ્ત્રસિદ્ધિ મેળવવા માટે અર્જુન મહેંદ્ર, રુદ્ર, વરુણ, કુબેર તથા ધર્મરાજ પાસે જાઓ. તપ અને પરાક્રમથી તે દેવોનાં દર્શન કરવા શક્તિમાન છે.[૩૧,૩૨] એ મહાતેજસ્વી નારાયણના સાથવાળા નરઋષિ છે અને તે પુરાતન, સનાતન, અજય, અચ્યુત અને જયશીલ દેવ છે.[૩૩] એ મહાબાહુ ઇંદ્ર, રુદ્ર અને લોકપાલો પાસેથી અસ્ત્રો મેળવીને મહાન કર્મ કરશે. હે કુંતીનંદન પૃથ્વીપતિ! તમે નિવાસને માટે આનાથી બીજું જ વન યોગ્ય હોય તે ખોળી કાઢો.[૩૪,૩૫] કેમ કે એક જ ઠેકાણે લાંબો સમય રહેવું એ પ્રીતિકારી થતું નથી અને તે સર્વે તપસ્વીઓને ઉદ્વેગકારી થાય છે.[૩૬] એથી મૃગોનો નાશ થાય છે અને લતાઓ તથા ઔષધિઓ ક્ષીણ થાય છે. ત્યારે તમે તો વેદ તથા વેદાંગમાં પારંગત થયેલા અને અનેક બ્રાહ્મણોનું ભરણપોષણ કરો છો.[૩૭]

વૈશંપાયન બોલ્યા : આમ કહીને લોકતત્ત્વને જાણનારા, યોગી, ધીમાન અને સમર્થ સત્યવતીપુત્ર વ્યાસ ભગવાને શરણે આવેલા પવિત્ર ધર્મરાજને અનુપમ વિદ્યા ઉપદેશી અને એ કૌંતેયની રજા લઈ ત્યાં જ અંતર્ધાન પામ્યા. બુદ્ધિમાન અને ધર્માત્મા એવા યુધિષ્ઠિર પણ તે બ્રહ્મમંત્રને મનમાં યત્નપૂર્વક ધારી રહ્યા અને તેનો વખતોવખત હંમેશાં અભ્યાસ કરતા હતા. પછી વ્યાસજીનાં વચનથી આનંદિત થયેલા તે દ્વૈતવનમાંથી

નીકળી સરસ્વતી તીરે કામ્યક નામના વન તરફ જવા નીકળ્યા. તે વખતે હે મહારાજ! શિક્ષાનુસાર વેદ ભણવામાં કુશળ એવા તપસ્વી બ્રાહ્મણો તેમની પાછળ ચાલ્યા.[૩૮–૪૨] તે ઋષિઓ જાણે દેવેંદ્રને અનુસરતા હોય તેમ જણાતું હતું. કામ્યક વનમાં પહોંચીને તે મહાત્મા ભરતોત્તમોએ પોતાના પ્રધાનો અને પરિવારો સાથે ફરી નિવાસ કર્યો.[૪૩] હે રાજન્! ધનુર્વેદમાં પરાયણ રહેલા અને ઉત્તમ વેદને સાંભળતા તે મનસ્વી વીરોએ ત્યાં કેટલોક કાળ નિવાસ કર્યો. મૃગની ઇચ્છા કરનારા તેઓ તેજદાર બાણોથી ત્યાં મૃગયા કરતા હતા અને પિતૃઓ, દેવો તથા વિપ્રોને યથાવિધિ તૃપ્તિ આપતા હતા.[૪૪,૪૫]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમા 'કામ્યકવનગમન' નામનો અધ્યાય ૩૬ મો સમાપ્ત

## अध्याय ३७मो
### ઇંદ્રકીલ પર્વત પર અર્જુનને ઇંદ્રનાં દર્શન

॥ वैशंपायन उवाच ॥

**कस्यचित्त्वथ कालस्य धर्मराजो युधिष्ठिरः ।**
**संस्मृत्य मुनिसंदेशमिदं वचनमब्रवीत् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે પુરુષસિંહ! ત્યાં કેટલોક સમય વીત્યા પછી ધર્મરાજ યુધિષ્ઠિરે વ્યાસમુનિના તે આદેશને સંભારીને પ્રસિદ્ધ બુદ્ધિવાળા અર્જુનને એકાંતમાં શાંતિપૂર્વક અને સ્મિત કરીને તથા હાથથી પંપાળતાં આ વચનો કહ્યાં. શત્રુદમન તે ધર્મરાજે વનવાસનો થોડી વાર વિચાર કરી, ધનંજયને એકાંતમાં આ પ્રમાણે કહ્યું.[૧–૩]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભારત! ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ અને દ્રોણપુત્ર અશ્વત્થામા એમનામાં આજે આદાન, સંધાન, વિસર્ગ અને સંહાર આ ચારે પાદવાળો ધનુર્વેદ રહ્યો છે.[૪] દૈવ, બ્રાહ્મ અને માનુષ એ સર્વ અસ્ત્રોના પ્રયોગોને તેઓ યત્ન તથા ચિકિત્સા સહિત સમગ્ર રીતે જાણે છે.[૫] ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધને તે સર્વેને મનાવી લીધા છે અને તેમને ભોગાદિમાં ભાગીદાર કરી રીઝવી દીધા છે. વળી તે તેમને વિશે ગુરુની જેમ માનથી વર્તે છે. સર્વ યોદ્ધાઓ ઉપર તેની સદા અનુપમ પ્રીતિ છે.[૬] માન અને સંતોષ પામેલા આચાર્યો તેના દોષો દૂર કરવા માટે પ્રયત્ન કરે છે. આમ સત્કાર પામેલા તેઓ યથાકાળે પોતાની શક્તિને છુપાવશે નહિ.[૭] હે પાર્થ! ગ્રામ, નગર, સાગર, વન અને ખાણો સહિતની આ પૃથ્વી આજે દુર્યોધનના વશમાં વર્તે છે. તું જ અમારો પ્રિય છે, તારા ઉપર જ આ બોજ નાખ્યો છે. હે શત્રુનાશન! આવી પડેલા આ સમયે જે કર્તવ્ય છે તે હું તને કહીશ.[૮,૯] હે તાત! કૃષ્ણદ્વૈપાયન પાસેથી મેં રહસ્યવિદ્યા લીધી છે. તેનો પ્રયોગ કરવાથી સર્વ જગત રૂડી રીતે પ્રકાશમાન થાય છે. તો હે તાત! તું એકાગ્ર થઈ તે મંત્રમય થા અને યથાકાળે દેવોના પ્રસાદને પામ. હે ભરતોત્તમ! તું તારી જાતને ઉગ્ર તપમાં જોડ. ધનુષ, કવચ અને ખડ્ગને ધારણ કરી, મુનિવ્રત રાખી તથા સાધુવ્રતમાં રહી, હે તાત! કોઈને પણ માર્ગ નહિ આપતાં તું ઉત્તર દિશામાં જા.[૧૦–૧૩] હે ધનંજય! સમસ્ત દિવ્ય અસ્ત્રો ઇંદ્રની જ પાસે છે; કેમ કે દેવોને વૃત્રાસુરથી ભય થયો, ત્યારે તેમણે તે સર્વ બળ ઇંદ્રને સમર્પિત કર્યું છે, તો તું એ સર્વ અસ્ત્રોને એક જ સ્થાનેથી મેળવશે. તું ઇંદ્રને જ શરણે જા. તે તને અસ્ત્રો આપશે. મંત્રદીક્ષા પામીને તું આજે જ ઇંદ્રનાં દર્શન કરવા માટે જા.

વૈશંપાયન બોલ્યા: આમ કહીને સમર્થ ધર્મરાજે મન, વચન અને દેહ વશ રાખનારાને તથા મંત્રવિધિ પ્રમાણે દીક્ષા પામેલા તે અર્જુનને મંત્રોપદેશ કર્યો. પછી મોટાભાઈએ પોતાના વીર ભાઈને વિદાય આપી.[૧૪–૧૭] ધર્મરાજની આજ્ઞા-

થી ઇંદ્રનાં દર્શન કરવાની ઇચ્છાવાળા અર્જુને ગાંડીવ ધનુષ્ય અને બે અક્ષય ભાથાઓ લીધા. તેણે કવચ અને હાથમોજાં પહેર્યાં તથા આંગળીઓ ઉપર ગોધાના ચામડાની ખોળીઓ ચડાવી. તે મહાભુજે અગ્નિમાં હોમ કર્યો, બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું અને તેમને સુવર્ણનિષ્કો દાનમાં આપ્યા. આમ ધનુષધારી તે મહાબાહુએ ધૃતરાષ્ટ્રપુત્રોના વધ માટે નિઃશ્વાસ નાખ્યો અને ઊંચે જોઈને ચાલવાની તૈયારી કરી.[૧૮-૨૦] ત્યાં તે ધનુર્ધારી કુંતીનંદનને જોઈને બ્રાહ્મણો, સિદ્ધો અને અદૃશ્ય ભૂતો બોલ્યાં : 'હે કૌંતેય! તું મનથી ઇચ્છે છે તે તત્કાળ પામ.'[૨૧] વળી આશીર્વાદ આપીને બ્રાહ્મણોએ પાર્થને આ પ્રમાણે કહ્યું: 'હે કુંતીનંદન! તું સારી રીતે સાધના કર. તારો ચોક્કસ વિજય જ છે!' આમ સાગવૃક્ષના જેવી ખાંધ તથા સાથળવાળા અને જવાને તૈયાર થયેલા તે વીરને, કૃષ્ણાએ સર્વનાં મનનું આકર્ષણ કરતાં આ પ્રમાણે કહ્યું.[૨૨,૨૩]

કૃષ્ણા બોલી : હે મહાબાહુ! હે કૌંતેય! તમારો જન્મ થતાં માતા કુંતીએ જે ઇચ્છ્યું હતું અને તમે પોતે જે ઇચ્છ્યું છે, તે સર્વ હે ધનંજય! તમને સિદ્ધ થાઓ. આપણા ક્ષત્રિયકુળમાં કોઈનો પણ જન્મ થશો નહિ; (કારણ કે તેમને આવાં કષ્ટ સહન કરવાં પડે છે.) ભિક્ષાથી જ નિત્ય જીવિકા ચલાવનારા તે બ્રાહ્મણોને નમસ્કાર હો![૨૪,૨૫] પેલા પાપી દુર્યોધને રાજસભામાં મને જોઈને હસતાં હસતાં 'ગૌ' એવું જે કહ્યું હતું, તે મને ભારે દુઃખરૂપ છે. સભાની વચ્ચે તે જે અત્યંત અયોગ્ય બોલ્યા હતા, એના દુઃખ કરતાં પણ આ તમારા વિયોગનું દુઃખ વિશેષ છે, એમ મારું માનવું છે. હે વીર! સાચે જ તમારા સર્વ ભાઈઓ તમારી વાતો કરીને જાગરણ કરશે અને ફરી ફરીને તમારી પરાક્રમકથાઓ કરશે. હે પૃથાના જાયા! તમે લાંબા પ્રવાસે હશો, ત્યારે અમને, ભોગોમાં, ધનમાં, અરે, જીવિતમાં પણ સંતોષબુદ્ધિ રહેશે નહિ. હે પૃથાનંદન! અમારાં સૌનાં સુખદુઃખ, જીવનમરણ અને રાજ્યઐશ્વર્ય તમારે જ આધારે રહ્યાં છે. હે કૌંતેય! હું તમને મારી વિદાય આપું છું. હે ભારત! તમે મંગલસિદ્ધિ પામો.[૨૬-૩૧] હે નિષ્પાપ! બળવાનોની વિરુદ્ધ જઈને તમે એ કાર્ય ન કરજો. હે મહાબળ! તમે શીઘ્ર વિજયને માટે નિર્વિઘ્ને પ્રયાણ કરો. ધાતાને નમસ્કાર! વિધાતાને નમસ્કાર! તમે ક્ષેમકુશળ જાઓ.[૩૨] હે ધનંજય! હ્રી, શ્રી, કીર્તિ, ધુતિ, પુષ્ટિ, ઉમા, લક્ષ્મી અને સરસ્વતી એ સર્વે માર્ગમાં તમારી રક્ષા કરો.[૩૩] હે ભરતશ્રેષ્ઠ! તમે ગુરુજનોને પૂજનારા છો અને મોટા ભાઈની આજ્ઞાને ઉઠાવનારા છો. આથી તમારી શાંતિ અર્થે હું વસુઓ, રુદ્રો, આદિત્યો, મરુદ્ગણો, વિશ્વેદેવો અને સાધ્યોને શરણે જાઉં છું. હે ભારત! આકાશ, પૃથ્વી અને સ્વર્ગનાં પ્રાણીઓથી તેમ જ બીજાં વિઘ્ન કરનારાં પ્રાણીઓથી તમારું પરમ મંગલ થાઓ.[૩૪,૩૫]

વૈશંપાયન બોલ્યા : આમ આશિષ આપીને યશસ્વિની કૃષ્ણાએ વિરામ લીધો. પછી મહાબાહુ અર્જુને ભાઈઓની તથા ધૌમ્યમુનિની પ્રદક્ષિણા કરી અને સુંદર ધનુષ્ય ધારણ કરી ત્યાંથી તે તે ચાલી નીકળ્યો.[૩૬,૩૭] ઇંદ્રનો યોગ કરાવનારી વિદ્યાથી સંપન્ન, પરાક્રમી અને તેજસ્વી એવો તે જ્યારે ચાલ્યો જતો હતો, ત્યારે સર્વ પ્રાણીઓ એના માર્ગમાંથી દૂર ખસી જતાં હતાં. હે તાત! એ પરંતપ તપોધન ઋષિઓએ સેવેલા પર્વતો ઉપર ગયો અને ત્યાંથી દેવોએ સેવેલા દિવ્ય અને પવિત્ર હિમાલય ઉપર ગયો. પવનની જેમ મનના જેવા વેગવાળો થઈને તે યોગયુક્ત મહાત્મા એક જ દિવસમાં એ પુણ્યપર્વતે પહોંચ્યો હતો.

હિમવાન અને ગંધમાદનને ઓળંગી જઈ, તે રાત્રિદિવસ જાગ્રત રહી દુર્ગ પ્રદેશોને તરી ગયો.[૩૮] પછી ધનંજય ઇંદ્રકીલ પર્વત પાસે આવીને ઊભો રહ્યો. ત્યાં તેણે આકાશમાં 'ઊભો રહે' એવી વાણી સાંભળી. તે સાંભળીને સવ્યસાચી અર્જુને બધી બાજુએ દૃષ્ટિ ફેરવી, તો તેણે વૃક્ષના મૂળ આગળ બેઠેલા, બ્રહ્મતેજથી ઝળહળતા, સુવર્ણવર્ણી જટાવાળા અને કૃશ થયેલા એક તપસ્વીને જોયા.[૩૯-૪૩] તે મહાતપસ્વીએ ત્યાં ઊભેલા અર્જુનને જોઈને કહ્યું કે, 'હે તાત! ધનુષ, કવચ તથા બાણ ધારણ કરનારો, તલવાર તથા હાથમોજાં બાંધનારો અને ક્ષત્રિયધર્મને અનુસરનારો તું કોણ અહીં આવ્યો છે? અહીં શસ્ત્રનું કંઈ જ કામ નથી; કેમ કે આ તો ક્રોધ અને હર્ષને જીતેલા તપસ્વી શાંત બ્રાહ્મણોનું સ્થાન છે.[૪૪-૪૬] અહીં ધનુષનું કંઈ પ્રયોજન નથી; કારણ કે અહીં કદી પણ સંગ્રામ થતો નથી. હે તાત! તું એ ધનુષને ફેંકી દે, તું પરમ ગતિને પામ્યો છે.' તું તો મારા સામર્થ્યથી તથા તેજથી પરમ સ્થાનને પામ્યો છે, કે જે સ્થાનમાં હે વીર! બીજો કોઈ પુરુષ આવી શકતો નથી.' એ બ્રાહ્મણે આ પ્રમાણે હસતાં હસતાં અર્જુનને વારંવાર કહ્યું. આમ છતાં 'શસ્ત્રોનો ત્યાગ કરવો નહિ' એવા નિશ્ચયમાં દૃઢ રહેલા અર્જુનને તે એના ધૈર્યમાંથી ડગાવી શક્યો નહિ. આથી પ્રસન્ન થયેલા તે દ્વિજે સ્મિતપૂર્વક તેને કહ્યું: 'હે અરિસૂદન! તું વરદાન માગી લે. તારું કલ્યાણ થાઓ! હું ઇંદ્ર છું.'[૪૭-૪૯] આમ કહેવાતાં, શૂરવીર અને કુરુકુલના ધુરંધર એવા ધનંજયે હાથ જોડીને નમન કર્યું -અને ઇંદ્રને આ પ્રમાણે ઉત્તર આપ્યો કે, 'હે ભગવન્! હું આજે તમારી પાસેથી સમગ્ર અસ્ત્રવિદ્યા જાણવા ઇચ્છું છું. એ જ મારી ઇચ્છિત કામના છે. તમે મને એ વરદાન આપો.[૫૦,૫૧] પ્રસન્નચિત્ત મહેંદ્રે તેને હસતાં હસતાં જવાબ દીધો કે, 'હે ધનંજય! અહીં આવેલા તને અસ્ત્રોનું શું કામ છે? તું મનમાન્યા ભોગો માગી લે; કેમ કે તને પરમ ગતિ પ્રાપ્ત થઈ છે.' આમ કહેવામાં આવ્યું, ત્યારે ધનંજયે સહસ્રાક્ષ ઇંદ્રને પ્રત્યુત્તર આપ્યો:[૫૨,૫૩] 'હે દેવાધિપતિ! લોભ અને કામનાથી હું નથી દેવત્વ ઇચ્છતો, નથી સુખ ઇચ્છતો, તેમ નથી ઇચ્છતો સર્વ દેવોના રાજઐશ્વર્યને. ભાઈઓને વનમાં મૂકીને અને વેરનું સાટું લીધા વિના હું અહીં સુખવૈભવ ભોગવું, તો સર્વ લોકોમાં સનાતન કાળ સુધી હું અપકીર્તિ જ પામું.'[૫૪,૫૫] અર્જુને આ પ્રમાણે કહ્યું, ત્યારે સર્વ લોકોમાં પૂજા પામેલા વૃત્રઘ્ન ઇંદ્રે, તે પાંડુનંદનને સાંત્વન આપતાં કોમળ વાણીથી આ પ્રમાણે ઉત્તર આપ્યો: 'હે તાત! તું જ્યારે ભૂતોના સ્વામી, ત્રણ નેત્રવાળા અને શૂલ ધારણ કરનારા શિવજીનાં દર્શન કરીશ ત્યારે હું તને સર્વ દિવ્ય અસ્ત્રો આપીશ. હે કુંતીનંદન! તું એ પરમનિયંતા દેવનાં દર્શન માટે પ્રયત્ન કર. તેમનાં દર્શનથી તું સિદ્ધ થઈને સ્વર્ગમાં આવીશ.' અર્જુનને આ પ્રમાણે કહીને ઇંદ્ર અદૃશ્ય થઈ ગયા ને અર્જુન યોગયુક્ત રહીને ત્યાં જ રહ્યો.[૫૬-૫૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત અર્જુનાભિગમનપર્વમાં 'ઇંદ્રદર્શન' નામનો અધ્યાય ૩૭મો સમાપ્ત

અર્જુનાભિગમનપર્વ સમાપ્ત

# कैरातपर्व

## अध्याय ३८मो

### અર્જુનની તપશ્ચર્યા

॥ जनमेजय उवाच ॥

भगवन् श्रोतुमिच्छामि पार्थस्याक्लिष्टकर्मणः ।
विस्तरेण कथामेतां यथास्त्राण्युपलब्धवान् ॥ १ ॥

જનમેજય બોલ્યા: હે ભગવન્! કઠિન

કર્મવાળા પૃથાનંદને જે રીતે અસ્ત્રોની પ્રાપ્તિ કરી તેની કથા હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું.[1] પુરુષોમાં સિંહ જેવો, દીર્ઘ બાહુવાળો અને તેજસ્વી તે ધનંજય કેવી રીતે નિર્ભયની જેમ નિર્જન વનમાં દાખલ થયો ! હે શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા! ત્યાં વસીને તેણે શું કર્યું ? ભગવાન શિવજીને તથા દેવરાજ ઇંદ્રને તેણે કેવી રીતે પ્રસન્ન કર્યા? હે દ્વિજોત્તમ! તમારી કૃપાથી હું આ બધું સાંભળવા ઇચ્છું છું. કેમ કે હે સર્વજ્ઞ! તમે દેવોની અને મનુષ્યોની સર્વ વાતો જાણો છો.[2-4] હે બ્રહ્મન્! કહે છે કે, પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ અને સંગ્રામમાં અપરાજિત એવા અર્જુને પૂર્વે શિવજીની સાથે રૂંવાડાં ઊભાં થાય એવું અપ્રતિમ અને અત્યંત આશ્ચર્યકારી યુદ્ધ કર્યું હતું. એ સાંભળીને શૂરવીર અને નરસિંહ એવા પાંડુનંદનોનાં હૃદયો પણ દીનતા, હર્ષ અને વિસ્મયથી કંપી ઊઠ્યાં હતાં. એ પાર્થે જે કંઈ બીજું કર્યું હોય તે મને સર્વ કહો. એ જયવંત અર્જુનમાં મને થોડું સરખું પણ નિંદિત લક્ષણ જણાતું નથી. તે શૂરવીરનું એ સર્વ ચરિત મને કહો.[5-8]

વૈશંપાયન બોલ્યા : હે તાત! હે પૌરવસિંહ! ત્રિનેત્રધારી ભગવાનના અંગસ્પર્શ સાથે સંબંધ ધરાવનારી મહાત્મા અર્જુનની તે મહાન અને અદ્ભુત ઉપમાવાળી દિવ્ય કથા હું તમને કહીશ.[9] હે અપાપ! અર્જુનના દેવોના દેવ મહાદેવ સાથેના સમાગમ વિશે રૂડી રીતે સાંભળો. મહાબળવાન, અમાપ પરાક્રમી અને મહાન બાહુવાળો તે અર્જુન યુધિષ્ઠિરની આજ્ઞાથી સુરનાથ ઇંદ્રનાં તથા દેવાધિદેવ શંકરનાં દર્શન કરવા નીકળ્યો. કાર્યની સિદ્ધિને માટે તે કુરુવંશી દિવ્ય ધનુષ્ય અને સોનાની મૂઠવાળું ખડ્ગ લઈને ઉત્તર દિશાએ હિમાલયના શિખર તરફ આવ્યો. હે રાજન્! સર્વ લોકમાં મહારથી, સ્થિર મનવાળો અને તપને અર્થે કૃતનિશ્ચય થયેલો તે ઇંદ્રનંદન અત્યંત ત્વરાથી યુક્ત થઈને એકલો ઘોર અને કાંટાવાળા વનમાં પહોંચ્યો.[10-14] તે વન વિવિધ ફૂલો અને ફળોથી ભરેલું હતું, નાનાવિધ પક્ષીઓથી સેવાયેલું હતું, અનેકવિધ મૃગના સમૂહોથી તે ભરપૂર હતું અને સિદ્ધો તથા ચારણોથી તે સેવાયેલું હતું.[15] અર્જુને આ જનશૂન્ય વનમાં પ્રયાણ કર્યું, ત્યારે આકાશમાં શંખો અને નગારાંનો ધ્વનિ ગાજી ઊઠ્યો. તે સમયે પૃથ્વીતલ ઉપર પુષ્પની મહાન વર્ષા થઈ અને દશે દિશાએ વિશાળ મેઘમંડળ છવાઈ ગયું.[16,17] આમ અર્જુને વનદુર્ગોને વટાવ્યા અને હિમાલયના પાછલા ભાગમાં મહાગિરિની નજીકમાં તે નિવાસ કરીને શોભી રહ્યો.[18] ત્યાં તેણે પંખીઓના મધુર નાદથી ગાજી રહેલાં પ્રફુલ્લ વૃક્ષો જોયાં તથા વિશાળ વમળોવાળી અને વૈદૂર્યમણિના જેવી વિમલ કાંતિવાળી નદીઓ જોઈ.[19] તે નદીઓને તટે હંસો, કારંડવો, સારસો, પુંસ્કોકિલો, ક્રૌંચો અને મોરો ચારે બાજુ મધુર આનંદનાદ કરતા હતા. વળી તે નદીઓ મનોહર વનોવાળી હતી અને તેમાંનાં જલ પવિત્ર, શીતલ તથા નિર્મળ હતાં. તે સ્થાનમાં આ બધું જોઈને અર્જુન પ્રસન્નમન થયો.[20,21] પછી અર્જુન રમણીય વનના ભાગમાં વિહરવા લાગ્યો. હવે ઉગ્ર તેજવાળો એ મહાત્મા ઉગ્ર તપમાં રોકાયો.[22] તેણે દર્ભનાં ચીર પહેર્યાં, દંડ તથા મૃગચર્મની શોભા સારી રીતે ધારણ કરી અને આપમેળે જમીન ઉપર ખરી પડેલાં પાંદડાં ખાઈને નિર્વાહ કરવા માંડ્યું.[23] વળી ત્રણ ત્રણ દિવસને અંતે તેણે એક મહિના સુધી એક એક વાર ફળાહાર રાખ્યો; બીજો મહિનો છ છ દિવસે ફળ ખાઈને તેણે ગાળ્યો અને ત્રીજે માસે તેણે પખવાડિયે પખવાડિયે ફળભોજન કર્યું.[24] પછી ચોથો માસ

બેઠો ત્યારે તે મહાન બાહુવાળો ભરતશ્રેષ્ઠ પાંડુનંદન માત્ર પવનનું જ પાન કરી રહ્યો.[૨૫] ત્યારે તે પગના અંગૂઠાના ટેરવા ઉપર કશા પણ આધાર વિના, ઊંચા હાથ રાખીને ઊભો રહ્યો હતો.[૨૬] સ્નાનજળના સદા સ્પર્શ વડે તે અમાપ તેજસ્વી મહાત્માની જટા, વીજળી અને કમળની શોભા ધારણ કરી રહી. પછી પૃથાનંદન અર્જુન ઉગ્ર તપમાં સ્થિર આસને રહ્યો છે, એ જણાવવા માટે સર્વે મહર્ષિઓ પિનાકપાણિ મહાદેવ પાસે ગયા.[૨૭,૨૮] મહાદેવને પ્રણામ કરીને તેમણે તેમને અર્જુનના તે તપરૂપી કર્મ વિશે કહ્યું. એ મહાતેજસ્વી પૃથાકુમાર હિમાલયને પડખે બેઠો છે અને ઉગ્ર તથા દુષ્પાર તપમાં સ્થિર રહીને તે દિશાઓને ધૂમ્રવર્ણી કરી રહ્યો છે. હે દેવાધિદેવ! અમે કોઈ તેના મનનું ધાર્યું જાણતા નથી.[૨૯,૩૦] તે અમને સૌને તપના તેજથી સંતાપી રહ્યો છે. તમે તેને સારી રીતે નિવૃત્ત કરો. તે શુદ્ધ મનવાળા મુનિઓનાં એ વચન સાંભળીને, ભૂતોના નાથ એવા ઉમાપતિ આ વચન બોલ્યા.[૩૧]

મહાદેવ બોલ્યા : અર્જુનના સંબંધમાં તમારે કશો પણ ખેદ કરવો નહિ. તમે જરા પણ આળસ વિના અને આનંદભેર જેમ આવ્યા હતા તેમ ઝટ પાછા જાઓ. હું એના મનમાં રહેલા સંકલ્પને જાણું છું. તેને સ્વર્ગની કશી સ્પૃહા નથી, તેમ નથી તેને ઐશ્વર્યની કે આયુષ્યની સ્પૃહા. એણે જે ઇચ્છયું છે, તે બધું હું આજે જ કરીશ.

વૈશંપાયન બોલ્યા : ભગવાન શંકરનાં એ વચન સાંભળીને સત્યવાદી ઋષિઓ મનમાં પ્રસન્ન થઈને પોતપોતાને ધામે પાછા ફર્યા.[૩૨-૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત કૈરાતપર્વમાં 'મુનિ અને શંકરનો સંવાદ' નામનો અધ્યાય ૩૮મો સમાપ્ત

# अध्याय ३९ मो

## કિરાત અને અર્જુનનું યુદ્ધ

॥ वैशम्पायन उवाच ॥

**गतेषु तेषु सर्वेषु तपस्विषु महात्मसु ।**
**पिनाकपाणिर्भगवान् सर्वपापहरो हरः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : તે સર્વ તપસ્વી મહાત્માઓ ગયા, ત્યારે સર્વ પાપને હરનારા અને હાથમાં પિનાકને ધારનારા તે ભગવાન શંકરે સુવર્ણવૃક્ષના જેવો તેજસ્વી કિરાત(ભીલ)વેશ ધારણ કર્યો. બીજા વિશાળ મેરુગિરિની જેમ તે શોભવા લાગ્યા.[૧,૨] તે શ્રીમાન ધનુષ્ય તથા સર્પ જેવાં તીક્ષ્ણ શરો લઈને મહાવેગથી નીચે ઊતર્યા. તે જાણે દેહધારી અગ્નિ દોડી આવ્યો હોય એમ જણાતું હતું. ત્યારે વ્રત અને વેશમાં સમાન એવાં ઉમાદેવી એ શ્રીમાનની સાથે હતાં અને વિવિધ વેશધારી ભૂતો આનંદભેર તેમને અનુસરી રહ્યાં હતાં.[૩,૪] હે ભારત! હજારો સ્ત્રીઓથી તેમ જ કિરાતવેશોથી છવાયેલો તે ભાગ તે સમયે અતિશય શોભા આપી રહ્યો હતો.[૫] ત્યારે ક્ષણમાત્રમાં તે આખું વન નિઃશબ્દ થઈ ગયું, ઝરણાંનો કલનાદ વિરમી ગયો અને પંખીઓના કલરવ શાંત થઈ ગયા.[૬] ભીલવેશધારી ભગવાન સરળ કર્મવાળા પૃથાનંદન પાસે આવ્યા, તો ત્યાં તેમણે આશ્ચર્યદેખાવવાળો મૂક નામનો દાનવ જોયો.[૭] અતિશય દુષ્ટ ચિત્તવાળો તે દાનવ વરાહનું રૂપ લઈને અર્જુનને હણવા માટે તાકી રહ્યો હતો. પછી અર્જુને ગાંડીવ ધનુષ્યને તથા સર્પ જેવાં તીણાં બાણોને લીધાં અને મહાન ધનુષ્યને દોરી ચડાવીને ટંકારથી દિશાઓને ગજાવી દીધી અને તે રાક્ષસને કહ્યું કે, 'તું અહીં આવેલા મને નિરુપદ્રવીને મારવા ઇચ્છે છે, તો પ્રથમ હું તને અત્યારે જ યમના ઘર ભેગો કરી દઉં.'[૮-૧૦] આમ દૃઢ ધનુર્ધારી અર્જુન પ્રહાર કરવાને ઇચ્છી રહ્યો હતો, એ જોઈને

કિરાતરૂપી શંકરે તેને એકદમ વાર્યો અને કહ્યું : 'ઇંદ્રનીલના જેવા આ વરાહને તો પ્રથમ મેં જ મારવા ઇચ્છ્યો છે.' પણ અર્જુને તો તે વચનોનો અનાદર કર્યો અને તે વરાહ ઉપર પ્રહાર કર્યો.[૧૧,૧૨] તે જ વખતે મહાતેજસ્વી કિરાતે પણ તે જ લક્ષ્ય ઉપર અગ્નિની શિખા જેવું વજ્ર સમાન બાણ છોડ્યું.[૧૩] આ પ્રમાણે તે બંનેએ છોડેલાં તે બેઉ બાણો ત્યાં મૂક દાનવના પર્વત જેવા કઠોર વિશાળ દેહ ઉપર એકીવખતે પડ્યાં. તે બંને બાણોના એકીસાથે પડવાથી પર્વત ઉપર પડતા વજ્ર અને વીજળીના જેવો ઘોર અવાજ થયો. આમ બળતા મુખવાળા સર્પ જેવાં અનેક બાણોથી તે વરાહ વીંધાઈ ગયો અને ફરીથી ભયંકર રાક્ષસનું રૂપ ધારણ કરીને તે મરણ પામ્યો.[૧૪-૧૬] પછી તે જયશીલ અને શત્રુઘ્ન અર્જુને કાંચનવર્ણી કાંતિવાળા, સ્ત્રીના સાથવાળા અને કિરાતવેશમાં ઢંકાયેલા તે પુરુષને જોયો. પ્રસન્નમનવાળા કૌંતેયે તેને હસતો હોય તેમ કહ્યું કે, 'શૂન્ય વનમાં સ્ત્રીઓના સમૂહથી ઘેરાઈને તું કોણ ફરી રહ્યો છે? હે કનક જેવી કાંતિવાળા! તને આ ઘોર વનમાં ભય નથી લાગતો? મારા દાવના વરાહને તેં શા માટે વીંધ્યો?[૧૭-૧૯] અહીં આવેલા આ રાક્ષસને પ્રથમ મેં જ બાણ માર્યું છે. દૈવેચ્છાથી અથવા મારો પરાભવ કરવાના હેતુથી મેં મારા શિકાર તરીકે સ્વીકારેલા આ રાક્ષસ ઉપર તેં બાણ છોડ્યું છે, તો તું હવે મારાથી જીવતો છૂટવાનો નથી. તેં આજે મારે વિશે જે કર્યું છે, તે મૃગયાધર્મ જ નથી. આથી હે પર્વતવાસી! હું તને જીવથી મારી જ નાખીશ.' પાંડુનંદને આ પ્રમાણે કહ્યું, ત્યારે કિરાતે પોતે જાણે હસતો હોય તેમ કોમળ વાણીમાં એ સવ્યસાચી પાંડવને જવાબ આપ્યો :[૨૦-૨૨] 'હે વીર! તારે વનની સમીપતાએ કરીને મારે વિશે ભીતિ રાખવી નહિ. વનમાં વસનારા અમને તો આ ભૂમિ સદા યોગ્ય છે. હે તપોધન! અમે તો આ બહુ પ્રાણીઓવાળા વનમાં જ વસીએ છીએ. પણ તેં અહીં આવો દુષ્કર વાસ કેમ પસંદ કર્યો છે? તું અગ્નિ જેવો તેજસ્વી છે, સુકુમાર છે અને સુખને યોગ્ય છે. તું આ શૂન્ય વનભાગમાં કેવી રીતે એકલો વિચરશે?[૨૩-૨૫]

અર્જુન બોલ્યો : ગાંડીવનો અને અગ્નિ જેવાં બાણોનો આશ્રય કરીને હું બીજા કાર્તિકસ્વામીની જેમ મહા અરણ્યમાં વસી રહ્યો છું. વરાહનું રૂપ લીધેલા અને અહીં મને મારવા આવેલા આ ઘોર રાક્ષસ જીવને પણ મેં મારી નાખ્યો છે.[૨૬,૨૭]

કિરાત બોલ્યો : મેં જ પ્રથમ એને મારા ધનુષથી છોડેલાં બાણો વડે માર્યો છે, ઘાયલ કર્યો છે અને ધરતી ઉપર ઢાળ્યો છે; મેં જ એને યમને ઘેર પહોંચાડ્યો છે.[૨૮] મેં જ એને મારું પહેલું નિશાન કર્યો હતો; કારણ કે એ મારા જ દાવરૂપ થયો હતો. મારા પ્રહારથી જ તે આવરદાથી અળગો થયો છે.[૨૯] હે મંદબુદ્ધિ! પોતાના બળમાં છકી જઈને, જાતના દોષોને બીજાઓ ઉપર લગાડવા એ યોગ્ય નથી. તું મદાંધ છે અને તું મારે હાથે જીવતો જાય એમ નથી. તું સ્થિર થા. હું વજ્ર જેવાં બાણો છોડું છું. તું પણ પરમ યુક્તિથી પ્રયત્ન કર ને બાણો છોડ.[૩૦,૩૧] પછી તે કિરાતનાં એ વચન સાંભળીને અર્જુનને ક્રોધ ચઢ્યો અને તે તેને બાણો વડે મારવા લાગ્યો.[૩૨] તે કિરાતે તો એ બાણોને પ્રસન્ન મનથી ઝીલી લીધાં અને વારંવાર કહેવા માંડ્યું : 'ઓ મૂરખ! અરે મૂરખા! પેલાં મર્મભેદી નારાચ બાણો મારને!' તેણે આ પ્રમાણે કહ્યું, એટલે અર્જુને એકદમ બાણની ઝડી વરસાવી.[૩૩,૩૪] પછી ત્યાં રોષમાં આવેલા બંને વારંવાર ગર્જનાઓ કરવા લાગ્યા અને એકબીજાને સર્પાકાર બાણોથી વીંધવા લાગ્યા.[૩૫] પછી અર્જુને કિરાત ઉપર બાણવૃષ્ટિ

કરી અને શંકરે પ્રસન્ન મનથી તે સ્વીકારી લીધી. પિનાકધારી ભગવાન તે શરવર્ષાને ઘડીભર ઝીલીને પર્વતની જેમ અક્ષત શરીરે અચલ ઊભા રહ્યા. બાણવૃષ્ટિને આમ નિષ્ફળ થયેલી જોઈને તે ધનંજય અત્યંત આશ્ચર્ય પામ્યો અને બોલ્યો : 'ધન્ય છે! ધન્ય છે! અહો! હિમાચલના શિખર ઉપર વસનારો અને સુકુમાર અંગવાળો આ જરા પણ વિહ્વલ થયા વિના ગાંડીવમાંથી છૂટેલાં નારાચ બાણોને ઝીલી રહ્યો છે! એ કોણ દેવ છે? સાક્ષાત્ રુદ્ર છે? યક્ષ છે? સુર છે કે અસુર છે? કેમ કે આ પર્વતશ્રેષ્ઠ ઉપર દેવોનો સમાગમ થાય છે, સાચે જ મારી છોડેલી હજારો બાણજાળોના વેગને પિનાકપાણિ મહાદેવ સિવાય બીજું કોઈ સહન કરી શકવાને સમર્થ નથી.[૩૯-૪૧] આ દેવ હોય કે યક્ષ હોય, તે સિવાય કોઈ બીજો જ તે ઊભો છે. હું એને તીક્ષ્ણ શરોથી યમદ્વારે વળાવી દઉં છું'.[૪૨] પછી હે રાજન્! જયશીલ અર્જુને ઉત્સાહપૂર્વક સેંકડો નારાચો છોડ્યાં—જાણે સૂર્યે કિરણો વેર્યાં. લોકપાલક ભગવાન શૂલપાણિએ પર્વત જેમ શિલાવૃષ્ટિ ઝીલે તેમ તે નારાચવર્ષાને ઝીલી લીધી.[૪૩,૪૪] પછી તે વખતે ઘડીકમાં અર્જુનનાં બાણ પૂરાં થઈ ગયાં. આમ પોતાનાં બાણોને ખૂટી ગયેલાં જોઈને તેને ઘણી બીક લાગી.[૪૫] પછી જયશીલ અર્જુને તે ભગવાન અગ્નિનું સ્મરણ કર્યું; જેમણે પૂર્વે તેને ખાંડવવનમાં બે અક્ષય ભાથાઓ આપ્યા હતા, તેણે વિચાર્યું કે, 'મારાં બાણો ખૂટી ગયાં છે, તો હવે હું ધનુષથી શું છોડું? આ કોઈક એવો પુરુષ છે કે, જે સર્વ બાણોને ગળી જાય છે. હવે હાથીને જેમ શૂલની અણીથી મારવામાં આવે છે, તેમ આને હું ધનુષ્યની અણીથી હણી નાખીશ અને એને દંડધારી યમને મંદિરે પહોંચાડીશ.'[૪૬-૪૮] પછી તે મહાતેજસ્વીએ કિરાતને ધનુષ્યની દોરીના ગાળાથી પકડી ખેંચ્યો અને તેને ધનુષ્યની અણીથી તથા વજ્રના જેવી મુઠીઓથી માર્યો. શત્રુવીરને હણનારા તે કુંતીનંદને ધનુષ્યની અણીથી આ પ્રમાણે યુદ્ધ કર્યું, ત્યારે ગિરિવિહારી કિરાતે તેનું દિવ્ય ધનુષ્ય પણ હરી લીધું. આ રીતે ધનુષ્ય ઝડપાઈ ગયું, એટલે અર્જુન હાથમાં ખડ્ગ લઈ ખડો રહ્યો. યુદ્ધનું છેવટ લાવવાની ઇચ્છાએ તે કિરાત તરફ વેગથી ધસ્યો.[૪૯-૫૧] પર્વત ઉપર પ્રહાર કરતાં પણ ભાંગે નહિ એવું તીક્ષ્ણ ખડ્ગ તે કુરુનંદને પોતાના ભુજબળથી તે કિરાતના માથા ઉપર બળપૂર્વક ઝીંક્યું. પણ તેના માથા સુધી તે પહોંચતાં જ તે શ્રેષ્ઠ તલવારના ટુકડા થઈ ગયા. પછી અર્જુને વૃક્ષો અને શિલાઓથી યુદ્ધ કરવા માંડ્યું, એટલે મહાકાયવાળા કિરાત ભગવાને વૃક્ષોને તથા શિલાઓને પણ ઝીલી લીધાં. પછી મહાબળવાન પાર્થે મુખથી ધુમાડો કાઢવા માંડ્યો અને કિરાતવેષધારી અજય્ય ભગવાન શંકર ઉપર વજ્રના જેવી મુઠીઓથી મારો ચલાવ્યો.[૫૨-૫૫] કિરાતરૂપી ભગવાને ઇંદ્રના વજ્ર જેવી અત્યંત દારુણ મુકીઓથી એ પાંડવને પીડી દીધો. પાંડુપુત્ર અર્જુન અને કિરાત શિવજી આમ મુકીઓથી લડી રહ્યા હતા, ત્યારે ત્યાં ચડચડાટનો ભયંકર શબ્દ ગાજી રહ્યો હતો. હાથના સપાટાઓવાળું તે યુદ્ધ ઘડીભર રોમાંચ ખડાં કરી દેનારું હતું. જાણે તે વૃત્ર અને ઇંદ્ર વચ્ચેનું યુદ્ધ હતું.[૫૬-૫૮] પછી બળવાન અર્જુને કિરાતને છાતીમાંથી માર્યો અને બળવાન કિરાતે પણ મહાન ચેષ્ટા કરતા પાંડવને પ્રહાર કર્યો. આ રીતે તે બંનેના હાથની પીસથી તથા છાતીઓની ઘસડથી તેમનાં અંગોમાંથી તણખા અને ધુમાડાવાળો અગ્નિ પ્રકટી આવ્યો.[૫૯,૬૦] પછી અત્યંત પીડાયેલા એ અર્જુનને મહાદેવે પોતાનાં ગાત્રોથી પીડ્યો અને રોષપૂર્વક પોતાના તેજથી

દબાવી તેના ચિત્તને મૂંઝવી નાખ્યું.[૬૧] આમ હે ભારત! દેવાધિદેવ મહાદેવથી રૂંધાઈ ગયેલા ગાત્રોવાળો અર્જુન ગાત્રોથી પીડાઈને જાણે કે લોચો થઈ ગયો હોય એમ દેખાવા લાગ્યો.[૬૨] મહાત્મા શંકરની ભીંસે કરીને અર્જુનનો શ્વાસોચ્છ્વાસ અટકી ગયો તથા તે નિશ્ચેષ્ટ થઈને જમીન ઉપર ઢળી પડ્યો, તેમ જ તે નિષ્પ્રાણ જેવો બની ગયો. અત્યંત દુઃખ પામેલો અને સર્વાંગે લોહીથી નાહી રહેલો તે પાંડવ થોડી વાર સુધી આ જ સ્થિતિમાં રહ્યો અને પછી ભાન આવતાં તે ફરી પાછો ઊભો થયો. તે અશરણશરણ ભગવાન પિનાકપાણિને શરણે ગયો; માટીનું સ્થંડિલ કરી તેણે ભગવાન ભવનું ફૂલમાળાથી પૂજન કર્યું. ત્યાં તો પૃથાનંદને એ ફૂલમાળાને કિરાતને મસ્તકે વિરાજેલી જોઈ! આથી તે પાંડવોત્તમ હર્ષપૂર્વક સ્વસ્થતાને પામ્યો.[૬૩-૬૬] તે એ ભગવાનને ચરણે પડ્યો એટલે ત્યાં શિવજી પ્રસન્ન થયા. સર્વાંગે ક્ષીણ થયેલા તથા વિસ્મય પામેલા એ અર્જુનને જોઈને, મેઘના જેવી ગંભીર વાણીવાળા અને સર્વ ભવભયોને હરનારા તે ભગવાને તેને આ વચનો કહ્યાં.[૬૭,૬૮]

ભવ બોલ્યા : અર્જુન! તારા અદ્વિતીય કર્મથી અને તારા આ શૌર્યથી તથા તારી ધીરજથી હું પ્રસન્ન થયો છું. કોઈ ક્ષત્રિય તારો બરોબરિયો નથી. હે નિષ્પાપ! આજે તારું તેજ અને વીર્ય મારા સમાન છે. હે મહાબાહુ! હું તારા ઉપર પ્રસન્ન છું. હે ભરતોત્તમ! તું મારાં દર્શન કર. હે વિશાલલોચન! હું તને દિવ્ય દૃષ્ટિ આપું છું. તું પુરાણઋષિ નર છે. રણમાં તું શત્રુઓને–સર્વ દેવગણોને પણ જીતશે. હું તને પ્રીતિપૂર્વક અમોઘ અસ્ત્ર આપું છું; કેમ કે મારા તે અસ્ત્રને ક્ષણમાં ધારણ કરવાને તું જ સમર્થ છે.[૬૯-૭૧]

[illegible]બોલ્યા: તે પછી અર્જુને મહાકાંતિવાળા, હાથમાં ત્રિશૂળ ધારનારા અને પર્વત ઉપર શયન કરનારા દેવના દેવ મહાદેવને ત્યાં ઉમાદેવી સાથે જોયા.[૭૨] પછી શત્રુનગરને જીતનારા તે પૃથાનંદને જમીન ઉપર ઘૂંટણિયે પડી, શિર ઢાળી પ્રણામ કર્યા અને ભગવાન હરને પ્રસન્ન કર્યા.[૭૩]

અર્જુન બોલ્યો : હે કપર્દી! હે સર્વ દેવોના અધિપતિ! હે ભગનેત્રને હરનારા! હે દેવના દેવ! હે મહાદેવ! હે નીલકંઠ! હે જટાધર! તમને હું કારણોના પરમ કારણ જાણું છું. તમે ત્રિલોચન છો, સર્વવ્યાપી વિભુ છો અને દેવોના ગતિરૂપ દેવ છો. તમારામાંથી જ આ જગત ઉત્પન્ન થયું છે.[૭૪,૭૫] દેવો, અસુરો અને મનુષ્યો સહિતના ત્રણે લોકોથી તમે અજેય છો. તમને વિષ્ણુરૂપી શિવજીને નમસ્કાર! તમને શિવરૂપી વિષ્ણુને નમસ્કાર! દક્ષયજ્ઞના વિનાશકને નમસ્કાર! તમને હરિહરને નમસ્કાર! લલાટલોચનને નમસ્કાર! શર્વને નમસ્કાર! વૃષ્ટિદાતાને નમસ્કાર! શૂલપાણિને નમસ્કાર! પિનાક વડે રક્ષનારને નમસ્કાર! સૂર્યને નમસ્કાર! માર્જન કરનારને નમસ્કાર! સૃષ્ટિકર્તાને નમસ્કાર! હે પ્રાણી સમસ્તના મહેશ્વર! હું તમને પ્રસન્ન કરું છું. તમે ગણેશ છો, જગતના કલ્યાણકારી શંભુ છો, લોકસૃષ્ટિના કારણના પણ કારણ છો. તમે પ્રકૃતિ અને પુરુષથી પણ પર છો. તમે સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ છો. તમે સર્વ દુઃખહારી ભગવાન હર છો. હે ભગવન્! હે શંકર! તમે મારા અપરાધને ક્ષમા આપવાને યોગ્ય છો. હે દેવાધિદેવ! તમારાં દર્શનની આકાંક્ષાએ હું તપસ્વીઓના ઉત્તમ ધામરૂપ એવા આ તમારા પ્રિય મહાગિરિએ આવ્યો છું. હે ભગવન્! સર્વ લોકથી વંદન કરાતા તમને હું પ્રસન્ન કરું છું.[૭૬-૮૧] હે મહાદેવ! મેં અજ્ઞાનથી અને અતિ સાહસથી તમારી સાથે આજે યુદ્ધ કર્યું છે, તે મારો અપ-

રાધ ન ગણાઓ. હું તમારે શરણે આવ્યો છું. હે શંકર! તમે મને તેની આજે ક્ષમા આપો.[૮૨,૮૩]

વૈશંપાયન બોલ્યા : ત્યારે મહાતેજસ્વી વૃષભધ્વજે સ્મિત કર્યું, અર્જુનનો સુંદર હાથ પકડ્યો અને કહ્યું : 'મેં ક્ષમા આપી જ છે.' પછી પ્રસન્ન મનવાળા એવા ભવભયહારી ભગવાન વૃષભધ્વજ પૃથાનંદનને બે હાથે ભેટ્યા અને તેને ફરીથી સાંત્વનપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યા.[૮૪,૮૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત કૈરાતપર્વમાં મહાદેવસ્તુતિ' નામનો અધ્યાય ૩૯મો સમાપ્ત

## अध्याय ४०मो

### અર્જુનને પાશુપત અસ્ત્રની પ્રાપ્તિ

॥ देवदेव उवाच ॥

नरस्त्वं पूर्वदेहे वै नारायणसहायवान् ।
बदर्यां तप्तवानुग्रं तपोवर्षायुतान्बहून् ॥ १ ॥

દેવાધિદેવ બોલ્યા : પૂર્વજન્મમાં તું નારાયણના સાથવાળો નર નામે ઋષિ હતો અને ત્યારે તેં બદરિકાશ્રમમાં લાખો વર્ષો સુધી ઉગ્ર તપ કર્યું હતું.[૧] પરમ તેજ તારામાં કે પુરુષોત્તમ શ્રીવિષ્ણુમાં જ રહ્યું છે. તમે બંને પુરુષશ્રેષ્ઠો જગતને તેજથી ધારણ કરી રહ્યા છો.[૨] હે પ્રભુ! ઇંદ્રના અભિષેક વખતે તેં અને શ્રીકૃષ્ણે મેઘના જેવા ઘોષવાળું મહાન ધનુષ્ય ધારણ કરીને દાનવોને મારી નાખ્યા હતા.[૩] હે પાર્થ! એ તે જ ગાંડીવ તારા હાથને યોગ્ય છે. હે પુરુષશ્રેષ્ઠ! મેં માયા વડે એને હરી લીધું હતું. હે પૃથાનંદન! તે બે અક્ષય ભાથાઓ પણ ફરી તારા હાથને ઉચિત રહેશે.[૪] હે કુરુનંદન! તારું શરીર નીરોગી થશે. હે પાર્થ! તું સત્ય પરાક્રમી છે. તેથી હું તારા ઉપર પ્રસન્ન છું. હે પુરુષોત્તમ! અમારી પાસેથી તું ઇચ્છિત વરદાન માગી લે.[૫] હે માનદ! સ્વર્ગલોકમાં કે માનવલોકમાં તારા જેવો બીજો કોઈ પુરુષ નથી. હે શત્રુદમન! તું સર્વ ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ છે.[૬]

અર્જુન બોલ્યો : હે ભગવાન વૃષભધ્વજ! તમે મને જો પ્રીતિપૂર્વક ઇચ્છિત વરદાન આપતા હો, તો હે પ્રભુ! તે ઘોર અને દિવ્ય એવા પાશુપત અસ્ત્રને હું ઇચ્છું છું. બ્રહ્મશિર નામનું તે ઉગ્ર અને ભયંકર પરાક્રમવાળું અસ્ત્ર દારુણ પ્રલયકાળ આવતાં સમગ્ર જગતને સંહારે છે.[૭-૯] મારે કર્ણ, ભીષ્મ, કૃપ અને દ્રોણ સાથે મહાયુદ્ધ થનાર છે, તો હે મહાદેવ! તમારી કૃપાથી હું તેમને યથાવિધિ જીતી શકું. એ અસ્ત્રથી હું રણમાં દાનવોને, રાક્ષસોને, ભૂતોને, પિશાચોને, ગંધર્વોને તેમ જ સર્પોને બાળી શકું.[૧૦,૧૧] એ અસ્ત્રને અભિમંત્રિત કરવામાં આવતાં હજારો ભયંકર દેખાવવાળી ગદાઓ તથા સર્પાકાર ઝેરી બાણો ઉત્પન્ન થઈ આવે છે.[૧૨] એ અસ્ત્ર વડે હું ભીષ્મ, દ્રોણ અને કૃપ સાથે તેમ જ નિત્ય કડવું બોલનારા સૂતપુત્ર કર્ણ સાથે રણમાં ઝૂઝી શકું. હે ભગવન્! હે ભગનેત્રહારી! આ મારી પ્રથમ કામના છે; તો તમારા પ્રસાદથી હું કૃતાર્થ અને સમર્થ થાઉં તેમ કરો.[૧૩,૧૪]

ભવ બોલ્યા : હે વિભુ! હું તને મારું પ્રિય પાશુપતાસ્ત્ર આપું છું. હે પાંડવ! તું એને ધારણ કરવામાં, છોડવામાં તથા પાછું વાળવામાં સમર્થ છે.[૧૫] એ અસ્ત્રને નથી મહેંદ્ર જાણતા, નથી યમ જાણતા કે નથી યક્ષરાજ કુબેર જાણતા. એને વરુણ કે વાયુ પણ જાણતા નથી, તો પછી માનવો તો એને જાણે જ ક્યાંથી?[૧૬] પણ હે પાર્થ! તારે ક્યારેય સાહસ કરીને એ અસ્ત્રને કોઈ પુરુષ ઉપર છોડવું નહિ; કારણ કે તેને જો અલ્પ તેજવાળા ઉપર છોડવામાં આવે છે, તો એ સર્વ જગતનો વિનાશ આણે છે.[૧૭] આ સચરાચર ત્રૈલોક્યમાં કશું જ આ અસ્ત્રને માટે અવધ્ય નથી. એને મન વડે, આંખ વડે, વાણી વડે અથવા ધનુષ્યથી પ્રયોજવામાં આવતાં એ શત્રુઓનો નાશ કરે છે.[૧૮]

વૈશંપાયન બોલ્યા: આ સાંભળીને પૃથાનંદન તત્કાળ પવિત્ર થઈને અને સ્વસ્થચિત્ત બનીને વિશ્વેશ્વરની પાસે આવ્યો, અને 'મને અસ્ત્રનો ઉપદેશ આપો,' એમ બોલ્યો.[૧૯] ત્યારે શિવજીએ કહ્યું: 'બહુ સારું.' આમ ભગવાન શંકરે પાંડવશ્રેષ્ઠ અર્જુનને સાક્ષાત્ કાળ જેવું તે અસ્ત્ર રહસ્ય અને પાછું વાળવાની ક્રિયા સહિત ભણાવ્યું. પછી તે અસ્ત્ર જેમ ઉમાપતિ ત્ર્યંબક પાસે આવતું હતું, તેમ પાર્થ પાસે પણ આવીને ઊભું રહ્યું, ત્યારે અર્જુને પણ પ્રીતિભર્યા મનથી તેનો સ્વીકાર કર્યો.[૨૦,૨૧] તે વખતે પર્વતો, વનો અને વૃક્ષોવાળી, સાગરો અને વનપ્રદેશોવાળી, તેમ જ ગામો, નગરો અને બાણોવાળી સમસ્ત પૃથ્વી ડોલી ઊઠી.[૨૨] તે સમયે શંખો, દુંદુભિઓ અને ભેરીઓના હજારો નાદો ગાજી રહ્યા. વળી તે સમયે અનેક ઉત્પાતધ્વનિઓ થયા. ત્યારે દેવો અને દાનવોએ તે ઘોર અને બળબળતા અસ્ત્રને અમાપ તેજસ્વી પાંડવની પાસે સાક્ષાત્ ઊભેલું જોયું. ત્રિનયન ભગવાને અર્જુનને સ્પર્શ કર્યો તેથી તે અમિત ઓજસ્વી અર્જુનના દેહમાં જે કાંઈ અશુભ હતું, તે બધું નાશ પામ્યું.[૨૩–૨૫] તે સમયે ત્રિલોચન ભગવાને અર્જુનને રજા આપી, 'તું સ્વર્ગમાં જા.' એટલે હે રાજન્! શિર ઢાળી પ્રણામ કરીને અર્જુન હાથ જોડી મહાદેવને જોઈ રહ્યો.[૨૬] પછી સ્વર્ગનિવાસી દેવોના સ્વામી, જિતેંદ્રિય, મહાબુદ્ધિમાન, ગિરિશાયી અને ઉમાનાથ ભગવાન શંકરે દૈત્યો અને પિશાચોને હણનારું તે મહાન ગાંડીવ ધનુષ્ય એ પુરુષવર અર્જુનને પાછું આપ્યું.[૨૭] તે પછી શ્વેત તટો, શિખરો અને ગુફાઓવાળા તથા પક્ષીઓ અને મહર્ષિઓથી સેવાયેલા તે શુભ ગિરિવરને તજીને પુરુષવર અર્જુનના દેખતાં જ, તે ભગવાન દેવી ઉમા સાથે આકાશમાં ચાલ્યા ગયા.[૨૮]

# अध्याय ४१ मो

## અર્જુનને લોકપાલો પાસેથી અસ્ત્રપ્રાપ્તિ

॥ वैशपायन उवाच ॥

तस्य संपश्यतस्त्वेव पिनाकी वृषभध्वजः ।
जगामादर्शनं भानुर्लोकस्येवास्तमियिवान् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: અસ્ત પામતો સૂર્ય જેમ લોકની દૃષ્ટિ બહાર થાય છે, તેમ પિનાકધારી વૃષભધ્વજ તે અર્જુનના દેખતાં જ દર્શન બહાર થઈ ગયા.[૧] આથી હે ભારત! શત્રુવીરને હણનારો અર્જુન 'મેં સાક્ષાત્ મહાદેવને જોયા' એવું પરમ આશ્ચર્ય પામ્યો અને વિચારવા લાગ્યો:[૨] 'ત્રિલોચન, ભવભયહારી, પિનાકધારી અને વરદાતા એવા ભગવાનને મેં સાક્ષાત્ જોયા અને તેમણે મારો સ્પર્શ કર્યો; એથી હું ધન્ય છું અને કૃપાપાત્ર થયો છું.[૩] હું મારી જાતને પરમ કૃતાર્થ થયેલી ગણું છું, સર્વ શત્રુઓને હું જીતી ચૂક્યો છું અને મારું પ્રયોજન સિદ્ધ થઈ ગયું છે.[૪] અમાપ તેજસ્વી પૃથાનંદન આ પ્રમાણે વિચારતો હતો, ત્યારે વૈડૂર્યમણિના જેવી કાંતિવાળા અને જળચર સમૂહોથી ઘેરાયેલા શ્રીમાન જલેશ્વર સર્વ દિશાઓને પ્રકાશિત કરવા લાગ્યા. જળચરોના અધિપતિ એવા તે વશમનવાળા વરુણદેવ નાગો, નદો, નદીઓ, દૈત્યો, સાધ્યો અને દેવતાઓ સાથે તે ભાગમાં આવી પહોંચ્યા.[૫,૬] તે પછી સુવર્ણદેહવાળા અને યક્ષોથી અનુસરાયેલા સમર્થ કુબેર મહાતેજસ્વી વિમાનમાં આવ્યા. અદ્ભુત દર્શનવાળા તે શ્રીમાન ધનેશ્વર આકાશને જાણે પ્રકાશિત કરતા હોય તેમ અર્જુનને જોવા આવી પહોંચ્યા.[૭,૮] એ પછી લોકોનો અંત લાવનારા, પ્રતાપવાળા, હાથમાં દંડવાળા, અચિંત્ય દેહવાળા, કાંતિવાળા, પ્રાણીમાત્રનો વિનાશ કરવાવાળા અને યુગાંતકાળ આવતાં પ્રકટતા બીજા સૂર્ય જેવા તે વિવસ્વાનપુત્ર અને ધર્મરાજ એવા સાક્ષાત્ યમ, મનુષ્ય-

શરીર ધારણ કરી લોકપાલક પિતૃઓ સાથે વિમાનમાં આવ્યા અને ગુહ્યકો, ગંધર્વો તથા પન્નગો સહિત ત્રણે લોકોને પ્રકાશમાન કરી રહ્યા. તે સર્વ મહાગિરિ હિમાલયનાં ઝળહળતાં અને ભાતભાતનાં શિખરો ઉપર બેઠા અને ત્યાં તપથી યુક્ત રહેલા અર્જુનને જોવા લાગ્યા.[૯-૧૨] તે પછી થોડી વારે ઐરાવતના મસ્તક ઉપર વિરાજેલા અને સુરગણોથી વીંટાયેલા ભગવાન ઇંદ્ર મહેંદ્રાણી સાથે ત્યાં આવ્યા. તેમને શિરે શુભ્ર છત્ર ધરાયું હતું, તેથી તે શ્વેત વાદળામાં રહેલા તારાપતિ ચંદ્રની જેમ શોભતા હતા.[૧૩,૧૪] ગંધર્વો અને તપોધન ઋષિઓ તેમની સ્તુતિ કરી રહ્યા હતા. ગિરિશૃંગે પહોંચી તે ઉદય પામેલા સૂર્યની જેમ ઊભા રહ્યા.[૧૫] દક્ષિણ દિશામાં રહેલા, મેઘના જેવા નાદવાળા અને ધીમાન એવા પરમ ધર્મજ્ઞ યમરાજ શુભ વાણી ઉચ્ચારી:[૧૬] 'હે અર્જુન! એ અર્જુન! અમને અહીં આવેલા લોકપાલોને જો. અમે હમણાં જ તને દિવ્ય દૃષ્ટિ આપીએ છીએ. તું અમારાં દર્શનને યોગ્ય છે.[૧૭] અમાપ આત્માવાળો અને મહાબળવાળો તું પૂર્વે નર નામે ઋષિ હતો. હે તાત! બ્રહ્માની આજ્ઞાથી તું માનવયોનિને પામ્યો છે. હે અપાપ! વસુઓથી ઉત્પન્ન થયેલા, મહાવીર્યવાળા અને પરમ ધર્માત્મા ભીષ્મપિતામહ રણમાં તારે હાથે હારવાને યોગ્ય છે.[૧૮-૨૦] વળી હે કુરુનંદન ધનંજય! દ્રોણ ભારદ્વાજે રક્ષેલા અગ્નિના જેવા સ્પર્શવાળા ક્ષત્રિયોને, માનવદેહ પામેલા મહાપરાક્રમી દાનવોને, નિવાતકવચ નામે દાનવોને અને સર્વ લોકને તપાવનારા મારા પિતા સૂર્યદેવના અંશરૂપ અત્યંત વીર્યવાન કર્ણને પણ તારે હણવાના છે.[૨૧-૨૩] હે અરિનાશન! દેવ, દાનવો અને રાક્ષસોના જે અંશો આ પૃથ્વીમાં પ્રકટ્યા છે, તે સર્વને તારે યુદ્ધમાં મારવાના છે. હે કૌંતેય! તેઓ એ રીતે પોતાનાં કર્મોનાં ફળથી જીતેલી સ્વગતિને પામશે.[૨૪] હે ફાલ્ગુન! તેં મહાયુદ્ધમાં સાક્ષાત્ મહાદેવને સંતુષ્ટ કર્યા છે, તેથી લોકમાં તારી કીર્તિ અવિચળ રહેશે. તારે વિષ્ણુરૂપ શ્રીકૃષ્ણ સાથે વસુંધરાનો ભાર પણ ઉતારવાનો છે. હે મહાબાહુ! તું કદી પણ પાછું નહિ ફરનારું આ દંડરૂપી અસ્ત્ર સ્વીકાર. આ અસ્ત્રથી તું ઘણું મોટું કામ કરીશ.[૨૫,૨૬]

વૈશંપાયન બોલ્યા: હે કુરુનંદન! પછી પૃથાપુત્રે તે અસ્ત્રને મંત્ર, ઉપચાર, મોક્ષ અને વિનિવર્તનપૂર્વક યથાવિધિ સ્વીકાર્યું. પછી મેઘના જેવા શામળા અને જળચર જીવોના સ્વામી સમર્થ વરુણદેવ પશ્ચિમ દિશામાં રહીને આ વાણી બોલ્યા:[૨૭,૨૮] 'હે પાર્થ! તું ક્ષત્રિયોમાં મુખ્ય છે, તું ક્ષાત્રધર્મમાં પરાયણ છે. હે વિશાળ અને લાલ લોચનવાળા! તું મને જો. હું જલેશ્વર વરુણ છું. હે કૌંતેય! મેં સંહાર અને ઉપસંહાર સહિત આપવા આણેલા આ અનિવાર્ય વારુણપાશોને તું સ્વીકાર. હે વીર! પૂર્વે તારકામય નામે સંગ્રામમાં મેં આ પાશોથી હજારો મહાન દૈત્યોને બાંધી દીધા હતા.[૨૯,૩૦] આથી હે મહાબળ! મારા પ્રસાદથી આવી મળેલા આ પાશોને તું સ્વીકાર. એ પાશથી સજ્જ થયેલા તારાથી યમરાજ પણ છૂટી શકશે નહિ.[૩૧] તું જ્યારે આ અસ્ત્ર સહિત સંગ્રામમાં વિચરશે, ત્યારે ભૂમિ નિઃસંશય નક્ષત્રી થઈ જશે.' વરુણે અને યમે અર્જુનને દિવ્ય અસ્ત્રો આપ્યાં, ત્યારે કૈલાસનિવાસી ધનપતિ કુબેર બોલ્યા: 'હે પ્રાજ્ઞ! હે પાંડુનંદન! હે મહાબળ! હું પણ તારી સાથેના સમાગમથી અજિત શ્રીકૃષ્ણ સાથે મળ્યા જેટલો પ્રસન્ન થયો છું.[૩૨-૩૪] હે સવ્યસાચી! હે મહાબાહુ! હે સનાતન પૂર્વદેવ! તું પૂર્વકલ્પોમાં અમારી સાથે નિત્ય

શ્રમિત થયો છે.[૩૫] હે નરોત્તમ! તારાં દર્શન પામીને હું તને આ દિવ્ય અસ્ત્ર આપું છું. હે મહાબાહુ! તું આ અસ્ત્રથી મનુષ્યોથી ભિન્ન એવા દુર્જય દેવાદિકોને પણ જીતી લેશે.[૩૬] તો તું મારી પાસેથી પણ તત્કાળ અનુપમ અસ્ત્ર સ્વીકાર. એ અસ્ત્રથી તું ધૃતરાષ્ટ્રપુત્રની સેનાને બાળીને ખાખ કરી શકશે. એથી બળ, તેજ અને કાંતિ આપનારું, શત્રુઓને મૂર્ચ્છિત કરનારું અને તેમને સંહારનારું આ મારું પ્રિય 'અંતર્ધાન' અસ્ત્ર તું સ્વીકાર.[૩૭,૩૮] મહાત્મા શંકરે જ્યારે ત્રિપુરનો નાશ કર્યો હતો, ત્યારે તેમણે આ જ અસ્ત્ર છોડ્યું હતું, એ અસ્ત્રથી મહાન અસુરો ભસ્મ થઈ ગયા હતા.[૩૯] હે સત્યપરાક્રમી! એ હું તારે માટે લાવ્યો છું. હે મેરુ તુલ્ય ગૌરવ-વાળા! તું એને ધારણ કરવાને યોગ્ય છે.'[૪૦] પછી મહાન બાહુવાળા અને મહાબળવાળા કુરુનંદન અર્જુને કુબેરનું તે દિવ્ય અસ્ત્ર વિધિ-પૂર્વક સ્વીકાર્યું.[૪૧] તે પછી મેઘ અને દુંદુભિ જેવા સ્વરવાળા દેવરાજ ઇંદ્રે ઉત્તમ કર્મ કરનારા પૃથાપુત્રને કોમળ વાણીમાં સાંત્વનપૂર્વક આ પ્રમાણે કહ્યું:[૪૨] 'હે કુંતીપુત્ર! હે મહાબાહુ! તું પુરાતન ઈશ (નર) મૂર્તિ છે. તું પરમ સિદ્ધિ પામ્યો છે અને સાક્ષાત્ દેવગતિ તને પ્રાપ્ત થઈ છે.[૪૩] હે અરિનાશન! તારે અતિ મહાન દેવ કાર્ય કરવાનું છે. તારે સ્વર્ગે ચડવાનું છે. હે મહાકાંતિમાન! તું તૈયાર થા. તારે માટે માતલિ સારથિ સાથેનો રથ પૃથ્વી ઉપર આવશે.[૪૪] હે કૌરવ! ત્યાં સ્વર્ગમાં હું તને દિવ્ય અસ્રો આપીશ.' ગિરિશિખર ઉપર તે લોકપાલોને એકઠા થયેલા જોઈને ધીમાન કુંતીનંદન ધનંજય તો વિસ્મય જ પામ્યો. પછી મહાતેજસ્વી અર્જુને ત્યાં એકત્રિત થયેલા લોકપાલોને વાણી, જળ અને ફળોથી વિધિપૂર્વક પૂજા આપી.[૪૫,૪૬] એટલે એ દેવોએ ધનંજયને વળતો સત્કાર આપ્યો અને પછી ઇચ્છા તથા મનના જેવા વેગવાળા તે સર્વ દેવતાઓ જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા. આમ અસ્ત્ર પામેલો તે પુરુષસિંહ અર્જુન આનંદ પામ્યો અને પોતાને કૃતાર્થ તથા સિદ્ધમનોરથ થયેલો માનવા લાગ્યો.[૪૭–૫૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત કૈરાતપર્વમાં 'દેવપ્રસ્થાન' નામનો અધ્યાય ૪૧ મો સમાપ્ત

**કૈરાતપર્વ સમાપ્ત**

# इन्द्रलोकाभिगमनपर्व

## अध्याय ४२ मो

### અર્જુન ઇંદ્રપુરીમાં

॥ वैशंपायन उवाच ॥

**गतेषु लोकपालेषु पार्थः शत्रुनिबर्हणः ।**
**चिंतयामास राजेंद्र देवराजरथं प्रति ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે રાજેંદ્ર! લોકપાલો પાછા ગયા, ત્યારે શત્રુનાશન અર્જુન દેવરાજ ઇંદ્રના રથને માટે મનમાં ચિંતન કરવા લાગ્યો.[૧] નિદ્રાજિત અને ધીમાન તે અર્જુન આમ વિચારી રહ્યો હતો, તેવામાં માતલિ સાથેનો મહા કાંતિ-માન રથ ત્યાં આવી પહોંચ્યો.[૨] તે આકાશને અંધકારરહિત કરતો હતો, મેઘોને જાણે કે ચીરતો હતો અને મહામેઘની ગર્જના જેવા પોતાના શબ્દથી દિશાઓને પૂરી દેતો હતો.[૩] તેમાં તલ-વારો, શક્તિઓ, ઉગ્ર દેખાવવાળી ભયંકર ગદાઓ, તેજસ્વી પ્રભાવવાળા પ્રાસો, મહાકાંતિમતી વીજળીઓ, વજ્રો, પૈડાંવાળી તોપો, ગોળાઓ, વેગ વડે પવનને સુસવાટ આપનારા તથા મહા-મેઘના જેવા નાદો, ભડભડ બળતા મુખવાળા અતિ ભયંકર મહાકાય નાગો અને સફેદ વાદળાં-ના સમૂહ જેવા જથાબંધ પથ્થરો હતા.[૪–૧] વાયુના વેગવાળા દશ સહસ્ર હરિ નામના અશ્વો

તે દિવ્ય, માયામય અને નયનહારી રથને વહી રહ્યા હતા. ત્યાં અર્જુને સુવર્ણભૂષિત દંડે બાંધેલો, નીલકમલના જેવો અત્યંત શામળો અને મહાન કાંતિથી ભરેલો 'વૈજયંત' નામે ઇંદ્રધ્વજ જોયો.[૭,૮] તે રથમાં તેજસ્વી સુવર્ણથી વિભૂષિત થયેલા સારથિને બેઠેલો જોઈને મહાબાહુ અર્જુનને તે કોઈ દેવ જ છે, એવો તર્ક થયો.[૯] આમ અર્જુન તર્ક કરી રહ્યો હતો, એટલામાં માતલિ સારથિ તેની પાસે આવ્યો અને નમ્ર થઈને અર્જુનને આ વચન કહેવા લાગ્યો.[૧૦]

માતલિ બોલ્યો : હે શક્રનંદન! શ્રીમાન ઇંદ્ર તમને મળવા ઇચ્છે છે. તમે ઇંદ્રના આ માનીતા રથમાં ઝટ ચડો. દેવોમાં શ્રેષ્ઠ અને તમારા પિતા એ શતક્રતુ ઇંદ્રે મને કહ્યું છે કે, 'સ્વર્ગનિવાસી દેવો અહીં આવેલા કુંતીસુતને જુઓ. દેવો, ઋષિસમૂહો, ગંધર્વો અને અપ્સરાઓથી વીંટળાયેલા તથા તમને જોવાને ઇચ્છી રહેલા એ ઇંદ્ર તમારી રાહ જોઈ રહ્યા છે.[૧૧–૧૩] તો તમે પાકશાસન ઇંદ્રની આજ્ઞાથી મારી સાથે આ લોકમાંથી દેવલોકમાં આવવા રથમાં ચડો અને અસ્ત્રપ્રાપ્તિ કરી પાછા આ લોકમાં આવજો.[૧૪]

અર્જુન બોલ્યો : હે માતલિ! તું તત્કાળ જા અને સેંકડો રાજસૂય અને અશ્વમેધયજ્ઞોથી પણ અતિ દુર્લભ એવા એ શ્રેષ્ઠ રથમાં ચઢ.[૧૫] પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો કરનારા મહાભાગ્યશાળી રાજાઓ, દેવતાઓ અને દાનવો માટે પણ એ શ્રેષ્ઠ રથ ઉપર ચડવું અતિ દુર્લભ છે.[૧૬] તપશ્ચર્યા નહિ કરનારો પુરુષ એ દિવ્ય મહારથને જોઈ શકતો નથી કે સ્પર્શ કરી શકતો નથી; તો પછી એ ઉપર ક્યાંથી ચઢી શકે?[૧૭] હે સાધુજન! તું રથમાં બરાબર બેસ અને ઘોડાઓ સ્થિર થાય, એટલે પછી પુણ્યવાન જેમ સન્માર્ગે ચઢે તેમ હું એ રથ ઉપર ચઢીશ.[૧૮]

વૈશંપાયન બોલ્યા : અર્જુનનાં તે વચન સાંભળીને ઇંદ્રનો સારથિ માતલિ તરત જ રથમાં ચઢ્યો અને લગામથી અશ્વોને સ્થિર રાખ્યા. પછી મનમાં પ્રસન્ન થયેલા અર્જુને ગંગામાં સ્નાન કર્યું. આમ પવિત્ર થઈને તે કુરુનંદન કુંતીપુત્રે વિધિપૂર્વક જપ જપ્યો.[૧૯,૨૦] પછી ન્યાય અને વિધિ અનુસાર પિતૃઓને તર્પણ આપીને તે પર્વતરાજ મંદરાચળની વિદાય માગવા લાગ્યો : 'હે પર્વતરાજ! તમે સત્પુરુષો, પુણ્યવાનો, પુણ્યકર્મી મુનિઓ અને સ્વર્ગમાર્ગની આકાંક્ષા રાખનારાઓના સદા આશ્રયભૂત છો.[૨૧,૨૨] હે ગિરિ! બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો તમારી કૃપાથી સ્વર્ગને પામે છે અને વ્યથામુક્ત થઈને દેવો સાથે વિચરે છે.[૨૩] હે ગિરિરાજ! હે મહાગિરિ! હે મુનિઓના આધાર! હે તીર્થસંપન્ન! હું તમારે વિશે સુખથી રહ્યો છું. હવે તમારી રજા લઈને જાઉં છું. મેં તમારાં શિખરોને, કુંજોને, નદીઓને, ઝરાઓને અને પુણ્યતીર્થોને અનેક વાર જોયાં છે.[૨૪,૨૫] જ્યાં ત્યાં મેં તમારાં સુગંધીવાળાં ફળો ખાધાં છે. તમારા દેહમાંથી બહાર પડેલાં અને મઘમઘતાં જલરાશિ ભર્યાં ઝરણાંનાં અમૃત જેવાં મધુરાં જળ મેં પીધાં છે. હે પર્વતરાજ! બાળક જેમ પિતાને ખોળે સુખથી રહે છે, તેમ હે પ્રભુ! હે ગિરિરાજ! અપ્સરાઓના ગણોથી ભરેલી અને વેદના ઘોષ વડે ગાજી રહેલી તમારી ગોદમાં હું લાડથી રહ્યો છું. હે શૈલરાજ! તમારાં શિખરો ઉપર હું નિરંતર સુખમાં રહ્યો છું. આમ શત્રુવીરને હણનારા અર્જુને મંદરપર્વતની રજા લીધી.[૨૬–૨૯] પછી તે ઝળહળતા સૂર્યની જેમ એ દિવ્ય રથમાં ચડ્યો. અદ્ભુત કર્મવાળા અને સૂર્યના જેવા પ્રકાશવાળા તે દિવ્ય રથથી તે ધીમાન કુરુનંદન પ્રસન્નમનથી ઊંચે આકાશમાં જવા લાગ્યો. તે ધર્મચારી મનુષ્યોની દૃષ્ટિમર્યાદાની બહાર નીકળી ગયો. તે

માર્ગમાં તેણે અદ્દ્ભુત રૂપવાળાં હજારો વિમાનો દીઠાં. ત્યાં સૂર્ય, ચંદ્ર કે અગ્નિ પ્રકાશ કરતા નથી. ત્યાં તો અહીં જે કાંતિમાન તારારૂપો જણાય છે, તે જ પોતાની પુણ્યપ્રાપ્ત પ્રભાઓ વડે સ્વયંપ્રકાશ કરે છે.[૩૦–૩૩] એ તારાઓનાં રૂપ અતિ મહાન હોવા છતાં, બહુ દૂર હોવાને લીધે તે દીવાના જેવાં સૂક્ષ્મ જણાય છે. પાંડુપુત્ર અર્જુને તેમને પોતપોતાને સ્થાને સ્વતેજથી ઝળહળતાં જોયાં. ત્યાં રાજર્ષિઓ, સિદ્ધો અને યુદ્ધમાં હણાયેલા વીરો જોવામાં આવ્યા.[૩૪,૩૫] વળી સેંકડોના સંઘો તપસ્યાથી જીતેલા સ્વર્ગમાં આવતા હતા. સૂર્યના જેવા જ્વલંત તેજવાળા હજારો ગંધર્વોને તથા ગુહ્યકો, ઋષિઓ અને અપ્સરાઓના સંઘોને તેમ જ આત્મપ્રભાવાળા લોકોને જોઈને અર્જુન વિસ્મય પામ્યો.[૩૬,૩૭] તેણે માતલિને પૂછ્યું, એટલે માતલિએ પ્રીતિપૂર્વક કહ્યું: 'હે પાર્થ! હે વિભુ! તમે ભૂતલ ઉપર જે તારારૂપો જોયાં છે, તે આ પુણ્યશાળીઓ પોતપોતાને સ્થાને પ્રતિષ્ઠિત છે.' પછી અર્જુને સ્વર્ગદ્વારે ઊભા રહેલા, કૈલાસ શિખરના જેવા અને ચાર દાંતવાળા ઐરાવત નામના ઇંદ્રના હાથીને જોયો.[૩૮,૩૯] પછી કુરુઓ અને પાંડવોમાં શ્રેષ્ઠ એવો તે અર્જુન સિદ્ધોના માર્ગને વટાવીને, પૂર્વે જેમ પાર્થિવશ્રેષ્ઠ માંધાતા રાજા શોભતો હતો તેમ શોભી રહ્યો. પછી તે કમલલોચન રાજલોકોને પાછળ મૂકીને જવા લાગ્યો. આમ તે મહાયશસ્વી અર્જુન સ્વર્ગલોકમાં વધુ આગળ ગયો, એટલે તેણે ઇંદ્રની તે અમરાવતી પુરીને જોઈ.[૪૦–૪૨]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત ઇંદ્રલોકાભિગમનપર્વમા 'ઇંદ્રપુરીપ્રતિગમન' નામનો અધ્યાય ૪૨મો સમાપ્ત

# અધ્યાય ૪૩મો

## અર્જુનને ઇંદ્રસભાનું દર્શન

॥ वैशंपायन उवाच ॥

**ददर्श स पुरीं रम्यां सिद्धचारणसेविताम् ।**
**सर्वर्तुकुसुमैः पुण्यैः पादपरूपशोभिताम् ॥१॥**

વૈશંપાયન બોલ્યા: સિદ્ધો અને ચારણોથી સેવાયેલી તથા સર્વ ઋતુઓનાં ફૂલોવાળાં પુણ્યવૃક્ષોથી શોભી રહેલી તે રમણીય ઇંદ્રપુરીને અર્જુને જોઈ.[૧] ત્યાં સૌગંધિક કમળપુષ્પોની પવિત્ર મહેકમાં ભળેલા પુણ્યગંધ વાયુની સુરખી પામતા એ અર્જુને દિવ્ય નંદનવન જોયું. તે અપ્સરાઓના સમૂહોથી સેવાયેલું હતું અને તેમાંનાં દિવ્ય કુસુમવાળાં વૃક્ષો જાણે તેને બોલાવી રહ્યાં હતાં. પુણ્યકર્મીઓના તે લોકને તપ ન તપનારાઓ તથા અગ્નિહોત્ર ન રાખનારાઓ તેમ જ યુદ્ધમાં પીઠ બતાવનારાઓ જોઈ જ શકતા નથી.[૨–૪] વળી યજ્ઞ ન કરનારાઓ, વ્રત ન પાળનારા, વેદશ્રવણથી વર્જિત રહેનારા, તીર્થસ્નાનોમાં અંગસ્નાન ન લેનારા, યજ્ઞ તથા દાનથી વિમુખ રહેનારા, યજ્ઞને હણનારા, નીચો, મદ્ય પીનારા, ગુરુપત્ની સાથે સંગ સેવનારા, માંસ ખાનારા અને દુષ્ટ મનવાળા મનુષ્યો કદી પણ આ પુણ્યલોકનાં દર્શન કરી શકતા નથી.[૫,૬] દિવ્ય ગાનોથી ગાજી રહેલા તે દિવ્ય વનને જોતા જોતા તે મહાબાહુ ઇંદ્રની પ્રિય નગરીમાં પેઠો.[૭] ત્યાં તેણે ઇચ્છાગતિવાળાં હજારો દેવવિમાનોને ઊભેલાં અને હજારોને આવતાં જોયાં.[૮] ગંધર્વો અને અપ્સરાઓએ પાંડુપુત્ર અર્જુનની સ્તુતિ કરવા માંડી અને કુસુમગંધને વહી લાવતા પવિત્ર વાયુઓ તેને પવન ઢોળવા લાગ્યા.[૯] પછી દેવો, સિદ્ધો, પરમર્ષિઓ તેમ જ ગંધર્વોએ ઉત્તમ કર્મવાળા પૃથાનંદનને આનંદપૂર્વક પૂજન અર્પ્યું.[૧૦] આમ

આશીર્વાદો અને દિવ્ય વાજિંત્રોના ઘોષોથી સ્તુતિ પામી રહેલો તે મહાબાહુ શંખ તથા દુંદુભિથી ગાજી રહેલા અને 'સુરવીથિ' નામે પ્રસિદ્ધ થયેલા વિશાળ નક્ષત્રમાર્ગ ઉપર આવી પહોંચ્યો. તે પછી સ્તુતિ કરાતો તે પૃથાનંદન ઇંદ્રની આજ્ઞાથી ચોતરફ ફરવા લાગ્યો. ત્યાં સાધ્યો, વિશ્વ દેવો, મરુતો, અશ્વિનો, આદિત્યો, વસુઓ અને નિર્મળ બ્રહ્મર્ષિઓ હતા. વળી ત્યાં અનેક રાજર્ષિઓ, દિલીપ આદિ રાજવીઓ, તુમ્બુરુ, નારદ અને હાહા તથા હૂહૂ ગંધર્વો હતા.[૧૧-૧૪] એ કુરુનંદન તે સર્વને વિધિપૂર્વક મળ્યો. પછી શત્રુનાશન અર્જુને શતક્રતુ દેવરાજ ઇંદ્રનાં દર્શન કર્યાં.[૧૫] પછી મહાબાહુ પાર્થ શ્રેષ્ઠ રથમાંથી નીચે ઊતર્યો અને તેણે દેવોના સ્વામી તથા સ્વર્ગના શાસક એવા પોતાના પિતા સાક્ષાત્ ઇંદ્રનાં દર્શન કર્યાં. એમને સુવર્ણદંડવાળું સુંદર અને ઉજ્જવળ છત્ર ધરાયું હતું; એમને દિવ્ય ગંધથી સુવાસિત વીંજણાઓ વડે વાયુ ઢળાતો હતો; એમને વિશ્વાવસુ આદિ ગંધર્વો સ્તુતિ વંદન કરતા હતા અને બ્રાહ્મણશ્રેષ્ઠો ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદના મંત્રોથી એમનું સ્તવન કરતા હતા.[૧૬-૧૮] બળવાન કૌંતેયે એમની પાસે જઈને શિર ઢાળી નમન કર્યું, ત્યારે તે ઇંદ્રે પણ પોતાના ગોળ અને પુષ્ટ બાહુ વડે ઉઠાડીને તેને આલિંગન આપ્યું. પછી ઇંદ્રે એને હાથ ઝાલીને દેવો તથા ઋષિઓના ગણોથી સેવાયેલા પવિત્ર ઇંદ્રાસન ઉપર પોતાની પાસે બેસાડ્યો. શત્રુવીરોને હણનારા દેવરાજે એનું માથું સૂંઘ્યું અને વિનયથી નમ્ર થયેલા એને પોતાના ખોળામાં લીધો. ઇંદ્રની આજ્ઞાથી ઇંદ્રાસન ઉપર ગયેલો તે મહાત્મા અર્જુન બીજા ઇંદ્રની જેમ ત્યાં બેઠો.[૧૯-૨૨] પછી વૃત્રાસુરના શત્રુ ઇંદ્રે સાંત્વન આપતાં આપતાં પોતાના પુણ્યગંધવાળા હાથથી અર્જુનના શુભ મુખને પ્રેમપૂર્વક સ્પર્શ કર્યો.[૨૩] પછી અર્જુનનાં પણછ તથા બાણો છોડવાથી કઠોર, સોનાના સ્તંભો જેવા, વિશાળ અને સુંદર હાથોને તે ધીરેધીરે પંપાળવા લાગ્યો. વજ્રધારી ઇંદ્ર વજ્રગ્રહણના ચિહ્નવાળા પોતાના હાથથી સાંત્વન આપતાં અર્જુનના હાથોને વારંવાર અને ધીમે ધીમે થાબડવા લાગ્યો.[૨૪,૨૫] હર્ષથી જેનાં નયનો પ્રફુલ્લ થયાં હતાં, એવો સહસ્રનયન ઇંદ્ર ગુડાકેશ અર્જુનને સ્મિતપૂર્વક જોઈ રહ્યો, છતાં તેને તૃપ્તિ ન થઈ.[૨૬] એક આસન ઉપર બેઠેલા તે બંને સભાને શોભાવી રહ્યા હતા; જાણે ચૌદશને દિવસે ઊગેલા સૂર્ય અને ચંદ્ર આકાશને શોભા આપી રહ્યા હતા.[૨૭] ત્યાં સંગીતમાં અને સામગાનમાં કુશળ એવા તુમ્બુરુ આદિ શ્રેષ્ઠ ગંધર્વો, મધુરતાથી પરમ મનોહર ગાથાઓ ગાતા હતા. વળી ઘૃતાચી, મેનકા, રંભા, પૂર્વચિત્તિ, સ્વયંપ્રભા, ઉર્વશી, મિશ્રકેશી, દંડગૌરી, વરુથિની, ગોપાલી, સહજન્યા, પ્રજાગરા, ચિત્રસેના, ચિત્રલેખા, સહા અને મધુસ્વરા એ અને બીજી હજારો અપ્સરાઓ ત્યાં નૃત્ય કરી રહી હતી. મહાન કટીઓવાળી અને વિશાળ નિતંબોવાળી એ કમળનેત્રી અપ્સરાઓ પોતાનાં કંપિત થતાં સ્તનોથી તેમ જ ચિત્ત, બુદ્ધિ અને મનને હરી લેનારા કટાક્ષો, હાવભાવો તથા માધુર્યથી સિદ્ધોનાં ચિત્તને પ્રસન્ન કરવામાં લાગી હતી.[૨૮-૩૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઇંદ્રલોકાભિગમનપર્વમાં 'ઇંદ્રસભાદર્શન' નામનો અધ્યાય ૪૩ મો સમાપ્ત

## अध्याय ૪૪ मो

### અર્જુનને અસ્ત્રવિદ્યા ને સંગીતની શિક્ષા

॥ वैशंपायन उवाच ॥

ततो देवाः सगंधर्वाः समादायार्घ्यमुत्तमम् ।
शक्रस्य मतमाज्ञाय पार्थमानर्चुरंजसा ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પછી ઇંદ્રનો મત જાણી

લઈને, દેવો અને ગંધર્વો ઉત્તમ પૂજાસામગ્રી લાવ્યા અને અર્જુનની સત્વર પૂજા કરવા લાગ્યા.[૧] રાજપુત્ર અર્જુનને પાદ્ય અને આચમનીય જળ આપીને તેઓ તેને ઇંદ્રભવનમાં લઈ ગયા.[૨] આમ સત્કાર પામેલો તે જયશીલ અર્જુન પોતાના પિતા ઇંદ્રના ભવનમાં રહ્યો અને સંહાર તથા ઉપસંહાર સહિત મહાન અસ્ત્રોને શીખવા લાગ્યો.[૩] વળી દુઃસહ અને ઇંદ્રને પ્રિય એવું વજ્રાસ્ત્ર તેમ જ મેઘ તથા મયૂરના લક્ષણવાળું અને મહાગર્જનાભર્યું અશનીશસ્ત્ર સુદ્ધાં તે ઇંદ્રને હાથેથી તે શીખ્યો.[૪] પણ આ અસ્ત્રો પ્રાપ્ત કરીને કુંતીનંદન પાંડવ તેના ભાઈઓને સંભારવા લાગ્યો. છતાં ઇંદ્રના આદેશથી તે ત્યાં સુખપૂર્વક પાંચ વરસ સુધી રહ્યો.[૫] પછી સમય આવ્યે, ઇંદ્રે અસ્ત્રવિદ્યામાં પારંગત થયેલા પૃથાપુત્રને કહ્યું કે, 'હે કુંતીપુત્ર! તું ચિત્રસેન પાસેથી નૃત્યવિદ્યા અને જ્ઞાનવિદ્યા મેળવ.[૬] હે કૌંતેય! મનુષ્યલોકમાં જે દેવરચિત વાદિત્રવિદ્યા નથી તેને તું પ્રાપ્ત કર. તને તે કલ્યાણકારી થશે.' આમ ઇંદ્રે અર્જુનની ચિત્રસેન સાથે મૈત્રી કરાવી. તે પૃથાનંદન તેની સાથે મળીને સુખપૂર્વક રમણ કરવા લાગ્યો.[૭,૮] ચિત્રસેન તેને વારંવાર ગીતો, વાદિત્રો અને નૃત્યો ભણાવતો હતો, તોપણ જૂગટાને કારણે આવેલા દુઃખને સંભારીને દુઃશાસન તથા સુબલપુત્ર શકુનિના વધ માટે ક્રોધે ભરાયેલો તે તેજસ્વી સુખ ન પામ્યો.[૯] તે પછી ચિત્રસેન સાથે અતુલ પ્રીતિ થવાથી માત્ર કોઈ કોઈ વાર શીખવા છતાં પણ અર્જુને અનુપમ ગાંધર્વનૃત્ય અને વાદિત્રકળાને સંપાદન કરી.[૧૦] આ રીતે શત્રુવીરને હણનારો તે અર્જુન નૃત્ય, વાદિત્ર અને ગીતના અનેકાનેક ગુણો અને પ્રકારો શીખ્યો; તોપણ તેને શાંતિ ન વળી. તે તો ભાઈઓને અને માતા કુંતીને સંભારતો જ રહ્યો.[૧૧-૧૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઇંદ્રલોકાભિગમનપર્વમાં 'અર્જુનને અસ્ત્રાદિ શિક્ષા' નામનો અધ્યાય ૪૪ મો સમાપ્ત

## अध्याय ४५मो

### ચિત્રસેન અને ઉર્વશીનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

**आदावेवाथ तं शक्रश्चित्रसेनं रहोऽब्रवीत् ।**
**पार्थस्य चक्षुरुर्वश्यां सक्तं विज्ञाय वासवः ॥ १॥**

વૈશંપાયન બોલ્યા : વાસવ ઇંદ્રે અર્જુનની દૃષ્ટિ ઉર્વશીમાં આસક્ત થઈ છે એવું જાણીને ચિત્રસેનને એક વાર એકાંતમાં આ પ્રમાણે કહ્યું: 'હે ગંધર્વરાજ! તું આજે જ મારા મોકલવાથી અપ્સરાશ્રેષ્ઠ ઉર્વશી પાસે જા અને તે પુરુષસિંહ અર્જુન પાસે જાય તેમ કર. અસ્ત્રવિદ્યા પામેલો એ અર્જુન જેમ મારી આજ્ઞાથી તારી વિદ્યાથી સત્કાર પામ્યો છે, તેમ હવે તે સ્ત્રીસંગમાં વિશારદ થાય એમ તું પ્રયત્ન કર.'[૨-૩] આમ કહેવામાં આવ્યું, ત્યારે 'ભલે' એમ કહીને તે ગંધર્વરાજે ઇંદ્રની રજા લીધી અને તે શ્રેષ્ઠ અપ્સરા ઉર્વશીની પાસે ગયો. ઉર્વશીને જોઈને એ હર્ષ પામ્યો અને એ અપ્સરાએ પણ તેનો ભાવ જાણીને તેનું સ્વાગત કરી સત્કાર આપ્યો. પછી સુખપૂર્વક બેઠેલા તેણે સ્મિત કરીને સુખાસને બેઠેલી તે ઉર્વશીને આ વચન કહ્યાં:[૪,૫] 'હે સુનિતંબિની! તને આ વિદિત થાઓ કે, તારા પ્રસાદથી અભિનંદન પામનારા સ્વર્ગાધિપતિ ઇંદ્રના મોકલવાથી હું અહીં આવ્યો છું.[૬] જે પોતાના સહજ ગુણોથી, લક્ષ્મીથી, શીલથી, રૂપથી, વ્રતથી અને ઇંદ્રિયદમનથી દેવો અને મનુષ્યોમાં પ્રખ્યાત છે, જે બળ અને વીર્યથી વિખ્યાતિ પામ્યો છે;[૭] જે પ્રતિષ્ઠાવાન છે, જે વર્ચસ્વી અને તેજસ્વી છે, જે ક્ષમાવાન અને મત્સરરહિત છે, જે અંગો તથા ઉપનિષદો સાથે ચારે વેદોને તથા પાંચમા આખ્યાન–પુરાણને ભણ્યો છે;[૮]

જે ગુરુસેવા તથા શ્રવણાદિ આઠ ગુણવાળી મેધાથી સંપન્ન છે; જે બ્રહ્મચર્ય, દક્ષતા, કુલશુદ્ધિ અને યુવાનીથી યુક્ત છે;[૯] જે સ્વર્ગરક્ષક ઇંદ્રની જેમ પૃથ્વીનો એકમાત્ર રક્ષક છે; જે આપવડાઈથી મુક્ત છે, જે સામાને સન્માન આપે છે, જે સૂક્ષ્મને પણ સ્થૂલની જેમ તરત જાણી લે છે, જે પ્રિય બોલનારો છે;[૧૦] જે સ્નેહીઓને વિવિધ અન્નો અને પેયોથી તૃપ્ત કરે છે; જે સત્યવચની, પૂજિત, વક્તા, રૂપવાન તથા નિરહંકારી છે; જે ભક્તો ઉપર અનુકંપાવાન છે, જે પ્રિય તથા કમનીય છે, જે યુદ્ધમાં સ્થિર છે અને જે ઇચ્છનીય ગુણોના સમૂહો વડે મહેંદ્ર તથા વરુણની તુલ્ય છે, તે વીર અર્જુનને તું જાણે જ છે. ઇંદ્રની આજ્ઞા પામેલો તે આજે તારા ચરણને પ્રાપ્ત થઈ સ્વર્ગના ફળને પ્રાપ્ત કરે.[૧૧-૧૩] હે કલ્યાણી! તું આટલું કર. ધનંજય તારે શરણે આવ્યો છે.' આમ કહેવાયું, ત્યારે અનિંદિતા ઉર્વશીએ સ્મિત કર્યું અને ઇંદ્ર તરફથી મળેલા સન્માનને બહુ માની પ્રસન્ન થઈ અને ચિત્રસેનને આ ઉત્તર આપ્યો: 'તમે મને એ અર્જુનના સાચા ગુણોમાંના થોડા કહ્યા છે, તે તો મેં કોઈક પુરુષ પાસેથી પ્રથમથી સાંભળ્યા છે, અને તેથી હું કામપીડા પામી રહી છું.[૧૪-૧૬] તો હું અર્જુનને હવે જ વરીશ એમ નથી, પણ હું તો તેને વરી ચૂકી છું. મહેંદ્રની આજ્ઞાથી, તમારી પ્રાર્થનાથી અને એના ગુણનિધિથી હું એ અર્જુન ઉપર કામમોહિત થઈ છું. તમે યથેચ્છ જાઓ. હું સુખેથી અર્જુનને ત્યાં આવીશ જ.[૧૭,૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઇંદ્રલોકાભિગમનપર્વમાં 'ચિત્રસેન અને ઉર્વશીનો સંવાદ' નામનો અધ્યાય ૪૫મો સમાપ્ત

# अध्याय ४६ मो
## અર્જુનને ઉર્વશીનો શાપ

॥ वैशंपायन उवाच ॥

ततो विसृज्य गंधर्वं कृतकृत्यं शुचिस्मिता ।
उर्वशी चाकरोत्स्नानं पार्थदर्शनलालसा ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: પછી મંગળ હાસ્યવાળી ઉર્વશીએ કૃતાર્થ થયેલા ગંધર્વને વિદાય આપી અને પાર્થને મળવાની લાલસાએ સ્નાન કર્યું.[૧] સ્નાન પછી સજેલા હૃદયહારી અલંકારોથી, સુકાંતિભરી ગંધમાળાઓથી, ધનંજયના રૂપથી અને કામપ્રેરિત બાણોથી તે અતિશય વીંધાયેલા મન વડે કામથી પ્રદીપ્ત થઈ રહી હતી.[૨] સ્વચિત્તથી એક માત્ર અર્જુનમાં મન પરોવી રહેલી તે ઉર્વશી દિવ્ય બિછાનાં બિછાવેલા વિશાળ અને ઉત્તમ શયનમાં બેઠી અને મનોરથથી પ્રાપ્ત થયેલા તે અર્જુન સાથે ચિત્તના સંકલ્પભાવોથી રમવા લાગી.[૩,૪] પછી ગાઢ પ્રદોષરૂપી રજનીમુખે ચંદ્રોદય થયો, ત્યારે તે વિશાળ સાથળવાળી ઉર્વશી પોતાના ભવનમાંથી નીકળી પાર્થના ભવન તરફ જવા ઊપડી.[૫] સુકુમાર, વાંકડિયા, લાંબા અને રાત્રિવકાસી શ્વેત કમળના સમૂહથી ગૂંથેલા હાથીની સૂંઢ જેવા કેશકલાપથી તે લલના શોભાયમાન થઈ રહી હતી.[૬] ભ્રમ્મરના કટાક્ષોથી, આલાપોના માધુર્યથી, કાંતિથી, સૌમ્યતાથી અને પોતાના મુખચંદ્રથી તે જાણે કે ગગનચંદ્રને પડકારતી જતી હોય એમ જણાતી હતી.[૭] ચાલી જતી તે ઉર્વશીનાં દિવ્ય અંગરાગવાળાં, સુંદર ડીંટવાળાં, ઉત્તમ ચંદનની ચર્ચાવાળાં અને હારની શોભા ધારનારાં સ્તનો ઉછાળા મારી રહ્યાં હતાં.[૮] સ્તનભારની આકુળતાને લીધે તે ડગલે ડગલે નમી જતી હતી અને ત્રિવલીરૂપી કંદોરાના ચિત્રવાળા મધ્યભાગથી તે અતીવ શોભા ધારી રહી હતી.[૯] પર્વતની તળેટી જેવું વિશાળ, ઊંચા અને ભરાવ-

દાર નિતંબોથી સંયુક્ત, કામદેવના ધામરૂપ, ઉજ્જ્વળ, કટિમેખલાથી વિભૂષિત, દિવ્ય ઋષિઓનાં મનને પણ ચલિત કરવામાં કારણ સમું અને સૂક્ષ્મ વસ્ત્રને ધારી રહેલું એનું જઘન સ્થાન નિષ્કલંક શોભી રહ્યું હતું.[૧૦,૧૧] ગૂઢ ઘૂંટી ધારનારા, તામ્રવર્ણી વિશાળ આંગળીઓવાળા અને કાચબાની પીઠ જેવા ઊંચા તેના બેઉ પગો પણ ઘૂઘરીઓના ઘમઘમથી શોભી રહ્યા હતા. અલ્પ મદ્યપાનથી, સંતોષથી, કામભાવથી અને વિવિધ વિલાસોથી તે વિશેષ દર્શનીય થઈ હતી.[૧૨,૧૩] આમ નીકળેલી તે વિલાસિનીનું રૂપ અનેક આશ્ચર્યોવાળા સ્વર્ગમાં પણ સિદ્ધો, ચારણો અને ગંધર્વો માટે અત્યંત પ્રેક્ષણીય થયું હતું. મેઘવર્ણાં ઝળહળતા અને અતિ સૂક્ષ્મ એવા ઓઢણાથી ઢંકાયેલી તે મેઘથી વીંટળાયલી સૂક્ષ્મ ચંદ્રકલાની જેમ આકાશમાં ચાલી રહી હતી. પછી મન અને પવનના જેવી ગતિવાળી અને પવિત્ર સ્મિતવાળી તે ઉર્વશી ઘડીકમાં પાંડુપુત્ર અર્જુનના ભવને આવી પહોંચી. હે નરશ્રેષ્ઠ! શુભ લોચનવાળી એ ઉર્વશી ત્યાં બારણે પહોંચી, એટલે દ્વારપાલોએ તે વિશે અર્જુનને ખબર આપી અને તે એ નિર્મળ અને સુમનોહર ભવનમાં દાખલ થઈ.[૧૪-૧૭] હે રાજન્! શંકિત મન વડે અર્જુન પણ તેને લેવા સામે ગયો. ઉર્વશીને જોતાં જ પાર્થનાં નયનો લજ્જાથી મિંચાઈ ગયાં અને તેણે અભિવાદન કરી તેને ગુરુને યોગ્ય એવો સત્કાર આપ્યો.[૧૮,૧૯]

અર્જુન બોલ્યો : 'હે ઉત્તમ અપ્સરાઓમાં શ્રેષ્ઠ! હું તમને શિર ઢાળી નમન કરું છું. હે દેવી! તમે શું આજ્ઞા ફરમાવો છો! હું તમારો સેવક ઊભો છું.'[૨૦] અર્જુનનાં આ વચન સાંભળીને ઉર્વશી તે વખતે મૂઢ જેવી થઈ ગઈ. પણ પછી તે ગંધર્વનાં સર્વ વચનો અર્જુનને સંભળાવવા લાગી.[૨૧]

ઉર્વશી બોલી : હે મનુજવર! ચિત્રસેને મને જે કહ્યું છે અને જે કારણે હું અહીં આવી છું, તે હું તમને કહીશ. તમારા આગમન નિમિત્તે તમારા સત્કારમાં સ્વર્ગમાં પરમ ઉત્સવ થયો હતો અને મહેંદ્રની મનોરમ સભા ભરાઈ હતી.[૨૨,૨૩] હે નરોત્તમ! એ સંમેલનમાં ઐશ્વર્યથી ઝળહળી રહેલા અને અગ્નિ, ચંદ્ર તથા સૂર્ય જેવા તેજસ્વી દેહવાળા રુદ્રો, આદિત્યો, અશ્વિનો, વસુઓ અને મહર્ષિઓના સંઘો તેમ જ રાજર્ષિશ્રેષ્ઠો, સિદ્ધો, ચારણો, યક્ષો અને મહાન સર્પોના સમૂહો એ સર્વ પોતપોતાનાં સ્થાન, માન અને પ્રભાવ અનુસાર બેઠા હતા. હે શક્રનંદન! ત્યાં ગંધર્વોએ વીણા વગાડવા માંડી.[૨૪-૨૬] હે વિશાલલોચન! તેમણે દિવ્ય અને મનોરમ ગાન આદર્યું. હે કુરુકુલધુરંધર! ત્યાં સર્વ મુખ્ય અપ્સરાઓ નૃત્ય કરી રહી હતી, ત્યારે હે પાર્થ! તમે એકીટશે આંખ મીંચ્યા વિના મને એકલીને જ જોઈ રહ્યા હતા.[૨૭,૨૮] પછી દેવતાઓનો એ માનસમારંભ સમાપ્ત થયો, એટલે તમારા પિતાની આજ્ઞા પામેલા સૌ દેવો પોતપોતાને ભવને ગયા.[૨૯] હે શત્રુઘ્ન! તે જ રીતે તમારા પિતાએ રજા આપતાં ખાસ અને બીજી એવી સર્વ અપ્સરાઓ પણ પોતાને ઘેર ગઈ.[૩૦] પછી હે કમલપત્રાક્ષ! ઇંદ્રનો આદેશ પામેલો તે ચિત્રસેન મારી પાસે આવ્યો અને આ પ્રમાણે બોલ્યો : 'હે સુવર્ણા! સુરનાથે મને તારે માટે મોકલ્યો છે, તો તું મહેંદ્રનું, મારું અને તારું પોતાનું પ્રિય કર. હે સુનિતંબિની! રણમાં શૂર અને સર્વ ગુણોથી સદૈવ સંપન્ન એવા ઇંદ્ર તુલ્ય પૃથાનંદનને તું ભજ.'[૩૧,૩૨] તેણે આ પ્રમાણે ત્યારે કહ્યું હતું. આથી હે અપાપ! હે શત્રુદમન! તમારા પિતાની તથા તે ચિત્રસેનની આજ્ઞા પામીને હું તમારી પાસે આવી છું. હે વીર! તમારા ગુણો વડે મારું ચિત્ત ખેંચાયું છે. હું કામને અધીન થઈ છું. હે

વીર! લાંબા વખતથી મારો પણ એ ઇચ્છેલો મનોરથ છે.[૩૩-૩૫]

વૈશંપાયન બોલ્યા : સ્વર્ગભવનમાં એ ઉર્વશીને આમ બોલતી સાંભળીને અર્જુન શરમથી અત્યંત ઘેરાઈ પડ્યો અને કાનોને હાથોથી ઢાંકી આ પ્રમાણે બોલ્યો :[૩૬] 'હે ભાવિની! તું મને જે કહી રહી છે, તે હે સુભગા! મારે સાંભળવા યોગ્ય ન હો. હે સુમુખી! તું તો મારે માટે નિઃસંશય ગુરુપત્નીની સમાન છે. જેવી મારે મહાભાગ્યવતી કુંતી અને ઇંદ્રપત્ની શચી છે, તેવી હે કલ્યાણી! તું પણ છે. આ વિશે વિચારણા કરવાની હોય નહિ.[૩૭,૩૮] હે શુભા! મેં તારી સામે વિશેષ કરીને જે સ્પષ્ટ રીતે જોયું હતું, તે કારણસર હતું. હે મંગલસ્મિતા! તું તે સત્ય કારણ સાંભળ.[૩૯] મેં તને ત્યાં જોઈ, ત્યારે આ પૌરવવંશની જનેતા પ્રસન્નતા પામી રહી છે, એ જાણીને મારાં લોચન પ્રફુલ્લ થઈ ગયાં હતાં.[૪૦] હે કલ્યાણી! હે અપ્સરા! આથી અવળી રીતે તારે મારે વિશે વિચાર ન કરવો ઘટે. તું તો મારા ગુરુની પણ ગુરુ છે, તું અમારા વંશને વધારનારી છે.[૪૧]

ઉર્વશી બોલી: હે ઇંદ્રનંદન! અમે સર્વ અપ્સરાઓ આવરણમુક્ત છીએ. હે વીર! મને અહીં માતાને સ્થાને ગણવી એ તમને યોગ્ય નથી. પુરુવંશના જે પુત્રો અને પૌત્રો તપ વડે અહીં આવ્યા છે, તેઓ અમારી સાથે રમે છે; તેમાં તેમનું કોઈ ઉલ્લંઘન થતું નથી.[૪૨,૪૩] તો તમે પ્રસન્ન થાઓ. મને કામાતુરને છોડવી યોગ્ય નથી. હે માનદ! મદનથી સળગી રહેલી અને તમારી ભક્ત થયેલી એવી મને તમે ભજો.[૪૪]

અર્જુન બોલ્યો : હે અનિંદિતા! હું જે તને સત્ય કહું છું, તે હે સુંદર જઘનવાળી! તું સાંભળ. દિશાઓ, વિદિશાઓ અને દેવતાઓ પણ મારી તે વાત સાંભળો.[૪૫] જેવી કુંતી મારી માતા છે, જેવી માદ્રી મારી માતા છે અને જેવી શચી મારી માતા છે; તેમ હે નિષ્પાપ! મારા વંશની જનેતા એવી તું પણ મારી માતા છે. આજે તો તું અધિક પૂજ્યપાત્ર છે. હે સુંદરાંગી! તું જા, હું શિર ઢાળીને તારે પગે પડું છું. સાચે જ તું માતાની જેમ પૂજ્ય છે. તારે મારું પુત્રની જેમ રક્ષણ કરવું ઘટે છે.[૪૬,૪૭]

વૈશંપાયન બોલ્યા : પૃથાનંદને આ પ્રમાણે કહ્યું, એટલે ઉર્વશી ક્રોધથી મૂર્છિત થઈ ગઈ અને ભમ્મરને વાંકી કરીને તે કાંપતી કાંપતી ધનંજયને આ પ્રમાણે શાપ આપવા લાગી.[૪૮]

ઉર્વશી બોલી : તારા પિતાની આજ્ઞા પામેલી, જાતે કરીને તારે ભવને આવેલી અને કામબાણથી પરવશ પડેલી એવી મને તું અભિનંદન આપતો નથી, તેથી હે પાર્થ! તું સ્ત્રીઓની વચ્ચે માન વિનાનો નાચનારો થશે અને નપુંસક તરીકે વિખ્યાત થઈ પંઢની જેમ વિચરશે.[૪૯,૫૦] આમ અર્જુનને શાપ આપીને તે ધ્રૂજતા ઓઠવાળી ઉર્વશી હાંફતી હાંફતી ઝટ પોતાને ઘેર પાછી વળી.[૫૧] પછી અરિનાશન અર્જુન ઉતાવળે પગલે ચિત્રસેન પાસે ગયો. ઉર્વશીએ રાતના જે વર્તન કર્યું હતું, તે સઘળું પાંડુપુત્ર અર્જુને ચિત્રસેનને યથાવત્ કહી જણાવ્યું. વળી તેણે એ વૃત્તાંતની સાથે ઉર્વશીએ આપેલા શાપની વાત પણ વારંવાર કહી સંભળાવી.[૫૨,૫૩] ચિત્રસેને પણ એ સઘળી હકીકત ઇંદ્રને કહી સંભળાવી. એટલે હરિ નામના અશ્વોના વાહનવાળા ઇંદ્રરાજે પોતાના પુત્ર અર્જુનને એકાંતમાં બોલાવ્યો અને શુભ વાક્યોથી સાંત્વન આપીને તેને સ્મિતપૂર્વક કહ્યું : 'બેટા! હે શ્રેષ્ઠ! તને પુત્રરૂપે પામીને પૃથા સુપુત્રવતી થઈ છે. હે મહાભુજ! તેં ધૈર્યથી ઋષિઓને પણ જીત્યા છે. પણ હે માનદ! ઉર્વશી-

એ તને જ શાપ આપ્યો છે, તે તો હે તાત! તને અર્થકારી અને કાર્યસાધક થશે.[૫૪-૫૭] હે અપાપ! તમારે તેરમે વર્ષે પૃથ્વી ઉપર ગુપ્ત વાસ રાખવાનો છે; ત્યાં હે વીર! તું તે શાપ ભોગવી લેશે.[૫૮] એ નાચનારાના વેશમાં તથા નપુંસક તરીકે એક વર્ષ ગાળ્યા પછી તું ફરીથી પુરુષપણાને પામશે.[×] ઇંદ્રે આ પ્રમાણે કહ્યું ત્યારે શત્રુવીરને હણનારો અર્જુન પરમ આનંદ પામ્યો અને એ શાપને વિસારે નાખ્યો. પછી તે પાંડુપુત્ર ધનંજય યશસ્વી ચિત્રસેન ગંધર્વ સાથે સ્વર્ગભવનમાં આનંદ કરવા લાગ્યો.[૫૯-૬૧] જે કોઈ પાંડુપુત્ર અર્જુનનું આ ચરિત્ર નિત્ય સાંભળે છે, તેને પાપકર્મોમાં ઇચ્છા થતી નથી. દેવરાજ ઇંદ્રના પુત્ર અર્જુનનું આ ઘોર અને પવિત્ર ચરિત સાંભળીને રાજાઓ મદ, દંભ, રાગ તથા દોષોથી મુક્ત થાય છે અને સ્વર્ગ પામીને આનંદથી રમણ કરે છે.[૬૨,૬૩]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત ઇંદ્રલોકાભિગમનપર્વમા 'ઉર્વશીનો શાપ' નામનો અધ્યાય ૪૬મો સમાપ્ત

## अध्याय ४७मो

### લોમશ ઋષિનું યુધિષ્ઠિર પાસે આગમન

॥ वैशंपायन उवाच ॥

कदाचिदटमानस्तु महर्षिरुत लोमशः ।
जगाम शक्रभवनं पुरंदरदिदृक्षया ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હવે એક વાર લોમશ મહર્ષિ ઇંદ્રનાં દર્શનની ઇચ્છાથી ઘૂમતા ઘૂમતા ઇંદ્રભવનમાં ગયા.[૧] તે મહામુનિએ દેવરાજને મળીને નમસ્કાર કર્યા અને ઇંદ્રના અરધા આસન ઉપર બેઠેલા અર્જુનને જોયો. પછી મહર્ષિઓથી પૂજાતા તે દ્વિજશ્રેષ્ઠ ઇંદ્રની આજ્ઞાથી મુકાયેલા દર્ભાસન ઉપર બેઠા.[૨,૩] પૃથાનંદનને ઇંદ્રાસન ઉપર બેઠેલો જોઈને તેમના મનમાં વિચાર આવ્યો: 'ક્ષત્રિય અર્જુન કેવી રીતે ઇંદ્રાસન પામ્યો?[૪] એણે કયું પુણ્યકાર્ય કર્યું છે અને કયા લોકોને એણે જીત્યા છે કે, તે આમ દેવોથી નમસ્કારાયેલા સ્થાનને પામ્યો છે?'[૫] વૃત્રાસુરને હણનારા અને શચીના સ્વામી તે ઇંદ્ર લોમશ ઋષિનો વિચાર જાણી ગયા અને તેમને સ્મિતપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યા:[૬] 'હે બ્રહ્મર્ષિ! તમારા મનમાં જે સંદેહ ઊભો થયો છે, તેનું આ નિરાકરણ સાંભળો. મનુષ્યયોનિને પામેલો આ અર્જુન કેવળ મરણાધીન માનવી જ છે એમ નથી. હે મહર્ષિ! કુંતીમાં ઉત્પન્ન થયેલો આ મહાબાહુ મારો પુત્ર છે અને કોઈ કારણસર અસ્ત્રો મેળવવાના નિમિત્તથી અહીં આવ્યો છે.[૭,૮] અહો! આ પુરાતન ઋષિશ્રેષ્ઠને તમે જાણતા નથી? હે બ્રહ્મન્! એ કોણ છે અને પૃથ્વી ઉપર અવતરવાનું એને શું કારણરૂપ છે તે હું કહું છું, તમે તે સાંભળો. નર અને નારાયણ નામે જે બે પુરાણા ઋષિવરો છે, તે બંને આ ધનંજય અને હૃષીકેશ કૃષ્ણ છે, એમ તમે જાણો. ત્રણે લોકમાં વિખ્યાત થયેલા એ બે નર અને નારાયણ નામના ઋષિઓ પુણ્યના આશ્રયે રહેનારી પૃથ્વી ઉપર વિશેષ કાર્યને નિમિત્તે અવતર્યા છે.[૯-૧૧] હે વિપ્ર! જેમાંથી સિદ્ધો અને ચારણોએ સેવેલી ગંગા નીકળી છે અને જેને દેવો તથા મહાત્મા ઋષિઓ પણ જોઈ શકતા નથી, તે બદરી નામના પ્રસિદ્ધ અને પવિત્ર આશ્રમમાં વિષ્ણુ શ્રીકૃષ્ણ અને વિષ્ણુ અર્જુન નિવાસ કરતા હતા.[૧૨,૧૩] હે બ્રહ્મર્ષિ! મહાતેજસ્વી અને મહાવીર્યવાન એ બંનેએ મારા આદેશથી પૃથ્વી ઉપર જન્મ ધારણ કર્યો છે અને તેઓ ભૂમિનો ભાર ઉતારશે. નિવાત-

---

× नधमे कामिनीशापा दहयुदये क्वचिद्भवत् ।
पार्थस्योर्वशीशाप. प्रच्छन्न वासनोप्कत ॥

ગુપ્તવાસની ઇચ્છા કરતા અર્જુનને જેમ ઉર્વશીનો શાપ રક્ષક થઈ પડ્યો, તેમ નિષ્કામ પુરુષને કામિનીનો શાપ કદાચિત્ દેહરક્ષક પણ થઈ પડે છે. ભાષા

કવચ નામે કેટલાક ઉદ્ધત અસુરો વરદાનથી મોહિત થઈ ગયા છે અને અમારું અપ્રિય કરી રહ્યા છે.[૧૪,૧૫] બળ અને અભિમાનથી ભરેલા તેઓ દેવોને હણવાનો વિચાર રાખે છે, તેઓ દેવોને કશા હિસાબમાં ગણતા નથી; કેમ કે તેઓ તેવાં વરદાન પામ્યા છે.[૧૬] તે ભયંકર અને મહાબલી દનુપુત્રો પાતાળમાં વસનારા છે અને સર્વ દેવોના સંઘો પણ તેમની સામે ઝૂઝવાને સમર્થ નથી.[૧૭] ભૂમિ ઉપર જે શ્રીમાન મધુસૂદન વિષ્ણુ શ્રીકૃષ્ણરૂપે અવતર્યા છે, તે અજિત અને પાપહારી એવા ભગવાન કપિલદેવ છે.[૧૮] પૂર્વે હે વિભુ! એ કપિલદેવે રસાતળને ખોદી રહેલા મહાબલી સગરપુત્રોને માત્ર દૃષ્ટિ વડે જ બાળી મૂક્યા હતા. હે દ્વિજોત્તમ! તે અને અર્જુન એકઠા થઈને મહાયુદ્ધમાં અમારું મહાન કાર્ય કરશે, એમાં સંશય નથી.[૧૯,૨૦] એ મધુસૂદન માત્ર એક દૃષ્ટિએ મોટા જળાશયમાંના નાગોની જેમ, નિવાતકવચ આદિ સર્વ અસુરોને તેમના અનુચરો સહિત હણી શકે એમ છે.[૨૧] પણ અલ્પ કાર્યને માટે એમને જગાડવા યોગ્ય નથી; કારણ કે તેજના એ મહાન ભંડાર જાગી ઊઠે તો જગતને બાળીને ખાખ કરી નાખે.[૨૨] આ અર્જુન તે સમસ્ત અસુરોનો સામનો કરવા સમર્થ છે. એ શૂર તે સર્વને રણમાં રોળીને ફરી માનવલોકમાં જશે.[૨૩] તો તેટલામાં તમે અમારી આજ્ઞાથી ભૂતળને વિશે જાઓ અને કામ્યકવનમાં નિવાસ કરી રહેલા વીર યુધિષ્ઠિરને મળો. સત્યપ્રતિજ્ઞ તે મહાત્માને મારો આ સંદેશો કહેજો કે, તમે અર્જુન વિશે ચિંતા કરશો નહિ, અસ્ત્રસિદ્ધિ મેળવીને તે ઝટ આવી જશે. કારણ કે અશુદ્ધ ભુજબળવાળો અને અસ્ત્રની સિદ્ધિવિહોણો કોઈ પણ મનુષ્ય ભીષ્મ અને દ્રોણ આદિ સામે યુદ્ધમાં ઊભો રહી શકે એમ નથી. મહાન બાહુવાળો અને મહાન મનવાળો એ નિદ્રાજિત અર્જુન અસ્ત્રસિદ્ધિને પામ્યો છે; અને નિત્ય વાદિત્ર તથા સંગીતની દિવ્ય વિદ્યામાં પારંગત થયો છે. હે શત્રુદમન માનવરાજ! તમે પણ સર્વ ભાઈઓ સાથે ઉત્તમ તીર્થોનાં દર્શન કરો. હે રાજેંદ્ર! પુણ્યતીર્થોમાં સ્નાન કરીને તમે પાપ અને સંતાપથી મુક્ત થશો અને નિર્મળ બની સુખપૂર્વક રાજ્ય ભોગવશો.[૨૪-૨૯] હે દ્વિજશ્રેષ્ઠ! તમે તપોબળથી સંયુક્ત છો. હે વિપ્રવર! મહીતલ ઉપર પર્યટણ કરતા તમે એ યુધિષ્ઠિરનું રક્ષણ કરજો.[૩૦] પર્વતોનાં દુર્ગમ સ્થાનોમાં અને અસમાન પૃથ્વીદેશોમાં ભયંકર રાક્ષસો રહે છે, તેમનાથી તમે એ પાંડવોની રક્ષા કરજો.'[૩૧] મહેંદ્રે આ પ્રમાણે કહ્યું એટલે અર્જુને પણ લોમશમુનિને આ પ્રમાણે કહ્યું: 'હે-સંતશિરોમણિ! તમે પ્રયત્નપૂર્વક પાંડુનંદન યુધિષ્ઠિરની રક્ષા કરજો.[૩૨] હે મહામુનિ! એવું કરજો કે, યુધિષ્ઠિરરાજ તમારાથી રક્ષાઈને તીર્થયાત્રા કરી શકે અને દાન આપી શકે.'[૩૩]

વૈશંપાયન બોલ્યા: મહાતપસ્વી લોમશમુનિએ 'ભલે એમ કરીશ' એવી પ્રતિજ્ઞા કરી અને કામ્યકવનમાં જવાના ઉદ્દેશથી તે પૃથ્વીતળ ઉપર આવ્યા. ત્યાં તેમણે ભાઈઓ અને તપસ્વીઓથી ચારે બાજુ વીંટળાયેલા અને શત્રુને દમનારા એવા કુંતીનંદન ધર્મરાજ યુધિષ્ઠિરને જોયા.[૩૪,૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઇંદ્રલોકાભિગમનપર્વમાં 'લોમશાગમન' નામનો અધ્યાય ૪૭મો સમાપ્ત

## अध्याय ४८मो

### ધૃતરાષ્ટ્રના ઉદ્‌ગાર

॥ जनमेजय उवाच ॥

अत्यद्भुतमिदं कर्म पार्थस्यामिततेजसः ।
धृतराष्ट्रो महाप्राज्ञः श्रुत्वा विप्र किमब्रवीत् ॥ १ ॥

જનમેજય બોલ્યો: હે વિપ્ર! અમાપ તેજસ્વી પૃથાનંદનનું આ અતિ અદ્‌ભુત કર્મ સાંભળીને

મહાપ્રાજ્ઞ ધૃતરાષ્ટ્ર શું બોલ્યા ?[१]

વૈશંપાયન બોલ્યા: દ્વૈપાયન ઋષિ પાસેથી અર્જુન ઇંદ્રલોકમાં ગયો છે, એ સાંભળીને અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્રરાજે સંજયને આ વચન કહ્યાં.[२]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સૂત ! ધીમાન પાર્થનું કર્મ મેં સંપૂર્ણ રીતે સાંભળ્યું છે. હે સારથિ ! તું એને યથાર્થ રીતે જાણે છે ખરો કે ?[३] મૈથુનકાર્યમાં ગાંડો થયેલો, મંદ બુદ્ધિવાળો અને પાપી વિચારવાળો, મારો દુર્બુદ્ધિવાળો પુત્ર પૃથ્વીનો ઘાણ જ કાઢશે.[४] વિનોદમાં પણ જેની વાણી નિત્ય સત્યમય છે અને ધનંજય જેનો લડવૈયો છે, તે યુધિષ્ઠિરને ત્રણે લોકનું રાજ્ય હાથ થશે.[५] સરાણ ઉપર તેજદાર કરેલાં કર્ણી અને નારાચ નામનાં તીણાં અણીવાળાં બાણોને જ્યારે અર્જુન ફેંકતો હશે, ત્યારે ઘડપણને વટાવી ગયેલો મૃત્યુરૂપી કાળ પણ તેની આગળ ઊભી શકશે નહિ. [illegible]ા સર્વ દુરાત્મા પુત્રો મૃત્યુને વશ પડેલા છે, [illegible]ને દુર્જય પાંડવો સાથે યુદ્ધ કરવાનું ઊભું [illegible]ું છે.[६,७] વળી હું રાતદિવસ વિચારી રહ્યો છું, [illegible]ાં મને કોઈ એવો રથી જણાતો નથી કે જે [illegible]દ્ધમાં ગાંડીવધારી અર્જુન તરફ સામાં ડગલાં [illegible]રી શકે.[८] જો દ્રોણ અને કર્ણ, અરે ભીષ્મ પણ [illegible]ધમાં તેની સામે ઝૂઝે, તો લોકમાં મહાન સંદેહ [illegible]ભો થાય.[९] આમાંય મને તો જય લાગતો નથી. કર્ણ દયાળુ છે, કૃપાચાર્ય પ્રમાદી છે અને દ્રોણ ગુરુ ઘરડા છે;[१०] ત્યારે પૃથાનંદન અર્જુન અસહનશીલ છે, બળવાન છે, ઉદ્યોગી છે અને દૃઢ પરાક્રમી છે.[११] હવે તુમુલ અને અપરાજિત યુદ્ધ થશે જ. તેઓ સર્વે અસ્ત્રવેત્તાઓ અને શૂરાઓ છે, તેઓ સર્વે મહાન યશને પામેલા છે.[१२] વળી તે અજિત પાંડવો ચક્રવર્તીપદની આકાંક્ષા રાખે છે. એટલે એમના કે અર્જુનના વધમાં જ ખરી શાંતિ રહે છે.[१३] પણ અર્જુનને જીતી શકે અથવા એને હણી શકે એવો કોઈ જ નથી. વળી મારા પ્રત્યે ઉત્પન્ન થયેલો તેનો ક્રોધ કેમ કરીને શાંત થાય ? સુરનાથ ઇંદ્રના જેવા એ વીરે ખાંડવવનમાં અગ્નિને તૃપ્ત કર્યો હતો.[१४] હે સંજય ! રાજસૂય મહાયજ્ઞને વખતે તેણે સર્વ રાજાઓને જીતી લીધા હતા. હે ભાઈ ! પર્વત ઉપર પડતું વજ્ર કંઈ શેષ રહેવા દે, પણ અર્જુને છોડેલાં બાણો તો કંઈ જ બાકી રાખે નહિ.[१५] જેમ સૂર્યનાં કિરણો ચરાચર સર્વને બાળે છે, તેમ એ પૃથાનંદનના હાથમાંથી છૂટેલાં બાણો મારા પુત્રોને બાળી નાખશે. અરે ! અર્જુનના એ રથના ઘોષથી પણ ભારતી સેના ભયથી થરથરી ઊઠી છે અને જાણે ચારે બાજુ નાસભાગ કરી રહી હોય એવું ભાસે છે. જ્યારે અર્જુન સંગ્રામમાં શસ્ત્રસજ્જ થઈને બાણો કાઢી એકધારાં ચલાવશે, ત્યારે વિધાતાએ સર્જેલા સર્વનો સંહાર કરનારા કાળની જેમ તેનો કોઈ પરાજય કરી શકશે નહિ.[१६-१८]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઇંદ્રલોકાભિગમનપર્વમાં 'ધૃતરાષ્ટ્રનો વિલાપ' નામનો અધ્યાય ૪૮ મો સમાપ્ત

## अध्याय ४९ मो

### ધૃતરાષ્ટ્રનો ખેદ

॥ सञ्जय उवाच ॥

यदेतत्कथितं राजंस्त्वया दुर्योधनं प्रति ।
सर्वमेतद्यथातत्त्वं नैतन्मिथ्या महीपते ॥ १ ॥

સંજય બોલ્યો : હે રાજન્ ! હે મહીપતિ ! તને દુર્યોધનના સંબંધમાં જે કંઈ કહ્યું છે, તે બધું સાચું છે, તેમાં કશું જ મિથ્યા નથી.[१] પોતાની યશસ્વિની ધર્મપત્ની કૃષ્ણાને સભામાં ઘસડી આણવામાં આવેલી જોઈને, તે મહાઓજસ્વી પાંડવો ક્રોધથી ઘેરાયા છે.[२] હે મહારાજ ! દારુણ કૃષ્ણ લાવનારાં કર્ણ અને દુઃશાસનનાં તે કટુ વચનો સાંભળીને તે પાંડવો જંપશે નહિ* એમ

* [illegible]

મારું માનવું છે.[3] હે મહારાજ ! મેં સાંભળ્યું જ છે કે, અર્જુને અગિયાર રૂપધારી શંકરને યુદ્ધમાં ધનુષથી પ્રસન્ન કર્યા છે.[4] દેવાધિદેવ જટાધારી ભગવાન શિવજી પોતે જ જિજ્ઞાસાને માટે કિરાતનો વેશ લઈને અર્જુન સાથે લડ્યા હતા.[5] ત્યાં અસ્ત્રને કારણે તપમાં અત્યંત આગળ વધેલા એ કૌરવશ્રેષ્ઠ અચ્યુતને, તે લોકપાલોએ દર્શન આપ્યાં હતાં.[6] ભૂમંડલ ઉપર અર્જુન સિવાય કોઈ બીજો માણસ એ ઈશ્વરોનાં સાક્ષાત્ દર્શન પામવાને હિંમત ધરી શકે નહિ.[7] હે રાજન્ ! જે વીર સંગ્રામમાં અષ્ટમૂર્તિ મહેશ્વર સાથે પણ હાર્યો નથી, તેને હરાવવાને કયો માણસ હામ ભીડી શકે ? દ્રૌપદીને ઘસડનારાઓએ તથા પાંડવોને કોપાવનારાઓએ આ ઘોર અને રોમાંચક યુદ્ધ ઊભું કર્યું છે.[8-9] ત્યાં દુર્યોધને દ્રૌપદીને પોતાની બે સાથળો બતાવી હતી; તે જોઈને ફડફડતા હોઠવાળા ભીમે આ અર્થભર્યું વચન કાઢ્યું હતું કે, 'અલ્યા પાપી ! તેર વર્ષનો અંત આવતાં કપટભર્યા જુગારદાવ નાખીને જીતવાની ઇચ્છા રાખનારા એવા તારી સાથળને હું ભયંકર વેગવાળી ગદાથી ભાંગી નાખીશ.' એ સર્વ પાંડવો પ્રહાર કરવામાં શ્રેષ્ઠ છે, સર્વ અમાપ તેજસ્વી છે, સર્વ અસ્ત્રના વેત્તા છે અને તેઓ દેવોથી પણ અત્યંત દુર્જય છે. હું માનું છું, રોષે ભરાયેલા અને પત્નીના અપમાનથી વિશેષ ક્રોધયુક્ત થયેલા તે પૃથાપુત્રો યુદ્ધમાં તમારા પુત્રોનો અંત લાવશે.[10-13]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે સૂત ! કર્ણે કડવાં વચનો બોલીને શું કર્યું ? તે કૃષ્ણા સભામાં આવી એ જ વેરનું પૂરતું કારણ છે. જેમનો મોટો વડીલ ભાઈ વિનયમાં રહેતો નથી, એવા મારા મંદબુદ્ધિ પુત્રો હવે નીતિમાં રહેશે શું ?[14,15] હે સૂત ! મને આંખ વિનાનો, ચેષ્ટા વિનાનો અને ચેતન વિનાનો જોઈને તે મંદભાગી દુર્યોધન મારાં વચન સાંભળતો નથી.[16] કર્ણ અને સુબલપુત્ર શકુનિ આદિ તેના જે મૂર્ખ મંત્રીઓ છે, તેઓ તો એ અક્કલ વિનાના દોષોને વિશેષ વધાર્યા જ કરે છે. અમાપ તેજસ્વી અર્જુને માત્ર સાધારણ રીતે છોડેલાં બાણો પણ મારા પુત્રોને બાળી નાખે એમ છે, તો પછી તેણે ક્રોધમાં આવીને છોડેલાં બાણો વિશે તો પૂછવું જ શું ? અર્જુને ભુજબળથી છોડેલાં, મહાધનુષ્યમાંથી નીકળેલાં અને દિવ્ય અસ્ત્રમંત્રોથી મંત્રેલાં એવાં બાણો દેવોને પણ હણી નાખી શકે છે.[17-19] ત્રણે લોકના નાથ એવા શ્રીહરિ જનાર્દન જેના મંત્રી, રક્ષક અને મિત્ર છે, તેને માટે શું અજેય છે ?[20] હે સંજય ! અર્જુને મહાદેવ સાથે હાથોહાથનું યુદ્ધ કર્યું એવું જે સંભળાય છે, તે અર્જુન સંબંધમાં સાચે જ અહીં એક અતિ આશ્ચર્ય ગણાય.[21] પૂર્વે અર્જુને દામોદર શ્રીકૃષ્ણે અગ્નિને સહાય આપવા સારુ ખાંડવવનમાં જે કર્યું હતું, તે તો સર્વ લોકની આંખ આગળ છે.[22] સાચે જ અર્જુન, ભીમ અને યદુવંશી વાસુદેવ ક્રોધે ભરાશે, એટલે મારા પુત્રો તેમના મંત્રીઓ અને શકુનિ સહિત સર્વથા નાશ જ પામશે.[23]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત ઇન્દ્રલોકાભિગમનપર્વમાં 'ધૃતરાષ્ટ્રનો ખેદ' નામનો અધ્યાય ૪૯મો સમાપ્ત

## अध्याय ५०मो

### પાંડવોના આહારનું વર્ણન

॥ जनमेजय उवाच ॥

यदि दंशोचितं राज्ञा धृतराष्ट्रेण वै मुने ।
प्रव्राज्य पांडवान्वीरान्सर्वमेतन्निरर्थकम् ॥ १ ॥

જનમેજય બોલ્યા : હે મુનિ ! વીર પાંડવોને વનમાં કાઢ્યા પછી રાજા ધૃતરાષ્ટ્રે આ જે શોક કર્યો તે બધો નિરર્થક હતો.[1] કેમ કે મહારથી પાંડુપુત્રોને કોપાવતા એ અલ્પબુદ્ધિ રાજપુત્ર દુર્યોધનની તેણે કેમ ઉપેક્ષા કરી ?[2] કહો, પાંડુનંદનો-

નો વનમાં શો આહાર હતો? તેઓ વગડાઉ ખાતા હતા કે ખેડેલું ખાતા હતા? તમે આ અમને કહો.[3]

વૈશંપાયન બોલ્યા: તે પુરુષસિંહો વગડાઉ ધાન્યને તેમ જ તીક્ષ્ણ બાણોથી મારેલાં મૃગોને પ્રથમ બ્રાહ્મણોને અર્પતા અને પછી તે તેઓ ખાતા.[4] હે રાજન્! શૂરવીર અને મહાચાપધારી એવા તેઓ જ્યારે વનમાં નિવાસ કરતા હતા, ત્યારે અગ્નિહોત્રવાળા અને અગ્નિહોત્ર વિનાના બ્રાહ્મણો તેમની પાછળ આવ્યા હતા.[5] ત્યાં યુધિષ્ઠિરરાજા હજાર સ્નાતક બ્રાહ્મણોને અને દશ મહાત્મા મોક્ષવેત્તાઓને ભોજન આપતા હતા. રુરુ, કાળિયાર અને બીજાં પવિત્ર વનચર પશુઓને વિવિધ બાણોથી મારીને તે બ્રાહ્મણોને નિવેદન કરતા હતા.[6,7] ત્યાં કોઈ નિસ્તેજ કે રોગગ્રસ્ત જણાતો નહોતો; ત્યાં કોઈ દૂબળો કે પાતળો નહોતો; તેમ ત્યાં ન કોઈ દીન કે ભયગ્રસ્ત હતો.[8] કૌરવોમાં શ્રેષ્ઠ એવા તે ધર્મરાજ યુધિષ્ઠિર પોતાના ભાઈઓનું પોતાના પ્રિય પુત્રોની જેમ અને જ્ઞાતિજનોનું પોતાના સહોદરોની જેમ પોષણ કરતા હતા.[9] યશસ્વિની દ્રૌપદી પતિઓને અને સર્વ બ્રાહ્મણોને માતાની જેમ પ્રથમ જમાડતી અને પોતે પછી વધેલું જમતી. યુધિષ્ઠિરરાજા પૂર્વ દિશામાં, ભીમસેન દક્ષિણ દિશામાં અને નકુલ અને સહદેવ પશ્ચિમ તથા ઉત્તર દિશામાં એમ નિત્ય જઈને એ ધનુર્ધારીઓ માંસને નિમિત્તે મૃગોનો વધ કરતા હતા. આમ અર્જુન વિનાના તે ઉત્સુક પાંડવો કામ્યક વનમાં રહેતા હતા, ત્યારે સ્વાધ્યાય, જપ અને હોમમાં તેમનાં પાંચ વરસ વહી ગયાં.[10–12]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઇંદ્રલોકાભિગમનપર્વમાં 'પાર્થઆહારકથન' નામનો અધ્યાય ૫૦મો સમાપ્ત

## अध्याय ५१ मो

### ધૃતરાષ્ટ્રનો વિલાપ

॥ वैशंपायन उवाच ॥

**तेषां तच्चरितं श्रुत्वा मनुष्यातीतमद्भुतम् ।**
**चिंताशोकपरीतात्मा मन्युनाऽभिपरिप्लुतः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: માણસોમાં અતિ અદ્ભુત એવું પાંડવોનું તે ચરિત્ર સાંભળીને અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્રનું મન ચિંતા અને શોકથી ઘેરાઈ ગયું. ક્રોધથી રેબઝેબ થઈ રહેલા તેણે લાંબા અને ઊના નિસાસા નાખ્યા. હે પુરુષસિંહ! તેણે સંજય સારથિને બોલાવીને કહ્યું:[1,2] 'હે સૂત! દ્યૂતને પરિણામે જે ભયંકર અન્યાય વર્ત્યો છે, અસહ્ય વીર્યવાળા પાંડવોમાં જે શૌર્ય, ધૈર્ય અને પરમ ધૃતિ છે, તેમ જ એ ભાઈઓમાં માનવદુર્લભ જે પરસ્પર સ્નેહ છે, એ સૌનો વિચાર કરતાં મને રાત્રે કે દિવસે એક ક્ષણ પણ શાંતિ મળતી નથી.[3,4] નકુલ અને સહદેવ એ બે પાંડુપુત્રો દેવપુત્રો છે, તેઓ મહાભાગ્યશાળી છે અને ઇંદ્રના જેવા કાંતિમાન છે. તેઓ યુદ્ધમાં મહામદવાળા, દૃઢ આયુધવાળા અને દૂર સુધી બાણ ફેંકનારા છે. તેઓ રણમાં સ્થિરનિશ્ચયી છે, શીઘ્ર હાથ ચલાવનારા છે, દૃઢ ક્રોધવાળા છે, નિત્ય સાવધ છે અને વેગવાન છે.[5–7] સિંહના જેવા પરાક્રમવાળા અને દુઃસહ એવા એ બન્ને અશ્વિનીકુમારની જેમ, તે ભીમ અને અર્જુનને રણના અગ્રભાગમાં રાખી ઊભા રહેશે, એમાં જ હે સંજય! હું મારી સેનાને નિઃશેષ થયેલી જોઉં છું. તે બે મહારથી દેવપુત્રોની સામે કોઈ યુદ્ધમાં ટકી શકે એમ નથી. તે ક્રોધી સ્વભાવવાળાઓ દ્રૌપદીને પડેલાં તે દુઃખને સહન કરી લેશે નહિ.[8,9] મહાચાપધારી યાદવો અથવા મહાતેજસ્વી પંચાલો પણ દ્રૌપદીનાં તે દુઃખને સહન કરી લેશે નહિ. સત્યપ્રતિજ્ઞ વાસુદેવથી રક્ષિત થયેલા પૃથાનંદનો રણભૂમિમાં મારા

પુત્રોની સેનાને બાળીને ખાખ કરી દેશે. હે સૂતનંદન ! બલરામ અને શ્રીકૃષ્ણે દોરેલા વૃષ્ણિઓના વેગને મારા તે સર્વ પુત્રો પણ યુદ્ધમાં જીરવી શકશે નહિ.[૧૦,૧૧] તેમની વચ્ચે ભયંકર પરાક્રમ કરવાવાળો મહાધનુર્ધારી ભીમ વીરોનો ઘાણ કાઢનારી અને પાતાળને ફોડી નાખનારી ગદા સાથે વિચરશે.[૧૨] વળી વજ્રના કડાકા જેવા ગાંડીવ ધનુષ્યના ટંકારને અને ભીમના ગદાના વેગને રાજાઓ સહન કરવાને સમર્થ થશે નહિ.[૧૩] તે સમયે, દુર્યોધનના કહેવા પ્રમાણે ચાલીને મેં મિત્રોનાં લક્ષમાં લેવા જેવાં જ વચનોને પૂર્વે સ્વીકાર્યાં નહોતાં, તે વચનોનું મને સ્મરણ થશે.[૧૪]

સંજય બોલ્યો : હે રાજન્! તમે સમર્થ હોવા છતાં, મોહને લીધે તમારા પુત્રને ન વાર્યો અને તેની ઉપેક્ષા કરી, એ તમે મોટી ભૂલ કરી છે.[૧૫] પાંડવો જૂગટામાં હારી ગયા છે, એ સાંભળતાં જ અચ્યુત મધુસૂદને ઉતાવળે કામ્યક વનમાં જઈ પૃથાનંદનોને દિલાસો આપ્યો હતો. ધૃષ્ટદ્યુમ્ન આદિ દ્રુપદપુત્રો, વિરાટરાજ, ધૃષ્ટકેતુ અને મહારથી કેકયો એ પણ ત્યાં ગયા હતા. હે રાજન્! પરાજય પામેલા એ પૃથાપુત્રોને જોઈ ને તેમણે જ કહ્યું હતું, તે બધું દૂતે મને જણાવ્યું હતું અને તે મેં તમને કહ્યું હતું.[૧૬–૧૯] ત્યાં કામ્યક વનમાં મેળાપ થયા પછી પાંડવોએ મધુસૂદનને યુદ્ધમાં અર્જુનનું સારથિપદ લેવા કહ્યું અને શ્રીહરિએ તેમને તથાસ્તુ કહ્યું. કાળિયારના ચામડાનું ઉત્તરીય ઓઢેલા અને એવી દશામાં આવેલા એ પૃથાનંદનોને જોઈ ને શ્રીકૃષ્ણને પણ ક્રોધ ચઢ્યો અને તે યુધિષ્ઠિરને કહેવા લાગ્યા : 'ઇંદ્રપ્રસ્થમાં પાંડવોની જ સમૃદ્ધિ હતી અને જે મેં રાજસૂય યજ્ઞ વખતે જોઈ હતી, તે બીજા રાજાઓને પ્રાપ્ત થવી અતિ દુર્લભ છે.[૨૦,૨૧] શસ્ત્રના તેજ વડે ભયભીત થયેલા વંગો, અંગો, પૌંડ્રો, ઉડ્રો, ચોલો, દ્રવિડો અને અંધ્રોના તેમ જ સમુદ્રદ્વીપ ઉપરના જળમય પ્રદેશોના, પ્રાંતભાગોના, સિંહલના, બર્બર દેશના અને મ્લેચ્છ દેશના તથા લંકાનિવાસીઓના, સમુદ્ર પાસેનાં સેંકડો પશ્ચિમ રાજ્યોના, પહ્લવો, દરદો, કિરાતો, યવનો, શકો, હારહૂણો, ચીનાઓ, તુષારો, સૈંધવો, જાગુડો, રામઠો, મુંડો, તંગણો, કેકયો, માલવો, કાશ્મીર દેશના રાજાઓ ને સ્ત્રીરાજ્યના એમ સર્વ રાજાઓને ત્યાં તે યજ્ઞમાં બોલાવવામાં આવ્યા હતા અને મેં તેમને યજ્ઞમાં પિરસણ કરતા જોયા હતા.[૨૨–૨૬] જેમણે તમારી એ ચલિત અને ચંચળ લક્ષ્મીને હરી લીધી છે, તેમના હું જીવ લઈ લઈશ અને તે લક્ષ્મીને પાછી લાવીશ.[૨૭] હે કૌરવ્ય ! બલરામ, ભીમ, અર્જુન, નકુલ, સહદેવ, અક્રૂર, ગદ, સાંબ, પ્રદ્યુમ્ન, આહુક, વીર ધૃષ્ટદ્યુમ્ન અને શિશુપાલ પુત્રની સાથે હું કર્ણને, દુર્યોધનને, દુઃશાસનને, શકુનિને, અરે ! બીજો જે કોઈ સામે યુદ્ધમાં આવશે તેને સત્વર રણમાં રોળી નાખીશ અને તે લક્ષ્મી પાછી લઈ આવીશ. હે ભારત ! પછી ધૃષ્ટરાષ્ટ્રપુત્રોની લક્ષ્મીને પામીને, તમે ભાઈઓ સાથે હસ્તિનાપુરમાં વાસ કરજો અને આ પૃથ્વીનું રાજ્ય કરજો.' પછી વીરોના તે સંમેલનમાં ધૃષ્ટદ્યુમ્ન આદિ એ વીરોના સાંભળતાં યુધિષ્ઠિરરાજે શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહ્યું હતું.[૨૮–૩૨]

યુધિષ્ઠિર બોલ્યા : 'હે જનાર્દન ! હું તમારી આ સત્ય વાણીને સ્વીકારું છું. હે મહાબાહુ ! તમે મારા શત્રુઓને સપરિવાર હણશો; પણ હે કેશવ ! તમે આ પ્રતિજ્ઞા તેરમા વર્ષ પછી સત્ય કરજો. કેમ કે મેં રાજાઓની વચ્ચે આ વનવાસની પ્રતિજ્ઞા લીધી છે.'[૩૩,૩૪] ધર્મરાજનાં આ વચન સાંભળીને, ધૃષ્ટદ્યુમ્ન આદિ સભાસદોએ રોષયુક્ત થયેલા કેશવને મધુર અને કાલોચિત વચનોથી તત્કાળ શાંત પાડ્યા.[૩૫] વાસુદેવના સાંભળતાં જ તેમણે નિર્મળ મનવાળાં પાંચાલીને આ પ્રમાણે

કહ્યું: 'હે દેવી! તમારા ક્રોધથી દુર્યોધન પ્રાણ ખોશે.[૩૬] હે સુંદરાંગી! અમે આ સત્ય પ્રતિજ્ઞા કરીએ છીએ; તમે શોક કરશો નહિ. હે કૃષ્ણા! તમને જુગારમાં હારેલાં જોઈને જેમણે તમારી હાંસી કરી હતી, તેમના માંસને વરુઓ અને પંખીઓ ખાતાં ખાતાં ખેંચશે.[૩૭] જેમણે તમને સભાતલમાં ઘસડ્યાં હતાં, તેમનાં માથાંને ગીધ અને શિયાળવાં ખેંચ્યા કરશે અને તેમનું લોહી પીશે.[૩૮] હે પાંચાલી! માંસાહારી પ્રાણીઓ તેમનાં ગાત્રોને ભોંય ઉપર રગડશે અને વારંવાર તેમનું ભક્ષણ કરશે એ તમે જોશો.[૩૯] ત્યાં સભામાં જેમણે તમને ક્લેશ કરાવ્યો છે અને તમારી ઉપેક્ષા કરી છે, તેમનાં માથાં કપાઈ જશે અને ભૂમિ તેમના લોહીનું પાન કરશે.[૧૪૦] આમ તે ભરતવરો અનેકવિધ વચનો બોલ્યા હતા. તે સર્વે શૂરાઓ અને તેજસ્વીઓ હતા અને સર્વે અક્ષત લક્ષણવાળા હતા. ધર્મરાજએ ચૂંટેલા તે મહારથીઓ વાસુદેવને મોખરે રાખી, તેર વરસ પછી ચડાઈ લાવશે.[૪૧,૪૨] બલરામ, શ્રીકૃષ્ણ, ધનંજય, પ્રદ્યુમ્ન, સાંબ, યુયુધાન, ભીમ, માદ્રીપુત્રો, કૈકેયરાજના પુત્રો, પાંચાલપુત્રો અને મત્સ્યરાજ એ સર્વ ત્યારે અહીં આવશે.[૪૩] અજેય, મહાત્મા, પરિવારવાળા અને સૈન્યવાળા એ કેસરી સિંહ જેવા ક્રોધે ભરાયેલા સર્વ લોકવીરોની સામે કયો માણસ જીવવાની આશા રાખી રણમાં ઊભો રહી શકશે?[૪૪]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: જૂગટાને વખતે વિદુરે મને આમ કહ્યું હતું: 'હે નરેંદ્ર! તમે જો પાંડવોને હરાવશો, તો ચોક્કસ કુરુઓનો એ મહાભયંકર અંતકાળ આવશે, લોહીની નદીઓ વહેશે.[૧૪૫] હે સૂત! મને લાગે છે કે, વિદુરે પૂર્વે મને જે વચન કહ્યું હતું, તે પ્રમાણે જ થશે. પાંડવોનો તેર વરસનો સમય વીત્યા પછી નિઃસંશય તેના કહ્યા પ્રમાણેનું એ યુદ્ધ થશે જ.[૪૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઇંદ્રલોકાભિગમનપર્વમાંનો 'ધૃતરાષ્ટ્રવિલાપ' નામનો અધ્યાય ૫૧ મો સમાપ્ત

## ઇંદ્રલોકાભિગમનપર્વ સમાપ્ત

# નલોપાખ્યાનપર્વ

## अध्याय ५२ मो

### ભીમસેનનાં વાક્યો અને નળાખ્યાનની પ્રસ્તાવના

॥ जनमेजय उवाच ॥

अस्त्रहेतोर्गते पार्थे शक्रलोकं महात्मनि।
युधिष्ठिरप्रभृतयः किमकुर्वत पांडवाः ॥१॥

જનમેજય બોલ્યા: અસ્ત્રપ્રાપ્તિને માટે મહાત્મા અર્જુન ઇંદ્રલોકમાં ગયા, ત્યારે યુધિષ્ઠિર આદિ પાંડવોએ શું કર્યું?[૧]

વૈશંપાયન બોલ્યા: મહાત્મા અર્જુન અસ્ત્રપ્રાપ્તિને માટે ઇંદ્રલોકમાં ગયા, ત્યારે ભરતશ્રેષ્ઠ પાંડવો કામ્યક વનમાં કૃષ્ણાની સાથે વસી રહ્યા હતા.[૨] પછી ધનંજય વિશે શોક કરતા, આંસુભર્યા કંઠવાળા અને દુઃખથી પીડાઈ રહેલા તે અતિ દુઃખિત ભરતોત્તમો, કોઈ એક વાર કૃષ્ણાની સાથે છૂટા છૂટા ઊગેલા લીલા ઘાસવાળા એક એકાંત સ્થાનમાં બેઠા હતા.[૩,૪] અર્જુનના વિયોગથી દુ:ખી થયેલા તે સર્વ શોકમાં ડૂબી ગયા હતા. ધનંજયના વિયોગથી અને રાજ્યભ્રંશથી તેઓ દુ:ખી દુ:ખી થઈ રહ્યા હતા.[૫] તે સમયે મહાબાહુ ભીમે યુધિષ્ઠિરને કહ્યું કે, 'હે મહારાજ! જેના ઉપર પાંડવોના પ્રાણનો આધાર છે, તે ભરતસિંહ અર્જુન તમારી આજ્ઞાથી અહીંથી ગયો છે. એનો વિનાશ થાય તો પુત્રો સાથે પંચાલો, આપણે અને યદુવીર વાસુદેવ એ સર્વે નાશ જ પામે, એમાં સંશય નથી.[૬,૭] એવો એ ધર્માત્મા અર્જુન અનેક ક્લેશોને વિચારતો વિચારતો તમારી

આજ્ઞાથી ગયો છે. આથી વિશેષ બીજું કયું દુઃખ હોય? એ મહાત્માના ભુજબળને વળગીને આપણે સર્વ શત્રુઓને યુદ્ધમાં હરાવ્યા ગણીએ છીએ અને પૃથ્વીને પ્રાપ્ત કરેલી માનીએ છીએ.[૯] એ ધનુર્ધારીના પ્રભાવને લીધે તો મેં તે રાજસભામાં સર્વ ધૃતરાષ્ટ્રપુત્રોને તથા શકુનિને પરલોકમાં વળાવ્યા નહોતા.[૧૦] અમે આવા બાહુબળવાળા છીએ અને શ્રીવાસુદેવથી રક્ષાયેલા છીએ, છતાં એક તમારે કારણે અમે અમારા ઊછળી આવેલા રોષને સહન કરીએ છીએ. અમે શ્રીકૃષ્ણના સહકારથી કર્ણ આદિ શત્રુઓને મારી નાખીએ અને જાતના બાહુબળથી જીતેલી સમગ્ર પૃથ્વી ઉપર શાસન કરીએ.[૧૧,૧૨] પણ તમારા જુગારદોષને કારણે અમે પૌરુષવાળા હોવા છતાં આ આપત્તિમાં ડૂબ્યા છીએ; અને દુર્યોધન આદિ મૂર્ખાઓ બળવાન સામંતોએ કરીને વિશેષ બળવાન થઈ બેઠા છે.[૧૩] હે મહારાજ! તમારે ક્ષાત્રધર્મને જોવો જોઈએ; કેમ કે હે મહારાજ! વનમાં પડી રહેવું એ કંઈ ક્ષત્રિયનો ધર્મ નથી. વિદ્વાનો રાજ્યને જ ક્ષત્રિયનો પરમ ધર્મ જાણે છે, તો તમે ક્ષત્રિયધર્મને જાણનારા રાજા હોઈને એ ધર્મમાર્ગનો રખે નાશ કરો! હે રાજન્! આપણે અર્જુનને વનમાંથી પાછો બોલાવીએ, જનાર્દનને તેડાવીએ અને બાર વરસ પહેલાં જ ધૃતરાષ્ટ્રપુત્રોને હણી નાખીએ.[૧૪-૧૬] હે મહાબુદ્ધિમાન! હે પૃથ્વીપાલ! હે મહારાજ! વ્યૂહબદ્ધ સેનાવાળા ધૃતરાષ્ટ્રપુત્રોને હું ઝપાટાભેર પરલોકમાં મોકલી દઈશ.[૧૭] શકુનિ સાથેના સર્વ ધૃતરાષ્ટ્રપુત્રોને, દુર્યોધનને અને કર્ણને, અરે! જે કોઈ સામો લડશે તેને હું મારી નાખીશ.[૧૮] હું તેમને પૂરા કરી દઉં, પછી તમે ભલે પાછા વનમાં આવજો. હે પૃથ્વીનાથ! આમ કરવામાં તમને દોષ નહિ લાગે.[૧૯] હે તાત! હે શત્રુદમન! હે મહારાજ! થયેલાં પાપોને વિવિધ યજ્ઞો વડે દૂર કરીને આપણે ઉત્તમ સ્વર્ગમાં જઈશું.[૨૦] પણ હે મહારાજ! એ તો ત્યારે જ બને કે જ્યારે તમે અમારા ધર્મપરાયણ રાજા, નાદાન અને દીર્ઘસૂત્રી ન થાઓ.[૨૧] કપટબુદ્ધિવાળાઓને તો કપટથી જ હણવા જોઈએ, એવો વિદ્વાનોનો નિશ્ચય છે. કપટીને કપટથી મારવામાં પાપ કહ્યું નથી. વળી હે ભારત! હે મહારાજ! અહીં ધર્મજ્ઞો ધર્મવિષયોમાં એક રાતદિવસને વર્ષની બરાબર જુએ છે.* તેમ જ હે વિભુ! હે મહારાજ! સદૈવ એ વેદવચન સંભળાય છે કે, કૃચ્છ્રપ્રાજાપત્ય કરવાથી એક વર્ષ સુધી પાળવાનું વ્રત પૂરું થાય છે.×[૨૨-૨૪] હે અચ્યુત! જો વેદો તમને પ્રમાણરૂપ હોય, તો તેર દિવસ પૂરા થતાં, તેર વર્ષનો કાળ પૂરો થયો છે, એમ તમે જાણો.[૨૫] હે અરિંદમન મહારાજ! તે દુર્યોધન સમગ્ર પૃથ્વીને પોતાને હાથ કરે, તે પહેલાં જ તેને તેના અનુચરો સાથે હણી નાખવાનો આ સમય છે.[૨૬] હે રાજેંદ્ર! તમે દ્યૂતપ્રિય હોવાથી આવું કર્યું છે અને અમને સર્વને ઘણે ભાગે અજ્ઞાત એવા વાસમાં નાખ્યા છે. તે દુષ્ટ મનવાળો અને દુર્જન દુર્યોધન પોતાના દૂતો દ્વારા આપણને જ્યાં ન જાણી શકે, એવો કોઈ દેશભાગ મને દેખાતો નથી. તે નીચ માણસ આપણ સર્વને

---

* 'विश्वसृजा सहस्रसंवत्सरम्' આ શ્રુતિમાં વર્ષ શબ્દનો અર્થ દિવસ કર્યો છે. જો તેમ ન કરે તો 'शतायुर्वै पुरुष' પુરુષનું આયુષ્ય સો વર્ષનું છે, આ શ્રુતિથી વિરુદ્ધ જતી ઉપરની શ્રુતિ અપ્રમાણ ઠરે, કારણ કે લોકોમાં હજાર વર્ષનું આયુષ્ય કોઈનું જોવામાં આવતું નથી. તેથી ઉપરની શ્રુતિમાં આવેલા વર્ષ શબ્દનો દિવસ એવો અર્થ ઠરે છે.

× ત્રીસ કૃચ્છ્રપ્રાજાપત્ય વ્રત કરવાથી એક વર્ષ સુધી કરવાનું વ્રત કે પ્રાયશ્ચિત્ત પૂર્ણ થાય છે. વળી મિત્રવિંદેષ્ટિ, પવિત્રેષ્ટિ મૃગારેષ્ટિ, ઇત્યાદિ એક એક ઇષ્ટિને દશ દશ પ્રાજાપત્યને સ્થાને ધર્મશાસ્ત્રમાં કહેલી છે. તેવી ઇષ્ટિઓ કરવાથી આપણે બાર વર્ષના વ્રતને થોડા સમયમાં સમાપ્ત કરી શકીશું. આ અભિપ્રાયથી ભીમે કહ્યું છે.

પકડી પાડીને ફરીથી આપણને કપટપૂર્વક આ વનવાસે ધકેલશે. તે પાપી જો કોઈ રીતે આપણે વિશે ભાળ પામશે નહિ અને આપણને ગુપ્તવાસમાં પાર ઊતરેલા જોશે, તો તે ફરીથી આપણને જૂગટું રમવા માટે બોલાવશે.[२७-३०] પછી હે મહારાજ! તમે પ્રથમ જૂગટું રમ્યા છતાં ફરી જૂગટું રમ્યા હતા; તેમ તમને ફરી વાર તેડવામાં આવતાં તમે જૂગટું રમશો જ, એટલે તે દ્યૂતથી જ લક્ષ્મીને હરી લેશે.[३१] જુગારદાવોમાં તે ઘણો કુશળ છે, એટલે હે મહારાજ! તમે ભાન વિનાના થઈને વિચરશો અને તમે વનવાસો રાખશો. હે મહારાજ! તમે અમને જો જીવનભર દીન જ કરવા ઇચ્છતા હો, તો તો તમે સમગ્ર વેદધર્મોનો વિચાર કર્યા કરો. બાકી કપટી બુદ્ધિવાળાને કપટથી મારવો જોઈએ, એ સિદ્ધાંત છે. એટલે તમે અનુમતિ આપો, તો ઘાસ ઉપર ફેંકેલો અગ્નિ જેમ સર્વને ભસ્મ કરી નાખે, તેમ હું ત્યાં જઈને એ મૂર્ખ દુર્યોધનને મારી સર્વ શક્તિથી હણી નાખીશ.

વૈશંપાયન બોલ્યા: ભીમે આ પ્રમાણે કહ્યું, એટલે ધર્મરાજ યુધિષ્ઠિરરાજે એ પાંડવનું શિર સૂંઘ્યું અને તેને સાંત્વન આપતાં તે આ પ્રમાણે બોલ્યા: 'હે મહાબાહુ! તેર વર્ષ પૂરાં થતાં તું ગાંડીવધારી અર્જુન સાથે દુર્યોધનને અવશ્ય જ હણશે.[३२-३७] હે સમર્થ! હે પાર્થ! પણ તું આજે યોગ્ય વખત આવ્યો છે એવું જે કહે છે તે જૂઠું બોલવાની હું હામ ધરી શકું નહિ; કેમ કે મારામાં જૂઠાણું છે જ નહિ.[३८] હે કુંતીનંદન! હે દુર્ધર્ષ! અવધિ પછી પણ તું કપટી અને પાપી નિશ્ચયવાળા દુર્યોધનને તેના અનુચરો સહિત હણવાનો જ છે.' ધર્મરાજ યુધિષ્ઠિર ભીમને આમ કહી રહ્યા હતા, તેવામાં મહાભાગ્યશાળી બૃહદશ્વ મહર્ષિ ત્યાં આવી પહોંચ્યા. ધર્માત્મા ધર્મરાજે આમ પધારેલા તે ધર્મચારીને જોઈને, તેમણે શાસ્ત્રવિધિપૂર્વક તેમનું મધુપર્કથી પૂજન કર્યું.[३९-४१] એ ઋષિએ બેસીને વિશ્રાંતિ લીધી, એટલે પાસે બેઠેલા મહાબાહુ યુધિષ્ઠિર તેમની સામે જોઈ દીનતાપૂર્વક આ અનેક વચનો કહેવા લાગ્યા:[४२] 'હે ભગવન્! કપટવિદ્યામાં મહાચતુર ને પાસામાં નિષ્ણાત એવા કપટી જુગારીઓએ મને પાસાદાવમાં નોતર્યો અને મારાં ધન તથા રાજ્યને હરી લીધાં.[४३] અરે! હું જુગારમાં પાવરધો ન હોવાથી એ પાપી બુદ્ધિવાળાઓએ મારા પ્રાણોથી પણ અધિક એવી મારી પત્નીને કપટથી સભામાં ખેંચી આણી. તેમણે મને ફરી જુગારમાં હરાવ્યો અને મને મૃગચર્મો ઓઢાડી દારુણ વનવાસ માટે મહા અરણ્યમાં કાઢ્યો છે.[४४,४५] વનમાં કષ્ટે નિવાસ કરતાં હું અત્યંત દુઃખ પામી રહ્યો છું. પાસાજુગારને પ્રસંગે મેં જે ભયંકર વચનો સાંભળ્યાં છે અને જુગારથી માંડીને મારા દુખિયારા મિત્રજનોએ મને જે બોલો સંભળાવ્યા છે, તે મારા હૃદયમાં ચોંટી રહ્યા છે. તે સર્વને સંભારી સંભારીને મારી બધી રાત્રીઓ વિચારમાં જ વહી જાય છે.[४६,४७] વળી જે ગાંડીવધનુર્ધારી અર્જુનના આધારે અમારા સૌના સમસ્ત પ્રાણો ટક્યા છે, તે મહાત્મા વિના હું જાણે કે મડદું થઈ ગયો છું. પ્રિયવાદી, ઉદાત્ત, દયાવાન અને અતિ ઉદ્યોગી એવા એ અર્જુનને અસ્ત્રપ્રાપ્તિ પામીને પાછો આવેલો હું ક્યારે જોઈ શકીશ?[×] પૃથ્વીમાં તમે ક્યારેય એવો કોઈ રાજા પૂર્વે જોયો છે અથવા પૂર્વે સાંભળ્યો છે, કે જે મારા કરતાંય વિશેષ અલ્પ ભાગ્યવાળો હોય? મારા કરતાં કોઈ પણ માણસ વધારે દુખિયો નથી, એવું મારું માનવું છે.[४८-५०]

× આ શ્લોકમાં अतन्द्रितम् અને अतन्द्रितः એવા બે પાઠ છે.

બૃહદશ્વ બોલ્યા : હે મહારાજ ! હે પાંડવ ! તમે કહો છો કે, 'મારા કરતાં કોઈ અત્યંત અભાગી રાજા ક્યાંયે થયો નથી' અને કોઈ એવો થયો છે, એમ પૂછો છો; તો હે નિષ્પાપ ! હે પૃથ્વીપતિ ! જો તમે સાંભળવા ઇચ્છતા હો તો તમારા કરતાં પણ વધુ દુખિયારો એક રાજા હતો તે હું તમને અહીં કહું.[૫૨-૫૩]

વૈશંપાયન બોલ્યા : એટલે યુધિષ્ઠિરરાજે એમને કહ્યું : 'હે ભગવન્ ! ભલે, કહો. આવી અવસ્થાને પામેલા એ રાજા વિશે હું સાંભળવા ઇચ્છું છું.'[૫૪]

બૃહદશ્વ બોલ્યા : હે રાજન્ ! હે અચ્યુત ! ભાઈઓ સાથે તમે આ સાંભળો. હે પૃથ્વીપતિ ! તમારા કરતાંય વધારે દુખિયો એક રાજા હતો. નિષધદેશમાં વીરસેન નામે એક પ્રસિદ્ધ મહીપાલ હતો. તેને ધર્મ અને અર્થમાં નિષ્ણાત એવો નળ નામે પુત્ર હતો. અમે સાંભળ્યું છે કે, નળરાજાને પુષ્કરે છળથી હરાવ્યો હતો અને અત્યંત દુઃખાતુર થયેલો તે પોતાની ભાર્યા સાથે વનમાં જઈને વસ્યો હતો.[૫૫-૫૭] હે રાજન્ ! તે જ્યારે વનમાં નિવાસ કરતો હતો, ત્યારે તેની પાસે કદી પણ એકેય દાસ નહોતો, એકેય રથ નહોતો, એકેય ભાઈ નહોતો અને એકેય સગોસંબંધી પણ નહોતો. તમે તો દેવના જેવા વીર ભાઈઓથી અને બ્રહ્મરૂપ દ્વિજશ્રેષ્ઠોથી વીંટાઈને રહ્યા છો, તેથી તમને શોક કરવો ઘટતો નથી.[૫૮,૫૯]

યુધિષ્ઠિર બોલ્યા : હે વક્તૃશ્રેષ્ઠ ! હું મહાત્મા નળનું ચરિત્ર વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું, તે તમે મને કહો.[૬૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'નળાખ્યાનનો આરંભ' નામનો અધ્યાય ૫૨ મો સમાપ્ત

# અધ્યાય ૫૩ મો

## હંસ અને દમયંતીનો સંવાદ

॥ बृहदश्व उवाच ॥

आसीद्राजा नलो नाम वीरसेनसुतो बली ।
उपपन्नो गुणैरिष्टै रूपवानश्वकोविदः ॥ १ ॥

બૃહદશ્વ બોલ્યા : વીરસેનનો પુત્ર, બળવાન, રૂપવાન, ઇષ્ટ ગુણોથી સંપન્ન અને અશ્વવિદ્યામાં નિષ્ણાત એવો નળ નામે એક રાજા હતો.[૧] દેવરાજ ઇંદ્રની જેમ તે રાજા સર્વ રાજાઓનો અધિપતિ હતો. સૂર્યની જેમ પોતાના તેજથી તે સર્વની ઉપર ને ઉપર રહેતો હતો.[૨] તે નિષધદેશનો અધિપતિ બ્રાહ્મણો ઉપર પ્રીતિવાળો હતો, વેદવેત્તા હતો અને શૂર હતો. તે દ્યૂતપ્રેમી અને સત્યવાદી હતો. તે મહાન અક્ષૌહિણી સેનાનો સ્વામી હતો. તે વરાંગનાઓનો વહાલો હતો. તે ઉદાર, જિતેંદ્રિય અને પ્રજારક્ષક હતો. ધનુર્ધારીઓમાં તે શ્રેષ્ઠ હતો અને સાક્ષાત્ મનુના જેવો હતો.[૩,૪] તે જ પ્રમાણે, વિદર્ભ દેશમાં ભયંકર પરાક્રમવાળો, શૂરવીર અને સર્વ ગુણોથી યુક્ત એવો ભીમ નામે રાજા હતો.[૫] તેને સંતતિ નહોતી તેથી તે સંતતિની ઇચ્છાવાળો હતો. એકાગ્રચિત્તે તે સંતાનપ્રાપ્તિ માટે પરમ યત્ન કરતો હતો. હે ભારત ! તેવામાં દમન નામે એક બ્રહ્મર્ષિ તેની પાસે આવ્યા.[૬] હે રાજેંદ્ર ! પ્રજાની ઇચ્છાવાળા તે ધર્મવેત્તા ભીમે પોતાની મહારાણી સાથે તે તેજસ્વી ઋષિને સત્કારથી સંતોષ્યા.[૭] પછી મહાયશસ્વી દમને પત્ની સહિત તે રાજાને એક કન્યારત્નનું અને ત્રણ ઉદાર કુમારોનું વરદાન આપ્યું. તેમાં કન્યાનું નામ દમયંતી પાડ્યું અને કુમારોનાં દમ, દાન્ત તથા દમન એ નામો પાડ્યાં. તે સર્વ પુત્રો તેજસ્વી, સર્વ ગુણોથી સંપન્ન, ઉગ્ર અને ભયંકર પરાક્રમવાળા હતા.[૮,૯] સુંદર કટિવાળી દમયંતી તો પોતાનાં રૂપ, તેજ, યશ, લક્ષ્મી અને સૌભાગ્યે

કરીને લોકોમાં યશસ્વિની થઈ હતી.[૧૦] પછી તે વયમાં આવી ત્યારે અલંકારવાળી સો સો દાસીઓ અને સો સો સખીઓ એની ઇંદ્રાણીની જેમ સેવા ઉઠાવતી હતી. સર્વ આભૂષણોથી શોભી રહેલી અને સ્તુત્ય ગાત્રવાળી તે ભીમનંદિની ત્યાં સખીઓની વચ્ચે વર્ષાકાળની વીજળીની જેમ ઝળહળ થતી હતી.[૧૧,૧૨] વિશાળ લોચનવાળી તે લક્ષ્મી જેવી અતિશય રૂપવાળી હતી. દેવોમાં, યક્ષોમાં માનવોમાં અને બીજા લોકોમાં ક્યાંય પણ એના જેવી રૂપવતી પૂર્વે જોવામાં કે સાંભળવામાં આવી નહોતી. તે સુંદરાંગી બાળા દેવોનાં ચિત્તોને પણ પ્રસન્ન કરતી હતી.[૧૩,૧૪] આ બાજુ નરસિંહ નળ પૃથ્વીલોકોમાં અદ્વિતીય હતો અને રૂપમાં જાણે તે પોતે સાક્ષાત્ કામદેવ હતો. હવે કેટલીક સખીઓ એ દમયંતી આગળ કુતૂહલથી નળની પ્રશંસા કરતી હતી, તો કેટલાક પુરુષો નળ આગળ દમયંતી વિશે વારંવાર સ્તુતિ કરતા હતા.[૧૫,૧૬] હે કુંતીનંદન ! આ રીતે એકબીજાના ગુણોને સતત સાંભળતાં તે બન્નેમાં એકબીજા પ્રત્યે અદૃષ્ટ રીતે કામ જાગ્યો અને તે કામ હમેશાં વધતો જ રહ્યો.[૧૭] પછી નળ તે કામને હૃદયથી સાંખી શક્યો નહિ, એટલે તે અંતઃપુરની પાસે આવેલા બગીચાના એકાંતમાં જઈને બેઠો. ત્યાં તેણે સોનાની પાંખવાળા હંસોને જોયા. વનમાં વિચરતાં એ પંખીઓમાંથી તેણે એકને પકડી લીધું. તે વખતે અંતરિક્ષમાં ઊડનારા એ હંસે નળને આ વચન કહ્યાં : 'હે રાજન્ ! મને હણવો યોગ્ય નથી, હું તમારું પ્રિય કરીશ. હે નિષધ ! હું દમયંતી આગળ તમારે વિશે એવી વાત કરીશ કે, તે તમારા સિવાય બીજા કોઈ પુરુષને મનમાં વિચારશે જ નહિ.'[૧૮-૨૧] હંસે આ પ્રમાણે કહ્યું, એટલે રાજાએ તેને છોડી દીધો. પછી તે હંસો ઊડ્યા અને વિદર્ભ દેશમાં ગયા. ત્યાં વિદર્ભ નગરીમાં જઈને તે પક્ષીઓ દમયંતીની પાસે ઊતર્યા, એટલે તેણે તે પંખીઓને જોયાં.[૨૨,૨૩] સખીઓના સમૂહથી ઘેરાયેલી એ દમયંતી તે અદ્ભુત રૂપવાળાં પંખીઓને જોઈને હર્ષ પામી અને તેમને પકડવા માટે ઉતાવળે દોડી. આથી હંસો પ્રમદાઓના તે વનમાં ચારે બાજુ ભાગવા મંડ્યા અને એક એક કન્યા એક એક હંસની પાછળ દોડવા લાગી. હવે દમયંતી જે હંસની પાસે દોડી હતી, તે હંસ મનુષ્યવાણીથી દમયંતીને આ પ્રમાણે કહેવા લાગ્યો : 'હે દમયંતી ! નિષધદેશમાં નળ નામે મહીપાળ છે. તે રૂપમાં અશ્વિનીકુમાર જેવો છે, બીજો કોઈ મનુષ્ય તેની તોલે આવે એમ નથી.[૨૪-૨૭] રૂપમાં તો તે પોતે સાક્ષાત્ કામદેવ જેવો છે. હે સુવર્ણા ! તું જો તેની પત્ની થાય, તો તારો જન્મ સફળ થશે. હે સુમધ્યમા ! તારું આ રૂપ સાર્થક થશે.[૨૮] અમે દેવો, ગંધર્વો, મનુષ્યો, સર્પો અને રાક્ષસોને જોયા છે, પણ અમે પૂર્વે આ નળ જેવો કોઈ જ મનુષ્ય દીઠો નથી. તું નારીઓમાં રત્નરૂપ છે અને નળ નરોમાં શ્રેષ્ઠ છે.[૨૯] તો વિશિષ્ટ સ્ત્રીનો વિશિષ્ટ પુરુષ સાથેનો સંગમ ગુણવાન જ નીવડે છે.' આમ હે પૃથ્વીપતિ ! હંસે દમયંતીને કહ્યું, ત્યારે તેણે તે હંસને કહ્યું કે, 'તું નળને પણ એ જ પ્રમાણે કહેજે.' હે પૃથ્વીનાથ ! તે પક્ષીએ વિદર્ભ કન્યાને 'તેમ જ થશે' એવું કહ્યું. પછી નિષધદેશમાં પાછા આવીને તેણે નળને સર્વ વાત કહી સંભળાવી.[૩૦-૩૨]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમા 'હંસદમયંતીસંવાદ' નામનો અધ્યાય ૫૩મો સમાપ્ત

# अध्याय ५४मो

## દમયંતીના સ્વયંવરની તૈયારી

॥ बृहदश्व उवाच ॥

दमयंती तु तच्छ्रुत्वा वचो हंसस्य भारत ।
ततः प्रभृति न स्वस्था नलं प्रतिबभूव सा ॥ १ ॥

બૃહદશ્વ બોલ્યા : હે ભારત ! હંસનાં તે વચન સાંભળ્યાં ત્યારથી માંડીને તે દમયંતી નળના સંબંધમાં સ્વસ્થ રહી શકી નહિ; ત્યારથી દમયંતી ચિંતામાં ડૂબી ગઈ. તે દીન થઈ ગઈ, તેનું મોં ફિક્કું પડી ગયું, તે સુકાવા લાગી અને વારંવાર નિઃશ્વાસ નાખવા લાગી. તે ઊંચે જ જોયા કરતી, વિચારમાં લાગી રહેતી અને જાણે ગાંડા જેવી દેખાતી. કામથી તેનું ચિત્ત ઘેરાઈ ગયું હતું, એટલે ક્ષણમાં તેનો રંગ પીળો પડી ગયો હતો. શય્યામાં, આસનમાં અને ભોગોમાં તેને ક્યારેય પ્રીતિ થતી નહોતી.[૨–૪] દિવસે કે રાત્રે તે ક્યારેય સૂતી નહોતી. વારંવાર તે હાય ! હાય ! કરીને રડ્યા કરતી હતી. દમયંતીની આ જાતની અવસ્થાને તેની સખીઓ ચિહ્નો ઉપરથી જાણી ગઈ. એટલે હે મહેશ્વર ! તે સખીઓએ વિદર્ભનાથને દમયંતીની તે અસ્વસ્થતા વિષે જણાવ્યું. સખીઓના સમૂહ પાસેથી દમયંતીની એ સ્થિતિ સાંભળીને, ભીમ રાજાએ પોતાની પુત્રી સંબંધમાં તે મહાન કાર્યનો વિચાર કરવા માંડ્યો : ' મારી દીકરી હાલ કેમ અસ્વસ્થ જેવી જણાય છે ? ' એવો વિચાર કરતાં પોતાની પુત્રીને યૌવન આવ્યું છે, એમ જાણીને તે મહીપાળને લાગ્યું કે, તેણે દમયંતીનો સ્વયંવર કરવો જોઈએ.[૫–૯] હે પ્રભુ ! પછી તે પૃથ્વીપતિએ મહીપતિઓને નિમંત્રણ મોકલ્યાં કે, ' હે વીરો ! આ સ્વયંવર છે, તમે પધારજો. ' આમ દમયંતીનો સ્વયંવર સાંભળીને સર્વ રાજાઓ ભીમના આદેશથી ત્યાં આવ્યા. હાથી, ઘોડા, તથા રથના ઘોષોથી તેમણે પૃથ્વીને પૂરી દીધી હતી અને તેમની સાથે વિવિધ ફૂલમાળાઓનાં આભરણોથી સુંદર રીતે વિભૂષિત થયેલી દેખાવડી સેનાઓ હતી. મહાબાહુ ભીમે તે મહાત્મા રાજાઓની યથાયોગ્ય પૂજા કરી અને સત્કાર પામેલા તે રાજાઓએ ત્યાં મુકામ કર્યો. એ જ વખતે દેવર્ષિઓમાં શ્રેષ્ઠ એવા નારદ અને પર્વત–એ બે મુનિઓ ફરતા ફરતા અહીંથી ઇંદ્રલોકમાં ગયા. મહાબુદ્ધિમાન, મહાવ્રતી અને સુસંમાનિત એ બન્ને દેવરાજ ઇંદ્રના ભવનમાં પેઠા.[૧૦–૧૪] સમર્થ ઇંદ્રે તે બેઉનું પૂજન કર્યું અને તેમને અક્ષય કુશળતા તથા સર્વગત સુખાકારી પૂછી.[૧૫]

નારદ બોલ્યા : હે દેવ ! હે ઈશ્વર ! અમે બન્ને સર્વ રીતે કુશળ છીએ. હે ઇંદ્ર ! હે વિભુ ! લોકમાં પણ સર્વ રાજાઓ કુશળ છે.[૧૬]

બૃહદશ્વ બોલ્યા : નારદનાં વચન સાંભળીને બળ તથા વૃત્રાસુરને હણનારા ઇંદ્રે પૂછ્યું કે, ' જીવને અળગા રાખીને જેઓ યુદ્ધ કરે છે અને પૂંઠ બતાવ્યા વિના જેઓ શસ્ત્રો વડે યથાકાળે મરણને ભેટે છે, તે ધર્મજ્ઞ પૃથ્વીપાળો આ અક્ષય લોકને પામે છે અને મારી જેમ પૂર્ણ મનોરથવાળા થાય છે.[૧૭,૧૮] પણ તે શૂરા ક્ષત્રિયો ક્યાં છે ? કેમ કે મારા પ્રિય અતિથિરૂપ એ મહીપાળોને હું અહીં આવતા જોતો નથી.'[૧૯] ઇંદ્રે આ પ્રમાણે કહ્યું, ત્યારે નારદે આ ઉત્તર આપ્યો.

નારદ બોલ્યા : હે ઇંદ્ર ! તે રાજાઓ શાથી દેખાતા નથી તે તમે મારી પાસેથી સાંભળો.[૨૦] વિદર્ભરાજને દમયંતી નામે વિખ્યાત પુત્રી છે. તેણે પોતાના રૂપમાં તો પૃથ્વીની સકળ યુવતીઓને પાછળ મૂકી દીધી છે.[૨૧] હે ઇંદ્ર ! તે સુંદરીનો સ્વયંવર ટૂંક સમયમાં જ થવાનો છે. સર્વ રાજાઓ અને રાજપુત્રો ત્યાં જઈ રહ્યા છે.[૨૨] હે

બળ અને વૃત્રને હણનારા ! લોકમાં રત્નરૂપ એવી તે દમયંતીને પોતાની કરવા માટે રાજાઓ ઇચ્છી રહ્યા છે.[૨૩] નારદજી આમ કહી રહ્યા હતા એવામાં અમરોમાં ઉત્તમ એવા અગ્નિ આદિ લોકપાળો પણ દેવરાજ ઇંદ્ર પાસે આવી પહોંચ્યા.[૨૪] પછી તે સર્વેએ નારદનાં મહાન વચન સાંભળ્યાં. આ સાંભળતાં વાર જ તેઓ હર્ષમાં આવી ગયા અને બોલ્યા : 'આપણે પણ ત્યાં જઈશું.'[૨૫] પછી હે મહારાજ ! તે સર્વે પોતાના ગણો અને વાહનો સાથે ત્યાં વિદર્ભદેશમાં આવ્યા, જ્યાં સર્વ મહીપાળો એકઠા થયા હતા. હે કુંતીનંદન ! દમયંતીમાં ધ્યાનપરાયણ રહેલો અને ઉદાર મનવાળો નળરાજા સ્વયંવરમાં રાજાઓ એકઠા થયા છે એમ સાંભળીને ત્યાં જવા નીકળ્યો.[૨૬,૨૭] પછી દેવોએ માર્ગમાં નળને ભૂતળ ઉપર ઊભેલો જોયો. તે રૂપસંપત્તિ વડે જાણે સાક્ષાત્ કામદેવ હોય તેમ ઊભો હતો.[૨૮] સૂર્યની જેમ ઝળહળી રહેલા તે નળ રાજાને જોઈને તે લોકપાળો તેની રૂપસંપત્તિથી વિસ્મિત થયા અને દમયંતી સંબંધમાં ભગ્નમનોરથ થયા.[૨૯] પછી હે રાજન્ ! તે દેવોએ પોતાનાં વિમાનોને અંતરિક્ષમાં ઊભાં રાખ્યાં અને આકાશમાંથી નીચે ઊતરીને તેઓ નિષધરાજને આ પ્રમાણે કહેવા લાગ્યા : 'હે નિષધરાજેંદ્ર ! હે નળ ! તમે સત્યવ્રત છો. હે નરોત્તમ ! તમે અમને સહાય કરો, તમે અમારા દૂત થાઓ.'[૩૦,૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'ઇંદ્ર અને નારદનો સંવાદ' નામનો અધ્યાય ૫૪ મો સમાપ્ત

## अध्याय ५५ मो
### દેવોએ નળને પોતાનો દૂત કર્યો

॥ बृहदश्व उवाच ॥

तेभ्यः प्रतिज्ञाय नलः करिष्य इति भारत ।
अथैतान्परिपप्रच्छ कृतांजलिरुपस्थितः ॥ १ ॥

બૃહદશ્વ બોલ્યા : હે ભારત ! લોકપાળોનું કહેવું સાંભળીને તે નળે 'હું તે દૂતકામ કરીશ.' એવી પ્રતિજ્ઞા કરી. પછી હાથ જોડીને તે સામો ઊભો રહ્યો અને તેમને પૂછવા લાગ્યો કે, 'તમે કોણ છો ? મને જેનો દૂત કરવા ધાર્યો છે, તે કોણ છે ? મારે તમારું શું કાર્ય કરવાનું છે ? આ બધું તમે યથાર્થ રીતે મને કહો.'[૧,૨] નિષધરાજે આમ કહ્યું, ત્યારે ઇંદ્રે તેને કહ્યું કે, 'તું જાણ કે અમે દેવો છીએ અને દમયંતીને માટે આવ્યા છીએ. હું ઇંદ્ર છું, આ અગ્નિ છે, આ પેલા જળના સ્વામી વરણ છે; ત્યાં હે રાજા ! માણસોનો અંત લાવનારા પેલા યમ પણ છે. તું અમે આવ્યા છીએ એ વિશે દમયંતીને જણાવ[૩,૪] તેને કહેજે કે, મહેંદ્ર આદિ લોકપાળો તને જોવાને માટે આવે છે. ઇંદ્ર, અગ્નિ, વરુણ અને યમ એ દેવો તને મેળવવાને ઇચ્છે છે, તો તું તેમનામાંથી એકાદ દેવને પતિરૂપે પસંદ કરીને વર.' ઇંદ્રે આ પ્રમાણે કહ્યું, એટલે નળરાજે હાથ જોડીને જણાવ્યું : 'હું પણ એ એક જ નિમિત્તે આવ્યો છું, તેથી મને દૂત તરીકે મોકલવો યોગ્ય નથી.[૫-૭] હે મહેશ્વરો ! જે પુરુષે અમુક સ્ત્રીને વિશે સંકલ્પ કર્યો છે, તે પુરુષ તે જ સ્ત્રીને બીજા પુરુષ માટે આવું કેમ કરીને કહી શકે ? તો, મને ક્ષમા કરો.'*[૮]

દેવો બોલ્યા : હે નૈષધ ! એકવાર અમને 'કરીશ' એવું વચન આપ્યું છે અને હવે તે કેમ કરતો નથી ? હે નૈષધ ! જા, વિલંબ ન કર.[૯]

બૃહદશ્વ બોલ્યા : દેવોએ આ પ્રમાણે કહ્યું, ત્યારે તે નૈષધે ફરીથી જણાવ્યું : 'સારી રીતે રક્ષાયેલાં એ ભવનોમાં પ્રવેશવાની હું હિંમત ક્યાંથી કરું ?' ઇંદ્રે તેને જવાબ આપ્યો : 'તું તેમાં પ્રવેશી શકશે.' હવે 'ભલે તેમ હો' એમ કહીને

* આ શ્લોકમાં उत्सहते અને उत्सृजत એવા બે પાઠ છે.

તે નળરાજ દમયંતીને ભવને ગયો.[૧૦,૧૧] ત્યાં તેણે સખીઓના વૃંદથી ઘેરાયેલી, કાંતિથી ઝળહળતી, શરીરે ઉત્તમ વર્ણવાળી, અત્યંત સુકુમાર ગાત્રવાળી, પાતળી કટિવાળી, સુંદર લોચનવાળી અને પોતાના તેજથી જાણે ચંદ્રની પ્રભાને પણ લજવી દેતી હોય એવી તે વિદર્ભકુમારીને જોઈ.[૧૨,૧૩] મનોહર હાસ્યવાળી એ દમયંતીને જોતાંજ તેની કામવાસના વધી ગઈ, પણ પોતાનું વચન સત્ય કરવાની ઇચ્છાથી તેણે તે કામને રોકી રાખ્યો.[૧૪] પછી નૈષધનાથને જોઈને ત્યાં બેઠેલી તે પરમ સુંદરીઓ ગભરાઈ ગઈ અને તેના તેજમાં અંજાઈ ગયેલી તેઓ પોતાનાં આસનો ઉપરથી ઝટ ઊઠી ગઈ.[૧૫] તેઓ વિસ્મય પામી અને સુપ્રસન્ન થઈને નળની પ્રશંસા કરવા લાગી. કોઈએ એ નળસાથે વાતચીત ન કરી, તે સૌ મનમાંજ તેને માન આપવા લાગી, 'અહો! આ મહાત્માનું રૂપ કેવું છે! અહો! શી એની કાંતિ છે! અહો! શુ એનું ધૈર્ય છે! એ કોણ હશે? દેવ હશે, યક્ષ હશે કે ગંધર્વ હશે?' આમ તેના તેજથી ઝંખવાઈ ગયેલી તે શરમાળ સુંદરાંગીઓ તેને કશુંય કહી શકી નહિ.[૧૬–૧૮] પછી સ્મિતપૂર્વક બોલનારી તે વિસ્મય પામેલી દમયંતીએ મંદમંદ હસતાં એ વીર નળને આ પ્રમાણે કહ્યુ: 'હે સર્વાંગસુંદર! હે મારા અનંગને વધારનાર! તમે કોણ છો? હે વીર! તમે દેવની જેમ અહીં આવ્યા છો. હે નિષ્પાપ હું તમને ઓળખવા ઇચ્છું છું. તમારું અહીં આગમન કેવી રીતે થયું? તમને કેમ કોઈએ જોયા નહિ? કેમકે મારું ભવન સુરક્ષિત છે અને રાજા કડક શાસક છે.[૧૯–૨૧] વૈદર્ભીએ આ પ્રમાણે કહ્યુ, એટલે નળે તેને ઉત્તર આપ્યો.

નળ બોલ્યો. હે કલ્યાણી! મને નળ જાણ. હું દેવોના દૂત તરીકે અહીં આવ્યો છું. ઇંદ્ર, અગ્નિ, વરુણ અને યમ એ દેવો તને મેળવવા ઇચ્છે છે. હે શોભના! તું એ દેવોમાંથી એકને તારા પતિ તરીકે વરી લે.[૨૨,૨૩] હું તેમના જ પ્રભાવથી અદૃશ્ય રીતે અહીં પ્રવેશી શક્યો છું. મને પ્રવેશ કરતાને કોઈએ જોયો નથી તેમ મને વાર્યો પણ નથી.[૨૪] હે ભદ્રા! દેવશ્રેષ્ઠોએ મને આ જ કાર્યને સારુ મોકલ્યો છે. હે શુભા! આ સાંભળીને તું તારી ઇચ્છામાં આવે તેવો નિર્ણય કર.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'નળનું દેવદૂતકાર્ય' નામનો અધ્યાય ૫૫મો સમાપ્ત

## अध्याय ५६ मो
### દમયંતીનો નિશ્ચય

॥ बृहदश्व उवाच ॥

सा नमस्कृत्य देवेभ्यः प्रहस्य नलमनवीत् ।
प्रणयस्व यथाश्रद्धं राजन् किं करवाणि ते ॥ १ ॥

બૃહદશ્વ બોલ્યા: પછી દેવોને શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કરીને તે દમયંતીએ સ્મિતપૂર્વક નળને કહ્યુ કે, 'હે રાજન્! તમે મને પરણો. કહો તમારું શુ પ્રિય કરું?[૧] હું અને મારું જે કંઈ બીજુ ધન છે તે બધું તમારું જ છે. હે નાથ! તમે વિશ્વાસપૂર્વક મને વરો. હે મહારાજ! હંસોનું તે વચન મને વિહ્વળ બનાવી રહ્યુ છે. હે વીર! તમારે કાજેજ મેં આ રાજાઓને ભેગા કર્યા છે. હે માનદ! તમને ભજી રહેલી એવી મને જો તમે તરછોડશો, તો તમારે કારણે હું ઝેર પીશ કે અગ્નિમાં બળી મરીશ, અથવા પાણીમાં ડૂબી મરીશ કે ફાંસો ખાઈશ.[૨–૪] વૈદર્ભીએ આમ કહ્યુ, એટલે નળે તેને ઉત્તર આપ્યો: 'લોકપાલો તારી ઇચ્છા કરતા ઊભા છે, છતાં તું મનુષ્યને કેમ ઇચ્છે છે? હું તો મહાત્મા અને સમર્થ એવા તે લોકસ્વામીઓના પગની રજ બરાબર પણ નથી; માટે તું તેમને વિશે તારું મન વાળ. દેવોનુ અપ્રિય કરનારો માણસ મૃત્યુજ પામે છે, એટલે

હે નિર્દોષ અંગવાળી ! તું મને બચાવ, તું શ્રેષ્ઠ દેવને વર.[૫-૭] તું દેવોને પામીને નિર્મળ વસ્ત્રો, વિવિધ તથા દિવ્ય એવી પુષ્પમાળાઓ અને ઉત્તમ અલંકારોનો આનંદ મેળવ. આ જે દેવોનો સ્વામી અખિલ પૃથ્વીને પટકી નાખે છે અને પછી તેને ગળી જાય છે, તે અગ્નિદેવને કઈ સ્ત્રી પતિ તરીકે વરે નહિ ?[૮,૯] જેના દંડના ભયથી સઘળો પ્રાણીસમૂહ એકત્ર થઈને એકમાત્ર ધર્મને અનુસરે છે, તે યમરાજને કઈ સ્ત્રી પતિ તરીકે ન વરે ?[૧૦] દૈત્યો અને દાનવોનો નાશ કરનારા, ધર્માત્મા, મહાત્મા અને સર્વ દેવોના અધિપતિ એવા તે મહેંદ્રને કઈ સ્ત્રી પતિ તરીકે ન વરે ? તારી ઇચ્છા હોય તો તું નિઃશંક મનથી આ લોકપાલોમાંથી વરુણને પોતાનો પતિ કરી લે, મિત્ર તરીકેનું આ મારું વચન તું સાંભળ.[૧૧,૧૨] નૈષધનાથે આ વચન કહ્યાં. ત્યારે શોકજનિત અશ્રુજલથી નીંગળતાં નેત્રોવાળી તે દમયંતી બોલી: 'હે પૃથ્વીપતિ ! સર્વ દેવોને નમસ્કાર કરીને હું તમનેજ મારા પતિ તરીકે વરું છું, આ હું તમને સત્યજ કહું છું.[૧૩,૧૪] એટલે ધ્રૂજતી અને હાથ જોડી રહેલી તે દમયંતીને નળરાજે કહ્યું : 'હે કલ્યાણી ! હું તો દૂતના કામે આવ્યો છું. હે ભદ્રા ! તું મારા કહ્યા પ્રમાણે કર. પ્રતિજ્ઞા કર્યા પછી, ખાસ કરીને દેવોને વચનઆપ્યા પછી અને પારકાને માટે યત્ન આરંભીને અહીં હું સ્વાર્થ સાધવાનું સાહસ કેમ કરી શકું ?[૧૫,૧૬] છતાં જો મારો એ સ્વાર્થ પણ ધર્મરૂપ હોય, તો હે ભદ્રા, તું એવો યત્ન કર કે તેથી હું એ સ્વાર્થને સાધું.' પછી નિર્મળ સ્મિતવાળી દમયંતીએ, ધીરે ધીરે થડકાતાં થડકાતાં, અશ્રુગદ્‌ગદ વાણીમાં નળરાજાને આ પ્રમાણે કહ્યું : 'હે નરેશ્વર ! મેં આ નિષ્પાપ ઉપાય શોધી કાઢ્યો છે. હે રાજન્ ! તેથી તમને કશો પણ દોષ નહિ લાગે. હે નરશ્રેષ્ઠ ! મારો જ્યાં સ્વયંવર છે, ત્યાં તમે અને ઇંદ્ર આદિ સર્વ દેવો સાથે આવજો.[૧૭-૨૦] હે નરેશ્વર ! પછી એ લોકપાલોની સમક્ષમાંજ હું તમને વરીશ. હે નરસિંહ, આમ કરવાથી તમને કંઈ દોષ લાગશે નહિ.'[૨૧] વૈદર્ભીએ આ પ્રમાણે કહ્યું એટલે પછી હે પૃથ્વીનાથ ! નળરાજા પાછો જ્યાં દેવો એકત્ર બેઠા હતા ત્યાં આવ્યો. મહાસમર્થ લોકપાળોએ તેને આવતો જોયો.[૨૨] પછી તેને જોઈને તેમણે એ સઘળું વૃત્તાંત પૂછ્યું : 'હે રાજન્ ! તેં તે મંગલ સ્મિતવાળી દમયંતીને જોઈ ને ? હે ભૂમિપતિ ! તેણે અમને શું કહાવ્યું છે ? હે અપાપ ! આ બધું તું કહે.'[૨૩]

નળ બોલ્યો: તમારી આજ્ઞા પામેલો હું વિશાળ દરવાજાવાળા અને વૃદ્ધ દંડધારીઓથી ચોમેર રક્ષાયેલા એવા દમયંતીના આવાસમાં પેઠો હતો.[૨૪] તમારા તેજને લીધે કોઈ પણ માણસ મને ત્યાં પેસતાને જોઈ શક્યો નહોતો. એક તે રાજકુમારી એમાં અપવાદરૂપ હતી. હે દેવેશ્વરો ! મેં એની સખીઓને જોઈ અને તે સખીઓએ મને પણ જોયો. મને જોઈને તે સર્વ આશ્ચર્ય પામી.[૨૫-૨૭] મેં એ પ્રસન્ન મુખવાળી દમયંતી આગળ તમારાં વર્ણન કર્યાં. પણ હે સુરવરો ! તે તો તમારો વિચાર પડતો મૂકીને મને જ વરવા તૈયાર થઈ છે.[૨૮] વળી તે બાળાએ મને કહ્યું હતું : 'મારો જ્યાં સ્વયંવર થાય, ત્યાં હે નરવ્યાઘ્ર ! તમે પણ સૌ દેવો સાથે આવજો.[૨૯] હે નૈષધ ! તે દેવોની સમક્ષમાં હું તમને વરીશ. આથી હે મહાબાહુ ! તમને કોઈ દોષ લાગશે નહિ.'[૩૦] હે દેવો ! આટલું વૃત્તાંત ત્યાં બન્યું હતું અને તે મેં તમને જેમનું તેમ કહ્યું છે. હવે હે દેવેશ્વરો ! આગળ શું કરવું તેમાં તમે મુખત્યાર છો, બાકી તો તમે કહો તે પ્રમાણરૂપ.[૩૧]

અધ્યાય ૫૬ મો સમાપ્ત

# अध्याय ५७मो
## દમયંતીનો સ્વયંવર

॥ बृहदश्व उवाच ॥

**अथ काले शुभे प्राप्ते तिथौ पुण्ये क्षणे तथा।**
**आजुहाव महीपालान् भीमो राजा स्वयंवरे ॥ १ ॥**

બૃહદશ્વ બોલ્યા : પછી શુભ સમયે, પુણ્યતિથિએ અને મંગળ ઘડીએ ભીમરાજાએ રાજાઓને સ્વયંવરમાં તેડાવ્યા.[૧] તે સાંભળીને, કામબાણથી વીંધાયેલા અને દમયંતીની કામના કરતા તે સર્વ પૃથ્વીપાલો સત્વર ત્યાં આવી પહોંચ્યા.[૨] હવે એ નરપતિઓ સુવર્ણસ્તંભોથી સોહામણા અને તોરણથી સુશોભિત એવા રંગમંડપમાં દાખલ થયા, માનો મહાસિંહો પર્વતમાં પેઠા. મહેકતી ફૂલમાળાઓ ધારણ કરેલા અને નિર્મલ મણિમય કુંડલ ધારેલા તે સર્વ પૃથ્વીપતિઓ ત્યાં વિવિધ આસનો ઉપર બેઠા. પુરુષોમાં સિંહ જેવા તે રાજાઓથી એ પવિત્ર રાજસભા પૂરી ભરાઈ ગઈ હતી—જાણે નાગોથી ભોગવતીનગરી અથવા વ્યાઘ્રોથી ગિરિગુફા ભરાઈ ગઈ હતી.[૩-૫] દેવો અને ગંધર્વોના અધિપતિઓ તેમ જ ત્યાં એકત્ર થયેલા નગરવાસીઓ તથા ગ્રામજનો તેને આશ્ચર્યચકિત થઈ ને જોઈ રહ્યા હતા.[૬] ત્યાં રાજાઓના બાહુ જ આકાર અને વર્ણ વડે અતિ મનોહર જણાતા હતા તથા જ પરિઘના જેવા પુષ્ટ હતા, તે પાંચ ફેણવાળા નાગોની સમાન જણાતા હતા.[૭] સુંદર કેશ, અણીવાળાં અને મનોહર નાસિકા-નયન તથા ભ્રમરવાળાં તે રાજાઓનાં મુખ આકાશમાં શોભતાં નક્ષત્રોની જેમ ત્યાં શોભી રહ્યાં હતાં.[૮] સુંદરમુખી દમયંતી પોતાના લાવણ્યપ્રભાવથી રાજાઓનાં ચિત્તને અને નયનને આકર્ષતી રંગમંડપમાં દાખલ થઈ. તે મહાત્મા રાજાઓની દૃષ્ટિ તેનાં જે જે ગાત્રો ઉપર પડી, તે તે ગાત્રો ઉપર તે ચોંટી જ ગઈ. જોનારાઓની આંખ આમ ત્યાંથી ખસી જ નહિ.[૯] હે ભારત! પછી રાજાઓનાં નામો બોલાવા લાગ્યાં. તે વખતે ભીમનંદિની દમયંતીએ સરખી આકૃતિવાળા પાંચ પુરુષોને જોયા.[૧૦] તે પાંચે એકસરખી આકૃતિવાળા પુરુષોને બેઠેલા જોઈ ને વૈદર્ભી સંદેહમાં પડી અને તેથી તે નળ રાજાને ઓળખી શકી નહિ.[૧૧] તેઓમાંથી જેને જેને તે જોતી હતી, તેને તેને તે નળરાજા માનતી હતી. આમ વિચારમાં પડેલી તે પ્રેમાળ રાજપુત્રી બુદ્ધિથી તર્ક કરવા લાગી કે,[૧૨] 'કેવી રીતે હું દેવોને ઓળખી કાઢું? કેમ કરીને હું રાજા નળને ઓળખી શકું?' આ રીતે વિચારમાં પડેલી વિદર્ભકુમારી અત્યંત દુઃખ પામવા લાગી.[૧૩] પછી હે ભારત! તેણે સાંભળેલાં દેવચિહ્નો વિષે તે વિચારવા લાગી કે, વૃદ્ધજનો પાસેથી મેં દેવોનાં જે ચિહ્નો સાંભળ્યાં છે, તે અહીં આ ભૂમિ ઉપર રહેલા એકમાં પણ હું જોતી નથી.' આમ ઘણી ઘણી ખાતરી કરીને તથા વારંવાર વિચાર કરીને તેણે માન્યું કે, 'આ સમયે દેવોને શરણે જવું એ જ યોગ્ય છે.' તેણે મન અને વાણીથી દેવોને નમસ્કાર કર્યા અને હાથ જોડીને તે ધ્રૂજતી ધ્રૂજતી આ વચન બોલી: 'હંસોનાં વચન સાંભળીને મેં નૈષધનાથને મારા પતિ તરીકે સ્વીકાર્યા છે. જો આ સત્ય હોય, તો તે સત્ય વડે દેવો મને એ નળને જ બતાવો![૧૪-૧૭] મનથી અને વાણીથી મેં એમના વિના બીજા કોઈનો સ્વીકાર કર્યો નથી. તો તે સત્યે કરીને દેવો મને એ નળને જ બતાવો![૧૮] દેવોએ પણ એ નિષધાધિપતિને મારા સ્વામી તરીકે નિર્માણ કર્યા છે, તો તે સત્ય વડે દેવો મને એ નળને જ બતાવો! નળની આરાધના માટે જ મેં આ વ્રત આરંભ્યું છે; આ જો સત્ય હોય તો તે સત્ય વડે દેવો મને એ નળને જ બતાવો.[૧૯,૨૦] મહાસમર્થ લોકપાલો પોતાનું રૂપ પ્રકટ કરો, એટલે હું

પુણ્યશ્લોક નળરાજાને ઓળખી લઉં.'

દમયંતીનો તે કરુણ વિલાપ સાંભળીને, તેમ જ તેનો પાકો નિશ્ચય, નૈષધનાથ વિશેની તેની સાચી પ્રીતિ, તેના મનની પવિત્રતા, તેની બુદ્ધિ તથા નૈષધરાજ માટેની તેની ભક્તિ અને પ્રિયતા એ બધું જોઈ ને દેવોએ તેના કહ્યા પ્રમાણે પોતપોતાનાં ચિહ્નો ધારણ કરવા સામર્થ્ય પ્રકટાવ્યું.[૨૧-૨૩] તે સમયે દમયંતીએ એ સર્વ દેવોને પરસેવા વિનાના, સ્તબ્ધ આંખવાળા, પ્રફુલ્લ પુષ્પમાળાવાળા, રજ વિનાના અને પૃથ્વીને સ્પર્શ કર્યા વિના બેઠેલા જોયા. ત્યારે નૈષધરાજ છાયાવાળો, ચિમળાયેલી માળાવાળો, પરસેવાવાળો, રજવાળો, પલકતી આંખવાળો અને ભૂમિને અડીને બેઠેલો જણાયો.[૨૪,૨૫] હે ભારત! આમ તેણે તે દેવોને તથા તે પુણ્યશ્લોક નળને જોયા. પછી હે પાંડવ! એ ભીમકતનયા ત્યાં ધર્મપૂર્વક નૈષધનાથને વરી. વિશાળ લોચનવાળી તે દમયંતીએ શરમાતાં શરમાતાં નળરાજનાં વસ્ત્રોનો છેડો ઝાલ્યો અને તેના ખભા ઉપર પરમશોભન વરમાળા આરોપી.[૨૬,૨૭] આમ તે સુંદરવર્ણી નળરાજને પતિ તરીકે વરી, ત્યારે રાજાઓએ એકાએક હાહાકારનો શોર કરી મૂક્યો.[૨૮] હે ભારત! તે સમયે વિસ્મય પામેલા દેવોએ અને મહર્ષિઓએ નળરાજનાં વખાણ કરતાં 'સરસ થયું, સુંદર થયું' એવો ઘોષ કર્યો. પછી હે કૌરવ્ય! વીરસેનપુત્ર નળરાજા અત્યંત આનંદિત અંતઃકરણથી સુનિતંબિની દમયંતીને ધીરજ આપવા લાગ્યો:[૨૯,૩૦] 'હે કલ્યાણી! તું દેવોની સમક્ષ મને એક મનુષ્યને ભજે છે, તેથી તું મને તારી આજ્ઞામાં પરાયણ રહેનારો પતિ જાણજે.[૩૧] હે મંગલસ્મિતા! મારા શરીરમાં જ્યાં સુધી પ્રાણ હશે, ત્યાં સુધી હું તારામાં જ પરાયણ રહીશ. આ હું તને સત્ય કહું છું.'[૩૨] હાથ જોડીને દમયંતીએ પણ તેને તેવાં વચનોથી અભિનંદન આપ્યું. આમ પરસ્પર પ્રસન્નતા પામેલાં તે બેઉએ અગ્નિ આદિ દેવોનાં દર્શન કર્યાં અને પછી તે જ વખતે તેઓ મનથી તે જ દેવોને શરણે ગયાં. આમ ભીમનંદિની દમયંતી નૈષધપતિ નળરાજાને વરી; એટલે મહાતેજસ્વી લોકપાલો ચિત્તમાં પ્રસન્ન થયા અને તે સર્વેએ નળને આઠ વરદાન આપ્યાં. પ્રસન્ન થયેલા શચીસ્વામી એવા ઇંદ્રે નૈષધરાજને યજ્ઞમાં 'પોતાનું પ્રત્યક્ષ દર્શન' તથા 'શુભ અને અનુપમ ગતિ' એ બે વરો આપ્યા. હુતાશન અગ્નિદેવે 'નળ ઇચ્છે ત્યાં પોતે અગ્નિએ પ્રકટ થવું તથા પોતાના જેવા પ્રકાશમાન લોકોની ગતિ' એ બે વરો આપ્યા. યમરાજે તેને 'અન્નરસ તથા ધર્મમાં પરમનિષ્ઠા' એ બે વરદાન આપ્યાં. જળના સ્વામી વરુણે 'નૈષધપતિ જ્યાં ઇચ્છે ત્યાં જળપ્રાપ્તિ તથા ઉત્તમ ગંધવાળી ફૂલમાળા' એ બે વર આપ્યા. આમ દરેક લોકપાલે નળને બબ્બે વરદાન આપ્યાં. આ પ્રમાણે વરદાનો આપીને તે દેવો સ્વર્ગમાં ગયા. નળ–દમયંતીનો વિવાહ જોઈને વિસ્મય અને આનંદ પામેલા રાજાઓ પણ જ્યાંથી આવ્યા હતા ત્યાં પાછા ચાલ્યા ગયા. તે રાજેંદ્રોના ગયા પછી મહાત્મા ભીમરાજે પ્રસન્ન ચિત્તથી નળ અને દમયંતીના વિવાહસંસ્કાર કરાવ્યા.[૩૩-૪૦] મનુષ્યોમાં શ્રેષ્ઠ એવો તે નૈષધનાથ ત્યાં ઇચ્છા પ્રમાણે રહ્યો અને પછી ભીમની રજા લઈને તે પોતાને નગર વિશે ગયો. હે રાજન્! તે પુણ્યશ્લોક રાજા નારીઓમાં રત્ન સમી તે દમયંતીને પામીને તેની સાથે રમવા લાગ્યો. જાણે બલ અને વૃત્રને હણનારો ઇંદ્ર ઇંદ્રાણી સાથે રમી રહ્યો.[૪૧-૪૩] અત્યંત આનંદ પામેલો તે રાજા સૂર્યની જેમ ઝળહળી રહ્યો. તે વીર ધર્મપૂર્વક પ્રજાનું પાલન કરીને પ્રજારંજન કરવા લાગ્યો નહુષપુત્ર યયાતિની જેમ તે ધીમાને અશ્વમેધથી તથા પુષ્કળ દક્ષિણાવાળા બીજા અનેક યજ્ઞોથી

ચન્જન કર્યું. વળી દેવ જેવો એ નળ દમયંતી સાથે રમણીય વનોમાં અને ઉપવનોમાં વિહાર કરવા લાગ્યો. પછી તે મહાત્માએ દમયંતીમાં ઇંદ્રસેન નામે કુમારને અને ઇંદ્રસેના નામે કન્યાને પ્રાપ્ત કર્યાં. આમ વસુધાપતિ તે નરપતિએ યજ્ઞો અને વિહારો કરતા રહી ધનસંપૂર્ણ વસુધરાનું રક્ષણ કર્યાં કર્યું.[૪૪-૪૮]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમા 'દમયંતીસ્વયંવર' નામનો અધ્યાય ૫૭મો સમાપ્ત

## अध्याय ५८मो

### કલિનો દેવો સાથે સંવાદ અને તેનો કોપ

॥ बृहदश्व उवाच ॥

वृते तु नैषधे भैम्या लोकपाला महौजसः।
यान्तो ददृशुरायान्तं द्वापरं कलिना सह॥ १॥

બૃહદશ્વ બોલ્યા ભીમનંદિની દમયંતી નૈષધ રાજાને વરી, તે પછી મહાઓજસ્વી લોકપાલો પાછા જતા હતા, ત્યારે તેમણે દ્વાપરને કલિ સાથે આવતો જોયો.[૧] તે વખતે, બલ અને વૃત્રને હણનારા ઇંદ્રે કલિને પૂછ્યું 'હે કલિ! તું દ્વાપરને સાથે લઈને ક્યાં જાય છે?' એટલે કલિએ ઇંદ્રને કહ્યું. 'દમયંતીના સ્વયંવરમાં જઈને હું તેને વરીશ, કેમકે મારું મન તેનામાં લાગેલું છે'[૨,૩] ત્યારે ઇંદ્રે હસીને તેને કહ્યું કે, 'તે સ્વયંવર તો પૂરો પણ થઈ ગયો તે દમયંતી અમારી હાજરીમાં નળરાજાને પતિ તરીકે વરી ગઈ છે'[૪] ઇંદ્રે આ પ્રમાણે કહ્યું, એટલે કલિ ક્રોધે ભરાયો ત્યા તેણે સૌ દેવોને હાક મારી અને તેમને આ વચન કહ્યા 'તે દમયંતીએ દેવોની મધ્યે એક મનુષ્યને પતિ કર્યો છે, તેથી તેને ભારે દંડ દેવો એ યોગ્ય છે'[૫,૬] કલિએ આ પ્રમાણે કહ્યું, ત્યારે તે દેવોએ ઉત્તર આપ્યો 'દમયંતી અમારી સંમતિથી નળને વરી છે ... આવા નળરાજાનો કઈ સ્ત્રી આશ્રય ન લે?[૭] તે નળ અખિલ ધર્મોને જાણે છે, યથાર્થ વ્રતચારી છે, ચારે વેદોનું તથા પાંચમા ઇતિહાસ આદિ આખ્યાનોનું અધ્યયન કરે છે અને તેના ઘરમાં ધર્મયજ્ઞોમાં દેવો નિત્ય તૃપ્ત રહે છે. તે અહિંસાપરાયણ છે, સત્યવાદી છે અને દઢ વ્રતધારી છે. સમર્થ લોકપાલ જેવા અને પુરુષોમાં સિંહ જેવા એ રાજામાં દક્ષતા, ધૃતિ, જ્ઞાન, તપ, શૌચ, ઇંદ્રિયદમન અને મનોનિગ્રહ એ અચળ રીતે રહ્યાં છે. હે કલિ! આવા નળને જે શાપ આપવા ઇચ્છે છે, તે મૂરખ પોતાને જ શાપ આપે છે અને જાતે જ જાતને હણે છે.[૮-૧૧] આવા નળને હે કલિ! જે શાપ આપવા ઇચ્છે છે, તે અગાધ, વિશાળ અને કષ્ટદાયી એવા નરકના ખાડામાં ગરકે છે'[૧૨] કલિ અને દ્વાપરને આ પ્રમાણે કહીને દેવો સ્વર્ગમાં ચાલ્યા ગયા. દેવો ચાલ્યા ગયા, પછી કલિએ દ્વાપરને કહ્યું કે, 'હે દ્વાપર! હું મારા ક્રોધને પાછો વાળી લેવાની હામ ધરી શકતો નથી. હું નળને વિષે વસીશ અને તેને રાજ્યથી ભ્રષ્ટ કરીશ. આથી તે ભીમતનયા સાથે રમણ કરી શકશે નહિ. આમાં તું પણ પાસાઓમાં પેસીને મારો સહાયભૂત થા.[૧૩-૧૫]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમા 'કલિ અને દેવનો સંવાદ' નામનો અધ્યાય ૫૮મો સમાપ્ત

## अध्याय ५९मो

### નળનું દ્યૂત

॥ बृहदश्व उवाच ॥

एवं स समयं कृत्वा द्वापरेण कलिः सह॥
आजगाम ततस्तत्र यत्र राजा स नैषधः॥ १॥

બૃહદશ્વ બોલ્યા આમ દ્વાપર સાથે સંકેત કરીને તે કલિ જ્યા નળરાજા હતો ત્યા આવ્યો. નળમા નિત્ય છિદ્ર શોધતો તે નિષધનગરમાં લાંબો કાળ વસ્યો. પછી બારમા વર્ષે કલિએ એ નળનું એક છિદ્ર ખોળી કાઢ્યું.[૧,૨] નૈષધરાજે પેશાબ કર્યો

પછી પગ ધોયા નહિ અને માત્ર આચમન કરીને તે સંધ્યોપાસનામાં બેસી ગયો. એ જ વખતે કલિએ એનામાં પ્રવેશ કર્યો.[3] આમ નળમાં પેઠા પછી તે પુષ્કર પાસે ગયો. તેણે પુષ્કરને આ પ્રમાણે કહ્યું: 'ચાલ નળની સાથે જૂગટું રમ; મારી સહાયતાથી તું પાસા–જુગારમાં નળને ચોક્કસ જીતીશ. નળરાજાને જીતીને તું નૈષધદેશના રાજ્યને તારું કર.[4,5] કલિએ આ પ્રમાણે કહ્યું, ત્યારે પુષ્કર નળરાજા પાસે ગયો. શત્રુવીરને હણનારો ભાઈ પુષ્કર આમ વીર નળ પાસે જઈને વારંવાર બોલ્યો: 'આપણે બને ઉત્તમ પાસાઓ વડે દ્યૂત રમીએ.[6] પુષ્કરે દમયંતીના જોતાં ઉદાર મનવાળા નળને આવું તેડું કર્યું, એટલે તે રાજા તે સહન કરી શક્યો નહિ અને તેથી તેણે જુગારનો સમય માની લીધો. પછી ઝપટાયેલો તે નળ દ્યૂતની અંદર ધન, સુવર્ણ, વાહન અને વસ્ત્રો હારી ગયો.[7-9] જુગારના મદમાં મત્ત થયેલા તે શત્રુદમનને મિત્રોમાંથી કોઈ પણ વારી શક્યું નહિ. પછી હે ભારત! જુગારઘેલા એ રાજાને રોકવા માટે સર્વ નગરજનો મંત્રીઓ સહિત તેને જોવા આવ્યા. પછી સારથિએ દમયંતી પાસે જઈ તેને નિવેદન કર્યું કે, 'હે દેવી! આ નગરજનો કંઈક કામ માટે બારણે ઊભા છે. વળી ધર્મ અને અર્થને જાણનારા અને રાજાની આપત્તિને સહન ન કરી શકનારા સર્વ મંત્રીઓ પણ સાથે ઊભા છે. તમે નળરાજાને આની ખબર આપો.'[10-13] પછી દુઃખથી દુર્બળ થયેલી અને શોકથી બેભાન જેવી બનેલી તે દમયંતીએ નૈષધરાજને આંસુભરી વાણીમાં કહ્યું કે,[14] 'હે મહારાજ! પૂર્ણ રાજભક્તિવાળા નગરજનો તમારાં દર્શન કરવાને માટે સર્વ મંત્રીઓ સાથે દરવાજે ઊભા છે.[15] તમારે તેમને દર્શન દેવાં ઘટે છે.' આ પ્રમાણે તેણે ફરીફરીને કહ્યું, પણ ચિત્તહારી કટાક્ષવાળી અને આ રીતે વિલાપ કરી રહેલી તે દમયંતીને કલિની ઝપટમાં આવેલા નળરાજાએ કશો જ ઉત્તર આપ્યો નહિ. આથી તે મંત્રીઓ તથા તે સર્વ પુરવાસીઓ આ નળ નહિ એમ માની અત્યંત દુઃખી થયા અને લજ્જિત થઈને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. પછી હે યુધિષ્ઠિર! નળ અને પુષ્કર વચ્ચે તે જૂગટું અનેક માસ સુધી રમાયું અને તેમાં પુણ્યશ્લોક નળરાજા હારી ગયો.[16-18]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'નળદ્યૂત' નામનો અધ્યાય ૫૯ મો સમાપ્ત

## અધ્યાય ૬૦ મો

### નળને દ્યૂતથી રોકવા દમયંતીનો પ્રયાસ ને બન્ને બાળકોને કુંડિનપુર મોકલવાં

॥ बृहदश्व उवाच ॥

दमयन्ती ततो दृष्ट्वा पुण्यश्लोकं नराधिपम् ।
उन्मत्तवदनुन्मत्ता देवेन गतचेतसम् ॥ १ ॥

બૃહદશ્વ બોલ્યા: પછી હે રાજન્! પુણ્યશ્લોક નળ મહારાજને જુગારમાં ગાંડાની જેમ ભાન ગુમાવેલો જોઈને સાવધ ભીમસુતા દમયંતી ભય અને શોકથી ઘેરાઈ ગઈ; તથા રાજા પ્રત્યેના પોતાના અતિ મહાન કાર્યનો વિચાર કરવા લાગી.[1,2] નળ ઉપર દુઃખ આવી પડશે એની ફાળમાં પડેલી અને નળનું પ્રિય કરવા ઇચ્છી રહેલી તે દમયંતી સર્વસ્વ હારી ગયેલા નળની પાસે ગઈ. પછી અતિ યશસ્વિની, સર્વ કાર્યમાં કુશળ, હિતકારિણી, ભક્તિભરી, ઉત્તમ વચન કહેનારી અને ધાનનું કામ કરનારી બૃહત્સેના નામે પરિચારિકાને તેણે કહ્યું કે,[3,4] 'હે બૃહત્સેના! તું જા અને નળની આજ્ઞાથી મંત્રીઓને તેડી લાવ. તેમને પૂછ કે જુગારદાવમાં કેટલું ધન ગયું છે અને કેટલું બાકી રહ્યું છે!'[5] આથી તે સર્વ મંત્રીઓ નળની આજ્ઞા જાણીને બોલ્યા કે, 'અહો! હજી અમારું આટલું ભાગ્ય છે શું!'

અને તેઓ નળ પાસે આવ્યા.[૬] ભીમનંદિનીએ નળને કહ્યું: 'તે સર્વ મંત્રીઓ બીજી વાર આવીને ઊભા છે.' પણ નળ રાજાએ તે તરફ લક્ષ આપ્યું નહિ. સ્વામી પોતાના વચનને ગણતરીમાં લેતા નથી એ જોઈને દમયંતી ઝાંખી પડી ગઈ અને પાછી પોતાના ભવનમાં ચાલી ગઈ. જુગારના પાસાઓ પુણ્યશ્લોક નળની વિરુદ્ધ જઈ રહ્યા છે અને તે સર્વસ્વ હારી ચૂક્યા છે, એમ ફરી ફરી સાંભળીને દમયંતીએ ધાવને ફરીથી કહ્યું :[૭-૯] 'હે બૃહત્સેના ! તું ફરી જા અને નળના આદેશથી સારથિ વાર્ષ્ણેયને બોલાવી લાવ. કારણ કે મોટું કામ કરવાનો સમય આવી પહોંચ્યો છે.' દમયંતીનું બોલવું સાંભળીને તે બૃહત્સેનાએ વિશ્વાસુ પુરુષો દ્વારા વાર્ષ્ણેયને તેડાવી મંગાવ્યો. પછી દેશ અને કાળને જાણનારી તે અનિંદિતા ભીમતનયાએ સુમધુર વાણીથી સાંત્વન દેતાં વાર્ષ્ણેયને આ સમયોચિત વચન કહ્યાં.[૧૦-૧૨] 'તું જાણે છે કે, રાજા તારી સાથે સદૈવ સારું વર્તન રાખે છે, તો આપત્તિમાં આવી પડેલા તેમને તારે સહાય કરવી યોગ્ય છે.[૧૩] રાજા જેમ જેમ પુષ્કરથી હારતા જાય તેમ તેમ તેમને જુગારમાં વિશેષ ચસકો ચડે છે. વળી જુગારમાં પુષ્કરના પાસાઓ તેના મનમાન્યા પડે છે, ત્યારે નળના પાસા ઊલટા પડતા જણાય છે.[૧૪,૧૫] મોહિત થયેલા એ મહારાજા નળ મિત્રો અને સ્વજનોનાં વચનોને યથાર્થ સાંભળતા નથી. અરે ! મારાં વચનને પણ કાને ધરતા નથી. હું માનું છું કે, મોહમાં પડેલા રાજા મારાં વચનને લેખતા નથી, એમાં સાચે જ મહાત્મા નૈષધનાથનો દોષ નથી. હે સારથિ ! હું તારે આશ્રયે આવી છું; તું મારું વચન માન. મને અશુભ વિચારો જાગે છે; એટલે કદાચ વિનાશ પણ આવશે.[૧૬-૧૮] આથી નળના પ્રિય અને મનના જેવી ગતિવાળા અશ્વો જોડીને, તું આ બે બાળકોની જોડને રથમાં બેસાડીને કુંડિનપુર જાય એ યોગ્ય છે. તું બે બાળકોને, રથને અને આ ઘોડાઓને મારાં સગાંસંબંધીઓને સોંપજે અને પછી ઇચ્છા હોય તો ત્યાં રહેજે અથવા બીજે ચાલ્યો જજે.'[૧૯,૨૦] નળના સારથિ વાર્ષ્ણેયે દમયંતીનાં એ વચનો નળના મુખ્ય મંત્રીઓને સંપૂર્ણ રીતે કહી જણાવ્યાં.[૨૧] હે મહીપતિ ! તે મંત્રીઓએ એકઠા મળી નિર્ણય કર્યો અને સારથિને તેમ કરવાની આજ્ઞા આપી. પછી કુમાર અને કુંવરીની જોડને લઈને તે સારથિ તે રથમાં વિદર્ભદેશમાં ગયો.[૨૨] ત્યાં સારથિએ ઘોડા, તે શ્રેષ્ઠ રથ, બાળક ઇંદ્રસેન તથા તે ઇંદ્રસેના કન્યા એ સર્વને ભીમરાજાને સોંપ્યાં. પછી દુઃખી થયેલો અને નળરાજાનો શોક કરતો તે ફરતો ફરતો અયોધ્યા નગરીમાં ગયો.[૨૩,૨૪] ત્યાં હે મહીપતિ ! દુઃખથી અતિશય પીડાઈ રહેલો તે સારથિ ઋતુપર્ણ રાજાની સેવામાં રહ્યો અને તેનું સારથિકાર્ય કરીને નિર્વાહખર્ચ મેળવવા લાગ્યો.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'કુંડિનગર પ્રત્યે કુમાર અને કુમારીને મોકલવાં' નામનો અધ્યાય ૬૦ મો સમાપ્ત

## अध्याय ६१ मो

### નળનું વનગમન

॥ बृहदश्व उवाच ॥

ततस्तु याते वार्ष्णेये पुण्यश्लोकस्य दीव्यतः ।
पुष्करेण हृतं राज्यं यच्चान्यद्वसु किंचन ॥ १ ॥

બૃહદશ્વ બોલ્યા : હવે વાર્ષ્ણેય સારથિના ગયા પછી પુષ્કરે જુગાર રમતા પુણ્યશ્લોક નળરાજાનું રાજ્ય તથા તેની જે કાંઈ બીજી સંપત્તિ હતી, તે બધું હરી લીધું.[૧] હે રાજન્ ! રાજ્ય હારેલા નળને પુષ્કરે હસતાં હસતાં કહ્યું : 'ફરી જુગાર થવા દો. સામા દાવમાં મૂકવાને તારી પાસે શું છે ? એક દમયંતી બાકી રહી છે.

બાકી બધું મેં જીતી લીધું છે. તો તને ઠીક લાગે તો તું દમયંતીને દાવમાં મૂક.[૨,૩] પુષ્કરે આ પ્રમાણે કહ્યું, ત્યારે પુણ્યશ્લોક નળરાજનું હૃદય ક્રોધથી જાણે ફાટી ગયું; છતાં તેણે તેને કશો સામો જવાબ આપ્યો નહિ.[૪] પછી અત્યંત ક્રોધમાં આવેલા તે મહાયશસ્વી નળે પુષ્કરને જોઈને પોતાનાં સર્વ અંગો ઉપરથી અલંકારો ઉતારી નાખ્યા અને સુવિશાલ રાજ્યલક્ષ્મી ત્યાગીને તે રાજા માત્ર એક પહેરેલે ધોતિયે ત્યાંથી નીકળી પડ્યો. આથી મિત્રજનોને મહાશોક થયો.[૫,૬] ત્યારે આમ જઈ રહેલા તે નળને દમયંતી પણ માત્ર એક વસ્ત્ર પહેરીને અનુસરી રહી. આમ તે નૈષધાધિપતિ એ દમયંતી સાથે નગરની બહાર ત્રણ રાત રહ્યા.[૭] હે મહારાજ! પુષ્કરે તો નગરમાં ઢંઢેરો પિટાવ્યો હતો કે, 'જો કોઈ નળની સાથે સત્કારપૂર્વક વર્તશે, તો તેને મારે હાથે વધની શિક્ષા થશે.[૮] આમ હે યુધિષ્ઠિર! પુષ્કરની આવી આજ્ઞાને લીધે તેમ જ તેના વેરને કારણે નગરજનોએ તે નળનો સત્કાર કર્યો નહિ.[૯] સત્કારપાત્ર તે રાજા આ રીતે નગરની સમીપમાં માત્ર જળ પીને ત્રણ રાત રહ્યો. ત્યાં ભૂખથી પીડાઈ રહેલો તે રાજા ફળમૂળ મેળવવા ચાલ્યો, તો દમયંતી પણ તેની પાછળ પાછળ ચાલી.[૧૦,૧૧] આમ અનેક દિવસ સુધી નળરાજા ભૂખથી પીડાઈ રહ્યો હતો, તેવામાં તેણે સોનાના જેવી પાંખવાળાં કેટલાંક પંખીઓ જોયાં.[૧૨] તે વખતે તે બળવાન નિષધાધિપતિએ વિચાર્યું : 'આજે મને આ ભક્ષ્ય મળ્યું છે અને આ સંપત્તિરૂપ પણ થશે.'[૧૩] પછી તેણે પોતાના પહેરેલા વસ્ત્રથી તે પક્ષીઓને ઢાંકવા માંડ્યાં, ત્યાં તો તે સર્વ તે વસ્ત્ર લઈને આકાશમાર્ગે ઊડી ગયાં.[૧૪] ત્યારે દિગંબર થયેલા, દીન બનેલા અને નીચું મોં રાખી જમીન ઉપર ઊભેલા એ નળને તે પંખીઓએ ઊડતાં ઊડતાં આ વેણ કહ્યાં :[૧૫] 'અલ્યા મૂરખા! અમે પાસાઓ છીએ, તારું વસ્ત્ર હરી લેવાની ઇચ્છાએ અહીં આવ્યા હતા. કેમ કે તું સવસ્ત્ર ત્યાંથી નીકળ્યો એ અમને પ્રીતિકર નહોતું.'[૧૬] હે રાજન્! તે પોતાની પાસે આવેલા તે પાસાઓને તેમ જ પોતાને નિર્વસ્ત્ર જોઈને એ પુણ્યશ્લોક દમયંતીને આ પ્રમાણે બોલ્યો : 'હે અનિંદિતા! જેમના પ્રકોપને કારણે હું રાજ્યઐશ્વર્યથી ભ્રષ્ટ થયો છું, દુઃખી બન્યો છું, ભૂખથી ગળાઈ રહ્યો છું, તેમ જ જીવટકાવ જેટલું પણ ખાવાનું પામતો નથી તથા જેમને કારણે નિષધદેશના વાસીઓએ મને સત્કાર આપ્યો નથી—તે પાસાઓ હે ભીરુ! આ પક્ષીરૂપ થઈ મારું વસ્ત્ર હરી જાય છે.[૧૭-૧૯] હું તારો સ્વામી ભારે સંકડામણમાં પડ્યો છું, દુખિયારો થયો છું અને મારું ભાન હરાઈ ગયું છે. તું મારાં હિતનાં આ વચન સાંભળ. જો અવંતી અને ઋક્ષવાન પર્વતને ઓળંગીને આ ઘણા માર્ગો દક્ષિણાપથમાં જાય છે. આ વિંધ્ય નામે મહાપર્વત છે. આ સમુદ્રગામિની પયોષ્ણી નદી છે. અનેક મૂળો અને ફળોથી ભરેલા આ મહર્ષિઓના આશ્રમો છે. આ વિદર્ભદેશનો રસ્તો છે. આ માર્ગ કોસલ દેશમાં જાય છે. આથી આગળ, દક્ષિણ દિશામાં, પેલો દક્ષિણાપથ નામે દેશ છે.' હે ભારત! દુઃખી નળરાજાએ ભીમનંદિની દમયંતીને ઉદ્દેશીને આ વચનો સાવધાનતાપૂર્વક અનેક વાર કહ્યાં.[૨૦-૨૪] પછી દુઃખથી સુકાઈ ગયેલી તે દમયંતીએ આંસુથી ગદ્ગદિત વાણીમાં તે નૈષધનાથને આ કરુણ વચનો કહ્યાં :[૨૫] 'હે મહારાજ! તમારા મનના વિચારનો જેમ જેમ વિચાર કરું છું, તેમ તેમ મારું હૃદય ઉદ્વેગ પામે છે, મારાં સર્વ અંગો ગળાઈ જાય છે.[૨૬] અરે! રાજ્ય હારેલા, સંપત્તિ ગુમાવેલા, વસ્ત્ર વિનાના અને ભૂખ તથા શ્રમથી ઘેરાયેલા એવા તમને

નિર્જન વનમાં મૂકીને હું કેમ કરીને ચાલી જઈ શકું ?[૨૭] હે મહારાજ! ઘોર વનમાં તમે થાકી ગયા હશો, તમે ભૂખે પીડાઈ રહ્યા હશો અને તમે પૂર્વનાં તે સુખોને સંભારતા હશો, ત્યારે હું તમારા થાકને દૂર કરીશ.[૨૮] સર્વ દુઃખોમાં પત્ની જેવું બીજું કોઈ ઔસડ નથી, એવો વૈદ્યોનો મત છે. આ હું તમને સાચું કહું છું.[૨૯]

નળ બોલ્યો: હે દમયંતી! હે સુમધ્યમા! તું જે કહે છે તે તેમ જ છે. દુઃખી માણસ માટે ભાર્યા સમાન કોઈ મિત્ર નથી અને તેના જેવું કોઈ ઔષધ નથી.[૩૦] હું કંઈ તને ત્યજવાને ઇચ્છતો નથી, તો હે ભીરુ! તું શા માટે આવી શંકા કરે છે? હે અનિંદિતા! હું મારા દેહનો ત્યાગ કરીશ પણ તારો ત્યાગ કરીશ નહિ.[૩૧]

દમયંતી બોલી: હે મહારાજ! તમે જો મને તજવાને ઇચ્છતા નથી, તો તમે આ વિદર્ભ દેશના માર્ગો કેમ બતાવો છો? હે નૃપતિ! હું જાણું તો છું જ કે, તમે મને ત્યજવાના નથી.[૩૨] પણ હે મહીપતિ! હમણાં તમારું મન ઠેકાણે ન હોવાથી તમે કદાચ મને ત્યજી દો. હે નરોત્તમ! તમે મારી આગળ વારંવાર માર્ગ દેખાડ્યા કરો છો. હે દેવ-તુલ્ય! આથી તમે વિનાકારણે મારો શોક વધારી રહ્યા છો. જો તમારો એ જ અભિપ્રાય હોય કે, મારે પિયર જ જવું જો તમને માન્ય હોય તો આપણે બંને સાથે વિદર્ભ દેશમાં જઈએ. હે માન-દાતા! ત્યાં વિદર્ભરાજ તમારો સત્કાર કરશે. હે રાજન્! તેમનો સત્કાર પામેલા તમે અમારે ઘેર સુખથી વસશો.[૩૩–૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'નળની વનયાત્રા' નામનો અધ્યાય ૬૧ મો સમાપ્ત

# अध्याय ६२मो
## દમયંતીનો ત્યાગ

॥ नल उवाच ॥

यथा राज्यं तव पितुस्तथा मम न संशयः ।
न तु तत्र गमिष्यामि विषमस्थः कथंचन ॥

નળ બોલ્યો: રાજ્ય જેવું તારા પિતાનું છે, તેવું મારુંય છે, એ વિષે સંશય નથી; પણ વિષમ સ્થિતિમાં આવેલો હું, ત્યાં કોઈ રીતે જઈશ નહિ.[૧] એક વાર સમૃદ્ધિસંપન્ન હું ત્યાં ગયો હતો અને તારા હર્ષમાં વૃદ્ધિ કરનારો નીવડ્યો હતો; હવે રાજ્યથી ભ્રષ્ટ થયેલો હું ત્યાં જઈને શા માટે તારા શોકમાં વધારો કરનારો થાઉં[૨]?

બૃહદશ્વ બોલ્યા: આ પ્રમાણે વારંવાર બોલીને નળરાજા અર્ધા વસ્ત્રમાં ઢંકાયેલી કલ્યાણી દમયંતી-ને સાંત્વન આપવા લાગ્યો.[૩] અર્ધા અર્ધા વસ્ત્રથી ઢંકાયેલાં તે બંને આમતેમ ઘૂમતાં રહ્યાં અને ભૂખ તથા તરસથી થાકી ગયેલાં તેઓ કોઈ એક ધર્મ-શાળામાં જઈ પહોંચ્યાં.[૪] તે સ્થાને પહોંચ્યા પછી તે નિષધાધિપતિ નળરાજા વૈદર્ભી સાથે પૃથ્વીતળ ઉપર બેઠો. વસ્ત્ર વિનાનો, ધૂળથી ઘેરાયેલો, મલિન, શોભાહીન અને થાકેલો એવો તે દમયંતીની સાથે ધરણીતળ ઉપર સૂઈ ગયો.[૫,૬] તે જ વખતે કલ્યાણી, સુકુમારી અને તપસ્વિની એવી તે દમયંતી પણ એકદમ દુઃખ પામવાથી નિદ્રાને વશ થઈ ગઈ.[૭] હે પૃથ્વીપાળ! દમયંતી ઊંઘી ગઈ, પણ શોકથી વલોવાઈ રહેલા ચિત્તવાળો નળરાજા પૂર્વની જેમ નિદ્રા ન જ પામ્યો. રાજ્યનું ચાલ્યું જવું, સર્વ સ્નેહી–સંબંધીઓથી છૂટા પડવું અને વનમાં પણ વસ્ત્રનું હરાઈ જવું એ બધું વિચારીને તે ચિંતામાં પડી ગયો:[૮,૯] 'આ કરવાથી મારું શું થશે? એ ન કરવાથી મારું શું થશે? મારે માટે કલ્યાણકારી શું છે? મરણ કે દમયંતીનો ત્યાગ?[૧૦] આ દમયંતી મારામાં અનુરક્ત છે,

મારે કારણે જ તે દુઃખ પામી રહી છે. પણ મારા તજી જવાથી એ કદાચ પોતાનાં સગાં પાસે જાય.[11] એ પતિવ્રતા મારી પાસે રહેવાથી દુઃખ પામશે એ નિઃસંશય છે. પણ એને તજી જવામાં એ દુઃખી થશે એ વાતમાં શંકા છે; કારણ કે કદાચ એને સુખ પણ મળે.[12] તેણે વારંવાર વિચાર્યું અને અનેક રીતે નિશ્ચય કર્યો. હે નરપતિ ! તેણે દમયંતીને છોડી જવાનું કલ્યાણમય માન્યું.[13] 'આ દમયંતી યશસ્વિની, મહાભાગ્યવતી, મારી ભક્ત અને પતિવ્રતા છે; એટલે તેના તેજને લીધે માર્ગમાં કોઈપણ માણસ એનો પરાભવ કરી શકશે નહિ.' આમ તે નળરાજાએ દમયંતીના સંબંધમાં અવળી બુદ્ધિ કરી. દુષ્ટભાવ કલિને કારણે તેણે દમયંતીને છોડી જવાનું નક્કી કર્યું.[14,15] પોતાની પાસે વસ્ત્ર નથી અને દમયંતી પાસે એક જ વસ્ત્ર છે, એમ વિચારીને રાજાએ દમયંતીના વસ્ત્રને અરધું કાતરી લેવાનો સંકલ્પ કર્યો.[16] 'એ વસ્ત્ર ફાડી લઉં અને મારી પ્રિયા જાગી ન જાય, એ કેમ બને ?' એમ વિચારી નળરાજા ત્યારે તે સ્થાનમાં ચારે બાજુ આંટા મારવા લાગ્યો.[17] પછી હે ભારત ! નળ આમતેમ જોરથી ઘૂમતો હતો, ત્યારે તે ધર્મશાળાના એક ભાગમાં તેને ઉત્તમ જાતની એક ઉઘાડી તલવાર મળી આવી. પછી એ શત્રુતાપને તે તલવારથી અરધું વસ્ત્ર ફાડીને પહેરી લીધું અને બેભાન સૂતેલી વૈદર્ભીને તજીને તે વેગથી નાસવા લાગ્યો.[18] પણ એનું હૃદય ફર્યું, ફરી એ તે સ્થાને પાછો આવ્યો; ત્યાં નૈષધનાથ દમયંતીને જોઈને રોવા લાગ્યો:[19,20] 'અરે ! જે મારી પ્રિયાને પૂર્વે વાયુ અને સૂર્ય પણ દેખી શકતા નહોતા, તે આજે આ સ્થાનમાં ભોંય ઉપર, અનાથની જેમ સૂઈ રહી છે.[21] ફાટેલા વસ્ત્રમાં ઢંકાયેલી, મનોહર સ્મિતવાળી અને સુસુંદર મધ્યભાગવાળી એ જાગશે, ત્યારે કેવી ગાંડા જેવી થશે. અરે ! મારાથી વિરહ પામેલી એ શુભ સતી ભીમસુતા મૃગો અને સાપોથી સેવાયેલા આ ઘોર વનમાં કેવી રીતે એકલી ફરશે ?[22,23] હે મહાભાગ્યવતી ! તું ધર્મથી અભિરક્ષિત છે, આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનો અને મરુદ્‌ગણો તારું રક્ષણ કરો.'[24] સંસારમાં અનુપમ રૂપવાળી એવી પોતાની પ્રિય પત્નીને નળે આ પ્રમાણે કહ્યું અને કલિથી હરાયેલા જ્ઞાનવાળો તે એકદમ ઊઠીને ચાલવા મંડ્યો.[25] વારંવાર જઈ જઈને પાછો નળરાજા તે સ્થાને આવતો હતો. એક બાજુ કલિ તેને ખેંચી રહ્યો હતો, તો બીજી બાજુ પ્રેમ તેને પાછો આકર્ષતો હતો. આમ તે વખતે એ દુખિયારાનું હૃદય બે ભાગમાં વહેંચાઈ ગયું હતું. હીંચકાની જેમ તે વારંવાર આઘો જતો હતો અને વારંવાર ઉતારા તરફ પાછો આવતો હતો. આખરે કલિથી વશ થયેલા અને મોહમાં પડેલા તે નળે પોતાની સૂતેલી ભાર્યાને છોડી દીધી; અત્યંત કરુણ વિલાપ કરીને તે ત્યાંથી વેગપૂર્વક દોડીને ચાલ્યો ગયો.[26-28] કલિના સપાટામાં આવેલા અને વિવેકશૂન્ય થયેલા એ રાજાએ કોઈ વિચારની ગણના કરી નહિ. દુખિત થયેલા તેણે પોતાની પત્નીને શૂન્ય વનમાં એકલી તજીને ચાલવા જ માંડ્યું.[29]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'દમયંતીનો પરિત્યાગ' નામનો અધ્યાય ૬૨ મો સમાપ્ત

## અધ્યાય ૬૩ મો

### દમયંતીની દુર્દશા

॥ बृहदश्व उवाच ॥

अपक्रांते नले राजन्दमयंती गतक्लमा ।
अबुध्यत वरारोहा संत्रस्ता विजने वने ॥ १ ॥

બૃહદશ્વ બોલ્યા: હે રાજન્ ! નળ ચાલ્યો ગયો, એ પછી સુનિતંબિની દમયંતી થાકથી મુક્ત થતાં

## નળરાજાનું દમયંતીને છોડી જવું



એક વસ્ત્રથી ઢંકાયેલા તે [illegible] કરતા કરતા ભૂખ અને થાકને લીધે એક ધર્મશાળા પાસે જઈ જમીન પર સૂતાં. દમયંતી ઊંઘી ગઈ, પણ નળ-રાજાને ઊંઘ આવી નહિ. તેમણે વિચાર્યું કે, 'દુઃખમાં ભાર્યા જેવું ઔષધ નથી; પરંતુ મારે જ લીધે આ બિચારી નિર્દોષ અને સુકોમળ દમયંતી દુઃખ વેઠયા કરે, એ પણ કેમ જોયું જાય? માટે તેને તજવામાં જ મારું ને તેનું શ્રેય છે.' પછી નળે દમયંતી જાગે નહિ તેમ અર્ધું વસ્ત્ર ફાડયું, ઘણું જ રોયા; સતીનું રક્ષણ કરવા દેવોને પ્રાર્થના કરી અને પછી અત્યંત દુઃખી હૃદયે ત્યાંથી ચાલી નીકળ્યા.

જાગી ગઈ અને નિર્જન વનમાં ભયગ્રસ્ત થઈ ગઈ. પોતાના સ્વામીને નહિ જોવાથી તે શોક અને દુઃખથી ઘેરાઈ ગઈ.[૧] ત્રાસી ઊઠેલી તે દમયંતી નૈષધનાથને 'મહારાજ' કહીને ઊંચે સ્વરે બૂમો પાડવા લાગી: 'હે નાથ! અરે મહારાજ! હાય સ્વામી! તમે મને કેમ તજી જાઓ છો? નિર્જન વનમાં હું બળી ગઈ છું, મારી પડી છું, અરે! વિનાશ પામી છું. ઓ મહારાજ! તમે તો ધર્મજ્ઞ અને સત્યવાદી છો, તો પછી સત્ય વચન કહીને તમે જંગલમાં મને એકલી મૂકીને કેમ ચાલ્યા જાઓ છો?[૨,૩] તેમાં પણ મેં તમારો કંઈ અપરાધ કર્યો નથી; અપરાધ તો શત્રુએ કર્યો છે. તો તમે શા માટે ચતુર અને પતિવ્રતા એવી તમારી પત્નીને છોડીને જાઓ છો? હે નરપતિ! પૂર્વે લોકપાલોની સમક્ષ તમે મને જે વચનો કહ્યાં હતાં, તે વચનો તમે સત્ય કરવાને સમર્થ છો.[૪,૫] હે પુરુષસિંહ! મરણધર્મવાળા માનવીઓને પણ અકાળે મોત આવતું નથી. આથી તો તમે ત્યજેલી તમારી આ કાંતા ક્ષણિક પણ જીવી રહી છે. હે પુરુષસિંહ! આટલી મશ્કરી બહુ થઈ. હે દુર્ધર્ષ! હું ભયથી મરી રહી છું. હે પ્રભુ! હવે તમે દર્શન આપો.[૬,૭] ઓ રાજન્! તમે આ દેખાઓ છો. ઓ તમે દેખાઓ છો! હે નૈષધ! તમને આ દીઠા! જાળાંમાં છુપાઈને તમે કેમ મારી સાથે બોલતા નથી?[૮] હે રાજેંદ્ર! આ હું અહીં આવી દશાને પામી છું અને વિલાપ કરી રહી છું; છતાં તમે મને મળીને આશ્વાસન પણ આપતા નથી.[૯] આ તો હે રાજન્! તમારી નિર્દયતા છે. હું મારી જાતનો શોક કરતી નથી તેમજ કંઈ બીજી વાતનો પણ શોક કરતી નથી. હે મહારાજ! મને એ જ શોક થાય છે કે, તમને એકલાને શું ને શું થશે? હે રાજન્! તમે તરસ્યા, ભૂખ્યા અને થાક્યાપાક્યા એમ, સાંજે ઝાડના મૂળ આગળ આવશો અને મને જોશો નહિ ત્યારે તમારી શી દશા થશે?[૧૦-૧૨] આમ તીવ્ર શોકથી શેકાઈ રહેલી અને રોષથી સળગી ગયેલી તે દુખિયારી રોતી રોતી આમતેમ દોડવા લાગી. વારંવાર તે બાળા ઊઠતી અને પાછી વિહ્વળ થઈને પૃથ્વી પર ગબડી પડતી. વારંવાર તે ભયભીત થઈ સંતાઈ જતી અને વારંવાર તે મોટે સાદે વિલાપ કરીને રડતી હતી.[૧૩,૧૪] પછી શોકથી અત્યંત તપી રહેલી અને વ્યાકુળ થયેલી તે પતિવ્રતા ભીમસુતા વારંવાર નિસાસા નાખતી હતી. તે નિઃશ્વાસ નાખતી રડતી રડતી આ પ્રમાણે બોલવા લાગી: [૧૫] 'જેના અભિશાપે કરીને દુઃખગ્રસ્ત નૈષધરાજ દુઃખ પામી રહ્યા છે, તે પ્રાણીને અમારા કરતાં પણ અધિક દુઃખ પડો.[૧૬] જે પાપિયાએ નિષ્પાપ ચિત્તવાળા નળરાજાને આવી અવદશામાં નાખ્યા છે, તે નળ કરતાં પણ વિશેષ દુઃખભરી દશાને પામો. તેનો આવરદા દુઃખથી જ ભરેલો જાઓ.'[૧૭] આમ વિલાપ કરી રહેલી મહાત્મા નળરાજની તે પત્ની રાની પશુઓથી સેવાયેલા વનમાં સ્વામીની ખોળ કરવા લાગી.[૧૮] તે ભીમનંદિની ગાંડાની જેમ 'હે રાજન્! હા રાજન્!' એમ બોલીને આમતેમ વિલાપ કરી રહી અને વારંવાર અહીંતહીં દોડવા લાગી.[૧૯] આ રીતે ભીમતનયા ચીસો પાડતી ટિટોડીની જેમ અત્યંત આક્રંદ કરતી હતી, બહુ બહુ કરુણ શોક કરતી હતી અને વારંવાર વિલાપ કરતી હતી; એવામાં તે એકાએક એક અજગરની નજીક જઈ પડી. મોટી કાયાવાળા અને ક્ષુધાતુર થયેલા તે અજગરે ચારે બાજુ ઘૂમતી એ દમયંતીને પકડી લીધી. શોકથી ભીંજાઈ ગયેલી તે દમયંતી આમ અજગરથી ગળાવા લાગી, ત્યારે પણ તે જેટલો નૈષધનાથનો શોક કરતી હતી, તેટલો પોતાને માટે કરતી નહોતી.[૨૦-૨૨] 'ઓ નાથ!

આ અજગર મને અનાથની જેમ અહીં નિર્જન વનમાં ગળી રહ્યો છે, તમે કેમ દોડી આવતા નથી? હે નૈષધ! પછી મને સંભારીને તમને કેવું થશે? હે પ્રભુ! આજે મને વનમાં મૂકીને તમે શા માટે ચાલ્યા ગયા છો?[૨૩,૨૪] હે નૈષધરાજ! તમે પાપથી મુક્ત થશો અને તમને ફરી બુદ્ધિ, મન તથા ધન સાંપડશે, ત્યારે હે રાજસિંહ! તમે થાક્યા હશો, ભૂખથી પીડાયા હશો અને ચીમળાયા હશો, તે વખતે હે નિષ્પાપ! તમારો શ્રમ કોણ દૂર કરશે?' એ વખતે ચીસ પાડી રહેલી એ દમયંતીને સાંભળીને, ગહન વનમાં વિચરતો કોઈ એક પારધી ત્યાં વેગથી દોડી આવ્યો.[૨૫,૨૬] વિશાળ નયનવાળી એ દમયંતીને અજગરથી પકડાયેલી જોઈને તે પારધીએ ઉતાવળ કરી અને અજગર ઉપર વેગથી હલ્લો કર્યો. તીક્ષ્ણ હથિયારથી તેણે તેને મુખ આગળથી ચીરી નાખ્યો. પછી પશુ ઉપર જીવનારા તે વ્યાધે તે ચેષ્ટાહીન થયેલા ભુજંગને ચીરીને દમયંતીને છોડાવી.[૨૭,૨૮] પછી હે ભારત! તે વ્યાધે દમયંતીને પાણીથી સ્નાન કરાવ્યું, થોડુંક ખાવા આપ્યું અને તેને ધીરજ દઈ આ પ્રમાણે પૂછ્યું:[૨૯] 'હે બાલમૃગના જેવાં નયનવાળી! તું કોની છે? તું વનમાં ક્યાંથી આવી? હે ભાવિની! તને આ મહાસંકટ કેમ આવી પડ્યું?'[૩૦] આમ હે પૃથ્વીપતિ! તે પારધીએ દમયંતીને પૂછ્યું, ત્યારે હે ભારત! તેણે તેને સર્વ વૃત્તાંત યથાવત્ કહી જણાવ્યું.[૩૧] અર્ધા વસ્ત્રમાં ઢંકાયેલી, ભરાઉ નિતંબવાળી, પુષ્ટ પયોધરવાળી, સુકુમાર અને સ્તુત્ય ગાત્રવાળી, પૂર્ણચંદ્રના જેવા મુખવાળી, વાંકડી પાંપણથી શોભતાં લોચનવાળી તેમ જ મધુર બોલનારી એ દમયંતીને જોઈને તે પારધી કામને વશ થઈ ગયો.[૩૨,૩૩] પછી કામાતુર થયેલો તે પારધી મીઠી અને મનોહર વાણીમાં દમયંતીને સાંત્વન આપવા લાગ્યો; એટલે કલ્યાણમયી દમયંતી પણ તેનો ભાવ સમજી ગઈ.[૩૪] તે પતિવ્રતા તેને દુષ્ટ તરીકે જાણીને તીવ્ર રોષના આવેશમાં આવી ગઈ અને ક્રોધથી જાણે પ્રજ્વલિત થઈ ગઈ.[૩૫] પાપી બુદ્ધિવાળો તે નીચ તો દમયંતીની છેડ કરવા તલપી રહ્યો હતો; પણ પાવકની પ્રોજ્જ્વળ જ્વાલા જેવી દમયંતી ઉપર તે આક્રમણ કરવાની હિંમત ધરી શક્યો નહિ.[૩૬] પતિ અને રાજ્યથી વિમુખ થયેલી અને દુઃખથી પીડાઈ રહેલી દમયંતીએ જાણ્યું કે, હવે માત્ર બોલવાથી કંઈ વળે એમ નથી એટલે રોષયુક્ત થયેલી તેણે તેને શાપ આપ્યો:[૩૭] 'જો હું નૈષધનાથ સિવાય બીજા કોઈનો મનથી પણ વિચાર ન કરતી હોઉં, તો આ પશુજીવી નીચ પારધી નિષ્પ્રાણ થઈ જાઓ!' આ વચન કહેતાંની સાથે જ તે પારધી અગ્નિથી બળેલા વૃક્ષની જેમ, ધરતી ઉપર પ્રાણહીન થઈને પડ્યો.[૩૮-૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'અજગરગ્રસ્ત દમયંતીમોચન' નામનો અધ્યાય ૬૩ મો સમાપ્ત

## અધ્યાય ૬૪મો

### દમયંતીનો વિલાપ

॥ बृहदश्व उवाच ॥

सा निहत्य मृगव्याधं प्रतस्थे कमलेक्षणा।
वनं प्रतिभयं शून्यं झिल्लिकागणनादितम् ॥१॥

બૃહદશ્વ બોલ્યા: કમળ સમાન નેત્રવાળી દમયંતી તે પારધીને મારીને શૂન્ય, ભયંકર અને તમરાંનાં ટોળાંથી ગાજી રહેલા વનમાં આગળ ચાલવા લાગી.[૧] એ વન સિંહો, દીપડાઓ, રુરુ મૃગો, વાઘો, પાડાઓ અને રીંછોથી વ્યાપ્ત હતું. એમાં વિવિધ પક્ષીઓના સમૂહો ભર્યા હતા. ચોરો અને મ્લેચ્છોએ એમાં આશરો કર્યો હતો. સાગ, વાંસ, ધમાસ, પીપળા, અખરોટ, હીંગોળ, કેસૂડા, અર્જુન, સાદડ અને અરીઠી, એ ઝાડોથી

છવાયલું હતું. વળી સ્યંદન, શીમળા, જાંબુડા, આંબા, લોધ્ર, ખેર, સાગ, નેતર, પદ્મક, આમલી, પારસપીપળ, કદંબ અને ઉમરડા એ વૃક્ષોથી એ ઘેરાયલું હતું. એ બોરડી અને બીલીથી ઢંકાયેલું હતું. વડ, પ્રિયાલ, તાડ, ખજૂરી, હરડે અને બહેડાંનાં વૃક્ષોથી એ ભરપૂર હતું.[૨-૫] ત્યાં તે દમયંતીએ નાનાવિધ સેંકડો ધાતુઓથી છવાયેલા વિવિધ પર્વતો જોયા. ખીચોખીચ ઊગેલી કુંજો જોઈ અને આશ્ચર્યભર્યો દેખાવવાળી ગુફાઓ જોઈ. તેણે નદીઓ, સરોવરો, વાવકૂવાઓ અને વિવિધ પશુપંખીઓ જોયાં. તેણે ભયંકર રૂપવાળા પિશાચો, સરપો અને રાક્ષસો જોયા. વળી તેણે જલક્યારાઓ, જલાશયો, ગિરિશિખરો, સરિતાઓ અને અદ્‌ભુત દર્શનવાળાં ઝરણાં જોયાં. અહીં વિદર્ભરાજનંદિનીએ પાડાઓ, વરાહો, રીંછો અને જંગલી સાપોને પણ ટોળાબંધ જોયા.[૧-૯] આમ તેજ, યશ, લક્ષ્મી અને પરમ સ્થિતિથી સંપન્ન એવી તે વૈદર્ભી તે વખતે નળને શોધતી એકલી વિચરતી હતી. પતિના શોકથી પીડાઈ રહેલી તે રાજકુમારી ભીમતનયા ત્યાં દારણ વનમાં આવી પડ્યા છતાં પણ કશાથી ભય પામતી નહોતી. પછી હે રાજન્! અત્યંત દુ:ખી થયેલી અને પતિના શોકથી સર્વાંગે ઘેરાઈ ગયેલી તે વિદર્ભનંદિની એક શિલાતલ ઉપર બેસીને આ પ્રમાણે વિલાપ કરવા લાગી.[૧૦-૧૨]

દમયંતી બોલી : હે વિશાળ વક્ષઃસ્થળવાળા! હે મહાબાહુ! હે નૈષધોના અધિપતિ! હે મહારાજ! આજે મને નિર્જન વનમાં મૂકીને તમે ક્યાં ગયા છો?[૧૩] હે વીર! હે નરસિંહ! પુષ્કળ દક્ષિણાવાળા અશ્વમેધ આદિ યજ્ઞોનું યજન કરીને તમે મારા સંબંધમાં મિથ્યા વર્તન કેમ ચલાવો છો?[૧૪] હે નરોત્તમ! હે મહાકાંતિમાન! તમે મારી સમક્ષ જે વચન બોલ્યા હતા, તે હે કલ્યાણસ્વરૂપ! હે પાર્થિવોત્તમ! તમારે સંભારવાં ઘટે છે. હે ભૂમિપાલ! આકાશમાં ઊડનારા હંસોએ તમારી આગળ જે કહ્યું હતું અને જે મારી પાસે આવીને કહ્યું હતું, તે તમારે લક્ષમાં લેવું જોઈએ. હે મનુજસિંહ! એક બાજુ સાંગોપાંગ ચારે વેદોનું સવિસ્તર અધ્યયન અને બીજી બાજુ એકલું સત્ય, એ બંને સમાન છે.[૧૫-૧૭] આથી હે શત્રુઘ્ન! હે નરનાથ! તમે મારી આગળ જે વચન બોલ્યા હતા, તે વચન હે વીર! તમારે સાચાં કરવાં ઘટે છે.[૧૮] હે વીર! હા નળ! ઓ અપાપ! આ ઘોર અરણ્યમાં તમારી હું મરી રહી છું, છતાં તમે મને કેમ નથી બોલાવતા? વકાસેલા મોંવાળો; દારણ આકૃતિવાળો અને ભૂખથી ઘેરાયેલો આ આ ભયંકર અરણ્યરાજ વ્યાઘ્ર મારા ઉપર ટાંપી રહ્યો છે; તો આ સમયે તમારે શું મારું રક્ષણ ન કરવું જોઈએ? તમે સદા કહ્યા કરતા હતા કે, 'મને તારા વિના કોઈ બીજી પ્રિયા નથી.' તો હે કલ્યાણમય! હે મહારાજ! તમારી કહેલી આગલી વાણીને તમે સત્ય કરો.[૧૯-૨૧] હે નરાધિપતિ! હું તમારી ઇષ્ટ ભાર્યા ઉન્મત્તની જેમ વિલાપ કરી રહી છું, હું તમારી ઇચ્છિત છું અને તમે મારા ઇચ્છિત છો, છતાં તમે મને કેમ ઉત્તર આપતા નથી?[૨૨] હે વસુધાપતિ! સુકાઈ ગયેલી, દીન થયેલી, નિસ્તેજ બનેલી, મલિન થયેલી અને અરધા વસ્ત્રમાં ઢંકાયેલી હું એકલી અનાથની જેમ વિલાપ કરી રહી છું.[૨૩] હે વિશાલનયન! હું ટોળામાંથી છૂટી પડેલી એકલી હરણીની જેમ રોઈ રહી છું, છતાં હે આર્ય! હે શત્રુનાશક! તમે મારી સંભાળ લેતા નથી! હે મહારાજ! હું એકલી પડેલી સતી દમયંતી મહાવનમાં તમને પોકારી રહી છું, તોપણ તમે મને કેમ ઉત્તર આપતા નથી? હે કુલશીલસંપન્ન! હે મનોહર સર્વાંગથી શોભતા! હે નરોત્તમ!

આજે તમને હું આ પર્વત ઉપર જોતી નથી.[૨૪-૨૬] હે નૈષધનાથ! કંઈ જણાતું નથી. સિંહો અને વાઘોથી સેવાયેલા આ મહાઘોર વનમાં તમે સૂતા છો, બેઠા છો, ઊભા છો કે ચાલી નીકળ્યા છો? હે નરશ્રેષ્ઠ! હે મારો શોક વધારનાર! દુઃખથી આતુર થયેલી અને શોકથી સુકાઈ ગયેલી હું હવે તમારે માટે કોને પૂછું?[૨૭,૨૮] 'આ વનમાં ચાલી નીકળેલા નળને તમારામાંથી કોઈ મળ્યું છે? નળરાજને તમે કોઈએ દીઠા છે?' એવું મારે કોને પૂછવું? 'શત્રુઓના વ્યૂહનો વિનાશ કરનારા, સર્વ સુંદર અંગવાળા અને કમળના જેવાં નયનવાળા જે મહાત્મા નળરાજને તું ખોળી રહી છે તે આ રહ્યા,' એવી મધુરી વાણી હું આજે કોની સાંભળીશ?[૨૯,૩૦] ચાર દાંતવાળો, મોટા જડબાવાળો અને કાંતિમાન એવો આ વનરાજ શાર્દૂલ મારી તરફ આવી રહ્યો છે. હું નિઃશંકતાએ એની પાસે જઈશ. આવો વિચાર કરી દમયંતી તેની પાસે ગઈ અને બોલી: 'તમે મૃગોના અધિપતિ છો, આ વનના પ્રભુ છો. તમે મને વિદર્ભરાજની પુત્રી અને શત્રુઘાતી નૈષધનાથ નળની પત્ની નામે દમયંતી જાણો.[૩૧-૩૩] હે મૃગેંદ્ર! શોકથી શુષ્ક અને દીન થયેલી એકલી એવી હું મારા પતિને શોધી રહી છું. આથી તમે જો અહીં નળને જોયા હોય, તો મને ધીરજ આપો. અથવા હે વનરાજ! તમે નળ વિશે ભાળ ન આપો, તો હે મૃગોત્તમ! તમે મને ખાઈ જાઓ અને મને આ દુઃખમાંથી મુક્ત કરો.[૩૪,૩૫] અરે, અરણ્યમાં મારો વિલાપ સાંભળ્યા છતાં પણ આ તો મને આશ્વાસન આપતો જ નથી. તો હવે મીઠા જળવાળી અને સાગરમાં જતી આ સરિતાને પૂછીશ.[૩૬] અથવા આ પવિત્ર ગિરિરાજ જણાય છે, તેને ઊંચાં અને અનેકાનેક રંગોથી શોભામણાં એવાં ઝળહળતાં શિખરો છે. તે જાતજાતની ધાતુઓથી વ્યાપ્ત છે અને વિવિધ પાષાણોથી વિભૂષિત છે. આ મહાન અરણ્યમાં તે જાણે ધ્વજની જેમ ઊભો છે. તે સિંહો, વાઘો, હાથીઓ, વરાહો, રીંછો અને મૃગોથી ભરપૂર છે. વિધવિધ પંખીઓથી તે ચોમેર ગાજી રહ્યો છે. કેસૂડાં, અશોક, બકુલ, પુંનાગ, કર્ણિકાર, ધમાસા અને પીપળ આદિ અનેક ફૂલભર્યાં વૃક્ષોથી તે શોભી રહ્યો છે. તો હવે પક્ષીઓવાળી નદીઓ અને શિખરોથી ભરેલા આ પર્વતરાજને નળરાજ વિશે પૂછીશ. 'હે ભગવન્! હે ગિરિશ્રેષ્ઠ! હે દિવ્યદર્શન! હે વિખ્યાત! હે શરણદાતા! હે બહુ કલ્યાણમય! હે મહીધર! તમને નમન હો! તમારી પાસે આવી હું તમને પ્રણામ કરું છું.[૩૭-૪૨] તમે મને રાજાની પુત્રી, રાજાની પુત્રવધૂ અને રાજાની પત્ની એવી દમયંતી નામે પ્રસિદ્ધ થયેલી જાણો. મહારથી વિદર્ભના અધિપતિ, ચાતુર્વર્ણ્યના રક્ષક અને પૃથ્વીપતિ એવા ભીમ નામે રાજા મારા પિતા છે.[૪૩,૪૪] તે નૃપશ્રેષ્ઠે રાજસૂય અને અશ્વમેધ આદિ દક્ષિણાયુક્ત યજ્ઞો કર્યા છે. તેમનાં નયન વિશાળ, સ્તુત્ય અને મનોહર છે. તે બ્રાહ્મણભક્ત છે, સદાચારી છે, સત્યવાદી છે અને ઈર્ષ્યારહિત છે. તે શીલવાન, વીર્યવાન અને મહાન શ્રીમાન છે. તે ધર્મવેત્તા છે અને પવિત્ર છે. વિદર્ભ દેશના તે ઉત્તમ રક્ષક છે અને શત્રુઓના સમૂહોના તે વિજેતા છે. તે સમર્થ છે. હે ભગવન્! તમારી આગળ આવીને ઊભેલી મને તેમની પુત્રી જાણો. નરોમાં ઉત્તમ અને વીરસેન એવા યથાર્થ નામે પ્રસિદ્ધ જે નિષધાધિપતિ હતા, તે મારા સસરા છે. તે રાજાને વીર, સત્યપરાક્રમી અને શ્રીમાન એવો નળ નામે પુત્ર છે; તે પરંપરાગત પિતાની પાસેથી મેળવેલા રાજ્યનું પાલન કરે છે. તે શત્રુનાશી છે, શ્યામ છે અને પુણ્યશ્લોક તરીકે વિખ્યાત છે.[૪૫-૪૯] તે બ્રાહ્મણભક્ત, વેદવેત્તા, વક્ત-

શ્રેષ્ઠ અને પુણ્યકર્તા છે. તે સોમપાન કરનારો છે, અગ્નિહોત્રી છે અને યજ્ઞ કરનારો છે. તે દાતા છે, યોદ્ધો છે અને રૂડો શાસક છે. મને અબળાને તેમની શ્રેષ્ઠ પત્ની જાણો. હે પર્વતોત્તમ! રાજ્યશ્રીથી ત્યજાયેલી, પતિથી વિખૂટી પડેલી, અનાથ જેવી થયેલી અને સંકટમાં સપડાયેલી એવી હું સ્વામીને શોધતી શોધતી અહીં તમારી પાસે આવી છું; એમ તમે જાણો.[૫૦–૫૨] હે ગિરિશ્રેષ્ઠ! ગગનને અડતાં આ તમારાં સેંકડો શિખરોથી તમે આ વનમાં કોઈ સ્થળે મહારાજ નળને જોયા છે ખરા? મારા મહાયશસ્વી પતિ ગજેંદ્રના જેવા પરાક્રમી છે, ધીમાન છે, મહાબાહુ છે, તેજસ્વી છે, વિક્રમશીલ છે, સત્ત્વવાન છે અને વીર છે. તમે એ નૈષધાધિપતિ નળને ક્યાંય દીઠા છે? હે પર્વતશ્રેષ્ઠ! તમારી પોતાની દીકરી જેવી હું એકલીઅટૂલી પડી છું, વિહ્વળ થઈ વિલાપ કરી રહી છું; છતાં તમે આજ મને દુખિયારીને વાણી વડે કેમ આશ્વાસન આપતા નથી? હે વીર! હે વિક્રમી! હે ધર્મજ્ઞ! હે સત્યપ્રતિજ્ઞ! હે મહીપતિ! હે મહારાજ! તમે જો આ વનમાં હો, તો તમે પોતે જ મને તમારું દર્શન આપો. પરમ સ્નેહથી ભરેલી, ગંભીર, મેઘના જેવા ધ્વનિવાળી, વેદને અનુસરનારી, મારા શોકને હરનારી અને અમૃતમયી એવી મહાત્મા નૈષધરાજની તે 'હે વૈદર્ભી' એવી સ્પષ્ટ અને શુભ વાણી હું ક્યારે સાંભળીશ? હે નૃપતિ! હે ધર્મવત્સલ! ભયભીત થયેલી મને તમે આશ્વાસન આપો.' રાજનંદિની દમયંતીએ તે પર્વતરાજને આ પ્રમાણે કહ્યું અને પછી તે ત્યાંથી પાછી વળીને ઉત્તર દિશામાં ગઈ.

તે પરમ સુંદરીએ ત્રણ રાત્રિદિવસ અખંડ ચાલ્યા કર્યું. ત્યાં તેણે દિવ્ય ઉપવનથી શોભી રહેલું એક અનુપમ તપોવન જોયું. તે વસિષ્ઠ, ભૃગુ અને અત્રિ જેવા તપસ્વીઓથી શોભી રહ્યું હતું. એ તપસ્વીઓ નિયમપરાયણ, સંયમિત આહારવાળા, ઇંદ્રિયનું દમન કરનારા અને પવિત્રતાથી ભરેલા હતા. એમાં કેટલાક જળભક્ષી હતા, કેટલાક વાયુભક્ષી હતા, તેમ કેટલાક પત્રભક્ષી પણ હતા. જિતેંદ્રિય, મહાભાગ્યશાળી, સ્વર્ગમાર્ગને જોનારા ઇચ્છુક, વલ્કલ તથા મૃગચર્મમાં ઢંકાયેલા અને સંયમપરાયણ ઇંદ્રિયોવાળા તપસ્વી મુનિઓથી વસાયેલું તે રમણીય આશ્રમસ્થાન દમયંતીએ જોયું.[૫૩–૬૪] વિવિધ મૃગોનાં વૃંદોથી યુક્ત અને વાનરોના સમૂહોવાળા તથા તપસ્વીઓથી ભરેલા તે આશ્રમસ્થાનને જોતાં જ તેને ધીરજ આવી.[૬૫] પછી સુંદર ભમ્મરવાળી, મનોહર કેશવાળી, સુવિશાળ નિતંબવાળી, સુચારુ સ્તનવાળી, સુશોભિત દાંતવાળી, સુમનોહર મુખવાળી, ધર્મવર્ચસ્વવાળી, સુંદર જઘનવાળી, શ્યામ તથા વિશાળ નેત્રવાળી, વીરસેનના પુત્રની પ્રિયા, યુવતીઓમાં રત્ન સમી અને મહાભાગ્યવતી એવી તે તપસ્વિની દમયંતી એ આશ્રમમાં ગઈ.[૬૬,૬૭] તે તપોવૃદ્ધ મુનિઓને વંદન કરી, વિનયનમ્ર થઈ ઊભી રહી. તે સર્વ તપસ્વીશ્રેષ્ઠોએ તેને કહ્યું: 'તને સ્વાગત હો.'[૬૮] પછી તપોધનોએ એ દમયંતીને યથાવિધિ સત્કાર આપ્યો અને પછી તેને પૂછ્યું: 'બેસ, કહે, તારું શું કામ કરીએ?'[૬૯] સુસુંદર દમયંતીએ તેમને કહ્યું કે, 'હે અમાપ મહાભાગ્યશાળીઓ! તપ, અગ્નિહોત્ર, ધર્મ, પશુ, પંખી અને સ્વધર્માચરણ એ સર્વના સંબંધમાં ભગવાનોનું કુશળ છે ને?[૭૦,૭૧] તેમણે કહ્યું: 'હે યશસ્વિની! હે ભદ્રા! અમારું સર્વત્ર કુશળ છે. હે સર્વાંગસુંદરી! કહે, તું કોણ છે અને તું શું ઇચ્છે છે? અહીં તારું પરમ રૂપ અને તારી પરમ કાંતિ જોતાંવેંત અમને વિસ્મય થયો છે. તું ધીરજ ધર, શોક કરીશ નહિ. હે કલ્યાણી! તું

આ અરણ્યની દેવી છે? આ પર્વતની દેવતા છે કે પછી આ નદીની અધિષ્ઠાત્રી છે? હે અનિંદિતા! તું સત્ય કહે.[૭૨-૭૪] પછી તેણે ઋષિઓને કહ્યું: 'હે વિપ્રો! હું આ વનની દેવી નથી, તેમ આ પર્વતની દેવતા નથી અને આ નદીની અધિષ્ઠાત્રી પણ નથી. તમે સર્વ તપોધનો મને એક માનવી જાણો.[૭૫] હું વિસ્તારથી વૃત્તાંત કહીશ, તે તમે સૌ સાંભળો. હે દ્વિજશ્રેષ્ઠો! વિદર્ભદેશમાં પૃથ્વીનું પાલન કરનારા જે ભીમ નામે મહીપતિ છે, તેમની તમે સૌ મને પુત્રી જાણો. ધીમાન, મહાયશસ્વી, સંગ્રામવિજેતા, વિદ્વાન અને વીર એવા નળ નામે જે પૃથ્વીપતિ નિષધદેશના અધિપતિ છે, તે મારા ભર્તા છે. તે દેવપૂજનમાં પરાયણ છે અને બ્રાહ્મણોમાં પ્રીતિવાળા છે.[૭૬-૭૮] તે નિષધવંશના રક્ષક છે, મહાતેજસ્વી છે અને મહાબળવાન છે. તે સત્યવાન, ધર્મવેત્તા, પ્રાજ્ઞ, સત્યપ્રતિજ્ઞ અને અરિનાશન છે. નળ નામના તે નૃપશ્રેષ્ઠ બ્રાહ્મણોના ભક્ત છે, દેવતાનિષ્ઠ છે, શ્રીમાન છે, શત્રુનગરના વિજેતા છે અને દેવરાજના જેવી કાંતિવાળા છે.[૭૯,૮૦] મારા એ સ્વામી વિશાળ લોચનવાળા છે, પૂર્ણચંદ્રના જેવા વદનવાળા છે, શત્રુઓને સંહારનારા છે, મુખ્ય યજ્ઞોના કરનારા છે અને વેદવેદાંગમાં પારગામી છે. સૂર્ય અને ચંદ્રના જેવી પ્રભાવાળા તે યુદ્ધમાં શત્રુઓના નાશકારી છે. સત્ય અને ધર્મમાં પરાયણ એવા એ પૃથ્વીપાલને કેટલાક કપટી બુદ્ધિવાળા, અસંસ્કારી મનવાળા, કુટિલ અને દ્યૂતકુશળ અનાર્યોએ જૂગટું રમવા બોલાવ્યા અને એમનાં રાજ્ય તથા ધન હરી લીધાં છે.[૮૧-૮૩] પતિદર્શનને માટે તલસી રહેલી અને દમયંતી નામે વિખ્યાત એવી મને તમે તે રાજસિંહની ભાર્યા જાણો. દુઃખથી વ્યાકુળ થયેલી હું રણપંડિત, મહાત્મા અને અસ્ત્રવેત્તા એવા મારા સ્વામીને શોધી રહી છું; અને વનો, પર્વતો, સરોવરો, સરિતાઓ, સર્વ નાનાં જળાશયો તથા સર્વ અરણ્યોમાં અહીં વિચર્યા કરું છું. નિષધદેશના અધિપતિ નળરાજ તમ ભગવાનના આ રમણીય તપોવનમાં કદી આવ્યા છે?[૮૪-૮૬] હે બ્રહ્મન્! જે નળરાજને માટે હું વાઘ અને પશુઓથી સેવાયેલા, ઘોર, ભયાનક અને અત્યંત દારુણ એવા આ વનમાં આવી પડી છું. તેને જો હું થોડા રાતદિવસમાં જોઈશ નહિ, તો આ દેહને ઓગાળી નાખીને હું મારા આત્માને કલ્યાણયુક્ત કરીશ. તે પુરુષસિંહ વિના મારા જીવનનો અર્થ જ શો છે? સ્વામીના શોકથી પીડાયેલી હું કેવી રીતે જીવી શકું?'

પછી અરણ્યમાં આમ એકલી વિલાપ કરતી તે ભીમનંદિની દમયંતીને સત્યદર્શી તપસ્વીઓએ આ પ્રમાણે કહ્યું: 'હે કલ્યાણી! આગળ ઉપર તારું કલ્યાણ થશે. હે શુભા! તું જલદીથી નૈષધનાથનાં દર્શન પામશે. હે શુભા! અમે તપથી આ જોઈએ છીએ. હે ભીમસુતા! રિપુઓનાં માન મુકાવનારા, ધર્મધારીઓમાં શ્રેષ્ઠ અને નિષધદેશના અધિપતિ એ નળને તું દુઃખથી મુક્ત થયેલો જોઈશ.[૮૭-૯૩] હે કલ્યાણી! પાપમાત્રથી છૂટેલા, સર્વ રત્નોથી સંયુક્ત થયેલા, શત્રુઓને દમનારા, દ્વેષીઓને ભય કરનારા, મિત્રોના શોકને ભગાડનારા, કલ્યાણમય અને કુલીન એવા તારા પતિ નળરાજને તું તે જ શ્રેષ્ઠ નગરમાં શાસન કરતો જોઈશ.[૯૪,૯૫] નળની પ્રિય પટરાણી રાજનંદિની દમયંતીને આ પ્રમાણે કહીને, તે સર્વ તપસ્વીઓ અગ્નિહોત્રો અને આશ્રમોની સાથે અંતર્ધાન થઈ ગયા.[૯૬] ત્યારે વીરસેન રાજાની પુત્રવધૂ તે સર્વાંગસુંદર દમયંતી આ મહાન આશ્ચર્ય જોઈને વિસ્મય પામી અને વિચારવા લાગી: 'અરે! મેં આ શું

સ્વપ્નું જોયું હતું ? અહીં કેવી ઘટના બની ગઈ! તે સૌ તપસ્વીઓ ક્યાં ગયા ? આશ્રમમંડળ ક્યાં ગયું ? પંખીઓથી સેવાયેલી તે પુણ્યજળભરી રમણીય નદી ક્યાં ગઈ?[૯૭,૯૮] ફળ અને પુષ્પોથી શોભી રહેલા તે હૃદયહારી પર્વતો ક્યાં ગયા ?' આમ પવિત્ર સ્મિતવાળી ભીમતનયા દમયંતીએ લાંબે સુધી વિચાર્યા કર્યું. પતિના શોકમાં ડૂબેલી તે દીન દમયંતીનું મુખ ફિક્કું થઈ ગયું.[૯૯,૧૦૦] પછી તે ત્યાંથી બીજે સ્થળે ગઈ. આંસુથી ભરેલાં નેત્રોવાળી તે આંસુ પાડતી ગળગળતી વાણીમાં વિલાપ કરવા લાગી. ત્યાં તેણે એક અશોકવૃક્ષ જોયું. તરુઓમાં શ્રેષ્ઠ એવું તે અશોક ફૂલોથી ખીલી ઊઠયું હતું, પાંદડાંથી ખીચોખીચ ભરેલું હતું, પંખીઓના નાદથી ગાજી રહ્યું હતું અને વનમાં હૃદયને હરી લેતું હતું. દમયંતી તે અશોકવૃક્ષ પાસે ગઈ અને બોલી: 'અહો ! આ શોભાભર્યું વૃક્ષ આ વનભાગમાં અનેકાનેક આભૂષણોથી ઝગી રહ્યું છે. જાણે કોઈ કાંતિમાન પર્વત ઝળકી રહ્યો છે. હે અશોક ! તું મને તત્કાળ શોકરહિત કર. હે પ્રિયદર્શન ! શોક, ભય અને પીડાથી મુક્ત એ નળરાજાને તેં ક્યાંય જોયા છે?[૧૦૧–૧૦૪] શત્રુઓને દમનારા, દમયંતીના પ્રિય પતિ, નિષધદેશના અધિરાજ, અર્ધા વસ્ત્રમાં ઢંકાયેલા, શરીરે સુકુમાર ચામડીવાળા, સંકટથી પીડાઈ રહેલા, વીર અને આ અરણ્યમાં આવેલા એ મારા પ્રિયતમ નળને તેં જોયા છે ખરા ? હે અશોકવૃક્ષ ! હું શોકમુક્ત થઈ જાઉં એમ કર.[૧૦૫–૧૦૭] હે અશોક ! તું શોકરહિત અને શોકનો નાશ કરનાર કહેવાય છે. તો તારું નામ સત્ય કર.' આમ દુઃખપીડિત તે સુંદરીશ્રેષ્ઠ ભીમનંદિની એ અશોકવૃક્ષની આસપાસ ફરી અને ત્યાંથી વિશેષ દારુણ પ્રદેશમાં ગઈ.[૧૦૮] પતિને શોધતી તે ભીમસુતાએ ત્યારે અનેક વૃક્ષો, અનેક સરિતાઓ, અનેક રમ્ય પર્વતો અને અનેક પશુપક્ષીઓ જોયાં. વળી તેણે તે ગુફાઓ, ખીણો અને અદ્ભુત દેખાવવાળી નદીઓ જોઈ. પછી માર્ગમાં ઘણે દૂર જતાં તે મંગલહાસિની દમયંતીએ હાથી, ઘોડા અને રથોથી ભરેલો એક મહાન સંઘ જોયો.[૧૦૯–૧૧૧] તે સંઘ પ્રસન્ન જલવાળી, પવિત્ર અને રમણીય એવી એક નદીમાં ઊતરતો હતો. એ સરિતા સુશીતલ જલવાળી હતી અને વિસ્તૃત પટવાળી હતી. એમાં ધરો હતો અને એ નેતરના છોડથી વીંટાયેલી હતી. ક્રૌંચ, ટિટોડાં અને ચકવાકોનાં કૂજનોથી તે ગાજી રહી હતી. તે કાચબા, મગર તથા માછલાંથી ભરપૂર હતી અને એ વિશાળ બેટથી શોભિત હતી. યશસ્વિની નળપત્ની એ મહાન સંઘને જોતાં જ તેની પાસે ગઈ. તે સુનિતંબિની તે જનસમૂહની વચ્ચે ગઈ.[૧૧૨–૧૧૪] તે વખતે તેનું સ્વરૂપ ઉન્મત્ત જેવું દેખાતું હતું. શોકથી તે પીડાઈ રહી હતી, અર્ધા વસ્ત્રમાં તે ઢંકાયેલી હતી. તે સુકાઈ ગઈ હતી, નિસ્તેજ થઈ હતી અને મલિન દેખાતી હતી. તેના વાળ ધૂળથી વીંખાઈ ગયા હતા[૧૧૫] ત્યાં તેને જોઈને કેટલાક માણસો ગભરાઈ ને નાસભાગ કરવા લાગ્યા, કેટલાક ચિંતામાં પડી ચાલવા લાગ્યા અને કેટલાક બૂમો પાડવા લાગ્યા. કેટલાક તેને હસવા લાગ્યા, તો બીજા કેટલાક તેની ઈર્ષ્યા કરવા લાગ્યા. હે ભારત ! કેટલાકે દયા પણ કરી અને તેને આમ પૂછવા માંડ્યું: [૧૧૬,૧૧૭] 'હે કલ્યાણી ! તું કોણ છે? તું કોની સ્ત્રી છે? વનમાં તું શું શોધે છે ? તને અહીં જોઈ ને અમે ગભરાઈ ગયા છીએ. તું માનવી તો છે ને ? હે કલ્યાણી ! તું સાચું કહે. [૧૧૮] તું આ વનની, પર્વતની કે દિશાની દેવતા છે ? સાચે જ અમે તારે શરણે પડ્યા છીએ. હે અનિંદિતા ! અથવા તું યક્ષી છે કે રાક્ષસી છે ? કે પછી વરાંગના છે? તું અમારું

સર્વથા કલ્યાણ કર અને અમારું રક્ષણ કર. હે કલ્યાણી! તું એવું કર, કે જેથી આ સંઘ સર્વથા ક્ષેમકુશળ રીતે અહીંથી જાય અને અમારું મંગલ થાય.' તે સંઘે આ પ્રમાણે કહ્યું, ત્યારે સ્વામીના દુઃખથી પીડાઈ રહેલી તે સાધ્વી રાજપુત્રી દમયંતીએ એ સંઘને તથા સંઘપતિને આ પ્રમાણે ઉત્તર આપ્યો: 'અહીં આ સંઘમાં જે જુવાન, ઘરડા અને બાળકો છે તથા જેઓ સંઘના અગ્રણીઓ છે, તે સર્વ જનો મને મનુષ્ય જાણો. મને માનવરાજની પુત્રી, રાજાની પુત્રવધૂ અને પતિદર્શન માટે તલસી રહેલી રાજપત્ની જાણો. વિદર્ભરાજ મારા પિતા છે, નળ નામે મહાભાગ નૈષધાધિપતિ મારા પતિ છે. હું એ અપરાજિતને શોધી રહી છું.[૧૧૯-૧૨૫] પુરુષોમાં સિંહ જેવા અને શત્રુસમૂહનો નાશ કરવાવાળા મારા પ્રિય નળરાજની તમને ભાળ હોય તો મને તત્કાળ કહો.' પછી તે મહાન સંઘના શુચિ નામના સમર્થ સાર્થવાહ અધિપતિએ તે સ્તુત્ય ગાત્રવાળીને કહ્યુ: 'હે કલ્યાણી! મારાં વચન સાંભળ. હે મંગલસ્મિતા! હું સંઘનો નેતા સાર્થવાહ છું. હે યશસ્વિની! મેં નળ નામે કોઈ મનુષ્ય જોયો નથી. મનુષ્યેતરોથી સેવાયેલા આ સમગ્ર વનમાં મેં તો હાથીઓ, દીપડાઓ, પાડાઓ, વાઘો, રીંછો અને પશુઓ જ જોયાં છે.[૧૨૬-૧૨૯] આ મહાવનમાં એક તારા સિવાય બીજું કોઈ મેં જોયું નથી. આજે યક્ષરાજ મણિભદ્ર અમારા ઉપર પ્રસન્ન થાઓ.' પછી દમયંતીએ તે સૌ વણિકોને તથા સાર્થવાહને પૂછ્યું: 'આ સંઘ ક્યાં જાય છે, તે મને કહો.'[૧૩૦,૧૩૧]

સાર્થવાહ બોલ્યો: હે માનવપુત્રી! આ સંઘ લાભ મેળવવા માટે સત્યદર્શી એવા સુબાહુ ચેદિરાજના દેશમાં સત્વર જવાનો છે.[૧૩૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'દમયંતીસાર્થવાહસમાગમ' નામનો અધ્યાય ૬૪મો સમાપ્ત

# अध्याय ६५मो

## દમયંતી ચેદિરાજને ત્યાં

॥ बृहदश्व उवाच ॥

**सा तच्छ्रुत्वाऽनवद्यांगी सार्थवाहवचस्तदा ।**
**जगाम सह तेनैव सार्थेन पतिलालसा ॥ १ ॥**

બૃહદશ્વ બોલ્યા: તે સાર્થવાહનાં આ વચન સાંભળીને તે સુંદરાંગી દમયંતી પતિદર્શનની લાલસાએ તે વખતે તે જ સંઘની સાથે ચાલી.[૧] પછી બહુ દિવસોને ગાળે તે વણિકોએ મહાન અને દારુણ વનમાં 'પદ્મસૌગંધિક' નામનું એક મહાન અને સર્વતોભદ્ર સરોવર જોયું.[૨] તે રમણીય હતું, ઘાસ તથા ઇંધનથી ભરપૂર હતું અનેક ફૂલો તથા ફળોથી સંપન્ન હતું અને વિવધ પક્ષીઓથી સેવાયેલું હતું. તેનું જળ નિર્મળ, સ્વાદિષ્ટ, મનોહર અને સુશીતળ હતું. વાહનો થાકી જવાથી તે સંઘે ત્યાં નિવાસ કરવાની ઇચ્છા કરી.[૩,૪] સાર્થવાહની સંમતિથી તે સર્વ ઉત્તમ વનમાં પેઠા. આમ તે મહાન સંઘે સરોવરના પશ્ચિમ કિનારે પડાવ નાખ્યો. હવે અરધી રાતનો સમય થયો હતો, ચારેકોર નિઃશબ્દતા વ્યાપી હતી અને સંઘ થાક્યો પાક્યો સૂઈ ગયો હતો; ત્યારે હાથીનું એક ઝુંડ મદના ઝરણથી મલિન થયેલી પર્વતનદીમાં પાણી પીવા માટે આવી પહોંચ્યું.[૫-૭] તે ઝુંડે તે સંઘને તથા સંઘ સાથેના અનેક હાથીઓને જોયા. પછી મદથી ઉત્કટ થયેલા તે સર્વ જંગલી હાથીઓ, આ ગામના હાથીઓને જોઈને તેમને મારવા માટે વેગપૂર્વક ધસી આવ્યા. પર્વતની ટોચ ઉપરથી કપાઈને પૃથ્વી ઉપર પડતાં શિખરોના જેવા તે ધસી આવતા હાથીઓનો વેગ દુઃસહ થઈ પડ્યો.[૮,૯] એ હાથીઓની નાસભાગથી વનમાં પડેલા માર્ગો ભૂંસાઈ ગયા. જે ઉત્તમ સંઘ કમલસરોવરના માર્ગને રોકીને સૂતો હતો અને જે ભોંય ઉપર તરફડિયાં મારતો હતો, તેને

તે હાથીઓએ કચરી નાખ્યો. ત્યારે સંઘના અનેક માણસો શરણની ઇચ્છાએ હાહાકાર કરવા લાગ્યા.[૧૦,૧૧] અને ઊંઘથી આંધળાભીંત થયેલા તેઓ વનની ઝાડીઓ તરફ દોડવા લાગ્યા. હાથીઓએ કેટલાકને દાંતોથી, કેટલાકને સૂંઢોથી અને કેટલાકને પગોથી પૂરા કરી દીધા.[૧૨] તે સમયે અનેક ઊંટો અને અશ્વો મરણશરણ થયાં. ત્યાં પગે ચાલનારા માણસોની ભીડ થઈ ગઈ અને ભયથી નાસદોડ કરી રહેલા તેઓ પરસ્પર છૂંદાઈ મર્યા. કેટલાક માણસો ઘોર ચિચિયારી પાડતા ધરતીના પટ ઉપર પડી ગયા. કેટલાક ઝાડો પર ચડી ગયા, વળી ગભરાટમાં આવી નીચીઊંચી ભોંય ઉપર ગબડી પડ્યા.[૧૩,૧૪] હે રાજન્! આમ હાથીઓ દ્વારા દૈવે અનેક પ્રકારનું આક્રમણ કર્યું અને તેમાં તે સમૃદ્ધ સંઘમંડલ સર્વનાશ પામ્યું.[૧૫] ત્યારે એ સંઘમાં ત્રૈલોક્યને કંપાવી મૂકે એવો મહાઘોર શબ્દ ગરજી રહ્યો હતો. 'અરે! આ કષ્ટરૂપી દવ ભભૂક્યો છે, દોડો, હવે અમને બચાવો.[૧૬] ઓ, આ રત્નનો ઢગલો વેરાઈ ગયો છે, એને લઈ લ્યો. અરે! ભાગો છો શાના? આ તો સૌનું સમાન દ્રવ્ય છે. મારું વચન મિથ્યા નથી. અરે! તમે ભય પામેલાઓ! આ હું તમને ફરી કહું છું. તમે વિચાર કરો.' આમ તેઓ ત્યારે વારંવાર બોલતા હતા અને ભયથી નાસભાગ કરતા હતા.[૧૭,૧૮] આ પ્રમાણે તે સંઘજનોનો આવો દારુણ વિનાશ વર્તી રહ્યો, તે વખતે દમયંતી જાગી ઊઠી અને ભયથી તેનું મન ત્રાસી ઊઠ્યું.[૧૯] તે કમલનેત્રી બાલાએ ત્યાં સર્વ લોકને કંપારી છોડાવે એવો અને પૂર્વે કદી ન જોયેલો એવો તે સંહાર જોયો. એ જોઈને તેનું મોં સિવાઈ ગયું, તેનો શ્વાસ રુંધાઈ ગયો અને ભયથી વિહ્વળ થઈ તે ત્યાં ઊભી જ રહી. ત્યાં, સંઘમાંના જે કેટલાક માણસો બચવા પામ્યા હતા અને જેઓ જખમ પામ્યા નહોતા, તે સર્વ એકસાથે બોલવા લાગ્યા:[૨૦,૨૧] 'આ કોના કરમનું ફળ મળ્યું! ખરે, આપણે મહાયશસ્વી મણિભદ્રનું અને સમર્થ યક્ષરાજ શ્રીમાન કુબેરનું પૂજન નહિ કર્યું હોય અથવા આપણે વિઘ્નકારી દેવોને પ્રથમ નહિ પૂજ્યા હોય; અથવા તો નક્કી શકુનોનું જ આ વિપરીત ફળ છે. પણ ગ્રહો જ અવળા છે. આ બીજું જ દુઃખ ક્યાંથી આવી પડ્યું?' ત્યાં વળી સગાંસંબંધીઓથી અને દ્રવ્યથી રહિત થયેલા તથા દીન બનેલા બીજા કેટલાક બોલ્યા: 'ગાંડાના જેવા દેખાવવાળી અને બેડોળ આકારવાળી આ જે સ્ત્રી અમાનુષ રૂપ લઈને આજે આ મહાન સંઘમાં પેઠી છે, તેણે જ આ પરમ દારુણ માયા આગળથી નિર્માણ કરેલી છે.[૨૨–૨૬] માટે ચોક્કસ તે રાક્ષસી છે અથવા યક્ષિણી છે, અથવા ભયંકર પિશાચિની છે. આ બધું તેનું જ પાપ છે. આ વિષે વિચાર કરવાની જરૂર નથી.[૨૭] સંઘનો નાશ કરનારી અને અનેકાનેક દુઃખ દેનારી એ પાપિણીને જો અમે જોવા પામીએ, તો સંઘને ભરખી જનારી એ ડાકણીને અમે ઢેફાંથી, ધૂળથી, ઘાસથી, લાકડાંથી અને મૂઠીઓથી ચોક્કસ જ પૂરી કરી દઈએ.' તેમનાં આવાં અતિ ભયંકર વચનો સાંભળીને દમયંતી લજવાઈ ગઈ તથા ભયભીત થઈ ગઈ. વ્યાકુળ થઈ ગયેલી તે જ્યાં વન હતું ત્યાં દોડી ગઈ. આ પાપ પોતાનું જ છે, એવી આશંકા લાવીને તે આમ વિલાપ કરવા લાગી: 'અહો! વિધિનો મારા ઉપર મહાદારુણ કોપ થયો છે. તે મારું કુશળ થવા દેતો નથી! કયા કર્મનું આ ફળ હશે? મને સાંભરતું નથી કે મન, વચન અને કાયાથી મેં કોઈનું ક્યારેય અણુ સરખું પણ અશુભ કર્યું હોય. આ કયા કર્મનું ફળ હશે?[૨૮–૩૧] સાચે જ, આગલા જનમમાં કરેલું મહાપાપ જ અત્યારે આવી પડ્યું છે.

આથી જ પતિના રાજ્યનું હરણ, સ્વજનથી પરાજય, સ્વામીથી વિયોગ, બે બાળકોથી વિરહ, અનાથ જેવી દશા અને અનેક હિંસક પ્રાણીઓથી સેવાયેલા વનમાં વાસ; એવી એવી અનેક કષ્ટકારી આપત્તિને હું પામી રહી છું.[32-34]

હવે હે નરપતિ! બીજે દિવસ થતાં, મરતાં ઊગરેલા બાકીના માણસો તે સ્થાનેથી નીકળ્યા અને વિનાશ પામેલા પોતાના ભાઈઓ, પિતાઓ, પુત્રો તથા સખાઓનો શોક કરવા લાગ્યા. તેઓના ગયા પછી ત્યાં એકલી પડેલી વૈદર્ભીએ ખેદ કરવા માંડ્યો: 'મેં એવું તે કયું પાપ કર્યું છે? અરે! નિર્જન અરણ્યમાં આ જે જનસંઘ મને મળ્યો હતો, તે પણ મારા મંદ ભાગ્યને લીધે હાથીઓનાં ટોળાંથી માર્યો ગયો છે. હાય! મારે હજીય ઘણું લાંબું દુઃખ ભોગવવાનું છે એમાં સંશય નથી.[35-38] મેં વૃદ્ધોનું ઉપદેશવચન સાંભળ્યું છે કે, કોઈ સમય આવ્યા વિના મરતું નથી; તેથી જ તો, મને દુખિયારીને હાથીઓના ઝુંડે આજે છૂંદી ન નાખી.[39] અરે! સંસારમાં માણસોને કશુંય શુભાશુભ દૈવના વિના મળતું નથી, બાલભાવમાં મેં મન, વચન અને કર્મથી પણ એવું કશું જ પાપકર્મ કર્યું નથી કે તેથી આ દુઃખ આવી પડે.[40] મને લાગે છે કે, લોકપાલો સ્વયંવરને માટે આવ્યા હતા, પણ મેં નળને અર્થે તે દેવોનો ત્યાં નિરાદર કર્યો હતો. સાથે જ તેમના પ્રભાવથી મને સ્વામીનો વિયોગ સાંપડ્યો છે.[41,42] દુઃખથી પીડાયેલી તે શ્રેષ્ઠ સુંદરીએ આવો આવો વિલાપ કર્યો. પછી હે રાજસિંહ! આવા આવા પ્રલાપોના વિલાપ કરી, શરદઋતુની ચંદ્રલેખા જેવી તે પતિવ્રતા દમયંતી ત્યારે મરતાં બાકી રહેલા એવા વેદપારંગત બ્રાહ્મણો સાથે ત્યાંથી જવા નીકળી.[43,44] ચાલતાં ચાલતાં તે બાળા ટૂંક વખતમાં જ સાંજે સત્યદર્શી એવા સુબાહુ ચેદિરાજના મહાનગરમાં પહોંચી. હવે અર્ધ વસ્ત્રમાં ઢંકાયેલી તે દમયંતીએ ઉત્તમ નગરમાં પ્રવેશ કર્યો. વિહ્વળ થયેલી, સુકાઈ ગયેલી, દીન બનેલી, વિખાયેલા વાળવાળી, મલિન થઈ ગયેલા શરીરવાળી અને ગાંડા જેવી એને પુરવાસીઓ જતી જોઈ રહ્યા. ત્યારે તેને ચેદિરાજની નગરીમાં પેસતી જોઈને ગ્રામજનોના બાળપુત્રો કુતૂહલથી તેની પૂંઠે ચાલવા લાગ્યા. બાળકોથી ઘેરાયેલી તે રાજમંદિરની પાસે આવી લાગી. તે વખતે મહેલમાં બિરાજેલી રાજમાતાએ તેને લોકોથી વીંટાયેલી જોઈ અને ધાવને કહ્યું:[45-49] 'જા, તું એને અહીં મારી પાસે લઈ આવ. દુઃખી ને શરણ ઇચ્છતી એ બાળાને લોકો પજવી રહ્યા છે. મારું ઘર ઝગઝગાવી મૂકે એવું મને એનું રૂપ લાગે છે.[50] ગાંડા જેવા વેશવાળી, કલ્યાણમયી અને વિશાળ લોચનવાળી એ લક્ષ્મી જેવી છે.' તે રાજમાતાએ એ લોકોને આઘા કરાવ્યા અને દમયંતીને મહેલની ઉત્તમ અટારીએ તેડાવી.[51] હે રાજન્! વિસ્મય પામેલી તે દમયંતીને પૂછવા લાગી: 'તું દુઃખથી આટલી બધી ઘેરાયેલી છે, છતાં તારું રૂપ અત્યંત ઝળકી રહેલું છે. વાદળાંમાં તું વીજળીની જેમ ઝગી રહી છે. કહે, તું કોણ છે? તું કોની છે? ભૂષણોથી રહિત છતાં તારું રૂપ મનુષ્યોમાં ન હોય તેવું છે.[52,53] હે દેવના જેવી કાંતિવાળી! તું અસહાય છે, છતાં તું પુરુષોથી ગભરાતી નથી?' તે રાજમાતાનાં આ વચનો સાંભળીને ભીમતનયાએ આ વચન કહ્યાં: 'પતિને અનુસરનારી, અંતઃપુરમાં વિચરનારી, ઉત્તમ કુલમાં જન્મેલી, દાસીકામ કરનારી, યથેચ્છ વસનારી, ફળ ને મૂળ ખાનારી, એકલી વિચરનારી અને સાંજ પડે ત્યાં વાસો વસનારી મને તમે માનુષી જાણો. મારા સ્વામી અસંખ્ય ગુણવાળા છે અને મારામાં નિત્ય પરાયણ

છે.[૫૪-૫૬] હુંયે તેમની ભક્ત છું અને માર્ગમાં છાયાની જેમ તે વીર પતિને અનુસરું છું. તેમને દૈવયોગે જુગારમાં અત્યંત આસક્તિ થઈ આવી.[૫૭] તે જુગારમાં હારી ગયા અને એકલા જ વનમાં ચાલ્યા ગયા. એક વસ્ત્ર પહેરેલા અને ગાંડાની જેમ વિહ્વલ થયેલા તે વીર પતિને હુંયે આશ્વાસન આપતી પાછળ વનમાં ગઈ.[૫૮] કોઈએક દિવસે ભૂખથી ઘેરાયેલા એ ખિન્નમન વીરે કોઈક કારણસર તે એક વસ્ત્ર પણ ખોઈ નાખ્યું. આમ નગ્ન થયેલા અને ઉન્મત્તની જેમ ભાનહીન બનેલા તેમને હું એક વસ્ત્ર ધારેલી અનુસરી રહી. અનેક રાતો સુધી હું ઊંઘી જ નહિ. પછી ઘણા દહાડાને ગાળે એક વાર મને સૂતેલીને છાંડીને તેમણે મારા વસ્ત્રનું અડધિયું ફાડી લીધું અને મને નિર્દોષને ત્યજી દઈ તેઓ વનમાં ચાલ્યા ગયા. તે સ્વામીને શોધી રહેલી હું રાતદિવસ બળ્યા કરું છું.[૫૯-૬૨] કમલગર્ભના જેવી કાંતિવાળા, દેવના જેવા રૂપવાળા, મારા તે પ્રભુ અને પ્રિય પ્રાણેશ્વરને હું જોતી નથી, તેથી હૃદયમાં કશું જ સુખ પામતી નથી.'[૬૩] આમ બહુ બહુ વિલાપ કરી રહેલી, આંસુભરેલી આંખવાળી અને આર્ત્ત વાણીવાળી તે ભીમતનયાને શોકાર્તા રાજમાતાએ આ પ્રમાણે કહ્યું:[૬૪] 'હે કલ્યાણી! તું મારે ત્યાં રહે. મને તારા ઉપર પરમ પ્રીતિ છે. હે ભદ્રા! મારા માણસો તારા સ્વામીને ઢૂંઢશે. અથવા આમતેમ ફરતાં ફરતાં તે પોતે જ અહીં આવી ચડશે. હે ભદ્રા! તું અહીં જ રહીને તારા ભર્તાને પામીશ.'[૬૫,૬૬] રાજમાતાનાં વચન સાંભળીને દમયંતી આ વાણી બોલી: 'હે વીરજનની! હું તમારે ત્યાં એક શરતે રહેવાનું સાહસ કરું.[૬૭] હું એઠુંજૂઠું ખાઈશ નહિ, કોઈના પગ ધોઈશ નહિ અને ક્યારેય અન્ય પુરુષો સાથે હું વાત કરીશ નહિ. કોઈ પુરુષ જો મારી માગણી કરે તો તમારે તેને શિક્ષા કરવી જોઈશે. તે જો વારંવાર આવું કરે, તો તમારે તે મૂર્ખનો વધ કરવો જોઈશે. આવું મેં વ્રત લીધું છે.[૬૮,૬૯] છતાં સ્વામીની શોધને કાજે હું તો બ્રાહ્મણોને મળતી જ રહીશ. તમને જો આ માન્ય હોય, તો હું તમારી પાસે રહીશ એમાં સંશય નથી.[૭૦] પરંતુ આથી બીજી રીતે વાસો કરવાનું મારા હૃદયમાં ક્યારેય ન બને.' હવે રાજમાતાએ પ્રસન્ન મનથી તેને આ કહ્યું: 'હું એ બધું કરીશ.[૭૧] સારી વાત છે કે તારું આવું વ્રત છે.' હે પૃથ્વીપતિ! રાજમાતા ભીમસુતાને આ પ્રમાણે બોલી. હવે હે ભારત! તે પોતાની સુનંદા નામે પુત્રીને આ વચન બોલી: 'હે સુનંદા! દેવના જેવી રૂપવાળી આને તું સૈરંધ્રી× જાણજે. વયમાં એ તારી બરોબરીની છે. એ તારી સખી થાઓ. તું ઉદ્વેગરહિત ચિત્તે એની સાથે સદા આનંદ કર.' આથી સુનંદા પરમ હર્ષ પામી અને સખીઓથી વીંટાયેલી તે દમયંતીને લઈને પોતાને વાસે ગઈ.[૭૨-૭૫] ત્યાં સુસત્કાર પામી રહેલી એ દમયંતી આનંદ પામી. સર્વ ભોગોની અનુકૂળતાએ કરીને, તે ત્યારે ઉદ્વેગરહિત થઈ વસવા લાગી.[૭૬]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'દમયંતીનો ચેદિરાજને ઘેર વાસ' નામનો અધ્યાય ૬૫ મો સમાપ્ત

# अध्याय ६६ मो

## નળ અને કર્કોટકનો સંવાદ

॥ बृहदश्व उवाच ॥

उत्सृज्य दमयंतीं तु नलो राजा विशांपते ।
ददर्श दावं दह्यंतं महांतं गहने वने ॥ १ ॥

બૃહદશ્વ બોલ્યા: હવે હે પૃથ્વીનાથ! દમ-

---

× चतुःषष्टिकलाभिज्ञा शीलरूपादिसेविनी ।
प्रसाधनोपचारज्ञा सैरंध्री परिकीर्तिता ॥

ચોસઠ કળામાં કુશળ, સદાચાર તથા સ્વરૂપથી સંપન્ન અને શરીર શણગારવાની ક્રિયાને જાણનારી જે સ્ત્રી તે સૈરંધ્રી કહેવાય છે.

યંતીને છોડીને નીકળેલા નળરાજાએ ગહન વનમાં મહાન દવ બળતો જોયો.[1] ત્યાં તેણે દાવાગ્નિની મધ્યમાં કોઈ એક પ્રાણીના આ શબ્દો વારંવાર સાંભળ્યા : 'હે નળ! હે પુણ્યશ્લોક! દોડ્યા આવો.' તેની સાથે જ, 'બીશ નહિ' એવું કહીને નળે અગ્નિના તે મધ્યભાગમાં પ્રવેશ કર્યો. ત્યાં તેણે ગૂંચળું વળીને સૂઈ રહેલા નાગરાજને દીઠો.[૨–૩] હવે નળને જોતાં જ તે નાગ હાથ જોડીને ધ્રૂજતો ધ્રૂજતો કહેવા લાગ્યો : 'હે રાજન્! મને કર્કોટક નાગ જાણો.[૪] હે મહારાજ! મેં મહાતપસ્વી નારદ મહર્ષિને છેતર્યા હતા. આથી હે મનુજનાથ! ક્રોધે ભરાઈ તેમણે મને આ શાપ આપ્યો હતો : જ્યાં સુધી નળ આવીને તને અહીંથી લઈ જાય નહિ ત્યાં સુધી તું અહીં સ્થાવરની જેમ પડી રહેજે.[૫,૬] તે તને લઈ જશે, ત્યારે તું મારા આપેલા શાપથી છૂટશે.' તેમના શાપે કરીને હું પગથી એક ડગલુંય ચાલી શકતો નથી.[૭] તમે મારું રક્ષણ કરવાને યોગ્ય છો. હું તમને તમારા કલ્યાણનો ઉપદેશ આપીશ. હું તમારો મિત્ર થઈશ. મારા જેવો બીજો કોઈ નાગ નથી. હવે હું તમારે અર્થે નાનકડો થઈ જઈશ.[૮] એટલે તમે મને ઉપાડીને ઝટ બહાર નીકળો.' આમ કહીને તે નાગરાજ અંગૂઠા જેવડો થઈ ગયો. નળે તેને ઉપાડી લીધો અને દવરહિત સ્થાન તરફ ચાલવા માંડ્યું.[૯] અગ્નિથી વિમુક્ત અને મુક્લા એવા ભાગમાં આવીને નળે તે નાગને છોડી મેલવા ઇચ્છા કરી એટલે કર્કોટક નાગ તેને ફરી બોલ્યો : 'હે નૈષધનાથ! તમે તમારાં ડગલાં ગણતા રહી થોડેક સુધી જાઓ. ત્યાં, હે મહાબાહુ તમારું હું પરમ કલ્યાણ કરીશ.[૧૦,૧૧] હવે નળરાજે પગલાં ગણતાં ચાલવા માંડ્યું, ત્યાં દશમે* ડગલે તે નાગ તેને ડસ્યો. દંશ લાગતાં જ તે નળનું મૂળ રૂપ અલોપ થઈ ગયું.[૧૨] તે વખતે પોતાને વિકૃત શરીરવાળો થયેલો જોઈને તે નળ વિસ્મય પામ્યો. હવે તે મહીપાલે નાગને પોતાના સાચા સ્વરૂપમાં જોયો. પછી કર્કોટક નાગે નળને સાંત્વન આપતાં કહ્યું : 'મેં તમારા રૂપને અદૃશ્ય કર્યું છે, એટલે લોકો તમને ઓળખી શકશે નહિ.[૧૩,૧૪] હે નળ! જેને કારણે તમે છેતરાઈને મહાદુઃખમાં પડ્યા છો, તે કલિ તમારા દેહમાં રહેલા મારા ઝેરને લીધે તમારામાં દુઃખ ભોગવતો વસશે.×[૧૫] હે મહારાજ! તે તમને જ્યાં સુધી છોડશે નહિ, ત્યાં સુધી વિષથી વ્યાપેલાં અંગોને લીધે તે તમારા શરીરમાં દુઃખપૂર્વક વસશે.[૧૬] હે જનાધિપતિ! નિર્દોષ અને આ દશાને અયોગ્ય એવા તમને તેણે ઠગ્યા છે, આથી તેના ઉપર ક્રોધપૂર્વક ઈર્ષ્યા લાવીને મેં તમારી રક્ષા કરી છે. હે નરસિંહ! હે નરપતિ! મારા પ્રસાદે કરીને તમને હવે દાઢવાળાં પ્રાણીઓથી, શત્રુઓથી કે બ્રહ્મવેત્તાઓથી ભય રહેશે નહિ.[૧૭,૧૮] વળી હે રાજન્! વિષને કારણે તમને કશી પીડા થશે નહિ. હે રાજેંદ્ર! રણસંગ્રામોમાં તમને સદૈવ જય સાંપડશે. હે રાજન્! તમે અહીંથી આજે જ રમણીય અયોધ્યા નગરીમાં જાઓ અને ઋતુપર્ણ પાસે જઈ કહો કે, 'હું બાહુક નામનો સારથિ છું.' તે રાજા જુગારમાં નિષ્ણાત છે. એટલે હે નિષધેશ્વર! અશ્વવિદ્યાના બદલામાં તે રાજા તમને દ્યૂતવિદ્યાનું રહસ્ય આપશે. વળી ઇક્ષ્વાકુ કુલમાં

* દશ–દશની સંખ્યા અને દંશ કર એવા બે અર્થ થાય છે.

× નળરાજાના શરીરમાં કલિએ પ્રવેશ કર્યો હતો, તેથી તેને દુઃખી કરવા કર્કોટક નાગ નળને કરડ્યો. આ ઉપરથી જે કોઈ જેના શરીરમાં પ્રવેશ કરે, તે તેના શરીરને પ્રાપ્ત થતાં સુખ તથા દુઃખને ભોગવે છે. એમ સમજાય છે; અને એ ભૂતના આવેશ વગેરેમાં પ્રત્યક્ષ થાય છે. વળી કલિને કર્કોટકે જે દુઃખ દીધું, તે દમયંતીએ પૂર્વે જે શાપ આપ્યો હતો, તેનું ફળ કલિને મળ્યું એમ સમજવું.

જન્મેલો એ શ્રીમાન રાજા તમારો મિત્ર થશે. તમે જ્યારે દ્યૂતવિદ્યાના વેત્તા થશો, ત્યારે તમે કલ્યાણથી યુક્ત થશો. તમે તમારી પત્નીને મળશો, રાજ્ય મેળવશો અને બન્ને બાળકોનો મેળાપ પામશો. તમે મનમાં શોક કરશો નહિ. આ હું તમને સત્ય કહું છું.[૧૯-૨૩] હે નરનાથ! તમને જ્યારે તમારું મૂળ સ્વરૂપ જોવા ઇચ્છા થાય, ત્યારે તમે આ વસ્ત્ર પહેરજો અને મારું સ્મરણ કરજો. આ વસ્ત્ર પહેરીને તમે તમારું મૂળ રૂપ પામશો.' આ પ્રમાણે કહી નાગે નળને બે દિવ્ય વસ્ત્રો આપ્યાં.[૨૪,૨૫] હે કૌરવરાજ! આમ નાગરાજે નળને સંદેશો આપ્યો અને દિવ્ય વસ્ત્રો આપ્યાં. હે રાજન્! પછી તે ત્યાં જ અંતર્ધાન થઈ ગયો.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'નળકર્કોટકસંવાદ' નામનો અધ્યાય ૬૬ મો સમાપ્ત

## अध्याय ६७मो

### નળરાજાનો ગુપ્તવાસ અને વિલાપ

॥ बृहदश्व उवाच ॥

**तस्मिन्नंतर्हिते नागे प्रययौ नैषधो नलः ।**
**ऋतुपर्णस्य नगरं प्राविशद्दशमेऽहनि ॥ १ ॥**

બૃહદશ્વ બોલ્યા : તે નાગ અંતર્ધાન થયા પછી નૈષધરાજ નળ ત્યાંથી નીકળ્યો અને દશમે દિવસે ઋતુપર્ણના નગરમાં પેઠો.[૧] પછી તે રાજાની પાસે જઈ બોલ્યો : 'હું બાહુક નામનો સારથિ છું. ઘોડાઓ હાંકવાના કામમાં પૃથ્વીમાં મારો કોઈ બરોબરિયો નથી.[૨] આર્થિક સંકડામણોમાં તથા ચતુરાઈનાં કામોમાં હું સલાહ પુછાવા યોગ્ય છું. ભોજન બનાવવામાં પણ હું બીજાઓ કરતાં વિશેષ જાણું છું.[૩] વળી આ લોકમાં જે શિલ્પો છે અને જે બીજાં દુષ્કર કામો છે, તે સર્વ કરવાને હું પ્રયત્ન કરીશ. માટે હે ઋતુપર્ણ! તમે! મારું ભરણપોષણ કરો.'[૪]

ઋતુપર્ણ બોલ્યો : હે બાહુક! તારું મંગળ થાઓ. તું મારે ત્યાં નિવાસ કર અને આ સૌ કામ કરજે. વાહન ઝડપે જાય એવી મારા મનને ખાસ ઉત્સુકતા રહે છે.[૫] તો તું એવો ઉપાય કર કે તેથી મારા અશ્વો વેગીલા થાય. હું તને મારી અશ્વશાળાનો ઉપરી નીમું છું. તને દર મહિને દશ હજાર મુદ્રાનું વેતન મળશે.[૬] વાર્ષ્ણેય અને જીવલ નામના આ બન્ને સારથિ નિત્ય તારી આજ્ઞામાં રહેશે. તું એ બન્ને સાથે આનંદ કરજે. હે બાહુક! તું મારે જ ત્યાં રહે.[૭]

બૃહદશ્વ બોલ્યા : આમ કહેવામાં આવ્યું, એટલે તે ઋતુપર્ણથી સન્માન પામેલો તે નળ ત્યાં ઋતુપર્ણના નગરમાં વાર્ષ્ણેય અને જીવલની સાથે વસ્યો.[૮] આમ તે રાજા ત્યાં રહ્યો તોપણ તે વૈદર્ભીનું નિત્ય ચિંતન કરતો હતો. તે રોજ સાંજે આ એક શ્લોક બોલ્યા કરતો હતો:[૯] 'અરે ભૂખ તથા તરસથી પીડાયેલી અને થાકી ગયેલી તે તપસ્વિની ક્યાં સૂતી હશે, પેલા મૂરખને રટતી રટતી તે ભરણપોષણ માટે કોની આગળ ઊભતી હશે?' નિત્ય રાત્રિએ આ પ્રમાણે બોલતા એ રાજાને જીવલ કહેતો: 'હે બાહુક! તું સદૈવ કઈ સ્ત્રીનો શોક કરી રહ્યો છે, તે હું સાંભળવા ઇચ્છું છું. હે આયુષ્મન્! જે નારીનો તું નિરંતર શોક કરી રહ્યો છે તે કોની પત્ની છે?' નળરાજાએ તેને કહ્યું 'કોઈ એક મંદ બુદ્ધિવાળા પુરુષની એ એક અતિ માનીતી સ્ત્રી હતી. તે પુરુષનું વચન અત્યંત ચંચળ છે, તેથી તે મૂરખો કોઈક કારણે તે સ્ત્રીથી વિખૂટો થયો છે. આમ વિખૂટો પડેલો તે મંદાત્મા દુઃખથી પીડાઈને ભટક્યા કરે છે. નિદ્રારહિત થઈ તે રાતદિવસ શોકથી સળગી રહ્યો છે.[૧૦-૧૪] તે સ્ત્રીને સંભારીને રાતને ટાણે તે એક શ્લોક ગાય છે. આખી પૃથ્વી ઉપર ભટકતો રહેતો તે પુરુષ ક્યારેક કોઈ સ્થાન પામી વાસો કરે છે. પણ તે

દશાને માટે અયોગ્ય એવો એ ફરી ફરીને પોતાનાં દુઃખને સંભાર્યા કરે છે. પોતે દુઃખમાં આવી પડી હતી, છતાં તે સ્ત્રી ને પુરુષની પાછળ વનમાં આવી હતી.[૧૫,૧૬] પણ પેલા ઓછા પુણ્યવાળાએ તેને ત્યજી દીધી છે. તે જીવતી જ હશે, તો મહા-દુઃખે જીવતી હશે. તે બાળક છે, માર્ગોથી અજાણી છે અને એવાં કષ્ટોને માટે અનુચિત છે.[૧૭] ભૂખ અને તરસથી સર્વાંગે ઘેરાયેલી તે જીવતી જ હશે, તો મહાપરાણે જ જીવતી હશે. કારણ કે હે મારિષ! પેલા અલ્પ ભાગ્યવાળા અને મંદ બુદ્ધિવાળા પુરુષે તો તેને વિકરાળ અને હિંસક પ્રાણીઓના નિત્ય પગરવવાળા, મહાન અને દારુણ એવા વનમાં છોડી દીધી છે.[૧૮,૧૯] આ પ્રમાણે નૈષધ-રાજ દમયંતીનું નિત્ય સ્મરણ કરતો હતો અને તે ઋતુપર્ણ રાજાને ઘેર અજ્ઞાત રીતે વસતો હતો.[૨૦]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતગત નલોપાખ્યાનપર્વમા 'નળવિલાપ' નામનો અધ્યાય ૬૭મો સમાપ્ત

## अध्याय ६८मो

### દમયંતી અને સુદેવનો સંવાદ

॥ बृहदश्व उवाच ॥

**हृतराज्ये नले भीमः सभार्ये प्रेष्यतां गते ।**
**द्विजान्प्रस्थापयामास नलदर्शनकांक्षया ॥ १ ॥**

બૃહદશ્વ બોલ્યા: આ પ્રમાણે હરાઈ ગયેલા રાજ્યવાળો નળ જ્યારે પોતાની પત્ની સાથે દાસ પણું પામ્યો, ત્યારે ભીમે નળનાં દર્શનની આકાંક્ષાથી બ્રાહ્મણોને મોકલ્યા.[૧] તે બ્રાહ્મણોને પુષ્કળ ધનસંપત્તિ આપીને ભીમે તેમને આ સંદેશો આપ્યો: 'તમે નળને તથા મારી પુત્રી દમયંતીને શોધી કાઢો.[૨] જ્યારે આ કર્મ સિદ્ધ થશે અને નૈષધનાથની ભાળ મળશે, ત્યારે જે એ નળદમયંતીને અહીં તેડી લાવશે તેને હું સહસ્ર ગાયો આપીશ.[૩] વળી હું તેને અગ્રહાર* અને નગરના જેવું ગામ આપીશ. જો તમે નળ કે દમયંતીને અહીં લાવી શકશો નહિ, છતાં જો તમે એમને વિશે માત્ર ભાળ જ લાવશો, તોપણ હું તમને એક હજાર ગોધન આપીશ.' ભીમે આમ કહ્યું, એટલે તે બ્રાહ્મણો આનંદિત થઈને સર્વ દિશાઓમાં નીકળી પડ્યા.[૪,૫] તેઓ નગરો અને રાષ્ટ્રોમાં નૈષધનાથને અને તેની પત્નીને શોધવા લાગ્યા. આમ છતાં, તેઓ ક્યાંયે નળને કે ભીમનંદિનીને જોવા પામ્યા નહિ.[૬] હવે સુદેવ નામનો એક બ્રાહ્મણ શોધતો શોધતો રમણીય ચેદિપુરીમાં આવી ચડ્યો. અને તેણે ત્યાં રાજભવનમાં વૈદર્ભીને જોઈ.[૭] રાજાના પુણ્યાહવાચન વખતે તે સુનંદાની સાથે ઊભી હતી. તે વખતે અપ્રતિમ રૂપે પણ તે માંડ માંડ ઓળખાતી હતી. માનો ધુમાડાના ગોટાથી અગ્નિની પ્રભા ઢંકાઈ ગઈ હતી. વિશાળ નયનવાળી, અધિક મલિન અને દૂબળી એવી તેને જોઈ ને તેણે અનેક કારણોએ નિશ્ચિત તર્ક કર્યો, કે આ વિદર્ભરાજની પુત્રી ભૈમી છે.[૮,૯]

સુદેવ બોલ્યો: અગાઉ મેં આને જેવી જોઈ હતી, તેવી જ રૂપવતી આ અંગના છે. લોકસુંદરી લક્ષ્મીના જેવી આને જોઈને હું આજે કૃતાર્થ થયો છું.[૧૦] આ પૂર્ણચંદ્રના જેવી કાંતિમતી છે, શ્યામા* છે અને સુમનોહર તથા ભરાવદાર સ્તન-વાળી છે. પોતાની પ્રભાએ કરીને એ દેવી સર્વ દિશાઓને અજવાળી રહી છે.[૧૧] સુસુંદર કમલના

---

* બ્રાહ્મણોના નિર્વાહને માટે રાજધનમાથી જે ક્ષેત્રાદિક ધન જુદું કાઢવામાં આવે તે.

* श्यामा षोडश वार्षिकी। જે સ્ત્રીના શરીરનો બાંધો હમેશા ગોળ વર્ષની સ્ત્રીના જેવો રહે તે શ્યામા કહેવાય છે. વળી शीत सुखोष्णसर्वांगी ग्रीष्मे च सुखशीतला॥ तप्तकांचनवर्णाभा सा स्त्री श्यामेति कथ्यते॥ જે સ્ત્રીના સર્વ અવયવો શીતકાળમાં સુખરૂપ લાગે તેટલા ઉષ્ણ હોય અને ઉષ્ણકાળમાં સુખરૂપ લાગે તેટલા શીતળ હોય તથા જેની કાંતિ તપાવેલા સુવર્ણના જેવી હોય, તે સ્ત્રી શ્યામા કહેવાય છે. બીજો એક એવો પણ શ્લોક છે :- शीते चेयाप्मला नित्य ग्रीष्मे चातीव शीतला। मध्ये ईषत्स्तु यस्यास्तु सा श्यामेत्यभिधीयते॥

જેવી એની વિશાળ આંખો છે, કામદેવની જાણે એ રતિ છે અને પૂર્ણચંદ્રની પ્રભાની જેમ તે સમસ્ત લોકને પ્રિય છે.[૧૨] વિદર્ભરૂપી તે સરોવરમાંથી જાણે એ દૈવદોષે ઊખડી ગઈ છે; જાણે મળ અને કાદવથી સર્વાંગે ખરડાયેલી અને ઊખડી ગયેલી એ કમલિની છે.[૧૩] પતિના શોકથી દીન અને આકુળ થયેલી એ જાણે રાહુથી ગ્રસાયેલા ચંદ્રવાળી પૂનમની રાત છે, જાણે સુકાયેલાં નીરવાળી નદી છે, જાણે હાથીઓની સૂંઢથી ડહોળાઈ ગયેલી, તૂટ્યાં પાંદડાં તથા કમળવાળી અને ત્રાસી ગયેલાં પંખીઓવાળી તે વ્યાકુળ થયેલી કમળતલાવડી છે. એ સુકુમારી છે, ઉત્તમ સુંદરાંગી છે અને રત્નમઢ્યા ભવનમાં રહેવાને યોગ્ય છે. છતાં કાઢી નાખેલી કમલિની જેવી તે જાણે સૂર્યના તાપથી બળી રહી છે.[૧૪–૧૬] રૂપ, ઔદાર્ય અને ગુણોથી તે સંપન્ન છે. મંડનને યોગ્ય છતાં એ અમંડિત છે. આકાશમાં નીલ મેઘોથી વીંટાયેલી જાણે એ નવનૂતન ચંદ્રલેખા છે.[૧૭] પ્રિય અને ઇચ્છિત ભોગોથી એ રહિત છે અને બંધુજનોથી એ વિખૂટી પડી છે; છતાં સ્વામીના દર્શનની આકાંક્ષાએ એ પોતાના દીન દેહને ટકાવી રહી છે.[૧૮] ભૂષણો ન હોય તોય સ્ત્રીઓ માટે સ્વામી એ જ પરમ ભૂષણ છે. આ તો એ પરમ ભૂષણરૂપ પતિથીયે વિયોગિની છે, એટલે રૂપવતી હોવા છતાં તે રૂપાળી લાગતી નથી.[૧૯] આ દમયંતીથી અળગો થયેલો નળ શોકથી ગળાતો નથી અને પોતાના દેહને ધારી રહ્યો છે, એ પણ તે એક ભારે કઠણ કામ કરે છે.[૨૦] શ્યામ કેશાગ્રવાળી, કમળપત્રના જેવાં વિશાળ નયનવાળી, સુખને યોગ્ય છતાં દુઃખ ભોગવી રહેલી, આ દમયંતીને જોઈને મારું મન સુદ્ધાં વીંધાઈ જાય છે.[૨૧] રોહિણી જેમ ચંદ્રનો સમાગમ પામીને દુઃખનો છેડો પામે છે, તેમ આ મંગલ સાધ્વી પતિનો સમાગમ પામીને ક્યારે દુઃખનો પાર પામશે? આ દમયંતીને ફરી મેળવીને નૈષધનાથ પ્રીતિ પામશે–માનો રાજ્યભ્રષ્ટ થયેલો રાજા પૃથ્વીને ફરી પામીને આનંદિત થશે.[૨૨,૨૩] સરખા શીલવાળી, સરખી વયની અને સમાન કુલોત્તમતાવાળી એવી આ વૈદર્ભી નળને માટે યોગ્ય જ છે; તેમ નળ આ શ્યામલ નેણવાળી દમયંતીને માટે યોગ્ય છે.[૨૪] વીર્યવાન અને સત્ત્વશાળી એવા તે અપ્રમેય નળની પતિદર્શનની લાલસાવાળી પત્નીને હું આશ્વાસન આપું, એ ઠીક છે. તો પૂર્ણચંદ્રના જેવા વદનવાળી, પતિના ધ્યાનમાં પરાયણ રહેલી, પૂર્વે કદીય દુઃખને ન જોવા પામેલી અને અત્યારે દુઃખથી પીડાઈ રહેલી આ દમયંતીને હું ધીરજ આપું.[૨૫,૨૬]

બૃહદશ્વ બોલ્યા: આ પ્રમાણે સુદેવ બ્રાહ્મણે તે દમયંતી વિષે વિવિધ કારણો અને લક્ષણોપૂર્વક વિચાર કર્યો. પછી ભીમનંદિનીની પાસે જઈ તે બોલ્યો:[૨૭] 'હે વૈદર્ભી! તારા ભાઈનો પ્રિય મિત્ર એવો હું સુદેવ છું. રાજા ભીમની આજ્ઞાથી હું તને અહીં ખોળવા આવ્યો છું.[૨૮] હે રાણી! તારા પિતા, માતા અને ભાઈઓ કુશળ છે. ત્યાં રહેલાં તારાં તે બે આયુષ્માન બાળકો પણ કુશળ છે. તારે કાજે સગાંસંબંધીઓ જાણે મૂઆ જેવાં થઈ ગયાં છે. સેંકડો બ્રાહ્મણો પૃથ્વી ઉપર તારી શોધમાં ઘૂમી રહ્યા છે.' આમ હે યુધિષ્ઠિર! દમયંતીએ સુદેવને ઓળખ્યો અને તેને પોતાનાં સર્વ સગાંસંબંધીઓ વિષે ક્રમપૂર્વક પૂછ્યું.[૨૯–૩૧] હે રાજન્! શોકથી કૃશ થયેલી એ વૈદર્ભી પોતાના ભાઈના પ્રિય મિત્ર સુદેવ બ્રાહ્મણને અચાનક જોઈને અત્યંત રોવા લાગી. ત્યાં હે ભારત! રોતી અને સુદેવ સાથે એકાંતમાં વાત કરતી તે દમયંતીને જોઈને સુનંદા શોકથી વ્યાકુળ થઈ ગઈ અને પોતાની જનેતાને કહેવા લાગી: 'બ્રાહ્મણને મળીને

સૈરંધ્રી ખૂબ રડે છે.[૩૨,૩૩] માટે જો તને ઠીક લાગે, તો તું તેને વિષે ભાળ મેળવ.' હવે રાજા ચેદિપતિની માતા તે વખતે અંતઃપુરમાંથી નીકળી ને તે બાલા દમયંતી બ્રાહ્મણ સાથે જ્યાં વાત કરતી હતી ત્યાં ગઈ.[૩૪,૩૫] હે પૃથ્વીનાથ! પછી રાજમાતાએ સુદેવને તેડાવ્યો અને પૂછયું: 'આ ભાવિની કોની પત્ની છે? એ કોની પુત્રી છે?[૩૬] સુંદર લોચનવાળી એ પતિથી તથા સગાંવહાલાંથી કેવી રીતે વિખૂટી પડી છે? હે વિપ્ર! આવી દશામાં આવી પડેલી આને તમે કેમ કરી ઓળખી કાઢી?[૩૭] આ બધું હું તમારી પાસેથી સંપૂર્ણ-પણે સાંભળવા ઇચ્છું છું. હું આ દેવ જેવા રૂપ-વાળી વિષે યથાર્થ વાત પૂછું છું, તમે તે મને કહો.[૩૮] તે રાજમાતાએ આ પ્રમાણે કહ્યું, ત્યારે હે રાજન્! સુખપૂર્વક બિરાજેલા સુદેવ બ્રાહ્મણે દમયંતીનું સર્વ વૃત્તાંત યથાવત્ કહેવા માંડ્યું.[૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'દમયંતી અને સુદેવનો સંવાદ' નામનો અધ્યાય ૬૮ મો સમાપ્ત

## अध्याय ६९ मो

### દમયંતી પોતાના પિતાને ત્યાં અને નળરાજાની શોધ

॥ सुदेव उवाच ॥

**विदर्भराजो धर्मात्मा भीमो नाम महाद्युतिः ।**
**सुतेयं तस्य कल्याणी दमयंतीति विश्रुता ॥ १॥**

સુદેવ બોલ્યો: 'ધર્માત્મા અને મહાતેજસ્વી એવો ભીમ નામનો વિદર્ભ દેશનો રાજા છે. આ કલ્યાણી તેની પુત્રી છે અને તે દમયંતી નામે પ્રસિદ્ધ છે.[૧] વીરસેનનો નળ નામે પુત્ર નિષધ-દેશનો રાજા છે. આ કલ્યાણી તે ધીમાન પુણ્ય શ્લોકની પત્ની છે. તે રાજાને તેના ભાઈએ જુગટામાં જીત્યો છે અને તેનું રાજ્ય હરી લીધું છે. તે દમયંતીની સાથે ચાલ્યો ગયો છે અને કોઈને તેને વિશે ભાળ નથી.[૨,૩] આથી અમે દમયંતીને માટે આ પૃથ્વી ઉપર વિચરીએ છીએ. આજે તમારા પુત્રના ભવનમાં તે બાલા મળી આવી છે.[૪] માનવીઓમાં કોઈયે આના જેવી રૂપવતી નથી. આની બે ભ્રમરોની વચ્ચે જનમનો જ આ ઉત્તમ તલ છે.[૫] આ શ્યામાનો એ શુભ કમલાકાર તલ મલથી ઘેરાઈ ગયો છે. માનો વાદળથી ચંદ્રમા ઢંકાઈ ગયો છે.[૬] મેં તે જોઈ લીધો છે. વિધાતાએ વિભૂતિને અર્થે એ તલનું ચિહ્ન નિર્મ્યું છે. પણ પડવાની મંદ ચંદ્રલેખા કરતાં તે વિશેષ પ્રકાશમય નથી. એનું શરીર મેલથી ભરેલું અને સ્નાનાદિ સંસ્કારો(તેલના મર્દન આદિ)થી વંચિત છે. છતાં એનું રૂપ નાશ પામ્યું નથી. એ તો ન સંસ્કારેલા સોનાની જેમ ઝળહળી રહેલું જણાય છે. આ બાલા તેના આ શરીરથી તથા આ તલથી સૂચિત થાય છે. મેં આ દેવીને ઓળખી કાઢી છે—જાણે ભારેલા અગ્નિને એની ઉષ્ણતાથી જાણી લીધો છે.[૭-૯] હે પૃથ્વીપતિ! તે સુદેવનાં એ વચનો સાંભળીને સુનંદાએ તલને ઢાંકી દેનારા મેલને સાફ કરવા માંડ્યો. આમ મેલ દૂર કરવામાં આવતાં, તે દમયંતીનો તે તલ ઉપર શોભી આવ્યો—માનો વાદળ વિનાના ગગનમાં ચંદ્રમા ઝગી ઊઠ્યો. હવે હે ભારત! તે તલ જોઈને સુનંદા તથા રાજમાતા રોવા લાગી અને દમયંતીને કોટે વળગી ઘડીભર ઊભી રહી.[૧૦-૧૨] પછી આંસુઓ લૂછીને રાજમાતાએ ધીરે ધીરે આ વચન કહ્યાં: 'આ તલથી સૂચવાતી તું મારી બહેનની દીકરી છે.[૧૩] તારી મા અને હું મહાત્મા અને દશાર્ણ દેશના અધિપતિ સુદામ રાજાની બે રૂડી પુત્રીઓ છીએ.[૧૪] તારી માતાને ભીમ-રાજા વેરે પરણાવી હતી, તો મને વીરબાહુ સાથે લગ્નમાં આપી હતી. દશાર્ણદેશમાં પિતાને ઘેર તારો જન્મ થયો હતો, ત્યારે મેં તને જોઈ

હતી.[૧૫] હે ભાવિની! જેવું તારા બાપનું ઘર છે તેવું જ આ મારું ઘર માનજે. હે દમયંતી! જેવું આ ઐશ્વર્ય મારું છે, તેવું જ તે તારું ગણજે.' હવે હે પૃથ્વીનાથ! દમયંતીએ પ્રસન્ન મનથી માસીને પ્રણામ કર્યા અને તેને આ વચન કહ્યાં:[૧૬,૧૭] 'વણઓળખાયેલી રહેવા છતાંય હું તમારે ત્યાં સુખપૂર્વક રહી છું: તમે મારી સર્વ કામનાઓ પૂરી છે અને મારું સદૈવ રક્ષણ કર્યું છે. હવે ઓળખાણનું સુખ થવાથી આ વાસ વિશેષ સુખદાયી થશે, એમાં સંશય નથી. પરંતુ હે મા! હું લાંબા કાળથી રઝળવાટે પડી છું. હવે તું મને રજા આપ.[૧૮,૧૯] મારાં બે બાળક પુત્રપુત્રીને પિતાને ત્યાં મોકલ્યાં છે અને તેઓ ત્યાં વસે છે. પિતાથી તેમ જ મારાથી વિખૂટાં પડેલાં અને શોકથી પીડાયેલાં તેઓ શી દશામાં હશે?[૨૦] તમે જો અહીં મારું કંઈક પ્રિય કરવા ઇચ્છતાં હો, તો મારે માટે ઝટ વાહન મંગાવો, હું વિદર્ભ દેશમાં જવા ઇચ્છું છું.'[૨૧] આથી હે યુધિષ્ઠિર રાજા! એ સાંભળીને દમયંતીની માસી હર્ષ પામી અને તેને બોલી: 'બહુ સારું.' પછી પુત્રની અનુમતિ લઈને એ રાજમાતાએ શ્રીમતી દમયંતીને પાલખીમાં બેસાડીને મોકલી. હે ભરતશ્રેષ્ઠ! તે પાલખીમાં ખાનપાન અને સાધનસામગ્રીઓની સુંદર સોઈ રાખવામાં આવી હતી અને મોટી સેના દમયંતીનું રક્ષણ કરતી હતી.[૨૨,૨૩] પછી થોડાક જ વખતમાં તે વિદર્ભમાં પાછી જઈ પહોંચી. સર્વ સગાંસંબંધીઓએ હર્ષ પામી તેને સત્કારી.[૨૪] હે પૃથ્વીનાથ! સર્વ સગાંવહાલાંને, પોતાનાં તે બે બાળકોને, માતાને, પિતાને તેમ જ સર્વ સખીવૃંદને કુશળ જોઈને તે યશસ્વિની દેવી દમયંતીએ દેવો તથા બ્રાહ્મણોનું ઉત્તમ વિધિએ પૂજન કર્યું. ભીમરાજા પોતાની પુત્રીને જોતાં જ પ્રસન્ન થયો અને તેણે સુદેવને એક સહસ્ર ગાયો, ગામ તથા દ્રવ્ય આપીને તૃપ્ત કર્યો.[૨૫-૨૭] હે રાજન્! તે કલ્યાણી ત્યાં પિતાને ભવને તે રાત્રિ રહી અને વિશ્રાંતિ લીધા પછી માતાને આ વચન કહ્યાં.[૨૮]

દમયંતી બોલી: 'હે માતા! હું તને સાચું જ કહું છું કે, તું જો મને જીવતી રાખવા ઇચ્છતી હોય, તો એ નરવીર નળને લાવવા માટે પ્રયત્ન કર.'[૨૯] દમયંતીએ આ પ્રમાણે કહ્યું, એટલે તે દેવી અત્યંત દુઃખિત થઈ. આંસુથી રૂંધાઈ ગયેલી તે રાણી કંઈ જ ઉત્તર આપી શકી નહિ. રાણીની આવી અવસ્થા જોઈને આખા અંતઃપુરમાં તે વખતે ભારે હાહાકાર થઈ ગયો અને સર્વે અત્યંત રડવા લાગ્યાં.[૩૦,૩૧] પછી રાણીએ પોતાના પતિ ભીમ મહારાજને આ વચન કહ્યું: 'તમારી દીકરી દમયંતી તેના પતિનો શોક કરી રહી છે. હે મહારાજ! શરમને દૂર કરીને તેણે પોતે જ મને આ કહ્યું છે. તો તમારા સેવકો પુણ્યશ્લોક નળને શોધવા માટે પણ પ્રયત્ન કરો.'[૩૨,૩૩] રાણીએ આ પ્રમાણે સૂચના કરી, એટલે રાજાએ નળની શોધ માટે પોતાના વશવર્તન બ્રાહ્મણોને સર્વ દિશાઓમાં મોકલ્યા. પછી વિદર્ભાધિપતિની આજ્ઞાથી તે બ્રાહ્મણો દમયંતી પાસે ગયા અને બોલ્યા કે, 'અમે નળરાજાની શોધને માટે પ્રયાણ કરીએ છીએ.' પછી ભીમનંદિનીએ તેમને કહ્યું: 'તમે સર્વ દેશોમાં અને સર્વ જનમંડલોમાં જ્યાં ત્યાં વારંવાર આ વચનો બોલજો કે,[૩૪-૩૬] 'હે ઠગારા! હે વહાલમ! મારું અર્ધું વસ્ત્ર ફાડીને તારી પ્રીતિભરી પ્રિયાને વનમાં ઊંઘતી છોડીને તું ક્યાં ચાલ્યો ગયો છે?[૩૭] તેં એને જેવી જોઈ હતી, તેવી જ તે આજે પણ તારી રાહ જોઈ રહી છે. અર્ધા વસ્ત્રમાં ઢંકાયેલી તે બાળા અતિશય સંતાપ કરી રહી છે. હે રાજા! વિરહના શોકથી તે સતત રુદન કરી રહી છે. હે વીર! તું એના

ઉપર કૃપા કર. તું ઉત્તર આપ.[૩૮,૩૯] આમ મારા ઉપર એ કૃપા કરે એવું આ બીજું વચન કહેજો કે, 'જેમ પવનથી ફૂંકાયેલો અગ્નિ આખા વનને સળગાવી મૂકે છે, તેમ કાળરૂપી વાયુથી રોજ રોજ વૃદ્ધિ પામતો શોકાગ્નિ દમયંતીના શરીરરૂપી વનને બાળી નાખશે.[૪૦] પતિએ પત્નીનું ભરણ અને રક્ષણ સદૈવ કરવું જોઈએ. તમે ધર્મજ્ઞ હોવા છતાં એ બન્ને વાતો તમારામાંથી કેમ નાશ પામી? તમે બુદ્ધિશાળી, કુલીન અને દયાળુ તરીકે પ્રખ્યાત છો. મને શંકા પડે છે કે, મારા ભાગ્યના ક્ષયને લીધે જ તમે નિર્દય થયા છો. તો હે નરસિંહ! હે નરશ્રેષ્ઠ! તમે મારા ઉપર દયા કરો. મેં તમારી પાસેથી સાંભળ્યું છે કે, દયા એ પરમ ધર્મ છે.' તમે આ પ્રમાણે બોલો, તે વખતે તમને જો કોઈ માણસ કંઈક પણ ઉત્તર આપે, તો તે કોણ છે અને ક્યાં રહે છે, તે વિશે તમે પૂરી ભાળ મેળવજો.[૪૧-૪૪] હે બ્રાહ્મણો! આ વચનો સાંભળીને જે માણસ પ્રત્યુત્તર આપે, તેનાં વચનો તમે મનમાં રાખજો અને મને આવી જણાવજો. તમે આ મારી આજ્ઞાથી બોલો છો, એવું તે જાણી ન જાય એમ કરજો. વળી તમે સાવધતાથી ત્યાંથી પાછા વળજો.[૪૫,૪૬] તે માણસ ભલે સમૃદ્ધ હોય, ભલે તે નિર્ધન હોય અને ભલે તે અસમર્થ હોય, તોપણ તેના મનની ધારણાનો પત્તો તમે મેળવી જ લેજો.'[૪૭] પછી હે રાજન્! આ પ્રમાણે કહેવાયેલા તે બ્રાહ્મણો સંકટમાં પડેલા નળને શોધવાને માટે સર્વ દિશાઓમાં ગયા.[૪૮] આમ હે મહારાજ! તે બ્રાહ્મણો નળને શોધતા શોધતા નગરોમાં, રાજ્યોમાં, ગામોમાં, ગાયોના વાડાઓમાં અને આશ્રમોમાં ગયા. હે પૃથ્વીનાથ! તે તે જગ્યાઓએ તે સર્વ વિપ્રોએ દમયંતીએ કહ્યા પ્રમાણેનાં તે વચનો સંભળાવ્યાં, પણ તેઓને નળનો કંઈ પણ પત્તો લાગ્યો નહિ.[૪૯,૫૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'નળની શોધ' નામનો અધ્યાય ૬૯મો સમાપ્ત

## अध्याय ७० मो

### નળરાજાની ભાળ લાગતાં દમયંતીના સ્વયંવરની ફરી યોજના

॥ बृहदश्व उवाच ॥

**अथ दीर्घस्य कालस्य पर्णादो नाम वै द्विजः ।**
**प्रत्येत्य नगरं भैमीमिदं वचनमब्रवीत् ॥ १ ॥**

બૃહદશ્વ બોલ્યા : પછી લાંબે સમયે પર્ણાદ નામનો બ્રાહ્મણ તે નગરમાં પાછો આવ્યો અને ભીમસુતાને આ વચન કહેવા લાગ્યો:[૧] 'હે દમયંતી! નૈષધનાથ નળને શોધતો શોધતો હું અયોધ્યા નગરીમાં જઈ ચડ્યો અને ત્યાં ઋતુપર્ણ રાજાને મળ્યો.[૨] હે સુંદરાંગી! મહાજનની વચ્ચે મેં તે મહાભાગ્યશાળી ઋતુપર્ણને તમારાં કહેલાં તે વચનો યથાવત્ સંભળાવ્યાં. તે સાંભળીને નરાધીશ ઋતુપર્ણ કશું પણ બોલ્યો નહિ. મેં વારંવાર એ વચનો કહ્યાં તોપણ પરિષદમાં કોઈએ પણ કશું કહ્યું નહિ.[૩,૪] પછી રાજાની રજા લઈને હું ત્યાંથી નીકળ્યો, ત્યારે ઋતુપર્ણના બાહુક નામે કોઈ માણસે મને એકાંતમાં બોલાવ્યો.[૫] તે તે ઋતુપર્ણ રાજાનો સારથિ છે. તે કદરૂપો ને ટૂંકા હાથવાળો છે. વાહનોને વેગે ચલાવવામાં તે કુશળ છે અને રસોઈ ઉત્તમ રીતે કરી જાણે છે.[૬] અનેક વાર નિઃશ્વાસ નાખીને અને વારંવાર રુદન કરીને તેણે મારા કુશળ સમાચાર પૂછ્યા અને પછી તે આ વચન બોલ્યો:[૭] 'કુળવતી નારીઓ વિષમ સ્થિતિમાં આવી પડ્યા છતાં પણ પોતાની જાતે જ પોતાની જાતનું રક્ષણ કરે છે. તેથી તેઓ સાચે જ સ્વર્ગને જીતે છે, એમાં સંશય નથી.[૮] પતિએ તજી દીધેલી હોય, તોપણ તે વરાંગનાઓ ક્યારેય કોપ કરતી નથી. ચારિત્ર્યરૂપી કવચ-

દુઃખથી મૂંઝાઈ ગયેલી તે આમ કરશે? અથવા મારે માટે તો આ મહાન ઉપાય વિચારી કાઢ્યો નહિ હોય?[૪] હાય! ક્રૂરતા! પાપી બુદ્ધિવાળા મેં નીચે પતિની જ ઇચ્છા રાખનારી અને તપસ્વિની એવી ગરીબ વૈદર્ભીને છેતરી છે![૫] સંસારમાં સ્ત્રીઓનો સ્વભાવ ચંચળ છે. વળી મારો દોષ દારુણ છે. આથી વિખૂટાપણાને કારણે તેનો મારા ઉપરનો સ્નેહભાવ ઓસરી જતાં તે આવું કરે પણ ખરી.[૬] અથવા પાતળી કમરવાળી તે સુંદરી મારા શોકથી ગભરાઈ ગઈ છે, અરે, નિરાશ થતાં પણ તે આવું કામ કરે નહિ. વળી તે પ્રજાવાળી છે, એટલે તે ખાસ કરીને તેમ નહિ જ કરે.[૭] આમાં સાચું શું ને ખોટું શું, તે તો ત્યાં જઈશ ત્યારે જ જાણીને નક્કી કરીશ. આથી મારા સ્વાર્થની ખાતર પણ હું ઋતુપર્ણની ઇચ્છા પ્રમાણે કરીશ.[૮] દીન મનવાળા બાહુકે મનમાં આ પ્રમાણે નિશ્ચય કર્યો અને તે જનપતિ ઋતુપર્ણને પ્રણામપૂર્વક કહેવા લાગ્યો.[૯] 'હે નરાધીશ! હે નરસિંહ! હું તમારું વચન સ્વીકારું છું. હે મહારાજ! હું એક દિવસમાં તમને વિદર્ભનગરીમાં પહોંચાડીશ.' પછી હે રાજન્! તે બાહુકે ઋતુપર્ણરાજાની આજ્ઞાથી અશ્વશાળામાં જઈ અશ્વોની પરીક્ષા કરી. તે બાહુક ફરી ફરી વિચારીને ઘોડાઓની પરીક્ષા કરતો હતો, ત્યારે ઋતુપર્ણ તેને અતિશય ઉતાવળ કરાવતો હતો.[૧૦,૧૧] પછી બાહુકે રસ્તો કાપવામાં સમર્થ પણ શરીરે પાતળા એવા ઘોડાઓને પસંદ કરીને લીધા. તે ઘોડાઓ તેજસ્વી, બળવાન, જાતવાન અને શીલવાન હતા.[૧૨] તેઓ હીન લક્ષણોથી રહિત હતા. તેમનાં નાક વિશાળ હતાં અને તેમની હડપચી જબરી હતી. છાતી વગેરે સ્થાનોમાં થતી કુલક્ષણરૂપી વાળની દશ ભમરીઓથી તેઓ રહિત હતા. તેઓ સિંધુદેશમાં જન્મેલા હતા અને પવનના જેવા વેગવાળા હતા. તે અશ્વોને જોઈને રાજાને કંઈક ક્રોધ ચઢ્યો અને તે બોલ્યો કે,[૧૩,૧૪] 'અરે! આ તેં શું કરવા ધાર્યું છે? તારે અમને ઠગવા જોઈએ નહિ. બળમાં અને પ્રાણમાં અલ્પ એવા આ મારા ઘોડાઓ કેવી રીતે મને વહી જશે? આ ઘોડાઓથી લાંબો માર્ગ કેવી રીતે કપાશે?'[૧૫]

બાહુક બોલ્યો: કપાળે એક, મસ્તકમાં બે, બંને પાસાંઓ ઉપર બબ્બે, છાતી ઉપર બબ્બે અને પીઠ ઉપર એક એમ બાર ભમરીઓ આ ઘોડાઓને છે. આ જ ઘોડાઓ વિદર્ભનગરીમાં પહોંચાડશે, આમાં સંશય નથી. હવે હે મહારાજ! તમને જ બીજા ઘોડાઓ યોગ્ય લાગતા હોય તે કહો; હું તેમને તમારા રથે જોડીશ.[૧૬,૧૭]

ઋતુપર્ણ બોલ્યો: હે બાહુક! તું અશ્વોનો રહસ્યવેત્તા છે, તું કુશળ છે. તું જે ઘોડાઓને સમર્થ માનતો હોય, તેમને એકદમ જોડ.[૧૮] પછી ચતુર અને કુશળ નળે જાતવાન, શીલવાન તથા વેગવાન એવા સરસ ઘોડાઓને રથમાં જોડ્યા.[૧૯] એટલે રાજા ઉતાવળો થઈને તે જોડેલા રથમાં ચઢ્યો. પછી તે ઉત્તમ ઘોડાઓ જમીન ઉપર ઘૂંટણભેર પડ્યા,[૨૦] ત્યારે હે પૃથ્વીપતિ! શ્રીમાન અને નરોત્તમ નળરાજાએ તે તેજસ્વી તથા બળવાન ઘોડાઓને થાબડ્યા.[૨૧] પછી તે નળે લગામ પકડી, વાર્ષ્ણેય સારથિને ઉપર બેસાડ્યો અને પૂર ઝડપથી જવાની ઇચ્છા કરી.[૨૨] બાહુકે ઉત્તમ અશ્વોને વિધિપૂર્વક હાંક્યા, એટલે તે રથમાં બેઠેલા રાજાને મૂંઝવી નાખતા હોય તેમ આકાશમાં ઊડ્યા.[૨૩] વાયુવેગી તે ઘોડાઓને આમ વહેતા જોઈને શ્રીમાન અયોધ્યાપતિ અત્યંત આશ્ચર્ય પામ્યો.[૨૪] રથનો ઘોષ સાંભળીને તથા ઘોડાઓ ઉપરની તે પકડ જોઈને વાર્ષ્ણેય પણ બાહુકના અશ્વજ્ઞાન વિષે વિચાર કરવા લાગ્યો[૨૫] કે, 'આ દેવરાજ ઇંદ્રનો સારથિ માતલિ તો નહિ હોય! કેમ કે વીર બાહુક-

માં તેનાં મહાન લક્ષણો જણાય છે.[૨૬] અથવા અશ્વોના કુલતત્ત્વને જાણનારા શાલિહોત્રે માનવનું આ પરમ શોભાયમાન સ્વરૂપ તો નહિ લીધું હોય ? અથવા તો આ શત્રુનગરને જીતનારા નળરાજા હશે ?[૨૭] એ મહારાજ જ આવ્યા હશે ! આમ તેણે તર્કવિતર્ક કર્યા. વળી તેણે વિચાર્યું કે, સંસારમાં નળ જે વિદ્યા જાણે છે, તે આ બાહુક પણ જાણે છે.[૨૮] બાહુક અને નળ એ બન્નેમાં મને સમાન જ્ઞાન જણાય છે. વળી બાહુક અને નળનું વય પણ સમાન છે.[૨૯] અથવા આ બાહુક મહાવીર્યવાન નળ નથી; તો કોઈ તેના જેવી વિદ્યાવાળો હશે; કેમ કે દેવ વિધિઓ તથા શાસ્ત્રોક્ત નિરૂપણોવાળા મહાત્માઓ આ પૃથ્વી ઉપર છૂપા વેષમાં વિચરે છે. અથવા શરીરના કદરૂપાપણાના સંબંધમાં તો મને મતિભેદ થતો નહિ હોય ? મારા મતથી કદના પ્રમાણમાં આ નળથી નીચો છે, વયના પ્રમાણમાં તો આ સમાન છે અને માત્ર સ્વરૂપમાં ફેર છે.[૩૦–૩૨] છેલ્લે હું આ બાહુકને સર્વગુણસંપન્ન નળ જ માનું છું.' હે મહારાજ ! પુણ્યશ્લોક નળના સારથિ વાર્ષ્ણેયે આમ હૃદયપૂર્વક બહુ બહુ તર્ક કરીને વિચાર્યું. રાજેંદ્ર ઋતુપર્ણ પણ બાહુકના અશ્વજ્ઞાનનો વિચાર કરવા લાગ્યો.[૩૩,૩૪] વાર્ષ્ણેય સારથિ સહિત તે રાજા હર્ષિત થયો. બાહુકની એકાગ્રતા, તેનો ઉત્સાહ, ઘોડાઓ ઉપરનો તેનો કાબૂ અને તેનો પરમ યત્ન જોઈને તે અત્યંત આનંદ પામ્યો.[૩૫,૩૬]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમા
'ઋતુપર્ણનું વિદર્ભગમન' નામનો
અધ્યાય ૭૧મો સમાપ્ત

# अध्याय ७२मो

## નળના દેહમાંથી કલિનું નાસવું

॥ बृहदश्व उवाच ॥

स नदीपर्वतांश्चैव वनानि च सरांसि च ।
अचिरेणातिचक्राम खेचरः खेचरन्निव ॥ १ ॥

બૃહદશ્વ બોલ્યા : આકાશચારી પંખીની જેમ તે નદીઓ, પર્વતો, વનો અને સરોવરોને પલકારામાં વટાવી ગયો.[૧] આ વેગથી રથ ચાલ્યો જતો હતો, તેવામાં શત્રુનગરને જીતનારા રાજા ઋતુપર્ણે પોતાનું ઉપરણું નીચે પડી ગયેલું જોયું.[૨] આમ દુપટ્ટો પડી ગયો, ત્યારે તે ઉતાવળ કરતા મહાત્મા રાજાએ 'હું લઈ લઈશ' એમ કહીને તે નળને આ પ્રમાણે કહેવા લાગ્યા :[૩] 'હે મહાબુદ્ધિમાન ! તું આ મહા વેગવાન ઘોડાઓને અહીં થોભાવ, એટલામાં વાર્ષ્ણેય મારો દુપટ્ટો લઈ આવે.'[૪] નળે તેને ઉત્તર આપ્યો : 'હવે તો તમારું ઉપરણું દૂર પડ્યું છે. અને આપણે એક જોજન જેટલે દૂર આવી ગયા છીએ. એ ફરી લાવી શકાય એમ નથી.'[૫] હે રાજન્ ! નળે આ પ્રમાણે કહ્યું, ત્યારે ઋતુપર્ણ રાજા એક વનમાં આવી પહોંચ્યો હતો. ત્યાં ફળવાળું બહેડાનું એક વૃક્ષ જોઈને રાજાએ બાહુકને સત્વર કહ્યું કે, 'હે સારથિ ! તું સંખ્યા ગણવાની મારી પરમ શક્તિને પણ જો.[૬,૭] બધા કંઈ બધું જ જાણતા નથી. કોઈ પણ સર્વજ્ઞ નથી. ક્યારેય કોઈ પુરુષમાં જ્ઞાનમાત્રની પૂરી પૂર્ણતા હોતી નથી.[૮] હે બાહુક ! આ વૃક્ષ ઉપર જેટલાં પાંદડાં તથા ફળો છે, તે કરતાં અહીં નીચે પડેલાં પાંદડાં તથા ફળો એકસો એક વધારે છે. વળી હે બાહુક ! બંને ડાળીઓને પાંચ કરોડ પત્તાં છે. એ વૃક્ષની બે શાખાઓને તથા તેમની બીજી પ્રશાખાઓને તું એકઠી કર. એ બંને ડાળીઓને બે હજાર ને પંચાણું ફળ છે.[૯–૧૧] પછી બાહુકે રથને ઊભો રાખીને રાજાને કહ્યું કે, 'હે અરિનાશન

રાજા ! તમે જાણે વૃક્ષ પરોક્ષ હોય તેમ મારી આગળ બડાશ મારો છો.[૧૨] હું તો બહેડાના ઝાડને કાપીને પ્રત્યક્ષ ગણતરી કરીશ. એટલે હે રાજન્ ! આની ગણના સંબંધમાં કંઈજ પરોક્ષતા રહેશે નહિ.[૧૩] હે મહારાજ ! હું તમારી આંખ આગળ જ બહેડાના વૃક્ષને કાપીશ; કારણ કે તમે કહો છો તેમ છે કે નહિ તે હું જાણતો નથી.[૧૪] હે જનનાથ ! હું તમારા દેખતાં જ આનાં ફળો ગણીશ. તો તેટલી ઘડી સુધી વાર્ષ્ણેય ઘોડાઓની લગામ પકડી રાખે.' રાજાએ તે બાહુક સારથિને કહ્યું કે, 'આ વિલંબ કરવાનો વખત નથી.' પણ એ મહાન યત્ન કરવાને તૈયાર થયેલા એ બાહુકે કહ્યું કે, 'તમે થોડી વાર રાહ જુઓ. અથવા તમને ઉતાવળ હોય તો વાર્ષ્ણેયને સારથિ કરીને તમે ચાલવા માંડો. આ કલ્યાણકારી માર્ગ ત્યાં જાય છે.' પછી હે કુરુનંદન ! ઋતુપર્ણે તેને સાંત્વન આપતાં કહ્યું કે, 'હે બાહુક ! તું જ એક સારથિ છે. પૃથ્વીમાં બીજો કોઈ જ તારી જોડનો નથી.[૧૫-૧૮] હે અશ્વનિષ્ણાત ! તારે આશરે તો હું વિદર્ભ જવા ઇચ્છું છું. હું તારે શરણે આવ્યો છું. તું વિઘ્ન નાખીશ નહિ. હે બાહુક ! તું જો વિદર્ભનગરીમાં લઈ જઈ આજે મને સૂર્યદર્શન કરાવશે, તો હું તારી કામના પૂર્ણ કરીશ.[૧૯,૨૦] પછી બાહુકે તેને કહ્યું કે, 'હું તો બહેડાના તે વૃક્ષનાં પાંદડાં ઇત્યાદિ ગણ્યા પછી જ વિદર્ભ દેશમાં જઈશ. તમે મારા આ વચન પ્રમાણે કરો.[૨૧] ત્યાં રાજાએ જાણે અનિચ્છાએ તેને કહ્યું કે, 'ભલે ગણી લે. હે નિષ્પાપ ! તું ડાળીના મારા કહેલા ભાગને ગણી લે. હે અશ્વતત્ત્વજ્ઞ ! એમ કરીને તું પ્રસન્નતા પામ.' આથી તે બાહુકે તરત જ રથમાંથી ઊતરીને તે વૃક્ષની ડાળી તોડી. તેણે તેનાં ફળ ગણ્યાં, તો તે ઋતુપર્ણે કહ્યાં તેટલાં જ નીકળ્યાં. આથી તે વિસ્મય પામ્યો અને રાજાને આ કહેવા લાગ્યો: 'હે મહારાજ ! મેં આ તમારું અદ્દભુત બળ જોયું છે. હે રાજન્ ! જે વિદ્યાએ કરીને આ જાણી શકાય છે, તે વિદ્યા હું સાંભળવા ઇચ્છું છું.[૨૨-૨૫] એટલે હે યુધિષ્ઠિર ! જવાને ઉતાવળમાં પડેલા જનનાથ રાજાએ નળને કહ્યું: 'તું મને અક્ષના રહસ્યનો વેત્તા અને સંખ્યાગણિતમાં વિશારદ જાણ.' બાહુકે તેને કહ્યું: 'હે પુરુષસિંહ ! તમે મને એ વિદ્યા આપો અને મારી પાસેથી તમે અશ્વવિદ્યા લો.' ત્યારે કાર્યના ગૌરવને લીધે તથા અશ્વજ્ઞાનના લોભને કારણે ઋતુપર્ણ રાજાએ તે બાહુકને આ વચન કહ્યાં: 'ભલે એમ.[૨૬-૨૮] હે બાહુક ! તું કહ્યા પ્રમાણેનું પાસાનું આ પરમ રહસ્ય જાણ. અશ્વરહસ્ય તો તારી પાસે થાપણ તરીકે રહેવા દે.' આમ કહીને ઋતુપર્ણે નળને અક્ષવિદ્યા આપી; એટલે કલિ અક્ષ-રહસ્યના જાણકાર થયેલા તે નળના શરીરમાંથી બહાર નીકળી ગયો. તે મુખમાંથી કર્કોટકનું તીક્ષ્ણ વિષ સતત ઓકતો હતો. આમ પીડાઈ રહેલા તે કલિનો એ શાપાગ્નિ બહાર નીકળી ગયો હતો. એ કલિથી પીડા પામેલો તે રાજા લાંબા વખત સુધી મૂઢ રહ્યો હતો.[૨૯-૩૧] પછી કલિનો દેહ વિષથી વિમુક્ત થયો અને તે પોતાના અસલ રૂપમાં પ્રકટ થયો. નૈષધનાથ નળે ક્રોધ કરી તેને શાપ આપવા ઇચ્છ્યું.[૩૨] એટલે ભયભીત થયેલા તથા થરથરતા કલિએ હાથ જોડીને તેને કહ્યું: 'હે મહારાજ ! તમે કોપને વશ કરો. હું તમારી કીર્તિ ખૂબ વધારીશ.[૩૩] પૂર્વે તમે જ્યારે ઇંદ્રસેનની જનની દમયંતીને તજી દીધી હતી, ત્યારે તેણે કુપિત થઈને મને શાપ આપ્યો હતો અને તેથી હું અત્યંત પીડાતો હતો. હે રાજેંદ્ર ! હે અપરાજિત ! નાગરાજના વિષથી રાતદિવસ બળતો રહેલો હું તમારા શરીરમાં દુઃખપૂર્વક વસ્યો છું. હું તમારે

શરણે આવ્યો છું, તો તમે મારું આ વચન સાંભળો.[૩૪,૩૫] ભયથી પીડાઈ રહેલા અને તમારે શરણે આવેલા મને તમે જો શાપ નહિ આપો, તો સંસારમાં જે માનવો સાવધાનતાપૂર્વક તમારું કીર્તન કરશે તેમને મારા તરફથી કદી પણ ભય થશે નહિ.[૩૬] કલિએ આ પ્રમાણે કહ્યું, ત્યારે નળરાજે પોતાનો કોપ વાળી લીધો. પછી ભયભીત થયેલો કલિ તત્કાળ બહેડાના વૃક્ષમાં ભરાયો. તે વખતે કલિ બીજાઓથી અદશ્ય હતો, માત્ર નૈષધનાથ સાથે તે વાત કરતો હતો.[૩૭] પછી શત્રુવીરોને હણનારો નૈષધરાજ સંતાપમુક્ત થયો. આમ કલિ ચાલ્યો ગયો ત્યારે રાજા બહેડાનાં ફળ ગણી પરમ આનંદ પામ્યો અને પરમ તેજવાળો બન્યો. પછી તે તેજસ્વીએ રથમાં બેસીને વેગવાન ઘોડાઓથી પ્રયાણ કરવા માંડ્યું.[૩૮,૩૯] પછી કલિના આશ્રય વડે બહેડાનું તે ઝાડ હીણું થઈ ગયું. પંખીની જેમ ઊડી રહેલા તે શ્રેષ્ઠ ઘોડાઓને નળરાજા આનંદયુક્ત હૃદયે વારંવાર ઉશ્કેરતો હતો. તે મહાયશસ્વી રાજા આમ વિદર્ભ તરફ ચાલી રહ્યો હતો.[૪૦-૪૨] નળ આગળ ચાલ્યો ગયો એટલે કલિ પણ પોતાને ઘેર ગયો. આમ હે રાજન્! કલિથી વિમુક્ત થયેલો પૃથ્વીપતિ નળરાજ સંતાપમુક્ત થયો. માત્ર તેને તેનું મૂળ રૂપ સાંપડ્યું નહોતું.[૪૩,૪૪]

ઈતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમા 'કલિનિર્ગમન' એ નામનો અધ્યાય ૭૨મો સમાપ્ત

## अध्याय ७३मो
### કુંડિનપુરમાં ઋતુપર્ણ

॥ बृहदश्व उवाच ।

ततो विदर्भान्संप्राप्तं सायाह्ने सत्यविक्रमम् ।
ऋतुपर्णं जना राज्ञे भीमाय प्रत्यवेदयन् ॥ १ ॥

બૃહદશ્વ બોલ્યા: હવે સત્યપરાક્રમી ઋતુપર્ણ સાંજે વિદર્ભનગરીમાં પહોંચ્યો અને સેવકોએ રાજા ભીમને તેના આવ્યાના સમાચાર આપ્યા.[૧] પછી ભીમના આદેશથી તે ઋતુપર્ણ રાજાએ કુંડિનપુરમાં પ્રવેશ કર્યો, રથઘોષથી તેણે સર્વ દિશાઓ અને વિદિશાઓ ગજવી મૂકી.[૨] પછી ત્યાં રહેલા નળના અશ્વોએ રથનો તે ઘરઘરાટ સાંભળ્યો અને પૂર્વની જેમ જાણે નળની આગળ હરખાવા લાગ્યા.[૩] દમયંતીએ પણ વર્ષાઋતુ બેસતાં ગંભીર નાદ કરતા મેઘના જેવા નળના તે રથનો ઘોષ સાંભળ્યો. એ મહા શબ્દનાદ સાંભળીને તે પરમ આશ્ચર્ય પામી.[૪] પૂર્વે નળના અશ્વોને નળરાજા જ્યારે હાંકતા હતા, ત્યારના જેવો જ આ રથઘોષ હતો, એમ ભીમનંદિનીએ તેમ જ અશ્વોએ માન્યું. રાજમહાલયો ઉપર બેઠેલા મોરોએ તેમ જ હયશાળામાં બાંધેલા હાથીઓએ અને ઘોડાઓએ પણ તે નળરાજના રથનો ઘોષ સાંભળ્યો.[૫,૬] હે રાજન્! તે રથઘોષ સાંભળીને હાથીઓ અને મોરો જાણે મેઘનાદ થયો હોય તેમ ઉત્સુક થઈને અને મોં ઊંચાં કરીને નાદ કરવા લાગ્યા.[૭]

દમયંતી બોલી: 'આ રથનો ધ્વનિ પૃથ્વીને જાણે કે પૂરી દે છે અને મારા ચિત્તને આહ્‌લાદ ઉપજાવે છે, તેથી આ નળરાજા જ છે.[૮] હવે જો ચંદ્રના જેવા મુખવાળા અને અસંખ્ય ગુણવાળા તે વીર નળને જોઈશ નહિ, તો નિઃસંશય હું મરણને ભેટીશ. જો હું આજે તે વીરના બાહુઓની સુખસ્પર્શ બાથને નહિ પામીશ, તો નિ:સંદેહ હું જીવતી રહીશ નહિ.[૯,૧૦] જો આજે મેઘના જેવી વાણીવાળા નૈષધનાથ મને મળશે નહિ, તો હું સોનલવર્ણા અગ્નિમાં પ્રવેશ કરીશ. સિંહ જેવા પરાક્રમી અને મસ્ત હાથીના જેવા પરાક્રમવાળા રાજેંદ્ર નળ મને આવી મળશે નહિ, તો હું અવશ્ય પ્રાણ ઓવારી નાખીશ. નળે કંઈ પણ અસત્ય કર્યું હોય એવું

મને સાંભરતું નથી. તેમણે કંઈ અપકાર કર્યો હોય એવું મને યાદ નથી. ઉપહાસમાં પણ તેમણે કદી પણ મિથ્યા વચન કાઢ્યું હોય એવું મને સ્મરણ નથી. મારા નૈષધનાથ તો સમર્થ છે, ક્ષમાવાન છે, વીર છે, દાતા છે અને સર્વ રાજાઓથી પણ અધિક છે. તે એકાંતમાં પણ ઉત્તમ વર્તનવાળા જ છે અને પરસ્ત્રીના સંબંધમાં તે નપુંસક સમાન છે.[૧૧-૧૪] હું તેમના ગુણોનું સ્મરણ કરું છું. હું રાત્રિદિવસ તેમનામાં જ પરાયણ છું. પ્રિયવિહોણું આ મારું હૃદય શોકથી ચિરાઈ રહ્યું છે.[૧૫] હે ભારત ! આમ વિલાપ કરતી તે દમયંતી જાણે બેભાન થઈ ગઈ અને પુણ્યશ્લોક નળના દર્શનની ઇચ્છાએ તે મહેલની ઊંચી અટારીએ ચડી.[૧૬] ત્યાંથી તેણે વચલી દોઢીએ રથ ઊભેલો જોયો–તેમાં રાજા ઋતુપર્ણ વાર્ષ્ણેય તથા બાહુક સાથે બેઠો હતો. પછી વાર્ષ્ણેય તથા બાહુક તે ઉત્તમ રથમાંથી ઊતર્યા અને ઘોડાઓને છોડીને રથને ઊભો કર્યો. નરપતિ ઋતુપર્ણ રથની બેઠકથી ઊતરી ભીમ–પરાક્રમી ભીમ મહારાજને મળ્યો. ત્યારે ભીમે તેને પરમ સન્માનથી સત્કાર્યો.[૧૭-૧૯] આમ તે ભીમરાજાથી સન્માનિત થયેલો તે ઋતુપર્ણ ભૂપાલ વિદર્ભપતિ મહારાજને મળ્યો. તે મહીપતિ ત્યાં રમ્ય કુંડિનપુરમાં વસવા લાગ્યો. તે સમયે ત્યાં તે રાજાએ વારંવાર નજર નાખી, પણ સ્વયંવરનું કંઈ પણ ચિહ્ન તેના જોવામાં આવ્યું નહિ.[૨૦,૨૧] પછી હે ભારત ! સ્ત્રીઓના કરતૂકથી અજાણ એવા તે ભીમરાજાએ એકાએક અને અકસ્માત્ આવી ચડેલા શ્રીમાન ઋતુપર્ણને કહ્યું: 'ભલે પધાર્યા તમે, કહો શું કાર્ય છે ?' તે નૃપતિને ખબર નહોતી કે ઋતુપર્ણ ભીમસુતાને અર્થે આવ્યો હતો. પછી ધીમાન અને સત્યપરાક્રમી તે ઋતુપર્ણ રાજાએ પણ ત્યાં કોઈ રાજાને કે કોઈ રાજપુત્રને જોયો નહિ; તેમ ત્યાં સ્વયંવરની કંઈ વાત સાંભળી નહિ કે બ્રાહ્મણના સમુદાયને જોયો નહિ. આથી તે કોસલપતિ રાજાએ સ્વયંવરની વાત મનમાંથી કાઢી નાખી અને ભીમરાજાને ઉત્તર આપ્યો કે, 'હું તો તમને વંદન કરવાને આવ્યો છું.'[૨૨-૨૫] આથી રાજા ભીમ પણ મંદ હાસ્ય કરી મનમાં વિચારવા લાગ્યો કે, 'સો સો યોજનથી પણ વધુ દૂર અનેક ગામો વટાવીને, આ આમ આટલે દૂર શા કારણે આવ્યો હશે ? આવવાના કારણમાં તેણે કામ તો નાનું સરખું બતાવ્યું છે. કંઈ નહિ. જે કારણ હશે તે હું આગળ ઉપર જાણી લઈશ. આમ તો નહિ જ હોય.[૨૬-૨૮] આવો વિચાર કરીને ઋતુપર્ણ રાજાના આવવાના કારણને યથાર્થ રીતે નહિ જાણી શકેલા તે ભીમરાજાએ તેને સત્કારપૂર્વક વિદાય આપી અને તેને વારંવાર કહ્યું કે, 'તમે થાકી ગયા છો, એટલે આરામ કરો.' આમ ભીમરાજાએ ઋતુપર્ણ રાજાને પ્રીતિપૂર્વક પ્રસન્ન કર્યો, તેથી તે ચિત્તમાં પ્રસન્નતા પામ્યો. પછી રાજસેવકોથી અનુસરાયેલો તે બતાવેલા ભવનમાં ઊતર્યો. હે રાજન્ ! આમ ઋતુપર્ણ રાજા વાર્ષ્ણેયની સાથે ગયો, ત્યારે બાહુક રથને લઈને રથશાળામાં ગયો. ત્યાં તેણે તે ઘોડાઓને છોડ્યા અને શાસ્ત્રવિધિ પ્રમાણે તેમની સેવાચાકરી કરી. તેમને પ્રસન્ન કરીને તે પોતે રથ ઉપર જઈ બેઠો. દમયંતી પણ ઋતુપર્ણ રાજાને, સૂતપુત્ર વાર્ષ્ણેયને અને આ રૂપવાળા બાહુકને જોઈને શોકથી વ્યાકુળ થઈ ગઈ. તે વૈદર્ભી વિચાર કરવા લાગી કે, 'આ કોના રથનો ઘોષ છે ?[૨૯-૩૩] તે ધ્વનિ હતો તો નળના રથ જેવો, પણ નૈષધનાથને હું જોતી નથી. સાચે જ, વાર્ષ્ણેય સારથિએ તે વિદ્યા શીખી લીધી છે, એટલે તો નળના રથ જેવો આજે આ મહાન ઘોષ થયો હશે, અથવા ઋતુપર્ણ રાજા પણ નળ જેવો નિષ્ણાત હશે; તેથી નૈષધરાજના રથ જેવો આ નિર્ઘોષ લાગે છે.' આમ હે

પૃથ્વીપતિ! તે શુભ દમયંતીએ અનેક અટકળો કરી અને એક દાસીને નળની શોધ માટે મોકલી.[૩૮–૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'ભીમપુરીપ્રવેશ' નામનો અધ્યાય ૭૩ મો સમાપ્ત

# અધ્યાય ૭૪ મો

## નળ અને કેશિનીનો સંવાદ

॥ दमयन्त्युवाच ॥

गच्छ केशिनि जानीहि क एष रथवाहकः।
उपविष्टो रथोपस्थे विकृतो ह्रस्वबाहुकः ॥ १ ॥

દમયંતી બોલી: હે કેશિની! તું જા અને રથ ઉપર આ જે બેડોળ અને ટૂંકા હાથવાળો સારથિ બેઠો છે તે કોણ છે તેની ભાળ કાઢ.[૧] હે ભદ્રા! તું તેની પાસે સ્વસ્થતાપૂર્વક જજે. હે અનિંદિતા! તું એ પુરુષને કોમળતાપૂર્વક યથાયોગ્ય કુશળ સમાચાર પૂછજે, મારા મનમાં જે સંતોષ અને હૃદયમાં જે સુખ થાય છે, તેથી મને આ સંબંધમાં મોટી શંકા પડે છે કે, એ પુરુષ નળરાજા હશે.[૨,૩] હે સુનિતંબિની! તું વાતચીત થઈ રહ્યા પછી પર્ણાદનાં તે વચનો તેને સંભળાવજે અને હે અનિંદિતા! તેનો જે ઉત્તર આપે તે તું ધ્યાનમાં રાખજે.[૪] પછી તે દાસી સાવધાનતાપૂર્વક ત્યાં ગઈ અને બાહુક સાથે વાત કરવા લાગી. બીજી તરફ કલ્યાણી દમયંતી પણ તે વખતે મહેલની અટારીએ ઊભી રહી તે જોવા લાગી.[૫]

કેશિની બોલી : હે માનવેંદ્ર! તમને સ્વાગત હો. હું તમને ક્ષેમકુશળ પૂછું છું. હે પુરુષસિંહ! તમે દમયંતીનાં વચનો રૂડી રીતે સાંભળો.[૬] તમે ક્યારના નીકળ્યા છો? અહીં શા માટે આવ્યા છો? તમે આ યથાસત્ય કહો, કારણ કે વૈદર્ભી આ સાંભળવા ઇચ્છે છે.[૭]

બાહુક બોલ્યો : મહાત્મા કોસલરાજે એક બ્રાહ્મણ પાસેથી સાંભળ્યું છે કે, આવતી કાલે દમયંતીનો બીજીવારનો સ્વયંવર થનાર છે. આ સાંભળીને સો યોજન જનારા અને પવનના જેવા વેગવાળા ઉત્તમ અશ્વો જોડીને ઋતુપર્ણ રાજા અહીં આવવા નીકળ્યા હતા. હું એ રાજવીનો સારથિ છું.

કેશિની બોલી : આ જે તમારામાં ત્રીજો પુરુષ છે તે ક્યાંનો છે? એ કોનો સારથિ છે? વળી તમે કોના છો? અને આ કર્મ તમને કેવી રીતે મળ્યું?[૮–૧૦]

બાહુક બોલ્યો : હે ભદ્રા! આ તો પુણ્યશ્લોક નળરાજાનો વાર્ષ્ણેય નામે પ્રસિદ્ધ સારથિ છે. નળરાજાના નાસી જવાથી તે ઋતુપર્ણની સેવામાં રહ્યો છે. હું પણ અશ્વવિદ્યામાં કુશળ છું અને સારથિકામમાં પ્રતિષ્ઠિત છું. ઋતુપર્ણે પોતે જ મને સારથિના અને ભોજનના કાર્યમાં પસંદ કર્યો છે.[૧૧,૧૨]

કેશિની બોલી : ત્યારે વાર્ષ્ણેય જાણે છે ખરો કે, નળરાજા ક્યાં ગયા છે? અથવા હે બાહુક! તેણે તેમને આ શા માટે કહ્યું હોય?[૧૩]

બાહુક બોલ્યો : એ વાર્ષ્ણેય તો શુભ કર્મવાળા નળના પુત્રને અહીં જ મૂકીને યથેચ્છાએ અહીંથી ચાલ્યો ગયો હતો. તે નૈષધનાથ વિષે જાણતો નથી.[૧૪] વળી હે યશસ્વિની! કોઈ પણ બીજો માણસ નળને જાણતો નથી, કેમ કે રૂપ ખોઈ બેઠેલો તે મહીપતિ આ જગતમાં ગુપ્ત રીતે વિચરે છે.[૧૫] એ નળને તો નળ પોતે જ ઓળખે છે, અથવા અવિભક્ત આત્મા જેવી એની સ્ત્રી એને ઓળખે છે; કારણ કે નળ ક્યારેય કોઈને પોતાનાં ચિહ્નો કહેતો નથી.[૧૬]

કેશિની બોલી : પૂર્વે એક વાર પેલો જે બ્રાહ્મણ અયોધ્યા ગયો હતો, તે તે વખતે વારંવાર એક સ્ત્રીનાં વાક્યોને બોલતો હતો કે,[૧૭] 'હે ઠગારા! હે વહાલમ! મારું અર્ધું વસ્ત્ર ફાડીને, તારી પ્રેમાળ પ્રિયાને વનમાં ઊંઘતી છોડીને તું

ક્યાં ચાલ્યો ગયો છે?[18] તેં એને જેવી જોઈ હતી, તેવી જ તે આજ પણ તારી વાટ જોઈ રહી છે. અર્ધા વસ્ત્રમાં ઢંકાયેલી તે બાળા અતિશય સંતાપ કરી રહી છે.[19] હે રાજા! વિરહના શોકથી તે સતત રુદન કરી રહી છે. હે વીર! તું એના ઉપર કૃપા કર. તું ઉત્તર વાળ.' મહામતિમાન! તમે તે દમયંતીને પ્રિય લાગે એવાં તે વળતાં વચન કહો. અનિંદિતા વિદર્ભરાજકુમારી તે જ વાક્યોને સાંભળવા ઇચ્છે છે. આ વચનો સાંભળીને અગાઉ તમે જે ઉત્તર આપ્યો હતો, તે તમારી પાસેથી વૈદર્ભી ફરીથી સાંભળવા ઇચ્છે છે.[20-22]

બૃહદશ્વ બોલ્યા : હે કુરુનંદન! કેશિનીએ આ પ્રમાણે કહ્યું, ત્યારે નળનું હૃદય ભરાઈ આવ્યું. તેની બંને આંખો આંસુથી છલકાઈ ગઈ. પરંતુ અંતરમાં બળી રહેલા તે રાજાએ પોતાના દુઃખને રોકી રાખ્યું અને આંસુથી ગદ્ગદ થયેલી વાણીમાં આ વચનો ફરી બોલવા લાગ્યો.[23,24]

બાહુક બોલ્યો : કુલવતી નારીઓ વિષમ સ્થિતિમાં આવી પડ્યા છતાં પણ આપમેળે પોતાની જાતનું રક્ષણ કરે છે, તેઓ એમ સાચે જ-સ્વર્ગને જીતે છે, એમાં સંશય નથી.[25] પતિથી વિરહિત થયેલી હોય, તોપણ તે વરાંગનાઓ ક્યારેય પણ પતિના ઉપર કોપ કરતી નથી. ચારિત્ર્યરૂપી કવચવાળા પોતાના પ્રાણોને તેઓ ટકાવી રાખે છે.[26] સંકટમાં પડેલા અને સુખથી ભ્રષ્ટ થયેલા પેલા મૂઢ પતિએ તેનો પરિત્યાગ કર્યો છે, તેથી તે નારીએ ક્રોધ કરવો ઘટતો નથી.[27] તે સમયે તે પતિ દેહનિર્વાહ ઇચ્છતો હતો, પક્ષીઓએ તેનું વસ્ત્ર હરી લીધું હતું અને માનસિક ચિંતાઓથી તે સળગતો હતો.[28] તે સ્ત્રી સત્કાર પામી હોય કે ન પામી હોય, તોપણ રાજ્યથી ભ્રષ્ટ થયેલા, લક્ષ્મીથી વિહીન થયેલા, ભૂખથી પીડાયેલા અને સંકટમાં ડૂબેલા પોતાના પતિની આવી દશા જોઈને તેણે તેના ઉપર ક્રોધ કરવો ઘટિત નથી.[29] આમ હે ભારત! એ વાક્યો બોલતાં નળરાજા મનમાં અતિશય ખિન્ન થયો. તે આંસુ રોકી શક્યો નહિ અને મોટેથી રડવા લાગ્યો.[30] પછી તે કેશિનીએ જઈને દમયંતીને તે બધી વાત કહી સંભળાવી તેમ જ તેને થયેલા તે આંસુ ઇત્યાદિ વિકારો વિશે પણ કહ્યું.[31]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'નલકેશિનીસંવાદ' નામનો અધ્યાય ૭૪ મો સમાપ્ત

## अध्याय ७५मो

### બાહુકને બાળકોની ભેટ

॥ बृहदश्व उवाच ॥

**दमयंती तु तच्छ्रुत्वा भृशं शोकपरायणा ।**

**शंकमाना नलं तं वै केशिनीमिदमब्रवीत् ॥ १ ॥**

બૃહદશ્વ બોલ્યા : તે સાંભળીને દમયંતી તો અત્યંત શોકપરાયણ થઈ ગઈ અને તે નળ છે, એવી શંકા કરી તેણે કેશિનીને આ પ્રમાણે કહ્યું :[1] 'હે કેશિની! તું ફરીથી જા, બાહુકની પરીક્ષા કર. તું વગરબોલ્યે પણ પાસે ઊભી રહી એનાં ચરિત્રો જોજે.[2] હે ભામિની! તે જ્યારે કંઈક કામ કરે, ત્યારે તું તેનું કારણ તપાસતી રહેજે. તેની ચેષ્ટા તરફ તું લક્ષ રાખજે. હે કેશિની! તે આગ્રહપૂર્વક અગ્નિ અને જળ માગે, તોપણ તું કદી તત્કાળ તે આપીશ નહિ.[3,4] આ બધાં ચરિત વિશે જાણીને, બાહુકમાં જે દૈવી અને માનુષી ચિહ્ન તારા જોવામાં આવે, તે તું મને કહેજે. વળી બીજું જે કાંઈ તું જોવા પામે તે પણ મને કહેજે.'[5] દમયંતીએ આ પ્રમાણે કહ્યું એટલે કેશિની બાહુક પાસે ગઈ અને એ અશ્વજ્ઞાતાનાં લક્ષણો તપાસીને પાછી આવી. તેણે બાહુકમાં દૈવી અને માનુષી એવાં જે લક્ષણો જોયાં હતાં તે તથા ત્યાં જે બન્યું

હતું, તે બધું તેણે દમયંતીને યથાવત્ જણાવ્યું.[૧-૭]

કેશિની બોલી : હે દમયંતી ! આના જેવો અતિ પવિત્ર કર્મવાળો કોઈ પણ માણસ મેં પૂર્વે જોયો નથી, તેમ સાંભળ્યો પણ નથી.[૮] નીચું બારણું આવતાં તે કદી પણ નમતો નથી; ઊલટું, એને જોઈને તે બારણું જ સુખેથી અને પ્રતિબંધ વિના અંદર જઈ શકાય એવું ઊંચું થઈ જાય છે.[૯] સાંકડી જગ્યા પણ એને માટે વિશાળ અને સરિયામ થાય છે. ભીમરાજે ત્યાં ઋતુપર્ણને માટે જાતજાતના ભોજન પદાર્થો મોકલ્યા હતા. વળી તેણે પશુનું પુષ્કળ માંસ પણ મોકલ્યું હતું. માંસને ધોવા માટે ત્યાં ઘડાઓ પણ ગોઠવ્યા હતા.[૧૦,૧૧] એ બાહુક તે ઘડાઓ ઉપર દૃષ્ટિ કરી કે તુરત જ તે જલથી ભરાઈ ગયા. પછી બાહુકે તે માંસાદિ ધોયાં અને ચૂલે ચડાવ્યાં. તેણે મૂઠી-ભર ઘાસ લઈ તેને સૂર્યની સામે ધર્યું, એટલે ત્યાં એકદમ અગ્નિ પ્રકટ્યો. આ મહાન આશ્ચર્ય જોઈ ને હું વિસ્મિત થઈ અને અહીં આવી છું. એનામાં મેં બીજાં પણ મહાન આશ્ચર્યો જોયાં છે.[૧૨-૧૪] હે શુભા ! અગ્નિને અડ્યા છતાં પણ એ તેથી દાઝતો નથી. એની ઇચ્છા થતાં જ જળ ધોધબંધ ધસારાથી વહેવા લાગે છે.[૧૫] વળી મેં આ એક બીજું અતિ મહાન આશ્ચર્ય જોયું છે કે, પુષ્પો લઈને તેણે બે હાથે ધીરે ધીરે ચોળ્યાં હતાં.[૧૬] આમ તેણે ફૂલોને હાથથી મસળ્યાં હતાં, તોપણ તે તેવાં ને તેવાં જ રહ્યાં હતાં; એટલું જ નહિ પણ તે વિશેષ સુગંધીદાર અને પ્રફુલ્લિત થયાં હતાં. આ અદ્ભુત લક્ષણો જોઈ ને હું અહીં દોડતી આવી છું.[૧૭]

બૃહદશ્વ બોલ્યા : પુણ્યશ્લોક નળની તે ચેષ્ટાઓ સાંભળીને દમયંતીએ માન્યું કે, રસોઈ આદિ કર્મથી અને જળ આદિ તત્ત્વો ઉપરના વિજયની ચેષ્ટાથી સૂચિત થતા આ નળરાજા જ આવ્યા છે.[૧૮] વળી ચિહ્નો વડે એ બાહુક પોતાના પતિ નળરાજ છે એવી એને શંકા પડી. ફરીથી એણે રોતાં રોતાં મીઠી વાણીમાં કેશિની-ને કહ્યું : 'હે ભાવિની ! તું ફરી જા. બાહુકનું ધ્યાન ન હોય ત્યારે રસોડામાંથી બહાર પડેલું તેનું રાંધેલું માંસ અહીં લઈ આવ !'[૧૯,૨૦] તરત જ તે પ્રિય કરનારી કેશિની બાહુકની પાસે ગઈ અને તુરત ત્યાંથી પેલું ઊનું ઊનું માંસ ઝડપી લાવી.[૨૧] પછી હે કુરુનંદન ! કેશિનીએ તે માંસ દમયંતીને આપ્યું. દમયંતીએ અગાઉ અનેક-વાર નળે રાંધેલું માંસ ખાધું હતું; તેથી આ માંસ ખાતાં જ તેણે માન્યું કે આ સારથિ નળ જ છે. તે અત્યંત દુઃખિત થઈ ને મોટેથી કલ્પાંત કરવા લાગી અને અત્યંત વ્યાકુળ થઈ ગઈ. પછી હે ભારત ! તેણે પોતાનું મોં ધોયું અને પોતાનાં બે બાળકોને કેશિની સાથે મોકલ્યાં. બાહુકે ઇંદ્રસેનાને તથા તેના ભાઈ ઇંદ્રસેનને ઓળખી કાઢ્યાં. તરત જ તે સામે દોડ્યો, તેમ-ને ભેટ્યો અને ખોળામાં લીધાં. દેવબાળકો જેવાં એ બંને બાળકોને મળીને બાહુકનું મન દુઃખ-થી અતિશય ઘેરાઈ ગયું અને ઊંચે સાદે રોવા લાગ્યો. આમ નૈષધનાથે તે વખતે અનેક વાર પોતાના વિકાર જણાવ્યા. પછી જાણે કંઈ યાદ આવ્યું હોય તેમ એકાએક બંને બાળકોને ઉઠાડી-ને તે કેશિનીને કહેવા લાગ્યો :[૨૨-૨૬] 'હે ભદ્રા ! આ બે બાળકો જેવાં જ મારે પણ બાળકો છે. આથી, એમને જોતાંવેંત જ મને આંસુ સરી પડ્યાં છે.[૨૭] હે ભદ્રા ! તું વારંવાર અહીં આવે છે, તેથી લોકો કદાચ દોષદૃષ્ટિએ શંકા કરશે, અમે તો આ દેશના અતિથિઓ છીએ. માટે હવે તું સુખેથી ચાલી જા.'[૨૮,૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'કન્યાપુત્રદર્શન' નામનો અધ્યાય ૭૫ મો સમાપ્ત

## अध्याय ७६ मो
### નળ અને દમયંતીનું મિલન

॥ बृहदश्व उवाच ॥

**सर्वं विकारं दृष्ट्वा तु पुण्यश्लोकस्य धीमतः ।**
**आगत्य केशिनी सर्वं दमयंत्यै न्यवेदयत् ॥ १ ॥**

બૃહદશ્વ બોલ્યા : કેશિની ધીમાન પુણ્યશ્લોકના સર્વ વિકારો જોઈને પાછી આવી અને દમયંતીને તેણે બધી વાત કહી સંભળાવી.[1] પછી દુઃખાતુર દમયંતીએ નળના દર્શનની આકાંક્ષાથી કેશિનીને માતાની પાસે ફરી મોકલી અને કહાવ્યું કે,[2] 'મેં નળની શંકાથી બાહુકની ઘણી ઘણી પરીક્ષા કરી છે. એક માત્ર રૂપ વિશે મને સંશય રહ્યો છે. તે હું જાતે જ જાણી લેવા ઇચ્છું છું.[3] તો હે માતા! તું એમને અહીં પ્રવેશ કરાવ, અથવા મને ત્યાં જવાની રજા આપ. જોઈએ તો આ ગોઠવણ મારા પિતાને જણાવીને કર કે જણાવ્યા વિના કર.[4] વૈદભીંએ આ પ્રમાણે કહેવડાવ્યું, ત્યારે તે રાણીએ ભીમરાજને તે કહ્યું. આમ તે રાજાએ પોતાની પુત્રીનો તે અભિપ્રાય જાણી લીધો.[5] પછી હે ભરતશ્રેષ્ઠ! પિતા અને માતાથી અનુમતિ પામેલી તે દમયંતીએ પોતે જ્યાં તેનો નિવાસ હતો ત્યાં નળને તેડાવ્યો.[6] તે દમયંતીને ત્યાં એકાએક જોતાં જ નળરાજા શોક અને દુઃખથી ઘેરાઈ ગયો. તે આંસુઓથી ભીંજાઈ ગયો. તે વખતે સુંદરવર્ણી દમયંતી પણ તે નળને આવી દશામાં જોઈને તીવ્ર શોકથી ભરાઈ ગઈ.[7,8] પછી હે મહારાજ! મલિન વસ્ત્રવાળી, જટા જેવા કેશવાળી અને મેલથી મેલી જણાતી દમયંતી બાહુકને આ વચન કહેવા લાગી:[9] 'હે બાહુક! પૂર્વે તમે એવો કોઈ સાચે જ ધર્મજ્ઞ પુરુષ જોયો છે ખરો કે, જે પોતાની સૂતેલી પત્નીને વનમાં છોડીને ચાલ્યો ગયો હોય?[10] થાકથી મૂર્છિત થયેલી અને અપરાધ વિનાની પોતાની પ્રિય ભાર્યાને તજીને એક પુણ્યશ્લોક નળ સિવાય કોણ ચાલ્યો જાય?[11] મેં તે મહીપતિનો અજ્ઞાનમાં એવો શો અપરાધ કર્યો હતો કે, તે નિદ્રામાં ઘેરાયેલી મને વનમાં મૂકીને ચાલ્યા ગયા![12] પૂર્વે સાક્ષાત્ દેવોને તજીને પણ હું એમને વરી હતી, તો તેમને અનુકૂળ રહેનારી, તેમની અભિલાષા રાખનારી અને પુત્રવતી એવી મને તે કેમ ત્યજી ગયા?[13] દેવોની આગળ અગ્નિ સમક્ષ હસ્તમેળાપ કરીને તેમણે સત્ય પ્રતિજ્ઞા કરી હતી કે, 'હું તારો જ રહીશ.' તો તે પ્રતિજ્ઞા હવે ક્યાં ચાલી ગઈ?'[14] હે શત્રુદમન! દમયંતી આ બધું કહેતી હતી, ત્યારે શોકને લીધે તેની આંખોમાંથી પુષ્કળ દુઃખાશ્રુઓ વહી રહ્યાં હતાં. આમ અત્યંત શ્યામળાં અને લાલ અણિયાળાં લોચનોમાંથી નીકળી રહેલાં તે જળને જોઈને નળ શોકાતુર થયો અને આ વચન બોલ્યો:[15,16]

'હે ભીરુ! મારું જે રાજ્ય નાશ પામ્યું છે અને મેં જે તને તજી દીધી હતી, તે કાર્ય મારું નથી; એ તો કલિએ કરેલું છે.[17] પૂર્વે ધર્મસંકટ વખતે, વનમાં રહેલી, દુઃખિત થયેલી અને રાત્રિદિવસ મારો શોક કરતી એવી તેં, જે કલિને શાપથી પરાભવ આપ્યો હતો, તે તારા શાપથી બળતો રહી મારા શરીરમાં વસ્યો હતો. તારા શાપથી દાઝેલો તે કલિ અગ્નિમાં બીજો અગ્નિ રહે તેમ સતત મારા શરીરમાં વાસ કરતો હતો. પણ હે શુભા! મારા પુરુષાર્થ અને તપે કરીને એ કલિને પરાજય મળ્યો છે, અને આટલાથી જ આપણા દુઃખનો અંત આવશે.[18-20] તે પાપી મને છોડી ગયો છે, ત્યારે તો હે વિશાળ નિતંબવાળી! હું તારે કાજે અહીં આવ્યો છું. મારે બીજું કોઈ પ્રયોજન જ નથી. પણ હે ભીરુ! પ્રીતિઅર્પો અને અનુકૂળ વર્તનારા પતિને

તજીને કદી પણ તારી જેમ કોઈ સ્ત્રી બીજા પતિને કેમ વરી શકે?[२१,२२] ભીમરાજાની આજ્ઞાથી દૂતો આખી પૃથ્વીમાં ફરીને કહે છે કે, 'મનમાન્યું વર્તનારી ભીમસુતા પોતાને અનુરૂપ એવા કોઈ બીજા પતિને વરશે.' આ સાંભળીને જ ઋતુપર્ણ ઉતાવળો અહીં આવ્યો છે.[२३,२४] નળરાજાની આ વેદના સાંભળીને દમયંતી ધ્રુજી ઊઠી અને ભયભીત થયેલી તે હાથ જોડીને આ પ્રમાણે બોલી.[२५]

દમયંતી બોલી: હે કલ્યાણરૂપ! તમે મને દોષની શંકાથી જુઓ નહિ; કેમ કે હે નૈષધરાજ! હું તો દેવોનો ત્યાગ કરીને તમને વરી છું. તમારું આવવું થાય તેટલા માટે જ બ્રાહ્મણો સર્વત્ર મારાં વચનોને ગાથારૂપે ગાતા ગાતા દશે દિશાઓમાં ગયા હતા.[२६,२७] હે રાજન્! તેવામાં પર્ણાદ નામે એક વિદ્વાન બ્રાહ્મણ તમને અયોધ્યામાં ઋતુપર્ણને ભવને મળ્યો હતો. તેણે જ વચનો કહ્યાં અને તમે તેને સારી રીતે ઉત્તર આપ્યો, તેથી હે નૈષધનાથ! તમને અહીં લાવવાનો મેં આ ઉપાય ખોળી કાઢ્યો છે. કેમ કે હે પૃથ્વીનાથ! હે નરપતિ! જગતમાં તમારા વિના કોઈ પણ માણસ એક દિવસમાં ઘોડાઓથી સો યોજન જવાને સમર્થ નથી.[२८-३०] હે મહીપતિ! હું સત્યપૂર્વક તમારા ચરણને અડીને સોગંદ ખાઉં છું કે, મેં મનથી પણ કંઈ જ અસત્ય આચરણ કર્યું નથી.[३१] ભૂતમાત્રના સાક્ષી અને સદા ગતિ કરવાવાળા આ વાયુદેવ લોકમાં વિચરી રહ્યા છે. મેં જો કંઈક પણ પાપ કર્યું હોય, તો તે દેવ મારા પ્રાણ લઈ લો.[३२] વળી તીવ્ર કિરણધારી સૂર્યભગવાન જગતની પારના લોકમાં સદૈવ ઘૂમી રહ્યા છે. મેં જો કંઈ પણ પાપ કર્યું હોય, તો એ દેવ મારા પ્રાણ લઈ લો.[३३] ચંદ્રદેવ સર્વ ભૂતોના અંતરમાં સાક્ષીની જેમ ફરી રહ્યા છે. મેં જો કંઈ પણ પાપ કર્યું હોય, તો એ દેવ મારા પ્રાણ લઈ લો.[३४] એ ત્રણે દેવ સમસ્ત ત્રૈલોક્યને ધારણ કરે છે. તેઓ જે સાચું હોય તે જ કહો. મારું કહેલું જૂઠું હોય, તો તેઓ મારો ત્યાગ કરો.[३५] દમયંતીએ આ પ્રમાણે કહ્યું ત્યારે વાયુદેવ અંતરિક્ષમાંથી બોલ્યા: 'હે નળ! હું તને સાચું જ કહું છું કે, આ દમયંતીએ કશું જ પાપ કર્યું નથી.[३६] હે રાજન્! દમયંતીએ શીલરૂપી ઉજ્જવળ કોષનું સુંદર રક્ષણ કર્યું છે. અમે ત્રણ વરસથી એના સાક્ષી અને રક્ષક રહ્યા છીએ.[३७] તારે માટે જ તેણે આ અજોડ ઉપાય યોજ્યો છે; કારણ કે જગતમાં તારા વિના બીજો કોઈ પણ માણસ એક દિવસમાં સો યોજન જઈ શકે એમ નથી.[३८] હે મહીપતિ! તેથી જ તું ભીમનંદિનીને મળ્યો છે અને ભીમનંદિની તને મળી છે. આ સંબંધમાં તું શંકા કરીશ નહિ.[३९] તું તારી પત્ની સાથે જા.' વાયુદેવ આ પ્રમાણે કહેતા હતા, ત્યારે પુષ્પવૃષ્ટિ થઈ, દેવોનાં દુંદુભિઓ ગડગડ્યાં અને કલ્યાણકારી પવન વાયો.[४०] હે ભારત! આ આશ્ચર્યમય પ્રસંગ જોઈને શત્રુદમન નળરાજાએ દમયંતી વિશેની તે શંકાને દૂર કરી દીધી. પછી એ વસુધાનરેશે તે નાગરાજનું સ્મરણ કરીને તેનું આપેલું પેલું નિર્મળ વસ્ત્ર ધારણ કર્યું, એટલે તેને પોતાનું અસલ સ્વરૂપ પ્રાપ્ત થઈ ગયું. આમ પોતાના સ્વામીને મૂળ રૂપમાં જોઈને તે અનિંદિતા ભીમનંદિની પુણ્યશ્લોકને ભેટી પડી અને ઊંચે સાદે રોવા લાગી.[४१-४३] પૂર્વની જેમ ઝળહળી રહેલો નળરાજા પણ દમયંતીને ભેટ્યો અને તેણે પોતાનાં બંને બાળકોને યથાર્થ રીતે રમાડ્યાં.[४४] પછી તે શુભવદનીએ નળના મુખને પોતાની છાતી ઉપર રાખ્યું. તે દુઃખથી ઘેરાઈ રહેલી વિશાળનયનાએ નિઃશ્વાસ નાખવા માંડ્યા.[४५] શોકમાં ડૂબેલો

પુરુષસિંહ નળ પણ તે મેલથી ખરડાયેલાં અંગ વાળી અને પવિત્ર સ્મિતવાળી તે દમયંતીને ઘણા વખત સુધી ભેટીને ઊભો રહ્યો.[૪૬] પછી હે રાજન્! વૈદર્ભીની માતાએ નળ અને દમયંતીનું આ સર્વ વૃત્તાંત ભીમરાજાને પ્રીતિપૂર્વક કહ્યું.[૪૭] ત્યારે ભીમ મહારાજ બોલ્યો કે, 'સ્નાન કરીને પવિત્ર થયેલા અને સુખપૂર્વક વસેલા નળને હું કાલે સવારે દમયંતી સાથે મળીશ.'[૪૮] પછી હે રાજા! નળ અને દમયંતીએ આખી રાત્રિ વનવિચરણની તે પુરાણી વાતો પરસ્પર કર્યા કરી. અને એમ તે બંને આનંદભેર વસ્યાં.[૪૯] આમ એકમેકનાં સુખને ઇચ્છતાં અને આનંદસંકલ્પવાળાં તે નળ અને દમયંતી ભીમરાજાના ભવનમાં રહ્યાં. આ પ્રમાણે તે નળરાજા ચોથે વર્ષે પોતાની પત્નીને મળ્યો; સર્વ કામનાઓથી કૃતાર્થ થયેલો તે પરમ આનંદ પામ્યો.[૫૦,૫૧] દમયંતી પણ પોતાના પતિને પામીને અત્યંત આનંદિત થઈ. જાણે અરધા ઊગેલા છોડવાળી વસુંધરા જળ પામીને હર્ષિત થઈ. આ રીતે પતિને પામેલી તે ભીમનંદિની શોકથી મુક્ત થઈ ગઈ, તેનો સંતાપ ઓસરી ગયો અને તેનું ચિત્ત હર્ષથી પ્રફુલ્લિત થયું. પૂર્ણ મનોરથવાળી ભીમપુત્રી ચંદ્રથી જેમ રાત્રિ શોભે તેમ શોભવા લાગી.[૫૨,૫૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'નળદમયંતીસમાગમ' નામનો અધ્યાય ૭૬ મો સમાપ્ત

## અધ્યાય ૭૭ મો

### નળ ને દમયંતી ભીમરાજાને મળ્યાં અને ઋતુપર્ણરાજાનું સ્વદેશગમન

॥ बृहदश्व उवाच ॥

अथ तां व्युषितो रात्रिं नलो राजा स्वलंकृतः ।
वैदर्भ्या सहितः काले ददर्श वसुधाधिपम् ॥ १ ॥

બૃહદશ્વ બોલ્યા: પછી સારી રીતે અલંકૃત થયેલો નળરાજા તે રાત ત્યાં રહ્યો અને બીજે દિવસે સવારે ઠરાવેલે સમયે તે વૈદર્ભી સાથે ભીમરાજાને મળવા ગયો.[૧] ત્યાં નળે સસરાને વિનયપૂર્વક અભિવંદન કર્યું. પછી તેણે તથા કલ્યાણી દમયંતીએ પિતાને વંદન કર્યાં.[૨] સમર્થ ભીમે તેને પોતાના પુત્રની જેમ પરમ પ્રસન્નતાથી હૈડે લીધો અને તેને યથાયોગ્ય સત્કાર આપ્યો. પછી તેણે નળને અને તેની સાથે આવેલી તે પતિવ્રતા દમયંતીને આશ્વાસન આપ્યું.[૩,૪] નળરાજાએ તે સત્કારનો યથાવિધિ સ્વીકાર કર્યો અને પોતે પણ તેની યથોચિત સેવા કરી. ત્યારે નળને આમ પાછો આવેલો જોઈને આનંદિત થયેલા લોકોનો નગરમાં મહાન હર્ષધ્વનિ ગાજી રહ્યો. તે સમયે તે નગર ધજાપતાકાની માળાઓથી સુશોભિત કર્યું, રાજમાર્ગો ઉપર પાણીનો છંટકાવ થયો, ઉત્તમ પુષ્પોના ભરચક શણગાર થયા, નગરજનોને દ્વારે દ્વારે કુસુમમાળાઓની જાતજાતની રચનાઓ થઈ અને સર્વ દેવમંદિરોમાં પૂજન થયાં. ઋતુપર્ણે પણ સાંભળ્યું કે, બાહુકવેશમાં નળરાજા જ છે અને તેને દમયંતીનો મેળાપ થયો છે. આથી તે નરપતિને પણ આનંદ થયો. હે રાજન્! નળરાજાને બોલાવીને તેણે તેની ક્ષમા માગી.[૫-૯] નળરાજાએ પણ અનેક હેતુસર તેને ક્ષમા આપીને સત્કાર કર્યો. આમ નૈષધનાથથી સત્કાર પામેલો, વક્તાઓમાં શ્રેષ્ઠ અને તત્ત્વનો જ્ઞાતા તે રાજા વિસ્મિત મુખે નળને આ વચન કહેવા લાગ્યો: 'સદ્ભાગ્ય છે કે, તમે તમારી પત્નીનો મેળાપ પામ્યા છો.' આમ અભિનંદન આપીને તેણે ઉમેર્યું કે,[૧૦,૧૧] 'હે નૈષધ! હે વસુધાધિપતિ! તમે મારા ઘરમાં ગુપ્તવાસે રહ્યા હતા, ત્યારે મેં તમારો કંઈ અપરાધ તો કર્યો નથી ને! મેં જાણી જોઈને કે વગર જાણ્યે જો કંઈ અકાર્ય કર્યાં હોય તો તમે તે [illegible] અને ક્ષમા આપજો.[૧૨,૧૩]

નળ બોલ્યો: 'હે રાજા! તમે મારો થોડો સરખો પણ અપરાધ કર્યો નથી અને તમે તે કર્યો હોય તોપણ તે માટે મને રોષ નથી.[૧૪] કેમ કે મારે તે માટે તમને ક્ષમા આપવી જોઈએ. હે જનપતિ! તમે મારા અગાઉથી મિત્ર અને સંબંધી છો.[૧૫] હવે તો તમારે મારા ઉપર વિશેષ પ્રીતિ રાખવી ઘટે છે. હે રાજન્! હું તમારે ત્યાં સર્વ ઇચ્છાઓ પામીને સુખપૂર્વક રહ્યો છું. જેવો હું મારે ઘેર રહ્યો નથી, તેવો હું સદાય તમારે ઘેર સુખથી રહ્યો છું.[૧૬] હે મહારાજ! તમારું અશ્વજ્ઞાન મારી પાસે થાપણ તરીકે રહ્યું છે, તે જો તમને યોગ્ય લાગે તો હવે હું તમને આપવા ઇચ્છું છું.'[૧૭] આમ કહીને નૈષધનાથે તે વિદ્યા ઋતુપર્ણને આપી અને તેણે તેને શાસ્ત્રોક્ત કર્મથી ગ્રહણ કરી. આમ હે રાજન્! અશ્વજ્ઞાન લઈને તથા નિષધાધિપતિ નળને અક્ષવિદ્યા આપીને તે ઋતુપર્ણ રાજા બીજો સારથિ કરીને પોતાને નગર ગયો.[૧૮,૧૯] હે રાજન્! હે પૃથ્વીનાથ! ઋતુપર્ણ રાજાના ગયા પછી નળરાજા ઘણા દિવસ સુધી કુંડિનપુરમાં જ રહ્યો.[૨૦]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'ઋતુપર્ણનું સ્વદેશગમન' નામનો અધ્યાય ૭૭મો સમાપ્ત

## अध्याय ७८मो

### પુષ્કરનો પરાભવ અને નળને રાજ્યપ્રાપ્તિ

॥ बृहदश्व उवाच ॥

**स मासमुष्य कौंतेय भीममामंत्र्य नैषधः ।**
**पुरादल्पपरीवारो जगाम निषधान्प्रति ॥ १ ॥**

બૃહદશ્વ બોલ્યા: હે કુંતીનંદન! નૈષધનાથ એક માસ સુધી ત્યાં રહ્યો અને પછી ભીમની રજા લઈને અને થોડાક રસાલો સાથે રાખીને તે નિષધ-દેશ જવા માટે નગરમાંથી નીકળ્યો.[૧,૨] એક સુંદર રથ, સોએક હાથીઓ, પચાસ ઘોડાઓ અને છસો પાળાઓ સાથે તે ક્રોધાવિષ્ટ અને ઉદારચિત્ત રાજા જાણે ધરણી ધ્રુજાવતો હોય તેમ વેગપૂર્વક ચાલ્યો અને વેગથી નગરમાં પેઠો.[૩] પછી વીરસેનપુત્ર નળ પુષ્કર પાસે જઈ બોલ્યો કે, 'હે પુષ્કર! આપણે ફરી જુગટું રમીએ. હું ખૂબ ધન પાછું રળ્યો છું. દમયંતી અને જે કંઈ બીજું મારી પાસે છે, તે હું દાવમાં મૂકું છું. તું તારું રાજ્ય હોડમાં મૂકજે.[૪,૫] ફરી જુગાર રમાય એવો મેં નક્કી નિશ્ચય કર્યો છે. તારું મંગળ થાઓ. એક દાવથી આપણે બેઉ પ્રાણ સુધીની શરત મૂકીશું.[૬] બીજાનું ધન જીતીને અથવા રાજ્ય કે સંપત્તિ હરીને સામો દાવ આપવો એ પરમ ધર્મ કહેવાય છે.[૭] છતાં જો તું દ્યૂત ન ઇચ્છતો હોય, તો યુદ્ધરૂપી દ્યૂત ચલાવીએ. હે રાજા! રથો ઉપર ચડીને કાં તો તને શાંતિ થાઓ અથવા મને શાંતિ થાઓ.[૮] વૃદ્ધોની એ આજ્ઞા છે કે, આ વંશપરંપરાથી આવેલું રાજ્ય કોઈ પણ ઉપાયે ગમે તેમ કરીને મારે મેળવવું જોઈએ.[૯] હે પુષ્કર! આ બેમાંથી તું આજે ગમે તે એક વાત કર; કાં તો પાસાથી જુગાર રમ, અથવા યુદ્ધમાં ધનુષ્ય નમાવ.' નૈષધ-નાથે આ પ્રમાણે કહ્યું, ત્યારે પોતાનો જ ચોક્કસ જય થશે એમ માનીને પુષ્કર હરખ્યો અને નળને ઉત્તર આપવા લાગ્યો:[૧૦,૧૧] 'હે નૈષધ! રૂડું ભાગ્ય છે કે, સામો દાવ લડવા માટે તું ધન કમાયો છે. ભલું થયું કે, દમયંતીનાં કરેલાં કર્મ નાશ પામ્યાં છે.[૧૨] હે મહાબાહુ! હે રાજન્! તું પત્ની સાથે આજે જીવતો છે એ પણ ઘણું સારું છે. સ્વર્ગમાં જેમ અપ્સરાઓ ઇંદ્રની સેવા કરે છે, તેમ આ જીતેલા ધનથી સુવિભૂષિત થયેલી ભીમ-નંદિની મારી સેવા કરશે, એ સ્પષ્ટ છે. હે નૈષધ! હું નિત્ય તને સંભારું છું અને તારી વાટ જોઉં છું.[૧૩,૧૪] શત્રુગણો સાથે દ્યૂત રમવામાં મને પ્રીતિ નથી એમ નથી. આજે તો સુંદર નિતંબ-વાળી તે અનિંદિતા દમયંતીને જીતીને હું કૃતાર્થ

થઈશ, કેમ કે તે નિત્ય મારા હૃદયમાં વસી છે.'

આ પ્રમાણે ગમે તેમ બકવાદ કરી રહેલા તે પુષ્કરનાં આવાં વચનો સાંભળીને નળને ક્રોધ ચડ્યો અને તલવારથી તેનું માથું છેદી નાખવાની તેને ઇચ્છા થઈ; પણ રોષથી લાલ આંખવાળા તે નળરાજાએ તેને હસી કાઢતાં કહ્યું કે,[૧૫-૧૭] 'આપણે દાવ રમીએ, તું શા માટે બકવાદ કરે છે? હાર્યા પછી તું બોલી શકશે નહિ.' પછી નળ અને પુષ્કર વચ્ચે જુગટું રમાયું.[૧૮] હે યુધિષ્ઠિર! તમારું મંગળ થાઓ. નળે તે પુષ્કરને એક દાવમાં જીતી લીધો. તે પુષ્કરે રત્નભંડારોના સમૂહો તથા પ્રાણ સહિત હોડ મૂકી હતી.[૧૯] પુષ્કરને જીતીને નળરાજે હસતાં હસતાં આ પ્રમાણે કહ્યું કે, 'કંટકમુક્ત થયેલું આ આખું ને અખંડ રાજ્ય હવે મારું છે. હે ક્ષત્રિયાધમ! તું વૈદર્ભીને હવે જોઈ પણ નહિ શકે. હે મૂર્ખ! તું તો તારા પરિવાર સાથે એ દમયંતીનો દાસ બન્યો છે. પૂર્વે હું તારાથી હારી ગયો, તે કંઈ તારું કરેલું કર્મ નહોતું; પણ એ તો કલિએ કરેલું કર્મ હતું. હે મૂઢ! તું એ જાણતો નથી.[૨૦-૨૨] હું કોઈ રીતે પારકાના કરેલા દોષને તારી ઉપર મૂકીશ નહિ; તું સુખે જીવતો રહે. હું તારા પ્રાણોને જતા કરું છું.[૨૩] વળી હું સર્વ સાહિત્યની સાથે તને તારો પોતાનો ભાગ પણ આપું છું. હે વીર! તારા ઉપર મારી તેવી જ પ્રીતિ રહેશે એમાં સંશય નથી.[૨૪] તે રીતે તારા ઉપરથી મારો મિત્રભાવ કદી પણ ઓસરશે નહિ. હે પુષ્કર! તું મારો ભાઈ જ છે. તું સો શરદ જીવ.'[૨૫] આ રીતે સત્ય પરાક્રમી નળે પોતાના ભાઈ પુષ્કરને સાંત્વન આપ્યું અને તેને વળી વળીને ભેટીને તેના નગર તરફ જવાની આજ્ઞા આપી. હે રાજન્! નૈષધનાથથી આમ સાંત્વન પામેલો તે પુષ્કર હાથ જોડીને પ્રણામપૂર્વક તે પુણ્યશ્લોકને આ પ્રમાણે કહેવા લાગ્યો:[૨૬,૨૭] 'હે મહારાજ! તમે મને પ્રાણદાન અને રહેવાનું સ્થાન આપો છો, તેથી તમારી કીર્તિ અક્ષય થાઓ! તમે હજારો વર્ષ સુધી સુખમાં જીવો.'[૨૮] નળરાજાથી આમ સત્કાર પામેલો તે પુષ્કરરાજ એક માસ સુધી સાથે રહ્યો અને પછી પરિવારથી વીંટળાયેલો તે આનંદપૂર્વક પોતાને નગરે ગયો.[૨૯,૩૦] હે પુરુષસિંહ! તેની સાથે તે વખતે મહાન સેના હતી, વિનીત સેવકો હતા અને તે પોતાના દેહથી સૂર્યની જેમ ઝળહળતો હતો.[૩૧] આમ ધનવાન અને આરોગ્યવાન પુષ્કરને વિદાય આપીને શ્રીમાન નળરાજાએ અત્યંત સુશોભિત એવા પોતાના નગરમાં પ્રવેશ કર્યો.[૩૨] પછી નૈષધનાથે પ્રવેશ કરીને નગરજનોને સાંત્વન આપ્યું. તે વખતે નગરલોકો તથા ગ્રામજનો હર્ષથી રોમાંચિત થઈ ગયા.[૩૩] હવે પ્રધાનો સહિત સર્વ પ્રજાજનો હાથ જોડીને બોલ્યા કે, 'હે રાજન્! નગરમાં અને ગામમાં આજ અમે સર્વ સુખિયા થયા છીએ. દેવો જેમ ઇંદ્રની સેવામાં હાજર થાય, તેમ અમે ફરી તમારી સેવામાં આવ્યા છીએ.'[૩૪]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'પુષ્કરપરાભવપૂર્વક રાજ્યની પુનઃપ્રાપ્તિ' નામનો અધ્યાય ૭૮ મો સમાપ્ત

## अध्याय ७९ मो

### બૃહદશ્વનું ગમન

॥ बृहदश्व उवाच ॥

प्रशांते तु पुरे हृष्टे संप्रवृत्ते महोत्सवे।
महत्या सेनया राजा दमयंतीमुपानयत् ॥ १ ॥

બૃહદશ્વ બોલ્યા: જ્યારે નગરમાં શાંતિ અને આનંદ ફેલાયાં, ત્યારે નળરાજે દમયંતીને મોટી સેના સાથે તેડાવી.[૧] ભયંકર પરાક્રમવાળા, અમાપ મનવાળા અને શત્રુવીરને હણનારા ભીમ પિતાએ પણ દમયંતીને સત્કારપૂર્વક વિદાય આપી.[૨]

દમયંતી બાળકો સાથે આવી પહોંચી, એટલે નળરાજા આનંદમાં વિહરવા લાગ્યો. માનો દેવરાજ ઇંદ્ર નંદનવનમાં વિહાર કરવા લાગ્યો.[3] જમ્બુદ્રીપના રાજમંડળમાં તે પ્રકાશી ઊઠ્યો. તે મહાયશસ્વી પોતાનું રાજ્ય પાછું મેળવીને ફરી શાસન કરવા લાગ્યો.[4] તેણે વિધિપૂર્વક પુષ્કળ દક્ષિણાવાળા વિવિધ યજ્ઞો કર્યા. હે રાજેંદ્ર! આમ તમે પણ ટૂંક વખતમાં મિત્રજનો સાથે તેમ શોભી આવશો. હે નરશ્રેષ્ઠ ભરતસિંહ! શત્રુનગરને જીતનારા નળને જુગાર વડે પોતાની પત્ની સાથે આવી વિપત્તિ પડી હતી. હે પૃથ્વીપતિ! એકલા પડેલા નળને ઘોર અને મહાન દુઃખ પડ્યું હતું, છતાં તેને ફરીથી અભ્યુદય પ્રાપ્ત થયો હતો.[5-7] હે પાંડવ! ભાઈઓના સાથવાળા તમે તો ધર્મનું જ ચિંતન કરતા રહી, આ વનમાં કૃષ્ણા સાથે આનંદથી રહો છો.[8] વેદવેદાંગમાં પારંગત થયેલા મહાભાગ્યશાળી બ્રાહ્મણો નિત્ય તમારી પાસે બેસે છે; તો હે રાજન્! તમારે શોક શાનો હોય?[9] ઋતુપર્ણ પાસેથી નળે અક્ષરહસ્ય મેળવ્યું, ત્યારે તેણે જ માગ્યું તે કલિએ આપ્યું. કર્કોટક નાગ, દમયંતી, નળ અને રાજર્ષિ ઋતુપર્ણ એમનું નામકીર્તન કલિના દોષને નાશ કરનારું છે. હે રાજન્! જે માણસ આનો નિત્ય પાઠ કરે છે અથવા શ્રવણ કરે છે, તેને કલિરૂપ ભય હોતો નથી. ધર્મમાં નિત્ય પરાયણ, સદા સરળતાભર્યા, જિતેંદ્રિય અને ઉદાર એવા પુરુષને કલિ શું કરી શકે?[10-12] હે અચ્યુત! કલિનો નાશ કરનારા આ ઇતિહાસને સાંભળીને પણ તમારા જેવા આશ્વાસન લઈ શકે છે. હે પૃથ્વીનાથ! પુરુષાર્થ નિત્ય અસ્થિર છે, એમ વિચારીને તેના ઉદયમાં અને અસ્તમાં તમારે ચિંતા કરવી જોઈએ નહિ. હે નૃપતિ! આ ઇતિહાસ સાંભળીને તમે ધીરજ રાખો. તમે શોક કરો નહિ. હે મહારાજ! સંકટને સમયે તમારે વિષાદ કરવો જોઈએ નહિ.[13-15] દૈવ વિપરીત થતાં અને પુરુષાર્થ અફળ જતાં ધૈર્યનો આશ્રય કરનારા પંડિતો મનમાં ખેદ પામતા નથી.[16] જેઓ આ મહાન નળચરિત્રનું કથન કરશે અથવા તેનું સતત શ્રવણ રાખશે, તેમને કદી પણ દરિદ્રતા આવશે નહિ. તેઓને ધનસંપત્તિનો લાભ થશે અને તેઓ ધન્યવાદને પાત્ર થશે. વળી આ ઉત્તમ પુરાણ ઇતિહાસનું નિત્ય શ્રવણ કરવાથી માણસને પુત્રો, પૌત્રો અને પશુઓનો લાભ થાય છે અને તે મનુષ્યોમાં શ્રેષ્ઠતા પામે છે.[17,18] તે આરોગ્યવાન અને પ્રીતિમાન થાય છે, આમાં સંશય નથી. 'તે દુર્યોધન મને ફરી જૂગટાનું તેડું કરશે' એવા જે ભયથી તમે ત્રાસી રહ્યા છો, તે તમારો ભય હે રાજન્! હું અક્ષવેત્તા દૂર કરીશ. હે સત્યપરાક્રમી! હું અક્ષરહસ્યને સમગ્રતાએ જાણું છું. હે કુંતીનંદન! હું પ્રસન્ન થઈ તમને તે કહું છું, તમે તે સ્વીકારો.[19-21]

વૈશંપાયન બોલ્યા: પછી પ્રસન્નચિત્ત થયેલા યુધિષ્ઠિરરાજે બૃહદશ્વને કહ્યું કે, 'હે ભગવન્! હું અક્ષરહસ્યને યથાર્થતાએ જાણવા ઇચ્છું છું.'[22] પછી મહાત્મા પાંડુનંદનને અક્ષરહસ્ય આપીને તે મહાતપસ્વી અશ્વશિર તીર્થમાં સ્નાન કરવા માટે ગયા.[23] બૃહદશ્વ ચાલ્યા ગયા પછી દૃઢ વ્રતધારી યુધિષ્ઠિરે આમતેમથી આવતા અને તીર્થો, વનો તથા પહાડો ઉપરથી એકઠા થયેલા તપસ્વી બ્રાહ્મણો પાસેથી સાંભળ્યું કે, બુદ્ધિમાન અને સવ્યસાચી પૃથાનંદન માત્ર વાયુભક્ષણ કરીને ઉગ્ર તપ તપી રહ્યો છે. એ મહાબાહુ પાર્થ દુષ્કર તપમાં બિરાજ્યો છે.[24-26] તપસ્વી, નિયમવ્રતી, મુનિવ્રતધારી અને એકલો વિચરતો એ શ્રીમાન પૃથાપુત્ર ધનંજય જેવો બીજો ઉગ્ર તપસ્વી અમે પૂર્વે જોયો નથી. જાણે ધર્મ દેહ ધરીને તપશ્ચર્યા કરી રહ્યો હોય એમ લાગે છે.[27,28] હે રાજન્!

અર્જુનને મહાવનમાં તપ કરતો સાંભળીને કુંતી-નંદન યુધિષ્ઠિર પોતાના તે પ્રિય ભાઈ વિશે શોક કરવા લાગ્યા.[૨૯] મહાવનમાં શરણ ઇચ્છતા તે યુધિષ્ઠિર, ત્યાં બળતે હૃદયે વિવિધ જ્ઞાનવાળા બ્રાહ્મણોને અર્જુન વિષે પૂછપરછ કરવા લાગ્યા.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નલોપાખ્યાનપર્વમાં 'બૃહદશ્વગમન' નામનો અધ્યાય ૭૯ મો સમાપ્ત

નલોપાખ્યાનપર્વ સમાપ્ત

# तीर्थयात्रापर्व

## અધ્યાય ૮૦ મો

### અર્જુન સંબંધી શોકોદ્દ્‌ગાર

॥ जनमेजय उवाच ॥

**भगवन्काम्यकात्पार्थे गते मे प्रपितामहे ।**
**पांडवाः किमकुर्वंस्ते तमृते सव्यसाचिनम् ॥ १ ॥**

જનમેજય બોલ્યા : હે ભગવન્ ! મારા પ્રપિતા-મહ પૃથાનંદન અર્જુન કામ્યક વનમાંથી ગયા, ત્યારે તે પાંડવોએ એ સવ્યસાચી વિના શું કર્યું ?[૧] કેમ કે વિષ્ણુ આદિત્યોના ગતિરૂપ છે તેમ તે મહા-બાહુ સેનાજિત તે પાંડવોના ગતિરૂપ હતા, એમ મને લાગે છે.[૨] ઇંદ્રના જેવા વીર્યવાળા અને સંગ્રામમાં પાછા નહિ ફરનારા તે અર્જુન વિનાના થયેલા મારા વીર પિતામહો વનમાં કેવી રીતે રહ્યા હતા ?[૩]

વૈશંપાયન બોલ્યા : હે તાત ! સત્યવિક્રમી અર્જુન કામ્યક વનમાંથી ગયો ત્યારે તે પાંડવો દુઃખ અને શોકથી વ્યાકુળ થઈ ગયા. તૂટેલા દોરાના મણિઓની જેમ તથા કપાયેલી પાંખવાળાં પંખી-ઓની જેમ તે સર્વ પાંડવો ત્યારે મનમાં ખિન્ન થઈ ગયા હતા.[૪,૫] ઉત્તમ કર્મવાળા તે અર્જુન વિના, તે વન કુબેર વિનાના ચૈત્રરથવન જેવું ઝાંખું થઈ ગયું.[૬] હે જનમેજય ! તે નરસિંહ પાંડવો એ અર્જુન વિના કશો પણ આનંદ નહિ પામતાં કામ્યક વનમાં નિવાસ કરતા હતા. હે ભરતશ્રેષ્ઠ ! તે પરાક્રમી મહારથીઓ નિર્વિષ બાણોથી બ્રાહ્મણો માટે અનેક જાતનાં પવિત્ર મૃગો મારતા હતા. તે શત્રુનાશન પુરુષસિંહો યજ્ઞને નિમિત્તે બ્રાહ્મણોને વનમાં મળતા આહાર લાવીને અર્પણ કરતા હતા.[૭-૯] હે રાજન્ ! ધનંજયના જવાથી એ સર્વ નરશ્રેષ્ઠો ઉત્કંઠિત અને ઉદાસ મનથી ત્યાં રહેવા લાગ્યા. તેમાં પણ પાંચાલી પોતાના વચેટ પતિ અર્જુનનું વિશેષ સ્મરણ કરતી હતી. એક સમયે ઉદ્વેગ પામેલા પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિરને તેણે આ વચન કહ્યાં : 'હે પાંડવશ્રેષ્ઠ ! બે બાહુવાળા હોવા છતાં જે અર્જુન અનેક બાહુવાળા સહસ્રાર્જુનને તુલ્ય છે, તેમના વિના મને વન નિસ્તેજ લાગે છે.[૧૦-૧૨] હું આ પૃથ્વી દરેક ઠેકાણે શૂન્ય જોઉં છું. વળી ભારે આશ્ચર્યભર્યું અને ફૂલ આવેલાં વૃક્ષોવાળું આ વન પણ તે સવ્યસાચી વિના પહેલાંના જેવું રમ્ય લાગતું નથી.[૧૩,૧૪] નીલ વનના જેવા કાંતિ-વાળા, મસ્ત હાથીના જેવી ગતિવાળા અને કમળ-ના જેવાં નયનવાળા એ અર્જુન વિના મને આ કામ્યક વન સારું લાગતું નથી. હે રાજન્ ! જેમના ધનુષનો ટંકાર વજ્રના ઘોષ જેવો સંભળાય છે, તે સવ્યસાચીને સંભારતાં મને ચેન જ પડતું નથી.[૧૫,૧૬] હે મહારાજ ! દ્રૌપદીને આમ વિલાપ કરતી સાંભળીને શત્રુવીરને હણનારા ભીમસેને તેને આ વચન કહ્યાં.[૧૭]

ભીમ બોલ્યો : 'હે ભદ્રા ! તું જે બોલે છે તે મનને પ્રીતિકર છે. હે સુમધ્યમા ! મારા હૃદયને તે અમૃતપ્રાશન જેવી પ્રસન્નતા આપે છે.[૧૮] જેના હાથ લાંબા, સરખા, પુષ્ટ, પરિઘ જેવા, પણછના ચિહ્નવાળા, ગોળ તેમ જ તલવાર, આયુધ અને ધનુષને ધારણ કરનારા તથા સોનાના બાજુબંધોથી સુશોભિત અને પાંચ ફેણિયા નાગ સમાન છે, તે પુરુષસિંહ અર્જુન વિના આ વન સૂર્ય વિનાના

ગમન જેવું જણાય છે.[૧૯,૨૦] જે મહાબાહુ અર્જુનનો આશ્રય કરીને કુરુઓ તથા પાંચાલો, યુદ્ધ માટે એકઠા થયેલા દેવોની સેનાથી પણ બીતા નથી, જે મહાત્માના હાથોનો આશ્રય લઈને અમે સર્વે શત્રુઓને રણમાં જીતી લીધાનું તથા પૃથ્વી પ્રાપ્ત કર્યાનું માનીએ છીએ, તે વીર અર્જુન વિના આ કામ્યક વનમાં મને ધીરજ રહેતી નથી. અને સર્વ દિશાઓ જાણે અંધકારથી ઘેરાઈ ગયેલી જણાય છે.' પછી આંસુથી ભરાયેલા કંઠવાળો પાંડુનંદન નકુલ આ પ્રમાણે કહેવા લાગ્યો.[૨૧-૨૩]

નકુલ બોલ્યો : રણમોખરે દેવો પણ જેનાં દિવ્ય કર્મોની સ્તુતિ કરે છે, તે યોદ્ધાઓમાં શ્રેષ્ઠ અર્જુન વિના વનમાં ક્યાંથી પ્રીતિ થાય ?[૨૪] જે મહાતેજસ્વીએ ઉત્તર દિશામાં જઈને મહાબળવાન મુખ્ય ગંધર્વોને યુદ્ધમાં હરાવી, તેમની પાસેથી તિત્તિર અને કલ્માષ જાતના સેંકડો કાંતિમાન અને પવનવેગી ઘોડાઓ મેળવ્યા હતા અને જે પ્રિય અર્જુને તે ઘોડાઓ રાજસૂય મહાયજ્ઞ વખતે પ્રેમપૂર્વક પોતાના ભાઈ યુધિષ્ઠિરરાજને અર્પણ કર્યા હતા, તે ભયંકર ધનુષ્યવાળા અને દેવના જેવી ઉપમાવાળા ભીમના નાના ભાઈ અર્જુન વિના કામ્યક વનમાં વાસ કરવો મને ગમતો નથી.[૨૫-૨૭]

સહદેવ બોલ્યો : પૂર્વે રાજસૂય મહાયજ્ઞ વખતે જે મહારથી યુદ્ધમાં ધન તથા કન્યાઓને જીતી યુધિષ્ઠિરરાજ આગળ લાવ્યા હતા અને જે અમાપ તેજસ્વીએ એકલાએ યુદ્ધમાં એકઠા થયેલા યાદવોને જીતીને વાસુદેવની સંમતિથી સુભદ્રાનું હરણ કર્યું હતું;[૨૮,૨૯] તે જયશીલ અર્જુનનું દર્ભાસન આ આશ્રમમાં ખાલી જોઈને હે મહારાજ ! મારું મન કોઈ રીતે શાંત થતું નથી. હે શત્રુદમન ! મને તો આ વનમાંથી ચાલ્યા જવાનું મન થાય છે; કેમ કે તે શૂરવીર વિના આ વન અમારે માટે રમણીય નથી.[૩૦,૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'અર્જુનાનુશોચન' નામનો અધ્યાય ૮૦ મો સમાપ્ત

## અધ્યાય ૮૧ મો
## નારદ અને યુધિષ્ઠિરનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

**धनंजयोत्सुकानां तु भ्रातॄणां कृष्णया सह ।**
**श्रुत्वा वाक्यानि विमना धर्मराजोऽप्यजायत ॥१॥**

વૈશંપાયન બોલ્યા ! ધનંજય અર્જુનને માટે ઉત્સુક થયેલા ભાઈઓનાં તથા કૃષ્ણાનાં વચનો સાંભળીને ધર્મરાજ પણ મનમાં ઉદાસ થઈ ગયા.[૧] તે જ સમયે તેમણે બ્રાહ્મલક્ષ્મીથી ઝળહળતા અને જ્વાલામાં આહુતિ પામેલા અગ્નિ જેવા દેવર્ષિ નારદ મહાત્માને ત્યાં આવતા જોયા.[૨] તેમને આવેલા જોઈને ધર્મરાજ ભાઈઓ સાથે ઊભા થઈને તે મહાત્માનું યથાવિધિ પૂજન કર્યું. તે વખતે ભાઈઓથી વીંટળાયેલા અને અતિ તેજસ્વી તે કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિર દેવોથી વીંટળાયેલા ઇંદ્રની જેમ શોભતા હતા.[૩,૪] સાવિત્રી જેમ વેદોને છોડતી નથી અને સૂર્યપ્રભા જેમ મેરુને છાંડતી નથી, તેમ યાજ્ઞસેની પોતાના પૃથાપુત્ર પતિઓને નહિ તજીને, ધર્મપૂર્વક તેમની સાથે જ રહે છે.[૫] હે નિષ્પાપ ! ભગવાન નારદ ઋષિએ તે પૂજાનો સ્વીકાર કર્યો અને ધર્મનંદનને યથાયોગ્ય આશ્વાસન આપ્યું. મહાત્મા ધર્મરાજ યુધિષ્ઠિરને તેમણે કહ્યું કે, 'હે ધાર્મિકશ્રેષ્ઠ ! બોલો, શી ઇચ્છા છે ? હું તમને શું આપું ?'[૬,૭] પછી ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજે ભાઈઓ સહિત દેવ તુલ્ય નારદને પ્રણામ કર્યા અને હાથ જોડીને કહ્યું કે,[૮] 'હે સુવ્રત ! હે મહાભાગ ! સર્વ લોકોથી પૂજાયેલા તમે સંતુષ્ટ થાઓ; એટલે તમારા પ્રસાદથી સર્વ કાર્યો સિદ્ધ થયાં એમ હું માનું છું.[૯] છતાં હે અપાપ ! ભાઈઓ સહિત મારા ઉપર અનુગ્રહ કરવો જ

હોય, તો હે મુનિશ્રેષ્ઠ! તમારે મારા સંશયનો તત્ત્વપૂર્વક નિવેડો લાવવો ઘટે છે.[૧૦] તીર્થયાત્રામાં તત્પર થયેલો જે મનુષ્ય પૃથ્વીની પ્રદક્ષિણા કરે, તેને શું ફળ મળે. એ તમે સંપૂર્ણ રીતે કહેવાને યોગ્ય છો.[૧૧]

નારદ બોલ્યા: હે રાજન્! ધીમાન ભીષ્મે પુલસ્ત્ય પાસેથી આ બધું જે સાંભળ્યું છે, તે તમે સાવધાનચિત્તે સાંભળો.[૧૨] પૂર્વે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ ભીષ્મ, પિતૃઓનું વ્રત ધારણ કરીને ગંગાને તીરે મુનિઓ સાથે વસ્યા હતા. હે રાજન્! હે મહાભાગ! દેવો, દેવર્ષિઓ અને ગંધર્વોથી સેવાયેલા શુભ અને પવિત્ર એવા ગંગાદ્વાર નામના સ્થાનમાં તેમણે નિવાસ કર્યો હતો.[૧૩,૧૪] તે પરમ તેજસ્વીએ શાસ્ત્રોક્ત કર્મવિધિ પ્રમાણે દેવો, પિતૃઓ અને ઋષિઓનું તર્પણ કર્યું, પછી એ મહાયશસ્વી જપમાં હતા ત્યારે કોઈ એક વખતે તેમણે અદ્દભુત તેજવાળા ઋષિશ્રેષ્ઠ પુલસ્ત્યને જોયા.[૧૫,૧૬] કાંતિથી ઝળહળતા તે ઉગ્ર તપશ્ચર્યા કરનારા ઋષિને જોઈને તે અતુલ હર્ષ પામ્યા અને આશ્ચર્યને વશ થયા. હે ભારત! ધાર્મિકશ્રેષ્ઠ પરમ ભીષ્મે! ત્યાં પધારેલા તે મહાભાગનું શાસ્ત્રોક્ત કર્મવિધિથી પૂજન કર્યું. પછી પવિત્ર અને મનોનિગ્રહવાળા ભીષ્મે શિર વડે અર્ઘજલ લીધું અને તે બ્રહ્મર્ષિશ્રેષ્ઠ આગળ પોતાનું નામ કહ્યું: 'હે સુવ્રત! હું તમારો સેવક ભીષ્મ છું. તમારું મંગલ હો. તમારાં દર્શનમાત્રથી જ હું સર્વ પાપોથી મુક્ત થયો છું.'[૧૭-૨૦] હે મહારાજ! ધર્મધારીઓમાં શ્રેષ્ઠ એવા ભીષ્મે આ પ્રમાણે કહ્યું અને પછી હે યુધિષ્ઠિર! વાણીને નિયમમાં રાખનારા તે હાથ જોડીને શાંત બેઠા. તે સમયે નિયમ અને વેદના સ્વાધ્યાયથી યુક્ત થઈ ગયેલા તે કુરુકુલશ્રેષ્ઠ ભીષ્મને જોઈને તે મુનિ મનમાં પ્રસન્ન થયા.[૨૧,૨૨]

## અધ્યાય ૮૨મો

### પુલસ્ત્યે કરેલું તીર્થવર્ણન

॥ पुलस्त्य उवाच ॥

अनेन तव धर्मज्ञ प्रश्रयेण दमेन च ।
सत्येन च महाभाग तुष्टोऽस्मि तव सुव्रत ॥ १ ॥

પુલસ્ત્ય બોલ્યા: હે ધર્મજ્ઞ! હે સુવ્રત! હે મહાભાગ! તારા આ વિનયથી અને ઇંદ્રિયદમનથી તેમ જ તારા સત્યથી હું પ્રસન્ન થયો છું.[૧] હે નિષ્પાપ! તેં પિતૃભક્તિને લીધે આવો ધર્મ સ્વીકાર્યો છે, તેથી તું મારું દર્શન પામ્યો છે.[૨] હે પુત્ર! મને તારા ઉપર પરમ પ્રીતિ થઈ છે. હે ભીષ્મ! મારું દર્શન મિથ્યા જતું નથી. હે કુરુશ્રેષ્ઠ! કહે, તારું શું કામ કરું? હે અપાપ! તું માગશે તે હું આપીશ.[૩]

ભીષ્મ બોલ્યા: હે મહાભાગ! સર્વ લોકથી પૂજાયેલા તમે મારા પર પ્રસન્ન થયા છો અને આપ સમર્થનાં મને દર્શન થયાં છે, એટલાથી જ હું મારી જાતને કૃતાર્થ માનું છું.[૪] હે ધાર્મિકોત્તમ! તમે મારા ઉપર અનુગ્રહ કરવા ઇચ્છતા જ હો, તો હું તમને મારો સંદેહ પૂછું છું; તે સંદેહને આપ દૂર કરવા સમર્થ છો.[૫] મારા હૃદયમાં તીર્થ સંબંધમાં કંઈક ધર્મસંશય છે. તે વિષે હું સાંભળવા ઇચ્છું છું; માટે આપે તે મને કહેવો જોઈએ. હે દેવતુલ્ય! જે માણસ પૃથ્વીમાં પ્રદક્ષિણા કરે છે, તેને શું ફળ મળે છે? હે વિપ્રર્ષિ! તમે આ મને નિશ્ચયપૂર્વક કહો.[૬,૭]

પુલસ્ત્ય બોલ્યા: ઋષિઓના આશ્રયરૂપ એ તીર્થોનું ફળ હું તને દર્શાવી કહીશ; હે પુત્ર! તું એકાગ્ર મનથી તે સાંભળ. જેનાં હાથ, પગ, મન, વિદ્યા, તપ અને કીર્તિ સારી રીતે સંયમમાં

* [illegible]

રહેલાં હોય તે તીર્થનું ફળ ભોગવે છે. જે પ્રતિગ્રહથી દૂર રહે છે, જે ગમે તે મળ્યે સંતોષ રાખે છે અને જે અહંકારથી મુક્ત છે, તે તીર્થનું ફળ ભોગવે છે. જે દંભાદિથી રહિત છે, જે પ્રાપંચિક કાર્યારંભથી વિહીન છે, જે અલ્પાહારી છે, જે જિતેંદ્રિય છે અને જે સર્વ પાપોથી વિમુક્ત છે, તે તીર્થોનું ફળ ભોગવે છે. હે રાજેંદ્ર! જે અક્રોધી છે, સત્યશીલ છે, દૃઢ વ્રતધારી છે અને જે પ્રાણીમાત્રને આત્મવત્ જુએ છે, તે તીર્થોનું ફળ ભોગવે છે.[૮-૧૨] આ લોકમાં ઋષિઓએ દેવોને નિમિત્તે ઘણા યજ્ઞો ક્રમવાર કહ્યા છે અને તે સર્વનું પરલોકમાં મળનારું ફળ પણ યથાર્થ રીતે કહ્યું છે.[૧૩] હે મહીપતિ! દરિદ્ર મનુષ્યથી તે યજ્ઞો થઈ શકતા નથી; કેમ કે તે યજ્ઞોમાં ઘણી સામગ્રીઓ અને સાધનવિસ્તાર જોઈએ છે. એ યજ્ઞો રાજાઓ કરી શકે છે અથવા કોઈ વાર સમૃદ્ધિવાળા પુરુષો કરી શકે છે.[૧૪] પણ ઓછા દ્રવ્યવાળા, સહાય વિનાના, એકલા અને સાધનરહિત માણસો એ કરી શકતા નથી. હે નરેશ્વર! હે વીરવર! દરિદ્ર માણસો પણ જે વિધિ કરી શકે છે અને જેનું ફળ પુણ્યકારી યજ્ઞોની બરાબર છે તે તમે સાંભળો.[૧૫,૧૬] હે ભરતશ્રેષ્ઠ! ઋષિઓનો આ પરમ ગુપ્ત મત છે કે, તીર્થોની પુણ્યયાત્રા યજ્ઞો કરતાં પણ વિશેષ ચડિયાતી છે.[૧૭] જે મનુષ્ય ત્રણ દિવસના ઉપવાસ રાખતો નથી, તીર્થોની યાત્રા કરતો નથી, ગાય તથા સુવર્ણનું દાન આપતો નથી, તે દરિદ્ર જ બને છે.[૧૮] માણસ વિપુલ દક્ષિણાવાળા અગ્નિષ્ટોમાદિ યજ્ઞો કરીને તે ફળ પામતો નથી, જે ફળ તીર્થયાત્રાથી તે પામે છે.[૧૯]

મનુષ્યલોકમાં પુષ્કર નામનું ત્રણે લોકમાં પ્રસિદ્ધ બ્રહ્મદેવનું વિખ્યાત તીર્થ છે. મહાભાગ્યશાળી મનુષ્ય જ તેમાં સ્નાન કરી શકે છે. હે મહાબુદ્ધિમાન! હે કુરુનંદન! એ પુષ્કરતીર્થની પાસે ત્રણે સંધ્યાકાલે દશ કરોડ તીર્થો એકઠાં થાય છે. હે વિભુ! આદિત્યો, વસુઓ, રુદ્રો, સાધ્યો, મરુદ્ગણો, ગંધર્વો અને અપ્સરાઓ ત્યાં નિત્ય નિવાસ કરે છે.[૨૦,૨૧] હે મહારાજ! દેવો, દૈત્યો અને બ્રહ્મર્ષિઓ ત્યાં તપ તપીને મહાપુણ્યવાળા અને દિવ્ય યોગથી યુક્ત થયા છે.[૨૨] જે બુદ્ધિમાન મનમાં પણ એ પુષ્કરતીર્થની ઇચ્છા કરે છે, તેનાં સર્વ પાપો ધોવાઈ જાય છે અને તે સ્વર્ગલોકમાં પૂજા પામે છે.[૨૩] હે મહારાજ! સર્વ લોકના પિતામહ ભગવાન બ્રહ્મા પરમ પ્રીતિપૂર્વક તે તીર્થમાં નિત્ય નિવાસ કરે છે. હે મહાભાગ! પૂર્વે દેવો અને ઋષિગણો આ પુષ્કરતીર્થમાં મહાન પુણ્ય પામીને સિદ્ધિને પ્રાપ્ત થયા છે. દેવો અને પિતૃઓના પૂજનમાં પરાયણ રહેનારો જે મનુષ્ય એ તીર્થમાં સ્નાન કરે છે, તે અશ્વમેધ યજ્ઞ કરતાં દશગણું ફળ પામે છે, એમ બુદ્ધિમાનો કહે છે.[૨૪-૨૭] હે ભીષ્મ! પુષ્કરારણ્યમાં રહીને જે માણસ એક પણ બ્રાહ્મણને ભોજન આપે છે, તે તે પુણ્યકર્મથી આ લોકમાં તથા પરલોકમાં આનંદ ભોગવે છે.[૨૮] શાકો, મૂળો, ફળો અને જે કંઈ વસ્તુથી પોતે નિભાવ કરતો હોય, તે તે વસ્તુ તેણે ઈર્ષ્યારહિત રહી શ્રદ્ધાપૂર્વક બ્રાહ્મણને આપવી. આથી જ તે વિદ્વાન માણસ અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે.[૨૯] હે રાજશ્રેષ્ઠ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર, જે મહાત્મા આ તીર્થમાં સ્નાન કરે છે, તે પુનર્જન્મ પામતા નથી.[૩૦] જે માણસ ખાસ કરીને કાર્તિકી પૂનમે પુષ્કરતીર્થમાં જાય છે, તે બ્રહ્મધામમાં અક્ષયલોકોને પામે છે. હે ભારત! જે પ્રણામ-

---

અનિષ્ટ ન ઇચ્છવું એ મનનો સંયમ છે. મારવું, મોહન આદિ દુષ્ટ કાર્યમાં વિદ્યાનો ઉપયોગ ન કરવો એ વિદ્યાનો સંયમ છે. દંભથી દૂર રહેવું એ તપનો સંયમ છે અને અપકીર્તિથી બચવું એ કીર્તિનો સંયમ છે.

પૂર્વક સવારસાંજ પુષ્કરતીર્થનું સ્મરણ કરે છે, તે સર્વ તીર્થોમાં સ્નાન કર્યાનું ફળ પામે છે. સ્ત્રીએ કે પુરુષે જન્મથી માંડીને જે પાપ કર્યાં હોય, તે બધાં પુષ્કરમાં સ્નાનમાત્ર કર્યાથી નાશ પામે છે. હે રાજન્! દેવોમાં જેમ મધુસૂદન પ્રથમ છે,[૩૧-૩૩] તેમ તીર્થોમાં પુષ્કર પ્રથમ કહેવાય છે. પવિત્ર અને નિયમપરાયણ રહીને જે બાર વરસ સુધી પુષ્કરમાં વસે છે, તે સર્વ યજ્ઞોનું ફળ પામે છે અને બ્રહ્મલોકમાં જાય છે. કોઈ મનુષ્ય સો વર્ષ સુધી અગ્નિહોત્રની ઉપાસના કરે, અથવા કાર્તિકી પૂર્ણિમાએ પુષ્કરમાં વાસ કરે, તો તે બંનેનું તેને સરખું ફળ મળે છે.[૩૪-૩૭] ત્રણ ઉજ્જ્વળ શૃંગોવાળાં અને ત્રણ ઝરણવાળાં ત્રણ પુષ્કરો (બ્રહ્મપુષ્કર, વિષ્ણુપુષ્કર અને રુદ્રપુષ્કર) એ આદિસિદ્ધ છે અને તેમનાં તીર્થપણા વિશેનાં કારણો અમે જાણતા નથી. પુષ્કરતીર્થમાં જવું કઠણ છે, પુષ્કરતીર્થમાં તપ કરવું દુષ્કર છે, પુષ્કરતીર્થમાં દાન આપવું કઠિન છે અને ત્યાં વસવું તો અતિદુષ્કર છે.[૩૮,૩૯] મનુષ્યે ત્યાં નિયમપરાયણ રહી, નિયમિત ભોજન રાખી બાર રાત્રિ રહેવું અને ત્યાંથી દક્ષિણ તરફ જઈ જંબૂમાર્ગ નામના તીર્થમાં પ્રવેશ કરવો.[૪૦] દેવો, ઋષિઓ અને પિતૃઓથી સેવાયેલા જંબૂમાર્ગમાં જવાથી માણસ અશ્વમેધયજ્ઞનું ફળ પામે છે તથા તેના સર્વ મનોરથો પૂર્ણ થાય છે.[૪૧] ત્યાં પાંચ રાત્રિ રહેવાથી મનુષ્યનું મન પવિત્ર થાય છે, તેને દુર્ગતિ મળતી નથી અને તે ઉત્તમ સિદ્ધિને પામે છે.[૪૨] જંબૂમાર્ગથી પાછા વળી તંદુલિકાશ્રમમાં જવું. ત્યાં જવાથી તે દુર્ગતિ પામતો નથી, પણ તે તો બ્રહ્મલોકમાં જાય છે.[૪૩] હે રાજન્! જે પિતૃઓ અને દેવોની પૂજામાં પ્રીતિવાળો મનુષ્ય ત્યાંથી આગસ્ત્યસર નામના તીર્થમાં જઈ ત્રણ રાત્રિ ઉપવાસ કરે છે, તે અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ પામે છે.[૪૪] જે મનુષ્ય શાક અને ફળથી નિર્વાહ કરે છે, તે કાર્તિકકુમારનું પદ પામે છે. ત્યાંથી લોકથી સત્કારાયેલા અને લક્ષ્મીથી ભરેલા કણ્વાશ્રમમાં જવું. કારણ કે હે ભરતશ્રેષ્ઠ! તે આદ્ય અને પુણ્ય ધર્મારણ્ય છે; એમાં પ્રવેશ કરતાં જ માણસ સર્વ પાપોથી મુક્ત થાય છે.[૪૫,૪૬] નિયમવતી રહી અને નિયમિત આહાર રાખી જે મનુષ્ય ત્યાં દેવો તથા પિતૃઓનું પૂજન કરે છે, તે સર્વ કામનાઓથી ભરેલા યજ્ઞનું ફળ ભોગવે છે.[૪૭] આ તીર્થની પ્રદક્ષિણા કરીને યયાતિપતન નામના તીર્થમાં જવું. ત્યાં જનાર મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ સાંપડે છે.[૪૮] નિયમપરાયણ અને મિતાહારી મનુષ્યે ત્યાંથી મહાકાળ નામના તીર્થમાં જવું. ત્યાં કોટિતીર્થમાં સ્નાન કરવાથી તેને અશ્વમેધનું ફળ મળે છે.[૪૯] પછી ધર્મજ્ઞ મનુષ્યે ત્યાંથી ત્રણે લોકમાં પ્રસિદ્ધ ભદ્રવટ નામના ઉમાપતિ શિવના તીર્થમાં જવું. ત્યાં શંકરનાં દર્શન કરવાથી મનુષ્ય સહસ્ર ગોદાનનું ફળ પામે છે.[૫૦] તે નરોત્તમ મહાદેવના કૃપાપ્રસાદથી સમૃદ્ધ, શત્રુરહિત અને લક્ષ્મીયુક્ત ગણપતિના પદને પામે છે. તે પછી ત્રણે લોકમાં પ્રસિદ્ધ નર્મદાનદીએ જઈ, જે દેવો અને પિતૃઓને તર્પણ અર્પે છે, તે અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ પામે છે.[૫૧,૫૨] જે બ્રહ્મચારી અને જિતેંદ્રિય રહી દક્ષિણસિંધુ નામના તીર્થમાં જાય છે, તે અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મેળવે છે તથા વિમાનમાં બેસીને સ્વર્ગમાં જાય છે.[૫૩] ત્યાંથી ચર્મણ્વતી તીર્થમાં જવાથી નિયમપરાયણ અને મિતાહારી મનુષ્ય રંતિદેવની આજ્ઞા પ્રમાણેનું અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ પામે છે.[૫૪] હે ધર્મજ્ઞ! ત્યાંથી હિમાચલપુત્ર અર્બુદ (આબુ) પર્વતે જવું. હે યુધિષ્ઠિર! પૂર્વે જ્યાં પૃથ્વીમાં જવાનું છિદ્ર હતું, ત્યાં આજે વસિષ્ઠનો ત્રણે લોકમાં

વિખ્યાત આશ્રમ છે.[૫૫] ત્યાં એક રાત્રિ રહેવાથી સહસ્ર ગોદાનનું ફળ સાંપડે છે. હે નરશ્રેષ્ઠ! ત્યાં બ્રહ્મચારી અને જિતેંદ્રિય રહી પિંગતીર્થમાં સ્નાન કરનારને સો કપિલા ગાયનું દાન કર્યાનું ફળ મળે છે.[૫૬] રાજેંદ્ર! ત્યાંથી ઉત્તમ પ્રભાસતીર્થમાં જવું. હે વીર! દેવતાઓના મુખરૂપ, વાયુરૂપી સારથિવાળા અને હુત-દ્રવ્યોનું ભોજન કરનારા અગ્નિ પોતે નિત્ય ત્યાં જ નિવાસ કરે છે.[૫૭] જે મનુષ્ય પવિત્ર રહી અને મનોનિગ્રહ રાખી તે તીર્થમાં સ્નાન કરે છે, તે માનવ અગ્નિષ્ટોમ અને અતિરાત્ર યજ્ઞોનું ફળ પામે છે.[૫૮] ત્યાંથી જે સરસ્વતી અને સાગરનો જ્યાં સંગમ થાય છે, તે સંગમતીર્થમાં જાય છે, તે સહસ્ર ગોદાનનું ફળ પામે છે તથા સ્વર્ગલોકને પ્રાપ્ત કરે છે.[૫૯] હે ભરતોત્તમ! તે અગ્નિના જેવી પ્રભાથી નિત્ય દીપી રહે છે. મનને સંયમમાં રાખીને જે એ સમુદ્રતીર્થમાં સ્નાન કરે, ત્રણ રાત વાસો કરે અને સ્નાન-શુદ્ધ થઈ પિતૃઓ તથા દેવોને તર્પણ આપે, તે ચંદ્રના જેવી પ્રભાવાળો થાય છે અને અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે. હે ભરતશ્રેષ્ઠ! ત્યાંથી વરદાન નામના તીર્થમાં જવું.[૬૦,૬૧] હે યુધિષ્ઠિર! અહીં જ દુર્વાસાએ વિષ્ણુને વરદાન દીધું હતું. એ વરદાન તીર્થમાં સ્નાન કરનાર મનુષ્યને સહસ્ર ગોદાનનું ફળ સાંપડે છે.[૬૨] ત્યાંથી જિતેંદ્રિય અને નિયતાહારી રહી દ્વારવતી (દ્વારકા) તીર્થમાં જવું. ત્યાં જે મનુષ્ય પિંડારકતીર્થમાં સ્નાન કરે છે, તે અઢળક સુવર્ણને પ્રાપ્ત કરે છે. હે મહાભાગ! હે શત્રુદમન! આજે પણ તે તીર્થમાં પદ્મના ચિહ્નથી લક્ષિત થતી મુદ્રાઓ જોવામાં આવે છે, એ એક આશ્ચર્ય છે.[૬૩,૬૪] હે કુરુનંદન! ત્યાં ત્રિશૂળની છાપવાળાં કમળો દેખાય છે. કારણ કે હે પુરુષશ્રેષ્ઠ! ત્યાં મહાદેવ સમીપમાં રહે છે.[૬૫] હે ભારત! ત્યાંથી સિંધુ અને સાગરને સંગમે જઈ, સલિલરાજના તીર્થમાં સ્નાન કરી, મનને નિગ્રહમાં રાખી જે મનુષ્ય દેવો, ઋષિઓ અને પિતૃઓનું તર્પણ કરે છે, તે હે ભરતોત્તમ! નિજ તેજથી ઝળહળતા વરણના લોકને પામે છે. હે યુધિષ્ઠિર! ત્યાં શંકુકર્ણેશ્વર દેવનું પૂજન કરવાથી અશ્વમેધ કરતાં દશગણું ફળ મળે છે, એમ વિદ્વાનો કહે છે.[૬૬-૭૦]

હે ભરતશ્રેષ્ઠ! હે કુરુવરશ્રેષ્ઠ! અહીં પ્રદક્ષિણા કરીને ત્રણે લોકમાં વિખ્યાત અને સર્વ પાપોને બાળનાર એવા દમી નામના પ્રસિદ્ધ તીર્થમાં જવું. ત્યાં બ્રહ્માદિ સર્વ દેવો મહેશ્વરને ઉપાસે છે. ત્યાં જે મનુષ્ય સ્નાન કરીને દેવગણોથી વીંટળાયેલા રુદ્રનું પૂજન કરે, તો તે સ્નાન કરનારે જન્મથી માંડીને જે પાપ કર્યાં હોય તે સઘળાં નાશ પામે છે. હે નરશ્રેષ્ઠ! અહીં સર્વ દેવોએ સ્તવન કરેલા દમી બિરાજે છે. હે નરસિંહ! ત્યાં સ્નાન કરનાર મનુષ્ય અશ્વમેધ યજ્ઞનું ફળ મેળવે છે.[૭૧-૭૪] હે મહાબુદ્ધિમાન! પૂર્વે લોકકર્તા વિષ્ણુએ દૈત્યો અને દાનવોને હણીને આ સ્થાને પોતાની શુદ્ધિ કરી હતી.[૭૫] હે ધર્મજ્ઞ! ત્યાંથી વખાણવા યોગ્ય વસોર્ધારા તીર્થમાં જવું. તે વિશે જતાં જ અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે.[૭૬] હે કુરુવરશ્રેષ્ઠ! જે માણસ અહીં સ્નાન કરી, વશમન રહી અને સાવધાનતા રાખી, દેવો તથા પિતૃઓનું તર્પણ કરે છે, તે વિષ્ણુલોકમાં મહિમા પામે છે.[૭૭] હે ભરતશ્રેષ્ઠ! આ તીર્થમાં વસુઓનું પુણ્યસરોવર પણ છે. ત્યાં સ્નાન કરવાથી તથા જલપાન કરવાથી મનુષ્ય વસુઓનો પ્રિય થાય છે.[૭૮] ત્યાંથી આગળ હે નરોત્તમ! પાપોનો નાશ કરનારું સિંધૂત્તમ નામે પ્રસિદ્ધ તીર્થ છે; તેમાં સ્નાન કરવાથી માણસને પુષ્કળ સુવર્ણ સાંપડે છે.[૭૯] ત્યાંથી ભદ્રતુંગમાં જઈ જે પવિત્ર

અને શીલવાન રહે છે, તે બ્રહ્મલોકને પામે છે અને પરમ ગતિને પ્રાપ્ત કરે છે.[૯૦] ત્યાંથી સિદ્ધોએ સેવેલાં શક્રતીર્થ અને કુમારિકાતીર્થ આવે છે; તેમાં જે પુરુષ સ્નાન કરે છે, તે તત્કાલ સ્વર્ગલોકને પામે છે.[૯૧] ત્યાં જ, સિદ્ધોએ સેવેલું એક રેણુકાતીર્થ છે; તેમાં સ્નાન કરવાથી તે વિપ્ર ચંદ્રમા જેવો નિર્મળ થાય છે.[૯૨] પછી નિયમપરાયણ અને મિતાહારી રહી જે મનુષ્ય પંચનદમાં જાય છે, તે શાસ્ત્રમાં ક્રમશઃ કહેલા પાંચ યજ્ઞોનાં ફળ પામે છે.[૯૩] ત્યાંથી હે રાજેંદ્ર! ભીમાના ઉત્તમ સ્થાનમાં જવું. હે ભરતોત્તમ! જે મનુષ્ય ત્યાં યોનિતીર્થમાં સ્નાન કરે છે, તે દેવીનો પુત્ર થાય છે.[૯૪] હે રાજન્! તેનું શરીર તપ્ત સુવર્ણ જેવું કાંતિવાળું થાય છે અને તે માણસ એક ગોદાનનું ફળ પામે છે. ત્યાંથી આગળ ત્રૈલોક્યમાં વિખ્યાત એવા શ્રીકુંદતીર્થમાં જઈ, પિતામહ બ્રહ્માને નમન કરવાથી માણસ સહસ્ર ગોદાનનું ફળ મેળવે છે.[૯૫,૯૬] હે ધર્મજ્ઞ! ત્યાંથી ઉત્તમ વિમલતીર્થે જવું. આજે પણ ત્યાં સોનાચાંદીનાં મત્સ્યો જોવામાં આવે છે.[૯૭] ત્યાં સ્નાન કરવાથી મનુષ્ય તત્કાળ ઇંદ્રલોકને પામે છે અને સર્વ પાપોથી વિશુદ્ધમન થઈ પરમ ગતિને પ્રાપ્ત કરે છે.[૯૮] હે ભારત! જે મનુષ્ય વિતસ્તા નદીએ જઈને પિતૃઓ અને દેવોનું તર્પણ કરે છે, તે વાજપેય યજ્ઞનું ફળ મેળવે છે.[૯૯] કાશ્મીર દેશમાં જ તક્ષક નાગનું વિતસ્તા નામે જે વિખ્યાત ભવન છે, તે સર્વ પાપોનો નાશ કરનારું છે.[૯૦] જે માનવ ત્યાં સ્નાન કરે છે, તે ચોક્કસ વાજપેય યજ્ઞનું ફળ પામે છે અને સર્વ પાપોથી વિશુદ્ધચિત્ત થઈ પરમ ગતિ પામે છે.[૯૧] ત્યાંથી ત્રણ લોકમાં વિખ્યાત વડવા તીર્થમાં જવું. ત્યાં હે રાજન્! સાયંસંધ્યાએ યથાવિધિ સ્નાન કરી અગ્નિદેવને યથાશક્તિ ચરુ અર્પણ કરવો.[૯૨] આથી પિતૃઓને અક્ષય દાન આપ્યું ગણાય છે, એમ પંડિતો કહે છે. હે મનુજેશ્વર! ઋષિઓ, પિતૃઓ, દેવો, ગંધર્વો, અપ્સરાસમૂહો, ગુહ્યકો, કિન્નરો, યક્ષો, સિદ્ધો, વિદ્યાધરો, નરો, રાક્ષસો, દૈત્યો, રુદ્રો અને બ્રહ્મા-એ સર્વેએ નિયમપરાયણ રહી અહીં સહસ્ર વર્ષ પર્યંતની ઉત્તમ દીક્ષા લીધી હતી અને વિષ્ણુને પ્રસન્ન કરવા ચરુઓ આપ્યાં હતાં; તેમ જ સાત સાત ઋચાઓથી કેશવની સ્તુતિ કરી હતી.[૯૩-૯૬] હે મહીપતિ! ભગવાન કેશવે પ્રસન્ન થઈને તેમને આઠગણું ઐશ્વર્ય આપ્યું હતું તથા બીજા ઇચ્છિત મનોરથો પૂર્યા હતા. પછી વીજળી જેમ આકાશમાં અલોપ થઈ જાય, તેમ તે ભગવાન ત્યાં જ અંતર્ધાન થયા હતા.[૯૭,૯૮] આથી હે ભારત! એ તીર્થ લોકમાં સપ્તચરુ નામે વિખ્યાત થયું છે. ત્યાં અગ્નિભગવાનને ચરુ અર્પવો, એ એક લાખ ગાયોના દાન કરતાં, સો રાજસૂય યજ્ઞો કરતાં અને સહસ્ર અશ્વમેધ યજ્ઞો કરતાં પણ વિશેષ ફળદાયી છે.[૯૯] ત્યાંથી હે રાજેંદ્ર! રુદ્રપદમાં જવું, ત્યાં મહાદેવનું પૂજન કરવાથી મનુષ્યને અશ્વમેધનું ફળ મળે છે.[૧૦૦] હે રાજન્! બ્રહ્મચારી અને એકચિત્ત રહી જે મણિમાન તીર્થમાં જઈ એક રાત્રિનો વાસ કરે છે, તે અગ્નિહોમયજ્ઞનું ફળ પામે છે.[૧૦૧] ત્યાંથી નીકળીને હે રાજેંદ્ર! લોકવિખ્યાત દેવિકાતીર્થે× જવું. હે ભારત! ત્યાં વિપ્રોની ઉત્પત્તિ થઈ હતી એમ સંભળાય છે.[૧૦૨] અહીં ત્રિશૂળધારી ભગવાનનું ત્રણે લોકમાં પ્રસિદ્ધ સ્થાનક છે. હે ભરતશ્રેષ્ઠ! જે મનુષ્ય દેવિકાતીર્થમાં સ્નાન કરીને મહેશ્વરનું પૂજન કરે છે અને યથાશક્તિ ચરુનું નૈવેદ્ય ધરે છે, તે સર્વ મનોરથોથી સમૃદ્ધ એવા યજ્ઞનું ફળ પામે છે. ત્યાં દેવોએ સેવેલું કામ નામનું રુદ્રતીર્થ છે. હે ભારત! તેમાં સ્નાન કરવાથી મનુષ્ય તત્કાળ

× આ પ્રદેશ પાંચાલ પાસે આવેલો [illegible] નું વર્ણન છે.

સિદ્ધિને પામે છે. યજન, યાજન, બ્રહ્મવાલુક તથા પુષ્પામ્ભ એ તીર્થોમાં સ્નાન કરવાથી માણસને મૃત્યુ પછી શોક કરવાનો રહેતો નથી. દેવર્ષિઓથી સેવાયેલું આ પવિત્ર દેવિકાતીર્થ અરધો યોજન પહોળું અને પાંચ યોજન લાંબું છે.[૧૦૩-૧૦૭] ત્યાંથી હે ધર્મજ્ઞ! ક્રમાનુસાર દીર્ઘસત્ર નામના તીર્થમાં જવું. ત્યાં બ્રહ્માદિ દેવો, સિદ્ધો અને પરમ ઋષિઓ નિયમવ્રતી રહી, દીક્ષિત થઈ, દીર્ઘ યજ્ઞની ઉપાસના કરે છે. હે શત્રુદમન! હે રાજેંદ્ર! એ દીર્ઘસત્રમાં જવામાત્રથી મનુષ્યને રાજસૂય અને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.[૧૦૮-૧૧૦] નિયમપરાયણ અને નિયતાહારીએ ત્યાંથી વિનશન તીર્થે જવું. ત્યાં સરસ્વતી મેરુપૃષ્ઠ ઉપર ગુપ્ત રીતે વહે છે. અને ચમસ, શિવોદ્ભેદ તથા નાગોદ્ભેદ તીર્થોમાં તે પ્રકટ દેખાય છે. એ ચમસોદ્ભેદ તીર્થમાં સ્નાન કરવાથી માણસને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે.[૧૧૧,૧૧૨] શિવોદ્ભેદમાં નાહવાથી મનુષ્ય સહસ્ર ગોદાનનું ફળ પામે છે. અને નાગોદ્ભેદમાં સ્નાન કરવાથી મનુષ્યને નાગલોકની પ્રાપ્તિ થાય છે.[૧૧૩] હે રાજેંદ્ર! ત્યાંથી શશયાન નામના દુર્લભ તીર્થમાં જવું. હે ભારત! ત્યાં કમળો સસલાના રૂપમાં ઢંકાયેલાં છે. હે મહારાજ! હે ભરતોત્તમ! પ્રતિવર્ષે કાર્તિકી પૂનમ આવે છે, ત્યારે તે સરસ્વતીમાં કમળના રૂપમાં દેખાય છે. હે નરસિંહ! ત્યાં સ્નાન કરવાથી મનુષ્ય સદા ચંદ્રની જેમ પ્રકાશે છે અને હે ભરતશ્રેષ્ઠ! તેને સહસ્ર ગોદાનનું ફળ સાંપડે છે.[૧૧૪-૧૧૬] હે કુરુનંદન! દેવો અને પિતૃઓની પૂજામાં પ્રીતિ રાખનારાએ નિયમપરાયણ રહી, કુમારકોટિમાં જઈ સ્નાન કરવું. એથી તેને દશહજાર ગાયોના દાનનું ફળ મળે છે અને તેના કુળનો ઉદ્ધાર થાય છે. ત્યાંથી હે ધર્મજ્ઞ! સાવધાન થઈ રુદ્રકોટિ તીર્થે જવું. હે મહારાજ! ત્યાં પૂર્વે કરોડ મુનિઓ શિવદર્શન માટે એકઠા થયા હતા. હે ભારત! હે રાજન્! રુદ્રના દર્શનની આકાંક્ષાથી મહાહર્ષમાં આવી ગયેલા તે ઋષિઓ 'હું વૃષભધ્વજનાં પ્રથમ દર્શન કરીશ.' 'હું જ પ્રથમ વૃષભધ્વજનાં દર્શન કરીશ' એમ વિવાદ કરતા પોતપોતાનાં સ્થાનમાંથી નીકળીને આવ્યા હતા.[૧૧૭-૧૨૦] હે ભૂપતિ! યોગીશ્વર શંકરે પણ સંસ્કારી મનવાળા તે ઋષિઓના ક્રોધના શમન માટે યોગનો આશ્રય લીધો અને કરોડ રુદ્રરૂપો સર્જીને તે તે ઋષિઓની આગળ ઊભા રહ્યા. આથી એ ઋષિઓ 'મેં જ રુદ્રનાં પ્રથમ દર્શન કર્યાં' એમ પોતપોતાને વિશે માનવા લાગ્યા.[૧૨૧,૧૨૨] હે રાજન્! સંસ્કારશુદ્ધ મનવાળા તે ઋષિઓની પરમ ભક્તિથી મહાદેવ પ્રસન્ન થયા અને તેમને વરદાન આપ્યું કે, 'આજથી માંડીને તમારા ધર્મની વૃદ્ધિ થશે.'[૧૨૩] હે નરસિંહ! એ રુદ્રકોટિમાં સ્નાન કરનાર પવિત્ર મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે અને તેના કુળનો ઉદ્ધાર થાય છે.[૧૨૪] પછી હે રાજેંદ્ર! સરસ્વતીના લોકવિખ્યાત અને મહાપુણ્યકારી સંગમતીર્થે જવું. હે રાજેંદ્ર! બ્રહ્માદિ દેવો અને તપોધન ઋષિઓ ત્યાં ચૈત્ર સુદ ચોથને દિવસે જાય છે અને ભગવાન કેશવની ઉપાસના કરે છે.[૧૨૫,૧૨૬] હે નરવ્યાઘ્ર! ત્યાં સ્નાન કરવાથી મનુષ્યને પુષ્કળ સુવર્ણ મળે છે અને સર્વ પાપથી વિશુદ્ધ મનવાળા થઈ તે બ્રહ્મલોકમાં જાય છે. હે નરપતિ! ઋષિઓના યજ્ઞોની ત્યાં સમાપ્તિ થઈ હતી; તે ધામે જવાથી માણસને સહસ્ર ગોદાનનું ફળ મળે છે.[૧૨૭,૧૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'પુલસ્ત્ય તીર્થયાત્રા' નામનો અધ્યાય ૮૨મો સમાપ્ત

## अध्याय ८३ मो

### વિશેષ તીર્થવર્ણન

॥पुलस्त्य उवाच॥

**ततो गच्छेत राजेंद्र कुरुक्षेत्रमभिष्टुतम्।**
**पापेभ्यो यत्र मुच्यन्ते दर्शनात्सर्वजन्तवः ॥१॥**

પુલસ્ત્ય બોલ્યા : હે રાજેંદ્ર ! ત્યાંથી વખાણવા યોગ્ય કુરુક્ષેત્રમાં જવું. એ ક્ષેત્રના દર્શનથી સર્વ પ્રાણીઓ પાપથી મુક્ત થાય છે.[1] 'હું કુરુક્ષેત્રમાં જઈશ, હું કુરુક્ષેત્રમાં વાસ કરીશ' એમ જે સતત જપ્યા કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.[2] પવને ઉડાડેલી કુરુક્ષેત્રની ધૂળ પણ પાપકર્મીને પરમ ગતિએ લઈ જાય છે. જેઓ સરસ્વતીની દક્ષિણે અને દૃષદ્વતીની ઉત્તરે કુરુક્ષેત્રમાં વાસ કરે છે, તેઓ સ્વર્ગમાં જ વાસો વસે છે.[3,4] હે યુધિષ્ઠિર ! ત્યાં ધીર પુરુષે સરસ્વતીના તીરે એક માસ વસવું. હે મહીપતિ ! બ્રહ્માદિ દેવો, ઋષિઓ, સિદ્ધો, ચારણો, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો અને સર્પો ત્યાં એ મહાપુણ્યકારી બ્રહ્મક્ષેત્રમાં જાય છે.[5,6] હે ભારત ! જે મનમાં પણ કુરુક્ષેત્ર જવાની ઇચ્છા કરે છે, તે હે યુધિષ્ઠિર ! પાપરહિત થઈ બ્રહ્મલોકને પામે છે.[7] હે કુરુધુરંધર ! શ્રદ્ધાયુક્ત થઈ જે કુરુક્ષેત્રમાં જાય છે, તે રાજસૂય અને અશ્વમેધ યજ્ઞોનું ફળ પ્રાપ્ત કરે છે.[8] ત્યાં મચક્રુક નામના મહાબળવાન યક્ષ દ્વારપાલને અભિવંદન કરવાથી સહસ્ર ગોદાનનું ફળ સાંપડે છે.[9] હે ધર્મજ્ઞ ! ત્યાંથી વિષ્ણુના સતત નામના ઉત્તમ સ્થાનમાં જવું. હે રાજેંદ્ર ! ત્યાં શ્રીહરિ નિત્ય વાસ કરી રહ્યા છે.[10] ત્યાં સ્નાન કરવાથી તથા ત્રિલોકના કર્તા શ્રીહરિને નમન કરવાથી મનુષ્ય અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે અને વિષ્ણુલોકમાં જાય છે.[11] ત્યાંથી હે ભારત ! ત્રૈલોક્યમાં વિખ્યાત પારિપ્લવ નામના તીર્થમાં જવાથી માણસને અગ્નિષ્ટોમ અને અતિરાત્ર યજ્ઞોનું ફળ સાંપડે છે.[12] પૃથિવી નામના તીર્થમાં જવાથી મનુષ્ય સહસ્ર ગોદાનનું ફળ મેળવે છે. હે નરપતિ ! તીર્થસેવી માણસ ત્યાંથી શાલૂકિની તીર્થમાં જાય અને દશાશ્વમેધમાં સ્નાન કરે, તો તેને દશ અશ્વમેધનું ફળ પ્રાપ્ત થાય છે.[13,14] નાગોના ઉત્તમ સર્પદેવી નામના તીર્થે જવાથી મનુષ્યને અગ્નિષ્ટોમનું ફળ મળે છે તથા નાગલોકની પ્રાપ્તિ થાય છે. હે ધર્મજ્ઞ ! ત્યાંથી તરંતુક નામના દ્વારપાલતીર્થે જવું.[15] ત્યાં એક રાત્રિનો વાસ કરવાથી માણસને સહસ્ર ગોદાનનું ફળ સાંપડે છે. નિયમવ્રતી અને વ્રતાહારીએ ત્યાંથી પંચનદમાં જઈ કોટિતીર્થમાં સ્નાન કરવું, તેથી તેને અશ્વમેધનું ફળ મળે છે. ત્યાંથી અશ્વિનીકુમાર નામના તીર્થમાં જવાથી માણસ સ્વરૂપવાન થાય છે.[16,17] હે ધર્મજ્ઞ ! અહીંથી ઉત્તમ વારાહ તીર્થમાં જવું, ત્યાં પૂર્વે વિષ્ણુ વારાહરૂપે બિરાજ્યા હતા. હે નરશ્રેષ્ઠ ! ત્યાં સ્નાન કરનાર મનુષ્યને અગ્નિષ્ટોમનું ફળ મળે છે. હે રાજેંદ્ર ! ત્યાંથી જયંતીમાં જઈ સોમતીર્થમાં જવું. ત્યાં સ્નાન કરવાથી મનુષ્ય રાજસૂય યજ્ઞનું ફળ પામે છે. એકહંસ નામના તીર્થમાં સ્નાન કરનાર સહસ્ર ગોદાનનું ફળ પામે છે.[18-20] ત્યાંથી હે નરાધીશ ! તીર્થયાત્રી કૃતશૌચ જઈને પુંડરીક યજ્ઞનું ફળ પામે છે અને પોતે પવિત્ર થાય છે.[21] પછી મહાત્મા શિવના મુંજવટ નામના સ્થાને જવું. ત્યાં એક રાત્રિ ઉપવાસ રાખવાથી મનુષ્યને ગણપતિનું પદ મળે છે.[22] હે મહારાજ ! હે રાજેંદ્ર ! ત્યાં જ લોકમાં પ્રસિદ્ધ યક્ષિણી નામના તીર્થમાં સ્નાન કરવાથી તથા તેનાં દર્શન કરવાથી મનુષ્ય સર્વ મનોરથોની સિદ્ધિ પામે છે.[23] હે નરોત્તમ ! તે કુરુક્ષેત્રના દ્વાર તરીકે પ્રસિદ્ધ છે, તે પુષ્કર તીર્થોની સમાન છે અને મહાત્મા જમદગ્નિપુત્ર પરશુરામે તે નિર્માણ કર્યું છે. જે તીર્થસેવી મનુષ્ય

એકચિત્ત રહી તેમા સ્નાન કરે છે અને દેવો તથા પિતૃઓનુ અર્ચન કરે છે, તેમ જ તેની પ્રદક્ષિણા કરે છે, તે હે રાજન્! કૃતાર્થ થાય છે અને તેને અશ્વમેધનું ફળ પ્રાપ્ત થાય છે [૨૪-૨૬] ત્યાથી સ્વસ્થચિત્ત તીર્થયાત્રીએ રામહ્રદે જવુ. હે રાજેન્દ્ર! પ્રદીપ્ત તેજવાળા વીર પરશુરામે ત્યા વેગપૂર્વક ક્ષત્રિયોને ઉખેડી નાખીને પાચ ધરાઓ કર્યા હતા [૨૭] હે નરસિંહ! તેમને લોહીથી ભરીને તેમણે સર્વ પિતૃઓને તથા પિતામહોને તૃપ્ત કર્યા હતા, આ પ્રસિદ્ધ વાત છે હે નરનાથ! પ્રસન્ન થયેલા તે પિતૃઓએ પરશુરામને આ પ્રમાણે કહ્યુ હતુ [૨૮]

પિતૃઓ બોલ્યા હે રામ! હે મહાભાગ! હે રામ! હે ભાર્ગવ! હે સમર્થ! અમે તારી આ ભક્તિથી અને પરાક્રમથી પ્રસન્ન થયા છીએ હે મહાતેજસ્વી! તારુ કલ્યાણ થાઓ, તુ વરદાન માગી લે, તારી શી ઇચ્છા છે [૨૯ ૩૦] હે રાજેન્દ્ર! પરશુરામને આ પ્રમાણે પૂછવામા આવ્યુ, ત્યારે પ્રહાર કરનારાઓમા શ્રેષ્ઠ એવા તેમણે ગગનમા રહેલા પોતાના પિતૃઓને પ્રણામપૂર્વક આ વચન કહ્યા [૩૧] 'તમે જો મારા ઉપર પ્રસન્ન થયા હો અને હુ તમારા અનુગ્રહને યોગ્ય હોઉ, તો મારા તપની ફરી વૃદ્ધિ થાય એવી હુ પિતૃકૃપા ઇચ્છુ છુ [૩૨] રોષમા ભરાઈને મે ક્ષત્રિયોનો જે નાશ કર્યો છે, તે પાપમાથી હુ તમારા તેજ વડે મુક્ત થાઉ વળી આ ધરાઓ પૃથ્વીમા પ્રસિદ્ધ તીર્થરૂપ થાઓ' પરશુરામના આ શુભ વચનો સાભળીને તે પિતૃઓએ હર્ષયુક્ત થઈ પરમ પ્રસન્નતાથી પરશુરામને આ ઉત્તર આપ્યો 'પિતૃભક્તિ વડે તારુ તપ ફરીથી વિશેષે વધો રોષમા આવીને તે ક્ષત્રિયોનો જે નાશ કર્યો છે, તે પાપમાથી તુ મુક્ત થયો છે, કેમકે તે ક્ષત્રિયો પોતાના કર્મને લીધે પડ્યા છે [૩૩-૩૬] તારા આ ધરાઓ નિસશય તીર્થપદ પામશે જે માણસ આ ધરાઓમાં સ્નાન કરી પિતૃઓને તર્પણ આપશે, તેના પિતૃઓ પ્રીતિ પામશે, પૃથ્વીમાં દુર્લભ એવી તેના મનની કામનાઓ પૂરશે અને તેને શાશ્વત સ્વર્ગલોક આપશે [૩૭,૩૮] આમ રામના પિતૃઓએ તે વખતે વરદાનો આપ્યા પછી રામ ભાર્ગવની પ્રીતિપૂર્વક રજા લઈ તેઓ ત્યા જ અંતર્ધાન થયા [૩] આ પ્રમાણે મહાત્મા ભાર્ગવના ધરાઓ પવિત્ર થયા છે હે રાજેન્દ્ર! બ્રહ્મચર્ય રાખીને અને શુભવ્રતધારી ને જે મનુષ્ય રામના આ ધરાઓમા સ્નાન કરે છે તેમ જ પરશુરામનુ પૂજન કરે છે, તે અઢળક સોનુ પામે છે હે કુરુકુલધુરધર! ત્યાથી તીર્થયાત્રીએ વશમૂલક નામના તીર્થમા જવુ હે રાજન્! વશમુલકમા સ્નાન કરવાથી મનુષ્ય પોતાના વશનો ઉદ્ધાર કરે છે ત્યાથી હે ભરતોત્તમ! કાયશોધન તીર્થમા જઈ તે તીર્થમા સ્નાન કરવાથી નાહનારના શરીરની નિસશય શુદ્ધિ થાય છે શુદ્ધ દેહવાળો થયેલો તે મનુષ્ય શુભ અને ઉત્તમ લોકોને પામે છે હે ધર્મજ્ઞ! ત્યાથી ત્રિલોકમા પ્રસિદ્ધ લોકોદ્ધારતીર્થમા જવુ ત્યા લોકકર્તા વિષ્ણુએ પૂર્વે લોકોનો ઉદ્ધાર કર્યો હતો હે રાજન્! એ ત્રૈલોક્યપૂજિત શ્રેષ્ઠ તીર્થમા સ્નાન કરવાથી મનુષ્ય પોતાના લોકોનો ઉદ્ધાર કરે છે [૪૦-૪૫]

ત્યાથી ચિત્તને નિયમપરાયણ રાખનારો મનુષ્ય શ્રીતીર્થમા જઈ સ્નાન કરે છે અને દેવો તથા પિતૃઓનુ પૂજન કરે છે, તો તેને ઉત્તમ લક્ષ્મી પ્રાપ્ત થાય છે [૪૬] તે પછી ત્યાથી બ્રહ્મચારી અને એકાગ્રચિત્ત રહી જે કપિલાતીર્થમા જઈને સ્નાન કરે છે અને પોતાના દેવો તથા પિતૃઓની પૂજા કરે છે, તે મનુષ્ય સહસ્ર કપિલા ગાયોનુ દાન આપ્યાનુ ફળ પામે

ઇચ્છા કરી હતી. હે રાજેંદ્ર! તે વખતે દેવોએ તેમને ફરી ઉઠાડ્યા હતા.[૯૬] એ સ્થળે જવાથી મનુષ્યને હજાર ગોદાનનું ફળ મળે છે. હે કુરુકુલધુરંધર! ત્યાંથી કિંદત્ત કૂવે જઈ જે માણસ એક શેર તલનું દાન કરે છે તે ઋણમુક્ત થાય છે અને પરમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે.[૯૭,૯૮] વેદીતીર્થમાં સ્નાન કરવાથી માણસ હજાર ગાયોનાં દાનનું ફળ મેળવે છે. હે નરસિંહ! અહ અને સુદિન એ બે લોકવિખ્યાત તીર્થમાં સ્નાન કરનારને સૂર્યલોકની પ્રાપ્તિ થાય છે.[૯૯,૧૦૦]

ત્યાંથી ત્રણલોકમાં પ્રસિદ્ધ મૃગધૂમ તીર્થમાં જવું. હે નૃપશ્રેષ્ઠ! ત્યાં ગંગામાં સ્નાન કરવાથી તથા મહાદેવનાં દર્શન કરવાથી મનુષ્યને અશ્વમેધનું ફળ સાંપડે છે. જે મનુષ્ય દેવીના તીર્થમાં સ્નાન કરે છે, તે હજાર ગોદાનનું ફળ પામે છે. ત્યાંથી ત્રિલોકવિખ્યાત વામનતીર્થમાં જવું. ત્યાં વિષ્ણુપદમાં સ્નાન કરવાથી તથા વામનનું પૂજન કરવાથી મનુષ્યનો આત્મા સર્વ પાપોથી નિર્મળ થાય છે અને તે વિષ્ણુલોકમાં જાય છે. ત્યાંથી કુલંપુનતીર્થમાં સ્નાન કરવાથી મનુષ્ય પોતાના કુળને પવિત્ર કરે છે.[૧૦૧-૧૦૪] હે નરવ્યાઘ્ર! પછી મરુતોનું ઉત્તમ તીર્થ પવનહ્રદ આવે છે. ત્યાં સ્નાન કરવાથી મનુષ્યને વિષ્ણુલોકમાં મહિમા મળે છે. અમરહ્રદમાં સ્નાન કરવાથી તથા અમરાધીશ ઇંદ્રનું અર્ચન કરવાથી માણસ દેવોના પ્રભાવથી સ્વર્ગલોકમાં મહિમા પામે છે.[૧૦૫,૧૦૬] શાલિહોત્રના તીર્થમાં તથા શાલિસૂર્યના તીર્થમાં યથાવિધિ સ્નાન કરવાથી હે નરવરશ્રેષ્ઠ! મનુષ્યને સહસ્ર ગોદાનનું ફળ સાંપડે છે. હે ભરતશ્રેષ્ઠ! જે મનુષ્ય સરસ્વતીના શ્રીકુંજતીર્થમાં સ્નાન કરે છે, તે હે નરશ્રેષ્ઠ! અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ પામે છે.[૧૦૭,૧૦૮] હે કૌરવધુરંધર! ત્યાંથી નૈમિષકુંજમાં જવું. હે રાજેંદ્ર! પૂર્વે નૈમિષારણ્યવાસી તપસ્વી ઋષિઓ કુરુક્ષેત્રમાં ગયા હતા.[૧૦૯] હે ભરતોત્તમ! ઋષિઓને પ્રસન્નતા થાય તેટલા સારુ તે વખતે સરસ્વતીને તીરે વિશાળ અને ખુલ્લો મંડપ કરવામાં આવ્યો હતો. એ કુંજમાં સ્નાન કરવાથી મનુષ્યને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે. હે ધર્મજ્ઞ! ત્યાંથી અનુપમ કન્યાતીર્થે જવું. કન્યાતીર્થમાં સ્નાન કરવાથી મનુષ્યને સહસ્ર ગોદાનનું ફળ સાંપડે છે.[૧૧૦-૧૧૨] હે રાજેંદ્ર! ત્યાંથી ઉત્તમ બ્રહ્માતીર્થે જવું. ત્યાં સ્નાન કરવાથી ઊતરતી વર્ણનો મનુષ્ય બ્રાહ્મણપણું પામે છે અને બ્રાહ્મણ વિશુદ્ધમન થઈ પરમ ગતિને પ્રાપ્ત કરે છે. હે નરશ્રેષ્ઠ! ત્યાંથી અનુપમ સોમતીર્થે જવું. હે રાજન્! ત્યાં સ્નાન કરનારને સોમલોકની પ્રાપ્તિ થાય છે. હે નરાધીશ! પછી સપ્તસારસ્વત નામના તીર્થમાં જવું.[૧૧૩-૧૧૫] ત્યાં લોકવિખ્યાત મહર્ષિ મંકણક સિદ્ધ થયા હતા. હે રાજન્! અમે સાંભળ્યું છે કે, પૂર્વે એ મંકણક દર્ભની અણીથી હાથ ઉપર જખમ પામ્યા હતા. હે મહારાજ! તે ઘામાંથી શાકનો રસ ઝર્યો હતો; તે શાકરસ જોઈને તે ઋષિ હર્ષના આવેશમાં આવીને નાચવા લાગ્યા હતા. હે વીર! આમ તે નાચવા માંડ્યા, એટલે તેમના તપથી મોહિત થયેલું સ્થાવર જંગમ ઉભય જગત નાચવા લાગ્યું. પછી હે રાજન્! હે નરનાથ! બ્રહ્માદિ દેવોએ તથા તપોધન ઋષિઓએ તે ઋષિને અર્થે મહાદેવને વિનતિ કરી કે, 'હે દેવ! તમે એવું કરો કે, આ ઋષિ નાચે નહિ.' એટલે હર્ષના આવેશવાળા મનથી નાચી રહેલા તે ઋષિ પાસે જઈને, મહાદેવે દેવોનું હિત કરવાની ઇચ્છાએ તેમને આ પ્રમાણે કહ્યું.[૧૧૬-૧૨૦] 'હે મહર્ષિ! હે ધર્મજ્ઞ! તમે શા માટે નૃત્ય કરી રહ્યા છો? હે મુનિશ્રેષ્ઠ! આજે તમને હાસ્ય થવાનું શું કારણ છે?[૧૨૧]

ઋષિ બોલ્યા: 'હે દ્વિજવર! હું ધર્મમાર્ગ-

માં રહેલો તપસ્વી છું. હે બ્રહ્મન્! મારા હાથમાંથી શાકરસ ઝરે છે તે તમે જોતા નથી શું?[૧૨૨] એ રસ જોઈને હું મહાન હર્ષમાં આવીને નાચવા લાગ્યો છું.' પછી રાગથી મોહિત થયેલા તે ઋષિને મહાદેવે હાસ્યપૂર્વક કહ્યું કે,[૧૨૩] 'હે વિપ્ર! હું તો કંઈ વિસ્મય પામતો નથી, તમે મારા તરફ જુઓ.' હે નરશ્રેષ્ઠ! ધીમાન મહાદેવે આ પ્રમાણે કહ્યા પછી, હે નિષ્પાપ રાજેંદ્ર! તેમણે આંગળીની અણિથી પોતાના અંગૂઠાને પ્રહાર કર્યો, એટલે મહાદેવના અંગૂઠામાં પડેલા ઘામાંથી બરફના જેવી સફેદ ભસ્મ નીકળવા લાગી. હે રાજન્! તે જોઈને તે મુનિ લજવાઈ ગયા અને મહાદેવના ચરણમાં પડ્યા અને બોલ્યા કે, 'રુદ્રદેવથી વિશેષ અધિક એવો કોઈ મહાન દેવ હું માનતો નથી. હે શૂલધારી! તમે જ સુર અને અસુર જગતના ગતિરૂપ છો. તમે આ સચરાચર ત્રૈલોક્ય સરજ્યું છે. યુગને અંતે તમે જ પાછા તે સર્વને ગળી જાઓ છો. દેવો પણ તમને પૂરા જાણી શકતા નથી, તો હું તો તમને ક્યાંથી જાણી શકું?[૧૨૪–૧૨૮] હે અમાપ! બ્રહ્માદિ સર્વ દેવો તમારામાં વસેલા દેખાય છે. તમે લોકોના સ્રષ્ટા અને સરજાવનાર છો; તમે સર્વરૂપ છો. તમારા પ્રસાદથી સર્વ દેવો આ લોકમાં નિર્ભય રહીને આનંદ કરે છે.' મંકણક ઋષિએ મહાદેવની આ પ્રમાણે સ્તુતિ કરી અને આ વચન કહ્યાં:[૧૨૯,૧૩૦] 'હે મહાદેવ! તમારા કૃપાપ્રસાદ વડે મારું તપ ક્ષય પામો નહિ.' પ્રસન્નમન મહાદેવે તે બ્રહ્મર્ષિને આ પ્રમાણે કહ્યું: 'હે વિપ્ર! મારા પ્રસાદથી તમારું તપ સહસ્ર રીતે વૃદ્ધિ પામો અને હે મહામુનિ! હું અહીં આ આશ્રમમાં તમારી સાથે નિવાસ કરીશ. આ સપ્તસારસ્વતમાં સ્નાન કરીને જેઓ મારું પૂજન કરશે તેમને આ લોક તથા પરલોકમાં કશું પણ દુર્લભ રહેશે નહિ અને તેઓ નિઃસંશય સારસ્વત લોકમાં જશે.' આમ કહીને, મહાદેવ ત્યાં ને ત્યાં જ અંતર્ધાન થયા.[૧૩૧–૧૩૪]

અહીંથી ત્રણે લોકમાં વિખ્યાત એવા ઔશનસ તીર્થમાં જવું. હે ભારત! ત્યાં બ્રહ્માદિ દેવો, તપોધન ઋષિઓ અને ભગવાન કાર્તિકેય, શુક્રાચાર્યનું પ્રિય કરવાની ઇચ્છાથી નિત્ય ત્રણે કાળે સમીપમાં રહે છે.[૧૩૫,૧૩૬] ત્યાંથી હે નરસિંહ! જે મનુષ્ય સર્વ પાપોને ગાળનારા કપાલમોચન તીર્થમાં સ્નાન કરે છે, તે સર્વ પાપોથી મોક્ષ મેળવે છે. હે નરવર! ત્યાંથી અગ્નિતીર્થમાં જવું. ત્યાં સ્નાન કરવાથી મનુષ્યને અગ્નિલોક પ્રાપ્ત થાય છે અને તેનું કુળ ઉદ્ધાર પામે છે.[૧૩૭,૧૩૮] હે ભરતોત્તમ! ત્યાં જ વિશ્વામિત્રતીર્થમાં જે મનુષ્ય સ્નાન કરે છે, તે હે નરશ્રેષ્ઠ! બ્રાહ્મણપણું પામે છે. હે નરસિંહ! જે પવિત્ર અને વશમન માણસ બ્રહ્મયોનિમાં સ્નાન કરે છે, તે બ્રહ્મલોક પામે છે અને સાત પેઢી સુધીના કુળને પવિત્ર કરે છે, એ વિશે સંશય નથી.[૧૩૯,૧૪૦] ત્યાંથી હે રાજેંદ્ર! કાર્તિકેયના પૃથૂદક નામના ત્રૈલોક્યવિખ્યાત તીર્થમાં જવું. હે મહારાજ! ત્યાં સ્નાન કરીને દેવો અને પિતૃઓના પૂજનમાં પરાયણ થવું. હે ભારત! સ્ત્રીએ કે પુરુષે જાણતાં કે અજાણતાં બુદ્ધિથી જે કંઈ અશુભ કર્મ કર્યું હોય, તે બધું ત્યાં સ્નાન કરવાથી નાશ પામે છે અને તે મનુષ્યને અશ્વમેધનું ફળ મળે છે તથા તે સ્વર્ગલોકમાં જાય છે.[૧૪૧–૧૪૪] ઋષિઓએ કહ્યું છે કે, કુરુક્ષેત્ર પવિત્ર તીર્થ છે. સરસ્વતી એ કુરુક્ષેત્રથી વિશેષ પવિત્ર છે; સરસ્વતી કરતાં તેનાં તીર્થો વિશેષ પવિત્ર છે અને તીર્થોમાં પૃથૂદક સૌથી વિશેષ પવિત્ર છે. આમ પૃથૂદક તીર્થ સર્વ તીર્થોમાં ઉત્તમ છે. જપપરાયણ રહી જે મનુષ્ય એ પૃથૂદકમાં પોતાનું શરીર છોડે છે, તેને ફરી મરણનો તાપ મળતો નથી. સનત્કુમારે તથા મહાત્મા વ્યાસે આ પ્રમાણે ગાયું છે,

છે. ત્યાંથી મનને નિયમમાં રાખનારો મનુષ્ય સૂર્યતીર્થમાં જઈ સ્નાન કરે છે, દેવો તથા પિતૃઓનું અર્ચન કરે છે અને ઉપવાસપરાયણ રહે છે, તો તે અગ્નિષ્ટોમનું ફળ પામે છે, તેમ જ સૂર્યલોકમાં જાય છે.[૪૭-૪૯] પછી જે તીર્થસેવી મનુષ્ય યથાક્રમે ગોભવનમાં જઈ જો ત્યાં સ્નાન કરે છે, તો તેને સહસ્ર ગોદાનનું ફળ મળે છે.[૫૦] ત્યાંથી હે કુરકુલધુરંધર! તીર્થયાત્રી શંખિની નામના તીર્થમાં જઈ દેવીતીર્થમાં સ્નાન કરે છે, તો તેને ઉત્તમ રૂપ સાંપડે છે.[૫૧] હે રાજેંદ્ર! ત્યાંથી અરંતુક દ્વારપાળ નામના સ્થાનમાં જવું. મહાત્મા યક્ષેંદ્રનું સરસ્વતીના તીર ઉપર આવેલું તે તીર્થ છે.[૫૨] હે રાજન્! જે મનુષ્ય ત્યાં સ્નાન કરે છે, તે અગ્નિષ્ટોમનું ફળ પામે છે. હે રાજેંદ્ર! ત્યાંથી ઉત્તમ પુરુષે બ્રહ્માવર્તમાં જવું.[૫૩] એ બ્રહ્માવર્તમાં સ્નાન કરવાથી મનુષ્યને બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે. પછી ત્યાંથી હે રાજેંદ્ર! અનુપમ સુતીર્થકમાં જવું. ત્યાં પિતૃઓ દેવો સાથે નિત્ય નિવાસ કરે છે.[૫૪] પિતૃઓ અને દેવોના પૂજનમાં પરાયણ રહેનારા મનુષ્યે ત્યાં સ્નાન કરવું. તેથી તે અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે અને પિતૃલોકમાં જાય છે.[૫૫] હે ધર્મજ્ઞ! ત્યાંથી અંબુમતીમાં આવેલા અતિ ઉત્તમ સુતીર્થમાં જવું. ત્યાંથી હે ભરતશ્રેષ્ઠ! કાશીશ્વરના તીર્થમાં સ્નાન કરવાથી મનુષ્ય સર્વ વ્યાધિઓથી મુક્ત થાય છે અને બ્રહ્મલોકમાં મહિમા પામે છે.[૫૬,૫૭] વળી હે ભારત! ત્યાં એક માતતીર્થ નામનું તીર્થ છે, તેમાં જે સ્નાન કરે છે, તેને હે રાજન્! સંતાનવૃદ્ધિ થાય છે અને તે વિપુલ લક્ષ્મીને ભોગવે છે.[૫૮] હે મહારાજ! ત્યાંથી નિયમવતી અને નિયતાહારીએ સીતવન નામના તીર્થમાં જવું. હે નરાધીપ! ત્યાં બીજે (સ્થળે) દુર્લભ એવું મહાન તીર્થ છે. તેનું એક તીર્થ મનુષ્યને દર્શનથી પવિત્ર કરે છે અને એક તીર્થ સ્નાન કરવાથી મનુષ્યને પવિત્ર કરે છે. હે ભારત! તે તીર્થમાં માત્ર કેશ ઉપર જળ છાંટવાથી મનુષ્ય પવિત્ર થાય છે. હે ભરતશ્રેષ્ઠ! હે મહારાજ! ત્યાં શ્વાવિલ્લોમાપહ નામે તીર્થ છે. હે નરસિંહ! તીર્થપરાયણ વિપ્રો તેમાં સ્નાન કરીને પરમ પ્રીતિ પામે છે. હે ભરતોત્તમ! એ શ્વાવિલ્લોમાપહ તીર્થમાં દ્વિજશ્રેષ્ઠો પ્રાણાયામોથી પોતાના લોહાને દૂર કરે છે અને હે રાજેંદ્ર! તે પવિત્ર મનવાળાઓ પરમ ગતિને પામે છે.[૫૯-૬૩] હે મહીપતિ! તે તીર્થમાં દશાશ્વમેધિક તીર્થ છે. હે નરવ્યાઘ્ર! તેમાં સ્નાન કરનારને પરમ ગતિ પ્રાપ્ત થાય છે. હે રાજેંદ્ર! ત્યાંથી લોકપ્રસિદ્ધ માનુષ તીર્થમાં જવું.[૬૪] હે રાજન્! ત્યાં પારધીનાં બાણથી પીડાયેલાં કાળિયારો તે સરોવરમાં સ્નાન કરીને મનુષ્યત્વને પામ્યાં છે. બ્રહ્મચારી અને એકાગ્રચિત્ત મનુષ્ય તે તીર્થમાં સ્નાન કરીને સર્વ પાપોથી પવિત્ર મનવાળા થાય છે અને સ્વર્ગલોકમાં મહિમાવાન થાય છે.[૬૫-૬૭] હે મહીપતિ! માનુષતીર્થથી પૂર્વમાં એક ક્રોશ જેટલે દૂર સિદ્ધોએ સેવેલી આપગા નામની વિખ્યાત નદી છે. જે મનુષ્ય દેવો અને પિતૃઓને ઉદ્દેશી ત્યાં ભોજનમાં શ્યામાક (સામો) આપે છે, તે મહાન ધર્મફળ પામે છે અને ત્યાં એક બ્રાહ્મણને જમાડવાથી કરોડ બ્રાહ્મણો જમાડ્યાનું ફળ મળે છે.[૬૮-૭૦] ત્યાં સ્નાન કરવાથી, દેવો તથા પિતૃઓનું પૂજન કરવાથી અને એક રાત્રિનો વાસ કરવાથી મનુષ્ય અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ પામે છે.[૭૧]

હે રાજેંદ્ર! ત્યાંથી બ્રહ્માના ઉત્તમ સ્થાને જવું. હે ભારત! તે બ્રહ્મોદુમ્બરને નામે પૃથ્વીમાં પ્રસિદ્ધ છે. હે નરશ્રેષ્ઠ રાજેંદ્ર! ત્યાં સપ્તર્ષિ-

ઓના કુંડોમાં સ્નાન કરી, શુદ્ધ અને જિતમન રહી, જે મહાત્મા કપિલના કેદારમાં બ્રહ્માનાં દર્શન કરે છે, તે સર્વ પાપોથી વિશુદ્ધચિત્ત થાય છે અને બ્રહ્મલોકને પામે છે.[૭૨,૭૩] જે મનુષ્ય કપિલના સુદુર્લભ કેદારમાં જાય છે, તે તપ વડે પાપમુક્ત બને છે અને અંતર્ધાનવિદ્યાને પામે છે. હે રાજેંદ્ર! ત્યાંથી લોકવિખ્યાત સરક નામના તીર્થે જવું. જે મનુષ્ય વદ ચૌદશને દિવસે ત્યાં વૃષભધ્વજ શિવજીનાં દર્શન કરે છે, તે આ લોકમાં સર્વ કામનાઓની સિદ્ધિ મેળવે છે તથા સ્વર્ગલોકને પામે છે.[૭૪,૭૫] હે કુરુનંદન! એ સરક તીર્થમાં આવેલાં રુદ્રકોટિકૂપ અને હ્રદોમાં ત્રણ કરોડ તીર્થો રહેલાં છે. હે મહીપતિ! ત્યાં જ ઇલાસ્પદ નામનું તીર્થ છે.[૭૬] હે ભરતોત્તમ! ત્યાં સ્નાન કરવાથી તથા દેવો અને પિતૃઓનું પૂજન કરવાથી મનુષ્યને દુર્ગતિ મળતી નથી, અને તે વાજપેય યજ્ઞનું ફળ પામે છે. હે ભરતવંશી મહારાજ! જે માણસ કિંદાન અને કિંજપ્ય તીર્થોમાં સ્નાન કરે છે તે દાન અને જપનું અમાપ ફળ અનુક્રમે મેળવે છે.[૭૭-૭૯] ત્યાંથી શ્રદ્ધાવાન અને જિતેંદ્રિય મનુષ્ય એ કલશી તીર્થમાં જઈને જળસ્નાન કરે છે, તો તેને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે.[૮૦] હે કુરુકુલશ્રેષ્ઠ! સરકતીર્થની પૂર્વમાં મહાત્મા નારદનું અંબાજન્મ નામે પ્રસિદ્ધ તીર્થ છે. હે ભારત! જે માણસ એ તીર્થમાં સ્નાન કરી પ્રાણત્યાગ કરે છે, તે નારદની આજ્ઞાથી અતિ ઉત્તમ લોકમાં જાય છે.[૮૧,૮૨] ત્યાંથી હે રાજન્! જે મનુષ્ય અજવાળિયાની દશમે પુંડરીક તીર્થમાં જઈ ત્યાં સ્નાન કરે છે, તે પુંડરીક યજ્ઞનું ફળ પામે છે.[૮૩] ત્યાંથી ત્રણે લોકમાં વિખ્યાત એવા ત્રિવિષ્ટપ તીર્થમાં જવું. ત્યાં વૈતરણી નામની પાપનાશિની પવિત્ર નદી છે.[૮૪] ત્યાં સ્નાન કરવાથી તથા વૃષભધ્વજ ભગવાન શૂલપાણિનાં દર્શન કરવાથી મનુષ્યનું મન સર્વ પાપોથી વિશુદ્ધ થાય છે અને તે પરમ ગતિને પામે છે.[૮૫] હે રાજેંદ્ર! ત્યાંથી ઉત્તમ ફલકી નામના વનમાં જવું. હે મહારાજ! દેવો એ ફલકી વનમાં સદાકાળ વાસ કરે છે અને હજારો વર્ષ પર્યંત વિપુલ તપ તપે છે. હે ભારત! ત્યાં આવેલી દૃષદ્વતીમાં સ્નાન કરવાથી અને દેવોને તર્પણ આપ્યાથી માણસને અગ્નિષ્ટોમ અને અતિરાત્ર એ યજ્ઞોનું ફળ સાંપડે છે. હે ભરતોત્તમ! હે રાજેંદ્ર! સર્વ દેવોના તીર્થમાં સ્નાન કરીને મનુષ્ય એક હજાર ગોદાનનું ફળ પ્રાપ્ત કરે છે. હે ભારત! જે માનવ પાણિખાત તીર્થમાં સ્નાન કરી દેવોનું તર્પણ કરે છે, તે અગ્નિષ્ટોમ અને અતિરાત્ર યજ્ઞનું ફળ મેળવે છે. વળી તેને રાજસૂયનું પણ ફળ મળે છે તથા તે ઋષિલોકને પામે છે.[૮૬-૯૦] હે રાજેંદ્ર! ત્યાંથી ઉત્તમ મિશ્રકતીર્થમાં જવું. હે નૃપસિંહ! અમે સાંભળ્યું છે કે, વ્યાસે બ્રાહ્મણોને અર્થે એ તીર્થમાં સર્વે તીર્થો મેળવી દીધાં છે. જે મનુષ્ય એ મિશ્રકતીર્થમાં સ્નાન કરે છે, તે સર્વ તીર્થોમાં નાહ્યાનું ફળ પામે છે.[૯૧,૯૨] નિયતવ્રતી અને મિતાહારી મનુષ્યે ત્યાંથી વ્યાસવનમાં જવું. ત્યાં મનોજવ નામના તીર્થમાં સ્નાન કરવાથી મનુષ્ય સહસ્ર ગોદાનનું ફળ પામે છે.[૯૩] જે પવિત્ર મનુષ્ય દેવીના મધુવટી તીર્થમાં સ્નાન કરે છે તથા દેવો અને પિતૃઓનું અર્ચન કરે છે, તે પુરુષ દેવીની આજ્ઞાથી હજાર ગોદાનનું ફળ પામે છે. હે ભારત! ત્યાંથી જે નિયતાહારી મનુષ્ય કૌશિકી અને દૃષદ્વતીના સંગમે સ્નાન કરે છે, તે સર્વ પાપોથી વિમુક્ત થાય છે. પછી વ્યાસસ્થલી નામનું તીર્થ આવે છે.[૯૪,૯૫] ધીમાન વ્યાસે પુત્રના શોકથી સંતાપ પામીને ત્યાં દેહત્યાગ કરવાની

ઇચ્છા કરી હતી. હે રાજેંદ્ર! તે વખતે દેવોએ તેમને ફરી ઉઠાડ્યા હતા.[૯૬] એ સ્થળે જવાથી મનુષ્યને હજાર ગોદાનનું ફળ મળે છે. હે કુરુકુલ-ધુરંધર! ત્યાંથી કિંદત્ત કૂવે જઈ જે માણસ એક શેર તલનું દાન કરે છે તે ઋણમુક્ત થાય છે અને પરમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે.[૯૭,૯૮] વેદીતીર્થમાં સ્નાન કરવાથી માણસ હજાર ગાયોનાં દાનનું ફળ મેળવે છે. હે નરસિંહ! અહ અને સુદિન એ બે લોક-વિખ્યાત તીર્થમાં સ્નાન કરનારને સૂર્યલોકની પ્રાપ્તિ થાય છે.[૯૯,૧૦૦]

ત્યાંથી ત્રણલોકમાં પ્રસિદ્ધ મૃગધુમ તીર્થમાં જવું. હે નૃપશ્રેષ્ઠ! ત્યાં ગંગામાં સ્નાન કરવાથી તથા મહાદેવનાં દર્શન કરવાથી મનુષ્યને અશ્વમેધનું ફળ સાંપડે છે. જે મનુષ્ય દેવીના તીર્થમાં સ્નાન કરે છે, તે હજાર ગોદાનનું ફળ પામે છે. ત્યાંથી ત્રિલોકવિખ્યાત વામનતીર્થમાં જવું. ત્યાં વિષ્ણુપદમાં સ્નાન કરવાથી તથા વામનનું પૂજન કરવાથી મનુષ્યનો આત્મા સર્વ પાપોથી નિર્મળ થાય છે અને તે વિષ્ણુલોકમાં જાય છે. ત્યાંથી કુલં-પુનતીર્થમાં સ્નાન કરવાથી મનુષ્ય પોતાના કુળને પવિત્ર કરે છે.[૧૦૧–૧૦૪] હે નરવ્યાઘ્ર! પછી મરુતોનું ઉત્તમ તીર્થ પવનહ્રદ આવે છે. ત્યાં સ્નાન કરવાથી મનુષ્યને વિષ્ણુલોકમાં મહિમા મળે છે. અમરહ્રદમાં સ્નાન કરવાથી તથા અમરાધીશ ઇંદ્રનું અર્ચન કરવાથી માણસ દેવોના પ્રભાવથી સ્વર્ગલોકમાં મહિમા પામે છે.[૧૦૫,૧૦૬] શાલિહોત્રના તીર્થમાં તથા શાલિસૂર્યના તીર્થમાં યથાવિધિ સ્નાન કરવાથી હે નરવરશ્રેષ્ઠ! મનુષ્યને સહસ્ર ગોદાનનું ફળ સાંપડે છે. હે ભરતશ્રેષ્ઠ! જે મનુષ્ય સરસ્વતીના શ્રીકુંજતીર્થમાં સ્નાન કરે છે, તે હે નરશ્રેષ્ઠ! અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ પામે છે.[૧૦૭,૧૦૮] હે કૌરવધુરંધર! ત્યાંથી નૈમિષકુંજ-માં જવું. હે રાજેંદ્ર! પૂર્વે નૈમિષારણ્યવાસી તપસ્વી ઋષિઓ કુરુક્ષેત્રમાં ગયા હતા.[૧૦૯] હે ભરતોત્તમ! ઋષિઓને પ્રસન્નતા થાય તેટલા સારુ તે વખતે સરસ્વતીને તીરે વિશાળ અને ખુલ્લો મંડપ કરવામાં આવ્યો હતો. એ કુંજમાં સ્નાન કરવાથી મનુષ્યને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે. હે ધર્મજ્ઞ! ત્યાંથી અનુપમ કન્યાતીર્થે જવું. કન્યાતીર્થમાં સ્નાન કરવાથી મનુષ્યને સહસ્ર ગોદાનનું ફળ સાંપડે છે.[૧૧૦–૧૧૨] હે રાજેંદ્ર! ત્યાંથી ઉત્તમ બ્રહ્માતીર્થે જવું. ત્યાં સ્નાન કરવાથી ઊતરતી વર્ણનો મનુષ્ય બ્રાહ્મણપણું પામે છે અને બ્રાહ્મણ વિશુદ્ધમન થઈ પરમ ગતિને પ્રાપ્ત કરે છે. હે નરશ્રેષ્ઠ! ત્યાંથી અનુપમ સોમતીર્થે જવું. હે રાજન્! ત્યાં સ્નાન કરનારને સોમલોકની પ્રાપ્તિ થાય છે. હે નરાધીશ! પછી સપ્તસારસ્વત નામના તીર્થમાં જવું.[૧૧૩–૧૧૫] ત્યાં લોકવિખ્યાત મહર્ષિ મંકણક સિદ્ધ થયા હતા. હે રાજન્! અમે સાંભળ્યું છે કે, પૂર્વે એ મંકણક દર્ભની અણીથી હાથ ઉપર જખમ પામ્યા હતા. હે મહારાજ! તે ઘામાંથી શાકનો રસ ઝર્યો હતો; તે શાકરસ જોઈને તે ઋષિ હર્ષના આવેશમાં આવીને નાચવા લાગ્યા હતા. હે વીર! આમ તે નાચવા માંડ્યા, એટલે તેમના તપથી મોહિત થયેલું સ્થાવર જંગમ ઉભય જગત નાચવા લાગ્યું. પછી હે રાજન્! હે નરનાથ! બ્રહ્માદિ દેવોએ તથા તપોધન ઋષિઓએ તે ઋષિને અર્થે મહાદેવને વિનતિ કરી કે, 'હે દેવ! તમે એવું કરો કે, આ ઋષિ નાચે નહિ.' એટલે હર્ષના આવેશવાળા મનથી નાચી રહેલા તે ઋષિ પાસે જઈને, મહાદેવે દેવોનું હિત કરવાની ઇચ્છાએ તેમને આ પ્રમાણે કહ્યું.[૧૧૬–૧૨૦] 'હે મહર્ષિ! હે ધર્મજ્ઞ! તમે શા માટે નૃત્ય કરી રહ્યા છો! હે મુનિશ્રેષ્ઠ! આજે તમને હાસ્ય થવાનું શું કારણ છે!'[૧૨૧]

ઋષિ બોલ્યા: 'હે દ્વિજવર! હું ધર્મમાર્ગ-

માં રહેલો તપસ્વી છું. હે બ્રહ્મન્! મારા હાથમાંથી શાકરસ ઝરે છે તે તમે જોતા નથી શું?[૧૨૨] એ રસ જોઈને હું મહાન હર્ષમાં આવીને નાચવા લાગ્યો છું.' પછી રાગથી મોહિત થયેલા તે ઋષિને મહાદેવે હાસ્યપૂર્વક કહ્યું કે,[૧૨૩] 'હે વિપ્ર! હું તો કંઈ વિસ્મય પામતો નથી, તમે મારા તરફ જુઓ.' હે નરશ્રેષ્ઠ! ધીમાન મહાદેવે આ પ્રમાણે કહ્યા પછી, હે નિષ્પાપ રાજેંદ્ર! તેમણે આંગળીની અણિથી પોતાના અંગૂઠાને પ્રહાર કર્યો, એટલે મહાદેવના અંગૂઠામાં પડેલા ઘામાંથી બરફના જેવી સફેદ ભસ્મ નીકળવા લાગી. હે રાજન્! તે જોઈને તે મુનિ લજવાઈ ગયા અને મહાદેવના ચરણમાં પડ્યા અને બોલ્યા કે, 'રુદ્રદેવથી વિશેષ અધિક એવો કોઈ મહાન દેવ હું માનતો નથી. હે શૂલધારી! તમે જ સુર અને અસુર જગતના ગતિરૂપ છો. તમે આ સચરાચર ત્રૈલોક્ય સરજ્યું છે. યુગને અંતે તમે જ પાછા તે સર્વને ગળી જાઓ છો. દેવો પણ તમને પૂરા જાણી શકતા નથી, તો હું તો તમને ક્યાંથી જાણી શકું?[૧૨૪-૧૨૮] હે અમાપ! બ્રહ્માદિ સર્વ દેવો તમારામાં વસેલા દેખાય છે. તમે લોકોના સ્રષ્ટા અને સરજાવનાર છો; તમે સર્વરૂપ છો. તમારા પ્રસાદથી સર્વ દેવો આ લોકમાં નિર્ભય રહીને આનંદ કરે છે.' મંકણક ઋષિએ મહાદેવની આ પ્રમાણે સ્તુતિ કરી અને આ વચન કહ્યાં:[૧૨૯,૧૩૦] 'હે મહાદેવ! તમારા કૃપાપ્રસાદ વડે મારું તપ ક્ષય પામો નહિ.' પ્રસન્નમન મહાદેવે તે બ્રહ્મર્ષિને આ પ્રમાણે કહ્યું: 'હે વિપ્ર! મારા પ્રસાદથી તમારું તપ સહસ્ર રીતે વૃદ્ધિ પામો અને હે મહામુનિ! હું અહીં આ આશ્રમમાં તમારી સાથે નિવાસ કરીશ. આ સપ્તસારસ્વતમાં સ્નાન કરીને જેઓ મારું પૂજન કરશે તેમને આ લોક તથા પરલોકમાં કશું પણ દુર્લભ રહેશે નહિ અને તેઓ નિઃસંશય સારસ્વત લોકમાં જશે.' આમ કહીને, મહાદેવ ત્યાં ને ત્યાં જ અંતર્ધાન થયા.[૧૩૧-૧૩૪]

અહીંથી ત્રણે લોકમાં વિખ્યાત એવા ઔશનસ તીર્થમાં જવું. હે ભારત! ત્યાં બ્રહ્માદિ દેવો, તપોધન ઋષિઓ અને ભગવાન કાર્તિકેય, શુક્રાચાર્યનું પ્રિય કરવાની ઇચ્છાથી નિત્ય ત્રણે કાળે સમીપમાં રહે છે.[૧૩૫,૧૩૬] ત્યાંથી હે નરસિંહ! જે મનુષ્ય સર્વ પાપોને ગાળનારા કપાલમોચન તીર્થમાં સ્નાન કરે છે, તે સર્વ પાપોથી મોક્ષ મેળવે છે. હે નરવર! ત્યાંથી અગ્નિતીર્થમાં જવું. ત્યાં સ્નાન કરવાથી મનુષ્યને અગ્નિલોક પ્રાપ્ત થાય છે અને તેનું કુળ ઉદ્ધાર પામે છે.[૧૩૭,૧૩૮] હે ભરતોત્તમ! ત્યાં જ વિશ્વામિત્રતીર્થમાં જે મનુષ્ય સ્નાન કરે છે, તે હે નરશ્રેષ્ઠ! બ્રાહ્મણપણું પામે છે. હે નરસિંહ! જે પવિત્ર અને વશમન માણસ બ્રહ્મયોનિમાં સ્નાન કરે છે, તે બ્રહ્મલોક પામે છે અને સાત પેઢી સુધીના કુળને પવિત્ર કરે છે, એ વિશે સંશય નથી.[૧૩૯,૧૪૦] ત્યાંથી હે રાજેંદ્ર! કાર્તિકેયના પૃથૂદક નામના ત્રૈલોક્યવિખ્યાત તીર્થમાં જવું. હે મહારાજ! ત્યાં સ્નાન કરીને દેવો અને પિતૃઓના પૂજનમાં પરાયણ થવું. હે ભારત! સ્ત્રીએ કે પુરુષે જાણતાં કે અજાણતાં બુદ્ધિથી જે કંઈ અશુભ કર્મ કર્યું હોય, તે બધું ત્યાં સ્નાન કરવાથી નાશ પામે છે અને તે મનુષ્યને અશ્વમેધનું ફળ મળે છે તથા તે સ્વર્ગલોકમાં જાય છે.[૧૪૧-૧૪૪] ઋષિઓએ કહ્યું છે કે, કુરુક્ષેત્ર પવિત્ર તીર્થ છે. સરસ્વતી એ કુરુક્ષેત્રથી વિશેષ પવિત્ર છે; સરસ્વતી કરતાં તેનાં તીર્થો વિશેષ પવિત્ર છે અને તીર્થોમાં પૃથૂદક સૌથી વિશેષ પવિત્ર છે. આમ પૃથૂદક તીર્થ સર્વ તીર્થોમાં ઉત્તમ છે. જપપરાયણ રહી જે મનુષ્ય એ પૃથૂદકમાં પોતાનું શરીર છોડે છે, તેને ફરી મરણનો તાપ મળતો નથી. સનત્કુમારે તથા મહાત્મા વ્યાસે આ પ્રમાણે ગાયું છે,

આથી હે રાજન્! પૃથૂદક તીર્થમાં અવશ્ય જવુ. હે કુરુકુલધુરંધર! પૃથૂદક તીર્થ કરતાં બીજુ કોઈ ઉત્તમ તીર્થ નથી. તે યજ્ઞસ્થાન છે, પવિત્ર છે અને પાવનકારી છે, એમાં સંશય નથી. હે નરશ્રેષ્ઠ! પાપ કરનારા મનુષ્યો પણ પૃથૂદકમાં સ્નાન કરવાથી સ્વર્ગે જાય છે, એમ પંડિતો કહે છે.[૧૪૫-૧૪૯] હે ભરતશ્રેષ્ઠ! ત્યાં જ મધુસ્રવ નામનું તીર્થ છે હે રાજન્! ત્યાં સ્નાન કરવાથી મનુષ્યને સહસ્ર ગોદાનનુ ફળ મળે છે.[૧૫૦] હે રાજેન્દ્ર! ત્યાંથી સરસ્વતી અને અરુણાના પવિત્ર અને લોકવિખ્યાત સંગમતીર્થમાં જવું. જે મનુષ્ય ત્યા સ્નાન કરે છે અને ત્રણ રાત્રિના ઉપવાસ રાખે છે, તે બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે, તેમજ અગ્નિષ્ટોમ અને અતિરાત્ર યજ્ઞોનાં ફળને પામે છે. વળી હે ભરતોત્તમ! તે પોતાના કુળની સાત પેઢીને પવિત્ર કરે છે. હે કુરુકુલધુરિ! ત્યાં જ અવંકીલ નામનુ તીર્થ છે.[૧૫૧-૧૫૩] પૂર્વે દભીંમુનિએ બ્રાહ્મણો ઉપરની અનુકંપાથી એનુ નિર્માણ કર્યું હતુ. હે નરપુંગવ! ક્રિયા અને મંત્રોથી રહિત માણસ પણ જો એમાં સ્નાન કરે છે, તો તે વ્રત, ઉપનયન, ઉપવાસ, ક્રિયા અને મંત્રોથી સંપન્ન એવો બ્રાહ્મણ થાય છે એમા સંશય નથી ત્યા વ્રતધારી પુરુષ વિદ્વાન થાય છે એવુ પુરાતન લોકોએ જોયુ છે.[૧૫૪,૧૫૫] દભીંમુનિએ ત્યાં ચાર સમુદ્રો પણ આણ્યા છે. હે નરશ્રેષ્ઠ! તેમાં સ્નાન કરવાથી માણસ દુર્ગતિને પામતો નથી અને તે ચાર સહસ્ર ગોદાનનુ ફળ પ્રાપ્ત કરે છે.[૧૫૬] હે ધર્મજ્ઞ! ત્યાથી શતસહસ્ર અને સહસ્ર એ બે લોકવિખ્યાત તીર્થમા જવું તે બન્નેમા સ્નાન કરવાથી મનુષ્ય ને સહસ્ર ગોદાનનુ ફળ મળે છે તથા તેમા દાન અને તેના ઉપવાસો કર્યા હોય તો તે હજારગણા થાય છે. હે રાજેન્દ્ર! ત્યાથી ઉત્તમ રેણુકાતીર્થ જવુ. દેવો અને પિતૃઓના પૂજનમાં પરાયણ રહેનારો પુરુષ એ તીર્થમાં સ્નાન કરે છે, તો તેનું મન સર્વ પાપોથી નિર્મળ થાય છે અને તેને અગ્નિષ્ટોમનું ફળ સાંપડે છે.[૧૫૭-૧૬૦] પછી જે જિતક્રોધ અને જિતેન્દ્રિય પુરુષ વિમોચન તીર્થમાં સ્નાન કરે છે, તે પ્રતિગ્રહને કારણે થયેલા સર્વ દોષોથી વિમુક્ત થાય છે.[૧૬૧] ત્યાંથી જે મનુષ્ય બ્રહ્મચારી અને જિતેન્દ્રિય રહી પંચવટીમાં જાય છે, તે મહાન પુણ્યવાન થાય છે અને સત્પુરુષોના લોકમાં મહિમા પામે છે.[૧૬૨] ત્યાં વૃષભધ્વજ યોગેશ્વર ભગવાન શંકર સ્વયં બિરાજે છે. ત્યાં જવાથી અને એ દેવાધિદેવની પૂજા કરવાથી પુરુષ સિદ્ધ થાય છે. પછી સ્વતેજથી પ્રકાશતુ વરુણનું તૈજસ તીર્થ છે. ત્યાં બ્રહ્માદિ દેવોએ તથા તપોધન ઋષિઓએ કાર્તિક સ્વામીને દેવોના સેનાપતિપદે અભિષિક્ત કર્યા હતા. હે કુરુકુલધુરંધર! તૈજસ તીર્થથી પૂર્વમાં કુરુતીર્થ છે.[૧૬૩-૧૬૫] બ્રહ્મચારી અને જિતેન્દ્રિય રહી જે મનુષ્ય કુરુતીર્થમા સ્નાન કરે છે, તે સર્વ પાપોથી વિશુદ્ધ મનવાળા થાય છે અને બ્રહ્મલોકને પ્રાપ્ત કરે છે[૧૬૬] પછી નિયમ પરાયણ અને નિયતાહારીએ સ્વર્ગદ્વાર તીર્થ જવુ ત્યાં જનારને સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે તથા તે બ્રહ્મલોકને પામે છે. હે નરપતિ! ત્યાથી તીર્થયાત્રીએ અનરક નામના તીર્થમાં જવું. હે રાજન્! જે મનુષ્ય ત્યાં સ્નાન કરે છે, તે દુર્ગતિને પામતો નથી[૧૬૭,૧૬૮] હે મહીપતિ! હે પુરુષસિંહ! સ્વયં બ્રહ્મા નારાયણ મુખ્ય દેવો સાથે ત્યા વિરાજે છે હે રાજેન્દ્ર! વળી ત્યા રુદ્રપત્ની નિકટમા ત્યાં છે હે કુરુકુલશ્રેષ્ઠ તે દેવીના દર્શન કરવાથી મનુષ્ય દુર્ગતિ પામતો નથી. હે મહારાજ! ત્યા જ વિશ્વના ઈશ્વર ઉમાપતિ મહાદેવના દર્શન કરવાથી મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાય છે.[૧૬૯-૧૭૧] હે શત્રુદમન! હે મહારાજ! ત્યા પદ્મનાભ નારાયણના દર્શન કરવાથી મનુષ્ય પ્રકાશયુક્ત થાય છે

અને વિષ્ણુલોકને પામે છે. હે પુરુષપુંગવ ! સર્વ દેવોનાં તીર્થોમાં સ્નાન કરનારો મનુષ્ય સર્વ દુઃખોથી મુક્ત થાય છે અને ચંદ્રમાની જેમ પ્રકાશે છે.

હે નરાધીશ ! તીર્થસેવીએ ત્યાંથી સ્વસ્તિપુર જવું. ત્યાં પ્રદક્ષિણા કરવાથી મનુષ્યને સહસ્ર ગોદાનનું ફળ મળે છે. પાવનતીર્થમાં જઈને જે દેવો અને પિતૃઓનું તર્પણ કરે છે, તે અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ પામે છે.૧૭૨–૧૭૫ હે ભરતશ્રેષ્ઠ ! ત્યાં ગંગાહ્રદ અને કૂપ નામનાં બે તીર્થો છે. હે મહીપતિ ! એ કૂપતીર્થમાં ત્રણ કરોડ તીર્થો રહેલાં છે. હે રાજન્ ! તેમાં સ્નાન કરનાર માનવને સ્વર્ગલોક મળે છે. જે મનુષ્ય આપગાતીર્થમાં સ્નાન કરે છે અને મહેશ્વરનું અર્ચન કરે છે, તે ગણપતિપદને પામે છે તથા પોતાના કુળનો ઉદ્ધાર કરે છે. ત્યાંથી ત્રણે લોકમાં વિખ્યાત સ્થાણુવટે જવું.૧૭૬–૧૭૮ જે મનુષ્ય ત્યાં સ્નાન કરીને એક રાત્રિ વસે છે, તે રુદ્રલોકને પ્રાપ્ત કરે છે. પછી વસિષ્ઠાશ્રમમાં જઈને બદરીપાચન તીર્થમાં જવું. જે માણસ ત્યાં ત્રણ રાત્રિના ઉપવાસ રાખી બોરનો આહાર રાખે છે, તે સારી રીતે બાર વર્ષ સુધી બોરનું ભોજન રાખનાર પુરુષની બરાબર ગણાય છે. હે નરપતિ ! જે તીર્થયાત્રી રુદ્રમાર્ગે જઈ એક રાત્રિદિવસનો ઉપવાસ કરે છે, તે ઇંદ્રલોકમાં મહિમા પામે છે. હે નરપતિ ! જે એકરાત્રતીર્થમાં જઈ એક રાતનો વાસ કરે છે, તે નિયતવ્રતી અને સત્યવાદી મનુષ્ય બ્રહ્મલોકમાં વંદાય છે. હે રાજેંદ્ર ! ત્યાંથી ત્રૈલોક્યવિખ્યાત આદિત્યતીર્થે જવું. ત્યાં તેજોરાશિ મહાત્મા આદિત્યનો આશ્રમ છે. જે મનુષ્ય તે તીર્થમાં સ્નાન કરે છે અને સૂર્યનારાયણની પૂજા કરે છે, તે આદિત્યલોકને પામે છે તથા પોતાના કુળનો ઉદ્ધાર કરે છે. હે નરાધીશ ! જે તીર્થસેવી મનુષ્ય સોમતીર્થમાં સ્નાન કરે છે, તે સોમલોકમાં જાય છે, એ વિશે શંકા નથી. હે ધર્મજ્ઞ ! હે રાજન્ ! ત્યાંથી મહાત્મા દધીચના અતિ પવિત્ર, પાવનકારી અને જગવિખ્યાત તીર્થે જવું. ત્યાં તપોનિધિ સારસ્વત અંગિરા ગયા હતા. જે મનુષ્ય તે તીર્થમાં સ્નાન કરે છે, તે અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે. વળી તેને સારસ્વત ગતિ મળે છે, એ વિશે સંશય નથી.૧૭૯–૧૮૮ ત્યાંથી નિયમપરાયણ અને બ્રહ્મચર્યવાને કન્યાશ્રમ નામના તીર્થમાં જવું. હે રાજન્ ! નિયતવ્રત અને મિતાહારી મનુષ્ય ત્યાં ત્રણ રાત્રિ ઉપવાસ રાખે, તો તે સો દિવ્ય કન્યાઓ પામે છે અને તેને સ્વર્ગલોક મળે છે. હે ધર્મજ્ઞ ! ત્યાંથી સન્નિહતી તીર્થમાં જવું. મહાન પુણ્યવાન બ્રહ્માદિ દેવો તથા તપોધન ઋષિઓ ત્યાં મહિને મહિને આવે છે. જે મનુષ્ય સૂર્યગ્રહણ વખતે સન્નિહતી તીર્થમાં સ્નાન કરે છે, તે ત્યાં સો અશ્વમેધ યજ્ઞ કર્યાનું અક્ષય ફળ પામે છે.૧૮૯–૧૯૨ હે નરપતિ ! પૃથ્વીમાં અને અંતરિક્ષમાં જેટલાં તીર્થો, નદીઓ, ધરાઓ, તળાવો, ઝરણાંઓ, જલાશયો, વાવો, કૂવાઓ અને પવિત્ર મંદિરો છે, તે બધાં હે નરસિંહ ! માસે માસે અમાસને દિવસે એ સન્નિહતી તીર્થમાં અવશ્ય ભેગાં થાય છે, એમાં સંશય નથી. સર્વે તીર્થો ત્યાં એકઠાં થાય છે, તેથી તે સન્નિહતી તીર્થ તરીકે પ્રસિદ્ધ છે.૧૯૩–૧૯૫ ત્યાં સ્નાન કરવાથી તથા જલપાન કરવાથી મનુષ્ય સ્વર્ગલોકમાં પૂજાય છે. સૂર્યના ગ્રહણ સમયે અને અમાસને દિવસે, જે મનુષ્ય ત્યાં શ્રાદ્ધ કરે છે, તેનું પુણ્યફળ સાંભળો. સારી રીતે અશ્વમેધ કરવાથી માણસને જે ફળ મળે છે, તે ફળ ત્યાં સ્નાન કરીને શ્રાદ્ધ કરનાર મનુષ્યને મળે છે. સ્ત્રી કે પુરુષે જે કંઈ દુષ્કર્મ કર્યું હોય તે બધું ત્યાં માત્ર સ્નાન કરવાથી નિઃસંશય નાશ પામે છે; એટલું જ નહિ પણ તે કમળના જેવા રંગવાળા વિમાનમાં બેસી બ્રહ્મલોકમાં જાય છે.૧૯૬–૧૯૯ પછી મચ-

રુક નામના દ્વારપાલ યક્ષને વંદન કરવું. પછી કોટિતીર્થમાં સ્નાન કરવાથી મનુષ્યને અઢળક સુવર્ણ પ્રાપ્ત થાય છે.[૨૦૦] હે ભરતશ્રેષ્ઠ! ત્યાં જ ગંગાહ્રદ તીર્થ છે. હે ધર્મજ્ઞ! બ્રહ્મચર્યપૂર્વક એકચિત્ત રહી ત્યાં સ્નાન કરવું જોઈએ. આથી માણસને રાજસૂય અને અશ્વમેધનાં ફળ મળે છે. પૃથ્વી ઉપર નૈમિષ નામનું તીર્થ ફળદાઈ છે, આકાશમાં પુષ્કર નામનું તીર્થ ફળદાઈ છે અને કુરુક્ષેત્ર ત્રણે લોકમાં ફળદાઈ ગણાય છે. કુરુક્ષેત્રમાંથી પવનથી ઊડેલી ધૂળ પણ જો મનુષ્યને અડે, તો તેથી દુષ્કૃત કરનારા મનુષ્યને પણ પરમ ગતિ પ્રાપ્ત થાય છે. સરસ્વતીની દક્ષિણે અને દૃષદ્વતીની ઉત્તરે જે મનુષ્યો કુરુક્ષેત્રમાં વસે છે, તેઓ સ્વર્ગમાં વસે છે. 'હું કુરુક્ષેત્ર જઈશ, હું કુરુક્ષેત્રમાં વસીશ' એવું જે એક વાર પણ વચન કાઢે છે, તે સર્વ પાપોથી વિમુક્ત થાય છે. બ્રહ્મર્ષિઓએ સેવેલું પવિત્ર કુરુક્ષેત્ર બ્રહ્મવેદી છે. જે મનુષ્યો તેમાં વસે છે, તેઓ કદી શોકપાત્ર થતા નથી. એ કુરુક્ષેત્ર તરંતુક ને અરંતુકની વચ્ચે તથા સમહ્રદો અને મચક્રુકની મધ્યમાં આવ્યું છે. તે સમંતપંચક તથા બ્રહ્માની ઉત્તરવેદી પણ કહેવાય છે.[૨૦૧-૨૦૮]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમા 'પુલસ્ત્યતીર્થયાત્રા' નામનો અધ્યાય ૮૩ મો સમાપ્ત

## अध्याय ८४ मो

### તીર્થવર્ણન (ચાલુ)

॥ पुलस्त्य उवाच ॥

**ततो गच्छेन्महाराज धर्मतीर्थमनुत्तमम् ।**
**यत्र धर्मो महाभागस्तप्तवाननुत्तमं तपः ॥ १ ॥**

પુલસ્ત્ય બોલ્યા: હે મહારાજ! ત્યાંથી અનુપમ ધર્મતીર્થે જવું. મહાભાગ્યશાળી ધર્મરાજાએ ત્યાં અતિ ઉત્તમ તપ કર્યું હતું. તેમણે જ એ તીર્થને પવિત્ર કર્યું છે અને પોતાના નામથી પ્રસિદ્ધ કર્યું છે. હે રાજન્! ધર્મશીલ અને સાવધાન મનુષ્ય ત્યાં સ્નાન કરે છે, તો તે પોતાના કુળની સાત પેઢીઓને પવિત્ર કરે છે, એમાં સંશય નથી.[૧,૨] હે રાજેંદ્ર! ત્યાંથી જ્ઞાનપાવન નામે ઉત્તમ તીર્થમાં જવાથી મનુષ્ય અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ પામે છે તથા મુનિલોકમાં જાય છે. હે રાજન્! મનુષ્યે ત્યાંથી સૌગન્ધિક વનમાં જવું. ત્યાં બ્રહ્માદિ દેવો, તપોધન ઋષિઓ, સિદ્ધો, ચારણો, ગંધર્વો, કિન્નરો અને મહાન સર્પો રહે છે.[૩-૫] તે વનમાં પ્રવેશ કરતાં જ માણસ સર્વ પાપોથી મુક્ત થાય છે. હે રાજન્! પછી સરિતાઓમાં શ્રેષ્ઠ અને નદીઓમાં ઉત્તમ એવી પ્લક્ષદેવી નામની નદી આવે છે, જે પવિત્ર દેવી સરસ્વતીનું બીજું સ્વરૂપ છે. ત્યાં રાફડામાંથી નીકળતા તેના જળમાં સ્નાન કરવાથી તેમ જ દેવો અને પિતૃઓનું પૂજન કરવાથી મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. ત્યાં રાફડાથી છ શમ્યાનિપાત* જેટલે દૂર ઈશાનાધ્યુષિત નામે એક અતિદુર્લભ તીર્થ છે, એવો નિશ્ચય છે.[૬-૮] હે નરસિંહ! એમાં સ્નાન કરવાથી મનુષ્યને હજાર કપિલા ગાયો દાનમાં આપ્યા જેટલું તથા અશ્વમેધ યજ્ઞ કર્યાનું ફળ મળે છે, એવું મેં પ્રાચીન ગ્રંથમાં જોયું છે. હે ભારત! હે નરશ્રેષ્ઠ! ત્યાંથી સુગંધા, શતકુંભા અને પંચયક્ષામાં જવાથી મનુષ્ય સ્વર્ગલોકમાં મહિમા પામે છે. હે ભારત! ત્યાં જ ત્રિશૂલખાત નામના તીર્થમાં જઈ સ્નાન કરવું અને પિતૃઓ તથા દેવોનું પૂજન કરવું.

---

* भ्रामयित्वा शतगुणं यष्टिं क्षिप्ता समन्ततः । भुज-प्रवेश यावत् शम्यापात स उच्यते ॥ લાકડીને સો આંટા ભમાવીને ફેંકી હોય તે પૃથ્વી ઉપર જેટલે દૂર જઈને પડે, તેટલા અંતરને 'શમ્યાપાત' કહે છે. પંડિત નીલકંઠ લખે છે કે, શમ્યા નામનું એક દુંદુભિની આકૃતિનું યજ્ઞસાધિત્ર છે. તેને બળવાન મનુષ્યે ફેંક્યું હોય ત્યારે તે જેટલે દૂર પડે તેટલા પ્રદેશને 'શમ્યાપાત' કહે છે. માર્કંડેયપુરાણમાં શ્લોક ઉપરનો જ છે, પણ શતગુણંની જગાએ બહુશઃ અને શમ્યાપાતની જગાએ શમ્યાક્ષેપ જેટલો ફેર છે. અર્થ સરખો જ છે.

એમ કરવાથી મનુષ્યને શરીર છૂટ્યા પછી ગણપતિપદ મળે છે, એમાં સંશય નથી.[૯-૧૨] ત્યાંથી હે રાજેન્દ્ર! ત્રણે લોકમાં પ્રસિદ્ધ અને શાકંભરી નામે વિખ્યાત એવા દેવીના અતિ દુર્લભ સ્થાને જવું. હે નરપતિ! શુભ વ્રતવાળાં તે દેવીએ દેવોનાં એક હજાર વર્ષ સુધી મહિને મહિને માત્ર શાકનો આહાર કર્યો હતો. હે ભારત! એ દેવી પ્રત્યેની ભક્તિથી તપોધન ઋષિઓ ત્યાં આવ્યા હતા, ત્યારે તે દેવીએ શાકથી જ તેમનું આતિથ્ય કર્યું હતું. આથી તે દેવીનું શાકંભરી નામ પ્રતિષ્ઠિત થયું. બ્રહ્મચારી અને એકાગ્ર ચિત્તવાળો મનુષ્ય શાકંભરીના એ સ્થાને જઈ, પવિત્ર રહી, ત્રણ રાત્રિનો નિવાસ કરે અને શાકનું ભોજન રાખે, તો હે ભારત! બાર વર્ષ સુધી શાકાહાર રાખનારને જે ફળ પ્રાપ્ત થાય, તે દેવીની ઇચ્છાથી તેને મળે છે. ત્યાંથી ત્રિલોકપ્રસિદ્ધ સુવર્ણ નામના તીર્થમાં જવું.[૧૩-૧૮] ત્યાં વિષ્ણુએ પૂર્વે રુદ્રને પ્રસન્ન કરવા માટે તેમની આરાધના કરી હતી અને દેવોને પણ અતિ દુર્લભ એવાં અનેક વરદાનો મેળવ્યાં હતાં. હે ભારત! પ્રસન્ન થયેલા ત્રિપુરારિએ વિષ્ણુને કહ્યું હતું કે, 'હે કૃષ્ણ! તમે જગતમાં ખૂબ પ્રિય થશો. નિઃસંશય તમે સર્વ જગતના મુખરૂપ થશો.' હે રાજેન્દ્ર! જે મનુષ્ય ત્યાં જઈને વૃષભધ્વજની પૂજા કરે છે તે અશ્વમેધનું ફળ પામે છે અને ગણપતિપદ મેળવે છે. ત્યાંથી ધૂમાવતી તીર્થે જવું. જે મનુષ્ય ત્યાં ત્રણ રાતના ઉપવાસ રાખે છે, તે મનમાં વાંછેલી સર્વ કામનાઓની પૂર્ણતા પામે છે, એમાં સંશય નથી. હે નરપતિ! દેવીની દક્ષિણ બાજુએ રથાવર્ત તીર્થ છે. હે ધર્મજ્ઞ! જે શ્રદ્ધાળુ અને જિતેંદ્રિય માણસ ત્યાં ચડે છે, તે મહાદેવના પ્રસાદથી પરમ ગતિ પામે છે. હે ભારતોત્તમ! ત્યાં પ્રદક્ષિણા કરીને મહાબુદ્ધિમાન મનુષ્યે ધારા નામના સર્વ પાપવિનાશક નામના તીર્થે જવું.[૧૯-૨૫] હે નરાધીશ! હે નરવ્યાઘ્ર! ત્યાં સ્નાન કરવાથી મનુષ્યને શોક કરવાનો રહેતો નથી. હે ધર્મજ્ઞ! ત્યાંથી મહાગિરિને નમસ્કાર કરી, ગંગાદ્વાર નામના તીર્થમાં જવું. તે નિઃસંશય સ્વર્ગદ્વારની બરાબર છે. ત્યાં એકચિત્ત રહી કોટિતીર્થમાં સ્નાન કરવું. એમ કરવાથી મનુષ્યને પુંડરીક યજ્ઞનું ફળ મળે છે અને તેના કુળનો ઉદ્ધાર થાય છે. ત્યાં એક રાત્રિ રહેવાથી તેને હજાર ગોદાનનું ફળ મળે છે.[૨૬-૨૮] સપ્તગંગા, ત્રિગંગા અને શક્રાવર્ત તીર્થમાં જે મનુષ્ય દેવો અને પિતૃઓને વિધિસર તર્પણ અર્પે છે, તે પુણ્યલોકમાં મહિમા મેળવે છે.[૨૯] પછી જે માણસ કનખલમાં સ્નાન કરે છે અને ત્યાં ત્રણ રાત્રિ નિવાસ કરે છે, તે અશ્વમેધનું ફળ પામે છે તથા સ્વર્ગલોકમાં જાય છે.[૩૦] હે નરપતિ! તીર્થસેવી મનુષ્યે ત્યાંથી કપિલાવટમાં જવું. ત્યાં એક રાત્રિ રહેવાથી મનુષ્યને સહસ્ર ગોદાનનું ફળ મળે છે.[૩૧] હે કુરુવરશ્રેષ્ઠ! હે રાજેંદ્ર! પછી નાગરાજ મહાત્મા કપિલના સર્વ લોકમાં પ્રસિદ્ધ એવા નાગતીર્થમાં જવું અને ત્યાં સ્નાન કરવું. એમ કરવાથી માણસને હજાર કપિલા ગાયોનું દાન આપ્યાનું ફળ મળે છે. એ પછી શાંતનુના લલિતક નામે ઉત્તમ તીર્થમાં જવું. હે રાજેંદ્ર! ત્યાં સ્નાન કરવાથી મનુષ્ય દુર્ગતિને પામતો નથી. જે માણસ ગંગા અને યમુનાની વચ્ચે સંગમમાં સ્નાન કરે છે, તે દશ અશ્વમેધોનું ફળ પામે છે અને પોતાના કુળનો ઉદ્ધાર કરે છે. હે રાજેંદ્ર! ત્યાંથી લોકવિખ્યાત સુગંધ તીર્થમાં જવું. ત્યાં જવાથી મનુષ્ય સર્વ પાપોથી વિશુદ્ધ મનવાળો થાય છે અને બ્રહ્મલોકમાં પૂજાય છે.[૩૨-૩૬] હે નરાધીશ! તીર્થસેવી મનુષ્યે ત્યાંથી રુદ્રાવર્ત જવું. હે રાજન્! ત્યાં સ્નાન કરવાથી માણસ સ્વર્ગલોકમાં જાય છે. હે નરવર! જે માનવ ગંગા ને સરસ્વતી-

ના સંગમમાં સ્નાન કરે છે, તે અશ્વમેધનું ફળ પામે છે અને સ્વર્ગલોકમાં જાય છે.[૩૭,૩૮] જે મનુષ્ય ભદ્રકર્ણેશ્વર તીર્થમાં જઈ દેવની યથાવિધિ પૂજા કરે છે, તે દુર્ગતિ પામતો નથી અને સ્વર્ગલોકમાં પૂજ્ય થાય છે. હે નરનાથ! તીર્થસેવી મનુષ્યે ત્યાંથી કુબ્જામ્રક નામના તીર્થમાં જવું.[૩૯] તેમ કરવાથી તેને સહસ્ર ગોદાનનું ફળ મળે છે અને તે સ્વર્ગલોકમાં જાય છે. હે નરેશ્વર! તીર્થયાત્રીએ ત્યાંથી અરુંધતીવટ નામના તીર્થમાં જવું. બ્રહ્મચારી અને એકાગ્ર મનવાળા રહી, જે મનુષ્ય સામુદ્રકતીર્થમાં સ્નાન કરે છે, તે અશ્વમેધનું ફળ પામે છે. જે પુરુષ ત્યાં ત્રણ રાત્રિના ઉપવાસ કરે છે, તે સહસ્ર ગોદાનનું ફળ મેળવે છે અને પોતાના કુળનો ઉદ્ધાર કરે છે.[૪૦-૪૨] ત્યાંથી બ્રહ્મચારી અને અને સ્વસ્થ મનવાળા માણસે બ્રહ્માવર્તમાં જવું; તેથી તે અશ્વમેધનું ફળ પ્રાપ્ત કરે છે અને સોમલોકમાં જાય છે. ત્યાંથી યમુનાપ્રભવ નામના તીર્થમાં જવું અને ત્યાં જે મનુષ્ય યમુનાજળમાં સ્નાન કરે છે, તે અશ્વમેધનું ફળ પામે છે અને સ્વર્ગલોકમાં પૂજ્ય થાય છે.[૪૩,૪૪] જે માણસ ત્રૈલોક્ય પૂજિત દર્વિસંક્રમણ તીર્થમાં જાય છે, તે અશ્વમેધનું ફળ મેળવે છે અને સ્વર્ગલોકમાં જાય છે.[૪૫] પછી સિદ્ધો અને ગંધર્વોએ સેવેલા સિંધુપ્રભવ નામના સ્થાનમાં જઈ જે મનુષ્ય ત્યાં પાંચ રાત્રિ વાસ કરે છે, તે પુષ્કળ સુવર્ણ પામે છે. પછી જે મનુષ્ય પરમ દુર્ગમ એવા વેદી તીર્થમાં જાય છે, તે અશ્વમેધનું ફળ પામે છે અને સ્વર્ગલોકમાં જાય છે.[૪૬,૪૭] હે ભારત! ત્યાંથી ઋષિકુલ્યા અને વાસિષ્ઠ નામનાં તીર્થોમાં જવું. વાસિષ્ઠતીર્થમાં જવાથી સર્વે વર્ણના મનુષ્યો બ્રાહ્મણ થાય છે. જે પુરુષ ઋષિકુલ્યામાં જઈને સ્નાન કરે છે, તે પાપમુક્ત થાય છે. હે નરનાથ! માણસ જો શાકાહારી રહીને ત્યાં એક માસ સુધી નિવાસ રાખે અને દેવો તથા ઋષિઓનું પૂજન કરે, તો તેને ઋષિલોકની પ્રાપ્તિ થાય છે. ભૃગુતુંગ ઉપર જવાથી મનુષ્યને અશ્વમેધનું ફળ મળે છે. વીરપ્રમોક્ષમાં જવાથી માણસ સર્વ પાપોથી મુક્ત થાય છે. હે ભારત! જે માનવ કૃત્તિકા અને મઘાનાં તીર્થોમાં જાય છે, તે અગ્નિષ્ટોમ અને અતિરાત્રનાં ફળને પ્રાપ્ત કરે છે. ત્યાં સંધ્યાકાલે જે મનુષ્ય વિદ્યાતીર્થમાં જઈને સ્નાન કરે છે, તે જ્યાં ત્યાં વિદ્યા સંપાદન કરે છે. ત્યાં સર્વ પાપ છોડાવનારા મહાશ્રમમાં એક રાત્રિ રહેવું. ત્યાં એક સમય નિરાહારી રહેનાર શુભ લોકોને પામે છે અને છ છ ટંક ઉપવાસ રાખી એક માસ સુધી મહાલયમાં વસે, તો તે સર્વ પાપોથી વિશુદ્ધચિત્ત થાય છે, વિપુલ સુવર્ણ મેળવે છે અને પોતાના દશ આગળના અને દશ પાછળના કુળપુરુષોને ઉદ્ધારે છે.[૪૮-૫૫] પછી બ્રહ્માએ સેવેલા વિતસિકા તીર્થમાં જવાથી મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે તથા શુકગતિ પ્રાપ્ત થાય છે. ત્યાંથી સિદ્ધસેવિત સુંદરિકા તીર્થમાં જવાથી મનુષ્ય સુંદર રૂપ પામે છે એવું પુરાણપુરુષોએ જોયું છે.[૫૬,૫૭] પછી બ્રહ્મચારી અને જિતેંદ્રિય રહી જે મનુષ્ય બ્રાહ્મણી નામના તીર્થમાં જાય છે, તે પદ્મવર્ણા વિમાનમાં બેસી બ્રહ્મલોકમાં જાય છે. ત્યાંથી સિદ્ધોથી સેવાયેલા પવિત્ર નૈમિષતીર્થમાં જવું. ત્યાં બ્રહ્મા દેવસમૂહો સાથે નિત્ય નિવાસ કરે છે. જે મનુષ્ય નૈમિષક્ષેત્રને માત્ર શોધે છે, તેનું અડધું પાપ ક્ષય પામે છે અને તેમાં પ્રવેશ કરતાં જ તે માણસનાં સર્વ પાપો લોપ પામે છે. તીર્થપરાયણ ધીર પુરુષે તે નૈમિષારણ્યમાં એક માસનો નિવાસ કરવો; કારણ કે પૃથ્વીમાં જેટલાં તીર્થો છે, તે બધાં નૈમિષારણ્યમાં રહ્યાં છે.[૫૮-૬૧] હે ભારત! નિયમવતી અને નિયતાહારી મનુષ્ય ત્યાં સ્નાન કરીને ગોમેધ યજ્ઞનું ફળ પામે છે.[૬૨] હે ભરતો-

ત્તમ! જે ઉપવાસપરાયણ માણસ નૈમિષારણ્યમાં પ્રાણ ત્યજે છે, તે પોતાના કુળની સાત પેઢીઓને પવિત્ર કરે છે અને સર્વ લોકમાં આનંદ કરે છે, એમ પંડિતો કહે છે. હે નૃપવર! નૈમિષક્ષેત્ર નિત્ય પવિત્ર અને પુણ્યમય છે.[૬૩,૬૪] ત્યાંથી જે પુરુષ ગંગોદ્ભેદ નામના તીર્થમાં જઈ ત્રણ રાત્રિના ઉપવાસ કરે છે, તે વાજપેય યજ્ઞનું ફળ મેળવે છે અને સદૈવ બ્રહ્મરૂપ રહે છે. જે મનુષ્ય સરસ્વતી નામના તીર્થમાં જઈ દેવો અને પિતૃઓનું તર્પણ કરે છે, તે સારસ્વત લોકોમાં આનંદ ભોગવે છે, એમાં સંશય નથી.[૬૫,૬૬] પછી બ્રહ્મચારી અને એકચિત્ત પુરુષે બાહુદાતીર્થમાં જવું. ત્યાં એક રાત્રિનો નિવાસ કરવાથી મનુષ્ય સ્વર્ગલોકમાં સત્કાર પામે છે. હે કૌરવ! તેને દેવસત્ર યજ્ઞનું ફળ મળે છે.[૬૭] ત્યાંથી પુણ્યાત્માઓથી વીંટાયેલી પવિત્ર ક્ષીરવતી નદીએ જવું. જે મનુષ્ય ત્યાં દેવો અને પિતૃઓના પૂજનમાં પરાયણ રહે છે, તે વાજપેય યજ્ઞનું ફળ પામે છે.[૬૮] પછી બ્રહ્મચારી અને એકાગ્ર મનવાળા પુરુષે વિમલાશોકતીર્થમાં જવું. ત્યાં એક રાત્રિ રહેવાથી મનુષ્યને સ્વર્ગલોકમાં મહિમા મળે છે.[૬૯] ત્યાંથી સરયૂના ગોપ્રતાર નામના ઉત્તમ તીર્થે જવું. હે મહારાજ! ત્યાં શ્રીરામચંદ્ર પોતાના સેવકો, સૈનિકો અને વાહનો સાથે દેહત્યાગ કરીને સ્વર્ગે ગયા હતા. હે ભારત! હે નરપતિ! જે પુરુષ તે તીર્થમાં સ્નાન કરે છે, તે એ તીર્થના તેજ વડે તથા શ્રીરામચંદ્રની કૃપાને લીધે નિઃસંશય સર્વ પાપોથી વિશુદ્ધ મનવાળો થાય છે અને સ્વર્ગમાં પૂજાય છે.[૭૦–૭૨] હે કુરુનંદન! જે મનુષ્ય ગોમતીમાં આવેલાં રામતીર્થમાં સ્નાન કરે છે, તે અશ્વમેધનું ફળ પામે છે અને પોતાના કુળને પવિત્ર કરે છે.[૭૩] હે ભરતોત્તમ! ત્યાં જ શતસાહસ્ક તીર્થ છે. હે ભરતશ્રેષ્ઠ! જે નિયમપરાયણ અને મિતાહારી મનુષ્ય ત્યાં સ્નાન કરે છે, તે સહસ્ર ગોદાનનું પુણ્યફળ પ્રાપ્ત કરે છે. ત્યાંથી હે રાજેંદ્ર! અનુપમ ભર્તૃસ્થાન તીર્થમાં જવું.[૭૪] ત્યાં જવાથી મનુષ્ય અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે. હે રાજન્! જે મનુષ્ય કોટિતીર્થમાં સ્નાન કરી કાર્તિકસ્વામીનું પૂજન કરે છે, તે સહસ્ર ગોદાનનું ફળ મેળવે છે અને તે મનુષ્ય તેજસ્વી થાય છે. પછી વારાણસી (કાશી) જઈ જે મનુષ્ય વૃષભધ્વજ મહાદેવનું પૂજન કરે છે અને કપિલાહ્રદમાં સ્નાન કરે છે, તે રાજસૂય યજ્ઞનું ફળ પ્રાપ્ત કરે છે.[૭૫,૭૬] હે કુરુકુલધુરંધર! જે તીર્થયાત્રી અવિમુક્ત તીર્થમાં જાય છે, તે દેવાધિદેવ મહાદેવનાં દર્શનથી બ્રહ્મહત્યાથી છૂટે છે અને ત્યાં જ પ્રાણત્યાગ થવાથી મનુષ્યને મોક્ષની પ્રાપ્તિ થાય છે.[૭૭–૭૯] હે રાજેંદ્ર! ગંગા અને ગોમતીના લોકપ્રસિદ્ધ સંગમ ઉપર માર્કંડેયના દુર્લભ તીર્થમાં જવાથી મનુષ્ય અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ પામે છે તથા પોતાના કુળનો ઉદ્ધાર કરે છે.[૮૦,૮૧] હે ભારત! ત્યાંથી બ્રહ્મચારી અને એકચિત્ત યાત્રીએ ગયા નામના તીર્થે જવું. ત્યાં જવાથી જ તેને અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે.[૮૨] ત્યાં ત્રણે લોકમાં પ્રસિદ્ધ અક્ષયવટ છે. ત્યાં પિતૃઓને આપેલું શ્રાદ્ધ અક્ષય થાય છે, એમ કહેવાય છે. જે મનુષ્ય મહાનદીમાં સ્નાન કરીને દેવો તથા પિતૃઓને તર્પણ આપે છે, તે અક્ષય લોકોને પામે છે અને પોતાના કુળનો ઉદ્ધાર કરે છે.[૮૩,૮૪] પછી ધર્મારણ્યથી શોભતા બ્રહ્મસરોવરે જઈ પરોઢ થાય ત્યાં સુધી એક રાત્રિ વસવું. આથી માણસને બ્રહ્મલોક મળે છે. ત્યાં બ્રહ્માએ એક ઉત્તમ યજ્ઞસ્તંભ ઊંચો કર્યો છે.[૮૫] એ યજ્ઞસ્તંભની પ્રદક્ષિણા કરવાથી મનુષ્યને વાજપેય યજ્ઞનું ફળ મળે છે. હે રાજેંદ્ર! ત્યાંથી લોકવિખ્યાત ધેનુક નામના તીર્થમાં જવું.[૮૬] હે રાજન્! જે મનુષ્ય ત્યાં એક રાત્રિનો વાસો કરે છે અને તિલધેનુનું દાન કરે છે, તેનું મન સર્વ પાપોથી વિશુદ્ધ થાય છે

અને તે ચોક્કસ સોમલોકમાં જાય છે. હે મહારાજ! આજે પણ ત્યાં વાછરડા સાથેની પર્વત ઉપર ફરતી કપિલા ગાયે કરેલું મહાન ચિહ્ન જણાય છે. હે ભારત! એ વાછરડાવાળી ગાયનાં પગલાં સુદ્ધાં આજે ત્યાં દષ્ટિએ પડે છે.[૮૭-૮૯] હે નરપતિશ્રેષ્ઠ રાજેંદ્ર! હે ભારત! જે મનુષ્ય એ પગલાંને સ્પર્શ કરે છે, તેનાં જે કાંઈ અશુભ કર્મ હોય તે નાશ પામે છે.[૯૦] ત્યાંથી ધીમાન મહાદેવના ગૃધ્રવટ નામના સ્થાનમાં જવું અને ભસ્મથી સ્નાન કરી વૃષભધ્વજ ભગવાનનાં દર્શન કરવાં. આથી બ્રાહ્મણને બાર વર્ષના વ્રતનું ફળ મળે છે અને બીજા વર્ણના લોકોનાં સર્વ પાપો નાશ પામે છે. ત્યાંથી ગાયનોથી ગાજી રહેલા ઉદ્યંત નામના પર્વત ઉપર જવું. હે ભરતવર! ત્યાં સાવિત્રીની પાદુકાનાં દર્શન થાય છે. શ્રેષ્ઠ વ્રતવાળો બ્રાહ્મણ ત્યાં સંધ્યોપાસના કરે છે, તો તેને બાર વર્ષ સુધી સંધ્યોપાસના કર્યાનું ફળ મળે છે.[૯૧-૯૪] હે ભરતશ્રેષ્ઠ! ત્યાં જ પ્રસિદ્ધ યોનિદ્વાર છે. ત્યાં જવાથી પુરુષ યોનિસંકટમાંથી છૂટે છે.[૯૫] હે રાજન્! જે મનુષ્ય અજવાળિયામાં અને અંધારિયામાં એમ એક માસ ગયામાં વાસ કરે છે, તે પોતાના કુળની સાત પેઢીને પવિત્ર કરે છે, એમાં સંશય નથી. પુરુષે ઘણા પુત્રોની ઇચ્છા રાખવી; કેમ કે તેમાંથી એકાદ પુત્ર પણ ગયા જાય, અથવા અશ્વમેધ કરે અથવા નીલ પરણાવે.[૯૬,૯૭] હે નરાધીશ! પછી તીર્થસેવન કરનારા પુરુષે ફલ્ગુ તરફ જવું. હે રાજેંદ્ર! ત્યાં જવાથી મનુષ્યને અશ્વમેધનું ફળ મળે છે અને તે મહાસિદ્ધિને પામે છે.[૯૮] હે રાજેંદ્ર! ત્યાંથી સ્વસ્થચિત્ત મનુષ્યે ધર્મપ્રસ્થ જવું. હે યુધિષ્ઠિર મહારાજ! ત્યાં ધર્મ નિત્ય નિવાસ કરે છે. જે મનુષ્ય ત્યાં કૂવાનું પાણી કાઢી સ્નાન કરી પવિત્ર થાય છે અને દેવો તથા પિતૃઓનું તર્પણ કરે છે, તે પાપથી મુક્ત થઈ સ્વર્ગલોકમાં જાય છે. ત્યાં સંસ્કારી ચિત્તવાળા મહર્ષિ મતંગનો આશ્રમ છે. જે મનુષ્ય શ્રમ અને શોકને દૂર કરનારા એ તેજસ્વી આશ્રમમાં જાય છે, તે ગોઅયન યજ્ઞનું ફળ પામે છે. ત્યાં ધર્મનો સ્પર્શ કરવાથી મનુષ્ય અશ્વમેધનું ફળ મેળવે છે.[૯૯-૧૦૨] હે રાજેંદ્ર! ત્યાંથી અનુપમ બ્રહ્મસ્થાને જવું. હે પુરુષવર! હે રાજેંદ્ર! ત્યાં બ્રહ્માનાં દર્શન કરવાથી માનવ રાજસૂય અને અશ્વમેધ યજ્ઞોનું ફળ પામે છે. હે નરાધીશ! તીર્થસેવીએ ત્યાંથી રાજગૃહ જવું. ત્યાં સ્નાન કરવાથી મનુષ્યને કક્ષીવાન જેવો આનંદ મળે છે.[૧૦૩,૧૦૪] ત્યાં જે પવિત્ર પુરુષ યક્ષિણીને ધરાવેલા નૈવેદ્યનું પ્રાશન કરે છે, તે યક્ષિણીના પ્રસાદે કરીને બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે. પછી મણિનાગ નામના તીર્થમાં જવાથી માણસને સહસ્ર ગોદાનનું ફળ મળે છે. હે ભારત! જે મનુષ્ય મણિનાગનો તીર્થપ્રસાદ જમે છે, તેને સર્પદંશ થાય તોપણ વિષ ચડતું નથી. ત્યાં એક રાત્રિ રહેવાથી મનુષ્યને સહસ્ર ગોદાનનું ફળ મળે છે.[૧૦૫,૧૦૬] ત્યાંથી બ્રહ્મર્ષિ ગૌતમના પ્રિય વનમાં જવું. ત્યાં અહલ્યાહ્રદમાં સ્નાન કરવાથી મનુષ્ય પરમગતિને પામે છે. હે રાજન્! જે મનુષ્ય એ આશ્રમમાં જાય છે, તે આત્મૈશ્વર્ય પામે છે. હે ધર્મજ્ઞ! ત્યાં ત્રણ લોકમાં વિખ્યાત ઉદપાન નામનું તીર્થ છે. ત્યાં સ્નાન કરવાથી માણસ અશ્વમેધનું ફળ મેળવે છે. ત્યાં રાજર્ષિ જનકનો દેવપૂજિત કૂવો છે. ત્યાં સ્નાન કરવાથી માણસ વિષ્ણુલોકને પામે છે.[૧૦૭-૧૧૧] ત્યાંથી સર્વ પાપોને દૂર કરનારા વિનશન તીર્થમાં જવું. એમ કરવાથી મનુષ્યને વાજપેય યજ્ઞનું ફળ સાંપડે છે તથા તે સોમલોકમાં જાય છે.[૧૧૨] જે મનુષ્ય સર્વ તીર્થજળોથી ઉદ્ભવ પામેલી ગંડકીએ જાય છે, તે વાજપેયનું ફળ પામે છે અને સૂર્યલોકમાં જાય

છે.[૧૧૩] પછી ત્રણે લોકમાં પ્રસિદ્ધ નિશલ્યા નદીએ જવાથી મનુષ્ય અગ્નિષ્ટોમનું ફળ પામે છે તથા સ્વર્ગમાં જાય છે. હે ધર્મજ્ઞ! ત્યાંથી જે મનુષ્ય અધિવંગ નામના તપોવનમાં જાય છે, તે ગુહ્યકોમાં આનંદ કરે છે; હે મહારાજ! આ વિશે સંશય નથી.[૧૧૪,૧૧૫] જે માનવ સિદ્ધોએ સેવેલી કંપના નદીએ જાય છે, તે પુંડરીક યજ્ઞનું ફળ પામે છે અને સ્વર્ગલોકમાં જાય છે.[૧૧૬] પછી હે નરપતિ! જે મનુષ્ય માહેશ્વરીધારાએ જાય છે, તે અશ્વમેધનું ફળ મેળવે છે અને પોતાના કુળનો ઉદ્ધાર કરે છે.[૧૧૭] હે નરનાથ! જે મનુષ્ય દેવોની પુષ્કરિણીએ જાય છે, તે દુર્ગતિ પામતો નથી અને અશ્વમેધનું ફળ મેળવે છે.[૧૧૮]

ત્યાંથી બ્રહ્મચારી અને એકચિત્ત રહી સોમપદે જવું. ત્યાં માહેશ્વરપદમાં સ્નાન કરવાથી મનુષ્યને અશ્વમેધનું ફળ મળે છે.[૧૧૯] હે ભરતોત્તમ! ત્યાં કરોડ પ્રસિદ્ધ તીર્થો છે. હે રાજેંદ્ર! કાચમારૂપી એક દુરાત્મા અસુર તેમને હરી જતો હતો, તે વખતે હે રાજન્! લોકકર્તા વિષ્ણુએ તેમને પાછાં મેળવ્યાં હતાં. હે યુધિષ્ઠિર! એ તીર્થકોટિમાં જે મનુષ્ય સ્નાન કરે છે, તે પુંડરીક યજ્ઞનું ફળ પામે છે અને વિષ્ણુલોકમાં જાય છે. હે રાજેંદ્ર! ત્યાંથી નારાયણના સ્થાનમાં જવું.[૧૨૦-૧૨૨] હે ભારત! ત્યાં વિષ્ણુ નિત્ય નિકટમાં નિવાસ કરે છે. ત્યાં બ્રહ્માદિ દેવો, તપોધન ઋષિઓ, આદિત્યો, વસુઓ અને રુદ્રો જનાર્દનને ઉપાસે છે. ત્યાં અદ્ભુત કર્મવાળા શાલગ્રામ નામથી પ્રખ્યાત વિષ્ણુ વિરાજે છે.[૧૨૩,૧૨૪] જે મનુષ્ય વરદાન દેનારા, અવિનાશી અને ત્રિલોકના સ્વામી એવા એ વિષ્ણુનાં દર્શન કરે છે, તે અશ્વમેધનું ફળ પામે છે તથા વિષ્ણુલોકમાં જાય છે.[૧૨૫] હે ધર્મજ્ઞ! ત્યાં સર્વ પાપોનો નાશ કરનારો એક કૂવો છે. તે કૂવામાં ચાર સમુદ્રો સદા સમીપમાં રહે છે.[૧૨૬] હે રાજેંદ્ર! તેમાં સ્નાન કરવાથી મનુષ્યની દુર્ગતિ થતી નથી. હે નરપતિ! ત્યાં વરદાયી, દુઃખહારી અને અવિનાશી મહાદેવ રહે છે. તેમનાં દર્શન કરવાથી માણસ મેઘયુક્ત ચંદ્રની જેમ શોભી રહે છે. જે મનુષ્ય જાતિસ્મર તીર્થને સ્પર્શે છે અને પવિત્ર તથા સ્થિરચિત્ત રહી તેમાં સ્નાન કરે છે, તે પૂર્વજન્મનું સ્મરણ પામે છે, એમાં શંકા નથી. જે માણસ માહેશ્વરપુરમાં જઈ વૃષભધ્વજ ભગવાનનું પૂજન કરે છે અને ઉપવાસ રાખે છે, તે ઇપ્સિત મનોરથોની સિદ્ધિ પામે છે, એ વિષે સંશય નથી. પછી સર્વ પાપોથી મુક્ત કરનારા વામનતીર્થમાં જઈને જે મનુષ્ય શ્રીહરિ વિષ્ણુદેવનાં દર્શન કરે છે, તે દુર્ગતિને પામતો નથી. ત્યાંથી કુશિકના સર્વ પાપહારી આશ્રમે જવું. ત્યાં મહાપાપનો નાશ કરનારી કૌશિકીમાં સ્નાન કરવું. એથી મનુષ્યને રાજસૂય યજ્ઞનું ફળ મળે છે.[૧૨૭-૧૩૨] હે રાજેંદ્ર! ત્યાંથી ઉત્તમ ચંપકારણ્યમાં જવું. ત્યાં એક રાત્રિનો વાસ કરવાથી માણસને સહસ્ર ગોદાનનું ફળ મળે છે.[૧૩૩] ત્યાંથી પરમદુર્લભ જ્યેષ્ઠીલ તીર્થમાં જઈ ત્યાં એક રાત્રિ વાસો કરવો. એથી મનુષ્યને સહસ્ર ગોદાનનું ફળ મળે છે. હે પુરુષવર! ત્યાં જે માનવ દેવી સહિત મહાકાંતિમાન વિશ્વેશ્વરનાં દર્શન કરે છે, તે મિત્રાવરુણના લોકોને પામે છે.[૧૩૪] ત્યાં જે ત્રણ રાત્રિ રહે છે, તે અગ્નિષ્ટોમનું ફળ મેળવે છે. પછી હે પુરુષશ્રેષ્ઠ! કન્યાસંવેદ્ય તીર્થમાં જઈને જે મનુષ્ય નિયમવ્રતી અને મિતાહારી રહે છે, તે પ્રજાપતિ મનુના લોકમાં જાય છે. હે ભારત! એ કન્યાતીર્થમાં અણુ સરખું દાન કરવામાં આવે, તો તે દાન અક્ષય થાય છે એમ શ્રેષ્ઠ વ્રતવાળા ઋષિઓ કહે છે.[૧૩૫-૧૩૭] ત્યાંથી ત્રિલોકપ્રસિદ્ધ નિર્વીર નામના તીર્થમાં જવાથી મનુષ્યને અશ્વમેધનું ફળ મળે છે તથા વિષ્ણુલોકની

પ્રાપ્તિ થાય છે. હે નરસિંહ! જે પુરુષો નિર્વીરાના સંગમમાં દાન આપે છે, તેઓ ઉપદ્રવરહિત એવા ઇંદ્રલોકમાં જાય છે. ત્યાં વસિષ્ઠનો ત્રણે લોકમાં વિખ્યાત એવો આશ્રમ છે.[૧૩૮-૧૪૦] ત્યાં સ્નાન કરનારને વાજપેય યજ્ઞનું ફળ મળે છે. બ્રહ્મર્ષિઓના સમૂહોથી સેવાયેલા દેવકૂટ તીર્થે જવાથી મનુષ્યને અશ્વમેધનું ફળ મળે છે તથા પોતાના કુળનો ઉદ્ધાર કરે છે. હે રાજેંદ્ર! ત્યાંથી કૌશિક મુનિના હ્રદે જવું.[૧૪૧,૧૪૨] ત્યાં કૌશિક વિશ્વામિત્ર પરમ સિદ્ધિને પામ્યા હતા. હે વીર ભરતોત્તમ! ત્યાં કૌશિકીમાં એક માસ વસવું.[૧૪૩] અશ્વમેધનું જે પુણ્યફળ છે, તે આ એક માસના નિવાસથી માણસને મળી રહે છે. સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ એવા મહાહ્રદમાં જે વસે છે, તે દુર્ગતિ પામતો નથી અને પુષ્કળ સુવર્ણ પામે છે. પછી વિરાશ્રમનિવાસી કાર્તિક સ્વામીનાં દર્શન કરવાથી મનુષ્ય અશ્વમેધનું ફળ પામે છે એમાં સંશય નથી. જે મનુષ્ય ત્રણ લોકમાં પ્રસિદ્ધ અગ્નિધારા તીર્થમાં જઈને ત્યાં સ્નાન કરે છે, તે અગ્નિષ્ટોમનું ફળ પામે છે.[૧૪૪-૧૪૬] જે મનુષ્ય વરદાયી અને અવ્યય એવા મહાદેવ વિષ્ણુનાં દર્શન કરી, પર્વતરાજની પાસે આવેલા પિતામહસરોવરે જાય છે તથા ત્યાં સ્નાન કરે છે, તે અગ્નિષ્ટોમનું ફળ પ્રાપ્ત કરે છે. ત્યાં એ પિતામહસરમાંથી ત્રણે લોકમાં વિખ્યાત એવી લોકને પાવન કરનારી કુમારધારા નામની જળધારા નીકળી છે. ત્યાં સ્નાન કરવાથી માણસ 'હું કૃતાર્થ થયો છું' એમ સમજે છે. ત્યાં છ ટંકના ઉપવાસ રાખવાથી માણસ બ્રહ્મહત્યામાંથી મુક્ત થાય છે.[૧૪૭-૧૫૦] હે ધર્મજ્ઞ! તીર્થયાત્રામાં તત્પર રહેલા માણસે ત્યાંથી મહાદેવીના ત્રૈલોક્યવિખ્યાત ગૌરીશિખરે જવું.[૧૫૧] હે નરશ્રેષ્ઠ! તે શિખર ઉપર ચઢી સ્તનકુંડમાં સ્નાન કરવું. આમ સ્તનકુંડમાં સ્નાન કરવાથી મનુષ્યને વાજપેય યજ્ઞનું ફળ મળે છે.[૧૫૨] ત્યાં સ્નાન કરી જે દેવો અને પિતૃઓના પૂજનમાં પરાયણ રહે છે, તે અશ્વમેધનું ફળ પામે છે તથા ઇંદ્રલોકમાં જાય છે.[૧૫૩] તામ્રારુણ તીર્થમાં જઈને જે મનુષ્ય બ્રહ્મચારી અને એકાગ્રચિત્ત રહે છે, તે અશ્વમેધનું ફળ મેળવે છે તથા બ્રહ્મલોકને પામે છે.[૧૫૪] હે નરનાથ! જે મનુષ્ય નંદિની તીર્થમાં દેવોએ સેવેલા કૂવામાં સ્નાન કરીને કૌશિકી તથા અરુણા નદી ઉપર જાય છે અને ત્યાં ત્રણ રાત્રિના ઉપવાસ કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે. પછી જે પંડિત મનુષ્ય ઉર્વશી તીર્થમાં જઈને સોમાશ્રમે જાય છે અને ત્યાંથી કુંભકર્ણાશ્રમે પહોંચે છે, તે પૃથ્વીમાં પૂજાય છે. બ્રહ્મચારી અને નિયમવ્રતી રહી જે મનુષ્ય કોકામુખમાં સ્નાન કરે છે, તે પૂર્વજન્મનું સ્મરણ પામે છે, એવું પુરાતન પુરુષોએ જોયું છે.[૧૫૫-૧૫૮] ત્યાંથી પ્રાઙ્નદીએ જનાર દ્વિજ કૃતાર્થ થાય છે અને સર્વ પાપોથી વિશુદ્ધમન થઈ તે ઇંદ્રલોકને પામે છે.[૧૫૯] ત્યાંથી ઋષભદ્વીપમાં તથા ક્રૌંચનિષૂદન ક્ષેત્રમાં જઈ જે સરસ્વતીમાં સ્નાન કરે છે, તે વિમાનારૂઢ થઈ શોભે છે. હે મહારાજ! ત્યાં મુનિઓએ સેવેલા ઔદ્દાલક તીર્થમાં સ્નાન કરવાથી મનુષ્ય સર્વ પાપોથી છૂટે છે. જે મનુષ્ય બ્રહ્મર્ષિઓએ સેવેલા ધર્મતીર્થમાં જાય છે, તે વાજપેય યજ્ઞનું ફળ મેળવે છે અને વિમાનમાં સ્થાન પામી પૂજા પામે છે. પછી જે મનુષ્ય ત્યાંથી ચંપાતીર્થમાં જઈ ભાગીરથીમાં જલાંજલિ આપે છે અને દંડાર્કતીર્થે જાય છે, તે સહસ્ર ગોદાનનું ફળ પામે છે.[૧૬૦-૧૬૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાન્તર્ગત તીર્થયાત્રાપર્વમાં
'પુલસ્ત્યતીર્થયાત્રા' નામનો અધ્યાય
૮૪મો સમાપ્ત

# अध्याय ८५मो
## તીર્થવર્ણન (ચાલુ)

॥ पुलस्त्य उवाच ॥

**अथ संध्यां समासाद्य संवेद्यं तीर्थमुत्तमम्।**
**उपस्पृश्य नरो विद्यां लभते नात्र संशयः ॥१॥**

પુલસ્ત્ય બોલ્યા : તે પછી સંધ્યા સમયે ઉત્તમ સંવેદ્ય નામના તીર્થમાં જઈ જે મનુષ્ય સ્નાન કરે છે, તે વિદ્યા પામે છે એમાં સંશય નથી.[૧] હે રાજન્! પૂર્વે શ્રીરામચંદ્રના પ્રભાવ વડે લૌહિત્યતીર્થ નિર્માણ થયેલું છે. તેમાં જવાથી મનુષ્યને વિપુલ સુવર્ણ મળે છે.[૨] ત્યાંથી કરતોયામાં જઈ જે મનુષ્ય ત્રણ રાત્રિના ઉપવાસ કરે છે, તે અશ્વમેધનું ફળ પામે છે એવો પ્રજાપતિએ કરેલો વિધિ છે.[૩] હે રાજેંદ્ર! વિદ્વાનો કહે છે કે, જે ત્યાં ગંગાસાગરના સંગમમાં સ્નાન કરે છે, તેને અશ્વમેધનું દશગણું ફળ મળે છે.[૪] હે રાજન્! જે મનુષ્ય ગંગાની સામે પાર જઈ સ્નાન કરે છે અને ત્યાં ત્રણ રાત્રિનો વાસ કરે છે, તે સર્વ પાપોથી મુક્તિ મેળવે છે.[૫] પછી સર્વ પાપોનો નાશ કરનારી વૈતરણી નદીએ જઈ ત્યાંથી વિરજ તીર્થમાં જવું. આમ કરવાથી મનુષ્ય ચંદ્રની જેમ શોભી રહે છે અને પોતાના કુળને પાવન કરીને તારે છે. તે મનુષ્ય સર્વ પાપોને દૂર કરે છે અને સહસ્ર ગોદાનનું ફળ પામી પોતાના કુળને પવિત્ર કરે છે.[૬,૭] જે માણસ પવિત્ર અને નિયમપરાયણ રહી શોણ તથા જ્યોતિરથ્યાના સંગમમાં દેવો અને પિતૃઓનું તર્પણ કરે છે, તે અગ્નિષ્ટોમનું ફળ પામે છે.[૮] હે કુરુનંદન! જે માણસ શોણ અને નર્મદાના છૂટા પડવાના સ્થાને વંશગુલ્મમાં સ્નાન કરે છે, તે અશ્વમેધનું ફળ પામે છે.[૯] હે નરપતિ! કોશલા નદી ઉપર આવેલા જે મનુષ્ય ઋષભતીર્થે જાય છે અને ત્યાં ત્રણ રાત્રિના ઉપવાસ કરે છે, તે વાજપેય યજ્ઞનું ફળ પામે છે, તેને સહસ્ર ગોદાનનું ફળ સાંપડે છે અને તેના કુળનો ઉદ્ધાર થાય છે. જે માણસ કોશલામાં જઈ કાલતીર્થમાં સ્નાન કરે છે, તે અગિયાર બળદના દાનનું પુણ્યફળ પામે છે, એમાં સંદેહ નથી.[૧૦,૧૧] હે રાજન્! જે મનુષ્ય પુષ્પવતીમાં સ્નાન કરીને ત્રણ રાતના ઉપવાસ રાખે છે, તે સહસ્ર ગોદાનનું ફળ પામે છે તથા પોતાના કુળને પાવન કરે છે.[૧૨] પછી હે ભરતશ્રેષ્ઠ! જે માણસ બદરિકાતીર્થમાં સ્નાન કરે છે, તે દીર્ઘ આયુષ્ય મેળવે છે તથા સ્વર્ગલોકમાં જાય છે.[૧૩] તેમ જે ચંપાનગરીમાં જઈ ભાગીરથીમાં જલાંજલિ અર્પે છે અને દંડ નામે તીર્થમાં જાય છે, તે સહસ્ર ગોદાનનું ફળ પામે છે.[૧૪] ત્યાંથી પુણ્યોથી શોભી રહેલા પવિત્ર લપેટિકા તીર્થમાં જવું. તેમ કરવાથી મનુષ્યને વાજપેય યજ્ઞનું ફળ મળે છે અને તે સર્વ દેવોથી પૂજાય છે.[૧૫] ત્યાંથી જમદગ્નિપુત્ર પરશુરામે સેવેલા મહેંદ્ર પર્વત ઉપર જવું. જે મનુષ્ય ત્યાં રામતીર્થમાં સ્નાન કરે છે, તે અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે.[૧૬] હે કુરુનંદન! ત્યાં મતંગકેદાર નામનું તીર્થ છે. હે કુરુશ્રેષ્ઠ! ત્યાં સ્નાન કરવાથી મનુષ્યને સહસ્ર ગોદાનનું ફળ મળે છે. જે મનુષ્ય શ્રીપર્વત ઉપર જઈ નદીમાં સ્નાન કરે છે અને ભગવાન વૃષભધ્વજનું પૂજન કરે છે, તે અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે.[૧૭–૧૯] મહાતેજસ્વી મહાદેવ ઉમાદેવી સાથે એ શ્રીપર્વત ઉપર રહે છે અને બ્રહ્મા પણ દેવો સાથે ત્યાં પરમ પ્રસન્ન થઈને વાસ કરે છે. જે મનુષ્ય પવિત્ર થઈને અને મનને નિયમમાં રાખીને ત્યાં દેવહ્રદમાં સ્નાન કરે છે, તે અશ્વમેધનું ફળ પામે છે તથા પરમ સિદ્ધિને પ્રાપ્ત કરે છે. પછી પાંડ્યદેશમાં આવેલા અને દેવોથી પૂજાયેલા ઋષભ પર્વત ઉપર જવાથી માણસને વાજપેય યજ્ઞનું ફળ

મળે છે તથા તે સ્વર્ગલોકમાં આનંદ ભોગવે છે.[૨૦,૨૧] હવે અપ્સરાઓના વૃંદોથી વીંટાયેલી કાવેરી નદી ઉપર જવું. હે રાજન્! જે માણસ ત્યાં સ્નાન કરે છે, તે સહસ્ર ગોદાનનું ફળ પામે છે.[૨૨] ત્યાંથી સમુદ્રને તીરે કન્યાતીર્થમાં સ્નાન કરવું. હે રાજેંદ્ર! તે જળનો સ્પર્શ કરવાથી મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાય છે.[૨૩] પછી હે રાજેંદ્ર! સમુદ્રની મધ્યમાં આવેલા, સર્વ લોકોથી નમસ્કાર પામેલા ને ત્રણે લોકમાં વિખ્યાતિ પામેલા ગોકર્ણ તીર્થમાં જવું. ત્યાં બ્રહ્માદિ દેવો, તપોધન ઋષિઓ, ભૂતો, યક્ષો, કિન્નરો, મહાન ઉરગો, સિદ્ધો, ચારણો, ગંધર્વો, મનુષ્યો, પન્નગો, સરિતાઓ, સાગરો અને પર્વતો ઉમાપતિ શંકરની ઉપાસના કરી રહ્યા છે.[૨૪-૨૬] જે મનુષ્ય ત્યાં ભગવાન મહાદેવની પૂજા કરે છે અને ત્રણ રાત્રિના ઉપવાસ રાખે છે, તે અશ્વમેધનું ફળ પામે છે તથા ગણપતિનું પદ મેળવે છે.[૨૭] જે પુરુષ ત્યાં બાર રાત્રિ રહે છે, તેનું મન પવિત્ર થાય છે. ત્યાંથી આગળ ગાયત્રીનું ત્રૈલોક્યપૂજિત સ્થાન છે.[૨૮] ત્યાં ત્રણ રાત્રિ વાસ કરવાથી માણસને સહસ્ર ગોદાનનું ફળ સાંપડે છે. હે નરાધીશ! ત્યાં બ્રાહ્મણોની પરીક્ષા માટે એક પ્રત્યક્ષ ઉદાહરણ મળે છે. તે એ કે વ્યભિચારથી ઉત્પન્ન થયેલો બ્રાહ્મણ જો ત્યાં ગાયત્રીનો પાઠ કરે છે, તો તેની ગાયત્રી એ સ્વરહીન, છંદરહિત અને ગામડિયાના ગીત જેવી થઈ જાય છે.[૨૯,૩૦] બ્રાહ્મણ સિવાયનો કોઈ બીજો પુરુષ જો ત્યાં ગાયત્રી બોલે છે, તો બોલતાંની સાથે જ તે ગાયત્રી ભુલાઈ જાય છે. ત્યાંથી આગળ વિપ્રર્ષિ સંવર્તની દુર્લભ વાપીએ જવાથી મનુષ્ય રૂપવાળો થાય છે તથા સૌભાગ્ય પ્રાપ્ત કરે છે. પછી જો મનુષ્ય વેણાએ જઈ ત્રણ રાત્રિના ઉપવાસ રાખે છે, તે મયૂર અને હંસવાળું વિમાન પામે છે. જે મનુષ્ય ત્યાંથી સિદ્ધોથી નિત્ય સેવાયેલી ગોદાવરીએ જાય છે, તે ગોમેધ યજ્ઞનું ફળ પામે છે અને ઉત્તમ વાસુકિલોકમાં જાય છે. વેણાના સંગમમાં સ્નાન કરવાથી મનુષ્યને અશ્વમેધનું ફળ મળે છે.[૩૧-૩૪] જે માણસ વરદાના સંગમમાં સ્નાન કરે છે, તે સહસ્ર ગોદાનનું ફળ પામે છે. પછી જે મનુષ્ય બ્રહ્મસ્થાને જઈ ત્રણ રાત્રિના ઉપવાસ રાખે છે, તે સહસ્ર ગોદાનનું ફળ પામે છે તથા સ્વર્ગલોકમાં જાય છે. બ્રહ્મચારી અને એકચિત્ત રહી જે પુરુષ કુશપ્લવન જઈ ત્રણ રાત્રિનો વાસ કરે છે તથા જ્યાં સ્નાન કરે છે, તે અશ્વમેધનું ફળ મેળવે છે. પછી જે મનુષ્ય અરણ્યમાં કૃષ્ણા અને વેણાના જળમાંથી ફૂટેલા દેવહ્રદમાં અને જાતિસ્મરહ્રદમાં સ્નાન કરે છે, તે પૂર્વજન્મનું સ્મરણ પામે છે.[૩૫-૩૮] ત્યાં દેવરાજ ઇંદ્ર સો યજ્ઞો કરીને સ્વર્ગમાં ગયા હતા. હે ભારત! ત્યાં જવામાત્રથી માણસને અગ્નિષ્ટોમયજ્ઞનું ફળ મળે છે.[૩૯] ત્યાંથી સર્વહ્રદમાં સ્નાન કરવાથી મનુષ્યને સહસ્ર ગોદાનનું ફળ સાંપડે છે. પછી મહાપવિત્ર વાપીમાં અને સરિતાઓમાં શ્રેષ્ઠ પયોષ્ણીમાં જે મનુષ્ય પિતૃઓ અને દેવોનું અર્ચન કરે છે, તે સહસ્ર ગોદાનનું ફળ મેળવે છે.[૪૦,૪૧] હે રાજન! પછી પવિત્ર દંડકારણ્યમાં જઈને સ્નાન કરવું. હે ભારત! ત્યાં માત્ર સ્નાન કરનારને સહસ્ર ગોદાનનું ફળ મળે છે. પછી જે મનુષ્ય મહાત્મા શુકના શરભંગ આશ્રમે જાય છે, તે દુર્ગતિ પામતો નથી અને પોતાના કુળને પાવન કરે છે. ત્યાંથી જમદગ્નિપુત્ર પરશુરામે સેવેલા શૂર્પારકમાં જવું. જે મનુષ્ય ત્યાં રામતીર્થમાં સ્નાન કરે છે, તે પુષ્કળ સુવર્ણ પ્રાપ્ત કરે છે.[૪૨,૪૩] નિયમપરાયણ અને મિતાહારી રહી જે મનુષ્ય સપ્તગોદાવરીમાં સ્નાન કરે છે, તે મહાન પુણ્ય

મેળવે છે અને દેવલોકમાં જાય છે. ત્યાંથી નિયમવ્રતી અને મિતાહારી મનુષ્ય દેવપથ નામના તીર્થમાં જાય, તો દેવસત્રનું જે પુણ્ય છે તે તેને મળે છે. પછી બ્રહ્મચારી અને જિતેંદ્રિય પુરુષે તુંગકારણ્યમાં જવું. પૂર્વે સારસ્વત ઋષિએ ત્યાં વેદોનું અધ્યાપન કર્યું હતું. પરંતુ સમય જતાં વેદો નાશ પામ્યા, ત્યારે અંગિરા મુનિનો પુત્ર ઋષિઓના ઉપરણા ઉપર સુખે બેઠો હતો. તેણે યથાવિધિએ ૐકારનો સારી રીતે ઉચ્ચાર કર્યો, એટલે ઋષિઓને પોતે આગળના ભણેલા તે બધા પાઠો સાંભરી આવ્યા. ત્યાં ઋષિઓ, દેવો, વરુણ, અગ્નિ, પ્રજાપતિ, હરિનારાયણ, મહાદેવ અને દેવો સહિત મહાતેજસ્વી બ્રહ્મા એ સર્વેએ મહાકાંતિમાન ભૃગુને યજ્ઞ કરાવવાને યોજ્યા હતા. પછી તે ભગવાન ભૃગુએ સર્વ ઋષિઓને ફરીથી વિધિપૂર્વક અને શાસ્ત્રોક્ત કર્મથી અગ્નિહોત્ર લેવરાવ્યું હતું. ત્યાં ઘીની આહુતિથી અગ્નિને વિધિપૂર્વક તૃપ્ત કરીને દેવો અને ઋષિઓ યથાક્રમે પોતપોતાને ભવને ગયા.[૪૪-૫૨] હે રાજશ્રેષ્ઠ! જે સ્ત્રી કે પુરુષ એ તુંગક અરણ્યમાં પ્રવેશ કરે છે, તેનાં સર્વ પાપો ઓગળી જાય છે. હે રાજન્! નિયમવ્રતી અને મિતાહારી એવો જે ધીર પુરુષ ત્યાં એક માસ રહે છે, તે બ્રહ્મલોકમાં જાય છે અને પોતાના કુળનો ઉદ્ધાર કરે છે.[૫૩,૫૪] જે મનુષ્ય મેધાવિક તીર્થે જઈ દેવો અને પિતૃઓનું તર્પણ કરે છે, તે અગ્નિષ્ટોમનું ફળ પામે છે અને તેને સ્મૃતિ તથા બુદ્ધિ પ્રાપ્ત થાય છે. અહીં કાલંજર નામનો લોકવિખ્યાત પર્વત છે. ત્યાં દેવહ્રદમાં સ્નાન કરવાથી મનુષ્યને સહસ્ર ગોદાનનું ફળ મળે છે.[૫૫,૫૬] હે રાજન્! જે પુરુષ ત્યાં કાલંજરગિરિ ઉપર સ્નાન કરે છે તથા કરાવે છે, તે સ્વર્ગલોકમાં મહિમા પામે છે એ વિશે સંશય નથી.[૫૭] હે પૃથ્વીપતિ! ત્યાંથી પર્વતોત્તમ ચિત્રકૂટ ઉપર સર્વ પાપોનો નાશ કરનારી મંદાકિનીએ જવું. જે માણસ તેમાં સ્નાન કરે છે અને દેવો તથા પિતૃઓનું પૂજન કરે છે, તે અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે અને પરમ ગતિને પ્રાપ્ત થાય છે.[૫૮,૫૯] ત્યાંથી હે ધર્મજ્ઞ! અનુપમ ભર્તૃસ્થાનમાં જવું. ત્યાં દેવોના સેનાપતિ કાર્તિકસ્વામી નિત્ય નિકટમાં રહે છે. હે નૃપશ્રેષ્ઠ! ત્યાં જવામાત્રથી પુરુષને સિદ્ધિ મળે છે. કોટિતીર્થમાં સ્નાન કરવાથી માણસને સહસ્ર ગોદાનનું ફળ મળે છે.[૬૦,૬૧] પુરુષે ત્યાંથી પ્રદક્ષિણા કરી જ્યેષ્ઠસ્થાનમાં જવું. ત્યાં મહાદેવનાં દર્શન કરવાથી માણસ ચંદ્રની જેમ શોભી ઊઠે છે. હે મહારાજ! હે ભરતોત્તમ! હે યુધિષ્ઠિર! ત્યાં ચાર પ્રસિદ્ધ સમુદ્રો એક કૂવામાં રહે છે.[૬૨,૬૩] હે રાજેંદ્ર! જે નિયમવ્રતી માણસ ત્યાં સ્નાન કરી દેવો અને પિતૃઓનું પૂજન કરે છે, તે પાવન થઈને પરમ ગતિને પામે છે.[૬૪] હે રાજેંદ્ર! ત્યાંથી મહાન શૃંગવેર નામના મહાનગર પ્રત્યે જવું. હે મહારાજ! પૂર્વે ત્યાં દશરથનંદન રામચંદ્ર ગંગા પાર કરી ગયા હતા. હે મહાબાહુ! જે મનુષ્ય તે તીર્થમાં સ્નાન કરે છે, તે પાપોથી મુક્ત થાય છે. બ્રહ્મચારી અને સ્વસ્થચિત્ત પુરુષ ગંગામાં સ્નાન કરે છે, તો તે પાપમુક્ત થાય છે અને વાજપેય યજ્ઞનું ફળ પામે છે. ત્યાંથી ધીમાન મહાદેવના સ્થાનરૂપ મુંજવટ પ્રત્યે જવું.[૬૫-૬૭] હે ભારત! જે મનુષ્ય ત્યાં જઈ મહાદેવને વંદન કરે છે તથા તેમની પ્રદક્ષિણા કરે છે, તે ગણપતિનું પદ પામે છે. જે માણસ તે તીર્થમાં જાહ્નવીમાં સ્નાન કરે છે, તે પાપોથી છૂટે છે.[૬૮-૭૦]

હે રાજેંદ્ર! ત્યાંથી ઋષિઓએ પ્રશંસેલા પ્રયાગતીર્થમાં જવું. બ્રહ્માદિ દેવો, દિગ્પાલો સહિત દિશાઓ, લોકપાલો, સાધ્યો, લોકપૂજિત

પિતૃઓ, સનત્કુમાર આદિ પરમ ઋષિઓ, અંગિરા આદિ નિર્મળ બ્રહ્મર્ષિઓ, નાગો, સુપર્ણો, સિદ્ધો, ચક્રચરો, સરિતાઓ, સાગરો, ગંધર્વો, અપ્સરાઓ અને પ્રજાપતિ સાથે ભગવાન હરિ–એ સર્વે ત્યાં વસે છે. ત્યાં ત્રણ અગ્નિકુંડો છે. સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ ગણાતી ગંગા તે કુંડોની વચ્ચે થઈને વેગથી વહે છે. તપનદેવ સૂર્યની પુત્રી, ત્રણ લોકમાં પ્રસિદ્ધ અને લોકને પાવન કરતારી દેવી યમુના અહીં ગંગા સાથે સંગમ પામે છે. ગંગા અને યમુનાના મધ્યભાગને (હરિદ્વારથી પ્રયાગ સુધીના ભાગને) મેરુરૂપી મસ્તકવાળી પૃથ્વીનો જઘન કહ્યો છે. પ્રયાગ તે જઘનનું સમાપ્તિસ્થાન–યોનિસ્થાન છે, એમ ઋષિઓ જાણે છે. પ્રયાગ, પ્રતિષ્ઠાન, કંબલ, અશ્વતર અને ભોગવતી એ તીર્થો પ્રજાપતિની વેદી ગણાય છે. હે યુધિષ્ઠિર! મૂર્તિમંત વેદો અને યજ્ઞો તથા તપોધન ઋષિઓ ત્યાં પ્રજાપતિની ઉપાસના કરે છે. વળી ચક્રવર્તી રાજાઓ અને દેવો ત્યાં યજ્ઞોથી યજન કરે છે.[૭૨–૭૮] આથી હે ભારત! પ્રયાગ ત્રણે લોકોમાં સૌથી પવિત્ર છે હે વિભુ! ઋષિઓ એને સર્વે તીર્થોમાં શ્રેષ્ઠ કહે છે. તે તીર્થમાં જવામાત્રથી અને તેનું નામસ્મરણ કર્યાથી માણસ મૃત્યુ અને કાળના ભયથી મુક્ત થાય છે અને પાપથી છૂટે છે. જે મનુષ્ય ગંગા-યમુનાના તે લોકવિખ્યાત સંગમમાં સ્નાન કરે છે, તે રાજસૂય યજ્ઞનું અને અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે.[૭૯–૮૧] હે ભારત! દેવોએ સંસ્કારેલી આ યજનભૂમિ છે. ત્યાં થોડુંક દાન આપ્યું હોય તોપણ તે ઘણું આપ્યા બરાબર થાય છે.[૮૨] હે તાત! વેદવચનથી અરે! લોકવચનથી પણ તારે* પ્રયાગમાંના મરણની મતિને ફેરવવી નહિ; અર્થાત્ પ્રયાગમાં મરણ મુક્તિદાયક છે, તેથી ત્યાં જ મરવાનો નિશ્ચય રાખવો. હે કુરુનંદન!+ દશ હજાર તીર્થો અને બીજાં સાઠ કરોડ તીર્થો અહીં પ્રયાગમાં જ નિવાસ કરે છે, એમ શાસ્ત્રકથન છે.[૮૩,૮૪] જે પુણ્ય ચાર વેદોના અધ્યયનનું છે અને જે પુણ્ય સત્યવાદીને મળે છે, તે પુણ્ય મનુષ્યને ગંગા અને યમુનાના સંગમમાં સ્નાન કરવાથી પ્રાપ્ત થાય છે.[૮૫] ત્યાં વાસુકિનું ભોગવતી નામે ઉત્તમ તીર્થ છે. જે મનુષ્ય ત્યાં સ્નાન કરે છે, તે અશ્વમેધનું ફળ પામે છે.[૮૬] ત્યાં ત્રૈલોક્ય-પ્રસિદ્ધ હંસપ્રપતન તીર્થ છે. હે કુરુનંદન! વળી ત્યાં ગંગામાં દશાશ્વમેધિક તીર્થ છે.[૮૭] ગંગામાં ગમે ત્યાં સ્નાન કર્યું હોય, તો કુરુક્ષેત્ર સમાન ફળ મળે છે, તોપણ કનખલમાં તે વિશેષ ફળદાયી છે અને પ્રયાગમાં તેનું અતિ મહાન ફળ છે.[૮૮] સેંકડો દુષ્કર્મો કર્યાં છતાં જો ગંગાસ્નાન કર્યું હોય, તો તે ગંગાજળ તે મનુષ્યનાં સર્વ પાપોને જેમ અગ્નિ કાષ્ઠને બાળી મૂકે છે તેમ બાળી મૂકે છે.[૮૯] સતયુગમાં સર્વ તીર્થો, ત્રેતામાં પુષ્કર, દ્વાપરમાં કુરુક્ષેત્ર અને કલિયુગમાં ગંગા એમ પવિત્ર તીર્થો કહેવાયાં છે.[૯૦] પુષ્કરતીર્થમાં તપ તપવું, મહાલય તીર્થમાં દાન આપવું, મલયગિરિ પર્વત ઉપર અગ્નિપ્રવેશ કરવો અને ભૃગુતુંગ પર્વત ઉપર આહારનો ત્યાગ કરીને મરણ માટે બેસવું. જે માણસ પુષ્કરમાં, કુરુક્ષેત્રમાં, ગંગામાં અને મગધદેશમાં સ્નાન કરે છે, તે પોતાની પાછલી અને આગલી સાત સાત પેઢીઓને તારે છે.[૯૧, ૯૨] ગંગાનું નામકીર્તન થતાં તે પાપીને પાવન કરે છે, તેનું દર્શન કરતાં તે મનુષ્યને મંગલ આપે

---

* [illegible]—મહાભારત (footnote partly illegible)

[illegible] જમુનાનો સમાગમ થાય ૭, ત્યાં સ્નાન કરનારાઓ સ્વર્ગમાં જાય ૮ અને જે ગાર પૂરો ત્યાં [illegible] કરે ૭, તેના [illegible] પામે ૭.

\+ [illegible]—[illegible]

મનુષ્યો [illegible] થાય ૭ અને પ્રયાગમાં મરણથી મુક્ત થાય ૭.

છે, તેમાં જે સ્નાન કરે છે તથા તેનું જલપાન કરે છે, તેના કુળની સાત પેઢીઓ પાવન થાય છે.[૯૩] હે રાજન્! માણસ જેમ પુણ્યતીર્થો અને પુણ્યધામોની ઉપાસના કરી પુણ્ય મેળવી સ્વર્ગમાં જાય છે, તેમ જે મનુષ્યનાં હાડકાં જ્યાં સુધી ગંગાજળનો સ્પર્શ કરે છે, ત્યાં સુધી તે સ્વર્ગલોકમાં મહિમા પામે છે.[૯૪,૯૫] પિતામહ બ્રહ્માએ કહ્યું છે કે, 'ગંગા જેવું બીજું તીર્થ નથી, વિષ્ણુથી ચડિયાતો કોઈ બીજો દેવ નથી અને બ્રાહ્મણોથી મોટો કોઈ બીજો પુરુષ નથી.[૯૬] હે મહારાજ! જે દેશમાં ગંગા છે, તે દેશ તપોવન છે. જે ક્ષેત્ર ગંગાતીરે આવ્યું છે, તેને સિદ્ધિક્ષેત્ર જાણવું. બ્રાહ્મણોના, સાધુઓના, પુત્રના, મિત્રોના, શિષ્યના અને સેવકોના કાનમાં આ પરમ સત્ય ઉપદેશરૂપે કહેવું.[૯૭,૯૮] આ તીર્થયાત્રાનું વર્ણન ધનાદિકનો લાભ આપનારું છે, પવિત્ર છે અને અનુપમ સ્વર્ગદાયી છે. એ પુણ્યકારી છે, રમ્ય છે, પાવનકારી છે અને ઉત્તમ ધર્મમય છે. મહર્ષિઓમાં એ ગુપ્ત છે અને સર્વ પાપોથી એ છોડાવનારું છે. જે મનુષ્ય દ્વિજોની વચ્ચે આનું અધ્યયન કરે છે, તે નિર્મળ થઈને સ્વર્ગલોકને પામે છે.[૯૯,૧૦૦] તીર્થવંશીનું આ કીર્તન ઐશ્વર્ય આપનારું, સ્વર્ગ દેનારું, પુણ્યકારી, શત્રુઓને શમાવનારું, કલ્યાણરૂપ અને ઉત્તમ બુદ્ધિજનક છે.[૧૦૧] એ કીર્તન વડે અપુત્રને પુત્ર મળે છે, નિર્ધનને ધન સાંપડે છે, રાજાને પૃથ્વી ઉપર જય પ્રાપ્ત થાય છે અને વૈશ્યને ધનલાભ મળે છે.[૧૦૨] એના પાઠથી શૂદ્ર પોતાના ઇચ્છિત મનોરથો પામે છે અને બ્રાહ્મણ પારંગત થાય છે. જે માણસ પવિત્ર રહીને આ તીર્થના પુણ્યને નિત્ય સાંભળે છે, તે આગલા અનેક જન્મોનું સ્મરણ પામે છે અને સ્વર્ગલોકમાં આનંદ ભોગવે છે.[૧૦૩,૧૦૪] આમ જઈ શકાય એવાં અને ન જઈ શકાય એવાં તીર્થો વિશે મેં તમને કહ્યું છે. સર્વ તીર્થોનાં દર્શનની ઇચ્છા રાખનારાએ અગમ્ય તીર્થો વિશે માનસિક યાત્રા કરવી. પુણ્યની ઇચ્છાવાળા વસુઓ, સાધ્યો, આદિત્યો, મરુતો, અશ્વિનીકુમારો અને દેવ તુલ્ય ઋષિઓએ એ તીર્થોમાં સ્નાન કર્યું છે. હે કૌરવ્ય! હે સુવ્રત! તમે પણ પુણ્યથી પુણ્યને વધારતા રહી, નિયમપરાયણ રહી, એ જ વિધિએ એ તીર્થોમાં જાઓ.[૧૦૫-૧૦૮] ઇંદ્રિયોનો નિગ્રહ કરનાર અને શાસ્ત્રદર્શી સંતો આસ્તિકતાથી તથા વેદજ્ઞાનથી તે તીર્થોને પ્રથમથી પામે છે. હે કૌરવ્ય! વ્રતહીન, અવશચિત્ત, અપવિત્ર, ચોર અને કુટિલ બુદ્ધિવાળો મનુષ્ય એ તીર્થોમાં સ્નાન કરી શકતો નથી.[૧૦૯,૧૧૦] હે ધર્મજ્ઞ! હે રાજન્! તમે ધર્માર્થના વેત્તાએ તો નિત્ય ધર્મ અને સદાચારથી તમારા પિતા, પિતામહ, પ્રપિતામહો, બ્રહ્મા આદિ દેવો અને ઋષિગણો ઇત્યાદિ સર્વેને નિત્ય સંતોષ્યા છે. આથી હે ઇંદ્ર તુલ્ય! તમે વસુઓના લોકને પ્રાપ્ત કરશો. હે ભીષ્મ! તમને ભૂમંડળમાં મહાન અને અવિચળ કીર્તિ પ્રાપ્ત થશે.[૧૧૧,૧૧૨]

નારદ બોલ્યા: ભગવાન પુલસ્ત્યઋષિ આ પ્રમાણે બોલ્યા અને ભીષ્મની અનુજ્ઞા લઈ પ્રીતિપૂર્વક પ્રસન્ન મનથી ત્યાંજ અંતર્ધાન થયા. હે કુરુસિંહ! શાસ્ત્રના તત્ત્વાર્થવેત્તા ભીષ્મે પુલસ્ત્યના વચનથી પૃથ્વીની પરિક્રમા આચરી. આમ મહા પુણ્યોથી ભરેલી, મહાન ભાગ્યશાળી અને સર્વ પાપોને દૂર કરનારી એ તીર્થયાત્રા પ્રતિષ્ઠાનપુરમાં પૂરી થઈ. જે મનુષ્ય આ વિધિએ પૃથ્વીની યાત્રા કરે છે, તે મૃત્યુ પછી સો અશ્વમેધ યજ્ઞનું ફળ ભોગવે છે. હે પાર્થ! કુરુકુળમાં મુખ્ય એવા ભીષ્મને જે ફળ પૂર્વે મળ્યું હતું, તેથી આઠગણું ઉત્તમ ધર્મફળ તમને સાંપડશે. તમે ઋષિઓને ત્યાં દોરી જનાર છો, તેથી તમને આઠગણું ફળ મળશે.[૧૧૩-૧૧૬] હે ભારત! એ તીર્થો રાક્ષસોના

સમૂહોથી વ્યાપેલાં છે. હે કુરુનંદન ! તમારા વિના કોઈ બીજા રાજાઓથી ત્યાં જવાયું નથી.[૧૧૭] જે કોઈ મનુષ્ય સર્વ તીર્થોના સંબંધવાળા આ દેવર્ષિના ચરિત્રનો પ્રભાતે ઊઠીને પાઠ કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.[૧૧૮] હે મહારાજ ! ઋષિઓમાં મુખ્ય એવા વાલ્મીકિ, કશ્યપ, આત્રેય, કુંડજઠર, વિશ્વામિત્ર, ગૌતમ, અસિત, દેવલ, માર્કંડેય, ગાલવ, ભરદ્વાજ, વસિષ્ઠ, ઉદ્દાલકમુનિ, શૌનક, પુત્ર સહિત તપસ્વીશ્રેષ્ઠ વ્યાસ, મુનિશ્રેષ્ઠ દુર્વાસા અને મહાતપસ્વી જાબાલિ–એ સર્વે તપોધન ઋષિવરો તમારી રાહ જોઈ રહ્યા છે, તમે એમની સાથે એ તીર્થોમાં જાઓ.[૧૧૯–૧૨૨] હે મહારાજ ! અમાપ તેજસ્વી લોમશ નામના મહર્ષિ તમને આવીને મળશે, તમે તેમની સાથે જાઓ. હે ધર્મજ્ઞ ! તમે મારી સાથે આ તીર્થોમાં અનુક્રમે જાઓ. તેથી રાજા મહાભિષની જેમ તમને મહાન કીર્તિ પ્રાપ્ત થશે. હે રાજસિંહ ! તમે ધર્માત્મા યયાતિ અને રાજા પુરુરવાની જેમ સ્વધર્મથી શોભી રહ્યા છો. ભગીરથ રાજા તથા વિખ્યાત રામની જેમ તમે સર્વ રાજમંડલમાં સૂર્યની જેમ પ્રકાશી રહ્યા છો.[૧૨૩–૧૨૬] મનુ, ઇક્ષ્વાકુ, મહાયશસ્વી પુરુ અને વેનપુત્ર પૃથુની જેમ હે મહારાજ ! તમે પણ પ્રસિદ્ધ છો. વૃત્રને હણનારા દેવરાજ ઇંદ્રે જેમ પૂર્વે સંતાપમુક્ત થઈને સર્વ શત્રુઓને સંહારી ત્રૈલોક્યનું પાલન કર્યું હતું, તેમ તમે પણ શત્રુઓનો નાશ કરી, સ્વધર્મથી જીતેલી પૃથ્વીને મેળવી, પ્રજાનું પાલન કરશો. હે કમલનયન ! એથી કાર્તવીર્ય અર્જુનની પેઠે તમે ધર્મથી વિખ્યાતિ પામશો.[૧૨૭–૧૩૦]

વૈશંપાયન બોલ્યા : હે મહારાજ ! ભગવાન નારદઋષિએ યુધિષ્ઠિરરાજાને આ પ્રમાણે આશ્વાસન આપ્યું અને પછી એમની રજા લઈને તે ત્યાં જ અંતર્ધાન પામ્યા. ધર્માત્મા યુધિષ્ઠિર પણ એ જ વિષયનું ચિંતન કરી રહ્યા અને ઋષિઓને તીર્થયાત્રા સંબંધી પુણ્ય કહેવા લાગ્યા.[૧૩૧–૧૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'નારદવાક્ય' નામનો અધ્યાય ૮૫ મો સમાપ્ત

## અધ્યાય ૮૬ મો

### ધૌમ્યને યુધિષ્ઠિરનું નિવેદન

॥ वैशंपायन उवाच ॥

भ्रातॄणां मतमाज्ञाय नारदस्य च धीमतः ।
पितामहसमं धौम्यं प्राह राजा युधिष्ठिरः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : ધીમાન નારદનો તથા ભાઈઓનો મત મેળવી લઈને, રાજા યુધિષ્ઠિર પિતામહ બ્રહ્માના જેવા ધૌમ્ય મુનિને કહેવા લાગ્યા :[૧] 'સત્યપરાક્રમી, મહાબાહુ, અમાપ વૈર્યવાળા અને પુરુષોમાં સિંહ સમાન એ જયવંત અર્જુનને મેં અસ્ત્રને કારણે દેશ બહાર મોકલ્યો છે.[૨] કેમ કે તે વીર તપોધન સમર્થ છે અને મારો ભક્ત છે. અસ્ત્રવિદ્યામાં તે સમર્થ વાસુદેવની સમાન અત્યંત નિષ્ણાત છે. હે બ્રહ્મન્ ! કૃષ્ણ તથા અર્જુન, એ બન્ને શત્રુનાશનોને હું અને પ્રતાપી વ્યાસ આવા પરાક્રમી જાણીએ છીએ.[૩,૪] કમળ જેવા લોચનવાળા અને ત્રણે યુગમાં વર્તમાન રહેનારા વાસુદેવ તથા ધનંજયને નારદ પણ આમ જ જાણે છે અને તેઓ પણ મને એ વિશે સદૈવ કહ્યા કરે છે.[૫] વળી હું જાણું છું કે, તેઓ બન્ને નર અને નારાયણ ઋષિઓ છે. આથી એ સમર્થ છે, એમ માનીને મેં અર્જુનને આજ્ઞા કરી છે.[૬] પરાક્રમમાં ઇંદ્રથી ન ઊતરે એવા એ ઇંદ્રપુત્રને મેં દેવાધિદેવ ઇંદ્રનાં દર્શન કરવા તથા ઇંદ્ર પાસેથી અસ્ત્રો મેળવવા દેશ બહાર મોકલ્યો છે.[૭] ભીષ્મ અને દ્રોણ અતિરથીઓ છે. કૃપાચાર્ય અને દ્રોણપુત્ર અશ્વત્થામા દુર્જય છે. ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનને સંગ્રામમાં મહારથીઓ વીંટી વળ્યા છે. એ સર્વ વેદવેત્તાઓ છે અને સર્વ અસ્ત્રોના જાણનારા છે; ને

મહાબળિયાઓ અર્જુનની સાથે લડવાને સતત કામના કરી રહ્યા છે.[૮,૯] વળી તે સૂતપુત્ર મહારથી કર્ણ દિવ્ય અસ્ત્રોનો જાણકાર છે. અસ્ત્રોના વેગરૂપી વાયુથી તે બળવાન છે. બાણરૂપી જ્વાલાવાળો, તાળીઓના શબ્દવાળો, ક્રોધરૂપી ધુમાડાવાળો અને અસ્ત્રરૂપી ગતિવાળો તે, ધૃતરાષ્ટ્રપુત્રોરૂપી પવનથી ઉદ્ધત થયો છે. પ્રલયકાળે છૂટેલા મહા અગ્નિની જેમ, મારા આ તણખલા જેવા સૈન્યને નિઃસંશય તે ખાખ કરી નાખશે.[૧૦,૧૧] કૃષ્ણરૂપી પવનથી પ્રેરાયેલો, દિવ્ય અસ્ત્રની મહાન આગવાળો, સફેદ ઘોડાઓરૂપી બગલીઓવાળો અને ગાંડીવરૂપ ઇંદ્રાયુધના તેજવાળો અર્જુને છોડેલો તે રોપભર્યો મેઘ, યુદ્ધમાં ઘણા પ્રોજ્જ્વળ થયેલા તે કર્ણરૂપી પાવકને શાંત કરશે.[૧૨,૧૩] પછી શત્રુનગરને જીતનારો એ અર્જુન સાક્ષાત્ ઇંદ્ર પાસેથી સર્વ દિવ્ય અસ્ત્રો મેળવશે. એ તે સર્વ શત્રુઓ માટે બસ છે. રણમાં અતિ નિષ્ણાત શત્રુઓ સામે એના જેવો બીજો કોઈ સમોવડિયો નથી, એવું મારું માનવું છે. તો અમે સર્વ એ શત્રુદમન પાંડુનંદનને અસ્ત્રથી સંપન્ન થયેલો જોઈશું. કેમ કે એ અર્જુન એ ભાર ઊંચકીને ગળાતો નથી. હે માનવવર! કૃષ્ણા સાથે અમે તો આ કામ્યક વનમાં તે વીર વિના શાંતિ પામતા નથી.[૧૪–૧૭] તો તમે પુષ્કળ અન્નવાળું, પવિત્ર, રમણીય અને પુણ્યકર્મીઓથી સેવાયેલું બીજું કોઈ સરસ વન કહો; એટલે વરસાદની કામનાવાળાઓ જેમ વાદળાંની વાટ જુએ છે, તેમ અમે થોડો સમય ત્યાં નિવાસ રાખી સત્યવિક્રમી વીર અર્જુનની રાહ જોઈશું.[૧૮,૧૯] બ્રાહ્મણો પાસેથી સાંભળેલા કેટલાક જાતજાતના આશ્રમો, સરોવરો, સરિતાઓ અને રમણીય પર્વતો વિષે તમે કહો; કેમ કે હે બ્રહ્મન્! મને અર્જુન વિના, આ કામ્યક વનમાં વસવું રુચતું નથી. હવે અમે બીજી દિશાએ જઈએ.[૨૦–૨૨]

# અધ્યાય ૮૭મો

## ધૌમ્યે કરેલું તીર્થવર્ણન–પૂર્વનાં તીર્થો

॥ વૈશંપાયન ઉવાચ ॥

तान्सर्वानुत्सुकान् दृष्ट्वा पांडवान्दीनचेतमः ।
आश्वासयंस्तथा धौम्यो बृहस्पतिसमोऽब्रवीत् ॥१॥

વૈશંપાયન બોલ્યા : દુઃખી મનવાળા તે સર્વ પાંડવોને ઉત્સુક જોઈને બૃહસ્પતિ સમા ધૌમ્યે આશ્વાસન આપતાં આ પ્રમાણે કહ્યું:[૧] 'હે નિષ્પાપ! હે ભરતોત્તમ! બ્રાહ્મણોની સંમતિ પામેલા પુણ્યઆશ્રમો, દિશાઓ, તીર્થો અને પર્વતો વિષે હું કહું છું, તે સાંભળો.[૨] હે રાજન્! હે નરેશ્વર! તે સાંભળીને તમે આ દ્રૌપદી અને ભાઈઓ સહિત શોકમુક્ત થશો. વળી હે પાંડવ! તેમનું શ્રવણ કરવાથી તમે પુણ્ય પામશો. હે નરોત્તમ! તે તે ધામે જવાથી તમને સોગણું પુણ્ય મળશે.[૩,૪] હે યુધિષ્ઠિરરાજ! પ્રથમ રાજર્ષિઓના સમૂહે સેવેલી રમ્ય પૂર્વ દિશાનું હું મારી સ્મૃતિ પ્રમાણે વર્ણન કરીશ. હે ભારત! દેવર્ષિસેવિત એ દિશામાં નૈમિષારણ્ય છે. ત્યાં દેવોનાં જુદાં જુદાં પુણ્યતીર્થો છે.[૫,૬] ત્યાં દેવર્ષિઓએ સેવેલી તે પવિત્ર અને રમણીય ગોમતી છે, દેવોની યજ્ઞભૂમિ છે અને યમરાજનું પશુવધનું સ્થાન છે. તેમાં રાજર્ષિઓએ સત્કારેલો ગય નામનો પવિત્ર મહા પર્વત છે. ત્યાં દેવોએ અને ઋષિઓએ સેવેલું કલ્યાણકારી બ્રહ્મસરોવર છે.[૭,૮] હે પુરુષસિંહ! પ્રાચીન લોકો એ સ્થાન સંબંધી કહે છે કે, અનેક પુત્રોની ઇચ્છા કરવી; કેમ કે એકાદ પુત્ર પણ ગયામાં જાય, અથવા અશ્વમેધ યજ્ઞ કરે, અથવા નીલ રંગના વૃષભનો ઉત્સર્ગ કરે, તો એથી તેની દશ આગલી ને દશ પાછલી પેઢીઓ ઉદ્ધાર પામે છે. હે રાજન્! ત્યાં જ મહાનદી અને ગયશિર છે. ત્યાં જ બ્રાહ્મણો તે અક્ષયવટ બતાવે છે. હે પ્રભુ! ત્યાં પિતૃઓને આપેલું પિંડદાન અક્ષય ફળ

આપનારું થાય છે. વળી ત્યાં પવિત્ર જળવાળી ફલ્ગુ નામની મહાનદી છે.[૯-૧૨] હે ભરતવર! ત્યાં અનેક ફળમૂળવાળી કૌશિકી નામની નદી છે. તપોધન વિશ્વામિત્ર અહીં જ બ્રાહ્મણત્વ પામ્યા હતા.[૧૩] એ જ દિશામાં પવિત્ર ગંગા નદી છે. તેને તીરે ભગીરથે પુષ્કળ દક્ષિણાવાળા અનેક યજ્ઞોથી યજન કર્યું હતું.[૧૪] હે કૌરવ્ય! પંચાલ દેશમાં લોકો જેને ઉત્પલાવન કહે છે, ત્યાં કૌશિક વિશ્વામિત્રે પુત્ર સાથે યજ્ઞ કર્યો હતો.[૧૫] ત્યાં વિશ્વામિત્રનું તે અલૌકિક ઐશ્વર્ય જોઈને ભગવાન પરશુરામે તેમના વંશનું સ્તુતિગાન કર્યું હતું. કુશિકપુત્ર વિશ્વામિત્રે કાન્યકુબ્જમાં ઇંદ્રની સાથે સોમપાન કર્યું હતું, ત્યારથી તે ક્ષત્રિયત્વથી મુક્ત થયા અને 'હું બ્રાહ્મણ છું' એમ બોલ્યા હતા. હે વીર! ત્યાં પવિત્ર ઋષિઓથી સેવાયેલું, પાવનકારી, પુણ્યમય અને લોકપ્રસિદ્ધ ગંગા-યમુનાનું સંગમતીર્થ છે. પૂર્વે પ્રાણીમાત્રના સર્જનહાર બ્રહ્માએ ત્યાં યજ્ઞ કર્યો હતો, તેથી હે ભરતશ્રેષ્ઠ! તે પ્રયાગ નામે વિખ્યાત છે.[૧૬-૧૯] હે રાજેંદ્ર! ત્યાં અગસ્ત્યનો શ્રેષ્ઠ આશ્રમ છે. હે રાજન્! તે તપસ્વીઓથી શોભિત તાપસારણ્ય છે. ત્યાંથી આગળ કાલંજરગિરિ ઉપર પવિત્ર, મંગલદાત્રી અને અગસ્ત્ય પર્વતથી રળિયામણો હિરણ્યબિંદુ નામે ગિરિવર છે.[૨૦] હે કુરુનંદન! ત્યાં મહાત્મા ભાર્ગવનો મહેંદ્ર નામે આશ્રમ છે. હે કુંતીનંદન! બ્રહ્માએ પૂર્વે ત્યાં યજ્ઞ કર્યો હતો. હે યુધિષ્ઠિર! ત્યાં પવિત્ર ભાગીરથીએ મણિકર્ણિકા નામના સરોવરમાં પ્રવેશ કર્યો હતો. હે પૃથ્વીનાથ! ત્યાં તે પવિત્ર બ્રહ્મશાલા નામથી પ્રખ્યાત છે. તે અનેક પાપમુક્ત મહાત્માઓથી વસેલી છે અને તેનું દર્શન પુણ્યકારી છે. ત્યાં મહાત્મા મતંગનો કેદાર નામે મહાન, ઉત્તમ, પવિત્ર, મંગલદાયી અને લોકપ્રસિદ્ધ આશ્રમ છે. ત્યાં અનેક ફળ, મૂળ અને જલાશયવાળો કુંડોદ નામે રમણીય પર્વત છે. ત્યાં તૃષાતુર થયેલા નળરાજાને જળ મળ્યું હતું તથા શાંતિ પામ્યો હતો. ત્યાં તાપસોથી શોભતું પવિત્ર દેવવન છે. ત્યાં પર્વતશિખર ઉપર બાહુદા તથા નંદા નામની બે નદીઓ છે. હે મહારાજ! આ મેં તમને પૂર્વ દિશામાં આવેલાં તીર્થો, સરિતાઓ, પર્વતો અને પુણ્યધામો કહ્યાં. હવે બાકીની ત્રણ દિશાઓમાંનાં પુણ્યતીર્થો, સરિતાઓ, પર્વતો તથા પવિત્ર ધામો વિશે મારી પાસેથી તમે સાંભળો.[૨૧-૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'ધૌમ્યતીર્થયાત્રા' નામનો અધ્યાય ૮૭ મો સમાપ્ત

## अध्याय ८८ मो

### દક્ષિણનાં તીર્થો

॥ धौम्य उवाच ॥

**दक्षिणस्यां तु पुण्यानि शृणु तीर्थानि भारत।**
**विस्तरेण यथाबुद्धि कीर्त्यमानानि तानि वै॥ १॥**

ધૌમ્ય બોલ્યા: હે ભારત! યથાબુદ્ધિએ વિસ્તારપૂર્વક હું જે દક્ષિણ દિશામાંનાં પુણ્યતીર્થો વિશે કહું છું, તે તમે સાંભળો.[૧] તે દિશામાં અનેક ઉપવનોવાળી, બહુ જળવાળી, તપસ્વીઓએ સેવેલી, મંગલમયી અને પવિત્ર ગોદાવરી નદી વહે છે.[૨] ત્યાં પાપ અને ભયને દૂર કરનારી, મૃગો તથા પક્ષીઓથી ભરેલી અને તપસ્વીઓના આશ્રમોથી શોભી રહેલી વેણા અને ભીમરથી નામની બે નદીઓ છે.[૩] હે ભરતોત્તમ! ત્યાં તે રાજર્ષિ નૃગની રમણીય તીર્થવાળી, પુષ્કળ પાણીવાળી અને બ્રાહ્મણોએ સેવેલી પયોષ્ણી નદી છે.[૪] અહીં મહાયશસ્વી મહાયોગી માર્કંડેયે નૃગરાજના વંશ વિશેની ગાથા ગાઈ હતી કે, 'પયોષ્ણીના ઉત્તમ વારાહ નામના તીર્થમાં નૃગરાજે યજ્ઞ કર્યો, ત્યારે ઇંદ્ર સોમપાનથી અને બ્રાહ્મણો દક્ષિણાઓથી મદમસ્ત થઈ ગયા હતા, એવું અમે પ્રત્યક્ષ

સાંભળ્યું છે.' પયોષ્ણીનું ઊંચે ઊછળેલું, જમીન ઉપર પડેલું અથવા પવને ઊડેલુ જળ અડવાથી મનુષ્યનું જીવનભરનું પાપ નાશ પામે છે. ત્યાં સ્વર્ગથી પણ ઊંચું શલધારી ભગવાન શિવનું એક નિર્મળ શૃંગ છે. એનાં દર્શન કરવાથી અને પોતે કરેલા એ શિવશૃંગનાં દર્શનથી મનુષ્ય શિવનગરમાં જાય છે.[૫-૮] એક બાજુ જલસમૂહથી ભરેલી ગંગા આદિ સર્વ નદીઓ મૂકીએ અને બીજી બાજુ પયોષ્ણીને મૂકીએ, તો પયોષ્ણી જ સર્વ તીર્થોમાં પવિત્રતામાં વધશે, એવું મારું માનવું છે.[૯] હે ભરતવર! વરણસ્રોતસ નામના પર્વત ઉપર અને ફળમૂળવાળું, પવિત્ર અને કલ્યાણકારી એવું માઠર ઋષિનું વન છે તથા એક યજ્ઞસ્તંભ છે. પ્રવેણીના ઉત્તર માર્ગે અને પવિત્ર કણ્વાશ્રમમાં તપસ્વીઓનાં અરણ્યો છે, એ મેં સાંભળ્યા પ્રમાણે કહ્યાં છે.[૧૦,૧૧] હે તાત! હે ભારત! શૂર્પારકમાં મહાત્મા જમદગ્નિની પાષાણતીર્થા અને પુનશ્ચંદ્રા નામની બે રમ્ય વેદીઓ છે. હે કૌંતેય! ત્યાં જ અનેક આશ્રમોવાળું અશોક તીર્થ છે હે યુધિષ્ઠિર! પાંડ્ય દેશમાં અગસ્ત્ય તીર્થ તથા વારણતીર્થ નામનાં બે તીર્થ છે. હે નરસિંહ! પાંડ્ય દેશમાં જ પુણ્યવતી કુમારીઓ* કહી છે. હે કૌંતેય! હવે હું તામ્રપર્ણી નદી વિશે કહીશ, તમે તે સાંભળો.[૧૨-૧૪] ત્યાં મોક્ષ ઇચ્છતા દેવોએ આશ્રમમાં તપ કર્યું હતું. હે ભારત! ત્યાં શીતળ અને પુષ્કળ જળવાળું, પવિત્ર, કલ્યાણ કારી, શુભ, અકૃતાર્થ અંતઃકરણવાળાઓ માટે અતિ દુષ્પ્રાપ્ય અને ત્રણે લોકમાં વિખ્યાત એવો ગોકર્ણ નામે ધરો છે.[૧૫,૧૬] વળી ત્યાં ઘાસ અને ઝાડ વગેરેથી ભરપૂર તેમ જ ફળ અને મૂળથી સંપન્ન અગસ્ત્યશિષ્યનો એક આશ્રમ છે તથા દેવ જેવો એક પવિત્ર પર્વત છે.[૧૭] ત્યાં શોભાયમાન, મણિઓથી ભરપૂર અને કલ્યાણકારક વૈડૂર્ય પર્વત છે તથા પુષ્કળ ફળ, મૂળ અને જળથી ભર્યો અગસ્ત્યનો આશ્રમ છે. હે નરપતિ! હવે સૌરાષ્ટ્ર દેશમાં આવેલાં પુણ્યધામો, આશ્રમો, સરિતાઓ અને સરોવરો વિશે કહીશ.[૧૮,૧૯] હે યુધિષ્ઠિર! ત્યાં પણ ચમસોદ્ભેદન નામનું તીર્થ છે અને સાગરમાં દેવોનું પ્રભાસતીર્થ છે, એમ બ્રાહ્મણો કહે છે. ત્યાં તપસ્વીઓએ સેવેલું પિંડારક નામે મંગલમય તીર્થ છે. ત્યાં જ તત્કાળ સિદ્ધિ દેનારો ઉજ્જયંત નામનો મહાપર્વત છે. તે સબંધમાં દેવર્ષિવીર નારદે ગાયેલો એક પુરાણો શ્લોક સાભળવામાં આવે છે–હે યુધિષ્ઠિર! તમે તે સાંભળો. સૌરાષ્ટ્ર દેશમાં મૃગો અને પક્ષીઓથી સેવાયેલા ઉજ્જયંત નામના પુણ્યગિરિ ઉપર જે મનુષ્ય તપ કરે છે, તે સ્વર્ગલોકમાં પૂજાય છે. વળી ત્યાં પવિત્ર દ્વારામતી (દ્વારકા) છે. તેમાં તે મધુસૂદન ભગવાન રહે છે. તે સાક્ષાત્ પુરાતન દેવ છે. તે જ સનાતન ધર્મમૂર્તિ છે. જે બ્રાહ્મણો વેદ જાણનારા છે અને જે મનુષ્યો અધ્યાત્મવેત્તા છે, તેઓ શ્રીકૃષ્ણને મહાત્મા અને સનાતન ધર્મમૂર્તિ કહે છે.[૨૦-૨૫] ત્રણે લોકમાં જે કંઈ પવિત્ર છે, તેમાં ગોવિંદ પરમ પવિત્ર છે. અને મંગલોનું મંગલ છે એ જ સનાતન દેવાધિદેવ છે. અક્ષરરૂપી, ક્ષરરૂપી, જીવરૂપી, અચિંત્ય મૂર્તિ પરમેશ્વર અને મધુ દૈત્યને હણનારા એ શ્રીહરિ ત્યાં જ રહે છે.[૨૬-૨૮]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાતર્ગત તીર્થયાત્રાપર્વમા 'ધૌમ્યતીર્થયાત્રા' નામનો અધ્યાય ૮૮મો સમાપ્ત

---

* જેમ કુમારિકાઓ રાગાદિકથી રહિત છતા પણ બાલવયની પતિની આકાક્ષા કરે છે, તેમ પાડ્ય દેશ–દ્રવિડના વિભાગમા રહેનારા પુરુષો પણ કુમારિકાઓની પેઠે બાલવયથી જ પરમેશ્વરરૂપી પતિની આકાક્ષા કરે છે, અર્થાત્ ભગવદ્ભક્તિમા તત્પર રહે છે અને એથી જ શ્રીમદ્ ભાગવતમા પણ દ્રવિડમા જ અધિક ભગવદ્ભક્તો છે, એવુ સૂચન છે.

## अध्याय ८९मो
### પશ્ચિમનાં તીર્થો

॥ धौम्य उवाच ॥

आनर्तेषु प्रतीच्यां वै कीर्त्तयिष्यामि ते दिशि।
यानि तत्र पवित्राणि पुण्यान्यायतनानि च॥१॥

ધૌમ્ય બોલ્યા : આનર્તદેશમાં પશ્ચિમ દિશામાં જે પવિત્ર પુણ્યતીર્થસ્થાનો આવેલાં છે, તે તમને કહીશ.[1] હે ભારત! ત્યાં પશ્ચિમ તરફ વહેતી પવિત્ર નર્મદા નદી છે. તેને તીરે પ્રિયંગુ અને આંબાનાં વનો છે તથા નેતરની ફળમાળાઓથી તે સુશોભિત છે.[2] હે કુરુશ્રેષ્ઠ ભારત! ત્રણે લોકમાં જે પુણ્યધામો, સરિતાઓ, વનો, પર્વતરાજો, બ્રહ્માદિ દેવો, સિદ્ધો, ઋષિઓ, ચારણો અને પુણ્યસમૂહો છે, તે સર્વ નર્મદામાં સદૈવ જલસ્નાન કરવા આવે છે.[3,4] ત્યાં વિશ્રવા મુનિનું પુણ્યસ્થાન સંભળાય છે. ત્યાં નરવાહન ધનપતિ કુબેરે જન્મ ધારણ કર્યો હતો. ત્યાં વૈડૂર્યશિખર નામે પવિત્ર અને કલ્યાણકારક ગિરિવર છે. ત્યાં નિત્ય ફળફૂલવાળાં અને લીલાં પાંદડાંવાળાં વૃક્ષો છે.[5,6] હે મહારાજ! હે મહીપતિ! તે પર્વતના શિખર ઉપર દેવો અને ગંધર્વોથી સેવાયેલું ફુલ્લપદ્મ નામે પવિત્ર સરોવર છે. હે મહારાજ! દેવો અને ઋષિઓથી સેવાયેલું તે સ્વર્ગ જેવા પવિત્ર પર્વત ઉપર અનેક આશ્ચર્ય જોવા મળે છે.[7,8] હે રાજન્! હે શત્રુનગરને જીતનાર! ત્યાં રાજર્ષિ વિશ્વામિત્રની પુણ્યતીર્થવાળી પુણ્યમયી વિશ્વામિત્રી નદી છે.[9] પૂર્વે નહુષપુત્ર યયાતિ એ સરિતાને તીરે સજ્જનોની મધ્યમાં સ્વર્ગમાંથી પડ્યો હતો અને તે ધર્મપૂર્વક ફરીથી સનાતન લોકોને પામ્યો હતો.[10] ત્યાં એક પવિત્ર ધરો છે અને મૈનાક નામે પર્વત છે. વળી પુષ્કળ ફળમૂળથી શોભતો ત્યાં અસિત નામે પર્વત છે. હે યુધિષ્ઠિર! ત્યાં કક્ષસેનનો પવિત્ર આશ્રમ છે. હે પાંડવ! ત્યાં જ ચ્યવનનો વિખ્યાત આશ્રમ છે.[11,12] હે રાજન્! ત્યાં થોડા તપથી જ મનુષ્યો સિદ્ધિ પામે છે. હે મહારાજ! સંસ્કારી ચિત્તવાળા ઋષિઓનો ત્યાં જમ્બૂમાર્ગ નામે આશ્રમ છે. હે શાંતોમાં શ્રેષ્ઠ! તે મૃગો અને પક્ષીઓથી ભરપૂર છે. પછી હે રાજન્! તપસ્વીઓથી સતત સેવાયેલી કેતુમાલા અને મેધ્યા નામની બે અત્યંત પવિત્ર નદીઓ છે. હે પૃથ્વીપતિ રાજન્! ત્યાં ગંગાદ્વાર છે તથા બ્રાહ્મણોએ સેવેલું પવિત્ર અને પ્રસિદ્ધ સૈંધવારણ્ય છે.[13-15] અહીં બ્રહ્માનું પુષ્કર નામનું પવિત્ર સરોવર છે. ત્યાં વૈખાનસો, સિદ્ધો અને ઋષિઓનો પ્રિય આશ્રમ છે.[16] હે કુરુશ્રેષ્ઠ! હે શ્રેષ્ઠ પુણ્યાત્મન્! પ્રજાપતિ બ્રહ્માએ પુષ્કરતીર્થના સંબંધમાં આ એક ગાથા ગાઈ હતી : 'જે મનસ્વી પુરુષ મનથી પણ પુષ્કરમાં રહેવાની ઇચ્છા કરે છે, તેનાં સર્વ પાપો નાશ પામે છે અને તે સ્વર્ગલોકમાં આનંદ કરે છે.'[17,18]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'ધૌમ્યતીર્થયાત્રા' નામનો અધ્યાય ૮૯મો સમાપ્ત

## अध्याय ९०मो
### ઉત્તર દિશાનાં તીર્થો

॥ धौम्य उवाच ॥

उदीच्यां राजशार्दूल दिशि पुण्यानि यानि वै।
तानि ते कीर्त्तयिष्यामि पुण्यान्यायतनानि च॥१॥

ધૌમ્ય બોલ્યા : હે રાજસિંહ! ઉત્તર દિશામાં જે પવિત્ર પુણ્યસ્થાનો આવ્યાં છે, તે હું તમને વર્ણવીશ. હે પ્રભો! તમે એકચિત્ત થઈને મારું કહેવું સાંભળો. હે વીર! કથા સારી રીતે સાંભળવાથી તે શુભ શ્રદ્ધાને જન્મ આપે છે.[1,2] હે પાંડવ! ત્યાં ધરાઓવાળી અને અનેક તીર્થો વડે સુશોભિત મહાપવિત્ર સરસ્વતી નદી છે. વળી ત્યાં સમુદ્રમાં જનારી મહાવેગવાળી યમુના છે.[3]

ત્યાં પ્લક્ષાવતરણ નામે શુભ અને અતિ પવિત્ર તીર્થ છે. ત્યાં યજ્ઞો કરીને બ્રાહ્મણો સરસ્વતીનાં જળથી અવભૃથ સ્નાન કરી સ્વર્ગમાં જાય છે.[૪] હે અપાપ! ત્યાં અગ્નિશિર નામે દિવ્ય, પુણ્યકારી અને મંગલમય સ્થાન કહેવાય છે. હે ભારત! ત્યાં સૃંજયપુત્ર સહદેવે શમ્યા ગોઠીને (બળવાન પુરુષે ફેંકેલી લાકડી જેટલે દૂર પડે તેટલી જમીનમાં) યજ્ઞ કર્યો હતો.[૫] હે યુધિષ્ઠિર! આ સંબંધમાં ઇંદ્રે એક ગાથા ગાઈ છે. હે કુરુશ્રેષ્ઠ! આજેય બ્રાહ્મણો એને ગાઈ રહ્યા છે અને તે આ લોકમાં પ્રચલિત છે. યમુનાને તીરે સહદેવે જે અગ્નિઓ સ્થાપ્યા હતા, તેમાં હજારો ને લાખ્ખોની દક્ષિણાઓ આપી હતી.[૬,૭] તે જ સ્થાને મહાયશસ્વી ચક્રવર્તી રાજા ભરતે એકસો અડતાળીસ અશ્વમેધો કર્યા હતા. હે તાત! બ્રાહ્મણોની કામના પૂરનાર તરીકે પૂર્વે પ્રસિદ્ધિ પામેલા શરભંગ મુનિનો અત્યંત પવિત્ર અને વિખ્યાત આશ્રમ ત્યાં જ આવ્યો છે.[૮,૯] હે કુંતીપુત્ર! સરસ્વતી નદીને સત્પુરુષો હંમેશાં પૂજે છે. હે મહારાજ! પૂર્વે વાલખિલ્ય ઋષિઓએ ત્યાં યજ્ઞ કર્યા હતા.[૧૦] હે યુધિષ્ઠિર! ત્યાં મહાપવિત્ર દૃષદ્વતી નામે પ્રસિદ્ધ નદી છે. ત્યાં ન્યગ્રોધ, પુણ્યાખ્ય, માનવશ્રેષ્ઠ પાંચાલ્ય, દાલ્ભ્યઘોષ, દાલ્ભ્ય અને મહાત્મા ધરણીસ્થ નામના મુનિઓ છે. હે કૌંતેય! ત્યાં અમાપ ઓજસ્વી અને અનંત યશસ્વી સુવ્રતનો ત્રૈલોક્યપ્રસિદ્ધ પવિત્ર આશ્રમ કહેવાય છે. હે નરશ્રેષ્ઠ! વેદને જાણનારા, વેદાર્થના જાણકાર અને વેદવિદ્યાના જ્ઞાતા પ્રસિદ્ધ નર તથા નારાયણ ઋષિઓએ મુખ્ય પવિત્ર યજ્ઞોથી ત્યાં યજન કર્યું હતું.[૧૧-૧૪] હે ભરતોત્તમ! પૂર્વે ઇંદ્ર અને વરુણ આદિ અનેક દેવોએ એકઠા થઈને વિશાખયૂપમાં તપ કર્યું હતું, તેથી તે અતિ પવિત્ર છે.[૧૫] મહાયશસ્વી, મહાભાગ્યશાળી અને સમર્થ મહર્ષિ જમદગ્નિએ પવિત્ર તથા રમણીય પલાશકમાં યજ્ઞ કર્યો હતો.[૧૬] તે વખતે સર્વ શ્રેષ્ઠ સરિતાઓ પોતપોતાનાં જળ લઈને, સાક્ષાત્ હાજર થઈને તે ઋષિવરને વીંટાઈ વળી હતી. હે મહારાજ! હે વીર! ત્યારે તે મહાત્માની અલૌકિક દીક્ષા જોઈને સ્વયં વિશ્વાવસુએ આ શ્લોક ગાયો હતો.[૧૭,૧૮] મહાત્મા જમદગ્નિ જ્યારે દેવોને ઉદ્દેશીને યજ્ઞ કરી રહ્યા હતા, ત્યારે સરિતાઓએ આવીને વિપ્રોને મધ વડે તૃપ્ત કર્યા હતા. હે યુધિષ્ઠિર! ગંધર્વો, યક્ષો, રાક્ષસો અને અપ્સરાઓથી સેવાયેલા તેમ જ કિરાતો અને કિન્નરોના નિવાસરૂપ નગાધિરાજ હિમાચલને ગંગાએ જ્યાં વેગપૂર્વક ફોડ્યો હતો, ત્યાં ગંગાદ્વાર છે. હે રાજન્! બ્રહ્મર્ષિઓના સમૂહોથી સેવાયેલું તે પવિત્ર તીર્થ છે. હે કુરુવંશી રાજન્! ત્યાં સનત્કુમાર પવિત્ર કનખલ અને પુરુ નામે પર્વત છે. પુરુરવા ત્યાં જ ગયો હતો. હે રાજન્! ત્યાં ભૃગુતુંગ નામે પ્રસિદ્ધ મહાપર્વત છે.[૧૯-૨૩] મહર્ષિઓના સમૂહથી સેવાયેલા તે આશ્રમસ્થાનમાં ભૃગુએ તપ કર્યું હતું. હે ભરતશ્રેષ્ઠ! જે ભૂત, ભવિષ્ય અને વર્તમાન રૂપ છે તથા જે સર્વવ્યાપી, અવિનાશી અને પુરુષોત્તમ છે, તે અતિ યશસ્વી નારાયણનો ત્રણે લોકમાં પ્રસિદ્ધ અને પાવનકારી વિશાલા નામનો પવિત્ર આશ્રમ બદરીની સમીપમાં છે.[૨૪,૨૫] ઉષ્ણ જળ વહેતી ગંગા પહેલાં શીતળ જળ વહેતા હતી. હે રાજન્! બદરીની પાસે વિશાલામાં સુવર્ણસિક્તા તીર્થ છે. ત્યાં મહાઓજસ્વી અને મહાભાગ્યશાળી દેવો તથા ઋષિઓ પધારીને પ્રભુ નારાયણદેવને નિત્ય નમસ્કાર કરે છે.[૨૬,૨૭] જ્યાં સનાતન પરમાત્મા એવા નારાયણદેવનો વાસ છે, ત્યાં સમગ્ર જગત છે, બધાં તીર્થો છે અને સર્વ ધામો છે.[૨૮] કેમ કે તે પુણ્યરૂપ પરબ્રહ્મ છે, તે તીર્થ છે, તે તપોવન છે, તે પરાત્પર છે,

પરમ પ્રકાશવાન છે, અને ભૂતમાત્રના પરમેશ્વર છે.[૨૯] તે સનાતન છે, પરમ છે, જગત્કર્તા છે અને પરમ પદ છે–એને જાણીને શાસ્ત્રદૃષ્ટિવાળા વિદ્વાનોને શોક કરવાનો રહેતો નથી.[૩૦] જ્યાં આદિદેવ મહાયોગી મધુસૂદન વિરાજે છે, ત્યાં સર્વ દેવર્ષિઓ, સિદ્ધો અને તપોધનો વસે છે. તે પુણ્યોમાં પણ પુણ્યરૂપ છે, એ વિશે તમને શંકા થાઓ નહિ.[૩૧] હે રાજન્! હે પૃથ્વીપતિ! હે નરશ્રેષ્ઠ! આ તમને પૃથ્વીમાંનાં પુણ્યતીર્થો તથા પવિત્ર ધામો કહ્યાં. વસુઓ, સાધ્યો, આદિત્યો, મરુતો, અશ્વિનીકુમારો અને દેવ તુલ્ય મહાત્મા ઋષિઓએ એ સ્થાનોને સેવ્યાં છે. હે કૌંતેય! શ્રેષ્ઠ બ્રાહ્મણો તથા મહાભાગ્યશાળી ભાઈઓ સાથે રહી એ મંગલ તીર્થધામોમાં વિચરતાં તમારી ઉત્કંઠા દૂર થશે.[૩૨–૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'ધૌમ્યતીર્થયાત્રા' નામનો અધ્યાય ૯૦ મો સમાપ્ત

## અધ્યાય ૯૧ મો

### લોમશ અને યુધિષ્ઠિરનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

**एवं संभाषमाणे तु धौम्ये कौरवनंदन ।**
**लोमशः स महातेजा ऋषिस्तत्राजगाम ह ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે કુરુનંદન! ધૌમ્યમુનિ આ પ્રમાણે બોલતા હતા, ત્યારે મહાતેજસ્વી લોમશ ઋષિ ત્યાં આવી પહોંચ્યા.[૧] પોતાના અનુચરો સાથે પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિરે તથા ત્યાં રહેલા બ્રાહ્મણોએ તે મહાભાગ્યશાળીને ઊભા થઈ સત્કાર્યા–જાણે સ્વર્ગમાં દેવોએ ઇંદ્રને સન્માન આપ્યું.[૨] તેમનું યથાવિધિ પૂજન કર્યા પછી ધર્મનંદન યુધિષ્ઠિરે તેમને આવવાના હેતુ વિશે તથા પર્યટનના પ્રયોજન વિશે પૂછ્યું. પાંડુપુત્રે આ પ્રમાણે પૂછ્યું, ત્યારે તે મહાત્મા પ્રસન્ન થયા અને પાંડવોને હર્ષ આપતા હોય તેમ મધુર વાણીમાં આ પ્રમાણે બોલ્યા:[૩,૪] 'હે કૌંતેય! સર્વ લોકોમાં હું સ્વાભાવિકપણે વિચરી રહ્યો છું. હું ઇંદ્રભવને ગયો હતો, ત્યાં મેં સુરેશ્વરનાં દર્શન કર્યાં હતાં.[૫] ત્યાં તમારા વીર ભાઈ સવ્યસાચી અર્જુનને મેં ઇંદ્રના અરધા આસન ઉપર બેઠેલો જોયો હતો. પૃથાપુત્ર અર્જુનને આ સ્થિતિમાં જોઈને મને ભારે આશ્ચર્ય થયું હતું. હે રાજસિંહ! તે વખતે દેવરાજ ઇંદ્રે મને કહ્યું: 'તમે પાંડવો તરફ જાઓ.[૬,૭] આમ ઇંદ્રના તથા મહાત્મા અર્જુનના વચનથી હું તમને તમારા નાના ભાઈઓ સહિત મળવાને અહીં ઝટ આવ્યો છું.[૮] હે પાંડવનંદન! હે તાત! હું તમને અતિ પ્રિય વાત કહીશ. તો હે રાજન્! તમે દ્રૌપદી અને ઋષિઓ સાથે તે સાંભળો.[૯] હે ભરતસિંહ! હે રાજન્! મહાબાહુ અર્જુનને તમે જે અસ્ત્ર માટે કહ્યું હતું, તે અપ્રતિમ અસ્ત્ર હે વિભો! તેણે રુદ્ર પાસેથી મેળવ્યું છે.[૧૦] અમૃતમાંથી ઉપર આવેલું જે બ્રહ્મશિર અસ્ત્ર તપે કરીને રુદ્ર પાસે આવ્યું હતું, તે રુદ્રનું અસ્ત્ર સવ્યસાચી અર્જુને પ્રાપ્ત કર્યું છે.[૧૧] હે યુધિષ્ઠિર! તે વજ્ર જેવું અસ્ત્ર તેને મંત્ર, સંહાર, પ્રાયશ્ચિત્ત અને મંગલ સહિત મળ્યું છે. વળી તેને બીજાં અસ્ત્રો તથા દંડ આદિ મળ્યાં છે.[૧૨] હે કુરુનંદન! અમાપ વિક્રમી અર્જુન યમ, કુબેર, વરુણ અને ઇંદ્ર પાસેથી દિવ્ય અસ્ત્રો શીખ્યો છે. વિશ્વાવસુના પુત્ર પાસેથી તે ગીત, નૃત્ય, સામગાન અને વાજિંત્ર પણ યથાશાસ્ત્ર અને યથાન્યાય ભણ્યો છે.[૧૩,૧૪] આમ અસ્ત્રનિપુણ થયેલા એ કુંતીનંદને ગાંધર્વ વેદ પ્રાપ્ત કર્યો છે. તમારા નાના ભાઈથી નાનો એ અર્જુન ભાઈ સુખે સ્વર્ગમાં રહ્યો છે. હે યુધિષ્ઠિર! ઇંદ્રરાજે તે નિમિત્તે મને આ જ વચન કહ્યાં છે, તે હું તમને કહીશ–તમે તે સાંભળો.[૧૫,૧૬] 'હે દ્વિજવર! તમે મનુષ્યલોકમાં અવશ્ય જજો. ત્યાં યુધિષ્ઠિરને મારા કહેવાથી આટલું

કહેજો કે અસ્ત્રવિદ્યામાં નિપુણ થયેલો તમારો ભાઈ અર્જુન દેવોને પણ અશક્ય એવું મહાન દેવકાર્ય કરીને સત્વર તમારી પાસે આવશે.[૧૭,૧૮] તમે પણ તમારા ભાઈઓ સાથે તપમાં જોડાઓ. કેમ કે તપથી કંઈ જ ચડિયાતું નથી, તપથી જ મહાપદ મળે છે.[૧૯] હે ભરતોત્તમ! સત્યપ્રતિજ્ઞ, મહા ઉત્સાહી, મહા વીર્યવાન, મહા બળવાન, મહાયુદ્ધોમાં અજોડ, મહાન યુદ્ધવિશારદ, મહાન ધનુર્ધારી, મહાન અસ્ત્રવાન, સુંદર સ્વરૂપવાન, મહેશ્વરનંદન કાર્તિક તુલ્ય અને સૂર્યના પુત્ર એવા વીર તથા સમર્થ કર્ણને હું જાણું છું. વળી હું ઊંચા ખભાવાળા અને સ્વાભાવિકપણે જ પુરુષાર્થવાળા અર્જુનને પણ હું ઓળખું છું.[૨૦–૨૨] એ કર્ણ યુદ્ધમાં પૃથાનંદન અર્જુનની સોળમા ભાગની કલાનેય પહોંચી શકે એમ નથી. હે શત્રુદમન! તમારા મનમાં કર્ણ સંબંધી જે ભય રહ્યો છે, તે પણ અર્જુન આવતાં હું દૂર કરીશ. હે વીર! તીર્થયાત્રા વિષે તમને જે વિચાર આવ્યો છે, તે સંબંધમાં મહર્ષિ લોમશ તમને અવશ્ય કહેશે. હે ભારત! તીર્થો સંબંધમાં જે કંઈ તપોયુક્ત ફળ છે, તે એ બ્રહ્મર્ષિ તમને કહેશે; તેમાં તમારે જૂઠું માનવું નહિ.[૨૩–૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશસંવાદ' નામનો અધ્યાય ૯૧ મો સમાપ્ત

## अध्याय ९२ मो

### યુધિષ્ઠિરની તીર્થયાત્રાની તૈયારી

॥ લોમશ ઉવાચ ॥

धनंजयेन चाप्युक्तं यत्तच्छृणु युधिष्ठिर ।
युधिष्ठिरं भ्रातरं मे योजयेर्द्धर्म्यया श्रिया ॥ १ ॥

લોમશ બોલ્યા: હે યુધિષ્ઠિર! ધનંજય અર્જુને જે કહ્યું છે તે પણ તમે સાંભળો. 'મારા ભાઈ યુધિષ્ઠિરને ધાર્મિક ઐશ્વર્યવાળા કરજો.[૧] કેમ કે હે તપોધન! તમે પરમ ધર્મોને અને તપોને જાણો છો. વળી તમે શ્રીમંત રાજાઓના સનાતન ધર્મનેય જાણો છો.[૨] પુરુષને પરમ પાવનકારી શું છે, તે પણ તમે જાણો છો. તો તમે પાંડવોને તીર્થપુણ્ય પ્રાપ્ત કરાવજો.[૩] યુધિષ્ઠિર મહારાજ તીર્થોમાં જાય અને ગોદાન કરે તેવું સર્વ પ્રકારે કરજો.' આમ અર્જુને મને કહ્યું હતું.' વળી તેણે મને કહ્યું હતું કે, 'તમારાથી રક્ષાયેલા એ યુધિષ્ઠિર સર્વ તીર્થોમાં ફરે તેમ કરજો. તમે વિકટ અને વિષમ સ્થાનોમાં રાક્ષસોથી તેમનું રક્ષણ કરજો. હે દ્વિજોત્તમ! દધીચે જેમ દેવેંદ્રનું અને અંગિરાએ જેમ આદિત્યનું રક્ષણ કર્યું હતું, તેમ તમે કુંતીપુત્ર યુધિષ્ઠિરનું રાક્ષસોથી રક્ષણ કરજો. કેમ કે તમારાથી રક્ષણ પામેલા એ કુંતીપુત્ર આગળ અનેક દાનવો અને પર્વત જેવા રાક્ષસો આવી શકશે નહિ.' આમ ઇંદ્રના વચનથી અને અર્જુનની સૂચનાથી હું તમારી સાથે તીર્થયાત્રાએ જઈશ અને તમારું રક્ષણ કરતો રહીશ. હે કુરુનંદન! પૂર્વે મેં બે વાર તીર્થદર્શન કર્યાં છે, આ ત્રીજી વાર તમારી સાથે તે તીર્થદર્શન કરીશ.[૪–૯] હે યુધિષ્ઠિર મહારાજ! ભય દૂર કરનારી આ તીર્થયાત્રા મનુ વગેરે પુણ્યશાળી રાજર્ષિઓએ કરી છે. હે કૌરવ્ય! કુટિલ, અસંસ્કારી, વિદ્યાહીન, પાપકર્મી અને વક્ર બુદ્ધિવાળો માણસ તીર્થોમાં સ્નાન કરી શકતો નથી. તમે તો નિરંતર ધર્મબુદ્ધિવાળા છો, ધર્મજ્ઞ છો અને સત્યવચની છો. તમે સર્વ સંગોથી વિમુક્ત છો અને આ તીર્થયાત્રાથી વળી વિશેષ નિઃસંગ થશો.[૧૦–૧૨] હે કુંતીનંદન પાંડવ! પૂર્વે જેવા ભગીરથ રાજા હતા, ગય આદિ રાજવીઓ હતા અને યયાતિ હતા તેવા તમે પણ છો.[૧૩]

યુધિષ્ઠિર બોલ્યા: હર્ષે કરીને મને તમારાં વચનનો કશો પણ ઉત્તર જડતો નથી. કેમ કે જેને દેવરાજ ઇંદ્ર સંભારે છે, તેનાથી અધિક ભાગ્યવાન કોણ હોય? જેને તમારો મેળાપ

થાય છે, જેને ધનંજય ભાઈ છે અને જેને ઇંદ્ર યાદ કરે છે, તેના કરતાં કોણ વિશેષ ભાગ્યશાળી હોય?[૧૪,૧૫] તમે ભગવાને મને જ તીર્થદર્શન વિશે કહ્યું છે, તે સંબંધમાં ધૌમ્યના વચનથી મેં અત્યાર પહેલાંજ નિશ્ચય કર્યો છે. તો હે બ્રહ્મન! તમે તીર્થદર્શનનો વિચાર કરશો, ત્યારે જ હું તીર્થોની યાત્રાએ જઈશ, એવો મારો દૃઢ નિશ્ચય છે.

વૈશંપાયન બોલ્યા : તીર્થયાત્રાએ જવાને નિશ્ચય ઉપર આવેલા તે પાંડવને લોમશે કહ્યું : 'હે મહારાજ ! તમે હળવા થાઓ (આસપાસનું મંડળ ઓછું કરો), તમે હળવા થશો એટલે ઇચ્છા પ્રમાણે હરી ફરી શકશો.'[૧૬-૧૮]

યુધિષ્ઠિર બોલ્યા : જેઓ ભૂખ, તરસ, રસ્તાનો થાક, મહેનત અને ઠંડીનું દુઃખ સહી શકે એમ ન હોય, તેવા ભિક્ષા કરનારા બ્રાહ્મણો અને યતિઓ અહીંથી પાછા ફરો.[૧૯] વળી જેઓ મિષ્ટાન્ન જમનારા છે તથા જેઓ પકવાન્ન, ચાટણ, પીણાં અને આંસોમાં સારુંનરસું કરનારા છે, તે સર્વ બ્રાહ્મણો પણ પાછા વળો.[૨૦] જેઓ રસોઇયાના હાથ નીચે કામ કરે છે, જેમને મેં પૂરતા સેવકો આપ્યા છે અને જેમને આજીવિકાની મેં ગોઠવાઈ કરી આપી છે, તેઓ બધા અહીંથી પાછા વળો.[૨૧] વળી રાજભક્તિને કારણે જે નગરજનો મારી પાછળ આવ્યા છે, તેઓ પણ ધૃતરાષ્ટ્ર મહારાજ પાસે જાઓ. તે મહારાજ જેની જીવિકા હશે, તે તેને આપશે. તે માનવનાથ જો આ યથોચિત વેતન તમને નહિ આપે, તો અમારા કલ્યાણ માટે પાંચાલરાજ દ્રુપદ તે આપશે.[૨૨-૨૪]

વૈશંપાયન બોલ્યા : હવે અનેક નગરજનો, બ્રાહ્મણો અને મુખ્ય યતિઓ અત્યંત ભારથી પીડાતા હસ્તિનાપુર તરફ ગયા. અંબિકાસુત ધૃતરાષ્ટ્રે ધર્મરાજ ઉપરના પ્રેમે કરીને તે સર્વને વિધિપૂર્વક સત્કાર્યા અને ધનાદિથી તૃપ્ત કર્યા. પછી કુંતીનંદન યુધિષ્ઠિરરાજ, લોમશ મુનિ અને બ્રાહ્મણો ત્રણ રાત કામ્યક વનમાં પ્રસન્નતાપૂર્વક સાથે રહ્યા.[૨૫-૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રા' નામનો અધ્યાય ૯૨ મો સમાપ્ત

## अध्याय ९३मो

### પાંડવોનું યાત્રાગમન

॥ वैशंपायन उवाच ॥

ततः प्रयांतं कौंतेयं ब्राह्मणा वनवासिनः ।
अभिगम्य तदा राजन्निदं वचनमब्रुवन् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે રાજન્! પછી પ્રયાણ માટે તૈયાર થયેલા કુંતીનંદન યુધિષ્ઠિર પાસે જઈને વનવાસી બ્રાહ્મણોએ આ વચન કહ્યાં:[૧] 'હે મહારાજ! તમે ભાઈઓ, ઋષિઓ અને મહાત્મા લોમશ સાથે પુણ્યકારક તીર્થોની યાત્રાએ જાઓ છો, તો હે પાંડવરાજ! તમે અમને પણ સાથે લઈ જાઓ, એ યોગ્ય છે. કેમ કે હે કૌરવ! તમારા વિના અમે એ તીર્થોમાં જવા સમર્થ નથી.[૨,૩] હે મનુજેશ્વર! હિંસક પ્રાણીઓથી ભરેલાં અને વિકટ તથા વિષમ સ્થાનોવાળાં એ તીર્થોમાં સામાન્ય મનુષ્યોથી જઈ શકાય એમ નથી. તમારા ભાઈઓ શૂરવીર છે અને ધનુર્ધારીઓમાં સદા શ્રેષ્ઠ છે; એટલે તમે શૂરાઓથી રક્ષાઈને અમે બધા તીર્થગમન કરીશું.'[૪] હે પૃથ્વીપાલ! હે ભૂપતિ! તમારી કૃપાથી જ અમે તીર્થો અને વનોની યાત્રાનું સુખદાયી ફળ પામીશું. હે મહારાજ! તમારા સામર્થ્યથી અમે રક્ષિત થઈશું, તીર્થોમાં સ્નાન કરી શુદ્ધ થઈશું અને તીર્થદર્શનથી પાપરહિત થઈશું.[૬,૭] હે ભારત! હે મહારાજ! તમે પણ એ તીર્થોમાં સ્નાન કરવાથી રાજેંદ્ર કાર્તવીર્યના, અષ્ટકના, રાજર્ષિ લોમપાદના તથા સાર્વભૌમ વીર ભરતના દુર્લભ લોકને અવશ્ય પામશો. હે મહીપાલ! અમે તમારી સાથે પ્રભાસ આદિ

તીર્થો, મહેંદ્ર આદિ પર્વતો, ગંગા આદિ સરિતાઓ અને પ્લક્ષ આદિ વનસ્પતિઓ જોવા ઇચ્છીએ છીએ.[૯-૧૦] હે જનનાથ! તમને બ્રાહ્મણો ઉપર કંઈ પણ પ્રીતિ હોય, તો તમે તત્કાલ અમારાં વચનને માન્ય રાખો. તેથી તમને કલ્યાણ પ્રાપ્ત થશે. હે મહાબાહુ! તપમાં વિઘ્ન કરનારા રાક્ષસોથી એ તીર્થો સદૈવ ભરેલાં હોય છે; તો તમારે અમને તેમનાથી રક્ષવા ઘટે છે. મહાન તપસ્વી દેવર્ષિ લોમશે જે તીર્થો વિશે કહ્યું છે, તે ધૌમ્યે અને ધીમાન નારદે કહ્યું છે. હે નરેશ! તમે વિધિપૂર્વક એ સર્વ તીર્થોમાં પર્યટન કરો. લોમશથી પૂરા રક્ષાયેલા તમે અમારી સાથે પાપરહિત થશો.[૧૧-૧૪] તે ઋષિઓએ આ પ્રમાણે પૂજન કર્યું, એટલે તે યુધિષ્ઠિર મહારાજ હર્ષનાં આંસુથી ભીંજાઈ ગયા. ભીમસેન આદિ વીર ભાઈઓથી વીંટાયેલા તે પાંડવશ્રેષ્ઠે લોમશમુનિ તથા ધૌમ્ય પુરોહિતની આજ્ઞા મેળવીને તે સર્વ ઋષિઓને કહ્યું કે, 'ભલે, ચાલો.' પછી તે જિતેંદ્રિય પાંડવશ્રેષ્ઠે ભાઈઓ અને સ્તુત્યગાત્રવાળી દ્રૌપદી સાથે તીર્થગમન કરવાનો મનમાં નિશ્ચય કર્યો. ત્યાં મહાભાગ વ્યાસ, પર્વતમુનિ અને નારદ એ બુદ્ધિમાન ઋષિઓ કામ્યક વનમાં પાંડુપુત્ર યુધિષ્ઠિરને મળવા આવ્યા. યુધિષ્ઠિર રાજાએ તેમની યથાવિધિ પૂજા કરી. આ રીતે સત્કાર પામેલા તે મહાભાગોએ યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું.[૧૫-૧૯]

ઋષિઓ બોલ્યા : હે યુધિષ્ઠિર! હે નકુલસહદેવ! હે ભીમ! તમે મન વડે સરળતા ધારણ કરો. કેમ કે મનથી પવિત્ર થઈને તથા શુદ્ધ થઈને તમે તીર્થોમાં જઈ શકશો.[૨૦] બ્રાહ્મણો શરીરના નિયમને માનુષ વ્રત કહે છે અને પવિત્ર મન તથા બુદ્ધિની શુદ્ધિને દૈવી વ્રત કહે છે. હે નરપતિ! શુદ્ધ મન જ પવિત્રતાને માટે પૂરતું છે. તેથી મૈત્રીભરી બુદ્ધિ રાખી, શુદ્ધ થઈ તમે તીર્થદર્શન કરો. શરીરને નિયમમાં રાખનારાં માનુષી વ્રતોમાં તથા દૈવી વ્રતોમાં રહીને તમે મનથી નિર્મળ થશો, તો તમને શાસ્ત્રોક્ત ફળ મળશે. પાંડવોએ કૃષ્ણા સાથે 'ભલે એમ કરશું' એવી પ્રતિજ્ઞા કરી, ત્યારે સર્વ દિવ્ય અને માનુષી મુનિઓએ સ્વસ્તિવાચન કરીને આશીર્વાદ આપ્યા.[૨૧-૨૪] પછી હે રાજેંદ્ર! વીર પાંડવો લોમશને, કૃષ્ણદ્વૈપાયનને દેવર્ષિ નારદ અને પર્વત મુનિને પગે લાગ્યા અને ધૌમ્ય મુનિ તથા તે વનવાસી ઋષિઓ સાથે તેઓ માગશર માસ પૂરો થતાં પુષ્ય નક્ષત્રમાં ત્યાંથી તીર્થયાત્રા માટે નીકળ્યા.[૨૫,૨૬] પછી વલ્કલ અને મૃગચર્મ ધારણ કરી, લાકડીઓ લઈ, અભેદ્ય કવચો સજી, તેઓ તીર્થાટન કરવા લાગ્યા. તેમની સાથે ઇંદ્રસેન આદિ સેવકો, પંદર રથો, રસોઈકામ કરનારાઓ તથા બીજા પરિચારકો હતા. આમ હે જનમેજય! આયુધ ધારણ કરનારા, તલવારો બાંધનારા અને બાણભર્યા ભાથા ધારણ કરનારા તે વીર પાંડવો પૂર્વ દિશા તરફ ચાલવા લાગ્યા.[૨૭-૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રા' નામનો અધ્યાય ૯૩મો સમાપ્ત

## अध्याय ९४मो
### ધર્મે જય અને પાપે ક્ષય

॥ युधिष्ठिर उवाच ॥

न वै निर्गुणमात्मानं मन्ये देवर्षिसत्तम ।
तथाऽस्मि दुःखसंतप्तो यथा नान्यो महीपतिः ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા : હે દેવર્ષિશ્રેષ્ઠ! હું મારી જાતને ગુણરહિત માનતો નથી. આમ છતાં હું દુઃખથી એટલો સળગી રહ્યો છું, જેટલો બીજો કોઈ રાજા સળગ્યો નહિ હોય.[૧] શત્રુઓને હું ગુણહીન અને અધર્મયુક્ત માનું છું, તો હે લોમશમુનિ! તેઓ એવા કયા કારણે આ લોકમાં વૃદ્ધિને પામી રહ્યા છે?[૨]

લોમશ બોલ્યા : હે પાર્થ! અધર્મરુચિ-

વાળા માણસો અધર્મથી વૃદ્ધિ પામે છે, એ વિશે હે રાજન્! તમારે કશું દુઃખ કરવું જોઈએ નહિ. કેમ કે મનુષ્ય પ્રથમ અધર્મથી વૃદ્ધિ પામે છે અને પછી સુખો જુએ છે; પછી તે શત્રુઓને જીતે છે અને છેવટે સમૂળ વિનાશ પામે છે. હે રાજા! મેં દૈત્યો અને દાનવોને અધર્મથી વૃદ્ધિ પામેલા અને ફરી વિનાશ પામેલા પણ જોયા છે. હે વિભુ! પૂર્વે દેવયુગમાં મેં આ બધું જોયું છે.[૩–૫] ત્યારે સુરો ધર્મમાં રુચિવાળા હતા અને અસુરો ધર્મને દૂર કરીને બેઠા હતા. હે ભારત! દેવો તીર્થોમાં ગયા હતા અને અસુરો નહોતા ગયા.[૬] તેમને અધર્મનો ગર્વ પહેલેથી જ વ્યાપી વળ્યો હતો. એ ગર્વ વડે તેમને અભિમાન થયું અને અભિમાનથી ક્રોધ થયો. ક્રોધ વડે તેમને નિર્લજ્જતા આવી અને નિર્લજ્જતાને કારણે તેમનો સદાચાર નષ્ટ થયો. આ રીતે નિર્લજ્જ થયેલા, દુષ્કર્મ કરનારા, આચારભ્રષ્ટ બનેલા અને મિથ્યા વ્રતવાળા તેમને ક્ષમા, લક્ષ્મી અને સ્વધર્મ તત્કાળ તજી ગયાં. હે રાજા! લક્ષ્મી દેવો પાસે ગઈ અને દારિદ્ર્ય અસુરો પાસે આવ્યું. પછી દરિદ્રતાથી ઘેરાયેલા અને ગર્વ વડે મૂઢચિત્ત થયેલા તે દૈત્યો અને દાનવોમાં કલિએ પણ પ્રવેશ કર્યો. હે કૌંતેય! દારિદ્રતામાં ડૂબેલા, કલિથી હણાયેલા, ગર્વથી પરાભવ પામેલા, ક્રિયાથી હીન થયેલા, ભાન વિનાના બનેલા અને અભિમાનમાં ગળકેલા તે દાનવો થોડા જ સમયમાં વિનાશ પામ્યા.[૭–૧૨] તે જ રીતે દૈત્યો પણ યશહીન થઈ સર્વનાશ પામ્યા. ધર્મશીલ દેવો તો સાગરો, સરિતાઓ, સરોવરો અને અન્ય પુણ્યસ્થાનો વિશે ગયા. હે પાંડવ! તપો, યજ્ઞો, દાનો અને આશીર્વાદો વડે તેઓ સર્વ પાપથી મુક્ત થયા અને કલ્યાણ પામ્યા. આમ સરળતા આદિ નિયમને ધારણ કરનારા અને કોઈથી અટકાવ ન પામનારા દેવો તીર્થોમાં ગયા અને તેથી અનુપમ સમૃદ્ધિ પામ્યા.[૧૩–૧૬] હે રાજેંદ્ર! તમારા નાના ભાઈઓ સાથે તમે પણ તીર્થસ્નાન કરીને ફરીથી તે રાજ્યલક્ષ્મી પ્રાપ્ત કરશો. એ સનાતન માર્ગ છે. હે પૃથ્વીપતિ! નૃગરાજાએ, ઉશીનરપુત્ર શિબિએ, ભગીરથે, વસુમનાએ, ગયરાજાએ, પુરુએ અને પુરુરવાએ નિત્ય જળમાં સ્નાન કરી તપ કર્યું હતું અને તીર્થયાત્રા કરીને તથા મહાત્માઓનાં દર્શન પામીને તેઓ પવિત્ર થયા હતા; તેમ જ યશ, પુણ્ય અને ધનને પામ્યા હતા.[૧૭–૧૯] હે રાજેંદ્ર! તમે પણ તે જ પ્રમાણે સુવિપુલ લક્ષ્મીને પ્રાપ્ત કરશો. ઇક્ષ્વાકુ રાજા જેમ પુત્ર, પરિવાર અને બાંધવો સહિત ઐશ્વર્યયુક્ત થયા હતા, તેમ તમે પણ થશો. જેમ મુચુકુંદ, માંધાતા, મરુત્તરાજ, દેવો અને દેવર્ષિઓ તપોબળથી પુણ્યકીર્તિ પામ્યા હતા, તેમ તમે પણ તે કીર્તિને પૂર્ણતાએ મેળવશો. મોહ અને અધર્મને વશ પડેલા ધૃતરાષ્ટ્રપુત્રો તો દૈત્યોની જેમ થોડી જ વારમાં વિનાશ પામશે, એ વિશે લેશ પણ શંકા નથી.[૨૦–૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રા' નામનો અધ્યાય ૯૪મો સમાપ્ત

## अध्याय ९५मो

### યુધિષ્ઠિરની તીર્થયાત્રા અને ગયના યજ્ઞનું વર્ણન

॥ वैशंपायन उवाच ॥

ते तथा सहिता वीरा वसंतस्तत्र तत्रह।
क्रमेण पृथिवीपाल नैमिषारण्यमागताः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હે પૃથ્વીપાલ! આ પ્રમાણે સ્થાને સ્થાને મુકામ કરતા તે વીર પાંડવો પોતાના મંડળ સહિત અનુક્રમે નૈમિષારણ્યમાં આવ્યા.[૧] પછી હે ભારત! હે રાજા! પાંડવોએ ગોમતી નદીનાં પવિત્ર તીર્થોમાં સ્નાન કર્યું અને ગાયો તથા ધનનાં દાન આપ્યાં. પછી

હે ભારત! ત્યાં દેવો, પિતૃઓ અને બ્રાહ્મણોને વારંવાર તૃપ્ત કરી, પાંડવો કન્યાતીર્થ, અશ્વતીર્થ, ગોતીર્થ અને કાલકોટિ તીર્થમાં ગયા; અને વિષપ્રસ્થ ગિરિ ઉપર મુકામ કર્યો. હે મહીપાલ! તે સર્વેએ બાહુદા નદીમાં સ્નાન કર્યું.[૨-૪] હે પૃથ્વીનાથ! ત્યાંથી તેઓ દેવોના યજ્ઞસ્થાન પ્રયાગમાં આવ્યા. ત્યાં પાપરહિત અને સત્યપ્રતિજ્ઞ એ મહાત્માઓએ ગંગાયમુનાના સંગમમાં સ્નાન કર્યું, ઉત્તમ તપશ્ચર્યા સેવી, તેમ જ બ્રાહ્મણોને ધનનું દાન આપ્યું. ત્યાંથી હે ભારત! હે રાજન્! પાંડુપુત્રો બ્રાહ્મણો એ સાથે તપસ્વીઓએ સેવેલી બ્રહ્માની વેદીએ ગયા. તે વીરોએ ત્યાં નિવાસ કર્યો અને ઉત્તમ તપશ્ચર્યા કરી.[૫-૭] તેઓ બ્રાહ્મણોને નિત્ય વનમાં હવિષ્યાન્નથી તૃપ્ત કરતા હતા. પછી તેઓ ધર્મજ્ઞ અને પુણ્યવાન રાજર્ષિ ગયે સત્કારેલા અનુપમ તેજસ્વી મહીધરતીર્થમાં ગયા. ત્યાં ગયશિર નામે સરોવર છે અને નેતરની જાળવાળી, રમણીય તથા તીરથી શોભી રહેલી પવિત્ર મહાનદી છે. ત્યાં પવિત્ર શિખરવાળો દિવ્ય અને પવિત્ર પર્વત છે.[૮-૧૦] તેને વિશે ઋષિઓએ સેવેલું, અતિ પુણ્યકારી અને તીર્થરૂપ એવું અનુપમ બ્રહ્મસરોવર છે. ત્યાં ભગવાન અગસ્ત્ય યમરાજ પાસે ગયા હતા.[૧૧] મહારાજ સનાતને પોતે ત્યાં વાસ કર્યો હતો. હે પૃથ્વીપતિ! સર્વ સરિતાઓ ત્યાંથી ફૂટી છે. પિનાકધારી મહાદેવ ત્યાં નિત્ય નિકટમાં રહે છે. મહાન અક્ષયવટ છે, ત્યાં તે વીર પાંડવોએ ચાતુર્માસ્ય નામનો મહાન ઋષિયજ્ઞ કર્યો હતો. દેવોની આ અક્ષય યજ્ઞભૂમિમાં અક્ષય ફળ મળે છે.[૧૨-૧૪] ત્યાં દૃઢ મનવાળા તે પાંડવોએ ઉપવાસ કર્યા હતા. તેમણે આર્ષવિધિએ ચાતુર્માસ્ય યજ્ઞ કર્યો હતો, ત્યારે સેંકડો તપોધન બ્રાહ્મણો ત્યાં આવ્યા હતા. ત્યાં વિદ્યા અને તપમાં વૃદ્ધ અને વેદમાં પારંગત એવા બ્રાહ્મણો સભામાં વિરાજી મહાત્માઓની પુણ્યકથા કરતા હતા. હે રાજન્! ત્યાં વિદ્યા અને બ્રહ્મચર્યવ્રતમાં પાર પામેલા અને કૌમારવ્રતને ધારણ કરનારા શમઠ મુનિ અમૂર્તરયસ્‌ના પુત્ર ગયરાજાની કથા કહેવા લાગ્યા.[૧૫-૧૭]

શમઠ બોલ્યા: હે ભારત! અમૂર્તરયસ્‌ને રાજર્ષિશ્રેષ્ઠ ગય નામે પુત્ર હતો. તેનાં જે જે પુણ્યકર્મો છે, તે મારી પાસેથી સાંભળો.[૧૮] હે રાજન્! અહીં તેનો પુષ્કળ અન્નવાળો અને વિપુલ દક્ષિણાવાળો યજ્ઞ થયો હતો. તેમાં સેંકડો અને હજારો અન્નકૂટો થયા હતા.[૧૯] ત્યારે ઘી અને દહીંની અનેકાનેક નદીઓ વહી હતી. મહા મૂલ્યવાન શાકવાનના ત્યાં હજારો પ્રવાહો ચાલ્યા હતા. એ પ્રમાણે રોજરોજ યાચકને આપવામાં આવ્યું હતું. હે રાજન્! બીજા બ્રાહ્મણો સારી રીતે તૈયાર કરેલા અન્નનું ભોજન કરતા હતા. હે ભારત! ત્યારે દક્ષિણાને સમયે થયેલો વેદઘોષ ઠેઠ સ્વર્ગ સુધી ગયો હતો. એ બ્રહ્મનાદ આગળ કશું પણ કાને પડતું નહોતું.[૨૦-૨૨] હે મહારાજ! તે પુણ્ય શબ્દ થવાથી પૃથ્વી, દિશાઓ, આકાશ અને સ્વર્ગ ભરાઈ ગયાં હતાં; એ પણ એક મોટું આશ્ચર્ય બન્યું હતું. હે ભરતર્ષભ! શુભ અન્નપાનથી તૃપ્ત થયેલા તેજસ્વી મનુષ્યો દેશદેશમાં આ ગાથા ગાતા હતા કે, 'આજે ગયના યજ્ઞમાં કયાં પ્રાણીઓ ભોજનની ઇચ્છા રાખે? કેમ કે ત્યાં તો વધેલા ભોજનના પચીસ પહાડો પડી રહ્યા છે.[૨૩-૨૫] અમાપ તેજસ્વી રાજર્ષિ ગયે યજ્ઞમાં જે કર્યું છે, તે કોઈ માણસે પૂર્વે કર્યું નથી અને હવે પછી કોઈ કરશે નહિ. ગયે આપેલા હવિષ્યથી તૃપ્ત થયેલા દેવો હવે બીજાઓના આપેલા કોઈ પણ હવિને કેવી રીતે સ્વીકારી શકશે? જેમ પૃથ્વી ઉપરની રજને, આકાશમાંના તારાઓને અને મેઘની ધારાઓને ગણી ગણાય એમ નથી,

તેમ ગયરાજાના યજ્ઞમાં અપાયેલા દક્ષિણા પણ ગણી શકાય એમ નથી.' હે કુરુનંદન! આ સરોવરની સમીપમાં તે રાજાના આવા આવા અનેક યજ્ઞો થયા હતા.[૨૯-૩૦]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમા 'ગયયજ્ઞકથન' નામનો અધ્યાય ૯૫મો સમાપ્ત

## અધ્યાય ૯૬ મો

### તીર્થયાત્રા-અગસ્ત્યનું ઉપાખ્યાન

॥ વૈશંપાયન ઉવાચ ॥

**ततः संप्रस्थितो राजा कौंतेयो भूरिदक्षिणः ।**
**अगस्त्याश्रममासाद्य दुर्जयायामुवास ह ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી પુષ્કળ દક્ષિણા આપવાવાળા કુંતીનંદન યુધિષ્ઠિરરાજ ત્યાંથી નીકળી અગસ્ત્ય ઋષિના આશ્રમમાં ગયા અને દુર્જય મણિમતી નગરીમાં જઈ વસ્યા.[૧] ત્યાં જ વક્તૃશ્રેષ્ઠ ધર્મરાજે લોમશને પૂછ્યું : 'અહીં અગસ્ત્ય ઋષિએ વાતાપિને શા માટે મારી નાખ્યો હતો ? તે માનવભક્ષી દૈત્યનો શો પ્રભાવ હતો ? મહાત્મા અગસ્ત્યને તેના ઉપર શા માટે રોષ ઉપજ્યો હતો ?'[૨,૩]

લોમશ બોલ્યા : હે કૌરવનંદન ! પૂર્વે મણિમતી નગરીમાં ઈલ્વલ નામે એક દૈત્ય હતો. વાતાપિ તેનો નાનો ભાઈ હતો. તે દિતિના પુત્ર ઈલ્વલે એક વાર એક તપસ્વી બ્રાહ્મણને કહ્યું કે, 'હે ભગવન્! તમે મને એક ઇંદ્ર જેવો પુત્ર આપો.'[૪,૫] પરંતુ તે બ્રાહ્મણે તેને ઇંદ્રના જેવો પુત્ર આપ્યો નહિ; એટલે તે અસુર તે બ્રાહ્મણ ઉપર અત્યંત ક્રોધે ભરાયો. હે રાજેંદ્ર ! ત્યારથી માંડીને બ્રહ્મહત્યા કરનારા તે માયાવી ઈલ્વલ અસુરે ક્રોધમાં આવીને પોતાના ભાઈને બકરો બનાવ્યો.[૬,૭] ઇચ્છારૂપ ધારણ કરનારો વાતાપિ તે જ વખતે બકરો થઈ જતો. પછી તેને કાપી રાંધીને તે બ્રાહ્મણને ભોજનમાં પીરસતો અને એમ તેના દ્વારા બ્રાહ્મણનો નાશ કરાવતો. મૃત્યુ પામેલા વાતાપિને એ ઈલ્વલ બૂમ મારી બોલાવતો કે તુરત વાતાપિ ભોજન કરનાર બ્રાહ્મણનું પેટ ફાડીને તેમાંથી બહાર નીકળતો. હે રાજન્! એક દિવસ તેણે વાતાપિ અસુરને બકરો બનાવી રાંધ્યો, પેલા બ્રાહ્મણને ભોજનમાં પીરસ્યો અને પછી તેને ફરી હાંક મારી. એટલે હે પૃથ્વીપતિ! ઈલ્વલે મોટે સાદે પાડેલી તે હાંકને સાંભળીને, તે અતિ માયાવી, બળવાન અને બ્રાહ્મણશત્રુ મહા અસુર વાતાપિ પેલા બ્રાહ્મણનાં પડખાં ભેદીને હસતો હસતો બહાર નીકળ્યો.[૮-૧૨] હે રાજન્! તે દુષ્ટાત્મા ઈલ્વલ દૈત્ય આ પ્રમાણે બ્રાહ્મણોને વારંવાર જમાડીને મારી નાખતો હતો.

એવા જ સમયમાં ભગવાન અગસ્ત્યે પોતાના પિતૃઓને એક ખાડામાં ઊંધે માથે લટકતા જોયા.[૧૩,૧૪] આમ લટકી રહેલા તેમને તેમણે પૂછ્યું : 'તમે આમ ઊંધે માથે કેમ લટકો છો?' એટલે કંપી રહેલા તે બ્રહ્મવાદીઓએ ઉત્તર આપ્યો: 'સંતાનને કારણે અમારી આ દશા છે.'[૧૫] તેમણે એ અગસ્ત્યને ફરી કહ્યું કે, 'અમે તારા પિતૃઓ છીએ. સંતતિને ઇચ્છી રહેલા અમે આ ખાડામાં ઊંધે માથે લટકીએ છીએ.[૧૬] હે અગસ્ત્ય ! તું જો અમારે અર્થે એક ઉત્તમ પુત્રને ઉત્પન્ન કરે, તો અમારો નરકમાંથી છુટકારો થાય અને હે પુત્ર ! તને ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય.'[૧૭] તેજસ્વી અને સત્યધર્મમાં પરાયણ તે અગસ્ત્યે તેમને જવાબ આપ્યો કે, 'હે પિતૃઓ ! હું તમારી ઇચ્છા પ્રમાણે કરીશ. તમારા મનનો સંતાપ દૂર થાઓ.'[૧૮] પછી ભગવાન અગસ્ત્ય ઋષિએ સંતતિનો વિનાશ ન થાય તેને માટે વિવાહ કરવો જોઈએ એમ ચિંતન કરવા માંડ્યું. પુત્રની ઉત્પત્તિને માટે યોગ્ય એવી કોઈ પણ સ્ત્રી તેમને ન જણાઈ. આથી જુદાં જુદાં પ્રાણીઓનાં જુદાં જુદાં ઉત્તમ અંગો સંઘરીને તેમણે તે તે અંગોથી

એક ઉત્તમ સ્ત્રી નિર્માણ કરી.[૧૯,૨૦] પછી તે મહાતપસ્વી મુનિએ પોતાને અર્થે નિર્મેલી એ કન્યાને પુત્રાર્થે તપ કરતા વિદર્ભરાજને આપી. પછી તે સુભાગ્યવતી સ્ત્રી વિદર્ભ રાજાને ત્યાં જન્મી અને વીજળીના જેવી શોભાયમાન, શરીરની કાંતિથી ઝળહળતી અને સુંદર મુખવાળી તે શુભા ત્યાં મોટી થવા લાગી.[૨૧,૨૨] હે ભારત! જન્મ થતાં જ તે કન્યાને જોઈને વદર્ભનાથે હર્ષપૂર્વક બ્રાહ્મણોને નિવેદન કર્યું. હે વસુધાનરેશ! સર્વ બ્રાહ્મણોએ તે કન્યાને અભિનંદન આપ્યાં. તે દ્વિજોએ તેનું 'લોપામુદ્રા' નામ પાડ્યું.[૨૩,૨૪] હે મહારાજ! અનુપમ રૂપશાલિની તે કન્યા જેમ જ્વાલા ઝટ વૃદ્ધિ પામે તેમ વૃદ્ધિ પામવા લાગી. જાણે જળમાં કમલિની અને અગ્નિમાં શુભ શિખા વધવા માંડી.[૨૫] હે રાજેંદ્ર! યૌવનમાં આવેલી તે કલ્યાણીની સેવામાં સુવિભૂષિત સો કન્યાઓ અને સો આજ્ઞાંકિત દાસીઓ રહેતી હતી. સો દાસીઓથી વીંટાયેલી તે તેજસ્વિની કન્યા સો કન્યાઓની મધ્યમાં બેસતી, ત્યારે આકાશમાં તારાઓની વચ્ચે રહેલી કાંતિમય રોહિણીની જેમ શોભતી હતી.[૨૬,૨૭] તે મહાત્માના ભય વડે કોઈ પણ પુરુષ યૌવનમાં આવેલી અને શીલ તથા સદાચારથી યુક્ત રહેલી તે કન્યાનું માગું સરખું કરતો નહોતો. તે કન્યા સત્યવાદિની હતી અને રૂપમાં અપ્સરાઓથી વધી જતી હતી. તે પોતાના શીલથી પોતાના પિતાને તથા સ્વજનોને પ્રસન્ન કરતી હતી. એ વિદર્ભનંદિનીને આવી ગુણવાન અને યૌવનમાં આવેલી જોઈને તેનો પિતા મનમાં વિચારવા લાગ્યો કે, 'આ દીકરી કોને આપીશ?'[૨૮–૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'અગસ્ત્યોપાખ્યાન' નામનો અધ્યાય ૯૬મો સમાપ્ત

# अध्याय ९७मो

## લોપામુદ્રાનાં લગ્ન

॥ લોમશ ઉવાચ ॥

यदा त्वमन्यतागस्त्यो गार्हस्थ्ये तां क्षमामिति ।
तदाऽभिगम्य प्रोवाच वैदर्भं पृथिवीपतिम् ॥ १ ॥

લોમશ બોલ્યા: અગસ્ત્યને જ્યારે તે લોપામુદ્રા ગૃહસ્થાશ્રમને માટે યોગ્ય થયેલી જણાઈ, ત્યારે તે વિદર્ભ દેશના મહીપતિ પાસે જઈ બોલ્યા કે,[૧] 'હે રાજન્! પુત્રોત્પાદન અર્થે મને લગ્ન કરવાની ઇચ્છા થઈ છે. હે મહીપાલ! હું તમારી પાસે લોપામુદ્રાનું માગું કરું છું; તમે તે મને આપો.'[૨] મુનિએ આ પ્રમાણે કહ્યું, એટલે તે રાજા બેભાન થઈ ગયો! કારણ કે તેમને ના કહેવાને તે સમર્થ ન હતો અને કન્યા આપવાની તેની ઇચ્છા ન હતી.[૩] પછી તે પૃથ્વીપતિ પોતાની પત્ની પાસે ગયો અને બોલ્યો: 'આ મહર્ષિ મહાસમર્થ છે. જો તે ક્રોધ પામશે તો તે શાપાગ્નિથી આપણને બાળી મૂકશે.' તે પૃથ્વીનાથને પોતાની પત્ની સાથે આ પ્રમાણે દુઃખિત થયેલો જોઈ લોપામુદ્રા તેની પાસે આવી અને આ ઉચિત વચનો બોલી:[૪,૫] 'હે મહીપાલ! મારે માટે તમારે પીડા પામવાની જરૂર નથી. હે પિતાજી! તમે મને અગસ્ત્ય વેરે આપો. મારા દાનથી તમે જાતનું રક્ષણ કરો.'[૬]

હે પૃથ્વીપતિ! પુત્રીનાં વચનથી તે રાજાએ મહાત્મા અગસ્ત્યને વિધિપૂર્વક લોપામુદ્રા આપી. લગ્ન થયા પછી પોતાની ભાર્યા લોપામુદ્રાને અગસ્ત્યે કહ્યું કે, 'આ મહામૂલાં વસ્ત્રો અને અલંકારો દૂર કર.'[૭,૮] એટલે કેળના જેવી જંઘાવાળી અને વિશાળ લોચનવાળી તે સુંદરીએ મહામોંઘાં અને સૂક્ષ્મ વસ્ત્રો ઉતારી નાખ્યાં, ઋષિના આશ્રમને યોગ્ય એવાં વલ્કલનાં વસ્ત્રો તથા મૃગચર્મો તેણે સ્વીકાર્યાં. તે વિશાળ નેત્ર-

'તમારે ખેદ કરવાનો હોય નહિ; કેમ કે હું તે મહાન અસુરને ખાઈ જઈશ.[૪] પછી મહર્ષિ અગસ્ત્ય મુખ્ય આસન ઉપર જઈને બેઠા. દૈત્યેંદ્ર ઈલ્વલે તેમને હસતાં હસતાં તે માંસ પીરસ્યું.[૫] આમ અગસ્ત્ય જ તે વાતાપિને આખો ખાઈ ગયા. હવે અગસ્ત્ય જમી રહ્યા, એટલે ઈલ્વલ અસુરે વાતાપિને બૂમ મારી. તે વખતે હે તાત! તે મહાત્માને મેઘની જેમ ગર્જતો અપાનવાયુ મહાન શબ્દ સાથે છૂટ્યો.[૬,૭] ઈલ્વલ વારંવાર બોલી રહ્યો: 'હે વાતાપિ! બહાર આવ.' એટલે હે રાજન્! મુનિવર અગસ્ત્યે તેને હસતાં હસતાં કહ્યું કે,[૮] 'તે અસુર ક્યાંથી બહાર આવી શકે એમ છે? તેને તો હું હજમ કરી ગયો છું.' આમ વાતાપિ અસુરને હજમ થઈ ગયેલો જોઈને ઈલ્વલ ખિન્ન થઈ ગયો.[૯] તે બે હાથ જોડીને અમાત્યો સાથે આ વચન બોલ્યો: 'તમે શા અર્થે અહીં આવ્યા છો? કહો, હું તમારું શું કાર્ય કરું?'[૧૦] ત્યારે અગસ્ત્યે ઈલ્વલને હસતાં હસતાં ઉત્તર આપ્યો કે, 'હે અસુર! અમે સર્વે તને સમર્થ ધનપતિ માનીએ છીએ.[૧૧] આ રાજાઓ અતિ ધનવાન નથી અને મારે ધનનું કામ છે. તો બીજાને પીડા ન થાય એવી રીતે તું અમને ધનનો ભાગ આપ.'[૧૨] પછી ઈલ્વલે તે ઋષિને અભિવંદન કરી આ વચન કહ્યું: 'મારા મનમાં તમને શું આપવાની ધારણા છે તે જો તમે કહેશો, તો હું તમને ધન આપીશ.'[૧૩]

અગસ્ત્ય બોલ્યા: 'હે અસુર! તેં એક એક રાજાને દશ હજાર ગાયો અને તેટલું જ સુવર્ણ આપવા ધાર્યું છે.[૧૪] હે મહાસુર! તેં મને તેમનાથી બમણી ગાયો, બમણું સુવર્ણ તથા સુવર્ણનો રથ અને બે મનોવેગી ઘોડાઓ આપવા ધાર્યા છે.[૧૫] હે મહાઅસુર! તું રથની તત્કાલ તપાસ કર, તે સ્પષ્ટ સોનાનો છે.' આ સાંભળી ગભરાઈ ગયેલા દૈત્યે અધિક ધન આપ્યું અને તે રથને વિરાવ તથા સુરાવ નામના ઘોડાઓ જોડ્યા. પછી હે ભારત! ધન સાથેના તે સર્વ રાજાઓને તથા અગસ્ત્ય મુનિને તે ઘોડાઓ પલકવારમાં તત્કાલ અગસ્ત્યના આશ્રમ તરફ લઈ ગયા. પછી અગસ્ત્યની આજ્ઞા મળતાં, તે સર્વ રાજાઓ પોતપોતાના રાજ્યમાં ગયા. પછી અગસ્ત્ય મુનિએ બધું લોપામુદ્રાની ઇચ્છા પ્રમાણે કર્યું, એટલે તેણે આ પ્રમાણે કહ્યું.[૧૬–૧૮]

લોપામુદ્રા બોલી: હે ભગવન્! તમે મારું ઇચ્છેલું બધું જ કર્યું છે. તો મારે વિશે તમે એકવાર અતિશય પ્રભાવશાળી પુત્ર ઉત્પન્ન કરો.[૧૯]

અગસ્ત્ય બોલ્યા: હે કલ્યાણી! હું તારા ચરિત્રથી પ્રસન્ન છું. હે શોભના! હું સંતાન સંબંધમાં મારી વિચારણા કહું છું, તે તું સાંભળ.[૨૦] તારે સહસ્ર પુત્રો જોઈએ છે કે દશ સમાન સો પુત્રો જોઈએ છે, કે સો સો સમાન દશ પુત્રો જોઈએ છે, કે સહસ્રને જીતે એવો એક જ પુત્ર જોઈએ છે?[૨૧]

લોપામુદ્રા બોલી: હે તપોધન! હજાર પુત્રના જેવો મને એક જ પુત્ર થાઓ; કેમ કે અનેક દુષ્ટ પુત્રો કરતાં એક વિદ્વાન અને સંસ્કારી પુત્ર ઘણો સારો.[૨૨]

લોમશ બોલ્યા: પછી અગસ્ત્ય મુનિએ 'ભલે એમ થાઓ' એવું કહ્યું. પછી તે શ્રદ્ધાવાને શ્રદ્ધાવતી અને સમાન શીલવતી એ લોપામુદ્રા સાથે યથાસમયે સમાગમ કર્યો.[૨૩] આ પ્રમાણે ગર્ભાધાન કરીને તે ઋષિ વનમાં ચાલ્યા ગયા. તે વનમાં ગયા પછી તે ગર્ભ સાત વર્ષ સુધી વધતો રહ્યો.[૨૪] સાતમું વરસ પણ પૂરું થયા પછી પ્રભાવથી તેજસ્વી જણાતા મહાકવિ દૃઢસ્યુ નામના પુત્રનો જન્મ થયો. હે ભારત! તે મહાતપસ્વી અંગ અને ઉપનિષદો સાથે ચારે વેદોનો જાણે કે

જાપ કરતો હતો. આમ તે અગસ્ત્ય ઋષિને એ તેજસ્વી મહાબ્રાહ્મણ પુત્ર થયો.[૨૫,૨૬] બાળક હતો ત્યારથી જ તે તેજસ્વી પોતાના પિતાને ઘેર ઇધ્મ( ઇંધણાં )નો ભારો વહી લાવતો હતો. આથી તેનું 'ઇધ્મવાહ' એવું નામ પડયું હતું.[૨૭] તે પુત્રને જોઈને અગસ્ત્ય મુનિ આનંદ પામ્યા. હે ભારત! આમ તેમણે ઉત્તમ પુત્ર ઉત્પન્ન કર્યો.[૨૮] હે રાજન્! આથી તેમના પિતૃઓ યથેચ્છિત લોકોને પામ્યા. ત્યાર પછી આ અગસ્ત્યાશ્રમ પૃથ્વીમાં પ્રસિદ્ધ છે.[૨૯] પ્રહ્લાદગોત્રના વાતાપિને અગસ્ત્યે આમ નષ્ટ કર્યો. હે રાજન્! રમણીય ગુણોવાળો આ તે ઋષિનો આશ્રમ છે. દેવો અને ગાંધર્વોએ સેવેલી આ પવિત્ર ભાગીરથી જાણે આકાશમાં પવનથી ફરફરતી ધજાની જેમ અહીં વિરાજી રહી છે.[૩૦-૩૧] ભયથી ત્રાસેલી નાગરાજની પત્નીની જેમ તે નીચાણમાં આવેલા કાંઠાઓ ઉપર શિલાતલોમાં નિત્ય લીન થતી વહે છે.[૩૨] સમુદ્રની એ પ્રિય રાણી પ્રથમ શિવજીની જટામાંથી નીકળી છે અને માતાની જેમ આખી દક્ષિણ દિશાને ભીંજવે છે. આ સુપવિત્ર નદીમાં તમે યથેચ્છ સ્નાન કરો.[૩૩] હે યુધિષ્ઠિર! હે મહારાજ! મહર્ષિઓના સમૂહે સેવેલું આ ત્રૈલોક્યપ્રસિદ્ધ ભૃગુતીર્થ જાણો. ત્યાં સ્નાન કરીને પરશુરામે પોતાનું હરાયેલું તેજ પાછું મેળવ્યું હતું. હે પાંડવ! તમે ભાઈઓ અને કૃષ્ણા સાથે અહીં સ્નાન કરીને દુર્યોધને હરી લીધેલા તમારા તેજને ફરી મેળવવા યોગ્ય છો. વેર બાંધનારા પરશુરામે એ જ રીતે પોતાનું હરાયેલું તેજ પાછું પ્રાપ્ત કર્યું હતું.[૩૪-૩૬]

વૈશંપાયન બોલ્યા : હે ભારત! આમ તે પાંડુપુત્ર યુધિષ્ઠિરે ભાઈઓ અને કૃષ્ણા સાથે ત્યાં સ્નાન કર્યું તથા દેવો અને પિતૃઓનું તર્પણ કર્યું.[૩૭] હે નરશ્રેષ્ઠ! તે તીર્થમાં સ્નાન કરવાથી યુધિષ્ઠિરનું રૂપ અધિકાધિક પ્રકાશવા લાગ્યું. તે શત્રુઓથી અજેય થઈ ગયા. હે રાજેંદ્ર! તે પાંડુનંદને લોમશને પૂછ્યું : 'હે ભગવન્! પરશુરામનું તેજ કેમ હરાયું હતું? તે કેવી રીતે પાછું મેળવાયું હતું? હે પ્રભુ! હું તમને આ પૂછું છું, તે તમે કહો.[૩૮,૩૯]

લોમશ બોલ્યા : હે રાજેંદ્ર! શ્રીરામચંદ્ર અને ધીમાન પરશુરામ ભાર્ગવની કથા સાંભળો. મહાત્મા દશરથને રામ નામે પુત્ર થયો હતો. રાવણના વધ માટે વિષ્ણુ પોતે જ તે રૂપે અવતર્યા હતા. એ દશરથપુત્રને અમે અયોધ્યામાં જન્મેલા જોયા હતા તેમ જ ભૃગુકુળમાં ઋચીકના પુત્ર પરશુરામ ભાર્ગવ રેણુકાથી ઉત્પન્ન થયા હતા.[૪૦-૪૨] દશરથનંદન રામનાં ઉત્તમ કર્મ સાંભળીને પરશુરામ આશ્ચર્ય પામ્યા અને દશરથપુત્ર રામના પરાક્રમનું પારખું લેવાની ઇચ્છાથી ક્ષત્રિયોનો સંહાર કરનારું તે દિવ્ય ધનુષ્ય લઈને ફરી અયોધ્યામાં ગયા. એ પરશુરામ પોતાના રાજ્યની સીમા ઉપર આવ્યા છે, એવું જાણીને દશરથે પોતાના પુત્ર રામને પરશુરામની સામે મોકલ્યા. હે કૌંતેય! ઉગામેલાં અસ્ત્રો સાથે આવેલા અને સામે ઊભેલા તે રામને જોઈને પરશુરામે તેમને હસતાં હસતાં આ વચન કહ્યાં: 'હે રાજેંદ્ર! હે વિભુ! આ ધનુષ્યથી મેં કાળ જેવા ક્ષત્રિયોનો સંહાર કર્યો છે. હે રાજા! તમારાથી બને તો તમે યત્નપૂર્વક એને ચડાવો.[૪૩-૪૬] પરશુરામે આ પ્રમાણે કહ્યું, એટલે રામચંદ્રે જવાબ આપ્યો કે, 'હે ભગવન! આમ તિરસ્કાર કરવો તમને ઘટતો નથી, કેમ કે દ્વિજજાતિઓમાં ક્ષત્રિયોના ધર્મ સંબંધમાં હું કંઈ અધમ નથી. ઇક્ષ્વાકુવંશી ક્ષત્રિયો તો વિશેષે કરીભુજબળથી જ ગૌરવ લે છે.[૪૭,૪૮]

રામચંદ્રજી આમ બોલ્યા એટલે પરશુરામે કહ્યું કે, 'હે રાઘવ! બહુ થયો આ લવારો, ધનુષ

વાળી પતિની સમાન વ્રતનું આચરણ કરવા લાગી. પછી તે ઋષિશ્રેષ્ઠ ભગવાન અગસ્ત્ય ગંગાદ્વારે આવ્યા અને અનુકૂળ પત્ની સાથે ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા. ત્યારે તે લોપામુદ્રા પ્રસન્ન ચિત્તે અને અત્યંત આદરપૂર્વક પોતાના પતિ અગસ્ત્યની સેવા કરતી હતી.[૯-૧૧] સમર્થ અગસ્ત્ય પણ પત્ની પ્રત્યે પરમ પ્રીતિ રાખતા હતા. હવે હે પૃથ્વીનાથ ! ઘણો સમય ગયા પછી ભગવાન અગસ્ત્ય ઋષિએ તપથી ઝળહળતી લોપામુદ્રાને ઋતુસ્નાન કરેલી જોઈ. તેની સેવાથી, પવિત્રતાથી ઇંદ્રિયદમનથી, સૌંદર્યથી અને રૂપથી તે મુનિ પ્રસન્ન થયા અને તેને સમાગમ માટે બોલાવી. તે વખતે તે કલ્યાણી હાથ જોડીને, જાણે શરમાતી હોય તેમ, તે ભગવાનને પ્રેમાળ એવાં આ વચનો બોલી :[૧૨-૧૫] 'નિઃસંશય, પતિ પ્રજાને કારણે જ પત્નીને પ્રાપ્ત કરે છે; પરંતુ હે ઋષિ ! મારી તમારામાં જે પ્રીતિ છે, તે તમારે પૂરવી જોઈએ.[૧૬] હે વિપ્ર ! મારા પિયરમાં પિતાના ભવનમાં મારી જેવી શય્યા હતી, તેવી શય્યામાં તમે અહીં મારો સંગ કરો. તમે ફૂલમાળા ધારણ કરો, અલંકારોથી વિભૂષિત થાઓ અને દિવ્ય આભરણોથી વિભૂષિત થયેલી હું તમારો યથેચ્છ સંગ કરું, એમ હું ઇચ્છું છું. પરંતુ વલ્કલ અને ભગવાં પહેરીને હું તમારી પાસે આવીશ નહિ, કારણ કે હે વિપ્રર્ષિ ! તપસ્વીઓને શોભાવનારો આ વલ્કલાદિનો વેષ ભોગસંબંધથી અપવિત્ર થવો જોઈએ નહિ.'[૧૭,૧૮]

અગસ્ત્ય બોલ્યા : હે લોપામુદ્રા ! હે સુમધ્યમા ! હે કલ્યાણી ! તારા પિતા પાસે જેવાં ધનાદિ છે, તેવાં તારી પાસે નથી અને મારી પાસે પણ નથી.[૨૦]

લોપામુદ્રા બોલી : હે તપોધન ! આ જીવલોકમાં જે કંઈ ધન છે, તેબધું તપસ્યા વડે તમે એક ક્ષણમાં લાવવાને સમર્થ છો.[૨૧]

અગસ્ત્ય બોલ્યા : તું જે કહે છે તેમ તે છે, તોપણ તે તપનો નાશ કરનારું છે. તું મને એવું કહે કે, તેથી મારું તપ નાશ પામે નહિ.[૨૨]

લોપામુદ્રા બોલી : હે તપોધન ! મારો ઋતુકાળ હવે થોડો જ રહ્યો છે અને મારી ઇચ્છા પ્રમાણે ન થાય, તો હું કોઈ રીતે તમારા સમાગમમાં આવવા ઇચ્છતી નથી. વળી હું કોઈ પણ રીતે તમારા ધર્મનો નાશ કરવા માગતી નથી; આ પ્રમાણે છે છતાં તમે મારી ઇચ્છા પૂરી કરવા યોગ્ય છો.[૨૩,૨૪]

અગસ્ત્ય બોલ્યા : હે સુભગા ! જો તેં તારી બુદ્ધિથી આ જ મનોરથ નિશ્ચિત કર્યો હોય, તો હે ભદ્રા ! હું ધન લેવા જાઉં છું, તું અહીં રહીને ઇચ્છા પ્રમાણે ધર્માચરણ કર.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'અગસ્ત્યોપાખ્યાન' નામનો અધ્યાય ૯૭મો સમાપ્ત

## अध्याय ९८मो

### અગસ્ત્યનું ધન મેળવવા જવું

॥ लोमश उवाच ॥

ततो जगाम कौरव्य सोऽगस्त्यो भिक्षितुं वसु ।
श्रुतर्वाणं महीपालं यं वेदाभ्यधिकं नृपैः ॥ १ ॥

લોમશ બોલ્યા : તે પછી હે કૌરવ્ય ! તે અગસ્ત્ય જેને રાજાઓ કરતાં અધિક જાણતા હતા એવા શ્રુતર્વા રાજા પાસે ધનની યાચના કરવા ગયા.[૧] અગસ્ત્યને આવેલા જાણીને તે રાજા પોતાના અમાત્ય સાથે દેશની સીમા સુધી સામો ગયો અને તેમને સત્કારપૂર્વક તેડી લાવ્યો.[૨] રાજાએ યથાશાસ્ત્ર તેમની અર્ઘ્યપૂજા કરી અને બે હાથ જોડી, સ્વસ્થ થઈને તેમને આવવાનું પ્રયોજન પૂછ્યું.[૩]

અગસ્ત્ય બોલ્યા : હે પૃથ્વીપતિ ! હું ધનને અર્થે અહીં આવ્યો છું એમ તું જાણ. બીજાને

પીડા આપ્યા વિના તું મને યથાશક્તિ ધનનો વિભાગ આપ.[૪]

લોમશ બોલ્યા : તે સાંભળીને રાજાએ તેમને પોતાની પૂરી આવકજાવકનો હિસાબ કહી સંભળાવ્યો અને કહ્યું કે, 'હે વિદ્વાન ! આમાંથી તમને જે યોગ્ય લાગે તે ધન તમે લઈ લો.'[૫] પછી તે સમબુદ્ધિ અગસ્ત્ય ઋષિએ તે આવકજાવકને સમાન જોઈને વિચાર્યું કે, 'અહીંથી ધન લેવાથી પ્રાણીઓને ચોક્કસ દુઃખ થશે.'[૬] એટલે તે શ્રુતર્વાને સાથે લઈને બ્રધ્નશ્વ પાસે ગયા. તે બ્રધ્નશ્વ રાજાએ બન્ને દેશના સીમાડામાં આવી તેમને યથાવિધિ સત્કાર આપ્યો. પછી તે બન્નેને અર્ઘ્ય તથા પાદ્ય આપ્યાં અને અનુજ્ઞા લઈને તેમના આવવાનું કારણ પૂછ્યું.[૭,૮]

અગસ્ત્ય બોલ્યા : હે પૃથ્વીપતિ ! અમે બન્ને ધનને અર્થે અહીં આવ્યા છીએ એમ તમે જાણો. અન્યને પીડા થાય નહિ એ રીતે અમને બન્નેને ધનનો વિભાગ આપો.[૯]

લોમશ બોલ્યા : ત્યારે રાજાએ તે બંનેને પોતાના આવક–ખર્ચનો પૂરો હિસાબ જણાવ્યો અને કહ્યું કે, 'આ તપાસી એમાં જે બચત રહે તે તમે બન્ને ગ્રહણ કરો.'[૧૦] પછી તે સમદષ્ટિ ઋષિએ તે આવક–જાવકનાં પાસાંને સરખાં જોયાં. અને માન્યું કે, 'અહીંથી ધન લેવાથી પ્રાણીઓને અવશ્ય પીડા થશે.'[૧૧] એટલે અગસ્ત્ય શ્રુતર્વા અને બ્રધ્નશ્વ રાજા પુરુકુત્સ્યના પુત્ર મહાધનવાન ત્રસદસ્યુની પાસે ગયા.[૧૨] હે મહારાજ ! ઉદારચિત્ત ત્રસદસ્યુ પણ રાજ્યને સીમાડે ગયો અને તેમને મળીને યથાવિધિ સત્કાર આપ્યો. તે ઇક્ષ્વાકુ વંશના શ્રેષ્ઠ રાજા ત્રસદસ્યુએ તે મહાનુભાવોનું યથાન્યાય પૂજન કર્યું અને તે સર્વેના આગમનનું પ્રયોજન પૂછ્યું.[૧૩,૧૪]

અગસ્ત્ય બોલ્યા : હે પૃથ્વીપતિ! અમે સર્વે અહીં ધનની ઇચ્છાથી આવ્યા છીએ એમ તમે જાણો. બીજા કોઈને પીડા ન થાય, એ રીતે તમે અમને ધનનો વિભાગ આપો.[૧૫]

લોમશ બોલ્યા : ત્યારે રાજાએ તેમને પોતાની આવક–જાવકનો પૂરો આંકડો દેખાડ્યો અને કહ્યું કે, 'આ જોઈને જે બચત જણાય તે તમે લઈ લો.'[૧૬] એટલે સમદષ્ટિ મુનિએ તે આવકજાવકને સમાન જોઈને વિચાર્યું કે, 'અહીંથી લેવાથી પ્રાણીઓને ચોક્કસ પીડા થશે.'[૧૭] પછી હે મહારાજ ! તે સર્વ રાજાઓએ એકઠા થઈને પરસ્પર વિચારણા કરી અને એ મહામુનિને આ પ્રમાણે કહ્યું કે, 'હે બ્રહ્મન્ ! જગતમાં આ ઈલ્વલ દાનવ ધનવાન છે. આજે આપણે સર્વે તેની પાસે જઈને ધન માગીએ.' હે રાજન્ ! તે વખતે ઈલ્વલ પાસે જ તેમણે ભિક્ષા માગવી ઉચિત હતી, એટલે તેઓ સર્વે ઈલ્વલની પાસે ગયા.[૧૮–૨૦]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'અગસ્ત્યોપાખ્યાન' નામનો અધ્યાય ૯૮ મો સમાપ્ત

## अध्याय ९९मो

### પરશુરામના તેજની હાનિ

॥ लोमश उवाच ॥

ईल्वलस्तान्विदित्वा तु महर्षिसहितान्नृपान् ।
उपस्थितान्सहामात्यो विषयांते ह्यपूजयत् ॥ १ ॥

લોમશ બોલ્યા : મહર્ષિ સાથે રાજાઓને આવેલા જાણીને ઈલ્વલ પોતાના અમાત્ય સાથે દેશની સીમા સુધી ગયો અને તેમની પૂજા કરી. પછી હે કૌરવ્ય! તે અસુરશ્રેષ્ઠે તે વખતે પોતાના ભાઈ વાતાપિને કાપી રાંધીને તે વડે તેમનું આતિથ્ય કર્યું.[૧,૨] આ બકરારૂપ થયેલા મહાઅસુર વાતાપિને રંધાયેલો જોઈને સર્વ રાજર્ષિઓ ખિન્ન અને બેભાન થયા.[૩] ત્યારે ઋષિશ્રેષ્ઠ અગસ્ત્યે તે રાજર્ષિઓને કહ્યું કે,

'તમારે ખેદ કરવાનો હોય નહિ; કેમ કે હું તે મહાન અસુરને ખાઈ જઈશ.'[૪] પછી મહર્ષિ અગસ્ત્ય મુખ્ય આસન ઉપર જઈને બેઠા. દૈત્યેંદ્ર ઈલ્વલે તેમને હસતાં હસતાં તે માંસ પીરસ્યું.[૫] આમ અગસ્ત્ય જ તે વાતાપિને આખો ખાઈ ગયા. હવે અગસ્ત્ય જમી રહ્યા, એટલે ઈલ્વલ અસુરે વાતાપિને બૂમ મારી. તે વખતે હે તાત! તે મહાત્માને મેઘની જેમ ગર્જતો અપાનવાયુ મહાન શબ્દ સાથે છૂટ્યો.[૬,૭] ઈલ્વલ વારંવાર બોલી રહ્યો : 'હે વાતાપિ! બહાર આવ.' એટલે હે રાજન્! મુનિવર અગસ્ત્યે તેને હસતાં હસતાં કહ્યું કે,[૮] 'તે અસુર ક્યાંથી બહાર આવી શકે એમ છે? તેને તો હું હજમ કરી ગયો છું.' આમ વાતાપિ અસુરને હજમ થઈ ગયેલો જોઈને ઈલ્વલ ખિન્ન થઈ ગયો.[૯] તે બે હાથ જોડીને અમાત્યો સાથે આ વચન બોલ્યો : 'તમે શા અર્થે અહીં આવ્યા છો? કહો, હું તમારું શું કાર્ય કરું?'[૧૦] ત્યારે અગસ્ત્યે ઈલ્વલને હસતાં હસતાં ઉત્તર આપ્યો કે, 'હે અસુર! અમે સર્વે તને સમર્થ ધનપતિ માનીએ છીએ.[૧૧] આ રાજાઓ અતિ ધનવાન નથી અને મારે ધનનું કામ છે. તો બીજાને પીડા ન થાય એવી રીતે તું અમને ધનનો ભાગ આપ.'[૧૨] પછી ઈલ્વલે તે ઋષિને અભિવંદન કરી આ વચન કહ્યું : 'મારા મનમાં તમને શું આપવાની ધારણા છે તે જો તમે કહેશો, તો હું તમને ધન આપીશ.'[૧૩]

અગસ્ત્ય બોલ્યા : 'હે અસુર! તેં એક એક રાજાને દશ હજાર ગાયો અને તેટલું જ સુવર્ણ આપવા ધાર્યું છે.[૧૪] હે મહાસુર! તેં મને તેમનાથી બમણી ગાયો, બમણું સુવર્ણ તથા સુવર્ણનો રથ અને બે મનોવેગી ઘોડાઓ આપવા ધાર્યા છે.[૧૫] હે મહાઅસુર! તું રથની તત્કાલ તપાસ કર, તે સ્પષ્ટ સોનાનો છે.' આ સાંભળી ગભરાઈ ગયેલા દૈત્યે અધિક ધન આપ્યું અને તે રથને વિરાવ તથા સુરાવ નામના ઘોડાઓ જોડ્યા. પછી હે ભારત! ધન સાથેના તે સર્વ રાજાઓને તથા અગસ્ત્ય મુનિને તે ઘોડાઓ પલકવારમાં તત્કાલ અગસ્ત્યના આશ્રમ તરફ લઈ ગયા. પછી અગસ્ત્યની આજ્ઞા મળતાં, તે સર્વ રાજાઓ પોતપોતાના રાજ્યમાં ગયા. પછી અગસ્ત્ય મુનિએ બધું લોપામુદ્રાની ઇચ્છા પ્રમાણે કર્યું, એટલે તેણે આ પ્રમાણે કહ્યું.[૧૬-૧૮]

લોપામુદ્રા બોલી : હે ભગવન્! તમે મારું ઇચ્છેલું બધું જ કર્યું છે. તો મારે વિશે તમે એકવાર અતિશય પ્રભાવશાળી પુત્ર ઉત્પન્ન કરો.[૧૯]

અગસ્ત્ય બોલ્યા : હે કલ્યાણી! હું તારા ચરિત્રથી પ્રસન્ન છું. હે શોભના! હું સંતાન સંબંધમાં મારી વિચારણા કહું છું, તે તું સાંભળ.[૨૦] તારે સહસ્ર પુત્રો જોઈએ છે કે દશ સમાન સો પુત્રો જોઈએ છે, કે સો સો સમાન દશ પુત્રો જોઈએ છે, કે સહસ્રને જીતે એવો એક જ પુત્ર જોઈએ છે?[૨૧]

લોપામુદ્રા બોલી : હે તપોધન! હજાર પુત્રના જેવો મને એક જ પુત્ર થાઓ; કેમ કે અનેક દુષ્ટ પુત્રો કરતાં એક વિદ્વાન અને સંસ્કારી પુત્ર ઘણો સારો.[૨૨]

લોમશ બોલ્યા : પછી અગસ્ત્ય મુનિએ 'ભલે એમ થાઓ' એવું કહ્યું. પછી તે શ્રદ્ધાવાને શ્રદ્ધાવતી અને સમાન શીલવતી એ લોપામુદ્રા સાથે યથાસમયે સમાગમ કર્યો.[૨૩] આ પ્રમાણે ગર્ભાધાન કરીને તે ઋષિ વનમાં ચાલ્યા ગયા. તે વનમાં ગયા પછી તે ગર્ભ સાત વર્ષ સુધી વધતો રહ્યો.[૨૪] સાતમું વરસ પણ પૂરું થયા પછી પ્રભાવથી તેજસ્વી જણાતા મહાકવિ દઢસ્યુ નામના પુત્રનો જન્મ થયો. હે ભારત! તે મહાતપસ્વી અંગ અને ઉપનિષદો સાથે ચારે વેદોનો જાણે કે

જાપ કરતો હતો. આમ તે અગસ્ત્ય ઋષિને એ તેજસ્વી મહાબ્રાહ્મણ પુત્ર થયો.[૨૫,૨૬] બાળક હતો ત્યારથી જ તે તેજસ્વી પોતાના પિતાને ઘેર ઇધ્મ( ઇંધણાં )નો ભારો વહી લાવતો હતો. આથી તેનું 'ઇધ્મવાહ' એવું નામ પડયું હતું.[૨૭] તે પુત્રને જોઈને અગસ્ત્ય મુનિ આનંદ પામ્યા. હે ભારત! આમ તેમણે ઉત્તમ પુત્ર ઉત્પન્ન કર્યો.[૨૮] હે રાજન્! આથી તેમના પિતૃઓ યથેચ્છિત લોકોને પામ્યા. ત્યાર પછી આ અગસ્ત્યાશ્રમ પૃથ્વીમાં પ્રસિદ્ધ છે.[૨૯] પ્રહ્લાદગોત્રના વાતાપિને અગસ્ત્યે આમ નષ્ટ કર્યો. હે રાજન્! રમણીય ગુણોવાળો આ તે ઋષિનો આશ્રમ છે. દેવો અને ગાંધર્વોએ સેવેલી આ પવિત્ર ભાગીરથી જાણે આકાશમાં પવનથી ફરફરતી ધજાની જેમ અહીં વિરાજી રહી છે.[૩૦–૩૧] ભયથી ત્રાસેલી નાગરાજની પત્નીની જેમ તે નીચાણમાં આવેલા કાંઠાઓ ઉપર શિલાતલોમાં નિત્ય લીન થતી વહે છે.[૩૨] સમુદ્રની એ પ્રિય રાણી પ્રથમ શિવજીની જટામાંથી નીકળી છે અને માતાની જેમ આખી દક્ષિણ દિશાને ભીંજવે છે. આ સુપવિત્ર નદીમાં તમે યથેચ્છ સ્નાન કરો.[૩૩] હે યુધિષ્ઠિર! હે મહારાજ! મહર્ષિઓના સમૂહે સેવેલું આ ત્રૈલોક્યપ્રસિદ્ધ ભૃગુતીર્થ જાણો. ત્યાં સ્નાન કરીને પરશુરામે પોતાનું હરાયેલું તેજ પાછું મેળવ્યું હતું. હે પાંડવ! તમે ભાઈઓ અને કૃષ્ણા સાથે અહીં સ્નાન કરીને દુર્યોધને હરી લીધેલા તમારા તેજને ફરી મેળવવા યોગ્ય છો. વેર બાંધનારા પરશુરામે એ જ રીતે પોતાનું હરાયેલું તેજ પાછું પ્રાપ્ત કર્યું હતું.[૩૪–૩૬]

વૈશંપાયન બોલ્યા: હે ભારત! આમ તે પાંડુપુત્ર યુધિષ્ઠિરે ભાઈઓ અને કૃષ્ણા સાથે ત્યાં સ્નાન કર્યું તથા દેવો અને પિતૃઓનું તર્પણ કર્યું.[૩૭] હે નરશ્રેષ્ઠ! તે તીર્થમાં સ્નાન કરનાથી યુધિષ્ઠિરનું રૂપ અધિકાધિક પ્રકાશવા લાગ્યું. તે શત્રુઓથી અજેય થઈ ગયા. હે રાજેંદ્ર! તે પાંડુનંદને લોમશને પૂછ્યું: 'હે ભગવન્! પરશુરામનું તેજ કેમ હરાયું હતું? તે કેવી રીતે પાછું મેળવાયું હતું? હે પ્રભુ! હું તમને આ પૂછું છું, તે તમે કહો.[૩૮,૩૯]

લોમશ બોલ્યા: હે રાજેંદ્ર! શ્રીરામચંદ્ર અને ધીમાન પરશુરામ ભાર્ગવની કથા સાંભળો. મહાત્મા દશરથને રામ નામે પુત્ર થયો હતો. રાવણના વધ માટે વિષ્ણુ પોતે જ તે રૂપે અવતર્યા હતા. એ દશરથપુત્રને અમે અયોધ્યામાં જન્મેલા જોયા હતા તેમ જ ભૃગુકુળમાં ઋચીકના પુત્ર પરશુરામ ભાર્ગવ રેણુકાથી ઉત્પન્ન થયા હતા.[૪૦–૪૨] દશરથનંદન રામનાં ઉત્તમ કર્મ સાંભળીને પરશુરામ આશ્ચર્ય પામ્યા અને દશરથપુત્ર રામના પરાક્રમનું પારખું લેવાની ઇચ્છાથી ક્ષત્રિયોનો સંહાર કરનારું તે દિવ્ય ધનુષ્ય લઈને ફરી અયોધ્યામાં ગયા. એ પરશુરામ પોતાના રાજ્યની સીમા ઉપર આવ્યા છે, એવું જાણીને દશરથે પોતાના પુત્ર રામને પરશુરામની સામે મોકલ્યા. હે કૌંતેય! ઉગામેલાં અસ્ત્રો સાથે આવેલા અને સામે ઊભેલા તે રામને જોઈને પરશુરામે તેમને હસતાં હસતાં આ વચન કહ્યાં: 'હે રાજેંદ્ર! હે વિભુ! આ ધનુષ્યથી મેં કાળ જેવા ક્ષત્રિયોનો સંહાર કર્યો છે. હે રાજા! તમારાથી બને તો તમે યત્નપૂર્વક એને ચડાવો.[૪૩–૪૬] પરશુરામે આ પ્રમાણે કહ્યું, એટલે રામચંદ્રે જવાબ આપ્યો કે, 'હે ભગવન! આમ તિરસ્કાર કરવો તમને ઘટતો નથી, કેમ કે દ્વિજજાતિઓમાં ક્ષત્રિયોના ધર્મ સંબંધમાં હું કંઈ અધમ નથી. ઇક્ષ્વાકુવંશી ક્ષત્રિયો તો વિશેષે કરીભુજબળથી જ ગૌરવ લે છે.[૪૭,૪૮]

રામચંદ્રજી આમ બોલ્યા એટલે પરશુરામે કહ્યું કે, 'હે રાઘવ! બહુ થયો આ લવારો, ધનુષ

ચડાવને!' એટલે દશરથપુત્ર રામચંદ્રે ક્ષત્રિય-શ્રેષ્ઠોને સંહારનારું તે દિવ્ય ધનુષ્ય રોષપૂર્વક પરશુરામના હાથમાંથી ઝડપી લીધું.[૪૯,૫૦] હે ભારત! તે વીર્યવાન રામચંદ્રે રમત કરતા હોય તેમ તે ધનુષને ચડાવ્યું અને સ્મિતપૂર્વક તેનો ટંકારવ કર્યો.[૫૧] વજ્ર જેવા તે ધનુષટંકારથી પ્રાણીમાત્ર ત્રાસી ઊઠ્યાં. પછી દશરથપુત્ર રામચંદ્રે પરશુરામને કહ્યું કે, 'હે બ્રહ્મન્! આ ધનુષ ચડાવ્યું. હવે તમારું બીજું શું કામ કરું?' જમદગ્નિના પુત્ર મહાત્મા પરશુરામે રામને એક દિવ્ય બાણ આપ્યું અને કહ્યું કે, 'આને કાન સુધી ખેંચ.[૫૨,૫૩]

લોમશ બોલ્યા: આ સાંભળીને રામચંદ્રજી ક્રોધથી પ્રદીપ્ત થઈ ગયા અને બોલ્યા કે, 'હે ભાર્ગવ! સંભળાય છે કે, તમે અભિમાનથી ભરેલા છો, છતાં ક્ષમાવાન છો.[૫૪] બ્રહ્માની કૃપાથી તમે ક્ષત્રિયોનું વિશેષ તેજ મેળવ્યું છે. ચોક્કસ આથી જ તમે મારા ઉપર આક્ષેપ કરો છો.[૫૫] પણ તમે મને મારા સ્વરૂપમાં જુઓ. હું તમને દિવ્ય દૃષ્ટિ આપું છું.' ત્યાં તો હે ભારત! હે યુધિષ્ઠિર! પરશુરામે રામની મૂર્તિમાં આદિત્યો, વસુઓ, રુદ્રો, સાધ્યો, મરુદ્ગણો, પિતૃઓ, અગ્નિ, નક્ષત્રો, ગ્રહો, ગંધર્વો, રાક્ષસો, યક્ષો, નદીઓ, તીર્થો, સનાતન બ્રહ્મભાવને પામેલા વાલખિલ્ય ઋષિઓ, સમસ્ત દેવર્ષિઓ, સમુદ્રો, પર્વતો, ઉપનિષદ, વષટ્કારો અને યજ્ઞો સમેત વેદો, ચેતનવાળા સામો, ધનુર્વેદ, મેઘવૃંદો, વર્ષો અને વિદ્યુતો જોયાં.[૫૬–૬૦] પછી વિષ્ણુરૂપ ભગવાન રામે તે બાણ છોડ્યું ત્યાં તો આખું ભૂતલ શુષ્ક વજ્રોથી, મોટાં ઉંબાડિયાંથી, ધૂળના વરસાદથી અને મોટી મેઘવૃષ્ટિથી ભરાઈ ગયું, ત્યારે પૃથ્વી કંપવા લાગી અને કડાકા સાથે ભયંકર ગડગડાટો થવા લાગ્યા. આમ રામના બાહુમાંથી છૂટેલા તે તેજસ્વી બાણે પરશુરામને વિહ્વળ કરી દીધા અને કેવળ તેમના તેજને હરીને તે પાછું ફર્યું.[૬૧–૬૩] તે પરશુરામ વિહ્વળ થયા પછી પાછા શુદ્ધિમાં આવ્યા. આમ ફરી પ્રાણ પામેલા તે પરશુરામે વિષ્ણુના તેજરૂપ રામને નમન કર્યાં.[૬૪] અને વિષ્ણુરૂપ રામચંદ્રની અનુજ્ઞા મળતાં તે ફરી મહેંદ્ર પર્વત ઉપર ગયા. આ રીતે ગભરાયેલા અને લજ્જિત થયેલા તે મહાતપસ્વી ત્યાં રહેવા લાગ્યા.[૬૫] પછી એક વર્ષ વીત્યે, નિસ્તેજ થયેલા, મદરહિત બનેલા અને દુઃખી ચિત્તે બેઠેલા તે પરશુરામને તેમના પિતૃઓ આ પ્રમાણે કહેવા લાગ્યા.[૬૬]

પિતૃઓ બોલ્યા: હે પુત્ર! તેં વિષ્ણુ પાસે જઈને સારું કામ કર્યું નથી, તે ત્રણે લોકમાં સદૈવ પૂજ્ય અને માન્ય છે. બેટા! હવે તું વધૂસર નામની પવિત્ર નદીએ જા. ત્યાં તીર્થોમાં સ્નાન કરવાથી તને ફરી તેજ પ્રાપ્ત થશે. હે રામ! ત્યાં તે દીપ્તોદ નામના તીર્થમાં તારા પ્રપિતામહ ભૃગુએ સત્યયુગમાં અનુપમ તપ કર્યું હતું.[૬૭,૬૮]

હે કૌંતેય! પરશુરામે પિતૃઓની આજ્ઞા પ્રમાણે કર્યું હતું. હે પાંડુનંદન! આ તીર્થમાં તે ફરી તેજ પામ્યો હતો. હે તાત! હે મહારાજ! વિષ્ણુની સામે જઈને પૂર્વે ગુમાવેલું પોતાનું તેજ ઉત્તમ કર્મવાળા પરશુરામે આ રીતે પાછું મેળવ્યું હતું.[૬૯–૭૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'જામદગ્નિતેજોહાનિ' નામનો અધ્યાય ૯૯મો સમાપ્ત

## अध्याय १००मो

### વજ્રનિર્માણ

॥ युधिष्ठिर उवाच ॥

भूय एवाहमिच्छामि महर्षेस्तस्य धीमतः ।
कर्मणां विस्तरं श्रोतुमगस्त्यस्य द्विजोत्तम ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા: હે દ્વિજોત્તમ! તે મહાબુદ્ધિશાળી અગસ્ત્ય મહર્ષિનાં કર્મોના વિસ્તારને હું

ફરીથી પણ સાંભળવા ઇચ્છું છું.[૧]

લોમશ બોલ્યા: હે રાજન્! હે મહારાજ! અમાપ તેજસ્વી અગસ્ત્યનો પ્રભાવ તથા તેમની દિવ્ય, અદ્ભુત અને અમાનુષી કથા તમે સાંભળો.[૨] સત્યયુગમાં ભયંકર, યુદ્ધમાં અત્યંત દુષ્ટ મદવાળા અને અત્યંત દારુણ કર્મ કરનારા કાલકેય નામે પ્રસિદ્ધ દાનવો હતા.[૩] વિવિધ આયુધોથી સજ્જ થયેલા તે દાનવો વૃત્રનો આશ્રય લઈને ઇંદ્ર આદિ દેવો ઉપર ચોમેરથી ધસતા હતા.[૪] એટલે દેવોએ તે સમયે વૃત્રના વધનો પ્રયત્ન કર્યો અને ઇંદ્રને મોખરે રાખીને તેઓ બ્રહ્મા પાસે ગયા.[૫] હાથ જોડીને ઊભેલા તે સર્વ દેવોને બ્રહ્માએ આ પ્રમાણે કહ્યું: 'હે દેવો! તમે જે કાર્ય કરવા ધાર્યું છે, તે સર્વ હું જાણું છું.[૬] હું તમને એવો ઉપાય બતાવીશ કે જેથી તમે વૃત્રને મારી શકશો. દધિચ નામે એક વિખ્યાત અને ઉદાર બુદ્ધિવાળા મહર્ષિ છે.[૭] તમે સૌ એકસાથે તેમની પાસે જઈ વરદાન માગો. તે ધર્માત્મા અતિ પ્રસન્ન મનથી તે તમને આપશે.[૮] તમારે સૌ વિજય ઇચ્છનારાઓએ સાથે થઈને તેમને કહેવું કે, 'ત્રણે લોકના હિત માટે આપ આપનાં હાડકાં આપો.'[૯] તે પોતાનું ખોળિયું ઉતારી નાખીને તમને પોતાનાં હાડકાં આપશે. તેમનાં તે હાડકાંથી તમે મોટા શત્રુઓને હણનારું, ભયંકર, છ ખૂણિયું, ભીષણ નાદવાળું અને મહાઘોર એવું દૃઢ વજ્ર બનાવો. તે વજ્રથી ઇંદ્ર વૃત્રને અવશ્ય મારશે. આ મેં તમને બધું કહ્યું. હવે તમે ઝટ તે પ્રમાણે કરો.'[૧૦-૧૨] બ્રહ્માએ દેવોને આ પ્રમાણે કહ્યું, એટલે તેઓ તેમની આજ્ઞા લઈને, નારાયણને આગળ રાખીને, દધિચઋષિના આશ્રમે ગયા. તે આશ્રમ સરસ્વતીને સામે કાંઠે હતો તથા વિવિધ વૃક્ષો અને લતાઓથી ભરેલો હતો. સામગાન ગાનારની જેમ ગુંજારવ કરનારા ભમરાઓના ગીત-નાદથી તે ગાજી રહ્યો હતો. કોયલના કલરવથી તે ભરપૂર હતો. વિવિધ પ્રકારના જીવોના અવાજથી તે જાણે જીવતો હતો. સાવજના ભયથી મુક્ત રહેલા પાડાઓ, ભૂંડો, હરણો અને સમડીઓ ત્યાં ઠેકઠેકાણે ફરી રહ્યાં હતાં. મદઝરતા ગંડસ્થળવાળા, સરોવરજળમાં પેઠેલા અને હાથણીઓ સાથે ક્રીડા કરતા હાથીઓને લીધે તે ચારે તરફથી ગાજી રહ્યો હતો.[૧૩-૧૬] સિંહો અને વાઘોના ભયંકર અવાજોથી તે ગાજી રહ્યો હતો. ગુફાઓ અને કોતરમાં ભરાઈને સૂનારાં બીજાં પ્રાણીઓથી તે તે સ્થળે તે અત્યંત સુંદર શોભી રહ્યો હતો. દેવો આવા સ્વર્ગની ઉપમાવાળા તે દધિચાશ્રમે આવ્યા.[૧૭,૧૮] ત્યાં તેમણે સૂર્ય જેવા તેજસ્વી દધિચને જોયા. કાંતિથી તે એવા ઝળહળતા હતા કે, જાણે લક્ષ્મીથી ઝળહળતા બ્રહ્મા! હે રાજન્! સર્વ દેવોએ તેમના ચરણને વંદન કર્યાં અને પ્રણામ કરીને બ્રહ્માએ કહેલું વરદાન માગ્યું.[૧૯,૨૦] હવે અત્યંત પ્રસન્ન થયેલા દધિચે તે દેવશ્રેષ્ઠોને આ વચન કહ્યાં: 'હે દેવો! તમને જે હિતકારી છે, તે હું અત્યારે જ કરીશ. મારા દેહનો પણ હું જાતે ત્યાગ કરીશ.'[૨૧] આમ કહીને, તે માનવશ્રેષ્ઠ જિતેંદ્રિયે તરત જ પોતાના પ્રાણ કાઢી નાખ્યા. એટલે તે દેવોએ બ્રહ્માના ઉપદેશ પ્રમાણે, નિષ્પ્રાણ થયેલા તે મહર્ષિનાં હાડકાં લઈ લીધાં.[૨૨] પછી અતિ હર્ષ પામેલા તે દેવો વિજયને માટે તે વિશ્વકર્મા પાસે ગયા અને તેમની પાસે જવાનું કારણ કહ્યું. વિશ્વકર્મા પણ તેમનાં વચનો સાંભળી પ્રસન્ન થયા અને પ્રયત્નપૂર્વક એકાગ્ર થયા. તેમણે અતિ ભયંકર રૂપવાળું વજ્ર બનાવ્યું. તે કરીને તેમણે હર્ષપૂર્વક ઇંદ્રને કહ્યું: 'હે દેવ! આ શ્રેષ્ઠ વજ્રથી તમે આજે જ દેવોના શત્રુ એ ભયંકર દૈત્યને બાળીને ભસ્મ કરી નાખો. આમ શત્રુને હણીને તમે દેવો સાથે સ્વર્ગમાં રહી સમસ્ત સ્વર્ગનું સુખે:

થી રાજ્ય કરો.' વિશ્વકર્માએ આ પ્રમાણે કહ્યું, ત્યારે સુરનાથ ઇંદ્રે સાવધાન રહી, હર્ષપૂર્વક તે સ્વીકાર્યું.[૨૩-૨૫]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વા વર્ગત તીર્થયાત્રાપર્વમા 'લોમશ તીર્થયાત્રામા વજ્રનિર્માણ' નામનો અધ્યાય ૧૦૦ મો સમાપ્ત

## अध्याय १०१ मो

### वृत्रवध

॥ लोमश उवाच ॥

**ततः स वज्री बलिभिर्दैवतैरभिरक्षितः ।**
**आससाद ततो वृत्रं स्थितमावृत्य रोदसी ॥ १ ॥**

લોમશ બોલ્યા: પછી બળવાન દેવોથી ચોતરફથી રક્ષાયેલો તે વજ્રધારી ઇંદ્ર ત્યાં પૃથ્વી અને આકાશને ઘેરી ઊભેલા વૃત્ર પાસે આવ્યો.[૧] તે વખતે ઉગામેલાં આયુધોવાળા અને શિખરવાળા પર્વતો જેવાં મોટાં શરીરોવાળા કાલકેયોથી તે વૃત્ર ચારે તરફથી રક્ષિત હતો. હે ભરતશ્રેષ્ઠ! પછી બે ઘડી સુધી દેવો અને દાનવો વચ્ચે લોકોને ત્રાસ આપનારું મહાયુદ્ધ થયું.[૨,૩] ત્યારે વીર પુરુષોના હાથોથી ઊછળતી, સામસામા ઝટકાથી ચૂરો થતી અને યોદ્ધાઓનાં શરીર ઉપર પડતી તલવારોનો અતિ ભયંકર અવાજ થયો.[૪] હે મહારાજ! ઉપરથી નીચે પડતાં મસ્તકો વડે ભૂતલ એવું દેખાવા લાગ્યું કે, જેવું કપાઈને પડતી તાડફળીઓથી તે જણાય.[૫] પરિઘ નામનાં હથિયારો લઈને અને સુવર્ણનાં કવચ સજીને તે કાલેયો દવથી બળતા પહાડોની જેમ દેવો ઉપર ધસવા લાગ્યા.[૬] અભિમાનપૂર્વક દોડી રહેલા એ વેગવાનોના વેગને દેવો ઝીલી શક્યા નહિ. તેઓ તો ભયથી ભયભીત થઈને ભાગવા લાગ્યા.[૭] ભયભીત થઈ ભાગી રહેલા તે દેવોને તથા વૃદ્ધિ પામતા વૃત્રને જોઈને હજાર આંખવાળો ઇંદ્ર મહા ચિંતામાં પડી ગયો.[૮] આમ કાલેયોના ભયથી ત્રાસી ઊઠેલો ઇંદ્રદેવ પોતે જ ઝટ નારાયણ પ્રભુને શરણે ગયો.[૯]

સનાતન વિષ્ણુ ભગવાને તે ઇંદ્રને આમ શોકગ્રસ્ત થયેલો જોઈને એનું બળ વધારવાને એતામાં પોતાનું તેજ મૂક્યું.[૧૦] વિષ્ણુએ ઇંદ્રને આ પ્રમાણે રક્ષણ આપ્યું છે એ જોઈને, સર્વે દેવોએ તથા નિર્મળ બ્રહ્મર્ષિઓએ પણ તેને પોતપોતાનું તેજ આપ્યું.[૧૧] આમ વિષ્ણુ, દેવો અને મહાભાગ ઋષિઓ એ સૌનાં તેજ પામી પુષ્ટ થયેલો તે ઇંદ્ર બળવાન બન્યો.[૧૨] સ્વર્ગાધિપતિ ઇંદ્રને બળવાન થયેલો જાણીને વૃત્રે મહાગર્જના કરવા માંડી. તેની ગર્જનાથી પૃથ્વી, દિશાઓ, આકાશ, સ્વર્ગલોક અને પર્વતો એ સૌ ધ્રૂજી ઊઠયાં.[૧૩] હે રાજન્! ત્યારે મહાન અને અતિ ભયંકર ઘોષ સાંભળીને ઇંદ્ર પણ ખૂબ સંતાપ પામ્યો અને ભયમાં ડૂબી ગયો. તરત જ તેણે તેને મારવા સારુ મહાન વજ્ર છોડ્યું.[૧૪] ઇંદ્રનું વજ્ર લાગતાં જ સોનાની માળાઓ ધારણ કરનારો તે મહા અસુર ઢળી પડ્યો-જાણે વિષ્ણુના હાથમાંથી છૂટેલો મહાન મંદરાચલ નીચે પડ્યો.[૧૫] આમ તે દૈત્યશ્રેષ્ઠ મરાયો, ત્યારે ભયભીત થયેલો ઇંદ્ર સરોવરમાં પેસવાને દોડ્યો. ભયને લીધે તેને ખબર પણ નહોતી કે તેના હાથમાંથી વજ્ર છૂટયું હતું અને તેનાથી વૃત્ર મરાયો છે, તેય તે માનતો નહોતો.[૧૬] પણ સર્વ દેવો અને મહર્ષિઓ અત્યંત આનંદિત થયા અને તેઓએ હર્ષપૂર્વક ઇંદ્રની સ્તુતિ કરી. પછી વૃત્રના વધથી સંતાપ પામેલા સર્વ દૈત્યોને દેવોએ એકઠા મળીને મારી નાખ્યા.[૧૭] આમ એકસાથે મળેલા તે દેવો વડે ત્રાસી રહેલા એ દૈત્યો ભયના માર્યા સમુદ્રમાં પેસી ગયા. હવે તે મદાંધ દૈત્યો માછલાંથી ભરેલા અને મગરોથી ભરપૂર એ અનન્ત સાગરમાં જઈને એકસાથે થઈ, ત્રણે લોકના વિનાશ માટે મંત્રણા કરવા લાગ્યા. ત્યાં બુદ્ધિ અને નિર્ણયને જાણનારા કેટલાક દૈત્યો જુદા જુદા ઉપાયો વર્ણવવા મંડ્યા.[૧૮,૧૯]

કાળયોગને લીધે તેમણે બુદ્ધિથી એવો ભયંકર નિશ્ચય કર્યો કે, જેઓ વિદ્યા અને તપથી સંપન્ન હોય, તેમનો પ્રથમ વિનાશ કરાવો.[20] કારણ કે સર્વે લોકો તપને જ આધારે રહે છે; માટે તપનો ઝટ નાશ કરાવો. પૃથ્વીમાં જે કોઈ તપસ્વીઓ, ધર્મવેત્તાઓ અને તત્ત્વવેત્તાઓ છે, તેમનો એકદમ વધ કરો; કેમ કે તેમનો નાશ થતાં જગતનો નાશ થશે. આમ જગતના વિનાશ માટે પાકો ઠરાવ કરી, તેઓ સર્વ અત્યંત હર્ષ પામ્યા અને મહા ઊર્મિવાળા, રત્નોના ભંડારરૂપ અને વરુણના ધામ એવા સમુદ્રમાં કિલ્લાનો આશ્રય કરીને રહેવા લાગ્યા.[21-23]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વા તર્ગત તીર્થયાત્રાપર્વમા 'લોમશતીર્થયાત્રામા વૃત્રવધ' નામનો અધ્યાય ૧૦૧ મો સમાપ્ત

## अध्याय १०२मो
### કાલેય દૈત્યોનાં કાળાં કર્મ તથા વિષ્ણુની સ્તુતિ

॥ लोमश उवाच ॥

**समुद्रं ते समाश्रित्य वरुणं निधिमंभसः ।**
**कालेयाः संप्रवर्तंते त्रैलोक्यस्य विनाशने ॥ १ ॥**

લોમશ બોલ્યા : જલનિધિ સાગરમાં ભરાઈને તે કાલેયો ત્રણે લોકનો વિનાશ કરવા લાગ્યા. અત્યંત કોપેલા તે દૈત્યો આશ્રમો અને પુણ્યધામોમાં જે જે મુનિઓ હતા, તેમને રાતે ખાઈ જતા હતા.[1,2] તે દુરાત્માઓ વસિષ્ઠના આશ્રમમાં રહેનારા એક સો સત્તાણું તપસ્વી બ્રાહ્મણોને ખાઈ ગયા હતા.[3] વળી બ્રાહ્મણોએ સેવેલા ચ્યવનના પવિત્ર આશ્રમે જઈને તેઓ ફળ અને મૂળ ખાઈને રહેનારા સો મુનિઓને આરોગી ગયા હતા.[4] રાતે આ પ્રમાણે ભોજન કરીને, તેઓ દિવસે સમુદ્રમાં ભરાઈ રહેતા. તેમણે ભરદ્વાજના આશ્રમમાં નિયમ પાળનારા, બ્રહ્મચારી, વાયુ ખાઈને રહેનારા અને જળપાન કરીને રહેનારા વીસ બ્રાહ્મણોને મારી નાખ્યા હતા. આ રીતે પોતાના બાહુબળથી મસ્ત બનેલા અને કાળથી ઘેરાયેલા તે કાલેય દાનવો રાત્રે સર્વ આશ્રમવાસીઓને દુઃખ દેતા હતા અને અનેક બ્રાહ્મણોને મારી નાખતા હતા.[5-7] હે નરોત્તમ ! તપોધન તપસ્વીઓને આ પ્રમાણે રંજાડતા એ દૈત્યોને કોઈ માનવી ઓળખી શકતો નહોતો.[8] માત્ર સવારે, નિયમિત આહારથી કરીને સુકાયેલા મુનિઓનાં શરીર નિર્જીવ થઈને પૃથ્વી ઉપર પડેલાં જોવામાં આવતાં હતાં. માંસ વિનાનાં, લોહી વિનાનાં, મજ્જા વિનાનાં, આંતરડાં વિનાનાં અને સાંધા વિનાનાં તે છૂટાંછવાયાં પડેલાં હાડકાંના ઢગલાઓથી પૃથ્વી જાણે શંખલાંથી છવાયેલી જણાતી હતી.[9,10] ફૂટેલા કળશોથી, ભાંગેલા સરવાઓથી અને છિન્નભિન્ન થયેલા અગ્નિહોત્રોથી પૃથ્વી જાણે ભરાઈ ગઈ હતી. કાલેયોના ભયથી પીડાયેલા એ જગતમાં વેદાધ્યયન ન રહ્યું, વષટ્કાર ન રહ્યો, યજ્ઞોત્સવની ક્રિયા ન રહી અને ઉત્સાહ ન રહ્યો.[11,12] હે મનુજેશ્વર ! માણસો આમ વિનાશ પામવા લાગ્યા અને ભયભીત થયેલા તેઓ પોતાના બચાવ સારુ ભયથી જુદી જુદી દિશાઓમાં દોડ્યા.[13] કેટલાક ગુફાઓમાં ભરાયા, કેટલાક ઝરણાંમાં સંતાયા તો કેટલાક મરણથી ત્રાસી જઈને ભયથી જ પ્રાણ છોડી બેઠા.[14] ત્યારે કેટલાક શૂરવીર મહાન ધનુર્ધારીઓ અત્યંત હર્ષમાં આવી જઈ દાનવોને યત્નપૂર્વક ખોળવા મંડ્યા. છતાં સમુદ્રમાં વાસો કરી રહેલા તે દૈત્યોને તેઓ શોધી શક્યા નહિ. તેઓ ખૂબ થાકી ગયા અને પાછા ઘેર વળ્યા.[15,16] હે રાજન્ ! આમ જગતનો નાશ થવા બેઠો અને યજ્ઞો તથા ઉત્સવોની ક્રિયાઓ બંધ થઈ ત્યારે દેવો અત્યંત દુઃખ પામ્યા.[17] પછી ભયભીત થઈને તેઓએ ઇંદ્ર સાથે એકઠા મળીને મંત્રણા કરી. તેઓ શરણદાતા, શરણરૂપ, સર્વવ્યાપી અને અજન્મા એવા એ નારાયણદેવ

પાસે ગયા. તેમણે એ અપરાજિત ભગવાનને નમસ્કાર કર્યા. પછી તે સૌએ મધુસૂદનને આ પ્રમાણે કહ્યું: 'હે પ્રભો ! તમે અમારા અને જગતના સર્જનહાર છો, પાલનહાર છો અને નાશ કરનારા છો. આ જે કંઈ સ્થાવરજંગમ વિશ્વ છે, તે તમે સર્જ્યું છે.[૧૮–૨૦] હે કમલનયન ! પૂર્વે સમુદ્રમાં નાશ પામેલી પૃથ્વીને તમે વારાહ રૂપ ધારણ કરીને જગતના કલ્યાણ માટે સમુદ્રમાંથી પાછી કાઢી હતી. હે પુરુષોત્તમ ! પૂર્વે મહાપરાક્રમી આદિદૈત્ય હિરણ્યકશિપુને તમે નૃસિંહ રૂપ લઈને માર્યો હતો. પ્રાણીમાત્રથી ન મરી શકે એવા મહા અસુર બલિને તમે વામનરૂપ લઈને ત્રણે લોકમાંથી ભ્રષ્ટ કર્યો હતો. યજ્ઞોનો નાશ કરનાર જંભ નામે જે ક્રૂર અને વિખ્યાત અસુર હતો, તેને તમેજ મારી નાખ્યો હતો.[૨૧–૨૪] હે મધુસૂદન ! આવાં આવાં જેનાં અસંખ્ય કર્મો છે, એવા તમે જ ભયભીત થયેલા અમ દેવોના આધાર છો. તેથી હે દેવાધિદેવ ! અમે લોકહિતાર્થે તમને પ્રાર્થના કરીએ છીએ કે, તમે લોકોને, દેવોને અને ઇંદ્રને મહાભયમાંથી બચાવો.[૨૫,૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં વિષ્ણુસ્તુતિ' નામનો અધ્યાય ૧૦૨મો સમાપ્ત

## अध्याय १०३ मो

### અગસ્ત્યનું માહાત્મ્ય

॥ देवा ऊचु ॥

तव प्रसादाद्वर्धन्ते प्रजाः सर्वाश्चतुर्विधाः ।
ता भाविता भावयंति हव्यकव्यैर्दिवौकसः ॥ १ ॥

દેવો બોલ્યા : તમારી કૃપાથી ચારે પ્રકારની સર્વ પ્રજાઓ વધે છે. વૃદ્ધિ પામેલી તે પ્રજાઓ હવ્યો અને કવ્યોથી દેવોની વૃદ્ધિ કરે છે. આમ તમારી કૃપાથી ઉદ્વેગરહિત થયેલા અને તમારાથી જ રક્ષાયેલા લોકો એકબીજાને આશરે રહીને વૃદ્ધિ પામે છે.[૧,૨] પણ અત્યારે લોકોને આ ભારે ભય આવી પડ્યો છે. અમારાથી સમજાતું નથી કે આ બ્રાહ્મણોને રાતે કોણ મારી નાખે છે?[૩] બ્રાહ્મણોનો નાશ થતાં પૃથ્વી લય પામશે. પછી પૃથ્વી ક્ષીણ થશે, એટલે સ્વર્ગ પણ ક્ષય પામશે. માટે હે મહાબાહુ ! હે જગત્પતિ ! તમે સર્વ લોકનું રક્ષણ કરો, તમારી કૃપાથી જ તેઓ વિનાશ પામશે નહિ.[૪,૫]

વિષ્ણુ બોલ્યા : હે દેવો ! પ્રજાઓના નાશનું સર્વ કારણ હું જાણું છું; તે હું તમને પણ કહીશ. તમે તે સ્વસ્થ ચિત્તે સાંભળો.[૬] કાલેય નામના મહા ભયંકર પ્રસિદ્ધ દાનવો છે. વૃત્રનો આશ્રય લઈને તેમણે જ આખા જગતને ડહોળી નાખ્યું છે.[૭] બુદ્ધિમાન ઇંદ્રે વૃત્રને મારેલો જોઈને તેઓ જીવ બચાવવા સારુ વરુણધામ સમુદ્રમાં પેઠા છે. મગર અને માછલાંથી ભરેલા ભયંકર સાગરમાં ભરાઈ રહીને તેઓ લોકોનો વિનાશ કરવા સારુ અહીં ઋષિઓને રાતે મારી નાખે છે.[૮,૯] સમુદ્રનો આશ્રય કરી રહેલા તે દાનવોનો નાશ કરી શકાય એમ નથી. આથી સમુદ્રનો લય થાય એવો ઉપાય તમારે વિચારવો જોઈએ.[૧૦] અગસ્ત્ય વિના કોણ સાગરને પી જવાને સમર્થ છે? ખારી સમુદ્રને શોષ્યા વિના તે દાનવો મરે એમ નથી. હવે વિષ્ણુનું આ કહેવું સાંભળીને દેવો બ્રહ્માની આજ્ઞા લઈ અગસ્ત્યને આશ્રમે ગયા.[૧૧,૧૨] ત્યાં તેમણે ઝળહળતી જ્યોતવાળા મહાત્મા મૈત્રાવરુણને જોયા. દેવ જેમ બ્રહ્માની ઉપાસના કરે, તેમ ઋષિઓ તેમની ઉપાસના કરતા હતા.[૧૩] તેઓ અખંડ ઐશ્વર્યવાન, તપના ભંડારરૂપ અને આશ્રમમાં વિરાજેલા, તે મહાત્મા મિત્રાવરુણપુત્ર પાસે ગયા અને તેમનાં કર્મોથી તેમની સ્તુતિ કરવા લાગ્યા.[૧૪]

દેવો બોલ્યા: પૂર્વે નહુષપુત્રથી ત્રાસી ઊઠેલા

લોકોના તમે જ શરણરૂપ હતા; એ લોકકંટકને તમે જ ઇંદ્રના ઐશ્વર્યથી તથા સ્વર્ગલોકમાંથી નીચે પાડ્યો હતો. સૂર્ય ઉપર ક્રોધ કરીને મહાપર્વત વિંધ્યાચલ એકદમ ઊંચો વધતો હતો; પણ તમારી આજ્ઞાને ન ઉથાપીને તે હજુ વધતો નથી.[૧૫,૧૬] જ્યારે લોકો અંધકારમાં ઘેરાયા છે અને પ્રજાઓ મૃત્યુથી પીડાઈ છે, ત્યારે તમને જ નાથરૂપે પામીને તેઓ પરમ શાંતિ પામ્યા છે.[૧૭] હે ભગવન્! ભયભીત થયેલા અમારે માટે તમે નિરંતર આધારરૂપ છો. એટલે દુઃખથી પીડાઈ રહેલા અમે તમારી પાસેથી વરદાન માગીએ છીએ. કેમ કે તમે જ વરદાન આપનારા છો.[૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં
'લોમશતીર્થયાત્રામાં અગસ્ત્યમાહાત્મ્ય'
નામનો અધ્યાય ૧૦૩મો સમાપ્ત

## अध्याय १०४ मो

### વિંધ્યને અગસ્ત્યે વધતો રોકયો

॥ युधिष्ठिर उवाच ॥

**किमर्थं सहसा विन्ध्यः प्रवृद्धः क्रोधमूर्च्छितः ।**
**एतदिच्छाम्यहं श्रोतुं विस्तरेण महामुने ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે મહામુનિ! શા માટે વિંધ્યાચળ ક્રોધી બનીને એકદમ વધી રહ્યો હતો, એ હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું.[૧]

લોમશ બોલ્યા: સૂર્ય ભગવાન ઉદય અને અસ્ત સમયે પર્વતોમાં રાજા એવા સુવર્ણમય મહાગિરિ મેરુપર્વતની પ્રદક્ષિણ કરતા હતા.[૨] એ જોઈને વિંધ્યાચલે સૂર્યને કહ્યું કે, 'હે ભાસ્કર! તમે જેમ નિત્ય મેરુની પ્રદક્ષિણા કરો છો, તેમ મારી પણ પ્રદક્ષિણા કરો.' તેણે આ પ્રમાણે કહ્યું, એટલે સૂર્યે તે પર્વતરાજને ઉત્તર આપ્યો કે, 'હું કાંઈ મારી ઇચ્છાથી એ મહાગિરિની પ્રદક્ષિણા કરતો નથી. જેમણે આ જગત બનાવ્યું છે, તેમણે જ મને આ માર્ગ બતાવ્યો છે.[૩-૫] હે પરંતપ! સૂર્યે આ પ્રમાણે કહ્યું, એટલે તે પર્વતને એકદમ ક્રોધ ચઢી આવ્યો અને તે સૂર્ય તથા ચંદ્રના માર્ગને રોકવાની ઇચ્છા કરવા લાગ્યો. ત્યારે સર્વ દેવો એકઠા થઈને મહાન પર્વતરાજ વિંધ્ય પાસે ગયા અને તેને ઉપાયપૂર્વક રોકવા લાગ્યા; પણ તેણે તેમના વચનને ગણકાર્યું નહિ. હવે તે દેવો એક રીતે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ, અત્યંત અદ્‌ભુત પરાક્રમવાળા અને આશ્રમમાં રહેલા તપસ્વી અગસ્ત્યમુનિ પાસે ગયા અને તેમને પોતાનું તે કાર્ય કહ્યું.[૬-૮] 'આ શૈલરાજ વિંધ્ય ક્રોધને વશ થઈને સૂર્ય, ચંદ્ર અને નક્ષત્રોની ગતિને રોકવા ઇચ્છે છે. હે દ્વિજોત્તમ! તમારા વિના બીજું કોઈ પણ તેને અટકાવવા સમર્થ નથી, તો હે મહાભાગ! તમે એને રોકો.' દેવોનાં તે વચનો સાંભળી તે અગસ્ત્ય મુનિ પોતાની પત્ની સાથે વિંધ્યાચલ પાસે ગયા. સેનામાં ઊભેલા એ શૈલેંદ્રને તેમણે કહ્યું:[૯-૧૧] 'હે પર્વતશ્રેષ્ઠ! હું કંઈક કામે દક્ષિણ દિશાએ જાઉં છું. આથી હું તારો આપેલો માર્ગ ઇચ્છું છું. હે ગિરિરાજ! હું અહીં આવું ત્યાં સુધી તું મારી વાટ જોજે. હું આવી રહું, એ પછી તું ફાવે તેમ વધજે.[૧૨,૧૩] હે શત્રુનાશન! આ પ્રમાણે તે અગસ્ત્ય મુનિએ વિંધ્યાચલ સાથે ઠરાવ કર્યો અને હજુ પણ તેઓ દક્ષિણ દિશામાંથી પાછા નથી આવ્યા.[૧૪] અગસ્ત્યના પ્રભાવથી વિંધ્ય કેમ વધતો નથી, એવું તમે મને જે પૂછ્યું હતું તે સંબંધની આ સર્વ કથા મેં તમને કહી. હવે હે રાજન્! સર્વ દેવોએ અગસ્ત્ય પાસે વરદાન મેળવીને કાલેય દૈત્યોને જે રીતે મારી નાખ્યા તે હું તમને કહું છું, તમે તે સાંભળો.[૧૫,૧૬] દેવોનાં વચન સાંભળીને મિત્રાવરુણના પુત્રે કહ્યું: 'તમે શા માટે અહીં આવ્યા છો? મારી પાસેથી તમે શું વરદાન ઇચ્છો છો?' મુનિએ આ પ્રમાણે કહ્યું,

ત્યારે દેવોએ તેમને જણાવ્યું : 'હે મહાત્મા! તમે મહાસમુદ્રનું પાન કરો, એમ અમે ઇચ્છીએ છીએ. આથી અમે કૃતાર્થ થઈશું. એ સમુદ્રપાન પછી અમે દેવોના દ્વેષી તે કાલેય નામના દૈત્યોને સહકુટુંબ મારી નાખીશું.' દેવોનું વચન સાંભળી, મુનિએ કહ્યું: 'ભલે હું તમારી ઇચ્છા પ્રમાણે કરીશ અને લોકોને મહાન સુખ આપીશ.'[૧૭-૧૯] પછી હે સુવ્રત! આમ કહીને તે મુનિ તપથી સિદ્ધ થયેલા ઋષિઓ અને દેવતાઓ સાથે સરિતાના પતિ સાગર તરફ ગયા.[૨૦] તે વખતે મનુષ્યો, ઉરગો, ગંધર્વો, યક્ષો અને કિંપુરુષો તે આશ્ચર્ય જોવા સારુ અગસ્ત્ય મહાત્માની પાછળ પાછળ ગયા. હવે તે બધા ભયંકર ગર્જના કરતા સમુદ્ર ઉપર પહોંચ્યા. તે જાણે તરંગોથી નૃત્ય કરતો હતો, વાયુથી જાણે હેલે ચડ્યો હતો અને જાણે ફીણના ઢગલાઓથી હસતો હતો. તે કોતરોમાં અફળાતો હતો, વિવિધ મગરોથી ભર્યો હતો અને વિધવિધ પંખીઓથી ભરપૂર હતો. આમ અગસ્ત્ય સાથે દેવો, ગંધર્વો, મહાસર્પો અને મહાભાગ ઋષિઓ તે જલરાશિ મહાસાગર પાસે આવી પહોંચ્યા.[૨૧-૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં અગસ્ત્યોપાખ્યાન' નામનો અધ્યાય ૧૦૪મો સમાપ્ત

## अध्याय १०५मो

### અગસ્ત્યે સમુદ્રપાન કર્યું

॥ लोमश उवाच ॥

**समुद्रं स समासाद्य वारुणिर्भगवानृषिः ।**
**उवाच सहितान्देवानृषींश्चैव समागतान् ॥ १ ॥**

લોમશ બોલ્યા : સમુદ્ર ઉપર આવીને તે ભગવાન વારુણિ ઋષિએ ત્યાં એકઠા થયેલા દેવો અને ઋષિઓને આ પ્રમાણે કહ્યું :[૧] 'હું લોકહિતાર્થે આ જલનિધિનું પાન કરું છું. તેથી તમારે જે કરવા યોગ્ય હોય, તે તમે તરત જ કરો.' આવાં વચનો કહીને ધર્મનિષ્ઠ અગસ્ત્યે ક્રોધ કરીને સૌ લોકોના દેખતાં, તે સમુદ્રને પીવા માંડ્યો. તે સમુદ્રને પી રહ્યા હતા, એ જોઈને ઇંદ્ર તથા દેવો પરમ આશ્ચર્ય પામ્યા અને તેમને સ્તુતિઓથી પૂજવા લાગ્યા : 'હે લોકપાલક! તમે અમારા રક્ષણ કરનાર છો અને લોકોના ઉત્પાદક વિધાતા છો. તમારી કૃપાથી જ દેવો સાથેનું આ જગત ઉચ્છેદ પામતું નથી.'[૨-૫] આ પ્રમાણે દેવો તે મહાત્માની પૂજા કરવા લાગ્યા, ગંધર્વો ગીતરફ વાજિંત્રો વગાડવા મંડ્યા, દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવા લાગી અને તેમણે મહાસાગરને જળ વિનાનો કર્યો.[૬] આમ મહાસાગરને જળરહિત થયેલો જોઈને સઘળા દેવો અત્યંત હર્ષ પામ્યા અને તે મહાબળિયાઓ ઉત્તમ પ્રકારનાં દિવ્ય આયુધો લઈને તે દાનવોને મારવા લાગ્યા.[૭] દેવોએ તે દાનવોને મારવા માંડ્યા. ત્યારે તેઓ મહા વેગવાળા દેવ મહાત્માઓના વેગને સહી શક્યા નહિ.[૮] હે ભારત! માર ખાતા તે ભયંકર નાદવાળા દાનવોએ દેવો સાથે બે ઘડી ભયંકર યુદ્ધ કર્યું. ઉદારચિત્ત મુનિઓએ પોતાના તપ વડે જેમને આગળથી બાળી મૂક્યા હતા, એવા તે દાનવો પરમ શક્તિથી યત્ન કરતા હતા; તોપણ દેવોએ તેમનો વિનાશ કર્યો.[૯,૧૦] સુવર્ણપદકોનાં આભૂષણોવાળા તથા કુંડળ અને બાજુબંધ આદિ અલંકારો પહેરેલા, તે વધ પામેલા દાનવો ફૂલવાળા ખાખરાની જેમ ખૂબ શોભતા હતા. પછી હે મનુજવર! મરતાં બચેલા કેટલાક કાલેય દૈત્યો ધરતીમાતાને ભેદી પાતાળતળમાં જઈ રહ્યા. દાનવોને આમ મરણ પામેલા જોઈને દેવોએ વિવિધ વચનોથી મુનિવર અગસ્ત્યની સ્તુતિ કરી અને તેમને આ વચન કહ્યાં:[૧૧-૧૩] 'હે મહાબાહુ! તમારી કૃપાથી લોકોને મહાસુખ મળ્યું છે. તમારા તેજથી ક્રૂર પરાક્રમવાળા કાલેયો

નાશ પામ્યા છે.[૧૪] હે મહાબાહુ! હવે આ સમુદ્રને ફરીથી જળપૂર્ણ કરો. હે લોકરક્ષક! તમે જે જળ પી ગયા છો તે ફરીથી આ સમુદ્રમાં પાછું કાઢી નાખો.[૧૫] દેવોએ આ પ્રમાણે કહ્યું, ત્યારે મુનિવર ભગવાન અગસ્ત્યે ઉત્તર આપ્યો કે, 'હું તો તે જળને પચાવી ગયો છું. હવે સમુદ્ર પૂરવા માટે તમારે પ્રયત્ન કરીને બીજો કોઈ ઉપાય વિચારી કાઢવો.' શુદ્ધ ચિત્તવાળા મહર્ષિનાં આ વચન સાંભળીને સર્વ દેવો આશ્ચર્ય પામ્યા અને ખેદ પણ પામ્યા. પછી હે મહારાજ! એકબીજાની રજા લઈ અને મુનિશ્રેષ્ઠ અગસ્ત્યને પ્રણામ કરીને સર્વ લોકો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા અને દેવો વિષ્ણુની સાથે બ્રહ્મા પાસે ગયા. સમુદ્રને પૂરવા સંબંધી ફરી ફરી વિચાર કરીને તે સર્વેએ હાથ જોડીને તેમને સાગરને જળથી ભરી મૂકવા કહ્યું.[૧૬-૨૦]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમા 'લોમશતીર્થયાત્રામા અગસ્ત્યોપાખ્યાન' નામનો અધ્યાય ૧૦૫મો સમાપ્ત

## अध्याय १०६मो

### સગરની સંતતિનું કથન

॥ लोमश उवाच ॥

**तानुवाच समेतांस्तु ब्रह्मा लोकपितामहः ।**
**गच्छध्वं विबुधा सर्वे यथाकामं यथेप्सितम् ॥१॥**

લોમશ બોલ્યા: લોકના પિતામહ બ્રહ્માએ એકઠા થયેલા એ દેવોને કહ્યું: 'હે દેવો! તમે સૌ તમારી ઇચ્છા પ્રમાણે તમારાં સ્થાને જાઓ. લાંબા કાળયોગે અને જ્ઞાતિને નિમિત્તરૂપ કરીને મહારાજા ભગીરથથી એ સમુદ્ર પોતાની અસલ સ્થિતિને પામશે.'[૧,૨] બ્રહ્માનાં આ વચન સાંભળીને સર્વ શ્રેષ્ઠ દેવો સમયની રાહ જોતા જોતા પોતપોતાને સ્થાને પાછા ફર્યા.[૩]

યુધિષ્ઠિર બોલ્યા: હે મુનિ! આ વિષયમાં ભગીરથના પૂર્વજો કેવી રીતે કારણરૂપ થયા? હે બ્રહ્મન્! ભગીરથના આશ્રયથી સમુદ્ર કેવી રીતે પૂર્ણ થયો? હે તપોધન! હે વિપ્ર! તમે રાજાઓનું જે ઉત્તમ ચરિત્ર કહો છો, તે હું વિસ્તારપૂર્વક સાંભળવા ઇચ્છું છું.[૪,૫]

વૈશંપાયન બોલ્યા: મહાત્મા ધર્મરાજે વિપ્રશ્રેષ્ઠ લોમશને આ પ્રમાણે કહ્યું, એટલે તેમણે મહાત્મા સગરનું માહાત્મ્ય કહેવા માંડ્યું.[૬]

લોમશ બોલ્યા: ઇક્ષ્વાકુવંશમાં સગર નામે રાજા થયો હતો. તે રૂપવાન, બળવાન અને પ્રતાપવાન હતો, પણ અપુત્ર હતો.[૭] હે ભારત! હૈહયોને અને તાલજંઘોને મારીને તથા બીજા રાજાઓને વશ કરીને તે પોતાના રાજ્યનું પાલન કરતો હતો.[૮] હે ભરતશ્રેષ્ઠ! તેને રૂપ અને યૌવનથી ગર્વિષ્ઠ બે પત્નીઓ હતી. હે ભરતસિંહ! તેમનાં વૈદર્ભી અને શૈબ્યા એ નામો હતાં.[૯] હે રાજેંદ્ર! પુત્રની ઇચ્છાવાળા તે રાજાએ પોતાની બે પત્નીઓ સાથે કૈલાસગિરિ ઉપર રહીને મહાન તપ કરવા માંડ્યું.[૧૦] આમ યોગયુક્ત રહીને તે અતિ મહાન તપ કરતો હતો. ત્યારે તે ત્રિનયન, ત્રિપુરારિ, ભય, ઈશાન, પિનાકધારી, શૂલપાણિ અને મહાત્મા એવા શંકરનાં દર્શન પામ્યો. ત્રણ લોચનવાળા, અનેક રૂપવાળા, ઉગ્ર મૂર્તિવાળા, કલ્યાણરૂપ અને વરદાતા એવા તે ઉમાપતિને જોતાં જ તે મહાબાહુ રાજાએ પોતાની બંને રાણીઓ સાથે તેમને પ્રણિપાત કર્યા અને તેમની પાસે પુત્ર માટે યાચના કરી.[૧૧-૧૩] પ્રસન્ન થયેલા ભગવાન મહાદેવે રાણીઓ સાથેના તે નૃપવરને કહ્યું કે, 'હે નૃપતિ! અહીં તેં જે મુહૂર્તમાં મારી પાસેથી વરદાન માગ્યું છે, તે ઉપરથી હું કહું છું કે, હે ઉત્તમ રાજા! તારી એક રાણીથી મહા અભિમાની અને શૂરવીર એવા સાઠ હજાર પુત્રો થશે. હે રાજા! તે સૌ એકસામટા વિનાશ પામશે.

પણ બીજીથી એક શૂરવીર ને વંશધર પુત્ર થશે.' તેને આ પ્રમાણે કહીને રુદ્ર ત્યાં ને ત્યાં અંતર્ધાન થઈ ગયા. પછી તે સગર પણ મનમાં અત્યંત પ્રસન્નતા પામી, પોતાની બેઉ પત્નીઓ સાથે પોતાને સ્થાને ગયો. પછી હે મનુજશ્રેષ્ઠ! તેની વૈદર્ભી[૧] અને શૈબ્યા એ બે કમળ જેવાં નેત્રવાળી પત્નીઓ ગર્ભવતી થઈ. હવે સમય જતાં વૈદર્ભીએ એક ગર્ભરૂપ તૂમડાને જન્મ આપ્યો, ત્યારે શૈબ્યાને દેવકુમાર જેવા રૂપવાળો એક પુત્ર જન્મ્યો. પછી તે રાજાએ એ તૂમડાને ફેંકી દેવાનો મનમાં વિચાર કર્યો, ત્યારે અંતરિક્ષમાંથી ગંભીર ધ્વનિવાળી આ વાણી તેના સાંભળવામાં આવી: 'હે રાજન્! તું સાહસ કરીશ નહિ. તું પુત્રોને છોડી દે એ યોગ્ય નથી.[૧૪-૨૧] એ તૂમડામાંથી બીજ કાઢી લે અને તેમને અનુક્રમે ઘીથી ભરેલા હૂંફાળા ઘડાઓમાં મૂકી યત્નપૂર્વક જાળવ. હે ભારત! આથી તને સાઠ હજાર પુત્રો પ્રાપ્ત થશે. હે નરાધિપ! મહાદેવે તને જે પુત્રજન્મનું વરદાન આપ્યું છે, તે આ જ ક્રમયોગથી છે. આથી તું અવળો વિચાર કરીશ નહિ.[૨૨,૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં સગરસંતતિકથન' નામનો અધ્યાય ૧૦૬ મો સમાપ્ત

## अध्याय १०७ मो

### સગરના સાઠ હજાર પુત્રો બળી ગયા

॥ लोमश उवाच ॥

एतच्छ्रुत्वांतरिक्षाच्च स राजा राजसत्तमः ।
यथोक्तं तच्चकाराथ श्रद्दधद् भरतर्षभ ॥ १ ॥

લોમશ બોલ્યા: હે ભરતસિંહ! રાજશ્રેષ્ઠ તે રાજાએ આ અંતરિક્ષવાણી સાંભળીને તે વિશે શ્રદ્ધા રાખી, તેના કહ્યા પ્રમાણે કર્યું.[૧] પછી તે નરપતિએ એ તૂમડામાંનાં બીને એક એક કરી છૂટાં પાડ્યાં અને તેમને ક્રમપૂર્વક ઘીથી ભરેલા ઘડાઓમાં મૂક્યાં.[૨] પુત્રરક્ષણ માટે તત્પર રહેલા એણે તે દરેક માટે એક એક ધાવ રાખી. પછી હે રાજા! અજોડ તેજસ્વી તે રાજર્ષિને રુદ્રની કૃપાથી, લાંબે સમયે મહાબળવાન સાઠ હજાર પુત્રો થયા. તે ભયંકર, ક્રૂરકર્મી અને આકાશમાં દોડનારા હતા.[૩,૪] અનેકાનેક હોવાથી તેઓ દેવો સહિત સર્વ લોકોની અવજ્ઞા કરતા હતા. યુદ્ધે શોભનારા તે શૂરાઓ દેવોને, ગંધર્વોને, રાક્ષસોને તેમ જ સર્વ પ્રાણીઓને પીડવા લાગ્યા. હવે મંદબુદ્ધિવાળા સગરપુત્રોથી પીડાઈ રહેલા લોકો સર્વ દેવો સાથે બ્રહ્માને શરણે ગયા. સર્વલોકના પિતામહ મહાભાગ બ્રહ્માએ તેમને કહ્યું: 'હે દેવો! તમે સર્વ લોકો પોતપોતાને ધામે પાછા જાઓ. હે દેવો! ટૂંક વખતમાં જ પોતાનાં કરેલાં કર્મોથી જ આ સગરપુત્રોનો અતિ ભયંકર મહાનાશ થશે.[૫-૯] હે મનુજેશ્વર! બ્રહ્માએ દેવોને આ પ્રમાણે કહ્યું, એટલે તેઓ તેમની આજ્ઞા લઈ પોતપોતાને સ્થાને ગયા.[૧૦] પછી હે ભરતસિંહ! અનેક દિવસો વીતી ગયા પછી વીર્યવાન સગરરાજાએ અશ્વમેધની દીક્ષા લીધી.[૧૧] પુત્રોથી રક્ષાયેલો તેનો તે અશ્વ પૃથ્વી ઉપર ફરતો ફરતો ભયંકર દેખાવવાળા નિર્જળ સમુદ્ર ઉપર આવી પહોંચ્યો. પ્રયત્નપૂર્વક તેની રખવાળી કરવામાં આવતી હતી, છતાં તે ત્યાં જ અદશ્ય થઈ ગયો. પછી હે તાત! તે સગરપુત્રોએ એ શ્રેષ્ઠ ઘોડાને હરાઈ ગયેલો માની લીધો અને એ અશ્વ અદશ્ય રીતે હરાયો છે, એમ પિતા પાસે આવીને કહ્યું. ત્યારે સગરે કહ્યું: 'તમે સૌ સર્વ દિશાઓમાં એ ઘોડાની શોધ કરો.' આમ હે મહારાજ! તેઓ પિતાના હુકમથી તે ઘોડાને સર્વ દિશાઓમાં અને આખા ભૂતળમાં શોધવા મંડ્યા. પછી તે સર્વ સગરપુત્રો એકબીજાને મળ્યા, પણ તેમને તે ઘોડા

વિશે કે તેને હરી જનાર વિશે કશો જ પત્તો ન મળ્યો. હવે તેઓ પિતા પાસે આવ્યા અને તેમની આગળ હાથ જોડીને આ પ્રમાણે બોલ્યા : 'હે રાજન્! સમુદ્રો, વનો, બેટો, નદીઓ, નદો, કોતરો, પર્વતો અને ઝાડીઓ, એ બધાં સાથેની આખી પૃથ્વીને અમે તમારી આજ્ઞાથી શોધી વળ્યા છીએ. હે નૃપ! છતાં અમે ઘોડાને શોધી શક્યા નથી. તેમ જ હે મહારાજ! અમે ઘોડાને હરી જનારાને પણ મેળવી શક્યા નથી.' તેમનાં આ વચનો સાંભળીને તે રાજા ક્રોધથી મૂર્છિત થયો.[૧૨-૨૦] હે રાજન્! દૈવયોગે તેણે તે સર્વને કહ્યું : 'પાછા આવવાનું રાખ્યા વિના તમે જાઓ, ફરી ઘોડાને શોધો. કેમ કે હે પુત્રો! તમારે યજ્ઞના તે ઘોડા વિના પાછું આવવું જોઈએ નહિ.' આથી પિતાની આજ્ઞા સ્વીકારી તે સગરપુત્રોએ ફરીથી સમગ્ર પૃથ્વી ઉપર શોધ કરવા માંડી. પછી તે વીરોએ પૃથ્વીને ચિરાયેલી જોઈ. તે ચિરાડ આગળ જઈ તે સગરપુત્રોએ ત્યાં સમુદ્ર આગળ કોદાળી અને પાવડાથી યત્નપૂર્વક ખોદવા માંડ્યું. આમ ચારે બાજુ ખોદવાથી તે સમુદ્રને અત્યંત દુઃખ થયું. વળી સગરપુત્રોએ વધ કરવાથી અસુરો, સર્પો, રાક્ષસો અને વિવિધ પ્રાણીઓ આર્તનાદ કરવા લાગ્યાં.[૨૧-૨૪] ત્યાં સેંકડો અને હજારો પ્રાણીઓ કપાયેલાં માથાવાળાં, મડદાં થયેલા દેહવાળાં, છૂટેલી ચામડીવાળાં, ભાંગેલાં હાડકાવાળાં અને તૂટેલા સાંધાવાળાં દેખાતાં હતાં.[૨૫] આમ વરુણના નિવાસરૂપ તે સમુદ્રને ખોદતાં તેમનો ઘણો ઘણો વખત ગયો, પણ તે અશ્વ નજરે ન આવ્યો. ત્યારે હે મહીપતિ! તે સગરપુત્રોએ ક્રોધે ભરાઈને સમુદ્રના ઈશાન ખૂણામાં પાતાળ સુધી ખોદી કાઢ્યું. ત્યાં ભૂતળ ઉપર તેમણે તે ઘોડાને ફરતો જોયો. વળી ત્યાં તેમણે જ્વાળાઓથી ઝળહળી રહેલા, અગ્નિની જેમ તેજથી દીપી રહેલા અને અનુપમ તેજના સમૂહરૂપ મહાત્મા કપિલને જોયા.[૨૬-૨૯] હે રાજન્! તે અશ્વને જોઈને તેઓ હર્ષથી રોમાંચિત થઈ ગયા. કાળથી પ્રેરાઈને અને મહાત્મા કપિલનો અનાદર કરીને, તેઓ ક્રોધમાં આવી તે ઘોડાને પકડવાની ઇચ્છાએ દોડ્યા. આથી હે મહારાજ! મુનિશ્રેષ્ઠ કપિલને ક્રોધ ચડ્યો.[૩૦] જે મુનિશ્રેષ્ઠ કપિલને વાસુદેવ કહેવામાં આવે છે, તે મહાતેજસ્વીએ પોતાની આંખ ફેરવીને તેમના ઉપર પોતાનું તેજ ફેંક્યું. આમ તેમણે એ મંદબુદ્ધિવાળા સગરપુત્રોને બાળી નાખ્યા.[૩૧,૩૨] તે પુત્રોને આ રીતે ભસ્મ થઈ ગયેલા જોઈને મહાતપસ્વી નારદ સગરની પાસે આવ્યા અને તેને તે સર્વ વાત કહી. મુનિના મુખમાંથી નીકળેલાં એ ભયંકર વચનો સાંભળીને તે રાજા ઘડીભર શૂન્યમનવાળો થઈ ગયો અને પછી ભગવાન શંકરનાં તે વચનને વિચારવા લાગ્યો.[૩૩,૩૪] તે પછી હે ભરતસિંહ! અસમંજસના પુત્ર અને પોતાના પૌત્ર અંશુમાનને બોલાવી તેણે તેમને આ વચન કહ્યું કે, 'હે તાત! મારા સાઠ હજાર અમાપ તેજસ્વી પુત્રો મારે ખાતર કપિલના તેજમાં પડી મૃત્યુ પામ્યા છે.[૩૫,૩૬] હે નિષ્પાપ! ધર્મના સંરક્ષણ માટે અને નગરજનોનું હિત કરવાની ઇચ્છાથી મેં તારા પિતાનો પણ ત્યાગ કર્યો છે.[૩૭]

યુધિષ્ઠિર બોલ્યા : હે તપોધન! રાજસિંહ સગરે ત્યાગ કરવો મુશ્કેલ એવા પોતાના વીર પુત્રને કેમ ત્યજી દીધો હતો, તે મને તમે કહો.[૩૮]

લોમશ બોલ્યા : સગરનો જે અસમંજસ નામે પુત્ર હતો અને શૈબ્યા નામની રાણીએ જેને જન્મ આપ્યો હતો, તે નગરજનોનાં દુર્બળ છોકરાંઓની ગળચી પકડતો હતો અને પછી

તે રડતાંકકળતાં છોકરાંને નદીમાં ફેંકી દેતો હતો. આથી ભય અને શોકમાં ડૂબેલા સર્વ નાગરિકો સગર પાસે હાથ જોડીને ઊભા રહ્યા અને આ પ્રમાણે બોલ્યા કે, 'હે મહારાજ! તમે શત્રુરાજાઓથી અને બીજા ભયમાં અમારું રક્ષણ કરનાર છો.[૩૯-૪૧] તો અસમંજસના ઘોર ભય સામે પણ તમારે અમારા રક્ષક થવું જોઈએ.' નગરજનોનાં ભયજનક વચન સાંભળીને તે નરપતિશ્રેષ્ઠ ઘડીભર ઉદાસ થઈ ગયો અને પછી પ્રધાનોને આ પ્રમાણે કહેવા લાગ્યો: 'મારા પુત્ર અસમંજસને આજે જ નગર બહાર કાઢી મૂકો.[૪૨,૪૩] તમારે જો મારું પ્રિય કરવું હોય તો આ કામ તત્કાળ કરો.' હે નૃપતિ! નરેંદ્રે આ પ્રમાણે કહ્યું, એટલે તે અમાત્યોએ તરત જ રાજાએ આપેલી આજ્ઞા અનુસાર કર્યું.[૪૪] મહાત્મા સગરે નગરજનોનું હિત કરવાની ઇચ્છાથી પોતાના પુત્રને દેશવટો આપ્યો. એ હવે મહાચાપધારી અંશુમાનને સગરે જે કહ્યું હતું, તે બધું હું તમને કહીશ, મારી એ કથા તમે સાંભળો.[૪૫,૪૬]

સગર બોલ્યો: હે પુત્ર! તારા પિતાને નગરમાંથી કાઢી મૂક્યો છે તેથી અને બીજા પુત્રો બળીને ભસ્મ થવાથી તેમ જ અશ્વમેધના તે અશ્વની અપ્રાપ્તિથી મને ઘણો સંતાપ થાય છે.[૪૭] હે પૌત્ર! તે દુઃખ મને બાળે છે અને યજ્ઞમાં આવેલા વિઘ્નથી હું મૂંઝાઈ પડ્યો છું; તો તે અશ્વને લાવીને તું મને નરકમાંથી તાર.[૪૮] મહાત્મા સગરે અંશુમાનને આ પ્રમાણે કહ્યું, એટલે તે પણ દુઃખાતુર થયો અને જ્યાં પૃથ્વીને ચીરવામાં આવી હતી તે સ્થાને ગયો. તેણે તે જ માર્ગે સમુદ્રમાં પ્રવેશ કર્યો અને ત્યાં મહાત્મા કપિલને તથા તે અશ્વને જોયા. તેજના ભંડારરૂપ તે પુરાતન ઋષિશ્રેષ્ઠને જોઈ ને તેણે તેમને શિર નમાવી ભૂમિ ઉપર પ્રણામ કર્યા અને પોતાનું કાર્ય જણાવ્યું.[૪૯-૫૧] ત્યારે હે મહારાજ! કપિલ મુનિ અંશુમાન ઉપર પ્રસન્ન થયા. હે ભારત! એ ધર્માત્માએ તેને કહ્યું કે, 'હું વરદાન આપનાર છું, માટે તું મારી પાસે વરદાન માગી લે.' એટલે તેણે પ્રથમ વરમાં યજ્ઞ પૂર્ણ કરવા માટે ઘોડો માગ્યો અને બીજા વરદાનમાં પિતૃઓને પાવન કરવાની ઇચ્છા જણાવી. મહાતેજસ્વી મુનિશ્રેષ્ઠ કપિલે તેને કહ્યું કે, 'હે અપાપ! તું જે જે માગે છે તે તે હું તને આપું છું, તારું કલ્યાણ થાઓ. તારામાં ક્ષમા છે, ધર્મ છે અને વળી તારામાં સત્ય પ્રતિષ્ઠિત છે. તારા વડે સાગર કૃતાર્થ થયો છે અને તારા વડે તારો પિતા કૃતકૃત્ય થયો છે.[૫૨-૫૫] તારા પ્રભાવથી જ સગરપુત્રો સ્વર્ગમાં જશે. તારો પૌત્ર મહાદેવને પ્રસન્ન કરીને સગરપુત્રોને પાવન કરવા માટે ગંગાને સ્વર્ગમાંથી લાવશે.[૫૬] હે નરપુંગવ! યજ્ઞના આ અશ્વને લઈ ને જા. તારું મંગલ થાઓ. હે તાત! મહાત્મા સગરે આરંભેલો યજ્ઞ તું પૂર્ણ કર.' મહાત્મા કપિલે આ પ્રમાણે કહ્યું, ત્યારે અંશુમાન તે અશ્વને લઈ ને મહાત્મા સગરના યજ્ઞસ્થાને આવ્યો. તેણે મહાત્મા સગરના ચરણમાં વંદન કર્યાં અને સગરે તેનું મસ્તક સૂંઘ્યું. પછી અંશુમાને સગરપુત્રોના વિનાશ સંબંધમાં પોતે જે જોયું તથા સાંભળ્યું હતું, તે બધું સગરને કહી જણાવ્યું. પછી ઘોડો યજ્ઞસ્થાને આવ્યો છે, તે પણ પિતાને તેણે કહ્યું. તે સાંભળીને સગરરાજાએ પુત્રનાશ સંબંધી દુઃખ ત્યજી દીધું અને અંશુમાનને સન્માન આપી તે યજ્ઞની સમાપ્તિ કરી.[૫૭-૬૨] યજ્ઞ પૂરો થતાં, સર્વ દેવોએ સગરને આદરમાન આપ્યું અને તેણે વરુણના નિવાસરૂપ સાગરને પોતાના પુત્રસ્થાને રાખ્યો. તે કમલ જેવાં નેત્રવાળા સગરરાજાએ ઘણા લાંબા કાળ સુધી રાજ્યશાસન

કર્યું.[૧૩,૧૪] પછી પૌત્રને રાજ્યભાર સોંપી તે સ્વર્ગમાં ગયો. હે મહારાજ! ધર્માત્મા અંશુમાને પણ સાગરરૂપી મેખલાવાળી પૃથ્વીનું પોતાના પિતામહ સગરની જેમ શાસન કર્યું. તેને દિલીપ નામે ધર્મને જાણનારો પુત્ર થયો. તેને રાજ્ય સોંપી એ અંશુમાન પણ અવસાન પામ્યો. પછી દિલીપ પણ પોતાના પિતૃઓના મહામૃત્યુનું વૃત્તાંત સાંભળી દુઃખથી અત્યંત સંતાપ કરવા લાગ્યો અને તેમની સદ્‌ગતિનો વિચાર કરવા લાગ્યો. તે રાજાએ ગંગાને નીચે ઉતારવાનો મહાન પ્રયત્ન કર્યો.[૧૫–૧૭] તેણે યથાશક્તિ પ્રયત્ન કરવા છતાં તે ગંગાને પૃથ્વી ઉપર ઉતારી શક્યો નહિ. તેને ભગીરથ નામે શ્રીમાન, ધર્મપરાયણ, સત્યવાદી અને ઈર્ષારહિત પુત્ર થયો હતો. તેનો રાજ્યાભિષેક કરીને દિલીપ વનવાસમાં ગયો. હે ભરતસિંહ! હે ભારત! તપની સિદ્ધિના યોગ વડે તે દિલીપ રાજા કાળના સંબંધમાં આવતાં વનમાંથી સ્વર્ગમાં ગયો.[૧૮–૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં અગસ્ત્યમાહાત્મ્યકથન' નામનો અધ્યાય ૧૦૭ મો સમાપ્ત

## अध्याय १०८मो
### ભગીરથનો પ્રયત્ન

॥ लोमश उवाच ॥

**स तु राजा महेष्वासश्चक्रवर्ती महारथः ।**
**बभूव सर्वलोकस्य मनोनयननंदनः ॥ १ ॥**

લોમશ બોલ્યા: મહાચાપધારી, ચક્રવર્તી અને મહારથી એવો તે ભગીરથ રાજા સર્વ લોકોનાં મન અને નયનને આનંદકારી થયો.[૧] તે મહાબાહુએ સાંભળ્યું કે, પોતાના પિતૃઓ મહાત્મા કપિલના ક્રોધ વડે ઘોર મૃત્યુ પામ્યા છે અને તેમને સ્વર્ગલોકની પ્રાપ્તિ થઈ નથી. આથી હે નરેશ્વર! તેના હૃદયને દુઃખ થયું અને તે મંત્રીઓને રાજ્ય સોંપી હિમાલયની પડોશમાં તપ કરવા ગયો.[૨,૩] હે નરશ્રેષ્ઠ! તપથી પાપમુક્ત થયેલા અને ગંગાની આરાધના કરવા ઇચ્છતા તે રાજાએ પર્વતશ્રેષ્ઠ હિમાલયને જોયો.[૪] તે અનેકવિધ આકારોવાળાં ધાતુમય શિખરોથી સુશોભિત હતો. તેની ચારે બાજુ પવનથી લટકેલા મેઘોનો વિસ્તાર હતો.[૫] નદીઓ, કુંજો, માંડવાઓ અને મહાલયોથી તે શોભી રહ્યો હતો. ગુફાઓ અને કોતરોમાં સંતાયેલા સિંહો અને વાઘોનો ત્યાં નિવાસ હતો.[૬] વિચિત્ર અંગવાળાં વિવિધ રીતે મધુર સ્વરથી ગાન કરતાં પંખીઓથી, ભૃંગરાજોથી, હંસોથી, બપૈયાઓથી, જલકૂકડીઓથી, મોરોથી, પોપટોથી, કોયલોથી, આંખના શ્યામળ છેડાવાળાં ચકોરોથી અને પુત્રપ્રિય પક્ષીઓથી તે પર્વત શોભા ધારણ કરી રહ્યો હતો.[૭,૮] રમણીય જલાશયોમાં ખીલેલી કમલિનીઓથી તે ભરપૂર હતો. સારસોના મધુર લલકારોથી તે સુભૂષિત હતો. તે પર્વતનાં શિલાતલોને કિન્નરો અને અપ્સરાઓ સેવતાં હતાં. એનાં વૃક્ષોને દિગ્ગજો દંતૂશળોની અણીથી ચોમેરથી ઘસતા હતા.[૯,૧૦] ત્યાં વિદ્યાધરો નિવાસ કરતા હતા. તે વિવિધ રત્નોથી ભરેલો હતો. ભયંકર ઝેરવાળા અને ભયંકર જિહ્વાવાળા સરપોનો ત્યાં નિવાસ હતો.[૧૧] ક્યાંક તે સુવર્ણના ઢગ જેવો હતો, તો ક્યાંક તે ચાંદી જેવો હતો અને ક્યાંક તે અંજનના સમૂહ જેવો હતો. એવા હિમાલય ઉપર તે ભગીરથ રાજા ગયો.[૧૨] ત્યાં ફળ, મૂળ અને જળનો આહાર રાખીને એ નરશ્રેષ્ઠે સહસ્ર વર્ષો સુધી ઘોર તપશ્ચર્યા કરી. જ્યારે સહસ્ર દિવ્ય વર્ષો પસાર થઈ ગયાં, ત્યારે મહાનદી ગંગાએ પોતે મૂર્તિમાન થઈને તેને દર્શન આપ્યાં.[૧૩,૧૪]

ગંગા બોલ્યાં: 'હે મહારાજ! તું મારી પાસે-

થી શું ઇચ્છે છે? હું તને શું આપું? હે નરશ્રેષ્ઠ! તું તે કહે. હું તારા વચન પ્રમાણે કરીશ.'[૧૫] ગંગાએ આ પ્રમાણે કહ્યું, એટલે રાજાએ એ હિમાચલપુત્રીને ઉત્તર આપ્યો કે, 'હે વરદા! એ મહાનદી! મારા પિતામહો અશ્વને શોધી રહ્યા હતા, ત્યારે કપિલે તેમને યમસદને પહોંચાડ્યા છે. તે સાઠ હજાર મહાત્મા સગરપુત્રો કપિલદેવ આગળ જઈને એક ક્ષણમાં મૃત્યુ પામ્યા છે. આમ વિનાશ પામેલા તે પિતામહોનો સ્વર્ગમાં વાસ થયો નથી.[૧૬-૧૮] હે મહાનદી! જ્યાં સુધી તમે એ સગરપુત્રોનાં ખોળિયાંને તમારા જળથી નવરાવશો નહિ, ત્યાં સુધી તેમની ગતિ થશે નહિ.[૧૯] હે મહાભાગ્યશાળી! તમે જાતે મારા તે પિતૃરૂપ સગરપુત્રોને સ્વર્ગમાં લઈ જાઓ. હે મહાનદી! હું તેમને માટે આ તમારી પાસે યાચના કરું છું.[૨૦]

લોમશ બોલ્યા: રાજાનાં એવાં વચન સાંભળીને લોકમાં વંદાયલાં ગંગાએ પ્રસન્ન થઈને ભગીરથને આ વચન કહ્યાં કે,[૨૧] 'હે મહારાજ! હું તારાં વચન અનુસાર કરીશ એમાં સંશય નથી. પરંતુ હે રાજા! હું ગગનમાંથી પૃથ્વી ઉપર પડતી હોઈશ, ત્યારે મારા અસહ્ય વેગને ધારણ કરી રાખવાને ત્રણે લોકમાં એક દેવશ્રેષ્ઠ નીલકંઠ મહેશ્વર વિના બીજું કોઈ જ સમર્થ નથી, તો હે મહાબાહુ! તું એ વરદાતા મહેશ્વરને તપથી પ્રસન્ન કર; કારણ કે હું પડું ત્યારે ભગવાન શંકર પોતાના મસ્તક વડે મને ધારણ કરી રાખશે. તારા પિતૃઓના હિતની ઇચ્છાથી તે તારી ઇચ્છાને પૂરી કરશે.' પછી હે રાજન્! આ સાંભળીને ભગીરથ મહારાજ કૈલાસ પર્વત ઉપર ગયો અને તેણે તીવ્ર તપ કરવાનું શરૂ કરીને કંઈક કાળે શંકરને પ્રસન્ન કર્યા. હે રાજા! પિતૃઓને સ્વર્ગમાં મોકલવા માટે તે નરોમાં ઉત્તમ એવા ભગીરથ રાજાએ તે ભગવાન શંકર પાસેથી વરદાન પણ મેળવ્યું.[૨૨-૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં અગસ્ત્યોપાખ્યાન' નામનો અધ્યાય ૧૦૮ મો સમાપ્ત

## अध्याय १०९ मो

### ગંગાનું પૃથ્વી પર ઊતરવું

॥ लोमश उवाच ॥

**भगीरथवचः श्रुत्वा प्रियार्थं च दिवौकसाम् ।**
**एवमस्त्विति राजानं भगवान्प्रत्यभाषत ॥ १ ॥**

લોમશ બોલ્યા: ભગીરથનાં વચન સાંભળીને તથા દેવોના પ્રિયાર્થે ભગવાને રાજાને કહ્યું કે, 'હે મહાભાગ! ભલે એમ થાઓ.' હે રાજશ્રેષ્ઠ! ગગનમાંથી ઊતરેલી દિવ્ય, મંગલ અને પવિત્ર એ દેવનદી ગંગાને હું તારે માટે ધારણ કરીશ.' આમ કહીને હે મહાબાહુ! વિવિધ હથિયારોથી સજ્જ થયેલા ઘોર પાર્ષદોથી વીંટળાયેલા તે ભગવાન હિમાલયે ગયા.[૨,૩] ત્યાં બેસીને તેમણે નરશ્રેષ્ઠ ભગીરથને કહ્યું કે, 'હે મહાબાહુ! તું હિમાચળની પુત્રી એવી ગંગા નદીની પ્રાર્થના કર. સ્વર્ગમાંથી પડતી તે શ્રેષ્ઠ સરિતાને હું ઝીલી લઈશ.' શિવે ઉચ્ચારેલાં આ વચનો સાંભળીને તે રાજા સ્વસ્થ થઈ, વિનમ્ર બની, ગંગાનું ચિંતન કરવા લાગ્યો. આમ રાજાએ ચિંતન કર્યું એટલે પુણ્યજળવાળી રમણીય ગંગા ભગવાન ઈશાનને બેઠેલા જોઈને સ્વર્ગમાંથી એકદમ નીચે પડવા લાગી.[૪-૬] ત્યારે ગંગાને પડતી જોઈને દેવો, મહર્ષિઓ, ગંધર્વો, સર્પો અને યક્ષો તેનાં દર્શન કરવાને ભેગા થયા. આમ મહાપ્રચંડ ભમરીઓવાળી અને માછલાં તથા મગરોથી ભરપૂર એવી તે હિમાચલપુત્રી ગંગા ગગનમાંથી નીચે પડી.[૭,૮] હે રાજન્! ગગનની મેખલા જેવી અને શંકરના લલાટદેશ ઉપર પડતી તે ગંગાને ભગવાન શંકરે મોતીની માળાની જેમ ધારણ કરી.[૯] ત્યાંથી તે

## કૈલાસપતિ ઝીલવા તત્પર થતાં ગંગાજી ભૂમિ પર પધારે છે!



પ્રખર તપથી મહાદેવને પ્રસન્ન કરનારા ભગીરથ ગંગાજીનું અભિભાવે દર્શન કરતા ઊભા છે;
બીજી તરફ સિંહવાહિની પાર્વતીજી પણ પોઠિયાને ટેકવી સાનંદાશ્ચર્યથી ભાળી રહ્યાં છે.

નદી પૃથ્વી પર પડી અને ત્રણ માર્ગે વહીને સમુદ્રને મળી. ફીણના રાશિથી ભરેલા જળ વડે તે હંસોની હારો જેમ શોભી રહી. ક્યાંક તે વમળોથી વાંકી વહેતી, કોઈ સ્થળે તે અથડાતી વહેતી, કોઈ સ્થળે તે ફીણરૂપી વસ્ત્રમાં ઢંકાયેલી મત્ત પ્રમદાની જેમ વહેતી અને ક્યાંક તે જલનાદોથી ઉત્તમ નાદ કરતી હતી. આમ તે ગંગા અનેકવિધ પ્રકારો કરતી ગગનમાંથી ઊતરી અને ભૂતલ વિશે આવી અને ભગીરથ રાજાને આ પ્રમાણે કહેવા લાગી: 'હે મહારાજ! હે પૃથ્વીપતિ! હું તારે માટે પૃથ્વી ઉપર ઊતરી છું.[૧૦-૧૪] હવે કહો, હું કયે માર્ગે જાઉં?' હે નરશ્રેષ્ઠ! આ વચનો સાંભળીને ભગીરથ રાજા જ્યાં મહાત્મા સગરપુત્રોનાં ખોળિયાં હતાં ત્યાં તેમને પુણ્યજલથી સ્નાન કરાવવાને નીકળ્યો. લોકવંદિત ભગવાન શંકર ગંગાને ધારણ કરીને દેવો સાથે પર્વતશ્રેષ્ઠ કૈલાસ ઉપર ગયા. પછી ભગીરથ રાજા ગંગા સાથે સમુદ્રે પહોંચ્યો.[૧૫-૧૭] એણે વરુણના ધામરૂપ એ સમુદ્રને વેગપૂર્વક જળપૂર્ણ કર્યો. રાજાએ ગંગાને પોતાની પુત્રીરૂપે માની. પછી જેનો મનોરથ પૂરો થયો છે, એવા તેણે ત્યાં પોતાના પિતૃઓને જલદાન કર્યું.[૧૮] હે પ્રભુ! આ પ્રમાણે જે રીતે ગંગા ત્રણ પ્રવાહવાળાં થયાં અને જે રીતે સમુદ્રને પૂર્ણ કરવા માટે તેમને પૃથ્વી ઉપર ઉતારવામાં આવ્યાં, તે બધું મેં તમને કહ્યુ છે. વળી હે મહારાજ! જે કારણે મહાત્મા અગસ્ત્યે જે રીતે સમુદ્રપાન કર્યું હતું અને પેલા બ્રહ્મહત્યા કરનારા વાતાપિને જે રીતે તેમણે મારી નાખ્યો હતો, તે તમે જેમ મને પૂછ્યું હતું તેમ મેં તમને કહ્યુ છે.[૧૯-૨૧]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમા 'લોમશતીર્થયાત્રામા અગસ્ત્યમાહાત્મ્યકથન' નામનો અધ્યાય ૧૦૯મો સમાપ્ત

# अध्याय ११०मो

## ઋશ્યશૃંગનું આખ્યાન

॥ वैशंपायन उवाच ॥

ततः प्रयातः कौंतेयः क्रमेण भरतर्षभ।
नंदामपरनंदां च नद्यौ पापभयापहे ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે ભરતશ્રેષ્ઠ! પછી કુંતીનંદન યુધિષ્ઠિર પાપ અને ભય દૂર કરનારી નંદા અને અપરનંદા એ બે નદીઓ તરફ અનુક્રમે ગયા.[૧] ત્યાં ઉપદ્રવરહિત હેમકૂટ પર્વત પાસે પહોંચીને તે રાજાએ અનેક અચિંત્ય અને અદ્ભુત પદાર્થો જોયા. ત્યાં વાયુ વડે બંધાયેલા હજારો મેઘો પથ્થર જેવા થઈ ગયા હતા અને ખિન્ન મનવાળા માણસો તેના ઉપર ચઢી શકતા નહોતા.[૨,૩] ત્યાં પવન નિત્ય વાતો હતો અને નિરંતર વરસાદ વરસતો હતો. ત્યાં સ્વાધ્યાયનો ઘોષ સંભળાતો હતો, પણ તે સ્વાધ્યાય કરનાર દેખાતો નહોતો. સાંજસવાર ત્યાં ભગવાન અગ્નિનાં દર્શન થતાં હતાં અને તપમાં વિઘ્ન નાખનારી માખીઓ ડંખો દેતી હતી.[૪,૫] ત્યાં જતાં માણસને ગ્લાનિ થતી હતી અને પોતાનાં ઘરબાર સાંભરતાં હતાં. પાંડુપુત્ર યુધિષ્ઠિરે આવા અનેક અદ્ભુત ભાવો જોયા અને તેમણે એ આશ્ચર્યો સંબંધમાં ફરીથી લોમશ ઋષિને આ પ્રમાણે પૂછ્યું.[૬]

લોમશ બોલ્યા: હે શત્રુનો નાશ કરનાર! હે રાજન્! આ સંબંધમાં અમે પૂર્વે જે પ્રમાણે સાંભળ્યું છે, તે હું તમને કહું છું; તમે તે એકાગ્ર મને સાંભળો.[૭] આ ઋષભકૂટ ઉપર ઋષભ નામનો એક તપસ્વી હતો. તેનું આયુષ્ય સો કરો વર્ષોનું હતું અને તે તપસ્વી તથા અત્યંત ક્રોધી હતો.[૮] હવે કોઈ બીજાઓએ તેને બોલાવ્યો, ત્યારે તેણે ક્રોધે ભરાઈને પર્વતને આ પ્રમાણે કહ્યુ: 'જે કોઈ અહીં બોલે, તેના ઉપર તારે પથ્થરો

ફેંકવા.[૯] વળી તે તપસ્વીએ વાયુને બોલાવીને કહ્યું કે, 'અહીં અવાજ ન કરતો. જે કોઈ પુરુષ અહીં બોલશે, તેને મેઘની ગર્જનાથી રોકવામાં આવશે.' હે રાજન્! તે મહર્ષિએ ક્રોધે ભરાઈને આવાં આવાં કેટલાંક કામો કર્યાં અને કેટલાંકનો નિષેધ કર્યો. હે રાજન્! એવું સાંભળ્યું છે કે, પૂર્વે દેવો નંદા નદીએ આવ્યા હતા, ત્યારે મનુષ્યો દેવોનાં દર્શન માટે ત્યાં એકાએક આવી પહોંચ્યા.[૧૦-૧૨] પરંતુ ઇંદ્રાદિ દેવો તેમને દર્શન આપવા ઇચ્છતા નહોતા, એટલે તેમણે આ ભાગને વિકટ બનાવ્યો અને પર્વતને આડરૂપ-વિઘ્નરૂપ ઊભો કર્યો. ત્યારથી હે કૌંતેય! મનુષ્યો આ પર્વતને જ્યાં બરાબર જોઈ શકતા નથી, તો પછી એના ઉપર ચઢવાનું તો ક્યાંથી બને? હે કુંતીપુત્ર! જેણે તપ કર્યાં નથી, તે આ મહાગિરિને જોઈ શકતો નથી, તેમ તેના ઉપર ચઢી પણ શકતો નથી. તેથી તમે મૌન ધારણ કરો. તે વખતે સર્વ દેવોએ આ સ્થળે ઉત્તમ યજ્ઞો કર્યા હતા. હે ભારત! તેમનાં એ ચિહ્નો હજુ પણ જણાય છે. હે પૃથ્વીપતિ! આ દૂર્વા દર્ભના આકારની જણાય છે, આ ભૂમિ બિછાના જેવી લાગે છે અને આ અનેક વૃક્ષો યજ્ઞસ્તંભો જેવાં દેખાય છે.[૧૩-૧૭] હે ભારત! દેવો અને ઋષિઓ આજે પણ અહીં રહે છે અને સાંજે તથા સવારે તેમનો અગ્નિ દેખાય છે. હે કૌંતેય! જેઓ અહીં સ્નાન કરે છે, તેમનાં પાપો તરત જ નાશ પામે છે. તો હે કુરુશ્રેષ્ઠ! તમે તમારા નાના ભાઈઓ સાથે અહીં સ્નાન કરો. આમ નંદામાં સ્નાન કર્યા પછી તમે કૌશિકી નદી તરફ જશો; ત્યાં વિશ્વામિત્રે ઉગ્ર અને ઉત્તમ તપ કર્યું હતું.[૧૮-૨૦]

વૈશંપાયન બોલ્યા : હવે પરિવાર સાથે ત્યાં સ્નાન કરીને યુધિષ્ઠિરરાજ શીતળ જળવાળી શુભ, પુણ્યવતી, પવિત્ર અને રમણીય કૌશિકી નદીએ ગયા.[૨૧]

લોમશ બોલ્યા : હે ભરતસિંહ! આ પવિત્ર દેવનદી કૌશિકી છે. અહીં આ વિશ્વામિત્રનો રમ્ય આશ્રમ શોભી રહ્યો છે. વળી આ મહાત્મા કાશ્યપનો (વિભાંડક) પુણ્યપવિત્ર આશ્રમ છે. તેમને તપસ્વી અને જિતેંદ્રિય એવો ઋશ્યશૃંગ નામનો એક પુત્ર હતો. તેણે તપના પ્રભાવથી ઇંદ્ર પાસે વૃષ્ટિ કરાવી હતી. બળ અને વૃત્રને હણનારા ઇંદ્રે તેના ભયથી દુકાળ વખતે વૃષ્ટિ કરી હતી.[૨૨-૨૪] કાશ્યપનો તે સમર્થ અને તેજસ્વી પુત્ર મૃગલીને પેટે જન્મ્યો હતો. લોમપાદના રાજ્યમાં તેણે વૃષ્ટિ વર્ષાવીને મહા અદ્ભુત કાર્ય કર્યું હતું.[૨૫] વૃષ્ટિ થવાથી જ્યારે ત્યાં ધાન્ય પાક્યાં, ત્યારે લોમપાદ રાજાએ પોતાની પુત્રી શાંતા તેને આપી; જાણે સૂર્યે સાવિત્રીનું દાન દીધું.[૨૬]

યુધિષ્ઠિર બોલ્યા : કાશ્યપપુત્ર ઋશ્યશૃંગ કેવી રીતે મૃગલીને પેટે જન્મ્યા? વિરુદ્ધ યોનિસંબંધ છતાં તે કેવી રીતે તપસ્વી થયો?[૨૭] દુકાળ પડ્યો તે વખતે બળ અને વૃત્રને હણનારા ઇંદ્રે તે બુદ્ધિશાળી બાળકના ભયથી શા માટે વરસાદ વરસાવ્યો? નિયમવ્રતવાળી તે રાજપુત્રી શાંતા કેવી રૂપવતી હતી કે તેણે તે મૃગયોનિમાં જન્મેલા ઋશ્યશૃંગનું ચિત્ત લોભાવ્યું?[૨૮,૨૯] રાજર્ષિ લોમપાદ તો ધાર્મિક હતા, એવું સંભળાય છે. તો ઇંદ્રે તેના રાજ્યમાં વૃષ્ટિ કેમ ન કરી? હે ભગવન્! આ બધું તમારે મને યથાર્થ રીતે વિસ્તારપૂર્વક કહેવું ઘટે છે. હું ઋશ્યશૃંગનું ચરિત્ર સાંભળવા ઇચ્છું છું.[૩૦,૩૧]

લોમશ બોલ્યા : અમોઘ વીર્યવાળા, પ્રજાપતિના જેવી કાંતિવાળા અને તપથી વિશુદ્ધ ચિત્તવાળા પરમપૂજ્ય વિપ્રર્ષિ વિભાંડકનો બાળક છતાંયે વૃદ્ધોએ માન આપવા યોગ્ય મહાતેજસ્વી

અને પ્રતાપવાન ઋશ્યશૃંગ નામનો પુત્ર કેવી રીતે થયો, તે તમે સાંભળો.[૩૨,૩૩] દેવ જેવા એ કાશ્યપ ઋષિ મોટા ધરા આગળ બેસી તપ કરતા હતા, તેઓ લાંબે વખતે થાકી ગયા હતા. એક વાર હે રાજન્! તેઓ જળમાં સ્નાન કરતા હતા, એવામાં ઉર્વશી નામની અપ્સરાને જોઈને તેમનું વીર્ય સ્ખલિત થઈ ગયું. ત્યારે એક તરસી મૃગલી તેને પાણી સાથે તરત જ પી ગઈ અને તેથી તે ગર્ભવતી થઈ. મૃગલી થયેલી એ પૂર્વજન્મની દેવકન્યાને લોકકર્તા ભગવાન બ્રહ્માએ પૂર્વે કહ્યું હતું: 'તું મૃગી થા; એક મુનિપુત્રને જન્મ આપીને તું મૃગયોનિથી છૂટીશ.' બ્રહ્માના અમોઘ વચનથી તેમજ દૈવની અકળ કળાથી તે મૃગલીને પેટે એ વિભાંડકનો પુત્ર મહર્ષિ ઋશ્યશૃંગ જન્મ્યો. એ ઋશ્યશૃંગ નિત્ય તપોમય જીવન ગાળતો અને વનમાં જ રહેતો હતો.[૩૪–૩૮] હે રાજન્! તે મહાત્મા ઋષિના માથામાં એક (ઋશ્ય–મૃગનું) શિંગડું હતું, તેથી તે ઋશ્યશૃંગ નામે પ્રસિદ્ધ થયા. તેણે અગાઉ પોતાના પિતા સિવાય બીજા કોઈ પણ માણસને જોયો નહોતો. હે રાજા! આથી તેનું મન નિત્ય બ્રહ્મચર્યમાં રહેતું હતું. હવે એ જ વખતે, દશરથનો લોમપાદ નામે એક વિખ્યાત મિત્ર અંગ દેશનો રાજા હતો. અમે સાંભળ્યું છે, કે તેણે એક બ્રાહ્મણને કંઈક આપવાનું કહીને જાણીબૂઝીને ન આપ્યું, તેથી બ્રાહ્મણોએ તે જગતપતિનો ત્યાગ કર્યો. વળી તે રાજાએ પુરોહિત ઉપર પણ મિથ્યા દોષ ચઢાવ્યા તેથી ઇંદ્રે વૃષ્ટિ ન કરી અને પ્રજા પીડાવા લાગી. હે પૃથ્વીપતિ! ઇંદ્ર પાસે વરસાદ પડાવવાને સમર્થ એવા પંડિત અને તપસ્વી બ્રાહ્મણોને તેણે પૂછ્યું કે, 'કેવી રીતે વરસાદ વરસે એના ઉપાય બતાવો.' આમ પૂછવામાં આવતાં તે પંડિતોએ તેને પોતપોતાના મત જણાવ્યા. એમનામાંના એક મુનિવરે રાજાને કહ્યું: 'હે રાજેંદ્ર! બ્રાહ્મણો તમારા ઉપર કોપ્યા છે, તો તમે પ્રાયશ્ચિત્ત કરો.[૩૯–૪૬] હે રાજા વનવાસી! સ્ત્રીઓથી અપરિચિત અને સરળ સ્વભાવવાળા મુનિપુત્ર ઋશ્યશૃંગને અહીં લાવો. હે રાજન્! તે મહાતપસ્વી જો તમારા રાજ્યમાં પધારે, તો તરત જ વરસાદ થાય એમાં મને સંશય નથી.' હે રાજન્! આ વચનો સાંભળીને તે રાજાએ પોતાનું પ્રાયશ્ચિત્ત કર્યું અને બ્રાહ્મણો પ્રસન્ન થયા, ત્યારે તે પાછો નગરમાં આવ્યો.[૪૭–૪૯] આમ રાજાને પાછો આવેલો સાંભળીને પ્રજાજનો ઘણો ઘણો આનંદ પામ્યા. પછી એ અંગપતિએ રાજ્યકીય વિચારમાં કુશળ મંત્રીઓને બોલાવ્યા અને ઋશ્યશૃંગને લાવવા સંબંધી યત્નપૂર્વક મસલત કરી. હવે તે શાસ્ત્રજ્ઞ, પૂર્ણ વ્યહારપંડિત અને નીતિનિપુણ મંત્રીઓ સાથે મસલત કરતાં તે રાજાને એક ઉપાય જડી આવ્યો. એ પછી એ મહીપતિએ મુખ્ય વારાંગનાઓને–વેશ્યાઓને બોલાવી. સર્વ કામમાં કુશળ એવી તે વેશ્યાઓને તે રાજાએ કહ્યુ: 'હે સુંદરીઓ! તમે ઉપાયપૂર્વક લોભાવીને તથા વિશ્વાસમાં લાવીને ઋષિપુત્ર ઋશ્યશૃંગને મારા રાજ્યમાં તેડી લાવો.' હવે રાજાના ભયથી તથા શાપના ડરથી તે યુવતીઓ ડરી ગઈ.[૫૦–૫૪] તેમનાં મોં પડી ગયાં અને તેઓ જાણે ભાન થઈ ગઈ. તેઓ બોલી: 'એ કામ અશક્ય છે.' પણ તેમનાંમાંની એક ઘરડી સ્ત્રીએ રાજાને આ પ્રમાણે કહ્યું: 'હે મહારાજ! તે તપોધન ઋષિને લાવવાનો હું પ્રયત્ન કરીશ. પરંતુ તમારે મને મારી ઇચ્છા પ્રમાણેની બધી સામગ્રીઓ આપવી જોઈશે.[૫૫,૫૬] તો જ હું ઋષિપુત્ર ઋશ્યશૃંગને લાવી શકીશ.' તે રાજાએ તે સુંદરીની સર્વ ઇચ્છેલી સામગ્રીઓ માન્ય રાખી અને તેને પુષ્કળ ધન તેમ જ વિવિધ રત્નો આપ્યાં. પછી હે મહીપાલ!

તે સુંદરી કેટલીક યુવાન અને રૂપવંતી સ્ત્રીઓને લઈને તરત જ વનમાં ગઈ.[૫૭,૫૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત લોમશતીર્થયાત્રામાં 'ઋશ્યશૃંગઉપાખ્યાન' નામનો અધ્યાય ૧૧૦ મો સમાપ્ત

## अध्याय १११ मो

### ઋશ્યશૃંગનો મોહ

॥ लोमश उवाच ॥

**सा तु नाव्याश्रमं चक्रे राजकार्यार्थसिद्धये।**
**शासनाच्चैव नृपतेः स्वबुद्ध्या चैव भारत ॥१॥**

લોમશ બોલ્યા: હે ભારત! તે સ્ત્રીએ રાજાની આજ્ઞાથી અને પોતાની બુદ્ધિથી એ રાજકાર્ય માટે એક નૌકાશ્રમ (તરતા વહાણમાં આશ્રમ) બનાવ્યો.[૧] તે વિવિધ પુષ્પો અને ફળોથી ચોમેર શોભી રહ્યો હતો. અનેક પ્રકારના ગુચ્છો અને લતાઓવાળાં તથા સ્વાદિષ્ટ અને ઇચ્છિત ફળ દેનારાં કૃત્રિમ વૃક્ષોથી તે અત્યંત રમણીય અને અતિશય મનોહર હતો.[૨,૩] આમ તેણે અદ્ભુત અને અનુપમ દેખાવવાળો રમ્ય નૌકાશ્રમ બનાવ્યો. પછી તે નૌકાશ્રમને તેણે કાશ્યપના આશ્રમથી થોડેક દૂર બાંધ્યો અને તે મુનિના જવાઆવવા વિશે દૂતો મારફત તપાસ કરાવી. પછી કાશ્યપ મુનિને બહાર ગયેલા જોઈને તે વેશ્યાએ પોતાની બુદ્ધિશાળી પુત્રીને કાર્યની સોંપણી કરીને ઋષિને આશ્રમે મોકલી.[૪,૫] તે કુશળ વેશ્યાપુત્રી ત્યાં તપપરાયણ ઋષિ આગળ ગઈ અને તે આશ્રમમાં જઈ તેણે તે ઋષિપુત્રનાં દર્શન કર્યાં.[૬]

વેશ્યા બોલી: હે મુનિ! તપસ્વીઓ કુશલ તો છે ને? તમને પુષ્કળ ફળમૂલ મળે છે ને? તમે આ આશ્રમમાં આનંદવિહાર કરો છો ને? હું આજે તમારાં દર્શને આવેલી છું.[૭] કેમ તપસ્વીઓનાં તપ વધે છે ને? તમારા પિતાનું તેજ અખંડ છે ને? હે વિપ્ર! તમારી સાથે તે પ્રેમ તો રાખે છે ને? હે ઋશ્યશૃંગ! તમારું વેદાધ્યયન ચાલે છે ને?[૮]

ઋશ્યશૃંગ બોલ્યા: તમે ઐશ્વર્યથી જાણે જ્યોતિની જેમ પ્રકાશો છો. હું માનું છું, મારે તમને અભિવંદન કરવાં ઘટે છે. હું સ્વેચ્છાથી અને ધર્મપૂર્વક તમને પગ ધોવાનું જળ અને ફળમૂલો આપીશ.[૯] હે બ્રહ્મન્! કાળિયારના ચામડાથી બિછાવેલી દર્ભની આ સુખકારી સાદડી ઉપર તમે સુખથી બિરાજો અને કહો કે તમારો આશ્રમ ક્યાં છે? તમારું નામ શું છે? અને તમે આ દેવ જેવું શું વ્રત આચરો છો?[૧૦]

વેશ્યા બોલી: હે કાશ્યપપુત્ર! આ પર્વતની પેલે પાર ત્રણ જોજન ઉપર મારો રમણીય આશ્રમ છે. કોઈનાં અભિવંદન ન લેવાનો મારો ધર્મ છે. હું કોઈના પગ ધોવાના જળને પણ અડતી નથી. આથી તમારે મને વંદન કરવાનાં ન હોય, હું જ તમને પ્રણામ કરું છું. હે બ્રહ્મન્! આવું મારું વ્રત છે, તેથી મારે તમને આલિંગન કરવું ઘટે છે.[૧૧,૧૨]

ઋશ્યશૃંગ બોલ્યા: હું તમને બિલામાં, આમળાં, કસૂષક, ઇંગોળાં, ધમાસાં અને પીપળાનાં પાકાં ફળો આપું છું. તમે તે સુખથી સ્વીકારો.

લોમશ બોલ્યા: તે વેશ્યાએ એ સર્વ ફળોને દૂર મૂક્યાં. પછી ઋશ્યશૃંગને તેણે ખૂબ રસવાળાં તથા અત્યંત સુંદર દેખાવવાળાં ફળો તથા મહામૂલ્યવાળા ખાવાના પદાર્થો આપ્યા, તેથી તે પ્રસન્ન થયા.[૧૩,૧૪] વળી તેણે તેમને સુગંધી ફૂલમાળાઓ, ભાતભાતનાં ઝગમગતાં વસ્ત્રો અને ઉત્તમ પ્રકારનાં પીણાંઓ આપ્યાં. આથી તે ઋષિ આનંદ પામ્યા અને રમવા તથા હસવા લાગ્યા.[૧૫] પછી ઝાડમાંથી ભાંગી જતી હોય તેમ અંગો મરોડતી ફળોના ભારથી લચી પડતી લતાની જેમ તે એ ઋષિની આગળ દડાથી રમવા લાગી. પોતાનાં અંગોને ઋશ્યશૃંગનાં અંગો સાથે સ્પર્શ કરાવતી

રહીને તે તેમને વારંવાર ભેટવા લાગી. હવે મદથી પરવશ થયેલી તે રમણી સાદડ, અર્જુન અને તિલકનાં સુંદર પુષ્પોવાળાં વૃક્ષોને નમાવીને તથા તેમને મરડીને જાણે શરમાતી શરમાતી તે મહર્ષિ-પુત્રને લોભાવવા લાગી.[૧૬,૧૭] પછી ઋશ્યશૃંગને વિકારવશ થયેલા જોઈને તે તેમના શરીરને વારંવાર દબાવવા લાગી. આખરે પોતાને અગ્નિહોત્રનો સમય થયો છે, એવું બહાનું કાઢીને તે ઋષિને જોતી જોતી ધીરે ધીરે ચાલી ગઈ.[૧૮] આમ તે વેશ્યા ચાલી ગઈ, ત્યારે ઋશ્યશૃંગ મદનથી ઘેલા થઈ ગયા અને જાણે કે ભાન ખોઈ બેઠા. તે તેના જ ધ્યાનમાં પરોવાઈ ગયા અને એકાંતમાં નિસાસા નાખતા રહી આકુળવ્યાકુળ બની ગયા.[૧૯] હવે બે ઘડી પછી સિંહના જેવાં પીળાં લોચનવાળા, નખ સુધી રુંવાંટીથી છવાયેલા, વેદના સ્વાધ્યાય-વાળા, સમાધિ ચઢાવનારા મહાયોગી કશ્યપપુત્ર વિભાંડક ત્યાં આવી પહોંચ્યા.[૨૦] તેમણે પોતાના પુત્રની પાસે જઈ જોયું તો તે એકલો વિચારમાં વ્યાકુળ ચિત્તવાળો થઈને બેઠો હતો. વળી તે નિસાસા નાખતો હતો અને વારંવાર ઊંચે જોતો હતો.[૨૧] વિભાંડકે પોતાના એ દીન બનેલા પુત્રને કહ્યું: 'બેટા ! આજ તેં સમિધો નથી ગોઠવીને ? તેં આજ અગ્નિહોત્રમાં હોમ કર્યો છે કે? તેં શુચિ અને શરવાને ધોયા છે? તેં હોમધેનુને દોહવા માટે આજ વાછરડા ભેગી કરી છે કે?[૨૨] હે પુત્ર ! તું આજ પહેલાંના જેવો જણાતો નથી. તું ચિંતામાં ડૂબેલો જણાય છે, ભાન ભૂલ્યો છે અને અત્યંત દીન થયો છે. તો હું તને પૂછું છું કે, આજે અહીં કોણ આવ્યું હતું ?[૨૩]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાતર્ગત તીર્થયાત્રાપર્વમા 'લોમશતીર્થયાત્રામા ઋશ્યશૃંગઉપાખ્યાન' નામનો અધ્યાય ૧૧૧ મો સમાપ્ત

# અધ્યાય ૧૧૨મો

## ઋશ્યશૃંગનો પિતાને ઉત્તર

॥ ऋश्यशृंग उवाच ॥

**इहागतो जटिलो ब्रह्मचारी न वै ह्रस्वो नातिदीर्घो मनस्वी। सुवर्णवर्णः कमलायताक्षः स्वतः सुराणामिव शोभमानः ॥ १ ॥**

ઋશ્યશૃંગ બોલ્યા : અહીં એક જટાધારી બ્રહ્મચારી આવ્યો હતો. તે મનસ્વી ન તો નાનો હતો કે ન તો અતિ લાંબો હતો. તેનો વર્ણ સુવર્ણ જેવો હતો. તેની આંખો કમલ જેવી વિકસેલી હતી. સાક્ષાત્ દેવોના જેવી તેની શોભા હતી.[૧] તે રૂપનો ભંડાર હતો અને સૂર્યના જેવો ઝળહળતો હતો. તેનાં લોચન શ્યામલ અને સુમનોહર હતાં. શરીરે તે અત્યંત ગૌર હતો. તેની જટા કાળી, મનોરમ, સુગંધભરી, સોનાને દોરે ગૂંથેલી અને અતિ લાંબી હતી.[૨] વળી આકાશમાં જેમ વીજળી ચમકે, તેમ એના ગળામાં એક ક્યારાના જેવું આભૂષણ ચળકતું હતું. એના ગળાની નીચે બે ગોળ દડા હતા, તે રોમરહિત અને મનને હરનારા હતા. તેનો નાભિનો ભાગ મધ્યમાંથી ઊંડો હતો. તેની કેડ અત્યંત પાતળી હતી તથા તેનાં ચીરમાંથી આ મારા જેવી સુવર્ણમયી મેખલા ઝગમગતી હતી.[૩,૪] વળી તેને બેઉ પગે અદ્ભુત દેખાવવાળું કંઈક રૂમઝૂમતું શોભતું હતું. આ રુદ્રાક્ષમાલા છે, તેમ તેના બેઉ હાથોમાં રણકાર કરતાં કંકણો હતાં.[૫] તે જ્યારે ચાલતો હતો, ત્યારે તે કંકણો સરોવરમાંના મત્ત હંસોની જેમ કૂજન કરતાં હતાં. તેનાં ચીર અદ્ભુત શોભાભર્યાં હતાં—આ મારાં વલ્કલો તે ચીરો જેવાં રૂપવતાં નથી. તેનું મોં આશ્ચર્યકારક સુંદરતાભર્યું હતું અને તેનું બોલવું ચિત્તને ખુશી ખુશી કરતું હતું. પુંસ્કોકિલના જેવી તેની વાણી હતી, તે સાંભળતાં મારો અંતરાત્મા આતુર થઈ ગયો હતો. હે તાત !

વૈશાખ માસમાં પવનથી ડોલી ઊઠેલું મધ્યવન જેવું શોભી ઊઠે છે, તેવી રીતે ઉત્તમ પુષ્પોની સુગંધીવાળો તે પવનના સ્પર્શથી ડોલતો અત્યંત શોભી રહ્યો હતો.[૬-૮] તેની જટા સુંદર રીતે બાંધેલી હતી, છતાં લલાટમાંથી તે સરખી રીતે બે ભાગમાં વહેંચાઈ વળગી રહી હતી. તેના કાન સુંદર રૂપ-ભર્યાં ચિત્રવિચિત્ર ચક્રવાકોથી જાણે કે ઢંકાઈ ગયા હતા.[૯] વળી તેણે જમણે હાથે એક વિચિત્ર ગોળ ફળ (દડો) રાખ્યું હતું. અચરજ ભરેલું તે ફળ વારંવાર ભોંય ઉપર જઈ ઊંચે ઊછળતું હતું.[૧૦] વળી તે બ્રહ્મચારી એ ફળને પછાડ મારી ધૂમ-રીઓ ખાતો હતો, જાણે પવનથી વૃક્ષ ડોલી રહ્યું હતું. હે પિતા! દેવપુત્ર જેવા તે બ્રહ્મચારીને જોઈને મને પરમ પ્રીતિ અને રતિ ઊપજ્યાં છે.[૧૧] તે મારા અંગને ભેટતો હતો અને પછી મારી જટા ઝાલી મારું મુખ નમાવતો હતો. મારા મોં ઉપર પોતાનું મોં મૂકીને તેણે જ અવાજ કર્યો હતો, તેથી મને અત્યંત આનંદ થયો હતો.[૧૨] મેં એને પગ ધોવાનું પાણી અને આ ફળો આપ્યાં હતાં, પણ તેણે તે સ્વીકાર્યાં નહોતાં અને મને કહ્યું હતું કે, 'એવું મારું વ્રત છે.' તેણે તો મને બીજાં ફળો પણ આપ્યાં હતાં. મેં જ ફળો આણ્યાં હતાં, તેમાં તેનાં ફળોના જેવો રસ નહોતો, તેમની છાલ પણ તેનાં ફળોના જેવી નહોતી, તેમ તેમાં એ ફળો જેવો ગર સુદ્ધાં નહોતો.[૧૩,૧૪] વળી એ ઉદાર રૂપવાળાએ મને અતિ સ્વાદભર્યાં પાણી પીવાને આપ્યાં હતાં. તે પીને મને અતિશય હર્ષ થયો હતો, જાણે પૃથ્વી ફરવા માંડી હોય એવું મને લાગ્યું હતું. હીરાને દોરે ગૂંથેલી આ રહી તેની મઘમઘતી ચિત્રવિચિત્ર ફૂલમાળાઓ. તપથી ઝગઝગી રહેલો તે બ્રહ્મચારી એ માળાઓ અહીં વેરીને પોતાને આશ્રમે ચાલ્યો ગયો છે.[૧૫,૧૬] તેના જવાબથી મારું મન બાવરું થઈ ગયું છે અને મારે શરીરે જાણે કે અગન ઊઠી છે. હું ઇચ્છું છું કે તે નિત્ય અહીં જ રહે, હું ઝટઝટ તેની પાસે જવા ઇચ્છું છું.[૧૭] હે પિતાજી! હું તેની પાસે જ જાઉં છું. તેની એ બ્રહ્મચર્યા કેવી હશે? તે આર્યધર્મી જેવું તપ કરે છે, તેવું તપ હું તેની સાથે રહીને કરવા ઇચ્છું છું. આ રીતે તપ કરવાની મારા હૃદયમાં ઇચ્છા છે. હું તેને નહિ જોઉં, તો મારું ચિત્ત દુઃખી થશે.[૧૮,૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં ઋશ્યશૃંગ-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૧૧૨મો સમાપ્ત

## अध्याय ११३मो

### વેશ્યાઓ સાથે ઋશ્યશૃંગનું પ્રયાણ

॥ विभांडक उवाच ॥

**रक्षांसि चैतानि चरंति पुत्र रूपेण तेनाद्भुतदर्शनेन । अतुल्यवीर्याण्यभिरूपवन्ति विघ्नं सदा तपसश्चिंतयन्ति ॥ १ ॥**

વિભાંડક બોલ્યા: બેટા! એ તો રાક્ષસો એવાં અદ્ભુત દર્શનવાળું રૂપ લઈને ઘૂમે છે. અતુલ પરાક્રમવાળા અને પરમ રૂપવાન એ રાક્ષસો હમેશાં તપમાં વિઘ્ન નાખવાનું કામ કર્યા કરે છે.[૧] હે પુત્ર! મોહક સૌંદર્યવાળા પણ ભયંકર રૂપવાળા એ રાક્ષસો વનમાંના મુનિઓને વિવિધ ઉપાયોથી લોભાવે છે અને તેમને સુખ તથા ઉત્તમ લોકથી ભ્રષ્ટ કરે છે. આથી ઉત્તમ લોકની ઇચ્છા રાખનારા સ્થિર મનવાળા મુનિએ ક્યારેય એ રાક્ષસોની સેવા કરવી નહિ. એ પાપાચારીઓ તપસ્વીઓને વિઘ્ન કરીને આનંદ પામે છે, એટલે તપસ્વીએ તેમની સામે જોવું જ નહિ.[૨,૩] હે પુત્ર! જે પીણાં તેં પીધાં છે, તે તો દુર્જનોએ પીધેલાં અને સજ્જનોએ નહિ પીવા યોગ્ય પાપી મદ્યો છે. વળી આ જે જાતજાતની ઝળકતી અને સુગંધથી મહેકતી ફૂલમાળાઓ છે, તેનો ઉપયોગ કરવો એ

મુનિજનો માટે શાસ્ત્ર વિરુદ્ધ છે.[૪] તેઓ તો રાક્ષસો છે. વિભાંડકે આ પ્રમાણે પુત્રને વાર્યો અને પછી તેઓ તે સ્ત્રીને ખોળવા લાગ્યા. ત્રણ દિવસ સુધી તેનો પત્તો ન મળ્યો, ત્યારે તે આશ્રમે પાછા ફર્યા.[૫] હવે કાશ્યપ મુનિ વેદોક્ત કર્મવિધિ માટે ફરીથી ફળ લેવા ગયા. ત્યારે તે વેશ્યા સુંદર વેષ સજીને ફરીને ઋશ્યશૃંગ મુનિને લોભાવવા ગઈ.[૬] તેને જોતાં જ ઋશ્યશૃંગ હર્ષમાં આવી ગયા અને ઉત્કંઠિત થઈ એકદમ તેની પાસે દોડી ગયા અને તેને કહેવા લાગ્યા: 'મારા પિતા આવે એટલામાં આપણે બંને તમારે આશ્રમે ચાલ્યાં જઈએ.'[૭] આમ હે રાજન્! તે વેશ્યાએ કાશ્યપના એ એકના એક પુત્રને યુક્તિપૂર્વક નાવમાં બેસાડ્યા અને નાવને છોડી મૂકી તે વિવિધ ઉપાયોથી તેમને આનંદ આપતી રહી. હવે તે સૌ અંગરાજની પાસે આવ્યાં.[૮] પછી જળ ઉપર તરતી તે અતિ ઉજ્જ્વળ નૌકાને તેમણે એવી રીતે નાંગરી કે જેથી લોકો તેના આશ્રમને જોઈ શકે. હવે તે નાવને પાણીમાંથી બહાર કાઢીને તેમણે નાવ્યાશ્રમ નામનું તેવું જ વિચિત્ર વન બનાવ્યું.[૯] આમ રાજાએ વિભાંડકના તે એકમાત્ર પુત્રને અંતઃપુરમાં પ્રવેશ કરાવ્યો, ત્યાં તો એણે મેઘને આવેલો જોયો અને જગતને જળથી છલ્લાછલ થઈ રહેલું જોયું.[૧૦] આથી તે લોમપાદનો મનોરથ સિદ્ધ થયો અને તેણે ઋશ્યશૃંગને પોતાની પુત્રી શાંતા આપી. વિભાંડકનો ક્રોધ શમાવવા તે રાજાએ ઋષિના આવવાના માર્ગો ઉપર ગાયો, ખેતરો અને અનેક પશુઓ રાખ્યાં. પછી તેણે વીર ગોવાળોને આજ્ઞા આપી કે, 'પુત્રને શોધતા મહર્ષિ વિભાંડક તમને જ્યારે પૂછે, ત્યારે તમારે પ્રણામપૂર્વક તેમને કહેવું કે, હે મહર્ષિ! આ બધાં પશુઓ અને ખેતરો તમારા પુત્રનાં છે. અમે આપનું શું પ્રિય કાર્ય કરીએ? અમે સૌ આપના આજ્ઞાંકિત દાસો છીએ.'[૧૧-૧૩] હવે પ્રચંડ કોપવાળા તે મુનિ ફળમૂળ લઈને પોતાને આશ્રમે આવ્યા અને પોતાના પુત્રને શોધવા લાગ્યા. તે ત્યાં જોવામાં ન આવ્યો, એટલે એ ઋષિ અત્યંત ક્રોધમાં આવી ગયા.[૧૪] આથી કોપથી જાણે કે ચિરાઈ જતા હોય તેવા તે મુનિને આ કામ અંગરાજનું છે, એવી શંકા આવી અને તેને નગર તથા રાજ્ય સાથે બાળી મૂકવાની ઇચ્છાથી તે ચંપાનગરી તરફ ગયા.[૧૫] થાકેલા અને ભૂખ્યા થયેલા તે કાશ્યપ તે સમૃદ્ધ નેસોએ આવ્યા. ત્યાં તે ગોવાળોએ રાજાની જેમ મુનિની વિધિસર પૂજા કરી. મુનિ ત્યાં એક રાત રહ્યા.[૧૬] આમ એ ગોવાળો તરફથી અત્યંત સત્કાર પામતા ઋષિએ તેમને કહ્યું: 'હે ગોપો! તમે કોના ગોવાળ છો?' ત્યારે તેઓ સૌ પાસે આવીને બોલ્યા: 'આ બધું ધન તમારા પુત્રનું છે.'[૧૭] આ પ્રમાણે દેશદેશમાં સત્કાર પામતા તથા મધુર કોમળ વાતો સાંભળતા તે મુનિનો ક્રોધ ઘણોખરો શાંત થઈ ગયો. હર્ષ પામીને તે નગરમાં વિરાજેલા અંગરાજ પાસે પહોંચ્યા.[૧૮] હવે તે નરેશ્વરે તેમની પૂજા કરી. ત્યાં ઋષિએ પોતાના પુત્રને સ્વર્ગલોકમાં પ્રકાશતા ઇંદ્રના જેવો વિરાજમાન થયેલો જોયો. વળી ત્યાં તેમણે આકાશમાં ચમકતી વીજળીની જેમ ઝળહળતી પોતાની પુત્રવધૂ શાંતાને જોઈ.[૧૯] આમ પોતાના પુત્રનાં ગામો તથા નેસો તેમ જ શાંતાને જોઈને તેમનો તે મહાકોપ શાંત પડી ગયો. પછી હે નરેંદ્ર! વિભાંડક તે રાજા ઉપર પરમ કૃપા કરી.[૨૦] સૂર્ય અને અગ્નિના જેવા પ્રભાવવાળા તે મહર્ષિએ પોતાના પુત્રને ત્યાં જ રાખીને કહ્યું: 'તને એક પુત્ર થાય એટલે આ રાજાનાં સર્વ પ્રિય કાર્યો કરીને તું વનમાં જ આવીને રહેજે.'[૨૧] ઋશ્યશૃંગે પિતાનાં એ વચનો પ્રમાણે કર્યું અને પછી તેઓ જ્યાં હતા ત્યાં તે ગયા. હે નરેંદ્ર! શાંતા પણ

તેમની પરિચર્યા-સેવા કરી રહી હતી. જાણે આકાશમાં રોહિણી અનુકૂળ રહીને ચંદ્રની સેવા કરતી હતી.[૨૨] હે અજમીઢવંશી રાજેન્દ્ર! જેમ સૌભાગ્યવતી અરુન્ધતી વસિષ્ઠની, જેમ લોપામુદ્રા અગસ્ત્યની, જેમ દમયંતી નળની, જેમ શચી વજ્રધારી ઇંદ્રની અને જેમ નારાયણપુત્રી ઇંદ્રસેના મુદ્ગલની નિત્ય અધીન રહીને સેવા કરતી હતી, તેમ શાંતા વનવાસી ઋશ્યશૃંગની પ્રીતિપૂર્વક સેવાશુશ્રૂષા કરતી[૨૩,૨૪] તે ઋશ્યશૃંગનો આ પવિત્ર અને પુણ્યકીર્તિવાળો આશ્રમ દેખાય છે. તે મોટા ધરાને શોભા આપી રહ્યો છે. તેથી હે રાજન્! અહીં સ્નાન કરી, કૃતાર્થ થઈ અને વિશુદ્ધ બની અન્ય તીર્થો તરફ ચાલો.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં ઋશ્યશૃંગ ઉપાખ્યાન' નામનો અધ્યાય ૧૧૩મો સમાપ્ત

## अध्याय ११४ मो

### વૈતરણી અને વેદીનું માહાત્મ્ય

॥ वैशंपायन उवाच ॥

ततः प्रयाताः कौशिक्याः पाण्डवा जनमेजय ।
आनुपूर्व्येण सर्वाणि जगामायतनान्यथ ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: પછી હે જનમેજય! પાંડવો કૌશિકીથી નીકળ્યા. પછી ત્યાંથી અનુક્રમે સર્વ તીર્થોએ ગયા.[૧] હે રાજા! હવે યુધિષ્ઠિર ગંગાસાગરને સંગમે આવ્યા અને ત્યાં તેમણે પાંચસો નદીઓની મધ્યમાં સ્નાન કર્યું. ત્યાંથી હે ભારત! વસુધાપતિ વીર યુધિષ્ઠિર પોતાના ભાઈઓ સાથે સમુદ્રને કિનારે કિનારે કલિંગ તરફ ગયા.[૨,૩]

લોમશ બોલ્યા: હે કૌંતેય! આ કલિંગ દેશ છે અને એમાં વૈતરણી નદી છે. અહીં ધર્મે પણ દેવોને શરણે જઈ યજ્ઞ કર્યો હતો.[૪] ઋષિઓથી ભરેલો, યજ્ઞને યોગ્ય અને પર્વતથી શોભતો આ તેનો ઉત્તર કાંઠો છે. તે સદૈવ બ્રાહ્મણોથી સેવાયેલો છે.[૫] સ્વર્ગમાં જવા ઇચ્છનારાઓ માટે એ સ્વર્ગના માર્ગ સમાન છે. વળી પૂર્વે અનેક બીજા ઋષિઓએ યજ્ઞો કર્યા હતા.[૬] હે રાજેન્દ્ર! અહીં જ રુદ્રે યજ્ઞમાં પશુને લઈ લીધું હતું અને એ પશુ હરીને તેઓ બોલ્યા હતા 'હે રાજેંદ્ર! આ મારો ભાગ છે.'[૭] હે ભરતસિંહ! આમ પશુનું હરણ થયું, ત્યારે દેવોએ તેમને કહ્યું હતું કે, 'તમે પારકો માલ પચાવો નહિ, તમે સૌના ધર્મભાગોનો નાશ ના કરો.'[૮] પછી દેવોએ કલ્યાણરૂપ વચનોથી રુદ્રની સ્તુતિ કરી અને ઇષ્ટિથી તેમને તૃપ્ત કરીને તેમનું સન્માન કર્યું. એટલે તે રુદ્ર ભગવાન એ પશુને મૂકીને દેવી વિમાનમાં ચાલ્યા ગયા. હે યુધિષ્ઠિર! એ સંબંધી રુદ્રનું જે કીર્તન ચાલે છે, તે તમે સાંભળો.[૯,૧૦] ત્યારથી રુદ્રના ભયથી દેવોએ રુદ્રને તાજો અને સર્વ ભાગોથી ચડિયાતો ભાગ આપવાનું નક્કી કર્યું.[૧૧] જે મનુષ્ય આ સંબંધી નીચેની ગાથા ગાતાં ગાતાં અહીં જળસ્પર્શ કરે છે, તે સ્વર્ગલોકના માર્ગને આંખો વડે પ્રત્યક્ષ જોઈ શકે છે.[૧૨]

વૈશંપાયન બોલ્યા: પછી સર્વ પાંડવો તથા દ્રૌપદીએ વૈતરણીમાં ઊતરી મહાભાગ્યશાળી પિતૃઓનું તર્પણ કર્યું.[૧૩]

યુધિષ્ઠિર બોલ્યા: હે લોમશમુનિ! અહીં આ નદીમાં વિધિપૂર્વક સ્નાન કરીને તપોબળથી માનુષી વિષયોમાંથી હું મુક્ત થયો છું, તે તમે જુઓ.[૧૪] હે સુવ્રત! તમારી કૃપાથી હું સર્વ લોકોને જોઈ રહ્યો છું. જપ જપતા મહાત્મા વૈખાનસોનો શબ્દ સાંભળવામાં આવે છે.[૧૫]

લોમશ બોલ્યા: હે યુધિષ્ઠિર! તમે જે ધ્વનિ સાંભળો છો, તે તો અહીંથી ત્રણ લાખ જોજન દૂર આવેલા સ્થાનમાંથી આવે છે. આથી હે પૃથ્વીનાથ! તમે મૌન રાખો.[૧૬] હે રાજન્! પ્રભાનું આ દિવ્ય વન શોભી રહ્યું છે. હે રાજેંદ્ર! પ્રતાપી

વિશ્વકર્માએ અહીં યજ્ઞ કર્યો હતો. એ યજ્ઞમાં બ્રહ્માએ મહાત્મા કશ્યપને પર્વતો અને વનભાગો-ઝાડીઓ સાથેની પૃથ્વી દક્ષિણામાં આપી હતી. હે કૌંતેય! આ પ્રમાણે પૃથ્વીને દાનમાં આપવામાં આવી, ત્યારે તે ખેદ પામી અને અપાતાં વેંત જ કોપે ભરાઈ, લોકેશ્વર બ્રહ્મદેવ પ્રત્યે તે આ પ્રમાણે બોલી:[૧૭,૧૮] 'હે ભગવાન! તમે મને એક મર્ત્ય માનવીને આપો, એ યોગ્ય નથી. તમારું આ દાન વ્યર્થ છે. આથી તો હું રસાતલે જઈશ.' હે પૃથ્વીપતિ! એ પૃથ્વીને આમ ખેદ કરતી જોઈને ભગવાન કશ્યપ ઋષિએ તેને પ્રસન્ન કરી. એટલે હે પાંડવ! તેમના તપથી પ્રસન્ન થયેલી એ પૃથ્વી ફરી જળમાંથી ઉપર આવી અને વેદીરૂપ થઈ સ્થિર રહી.[૧૯,૨૦] હે રાજન્! આ તે જ વેદીના આકારમાં સ્થિર થયેલી પૃથ્વી શોભી રહી છે. હે મહારાજ! એના ઉપર ચઢવાથી તમે વીર્યવાન થશો. હે રાજન્! તે આ વેદી સાગરના તીરનો આશ્રય કરીને રહેલી છે. તમારું મંગળ થાઓ. તમે એકલા એના ઉપર ચઢીને સાગરને તરી જાઓ.[૨૧-૨૩] હે અજમીઢવંશી! કોઈ માનવી આ વેદીનો સ્પર્શ કરે છે, તો એ વેદી તરત જ સમુદ્રમાં ચાલી જાય છે. આથી તમે આજે એના ઉપર ચડી શકો, તે સારુ હું તમારું સ્વસ્તિવાચન કરીશ.[૨૪] વિશ્વને લુપ્ત કરનારા એ દેવને નમસ્કાર! નમસ્કાર હો વિશ્વથી પર રહેલા એમને! હે દેવાધિદેવ! ખારા જળના સાગરમાં તમે મારી સાથે હો! હે સમુદ્ર! તમે વિષ્ણુના વીર્યરૂપ છો અને અમૃતના ગર્ભસ્થાન તમે અગ્નિરૂપ છો, મૂર્તરૂપ છો અને પૃથ્વીદેવીની યોનિરૂપ જળ છો. હે પાંડવ! આ સત્ય વાક્ય બોલતા રહી તમે ઝટઝટ આ વેદી ઉપર ચડો. આ પ્રમાણે હે પાંડવ! અગ્નિ તારું ઉત્પત્તિસ્થાન છે, વિષ્ણુના વીર્યરૂપ જીવને ધારણ કરનારો યજ્ઞ તારો દેહ છે અને 'તું અમૃત-મોક્ષ-નું સાધન છે,' એ સત્ય વાક્યનો જપ કરતા રહી, એ સરિતાના પતિ એવા સમુદ્રમાં ઊતરવું. પરંતુ હે કુરુશ્રેષ્ઠ! હે કૌંતેય! એ પ્રમાણે બોલ્યા વિના દેવોના સ્થાનરૂપ એ જલનિધિ મહાસાગરને દર્ભની અણીથીયે ન અડવું.[૨૫-૨૯]

વૈશંપાયન બોલ્યા: પછી સ્વસ્તિવાચન કરાવી મહાત્મા યુધિષ્ઠિર તે સાગર તરફ ગયા. ત્યાં લોમશ ઋષિની સર્વ આજ્ઞા પ્રમાણે કરીને તે મહેંદ્રપર્વત ઉપર ગયા અને ત્યાં રાતવાસો રહ્યા.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં મહેંદ્રાચલ ઉપર જવું' નામનો અધ્યાય ૧૧૪મો સમાપ્ત

## अध्याय ११५मो

### પરશુરામના ચરિત્રનો આરંભ

॥ वैशंपायन उवाच ॥

स तत्र तामुषित्वैकां रजनीं पृथिवीपतिः ।
तापसानां परं चक्रे सत्कारं भ्रातृभिः सह ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: તે પૃથ્વીપતિ યુધિષ્ઠિરે ભાઈઓ સાથે ત્યાં મહેંદ્રાચળ ઉપર એક રાત રહીને તપસ્વીઓનો પરમ સત્કાર કર્યો.[૧] ત્યાં લોમશે યુધિષ્ઠિરને ભૃગુ, અંગિરા, વસિષ્ઠ અને કશ્યપના વંશના તે સર્વ તપસ્વીઓ વિષે કહ્યું.[૨] એટલે તે રાજર્ષિએ તેમની પાસે જઈને તેમને પ્રણામપૂર્વક અભિવંદન કર્યાં અને પરશુરામના અનુચર વીર અકૃતવ્રણને આ પ્રમાણે પૂછ્યું: 'ભગવાન પરશુરામ તપસ્વીઓને ક્યારે દર્શન આપશે? તે પ્રસંગે જ હું એ ભાર્ગવનાં દર્શન કરવા ઇચ્છું છું.'[૩,૪]

અકૃતવ્રણ બોલ્યા: આત્મજ્ઞાની પરશુરામને તમે આવો છો એની જાણ છે જ. વળી પરશુરામને તમારા ઉપર પ્રેમ છે. તે તમને સત્વર દર્શન આપશે. તપસ્વીઓ ચૌદશે અને આઠમે પરશુરામ-

નાં દર્શન પામે છે. આ રાત વીત્યા પછી આવતી કાલે ચૌદશ થશે.[૫,૬]

યુધિષ્ઠિર બોલ્યા : તમે મહાબળવાન જમદગ્નિ-પુત્ર પરશુરામના અનુચર છો. તેમણે પૂર્વે કરેલાં સર્વ કર્મોને તમે પ્રત્યક્ષ જોયાં છે.[૭] તો તમે આજે કહો કે પરશુરામે સર્વે ક્ષત્રિયોને યુદ્ધમાં કેવી રીતે અને શા હેતુથી હરાવ્યા હતા ?[૮]

અકૃતવ્રણ બોલ્યા : હે ભારત ! હે રાજસિંહ ! ભૃગુઓના વંશમાં જન્મેલા જમદગ્નિના પુત્ર પરશુરામનું વિસ્તૃત અને ઉત્તમ આખ્યાન હું તમને ખુશીથી કહીશ.[૯] હે ભારત ! પરશુરામ અને હૈહયાધિપતિ કાર્તવીર્યનાં ચરિત્રો દેવોના જેવાં છે. હે પાંડવ ! પરશુરામે સહસ્રાર્જુન નામના જે હૈહયનાથને હણ્યો હતો, તેને હજાર હાથ હતા. હે પૃથ્વીનાથ ! દત્તાત્રેયની કૃપાથી તેને સોનાનું વિમાન મળ્યું હતું તથા પૃથ્વીમાં સર્વ પ્રાણીઓ ઉપર પ્રભુત્વ પ્રાપ્ત થયું હતું. વળી તે મહાત્મા પાસે ન રોકાય એવી ગતિવાળો રથ હતો. રથી અને વરદાન પામેલો એ વીર્યવાન સદૈવ દેવો, યક્ષો અને ઋષિઓને ચોતરફથી પજવતો હતો.[૧૦-૧૪] જ્યારે તે ચારે તરફથી સર્વ પ્રાણીઓને પીડા આપતો હતો, ત્યારે દેવો અને મહાવ્રતવાળા ઋષિઓ ભેગા થઈને સત્યપરાક્રમી અને દેવોના શત્રુઓને હણનારા દેવાધિદેવ વિષ્ણુ પ્રત્યે આ પ્રમાણે બોલ્યા : 'હે પ્રભો ! તમે ભૂતમાત્રના રક્ષણ સારુ આ સહસ્રાર્જુનને મારો. દિવ્ય વિમાનના આશ્રયથી તે સમર્થ સહસ્રાર્જુને ઇંદ્રાણી સાથે ક્રીડા કરતા ઇંદ્રનેય પડકાર્યો છે.' પછી હે ભારત ! ભગવાન વિષ્ણુદેવે ઇંદ્રની સાથે કાર્તવીર્યના વિનાશ માટે મંત્રણા કરી.[૧૫-૧૭] દેવપતિ ઇંદ્રે જે કાંઈ કલ્યાણકારી કાર્ય બતાવ્યું, તે બધું લોકપૂજ્ય વિષ્ણુ ભગવાને માન્ય રાખ્યું. પછી તે પોતાના રમણીય બદરિકાશ્રમે ગયા.[૧૮] હવે એ જ વખતે પૃથ્વી ઉપર કાન્યકુબ્જમાં એક મહાન અને અતિ બળવાન ગાધિ નામે લોકપ્રસિદ્ધ પૃથ્વીપતિ હતો. તે રાજા વનવાસે ગયો હતો.[૧૯,૨૦] આમ તે વનમાં રહેતો હતો, ત્યારે તેને એક અપ્સરા જેવી પુત્રી અવતરી હતી. હે ભારત ! ઋચીક ભાર્ગવે એ કન્યાની માગણી કરી હતી.[૨૧] આથી ગાધિએ ઉત્તમ વ્રતવાળા તે બ્રાહ્મણને કહ્યું : 'પૂર્વપુરુષોએ અમારા કુળમાં જે રીત ચાલુ રાખી છે તેને જ ચાલુ રાખવી યોગ્ય છે.[૨૨] હે દ્વિજોત્તમ ! તમે ખચિત જાણજો કે આ કન્યાના બદલામાં ઉપરથી કાળા અને અંદરથી રાતા કાનવાળા, શરીરે ધોળા રંગના અને વેગવાન એવા હજાર ઘોડાઓ શુલ્ક(કન્યામૂલ્ય)માં લેવાના છે. છતાં હે ભાર્ગવ ! તમને ભગવાનને આ આપો જ એમ મારાથી ન કહેવાય. વળી મારી પુત્રી તમારા જેવા મહાત્માને જ આપવાની છે.[૨૩,૨૪]

ઋચીક બોલ્યા : ઉપરથી કાળા અને અંદરથી રાતા કાનવાળા, શરીરે ધોળા રંગના અને વેગવાન એવા એક હજાર ઘોડાઓ હું તમને આપીશ—તમારી પુત્રી મારી પત્ની થાઓ.[૨૫]

અકૃતવ્રણ બોલ્યા : હે રાજન્ ! આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને તે ઋચીકે વરુણને કહ્યું : 'ઉપરથી કાળા અને અંદરથી રાતા કાનવાળા, શરીરે ધોળા રંગના અને વેગવાન એવા એક હજાર ઘોડાઓ શુલ્કને માટે આપો. એટલે વરુણે તેમને હજાર ઘોડાઓ આપ્યા.[૨૬,૨૭] કાન્યકુબ્જ દેશમાં ગંગાજીમાં જે સ્થળે એ ઘોડાઓ ઉપર આવ્યા હતા, તે સ્થળ અશ્વતીર્થ નામે પ્રખ્યાત થયું હતું. હવે ગાધિ રાજાએ પોતાની પુત્રી સત્યવતીને એ ઋચીક વેરે પરણાવી. તે વખતે દેવો જાનૈયા થયા હતા. આમ હજાર ઘોડાઓ મેળવીને તથા તે દેવોને જોઈને રાજાએ પોતાની પુત્રીને પરણાવી હતી. હવે દ્વિજશ્રેષ્ઠ ઋચીકે ધર્મપૂર્વક તે ભાર્યા પ્રાપ્ત

કરી અને સુંદર દેહવાળી એ સત્યવતી સાથે તે ઇચ્છામાં આવે તેમ સુખ ભોગવવા લાગ્યા.[૨૮-૩૦] હે રાજન્! વિવાહ થઈ ગયા પછી ભૃગુઋષિ પોતાના પુત્ર 'ઋચીકને તેની પત્ની સાથે જોવા આવ્યા અને તેને જોઈને આનંદ પામ્યા.[૩૧] દેવ-સમૂહોથી પૂજાયેલા તે ગુરુ ભૃગુ બિરાજ્યા, એટલે પતિપત્નીએ તેમનું પૂજન કર્યું અને હાથ જોડી તેમની સેવામાં ઊભાં રહ્યાં.[૩૨] પછી પ્રસન્ન થયેલા તે ભૃગુ ભગવાને પોતાની પુત્રવધૂને કહ્યું: 'હે સુભગે! તું તારી ઇચ્છામાં આવે તે વરદાન માગી લે, હું તને તે આપીશ.' તેણે પોતાને તથા પોતાની માતાને પુત્ર થાય તે અર્થે એ ગુરુને પ્રસન્ન કર્યા અને તેમણે તેના ઉપર કૃપા કરી.[૩૨,૩૪]

ભૃગુ બોલ્યા: તને અને તારી માતાને ઋતુ-સ્નાન થાય, ત્યારે પુત્રપ્રાપ્તિ માટે તેણે પીપળાને અને તારે ઉમરડાને એમ જુદાં જુદાં વૃક્ષોને આલિંગન આપવું.[૩૫] હે ભદ્રા! તારી મા માટે તથા તારે માટે આ બે ચરુઓ મેં વિરાટ ભગવાનની ઉપાસના કરીને યત્નપૂર્વક મેળવ્યા છે.[૩૬] તો તમે તે તે ચરુનું યત્નપૂર્વક ભોજન કરજો. આમ કહી ભૃગુઋષિ અંતર્ધાન થયા. હવે સત્યવતીએ તથા તેની માતાએ આલિંગન લેવામાં અને ચરુ ખાવામાં ફેરફારી કરી નાખી. પછી દિવ્ય જ્ઞાનથી આ ફેરબદલી થયેલી જાણી લઈને તે ભૃગુ ભગવાન લાંબો સમય વીતતાં ફરીથી ત્યાં આવ્યા. હવે મહાતેજસ્વી ભગવાન ભૃગુએ પોતાની પુત્રવધૂ સત્યવતીને ફરી કહ્યું: 'હે ભદ્રા! તેં ચરુનો ઉપયોગ કર્યો છે અને વૃક્ષને આલિંગન આપ્યું છે, પણ તે તેં ઊંધાં કર્યાં છે. હે સુંદર ભ્રકુટીવાળી! તારી માતાએ તને છેતરી છે. આ ફેરબદલીને લીધે તારો પુત્ર બ્રાહ્મણ હશે, છતાં ક્ષત્રિયવૃત્તિવાળો થશે; ત્યારે તારી માતાનો પુત્ર ક્ષત્રિય હશે, છતાં ઉત્તમ બ્રાહ્મણના આચારવાળો, મહાવીર્યવાન અને સાધુજનોને માર્ગે ચાલનારો થશે.[૩૭-૪૧] પછી તે સત્યવતીએ પોતાના સસરા ભૃગુઋષિને ઘણા ઘણા પ્રસન્ન કરવા માંડ્યા: 'મારો પુત્ર આવો ન થાઓ, ભલે મારો પૌત્ર એવો થાઓ.' હવે હે પાંડવ! ભૃગુએ તેને 'ભલે એમ થાઓ' એવું કહીને પ્રસન્ન કરી. પછી યોગ્ય સમય આવતાં એ સત્યવતીએ ભાર્ગવોને આનંદ આપનારા, તેજસ્વી અને મહાવર્ચસ્વી એવા જમ-દગ્નિ નામે પુત્રને જન્મ આપ્યો.[૪૨,૪૩] હે પાંડુ-નંદન! વયમાં વધતાં એ તેજસ્વીએ વેદના અધ્યયનથી અનેક ઋષિઓને પાછળ પાડી દીધા. હે ભરતસિંહ! સૂર્યના જેવા તેજવાળા તે મહા-તેજસ્વીને સમગ્ર ધનુર્વેદ તથા ચારે પ્રકારનાં અસ્ત્રો સિદ્ધ થયાં હતાં.[૪૪,૪૫]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાતર્ગત તીર્થયાત્રાપર્વમા 'લોમશતીર્થયાત્રામા કાર્તવીર્યઉપાખ્યાન' નામનો અધ્યાય ૧૧૫ મો સમાપ્ત

## अध्याय ११६ मो

### પરશુરામચરિત્ર અને જમદગ્નિનો વધ

॥ अकृतव्रण उवाच ॥

स वेदाध्ययने युक्तो जमदग्निर्महातपाः ।
तपस्तेपे ततो वेदान्नियमाद्वशमानयत् ॥ १ ॥

અકૃતવ્રણ બોલ્યા: વેદના અધ્યયનમાં પરા-યણ અને મહાતપસ્વી એવા તે જમદગ્નિએ તપ કર્યું અને નિયમપૂર્વક વેદોને વશ કર્યા.[૧] હે રાજન્! તેણે પ્રસેનજિત નરપતિ પાસે જઈ રેણુ-કાની માગણી કરી અને તે રાજાએ તેમને પોતાની એ દીકરી પરણાવી. હવે એ ભાર્ગવનંદન રેણુકાને પત્ની તરીકે પામીને તે આશ્રમવાસી થયા અને અનુકૂળ પત્ની સાથે તપ કરવા લાગ્યા.[૨,૩] તે રેણુકાને પાંચમા પરશુરામ ઉપરાંત બીજા ચાર પુત્રો જન્મ્યા. એ સૌ પુત્રોમાં પરશુરામ વયમાં

સૌથી નાના હતા, પણ ગુણમાં સૌથી શ્રેષ્ઠ હતા.[૪] હવે એક વાર સર્વ પુત્રો ફળ લાવવાને ગયા હતા, ત્યારે વ્રતધારિણી રેણુકા સ્નાન કરવાને ગઈ હતી. હે રાજન્! રેણુકા પાછી વળતી હતી, એટલામાં તેણે ત્યાં એકાએક માર્તિકાવતના રાજા ચિત્રરથને જોયો. કમળપુષ્પની માળા ધારણ કરેલા તે ઐશ્વર્યવાન રાજાને તેની પત્ની સાથે જળમાં ક્રીડા કરતો જોઈને રેણુકાને તેની ઇચ્છા થઈ.[૫-૭] આથી તે વ્યભિચારી ભાવને લીધે તે પાણીમાં જ સ્ખલિત થઈ ગઈ. આમ ભાન ભૂલેલી તે ભયભીત થઈને આશ્રમમાં આવી. તેના સ્વામી તેની આ દશાને જાણી ગયા હતા. તે વીર્યવાન મહાતેજસ્વીએ તેને આવી રીતે ધૈર્યથી ભ્રષ્ટ થયેલી અને બ્રહ્મતેજથી રહિત થયેલી જોઈને તેને ધિક્કારી કાઢી તેનો તિરસ્કાર કર્યો.[૮,૯] એવામાં જમદગ્નિનો રુમણ્વાન નામનો મોટો પુત્ર ત્યાં આવ્યો. તેજ રીતે સુષેણ, વસુ અને વિશ્વાવસુ પણ ત્યાં આવ્યા.[૧૦] ભગવાન જમદગ્નિએ તે સૌને અનુક્રમે માતાનો વધ કરવાની આજ્ઞા કરી, પણ માતા ઉપરના સ્નેહને લીધે તેઓ ગભરા બની ગયા અને કશો ઉત્તર આપી શક્યા નહિ.[૧૧] આથી ઋષિએ ક્રોધમાં આવીને તેમને શાપ આપ્યો અને તેઓ ચેતનવિનાના થઈ ગયા. પશુ અને પંખી જેવા થયેલા તેઓ તરત જ જડ જેવા બની ગયા. પછી શત્રુવીરને હણનારા પરશુરામ આશ્રમે આવ્યા. મહાતપસ્વી મહાબાહુ જમદગ્નિએ તેમને કહ્યું:[૧૨,૧૩] 'હે પુત્ર! તું આ તારી પાપી માતાને હણી નાખ, તું મનમાં દુઃખ ન લાવીશ.' એટલે પરશુ લઈને પરશુરામે માતાનું મસ્તક ઉડાડી દીધું.[૧૪] ત્યારે હે મહારાજ! મહાત્મા જમદગ્નિનો ક્રોધ ઉતરી ગયો અને તરત પ્રસન્ન થઈને તે આ પ્રમાણે બોલ્યા:[૧૫] 'હે બેટા! મારી આજ્ઞાથી તેં આ દુષ્કર કાર્ય કર્યું છે, તો હે ધર્મજ્ઞ! તારા હૃદયમાં જેટલી ઇચ્છા હોય, તેટલી તું માગી લે.'[૧૬] આથી તે પરશુરામે માગ્યું કે, 'માતા ફરી સજીવન થાય, મેં કરેલા વધની તેને સ્મૃતિ ન રહે, અને એ પાપનો સ્પર્શ ન લાગે, ભાઈઓ ફરીથી, પહેલાંની સ્થિતિમાં આવે, યુદ્ધમાં કોઈ મારી સમાન ન થાય અને હું દીર્ઘાયુ થાઉં.' હે ભારત! મહાતપસ્વી જમદગ્નિએ તેમની એ સર્વ ઇચ્છાઓ પૂરી કરી.[૧૭,૧૮] હવે હે પ્રભો! એમ જ એક વખત એ જમદગ્નિના પુત્રો બહાર ગયા હતા, ત્યારે અનૂપદેશનો વીર રાજા કાર્તવીર્ય ત્યાં આવ્યો. આશ્રમમાં આવેલા તે સહસ્રાર્જુનનો ઋષિપત્નીએ સત્કાર કર્યો, પણ યુદ્ધના મદમાં છકી ગયેલા તેણે એ સત્કારને સ્વીકાર્યો નહિ.[૧૯,૨૦] તેણે તો જોરજુલમ કરી, બરાડતી કામધેનુની પરવા ન રાખતાં તેના વાછરડાનું તે આશ્રમમાંથી બળજબરીથી હરણ કર્યું; તેમ જ ત્યાંનાં મોટાં ઝાડોને ભાંગી નાખ્યાં.[૨૧] પરશુરામ પાછા આવ્યા, ત્યારે પિતાએ પોતે જ તેમને આ બધી વાત કહી. ગાયને આરડતી જોઈને પરશુરામને ક્રોધ ચઢી આવ્યો; તે મૃત્યુને વશ થયેલા કાર્તવીર્ય પાછળ દોડ્યા.[૨૨] હે રાજન્! શત્રુવીરને હણનારા રામે આગળ વધી સુંદર ધનુષ લીધું અને યુદ્ધમાં તીક્ષ્ણ બાણોથી તે સહસ્રાર્જુનના પરિઘ જેવા હજાર હાથોને પરાક્રમપૂર્વક છેદી નાખ્યા. આમ પરશુરામે તે કાર્તવીર્યને મારી નાખ્યો.[૨૩,૨૪] હવે પરશુરામ ઉપર ક્રોધે ભરાયેલા સહસ્રાર્જુનના પુત્રો પરશુરામ વિના આશ્રમમાં રહેલા જમદગ્નિ ઉપર તૂટી પડ્યા. યુદ્ધ ન કરનારા તે મહાવીર્યવાન તપસ્વીને તેઓ મારવા માંડ્યા, ત્યારે તે વારંવાર અનાથની જેમ 'હે રામ!

હે રામ!' એવો પોકાર કરતા હતા. હે યુધિષ્ઠિર! કાર્તવીર્યના શત્રુદમન પુત્રો તો જમદગ્નિને શરોથી વીંધીને જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા. તેઓ ભાગી ગયા અને જમદગ્નિ નિષ્પ્રાણ થઈ પડ્યા. ત્યાં ભૃગુનંદન પરશુરામ હાથમાં સમિધ સાથે આશ્રમે આવ્યા. પિતાને આમ અયોગ્ય રીતે મૃત્યુવશ થયેલા જોઈને પરશુરામ ભારે દુઃખમાં આવી વિલાપ કરવા લાગ્યા.[૨૫-૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં કાર્તવીર્ય-ઉપાખ્યાને જમદગ્નિવધ' નામનો અધ્યાય ૧૧૬ મો સમાપ્ત

## अध्याय ११७मो
### પરશુરામે કરેલો ક્ષત્રિયોનો સંહાર

॥ राम उवाच ॥

**ममापराधात्तैः क्षुद्रैर्हतस्त्वं तात बालिशैः ।**
**कार्तवीर्यस्य दायादैर्वने मृग इवेषुभिः ॥ १ ॥**

રામ બોલ્યા : હે પિતા! પારધીઓ જેમ બાણોથી વનમાં મૃગોને મારે છે, તેમ કાર્તવીર્યના નીચ અને મૂર્ખ પુત્રોએ તમને મારા અપરાધને લીધે મારી નાખ્યા છે.[૧] હે પિતા! સન્માર્ગે વર્તનારા અને પ્રાણીમાત્રને વિશે નિર્દોષ વર્તન રાખનારા તમને ધર્મવેત્તાને આવું મોત ક્યાંથી યોગ્ય હોઈ શકે?[૨] તપમાં રહેલા, સામા ન લડતા અને વૃદ્ધ એવા તમને જેમણે સેંકડો તીક્ષ્ણ બાણોથી હણ્યા છે, તેમણે શું આ પાપ નથી કર્યું?[૩] યુદ્ધ કરવા નહિ આવેલા, એકલા પડેલા અને ધર્મજ્ઞ એવા તમને હણીને તે નિર્લજ્જો ત્યાં પોતાના મંત્રીઓ અને મિત્રોને શું કહેશે?[૪] હે રાજન્! આ પ્રમાણે અનેક રીતે બહુ બહુ કરુણ વિલાપ કરીને તે મહાતપસ્વી પરશુરામે પોતાના પિતાનાં સર્વ પ્રેતકાર્યો કર્યાં.[૫] હે ભારત! શત્રુનગરને જીતનારા પરશુરામે પિતાને અગ્નિદાહ આપ્યો અને સર્વ ક્ષત્રિયોનો વધ કરવાની પ્રતિજ્ઞા લીધી.[૬] અત્યંત ક્રોધે ભરાયેલા, અતિ બળવાન અને વીર્યવાન તે રામે યુદ્ધમાં શસ્ત્ર લીધું અને સાક્ષાત્ કાળ જેવા પરશુરામે એકલે હાથે કાર્તવીર્યના પુત્રોને મારી નાખ્યા.[૭] વળી હે ક્ષત્રિયશ્રેષ્ઠ! જેઓ એ પુત્રોની મદદે આવ્યા હતા, તે સર્વ ક્ષત્રિયોને પ્રહાર કરવામાં શ્રેષ્ઠ એવા પરશુરામે મારી નાખ્યા હતા.[૮] તે સમર્થ રામે પૃથ્વીને એકવીસ વાર નક્ષત્રી કરી અને એમ સમંતપંચકમાં લોહીના પાંચ ધરા ભરી દીધા.[૯] એ ભૃગુકુલધુરંધરે એ ધરાઓમાં પોતાના ભૃગુવંશી પિતૃઓનું તર્પણ કર્યું, એટલે તેમને ઋચીકનાં સાક્ષાત્ દર્શન થયાં. તેમણે પરશુરામને ક્ષત્રિયોનો નાશ કરતા વાર્યા.[૧૦] પછી જમદગ્નિના એ પ્રતાપી પુત્રે મહાન યજ્ઞ કરીને દેવપતિ ઇંદ્રને તૃપ્ત કર્યો અને ઋત્વિજોને પૃથ્વીનું દાન કર્યું.[૧૧] હે ધરણીનાથ! તેમણે મહાત્મા કશ્યપને દશ વામ લાંબી અને નવ વામ ઊંચી એવી સોનાની વેદી કરીને આપી.[૧૨] હે રાજન્! કશ્યપની અનુમતિથી બ્રાહ્મણોએ એ વેદીના ટુકડા કર્યા અને તે વહેંચી લીધા. ત્યારથી તે બ્રાહ્મણો 'ખાંડવાયન' તરીકે પ્રસિદ્ધ થયા છે.[૧૩] મહાત્મા કશ્યપને પૃથ્વી આપી દીધા પછી, તે અમાપ પરાક્રમી રામ આ ગિરિરાજ મહેંદ્ર ઉપર વસે છે.[૧૪] આ પ્રમાણે પૃથ્વીલોકમાં વસનારા ક્ષત્રિયો સાથે પરશુરામ સાથે વેર થયું હતું અને તે અમાપ તેજસ્વીએ પૃથ્વીને જીતી લીધી હતી.[૧૫]

વૈશંપાયન બોલ્યા : પછી મહાત્મા પરશુરામે નિયમ અનુસાર ચૌદશને દિવસે તે વિપ્રોને તથા ભાઈઓ સમેત ધર્મરાજને દર્શન આપ્યાં. હે રાજેંદ્ર! એ સમર્થ નરપતિશ્રેષ્ઠે તેમની પૂજા કરી તથા બ્રાહ્મણોને પરમ માન આપ્યું. આમ જમદગ્નિપુત્ર પરશુરામનું પૂજન કર્યા પછી ધર્મ-

રાજ તેમના માનભર્યા આદેશથી મહેંદ્રપર્વત ઉપર તે રાત્રિ રહ્યા અને પછી દક્ષિણ દિશા તરફ પ્રયાણ કર્યું.[૧૬-૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં કાર્તવીર્ય ઉપાખ્યાન' નામનો અધ્યાય ૧૧૭ મો સમાપ્ત

## અધ્યાય ૧૧૮મો

### પ્રભાસમાં પાંડવોને રામ તથા કૃષ્ણનો મેળાપ

॥ वैशंपायन उवाच ॥

**गच्छन्स तीर्थानि महानुभावः पुण्यानि रम्याणि ददर्श राजा । सर्वाणि विप्रैरुपशोभितानि क्वचित्क्वचिद्भारत सागरस्य ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે ભારત! આગળ જતાં તે મહાનુભાવ યુધિષ્ઠિરરાજે સાગરતટ ઉપરનાં સર્વ પુણ્ય અને રમણીય તીર્થો જોયાં. તેઓ ક્યાંક ક્યાંક બ્રાહ્મણોથી શોભી રહ્યાં હતાં.[૧] પૃથ્વીપતિ કશ્યપના પુત્ર, સૂર્યના પૌત્ર અને સૂર્યપુત્ર ધર્મના પુત્ર એવા તે સદાચારસંપન્ન પાંડુનંદને પોતાના નાના ભાઈઓ સાથે એ તીર્થોમાં સ્નાન કર્યું. હે પરીક્ષિતપુત્ર! પછી તે સમુદ્રમાં જતી પરમપવિત્ર પ્રશસ્તા નદીએ ગયા. મહાનુભાવ ધર્મરાજે પણ ત્યાં સ્નાન કર્યું અને દેવો તથા પિતૃઓને તર્પણ આપ્યું. પછી ઉત્તમ બ્રાહ્મણોને ધન આપીને તે સમુદ્રગામિની ગોદાવરીએ ગયા.[૨,૩] ત્યાં ગોદાવરી નદીમાં નાહી, પાપરહિત થઈને હે રાજન્! તે વીર દ્રાવિડદેશમાં થઈને લોકપાવન સમુદ્ર ઉપર પહોંચ્યા અને ત્યાં તેમણે મહાપવિત્ર અગસ્ત્યતીર્થ તથા નારીતીર્થોનાં* દર્શન કર્યાં.[૪] ત્યાં તે પાંડુપુત્રે શ્રેષ્ઠ ધનુર્ધારી અર્જુનનાં, માણસોથી ન થઈ શકે એવાં તે કર્મો સાંભળ્યાં અને પરમ ઋષિઓથી પૂજા પામતાં અત્યંત આનંદ મેળવ્યો.[૫] કૃષ્ણા અને નાના ભાઈઓ સાથે તે મહીપાલે તે તીર્થોમાં સ્નાન કર્યું. પછી એ પૃથ્વીપતિ અર્જુનના પરાક્રમની સ્તુતિ કરતાં કરતાં રમણ કરવા લાગ્યા.[૬] પછી સાગરતીર ઉપરનાં તે તીર્થોમાં સહસ્ર ગાયોનાં દાન કરી તે ભાઈઓ સહિત હર્ષિત થયા અને સહસ્રાર્જુને આપેલા ગોદાનની પ્રશંસા કરવા લાગ્યા.[૭] આમ હે રાજન્! ધર્મનંદન સાગરકાંઠા ઉપરનાં તે અને બીજાં અનેક પવિત્ર તીર્થો વિષે અનુક્રમે ગયા. પછી તે સિદ્ધકામ રાજાએ શૂર્પારક નામના મહાપવિત્ર તીર્થનાં દર્શન કર્યાં.[૮] ત્યાં સમુદ્રતટ ઉપરના થોડાક ભાગને વટાવી, તે જગપ્રસિદ્ધ વનમાં પહોંચ્યા. અહીં દેવોએ પૂર્વે તપ કર્યું હતું તથા પુણ્યપરાયણ નરેંદ્રોએ યજ્ઞો કર્યા હતા.[૯] ત્યાં લાંબા અને પુષ્ટ બાહુવાળા યુધિષ્ઠિરે ધનુર્ધરોમાં શ્રેષ્ઠ એવા ઋચીકપુત્રની તપસ્વીઓના સમૂહોથી ફરતી ઘેરાયેલી અને પુણ્યકર્મીઓ માટે પૂજનીય એવી તે વેદી જોઈ.[૧૦] પછી હે રાજન્! તે વસુધાનાથ મહાત્મા યુધિષ્ઠિરરાજે વસુઓ, મરુદ્ગણો, અશ્વિનો, યમ, આદિત્ય, કુબેર, ઇંદ્ર, વિષ્ણુ, સવિતા, વિભુ, મહાદેવ, ચંદ્ર, સૂર્ય, વરુણ, સાધ્યગણો, ધાતા, પિતૃઓ, ગણ સહિત રુદ્ર, સરસ્વતી, સિદ્ધગણો અને બીજા પવિત્ર દેવો એ સર્વનાં સુમનોહર પુણ્યધામો જોયાં.[૧૧-૧૩] તે સર્વ તીર્થોમાં રાજાએ પંડિતોને વ્રત-ઉપવાસ કરાવી વસ્ત્રો તથા મહાન રત્નો આપ્યાં અને તેમાં સ્નાન કરીને ફરી તે શૂર્પારકમાં આવ્યા.[૧૪] આમ સમુદ્રકંઠે આવેલાં તે તીર્થોમાં ફરીથી જઈ, ત્યાંથી પાછાં વળતાં પોતાના ભાઈઓ તથા મહાન બ્રાહ્મણો સાથે પ્રભાસ નામના પૃથ્વીપ્રસિદ્ધ તીર્થમાં આવ્યા. ત્યાં

* મુનિના શાપથી પાંચ અપ્સરાઓ જ્યાં ગ્રાહ થઈને રહેતી હતી, તે પાંચ અપ્સરાઓને અર્જુને શાપમાંથી મુક્ત કરી, તે ઉપરથી તે પંચતીર્થ નારીતીર્થના નામથી ઓળખાય છે

વિશાળ અને રાતાં નેત્રવાળા એ ધર્મરાજે પોતાના નાના ભાઈઓ સાથે સ્નાન કર્યું તથા દેવતાઓને તેમ જ પિતૃઓને તર્પણ આપ્યું.[૧૫,૧૬] તે જ રીતે બ્રાહ્મણો તથા લોમશ સાથે સર્વ બ્રાહ્મણોએ પાન કર્યું. એ ધાર્મિકશ્રેષ્ઠ ધર્મનંદને બાર દિવસ સુધી જળ અને વાયુનો આહાર રાખી સવારસાંજ સ્નાન કરતા રહી, ચારે બાજુ અગ્નિ પ્રગટાવીને તપ તપવા માંડ્યું.[૧૭] આમ યુધિષ્ઠિર ઉગ્ર તપ આચરી રહ્યા છે, એ સાંભળીને સર્વ વૃષ્ણિઓમાં શ્રેષ્ઠ એવા બલરામ અને શ્રીકૃષ્ણ પોતાની સેના સાથે એ અજમીઢવંશી યુધિષ્ઠિર પાસે આવ્યા.[૧૮] પાંડુપુત્રોને ભૂમિ ઉપર સૂતેલા અને મેલથી ખરડાયેલા ગાત્રવાળા જોઈને તથા દુઃખને માટે અયોગ્ય એવી દ્રૌપદીને મહાદુઃખ ભોગવતી જોઈને તે વૃષ્ણિઓ અત્યંત દુઃખિત થયા અને આર્ત સ્વરે રોવા લાગ્યા.[૧૯] પછી એ પરમ પરાક્રમી યુધિષ્ઠિરે બલરામ, શ્રીકૃષ્ણ, કૃષ્ણપુત્ર પ્રદ્યુમ્ન, સાંબ, શિનિપૌત્ર સાત્યકિ અને બીજા વૃષ્ણિઓ પાસે જઈ તેમને ધર્મ પ્રમાણે સત્કાર આપ્યો.[૨૦] આમ હે રાજન્! પાંડુપુત્રોથી સત્કારાયેલા તે સૌએ સર્વ પૃથાપુત્રોને વચનો આદર આપ્યો. દેવવૃંદો જેમ ઇંદ્રને વીંટાય, તેમ તેઓ યુધિષ્ઠિરને વીંટીને બેઠા. ત્યારે તે પરમપ્રસિદ્ધ ધર્મરાજાએ પ્રસન્ન મનથી તેમને શત્રુઓનાં સર્વ ચરિત્રો વિશે, પોતાના વનવાસ વિશે, તેમ જ અસ્ત્રને માટે અર્જુનના ઇંદ્રલોકમાં જવા વિશે વાત કરી.[૨૧,૨૨] તેમનાં આ વચનો સાંભળીને એ યાદવો પાંડવોની સ્થિતિથી માહિતગાર થયા. આમ મહામહિમાવાળા તે મહાનુભાવ યાદવો પાંડવોને અત્યંત સુકાઈ ગયેલા જોઈને આંખમાંથી દુઃખનાં આંસુ પાડવા લાગ્યા.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાન્તર્ગત તીર્થયાત્રાપર્વમાં 'પ્રભાસતીર્થયાત્રામાં યાદવપાંડવસમાગમ' નામનો અધ્યાય ૧૧૮મો સમાપ્ત

# અધ્યાય ૧૧૯મો

## બલરામનાં વચનો

॥ जनमेजय उवाच ॥

प्रभासतीर्थमासाद्य पांडवा वृष्णयस्तथा ।
किमकुर्वन्कथाश्चैषां कास्तत्रासंस्तपोधन ॥ १ ॥

જનમેજય બોલ્યા: હે તપોધન! પાંડવો અને યાદવોએ પ્રભાસતીર્થમાં આવીને શું કર્યું! એમની વચ્ચે શી વાતો થઈ?[૧] કારણ કે તે સર્વ યાદવો અને પાંડવો મહાત્મા, સર્વ શાસ્ત્રોમાં કુશળ, વીર અને પરસ્પર મિત્ર છે.[૨]

વૈશંપાયન બોલ્યા: મહાસાગરના કિનારે, પુણ્યતીર્થ પ્રભાસમાં આવી વીર યાદવો પાંડવોને વીંટાઈને બેઠા હતા.[૩] પછી ગાયનું દૂધ, કુંદનું ફૂલ, ચંદ્ર, મૃણાલ અને ચાંદીના જેવી ઉજ્જ્વળ કાંતિવાળા તથા વનમાળા ધારણ કરનારા હળધર બલરામ કમલનયન શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૪]

બલદેવ બોલ્યા: હે કૃષ્ણ! ધર્મ આચરવાથી પ્રાણીને ઉન્નતિ પ્રાપ્ત થતી નથી, તેમ અધર્મ કરવાથી તેની અવનતિ થતી નથી. કેમ કે મહાત્મા યુધિષ્ઠિર વનવાસમાં રહીને, જટાધારી બનીને અને વલ્કલ પહેરીને દુઃખ ભોગવી રહ્યા છે;[૫] ત્યારે દુર્યોધન પૃથ્વી ઉપર રાજ્ય કરે છે અને ધરતી તેને માર્ગ પણ આપતી નથી. આથી અલ્પબુદ્ધિવાળો માણસ ધર્મ કરતાં અધર્મ આચરવો સારો, એમ માની લે છે.[૬] દુર્યોધન રાજ્ય મેળવીને નિત્ય લહેર ઉડાવે છે, ત્યારે યુધિષ્ઠિર દુઃખ ભોગવ્યા કરે છે. આથી પ્રજાઓએ આ સંબંધમાં શું કરવું, એવી મનુષ્યોમાં પરસ્પર શંકા ઊભી થઈ છે.[૭] આ ધર્મરાજ યુધિષ્ઠિર ધર્મને વળગી રહ્યા છે, સત્યમાં ધૈર્યવાળા છે અને મોટા દાનવીર છે, છતાં તે પૃથાપુત્ર કેમ રાજ્ય અને સુખથી વંચિત રહે છે? બીજી બાજુ ધર્મ-

હીન દુર્યોધનની ચડતી થઈ રહી છે. ભીષ્મ, કૃપાચાર્ય, દ્રોણગુરુ અને કુળમાં વૃદ્ધ એવા ધૃતરાષ્ટ્ર-રાજા પાંડવોને દેશપાર કરી કેવી રીતે સુખ ભોગવશે? પાપી બુદ્ધિવાળા એ ભરતવંશી વડીલોને ધિક્કાર હો. પાપરહિત પાંડુપુત્રોને રાજ્યપાર ધકેલી દઈને, એ પાપી પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર પરલોકમાં પિતૃઓને મળીને શું એમ કહી શકશે કે મેં પુત્રો તરફ યથાયોગ્ય વર્તન રાખ્યું છે![૮-૧૦] એ ધૃતરાષ્ટ્રને બુદ્ધિથી સૂઝતું પણ નથી કે પૃથ્વીમાં સર્વ રાજાઓમાં હું આવો આંધળો કયા પાપે જન્મ્યો? અને કુંતીપુત્ર યુધિષ્ઠિરને રાજ્યપાર કરીને મારી શી અવદશા થશે.[૧૧] ખરે, વિચિત્રવીર્યનો પુત્ર ધૃતરાષ્ટ્ર પોતાના પુત્ર તરફ આવું ઘાતકી વર્તન ચલાવીને સ્મશાનભૂમિમાં ફળફૂલભર્યાં ખીલેલાં વૃક્ષોને સુવર્ણના જેવી કાંતિવાળાં જુએ છે.*[૧૨] વિશાળ ખભાવાળા અને મોટી લાલ લાલ આંખોવાળા આ ભીષ્મ વગેરેને પૂછીને તે ધૃતરાષ્ટ્ર સાથે જ તેમનો નાશ કરે છે. કેમ કે તેણે શંકા લાવીને શાસ્ત્રધારી યુધિષ્ઠિરને તેના નાના ભાઈઓ સાથે વનમાં કાઢ્યા છે.[૧૩] આ જ મહાબાહુ વૃકોદર આયુધ વિનાનો હોવા છતાં શત્રુઓની મોટી સેનાનો ઘાણ કાઢી નાખે એવો છે, અને જેની હાક સાંભળતાં જ સેનાઓના ઝાડા-પેશાબ છૂટી જાય છે, તે આજ ભૂખ, તરસ અને રસ્તાના થાકથી સુકાઈ ગયેલા અને હાથમાં વિવિધ આયુધો અને બાણોને ધારણ કરતો વેગવાન ભીમસેન કૌરવો ઉપર ચડાઈ કરશે અને આ ભયંકર વનવાસને યાદ રાખીને તેમને જીવતા જ રહેવા દેશે નહિ, એમ મને નિશ્ચિત લાગે છે. પૃથ્વીમાં કોઈ બીજો પણ એના જેવો બળમાં સમાન નથી. ટાઢ, તાપ અને વાયુથી શુષ્ક થઈ ગયેલા અંગવાળો એ શત્રુરૂપ થઈને યુદ્ધમાં એકને જીવતો રહેવા દે એમ નથી.[૧૪-૧૬] અરે! જે વેગભર્યો અતિરથી ભીમસેન એકલો રથમાં બેસીને પૂર્વ દિશાઓના રાજાઓને તેમના અનુચરો સાથે રણમાં જીતી આવ્યો હતો, તે આ ભીમ આજે વલ્કલધારી થઈને વનમાં દુઃખ વેઠી રહ્યો છે.[૧૭] સિંધુતીરે ભેગા થયેલા દક્ષિણ દિશાના રાજાઓને જેણે જીતી લીધા હતા, તે વેગવાન આ સહદેવને આજે તમે તપસ્વીના વેશમાં જુઓ! જે યુદ્ધકુશળ નકુળે એક રથમાં બેસીને પશ્ચિમ દિશાના રાજાઓ ઉપર વિજય મેળવ્યો હતો, તે જ નકુળ આજે મેલથી ખરડાયેલા અંગવાળો થઈને, જટા વધારીને અને ફળમૂળથી જીવીને વનમાં વિચરી રહ્યો છે. અતિરથી દ્રુપદરાજના સમૃદ્ધ યજ્ઞમાં વેદીસ્થાનમાંથી ઉત્પન્ન થયેલી અને સુખ ભોગવવાને યોગ્ય એવી આ સતી દ્રૌપદી આજે વનવાસનું આવું દારુણ દુઃખ કેમ કરીને સહન કરતી હશે![૧૮-૨૦] ધર્મદેવ, વાયુદેવ, દેવરાજ ઇંદ્ર અને અશ્વિનીકુમારો એ દેવોના આ સુખને યોગ્ય એવા પુત્રો કેવી રીતે સુખરહિત થઈને વનમાં ફરતા હશે? ધર્મનંદન યુધિષ્ઠિરને તેમની પત્ની, ભાઈઓ અને અનુચરો સાથે હરાવીને વનવાસે કાઢી મૂકી દુર્યોધન ઉન્નતિ પામી રહ્યો છે, છતાં પૃથ્વી પર્વતોની સાથે કેમ ફાટી પડતી નથી?[૨૧,૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં બલરામવાક્ય' નામનો અધ્યાય ૧૧૯ મો સમાપ્ત

## अध्याय १२०मो

### સાત્યકિનું ભાષણ

॥ सात्यकिरुवाच ॥

**न राम कालः परिदेवनाय यदुत्तरं तत्र तदेव सर्वे ॥ समाचरामो ह्यनतीतकालं युधिष्ठिरो यद्यपि नाह किंचित् ॥ १ ॥**

સાત્યકિ બોલ્યો : હે રામ! આ વખત શોક

* વૃક્ષોને લીલા ન જોતાં સુવર્ણવર્ણાં જોવાં, એ મરણસૂચક ચિહ્ન છે, એવું સ્વમાધ્યાયમાં કહેલું છે.

કરવાનો નથી, યુધિષ્ઠિર તો કશુંય કહેતા નથી; છતાં હવે પછી જે કરવા યોગ્ય છે, તે આપણે સૌએ વખત ગુમાવ્યા વિના કરી નાખવું જોઈએ.[૧] હે રામ! જેઓને આ લોકમાં પાલનહાર છે, તેઓ પોતે કાર્યનો આરંભ કરતા નથી. જેમ શિબિ આદિએ યયાતિનાં કાર્યો કર્યાં હતાં, તેમ તે પાલનકર્તાઓ જ તેમનાં કાર્ય કરી દે છે.[૨] વળી હે બલરામ! આ લોકમાં પાલનકર્તાઓ સ્વમતથી જેમનાં કાર્યો કરે છે, તે સનાથ પુરુષવીરો અનાથની પેઠે કષ્ટ ભોગવતા નથી. આ રામ અને જનાર્દન, પ્રદ્યુમ્ન અને સાંબ અને હું–એ ત્રિલોકપતિઓ પાસે આવ્યા છતાં યુધિષ્ઠિરને પોતાના ભાઈઓ સાથે શા માટે અરણ્યવાસ કરવો પડે છે![૩-૪] તો આજે જ અનેકાનેક નાનાવિધ આયુધો અને ચિત્રવિચિત્ર બખ્તરોવાળી સમગ્ર યાદવસેના યુદ્ધ માટે બહાર પડો અને યાદવોના સૈન્યથી પરાજય પામીને તે ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન તેના ભાઈઓ સાથે નાશ પામો. ભલે સારંગપાણિ શ્રીકૃષ્ણ બેસી રહે, પણ તમે તો આ પૃથ્વીને કોપથી વીંટી શકો એવા સમર્થ છો. દેવપતિ ઇંદ્રે જેમ વૃત્રાસુરનો નાશ કર્યો હતો, તેમ તમે ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનને તેના ભાઈઓ અને સગાસંબંધીઓ સાથે હણી નાખો.[૫-૬] જે પૃથાપુત્ર અર્જુન મારો ભાઈ, મિત્ર તથા ગુરુ છે અને જે જનાર્દનનો આત્મસ્વરૂપ છે, તે ભલે બેસી રહે. કારણ કે મનુષ્યો જે માટે અનુકૂળ બોલનારા સુપુત્ર, શિષ્ય અને ગુરુને ઇચ્છે છે;[૭] તેમ જ જેને માટે તે પ્રાપ્ત થયેલાં દુર્ઘટ અને ઉત્તમ પ્રકારનાં શ્રેષ્ઠ કર્મ કરે છે, તે માટે હું પોતે જ તે દુર્યોધનની અસ્ત્રવૃષ્ટિને રણમાં ઉત્તમ અસ્ત્રોથી હણી નાખીશ અને તે સૌને પરાજય આપીશ. હે રામ! સર્પ, વિષ અને અગ્નિ જેવાં ઉત્તમ બાણોથી હું તેના માથાને ધડથી જુદું કરી નાખીશ.[૮-૯] અથવા તીક્ષ્ણ ધારવાળી તલવારથી હું યુદ્ધમાં બળપૂર્વક તેના મસ્તકને ધડથી જુદું કરી નાખીશ. આમ દુર્યોધન તથા સર્વ કૌરવોને તેમ જ તેમના સર્વ અનુચરોને હું મારી નાખીશ. હે રોહિણીપુત્ર બળરામ! પ્રલયકાળે મહાકીડને બાળતા અગ્નિની જેમ અહીં યુદ્ધમાં આ આયુધો સજીને ઊભેલા અને એકલે હાથે રણમાં કુરુઓના મુખ્ય યોદ્ધાઓને મારતા મને મહાભયંકર યોદ્ધાઓ હર્ષપૂર્વક જુઓ. કૃપાચાર્ય, દ્રોણગુરુ, કાર્યો કરનારા વિકર્ણ અને કર્ણ પ્રદ્યુમ્ને છોડેલાં તેજસ્વી બાણોને સહન કરવા સમર્થ નથી. વળી હું અર્જુનપુત્ર અભિમન્યુના પરાક્રમને જાણું છું. રણક્ષેત્રમાં ઊતરીને તે તો બીજો પ્રદ્યુમ્ન બને છે. ભલે સાંબ દુઃશાસનને તેના પુત્ર તથા રથ સાથે બળપૂર્વક રોળીને તેને શિક્ષા કરે. કેમ કે રણક્ષેત્રમાં મહાકુશળ એ જામ્બવતીપુત્રને યુદ્ધમાં કોઈ પહોંચી શકે એમ નથી. બાળક અવસ્થામાં જ એણે શંબર દૈત્યના સૈન્યને એકદમ કચરી નાખ્યું હતું.[૧૦-૧૩] વળી ગોળ સાથળવાળા અને વિશાળ તથા ભરાઉ હાથવાળા અશ્વચક્રને એણે યુદ્ધમાં મારી નાખ્યો હતો. યુદ્ધમાં મહારથી સાંબની સામે રથ લઈને કોણ ચઢાઈ કરી શકે એમ છે![૧૪] મરણકાળે મૃત્યુની ઝડપમાં આવેલો મનુષ્ય પાછો ફરી શકતો નથી, તેમ કયો માણસ આ રણમાં આ સાંબના સપાટામાં આવી પાછો જીવતો આવી શકે![૧૫] શ્રીકૃષ્ણ પોતાનાં બાણોથી ઉત્પન્ન થયેલા અગ્નિસમૂહથી ભીષ્મ અને દ્રોણ એ બે મહારથીઓને તથા પુત્રોથી વીંટાયેલા સોમદત્તને તેમ જ સર્વ સૈન્યોને બાળી નાખશે.[૧૬] યુદ્ધમાં આયુધ સજેલા, ઉત્તમ બાણો હાથમાં રાખેલા અને ચક્રરૂપી આયુધને ધારી રહેલા એ અજોડ શ્રીકૃષ્ણને માટે દેવતા સહિત સર્વ લોકોમાં કોણ અજેય છે! તો ઢાલ–તલવારવાળો અનિરુદ્ધ ભાનભૂલ્યા ધૃતરાષ્ટ્રપુત્રોને હણીને, જેમ

યજ્ઞમાં દર્ભથી વેદી ઢંકાઈ જાય, તેમ તે આ પૃથ્વીને તેમનાં કપાયેલાં માથાંથી ઢાંકી દો. વળી ગદ, ઉલ્મુક, બાહુક, ભાનુ, નીથ, શૂરવીર નિશઠ-કુમાર, રણમત્ત સારણ અને ચારુદેષ્ણ એ સૌ યુદ્ધમાં પોતાના કુળને છાજતાં કર્મોને પ્રસિદ્ધ કરો.[૧૭-૧૮] યાદવો, ભોજો અને અંધકો એ જેમાં મુખ્ય યોદ્ધાઓ છે, એવી એકઠી થયેલી યાદવોની શૂરવીર સેના તે ધૃતરાષ્ટ્રના પુત્રોને રણમાં રોળી નાખીને આ લોકમાં ઉજ્જ્વળ કીર્તિ વિસ્તારો.[૨૦] આમ ધાર્મિક-શ્રેષ્ઠ કુરુવર મહાત્મા યુધિષ્ઠિર પોતે દ્યૂતમાં કહ્યા પ્રમાણેનું વ્રત જ્યાં સુધી પૂરું કરે, ત્યાં સુધી અભિમન્યુ પૃથ્વી ઉપર રાજ્ય કરો.[૨૧] પછી જેના શત્રુઓ આપણે છોડેલાં બાણોથી જિતાયા છે, એવા ધર્મરાજ ધૃતરાષ્ટ્રના પુત્રો વિનાની અને જેમાં સૂતપુત્ર કર્ણ હણાયો છે, એવી આ પૃથ્વીનો ઉપભોગ કરો. આ જ આપણે માટે ઉત્તમોત્તમ અને યશદાયી કાર્ય છે.[૨૨]

શ્રીકૃષ્ણ બોલ્યા : હે તેજસ્વી શક્તિવાળા સાત્યકિ ! નિઃસંશય આ સાચું જ છે, અમે તારાં વચન સ્વીકારીએ છીએ; પણ કુરુસિંહ ધર્મરાજ પોતાના હાથથી ન જીતેલી ભૂમિને કોઈ પણ રીતે ઇચ્છશે જ નહિ.[૨૩] કામથી, ભયથી અને લોભથી આ યુધિષ્ઠિર તેમ અતિરથી ભીમ અને અર્જુન, નકુલ-સહદેવની જોડી તથા આ દ્રુપદપુત્રી કૃષ્ણા પણ કોઈ રીતે સ્વધર્મને છોડશે નહિ.[૨૪] ભીમ અને અર્જુન એ બંને પૃથ્વીમાં રણક્ષેત્રમાં અજોડ છે. પછી માદ્રીના બે પુત્રોની કુમક પામેલા આ યુધિષ્ઠિર આખી પૃથ્વી ઉપર શા માટે રાજ્ય ન કરે?[૨૫] જ્યારે મહાત્મા પંચાલ-પતિ દ્રુપદ, કેકયરાજ, ચેદિપતિ અને અમે રણમાં ભેળા થઈ પરાક્રમપૂર્વક ઝૂઝીશું, ત્યારે બધા શત્રુઓ નાશ પામી જશે.[૨૬]

યુધિષ્ઠિર બોલ્યા : હે સાત્યકિ ! તમે જે કહો છો તેમાં કંઈ આશ્ચર્ય નથી. મારે તો સત્યનું જ સર્વશ્રેષ્ઠ રક્ષણ કરવાનું છે, નહિ કે રાજ્યનું. એક શ્રીકૃષ્ણ જ મને બરાબર જાણે છે, તેમ હું પણ શ્રીકૃષ્ણને બરાબર ઓળખું છું.[૨૭] હે માધવ સાત્યકિ ! આ પુરુષોત્તમ શ્રીકૃષ્ણને જ્યારે પરાક્રમનો સમય આવ્યો જણાશે, ત્યારે હે શિનીપ્રવીર! તમે અને કેશવ રણમાં દુર્યોધનને જીતશો જ.[૨૮] હે યાદવવીરો ! તમે આજે તો પાછા વળો. હું આજે મારી જાતને નરલોકના નાથ એવા તમ સ્વામીઓ સાથે ભાળું છું. હે અપ્રતિમ વીરો ! તમે ધર્મમાં પ્રમાદ ન કરશો. હું તમને સૌને ફરીથી સુખમાં એકઠા મળેલા જોઈશ. હવે તે યદુવીરો એકબીજાની રજા લઈને, વૃદ્ધોને વંદન કરીને અને સર્વ કુમારોને ભેટીને પોતપોતાને ઘેર ગયા; એટલે તે પાંડવો પણ તીર્થયાત્રા કરવા લાગ્યા.[૨૯,૩૦] શ્રીકૃષ્ણને વિદાય આપીને ધર્મરાજ પોતાના ભાઈઓ, સેવકો તથા લોમશ મુનિ સાથે વિદર્ભરાજે સુશોભિત કરેલી અને સુંદર ઓવારાવાળી, પવિત્ર પયોષ્ણી નદીએ ગયા. યજ્ઞના સોમરસથી જેનાં જળ મિશ્ર થયાં હતાં, એવી એ પયોષ્ણીને તીરે તે મહાત્માએ માત્ર જલપ્રાશન કરી વ્રત રાખ્યું. આથી પ્રસન્ન મનથી શ્રેષ્ઠ બ્રાહ્મણો તેમની ઉત્તમ સ્તુતિઓથી પ્રશંસા કરવા લાગ્યા.[૩૧,૩૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં યાદવગમન' નામનો અધ્યાય ૧૨૦ મો સમાપ્ત

## अध्याय १२१ मो

### ગયરાજાના યજ્ઞનું વર્ણન

॥ लोमश उवाच ॥

नृगेण यजमानेन सोमेनेह पुरंदरः ।
तर्पितः श्रूयते राजन्स तृप्तो मुदमभ्यगात् ॥१॥

લોમશ બોલ્યા : હે રાજન્ ! સાંભળ્યું છે કે,

યજ્ઞ કરતા નૃગે આ સ્થળે ઇંદ્રને સોમપાનથી તૃપ્ત કર્યો હતો અને એમ તૃપ્તિ પામીને ઇંદ્ર આનંદ પામ્યો હતો.[1] વળી ઇંદ્ર સહિત સર્વ દેવોએ તથા પ્રજાપતિઓએ આ સ્થાને પુષ્કળ દક્ષિણાવાળા અનેકવિધ મહાયજ્ઞો કર્યા હતા.[2] અહીં જ અમૂર્તરયસના પુત્ર સમર્થ ગયરાજાએ વજ્રધારી સુરનાથ ઇંદ્રને સાત અશ્વમેધોમાં સોમપાનથી તૃપ્ત કર્યા હતા.[3] યજ્ઞમાં જે સામગ્રીઓ વનસ્પતિની કે માટીની નક્કી કરવામાં આવી છે, તે બધી તે રાજાના સાત યજ્ઞોમાં સુવર્ણની હતી. ચષાલ (યજ્ઞસ્તંભને વીંટવાનું એક કડું), યૂપ (પશુ બાંધવાનો થાંભલો), ચમસ (સોમપાન કરવાનું પાત્ર), સ્થાલી (તપેલી), પાત્રી (હોમપદાર્થો મૂકવાનાં માટીનાં પાત્રો), સ્રુચ (હોમદ્રવ્ય અગ્નિમાં અર્પવાનું એક પાત્ર) અને સ્રુવ (આહુતિ માટે હવિ લેવાનું સાધન) એ સાત પ્રયોગો તેના તે જ યજ્ઞોમાં હતા, એમ કહેવાય છે.[4,5] એક એક યજ્ઞસ્તંભ ઉપર સાત સાત ચષાલો હતા. હે યુધિષ્ઠિર ! ઇંદ્ર આદિ દેવોએ પોતે જ તેના તે યજ્ઞોમાં સુવર્ણમય અને કાંતિમાન યૂપો રોપ્યા હતા. તે પૃથ્વીપતિ ગયરાજના એ શ્રેષ્ઠ યજ્ઞોમાં ઇંદ્ર સોમપાનથી અને બ્રાહ્મણો દક્ષિણાઓથી અત્યંત આનંદ પામ્યા હતા. બ્રાહ્મણો તે યજ્ઞમાં અસંખ્ય અને અમાપ ધન પામ્યા હતા.[6-8] પૃથ્વીલોકમાં રેતીકણો, આકાશમાં તારાઓ અને વૃષ્ટિમાં ધારાઓ ગણ્યાં ગણાય એમ નથી, તેમ હે મહારાજ ! ગયે તે સાત યજ્ઞોમાં સદસ્યોને જે ધન આપ્યું હતું, તે અગણિત હતું. અરે ! ઉપર કહેલા એ રેતીકણો વગેરેની કદાચ ગણતરી થઈ શકે, પણ એ ગયે આપેલી દક્ષિણાઓ ગણી શકાય એમ નથી.[9-11] ચારે દિશાએથી આવેલા બ્રાહ્મણોને તેણે વિશ્વકર્માએ નિર્મેલી સુવર્ણગાયોથી તૃપ્ત કર્યા હતા. હે પૃથ્વીપતિ ! ગયે ઠેરઠેર યજ્ઞો કર્યા, તેથી ખૂબ થોડી ધરતી જ વેદી વિના ખાલી રહી. હે ભારત ! તે યજ્ઞકર્મે કરીને એ ગયને ઇંદ્રલોકની પ્રાપ્તિ થઈ હતી. જે મનુષ્ય પયોષ્ણીમાં સ્નાન કરે છે, તે એ ગયની ગતિને પામે છે. આથી હે રાજેંદ્ર ! હે અચ્યુત મહીપાલ ! તમે ભાઈઓ સાથે અહીં સ્નાન કરીને પાપમુક્ત થશો.[12-15]

વૈશંપાયન બોલ્યા : હવે તે નરશ્રેષ્ઠ યુધિષ્ઠિરે ભાઈઓ સાથે પયોષ્ણીમાં સ્નાન કર્યું. હે નિષ્પાપ ! પછી તે તેજસ્વી પોતાના ભાઈઓ સહિત વૈડૂર્ય પર્વતે તથા મહાનદી નર્મદાએ ગયા. ત્યાં ભગવાન લોમશ ઋષિએ તેમને સર્વ તીર્થોનું માહાત્મ્ય કહ્યું. હવે યુધિષ્ઠિર પોતાના ભાઈઓ સાથે તે તે રમણીય તીર્થોમાં તથા પુણ્યધામોમાં યથાયોગ્ય રીતે પ્રીતિપૂર્વક ગયા અને તે તે સ્થળે તેમણે બ્રાહ્મણોને હજારની સંખ્યામાં ધન આપ્યું.[16-18]

લોમશ બોલ્યા : હે કૌંતેય ! વૈડૂર્ય પર્વતનાં દર્શન કરવાથી તથા નર્મદામાં ઊતરવાથી મનુષ્યને દેવોના લોકની અથવા સ્વર્ગવાસી રાજાઓની ગતિની પ્રાપ્ત થાય છે.[19] હે નરશ્રેષ્ઠ ! અહીં દ્વાપર અને ત્રેતાની સંધિ જેવો સમય રહે છે. હે કૌંતેય ! અહીં આવીને મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાય છે.[20] આ શર્યાતિ રાજાના યજ્ઞનો દેશ જણાય છે, તેમાં કૌશિકે સાક્ષાત્ અશ્વિનીકુમારો સાથે સોમપાન કર્યું હતું. અહીં જ સમર્થ અને મહાતપસ્વી ચ્યવન ભાર્ગવ ઇંદ્ર ઉપર રોષે ભરાયા હતા અને તે ઇંદ્રને તેમણે થંભાવી દીધો હતો. અહીં જ તે ઋષિ રાજપુત્રી સુકન્યાને પત્ની તરીકે પામ્યા હતા.[21,22]

યુધિષ્ઠિર બોલ્યા : મહાતપસ્વી ભાર્ગવે ભગવાન ઇંદ્રને કેવી રીતે થંભાવી દીધા હતા ? તે ઋષિએ શા માટે કોપ કર્યો હતો ? હે બ્રહ્મન્ ! વળી અશ્વિનીકુમારોને કેવી રીતે તેમણે સોમપાત્ર

એને વીંધી નાખ્યું.' આ સાંભળતાં જ શર્યાતિ ઝટઝટ રાફડા આગળ જઈ પહોંચ્યો.[૧૮-૨૧] ત્યાં તેણે તપોવૃદ્ધ અને વયોવૃદ્ધ ચ્યવન મુનિને જોયા. હાથ જોડીને તે પૃથ્વીનાથે તે ઋષિને સૈન્યને માટે વિનંતિ કરી:[૨૨] 'અજ્ઞાનને લીધે મારી બાળાએ તમારો જ અપરાધ કર્યો છે, તે બદલ તમે ક્ષમા આપવા યોગ્ય છો.' ચ્યવન મુનિએ રાજાને કહ્યું:[૨૩] 'તારી એ અભિમાની દીકરીએ મારું અપમાન કરી મને વીંધી નાખ્યો છે. હવે હે રાજન્! રૂપ અને ઉદારતાથી ભરેલી તેમ જ લોભ અને મોહથી છઠી ગયેલી તારી એ પુત્રીને ગ્રહણ કરીને જ હું ક્ષમા કરીશ. હે મહીપતિ! આ તને સાચું કહું છું.'[૨૪,૨૫]

લોમશ બોલ્યા: ઋષિનાં એ વચન સાંભળીને શર્યાતિએ વિચારવા થોભ્યા વિના જ પોતાની પુત્રી સુકન્યાને તે મહાત્મા ચ્યવન વેરે પરણાવી.[૨૬] તે કન્યાને પરણીને ભગવાન ચ્યવન પ્રસન્ન થયા. આમ ઋષિની કૃપા પામેલો તે રાજા પોતાના સૈન્ય સાથે નગરમાં ગયો. શુદ્ધ ચારિત્ર્યવાળી સુકન્યા પણ તપસ્વી પતિને પામીને પ્રીતિ, તપ અને નિયમપૂર્વક નિત્ય તેની સેવા કરવા લાગી.[૨૭,૨૮] તે સુંદર વદનવાળી ઈર્ષ્યારહિત રહીને અગ્નિઓ અને અતિથિઓની સેવા કરવા લાગી. એ રીતે તેણે ચ્યવનને ઝટ પ્રસન્ન કરી દીધા.[૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં સુકન્યાનું આખ્યાન' નામનો અધ્યાય ૧૨૨મો સમાપ્ત

## अध्याय १२३ मो
### ચ્યવન મુનિને નવયૌવન

॥ लोमश उवाच ॥

कस्यचित्त्वथ कालस्य त्रिदशावश्विनौ नृप ॥
कृताभिषेकां विवृतां सुकन्यां तामपश्यताम् ॥

લોમશ બોલ્યા: હવે હે યુધિષ્ઠિર રાજા! કેટલોક સમય ગયા પછી એક વખત અશ્વિનીકુમાર દેવોએ નાહેલી અને ખુલ્લે અંગે ઊભેલી તે સુકન્યાને દીઠી.[૧] દેખાવડા અંગવાળી અને દેવેંદ્રની દીકરી જેવી તે સુકન્યાને જોઈને અશ્વિનીકુમારો એકદમ તેની પાસે દોડ્યા અને આ વચન કહેવા લાગ્યા: 'હે સુંદર નિતંબવાળી! તું કોની છે? આ વનમાં તું શું કરે છે? હે કલ્યાણી! અમે બેઉ તને ઓળખવા ઇચ્છીએ છીએ. તો હે શોભના! તું તે કહે.'[૨,૩] એટલે સુકન્યાએ શરમાઈને તે બંનેને આ પ્રમાણે કહ્યું: 'હે દેવવરો! તમે બન્ને મને શર્યાતિની દીકરી અને ચ્યવનની પત્ની જાણો.'[૪] હવે અશ્વિનીકુમારોએ હસીને ફરીથી તેને કહ્યું: 'હે કલ્યાણી! તારા બાપે તને આ ઘરડી ઉંમરના બુઢ્ઢા સાથે શા માટે પરણાવી?[૫] હે ભીરુ! તું તો આ વનમાં મેઘમંડળમાં ઝબકતી વીજળીની જેમ ઝબૂકે છે. હે ભાવિની! દેવોમાંય અમે તારા જોટાની સુંદરી જોતા નથી.[૬] હે ભદ્રા! તું આભરણથી વિહીન છે, તેં ઉત્તમ વસ્ત્રોને તજ્યાં છે અને તેં શણગાર સજ્યા નથી; છતાં તું વનમાં વધારે ને વધારે શોભી રહી છે.[૭] સર્વ આભૂષણોથી મઢેલી અને ઉત્તમ વસ્ત્રો ધારણ કરનારી કોઈ સુંદરી પણ જેટલી શોભતી નથી, તેથીયે વિશેષ તું સ્તુત્ય ગાત્રવાળી અને મેલ ચઢેલો હોવા છતાંયે શોભે છે.[૮] હે કલ્યાણી! તું આવી સુંદર છે, છતાં તું ઘડપણથી ખવાઈ ગયેલા અને કામભોગથી વંચિત થયેલા પતિને કેમ ઉપાસી રહી છે? હે પવિત્ર સ્મિતવાળી! તારું રક્ષણ અને પોષણ કરવા અસમર્થ તે ચ્યવનને મૂકીને તું અમારા બેમાંથી એકને વર.[૯,૧૦] હે દેવકન્યા જેવી કાંતિવાળી! પતિને ખાતર તું તારું યૌવન નકામું ન કર.' તે બે દેવોએ આ પ્રમાણે કહ્યું, એટલે સુકન્યાએ તેમને આ પ્રમાણે ઉત્તર આપ્યો: 'હું

મારા પતિ ચ્યવન ઉપર પ્રેમ રાખું છું; તમે એ વિશે શંકા ન લાવો.' હવે તે દેવોએ ફરીથી કહ્યું: 'અમે બંને દેવોના ઉત્તમ વૈદ્યો છીએ. અમે તારા પતિને યુવાન અને રૂપવાન કરીશું. પછી તે અને અમે બે, એમ ત્રણમાંથી તું એકને તારો પતિ કરજે. હે કલ્યાણી! આ શરતથી તું તારા એ પતિને તેડી લાવ.' હે રાજન્! તે દેવોનું આ વચન સાંભળીને એ સુકન્યા ચ્યવન મુનિ પાસે ગઈ. પછી અશ્વિનીકુમારોએ તેને જે વચનો કહ્યાં હતાં, તે તેણે એ ચ્યવનને કહી સંભળાવ્યાં. તે સાંભળીને ચ્યવને પોતાની પત્નીને કહ્યું: 'ભલે, એમ કર.' પછી અશ્વિનીકુમારોએ તે રાજપુત્રી સુકન્યાને કહ્યું: 'તારો પતિ જળમાં પ્રવેશ કરો.' એટલે રૂપની ઇચ્છાવાળા ચ્યવને તત્કાળ જળમાં પ્રવેશ કર્યો.[૧૧-૧૬] હે રાજન! ત્યારે અશ્વિની-કુમારો પણ તે સરોવરમાં પેઠા. પછી તે સૌ બે ઘડી પછી સરોવરની બહાર આવ્યા, ત્યારે તે સઘળા દિવ્ય રૂપધારી ઉજ્જવળ કુંડળવાળા, સમાન વેષવાળા અને મનને ખુશ કરનાર યુવાનો હતા.[૧૭,૧૮] તે સૌએ એક સાથે કહ્યું: 'હે શુભે! હે કલ્યાણી! હે સુંદર વર્ણવાળી! અમારામાંથી તને જેની ઇચ્છા હોય, તેને તું પતિ તરીકે વરી લે અથવા [હે] સુંદરી! તને જેના ઉપર પ્રેમ હોય, તેને તું [વ]ર.'[૧૯,૨૦] આમ તે સર્વને એકસરખા રૂપવાન [ઊ]ભેલા જોઈને, તે સુકન્યાદેવીએ મન અને બુદ્ધિથી નિશ્ચય કરીને પોતાના ચ્યવન પતિને જ [પ]સંદ કર્યા.[૨૧] હવે મહાતેજસ્વી ચ્યવન પત્ની, [વ]ય તથા વાંછિત રૂપ પામીને હર્ષ પામ્યા અને અશ્વિનીકુમારોને આ પ્રમાણે કહેવા લાગ્યા:[૨૨] 'તમે બંનેએ મને ઘરડાને રૂપવાન અને તરુણ કર્યો છે અને મને આ સુયોગ્ય પત્ની મળી છે; તેથી હું પ્રીતિપૂર્વક ઇંદ્રના દેખતાંય તમને બંનેને સોમપાન કરતા કરીશ.[૨૩] આ હું તમને સત્ય કહું છું.' આ સાંભળીને તે અશ્વિનીકુમારો મનમાં હર્ષ પામ્યા અને સ્વર્ગલોકમાં પાછા ગયા. પછી ચ્યવન અને સુકન્યા દેવોની પેઠે વિહાર કરવા લાગ્યાં.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં સુકન્યાખ્યાન' નામનો અધ્યાય ૧૨૩મો સમાપ્ત

## अध्याय १२४ मो

### શર્યાતિનો યજ્ઞ

॥ लोमश उवाच ॥

ततः शुश्राव शर्यातिर्वयस्थं च्यवनं कृतम्।
सुहृष्टः सेनया सार्धमुपायाद्भार्गवाश्रमम् ॥ १ ॥

લોમશ બોલ્યા: હવે શર્યાતિ રાજાએ સાંભળ્યું કે, ચ્યવન ઋષિને ફરીથી યૌવન મળ્યું છે, એટલે તે હર્ષ પામ્યો અને સેના સાથે એ ભાર્ગવના આશ્રમે આવ્યો.[૧] ચ્યવનને અને સુકન્યાએ દેવ-સંતાનો જેવાં જોઈને શર્યાતિ અને તેની પત્નીઓને સમગ્ર પૃથ્વી મળ્યાનો આનંદ થયો.[૨] ચ્યવન ઋષિથી સત્કાર પામેલો એ પૃથ્વીપતિ પોતાની પત્નીઓ સાથે બેઠો અને કલ્યાણકારક સુંદર વાતો કરવા લાગ્યો.[૩] હવે હે રાજન્! ચ્યવન ભાર્ગવે તેને સાંત્વન આપતાં કહ્યું: 'હે મહારાજ! હું તમને યજ્ઞ કરાવીશ, તમે સામગ્રીઓ એકઠી કરો.[૪] આથી હે મહારાજ! અવનિનાથ શર્યાતિ પરમ હર્ષ પામ્યો અને મહાત્મા ચ્યવનના તે વચનને માન આપ્યું. હવે યજ્ઞ માટેના શુભ દિવસે શર્યાતિએ સર્વ મનોરથથી સમૃદ્ધ એવો ઉત્તમ યજ્ઞમંડપ કરાવ્યો.[૫,૬] ત્યાં હે રાજન્! ચ્યવન ઋષિએ એની પાસે યજ્ઞ કરાવ્યો. તે યજ્ઞપ્રસંગે જ આશ્ચર્યકારક બનાવો બન્યા હતા, તે તમે મારી પાસેથી સાંભળો.[૭] તે યજ્ઞમાં ચ્યવને અશ્વિનીકુમાર દેવોને સોમરસ પરાવ્યો હતો. હવે તે ઋષિ એ બે દેવોને એ સોમરસ લેવડાવતા હતા,

ત્યાં ઇંદ્રે તેમને વાર્યા હતા.[૯]

ઇંદ્ર બોલ્યો : આ બે અશ્વિનીકુમારો સોમપાનના અધિકારી નથી, એવું મારું માનવું છે. તે બંને સ્વર્ગલોકમાં દેવોના વૈદ્ય છે. તેથી તેઓ આને માટે યોગ્ય નથી. [૯]

ચ્યવન બોલ્યા : હે ઇંદ્ર! આ બંને મહા ઉત્સાહી છે, મહાત્મા છે અને રૂપસંપત્તિમાં ચડિયાતા છે. એમણે મને દેવોના જેવો અજરઅમર બનાવ્યો છે. હે દેવેંદ્ર! તમારા અને બીજા દેવો સિવાય એ બેઉને કેમ સોમપાન ન કરાવાય? હે પુરંદર! એ અશ્વિનીકુમારો પણ દેવો જ છે.[૧૦,૧૧]

ઇંદ્ર બોલ્યો : એ બંને વૈદ્યો છે, અમારાં કામ કરનાર છે, ધાર્યું રૂપ લેનારા છે અને મર્ત્યલોકમાં ફરે છે; તો તેઓ કેમ કરીને સોમપાનને લાયક ગણાય? [૧૨]

લોમશ બોલ્યા : દેવપતિ ઇંદ્રે જ્યારે એ જ વચન ફરી વાર કહેવા માંડ્યું, ત્યારે ચ્યવન ઋષિએ ઇંદ્રનો અનાદર કર્યો અને અશ્વિનીકુમારો માટે સોમભાગ લેવા માંડ્યો.[૧૩] આમ એ ચ્યવન મુનિ અશ્વિનીકુમારો માટે ઉત્તમ સોમભાગ લઈ રહ્યા હતા, એ જોઈને બલ રાક્ષસને મારનારા ઇંદ્રદેવે તેમને આ વચન કહ્યાં : 'તમે જો પોતે જ એ બેને માટે સોમરસ લેશો, તો હું તમને ભયંકર રૂપવાળું અનુપમ વજ્ર મારીશ.' ઇંદ્રે આ પ્રમાણે કહ્યું, એટલે તે ચ્યવન ભાર્ગવે જરાક હસીને તેની સામે જોયું અને અશ્વિનીકુમારો માટે વિધિપૂર્વક ઉત્તમ સોમભાગ લીધો. હવે શચિનાથ ઇંદ્રે તે ઋષિ ઉપર ભયંકર વજ્ર ફેંક્યું. ત્યાં તો ચ્યવન ઋષિએ પ્રહાર કરવા તૈયાર થયેલા તે ઇંદ્રના હાથને થંભાવી દીધો.[૧૪-૧૭] આમ તેને જડ બનાવી દઈને અત્યંત તેજસ્વી ચ્યવન ઋષિ ઇંદ્રદેવને મારી નાખવાને સજ્જ થયા. તેમણે કૃત્યા ઉત્પન્ન કરવા માટે અગ્નિમાં મંત્રપૂર્વક હોમ કર્યો.[૧૮] હવે તે મુનિના તપોબળથી કૃત્યા પેદા થઈ. તે મદ નામના મહાવીર્યવાન, મહાકાય અને મહાઅસુરરૂપે હતી. દેવો અને દાનવો પણ તે અસુરના શરીરને માપવાને અસમર્થ હતા. તીક્ષ્ણ અણીવાળા દાંતોવાળું તેનું મોં ભયંકર હતું. તેનો એક ઓઠ પૃથ્વી ઉપર હતો, તો બીજો આકાશને અડતો હતો. તેની ચાર દાઢો સો સો જોજન લાંબી હતી. તેના બીજા દાંતો દશ જોજનના હતા. તે મહાલયની અટારીઓના જેવા આકારવાળા હતા અને શૂળીની અણી જેવા દેખાવવાળા હતા.[૧૯-૨૨] તેના બે હાથો પર્વત જેવા વિશાળ, સરખા અને દશ હજાર યોજન લાંબા હતા. તેની આંખો ચંદ્ર-સૂર્ય જેવી હતી અને તેનું મોં કાલાગ્નિ જેવું હતું. વીજળીની જેમ લપલપ થતી જીભથી તે તેનું મોં ચાટ્યા કરતો હતો. ઘોર દૃષ્ટિવાળો અને વકાસેલા મોંવાળો તે રાક્ષસ જાણે કે જગતને બળાત્કારે ગળી જતો હતો.[૨૩,૨૪] આમ ક્રોધે ભરાયેલો તે મદરાક્ષસ મહાભયંકર ગર્જનાથી સર્વ લોકોને ગજવી રહ્યો અને ઇંદ્રને ખાઈ જવાની ઇચ્છાથી તેના તરફ દોડ્યો.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં સુકન્યાનું ઉપાખ્યાન' નામનો અધ્યાય ૧૨૪મો સમાપ્ત

## अध्याय १२५ मो
### અશ્વિનીકુમારોને સોમપ્રાપ્તિ

॥ लोमश उवाच ॥

तं दृष्टा घोरवदनं मदं देवः शतक्रतुः ।
आयांतं भक्षयिष्यंतं व्यात्ताननमिवांतकम् ॥

લોમશ બોલ્યા : કાળની જેમ વકાસેલા મોંએ ખાવાને ધસી આવતા એ ભયંકર મોંવાળા મદરાક્ષસને જોઈને સ્થિર થયેલા હાથવાળો ઇંદ્ર ભયથી વારંવાર પોતાનાં ગલોફાં ચાટવા લાગ્યો. પછી ભયથી પીડાયેલા એ દેવરાજે ચ્યવનને કહ્યું :[૧,૨]

હે ભાર્ગવ! આજથી આ બે અશ્વિનીકુમારો સોમપાનના અધિકારી ગણાશે. હે વિપ્ર! આ મારું સત્ય વચન છે; તો તમે મારા ઉપર પ્રસન્ન થાઓ.[૩] તમારો સમારંભ મિથ્યા નથી, તેથી અશ્વિનીકુમારોને સોમભાગ આપવાનો આ વિધિ ભલે થાઓ. વળી હે વિપ્રર્ષિ! હું જાણું છું કે, તમે કંઈયે મિથ્યા કરશો નહિ.[૪] જેમ કે તમે આજે આ અશ્વિનીકુમારોને સોમપાનના અધિકારી કર્યા છે. હે ભાર્ગવ! તમારું પરાક્રમ વિશેષે પ્રકાશે અને સુકન્યાના આ પિતાની કીર્તિ લોકલોકમાં પ્રસરે, તે ખાતર મેં તમારા પ્રભાવનો આ પ્રકાશ કર્યો હતો. તેથી તમે મારા ઉપર કૃપા કરો અને તમે ઇચ્છામાં આવે તેમ કરો.[૫-૭] ઇંદ્રે આ પ્રમાણે કહ્યું એટલે મહાત્મા ચ્યવનનો કોપ એકદમ ઓસરી ગયો અને તેમણે ઇંદ્રને મુક્ત કર્યો. હવે હે રાજન્! તે વીર્યવાન ઋષિએ આગળ સર્જેલા મદ રાક્ષસને મદ્યપાનમાં, સ્ત્રીઓમાં, જુગારમાં અને અને મૃગયામાં વારંવાર વહેંચી નાખ્યો. મદનો આ પ્રમાણે નિકાલ કરીને, ઋષિએ ઇંદ્રને અને અશ્વિનીકુમારની સાથે સૌ દેવોને સોમથી તૃપ્ત કર્યા. આમ તે શર્યાતિ રાજાને યજ્ઞ કરાવીને તે શ્રેષ્ઠ વક્તા મુનિએ સર્વ લોકમાં પોતાના પરાક્રમથી પ્રખ્યાતિ કરી અને પોતાની અનુકૂળ પત્ની સુકન્યા સાથે અરણ્યમાં વિહાર કરવા માંડ્યો. હે રાજન્! પક્ષીઓથી ગાજી રહેલું તેમનું આ સરોવર શોભી રહ્યું છે.[૮-૧૧] અહીં તમે ભાઈઓ સાથે દેવો તથા પિતૃઓનું તર્પણ કરો. હે મહીપાલ! આ સરોવરનાં દર્શન કરીને તમે સિક્તાક્ષ તીર્થને જજો. પછી હે ભારત! સૈંધવારણ્યમાં જઈ તમે નાની નાની નદીઓનાં દર્શન કરજો. હે મહારાજ! સર્વ પુષ્કરોમાં જળસ્પર્શ કરજો.[૧૨,૧૩] હે ભારત! અહીં મહાદેવનો મંત્ર જપવાથી તમને સિદ્ધિ પ્રાપ્ત થશે. હે નરશ્રેષ્ઠ! અહીં દ્વાપર અને ત્રેતા એ બેની સંધિ જેવો સર્વ પાપોનો નાશ કરનારો સમય છે. હે પૃથાનંદન! અહીં સર્વ પાપનો નાશ કરનારા આ તીર્થમાં તમે સ્નાન કરો.[૧૪,૧૫] આ આર્ચીક પર્વત છે અને એ જ્ઞાનીઓનો નિવાસ છે. અહીં હમેશાં ફળો મળે છે, સદા ઝરણાંઓ વહે છે અને વાયુઓનું ઉત્તમ ધામ છે.[૧૬] હે યુધિષ્ઠિર! આ દેવોનાં અનેક મંદિરો છે. આ ચંદ્રમાનું તીર્થ છે. અગ્નિ જેવા તેજસ્વી વૈખાનસ અને વાલખિલ્ય આદિ વાયુભક્ષી ઋષિઓ અહીં વસે છે.[૧૭] અહીં ત્રણ શૃંગો અને ત્રણ પ્રવાહો છે. તે સૌની પ્રદક્ષિણા કરીને તમે તેમાં ઇચ્છો તેટલી વાર સ્નાન કરો. હે રાજેંદ્ર! શાંતનુ, નરપતિ શુનક અને નર તથા નારાયણ એ બન્ને અહીંથી સનાતન સ્થાનને પામ્યા હતા. દેવો અને પિતૃઓ અહીં આ આર્ચીક પર્વત ઉપર નિત્ય મહર્ષિઓની સાથે રહી તપ કરે છે; તો હે યુધિષ્ઠિર! તમે તેમની પૂજા કરો.[૧૮-૨૦] હે પૃથ્વીપતિ! અહીં જ તે ઋષિઓએ ચરુઓનું ભોજન કર્યું હતું. વળી અહીં અખંડ વહેતી યમુના છે અને અહીં શ્રીકૃષ્ણ તપમાં બેઠા હતા.[૨૧] હે શત્રુનો નાશ કરનાર! હે પાંડુપુત્ર! નકુલ, સહદેવ, ભીમસેન, દ્રૌપદી અને અમે બધાં તમારી સાથે જ ત્યાં જઈશું. હે મનુજેશ્વર! આ ઇંદ્રનું પવિત્ર ઝરણ છે. અહીં ધાતા, વિધાતા અને વરુણ સ્વર્ગગતિને પામ્યા હતા.[૨૨,૨૩] હે રાજન્! તેઓ પણ અહીં શાંત ચિત્તવાળા અને પરમ ધાર્મિક થઈને રહ્યા હતા. મિત્રભાવનાવાળા અને સરળ બુદ્ધિવાળાઓનો આ કલ્યાણરૂપ ગિરિવર છે. હે રાજન્! મહર્ષિઓના સમૂહોથી સેવાયેલી આ યમુના છે. હે રાજન્! ત્યાં અનેક યજ્ઞો થયા છે. તે પવિત્ર છે અને પાપના ભયને દૂર કરનારી છે. હે કૌંતેય! અહીં મહાધનુર્ધારી માંધાતા રાજાએ પોતે તથા સહદેવના દાનવીર પુત્ર સોમકે યજ્ઞો કર્યા હતા.[૨૪-૨૬]

# अध्याय १२६ मो

## માંધાતાનું ચરિત્ર

॥ युधिष्ठिर उवाच ॥

मांधाता राजशार्दूलस्त्रिषु लोकेषु विश्रुतः ।
कथं जातो महाब्रह्मन् यौवनाश्वो नृपोत्तमः ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે મહાબ્રાહ્મણ ! ત્રણે લોકોમાં વિખ્યાત અને રાજાઓમાં સિંહ સમાન એ રાજેંદ્ર માંધાતા કેવી રીતે યુવનાશ્વનો પુત્ર થયો?[1] વળી જે મહાત્માને વિષ્ણુની જેમ ત્રણે લોક વશ હતા, તે અમાપ તેજસ્વી કેવી રીતે જન્મ પામ્યો હતો?[2] હું ઇંદ્ર સમાન કાંતિવાળા અને અતુલ વીર્યવાળા તે બુદ્ધિમાનનું ચરિત્ર સાંભળવા ઇચ્છું છું. વળી હું તેનું 'માંધાતા' નામ શાથી પડ્યું તથા તેનું ચરિત્ર હું સાંભળવા ઇચ્છું છું. તમે આ કહેવામાં કુશળ જ છો.[3]

લોમશ બોલ્યા : હે રાજન્ ! તે મહાત્મા રાજા લોકોમાં 'માંધાતા' નામે કેમ પ્રસિદ્ધિ પામ્યા છે, તે તમે એકાગ્ર ચિત્તથી સાંભળો.[4] ઇક્ષ્વાકુ વંશમાં યુવનાશ્વ કરીને એક રાજા હતો. તે રાજાએ પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો કર્યા હતા.[5] તે ધાર્મિકશ્રેષ્ઠે હજાર તો અશ્વમેધ કર્યા હતા. વળી તેણે અઢળક દક્ષિણાવાળા બીજા મુખ્ય મુખ્ય યજ્ઞો કર્યા હતા.[6] પણ તે મહાવ્રતધારી મહાત્મા રાજર્ષિને કશી સંતતિ નહોતી. આથી તે મંત્રીઓના ઉપર પોતાનો રાજ્યભાર મૂકીને નિત્ય વનવાસી થઈ રહ્યો હતો.[7] તેણે શાસ્ત્રોક્ત વિધિથી પોતાના આત્માને પરમાત્મા સાથે જોડી દીધો હતો. હે રાજન્ ! એક વાર તે રાજા ઉપવાસને લીધે દુઃખ પામ્યો અને તરસથી તેનું હૃદય સુકાઈ ગયું. આથી તે ભૃગુના આશ્રમમાં ગયો. હવે હે રાજેંદ્ર ! મહાત્મા ભૃગુનંદન મહર્ષિએ તે જ રાત્રે એ સુદ્યુમ્નપુત્ર યુવનાશ્વને પુત્ર થાય તે માટે ઇષ્ટિ કરી હતી.[૮-૧૦] ત્યાં હે રાજેંદ્ર ! મંત્રથી પવિત્ર કરેલા જળથી ભરેલો એક મહાન કળશ આગળથી જ બરાબર રીતે રાખવામાં આવ્યો હતો. આ કળશનું પાણી પીવાથી તે રાજાની રાણી ઇંદ્ર સમાન પુત્રને જન્મ આપે તેમ હતું. હવે તે કળશને વેદીમાં મૂકીને એ મહર્ષિઓ સૂઈ ગયા હતા; એવામાં તરસથી પીડાઈ રહેલો અને સુકાઈ જતા કંઠવાળો એ સુદ્યુમ્નપુત્ર યુવનાશ્વ પાણીની ઇચ્છાથી, ત્યાં રાતના જાગરણથી થાકેલા તે ઋષિઓને ઓળંગીને તે આશ્રમમાં પેઠો અને પીવાનું પાણી માગવા લાગ્યો. તે થાકી ગયેલા રાજાએ શોષાઈ ગયેલા કંઠથી સાદ પાડ્યો, પણ ચીંચીં કરતા પંખીના જેવા તેના એ સાદને કોઈએ સાંભળ્યો નહિ.[૧૧-૧૪] આથી તે રાજા પેલો પાણીભરેલો કળશ જોઈને તે તરફ વેગથી દોડ્યો અને તેમાંનું બધું જળ પી ગયો. તરસથી આતુર થયેલો તે બુદ્ધિમાન રાજા એ શીતળ જળ પીને શાંતિ પામ્યો અને ઘણો સુખી થયો.[૧૫,૧૬] હવે તે તપોધન મુનિઓ જાગ્યા. એટલે તે સૌએ તે કળશને પાણી વિનાનો ખાલી જોયો. તે સૌ એકઠા મળીને પૂછપરછ કરવા લાગ્યા : 'આ કોનું કામ છે ?' ત્યારે યુવનાશ્વે સાચું જ કહી દીધું કે, 'એ કામ મેં જ કર્યું છે.[૧૭,૧૮] ત્યારે ભગવાન ભાર્ગવે તેને કહ્યું કે, 'આ ઠીક ન કર્યું. કેમ કે તપથી ભરેલું એ જળ પુત્રપ્રાપ્તિ માટે અહીં રાખ્યું હતું.[૧૯] હે મહાબળવાન અને પરાક્રમી રાજર્ષિ ! તને પુત્ર થાય તેટલા માટે મેં દારુણ તપ કરીને એ જળમાં બ્રહ્મનું સ્થાપન કર્યું હતું.[૨૦] હે રાજન્ ! એ જળથી તને મહાબળવાન, મહાપરાક્રમી અને મહાતપસ્વી પુત્ર થાય અને તે પોતાના પરાક્રમથી ઇંદ્રને પણ યમલોકમાં પહોંચાડે એવી વિધિથી મેં આ જળ તૈયાર કર્યું હતું. હે રાજન્ ! આજે તેં એ જળનું પાન કર્યું છે, તે યોગ્ય કર્યું નથી.[૨૧,૨૨] આજે એને ફેરવવાનું

અમારાથી બને એમ નથી. ખરે, તેં આ જે કર્યું છે, તે દૈવથી જ થયું છે.[૨૩] હે મહારાજ! વેદના વિધિમંત્રોથી મંત્રેલું અને મારા તપોબળથી ભરેલું જે આ જળ તેં તરસ લાગવાથી પીધું છે, એટલે તે જળ પીવાને લીધે તું પોતે જ એવા પુત્રને જન્મ આપશે. તું ઇંદ્ર જેવા વીર્યવાન પુત્રને જન્મ આપે, તેમ ગર્ભ ધારણ કર્યાનો તને ખેદ ન રહે તેટલા સારુ અમે તારે ખાતર પરમ અદ્ભુત ઇષ્ટિ કરીશું.[૨૪-૨૬] સો વર્ષ પૂરાં થયાં, ત્યારે તે મહાત્મા રાજાની ડાબી કૂખ ભેદીને સૂર્યના જેવો એક મહાતેજસ્વી પુત્ર બહાર આવ્યો. આમાં યુવનાશ્વ રાજાનું મૃત્યુ પણ ન થયું, એ એક આશ્ચર્ય જેવું થયું હતું.[૨૭,૨૮] પછી મહાતેજસ્વી ઇંદ્ર તેને જોવાની ઇચ્છાથી ત્યાં આવ્યો. દેવોએ એ મહેંદ્રને પૂછ્યું : 'એ કોને ધાવશે?'[૨૯] એટલે ઇંદ્રે અંગૂઠાની પાસેની પોતાની આંગળી તેના મોંમાં મૂકી અને કહ્યું : 'આ બાળક મને ધાવશે.' વજ્રધારી ઇંદ્રે આ પ્રમાણે કહ્યું, એટલે ઇંદ્ર આદિ દેવતાઓએ એ બાળકનું 'માન્ધાતા' (મામ્=મને, ધાતા=ધાવનાર) નામ પાડ્યું.[૩૦,૩૧] આમ હે રાજન્! ઇંદ્રે આપેલી તે આંગળીને ધાવીને તે મહાતેજસ્વી બાળક તરત જ તેર વેંત વધી ગયો.[૩૨] હે મહારાજ! ધનુર્વેદો સાથેના વેદો અને સર્વ દિવ્ય અસ્ત્રો તે સમર્થને ધ્યાન ધરતાંની સાથે જ પ્રાપ્ત થયાં.[૩૩] આજગવ નામનું ધનુષ્ય, શિંગડાનાં બનેલાં બાણો અને અભેદ્ય કવચ એ બધું એને તરત જ મળ્યું. હે ભારત! ઇંદ્રે પોતે જ તેનો રાજ્યાભિષેક કર્યો અને વિષ્ણુની જેમ તેણે ત્રણ ડગલાંમાં ત્રણે લોક ધર્મપૂર્વક જીતી લીધા.[૩૪,૩૫] તે મહાત્માનું રાજ્યચક્ર અખંડિતપણે ચાલતું હતું. એ રાજર્ષિને રત્નો તો પોતાની મેળે જ આવીને મળ્યાં હતાં. હે પૃથ્વીપતિ! આ ધનથી ભરપૂર વસુંધરા-પૃથ્વી એ રાજાની જ હતી. તેણે મોટી મોટી દક્ષિણાવાળા અનેક યજ્ઞો કર્યા હતા.[૩૬,૩૭] હે રાજન્! ચયનયાગ કરેલા તે મહાતેજસ્વી અને અમાપ કાંતિમાન રાજાએ પુષ્કળ ધર્મો કરીને ઇંદ્રનું અર્ધું આસન મેળવ્યું હતું.[૩૮] તે ધર્મપરાયણ બુદ્ધિમાન રાજાએ રત્નોની ખાણો અને નગરોથી ભરેલી આખી પૃથ્વીને એક જ દિવસમાં અને પોતાની જ આજ્ઞાથી જીતી લીધી હતી.[૩૯] હે મહારાજ! ચાર સમુદ્રો સુધીની સમગ્ર ધરતી તેના દક્ષિણાવાળા યજ્ઞોની વેદીઓથી ભરાઈ ગઈ હતી; એમાં કોઈ સ્થળ ખાલી રહ્યું નહોતું.[૪૦] હે મહારાજ! કહે છે કે, તે મહાત્માએ બ્રાહ્મણોને દશ હજાર ગાયો દાનમાં આપી હતી. બાર વરસના દુકાળ વખતે તે મહાત્માએ ધાન્યની વૃદ્ધિ માટે ઇંદ્રના દેખતાં જ વરસાદ પાડ્યો હતો. મહામેઘની જેમ ગર્જતા તે સોમવંશમાં જન્મેલા મહાન ગાંધારનાથને એણે બાણોથી વીંધીને મારી નાખ્યો હતો. હે રાજન્! કૃતાર્થ હૃદયવાળા તે અતિ તેજસ્વી રાજાએ ચારે વર્ણની પ્રજાનું રક્ષણ કર્યું હતું અને પોતાના તપથી ત્રણે લોકોને તપાવ્યા હતા. સૂર્ય જેવા તેજસ્વી તે માંધાતાનું એ યજ્ઞસ્થાન કુરુક્ષેત્રની વચમાં આવેલા પવિત્ર પ્રદેશમાં છે. હે રાજન્! તમે મને જે પૂછ્યું હતું, તે માંધાતાનું સમગ્ર મહાચરિત્ર મેં તમને કહ્યું.[૪૧-૪૬]

વૈશંપાયન બોલ્યા : હે ભારત! મહર્ષિ લોમશે તે કુંતીપુત્ર યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું, ત્યારે તેમણે સોમક રાજા વિશે તેમને ફરીથી પૂછ્યું.[૪૭]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં માંધાતાનું ઉપાખ્યાન' નામનો અધ્યાય ૧૨૬ મો સમાપ્ત

# अध्याय १२७मो

## જંતુનું આખ્યાન

॥ યુધિષ્ઠિર ઉવાચ ॥

कथं वीर्यः स राजाऽभूत्सोमको वदतां वर ॥
कर्माण्यस्य प्रभावं च श्रोतुमिच्छामि तत्त्वतः ॥

યુધિષ્ઠિર બોલ્યા: હે શ્રેષ્ઠ વક્તા! તે સોમક રાજા કેવો પરાક્રમી હતો? હું એનાં કાર્યો તથા એના પ્રભાવને યથાર્થપણે સાંભળવા ઇચ્છું છું.[1]

લોમશ બોલ્યા: હે યુધિષ્ઠિર! ત્યારે સોમક નામે એક ધાર્મિક રાજા હતો. હે રાજન્! તેને એકસરખી સો પત્નીઓ હતી.[2] તે મહીપતિએ મહાપ્રયત્ન કર્યા, પણ લાંબે વખતેય તેને તે સ્ત્રીઓથી એક પણ પુત્ર ન થયો.[3] આમ તે વૃદ્ધ થયો, ત્યારે યત્ન કરતાં એક વખતે તેને તે સો સ્ત્રીઓમાં જંતુ નામનો એક પુત્ર જન્મ્યો.[4] હે પૃથ્વીપતિ! આથી તે સર્વ માતાઓ પોતાના કામભોગો છોડીને સતત તે જંતુને વીંટાઈને બેસી રહેતી. હવે એક વાર તે જંતુને કીડીએ કેડમાં ચટકો ભર્યો. આ દુઃખથી તે ડંખ લાગેલા બાળક ચીસાચીસ પાડવા માંડી.[5,6] આથી તે સો માતાઓ અત્યંત દુઃખી થઈને મોટેથી રોકકળ કરવા લાગી. તેઓ જંતુને એકદમ વીંટળાઈ વળી. આમ ત્યાં ભયંકર શોર મચી રહ્યો.[7] ઋત્વિજોની સાથે મંત્રીસભામાં બેઠેલા તે રાજાએ આ એકદમ ઊઠેલા આર્ત્તનાદને સાંભળ્યો. પછી 'આ શું છે?' એની તપાસ કરવા માટે રાજાએ દ્વારપાળને મોકલ્યો. તે દ્વારપાળે જઈ આવીને પુત્રના સંબંધમાં જે બન્યું હતું, તે સર્વ વૃત્તાંત રાજાને કહ્યું.[8,9] હવે તે શત્રુનું દમન કરનારો સોમક રાજા મંત્રીઓ સાથે ઊઠ્યો અને ઉતાવળથી અંતઃપુરમાં જઈ પુત્રને આશ્વાસન આપવા લાગ્યો.[10] આમ હે રાજન્! તે પુત્રને સાંત્વન આપીને એ રાજા રાણીવાસની બહાર આવ્યો અને ઋત્વિજો તથા અમાત્યો સાથે સભામાં આવીને બેઠો.[11]

સોમક બોલ્યો: ધિક્કાર હો આ લોકમાં એક જ પુત્ર હોવાપણાને! એના કરતાં તો અપુત્ર રહેવું સારું છે. એક જ પુત્ર હોવો એ પ્રાણીઓને નિત્ય પીડા કરાવે છે, ને સાક્ષાત્ શોકરૂપ જ છે.[12] હે બ્રહ્મન્! હે સમર્થ! પુત્રની ઇચ્છાથી હું આ એકસરખી સો ભાર્યાઓને પરીક્ષા કરીને પરણ્યો છું, પણ તેમને કંઈ જ પ્રજા થતી નથી.[13] સર્વ સ્ત્રીઓના યત્નથી આ એક જંતુ નામે મારો પુત્ર તેમને જેમતેમ અવતર્યો છે. આથી બીજું શું દુઃખ હોય![14] હે દ્વિજવર! મારી અને મારી પત્નીઓની ઉંમર વીતી ગઈ છે. આ મારા એકના એક પુત્ર ઉપર મારા અને મારી એ પત્નીઓના પ્રાણ ટકી રહ્યા છે. તો એવું નાનું કે મોટું, સહેલું કે અઘરું કોઈ કર્મ છે ખરું, કે જે કર્યાથી મને સો પુત્રો થાય?[15,16]

ઋત્વિજ બોલ્યો: હે સોમક! એવું એક કર્મ છે ખરું કે જે કરવાથી સો પુત્ર થાય! પણ તમે જો તે કરી શકતા હો, તો હું તે વિશે તમને કહું.[17]

સોમક બોલ્યો: જે કર્મ કરવાથી સો પુત્રો થાય એમ છે, તે કર્મ ભલે કરવા યોગ્ય હો કે કરવાને અયોગ્ય હો; તોપણ તે મેં કર્યું જ એમ જાણીને આપ મને તે કર્મ કહો.[18]

ઋત્વિજ બોલ્યો: હે રાજન્! તમે મેં ચાલુ કરેલા યજ્ઞમાં તમારા જંતુનો હોમ કરો. એથી ટૂંક સમયમાં જ તમને સો સુંદર પુત્રો થશે.[19] જંતુની ચરબી હોમવામાં આવે, તે વખતે માતાઓ તેના ધુમાડાને સૂંઘશે, એટલે તેઓ મહાવીર્યવાન પુત્રોને જન્મ આપશે અને તે રાણીમાં જ આ જંતુ ફરીથી પુત્રરૂપે અવતરશે અને એને ડાબે પડખે એક સોનેરી લાખું હશે.[20,21]

અધ્યાય ૧૨૭મો સમાપ્ત

## अध्याय १२८मो
### સોમકને સો પુત્રોની પ્રાપ્તિ ને પાપનું ફળ

॥ सोमक उवाच ॥

ब्रह्मन्यद्यद्यथाकार्यं तत्कुरुष्व तथा तथा।
पुत्रकामतया सर्वं करिष्यामि वचस्तव ॥ १ ॥

સોમક બોલ્યો : હે બ્રહ્મન્! જે જે કર્મ જેમ કરવાનું હોય તે તે કર્મ તે પ્રમાણે કરો. પુત્રની ઇચ્છાથી હું તમારું સઘળું કહેલું કરીશ.[૧]

લોમશ બોલ્યા : પછી તે ઋત્વિજે સોમકને તે જંતુથી યજ્ઞ કરાવવા માંડ્યો. દયાથી ભરાયેલી માતાઓ તો પોતાના એ પુત્રને બળપૂર્વક ખેંચી રાખવા લાગી.[૨] તીવ્ર શોકથી હણાઈ ગયેલી તે માતાઓ 'હાય ! હાય ! મરી ગઈ' એમ ચીસ નાખતી હતી અને કરણ સ્વરે કલ્પાંત કરતી હતી. તેઓ જંતુને જમણે હાથે ઝાલી ખેંચતી હતી, તો યાજક તેને ડાબે હાથે ઝાલી ખેંચાતો હતો. હવે ટિટોડીની જેમ ચીસાચીસ નાખતી તે માતાઓ પાસેથી તે ઋત્વિજે એ પુત્રને ખેંચી લીધો, તેને કાપી નાખ્યો અને વિધિપૂર્વક તેની ચરબીનો હોમ કર્યો. આમ હે કુરનંદન! એ વપા (દેહમાં રહેલો માલપૂડાના જેવો માંસભાગ) હોમાવા લાગ્યો, ત્યારે માતાઓ તેની ગંધ સૂંઘતાં વ્યાકુળ થઈ ગઈ અને એકદમ પૃથ્વી ઉપર ઢળી પડી. આથી તે સર્વ પરમ-સુંદરીઓને ગર્ભ રહી ગયા.[૩-૬] હવે હે પૃથ્વી-પતિ! હે ભારત! દશમે મહિને તે સર્વ રાણીઓને સોમકના પૂરા સો પુત્રો અવતર્યા. હે મહારાજ! જંતુ તેની એ જ જનેતાથી સૌથી પહેલો જન્મ્યો. તે સૌ માતાઓને વહાલો હતો. તે તે માતાઓને પોતાના પુત્રો પણ તેટલા વહાલા નહોતા લાગતા. એને ડાબે પડખે પેલું સોનેરી લાખું હતું.[૭-૯] એ સો પુત્રોમાં તે ગુણોમાં પણ શ્રેષ્ઠ હતો. પછી સોમકનો તે ગુરુ પરલોકમાં ગયો. સોમક પણ સમય જતાં પરલોકમાં પહોંચ્યો. હવે તે સોમકે પોતાના તે ગુરુને ઘોર નરકમાં રંધાતો જોયો, એટલે તેણે તેને પૂછ્યું કે, 'હે દ્વિજ! તમે શા કારણે નરકમાં સબડો છો?' ત્યારે અગ્નિથી અત્યંત રંધાઈ રહેલા તે ગુરુએ તેને કહ્યું: 'હે રાજન્! મેં તમને યજ્ઞ કરાવ્યો તે કર્મનું આ ફળ છે.[૧૦-૧૨] આ સાંભળીને તે રાજર્ષિએ ધર્મરાજને કહ્યું કે, 'હું આ નરકમાં પ્રવેશ કરીશ, તમે મારા આ ગુરુને છોડી દો; કેમ કે મારે માટે જ આ મહાભાગ્યશાળી નરકના અગ્નિથી રંધાઈ રહ્યા છે.[૧૩]

ધર્મ બોલ્યા : હે રાજન્! કર્તાનું કર્મફળ બીજો ક્યારેય ભોગવતો નથી. હે શ્રેષ્ઠ વક્તા! તારે માટે તો આ ફળો દેખાય છે.[૧૪]

સોમક બોલ્યો : હું આ બ્રહ્મવાદીને છોડીને પુણ્યલોકને ઇચ્છતો નથી. હે ધર્મરાજ! સ્વર્ગમાં કે નરકમાં હું તો એમની સાથે જ રહેવા ઇચ્છું છું, કેમ કે હે દેવ! અમને બંનેને પુણ્ય અને પાપનું આ ફળ સમાન જ મળવું જોઈએ.[૧૫,૧૬]

ધર્મરાજ બોલ્યા : હે રાજન્! જો તારી એવી જ ઇચ્છા છે, તો તું આનું ફળ સાથે ભોગવ. પછી યોગ્ય વખતે તું એની સાથે સદ્‌ગતિ પામશે.[૧૭]

લોમશ બોલ્યા : પછી તે કમળ જેવાં નેત્રવાળા રાજાએ સઘળું તે પ્રમાણે કર્યું. આમ તે પાપમુક્ત થઈને ગુરુની સાથે નરકમાંથી મુક્ત થયો.[૧૮] વળી હે રાજન્! તે ગુરુપ્રિય રાજાએ તે જ બ્રાહ્મણ ગુરુની સાથે પોતાનાં શુભ કર્મોથી મેળવેલા શુભ વૈભવો ભોગવ્યા.[૧૯] આ જે આગળ-પડનો શોભી રહ્યો છે, તે એ રાજાનો પવિત્ર આશ્રમ છે. જે મનુષ્ય ક્ષમાશીલ રહી આ આશ્રમમાં છ રાત રહે છે, તે સદ્‌ગતિને પામે છે. તો હે રાજેંદ્ર! આપણે પણ આ આશ્રમમાં જિતેંદ્રિય અને શાંતિપરાયણ થઈને છ રાત રહીશું.

હે કુરુકુળશ્રેષ્ઠ ! તમે તે માટે તૈયાર થાઓ.[૨૦,૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં ૦.'તુડેપાખ્યાન' નામનો અધ્યાય ૧૨૮ મો સમાપ્ત

# अध्याय १२९ मो

## પવિત્ર સ્થાનોનું વર્ણન

॥ लोमश उवाच ॥

अस्मिन्किल स्वयं राजन्निष्टवान् वै प्रजापतिः ।
सत्रमिष्टीकृतं नाम पुरा वर्षसहस्रकम् ॥१॥

લોમશ બોલ્યા: હે રાજન્! આ જ સ્થળે, પૂર્વે પ્રજાપતિએ પોતે એક હજાર વર્ષ ચાલે એવો ઇષ્ટિકૃત નામનો એક યજ્ઞ કર્યો હતો.[૧] વળી નાભાગના પુત્ર અંબરીષે અહીં યમુનાતીરે યજ્ઞ કર્યો હતો અને તેમાં સદસ્યોને દશ પદ્મ ગાયોનું દાન કર્યું હતું.[૨] તે યજ્ઞો અને તપસ્યા વડે પરમ સિદ્ધિને પામ્યો હતો. હે કૌંતેય ! યજ્ઞ કરવાવાળા, પુણ્યકર્મવાળા, અમાપ તેજવાળા, ઇંદ્રની સાથે સ્પર્ધા કરનારા ને ચક્રવર્તી તે નહુષપુત્ર યયાતિનો આ દેશ છે અને આ તેની યજ્ઞભૂમિ છે. અનેક પ્રકારના આકારવાળી અને અગ્નિવેદીઓથી ભરાઈ ગયેલી આ ભૂમિ જુઓ; જાણે યયાતિનાં યજ્ઞકર્મોથી લદાઈને તે ડૂબી રહી છે.[૩-૫] આ એક પાંદડાવાળી શમીની-ખીજડીની ડાળ છે. આ ઉત્તમ મધપાત્ર છે. પરશુરામનાં આ તળાવો જુઓ. આ નારાયણ-આશ્રમને જુઓ.[૬] હે મહીપાલ! યોગબળથી પૃથ્વી ઉપર વિચરનારા તે અમાપ ઓજસ્વી ઋચીકપુત્રનો આશ્રમ અહીં રૌપ્યા નદીને તીરે આ માર્ગે આવેલો છે.[૭] હે કુરુનંદન! આ તીર્થ સંબંધમાં પરંપરાથી ચાલી આવેલા આ જ શ્લોકો હું તમને કહું છું, તે તમે સાંભળો. ખાંડણિયા જેવા કાનના અલંકારો પહેરેલી એક પિશાચીએ એક બ્રાહ્મણીને તે કહ્યા હતા. યુગંધરમાં* દહીં ખાઈને, અચ્યુત

* એ શ્લોક આ પ્રમાણે છે: युगंधरे दधि प्राश्य उषित्वा चाच्युतस्थले । तद्वद्भूतलये स्नात्वा सपुत्रा वस्तुमर्हसि ॥१॥ આ શ્લોકના પ્રાચીન ટીકાકારો, અર્વાચીન ટીકાકારો તથા બ્રહ્મનિષ્ઠ લક્ષ્મણાચાર્યના શિષ્યો ભિન્ન ભિન્ન અર્થો કરે છે ઉપર આપેલો અર્થ અર્વાચીનોનો છે અને લેલે શાસ્ત્રીનાં તથા અપ્પા શાસ્ત્રીનાં મરાઠી ભાષાંતરોમાં એને જ અનુસરીને અર્થ કર્યો છે; તથા એ અર્થ વધારે ખેંચતાણ વિનાનો લાગવાથી ઉપર આપ્યો છે. એમાં દધિપ્રાશન વગેરે ત્રણ, એ તીર્થમાં વાસ કરવા માટે અધિકારનાં કારણ છે અને એક રાત્રિનો વાસ એ નિયમરૂપ છે. પ્રાચીનોનો અર્થ આ પ્રમાણે છે. 'તેં યુગંધર પર્વત અથવા દેશમાં દહીં ખાધું છે. (ત્યાં ઊંટડી અને ગધેડીના દૂધનું દહીં કરે છે.) તથા અચ્યુત સ્થળ નામના ગામમાં વાસ કર્યો છે (ત્યાં વર્ણસંકર લોકો વસે છે) અને ભૂતિલય નામના ચોરોના ગામની નદીમાં નાહી છે. (એ નદીમાં અગ્નિથી બળી ગયેલા મુડદા નાખવામાં આવે છે) આ ત્રણેયનું ધર્મશાસ્ત્રમાં પ્રાયશ્ચિત્ત કહેલું છે. ઊંટડી અને એક ખરીવાળા પશુઓનું દૂધ મદિરા જેવું છે, વર્ણસંકરના સહવાસમાં પ્રાજાપત્ય વ્રત કરવાનું છે અને ભૂતિલયમાં વાસ કરનારા બ્રાહ્મણને પ્રાજાપત્ય કરવાનું કહ્યું છે. તેં તે પ્રાયશ્ચિત્ત કર્યું નથી, છતાં તું અહીં કેમ રહેવા ઇચ્છે છે? અર્થાત્ દોષવાળાંઓને અહીં તીર્થમાં રહેવું દુર્લભ છે. આ રીતે પ્રાચીનો યુગંધરાદિ ત્રણ દેશના સંબંધમાં નિંદાના રૂપમાં અર્થ કરે છે અને ત્રીજા વેદાંતીઓ યુગધર શબ્દથી સ્થૂલ શરીરાભિમાની જીવ લે છે, તેમ જ દધિપ્રશાન શબ્દથી ધર્મ, પ્રજા તથા સંપત્તિને માટે ભાર્યા સંબંધ લે છે. કારણ કે તે વિના ત્રણ ઋણથી છુટાતું નથી; અર્થાત્ સ્વધર્મનિષ્ઠ પ્રજાવાન મનુષ્ય જ તે તીર્થને સેવવા યોગ્ય છે, એવો પૂર્વશ્લોકપાદનો અર્થ કરે છે તથા અચ્યુતસ્થલ શબ્દથી લિંગશરીર અને તે દ્વારા સૂત્રાત્માની ઉપાસના લે છે તથા ભૂતલય શબ્દથી કારણબ્રહ્મ લઈ, તેમાં સ્નાન કરી અર્થાત્ મળત્યાગ કરીને આ તીર્થ કે જે ક્રમમુક્તિ તથા સદ્યોમુક્તિમાં પરંપરાથી હેતુરૂપ છે, તેમાં વાસ કરી શકાય એવો અર્થ કરે છે. તાત્પર્ય કે, કર્મ તથા ઉપાસનાપૂર્વક જે બ્રહ્મજ્ઞાનવાળો છે, તે અહીં વાસ કરી શકે છે. તેનાને પિશાચાદિની પીડા થતી નથી. હે બ્રાહ્મણિ ! તું તો બ્રહ્મજ્ઞાન વિનાની છે. માટે અહીં એક રાત્રિ જ રહી શકીશ જો બીજે દિવસે રહેવા ઇચ્છીશ, તો તારી મારા જેવી વલે થશે-અર્થાત્ પિશાચી થઈને

સ્થળમાં વાસ કરીને, તેમજ ભૂતલયમાં સ્નાન કરીને તું પુત્ર સાથે અહીં રહેવા ઇચ્છે તો ભલે રહે. પણ એક રાત રહ્યા પછી તું જો બીજે દિવસે અહીં રહીશ, તો દિવસે તારી આ દશા થશે (વસ્ત્રાદિ ખોઈ બેસશે). વળી જો તું બીજી રાત પણ રહેશે, તો એનાથી ઊલટું થશે (પ્રાણ ખોઈ બેસશે).[૮–૧૦] આથી હે ભરતશ્રેષ્ઠ ! અહીં આપણે રાત ગાળશું. હે ભારત ! હે કુંતીપુત્ર ! આ કુરુક્ષેત્રનું દ્વાર છે.[૧૧] અહીં જ હે રાજન્ ! નહુષપુત્ર યયાતિ રાજાએ પુષ્કળ રત્નસમૂહો વાપરીને યજ્ઞો કર્યા હતા. અહીં ઇંદ્ર એના ઉપર પ્રસન્ન થયો હતો. પ્લક્ષાવતરણ નામનું આ ઉત્તમ યમુના તીર્થ છે. પંડિતો એને સ્વર્ગનું દ્વાર કહે છે.[૧૨,૧૩] અહીં પરમ ઋષિઓએ સારસ્વત યજ્ઞોથી યજન કર્યું હતું. હે તાત ! તેમાં યજ્ઞસ્તંભો અને ખાંડણિયાઓ અવભૃથ સ્નાનના જળમાં જાય છે.[૧૪] હે રાજન્ ! અહીં ભરતરાજાએ યજ્ઞો કર્યા હતા. ધર્મપૂર્વક પૃથ્વીને મેળવીને તેમણે અશ્વમેધ યજ્ઞ માટે પવિત્ર અને કાળા કાનવાળો ઘોડો વારંવાર છૂટો મૂક્યો હતો. હે પુરુષસિંહ ! ઋષિમુખ્ય સંવર્તથી પાલન કરાયેલા મરુત રાજાએ અહીં જ ઉત્તમ યજ્ઞ કર્યો હતો. હે રાજેંદ્ર ! અહીં જળસ્પર્શ કરવાથી મનુષ્ય પાપકર્મોથી છૂટે છે અને સર્વ લોકોનાં પ્રત્યક્ષ દર્શન પામે છે. માટે તમે પણ અહીં સ્નાન કરો.[૧૫–૧૭]

વૈશંપાયન બોલ્યા : મહર્ષિઓથી સ્તુતિ કરાતા પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિરે ત્યાં ભાઈઓ સાથે સ્નાન કર્યું અને લોમશને આ વચનો કહ્યાં :[૧૮] 'હે સત્યપરાક્રમી ! તપસ્યા કરીને હું સર્વ લોકોને પ્રત્યક્ષ જોઉં છું. અહીં રહ્યો રહ્યો હું શ્વેત વાહનવાળા પાંડવશ્રેષ્ઠ અર્જુનને ભાળી રહ્યો છું.[૧૯]

લોમશ બોલ્યા : હે મહાબાહુ ! પરમ મહર્ષિઓ આ જ પ્રમાણે એને જુએ છે. આ પુણ્યાશ્રમોથી ઘેરાયેલી પવિત્ર સરસ્વતી નદીને જુઓ.[૨૦] હે નરશ્રેષ્ઠ ! ત્યાં સ્નાન કરવાથી તમે પાપમુક્ત થશો. હે કુંતીપુત્ર ! અહીં ઋષિઓ, રાજર્ષિઓ અને દેવર્ષિઓએ સારસ્વત યજ્ઞોથી યજન કર્યું હતું.[૨૧] ચોતરફ પાંચ જોજનના વિસ્તારવાળી આ પ્રજાપતિની વેદી છે. વળી યજ્ઞશીલ મહાત્મા કુરુનું આ ક્ષેત્ર છે.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં જંતુઉપાખ્યાન' નામનો અધ્યાય ૧૨૯ મો સમાપ્ત

## अयाय १३० मो

### તીર્થનિર્દેશ તથા બાજ અને હોલાનું આખ્યાન

॥ लोमश उवाच ॥

**इह मर्त्यास्तनूस्त्यक्त्वा स्वर्गं गच्छन्ति भारत ।**
**मर्तुकामा नरा राजन्निहायान्ति सहस्रशः ॥ १ ॥**

લોમશ બોલ્યા : હે ભારત ! અહીં શરીર છોડીને માણસો સ્વર્ગમાં જાય છે. હે રાજન્ ! અહીં મરણ પામવાની ઇચ્છાથી હજારો માનવો આવે છે.[૧] પૂર્વે યજ્ઞ કરતા દક્ષે આ તીર્થ વિશે આવો આશીર્વાદ જોડ્યો છે : 'જે મનુષ્યો અહીં મૃત્યુ પામશે, તેઓ સ્વર્ગજિત થશે.' હે પૃથ્વીનાથ ! આ રમણીય સરસ્વતી નદી છે, આ દિવ્ય ઓઘવતી નદી છે અને આ સરસ્વતીનું વિનશનતીર્થ છે.[૨,૩] આ નિષાદદેશનું દ્વાર છે. હે વીર ! નિષાદો રખેને મને ઓળખી પાડે, એવા વિચારથી એ નિષાદોના દ્વેષને લીધે સરસ્વતી પૃથ્વીમાં પેસી ગઈ છે.[૪] આ ચમસોદ્ભેદ નામે તીર્થ છે, અહીં સરસ્વતી પાછી પ્રત્યક્ષ દેખાય

અહીં સ્નાન કરવા પામીશ નહિ અને બીજી રાતે રહેતાં તો અહલ્યાદિની પેઠે મૂઢભાવને પામી શિલા બની જઈશ, જેથી પછી તીર્થનાં દર્શન પણ મળશે નહિ.' આવો અર્થ અનેક શ્રુતિપ્રમાણો આપીને કરે છે.

છે. સર્વ પાવનકારી સમુદ્રગામિની નદીઓ અહીં એને મળે છે.[૫] આ સિંધુનું મહાતીર્થ છે. હે શત્રુદમન! લોપામુદ્રા અહીં આવીને પતિ અગસ્ત્યને વરી હતી.[૬] હે સૂર્ય સમાન કાંતિવાળા! ઇંદ્રને પ્રિય એવું આ પાવનકારી, પવિત્ર અને પાપનો નાશ કરનારું પ્રભાસતીર્થ શોભી રહ્યું છે. આ વિષ્ણુપદ નામનું ઉત્તમ તીર્થ દેખાય છે.[૭] વળી આ પરમ પાવન કરનારી રમણીય વિપાશા નદી છે. પુત્રના શોકથી ભગવાન વસિષ્ઠ ઋષિએ પોતાની જાતને બાંધીને આ જ નદીમાં ઝંપલાવ્યું હતું. અને એમાંથી જ તે પાશરહિત થઈ પાછા ઉપર આવ્યા હતા.[૮,૯] હે અરિદમન! મહર્ષિઓથી વસેલું અને સર્વ પુણ્યોથી ભરેલું આ કાશ્મીર મંડલ તમે ભાઈઓ સાથે જુઓ.[૧૦] હે ભારત! ઉત્તરવાસી સર્વ ઋષિઓનો, નહુષપુત્ર યયાતિનો, અગ્નિનો અને કાશ્યપનો અહીં સંવાદ થયો હતો.[૧૧] હે મહારાજ! આ માનસસરોવરનું દ્વાર દેખાય છે. આ પર્વતની વચ્ચે સત્ય પરાક્રમી શ્રીમાન રામે એક વરસ સુધી વાસ કર્યો હતો. આ દેશ વાતિકખંડને નામે પ્રખ્યાત છે અને એ વિદેહ દેશની ઉત્તરે છે. તેની સીમાને કોઈ વટાવી શકતું નથી.[૧૨,૧૩] હે પુરુષસિંહ! આ દેશમાં આ એક બીજું આશ્ચર્ય છે. હે કૌંતેય! જ્યારે યુગનો અંત આવે છે, ત્યારે ઇચ્છામાં આવે તે રૂપ ધરનારા ભગવાન શંકરનાં ભગવતી ઉમા અને તેમનાં પાર્ષદો–સેવકો સાથે દર્શન થાય છે. અહીં સરોવરતીરે, પરિવારનું મંગળ ઇચ્છતા યાજકો ચૈત્ર માસમાં શિવજીનું રૂડી રીતે યજ્ઞોથી યજન કરે છે. જે શ્રદ્ધાવાન અને જિતેંદ્રિય મનુષ્ય આ સરોવરમાં સ્નાન કરે છે, તે નિષ્પાપ થઈ નિ:સંશય શુભલોકને પામે છે. આ ઉજ્જાનક તીર્થ છે. અહીં કાર્તિકસ્વામી તથા અરુંધતી સહિત ભગવાન વસિષ્ઠ ઋષિ શાંતિ પામ્યા હતા.[૧૪-૧૭] આ કુશવાન નામનું તળાવ છે, તેમાં કુશેશય નામનાં કમળો છે. આ રુક્મિણીનો આશ્રમ છે. ક્રોધથી મુક્ત થઈને તે અહીં જ શાંત થઈ હતી.[૧૮] હે પાંડવ! તમે સમાધિઓના સંક્ષેપને સાંભળ્યો છે. તો હવે હે મહારાજ! તે પ્રત્યક્ષ ફળ આપનારા આ મહાગિરિ ભૃગુતુંગને તમે જુઓ.[૧૯] હે રાજેંદ્ર! સર્વ પાપને દૂર કરનારી, મહર્ષિઓના નિવાસવાળી, શીતળ જળવાળી અને અત્યંત નિર્મળ એવી આ વિતસ્તા નદીને જુઓ.[૨૦] વળી યમુનાની પાસે વહેતી આ જલા અને ઉપજલા એ બે નદીઓ જુઓ. ત્યાં યજ્ઞ કરીને ઉશીનર રાજાએ ઇંદ્રને પાછળ પાડી દીધો હતો. હે ભારત! હે પૃથ્વીપતિ! ઇંદ્ર અને અગ્નિ તે નૃપવરની કસોટી કરવાને માટે તેની રાજસભામાં ગયા હતા. તે બંને વરદાતાઓ મહાત્મા ઉશીનરની પરીક્ષા કરવા ઇચ્છતા હતા.[૨૧,૨૨] આથી ઇંદ્ર શ્યેન(બાજ)નું રૂપ લઈને અને અગ્નિ કપોત(હોલા)નું રૂપ લઈને ત્યાં રાજાના યજ્ઞમાં ગયા. ત્યારે હે રાજન્! હોલો બાજની બીકથી શરણ શોધતો તે ઉશીનર રાજાના ખોળામાં જઈને ભયથી વ્યાકુળ થઈ ત્યાં જ છુપાઈ ગયો.[૨૩,૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં શ્યેન અને કપોત' નામનો અધ્યાય ૧૩૦ મો સમાપ્ત

## अध्याय १३१ मो
### ઉશીનરના ધૈર્યની કસોટી

॥ श्येन उवाच ॥

धर्मात्मानं त्वाऽऽहुरेकं सर्वे राजन्महीक्षितः ।
सर्वधर्मविरुद्धं त्वं कस्मात्कर्म चिकीर्षसि ॥ १ ॥

શ્યેન બોલ્યો : હે રાજન્! સર્વ રાજાઓ તને એકલાને જ ધર્માત્મા કહે છે. તો તું સર્વ ધર્મથી વિરુદ્ધ એવું આ કર્મ શા માટે કરવા ઇચ્છે

છે ![1] આ (હોલો) મારું ભક્ષ્ય થવા નિર્માયો છે. હું ભૂખથી પીડાઈ રહ્યો છું. તું ધર્મનો લોભ કરીને આ હોલાને રક્ષણ ન આપ. તું તો ધર્મ ખોઈ બેઠો છે.[2]

રાજા બોલ્યો : હે મહાપક્ષી ! આ પંખી ત્રાસી ગયેલું છે, તારાથી તે છળી ગયું છે અને પ્રાણના લોભથી તે શરણ મેળવવા મારી પાસે આવ્યું છે. આમ અભય ઇચ્છતો આ હોલો અહીં અભ્યાગત છે. હું તેને તને ન સોંપું એ જ મારો પરમ ધર્મ છે, તે હે બાજ ! તું કેમ જોતો નથી ?[3,4] હે શ્યેન ! આ હોલો ધ્રૂજી રહ્યો છે, ગભરાઈ ગયો છે અને મારી પાસે જીવિતરક્ષા ચાહે છે, તેનો ત્યાગ કરવો એ નિંદાપાત્ર છે. જે માણસ બ્રાહ્મણોનો કે લોકની માતારૂપ ગાયોનો વધ કરે છે અથવા શરણે આવેલાને ત્યજી દે છે, તે ત્રણેને સરખું જ પાપ લાગે છે.[5,6]

શ્યેન બોલ્યો : હે રાજન્ ! સર્વ પ્રાણીઓ આહારથી ઉત્પન્ન થાય છે. એ આહારથી જ સર્વ જીવો વૃદ્ધિ પામે છે અને જીવન જીવે છે.[7] જેનો ત્યાગ કરવો મુશ્કેલ હોય, એવી કોઈ ચીજ વિના ઘણી રાત્રિઓ સુધી જીવી શકાય, પણ ભોજનનો ત્યાગ કરીને ઝાઝું ન ટકી શકાય.[8] હે રાજન્ ! તમે મને મારા આહારથી વિખૂટા કરો છો, એટલે આજે જ મારા પ્રાણ દેહને છોડીને ચાલ્યા જશે. જ્યાં કોઈનો પણ ભય નથી એવા માર્ગે એ ચાલ્યા જશે. હે ધર્માત્મા ! હું મરી જઈશ એટલે મારાં સ્ત્રીપુત્ર વગેરે નાશ પામશે. આમ તમે એક હોલાને બચાવવા જતાં અનેક જીવોનો નાશ કરશો.[9,10] હે સત્યપરાક્રમી ! જે એક ધર્મ બીજા ધર્મને બાધક હોય તે ધર્મ નથી પણ અધર્મ છે, પણ જે ધર્મ બીજા ધર્મનો બાધક નથી, તે જ સાચો ધર્મ છે.[11] હે રાજન્ ! બે ધર્મો વચ્ચે પરસ્પર વિરોધ જણાય, ત્યારે બંનેમાંથી મુખ્ય ને અમુખ્યનો નિશ્ચય કરવો અને જેનાથી બાધ ન આવતો હોય તે ધર્મ આચરવો.[12] આથી હે રાજન્ ! ધર્મ અને અધર્મનો નિશ્ચય કરતી વખતે બંનેની મહત્તા તથા લઘુતા વિશે વિચાર કરવો જોઈએ. પછી જે ઉત્તમ દેખાય, તે ઉપરથી ધર્મનો તું નિશ્ચય કર.[13]

રાજા બોલ્યો : હે વિહંગવર ! તું બહુ કલ્યાણભરી વાણી બોલે છે. શું તું પક્ષીરાજ ગરુડ છે ? ખરેખર તું ધર્મજ્ઞ છે.[14] તું આવી ધર્મ સંબંધી આશ્ચર્યભરેલી અનેક વાતો કરે છે. એથી મને લાગે છે કે તારાથી કશુંય અજાણ્યું નથી.[15] આમ છતાં શરણ ઇચ્છનારના ત્યાગને તું કેમ સારો માને છે ? હે પક્ષી ! તારો આ ઉદ્યોગ આહારને માટે છે.[16] તું બીજી રીતે ઘણો વધારે આહાર મેળવી શકીશ. માટે બળદ, ભૂંડ, હરણ, પાડો અથવા બીજું જે કાંઈ તું ઇચ્છતો હોય તે આ સ્થળે અત્યારે જ હાજર કરાવી દઉં.[17]

શ્યેન બોલ્યો : હે મહારાજ ! હું ભૂંડને, બળદને કે વિવિધ મૃગોને ખાઈશ નહિ; મારે બીજાં પ્રાણીની કશી જ જરૂર નથી. હે ક્ષત્રિયશ્રેષ્ઠ ! દેવોએ મારે માટે જે આહાર નક્કી કર્યો છે, તે આ હોલો છે. હે રાજન્ ! તું મને એ જ આપ. શ્યેન હોલાઓને ખાય છે, એવી પરંપરા ચાલી આવે છે. તો હે રાજન્ ! સાર જાણ્યા વિના તું કેળના થાંભલા જેવા આ નિઃસાર ધર્મમાં આસક્ત થા નહિ.[18-20]

રાજા બોલ્યો : હે આકાશચારી ! હું તને શિબિઓનું સમૃદ્ધ રાજ્ય આપું અથવા હે શ્યેન ! તું જે કંઈ ઇચ્છે, તે બધું હું તને પૂરું પાડું; માત્ર શરણે આવેલા આ પક્ષીને હું નહિ આપું. હે પક્ષીરાજ ! જે કર્મથી તું આ હોલાને છોડી શકે એમ છે, તે કર્મ તું મને કહે, હું તે કરીશ; પણ હોલો તો નહિ જ આપું.[21,22]

શ્યેન બોલ્યો : હે ઉશીનર રાજા ! તને હોલા ઉપર સ્નેહ જ છે, તો તો તું તારું માંસ કાપીને આ હોલાની સામે ત્રાજવામાં મૂક. પછી હે મહારાજા ! જ્યારે તારું માંસ હોલાના વજન બરાબર થાય, ત્યારે તારે તે મને આપવું. આથી મને સંતોષ થશે.[૨૩,૨૪]

રાજા બોલ્યો : હે શ્યેન ! તું મારી પાસે આ માગણી કરે છે, તે હું તારી કૃપા માનું છું. આથી હું આજે જ હોલાના વજન બરાબર મારું માંસ તને તોળી આપું છું.[૨૫]

લોમશ બોલ્યા . હે કુંતીપુત્ર યુધિષ્ઠર રાજા ! પછી તે પરમધર્મજ્ઞ રાજાએ પોતે જ પોતાનું માંસ કાપ્યું અને હોલાની બરાબર તોળવા માંડ્યું. આમ હોલાને ત્રાજવામાં મૂકવામાં આવ્યો, ત્યારે તે માંસથી વધી ગયો. આથી ઉશીનર રાજાએ વળી માંસ કાપીને મૂક્યું[૨૬,૨૭] આમ છતાં તે માંસ હોલાની બરાબર ન ઊતર્યું; એટલે કપાયેલા માંસવાળો તે રાજા પોતે જ ત્રાજવામાં બેસી ગયો.[૨૮]

શ્યેન બોલ્યો · 'હે ધર્મજ્ઞ ! હું ઇંદ્ર છું અને આ કપોત પોતે અગ્નિ છે. તારા ધર્મની પરીક્ષા કરવા સારુ અમે બન્ને આ તારી યજ્ઞશાળામાં આવ્યા છીએ.[૨૯] હે પૃથ્વીપતિ ! તે તારા શરીરમાંથી જ માંસ કાપી આપ્યુ છે, તેથી તારી ઉજ્જ્વળ કીર્તિ આ લોકોને પણ વટાવી જશે[૩૦] હે મહારાજ ! આ લોકમાં મનુષ્યો જ્યાં સુધી તારી કથા કરશે, ત્યાં સુધી તારી કીર્તિ તેમ જ તારા લોકો અચળ રહેશે.' રાજાને આ પ્રમાણે કહીને તે અતે સ્વર્ગમાં ચાલ્યા ગયા. હવે ધર્માત્મા ઉશીનર પણ સ્વર્ગ અને મૃત્યુલોકને ધર્મથી વ્યાપ્ત કરીને કાંતિમાન દેહથી સ્વર્ગમાં ગયો. હે રાજન્ ! આ તે મહાત્મા રાજાનું આશ્રમસ્થાન છે[૩૧-૩૩] પાપ છોડાવનારા એ પવિત્ર સ્થાનને તમે મારી સાથે જુઓ. હે રાજન્ ! પુણ્યશાળી અને મહાત્મા બ્રાહ્મણોને આ સ્થળે દેવો અને સનાતન મુનિઓ વારંવાર દર્શન આપે છે.[૩૪]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાન્તર્ગત તીર્થયાત્રાપર્વમા 'લોમશતીર્થયાત્રામા શ્યેન અને કપોત' નામનો અધ્યાય ૧૩૧ મો સમાપ્ત

## अध्याय १३२ मो

### અષ્ટાવક્રનું આખ્યાન

॥ लोमश उवाच ॥

**यः कथ्यते मंत्रविदग्धबुद्धिरौद्दालकिः श्वेतकेतुः पृथिव्याम् ॥ तस्याश्रमं पश्य नरेंद्र पुण्यं सदाफलैरुपपन्नं महीजैः ॥ १ ॥**

લોમશ બોલ્યા હે નરેંદ્ર ! પૃથ્વીમાં મંત્રવિદ્યામાં કુશળ બુદ્ધિવાળા જે ઉદ્દાલકપુત્ર શ્વેતકેતુ કહેવાય છે, તેમનો વૃક્ષો અને ફળોથી સદા ભરપૂર આ આશ્રમ જુઓ.[૧] અહીં શ્વેતકેતુએ સાક્ષાત્ સરસ્વતીનાં દર્શન કર્યાં હતાં. વરદાન દેવાને તત્પર થયેલાં એ સરસ્વતીને શ્વેતકેતુએ કહ્યુ હતું · 'મને સર્વ શાસ્ત્રનું જ્ઞાન થાઓ.'[૨] કહોડપુત્ર અષ્ટાવક્ર અને ઉદ્દાલકપુત્ર શ્વેતકેતુ એ બે આ યુગમાં પૃથ્વીમાં સર્વશ્રેષ્ઠ બ્રહ્મવેત્તા મુનિઓ હતા.[૩] તેઓ મામા–ભાણેજ થતા હતા. એ બંને અમાપ જ્ઞાનવાળા બ્રાહ્મણો મહીપતિ વિદેહરાજના યજ્ઞમંડપમાં ગયા હતા. ત્યાં તેમણે વાદવિવાદ કરીને તેના બંદીને હરાવ્યો હતો.[૪] હે કૌંતેય ! તમે તમારા ભાઈઓ સાથે ઉદ્દાલક મુનિના આ પુણ્યપવિત્ર આશ્રમમાં પ્રવેશ કરો અને એ મહાત્માની ઉપાસના કરો. અષ્ટાવક્ર એ જ મુનિના દૌહિત્ર–પુત્રીના પુત્ર કહેવાયા છે. એ ઉત્તમ બ્રાહ્મણ અષ્ટાવક્રે બાળવયમાં જ જનકના યજ્ઞમાં વાદવિવાદ કરીને તેના બંદીને હરાવીને નદીમાં ડુબાડી દીધો હતો.[૫,૬]

યુધિષ્ઠિર બોલ્યા હે લોમશ મુનિ ! જેણે બંદીને આ પ્રમાણે હરાવ્યો, તે અષ્ટાવક્ર બ્રાહ્મણ

કેવા પ્રભાવશાળી હતા ? અને તેઓ શાથી આઠે અંગે વાંકા થયા હતા ? તે બધું તમે મને યથાર્થ રીતે કહો.[૭]

લોમશ બોલ્યા : ઉદ્દાલકને કહોડ નામે એક વિખ્યાત નિયમનિષ્ઠ શિષ્ય હતો. તે ગુરુની સેવા કરતો તથા તેમની આજ્ઞાને અનુસરીને વર્તતો હતો.[૮] તેણે લાંબા વખત સુધી વેદાધ્યયન કર્યું. આમ તે શિષ્ય બ્રાહ્મણે તે ઉદ્દાલક ગુરુની સેવા કરી. ગુરુએ તેની એ સેવા ઓળખીને તેને તરત જ સર્વ વિદ્યા આપી તથા પોતાની પુત્રી સુજાતાને તેની સાથે પરણાવી.[૯] એ સુજાતાને અગ્નિના જેવો તેજસ્વી ગર્ભ રહ્યો. તે ગર્ભે અધ્યયન કરતા પોતાના પિતાને કહ્યું કે, 'હે પિતા ! તમે આખી રાત આ અધ્યયન કરો છો, પણ તે બરાબર થતું નથી.'[૧૦] આમ તે મહર્ષિને શિષ્યો-ની વચ્ચે મહેણું માર્યું, એટલે ઉદરમાં રહેલા તે ગર્ભને તેમણે ક્રોધપૂર્વક શાપ આપ્યો કે, 'તું પેટમાં રહ્યો રહ્યો આવું વાંકું બોલે છે, તેથી તું આઠ ઠેકાણે વાંકો થઈશ.'[૧૧] આમ તે મહર્ષિ વાંકા જન્મ્યા અને અષ્ટાવક્ર નામથી પ્રસિદ્ધ થયા. શ્વેતકેતુ એનો મામો હતો અને તે વયમાં એની બરાબર હતો.[૧૨] હવે એ બાળક ગર્ભમાં વધી રહ્યો હતો, તે વખતે પીડા પામતી એ સુજાતા ધનની ઇચ્છાથી પોતાના ધનહીન પતિને એકાંત-માં પ્રસન્ન કરીને કહેવા લાગી કે,[૧૩] 'હે મહર્ષિ ! આ મને દશમો મહિનો ચાલે છે, હું ધન વિના કેમ કરીશ ? તમારી પાસે પણ કંઈ સંપત્તિ નથી કે જેથી હું આ આપત્તિને તરી જાઉં.' પત્નીએ આ પ્રમાણે કહ્યું, એટલે તે કહોડ ઋષિ ધનને માટે જનકરાજાની પાસે ગયા. ત્યાં બંદીએ તે વિપ્રને વાદવિવાદથી હરાવ્યા અને અહીં પાણીમાં ફેંકી દીધા.[૧૪,૧૫] આમ બંદીએ કહોડને વાદવિવાદમાં હરાવીને તેમને પાણીમાં નાખી દીધા છે, એ સમાચાર ઉદ્દાલકે સાંભળ્યા. તેમણે પોતાની પુત્રી સુજાતાને કહ્યું : 'આ વાત અષ્ટાવક્રથી છાની રાખજે.'[૧૬] તેણે પણ આ વાત ગુપ્ત રાખી, એટલે એ અષ્ટાવક્રે જન્મ્યા પછી પણ એ વાત સાંભળી નહિ. અષ્ટાવક્ર તો ઉદ્દાલકને પિતાની જેમ અને શ્વેતકેતુને ભાઈની જેમ માનતો રહ્યો.[૧૭] એ પછી બારમે વર્ષે અષ્ટાવક્ર ઉદ્દાલકના પિતાના ખોળામાં બેઠો હતો, ત્યારે શ્વેતકેતુએ તેને ત્યાંથી બે હાથ પકડીને ઉઠાડી મૂક્યો. આથી રોતા અષ્ટાવક્રને તેણે કહ્યું : 'આ કંઈ તારા બાપનો ખોળો નથી.'[૧૮] શ્વેતકેતુએ આ જે કઠોર વચન કહ્યું, તે તરત જ અષ્ટાવક્રના હૃદયમાં ચોંટી ગયું અને તેને ભારે વેદના થવા લાગી. ઘેર જઈને માતાને તેણે આ પ્રમાણે પૂછ્યું : 'મારા પિતા ક્યાં છે ?'[૧૯] આથી સુજાતા અત્યંત ગભરાઈ ગઈ અને શાપથી ભયભીત થઈ, તેણે તેને સર્વ હકીકત કહી દીધી. આમ તે સર્વ રહસ્ય જાણી લઈ, તે બ્રાહ્મણે રાતે શ્વેતકેતુને કહ્યું :[૨૦] 'આપણે બન્ને જનકરાજાના યજ્ઞમાં જઈએ. તે રાજાનો યજ્ઞ અનેક રીતે આશ્ચર્યકારક સંભળાય છે. ત્યાં આપણે બેઉ બ્રાહ્મણોનો વિવાદ સાંભળીશું અને ઉત્તમ વાનીઓનો ઉપયોગ કરીશું.[૨૧] વળી આપણામાં કુશળતા આવશે તેમ જ આપણે સૌમ્ય અને કલ્યાણકારી વેદઘોષ સાંભળીશું.'[૨૨] આમ તે મામાભાણેજ જનકરાજા-ના સમૃદ્ધિવાળા યજ્ઞમાં ગયા. માર્ગમાં જ જનક-રાજા મળ્યા અને અષ્ટાવક્રને દૂર ખસવા કહેવા લાગ્યા, ત્યારે અષ્ટાવક્રે આ વચન કહ્યું.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામા અષ્ટાવક્રચરિત' નામનો અધ્યાય ૧૩૨ મો સમાપ્ત

# अध्याय १३३ मो

## જનકને ત્યાં સંવાદ

॥ अष्टावक्र उवाच ॥

अंधस्य पंथा बधिरस्य पंथाः स्त्रियः पंथा भारवाहस्य पंथाः ॥ राज्ञः पंथा ब्राह्मणेनासमेत्य समेत्य तु ब्राह्मणस्यैव पंथाः ॥ १ ॥

અષ્ટાવક્ર બોલ્યો : બ્રાહ્મણ સામે ન મળ્યો હોય, તો આંધળાને માર્ગ અપાય, બહેરાને માર્ગ અપાય, સ્ત્રીઓને માર્ગ અપાય, ભાર વહેનારને માર્ગ અપાય, અને રાજાને માર્ગ અપાય; પણ બ્રાહ્મણ સામે મળ્યો હોય, તો તેને જ પ્રથમ માર્ગ અપાય.[1]

રાજા બોલ્યો : હું હમણાં જ તમને માર્ગ આપું છું. તમે જેમ ઇચ્છા હોય, તેમ ખુશીથી જાઓ; કેમ કે અગ્નિ કદી થોડો હોય તોપણ વિસાત વિનાનો ગણાતો નથી અને તેથી જ ઇંદ્ર પણ બ્રાહ્મણોને નિત્ય નમન કરે છે.[2]

અષ્ટાવક્ર બોલ્યો : હે રાજા! અમે બેઉ યજ્ઞ જોવાને આવ્યા છીએ. હે નરેંદ્ર! અમને તે જોવાનું ભારે કુતૂહલ છે. અમે બન્ને અતિથિરૂપે અહીં આવ્યા છીએ અને તમારા દ્વારપાળ પાસે પ્રવેશની આજ્ઞા ઇચ્છીએ છીએ.[3] હે ઇંદ્રદ્યુમ્નના પુત્ર! અમે બેઉ યજ્ઞ જોવાની ઇચ્છાથી તથા જનકરાજાની સાથે વાત કરવાને અહીં આવ્યા છીએ. અમને આ દ્વારપાલ અટકાવે છે, તેથી અમે ક્રોધરૂપી વ્યાધિથી બળી જઈએ છીએ.[4]

દ્વારપાળ બોલ્યો : તમને બન્નેને હું વંદન કરું છું, પણ મારું કહેલું આ વચન તમે સાંભળો. બાળકો આ યજ્ઞશાળામાં પ્રવેશ કરી શકતા નથી; એમાં તો વૃદ્ધ અને વિદ્વાન બ્રાહ્મણોને જ પ્રવેશ કરવાનો અધિકાર છે.[5]

અષ્ટાવક્ર બોલ્યો : હે દ્વારપાળ! જો અહીં વૃદ્ધોને જ પ્રવેશ કરવાનો અધિકાર છે, તો મારું પેસવું પણ યોગ્ય છે; કારણ કે અમે પણ વૃદ્ધ, વ્રતધારી, વેદના પ્રભાવવાળા, સેવાપરાયણ, જિતેંદ્રિય અને વેદાંતશાસ્ત્રમાં નિપુણ છીએ. આથી અમને બાળક ન માનવા જોઈએ. કેમકે નાનો સરખો અંગારો ય અડતાં બાળી મૂકે છે.[6,7]

દ્વારપાળ બોલ્યો : તો બ્રહ્મને સિદ્ધ કરનારી, મંત્ર આદિ અનેક રૂપવાળી અને કર્મકાંડથી વિશેષ શોભી રહેલી તે વેદમયી વાણી બોલી બતાવ. તું તારા બાળક શરીર તરફ તો જો. મિથ્યા બડાઈ શાનો મારે છે? જ્ઞાની તો દુર્લભ જ હોય છે.[8]

અષ્ટાવક્ર બોલ્યો : માત્ર શરીર વધ્યું તેથી મોટાપણું આવતું નથી. એ તો શીમળાની ખૂબ ફાલેલી ગાંઠ જેવું છે. આમ નાનું ને નીચું હોવા છતાં જે વૃક્ષ ફળેલું છે, તે મોટું છે અને ફળ રહિત છતાં જે ફાલેલું છે તે ખરેખર મોટું નથી.[9]

દ્વારપાળ બોલ્યા : બાળકો વૃદ્ધો પાસેથી જ જ્ઞાન મેળવે છે. તેઓ સમય જતાં જ વૃદ્ધ બને છે. જ્ઞાન કંઈ થોડા વખતમાં મળી જતું નથી. તો તું બાળક થઈને વૃદ્ધની જેમ શા માટે બોલે છે?[10]

અષ્ટાવક્ર બોલ્યો : કોઈને માથે પળિયાં આવ્યાં, એટલે કંઈ તે ઘરડો થઈ જતો નથી. પણ જે બાળક હોવા છતાં મહાજ્ઞાની છે, તેને જ દેવો વૃદ્ધ કહે છે. માણસ કંઈ વર્ષોથી, ધોળા વાળથી, પૈસાથી કે સગાંસંબંધીઓને લીધે મહાન ગણાતો નથી. ઋષિઓએ તો નિયમ કર્યો છે કે, અમારામાં જે સાંગોપાંગ વેદાધ્યયન કરે છે, તે જ મહાન છે.[11,12] હે દ્વારપાળ! હું રાજસભામાં બંદીને જોવા આવ્યો છું, તો કમળની માળા ધારણ કરનારા રાજાને મારા આવ્યાની ખબર આપ.[13] હે દ્વારપાળ! આજે તું અમને પંડિતો સાથે વિવાદ કરતા જોશે. અરે! પરસ્પર વિવાદ વધી જશે,

તેમાં બંદીને તું અમારાથી હારેલો પણ જોઈશ.[૧૪] વાદવિવાદમાં આજ બધા મૌન ધરશે, ત્યારે પૂરેપૂરી વિદ્યાવાળા વિપ્રો, રાજા અને મુખ્ય પુરોહિતો કોણ ઊંચું છે ને કોણ નીચું છે, તે ભલે જુએ.[૧૫]

દ્વારપાળ બોલ્યો : જ્યાં સુશિક્ષિત વિદ્વાનોનો જ પ્રવેશ છે, એવા આ યજ્ઞમાં તું દશ વર્ષનો બાળક કેવી રીતે દાખલ થઈ શકે? છતાં હું તને દાખલ કરાવવા માટે ઉપાયપૂર્વક પ્રયત્ન કરીશ. તું પણ યોગ્ય પ્રયત્ન કરજે. આવું કહીને તે અષ્ટાવક્રને બીજા સ્થાનમાં રાજા પાસે લઈ ગયો.[૧૬]

અષ્ટાવક્ર બોલ્યો : હે રાજન્! તું જનકોમાં શ્રેષ્ઠ છે, તું સમ્રાટ છે અને સર્વ પ્રકારની સમૃદ્ધિવાળો છે. પૂર્વના યયાતિ રાજાની જેમ તું એકલો આ યજ્ઞ સંબંધી કર્મોનો કરનારો છે.[૧૭] અમે સાંભળ્યું છે કે, તારો બંદી વાદવેત્તા વૃદ્ધોને વાદમાં હરાવે છે અને તારા નીમેલા વિશ્વાસુ માણસો દ્વારા તે સૌને નિઃશંકપણે બાંધીને તેમને ડુબાડી દે છે.[૧૮] આથી બ્રાહ્મણો પાસેથી આ વાત સાંભળીને હું અહીં અદ્વૈતબ્રહ્મનું પ્રતિપાદન કરવા આવ્યો છું. તો તે બંદી ક્યાં છે? સૂર્ય જેમ નક્ષત્રોને નિસ્તેજ કરી નાખે છે, તેમ હું એને મળીને નિસ્તેજ કરી નાખીશ.[૧૯]

રાજા બોલ્યો : તું સામે વાદ કરનારના વાક્યબળને જાણ્યા વિના જ બંદીને જીતવાની આશા રાખે છે. પ્રતિસ્પર્ધીનાં પરાક્રમને જાણનારાઓ જ આવું બોલી શકે. વેદનો અભ્યાસ કરનારા બ્રાહ્મણોએ તો એ બંદીને જોયો જ છે. તું એ બંદીનું બળ જાણ્યા વિના જ એને જીતવાની આશા રાખે છે. પૂર્વે અનેક બ્રાહ્મણોએ એ બંદી સાથે વાદવિવાદ કર્યો હતો, પણ સૂર્ય આગળ તારાઓની જેમ તેઓ ભોંઠા પડ્યા હતા.[૨૦,૨૧] બંદીને જીતવાની ઇચ્છા રાખનારા અને વેદજ્ઞાનથી મત્ત બનેલા કેટલાયે વિદ્વાનો તેની પાસે આવીને નિસ્તેજ થઈને ચાલ્યા ગયા હતા અને હારી ગયા હતા. હે તાત! તેઓ સદસ્યો આગળ બંદીની સાથે કેવી રીતે વાદવિવાદ કરી શકે?[૨૨]

અષ્ટાવક્ર બોલ્યો : તે બંદીએ મારા જેવાઓ સાથે વાદવિવાદ કર્યો નથી, તેથી જ તે સિંહની જેમ નિર્ભય રહી વાદ કરે છે. પણ મને મળતાં તે હારીને જેમ ધરી ભાંગવાથી ગાડું માર્ગમાં અટકી પડે છે, તે જ પ્રમાણે જડ થઈ જશે.[૨૩]

રાજા બોલ્યો : પ્રત્યેકને ત્રીસત્રીસ અવયવવાળા એવા જેને બાર અંશો છે, જેને ચોવીસ પર્વો છે અને જેને ત્રણસો ને સાઠ આરાઓ છે, તેના અર્થને જે જાણે છે, તે પરમ કવિ છે.*[૨૪]

---

* 'અદ્વૈત બ્રહ્મનું પ્રતિપાદન કરવા હું આવ્યો છું'' આ પ્રમાણે પ્રતિજ્ઞા કરતા અષ્ટાવક્ર પ્રત્યે રાજા ત્રણ પ્રકારનું કાલચક્ર અને તેનું પ્રયોજન પૂછે છે. એક શંકુની મધ્યમાં, બે તરફ તીણાં અણિયાંવાળી ૭ સળીઓ ખોસવામાં આવે, તો તે શંકુમાં જેનાં મધ્ય રહેલાં એવી ૭ સળીઓના બાર છેડા બહાર નીકળે અને તેથી બાર આરાવાળું અને ૭ નાભિવાળું એક ચક્ર થાય છે. તેમાં બાર રાશિઓ તે આરાઓ, બબ્બે રાશિઓથી બનેલી ૭ ઋતુઓ તે નાભિઓ તથા એક એક રાશિમાં રહેલા ત્રીસ ત્રીસ દિવસો તે અંશો સમજવા. આ રીતે એ નક્ષત્રચક્ર છે અને તે સાઠ ઘડીમાં એક આંટો ફરી વળે છે. એવા એ નક્ષત્રચક્રના ત્રણસોને સાઠ આંટાઓ ફરે છે, ત્યારે એક સાવન સંવત્સર થાય છે; અર્થાત્ સાવન વર્ષ ત્રણસો ને સાઠ દિવસનું થાય છે.

એ નક્ષત્રચક્ર કુંભારના ચક્રની પેઠે જમણી તરફથી ફરે છે અને સૂર્યાદિ ગ્રહો, કુંભારના ચક્ર ઉપર તે ચક્રની ગતિથી ઊલટી ફરતી કીડીની હારની પેઠે, નક્ષત્રચક્રની ગતિથી ઊલટી ગતિ કરે છે; એટલે નક્ષત્રચક્રના નિત્ય ભ્રમણ સાથે તે સૂર્ય ઇત્યાદિ નિત્ય ભ્રમણ પામે છે, પરંતુ તેઓનો રાશિસંચાર તો પોતપોતાની ગતિને આધારે જ રહે છે અને તે રીતે ચંદ્ર સત્તાવીસ દિવસ–રાત્રિની ગતિથી ભચક્રમાં–અર્થાત્ બાર રાશિઓમાં ફરી વળે છે તથા સૂર્ય ત્રણસો સવાપાંસઠ દિવસે બાર રાશિઓમાં ફરી રહે છે અને તે સારસંવત્સર કહેવાય છે. આ ભચક્રમાં પોતપોતાની ગતિ પ્રમાણે

અષ્ટાવક્ર બોલ્યો : જેને (પૂર્ણિમા અને અમાવાસ્યારૂપી) ચોવીસ પર્વો છે, જેને (ઋતુ-ઓરૂપી) છ નાભિ છે, પ્રત્યેકમાં ત્રીસ ત્રીસ અંશ રહેનારી (રાશિરૂપી) જેને બાર પ્રધિ છે અને (દિવસરૂપી) જેને ત્રણસો સાઠ આરા છે, તે નિત્યગતિવાળું સંવત્સર (કાળ) ચક્ર તમારું રક્ષણ કરો.—[૨૫]

રાજા બોલ્યો : જે બે રથને જોડેલી ઘોડીની જેમ જોડાયેલી છે અને જે શકરાની પેઠે પડવાના સ્વભાવવાળી છે, તે બંનેને દેવોમાંથી કયો દેવ ગર્ભરૂપે ધારે છે અને તે બંને કોને જન્મ આપે છે?[૨૬]

અષ્ટાવક્ર બોલ્યો : હે રાજન્! +પવનરૂપી સારથિવાળો મેઘ, વિદ્યુત અને અશનિ(અંગારા)રૂપી એ બંનેને ગર્ભરૂપે ધારે છે અને તે બેઉ વળી તે મેઘને જન્મ આપે છે. તે બંને તમારા તો શું પરંતુ શત્રુના ઘર ઉપર પણ પડો નહિ.[૨૭]

ચાલતા સૂર્ય તથા ચદ્ર એકમેકથી બહુ છેટા થઈ જાય છે, ત્યારે પૂર્ણિમા થાય છે અને જ્યારે અત્યત નજીક આવી જાય છે, ત્યારે અમાવાસ્યા થાય છે, એ પર્વો ગણાય છે અને તે વર્ષમા ચોવીસ આવે છે. આ રીતે ચોવીસ પર્વોવાળા ત્રણસો ચોપન દિવસનો ચાદ્ર સવ ત્સર ગણાય છે.

આ પ્રમાણે રાજાએ સાવન, સૌર અને ચાદ્ર એવા ત્રણ સવત્સરોનો ઉપલા શ્લોકમા પ્રશ્ન કર્યો છે, કારણ કે એ ત્રણ પ્રકારના વર્ષોનો જુદા જુદા કર્મમા ઉપયોગ થાય છે. માધવ નામના ગ્રથમા કહ્યુ છે કે 'अब्द पचविधस्तत्रो तादो तिलकादिके। मुजन्मादिव्रत सौरोगो सत्रोदिषु सावन.'॥ વર્ષ પાચ પ્રકારના છે તેમા વ્રતાદિ કરવામા તથા તિલક વગેરે કરવામા ચાદ્રવર્ષ લેવુ, જન્માદિ મહોત્સવોમા સૌર લેવુ અને ગોસત્ર ઇત્યાદિ યજ્ઞો કરવામા સાવન વર્ષ લેવુ. આ રીતે રાજાએ, ત્રીસ ત્રીસ અવયવવાળા બાર અશ પૂછવાથી સૌર વર્ષનો, ચોવીસ પર્વો કહેવાથી સૌર ચાદ્ર વર્ષનો અને ત્રણસો સાઠ દિવસો પૂછવાથી સાવન વર્ષનો એમ ત્રણે ઉપયોગી વર્ષોનો પ્રશ્ન કર્યો છે અને ત્રણ પ્રકારના કાળ ચક્રનુ જે પ્રયોજન જાણે, તેને વિદ્વાન ગણ્યો છે

— આ શ્લોકથી કાળનો નિર્દેશ કરીને તે કાળને યોગ્ય આચરણ કરાવનો ધર્મ એ શ્રેયનુ સાધન છે, એમ કહેવામા આવ્યુ છે જો એવું ધર્માચરણમા તાત્પર્ય ન હોય, તો કેવળ કાળનુ જ્ઞાન કલ્યાણ સાધી શકતુ નથી અને તેવી પ્રયોજન વિનાની વાત શાસ્ત્ર કહેતુ નથી, કારણ કે બીજાં પ્રમાણોથી જાણવામા ન આવે એવા પ્રયોજનવાળા અર્થને પ્રતિપાદન કરનારુ જ શાસ્ત્ર કહેવાય છે. તેવુ ન હોય તે શાસ્ત્ર ગણાય નહિ.

+ રાજાએ પૂછેલા બન્ને દેવતાઓનુ નામ પણ અમગળરૂપ છે એમ માનીને અષ્ટાવક્રે તેઓનું નામ ન લેતા પરોક્ષ રીતે જ ઉત્તર આપ્યો છે. આ શ્લોકમાં આધિદૈવિક અને આધ્યાત્મિક એવા બે અર્થો સમાયલા છે તેમા પ્રથમ આધિદૈવિક અર્થ આ પ્રમાણે છે : વાયુસારથિ એટલે મેઘ, તે આકાશમાથી વૃષ્ટિને માટે તત્પર થતા વીજળી અને અગ્નિને ઉત્પન્ન કરે છે અને તે જ વીજળી તથા અગ્નિ મેઘને ઉત્પન્ન કરે છે, અર્થાત્ ધુમાડો, તેજ વગેરે ભેગા થવાથી ઉદ્‌ભવેલો મેઘ અગ્નિરૂપ છે અને તે મેઘ વીજળી વગેરે રૂપથી અગ્નિને ઉત્પન્ન કરે છે આ રીતે મેઘ તથા અગ્નિનો પરસ્પર બીજ તથા અકુરની પેઠે કારણકાર્યભાવ છે. તે બન્ને વીજળી તથા અશનિ જેમ ઘોડીઓ રથ સાથે જોડાયલી હોય, તેમ આકાશની સાથે જોડાયલા છે અને શકરાની પેઠે એકાએક પડનારા છે. હે રાજા! તે તમારા ઘરમા જ નહિ પણ તમારા શત્રુઓના ઘરમા પણ પડો નહિ. એ કહેવાથી અષ્ટાવક્ર તે બન્ને અતિ અમંગળરૂપ છે, એમ દર્શાવ્યુ છે, આ આધિદૈવિક અર્થ છે

આધ્યાત્મિક અર્થ આ પ્રમાણે છે વાયુસારથિ એટલે મન, તે સુષુપ્તિ નામના કારણમાથી કર્મફળના ભોગને માટે બહાર આવે છે અને તે દુ ખને તથા મૃત્યુને ઉત્પન્ન કરે છે, તેમ જ મનથી ઉત્પન્ન થયેલા દુ ખ તથા મૃત્યુ વાસનારૂપે મનની ઉત્પત્તિમા કારણરૂપ થાય છે. તે બન્ને દુ ખ તથા મૃત્યુરથે જોડેલી ઘોડીઓની પેઠે દેહની જોડે નિત્ય જોડાયલા છે અને શકરાની પેઠે એકાએક આવી પડવાના સ્વભાવવાળા છે તે મન તથા દુ ખાદિક વચ્ચે બીજાકુરની પેઠે કાર્યકારણભાવ રહેલો છે, માટે દુ ખાદિકના નાશને સારુ મનનો લય થાય તેવો અભ્યાસ કરવો એ તાત્પર્ય છે

ઉપનો અર્થ આ મત્રને પુષ્ટિ આપે છે अश्मापिनद्ध मधु पर्यपश्यन् मत्स्य न दीन उदनि क्षियतम्। વિષયનો ઉપભોગ કરનારા મન વડે જળની પેઠે એક રસ રહેલુ બ્રહ્મ ઢકાયેલું છે. જ્ઞાનીઓ તેનો સાક્ષાત્કાર કરે છે અને વિષયપરાયણ મન થોડા પાણીમા રહેલા માછલાની પેઠે વ્યાકુળ રહે છે.

રાજા બોલ્યો : સૂતાં કોણ આંખ મીંચતું નથી ? જન્મતાં કોણ ગતિ કરતું નથી ? કોને હૃદય નથી ? અને કોણ વેગથી વધે છે ?[૨૮]

અષ્ટાવક્ર બોલ્યો : સૂતાં મત્સ્ય આંખ મીંચતું નથી, જન્મ્યા પછી ઈંડું ગતિ કરતું નથી, પથ્થરને હૃદય નથી અને નદી વેગથી વૃદ્ધિ પામે છે.[×૨૯]

રાજા બોલ્યો : હું તમને મનુષ્ય સમજતો નથી, તમે તો સાક્ષાત્ દેવતા છો. મારા મતથી તમે બાળક નથી પણ વૃદ્ધ છો. વાદવિવાદમાં કોઈ તમારી સમાન નથી. આથી તમને અંદર જવાને યજ્ઞમંડળનું દ્વાર સોંપું છું અને આ બંદી બેઠો છે.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં અષ્ટાવક્રનું આખ્યાન' નામનો અધ્યાય ૧૩૩ મો સમાપ્ત

## અધ્યાય ૧૩૪ મો

### બંદીનો પરાભવ

॥ अष्टावक्र उवाच ॥

**अत्रोग्रसेनसमितेषु राजन्समागतेष्वप्रतिमेषु राजसु । नावैमि वंदिवरणमवादिनां महाजले हंसमिवाददामि ॥ १ ॥**

અષ્ટાવક્ર બોલ્યા : હે રાજન્ ! અહીં ઉગ્રસેન જેવા અપ્રતિમ રાજાઓ એકઠા થયા છે. તેઓમાં રહેલા વાદીઓમાં શ્રેષ્ઠ એવા તે બંદીને હું ઓળખતો નથી. તો મહાજળમાં હંસ જેવા એને હું શોધું છું. ( આ પ્રમાણે રાજાને કહ્યા પછી અષ્ટાવક્રે બંદી તરફ વળીને કહ્યું : ) હે અતિવાદીઓમાં અભિમાની ! તેં વાદમાં હારનારાઓને સરિતામાં ડુબાડી દેવાની પ્રતિજ્ઞા કરી છે; પણ આજે તું મારી સાથે વિવાદ નહિ કરી શકે. હે બંદી ! પ્રલયકાળના ભડભડતા અગ્નિ આગળ જેમ નદીનો વેગ સુકાઈ જાય છે, તેમ આજે તારી દશા

---

× આ શ્લોકનો આધ્યાત્મિક અર્થ આ પ્રમાણે છે : तद्यथा महान्मत्स्य उमे कूले अनुसचरति । ઇત્યાદિ શ્રુતિમાં ચૈતન્ય પુરુષને મહામત્સ્યની ઉપમા આપી છે. જેમ મહામત્સ્ય નદીના બન્ને કિનારામાં ફરવાથી થાકી જાય છે, તેમ ચૈતન્યપુરુષ પણ જાગ્રત અવસ્થામાં અને સ્વપ્નાવસ્થામાં, આ લોક તથા પરલોકમાં ભ્રમણ કરવાથી થાકીને સુષુપ્તિ પામે છે; પરંતુ એ સુષુપ્તિ તથા પ્રલયમાં, કાર્ય તથા કારણસમૂહની જ્યારે હલનચલનાદિ શક્તિ સંપૂર્ણ રીતે ઉપરામ પામી જાય છે, ત્યારે આ એક ચૈતન્યપુરુષ જ જેની દ્રષ્ટાપણાની શક્તિ નાશ ન પામી હોય એવો રહે છે. એ સંબંધમાં શ્રુતિ પણ કહે છે કે : न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यते विनाशित्वात् ॥ દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ થતો જ નથી; કારણ કે તે અવિનાશી છે. જો દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ સ્વીકારીએ તો કરેલાનો નાશ અને નહિ કરેલાંની પ્રાપ્તિરૂપી દોષ પ્રાપ્ત થાય અને 'सुखमहमस्वाप्सम् । હું આટલો વખત સુખે સૂતો હતો' એવું જ્ઞાન પણ અનુભવ કરનારના અભાવમાં થાય નહિ; તેથી ચૈતન્યપુરુષનું જ્ઞાન અખંડ છે અને તે અવિનાશી છે, માટે અજન્મા છે. આ પ્રથમ ચરણનો અર્થ છે.

બીજા ચરણનો અર્થ : ઉત્પન્ન થયેલું ઈંડું એટલે ભૂતભૌતિકરૂપ બ્રહ્માંડ ઉત્પન્ન થતાં પણ પોતાની મેળે હલનચલન કરતું નથી, પરંતુ તેને ચૈતન્યપુરુષ જ ગતિમાન કરે છે.

ત્રીજા ચરણનો અર્થ : અશ્મન્ એટલે પાષાણ અને યાસ્ક મુનિએ શ્મનનો અર્થ શરીર કરેલો છે, એટલે શ્મન્‌રહિત તે અશ્મન્ અર્થાત્ શરીરરહિત–દેહાભિમાન રહિત એવા યોગીનું હૃદય શોકનું સ્થાન હોતું નથી. શ્રુતિ પણ એ જ કહે છે : अशरीरं वावसन्तं प्रियाप्रिये न स्पृशतः. तीर्णोहि तदा सर्वान् शोकान् हृदयस्य भवति ॥ 'શરીરાભિમાનરહિત યોગીને પ્રિય તથા અપ્રિયનો સ્પર્શ થતો નથી. દેહાભિમાન ગળાઈ જાય છે, ત્યારે યોગી હૃદયના સર્વ શોકોને તરી જાય છે; અર્થાત્ મનરહિત જીવન્મુક્ત થાય છે.'

ચોથા ચરણનો અર્થ : નદી એટલે ચિત્તરૂપી નદી સમજવી. યોગી જ્યારે સમાધિમાંથી જાગે છે; અર્થાત્ બાહ્ય પ્રપંચમાં દૃષ્ટિ કરે છે, ત્યારે તેની ચિત્તરૂપી નદી સર્વ પ્રપંચરૂપી વેગથી વધી જાય છે; અર્થાત્ યોગીની દૃષ્ટિએ વ્યાવહારિક પ્રપંચ પણ સ્વપ્નના પ્રપંચની પેઠે દૃષ્ટિના સમકાળમાં જ ઉત્પન્ન થાય છે.

આ આખા શ્લોકમાં ટૂંકાણથી એ દર્શાવ્યું છે કે, દ્રષ્ટાને દૃષ્ટિનો લોપ થતો નથી. દૃશ્ય પદાર્થ જડ છે. દેહનો સંગ ન કરનારાની મુક્તિ થાય છે અને સંસાર મનોમય છે.

થશે. તું અહીં મારી સાથે વિવાદ કરવાને સ્થિર થા. તું મને સૂતેલા વાઘ જેવો અને પોતાના ઓઠો ચાટતા ઝેરીલા સર્પ જેવો જાણ. તેં મને પાટુ તો માર્યું જ છે (મારા પિતાને ડુબાડ્યા છે) હવે તું મારા માથા ઉપર ઘા કરશે, તો તને ડસ્યા વિના નહિ છોડું, એ તું ચોક્કસ સમજી લેજે. જે અતિદુર્બળ પુરુષ, દૃઢ કાયાવાળો હોઈને ગર્વમાં આવી પર્વત ઉપર હાથથી પ્રહાર કરે છે, તેનો હાથ નખ સાથે ચિરાઈ જાય છે અને પર્વતને તો કશો ઘા પડેલો જણાતો નથી. જેમ મૈનાક-પર્વત આગળ બધા પર્વતો નિકૃષ્ટ જણાય છે અને બળદની આગળ સર્વ વાછરડાં નિકૃષ્ટ ગણાય છે, તેમ મિથિલાના આ રાજા આગળ સર્વ રાજાઓ નિકૃષ્ટ છે. જેમ મહેંદ્ર સર્વ દેવોમાં શ્રેષ્ઠ છે, જેમ ગંગા સર્વ સરિતાઓમાં શ્રેષ્ઠ છે, તેમ હે રાજન્! તમે એક જ સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ છો; તો તમે બંદીને મારી પાસે લાવો.[1–6]

લોમશ બોલ્યા : હે રાજન્! આ પ્રમાણે સભામાં ગર્જતા અષ્ટાવક્રે ક્રોધપૂર્વક બંદીને કહ્યું કે, 'તું મારા કહેલા વચનનો ઉત્તર આપજે, હું તારા વાક્યનો જવાબ આપીશ.'[7]

બંદી બોલ્યો[1] એક જ અગ્નિ અનેક રીતે પ્રજળે છે. એક જ સૂર્ય આ અખિલ વિશ્વને અજવાળે છે. એક જ દેવરાજ ઇંદ્ર શત્રુઓને હણે છે અને એક જ યમ પિતૃઓનો ઈશ્વર છે.[8]

અષ્ટાવક્ર બોલ્યો : [2]ઇંદ્ર અને અગ્નિ એ બે મિત્રની જેમ સાથે વિચરે છે, નારદ અને પર્વત એ બે દેવર્ષિઓ છે, અશ્વિનીકુમાર બે છે; રથને બે પૈડાં છે, અને વિધાતાએ નિર્માણ કરેલાં ભાર્યા અને પતિ એ બંને પરસ્પર સખ્યભાવથી સાથે ફરે છે, તેમ જ બુદ્ધિ અને ચૈતન્ય એ બે વસ્તુ પરસ્પર મિત્રતા કરીને વિષયોનો અનુભવ ઇત્યાદિ કાર્યો કરે છે. કેવળ બુદ્ધિ એકલી કંઈ કરી શકતી નથી.[9]

બંદી બોલ્યો [3]આ પ્રજા કર્મે કરીને ત્રણ

---

૧. અષ્ટાવક્રે પ્રથમ અદ્વૈતબ્રહ્મનુ પ્રતિપાદન કરવાની પ્રતિજ્ઞા કરી હતી, તેથી બંદી પ્રથમ બોદ્ધપક્ષ ઊભો કરે છે બંદી બોલ્યો જેમ એક અગ્નિ અથવા એક સૂર્ય બીજાથી પ્રકાશતા નથી, પણ પોતે સ્વયપ્રકાશ હોઈને બીજાને પ્રકાશિત કરે છે, તેમ બુદ્ધિતત્ત્વ, દેવો એટલે ઇંદ્રિયોનો રાજા છે અર્થાત્ સર્વમા મુખ્ય છે તે 'હું, આ મારુ' ઇત્યાદિ આકારે પ્રકાશે છે તે વીર અને શત્રુહતા છે, એટલે પ્રતિપક્ષીઓએ માન્ય કરેલા બીજા તત્ત્વોનો પરાજય કરનાર છે તે યમ છે, અર્થાત્ સર્વ ઇંદ્રિયોને નિયમમા રાખનાર છે, પિતૃઓનો અર્થાત્ વિષયો અર્પણ કરીને તે દ્વારા પિતાની પેઠે પાલન કરનારી ઇંદ્રિયોનો અધિપતિ છે, તે ભોક્તા છે, કર્તા છે અને પ્રધાનતત્ત્વરૂપે એક જ છે. તેનાથી ભિન્ન બીજુ તત્ત્વ નથી, કારણ કે સ્વપ્નમા સર્વ ક્રિયાઓ તથા કર્તાઓ માત્ર બુદ્ધિરૂપ જ હોય છે, અર્થાત્ સ્વપ્નમા બુદ્ધિ વિના બીજો કર્તા અથવા ક્રિયા હોતા નથી, પરતુ તે સર્વ બુદ્ધિમા જ જણાય છે, તેથી બુદ્ધિતત્ત્વ જ મુખ્ય છે –૮

૨. અષ્ટાવક્ર દ્વાસુપર્ણા એ મત્રમા तयोरन्य पिप्पल स्वाद्वत्तीति सत्त्वम् अनश्नन्नन्योऽभिपश्यतीति ज्ञ । બે પક્ષીઓ સમાન સખા છે, એક વૃક્ષ ઉપર રહે છે, તે બેમાથી એક સ્વાદિષ્ટ વિષયસુખ ભોગવે છે તે બુદ્ધિસત્ત્વ છે અને બીજુ વિષયો ન ભોગવતા દ્રષ્ટાપણાથી રહે છે તે સાક્ષી ચૈતન્ય છે આ પૈગિરહસ્યમા વ્યાખ્યાન કરેલા પ્રકાર વડે બુદ્ધિ અને ચૈતન્ય એ બેને મિત્ર કહેનાથી, તે બને ઇદ્ર તથા અગ્નિની પેઠે સાથે જ ફરે છે. એ બેમા બુદ્ધિ દૃશ્ય છે એટલે તે દ્રષ્ટા થઈ શકે જ નહિ જેમ બીજાથી પ્રકાશ પામવા યોગ્ય હોય તો સ્વપ્રકાશ હોઈ શકે નહિ તેમ આ પ્રમાણે ચૈતન્ય વિના એકલી બુદ્ધિનુ કર્તાભોક્તાપણું કહેનાર બુદ્ધિવાદી બદીના મતનું આ શ્લોકમા ખડન કરી દ્રષ્ટા બુદ્ધિથી ભિન્ન છે, એ કહ્યું છે સ્વપ્નમા પણ જણાઈને નાશ પામી જતા બોધના વિષયરૂપ વિષયોથી અબાધિત એવો તેનો બોદ્ધા–જાણનારો ભિન્ન છે, એ અભિપ્રાય છે ૯

૩ જ્યારે ઉપર પ્રમાણે અષ્ટાવક્રે બુદ્ધિતત્ત્વનું

— આ ટિપ્પણમા આપેલો અર્થ ટીકાકારના પાડિત્યથી નીકળેલો છે અને તે બદી તથા અષ્ટાવક્ર જેવા વાદીપ્રતિવાદીને શોભે તેવો તથા રહસ્યપૂર્ણ છે, માટે તે આખા વાદની ટીકા અહી ટિપ્પણમા આપી છે.

જાતના જન્મ લે છે, ત્રણ વેદો સાથે મળીને વાજપેય યજ્ઞ કરે છે, અધ્વર્યુંઓ ત્રણ કાળ યજ્ઞ-કર્મ કરે છે, લોકો ત્રણ છે અને ત્રણ જ્યોતિઓ કહી છે.[૧૦]

અષ્ટાવક્ર બોલ્યો [૪] બ્રાહ્મણોમા આશ્રમો ચાર છે, ચાર વર્ણો આ યજ્ઞને વહે છે, દિશાઓ ચાર છે, વર્ણ ચાર છે અને વાણી પણ સદૈવ ચાર પાદવાળી કહેવાઈ છે.[૧૧]

બદી બોલ્યો • [૫]પાંચ અગ્નિ છે, પાચ પદ વાળો પંક્તિ છંદ છે, પાચ યજ્ઞો છે અને પાંચ ઇંદ્રિયો છે વેદમા પાંચ શિખાવાળી અપ્સરાઓ કહી છે અને લોકમાં પવિત્ર પાચ નદી વિખ્યાત છે [૧૨]

અષ્ટાવક્ર બોલ્યો [૬]કેટલાક અગ્નિહોત્ર લેતી

---

ખંડન કરી, તેને જાણનારા ચૈતન્યપુરુષનુ પ્રતિપાદન કર્યું, ત્યારે બદી તે ભોક્તા-ચૈતન્યપુરુષ કર્માધીન છે, એવા મીમાંસકના મતને કહે છે પુણ્યકર્મ કરવાથી દેવ, સ્થાવર અને મનુષ્ય એવા ત્રણ પ્રકારના જન્મ થાય છે, અને પાપકર્મ કરવાથી નારકી, સ્થાવર અને પશુપક્ષી એવા ત્રણ પ્રકારના જન્મ થાય છે સ્વર્ગ અથવા નરક ભોગવી રહ્યા પછી જીવ ઔષધિ (અન્નાદિક) ભાવ પામીને જ વીર્ય દ્વારા મનુષ્ય, પશુ, પક્ષી વગેરે યોનિમા ઉત્પન્ન થાય છે, એવુ શ્રુતિઓમા પ્રસિદ્ધ છે આટલા માટે જ, ત્રણે વેદોમા, વાજપેય નામથી જણાવેલા ત્રણે આશ્રમોને યોગ્ય સમગ્ર કર્મો કરવાનુ તાત્પર્ય રહેલુ છે, અર્થાત્ વેદો, માત્ર કર્મનુ પ્રતિપાદન કરનારા છે, યજ્ઞ કરનારા અધ્વર્યુંઓ પ્રાતઃસવન, મધ્યાહ્નસવન અને સાયંસવન એવા ત્રિકાલ કર્મો કરે છે અને યોગ્ય સમયે કરેલા કર્મના ફળને કાળ પ્રમાણે જ અનુભવે છે સ્વર્ગ, નરક અને ભૂલોક એ ભોગની ભૂમિકાઓ પણ ત્રણ છે અને તે સાત્ત્વિકાદિ ત્રણ પ્રકારના પ્રાપ્ત થાય છે

વળી વેદમા સુખના માર્ગનો પ્રકાશ કરનારી જાગ્રત સ્વપ્ન તથા સુષુપ્તિ એવી ત્રણ અવસ્થાઓ પણ સાત્ત્વિકાદિ ભાવોથી કહેલી છે આ ઉપરથી સર્વ કર્મને આધીન થઈ પ્રવર્તે છે, તે વિના બીજુ તત્ત્વ નથી, એ બદીનો આશય છે ૧૦

૪ અષ્ટાવક્ર બદીના પક્ષને દૂષણ આપતા કહે છે બ્રાહ્મણોને-બ્રહ્મવેત્તાઓને જ્ઞાનપ્રાપ્તિ-માટે ચોથી સંખ્યા વાળો અર્થાત્ ત્રણ આશ્રમોથી ભિન્ન એવો એક સંન્યસ્તાશ્રમ-મોક્ષાશ્રમ છે અને તે શ્રુતિસિદ્ધ છે શ્રુતિ કહે છે કે यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत् ॥ જે દિવસે વૈરાગ્ય થાય તે દિવસે જ ચાલી નીકળવુ અર્થાત્ સંન્યસ્ત લેવુ શ્લોકમા 'યજ્ઞ' શબ્દ લીધો છે તે જ્ઞાનયજ્ઞ સમજવો જે જ્ઞાનયજ્ઞ અકર્મરૂપ હોવાથી તેમા શૂદ્રોનો પણ અધિકાર છે મૂળમા ચાર દિશા કહેલી છે તેનો दिश्यंत इति दिश अर्थात् ચાર ઉપદેશો છે એવો અર્થ લઈને તેનુ વિવેચન કરે છે કે શાસ્ત્રમા વિરાટ, સૂત્ર, અંતર્યામી અને તુર્ય એ ચારના સાક્ષાત્કારરૂપી ચાર અવસ્થાઓ કહેલી છે અને તે વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞ કે જે સર્વ પ્રાણીઓને જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિરૂપે પ્રસિદ્ધ છે, તેનાથી પૂર્વોક્ત અવસ્થાઓ ભિન્ન છે અને તેથી જ તે વિરાટાદિ સાક્ષાત્કારરૂપી અવસ્થાઓના વાચક અકાર, ઉકાર મકાર અને અર્ધ માત્રારૂપી ચાર વર્ણો ઉપનિષદમા પ્રસિદ્ધ છે અર્ધમાત્રા અપ્રસિદ્ધ છે, એવુ કહેવુ નહિ કારણ કે પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી, એવી ચાર પાદવાળી વાણીનુ વેદમા નિત્ય વર્ણન કરેલુ છે મંત્રમા કહ્યુ છે કે चत्वारि वाक्परिमितापदानि । વાણી ચાર પદવાળી જ છે અને તે પૂર્વોક્ત ચાર અવસ્થાઓને જણાવે છે ૧૧

૫ અષ્ટાવક્રે પ્રતિપાદન કરેલા તુરીય તત્ત્વનુ ખંડન કરતા બદી કહે છે ગાર્હપત્ય દક્ષિણાગ્નિ, આહવનીય સભ્ય અને આવસથ્ય એવા પાચ અગ્નિ છે પંક્તિ છંદના આઠ આઠ અક્ષરવાળા પદો પણ પાચ છે અગ્નિહોત્ર દર્શ, પૂર્ણમાસ, ચાતુર્માસ્ય અને પશુસોમ એ પાચ શ્રૌત યજ્ઞો છે આ ત્રણ જેમ પાચ પાચ છે, તેમ જ ઇંદ્રિયો પણ પાચ છે અને તેના શબ્દસ્પર્શાદિક વિષયો પણ પાચ જ છે, પરંતુ છઠ્ઠી ઇંદ્રિય કે છઠ્ઠો વિષય નથી વેદમા અપ્સરા કહેલી છે શ્રુતિ કહે છે કે, आप पुरुषवचसो भवति । શરીરના આકારમા પરિણામ પામેલા જળપ્રધાન પ્રાણીઓમા અનુસરનારી અપ્સરા તે ચિત્તશક્તિ છે તેને પ્રમાણ વિપર્યય વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિરૂપી તે તે વિષયો કારણપણાથી ઉદ્ભવતી પાચ વૃત્તિઓ તે જ પાચ શિખાઓ છે અહી વૃત્તિનિરોધરૂપી સમાધિનો નિદ્રામા જ સમાવેશ થઈ જાય છે એટલે તેને જુદી ગણાવી નથી લોકમા પણ પાચ વિષયપ્રવાહના સમૂહને પંચનદ તરીકે ગણવા આ રીતે ચૈતન્યશક્તિ તુરીયમાત્ર પામતી નથી કારણ કે તેને જ કર્તાપણુ તથા ભોક્તાપણુ પ્રાપ્ત થાય છે ૧૨

૬ બદીએ સ્વીકારેલા પાચ પાચ પદાર્થોનુ ખંડન કરતા અષ્ટાવક્ર કહે છે કે, ઇંદ્રિયો પાચ નથી પણ

બંદી બોલ્યો : "પિતૃઓ અર્થેના યજ્ઞોમાં અગ્નિ ચેતાવવા માટે જ મંત્રો નવ જ કહ્યા છે, સૃષ્ટિની ઉત્પત્તિ નવ પ્રકારની કહી છે, બૃહતી છંદમાં નવ અક્ષરો બતાવ્યા છે અને એકથી નવના આંકડામાં બધી સંખ્યા આવી જાય છે."[૧]

અષ્ટાવક્ર બોલ્યા : [૧૦]પુરુષ માટે લોકમાં દિશાઓ દશ કહી છે, દશ વાર સો ગણવાથી પૂરા સહસ્ર કહેવાય છે. ગર્ભવતીઓ દશ માસ સુધી ગર્ભ ધારણ કરે છે. આ તત્ત્વનો ઉપદેશ કરનારા

૯. અષ્ટાવક્રે સુખરૂપ પરમાત્મા દ્વૈતનો નાશ કરે છે એવું કહ્યું, તે સિદ્ધ થતું નથી; કારણ કે તે રીતે દ્વૈતનો નાશ થતાં સર્વ પ્રાણીઓના સંસાર એકી વખતે ઉચ્છિન્ન થઈ જવાનો પ્રસંગ આવી પડે. આવી શંકા લઈને બંદી પ્રકૃતિનું પ્રતિપાદન કરતાં કહે છે : જેમ પિતૃયજ્ઞમાં એક જ उशंतस्त्वा निधीमहि । એ ઋચા ત્રણ વાર ભણવાથી, સમિધાની અર્થાત્ અગ્નિ પ્રદીપ્ત કરવા માટે સમિધ નાખવાની વેળાની પ્રત્યેક ત્રણ ત્રણ સમિધવાળી નવ ઋચા થાય છે, તેમ એક પ્રકૃતિ જ ત્રણ ગુણરૂપ છે. તે ગુણો પોતાના તથા બીજા ગુણોના મુખ્ય તથા અમુખ્ય ભાગોથી પ્રત્યેક ત્રણ ત્રણ પ્રકારના થઈ નવ જ થાય છે; અને પછી જોડાણ થતાં તેઓ પરસ્પરના થોડા અથવા વધારે અંશોના ફેરફારથી વિવિધ સૃષ્ટિ રચે છે. જેમ નવ નવ અક્ષરનાં ચાર ચરણોથી બૃહતી નામનો છંદ થાય છે તથા નવ સુધીના અંકો ક્રમભેદથી મુકાતાં યથેષ્ટ સંખ્યાવાચક થાય છે તેમ નવ જ ગુણો ઉપર જણાવેલા પ્રકારથી જોડાતાં અનેક પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. માટે પ્રકૃતિનું નિત્યપણું અવશ્ય સ્વીકારવું પડે છે અને તેમ હોવાથી દ્વૈત સત્ય જ છે અર્થાત્ દ્વૈતનો નાશ થતો નથી. ૧૬

૧૦. બંદીએ જ્યારે દ્વૈતની સત્યતા પ્રતિપાદન કરી, ત્યારે અષ્ટાવક્ર इंद्रो मायाभिः पुरुरूप ईयते युक्ताह्यस्य हरयः शतादश ॥ ઇંદ્ર-પરમેશ્વર માયા વડે અનેકરૂપે પ્રતીત થાય છે. એ પરમાત્માનાં સંસારદુઃખને હરણ કરનારાં અનંત રૂપો સરજે છે. આ શ્રુતિ પ્રમાણે અનિર્વચનીય માયાના સહાયરૂપ બ્રહ્મમાં જ દ્વૈતનું ભાન થાય છે, તેથી પ્રકૃતિ સત્ય તરીકે સ્વીકારાય નહિ. આ અભિપ્રાયથી, બંદીએ સ્વીકારેલા દ્વૈતનું ખંડન કરતાં કહે છે કે-પૂર્ણ પરબ્રહ્મ જ માયાની વિભૂતિના ભેદ વડે હજારો રૂપો ધારણ કરે છે, એમ વેદો કહે છે. તે દેહરૂપી પુરીમાં વાસ કરનારા પુરુષને-જીવને વાણી વગેરે દશ વિષયસ્વરૂપો પ્રાપ્ત કરે છે. વળી જેમ દોરડીના સ્વરૂપને જાણનારાને તેમાં સર્પનો ભ્રમ થતો નથી, પરંતુ તેને ન જાણનારાને ભ્રમ થાય છે, તેમ જ્ઞાનીને માયાનો ભ્રમ થતો નથી; પરંતુ અજ્ઞાનીને માયા નથી એમ કહેવાય નહિ. બીજાના મત પ્રમાણે અખંડ બ્રહ્મદૃષ્ટિવાળા પુરુષને મુક્તિ થાય તેની સાથે માયા અદૃષ્ટ જ થઈ જાય, એવી જે ઉક્તિ છે, તે ઘટી શકતી નથી; કારણ કે તેમાં દૃષ્ટાંતનો અભાવ છે; અર્થાત્ એકની મુક્તિથી સર્વની મુક્તિનું દૃષ્ટાંત મળતું નથી, એ અભિપ્રાય છે. પરમાત્મા માયા વડે જીવભાવને પ્રાપ્ત થાય છે અને તે પુનઃ સાધનબળથી અજ્ઞાનને નિવૃત્ત કરીને સ્વસ્વરૂપને પ્રાપ્ત થાય છે, એ સૂચવનારી અષ્ટકાધ્યાયની બે ઐંદ્રી ઋચાઓ કહે છે : परा पूर्वेषां सख्या वृणक्ति वितर्तुराणो अपरेभिरेति । अनानुभूतीरवधून्वानः पूर्वीरिंद्रः शरदस्ततरीति । रूपं रूपं प्रतिरूपो बभूव तदस्य रूपं प्रतिचक्षणाया इन्द्रो मायाभिः पुरुरूप ईयते युक्ता ह्यस्य हरयः शतादश ॥ ઇંદ્ર પરમેશ્વર પણ અવિદ્યા વડે જીવભાવને પામ્યા પછી द्वयाह प्राजापत्या देवाश्च सुराश्च तत्र कानीयसा एव देवाः ज्यायांसो असुराः । પ્રજાપતિના દેવ અને અસુર એવા બે સર્ગમાંથી દેવો નાના છે અને અસુરો મોટા છે. આ શ્રુતિમાં કહેવા પ્રમાણે મોટા એવા અસુરો કે જેઓ સ્વાભાવિક રીતે આસંગ-આસક્તિ તથા પાપરૂપ છે, તેવા કામક્રોધાદિકોની મિત્રતાને वृणक्ति દૂરથી ત્યજે છે અને તીવ્ર વૈરાગ્યનો અભ્યાસી થઈને अपरेभिः અર્થાત્ અપર એવા દેવો જે શાસ્ત્રમાં જણાવેલા શમદમાદિકો, તેની સાથે एति મિત્રતા કરે છે; અર્થાત્ કામાદિકને જીતીને અત્યંત આદરથી શમદમપરાયણ થાય છે. આ સ્થિતિ પામેલો જીવ, છીપમાં ભ્રાંતિથી થયેલા રૂપાના જ્ઞાનના જેવા દેહમાં થયેલા આત્માપણાના ભ્રાંતિજ્ઞાનનો નાશ કરે છે; અર્થાત્ આત્મામાં આવેલા અનેક ઉપાધિના આકારોનો નિષેધ કરે છે; અને આત્મતત્ત્વ પ્રાપ્ત થયા પછી તે જ્ઞાની અનાદિકાળથી ચાલતી આવેલી કર્મવાસનાઓને ततरीति-સંપૂર્ણ રીતે તરી જાય છે અર્થાત્ બંધનથી મુક્ત થાય છે. મૂળ શ્રુતિમાં अनानुभूती પદ છે, તે એ અર્થ સૂચવે છે કે, છીપમાં રૂપું જોતાં છતાં પણ જેમ તેને જોનારો રૂપાનો અથવા છીપનો અનુનય કરી શકે નહિ. તેમ લૌકિક પ્રયત્ન વડે દેહાદિકમાં આત્માપણાના જ્ઞાનનો અનુભવ કરી શકે નહિ. આ પ્રમાણે કહેતી શ્રુતિ દેહાદિકનું મિથ્યાપણું સૂચવે છે અને તે પ્રતિપાદન કરવા માટે આગળનો रूपं रूपं એ મંત્ર કહેલો છે. તેમાં માયા શબ્દનો અર્થ અનૃત-

દશ છે, તેનો દ્વેષ કરનારા દશ છે અને તેના અધિકારી દશ છે.[૧૭]

બંદી બોલ્યો : [૧૧]પશુઓને અગિયાર ઇંદ્રિયોથી અનુભવાતા અગિયાર વિષયો છે, યજ્ઞસ્તંભો પણ અગિયાર છે, પ્રાણધારીઓના વિકાર અગિયાર છે અને સ્વર્ગના દેવોમાં રુદ્રો પણ અગિયાર છે.[૧૮]

અષ્ટાવક્ર બોલ્યો : [૧૨]સંવત્સરના બાર માસ કહ્યા છે, જગતી છંદના પાદમાં બાર અક્ષરો છે, પ્રાકૃત યજ્ઞ બાર દિવસનો કહ્યો છે અને ધીર પુરુષો અહીં બાર આદિત્યો કહે છે.[૧૯]

બંદી બોલ્યો : [૧૩]ત્રયોદશી તિથિને શ્રેષ્ઠ કહી છે અને પૃથ્વી તેર દ્વીપવાળી છે.

લોમશ બોલ્યા : શ્લોકનું આટલું અડધિયું બોલીને બંદી અટકી પડ્યો, એટલે અષ્ટાવક્ર તેની પૂર્તિ બોલ્યા.

અષ્ટાવક્ર બોલ્યા : [૧૪]દેશી તેરના યજ્ઞમાં વર્તે

---

અજ્ઞાન એવો લેવો; કારણ કે માયા જો સત્ય હોય તો તેનાં કાર્યો અને પદાર્થોનો અનુભવ ન હોય એમ બને નહિ, માટે તે અજ્ઞાનરૂપ જ છે. બાકીનો અર્થ ૨૫૮ છે.

જેમ સ્ત્રીઓને બીજકુસલ (કોઠી અને તેમાં ભરેલું બીજ) એ ન્યાય પ્રમાણે ગર્ભની સાથે આંતરસંબંધ છે, તેમ અસંગ ચિદાત્માનો અહંકારની સાથે સંબંધ છે; પરંતુ વાસ્તવિક રીતે આત્મા અસંગ છે. એ તત્ત્વના દશ ઉપદેષ્ટા છે, દશ આક્ષેપ કરનારા છે અને દશ એ તત્ત્વવિદ્યાના અધિકારીઓ છે; અર્થાત્ આ પ્રમાણે વર્ણવેલું બ્રહ્મનું અદ્વૈતપણું જ્ઞાનીઓને અનુભવસિદ્ધ છે, મૂઢો તેનો દ્વેષ કરે છે અને ચિત્તશુદ્ધિવાળા તેના ઉપર શ્રદ્ધા રાખે છે. ૧૭

૧૧. અષ્ટાવક્રે પ્રતિપાદન કરેલા આત્માના અસંગીપણાનું ખંડન કરતો બંદી બોલ્યો: જીવરૂપી પશુઓને પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો અને અગિયારમું મન–આ અગિયાર ઇંદ્રિયો જેમાં પ્રકાશ કરનારી છે, એવા શબ્દસ્પર્શાદિક વિષયો અગિયાર જ છે અને તે જ સર્વ વિષયો પ્રત્યેક જીવપશુને રાગદ્વેષાદિથી બાંધનારા યજ્ઞસ્તંભો છે. એમાંનો એકે વિષય એવો નથી, કે જે બંધન કરનારો ન હોય. શબ્દાદિ વિષયોના ગ્રહણથી ઉત્પન્ન થતા હર્ષ, ખેદ વગેરે વિકારો પણ અગિયાર છે અને તે સ્વર્ગમાં દેવોને પણ રોવડાવે છે; ત્યારે મનુષ્યોને રોવડાવે એમાં તો આશ્ચર્ય જ શું છે? આ રીતે વિષયો આત્માને બંધન કરનારા છે, એટલે આત્માનું અસંગપણું કેવી રીતે હોય? કારણ કે દુઃખનો અનુભવ પ્રત્યક્ષ થાય છે. ૧૮

૧૨. અષ્ટાવક્ર દૃષ્ટાંત દ્વારા સિદ્ધાંતને દર્શાવતાં બંદીના મતનું ખંડન કરે છે: જેમ માસના સમુદાયથી સંવત્સર અને અક્ષરના સમુદાયથી જગતી છંદ ભિન્ન નથી, તેમ જ શુદ્ધ ચેતનાત્મા ઇંદ્રિયાદિ સમુદાયથી ભિન્ન નથી, એમ અજ્ઞાની લોકો માને છે; તોપણ 'आनंदाद्धयेव खल्विमानि भूतानि जायंते' એ શ્રુતિ આનંદઘન પરમાત્માથી જ આ સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, એ રીતે બ્રહ્મને જ સર્વ પ્રાણીસમુદાયનું કારણ કહે છે. વળી જેમ અહર્ગણ નામના કર્મની, દ્વાદશાહ નામનો યજ્ઞ એ પ્રકૃતિ–કારણ છે, તેમ જ સમગ્ર પ્રાણીસમુદાયનું શુદ્ધબ્રહ્મ જ કારણ છે. આ ઉપરથી આત્મા ઇંદ્રિયાદિસમુદાયથી જુદો છે, એ સિદ્ધ થાય છે. તે બ્રહ્મનું જ્ઞાન કેવી રીતે થાય? એ શંકાનો ઉત્તર એ જ છે કે, એ જ્ઞાન શુષ્ક તર્કથી થતું નથી; પરંતુ ચિત્તશુદ્ધિથી જ થાય છે. તે ચિત્તશુદ્ધિને માટે ધ્યાનવાન યોગીઓ, બાર આદિત્યો–ઇંદ્રિયોને પોતપોતાના વિષયોમાંથી પાછી વાળીને તે દ્વારા આત્મતત્ત્વને પ્રાપ્ત કરાવનારાં બાર મહાવ્રતો કહે છે. જેમ સનત્સુજાત વગેરેએ ઉદ્યોગપર્વાદિમાં કહ્યાં છે–'धर्मश्च सत्यं च दमस्तपश्च अमात्सर्यं ह्रीस्तितिक्षाऽनसूया। यज्ञश्च दानं च धृतिर्यमो महान् व्रतानि वै द्वादश ब्राह्मणस्य ॥' ધર્મ, સત્ય, દમ, તપ, અમાત્સર્ય (પારકાની મોટાઈને સાંખી લેવી તે), લજ્જા, તિતિક્ષા (દુઃખાદિને સહન કરવું તે), અનસૂયા (કોઈના ગુણમાં દોષારોપ ન કરવો તે), યજ્ઞ, દાન, ધૈર્ય અને મહાન યમ (બ્રહ્મચર્યાદિક) આ બાર બ્રહ્મજ્ઞાન થવા માટે વ્રતો છે. ૧૯

૧૩. અષ્ટાવક્રે બાર મહાવ્રત કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે અને તે દ્વારા જ્ઞાન થાય છે, એમ કહ્યું, તેનું ખંડન કરતાં બંદી બોલ્યો કે, 'કેવળ તે બારથી જ ચિત્તશુદ્ધિ થશે નહિ; પરંતુ તેમાં દેશની તથા કાળની પણ અપેક્ષા છે; કારણ કે બ્રહ્મલોકમાં ગયેલાને જ જ્ઞાન થાય છે; એવો કેટલાએકનો આગ્રહ છે, ત્યારે સત્યયુગ વગેરેમાં જ્ઞાન થાય છે, કલિયુગમાં થતું નથી એવું કેટલાએક કહે છે; માટે કેવળ પુરુષના યત્નથી ચિત્તશુદ્ધિ થતી નથી; પરંતુ તેમાં તેરમા દેશ અથવા કાળની અપેક્ષા છે.

૧૪. અહીં અટકી પડતા અષ્ટાવક્ર તેના તેરના જ પ્રમાણથી તેનું ખંડન કરતાં કહે છે કે, તે દેશી એટલે

છે અને અતિગ્છ દોને તેર અક્ષરવાળા કહ્યા છે.[૨૦]

ત્યારે સૂત–વરુણ–ના પુત્ર બંદીને મૌન ધારી રહેલા, નીચું મોં રાખેલા અને વિચારમાં પડેલા જોઈને તથા અષ્ટાવક્રને આગળ બોલી રહેલા જોઈને ત્યાં સભામાં મોટો કોલાહલ ઊઠી આવ્યો. આમ જનકરાજાના તે સમૃદ્ધિયુક્ત યજ્ઞમંડપમાં આવી દોહા ચાલી રહી, તે વખતે સર્વ બ્રાહ્મણો પ્રસન્નતા પામી, હાથ જોડી, અષ્ટાવક્ર પાસે આવ્યા અને તેને સન્માન આપવા લાગ્યા.[૨૧,૨૨]

અષ્ટાવક્ર બોલ્યો હે રાજન્! આ બંદીએ આ પૂર્વે વિદ્યાપરાયણ બ્રાહ્મણોને વાદમાં હરાવીને પાણીમાં ડુબાડી દીધા છે, તો હવે આ બંદી પણ એ જ દશાને પામો. એને ઝટ બાંધીને ડુબાડી દો.[૨૩]

બંદી બોલ્યો હે જનકરાજ! હું વરુણ રાજાનો પુત્ર છું. તમારા યજ્ઞને વખતે જ મારા પિતા વરુણને ત્યાં પણ બાર વર્ષનો યજ્ઞ શરૂ થયો છે. તે યજ્ઞને માટે મેં તે શ્રેષ્ઠ બ્રાહ્મણોને ત્યાં મોકલ્યા છે.[૨૪] આમ તે સૌ વરુણનો યજ્ઞ જોવા ગયા છે, હમણાં તેઓ પાછા આવે છે. હવે હું જેને લીધે મારા પિતા વરુણને મળીશ, તે પૂજ્ય અષ્ટાવક્રનું પૂજન કરું છું.[૨૫]

અષ્ટાવક્ર બોલ્યો: આ બંદીએ મોટા સ્વરથી બોલીને અથવા ચર્ચાની ચતુરાઈથી બ્રાહ્મણોને જીતી લઈને સમુદ્રમાં ડુબાડ્યા છે. તેણે ચર્ચા-ભરી બુદ્ધિથી જ વેદવાણીને કુતર્કરૂપી સમુદ્રમાં ડુબાડી દીધી હતી, તેનો મેં ઉદ્ધાર કર્યો છે. તો સત્યાસત્યનો વિવેક જાણનારા પંડિતો મારી એ વાણીની પરીક્ષા કરો. જેમ સજ્જનો અને અસજ્જનોનાં વર્તનને જાણનારો અગ્નિ પોતે દાહક સ્વભાવનો હોવા છતાં, સત્ય બોલનારા પુરુષોનાં શરીરોને છોડી દે છે અને તેમને પોતાના તેજથી બાળતો નથી, તે તો અસત્યવાદીઓનાં શરીરને જ બાળી નાખે છે. તેમ સદસદ્‌નો વિવેક કરનારા સત્પુરુષો પણ મંદ બોલતા બાળક અને પુત્રની વાણીની પરીક્ષા કરે છે અને સત્યનો જ પક્ષ કરે છે. હે જનકરાજ! તું શું ગૂંદીનાં ફળ ખાઈને ક્ષીણ બુદ્ધિવાળો થઈ ગયો છે? અથવા શું તને તારી થતી સ્તુતિઓનો મદ ચડ્યો છે? હું તને હાથીની જેમ ટોકી રહ્યો છું, તેમ છતાં મારી આ વાણીને તું સાંભળતો નથી![૨૬–૨૮]

જનક બોલ્યો: તમારી દિવ્ય તથા અમાનુષી વાણીને હું સાંભળું છું, તમે સાક્ષાત્ દેવરૂપ છો. તમે વિવાદમાં બંદીને હરાવ્યો જ છે. તો હું આ બંદીને તમારે સ્વાધીન કરું છું.[૨૯]

અષ્ટાવક્ર બોલ્યો હે રાજા! આ બંદીના જીવવાથી મને કંઈ જ લાભ નથી. એટલે જો વરુણ એના પિતા છે, તો એને સમુદ્રમાં જ ડુબાડી દો.[૩૦]

બંદી બોલ્યો: હું વરુણરાજનો પુત્ર છું. એટલે મને ડૂબવાનો ભય નથી. આ અષ્ટાવક્ર આ જ ઘડીએ એના લાંબા કાળથી અદૃશ્ય થયેલા

---

અગ્નિ, વાયુ અને સૂર્ય, તેઓની પેઠે આત્મા નિઃસંગ છે, છતાં તે દશ ઇંદ્રિયો, બુદ્ધિ, મન તથા અહંકાર–એ તેરના સંગથી વિષયો અને ઇંદ્રિયોના સંબંધરૂપી ભોગ નામના યજ્ઞમાં પ્રવર્તે છે. અર્થાત્ અસંગ એવો આત્મા પણ બુદ્ધિ વગેરેના સંગથી સંગી હોય તેવો જણાય છે. માટે બુદ્ધિ વગેરેને શુદ્ધ કરવા પ્રયત્ન કરવો, પરંતુ ઉદાસ થઈને બેસી રહેવું નહિ શ્રુતિ કહે છે કે: न तस्य प्राणा उत्क्रामन्त्यत्रैव समवनीयन्ते तदिदमप्येतर्हि य एव वेदाहं ब्रह्मास्मि। 'જે હું બ્રહ્મરૂપ છું એમ જાણે છે તેના પ્રાણો બહાર જતા નથી, પરંતુ અહીં બ્રહ્મમાં જ સમાઈ જાય છે.' આ શ્રુતિના પ્રમાણથી સિદ્ધ થાય છે કે, આ દેહમાં તથા આ કાળમાં પણ મુક્તિ થાય છે, તેને માટે બીજા દેશકાળની જરૂર નથી. તત્ત્વને ઢાંકી દેનારા અજ્ઞાનથી રહિત એવા ધર્મ વગેરે બાર વ્રતો બુદ્ધિ, દશ ઇંદ્રિયો, મન તથા અહંકાર એ તેરને ખાઈ જાય છે. અર્થાત્ ધર્માદિકના બળથી જ્ઞાન ઉત્પન્ન થતાં બુદ્ધિ વગેરે નિવૃત્ત થાય છે. તે બુદ્ધિ વગેરેની નિવૃત્તિ થતાં, હું અદ્વૈત બ્રહ્મનો ઉપદેશ કરવા અહીં આવ્યો છું. એવી મેં જે પ્રથમ પ્રતિજ્ઞા કરી હતી, તે આજ પોતે જ પ્રકારી છે ૨૦

કહોડ પિતાને જોશે.[૩૧]

લોમશ બોલ્યા : ત્યાં તો મહાત્મા વરણથી સત્કાર પામેલા તે સૌ વિપ્રો એ જળમાંથી ઉપર આવ્યા અને જનકની પાસે ઊભા.[૩૨]

કહોડ બોલ્યા : આટલા માટે જ મનુષ્યો પુત્રોને ઇચ્છે છે. જે હું નહોતો કરી શક્યો, તે મારા પુત્રે કર્યું છે.[૩૩] હે જનક! નિર્બળને પણ બળવાન, અજ્ઞાનીને પણ જ્ઞાની અને અવિદ્વાનને પણ વિદ્વાન પુત્ર થાય છે.[૩૪] હે રાજન્! યમરાજ પોતે જ યુદ્ધમાં તીક્ષ્ણ ફરસીથી તારા શત્રુઓનાં મસ્તક ઉડાવી દો. તારું કલ્યાણ થાઓ. જનકરાજના આ યજ્ઞમાં ઉક્થ્યનું મહાશ્રેષ્ઠ સામગાન ચાલી રહ્યું છે, સારી રીતે સોમપાન થઈ રહ્યું છે અને દેવો સાક્ષાત્ હાજર થઈને હર્ષપૂર્વક પોતાના પવિત્ર યજ્ઞભાગો લઈ રહ્યા છે.[૩૫,૩૬]

લોમશ બોલ્યા : આમ હે રાજન્! તે સર્વ બ્રાહ્મણો અધિક કાંતિવાળા થઈ ત્યાં પ્રકટ થયા, એટલે બંદી જનકની આજ્ઞા લઈ સાગરના જળમાં પેસી ગયો.[૩૭] આમ અષ્ટાવક્રે વરણપુત્ર બંદીને હરાવ્યો, એટલે બ્રાહ્મણોએ તેમની યથાયોગ્ય પૂજા કરી. પછી અષ્ટાવક્રે પોતાના પિતાનું પૂજન કર્યું અને મામા સાથે પોતાના શ્રેષ્ઠ આશ્રમે પાછો આવ્યો.[૩૮-૪૦] હવે માતાની પાસે બેઠેલા અષ્ટાવક્રને કહોડ પિતાએ કહ્યું : 'તું ઝટ સમંગા નદીમાં પ્રવેશ કર.' તેણે તે પ્રમાણે પ્રવેશ કર્યો એટલે તેનાં આઠે અંગો તુરત જ સરખાં થઈ ગયાં અને સમંગા નદી પણ પવિત્ર થઈ. એમાં સ્નાન કરવાથી મનુષ્ય પાપમુક્ત થાય છે. હે કુંતીપુત્ર રાજન્! તમે પણ તમારા ભાઈઓ અને પત્ની સાથે આ નદીમાં સ્નાન તથા પાન માટે પ્રવેશ કરો. હે અજમીઢવંશી! તમે ભાઈઓ અને બ્રાહ્મણો સાથે અહીં નિશ્ચિંત થઈને સુખપૂર્વક રહો. પછી પવિત્ર કર્મો ઉપર એકનિષ્ઠા રાખનારા તમે મારી સાથે બીજાં પવિત્ર ધામોમાં ફરશો.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં અષ્ટાવક્રનું આખ્યાન' નામનો અધ્યાય ૧૩૪મો સમાપ્ત

# अध्याय १३५मो

## યવક્રીતનું આખ્યાન

॥ लोमश उवाच ॥

**एषा मधुविला राजन्समंगा संप्रकाशते ।**
**एतत्कर्दमिलं नाम भरतस्याभिषेचनम् ॥ १ ॥**

લોમશ બોલ્યા : હે રાજન્! આ મધુવિલા નદી સમંગા નામે શોભી રહી છે. આ કર્દમિલ નામનું ભરતનું અભિષેકતીર્થ છે.[૧] વૃત્રને મારીને લક્ષ્મીરહિત થયેલો શચીપતિ ઇંદ્ર પૂર્વે સમંગામાં સ્નાન કરીને સર્વ પાપોથી મુક્ત થયો હતો.[૨] હે નરસિંહ! મૈનાકની વચ્ચે આવેલું આ વિનશન નામનું તીર્થ છે. પૂર્વે અહીં અદિતિએ પુત્રપ્રાપ્તિ માટે ચરુ તૈયાર કર્યો હતો.[૩] હે ભરતશ્રેષ્ઠ! તમે આ પર્વતરાજ ઉપર ચડવાથી અપયશ આપનારી અને ન કહેવાય એવી દરિદ્રતા દૂર કરશો. હે રાજન્! ઋષિઓને પ્રિય એવા આ કનખલ પર્વતો છે. હે યુધિષ્ઠિર! આ મહાનદી ગંગા શોભી રહી છે.[૪,૫] પૂર્વે ભગવાન સનત્કુમાર અહીં સિદ્ધિ પામ્યા હતા. હે અજમીઢવંશી! તમે એમાં સ્નાન કરીને સર્વ પાપોથી મુક્ત થશો. આ પુણ્ય નામનો જળનો ધરો છે, આ ભૃગુતુંગ પર્વત છે અને આ ઉષ્ણીગંગા છે. હે કૌંતેય! મંત્રીઓ સાથે તમે એનો સ્પર્શ કરો. આ સ્થૂલશિરા ઋષિનો રમણીય આશ્રમ દેખાય છે. હે કૌંતેય! અહીં માન અને ક્રોધ છોડી દો. હે પાંડુપુત્ર! આ સુશોભાયમાન રૈભ્યાશ્રમ દેખાય છે. અહીં ભારદ્વાજનો યવક્રીત નામે વિદ્વાન પુત્ર નાશ પામ્યો હતો.[૬-૯]

યુધિષ્ઠિર બોલ્યા : પ્રતાપી ભરદ્વાજ ઋષિ કેવી રીતે યોગી થયા હતા? તે મુનિનો યવક્રીત પુત્ર શા માટે મરણ પામ્યો હતો? આ બધું હું જે પ્રમાણે બન્યું હોય તે જ પ્રમાણે સાંભળવા ઇચ્છું છું. કેમ કે દેવ તુલ્ય મહાત્માઓનાં ચરિત્રો સાંભળવાથી મને અત્યંત આનંદ થાય છે.[૧૦,૧૧]

લોમશ બોલ્યા : ભરદ્વાજ અને રૈભ્ય એ બે મિત્રો હતા. તે બંને પરસ્પર અત્યંત સ્નેહ રાખી અહીં રહેતા હતા.[૧૨] હે ભારત! રૈભ્યને અર્વાવસુ અને પરાવસુ નામે બે પુત્રો હતા; ત્યારે ભરદ્વાજને યવક્રીત નામે એક પુત્ર હતો.[૧૩] રૈભ્ય તથા તેમના પુત્રો વિદ્વાન હતા, ત્યારે ભરદ્વાજમુનિ તપસ્વી હતા. હે ભારત! છેક બાળપણથી જ તે બેની અતુલ કીર્તિ ફેલાઈ હતી.[૧૪] હવે બ્રાહ્મણો પોતાના પિતા ભરદ્વાજનો સત્કાર કરતા નહોતા અને રૈભ્યને તથા તેના પુત્રોને સારું માન આપતા હતા. એ જોઈને એ નિષ્પાપ અને તેજસ્વી યવક્રીતને ભારે સંતાપ થયો અને તે ક્રોધે ભરાયો. પછી હે પાંડવ! તેણે વેદજ્ઞાન માટે ભયંકર તપ આદર્યું. ભડભડ બળતા મહાઅગ્નિમાં તેણે પોતાના શરીરને તપાવ્યું. આમ તે મહાતપસ્વીએ ઇંદ્રને પણ સંતાપ કરાવ્યો. હવે હે યુધિષ્ઠિર! ઇંદ્ર યવક્રીત પાસે આવ્યો અને બોલ્યો : 'તું શા માટે આવું ભારે તપ કરી રહ્યો છે?'[૧૫-૧૮]

યવક્રીત બોલ્યો : દેવગણોથી પૂજાયેલા હે ઇંદ્ર! બ્રાહ્મણો ન ભણ્યા હોય એવા વેદોનું મને જ્ઞાન થાય, એટલા માટે હું આ પરમ તપ કરી રહ્યો છું. હે કુશિકવંશી ઇંદ્ર! મારો આ સમારંભ વેદના સ્વાધ્યાય માટે છે. હે કૌશિક! હું તપથી સર્વ જ્ઞાન પામવા ઇચ્છું છું. હે વિભો! ગુરુમુખેથી વેદો ઘણે લાંબે કાળે ભણી શકાય છે. આથી મેં આ પરમ યત્ન આદર્યો છે.[૧૯-૨૧]

ઇંદ્ર બોલ્યો: હે બ્રહ્મર્ષિ! તમે જે માર્ગે જવા ઇચ્છો છો, તે અયોગ્ય છે. હે વિપ્ર! આ પ્રમાણે આત્મનાશ કરવાથી શું વળે તેમ છે? આથી જાઓ અને ગુરુમુખથી વેદાધ્યયન કરો.[૨૨]

લોમશ બોલ્યા: હે ભારત! આમ કહીને ઇંદ્ર ચાલ્યો ગયો અને અમાપ તેજસ્વી યવક્રીત પણ ફરીથી તપશ્ચર્યા કરવા લાગ્યો. હે રાજન્! અમે સાંભળ્યું છે કે, તે મહાતપસ્વીએ ભયંકર તપ કરીને દેવરાજ ઇંદ્રને અત્યંત સંતાપ આપ્યો. આમ તીવ્ર તપ કરી રહેલા તે મહામુનિ પાસે જઈને બળ રાક્ષસને મારનારા ઇંદ્રે ફરીથી તેને વાર્યો અને કહ્યું.[૨૩-૨૫] તેં આ અશક્ય કામ આદર્યું છે. આ તેં વિચારપૂર્વક કર્યું નથી. આથી તને અને તારા પિતાને વેદજ્ઞાન નહિ જ થાય.[૨૬]

યવક્રીત બોલ્યો: હે દેવરાજ! તમે જો આ-પ્રમાણે મારું ઇચ્છેલું નહિ કરો, તો હું મહાન નિયમપૂર્વક વિશેષ ઘોર તપ કરીશ. હે ઇંદ્ર! હે દેવરાજ! તમે જો અહીં મારી ઇચ્છેલી સર્વ કામનાઓ પૂરી નહિ કરો, તો હું પ્રજ્વલિત અગ્નિમાં મારાં અંગેઅંગ કાપીને નાખીશ, એમ તમે સમજી લેજો.[૨૭,૨૮]

લોમશ બોલ્યા: તે મહાત્મા મુનિનો એ નિશ્ચય જાણીને બુદ્ધિમાન ઇંદ્રે તેને વારવા માટે બુદ્ધિપૂર્વક વિચાર કર્યો. પછી તેણે સેંકડો વરસના, દુર્બળ અને ક્ષયરોગી એવા તપસ્વી બ્રાહ્મણનું રૂપ લીધું. વળી ગંગાતીરે જ્યાં યવક્રીતનો શૌચાદિ કર્મ માટે ઓવારો હતો, ત્યાં તેણે રેતીથી પાળ બાંધવા માંડી. ઘણું ઘણું કહેવા છતાંયે જ્યારે તે બ્રાહ્મણે તેનું માન્યું નહિ, ત્યારે ઇંદ્રે ગંગાને રેતીથી પૂરવા માંડી. યવક્રીતને દૃષ્ટાંત આપવા સારુ ઇંદ્ર ગંગાજીમાં નિરંતર રેતીની મૂઠીઓ નાખતા રહ્યા અને એ રીતે પાળ બાંધવાનો પ્રયત્ન કરવા લાગ્યા આમ પાળ બાંધવાનો યત્ન કરી રહેલા તે બ્રાહ્મણરૂપ ઇંદ્રને યવક્રીતે જોયા. હવે તે

મુનિશ્રેષ્ઠ હસીને આ વચન કહેવા લાગ્યો : 'હે બ્રહ્મન્! તમે આ શું કરો છો? તમે શું ધાર્યું છે? આ અતિ મહાન પ્રયત્ન તમે નિરર્થક જ કરો છો.[૨૮–૩૫]

ઇંદ્ર બોલ્યો : ગંગાને તરતાં લોકો વારંવાર દુઃખ પામે છે, આથી હું રેતીથી ગંગાને પાળ બાંધું છું. એથી રસ્તો સુખકારક થશે.[૩૬]

યવક્રીત બોલ્યો : હે તપોધન ! તમે આ મહાપ્રવાહને નહિ બાંધી શકો. આ અશક્ય કાર્યમાંથી ખસી જાઓ ને કંઈ શક્ય કાર્ય કરો.[૩૭]

ઇંદ્ર બોલ્યો : તમે જેમ વેદપ્રાપ્તિને માટે આ અશક્ય તપ માંડ્યું છે, તેમ મેં પણ આ ભાર ઉપાડ્યો છે.[૩૮]

યવક્રીત બોલ્યો : હે દેવેશ! હે સ્વર્ગાધિપતિ! જો તમારો આ આરંભ નિરર્થક છે અને તમે મારા આરંભને પણ એવો અર્થ વિનાનો માનો છો, તો હે સુરેંદ્ર! તમારાથી જે થઈ શકે એવું હોય તે તમે કરો અને મને બીજાં વરદાનો આપો, એટલે હું બીજાઓ કરતાં ચઢિયાતો થાઉં.[૩૯,૪૦]

લોમશ બોલ્યા : હવે તે મહાતપસ્વીએ જે વરદાન માગ્યાં, તે ઇંદ્રે તેને આપ્યાં અને કહ્યું : 'તને અને તારા પિતાને તમારી ઇચ્છા પ્રમાણે વેદોનું જ્ઞાન થશે. વળી તું જે કંઈ ઇચ્છશે, તે તને મળશે. હે યવક્રીત! તું હવે તારે આશ્રમે જા.' આમ મનોરથસિદ્ધિ પામેલો તે યવક્રીત પિતા પાસે જઈ આ પ્રમાણે બોલ્યો.[૪૧,૪૨]

યવક્રીત બોલ્યો : હે પિતા ! તમને અને મને એમ આપણ બન્નેને વેદોનાં દર્શન થશે; આપણે બન્ને બીજાઓ કરતાં ચઢિયાતા થઈશું. આવાં મને વરદાન મળ્યાં છે.[૪૩]

ભરદ્વાજ બોલ્યા : બેટા ! આ ઇચ્છા પ્રમાણેનાં વરદાનો પામીને તને ગર્વ થશે અને અભિમાનથી ભરાયેલો તું દીન થઈને ટૂંક વખતમાં નાશ પામશે. આ વિશે દેવોએ ગાયેલી આ ગાથાઓ ઉદાહરણરૂપ છે. પૂર્વે બાલધિ નામે એક પરાક્રમી મુનિ હતા. પુત્રશોકથી તે ઉદ્વેગ પામ્યા અને 'મારો પુત્ર અમર થાય' એ ઇચ્છાએ મહાકઠણ તપ કરવા લાગ્યા. તેમને એ વરદાન મળ્યું. આમ દેવોએ તેના ઉપર કૃપા કરી પણ પુત્રને દેવો જેવો અમર ન કર્યો. તેમણે કહ્યું : 'મરણધર્મવાળો માનવી અમર ન થાય; એટલે તારો પુત્ર નિમિત્ત આવરદાવાળો થશે.[૪૪–૪૭]

બાલધિ બોલ્યા : હે દેવશ્રેષ્ઠો! આ પર્વતો નિત્ય અખંડ રહે છે, તો એની અખંડતા સુધીનું આયુષ્ય મારા પુત્રનું રહો.[૪૮]

ભરદ્વાજ બોલ્યા : પછી તેમના બુદ્ધિમાન અને ક્રોધી પુત્રે યજ્ઞ કર્યો. પોતાનું અખૂટ આયુષ્ય સાંભળીને તે અભિમાન કરવા લાગ્યો અને ઋષિઓનાં અપમાન કરવા લાગ્યો. મુનિઓનો અપરાધ કરતો તે આ પૃથ્વી ઉપર ફરતો હતો. તેવામાં તે ધનુષાક્ષ નામના મહાવીર્યવાન અને વિદ્વાન મુનિ પાસે જઈ પહોંચ્યો.[૪૯,૫૦] એ બુદ્ધિમાન પુત્રે તેમનો પણ અપરાધ કર્યો; એટલે તે વીર્યવાન ઋષિએ તેને શાપ આપ્યો. તે ઋષિએ કહ્યું : 'ભસ્મ થઈ જા,' પણ તે પુત્ર ભસ્મરૂપ ન થયો.[૫૧] આમ મહાપરાક્રમી ધનુષાક્ષ ઋષિએ તે બુદ્ધિમાનને અક્ષત રહેલો જોયો, એટલે તેમણે પાડાઓ ઉત્પન્ન કરીને તેના આયુષ્યના કારણરૂપ થયેલા પર્વતને પાડાઓથી તોડી નંખાવ્યો.[૫૨] આ રીતે નિમિત્તરૂપ પર્વત તૂટ્યો, એટલે તે પુત્ર પણ તરત જ મરણ પામ્યો. હવે તે મૃત પુત્રને લઈને પિતા વિલાપ કરવા લાગ્યા.[૫૩] આમ એ બાલધિ મુનિને અત્યંત દુઃખપૂર્વક વિલાપ કરતા જોઈને સર્વ વેદવેત્તા મુનિઓએ જે ગાથા કહી, તે તમે મારી પાસેથી સાંભળો.[૫૪] બાલક તપસ્વીઓ આમ વરદાનો પામીને અભિમાનથી છકી જાય છે અને

આ રીતે તરત જ વિનાશ પામે છે. જોજે, તારું એવું ન થાય. આ રૈભ્ય મહાપરાક્રમી છે. એમના બે પુત્રો પણ તેવા જ છે. હે પુત્ર! તું રખે એમની સાથે અયોગ્ય રીતે વર્તતો. આમ તું સાવધાન રહીને વર્તજે. બેટા! એ રૈભ્ય મહર્ષિ તપસ્વી અને ક્રોધી છે. ક્રોધમાં આવતાં તે રોષથી બીજાને પીડવાને સમર્થ છે.[૫૫-૫૮]

યવક્રીત બોલ્યો : હે પિતા! હું એ જ પ્રમાણે કરીશ. તમે જરા પણ સંતાપ ન કરશો. જેમ તમે મને માન્ય છો, તેમ રૈભ્ય પણ મારે મન પિતા તુલ્ય છે.[૫૯]

લોમશ બોલ્યા : આ પ્રમાણે પિતાને મીઠું મીઠું કહીને, સર્વ પ્રકારે નિર્ભય બનેલો તે યવક્રીત બીજા ઋષિઓને પીડવા લાગ્યો અને એથી પરમ હર્ષથી સંતોષ પામવા લાગ્યો.[૬૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામા યવક્રીત ઉપાખ્યાન' નામનો અધ્યાય ૧૩૫મો સમાપ્ત

## अध्याय १३६मो

### યવક્રીતનો વિનાશ

॥ लोमश उवाच ॥

**चंक्रम्यमाणः स तदा यवक्रीतोऽकुतो भयः ।**
**जगाम माधवे मासि रैभ्याश्रमपदं प्रति ॥१॥**

લોમશ બોલ્યા : હવે સર્વ રીતે નિર્ભય થયેલો તે યવક્રીત એક વાર વૈશાખ માસમાં ફરતો ફરતો રૈભ્યના આશ્રમ તરફ જઈ પહોંચ્યો. હે ભારત! ત્યાં પુષ્પવાળાં વૃક્ષોથી સુશોભિત એવા રમ્ય આશ્રમમાં તેણે તે રૈભ્યમુનિની કિન્નરી જેવી પુત્રવધૂને ફરતી જોઈ.[૧,૨] નિર્લજ્જ અને કામથી બુદ્ધિ ખોઈ બેઠેલા એ યવક્રીતે તે શરમાળ સુંદરીને કહ્યું: 'તું મારી પાસે આવ.'[૩] તે સ્ત્રી એ યવક્રીતનો સ્વભાવ જાણતી હતી. એટલે તે તેના શાપથી ડરીને તથા રૈભ્યની તેજસ્વિતાને લક્ષમાં લઈને 'ભલે' કહીને તેની પાસે ગઈ.[૪] આમ હે ભારત યવક્રીતે તેને એકાંતમાં લઈ જઈ શોકસાગરમ ડુબાડી દીધી. હે શત્રુદમન રાજા! એવામાં રૈભ ઋષિ પોતાને આશ્રમે આવી પહોંચ્યા.[૫] હે યુધિષ્ઠિર! પોતાના પુત્ર પરાવસુની પત્નીને દુઃખ તથા રોતીકકળતી જોઈને તેમણે તેને કોમળ વાણીથી આશ્વાસન આપ્યું અને બધી હકીક પૂછી.[૬] તે સુંદરીએ યવક્રીતે જે કહ્યું હતું તે બધુ એ ઋષિને જણાવ્યું. વળી એણે યવક્રીતને બુદ્ધિ પૂર્વક જે ઉત્તર આપ્યો હતો, છતાં એના ઉપર એણે જે બળાત્કાર કર્યો હતો, તે બધું તેમને કહી સંભળાવ્યું. હવે યવક્રીતનું આ દુષ્ટ વર્તન સાંભળતાં જ રૈભ્યને ચિત્તને બાળતો હોય તેવો મહા ક્રોધ ચઢી આવ્યો.[૭,૮] આમ તે મહાક્રોધી તપસ્વી ક્રોધે ભરાયા. તેમણે પોતાની જટામાંથી એક લટ ખેંચી કાઢીને મંત્રપૂર્વક અગ્નિમાં નાખી.[૯] તેને પરિણામે તે પુત્રવધૂના જેવા રૂપવાળી એક સ્ત્રી (કૃત્યા) તેમાંથી ઉત્પન્ન થઈ. વળી તેમણે બીજી લટ તોડીને અગ્નિમાં નાખી. એને પરિણામે ભયંકર આંખવાળો અને ભયંકર દેખાવવાળો એક રાક્ષસ તેમાંથી ઉત્પન્ન થયો. પછી તે બંનેએ રૈભ્યને પૂછ્યું : 'અમે બન્ને તમારું શું કાર્ય કરીએ?' ત્યારે ઋષિએ ક્રોધવશ થઈને કહ્યું : 'યવક્રીતને મારી નાખો.' હવે 'ભલે એમ થાઓ' એમ કહીને તે બંને યવક્રીતને મારવા માટે ઊપડ્યાં.[૧૨-૧૨] પછી હે ભારત! મહાત્મા રૈભ્યે સર્જેલી તે કૃત્યાએ યવક્રીત પાસે જઈને તેને મોહમાં નાખ્યો અને તેનું કમંડળ લઈ લીધું.[૧૩] આમ કમંડળ હરાવાથી ઉચ્છિષ્ટ થયેલા તે યવક્રીત ઉપર તે રાક્ષસે ત્રિશૂળ ઉગામી ધસારો કર્યો. આ રીતે હાથમાં ત્રિશૂળ લઈને રાક્ષસ તેને મારવાને તેના તરફ ધસી રહ્યો છે, એ જોઈ યવક્રીત એકદમ ઊભો થયો અને પાણી માટે સરોવર તરફ દોડ્યો.[૧૪,૧૫] તે સરોવરને જળહીન જોઈને

યવક્રીત વળી વેગપૂર્વક સર્વ નદીઓ તરફ દોડ્યો, પણ તે બધી સુકાઈ ગઈ હતી. આમ તે ત્રિશળધારી ભયંકર રાક્ષસે તેને ત્રાસ આપ્યો. એટલે તે ભયભીત થઈને એકદમ પોતાના પિતાની અગ્નિશાળામાં પેઠો. હે રાજન્! તે પ્રવેશ કરવા ગયો, ત્યાં તો રક્ષણ માટે રહેલા એક આંધળા શૂદ્રે તેને બળપૂર્વક પકડી રાખ્યો. એટલે તે બારણા આગળ જ ઊભો રહ્યો.[૧૬-૧૮] પછી શૂદ્રે પકડી રાખેલા તે યવક્રીતને પેલા રાક્ષસે ત્રિશૂળથી માર્યો. પરિણામે છાતી ચિરાઈ જતાં તે નીચે ઢળી પડ્યો.[૧૯] આ રીતે યવક્રીતને મારીને તે રાક્ષસ રૈભ્ય પાસે આવ્યો અને રૈભ્યની આજ્ઞા લઈને પેલી કૃત્યા સ્ત્રી સાથે ત્યાં રહેવા લાગ્યો.[૨૦]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમા 'લોમશતીર્થયાત્રામાં યવક્રીતઉપાખ્યાન' નામનો અધ્યાય ૧૩૬મો સમાપ્ત

## अध्याय १३७मो

### ભરદ્વાજનો શાપ તથા અગ્નિપ્રવેશ

॥ લોમશ ઉવાચ ॥

भरद्वाजस्तु कौंतेय कृत्वा स्वाध्यायमाह्निकम् ।
समित्कलापमादाय प्रविवेश स्वमाश्रमम् ॥१२॥

લોમશ બોલ્યા : હે કુંતીપુત્ર! ભરદ્વાજ મુનિ સ્વાધ્યાય આદિ આહ્નિક કાર્ય કરીને, સમિધનો ભારો લઈને, પોતાને આશ્રમે આવ્યા.[૧] પહેલાં અગ્નિહોત્રના સર્વ અગ્નિઓ તેમને જોઈને ઊભા થઈ અભિનંદન આપતા હતા, પણ આજે પુત્ર મરી જવાથી સૂતકી થયેલા એમને તે અગ્નિઓએ જવાળાઓ દ્વારા અભિનંદન ન આપ્યાં. આમ અગ્નિહોત્રમાં વિકાર થયેલો જોઈને તે મહાતપસ્વીએ ગૃહપાલ તરીકે બેઠેલા અંધ શૂદ્રને પૂછ્યું : 'હે શૂદ્ર! અગ્નિઓ કેમ મને દર્શન આપીને મારું અભિનંદન કરતા નથી? તું પણ પહેલાં જેવો જણાતો નથી. કેમ આશ્રમમાં ક્ષેમકુશળ તો છે ને? શું મારો અલ્પબુદ્ધિ પુત્ર રૈભ્યની પાસે તો નથી ગયો ને? તું મને આ બધું ઝટ કહે; કેમ કે મારું મન સંશયગ્રસ્ત થયું છે.[૨-૫]

શૂદ્ર બોલ્યો : તમારો મંદબુદ્ધિ પુત્ર રૈભ્યની પાસે સાચે જ ગયો હતો. આથી બળવાન રાક્ષસે તેને મારી નાખ્યો છે.[૬] તે શૂળધારી રાક્ષસે એ પુત્રને મારવા માંડ્યો, ત્યારે તે અગ્નિશાળા તરફ દોડી આવ્યો હતો. ત્યાં મેં બે હાથે એને રોકી લીધો હતો.[૭] હવે એ અપવિત્ર હતો અને તેને જળની જરૂર હતી. છતાં તે આમ આ જગ્યાએ આશાભંગ થયો અને અતિ વેગવાળા શૂળધારી રાક્ષસે તેને મારી નાખ્યો.[૮] શૂદ્રને મોઢે આ મહા અપ્રિય વાત સાંભળીને ભરદ્વાજ પોતાના નિષ્પ્રાણ પુત્રને લઈને અત્યંત દુઃખપૂર્વક વિલાપ કરવા લાગ્યા.[૯]

ભરદ્વાજ બોલ્યા : બ્રાહ્મણોને વગરભણ્યે વેદોનું જ્ઞાનદર્શન થાય, એટલા સારુ તેં બ્રાહ્મણોને માટે તપ કર્યું હતું. વળી તું મહાત્મા બ્રાહ્મણો પ્રત્યે કલ્યાણકારી સ્વભાવવાળો હતો અને કોઈ પણ પ્રાણીનો તે અપરાધ કર્યો નહોતો, પણ તારામાં કઠોરતા આવી ગઈ. હે બેટા! મેં તને રૈભ્યને આશ્રમે જવાની મનાઈ કરી હતી, તોપણ તું તે કાલાંતક યમ જેવા એ રૈભ્યને જોવાને ગયો જ.[૧૦-૧૨] તે મહાતેજસ્વી જાણે છે કે, મને વૃદ્ધને આ એકનો એક પુત્ર છે, આમ છતાં એ મહા દુર્બુદ્ધિવાળો કોપને વશ થયો.[૧૩] આમ રૈભ્યના કાર્યથી હું પુત્રના મરણરૂપી શોકને પામ્યો છું. હે પુત્ર! પૃથ્વીમાં અત્યંત વહાલા મારા પ્રાણોને હું તારા વિરહમાં ત્યજી દઉં છું.[૧૪] આજે જેમ હું પુત્રશોકને લીધે દુઃખી થઈ મારો દેહત્યાગ કરું છું, તેમ નિર્દોષ રૈભ્યને તેનો જ્યેષ્ઠ પુત્ર તરત મારી નાખશે.[૧૫] જેમને પહેલેથી જ પુત્ર નથી, તેવા માણસો સુખી છે; કેમ કે તેઓ પુત્રશોક ન પામતાં

સુખપૂર્વક ફરી શકે છે. હવે જુઓ પુત્રશોકથી અત્યંત આકુળવ્યાકુળ થાય છે અને શોકાતુર થઈને પોતાના ઇષ્ટ મિત્રોને પણ શાપ આપે છે, તેમના કરતાં વિશેષ પાપી કોણ હોય? હાય! મેં મારા પુત્રને મરેલો જોયો અને ઇષ્ટ મિત્રને પણ શાપ આપ્યો! આના જેવી વિપત્તિને બીજો કોણ અનુભવે? [૧૬-૧૮]

લોમશ બોલ્યા: આમ અનેક પ્રકારે વિલાપ કરીને ભરદ્વાજે પોતાના પુત્રને અગ્નિસંસ્કાર કર્યો અને પછી પોતે પણ એ ભડભડ બળતા અગ્નિમાં ઝંપલાવ્યું.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમા 'લોમશતીર્થયાત્રામાં યવક્રીતઉપાખ્યાન' નામનો અધ્યાય ૧૩૭મો સમાપ્ત

## अध्याय १३८मो

### રૈભ્યનો વધ તથા સર્વનું પુનઃ સજીવન થવું

॥ लोमश उवाच ॥

**अतस्मिन्नेव काले तु बृहद्युम्नो महीपतिः ।**
**सत्रं तेने महाभागो रैभ्ययाज्यः प्रतापवान् ॥१॥**

લોમશ બોલ્યા: એ જ સમયે રૈભ્યના પ્રતાપી અને મહાભાગ્યશાળી યજમાન બૃહદ્યુમ્ન રાજાએ યજ્ઞ આરંભ્યો હતો.[૧] એ બુદ્ધિમાન બૃહદ્યુમ્ને રૈભ્યના અર્વાવસુ અને પરાવસુ એ બે પુત્રોને યજ્ઞમાં સહાયક તરીકે પસંદ કર્યા હતા.[૨] હે કૌંતેય! પિતાની આજ્ઞા લઈને તે બંને ત્યાં ગયા હતા અને આશ્રમમાં રૈભ્ય તથા પરાવસુની પત્ની એ બે રહ્યાં હતાં.[૩] એક વાર પરાવસુ એકલો ઘેર મળવા આવવા નીકળ્યો. ત્યાં વનમાં તેણે તેના પિતાને મૃગચર્મથી ઢંકાયેલા જોયા.[૪] તે વખતે પાછલી રાત હતી, હજુ અંધારું હતું. અને તે ઊંઘમાં આંધળા જેવો થઈ ગયો હતો. એટલે તેણે પોતાના પિતાને ઓળખ્યા નહિ અને માન્યું કે, આ તો કોઈ ગાઢ વનમાં વિચરતું મૃગ છે! આમ શરીરની રક્ષા કરવાની ઇચ્છાથી તેણે અજાણતાં પોતાના પિતાને મૃગ માનીને મારી નાખ્યો.[૫,૬] હે ભારત! પછી જાણ થતાં તેણે પિતાનાં સર્વ અંત્યેષ્ટિકાર્યો કર્યાં અને પેલા યજ્ઞસ્થળે પાછો આવ્યો અને પોતાના ભાઈને આ વચન કહ્યાં:[૭] 'તું એકલે હાથે આ યજ્ઞકર્મ કરવા સમર્થ નથી. વળી મેં પિતાને મૃગ માનીને મારી નાખ્યા છે. તો હે ભાઈ! તું મારી ખાતર બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કર. હે મુનિ! હું એકલો પણ આ યજ્ઞકર્મ કરવાને સમર્થ છું.'[૮,૯]

અર્વાવસુ બોલ્યો: ભલે, તમે બુદ્ધિમાન બૃહદ્યુમ્નનો યજ્ઞ કરો. હું તમારે માટે ઇંદ્રિયોને નિયમમાં રાખીને બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્તવ્રત કરીશ.[૧૦]

લોમશ બોલ્યા: હે યુધિષ્ઠિર! તે અર્વાવસુ મુનિ બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત પૂરું કરી ફરી યજ્ઞમાં આવ્યો. આમ પોતાના ભાઈને સામે ઊભેલો જોઈને પરાવસુએ બૃહદ્યુમ્નને હર્ષથી ગદ્‌ગદિત થયેલાં આ વચનો કહ્યાં: 'આ બ્રહ્મહત્યારો છે, એને તે તમારા યજ્ઞને જોવા ધસી ન જાય; કેમ કે બ્રહ્મહત્યા કરનારો એ નજર નાખશે તો તેથી પણ તમને નિ:સંશય પીડામાં નાખશે.'[૧૧-૧૩]

લોમશ બોલ્યા: હે પૃથ્વીપતિ! આ સાંભળતાં જ રાજાએ સેવકોને આજ્ઞા કરી. તે પ્રમાણે હે રાજન્! સેવકો એ અર્વાવસુને ધકેલવા લાગ્યા. હે ભારત! સેવકો તેને વારંવાર બ્રહ્મહત્યારો કહેવા લાગ્યા, ત્યારે તેણે ફરી ફરીને કહ્યું: 'મેં એ બ્રહ્મહત્યા કરી નથી. એ તો મારા ભાઈએ કરી છે. મેં એને તેમાંથી છોડાવ્યો છે, છતાં એ જાતે કરેલી બ્રહ્મહત્યાને સ્વીકારતો નથી.'[૧૪] આમ તેણે ક્રોધપૂર્વક કહ્યું, તોય તે સેવકોએ તેને બ્રહ્મહત્યારો જ કહ્યો. આથી તે મહાતપસ્વી બ્રહ્મર્ષિ

ચૂપચાપ વનમાંજ ચાલ્યો ગયો.[૧૫-૧૭] ત્યાં તે દ્વિજવરે સૂર્યને આશ્રયે રહી ઉગ્ર તપ આદર્યું અને સૂર્યમંત્રનો રહસ્યપૂર્ણ વેદ રચ્યો. આથી અપ્રમેયજી અવિનાશી સૂર્યે પોતેજ તેને પ્રત્યક્ષ દર્શન આપ્યાં.[૧૮]

લોમશ બોલ્યા: હે રાજા! અર્વાવસુના તે કર્મથી સર્વ દેવો પ્રસન્ન થયા. તેમણે એને સ્વીકાર્યો અને પરાવસુને દૂર કર્યો. પછી અગ્નિ આદિ દેવોએ તેને વરદાન આપ્યું. એટલે તે દ્વિજશ્રેષ્ઠે માગ્યું કે, 'મારા પિતા ફરી સજીવન થાય, મારો ભાઈ બ્રહ્મહત્યાના પાપથી મુક્ત થાય, પિતાને વધનું સ્મરણ પણ ન રહે; ભરદ્વાજ અને યવક્રીત ફરીથી જીવતા થાય અને સૂર્ય સંબંધી વેદની પ્રતિષ્ઠા થાઓ.' દેવોએ 'ભલે એમ હો' કહ્યું અને તેને વરદાન આપ્યાં.[૧૯-૨૨] હવે હે યુધિષ્ઠિર! ત્યાંજ સર્વે સજીવન થઈને પ્રકટ થયા. પછી અગ્નિ આદિ દેવોને યવક્રીતે કહ્યું: 'હે દેવશ્રેષ્ઠો! મેં વેદનો વિધિપૂર્વક અભ્યાસ કર્યો છે અને વ્રતો આચર્યાં છે; છતાં અધ્યયન કરનારા એવા મને તપસ્વીને રૈભ્ય આ રીતે કેમ કરીને મારી શક્યા?[૨૩,૨૪]

દેવો બોલ્યા: હે યવક્રીત મુનિ! તું જેમ બોલે છે તેમ કરીશ નહિ. તેં તો પહેલાં વિના-ગુરુએ સુખપૂર્વક વેદોનું અધ્યયન કર્યું છે. ત્યારે આ રૈભ્યે તો દુઃખ વેઠીને, જાતે સેવા કરી, ગુરુને રીઝવીને, તેમજ દુઃખ વેઠીને ઘણે લાંબે સમયે આ ઉત્તમ વેદની પ્રાપ્તિ કરી છે.[૨૫,૨૬]

લોમશ બોલ્યા: આ પ્રમાણે યવક્રીતને કહીને તથા સર્વને સજીવન કરીને તે ઇંદ્રાદિ દેવો પાછા સ્વર્ગમાં ગયા.[૨૭] હે રાજસિંહ! આ તે મુનિનો ફૂલ, ફળ અને વૃક્ષોથી સદાય ભરેલો પવિત્ર આશ્રમ છે. અહીં વાસ કરવાથી તમે સર્વ પાપથી મુક્ત થશો.[૨૮]

## अध्याय १३९मो

### પાંડવોનું કૈલાસ તરફ પ્રયાણ

॥ लोमश उवाच ॥

उशीरबीजं मैनाकं गिरिं श्वेतं च मारत।
समतीतोऽसि कौंतेय कालशैलं च पार्थिव ॥ १ ॥

લોમશ બોલ્યા: હે ભારત! હે કુંતીપુત્ર! હે રાજન્! તમે ઉશીરબીજ, મૈનાક, શ્વેતગિરિ તથા કાલશૈલને વટાવી ગયા છો.[૧] હે ભરતશ્રેષ્ઠ! આ સાત પ્રવાહે વહેતી ગંગા શોભી રહી છે, એ શુદ્ધ અને પવિત્ર સ્થાન છે અને અહીં અગ્નિ નિરંતર પ્રદીપ્ત રહે છે. આજે માણસો આ અદ્ભુત સ્થાનને જોઈ શકતા નથી. એટલે તમે એકાગ્ર થઈને સમાધિ કરો અને આ તીર્થસ્થાનોને જુઓ.[૨,૩] આ દેવોનાં પગલાંથી અંકાયેલી તેમની ક્રીડાભૂમિ જોજો; કેમકે હે કુંતીપુત્ર! તમે કાલશૈલ પર્વતને ઓળંગી ગયા છો.[૪] હવે આપણે શ્વેતગિરિમાં તથા મંદર-પર્વતમાં પ્રવેશ કરીશું. ત્યાં મણિવર નામનો યક્ષ છે અને યક્ષરાજ કુબેર રહે છે.[૫] હે રાજન્! ઝડપી ગતિવાળા અઠયાશી હજાર ગંધર્વો, કિંપુરુષો અને તેથી ચારગણા યક્ષો એ સૌ અનેકાનેક રૂપ લેનારા અનેક પ્રકારનાં આયુધો ધારીને યક્ષેંદ્ર મણિભદ્રને ઉપાસી રહ્યા છે. હે માનવેંદ્ર! તેમની પાસે અતિશય સમૃદ્ધિ છે, તેમની ગતિ વાયુ જેવી છે અને તેઓ દેવરાજ ઇંદ્રને પણ ચોક્કસ સ્થાનથી ભ્રષ્ટ કરી નાખે એવા બળવાન છે.[૬-૮] હે તાત! તે બળવાન ગંધર્વાદિકો તથા રાક્ષસોએ રક્ષેલા આ પર્વતો દુર્ગમ છે. આથી હે પાર્થ! તમે ઉત્તમ સમાધિ કરો.[૯] વળી હે કુંતીપુત્ર! જે બીજા રૌદ્ર અને મૈત્ર રાક્ષસો કુબેરના મંત્રીઓ છે, તેમને પણ આપણે મળવાનું થશે. આથી તમે પરાક્રમ-પૂર્વક સજ્જ થાઓ.[૧૦] હે રાજન્! કૈલાસપર્વત છ જોજન ઊંચો છે. હે ભારત! ત્યાં દેવો આવે છે અને વિશાળ બદરિકાશ્રમ છે. હે કૌંતેય!

કુબેરના ધામમાં તો અસંખ્ય યક્ષો, રાક્ષસો, કિન્નરો, નાગો, ગરુડો અને ગંધર્વો છે.[૧૧,૧૨] હે પાર્થ ! હે રાજન્ ! મારાથી અને ભીમસેનના બળથી સુરક્ષિત થઈને તમે તપ અને ઇંદ્રિયદમનપૂર્વક તે સ્થાનમાં પ્રવેશ કરો.[૧૩] વરુણરાજ, યુદ્ધવિજયી યમ, ગંગા, યમુના અને આ પર્વત તમારું કલ્યાણ કરો. હે મહાકાંતિમાન ! મરુતો, અશ્વિનીકુમારો, સરિતાઓ, સરોવરો, દેવો, અસુરો અને વસુઓથી તમારું કલ્યાણ થાઓ.[૧૪] હે દેવી ગંગા ! ઇંદ્રના જાંબૂનદ પર્વત ઉપરથી હું તમારી ગર્જના સાંભળું છું. હે સદ્‌ભાગી દેવી ! સર્વ અજમીઢવંશીઓમાં શ્રેષ્ઠ એવા આ યુધિષ્ઠિર મહારાજનું તમે પર્વતોથી રક્ષણ કરો. હે પર્વતપુત્રી ! આ પર્વતોમાં પ્રવેશ કરવા ઇચ્છતા આ નરેંદ્રનું તમે કલ્યાણ કરો. આ પ્રમાણે તે લોમશ ઋષિએ સાગરગામિની ગંગાને કહ્યું અને પૃથાપુત્ર યુધિષ્ઠિરને આજ્ઞા કરી કે તમે સાવધાન થાઓ.[૧૫,૧૬]

યુધિષ્ઠિર બોલ્યા : લોમશ મુનિનો આ અપૂર્વ પ્રયાસ છે. એમને મતે આ અત્યંત વિકટ દેશ છે. આથી સૌ અહીં દ્રૌપદીનું રક્ષણ કરો; જરા પણ અસાવધતા ન રાખો અને ઉત્તમ પવિત્રતા પાળીને રહો.[૧૭,૧૮]

વૈશંપાયન બોલ્યા : પછી યુધિષ્ઠિરે ઉત્તમ પરાક્રમવાળા ભીમને કહ્યું : 'હે ભીમસેન ! તું દ્રૌપદીનું સાધન થઈને રક્ષણ કર. હે તાત ! અર્જુન ન હોય ત્યારે સૂના પ્રદેશમાં, ભયને પ્રસંગે દ્રૌપદી તારું જ શરણ લે છે.' પછી મહાત્મા યુધિષ્ઠિરે નકુલ–સહદેવ પાસે જઈ તેમનાં મસ્તક સૂંઘ્યાં અને શરીર ઉપર હાથ ફેરવ્યો. ત્યાં તે યુધિષ્ઠિરરાજે તે બંનેને આંસુભર્યા કંઠે કહ્યું કે, 'બીશો મા, પૂર્ણ સાવધાનીથી ચાલો.'[૧૯,૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત શ્રીતીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં કૈલાસાદિગિરિપ્રવેશ' નામનો અધ્યાય ૧૩૯મો સમાપ્ત

## अध्याय १४०मो

### પાંડવોનું ગંધમાદન તરફ પ્રયાણ

॥ युधिष्ठिर उवाच ॥

अंतर्हितानि भूतानि बलवंति महांति च ।
अग्निना तपसा चैव शक्यं गंतुं वृकोदर ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે વૃકોદર ! આ સ્થાનોમાં મહાન અને બળવાન પ્રાણીઓ લપાઈ રહે છે. તપ અને અગ્નિની સહાયથી જ આપણે આગળ જઈ શકીશું.[૧] તો હે કુંતીપુત્ર ! તું બળનો આશ્રય કરીને ભૂખ અને તરસને દૂર કર. હે વૃકોદર ! તું બળ અને દક્ષતાનો આશ્રય લે.[૨] હે કુંતીપુત્ર ! લોમશ ઋષિએ કૈલાસ પર્વત સંબંધમાં જે વચન કહ્યાં છે, તે તેં સાંભળ્યાં છે. તું બુદ્ધિપૂર્વક વિચાર કે દ્રૌપદી કેવી રીતે ચાલી શકશે?[૩] અથવા હે સમર્થ ! હે ભીમ ! સહદેવ, ધૌમ્ય, સારથિઓ, રસોઇયાઓ, સર્વ સેવકો, રથો, ઘોડાઓ અને માર્ગમાં ક્લેશ સહન ન કરી શકે એવા બ્રાહ્મણો એ સૌ સાથે તું પાછો વળ.[૪,૫] હે કમળ જેવાં નેત્રવાળા ભીમસેન ! હું, નકુલ અને મહાતપસ્વી લોમશ એમ અમે ત્રણ જણ અલ્પાહારી અને નિયમ-પરાયણ રહીને આગળ જઈશું. હું આવું ત્યાં સુધી તું મારા આવવાની વાટ જોતો સાવધાન થઈને અહીં ગંગાદ્વારમાં જ રહેજે અને દ્રૌપદીનું રક્ષણ કરજે.[૬,૭]

ભીમ બોલ્યો : હે ભારત ! દુઃખથી આતુર થયેલી અને શ્રમથી પીડાયેલી આ કલ્યાણી રાજપુત્રી અર્જુનનાં દર્શનની ઇચ્છાએજ ચાલી રહી છે.[૮] વળી નિદ્રાને જીતનારા અને સંગ્રામમાંથી પલાયન ન કરનારા તે મહાત્મા અર્જુનને ન જોવાથી તમને પણ જરાયે ચેન પડતું નથી. તો પછી હે ભારત ! મને, સહદેવને અને દ્રૌપદીને તમે શા માટે પાછાં વાળો છો ? બ્રાહ્મણો, સર્વે સેવકો, સારથિઓ, રસોઇયાઓ અને તમે

અમારામાંથી જેને મોકલવા ઇચ્છો તે સહુ અહીંથી ભલે પાછા ફરે. પણ અહીં રાક્ષસોથી ભરેલા અને વિકટ તથા વિષમ–દુર્ગમ સ્થાનોવાળા આ પર્વતમાં હું તમને એકલા છોડવા ઇચ્છતો નથી. હે પુરુષસિંહ ! આ મહાભાગ્યશાળી પતિવ્રતા રાજપુત્રી પણ તમને છોડીને પાછી વળવા રાજી નથી. તેમ જ નિત્ય તમારી સેવામાં રહેનારો આ સહદેવ પણ પાછો ફરે એમ નથી. હું એના મનને જાણું છું. હે મહારાજ ! અમને સૌને અહીં અર્જુનના દર્શનની ઘણી લાલસા ઉત્પન્ન થઈ છે, તેથી અમે સાથે જ આવીશું. હે રાજન્ ! અનેક ગુફાઓવાળા આ પર્વત ઉપર જે રથોથી જવું અશક્ય છે, તો અમે પગે ચાલીને જ જઈશું–તમે ખેદ કરશો નહિ. મારો નિશ્ચય છે કે, પાંચાલી જ્યાં જ્યાં ચાલી શકશે નહિ, ત્યાં ત્યાં હું એને ઊંચકી લઈશ. હે રાજન્ ! તમે સંદેહ રાખશો નહિ. આ બે વીર અને સુકોમળ માદ્રીપુત્રો દુર્ગમ સ્થાનોમાં ચાલવાને અશક્ત થશે, તો હું એ બન્નેને ઉપાડી લઈશ.[૧૯–૧૭]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભીમ ! તારું બળ નિત્ય વધો ! કેમ કે તું યશસ્વિની પાંચાલીને તે નકુલ-સહદેવને ઊંચકી લેવાનો ઉત્સાહ બતાવે છે. તારું કલ્યાણ થાઓ. આવું સામર્થ્ય બીજે ક્યાંય નથી. તારું બળ, તારો યશ, તારો ધર્મ અને તારી કીર્તિ વૃદ્ધિ પામો. તું નકુલસહદેવ એ બે ભાઈઓને તથા દ્રૌપદીને લઈ જવાની હિંમત કરે છે, તેથી હે મહાબાહુ ! તને થાક ન લાગો તેમ તારો પરાભવ પણ ન થાઓ.[૧૮–૨૦]

વૈશંપાયન બોલ્યા : ત્યારે મનોરમા દ્રૌપદીએ સ્મિતપૂર્વક આ વચન કહ્યું: 'હે ભારત ! હું સાથે ચાલીશ જ, તમે મારે માટે ચિંતા ન કરશો.'[૨૧]

લોમશ બોલ્યા : હે કૌંતેય ! ગંધમાદન પર્વત ઉપર તપથી જઈ શકાય છે, એટલે હે મહારાજ ! આપણે બધા તપપરાયણ થઈએ. હે કુંતીપુત્ર ! નકુલ, સહદેવ, ભીમસેન, હું અને તમે અર્જુનને મળીશું.[૨૨,૨૩]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજયરાજા ! તેઓ આ પ્રમાણે હર્ષપૂર્વક વાતો કરતાં આગળ ચાલ્યાં એટલે તેમને સુબાહુનો મહાન દેશ દેખાયો.[૨૪] તે પુષ્કળ હાથીઓ અને ઘોડાઓથી ભરેલો હતો, કિરાતો અને તંગણોથી ભરપૂર હતો, સેંકડો ભીલોથી ઊભરાતો હતો, હિમાલયવાસી દેવતાઓથી સુશોભિત હતો અને અનેક આશ્ચર્યોથી ભરેલો હતો. કુલિંદોના રાજા સુબાહુએ પણ તેમને જોઈને, તેમનો સીમા ઉપર પ્રીતિપૂર્વક આદરસત્કાર કર્યો. આમ તે સુબાહુનો સત્કાર પામેલાં તેઓ ત્યાં સુખપૂર્વક રહ્યાં.[૨૫,૨૬] પછી પ્રાતઃકાળે નિર્મળ સૂર્યનો ઉદય થયો, એટલે તેમણે હિમાલય પર્વત તરફ પ્રયાણ આદર્યું. હે મહારાજ ! ઇંદ્રસેન વગેરે સેવકો, રસોઇયાઓ, રસોડાના ઉપરીઓ, તેમ જ દ્રૌપદીનો સર્વ રસાલો, એ બધાંને કુલિંદપતિ સુબાહુરાજને ત્યાં મૂકીને તે મહાપરાક્રમી, મહારથી, કુરુકુલવંશી પાંડવો પગપાળા આગળ ચાલવા લાગ્યા. ધનંજયને–અર્જુનને જોવાની ઇચ્છાવાળા તે સર્વ પાંડવો દ્રૌપદી સાથે તે દેશમાંથી અત્યંત આનંદ પામીને ધીરે ધીરે પગલાં ભરવા મંડ્યા.[૨૭–૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં ગંધમાદનપ્રવેશ' નામનો અધ્યાય ૧૪૦ મો સમાપ્ત

## અધ્યાય ૧૪૧ મો

### યુધિષ્ઠિરના ઉદ્ગાર

॥ युधिष्ठिर उवाच ॥

भीमसेन यमौ चोभौ पांचालि च निबोधत ।
नास्ति भूतस्य नाशो वै पश्यतास्मान्वनेचरान् ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે ભીમસેન ! હે નકુલ-

સહદેવ! તથા હે પાંચાલી! તમે સાંભળો. પ્રાણીનાં પૂર્વકર્મોનો નાશ થતો જ નથી. જુઓ, આપણે કેવાં વનમાં ભટકીએ છીએ.[1] આપણે દુર્બળ અને અત્યંત દુઃખ ભોગવીએ છીએ; છતાં આપણે અર્જુનને જોવાની ઇચ્છાથી ચાલી ન શકાય તેવા દેશમાં પણ ચાલી રહ્યાં છીએ. આમ હું વીર અર્જુનને મારી પાસે જોતો નથી, એટલે એનો વિરહ મારાં અંગેઅંગને બાળી રહ્યો છે, જાણે અગ્નિ રૂના ઢગલાને બાળી ન રહ્યો હોય. વળી હે વીર! એ અર્જુનના દર્શનની તૃષ્ણાથી નાના ભાઈઓ સાથે વનવાસ કરનારા મને યાજ્ઞસેની દ્રૌપદીનું પેલું અપમાન સળગાવી રહ્યું છે.[૨-૪] હે વૃકોદર! અમાપ ઓજસ્વી, કોઈથી ન જિતાય એવા, ઉગ્ર ધનુષને ધારણ કરનારા અને નકુલથી મોટા તે પૃથાનંદન અર્જુનને હું જોતો નથી, તેથી મને સંતાપ થાય છે.[૫] તીર્થોમાં, રમણીય વનોમાં અને સરોવરોમાં હું તમારી સાથે તેના દર્શનની ઇચ્છાથી જ ફરું છું. હે વૃકોદર! સત્યપ્રતિજ્ઞાવાળા અને વીર એવા ધનંજય અર્જુનને હું પાંચ વર્ષથી જોતો નથી, તેથી ધગ્યા કરું છું.[૬-૭] નિદ્રાને જીતનાર અને સિંહના જેવી પરાક્રમી ગતિવાળા તે શ્યામસુંદર મહાબાહુને હું જોતો નથી, તેથી હે વૃકોદર! મારું અંતઃકરણ બળ્યા જ કરે છે.[૮] હે કુરુશ્રેષ્ઠ! અસ્ત્રવિદ્યામાં સિદ્ધ, યુદ્ધમાં નિપુણ અને ધનુર્ધારીઓમાં અનુપમ એ અર્જુનને હું જોતો નથી, તેથી હે વૃકોદર! મને ઝાળ લાગે છે.[૯] જે શત્રુદળમાં પ્રલયકાળે કોપેલા યમરાજની જેમ ઘૂમે છે, જે મદગળતા માતંગ જેવો મસ્ત છે, જેને સિંહના જેવા ખભા છે, જે ધનને જીતનારો છે, પરાક્રમ અને સમૃદ્ધિમાં જે પ્રથમથી જરાય ઊતરતો નથી, જે નકુલ–સહદેવનો મોટો ભાઈ છે, જેની પાસે શ્વેત અશ્વનું વાહન છે, જે અપાર પરાક્રમી છે, જે અજેય છે અને જે ભયંકર ધનુષને ધારણ કરે છે, તે અર્જુનને મહાદુઃખમાં પડેલો હું જોતો નથી. એથી હે વૃકોદર! હું સળગી રહ્યો છું.[૧૦-૧૨] તુચ્છ મનુષ્ય અપમાન કરે છતાં જે સતત ક્ષમાવાન છે, સરળ માર્ગે જનારાઓને જે સુખ અને અભય આપે છે, કુટિલ પ્રવૃત્તિ કરનાર અને કપટથી મારવા ઇચ્છનાર પોતે વજ્રધારી ઇંદ્ર હોય તોપણ જે તેને માટે કાલકૂટ ઝેર બરાબર નીવડે છે અને જે શરણે આવેલા શત્રુને પણ અભયદાન આપે છે, તે અર્જુન પ્રતાપી, દયાવાન, શુદ્ધકર્મ કરનારો, ઉદાર મનવાળો અને મહાબળવાન છે, તે આપણા સર્વનો આશ્રય છે. તે રણમાં શત્રુઓનો સંહારક છે, સર્વ રત્નોનો લાવનાર છે અને આપણ સૌને સુખ આપનાર છે. એનાં પરાક્રમોથી મારી પાસે જે અનેક જાતનાં અનેક દિવ્ય રત્નો આવ્યાં હતાં, તે આજે દુર્યોધનના હાથમાં ગયાં છે. હે વીર! હે પાંડવ! એના બાહુબળથી પૂર્વે મને સર્વ રત્નોથી ભરેલી અને ત્રણે લોકમાં પ્રસિદ્ધ એવી એક સભા મળી હતી. વીરતામાં વાસુદેવ જેવા અને યુદ્ધમાં કાર્તવીર્ય સમાન એ યુદ્ધમાં અજેય અને અમાપ અર્જુનને હું અહીં જોતો નથી.[૧૩-૧૯] હે ભીમ! એ શત્રુનો નાશ કરનારો અર્જુન પોતાના પરાક્રમથી મહાવીર્યવાન બળરામ, અપરાજિત તું અને વાસુદેવ એમની બરાબર છે.[૨૦] તેનું બાહુબળ અને પ્રભાવ ઇંદ્રની બરાબર છે, તેનો વેગ વાયુ સમાન છે, તેના મુખની શોભા ચંદ્ર સમાન છે અને ક્રોધમાં તે સનાતન મૃત્યુ જેવો છે. હે વીર! એવા તે નરસિંહને જોવાની ઇચ્છાથી આપણે સૌ ગંધમાદન પર્વતમાં પ્રવેશ કરીએ છીએ. હે મહાબાહુ! ત્યાં બોરડીનું વિશાળ વૃક્ષ છે અને નરનારાયણનો આશ્રમ છે. યક્ષોથી સદાય વસેલા તે ઉત્તમ પર્વતને આપણે જોઈશું.[૨૧-૨૩] વળી ગદા તપ કરતા રહી આપણે

રાક્ષસોથી સેવાયેલી કુબેરની રમણીય તલાવડીએ પગે ચાલીને જ જઈશું.[૨૪] હે વૃકોદર ! હે ભારત ! વાહનવાળાથી, ઘાતકીથી, લોભિયાથી ને અસ્વસ્થ ચિત્તવાળાથી એ દેશમાં જઈ શકાતું નથી.[૨૫] હે ભીમ ! આપણે સૌ આયુધો સજી અને તલવારો બાંધીને મહાવ્રતધારી બ્રાહ્મણો સાથે ત્યાં અર્જુનને શોધવા જઈશું.[૨૬] હે પાર્થ ! ત્યાં અપવિત્ર માણસને માખી, ડાંસ, સિંહ, વાઘ તથા જાતજાતના સર્પો આવીને દુઃખી કરે છે, પણ પવિત્ર માણસ સામે તો તે જોતાં પણ નથી. તો મનને વશ રાખી તથા આહારને નિયમમાં રાખી આપણે અર્જુનને જોવાને ગંધમાદન પર્વતમાં પ્રવેશ કરીએ.[૨૭,૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં ગંધમાદનપ્રવેશ' નામનો અધ્યાય ૧૪૧ મો સમાપ્ત

## અધ્યાય ૧૪૨ મો

### નરકાસુરનો વધ તથા વરાહનું ચરિત્ર

॥ લોમશ ઉવાચ ॥

द्रष्टारः पर्वताः सर्वे नद्यः सपुरकाननाः ।
तीर्थानि चैव श्रीमंति स्पृष्टं च सलिलं करैः ॥१॥

લોમશ બોલ્યા : 'હે દર્શન કરનારાઓ ! તમે સર્વ પર્વતો, નદીઓ, નગરો, વનો અને શોભાયમાન તીર્થો જોયાં છે તથા તેનાં જળનો હાથથી સ્પર્શ કર્યો છે.[૧] હે પાંડવો ! આ માર્ગ દિવ્ય મંદર પર્વત તરફ જશે; તમે સૌ સાવધાન અને ઉદ્વેગરહિત થાઓ. આ દેવનિવાસ છે. તમારે ત્યાં જવાનું થશે. એ પુણ્યકર્મવાળા ઋષિઓનું તથા દેવોનું નિવાસસ્થાન છે. હે સૌમ્ય ! મંગલ જળવાળી આ પાવનકારી મહાનદી વહે છે.[૨-૪] હે રાજન્ ! એનું મૂળ બદરિકાશ્રમમાં છે અને દેવો તથા ઋષિઓ એનું સેવન કરે છે. આકાશવિહારી મહાત્મા વાલખિલ્યો અને મહાત્મા ગંધર્વો નિત્ય એની પૂજા કરે છે તથા સેવન કરે છે. વળી પવિત્ર સ્વરવાળા સામગાન કરનારા મરીચિ, પુલહ, ભૃગુ અને અંગિરા અહીં સામનું ગાન કરે છે. અહીં સુરશ્રેષ્ઠ ઇંદ્ર મરુદ્ગણ સાથે આહ્નિક જપે છે, ત્યારે સાધ્યો અને અશ્વિનીકુમારો તેની સેવા કરે છે.[૫-૭] સૂર્ય, ચંદ્ર, તારાઓ અને ગ્રહો સહુ રાતદિવસના વિભાગ અનુસાર આ નદીને અનુસરે છે. હે મહાભાગ ! વૃષભધ્વજ શિવજીએ ગંગાદ્વારમાં આ નદીના જળને મસ્તક ઉપર ઝીલ્યું હતું, તેથી લોકની રક્ષા થઈ હતી. હે તાત ! તમે સૌ વશ મનવાળા થઈને આ ભગવતી ગંગાદેવી પાસે જાઓ અને તેને પ્રણામ કરો.[૮-૧૦] મહાત્મા લોમશનું આ વચન સાંભળીને તે પાંડવોએ નમ્રતાપૂર્વક એ આકાશગંગાને વંદન કર્યાં. આમ તે સર્વ ધર્મ પાળનારા પાંડવો પ્રણામ કરીને પ્રસન્ન થયા અને સર્વ ઋષિસમૂહો સાથે ફરીથી આગળ ચાલવા લાગ્યા.[૧૧,૧૨] હવે તે નરશ્રેષ્ઠોએ સર્વ દિશામાં પથરાયેલો અને મેરુ પર્વતના જેવો ઊંચો એક ધોળો ઢગ જોયો. પાંડવો કંઈ પૂછવા ઇચ્છે છે, એ જાણીને તે વાક્યરચના જાણનારા લોમશે તેમને આ વચન કહ્યું : 'હે પાંડુપુત્રો ! તમે સાંભળો. હે નરવર ! આ સુસુંદર કૈલાસશિખરના જેવો અને ચોમેર પથરાયેલા પર્વત જેવો જે ધોળો ઢગ તમે જુઓ છો, તે મહાત્મા નરકાસુરનાં હાડકાંનો છે. તે પર્વતના પથરાઓ ઉપર પડ્યાં છે તેથી તે ઢગ પર્વત જેવો લાગે છે.[૧૩-૧૬] દેવરાજ ઇંદ્રનું હિત કરવાની ઇચ્છાથી તે સનાતન પરમાત્મા વિષ્ણુદેવે આ દૈત્યને મારી નાખ્યો હતો. તે મહામનસ્વીએ દશ હજાર વર્ષ સુધી તપ કર્યું હતું અને પોતાનાં તપ, સ્વાધ્યાય તથા પરાક્રમથી ઇંદ્રપદની ઇચ્છા કરી હતી. તે દૈત્યપુત્ર પોતાના મહાન તપોબળથી તથા બાહુબળના વેગથી અજિત જેવો થઈ પડ્યો અને નિત્ય

બીજાઓને પીડવા લાગ્યો.[૧૭-૧૯] ત્યારે હે નિષ્પાપ રાજા! તેનું બળ તથા તેનું ધાર્મિક વ્રતાચરણ જાણીને ઇંદ્ર ભયભીત થયો અને ખિન્ન થવા લાગ્યો.[૨૦] તેણે મનથી અવિનાશી, સર્વ-વ્યાપી અને શ્રીમાન એવા વિષ્ણુદેવનું સ્મરણ કર્યું અને તરત જ તે પ્રભુ ત્યાં સાક્ષાત્ હાજર થયા.[૨૧] ઋષિઓ અને સર્વ દેવોએ તેમની સ્તુતિ કરી. તેમને જોઈને નિત્ય દેદીપ્યમાન તેજવાળા ભગવાન અગ્નિનું તેજ પણ ઝંખવાઈને ક્ષીણ થઈ ગયું. તે પછી દેવગણોના અધિપતિ તે વરદાયક વિષ્ણુદેવને જોઈને વજ્રધારી ઇંદ્રે તેમને બે હાથ જોડીને નમ્રતાપૂર્વક નમસ્કાર કર્યા. પછી પોતાને જેનાથી ભય હતો, તે સંબંધી તેણે તેમને રહસ્ય-પૂર્ણ વચનો કહ્યાં.[૨૨-૨૪]

વિષ્ણુ બોલ્યા : હે ઇંદ્ર! હું જાણું છું કે, તને દૈત્યરાજ નરકાસુરથી ભય ઉત્પન્ન થયો છે. તે તપથી સિદ્ધ કરેલા કર્મ વડે ઇંદ્રપદને ઇચ્છી રહ્યો છે. છતાં હે દેવેંદ્ર! તારા ઉપરની મારી પ્રીતિને લીધે હું એ તપથી સિદ્ધ થયેલાનો પણ નાશ કરી દઈશ, તું ઘડીવાર રાહ જો.[૨૫,૨૬] હવે મહાતેજસ્વી વિષ્ણુએ હાથથી તમાચો મારીને તે દૈત્યનું ચેતન હરી લીધું, એટલે પછડાયેલા પર્વત-રાજની જેમ તે પૃથ્વી ઉપર ઢળી પડ્યો.[૨૭] આમ માયાથી હણાયેલા તે નરકાસુરનાં હાડકાંનો આ ઢગલો છે. વળી વિષ્ણુનું બીજું આ એક કર્મ પણ અહીં પ્રકાશી રહ્યું છે.[૨૮] પૂર્વે સમગ્ર પૃથ્વી જળમાં નાશ પામી હતી અને પાતાળમાં ડૂબી ગઈ હતી, ત્યારે એક શિંગડાવાળા વરાહ-નું રૂપ લઈને એ વિષ્ણુએ તેનો પાછો ઉદ્ધાર કર્યો હતો.[૨૯]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભગવન્! તમે એ કથા વિસ્તારથી યથાર્થ રીતે કહો. હે બ્રહ્મન્! શત જોજન ઊંડી ગયેલી વસુંધરાને તે દેવાધિદેવ વિષ્ણુએ કેવી રીતે ફરી ઊંચે આણી! કેવી રીતે જગત-ને ધારણ કરનારી એ પૃથ્વી પાછી નિશ્ચળ થઈ હતી?[૩૦,૩૧] સર્વ પ્રકારનાં અન્નને ઉગાડનારી, મહાભાગ્યશાળી, એ મંગળમયી પૃથ્વીદેવી કોના પ્રભાવથી સો જોજન ઊંડી ઊતરી ગઈ હતી?[૩૨] પરમાત્માને કોણે આવું મહા પરાક્રમ બતાવ્યું હતું? હે દ્વિજોત્તમ! હું આ બધું બરાબર સાંભળવા ઇચ્છું છું; કારણ કે તમે તે બધી વાતના જાણ-કાર છો.[૩૩]

લોમશ બોલ્યા : હે યુધિષ્ઠિર! તમે મને આ જે કથા વિશે પૂછ્યું છે, તે હું તમને પૂરેપૂરી કહું છું; તમે એ સાંભળો.[૩૪] હે તાત! પૂર્વે ભયં-કર સત્યયુગ ચાલતો હતો, ત્યારે સનાતન આદિ-ભગવાન યમરાજનો અધિકાર ચલાવતા હતા.[૩૫] હે અચ્યુત! તે બુદ્ધિમાન દેવાધિદેવ આમ યમનો અધિકાર ચલાવતા હતા, ત્યારે કોઈ મરતું નહોતું; બધું જન્મતું જ હતું. ત્યારે પક્ષીઓના સમૂહો, પશુઓ, ગાયો, બકરાંઓ અને સર્વ માંસાહારી પ્રાણીઓ વધ્યે જતાં હતાં. હે પરંતપ! હે પુરુષ-સિંહ! ત્યારે માણસો હજારો અને લાખોની સંખ્યામાં પાણીની જેમ વધતાં હતાં.[૩૬-૩૮] હે તાત! આવી ભયંકર ભીડ થઈ ગઈ, એટલે પૃથ્વી અત્યંત ભારને લીધે સો જોજન ઊંડી ઊતરી ગઈ. આમ ભારથી ગભરાઈ ગયેલી અને સર્વાંગે પીડા પામી રહેલી તે પૃથ્વી દેવોત્તમ નારાયણને શરણે ગઈ.[૩૯,૪૦]

પૃથ્વી બોલી : હે ભગવન્! તમારી કૃપાથી જ હું અહીં લાંબા કાળથી સ્થિર ઊભી રહી શકી છું; પણ હવે હું ભારથી દબાઈ ગઈ છું અને સ્થિર રહી શકું એમ નથી. હે ભગવન્! તમે મારો આ ભાર દૂર કરવાને યોગ્ય છો. હે દેવ! હું તમારા શરણે આવી છું. હે પ્રભુ! તમે મારા ઉપર કૃપા કરો. તે પૃથ્વીનાં આ વચનો સાંભળી-

ને અવિનાશી વિષ્ણુ ભગવાન પ્રસન્ન થયા અને શ્રવણ કરવાને યોગ્ય એવા અક્ષરોવાળું આ વચન બોલ્યા.[૪૨-૪૩]

વિષ્ણુ બોલ્યા : ભારથી પીડાઈ રહેલી હે પૃથ્વી! તારે ભય રાખવા જેવું નથી. હે વસુંધરા! હું હમણાં જ એવું કરીશ કે તેથી તું ભારરહિત થઈ જશે.[૪૪]

લોમશ બોલ્યા : આમ મંત્રતરૂપી કુંડળવાળી તે વસુમતીને વિદાય કરી, તે મહાકાંતિમાન ભગવાને એક શિંગડાવાળા વરાહનું રૂપ ધારણ કર્યું.[૪૫] જાણે લાલ આંખોથી ભય ઉત્પન્ન કરતા અને પોતાની કાંતિમાંથી ધુમાડો ઉત્પન્ન કરતા તે ભગવાન ત્યાં આખા પ્રદેશમાં વધવા લાગ્યા.[૪૬] હે વીર! તે અવ્યય ભગવાને પોતાના એક તેજસ્વી શિંગડાવતી એ વસુંધરાને ઊંચકી અને તેને સો જોજન ઉપર લાવ્યા.[૪૭] આમ તેમણે પૃથ્વીને જ્યારે હલાવવા માંડી, ત્યારે મોટો ખળભળાટ મચ્યો. દેવો અને સર્વ તપોધન ઋષિઓ ગભરાઈ ગયા અને સ્વર્ગ, આકાશ અને પૃથ્વીમાં બધે હાહાકાર મચી રહ્યો. કોઈ દેવ કે કોઈ માનવ પણ ત્યારે સ્વસ્થ ન રહ્યું.[૪૮,૪૯] હવે અનેક દેવો અને ઋષિઓ કાંતિથી ઝળહળી રહેલા બ્રહ્મા પાસે ગયા. ત્યાં લોકસાક્ષી અને દેવાધિરાજ તે બ્રહ્માને હાથ જોડીને તે સહુ આ પ્રમાણે કહેવા લાગ્યા : 'હે દેવાધિશ્રેષ્ઠ! સર્વ લોકો ખળભળી ઊઠ્યા છે તથા સ્થાવરજંગમ જગત વ્યાકુળ થઈ ગયું છે અને સમુદ્રો પણ ઊછળી રહેલા જણાય છે; કેમ કે આ સમગ્ર પૃથ્વી સો જોજન નીચે ઊતરી ગઈ છે. આ શું છે? કોને પ્રભાવે આ જગત વ્યાકુળ થઈ ગયું છે? આપ અમને ઝટ કહો. અમે બધા તો આથી બેભાન થયા છીએ.[૫૦-૫૩]

બ્રહ્મા બોલ્યા : તમને ક્યાંય ને ક્યારે પણ અસુરોથી ભય નથી. હે દેવો! શા કારણે આ ખળભળાટ થયો છે, તે તમે સાંભળો. અક્ષરાત્મા, સર્વવ્યાપી અને શ્રીમાન એવા જે પરમાત્મા છે, તેમના પ્રભાવે કરીને સ્વર્ગમાં ખળભળાટ જણાય છે. આ જે આખી પૃથ્વી સો જોજન ઊંડી ગઈ હતી, તેને વિષ્ણુ પરમાત્માએ ફરીથી ઊંચે આણી છે. આમ તેને ઉપર આણવામાં આવે છે, તેથી આ ખળભળાટ થયો છે. તમે આ જાણો અને તમારા સંશયને દૂર કરો.[૫૪-૫૭]

દેવો બોલ્યા : હે ભગવન્! આમ ઊંડી ઊતરી ગયેલી તે પૃથ્વીને પરમાત્મા હર્ષમાં આવીને ક્યાં ઊંચે આણી રહ્યા છે? તમે તે દેશ વિશે કહો, અમે ત્યાં જઈશું.[૫૮]

બ્રહ્મા બોલ્યા : ઠીક જાઓ, તમારું કલ્યાણ થાઓ. નંદનવનમાં ઊભેલા એ પરમાત્માને જુઓ. આ ગરુડધ્વજ શ્રીમાન ભગવાન વરાહનું રૂપ લઈને અહીં શોભી રહ્યા છે. પૃથ્વીતલનો ઉદ્ધાર કરી રહેલા લોકપાલ ભગવાન કાલાગ્નિ જેવા દેખાય છે.[૫૯,૬૦] એમની છાતી ઉપર શ્રીવત્સનું ચિહ્ન સ્પષ્ટ રીતે શોભી રહ્યું છે. હે દેવો! તમે સૌ એ અવિનાશી ભગવાનનાં દર્શન કરો.[૬૧]

લોમશ બોલ્યા : આ સાંભળી દેવોએ તે મહાત્મા વરાહનાં દર્શન કર્યાં અને પછી તેમની આજ્ઞા લઈને તેઓ પિતામહ બ્રહ્માને આગળ કરી પોતપોતાને સ્થાને ગયા.[૬૨]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય! તે કથા સાંભળીને સર્વ પાંડવો આનંદ પામ્યા અને લોમશે બતાવેલે રસ્તે ઝટ આગળ ચાલ્યા.[૬૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં ગંધમાદનપ્રવેશ' નામનો અધ્યાય ૧૪૨ મો સમાપ્ત

## अध्याय १४३ मो

### ભયંકર વૃષ્ટિ અને તોફાન

॥ वैशंपायन उवाच ॥

**ते शूरास्ततधन्वानस्तूणवंतः समार्गणाः ।
बद्धगोधांगुलित्राणाः खड्गवंतोऽमितौजसः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે જનમેજયરાજ ! સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવા તે અમાપ તેજવાળા શૂરવીર પાંડવો ઉત્તમ બ્રાહ્મણોને લઈને દ્રૌપદી સાથે ગંધમાદન તરફ ચાલ્યા.[1] તેમણે ધનુષ ચડાવ્યાં હતાં, ભાથાઓ બાંધ્યા હતાં, બાણો લીધાં હતાં, ઘોની ચામડીનાં આંગળીઓનાં રક્ષણ કરનાર મોજાં પહેર્યાં હતાં અને તલવારો સજી હતી.[2] તેમણે પર્વત ઉપર અનેક સરોવરો, સરિતાઓ, શિખરો, વનો અને વિશાળ છાયાવાળાં વૃક્ષો જોયાં. વળી હૃદયમાં પરમાત્માનું ધ્યાન રાખી ફળમૂળનો આહાર કરનારા તે વીરોએ ફૂલ અને ફળથી નિત્ય ભરેલા તથા દેવર્ષિઓએ સેવન કરેલા દેશોને જોયા. તેઓ જાતજાતના અનેક પશુસમૂહો જોતા જોતા વિષમ, સાંકડા, ઊંચા અને નીચા એવા અનેક દેશોમાં ફર્યા.[3-5] પછી તે મહાત્માઓએ ઋષિઓ, સિદ્ધો અને દેવોથી ભરેલા, ગંધર્વો અને અપ્સરાઓને વહાલા અને કિન્નરોના સંચારવાળા ગંધમાદન પર્વતમાં પ્રવેશ કર્યો. હે પૃથ્વીપતિ ! તે વીરોએ એ પર્વતમાં પ્રવેશ કરવા માંડ્યો, ત્યારે પ્રચંડ પવનની સાથે મહાવૃષ્ટિ થવા માંડી.[6,7] ત્યારે અનેકાનેક પાંદડાંઓ સાથે ત્યાં ધૂળના પુષ્કળ ગોટાઓ ચઢ્યા અને પૃથ્વી, અંતરિક્ષ તથા આકાશ એકદમ છવાઈ ગયાં. આમ જ્યારે આકાશમાં ધૂળથી બધું છવાઈ ગયું, ત્યારે કશું જ ઓળખાતું નહોતું, તેમ જ એકબીજા સાથે કોઈ બોલી શકતું નહોતું. આંખે અંધારાં આવી જવાથી કોઈ કોઈને જોઈ શકતું નહોતું. હે ભારત ! તેઓ કાંકરીવાળા પવનથી આમતેમ ખેંચાઈ રહ્યા હતા. ત્યારે પવનથી ભાંગીને વારંવાર પૃથ્વી ઉપર પડતાં વૃક્ષોના તેમ જ બીજાં ઊભેલાં વૃક્ષોના ભયંકર કડાકા થતા હતા.[8-11] પવનથી મૂંઝાઈ ગયેલા તે સૌ વિચારવા લાગ્યા : 'આ તે શું આકાશ પડી રહ્યું છે ? શું પૃથ્વી ચિરાઈ રહી છે ? કે શું પર્વત ફાટી રહ્યા છે ? વાયુથી બીધેલા તે પાંડવો માર્ગમાં આવતાં વૃક્ષોને, રાફડાઓને તથા ઊંચાનીચા ટેકરાઓને હાથોથી ખોળી કાઢીને તેમાં લપાઈ ગયા.[12,13] પછી મહાબળવાન ભીમે ધનુષ ધારણ કર્યું અને દ્રૌપદી પાસે જઈ તે તેને લઈને એક ઝાડની ઓથે ઊભો રહ્યો. ધર્મરાજ અને ધૌમ્યમુનિ અગ્નિહોત્ર લઈને મહાવનમાં જઈ ભરાયા. ત્યારે સહદેવ પર્વતમાં છુપાઈ ગયો.[14,15] નકુલ, બીજા બ્રાહ્મણો અને મહાતપસ્વી લોમશ ભયભીત થઈને જ્યાંત્યાં ઝાડો નીચે જઈ સંતાઈ ગયા.[16] હવે પવન ધીમો પડ્યો અને તે ધૂળના ગોટા શાંત પડ્યા, ત્યારે મોટી મોટી જળધારાઓથી વૃષ્ટિ થવા લાગી. ત્યારે મેઘમંડળમાં જાણે વજ્રો ફેંકાતાં હોય તેવો મહાન ગડગડાટ ગાજી ઊઠ્યો અને ચંચળ તેજવાળી વીજળીઓના ચમકારા થવા લાગ્યા.[17,18] આમ વેગવાન વાયુએ છોડેલી સતત પડતી તે કરા અને બરફવાળી જળધારાઓથી ચારે દિશાઓ છવાઈ ગઈ.[19] પછી હે પૃથ્વીપતિ ! સમુદ્ર તરફ જતી નદીઓમાં ચારે બાજુએથી પાણી ચઢ્યાં, તેથી તે મેલી અને ફીણવાળી થઈ ગઈ. ફીણરૂપી તરાપાઓને તરાવતી પુષ્કળ જળવાળી સરિતાઓ મોટો ઘુઘવાટ કરતી હતી અને અનેક વૃક્ષોને તાણતી સરરર કરતી વહેતી હતી. પછી હે ભારત ! તે કડાકા શાંત થયા, પવન સમધારણ થયો, પાણી નીચાં પડ્યાં અને સૂર્ય ઉદય પામ્યો, ત્યારે તે સર્વ વીરો ધીરે ધીરે બહાર આવ્યા, એકમેકને મળ્યા અને

ફરી ગંધમાદન પર્વત ઉપર આગળ ચાલવા માંડ્યા.[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં ગંધમાદનપ્રવેશ' નામનો અધ્યાય ૧૪૩ મો સમાપ્ત

## अध्याय १४४ मो

### દ્રૌપદીને મૂર્છા અને ઘટોત્કચનું આવવું

॥ वैशंपायन उवाच ॥

**क्रोशमात्रं प्रयातेषु पांडवेषु महात्मसु ।**
**पद्भ्यामनुचिता गंतुं द्रौपदी समुपाविशत् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હવે મહાત્મા પાંડવો એક કોશ જેટલે ગયા, ત્યાં પગે ચાલવાને અયોગ્ય એવી દ્રૌપદી માર્ગમાં બેસી ગઈ.[૧] તે પવન અને વૃષ્ટિને લીધે થાકી ગઈ હતી અને દુઃખથી ઘેરાઈ ગઈ હતી. સુકુમારતાને લીધે એ તપસ્વિની દ્રૌપદી એકદમ મૂર્છાવશ થઈ ગઈ.[૨] શ્યામ નયનવાળી તે મૂર્છાને કારણે ધ્રૂજવા લાગી અને પોતાના વર્તુળાકાર હાથો વડે સાથળોનો ટેકો લેવા લાગી.[૩] આમ હાથીની સૂંઢ જેવી તે સાથળોને તે એક સાથે વળગી રહી, તોપણ તે કંપતી કેળની જેમ એકાએક જમીન ઉપર ઢળી પડી. ભાંગેલી વેલીની જેમ પડવા લાગેલી એ શ્રેષ્ઠ સુંદરીને વીર્યવાન નકુલે ઝટ દોડીને ઝાલી લીધી.[૪,૫]

નકુલ બોલ્યો : હે ધર્મરાજ! શ્યામ નયનવાળી પાંચાલરાજની આ પુત્રી થાકી ગઈ છે અને ભોંય ઉપર ગબડી પડી છે. હે ભારત! તમે એને જુઓ. એ કોમળ ગતિવાળી દુઃખ ભોગવવા લાયક નથી, છતાં એ અતિ દુઃખ પામી છે. હે મહારાજ! એ થાકથી લથડી ગયેલીને તમે આશ્વાસન આપો.[૬,૭]

વૈશંપાયન બોલ્યા : નકુલનાં તે વચન સાંભળીને ધર્મરાજને અત્યંત દુઃખ થયું. ભીમ અને સહદેવ પણ એકદમ દોડી આવ્યા. કુંતીનંદન ધર્માત્માએ તે દ્રૌપદીને ફિક્કા મુખવાળી તથા સુકાઈ ગયેલી જોઈને પોતાના ખોળામાં લીધી અને શોકાતુર થઈને આ પ્રમાણે વિલાપ કરવા માંડ્યો.[૮,૯]

યુધિષ્ઠિર બોલ્યા : સુખને યોગ્ય એવી જે સુંદર કાંતિવાળી સુરક્ષિત ભવનોમાં, સુંદર બિછાવેલાં બિછાનાંમાં પોઢવાને લાયક છે, તે આજે જમીન ઉપર પડીને સૂતી છે.[૧૦] અરે! શ્રેષ્ઠ વસ્તુઓના ઉપભોગના અધિકારને યોગ્ય, એ સુંદરીના સુકુમાર પગ અને કમળ જેવું વદન શું આજે મારે જ કારણે શ્યામ થઈ ગયાં છે?[૧૧] હાય! જૂગટાની ઇચ્છા કરીને મેં મૂરખે આ શું કરી નાખ્યું? જેથી આજે પશુઓનાં ટોળાંથી ઊભરાતા વનમાં હું દ્રૌપદીને લઈને રખડી રહ્યો છું.[૧૨] એના પિતા દ્રુપદરાજે આ શ્યામલનયના લગ્નમાં આપી, ત્યારે એને આ પ્રમાણે કહ્યું હતું : 'હે કલ્યાણી! તું પાંડવોને પતિ તરીકે પામીને સુખ પામશે.' પણ મારા પાપિયાનાં કર્મના કારણથી તે એમાંનું કશું જ પામ્યા વિના શ્રમથી ને રઝળપાટથી સુકાઈ ગઈ છે અને ભૂમિ ઉપર ઢળી પડી છે.[૧૩,૧૪]

વૈશંપાયન બોલ્યા : આમ ધર્મરાજ યુધિષ્ઠિર વિલાપ કરી રહ્યા હતા, ત્યારે ધૌમ્ય આદિ સર્વ દ્વિજવરો ત્યાં આવી પહોંચ્યા. તેમણે તેમને આશ્વાસન આપ્યું અને આશીર્વાદોથી સત્કાર આપ્યો. વળી તેમણે રાક્ષસોને હણનારા મંત્રોના જપ કર્યો તથા તપક્રિયાઓ કરી.[૧૫,૧૬] આમ પરમ ઋષિઓ શાંતિને અર્થે મંત્ર ભણતા હતા, પાંડવો વારંવાર શીતળ હાથોથી પાંચાલીને પંપાળતા હતા અને ઠંડો જળમિશ્ર વાયુ તેને સ્પર્શતો હતો, એટલે તેને શાંતિ વળી અને ધીરેધીરે ભાન આવ્યું.[૧૭,૧૮] પછી દીન થયેલી તપસ્વિની કૃષ્ણા ભાનમાં આવી, એટલે પૃથાનંદનોએ તેને ઊંચકીને મૃગચર્મના બિછાના ઉપર વિશ્રામ લેવડાવ્યો.[૧૯]

તેનાં રાતાં તળિયાંવાળા અને ઉત્તમ લક્ષણવાળા પગોને નકુલ તથા સહદેવે પોતાના પણછના ઘસારાની નિશાનીવાળા હાથોથી ધીરેધીરે તળાંસવા માંડ્યા. ધર્મરાજ યુધિષ્ઠિર પણ એને આશ્વાસન આપતા હતા. હવે એ કુરુશ્રેષ્ઠે ભીમસેનને આ વચન કહ્યાં કે, 'હે ભીમ! આગળના અનેક પર્વતો વિષમ અને બરફને લીધે જવાને મુશ્કેલ છે. હે મહાબાહુ! દ્રૌપદી તે પર્વતોમાં કેવી રીતે વિચરશે?[૨૦-૨૨]

ભીમસેન બોલ્યો : હે મહારાજ! હે પુરુષસિંહ! હું પોતે તમને, રાજપુત્રી કૃષ્ણાને અને નકુલ તથા સહદેવને ઊંચકીને લઈ જઈશ. હે રાજેંદ્ર! તમે મનમાં ખેદ કરશો નહિ.[૨૩] હે નિષ્પાપ! આકાશમાં વિચરનારો મહાવીર્યવાન હિડિમ્બાનંદન મારા જેવો બળવાન છે. તે ઘટોત્કચ તમારી આજ્ઞાથી અમને સર્વને ઉપાડી જઈ શકશે.[૨૪]

વૈશંપાયન બોલ્યા : પછી ધર્મરાજે રજા આપી, એટલે ભીમે પોતાના રાક્ષસપુત્રનું સ્મરણ કર્યું; સ્મરણ થતાં વેંત જ ધર્માત્મા ઘટોત્કચ ત્યાં આવી હાથ જોડી ઊભો. તે મહાબાહુએ પાંડવોને તથા બ્રાહ્મણોને વંદન કર્યાં અને તેમણે પણ તેને અભિનંદન આપ્યાં.[૨૫,૨૬] ભયંકર પરાક્રમવાળા પોતાના પિતા ભીમસેનને તેણે કહ્યું : 'તમે મારું સ્મરણ કર્યું છે. આ હું તમારી સેવામાં તત્કાળ આવી પહોંચ્યો છું. હે મહાબાહુ! મને આજ્ઞા આપો. નિઃસંશય હું બધું જ કરીશ.' તે સાંભળી ભીમસેને તે રાક્ષસપુત્રને બાથમાં લીધો.[૨૭,૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં ગંધમાદનપ્રવેશ' નામનો અધ્યાય ૧૪૪મો સમાપ્ત

# અધ્યાય ૧૪૫મો

## બદરિકાશ્રમની યાત્રા

॥ युधिष्ठिर उवाच ॥

**धर्मज्ञो बलवान् शूरः सत्यो राक्षसपुंगवः ।**
**भक्तोऽस्मानौरसः पुत्रो भीम गृह्णातु मा चिरम् ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે ભીમ! આ રાક્ષસવર ઘટોત્કચ ધર્મજ્ઞ, બળવાન, શૂરવીર, સત્યવાદી, આપણો ભક્ત અને તારો ઔરસ પુત્ર છે, તો તે આપણને ઊંચકી લઈ જાઓ. વિલંબ ન કર.[૧] હે ભયંકર પરાક્રમવાળા ભીમ! તારા બાહુબળથી હું પાંચાલી સહિત અક્ષત રીતે ગંધમાદન ઉપર જઈ શકીશ.[૨]

વૈશંપાયન બોલ્યા : ભાઈનું આજ્ઞાવચન સાંભળીને નરશ્રેષ્ઠ ભીમસેને શત્રુનાશન ઘટોત્કચ પુત્રને આ પ્રમાણે આદેશ આપ્યો.[૩]

ભીમસેન બોલ્યો : હે હિડિમ્બાનંદન! તારી આ અનિંદિતા માતા થાકી ગઈ છે. બેટા! તું બળવાન અને ઇચ્છાગતિવાળો છે. હે વિયદ્‌વિહારી! તું એને ખભે બેસાડીને ઊંચકી લે. તારું કલ્યાણ થાઓ. તું એને પીડા થાય નહિ એવી રીતે, અમારી વચ્ચે રહી, હળવી ગતિએ આકાશમાર્ગે જા.[૪,૫]

ઘટોત્કચ બોલ્યો : ધર્મરાજ, ધૌમ્ય, દ્રૌપદી અને નકુલસહદેવને હું એકલો પણ ઉપાડી શકું એમ છું, તો આજે તો તમે મારી સાથમાં છો, એટલે પૂછવું જ શું?[૬] હે પાપરહિત! શૂરવીર, આકાશમાં ઊડનારા અને ઇચ્છિત રૂપ લેનારા બીજા સેંકડો રાક્ષસો છે, તે બ્રાહ્મણો સહિત તમને સૌને એકસાથે ઉપાડી જશે. હવે આમ કહીને, તે ઘટોત્કચે દ્રૌપદીને ઉપાડી લીધી અને પાંડવોની વચ્ચે રહીને ચાલવા માંડ્યું.[૭,૮] ત્યારે બાજા રાક્ષસોએ પણ પાંડવોને ખભે ઉપાડી લીધા. પોતાના પ્રભાવથી બીજા સૂર્યની જેમ પ્રકાશતા તે અનુપમ કાંતિવાળા લોમશમુનિ તો સિદ્ધમાર્ગે

ચાલવા લાગ્યા. ભયંકર પરાક્રમી રાક્ષસો રાક્ષસેંદ્ર ઘટોત્કચની આજ્ઞાથી તે સર્વ બ્રાહ્મણોને ઉપાડીને ચાલવા માંડ્યા. આમ સુરમ્ય વનો અને ઉપવનોને જોતાં જોતાં તેઓ વિશાળ બદરિકાશ્રમે પહોંચ્યાં.[૯-૧૧] ઝડપી ગતિવાળા અને મહાવેગવાળા તે રાક્ષસોએ તે વીરોને ઊંચકી લીધા હતા. એટલે તેઓ થોડા અંતરની જેમ લાંબો રસ્તો કાપી ગયા હતા.[૧૨] માર્ગમાં તેમણે મ્લેચ્છ લોકોથી ભરેલા દેશો જોયા, તેમ જ વિવિધ પ્રકારનાં રત્નોની ખાણોથી ભરપૂર તથા જાતજાતની ધાતુઓથી ભરપૂર પર્વતોની તળેટીઓ જોઈ.[૧૩] વળી વિદ્યાધરોથી ઊભરાયેલા, વાનરો, કિન્નરો, કિંપુરુષો અને ગંધર્વોથી ચોમેર ભરેલા, મોરો, ચમરી ગાયો, વાનરો, રુરુઓ, વરાહો, રોઝો અને પાડાઓથી ભરચક, નદીઓ અને વહેળાઓવાળા જાતજાતના પક્ષીસમૂહોવાળા, અનેક જાતના મૃગોથી સેવાયેલા, વાનરોથી સુશોભિત અને મદભર્યાં પંખીઓવાળાં વૃક્ષોથી ભરેલા અનેકાનેક દેશો તેમણે જોયા. આમ અનેક દેશોને તથા ઉત્તર કુરુદેશને ઓળંગીને, તેમણે અનેક આશ્ચર્યોથી ભરેલા પર્વતશ્રેષ્ઠ કૈલાસને જોયો. તેની નજીકમાં તેમણે નિત્ય ફળફૂલ દેનારાં દિવ્ય વૃક્ષોથી શોભતો નરનારાયણનો આશ્રમ જોયો. ત્યાં તેમણે ગોળ ડાળવાળી સુંદર બદરી (બોરડી) જોઈ.[૧૪-૧૯] તે ચીકણી, ઘાટી છાયાવાળી અને પરમ શોભાયમાન હતી. સુંદર કોમળ અને ઘટ્ટ પાંદડાંથી તે સુંદર લાગતી હતી. તેને વિશાળ શાખાઓ હતી. તે ખૂબ ફેલાયેલી અને અત્યંત કાંતિમાન હતી. તેને અતિશય મોટાં અને અતિશય સ્વાદિષ્ટ દિવ્ય ફળો લાગ્યાં હતાં.[૨૦,૨૧] મધનાં ઝરણોથી તે સદૈવ દેવતાઈ જણાતી હતી. મહર્ષિઓના સમૂહોનો ત્યાં વાસ હતો. મધથી આનંદિત થયેલા વિવિધ પક્ષીસમૂહોથી તે નિત્ય સેવાયેલી હતી. એ બદરીવૃક્ષ ડાંસ અને મગતરાં વિનાનાં અનેક ફળ, ફૂલ અને જળવાળા, લીલા ઘાસથી છવાયેલા, દેવો તથા ગંધર્વોથી સેવાયેલા, કુદરતી રીતે સરખી સપાટ જમીનવાળા, બરફ જેવા કોમળ સ્પર્શવાળા અને કાંટા વિનાના શુભ પ્રદેશમાં ઊગ્યું હતું.[૨૨-૨૪] એ બ્રાહ્મણશ્રેષ્ઠો સાથે એ સર્વ મહાત્માઓ ત્યાં ગયા અને પછી ધીરે ધીરે રાક્ષસોના ખભા ઉપરથી ઊતર્યા. હે રાજન્! તે પાંડવોએ દ્વિજવરો સાથે નરનારાયણે સેવેલો તે રમણીય આશ્રમ જોયો.[૨૫,૨૬] તે પુણ્યાશ્રમ અંધકારથી રહિત અને સૂર્યનાં કિરણોથી અસ્પૃષ્ટ હતો. ભૂખ, તરસ, ટાઢ અને તડકો એ દોષોથી તે રહિત હતો. તે શોકનો નાશ કરનારો હતો. તે મહર્ષિઓના સમૂહોની ભીડવાળો હતો અને વેદરૂપી બ્રાહ્મી લક્ષ્મીથી યુક્ત હતો. હે મહારાજ! ધર્મથી બહિષ્કાર પામેલા મનુષ્યો તેમાં પ્રવેશ કરી શકે એમ નહોતું. વળી તે સ્થાન બલિ અને હોમથી સુશોભિત, દિવ્ય અને વાળીઝૂડીને તથા લીંપીગૂંપીને સાફ કરેલું હતું. તે સર્વત્ર દિવ્ય પુષ્પોથી સુશોભિત હતું.[૨૭-૨૯] મોટી અગ્નિશાળાઓ તથા સ્રુવ વગેરે શુભ પાત્રોથી તે વ્યાપ્ત હતું. મોટા જલકલશો અને કાવડોથી તે સુશોભિત હતું. તે પ્રાણીમાત્રને શરણ આપનારું હતું, વેદના ઉચ્ચારોથી ગાજતું હતું અને દિવ્ય દર્શનવાળું હતું. તે આશ્રય લેવા જેવું હતું અને શ્રમને દૂર કરનારું હતું.[૩૦,૩૧] તે આશ્રમ શોભાયમાન, અવર્ણનીય અને દેવચર્યાથી વિભૂષિત હતો. ફળમૂળ ખાનારા, ઇંદ્રિયનું દમન કરનારા, શ્યામ મૃગનાં સુંદર મૃગચર્મો જેવાં વસ્ત્રોને ધારણ કરનારા, સૂર્ય તથા અગ્નિની ઉપમાવાળા અને તપથી વિશુદ્ધ મનવાળા મહર્ષિઓથી, મોક્ષપરાયણ ને વશ મનવાળા યતિઓથી તેમ જ બ્રહ્મનિષ્ઠાવાળા મહાભાગ્યશાળી બ્રહ્મવાદીઓથી એ આશ્રમ શોભી રહ્યો હતો.[૩૨-૩૪] હવે તે બુદ્ધિમાન અને મહાતેજ-

સ્વી ધર્મનંદન યુધિષ્ઠિર પવિત્ર થઈ સાવધાનતાપૂર્વક ભાઈઓની સાથે એ ઋષિઓ પાસે ગયા. દિવ્ય જ્ઞાનવાળા તે સર્વ મહર્ષિઓ યુધિષ્ઠિરને આવેલા જોઈને અત્યંત પ્રસન્ન થયા અને સામે લેવા ગયા. સ્વાધ્યાયપરાયણ અને અગ્નિના જેવા તેજસ્વી એ મહર્ષિઓએ તેમને પ્રસન્ન થઈ ઘણા ઘણા આશીર્વાદ આપ્યા અને તેમનો વિધિપૂર્વક સત્કાર કર્યો. તેમણે તેમની આગળ પવિત્ર જળ, પુષ્પ, મૂળ તથા ફળ લાવીને મૂક્યાં.[૩૫-૩૭] આમ મહર્ષિઓએ પ્રેમપૂર્વક આપેલા એ સત્કારને તે ધર્મરાજ યુધિષ્ઠિરે નમ્રતાપૂર્વક સ્વીકાર્યો.[૩૮] હવે હે નિષ્પાપ! પાંડુપુત્ર યુધિષ્ઠિર દ્રૌપદી પોતાના ભાઈઓ તેમ જ વેદવેદાંગમાં પારંગત થયેલા હજારો બ્રાહ્મણો સાથે તે ઇંદ્રભવન જેવા દિવ્ય ગંધવાળા, મનને હરનારા, સ્વર્ગની ઉપમાવાળા, શોભાભર્યા અને પાવનકારી આશ્રમમાં પ્રસન્નતાપૂર્વક પેઠા. ત્યાં તે ધર્માત્માઓએ દેવો અને દેવર્ષિઓથી સત્કારાયેલું અને ગંગાને તટે શોભતું તે નરનારાયણનું સ્થાન જોયું.[૩૯-૪૧] મધઝરતાં ફળોવાળા અને બ્રહ્મર્ષિઓના સમૂહોથી સેવાયેલા તે દિવ્ય સ્થાનને જોતાં એ નરસિંહો આનંદ પામવા લાગ્યા.[૪૨] એ સ્થાને જઈ તે મહાત્માઓ બ્રાહ્મણો સાથે નિવાસ કરવા લાગ્યા. તે મહાત્માઓ ત્યાં આનંદમાં રહી વિહાર કરવા લાગ્યા. તેઓ જાતજાતનાં પક્ષીઓનાં ટોળાંથી ભરેલા અને સુવર્ણના શિખરવાળા મૈનાક પર્વતને તથા કલ્યાણમય બિંદુસરોવરને જોવા લાગ્યા.[૪૩,૪૪] પછી પાંડવો દ્રૌપદીની સાથે ત્યાં આવેલા તે શ્રેષ્ઠ અને મનોહર વનમાં વિહાર કરવા લાગ્યા. તે વન ઋતુઋતુનાં ફળફૂલોથી ઝગમગી રહ્યું હતું. ખીલેલાં ફૂલવાળાં, ફળના ભારથી લચી પડેલાં, સર્વ રીતે સુશોભિત, નરકોકિલોના સમૂહોથી સેવાયેલાં, લીલાં, હરિયાળાં [illegible]વાળાં અને ગાઢ, શીતલ તથા મનને હરનારી છાયાવાળાં વૃક્ષોથી તે શોભાયમાન હતું. વળી ત્યાં પાંડવોએ પ્રસન્ન જળવાળાં પોયણાં અને કમળોથી સર્વત્ર શોભી રહેલાં, તેમ જ સુંદર રૂપવાળાં જાતજાતનાં સરોવરો જોતા તેઓ આનંદ કરવા લાગ્યા.[૪૫-૪૮] હે પ્રભુ! ત્યાં પવિત્ર સુગંધભર્યો ને સુખકારી સ્પર્શવાળો વાયુ વાતો હતો અને સર્વ પાંડવોને તેમ જ દ્રૌપદીને આનંદ આપતો હતો.[૪૯] એ વિશાળ બદરીની પાસે તે મહાત્માઓએ સુંદર ઓવારાવાળી, નિર્મળ કમળવાળી, મણિ ને પરવાળાંના ઘાટવાળી, વૃક્ષોથી શોભી રહેલી, દિવ્ય પુષ્પોથી ભરેલી અને મનની પ્રીતિને વધારનારી સીતા નામની ગંગા જોઈ. ત્યારે દેવર્ષિઓથી સેવાયેલા તે પરમ વિકટ દેશમાં, ભાગીરથીના પુણ્યજલમાં, તે કુંતીપુત્રોએ પરમ પવિત્ર થઈને દેવો અને ઋષિઓનું તર્પણ કર્યું. આમ જપ કરતા અને તર્પણ કરતા રહી, તે પુરુષોમાં સિંહ જેવા વીર પાંડવોએ બ્રાહ્મણો સાથે ત્યાં વાસ કર્યો. દેવના જેવી કાંતિવાળા તે નરસિંહ પાંડવો દ્રૌપદીની વિચિત્ર ક્રીડાઓને જોતાં ત્યાં રમણ કરવા લાગ્યા.[૫૦-૫૪]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં ગંધમાદનપ્રવેશ' નામનો અધ્યાય ૧૪૫મો સમાપ્ત

## अध्याय १४६ मो

### ભીમ ને હનુમાનનો મેળાપ

॥ वैशम्पायन उवाच ॥

तत्र ते पुरुषव्याघ्राः परमं शौचमास्थिताः ।
षड्रात्रमवसन्वीरा धनंजयदिदृक्षवः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: ત્યાં તે પુરુષસિંહ વીર પાંડવો ધનંજયને જોવાની ઇચ્છાથી પરમ પવિત્ર થઈને છ રાત રહ્યા.[૧] હવે એકાએક ઈશાનખૂણામાં વાયુ વાવા લાગ્યો અને તે સૂર્ય જેવી કાંતિવાળું એક સહસ્રપાંખડીવાળું દિવ્ય કમળ ત્યાં ખેંચી

લાગ્યો. દ્રૌપદીએ પવનથી ખેંચાઈને જમીન ઉપર પડેલા તે દિવ્ય ગંધવાળા, સુંદર અને પવિત્ર કમળને જોયું. હે રાજન્! તે શુભ અને અનુપમ સુગંધવાળું કમળ પામીને તે કલ્યાણી અત્યંત આનંદ પામી અને તેણે ભીમસેનને આ પ્રમાણે કહ્યું:[૨-૪] 'હે ભીમ! મારા મનને આનંદ આપનારું, દિવ્ય, સોહામણું અને ઉત્તમોત્તમ સુગંધવાળું આ સર્વોત્તમ કમળ જુઓ.[૫] હે પરંતપ! એ હું ધર્મરાજને આપીશ. વળી મારી પ્રસન્નતા માટે તમે આવું બીજું પણ કામ્યક વનના આશ્રમમાં લઈ આવજો. હે પાર્થ! તમને હું જો વહાલી હોઉં તો આવાં અનેક કમળો લઈ આવો; કેમકે હું તેમને કામ્યક વનમાં લઈ જવા ઇચ્છું છું.[૬,૭] સુંદર કટાક્ષવાળી અને શુદ્ધ આચારવાળી દ્રૌપદીએ ભીમસેનને આ પ્રમાણે કહ્યું અને તત્કાલ તે પુષ્પ લઈને ધર્મરાજને આપવા ગઈ.[૮] હવે પટરાણી પાંચાલીનો અભિપ્રાય જાણીને મહાબળવાન પુરુષસિંહ ભીમ પોતાની પ્રિયાનું પ્રિય કરવાને ત્યાંથી ઊપડ્યો. જે દિશામાંથી તે પુષ્પ આવ્યું હતું, તે દિશાએથી આવતા પવન તરફ મોં રાખી તે બીજાં કમળો લેવાની ઇચ્છાએ ઝડપથી ચાલ્યો.[૯,૧૦] તેણે સોનાની પીઠવાળું ધનુષ્ય અને સાપ જેવાં તીક્ષ્ણ બાણો લીધાં હતાં. ક્રોધે ભરાયેલા મૃગરાજ સિંહની જેમ અને મદઝરતા માતંગની માફક તે ચાલતો હતો.[૧૧] મોટાં બાણો અને ધનુષ્યોને ધારણ કરીને જતા એ ભીમસેનને સૌ પ્રાણીઓ જોઈ રહ્યાં. વાયુના પુત્ર ભીમસેનને ક્યારેય ગ્લાનિ, વ્યાકુળતા, ભય કે ગભરાટ થતાં નહોતાં.[૧૨] દ્રૌપદીનું પ્રિય કરવા ઇચ્છતો, બાહુબળ ઉપર આધાર રાખતો અને ભય તથા મોહથી મુક્ત રહેલો એ બળવાન પર્વત ઉપર ચડવા લાગ્યો.[૧૩] તે શત્રુનો નાશ કરનાર ભીમ વૃક્ષો, વેલાઓ તથા ગુચ્છાઓથી ઢંકાયેલા અને કિન્નરોથી વસેલા તે શ્યામ શિલાતલવાળા શુભ પર્વત ઉપર ફરવા લાગ્યો. વિધવિધ રંગો ધારણ કરનારી ધાતુઓ, વૃક્ષો, પશુઓ અને પંખીઓથી તે પર્વત વિચિત્ર લાગતો હતો.[૧૪,૧૫] તે પૃથ્વીનો સર્વ ભૂષણોથી ભરેલો હાથ જાણે ઊંચો કર્યો હોય તેવો લાગતો હતો. ગંધમાદનનાં સર્વત્ર રમણીય શિખરોમાં તેની આંખ જાણે કે ચોંટી જ ગઈ અને તે તે ભાવોનું હૃદયમાં ચિંતન કરવા લાગ્યો. તે નરકોકિલના ટહુકાઓમાં અને ભમરાઓના ગુંજારવોમાં તેનાં કાન, મન અને આંખ ચોંટી ગયાં. આમ તે અમાપ પરાક્રમી આગળ ચાલવા લાગ્યો. તે મહાતેજસ્વી સર્વ ઋતુઓનાં કુસુમોમાંથી આવતી ગરવી મહેક લેતો લેતો, મદમસ્ત હાથીની જેમ વનમાં આગળ ધપતો હતો. ત્યારે ગંધમાદનનો વિવિધ ફૂલોની સુગંધીવાળો ને પિતાના જેવા શીતલ સ્પર્શવાળો તે પવિત્ર વાયુ ભીમસેન તરફ વાઈ રહ્યો હતો. આમ વાયુપિતાના સ્પર્શથી તેનો થાક ઊતરી ગયો અને તેનાં રૂંવાં પુલકિત થઈ ગયાં. તે વખતે તે શત્રુદમન ભીમસેન કમળપુષ્પને માટે યક્ષો, ગંધર્વો, દેવો અને બ્રહ્મર્ષિઓથી સેવાયેલા તે પર્વતને ચોપાસથી જોઈ રહ્યો. ત્યારે ઊડેલી ધાતુની રજોથી રંગાયેલાં સાદડ વગેરે વૃક્ષોનાં પાનોને લીધે તે જાણે કે એ પાંદડાંરૂપી આંગળીઓથી શરીરે સુવર્ણ, અંજન અને રજત જેવો ત્રિપુંડ્રલેપ પામ્યો હતો. તે વખતે પોતાને પડખે વળગેલા જલધરોને લીધે પર્વત જાણે કે પાંખવાળો બનીને નાચી રહ્યો હતો.[૧૬-૨૨] વહેતાં ઝરણાંનાં જળોથી તે જાણે મોતીની માળાઓથી વિભૂષિત થયો હતો. ગુફાઓ, કુંજો, ઝરણાંઓ, વહેળાઓ, જળો અને ખીણો વડે તે મનોહર લાગતો હતો.[૨૩] ત્યાં અપ્સરાઓના નેપૂરના રણકારથી મત્ત મયૂરો થનગન થનગન નાચી રહ્યા હતા. ત્યાં

શિલાતલો અને પથરાઓ દિગ્ગજોના દંતૂશળની અણીઓથી ઘસાઈ ગયા હતા. સરિતાઓનાં ઊંડાં પાણીથી જાણે તે પર્વતનું ઉપવસ્ત્ર ખસી ગયું હતું.[૨૪,૨૫] મોંમાં લીલાં તરણાંના કોળિયાવાળાં, ભયને ન જાણનારાં અને સ્વસ્થતાથી સમીપમાં ફરી રહેલાં હરણાંઓ કુતૂહલથી એ ભીમને જોઈ રહ્યાં હતાં. તે પોતાના વેગથી અનેક લતાઓનાં ઝુંડોને કંપાવતો હતો.[૨૬,૨૭] આમ સુસુંદર લોચનવાળો અને કાંતિમાન તે વાયુનંદન પ્રસન્ન મને રમત રમતો રમતો, પ્રિયાનો મનોરથ પૂર્ણ કરવા તત્પર રહી આગળ ચાલ્યો. ઊંચા દેહવાળા, સુવર્ણ જેવી કાંતિવાળા, સિંહના જેવા બાંધાવાળા, માતેલા હાથીના જેવા પરાક્રમવાળા, મદમસ્ત માતંગના જેવા વેગવાળા, મદમસ્ત હાથીના જેવી લાલ આંખવાળા અને ઉન્મત્ત ગજેંદ્રને પણ પાછા વાળનારા, તે યુવાન ભીમસેનને પોતાના પ્રિયતમોની પાસે બેઠેલી યક્ષી અને ગંધર્વોની પત્નીઓ એકાગ્રતાથી બીજો કોઈ ન જુએ એવી રીતે એકાગ્રતાથી જોઈ રહી હતી. રૂપના નવા અવતાર જેવો તે પાંડવ ગંધમાદનનાં રમણીય શિખરો ઉપર ક્રીડા કરતો ફરતો હતો. દુર્યોધને આપેલા અનેકવિધ ક્લેશોને સંભારતો તે વનવાસિની દ્રૌપદીનું પ્રિય કરવાને તત્પર થયો હતો. તે વિચારવા લાગ્યો : 'અર્જુન સ્વર્ગમાં ગયો છે અને હું આમ ફૂલો લેવાને ચાલ્યો છું. તો આર્ય યુધિષ્ઠિર શું કરશે? નરવર યુધિષ્ઠિર સ્નેહને કારણે તથા બળના વિશ્વાસને અભાવે નકુલસહદેવને ક્યાંયે છૂટા મૂકશે નહિ. તો કમળપુષ્પો ઝટઝટ મળી જાય તો કેવું સારું !' આમ વિચારી તે નરસિંહ ગરુડરાજની જેમ વેગપૂર્વક ઊપડ્યો. ફૂલોથી ખીલી રહેલાં પર્વતશિખરો ઉપર એનું મન અને દૃષ્ટિ ચોંટી રહ્યાં હતાં. દ્રૌપદીના વચનરૂપી ભાથું લઈને ભીમ અતિ ઝડપે ચાલવા લાગ્યો. વાયુવેગી વૃકોદર પર્વકાળના ઉત્પાતની જેમ પૃથ્વીને પગથી કંપાવતો અને હાથીનાં ટોળાંઓને ત્રાસ પમાડતો આગળ ચાલ્યો. તે મહાબળવાન સિંહો, વાઘો અને મૃગોને મરડી નાખતો જતો હતો. એ બળવાન પાંડુનંદન મોટાં વૃક્ષોને ઉખેડતો અને ભોંયભેગાં કરતો તથા વેલાઓને વેગપૂર્વક ખેંચતો આગળ વધતો હતો. હાથીની જેમ તે પર્વતનાં શિખરો ઉપર ચડવાનું કરતો હતો, વીજળીવાળા મેઘની જેમ તે મોટી ગર્જના કરતો હતો. ભીમની આ મહાગર્જનાથી જાગી ઊઠેલા વાઘો ગુફા છોડી ગયા અને બીજાં વનવાસી પશુઓ સંતાઈ ગયાં. તેથી ગભરાયેલાં પંખીઓ ઊડી ગયાં, મૃગોનાં ટોળાં દોટ મૂકી નાસી ગયાં, રીંછો વૃક્ષોને છોડી ચાલ્યાં ગયાં, સિંહો ગુફાઓ છોડી ગયા, મહાસિંહો બગાસાં ખાવા લાગ્યા અને પાડાઓ આમતેમ જોવા લાગ્યા.[૨૮-૪૧] તે ગર્જનાથી ત્રાસી ગયેલા હાથીઓ હાથણીઓથી વીંટળાઈને તે વન છોડીને બીજા મહાવનમાં ગયા. વરાહ અને મૃગોનાં ટોળાં, વનમાં ફરતા પાડાઓ અને વાઘો તથા શિયાળોના સમૂહો રોઝનાં ટોળાં સાથે બરાડા પાડતાં હતાં. ચક્રવાકો, ચાતકો, હંસો, કારંડવો, જળકૂકડીઓ, પોપટો, નરકોકિલો અને ક્રૌંચો ભાન ખોઈ બેસી દિશદિશામાં ભાગી ગયાં. ત્યારે હાથણીઓએ ઉશ્કેરેલા કેટલાક ગર્વભર્યા હાથીઓ, સિંહો અને વાઘો ક્રોધમાં આવીને ભીમસેન સામે દોડ્યા.[૪૨-૪૫] પણ તે મહાભયંકર પ્રાણીઓ ભયથી વ્યાકુળ ચિત્તવાળાં થઈ ગયાં, ઝાડો-પેશાબ કરવા લાગ્યાં અને મોં પહોળાં કરીને ભયંકર ચિચિયારીઓ પાડવા લાગ્યાં.[૪૬] પછી શ્રીમાન અને સમર્થ વાયુનંદને પોતાના બાહુબળનો આશ્રય લઈને ક્રોધપૂર્વક એક હાથીને બીજા હાથી સાથે, એક સિંહને બીજા સિંહ સાથે લડાવવા માંડ્યા.[૪૭] તે

બળવાન પાંડવે બીજાઓને તમાચા મારીને મારી નાખ્યા. આમ ભીમથી હણાઈ રહેલા તે સિંહો, વાઘો અને જરખોએ ભીમને ભયનો માર્યો છોડી દીધો અને પોતે મળમૂત્ર છોડવા લાગ્યાં. આ રીતે તે પશુઓને મૂકીને એ કાંતિમાન અને મહાબળવાન પાંડુપુત્ર, દિશાઓને પોતાની ગર્જનાથી ગજવી મૂકતો, તરત જ બીજા વનમાં પેઠો. ગંધમાદનનાં શિખરો ઉપર તે મહાબળવાને અનેક જોજનના વિસ્તારવાળું અને અતિ રમણીય એવું એક કેળનું વન જોયું. મદઝરતા મહાગજની જેમ તે મહાબળવાન અનેક વૃક્ષોને ભાંગતો તે વનને ડહોળી મૂકવાની ઇચ્છાએ ત્યાં વેગપૂર્વક ધસ્યો. બળવાનોમાં શ્રેષ્ઠ એવા તે ભીમે તાડ જેવા ઊંચા કેળના થંભોને ઉખેડી નાખ્યા અને તેમને ચારે કોર ફેંકવા માંડ્યા. ગર્વભર્યા નરસિંહની જેમ તે મહાતેજસ્વીએ હુંકાર કર્યો.[૪૮-૫૩] પછી તે રુરુ, વાનર, સિંહ, પાડાઓ આદિ અનેક મોટાં પ્રાણીઓ તથા જલાશયોનું આક્રમણ કરતો તે આગળ ચાલ્યો. એ પ્રાણીઓની ચીસાચીસથી તથા ભીમસેનની ગર્જનાથી વનમાં રહેનારાં પશુપક્ષીઓ બીક ફફડી ગયાં. આ પ્રમાણે પશુપક્ષીઓના એકાએક ઊઠેલા તે કોલાહલને સાંભળીને પાણીથી ભીંજાયેલી પાંખવાળાં હજારો પંખીઓ ઊડાઊડ કરવા મંડ્યાં. હવે તે ભરતશ્રેષ્ઠ એ જળવાસી પક્ષીસમૂહોને જોઈને તેમની જ પાછળ જવા લાગ્યો. ત્યાં તેણે એક રમણીય મહાસરોવર જોયું.[૫૪-૫૭] તે સરોવરને તીરે તીરે સોનેરી કેળોની હારો ઊગી હતી અને તે મંદ મંદ પવનથી હાલીને જાણે એ શાંત અને ગંભીર સરોવરને વીંઝણો નાખતી હતી.[૫૮] હવે તે બળવાન અનેક કમળથી ભરેલા તે સરોવરમાં ઝટ ઊતર્યો અને તેમાં બંધનરહિત થયેલા ગજરાજની જેમ ક્રીડા કરવા લાગ્યો.[૫૯] આમ અમાપ તેજસ્વી ભીમે તેમાં મનગમતી ક્રીડા કરી. પછી તે બહાર નીકળ્યો અને પર્વત ઉપરના અનેક વૃક્ષોવાળા તે વનમાં વેગથી ચાલવા લાગ્યો. હવે તે બળવાન પાંડવે સર્વ શક્તિથી શંખનાદ કર્યો અને પોતાના બાહુઓ ઠોક્યા. આમ એ ભીમે સર્વ દિશાઓને ગજવી મૂકી.[૬૦-૬૨] તે શંખનાદથી, ભીમસેનની ગર્જનાથી અને બાહુ ઠોકવાના તેના પ્રચંડ અવાજથી પર્વતની ગુફાઓ ગાજી ઊઠી. વજ્રના આઘાત જેવા તે બાહુ ઠોકવાના પ્રચંડ અવાજને સાંભળીને પર્વતની ગુફાઓમાં સૂતેલા સિંહોએ મોટી ગર્જના કરવા માંડી. હે ભારત! એ સિંહનાદ સાંભળીને મદમસ્ત થયેલા ગજરાજોએ પણ મહાગર્જના કરી અને એથી આખો પર્વત ગર્જનાઓથી પૂરેપૂરો ગાંજી ઊઠ્યો.[૬૩,૬૪] ગજવરોએ કરેલી તે ગર્જના સાંભળીને હનુમાન કપિએ જાણ્યું કે, આ ભીમસેન અહીં આવ્યો છે. આથી 'એ આ માર્ગેથી રખે જાય' એમ વિચારી તેમણે સ્વર્ગે જતો માર્ગ ભીમના ભલા માટે રોકી દીધો. પોતાના ભાઈ ભીમની રક્ષા માટે તે કદલીવનથી શોભતા એક નાકાવાળા માર્ગે બેઠા અને તે સાંકડા માર્ગને રોકી રહ્યા.[૬૫-૬૭] ભીમ પાંડવને અહીં રખે શાપ કે અપમાન લાગે, એમ વિચારી તે હનુમાન આ રીતે કદલીવનની વચમાં બેઠા. આમ કેળના વનની વચ્ચે બેઠેલા મહાકાયાવાળા તે હનુમાનજીને બગાસાં આવવા લાગ્યાં અને ત્યાં જ તે નિદ્રાવશ થઈ ગયા. બગાસું ખાતાં ખાતાં તેમણે ઇંદ્રની ધજા જેવા ઊંચા અને ઇંદ્રવજ્રના જેવા અવાજે કરી પોતાના અત્યંત લાંબા પૂછડાને પછાડવા માંડ્યું.[૬૮-૭૦] તેમના પછડાતા પૂંછડાના અવાજથી પોતાના ગુફાઓરૂપી મોં વડે પર્વતે આખલાની જેમ ગર્જના કરીને પડઘો પાડ્યો. તે અવાજથી પર્વતનાં શિખરો કંપી ઊઠ્યાં અને ચારે બાજુથી તૂટવા લાગ્યાં. તેમના પૂંછડાનો

એ અવાજ મદમસ્ત માતંગોની ગર્જનાને ઢાંકી દઈને પર્વતનાં વિચિત્ર શિખરોમાં પથરાઈ ગયો. તે સાંભળીને તે ભીમસેનનાં રૂંવાં ઊભાં થઈ ગયાં અને અવાજ ક્યાંથી આવે છે, તે શોધવા માટે તે કેળના વનમાં ઘૂમવા લાગ્યો.[૭૨-૭૪] ત્યાં એ મહાબાહુએ તે કેળના વનની વચ્ચે, એક ભારેખમ શિલાતલ ઉપર વાનરોના અધિપતિને બેઠેલા જોયા. તે વીજળીના ચમકારા જેવા, સામે જોવાય તેવા ન હતા અને વીજળીના ચમકારા જેમ પીળા વર્ણના હતા. વળી વીજળીના પડઘા જેવો તેમનો અવાજ હતો અને વીજળીના ચમકારા જેવી તેમની ચપળતા હતી.[૭૫,૭૬] સાથિયાના આકારે વાળેલા હાથ ઉપર તેમણે પોતાની પુષ્ટ અને ટૂંકી ગરદનને ટેકવી હતી. તેમની કાયા ભરાવદાર ખભાઓવાળી હતી, તેથી તેમની કેડનો મધ્યભાગ પાતળો હતો.[૭૭] માથાથી પણ કંઈક ઊંચી ગયેલી અને લાંબી રૂંવાટીવાળી તેમની ઊંચી રહેતી પૂંછડી ધ્વજની જેમ શોભી રહી હતી.[૭૮] તેમના ઓઠ ટૂંકા હતા, તેમનાં મોં અને જીભ લાલ હતાં, તેમના કાન લાલ હતા અને તેમની ભમ્મર ચંચળ હતી. તેમની દાઢ અને તેમના દાંત ખુલ્લાં, ઊજળાં, તીક્ષ્ણ અને અણિયાળાં હતાં. આથી તે સુંદર લાગતા હતા અને મોંની અંદર રહેલા ઉજ્જ્વળ દાંતોથી શોભી રહેલું તેમનું મોં ભીમસેનને કિરણવાળા ચંદ્ર જેવું જણાયું.[૭૯,૮૦] સુવર્ણમય કેળોની વચ્ચે બેઠેલા તે હનુમાન કેસરાના સમૂહ ભેગા રહેલા અશોકના ઢગ જેવા મહાકાંતિમાન દેખતા હતા.[૮૧] ઝળહળતી દેહ વડે તે જ્વાળામય અગ્નિ જેવા લાગતા હતા. મધ જેવાં પિંગળવર્ણાં લોચનોથી તે શત્રુનાશન જોઈ રહ્યા હતા.[૮૨] આમ બુદ્ધિમાન અને મહાબાહુ ભીમે તે મહાબળવાન તથા મોટી કાયાવાળા વાનરશ્રેષ્ઠને તે મહાવનમાં સ્વર્ગના માર્ગને ઘેરીને હિમાલયની જેમ એકલા બેઠેલા જોયા. પછી નિર્ભય અને બળવાન ભીમસેન વેગપૂર્વક તેમની પાસે ગયો. હવે મહાબળવાન ભીમે વજ્રના જેવો ભયંકર સિંહનાદ કર્યો. ભીમની આ ગર્જનાથી સઘળાં પશુપક્ષીઓ ગભરાઈ ગયાં. મહાવીર હનુમાને પણ પોતાની બે આંખો જરાક ઉઘાડી અને મધના જેવી પોતાની પિંગળવર્ણી આંખોથી અવજ્ઞાપૂર્વક તે ભીમ સામે જોયું. એ પછી હનુમાને સ્મિતપૂર્વક ભીમસેનને ઉદ્દેશીને આ પ્રમાણે કહ્યું:[૮૩-૮૬]

હનુમાન બોલ્યા : હું રોગથી પીડાયેલો સુખે સૂતો હતો, તેં મને શા માટે જગાડ્યો ? તારા જેવા જાણકારે તો પ્રાણીઓ ઉપર દયા રાખવી જ જોઈએ. અમે પશુયોનિને પામેલા પ્રાણીઓ ધર્મને જાણતા નથી, પણ મનુષ્યો બુદ્ધિવાળા હોઈને જીવો ઉપર દયા કરે છે, તો તમારા જેવા બુદ્ધિમાનો દેહ, વાણી અને ચિત્તને દૂષિત કરનારાં, ક્રૂર તથા ધર્મઘાતી કાર્યોમાં કેમ પ્રવૃત્ત થાય છે ?[૮૭-૮૯] મને લાગે છે કે તું ધર્મ જાણતો નથી, તેં પંડિતોની સેવા કરી નથી. આથી જ તું અલ્પબુદ્ધિ અને મૂર્ખાઈને લીધે પશુઓનો નાશ કરી રહ્યો છે.[૯૦] કહે, તું કોણ છે ? મનુષ્યો અને મનુષ્યોપયોગી પદાર્થોથી રહિત એવા આ વનમાં તું કેમ અને શા માટે આવ્યો છે ?[૯૧] હે પુરુષસિંહ ! બોલ આજે તારે ક્યાં જવું છે ! આ પર્વત તો અહીંથી અત્યંત અગમ્ય છે. તેના ઉપર ચઢી શકાય એમ નથી. હે વીર ! સિદ્ધગતિ વિના અહીં બીજી કોઈ ગતિથી જવાય એમ નથી. આ દેવલોકનો માર્ગ છે અને તે મનુષ્યો માટે હમેશાં અગમ્ય છે. હે વીર ! કરુણતાને લીધે હું તને અટકાવું છું. તું મારું કહ્યું સાંભળ. હે સમર્થ ! આથી આગળ તારાથી જઈ શકાશે નહિ. તું અટકી જા.[૯૨-૯૫] હે મનુજસિંહ ! આજે તારું

અહીં બરાબર સ્વાગત હો. હે માનવસિંહ ! તને જો મારાં આ હિતકારી વચનો ઠીક લાગતાં હોય, તો આ અમૃત જેવાં મૂળો અને ફળો ખાઈને તું અહીંથી પાછો ફર.[१९]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં ભીમનો કદલીવનમાં પ્રવેશ' નામનો અધ્યાય ૧૪૬મો સમાપ્ત

# अध्याय १४७मो

## ભીમ અને હનુમાનનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

एतच्छ्रुत्वा वचस्तस्य वानरेन्द्रस्य धीमतः ।
भीमसेनस्तदा वीरः प्रोवाचामित्रकर्षणः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : બુદ્ધિમાન વાનરરાજનાં આ વચન સાંભળીને શત્રુનો નાશ કરનારા વીર ભીમસેને આ પ્રમાણે ઉત્તર આપ્યો.[१]

ભીમ બોલ્યો : તું કોણ છે ? અને શા માટે આ વાનરનું રૂપ તેં ધારણ કર્યું છે ? બ્રાહ્મણથી બીજા એવા ક્ષત્રિય વર્ણનો હું તને આ પૂછું છું. હું કુરુકુળનો છું, ચંદ્રવંશી છું. કુંતીને પેટે મેં જન્મ લીધો છે. હું પાંડુપુત્ર છું. વાયુથી ઉત્પન્ન થયો છું. ભીમસેન મારું નામ છે.[२,३] કુરુવીર ભીમનાં આ વચનો હનુમાને સ્મિત સાથે સ્વીકાર્યાં. પછી એ વાયુસુતે વાયુનંદન ભીમને આ પ્રમાણે કહ્યું.[४]

હનુમાન બોલ્યા : હું વાનર છું. હું તને તારો ઇચ્છિત માર્ગ નહિ આપું. તું અહીંથી જ ક્ષેમકુશળ પાછો ફર. નકામો વિરોધ કરતો નહિ ![५]

ભીમસેન બોલ્યા : હે વાનર ! વિરોધ થાઓ કે બીજું ગમે તે થાઓ. હું કંઈ તને પૂછતો નથી. તું ઊભો થા, મને રસ્તો આપ. મારા તરફથી નકામી પીડા ભોગવીશ નહિ.[६]

હનુમાન બોલ્યા : હું વ્યાધિથી પીડાઈ રહ્યો છું, તેથી મારામાં ઊઠવાની શક્તિ નથી. જો તારે અચૂક જવું જ છે, તો મને ઓળંગીને જા.[७]

ભીમ બોલ્યો : નિર્ગુણ પરમાત્મા દેહમાં વ્યાપી રહ્યા છે. જ્ઞાનથી પામી શકાય એવા તે પરમાત્માનું હું અપમાન કરતો નથી તેમ તેમનું ઉલ્લંઘન પણ કરતો નથી. જો હું એ લોકકર્તા પરમાત્માને શાસ્ત્રો દ્વારા જાણતો ન હોઉં, તો હનુમાન જેમ સાગરને ઓળંગી ગયા હતા, તેમ હું તને અને આ પર્વતને પણ ઓળંગી જાઉં.[८,९]

હનુમાન બોલ્યા : સાગરને જે ઓળંગી ગયેલો તે હનુમાન વળી કોણ છે ? હે નરશ્રેષ્ઠ ! હું તને આ પૂછું છું. જો શક્ય હોય, તો એ તું મને કહે.[१०]

ભીમ બોલ્યો : ગુણોએ કરીને પ્રશંસનીય અને બુદ્ધિ, બળ તથા ધૈર્યથી ભરેલા તે મારા ભાઈ શ્રીમાન વાનરેશ્વર રામાયણમાં અતિ પ્રસિદ્ધ છે.[११] રામની પત્નીને માટે એ વાનરેંદ્ર સો જોજન ફેલાયેલા સાગરને એક છલંગે ઓળંગી ગયા હતા. તે મહાવીર્યવાન હનુમાન મારા ભાઈ છે. અને હું તેજ, બળ, યુદ્ધ તથા પરાક્રમમાં તેમના જેવો જ છું. આથી હું તને જીતી શકું એમ છું. ઊભો થા, મને માર્ગ આપ અથવા આજે મારું પરાક્રમ જો. જો મારી આજ્ઞા પ્રમાણે નહિ કરે, તો હું તને યમલોકમાં પહોંચાડી દઈશ.[१२-१४]

વૈશંપાયન બોલ્યા : ભીમને આ પ્રમાણે બળથી ઉન્મત્ત થયેલો અને ભુજબળથી છકેલો જોઈને હનુમાન મનમાં હસ્યો અને આ વચન બોલ્યો.[१५]

હનુમાન બોલ્યા : હે નિષ્પાપ ! તું કૃપા કર. મારામાં ઊભા થવાની શક્તિ નથી. મારા ઉપર દયા લાવીને તું મારું આ પૂંછડું ખસેડીને ભલે જા.[१६]

વૈશંપાયન બોલ્યા : હનુમાને આ પ્રમાણે

કહ્યું, તેથી પોતાના ભુજબળથી મદમાં આવી ગયેલા ભીમે મનમાં એ હનુમાનને વીર્યહીન અને પરાક્રમ વિનાનો માન્યો. તેણે વિચાર્યું કે, 'આ નિર્વીર્ય અને પરાક્રમહીન વાંદરાને હું ઝટ પૂંછડાથી પકડી લઈશ અને અહીં આજે જ તેને યમના ઘરભેગો કરી દઈશ.[૧૭,૧૮] હવે ભીમે તુચ્છકારભર્યું હાસ્ય કરી ડાબે હાથે તે મહાવાનરનું પૂંછડું પકડ્યું, પણ તે તેને ઊંચકી જ ન શક્યો.[૧૯] પછી મહાબળવાન ભીમે ઇંદ્રાયુધની પેઠે ઊંચા રહેલા એ પૂંછડાને બે હાથ વડે ઊંચકવા માંડ્યું. આમ બે હાથે પણ તે તેને ઊંચું કરી શક્યો નહિ.[૨૦] હવે ભીમની ભ્રકુટી ઊંચી ચડી ગઈ, તેની આંખો ફાટી ગઈ, તેનાં ભમ્મર તથા મોં વીલાં થઈ ગયાં અને તેને શરીરે પરસેવો પરસેવો થઈ ગયો; તોપણ તે તે પૂંછડાને ઊંચું કરી શક્યો નહિ. આમ પ્રયત્નો કરવા છતાં, શ્રીમાન ભીમસેન તે પૂંછડાને ઊંચું કરી શક્યો નહિ, એટલે તે લજ્જાથી નમેલા મોંએ હનુમાનની પાસે ઊભો રહ્યો. એ કુંતીનંદને એ કપીશ્વરને પ્રણામ કર્યાં અને હાથ જોડી આ વચન કહ્યાં: 'હે વાનરશ્રેષ્ઠ! તમે પ્રસન્ન થાઓ.[૨૧-૨૩] હું જે ખરાબ શબ્દો બોલ્યો છું, તે બદલ મને ક્ષમા આપો. હું જાણવાની ઇચ્છાથી તમને પૂછું છું. કહો, તમે વાનરરૂપધારી કોણ છો? તમે સિદ્ધ, દેવ, ગંધર્વ કે ગુહ્યક છો? હે મહાબાહુ! આ જો ગુપ્ત રાખવાજોગ ન હોય, તો તમે મને તે વિશે સંભળાવો. હે અપાપ! હું તમને શિષ્યની જેમ પૂછું છું; હું તમારે શરણે આવ્યો છું.[૨૪,૨૫]

હનુમાન બોલ્યા: હે શત્રુનાશન! તને મારે વિશે જાણવાનું કુતૂહલ થયું છે, તો હે પાંડવનંદન! તું એ બધું બરાબર સાંભળ. હે કમળપત્ર જેવાં નેત્રવાળા! જગતના આયુષ્યરૂપ વાયુથી હું કેસરી વાનરની પત્નીથી જન્મ્યો છું. હું હનુમાન નામે વાનર છું.[૨૬,૨૭] હે શત્રુતાપન! સર્વે મહાવીર્યવાન વાનર રાજાઓ તથા વાનર સંઘપતિઓ સૂર્યના પુત્ર સુગ્રીવની તથા ઇંદ્રના પુત્ર વાલીની સેવા કરતા હતા; પણ મારે સુગ્રીવ સાથે અનિલ અને અગ્નિના જેવી અધિક પ્રીતિ થઈ હતી.[૨૮,૨૯] કોઈક કારણે એ સુગ્રીવને એના ભાઈ વાલીએ કાઢી મૂક્યો હતો, તે વખતે એ લાંબા વખત સુધી મારી સાથે ઋષ્યમૂક પર્વત ઉપર રહ્યો હતો.[૩૦] હવે તે વખતે વીર અને મહાબળવાન એવા વિષ્ણુરૂપ દશરથપુત્ર રામ માનવરૂપે પૃથ્વી ઉપર વિચરતા હતા. ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવા તે રામ પિતાનું પ્રિય કરવાની ઇચ્છાથી પોતાની પત્ની તથા નાના ભાઈ સાથે ધનુષ્ય ધારીને દંડકારણ્યમાં રહ્યા હતા. દુષ્ટ મનવાળા બળવાન રાક્ષસરાજ રાવણ તે રામની પત્નીને છળપૂર્વક દંડકારણ્યમાંથી બળાત્કારે હરી ગયો હતો. હે નિષ્પાપ! તે વખતે તે રાવણે મારીચ રાક્ષસ પાસે સુવર્ણ અને રત્નમય વિચિત્ર દેખાતા મૃગનું રૂપ લેવડાવી પુરુષવર રામચંદ્રને છેતરાવ્યા હતા.[૩૧-૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં ભીમ અને હનુમાનનો સંવાદ' નામનો અધ્યાય ૧૪૭ મો સમાપ્ત

## अध्याय १४८ मो

### હનુમાને કહેલી રામકથા

॥ हनुमानुवाच ॥

हृतदारः सह भ्रात्रा पत्नीं मार्गन्स राघवः ।
दृष्टवान् शैलशिखरे सुग्रीवं वानरर्षभम् ॥ १ ॥

હનુમાન બોલ્યા: પત્નીનું હરણ થયું, ત્યારે તે રઘુનંદન પોતાના ભાઈ સાથે તેને શોધવા નીકળ્યા, ત્યાં તેમણે ગિરિશિખર ઉપર વાનરશ્રેષ્ઠ સુગ્રીવને જોયા.[૧] મહાત્મા રામને તે સુગ્રીવ સાથે મિત્રતા થઈ અને વાલીને મારીને તેમણે સુગ્રીવને રાજ્યગાદીએ બેસાડ્યો.[૨] આમ રાજ્ય પામ્યા

પછી તે સુગ્રીવે સેંકડો ને હજારો વાનરોને સીતાની શોધ કરવા મોકલ્યા. ત્યારે હે નરશ્રેષ્ઠ! હે મહાબાહુ! હું પણ સીતાને શોધવા કરોડો વાનરો સાથે દક્ષિણ દિશામાં ગયો હતો.[૩,૪] તે વખતે મહાત્મા સંપાતિ નામના ગીધે ખબર આપી કે સીતા રાવણને ઘેર છે. આથી ઉત્તમ કર્મવાળા રામચંદ્રના કાર્યને સિદ્ધ કરવાને હું સો જોજનના વિસ્તારવાળા સાગરને એકદમ કૂદી ગયો. આમ મગરમચ્છોના નિવાસરૂપ સાગરને હું મારા પરાક્રમથી ઓળંગી ગયો. ત્યાં હે ભરતશ્રેષ્ઠ! રાવણને ઘેર મેં દેવપુત્રી સમાં જનકરાજનાં પુત્રી સીતાજીને જોયાં. રામનાં પ્રિય પત્ની એ દેવી સીતાજીને મળ્યા પછી મેં લંકાને તેના કોટ, કિલ્લા અને કમાનો સાથે બાળી મૂકી. આમ ત્યાં એ રામનું નામ પ્રકટાવી હું પાછો આવ્યો.[૫-૯] પછી તે કમલનયન રામચંદ્રે મારાં વચન સાંભળીને સૈન્ય સાથે મંત્રણા કરી અને મહાસાગર ઉપર સેતુ બાંધ્યો.[૧૦] આમ કરોડો વાનરોથી વીંટળાયેલા તે મહાસમુદ્રને પાર કરી ગયા. પછી રામચંદ્રે પોતાના પરાક્રમથી તે સર્વ રાક્ષસોને મારી નાખ્યા. લોકોને રડાવનાર રાક્ષસેંદ્ર રાવણને, તેના ભાઈઓ, પુત્રો અને બાંધવોને, તેમ જ રાક્ષસોના સમૂહોને રણમાં મારી નાખીને રામચંદ્રે ધાર્મિક, ભક્તિમાન અને ભક્ત તથા દાસો ઉપર વાત્સલ્ય રાખનાર રાક્ષસશ્રેષ્ઠ વિભીષણનો લંકાની રાજ્યગાદીએ અભિષેક કર્યો.[૧૧-૧૩] પછી મહાયશસ્વી રામ વેદની શ્રુતિ જેવી પોતાની હરણ પામેલી પત્નીને પાછા લાવ્યા. તે રઘુનંદન પ્રભુ તે સાધ્વી પત્ની સાથે ઘણા વેગથી શત્રુઓ ન જીતી શકે એવી એ અયોધ્યાનગરીમાં ગયા અને ત્યાં નિવાસ કર્યો.[૧૪] પછી નરપતિશ્રેષ્ઠ રામનો રાજ્યાભિષેક થયો, ત્યારે મેં એ કમલપત્ર જેવાં નેત્રવાળા રામચંદ્ર પાસે વરદાન માગ્યું કે, 'હે રામ! હે શત્રુનો નાશ કરનારા! જ્યાં સુધી તમારી આ કથા લોકોમાં ચાલુ રહે, ત્યાં સુધી હું જીવતો રહું.' ત્યારે તેમણે કહ્યું: 'ભલે, એમ જ થશે.'[૧૫-૧૭] હે ભીમ! હે શત્રુદમન! સીતાજીની કૃપાથી મને અહીં બેઠેલાને સર્વ મનગમતા દિવ્ય ભોગો મળે છે.[૧૮] રામે અગિયાર હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું અને પછી તે સ્વર્ગલોકમાં પધાર્યા. હે તાત! હે અપાપ! અપ્સરાઓ અને ગંધર્વો અહીં આવી નિત્ય તે વીરના ચરિત્રનું ગાન કરી મને આનંદ આપે છે. હે કુરુનંદન! આ માર્ગ મરણશીલ માનવીઓને માટે અગમ્ય છે. આથી મેં તારો રસ્તો રોક્યો છે. હે ભારત! આ દેવોએ સેવેલો માર્ગ છે. ત્યાં રખે તને કોઈ અપમાન આપે અથવા શાપ દે! એ દેવોનો દિવ્ય માર્ગ છે, મનુષ્યો અહીં જતા નથી. તું જે અર્થે અહીં આવ્યો છે, તે સરોવર તો આ રહ્યું.[૧૯-૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામા હનુમાન અને ભીમનો સંવાદ' નામનો અધ્યાય ૧૪૮ મો સમાપ્ત

## अध्याय १४९ मो

### ચાર યુગોનું વર્ણન

॥ वैशंपायन उवाच ॥

एवमुक्तो महाबाहुर्भीमसेनः प्रतापवान् ।
प्रणिपत्य ततः प्रीत्या भ्रातरं हृष्टमानसः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હનુમાને ભીમને આ પ્રમાણે કહ્યું, ત્યારે તે પ્રતાપી મહાબાહુએ પ્રસન્ન મનથી પોતાના ભાઈને પ્રેમપૂર્વક પ્રણામ કર્યા.[૧] સુમધુર-વાણીમાં તેણે કપીશ્વર હનુમાનને કહ્યું: 'હું આજ આપનાં દર્શન પામીને ધન્ય થયો છું, મારા જેવો ભાગ્યશાળી બીજો કોઈ નથી. તમે મારા ઉપર અત્યંત કૃપા કરી છે. તમારાં દર્શનથી મને તૃપ્તિ મળી છે. હવે આજે તમારી પાસે મારું આ પ્રિય કરાવવા ઇચ્છું છું. હે વીર!

મગરોથી ભરેલા સમુદ્રને ઓળંગી જતાં તમારું જે અનુપમ રૂપ હતું, તે હું જોવાને ઇચ્છું છું.[૨,૩] આથી હું સંતુષ્ટ થઈશ અને તમારા વચનમાં શ્રદ્ધા રાખીશ.' ભીમે આ પ્રમાણે કહ્યું, ત્યારે તે તેજસ્વી હનુમાન સ્મિત કરીને આ વચન બોલ્યા : 'તું કે કોઈ બીજું પણ મારું તે રૂપ જોઈ શકે એમ નથી, કારણ કે, ત્યારે કાળની અવસ્થા બીજી હતી. આજે તે અવસ્થા રહી નથી.[૪-૬] સત્યયુગમાં, ત્રેતામાં અને દ્વાપરમાં જુદા જુદા કાળ હતા. આ તો વિનાશકારી કાળ છે. આજે મારું તે રૂપ રહ્યું નથી. ભૂમિ, નદીઓ, પર્વતો, શૈલો, સિદ્ધો, દેવો અને મહર્ષિઓ એ સૌ તે તે યુગના ભાવ પ્રમાણે કાળને અનુસરે છે.[૭,૮] બળ, દેહ અને પ્રભાવ કાલાનુસાર વૃદ્ધિ અને ક્ષય પામે છે. તો હે કુરુકુળને ધારણ કરનારા! તું તે રૂપ જોવાનું માંડી વાળ. હું પણ યુગને અનુસરું છું; કેમ કે કાળનું કદી ઉલ્લંઘન થઈ શકતું નથી.[૯]

ભીમ બોલ્યો : યુગોની સંખ્યા, યુગયુગના આચાર, ધર્મ, અર્થ તથા કામના ભાવો, કર્મ, વીર્ય, ઉત્પત્તિ અને વિનાશ એ બધું તમે મને કહો.[૧૦]

હનુમાન બોલ્યા : હે તાત! જેમાં સનાતન ધર્મ વર્તે છે, તે કૃત(સત્ય)યુગ નામે ઓળખાય છે. તે શ્રેષ્ઠ યુગના કાળમાં સર્વ મનુષ્યો કૃતાર્થ હોય છે, તેમને કશું કર્તવ્ય કરવાનું રહેતું નથી. તેમાં ધર્મને હાનિ પહોંચતી નથી અને પ્રજા વિનાશ પામતી નથી. આમ કાળથી તેનું 'કૃતયુગ' એવું નામ તેના ગુણો પ્રમાણે થયું હતું.[૧૧,૧૨] હે ભાઈ! ત્યારે કૃતયુગમાં દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને સર્પ એવા ભેદભાવ નહોતા. ત્યારે ખરીદવેચાણનો વ્યવહાર પણ નહોતો. તે વખતે ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદોની વર્ણક્રિયાઓ નહોતી, તેમ ત્યારે કોઈ માનુષી ક્રિયાઓ પણ નહોતી. ત્યારે સંકલ્પ માત્રથી ફળ પ્રાપ્ત થતાં હતાં. તે વખતે સંન્યાસ એ જ એક ધર્મ હતો.[૧૩,૧૪] તે યુગસમયે વ્યાધિઓ નહોતા અને ઇંદ્રિયક્ષય નહોતો. દોષારોપણ, રુદન, હર્ષ, કપટ, વેર, આળસ, દ્વેષ, ચુગલીખોરી, ભય, સંતાપ, ઈર્ષ્યા કે મત્સર કશું જ નહોતું.[૧૫,૧૬] ત્યારે માત્ર યોગીઓની પરમગતિરૂપ એવા એક પરમબ્રહ્મની સર્વને પ્રાપ્તિ થતી હતી. ત્યારે પ્રાણીમાત્રના આત્મા નારાયણ શ્વેત વર્ણના હતા.[૧૭] તેમ એ સત્યયુગમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ સર્વે પોતપોતાનાં લક્ષણોથી યુક્ત હતા અને સર્વ પ્રજાઓ સ્વકર્મમાં પરાયણ હતી.[૧૮] તે વખતે સર્વે વર્ણો બ્રહ્મનો જ આશ્રય કરતી હતી અને બ્રહ્મપ્રાપ્તિને માટે જ સદાચાર સેવતી હતી, તેનું જ કેવળ જ્ઞાન મેળવતી હતી, તે માટે જ કર્મો કરતી હતી અને સ્વધર્મોને પાળતી હતી.[૧૯] ત્યારે લોકો એક જ દેવને ઉપાસતા હતા, એક જ મંત્ર જપતા હતા અને એક જ વિધિની ક્રિયા કરતા હતા. જુદા જુદા ધર્મોવાળા હોવા છતાં તેઓ એક વેદનું જ અવલંબન કરતા હતા અને એક ધર્મને જ અનુસરતા હતા.[૨૦] તેઓ સમય સમય પ્રમાણે, ફળની આશા રાખ્યા વિના ચારે આશ્રમોનાં કર્મો કરતા હતા અને તેથી પરમગતિને પામતા હતા.[૨૧] આવો પરમાત્મા સાથે આત્માનો યોગ કરાવનારો આ ધર્મ સત્યયુગના લક્ષણરૂપ હતો. સત્યયુગમાં ચારે વર્ણનો સનાતન ધર્મ ચાર ચરણવાળો હોય છે, અર્થાત્ સંપૂર્ણ હોય છે. આમ ત્રણ ગુણથી રહિત એવો એ 'કૃત' નામે યુગ હતો. હવે તું ત્રેતાયુગ વિશે પણ સાંભળ. એમાં યજ્ઞયાગાદિ ચાલે છે. ધર્મ એમાં એક ચરણથી વિહીન થાય છે અને અવિનાશી ભગવાન રક્ત વર્ણનું સ્વરૂપ ધરીને પ્રકટે છે. મનુષ્યો સત્યપ્રવૃત્ત રહી ક્રિયા તથા ધર્મમાં પરાયણ રહે

છે.[૨૨-૨૪] આથી તેમાં યજ્ઞો, ધર્મો તેમજ વિવિધ ક્રિયાઓ ચાલે છે. ત્રેતાયુગમાં લોકો ફળની ભાવનાના સંકલ્પપૂર્વક ક્રિયા અને દાનોનું ફળ મેળવતા હોય છે. તપ અને દાનમાં પરાયણ રહેલા તેઓ ધર્મથી જરા પણ ચળતા નથી. આ ત્રેતાયુગમાં મનુષ્યો સ્વધર્મનિષ્ઠ અને ક્રિયાવાન હતા. દ્વાપરયુગમાં ધર્મનાં બે ચરણ ઓછાં હતાં, વિષ્ણુએ પીળા વર્ણને ધારણ કર્યો હતો અને એક વેદના ચાર ભાગ પડ્યા હતા.[૨૫-૨૭] આમ ત્યારે કેટલાક ચતુર્વેદી હતા, કેટલાક ત્રિવેદી હતા, કેટલાક દ્વિવેદી હતા, કેટલાક એકવેદી હતા, તો કેટલાક વેદની એક ઋચાને પણ જાણતા નહોતા.*[૨૮] આમ શાસ્ત્રો ભિન્ન થાય છે એટલે ક્રિયાઓ અનેકવિધ થાય છે. પછી તપ અને દાનમાં પ્રવૃત્ત થયેલી પ્રજા રાજસી બને છે. એક વેદના અજ્ઞાન વડે આ ઘણા વેદો કર્યા છે. વળી બુદ્ધિનો હ્રાસ થવાથી કોઈક જ સત્યનિષ્ઠ રહ્યું હતું. લોકો સત્યથી ભ્રષ્ટ થયા, એટલે અનેક દૈવપ્રાપ્ત વ્યાધિઓ, કામનાઓ અને ઉપદ્રવો ઊપડી આવ્યાં.[૨૯-૩૧] પછી તેમનાથી પીડાયેલા માનવો મોટાં તપો કરે છે. વૈભવની આશાવાળા તથા સ્વર્ગની કામનાવાળા બીજા મનુષ્યો યજ્ઞો કરે છે. આમ દ્વાપરયુગને પામીને પ્રજાઓ અધર્મથી ક્ષીણતા પામે છે. હે કૌંતેય! કળિયુગમાં ધર્મ એક જ ચરણે ઊભો છે.[૩૨,૩૩] આ તામસયુગ પામીને કેશવ શ્યામ સ્વરૂપ ધારણ કરે છે. વેદોક્ત આચારો, ધર્મો અને યજ્ઞક્રિયાઓ લોપ પામે છે. અતિવૃષ્ટિ આદિ છ જાતના દુકાળો, વ્યાધિઓ, આળસ, ક્રોધ વગેરે ઉપદ્રવો, આધિઓ ભૂખ તેમ જ ભય એ બધું પ્રસરી વળે છે.[૩૪,૩૫] આમ યુગોનો પલટો થતાં ધર્મ અવળો ફરે છે. ધર્મ અવળો થતાં લોકો પલટાઈ જાય છે. લોક ક્ષીણ થવાથી સર્વ લોકપ્રવર્તક ભાવનાઓ પણ ક્ષય પામે છે.[૩૬] આમ યુગના ક્ષયે કરીને ક્ષીણ થયેલા ધર્મો વિપરીત ફળ દેનારા થાય છે. આ કલિ નામનો યુગ ટૂંક મુદતમાં જ પ્રવર્તશે. ચિરંજીવ લોકો પણ એમાં આ યુગોને અનુસરીને વર્તન રાખે છે. હે શત્રુનાશન! તને મારું સ્વરૂપ જાણવાની કુતૂહલતા થઈ છે, પણ જ્ઞાની પુરુષને નિરર્થક વાતોમાં શાનો ભાવ હોય? હે મહાબાહુ! તેં મને યુગસંખ્યા વિશે જ પૂછ્યું હતું, તે બધું મેં તને કહ્યું છે. તારું કલ્યાણ હો, તું જા.[૩૭-૪૦]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમા ‘લોમશતીર્થયાત્રામા કદલીવનમા ભીમ અને હનુમાનનો સંવાદ’ નામનો અધ્યાય ૧૪૯ મો સમાપ્ત

## अध्याय १५०मो

### હનુમાનનું પૂર્વરૂપ

॥ भीमसेन उवाच ॥

पूर्वरूपमदृष्ट्वा ते न यास्यामि कथंचन ।
यदि तेऽहमनुग्राह्यो दर्शयात्मानमात्मना ॥ १ ॥

ભીમસેન બોલ્યો : હું તમારું પૂર્વરૂપ જોયા વિના કોઈ રીતે જવાનો નથી. તમારી મારા ઉપર કૃપા જ હોય, તો તમે પોતે મને તમારું પૂર્વસ્વરૂપ બતાવો.[૧]

વૈશંપાયન બોલ્યા : ભીમે આ પ્રમાણે કહ્યું, એટલે કપીશ્વર હનુમાને સ્મિત કરીને, સાગર ઓળંગતી વખતે જે સ્વરૂપ ધારણ કર્યું હતું તે સ્વરૂપ બતાવ્યું.[૨] ભાઈનું પ્રિય કરવાની ઇચ્છાએ

* આ ઉપરથી ચતુર્વેદી, ત્રિવેદી, દ્વિવેદી તથા વેદી અથવા વેદ એવી સંજ્ઞાઓ થઈ હોય એમ લાગે છે. ટીકાકારો આ શ્લોકનો એક બીજો અર્થ કરે છે, તે આ પ્રમાણે ચતુર્વેદી એટલે ત્રણ વેદમા કહેલા જ્યોતિષ્ટોમાદિક કર્મો અને અથર્વોપનિષદમા કહેલુ ધ્યાન, એ બન્નેને સાથે જ કરનારા, ત્રિવેદી એટલે કેવળ કર્મનિષ્ઠો, દ્વિવેદી એટલે પોતાની શાખામા વર્ણવેલા સંધ્યાનદનાદિ કર્મો અને ધ્યાન કરનારા, એકવેદી એટલે માત્ર ધ્યાનનિષ્ઠો અને અનૃચ-ઋચા વિનાના એટલે કૃતકૃત્યો અર્થાત્ ધ્યાનથી પણ વિરક્ત થયેલા

તેમણે પોતાના શરીરને વિસ્તાર્યું. ત્યારે તેમનો દેહ અતિ લાંબો અને અતિ પહોળો વિસ્તાર પામ્યો. તે અમાપ તેજસ્વી વાનરરાજ તે રૂપ વડે વૃક્ષોને અને કદલીવનને ઢાંકી દીધું અને ઊંચાઈમાં પર્વતને પણ ઢાંકી દઈ ને ઊભા રહ્યા.[3,4] આમ અતિ વિસ્તરેલી મહાકાયવાળા, લાલ આંખવાળા, તીક્ષ્ણ દાઢવાળા અને ભ્રૂકુટીએ કરીને કુટિલ મુખવાળા તે બીજા પર્વતની જેમ શોભવા લાગ્યા. તે હનુમાન પોતાની લાંબી પૂંછડી વીંટીને સર્વ દિશાઓને વ્યાપી ઊભા રહ્યા. ત્યારે પોતાના બંધુનું આ મહાન રૂપ જોઈને કૌરવનંદન ભીમ વિસ્મય પામ્યો અને વારંવાર હર્ષ પામવા મંડ્યો. તેજ વડે સૂર્ય જેવા, સુવર્ણમય મેરુ પર્વત જેવા અને પ્રદીપ્ત આકાશ જેવા તે હનુમાનને જોઈને ભીમે પોતાની આંખ મીંચી દીધી. પછી હનુમાને હસતાં હસતાં ભીમસેનને કહ્યું : 'હે નિષ્પાપ ! તું મારું આટલું જ રૂપ જોઈ શકશે, બાકી મારા મનમાં આવે ત્યારે હું આથી પણ વિશેષ વધું છું. હે ભીમ ! શત્રુઓની આગળ મારું આ શરીર તેજથી અત્યંત વૃદ્ધિ પામે છે.[5-9]

વૈશંપાયન બોલ્યા : હનુમાનનો તે અદ્ભુત, મહાભયકર અને વિંધ્યાચળ સમાન દેહ જોઈ ને પવનસુત ભીમ ગભરાઈ ગયો અને તેનાં રૂંવાં ખડાં થઈ ગયાં. પછી ભીમે સામે ઊભેલા હનુમાનને હાથ જોડીને વિનીતભાવે આ વચન કહ્યાં : 'હે વિભુ ! આ શરીરનું વિપુલ પ્રમાણ મેં જોયું. હે મહાવીર્ય ! હવે તમે પોતે જ તમારા એ સ્વરૂપને સંકેલી લો.[10-12] કેમ કે ઊગેલા સૂર્યના જેવું, કોઈથી જીરવી ન શકાય એવું અને મૈનાક પર્વત જેવું એ અજોડ સ્વરૂપ જોવાને મારી શક્તિ નથી.[13] હે વીર ! આજે મારા મનમાં એક મહાન વિસ્મય થાય છે કે, આવા બળવાન તમે પાસે હોવા છતાં રામચંદ્ર પોતે જ શા માટે રાવણ સામે યુદ્ધમાં ઊતર્યા હતા ?[14] કેમ કે તમે પોતે પણ તમારા બાહુબળ ઉપર આધાર રાખીને યોદ્ધાઓ તથા વાહનો સહિત તે લંકાને સહેજે નષ્ટ કરી શક્યા હોત. હે મારુતિ ! તમારે માટે કશું પણ અપ્રાપ્ય નથી. યુદ્ધમાં પરિવાર સહિત રાવણ તમને એકલાને પણ પહોંચી વળે એમ નહોતું.' ભીમે વાનરશ્રેષ્ઠ હનુમાનને આ પ્રમાણે પૂછ્યું, ત્યારે હનુમાને સ્નેહભરી ગંભીર વાણીમાં આ વચન કહ્યાં.[15,16]

હનુમાન બોલ્યા : હે મહાબાહુ ભારત ! એ તું કહે છે તેમ જ છે. હે ભીમસેન ! તે રાક્ષસાધમ મને પહોંચી વળે એમ નહોતો; પણ મેં તે લોકકંટક રાવણને જો મારી નાખ્યો હોત તો રઘુનંદનની કીર્તિ નાશ પામત. આથી મેં એને જવા દીધો.[17-19] એ વીર રાઘવે તે અધમ રાક્ષસને પરિવાર સહિત મારી નાખીને સીતાને પોતાની નગરીમાં લઈ આવ્યા અને મનુષ્યોમાં પોતાની કીર્તિ પ્રતિષ્ઠિત કરી.[20] હવે હે મહાબુદ્ધિમાન ! તું જા, ભાઈના પ્રિયહિતમાં પરાયણ રહેલો તું વાયુથી રક્ષિત રહી નિર્વિઘ્ન અને કલ્યાણકારી માર્ગે જા.[21] હે કુરુશ્રેષ્ઠ ! આ તારો સૌગંધિક નામના વનમાં જતો માર્ગ છે. ત્યાં તું યક્ષો અને રાક્ષસોથી રક્ષાયેલું કુબેરનું ઉપવન જોઈશ.[22] તારે ત્યાં જઈને એકદમ ફૂલો વીણવાં નહિ, કેમ કે મનુષ્યોએ દેવોને વિશેષે માન આપવું ઘટે છે. હે ભરતનંદી ! હે ભરતશ્રેષ્ઠ ! દેવો બલિ, હોમ, નમસ્કાર અને મંત્રોથી તથા ભક્તિથી પ્રસન્ન થાય છે. તો હે ભાઈ ! તું સાહસ કરીશ નહિ તું સ્વધર્મનું પાલન કરજે. સ્વધર્મમાં રહી તું પરધર્મને જાણ અને તે પ્રમાણે આચરણ કર.[23-25] બૃહસ્પતિ સમાન માણસો પણ ધર્મને જાણ્યા વિના અને વૃદ્ધોની સેવા

ર્યા વિના ધર્મ અને અર્થને જાણી શકતા નથી.[૨૬] જ્યાં અધર્મ ધર્મ નામે ઓળખાય છે અને જ્યાં ધર્મ અધર્મની સંજ્ઞા પામે છે, ત્યાં ધર્મ–અધર્મના વિભાગ પ્રમાણે તે ધર્મને સમજી લેવો જોઈએ; કેમ કે બુદ્ધિહીન મનુષ્યો આ સંબંધમાં ગોથાં ખાય છે.[૨૭,૨૮] ધર્મ સદાચારમૂલક છે અને વેદો ધર્મમાં રહ્યા છે. વેદોથી યજ્ઞો થયા છે અને યજ્ઞોથી દેવોની પ્રતિષ્ઠા છે. વેદોક્ત આચારવિધિ પ્રમાણે કરેલા વેદોક્ત યજ્ઞોથી દેવતાઓ નિર્વાહ કરે છે, તો માનવો બૃહસ્પતિ અને શુક્રાચાર્યે કહેલી નીતિથી પોષણ મેળવે છે.[૨૯,૩૦] નોકરી, કરગ્રહણ, વેપાર, ખેતી અને ગાયબકરાંનું પાલન એ સર્વ આજીવિકાનાં સાધનો છે. દ્વિજવર્ણો આ ધર્મોથી સર્વનું ધારણ–પોષણ કરે છે.[૩૧] જ્ઞાનવાન માટે ત્રણ વેદ, વેપાર અને રાજનીતિ એ ત્રણ વિદ્યા આજીવિકાના સાધનરૂપ છે. તે ત્રણેને રૂડી રીતે યોજવામાં આવે છે, તો લોકવ્યવહાર ચાલે છે; પરંતુ જો તે વ્યવહાર ધર્મપૂર્વક કરવામાં આવે નહિ અને પૃથ્વીલોકમાં વેદધર્મ અને દંડનીતિ હોય નહિ, તો આ જગત મર્યાદારહિત થઈ જાય.[૩૨,૩૩] વળી આ પ્રજાઓ જો વ્યાપાર આદિ ધર્મમાં વર્તે નહિ તો તેમનો નાશ જ થાય; કેમ કે એ ત્રણ વિદ્યાની યથાર્થ પ્રવૃત્તિ થવાથી જ પ્રજા ધર્મને ઉત્પન્ન કરે છે. દ્વિજજાતિઓનો સત્ય જ એક પરમ ધર્મ છે. યજ્ઞ, વેદાધ્યયન અને દાન એ ત્રણ સાધારણ ધર્મ કહ્યા છે. યજ્ઞ કરાવવો, વેદ ભણાવવા અને દાન લેવું, એ બ્રાહ્મણના વિશેષ ધર્મ છે. રક્ષણ કરવું એ ક્ષત્રિયોનો, પોષણ કરવું એ વૈશ્યોનો અને ત્રણે વર્ણની સેવા કરવી એ શૂદ્રોનો વિશેષ ધર્મ કહેવાયો છે. શૂદ્રોને ભિક્ષા માગવાનો, વ્રત અને હોમ કરવાનો તેમ જ ગુરુકુલમાં વાસ રાખવાનો નિષેધ છે.[૩૪–૩૬] હે કુંતીનંદન! તું ક્ષત્રિયધર્મી છે તેથી રક્ષણ કરવું એ તારો ધર્મ છે. આથી વિનયવાન રહી, ઇંદ્રિયોને વશમાં રાખીને તું તારા સ્વધર્મને સિદ્ધ કર. જે ક્ષત્રિય જ્ઞાનસંપન્ન, બુદ્ધિમાન અને સજ્જન એવા વૃદ્ધોની સાથે મંત્રણા કરીને પ્રજાપાલનમાં પરાયણ રહે છે, તે દંડ ધારણ કરીને પૃથ્વી ઉપર શાસન કરે છે; પણ વ્યસની ક્ષત્રિય તો પરાજય જ પામે છે.[૩૭,૩૮] જ્યારે રાજા શિક્ષા અને અનુગ્રહનાં કાર્યોમાં યથાયોગ્ય રીતે વર્તે છે, ત્યારે લોકોની મર્યાદા સારી રીતે વ્યવસ્થિત થાય છે. આથી રાજાએ દેશ, દુર્ગ, શત્રુ, મિત્ર અને સૈન્ય એ સર્વની સ્થિતિ, વૃદ્ધિ તેમ જ ક્ષય વિશે નિત્ય દૂતો દ્વારા ભાળ મેળવવી જોઈએ.[૩૯,૪૦] ઉપાય, ગુપ્ત દૂત, બુદ્ધિ, મંત્રણા, પરાક્રમ, શિક્ષા, કૃપા અને દક્ષતા એ રાજાને કાર્યસિદ્ધિ અપાવનારાં છે.[૪૧] રાજાએ સામ, દાન, ભેદ, દંડ અને ઉપેક્ષાને એકસાથે અલગ અલગ ઉપયોગમાં લઈ પોતાનાં કાર્યો સાધવાં જોઈએ. હે ભરતોત્તમ! રાજનીતિ અને ગુપ્ત દૂતો, એ બધાંનું મૂળ મંત્રણા છે. આથી જે કાર્યસિદ્ધિ સારી રીતે કરેલી મંત્રણાથી થાય એમ હોય, તે સંબંધમાં રાજાએ બ્રાહ્મણો સાથે મસલત કરવી.[૪૨,૪૩] સ્ત્રી, મૂઢ, બાળક, લોભિયો, નીચ અને ઉન્માદનાં લક્ષણવાળો એટલાં જણાંની સાથે ગુહ્ય વાતોની મંત્રણા કરવી નહિ. પણ વિદ્વાનો સાથે મસલત કરવી, સમર્થો પાસે કર્મો કરાવવાં અને શીળા સ્વભાવના માણસો પાસે નીતિની સ્થાપના કરાવવી; પણ મૂરખોઓને સદૈવ તજવા. તેણે ધર્મકાર્યોમાં ધર્મનિષ્ઠ પુરુષોની, દ્રવ્યકાર્યોમાં પંડિતોની, સ્ત્રીકર્મોમાં નપુંસકોની અને ક્રૂર કર્મોમાં ક્રૂરોની યોજના કરવી. પોતાના કે પારકાના દૂતો દ્વારા શત્રુઓની કાર્ય અથવા અકાર્ય સંબંધીની વિચારણાને તથા તેનાં બલાબલને જાણી લેવાં. પોતાને શરણે આવેલા

સત્પુરુષો પ્રત્યે બુદ્ધિપૂર્વક અનુગ્રહ કરવો, પણ અશિષ્ટ અને નિર્મર્યાદ મનુષ્યોને તો શિક્ષા જ કરવી.[૪૪-૪૮] રાજા જ્યારે શિક્ષા અને કૃપા સંબંધમાં સુયોગ્ય રીતે વર્તે છે, ત્યારે લોક-મર્યાદા બરાબર વ્યવસ્થિત રહે છે. હે પાર્થ ! આ મેં તને સહેજે ન સમજી શકાય એવો ગહન રાજધર્મ કહ્યો છે. તું વિનયસંપન્ન રહી, સ્વધર્મના વિભાગને અનુસરીને એ ધર્મનું અનુ-પાલન કર.[૪૯,૫૦] જેમ બ્રાહ્મણો તપ, ધર્મ, ઇંદ્રિયદમન અને યજ્ઞાદિથી સ્વર્ગલોકને પામે છે તથા જેમ વૈશ્યો દાન, આતિથ્ય, ક્રિયા અને ધર્મથી સદ્‌ગતિ પામે છે, તેમ ક્ષત્રિયો પૃથ્વી ઉપર યોગ્ય રીતે શાસન અને પાલન રાખવાથી સ્વર્ગને પામે છે. જે ક્ષત્રિયો યથાર્થ રીતે દંડનો ઉપયોગ કરે છે, જે કામ તથા દ્વેષથી રહિત છે અને જે ક્રોધ તથા લોભથી મુક્ત છે, તેઓ સત્પુરુ-ષોના લોકને પામે છે.[૫૧,૫૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં
'લોમશતીર્થયાત્રામાં હનુમાન અને ભીમનો સંવાદ'
નામનો અધ્યાય ૧૫૦મો સમાપ્ત

## अध्याय १५१मो

### ભીમને વરદાન

॥ વૈશંપાયન ઉવાચ ॥

**तत संहृत्य विपुलं तद्वपुः कामतः कृतम् ।**
**भीमसेनं पुनर्दोर्भ्यां पर्यष्वजत वानरः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી કપીશ્વર હનુમાને પોતે ઇચ્છાનુસાર વિસ્તારેલું તે વિપુલ સ્વરૂપ સંકેલી લીધું અને ફરીથી ભીમસેનને બે હાથે આલિંગન કર્યું.[૧] હે ભારત ! આમ હનુમાન પોતાના ભાઈ ભીમસેનને ભેટ્યા, તેથી ભીમનો થાક તરત ઊતરી ગયો અને બધું સુખમય થઈ ગયું.[૨] તે સમયે અત્યંત બળવાન ભીમ માનવા લાગ્યો કે, 'મારા જેવો કોઈ મહાન અને બળવાન નથી.' પછી આંસુભર્યાં નેત્રવાળા વાનરરાજે આંસુથી ગળગળી વાણીમાં ભીમને સ્નેહપૂર્વક હાક મારી અને ફરીથી તેને કહ્યું કે[૩,૪] 'હે વીર ! હે કુરુશ્રેષ્ઠ ! હું અહીં છું એવું કદી પણ કોઈને કહીશ નહિ. હે મહાબળવાન ! કુબેરના ભવનેથી વિદાય લઈ નીકળેલા દેવો, ગંધર્વો અને અપ્સરા-ઓને આ સ્થાને આવવાનો વખત થયો છે, માટે તું તારા મુકામે જા. તને કંઈ કામ પડે ત્યારે મારું સ્મરણ કરજે. તને જોઈને મારી આંખોને આજ સાફલ્ય મળ્યું છે. હે ભીમ ! તારા મનુષ્ય-શરીરનો સ્પર્શ થતાં મને બીજો લાભ એ થયો કે, રઘુવંશી શ્રીરામચંદ્ર જે વિષ્ણુ છે, જે જગતના હૃદયને આનંદ આપનારા છે, જે સીતાના મુખ-રૂપી કમલને વિકસાવનાર સૂર્યરૂપ છે અને જે દશમુખી રાવણરૂપી અંધકારને વિદારનારા ભાસ્કર છે, તે રઘુનંદનનું તેં મને સ્મરણ કરાવ્યું છે, તો હે વીર ! હે કુંતીનંદન ! મારું આ દર્શન તારે માટે લાભદાયી રહો. હે ભારત ! ભાઈપણાને દાવે તું વરદાન માગ. જો મારે હસ્તિનાપુર જઈને નીચ ધૃતરાષ્ટ્રપુત્રોને હણવાના હોય, તો હું હમણાં જ તેમ કરી નાખું. અથવા મારે જો એ નગરનો પથ્થરોના વરસાદ વડે નાશ કરવાનો હોય, તો હમણાં જ હું તે કરીશ. અથવા હું આજે જ દુર્યોધનને બાંધીને તારી પાસે લઈ આવું. હે મહા-બલ ! તારી ઇચ્છા હોય, તે પ્રમાણે હું આજે ને હમણાં કરું.'[૫-૧૧]

વૈશંપાયન બોલ્યા : મહાત્મા હનુમાનનાં તે વચન સાંભળીને ભીમસેન અત્યંત આનંદ પામ્યો અને પ્રસન્ન મનથી હનુમાનને આ પ્રમાણે કહેવા લાગ્યો : 'હે વાનરશ્રેષ્ઠ ! તમે મારું બધું જ કાર્ય કર્યું છે, એમ હું માનું છું. તમારું મંગલ થાઓ. હે મહાબાહુ ! હું માગું છું કે તમે મારા ઉપર પ્રસન્ન થાઓ. હે વીર્યવાન ! તમારે લીધે સર્વ

પાંડવો સનાથ થયા છે. તમારા જ તેજથી અમે સર્વ શત્રુઓને જીતીશું.' ભીમસેને આ પ્રમાણે કહ્યું, ત્યારે હનુમાને તેને ઉત્તર આપ્યો: 'તું મારો બંધુ અને સુહૃદ થાય છે તેથી તેમ જ સ્નેહને કારણે હું તારું પ્રિય કરીશ.[૧૨-૧૫] હે વીર! તું જ્યારે શત્રુઓની મોટી શક્તિથી ભરેલા સૈન્યમાં પેસીને સિંહનાદ કરશે, ત્યારે હું મારા નાદ વડે તારા સિંહનાદને વધારી દઈશ. હે મહાબલ! અર્જુનની ધજા ઉપર બેસીને હું શત્રુઓના પ્રાણ હરણ કરે એવા દારુણ નાદો છોડીશ, તેથી તમે સુખપૂર્વક તેમને હણી શકશો.' પછી પાંડવનંદન ભીમને આ પ્રમાણે કહીને, તથા તેને માર્ગ બતાવીને હનુમાન ત્યાં ને ત્યાં જ અંતર્ધાન થઈ ગયા.[૧૬-૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રામાં 'લોમશતીર્થયાત્રામાં ભીમને વરદાન' નામનો અધ્યાય ૧૫૧ મો સમાપ્ત

## अध्याय १५२ मो

### ભીમે સૌગંધિક વન દીઠું

॥ वैशंपायन उवाच ॥

**गते तस्मिन् हरिवरे भीमोऽपि बलिनां वरः ।
तेन मार्गेण विपुलं व्यचरद् गंधमादनम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : તે વાનરરાજ ત્યાં અંતર્ધાન પામ્યા એ પછી મહાબળવાન ભીમ તેમણે બતાવેલા તે માર્ગે વિશાલ ગંધમાદન ઉપર વિચરવા લાગ્યો.[૧] હનુમાનનું તે સ્વરૂપ અને પૃથ્વીમાં અદ્વિતીય એવી એની કાંતિ તથા દશરથનંદન રામનું માહાત્મ્ય અને તેમનો પ્રભાવ એ બધું મનમાં સંભારતાં સંભારતાં તે આગળ ચાલ્યો. ત્યારે સૌગંધિક વન જોવાની ઇચ્છાથી તેણે રસ્તામાંનાં તે રમ્ય વનો અને ઉપવનો જોયાં. તેણે ફૂલ બેઠેલાં વૃક્ષોને લીધે વિચિત્ર જણાતાં સરોવરો જોયાં, સરિતાઓ જોઈ અને વિવિધ જાતનાં પુષ્પોથી વિચિત્ર એવાં ફૂલભર્યાં વનો જોયાં.[૨-૪] વળી હે ભારત! તેણે ત્યાં વરસતા મેઘોના સમૂહો જોયા. કાદવથી ખરડાયલા મત્ત હાથીઓનાં ઝુંડ જોયાં. માર્ગમાં ચંચલ નેત્રવાળાં અને મુખમાં કૂણા ઘાસના કોળિયાવાળાં હરણોને હરણીઓ સાથે વનમાં ફરતા જોઈને શ્રીમાન ભીમ ઉતાવળો આગળ ચાલ્યો. પાડાઓ, વરાહો અને વાઘોથી સેવાયેલા એ પર્વતમાં ભીમસેન શૌર્ય અને નિર્ભયતાથી પેઠો.[૫-૭] ફૂલોની અનેક મહેકવાળાં, રાતી તથા કોમળ કૂંપળવાળાં અને પવનથી હાલી રહેલાં વૃક્ષો અરણ્યમાં જાણે ભીમની યાચના કરતાં હોય તેમ જણાતાં હતાં.[૮] પછી તે માર્ગમાં કમળદાંડારૂપી હાથ જોડી રહેલી, મસ્ત ભમરાઓથી સેવાયેલી અને ઘાટો તથા વનોથી પ્રિય લાગતી કમલતલાવડીઓને બળવાન ભીમ ઓળંગી ગયો. પુષ્પોથી પ્રફુલ્લી રહેલાં ગિરિશિખરો ઉપર તેનું મન અને નેત્રો ચોંટી ગયાં હતાં. પછી દ્રૌપદીનાં વચનરૂપી ભાથાવાળો તે ભીમ વિશેષ વેગથી ચાલ્યો. દિવસ પૂરો થવા આવ્યો, ત્યારે તેણે અનેક હરણાંવાળા એ વનમાં એક વિશાલ નદી જોઈ.[૯-૧૧] તે સુવર્ણનાં નિર્મળ કમળોથી ભરેલી હતી અને તેમાં હંસો તથા કારંડવો હતાં અને તે ચકવાકોથી શોભી રહી હતી. કમળવાળી તે નદી જાણે ગંધમાદન પર્વતની માળા હોય એમ રચાયેલી હતી.[૧૨] મહાસમર્થ ભીમે તે નદીની પડોશમાં પ્રસન્નતા અને બાળસૂર્યના જેવી ઉજ્જ્વળ કાંતિવાળું આપનારું મહાન સૌગંધિક વન જોયું. તે વનને જોઈને તે પાંડુનંદનને મનમાં થયું કે, 'આપણી કામના પૂર્ણ થઈ છે.' તેણે વનવાસમાં અસહ્ય દુઃખ વેઠી રહેલી પોતાની પ્રિયા દ્રુપદતનયા દ્રૌપદીનું મનમાં સ્મરણ કર્યું.[૧૩,૧૪]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં સૌગંધિકાદર્શ' નામનો અધ્યાય ૧૫૨ મો સમાપ્ત

# અધ્યાય ૧૫૩ મો

## કુબેરનું સરોવર

॥ वैशंपायन उवाच ॥

स गत्वा नलिनीं रम्यां राक्षसैरभिरक्षिताम्।
कैलासशिखराभ्याशे ददर्श शुभकाननम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : ત્યાંથી આગળ કૈલાસ-શિખર પાસે જઈને, તે ભીમસેને શુભ વનવાળું અને રાક્ષસોથી રક્ષાયેલું રમણીય કમળસરોવર જોયું.[૧] તે કુબેરના ધામની પાસે પર્વતનાં ઝરણાંનાં આવતાં પાણીનું બનેલું, અત્યંત રળિયામણું, વિશાળ છાંયવાળું અને વિવિધ વેલો તથા વૃક્ષોથી ચોમેર ઘેરાયલું હતું. તે લીલાં કમળોથી છવાયેલું હતું. સુવર્ણનાં કમળોથી ભરપૂર અને દિવ્ય હતું. તેમાં જાતજાતનાં પક્ષીસમૂહોનાં ગુંજન હતાં, સુંદર ઓવારાઓ હતા અને ત્યાં જરા પણ કાદવ નહોતો.[૨,૩] તે અતિ રમણીય હતું, સ્વચ્છ જળવાળું હતું અને પર્વતના શિખર ઉપર આવેલું હતું. લોકોને તે એક આશ્ચર્ય જેવું જણાતું હતું અને તેનો દેખાવ શુભ અને અદ્ભુત હતો. ત્યાં કુંતીનંદન પાંડવે અમૃત જેવું મીઠું, શીતળ, હળવું, શુભ અને વિમળ જળ જોયું અને તેનું પુષ્કળ પાન કર્યું.[૪,૫] તે કમળસર રમણીય હતું, દિવ્ય સૌગંધિકોથી વીંટળાયેલું હતું અને પરમ સુગંધવાળાં સુવર્ણમય કમળોથી છવાયેલું હતું. ઉત્તમ પ્રકારના વૈડૂર્ય મણિના જેવા તેના કમળદંડો બહુ આશ્ચર્યકારી અને મનોરમ હતા. હંસો અને કારંડવો તેમને હલાવતા હતા, તેથી તે કમળોમાંથી પરાગ નીચે ખરતો હતો. રાજરાજેશ્વર મહાત્મા કુબેરનું તે ક્રીડાસ્થાન હતું. ગંધર્વો, અપ્સરાઓ અને દેવો તે સ્થાનને પરમ સત્કાર આપતા હતા. દિવ્ય ઋષિઓ, યક્ષો અને કિંપુરુષો તેને સેવતા હતા. રાક્ષસો, કિન્નરો અને વિશ્રવાના પુત્ર કુબેર જાતે પણ તેની રક્ષા કરતા હતા.[૬-૯] તે દિવ્ય સરોવરને જોતાં જ મહાબળવાન કુંતીપુત્ર ભીમ પરમ પ્રસન્ન થયો. ત્યાં કુબેરરાજની આજ્ઞાથી લાખો ક્રોધવશ નામના રાક્ષસો જાતજાતનાં આયુધો અને કવચો સજીને તે સરોવરનું રક્ષણ કરતા હતા.[૧૦] તેમણે મૃગચર્મ ધારેલા, સોનાના બાજુબંધ પહેરેલા અને ભયંકર પરાક્રમવાળા તે વીર કૌંતેય ભીમને જોયો. આયુધ સજેલા અને તલવાર બાંધેલા તે શત્રુદમનને કમળ લેવાની ઇચ્છાએ નિઃશંક રીતે આવતો જોઈને તેઓ એકબીજાને બૂમ મારી બોલવા લાગ્યા કે, 'આયુધોને ધારનારો અને મૃગચર્મને ઓઢનારો આ પુરુષસિંહ અહીં શું કરવાને આવ્યો છે, તે વિશે આપણે પૂછવું જોઈએ.[૧૧-૧૪] પછી તે સર્વે મહાબાહુ વૃકોદર પાસે ગયા અને એ તેજસ્વીને પૂછવા લાગ્યા : 'તું કોણ છે? તારે આ અમને પણ કહેવું જોઈએ. તેં મુનિનો વેષ ધારણ કર્યો છે અને તું હથિયારથી સજ્જ જણાય છે. હે મહામતિ! તું જે પ્રયોજન માટે અહીં આવ્યો છે, તે તું અમને કહે.[૧૫,૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં સૌગંધિકાહરણ' નામનો અધ્યાય ૧૫૩ મો સમાપ્ત

# અધ્યાય ૧૫૪ મો

## ભીમે રાક્ષસોનો પરાજય કરીને કમળો લીધાં

॥ भीम उवाच ॥

पांडवो भीमसेनोऽहं धर्मराजादनंतरः।
विशालां बदरीं प्राप्तो भ्रातृभिः सह राक्षसाः ॥१

ભીમ બોલ્યો : હે રાક્ષસો! હું પાંડુપુત્ર ભીમસેન છું; ધર્મરાજ યુધિષ્ઠિરથી નાનો છું અને હમણાં હું ભાઈઓ સાથે બદરિકાશ્રમમાં આવ્યો છું.[૧] ત્યાં પાંચાલીએ પવનથી ખેંચાઈ આવેલું

એક અનુત્તમ સૌગંધિક કમળ જોયું હતું અને તે અહીંથી એવાં અનેક કમળોને ઇચ્છે છે. હે નિશાચરો! તે સ્તુત્ય ગાત્રવાળી મારી ધર્મપત્નીનું પ્રિય કરવાને હું તત્પર છું અને તે કમળફૂલો લેવાને હું અહીં આવ્યો છું, એમ તમે જાણો.[૨,૩]

રાક્ષસ બોલ્યા : હે નરસિંહ! આ કુબેરનું પ્રિય ક્રીડાસ્થાન છે. મરણધર્મવાળો કોઈ પણ મનુષ્ય અહીં વિહાર કરી શકતો નથી.[૪] હે વૃકોદર! દેવર્ષિઓ, યક્ષો અને દેવો સુદ્ધાં યક્ષરાજ કુબેરની રજા મેળવીને અહીં જળપાન તથા ક્રીડા કરી શકે છે. વળી હે પાંડવ! ગંધર્વો અને અપ્સરાઓ અહીં વિહાર કરે છે.[૫] જે કોઈ ધનેશ્વર કુબેરને અપમાન આપીને અહીં અન્યાયથી વિહાર કરવા ઇચ્છે છે, તે દુરાચારી વિનાશ જ પામે છે, એમાં સંશય નથી.[૬] તું તે કુબેરરાજનો અનાદર કરી બળપૂર્વક કમળો લેવાની ઇચ્છા કરે છે, તો તું તારી જાતને કેમ કરીને ધર્મરાજના ભાઈ તરીકે જણાવે છે? યક્ષનાથ કુબેરની આજ્ઞા લઈને તું અહીં જળપાન કર અને કમળો લઈ જા. પરંતુ યક્ષની રજા વિના તું કોઈ એક કમળ સામું જોઈ પણ શકશે નહિ.[૭,૮]

ભીમસેન બોલ્યો: હે રાક્ષસો! હું ધનેશ્વર કુબેરને અહીં નજીકમાં ક્યાંય જોતો નથી. અને કદાચ જોઉં તોપણ હું તેમની આગળ યાચના નહિ જ કરું.[૯] કેમ કે ક્ષત્રિયો યાચના કરતા નથી એ સનાતન ધર્મ છે. આથી હું કોઈ રીતે ક્ષાત્રધર્મને છોડવા ઇચ્છતો નથી. આ રમણીય કમળસર પર્વતનાં ઝરણાંનું બનેલું છે. એ કંઈ મહાત્મા કુબેરના ભવનને વળગેલું નથી. આથી આ સરોવર માટે કુબેરને તેમ જ સર્વ પ્રાણીઓને એક સરખો અધિકાર છે. આવા પદાર્થો સંબંધમાં કોણ કોને યાચવાને યોગ્ય છે?[૧૦-૧૨]

વૈશંપાયન બોલ્યા : રાક્ષસોને આ પ્રમાણે કહીને તે મહા બળવાન, મહાક્રોધી અને મહાબાહુ ભીમસેન તે કમળતલાવડીમાં ઘૂસ્યો.[૧૩] ત્યારે ક્રોધમાં આવેલા અને ચોમેરથી તિરસ્કાર કરતા તે રાક્ષસોએ તે પ્રતાપીને 'એમ ન કર' એવી વાણીથી વાર્યો. પણ ભીષણ પરાક્રમવાળા તે મહાતેજસ્વી ભીમસેને તો તે રાક્ષસોને તુચ્છ ગણીને તેમાં પ્રવેશ કર્યો; આથી તે સર્વે તેને અટકાવવા લાગ્યા.[૧૪,૧૫] પછી 'આ ભીમસેનને પકડો, બાંધો! એને રાંધી નાંખીએ, ખાઈ જઈએ!' એમ ક્રોધમાં આવીને બોલતા તે ફાટી આંખવાળા રાક્ષસો શસ્ત્રો ઉગામીને ભીમ ઉપર ઝડપથી ધસી ગયા.[૧૬] આથી તે વેગવાન ભીમ સોનાના પટા બાંધેલી અને યમદંડના જેવી પ્રચંડ મહાગદા લઈને તેમની સામે ધસ્યો અને બોલ્યો કે, 'ઊભા રહો, ઊભા રહો.'[૧૭] આમ થતાં, તે રાક્ષસો તોમર અને પટ્ટિશ આદિ વીંધી નાખનારાં શસ્ત્રો સાથે તેના ઉપર એકદમ તૂટી પડ્યા. આમ ક્રોધવશ થયેલા અને અત્યંત ભયંકર એવા તે ઉગ્ર રાક્ષસો ભીમને મારી નાખવાની ઇચ્છાથી તેને ચારે બાજુએ ઘેરી વળ્યા.[૧૮] પણ વાયુદેવથી કુંતીમાં જન્મેલો તે બળવાન ભીમ શૂરવીર, વેગવાન, શત્રુઓને હણનારો, સત્ય તથા ધર્મમાં પરાયણ અને પરાક્રમમાં શત્રુઓથી સદૈવ અજેય હતો.[૧૯] તે મહાત્મા ભીમે તે શત્રુઓના વિવિધ માર્ગોનો નાશ કર્યો, તેમનાં શસ્ત્રોનો ઘાણ કાઢ્યો અને એ કમલસરોવર પાસે સો મુખ્ય મુખ્ય રાક્ષસવીરોને હણી નાખ્યા. પછી તે ભીમનું એવું વીર્યબળ, વિદ્યાબળ તેમ બાહુબળ જોઈને તે રાક્ષસવીરો બધા એકસાથે થયા, છતાં પણ તેને કંઈ કરી શક્યા નહિ અને એકદમ ચોગરદમ વેગે પાછા હઠી ગયા.[૨૦,૨૧] ભીમના ભયંકર મારથી પીડાયલા તે રાક્ષસો ભાન ભૂલીને ભીમને મારવા માટે આકાશમાં ઊડ્યા. પછી ભીમથી પીડાયેલા ને

ક્રોધવશ થયેલા તે રાક્ષસો રણમાંથી નાસી ગયા અને વિમાન દ્વારા કૈલાસપર્વતનાં શિખરો ઉપર દોડી ગયા.[૨૨] હવે ઇંદ્રની જેમ દૈત્યો અને દાનવોના સંઘરૂપ શત્રુસમુદાયોનો ભીમે પરાક્રમ વડે પરાજય કર્યો અને પછી તે કમલસરોવરમાં પ્રવેશ કર્યો. આમ તે શત્રુજિત ભીમે ઇચ્છાનુસાર કમળો લીધાં. પછી અમૃત જેવું જળ પીને તે અધિકાધિક વીર્યવાન અને તેજસ્વી થયો. પછી તેણે ઉત્તમ સુગંધવાળાં સૌગંધિક કમળો તોડી લીધાં.[૨૩,૨૪] ભીમના બળથી ત્રાસી ઊઠેલા અને ક્રોધવશ થયેલા તે રાક્ષસો એકસાથે ધનપતિ કુબેર પાસે ગયા અને અત્યંત ભયભીત થઈને તેમને ભીમે રણમાં બતાવેલાં વીર્ય તથા બળ વિશે યથાવત્ કહી સંભળાવ્યું.[૨૫] તેમનાં તે વચનો સાંભળીને કુબેરદેવે સ્મિત કર્યું અને રાક્ષસોને આ પ્રમાણે કહ્યું કે, 'કૃષ્ણાને નિમિત્તે ભીમ જોઈએ તેટલાં કમળો ભલે લઈ જાઓ, મને એ વાતની જાણ છે.'[૨૬] તે સાંભળીને રાક્ષસોનો ક્રોધ ઊતરી ગયો અને પછી તેઓ કુબેરની રજા લઈને કુરુપ્રવર ભીમ પાસે ગયા; તો તેમણે તે કમલતલાવડીમાં ભીમને એકલો અને ઇચ્છા પ્રમાણે વિહાર કરતો જોયો.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમાં 'લોમશતીર્થયાત્રામાં સૌગંધિકાહરણ' નામનો અધ્યાય ૧૫૪મો સમાપ્ત

## अध्याय १५५मो

### પાંડવો ભીમને મળ્યા

॥ वैशंपायन उवाच ॥

वस्त्रानि महार्हाणि दिव्यानि भरतर्षभ।
बहूनि बहुरूपाणि विरजांसि समाददे ॥१॥

વૈશંપાયન બોલ્યા : પછી હે ભરતોત્તમ! ભીમે તે મહામૂલ્યવાન, દિવ્ય, અનેક રૂપવાળાં અને નિર્મળ એવાં ઘણાં કમળો લીધાં.[૧] પછી જ્યારે ભીમ પરાક્રમ કરતો હતો, તે સમયે ધર્મપુત્ર યુધિષ્ઠિરના નિવાસસ્થાનમાં નીચેથી રેતી ઉડાડતો, કઠોર સ્પર્શવાળો અને સંગ્રામ સૂચવતો પ્રચંડ પવન વેગથી ઊપડી આવ્યો. ત્યારે મહાભયકારી મોટી મોટી ઉલ્કાઓ કડાકા સાથે પડવા લાગી. સૂર્ય પ્રભાહીન થઈ ગયો અને તેનું કિરણમંડલ અંધકારથી ઘેરાઈ ગયું. ત્યારે ભયંકર ભડાકા થવા લાગ્યા, પૃથ્વી ધ્રૂજવા લાગી અને ધૂળની વર્ષા થવા લાગી. દિશાઓ લાલ લાલ થઈ ગઈ, મૃગો તથા પંખીઓ ગધેડાની જેમ ભૂંકવા લાગ્યાં અને સર્વત્ર અંધકારનાં પડ જામી ગયાં. કશું પણ ઓળખાતું નહોતું. વળી ત્યાં બીજા અનેક ભયંકર ઉત્પાતો થયા. આ આશ્ચર્ય જોઈને વક્તૃશ્રેષ્ઠ ધર્મનંદન યુધિષ્ઠિર બોલ્યા કે, 'આપણા ઉપર કોણ ચડી આવશે? હે યુદ્ધમાં મદમત્ત પાંડવો! તમે સજ્જ થાઓ. તમારું મંગલ હો. આ હું જે જાતનાં ચિહ્નો જોઉં છું, તે ઉપરથી મને લાગે છે કે, આપણે પરાક્રમ કરવાનો સમો આવી લાગ્યો છે.' આમ કહીને ધર્મરાજે ચારે બાજુ દૃષ્ટિ નાખી; પરંતુ ધર્મપુત્ર યુધિષ્ઠિરને ભીમ જોવામાં ન આવ્યો. આથી પાસે ઊભેલાં કૃષ્ણાને તથા નકુલસહદેવને તે શત્રુદમને રણમાં ભીષણ કર્મ કરવાવાળા પોતાના ભાઈ ભીમ વિશે પૂછ્યું કે, 'હે પાંચાલી! ભીમ ક્યાં છે? તે શું કરવા ઇચ્છે છે? અથવા એ સાહસપ્રિય વીર કંઈ સાહસ તો નથી કરી બેઠો ને? કેમ કે મહાયુદ્ધનું સૂચન કરતા આ ઉત્પાતો તીવ્ર ભય દર્શાવે છે અને તે ચોગરદમ અકસ્માત્ પ્રકટી આવ્યા છે.' આ પ્રમાણે પૂછ્યું એટલે મનસ્વિની, પ્રિય ઇચ્છતી અને સુમધુરહાસિની તે પ્રિય મહારાણી કૃષ્ણાએ યુધિષ્ઠિરને આ પ્રમાણે ઉત્તર આપ્યો.[૨-૧૨]

દ્રૌપદી બોલી : હે રાજન્! આજે પવન પેલું જે સૌગંધિક કમળ તાણી લાવ્યો હતો, તે મેં ભીમસેનને પ્રીતિપૂર્વક આપ્યું હતું. વળી મેં

એ વીરને કહ્યું હતું કે, 'તમે વનમાં જઈને આવાં અનેક કમળપુષ્પો જુઓ, તો તે સર્વ મારા માટે લઈને તમે ઝટ પાછા આવજો.' એટલે હે રાજન્! તે મહાબાહુ પાંડવ મારું પ્રિય કરવાના હેતુથી તે કમળો લેવા માટે જ અહીંથી ઈશાન ખૂણામાં ગયા છે.[૧૩-૧૫] તે કૃષ્ણાએ આ પ્રમાણે કહ્યું, એટલે ધર્મરાજે નકુલસહદેવને કહ્યું કે, 'વૃકોદર જે માર્ગે ગયો છે, તે માર્ગે આપણે સર્વે સાથે જ એકદમ જઈએ. આ રાક્ષસો થાકી ગયેલા અને દૂબળા પડેલા બ્રાહ્મણોને ઊંચકીને ચાલશે અને હે દેવ તુલ્ય ઘટોત્કચ! તું પણ દ્રૌપદીને ઊંચકી લેજે.[૧૬-૧૮] મને લાગે છે, ભીમ ચોક્કસ અહીંથી ઘણે દૂર નીકળી ગયો છે. તેને ગયે ઘણો વખત થયો છે. આમ તો તે વાયુ જેવો વેગવાન છે, પૃથ્વીને ઓળંગી જવામાં તે ગરુડ જેવો વેગીલો છે. ઇચ્છા પ્રમાણે તે આકાશમાં ઊડી શકે છે અને ત્યાંથી નીચે આવી શકે છે. તો હે રાક્ષસો! તમારા પ્રભાવથી આપણે તેની પાછળ પહોંચી જઈએ. રખે એ પહેલાં તે સિદ્ધો અને બ્રહ્મવાદીઓનો કંઈ અપરાધ કરી બેસે!'[૧૯,૨૦] પછી તે હિડિમ્બાપુત્ર ઘટોત્કચ વગેરે રાક્ષસોએ 'ભલે એમ કરીએ' કહ્યું. હવે હે ભરતશ્રેષ્ઠ! કુબેરના કમલસરોવરના માર્ગને જાણનારા તેમણે તે પાંડવોને તથા અનેક બ્રાહ્મણોને ઊંચકી લીધા અને લોમશમુનિ સાથે પ્રસન્ન મનથી ચાલવા લાગ્યા.[૨૧,૨૨] એ સર્વે ઉતાવળા ચાલ્યા અને તેમણે સુંદર વનવાળી તથા સુગંધીવાળાં કમળોથી ભરેલી તે અતિમનોહર કમલતલાવડી જોઈ.[૨૩] તેને તીરે તેમણે મનસ્વી મહાત્મા ભીમને જોયો. વળી ત્યાં તેમણે મોટી મોટી આંખવાળા, ચિરાઈ ગયેલાં શરીર, આંખ તથા હાથવાળા તેમ જ ભૂકા થયેલાં મસ્તકવાળા યક્ષોને મરેલા જોયા. મહાત્મા ભીમ તે વખતે તેને તીરે ઊભો હતો, તે ક્રોધના આવેશમાં હતો, તેની આંખો સ્તબ્ધ હતી અને તેણે હોઠને દાંતથી પીસી રાખ્યા હતા. તે બે હાથે ગદા ઉગામીને તલાવડીને કાંઠે ઊભો હતો, જાણે પ્રજાના સંહાર સમયે યમરાજ હાથમાં દંડ ધારીને ઊભો હતો. આવા ભીમને જોઈને ધર્મરાજ તેને વારંવાર ભેટ્યા અને સુંઠામળ વાણીમાં બોલ્યા:[૨૪] 'હે કૌંતેય! તેં આ શું સાહસ કર્યું? આ તો દેવોનું અપ્રિય કાર્ય થયું. તારું કલ્યાણ હો. તું જો મારું પ્રિય કરવા ઇચ્છતો હોય, તો ફરી આવું કરીશ નહિ.' આમ કુંતીપુત્ર ભીમને શિખામણ આપી, ધર્મરાજે તે કમળો લીધાં. પછી તે દેવ તુલ્ય પાંડવો તે જ કમળસરોવરમાં વિહાર કરવા લાગ્યા. એ જ વખતે, હાથમાં શિલારૂપી આયુધવાળા તથા પ્રચંડ શરીરવાળા તે ઉદ્યાનના રક્ષકો ત્યાં આવી પહોંચ્યા. હે ભારત! ધર્મરાજ, મહર્ષિ લોમશ, નકુલસહદેવ અને અન્ય બ્રાહ્મણવરોને જોઈને તે સર્વેએ વિનયપૂર્વક નમન કર્યું તથા તેમને પ્રણામ કર્યા.[૨૫-૩૨] ધર્મરાજે તે રાક્ષસોને સાંત્વન આપ્યું, એટલે તેઓ પ્રસન્ન થયા. કુરુશ્રેષ્ઠ પાંડવો ત્યાં આવ્યા છે, એવી કુબેરને પણ જાણ થઈ. પછી કુરુકુલના એ ધુરંધરો અર્જુનની વાટ જોતા એ ગંધમાદનનાં શિખરો ઉપર થોડો સમય વિહાર કરતા રહ્યા.[૩૩,૩૪]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમા
'લોમશતીર્થયાત્રામા સૌગંધિકાહરણ' નામનો
અધ્યાય ૧૫૫મો સમાપ્ત

## अध्याय १५६ मो

### પાંડવો નરનારાયણને આશ્રમે

॥ वैशपायन उवाच ॥

तस्मिन्निवसमानोऽथ धर्मराजो युधिष्ठिरः।
कृष्णया सहितान्भ्रातृनित्युवाच सहद्विजान् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: તે સ્થાને નિવાસ કરી રહેલા ધર્મરાજ યુધિષ્ઠિરે દ્રૌપદી તથા બ્રાહ્મણોની

સાથે પોતાના ભાઈઓને કહ્યું:[1] 'આપણે જુદાં જુદાં પવિત્ર અને કલ્યાણકારી તીર્થોને તથા મનને આનંદ આપનારાં વનોને જોયાં છે. તે જુદાં જુદાં તીર્થો અને વનોમાં પહેલાં દેવો તથા મહાત્મા મુનિઓ વિચર્યા છે, તેમ જ બ્રાહ્મણોએ ખાસ અનુક્રમે તેમનું પૂજન કર્યું છે. ત્યાં ત્યાંના મંગલમય આશ્રમોમાં આપણે ઋષિઓનાં પૂર્વ-ચરિત્રો તથા તેઓએ કરેલાં કર્મો, રાજર્ષિઓનાં ચરિત્રો તેમ જ વિવિધ શુભ કથાઓ સાંભળી છે. બ્રાહ્મણોની સાથે આપણે ત્યાં ખાસ સ્નાન કર્યાં છે.[૨-૫] ત્યાં આપણે પુષ્પો અને પાણીથી દેવોને સતત પૂજ્યા છે તથા મળ્યાં એવાં ફળમૂળોથી પિતૃઓને તૃપ્ત કર્યા છે.[૬] મહાત્માઓ સાથે આપણે રમ્ય પર્વતો ઉપર, સર્વ સરોવરોમાં અને મહા પવિત્ર સાગરમાં સ્નાન કર્યાં છે. ઈલા, સરસ્વતી, સિંધુ, યમુના, નર્મદા અને બીજાં અનેક રમણીય તીર્થોમાં આપણે બ્રાહ્મણો સાથે સારી રીતે સ્નાન કર્યાં છે.[૭,૮] ગંગાદ્વારને ઓળંગીને આપણે ઉત્તમોત્તમ પર્વતો, જાતજાતનાં પક્ષીઓના સમૂહવાળો હિમાલય પર્વત, વિશાળ બદ્રી અને નરનારાયણનો આશ્રમ એ સર્વ જોયાં છે. વળી આપણે સિદ્ધો અને દેવર્ષિઓથી પૂજાયેલી દિવ્ય કમલતલાવડી જોઈ છે. હે દ્વિજવરો! મહાત્મા લોમશે આપણને એ સર્વ પુણ્યધામો ખાસ ક્રમવાર બતાવ્યાં છે. સિદ્ધોએ સેવેલું આ પવિત્ર કુબેરધામ છે. હે ભીમ! આપણે કેમ કરીને ત્યાં જઈ શકીએ, તેનો તું વિચાર કર.'[૯-૧૨]

વૈશંપાયન બોલ્યા: રાજેંદ્ર યુધિષ્ઠિર આ પ્રમાણે કહી રહ્યા હતા, ત્યારે આકાશવાણી થઈ કે, 'અહીં કુબેરના ધામથી આગળનો માર્ગ જઈ શકાય નહિ તેવો છે, આથી હે રાજન્! તમે જે માર્ગેથી આવ્યા હતા, તે જ માર્ગે પાછા બદરી નામે પ્રસિદ્ધ એવા નરનારાયણના આશ્રમમાં પાછા જાઓ.[૧૩,૧૪] હે કૌંતેય! ત્યાંથી તમે સિદ્ધો અને ચારણોએ સેવેલા અનેક ફૂલો તથા ફળોવાળા વૃષપર્વાના રમ્ય આશ્રમે જજો. હે પાર્થ! એ આશ્રમની આગળ ચાલી તમે આર્ષ્ટિષેણના આશ્રમમાં વાસ કરજો. ત્યાંથી હે કૌંતેય! તમે ધનપતિ કુબેરનું મંદિર જોશો.[૧૫,૧૬] આ વખતે દિવ્ય સુગંધવાળો, પવિત્ર, સુખ તથા આનંદ આપનારો શીતળ વાયુ વાવા લાગ્યો અને પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યો. આ દિવ્ય આકાશવાણી સાંભળીને સર્વે વિસ્મય પામ્યા.[૧૭,૧૮] તેમાં ઋષિઓ, બ્રાહ્મણો તથા રાજવંશીઓને ખાસ આશ્ચર્ય થયું. હવે એ મહાન આશ્ચર્યભરી વાણી સાંભળીને ધૌમ્ય મુનિ બોલ્યા: 'હે ભારત! આનો ઉત્તર આપી શકાય એમ નથી, તો એના કહ્યા પ્રમાણે જ થાઓ.' આથી યુધિષ્ઠિરરાજા તે વચનોનો સ્વીકાર કર્યો અને તે પાછા એ નરનારાયણને આશ્રમે આવ્યા. આમ ભીમસેન આદિ સર્વ ભાઈઓ દ્રૌપદી અને બ્રાહ્મણોથી વીંટળાઈને ત્યાં સુખપૂર્વક વસ્યા.[૧૯-૨૧]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત તીર્થયાત્રાપર્વમા લોમશતીર્થયાત્રામાં 'નરનારાયણના આશ્રમે પાછા આવવું' નામનો અધ્યાય ૧૫૬ મો સમાપ્ત

### તીર્થયાત્રાપર્વ સમાપ્ત

# जटासुरवधपर्व

## अध्याय १५७ मो

### જટાસુરનો વધ

॥ वैशंपायन उवाच ॥

ततस्तान्परिविश्रस्तान्वसतस्तत्र पांडवान् ।
पर्वतेंद्रे द्विजैः सार्धं पार्थागमनकांक्षया ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હવે અર્જુનના આગમનની વાટ જોતા તે પાંડવો તે શ્રેષ્ઠ પર્વત ઉપર બ્રાહ્મણો સાથે નિર્ભયતાથી વસતા હતા.[૧] એવા-

માં એક વખત ભીમસેનપુત્ર ઘટોત્કચ અને બીજા રાક્ષસો બહાર ગયા હતા અને ભીમસેન પણ ત્યાં નહોતો તે વખતે એક રાક્ષસે એકાએક આવીને ધર્મરાજ, નકુલસહદેવ તથા દ્રૌપદીનાં ચિત્ત હરી લીધાં. 'હું મંત્રકુશલ બ્રાહ્મણ છું અને સર્વ શાસ્ત્રોનો ઉત્તમ જાણકાર છું' એમ કહેતો રહી તે નિત્ય પાંડવોની સેવા કરવા લાગ્યો. તે પાંડવોનાં ધનુષ્યબાણોને ઉપાડી લેવાનું તથા દ્રૌપદીનું હરણ કરવાનું ઇચ્છયા કરતો હતો. પાપી બુદ્ધિવાળો તે દુરાત્મા જટાસુર નામથી ઓળખાતો હતો. હે રાજેંદ્ર! પાંડુપુત્ર ધર્મરાજ તેનું પોષણ કરતા હતા, પરંતુ રાખમાં ઢંકાયેલા અગ્નિ જેવા તે પાપીને ઓળખી શક્યા નહોતા.[૨-૬] હે શત્રુઓનું દમન કરનાર રાજન્! ભીમસેન મૃગયા માટે બહાર ગયો હતો, ઘટોત્કચ તેના સેવકો સાથે દિશાઓમાં ચાલ્યો ગયો હતો, લોમશ વગેરે મહર્ષિઓ સ્નાન કરવા ગયા હતા અને બીજા તપોધનો ફૂલ લેવા ગયા હતા.[૭,૮] તે વખતે તેણે પોતાનું બીજું મહાભયંકર રૂપ ધારણ કર્યું. તે દુરાત્મા સર્વ શસ્ત્રો ઝડપી લઈ, દ્રૌપદીને હરી લઈ અને ત્રણ પાંડવોને પકડી લઈને ત્યાંથી નાસવા લાગ્યો. ત્યારે પાંડુપુત્ર સહદેવ યત્નપૂર્વક તેની પકડમાંથી છટકી ગયો અને એ શત્રુના હાથમાં ગયેલી પોતાની કૌશિક નામની તલવાર પરાક્રમપૂર્વક ખૂંચવી લીધી અને મહાબળવાન ભીમસેન જે માર્ગે ગયો હતો, તે તરફ ફરીને તેને બૂમ મારવા લાગ્યો. હવે આ રીતે હરણ થતાં તે ધર્મરાજ યુધિષ્ઠિરે એ રાક્ષસને કહ્યું : 'હે મૂર્ખ! તારો ધર્મ હરાય છે, તે તું જોતો નથી. જે કોઈ બીજાં પ્રાણી મનુષ્યયોનિમાં અને પશુપંખીની યોનિમાં જન્મ્યાં છે, તેઓ અને ખાસ કરીને રાક્ષસો ધર્મને સારી રીતે નજરમાં રાખે છે.[૯-૧૩] રાક્ષસો ધર્મનું મૂળ છે, તેઓ ઉત્તમ ધર્મને જાણે છે, તો આ બધું વિચારીને તારે અહીં પાસે ઊભા રહેવું ઘટે છે.[૧૪] હે રાક્ષસ! દેવો, ઋષિઓ, સિદ્ધો, પિતૃઓ, ગંધર્વો, ઉરગો, રાક્ષસો, પંખીઓ, પશુઓ, તિર્યગ્યોનિમાં જન્મેલાઓ, કીડાઓ અને કીડીઓ એ મનુષ્યો ઉપર પોતાની આજીવિકા ચલાવે છે. તું પણ તે જ રીતે જીવે છે. તે મનુષ્યલોકની સમૃદ્ધિમાં તમારા લોકની સમૃદ્ધિ રહી છે, તેમ જ એ લોક શોકગ્રસ્ત હોય છે, તો દેવો પણ શોકમગ્ન થાય છે.[૧૫-૧૭] કેમ કે મનુષ્યો હવ્યો અને કવ્યોથી દેવોનું યથાવિધિ પૂજન કરે છે, તો જ દેવાદિ લોકો વૃદ્ધિ પામે છે. હે રાક્ષસ! અમે રાષ્ટ્રને સાચવનારા અને પાળનારા છીએ.[૧૮] રાજ્યનો રક્ષણ કરનાર રાજા ન હોય તો સમૃદ્ધિ ક્યાંથી? અને સુખ ક્યાંથી? રાક્ષસે રાજાનું વિના અપરાધ અપમાન ન કરવું જોઈએ.[૧૯] હે નરભક્ષક! અમારો અણુ જેટલો પણ અપરાધ નથી. અમે દેવો વગેરેને યથાશક્તિ અર્પણ કરી બાકી વધેલું અન્ન જમીએ છીએ.[૨૦] ગુરુઓ અને બ્રાહ્મણોનાં વચનોને અમે હમેશાં પ્રમાણરૂપ માનીને વર્તીએ છીએ. મિત્રો, વિશ્વાસુઓ, જેમનું અન્ન ખાધું હોય તેઓ અને જેમને ત્યાં આશ્રય મેળવ્યો હોય તેમનો ક્યારે પણ દ્રોહ ન કરવો જોઈએ. તું તો અમારે આશ્રમે માન સહિત સુખપૂર્વક રહ્યો છે. ત્યારે હે દુષ્ટબુદ્ધિ! તું અમારું અન્ન ખાઈને કેમ અમને જ હરી જવા ઇચ્છે છે? આમ તો તારો આચાર, તારી ઉંમર અને તારી મતિ વ્યર્થ છે.[૨૧-૨૩] ઓજે તું ફોગટ મરણને પાત્ર બની રહ્યો છે. તું શા માટે નકામો બને છે? તારી બુદ્ધિ જો દુષ્ટ જ થઈ હોય અને તું સર્વ ધર્મથી રહિત થયો હોય, તો અમને અમારાં શસ્ત્રો આપીને તું યુદ્ધ કરી દ્રૌપદીનું હરણ કર. તું જો અજ્ઞાનથી આ કર્મ કરશે, તો લોકમાં તને કેવળ અધર્મ અને અપજશ જ

મળશે. હે રાક્ષસ! આજે આ માનવી સ્ત્રીને અડીને તેં ઘડામાં ભરેલા વિષને ઘૂંટીને પીધું છે.[૨૪-૨૬] પછી યુધિષ્ઠિરે પોતાનું શરીર બહુ ભારે કરી દીધું, એટલે ભારથી દબાયેલો તે રાક્ષસ પહેલાંની જેમ જલદી ચાલી શક્યો નહિ. હવે યુધિષ્ઠિરે દ્રૌપદી તથા નકુળને કહ્યું: 'તમે આ મૂર્ખ રાક્ષસથી બીશો નહિ. મેં એની ગતિ હરી લીધી છે.[૨૭,૨૮] વળી મહાબાહુ વાયુનંદન અહીંથી બહુ વેગળો નહિ હોય. તે હમણાં જ આવી પહોંચશે, એટલે આ રાક્ષસ પ્રાણથી પરવારી બેસશે.'[૨૯] હે રાજન્! સહદેવે તે મૂર્ખ મનવાળા રાક્ષસને જોઈને કુંતીપુત્ર યુધિષ્ઠિરને આ વચન કહ્યાં: 'હે મહારાજ! સામે મોંએ રણમાં પ્રાણ દઈ દેવા અથવા શત્રુ ઉપર જય મેળવવો, એથી અધિક સત્કાર્ય ક્ષત્રિય માટે બીજું કયું હોય વારુ? હે પરંતપ! યુદ્ધ કરતાં એ આપણને મારશે અથવા આપણે એને મારશું. હે મહાબાહુ! આ જ યોગ્ય દેશકાળ છે. હે મહારાજ! ક્ષત્રિયધર્મનું સત્ય પરાક્રમ બતાવવાનો આ જ સમય છે.[૨૯-૩૩] આપણે જીતીશું કે મરીશું, તોપણ આપણે સદ્‌ગતિ પામવાને યોગ્ય થઈશું. હે ભારત! રાક્ષસ જીવતો રહે અને એટલામાં જો સૂર્ય અસ્ત પામે, તો હું ફરીથી કદી 'હું ક્ષત્રિય છું' એવું બોલીશ નહિ. અલ્યા રાક્ષસ, ઊભો રહે, હું પાંડુપુત્ર સહદેવ છું.[૩૪,૩૫] આજે કાં તો મને મારીને એ દ્રૌપદીને લઈ જા અથવા મારે હાથે મરીને અહીં ચિરનિદ્રામાં પોઢી જા.' માદ્રીનંદન સહદેવ આ પ્રમાણે બોલતો હતો, એ વખતે વજ્રધારી ઇંદ્ર જેવો ગદાધારી ભીમસેન ત્યાં એકાએક જોવામાં આવ્યો. ભીમે ત્યાં પોતાના બે ભાઈઓને તથા યશસ્વિની દ્રૌપદીને રાક્ષસથી પકડાયેલાં જોયાં અને જમીન ઉપર ઊભા રહી રાક્ષસને પડકારી રહેલા સહદેવને જોયો. વળી તેણે રસ્તા ઉપરથી જ કાળે કરીને ભાન ખોઈ બેઠેલા અને દૈવને લીધે અટકી પડેલા તે મૂઢ રાક્ષસને અહીંતહીં ભટકતો જોયો. આમ પોતાના તે ભાઈઓને તથા દ્રૌપદીને હરી જવામાં આવતાં જોઈને મહાબળવાન ભીમને ક્રોધ ચઢ્યો અને તેણે એ રાક્ષસને આ પ્રમાણે કહ્યું: 'હે પાપી! પૂર્વે તું અમારાં શસ્ત્રો તપાસતો હતો, ત્યારથી જ હું તને ઓળખી ગયો હતો.[૩૬-૪૦] પણ મને તને મારવાની ઇચ્છા થઈ નહોતી, આથી મેં તને ત્યારે માર્યો નહોતો. તું ત્યારે બ્રાહ્મણના વેશમાં ઢંકાયેલો હતો અને અમને અપ્રિય કહેતો નહોતો. અમારા પ્રિયમાં આનંદ લેનારા અને અમારું અપ્રિય ન કરનારા એવા તને બ્રાહ્મણ વેશધારી અતિથિને હું વિના વાંકે કેમ કરીને મારું?[૪૧,૪૨] કેમ કે જે માણસ બ્રાહ્મણરૂપ અતિથિ એવા તને રાક્ષસ જાણીને પણ મારે છે, તે નરકે જાય છે. વળી કાચે કાળે તારો વધ પણ ન થાય.[૪૩] પણ આજે તારો કાળ પાકી ગયો છે. કેમ કે અદ્‌ભુત કર્મવાળા કાળે તને દ્રૌપદીનું હરણ કરવાની બુદ્ધિ આપી છે. કાળરૂપી દોરીએ લટકી રહેલા આ માંસભેરવ્યા આંકડાને તું ગળી ગયો છે, જળમાંના આંકડો પરોવાયલા મોંવાળા માછલા જેવો તું કેમ કરીને આજે જીવતો રહેશે? તું જે દેશ જવાને નીકળ્યો હશે અથવા જે દેશમાં તારું મન આગળથી ઊપડી ગયું હશે, તે દેશમાં તું જઈ શકવાનો નથી. તું તો હવે બક અને હિડિમ્બને માર્ગે જશે.'[૪૪-૪૬] ભીમે આ પ્રમાણે કહ્યું, એટલે તે રાક્ષસ ભયભીત થઈ ગયો. પછી કાળથી પ્રેરાયેલો તે રાક્ષસ યુધિષ્ઠિર વગેરેને છોડી દઈને યુદ્ધ માટે સજ્જ થયો.[૪૭] રોષથી કંપી રહેલા હોઠવાળા તેણે ભીમને આ પ્રમાણે કહ્યું: 'એ પાપિયા! દિશાઓએ મને ભુલાવ્યો નથી. હું તારી જ વાટ જોઈ રહ્યો છું.[૪૮] તેં જે જે રાક્ષસોને રણમાં મારી નાખ્યાનું મેં સાંભળ્યું છે, તે સર્વનું

હું આજ તારા લોહીથી તર્પણ આપીશ.[૪૯] તેણે આમ કહ્યું ત્યારે ભીમે સ્મિતપૂર્વક પોતાનાં ગલોફાં ચાટવા માંડ્યાં. સાક્ષાત્ કાલાંતક યમરાજની જેમ તે ક્રોધમાં આવીને બાહુયુદ્ધ કરવાની ઇચ્છાએ રાક્ષસ તરફ દોડ્યો. તે વખતે વારંવાર પોતાનાં ગલોફાં ચાટતો રાક્ષસ પણ યુદ્ધને માટે સજ્જ ઊભેલા ભીમની સામે વેગપૂર્વક દોડ્યો, જાણે બલિરાજા વજ્રધારી ઇંદ્ર સામે ધસ્યો ન હોય.[૫૦–૫૨] તેવે એ બે વચ્ચે અત્યંત ભયંકર બાહુયુદ્ધ ચાલ્યું ત્યારે અતિશય કોપાયમાન થયેલા બંને માદ્રીપુત્રો પણ રાક્ષસ સામે દોડ્યા.[૫૩] કુંતીપુત્ર વૃકોદરે તેમને રોક્યા અને હસતાં હસતાં કહ્યું કે, 'હું રાક્ષસને પૂરો પડી શકીશ, તમે માત્ર જોયા કરો. હે રાજન્! હું મારી જાતના, ભાઈઓના, ધર્મના, સત્કાર્યોના અને ઇષ્ટના સોગન ખાઈને કહું છું કે, હું રાક્ષસને મારી નાખીશ.'[૫૪,૫૫] ભીમે આ પ્રમાણે કહ્યું, પછી તે અને રાક્ષસ એ બન્ને વીરોએ પરસ્પર સ્પર્ધા માંડી અને બાહુયુદ્ધ કરવા લાગ્યા. એકબીજાને સાંખી ન રહેનારા એ ભીમ અને રાક્ષસ ક્રોધપૂર્વક દેવ અને દાનવની જેમ રણમાં એકબીજા ઉપર પ્રહાર કરવા લાગ્યા.[૫૬,૫૭] તેઓ વૃક્ષો ઉખેડી ઉખેડીને એકમેક ઉપર ફેંકવા લાગ્યા. મેઘની જેમ ગર્જતા તે બંને મહાબળવાનો પ્રચંડ નાદો કરવા લાગ્યા. એકબીજા ઉપર ક્રોધમાં આવીને એકમેકનો વધ કરવાને ઇચ્છતા એ શ્રેષ્ઠ બળવાનો પોતાની સાથળોથી મોટાં વૃક્ષોને ભીંસી નાખવા લાગ્યા. પૂર્વે સ્ત્રીની ઇચ્છા રાખતા વાલિ અને સુગ્રીવ એ બે ભાઈઓ વચ્ચે થયેલા વૃક્ષયુદ્ધની જેમ આ વૃક્ષયુદ્ધે ઝાડોનો ખોડો કાઢી નાખ્યો.[૫૮–૬૦] તે બંને વારંવાર ગર્જતા હતા અને ઘણી વાર તેમણે વૃક્ષો ફેરવી ફેરવીને એકબીજાને માર્યાં. આમ પરસ્પરનો વધ કરવાની ઇચ્છાથી તેમણે જ્યારે તે પ્રદેશમાંનાં સર્વ વૃક્ષોને પાડી નાખ્યાં, ત્યારે સેંકડો ઝાડો મુંજના ઘાસની જેમ વીંખાઈ ગયાં. પછી હે ભારત! ગિરિરાજ જેવા તે બે મહાબળિયાઓ જાણે વાદળાં સાથે દોડતા હોય તેમ શિલાઓ ઊંચકીને બે ઘડી લડવા લાગ્યા. ક્રોધે ભરાયેલા તે બંને વજ્ર જેવી મહાવેગવાન, વિશાળ અને ભયંકર રૂપવાળી શિલાઓથી એકબીજાને મારવા લાગ્યા.[૬૧–૬૪] હવે બળથી મદે ચડેલા તે બંને એકમેક ઉપર વળી વળીને વેગપૂર્વક ધસવા લાગ્યા અને હાથીઓની જેમ એકબીજાને પકડીને તાણવા મંડ્યા. વળી તેઓ એકબીજાને મહાભયંકર મુક્કીઓ મારતા હતા. આમ તે મહાત્માઓના મુક્કાઓથી કડાકાઓ ઊઠ્યા.[૬૫,૬૬] પછી ભીમસેને પાંચ માથાળા નાગના જેવી પોતાની મૂઠી જોરથી વાળી અને તે રાક્ષસના મસ્તક ઉપર ઝીંકી.[૬૭] હવે તે થાકી ગયેલા અને ભીમસેનના હાથની પછાડથી મર્યા જેવા થયેલા રાક્ષસને અતિશય લોથ થઈ ગયેલો જોઈને ભીમસેને તેને નીચે પટકી નાખ્યો. આમ દેવના જેવા તે મહાબાહુ ભીમે તે રાક્ષસને હાથ વડે બળપૂર્વક પૃથ્વી ઉપર પછાડ્યો અને પૂરો કરી દીધો. તે પાંડવે તેનાં સર્વ અંગો કચરી નાખ્યાં અને એક મુક્કો મારી તેના મસ્તકને ધડથી જુદું કર્યું.[૬૮–૭૦] આમ બળપૂર્વક ભીમે હણી નાખેલું જટાસુરનું તે માથું બીડેલા ઓઠ અને ફાટેલી આંખો સાથે નીચે પડ્યું, જાણે વૃક્ષ ઉપરથી ફળ પડ્યું. તે લોહીથી ખરડાયેલું હતું અને તેના ઓઠ દાંતથી કરડાયેલા હતા. હવે મહાધનુર્ધારી ભીમ તે જટાસુરને મારીને યુધિષ્ઠિર પાસે ગયો, ત્યારે મરુતો જેમ ઇંદ્રની સ્તુતિ કરે, તેમ શ્રેષ્ઠ બ્રાહ્મણો તેની સ્તુતિ કરવા લાગ્યા.[૭૧,૭૨]

અધ્યાય ૧૫૭મો સમાપ્ત

## જટાસુરવધપર્વ સમાપ્ત

# यक्षयुद्धपर्व

## अध्याय १५८मो

### ગંધમાદનનું વર્ણન

॥ वैशंपायन उवाच ॥

निहते राक्षसे तस्मिन्पुनर्नारायणाश्रमम् ॥
अभ्येत्य राजा कौंतेयो निवासमकरोत्प्रभुः॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: તે જટાસુર રાક્ષસને માર્યા પછી સમર્થ કુંતીનંદન ધર્મરાજે ફરી નરનારાયણના આશ્રમે આવી નિવાસ કર્યો.[1] એક વાર તેમને પોતાનો ભાઈ અર્જુન સાંભરી આવ્યો અને તે દ્રૌપદીને તથા તે સૌ ભાઈઓને બોલાવી આ વચન બોલ્યા:[2] 'વનમાં ફરતાં ફરતાં આપણને ચાર વર્ષ સુખેથી થઈ ગયાં. અર્જુને આપણી સાથે સંકેત કર્યો હતો કે, તે પાંચમે વર્ષે ગિરિઓમાં શ્રેષ્ઠ એવા ધવલ પર્વતરાજ કૈલાસ ઉપર આવીને આપણને મળશે. તે કૈલાસ પર્વત ફળવાળાં વૃક્ષસમૂહોથી અને મત્ત કોકિલો, ભ્રમરો, મોરો અને ચાતકોથી નિત્ય ઉત્સવભર્યો શોભી રહ્યો છે. વાઘો, વરાહો, પાડાઓ, રોઝો, હરણો, ચોપગાં, સરપો અને રુરુઓ ત્યાં નિવાસ કરે છે. ખીલેલાં સહસ્રપત્રો, શતપત્રો, ઉત્પલો, તેમ જ પ્રફુલ્લ કમળો અને નીલોત્પલોથી તે ભરેલો છે. તે મહાપુણ્યકારી છે, પવિત્ર છે અને તેને દેવો તથા દાનવો સેવે છે.[3-7] એ અર્જુનને મળવા માટે આપણે અહીં જ વાટ જોવાનો સંકેત કર્યો છે. એ અમાપ તેજસ્વી અર્જુને પહેલાં મારી સાથે આ પ્રમાણે બોલી કરી હતી: 'વિદ્યાને અર્થે હું પાંચ વર્ષ રહીશ.' તો શત્રુઓને દમનારા તે ગાંડીવપાણિને અસ્ત્રસિદ્ધિ કરી દેવલોકમાંથી આ લોકમાં ફરી આવેલો આપણે અહીં જોઈશું.' યુધિષ્ઠિર પાંડવે આ પ્રમાણે કહીને સર્વ બ્રાહ્મણોને બોલાવ્યા અને તે તપસ્વીઓને તે કારણ સમજાવ્યું. પૃથાનંદનોએ એ ઉગ્ર તપોધનોની પ્રદક્ષિણા કરી તેમને પ્રસન્ન કર્યા.[8-11] તે બ્રાહ્મણોએ મંગલમય કુશળ વચનોથી તેમને અનુમોદન આપ્યું: 'હે ભરતોત્તમ! હે ધર્મજ્ઞ! તમે પરિણામે સુખદાયી એવા આ ક્લેશને ક્ષાત્રધર્મથી ઝટ તરી જશો અને પૃથ્વીનું પાલન કરશો. હવે એ તપસ્વીઓના તે વચનો સ્વીકારીને શત્રુતાપન ધર્મરાજ તે બ્રાહ્મણો અને ભાઈઓની સાથે ત્યાંથી આગળ ચાલ્યા. ત્યારે રાક્ષસો તેમને અનુસરી રહ્યા હતા અને લોમશ ઋષિ તેમની રક્ષા કરતા હતા. ઉત્તમ વ્રતવાળા તે મહાતેજસ્વી ક્યાંક અને ક્યારેક પોતાના ભાઈઓ સાથે પગપાળા જતા હતા, તો ક્યાંક અને ક્યારેક રાક્ષસો તેમને ઊંચકીને ચાલતા હતા.[12-15] આમ અનેક ક્લેશોને વિચારી રહેલા યુધિષ્ઠિરરાજ સિંહો, વાઘો અને હાથીઓથી ભરેલી ઉત્તર દિશા તરફ ચાલ્યા.[16] આમ કૈલાસ, મૈનાકપર્વત, ગંધમાદનની તળેટીઓ, શ્વેત હિમગિરિ અને તે પર્વતની ઉપર ઉપર વહેતી અનેક કલ્યાણકારી સરિતાઓ જોતાં જોતાં તે સત્તરમે દિવસે હિમાલયની પવિત્ર સપાટી ઉપર પહોંચ્યાં.[17,18] હે રાજન્! ત્યાં ગંધમાદનની પાસે વિવિધ વૃક્ષો અને વેલીઓથી વીંટળાયેલી હિમાલયની પવિત્ર સપાટી ઉપર પાંડવોએ વૃષપર્વાનો મહાપવિત્ર આશ્રમ જોયો.[19,20] પાણીની ધૂમરીઓથી તથા ફૂલભર્યાં વૃક્ષોથી તે વીંટળાયેલો હતો. થાકી ગયેલા તે શત્રુદમન પાંડવોએ ધર્માત્મા રાજર્ષિ વૃષપર્વા પાસે જઈ તેમને વંદન કર્યાં.[21] તે રાજર્ષિએ એ ભરતવરોને પુત્રની જેમ અભિનંદન આપ્યાં. આમ એ શત્રુનાશક પાંડવો ત્યાં સત્કાર પામી સાત રાત રહ્યા.[22] આઠમો દિવસ થતાં, તેમણે તે લોકપ્રસિદ્ધ વૃષપર્વા ઋષિની આજ્ઞા લઈ જવાની ઇચ્છા કરી. હે રાજન્! પોતે સમય અનુસાર જેમને ભાઈઓની જેમ સુસત્કાર આપ્યો હતો, એવા તે

એકેએક બ્રાહ્મણોને પાંડવોએ વૃષપર્વાને થાપણ તરીકે સોંપ્યા.[૨૩,૨૪] વળી તેમણે તે મહાત્માને પોતાનો બાકી રહેલો તમામ સરસામાન આપ્યો અને યજ્ઞપાત્રો, રત્નો તથા આભૂષણો પણ વૃષપર્વાના આશ્રમમાં મૂક્યાં. હવે ભૂત તથા ભવિષ્યને જાણવામાં કુશળ અને સર્વ ધર્મોના જાણકાર તે ધર્મજ્ઞ ઋષિએ એ ભરતશ્રેષ્ઠોને પુત્રની જેમ ઉપદેશ આપ્યો. આમ એ મહાત્માની આજ્ઞા લઈ ને તેઓ ઉત્તર દિશા તરફ આગળ ચાલ્યા.[૨૫–૨૭] વૃષપર્વા રાજા આ પ્રમાણે નીકળેલા પાંડવોને વળાવવાને પાછળ ગયા. પછી તે મહાતેજસ્વીએ બ્રાહ્મણોને પાંડવોની ભાળવણી કરી. હવે એ કુંતીપુત્રો સાથે થોડે સુધી ચાલી, તેમને આશીર્વાદથી અભિનંદન આપી તેમ જ તેમને માર્ગ બતાવી તે વૃષપર્વા પાછા વળ્યા. પછી સત્યપરાક્રમી કુંતીપુત્ર યુધિષ્ઠિર ભાઈઓ સાથે વિવિધ મૃગસમૂહોવાળા માર્ગે પગપાળા ચાલવા લાગ્યા.[૨૮–૩૦] પાંડવો જાતજાતનાં વૃક્ષોથી છવાયેલાં ગિરિશિખરો ઉપર મુકામ કરતા કરતા ચોથે દિવસે તે શ્વેત પર્વતમાં પેઠા. તે આકાશમાંના મહામેઘ જેવો સુંદર હતો અને જળથી ભરેલો હતો. તે પાંડવો મણિ, કાંચન અને રૂપાની શિલાઓના સમૂહો તથા વિવિધ પર્વતોને ઉદ્દેશપૂર્વક જોતા જોતા વૃષપર્વાએ બતાવેલા માર્ગે થઈ આગળ ચાલ્યા. આમ તે પર્વત ઉપર આવેલી પરમદુર્ગમ ગુફાઓને તથા અનેક અતિદુર્ગમ ભાગોને તેઓ સુખપૂર્વક વટાવી ગયા.[૩૧–૩૪] ધૌમ્ય, દ્રૌપદી, પાંડવો અને મહર્ષિ લોમશ એ સૌ ત્યાં સાથે ચાલતાં હતાં. કોઈ કોઈને પાછળ મૂકતું નહોતું.[૩૫] પછી તે મહાભાગ્યશાળીઓ મહાગિરિ માલ્યવાન આગળ આવી પહોંચ્યા. તે પશુઓ અને પંખીઓથી ભરેલો હતો, વિવિધ વૃક્ષો અને વેલીઓથી ભરપૂર હતો અને વાનરોનાં ટોળાંથી સેવાયેલો હતો. વળી તે પવિત્ર અને સુમનોહર હતો. તેમાં કમળસરોવર હતું તથા નાનાં નાનાં તળાવોવાળું મહાવન હતું.[૩૬,૩૭] હવે પાંડવોએ કિંપુરુષોના ધામરૂપ તે સિદ્ધો અને ચારણોએ સેવેલો ગંધમાદન પર્વત જોયો અને રોમાંચ અનુભવ્યો. પછી તે વીર પાંડુપુત્રો આનંદિત થઈ નંદનવન જેવા તે ગંધમાદન વનમાં અનુક્રમે પેઠા. તે સુંદર વન વિદ્યાધરો અને કિન્નરીઓનું વિહારસ્થાન હતું, હાથીઓનાં ટોળાંનું રહેઠાણ હતું, સિંહો અને વાઘોના સમૂહોથી ભરેલું હતું, શરભોના નાદથી ગાજી રહ્યું હતું, વિવિધ મૃગોથી સેવાયેલું હતું, મન તથા હૃદયને આનંદદાયી હતું અને શરણાર્થીઓને શરણરૂપ હતું.[૩૮–૪૧] તે વીરો દ્રૌપદી સાથે તથા મહાત્મા બ્રાહ્મણો સાથે પક્ષીઓએ મોંએથી ઉચ્ચારેલા પ્રીતિજનક સુંદર, શુભ, કર્ણપ્રિય, સુમધુર ને મદભર્યા કલરવોવાળા અવાજો સાંભળતા, તેમ જ ઋતુઋતુનાં ફળોથી ભરપૂર તથા સર્વ ઋતુઓનાં પુષ્પોથી ઉજ્જ્વળ, દીપી રહેલાં વૃક્ષોને જોતા આગળ ચાલ્યા. વળી તેમણે ગંધમાદનનાં શિખરો ઉપર ફળના ભારથી લચી પડેલા આંબા, આમ્રાતક, ભવ્ય નારિયેળી, તિંદુક, મુંજાતક, અંજીર, દાડમડી, બિજોરાં, ફણસ, લકુચ, મોચ, ખજૂરી, અમ્લવેતસ, પારાવત, ક્ષૌદ્ર, મનોરમ નીપ, બીલી, કોઠી, જાંબૂડી, ગંભારિયો, બોરડી, પીપળો, ઉમરડો, વડ, રાયણી, ભિલામો, આંબળી, હરડે, બહેડાં, હિંગોળી, કરમદી અને ખૂબ જોરદાર તિંદુક એવાં વિવિધ પ્રકારનાં વૃક્ષો જોયાં; તે વૃક્ષો અમૃત જેવાં સ્વાદિષ્ટ ફળોથી ભરપૂર હતાં.[૪૨–૪૮] ઉપરાંત તેમણે ચંપક, અશોક, કેતક, બકુલ, પુન્નાગ, સપ્તપર્ણ, કર્ણિકાર, કેવડો, પાટલ, કડો, રમ્ય મંદાર, ઇંદીવર, પારિજાતક, કોવિદાર, દેવદાર, સાગ, તાડ, તમાલ, પીપળો, હિંગ, શાલ્મલી, કેસૂડો, આસોપાલવ, સીસમ અને સરલ એ

વૃક્ષોને જોયાં. ચકોરો, શતપત્રો, ભૃંગરાજો, પોપટો, કોકિલો, કલવિંકો, હારિતો, જીવજીવકો, પ્રિયકો, ચાતકો અને બીજાં વિવિધ પ્રકારનાં પંખીઓ એ વૃક્ષો ઉપર બેસીને કર્ણરમ્ય તથા સુમધુર કૂજન કરતાં હતાં. તે નરસિંહોએ ગંધમાદનનાં શિખરો ઉપર જળચરોથી ચારે બાજુ મનોહર લાગતાં સરોવરો જોયાં.[૪૯-૫૪] તે કુમુદો, પુંડરીકો, ઉત્પલ, કમળો, કલ્હારો અને બીજાં કમળોથી ચોમેર છવાયેલાં હતાં. કાદમ્બ, ચક્રવાક, ટિટોડી, જલકૂકડી, કારંડવ, બતક, હંસ, બગલા, જળકાગડા એ અને બીજાં જળચરોથી તે ચારે બાજુ ભરપૂર હતાં. કમળ-રસનાં આસવથી મદઘેલા તથા આનંદ પામેલા, કમળગર્ભમાંથી ખરેલી કેસૂડાની રાતી રજથી રંગાયેલા અને મંજુલ સ્વરે ગુંજારવ કરતા ભમરાઓથી તે કમળસરો ગાજી રહ્યાં હતાં. વળી તે ચારેકોર કમળવનોથી સુશોભિત હતાં. ત્યાં લતામંડપોમાં ઢેલ સાથે રહેલા મોરો મધરૂપી તૂરીનો ઘોષ સાંભળી તીવ્ર મદનથી અત્યંત આકુળ થતા હતા અને મધુર સ્વરમાં કેકારવ કરી સુમધુર ગાન ગજવતા હતા. હર્ષમાં આવેલા તે પાંડવોએ રંગબેરંગી પીંછાં વિસ્તારી નૃત્ય કરી રહેલા તે વનપ્રિય, વિલાસભર્યા અને મદમસ્ત થયેલા મોરોને જોયા. તેમણે જોયું તો કેટલાક મોરો પોતાની પ્રિયા ઢેલ સાથે રમી રહ્યા હતા, કેટલાક ગૂંચળાવાળી વેલોથી છવાયેલા કડાનાં ઝાડોમાં બેઠા હતા, કેટલાક મદોત્કટ થઈને કડાનાં ઝાડોની ડાળીએ બેઠા હતા, તો કેટલાક પીંછાંના સોહામણા ગુચ્છોથી વૃક્ષોની બખોલોમાં મુગટના જેવા મનોહર લાગતા હતા.[૫૫-૬૪] વળી તેમણે પર્વતોનાં શિખરો ઉપર કામદેવના તોમર જેવા સુંદર સિંધુવારોને, સોનલવર્ણાં કુસુમોને, ઉત્તમ એરિંગ જેવાં ખીલેલાં કર્ણિકારોને અને વનમાળાઓમાં પુષ્પોથી ભરેલાં તથા કામવિહ્વળોને કામદેવનાં બાણની જેમ ઉત્સુક કરી મૂકનારાં તે કુરબકોને જોયાં. તે કાંતિમાનોએ ત્યાં વનરાજિઓને તિલકરૂપ બનેલાં તિલકવૃક્ષોને પણ જોયાં. વળી તેમણે ભમરાઓથી ગુંજી રહેલાં, મંજરીઓથી શોભી રહેલાં અને અનંગનાં બાણ જેવાં મનોરમ આમ્રવૃક્ષો જોયાં. તે ગિરિશિખરોમાં પુષ્પિત વૃક્ષો સુવર્ણ જેવા, દાવાગ્નિ જેવા અને રાતા, કાળા તથા વૈડૂર્ય જેવા રંગવાળાં પુષ્પોથી અત્યંત શોભી રહ્યાં હતાં.[૬૫-૭૦] સાગ, તમાલ, પાટલ અને બકુલનાં વૃક્ષો માળાની જેમ એ પર્વતશૃંગો ઉપર વિરાજતાં હતાં.[૭૧] પૃથાનંદનોએ એ ગિરિશિખરોમાં પદ્મ અને ઉત્પલથી ભરેલાં, સુખદાયી શીતળ જળવાળાં, સારસોથી ગાજી રહેલાં, ધવલ પાંખવાળાં કલહંસ પંખીઓથી સેવાયેલાં અને નિર્મળ આરસ જેવાં અનેક સરોવરો જોયાં. વિસ્મયથી ખીલી ઊઠેલાં નેત્રવાળા તે સર્વ વીર પાંડવો આ ક્રમે સુગંધભર્યાં પુષ્પો, રસવાળાં ફળો, મનોહર સરોવરો અને અતિ રમ્ય વૃક્ષો ચોપાસ જોતા રહી, વનની અંદર પેઠા. તે વનમાં કમળ, ઉત્પલ, કલ્હાર અને પુંડરીકની સુગંધીવાળો તથા સુખદાયક સ્પર્શવાળો તે વાયુ તેમની સેવા કરવા લાગ્યો. હવે યુધિષ્ઠિરે ભીમને પ્રીતિપૂર્વક આ વચનો કહ્યાં : 'હે ભીમ! અહો! ગંધમાદનનું આ વન કેવું શોભાયમાન છે! કેમકે આ સુંદર વનમાં દિવ્ય વગડાઉ વૃક્ષો અને વિવિધ પ્રકારની લતાઓ, પત્ર, પુષ્પ અને ફળોથી ભરપૂર છે.[૭૨-૭૮] પુષ્પોથી ખીલી રહેલાં અને પુંસ્કોકિલોના સમૂહોથી ભરેલાં એ વૃક્ષો ભારે શોભા આપી રહ્યાં છે. અહીં ગંધમાદનનાં શિખરોમાં, એકે વૃક્ષ કાંટાવાળું નથી કે એકે વૃક્ષ ફૂલ બેઠા વિનાનું નથી. સર્વ વૃક્ષો ચીકણાં પાનવાળાં અને અને રસાળ ફળવાળાં છે. એ, ભ્રમરોના ગુંજારવથી મધુર લાગતી અને ખીલેલાં કમળોવાળી આ

કમળતળાવડીને હાથીઓ હાથણીઓ સાથે ડહોળી રહ્યા છે. કમળ અને ઉત્પલથી ભરપૂર આ બીજી કમળતલાવડી જો. તે માલાધારિણી બીજી સાક્ષાત્ મૂર્તિમંત લક્ષ્મી જેવી છે. પર્વતના શ્રેષ્ઠ વનમાં ભમરાઓના ગુંજારવથી ગાજી રહેલી અને વિવિધ કુસુમોની સુગંધથી ભરેલી આ વનરાજિઓ શોભી રહી છે. હે ભીમ ! ચારે બાજુએ દેવોના વિહારસ્થાનરૂપ આ શુભ પ્રદેશોને જો.૭૮-૮૩ હે વૃકોદર ! આપણે મનુષ્યો જ્યાં આવી શકે તેમ નથી એવા પ્રદેશમાં આવવાથી સિદ્ધ થયા છીએ. હે પાર્થ ! ગંધમાદનનાં શિખરોમાં એકબીજાને આલિંગી રહેલાં અને ખીલેલાં ફૂલવાળાં આ શ્રેષ્ઠ વૃક્ષો ફૂલવાળા છેડાઓવાળી લતાઓથી શોભી રહ્યાં છે. હે ભીમ! આ પર્વતશિખરોમાં તું ઢેલની સાથે ઘૂમી રહેલા અને કેકારવ કરતા ટહુકાઓ સાંભળ. ચકોરો, શતપત્રો, મદભરી કોયલો તથા સારિકાઓ એ સર્વ પક્ષીઓ આ પુષ્પોવાળાં મહાવૃક્ષો ઉપર કૂદી રહ્યાં છે. હે પાર્થ ! આ રાતા, પીળા અને ગેરુવા રંગનાં પંખીઓ તેમ જ અનેક જીવંજીવકો ઝાડની ટોચે પહોંચી એકબીજાને જોઈ રહ્યાં છે. ત્યાં લીલા અને ગેરુવા રંગના ઘાસની પાસે અને પર્વતનાં ઝરણાંઓમાં સારસો દેખાય છે. તેઓ, ભૃંગરાજો, ઉપચક્રો અને લોહપૃષ્ઠ પક્ષીઓ પ્રાણીમાત્રનાં મન હરે એવી મધુરી વાણી બોલી રહ્યાં છે. ચારચાર દાંતવાળા અને કમળ જેવી ધવલ કાંતિવાળા આ હાથીઓ હાથણીઓની સાથે વૈડૂર્યમણિ જેવા સ્વચ્છ મહાસરોવરને ડહોળે છે. ગિરિશૃંગો ઉપરથી તથા વિવિધ ઝરણાંમાંથી નીકળેલી ઘણાંઘણાં તાડ જેવી લાંબી જળધારાઓ વહી રહી છે. ક્યાંક સૂર્યના જેવી પ્રખર પ્રભાવાળી અને ક્યાંક શરદઋતુના આકાશનાં વાદળો જેવી ધોળા રંગની રૂપું વગેરે અનેકવિધ ધાતુઓ આ મહાપર્વતને શોભા આપી રહી છે. ક્યાંક તે ધાતુઓ કાજળવર્ણી છે, તો ક્યાંક તે સોનલવર્ણી છે. ક્યાંક હરતાળની, ક્યાંક હિંગળોકની, તો ક્યાંક સંધ્યાકાળનાં લાલ વાદળાંના સમૂહ જેવી મણસીલની ગુફાઓ આવેલી છે. કેટલીક ધાતુઓ સસલાના લોહીના જેવી લાલ છે, કેટલીક ધાતુઓ ગેરુવા રંગની છે, કેટલીક ધાતુઓ ધોળા અને કાળા વાદળાના જેવી છે, તો કેટલીક બાલસૂર્યના જેવી પ્રભાવતી છે.૮૪-૮૫ આ પ્રમાણે મહાકાંતિમાન અનેકવિધ ધાતુઓ પર્વતને શોભાવી રહી છે. હે પાર્થ ! વૃષપર્વાએ કહ્યું હતું તેમ ગંધર્વો અને કિંપુરુષો પોતપોતાની કાંતાઓ સાથે આ પર્વતશિખરો ઉપર વિહરતા જણાય છે. હે ભીમ ! અહીં સકળ પ્રાણીઓને મનોહર લાગે એવો સમતાલવાળા સંગીતનો તથા સામગાનનો સૂર અનેક પ્રકારે સંભળાય છે. તું આ શુભ અને પવિત્ર એવી આ દેવનદી મહાગંગાને જો. કલહંસોનાં ટોળાંઓથી તે ભરેલી છે તથા ઋષિઓ અને કિન્નરોએ તેને સેવેલી છે. હે શત્રુઓને પીડનાર કુંતીપુત્ર ! ધાતુઓ, સરિતાઓ, કિન્નરો, પશુઓ, પક્ષીઓ, ગંધર્વો, અપ્સરાઓ, મનોરમ વનો અને વિવિધ જાતના સો સો ફેણવાળા સર્પોથી ચોમેર ભરેલા આ ગિરિરાજને તું જો.૯૧-૧૦૦

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે તે શૂરવીર પરંતપો આ અનુપમ ગતિને પામીને પ્રસન્ન થયા, પર્વતરાજનાં દર્શન કરતાં તેઓ ધરાયા જ નહિ. હવે તેમણે ફૂલોથી, ફળોથી અને વૃક્ષોથી ભરપૂર એવો રાજર્ષિ આર્ષ્ટિષેણનો આશ્રમ જોયો. પછી તેઓ તીવ્ર તપવાળા, પાતળા શરીરવાળા, ઊપસી આવેલી નાડીઓવાળા અને સર્વ ધર્મોની પાર ગયેલા તે આર્ષ્ટિષેણની પાસે ગયા.૧૦૧-૧૦૩

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત યક્ષયુદ્ધપર્વમાં 'ગંધમાદન પ્રવેશ' નામનો અધ્યાય ૧૫૮મો સમાપ્ત

# अध्याय १५९मो

## આર્ષ્ટિષેણ અને યુધિષ્ઠિરનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

**युधिष्ठिरस्तमासाद्य तपसा दग्धकिल्बिषम् ।**
**अभ्यवादयत प्रीतःशिरसा नाम कीर्तयन् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા . તપથી જેમનાં પાપ ખાખ થઈ ગયાં હતાં, એવા તે આર્ષ્ટિષેણ પાસે જઈ યુધિષ્ઠિરે પોતાનું નામ કહ્યુ અને તેમને પ્રીતિપૂર્વક મસ્તક નમાવીને નમન કર્યું .[૧] પછી દ્રૌપદી, ભીમ અને સુતપસ્વી નકુલસહદેવ મસ્તક નમાવીને તે રાજર્ષિને પગે લાગ્યાં અને તેમને વીંટાઈને ઊભાં રહ્યાં. વળી પાંડવોના પુરોહિત ધર્મજ્ઞ લોમશ પણ તે ઉત્તમ વ્રતવાળા ઋષિ પાસે વિધિપૂર્વક ગયા.[૨,૩] તે ધર્મવેત્તા મુનિએ પોતાની દિવ્ય દૃષ્ટિથી કુરુશ્રેષ્ઠ પાંડુપુત્રોને ઓળખી લીધા અને તેમને 'બેસો' એમ કહ્યુ.[૪] તે મહાતપસ્વીએ કુરુશ્રેષ્ઠ પાર્થ યુધિષ્ઠિરનો સત્કાર કર્યો અને ભાઈઓ સાથે બેઠેલા તેમને કુશળ સમાચાર પૂછતાં પૂછ્યુ કે,[૫] 'હે પાર્થ! તમે અસત્ય ઉપર ભાવ તો નથી રાખતા ને? તમે ધર્મમાં જ પ્રવૃત્ત છો ને? માતાપિતા તરફનુ તમારુ વર્તન શિથિલ તો નથી ને?[૬] હે પૃથાપુત્ર! તમે સર્વ ગુરુઓને, વૃદ્ધોને અને વિદ્વાનોને સન્માનો છો ને? હે પાર્થ! પાપકર્મમાં તમને ક્યારેય મન નથી થતું ને? હે કુરુશ્રેષ્ઠ! ઉપકારીને બદલો આપવાનુ અને અપકારીને તજવાનુ તમે ન્યાયપૂર્વક જાણો છો ને? તમે બડાઈ તો નથી મારતા ને?[૭,૮] તમારે હાથે યથાયોગ્ય માન પામીને સાધુઓ પ્રસન્ન રહે છે ને? વનોમાં વસવા છતાં તમે ધર્મને જ અનુસરો છો ને?[૯] હે પૃથાપુત્ર! તમારા વર્તનથી ધૌમ્યને કદી સતાપ તો નથી થતો ને? હે પાર્થ! દાન, ધર્મ, તપ, શૌચ, સરળતા અને તિતિક્ષા રાખીને તમે બાપદાદાના વર્તનનુ અનુકરણ કરો છો ને? હે પાંડવ! તમે રાજર્ષિઓએ સેવેલા માર્ગે જાઓ છો ને? પિતૃલોકમાં રહેલા પિતૃઓ પોતપોતાના કુળમાં પુત્ર અને પૌત્ર જન્મે છે ત્યારે શોક કરે છે કે આનંદે છે.[૧૦-૧૨] તેઓ વિચારે છે કે, 'આ સંતાન દુરાચારી થશે, તો આપણને દુઃખ ભોગવવાનું આવશે અને એ સદાચારી થશે, તો આપણને સુખ મળશે.'[૧૩] હે પૃથાનંદન! પિતા, માતા, અગ્નિ, ગુરુ અને પાંચમો આત્મા એમને જે પુરુષ પૂજે છે, તે આ લોક અને પરલોક બન્ને ઉપર જય મેળવે છે.'[૧૪]

યુધિષ્ઠિર બોલ્યા હે આર્ય! આપ ભગવાને મને યથાર્થપણે ધર્મનિર્ણય કહ્યો છે. હુ યથાશક્તિ અને યથાન્યાય એ ધર્મને વિધિપૂર્વક આચરુ છુ.[૧૫]

આર્ષ્ટિષેણ બોલ્યા . હે મહારાજ! પર્વના સધિકાળે (પૂનમ અને પડવાને દિવસે) જળાહારી, વાયુભક્ષી અને આકાશવિહારી ઋષિઓ આ ગિરિશ્રેષ્ઠ ઉપર આવે છે. કામીજનો પણ પોતાની કાંતાઓ સાથે આ ગિરિશૃંગ ઉપર આવે છે અને પરસ્પરને અનુકૂળ વર્તનારા તેઓ કિંપુરુષો જેવા જણાય છે.[૧૬,૧૭] હે પાર્થ! અહીં નિર્મળ રેશમી વસ્ત્રો પહેરનારા ગંધર્વો અને અપ્સરાઓનાં અનેક ટોળાંઓ જોવામાં આવે છે. વળી અહીં ભાલા ધારણ કરનારા અને પ્રિયદર્શનવાળા વિદ્યાધરોના સમૂહો, મહાન નાગોનાં ટોળાં તેમજ ગરુડો તથા સર્પો જણાય છે. એ પર્વસધિમાં આ પર્વત ઉપર ભેરી, પણવ, શંખો અને મૃદંગોના ઘોષ સંભળાય છે.[૧૮-૨૦] હે ભરતોત્તમ! અહીં રહેવાઓથી જ તે બધું સંભળાય એમ છે. આથી તમારે ત્યાં જવાનો વિચાર ન કરવો.[૨૧] વળી હે ભરતશ્રેષ્ઠ! આથી આગળ જઈ શકાય એમ પણ નથી. કેમ કે અહીં દેવોનો વિહારપ્રદેશ છે, ત્યાં મનુષ્યોથી જઈ શકાતું નથી.[૨૨]

હે ભારત! અહીં થોડી પણ ચપળતા કરનારા માણસને રાક્ષસો મારે છે અને સર્વ પ્રાણીઓ તેનો દ્વેષ કરે છે. હે યુધિષ્ઠિર! આ કૈલાસશિખરને પાર કરીને તો પરમસિદ્ધો અને દેવર્ષિઓ જ જાય છે.[૨૩,૨૪] હે શત્રુઘ્ન! હે પાર્થ! જે કોઈ મનુષ્ય ચપળતા કરીને અહીંથી આગળ જવાનો પ્રયત્ન કરે છે, તેને રાક્ષસો લોઢાના સળિયા વગેરેથી મારી નાખે છે. હે તાત! અપ્સરાઓથી વીંટાયેલા નરવાહન કુબેર પણ પર્વસંધિને વખતે અહીં ઠાઠમાઠથી જોવામાં આવે છે. ઉદય પામેલા સૂર્યના જેવા કાંતિમાન એ યક્ષો અને રાક્ષસોના અધિરાજને સકળ પ્રાણીઓ શિખર ઉપર બેઠેલા જુએ છે, હે ભરતશ્રેષ્ઠ! આ ગિરિશિખર દેવો, દાનવો, સિદ્ધો અને કુબેરનું ઉદ્યાન છે.[૨૫-૨૮] હે તાત! પર્વસંધિને સમયે આ ગંધમાદન ઉપર ધનપતિ કુબેરની ઉપાસના કરતા તુમ્બુરુનો સામગાનનો ઘોષ સંભળાય છે.[૨૯] હે તાત! હે યુધિષ્ઠિર! પર્વસંધિના વખતોમાં સર્વ પ્રાણીઓ આ જાતનાં અનેકાનેક આશ્ચર્યો જુએ છે.[૩૦] હે પાંડવશ્રેષ્ઠો! તમે મુનિઓને યોગ્ય આહારો તથા રસવાળાં ફળો ખાઈને અહીં અર્જુનનો મેળાપ થાય ત્યાં સુધી રહો.[૩૧] હે તાત! તમે ક્યારે પણ ચપળતા કરતા નહીં. તમે અહીં ઇચ્છામાં આવે તેટલું રહીને શ્રદ્ધાનુસાર વિહાર કરો. હે તાત! તમે શસ્ત્રોથી જીતેલી પૃથ્વીનું પાલન કરજો.[૩૨]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાન્તર્ગત યક્ષયુદ્ધપર્વમાં 'આર્ષ્ટિષેણ અને યુધિષ્ઠિરનો સંવાદ' નામનો અધ્યાય ૧૫૯ મો સમાપ્ત

## अध्याय १६० मो

### ભીમનું પરાક્રમ

॥ जनमेजय उवाच ॥

आर्ष्टिषेणाश्रमे तस्मिन्मम पूर्वपितामहाः।
पांडोः पुत्रा महात्मानः सर्वे दिव्यपराक्रमाः ॥१॥

જનમેજય બોલ્યા : મહાત્મા અને દિવ્ય પરાક્રમી મારા પૂર્વ પિતામહો–તે સર્વ પાંડુનંદનો ગંધમાદન પર્વત ઉપર કેટલો વખત રહ્યા? અત્યંત બળ અને પૌરુષવાળા તે મહાવીર્યવાનોએ ત્યાં શું કર્યું? ત્યાં વસતા તે લોકવીર મહાત્માઓએ શું શું ભોજનો લીધાં હતાં? હે સજ્જનશ્રેષ્ઠ! તમે આ બધું મને કહો.[૧-૩] વળી એ હિમવાન ગિરિ ઉપર મહાબાહુ ભીમે જે જે પરાક્રમ કર્યું હોય, તે તે મને વિસ્તારથી કહો. હે દ્વિજોત્તમ! એ ભીમસેનને યક્ષો સાથે ફરી યુદ્ધ તો થયું નહોતું ને? આર્ષ્ટિષેણે આવું કહ્યું હતું કે, ત્યાં ધનપતિ કુબેર આવે છે. તો તે પાંડવોને ત્યાં કુબેરનો મેળાપ થયો હતો કે? હે તપોધન! હું આ બધું વિસ્તારપૂર્વક સાંભળવા ઇચ્છું છું. કેમ કે તે પાંડવોનાં ચરિત્ર સાંભળતાં મને તૃપ્તિ થતી નથી.[૪-૬]

વૈશંપાયન બોલ્યા : અજોડ તેજસ્વી આર્ષ્ટિષેણની પોતાનું હિત કરનારી તે આજ્ઞા સાંભળીને તે ભરતશ્રેષ્ઠોએ સતત તે પ્રમાણે વર્તન રાખ્યું.[૭] તેઓ મુનિઓને ખાવાયોગ્ય પદાર્થોનું, રસભર્યાં ફળોનું, શુદ્ધ બાણોથી મારેલાં મૃગોના પવિત્ર માંસનું અને વિવિધ જાતનાં મધોનું ભોજન કરતા. આ પ્રમાણે તે ભરતસિંહ પાંડવો ત્યાં હિમાલયની સપાટી ઉપર વસતા હતા.[૮,૯] આ રીતે તેઓ ત્યાં નિવાસ કરતા હતા અને લોમશમુનિએ કહેલાં વિવિધ વાક્યો સાંભળતા હતા, ત્યાં તેમના વનવાસને પાંચમું વરસ બેસી ગયું.[૧૦] હવે 'હે પ્રભુ! હું યોગ્ય કાળે સેવામાં હાજર થઈ જઈશ' એમ કહીને ઘટોત્કચ પોતાના સર્વ રાક્ષસો સાથે આગળથી ચાલ્યો ગયો હતો.[૧૧] પછી આર્ષ્ટિષેણના આશ્રમે વસેલા તે મહાત્માઓને મહાઆશ્ચર્યો જોતાં અનેક માસો વીતી ગયા.[૧૨] ત્યાં તે પાંડવો વિહાર અને આનંદ કરતા હતા. ત્યાં શુદ્ધ મનવાળા, નિયમવ્રતવાળા અને મહા

ભાગ્યવાળા મુનિઓ તથા ચારણો પાંડવોને પ્રેમ પૂર્વક મળવાને આવ્યા હતા. તે ભરતશ્રેષ્ઠો તેમની સાથે દિવ્ય વાર્તાલાપો કરતા હતા. હવે કેટલેક દહાડે ગરુડ મહાહ્રદમાં રહેલા ઋદ્ધિમાન નામના મહાનાગને એકાએક ઝડપી ગયો. તે વખતે મહાપર્વત ડોલી ઊઠ્યો અને મોટાં વૃક્ષો ઊખડી પડ્યાં. પાંડવોએ અને સર્વ પ્રાણીઓએ આ આશ્ચર્ય જોયું. એવામાં તે ગિરિરાજની ટોચ ઉપરથી સુંદર તથા સુગંધીદાર પવન સર્વ જાતનાં ફૂલોને પાંડવો તરફ ખેંચી લાવવા લાગ્યો.[૧૩-૧૭] પાંડવોએ, યશસ્વિની દ્રૌપદીએ તેમ જ સર્વ સ્નેહીઓએ ત્યાં જાતજાતનાં દિવ્ય પુષ્પો જોયાં. ત્યારે તે વખતે પર્વતના એક એકાંત ભાગમાં સુખપૂર્વક બેઠેલા મહાબાહુ ભીમને દ્રૌપદીએ આ વચન કહ્યાં [૧૮,૧૯] 'હે ભરતશ્રેષ્ઠ! ગરુડની પાંખના ફફડાટ જેવો વેગવાન વાયુ મહા બળપૂર્વક આ પંચવર્ણા પુષ્પોને, સર્વ પ્રાણીઓની આંખ આગળ, અશ્વરથા નદી તરફ ખેંચી રહ્યો છે. તમારા સત્યવચની અને મહાત્મા ભાઈ અર્જુને ખાંડવવનમાં ગંધર્વોને, સર્પોને, રાક્ષસોને તેમ જ ઇંદ્રને રોક્યા છે વળી તેમણે ભયંકર માયાવીઓને મારી નાખ્યા છે અને ગાંડીવ ધનુષ્ય મેળવ્યું છે [૨૦-૨૨] હે ઇંદ્ર જેવા પરાક્રમી! તમારું તેજ મહાન છે, તમારું બાહુબળ પણ મહાન છે—કોઈ તેને જીરવી શકે એમ નથી, કોઈ તેને હરાવી શકે એમ પણ નથી.[૨૩] તો હે ભીમસેન! તમારા બાહુબળના વેગથી ત્રાસી ઊઠેલા સર્વ રાક્ષસો પર્વતને છોડીને દશે દિશાઓમાં જાઓ.[૨૪] અને તમારા સ્નેહીઓ ભય અને મોહથી મુક્ત થઈ, આ ગિરિશ્રેષ્ઠનાં વિવિધ ફૂલોથી ભરેલા કલ્યાણકારી શિખરને જુઓ. લાંબા કાળથી મારા મનમાં આ વિચાર રમ્યા કર્યો છે. હે ભીમ! તમારા બાહુબળથી રક્ષણ પામેલી હું પણ એ ગિરિશિખરને જોવા ઇચ્છું છું.' આમ દ્રૌપદીનું કહેવું પોતા ઉપર મહેણારૂપ છે એમ માનીને તે મહાબાહુ પરંતપ તે વચનોને સાંખી ન રહ્યો. જાણે કોઈ સારા બળદને પરોણી ન લાગી હોય.[૨૫-૨૭] હવે સિંહ અને સાવજ જેવી ચાલવાળા, શોભાભર્યા, ઉદાર, કનકના જેવી કાંતિવાળા, મનસ્વી, બળવાન, ગર્વભર્યા, માની, શૂર, લાલ આંખવાળા, વિશાળ ખાંધવાળા, મદગળતા હાથીના જેવા પરાક્રમી, સિંહના જેવી દાઢવાળા, મોટા ખભાવાળા, સાગના જેવા ઊંચા, મહાત્મા, સર્વાંગે મનોહર અને શંખના જેવી ડોકવાળા તે મહાબાહુ ભીમ પાંડવે સોનાની પીઠવાળું ધનુષ્ય, તલવાર અને ભાથાઓ લીધાં. આમ તે મહાબળવાન ગિરિરાજ તરફ નિર્ભયતાથી અને નિઃશંકપણે ચાલવા લાગ્યો. જાણે ઉન્મત્ત કેસરી કે મદગળ માતંગ ચાલી રહ્યો હતો [૨૮-૩૧] ધનુષબાણ ધારેલા તેને સૌ પ્રાણીઓ જાણે વનરાજ અથવા મદઝરતો ગજરાજ આવતો હોય તેમ જોઈ રહ્યાં [૩૨] આમ દ્રૌપદીના હર્ષને વધારતો તે પાંડવ હાથમાં ગદા લઈને, નિર્ભય અને નિઃશંકપણે તે મહાપર્વત તરફ જવા લાગ્યો [૩૩] પવનદેવના એ પૃથાપુત્રને ક્યારે પણ ગ્લાનિ નહોતી, બીકણપણું નહોતું, ગભરામણ નહોતી અને મત્સર નહોતો.[૩૪] હવે તે મહાબળવાન મહા ભયંકર દેખાતા, એક કેડીવાળા તથા અનેક તાડો જેવા ઊંચા શિખર આગળ આવ્યો અને તેના ઉપર ચઢવા લાગ્યો.[૩૫] આમ કિન્નરો, મહાનાગો, મુનિઓ, ગંધર્વો અને રાક્ષસોને હર્ષ પમાડતો તે મહાબળવાન પર્વતની ટોચે ચડ્યો.[૩૬] ત્યાં તે ભરતશ્રેષ્ઠે કુબેરનો મહેલ જોયો. સોનાનાં અને આરસનાં મંદિરોથી તે સુશોભિત હતો. તેને ચારે બાજુએ સુવર્ણનો કોટ હતો. તે કોટ સર્વ રત્નોથી ઝગઝગાટ મારતો હતો. તેને ફરતા જાત-

જાતના બગીચાઓ હતા.[૩૭,૩૮] તે પર્વતથી પણ ઊંચો હતો. મૂળભાગમાં બાંધેલા ઓરડાથી અને અટારીઓથી તે શોભી રહ્યો હતો. દરવાજા, તોરણો, છજાંઓ અને ધજાઓથી તે ભારે શોભાયમાન હતો. તે ધામની ચારે બાજુએ વિલાસિનીઓ પુષ્કળ નૃત્ય કરતી હતી અને ધજાપતાકાઓ પવનથી ફરફરી રહી હતી, તેથી તે સુંદર ને શોભાયમાન લાગતું હતું. પોતાના હાથને થોડો વાંકો વાળી ધનુષ્યની અણીએ ટેકવીને ભીમ ખેદપૂર્વક ધનપતિ કુબેરની તે નગરી જોવા લાગ્યો.[૩૯-૪૧] તે વખતે પ્રાણીમાત્રને આહ્લાદ આપતો અને સર્વ પ્રકારના સુગંધને વહેતો સુખદાયક પવન ત્યાં ગંધમાદન પર્વત ઉપરથી આવીને વાવા લાગ્યો.[૪૨] ત્યાં જાતજાતનાં, વિવિધવર્ણી કાંતિવાળાં, વિધવિધ મંજરીઓવાળાં, અત્યંત સુશોભિત અને અવર્ણનીય વિવિધ વૃક્ષો હતાં.[૪૩] તે ભરતોત્તમે ત્યાં રત્નમયી જાળીઓથી ખીચોખીચ અને જાતજાતનાં ફૂલોથી શણગારેલું રાક્ષસરાજ કુબેરનું સ્થાન જોયું.[૪૪] ગદા, તલવાર અને ધનુષ્યને હાથમાં રાખીને તથા જીવને હથેળીમાં રમાડતો રહીને, મહાબાહુ ભીમસેન ત્યાં પર્વતની જેમ અચળ ઊભો રહ્યો. પછી તેણે શત્રુઓનાં રૂંવાં ખડાં કરે એવો શંખનાદ બજાવ્યો અને ધનુષ્ટંકાર તથા તાળીઓનો અવાજ કરીને પ્રાણીઓને મોહમાં નાખ્યાં.[૪૫,૪૬] આથી રોમાંચિત થયેલા યક્ષો, રાક્ષસો અને ગંધર્વો તે અવાજ આવવાની દિશાએ એ પાંડવની પાસે દોડી આવ્યા.[૪૭] તે વખતે યક્ષો અને રાક્ષસોએ હાથમાં પકડેલાં તે ગદા, પરિઘ, તલવાર, શૂલ, શક્તિ અને પરશુઓ અતિશય ચમકી રહ્યાં હતાં.[૪૮] હવે હે ભારત! ભીમસેન અને આ યક્ષાદિઓની વચ્ચે યુદ્ધ શરૂ થયું. તે મહામાયાવીઓએ જ ત્રિશૂલ, શક્તિ અને પરશુઓ છોડ્યાં, તેમને ભીમે ભયંકર વેગવાળા ભાલાઓથી છેદી નાખ્યાં. વળી અંતરિક્ષમાં અને પૃથ્વી ઉપર રહી ગર્જતા તે રાક્ષસોનાં અંગોને એ મહાબળવાને બાણોથી વીંધી નાખ્યાં. આમ હાથમાં ગદા અને પરિઘ ધારણ કરી રહેલા તે રાક્ષસોનાં શરીરોમાંથી નીકળેલી લોહીની તે મહાવૃષ્ટિ એ મહાબળવાન ઉપર વરસવા લાગી.[૪૯-૫૨] રાક્ષસોનાં શરીરોમાંથી ચારે બાજુ લોહીની ધારાઓ વહેવા લાગી. ત્યારે ભીમે બાહુબળપૂર્વક છોડેલાં આયુધોથી યક્ષો તથા રાક્ષસોનાં ધડો તેમજ માથાં કપાઈ ગયેલાં જણાતાં હતાં.[૫૩] વળી આ વખતે જેને જોતાં જ પ્રેમ ઉત્પન્ન થાય એવા ભીમને, જેમ વાદળાંના સમુદાયથી સૂર્ય ઢંકાઈ જાય, તેમ રાક્ષસોથી ઢંકાઈ જતો સર્વ પ્રાણીઓએ જોયો. પણ સૂર્ય જેમ પોતાનાં કિરણો વડે સર્વ વાદળોને હઠાવી દે, તેમ તે સત્યપરાક્રમી અને બળવાન મહાબાહુએ પોતાના શત્રુઓને હણનારાં બાણો વડે સર્વ રાક્ષસોને છાઈ દીધા. હવે સહુ રાક્ષસો ભીમને ચારે બાજુથી ડરાવવા લાગ્યા અને મહાભયંકર ગર્જના કરવા લાગ્યા. આમ છતાં ભીમસેનમાં જરાય ગભરાટ જોવામાં ન આવ્યો. ત્યારે બધાં અંગોથી વિકૃત થયેલા, ભીમસેનના ભયથી પીડાયેલા અને છિન્નભિન્ન થઈ ગયેલા મહાન આયુધોવાળા એ યક્ષો ભયંકર ચીસો પાડવા લાગ્યા. મજબૂત ધનુષ્ય ધારેલા તે ભીમથી ત્રાસીને તેઓ ગદા, ત્રિશૂળ, ખડ્ગ, શક્તિ અને પરશુઓને પડતાં મેલીને દક્ષિણ દિશામાં ભાગવા લાગ્યા.[૫૪-૫૮] ત્યાં ત્રિશૂળ તથા ગદાને ધારણ કરનારો, વિશાળ છાતીવાળો, મહાન હાથોવાળો અને કુબેરનો મિત્ર તે મણિમાન નામે રાક્ષસ હતો.[૫૯] તે મહાબળવાને પહેલાં પોતાનાં બળ તથા અધિકાર બતાવ્યાં હતાં. યક્ષોને પૂંઠ બતાવી આવેલા જોઈને તેણે તેમને જાણે સ્મિતપૂર્વક આ પ્રમાણે કહ્યું: 'વાહ! તમે આટલા બધા એક માણસને હાથે હારી ગયા છો? તો

કુબેરમંદિરે જઈને તમે એ ધનેશ્વરને શું કહેશો ? આમ કહીને તે રાક્ષસ તે સહુની મોખરે થયો અને હાથમાં શક્તિ, શૂળ તથા ગદા ધારીને ભીમ પાંડવ તરફ દોડ્યો. મદઝરતા માતંગની જેમ વેગપૂર્વક આવતા તે રાક્ષસને ભીમસેને ત્રણ 'વત્સદંત' નામનાં બાણો વડે પડખામાં પ્રહાર કર્યો.[૬૦-૬૩] મહાબળવાન મણિમાને પણ ક્રોધમાં આવીને મોટી ગદા પકડી અને તે ઉપાડીને ભીમસેન ઉપર ઝીંકી.[૬૪] વીજળીના જેવા રૂપવાળી અને મહાભયંકર એવી તે આકાશમાંથી આવતી મહાન ગદાને ભીમસેને પર્વતને વીંધે એવાં અનેક બાણો માર્યાં.[૬૫] પણ તે સર્વ વેગવાન બાણો ગદાને પહોંચીને પાછાં વળ્યાં. તે ગદાની ઝપટના વેગને એ ખમી શક્યાં નહિ.[૬૬] આથી ગદાયુદ્ધની રીતો જાણનારા અને ભયંકર પરાક્રમવાળા તે વીર્યવાન ભીમસેને મણિમાનના તે ગદાપ્રહારને ચુકાવી દીધો.[૬૭] હવે એ જ વખતે, તે ધીમાન રાક્ષસે સુવર્ણના દાંડાવાળી લોઢાની એક મહાભયંકર શક્તિ મારી. અગ્નિની જ્વાલાવાળી, ભયંકર અવાજવાળી અને ઘોર સ્વરૂપવાળી તે શક્તિ ભીમનો જમણો હાથ વીંધીને એકદમ પૃથ્વી ઉપર પડી.[૬૮,૬૯] આમ શક્તિથી અત્યંત વીંધાયેલો તે અતુલ પરાક્રમી અને મહાધનુર્ધારી કુંતીનંદન ક્રોધથી વ્યાકુળ નેત્રવાળો થયો અને તેણે ગદા ઉપાડી.[૭૦] હવે શત્રુઓનો ભય વધારનારી, સોનાના પટાથી મઢેલી, શત્રુઓને પરાજય આપનારી અને પૂરી લોઢાની બનેલી તે ગદા ઊંચકીને ભીમે ગર્જના કરી અને તે મહાબળવાન મણિમાન ઉપર વેગથી ધસ્યો. ત્યારે મણિમાને પણ મહાન અને ચમકતું ત્રિશૂળ પકડયું અને ગર્જના કરીને મહાવેગપૂર્વક તે ભીમસેન તરફ છોડયું. ગદાયુદ્ધમાં નિપુણ એવા તે ભીમે તે શૂળને ગદાની અણીથી ભાંગી નાખ્યું. પછી ગરુડ જેમ સર્પને મારવા દોડે, તેમ તે તેને હણવાને દોડ્યો. હવે તે મહાબાહુએ રણભૂમિમાં ગર્જના કરી, આકાશમાં છલંગ ભરી અને ગદાને એકદમ ઘુમાવીને તે મણિમાન ઉપર નાખી. ભીમે વેગપૂર્વક છોડેલી તે ગદા ઇંદ્રના વજ્રની જેમ રાક્ષસને મારીને કૃત્યાની માફક પૃથ્વી ઉપર પડી. સિંહ જેમ આખલાને મારે તેમ ભીમસેને તે ભયંકર બળવાળા રાક્ષસને માર્યો, એ સર્વ પ્રાણીઓએ જોયું. એ મણિમાનને ભૂમિ ઉપર મરેલો પડેલો જોઈને મરતાં બચેલા સૌ રાક્ષસો ભયંકર ચિચિયારીઓ પાડી પૂર્વ દિશા તરફ નાસી ગયા.[૭૧-૭૭]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત યક્ષયુદ્ધપર્વમાં 'મણિમાનનો વધ' નામનો અધ્યાય ૧૬૦ મો સમાપ્ત

## અધ્યાય ૧૬૧ મો

### પાંડવોને કુબેરનાં દર્શન

॥ वैशंपायन उवाच ॥

**श्रुत्वा बहुविधैः शब्दैर्नाद्यमानां गिरेर्गुहाम् ।**
**अजातशत्रुः कौंतेयो माद्रीपुत्रावुभावपि ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : અનેક પ્રકારના શબ્દોથી પર્વતની ગુફાને ગાજી રહેલી સાંભળીને અજાતશત્રુ કુંતીપુત્ર માદ્રીનંદન નકુલ-સહદેવ, ધૌમ્ય, દ્રૌપદી, સર્વ બ્રાહ્મણો તેમ જ સંબંધીઓ એ સૌ ભીમસેનને ન જોવાથી અત્યંત ખિન્ન થઈ ગયાં.[૧,૨] આથી આર્ષ્ટિષેણને દ્રૌપદીની સોંપણી કરીને તે સર્વ શૂરા મહારથીઓ હથિયારો સજીને એકસાથે પર્વત ઉપર ચઢવા લાગ્યા.[૩] હવે ભીમસેનને ખોળી રહેલા તે મહાધનુર્ધારી મહારથી પર્વતની ટોચે પહોંચ્યા, એટલે તેમણે શત્રુદમન ભીમને જોયો. ત્યાં તેમણે ભીમસેને ધૂળ ચાટતા કરેલા, મોટી કાયાવાળા, મહાન બળવાળા અને મહાસત્ત્વવાળા રાક્ષસોને તરફડતા તથા પ્રાણરહિત થયેલા જોયા. ત્યારે ગદા, ખડ્ગ અને ધનુષને ધારી રહેલો તે

મહાબાહુ ભીમ રણમાં સર્વ દાનવોને મારીને શોભતા ઇંદ્રની જેમ શોભતો હતો.[૪-૬] આમ પોતાના ભાઈને જોઈને તે મહારથીઓ તેને ભેટ્યા. પછી અનુપમ ગતિ પામેલા તે પૃથાપુત્રો ત્યાં બિરાજ્યા.[૭] તે ચાર મહાધનુર્ધારીઓથી ગિરિશૃંગ શોભી રહ્યું; જાણે મહાભાગ્યશાળી દેવશ્રેષ્ઠ લોકપાલોથી સ્વર્ગ શોભી રહ્યું ન હોય.[૮] કુબેરના નિવાસસ્થાનને તથા મરેલા રાક્ષસોને જોઈને પૃથ્વીપતિ યુધિષ્ઠિરે પોતાની પાસે બેઠેલા ભાઈ ભીમને આ પ્રમાણે કહ્યું.[૯]

યુધિષ્ઠિર બોલ્યા: હે ભીમ! તેં આ પાપ સાહસથી કે અજ્ઞાનથી કર્યું છે; પણ હે વીર! તારે મુનિ જેવા વનવાસીએ આવો વ્યર્થ વધ કરવો જોઈતો નહોતો.[૧૦] ધર્મવેત્તાઓ કહે છે કે, રાજાનો દ્વેષ થાય એવું કામ ન કરવું જોઈએ. હે ભીમસેન! તેં આ દેવોનો દ્વેષ થાય એવું કર્યું છે.[૧૧] હે પાર્થ! ધર્મ અને અર્થનો અનાદર કરીને જે પાપમાં મન કરે છે, તે તે પાપી કર્મોનું અવશ્ય ફળ પામે છે. તું જો મારું પ્રિય ઇચ્છતો હોય, તો ફરીથી આવું ન કરીશ.[૧૨]

વૈશંપાયન બોલ્યા : અર્થશાસ્ત્રના તત્ત્વ-વિભાગને જાણનારા તે ધર્માત્મા કુંતીનંદન ભાઈ યુધિષ્ઠિરે પોતાના ધૈર્યમાં અડોલ એવા ભાઈ ભીમને આ પ્રમાણે કહીને વિરામ લીધો. તે મહા-તેજસ્વી તે જ વિષયનું ચિંતન કરી રહ્યા. હવે જે રાક્ષસો ભીમસેનના મારથી મરતાં ઊગર્યા હતા, તેઓ સાથે થઈને કુબેરના મંદિર તરફ ગયા. ભીમસેનના ભયથી પીડાયેલા તે મહાવેગવાળા રાક્ષસો કુબેરને ધામે પહોંચીને ભયંકર આર્તનાદ કરવા લાગ્યા. હે રાજન્! જેમણે શસ્ત્રો અને આયુધો ફેંકી દીધાં હતાં, જેમનાં શરીર ઉપરનાં કવચો લોહીથી રગદોળાયેલાં હતાં, અને જેમના વાળ વીંખાઈ ગયા હતા, એવા તે રાક્ષસો યક્ષાધિ-પતિ કુબેરને આ પ્રમાણે કહેવા લાગ્યા : 'હે દેવ! હે ધનેશ્વર! એક મનુષ્યે ગિરિરાજને વેગથી મસળી નાખ્યો છે અને તમારી આગળ ચાલવાવાળા તથા ગદા, પરિઘ, તલવાર, તોમર, તેમ જ પ્રાસથી યુદ્ધ કરવાવાળા સર્વ રાક્ષસોને તેણે મારી નાખ્યા છે. વળી હે નરેશ્વર! રાક્ષસેંદ્રોમાં તથા યક્ષોમાં મુખ્ય એવા ક્રોધવશ નામના રાક્ષસગણોને તેણે એકલાએ રણમાં એકસાથે રોળી નાખ્યા છે.[૧૩-૧૯] હે દેવ! તે હણાયેલા રાક્ષસાદિઓ સત્ત્વહીન અને પ્રાણહીન થઈને જમીન ઉપર આળોટી રહ્યા છે. તમારો મિત્ર મણિમાન પણ મરી ગયો છે. માત્ર અમે જ તેની કૃપા મેળવવાથી અહીં ઊગરીને આવ્યા છીએ.[૨૦] આ બધું કામ એક મનુષ્યે કર્યું છે, તો હવે જે કરવું ઘટે તે કરો.' આ વચનો સાંભળીને યક્ષગણોના અધિરાજ તે કુબેર ઘણા ક્રોધે ભરાયા.[૨૧] ક્રોધથી આંખ લાલ કરીને તે આ વચન બોલ્યા કે, 'એમ કેમ થયું?' ભીમનો આ અપ-રાધ બીજી વારનો છે. એ સાંભળી યક્ષાધિપતિ ધન-પતિ ક્રોધ પામ્યા અને બોલ્યા કે, 'મારો રથ જોડો.' હવે સુવર્ણમાળાધારી ગંધર્વોએ ગગનના મેઘ જેવા તથા ગિરિશૃંગના જેવા ઊંચા રથને તૈયાર કર્યો. કુબેરના તે રથને સર્વ ગુણથી યુક્ત, વિમળ આંખવાળા, તેજ, બળ તથા ગુણથી ભરેલા, વિવિધ રત્નોથી વિભૂષિત કરેલા, સોહામણા તેમ જ જાણે તરી જતા હોય એવી ઝડપે જનારા ઉત્તમ ઘોડાઓ જોડવામાં આવ્યા.[૨૨-૨૫] વિજયસૂચક હણહણાટી કરીને તે ઘોડાઓ એકબીજાને હણ-હણાવતા હતા. પછી તે રાજાધિરાજ ભગવાન કુબેર તે રથમાં બેસીને નીકળ્યા. દેવો અને ગંધર્વો એ મહાકાંતિમાનની સ્તુતિ કરવા લાગ્યા. ત્યારે લાલ આંખવાળા, સુવર્ણના જેવી પ્રભાવાળા, મોટી કાયા-વાળા, મહાન બળવાળા, આયુધ બાંધેલા અને તલ-વાર કસેલા એક સહસ્ર યક્ષો પ્રયાણ કરતા એ મહા-ત્મા કુબેરની સાથે ચાલ્યા.[૨૬-૨૮] તેઓ આકાશને

તાણતા હોય તેમ, તે સર્વ મહાવેગવાન યક્ષો આકાશગતિએ કૂદતા કૂદતા ગંધમાદન પર્વત ઉપર આવી પહોંચ્યા.[૨૯] યક્ષો અને રાક્ષસોના સમૂહોથી વીંટળાયેલા પ્રિયદર્શન મહાત્મા કુબેરને તથા એ ધનપતિએ પાળેલા ઘોડાઓના મોટા સમુદાયને જોઈને પાંડવો હર્ષથી રોમાંચિત થઈ ગયા. કુબેર પણ ધનુષ્યથી સજેલા અને તલવાર બાંધેલા તે મહારથી અને મહાસત્ત્વશાળી પાંડુનંદનોને જોઈને પ્રસન્ન થયા અને દેવકાર્ય કરવાની ઇચ્છાથી હૃદયમાં સંતોષ પામ્યા.[૩૦-૩૨] પછી કુબેર આદિ તે મહાવેગવાનો પક્ષીની જેમ તે પર્વતના શિખરને ઓળંગીને તે પાંડવોની પાસે આવી પહોંચ્યા.[૩૩] પરંતુ હે ભારત ! તે કુબેરને પાંડવો તરફ પ્રસન્ન મનવાળા થયેલા જોઈને યક્ષો અને ગંધર્વો ત્યાં શાંત ઊભા રહ્યા.[૩૪] પછી નકુલ, સહદેવ, ધર્મવેત્તા ધર્મરાજ અને મહાત્મા પાંડવોએ એ સમર્થ ધનપતિને પ્રણામ કર્યા. પોતે પોતાને અપરાધી માનતા હોય તેમ તે સર્વ મહારથીઓ કુબેરને વીંટળાઈને હાથ જોડી ઊભા રહ્યા. ધનેશ્વર કુબેર પણ વિશ્વકર્માએ બનાવેલા, છેડા સુધી ચિત્રિત કરેલા અને શ્રેષ્ઠ મુલાયમ આસનવાળા તે કાંતિમાન પુષ્પકમાં બેઠા હતા.[૩૫-૩૭] શંખના જેવા કર્ણવાળા, મહાવેગભર્યા અને મોટી કાયાવાળા હજારો યક્ષો તથા રાક્ષસો તે બિરાજેલા કુબેરની પાસે બેઠા.[૩૮] સેંકડો ગંધર્વો તથા અપ્સરાઓનાં વૃંદો તેમની ચારે બાજુ વીંટળાઈ તેમની સેવા કરવા લાગ્યાં; તે જાણે દેવો ઇંદ્રને ઉપાસી રહ્યા હોય એમ જણાતું હતું.[૩૯] સુવર્ણની સુંદર માળાને શિર ઉપર ધારણ કરીને તથા હાથમાં પાશ, ખડ્ગ અને ધનુષ સજીને ભીમસેન તે ધનપતિ કુબેરની સામે જોઈ રહ્યો હતો, રાક્ષસોએ તેને જખમી કર્યો હતો અને તે જ અવસ્થામાં તે કુબેરને જોઈ રહ્યો હતો, તોપણ એ ભીમસેનને કશી ગ્લાનિ થતી નહોતી.[૪૦,૪૧] આમ તીક્ષ્ણ બાણો લઈને યુદ્ધની ઇચ્છાથી સજ્જ ઊભેલા એ ભીમને જોઈને કુબેર ધર્મપુત્ર યુધિષ્ઠિરને કહેવા લાગ્યા :[૪૨] 'હે પાર્થ ! પ્રાણીમાત્ર જાણે છે કે, તમે સકળ જીવના કલ્યાણમાં પરાયણ છો. આ પર્વતશિખરે પણ તમે તમારા ભાઈઓ સાથે નિર્ભયતાથી નિવાસ કરો. હે પાંડવ ! તમારે ભીમસેન ઉપર રોષ કરવો જોઈએ નહિ. એ રાક્ષસો તો કાળથી પ્રથમથી જ હણાયેલા હતા. તમારો નાનો ભાઈ તો તેમાં નિમિત્તમાત્ર થયો છે.[૪૩,૪૪] ભીમે આ જે સાહસ કર્યું છે, તે વિશે તમારે શરમાવું નહિ. યક્ષો અને રાક્ષસોનો આમ વિનાશ થશે, એ દેવોએ આગળથી જ જોયું હતું.[૪૫] હે ભરતશ્રેષ્ઠ ! મને ભીમસેન ઉપર કોપ નથી, હું તો તેના ઉપર પ્રસન્ન છું. અગાઉ પણ મને ભીમસેનના કર્મથી સંતોષ થયો હતો.[૪૬]

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે યુધિષ્ઠિરરાજને કહ્યા પછી, કુબેર ભીમસેનને કહેવા લાગ્યા : 'હે તાત ! હે કુરુશ્રેષ્ઠ ! મારા મનમાં કંઈજ નથી. હે ભીમ ! કૃષ્ણાને અર્થે તેં આ જ સાહસ કર્યું છે અને મને તથા દેવોને અવમાનીને તેં તારા બાહુબળના આશ્રયથી આ જે યક્ષો તથા રાક્ષસોનો વિનાશ કર્યો છે, તેથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું. હે વૃકોદર ! આજે હું ઘોર શાપમાંથી છૂટ્યો છું.[૪૭-૪૯] પૂર્વે પરમ ઋષિ અગસ્ત્યે ક્રોધમાં આવીને મારા કોઈ એક અપરાધ સારુ મને શાપ આપ્યો હતો, તેનું આ નિવારણ થયું છે.[૫૦] પાંડવનંદન ! મારે માટે આ ક્લેશ પૂર્વથી નિર્માણ થયો હતો. આથી હે પાંડવ ! એમાં તારો કંઈયે અપરાધ નથી.[૫૧]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભગવન્ ! મહાત્મા અગસ્ત્યે તમને શા માટે શાપ આપ્યો હતો ? હે દેવ ! હું તમારા તે શાપનું કારણ સાંભળવા

ઇચ્છું છું.[૫૨] મને એ આશ્ચર્ય થાય છે કે, તે ધીમાન ઋષિના ક્રોધ વડે તમે ત્યારે તમારી સેના અને અનુચરો સાથે બળી ગયા નહિ![૫૩]

કુબેર બોલ્યા : હે નરેશ્વર! પૂર્વે કુશવતીમાં દેવતાઓની એક સભા થઈ હતી. નિમંત્રણ મળ્યાથી હું પણ ત્યાં ગયો હતો. ત્યારે મારી સાથે વિવિધ આયુધો ધારેલા અને ભયંકર રૂપવાળા ત્રણસો મહાપદ્મ યક્ષો હતા. માર્ગમાં મેં ઋષિશ્રેષ્ઠ અગસ્ત્યને જોયા.[૫૪,૫૫] તે વિવિધ પક્ષીઓથી ભરેલા અને પુષ્પિત વૃક્ષોથી શોભી રહેલા યમુનાતીરે ઉગ્ર તપ કરી રહ્યા હતા.[૫૬] સૂર્ય તરફ મુખ રાખી, તે ઊંચો હાથ કરીને ઊભા હતા. તેજના ભંડાર જેવા અને પ્રોજ્જ્વલ હુતાશનની જેમ ઝગમગી રહેલા તેમને જોતાં જ, રાક્ષસોનો અધિપતિ અને મારો મિત્ર તે શ્રીમાન મણિમાન મૂર્ખાઈથી, અજ્ઞાનભાવથી, અભિમાનથી અને મોહથી આકાશમાં રહ્યો રહ્યો તે મહર્ષિ ઉપર થૂંક્યો. આથી જાણે સર્વ દિશાઓને બાળતા હોય તેમ તે ઋષિએ કોપ કરીને મને આ પ્રમાણે કહ્યું કે,[૫૭-૫૯] 'હે ધનેશ્વર! તારા દેખતાં, તારા આ દુરાત્મા મિત્રે મારી અવજ્ઞા કરીને મને આ જ અપમાન આપ્યું છે, તેથી તે તારાં આ સૈન્યોની સાથે એક મનુષ્યને હાથે વધ પામશે. આમ એ સેનાઓ હણાયાથી તું દુર્મતિયો પણ અહીં ક્લેશ ભોગવશે અને તે મારનાર મનુષ્યનાં દર્શન પામીને તું એ પાપમાંથી છૂટી જશે.[૬૦,૬૧] તારી આ સેનાઓમાંથી જે કોઈ તારી આજ્ઞાનું પાલન કરશે, તે પુત્રપૌત્રોની સાથે આ ઘોર શાપને પામશે નહિ.' આમ હે મહારાજ! પૂર્વે તે ઋષિશ્રેષ્ઠે મને આ શાપ આપ્યો હતો અને તમારા ભાઈ ભીમે મને તેથી છોડાવ્યો છે.[૬૨,૬૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત યક્ષયુદ્ધપર્વમાં 'કુબેરદર્શન' નામનો અધ્યાય ૧૬૧ મો સમાપ્ત.

# अध्याय १६२मो

## કુબેરનાં વચનો

॥ धनद उवाच ॥

**युधिष्ठिर धृतिर्दाक्ष्यं देशकालपराक्रमाः ।**
**लोकतंत्रविधानानामेष पंचविधो विधिः ॥ १ ॥**

કુબેર બોલ્યા : હે યુધિષ્ઠિર! ધૃતિ, દક્ષતા, દેશ, કાળ અને પરાક્રમ એ લોકવ્યવહારનો પાંચ પ્રકારનો વિધિ છે.[૧] હે ભારત! કૃતયુગમાં મનુષ્યો ધૃતિમાન, પોતપોતાનાં કર્મોમાં દક્ષ અને પરાક્રમના વિધાનને જાણવાવાળા હતા.[૨] હે ક્ષત્રિયશ્રેષ્ઠ! ધૃતિમાન, દેશ તથા કાળને જાણનાર અને સર્વ ધર્મવિધાનોનો વેત્તા એવો ક્ષત્રિય પૃથ્વી ઉપર ચિરકાલ સુધી શાસન કરે છે.[૩] હે વીર! હે પાર્થ! જે પુરુષ સર્વ કર્મોને વિશે આ પ્રમાણે વર્તે છે, તે આ લોકમાં યશ પામે છે અને પરલોકમાં સદ્ગતિ મેળવે છે.[૪] વૃત્રાસુરને હણનાર ઇંદ્રે દેશકાળની સંધિને જોઈને પરાક્રમ કર્યું, તેથી સર્વ વસુઓ સાથે તે સ્વર્ગમાં રાજ્ય પામ્યો.[૫] પણ જે કેવળ ક્રોધાવેશમાં રહી ભાવિની પડતીને જોતો નથી અને જે કર્મોના વિભાગને ન જાણતો હોઈ માત્ર પાપ જ કર્યા કરે છે, તે પાપી મન અને પાપી બુદ્ધિવાળો પુરુષ આ લોક તથા પરલોકમાં વિનાશ પામે છે.[૬,૭] જે કાળને જાણતો નથી, જે દુષ્ટ મતિવાળો છે અને જે કાર્યની વિશેષતાને ઓળખતો નથી, તે મિથ્યા આચાર અને કર્મવાળો મનુષ્ય આ લોક અને પરલોક બન્નેમાં નાશ પામે છે. વળી જેઓ સાહસમાં વર્તે છે, બીજાને છળકપટ કરે છે, દુષ્ટ મનવાળા છે અને પોતાને વિશે સર્વ સામર્થ્યની ઇચ્છા રાખે છે, તેમનો નિશ્ચય પાપમય જ હોય છે. હે પુરુષસિંહ! આ ભીમસેન ધર્મને જાણતો નથી, ગર્વિષ્ઠ છે, બાળકબુદ્ધિનો છે, અસહનશીલ છે અને નિર્ભય છે. તેને તમે ઉપદેશ આપો. તમે ફરી

રાજર્ષિ આર્ષ્ટિષેણને આશ્રમે જઈને ત્યાં પડેલા અંધારિયામાં શોક અને ભયથી મુક્ત રહીને નિવાસ કરો. હે મહાબાહુ! હે માનવેંદ્ર! ત્યાં અલકાવાસી ગંધર્વો, યક્ષો, કિન્નરો તથા સર્વ પર્વતવાસીઓ મારી આજ્ઞાથી તમારું અને સૌ બ્રાહ્મણશ્રેષ્ઠોનું રક્ષણ કરશે.[૮-૧૨] હે રાજન્! આ વૃકોદર સાહસ કરીને અહીં આવ્યો છે. હે શ્રેષ્ઠ ધર્મિષ્ઠ! તમે એને હવે શિખામણ આપી સારી પેઠે વારજો.[૧૩] હે રાજન્! વનવાસીઓ હવેથી તમારાં દર્શન કરશે. હે મહારાજ! તેઓ નિત્ય તમારી સેવામાં રહેશે અને તમારું રક્ષણ કરશે. વળી હે પુરુષવરો! મારા સેવકો તમારે માટે નિત્ય અનેક જાતનાં સ્વાદિષ્ટ ખાનપાન લઈ આવશે.[૧૪,૧૫] હે તાત! જેમ અર્જુન ઇંદ્રનો પુત્ર છે અને ભીમ વાયુનો કુમાર છે, તેમ તમે ધર્મના યોગથી થયેલા પુત્ર છો. વળી વિચારસંપન્ન નકુલ અને સહદેવ એ બન્ને અશ્વિનીકુમારોના પુત્રો છે. આથી હે યુધિષ્ઠિર! એ ઇંદ્રાદિકોની જેમ મારે પણ અહીં તમારું સૌનું રક્ષણ કરવું જોઈએ.[૧૬,૧૭] અર્થશાસ્ત્રના તત્ત્વવિધાનનો વેત્તા, સર્વ ધર્મવિધાનોનો જાણકાર અને ભીમસેનથી નાનો તે અર્જુન સ્વર્ગમાં કુશળ છે.[૧૮] હે તાત! આ લોકમાં જે કંઈ સ્વર્ગીય પરમ સંપત્તિ ગણાઈ છે, તે બધી ધનંજયમાં જન્મથી માંડીને રહી છે.[૧૯] વળી ઇંદ્રિયદમન, દાન, બળ, બુદ્ધિ, લજ્જા, ધૃતિ અને ઉત્તમ તેજ એ બધું એ મહાસત્ત્વશાલી તથા અમાપ તેજસ્વીમાં રહેલું છે.[૨૦] હે પાંડવ! અર્જુન કદી પણ મોહમાં પડીને નિંદ્ય કામ કરતો નથી, તેમ મનુષ્યોમાં કોઈ પણ માણસ અર્જુન જૂઠું બોલ્યો એવું કહેતો નથી.[૨૧] હે ભારત! કુરુઓની કીર્તિ વધારનારો એ અર્જુન દેવો, પિતૃઓ તથા ગંધર્વોથી સન્માન પામ્યો છે અને હાલ ઇંદ્રભવનમાં અસ્ત્રવિદ્યા સિદ્ધ કરે છે.[૨૨] હે પાર્થ! જેણે સર્વ મહીપાલોને ધર્મપૂર્વક વશમાં આણ્યા હતા, તે તમારા પિતાના પિતામહ, મહાતેજસ્વી અને મહાવીર્યવાન શાંતનુ મહારાજ પોતાના કુલધુરંધર ગાંડીવધારી પૃથાનંદન એ અર્જુનથી સ્વર્ગમાં સારી રીતે પ્રસન્નતા પામે છે.[૨૩,૨૪] હે રાજન્! જે મહાતપસ્વી રાજેશ્વરે પિતૃઓ, દેવો, ઋષિઓ અને વિપ્રોનું પૂજન કરીને યમુનાતીરે સાત મોટા અશ્વમેધ યજ્ઞો કર્યા હતા, તે તમારા પ્રપિતામહ શાંતનુ સ્વર્ગ જીતીને ઇંદ્રલોકમાં રહ્યા છે અને તમારું કુશલ પૂછે છે.[૨૫,૨૬]

વૈશંપાયન બોલ્યા : તે કુબેરે કહેલાં આ વચનો સાંભળીને પાંડવો અત્યંત હર્ષ પામ્યા. પછી ભરતોત્તમ વૃકોદરે શક્તિ, ગદા, તલવાર અને ધનુષ્યને પાછાં બાંધી દીધાં અને કુબેરને નમન કર્યું.[૨૭,૨૮] હવે શરણાગતને શરણ દેનારા તે ધનપતિ કુબેરે કહ્યું : 'તું શત્રુઓનાં માન મરડનારો અને મિત્રોનો આનંદ વધારનારો થજે.[૨૯] હે શત્રુતાપનો! તમે તમારા રમણીય નિવાસસ્થાનોમાં વસો. હે ભરતશ્રેષ્ઠો! ત્યાં યક્ષો તમારી સાથે ફાવે તેમ વર્તશે નહિ, પણ તમારી આજ્ઞામાં રહી તમારું રક્ષણ કરશે. વળી અસ્ત્રવિદ્યામાં સિદ્ધ થયેલો એ ગુડાકેશ અહીં જલદીથી પાછો આવશે, સાક્ષાત્ ઇંદ્રે આજ્ઞા આપવાથી તે ધનંજય તમને આવી મળશે.'[૩૦,૩૧] ઉત્તમ કર્મવાળા યુધિષ્ઠિરને આ પ્રમાણે કહીને યક્ષાધિપતિ કુબેર શ્રેષ્ઠ ગિરિવરમાં આવેલા પોતાના મંદિર તરફ ગયા. હજારો યક્ષો અને રાક્ષસો વિવિધ રત્નોથી શણગારેલાં તથા રંગબેરંગી ફૂલોવાળાં અનેક વાહનો ઉપર બેસી તેને અનુસરવા લાગ્યા.[૩૨,૩૩] ત્યારે કુબેરભવન તરફ ઉત્તમ ઘોડાઓનો પંખીઓના જેવો શબ્દ ગાજી રહ્યો. તે જાણે ઇંદ્રપુરીને રસ્તે ઐરાવતનો ઘોષ થઈ રહ્યો હોય

એમ લાગતું હતું.[34] ધનપતિ કુબેરના તે ઘોડાઓ જાણે વાદળાંને ખેંચતા હોય અને વાયુને પીતા હોય તેમ આકાશમાં પૂરા વેગથી જતા હતા.[35] પછી મરી ગયેલા રાક્ષસોનાં તે મડદાંઓ ધનપતિ કુબેરની આજ્ઞાથી તે ગિરિશિખર ઉપરથી દૂર કરવામાં આવ્યાં.[36] ધીમાન અગસ્ત્યે તેમના શાપની એ જ અવધ કરી હતી. તેઓ યુદ્ધમાં મરી ગયા, એટલે તે જ વખતે તે શાપનો અંત આવ્યો.[37] મહાત્મા પાંડવોએ તે રાત્રિ તો આશ્રમોમાં ગાળી. સર્વ રાક્ષસો તરફથી સન્માન પામીને, તેઓ ઉદ્વેગરહિત થઈને ત્યાં સુખપૂર્વક વસ્યા.[38]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંર્ગત યક્ષયુદ્ધપર્વમાં 'કુબેરવાક્ય' નામનો અધ્યાય ૧૬૨ મો સમાપ્ત

## अध्याय १६३ मो
### મેરુ પર્વતનાં દર્શન

॥ वैशंपायन उवाच ॥

**ततः सूर्योदये धौम्यः कृत्वाऽऽह्निकमरिंदम ।**
**आर्ष्टिषेणेन सहितः पांडवानभ्यवर्तत ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: પછી હે શત્રુદમન! સૂર્યોદય થતાં ધૌમ્યે નિત્યકર્મ કર્યું અને આર્ષ્ટિષેણને લઈને પાંડવો પાસે આવ્યા.[1] તે પાંડવોએ ધૌમ્ય અને આર્ષ્ટિષેણના ચરણમાં વંદન કર્યું.[2] અને હાથ જોડીને તે સર્વ બ્રાહ્મણોનું પૂજન કર્યું. પછી મહર્ષિ ધૌમ્યે યુધિષ્ઠિરનો જમણો હાથ પકડી, પૂર્વ દિશા તરફ મુખ રાખી, આ વચનો કહ્યાં કે,[3] 'હે મહારાજ! આ શૈલરાજ મંદર સાગર પર્યંતની ભૂમિને ઘેરીને ઊભો છે. તે અતિશય શોભી રહ્યો છે. હે પાંડવ! પર્વતો, વનના સીમાડાઓ અને અરણ્યોથી શોભી રહેલી આ દિશાનું ઇંદ્ર તથા કુબેર રક્ષણ કરે છે. હે તાત! સર્વ ધર્મને જાણનારા જ્ઞાનવાન ઋષિઓ આને મહેન્દ્રનું તથા કુબેરરાજનું ધામ કહે છે.[4-6] ધર્મજ્ઞ ઋષિઓ, સિદ્ધો, સાધ્યો, દેવતાઓ તથા પ્રજાઓ અહીંથી ઉદય પામતા સૂર્યની ઉપાસના કરે છે.[7] પ્રાણીમાત્રના પ્રભુ અને ધર્મના વેત્તા યમરાજ મરેલા જીવોની ગતિરૂપ એવી પેલી દક્ષિણ દિશામાં રહે છે.[8] આ અદ્‌ભુત દર્શનવાળું અને પરમ સમૃદ્ધિથી ભરેલું યમરાજનું પાવનકારી 'સંયમન' ભવન છે. હે રાજન્! સૂર્ય ત્યાં જઈને સત્યપૂર્વક સ્થિર રહે છે. પંડિતો આ પર્વતરાજને અસ્તાચલ કહે છે. પંડિતો આ પર્વતરાજમાં તથા મહોદધિ સમુદ્રમાં રહીને વરુણરાજ સર્વ ભૂતોનું રક્ષણ કરે છે. હે મહાભાગ! બ્રહ્મવેત્તાઓની ગતિરૂપ એવો આ મંગલમય અને વીર્યવાન મહામેરુ ઉત્તર દિશાને અજવાળતો ઊભો છે. ત્યાં બ્રહ્મસભા છે ભૂતમાત્રના આત્મા ભગવાન પ્રજાપતિ સર્વ સ્થાવરજંગમને સર્જતા ત્યાં જ વસે છે. બ્રહ્માના દક્ષાદિ જે સાત માનસપુત્રો કહ્યા છે, તેમનું પણ આ મહામેરુ કલ્યાણમય અને ઉપદ્રવરહિત નિવાસસ્થાન છે.[9-14] હે તાત! અહીં જ વસિષ્ઠ આદિ સપ્તર્ષિઓ રહે છે અને વળી ઉદય પામે છે.[15] મેરુના શિખર ઉપરના આ નિર્મળ અને ઉત્તમ પ્રદેશને જુઓ. ત્યાં પિતામહ બ્રહ્મા આત્મજ્ઞાનથી તૃપ્ત થયેલા દેવોની સાથે રહે છે.[16] જેને સકલ પ્રાણીઓની પ્રકૃતિના ઉપાદાનકારણરૂપ, આદિ અને અંતરહિત, પ્રકાશમાન અને પરમસમર્થ એવા ઇંદ્રીયાતીત નારાયણ કહે છે, તેનું સ્થાન બ્રહ્માના સદનની પેલી પાર પ્રકાશી રહ્યું છે. દેવો પણ સર્વ તેજથી ભરેલા તે શુભ સ્થાનને જોઈ શકતા નથી. મહાત્મા વિષ્ણુનું તે સ્થાન સ્વપ્રભાએ કરીને સૂર્ય અને અગ્નિ કરતાં પણ અધિક તેજોમય છે. આથી હે રાજન્! દેવો અને દાનવો પણ તેની સામે મીટ માંડી શકતા નથી.[17-19] આમ તે નારાયણસ્થાન મેરુપર્વત ઉપર પૂર્વ દિશામાં શોભી રહ્યું છે. ત્યાં હે તાત! સર્વના ઉપાદાન–કારણરૂપ અને ભૂતોના અધિપતિ તે સ્વયંભૂ

ભગવાન પ્રાણીમાત્રને પોતાની સુકાંતિથી પ્રકાશિત કરતા રહી જાતે પ્રકાશી રહ્યા છે. હે તાત! હે કુરુશ્રેષ્ઠ! યતિઓની ગતિરૂપ એવા આ સ્થાને બ્રહ્મર્ષિઓ પણ જઈ શકતા નથી તો મહર્ષિઓની તો વાત જ ક્યાંથી? હે પાંડવ! એ તેજ આગળ સર્વ તેજો ઝાંખાં પડે છે. કેમ કે અચિન્ત્ય સ્વરૂપ પ્રભુ પોતે જ ત્યાં બિરાજે છે. પરમ તપથી યુક્ત, શુભ કર્મોથી શુદ્ધ મનવાળા થયેલા અને અજ્ઞાન તથા મોહથી મુક્ત એવા યોગસિદ્ધ યતિ મહાત્માઓ, ભક્તિ વડે ત્યાં નારાયણ હરિને પામે છે.[૨૦-૨૪] હે ભારત! ત્યાં દેવાધિદેવ અને સનાતન એવા તે સ્વયંભૂ મહાત્માને પામ્યા પછી તેઓ આ લોકમાં ફરી આવતા નથી.[૨૫] હે મહાભાગ! ઈશ્વરનું એ સ્થાન સદૈવ અચળ, અક્ષય અને અવિનાશી છે. તેથી હે યુધિષ્ઠિર! તમે એને પ્રણામ કરો.[૨૬] હે કુરુનંદન! સૂર્ય અને ચંદ્ર પ્રતિદિન આ મેરુની આસપાસ ફરી નિત્ય પ્રદક્ષિણા કરે છે. હે નિષ્પાપ! હે મહારાજ! સર્વ તારામંડળો પણ અશેષે આ ગિરિરાજની ફરતી પ્રદક્ષિણા કરે છે. અંધકારનાશન ભગવાન સૂર્ય પણ જાણે આ સર્વ નક્ષત્રોને ખેંચતા રહી તે પર્વતની પ્રદક્ષિણા કરે છે. પછી અસ્તાચલે જઈ, સંધ્યાકાલ વટાવી, તે પ્રકાશમાન સૂર્યનારાયણ ઉત્તર દિશાની સીમાએ જાય છે.[૨૭-૩૦] આમ હે પાંડવ! પ્રાણીમાત્રના હિતમાં પરાયણ રહેનારા તે સૂર્યભગવાન મેરુની પ્રદક્ષિણા ફરતા ફરતા પ્રાચી પૂર્વ દિશામાં આવે છે અને પર્વસંધિઓમાં માસોના અનેક કાળવિભાગ કરતા રહે છે. એ જ રીતે ચંદ્રદેવ પણ નક્ષત્રોની સાથે મેરુની આસપાસ ફરે છે. આમ આળસરહિત રહીને એ ચંદ્ર આ મહામેરુને ઓળંગી જાય છે તથા સકળ ભૂતોને પોષણ આપી ફરી તે મંદરાચળ ઉપર જાય છે.[૩૧-૩૩] વળી અંધકારને હણનાર સૂર્યદેવ સુદ્ધાં જગતને પોતાનાં કિરણો વડે પોષણ આપતા રહી આ મુક્ત માર્ગે ફર્યા કરે છે.[૩૪] પછી ઠંડી સર્જવાની ઇચ્છાએ તે દક્ષિણ દિશા તરફ વળે છે. આમ સર્વ પ્રાણીઓ શિયાળાનો વખત અનુભવે છે. હવે તે સૂર્ય ભગવાન ત્યાંથી પાછા ઉત્તર તરફ ગતિ કરે છે, ત્યારે તે પોતાના તેજથી સ્થાવરજંગમ સર્વે પ્રાણીઓનાં તેજને ખેંચી લે છે[૩૫,૩૬] આથી માણસોને ઉનાળામાં પરસેવો, થાક, આળસ તથા ગ્લાનિ આવે છે. પ્રાણીઓને સતત અને સદૈવ ઝોકાં આવ્યાં કરે છે.[૩૭] આમ પ્રજાને પોષણ આપતા તે તેજસ્વી સૂર્યભગવાન આ અંતરિક્ષમાર્ગે ફરતા રહીને વળી જળની વૃષ્ટિ કરે છે.[૩૮] આ રીતે વૃષ્ટિ, વાયુ અને તાપ કરીને સ્થાવરજંગમને સુખવૃદ્ધિ કરીને તે મહાતેજસ્વી ફરી એ જ ક્રમે પાછા ફરે છે. હે પાર્થ! આ પ્રમાણે ફરતા એ સવિતા ભગવાન આળસરહિત રહી સર્વ ભૂતોને ખેંચતા રહે છે અને કાળચક્રને ફેરવ્યા કરે છે. હે પાંડવ! એમની આ ગતિ સતત હોય છે. તે ક્યારેય સ્થિર રહેતા નથી. તે તો પ્રાણીઓના તેજને ખેંચે છે તથા પાછાં તેમને જ આપે છે.[૩૯-૪૧] હે ભારત! તે વ્યાપક સૂર્ય સર્વ ભૂતોનાં આયુષ્ય તથા કર્મોના વિભાગ કરે છે અને તે માટે સદૈવ દિવસ, રાત, કળા અને કાષ્ઠાને સર્જે છે.[૪૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત યક્ષયુદ્ધપર્વમાં 'મેરુદર્શન' નામનો અધ્યાય ૧૬૩ મો સમાપ્ત

## अध्याय १६४ मो

### સ્વર્ગમાંથી અર્જુનનું આગમન

॥ वैशंपायन उवाच ॥

तस्मिन्नगेंद्रे वसतां तु तेषां महात्मनां सद्व्रतमास्थितानाम् । रतिः प्रमोदश्च बभूव तेषामाकांक्षतां दर्शनमर्जुनस्य ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : અર્જુનના દર્શનની

આકાંક્ષાથી તે ગિરિરાજ ઉપર નિવાસ કરી રહેલા એ સદ્વ્રતચારી મહાત્મા પાંડવોને પ્રીતિ તથા આનંદ થયાં હતાં.[૧] વીર્યવાન, વિશુદ્ધ અભિલાષાવાન, તેજસ્વી અને સત્ય તથા ધૃતિને ખાસ ધારવાવાળા તે પાંડવોને મળવાને અનેક ગંધર્વગણો તથા મહર્ષિઓ પ્રીતિપૂર્વક આવતા હતા.[૨] પુષ્પધારી વૃક્ષોથી શોભતા તે ગિરિશ્રેષ્ઠ ઉપર જઈ એ મહારથી પાંડવોને મનમાં પરમ પ્રસન્નતા થઈ, જાણે મરુદ્ગણો સ્વર્ગમાં જઈ આનંદ પામ્યા.[૩] તે મહાપર્વતનાં મોર અને હંસોના નાદોથી ગાજી રહેલાં તથા પુષ્પોથી ભરચક થયેલાં શૃંગો તેમ જ ટોચોને જોતાં તેઓ પરમ આનંદ પામ્યા અને ત્યાં ગિરિ ઉપર રહેવા લાગ્યા.[૪] ત્યાં પાંડવોએ તે શ્રેષ્ઠ પર્વત ઉપર સાક્ષાત્ કુબેરે કરાવેલી કમલતલાવડીઓને જોઈ. તે કમળોથી ભરેલી હતી, તેમના કિનારાઓ શેવાળ આદિથી છવાઈ ગયા હતા અને બગલાં, બતક તથા હંસો તેમને સેવી રહ્યાં હતાં. વળી ત્યાં તેમણે ધનપતિ કુબેરરાજને ભોગવવા યોગ્ય એવા સમૃદ્ધિસંપન્ન અને મનોરમ ક્રીડાપ્રદેશો જોયા. તે રંગબેરંગી ફૂલમંડળોથી સુશોભિત હતા અને તે સ્થાનમાં મણિઓ જડેલા હતા.[૫,૬] તપશ્ચર્યાપરાયણ પાંડવો ત્યાં સદૈવ ફરતા હતા, તો પણ જાતજાતનાં રંગવાળાં અને સુગંધભર્યાં મહાવૃક્ષોને લીધે તેમ જ આભલાંની સતત જાળીઓને લીધે તેઓ તે ગિરિશૃંગ વિશે પૂરી કલ્પના કરી શક્યા નહિ.[૭] હે પુરુષપ્રવીર! તે ગિરિવરના સ્વતેજને કારણે તથા મહા ઔષધિઓના પ્રભાવને લીધે ત્યાં દિવસ અને રાત્રિનો કશો ખાસ ભેદભાવ જણાતો નહોતો.[૮] જેનો આશ્રય કરીને અમાપ તેજસ્વી અગ્નિ સ્થાવરજંગમને પ્રકાશિત કરે છે, તે સૂર્યના ઉદયને તથા અસ્તને તે વીર નરસિંહો ત્યાં રહીને જોવા લાગ્યા.[૯] તે વીરોએ ત્યાં સૂર્યના અસ્તોદયનાં સ્થાનોને તેમ જ તેના ઉદય અને અસ્તને જોયા. વળી તેમણે અંધકારનાશન સૂર્યની કિરણજાળોથી પથરાયેલી દિશાઓ અને પ્રદિશાઓ જોઈ. આમ વેદનો સ્વાધ્યાય કરતા, સતત ધર્મક્રિયાઓ કરતા, ધર્મપ્રધાન રહેતા, પવિત્ર વ્રત આચરતા અને સત્યમાં સ્થિર રહેતા તે પાંડવો, તે સત્યવતી અને મહારથી અર્જુનના આવવાની વાટ જોઈ રહ્યા હતા.[૧૦,૧૧] અહીં જ આપણે અસ્ત્રવિદ્યામાં સિદ્ધ થયેલા ધનંજયનો જલદી મેળાપ મેળવી આનંદ પામીએ, એમ ઉત્તમ આશીર્વચનો બોલતા તે પૃથાનંદનો તપમાં તથા યોગમાં પરાયણ બનીને રહ્યા. પર્વત ઉપરનાં જાતજાતનાં વનોને જોઈને અર્જુનની સતત ચિંતા કરતા તે પાંડવોને એક એક રાતદિવસ એક એક વરસ જેવાં લાંબાં લાગ્યાં.[૧૨,૧૩] ધૌમ્યમુનિએ અનુમતિ આપતાં મહાત્મા અર્જુન જ્યારથી જટા ધારી વનમાં ગયો, ત્યારથી જ એ પાંડવોનો હર્ષ ઊડી ગયો હતો. તેથી એ અર્જુનમાં જ મન રાખી રહેલા એ પાંડવોને અહીં ચેન તો ક્યાંથી જ પડે? મત્ત માતંગના જેવી ચાલવાળો એ અર્જુન જ્યારથી મોટાભાઈ યુધિષ્ઠિરની આજ્ઞા પામી કામ્યકવનમાંથી ચાલી નીકળ્યો હતો, ત્યારથી તે પાંડવો શોકગ્રસ્ત થઈ ગયા હતા.[૧૪,૧૫] હે ભારત! અર્જુન અસ્ત્રવિદ્યા ભણવા માટે ઇંદ્રની પાસે ગયો હતો, તે શ્વેત અશ્વવાળા અર્જુનની ચિંતા કરી રહેલા એ ભરતવંશીઓનો તે પર્વત ઉપર મહાકષ્ટે એક મહિનો વીત્યો. હવે ઇંદ્રભવનમાં પાંચ વર્ષ રહીને, અર્જુને દેવરાજ પાસેથી સર્વ દિવ્ય અસ્ત્રો મેળવ્યાં. તેણે આગ્નેયાસ્ત્ર, વારુણાસ્ત્ર, સૌમ્યાસ્ત્ર, વાયવ્યાસ્ત્ર, વૈષ્ણવાસ્ત્ર ઐન્દ્રાસ્ત્ર, પાશુપતાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર અને પ્રજાપતિનું પારમેષ્ઠ્યાસ્ત્ર પ્રાપ્ત કર્યાં. વળી તે યમ, ધાતા, સવિતા, ત્વષ્ટા અને વૈશ્રવણ એ સૌનાં અસ્ત્રો પણ પામ્યો. આમ અર્જુને ઇંદ્ર પાસેથી તે સર્વ અસ્ત્રો મેળવ્યાં. પછી દેવરાજને વંદન કરી, તેમની આજ્ઞા

મેળવી, તેમ જ તેમની પ્રદક્ષિણા કરી તે પ્રસન્ન મનથી ગંધમાદન પર્વત ઉપર હર્ષપૂર્વક આવ્યો.[૧૬-૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત યક્ષયુદ્ધપર્વમાં 'અર્જુનાગમન' નામનો અધ્યાય ૧૬૪મો સમાપ્ત.

### યક્ષયુદ્ધપર્વ સમાપ્ત

# निवातकवचयुद्धपर्व

## अध्याय १६५मो

### અર્જુનનો સમાગમ

॥ वैशंपायन उवाच ॥

**ततः कदाचिद्धरिसंप्रयुक्तं महेंद्रवाहं सहसोपयातम् ॥ विद्युत्प्रभं प्रेक्ष्य महारथानां हर्षोऽर्जुनं चिंतयतां बभूव ॥१॥**

વૈશંપાયન બોલ્યા : ત્યાં એક સમયે અર્જુનની ચિંતા કરી રહેલા તે મહારથી પાંડવોએ ઘોડા જોડેલા તે વીજળીના જેવી ચમકવાળા ઇંદ્રરથને એકાએક આવેલો જોયો અને તેમને અત્યંત આનંદ થયો.[૧] માતલિ સારથિએ નિયમમાં રાખેલો તે ઝગઝગતો રથ અંતરિક્ષને એકદમ ચમકાવી રહ્યો હતો; માનો મેઘની અંદર રહેલું ઉંબાડિયું અગ્નિની ધુમાડા વિનાની સળગતી આંચની જેમ ઝગી રહ્યું હતું.[૨] તેમાં અર્જુન મુકુટ ધારીને, માળા પહેરીને અને નવાં આભરણો સજીને બેઠેલો જણાતો હતો. હવે ઇંદ્રના જેવા પ્રભાવવાળો અને લક્ષ્મીથી ઝગમગી રહેલો તે ધનંજય પર્વત ઉપર આવ્યો. પછી માળા ને મુકુટને ધારણ કરનારો તે અર્જુન એ પર્વત આગળ આવી તે ઇંદ્રરથમાંથી ઊતર્યો. તે ધીમાને પ્રથમ ધૌમ્યના ચરણમાં અને પછી અજાતશત્રુ યુધિષ્ઠિરના ચરણમાં વંદન કર્યાં. તે વૃકોદર ભીમને પગે પડ્યો અને માદ્રીનંદન નકુલસહદેવે તેને પ્રણામ કર્યા. પછી કૃષ્ણાને મળીને તથા તેને સાંત્વન આપીને તે પોતાના ભાઈ યુધિષ્ઠિર આગળ નમ્ર થઈને ઊભો રહ્યો.[૩-૫] એ અજોડ સામર્થ્યવાળા અર્જુનનો સમાગમ પામીને તે પાંડવો પરમ હર્ષ પામ્યા. માળા અને મુગટ ધારણ કરી રહેલો તે અર્જુન પણ તેમને જોઈને આનંદ પામ્યો અને યુધિષ્ઠિરરાજની સ્તુતિ કરવા લાગ્યો.[૬] પછી જે વાહનમાં બેસીને નમુચિને હણનારા ઇંદ્રે દૈત્યોના સાત ગણોને હણ્યા હતા, તે ઇંદ્રરથ પાસે જઈને ઉદારચિત્ત પાંડવોએ તેની પ્રદક્ષિણા કરી.[૭] અત્યંત હર્ષિત થઈને તેમણે માતલિને દેવરાજ ઇંદ્રને યોગ્ય એવો શ્રેષ્ઠ સત્કાર આપ્યો. પછી એ કુરુરાજપુત્રોએ તેને સર્વ સ્વર્ગવાસી દેવોના યથાર્થ સમાચાર પૂછ્યા.[૮] તે માતલિએ પણ તેમને અભિનંદન આપ્યાં. પછી પિતા જેમ પુત્રોને ઉપદેશ આપે, તેમ તેણે એ પૃથાનંદનોને બોધ આપ્યો. પછી તે અપ્રતિમ પ્રભાવાળા રથમાં બેસીને ફરી દેવરાજ ઇંદ્રની પાસે ગયો.[૯] આમ તે માતલિ પાછો ગયો, એટલે નરપતિઓમાં શ્રેષ્ઠ, ઇંદ્રના નંદન અને ઇંદ્રના શત્રુઓને મરડી નાખનાર તે પ્રીતિમાન મહાત્મા અર્જુને, ઇંદ્રે તેને મહામૂલ્યવાન, અત્યુત્તમ રૂપવાળાં અને સૂર્ય જેવી કાંતિવાળાં જે આભૂષણો આપ્યાં હતાં, તે સુતસોમની માતા—પોતાની પ્રિયા દ્રૌપદીને આપ્યાં. પછી તે અર્જુને એ કુરુપુંગવોની તથા સૂર્ય અને અગ્નિ જેવી પ્રભાવાળા, બ્રાહ્મણશ્રેષ્ઠોની વચ્ચે બેસીને સર્વ કથા યથાવત્ કહેતાં કહ્યું કે, 'ઇંદ્ર, વાયુ અને સાક્ષાત્ શિવ પાસેથી હું આ રીતે અસ્ત્રો શીખ્યો.[૧૦-૧૨] મારાં શીલ અને સમાધિથી ઇંદ્ર અને બીજા દેવો મારા ઉપર આમ પ્રસન્ન થયા છે.' આ પ્રમાણે તે વિશુદ્ધ કર્મવાળા અર્જુને પોતાના સ્વર્ગ વિશેના વાસનું તેમને સંક્ષેપમાં વર્ણન કર્યું. પછી તે કિરીટી પ્રસન્નતાપૂર્વક માદ્રીનંદન નકુલ અને સહદેન સાથે તે સ્થાનમાં સૂતો.[૧૩,૧૪]

# अध्याय १६६मो

## ઇંદ્રનું આગમન

॥ वैशंपायन उवाच ॥

ततो रजन्यां व्युष्टायां धर्मराजं युधिष्ठिरम् ।
भ्रातृभिः सहितः सर्वैरवंदत धनंजयः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પછી રાત વીતી જતાં, ધનંજયે બીજા સર્વ ભાઈઓ સાથે ધર્મરાજ યુધિષ્ઠિરને વંદન કર્યાં.[1] એ જ વખતે, અંતરિક્ષમાં દેવોનાં સર્વ વાજિંત્રોના નાદનો પ્રચંડ ધ્વનિ થવા લાગ્યો. હે ભારત! ત્યારે રથનાં પૈડાંઓનો ઘરઘરાટ અને ઘંટાઓનો અવાજ ચારે બાજુએ ગાજી રહ્યો. જાણે વિવિધ હિંસક પશુઓ અને પક્ષીઓનો અવાજ વ્યાપી રહ્યો ન હોય.[2,3] તે વખતે ગંધર્વો અને અપ્સરાઓના સમૂહો સૂર્ય જેવાં તેજસ્વી વિમાનોમાં બેસીને શત્રુનાશી દેવરાજને ચારે બાજુથી અનુસરી રહ્યા હતા.[4,5] હવે પરમ સૌંદર્યથી શોભતા દેવરાજ પુરન્દર હરિ નામના અશ્વો જોડેલા, સોનાથી મઢેલા અને મેઘના જેવા નાદવાળા રથમાં બેસીને પૃથાપુત્રો પાસે આવવા લાગ્યા. ત્યાં આવીને તે દેવરાજ રથમાંથી નીચે ઊતર્યા.[6,7] તે મહાત્માને જોતાં જ શ્રીમાન ધર્મરાજ યુધિષ્ઠિર પોતાના ભાઈઓ સાથે એ દેવરાજ પાસે ગયા. વિધિપૂર્વક પુષ્કળ દક્ષિણા આપનારા એ ધર્મરાજે તે અમાપ બુદ્ધિવાળા ઇંદ્રની શાસ્ત્રોક્ત વિધિથી યથાયોગ્ય પૂજા કરી.[8] તેજસ્વી ધનંજયે પણ પુરંદરને પ્રણામ કર્યા અને સેવકની જેમ તે દેવરાજની પાસે હાથ જોડીને ઊભો રહ્યો. આમ દેવરાજની પાસે વિનયપૂર્વક ઊભા રહેલા તે જટાધારી, તપસ્વી અને નિષ્પાપ ધનંજયને જોઈને મહાતેજસ્વી કુંતીનંદન યુધિષ્ઠિરે તેનું માથું સૂંઘ્યું. આ રીતે અર્જુનના દર્શનથી હર્ષના અત્યંત આવેશમાં આવેલા તે ધર્મરાજ દેવરાજનું પૂજન કરીને પરમ પ્રસન્ન થયા. હવે હર્ષથી ઘેલા થયેલા તે ઉદારમનવાળા યુધિષ્ઠિરરાજને બુદ્ધિશાળી દેવરાજ પુરંદરે આ વચન કહ્યાં: 'હે રાજન્! તું આ પૃથ્વી ઉપર રાજ્ય કરશે. હે પાંડવ! હે કુંતીનંદન! તું સુખપૂર્વક કામ્યક આશ્રમે પાછો જા. હે રાજન્! અર્જુન પાંડવે મારી પાસેથી પ્રયત્નપૂર્વક સર્વ અસ્ત્રો મેળવ્યાં છે. ધનંજયે મારું પ્રિય કર્યું છે. ત્રણ લોકમાંથી એકે એને જીતી શકે એમ નથી.[9-14] કુંતીપુત્ર યુધિષ્ઠિરને આ પ્રમાણે કહીને, મહર્ષિઓથી સ્તુતિ કરાતા તે સહસ્રનેત્ર ઇંદ્ર આનંદ પામીને સ્વર્ગમાં ગયા.[15] જે વિદ્વાન કુબેરના ઘરમાં રહેલા પાંડવોનો ઇંદ્ર સાથેના આ સમાગમનો વૃત્તાંત એકાગ્ર ચિત્તથી બ્રહ્મચારી અને નિયમવ્રતી રહીને એક વર્ષ સુધી ભણશે, તે ઉત્તમ વ્રતવાળો મનુષ્ય સો વર્ષો સુધી સુખપૂર્વક અને પીડારહિત થઈને જીવશે.[16,17]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નિવાતકવચયુદ્ધપર્વમાં 'ઇંદ્રાગમન' નામનો અધ્યાય ૧૬૬મો સમાપ્ત

# अध्याय १६७मो

## યુધિષ્ઠિર અને અર્જુનનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

यथागतं गते शक्रे भ्रातृभिः सह संगतः ।
कृष्णया चैव बीभत्सुर्धर्मपुत्रमपूजयत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : આમ ઇંદ્ર પાછા પોતાને સ્થાને ગયા. એ પછી અર્જુને પોતાના ભાઈઓ તથા દ્રૌપદી સાથે ધર્મરાજ યુધિષ્ઠિરની પૂજા કરી.[1] ધર્મરાજે વંદન કરતા તે અર્જુન પાંડવને માથે સૂંઘ્યું અને પ્રસન્ન મનથી હર્ષથી ગદ્ગદ થયેલી વાણીમાં તેને આ પ્રમાણે કહ્યું:[2,3] 'હે અર્જુન! સ્વર્ગમાં તારો આ સમય કેવી રીતે પસાર થયો હતો? તું કેવી રીતે અસ્ત્રો પ્રાપ્ત કરી શક્યો? તેં દેવરાજને શી રીતે સંતુષ્ટ કર્યા? હે પાંડવ! તેં અસ્ત્રોને સારી રીતે મેળવ્યાં છે ને? સુરેશ્વર ઇંદ્રે અને

રુદ્રે તને પ્રસન્ન થઈને અસ્ત્રો આપ્યાં છે ને?[૪,૫] તેં ઇંદ્રનાં અને ભગવાન પિનાકપાણિ શંકરનાં શી રીતે દર્શન કર્યાં? શી રીતે તને અસ્ત્રોની પ્રાપ્તિ થઈ? શી રીતે તેં તે દેવોને આરાધ્યા? હે શત્રુનો નાશ કરનારા! ભગવાન ઇંદ્રે કહ્યું હતું કે, તેં તેમનું પ્રિય કાર્ય કર્યું છે, તો તેં તેમનું કયું પ્રિય કાર્ય કર્યું? હે મહા કાંતિવાળા અર્જુન! આ બધું હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું. હે નિષ્પાપ! તેં મહાદેવને તથા સુરપતિ ઇંદ્રને જે રીતે પ્રસન્ન કર્યા હતા અને હે શત્રુનાશન! તેં વજ્રધારી ઇંદ્રનું જે પ્રિય કાર્ય કર્યું હતું, તે બધું હે ધનંજય! તું મને પૂરેપૂરું વિગતવાર કહે.[૬-૮]

અર્જુન બોલ્યો: હે મહારાજ! હું જે જે વિધિથી સો યજ્ઞ કરનારા ઇંદ્રદેવનાં તથા ભગવાન શંકરનાં દર્શન પામ્યો, તે તમે સાંભળો.[૯] હે શત્રુમર્દન રાજન્! તમે કહેલી તે વિદ્યાનું અધ્યયન કરીને હું તમારી આજ્ઞા લઈ વનમાં તપ માટે ગયો. અહીં કામ્યકવનમાંથી નીકળી ભૃગુતુંગે ગયો અને ત્યાં તપશ્ચર્યા કરવા લાગ્યો. હું ત્યાં એક રાત રહ્યો, એટલે ત્યાં માર્ગમાં મેં કોઈ એક બ્રાહ્મણને જોયો. તેણે મને પૂછ્યું: 'હે કૌંતેય! તું ક્યાં જાય છે, તે મને કહે.' હે કુરુનંદન! મેં તેને સર્વ સત્ય વાત કહી. હે રાજશ્રેષ્ઠ! તે બ્રાહ્મણે મારી એ સત્ય વાત સાંભળીને મારો સત્કાર કર્યો.[૧૦-૧૩] વળી હે રાજન્! તે મારા ઉપર પ્રસન્ન થયો. આમ તેણે પ્રસન્ન થઈને મને કહ્યું: 'હે ભારત! તું તપમાં સ્થિર રહેજે. તું તપસ્વી ટૂંક વખતમાં દેવરાજનાં દર્શન પામીશ.'[૧૪] હે મહારાજ! હું તેના વચનને માન્ય રાખીને, હિમાલય ઉપર ચઢ્યો અને તપ કરવા લાગ્યો. હે પાંડુનંદન! પહેલે મહિને મેં ફળમૂળનો આહાર કર્યો, બીજો મહિનો મેં માત્ર પાણી પીને ગાળ્યો અને ત્રીજે મહિને હું નિરાહાર રહ્યો. પછી ચોથે માસે હું હાથ ઊંચો રાખીને ઊભો રહ્યો. આ આશ્ચર્યની વાત છે, કે આમ છતાં મારો પ્રાણ જરા ય દૂબળો પડ્યો નહોતો.[૧૫-૧૭] હવે પાંચમો મહિનો બેઠો અને તેનો પ્રથમ દિવસ પૂરો થયો, એટલે એક વરાહરૂપી પ્રાણી મારી પાસે આવી પહોંચ્યું. મોં ઉપરની દાતરડીથી પૃથ્વીને તે મારતું હતું, પગની ખરીઓથી તે જમીનને ખોતરતું હતું, પેટ વડે તે ભૂમિને વાળતું હતું, અને તે વારંવાર આમ તેમ ફર્યા કરતું હતું.[૧૮,૧૯] આ પ્રાણીની પાછળ ભીલના જેવા વેષવાળો એક મહાપુરુષ ઊભો હતો. તેણે ધનુષ્ય, બાણ અને તલવાર ધારણ કર્યાં હતાં અને સ્ત્રીઓનો સમૂહ તેની પાછળ પાછળ ચાલતો હતો. મેં ધનુષ લીધું, તેમ જ બાણના બે મહાન અને અક્ષય ભાથાઓ લીધા. મેં તે રોમાંચકારી અદ્ભુત વરાહ ઉપર બાણનો પ્રહાર કર્યો.[૨૦,૨૧] એ જ વખતે બળવાન કિરાતે પણ ધનુષ ચઢાવ્યું અને મારા મનને કંપાવતો હોય તેમ એકસાથે તે વરાહ ઉપર તેણે તીવ્ર પ્રહાર કર્યો.[૨૨] હે રાજન્! તે મને કહેવા લાગ્યો: 'આને મારવાનો મેં પ્રથમથી નિશ્ચય કર્યો હતો. તો તેં મૃગયાનો ધર્મ છોડીને તેને શા માટે માર્યો? ચાલ સ્થિર રહે, હું તીવ્ર બાણોથી તારા ગર્વને હણી નાખું છું.'[૨૩,૨૪] આમ તે મહાકાય ધનુર્ધારીએ મને કહ્યું અને મને પર્વતની જેમ બાણોથી અત્યંત ઢાંકી દીધો. હું પણ તેના ઉપર પુષ્કળ બાણો વરસાવવા લાગ્યો. આમ બળબળતાં મોંવાળાં, મંત્રેલાં અને ધનુષ્યને ખૂબ ખેંચીને છોડેલાં બાણો વડે મેં તેને વીંધી નાખ્યો. જાણે વજ્રપ્રહારોથી ઇંદ્રે પર્વતને વીંધી નાખ્યો ન હોય. તે કિરાતનાં સેંકડો અને હજારો રૂપો

પ્રકટ્યાં અને હું પણ એનાં એ શરીરોને બાણો-થી છેદવા લાગ્યો. વળી હે ભારત ! એનાં એ શરીરો એકરૂપ થઈ ગયેલાં જણાયાં. હે મહા-રાજ ! મેં ફરીને એમને વીંધવા માંડ્યાં. આમ હે રાજન્! પછી તે વિવિધ દેહવાળો, મોટા મસ્તકવાળો તથા નાના મસ્તકવાળો અને પ્રચંડ દેહવાળો થઈને તે પાછો એકરૂપ થતો હતો અને યુદ્ધમાં મારા ઉપર હુમલા કરતો હતો.[૨૫-૨૯] હે ભરતશ્રેષ્ઠ ! હું રણમાં એને બાણોથી પહોંચી શક્યો નહિ, એટલે મેં મહાન વાયવ્યાસ્ત્ર ધારણ કર્યું, આમ છતાં હું એને મારી શક્યો નહિ, એ એક આશ્ચર્યની જ વાત હતી. આ રીતે તે અસ્ત્ર પાછું કર્યું. ત્યારે મને ઘણું જ આશ્ચર્ય થયું.[૩૦,૩૧] હે મહારાજ ! ફરીથી મેં મહાન અસ્ત્રસમૂહોથી એ કિરાતને રણમાં સારી પેઠે હેરાન કર્યો. તેના ઉપર મેં સ્થૂણાકર્ણ, વરુ-ણાસ્ત્ર, પ્રજ્વલિત શરવર્ષાસ્ત્ર, શલભાસ્ત્ર તથા અશ્મ-વર્ષાસ્ત્ર છોડીને ધસારો કર્યો.[૩૨,૩૩] પણ હે રાજન્! તે કિરાત–ભીલ આ સર્વ અસ્ત્રોને હઠ-પૂર્વક ગળી ગયો. આમ તે સર્વ અસ્ત્રોનો ભુક્કો થઈ ગયો, એટલે મેં મહાન બ્રહ્માસ્ત્રને આજ્ઞા આપી.[૩૪] આથી તે તેજસ્વી બાણો વડે તે બધી બાજુએ ઢંકાઈ ગયો. પણ હું એને મહાન અસ્ત્રથી જેમ જેમ છાઈ દેતો હતો, તેમ તેમ તે પોતાની કાયાને ફેલાવતો જતો હતો. હવે મેં છોડેલા તેજસ્વી બ્રહ્માસ્ત્રને લીધે સર્વ લોકો તપી ઊઠ્યા અને એક ક્ષણમાં તો આકાશ તથા દિશાઓ ચારે તરફથી ભડભડ સળગવા લાગ્યાં. આ મહાતેજસ્વી બ્રહ્માસ્ત્રને પણ તે કિરાતે એક ઘડીમાં નિષ્ફળ કરી દીધું. આમ હે રાજન્! બ્રહ્માસ્ત્ર નિષ્ફળ ગયું, ત્યારે મને ભારે ભય પેઠો. પછી મેં ધનુષ અને બે અક્ષય ભાથા લઈ તેના ઉપર એકદમ મારો ચલાવ્યો, પણ તે તો આ અસ્ત્રોને સુદ્ધાં ગળી ગયો.[૩૫-૩૮] આ રીતે મારાં સર્વ અસ્ત્રો નકામાં ગયાં અને આયુધોનો કચ્ચરઘાણ વળી ગયો, ત્યારે મારી અને તે કિરાત-ની વચ્ચે બાહુયુદ્ધ થવા લાગ્યું.[૩૯] હું મુક્કીઓથી તથા પંજાની થાપટોથી તે કિરાતની સાથે ઝપા-ઝપીમાં ઊતર્યો પણ હું તેને પહોંચી શક્યો નહિ; હું બેભાન થઈને જમીન ઉપર પડી ગયો.[૪૦] હવે હે મહારાજ ! તે અદ્‌ભુત ઉપમાવાળો કિરાત હસીને, સ્ત્રીઓની સાથે, મારા દેખતાં જ ત્યાં ને ત્યાં અલોપ થઈ ગયો ![૪૧] આમ હે મહા-રાજ ! અંતર્ધાન થયા પછી, તે ભગવાને બીજું રૂપ ધારણ કર્યું. હવે દેવાધિદેવ ભગવાન મહે-શ્વરે કિરાતરૂપ ત્યજીને દિવ્ય સ્વરૂપ ધારણ કર્યું હતું અને દિવ્ય તથા અદ્‌ભુત વસ્ત્ર પહેરીને તે ત્યાં ઊભા રહ્યા હતા. ત્યારે નંદીના ચિહ્ન-વાળી ધજાવાળા, ઉમાની સાથે રહેલા, સર્પોને ધારણ કરનારા અને અનેક રૂપોવાળા તે પિનાક-પાણિનાં મને સાક્ષાત્ દર્શન થયાં.[૪૨-૪૪] હજી તો હું રણભૂમિમાં એમ ને એમ સામે મોંએ ઊભો હતો, તેવામાં તે શૂલપાણિ મારી પાસે આવ્યા અને આ પ્રમાણે બોલ્યા : ' હે પરંતપ ! હું સંતુષ્ટ થયો છું.'[૪૫] પછી એ ભગવાને મારું ધનુષ્ય તથા બે બાણભર્યા તે બે અક્ષય ભાથાઓ લઈ મને પાછા આપ્યા અને કહ્યું : ' વરદાન માગ, હે કૌંતેય ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. કહે, હું તારું શું પ્રિય કરું ? હે વીર ! તારા મનમાં જે કંઈ ઇચ્છા હોય, તે તું કહે. હું તે પૂરી કરીશ. એક અમર પદ છોડીને તું તારા મનની ગમે તે ઇચ્છા કહે.' પછી અસ્ત્ર પ્રાપ્ત કરવા-ની ઇચ્છાવાળા મેં હાથ જોડીને ભગવાન શંકરને મનથી પ્રણામ કર્યા અને તેમને આ વચનો કહ્યાં : ' આપ ભગવાન મારા ઉપર પ્રસન્ન થયા હો, તો મને વરદાન આપો કે દેવો પાસે જે કોઈ

અસ્ત્રો છે, તે સર્વનું હું જ્ઞાન પ્રાપ્ત કરી શકું. આથી ભગવાન ત્ર્યંબકે મને કહ્યું કે, 'તે હું આપીશ.[૪૬-૫૦] હે પાંડવ! મારું રૌદ્રાસ્ત્ર તારી સેવામાં રહેશે.' આમ તેમણે પ્રસન્ન થઈ ને મને તે મહાન પાશુપતાસ્ત્ર આપ્યું.[૫૧] એ સનાતન અસ્ત્રને આપીને મહાદેવે મને કહ્યુ: 'તારે આ અસ્ત્રનો ક્યારે પણ મનુષ્યો ઉપર ઉપયોગ ન કરવો.[૫૨] કેમ કે અલ્પ તેજવાળા ઉપર એનો પ્રયોગ કરવામાં આવે, તો એ આખા જગતને બાળી નાખે. આથી હે ધનંજય! તને જ્યારે અત્યંત પીડવામાં આવે, ત્યારે જ તેનો ઉપયોગ કરવો.[૫૩] પણ અસ્ત્રોને રોકવામાં એનો ઘણો ઉપયોગ કરી શકાય. આમ વૃષભવાહન શિવજી પ્રસન્ન થયા, એટલે કદી પાછું ન આવનારું, સર્વ અસ્ત્રોને અટકાવનારું, શત્રુઓને ઉખેડી નાખનારું, શત્રુસેનાને વાઢી નાખનારું તેમ જ દેવો, દાનવો તથા રાક્ષસોથી અસહ્ય એવું તે દિવ્ય અને અજિત પાશુપતાસ્ત્ર મૂર્તિમંત થઈને મારી પાસે હાજર થયું. પછી મહાદેવની આજ્ઞા પામેલો હું ત્યાં જ બેસી ગયો અને તે ભગવાન મારા દેખતાં જ અંતર્ધાન થઈ ગયા.[૫૪-૫૭]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત નિવાતકવચયુદ્ધપર્વમા 'ગંધમાદનવાસે યુધિષ્ઠિર તથા અર્જુનનો સંવાદ' નામનો અધ્યાય ૧૬૭મો સમાપ્ત

## અધ્યાય ૧૬૮મો

### લોકપાલોનાં અસ્ત્રોની પ્રાપ્તિનું વર્ણન

॥ अर्जुन उवाच ॥

**ततस्तामवसं प्रीतो रजनीं तत्र भारत।**
**प्रसादाद्देवदेवस्य त्र्यंबकस्य महात्मनः ॥१॥**

અર્જુન બોલ્યો: પછી હે ભારત! દેવાધિદેવ મહાત્મા શંકરની કૃપાથી હું તે રાત ત્યાં જ રહ્યો.[૧] રાત વીતી અને પ્રાતઃકાળ થયો, એટલે મેં દિવસના આગલા ભાગની ધર્મક્રિયાઓ કરી. પછી મેં પહેલાં જોયેલા તે દ્વિજશ્રેષ્ઠને ફરીથી જોયા.[૨] હે ભારત! મેં તેમને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને ભગવાન મહાદેવને હું મળ્યો છું, એમ પણ કહ્યું.[૩] હે રાજેંદ્ર! પ્રસન્ન થયેલા તે દ્વિજશ્રેષ્ઠે મને કહ્યું: 'તું મહાદેવનાં જેવાં દર્શન પામ્યો છે, તેવાં બીજા કોઈને ય થયાં નથી. હવે હે નિષ્પાપ! વિવસ્વાનપુત્ર યમ આદિ સર્વ લોકપાલોને મળીને તું દેવરાજ ઇંદ્રનાં દર્શન પામીશ. તે તને અસ્ત્રો આપશે.[૪,૫] હે રાજન્! મને આ પ્રમાણે કહીને તે મને વારંવાર ભેટ્યો. પછી સૂર્ય જેવો તે બ્રાહ્મણ ત્યાંથી ઇચ્છાપૂર્વક ચાલ્યો ગયો. હવે હે શત્રુઘ્ન! તે દિવસના પાછલા પહોરે જાણે ફરીથી આ લોકને નવો કરતો હોય, તેમ પુણ્યકારી પવન વાવા લાગ્યો.[૬,૭] ત્યારે હિમાલયની નજીકમાં દિવ્ય અને સુગંધભર્યાં વિવિધ પ્રકારનાં પુષ્પો ખીલી નીકળ્યાં. ચારે બાજુથી પ્રચંડ અને દિવ્ય વાજિંત્રો તથા ઇંદ્ર સંબંધી મનોહર સ્તુતિઓ સંભળાવા લાગ્યાં, ત્યારે ગંધર્વો અને અપ્સરાઓના ગણો દેવરાજ ઇંદ્રની આગળ ચોતરફ ગીતો ગાઈ રહ્યા હતા.[૮-૧૦] તે વખતે મરુદ્ગણો, ઇંદ્રના અનુચરો અને ઇંદ્રલોકવાસીઓ વિમાનોમાં બેસીને ત્યાં આવ્યા. પછી ઇંદ્રાણી સાથે ઇંદ્ર સુંદર શણગારેલા ઘોડાઓ જોડેલા રથમાં બેસીને ત્યાં સર્વ દેવો સાથે આવી પહોંચ્યા.[૧૧,૧૨] તે જ વખતે, હે રાજન્! પરમ તેજથી ઝળહળતા નરવાહન કુબેરે મને દર્શન આપ્યાં. ત્યારે મેં યમરાજને દક્ષિણ દિશામાં, વરુણને પૂર્વ દિશામાં અને દેવરાજને ઉત્તર દિશામાં એમ યોગ્ય સ્થાને બેઠેલા જોયા.[૧૩,૧૪] હે મહારાજ! તેમણે મને સાંત્વન આપ્યું. પછી હે નરસિંહ! તેમણે મને આ પ્રમાણે કહ્યું: 'હે અર્જુન! જો, અમે લોકપાલો અહીં બેઠા છીએ, દેવોના કાર્યની સિદ્ધિ માટે તું શંકરનાં દર્શન પામ્યો છે. અમારી પાસેથી પણ તું સર્વ અસ્ત્રો સ્વીકાર.[૧૫,૧૬] હવે

હે વિભુ ! મેં સાવધાન થઈને તે ઉત્તમ દેવોને પ્રણામ કર્યા અને તેમની પાસેથી વિધિપૂર્વક મહાઅસ્ત્રો ગ્રહણ કર્યાં. આમ હે ભારત ! મેં અસ્ત્રો, સ્વીકાર્યાં, એટલે એ દેવોએ મને આજ્ઞા આપી. પછી હે શત્રુદમન ! તે દેવો જેમ આવ્યા હતા, તેમ ચાલ્યા ગયા.[૧૭,૧૮] દેવરાજ ભગવાન ઇંદ્રે પણ સુતેજસ્વી રથમાં ચઢીને મને આ પ્રમાણે કહ્યું : 'હે ફાલ્ગુન ! તારે સ્વર્ગમાં આવવાનું છે.[૧૯] હે ધનંજય ! અહીં આવતાં પહેલાંજ હું તને જાણું છું. હે ભરતશ્રેષ્ઠ ! હવેથી હું તને દર્શન આપતો રહીશ.[૨૦] હે પાંડવ ! તેં પહેલાં તીર્થોમાં વારંવાર સ્નાન કર્યું છે અને આ મહા તપસ્યા કરી છે, તેથી તું સ્વર્ગમાં આવી શકીશ.[૨૧] વળી તારે ઉત્તમ તપશ્ચર્યા કરવી જોઈશે. હે શત્રુઘ્ન ! તારે સ્વર્ગમાં અવશ્ય આવવું. મારી આજ્ઞાથી માતલિ તને સ્વર્ગમાં લઈ જશે. ત્યાં દેવો, મુનિઓ અને મહાત્માઓ તને ઓળખેજ છે.[૨૨,૨૩] પછી મેં ઇંદ્રને કહ્યું, 'હે ભગવન્ ! તમે મારા ઉપર પ્રસન્ન થાઓ. હે સ્વર્ગાધિપતિ ! અસ્ત્રોને માટે હું તમને આચાર્ય કરું છું.'

ઇંદ્ર બોલ્યો : 'હે તાત ! હે પરંતપ ! અસ્ત્રવેત્તા થઈને તું ક્રૂરકર્મી થશે. આથી હે પાંડવ ! તું જેને માટે અસ્ત્રોની ઇચ્છા કરે છે, તે તારી ઇચ્છા તને સિદ્ધ થાઓ.'[૨૪,૨૫] પછી હું બોલ્યો : 'હે શત્રુનાશન ! હું દિવ્ય અસ્ત્રોનો ઉપયોગ માણસો ઉપર કરીશ નહિ. માત્ર શત્રુઓનાં અસ્ત્રો ખાળવામાંજ હું તેમનો ઉપયોગ કરીશ. આથી હે દેવરાજ ! મને તે દિવ્ય અસ્ત્રો આપો. હે સુરશ્રેષ્ઠ ! એટલે પછી હું અસ્ત્રોથી જિતાયેલા લોકોને પામી શકું.'[૨૬,૨૭]

ત્યારે ઇંદ્રે કહ્યું : 'હે ધનંજય ! આ વચન તો મેં તારી પરીક્ષા કરવાને કહ્યાં હતાં. તું મારો પુત્ર છે, એટલે આ વચન તને સુયોગ્ય જ છે.[૨૮] હે ભારત ! મારે ભવને આવીને તું વાયુ, અગ્નિ, વસુઓ, વરણ અને મરુદ્ગણો પાસેથી સર્વ અસ્ત્રો પામશે. તું સાધ્યાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર, ગંધર્વાસ્ત્ર, સર્પાસ્ત્ર, રાક્ષસાસ્ત્ર, વૈષ્ણવાસ્ત્ર, અને નૈઋંતાસ્ત્ર તેમજ મારે વિષે રહેલાં અસ્ત્રો એ બધું હે કુરુકુલધુરંધર ! તું શીખશે.' ઇંદ્ર મને આ પ્રમાણે કહીને ત્યાંજ અંતર્ધાન થઈ ગયા. હે મહારાજ ! મેં ત્યાં દિવ્ય, માયામય, પવિત્ર તથા ઘોડાઓ જોડેલો ઇંદ્રનો રથ ઊભેલો જોયો. માતલિ તેને હાંકતો હતો.[૨૯–૩૨] પછી લોકપાલો ચાલ્યા ગયા, એટલે માતલિએ મને કહ્યું : 'હે મહા કાંતિવાળા ! દેવરાજ ઇંદ્ર તમને જોવા ઇચ્છે છે.[૩૩] તો હે મહાબાહુ ! તમે તૈયાર થઈ જાઓ. બીજાં કામો પછીથી કરજો. તમે સદેહે પુણ્યવાનોને મળતા તે લોકોને જુઓ.[૩૪] તમે સ્વર્ગમાં ચાલો. હે ભારત ! દેવરાજ ઇંદ્ર તમને જોવા ઇચ્છે છે.' માતલિએ મને આ પ્રમાણે કહ્યું, એટલે હું હિમાચલની આજ્ઞા લઈને તથા રથની પ્રદક્ષિણા કરીને તે ઉત્તમ રથમાં બેઠો. પછી અશ્વવિદ્યાના રહસ્યને જાણનારા તે અત્યંત ઉદાર માતલિએ મન તથા વાયુના જેવા વેગવાળા ઘોડાઓને હાંકવા માંડ્યા. રથ આમ ચકરાવે ચડ્યો, ત્યારે હું રથમાં સ્થિર બેસી રહ્યો હતો. આથી હે રાજન્ ! તે સારથિ મારા મોંને જોઈ રહ્યો અને વિસ્મય પામીને આ વચન બોલ્યો : 'આજે મને એક અતિ અદ્ભુત આશ્ચર્ય લાગે છે.[૩૫–૩૮] તમે દિવ્ય રથમાં બેઠા રહી એક ડગલું પણ આઘાપાછા થયા નથી. હે ભરતશ્રેષ્ઠ ! ઘોડાઓ પહેલી છલંગ ભરે છે, ત્યારે દેવરાજ સુદ્ધાં આ રથમાં આમ તેમ ડગમગી જાય છે, એવું મેં નિત્ય જોયું છે. પણ હે કુરુકુલધુરંધર ! આ રથ ભમરડીએ ચડ્યો છતાં તમે સ્થિર જ રહ્યા. આથી તમારું આ બધું કાર્ય ઇંદ્ર કરતાંય અધિક છે, એમ મને લાગે છે.' આમ

કહીને હે ભારત! માતલિએ આકાશમાં પ્રવેશ કર્યો. પછી હે રાજન્! તેણે મને દેવાલયો અને વિમાનો બતાવ્યાં. હવે હરિઅશ્વ જોડેલો તે રથ ઊંચે ને ઊંચે ચઢવા લાગ્યો. હે નરોત્તમ! ઋષિઓ અને દેવતાઓ એ રથનું પૂજન કરવા લાગ્યા. પછી ઇચ્છા પ્રમાણે ગતિવાળા દેવર્ષિઓના લોકો મેં જોયા. તેમજ અમાપ ઓજસ્વી ગંધર્વો તથા અપ્સરાઓનો પ્રભાવ જોયો. હવે ઇંદ્રના સારથિ માતલિએ મને તરત જ દેવોનાં નંદન આદિ વનો તથા ઉપવનો બતાવ્યાં. પછી મેં ઇંદ્રભવન જોયું તથા દિવ્ય અને ઇચ્છિત ફળ આપનારાં વૃક્ષોથી તેમ જ રત્નોથી સુંદર શોભી રહેલી અમરાવતી જોઈ.[૩૯-૪૫] હે મહારાજ! ત્યાં સૂર્ય તપતો નથી, ઠંડી અને તાપ લાગતાં નથી અને થાક જણાતો નથી. ત્યાં રજોગુણની અડચણ નથી અને ઘડપણ પણ નથી. ત્યાં શોક, દીનતા કે દુર્બળતા નજરે પડતાં નથી. હે મહારાજ! ત્યાં દેવોને ગ્લાનિ થતી નથી. હે શત્રુનાશન! ત્યાં દેવાદિઓને ક્રોધ અને લોભ સતાવતાં નથી. હે પૃથ્વીપતિ! સુરભવનમાં તે સર્વ પ્રાણીઓ નિત્ય સંતુષ્ટ છે. હે રાજન્! ત્યાં વૃક્ષો, પુષ્પો અને ફળોથી નિત્ય ભરેલાં છે–નિત્ય તેમનાં પાંદડાં લીલાંછમ રહે છે. ત્યાં જાતજાતની કમલતલાવડીઓ છે અને તે સુગંધ ફેલાવતાં પદ્મોથી ભરેલી છે. ત્યાં સુગંધી, જીવનદાયી, પવિત્ર અને શીતળ વાયુ વાય છે.[૪૬-૫૦] ત્યાં જમીન સર્વ રત્નોથી ભરપૂર છે ને ફૂલોથી શણગારાયેલી છે. ત્યાં અનેક મનોહર પશુપંખીઓ મધુર નાદ કરે છે. અહીં આકાશમાં વિમાનોમાં વિચરતા અનેક દેવો વગેરે જોવામાં આવે છે. પછી મેં વસુઓ, રુદ્રો, સાધ્યો, મરુદ્ગણો, આદિત્યો અને અશ્વિનીકુમારોનાં દર્શન કર્યાં તથા તે સૌની પૂજા કરી. તેમણે મને વીર્ય, યશ, તેજ, બળ, અસ્રોનું જ્ઞાન અને સંગ્રામમાં વિજય થાય એ માટે આશીર્વાદ આપ્યા. પછી હું દેવો અને ગંધર્વોથી પૂજાયેલી તે દિવ્ય નગરીમાં પેઠો અને સહસ્રનયન દેવરાજ આગળ હાથ જોડી ઊભો રહ્યો. તે શ્રેષ્ઠ દાતા ઇંદ્રે પ્રસન્ન થઈને મને પોતાનું અર્ધું આસન આપ્યું. દેવરાજે ખૂબ માનપૂર્વક મારાં અંગો ઉપર હાથ ફેરવ્યો.[૫૧-૫૫] હે ભારત! હું ત્યાં સ્વર્ગમાં ઉદાર મનવાળા દેવો અને ગંધર્વો સાથે અસ્રપ્રાપ્તિને માટે રહ્યો અને અસ્રવિદ્યા શીખવા લાગ્યો. ત્યાં વિશ્વાવસુનો પુત્ર ચિત્રસેન મારો મિત્ર થયો. હે રાજા! તેણે મને સંપૂર્ણ ગાંધર્વવિદ્યા શીખવી. હે રાજન્! અસ્રવિદ્યા સિદ્ધ કરીને હું ત્યાં ઇંદ્રભવનમાં સત્કાર પામીને સુખપૂર્વક વસતો હતો અને સર્વ કામનાઓ ભોગવતો હતો. હે ભરતશ્રેષ્ઠ! ત્યાં હું ગીતોના શબ્દો અને તૂરીઓના નાદો પુષ્કળ સાંભળતો હતો, તેમ જ શ્રેષ્ઠ અપ્સરાઓને નૃત્ય કરતી જોતો હતો.[૫૬-૫૯] હે ભારત! મેં આ સર્વ કળાની અવજ્ઞા ન કરી અને તેને સત્ય જાણી તેનો ખાસ રીતે સ્વીકાર કર્યો, તોપણ મારી તત્પરતા તો અસ્રોની પ્રાપ્તિમાં જ રહી.[૬૦] આમ મારી આ ઇચ્છાથી દેવરાજ ઇંદ્ર સંતોષ પામ્યા. હે રાજન્! સ્વર્ગમાં રહેતાં આ રીતે મારો એ સમય ચાલ્યો ગયો.[૬૧] હવે હું અસ્રવિદ્યામાં વિશ્વાસપાત્ર સિદ્ધિ પામ્યો, ત્યારે હરિઅશ્વના વાહનવાળા ઇંદ્રે બે હાથે મારા માથાનો સ્પર્શ કરીને મને આ વચન કહ્યાં:[૬૨] 'હવે દેવગણો પણ તને યુદ્ધમાં જીતી શકે એમ નથી, તો પછી માનવલોકમાં અસંસ્કૃત મનવાળા મનુષ્યો તને ક્યાંથી જ જીતી શકે?[૬૩] તું અમાપ બળવાળો, અજેય અને યુદ્ધોમાં અજોડ છે.' વળી હર્ષથી રોમાંચિત થયેલા તે દેવે કહ્યું: 'હે વીર! અસ્રયુદ્ધમાં કોઈ પણ તારો બરોબરિયો થશે નહિ. તું સદા સાવધ, દક્ષ, સત્યવાદી, જિતેંદ્રિય, બ્રાહ્મણભક્ત, અસ્રવેત્તા અને શૂર છે. હે કુરુકુળના મોવડી! તેં પંદર અસ્રો પ્રાપ્ત કર્યાં છે.[૬૪,૬૫] હે પાર્થ!

તેમના પાંચ પ્રકારના ઉપયોગમાં કોઈ તારો બરોબરિયો નથી. હે ધનંજય! તે અસ્ત્રોને ચલાવવાનું (પ્રયોગ), તેમને પાછાં વાળવાનું (ઉપસંહાર), તેમને વારંવાર ચલાવવાનું તથા વારંવાર પાછા વાળવાનું (આવૃત્તિ), તેમનાથી બળેલા નિરપરાધી જીવોને ફરી જિવાડવાનું (પ્રાયશ્ચિત્ત) તેમ જ સામાં અસ્ત્રથી હારેલાં પોતાનાં અસ્ત્રોને ફરીથી જગાડવાનું (પ્રતિઘાત) એ બધું તું પૂરી રીતે જાણે છે. આથી હે પરંતપ! હવે ગુરુદક્ષિણા આપવાનો તારો સમય થયો છે. તો તે ગુરુદક્ષિણા આપવાની તું પ્રતિજ્ઞા કર, એટલે હું આગળ કહીશ. હવે હે રાજન! મેં દેવરાજને આ વચન કહ્યાં:[૬૬-૬૯] 'મારાથી જે કંઈ થઈ શકે એવું હશે, તે હું કરીશ જ.' પછી હે રાજન! બળ તથા વૃત્રને હણનારા તે ઇંદ્રે મને હસતાં હસતાં કહ્યું:[૭૦] 'હવે ત્રણે લોકમાં કશું જ તારાથી ન થઈ શકે એવું નથી. નિવાતકવચ નામે દાનવો મારા શત્રુઓ છે. તેઓ સમુદ્રનો આશ્રય કરી એક દુર્ગમ સ્થાને રહે છે. તેઓ ત્રીસ કરોડની સંખ્યામાં છે અને રૂપ, બળ તથા કાંતિમાં એકસરખા છે.[૭૧,૭૨] હે કૌંતેય! તું ત્યાં જઈને એ દાનવોને હણી નાખ, આ તેં ગુરુદક્ષિણા આપી ગણાશે.' પછી તેમણે મને દિવ્ય અને મહાકાંતિમાન રથ આપ્યો. તેને મોરનાં પીછાંના જેવા રંગવાળા ઘોડાઓ જોડ્યા હતા અને તેની સાથે માતલિ સારથિ હતો. હવે તેમણે મારા માથા ઉપર આ ઉત્તમ મુકુટ બાંધ્યો.[૭૩,૭૪] વળી તેમણે મને મારા સ્વરૂપને શોભે એવા અલંકારો આપ્યા, તેમ જ સુંવાળું, રૂપાળું અને અભેદ્ય એવું આ ઉત્તમ કવચ પહેરાવ્યું.[૭૫] પછી તેમણે ગાંડીવને અતૂટ પણછ પણ ચડાવી. હવે પહેલાં જેમાં બેસીને દેવપતિ ઇંદ્રે વિરોચનપુત્ર બલિને હરાવ્યો હતો, તે ઝળહળતા રથમાં બેસીને મેં વિજય-પ્રસ્થાન કર્યું. ત્યાં હે પૃથ્વીપતિ! એ રથના ઘરઘરાટથી સર્વ દેવો જાગી ઊઠ્યા અને મને દેવરાજ માનીને મારી પાસે દોડી વળ્યા. મને જોઈને તેમણે પૂછ્યું: 'હે ફાલ્ગુન! તું શું કરવા ઇચ્છે છે?'[૭૬-૭૮] મેં તેમને હું યુદ્ધમાં આ પ્રમાણે કરનાર છું, એમ બરાબર જણાવ્યું અને કહ્યું કે, 'હે મહાભાગો! હું નિવાતકવચોને મારવાની ઇચ્છાથી નીકળ્યો છું, એ તમે જાણો. હે નિષ્પાપ દેવો! તમે મને મંગલ આશીર્વાદ આપો.' પ્રસન્ન થયેલા તે દેવોએ તેઓ જેમ ઇંદ્રદેવની સ્તુતિ કરે તેમ મારી સ્તુતિ કરી અને કહ્યું: 'આ રથમાં બેસીને ઇંદ્રે યુદ્ધમાં શંબરને, નમુચિને, બલને, વૃત્રને, પ્રહ્લાદને અને નરકને જીત્યા છે.[૭૯-૮૧] વળી એ ઇંદ્રે આ રથથી યુદ્ધમાં અનેક સહસ્રો, લાખો અને અબજો દૈત્યોને હરાવ્યા છે. હે કૌંતેય! જિતેંદ્રિય ઇંદ્રે જેમ યુદ્ધમાં દૈત્યોને હરાવ્યા કર્યા છે, તેમ તું પણ આ રથમાં બેસીને, યુદ્ધમાં પરાક્રમ કરીને, યુદ્ધમાં નિવાતકવચોનો વિજેતા થશે.[૮૨,૮૩] આ શ્રેષ્ઠ શંખ છે, એના નાદથી તું દાનવોને જીતશે. મહાત્મા ઇંદ્રે પણ આ શંખના નાદથી સર્વ લોકો ઉપર વિજય મેળવ્યો છે.[૮૪] આમ સ્તુતિ કરી રહેલા તે અમર દેવોએ જળમાંથી નીપજેલો તે દેવદત્ત શંખ મને આપવા માંડ્યો અને મેં વિજય માટે તેને સ્વીકાર્યો. આ રીતે શંખ, કવચ, બાણ તથા ધનુષ્ય ધારીને હું યુદ્ધની ઇચ્છાથી દાનવોના તે ભયંકર સ્થાન તરફ ચાલવા લાગ્યો.[૮૫,૮૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નિવાતકવચયુદ્ધપર્વમાં 'અર્જુનના વાક્ય' નામનો અધ્યાય ૧૬૮ મો સમાપ્ત

## अध्याय १६९ मो

### નિવાતકવચો સાથે યુદ્ધારંભ

॥ अर्जुन उवाच ॥

ततोऽहं स्तूयमानस्तु तत्र तत्र महर्षिभिः ।
अपश्यमुदधिं भीममपांपतिमथाव्ययम् ॥ १ ॥

અર્જુન બોલ્યો: પછી સ્થળે સ્થળે મહર્ષિ-

ઓથી સ્તુતિ કરાયેલા મેં અનંત અને ભીષણ તે જલનાથ જલનિધિને જોયો.[1] તેમાં ફીણવાળાં, છૂટાં તથા સામટાં મોજાંઓ ઊછળતાં હતાં અને તે કૂદતા પર્વત જેવાં દેખાતાં હતાં.[2] ચારે બાજુ રત્નથી ભરેલી હજારો હોડીઓ હતી. તેમાં માછલાં, કાચબા, મહામત્સ્યો અને મગરમચ્છો જળમાં ડૂબેલા પર્વતો જેવાં જણાતાં હતાં. ત્યાં ચારે બાજુએ હજારો શંખો જળમાં ડૂબ્યા હતા અને રાતે આછાં વાદળાંથી ઢંકાયેલા તારાની જેમ દેખા દેતા હતા. ત્યાં હજારોની સંખ્યામાં રત્નોના સમૂહો તરતા જણાતા હતા. વળી ત્યાં ભયંકર વાયુ વાતો હતો, એ એક આશ્ચર્ય જેવું હતું. તે મહાવેગવાળા ઉત્તમ જલનિધિને આખો જોયા પછી મેં દાનવોથી ભરેલા તે દૈત્યનગરને પાસેથી જોયું. રથસંચારને જાણવાવાળા માતલિએ ત્યાં જ રથને એકદમ પૃથ્વીની સપાટી ઉપર ઉતાર્યો અને બરાબર તપાસ કરીને તેને દોડાવ્યો. રથઘોષથી ત્રાસ વર્તાવતો તે તે નગર તરફ દોડવા લાગ્યો. આકાશમાં થતી મેઘગર્જના જેવી તે રથની ગર્જના સાંભળીને દાનવો મને દેવરાજ ઇંદ્ર માનીને વ્યાકુલ થઈ ગયા.[3-9] આ પ્રમાણે ગભરાઈ ગયેલા મનવાળા તે સર્વ દાનવો ધનુષ્યબાણ ધારણ કરીને ઊભા રહ્યા. વળી તેમણે હાથમાં તલવાર, ત્રિશૂલ, પરશુ, ગદા અને મુસળ સજેલાં હતાં. તેમનાં ચિત્ત ત્રાસ પામી ગયાં હતાં. નગરમાં રક્ષણની વ્યવસ્થા કરીને, તેમણે દરવાજાઓ બંધ કરી દીધા. આથી કોઈ પણ દાનવ ત્યાં જોવામાં આવતો નહોતો.[10,11] હવે મેં મહાનાદવાળો દેવદત્ત શંખ લીધો અને અત્યંત આનંદ પામીને હું તેને ધીરેધીરે વગાડવા લાગ્યો.[12] તે શંખનાદ આકાશમાં પછડાઈને પડઘો પાડવા લાગ્યો. આથી મોટાં મોટાં પ્રાણીઓ પણ ત્રાસ પામ્યાં અને સંતાઈ જવા લાગ્યાં.[13]

પછી હે ભારત! સારી રીતે અલંકારો પહેરેલા, વિવિધ કવચો સજેલા અને જાતજાતનાં આયુધોને હાથમાં ધારેલા એવા સર્વ નિવાતકવચો હજારોની સંખ્યામાં બહાર આવ્યા. તે દિતિપુત્રોએ લોઢાની મોટી શૂળો, ગદાઓ, મુસળો, પટ્ટિશો, તલવારો, રથચક્રો, શતઘ્નીઓ, ભુશંડીઓ અને શણગારેલાં ખડ્ગો ઝાલ્યાં હતાં. હવે હે ભરતશ્રેષ્ઠ! રથના રસ્તાઓ વિષે ખૂબ વિચાર કરીને માતલિએ તે ઘોડાઓને સપાટ પ્રદેશ ઉપર હાંકી મૂક્યા.[14-17] આમ માતલિએ તે શીઘ્ર ગતિવાળા ઘોડાઓને હાંકયા, ત્યારે એમના વેગથી હું આજુબાજુએ બીજું કશું જ જોઈ શક્યો નહિ. મને આ એક આશ્ચર્ય જેવું થઈ પડયું હતું.[18] પછી તે દાનવોનાં ત્યાં બેડોળ અને બેહૂદા અવાજવાળાં હજારો વાજિંત્રોના ભયંકર નાદ સર્વ દિશાઓને ગજવી રહ્યો.[19] આ અવાજથી સમુદ્રમાં રહેલા પર્વત જેવા સેંકડો ને હજારો મત્સ્યો હિંમત હારી ગયા અને ટપોટપ ડૂબકી મારવા લાગ્યા. પછી દાનવો સેંકડો ને હજારો તીક્ષ્ણ બાણો છોડતા રહી, મહાવેગથી મારા ઉપર ધસી આવ્યા.[20,21] ત્યારે હે ભારત! મારી અને તેમની વચ્ચે મહા ભયંકર યુદ્ધ થવા લાગ્યું. નિવાતકવચોનો અંત આણનારું એ મહાભયંકર યુદ્ધ ચાલ્યું.[22] ત્યારે દેવર્ષિઓ, દાનવર્ષિઓ, બ્રહ્મર્ષિઓ અને સિદ્ધો ત્યાં યુદ્ધભૂમિમાં ટોળે મળ્યા હતા. મારો વિજય ઇચ્છી રહેલા તે મુનિઓ મધુર અને અનુરૂપ વાણીથી મારી સ્તુતિ કરી રહ્યા હતા. જાણે તારકાસુરના સંગ્રામમાં તેઓ ઇંદ્રની સ્તુતિ કરતા હતા.[23,24]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નિવાતકવચયુદ્ધપર્વમાં 'યુદ્ધારંભ' નામનો અધ્યાય ૧૬૯ મો સમાપ્ત

# अध्याय १७० मो

## तुमुल युद्ध

॥ अर्जुन उवाच ॥

तते निवातकवचाः सर्वे वेगेन भारत ।
अभ्यद्रवन्मां सहिताः प्रगृहीतायुधा रणे ॥ १ ॥

અર્જુન બોલ્યો : પછી હે ભારત ! સર્વ નિવાતકવચો આયુધો ઝાલીને રણમાં મારી સામે એકસાથે વેગપૂર્વક ધસી આવ્યા.[1] શોરબકોર કરતા તે મહારથીઓ રથના મારગને છાઈ દઈને તથા મને ઘેરી વળીને મારા ઉપર બાણો વરસાવવા લાગ્યા.[2] હવે શૂલ અને પટ્ટિશને હાથમાં ધારનારા તે બીજા મહાવીર્યવાન દાનવો મારા ઉપર શૂલો તથા ભુશંડીઓ છોડવા મંડ્યા.[3] આમ તેમણે સતત વરસાવેલી મોટી મોટી ગદાઓ, શક્તિઓ અને ત્રિશૂલોથી ભરેલી તે વૃષ્ટિ મારા રથ ઉપર પડી. વળી તે વખતે શસ્ત્રો તથા આયુધોને વશ રાખનારા, ભયંકર સ્વરૂપવાળા અને કાળની જેમ પ્રહાર કરનારા બીજા નિવાતકવચો રણમાં મારી ઉપર ધસી આવ્યા.[4,5] એટલે મેં રણમાં તે દરેક ઉપર ગાંડીવમાંથી દશ દશ વેગવાન અને સીધાં જતાં બાણો છોડ્યાં અને તેમને ઘાયલ કર્યા.[6] આમ પથ્થર ઉપર ઘસીને સજેલાં મારાં તે બાણોના પ્રહારથી જ તે સૌ પાછા હટ્યા. હવે માતલિએ તે ઘોડાઓને ઝડપથી ચલાવ્યા. માતલિએ સરસ રીતે હાંકેલા તે વાયુવેગી ઘોડાઓ ત્યાં જાતજાતની ચાલો ચાલવા લાગ્યા અને તેમણે અનેક દૈત્યોને કચરી નાખ્યા.[7,8] તે મહારથમાં માતલિએ દશ હજાર ઘોડાઓ જોડ્યા હતા, પણ તેણે તેમને વશમાં રાખ્યા હતા એટલે તેઓ જાણે થોડા હોય તેમ વ્યવસ્થિત રીતે ધપતા હતા.[9] એ ઘોડાઓના દાબડાથી, રથચક્રના ઘરઘરાટથી અને મારાં બાણોના પ્રહારોથી તે સેંકડો અસુરો મરણશરણ થઈ ગયા.[10] ત્યાં કેટલાક બીજા હાથમાં બાણના ભાથા સાથે જ નિષ્પ્રાણ થયા. વળી સારથિઓ હણાઈ ગયા એટલે ઘોડાઓ જ તેમને તાણી જવા લાગ્યા.[11] તે પ્રહાર કરનારા સર્વ દાનવો દિશાઓ અને વિદિશાઓને રોકી દઈને વિવિધ શસ્ત્રોથી ઘા કરવા લાગ્યા, આથી મારું મન ગભરાઈ ગયું.[12] ત્યારે મેં માતલિનું મહાઆશ્ચર્યભર્યું પરાક્રમ જોયું; કેમ કે તે વેગે દોડી જતા ઘોડાઓને અનાયાસે વશમાં રાખી રહ્યો હતો.[13] પછી હે રાજન્ ! મેં જાતજાતનાં વિવિધ અસ્ત્રોથી તે સેંકડો ને હજારો આયુધધારી અસુરોને રણમાં કાપી નાખ્યા. હે શત્રુનાશન ! હું આ પ્રમાણે સર્વ પ્રયત્નથી રણમાં ઘૂમી રહ્યો હતો, તેથી ઇંદ્રનો સારથિ વીર માતલિ પ્રસન્ન થયો.[14,15] તે ઘોડાઓ અને તે રથથી માર ખાઈને કેટલાક દાનવો નાશ પામ્યા, તો કેટલાક પોબારા ભણી ગયા. રણમાં નિવાતકવચો જાણે અમારી સાથે સ્પર્ધા કરી રહ્યા હોય એમ બાણોથી પીડાયેલા મને તેમણે મોટી મોટી બાણવર્ષા વરસાવી ખાળવા માંડ્યો.[16,17] પછી બ્રહ્માસ્ત્રથી મંત્રેલાં જાતજાતનાં નાનાં બાણો મૂકીને મેં સેંકડો ને હજારો દૈત્યોને વીંધી નાખ્યા.[18] આમ પીડા પામી રહેલા તે મહારથી દૈત્યો ક્રોધે ભરાયા અને એકસાથે શક્તિ, ત્રિશૂલ તથા તલવારોની વૃષ્ટિ કરી મને પીડવા લાગ્યા.[19] ત્યારે હે ભારત ! મેં દેવરાજ ઇંદ્રનું તે પ્રિય અને તીવ્ર તેજસ્વી માધવ નામનું પરમ અસ્ત્ર લીધું. આમ એ અસ્ત્રના પ્રભાવથી ઉત્પન્ન થયેલાં ખડ્ગો અને ત્રિશૂલોથી તે દાનવોએ મૂકેલાં હજારો તોમરોની સેંકડો કચ્ચર કરી નાખી.[20,21] આ પ્રમાણે મેં એમનાં હથિયારોને છેદી નાખ્યાં. પછી મેં તે સર્વને રોષપૂર્વક દશ દશ બાણોથી વીંધી નાખ્યા. તે સમયે રણમાં ગાંડીવમાંથી ભમરાઓ જેવી મહાબાણોની હાર ઊડી રહી

હતી. માતલિ એ કર્મને અભિનંદન આપી રહ્યો હતો.[૨૨,૨૩] ત્યારે શત્રુઓનાં તે શલભ જેવાં બાણો મને અત્યંત ઢાંકી રહ્યાં હતાં; પણ મેં તેમને બાણોના પ્રહારથી પૂરાં કરી દીધાં. આમ હું વારંવાર સંહાર કરવા લાગ્યો એટલે તે નિવાતકવચોએ બાણોની ભયંકર ઝડી ચલાવીને મને ચોપાસથી ઘેરી લીધો.[૨૪,૨૫] ત્યારે અસ્ત્રોનો નાશ કરનારાં, અગ્નિભરેલાં અને શીઘ્ર ગતિવાળાં શ્રેષ્ઠ અસ્ત્રોથી મેં તેમના બાણના વેગનો નાશ કરી નાખ્યો અને તેમને હજારોની સંખ્યામાં વીંધી નાખ્યા.[૨૬] ચોમાસામાં વૃષ્ટિ પામેલાં પર્વત-શિખરોમાંથી જલધારા વહેવા લાગે તેમ તેમનાં છેદાયેલાં અંગોમાંથી લોહીની ધારા છૂટવા લાગી.[૨૭] ઇંદ્રના વજ્ર જેવા સ્પર્શવાળાં તથા સીધાં સોંસરવાં જનારાં મારાં વેગવાન બાણોથી ઘાયલ થતા તે દાનવો ગભરાઈ ગયા, તેમનાં શરીરને સેંકડો જખમો થયા અને તેમનાં હથિયાર નાશ પામ્યાં અને તેમનું તેજ ક્ષીણ થઈ ગયું. તે પછી એ નિવાતકવચો મારી સાથે માયાથી યુદ્ધ કરવા લાગ્યા.[૨૮,૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નિવાતકવચયુદ્ધપર્વમાં 'નિવાતકવચયુદ્ધ' નામનો અધ્યાય ૧૭૦ મો સમાપ્ત

## अध्याय १७१ मो

### માયાવી યુદ્ધ

॥ અર્જુન ઉવાચ ॥

**ततोऽश्मवर्षं सुमहत्प्रादुरासीत्समंततः ।**
**नगमात्रैः शिलाखंडैस्तन्मां दृढमपीडयत् ॥ १ ॥**

અર્જુન બોલ્યો : તે સમયે મારા પર ચારે બાજુથી પથ્થરોની મહાન વૃષ્ટિ ચાલી અને પર્વત જેવા શિલાખંડોવાળી તે ઝડી મને અત્યંત પીડવા લાગી.[૧] પરંતુ એ મહાયુદ્ધમાં તે વૃષ્ટિને મેં મહેંદ્રાસ્ત્રમાંથી મંત્રેલાં વજ્ર જેવાં અને વેગવાન બાણોની ઝડી વરસાવીને પથ્થરોની વૃષ્ટિના ચૂરેચૂરા કરી નાખ્યા.[૨] આમ પથ્થરની વૃષ્ટિનો ચૂરો થઈ ગયો, એટલે ત્યાં અગ્નિ ઉત્પન્ન થયો અને ત્યાં અંગારા જેવા પથ્થરના ચૂરાઓ પડવા લાગ્યા.[૩] પછી એ પાષાણવૃષ્ટિનો નાશ થયો એટલે મારી આગળ આકાશમાંથી મોટી જલવર્ષા થવા લાગી.[૪] તે ગાડાના આંકના જેવી જાડી ધારોએ પડી રહી હતી. આકાશમાંથી પડતી એ હજારો મહાપ્રબળ ધારાઓ આકાશને, દિશાઓને તથા ઉપદિશાઓને ચોમેરથી ઘેરી વળી. આ ધારાઓના પડવાને લીધે, જોસભેર ફૂંકાતા પવનના કારણે અને દૈત્યોની ગર્જનાઓથી પરિણામે કશું જ ઓળખાતું નહોતું. આકાશમાં અને પૃથ્વીમાં એ ધારા એકસરખી સંકળાઈ ગઈ હતી, તેથી મને મૂંઝવણ થઈ આવી. આમ તે ધારાઓ ત્યાં ધરતી ઉપર સતત વરસતી હતી, ત્યારે મેં ઇંદ્રે ઉપદેશેલા 'વિશોષણ' નામના તે દિવ્ય, ઘોર અને પ્રોજ્જ્વલ અસ્ત્રને પ્રયોજ્યું. આમ તે અસ્ત્રને પરિણામે એ બધું જળ શોષાઈ ગયું.[૫-૮] આ રીતે હે ભારત! મેં તે પાષાણવર્ષાને હણી તથા તે જલવર્ષાને સૂકવી નાખી, એટલે દાનવોએ મારા ઉપર અગ્નિ અને વાયુની માયા છોડી.[૯] પછી મેં સલિલાસ્ત્રથી તે અગ્નિની વૃષ્ટિને શાંત કરી દીધી તેમ જ મહાન શૈલાસ્ત્ર છોડીને વાયુના વેગને બાંધી દીધો.[૧૦]

આમ હે ભારત! મેં તે દાનવોની માયાને જૂઠી કરી, એટલે યુદ્ધમદમાં છકેલા તે દાનવોએ એકસાથે અનેકવિધ માયાઓ પ્રકટાવી.[૧૧] ત્યારે ઘોર રૂપવાળાં અસ્ત્રોની, અગ્નિની, વાયુની તેમ જ પાષાણોની મહાન અને રોમાંચ ઊભાં કરે એવી વર્ષા વરસી રહી. તે માયામય વૃષ્ટિ મને યુદ્ધમાં પીડા કરવા લાગી.[૧૨] પછી થોડીવારમાં ત્યાં ચારે બાજુ તીવ્ર અને ભયંકર અંધકાર વ્યાપી વળ્યો. આમ ઘોર અને કઠોર અંધારાથી આખું જગત

ઘેરાઈ ગયું, ત્યારે હરિઅશ્વો પાછા પડ્યા અને માતલિ સારથિ આમતેમ ગોથાં ખાવા લાગ્યો. તેના હાથમાંથી સુવર્ણમયી ચાબુક પણ નીચે ભોંય ઉપર પડી ગઈ. ત્યારે હે ભરતસિંહ! ભયભીત થઈને તે મને વારંવાર પૂછવા લાગ્યો કે, 'તમે ક્યાં છો?'[૧૩-૧૫] આમ તે ચેતન ખોઈ બેઠો, ત્યારે મને પણ મનમાં ભારે ભીતિ ઉત્પન્ન થઈ. પછી જ્ઞાનહીન થયેલા તે માતલિએ ફરીથી ભયગ્રસ્ત થયેલા મને આ વચન કહ્યાં: 'હે પાર્થ! પૂર્વે સુરો અને અસુરો વચ્ચે અમૃતને માટે મહાન સંગ્રામ મચ્યો હતો. હે નિષ્પાપ! તે મેં જોયો હતો.[૧૬,૧૭] શંબરાસુરના વધ વખતે પણ મહાયુદ્ધ થયું હતું, તેમાં પણ મેં દેવરાજ ઇંદ્રનું સારથિકાર્ય કર્યું હતું. વળી વૃત્રાસુરના વધ માટેના યુદ્ધમાં મેં જ ઘોડાઓ હાંક્યા હતા. વિરોચનપુત્ર બલિ સાથેનો દારુણ સંગ્રામ પણ મેં જોયો હતો.[૧૮,૧૯] હે પાંડવ! મેં આ મહાઘોર સંગ્રામોને ખેડ્યા છે, પણ પૂર્વે ક્યાંય હું ભાન ખોઈ બેઠો નથી. ચોક્કસ, બ્રહ્માજીએ પ્રજાઓનો સંહાર જ નક્કી કર્યો છે; કેમ કે જગતના વિનાશ વિના આવું યુદ્ધ બીજે સંભવે નહિ.[૨૦,૨૧] તેનાં આ વચનો સાંભળીને મેં મારી જાતે જ મારા મનને સ્થિર કર્યું. પછી દાનવોના મહાન માયાબળને ભુલાવવાની ઇચ્છાએ મેં ભયભીત થયેલા માતલિને આ પ્રમાણે કહ્યું કે, 'હે સૂત! તું મારા બંને હાથોનું બળ જો. મારાં અસ્ત્રોનો તથા આ ગાંડીવ ધનુષ્યનો પ્રભાવ જો.[૨૨,૨૩] આજે જ મારાં અસ્ત્રોની માયાથી હું એ દાનવોની આ દારુણ માયાને તથા આ ઉગ્ર અંધકારને વિખેરી નાખીશ. તું બીશ નહિ, તું સ્વસ્થ થઈ જા.'[૨૪] હે નરપતિ! આમ કહીને મેં પ્રાણીમાત્રને મોહ પમાડનારી અસ્ત્રમાયાને દેવોના હિતાર્થે પ્રકટાવી. તેનાથી જેમ જેમ અસુરોની માયાનો નાશ થવા લાગ્યો, તેમ મોટા બળવાન અને મહાતેજસ્વી અસુરો પણ ફરી અનેક જાતની માયાઓ કરવા લાગ્યા. તેથી વારે વારે અજવાળું થતું અને વારે વારે અંધારું ઘેરાતું. તેથી જગત ક્યારેક અદૃશ્ય થતું, તો ક્યારેક જળમાં ડૂબી જતું.[૨૫-૨૭] પછી અજવાળું થયું, એટલે સારી રીતે વશ રાખેલા ઘોડાઓથી જોડેલા તે ઉત્તમ રથથી તે માતલિએ રોમાંચક રણમાં ઘૂમવા માંડ્યું. હવે ભયંકર નિવાતકવચો મારા ઉપર તૂટી પડ્યા અને મેં તેમને લાગ જોઈને યમને ઘેર પહોંચાડી દીધા. નિવાતકવચોનો અંત લાવનારું આ યુદ્ધ આમ ચાલી રહ્યું હતું, ત્યારે તે સર્વ દાનવો એકાએક માયાથી અદૃશ્ય થઈ ગયા અને હું તેમને જોઈ શક્યો નહિ.[૨૮-૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નિવાતકવચયુદ્ધપર્વમાં 'માયાયુદ્ધ' નામનો અધ્યાય ૧૭૧ મો સમાપ્ત

# અધ્યાય ૧૭૨ મો

## નિવાતકવચોનો સંહાર

॥ अर्जुन उवाच ॥

**अदृश्यमानास्तै दैत्या योधयंति स्म मायया।**
**अदृश्येनास्त्रवीर्येण तानप्यहमयोधयम् ॥ १ ॥**

અર્જુન બોલ્યો: તે દૈત્યો આમ અદૃશ્ય રહીને મારી સાથે લડવા લાગ્યા અને હું પણ અદૃશ્ય અસ્ત્રપ્રભાવથી તેમની સાથે પરાક્રમ કરવા લાગ્યો.[૧] વિધિપૂર્વક અસ્ત્રમંત્રોથી મંત્રેલાં અને ગાંડીવમાંથી છૂટેલાં મારાં બાણો ઠેરઠેર રહેલા તે દૈત્યોનાં માથાં ઉડાવવા લાગ્યાં.[૨] આમ મારા તરફથી નાશ પામી રહેલા તે નિવાતકવચોએ પોતાની માયા સંકેલી લીધી અને તેઓ તરત જ પોતાના નગરમાં પેસી ગયા. પછી દૈત્યો ભાગી ગયા અને અજવાળું નીકળ્યું, તો મેં ત્યાં સેંકડો ને હજારો દૈત્યોને હણાયેલા જોયા. ત્યાં તેમનાં શસ્ત્રો, અલંકારો, ગાત્રો અને કવચો સો સો ટુકડામાં પિસાઈ ગયેલાં જણાતાં હતાં. અરે! ત્યાં ઘોડાઓને એકથી બીજું

ડગ ભરવા જેટલી પણ ખાલી જગ્યા નહોતી. આથી તેઓ એકદમ છલંગ ભરીને અંતરિક્ષમાં ચાલવા લાગ્યા.[૩-૬] પછી નિવાતકવચો માત્ર આકાશને છાઈને રહ્યા અને અદશ્ય રહી પર્વતો વરસાવવા લાગ્યા. ત્યારે હે ભારત! જે બીજા ઘોર દાનવો જમીનની અંદર ભરાઈ ગયા હતા, તેઓ મારા ઘોડાઓના પગ તથા રથનાં પૈડાંને ઝાલીને જકડી રાખવા લાગ્યા.[૭,૮] આમ હું યુદ્ધ કરતો હતો ત્યારે તેમણે મારા અશ્વોને તથા રથને પકડી રાખ્યા અને મારા ઉપર અને મારા રથ ઉપર ચોમેરથી પર્વતો વડે પ્રહાર કર્યો. આ રીતે પડેલા અને બીજા પડતા પર્વતોને લીધે અમે જે ભાગમાં હતા તે ભાગ એક ગુફા જેવો થઈ ગયો.[૯,૧૦] આમ હું પર્વતોથી ઢંકાઈ જતો હતો અને મારા ઘોડાઓને દૈત્યોએ પકડી રાખ્યા હતા, તેથી મને અત્યંત વેદના થવા લાગી. માતલિ આ જોઈ ગયો અને ભયભીત થયેલા મને ઉદ્દેશીને તે આ વચન કહેવા લાગ્યો: 'હે અર્જુન! ઓ અર્જુન! તું બીશ નહિ. તું વજ્રાસ્ત્રને છોડ.[૧૧,૧૨] આમ હે મહારાજ! તેનાં એ વચન સાંભળીને મેં દેવરાજ ઇંદ્રનું તે પ્રિય અને ભયંકર વજ્રાસ્ત્ર છોડ્યું. પછી અચળ સ્થાન ઉપર રહીને મેં ગાંડીવને મંત્ર્યું અને વજ્રના જેવા સ્પર્શવાળાં, તીક્ષ્ણ તથા લોઢાનાં સજ્જેલાં બાણો છોડવા માંડ્યાં. આમ વજ્રાસ્ત્રથી મંત્રેલાં તે બાણો વજ્રરૂપ થઈને તે સર્વ માયાનો નાશ કરી તે નિવાતકવચોનાં શરીરોમાં પેસી ગયાં.[૧૩-૧૫] પછી વજ્રના વેગથી હણાયેલા તે પર્વત જેવા દાનવો એકબીજાને વળગીને પૃથ્વી ઉપર પડવા લાગ્યા. જે દાનવોએ જમીનની અંદર રહીને રથને તથા ઘોડાઓને જકડી રાખ્યા હતા, તેમને પણ આ બાણોએ જમીનમાં પેસીને યમદ્વારે પહોંચાડી દીધા.[૧૬,૧૭] પર્વતના જેવા તે હણાયેલા નિવાતકવચો આમતેમ પડ્યા હતા, તેથી તે ભાગ જાણે પર્વતોથી ઢંકાયા જેવો જણાતો હતો. તે વખતે ઘોડાઓને, રથને, માતલિને કે મને કોઈપણ જાતનો ઘા દેખાયો નહોતો, એ એક આશ્ચર્ય જેવું થયું હતું.[૧૮,૧૯] પછી હે રાજન્! માતલિએ હસતાં હસતાં મને કહ્યું કે, 'હે અર્જુન! જે પરાક્રમ તારામાં જોવામાં આવે છે, તે દેવોમાં પણ નથી.[૨૦] આમ અસુરોના દળનો નાશ થયો, એટલે તે નગરમાં તેમની સર્વ સ્ત્રીઓ રોકકળ કરવા લાગી; તે જાણે શરદઋતુમાં સારસીઓ વિલાપ કરી રહી હોય એમ લાગતું હતું.[૨૧] પછી રથના ઘોષથી નિવાતકવચોની સ્ત્રીઓને ત્રાસ પમાડતો હું માતલિ સાથે તે નગરમાં પહોંચ્યો. મોરના જેવા વિચિત્ર રંગવાળા દશ હજાર ઘોડાઓને તથા સૂર્ય જેવા ઝળહળતા તે રથને જોઈને તે સ્ત્રીઓ ટોળે મળીને નાસભાગ કરવા લાગી.[૨૨,૨૩] ત્યારે ત્રાસથી નાસી રહેલી તે સ્ત્રીઓના અલંકારોનો શબ્દ એવો ઊઠી રહ્યો કે જાણે પર્વતો ઉપરથી શિલાઓ પડી રહી હોય! ગભરાઈ ગયેલી તે દૈત્યનારીઓ અનેક રત્નોથી જડેલાં પોતાનાં સુવર્ણમય મંદિરોમાં પેસી ગઈ.[૨૪,૨૫] પછી દેવનગરથી વિશિષ્ટ અને અદ્ભુત આકારવાળા તે ઉત્તમ નગરને જોઈને મેં માતલિને પૂછ્યું કે, 'આ નગર આવું છે, તો દેવો અહીં શા માટે વસતા નથી? મને તો આ નગર અમરાવતી નગરી કરતાં પણ ચડિયાતું લાગે છે.[૨૬,૨૭]

માતલિ બોલ્યો: હે પાર્થ! આ નગર પહેલાં અમારા દેવરાજ ઇંદ્રનું જ હતું; પણ પછી નિવાતકવચોએ દેવોને અહીંથી કાઢી મૂક્યા હતા.[૨૮] તેમણે તીવ્ર અને મહાન તપ કરીને બ્રહ્માને પ્રસન્ન કર્યા હતા અને આ નગર પોતાના નિવાસ માટે વરદાનમાં માગી લીધું હતું.[૨૯] વળી તેમણે બ્રહ્મા પાસેથી યુદ્ધમાં દેવોથી અભય માગ્યું હતું. તે

પ્રસંગે પોતાના હિતની ઇચ્છાથી ઇંદ્રે સ્વયંભૂ ભગવાન બ્રહ્મદેવને આ પ્રમાણે કહ્યું કે, 'આપ ભગવાન પોતેજ આ દૈત્યોના નાશની ગોઠવણી કરો.' હે ભારત! ત્યારે ભગવાન બ્રહ્માએ કહ્યું કે, 'એ વિશે આદેશ થયોજ છે; હે શત્રુઘ્ન! તું જ બીજે દેહે આ દૈત્યોનો અંત લાવશે.[૩૦,૩૧] આથી જ ઇંદ્રે એ દૈત્યોના વધ માટે તને અસ્ત્રો આપ્યાં છે. તેં આ જે નિવાતકવચોને માર્યા છે, તેમને દેવો મારી શકવાને સમર્થ નહોતા.[૩૨] આમ હે ભારત! કાળને પરિણામે તું એ દૈત્યોનો અંત લાવનાર અહીં આવ્યો અને તે પ્રમાણે કર્યું. હે પુરુષેંદ્ર! ઇંદ્રે દાનવોનો વિનાશ કરવાને માટે તને અસ્ત્રોનું તે પરમોત્તમ બળ સારી રીતે શીખવ્યું છે.'

અર્જુન બોલ્યો: આ પ્રમાણે તે દાનવોને મારીને તથા તે નગરને શાંત કરીને, હું માતલિ સાથે ફરીથી એ દેવના નિવાસસ્થાન સ્વર્ગ તરફ વળ્યો.[૩૩-૩૫]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત નિવાતકવચયુદ્ધપર્વમા 'નિવાતકવચયુદ્ધ' નામનો અધ્યાય ૧૭૨ મો સમાપ્ત

## अध्याय १७३ मो

### હિરણ્યપુરના દૈત્યોનો વધ

॥ अर्जुन उवाच ॥

**निवर्तमानेन मया महद्दृष्टं ततोऽपरम् ।**
**पुरं कामचरं दिव्यं पावकार्कसमप्रभम् ॥ १ ॥**

અર્જુન બોલ્યો: હું ત્યાંથી પાછો ફર્યો, ત્યારે એક બીજું મહાન નગર મારા જોવામાં આવ્યું. તે દિવ્ય, ઇચ્છાગતિવાળું અને સૂર્ય તથા અગ્નિના જેવી પ્રભાવાળું હતું.[૧] તેમાં રત્નનાં જાતજાતનાં વૃક્ષો હતાં અને મધુર સ્વરવાળાં પક્ષીઓ હતાં. ત્યાં પૌલોમ અને કાલકંજ નામે દાનવો નિત્ય આનંદથી રહેતા હતા.[૨] તેને ગોપુરો, અટારીઓ તથા ચાર દરવાજા હતા. તેમાં સહેજે પ્રવેશી શકાય એમ નહોતું, તે સર્વ રત્નોથી ભરપૂર હતું, દિવ્ય હતું અને દેખાવમાં અદ્ભુત જેવું જણાતું હતું. તે પુષ્પો, ફળો તથા રત્નોથી ભરેલાં વૃક્ષોથી વીંટળાયેલું હતું. વળી તે દિવ્ય અને સુમનોહર પંખીઓથી શોભતું હતું. શૂલ, ઋષ્ટિ અને મુસલ આદિ આયુધોને ધારણ કરેલા, માળાઓ પહેરેલા અને હાથમાં ધનુષ્ય તથા મુદ્ગરને સજેલા નિત્ય પ્રસન્ન અસુરો તે નગરને ચારે તરફ વીંટી રહ્યા હતા. હે રાજન્! દૈત્યોના તે પરમ અદ્ભુત દેખાવવાળા નગરને જોઈને મેં માતલિને પૂછ્યું: 'આ અદ્ભુત સ્થાન દેખાય છે તે શું છે?'[૩-૬]

માતલિ બોલ્યો: પૂર્વે પૂલોમા નામે દૈત્યસ્ત્રીએ તથા કાલકા નામે અસુરસ્ત્રીએ સહસ્ર વર્ષ સુધી પરમ દિવ્ય તપ કર્યું હતું.[૭] તે તપને અંતે સ્વયંભૂ બ્રહ્મદેવે તેમને વરદાન આપ્યું. હે રાજેંદ્ર! તે બંનેએ આ વરદાન મેળવ્યું હતું કે 'અમારા પુત્રોને ઓછું દુઃખ થાય, તેઓ સુરો, રાક્ષસો તથા નાગોથી અવધ્ય રહે અને તેમને અત્યંત રમણીય, આકાશમાં વિહરનારું તથા મહાકીર્તિવાળું નગર મળે.' આથી હે ભરતશ્રેષ્ઠ! બ્રહ્મદેવે કાલકેયો માટે સર્વ રત્નોથી ઝળહળતું, દેવો, મહર્ષિઓ, યક્ષો, ગંધર્વો, નાગો, અસુરો તથા રાક્ષસોથી પણ જિતાય નહિ એવું, સર્વ મનોરથો તથા ગુણોથી વ્યાપેલું, શોકરહિત અને ઉપદ્રવરહિત તે નગર નિર્માણ કર્યું. દેવોથી વિહીન તે દિવ્ય નગર આકાશમાં વિચરનારું છે. હે વીર! તે મહાન નગર પૌલોમ અને કાલકેય નામના દાનવોથી વસ્યું છે અને હિરણ્યપુર નામે વિખ્યાત છે. પૌલોમ અને કાલકેય એ મહાન અસુરો એનું રક્ષણ કરી રહ્યા છે.[૮-૧૩] હે રાજન્! તેઓ સર્વ દેવોથી અવધ્ય છે. હે રાજેંદ્ર! આથી તેઓ ઉદ્વેગ તથા ઉત્કંઠા વિના, નિત્ય આનંદમાં રહી અહીં નિવાસ કરે છે. પૂર્વે બ્રહ્માએ આ દાનવોનું મૃત્યુ

મનુષ્યને હાથે નિર્માણ કર્યું છે. તો હે પાર્થ ! આ દુર્જય અને મહાબળવાન કાલકંજોને પણ તમે રણમાં વજ્રાસ્ત્રથી મારીને સત્વર નાશ કરો.[૧૪]

અર્જુન બોલ્યો : હે પૃથ્વીપતિ ! તે નગર દેવો અને દાનવોથી પણ નાશ પામે એવું નથી, એમ જાણીને મેં માતલિને હર્ષપૂર્વક કહ્યું: 'ચાલો, ઝટ તે નગર તરફ. એટલે હું ઇંદ્રના વેરીઓને અસ્ત્રોથી સ્વધામ પહોંચાડી દઉં. જેઓ દેવોના દ્વેષી છે તે પાપીઓ કોઈ રીતે મારે હાથે અવધ્ય રહે નહિ.' પછી માતલિ, હરિઅશ્વો જોડેલા તે દિવ્ય રથથી, મને તત્કાળ હિરણ્યપુરની પાસે લઈ ગયો. મને જોતાં જ તે દૈત્યોએ જાતજાતનાં વસ્ત્રો અને આભૂષણો પહેરી લીધાં. અને પછી કવચો બાંધીને તથા રથોમાં બેસીને તે મહાવેગવાનો મારી સામે ધસી આવ્યા.[૧૫-૧૯] પછી તીવ્ર પરાક્રમવાળા અને ક્રોધમાં આવેલા તે દાનવરાજોએ નાલીક, નારાચ, ભાલા, શક્તિ, ઋષ્ટિ અને તોમરોથી મારા ઉપર પ્રહાર કરવા માંડ્યા. ત્યારે હે રાજન્ ! વિદ્યાબળનો આશ્રય લઈને મેં મહાન બાણધારા છોડી અને તેમની મોટી શસ્ત્રઝડીને રોકી દીધી.[૨૦,૨૧] પછી રણમાં રથની અનેક યુદ્ધની ચાલો ચાલીને મેં તે સર્વ દૈત્યોને ભમાવી દીધા. આમ મૂઢ થયેલા તે દાનવો એકબીજાને પાડવા લાગ્યા.[૨૨] આ રીતે તેઓ બેભાન થઈને એકબીજાની સામે દોડવા લાગ્યા, ત્યારે તીક્ષ્ણ અનેબળતાં બાણોથી મેં તેમનાં સેંકડો માથાં ઉડાડી દીધાં.[૨૩] આ પ્રમાણે મેં તે દૈત્યોને મારવા માંડ્યા, એટલે તેઓ નગરમાં પેસી ગયા. પછી તેઓ દાનવી માયા કરીને પાછા તે નગર સાથે જ આકાશમાં ઊડ્યા.[૨૪] ત્યારે હે કુરુનંદન ! મેં મહાન શરવૃષ્ટિ કરીને દૈત્યોનો માર્ગ આવરી દીધો અને એ રીતે તેમની ગતિને રોકી દીધી. તે નગર આકાશમાં વિચરનારું, દિવ્ય, ઇચ્છાગમન કરનારું અને સૂર્ય જેવી પ્રભાવાળું હતું. બ્રહ્માના વરદાનથી દૈત્યો તેને યથાસુખ ધારણ કરી શકતા હતા. ઘડીકમાં તે ભૂમિની ભીતરમાં જતું, તો ઘડીકમાં તે પાછું ઊંચે આકાશમાં આવીને ઠરતું. ઘડીક તે તીરછી ગતિએ જતું, તો તરત જ તે પાણીમાં ડૂબી જતું.[૨૫-૨૭] હે પરંતપ ! અમરાવતી જેવી ઇચ્છાગતિવાળા તે નગરને મેં અનેકવિધ અસ્ત્રોથી ચારે તરફથી ઘેરી લીધું. આમ હે પુરુષસિંહ ! દિવ્યાસ્ત્રથી મંત્રેલાં બાણોની ઝડી ચલાવીને મેં તે નગરને દૈત્યો સાથે કબજે કર્યું. પછી હે રાજન્ ! મારાં મૂકેલાં સીધાં સરરર જનારાં લોઢાનાં બાણોથી જખમી થયેલું અસુરોનું તે નગર નીચે પૃથ્વી ઉપર ભાંગીને પડ્યું.[૨૮-૩૦] પછી હે મહારાજ ! વજ્રના વેગવાળાં મારાં લોખંડી બાણોથી માર ખાઈ રહેલા અસુરો કાળના હાંર્યા આમતેમ નાસભાગ કરવા લાગ્યા. હવે માતલિ સૂર્ય જેવા કાંતિવાળા રથ સાથે ઊંચે ઊડ્યો અને જાણે આગળપડતો હોય તેમ તત્કાળ પૃથ્વી ઉપર ઊતર્યો. ત્યારે હે ભારત ! તે સાઠ હજાર ક્રોધી દૈત્યો મારી સાથે યુદ્ધ કરવાને માટે રથમાં આવી મને ઘેરી વળ્યા. મેં તેમને ગીધનાં પીછાંથી શોભતાં પાણીદાર બાણોથી વીંધી નાખ્યા, તોપણ તેઓ સાગરનાં મોજાંની જેમ પાછા રણમાં ઊછળી આવ્યા.[૩૧-૩૪] હવે આ દૈત્યોને માનુષી યુદ્ધથી જીતી શકાય એમ નથી એવું વિચારી મેં દિવ્ય અસ્ત્રોને અનુક્રમે યોજવા માંડ્યાં. અદ્ભુત યુદ્ધ કરનારા તે હજારો રથીઓએ મારાં એ દિવ્ય અસ્ત્રોને પણ ધીરે ધીરે જૂઠાં પાડ્યાં. હવે જાતજાતની રથગતિએ વિચરનારા એ મહાબળવાનો સંગ્રામમાં સેંકડો ને હજારો જેટલા જણાવા લાગ્યા. તેમનાં વિચિત્ર મુકુટમંડળો, કવચો, ધજાઓ અને અલંકારો મારા મનને જાણે કે આનંદ આપી રહ્યાં. રણમાં હું તેમને અસ્ત્રોથી મંત્રેલાં બાણોથી

પણ પીડી શક્યો નહિ. છતાં તેઓ તો મને સામા પીડા કરતા રહ્યા. આમ યુદ્ધમાં કુશળ અને અસ્ત્રવિદ્યામાં સિદ્ધ તે અનેક દૈત્યો મને પીડતા રહ્યા, એટલે હું મહાયુદ્ધમાં વ્યાકુળ થઈ ગયો અને મને મનમાં મોટો ભય ભરાઈ આવ્યો. ત્યારે રણમાં મેં દેવાધિદેવ રુદ્રનું મનમાં શરણ લીધું. 'પ્રાણીઓનું મંગળ થાઓ,' એમ કહીને મેં સર્વ શત્રુઓનો વિનાશ કરનારું તે રૌદ્ર નામનું પ્રસિદ્ધ મહાન અસ્ત્ર યોજ્યું.[૩૫–૪૧] હે શત્રુનાશન! તેજ વખતે મેં ત્યાં ત્રણ શિરવાળો, નવ નયનવાળો, ત્રણ મુખવાળો, છ હાથવાળો, સૂર્ય તથા અગ્નિના જેવો એક પુરુષ નીકળી આવ્યો. તેણે ગલોફાં ચાટતા મહાનાગોને વસ્ત્ર તરીકે વીંટેલા હતા. હે ભરતશ્રેષ્ઠ! તેને જોઈને હું નિર્ભય થયો અને તે ઘોર અને સનાતન રૌદ્રાસ્ત્રને મેં ગાંડીવધનુષ્ય ઉપર ચડાવ્યું. પછી હે ભારત! અમાપ તેજસ્વી ત્રિનયન ભગવાન શંકરને નમન કરીને મેં તે અસ્ત્રને દાનવશ્રેષ્ઠોના પરાજય માટે છોડ્યું. હે પૃથ્વીનાથ! તે અસ્ત્રને છોડતાંની સાથે જ ત્યાં સહસ્ર રૂપો પ્રકટી ઊઠ્યાં. મૃગો, સિંહો, વાઘો, રીંછો, પાડાઓ, સર્પો, ગાયો, શરભો, હાથીઓ, વાનરો, આખલાઓ, વરાહો, બિલાડાઓ, કૂતરાઓ, પ્રેતો, ભુરુંડ પક્ષીઓ, ગીધો, ગરુડો, ચમરી ગાયો, દેવો, ઋષિઓ, ગંધર્વો, પિશાચો, યક્ષો, સુરશત્રુઓ, ગુહ્યકો, નૈઋતો, હાથીના જેવા મોંવાળાં જલચરો, ઘુવડો, ઘોડા જેવી માછલીઓ અને જાતજાતનાં શસ્ત્રો તથા તલવારોને હાથમાં ધારણ કરનારાં તેમ જ ગદા તથા મુદ્ગરને રાખનારા યાતુધાનો એ અને બીજાં અનેક જાતજાતનાં રૂપો ધરનારાં હજારો પ્રાણીઓ ત્યાં પ્રકટ થયાં. આમ તે અસ્ત્ર છોડવામાં આવ્યું. ત્યાં તો આ પ્રાણીઓથી જગત ભરાઈ ગયું.[૪૨–૫૨] ત્રણ મસ્તકવાળાં, ચાર દાઢવાળાં, ચાર મુખવાળાં, ચાર હાથવાળાં, તેમ જ માંસ, મેદ, વસા અને હાડકાંભર્યાં અનેક રૂપવાળાં પ્રાણીઓથી તે દાનવો સતત પ્રહાર ખાઈ નાશ પામવા લાગ્યા. ત્યારે હે ભારત! મેં પણ સૂર્ય અને અગ્નિ જેવા તેજવાળાં, વજ્ર અને વીજળીના જેવી પ્રભાવાળાં, તેમ જ પહાડ જેવાં કઠોર એવાં બીજાં વિનાશક બાણો વડે સર્વ દાનવોને બે ઘડીમાં હણી નાખ્યા.[૫૩–૫૫] આમ ગાંડીવમાંથી છૂટેલા તે અસ્ત્રથી વીંધાયેલા તે દૈત્યો નિષ્પ્રાણ થઈ આકાશમાંથી નીચે પડવા લાગ્યા. એ જોઈને મેં ત્રિપુરાંતક ભગવાન શિવજીને ફરી પ્રણામ કર્યા. દિવ્ય આભરણોથી વિભૂષિત થયેલા તે દૈત્યોને રૌદ્રાસ્ત્રથી હણાઈ ગયેલા જાણી ઇંદ્રનો સારથિ માતલિ પરમ હર્ષ પામ્યો. દેવોનેય દુ:સાધ્ય એવું તે અસહ્ય કર્મ સિદ્ધ થયેલું જોઈને તે મારી પ્રશંસા કરવા લાગ્યો.[૫૬–૫૮] પ્રસન્નતા પામેલો તે ઇંદ્રસારથિ માતલિ બે હાથ જોડીને મને આ વચન કહેવા લાગ્યો: 'તમે જ અસહ્ય કર્મ સિદ્ધ કર્યું છે, તે સુરો અને અસુરોથીય સધાય એવું નથી. સુરેશ્વર ઇંદ્ર પણ રણમાં આવું કર્મ કરવા સમર્થ નથી. એ આકાશચારી મહાનગર સુરો અને અસુરોથી અવધ્ય જ હતું. પણ હે વીર! તમે તમારા પરાક્રમ અને તપના બળથી તેને રગદોળી નાખ્યું છે.' આમ પોતાનું નગર ઊખડી ગયું અને દાનવો હણાઈ ગયા, એટલે સર્વ સ્ત્રીઓ રોકકળ કરતી નગરની બહાર નીકળી આવી. તેમના વાળ વેરણછેરણ થઈ ગયા હતા અને તેઓ ટિટોડીની જેમ ચીસો પાડતી હતી. પુત્રો, પતિઓ અને ભાઈઓનો શોક કરી રહેલી તે સ્ત્રીઓ જમીન ઉપર પટકાઈ ગઈ. સ્વામીહીન થયેલી તે નારીઓ દીન કંઠે રોવા અને કકળવા લાગી, તેઓ છાતી પીટવા લાગી, તેમની ફૂલમાળાઓ ખરી ગઈ અને તેમનાં આભૂષણો વેરાઈ ગયાં. શોકથી ઘેરાઈ ગયેલું, શોભાહીન બનેલું, દુઃખ તથા દીનતામાં સપ-

ડાયેલું અને નાથવિહોણું થયેલું તે દાનવનગર ત્યારે કાંતિહીન થઈ શોભા ખોઈ બેઠું. ગંધર્વ-નગરના જેવું તે નગર હરી લીધેલા હાથી-વાળા ધરાની તથા સુકાઈ ગયેલાં વૃક્ષોવાળા અરણ્યની માફક હવે જોવા જેવું રહ્યું નહિ. પછી કાર્યસિદ્ધિ પામેલા અને પ્રસન્નમન થયેલા મને માતલિ તરત જ યુદ્ધમાંથી દેવરાજ ઇંદ્રના ભવને લઈ ગયો. આમ નિવાતકવચોને અને મહા અસુ-રોને મારીને હું હિરણ્યપુર છોડી પાછો ઇંદ્ર પાસે આવી ગયો. હે મહાકાંતિમાન! માતલિએ ત્યાં સર્વ હિરણ્યપુરનો નાશ, માયાઓનું નિવારણ અને રણમાં નિવાતકવચોનો વધ એ બધું મારું કર્મ દેવરાજને વિસ્તારથી તથા યથાર્થતાથી કહી સંભળાવ્યું. તે સાંભળીને સહસ્ર નયનવાળા ભગ-વાન ઇંદ્ર પ્રીતિ પામ્યા.[૫૯–૭૦] તે શ્રીમાને મરુ-તોની સાથે વાહ! વાહ! કહ્યું. પછી તે દેવરાજ ...ે મને વારંવાર આશ્વાસન આપ્યું અને દેવો ...થે મને આ મધુર વચનો કહ્યાં: 'હે પાર્થ! રણમાં દેવો અને દાનવોને પણ ટપી જાય ...તું કામ કર્યું છે. મારા મહાન શત્રુને મારીને મને ગુરુદક્ષિણા આપી છે. હે ધનંજય! આ રીતે તારે રણમાં સદા સ્થિર રહીને લડવું અને ...રા પણ સાવધાની ચૂક્યા વિના અસ્ત્રોનો પ્રયોગ ...વો. સાચે જ, દેવો, દાનવો, રાક્ષસો, યક્ષો, ...સુરો, ગંધર્વો, પક્ષીઓ અને પન્નગો એ સર્વ ...મૂહોને તું રણમાં અસહ્ય છે. હે કૌંતેય! ...ર્માત્મા કુંતીનંદન યુધિષ્ઠિર પણ તારા બાહુ-બળથી પ્રાપ્ત થયેલી વસુંધરાનું પાલન કરશે.'[૭૧–૭૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નિવાતકવચયુદ્ધ-પર્વમાં 'હિરણ્યપુરના દૈત્યોનો વધ' નામનો અધ્યાય ૧૭૩ મો સમાપ્ત

# अध्याय १७४ मो

## અસ્ત્રદર્શનનો સંકેત

॥ अर्जुन उवाच ॥

**ततो मामतिविश्वस्तं संरूढशरविक्षतम् ।**
**देवराजो विगृह्येदं काले वचनमब्रवीत् ॥ १ ॥**

અર્જુન બોલ્યો: પછી સમય આવતાં શત્રુ-ઓને જીતવા બાબતમાં અતિ વિશ્વાસપાત્ર તથા શરીરમાં પેઠેલાં બાણથી ઘાયલ થયેલા મને દેવ-રાજે પોતાના તરીકે આ વચન કહ્યાં:[૧] 'હે ભારત! તારી પાસે સર્વ દિવ્ય અસ્ત્રો રહેલાં છે, આથી પૃથ્વીમાં એક માણસ તને પરાજય આપી શકે એમ નથી.[૨] હે પુત્ર! તું સંગ્રામમાં ઊભો હોઈશ ત્યારે ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ, શકુનિ અને બીજાઓ તારી સોળમા ભાગની કલાની પણ તોલે આવશે નહિ.' પછી સમર્થ ઇંદ્રે મને આ અભેદ્ય અને દિવ્ય કવચ આપ્યું તથા આ સુવર્ણમયી માળા આપી.[૩,૪] વળી ઇંદ્રે ફરીથી મને મહા ઘોષવાળો દેવદત્ત શંખ આપ્યો તેમ જ પોતે જ મને આ દિવ્ય મુગટ પહેરાવ્યો. ઇંદ્રે મને આ સુંદર તથા મૂલ્યવાન દિવ્ય વસ્ત્રો તેમ જ દિવ્ય આભૂષણો આપ્યાં.[૫,૬] આમ હે મહા-રાજ! હું ત્યાં પવિત્ર ઇંદ્રભવનમાં સત્કાર પામી ગંધર્વપુત્રો સાથે સુખપૂર્વક રહ્યો.[૭] પછી પ્રસન્ન થયેલા ઇંદ્રે એકવાર દેવોની સાથે મને કહ્યું: 'હે અર્જુન! તારે જવાનો સમય થઈ ગયો છે, કેમ કે તારા ભાઈઓ તને સંભાર્યા કરે છે.[૮] આ રીતે હે ભારત! હું ઇંદ્રભવનમાં પાંચ વર્ષ રહ્યો. હે રાજન્! ત્યાં હું જૂગટાને અંગે થયેલા ક્લેશને સંભારતો રહ્યો. પછી ગંધમાદનના પગરૂપ આ પર્વતને શિખરે મેં આપને ભાઈઓથી વીંટાયેલા જોયા.[૯,૧૦]

યુધિષ્ઠિર બોલ્યા: હે ધનંજય! ઘણું સારું

થયું કે તને અસ્ત્રો મળ્યાં છે. હે ભારત! સદ્ભાગ્ય છે કે તેં દેવોના સ્વામી ઇંદ્રદેવને પ્રસન્ન કર્યા છે.[११] હે પરંતપ! તેં ઉમાદેવી સાથે ભગવાન શંકરનાં સાક્ષાત્ દર્શન કર્યાં છે અને પોતાના યુદ્ધથી તેમને સંતોષ આપ્યો છે, એ મહાભાગ્યની વાત છે. હે ભરતર્ષભ! સારું થયું કે તું લોકપાલોનો સમાગમ પામ્યો છે.[१२] હે પાર્થ! તું પાછો આવ્યો છે, એ તો અમારા ભાગ્યની ખાસ બલિહારી છે. નગરરૂપી માળાઓવાળી સમગ્ર પૃથ્વીદેવી આજે જાણે મેં જીતી લીધી છે અને જાણે ધૃતરાષ્ટ્રના પુત્રોને મેં વશ કરી લીધા છે, એમ મને લાગે છે. હે ભારત! જે અસ્ત્રોથી તેં વીર્યવાન નિવાતકવચોને હણ્યા છે, તે દિવ્ય અસ્ત્રોને હું જોવા ઇચ્છું છું.[१३-१५]

અર્જુન બોલ્યો: જે દિવ્ય અસ્ત્રોથી મેં ભયંકર નિવાતકવચોને પૂરા કર્યા છે, તે આપ કાલે સવારે જોજો.[१६]

વૈશંપાયન બોલ્યા: ધનંજયે આ પ્રમાણે પોતાના આગમનની વાત કહી અને પછી તે રાતે તે સર્વ ભાઈઓ સાથે ત્યાં સૂતો.[१७]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નિવાતકવચયુદ્ધપર્વમાં 'અસ્ત્રદર્શનસંકેત' નામનો અધ્યાય ૧૭૪મો સમાપ્ત

## अध्याय १७५मो

### દિવ્ય અસ્ત્રોનાં દર્શનનો સમારંભ

॥ वैशंपायन उवाच ॥

तस्यां रात्र्यां व्यतीतायां धर्मराजो युधिष्ठिरः ।
उत्थायावश्यकार्याणि कृतवान्भ्रातृभिः सह ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: તે રાત વીતી ગઈ, એટલે ધર્મરાજ યુધિષ્ઠિરે ઊઠીને પોતાના ભાઈઓ સાથે આવશ્યક કર્મો કર્યાં. પછી તેમણે માતાને આનંદ આપનારા અર્જુનને કહ્યું: 'હે કૌંતેય! તેં જે અસ્ત્રોથી દાનવોને હરાવ્યા, તે મને બતાવ.'[१,२] પછી હે રાજન્! હે ભારત! પાંડુપુત્ર ધનંજયે દેવોએ દીધેલાં તે દિવ્ય અસ્ત્રો બતાવવા માંડ્યાં.[३] પ્રથમ તે મહાતેજસ્વી સ્નાનાદિ કરીને પરમપવિત્ર થયો. પછી તે મનથી કલ્પેલા પૃથ્વીરૂપી રથમાં બેઠો. એ રથને પર્વતરૂપી ધોંસરો હતો, પગરૂપી આંક હતો અને સુંદર વાંસરૂપી ત્રિવેણુ હતો. આમ શોભી રહેલા તે ધનંજયે તે દિવ્ય તથા ઝળહળતું કવચ પહેર્યું, ગાંડીવ ધનુષ્ય ગ્રહ્યું અને દેવદત્ત શંખ લીધો. પછી ઝળહળી રહેલા તે મહાબાહુ કુંતીનંદને અનુક્રમે તે દિવ્ય અસ્ત્રો બતાવવા માંડ્યાં. હવે તેણે તે દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરવા માંડ્યો, ત્યાં તો પગ તળે ચંપાયેલી પૃથ્વી વૃક્ષોની સાથે ડોલી ઊઠી, સરિતાઓ તથા સાગરો ખળભળી ઊઠ્યાં, પર્વતો ચિરાવા લાગ્યા, વાયુ વાતો થંભી ગયો, સૂર્ય પ્રકાશતો બંધ થયો અને અગ્નિ બળતો અટકી ગયો.[४-९] હે જનમેજય! ત્યારે બ્રાહ્મણોને વેદો મોઢે જ ન આવ્યા અને ભૂમિમાં રહેલાં પ્રાણીઓ પીડા પામતાં ઉપર આવી અર્જુનને ઘેરી વળ્યાં. તે સૌનાં મોં લેવાઈ ગયાં હતાં, તેઓ સૌ થરથરતાં હતાં અને હાથ જોડી રહ્યાં હતાં. અસ્ત્રોથી બળી રહેલાં તેઓ ધનંજયને વીનવી રહ્યાં હતાં. હવે બ્રહ્મર્ષિઓ, સિદ્ધો, મહર્ષિઓ અને સર્વ જંગમ ભૂતો ત્યાં આવી ઊભાં. વળી ત્યાં શ્રેષ્ઠ દેવર્ષિઓ, દેવો, યક્ષો, રાક્ષસો, ગંધર્વો, પક્ષીઓ અને સર્વ આકાશચારી પ્રાણીઓ આવી રહ્યાં. પછી પિતામહ બ્રહ્મા, સર્વ લોકપાલો અને ગણો સહિત ભગવાન મહાદેવ ત્યાં આવ્યા.[१०-१५] હે મહારાજ! વાયુએ આવી અર્જુનની આસપાસ દિવ્ય અને વિચિત્ર પુષ્પોની વૃષ્ટિ કરવા માંડી. ત્યાં ગંધર્વો દેવોની આજ્ઞાથી વિવિધ ગાથાઓ ગાવા લાગ્યા. હે રાજન્! ત્યારે અપ્સરાઓનાં ટોળાંઓ સંઘો રચીને નૃત્ય કરવા લાગ્યાં.[१६,१७] બરાબર તે જ વખતે, હે મહારાજ! નારદમુનિ ત્યાં દેવો-

ની પ્રેરણાથી આવ્યા અને અર્જુનને આ સાંભળવાલાયક વચનો કહેવા લાગ્યા :[૧૮] 'હે અર્જુન! એ ભરતકુળવંશી અર્જુન! તું આ દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરતો નહિ. હે ભારત! લક્ષ્ય વિના એ અસ્ત્રોનો નકામો પ્રયોગ ન કરાય. હે કુરુનંદન! લક્ષ્ય હોય છતાં જાતને પીડા ન પહોંચી હોય, તોપણ એમનો કદી પ્રયોગ કરવાનો નથી. કેમ કે અસ્ત્રોનો એવો મિથ્યા પ્રયોગ કરવામાં મહાન દોષ રહ્યો છે.[૧૯,૨૦] હે ધનંજય! એ અસ્ત્રોની શાસ્ત્રાનુસાર રક્ષા કરવી ઘટે છે. તેથી એ નિઃસંશય બળવાન અને સુખદાયી થાય છે. હે પાંડવ! એ અસ્ત્રોનું રક્ષણ કરવામાં ન આવે, તો તે ત્રણે લોકોનો નાશ કરે છે. આથી તું આવું ફરીથી ક્યારે પણ ન કરીશ. હે અજાતશત્રુ યુધિષ્ઠિર! તમે જો એ અસ્ત્રોને જોવા ઇચ્છો છો, તો પૃથાનંદન અર્જુન જ્યારે રણમાં શત્રુઓનો નાશ કરવા માટે એ અસ્ત્રોનો પ્રયોગ કરે ત્યારે તમે તે જોજો.'[૨૧-૨૩]

વૈશંપાયન બોલ્યા : હે નરસિંહ! આ પ્રમાણે પાર્થ અર્જુનને અટકાવીને સર્વ દેવો તથા બીજા જે ત્યાં આવ્યા હતા, તે બધા ત્યાંથી પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. આમ હે કુરુવંશી! તે સૌ ગયા પછી તે પાંડવો દ્રૌપદી સાથે તે જ વનમાં આનંદપૂર્વક રહ્યા.[૨૪,૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત નિવાતકવચયુદ્ધપર્વમાં 'અસ્ત્રદર્શન'નામનો અધ્યાય ૧૭૫મો સમાપ્ત

## નિવાતકવચયુદ્ધપર્વ સમાપ્ત

# आजगरपर्व

## अध्याय १७६मो

### પાંડવોનું ગંધમાદનથી પ્રયાણ

॥ जनमेजय उवाच ॥

**तस्मिन् कृतास्त्रे रथिनां प्रवीरे प्रत्यागते भवनाद् वृत्रहंतुः। अतः परं किमकुर्वन्त पार्थाः समेत्य शूरेण धनंजयेन ॥ १ ॥**

જનમેજય બોલ્યા : અસ્ત્રવિદ્યામાં સિદ્ધ થયેલો તેમ જ રથીઓમાં શ્રેષ્ઠ ધનંજય વૃત્રાસુરને હણનારા ઇંદ્રના ભવનમાંથી પાછો આવ્યો. તે પછી પાંડવોએ તે શૂરવીર સાથે મળીને શું કર્યું?[૧]

વૈશંપાયન બોલ્યા : તે વીર નરનાથો ઇંદ્ર જેવા અર્જુનની સાથે તે જ વનમાંના કુબેરના ઉદ્યાનમાં રહ્યા અને તે જ સુરમ્ય મહાપર્વત ઉપર વિહાર કરવા લાગ્યા.[૨] અસ્ત્રોમાં સદૈવ પ્રયત્નશીલ રહેલો કિરીટધારી અર્જુન, હાથમાં ધનુષ્ય ધારણ કરીને, તે અજોડ મંદિરોને તથા વિવિધ વૃક્ષોથી ગૂંથાયેલાં તે ક્રીડાસ્થાનોને જોતો રહી મોટે ભાગે ફર્યા જ કરતો હતો.[૩] હે રાજન્! તે રાજપુત્રો કુબેરરાજની કૃપાથી ત્યાં રહીને બીજાં પ્રાણીઓનાં ઐશ્વર્યની ઇચ્છા કરતા નહોતા; તેમનો તે કાળ એવો મંગલમય હતો.[૪] અર્જુનનો મેળાપ થયા પછી તેઓ ત્યાં ચાર વર્ષ રહ્યા. પણ તે સમય તેમને એક રાત જેવો જ જણાયો. આમ આગળનાં છ વર્ષ સાથે, પાંડવોને વનવાસનાં દશ વર્ષ સુખથી નીકળી ગયાં.[૫] પછી વેગવાન વાયુપુત્ર, જયશીલ અર્જુન તથા દેવરાજ જેવા નકુલ–સહદેવ યુધિષ્ઠિરરાજ પાસે એકાંતમાં જઈને બેઠા અને તેમને આ પ્રિય તથા હિતકારી વચનો કહેવા લાગ્યા : 'હે કુરુરાજ! અમે તમારી પ્રતિજ્ઞાને સત્ય કરવા તેમ જ તમારું પ્રિય કરવા ઇચ્છીએ છીએ. આથી જ વનોનો ત્યાગ કરીને

અમે દુર્યોધનને નાયિકાર મારવાને જતા નથી.' આપણે સુખને યોગ્ય છીએ, છતાં દુર્યોધને આપણાં સુખ છીનવી લીધાં છે. મનમાં રહેતાં આપ પુને આ અભિયાનમું નગ્ન થાને છે. હો હે મહારાજ! તે અધમ બુદ્ધિવાળા ને દુષ્ટ ચારિત્ર્યવાળા દુર્યોધનને ઉઝરડ ખસનીને, માન રોગે મૂકીને અને ગંજ કાઢી નાખીને અમે તમારી આજ્ઞાથી નમ્ર કરીને અજ્ઞાતવાસ સુખપૂર્વક વિતાવી દઈશું. પ્રયત્ન પામે વાગ રાખીને આપણું તેમને ગોતીશું, એટલે પછી આપણે દૂર દેશોમાં ચાલ્યા ગયા હોઈશું, તેની તેમને જાણ થશે નહિ. આ પ્રમાણે ત્યાં આપણે એક વર્ષ સુખ રીતે ફરતા રહીશું એટલે પછી તે નરાધમને નહનારથી ઉખેડી નાખીશું. આ રીતે હે નરેંદ્ર! અનુયોગથી વેગવાળા તે અધમ પુરુષ દુર્યોધનને રાજ્યપ્રાપ્તિરૂપ ફળ અને શત્રુરૂપી ફૂલવાળા તેના વેગવાળા વૈરવૃક્ષનો મહતો વાળીશું. પછી હે ધર્મરાજ! તમે આ પૃથ્વીને પામજો. હે નરદેવ! આ સ્વર્ગતુલ્ય દેશમાં વિચરીને આપણે આપણો શોક દૂર કરી શકીએ છીએ. પરંતુ હે ભારત! ચરાચર જગતમાં લોકમાં મહેકતી તમારી પવિત્ર કીર્તિ રખે ને નાશ પામી જાય. કુરુશ્રેષ્ઠોનું તે રાજ્ય પામીને મહાન ક્રિયાઓ કરનારા બની શકો.[૧૭-૧૨] હે નરેંદ્ર! આજે તમે કુબેર પાસેથી જે પામો છો, તે તો હંમેશાં મળી શકે એમ છે. તો હે ભારત! તમારો અપરાધ કરનારા શત્રુઓને મારવાનો તથા તેમને કબજે કરવાનો તમે ઉપાય શોધો.[૧૩] હે રાજન્! સાક્ષાત્ વજ્રધારી ઇંદ્ર પણ યુદ્ધમાં તમારો ભેટો કરીને તમારું ઉગ્ર તેજ સહન કરી શકે એમ નથી. હે ધર્મરાજ! ગરુડધ્વજ શ્રીકૃષ્ણ અને શિનિપૌત્ર સાત્યકિ એ બંને તમારા અર્થની સિદ્ધિ માટે તત્પર છે. તેઓ દેવો સાથે યુદ્ધમાં ઊતરતા પણ કદી પાછા પડે એમ નથી. હે નરનાથશ્રેષ્ઠ! જેમ અર્જુન બળમાં અજોડ છે, તેમ હું ભીમસેન પણ છું. હે નરદેવોમાં શ્રેષ્ઠ! જેમ શ્રીકૃષ્ણ યાદવોની સાથે તમારું કાર્ય કરવા તત્પર છે, તેમ હું અને અસ્ત્રપ્રયોગોમાં નિપુણ એવા વીર નકુલ-સહદેવ પણ સજ્જ થયેલા છીએ.[૧૪-૧૬] આથી તમારા જ સંયોગનો તથા તમારા જ ઐશ્વર્યના ઉદયનો મુખ્ય વિચાર રાખનારા અમે શત્રુઓની સામે થઈને શાંતિ સ્થાપીશું.[૧૭]

વૈશંપાયન બોલ્યા: હવે તેમનો આ વિચાર જાણીને ધર્મઅર્થના જાણનાર ઉત્તમ બોલનારા, મહાત્મા તથા નરશ્રેષ્ઠ તે ધર્મનંદને કુબેરના સ્થાનની પ્રદક્ષિણા કરી. પછી ધર્મરાજે સર્વ મંદિરો, નદીઓ, સરોવરો અને રાક્ષસોની વિદાય માગી અને જે માર્ગે આવ્યા હતા તે માર્ગને જોઈ રહ્યા. હવે તે વિશુદ્ધ બુદ્ધિવાળા મહાત્મા ગિરિઓના શ્રેષ્ઠ એવા તે પર્વતશ્રેષ્ઠને જોઈ રહ્યા અને તેને આ પ્રમાણે પ્રાર્થવા લાગ્યા 'હે ગિરિરાજ! હું સ્નેહીઓની સાથે રહી શત્રુઓને જીતીશ, રાજ્ય ભોગવીશ અને સર્વ કર્મો તમામ કરીશ. પછી અંતઃકરણને જીતીને હું તપ માટે તમારું ફરીથી દર્શન કરીશ.' આવો એમણે નિશ્ચય કર્યો.[૧૮-૨૦] હવે સર્વ નાના ભાઈઓથી તથા બ્રાહ્મણોથી વીંટળાઈને તે કુરુપતિએ તે જ માર્ગે ચાલવા માંડ્યું. પર્વતો અને ઝરણાંમાં ઘટોત્કચ તથા તેના સેવકો તેમને ઊંચકીને લઈ જતા હતા.[૨૧] આમ નીકળેલા તે સર્વને પ્રસન્ન મનવાળા મહર્ષિઓએ ઉપદેશ આપ્યો. જાણે, પિતાએ પુત્રને ઉપદેશ આપ્યો. પછી મનમાં પ્રસન્ન થયેલા તે લોમશ ઋષિ દેવોના પુણ્યધામે ગયા. વળી તે આર્ષ્ટિષેણે તેમને બોધ આપ્યો.' આમ તે નરશ્રેષ્ઠ પૃથાનંદનો તીર્થો, રમણીય તપોવનો અને બીજાં મહાન સરોવરો જોતા જોતા આગળ ચાલ્યા.[૨૨,૨૩]

## अध्याय १७७ मो

### ફરી દ્વૈતવનમાં આગમન

॥ वैशंपायन उवाच ॥

नगोत्तमं प्रस्रवणैरुपेतं दिशां गजैः किन्नरपक्षिमिश्रं ॥ सुखं निवासं जहतां हि तेषां न प्रीतिरासीद् भरतर्षभाणाम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : એ ભરતવરોને ઝરણાંઓ, દિગ્ગજો, કિન્નરો અને પક્ષીઓથી સુશોભિત તે શ્રેષ્ઠ પર્વતના સુખકારી નિવાસને છોડતાં ગમ્યું નહિ.[૧] પણ મેઘ જેવા ઝળહળતા અને કુબેરને પ્રિય એવા કૈલાસપર્વતને જોઈને તે ભરતશ્રેષ્ઠોને ફરીથી મહા હર્ષ થયો.[૨] હવે ધનુષ્ય ધારેલા અને તલવાર બાંધેલા તે વીર નરવરો પર્વતનાં ઊંચાં શિખરો, ઝાડીઓનાં ઝુંડો, સિંહોની બોડો, પર્વતના પુલોની હારો, અનેક ધોધો, ઠેરઠેર આવેલાં નીચાં સ્થાનો, તેમ જ પશુ તથા પંખીઓનાં ટોળાથી સેવાયેલાં બીજાં મહાવનો, એ બધું પ્રીતિપૂર્વક જોતા જોતા આગળ ચાલ્યા. રમણીય વનો, નદીઓ, સરોવરો, ગિરિગુફાઓ અને પર્વતનાં કોતરો એ તે નરશ્રેષ્ઠોનાં રાતદિવસનાં નિત્ય નિવાસસ્થાન થયાં. આમ વિકટ વાસ કરીને તેમણે કલ્પના પણ ન આવી શકે એવા રૂપવાળા કૈલાસને ઓળંગ્યો.[૩-૬] પછી તેઓ વૃષપર્વાના અત્યંત સુંદર શ્રેષ્ઠ આશ્રમે પહોંચ્યા અને વૃષપર્વા રાજાને મળ્યા. તેમણે તે પાંડવોનો સારો સત્કાર કર્યો. પછી એ મોહરહિત પાંડવોએ વૃષપર્વા આગળ પોતાના પર્વત ઉપરના પ્રવાસનું વિસ્તારથી તથા યથાર્થ રીતે વર્ણન કર્યું.[૭] વૃષપર્વાના દેવો અને મહર્ષિઓથી ભરેલા તે પવિત્ર આશ્રમમાં તે વીરો એક રાત રહ્યા અને પછી સુખપૂર્વક વિશાળ બદરી આગળ નિવાસ માટે ફરીથી આવ્યા.[૮] સર્વ મહાનુભાવ પાંડવોએ ત્યાં નારાયણના ધામમાં આવીને નિવાસ કર્યો. ત્યાં દેવો અને સિદ્ધોથી સેવાયેલી અને કુબેરને પ્રિય એવી તે કમળતલાવડી જોતાં તેઓ શોકરહિત થયા.[૯] સર્વ નરોમાં શ્રેષ્ઠ તે પાંડુપુત્રો આમ તે તલાવડી જોઈને શોકમુક્ત થયા અને ત્યાં રમણ કરવા લાગ્યા, જાણે નિર્મળ થયેલા બ્રહ્મર્ષિઓ નંદનવનમાં વાસ કરીને રમવા લાગ્યા ન હોય.[૧૦] આ રીતે તે નરવીરોએ ત્યાં બદરિકાશ્રમમાં એક માસ સુખપૂર્વક વિહાર કર્યો. પછી પોતે જે માર્ગે આવ્યા હતા, તે જ માર્ગે તે સૌ અનુક્રમે કિરાતરાજ સુબાહુ તરફ ચાલ્યા.[૧૧] ચીન, તુષાર, દરદ, ભૂમિનાં રત્નોથી ભરેલા કુલિંદના સર્વ દેશો અને હિમાલયનો વિકટ પ્રદેશ એ બધાં વટાવીને તે નરવીરોએ સુબાહુનું નગર જોયું.[૧૨] તે સર્વ રાજપુત્રો તથા રાજપૌત્રોને પોતાના દેશમાં આવેલા સાંભળીને તે સુબાહુ રાજા પ્રસન્ન મનથી તેમને સામો લેવા ગયો અને કુરુશ્રેષ્ઠ પાંડવોએ તેમને અભિનંદન આપ્યાં.[૧૩] સુબાહુ રાજાને મળ્યા પછી તેઓ વિશોક વગેરે પોતાના સારથિઓને, ઇંદ્રસેન વગેરે પોતાના સેવકોને, પોતાની આગળ ચાલનારા નોકરોને તેમ જ રસોડામાં કામ કરતા પોતાના રસોઇયાઓને મળ્યા.[૧૪] ત્યાં તેઓ એક રાત રહ્યા પછી સર્વ સારથિઓ તથા રથોને લઈને તેમ જ ઘટોત્કચ તથા તેના સેવકોને રજા આપીને તેઓ યમુનાજી જ્યાં પ્રગટ થયાં છે તે ગિરિરાજ પાસે આવ્યા.[૧૫] તે પર્વત ઉપર બરફ પડવાથી તેનાં કેટલાંક શિખરો લાલ અને સફેદ જણાતાં હતાં. હવે તે નરવીરોએ વિશાખાયૂપ નામે વનમાં જઈને નિવાસ કર્યો.[૧૬] તે મહાવન વરાહો, વિવિધ પશુઓ તથા પક્ષીઓથી ભરપૂર હતું, તે ચૈત્રરથ વન જેવું શોભતું હતું. મૃગયાપ્રધાન પૃથાનંદનોએ ત્યાં તે વનમાં સુખપૂર્વક એક વર્ષ સુધી વિહાર કર્યો.[૧૭]

ત્યાં એક વાર પર્વતની ગુફામાં વૃકોદર ભૂખથી પીડાઈ રહેલા અને મૃત્યુના જેવા ઉગ્ર રૂપવાળા એક અતિ બળવાન સર્પની પાસે જઈ ચડ્યો અને તેને જોતાં જ તેનું મન ખેદ તથા મોહથી વ્યાકુળ થઈ ગયું.[૧૮] પણ તે પ્રસંગે ધાર્મિકોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર એ ભીમને આશ્રય આપનારા થયા. તે અનંત તેજસ્વીએ સર્પથી સર્વાંગે ઘેરાઈ ગયેલા ભીમસેનનો છુટકારો મેળવ્યો.[૧૯] આમ કાંતિથી ઝળહળતા અને તપમાં પરાયણ તે કુરુઓએ વનવાસનું બારમું વર્ષ પ્રસન્નતાથી પસાર કર્યું. પછી બીજા વનમાં વિહરવાને માટે તેઓ ચૈત્રરથ જેવા તે સુસુંદર વનમાંથી નીકળ્યા. હવે ધનુર્વેદમાં હમેશાં ખાસ પ્રીતિ રાખનારા તે પાંડવો મરુધન્વ દેશની પાસે થઈ સરસ્વતી નદી પાસે પહોંચ્યા. ત્યાંથી તેઓ નિવાસ કરવાની ઇચ્છાથી દ્વૈતવન સરોવર તરફ ગયા.[૨૦,૨૧] તે પાંડવોને દ્વૈતવનમાં આવેલા જોઈને ત્યાંના નિવાસીઓ તેમને સામે મળવા ગયા. તે નિવાસીઓ તપ, ઇંદ્રિયદમન, સદાચાર અને સમાધિથી યુક્ત હતા. તેઓ બેસવાને તૃણનું આસન તથા પીવાને જળપાત્ર એટલું જ લેતા હતા. તેઓ પથ્થરથી કૂટીને ફલાદિ ખાતા હતા. ત્યાં તે સરસ્વતીને તીરે પીપળા, બહેડાં, રોહીડાં, નેતર, બોરડીઓ, ખેર, કાળિયા સરસ, બીલી, ઇંગોરાં, પીલુડી, શમી અને કેરડાનાં ઝાડો ઊગ્યાં હતાં. યક્ષો, ગંધર્વો અને મહર્ષિઓને પ્રિય લાગતી તેમ જ દેવતાઓના ધામરૂપ તે સરસ્વતી ઉપર તે રાજપુત્રો સુખ અને પ્રસન્ન ચિત્તે વિહરવા લાગ્યા.[૨૨–૨૪]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત આજગરપર્વમા 'દ્વૈતવનમા પ્રવેશ' નામનો અધ્યાય ૧૭૭મો સમાપ્ત

# अध्याय १७८मो

## ભીમને અજગરે ગળ્યો

॥ जनमेजय उवाच ॥

**कथं नागायुतप्राणो भीमो भीमपराक्रमः ।**
**भयमाहारयत्तीव्रं तस्मादजगरान्मुने ॥ १ ॥**

જનમેજય બોલ્યા : હે મુનિ ! દશ હજાર હાથીના જેટલું બળ ધરાવનારો અને ભયંકર પરાક્રમ કરનારો ભીમ તે અજગરથી કેમ ભય પામ્યો ?[૧] જે ગર્વભરેલાએ પુલસ્ત્યપુત્ર કુબેરને રણમાં નોતર્યો હતો અને જેણે કમળસરોવર ઉપર યક્ષો તથા રાક્ષસોને પડકારીને મારી નાખ્યા હતા, તે શત્રુનાશન ભયભીત થઈ અજગરના મોમાં પડ્યો હતો, એમ તમે કહો છો. તો એ હું સાંભળવા ઇચ્છું છું. કેમ કે મને એ વિશે ભારે કુતૂહલ થયું છે.[૨,૩]

વૈશંપાયન બોલ્યા : હે રાજન્ ! તે ઉગ્ર ધનુષ્યને ધારણ કરનારા પાંડવો રાજર્ષિ વૃષપર્વાના આશ્રમે આવી અનેક આશ્ચર્યોથી ભરેલા તે વનમાં રહેતા હતા.[૪] એક વાર હાથમાં ધનુષ્ય ધારેલો અને તલવાર બાંધેલો વૃકોદર દેવો તથા ગંધર્વોથી સેવાયેલા તે રમ્ય વનને સહેજે જોવા લાગ્યો.[૫] ત્યારે તેણે હિમાલયના સુંદર પ્રદેશો જોયા. તે દેવર્ષિઓ તથા સિદ્ધોના સંચારવાળા દેશો હતા અને તેમને અપ્સરાઓના સમૂહો સેવી રહ્યા હતા. ત્યાં ઠેર ઠેર ચકોરો, ઉપચક્રો, જીવજીવક પંખીઓ, કોયલો અને ભૃંગરાજોના નાદો ગાજી રહ્યા હતા. ફળફૂલથી નિત્ય ભરેલાં, બરફના સ્પર્શથી કોમળ થયેલાં અને મન તથા નયનને આનંદ આપનારાં ત્યાં વિપુલ છાયાવાળાં અનેક વૃક્ષો શોભી રહ્યાં હતાં.[૬–૮] તેણે ત્યાં પર્વતની નદીઓ જોઈ, તેનાં જળ વૈડૂર્યમણિના જેવાં નિર્મળ હતાં, હિમ જેવાં શીતળ હતાં અને હંસો તથા કારંડવોથી ભરપૂર હતાં.

તેણે મેઘોની જાળ જેવાં દેવદારનાં વનો જોયાં. તેમાં હરિચંદનનાં વૃક્ષો સાથે નાળિયેરી અને કાળાં અગર પણ ભળ્યાં હતાં.[૯-૧૦] હવે તે પર્વત ઉપરના નિર્જળ અને સપાટ પ્રદેશોમાં મૃગયા માટે દોડવા લાગ્યો. તે મહાબળવાન મૃગોને શુદ્ધ બાણોથી વીંધતો આગળ ચાલ્યો. સેંકડો હાથીઓની શક્તિવાળા તે મહા બળવાળા તે પ્રસિદ્ધ ભીમસેને બળપૂર્વક એ વનમાં મોટાં ડુક્કરોને મારી નાખ્યાં.[૧૧] વળી ભયંકર પરાક્રમ કરનારા એ મહાબાહુ ભીમે ત્યાં ઠામેઠામ મૃગો, વરાહો અને પાડાઓને કાપી નાખ્યા. સેંકડો હાથીના જેવું સામર્થ્ય ધરાવનાર, સેંકડો માણસોને પાછા હઠાવનાર અને સિંહ તથા સાવજના જેવું પરાક્રમ કરનાર તે મહાબળવાને તે વનમાં વેગપૂર્વક વૃક્ષોને ઉખેડી નાખ્યાં તેમ જ તેમને ભાગી નાખ્યાં.[૧૨,૧૩] આમ તેણે પૃથ્વીના પ્રદેશોને તથા વનોને ગજવી મૂક્યાં. નિઃશંકપણે ગર્જના કરીને પર્વતશિખરોને તોડી નાખ્યાં, ઝાડો ઉખેડી કાઢ્યાં અને આખી પૃથ્વીને નાદથી ભરી દીધી. તે નિર્ભય ભીમ વારંવાર વેગથી છલંગો ભરવા લાગ્યો, સાથળ તથા બાહુ ઠોકવા લાગ્યો અને તાળીઓ પાડવા લાગ્યો. લાંબા કાળથી ગર્વઘેલો થયેલો એ ભીમસેન વનમાં આ પ્રમાણે વિચરી રહ્યો ત્યારે ભીમસેનના નાદથી મહાસમર્થ માતંગો અને મહાબળવાન મૃગેંદ્રો ભયના માર્યા ગુફાઓને છોડવા લાગ્યા. મનુષ્યોમાં સિંહ જેવો અને વનમાં વનચર જેવો તે મૃગ મેળવવાની ઇચ્છાએ ત્યાં મહાભયંકર વનમાં નિર્ભયતાથી ફર્યા કરતો હતો. ક્યારેક તે દોડતો હતો, ક્યારેક તે ઊભો રહેતો હતો, તો ક્યારેક તે બેસી જતો હતો.[૧૪-૨૦] મહાબળવાન ભીમસેન પગે ચાલીને જ ત્યાં વનમાં પહોંચ્યો. હવે તે મહાબળવાન અને મહાન પરાક્રમી મહાન અરણ્યમાં પેઠો અને અદ્ભુત ગર્જનાઓ કરી સર્વ પ્રાણીઓને ત્રાસ આપવા લાગ્યો. ત્યારે ભીમની ગર્જનાએ કરીને ગુફામાં રહેનારા સરપો ભયભીત થઈ ગયા અને ઝડપભેર સરકી જવા લાગ્યા અને દેવશ્રેષ્ઠના જેવો મહાબળવાન ભીમસેન ધીરેધીરે તેમને અનુસરવા મંડ્યો. ત્યાં તેણે વાળ ઊભા કરે એવો એક મહાશરીરવાળો સર્પ જોયો. પર્વતમાં ન જઈ શકાય તેવા ભાગમાં તે પોતાની કાયાથી ગુફાને રોકીને પડ્યો હતો. તેનું શરીર પર્વતના જેવું વિશાળ હતું. તેની કાયા લાંબી હતી અને તે મહાબળવાન હતો. અંગ ઉપરના ચટાપટાઓને લીધે તે કાબરચીતરો હતો. તેનો રંગ હળદરના જેવો પીળો હતો.[૨૧-૨૫] ચાર દાઢોથી શોભતું તેનું મોં ગુફાના જેવા આકારનું હતું. તેની બળતી આંખો અત્યંત લાલ હતી. તે વારંવાર ગલોફાં ચાટ્યા કરતો હતો.[૨૬] સર્વ પ્રાણીઓને તે ત્રાસ આપતો હતો. પ્રલયકાળના યમ જેવો તે ભયંકર હતો. ફૂંફાડાના ઝેરી નાદથી તે જાણે સર્વને તુચ્છકારતો પડ્યો હતો.[૨૭] તે સર્પ અત્યંત ક્રોધે ભરાઈને એકદમ ભીમ તરફ દોડ્યો. ગળી જનારા તે અજગરે તેના બેઉ હાથ બળપૂર્વક પકડી લીધા. આમ તેણે ભીમસેનના અંગને સ્પર્શ કર્યો, એટલે તરત જ ભીમ મૂર્છા ખાઈ ગયો. કેમ કે તે અજગરને એવું વરદાન હતું.[૨૮,૨૯] ભીમસેનનું જે બાહુબળ દશ હજાર હાથીઓ બરાબર હતું, તે અત્યારે સામાન્ય પ્રાણીઓની પણ બરાબરી કરી શક્યું નહિ! આમ તે અજગરે તે તેજસ્વી ભીમને વશ કર્યો. તે છૂટવાને ધીરેધીરે મથવા લાગ્યો, પણ જરાય ચસકી શક્યો નહિ.[૩૦,૩૧] આ પ્રમાણે દશ હજાર હાથીઓનું સામર્થ્ય ધરાવનારો, સિંહના જેવા ખભાવાળો અને મોટી ભુજાઓવાળો તે ભીમ અજગરથી પકડાતાં, વરદાનથી મોહિત થઈને નિર્બળ થઈ બેઠો. તે

વીરે પોતાના છુટકારા માટે તીવ્ર પ્રયત્નો કર્યા, પણ તે એ અજગરને કોઈ પણ રીતે પીડી ન શક્યો.[૩૨,૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત આજગરપર્વમાં 'અજગરગ્રહણ' નામનો અધ્યાય ૧૭૮ મો સમાપ્ત

## अध्याय १७९मो

### ભીમસેન અને અજગરનો સંવાદ તથા યુધિષ્ઠિરનું ત્યાં આવવું

॥ वैशम्पायन उवाच ॥

**स भीमसेनस्तेजस्वी तथा सर्पवशं गतः ।**
**चिंतयामास सर्पस्य वीर्यमत्यद्भुतं महत् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : તે તેજસ્વી ભીમસેન આ પ્રમાણે સર્પને વશ થયો, ત્યારે તે સર્પના મહાન અને અદ્દભુત બળનો વિચાર કરવા લાગ્યો.[૧] તે એ મહાન સર્પને કહેવા લાગ્યો : 'હે સર્પ! તું કોણ છે? હે ભુજંગવર! તું મને શું કરવા ઇચ્છે છે? તને ગમે તો તું આનો જવાબ આપ.[૨] હું ધર્મરાજથી નાનો ભીમસેન નામનો પાંડવ છું. દશહજાર હાથીઓનું બળ ધારનારા મને તેં કેવી રીતે વશ કર્યો.[૩] સેંકડો કેસરી સિંહો, વાઘો, પાડાઓ અને હાથીઓનો મેં યુદ્ધમાં ભેટો કર્યો છે તથા તેમને મારી નાખ્યા છે. હે સર્પશ્રેષ્ઠ! મહાબળવાન રાક્ષસો, પિશાચો અને નાગો પણ મારા પરાક્રમને સહન કરી શક્યા નથી. છૂટવાને ફાંફાં મારવા છતાં હું તારા પાશમાં જ પડી રહ્યો છું, તો તારામાં કંઈ વિદ્યાબળ છે? અથવા તારી પાસે શું કંઈ વરદાન છે? હે નાગ! તેં મારા આ મહાન બળને આમ રોકી દીધું છે, તેથી મને ખાતરી થાય છે કે મનુષ્યોનું પરાક્રમ મિથ્યા છે.[૪-૭]

વૈશંપાયન બોલ્યા : ઉત્તમ કર્મ કરવાવાળો વીર ભીમ આ પ્રમાણે કહેતો હતો, એટલામાં તે અજગરે પોતાના મહાન શરીરથી તેને ચારે બાજુએ વીંટી લીધો.[૮] આમ તે સર્પે એ મહાબાહુને જકડી નાખ્યો. પછી તેના બે પુષ્ટ બાહુઓને છૂટા મૂકીને તેને આ પ્રમાણે કહેવા લાગ્યો : 'હે મહાબાહુ! મારું અહોભાગ્ય છે કે, આજે દેવોએ તને મારા ભક્ષ્યરૂપે મોકલ્યો છે. હું લાંબા કાળથી ભૂખ્યો છું અને તું અહીં આવી ચડ્યો છે, એ મારું સદ્ભાગ્ય છે; કેમ કે શરીરધારીઓને પ્રાણ વહાલા હોય છે.[૯,૧૦] હે શત્રુદમન! મને આ અજગરનું રૂપ કેમ મળ્યું છે, તે માટે તને આજે અવશ્ય કહેવું જોઈએ. તો હે સજ્જનશ્રેષ્ઠ! તે તું સાંભળ. હું મહર્ષિઓના કોપને કારણે આ અવસ્થા પામ્યો છું. તે શાપના અંતને ઇચ્છતો હું તને તે સર્વ વૃત્તાંત કહીશ. તેં રાજર્ષિ નહુષનું નામ તો સાંભળ્યું હશે જ. તે તારા જ પૂર્વજોનો પૂર્વપુરુષ હતો અને આયુનો વંશધર પુત્ર હતો. એવા મેં તપોથી, યજ્ઞોથી, વિદ્યાથી, કુલીનતાથી અને પરાક્રમથી ત્રૈલોક્યનું અતુલ ઐશ્વર્ય મેળવ્યું હતું.[૧૧-૧૪] પરિણામે મને સર્વ રાજાઓના નાશના કારણરૂપ એવો મદ ભરાયો. સહસ્ર મુખ્ય ઋષિઓને મારી પાલખી ઊંચકવી પડી. આથી મહાત્મા અગસ્ત્યે મને શાપથી સમૃદ્ધિભ્રષ્ટ કર્યો અને હું આ દશાને પામ્યો. જો મારું આ ભાગ્ય![૧૫,૧૬] હે તાત! બળ, ઉત્સાહ શક્તિ અને સહાયબળથી પણ કોઈ દૈવને બાંધી શકતું નથી. હવે જો પ્રજ્ઞા અને શૌર્ય સંપત્તિના કારણરૂપ હોય, તો બુદ્ધિમાનો તથા શૂરવીરોને ક્યારે પણ આપત્તિ ન આવે. પણ બુદ્ધિમાનો તથા શૂરવીરો દુઃખી જીવન ગાળતા જણાય છે ત્યારે કાયરો અને મૂરખાઓ સુખી જીવન ગાળતા દેખાય છે. આથી દૈવ જ કારણરૂપ છે.[૧૭-૧૯] આમ બ્રાહ્મણોને અપમાન આપ્યાથી હું અગસ્ત્યના શાપને લીધે આ અવસ્થા પામ્યો છું. તું મારું આ દૈવ જો.[૨૦] તું મારાથી વધ પામવાને યોગ્ય નથી, તું મારો વંશજ છે અને તારું દર્શન મને અત્યંત

પ્રિય છે. આમ છતાં, હું તને આજે ખાઈ જવા ઇચ્છું છું. તું મારા આ પ્રારબ્ધને જો.[૨૧] હે નરોત્તમ! દિવસના છઠ્ઠા ભાગમાં હાથી, પાડો કે બીજું જે કોઈ પ્રાણી મારી ચૂડમાં આવી જાય છે, તે કેમે કરીને છૂટવા પામતું નથી.[૨૨] હે કૌરવશ્રેષ્ઠ! તું કાંઈ તિર્યગ્યોનિમાં રહેલા એક સાધારણ સર્પથી પકડાયો નથી; પણ મને એ વરદાન જ છે. ઇંદ્રાસનથી ભ્રષ્ટ થઈ જ્યારે હું વિમાનમાંથી પડી રહ્યો હતો, ત્યારે મેં મુનિશ્રેષ્ઠ ભગવાન અગસ્ત્યને વિનંતિ કરી હતી કે, આપ શાપનો અંત બતાવો![૨૩,૨૪] તે તેજસ્વીએ ત્યારે કૃપા કરીને મને કહ્યું : 'હે રાજન્! થોડોક વખત ગયા પછી તારો શાપથી મોક્ષ થશે.' ત્યારથી હું પૃથ્વી ઉપર પડ્યો છું, પણ મારી સ્મરણશક્તિ મને છોડી ગઈ નથી. આથી મેં જે પહેલાંના સમયમાં અનુભવ્યું હતું, તે બધું મને જેવું ને તેવું સ્મરણમાં છે.[૨૫,૨૬] તે ઋષિએ મને કહ્યું હતું : 'સત્યાસત્યનો વિવેક જાણનારો જે મનુષ્ય તારા પૂછેલા પ્રશ્નોનો પ્રત્યુત્તર આપશે, તે તને શાપમાંથી છોડાવશે. વળી હે રાજન્! તું જે સર્વ પ્રાણીને પકડશે, તે તારાથી વિશેષ બળવાન હશે તોપણ તરત પોતાનું બળ ખોઈ બેસશે.'[૨૭,૨૮] આ પ્રમાણે મારા ઉપર રાજી થયેલા તે દયાળુ ઋષિઓનાં મેં તે વચનો સાંભળ્યાં. પછી તે દ્વિજો અંતર્ધાન થઈ ગયા. આ પ્રમાણે હે મહાકાંતિવાળા! તદ્દન ભૂંડા કરમનો હું આ સર્પયોનિ પામી અપવિત્ર નરકમાં વસું છું અને શાપમુક્તિના કાળની રાહ જોઉં છું.[૨૯,૩૦] પછી મહાબાહુ ભીમસેને તે અજગરને કહ્યું: 'હે મહાસર્પ! હું તારા ઉપર કોપ કરતો નથી તેમ મારી જાતને પણ નિંદતો નથી; કેમ કે મનુષ્ય સુખની પ્રાપ્તિ કે દુઃખની નિવૃત્તિ કરવામાં કદી સમર્થ થાય છે, તો કદી સમર્થ નથી પણ થતો. આથી દુઃખ આવતાં અથવા સુખ ચાલ્યું જતાં મનુષ્યે મનમાં દુઃખી થવું ન જોઈએ. કયો માણસ પુરુષાર્થથી દૈવને છેતરી શકે એમ છે? હું તો દૈવને જ બળવાન ગણું છું–પુરુષાર્થ તો નિરર્થક છે.[૩૧–૩૩] જો દૈવના ફટકાને લીધે ભુજબળનો જ આશ્રય કરનારો હું આજે અહીં વિના નિમિત્તે આ દશાને પામ્યો છું. પણ મને આ મારા પોતાના વિનાશનો એટલો શોક થતો નથી, જેટલો મને વનમાં પડેલા અને રાજ્યથી ભ્રષ્ટ થયેલા મારા તે ભાઈઓનો થાય છે.[૩૪,૩૫] આ હિમાલય અત્યંત દુર્ગમ છે, યક્ષો તથા રાક્ષસોથી ભરપૂર છે. મને ખોળી રહેલા તે ભાઈઓ વિહ્વલ થઈને દોડાદોડી કરી મૂકશે.[૩૬] હવે મને મરેલો સાંભળીને તેઓ રાજ્યપ્રાપ્તિ બાબતમાં નિરુદ્યમી થઈ જશે. અરે! મેં રાજલોભિયાએ જ તે ધર્મશીલોને તકલીફ આપી છે, અથવા બુદ્ધિશાળી અર્જુન ખેદ પામશે નહિ. તે સર્વ અસ્ત્રોને જાણે છે અને દેવો, ગંધર્વો તથા રાક્ષસો પણ તેને હાર આપી શકે એમ નથી.[૩૭,૩૮] મહાબળવાન મહાબાહુ એકલો પણ દેવરાજનેય સહેલાઈથી સ્થાનભ્રષ્ટ કરવા સમર્થ છે. તો પછી કપટભર્યું જૂગટું ખેલનારો, સર્વ લોકનો દ્વેષપાત્ર અને દંભ તથા મોહથી ભરેલો તે ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન તો તેની શી વિસાતમાં?[૩૯,૪૦] પુત્રોમાં પ્રાણ રાખનારી અમારી તે દીન માતાનો હું શોક કરું છું. તે શત્રુઓ કરતાં અમારું મહત્ત્વ અધિક થાય એવું નિત્ય વાંચ્છી રહી છે. હે ભુજંગમ! તે અનાથ માતાએ મારા ઉપર જે જે આશાઓ રાખી છે તે બધી મારા નાશને લીધે કેવી અફળ જશે! મને લાગે છે કે, મોટાભાઈની આજ્ઞામાં રહેનારા, મારા બાહુબળથી સંરક્ષિત રહેલા અને નિત્ય પુરુષાર્થને માનનારા તે નકુલ–સહદેવની જોડી મારા મરણને લીધે ખેદ પામશે, ઉત્સાહહીન થઈ જશે અને

વીર્ય તથા પરાક્રમને ખોઈ બેસશે.[૪૨-૪૪] વૃકોદર ભીમે આ પ્રમાણે અત્યંત વિલાપ કર્યો, પણ અજગરના શરીરથી ભીંસાયેલો તે જરાય હાલી-ચાલી શક્યો નહિ. ત્યારે કુંતીપુત્ર યુધિષ્ઠિર અનિષ્ટ દેખાવવાળા ભયંકર ઉત્પાતો જોઈને ચિંતામાં પડ્યા અને તેમનું મન અસ્વસ્થ થઈ ગયું. તે વખતે તે આશ્રમની જમણી બાજુએ ઊભેલી એક ગભરાઈ ગયેલી શિયાળ અગ્નિખૂણા તરફ મોં રાખીને ભયંકર તથા અમંગળ નાદે રોઈ હતી.[૪૫] એક પાંખ, એક આંખ અને એક પગવાળાં તથા ભયંકર દેખાવવાળાં નિસ્તેજ વર્તિકા પક્ષીઓ સૂર્યની સામે લોહી ઓકતાં જણાતાં હતાં.[૪૬] તે વખતે કચરો ઉડાવતો, કઠોર અને પ્રચંડ વાયુ વાતો હતો. જમણી બાજુએથી સર્વ પશુઓ અને પંખીઓના રુદનનો અવાજ આવતો હતો. પાછળ કાગડો 'જાઓ, જાઓ' કહેતો હતો, વળી યુધિષ્ઠિરનો જમણો હાથ વારે વારે ફરક્યા કરતો હતો. તેમના હૃદયમાં અને ડાબા પગમાં સખત બળતરા થતી હતી. તેમની ડાબી આંખને અનિષ્ટ વિકાર થયો.[૪૭-૫૧] આથી બુદ્ધિમાન ધર્મરાજ પણ મહાન ભયની શંકા લાવવા લાગ્યા. હે હે ભારત! તેમણે દ્રૌપદીને પૂછ્યું : 'ભીમ ક્યાં છે?' પાંચાલીએ તેમને કહ્યું: 'વૃકોદર તો ક્યારનાય ગયા છે.' પછી તે મહાબાહુ યુધિષ્ઠિરરાજે ધનંજયને કહ્યું: 'તું દ્રૌપદીનું રક્ષણ કરજે.' હવે નકુલ—સહદેવને બ્રાહ્મણોને સોંપીને તે ધૌમ્યની સાથે ભીમને ખોળવા નીકળ્યા. આમ તે સમર્થ કુંતીનંદન એ આશ્રમથી જ ભીમસેનનાં પગલાં પારખી પારખીને તેને મહાવનમાં શોધવા લાગ્યા.[૫૨-૫૫] તે પૂર્વ દિશામાં ગયા, તો ત્યાં તેમણે હાથીઓના મહાન સંઘપતિઓને પૃથ્વી ઉપર પડેલા જોયા તથા પૃથ્વીને ભીમનાં પગલાંથી અંકિત થયેલી જોઈ.[૫૬] હવે હજારો મૃગો અને સેંકડો સિંહોને વનમાં પડેલા જોઈને તે રાજા તે ભીમને માર્ગે આગળ ચાલ્યા. તે વીર વાયુનંદન મૃગને માટે દોડ્યો હતો. ત્યારે તેની સાથળના સુસવાટાથી વૃક્ષો ઊખડી ગયાં હતાં અને રસ્તા ઉપર છૂટાં પડ્યાં હતાં.[૫૭,૫૮] આ ચિહ્નોથી યુધિષ્ઠિરરાજ આગળ ચાલ્યા અને ખારા તથા નાગણિયા ભાગમાં પહોંચ્યા. ત્યાં પુષ્કળ સૂકો પવન વાતો હતો, પાંદડાં વિનાનાં ઝાડોની ઝાડીઓ જામી હતી, કાંટાવાળાં વૃક્ષોનાં ઝુંડ જામ્યાં હતાં અને ઠેર ઠેર પથ્થરોના ટુકડા તથા ઝાડોનાં ઠૂંઠાં વેરાયેલાં પડ્યાં હતાં. ત્યાં એ ઊંચાનીચા દુર્ગમ પ્રદેશમાં, પર્વતની એક ગુફામાં, તેમણે પોતાના નાના ભાઈ ભીમસેનને જ એક સર્પરાજની પકડમાં પકડાયેલો અને નિશ્ચેષ્ટ થયેલો જોયો.[૫૯-૬૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત આજગરપર્વમાં 'યુધિષ્ઠિરને ભીમનાં દર્શન' નામનો અધ્યાય ૧૭૯મો સમાપ્ત

## अध्याय १८०मो

### અજગર અને યુધિષ્ઠિર વચ્ચે સંવાદ

॥ वैशंपायन उवाच ॥

**युधिष्ठिरस्तमासाद्य सर्पभोगेन वेष्टितम् ।**
**दयितं भ्रातरं धीमानिदं वचनमब्रवीत् ॥१॥**

વૈશંપાયન બોલ્યા : બુદ્ધિમાન યુધિષ્ઠિર સર્પના શરીરથી વીંટળાયેલા પોતાના તે પ્રિય ભાઈ પાસે જઈ તેને આ પ્રમાણે કહેવા લાગ્યા :[૧] 'હે કુંતી-પુત્ર! તું ક્યાંથી આ આપત્તિને પામ્યો? પર્વત જેવી કાયાવાળો આ નાગરાજ કોણ છે?[૨] પોતાના મોટા ભાઈ ધર્મરાજને જોઈને તે ભાઈ ભીમે તેમને પોતાના પકડાવાથી માંડીને તે સર્વ હકીકત કહી.[૩]

ભીમ બોલ્યો : હે આર્ય! આ મહાબળવાન પ્રાણીએ મને ગળી જવા પકડ્યો છે. નહુષ નામનો રાજર્ષિ આ સર્પદેહમાં રહ્યો છે.[૪]

યુધિષ્ઠિર બોલ્યા : હે આયુષ્મન્! તું મારા અમાપ પરાક્રમી ભાઈને મૂકી દે. તારી ભૂખ ટાળવા

માટે અમે તને બીજો આહાર આપીશું.[૫]

સર્પ બોલ્યો : મને આ રાજપુત્રરૂપી આહાર મોં આગળ મળ્યો છે. તું ચાલ્યો જા, અહીં ઊભો ન રહે; નહિ તો આવતી કાલે તુંયે મારો ભોગ બનશે.[૬] હે મહાબાહુ ! જે કોઈ મારા ભાગમાં આવે છે, તે મારો ભક્ષ્ય થાય છે એવું મારું વ્રત છે. હે તાત ! તું પણ મારા પ્રદેશમાં આવ્યો છે.[૭] લાંબે વખતે મને આજ આ તારો નાનો ભાઈ આહારરૂપે મળ્યો છે. હું એને છોડીશ નહિ, તેમ બીજા આહારની ઇચ્છા રાખીશ નહિ.[૮]

યુધિષ્ઠિર બોલ્યા : હે સર્પ ! આ યુધિષ્ઠિર તને પૂછે છે, તું દેવ છે, દૈત્ય છે કે સર્પ છે? તું સાચી વાત કહેજે. આમ હે ભુજંગમ ! તેં શા માટે ભીમસેનને ગળ્યો છે?[૯] હે ભુજંગ ! શું લાવી આપવાથી અથવા શું જાણવાથી તને પ્રીતિ થાય એમ છે? તને શો આહાર આપું? કહે તું આને કઈ રીતે છોડી દે?[૧૦]

સર્પ બોલ્યો : હે અપાપ ! હું નહુષ નામે રાજા છું. ચંદ્રથી પાંચમી પેઢીએ છું. હે નરપતિ ! હું આયુનો પુત્ર છું અને તારો પૂર્વજ છું.[૧૧] યજ્ઞો, તપશ્ચરણો, સ્વાધ્યાય, ઇંદ્રિયદમન અને પરાક્રમથી હું ત્રૈલોક્યનું અખંડ ઐશ્વર્ય પામ્યો હતો. પછી તે ઐશ્વર્ય પામીને મને ભારે મદ ચઢ્યો. હજાર બ્રાહ્મણો મારી પાલખી ઉપાડવા લાગ્યા.[૧૨,૧૩] આમ ઐશ્વર્યના મદમાં છકી ગયેલા મેં બ્રાહ્મણોનું અપમાન કર્યું. આથી હે પૃથ્વીપતિ ! અગસ્ત્યે મને આ દશામાં આણ્યો છે.[૧૪] છતાં હે પાંડવ ! તે મહાત્મા અગસ્ત્યના અનુગ્રહથી હજુ આજે પણ મારી તે પ્રજ્ઞા મને છોડી ગઈ નથી.[૧૫] હે રાજન્ ! દિવસને છઠ્ઠે ભાગે મને આ તારો નાનો ભાઈ આહાર લેખે મળ્યો છે—હું એને છોડીશ નહિ, તેમ બીજા આહારની ઇચ્છા કરીશ નહિ.[૧૬] છતાં તું જો મારા પૂછેલા પ્રશ્નોનો આજે ઉત્તર આપશે, તો પછી હું તારા ભાઈ વૃકોદરને મૂકી દઈશ.[૧૭]

યુધિષ્ઠિર બોલ્યા : હે સર્પ ! તું ઇચ્છામાં આવે તે પ્રશ્ન પૂછ. હું તારાં વચનોનો ઉત્તર આપીશ.×[૧૮] હે ભુજંગમ ! કદાચ આથી હું તને

---

× લેલે શાસ્ત્રીવાળા મહાભારતમાં આ અઢારમા શ્લોકથી આગળ બત્રીસ શ્લોકો વધારાના છે. તે શ્લોકો બીજાં ભારતોમાં તથા તેનાં ભાષાંતરોમાં જણાતા નથી. એ વધારાને લીધે એમના ભારતમાં આ અધ્યાય ૭૨ શ્લોકોનો થયો છે, જ્યારે બીજાં ભારતોમાં ૩૮ શ્લોકોનો છે એ વધારાના શ્લોકો જાણવાયોગ્ય બોધવાળા છે. માટે તેનું આ ટિપ્પણમાં ભાષાંતર આપવું ઉચિત ધાર્યું છે, જે નીચે પ્રમાણે છે :

સર્પે કહ્યું : સર્વ દેવો તથા બ્રહ્મર્ષિઓ ધર્મની પ્રશંસા કરે છે, માટે હે નિષ્પાપ ! તમે મારી આગળ ધર્મનું સંક્ષેપમાં વર્ણન કરો. ૧૯

યુધિષ્ઠિરે કહ્યું : સત્ય, દમ, તપ, શૌચ, સંતોષ, હ્રી, આર્જવ, જ્ઞાન, શમ, દયા અને ધ્યાન એ સનાતન ધર્મ છે. ૨૦

નહુષે પૂછ્યું : હે રાજા ! સત્ય કોને કહેવાય? તમે જે શમ કહ્યો તે કેવો હોય? ઉત્તમ દયા કઈ કહેવાય છે? અને ધ્યાન કોને કહે છે? ૨૧

યુધિષ્ઠિરે કહ્યું : પ્રાણીઓના હિતને સત્ય કહ્યું છે, મનનો નિગ્રહ તે દમ, સ્વધર્મ પ્રમાણે વર્તવું તે તપ, સંકરતાનો ત્યાગ તે શૌચ, ૨૨. વિષયનો ત્યાગ તે સંતોષ, નહિ કરવા જેવા કાર્યથી નિવૃત્તિ તે હ્રી, ટાઢ, તાપ વગેરે દ્વંદ્વ સહન કરવાં તે ક્ષમા, ચિત્તની સમતા તે આર્જવ, ૨૩. તત્ત્વાર્થનો બોધ તે જ્ઞાન, ચિત્તની શાંતિ તે શમ, પ્રાણીઓના હિતની ઇચ્છા તે દયા અને મનની નિર્વિષયતા તે ધ્યાન કહેવાય છે. ૨૪

નહુષે પૂછ્યું : પુરુષોનો દુર્જય શત્રુ કયો? અનંત વ્યાધિ કયો? સાધુ કોને કહેવાય? અને મહા અસાધુ કોને કહેવો? ૨૫

યુધિષ્ઠિરે કહ્યું : કામ એ દુર્જય શત્રુ છે. લોભ એ અનંત કાળનો વ્યાધિ છે, સર્વ પ્રાણી ઉપર દયા કરનારો તે સાધુ છે અને નિર્દય મનુષ્ય અસાધુ છે. ૨૬

નહુષે પૂછ્યું : હે રાજા ! મોહ કોને કહે છે? માન એટલે શું? આળસ કોને જાણવું અને આ લોકમાં શોક કોને કહે છે? ૨૭

યુધિષ્ઠિરે કહ્યું : ધર્મસંબંધી મૂઢતા તે મોહ, પોતાના સંબંધમાં અભિમાન તે માન, ધર્મકૃત્ય ન કરવાં તે

પ્રસન્ન કરી શકીશ. આ લોકમાં જે કેવળ તત્ત્વ બ્રાહ્મણે જાણવાજોગ છે, તે તું જાણે છે. આથી હે સર્પરાજ! તારા પ્રશ્નો સાંભળીને હું પ્રત્યુત્તર આપીશ.[૧૯]

સર્પ બોલ્યો : હે રાજન્! કહે બ્રાહ્મણ કોણ કહેવાય? જાણવા યોગ્ય શું છે? હે યુધિષ્ઠિર! તારાં વચનો ઉપરથી હું તને અતિ બુદ્ધિમાન ધારું છું.[૨૦]

યુધિષ્ઠિર બોલ્યા : હે નાગેંદ્ર! જેનામાં સત્ય, દાન, ક્ષમા, શીલ, અક્રૂરતા, તપ અને દયા જેનામાં આવે, તે બ્રાહ્મણ કહેવાય છે.[૨૧] હે સર્પ! જાણવા-યોગ્ય તે પરબ્રહ્મ જ છે. જે દુ ખ અને સુખથી

---

આળસ અને અજ્ઞાન જ શોક કહેવાય છે ૨૮

નહુષે પૂછ્યું . મુનિઓએ સ્થૈર્ય કોને કહ્યું છે? તેઓએ ધૈર્ય કોને કહ્યું છે? મુખ્ય સ્નાન કયું કયું છે? અને અહીં દાન કોને કહે છે? ૨૯

યુધિષ્ઠિરે કહ્યું સ્વધર્મમાં સ્થિરતા તે સ્થૈર્ય, ઇંદ્રિયોનો નિગ્રહ તે ધૈર્ય, મનના મળનો ત્યાગ તે સ્નાન અને અભયદક્ષિણા તે દાન કહેવાય છે ૩૦

નહુષે પૂછ્યું હે રાજા! કયા પુરુષને પંડિત જાણવો? મૂર્ખ કોને જાણવો? સંસારનું કારણ શું? અને અંતઃકરણનો મુખ્ય તાપ કયો? ૩૧

યુધિષ્ઠિરે કહ્યું ધર્માત્મા પુરુષને પંડિત જાણવો, નાસ્તિકને મૂર્ખ જાણવો, કામના એ સંસારનો હેતુ છે અને અદેખાઈ એ જ હૃદયમાં થનારો મુખ્ય તાપ છે ૩૨

નહુષે પૂછ્યું હે રાજન્! અહંકાર કોને કહ્યો છે? દંભ એટલે શું? અસૂયા કોને કહી છે? અને પૈશુન્ય એટલે શું? ૩૩

યુધિષ્ઠિરે કહ્યું મોહયુક્ત જ્ઞાન તે અહંકાર, ધર્મનો ધ્વજ ફરકાવવો તે દંભ, ધર્મનો દ્વેષ તે અસૂયા અને પારકાને દૂષણ આપવું તે પૈશુન્ય છે ૩૪

નહુષે પૂછ્યું હે રાજા! ધર્મ, અર્થ અને કામ એ પરસ્પરના વિરોધી છે. જ્યારે તેઓ નિત્ય વિરોધી છે, ત્યારે તેમનો સંયોગ કેવી રીતે થાય? ૩૫

યુધિષ્ઠિરે કહ્યું જે કુળમાં ભાર્યાથી ભર્તા સંતુષ્ટ રહે છે અને ભર્તાથી ભાર્યા સંતુષ્ટ રહે છે, તે કુળમાં નિત્ય ધર્મ, અર્થ તથા કામ વૃદ્ધિ પામે છે જ્યારે ભર્તા અને ભાર્યા પરસ્પરને વશ થઈને અનુકૂળ રહે છે, ત્યારે ત્યાં ધર્મ, અર્થ અને કામ એ ત્રણેનો મેળાપ થાય છે ૩૬, ૩૭

નહુષે પૂછ્યું જાતિ, કુળ, આચાર વેદાધ્યયન અને શાસ્ત્રપઠન, એ સર્વમાંથી શાને લીધે બ્રાહ્મણપણું આવે છે તે મને નિશ્ચયથી કહો ૩૮

યુધિષ્ઠિરે કહ્યું હે તાત! જાતિ, કુળ, સ્વાધ્યાય અને શાસ્ત્રપઠન, એ બ્રાહ્મણપણાને માટે કારણ નથી, પણ આચાર જ મુખ્ય કારણ છે ૩૯ હે તાત! અનેક મુનિઓ તિર્યક્યોનિમાં ઉત્પન્ન થયા હતા, તોપણ તેઓ સ્વધર્મના આચરણમાં તત્પર રહેવાથી આ લોકમાંથી બ્રહ્મલોકમાં ગયા છે દુષ્ટાત્મા નટની પેઠે ઘણું સુખગ્રથ કર્યું–ગોખી માર્યું તેથી શું? જે ધર્માચાર પ્રમાણે વર્તે છે, તેને જ ભણેલો અને પંડિત જાણવો, ધર્માચરણનું જ યત્નથી રક્ષણ કરવું, કારણ કે ધન તો આવે છે અને જાય છે ધનથી ક્ષીણ થયેલો પુરુષ ખરો ક્ષીણ થતો નથી, પણ ધર્માચારથી ભ્રષ્ટ થયેલો પુરુષ જ ખરી રીતે નાશ પામે છે. ૪૦–૪૨ કોઈ દુષ્ટ પુરુષ પોતાનું કુળ મોટું છે, એમ જણાવે તો તેથી શો લાભ? સુગંધવાળાં પુષ્પોમાં કીડા ઉત્પન્ન થતા નથી શું? અર્થાત્ સુગંધી પુષ્પમાં ઉત્પન્ન થવાથી તે કીડાનું જેમ ગૌરવ વધતું નથી, તેમ દુષ્ટાચારવાળો સારા કુળમાં ઉત્પન્ન થાય તેથી તે સારો ગણાતો નથી, માટે હે મહારાજા! આચાર જ બ્રાહ્મણનું લક્ષણ છે, એમ તમે જાણો ચાર વેદ ભણેલો બ્રાહ્મણ પણ જો દુરાચરણી હોય તો તેને શૂદ્ર કરતાં પણ અધિક દૂષિત કહેલો છે. ૪૩ ૪૪ જે અગ્નિહોત્રપરાયણ, જિતેંદ્રિય, નિત્યસંતુષ્ટ, શુદ્ધ, તપસ્વી અને વેદાધ્યયનનિષ્ઠ હોય, તેને દેવો બ્રાહ્મણ જાણે છે. ૪૫ જે ટાઢ, તાપ વગેરે સર્વ દ્વંદ્વને સહન કરનારો, ધીર, સર્વ સંગથી રહિત, સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર અને મિત્રભાવનાવાળો હોય છે, તેને દેવો બ્રાહ્મણ જાણે છે ૪૬ હે પુરુષશ્રેષ્ઠ! જે હમેશ પારકાના ગુણને શોધનારો અને હે રાજેંદ્ર! દોષને કદી પણ ન જોનારો, દીન ઉપર નિત્ય દયા કરનારો, સજ્જનના તરફ સતત પ્રેમ રાખનારો અને પોતાની સ્ત્રી ઉપર જ પ્રીતિવાળો હોય છે, તેને જ દેવો બ્રાહ્મણ તરીકે ઓળખે છે. ૪૭ ૪૮

નહુષે પૂછ્યું હે રાજેંદ્ર! શ્રાદ્ધ અને દાન એનો કાળ કયો ગણાય? એનો તમે વિચારપૂર્વક ઉત્તર આપો. હે પ્રશ્નવેત્તામાં શ્રેષ્ઠ! હું તમને સર્વજ્ઞ માનું છું. ૪૯

યુધિષ્ઠિરે કહ્યું જ્યારે શ્રોત્રિય અને ધ્યાનનિષ્ઠ બ્રાહ્મણ જોવામાં આવે, ત્યારે તે જ કાળ, શ્રાદ્ધ અને દાનને માટે ઉત્તમ છે, એવું મારું માનવું છે. ૫૦

રહિત છે અને જેને પામીને મનુષ્યને શોક કરવાનો રહેતો નથી. તમારે આ સંબંધમાં શું કહેવાનું છે ?[૨૨]

સર્પ બોલ્યો : હે યુધિષ્ઠિર ! વેદ સત્ય છે અને ચારે વર્ણને માટે તે પ્રમાણરૂપ છે. હવે શૂદ્રોમાં પણ વેદવિહિત સત્ય, દાન, અક્રોધ, અક્રૂરતા, અહિંસા અને દયા હોય, તો તેઓ બ્રાહ્મણ ગણાશે? હે નરનાથ ! તમે જાણવાયોગ્ય તે વસ્તુને સુખદુઃખથી રહિત વર્ણવી છે, પણ મને તો લાગે છે કે સુખ અને દુઃખથી રહિત એવી કોઈ વસ્તુ જ નથી.[૨૩,૨૪]

યુધિષ્ઠિર બોલ્યા : જો એ લક્ષણો શૂદ્રમાં હોય અને બ્રાહ્મણમાં ન હોય, તો તે શૂદ્ર શૂદ્ર નથી તેમ તે બ્રાહ્મણ બ્રાહ્મણ નથી.[૨૫] હે સર્પ ! જેનામાં આગળ કહેલું આચરણ જણાય છે, તે બ્રાહ્મણ કહેવાય છે. પણ હે સર્પ ! જેનામાં એવું આચરણ નથી, તે બ્રાહ્મણ નથી–તેને શૂદ્ર જ માનવો. વળી તમે કહ્યું છે કે સુખદુઃખથી રહિત એવું બીજું કોઈ સ્થાન નથી અને તેથી જ્ઞેય (જાણવા યોગ્ય) એવી કોઈ વસ્તુ જ નથી. હવે હે સર્પ ! સુખદુઃખથી રહિત કોઈ સ્થાન નથી એવું તારું કહેવું ઠીક છે. તો જેમ ઠંડીમાં અને ગરમીમાં અનુક્રમે ગરમી અને ઠંડી હોતી નથી, તેમ કોઈ પણ સ્થાન સુખદુઃખથી રહિત હોતું નથી. (એટલે કે ઠંડી અને ગરમીથી પર કોઈ અનિર્વચનીય પદાર્થ હોવાનું સ્વીકારવામાં આવે છે, તેમ સુખ અને દુઃખથી પર કોઈ અનિર્વચનીય જ્ઞેય વસ્તુ હોવાનું અવશ્ય સ્વીકારવું પડે.) હે સર્પ ! આ મારી માન્યતા છે. પછી તો તમે જેમ માનો તેમ ખરું.[૨૬–૨૯]

સર્પ બોલ્યો : હે રાજન્ ! જો બ્રાહ્મણ વર્તન ઉપરથી ઓળખાય, એવો તમારો મત છે, તો હે આયુષ્મન્ ! જ્યાં સુધી ચારિત્ર્યની શુદ્ધિ નથી, ત્યાં સુધી જાતિ મિથ્યા જ ગણાય ને !

યુધિષ્ઠિર બોલ્યા : હે મહાસર્પ ! અહીં મનુષ્યોમાં સર્વ વર્ણોની ભેળસેળને લીધે જાતિની પરીક્ષા કરવી કઠણ છે, એવું મારું માનવું છે.[૩૦,૩૧] સર્વ પુરુષો સર્વ સ્ત્રીઓમાં સદા સંતાન પેદા કરે છે. સૌ મનુષ્યોનાં વાણી, મૈથુન, જન્મ અને મરણ સમાન જ છે. આ સંબંધમાં ये यजामहे (અમે યજ્ઞ કરીએ છીએ) એ વેદવાક્ય પ્રમાણરૂપ છે. આથી તત્ત્વદર્શીઓ ચારિત્ર્યને જ મુખ્ય અને ઇષ્ટ માને છે. પુરુષને નાળછેદનની પહેલાં જાતકર્મનો સંસ્કાર કરવામાં આવે છે. ઉપનયન સંસ્કારમાં ગાયત્રી એ તેની માતા ગણાય છે અને આચાર્ય એ તેનો પિતા ગણાય છે.[૩૨–૩૪] જ્યાં સુધી એનો વેદજન્મ થયો નથી ત્યાં સુધી તે શૂદ્ર સમાન છે. આમ જાતિ વિશેના સંશય સંબંધમાં સ્વાયંભુવ મનુએ કહ્યું છે.[૩૫] હે નાગેંદ્ર ! સર્વ વર્ણોની સંસ્કાર આદિ ક્રિયાઓ કર્યા છતાં તેમનામાં ચારિત્ર્ય ન હોય, તો તેમનામાં વર્ણસંકરતાની પ્રબળતા જ માનવી.[૩૬] આથી હે મહાસર્પ ! સંસ્કારી ચારિત્ર્ય જ એવાવું જોઈએ. હે મહાસર્પ ! એવા ચારિત્ર્યવાનને જ મેં આગળ બ્રાહ્મણ કહ્યો છે.[૩૭]

સર્પ બોલ્યો : હે યુધિષ્ઠિર ! તમે યથાર્થ તત્ત્વવેત્તા છો. તમારું વચન મેં સાંભળ્યું છે. હવે હું તમારા ભાઈ વૃકોદરને શા માટે ખાઈ જાઉં ?[૩૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત આજગરપર્વમાં 'અજગર અને યુધિષ્ઠિર વચ્ચે સંવાદ' નામનો અધ્યાય ૧૮૦ મો સમાપ્ત

## अध्याय १८१ मो

### ભીમનો છુટકારો

॥ युधिष्ठिर उवाच ॥

भवानेतादृशो लोके वेदवेदांगपारगः ।
ब्रूहि किं कुर्वतः कर्म भवेद्गतिरनुत्तमा ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : તમે આવી યોનિમાં છો,

તોપણ વેદ અને વેદાંગમાં પારંગત છો. તો કહો, શું કર્મ કરવાથી માણસને ઉત્તમ ગતિ મળે?[૧]

સર્પ બોલ્યો : હે ભારત! સુપાત્રે દાન આપ્યાથી, પ્રિય વચનો કહેવાથી, સત્ય બોલવાથી અને અને અહિંસાધર્મમાં તત્પર રહેવાથી માણસ સ્વર્ગે જાય છે, એવું મારું માનવું છે.[૨]

યુધિષ્ઠિર બોલ્યા : હે સર્પ ! દાન અને સત્ય એ બેમાં મોટું શું? અહિંસા અને પ્રિય વચન એ બેમાં મોટું નાનું શું? આ તમે કહો.[૩]

સર્પ બોલ્યો : દાન, સત્ય, તત્ત્વ, અહિંસા અને પ્રિય એ દરેકનું મોટાપણું તથા નાનાપણું કાર્યના ગૌરવને આધારે જોવાય છે.[૪] ક્યારેક દાનયોગ કરતાં સત્ય ચડી જાય છે, તો હે રાજેંદ્ર! ક્યારેક સત્યવચન કરતાં કોઈક દાન ચઢી જાય છે.[૫] આમ હે ધનુર્ધારી! ક્યારેક પ્રિયવાક્ય કરતાં અહિંસા વધી જાય છે, તેમ જ હે મહીપતિ! ક્યારેક અહિંસા કરતાં પ્રિય વચન વધી જાય છે.[૬] આ પ્રમાણે હે રાજન્! કાર્યની અપેક્ષાએ તે તે વસ્તુનું ગૌરવ અથવા લાઘવ ગણાય છે. હવે તમને બીજું જે ગમતું હોય તે કહો, એટલે હું તેનો ઉત્તર આપું.[૭]

યુધિષ્ઠિર બોલ્યા : હે સર્પ ! શરીરનો નાશ થયા પછી માણસ કેવી રીતે સ્વર્ગમાં જાય છે? તેને અવશ્ય મળનારું કર્મફળ કેવી રીતે મળે છે? તે કેવી રીતે વિષયોને ભોગવે છે? તે તમે મને કહો.[૮]

સર્પ બોલ્યો : હે રાજન્! સ્વકર્મોએ કરીને માણસને મનુષ્યયોનિ, સ્વર્ગવાસ અને તિર્યગ્યોનિ એમ ત્રણ પ્રકારની ગતિઓ થતી જોવામાં આવી છે.[૯] તેમાં જે મનુષ્ય આળસ રાખ્યા વિના અહિંસાયુક્ત દાનાદિક કર્મો કરે છે, તે મનુષ્યલોકમાંથી સ્વર્ગમાં જઈ સુખ ભોગવે છે.[૧૦] હે રાજેંદ્ર! જે એથી ઊલટાં કર્મ કરે છે તે મનુષ્યયોનિમાં રહે છે અથવા તિર્યગ્યોનિમાં જાય છે. હવે હે તાત! આ સંબંધમાં વિશેષતા કહીશ.[૧૧] જે મનુષ્ય કામ અને ક્રોધથી ભરેલો છે તથા જે હિંસા અને લોભને અધીન છે, તે મનુષ્યયોનિમાંથી ભ્રષ્ટ થઈ તિર્યગ્યોનિમાં જન્મ પામે છે.[૧૨] વળી માનવયોનિમાં જન્મ ધરવાને માટે તિર્યગ્યોનિથી પણ છુટકારો થાય છે, એવું વેદમાં કહેલું છે. ગાયો અને ઘોડાઓ વગેરેને પણ દેવત્વ મળે છે, એવું જોવામાં આવે છે.[૧૩] આમ હે તાત! કર્મ કરનારો જીવ આ ત્રણ ગતિઓમાં ફરે છે. બ્રાહ્મણ તો પોતાના આત્માને નિત્ય પરમાત્મામાં લીન રાખે છે. દેહાભિમાની જીવાત્મા તો બળવાન કર્મફળને કારણે વારંવાર જન્મ ધરે છે અને સુખદુઃખ ભોગવે છે; પણ હે તાત! ફળને વિશે જે નિઃસ્પૃહ છે, તે જ સંસારના લક્ષણને સમજે છે. [૧૪,૧૫]

યુધિષ્ઠિર બોલ્યા : હે સર્પ ! શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ વિષયોને ગ્રહણ કરવાનું અધિષ્ઠાન શું છે? તે તમે સ્વસ્થ ચિત્તે મને યથાર્થ રીતે કહો.[૧૬] હે મહાબુદ્ધિશાળી! તમે એ બધા વિષયોને એકસાથે કેમ ગ્રહણ કરતા નથી? હે પન્નગવર! આ મેં જે બધું પૂછ્યું છે, તેનો તમે ઉત્તર આપો.[૧૭]

સર્પ બોલ્યો : હે આયુષ્મન્! જે આત્મારૂપી પદાર્થ છે, તે સ્થૂળ અને સૂક્ષ્મ દેહનો આશ્રય કરીને તથા બુદ્ધિ વગેરેથી યુક્ત થઈને કર્મ અનુસાર ભોગોને ભોગવે છે.[૧૮] હે ભરતશ્રેષ્ઠ! આ આ સંબંધમાં હું તમને કહું છું, તે સાંભળો. ઇંદ્રિય, બુદ્ધિ અને મન એ ત્રણ એ આત્માને ભોગ ભોગવવાનાં સાધન છે. હે તાત! પોતાના હૃદય-રૂપી ક્ષેત્રમાંથી નીકળેલો તે જીવાત્મા વિષયના સ્થાનરૂપ ઇંદ્રિયોમાં રહેલા મન વડે ક્રમપૂર્વક આ શબ્દાદિ વિષયોને ભોગવે છે.[૧૯–૨૧] હે નરસિંહ! આમાં જીવનું મન જ મુખ્ય કારણરૂપ છે. આથી

સર્વ વિષયોને એકીવખતે ગ્રહણ કરી શકાતા નથી. હે પુરુષશ્રેષ્ઠ! તે આત્મા બે ભ્રુકુટીની વચ્ચે રહ્યો છે અને સારીમાઠી બુદ્ધિને વિવિધ પદાર્થોમાં પ્રેરે છે. પંડિતો જ્ઞાનને બુદ્ધિ પછીનું અનુભવે છે. હે રાજસિંહ! આ જ્ઞાન આત્મપ્રકાશક વિધિ છે.[૨૨,૨૩]

યુધિષ્ઠિર બોલ્યા : તમે મને મન અને બુદ્ધિનું પરમ લક્ષણ કહો. અધ્યાત્મવેત્તાઓ એને જ શ્રેષ્ઠ કાર્ય ગણાવે છે.[૨૪]

સર્પ બોલ્યો : ઉત્ક્રાંતિ આદિ ધર્મને લીધે બુદ્ધિ સદૈવ આત્માને અનુસરનારી ગણાય છે. આમ તે બુદ્ધિ આત્માને આશ્રયે રહેનારી છે અને તે તેના આશ્રયની સદૈવ ઇચ્છા કરે છે એમ જાણવું.[૨૫] વિષયોમાં ઇંદ્રિયોનો સંયોગ થવાથી બુદ્ધિ ઊપજે છે, ત્યારે મન તો ઉત્પન્ન થઈ જ ચૂક્યું હોય છે. આથી બુદ્ધિ જે જે ગુણોને ધારણ કરે છે, તે તે ગુણોને મન પણ ધારણ કરે છે. હે તાત! મન અને બુદ્ધિમાં આ ખાસ ભેદ છે. આ વિષયમાં તમે પણ સારા જાણકાર છો, તો તમે શું માનો છો?[૨૬,૨૭]

યુધિષ્ઠિર બોલ્યા : હે શ્રેષ્ઠ બુદ્ધિમાન! તમારી આ વિચારણા સુંદર છે. તમે જાણવાનું જાણી ચૂક્યા છો, તો પછી તમે મને શા માટે પૂછો છો? સ્વર્ગમાં રહેલા, અદ્દભુત કર્મ કરનારા અને સર્વજ્ઞ એવા તમને ક્યાંથી મોહ થઈ આવ્યો? તમે શાથી સર્પયોનિને પામ્યા? મને આ મોટો સંદેહ છે. તમે એ સમજાવવાને યોગ્ય છો.[૨૮,૨૯]

સર્પ બોલ્યો : માણસ સારો જ્ઞાની અને શૂર હોય, તોપણ સમૃદ્ધિ તેને ભુલાવી દે છે. સુખમાં રહેનારા સર્વ મનુષ્યો મૂર્છામાં પડે છે, એમ મારું માનવું છે. આમ હે યુધિષ્ઠિર! ઐશ્વર્ય-ના મોહથી હું મદથી ઘેરાઈ ગયો અને નીચે ગબડી પડ્યો. હવે ફરી જાગેલો હું તમને ઉપદેશ આપું છું.[૩૧] હે મહારાજ! તમે મારું કાર્ય કર્યું છે. હે શત્રુતાપન! તમારા જેવા સાધુ સાથે સંભાષણ કરવાનું સદ્દભાગ્ય ક્યાંથી? મારો અતિ કષ્ટદાયક શાપ નાશ પામ્યો છે.[૩૨] પૂર્વે હું સ્વર્ગમાં દિવ્ય વિમાનથી વિચરતો હતો. અભિમાનમાં મત્ત થઈને હું બીજા કોઈને પણ હિસાબમાં ગણતો નહોતો. બ્રહ્મર્ષિઓ, દેવો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો, સર્પો અને ત્રૈલોક્યમાં રહેનારા બીજા સૌ મને કર આપતા હતા. હે પૃથ્વીપતિ! હું જે પ્રાણી ઉપર આંખ માંડતો, તેનું તેજ હું તરત જ હરી લેતો. આવું મારી દૃષ્ટિનું બળ હતું. હજાર બ્રહ્મર્ષિઓ મારી પાલખી ઊંચકી ચાલતા હતા. હે રાજન્! આ અનાચારે જ મને ઐશ્વર્યથી ભ્રષ્ટ કર્યો.[૩૩–૩૬] એક વાર અગસ્ત્ય મુનિ મારી પાલખી-એ જોડાયા હતા અને મેં તેમને પગથી લાત મારી હતી. આથી અગસ્ત્યે રોષે ભરાઈને મને કહ્યું: 'તું નીચે પડ, સર્પ થઈ જા.' હું તે વિમાન-ને મોખરેથી પડ્યો અને મારાં સર્વ રાજલક્ષણો નાશ પામ્યાં. નીચે મોંએ પડતાં મેં મારી જાતને સર્પરૂપ થઈ ગયેલી જોઈ ત્યારે મેં તે ઋષિને યાચના કરી કે મારા શાપનો અંત આણો![૩૭,૩૮] હે ભગવન્! પ્રમાદથી હું ભાન ખોઈ બેઠો હતો, તેથી મને ક્ષમા આપવી યોગ્ય છે. આથી કૃપા કરીને તેમણે મને પડતાને આ વચન કહ્યું:[૩૯] 'ધર્મરાજ યુધિષ્ઠિર તને શાપમાંથી છોડાવશે. હે રાજા! તારા અભિમાનરૂપી ભયંકર પાપનું ફળ પૂરું થશે, ત્યારે હે મહારાજ! તને પુણ્યનું ફળ પ્રાપ્ત થશે. અગસ્ત્યનું તે તપોબળ જોઈને હું તો આશ્ચર્ય જ પામ્યો. આથી જ મેં તમને બ્રહ્મ અને બ્રાહ્મણ વિશે પ્રશ્નો પૂછ્યા. હે રાજન્! સત્ય, ઇંદ્રિયદમન, તપ, દાન, અહિંસા અને ધર્મપરા-યણતા એ જ મનુષ્યોનું ઇષ્ટ સાધનારાં છે. જાતિ કે કુળ ઇષ્ટસાધક નથી જ. હે મહારાજ! તમારો આ મહાબળવાન ભાઈ ભીમ સુખમાં રહો! તમારું

મંગલ થાઓ! હું ફરીથી સ્વર્ગમાં જઈશ.[૪૦-૪૩] વૈશંપાયન બોલ્યાઃ આ પ્રમાણે કહીને તે નહુષરાજે અજગરનું શરીર છોડી દીધું અને તરત જ દિવ્ય શરીર ધારણ કરીને તે સ્વર્ગમાં ચાલ્યો ગયો.[૪૪] શ્રીમાન ધર્માત્મા યુધિષ્ઠિર પણ પોતાના ભાઈ ભીમસેન તથા ધૌમ્ય મુનિની સાથે આશ્રમે પાછા આવ્યા.[૪૫] પછી ધર્મરાજ યુધિષ્ઠિરે ત્યાં એકઠા થયેલા સર્વ બ્રાહ્મણોને તે સર્વ વૃત્તાંત યથાર્થ રીતે કહ્યો.[૪૬] હે રાજન્! એ સાંભળીને તે બ્રાહ્મણો, તે ત્રણ ભાઈઓ અને યશસ્વિની દ્રૌપદી એ સૌ અત્યંત નમ્ર થઈ ગયાં.[૪૭] તે સર્વ બ્રાહ્મણો તો પાંડવોનું હિત કરવાની ઇચ્છાથી ભીમસેનના તે સાહસને નિંદવા લાગ્યા અને તેને કહ્યુ કે, 'આવું કરીશ નહિ.[૪૮] પાંડવો તે મહાબળવાન ભીમને ભયથી મુક્ત થયેલો જોઈને અતિશય આનંદ પામ્યા અને હર્ષથી વિહાર કરવા લાગ્યા.[૪૯,૫૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાતર્ગત આજગરપર્વમાં 'ભીમમોચન' નામનો અધ્યાય ૧૮૧મો સમાપ્ત

આજગરપર્વ* સમાપ્ત

# માર્કંડેયસમાસ્યાપર્વ

## अध्याय १८२मो

### વર્ષા અને શરદૃઋતુનું વર્ણન

॥ वैशंपायन उवाच ॥

निदाघांतकरः कालः सर्वभूतसुखावहः ।
तत्रैव वसतां तेषां प्रावृट् समभिपद्यत ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ તે પાંડવો ત્યાં રહેતા હતા, ત્યારે પ્રાણીમાત્રને સુખ આપનારો તથા ઉનાળાના ઉકળાટને શમાવનારો વર્ષાકાળ આવ્યો.[૧] ત્યારે મહાગર્જના કરતાં વાદળાંએ આકાશ તથા દિશાઓને છાઈ દીધાં હતાં. અને કાળાં કાળાં વાદળો રાતદિવસ સતત વરસી રહ્યાં હતાં.[૨] વર્ષાકાળના મંડપ જેવા સેંકડો ને સહસ્ર મેઘો સૂર્યની પ્રભા આવરી લઈ વીજળીના ચમકારથી વિમલ કાંતિ ધારણ કરી રહ્યા હતા. ધરતી ઉપર કૂણું ઘાસ ઊગી આવ્યું હતું. સરપો અને જીવડાંઓ એના ઉપર મદથી ઘૂમતાં હતાં. પાણીથી સિંચાયેલી તે પૃથ્વી ઠંડી થઈ હતી અને સર્વને મનોહર લાગતી હતી. બધું પાણીથી પથરાઈ ગયું હતું, એટલે ત્યાં ઊંચાનીચા કે સરખા ભાગો, નદીઓ કે સ્થળભાગો કશું જ જણાતું નહોતું.[૩-૫] એ વર્ષામાં ખળભળેલાં જળવાળી, મહાનદીઓ ઝડપથી જતાં બાણોની જેમ મહાવેગે સરરર કરતી વહેવા લાગી અને વનોને શોભા આપી રહી.[૬] વરસાદની ઝડીઓથી ઢંકાઈ ગયેલા એ નાદ ગજવી રહેલા વરાહો, મૃગો અને પક્ષીઓના વિવિધ પ્રકારના અવાજો અરણ્યના છેડાઓ સુધી સંભળાતા હતા.[૭] ત્યારે નરકોકિલના સમૂહો સાથે બપૈયાઓ તથા કલાપીઓ મસ્ત થઈ ગયા હતા અને મદઘેલા થયેલા દેડકાઓ કૂદાકૂદ કરી રહ્યા હતા.[૮] આમ પર્વત પાસેના નિર્જળ પ્રદેશોમાં વિચરતા તે પાંડવોની અનેકવિધ આકારવાળી તથા મેઘથી ગાજી રહેલી તે વર્ષાઋતુ મંગલ રીતે પસાર થઈ.[૯] હવે પ્રમોદભરી શરદૃઋતુ આવી, ત્યારે ઠામઠામ ક્રૌંચો અને હંસો હતાં, વનભાગો ઉપર મોટાં ઘાસ ઊગ્યાં હતાં, નદીઓનાં જળ પ્રસન્ન હતાં, આકાશ નિર્મળ હતું અને નક્ષત્રો વિમલ હતાં. પશુઓ અને પંખીઓથી ભરેલી તે શરદૃઋતુ મહાત્મા પાંડવોને સુખદાયિની થઈ.[૧૦] તે ઋતુમાં રાત્રિઓ વાદળાંને લીધે શીતળ અને ધૂળ બેસી જવાથી નિર્મળ જણાતી હતી. ગ્રહો

* शारीराद्बलतो ब्रह्मन्वल वैद्य महत्तमम् ।
भीम ह्यजगरग्रस्त धर्मराजो ह्यमोचयत् ॥
હે બ્રહ્મન્! શારીરિક બળ કરતા વિદ્યાબળ–જ્ઞાનબળ ઘણુ મોટું છે, કે જે બળને લીધે ધર્મરાજાએ અજગરથી ગળાયેલા ભીમને છોડાવ્યો. —ગણેશ

અને નક્ષત્રોના સમૂહથી તથા ચંદ્રને લીધે તે રાત્રિઓ ભારે શોભી રહી હતી. શીતળ જળવાળી કલ્યાણકારિણી નદીઓ તથા તળાવડીઓ કુમુદો અને પુંડરીકોથી અત્યંત સુશોભિત લાગતી હતી. આકાશ જેવા તટવાળી, કિનારે નેતરોથી ભરેલી અને પવિત્ર તીર્થવાળી સરસ્વતી પાસેથી વિચરતાં તે પાંડવોને હર્ષ થયો. પ્રસન્ન જળવાળી તે મંગલમયી સરસ્વતીને જળથી છલોછલ જોઈ તે દઢ ધનુર્ધારી વીરોને આનંદ આનંદ વ્યાપી રહ્યો. હે જનમેજય! તે પાંડવો ત્યાં રહેતા હતા તે જ વખતે, પર્વસંધિમાં કાર્તિક માસની શરદપૂર્ણિમાની અતિ પવિત્ર રાત્રિ આવી. ત્યારે પુણ્યશીલ અને તપસ્વી મહાત્માઓ સાથે તે સર્વ ભરતોત્તમ પાંડવોએ ઊપડવાની ઉત્તમ તૈયારી કરી. પછી કૃષ્ણપક્ષનો આરંભ થયો, એટલે પાંડવો ધૌમ્ય મુનિ, રસોઇયાઓ અને સારથિઓ સાથે કામ્યક વન તરફ ચાલવા લાગ્યા.[૧૧-૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'કામ્યકવનપ્રવેશ' નામનો અધ્યાય ૧૮૨મો સમાપ્ત

## અધ્યાય ૧૮૩મો

### પાંડવોની પાસે શ્રીકૃષ્ણ તથા માર્કંડેયનું આગમન

॥ वैशंपायन उवाच ॥

**काम्यकं प्राप्य कौरव्य युधिष्ठिरपुरोगमाः ।**
**कृतातिथ्या मुनिगणैर्निषेदुः सह कृष्णया ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે કુરુવંશી રાજન્! યુધિષ્ઠિર વગેરે પાંડવો ત્યાં કામ્યક વનમાં આવ્યા, ત્યારે મુનિગણોએ તેમનો સત્કાર કર્યો. પછી તેઓ દ્રૌપદીની સાથે ત્યાં વસવા લાગ્યા.[૧] હવે ત્યાં વિશ્વાસપૂર્વક વસેલા પાંડુપુત્રોને અનેક બ્રાહ્મણો ચોમેર વીંટીને બેસતા હતા.[૨] એક વાર અર્જુનના કોઈ એક પ્રિય બ્રાહ્મણમિત્રે કહ્યું : 'હે કુરુકુળ ધુરંધરો! ઉદાર મનવાળા, જિતેંદ્રિય, મહાબાહુ અને શૂરસેનના પૌત્ર તે શ્રીકૃષ્ણ અહીં આવશે;[૩,૪] કેમ કે તમે અહીં આવ્યા છો, તે એ શ્રીહરિની જાણમાં છે. તે શ્રીહરિ સદૈવ તમારા દર્શનના અભિલાષી છે અને તમારું કલ્યાણ ચાહે છે. વળી અનેક વર્ષોના આવરદાવાળા, સ્વાધ્યાયપરાયણ અને તપથી યુક્ત તે મહાતપસ્વી માર્કંડેય પણ તમને ટૂંક વખતમાં મળવા આવશે.' તે આમ કહી રહ્યો હતો, તે જ વખતે રથીઓમાં શ્રેષ્ઠ શ્રીકેશવ શૈબ્ય તથા સુગ્રીવ નામના ઘોડાઓ જોડેલા રથમાં ત્યાં આવતા જણાયા. જેમ ઇંદ્રની સાથે ઇંદ્રાણી હોય, તેમ તેમની સાથે સત્યભામા હતાં. તે દેવકીનંદન કુરુશ્રેષ્ઠ પાંડવોને મળવા આવ્યા હતા. રથમાંથી ઊતરીને મહાબુદ્ધિમાન શ્રીકૃષ્ણે હર્ષપૂર્વક ધર્મરાજને તથા શ્રેષ્ઠ ભીમને વિધિપૂર્વક વંદન કર્યાં.[૫-૮] તેમણે ધૌમ્યનું પૂજન કર્યું અને નકુલ-સહદેવનાં વંદન ઝીલ્યાં.[૯] તેમણે નિદ્રાને જીતનાર અર્જુનને આલિંગન કર્યું અને દ્રૌપદીને સાંત્વન આપ્યું. તે શત્રુનાશન દશાર્હવંશી લાંબે વખતે મળેલા વીર અર્જુનને જોઈને તેને વારંવાર ભેટવા લાગ્યા.[૧૦] તેમ કૃષ્ણની પ્રિય પટરાણી સત્યભામા પણ પાંડવોની પ્રિય પત્ની દ્રૌપદીને ભેટ્યાં.[૧૧] પછી પોતાની પત્ની તથા પુરોહિતોની સાથે તે સર્વ પાંડવોએ શ્રીકમલનયન શ્રીકૃષ્ણનું પૂજન કર્યું. તે સૌ તેમને ચોતરફ વીંટી વળ્યાં.[૧૨] ત્યારે વિદ્વાન શ્રીકૃષ્ણ અસુરમર્દન પૃથાપુત્ર ધનંજયને મળ્યા, જાણે સાક્ષાત્ ભગવાન મહાત્મા ભૂતપતિ શંકર કાર્તિક સ્વામીને મળ્યા. હવે કિરીટધારી અર્જુને શ્રીકૃષ્ણને વનોમાં બનેલાં સર્વ વૃત્તાંતો બરાબર કહ્યાં અને વારંવાર પૂછ્યું : 'સુભદ્રા તથા અભિમન્યુ કેમ છે?' તે મધુસૂદને પાર્થ અર્જુનને, દ્રૌપદીને તથા પુરોહિતને યથાયોગ્ય આદર આપ્યો અને પછી ત્યાં યુધિષ્ઠિરરાજ પાસે બેસી તેમની પ્રશંસા કરતાં આ પ્રમાણે

કહ્યું:[૧૩–૧૫] 'હે પાંડવ! રાજ્યલાભ કરતાંય ધર્મ ચડિયાતો છે. હે રાજન્! ધર્મને માટે તપસ્યા કરવાની છે. તમે સત્ય અને સરળતાથી સ્વધર્મનું આચરણ કરીને આ લોક તથા પરલોક બંને ઉપર વિજય મેળવ્યો છે. તમે વેદાધ્યયન કર્યું છે, વ્રતો આચર્યાં છે, વિધિપૂર્વક સમગ્ર ધનુર્વેદ પામ્યા છો, ક્ષાત્રધર્મપૂર્વક સંપત્તિઓ મેળવી છે અને સર્વ પુરાણા યજ્ઞો કર્યા છે.[૧૬,૧૭] હે નરેંદ્ર! તમને મૈથુનાદિક ગ્રામ્યધર્મોમાં પ્રીતિ નથી, તમે કશુંય કામવાસનાપૂર્વક કરતા નથી અને તમે ધનને લોભે કદી પણ ધર્મને છોડતા નથી, એથી તમે ધર્મરાજ કહેવાઓ છો.[૧૮] હે રાજન્! તમે રાષ્ટ્રો, સંપત્તિઓ અને ભોગો મેળવ્યા છે; છતાં હે પાર્થ! દાન, સત્ય, તપ, શ્રદ્ધા, બુદ્ધિ, ક્ષમા અને ધૃતિ એમાં તમે નિરંતર ઉત્તમ પ્રીતિ રાખો છો.[૧૯] હે પાંડવ! જ્યારે કુરુજાંગલના જનસમૂહે દ્રૌપદીને સભામાં પરવશ થયેલી જોઈ, ત્યારે ધર્મવ્યવહારથી રહિત એવા એ વર્તનને તમારા વિના બીજો કોણ સહી શકે?[૨૦] નિઃસંદેહ તમારા સર્વ મનોરથો સિદ્ધ થશે અને તમે ટૂંક સમયમાં પ્રજાના સારી રીતે પાળનાર થશો. તમારી પ્રતિજ્ઞા જો પૂરી થઈ હોય, તો અમે કુરુઓને કબજે કરવા તૈયાર છીએ.' પછી તે દશાર્હસિંહે ધૌમ્ય, ભીમ, યુધિષ્ઠિર, નકુલ, સહદેવ અને દ્રૌપદીને કહ્યું: 'તમારા મંગળ ભાગ્યયોગે અર્જુન અસ્ત્રવિદ્યામાં સિદ્ધ થઈને પ્રસન્નતાપૂર્વક પાછો આવ્યો છે.' હવે દશાર્હદેશના સ્વામી શ્રીકૃષ્ણે મિત્રજનો સાથે યાજ્ઞસેની દ્રૌપદીને પણ આ વચનો કહ્યાં: 'તારા મહાસૌભાગ્યે તને અર્જુન મળ્યો છે.[૨૧–૨૩] હે! દ્રૌપદી તારા સુશીલ બાળકપુત્રોને ધનુર્વેદમાં ખાસ પ્રેમ છે. હે યાજ્ઞસેની! તારા પુત્રો સ્નેહીઓ અને સત્પુરુષોએ આચરેલા માર્ગનું સદૈવ સેવન કરે છે.[૨૪] હે દ્રૌપદી! તારા પિતાએ તથા ભાઈઓએ તેમને રાજ્ય અને રાષ્ટ્રોની લાલચ બતાવીને તેડાવ્યા, તોપણ તે બાળકોને યજ્ઞસેનનાં તથા મામાઓનાં ઘરોમાં રહેવું ગમ્યું નહિ.[૨૫] ધનુર્વેદમાં મુખ્ય પ્રીતિવાળા તારા એ પુત્રો તો આનર્ત દેશ તરફ જ મોં રાખી રહ્યા. હવે હે દ્રૌપદી! તેઓ ત્યાં સુખરૂપ આવીને વૃષ્ણિનગર દ્વારકામાં પ્રવેશીને, દેવોની પણ સ્પૃહા રાખતા નથી.[૨૬] તે પુત્રો સંબંધમાં તારે અને આર્યા કુંતીએ જેવું વર્તન રાખવું યોગ્ય છે, તેવું તેમના સંબંધમાં સુભદ્રા જરાય ગફલતમાં રહ્યા વિના રાખે છે. અરે! તે તેથીય વિશેષ રાખે છે.[૨૭] હે દ્રૌપદી! રુક્મિણીનંદન પ્રદ્યુમ્ન જેવો અનિરુદ્ધનો, અભિમન્યુનો, સુનીથનો અને ભાનુનો શિક્ષક તેમ જ આશ્રય છે,[૨૮] તેવો તે તારા પુત્રોનો પણ છે. વળી કુમાર અભિમંન્યુ કુશળ શિક્ષક છે, તે આળસરહિત રહીને તારા શૂરા પુત્રોને ગદા, તલવાર તથા ઢાલ પકડવાનું, અસ્ત્રો ચલાવવાનું તેમ જ રથ અને ઘોડાની સવારી કરવાનું સતત શિક્ષણ આપે છે.[૨૯] રુક્મિણીકુમાર પ્રદ્યુમ્ન તારા પુત્રોને ઉત્તમ શિક્ષણ આપીને તેમ જ તેમને વિધિપૂર્વક શસ્ત્રવિદ્યા ભણાવીને તેમનાં તથા અભિમન્યુનાં પરાક્રમોથી પ્રસન્ન થાય છે.[૩૦] હે યાજ્ઞસેની! તારા પુત્રો જ્યારે વિહાર કરવા કે જોવા જાય છે, ત્યારે તે દરેકની પાછળ રથો, વાહનો અને હાથીઓ જાય છે.'[૩૧] આ પછી શ્રીકૃષ્ણ ધર્મરાજ પ્રત્યે બોલ્યા: 'હે રાજન્! આ દશાર્હ યોદ્ધાઓ, કુકુરવંશીઓ અને અંધક વંશજો તમે ઇચ્છો ત્યાં તમારી આજ્ઞાને પાળતા રહો.[૩૨] હે નરેંદ્ર! ધનુષના વેગથી વાયુને વીંઝનારી, હળધરના નેતૃત્વવાળી તેમ જ હાથીઓ, ઘોડાઓ, રથો, સારથિઓ અને પાયદળવાળી મથુરા પ્રદેશની આ સેના તમારે માટે સજ્જ છે. તેને તમે ઉપયોગમાં લો.[૩૩] હે પાંડવ! અધમાધમ પાપી તે ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનને તેના સેવકો અને સ્નેહીઓ સાથે ભૌમાસુર

તથા સૌભરાજ શાલ્વને માર્ગે પહોંચાડો.[૩૪] અથવા હે નરેંદ્ર! તમે તે કુરુસભામાં પ્રતિજ્ઞા કરી હતી તે પ્રમાણે તમે ભલે થોભી જાઓ, દશાર્હયોદ્ધાઓએ હણી નાખેલા શત્રુયોદ્ધાઓવાળું હસ્તિનાપુર તમારી રાહ જુઓ. ત્યાં સુધી તમે પાપરહિત અને ક્રોધરહિત થઈને તમને ગમે ત્યાં સુખે વિહાર કરજો; પછી સમય પૂરો થાય એટલે તમે શોકરહિત થઈને પ્રસિદ્ધ અને મુખ્ય હસ્તિનાપુરમાં તથા રાજ્યમાં પ્રવેશ કરજો.[૩૫,૩૬] આ પ્રમાણે પુરુષોત્તમ શ્રીકૃષ્ણે કહેલા તે મતને યથાર્થ જાણીને મહાત્મા ધર્મરાજે તેમની પ્રશંસા કરી અને તેમની સામે જોવા લાગ્યા. પછી તે કેશવને હાથ જોડીને બોલ્યા:[૩૭] 'હે કેશવ! નિઃસંદેહ તમે જ પાંડવોની ગતિરૂપ છો, પૃથાપુત્રો તમારે જ શરણે છે. સમય આવ્યે તમે તે અને તેથીય અધિક કર્મ કરશો, એ વિશે સંશય જ નથી. હે કેશવ! પ્રતિજ્ઞા પ્રમાણે અમે બધાંએ બાર વરસ નિર્જન વનોમાં ગાળ્યાં છે. હવે વિધિપૂર્વક ગુપ્તવાસ પૂરો કર્યા પછી સર્વ પાંડવો તમારે જ અધીન છે.[૩૮,૩૯] હે કેશવ! તમારી બુદ્ધિ સદૈવ આવી જ હો. સત્યનિષ્ઠ તથા દાન ને ધર્મમાં પરાયણ રહેલા આ પાંડવો સ્વજનો, સ્ત્રીઓ અને બાંધવોની સાથે તમારે જ શરણે છે.[૪૦]

વૈશંપાયન બોલ્યા : હે ભારત! વૃષ્ણીનંદન શ્રીકૃષ્ણ અને ધર્મરાજ આ પ્રમાણે પરસ્પર વાતો કરતા હતા, એ વખતે ધર્માત્મા, સહસ્રો વર્ષોના આયુષ્યવાળા અને તપમાં વૃદ્ધ થયેલા મહાતપસ્વી માર્કંડેય ત્યાં દેખાયા. અજર તથા અમર જેવા, તે રૂપ અને ઔદાર્યથી ભરપૂર હતા. તે જાણે પચ્ચીસ વરસના જુવાન જેવા જણાતા હતા. આ પ્રમાણે આવેલા તે અનેક સહસ્રો વર્ષની વયવાળા વૃદ્ધ ઋષિનું શ્રીકૃષ્ણે, પાંડવોએ તેમ જ સર્વ બ્રાહ્મણોએ પૂજન કર્યું. હવે પૂજન પામેલા અને સુસ્વસ્થ બિરાજેલા તે ઋષિશ્રેષ્ઠને કેશવે પાંડવો તથા બ્રાહ્મણોના મતથી આ પ્રમાણે કહ્યું.[૪૨-૪૪]

શ્રીકૃષ્ણ બોલ્યા : હે માર્કંડેય! પાંડવો, બ્રાહ્મણો, દ્રૌપદી, સત્યભામા અને હું તમારાં ઉત્તમ વચન સાંભળવાની ઇચ્છાથી અહીં ભેળાં થયાં છીએ, તો તમે અમને પહેલાંની પાવનકારી પુરાણકથાઓ તથા રાજાઓ, સ્ત્રીઓ અને ઋષિઓના સનાતન સદાચારો કહો.[૪૫,૪૬]

વૈશંપાયન બોલ્યા : તેઓ આ પ્રમાણે બેઠા હતા, ત્યારે વિશુદ્ધ મનવાળા દેવર્ષિ નારદ ત્યાં પાંડવોને જોવા આવી પહોંચ્યા.[૪૭] તે સર્વ બુદ્ધિમાન પુરુષવરોએ તે મહાત્માનું પણ પાદ્ય અને અર્ઘ્યથી વિધિપૂર્વક પૂજન કર્યું.[૪૮] હવે તે સૌને માર્કંડેયની કથા સાંભળવાને માટે સ્વસ્થ થયેલા જાણી દેવર્ષિ નારદે માર્કંડેયને કથા કહેવાને અનુમોદન આપ્યું.[૪૯] સમયને વર્તનારા તે સનાતન ઋષિએ માર્કંડેયને સ્મિતપૂર્વક કહ્યુ : 'હે બ્રહ્મર્ષિ! તમે પાંડવોને જે કંઈ કહેવા ધાર્યું હોય તે કહો.[૫૦] નારદજી આ પ્રમાણે બોલ્યા, એટલે મહાતપસ્વી માર્કંડેયે કહ્યું : 'તમે સ્વસ્થ થાઓ. મારે કહેવાનું લાંબું થશે.[૫૧] આમ કહ્યાથી, પાંડવો અને તે બ્રાહ્મણો સ્વસ્થ થયા અને મધ્યાકાશના સૂર્યની જેમ પ્રકાશી રહેલા મહામુનિને તે જોઈ રહ્યા.[૫૨] તે મહામુનિને બોલવાની ઇચ્છાવાળા જાણીને કુરુરાજ યુધિષ્ઠિર પાંડવે, કથાનો આરંભ કરાવવા માટે તેમને આ પ્રમાણે પૂછ્યું :[૫૩] 'તમે દેવોનાં, દૈત્યોનાં, મહાત્મા ઋષિઓનાં અને સર્વ રાજર્ષિઓનાં ચરિત્ર જાણો છો. તમે પુરાતન છો.[૫૪] અમારા પૂજ્ય છો, અમારે સેવા કરવા અને ઉપાસવા યોગ્ય છો. લાંબા વખતથી અમે તમારા દર્શનની આકાંક્ષા રાખતા હતા. વળી આ દેવકીનંદન અમને મળવાને અહીં આવ્યા છે.[૫૫] હું

સુખથી ભ્રષ્ટ થયો છું અને દુરાચારી ધૃતરાષ્ટ્રપુત્રો સર્વ રીતે સમૃદ્ધિશાળી છે. આ જોઈને મને વિચાર આવે છે. શુભ અને અશુભ કર્મનો કર્તા પુરુષ છે અને તે કર્મોનાં તે ફળ ભોગવે છે. તો પછી ઈશ્વર કેવી રીતે કર્તા કહેવાય?[૫૬,૫૭] હે શ્રેષ્ઠ બ્રહ્મજ્ઞ! મનુષ્યોને ક્યાંથી સુખદુઃખ મળે છે? તેમને કરેલા કર્મનું ફળ આ લોકમાં જ મળે છે, કે પછી બીજા દેહમાં મળે છે?[૫૮] હે દ્વિજોત્તમ! જેને શુભ અને અશુભ કર્મો ખોળ્યાં કરે છે એવો જીવ ખોળિયું છોડ્યા પછી આ લોકમાં કે પરલોકમાં તે તે કર્મો સાથે કેવી રીતે સંબંધ પામે છે?[૫૯] હે ભાર્ગવ! કર્મનાં ફળ અહીં આ જ લોકમાં મળે છે કે પરલોકમાં પણ મળે છે? મરણ પામેલા પ્રાણીનાં કર્મો ક્યાં રહે છે?[૬૦]

માર્કંડેય બોલ્યા : હે વક્તાઓમાં શ્રેષ્ઠ! આ તમારો પ્રશ્ન તમને બરાબર યોગ્ય છે. તમે જ્ઞેયના જ્ઞાતા છો. આ તો તમે સંસારની સ્થિતિ માટે પૂછો છો.[૬૧] માણસ આ લોકમાં તથા પરલોકમાં જે રીતે સુખદુઃખ ભોગવે છે, તે હું તમને અહીં કહીશ તમે તે એકાગ્રચિત્તથી સાંભળો. જગતની પૂર્વે પ્રકટેલા પ્રજાપતિએ શરીરધારીઓનાં શરીરને નિર્મળ, વિશુદ્ધ અને ધર્મને અધીન સરજેલાં છે. આથી હે કુરુશ્રેષ્ઠ! પહેલાંના મનુષ્યો પુણ્યશીલ, સદ્વ્રતી, સત્યવાદી, બ્રહ્મરૂપ, સફળ સંકલ્પવાળા અને સિદ્ધ ફળવાળા હતા.[૬૨–૬૪] તે સર્વે દેવોની સાથે નભોમંડળમાં ઇચ્છા પ્રમાણે જતા હતા અને ત્યાંથી પાછા આવતા હતા. તે બધા ઇચ્છાગતિવાળા હતા,[૬૫] ઇચ્છામરણવાળા હતા અને સ્વેચ્છાએ વર્તનારા હતા. તેમને કશી અડચણ ન ન હતી. તેઓ આરોગ્યવાન હતા, સિદ્ધ અર્થવાળા હતા અને ઉપદ્રવરહિત હતા.[૬૬] તેઓ દેવવૃંદોના અને મહાત્મા ઋષિઓનાં દર્શન કરતા હતા. તેઓ સર્વ ધર્મોના પ્રત્યક્ષ જ્ઞાનવાન હતા, જિતેંદ્રિય હતા અને મત્સરરહિત હતા. તેમની હજારો વર્ષની આવરદા હતી અને હજારો પુત્રો થતા હતા. પછી બીજો કાળ આવ્યો, ત્યાં તે મનુષ્યો પૃથ્વીતળ ઉપર વિચરનારા થયા. તેઓ કામ તથા ક્રોધથી પરાભવ પામવા લાગ્યા, માયા તથા છળથી જીવવા લાગ્યા અને લોભ તથા મોહથી પછડાવા લાગ્યા. આમ દેહ છોડીને તે પાપીઓ પોતાનાં અશુભ કર્મોથી તિર્યગ્યોનિમાં તથા નરકમાં જવા લાગ્યા. તેઓ વિવિધ પ્રકારના સંસારોમાં ફરીફરીને જન્મમરણના ફેરા ખાવા લાગ્યા. તેમનાં યજ્ઞાદિ ઇષ્ટ કર્મો, તેમના સંકલ્પો અને તેમનું જ્ઞાન નિષ્ફળ થવા લાગ્યાં. તેઓ મૂઢ બનવા લાગ્યા, બધે શંકા કરવા લાગ્યા અને સૌને ક્લેશદાયી થઈ પડ્યા.[૬૭–૭૧] તેઓ ઘણે ભાગે અશુભ કર્મોના લક્ષણોવાળા થવા લાગ્યા. તેઓ હીન કુળમાં જન્મ ધરવા લાગ્યા અને વ્યાધિથી પીડાવા લાગ્યા. તેમનાં મન દુષ્ટ થવા લાગ્યાં અને તેઓ પ્રતાપહીન બનવા લાગ્યા.[૭૨] ભયંકર કર્મ કરવાવાળા અને તેમનાં ક્રૂર ફળ ભોગવનારા તે પાપીઓનાં આયુષ્ય ટૂંકાં થઈ ગયાં. તેઓ સર્વ વિષયોની કામના કરતા થયા, તેઓ નાસ્તિક થયા અને અસ્થિર મનવાળા બન્યા. હે કુંતીપુત્ર! પ્રાણી મરી જાય છે, ત્યારે આ લોકમાંનાં તેનાં કર્મો અનુસાર તેને ગતિ મળે છે.[૭૩,૭૪] હવે બુદ્ધિમાન અને બુદ્ધિહીન મનુષ્યનો કર્મકોશ ક્યાં રહીને, તે પોતાનાં પાપ અને પુણ્યને સુકૃત કે દુષ્કૃતને ભોગવે છે? એ તમારો જ પ્રશ્ન હતો, તે સંબંધમાં આ સિદ્ધાંત સાંભળો.[૭૫] આ મનુષ્ય ઈશ્વરે સર્જેલા આદિશરીરથી–લિંગદેહથી–શુભાશુભ કર્મોનો મહાન સંચય કરે છે.[૭૬] પછી આયુષ્યનો અંત આવતાં, જીવ લગભગ ક્ષીણ થઈ ગયેલા આ કલેવરને છોડી દે છે અને તરત જ બીજી યોનિમાં જન્મ ધારણ કરે છે, આમાં વચ્ચે તે દેહ વિનાનો રહેતો..

નથી.[77] એનું કરેલું કર્મ છાયાની જેમ નિત્ય એને અનુસરે છે અને ફળ આપે છે, એથી જીવ સુખને કે દુઃખને યોગ્ય જન્મ ધારણ કરે છે.[78] યમરાજના નિયમોથી બંધાયેલો તે જીવ શુભાશુભ કર્મોનાં ફળને ટાળી શકતો નથી, એવો જ્ઞાનદૃષ્ટિવાળાઓનો નિર્ણય છે.[79] અહીં સુધી હે યુધિષ્ઠિર આ મેં તમને અજ્ઞાનીઓની ગતિ કહી. હવે જ્ઞાનવાનોની ઉત્તમ ગતિને સંભળો.[80] તે જ્ઞાની મનુષ્યો તપ તપેલા, સર્વ શાસ્ત્રોનું શરણ પામેલા, સ્થિર વ્રતવાળા, સત્યપરાયણ, ગુરુસેવામાં પ્રીતિવાળા, સુશીલ, યોગાભ્યાસી, ક્ષમાશીલ, જિતેંદ્રિય, સુતેજસ્વી, પવિત્ર યોનિમાં જન્મ લેનારા અને ઘણે ભાગે શુભ લક્ષણવાળા હોય છે.[81,82] જિતેંદ્રિયતાને લીધે તેઓ સ્વાધીન હોય છે, યોગાભ્યાસને લીધે તેઓ ઓછા રોગી હોય છે અને તેઓ દ્વૈતદર્શનના દુઃખ તથા ત્રાસના ઉપદ્રવ વિનાના હોય છે.[83] તેઓ જ્ઞાનદૃષ્ટિથી દેહથી છૂટા પડતા, નવો જન્મ ધરતા અને ગર્ભમાં રહેતા પોતાના તેમ જ પરાયા આત્માને પૂરી રીતે જાણે છે.[84] વેદાદિ શાસ્ત્રોના પ્રત્યક્ષ જ્ઞાનવાળા તે મહાત્મા ઋષિઓ આ કર્મભૂમિમાં આવીને પાછા દેવનિવાસમાં જાય છે.[85] હે રાજન્! પુરુષો કેટલુંક દૈવથી (જડભરતની જેમ), કેટલુંક હઠથી (વિશ્વામિત્રની જેમ) ને કેટલુંક પોતાનાં કર્મોથી મેળવે છે, આ વિશે તમે બીજો વિચાર કરશો નહિ.[86] હે શ્રેષ્ઠ વક્તા! હે યુધિષ્ઠિર! મનુષ્યલોકમાં હું જેને પરમકલ્યાણ માનું છું તેનું આ ઉદાહરણ પણ સાંભળો.[87] કોઈને આ લોકમાં સુખ મળે છે અને પરલોકમાં મળતું નથી; કોઈને પરલોકમાં સુખ મળે છે અને આ લોકમાં મળતું નથી; કોઈને આ લોક અને પરલોક બંનેમાં સુખ મળે છે; તો કોઈને આ લોક કે [પરલોક બંનેમાં] મળતું નથી.[88] હે ધના વરોને હણનારા! જેમની પાસે પુષ્કળ ધન છે અને જેઓ શરીરને સારી પેઠે શણગારીને નિત્ય વિષયોમાં રમે છે, તે સદૈવ દેહસુખમાં રમનારાઓને આ લોકમાં સુખ છે, પણ પરલોકમાં નથી.[89] હે શત્રુનો નાશ કરનાર! જેઓ યોગયુક્ત છે, જેઓ તપમાં ગાઢ પ્રીતિવાળા છે, જેઓ વેદોનું નિત્ય અધ્યયન કરે છે, જેઓ એ રીતે પોતાના દેહને દમે છે, જેઓ જિતેંદ્રિય છે અને જેઓ પ્રાણીઓની હિંસાથી દૂર રહે છે, તેઓ પરલોકમાં સુખ પામે છે, પણ આ લોકમાં પામતા નથી.[90] જેઓ પ્રથમ ધર્મ આચરે છે, પછી યોગ્ય કાળે જ ધર્મપૂર્વક ધન મેળવે છે, તેમ જ લગ્ન કરે છે અને પછી જ યજ્ઞાદિ કર્મો કરે છે, તે આ લોક અને પરલોક બંનેમાં સુખ મેળવે છે.[91] જે મૂર્ખોમાં વિદ્યા નથી, તપ નથી, દાન નથી તેમ જ જે પ્રજોત્પત્તિ માટે યત્ન કરતા નથી અને જેઓ સુખો તથા ભોગો ભોગવતા નથી, તેઓને આ લોકમાં કે પરલોકમાં ક્યાંય સુખ પ્રાપ્ત થતું નથી. તમે સૌ અતિ વીર્યવાન તથા સત્ત્વવાન ઓજસ્વી છો અને દૃઢ શરીરવાળા છો. તમે દેવોના કાર્યને નિમિત્તે સ્વર્ગલોકમાંથી અવનિ ઉપર ઊતર્યા છો. તમે સર્વ વિદ્યાને સારી પેઠે ભણ્યા છો.[92,93] હે શૂરવીરો! તમે તપસ્વી અને જિતેંદ્રિય છો, તમે સદાચારમાં વિચારશીલ છો. તેથી તમે મહાન કર્મો કરીને દેવો, ઋષિઓ તથા પિતૃગણો એ સર્વને ઉત્તમ વિધિએ તૃપ્ત કરશો. પછી ક્રમે કરીને તમે તમારાં પોતાનાં કર્મોથી પુણ્ય કરનારાઓના પરમધામરૂપ સ્વર્ગમાં જશો. હે કૌરવેંદ્ર! પરિણામે સુખદાયી એવા તમારા આ અત્યારના ક્લેશને જોઈને તમે આ વિશે શંકા લાવશો નહિ.[94,95]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'માર્કંડેયસમાગમ' નામનો અધ્યાય ૧૮૩મો સમાપ્ત

# अध्याय १८४मो

## બ્રાહ્મણનું માહાત્મ્ય

॥ वैशंपायन उवाच ॥

मार्कंडेयं महात्मानमूचुः पांडुसुतास्तदा ।
माहात्म्यं द्विजमुख्यानां श्रोतुमिच्छामकथ्यताम् ॥

વૈશંપાયન બોલ્યા : પછી પાંડુપુત્રોએ મહાત્મા માર્કંડેયને પૂછ્યું : 'અમે દ્વિજવરોના માહાત્મ્યને સાંભળવા ઇચ્છીએ છીએ; તો તમે તે કહો.'[1] પાંડવોએ આમ કહ્યું, એટલે અત્યંત મહાતેજસ્વી, સર્વ શાસ્ત્રોમાં નિપુણ અને મહાતપસ્વી તે ભગવાન માર્કંડેય આ પ્રમાણે બોલ્યા.[2]

માર્કંડેય બોલ્યા : હૈહયોના કુળને વધારનારો, કુમાર વયનો, રૂપસંપન્ન અને બળવાન એક પરપુરંજય નામે રાજા મૃગયા માટે વનમાં વિચરતો હતો. તે ઘાસ અને વેલાઓથી ગૂંથાયેલા અરણ્યમાં ઘૂમતો હતો, ત્યારે તેણે કાળિયારનું ચામડું ઓઢીને બેઠેલા એક મુનિને નજીકમાં દીઠા.[3,4] કુમારે તેમને અરણ્યમાં મૃગ માનીને મારી નાખ્યા, આમ તે કર્મ કર્યા પછી તેને દુઃખ થયું અને શોકથી તેનું મન વ્યાકુળ થઈ ગયું.[5] પછી તે કમળ જેવાં નેત્રવાળા અને પૃથ્વીપતિ તે કુમારે હૈહય વંશના ઉદારચિત્ત રાજાઓ પાસે જઈને તે સર્વ વૃત્તાંત યથાર્થતાએ કહી સંભળાવ્યો.[6] હે તાત ! ફળમૂળ ખાનારા તે મુનિનો આ રીતે વધ થયેલો સાંભળીને તથા ત્યાં તે પ્રત્યક્ષ જોઈને તેઓ પણ મનમાં દીન થઈ ગયા.[7] આ ઋષિ કોના પુત્ર હશે, એ ખોળી કાઢવા તે સર્વ અહીં તહીં ફરવા લાગ્યા. સહેજે તેઓ કશ્યપપુત્ર અરિષ્ટનેમિને આશ્રમે પહોંચ્યા.[8] તે સર્વે એ નિયમવ્રતી મહાત્મા મુનિને વંદન કરીને ઊભા રહ્યા, એટલે તે મુનિ પણ તેમની પૂજા માટે સામગ્રી લઈ આવ્યા.[9] તેમણે તે મહાત્માને કહ્યું કે, 'હે મુનિ ! અમે અમારા કર્મના દોષે કરીને તમારા સત્કારને પાત્ર નથી; કેમ કે અમે બ્રાહ્મણની હિંસા કરી છે.'[10] તે વિપ્રર્ષિએ તેમને કહ્યું કે, 'તમે કેવી રીતે બ્રાહ્મણને મારી નાખ્યો ? કહો, તે ક્યાં છે ? તમે એકઠા મળેલા સર્વે મારું તપોબળ જુઓ.' તેમણે તે ઋષિને તે આખી વાત યથાવત્ કહી સંભળાવી. પછી ઋષિ અને હૈહયો હિંસાની પેલી જગાએ ગયા. પણ તેઓ ત્યાં તે મૃત્યુ પામેલ ઋષિને જોવા ન પામ્યા.[11,12] તેઓ તેમને શોધવા લાગ્યા, પણ તે નહિ મળવાથી લજવાઈ ગયા. એમના મનમાં એ વાત સ્વપ્ન જેવી રહી ગઈ. પછી હે શત્રુનગરને જીતનાર ! ત્યાં અરિષ્ટનેમિ મુનિએ તેમને કહ્યું : 'તમે જે બ્રાહ્મણનો વિનાશ કર્યો હતો, તે આ હશે ને ? હે નરપતિઓ ! તપોબળથી ભરેલો એ મારો પુત્ર છે.' તેઓ તે સજીવન થયેલા ઋષિને જોઈને પરમ આશ્ચર્ય પામ્યા. હે મહીપતિ ! તેઓ કહેવા લાગ્યા કે, 'આ તો ભારે આશ્ચર્ય છે. આ મરણ પામેલા ઋષિ કેવી રીતે જીવિત થયા છે ? શું એમના તપનું આ બળ છે કે તેથી એ ફરી જીવતા થયા છે ? હે વિપ્ર ! આનો ખુલાસો જો સાંભળવો ઘટારત હોય, તો અમે તે સાંભળવા ઇચ્છીએ છીએ.' તે મુનિએ તેમને કહ્યું : 'હે રાજવીઓ ! અમારા ઉપર મૃત્યુ પ્રભાવ ચલાવી શકતું નથી. હેતુ અને ઉપાયપૂર્વક હું તમને સંક્ષેપમાં એનું કારણ કહીશ. અમે સત્યને જ ઓળખીએ છીએ. કદી અસત્યમાં અમે મન રાખતા નથી. અમે સ્વધર્મનું અનુષ્ઠાન રાખીએ છીએ. આથી અમને મૃત્યુનો ભય નથી. અમે બ્રાહ્મણોના જ સદાચાર હોય છે તે જ કહીએ છીએ અને તેમના દુરાચાર કહેતા નથી. આથી અમને મૃત્યુનો ભય નથી.[13-15] અમે અતિથિઓને ખાનપાનથી સત્કારીએ છીએ અને પરિ-

વારને અમે ખૂબ ભોજન આપીને જમાડીએ છીએ. અમે પછી વધેલું જ જમીએ છીએ; તેથી અમને મૃત્યુનો ભય નથી.[20] વળી અમે શાંત, જિતેંદ્રિય અને ક્ષમાશીલ છીએ; અમે તીર્થયાત્રા કરવામાં તથા દાન આપવામાં તત્પર રહીએ છીએ; અમે પવિત્ર દેશમાં રહીએ છીએ. આથી અમને મૃત્યુનો ભય નથી. વળી અમે તેજસ્વી યોગસિદ્ધ મહાત્માઓના સંગમાં રહીએ છીએ. તેથી અમને મૃત્યુનો ભય નથી. આ તો મેં તમને લેશ માત્ર કહ્યું. હવે તમે સૌ મત્સરરહિત થઈને સાથે જાઓ. તમે બ્રહ્મહત્યાના પાપનો ભય ન રાખશો.' પછી હે ભરતશ્રેષ્ઠ ! તે સર્વ રાજાઓએ 'એમ જ હો' કહીને એ મહામુનિનું પૂજન કર્યું અને તેઓ હર્ષપૂર્વક પોતાને દેશ ગયા.[21-23]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાવસ્યાપર્વમાં 'બ્રાહ્મણમાહાત્મ્યકથન' નામનો અધ્યાય ૧૮૪ મો સમાપ્ત

## अध्याय १८५मो

### અત્રિની કથા

॥ मार्कंडेय उवाच ॥

**भूय एव महाभाग्यं ब्राह्मणानां निबोध मे ।**
**वैन्यो नामेह राजर्षिरश्वमेधाय दीक्षितः ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : બ્રાહ્મણોના મહિમા વિશે હું વિશેષ કહું છું, તે તમે સાંભળો. પૂર્વે આ લોકમાં વેનપુત્ર પૃથુ નામના રાજર્ષિએ અશ્વમેધની દીક્ષા લીધી હતી.[1] અમે સાંભળ્યું છે કે અત્રિ ધનને માટે તેની પાસે જવા નીકળ્યા હતા. આમ તો, તે અત્રિ ધનની ખાસ પરવા કરનારા નહોતા; કેમ કે દ્રવ્યને પરિણામે ધર્મનો નાશ થાય છે, તે તેઓ જાણતા હતા. આમ ધર્મનો જ વિચાર કરીને તે મહાતેજસ્વીએ વનમાં જ જવાનું પસંદ કર્યું. તેમણે ધર્મપત્નીને તથા પુત્રોને બોલાવીને કહ્યું :[2,3] 'તમને સૌને અધિક ગુણવાળું અરણ્યગમન ઝટ ગમી જાઓ. ત્યાં આપણે ઉપદ્રવરહિત અને અતિ ઉત્તમ મોક્ષરૂપી અક્ષય ફળ પામીશું.' તેમની પત્નીએ યજ્ઞાદિ ધર્મને વિસ્તારવાને માટે તેમને કહ્યું : 'તમે મહાત્મા વૈન્ય રાજા પાસે જઈ પુષ્કળ ધન માગો.[4,5] યજમાન તરીકે તમે એની પાસે યાચના કરશો, એટલે તે રાજર્ષિ તમને ધન આપશે. આમ હે બ્રહ્મર્ષિ ! પુષ્કળ ધન દાનમાં લાવીને તમે તેને નોકરો તથા પુત્રોને વહેંચી આપજો અને પછી તમે ઇચ્છામાં આવે ત્યાં જજો. ધર્મવેત્તાઓએ આ જ પરમ ધર્મ બતાવ્યો છે.[6,7]

અત્રિ બોલ્યા : હે મહાભાગ્યવાળી ! મહાત્મા ગૌતમે મને કહ્યું છે કે, તે વેનપુત્ર ધર્મ અને અર્થથી સંપન્ન છે તથા સત્યવ્રતવાળો છે.[8] પણ ત્યાં કેટલાક મારો દ્વેષ કરનારા બ્રાહ્મણો રહે છે. આમ ગૌતમે જ મને કહ્યું છે. આથી હું ત્યાં જવા તૈયાર થતો નથી. ત્યાં હું કંઈક બોલું, તો તે દ્વેષીલાઓ તેને ઉલટાવી જ નાખે. આમ છતાં, હે મહાબુદ્ધિવાળી ! હું ત્યાં જઈશ, કેમ કે મને તારાં વચન રુચે છે. વૈન્યરાજ મને ગાયો અને પુષ્કળ ધન આપશે.[9-11] આમ કહીને તે મહાતપસ્વી તરત જ વૈન્યના યજ્ઞમાં ગયા. યજ્ઞમંડપમાં જઈને તે રાજાને પ્રસન્ન કરવા લાગ્યા. મંગલભર્યાં વચનોથી વૈન્ય રાજાની પૂજા કરતાં તે આ પ્રમાણે બોલ્યા : 'હે રાજન્ ! તું ધન્ય છે, તું સત્તાધીશ છે, પૃથ્વીમાં તું પ્રથમ રાજા છે. મુનિઓ તારી સ્તુતિ કરે છે. તારા જેવો બીજો કોઈ ધર્મવેત્તા નથી.' મહાતપસ્વી ગૌતમ ક્રોધમાં આવીને એ અત્રિને આ પ્રમાણે કહેવા લાગ્યા.[12-14]

ગૌતમ બોલ્યા : હે અત્રિ ! તું અહીં ફરીથી આવું બોલીશ નહિ. તારી બુદ્ધિ હજી સ્થિર નથી. આ જગતમાં પ્રજાપતિ મહેંદ્ર જ અમારા આદિ ઈશ છે.[15] હવે હે રાજેંદ્ર અત્રિએ ગૌતમને આ ઉત્તર આપ્યો : 'પ્રજાપતિ ઇંદ્રની જેમ આ પૃથુ

પણ સર્વનો વિધાતા છે. પણ તું જ મોહથી મૂઢ બન્યો છે; તને જ્ઞાન જ નથી.[૧૬] ગૌતમ બોલ્યા : 'મને જ્ઞાન છે અને મને મૂર્છા આવી નથી. તું જ અહીં મોહમાં પડ્યો છે, એટલે તો રાજાનું દર્શન મેળવવા ખાતર તું જનસભામાં રાજાની વાહ વાહ કરે છે.[૧૭] તું પરમધર્મ જાણતો નથી અને પ્રયોજન સુદ્ધાં તું સમજતો નથી. તું બાળક છે અને મૂઢ છે. તું કયા કારણથી વૃદ્ધ થયો છે?[૧૮] આ પ્રમાણે તે બન્ને સર્વ મુનિઓના દેખતાં વિવાદ કરતા ઊભા રહ્યા. પૃથુના તે યજ્ઞમાં જેઓ વરાયેલા હતા, તેઓ પૂછવા લાગ્યા : 'આ બન્ને શા માટે વિવાદ કરે છે?[૧૯] વૈન્યની સભામાં કોણે એમને આમ આવવા દીધા છે? શું કામ તેઓ એકબીજાની સાથે ઘાંટા પાડીને બોલે છે?' પછી સર્વ ધર્મના જાણનાર અને પરમ ધર્માત્મા કાશ્યપ મુનિએ તે બે વિવાદ કરનારા કોણ આવ્યા છે તેની સમજણ પાડી.[૨૦,૨૧] હવે ગૌતમે સભામાં બેઠેલા મુનિવરોને કહ્યું : 'હે દ્વિજોત્તમો! અમારા બે વચ્ચેના વિવાદનો પ્રશ્ન સાંભળો.[૨૨] અહીં અત્રિ વૈન્યને વિધાતા કહે છે. આ વિષયમાં અમને બન્નેને મહાન સંશય થયો છે.' આ સાંભળતાં જ મહાત્મા મુનિઓ સંશયનું નિરાકરણ કરાવવા સારુ તત્કાલ ધર્મજ્ઞ સનત્કુમાર પાસે દોડી ગયા. તે મહાતપસ્વીએ તેમનાં વચનો યથાર્થ રીતે સાંભળ્યાં અને પછી તેમને ધર્મ તથા અર્થથી ભરેલાં આ વચનો કહ્યાં.[૨૩,૨૪]

સનત્કુમાર બોલ્યા : અગ્નિ અને પવન જેમ ભેગા થઈને વનોને બાળી નાખે છે, તેમ જ ક્ષત્રિય સાથેનો બ્રાહ્મણ અને બ્રાહ્મણ સાથેનો ક્ષત્રિય એ બન્ને શત્રુઓને બાળી નાખે છે. રાજા જ ધર્મ અને પ્રજાપતિ તરીકે પ્રસિદ્ધ છે. તે જ રક્ષક ઇંદ્ર છે, નીતિવેત્તા શુક્ર છે, ઉત્પાદક ધાતા છે અને હિતોપદેશક બૃહસ્પતિ છે. વળી જેને પ્રજાપતિ, વિરાટ, સમ્રાટ, ક્ષત્રિય, ભૂપતિ અને નૃપ એ શબ્દોથી સ્તુતિ કરવામાં આવે છે, તેને કોણ ન પૂજે?[૨૫-૨૭] રાજા ધર્મપ્રવર્તક હોવાથી તે 'पुरायोनि' (મુખ્ય કારણ) કહેવાય છે; યુદ્ધમાં જય મેળવવાથી તે 'युधाजित्' કહેવાય છે; પ્રજાના રક્ષણમાં સતત જાગ્રત રહેવાથી તે 'अभिया' કહેવાય છે; આનંદસંપન્ન હોવાથી તે 'मुदित' કહેવાય છે; પ્રજાના અસ્તિત્વના આધારરૂપ હોવાથી તે 'भव' કહેવાય છે; સન્માર્ગપ્રદર્શક હોવાથી તે 'स्वणता' કહેવાય છે; શત્રુઓને તે સહેજે જીતી લે છે, તેથી તે 'सहजित्' કહેવાય છે. અને વિષ્ણુરૂપ હોવાથી તે 'बभ्रू' કહેવાય છે. તે સત્યનું ઉત્પત્તિસ્થાન છે. પુરાતન તત્ત્વનો જ્ઞાતા છે અને સત્ય તથા ધર્મનો પ્રવર્તક છે. આથી અધર્મથી બીધેલા ઋષિઓએ ક્ષત્રિયમાં પોતાનું બ્રહ્મબલ મૂક્યું છે.[૨૮,૨૯] દેવોમાં જેમ આદિત્ય સ્વર્ગમાં રહી પોતાના તેજથી અંધકારનો નાશ કરે છે, તેમ ભૂપતિ ભૂમિ ઉપર રહીને પોતાના તેજથી અધર્મોનો અત્યંત નાશ કરે છે.[૩૦] આમ શાસ્ત્રોનાં પ્રમાણ જોતાં રાજાનું પ્રધાનપણું સિદ્ધ થાય છે. આથી જે પક્ષે રાજાને જ સર્વોત્તમ કહ્યો છે, તેનો પક્ષ સિદ્ધ થાય છે.[૩૧]

માર્કંડેય બોલ્યા : આ પ્રમાણે અત્રિનો પક્ષ સિદ્ધ થયો, એટલે તે ઉદાર મનવાળો રાજા અત્યંત હર્ષ પામ્યો. પછી અગાઉ જેણે એની સ્તુતિ કરી હતી, એ અત્રિને પ્રસન્નતાપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યો : 'હે બ્રહ્મર્ષિ! અગાઉ તમે મને અહીં મનુષ્યોમાં ઉત્તમ અને સર્વ દેવોની બરોબરીનો તથા તેમનામાં શ્રેષ્ઠ કહ્યો છે. તેથી હું તમને જાતજાતનું પુષ્કળ ધન આપીશ, સારાં વસ્ત્રો પહેરેલી તથા અલંકારોથી ઝગઝગતી એક હજાર નવયૌવના દાસીઓ આપીશ, દશ કરોડ

સોનામહોરો આપીશ અને દશ ભાર (પચાસ મણ) સુવર્ણ આપીશ. હે બ્રહ્મર્ષિ ! હું તમને આટલું આપીશ; કેમ કે મારા મતથી તમે સર્વજ્ઞ છો.' આ પ્રમાણે સત્કાર પામેલા અત્રિએ તે બધું ન્યાયપૂર્વક સ્વીકાર્યું. પછી તે તેજસ્વી તથા મહાતપસ્વી પોતાને ઘેર ગયા. તે વશ મનવાળા મુનિએ એ બધું ધન પુત્રોને પ્રસન્નતાપૂર્વક વહેંચી આપ્યું અને પોતે તપશ્ચર્યા કરવા માટે વનમાં ચાલ્યા ગયા.[૩૨-૩૬]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમા 'બ્રાહ્મણમાહાત્મ્ય' નામનો અધ્યાય ૧૮૫ મો સમાપ્ત

## अध्याय १८६ मो

### તાર્ક્ષ્ય અને સરસ્વતીનો સંવાદ–દાનમાહાત્મ્ય

॥ मार्कंडेय उवाच ॥

**अत्रैव च सरस्वत्या गीतं परपुरंजय ।**
**पृष्टया मुनिना वीर शृणु तार्क्ष्येण धीमता ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા: હે શત્રુનગરના વીર વિજેતા ! આ સંબંધમાં બુદ્ધિમાન તાર્ક્ષ્ય મુનિના પૂછવાથી સરસ્વતીએ જે કહ્યું હતું, તે તમે સાંભળો.[૧]

તાર્ક્ષ્ય બોલ્યો: હે ભદ્રા ! આ લોકમાં પુરુષને શું શ્રેયસ્કર છે ? તે કેવી રીતે કરવાથી એ સ્વધર્મથી ભ્રષ્ટ ન થાય ? તે મને કહો. હે સર્વાંગસુંદરી ! હું તમારા ઉપદેશ અનુસાર કરીશ અને સ્વધર્મથી પતિત થઈશ નહિ.[૨] હે સુભગા ! હું કેવી રીતે અગ્નિમાં હોમ કરું ? અથવા કયે સમયે હું પૂજન કરું ? શું કરવાથી મારો ધર્મ નાશ ન પામે ? આ બધું તમે રૂડી રીતે કહો, એટલે હું સ્નેહગુણથી મુક્ત થઈને શુભ લોકોમાં સંચરું.[૩]

માર્કંડેય બોલ્યા: તેણે આ પ્રમાણે પ્રીતિપૂર્વક પૂછ્યું, એટલે તે તાર્ક્ષ્ય વિપ્રને સાંભળવાની ઇચ્છાવાળો, ઉત્તમ બુદ્ધિવાળો અને ધર્મસંપન્ન જોઈને સરસ્વતીએ તેને આ હિતકારી વચન કહ્યાં.[૪]

સરસ્વતી બોલ્યાં: જે દેવયાન માર્ગથી મળતા બ્રહ્મને જાણે છે, જે સ્વાધ્યાયપરાયણ છે, જે શુદ્ધ છે અને જે આળસરહિત છે, તે દેવલોકથી પણ આગળના લોકમાં જાય છે અને દેવોની સાથે પ્રીતિયોગ પામે છે. તે કાર્યબ્રહ્મના લોકમાં રમ્ય, વિપુલ, શોકહારી, સુંદર પુષ્પોભર્યાં, અતિપવિત્ર, કાદવ વિનાનાં, માછલાંવાળાં અને સરસ ઓવારાવાળાં તથા સુવર્ણકમળોથી છવાયેલાં સરોવરો છે. પુણ્યવાન પુરુષો તે સરોવરોનાં તીરો ઉપર ઉત્તમ સુગંધથી મહેંકતી, સુંદર અલંકારોથી શોભીતી અને સોનાના જેવા વર્ણવાળી જુદી જુદી અપ્સરાઓ સાથે આનંદથી બેસે છે.[૫-૭] ગાયનું દાન કરનારા ઉત્તમ લોકને પામે છે, બળદનું દાન આપનારા સૂર્યલોકમાં જાય છે, વસ્ત્રોનું દાન દેનાર ચંદ્રલોકને પામે છે અને સુવર્ણનું દાન કરનાર અમરત્વને પ્રાપ્ત કરે છે. જે માણસ સારી કાંતિવાળી, ખૂબ દૂધ આપનારી, કલ્યાણકારી વાછરડાવાળી અને ભાગી ન જનારી એવી ગાયનું દાન કરે છે, તે એ ગાયને જેટલાં રૂંવાડાં હોય તેટલાં વરસ સુધી દેવલોકમાં રહેવાનું પામે છે. જે મનુષ્ય સારી ચાલચલગતવાળા, હળને વહેનારા, અનંત શક્તિવાળા, ભાર ખેંચનારા, બળવાન અને જવાન એવા બળદનું દાન કરે છે, તે દશ ગાયો આપનારના લોકોને પામે છે.[૮-૧૦] જો કોઈ મનુષ્ય કાંસાની દહોણી, દક્ષિણાદિ દ્રવ્યો અને વસ્ત્રો સાથે કપિલા ગાયનું દાન આપે છે, તો તે ગાય તે દાતાને તે ગુણો વડે કામધેનુરૂપ થાય છે અને તેના સર્વ મનોરથોને પૂરે છે.[૧૧] ગોદાન કરનારને જેટલાં તે ગાયના શરીર ઉપર રૂંવાડાં હોય છે. તેટલાં ફળ મળે છે. તે ગોદાન આપનાર પુરુ-

પના પુત્રોને, પૌત્રોને તેમજ સાત પેઢીને પરલોકમાં તારે છે.[૧૨] જે માણસ કાંસાની દોણી, બીજાં દ્રવ્યો અને દક્ષિણા સાથે સોનાના સુંદર શિગડાંવાળી તિલધેનુનું બ્રાહ્મણને દાન આપે છે, તે મહેલાદ્રીથી વસુઓના લોકને પામે છે.[૧૩] સ્વકર્મથી માણસ તીન અંધકારવાળા અને દાન વેર્યાથી ભરેલા નરકમાં પડતો હોય છે, તેને ગોદાન પરલોકમાં તારી લે છે. જાણે વાયુથી ચાલતી નૌકા મનુષ્યને મહાસાગરમાંથી તારી લેતી ન હોય. જે માણસ બ્રાહ્મવિધિથી કન્યાદાન કરે છે, જે બ્રાહ્મણને ભૂમિદાન આપે છે અને જે વિધિપૂર્વક દાન દે છે, તે ઇંદ્રના લોકને પામે છે. હે તાર્ક્ષ્ય ! જે નિયમપરાયણ અને સાધુશીલ મનુષ્ય સાત વરસ સુધી અગ્નિમાં હવ્ય હોમે છે, તે પોતાનાં કર્મો વડે પોતાની સાથે પોતાના કુળના સાત પૂર્વ-પિતામહોનો અને સાત પાછલા પુરુષોનો ઉદ્ધાર કરે છે.[૧૪-૧૫]

તાર્ક્ષ્ય બોલ્યો હે સુયોગ્ય સરસ્વતી ! અગ્નિહોત્રના સનાતન વેદોક્ત નિયમો શા છે ? એ હું તમને પૂછું છું. તમે તે મને કહો. તમારો ઉપદેશ પામીને હું આજ અહીં અગ્નિ હોત્રના તે તે પુરાણ વ્રતને સમજીશ.[૧૭]

સરસ્વતી બોલ્યાં જે મનુષ્ય અપવિત્ર છે, જેણે હાથપગ ધોયા નથી, જેને આચમન કર્યું નથી, જે વેદનો જાણનાર નથી અને જે વેદાર્થનો અનુભવી નથી, તેણે અગ્નિમાં હોમ ન કરવો. કેમ કે પારકાનાં ચિત્તને જાણવા ઇચ્છનારા તથા પવિત્રતાની ઇચ્છા રાખનારા દેવો અશ્રદ્ધાળુઓએ આપેલી આહુતિને સ્વીકારતા નથી.[૧૮] હે તાર્ક્ષ્ય ! દેવોને હવ્ય આપવાના કાર્યમાં અશ્રોત્રિયને યોજવો જ નહિ કેમ કે તેવો પુરુષ જે હોમ કરે છે, તે વ્યર્થ જ જાય છે. જે બ્રાહ્મણના કુળ તથા શીલ વિશે કશી માહિતી ન મળતી હોય, તેને વેદ અશ્રોત્રિય કહે છે. તેના અશ્રોત્રિયે અગ્નિહોત્રમાં હોમ ન કરવો. જેઓ ધન વગેરેના ગર્વથી રહિત, સત્યવ્રતી, શ્રદ્ધાયુક્ત અને હોમ કર્યા પછી બાકી રહેલું અન્નભાગ છે, તેઓ પુણ્ય ગંધવાળા ગોલોકમાં જઈને બ્રહ્મનાં દર્શન પામે છે અને પરમ સત્યનો—બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે.[૧૯,૨૦]

તાર્ક્ષ્ય બોલ્યો હે સુમાન્યવતી ! તને પરલોકના ભાવો સંબંધમાં કોઈ આત્મા જેવાં છો, કર્મના ફળ સંબંધમાં તમારી બુદ્ધિ ઘણી ઊતરેલી છે. આમ વિચારતાં તમે પ્રજ્ઞાદેવી છો. તો હે સુંદર રૂપવાળાં ! તમે કોણ છો ?[૨૧]

સરસ્વતી બોલ્યાં. અગ્નિહોત્રાદિ સત્કર્મથી પ્રકટ એવી હું પરાપર વિદ્યારૂપી સરસ્વતી છું. શ્રેષ્ઠ બ્રાહ્મણોના સંશયો છેદવાને હું આવી છું. હું શ્રદ્ધાભાવથી રહેનારી છું, તેથી મેં તારી પાસે આવીને સાચો અર્થ બરાબર કહ્યો છે.[૨૨]

તાર્ક્ષ્ય બોલ્યો. હે સુભગા ! કોઈ સ્ત્રી તમારી જોડની નથી, તમે લક્ષ્મીની જેમ અત્યંત પ્રકાશો છો. તમારું રૂપ દિવ્ય છે, અનંત કાંતિવાળું છે. તમે પ્રજ્ઞાદેવીને ધારણ કરો છો.[૨૩]

સરસ્વતી બોલ્યાં હે માનવશ્રેષ્ઠ વિદ્વાન વિપ્ર ! ઋત્વિજો યજ્ઞોમાં જે શ્રેષ્ઠ ઉપાસનાઓ કરે છે અને વનસ્પતિસંબંધી, લોહસંબંધી તથા પૃથ્વીસંબંધી જે શ્રેષ્ઠ પદાર્થોનો ઉપયોગ કરે છે, તેથી હું વૃદ્ધિ પામું છું, તૃપ્ત થાઉં છું અને રૂપાળી બનું છું. હે વિદ્વાન ! મારા એ દિવ્ય રૂપથી તથા મારી એ પ્રજ્ઞાથી તારી સિદ્ધિ છે, એમ તું જાણ.[૨૪,૨૫]

તાર્ક્ષ્ય બોલ્યો આત્મરૂપ જ પરમશ્રેય છે એમ માનીને ધૈર્યવાળા મુનિઓ સુશ્રદ્ધા રાખી, ઇંદ્રિયાદિકનો નિગ્રહ કરે છે અને શોકાતીત તથા પરમશ્રેષ્ઠ એવા મોક્ષને પામે છે, તે વિષે તમે મારી આગળ કહો કેમ કે સાંખ્યશાસ્ત્રના અને યોગશાસ્ત્રના વેત્તાઓ પરમતત્ત્વને પુરાતન અને પરમ-

શ્રેષ્ઠ જાણે છે તેને હું જાણતો નથી.[૨૬]

સરસ્વતી બોલ્યાં: સ્વાધ્યાય કરનારા તથા તપોધન એવા વેદવેત્તાઓ વ્રતો, પુણ્યો તથા યોગો વડે પરાત્પર, પ્રસિદ્ધ તથા પુરાતન પરબ્રહ્મને પામે છે અને તેથી શોકરહિત તેમજ મુક્ત થાય છે. તે બ્રહ્મમાં પુણ્યગંધ(શબ્દાદિ વિષયો)વાળી અને સહસ્ર શાખાઓ(ભોગસ્થાનો)વાળી વિશાળ વેતસલતા (બ્રહ્માંડ) છે. તેના મૂળ(અવિદ્યા)માંથી મધુર મધુર પાણીના પ્રવાહો(તૃપ્તિજનક ભોગો)વાળી રમણીય સરિતાઓ (ભોગવાસનાઓ) સતત વહ્યા કરે છે. આ મહાનદીઓ (વિષયવાસનાઓ) રેતીના કણો (પુત્ર, વિત્ત વગેરે એકમેકથી અળગા રહેનારા) ઉપરથી વહે છે અને પ્રવાહમાં પડેલા પુરુષને પોતાની વિવિધ શાખાઓમાં લપટાવે છે. એનાં વિષયસુખરૂપી જળ શેકેલા જવની જેમ ફણગો ફૂટવાની શક્તિવિનાનાં છે, મધપૂડાની જેમ અનેક છિદ્રોવાળાં છે, માંસની જેમ હિંસાથી મળનારાં છે, શાકની જેમ ઓછા સારવાળાં છે દૂધપાકની જેમ મોઢાને ભાવતાં છતાં ભારે છે અને કીચડની જેમ મનને મેલું કરનારાં છે. અગ્નિ, ઇંદ્ર અને મરુત્ગણો વગેરે દેવો જે પરમપદની પ્રાપ્તિ માટે શ્રેષ્ઠ યજ્ઞોથી યજન કરે છે, તે પરબ્રહ્મ જ મારું પરમ ધામ છે.[૨૭-૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'સરસ્વતી અને તાર્ક્ષ્યનો સંવાદ' નામનો અધ્યાય ૧૮૬ મો સમાપ્ત

## अध्याय १८७मो

### મત્સ્યોપાખ્યાન

॥ वैशंपायन उवाच ॥

ततः स पांडवो विप्रं मार्कंडेयमुवाच ह ।
कथयस्वेति चरितं मनोर्वैवस्वतस्य च ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પછી એ યુધિષ્ઠિર પાંડવે માર્કંડેય મુનિને કહ્યું : 'તમે વૈવસ્વત મનુનું ચરિત્ર કહો.'[૧]

માર્કંડેય બોલ્યા : હે રાજન્ ! હે નરસિંહ ! વિવસ્વાન સૂર્યને પ્રજાપતિના જેવી કાંતિવાળો, મહાપ્રતાપી અને મહર્ષિ એવો એક પુત્ર હતો.[૨] તે મનુ પોતાના બળથી, તેજથી, લક્ષ્મીથી અને તપસ્યાથી પોતાના પિતાને અને પિતામહને પણ ટપી ગયા હતા.[૩] હે નરપતિ ! તેમણે વિશાળ બદરિકાશ્રમમાં ઊંચા હાથ રાખી તથા એક પગે ઊભા રહી, અતિ મહાન તપ કર્યું હતું. વળી તેમણે નીચું મસ્તક રાખીને તથા મીંચ્યા વિનાની આંખ રાખીને દશ હજાર વર્ષ સુધી ઘોર અને દૃઢ તપ કર્યું હતું.[૪,૫] ભીના વલ્કલવાળા અને ભીંજાયેલી જટાવાળા તે ચીરિણીને તીરે એક વાર તપમાં બેઠા હતા, ત્યારે એક મત્સ્યે આવીને તેમને આ પ્રમાણે કહ્યું :[૬] 'હે ભગવન્ ! હું એક ક્ષુદ્ર માછલું છું. મને બળવાન માછલાંનો ભય લાગે છે. આથી હે સુવ્રત ! તમારે મારું રક્ષણ કરવું ઘટે છે. બળવાન માછલાં દુર્બળ માછલાંને ખાસ કરીને સદાયે ખાઈ જાય છે. આવી અમારી સનાતન વૃત્તિ નિર્માયેલી છે. આથી મહાન ભયના ઓઘમાં ડૂબી રહેલા મને તમારે ખાસ બચાવવો જોઈએ, હું તમારા કર્યા ઉપકારનો બદલો આપીશ.' વૈવસ્વત મનુ માછલાનું આ વચન સાંભળીને દયાથી ભરાઈ ગયા અને તેમણે પોતે જ તે મત્સ્યને હાથ વડે લીધો.[૭-૧૦] હવે વૈવસ્વત મનુએ તે માછલાને પાણીની બહાર આણ્યું અને તેને ચંદ્રના કિરણ જેવા એક અલિંજર(મણ પાણી માય તેવું ઠામ)માં નાખ્યું.[૧૧] આમ હે રાજન્ ! પરમ સત્કાર પામેલું તે માછલું તેમાં વધવા લાગ્યું અને મનુ પણ તેને પોતાના પુત્ર જેવું ગણીને તેના ઉપર ખાસ ભાવ રાખવા લાગ્યા.[૧૨] લાંબે વખતે તે માછલું ઘણું મોટું થઈ ગયું. તે પેલા વાસણમાં હવે સમાઈ પણ ન શક્યું.[૧૩] આથી

તે માછલાએ મનુને જોઈને ફરી આ પ્રમાણે કહ્યું: 'હે ભગવન્! આજે તમે મારે માટે કોઈ બીજું સારું સ્થાન મેળવો.'[14] મનુ ભગવાને તેને તે ઠામમાંથી બહાર કાઢ્યું. પછી એ મનુ તે માછલાને એક મોટી વાવ ઉપર લઈ ગયા.[15] હે શત્રુનગરને જીતનાર! મનુએ તેને તે વાવમાં નાખ્યું. ત્યાં પણ તે માછલું અનેક વર્ષો સુધી વધતું રહ્યું.[16] તે વાવ બે જોજન લાંબી અને એક જોજન પહોળી હતી, તોપણ તે કમળનયન માછલું તેમાં સમાઈ શક્યું નહિ.[17] હે કૌંતેય! તે માછલું એ વાવમાં હાલીચાલી પણ શકતું નહોતું. આથી હે પૃથ્વીપતિ! મનુને જોઈને તે માછલાએ ફરીથી આ પ્રમાણે કહ્યું: 'હે ભગવન્! હે સત્પુરુષ! તમે મને સમુદ્રની પ્રિય પટરાણી તે ગંગા ઉપર લઈ જાઓ—હું તેમાં રહીશ; અથવા હે તાત! તમારી ઇચ્છા અનુસાર હું કરીશ.[18,19] હે નિષ્પાપ! મારે ઈર્ષ્યારહિત રહીને તમારી આજ્ઞામાં રહેવું જોઈએ. કેમ કે તમારા કરેલા ઉપકારથી જ હું અત્યંત વૃદ્ધિ પામ્યું છું.'[20] મત્સ્યે આ પ્રમાણે કહ્યું, એટલે જિતેંદ્રિય ભગવાન મનુ તેને ગંગા નદીએ લઈ ગયા. તે અચ્યુતે પોતે જ તેને તેમાં નાખ્યું.[21] હે અરિંદમન! તે માછલું કેટલાક સમય સુધી ત્યાં વધતું જ રહ્યું. હવે મનુને જોઈને તે મત્સ્યે ફરીથી આ વચન કહ્યાં:[22] 'હે પ્રભુ! હું ખૂબ મોટું થઈ ગયું છું, તેથી ગંગામાં હું કંઈ હાલચાલ કરી શકતું નથી. આથી હે ભગવાન! તમે મને ઝટ સમુદ્રમાં લઈ જાઓ—તમે કૃપા કરો.'[23] હવે હે પાર્થ! મનુએ પોતે જ તે મત્સ્યને ગંગાના જળમાંથી કાઢ્યું, તેને સમુદ્ર ઉપર લઈ ગયા અને તેને તેમાં છોડી દીધું. તે માછલું ખૂબ મોટું વધ્યું હતું, તોપણ મનુ જ્યારે એને લઈ ચાલ્યા ત્યારે તે તેમનાથી સારી રીતે ઉપાડી લઈ જવાયું. વળી તેના સ્પર્શ અને સુગંધથી મનુ પ્રસન્ન થયા હતા. પછી મનુએ જ્યારે એ માછલાને સમુદ્રમાં નાખ્યું, ત્યારે તે જાણે સ્મિતપૂર્વક આ વચન કહેવા લાગ્યું: 'હે ભગવન્! તમે મારી ખાસ અને પૂરી રક્ષા કરી છે. હવે સમય અનુસાર તમારે જે કરવાનું છે, તે તમે મારી પાસેથી સાંભળો. હે ભગવન્! હે મહાભાગ! આ સ્થાવર-જંગમ સમસ્ત જગતનો ટૂંક વખતમાં જ પ્રલય થશે.[24–28] લોકો માટે શુદ્ધ થઈ જવાનો આ સમય આવી લાગ્યો છે. આથી આજે હું તમને જે ઉત્તમોત્તમ હિતકારી છે તે કહું છું.[29] જંગમ અને સ્થાવરમાં જે હાલીચાલી શકે છે અથવા હાલીચાલી શકતા નથી, તે સર્વને માટે અત્યંત વિકટ સમય આવ્યો છે.[30] આથી હે મહામુનિ! તમારે દોરડાં બાંધી એક મજબૂત નાવ તૈયાર કરાવવી અને સપ્તર્ષિઓ સાથે તમારે તેમાં ચડવું. પૂર્વે બ્રાહ્મણોએ કહ્યા પ્રમાણેનાં સર્વ બીજોને તમારે તે નાવમાં ચઢાવવાં અને તેમનું વિભાગવાર રક્ષણ કરવું.[31,32] હવે હે મુનિજનપ્રિય! તમે નાવમાં બેસીને મારી વાટ જોજો—હું શિંગડાંવાળો બનીને આવીશ. હે તાપસ! તમે મને એ શિંગડાંથી ઓળખી લેજો.[33] તમારે આ પ્રમાણે કરવું. હવે તમારી આજ્ઞા લઈને હું જઈશ. હે વિભુ! તમે મારા વિના તે મહાજળોને તરી શકશો નહિ. મારા આ વચનમાં તમારે શંકા પણ ન લાવવી.' હવે મનુએ તે મત્સ્યને કહ્યું: 'હું એમ જ કરીશ.'[34,35] આમ તે બંને એકમેકની આજ્ઞા લઈને ઇચ્છામાં આવ્યું તે સ્થાને ચાલ્યા ગયા. પછી હે મહારાજ! મનુએ તે મત્સ્યના કહેવા પ્રમાણે સર્વ બીજો લીધાં. હે વીર! તે મહાન ઊર્મિઓવાળા સાગરમાં શુભ નૌકાથી તરવા લાગ્યા. ત્યાં હે શત્રુનો નાશ કરનાર પૃથ્વીપતિ! મનુએ તે મત્સ્યનું ચિંતન કરવા માંડ્યું. હે શત્રુનગરના વિજેતા! તે માછલું આ સ્મરણ થયેલું

જાણી ગયું. એટલે હે ભરતોત્તમ! તે શિંગડાવાળું થઈને ત્યાં એકદમ આવી પહોંચ્યું. હવે હે મનુજ-સિંહ! મનુએ જળસમુદ્રમાં તે માછલાને જોયું. તે પૂર્વે કહેલા રૂપ પ્રમાણે શિંગડાંવાળું હતું અને પર્વત જેવું ઊંચું હતું. પછી હે માનવ-કેસરી! મનુએ દોરડાવાળો પાશ તે મત્સ્યને માથે તે શિંગડામાં ભરાવી દીધો. આમ હે શત્રુનગરને જીતનાર! તે પાશમાં સપડાયેલું એ માછલું તે નાવને મહાવેગથી ક્ષારસમુદ્રમાં તાણવા લાગ્યું.[૩૬-૪૨] આ રીતે, હે માનવનાથ! તે માછલું નૌકા વડે તે સર્વને મોજાંઓથી નૃત્ય કરતા અને જલધ્વનિથી ગર્જતા એ સમુદ્રમાં તારી રહ્યું હતું. ત્યારે હે શત્રુપુરના જેતા! તે નૌકા તે મહાસાગરમાં પ્રચંડ પવનોથી હાલમડોલમ થઈ રહી હતી અને મદમત્ત થયેલી ચપળા સ્ત્રીની જેમ ધૂમાધૂમ કરતી હતી. હે નરશ્રેષ્ઠ! ત્યારે ભૂમિ, દિશા કે પ્રદિશા કશું જ સૂઝતું નહોતું. આકાશ અને સ્વર્ગલોક પણ પૂરાં જળબંબાકાર થઈ ગયાં હતાં. આ પ્રમાણે હે ભરતવર! સર્વ લોક જળભરપૂર થઈ ગયા હતા, ત્યારે મનુ, સપ્તર્ષિઓ અને તે મત્સ્ય એટલા જ જોવામાં આવતા હતા. આ પ્રમાણે હે રાજન્! તે માછલાએ આળસરહિત રહી અનેક વર્ષો સુધી નૌકાને એ જલનિધિમાં તરાવ્યા કરી. હવે હે ભરતશ્રેષ્ઠ! તે માછલું એ નાવને હિમાચળના એક અતિ ઊંચા શિખર આગળ લઈ ગયું. પછી હે કુરુનંદન! એ મત્સ્યે તે ઋષિઓને ધીરે ધીરે અને સ્મિતપૂર્વક આ પ્રમાણે કહ્યું: 'હિમાલયના આ શિખરે નાવને બાંધી દો. વાર ન કરશો.' હે ભરતોત્તમ! મત્સ્યનાં આ વચન સાંભળીને તે ઋષિઓએ તે નાવને તરત જ હિમાચલના શિખર સાથે બાંધી દીધી. હે કૌંતેય! હિમાલયનું તે ઉત્તમ શિખર આજે પણ 'નૌબંધન' નામે વિખ્યાત છે. હે ભરતશ્રેષ્ઠ! તમે આ જાણો. હવે તે મત્સ્યે સર્વ ઋષિઓને કહ્યું: 'હું પ્રજાપતિ બ્રહ્મા છું. મારાથી પર કંઈ જણાતું નથી. મેં મત્સ્યરૂપ લઈને તમને આ ભયમાંથી છોડાવ્યા છે.[૪૩-૫૨] હવે મનુએ દેવ, અસુર, માનવ એ સર્વ પ્રજાઓને, સર્વ લોકોને તેમજ ચરાચર સૃષ્ટિને ઉત્પન્ન કરવી જોઈશે. આ પ્રજાસર્જનમાં તેને તીવ્ર તપથી પ્રતિભા ઊઘડશે અને મારા પ્રસાદથી તેને તેમાં મૂંઝવણ આવશે નહિ.' આ વચનો કહીને તે માછલું એક ક્ષણમાં અદૃશ્ય થઈ ગયું. પછી વિવસ્વાનના પુત્ર મનુએ પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા કરી. પણ એ પ્રજાસર્જનમાં એને સૂઝ ન પડી, એટલે તેમણે મહાન તપ આદર્યું. પછી હે ભરતોત્તમ! મહાન તપથી યુક્ત થયેલા તે સાક્ષાત્ મનુએ સર્વ પ્રજાઓને યથાવત્ સર્જવા માંડી. આ મેં તમને મત્સ્યપુરાણ નામે કહેવાયેલું, આ સર્વ પાપોને હરનારું મત્સ્યોપાખ્યાન કહ્યું. જે મનુષ્ય મનુના આ ચરિતને આદિથી તે અંત સુધી સાંભળે છે, તે સુખી થાય છે, તેના સર્વ મનોરથો ફળે છે અને તે સ્વર્ગલોકમાં જાય છે.[૫૩-૫૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'મત્સ્યોપાખ્યાન' નામનો અધ્યાય ૧૮૭મો સમાપ્ત

## अध्याय १८८मो

### યુગવર્ણન અને માર્કંડેયને માયાદર્શન

॥ વૈશંપાયન ઉવાચ ॥

ततः स पुनरेवाथ मार्कंडेयं यशस्विनम् ।
पप्रच्छ विनयोपेतो धर्मराजो युधिष्ठिरः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: પછી તે વિનયસંપન્ન ધર્મરાજ યુધિષ્ઠિરે યશસ્વી માર્કંડેયને ફરીથી પૂછ્યું: 'હે મહામુનિ! તમે અનેક સહસ્ર યુગોના અંતો જોયા છે. વળી આ લોકમાં તમારા જેવો કોઈ આયુષ્માન પણ દેખાતો નથી. હે શ્રેષ્ઠ બ્રહ્મન! એક મહાત્મા પરમેષ્ઠી બ્રહ્માને છોડીને બીજો કોઈ પણ આયુષ્યમાં તમારી સમાન નથી. હે વિપ્ર!

જ્યારે આ લોક દેવ, દાનવ અને આકાશથી વિહીન થાય છે, ત્યારે પ્રલયકાળે તમે જ પરમેષ્ઠી તથા બ્રહ્માને ઉપાસો છો. પછી જ્યારે પ્રલય વળી જાય છે અને પિતામહ જાગૃત થાય છે, ત્યારે તમે એક જ આ લોકમાં સર્જાતાં ભૂતોને જુઓ છો. ત્યારે હે બ્રહ્મર્ષિ! પરમેષ્ઠી બ્રહ્મા દિશાઓને વાયુરૂપ કરીને તથા જળને તે તે સ્થાને ફેલાવીને સ્વેદજ આદિ ચાર પ્રકારનાં પ્રાણીઓને સર્જે છે. હે દ્વિજોત્તમ! તમે એકાગ્ર સમાધિથી સર્વ લોકોના પિતામહ અને સાક્ષાત્ લોકગુરુ એવા તે બ્રહ્માને આરાધ્યા છે. હે વિપ્ર! તમે અનેક રીતે સર્વ બ્રહ્માંડનું જ્ઞાન મેળવ્યું છે. ભયંકર તપમાં બેસીને તમે મારીચિ આદિ પ્રજાપતિઓને હાર આપી છે. તમે નારાયણની ગોદમાં રહેનારા તરીકે વિખ્યાત છો. પરલોકમાં પણ તમારું અપાર સ્તવન થાય છે. ઇચ્છારૂપવાળા અને સર્વવ્યાપી તે બ્રહ્માના દિવ્ય હૃદયકમળને યોગકળાથી ઉઘાડી તમે ઉત્તમોત્તમ વૈરાગ્ય અને યોગાભ્યાસ એ બે નયનો વડે હૃદયમાં વિશ્વકર્તા ભગવાનનાં અનેક વાર દર્શન કર્યાં છે.[૧-૧૦] આથી હે બ્રહ્મર્ષિ! બ્રહ્માના પ્રસાદથી સંહારકારી મૃત્યુ અને દેહનાશી જરા તમારા શરીરમાં પેસતાં નથી.[૧૧] ત્યારે સૂર્ય, અગ્નિ, વાયુ, ચંદ્રમા, અંતરિક્ષ અને પૃથ્વી એમાંનું કંઈ જ બાકી રહેતું નથી. જ્યારે સ્થાવરજંગમ સકલ લોક તે એકરૂપ જળસમુદ્રમાં લય પામે છે, જ્યારે દેવો તથા અસુરોના ગણો નાશ પામે છે, તેમજ જ્યારે મહાસર્પો નષ્ટ થાય છે, ત્યારે તમે જ એક સર્વ ભૂતોના સ્વામી, અમાપ મનવાળા અને પદ્મકમળમાં નિવાસ કરનારા તે નિદ્રાધીન બ્રહ્મદેવની ઉપાસના કરો છો.[૧૨-૧૪] હે દ્વિજોત્તમ! આ સર્વ પૂર્વે તમારી પ્રત્યક્ષમાં થયું છે. હે દ્વિજશ્રેષ્ઠ! તમે એકલાએ જ ઘણી વાર એનો અનુભવ કર્યો છે. સર્વ લોકોમાં તમને ક્યારેય કંઈ પણ અજાણ્યું નથી. આથી સર્વ હેતુઓવાળી એ કથાને હું સાંભળવા ઇચ્છું છું.[૧૫,૧૬]

માર્કંડેય બોલ્યા: હે પુરુષસિંહ! અહો! સ્વયંભૂ, પૂર્ણ, સર્વદા એકરૂપ, નિત્ય, અવ્યક્ત, સૂક્ષ્માતિસૂક્ષ્મ, નિર્ગુણ અને ગુણાત્મા એવા પરમાત્માને નમન કરીને હું તમને તે કથા કહીશ. આ પીતાંબરધારી જનાર્દન તે જ પરમાત્મા છે.[૧૭,૧૮] એ જ જગતના કર્તા છે, તેને વિવિધ રૂપ આપનારા છે, પ્રાણીમાત્રના આત્મા છે, ભૂતોના કરનાર છે અને પ્રભુ છે. એ અચિંત્ય છે, મહાઆશ્ચર્યરૂપ છે અને પવિત્ર છે; એમ કહેવાયું છે.[૧૯,૨૦] એ આદિઅંતથી રહિત છે, ભૂતરૂપ છે, વિશ્વરૂપ છે, અવ્યય છે અને અક્ષય છે. એ કર્તા છે, પણ તેનો કોઈ કર્તા નથી. પુરુષાર્થમાં એ કારણરૂપ છે. આ પુરાણપુરુષ જ જાણે છે, તે વેદો સુદ્ધાં જાણતા નથી. હે રાજશ્રેષ્ઠ! સમગ્ર જગતનો ક્ષય થતાં આ આદિપુરુષમાંથી જ આ સર્વ આશ્ચર્યમય જગત ફરી પ્રકટ્યું છે. હે માનવશ્રેષ્ઠ! તે સત્યયુગને દેવોનાં ચાર હજાર વર્ષનો કહ્યો છે.[૨૧,૨૨] તેનો સંધિકાલ અને સંધ્યાંશ ચારસો ચારસો દેવવર્ષના છે. આ જગતમાં ત્રેતાયુગ ત્રણ હજાર દેવવર્ષનો કહેવાય છે. તેને સંધિકાલ અને સંધ્યાંશ ત્રણસો ત્રણસો દેવવર્ષના છે. એ પછી દ્વાપરનું પરિમાણ બે હજાર દૈવી વર્ષનું છે. તેનો સંધિકાળ અને સંધ્યાંશ બસો બસો દૈવી વર્ષના છે. પછી એક હજાર દેવતાઈ વર્ષનો કળિયુગ કહ્યો છે. તેનો સંધિકાળ તથા સંધ્યાંશ સો સો દેવતાઈ વર્ષના છે. આમ સંધિકાળ અને સંધ્યાંશ એ બેનું પ્રમાણ સમાન જાણો.[૨૩-૨૬] કળિયુગ ક્ષીણ થતાં ફરી સત્યયુગ આવે છે. આમ બાર હજાર દેવવર્ષોનો થતો એક દેવયુગ મેં તમને કહ્યો.[૨૭] આમ એક હજાર યુગને બ્રહ્માનો એક દિવસ કહ્યો છે. બ્રહ્માનો એક દિવસ પૂરો થતાં વિશ્વમાંથી બધું જ પરિ-

વર્તન પામે છે. હે માનવસિંહ! પંડિતો આને લોકોનો પ્રલય સમજે છે. હે ભરતોત્તમ! જ્યારે હજાર વર્ષની સંખ્યાવાળા કળિયુગના અંતનો થોડો ભાગ બાકી રહે છે, ત્યારે સર્વ મનુષ્યો સામાન્ય રીતે જૂઠું બોલવા લાગે છે. હે પાર્થ! તે વખતે યજ્ઞ, દાન અને વ્રતો મુખ્ય વિધિથી ન થતાં ગૌણ વિધિઓથી થવા માંડે છે. બ્રાહ્મણો શૂદ્રનાં કર્મો કરવા માંડે છે. ત્યારે શૂદ્રો ધન પેદા કરવા લાગે છે અથવા યુગસમાપ્તિએ ક્ષત્રિયધર્મથી વર્તે છે. કળિયુગમાં બ્રાહ્મણો યજ્ઞો અને સ્વાધ્યાયોથી પરવારી બેસે છે, દંડો અને મૃગચર્મોને વેગળાં મૂકે છે અને બધું જ ખાવા લાગે છે. ત્યારે હે તાત! બ્રાહ્મણો જપને ત્યજે છે અને શૂદ્રો જપમાં પરાયણ થાય છે.[૨૮-૩૩] આમ લોકમાં વિપરીતતા આવે, એ પ્રલયનું પૂર્વરૂપ છે. ત્યારે હે નરાધિપતિ! પૃથ્વી ઉપર આંધ્ર, શક, પુલિન્દ, યવન, કંબોજ, બાહ્લીક, શૂર અને આભીર આદિ જાતિના અનેક મ્લેચ્છ રાજાઓ થાય છે. તે રાજાઓ પાપી તથા અસત્યપરાયણ હોય છે અને અધર્મથી રાજ્ય કરે છે. ત્યારે કોઈ પણ બ્રાહ્મણ સ્વધર્મથી આજીવિકા ચલાવતો નથી. હે નરપતિ! ત્યારે ક્ષત્રિયો અને વૈશ્યો પણ સ્વકર્મને છોડી નિષિદ્ધ કર્મો કરે છે. ત્યારે માણસો અલ્પાયુષી, સ્વલ્પ બળવાળા, સ્વલ્પ વીર્યવાળા, સ્વલ્પ પરાક્રમવાળા, અલ્પ સારવાળા, અલ્પ દેહવાળા અને અલ્પ સત્યવાદી હોય છે. ત્યારે ગામની વસ્તી ખૂબ સૂની પડે છે અને દિશાઓ પશુઓ તથા સર્પોથી ભરાઈ જાય છે. યુગનો અંત આવી લાગે છે, ત્યારે લોકો મિથ્યા બ્રહ્મવાદી થઈ બેસે છે. ત્યારે શૂદ્રો બ્રાહ્મણોને 'અલ્યા' કહે છે અને બ્રાહ્મણો શૂદ્રને 'આપ' કહે છે. હે નરવ્યાઘ્ર! યુગના અંતભાગમાં અનેક જંતુઓ ઉત્પન્ન થાય છે. હે પૃથ્વીપતિ! ત્યારે સુગંધવાળા સર્વ પદાર્થો સુગંધ ખોઈ બેસે છે. હે માનવસિંહ! ત્યારે રસવાળા પદાર્થો પૂર્વના જેવા સ્વાદભર્યા રહેતા નથી. હે રાજન્! યુગનાશને સમયે સૌ મનુષ્યો થોકબંધ સંતતિવાળા થાય છે, ટૂંકા દેહવાળા થાય છે અને શીલ તથા આચારથી રહિત બને છે. ત્યારે સ્ત્રીઓ મુખમૈથુન કરે છે.[૩૪-૪૧] હે રાજન્! યુગનો ક્ષયસમય આવે છે, ત્યારે જનપદોમાં રાંધ્યાં અનાજનાં બજાર મંડાય છે. ચૌટાઓમાં વેદની દુકાનો ચાલે છે અને સ્ત્રીઓ પોતાના દેહનાં વેચાણ કરે છે. હે જનપતિ! ત્યારે ગાયો ઓછાં દૂધ આપે છે, વૃક્ષો અલ્પ ફળફૂલ ઉતારે છે અને કાગડાઓ ખૂબ વધી પડે છે.[૪૨,૪૩] હે પૃથ્વીપાલ! ત્યારે બ્રાહ્મણો બ્રહ્મહત્યાના પાપલેપવાળા અને જૂઠાં કલંક લગાડનારા રાજાઓ પાસેથી પણ દાનદક્ષિણા લે છે. તે વખતે હે હે મહીપાલ! લોભ અને મોહથી ઘેરાયેલા તથા ખોટી ધર્મધ્વજા ફરકાવનારા બ્રાહ્મણો ભિક્ષાને અર્થે દશે દિશાઓને ખૂંદી નાખે છે.[૪૪,૪૫] ત્યારે ગૃહસ્થાશ્રમીઓ કરભારથી ભયભીત થઈને ચોરી કરશે, સાધુસંતોના ખોટા વેષ લેશે અને વેપારથી પેટગુજારો ચલાવશે. ત્યારે હે નરસિંહ! અર્થના લોભથી બ્રાહ્મણો મિથ્યા નખો અને કેશો વધારશે; તેમ જ ખોટા બ્રહ્મચારીઓ થશે.[૪૬,૪૭] આશ્રમોમાં સર્વ લોકો મિથ્યાચારી થશે, મદ્યપાન કરશે અને ગુરુપત્ની સાથે ગમન કરશે. તેઓ અહીં માંસ અને લોહી વધે એ જ પ્રમાણે લૌકિક કર્મ કર્મ કરવાને તાકયા કરશે. હે માનવસિંહ! એ યુગક્ષયને સમયે આશ્રમો અનેક પાખંડોથી ઊભરાઈ જશે અને સર્વ લોકો પરાન્નના ગુણ ગાયા કરશે. હે ભારત! ત્યારે ભગવાન ઇંદ્ર યોગ્ય ઋતુએ જળવૃષ્ટિ કરશે નહિ તેમજ સર્વ બીજો બરાબર ઊગશે નહિ.[૪૮-૫૦] હે નિષ્પાપ! તે વખતે સર્વ માણસો હિંસામાં પ્રીતિવાળા થશે અને અત્યંત અધર્મનું ફળ સારું જણાશે. ત્યારે હે પૃથ્વીપાલ!

જે ધર્મિષ્ઠ હશે તે અલ્પાયુ હશે, એમ માનવું. કેમ કે ત્યારે કંઈ ધર્મ હશે જ નહિ. હે નરવ્યાઘ્ર! તે વખતે ખોટાં તોલમાપથી માલ વેચશે અને વેપારીઓ અનેક જાતનાં કપટ કરશે.[૫૧-૫૩] ત્યારે ધર્મિષ્ઠો સર્વહાનિ પામશે અને પાપી જનો વૃદ્ધિ પામશે. ત્યારે ધર્મનું બળ ઘટશે અને અધર્મનું બળ વધશે.[૫૪] યુગક્ષયે ધર્મિષ્ઠ માણસો અલ્પાયુષી તથા દરિદ્રી થશે અને અધર્મી માણસો દીર્ઘાયુષી તથા સમૃદ્ધ થશે. તે યુગક્ષયને સમયે અધર્મી લોકો નગરોનાં વિહારસ્થાનોમાં પ્રજાઓ સાથે અધર્મિષ્ઠ ઉપાયોથી વ્યવહાર કરશે.[૫૫,૫૬] ત્યારે થોડોક નાણાંસંઘરો થતાં માણસોને શ્રીમંતાઈનો મદ ભરાશે. તેઓ કોઈએ વિશ્વાસથી મૂકેલી થાપણને ઘણી વાર જૂઠી ઠરાવશે. હે રાજન્! એ પાપાચારી લોકો પારકું ધન હરી લેવાના વ્યવસાયો કરશે અને 'એ વાત જ નથી' એમ કહી નફ્ટ રીતે વર્તશે.[૫૭,૫૮] નરભક્ષી પ્રાણીઓ, પંખીઓ અને મૃગો નગરોનાં વિહારસ્થળોમાં તથા દેવમંદિરોમાં સૂઈ રહેશે. હે રાજા! ત્યારે સાત તથા આઠ વર્ષની છોકરીઓ ગર્ભ ધારણ કરશે અને દશ તથા બાર વર્ષના છોકરાઓ પુત્રોત્પાદન કરશે.[૫૯,૬૦] ત્યારે પુરુષોને સોળમે વર્ષે પળિયાં આવી જશે અને મનુષ્યોની આવરદા ઝટ ખૂટી જશે. હે મહારાજ! ત્યારે તરુણો અલ્પાયુષી થશે, તેમનો સ્વભાવ વૃદ્ધોના જેવો થશે. તે વખતે વૃદ્ધોમાં તરુણોનો સ્વભાવ આવશે. ત્યારે સ્ત્રીઓ દુષ્ટ સ્વભાવવાળી અને વિપરીત આચારવાળી થશે. તેઓ પોતાના યોગ્ય પતિઓને છેતરીને દાસો તથા પશુઓ સાથે સંગ કરશે. હે નૃપતિ! પોતે વીરોની પત્નીઓ હોવા છતાં, તે નારીઓ પરપુરુષને સેવશે અને પતિના જીવતાં છતાં બીજાઓની સાથે વ્યભિચાર કરશે.[૬૧-૬૪] હે મહારાજ! તે કળિયુગમાં હજાર વર્ષોને અંતે આયુષ્યનો ક્ષય થશે, ત્યારે અનેક વર્ષો સુધી અનાવૃષ્ટિ થશે.[૬૫] આમ હે પૃથ્વીપતિ! અલ્પબળવાળાં અનેક ભૂખ્યાં પ્રાણીઓ પૃથ્વીમાં પ્રલય પામશે.[૬૬] પછી હે મનુજનાથ! સાત પ્રદીપ્ત સૂર્યો સમુદ્રો અને સરિતાઓમાંનું સર્વ જળ પી જશે.[૬૭] ત્યારે હે ભારત! હે ભરતશ્રેષ્ઠ! જે કાંઈ લીલાં અને સૂકાં ઘાસ તથા લાકડાં હશે, તે બધાં ખાખ થઈ ગયેલાં જણાશે.[૬૮] આમ હે ભારત! આદિત્યોએ પ્રથમ શોષી લીધેલા તે લોકમાં સંવર્તક અગ્નિ વાયુની સાથે પ્રવેશ કરશે.[૬૯] પછી તે પૃથ્વીને ભેદીને રસાતલમાં પેસશે અને દેવો, દાનવો તથા યક્ષોને મહાભય ઉપજાવશે.[૭૦] હે પૃથ્વીપાલ! નાગલોકને બાળી મૂકતો એ અગ્નિ પૃથ્વી ઉપર જે કાંઈ છે, તેને તથા નીચે સર્વને એક ક્ષણમાં ભસ્મ કરી દેશે.[૭૧] પછી તે અમંગળ વાયુ અને તે સંવર્તક વહ્નિ સેંકડો, હજારો તથા કરોડો જોજનોના પ્રદેશોને ખાખ કરી નાખશે.[૭૨] આમ તે પ્રદીપ્ત અગ્નિપ્રભુ દેવો, અસુરો, ગંધર્વો, યક્ષો, ઉરગો અને રાક્ષસો સાથેના સમગ્ર જગતને ભસ્મરૂપ કરી દેશે.[૭૩] પછી હાથીનાં ટોળાં જેવા, વીજળીની માલાઓથી શોભી રહેલા અને અદ્ભુત દેખાવવાળા મહાન મેઘો આકાશમાં ચડી આવશે.[૭૪] તે મેઘોમાં કેટલાક નીલોત્પલ જેવા શ્યામ હશે, તો કેટલાક કુમુદ જેવા શ્વેત હશે. કેટલાક કમળકેસરના જેવા રંગના હશે, તો કેટલાક પયોધરો પીળા હશે. કેટલાક હળદરના રંગના હશે, કેટલાક કાગડાનાં ઈંડાંના રંગના હશે, કેટલાક કમલપત્રના જેવા વર્ણના હશે, તો કેટલાક હિંગળોકવર્ણા હશે. કેટલાક મોટા નગર જેવડા હશે, તો કેટલાક હાથીઓનાં ટોળાં જેવડા હશે. કેટલાક અંજન જેવા કાળા હશે તો કેટલાક મગર જેવા દેખાવના હશે. આમ હે મહારાજ! વિદ્યુન્માલીથી સર્વ અંગોએ બંધાયેલા, તે ભયંકર રૂપવાળા અને ભીષણ ગર્જના કરી રહેલા તે સર્વ

જળધારી મેઘો ચડી આવશે, તેમજ આખા આકાશને વ્યાપી વળશે. હે મહારાજ! તે મેઘોથી પર્વતો, વનો અને ખીણોથી ભરેલી આ પૃથ્વી પાણીમાં તરબોળ થઈ ભરાઈ જશે.[૭૫-૭૯] પછી હે પુરુષર્ષભ! પરમેષ્ઠી બ્રહ્માની આજ્ઞા પામેલા તે ઘોર ગર્જના કરતા જળધરો એક ઝપાટામાં પૃથ્વીને ચારે બાજુથી ડુબાડી દેશે.[૮૦] મહાજળદૃષ્ટિથી વસુંધરાને ભરી દેતા તે મેઘો અત્યંત ભયંકર, કાળરૂપ અને રૌદ્ર એવા તે અગ્નિને ઠારી દેશે.[૮૧] પછી મહાત્મા બ્રહ્માનો આદેશ પામેલા તે મેઘો બાર વર્ષ સુધી સતત જળધારાઓ રેલાવશે અને જગતને છલાછલ ભરી દેશે. ત્યારે હે ભારત! સમુદ્ર પોતાની માત્રા મૂકશે, પર્વતો ફાટી જશે અને પૃથ્વી જળોમાં ડૂબી જશે.[૮૨,૮૩] હવે આકાશને વીંટીને ચોમેર ભટકતા તે જળધરો વાયુના વેગથી આઘાત પામીને એકાએક નાશ પામશે. પછી હે ભારત! હે માનવેંદ્ર! આદિદેવ સ્વયંભૂ બ્રહ્મા તે ઘોર વાયુને પી જઈ શયન કરશે. આમ હે મહીપાલ! તે એકાકાર સમુદ્રમાં જ્યારે સ્થાવરજંગમ, દેવો તથા અસુરોના ગણો, યક્ષો, રાક્ષસો તથા મનુષ્યો અને પશુઓ, વૃક્ષો તથા અંતરિક્ષ નાશ પામ્યાં, ત્યારે હું એકલો જ આ લોકમાં ઘોર તથા એકાકાર થયેલા સમુદ્રમાં પછાડ ખાતો ભમ્યો હતો.[૮૪-૮૭] હે રાજશ્રેષ્ઠ! આમ ફરતાં ફરતાં મેં એક પ્રાણીને જોયું નહિ, એટલે મને વ્યાકુળતા આવી ગઈ.[૮૮] પછી હે નરનાથ! હું દૂરદૂર સુધી જરાય આળસ વિના તરતો ગયો. હું થાકી ગયો, પણ ક્યાંય શરણ ન પામ્યો.[૮૯] હવે હે પૃથ્વીપતિ! તે જળસમૂહમાં મેં એક વાર એક વિશાળ અને અતિમહાન વટવૃક્ષ જોયું.[૯૦] હે નરપતિ! એ વૃક્ષની પથરાયેલી ડાળમાં એક પલંગ હતો. હે પૃથ્વીપાલ! તે પલંગમાં દિવ્ય બિછાનું પાથરેલું હતું. હે મહારાજ! તેમાં મેં કમળ અને ચંદ્રના જેવા મોંવાળા અને પ્રફુલ્લ પદ્મ જેવાં વિશાળ નયનવાળા એક બાળકને બેઠેલો દીઠો.[૯૧,૯૨] ત્યારે હે ભારત! મને ભારે આશ્ચર્ય થયું. સર્વ લોક નાશ પામ્યા છે, ત્યારે આ બાળક કેવી રીતે સૂઈ રહ્યો છે.[૯૩] હે પૃથ્વીપાલ! હું ભૂત, ભવિષ્ય અને વર્તમાનને જાણતો હતો તોપણ અને તપથી ચિંતન કર્યા છતાં હું તે બાળકને ઓળખી શક્યો નહિ![૯૪] હે નરપતિ! તે વખતે તે બાળક અને અળશીના ફૂલ જેવા ભૂરા વર્ણનો, શ્રીવત્સના આભૂષણવાળો અને લક્ષ્મીના સાક્ષાત્ નિવાસરૂપ જણાયો હતો.[૯૫] પછી પદ્મ જેવાં લોચનવાળા તે કાંતિમાન શ્રીવત્સધારીએ કાનને સુખ આપે એવાં આ વાક્યો મને કહ્યાં:[૯૬] 'હે માર્કંડેય! હું જાણું છું કે તું થાકી ગયો છે, એટલે વિશ્રાંતિ ઇચ્છે છે. તો હે ભાર્ગવ! તારી ઇચ્છામાં આવે ત્યાં સુધી તું અહીં બેસ. હે મુનિશ્રેષ્ઠ! તું મારા શરીરની અંદર પ્રવેશીને બેસ. મેં તારા ઉપર કૃપા કરીને ત્યાં તારે માટે વાસ નક્કી કર્યો છે.[૯૭,૯૮] હે ભારત! તે બાળકે આ પ્રમાણે કહ્યું, ત્યારે મનુષ્યપણાના દીર્ઘ જીવન ઉપર મને કંટાળો આવ્યો.[૯૯] પછી તે બાળકે એકાએક પોતાનું મોઢું પહોળું કર્યું અને હું દૈવસંયોગે પરવશતાએ તેના મુખમાં દાખલ થયો. હવે હે મનુજરાજ! તેના પેટમાં એકાએક પ્રવેશેલો હું રાષ્ટ્ર અને નગરોથી વ્યાપેલી સમગ્ર પૃથ્વીને જોવા લાગ્યો. હે ભારત! હે મહારાજ! ત્યાં તે મહાત્માના ઉદરમાં પરિક્રમા કરતાં મેં ગંગા, શતદ્રુ, સીતા, યમુના, ચર્મણ્વતી, વેત્રવતી, ચંદ્રભાગા, સરસ્વતી, સિંધુ, વિપાશા, ગોદાવરી નદી, વસ્વોકસારા, નલિની, નર્મદા, તામ્રા નદી, પુણ્યજલવાળી કલ્યાણકારિણી વેણા, સુવેણા, કૃષ્ણવેણા, મહાનદી ઈરામા, વિતસ્તા, મહાનદી કાવેરી, શોણનદ, વિશલ્યા, કિંપુના એ અને બીજી પૃથ્વીમાંની નદીઓ જોઈ. વળી હે

નરોત્તમ! હે શત્રુઘ્ન! ત્યાં મેં જલચરોથી સેવાયેલો અને રત્નોની ખાણરૂપ એવો તે ઉત્તમ જલનિધિ સમુદ્ર જોયો.[૧૦૦-૧૦૭] ત્યાં મેં સૂર્ય અને ચંદ્રથી વિરાજી રહેલું તથા અગ્નિ અને આદિત્યના જેવી પ્રભાવાળું તેઓથી ઝગઝગી રહેલું ગગન જોયું. હે રાજન્! મેં વનોથી શોભી રહેલી પૃથ્વી જોઈ. તે વખતે, હે મહારાજ! ત્યાં બ્રાહ્મણો અનેક યજ્ઞોથી યજન કરતા હતા અને ક્ષત્રિયો સર્વ વર્ણોની સેવા કરવામાં લાગ્યા હતા. હે નરપતિ! ત્યારે ત્યાં વૈશ્યો ન્યાયપૂર્વક ખેતી કરતા હતા અને શૂદ્રો ત્રણ દ્વિજવર્ણોની સેવામાં પરાયણ હતા. પછી હે રાજન્! તે મહાત્માના પેટમાં ફરતાં મેં હિમાલય અને હેમકૂટ પર્વતને જોયા. વળી હે મહીપતિ! ત્યાં નિષધને અને રૂપાથી ભરેલા શ્વેતગિરિને જોયા. હે માનવસિંહ! ત્યાં મેં ગંધમાદન પર્વત, મંદરાચલ અને મહાગિરિ નીલ જોયા. વળી હે મહારાજ! મેં ત્યાં સુવર્ણગિરિ મેરુ જોયો, મહેંદ્રાચલ જોયો અને ઉત્તમ વિંધ્યગિરિ જોયો. મેં ત્યાં મલય જોયો અને પારિયાત્ર પર્વત જોયો. આમ આ અને બીજા પૃથ્વી ઉપર જેટલા રત્નથી ભરપૂર પર્વતો છે, તે સર્વ મેં તેમના ઉદરમાં જોયા.[૧૧૬,૧૧૭] તે વખતે હે મનુજેશ્વર! ત્યાં ફરતાં ફરતાં મેં સિંહો, વાઘો અને વરાહો જોયાં. વળી હે જગત્પતિ! પૃથ્વી ઉપર જે બીજાં પ્રાણીઓ છે, તે સર્વ મેં ત્યાં જોયાં. હે નરસિંહ! તેમના ઉદરમાં પ્રવેશી હું દિશાઓમાં ફર્યો, ત્યારે મેં ઇંદ્રાદિ સર્વ દેવગણોને ત્યાં જોયા. હે મહીપતિ! મેં ત્યાં સાધ્યો, રુદ્રો આદિત્યો, ગુહ્યકો, પિતૃઓ, સર્પો, નાગો, ગરુડો, વસુઓ, અશ્વિનીકુમારો, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો અને ઋષિઓને જોયા. વળી હે માનવાધીશ! ત્યાં મેં દૈત્યો ને દાનવોના સંઘો, નાગો, સિંહિકાપુત્રો અને બીજા દેવશત્રુઓને પણ જોયા. હે રાજન્! આ લોકમાં મેં જે કાંઈ સ્થાવર-જંગમ જોયું હતું, તે બધું મેં ત્યાં તે મહાત્માના ઉદરમાં જોયું. હે વિભુ! હું ફલાહાર કરીને જલદીથી આ સમગ્ર જગતને જોતો, ત્યાં તેમના અંતઃશરીરમાં સો વર્ષથી પણ અધિક સમય સુધી ઘૂમ્યો, તોપણ ક્યાંય પણ હું તેમના દેહનો છેડો જોઈ શક્યો નહિ.[૧૧૮-૧૨૩] હે પૃથ્વીનાથ! હું ત્યાં સતત દોડતો રહ્યો અને વિચરતો રહ્યો, છતાં હે રાજન્! હું તે મહાત્માનો છેડો પામ્યો જ નહિ. આથી હું ત્યારે મન અને કર્મથી વિધિપૂર્વક તે જ શ્રેષ્ઠ અને વરદાયી દેવને શરણે ગયો. ત્યાં તો હે રાજન્! હે પુરુષોત્તમ! હું તે મહાત્માના ખુલ્લા થયેલા મુખમાંથી એકદમ વાયુવેગે બહાર પડ્યો. ત્યારે હે પૃથ્વીનાથ! વટવૃક્ષની તે જ ડાળીએ સમસ્ત જગતને ધારણ કરી તે જ બાલવેશે વિરાજી રહ્યા હતા.[૧૨૪-૧૨૮] હે મનુજસિંહ! શ્રીવત્સથી શોભી રહેલા અને અમાપ તેજવાળા તેમને મેં બેઠેલા જોયા. પછી હે નરસિંહ! શ્રીવત્સધારી, શોભાધારી, પીતાંબરધારી અને મહાતેજસ્વી તે બાળકે પ્રસન્ન થઈને, જાણે હસતા હોય તેમ, મને આ પ્રમાણે કહ્યું:[૧૨૯] 'હે મુનિવર! તમે મારા આ શરીરમાં અત્યાર સુધી રહ્યા છો, એથી થાકી ગયા છો કે શું? હે માર્કંડેય! એ મને કહો.' હવે એક ક્ષણમાં મને વળી નવી જ દૃષ્ટિ મળી. તે દૃષ્ટિથી હું મારી જાતને નિર્મુક્ત અને જ્ઞાનસંપન્ન જોવા લાગ્યો. પછી હે તાત! તે અમાપ તેજસ્વીનો અપરિમિત પ્રભાવ જોઈને મેં તેમનાં લાલ તળિયાંવાળા, સારી રીતે ગોઠવાયેલા અને કોમલ તથા રાતી આંગળીઓથી શોભી રહેલા સુંદર ચરણોને પ્રયત્નપૂર્વક માથે ધર્યાં. વિનયપૂર્વક હાથ જોડીને તથા પ્રયત્નપૂર્વક તેમની પાસે જઈને મેં તે કમળલોચન ભૂતાત્મા દેવનાં દર્શન કર્યાં.[૧૩૦-૧૩૪] બે હાથ જોડીને તથા નમસ્કાર કરીને મેં તેમને આ પ્રમાણે કહ્યું: 'હે દેવ! હું તમને અને તમારી આ

ઉત્તમ માયાને જાણવા ઇચ્છું છું.[135] હે ભગવન્! તમારા મુખદ્વારા હું તમારા શરીરમાં પેઠો હતો અને ત્યાં તમારા જઠરમાં મેં સર્વ ચરાચર જગતને સંપૂર્ણતાથી જોયું હતું.[136] હે દેવ! ત્યાં તમારા શરીરમાં દેવો, દાનવો, રાક્ષસો, યક્ષો, ગંધર્વો, નાગો, તેમજ સ્થાવરજંગમ જગત એ બધાં વિરાજમાન હતાં.[137] હે દેવ! હું તમારા અંતઃશરીરમાં સતત અને વેગપૂર્વક ઘૂમતો હતો, તોપણ તમારી કૃપાથી મારી સ્મૃતિ મને છોડી ગઈ નહોતી. હવે હે મહાપ્રભુ! તમારી ઇચ્છાથી અને મારી અનિચ્છાથી હું બહાર આવ્યો છું. હે પુંડરીકાક્ષ! હું તમને અનિંદિતને જાણવા ઇચ્છું છું. તમે સર્વ જગતનું પાન કરીને અહીં સાક્ષાત્ બાળક થઈને કેમ રહ્યા છો? આ તમારે મને કહેવું ઘટે છે. હે નિષ્પાપ! શા માટે સમગ્ર જગત તમારા શરીરમાં રહ્યું છે? હે શત્રુનાશન! તમે કેટલા કાળ સુધી અહીં રહેશો? હે દેવેશ! હે કમળની પાંખડી જેવાં નેત્રવાળા! બ્રાહ્મણને યોગ્ય કામનાથી હું આ બધું તમારી પાસેથી વિસ્તારપૂર્વક અને યથાર્થ રીતે સાંભળવા ઇચ્છું છું. કેમ કે હે પ્રભુ! મેં ત્યાં જ કાંઈ જોયું હતું, તે મહાન અને અકલ્પ્ય હતું.[1] આ પ્રમાણે તે શ્રીમાન અને મહાદ્યુતિવાળા દેવાધિદેવને કહ્યું, એટલે વક્તાઓમાં શ્રેષ્ઠ એવા તે શ્રીમાન પ્રભુએ મને સાંત્વન આપતાં નીચેનાં વાક્યો કહ્યાં.[138–143]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'મલયસ્વરૂપદર્શન' નામનો અધ્યાય ૧૮૮ મો સમાપ્ત

## अध्याय १८९ मो

### વિષ્ણુએ પોતાનું સ્વરૂપ કહ્યું

॥ देव उवाच ॥

कामं देवापि मां विप्र नहि जानंति तत्त्वतः ।
त्वत्प्रीत्या तु प्रवक्ष्यामि यथेदं विसृजाम्यहम् ॥

દેવ બોલ્યા : હે વિપ્ર! દેવો પણ મને યથાર્થ રૂપે જાણતા નથી; પણ તારા ઉપરની પ્રીતિથી હું કેવી રીતે આ સૃષ્ટિનું સર્જન કરું છું, તે તને કહીશ.[1] હે બ્રહ્મર્ષિ! તું પિતૃભક્ત છે અને મારે શરણે આવ્યો છે. વળી તારું બ્રહ્મચર્ય મહાન છે. આથી તેં મને સાક્ષાત્ જોયો છે.[2] પૂર્વે મેં જળને 'નારા' એવું નામ આપ્યું છે અને તે 'નારા' મારું સદૈવનું અયન (આશ્રયસ્થાન) છે. આથી હું 'નારાયણ' કહેવાયો છું.[3] હે દ્વિજોત્તમ! હું નામે નારાયણ છું. હું સકળ સૃષ્ટિનું ઉત્પત્તિસ્થાન છું, સનાતન છું, અવિનાશી છું અને પ્રાણીમાત્રનો વિધાતા તથા સંહર્તા છું.[4] હું જ વિષ્ણુ અને બ્રહ્મા છું; હું જ દેવાધિપતિ ઇંદ્ર છું; હું જ કુબેરરાજ છું અને હું જ પ્રેતસ્વામી યમ છું. હું શિવ છું, સોમ છું અને પ્રજાપતિ કશ્યપ છું. હે દ્વિજશ્રેષ્ઠ! હું ધાતા અને વિધાતા છું, હું યજ્ઞો છું. અગ્નિ મારું મુખ છે, પૃથ્વી મારા પગ છે અને સૂર્ય–ચંદ્ર મારાં બે લોચન છે. સ્વર્ગ મારું મસ્તક છે, આકાશ તથા દિશાઓ મારા બે કાન છે અને જળ મારા પરસેવાથી ઉત્પન્ન થયું છે.[5–7] દિશાઓ સાથેનું આકાશ મારી કાયા છે અને વાયુ મારા મનમાં રહ્યો છે. મેં પૂરી દક્ષિણાવાળા અનેક સેંકડો યજ્ઞોથી યજન કર્યું છે. વેદવેત્તા બ્રાહ્મણો દેવયજ્ઞમાં રહેલા મને જ યજે છે. પૃથ્વી ઉપરના શ્રેષ્ઠ ક્ષત્રિય રાજાઓ સ્વર્ગની આકાંક્ષાથી તેમ જ વૈશ્યો સ્વર્ગલોકને જીતવાની ઇચ્છાથી મારું જ યજન કરે છે. ચાર સમુદ્રો સુધી ફેલાયેલી અને મેરુ તથા મંદર પર્વતથી શોભી રહેલી આ વસુધાને હું શેષનાગનું રૂપ લઈને ધારણ કરું છું. હે વિપ્ર! પૂર્વે આ પૃથ્વી જલમાં ડૂબી ગઈ હતી, ત્યારે મેં વરાહરૂપ ધારણ કરીને તેનો પરાક્રમપૂર્વક ઉદ્ધાર કર્યો હતો. હે દ્વિજોત્તમ! હું વડવામુખ અગ્નિરૂપ થઈ નિત્ય પાણીને પી જાઉં છું તથા તેમને પાછાં

છોડી મૂકું છું. હે વિદ્વાન્! બ્રાહ્મણ મારું મુખ છે, ક્ષત્રિયો મારા બાહુ છે, વૈશ્યો મારી જાંઘ છે અને શૂદ્રો મારા પગ છે. આ ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ તથા અથર્વવેદ ક્રમપૂર્વક અને કોઈવાર ક્રમ વિના મારામાંથી જ ઉત્પન્ન થાય છે અને મારામાં જ લય પામે છે. યોગપરાયણ, પરમ શાંતિયુક્ત, જિતેંદ્રિય, કામ, ક્રોધ તથા દ્વેષથી મુક્ત, અહંકારશૂન્ય, પાપરહિત, સત્યનિષ્ઠ, સમાધિમય અને નિત્ય અધ્યાત્મજ્ઞાનમાં કુશળ એવા મુમુક્ષુ બ્રાહ્મણો સતત મારું જ ચિંતન કરીને મને જ ઉપાસે છે. હું જ પ્રલયકારી 'સંવર્તક' અગ્નિ છું, હું જ પ્રલયકારી યમ છું, હું જ પ્રલયકારી સૂર્ય છું અને હું જ પ્રલયકારી વાયુ છું. હે દ્વિજવર! આકાશમંડળમાં આ જે તારારૂપો દેખાય છે, તે મારાં રૂંવાંનાં છિદ્ર છે, એમ તું જાણ. રત્નાકર સમુદ્રો અને ચારે દિશાઓ એ બધાં મારાં વસ્ત્ર, શયન તથા નિવાસ છે, એમ તું જાણ. દેવનાં કાર્યોની સિદ્ધિને અર્થે મેં જ તેમને રૂડી રીતે વિભાગવાર કર્યાં છે.[૮-૨૦] હે સજ્જનશ્રેષ્ઠ! કામ, ક્રોધ, હર્ષ, ભય, તેમજ મોહ એ સૌને મારાં રૂંવાડાં જ જાણ. હે વિપ્ર! સત્ય, દાન, ઉગ્ર તપ અને પ્રાણીઓ વિશે અહિંસા એ ઉત્તમ કર્મ કરવાથી મનુષ્યોને જ પ્રાપ્ત થાય છે, તે હું જ છું.[૨૧,૨૨] મનુષ્યો મારા વિધાનથી જ સર્જાય છે અને મારા જ શરીરમાં વિહાર કરે છે, મેં જ તેમના વિજ્ઞાનનો પરાભવ કર્યો છે. તેઓ ચેષ્ટા કરે છે, તે તેમની ઇચ્છાથી નહીં જ.[૨૩] સારી રીતે વેદાધ્યયન કરનારા, શાંત મનવાળા અને ક્રોધને જીતનારા બ્રાહ્મણો વિવિધ યજ્ઞોથી મને યજે છે તથા પામે છે.[૨૪] હે વિદ્વાન્! જે મનુષ્યો ભૂંડાં કરમ કરનારા છે, જેઓ લોભથી ઘેરાયેલા છે, જેઓ કૃપણ, અનાર્ય અને અસંસ્કારી ચિત્તવાળા છે, તેઓ મને પામી શકતા નથી.[૨૫] આથી યોગોથી સેવાયેલો માર્ગ સંસ્કારી ચિત્તવાળા મનુષ્યોને મહાફળ આપે છે અને મૂઢોને તો તે કષ્ટથી પણ પ્રાપ્ત થતો નથી, એ તું જાણ. હે સજ્જનશ્રેષ્ઠ! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મની-વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે હું પોતે અવતાર ધારણ કરું છું. જ્યારે હિંસામાં પ્રીતિ રાખનારા અને સુરશ્રેષ્ઠોથી પણ ન મરે એવા દારુણ દૈત્યો અને રાક્ષસો આ લોકમાં ઉત્પન્ન થાય છે, ત્યારે હું શુભ કર્મવાળાઓને ઘેર માનુષદેહમાં પ્રવેશી અવતરું છું અને તે સર્વને—દૈત્યાદિને શાંત કરી દઉં છું. દેવો, મનુષ્યો, ગંધર્વો, સર્પો, રાક્ષસો અને સ્થાવર પ્રાણીઓને સર્જીને હું તેમનો પાછો મારી માયાથી સંહાર કરું છું.[૨૬-૩૦] ફરી સર્જનકાર્ય સમયે હું મર્યાદા બાંધવા માટે માનવી દેહમાં પ્રવેશ કરું છું અને કલ્પનાતીત દેહને સરજું છું. સત્યયુગમાં મારો વર્ણ શ્વેત હોય છે, ત્રેતામાં તે પીળો હોય છે, દ્વાપરમાં આવતાં તે લાલ હોય છે અને કલિયુગમાં તે કાળો હોય છે.[૩૧,૩૨] તે કલિયુગમાં અધર્મના ત્રણ ભાગ હોય છે. અંતકાળ આવે છે, ત્યારે હું અતિદારુણ કાળરૂપ થાઉં છું. અને એકલો જ સ્થાવરજંગમરૂપ સમસ્ત ત્રૈલોક્યનો નાશ કરું છું. હું ત્રણ માર્ગ-(સર્જન, સ્થિતિ તથા સંહાર)વાળો છું, વિશ્વાત્મા છું અને સર્વલોકને સુખ દેનારો છું, હું સર્વત્ર પ્રકટ થનારો છું, સર્વવ્યાપી છું, અનંત છું, ઇંદ્રિયોનો અધિપતિ છું અને મહાગતિવાળો છું. હે બ્રહ્મન્! સર્વ પ્રાણીઓને શાંત કરનારા તથા લોક માત્રને ઉદ્યમમાં રાખનારા તે રૂપરહિત કાલચક્રને હું એકલો જ ફેરવ્યા કરું છું. હે મુનિવર! મારો આત્મા સર્વ પ્રાણીઓમાં સારી રીતે વ્યાપેલો છે, પણ હે વિપ્રેંદ્ર! કોઈ મને જાણતું નથી. સર્વલોકમાં ભક્તો મને સર્વ પ્રકારે પૂજે છે. હે દ્વિજ! મારા ઉદરમાં તને જ

કાંઈ ક્લેશ પ્રાપ્ત થયો છે, તે સર્વ હે નિષ્પાપ! તારા સુખોદયને માટે તથા તારા કલ્યાણને માટે જ છે. તેં એ લોકમાં જે કાંઈ સ્થાવરજંગમ જોયું છે, તે સર્વથા મારા ભૂતભાવન આત્મારૂપ જ છે. મારું અર્ધું શરીર સર્વ લોકના પિતામહ બ્રહ્મારૂપે છે.[૩૩-૩૯] હું શંખ, ચક્ર અને ગદા ધારણ કરનારો નારાયણ છું. હે વિપ્રર્ષિ ! જ્યાં સુધી એક સહસ્ર યુગોનાં પરિવર્તન થાય છે, ત્યાં સુધી હું વિશ્વાત્મા સર્વ ભૂતોને મોહમાં નાખી શયન કરું છું. આમ હે મુનિશ્રેષ્ઠ ! જ્યાં સુધી બ્રહ્મદેવ જાગતા નથી, ત્યાં સુધી તે બધો સમય શિશુ નહિ એવો હું શિશુરૂપ લઈને અહીં રહું છું. હે વિપ્રશ્રેષ્ઠ ! મેં જ અનેક વાર પ્રસન્ન થઈને તને બ્રહ્મારૂપે વરદાન આપ્યું છે. હે વિપ્રર્ષિગણોથી પૂજાયેલા ! સર્વ સ્થાવરજંગમ જગતને એકાકાર સમુદ્રમાં નાશ પામેલું જોઈ તું વ્યાકુળ થઈ ગયો છે, એ મેં જાણ્યું, એટલે મેં તને સર્વ જગતનું દર્શન કરાવ્યું. તું જ્યારે મારા શરીરની અંદર પેઠો, ત્યારે સમસ્ત લોકને જોઈ તું વિસ્મય પામ્યો તથા ભાન ભૂલી ગયો. આથી હે બ્રહ્મર્ષિ ! મેં તને ઝટ મારા મોંમાંથી બહાર કાઢી નાખ્યો. સુરો અને અસુરો પણ જેને મહામહેનતે જાણી શકે છે, એવા આત્માનું મેં તારી આગળ વર્ણન કર્યું છે. હે વિપ્રર્ષિ ! જ્યાંસુધી મહાતપસ્વી ભગવાન બ્રહ્મા જાગે નહિ, ત્યાંસુધી તું અહીં સુખ અને વિશ્વાસથી ફર્યા કર.[૪૦-૪૭] પછી હે દ્વિજશ્રેષ્ઠ! સર્વ લોકોના તે પિતામહ-જાગ્રત થશે, એટલે હું એકરૂપ થઈને સર્વ શરીરોને, આકાશને, પૃથ્વીને, જ્યોતિને, વાયુને, જળને તેમજ આ લોકમાં બાકી રહેલા જે કોઈ સ્થાવરજંગમ હશે, તે સર્વને ઉત્પન્ન કરીશ.[૪૮,૪૯]

માર્કંડેય બોલ્યા: હે તાત ! આ પ્રમાણે કહીને તે પરમ અદ્ભુત દેવ અંતર્ધાન થઈ ગયા. પછી હું આ જાતજાતની સર્જાયેલી વિવિધ પ્રજાઓને જોવા લાગ્યો.[૫૦] આમ હે રાજન્! તે યુગપ્રલય આવ્યો, ત્યારે મેં આશ્ચર્ય જોયું હતું. હે ભરતોત્તમ ! પૂર્વે મેં જે પદ્મલોચન દેવ જોયા હતા, તે જ હે ધાર્મિકશ્રેષ્ઠ ! આ તમારા સંબંધી જનાર્દન છે. હે પુરુષસિંહ ! એમના વરદાનથી જ મારી સ્મૃતિ નાશ પામતી નથી. હે કૌંતેય ! તેથી જ મારું દીર્ઘાયુષ્ય છે તથા ઇચ્છા પ્રમાણેનું મૃત્યુ છે.[૫૧-૫૩] તે જ અચિંત્યાત્મા, પુરાણપુરુષ, સર્વવ્યાપી મહાબાહુ શ્રીહરિ આ વૃષ્ણિભૂષણ શ્રીકૃષ્ણરૂપે જાણે કે ક્રીડા કરી રહ્યા છે.[૫૪] એ જ ધાતા, વિધાતા અને સંહર્તા છે. શ્રીવત્સને છાતી ઉપર ધારણ કરનારા એ ગોવિંદ પ્રભુ નિત્ય છે અને પ્રજાપતિના પતિ છે. આદિદેવ, જયશાલી, દેહમાત્રમાં વસનારા અને પીતાંબર ધારણ કરનારા આ વૃષ્ણિપ્રવરને જોઈને મને આ બધું યાદ આવ્યું છે. આ માધવ સર્વ ભૂતોનાં માતાપિતા છે. હે કૌરવશ્રેષ્ઠો ! તમે એ શરણાગતવત્સલને શરણે જાઓ.[૫૫-૫૭]

વૈશંપાયન બોલ્યા : માર્કંડેય મુનિએ આ પ્રમાણે કહ્યું, એટલે સર્વે-ત્રણ પૃથાનંદનોએ તથા બે પુરુષસિંહ નકુલ-સહદેવે દ્રૌપદીની સાથે જનાર્દનને નમસ્કાર કર્યા. હે પુરુષવ્યાઘ્ર ! સન્માનપાત્ર તે શ્રીકૃષ્ણે પણ તેમને માન આપ્યું અને પરમ મધુર વચનોથી તેમને વિધિપૂર્વક સમજાવી તેઓનું સાંત્વન કરવા લાગ્યા.[૫૮,૫૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'ભવિષ્યકથન' નામનો અધ્યાય ૧૮૯મો સમાપ્ત

## अध्याय १९०मो

### કલિયુગમાં લોકોની સ્થિતિ

॥ वैशंपायन उवाच ॥

युधिष्ठिरस्तु कौंतेयो मार्कंडेयं महामुनिम् ।
पुनः पप्रच्छ साम्राज्ये भविष्यां जगतो गतिम् ॥

વૈશંપાયન બોલ્યા : કુંતીપુત્ર યુધિષ્ઠિરે ફરીથી

મહામુનિ માર્કંડેયને પોતાના સામ્રાજ્ય પછીની જગતની ભાવિ સ્થિતિ વિશે પૂછ્યું.[૨]

યુધિષ્ઠિર બોલ્યા : 'હે વક્તાઓમાં શ્રેષ્ઠ મુનિ! યુગના આદિકાળમાં જગતની ઉત્પત્તિ તથા આ સંહાર સંબંધમાં જે આશ્ચર્યકારી વૃત્તાંત છે, તે અમે તમારી પાસેથી સાંભળ્યું છે.[૨] પણ હે ભાર્ગવ! એ કલિયુગમાં સર્વ ધર્મોનો ગોટાળો થઈ જશે એટલે પછી બાકી શું રહેશે? આથી હે મુનિ! મને ફરીથી કુતૂહલ થાય છે. તે યુગક્ષયને વખતે માનવોનું બળ કેવું હશે? તેમના આહાર-વિહાર કેવા હશે? તેમનું આયુષ્ય કેટલું હશે? તેઓ શાં વસ્ત્રો પહેરતા હશે? કઈ સ્થિતિ આવ્યા પછી પાછો સત્યયુગ આવશે? હે મુનિ! તમે વિસ્તારથી આ કહો. આ સંબંધમાં તમે આશ્ચર્યકારી વાતો કહો છો.' યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું, ત્યારે તે મુનિશ્રેષ્ઠ મહર્ષિએ યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણને તથા પાંડવોને આનંદ આપતાં ફરીથી આ પ્રમાણે કહેવા માંડ્યું.[૩–૬]

માર્કંડેય બોલ્યા : હે રાજન્! પૂર્વે મેં જોયું, સાંભળ્યું અને અનુભવ્યું છે, તેમ જ હે રાજેંદ્ર! દેવાધિદેવની કૃપાથી સર્વ લોકોના ભવિષ્ય વિશે જે વૃત્તાંત મેં જાણ્યો છે, તે તમે સાંભળો. હવે હે ભરતોત્તમ! કલિયુગ સંબંધીનું લોકવૃત્તાંત કહું છું, તે તમે સાંભળો.[૭,૮] હે ભરતશ્રેષ્ઠ સત્યુગમાં કપટ અને ઉપાધિથી રહિત સત્યાદિ ચાર ચરણોવાળો શ્રેષ્ઠ ધર્મ મનુષ્યમાં રહે છે.[૯] ત્રેતાયુગમાં ધર્મનો એક ચરણ અધર્મને લીધે વીંધાઈ જાય છે, તેથી તે ત્રણ અંશે મનુષ્યમાં રહે છે. દ્વાપરયુગમાં બે ભાગ ધર્મ અને બે ભાગ અધર્મ સાથે રહે છે. પણ હે ભરતશ્રેષ્ઠ! જ્યારે તામસ(કલિ)-યુગ આવે છે, ત્યારે અધર્મ ત્રણ અંશોથી લોકોને ચાંપીને ઊભો રહે છે. આમ તે વખતે મનુષ્યોમાં ધર્મનો માત્ર ચોથો ભાગ જ રહે છે. હવે હે પાંડવ! માણસોનાં આયુષ્ય, વીર્ય, બુદ્ધિ અને બળ એ યુગાનુસાર ઘટતાં રહે છે, એ મારું કહેવું સાંભળો. ત્યારે હે યુધિષ્ઠિર! બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો કપટ કરી ધર્મ આચરશે. મનુષ્યો ધર્મની જાળ નાખી સોદા કરશે. પોતાને પંડિત માનનારા મનુષ્યો લોકમાં સત્યને ઘટાડી દેશે. આમ સત્યની હાનિ થવાથી માણસોની આવરદા ટૂંકી થશે. પછી આયુષ્ય ઘટવાથી તેઓ વિદ્યા પ્રાપ્ત કરી શકશે નહિ. એટલે વિદ્યાથી રહિત થયેલા તે અજ્ઞાની મનુષ્યોને લોભ ઘેરી લેશે. એટલે લોભ તથા ક્રોધમાં ડૂબેલા અને કામાસક્ત થયેલા તે મૂર્ખ માનવો એકબીજા સાથે વેર બાંધશે અને પરસ્પરને મારવાને ધાશે. બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો પરસ્પરમાં વર્ણ-વટાળ કરશે.[૧૦–૧૭] તપ તથા સત્યથી રહિત થયેલા તેઓ શૂદ્ર જેવા થઈ જશે. ત્યારે નીચ ચાંડાલો ક્ષત્રિય વગેરે થઈ બેસશે અને ક્ષત્રિય વગેરે ચાંડાલ જેવા થશે.[૧૮] યુગનો અંતસમય આવશે, ત્યારે લોક આવા થશે. તે વખતે વસ્ત્રોમાં શણિયાં–શણનાં વસ્ત્રો અને અનાજોમાં કોદરા એ શ્રેષ્ઠ ગણાશે. તે યુગક્ષયને સમયે પુરુષો પત્નીના જ ભક્ત થશે, માછલાંના માંસથી જીવિકા ચલાવશે અને ગાયોનો નાશ થવાથી ઘેટી તથા બકરીને દોહશે. વળી જેઓ નિત્ય વ્રતધારી છે, તેઓ પણ યુગના અંતસમયે લોભવશ થઈ જશે. તે યુગક્ષયને સમયે માણસો એકબીજાની વસ્તુઓ ચોરશે અને પરસ્પર હિંસા કરશે. તેઓ જપ કરશે નહિ અને ચોર તથા નાસ્તિક થશે. યુગને અંતે તેઓ સરિતાઓને તીરે કોદાળીઓથી ધાન્ય વાવશે અને તે પણ તેમને અલ્પ ફળ આપશે. જે પુરુષો શ્રાદ્ધમાં અને દેવકાર્યોના નિત્ય વ્રતધારી હશે, તેઓ પણ ત્યારે લોભથી ઘેરાઈ જશે અને એકબીજાનાં શ્રાદ્ધો તથા દેવકાર્યોનાં જમણ

જમશે.[૧૯-૨૪] એ યુગના અંત વખતે પિતા પુત્રનું જમશે, તેમ પુત્ર પિતાનું જમશે-આમ ભોજન-વ્યવહારમાં મર્યાદા ઓળંગાશે; ત્યારે બ્રાહ્મણો મિથ્યા તર્કવાદમાં મોહિત થશે. તેઓ વ્રતો આચરશે નહિ, વેદની નિંદા કરશે, યજ્ઞો કરશે નહિ, તેમ હોમમાં હોમશે નહિ. હેતુવાદના મોહમાં પડીને તેઓ નીચ વિષયોની જ ઇચ્છા કરશે.[૨૫,૨૬] ત્યારે લોકો નીચી ભોંયમાં ખેતી કરશે, ગાયોને ધૂંસરીમાં જોતરશે અને એક વર્ષના વાછરડાને પણ હળમાં જોડશે.[૨૭] પુત્ર પિતૃવધ અને પિતા પુત્રવધ કર્યા છતાં પણ મનમાં કશો ઉદ્વેગ કરશે નહિ-તેઓ તો મોટી મોટી વાતો કરશે અને કશી પણ નિંદા પામશે નહિ.[૨૮] ત્યારે સર્વ જગત મ્લેચ્છોથી ઊભરાઈ જશે, કોઈ પણ ક્રિયાઓ તથા યજ્ઞો કરશે નહિ. સમસ્ત જગત આનંદહીન અને ઉત્સવરહિત થશે.[૨૯] આ લોકમાં માણસો ઘણું કરીને કંજૂસોનાં, બાંધવોનાં અને વિધવાઓનાં ધન હરી લેશે.[૩૦] માનવો સ્વલ્પ વીર્યવાળા, જડ, લોભી, મોહમગ્ન, સ્વપ્રશંસાથી રીઝનારા અને કપટી આચારો રાખનારા હશે-તેઓ દુષ્ટોનો સાથ કરશે. હે કૌંતેય! તે યુગને અંતે રાજાઓ પાપી બુદ્ધિના હશે. તેઓ એકબીજાને બીડું ફેંકશે, એકબીજાનો વધ કરવાને તલપાપડ રહેશે અને મૂર્ખ હોવા છતાં પાંડિત્યનો ડોળ કરશે. આમ તે ક્ષત્રિયો લોકોને કંટકરૂપ થશે. તે યુગક્ષયને સમયે તેઓ રક્ષણકર્તા રહેશે નહિ. તેઓ લોભી થશે, માન તથા અહંકારથી છકી જશે અને માત્ર દંડમાં જ રુચિ રાખશે.[૩૧-૩૪] હે ભારત! તે નિર્દયો વારંવાર સાધુઓનાં ધન ઉપર તથા પત્નીઓ ઉપર વારંવાર આક્રમણ કરશે-તેઓ રડતાં હશે, તોપણ તેઓ તેમનો ઉપભોગ કરશે. જ્યારે યુગનો અંતકાળ આવતાં કોઈ કન્યાનું માગું કરશે નહિ, તેમ કોઈ કન્યાનું દાન આપશે નહિ-કન્યા પોતે જ પોતાનો વર શોધી લેશે. યુગનો ક્ષય આવી પહોંચતાં અસંતુષ્ટ અને મૂર્ખ મનવાળા રાજાઓ સૌ કોઈ ઉપાયે પરધનને હરી લેશે. યુગાંત આવી લાગે છે, ત્યારે સર્વ જગત મ્લેચ્છોથી ભરાઈ જાય છે અને એક હાથ બીજા હાથમાંનું ચોરી લે છે. પોતાને પંડિત માનનારા પુરુષોને કારણે લોકમાં સત્યનો સંકોચ થશે, ઘરડાઓ બાળકબુદ્ધિના થશે અને બાળકો વૃદ્ધોના જેવી બુદ્ધિવાળા થશે.[૩૫-૩૯] ત્યારે કાયરો પોતાને શૂરા માનશે અને શૂરાઓ કાયર તથા ખેદયુક્ત થશે. આમ યુગક્ષય આવતાં કોઈ એકબીજાનો વિશ્વાસ રાખશે નહિ.[૪૦] સૌ કોઈ એકસરખો આહાર રાખશે. એ યુગના અંતભાગમાં સર્વ જગત લોભ અને મોહથી ભરાઈ જશે. તેમાં અધર્મ વૃદ્ધિ પામશે અને ધર્મ તો ચાલશે જ નહિ. હે જનનાથ! યુગના ક્ષયસમયે બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યોમાં એવી વિશેષતા રહેશે જ નહિ-લોકમાં તે વખતે એક શૂદ્રવર્ણ જ રહેશે. તે ક્ષયકાલે પિતા પુત્રને ક્ષમા આપશે નહિ અને પુત્ર પિતાને ક્ષમા આપશે નહિ. ત્યારે સ્ત્રી પતિની સેવા જ કરશે નહિ.[૪૧-૪૩] એ યુગાંત આવશે, ત્યારે લોકો ઘઉં અને એવાં બીજાં અન્નવાળા પ્રદેશોમાં આશ્રય લેશે. યુગક્ષયને કાળે સ્ત્રીઓ તથા પુરુષો સ્વેચ્છાચારી થશે અને એકબીજાને સહન કરી લેશે નહિ. હે યુધિષ્ઠિર! ત્યારે સમસ્ત જગત મ્લેચ્છમય થશે. માણસો શ્રાદ્ધો વડે પિતૃદેવોનું તર્પણ કરશે નહિ. ત્યારે કોઈ કોઈનું સાંભળશે નહિ અને કોઈ કોઈનો ગુરુ હશે નહિ. હે જનપતિ! ત્યારે જગત અજ્ઞાન-અંધકારમાં લીન થઈ જશે.[૪૪-૪૭] યુગાંત આવી પહોંચતાં, મનુષ્યનું વધુમાં વધુ સોળ વરસનું આયુષ્ય થશે-એ પછી મરણ થશે. ત્યારે પાંચ કે છ વર્ષની છોકરી માતા થશે.[૪૮] અને સાત કે આઠ વર્ષનો

છોકરો બાપ થશે. હે રાજન્! એ યુગાંતે પત્ની પતિથી અને પતિ પત્નીથી સંતોષ પામશે નહિ.[૪૯,૫૦] હે રાજેંદ્ર! યુગક્ષયને સમયે અલ્પ ધનવાનો મોટા ધનવાનોનો ડોળ રાખશે, હિંસાનું જોર વધશે અને કોઈ કોઈને દાન આપશે નહિ.[૫૧] યુગનો ક્ષયસમય આવે છે, ત્યારે દેશમાં રાંધેલાં અનાજનાં હાટ મંડાય છે, ચૌટાંઓમાં વેદની દુકાનો ચાલે છે અને સ્ત્રીઓ પોતાના દેહનાં વેચાણ કરે છે.[૫૨] કલિયુગના એ આથમતા સમયમાં મનુષ્યો મ્લેચ્છો જેવા આચારો રાખે છે, જે તે બધું ખાય છે અને સર્વ કર્મોમાં ભયંકર રીતે વર્તે છે–એમાં સંશય નથી.[૫૩] હે ભરતશ્રેષ્ઠ! યુગાંતને એ સમયે સર્વ મનુષ્યો ધનના લોભથી વેચાણ અને ખરીદીને વખતે એકબીજાને છેતર્યા જ કરશે.[૫૪] એ યુગાંતને કાળે માણસો જ્ઞાન મેળવ્યા વિના જ ક્રિયાઓ કરશે અને પોતપોતાના છંદ પ્રમાણે વર્તશે.[૫૫] યુગક્ષયનો સમય આવતાં, સર્વ માનવો સ્વભાવે ક્રૂર કર્મવાળા થશે અને એકબીજાની નિંદા કરશે.[૫૬] તેઓ જરા પણ વ્યથા પામ્યા વિના વૃક્ષો અને આરામસ્થાનોને ઉજ્જડ કરી નાખશે.[૫૭] ત્યારે લોકમાં પ્રાણીઓના પ્રાણ પણ સંશયમાં પડશે. હે મહારાજ! મનુષ્યો ત્યારે લોભથી મૂર્છિત થશે, બ્રાહ્મણોને મારી નાખશે અને બ્રાહ્મણોના ધનને ભોગવવા લાગશે.[૫૮] ભયથી દીન થયેલા અને ધર્મભ્રષ્ટોથી પીડાઈ રહેલા બ્રાહ્મણો રક્ષણ કરનાર ન મળવાથી હાહાકાર કરતા આ પૃથ્વી ઉપર આમતેમ ભટકશે.[૫૯] ત્યારે મનુષ્યો જીવનનો અંત લાવનારા, ક્રૂર, ભયંકર અને પ્રાણીઓની હિંસા કરનારા થશે, ત્યારે યુગનો છેડો આવશે.[૬૦] હે કુરુકુલધુરંધર! ત્રાસ પામેલા અને નાસભાગ કરી રહેલા બ્રાહ્મણો નદીઓ, પર્વતો તથા ઊંચાનીચા ભાગોમાં આશરો લેશે.[૬૧] ત્યારે હે રાજન્! ચોરલૂંટારાઓથી પીડાયેલા શ્રેષ્ઠ બ્રાહ્મણો પણ કાગડાઓની જેમ શંકાશીલ રહેશે અને દુષ્ટ રાજાઓના કરભારથી સતત પીડાશે. હે મહીપાલ! એ યુગાંતે તે દ્વિજો ધૈર્ય છોડીને સ્વધર્મવિરોધી કર્મો કરશે અને શૂદ્રોના સેવક થશે. ત્યારે શૂદ્રો ધર્મોપદેશક થશે અને બ્રાહ્મણો તેમની ચાકરી ઉઠાવશે–તેમના શ્રોતા થઈને તેઓ તેમના ઉપદેશોને પ્રમાણરૂપ માનશે.[૬૨-૬૪] ત્યારે આ લોક ઊંધોચત્તો થઈ જશે–નીચ ઊંચ થશે અને ઊંચ નીચ થશે. યુગાંતને સમયે લોકો દેવપૂજા છોડી દેશે અને કબરોની પૂજા કરશે. ત્યારે શૂદ્રો દ્વિજોની સેવા કરશે નહિ. ત્યારે યુગનો ક્ષય થતાં, મહર્ષિઓના આશ્રમોમાં, બ્રાહ્મણોનાં નિવાસસ્થાનોમાં, દેવોનાં સ્થાનોમાં, ભક્તિનાં ધામોમાં અને અને નાગોના નિવાસોમાં ભૂમિ દેવોથી વિભૂષિત હશે નહિ, તે તો હાડકાંથી છવાઈ હશે. યુગાંતનું આ લક્ષણ હશે. જ્યારે માણસો નિત્ય ભયંકર અને ધર્મહીન થશે, તેમ જ તેઓ નિત્ય માંસ ખાશે અને મદિરા પીશે, ત્યારે યુગનો અંત આવશે. હે રાજન્! જ્યારે એક ફૂલમાં બીજું ફૂલ અને એક ફળમાં બીજું ફળ આવશે, ત્યારે હે મહારાજ! યુગનો છેડો આવશે. યુગના આથમવા કાળે કસમયે વરસાદ વરસશે અને ત્યારે મનુષ્યોની ક્રિયા ક્રમવિહોણી થશે. ત્યારે શૂદ્રોને બ્રાહ્મણો સાથે વિરોધ થશે અને પૃથ્વી ટૂંક સમયમાં મ્લેચ્છ માણસોથી ઊભરાઈ જશે. ત્યારે વિપ્રો કરના ભારના ભયથી દશે દિશાઓમાં નાસી છૂટશે. ત્યારે સર્વ લોકો ખાવાપીવામાં ને પહેરવાઓઢવામાં એકસરખા થઈ જશે અને વેઠ તથા વેરાથી ત્રાહિ ત્રાહિ પોકારશે. તેઓ ફળમૂળથી ગુજારો કરી આશ્રમોમાં આશરો લેશે.[૬૫-૭૪] આમ લોકો આકુળવ્યાકુળ થશે, ત્યારે કશી મરજાદ રહેશે નહિ; ત્યારે શિષ્યો ગુરુના ઉપદેશનું પાલન કરશે નહિ, તેઓ તો ગુરુનું ભૂંડું બોલશે–અરે! આચાર્ય

દરિદ્ર હશે તો તેને ધુતકારી કાઢશે. ત્યારે મિત્રો, સંબંધીઓ અને બાંધવો પૈસાનો જ સંબંધ રાખશે.[૭૫] યુગને અંતે સર્વ પ્રાણીઓનો અભાવ થશે, સર્વ દિશાઓ સળગી ઊઠશે, નક્ષત્રો પ્રભાહીન થશે, જ્યોતિઓ પ્રતિકૂળ થશે, પવનો ઊલટા વાશે અને મહાભય સૂચવનારા અનેક ઉલ્કાપાતો થશે.[૭૬,૭૭] ત્યારે સૂર્ય બીજા છ સૂર્યોની સાથે તપવા લાગશે, ભયંકર ગર્જનાઓ થશે અને દિશામાત્રમાં દાહ ઊઠશે. ત્યારે સૂર્ય ઉદયને અને અસ્તને સમયે રાહુથી ગળાઈ જશે. સહસ્રાક્ષ ભગવાન ઇંદ્ર ત્યારે અકાળે વૃષ્ટિ કરશે. વળી એ યુગાંત આવતાં, ધાન્યો ઊગશે નહિ, ત્યારે સ્ત્રીઓ સતત ક્રૂર વચનો બોલશે, કઠોર કાળજાની થશે, રોવાકકળવામાં રઢ રાખશે અને સ્વામીના કહ્યામાં રહેશે નહિ. યુગને અંતે પુત્રો માતપિતાને હણશે. ત્યારે સ્ત્રીઓ વળી પુત્રોનો આશરો લઈને પતિઓને મારી નાખશે.[૭૮–૮૧] હે મહારાજ! એ યુગાંતમાં રાહુ અમાસના યોગ વિના પણ સૂર્યને ગળશે અને સર્વત્ર અગ્નિ ભડભડ થઈ રહેશે. ત્યારે વટેમાર્ગુઓ માગ્યા છતાં પણ અન્નજળ અને વિસામો પામશે નહિ—તેઓ હડધૂત થઈને રસ્તામાં આળોટશે. યુગાંત આવતાં, કર્કશબોલા કાગડાઓ, નાગો, પંખીઓ અને પશુઓ કઠોર વાણી કાઢશે. ત્યારે માણસો પોતાના મિત્રોને, સંબંધીઓને, સ્વજનોને અને સેવકોને તજી દેશે. યુગનો અંત આવશે, ત્યારે તે મનુષ્યો જન્મભૂમિને છોડીને ક્રમપૂર્વક પરદેશોમાં, દિશાઓમાં, નગરોમાં અને પુરોમાં આશ્રય લેશે. એ યુગાંતકાલે, લોકો પરસ્પર હા તાત! હા સુત! એવી અત્યંત દારુણ કિકિયારીભરી વાણી કાઢશે અને પૃથ્વી ઉપર રઝળપાટ માંડશે.[૮૨–૮૮] આમ યુગક્ષયને વખતે ભયંકર ઊથલપાથલ થશે, એ પછી બ્રહ્માદિ લોકોની ક્રમપૂર્વક ઉન્નતિ થવા લાગશે. પછી બીજો યુગપલટો આવતાં દૈવ સહેજે ફરીથી લોકવૃદ્ધિને અનુકૂળ થશે. જ્યારે સૂર્ય, ચંદ્ર અને પુણ્યનક્ષત્રનો બૃહસ્પતિ એક રાશિમાં આવશે, ત્યારે સત્યયુગ બેસશે. ત્યારે વૃષ્ટિ યોગ્ય કાળે વરસશે, નક્ષત્ર શુભ તેજોવાન થશે અને ગ્રહો શુભફળદાયી થશે તથા સવળી ગતિએ વિચરશે. ત્યારે જ્યાં ત્યાં ક્ષેમ હશે, સુકાળ હશે અને આરોગ્ય હશે. ત્યારે રોગનું નામ પણ નહિ હોય.[૮૯–૯૨] તે વખતે કાળની પ્રેરણાથી વિષ્ણુયશા* નામના કલ્કી અવતરશે. તે બ્રાહ્મણ મહાવીર્યવાન, મહાબુદ્ધિમાન અને મહાપરાક્રમવાન હશે. તે સંભલ ગામમાં એક બ્રાહ્મણને પવિત્ર ઘેર જન્મ લેશે. તે મનમાં વિચાર જ કરશે, ત્યાં સર્વ વાહનો, આયુધો, યોદ્ધાઓ, શસ્ત્રો તેમ જ કવચો તેની સેવામાં હાજર થશે. તે ધર્મવિજયી થશે, ચક્રવર્તી રાજા થશે; બ્રાહ્મણ જન્મેલા તે ઉદાર બુદ્ધિવાળા અને તેજસ્વી પુરુષ આકુળવ્યાકુળ થયેલા જગતને પ્રસન્ન કરશે, લોકક્ષયનો અંત આણશે, સર્વ અધર્મોનો સંહાર કરશે અને યુગનું પરિવર્તન લાવશે. ત્યારે બ્રાહ્મણોથી વીંટાયેલા તે કલ્કી બ્રાહ્મણ સર્વત્ર ભરાયેલા ક્ષુદ્ર જનોને તથા સર્વ મ્લેચ્છસમૂહોને ઉખેડી નાખશે.[૯૩–૯૭]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'ભવિષ્યકથન' નામનો અધ્યાય ૧૯૦ મો સમાપ્ત

## अध्याय १९१ मो

### યુધિષ્ઠિરને ઉપદેશ

॥ मार्कंडेय उवाच ॥

ततश्चोरक्षयं कृत्वा द्विजेभ्यः पृथिवीमिमाम्।
वाजिमेधे महायज्ञे विधिवत्कल्पयिष्यति ॥ १ ॥

માર્કંડેય બોલ્યા : પછી ચોરોનો નાશ કરીને

* શ્રીમદ્ ભાગવતમાં વિષ્ણુયશા નામના બ્રાહ્મણથી કલ્કીનો અવતાર કહ્યો છે; પણ અહીં કલ્કીનું નામ જ વિષ્ણુયશા આપ્યું છે.

કલ્કી અશ્વમેધ મહાયજ્ઞ કરશે અને તેમાં આ પૃથ્વી બ્રાહ્મણોને વિધિપૂર્વક અર્પણ કરશે.[૧] તે પોતે જ પૃથ્વીમાં શુભ અને હિતકારી મર્યાદાઓ સ્થાપશે. પછી પુણ્યયશવાળા અને પવિત્ર કર્મવાળા તે રમણીય વનમાં પ્રવેશશે.[૨] પૃથ્વીલોકોમાં વસનારા મનુષ્યો તેમના શીલને અનુસરશે. બ્રાહ્મણો ચોરોનો ક્ષય કરશે, એટલે જગતમાં ફરી કલ્યાણ વર્તશે.[૩] તે દ્વિજોત્તમ કલ્કી જીતેલા દેશોમાં કાળિયારનાં ચામડાં, શક્તિઓ, ત્રિશૂલો અને આયુધો સ્થાપશે. પૃથ્વી ઉપર વિચરશે અને સદૈવ ચોરલૂંટારાઓના વધમાં તત્પર રહેશે. શ્રેષ્ઠ બ્રાહ્મણો તેમની સ્તુતિ કરશે અને તે પોતે દ્વિજવરોને સન્માન આપશે. તે કલ્કી 'હાય મા! હાય બાપ! હાય દીકરા!' એવી એવી અતિ ભયંકર વાણીથી ઉપરાઉપરી ચિચિયારી પાડતા ચોરડાકુઓને નાશ પમાડશે.[૪-૬] ત્યારે હે ભારત! અધર્મનો વિનાશ થશે અને ધર્મની વૃદ્ધિ થશે. સત્યયુગ આવતાં લોકો ક્રિયાવાન થશે.[૭] સત્યયુગમાં વનકુંજો, ભક્તિધામો, તળાવો, ધર્મશાળાઓ, અનેક કમળસરોવરો, દેવમંદિરો અને વિવિધ યજ્ઞક્રિયાઓ થશે, ત્યારે બ્રાહ્મણો, સાધુઓ, મુનિઓ, તપસ્વીઓ, પૂર્વે પાખંડવાળા થયેલા આશ્રમો અને પ્રજાજનો એ સર્વ સત્યનિષ્ઠ થશે. ત્યારે સર્વ બીજો રોપતાંવાર જ ઊગી આવશે.[૮-૧૦] હે રાજેંદ્ર! સર્વ ઋતુઓમાં સર્વ જાતનો પાક ઊતરશે અને મનુષ્યો દાનો, વ્રતો તથા નિયમોમાં પરાયણ રહેશે.[૧૧] ત્યારે બ્રાહ્મણો ધર્મની ઇચ્છાવાળા હશે, આનંદયુક્ત હશે અને જપો તથા યજ્ઞોમાં એકનિષ્ઠ હશે. ત્યારે રાજાઓ આ વસુંધરાને ધર્મપૂર્વક પાળશે. એ સત્યયુગમાં વૈશ્યો વ્યવહારપરાયણ થશે, બ્રાહ્મણો ષટ્કર્મમાં તત્પર હશે અને ક્ષત્રિયો પરાક્રમમાં પ્રીતિવાળા હશે. વળી ત્યારે શૂદ્રો બ્રાહ્મણાદિ ત્રણ વર્ણોની સેવામાં પરાયણ હશે. સત્યયુગ, દ્વાપરયુગ અને ત્રેતાયુગમાં આ ધર્મ રહે છે. પછીના કલિકાળમાં જ ધર્મરૂપ હોય છે, તે મેં તમને અગાઉ કહ્યું છે. હે પાંડવ! સર્વ લોકો યુગોની સંખ્યાને જાણે છે. ઋષિઓએ પ્રશંસા કરેલા વાયુપુરાણને સ્મરણમાં રાખીને મેં તમને આ સર્વ ભૂત અને ભવિષ્ય કહ્યું છે. આમ મેં દીર્ઘ આયુષ્યવાળાએ સંસારના અનેક માર્ગો જોયા અને અનુભવ્યા છે. મેં તે તમને કહ્યા છે. હે અચ્યુત! ધર્મનો સંશય છેદવાને અર્થે આ જે હું બીજું વચન કહું છું, તે પણ તમે તમારા ભાઈઓ સાથે સાંભળો. હે ધાર્મિકશ્રેષ્ઠ! તમારે તમારા આત્માને નિત્ય ધર્મમાં જોડવો જોઈએ, કેમ કે હે રાજન્! ધર્માત્મા માણસ જ આ લોકમાં અને પરલોકમાં સુખાનંદ ભોગવે છે. હે નિષ્પાપ! હું તમને કંઈક શુભ વાણી કહું છું, તે તમે સાંભળો. તમારે કદી પણ બ્રાહ્મણનું અપમાન કરવું નહિ. કેમ કે કોપવશ થયેલો બ્રાહ્મણ પોતાની પ્રતિજ્ઞાથી ત્રણે લોકોને હણી નાખે છે.[૧૨-૧૭]

વૈશંપાયન બોલ્યા : માર્કંડેયનાં વચન સાંભળીને પરમ તેજસ્વી અને કુરુઓમાં શ્રેષ્ઠ એવા બુદ્ધિમાન યુધિષ્ઠિરરાજ આ પરમ વચન બોલ્યા : 'હે મુનિ! મારે પ્રજાઓનું રક્ષણ કરતાં કયા ધર્મમાં રહેવું જોઈએ? કેમ વર્તવાથી હું સ્વધર્મથી ભ્રષ્ટ ન થાઉં?'[૧૮,૧૯]

માર્કંડેય બોલ્યા : તમે દયાવાન રહો, સર્વ ભૂતોના હિતમાં રહો, પ્રીતિવાન રહો, ઈર્ષ્યામુક્ત રહો.[૨૦] સત્યવાદી રહો, કોમળ રહો, જિતેંદ્રિય રહો અને પ્રજાનું રક્ષણ કરવામાં તત્પર રહો. તમે ધર્મ આચરો, અધર્મનો ત્યાગ કરો. તમે દેવો તથા પિતૃઓનું પૂજન કરો. અસાવધતાથી કંઈ પાપ થઈ જાય, તો તમે રૂડી રીતે દાન કરી તેને જીતી લો. તમે અભિમાનને અળગું કરો અને સતત સત્પુરુષોની આજ્ઞા પાળો. આમ

સમસ્ત પૃથ્વી ઉપર વિજય મેળવીને તમે આનંદ પામો, સુખી થાઓ. આ મેં તમને ભૂત અને ભવિષ્યનો ધર્મ કહ્યો. હવે પૃથ્વીમાં ભૂત તથા ભવિષ્ય વિશે તમને કશુંય અજાણ્યું નથી. આથી હે તાત! તમે આચારના ક્લેશને ધ્યાનમાં ન લેશો.[૨૧-૨૭] હે તાત! બુદ્ધિમાન પુરુષો કાળથી પીડાયા છતાં પણ મોહ પામતા નથી; કારણ કે હે મહાબાહુ! સર્વ સ્વર્ગવાસી દેવોને પણ આ કાળ આવે છે. હે વત્સ! કાળની પ્રેરણાથી પ્રજાઓ પણ મૂર્છા ખાય છે. એથી હે નિષ્પાપ! તું મેં કહેલાં વચનો ઉપર શંકા ન લાવીશ.[૨૮,૨૯] કેમ કે મારાં વચનો શંકાયોગ્ય નથી. તમે જો શંકા લાવશો, તો તમારો ધર્મ લોપ પામશે. હે ભરતશ્રેષ્ઠ! તમે કુરુઓના પ્રસિદ્ધ વંશમાં જન્મ્યા છો. મેં તમને જે કહ્યું છે, તેને તમે મન, વચન અને કર્મથી આચરજો.[૩૦,૩૧]

યુધિષ્ઠિર બોલ્યા : હે દ્વિજશ્રેષ્ઠ! તમે મને કર્ણમનોહર વચનો કહ્યાં છે. હે વિભુ! હું તમારી એ આજ્ઞા પ્રમાણે પ્રયત્નપૂર્વક વર્તીશ. હે વિપ્રેંદ્ર! મને લોભ નથી, તેમ ભય કે મત્સર નથી. હે પ્રભુ! તમે મને જે કહ્યું છે, તે બધું હું કરીશ જ.[૩૨,૩૩]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજયરાજ! તે બુદ્ધિમાન માર્કંડેયનાં વચન સાંભળીને સારંગપાણિ શ્રીકૃષ્ણ, પાંડવો તેમ જ ત્યાં ભેગા થયેલા સૌ શ્રેષ્ઠ બ્રાહ્મણો અત્યંત હર્ષ પામ્યા. વળી બુદ્ધિમાન માર્કંડેયની ઉત્તમ કથા સાંભળીને તેમને પુરાતન કથાનું જ્ઞાન થયું અને તેથી તેઓ વિસ્મય પામ્યા.[૩૪,૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'ભવિષ્યકથન' નામનો અધ્યાય ૧૯૧ મો સમાપ્ત

# અધ્યાય ૧૯૨મો

## મંડૂકનું ઉપાખ્યાન

॥ वैशंपायन उवाच ॥

**भूय एव ब्राह्मणमहाभाग्यं वक्तुमर्हसी-त्यब्रवीत्पांडवेयो मार्कंडेयम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પાંડુપુત્ર યુધિષ્ઠિરે માર્કંડેયને કહ્યું : 'તમે બ્રાહ્મણના મહાભાગ્ય વિશે મને ફરી કહેવાને યોગ્ય છો.' હવે માર્કંડેય બોલ્યા : 'બ્રાહ્મણોનું આ અપૂર્વ ચરિત્ર સાંભળો. અયોધ્યામાં ઇક્ષ્વાકુ કુળનો ધુરંધર એવો પરીક્ષિત નામે એક રાજા હતો. એકવાર તે મૃગયાએ નીકળ્યો હતો.[૧-૩] તે ઘોડા ઉપર બેસીને એક મૃગની પાછળ પડ્યો. મૃગ તેને દૂર સુધી ખેંચી ગયો.[૪] માર્ગમાં રાજાને થાક લાગ્યો. તે ભૂખ અને તરસથી પરવશ થઈ ગયો. એવામાં કોઈ એક ભાગમાં એણે એક ધાડી ઝાડીવાળો અને શ્યામ રંગનો વનવિભાગ જોયો. તે તેમાં ગયો. હવે તે વનભાગની વચમાં તેણે અત્યંત રમણીય સરોવર જોયું. ત્યાં તેણે અશ્વ સાથે સ્નાન કર્યું. તેણે આ પ્રમાણે થાક ઉતાર્યો. પછી ઘોડાની આગળ કમળનાળો નીરીને તે એ કમળસરોવરના કિનારા ઉપર સૂતો. ત્યાં સૂતાંસૂતાં તેણે મધુર ગીત સાંભળ્યું.[૫-૭] તે સાંભળીને તે આ પ્રમાણે વિચારવા લાગ્યો : 'અહીં હું કોઈ મનુષ્યની અવરજવર જોતો નથી, તો આ ગીતધ્વનિ કોનો હશે?' એટલામાં તેણે એક પરમ રૂપવતી અને અત્યંત દર્શનીય કન્યાને જોઈ. તે ફૂલો વીણતી હતી અને ગીત ગાતી હતી. હવે તે કન્યા રાજાની પાસે આવી પહોંચી. રાજાએ તેને કહ્યું : 'તું કોની પુત્રી છે? તું કોણ છે?' તેણે ઉત્તર આપ્યો : 'હું કન્યા છું.' રાજાએ તેને કહ્યું : 'હું તારી ઇચ્છા કરું છું.' એટલે કન્યાએ કહ્યું : 'તમે મને એક શરતે મેળવી શકશો. બીજી

રીતે તમે મને નહિ મેળવી શકો.' રાજાએ તેને શરત પૂછી. કન્યાએ કહ્યું: 'મને પાણી ન બતાવવું.' તે રાજાએ તેને 'સારું' એમ કહી તેની સાથે લગ્ન કર્યાં. આ પ્રમાણે લગ્ન કરીને તે પરીક્ષિત રાજા પરમ આનંદથી તેની સાથે ક્રીડા કરવા લાગ્યો અને કશું પણ ન બોલતાં તેની સાથે સમાગમમાં રહેવા લાગ્યો. હવે એ રાજા જ્યાં બેઠો હતો, ત્યાં એની સેના આવી પહોંચી. તે સેના એ બેઠેલા રાજાને વીંટાઈને ઊભી રહી. પછી વિશ્રાંતિ પામેલો તે રાજા તે સ્ત્રી સાથે કોમળ શય્યાવાળી પાલખીમાં બેસીને ત્યાંથી નીકળ્યો. પોતાના નગરમાં આવીને તે તે સ્ત્રી સાથે એકાંતમાં રહેવા લાગ્યો.[૯-૧૪] ત્યાં કોઈ નિકટમાં રહેનારો પણ તેને જોઈ શકતો નહોતો. આથી પ્રધાન અમાત્યે તેની પાસે રહેનારી સ્ત્રીઓને પૂછ્યું:[૧૫] 'આ પ્રમાણે થવામાં શું કારણરૂપ છે?' તે સ્ત્રીઓ બોલી: 'અમને પણ આ નવાઈ જેવું જણાય છે કે, અહીં પાણી અણાતું નથી.' પછી પ્રધાને એક ઉત્તમ ઉપવન બનાવ્યું, તેમાં ફૂલફળવાળાં તથા મૂળિયાંવાળાં અનેક વૃક્ષો હતાં, પણ પાણી નહોતું. તે ઉપવનની વચમાં મોતીની જાળીવાળી એક ગુપ્ત વાવ હતી. તે વાવને અડખેપડખે ચૂનાનું પાણી છંટાવ્યું હતું. હવે એકાંતમાં જઈને તે રાજાને કહેવા લાગ્યો: 'આ ઉપવન ઉત્તમ છે, આનંદથી અહીં વિહાર કરો.'[૧૬-૧૮] પ્રધાનનાં વચનથી રાજા તે જ રાણી સાથે તે વનમાં પેઠો અને વિહાર કરવા લાગ્યો. હવે એક વાર તે રમ્ય ઉપવનમાં વિહરતો હતો, ત્યારે થાકી ગયો અને ભૂખ તથા તરસથી પીડાવા લાગ્યો. એવામાં તેણે વાસંતી મોગરાનો માંડવો જોયો. રાજાએ પોતાની પ્રિયા સાથે એ મંડપમાં પ્રવેશ કર્યો. ત્યાં રાજાએ ચૂને ધોળેલી એક સ્વચ્છ અને જલભરી વાવ જોઈ.[૧૯,૨૦] તે જોતાં જ તે તે રાણી સાથે તેને કિનારે ઊભો રહ્યો. તે રાજાએ તે રાણીને કહ્યું: 'તું ઠીક કરીને આ વાવના પાણીમાં ઊતર.' રાણી તે વચન સાંભળીને વાવમાં ઊતરી અને ડૂબકી ખાઈ ગઈ, તે ફરી ઉપર આવી જ નહિ. તે રાજાએ તેને ખૂબ ખોળી પણ તે જોવામાં ન આવી. હવે તેણે વાવને ઉલેચાવી નાખી, તો ત્યાં કોતરને મોંએ એક દેડકો તેના દીઠામાં આવ્યો. આથી તે રાજાએ ક્રોધમાં આવીને આજ્ઞા કરી:[૨૧-૨૩] 'જ્યાંથી ત્યાંથી દેડકાને મારી નાખવા. જે કોઈને મારું કામ હોય, તે મારી આગળ મરેલા દેડકાની ભેટ લઈને આવે.' આમ દશે દિશાઓમાં દેડકાઓનો ઘોર વધ ચાલી રહ્યો, ત્યારે દેડકાઓને ભય પેઠો. ભયભીત થયેલા તે દેડકાઓએ મંડૂકરાજને સર્વ વૃત્તાંત યથાવત્ જણાવ્યો.[૨૪,૨૫] પછી મંડૂકરાજે તાપસનો વેષ ધારણ કર્યો અને રાજા પાસે આવી તેને આ પ્રમાણે કહેવા લાગ્યો: 'હે રાજન્! તમે ક્રોધવશ ન થાઓ. તમે કૃપા કરો. નિરપરાધી દેડકાઓનો વધ કરવો તમને છાજતો નથી. આ સંબંધમાં બે શ્લોકો છે; હે અવિચલ રાજા! તમે દેડકાઓને મારશો નહિ. તમે કોપને અંકુશમાં રાખો. અજ્ઞાની માણસોનાં ધન અને તપ નાશ પામે છે. આ દેડકાઓને માર્યા છતાં, તમે તમારી સ્ત્રીને લગતા ક્રોધથી છૂટશો નહિ. આથી હવે આ અધર્મને બસ કરો. દેડકાઓ હણવાથી તમને શો લાભ થવાનો છે?' મંડૂકરાજે આ પ્રમાણે કહ્યું, એટલે પ્રિયાના શોકથી ઘેરાઈ ગયેલા મનવાળા તે રાજાએ તેને આ ઉત્તર આપ્યો: 'હું તેમને ક્ષમા નહિ જ આપું. હું એમને મારી જ નાખીશ. એ દુષ્ટાત્માઓ મારી પ્રિયાને ખાઈ ગયા છે. મારે દેડકાઓને સર્વથા વધેરી જ દેવા ઘટે છે. હે વિદ્વાન્! તમે મને એમાં અટકાવો એ ઠીક નથી.'[૨૬-૩૧] રાજાનાં આ વચન સાંભળીને મન અને ઇંદ્રિયથી દુઃખી

થયેલા મંડૂકરાજે કહ્યું: 'હે રાજન્! તમે પ્રસન્ન થાઓ. હું આયુ નામે મંડૂકરાજ છું. તમારી તે પ્રિયા એ મારી સુશોભના નામની દીકરી છે. આ તેનો દુષ્ટ સ્વભાવ છે. પૂર્વે અનેક રાજાઓને એણે આ રીતે હાથ–તાળી આપી છે.' હવે રાજાએ મંડૂકરાજને કહ્યું: 'મારે તે સુશોભના જોઈએ છે. તમે તે મને આપો.' પછી મંડૂકરાજ પોતાની એ પુત્રી રાજાને આપી. તે પુત્રીને કહ્યું: 'તું આ રાજાની સેવા કરજે.' આ પ્રમાણે કહીને તેણે ક્રોધવશ થઈ દીકરીને શાપ આપ્યો: 'તેં અનેક રાજાઓને છેતર્યા છે, આથી તારા અસત્યાચરણને લીધે તારા પુત્રો બ્રાહ્મણદ્વેષી થશે.'[૩૨–૩૫] સંભોગવિષયક ગુણોથી રાજાનું હૃદય તે સુશોભનામાં ચોંટી ગયું હતું. આથી તેને પામીને તે જાણે ત્રણ લોકનું ઐશ્વર્ય મળ્યું હોય તેવો આનંદ પામ્યો. તેણે મંડૂકરાજને પ્રણામપૂર્વક સત્કાર્યો અને હર્ષાશ્રુથી ગદ્ગદ થયેલી વાણીમાં તેને કહ્યું: 'તમે મારા ઉપર કૃપા કરી છે.' પછી તે મંડૂકરાજ પોતાની પુત્રીની વિદાય લઈ ઇષ્ટ માર્ગે ચાલ્યો ગયો.[૩૬,૩૭] હવે કેટલેક વખતે રાજાને તે સુશોભનાથી શલ, દલ અને બલ નામે ત્રણ કુમારો થયા. પછી યોગ્ય સમયે તેણે પોતાના જ્યેષ્ઠપુત્ર શલનો રાજ્યાસને અભિષેક કર્યો અને પોતે મનમાં તપનો નિશ્ચય કરીને વનમાં ગયો.[૩૮]

એક વાર શલ મૃગયાએ નીકળ્યો હતો. ત્યાં એક મૃગને જોઈને તે રથથી તેની પાછળ પડ્યો. તે સારથિને બોલ્યો: 'તું મને ઝટ લઈ જા.' રાજાએ આ પ્રમાણે કહ્યું, એટલે સારથિએ તેને ઉત્તર આપ્યો:[૩૯,૪૦] 'તમે આ આગ્રહ ન રાખો. કેમ કે તમારા રથને બે વામી ઘોડા જોડ્યા હોય તોપણ તમે આ મૃગને પકડી શકવાના નથી.' આથી રાજાએ સારથિને કહ્યું: 'એ બે વામી ઘોડા ક્યાં છે? એ તું મને કહે. નહિ તો હું તને મારી નાખીશ.' રાજાએ આ પ્રમાણે કહ્યું, એટલે તે સારથિ એક બાજુ રાજાથી બી ગયો અને બીજી બાજુ વામદેવના શાપથી ભયભીત થયો. તે રાજાને કશું ન કહી શક્યો. આથી રાજાએ તલવાર ઉગામીને તેને ફરીથી કહ્યું: 'ઝટ કહી નાખ, નહિ તો તને હણી નાખીશ.' હવે રાજાથી ભયભીત થયેલા તે સૂતે કહ્યું: 'એ વામી ઘોડાઓ મનના જેવા વેગવાળા છે અને તે વામદેવના છે.' સારથિએ આ પ્રમાણે કહ્યું, એટલે તરત જ રાજાએ તેને કહ્યું: 'વામદેવના આશ્રમે ચાલ.' પછી વામદેવને આશ્રમે પહોંચી રાજાએ તે ઋષિને કહ્યું: 'હે ભગવન્! મારો વીંધેલો મૃગ ભાગી જાય છે. તમારે મારો સત્કાર કરવો ઘટે છે, તો તમારે મને તમારા બે વામી ઘોડાઓ આપવા જોઈએ.' ઋષિએ તેને કહ્યું: 'ભલે, તને વામી ઘોડાઓ આપીશ. પણ તારું કામ પતી જાય એટલે તારે મારા એ વામી ઘોડાઓ તરત મને પાછા આપવા.' હવે રાજાએ તે ઘોડાઓ લીધા. પછી ઋષિની આજ્ઞા લઈ તે વામી જોડેલા રથમાં મૃગની પાછળ પડ્યો. માર્ગમાં તેણે સારથિને કહ્યું: 'આ બે અશ્વરત્નો બ્રાહ્મણોને અયોગ્ય છે. તેથી એ બંને ઘોડાઓ વામદેવને પાછા આપવાના ન હોય.' તેણે આ પ્રમાણે કહ્યું. પછી મૃગને મેળવીને તે પોતાને નગરે આવ્યો અને બંને ઘોડાઓને અંતઃપુરમાં રાખી દીધા. આ બાજુ ઋષિ વિચારવા લાગ્યા: 'રાજપુત્ર જુવાન છે, એટલે ઉત્તમ ઘોડાઓ મેળવીને તે આનંદ કરે છે; પણ તે ઘોડાઓને એ પાછા મોકલતો નથી. અરે! આ તો આપત્તિ આવી પડી.' તે આ પ્રમાણે મનમાં વિચારી રહ્યા હતા; ત્યાં એક માસ પૂરો થઈ ગયો. એટલે તેમણે શિષ્યને કહ્યું: 'હે આત્રેય! તું જા અને રાજાને કહે કે, જો તમારું કામ પતી ગયું હોય, તો ઉપાધ્યાયના વામી ઘોડાઓ પાછા મોકલો.'

શિષ્ય રાજા પાસે ગયો અને તે પ્રમાણે તેને કહ્યું. રાજાએ તેને ઉત્તર આપ્યો : 'આ વાહન તો રાજાઓનું હોય. બ્રાહ્મણોને આવાં રત્નો ન છાજે. બ્રાહ્મણોને વળી ઘોડાઓનું શું કામ હોય? માટે તમે તમારે રસ્તે પડો.' શિષ્યે આવી આ વૃત્તાંત ઉપાધ્યાયને કહ્યો. તે અપ્રિય વચનો સાંભળીને વામદેવ ક્રોધથી ઘેરાઈ ગયા. તેમણે જાતે જ રાજા પાસે જઈને અશ્વોની માગણી કરી, પણ રાજાએ ઘોડાઓ ન જ આપ્યા.[૪૧-૪૭] હવે વામદેવ બોલ્યા : 'હે રાજા! તું મારા બે વામી ઘોડાઓ પાછા આપ. તેં તેમનાથી તારું અશક્ય કાર્ય પૂરું કર્યું છે. તું બ્રાહ્મણ અને ક્ષત્રિયોમાં ભેદ પડાવી રહ્યો છે—એજ, વરુણદેવ તને ઘોર પાશોથી ન હણે!'[૪૮]

રાજા બોલ્યો : હે વામદેવ! સારા રૂપવાળા અને ઘણા નરમ એવા બે બળદો જ બ્રાહ્મણોનું વાહન હોય—તમે તે બેને જોડીને ઇચ્છાપૂર્વક જાઓ. વળી હે મહર્ષિ! તમારા જેવાને તો ગાયત્રી આદિ છંદો પણ વહી જાય છે![૪૯]

વામદેવ બોલ્યા : હે રાજા! સાચે જ, જે છંદો છે, તે મારા જેવાને પરલોકમાં લઈ જાય છે; પણ હે રાજન્! આ લોકમાં તો અમારું ને અમારા જેવા બીજાઓનું આ અશ્વો જ વાહન છે.[૫૦]

રાજા બોલ્યો : જોઈએ તો ચાર ગધેડા તને લઈ જાય અથવા શ્રેષ્ઠ ખચ્ચરી કે પવનવેગી ઘોડાઓ તને વહી જાય; તું તેમને જોડીને જા. આ વાહન તો ક્ષત્રિયનું જ છે. તો જાણી લે કે, આ બે વામી ઘોડાઓ મારા છે, તે તારા નથી જ.[૫૧]

વામદેવ બોલ્યા : હે રાજન્! બ્રાહ્મણના દ્રવ્ય ઉપર જીવવું એ ઘોર પાપી કામ છે, એમ પંડિતો કહે છે. તું એમ જ કરી રહ્યો છે. તો લોખંડી કાયાવાળા, ઘોર રૂપવાળા, ભયંકર કર્મ કરનારા, તારા વધને માટે તલપાપડ રહેનારા અને તીક્ષ્ણ ત્રિશૂળ ધારણ કરનારા ચાર મહાન રાક્ષસો, મારી આજ્ઞાથી તારા ચાર ટુકડા કરી નાખશે ને તને યમને દ્વાર લઈ જશે.[૫૨]

રાજા બોલ્યો : હે વામદેવ! મારા જનો જાણે છે કે, તું બ્રાહ્મણ મન, વચન કે કર્મથી મારો વધ કરવા તૈયાર થયો છે. તે હાથમાં તીક્ષ્ણ ત્રિશૂળ અને તલવાર ધારણ કરનારા વીરો મારા બોલ પડતાં તને તારા શિષ્યોની સાથે અહીં પૂરો જ કરશે![૫૩]

વામદેવ બોલ્યા : હે રાજન્! તેં આ મારા બે વામી અશ્વો લેતાં મને વચન આપ્યું હતું કે, હું તે પાછા આપીશ. આથી તારે જો જીવવું હોય, તો તું મારા બે વામી અશ્વો તરત પાછા આપી દે.[૫૪]

રાજા બોલ્યો : બ્રાહ્મણો માટે મૃગયા નિર્માઈ નથી. તારું કહેવું અસત્ય છે, તોપણ હું તને શિક્ષા કરીશ નહિ. હે બ્રહ્મન્! આજથી માંડીને હું તારી જ સર્વ આજ્ઞાઓમાં રહીશ. તેથી હું પુણ્યલોક પામી શકીશ.[૫૫]

વામદેવ બોલ્યા : હે રાજન્! બ્રાહ્મણોને મન, વચન કે કર્મથી પણ શિક્ષા ન કરી શકાય. જે વિદ્વાન બ્રાહ્મણની સેવા કરે છે, તે તે તપથી શ્રેષ્ઠ થાય છે, ને તે જ જીવે છે.[૫૬]

માર્કંડેય બોલ્યા : હે રાજન્! વામદેવે આ પ્રમાણે કહ્યું, એટલે ભયંકર રૂપવાળા રાક્ષસો ત્યાં આવી ઊભા. તે શૂલધારી રાક્ષસો તે રાજાને મારવા લાગ્યા, ત્યારે રાજાએ મોટી ચિચિયારી પાડીને આ વચન કહ્યાં : 'હે બ્રહ્મન્! ઇક્ષ્વાકુઓ, મારો ભાઈ દલ અને આ પ્રજાજનો જે મારી આજ્ઞામાં વર્તનારા છે, તો હું વામદેવના વામી અશ્વો તેને પાછા આપનાર નથી. કેમ કે પરાક્રમશીલ પુરુષો આ પ્રમાણે વર્તતા નથી.' તે પૃથ્વીનાથ આ પ્રમાણે બોલતો હતો, તેવામાં જ રાક્ષસોએ તેને હણી નાખ્યો. તરત જ તે પૃથ્વી ઉપર ઢળી પડ્યો.

હવે પોતાના રાજાને ઠાર થયેલો જાણીને ઇક્ષ્વાકુઓએ દલનો રાજ્યાભિષેક કર્યો.[૫૭–૫૯] પછી એ દલ રાજાના રાજ્યમાં જઈને તે વિપ્ર વામદેવે તેને આ વચન કહ્યાં: 'હે રાજન્! બ્રાહ્મણની વસ્તુ બ્રાહ્મણને પાછી આપવી જ જોઈએ, એવું સર્વ ધર્મોમાં જોવામાં આવે છે.[૬૦] હે નરેંદ્ર! જો તું અધર્મથી બીતો હોય, તો મારા બે વામી અશ્વો આજે તરત આપી દે.' વામદેવનાં આ વચન સાંભળીને રાજાએ રોષપૂર્વક પોતાના સારથિને કહ્યું :[૬૧] 'મેં વિચિત્ર દેખાવવાળું અને ઝેર લપેટેલું જે એક બાણ સાચવી રાખ્યું છે, તે તું લઈ આવ. તે બાણથી આ વામદેવ વીંધાઈને આળોટશે અને દુઃખથી કકળી રહેલા એને કૂતરાઓ કરડી ખાશે.'[૬૨]

વામદેવ બોલ્યા : હે નરેંદ્ર! તારી પટરાણીથી થયેલો તારો શ્યેનજિત નામનો પુત્ર દશ વર્ષનો થયો છે, એ હું જાણું છું. મારા વચનથી પ્રેરાઈને તું તે ભયંકર રૂપવાળાં બાણોથી તારા પ્રિય પુત્રને જ તત્કાળ મારી નાખ.[૬૩]

માર્કંડેય બોલ્યા : હે રાજન્! વામદેવે આ પ્રમાણે કહ્યું, એટલે દલે છોડેલા તે તીક્ષ્ણ તેજી બાણે રાણીવાસમાં જઈ રાજપુત્રને હણી નાખ્યો. આ વાત સાંભળીને દલ આ વચન બોલ્યો.[૬૪]

રાજા બોલ્યો : હે ઇક્ષ્વાકુઓ! હું તમારું પ્રિય કરું છું. આજે જ આ બ્રાહ્મણને પૂરો કરું છું. બીજું તીવ્ર તેજવાળું બાણ લઈ આવો. હે રાજાઓ! તમે આજે મારું પરાક્રમ જુઓ.[૬૫]

વામદેવ બોલ્યા : હે માનવનાથ! તું આ ઘોર રૂપવાળા અને વિષ લગાડેલા બાણને મારા ઉપર ફેંકવા સાંધે છે; પણ તું એ ભયંકર બાણને નથી ચડાવી શકવાનો કે નથી છોડી શકવાનો.[૬૬]

રાજા બોલ્યો : હે ઇક્ષ્વાકુઓ! જુઓ હું ઝલાઈ ગયો છું. હું હવે બાણ છોડી શકું એમ નથી. વળી હું એનો નાશ કરવાની પણ હિંમત રાખતો નથી. તો આયુષ્માન વામદેવ ભલે જીવે.[૬૭]

વામદેવ બોલ્યા : 'તું આ બાણથી તારી એ પટરાણીને અડશે, એટલે તું આ પાપમાંથી છૂટો થશે.' હવે રાજાએ તે પ્રમાણે કર્યું. પછી તે રાજપુત્રી મુનિને કહેવા લાગી.[૬૮]

રાજપુત્રી બોલી : હે વામદેવ! હું જો રોજરોજ આ નિર્દય સ્વામીને મધુરમંગલ વચનોથી ઉપદેશ આપતી હોઉં અને બ્રાહ્મણોની સેવા માટે ખડે પગે રહેતી હોઉં, તો હે બ્રહ્મન્! મને પુણ્યલોક મળો.[૬૯]

વામદેવ બોલ્યા : હે શુભનયના! તેં રાજકુલનું રક્ષણ કર્યું છે. તું વરદાન માગી લે. હું તને અપ્રતીમ વરદાન આપું છું. હે અનિંદ્ય રાજપુત્રી! તું આ સ્વજનોનું અને મહાન ઇક્ષ્વાકુરાજ્યનું રક્ષણ કર.[૭૦]

રાજપુત્રી બોલી : હે ભગવન્! હું આ વરદાન માગું છું; મારા પતિ આજે પાપથી મુક્તિ પામો. તમે મારા પતિ, પુત્ર અને બાંધવો સાથે કલ્યાણ પામે એવું ચિંતન કરો. હે દ્વિજશ્રેષ્ઠ! આ મેં વરદાન માગ્યું છે.[૭૧]

માર્કંડેય બોલ્યા : હે કુરુવીર! રાજપુત્રીનાં આ વચન સાંભળીને તે મુનિએ 'તથાસ્તુ' કહ્યું. પછી તે દલ રાજા આનંદ પામ્યો અને ઋષિને પ્રણામ કરીને તેણે તેમને તે વામી ઘોડાઓ પાછા આપ્યા.[૭૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'મંડૂકોપાખ્યાન' નામનો અધ્યાય ૧૯૨ મો સમાપ્ત

## अध्याय १९३ मो

### ઇદ્ર અને બકનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

मार्कंडेयमृषयो ब्राह्मणा युधिष्ठिरश्च पर्यपृच्छन्नृषिः केन दीर्घायुरासीद् बको मार्कंडेयस्तु तान्सर्वानुवाच ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પછી ઋષિઓ, બ્રાહ્મણો

અને યુધિષ્ઠિર એ સૌએ માર્કંડેયઋષિને પૂછ્યું: 'બકઋષિ શી રીતે દીર્ઘાયુ થયા હતા?' માર્કંડેયે તે સર્વને કહ્યું: 'રાજર્ષિ બક મહાતપસ્વી અને દીર્ઘાયુ હતા, એ વિશે સંદેહ ન લાવવો.[૧,૨] આ સાંભળીને, હે ભારત! કુંતીપુત્ર ધર્મરાજ યુધિષ્ઠિરે ભાઈઓ સાથે માર્કંડેયને ફરીથી પૂછ્યું: 'સાંભળ્યું છે કે, બક અને દાલ્ભ્ય એ બે લોકમાન્ય ઋષિઓ મહાત્મા, ચિરંજીવ અને દેવરાજ ઇંદ્રના મિત્રો હતા.[૩,૪] હે ભગવન્! બક અને ઇંદ્રના સુખદુઃખમય તે સમાગમ વિશે હું સાંભળવા ઇચ્છું છું. તો તમે તે મને યથાર્થ રીતે કહો.[૫]

માર્કંડેય બોલ્યા: હે રાજન્! રૂંવાડાં ઊભાં કરે તેવો દેવો અને અસુરોની વચ્ચેનો સંગ્રામ સમાપ્ત થયો, ત્યારે ઇંદ્ર ત્રણે લોકોનો અધિપતિ થયો. તે સમયે મેઘ સારી રીતે વરસતો હતો અને ઉત્તમ પ્રકારની ધાન્યસંપત્તિ થતી હતી; ત્યારે પ્રજાજનો નીરોગી, સુધર્મિષ્ઠ અને ધર્મપરાયણ હતા.[૬,૭] સર્વ મનુષ્યો ત્યારે આનંદમય હતા અને સ્વધર્મોમાં સ્થિર રહેતા હતા. આ પ્રમાણે હે રાજન્! તે સર્વ પ્રજાઓને આનંદિત થયેલી જોઈને બલ રાક્ષસને મારનારા અને સો યજ્ઞ કરનારા દેવરાજ ઇંદ્રને આનંદ થયો. ઐરાવત ઉપર બેસીને તે પોતાની આનંદમગ્ન પ્રજાઓને જોવા લાગ્યો.[૮,૯] તેણે જાતજાતના આશ્રમો, વિવિધ પ્રકારની ઉત્તમ નદીઓ, સમૃદ્ધ નગરો, ગામડાંઓ, તેમ જ જનપદો જોયાં. તેણે પ્રજાપાલનમાં નિપુણ ધર્મચારી રાજેંદ્રો જોયા, તેમ જ જળાશયો, પરબો, વાવો અને તળાવો જોયાં. વળી તેણે વિવિધ વેદોક્ત આચારો સેવતા બ્રાહ્મણોથી સેવાયેલાં સરોવરો જોયાં. પછી હે રાજન્! શતક્રતુ ઇંદ્ર રમણીય પૃથ્વી ઉપર ઊતર્યો.[૧૦-૧૨] ત્યાં હે રાજા! રમ્ય ઊગમણી દિશાએ, સમુદ્રની નજીકમાં, એક મનોરમ અને મંગલમય એવો અનેક વૃક્ષોવાળો દેશ હતો. તે પ્રદેશમાં પશુઓ તથા પંખીઓથી સેવાયેલો એક રમ્ય આશ્રમ હતો. દેવરાજે તે રમણીય આશ્રમમાં બકનાં દર્શન કર્યાં. દેવરાજને જોઈ ને બક ઋષિ મનમાં અતિ પ્રસન્ન થયા. તેમણે પાદ્ય, આસન, અર્ઘ્ય તેમ જ ફળમૂલો આપીને ઇંદ્રનો સત્કાર કર્યો.[૧૩-૧૫] પછી બલ રાક્ષસને હણનારા, વર આપનારા અને દેવોના અધિપતિ તે ઇંદ્રદેવે સુખપૂર્વક વિરાજી બકને આ પ્રશ્ન પૂછયો: 'હે નિષ્પાપ મુનિ! તમને જન્મ્યાને એક લાખ વરસ થયાં છે. તો હે બ્રહ્મન્! લાંબું જીવનારાઓને શું દુઃખ હોય છે, તે તમે મને કહો.[૧૬,૧૭]

બક બોલ્યા: અપ્રિયજનો સાથે રહેવું પડે, પ્રિયજનો વિના સંસાર ચલાવવો પડે અને દુષ્ટો સાથે પાનું પડે એ ચિરંજીવીઓને દુઃખરૂપ છે.[૧૮] વળી પુત્ર, પત્ની, સગાંસંબંધી તેમ જ મિત્રોનો નાશ થવો અને પરાધીનતા ભોગવવી, એથી વધારે દુઃખદાયી તેમને બીજું કયું કષ્ટ હોય? ધન વગરના માણસને બીજાઓ હડેહડે કરે છે, એથી અધિક દુઃખકારી મને આ લોકોમાં કંઈ જ જણાતું નથી.[૧૯,૨૦] ચિરંજીવીઓ કુલહીનોમાં કુલીનતા આવેલી અને કુલવાનોમાં કુલહીનતા થયેલી જુએ છે. વળી તેઓ કોઈકને સંયોગ થયેલો તો કોઈકને વિયોગ થયેલો પણ જુએ છે.[૨૧] હે સો યજ્ઞ કરનાર ઇંદ્રદેવ! કુલહીનો સમૃદ્ધિવાન થવાથી કુલોમાં જેવો ફેરફાર થાય છે, તે તમને પ્રત્યક્ષ છે.[૨૨] દેવો, દાનવો, ગંધર્વો, મનુષ્યો, સર્પો અને રાક્ષસો સુદ્ધાં ફેરફાર પામે છે, એથી અધિક દુઃખદાયક બીજું શું હોઈ શકે? ઉત્તમ કુલમાં જન્મેલા મનુષ્યો નીચ કુલવાળાઓને વશ થઈ રહે છે અને ક્લેશ પામે છે. ધનવાનો ધનહીનોને અપમાન આપે છે; આથી વિશેષ બીજું શું દુઃખ હોય? લોકમાં આ વિપરીતતા ખૂબ પ્રમાણમાં જોવામાં આવે છે. જ્ઞાનહીનો આનંદ કરે છે અને જ્ઞાની-

ઓ અને વિદ્વાનો કષ્ટ ભોગવે છે. આ લોકમાં મનુષ્ય-જન્મ ખૂબ દુઃખકારી અને ક્લેશમય છે.[૨૩-૨૫]

ઇંદ્ર બોલ્યો : દેવર્ષિગણોથી સેવાયેલા હે મહાભાગ બ્રહ્મન્! તો ચિરંજીવીઓને શાં સુખ હોય છે તે તમે મને કહો.[૨૬]

બક બોલ્યા : માણસ આઠમે કે બારમે દહાડે પોતાના ઘરમાં શાકભાજી રાંધી ખાઈ લે, પણ કુમિત્રોને ન સેવે, તેથી વિશેષ સુખ કયું હોય? આથી બીજાઓ એના દિવસ ગણતા નથી તેમ એને ખૂબ ખાઉધરો પણ કહેતા નથી. હે ઇંદ્ર! જે મનુષ્ય કોઈનો પણ આશ્રય લેતો નથી અને માત્ર પોતાના પરાક્રમથી પેદા કરેલું શાકપાન સુદ્ધાં પોતાના ઘરમાં જ રાંધીને ખાય છે, તે સુખી છે.[૨૭-૨૯] પોતાને ઘેર ગૌરવપૂર્વક ફળશાક ખાવાં એ ઉત્તમ છે, પણ પારકાને ઘેર નિત્ય હડધૂત થઈને પકવાન્ન પણ જમવાં એ ભૂંડું છે. આથી સજ્જનોનો આ વિકલ્પ છે—જે પરાન્ન જમવા ઇચ્છે છે, તે કૂતરાની જેમ લોહી પીએ છે. તે કૃપણ અને દુરાત્માના જમવાને ધિક્કાર હો! હે દ્વિજવર! અતિથિઓને, પ્રાણીઓને અને પિતૃઓને ભોજન આપી બાકી રહેલા અન્નને જે જમે છે, તેના કરતાં કોણ વિશેષ સુખી હોય? હે ઇંદ્ર! મનુષ્ય અતિથિઓને અન્નદાન આપ્યા પછી જે બાકી રહેલું અન્ન જમે છે, તે કરતાં બીજું એકે અન્ન વધુ સ્વાદભર્યું અને વિશેષ પવિત્રતાવાળું નથી. બ્રાહ્મણ નિત્ય અન્નના જેટલા કોળિયા જમે છે, તેટલી સહસ્ર ગાયો દાનમાં આપ્યાનું તે અન્નદાતાને ફળ મળે છે. વળી દાતાએ જુવાનીમાં જે કાંઈ પાપ કર્યાં હોય છે, તે સર્વ તેથી અવશ્ય નાશ પામે છે.[૩૦-૩૫] ભોજન અને દક્ષિણા પામેલા બ્રાહ્મણના હાથમાં જે પાણી હોય છે, તે પાણીથી જે મનુષ્ય સિંચન કરે, તે તે જ ઘડીએ પાપમુક્ત થાય છે. આમ ઇંદ્રે બક સાથે આ અને બીજી અનેક શુભ કથાઓ કરી. પછી ઋષિની આજ્ઞા લઈ તે સ્વર્ગલોકમાં ગયો.[૩૬,૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'ઇંદ્ર અને બકનો સંવાદ' નામનો અધ્યાય ૧૯૩ મો સમાપ્ત

## અધ્યાય ૧૯૪મો

### ક્ષત્રિયનું માહાત્મ્ય—શિબિચરિત્ર

॥ वैशंपायन उवाच ॥

ततः पांडवाःपुनर्मार्कंडेयमूचुः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પછી પાંડવોએ માર્કંડેયને ફરીથી પૂછ્યું : 'તમે બ્રાહ્મણના માહાત્મ્ય વિશે કહ્યું છે. તો હવે અમે ક્ષત્રિયોનું માહાત્મ્ય સાંભળવા ઇચ્છીએ છીએ. મહર્ષિ માર્કંડેયે તેમને કહ્યું : 'તો હવે ક્ષત્રિયોના માહાત્મ્ય વિશે સાંભળો. કુરુકુલમાં સુહોત્ર નામે એક રાજા થયો હતો. એક વાર તે મહર્ષિઓને મળીને પાછો આવતો હતો, ત્યારે તેણે રથમાં બેઠેલા ઉશિનરપુત્ર શિબિરાજને પોતાની સામે જોયો. એકબીજાને ભેટીને વયના પ્રમાણમાં એકબીજાને સત્કાર આપ્યો. બંનેમાં ગુણની સમાનતા હોવાથી તેમણે પોતપોતાને સમાન ગણ્યા અને એકબીજાને માર્ગ ન આપ્યો. તે વખતે નારદજી ત્યાં પ્રકટ થયા. તેમણે તેમને પૂછ્યું : 'તમે આ પ્રમાણે એકબીજાનો મારગ રોકીને શા માટે ઊભા છો?'[૧,૨] તે બંનેએ નારદને કહ્યું : 'હે ભગવન્! એ વાત નહિ બને. કેમ કે પૂર્વકાળના ધર્માચારીઓએ કહ્યું છે કે, જે ઉત્તમ હોય અથવા સમર્થ હોય તેને માર્ગ આપવો. અમે તો પરસ્પર મિત્ર છીએ. તેથી અમારામાં કોણ ચડિયાતું અને કોણ ઊતરતું એ અમારા વિચારમાંથી નીકળી ગયું છે. તો કોણ કોને માર્ગ આપે?' તેમણે આ પ્રમાણે કહ્યું, એટલે નારદ આ ત્રણ શ્લોક બોલ્યા:[૩] 'હે કૌરવ્ય! ક્રૂર માણસ કોમળ પ્રત્યે પણ ક્રૂર થાય છે અને કોમળ માણસ ક્રૂર પ્રત્યે પણ કોમળ થાય છે. હે



રાજા શિબિ મહર્ષિઓના દર્શને જાય છે અને રાજા સુહોત્ર દર્શન કરીને પાછા આવે છે. બન્નેના રથ રસ્તામાં સામા મળ્યા. બન્નેએ એકબીજાને ઉંમર વયના પ્રમાણમાં માન આપ્યું, પરંતુ દરજ્જામાં સરખા હોવાથી એકબીજાને માર્ગ આપતા નથી. એવામાં પુ યો: દેવર્ષિ નારદ ભગવદ્ગુણ ગાતા ગાતા ત્યાં આવી ચડ્યા. તેમણે આમ કરવાનું કારણ પૂછતાં બન્નેએ કહ્યું કે 'ધર્મશાસ્ત્ર કહ્યું છે કે પોતાનાથી શ્રેષ્ઠ અથવા બળવાનને માર્ગ આપવો, પરંતુ અમો બન્ને તો સમાન છીએ તો માર્ગ કેમ આપીએ?' આ સાંભળી નારદે કહ્યું કે સત્પુરુષ તો ખલ પ્રત્યે પણ સાધુતા દર્શાવે, તો પછી સત્પુરુષ પ્રત્યે શા માટે ન દર્શાવે? માટે તમારામાં જે વધુ ઉદાર હશે તે તરત જ માર્ગ આપશે. રાજા સુહોત્રે આ સાંભળતાં જ રાજા શિબિને માર્ગ આપ્યો.

કૌરવ! સાધુપુરુષ અસાધુ પ્રત્યે પણ સાધુ રહે છે, તો સાધુ પ્રત્યે તે સાધુ કેમ ન રહે?[૪] કર્યા ઉપકારનો સોગણો બદલો આપવો જોઈએ એ શું દેવોમાં નિયમ નથી? તમારા કરતાં ઉશીનરપુત્ર શિબિરાજ વિશેષ સાધુચરિત્રવાળો છે. કૃપણને દાનથી જિતાય, અસત્યવાદીને સત્યથી જિતાય, ક્રૂરકર્મીને ક્ષમાથી જિતાય અને અસાધુને સાધુતાથી જિતાય.[૫,૬] તમે બંને ઉદાર છો. તો તમારામાં જે વિશેષ ઉદાર હોય તે ખસી જાય, એ જ ઉદારતાનું ઉદાહરણ છે.[૧] આ પ્રમાણે કહીને નારદજી શાંત થયા. આ સાંભળી કુરુવંશી સુહોત્રે શિબિની પ્રદક્ષિણા કરી અને તેને માર્ગ આપ્યો. પછી શિબિનાં અનેક કર્મોની સ્તુતિ કરીને તે ત્યાંથી ચાલ્યો ગયો. આ પ્રમાણે નારદજીએ રાજાઓનું આ માહાત્મ્ય કહ્યું છે.[૭,૮]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમા 'શિબિચરિત્ર' નામનો અધ્યાય ૧૯૪ મો સમાપ્ત

## अध्याय १९५ मो

### યયાતિનું ચરિત્ર

॥ मार्कंडेय उवाच ॥

**इदमन्यच्छ्रूयतां ययातिर्नाहुषो राजा राज्यस्थः पौरजनावृत आसांचक्रे। गुर्वर्थी ब्राह्मण उपेत्याब्रवीत् भो राजन्गुर्वर्थे भिक्षेयं समयादिति ॥ १॥**

માર્કંડેય બોલ્યા: હવે આ બીજું ચરિત્ર સાંભળો. નહુષપુત્ર યયાતિરાજ રાજ્યાસને હતો. એક વાર તે નગરજનોથી વીંટળાઈને બેઠો હતો, ત્યાં એક બ્રાહ્મણ ગુરુદક્ષિણા માટે તેની પાસે આવ્યો અને આ પ્રમાણે બોલ્યો: 'હે રાજન્! હું એક શરતે તમારી પાસેથી ગુરુદક્ષિણા માટે ભિક્ષા માગીશ.'[૧]

રાજા બોલ્યો: આપ ભગવાન તે શરત કહો.

બ્રાહ્મણ બોલ્યો: હે મહારાજ! આ જીવલોકમાં કોઈ મનુષ્યની યાચના કરવામાં આવે છે, તો તે મનુષ્ય યાચકનો મહાન દ્વેષ કરે છે. આથી હે રાજન્! હું તમને પૂછું છું કે, તમે આજે મારી પ્રિય વસ્તુ કેવી રીતે મને આપશો?[૨,૩]

રાજા બોલ્યો: હે દાનપાત્ર! હું દાન આપ્યા પછી તે કહી બતાવતો નથી, તેમ અમુક વસ્તુ મંગાવી અયોગ્ય છે, એ પણ હું સાંભળતો નથી. મારી પાસે જે કાંઈ હોય તે હું કહી દઉં છું અને તે આપીને હું અત્યંત સુખી થાઉં છું. હું તને એક હજાર રોહિણી ગાયો આપું છું. કેમ કે મને યાચક બ્રાહ્મણ પ્રિય છે. યાચક ઉપર મને મનમાં રોષ થતો નથી, તેમ ક્યારે પણ આવી વસ્તુ માટે હું શોક કરતો નથી. આ પ્રમાણે કહીને રાજાએ તે બ્રાહ્મણને એક હજાર ગાયો આપી. આ પ્રમાણે એ બ્રાહ્મણ એક હજાર ગાયો પામ્યો.[૪–૬]

ઇતિ શ્રીમહ ભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'નાહુષચરિત' નામનો અધ્યાય ૧૯૫ મો સમાપ્ત

## अध्याय १९६ मो

### વૃષદર્ભનું દાતાપણું

॥ वैशंपायन उवाच ॥

**भूय एव महाभाग्यं कथ्यतामित्यब्रवीत्पांडवः।**

વૈશંપાયન બોલ્યા: યુધિષ્ઠિર પાંડવે માર્કંડેય મુનિને ફરીથી કહ્યું: 'તમે ક્ષત્રિયોના માહાત્મ્ય વિશે વધુ કહો.'[૧] ત્યારે માર્કંડેય બોલ્યા: 'હે મહારાજ! વૃષદર્ભ અને સેદુક નામે બે રાજાઓ હતા. તેઓ નીતિને માર્ગે ચાલનારા હતા તથા અસ્ત્રો અને ઉપાસ્ત્રોમાં સિદ્ધ હતા.[૨] વૃષદર્ભે બાળપણથી એક ગુપ્ત વ્રત લીધું હતું કે, બ્રાહ્મણને સોનાચાંદી સિવાય બીજું કશું જ આપવું નહિ. સેદુક આ વ્રતને જાણતો હતો.[૩] હવે વેદાધ્યયનથી સંપન્ન એવો કોક બ્રાહ્મણ સેદુક પાસે આવી ચડ્યો. તેણે રાજાને આશીર્વાદ આપી ગુરુદક્ષિણા

માટે ભિક્ષા માગી : 'તમે મને એક હજાર ઘોડાઓ આપો.' સેદૂકે તે બ્રાહ્મણને કહ્યું : 'ગુરુદક્ષિણાને માટે મારાથી આ આપી શકાય એમ નથી. તો તમે વૃષદર્ભ પાસે જાઓ. હે બ્રાહ્મણ! તે રાજા પરમધર્મજ્ઞ છે. તમે તેની પાસે આ ભિક્ષા માગો. તે તમને એ આપશે; તેનું આ ગુપ્ત વ્રત છે.[૪-૭] આથી તે બ્રાહ્મણ વૃષદર્ભ પાસે ગયો અને તેની પાસેથી હજાર ઘોડાઓ માગ્યા. તે રાજાએ તો તેને કોરડાથી મારવા લીધો.[૮] એટલે બ્રાહ્મણે તેને કહ્યું : 'મને નિરપરાધીને શા માટે મારો છો? આમ કહી તે શાપ આપવા લાગ્યો, ત્યારે રાજાએ તેને કહ્યું : 'હે વિપ્ર! તમને જે ન આપે, તેને શાપ આપવો એ શું બ્રાહ્મણપણું છે?[૯,૧૦]

બ્રાહ્મણ બોલ્યો : હે રાજાધિરાજ! સેદુકનો મોકલ્યો હું તમારી પાસે ભિક્ષા માગવા આવ્યો છું. તેની આજ્ઞાથી મેં તમારી પાસે ભિક્ષા માગી છે.[૧૧]

રાજા બોલ્યો : આજે મને જે રાજ્યની આવક આવશે, તે હું તમને કાલે પહેલા પહોરમાં આપીશ. જેને મેં કોરડાથી માર્યો છે, તેને ખાલી હાથે કેમ કઢાય? આ પ્રમાણે કહીને રાજાએ તે બ્રાહ્મણને એક દિવસની ઊપજ આપી દીધી. આ પ્રમાણે તેણે એક હજાર ઘોડાઓના મૂલ્ય કરતાં પણ વધુ આપ્યું.[૧૨,૧૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'સેદુકવૃષદર્ભચરિત' નામનો અધ્યાય ૧૯૬ મો સમાપ્ત

## अध्याय १९७मो
### શિબિરાજાની પરીક્ષા

॥ मार्कंडेय उवाच ॥

**देवानां कथा संजाता महीतलं गत्वा महीपतिं शिबिमौशीनरं साध्वेनं शिबिं जिज्ञास्याम इति ॥ एवं भो इत्युक्त्वा अग्नींद्रावुपतिष्ठेताम् ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : એક વાર દેવોમાં વાત નીકળી કે, આપણે પૃથ્વી ઉપર ઉશીનરપુત્ર શિબિરાજાની પાસે જઈએ, એ શિબિની સારી પેઠે પરીક્ષા લઈએ. 'હું, બરોબર છે' એમ કહીને અગ્નિ અને ઇંદ્ર તૈયાર થઈ ગયા.[૧] પછી અગ્નિએ હોલાનું રૂપ લીધું અને ઇંદ્ર બાજનું રૂપ લઈને માંસની ઇચ્છાથી તેની પાછળ વેગથી દોડવા લાગ્યો. હવે હોલો દિવ્ય આસન ઉપર વિરાજેલા શિબિરાજાના ખોળામાં જઈને પડ્યો. ત્યારે પુરોહિતે રાજાને કહ્યું કે, 'જીવવા ઇચ્છતો આ હોલો બાજથી ડરીને પોતાના પ્રાણનું જતન કરવા સારુ તમારે શરણે આવ્યો છે. હવે હોલાનું પડવું ભયકારી કહેવાય છે, એટલે તેના નિવારણ માટે ચક્રવર્તી રાજાએ ધનદાન કરવું ઘટે.'[૨-૫] ત્યાં હોલાએ રાજાને કહ્યું: 'બાજથી બીધેલો અને જીવવાની ઇચ્છાવાળો હું પ્રાણરક્ષાને માટે તમારે ખોળે આવ્યો છું. હું મુનિ છું, પણ અંગેઅંગ હું હોલાનું રૂપ પામ્યો છું. પ્રાણરક્ષણને અર્થે મેં મારા પ્રાણરૂપ એવા તમારું શરણ લીધું છે.[૬] તમે મને સ્વાધ્યાયથી કૃશ થયેલો બ્રહ્મચારી જાણો; મને તપોયુક્ત અને જિતેંદ્રિય જાણો; આચાર્યને અનુકૂળ રહેનારો જાણો. આમ મને તમે યોગ્ય અને પાપરહિત જાણો. હું વેદો ભણું છું અને છંદોને જાણું છું; મેં સર્વ વેદોનું અક્ષરશઃ અધ્યયન કર્યું છે. મારા જેવા શ્રોત્રિયને આપી દેવો એ યોગ્ય નથી. મને બાજને રૂપે સોંપી દેતા. હું હોલો નથી.[૭,૮] ત્યારે બાજે રાજાને કહ્યું: 'સંસારમાં જન્મેજન્મે હેરફેર થાય છે. આગલે જન્મે તું આ હોલાથી જન્મ્યો હશે. આથી તું મને આ હોલો આપી દે. હે રાજન્! તું મને વિઘ્નકારી ન થા.[૯,૧૦]

રાજા બોલ્યો : આ હોલો અને આ બાજ જે વાણી બોલે છે, તેવી ઉત્તમ સંસ્કારયુક્ત વાણી કોઈ પક્ષીથી બોલાતી કદી જોઈ છે? તે બન્નેને

# શિબિરાજાની દેવોએ કરેલી પરીક્ષા




એક વાર િબિરાજાની પરીક્ષા માટે અગ્નિદેવ હોલાનુ રૂપ લીધુ અન દેવપતિ ઇંદ્ર ાકરા બાજનુ રૂપ લઈ તેની પાછળ પડ્યો હોલાએ ેતાના રક્ષ મ ટે િબિરાજાના ખેળ મા આશ્રય લીધ પણ કરાએ ત ન ગિક ર સોંપી દવ મ ગણી કરી રાજાએ તે શરણાગતને નહિ સોંપતા તેના બદનામા બીજુ માસ આપવા કહ્યુ ય રે કર એ કહ્યુ કે અમ જ હોય તો તમ ર ાત નુ જ માસ તેની બરાબર તોળી આ ો ' રાજાએ તુરત જ પોતાનુ માંસ કાપી કાપીન કાટે ના મવા મા યુ પરતુ તાજવ નમજ રાનુ રાજા શિબિ પણ આ ો ને ાો ાજવામા જઈ બેઠા આ જોઈને બ ન દવતાઓ ખુ થ ાયા અને પાતાના મૂળસ્વરૂ ે ન દઈ ન શીર્વાદ

યથાર્થ જાણ્યા પછી શું કરું તો સારું થાય![11] જે માણસ ભયભીત થયેલા શરણાગત શત્રુને સોંપી દે છે, તેના રાજ્યમાં વર્ષાકાલે વૃષ્ટિ થતી નથી અને યોગ્ય સમયે વાવેલું બીજ ઊગતું નથી. તે કોઈક સમયે પોતાના રક્ષણની ઇચ્છા કરે, તોપણ તે રક્ષણ પામતો નથી.[12] ભયભીત થયેલા અને શરણે આવેલા પ્રાણીને જે મનુષ્ય શત્રુને આપી દે છે, તેને થયેલી સંતતિ નાનપણમાં જ મરી જાય છે, પિતૃઓ તેને ત્યાં વાસ કરતા નથી અને દેવો તેના હવ્ય સ્વીકારતા નથી.[13] ભયભીત અને શરણે આવેલા તેને જે મનુષ્ય શત્રુને હાથ સોંપી દે છે, તે અધમ હૃદયનો છે, તે મિથ્યા અન્ન જમે છે, તે તત્કાળ સ્વર્ગલોકમાંથી ભ્રષ્ટ થાય છે અને ઇંદ્રાદિ દેવો તેને વજ્રપ્રહાર કરે છે. આથી હે બાજ! આ હોલાના બદલામાં શિબિવંશી પુરુષો તારે માટે ચોખા સાથે રાંધેલું બળદનું માંસ લાવશે. તું જે પ્રદેશમાં ખૂબ રમતો હશે, તે પ્રદેશમાં તેઓ તને પહોંચાડશે.[14,15]

બાજ બોલ્યો: હે રાજન્! હું બળદનું માંસ માગતો નથી, તેમ આ હોલા કરતાં વધુ બીજું માંસ હું ઇચ્છતો નથી. બીજાં પક્ષીઓના અભાવથી દેવોએ આજે આ હોલાને જ મારા ભક્ષ્યરૂપે આપ્યો છે. તો તું તે મને આપી દે.[16]

રાજા બોલ્યો: મારા માણસો તારે માટે મારી પાસેથી ઊણપરાહત એકાદ આખલો કે વાંઝણી ગાય લઈ જશે અને એમ તેઓ આ ભયભીત હોલાને બદલે આપશે. સત્પુરુષો સાક્ષી તરીકે આ જોશે પણ, તું આ હોલાને ઘાત કરીશ નહિ.[17] હે બાજ! હું પ્રાણ આપીશ પણ આ હોલો નહિ આપું. આ હોલો સોમયુક્ત યજ્ઞની જેમ રક્ષણ કરવા યોગ્ય છે. તું તે નથી જાણતો શું? તો હે સૌમ્ય! તું આ સંબંધી ક્લેશ કરીશ નહિ. હું કોઈ પણ રીતે હોલો આપીશ નહિ.[18] હે બાજ! જે કર્મ કરવાથી શિબિવંશીઓ પ્રસન્ન થઈને મને ધન્યવાદો આપે છે અને જે કર્મ કરવાથી હું તારું પ્રિય જ કરું; તે તું મને કહે. તું જે કહેશે તે હું કરીશ.[19]

બાજ બોલ્યો: હે રાજન્! તારી જમણી જાંઘમાંથી આ હોલાના વજન જેટલું તું તારું માંસ કાપી આપ. આમ કરવાથી આ હોલાનું સારી રીતે રક્ષણ થશે અને શિબિવંશીઓ તારી સ્તુતિ કરશે. વળી આથી મારું પ્રિય પણ થશે.[20] આમ તે શિબિએ પોતાની જમણી જાંઘમાંથી માંસપેશી કાપી અને તેને તે ત્રાજવામાં મૂકી. ત્યારે હોલો માંસ કરતાં ભારે જ ઊતર્યો. રાજાએ વળી માંસપેશી કાપીને મૂકી, તોપણ હોલો વધુ વજનનો નીકળ્યો.[21] હવે રાજાએ પોતાના આખા શરીરનું માંસ ઉતારી ત્રાજવામાં મૂક્યું; છતાં ત્યારે પણ હોલો ભારે થયો. પછી રાજા પોતે જ ત્રાજવામાં બેઠો. આમ કરતાં રાજાને કશું દુઃખ થયું નહિ. આ વૃત્તાંત જોઈને બાજ કહ્યું: 'શિબિએ હોલાનું રક્ષણ કર્યું છે.' અને તરત જ તે અદૃશ્ય થઈ ગયો. હવે રાજાએ હોલાને કહ્યું.[22,23] 'હે કપોત! તું કોણ છે એ શિબિવંશીઓ ભલે જાણે. હે પક્ષી! હું તને પૂછું છું કે, એ બાજ કોણ હતો? ઈશ્વર વિના કોઈ આવું કરી શકે એમ નથી. હે ભગવન્! તમે આ પ્રશ્નનો ઉત્તર આપો.'[24]

હોલો બોલ્યો: હું ધુમાડારૂપી ધ્વજવાળો વૈશ્વાનર અગ્નિ છું અને તે બાજ એ વજ્રપાણિ શચીનાથ ઇંદ્ર હતો. હે સુરથાના પુત્ર! અમે બન્ને તારી શ્રેષ્ઠની બરાબર પરીક્ષા કરવાને તારી પાસે આવ્યા હતા.[25] હે રાજન્! મારા બદલામાં તલવારથી આ જે માંસપેશીઓ કાપીને આપી છે, એને જ હું તમારું કાચન-વર્ણું, મનોહર, પવિત્ર સુગંધવાળું અને કલ્યાણમય ચિહ્ન બનાવું છું.[26] આ સ્થાનને પડખેથી એક પુરુષ પાકશે-તે

આ પ્રજાઓનો પાલનહાર થશે, યશસ્વી થશે અને દેવો તથા ઋષિઓમાં અત્યંત માન પામશે. તેનું નામ કપોતરોમા રહેશે. આમ હે મહારાજ! તમે તમારા શરીરમાંથી બહાર આવેલો એ કપોતરોમા પુત્ર પામશો. તમે તેને સુરથાકુળમાં સર્વશ્રેષ્ઠ, આખલા જેવો કદાવર, શૂરવીર અને યશથી ઝગઝગતો જાણશો."[२७,२८]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'શિબિચરિત' નામનો અધ્યાય ૧૯૭ મો સમાપ્ત

## अध्याय १९८ मो

### ક્ષત્રિયમાહાત્મ્ય અને શિબિચરિત્ર

॥ वैशंपायन उवाच ॥

**भूय एव महाभाग्यं कथ्यतामित्यब्रवीत्पांडवो मार्कंडेयम् ॥ अथाचष्ट मार्कंडेयः ॥ अष्टकस्य वैश्वामित्रेरश्वमेधे सर्वे राजानः प्रागच्छन् ॥**

વૈશંપાયન બોલ્યા : યુધિષ્ઠિર પાંડવે માર્કંડેય મુનિને કહ્યું : 'તમે ક્ષત્રિય માહાત્મ્ય વિશે વધુ કહો.' ત્યારે માર્કંડેય બોલ્યા : 'વિશ્વામિત્રના પુત્ર અષ્ટકના અશ્વમેધમાં સર્વ રાજાઓ ગયા હતા.[१] એ અષ્ટકને પ્રતર્દન, વસુમના, અને ઉશીનરપુત્ર શિબિ એ ત્રણ ભાઈઓ હતા. યજ્ઞ સમાપ્ત થતાં તે પોતાના ભાઈઓ સાથે રથમાં જતો હતો, ત્યારે માર્ગમાં આવતા નારદજીને તેમણે અભિવંદન કર્યાં અને કહ્યું : 'આપ ભગવાન રથમાં બિરાજો.'[२] તેમને 'ભલે એમ' કહી નારદજી રથમાં બેઠા. હવે તેમનામાંના એક દેવર્ષિ નારદને કહ્યું : 'હું આપ ભગવાનને પ્રસન્ન કરીને કંઈક પૂછવા ઇચ્છું છું.'[३] ઋષિએ કહ્યું : 'ભલે પૂછો.' તેણે કહ્યું : 'અમે સર્વ આયુષ્માન છીએ અને સર્વ ગુણોથી સંપન્ન છીએ. આથી અમે ચારે ચિરકાળ સુધી રહેવા યોગ્ય એવા સ્વર્ગસ્થાનમાં જઈશું; પણ ત્યાંથી પહેલો કોણ હેઠે ઊતરશે?' ઋષિએ કહ્યું : 'આ અષ્ટક પ્રથમ નીચે ઊતરશે.' તેમણે પૂછ્યું : 'એનું શું કારણ?' ઋષિએ ખુલાસો કર્યો : 'હું અષ્ટકને ઘેર રહ્યો હતો. એક વાર તે મને રથમાં લઈ ગયો. ત્યાં મેં જુદા જુદા રંગની હજારો ગાયો જોઈ. મેં તેને પૂછ્યું : 'આ કોની ગાયો છે?' તેણે કહ્યું : 'એ તો મેં દાનમાં આપી દીધી છે.' આમ કહીને તેણે પોતાની સ્તુતિ કરી. આથી તે પહેલો નીચે આવશે.' પછી તે ભાઈઓએ પૂછ્યું : 'આમ ત્રણ સ્વર્ગમાં જશે તો તેમાંથી પહેલું કોણ હેઠળ ઊતરશે?' ઋષિએ કહ્યું : 'પ્રતર્દન ઊતરશે.' તેમણે પૂછ્યું : 'તેનું કારણ શું?' ઋષિએ કહ્યું : 'હું પ્રતર્દનને ઘેર પણ રહ્યો હતો. તે પણ મને રથમાં લઈ ગયો હતો.[४-६] હવે એક વાર એક બ્રાહ્મણે તેને યાચના કરી : 'મને એક ઘોડો આપો.' પ્રતર્દને બ્રાહ્મણને કહ્યું : 'હું ફરી આવીને તમને ઘોડો આપીશ.' બ્રાહ્મણે કહ્યું : 'ઝટ આપો.' તેણે કહ્યું : 'સારું, જલદી આપું છું.' આમ કહીને તેણે બ્રાહ્મણને જમણી બાજુનો ઘોડો છોડી આપ્યો.[७] હવે કોઈ બીજો બ્રાહ્મણ ઘોડો માગતો આવ્યો. તેને પણ એ જ પ્રમાણે કહીને તેણે ડાબી બાજુનો ઘોડો છોડી આપ્યો. આ પછી વળી એક બીજો બ્રાહ્મણ ઘોડો માગતો આવ્યો અને ઉતાવળ કરવા લાગ્યો. પ્રતર્દને તેને પણ ઝૂંસરી દૂર કરીને ડાબી બાજુનો ઘોડો આપ્યો. તે આગળ ચાલ્યો, તો વળી એક બ્રાહ્મણ આવીને ઘોડો માગવા લાગ્યો. પ્રતર્દને તેને કહ્યું : 'હું ઘેર પાછા વળતાં તને ઘોડો આપીશ.' બ્રાહ્મણે કહ્યું : 'મને તરત જ આપો.' એટલે

---

* उत्कृत्यापि स्वमांसानि दत्त्वा नाप्यपिल वपु ।
शिबि. कपोतमिव च त्रायेत शरणागतम् ॥

શિબિરાજાએ કપોતનું જેમ રક્ષણ કર્યું, તેમ પોતાના માંસને કાપીને અથવા આખું શરીર આપીને પણ શરણાગતનું રક્ષણ કરવું. —નીલકંઠ

તેણે ઘોડો આપી દીધો. પછી તે રથની ઝૂંસરી લઈ બોલ્યો : 'બ્રાહ્મણોને યોગ્યાયોગ્યનો કશો વિચાર જ નથી ને ?' આમ જે દાન આપે છે, છતાં અદેખાઈ કરે છે, તે સ્વર્ગથી પડે છે. પ્રતર્દને આવું કહ્યું હતું, તેથી તે દેદે ઊતરશે.' પછી તે ભાઈઓએ પૂછ્યું : 'જે બે સ્વર્ગમાં જશે, તેમાંથી કોણ પહેલું નીચે આવશે ?' ઋષિએ કહ્યું : 'વસુમના નીચે આવશે.[૯–૧૧] તેમણે પૂછ્યું : 'શું કારણ ?' ત્યારે નારદે કહ્યું : 'હું ફરતો ફરતો એકવાર વસુમનાને ઘેર ગયો હતો. ત્યારે પુષ્પરથને નિમિત્તે સ્વસ્તિવાચન થઈ રહ્યું હતું. હું રાજા પાસે ગયો. બ્રાહ્મણો સ્વસ્તિવાચન કરી રહ્યા, એટલે તે રથ બ્રાહ્મણોને બતાવવામાં આવ્યો.[૧૨,૧૩] ત્યાં મેં તે રથની પ્રશંસા કરી. ત્યારે રાજા બોલ્યો : 'આપ ભગવાને રથની સ્તુતિ કરી છે. એ આપનો જ—આપ ભગવાનનો જ રથ છે. વળી એક બીજી વાર હું તેને ત્યાં જઈ ચડ્યો. તે વખતે પણ રથનું નિમિત્ત હતું. રાજાએ ત્યારે પણ કહ્યું : 'આ રથ સરસ છે, એ આપ ભગવાનનો જ છે.' વળી મેં ત્રીજી વાર સ્વસ્તિવાચન કર્યું. એટલે રાજાએ બ્રાહ્મણોને રથ બતાવતાં મારી સામે જોઈને મને કહ્યું : 'આપ ભગવાનને પુષ્પરથનાં સ્વસ્તિવાચન સારી રીતે કર્યાં છે.' આમ મને રથ આપ્યા વિના તેણે મારી સ્તુતિ કરી દ્રોહવચન કહ્યાં છે, તેથી તે નીચે પડશે.[૧૪,૧૫] પછી તે ભાઈઓએ પૂછ્યું : 'તો હવે સ્વર્ગે કોણ જશે અને કોણ ત્યાંથી નીચે ઊતરશે ?' નારદે કહ્યું : 'શિબિ સ્વર્ગમાં જશે અને હું અહીં પૃથ્વી ઉપર ઊતરીશ.' તેમણે પૂછ્યું : 'કારણ શું ?' ઋષિએ કહ્યું : 'આ હું શિબિની સમાન નથી. કેમ કે કોઈ એક બ્રાહ્મણે એને કહ્યું : 'હે શિબિ ! મારે અન્ન જોઈએ છે.' શિબિએ તેને કહ્યું : 'કહો, શું કરું ? આપ આજ્ઞા આપો.[૧૬,૧૭] ત્યારે બ્રાહ્મણે તેને કહ્યું : 'આ તારો બૃહદ્ગર્ભ નામે પુત્ર છે, તેને તું આજે મારી નાખ. તેને સમારીને ભોજન તૈયાર કર. ત્યાં સુધી હું વાટ જોઈશ.' પછી શિબિએ તે પુત્રને મારી નાખ્યો, તેના માંસને સમાર્યું, તેને વિધિપૂર્વક રાંધ્યું અને થાળીમાં પીરસ્યું. માથે થાળી લઈને તે બ્રાહ્મણને ખોળવા નીકળ્યો.[૧૮] તે આ પ્રમાણે બ્રાહ્મણને ખોળતો હતો, ત્યારે કોઈકે તેને કહ્યું : 'પેલો બ્રાહ્મણ તો નગરમાં પ્રવેશીને તમારા ઘરને, ખજાનાને, આયુધભંડારને, રાણીવાસને, અશ્વશાળાને તથા હાથીખાનાને બાળી રહ્યો છે અને ક્રોધે ભરાયો છે.' આમ છતાં શિબિના મુખવર્ણમાં કશી વિકૃતિ ન આવી. નગરમાં જઈને તે તે બ્રાહ્મણને કહેવા લાગ્યો : 'હે ભગવન્ ! ભોજન તૈયાર છે.' બ્રાહ્મણ કશું જ બોલ્યો નહિ, તે તો વિસ્મયથી મોં નીચે રાખી રહ્યો.[૧૯,૨૦] પછી રાજાએ બ્રાહ્મણને વિનવણી કરી : 'હે ભગવન્ ! તમે જમો.' તેણે ઘડી ઊંચું જોઈ શિબિને કહ્યું : 'તું પોતે જ તે ભોજન જમ.' શિબિએ ઉત્તર આપ્યો : 'ભલે એમ કરીશ.' હવે બ્રાહ્મણનાં વચનને માન આપી, શિબિએ મનને જરા પણ દુભાવ્યા વિના તે થાળી ઉપરની ખોપરી ઉઘાડી અને અંદરનું ભોજન જમવા ઇચ્છા કરી.[૨૧,૨૨] તે વખતે પેલા બ્રાહ્મણે તેનો હાથ ઝાલી લીધો અને એને કહ્યું : 'તેં ક્રોધને જીત્યો છે. બ્રાહ્મણને ખાતર ન આપવા જેવું કશું જ તારી પાસે નથી.' આમ તે બ્રાહ્મણે પણ એ મહાભાગ શિબિનું સન્માન કર્યું. પછી રાજાએ ઊંચે જોયું, તો તેણે ઉત્તમ સુગંધવાળા અને અલંકારોથી સજેલા પોતાના દેવકુમાર જેવા દીકરાને સામે ઊભેલો જોયો. આ પ્રમાણે આ સર્વ ઘટના કરીને તે બ્રાહ્મણ ત્યાં અંતર્ધાન પામ્યો.[૨૩,૨૪] સાક્ષાત્ બ્રહ્મા આ બ્રાહ્મણવેષે તે રાજર્ષિની પરીક્ષા કરવા

આવ્યા હતા. તે અંતર્ધાન થયા પછી અમાત્યોએ શિબિરાજને પૂછ્યું : 'તમે શું મેળવવાની ઇચ્છાથી આ પ્રમાણે જાણી-બૂઝીને કર્યું ?'[૨૫]

શિબિ બોલ્યો : 'હું દાન આપું છું તે કાંઈ યશને માટે નથી, ધનને અર્થે નથી, તેમ ભોગતૃષ્ણાની ખાતર પણ નથી. પાપીઓ આ માર્ગે જઈ શકતા નથી, એમ જાણીને જ હું આ બધું કરું છું. સત્પુરુષોએ જેનું નિત્ય સેવન કર્યું હોય, તે જ પ્રશંસાપાત્ર છે. આથી મારી બુદ્ધિ પ્રશંસાપાત્ર કાર્યોનો જ આશ્રય લે છે.' આ શિબિનું શ્રેષ્ઠ માહાત્મ્ય છે. મેં આ તેની પાસેથી જ સારી રીતે જાણ્યું છે.[૨૬,૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'રાજન્યમહાભાગ્યમાં શિબિચરિત્ર' નામનો અધ્યાય ૧૯૮મો સમાપ્ત

## अध्याय १९९मो

### ઇંદ્રદ્યુમ્નનું આખ્યાન

॥ वैशंपायन उवाच ॥

**मार्कंडेयमृषयः पांडवाः पर्यपृच्छन्नस्ति कश्चिद्भवतश्चिरजाततर इति ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : ઋષિઓ તથા પાંડવોએ માર્કંડેયને ફરી પૂછ્યું : 'તમારાથી પણ કોઈ આગળનો જન્મેલો પુરુષ હશે કે?'[૧] માર્કંડેયે તેમને કહ્યું : 'હા, ઇંદ્રદ્યુમ્ન નામે એક રાજર્ષિ એવો છે. પુણ્ય ક્ષીણ થવાથી તે સ્વર્ગલોકમાંથી ભ્રષ્ટ થયો હતો. તેને વિચાર આવ્યો : શું મારી કીર્તિ પણ સાફ થઈ ગઈ હશે ? તે મારી આગળ આવ્યો અને અને પૂછવા લાગ્યો : 'તમે મને ઓળખો છો કે ?' મેં તેને કહ્યું : 'જપાદિ પુણ્યકાર્યોમાં પ્રવૃત્તિમયતાને લીધે અમે કોઈ એક ઘર કરીને રહેતા નથી. તીર્થાટનમાં અમે ગામમાં માત્ર એક રાત જ રહીએ છીએ. ઉપવાસાદિથી થયેલા દેહતાપને લીધે અમે અમારાં પોતાનાં કાર્યોનાં અનુષ્ઠાનને પણ જાણતા નથી. તેમ અમે કાર્યનો આરંભ સુધ્ધાં કરતા નથી. પણ હિમાલયમાં પ્રાવારકર્ણ નામે એક ઘુવડ રહે છે. તે મારાથી પણ આગળ જન્મ્યો છે. કદાચ તે તમને ઓળખી શકે. હિમાલય અહીંથી ઘણો દૂર છે. ત્યાં તે ઘુવડ રહે છે.' પછી ઇંદ્રદ્યુમ્ન પોતે અશ્વ થયો. જ્યાં ઘુવડ રહેતો હતો ત્યાં તે મને લઈ ગયો. રાજાએ એ ઘુવડને પૂછ્યું : 'તું મને ઓળખે છે ને ?'[૨-૫] તે ઘુવડે બે ઘડી વિચાર કરીને એને કહ્યું : 'હું તમને ઓળખતો નથી.' ઘુવડે આ પ્રમાણે કહ્યું, ત્યારે રાજર્ષિ ઇંદ્રદ્યુમ્ને તેને ફરી પૂછ્યું : 'તમારાથી પણ આગળ જન્મ્યું હોય એવું કોઈ છે કે ?' રાજાએ આ પ્રમાણે કહ્યું, ત્યારે ઘુવડે ઉત્તર આપ્યો : 'ઇંદ્રદ્યુમ્ન નામે એક સરોવર છે. તેમાં નાડીજંઘ નામે એક બગલો રહે છે. તે મારાથી પણ આગળ જન્મ્યો છે. તમે તેને પૂછજો.' પછી ઇંદ્રદ્યુમ્ન મને તેમ જ ઘુવડને લઈને તે સરોવરે ગયો—ત્યાં પેલો નાડીજંઘ નામનો બગલો હતો.[૬,૭] અમે તે બગલાને પૂછ્યું : 'તમે ઇંદ્રદ્યુમ્ન રાજાને ઓળખો છો કે?' બે ઘડી વિચાર કરીને તેણે કહ્યું : 'હું ઇંદ્રદ્યુમ્ન રાજાને જાણતો નથી.' પછી અમે તેને પૂછ્યું : 'તમારાથી પણ કોઈ આગળ જન્મેલો છે ખરો ?' તેણે અમને ઉત્તર આપ્યો : 'હા છે જ. આ જ સરોવરમાં અકૂપાર નામે એક કાચબો રહે છે. તે મારા કરતાં પણ આગળ જન્મ્યો છે. તે કદાચ આ રાજાને ઓળખે પણ ખરો ! માટે તમે એ અકૂપારને પૂછો.'[૮] હવે તે બગલાએ અકૂપાર કાચબાને વિનતિ કરી : 'અમે તમને કંઈક વાત પૂછવા ઇચ્છીએ છીએ, તો તમે સુખેથી બહાર આવો.' આ સાંભળીને તે કાચબો તે સરોવરમાંથી બહાર નીકળ્યો અને અમે જ્યાં ઊભા હતા, ત્યાં આવી પહોંચ્યો. આ પ્રમાણે સરોવરતીરે

આવેલા તે કાચબાને અમે પૂછ્યું : 'તમે ઇંદ્રદ્યુમ્ન રાજાને ઓળખો છો કે ?'[૯] તે ધીવર વિચારમાં પડ્યો. ત્યાં તો તેની આંખો આંસુથી ઊભરાઈ આવી અને તેનું હૃદય ધડકવા લાગ્યું; તેનું શરીર કંપી ઊઠયું અને જાણે કે તેનું ભાન જતું રહ્યું. હાથ જોડીને તે બોલ્યો : 'હું એ ઇંદ્રદ્યુમ્નને કેમ ન ઓળખું ? એણે જ આ લોકમાં હજારો વાર અગ્નિચયન માટે યજ્ઞસ્તંભો રોપ્યા હતા.[૧૦] આ સરોવર પણ તેણે દક્ષિણામાં આપેલી ગાયોના ફરવાહરવાથી બન્યું છે. હું અહીં જ રહું છું.' હવે કાચબાએ કહેલું આ સકળ વૃત્તાંત સાંભળ્યા પછી દેવલોકમાંથી એક દેવરથ આવીને પ્રકટ થયો. તે વખતે ઇંદ્રદ્યુમ્ન પ્રત્યે આકાશવાણી સંભળાઈ : 'તું સ્વર્ગને યોગ્ય છે. તું તારા યોગ્ય સ્થાને જા. તું કીર્તિમાન છે, તું સ્વસ્થચિત્તે ત્યાં સ્વર્ગમાં જા.'[૧૧,૧૨] આ વિશે નીચેના શ્લોકો છે : મનુષ્યનાં પુણ્યકર્મની કીર્તિ જ્યાં સુધી પૃથ્વી અને સ્વર્ગમાં ગવાય છે, ત્યાં સુધી તે મનુષ્ય સ્વર્ગમાં રહે છે.[૧૩] જે કોઈ પ્રાણીની આ લોકમાં અપકીર્તિ થાય છે, તે પ્રાણી જ્યાં સુધી તે અપકીર્તિ રહે છે ત્યાં સુધી અધમ લોકોમાં પડ્યો રહે છે.[૧૪] આથી માણસે અનંત સુખને માટે હંમેશાં કલ્યાણમય આચરણ રાખવું જોઈએ, મનને પાપી વિચારોથી મુક્ત રાખવું જોઈએ અને ધર્મનો જ આશ્રય રાખવો જોઈએ.[૧૫] હવે ઉપરની આકાશવાણી સાંભળીને તે રાજાએ કહ્યું : 'હું આ બે વૃદ્ધોને તેમને યોગ્ય સ્થાને પહોંચાડી આવું, ત્યાં સુધી તું અહીં ઊભો રહેજે. આમ મને તથા પ્રાવારકર્ણ ઘુવડને યથાયોગ્ય સ્થાને પહોંચાડ્યા પછી તે ઇંદ્રદ્યુમ્ન તે જ દેવરથમાં બેસી યથોચિત સ્થાને ગયો. ચિરંજીવ હોવાથી હું આવો અનુભવ પામ્યો હતો.'[૧૬,૧૭] આ પ્રમાણે માર્કંડેયે પાંડવોને કહ્યું, ત્યારે પાંડવો બોલ્યા : 'તમે સ્વર્ગથી નીચે પડેલા ઇંદ્રદ્યુમ્ન રાજાને પાછો પોતાના સ્વર્ગસ્થાને પહોંચાડ્યો, એ ઘણું સરસ કર્યું.' હવે માર્કંડેયે તેમને કહ્યું : 'આ દેવકીનંદન શ્રીકૃષ્ણે પણ નરકમાં ડૂબી રહેલા રાજર્ષિ નૃગનો તે મહાદુઃખમાંથી ઉદ્ધાર કર્યો હતો અને તેને ફરીથી સ્વર્ગે પહોંચાડ્યો હતો.'[૧૮]*

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'ઇંદ્રદ્યુમ્નોપાખ્યાન' નામનો અધ્યાય ૧૯૯મો સમાપ્ત

# अध्याय २००मो

## દાનનું માહાત્મ્ય

॥ वैशम्पायन उवाच ॥

श्रुत्वा स राजा राजर्षिरिंद्रद्युम्नस्य तत्तदा ।
मार्कंडेयान्महाभागात्स्वर्गस्य प्रतिपादनम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે મહાભાગ્યશાળી માર્કંડેયને મુખેથી યુધિષ્ઠિરરાજા રાજર્ષિ ઇંદ્રદ્યુમ્નને ફરી થયેલી સ્વર્ગપ્રાપ્તિ વિશેનો વૃત્તાંત સાંભળ્યા પછી, હે મહારાજ ! યુધિષ્ઠિરે તે મુનિને ફરીથી પૂછ્યું : 'હે મહામુનિ ! પુરુષ કેવી અવસ્થાઓમાં દાન આપવાથી ઇંદ્રલોકમાં જાય છે ? તે તમે મને કહો. માણસ ગૃહસ્થાશ્રમમાં, બાળપણમાં, યુવાવસ્થામાં અથવા વૃદ્ધવયમાં દાનનું ફળ કેવી રીતે ભોગવે છે, તે મને કહો.'[૧–૩]

માર્કંડેય બોલ્યા : ચાર પ્રકારના જન્મ વૃથા છે અને સોળ પ્રકારનાં દાન વૃથા છે. જેને પુત્ર નથી તેનો જન્મ વૃથા છે, જે ધૈર્યથી રહિત છે તેનો જન્મ વૃથા છે, જે પરઘરનાં ભોજન જમે છે, તેનો જન્મ વૃથા છે અને જે માત્ર પંડને જ

---

* यावत्कीर्तिरकीर्तिर्वा तावत्स्वर्नरकेऽथवा ।
पुमानस्तीति जानीयादिंद्रद्युम्ननिदर्शनात् ॥

જ્યાં સુધી પુરુષની કીર્તિ અથવા અપકીર્તિ આ લોકમાં ગવાય છે, ત્યાં સુધી તે પુરુષ અનુક્રમે સ્વર્ગમાં અથવા નરકમાં છે, એમ આ ઇંદ્રદ્યુમ્નના દૃષ્ટાંતથી જાણવું. —ગણેશ

ખાતર રાંધે છે તથા દેવાદિને અર્પણ કર્યા વિના જમે છે, તેનો જન્મ વૃથા છે. આ પ્રમાણે ચાર પ્રકારના જન્મો વૃથા કહ્યા છે.[૪,૫] આરૂઢપતિત (આજીવન બ્રહ્મચર્ય, સંન્યાસ કે વાનપ્રસ્થ સ્વીકારી પાછો ગૃહસ્થાશ્રમી થનાર) બ્રાહ્મણને આપેલું દાન વૃથા છે, અન્યાયથી મેળવેલા દ્રવ્યનું દાન આપવું તે વૃથા છે, પતિતને આપેલું દાન વૃથા છે, તેમ ચોર બ્રાહ્મણને આપેલું દાન વૃથા છે. વળી અસત્યવાદી ગુરુને, પાપીને, કૃતઘ્નીને, ગામેતીને, વેદ વેચનાર શૂદ્રને અને યજ્ઞ કરાવનારને દાન આપવું વ્યર્થ છે. તેમ જ ધર્માચારરહિત અધમ બ્રાહ્મણને, શૂદ્ર સ્ત્રીના પતિને, સ્ત્રીજનોને, સાપ પકડનારાને અને સેવાચાકરી કરનારાઓને જે દાન આપવામાં આવે તે ફોગટ છે. માણસ તમોગુણથી ઘેરાઈને ભયથી અને ક્રોધથી જે દાન આપે છે, તેનું સર્વ ફળ તે માણસ સર્વદા ગર્ભમાં રહીને પામે છે. પણ મનુષ્ય બ્રાહ્મણોને જે દાન આપે છે, તેનું ફળ વૃદ્ધાવસ્થામાં ભોગવે છે. આથી હે રાજન્! મનુષ્યે સ્વર્ગમાર્ગને જીતવાની ઇચ્છાથી સર્વ દાનો સર્વ અવસ્થામાં બ્રાહ્મણોને જ આપવાં.[૬-૧૧]

યુધિષ્ઠિર બોલ્યા : ચારે વર્ણોનું દાન લેનારા બ્રાહ્મણો કયા વિશેષ કર્મથી તરે છે અને તારે છે?[૧૨]

માર્કંડેય બોલ્યા : બ્રાહ્મણો જપ, મંત્ર, હોમ અને વેદાધ્યયનથી વેદરૂપી નાવ તૈયાર કરે છે અને પોતે તરે છે તેમ બીજાઓને પણ તારે છે. જે માણસ બ્રાહ્મણોને સંતોષે છે, તેના ઉપર દેવો પ્રસન્ન થાય છે. બ્રાહ્મણોના વચનથીયે તે સ્વર્ગલોક પામી શકે છે. પિતૃઓ અને દેવતાઓની પૂજાથી તેમ જ બ્રાહ્મણોની સેવાઅર્ચનાથી તમે અક્ષય પુણ્યલોકમાં જશો એ વિશે સંશય નથી.[૧૩-૧૫] જેને પવિત્ર સ્વર્ગમાં જવાની ઇચ્છા હોય, તે માણસ આખું શરીર કફથી ઘેરાઈ ગયું હોય, તેના મરણની ઘડીઓ ગણાતી હોય અને તેનું ભાન પણ ચાલી જતું હોય તે વખતે પણ બ્રાહ્મણોનું પૂજન કરે.[૧૬] શ્રાદ્ધ સમયે તો અનિંદિત બ્રાહ્મણોને જતનપૂર્વક જમાડવા. તે પ્રસંગે ભૂંડા વર્ણવાળા, ખરાબ નખવાળા, કોઢવાળા, છળકપટ કરનારા, કુંડ (પતિ જીવતાં સ્ત્રીને વ્યભિચારથી થયેલા) પ્રકારના, ગોલક (વૈધવ્ય આવતાં સ્ત્રીને પરપુરુષથી થયેલા) જાતના અને પીઠે બાણ રાખી ક્ષત્રિયવૃત્તિથી રહેનારા એ સર્વ બ્રાહ્મણોનો પ્રયત્નપૂર્વક ત્યાગ કરવો. કેમ કે જે શ્રાદ્ધ આ પ્રમાણે નિંદાય છે, તે જેમ અગ્નિ ઇંધણાંને બાળે છે તેમ તેના કર્તાને ભસ્મ કરે છે. મૂંગા, આંધળા અને બહેરા વગેરે જે જે બ્રાહ્મણોને શ્રાદ્ધમાં જમાડવાનો નિષેધ છે, તે સર્વને પણ યોગ્ય બ્રાહ્મણોને અભાવે વેદપારંગત બ્રાહ્મણોની સાથે ભોજન આપી શકાય.[૧૭-૧૯] હવે હે યુધિષ્ઠિર! દાન કોને આપવું તે સાંભળો. જે શક્તિમાન બ્રાહ્મણ પોતાને તથા દાતાને તારે છે તેને જ સર્વ શાસ્ત્રોના જાણકારે દાન આપવું જોઈએ. જે પોતાને તેમ જ દાતાને તારી શકે છે, તે જ શક્તિમાન છે.[૨૦,૨૧] હે પાર્થ! અતિથિને ભોજન આપ્યાથી અગ્નિઓ જેટલા પ્રસન્ન થાય છે, તેટલા પ્રસન્ન તેઓ હવિના હોમોથી, પુષ્પોથી અને ચંદનલેપોથી થતા નથી.[૨૨] આથી તમે અતિથિઓને સર્વપ્રયત્ને ભોજન આપવાનો યત્ન કરજો. હે રાજન્! જે મનુષ્યો અતિથિઓને પગ ધોવાનું પાણી આપે છે, પગે ચોપડવાનું ઘી આપે છે, દીવો આપે છે, અન્ન આપે છે અને ઉતારો આપે છે, તે યમરાજને ત્યાં જતો નથી. હે નૃપોત્તમ! દેવનિર્માલ્ય ફૂલો ઉતારવાં, બ્રાહ્મણોની જમ્યા પછીની જગા સાફ કરવી, બ્રાહ્મણોનું ગંધાદિથી પૂજન કરવું અને બ્રાહ્મણોનાં અંગોની ચંપી કરવી, એ પ્રત્યેક કાર્ય ગોદાન કરતાં પણ વિશેષ છે. કપિલા ગાયનું દાન આપ-

વાથી માણસ મુક્ત થાય છે, તે વિશે સંશય નથી. આથી મનુષ્યે બ્રાહ્મણને શણગારેલી કપિલા ગાય આપવી.[૨૩-૨૬] હે ભારત! તે ગાય શ્રોત્રિય, દરિદ્ર, ગૃહસ્થાશ્રમી, અગ્નિહોત્રી, પુત્ર તથા પત્નીના પોષણભારથી દબાયેલા અને ઉપકાર ન કરનારા એવા બ્રાહ્મણોને આપવી. તે સમૃદ્ધ બ્રાહ્મણોને ન આપવી. હે ભરતશ્રેષ્ઠ! સમૃદ્ધિથી ભરેલાઓને દાન આપવાથી શો લાભ મળે?[૨૭,૨૮] વળી એકને એક જ ગાય આપવી, ક્યારે પણ ઘણા વચ્ચે એક ગાય ન આપવી. કેમકે તે ગાય જો વેચવામાં આવે છે, તો તે દાતાના કુળની ત્રણ પેઢીને ડુબાડે છે. તે ગાય નથી દાતાને તારતી, તેમ નથી તે બ્રાહ્મણને તારતી. જે મનુષ્ય એક તોલો શુદ્ધ સુવર્ણ દાનમાં આપે છે, તે સો તોલા સુવર્ણ આપ્યાનું અક્ષય ફળ પામે છે. જે માણસ ઝૂંસરી વહી શકનારા બળવાન બળદનું દાન કરે છે, તે સંકટો તરી જાય છે અને સ્વર્ગલોકમાં જાય છે.[૨૯-૩૧] જે મનુષ્ય વિદ્વાન બ્રાહ્મણને ભૂમિનું દાન કરે છે, તે દાતાની સર્વ ઇચ્છિત કામનાઓ પૂર્ણ થાય છે, પૃથ્વીમાં સૌ પુરુષો એ દાતાને પૂછે છે અને એનો જશ ગાય છે. માર્ગે ચાલીચાલીને જેમનાં અંગો શિથિલ થયાં છે અને જેમને પગે ધૂળનાં પડો બાઝ્યાં છે, તેવા લોથપોથ થયેલા વટેમાર્ગુઓને જે શાણો માણસ અન્નનું સ્થાન બતાવે છે, તે માણસ પણ નિઃસંશય અન્નદાતા સમાન જ કહેવાય છે. આથી બીજાં સર્વ દાનોને દૂર રાખીને તમે અન્નદાન જ આપો.[૩૨-૩૫] એના જેવું અલૌકિક પુણ્યફળ આપનારું આ લોકમાં બીજું કશું જ નથી. જે મનુષ્ય સ્વચ્છ રાંધેલું અન્ન બ્રાહ્મણોને શક્તિ પ્રમાણે આપે છે, તેએ દાનકર્મથી પ્રજાપતિના લોકને પામે છે. અન્ન જ સર્વશ્રેષ્ઠ છે, અન્નથી કોઈ કશું જ ચડિયાતું નથી. અન્નને પ્રજાપતિ કહ્યો છે. વળી તે સંવત્સર મનાયું છે. તે સંવત્સર યજ્ઞ છે અને સર્વ કાંઈ યજ્ઞને વિશે રહ્યું છે. ચર અને અચર સર્વ ભૂતો એ યજ્ઞમાંથી પ્રકટે છે. આથી અન્ન જ સર્વથી શ્રેષ્ઠ છે, એવી ખ્યાતિ છે. જેઓ અતાગ જળભર્યાં તળાવો, વાવો તથા કૂવાઓ કરાવે છે, જેઓ વિશ્રામસ્થાનો બંધાવે છે, જેઓ અન્નનું દાન કરે છે અને જેઓ મધુર વાણી બોલે છે, તેઓ યમની વાત પણ સાંભળતા નથી.[૩૬-૪૦] જે મનુષ્ય શ્રમપૂર્વક રળેલા ધન વડે એકઠા કરેલા ધાન્યનું સુશીલ વિપ્રને દાન કરે છે, તેના ઉપર વસુંધરા અત્યંત પ્રસન્ન થાય છે અને જાણે કે તેના ઉપર ધનની વૃષ્ટિ વરસાવે છે. પ્રથમ અન્નદાતા સ્વર્ગે જાય છે, પછી સત્યવાદી સ્વર્ગે જાય છે અને તે પછી વગરમાગ્યે દાન દેનાર સ્વર્ગે જાય છે. આ પ્રમાણે ત્રણે જણ એક જ સ્થાને જાય છે.[૪૧,૪૨]

વૈશંપાયન બોલ્યા: નાનાભાઈઓ સાથે કુતૂહલવશ થયેલા યુધિષ્ઠિરે મહાત્મા માર્કંડેયને ફરીથી પૂછ્યું: 'હે મહામુનિ! યમલોક અને મનુષ્યલોકની વચ્ચે કેટલું અંતર છે? યમલોકનો માર્ગ કેવો છે? તેનું પ્રમાણ કેટલું છે? તેનો પ્રકાર શો છે? મનુષ્યો શા ઉપાયથી તેને પાર કરે છે? આ બધું તમે મને કહો.[૪૩,૪૪]

માર્કંડેય બોલ્યા: હે ધાર્મિકશ્રેષ્ઠ! તમે પૂછેલો પ્રશ્ન સૌથી વધારે ગૂઢ છે, પવિત્ર છે અને ઋષિઓએ પ્રશંસા કરેલો છે. હે રાજન્! હું તમને તેનો ઉત્તર આપીશ. હે નરપતિ! યમલોક અને મનુષ્યલોકની વચ્ચે છયાશી હજાર યોજનનું છેટું છે.[૪૫,૪૬] ત્યાં શૂન્ય આકાશ છે. તે માર્ગ પાણી વિનાનો અને ભયંકર છે. તે અરણ્ય જેવો દેખાય છે. ત્યાં વૃક્ષોની છાયા નથી, પીવાને પાણી નથી અને પગ વાળવાનાં સ્થાનક નથી, કે વાટમાં દૂખળો પડેલો અને થાકથી લોથ થયેલો મનુષ્ય ત્યાં વિશ્રાંતિ લઈ શકે. પૃથ્વીમાં જે પુરુષો, સ્ત્રીઓ

તેમજ બીજા જીવ નામધારીઓ છે, તે સૌને યમના આજ્ઞાકારી દૂતો બળપૂર્વક આ માર્ગે લઈ જાય છે. હે રાજન્! જે મનુષ્યે બ્રાહ્મણોને જાતજાતનાં અને ઉત્તમ પ્રકારનાં અશ્વ આદિ વાહનો આપ્યાં હોય છે, તે મનુષ્ય તે તે વાહનોથી એ માર્ગે સુખપૂર્વક જાય છે. જેમણે છત્રીનું દાન કર્યું હોય છે, તેઓ છત્રીથી તાપને રોકતા જાય છે; જેમણે અન્નદાન આપ્યાં હોય છે, તેઓ ત્યાં તૃપ્ત રહે છે; પણ જેમણે અન્નદાન આપ્યાં હોતાં નથી, તેઓ ત્યાં અતૃપ્ત રહે છે. વસ્ત્રદાન કરનારાઓ ત્યાં વસ્ત્ર સાથે જાય છે, ત્યારે વસ્ત્રનું દાન ન કરનારાઓ ત્યાં વસ્ત્રવિના જાય છે.[૪૭-૫૧] સુવર્ણનું દાન કરનારાઓ અલંકારો પહેરીને ત્યાં સુખરૂપ જાય છે. ભૂમિનું દાન કરનારાઓની સર્વ કામનાઓ પૂરી થઈને ત્યાં સુખથી જાય છે.[૫૨] ધાન્યનું દાન કરનારા પુરુષો ત્યાં વગરક્લેશે જાય છે. ઘરનું દાન કરનારા મનુષ્યો ત્યાં વિમાનોમાં બેસીને સુખપૂર્વક જાય છે. જળનું દાન કરનારા મનુષ્યો જરા પણ તરસથી ન પીડાતાં ત્યાં પ્રસન્ન મનથી જાય છે. દીપનું દાન કરનારા મનુષ્યો માર્ગને અજવાળતા ત્યાં સુખ સાથે જાય છે. ગોદાન આપનારાઓ સર્વ પાપોથી મુક્ત થઈને ત્યાં સુખેથી જાય છે. એક માસના ઉપવાસ રાખનારાઓ હંસોવાળાં વિમાનોમાં બેસીને ત્યાં જાય છે.[૫૩-૫૫] તેજ રીતે છ રાતના ઉપવાસ કરનારાઓ મોરવાળાં વિમાનોમાં બેસી ત્યાં જાય છે. હે પાંડવ! જે મનુષ્ય એકટાણાં રાખી ત્રણ રાત વિતાવે છે અને વચ્ચે કશું ખાતો નથી, તે અક્ષય લોક પામે છે. પાણીમાં દિવ્ય ગુણો રહ્યા છે અને તે યમલોકમાં સુખ આપનાર છે. જલદાન કરનારાઓ માટે ત્યાં પુષ્પોદકા નામે નદી છે. તેમાં તેઓ શીતળ અને અમૃત જેવું પાણી પીએ છે.[૫૬-૫૮] પણ જેઓ દુષ્ટ કર્મ કરનારા છે, તેમને માટે તે નદી પરુની થઈ જાય છે. આ પ્રમાણે હે મહારાજ! તે નદી સર્વ ઇચ્છાઓ પૂરી કરનારી છે. આથી હે રાજેંદ્ર! તમે પણ એ બ્રાહ્મણોનું વિધિપૂર્વક પૂજન કરો. માર્ગમાં થાકી ગયેલા અંગવાળો અને રસ્તે ધૂળથી ખરડાઈ ગયેલો વટેમાર્ગુ અન્નની આશાએ અન્નદાતાનું ઘર પૂછતો આવે છે, તો તે અતિથિ બ્રાહ્મણને તમારે પ્રયત્નપૂર્વક સત્કારવો. એમ આવેલા એ અતિથિને ઇંદ્રાદિ દેવો અનુસરે છે. એ અતિથિનું પૂજન કરવામાં આવે છે, ત્યારે તે દેવો પ્રસન્ન થાય છે. પણ તેનો સત્કાર કરવામાં આવે નહિ, તો તે દેવો નિરાશ થઈને ચાલ્યા જાય છે.[૫૯-૬૨] આથી હે રાજેંદ્ર! તમે પણ આ અતિથિની યથાવિધિ સેવા કરો. આ મેં તમને સો વાર કહ્યું છે. હવે વધુ શું સાંભળવા ઇચ્છો છો?[૬૩]

યુધિષ્ઠિર બોલ્યા : હે ધર્મજ્ઞ! તમે જે ધર્મમય અને પુણ્યમય કથા કહો છો, તે હે વિભુ! હું ફરીફરીને સાંભળવા ઇચ્છું છું.[૬૪]

માર્કંડેય બોલ્યા : હવે હે મહારાજ! હું સર્વ પાપોને હરનારી બીજા પ્રકારની ધર્મવિષયક કથા કહું છું. તમે સતત ધ્યાન રાખીને તે સાંભળો.[૬૫] હે ભરતશ્રેષ્ઠ! મોટા પુષ્કરમાં કપિલા ગાયનું દાન કરવાથી જે ફળ મળે છે, તે જ ફળ બ્રાહ્મણોના પગ ધોવાથી મળે છે. પૃથ્વી જ્યાં સુધી બ્રાહ્મણના ચરણથી ભીની રહે છે, ત્યાં સુધી પિતૃઓ કમળપત્રથી જળપાન કરે છે.[૬૬,૬૭] બ્રાહ્મણને સ્વાગત આપવાથી અગ્નિઓ તૃપ્ત થાય છે, તેને આસન આપવાથી ઇંદ્ર પ્રસન્ન થાય છે, તેના પગ ધોવાથી પિતૃઓ તૃપ્ત થાય છે અને તેને અન્ન આપવાથી પ્રજાપતિ સંતુષ્ટ થાય છે.[૬૮] ગાયને વાછરડું આવતું હોય અને એ વાછરડાનું માથું તથા પગ બહાર દેખાતા હોય, તે જ વખતે સાવધતાથી અને પ્રયત્નપૂર્વક તે ગાયનું બ્રાહ્મણને દાન કરવું

જોઈએ.[૬૯] કેમ કે વાછરડું જ્યાં સુધી ગાયની યોનિમાં જ જણાય છે અને જ્યાં સુધી ગાય એ ગર્ભને પ્રસવ આપતી નથી, ત્યાં સુધી તે ગાયને પૃથ્વીરૂપ જાણવી.[૭૦] હે યુધિષ્ઠિર! તે ગાયને અને વાછરડાને જેટલાં રુવાંટાં હોય છે, તેટલા હજાર યુગ સુધી એ દાતા સ્વર્ગલોકમાં મહિમા પામે છે. હે ભારત! જે મનુષ્ય કાળી ગાયને સોનાના નાકથી તથા સોનાની ખરીથી મઢે છે, તેને સર્વ રત્નોથી શણગારે છે અને તલના ઢગલામાં ઢાંકી તેનું દાન કરે છે તે દાતા ઉત્તમોત્તમ ફળ પામે છે.[૭૧-૭૩] એ ગાયનું દાન લઈને જે મનુષ્ય તરત જ તેનું સત્પુરુષને ફરીથી દાન કરે છે, તે તે દાનથી સમુદ્ર, ગુફા, પર્વત, વન અને અરણ્ય સાથેની ચાર છેડાવાળી પૃથ્વી દાનમાં આપ્યાનું ફળ અવશ્ય મેળવે છે.[૭૪] જે બ્રાહ્મણ બે ઢીંચણો-ની વચ્ચે હાથ રાખીને ભોજનથાળને સ્થિર રાખી અને કશો પણ અવાજ થવા દીધા વિના ભોજન કરે છે, તે દાતાને તારવા સમર્થ છે.[૭૫] જે બ્રાહ્મણો ન પીવા યોગ્ય વસ્તુઓનું પાન કરતા નથી, જેઓ નિંદા પામ્યા નથી અને જેઓ નિત્ય વેદસંહિતા-નો સારી રીતે પાઠ કરે છે, તેઓ દાતાને તારવા સમર્થ છે.[૭૬] જે કંઈ હવ્યો (દેવો નિમિત્તે આપવાના અન્નાદિ પદાર્થો) અને કવ્યો (પિતૃઓ નિમિત્તે આપવાના અન્નાદિ પદાર્થો) હોય, તે સર્વ વેદવેત્તા બ્રાહ્મણને ઘટે છે. કેમ કે આ શ્રોત્રિય સત્પુરુષને આપેલું દાન પ્રજ્વલિત અગ્નિમાં કરેલા હોમ સમાન ફળદાયી છે. બ્રાહ્મણો ક્રોધરૂપી શસ્ત્ર-વાળા છે–તે બ્રાહ્મણો શસ્ત્રોથી લડતા નથી. વજ્ર-ધારી ઇંદ્ર જેમ અસુરોને વજ્રથી મારે છે, તેમ બ્રાહ્મણો અપરાધીઓને ક્રોધથી મારે છે.[૭૭,૭૮] હે નિષ્પાપ! આ મેં તને ધર્મ સંબંધી કથા કહી. એ કથા સાંભળીને નૈમિષારણ્યમાં રહેનારા મુનિઓ પ્રસન્ન થયા હતા. હે રાજન્! જે મનુષ્યો આ કથા સાંભળે છે, તેઓ શોક, ભય તથા ક્રોધથી મુક્ત થાય છે, તેઓ નિષ્પાપ બને છે અને તેમને ફરી આ લોકમાં જન્મવું પડતું નથી.[૭૯,૮૦]

યુધિષ્ઠિર બોલ્યા: હે મહાબુદ્ધિશાળી! બ્રાહ્મણ જેથી નિત્ય શુદ્ધ થાય છે, તે શૌચ શું શું છે? હે ધાર્મિકશ્રેષ્ઠ! હું તે સાંભળવા ઇચ્છું છું.[૮૧]

માર્કંડેય બોલ્યા: વાણીની શુદ્ધિ, કર્મની શુદ્ધિ અને જલાત્મક શુદ્ધિ એ ત્રણ પ્રકારના શૌચથી જે મનુષ્ય યુક્ત છે, તે સ્વર્ગમાં નિઃસંદેહ વસે છે.[૮૨] જે બ્રાહ્મણ સાંજે અને સવારે પવિત્ર વેદ-માતા ગાયત્રી–દેવીનો જપ કરતો રહીને સંધ્યો-પાસના કરે છે, તે બ્રાહ્મણ તે ગાયત્રી દેવીથી પવિત્ર થાય છે અને તેનાં પાપો નાશ પામે છે–તે સમુદ્ર સાથેની પૃથ્વીનું દાન સ્વીકારે તોપણ તેને દોષ લાગતો નથી.[૮૩,૮૪] આકાશમાંના જે સૂર્યાદિ કેટલાક ગ્રહો એના તરફ ભયંકર હોય છે, તે પણ તેના તરફ સૌમ્ય થાય છે અને તેનું સદૈવ પરમમંગલ–કલ્યાણ કરે છે. વિકરાળ રૂપ-વાળા, મહાકાયાવાળા અને માંસાહાર કરનારા સર્વ ભયંકર જીવો પણ ગાયત્રી જપતા એ ઉત્તમ બ્રાહ્મણને કશી હેરાનગતિ કરતા નથી. બીજાને વેદાદિ ભણાવવાથી, યજ્ઞ કરાવવાથી અથવા બીજાં દાન લેવાથી બ્રાહ્મણોને દોષ લાગતો નથી; કેમ કે બ્રાહ્મણો પ્રજ્વલિત અગ્નિ સમાન છે.[૮૫-૮૭] બ્રાહ્મણોએ વેદોનું અધ્યયન સારી રીતે કર્યું હોય કે ખરાબ રીતે કર્યું હોય, તેમ જ તેઓ સાધારણ સંસ્કારી હોય કે ઉત્તમ સંસ્કારી હોય, તોપણ તેમનું અપમાન ન કરવું જોઈએ. કારણ કે તેઓ તો ભસ્મથી ઢંકાયેલા અગ્નિ જેવા છે. શ્મશાનમાં ભડભડ બળતા અગ્નિને દોષ લાગતો નથી, તે જ રીતે બ્રાહ્મણ વિદ્વાન હોય કે અવિદ્વાન હોય તોપણ તે મહાન દેવતરૂપ છે.[૮૮,૮૯] ભલે નગરોને કોટકિલ્લાઓ હોય, દરવાજાઓ હોય અને જાત-

જાતનાં મહાલયો હોય, પણ જો તે નગરોમાં શ્રેષ્ઠ બ્રાહ્મણો ન હોય તો તેઓ શોભતાં નથી. હે રાજા! જેમાં વેદ જાણનારા, વ્રતનિષ્ઠ, જ્ઞાનવાન અને તપસ્વી બ્રાહ્મણો રહે છે, તે જ સાચું નગર છે. હે પાર્થ! ગામોના વાસમાં કે અરણ્યમાં જ્યાં વિદ્વાન બ્રાહ્મણો રહે છે, ત્યાં તે સ્થાનને 'નગર' કહે છે અને તે તીર્થરૂપ બને છે.[૯૦-૯૨] જે માણસ રક્ષણ કરનાર રાજાની અને તપસ્વી બ્રાહ્મણની પાસે જઈને તેમને નમસ્કાર કરે છે, તે તરત જ પાપથી મુક્ત થાય છે.[૯૩] પવિત્ર તીર્થોમાં સ્નાન કરવું, પવિત્ર વસ્તુઓ તથા મનુષ્યોનું નામકીર્તન કરવું અને સત્પુરુષો સાથે વાતચીત કરવી—એને પંડિતો પ્રશંસાપાત્ર ગણે છે.[૯૪] સાધુપુરુષોના સમાગમથી પવિત્ર થયેલા, સુભાષિત વાણીરૂપી જળથી સંતોએ પોતાના આત્માને નિત્ય પાવન થયેલો માનેલો છે.[૯૫] જો મન આનંદમાં નથી, તો ત્રિદંડ સંન્યાસ ધારવો, મૌનવ્રત રાખવું, જટાનો ઝૂડો રાખવો, માથે મૂંડન કરાવવું, વલ્કલ કે મૃગચર્મ પહેરવાં, વ્રતાદિ આચરવાં, તીર્થાદિમાં સ્નાન કરવું, અગ્નિહોત્ર રાખવા, વનમાં વાસ કરવો અને શરીરને સૂકવવું એ બધું મિથ્યા છે.[૯૬,૯૭] ચક્ષુ આદિ છ ઇંદ્રિયોના વિષયોની વિશુદ્ધિ વિના પણ વિષયોપભોગ તો સુલભ છે; પણ તેની વિશુદ્ધિ વિના વિષયોના ઉપભોગનો ત્યાગ તો કઠણ જ છે. કેમ કે હે રાજેંદ્ર! એ ઇંદ્રિયોમાં વિકારી મનને જીતવું સૌથી કપરું છે. જે મનુષ્યો મન, વચન, કર્મ અને બુદ્ધિથી પાપ કરતા નથી, તે મહાત્માઓ જ તપ કરે છે—શરીરને સૂકવવું એ કાંઈ તપ નથી.[૯૮,૯૯] જે માણસ શુદ્ધ વૃત્તિથી આજીવિકા ચલાવતો હોય, છતાં જે પોતાનાં પુત્રાદિ સંબંધીઓ પ્રત્યે દયાહીન રહી તેમને આહાર વગેરેની વિટંબણામાં નાખતો હોય, તે મનુષ્ય નિષ્પાપ નથી. એ દયાહીનતા તો તેના તપની હિંસા કરે છે. વળી નિરાહાર રહેવું એ કંઈ તપ નથી જ.[૧૦૦] જે મનુષ્ય ઘરમાં મુનિવૃત્તિ રાખે છે, પવિત્ર રહે છે; સુઘડતા સાચવે છે અને જીવન પર્યંત દયાળુ રહે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.[૧૦૧] ઉપવાસ વગેરે કર્યાથી કંઈ પાપકર્મો સાફ થઈ જતાં નથી—ઉપવાસથી તો માત્ર માંસ અને લોહીના લીંપણવાળો દેહ જ દુર્બળ થાય છે.[૧૦૨] શાસ્ત્રના આધાર વિનાનાં, મનથી કલ્પી કાઢેલાં કર્મો (તપાવેલી શિલા ઉપર ચડવું વગેરે) કરવાથી મનુષ્યને ક્લેશ જ થાય છે; તેથી કાંઈ તેનું પાપ દૂર થતું નથી. કેમ કે અગ્નિ શ્રદ્ધાહીન દેહધારીઓનાં કર્મોને બાળતો નથી. પુણ્યકર્મથી જ માણસો મોક્ષ પામે છે. પુણ્યકર્મથી જ વ્રતોમાં ઉપવાસ આદિથી શુદ્ધિ આવે છે. બાકી ફળમૂળ ખાવાથી, મૌન રાખવાથી, પવનનું ભક્ષણ કરવાથી, માથું મૂંડાવાથી, ઘરમાંથી નીકળી ઝૂંપડીમાં વસવાથી, જટા ધારણ કરવાથી, ચોતરા ઉપર પથારી રાખવાથી, નિત્ય નિત્ય ઉપવાસ કરવાથી, અગ્નિનો તાપ સહન કરવાથી, પાણીમાં ડૂબ્યા રહેવાથી અને પૃથ્વી ઉપર સૂઈ રહેવાથી નથી શુદ્ધિ થતી અને નથી મોક્ષ મળતો. કેમ કે જ્ઞાનથી જ અને શુદ્ધ કર્મથી જ જરા, મરણ તથા વ્યાધિઓ છૂટે છે અને ઉત્તમ પદ પ્રાપ્ત થાય છે.[૧૦૩-૧૦૭] શેકાઈ ગયેલાં બિયાં જેમ પાછાં ઊગતાં નથી, તેમ જ્ઞાનથી બળેલા ક્લેશો આત્મા સાથે ફરીથી સંયોગ પામતા નથી. લાકડાં અને ભીંત જેવાં શરીરો આત્માથી છૂટાં પડતાં મહાસાગરમાંનાં ફીણની જેમ નાશ પામે છે, એમાં સંદેહ નથી. જે મનુષ્ય એક આખા શ્લોકથી કે એક અર્ધા શ્લોકથી પ્રાણીમાત્રની હૃદયગુહામાં રહેલા આત્માને જાણે છે, તેને કંઈ જ કરવાનું રહેતું નથી.[૧૦૮-૧૧૦] એ બે અક્ષરો (तत् त्वं)થી જીવ અને પરમાત્માનું ઐક્ય જાણીને કોઈક મંત્રપદો (सत्यं ज्ञानमनंतं ब्रह्म ઇત્યાદિ)થી

અંકિત થયેલા તેમ જ પ્રકાશવાક્યો (ब्रह्मविद्राप्नोति परम् ઇત્યાદિથી) ભરપૂર સેંકડો તથા સહસ્રો ઉપનિષદો દ્વારા જે હૃદયપ્રતીતિ (अहं ब्रह्मास्मि) અનુભવે છે, તે જ મોક્ષનું લક્ષણ છે. જ્ઞાનવેત્તા વૃદ્ધોએ કહ્યું છે કે, જેના મનમાં સંશય છે તેને માટે આ લોક નથી, પરલોક નથી, તેમ સુખ પણ નથી; કેમ કે પ્રતીતિ એ જ મોક્ષનું લક્ષણ છે.[૧૧૧,૧૧૨] જેણે પરમ તત્ત્વને જાણ્યું છે, તે વેદોના પ્રયોજનને જાણે છે. આથી મનુષ્ય જેમ દાવાગ્નિથી ઉદ્વેગ પામે છે, તેમ તે વેદોક્ત કર્મોથી ઉદ્વેગ પામે છે. તમે જો એક, અક્ષય અને વેદાદિમાં સિદ્ધ એવા પરમાત્મતત્ત્વને વેદોક્ત યુક્તિથી જાણવા ઇચ્છતા હો, તો તમે શુષ્ક તર્કોને વેગળા મૂકી શ્રુતિ અને સ્મૃતિનો આશ્રય લો. પરંતુ જેનાં સાધન વિપરીત છે, તેને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થતું નથી.[૧૧૩,૧૧૪] પ્રયત્નપૂર્વક તે પરમાત્મતત્ત્વને વેદો વડે જાણવું જોઈએ. કેમ કે તે પરમાત્મા વેદરૂપ છે, વેદ તેમનું શરીર છે. વેદ તત્ત્વજ્ઞાનમાં હેતુરૂપ છે. પણ વેદ જેમાં સમાઈ જાય છે, તે પરબ્રહ્મને જાણવાને આત્મા પોતે અસમર્થ છે. તે તો જ્ઞાનવાનોથી જ જાણી શકાય છે. વેદમાં કહેલા દેવોનું આયુષ્ય, કર્મનાં ફળ અને શરીરધારીઓનો પ્રભાવ એ બધું યુગ પ્રમાણે જ ફળ આપે છે. તોપણ ઇંદ્રિયોની નિર્મળતાપૂર્વક એ સૌનો ત્યાગ કરવો. તેથી ઇંદ્રિયોને વિષયોમાં જતી રોકવી એ જ દિવ્ય અનશનવ્રત છે. તપથી સ્વર્ગે જવાય છે, દાનથી ભોગ મળે છે, તીર્થસ્થાનથી પાપનો ક્ષય થાય છે અને જ્ઞાનથી મોક્ષ પમાય છે.[૧૧૫-૧૧૮]

વૈશંપાયન બોલ્યા : હે રાજેંદ્ર! માર્કંડેય મુનિએ આ પ્રમાણે કહ્યું, ત્યારે મહાયશસ્વી ધર્મરાજે જણાવ્યું : 'હે ભગવન્! હું દાનની ઉત્તમ વિધિ સાંભળવા ઇચ્છું છું.'[૧૧૯]

માર્કંડેય બોલ્યા: હે રાજેંદ્ર! તમે જે દાનધર્મ સાંભળવા ઇચ્છો છો, તે મને હંમેશાં પ્રિય છે. કેમ કે હે યુધિષ્ઠિર! તેનું ગૌરવ જ એવું છે.[૧૨૦] હે રાજન્! શ્રુતિ અને સ્મૃતિમાં કહેલાં દાનનાં રહસ્યોને સાંભળો. હે યુધિષ્ઠિર! ગજચ્છાયા (ગુરુવારયુક્ત અમાસને દિવસે પીપળાની છાયા)ના પર્વે પીપળાનાં પાનથી પવન આવતો હોય એવે સ્થળે જે શ્રાદ્ધ કરવામાં આવે છે, તે અહીં લાખ કલ્પ સુધી ક્ષય પામતું નથી. જે માણસ પ્રાણરક્ષાને માટે અન્યને અન્નાદિ દ્રવ્ય આપે છે, તે સન્માન પામે છે. જે મનુષ્ય ધર્મશાળા કરાવી તેમાં પ્રાણીઓને વસાવે છે, તે સર્વ યજ્ઞો કર્યાનું ફળ પામે છે.[૧૨૧,૧૨૨] જે મનુષ્ય પ્રતિસ્રોત (પૂર્વ તરફ વહેનારી નદી જે સ્થળે પશ્ચિમ તરફ વહે છે તે) તીર્થ ઉપર ઉત્તમ ઘોડાઓનું તથા અન્નનું દાન કરે છે, તે મહાપાપોથી મુક્તિ પામે છે. જાણે નાવથી તે મોટા પ્રવાહવાળી નદીને પાર કરે છે. ગ્રહણાદિ વિપ્લવમાં બ્રાહ્મણોને દહીંની તરનાં અને બીજાં જે દાનો આપવામાં આવે છે, તે અક્ષય ફળ આપે છે. અમાસ વગેરે પર્વોએ આપેલાં દાન બમણું ફળ આપે છે, તો ઋતુઋતુને આરંભે આપેલાં દાનો દશગણું ફળ આપે છે. વળી ઉત્તરાયણ તથા દક્ષિણાયનના સૂર્ય થાય તે દિવસે (કર્ક અને મકર), વિષુવ(મેષ તથા તુલાની સંક્રાંતિ)ને દિવસે, ષડશીતિમુખ(મિથુન, કન્યા અને મીનની સંક્રાંતિ)ને દિવસે, તેમ જ સૂર્ય તથા ચંદ્રના ગ્રહણ વખતે જે દાન આપવામાં આવે છે, તે અક્ષય ફળ આપનાર થાય છે. કેટલાક કહે છે: ઋતુઓના આરંભદિને આપેલું દાન દશગણું, અયનોના આરંભમાં આપેલું દાન સોગણું, ગ્રહણને દિવસે આપેલું દાન સહસ્રગણું અને વિષુવને દિવસે આપેલું દાન અનંતગણું ફળ આપે છે. હે રાજન્! જે ભૂમિનું દાન કરતો નથી, તે ભૂમિને ભોગવતો નથી; જે વાહનદાન

કરતો નથી, તે વાહને બેસીને જતો નથી. મનુષ્ય જે જે ઇષ્ટ વસ્તુઓ બ્રાહ્મણોને દાનમાં આપે છે, તે તે ઇષ્ટ વસ્તુઓ તે બીજા જન્મે જન્મીને ભોગવે છે. સુવર્ણ એ અગ્નિનો પ્રથમ પુત્ર છે, ભૂમિ એ વિષ્ણુની પત્ની છે અને ગાય એ સૂર્યની પુત્રી છે. જે મનુષ્ય સુવર્ણ, ભૂમિ અને ગાયનું દાન આપે છે, તે ત્રણે લોક દાનમાં આપ્યાનું ફળ પામે છે. ત્રણે લોકમાં દાનથી વધુ ચડિયાતું અને વધુ ચિરંજીવી એવું કશું જ થયું નથી અને ભવિષ્યમાં થાય એમ પણ નથી. તો પછી અત્યારે તો તે ક્યાંથી જ હોય? આથી પરમ બુદ્ધિમાન પુરુષો દાનને જ સર્વ લોકોમાં પરમોત્તમ કહે છે.[૧૨૩-૧૨૯]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમા 'દાનમાહાત્મ્ય' નામનો અધ્યાય ૨૦૦ મો સમાપ્ત

## अध्याय २०१ मो

### ધુંધુમારનું આખ્યાન–ઉત્તંકને વરપ્રાપ્તિ

॥ वैशंपायन उवाच ॥

**श्रुत्वा तु राजा राजर्षेरिंद्रद्युम्नस्य तत्तथा ।**
**मार्कंडेयान्महाभागात् स्वर्गस्य प्रतिपादनम् ॥**

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે યુધિષ્ઠિરરાજા મહાભાગ્યશાળી માર્કંડેય પાસેથી રાજર્ષિ ઇંદ્રદ્યુમ્નને ફરી થયેલી સ્વર્ગપ્રાપ્તિ વિશે સાંભળ્યું. પછી હે ભરતશ્રેષ્ઠ મહારાજ! યુધિષ્ઠિરે તપોવૃદ્ધ, દીર્ઘાયુષી અને નિષ્પાપ એવા માર્કંડેયને પૂછ્યું: 'હે ધર્મજ્ઞ! દેવો, દાનવો, રાક્ષસો, વિવિધ રાજવંશો અને સનાતન ઋષિવંશો એ બધા તમારી જાણમાં છે. હે દ્વિજોત્તમ! આ લોકમાં તમને કશું પણ અજાણ્યું નથી. હે મુનિ! તમે મનુષ્યો, સર્પો, રાક્ષસો, દેવો, ગંધર્વો, યક્ષો, કિન્નરો તેમ જ અપ્સરાઓ એ સર્વની દિવ્ય કથાઓ જાણો છો. હે દ્વિજશ્રેષ્ઠ! એ હું તત્ત્વપૂર્વક સાંભળવા ઇચ્છું છું.[૧-૫] ઇક્ષ્વાકુવંશમાં અપરાજિત એવો કુવલાશ્વ નામે પ્રસિદ્ધ રાજા હતો. શાથી તેનું નામ ફેરવાઈને ધુંધુમાર પડ્યું? હે ભાર્ગવશ્રેષ્ઠ! એ બુદ્ધિમાન કુવલાશ્વનું નામ પલટાઈ ગયું, તે હું યથાર્થ રીતે જાણવા ઇચ્છું છું.'[૬,૭]

વૈશંપાયન બોલ્યા : હે ભારત! યુધિષ્ઠિરે મહામુનિ માર્કંડેયને આ પ્રમાણે કહ્યું, એટલે તેઓ ધુંધુમારનું ઉપાખ્યાન કહેવા લાગ્યા.[૮]

માર્કંડેય બોલ્યા : હે યુધિષ્ઠિર! તમે સાંભળો. હું તમને ધુંધુમારનું ધર્મિષ્ઠ આખ્યાન કહીશ. હે રાજન્! તમે તે સાંભળો.[૯] હે મહીપતિ! તે ઇક્ષ્વાકુવંશી કુવલાશ્વ રાજા જે રીતે 'ધુંધુમાર' નામ પામ્યો હતો, તે તમે સાંભળો. હે તાત! ઉત્તંક નામે એક વિખ્યાત મહર્ષિ હતા. હે ભારત! રમણીય મરુભૂમિમાં તેમનો આશ્રમ હતો. હે કૌરવ! ભગવાન વિષ્ણુને પ્રસન્ન કરવા માટે ઉત્તંકે અનેક વર્ષો સુધી અતિ કઠિન તપસ્યા કરી. હે મહારાજ! તે ભગવાન તેમના ઉપર પ્રસન્ન થયા અને ઋષિને સાક્ષાત્ દર્શન આપવા આવ્યા. તેમને જોતાં જ ઋષિ ભક્તિનમ્ર થઈ ગયા અને તેમની વિવિધ સ્તોત્રોથી સ્તુતિ કરવા લાગ્યા.[૧૦-૧૩]

ઉત્તંક બોલ્યા : હે દેવ! તમે જ સર્વ પ્રજાઓ, સુરો, અસુરો, માનવો અને સ્થાવર-જંગમ પ્રાણીઓ સર્જ્યાં છે. હે મહાકાંતિવાળા! તમે જ બ્રહ્માને વેદોને અને જાણવા યોગ્ય વસ્તુને ઉત્પન્ન કર્યાં છે. હે દેવ! ગગન તમારું મસ્તક છે, સૂર્યચંદ્ર તમારાં નેત્ર છે અને પવન તમારો નિઃશ્વાસ છે. હે અચ્યુત! અગ્નિ તમારું તેજ છે, દિશાઓ તમારા બાહુઓ છે અને મહાસાગરો તમારું ઉદર છે. હે દેવ! હે મધુસૂદન! પર્વતો તમારી સાથળ છે, અંતરિક્ષ તમારી જાંઘ છે, પૃથ્વીદેવી તમારા ચરણ છે, અને ઔષધિઓ તમારી રુવાંટી છે.[૧૪-૧૭] ઇંદ્ર, સોમ, અગ્નિ, વરુણ, દેવો, અસુરો અને મહાભાગો એ સૌ ભક્તિનમ્ર થઈને વિવિધ સ્તોત્રોથી

તમારી સ્તુતિ કરે છે અને તમારી ઉપાસના કરે છે. હે ભુવનેશ્વર! તમે સર્વ ભૂતોમાં વ્યાપી રહ્યા છો. મહાવીર્યવાન યોગીઓ અને મહર્ષિઓ તમારી સ્તુતિ કરે છે.[૧૮,૧૯] હે પુરુષોત્તમ! તમે પ્રસન્ન હો છો, ત્યારે જગત સ્વસ્થ હોય છે. તમે ક્રોધ પામો છો, ત્યારે મહાભય જાગે છે. તમે જ એક ભયના હરનારા છો.[૨૦] દેવો, મનુષ્યો અને સર્વ પ્રાણીઓને તમે સુખ આપનારા છો. હે દેવ! ત્રણ ડગલાંથી તમે ત્રણે લોકને હરી લીધા છે; તમે જ સમૃદ્ધ અસુરોનો વિનાશ કર્યો હતો. તમે ત્રણ ડગલાં ભરવાથી દેવો પરમ સુખ પામ્યા હતા. હે મહાકાંતિમાન! તમે કોપ પામ્યા, ત્યારે દૈત્યેંદ્રો પરાજય પામ્યા. તમે જ અહીં સર્વ પ્રાણીઓના સર્જક તેમ જ સંહારક છો.[૨૧–૨૩] તમારી આરાધના કરીને સર્વ દેવો સુખવૃદ્ધિ પામે છે. મહાત્મા ઉત્તંકે હૃષીકેશ વિષ્ણુની આ પ્રમાણે સ્તુતિ કરી, એટલે તેમણે ઉત્તંકને કહ્યું: 'હું તારા ઉપર પ્રસન્ન થયો છું, તું વરદાન માગ.'[૨૪]

ઉત્તંક બોલ્યા: સનાતન, દિવ્ય, જગતના સર્જનહાર અને પુરુષોત્તમ એ પ્રભુ હરિનાં હું જે દર્શન પામ્યો છું, તે જ મારે માટે પૂરા વરદાનરૂપ છે.[૨૫]

વિષ્ણુ બોલ્યા: હે સજ્જનશ્રેષ્ઠ! હું તારી અચંચળતાથી અને તારી ભક્તિથી પ્રસન્ન છું. હે બ્રહ્મન્! હે દ્વિજ! તારે મારી પાસેથી અવશ્ય વરદાન લેવું જોઈશે.[૨૬] આમ હે ભરતશ્રેષ્ઠ! શ્રીહરિએ તે ઉત્તંકને વરદાન લેવા રીઝવ્યો, ત્યારે તેણે બે હાથ જોડીને આ વરદાન માગ્યું: 'હે પુંડરીકાક્ષ! તમે જો મારા ઉપર પ્રસન્ન જ થયા છો, તો હે ભગવન્! મારી બુદ્ધિ સદૈવ ધર્મ, સત્ય અને ઇંદ્રિયદમનમાં જ યોજાયલી રહો. હે ઈશ્વર! મારો તમારે વિશે નિત્ય ભક્તિનો અભ્યાસ રહો.[૨૭–૨૯]

ભગવાન બોલ્યા: હે દ્વિજ! મારી કૃપાથી તને એ બધું પ્રાપ્ત થશે જ; તને યોગનું દર્શન થશે. એ યોગથી યુક્ત થઈને તું દેવોનું અને ત્રણે લોકોનું મહાકાર્ય કરશે. ધુંધુ નામનો એક મહાન અસુર ત્રણે લોકને ઉખેડી નાખવા માટે ઘોર તપ કરશે. તેને જે મારશે તેના વિશે તું સાંભળ. હે તાત! ઇક્ષ્વાકુ વંશમાં વીર્યવાન અને અપરાજિત એવો બૃહદશ્વ નામે એક પ્રસિદ્ધ પૃથ્વીપતિ રાજા થશે. તેને પવિત્ર અને જિતેંદ્રિય એવો કુવલાશ્વ નામે વિખ્યાત પુત્ર થશે. તે નૃપતિશ્રેષ્ઠ મારું યોગબળ પામશે. હે બ્રહ્મર્ષિ! તારી આજ્ઞાથી તે ધુંધુને મારી ધુંધુમાર થશે. ઉત્તંક વિપ્રને આ પ્રમાણે કહીને ભગવાન વિષ્ણુ અંતર્ધાન થઈ ગયા.[૩૦–૩૪]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'ધુંધુમારઆખ્યાન' નામનો અધ્યાય ૨૦૧ મો સમાપ્ત

## अध्याय २०२मो

### ઉત્તંકનો બૃહદશ્વને ઉપદેશ

॥ मार्कंडेय उवाच ॥

इक्ष्वाकौ संस्थिते राजन् शशादः पृथिवीमिमाम् ।
प्राप्तः परमधर्मात्मा सोऽयोध्यायां नृपोऽभवत् ॥

માર્કંડેય બોલ્યા: હે રાજન્! ઇક્ષ્વાકુ રાજા અવસાન પામ્યો, એટલે અયોધ્યામાં પરમ ધર્માત્મા શશાદ આ પૃથ્વીનો રાજા થયો.[૧] શશાદને કકુત્સ્થ નામે વીર્યવાન પુત્ર થયો. એ કકુત્સ્થને અનેના નામનો પુત્ર થયો. એ અનેનાને પૃથુ નામે પુત્ર થયો. પૃથુને વિષ્વગશ્વ પુત્ર થયો, તેને અદ્રિ નામે પુત્ર જન્મ્યો. અદ્રિનો યુવનાશ્વ થયો અને તે યુવનાશ્વને શ્રાવ નામે પુત્ર થયો.[૨,૩] એ શ્રાવને શ્રાવસ્તક પુત્ર થયો અને એ શ્રાવસ્તકે શ્રાવસ્તી નગરી વસાવી. શ્રાવસ્તકને બૃહદશ્વ નામે મહાબળવાન પુત્ર થયો. એ બૃહદશ્વને કુવલાશ્વ નામે વિખ્યાત પુત્ર થયો. એ કુવલાશ્વને એકવીસ હજાર

પુત્રો થયા હતા.[૪,૫] તે સર્વે વિદ્યાઓમાં નિષ્ણાત, બળવાન અને દુર્જય હતા. કુવલાશ્વ તો ગુણોમાં બાપથીયે અધિક થયો હતો. હે મહારાજ! પિતા બૃહદશ્વે યોગ્ય સમયે તે શૂર અને ઉત્તમ ધાર્મિક કુવલાશ્વને રાજ્યગાદી સોંપી. આમ હે શત્રુઘ્ન! પુત્રને રાજ્યલક્ષ્મી સોંપીને તે મહાબુદ્ધિમાન બૃહદશ્વ નરેશ તો તપને માટે તપોવનમાં ગયો.[૬-૮] હવે હે નરપતિ! હે મહારાજ! રાજર્ષિ બૃહદશ્વ વનમાં જવા નીકળ્યા છે, એવું દ્વિજવર ઉત્તંકે સાંભળ્યું. એટલે તે મહાતેજસ્વી તથા ઉદાર ચિત્તવાળા ઉત્તંક તે નરોત્તમ પાસે ગયા. અને સર્વ અસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા તે બૃહદશ્વને રોકવા લાગ્યા.[૯,૧૦]

ઉત્તંક બોલ્યા : હે રાજન્! તમારે પ્રજાનું રક્ષણ કરવું જોઈએ; એટલે તમારે પ્રથમ તે જ કરવાનું હોય. અમે તમારી કૃપાથી ઉદ્વેગરહિત રહીએ છીએ. અને હે રાજન્! તમે મહાત્મા પૃથ્વીનું રક્ષણ કરશો, એટલે તે નિર્ભય રહેશે. આથી તમારે અરણ્યમાં જવું યોગ્ય નથી. આ લોકમાં પ્રજાપાલન એ જ મહાન ધર્મ દેખાય છે. અરણ્યવાસમાં તેવો ધર્મ દેખાતો નથી. તો તમે આ પ્રકારની અવળી બુદ્ધિ ન કરશો.[૧૧-૧૩] પૂર્વે રાજર્ષિઓએ પ્રજાઓનું પાલન કરીને જે ધર્મ પ્રાપ્ત કર્યો હતો, તેના જેવો ધર્મ બીજે ક્યાંય જોવામાં આવતો નથી. રાજાએ પ્રજાનું રક્ષણ કરવું જોઈએ. તેથી તમારે પણ તે પ્રજાજનોનું રક્ષણ કરવું ઘટે છે. હે મહારાજ! હું ઉદ્વેગયુક્ત થઈને તપસ્યા કરી શકતો નથી. આ સપાટ મરુદેશમાં મારા આશ્રમની પાસે રેતીથી ભરેલો ઉજ્જાલક નામે સમુદ્ર છે.[૧૪-૧૬] તે અનેક જોજન લાંબો છે અને અનેક જોજન પહોળો છે. હે રાજન્! ત્યાં મધુ અને કૈટભનો ધુંધુ નામે ભયંકર પુત્ર વસે છે. તે દાનવેંદ્ર ભીષણ, મહાવીર્યવાન, અતિ પરાક્રમી અને અમાપ શૌર્યવાળો છે; તે જમીનની અંદર રહે છે. હે મહારાજ! તમે એને માર્યા પછી વનમાં જાઓ, એ યોગ્ય છે. હે રાજા! તેણે આ લોકનો તથા દેવોના લોકનો વિનાશ કરવાને માટે દારુણ તપ કરવા માંડ્યું છે. હે રાજન્! સર્વ લોકોના પિતામહ બ્રહ્મા પાસેથી વરદાન પામીને તે દેવો, દૈત્યો, રાક્ષસો, નાગો, યક્ષો તથા ગંધર્વો એ સૌથી સર્વ રીતે અવધ્ય થયો છે.[૧૭-૨૧] તમે તેનો વિનાશ કરો, તમારું મંગલ થાઓ. તમે આથી બીજો વિચાર કરશો નહિ. એનો નાશ કરવાથી તમને અવિનાશી, અવિચળ, સનાતન અને મહાન કીર્તિ મળશે.[૨૨] રેતીની અંદર લપાઈને સૂતેલો તે ક્રૂર દાનવ જ્યારે વરસને અંતે શ્વાસ કાઢે છે, ત્યારે પર્વતો, વનો તથા અરણ્યોવાળી પૃથ્વી કંપી ઊઠે છે. તેના નિશ્વાસના ફૂંફાડાથી પ્રચંડ ધૂળ ઊડે છે અને તે સાત દિવસ સુધી સૂર્યના માર્ગને રોકી દે છે. તેથી તણખાઓ ઝરે છે, જ્વાલાઓ ભભૂકે છે, ધુમાડા નીકળે છે અને ધરતી ભયંકર રીતે ધ્રુજે છે.[૨૩-૨૫] આથી હે રાજન્! હું મારા તે આશ્રમમાં રહી શકતો નથી. હે રાજેંદ્ર! લોકોનું હિત કરવાની ઇચ્છાથી તમે તે દાનવનો વિનાશ કરો. તે અસુર હણાશે એટલે લોકો સ્વસ્થ થશે. તમે તેનો વિનાશ કરવાને સમર્થ છો, એમ હું માનું છું.[૨૬,૨૭] ભગવાન વિષ્ણુ પોતાના તેજથી તમારા તેજને વધારશે હે મહીપતિ! વિષ્ણુએ પૂર્વે મને આ વરદાન આપ્યું છે—જે મહીપાલ તે મહાભયંકર મહાદાનવને મારશે, તેનામાં વિષ્ણુનું દુઃસહ તેજ પ્રવેશ કરશે. તો હે રાજેંદ્ર! પૃથ્વીમાં અસહ્ય એવું તે તેજ તમે ધારણ કરો. હે રાજેંદ્ર! તમે તે ભયંકર પરાક્રમવાળા દૈત્યને મારી નાખો. કેમ કે હે રાજેંદ્ર! તે મહાતેજસ્વી ધુંધુ અલ્પ તેજવાળાથી તો સો વર્ષે

પણ નાશ પામે એમ નથી.[૨૮-૩૧]

ઇતિ શ્રીમદ્‌ભારતનાં વનપર્વાંતર્ગત માર્કંડેય સમાસ્યા-
પર્વમાં 'ધુંધુમારઆખ્યાન' નામનો
અધ્યાય ૨૦૨ મો સમાપ્ત

## अध्याय २०३ मो

### મધુકૈટભનું વૃત્તાંત

॥ मार्कंडेय उवाच ॥

स एवमुक्तो राजर्षिरुत्तंकेनापराजितः ।
उत्तंकं कौरवश्रेष्ठ कृतांजलिरथाब्रवीत् ॥ १ ॥

માર્કંડેય બોલ્યા : હે કૌરવશ્રેષ્ઠ! તે અપરાજિત રાજર્ષિને ઉત્તંકે આ પ્રમાણે કહ્યું, ત્યારે તેણે ઉત્તંકને હાથ જોડીને આ ઉત્તર આપ્યો: 'હે બ્રહ્મન્! તમારું આ મારી પાસે આવવું વ્યર્થ નહિ જ જાય. હે ભગવન્! આ મારો કુવલાશ્વ નામે પુત્ર છે. તે ધૈર્યસંપન્ન, શીઘ્ર કાર્ય કરનાર અને પૃથ્વીમાં અજોડ વીર્યવાન છે. પરિઘના જેવા હાથોવાળા પોતાના સર્વ શૂરવીર પુત્રોથી વીંટળાયેલો એ પુત્ર તમારું સર્વ પ્રિય કરશે, એમાં શંકા નથી. હે બ્રહ્મન્! તમે મને રજા આપો, કેમ કે મેં હવે શસ્ત્રો ત્યજી દીધાં છે.' હવે તે અમાપ તેજસ્વી ઉત્તંક મુનિએ તેને કહ્યું: 'ભલે એમ હો.' પછી તે રાજર્ષિએ પોતાના તે પુત્રને મહાત્મા ઉત્તંકને માટે 'તું કાર્ય કરજે' એવી આજ્ઞા આપીને પોતે ઉત્તમ વનમાં ચાલ્યો ગયો.[૧-૫]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભગવન્! તે મહાવીર્યવાન દૈત્ય કોણ હતો? એ કોનો પુત્ર હતો? અથવા એ કોનો પૌત્ર થતો હતો? હે તપોધન! હું એ સાંભળવા ઇચ્છું છું. કેમ કે હે તપોધન! આવો મહાબળવાન દૈત્ય મેં સાંભળ્યો નથી. હે મહાજ્ઞાની! હે તપોધન! હે ભગવન્! આ બધું હું યથાર્થપણે વિસ્તારથી જાણવા ઇચ્છું છું.[૬-૮]

માર્કંડેય બોલ્યા : હે મહાજ્ઞાની મહારાજ! એ સર્વ તમે યથાર્થ રીતે સાંભળો. હે નરપતિ! હું તમને એ વિસ્તારથી અને યથાર્થ રીતે કહું છું.[૯] હે ભરતશ્રેષ્ઠ! જ્યારે સ્થાવરજંગમ લોક એકરૂપ થઈને જળ–સમુદ્રમાં ડૂબી ગયા હતા અને જ્યારે સર્વ ભૂતોનો વિનાશ થયો હતો, ત્યારે સિદ્ધ મુનિઓ જેમને સર્વના ઉદ્‌ભવસ્થાન, લોકના કર્તા, સર્વવ્યાપી, સનાતન, અવિનાશી અને લોકમાત્રના મહેશ્વર કહે છે, તે ભગવાન વિષ્ણુ જળમાં અમાપ તેજસ્વી શેષનાગના મહાન દેહ ઉપર યોગાશ્રયથી સૂતા હતા.[૧૦-૧૨] આમ હે મહાભાગ્યશાળી! લોકકર્તા અને અવિનાશી તે ભગવાન શ્રીહરિ નાગની મહાકાયાથી આ પૃથ્વીને આલિંગી રહ્યા હતા.[૧૩] તે દેવાધિદેવ આ રીતે પોઢ્યા હતા, ત્યારે તેમની નાભિમાંથી સૂર્યના જેવી પ્રભાવાળું એક દિવ્ય કમળ ઉત્પન્ન થયું. ત્યાં તે કમળમાં પિતામહ બ્રહ્મા પ્રકટ્યા. તે લોકસમસ્તના સાક્ષાત્ ગુરુ હતા અને સૂર્ય જેવા કાંતિવાળા હતા. તેમણે ચારે વેદોને ધારણ કર્યા હતા. તેમને ચાર શરીર હતાં અને ચાર મુખ હતાં. પોતાના પ્રભાવથી તે અજિત, મહાબળવાન અને અત્યંત પરાક્રમી હતા. હવે કેટલેક કાળે મધુ અને કૈટભ એ બે ઉત્તમ વીર્યવાન દાનવોએ મહાકાંતિમાન શ્રીહરિ પ્રભુને નાગના દેહરૂપી દિવ્ય શય્યા ઉપર પોઢેલા જોયા.[૧૪-૧૯] તે દેહ અનેક યોજન લાંબો અને અનેક યોજન પહોળો હતો. ભગવાને ત્યારે મુગટ તથા કૌસ્તુભમણિ ધારણ કર્યાં હતાં. અને પીતાંબર પહેર્યું હતું. હે રાજન્! શરીરની કાંતિથી, તેજથી અને ઐશ્વર્યથી તે ઝગઝગી રહેલા હતા. સહસ્ર સૂર્યોના જેવા તે તેજસ્વી હતા અને તેમનો દેખાવ અદ્‌ભુત હતો. ભગવાનને તથા કમળમાં બિરાજેલા કમળનયન પિતામહને જોઈને તે મધુકૈટભ દૈત્યોને મહાન આશ્ચર્ય થયું. તે બંને અમાપ તેજસ્વી બ્રહ્મદેવને

ત્રાસ આપવા લાગ્યા. આ પ્રમાણે તે બે રાક્ષસોએ મહાયશસ્વી બ્રહ્માને અત્યંત ત્રાસ આપ્યો, ત્યારે તેમણે કમળનાળને હલાવી અને તેથી ભગવાન કેશવ જાગી ઊઠ્યા. ત્યાં ગોવિંદે બે મહાવીર્યવાન દાનવોને જોયા.[20-22] તેમને જોઈને દેવાધિદેવ બોલ્યા : 'હે મહાબળવાન દૈત્યો ! તમારું સ્વાગત હો. હું તમને શ્રેષ્ઠ વરદાન આપું છું; કેમ કે મને તમારા ઉપર વહાલ આવે છે.'[23] હે મહારાજ ! મહાગર્વિષ્ઠ અને મહાબળવાન તે બંને દૈત્યો આ સાંભળીને હસ્યા અને મધુ રાક્ષસને હણનારા હૃષીકેશ ભગવાનને એકસાથે આ ઉત્તર આપવા લાગ્યા :[24] 'હે દેવ ! અમે બંને વરદાન આપનારા છીએ. હે સુરોત્તમ ! તમે વરદાન માગો. અમે તમને વરદાન આપશું, તો તમે વિચાર કર્યા વિના તે કહી નાખો.'[25]

ભગવાન બોલ્યા : હે વીરો ! મને વરદાનની ઇચ્છા છે, તો હું તમારી પાસેથી વરદાન સ્વીકારું છું. તમે બંને વીર્યવાન છો. કોઈ પુરુષ તમારી તોલે આવે તેમ નથી. હે સત્યપરાક્રમી ! તમે બંને મારે હાથે વધ પામો. લોકકલ્યાણને માટે હું આ ઇચ્છિત વરદાન પામવા ઇચ્છું છું.[26-27]

મધુકૈટભ બોલ્યા : હે પુરુષોત્તમ ! અમે પૂર્વે રમતગમતોમાં પણ અસત્ય બોલ્યા નથી, તો પછી બીજે તો ક્યાંથી જ જૂઠું બોલીએ? અમે બંને સત્ય અને ધર્મમાં પરાયણ છીએ, એ તમે જાણો. બળ, રૂપ, શૌર્ય, શાંતિ, ધર્મ, તપ, દાન, શીલ, સત્ત્વ અને ઇંદ્રિયદમન એ સૌમાં કોઈ અમારી તોલે આવે તેમ નથી. હે કેશવ ! અમારા ઉપર મહાન આપત્તિ તોળાઈ રહી છે. તમે તમારા કહ્યા પ્રમાણે કરો; કેમ કે કાળને કોઈ જ ઉલ્લંઘી શકતું નથી.[28-30] હે દેવ ! હે વિભુ ! અમે ઇચ્છીએ છીએ કે તમે આટલું એક કામ કરશો. હે સુરવરોના શિરોમણિ ! અમને એ ખુલ્લા આકાશ નીચે મારજો અને હે સુંદર નેત્રવાળા ! અમે મૃત્યુ પછી તમારા પુત્ર થઈને અવતરીએ. હે દેવ ! હે સુરશ્રેષ્ઠ ! આ વરદાન અમે માગ્યું છે, એમ તમે જાણો.[31,32] હે દેવ! તમે અમને જે વરદાન આપવા કહ્યું હતું, તે મિથ્યા ન જાઓ.

ભગવાન બોલ્યા : 'ભલે, હું એમ જ કરીશ. એ સઘળું એ પ્રમાણે જ થશે.'[33] પછી તે મધુસૂદન ગોવિંદ વિચાર કરવા લાગ્યા, તો પૃથ્વીમાં કે સ્વર્ગમાં તેમને ક્યાંય ખુલ્લું આકાશ ન જણાયું. તે વખતે, હે રાજન્ ! દેવશ્રેષ્ઠ મધુસૂદને પોતાની સાથળોને આવરણરહિત જોઈ, તે મહાયશસ્વીએ મધુ તથા કૈટભને ત્યાં રાખ્યા અને તીક્ષ્ણ ધારવાળા ચક્રથી તેમનાં માથાં કાપી નાખ્યાં.[34,35]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'ધુંધુમાર ઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૦૩મો સમાપ્ત

## अध्याय २०४मो

### ધુંધુ દૈત્યનો વધ

॥ मार्कंडेय उवाच ॥

धुंधुर्नाम महाराज तयोः पुत्रो महाद्युतिः ।
स तपोऽतप्यत महन्महावीर्यपराक्रमः ॥ १ ॥

માર્કંડેય બોલ્યા : હે મહારાજ ! એ મધુકૈટભને ધુંધુ નામે એક મહાકાંતિમાન પુત્ર હતો. મહાવીર્યવાન અને અતિ પરાક્રમી એ ધુંધુએ એક પગે ઊભા રહીને મહાન તપ આદર્યું હતું. તપમાં એનું શરીર સુકાઈ ગયું અને નાડીઓ ઉપર દેખાવા લાગી. ત્યારે બ્રહ્મા તેના ઉપર પ્રસન્ન થયા અને તેને વરદાન આપ્યું. તેણે બ્રહ્મદેવ પાસેથી આ વરદાન મેળવ્યું : 'દેવો, દાનવો, યક્ષો, સર્પો, ગંધર્વો અને રાક્ષસો એ સૌથી હું અવધ્ય-ન હણનારો થાઉં.' મેં આ વરદાન માગ્યું છે.[1-3] પિતામહ બ્રહ્માએ તેને કહ્યું : 'ભલે, તેમ જ થશે. હવે તું જા.' બ્રહ્માએ આ પ્રમાણે કહ્યું, એટલે

તેમના ચરણમાં મસ્તક નમાવીને તે ત્યાંથી ચાલી નીકળ્યો.[૪] આ પ્રમાણે વરદાન પામીને તે મહાવીર્યવાન અતિ પરાક્રમી ધુંધુ પિતાના વધનું સ્મરણ કરતો કરતો તરત જ વિષ્ણુ પાસે પહોંચ્યો. હવે તે અસહનશીલ ધુંધુએ દેવોને તથા ગંધર્વોને જીતી લીધા અને તે વિષ્ણુને તથા સર્વ દેવોને વારંવાર અત્યંત પીડવા લાગ્યો. પછી હે ભરતશ્રેષ્ઠ ! તે દુષ્ટાત્મા રેતીથી ભરેલા ઉજ્જાલક નામે સમુદ્ર આગળ આવ્યો. ત્યાં હે વિભુ ! તે દેશમાં આવેલા ઉત્તંક ઋષિના આશ્રમને તે પુષ્કળ ઉપદ્રવ કરવા લાગ્યો. મધુકૈટભનો એ ભીષણ પરાક્રમી પુત્ર ધુંધુ ત્યાં જમીનની અંદર રેતીથી ઢંકાઈને સંતાઈ રહેતો હતો. જગતનો નાશ કરવાને માટે તે તપોબળનો આશ્રય કરીને ત્યાં સૂઈ રહેતો હતો. તે ઉત્તંકના આશ્રમ પાસે શ્વાસ છોડીને અગ્નિની જ્વાળાઓ કાઢ્યા કરતો હતો. એ જ વખતે, હે ભરતોત્તમ ! પૃથ્વીનાથ રાજા કુવલાશ્વ ઉત્તંક વિપ્રની સાથે પોતાની સેનાઓ તથા વાહનો લઈને ત્યાં ચઢી આવ્યો. ત્યારે એ પૃથ્વીપતિની સાથે તેના એકવીસ હજાર બળવાન પુત્રો હતા. આ પ્રમાણે શત્રુમર્દન નરપતિ કુવલાશ્વ પોતાના પુત્રો સાથે ત્યાં આવ્યો.[૫–૧૨] હવે ઉત્તંકની પ્રેરણાથી સમર્થ ભગવાન વિષ્ણુએ લોકોનું હિત કરવાની ઇચ્છાથી તે રાજામાં તેજરૂપે પ્રવેશ કર્યો. તે દુર્જય કુવલાશ્વે યુદ્ધપ્રયાણ કર્યું, ત્યારે આકાશમાં મોટી ગર્જના થઈ રહી: 'આ અવધ્ય શ્રીમાન આજે ધુંધુમાર થશે.'[૧૩,૧૪] પછી દેવોએ તેને દિવ્ય પુષ્પોથી ચોતરફ વીંટી દીધો. ત્યારે દેવોનાં દુંદુભિઓ પણ આપોઆપ જ વાગવા લાગ્યાં. તે શ્રીમાને પ્રયાણ શરૂ કર્યું, ત્યારે શીતલ વાયુ વાવા લાગ્યો અને ઇંદ્રદેવે પૃથ્વીને ધૂળ વિનાની કરવા જળની વૃષ્ટિ કરી.[૧૫,૧૬] ત્યારે હે યુધિષ્ઠિર ! જ્યાં મહાન અસુર ધુંધુ હતો, ત્યાં જ આકાશમાં દેવતાઓનાં વિમાનો દેખાવા લાગ્યાં. ત્યારે કુવલાશ્વ અને ધુંધુના યુદ્ધને માટે કુતૂહલવશ થયેલા દેવો, ગંધર્વો અને મહર્ષિઓ ત્યાં આવીને જોઈ રહ્યા હતા.[૧૭,૧૮] હે કુરુવંશી ! તે વખતે નારાયણના તેજથી બળવૃદ્ધિ પામેલો તે પૃથ્વીપતિ કુવલાશ્વ નરપતિ પોતાના તે પુત્રો સાથે ત્યાં તરત જ આવ્યો અને તે સાગરને સર્વ બાજુએથી ખોદાવવા લાગ્યો. પછી રેતીથી ભરેલા તે સમુદ્રને સાત દિવસ સુધી ખોદ્યો, ત્યારે કુવલાશ્વના પુત્રો મહાબળવાન ધુંધુને જોવા પામ્યા. તે દૈત્યનું મહાન શરીર ભયંકર હતું અને રેતીમાં ઢંકાઈ રહ્યું હતું. હે ભરતશ્રેષ્ઠ ! સૂર્યની જેમ તે તેજથી ઝગઝગતું હતું. ત્યારે હે મહારાજ ! ધુંધુ દૈત્ય પશ્ચિમ દિશાને ઘેરીને સૂતો હતો. હે રાજસિંહ ! તે કાલાગ્નિ જેવો કાંતિવાળો હતો. કુવલાશ્વના પુત્રોએ તેને ચારે બાજુથી ઘેરી લીધો.[૧૯–૨૩] તેમણે તેના ઉપર તીક્ષ્ણ બાણોથી, ગદાઓથી, મુસળોથી, પટ્ટિશોથી, પરિઘોથી, પ્રાસોથી, તેમ જ ચળકચળક થતી અણીદાર તલવારોથી હલ્લો કર્યો. આ પ્રમાણે મારો ચાલી રહ્યો, એટલે તે મહાબળવાન છંછેડાઈને એકદમ ઊભો થયો. ક્રોધમાં આવીને તે રાજપુત્રોનાં વિવિધ શસ્ત્રોને ભરખી ગયો.[૨૪,૨૫] પછી તેણે પોતાના મોંમાંથી પ્રલયકાળના જેવા અગ્નિને બહાર કાઢીને પોતાના તેજથી તે સર્વ રાજપુત્રોને બાળી નાખ્યા. હે રાજશાર્દૂલ ! ક્રોધમાં આવેલો તે ધુંધુ મુખમાંથી નીકળેલા અગ્નિ વડે જાણે સર્વ લોકને એક ક્ષણમાં બાળી રહ્યો હતો—જાણે પૂર્વકાળના સમર્થ કપિલ મુનિ ક્રોધાવેશમાં આવીને સગરના પુત્રોને બાળીને ભસ્મ કરી રહ્યા હતા; આ ત્યાં એક અચરજ જેવું થયું હતું. આ પ્રમાણે હે ભરતશ્રેષ્ઠ ! તે રાજપુત્રો ક્રોધાગ્નિમાં ભસ્મ થઈ ગયા, ત્યારે મહાતેજસ્વી કુવલાશ્વ મહીપતિએ બીજા કુંભકર્ણના

જેવા તે જાગ્રત થયેલા મહાત્મા ઉપર હુમલો કર્યો. ત્યારે હે મહારાજ ! તે ધુંધુના દેહમાંથી પુષ્કળ પાણી ઝરવા લાગ્યું. હે રાજા ! યોગસિદ્ધ રાજાએ તે જળમય તેજનું યોગથી પાન કર્યું. આ પ્રમાણે તેણે જળથી અગ્નિને શાંત કર્યો. પછી હે રાજેંદ્ર! તેણે બ્રહ્માસ્ત્રથી તે ક્રૂર પરાક્રમી દૈત્યને લોકકલ્યાણને માટે બાળી નાખ્યો. આ પ્રમાણે હે ભરતોત્તમ! ત્રૈલોક્યના બીજા સ્વામી જેવા તે રાજર્ષિ કુવલાશ્વે શત્રુનો નાશ કરનાર અને દેવોના શત્રુ એવા તે મહાન અસુરને અસ્ત્રથી ભસ્મ કરી દીધો. ઉદાર ચિત્તવાળા કુવલાશ્વ રાજાએ ધુંધુને મારી નાખ્યો, એટલે તે 'ધુંધુમાર' નામે પ્રખ્યાત થયો. પછી પ્રસન્ન થયેલા સર્વ દેવોએ તથા મહર્ષિઓએ તેને કહ્યુ: 'તું વરદાન માગ.' ત્યારે હે રાજન્! તેણે બે હાથ જોડ્યા અને પ્રણામ કરીને અત્યંત આનંદ પામી આ વચન કહ્યાં : 'હું દ્વિજવરોને નિત્ય ધન આપ્યા કરું, હું શત્રુઓથી અજેય રહું, વિષ્ણુ સાથે મારે મિત્રતા થાય, સર્વ ભૂતો તરફ હું અદ્રોહી રહું, ધર્મમાં મારી સદૈવ પ્રીતિ રહે અને સ્વર્ગમાં મને અક્ષય વાસ મળે.' ત્યારે દેવોએ પ્રસન્નતાપૂર્વક તે રાજાને 'તથાસ્તુ' કહ્યું.[२६-३७] પછી હે મહારાજ ! ઋષિઓ, ગંધર્વો અને બુદ્ધિશાળી ઉત્તંક સાથે સંભાષણ કરીને તથા એ રાજાને વિવિધ પ્રકારના આશીર્વાદો આપીને દેવો તથા મહર્ષિઓ પોતપોતાને સ્થાને ગયા. ત્યારે હે યુધિષ્ઠિર ! તે રાજાના ત્રણ પુત્રો જીવતા રહ્યા હતા. હે ભારત ! તેઓ દૃઢાશ્વ, કપિલાશ્વ અને ચંદ્રાશ્વ હતા. હે મહાભાગ્યશાળી રાજન્! તે પુત્રોથી મહાત્મા અને અમાપ તેજસ્વી એવા ઇક્ષ્વાકુ વંશીઓની વંશપરંપરા ચાલી છે. આમ હે સજ્જનશ્રેષ્ઠ ! તે કુવલાશ્વે મધુકૈટભના ધુંધુ નામે મહા દૈત્યપુત્રને માર્યો હતો. આ રીતે કુવલાશ્વ રાજા 'ધુંધુમાર' નામે વિખ્યાત થયો અને ત્યારથી તે નામ પ્રમાણેના ગુણવાળો પણ થયો. તમે મને જે પૂછ્યું હતું, તે આ ધુંધુમારનું સમગ્ર ઉપાખ્યાન મેં તમને કહ્યું છે. આ આખ્યાન એ ધુંધુમારનાં કર્મથી પ્રસિદ્ધ છે. આ આખ્યાન પુણ્યમય છે અને વિષ્ણુના ગુણકીર્તનવાળું છે. જે ધર્માત્મા મનુષ્ય આનું શ્રવણ કરશે, તે પુત્ર પામશે. પર્વના દિવસોએ જે આ આખ્યાન સાંભળશે, તે આયુષ્યમાન થશે અને સમૃદ્ધિવાન થશે. તેને વ્યાધિનો ભય રહેશે નહિ અને તે સર્વ ક્લેશોથી મુક્ત થશે.[३८-४५]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'ધુંધુમાર ઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૦૪મો સમાપ્ત

## अध्याय २०५मो

### પતિવ્રતાનું માહાત્મ્ય

॥ वैशंपायन उवाच ॥

**ततो युधिष्ठिरो राजा मार्कंडेयं महाद्युतिम् ।**
**पप्रच्छ भरतश्रेष्ठ धर्मप्रश्नं सुदुर्विदम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી હે ભરતશ્રેષ્ઠ ! યુધિષ્ઠિર રાજાએ મહાકાંતિવાળા માર્કંડેયને સહેજે ન સમજાય એવો આ ધર્મપ્રશ્ન પૂછ્યો :[१] 'હે ભગવન્! હું સ્ત્રીઓનું ઉત્તમ માહાત્મ્ય સાંભળવા ઇચ્છું છું. હે વિપ્ર ! તમે તે સૂક્ષ્મ અને ધર્મયુક્ત માહાત્મ્ય યથાર્થ રીતે કહો.[२] હે શ્રેષ્ઠ બ્રહ્મર્ષિ ! સૂર્ય, ચંદ્ર, વાયુ, પૃથ્વી, વાહ્‌ન, પિતા, માતા અને ભગવાન ગુરુ એ સૌ આ લોકમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે. હે સજ્જનશ્રેષ્ઠ! બીજું પણ જે કંઈ દેવ તરીકે કહેવામાં આવ્યું છે, તે પણ પ્રત્યક્ષ દેખાય છે. હે ભૃગુનંદન ! સર્વ ગુરુજનો અને સર્વ પતિવ્રતા સ્ત્રીઓ માનપાત્ર છે. આમાં પણ પતિવ્રતાઓની પતિસેવા મને ભારે કઠણ જણાય છે.[३-५] તો હે પ્રભુ ! તમે અમને પતિવ્રતાઓના માહાત્મ્ય વિશે કહો, એ યોગ્ય છે. હે

નિષ્પાપ! તે પતિવ્રતાઓ ઇંદ્રિયસમૂહોને વશ રાખે છે, મનનો નિરોધ કરે છે અને પતિને દેવની જેમ માની તેના જ ચિંતનમાં રહે છે. હે ભગવન્! મને તો આ મહાકઠણ લાગે છે. હે પ્રભુ! સ્ત્રીઓને સ્વામીની તેમ માતાપિતાની પણ સેવા કરવાની હોય છે. હે દ્વિજ! સ્ત્રીઓના આ અતિ કઠિન ધર્મ જેવું હું બીજું કશું દુષ્કર જોતો નથી.[૬-૮] હે બ્રહ્મન્! સદાચારી સ્ત્રીઓ પતિની સાથે માતપિતાની જ આદરપૂર્વક સેવા કરે છે, તે સાચે જ કઠિન છે.[૯] સ્ત્રીઓ કેવળ એક પોતાના પતિની જ પત્ની છે, તેઓ સત્ય બોલે છે અને યોગ્ય સમયે પતિસમાગમ કરીને દશ માસ સુધી પોતાના ઉદરમાં ગર્ભને ધારણ કરે છે, તેથી બીજું અધિક આશ્ચર્યકારી શું હોય? વળી હે વિભુ! સ્ત્રીઓ પ્રાણસંકટ વહોરીને, અકથ્ય વેદનાઓ સહન કરીને તેમ જ મહા દુઃખ ભોગવીને પુત્રોને જન્મ આપે છે. હે દ્વિજશ્રેષ્ઠ! તેઓ તે સંતાનોને અત્યંત સ્નેહથી પાળેપોષે છે.[૧૦-૧૨] જે આ સર્વ પ્રકારનાં ક્રૂર કર્મો કરતા હોઈને નિંદાતા હોય છે, તેઓ પણ જો તે કર્મોને સદૈવ સ્વકર્મ માનીને કરે છે, તો તે પણ દુષ્કર છે, એમ હું માનું છું. તો હે દ્વિજ! તમે મને ક્ષત્રિયધર્મના આચારનું તત્ત્વ કહો. કેમ કે ક્રૂર મનુષ્યને મહાત્માઓનો ધર્મ અતિ દુર્લભ છે. હે પ્રશ્નવેત્તાઓમાં શ્રેષ્ઠ! હે ભગવન્! આ પ્રશ્નનો હું ઉત્તર ઇચ્છું છું. હે સુવ્રત! હે ભૃગુકુળશ્રેષ્ઠ! મને તે તમારી પાસેથી સાંભળવાની ઇચ્છા છે.[૧૩-૧૫]

માર્કંડેય બોલ્યા : હે ભરતોત્તમ! તમારા આ અતિકઠિન પ્રશ્નનો હું યથાર્થ ઉત્તર આપું છું, તમે તે મારી પાસેથી સાંભળો.[૧૬] કોઈક માતાને મોટી માને છે, તો કોઈક પિતાને મોટા માને છે. પણ જે પ્રજાને ઉછેરી મોટી કરે છે, તે માતા જ દુષ્કર કાર્ય કરે છે. પિતાઓ પણ તપથી, દેવપૂજનથી, અભિવંદનોથી, તિતિક્ષાથી અને અભિચારોના ઉપાયોથી પુત્રો મેળવવા ઇચ્છે છે. આમ હે વીર! મહાકષ્ટે દુર્લભ પુત્ર પામ્યા પછી તેઓ સદા ચિંતા કરે છે કે, આ કેવો નીવડશે?[૧૭-૧૯] હે ભારત! માતા તથા પિતા પોતાના પુત્રોને વિશે યશ, કીર્તિ ઐશ્વર્ય, સંતાન અને ધર્મની આશા રાખે છે.[૨૦] આથી જે પુત્ર એ માતાપિતાની આશાને સફળ કરે છે, તે જ ધર્મને જાણનાર છે. હે રાજેંદ્ર! જે પોતાનાં માતપિતાને નિત્ય પ્રસન્ન રાખે છે, તે આ લોકમાં તેમ જ પરલોકમાં કીર્તિ અને સનાતન ધર્મ પામે છે. સ્ત્રીઓને માટે કોઈ યજ્ઞક્રિયાની, શ્રાદ્ધની અને ઉપવાસોની આવશ્યકતા નથી. તેઓ તો પતિની જ સેવા કરે છે, તેથી સ્વર્ગને પામે છે. હે યુધિષ્ઠિરરાજ! આ પ્રકારના સંબંધમાં તમે એકચિત્તે પતિવ્રતાઓના આવશ્યક ધર્મ સાંભળો.[૨૧-૨૪]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'પતિવ્રતામાહાત્મ્ય' નામનો અધ્યાય ૨૦૫મો સમાપ્ત

## अध्याय २०६ मो

### પતિવ્રતાનું આખ્યાન-કૌશિકની કથા

॥ मार्कंडेय उवाच ॥

कश्चिद्द्विजातिप्रवरो वेदाध्यायी तपोधनः ।
तपस्वी धर्मशीलश्च कौशिको नाम भारत ॥ १ ॥

માર્કંડેય બોલ્યા : હે ભારત! કૌશિક નામે કોઈ એક દ્વિજવર હતો. તે વેદાધ્યયન કરનાર, તપરૂપી ધનવાળો, તપસ્વી અને ધર્મશીલ હતો. તેણે શિક્ષા આદિ અંગો તથા ઉપનિષદો સાથે વેદોનું અધ્યયન કર્યું હતું. કોઈ એક વાર તે કોઈક ઝાડના મૂળ આગળ બેસી વેદ ભણી રહ્યો હતો. તે વખતે તે ઝાડની ઉપર એક બગલી સંતાઈ રહી હતી. તેણે એ બ્રાહ્મણની ઉપર અઘાર કરી.[૧-૩] આ પ્રમાણે જોઈને બ્રાહ્મણ ક્રોધે ભરાયો અને બગલીનું અનિષ્ટ વિચારવા લાગ્યો.

અત્યંત ક્રોધમાં આવીને એ બગલીને જોવા લાગ્યો. આમ બ્રાહ્મણે અનિષ્ટ ચિંતન કરીને જોયું, એટલે તે બગલી નીચે ધરતી ઉપર ફફડી પડી. આ રીતે નિષ્પ્રાણ અને જડ થઈને પડેલી તે બગલીને જોઈને એ બ્રાહ્મણ દયાથી વલોવાઈ ગયો અને સંતાપ કરવા લાગ્યો: 'અરે! રોષ અને રાગમાં ખેંચાઈ જઈને મેં આ ભૂંડું કામ કરી નાખ્યું.'[૪-૬]

માર્કંડેય બોલ્યા: હે ભરતશ્રેષ્ઠ! આ પ્રમાણે વારંવાર કહીને તે વિદ્વાન ભિક્ષાને માટે એક ગામમાં ગયો. ગામમાં તે પવિત્ર ઘરોમાં ભિક્ષા માટે ફરવા લાગ્યો. આમ તે એક ઘેર આવી પહોંચ્યો. અહીં એણે પહેલાં પણ ભિક્ષા માગી હતી. તેણે કહ્યું: 'ભિક્ષા આપો.' એટલે ગૃહિણીએ કહ્યું: 'જરા થોભો.' તે વખતે તે સ્ત્રી વાસણ ઊટકી રહી હતી. હે રાજન્! આ જ અરસામાં ભૂખથી અત્યંત આકુળવ્યાકુળ થયેલો તેનો પતિ એકાએક આવ્યો. હે ભરતશ્રેષ્ઠ! તે સાધ્વીએ પોતાના પતિને જોયો, એટલે પેલા બ્રાહ્મણને તે વીસરી ગઈ. તેણે પતિને પગ ધોવાનું પાણી, આચમન અને આસન આપ્યાં. તે શ્યામ નેત્રવાળી સ્ત્રીએ પતિને અત્યંત સ્વાદિષ્ટ વાનીઓનાં ભોજન પીરસ્યાં. પછી તે વિનયવતી પતિની પરિચર્યા કરવા લાગી. હે યુધિષ્ઠિર! તે સ્ત્રી નિત્ય સ્વામીના જમ્યા પછી બાકી રહેલું ભોજન ભાવપૂર્વક જમતી હતી. તે પતિને દેવ માનતી હતી અને પતિના ચિત્તને અનુસરતી હતી. તે બીજા કોઈમાં ચિત્ત રાખતી નહોતી. મન, વચન તથા કર્મથી તે પતિને જ ઉપાસતી હતી.[૭-૧૩] સર્વભાવે તે પતિને જ સેવતી હતી. પતિસેવામાં તે પરાયણ હતી. તે સદાચારવાળી હતી, પવિત્ર હતી, ચતુર હતી અને કુટુંબનું હિત ઇચ્છનારી હતી. તે સદૈવ સ્વામીના હિતમાં વર્તતી હતી. તે દેવો, અતિથિઓ, સેવકો અને સાસુસસરા એ સૌની સેવામાં નિત્ય તત્પર રહેતી હતી. તે ઇંદ્રિયોને હંમેશાં વશ રાખતી હતી. આમ તે શુભનયના પતિની સેવા કરી રહી હતી, તેવામાં તેણે ભિક્ષાની ઇચ્છાથી ઊભેલા તે બ્રાહ્મણને જોયો અને તેને ભિક્ષા આપવાનું સાંભરી આવ્યું. ત્યારે હે ભરતોત્તમ! તે સાધ્વી શરમાઈ ગઈ. તે યશસ્વિની બ્રાહ્મણને સારુ ભિક્ષા લઈને બહાર આવી.[૧૪-૧૭]

બ્રાહ્મણ બોલ્યો: હે સુંદર સ્ત્રી! તેં મને 'જરા થોભો' કહીને રોકી રાખ્યો અને મને વિદાય પણ ન આપી! આ તે શું કહેવાય?[૧૮]

માર્કંડેય બોલ્યા: હે માનવેંદ્ર! તે બ્રાહ્મણને ક્રોધથી તપી રહેલો અને ઉગ્રતાથી લાલચોળ થયેલો જોઈને તે સાધ્વીએ શાંતિથી આ પ્રમાણે કહ્યું.[૧૯]

સ્ત્રી બોલી: હે વિદ્વાન! તમારે મને ક્ષમા આપવી ઘટે છે. મારે મન મારા પતિ મારા મહાદેવ છે. વળી તે ભૂખ્યા અને થાક્યાપાક્યા આવ્યા હતા. આથી હું તેમની સેવામાં રોકાઈ ગઈ હતી.[૨૦]

બ્રાહ્મણ બોલ્યો: તેં બ્રાહ્મણોને હલકા પાડ્યા છે અને તારા પતિને તેં શ્રેષ્ઠ માન્યો છે. ગૃહસ્થધર્મમાં રહીને તું બ્રાહ્મણનું અપમાન કરે છે. સ્વયં ઇંદ્ર પણ બ્રાહ્મણોને પ્રણામ કરે છે, તો પછી પૃથ્વી ઉપરનો માનવી તો તેને પ્રણામ કરે એમાં આશ્ચર્ય શું? હે ગર્વિષ્ઠ સ્ત્રી! તું જાણતી નથી અને વૃદ્ધો પાસેથી તેં સાંભળ્યું પણ નથી કે બ્રાહ્મણો તો અગ્નિ જેવા છે? તેઓ પૃથ્વીને પણ બાળીને ખાખ કરી શકે છે.[૨૧,૨૨]

સ્ત્રી બોલી: હે બ્રહ્મર્ષિ! હું કંઈ બગલી નથી. હે તપોધન! તમે ક્રોધને દૂર કરો. તમે ક્રોધ પામીને તમારી આ ક્રોધભરી દૃષ્ટિથી મને શું કરી શકશો? બાકી હું પંડિત અને દેવ તુલ્ય બ્રાહ્મણોની અવજ્ઞા કરતી નથી. હે વિપ્ર! તમારે મારા આ અપરાધ-

ની ક્ષમા કરવી જોઈએ. હે નિષ્પાપ! હું બુદ્ધિમાન અને મહાભાગ્યશાળી બ્રાહ્મણોનાં તેજને જાણું છું.[૨૩-૨૫] બ્રાહ્મણે જ ક્રોધ કરીને સાગરને ખારા જળવાળો અને ન પિવાય તેવો કર્યો છે. વળી ઝળહળતા તપવાળા અને ઉદાર ચિત્તવાળા તે મુનિઓનો ક્રોધાગ્નિ હજી પણ દંડકારણ્યમાં શાંત પડ્યો નથી. વળી ક્રૂર અને અત્યંત દુરાત્મા એવો વાતાપિ નામનો મહાન અસુર બ્રાહ્મણોને અપમાન આપવાથી જ અગસ્ત્ય ઋષિના પેટમાં જઈને પચી ગયો હતો. મહાત્મા બ્રાહ્મણોના અનેક પ્રભાવો સંભળાય છે. હે બ્રહ્મન્! તે મહાત્માઓને જેમ અત્યંત ક્રોધ હોય છે, તેમ તેમનામાં અત્યંત કૃપા પણ હોય છે. હે બ્રહ્મન્! હે અપાપ! મારી આ ભૂલ માટે તમે મને ક્ષમા આપો.[૨૬-૨૯] હે દ્વિજ! મને તો જે ધર્મ પતિસેવાથી યુક્ત છે તે જ રુચે છે. મારે માટે સર્વ દેવોમાં મારા સ્વામી જ પરમ દેવ છે. હે દ્વિજોત્તમ! હું કશા પણ ભેદ વિના તેમની સેવા કરવાના ધર્મને પાળું છું. હે બ્રાહ્મણ! પતિસેવાનું કેવું ફળ છે, તે તમે જુઓ.[૩૦,૩૧] તમે રોષથી બગલીને બાળી નાખી છે, એ મેં જાણી લીધું છે. હે દ્વિજવર! ક્રોધ એ મનુષ્યોનાં શરીરમાં રહેલો શત્રુ છે.[૩૨] જે ક્રોધ અને મોહને છોડે છે, તેને જ દેવો બ્રાહ્મણ જાણે છે. જે આ લોકમાં સત્ય વચનો કહે છે, જે ગુરુને સંતોષ આપે છે અને પોતાની હિંસા થયા છતાં જે સામાની હિંસા કરતો નથી, તેને દેવો બ્રાહ્મણ જાણે છે. જે જિતેંદ્રિય છે, ધર્મપરાયણ છે, સ્વાધ્યાયનિષ્ઠ છે, પવિત્ર છે અને જેણે કામ તથા ક્રોધને વશ કર્યા છે, તેને દેવો બ્રાહ્મણ કહે છે. જે ધર્મજ્ઞ અને વિદ્વાનને આ જગત પોતાના આત્મવત્ લાગે છે અને જે સર્વ ધર્મોને આચરે છે, તેને દેવો બ્રાહ્મણ જાણે છે. જે વેદનું અધ્યયન અને અધ્યાપન કરે છે, જે યજ્ઞ કરે છે અથવા કરાવે છે, તેમજ જે યથાશક્તિ દાન આપે છે, તેને દેવો બ્રાહ્મણ કહે છે. જે દાનશૂર દ્વિજશ્રેષ્ઠ બ્રહ્મચારી રહી વેદાધ્યયન કરે છે અને જરા પણ અસાવધ ન થતાં સ્વાધ્યાયમાં તત્પર રહે છે, તેને દેવો બ્રાહ્મણ કહે છે. બ્રાહ્મણોને જે કલ્યાણકારી હોય તે જ તેમને કહેવું જોઈએ. જેઓ એ પ્રમાણે સત્ય કહે છે, તેમનાં મન અસત્યમાં રમતાં જ નથી. હે દ્વિજશ્રેષ્ઠ! સ્વાધ્યાય, ઇંદ્રિયદમન, સરળતા અને ઇંદ્રિયનિગ્રહ એ બ્રાહ્મણોનો શાશ્વત ધર્મ છે, એમ દેવો કહે છે. તેમાં પણ ધર્મજ્ઞ મનુષ્યો સત્ય અને સરળતાને જ પરમધર્મ કહે છે. શાશ્વત સનાતન ધર્મ જાણવો કઠિન છે અને તે સત્યમાં રહેલો છે.[૩૩-૪૦] વૃદ્ધોની આજ્ઞા છે કે, ધર્મ શ્રુતિરૂપી પ્રમાણવાળો જ હોય. હે દ્વિજવર! ધર્મ સૂક્ષ્મ જ છે અને તે અનેક પ્રકારનો દેખાય છે. આપ પણ ધર્મજ્ઞ છો, સ્વાધ્યાયપરાયણ છો અને પવિત્ર છો. છતાં હે ભગવન્! તમે ધર્મને યથાર્થ રીતે જાણતા નથી, એવું મારું માનવું છે. હે વિપ્ર! તમે જો પરમધર્મને જાણતા ન હો, તો તમે મિથિલાપુરીમાં જાઓ. હે દ્વિજ! ત્યાં તમે ધર્મવ્યાધને એ વિશે પૂછો. એ વ્યાધ માતપિતાની સેવા કરનારો છે, સત્યવાદી છે, જિતેંદ્રિય છે અને મિથિલામાં રહે છે. તે તમને ધર્મ સમજાવશે. હે દ્વિજોત્તમ! તમને ગમે તો તમે ત્યાં જાઓ. તમારું મંગલ થાઓ. હે અનિંદિત! આ જે બધું મારાથી વધારે પડતું બોલાયું છે, તે બદલ તમે મને ક્ષમા આપજો. કેમ કે જેઓ ધર્મને સારી રીતે સમજે છે, તે સર્વને માટે સ્ત્રીઓ શિક્ષાપાત્ર નથી.[૪૧-૪૫]

બ્રાહ્મણ બોલ્યો: હે શોભના! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તારું કલ્યાણ થાઓ. મારો ક્રોધ ચાલ્યો ગયો છે, તેં મને જે ટાણો માર્યો છે, તે પણ મારું પરમ કલ્યાણ કરનારો છે. તારું મંગલ

હો. હે શોભના! હવે હું જઈશ અને કાર્યસિદ્ધિ કરીશ.[૪૬,૪૭]

માર્કંડેય બોલ્યા : તે દ્વિજોત્તમ કૌશિક એ સતીની અનુજ્ઞા–રજા લઈને ત્યાંથી નીકળ્યો; પોતાના આત્માને નિંદતો નિંદતો તે પોતાને ઘેર ગયો.[૪૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'પતિવ્રતાનું આખ્યાન–કૌશિકની કથા' નામનો અધ્યાય ૨૦૬ મો સમાપ્ત

## અધ્યાય ૨૦૭ મો

### બ્રાહ્મણ અને વ્યાધનો સંવાદ

॥ मार्कंडेय उवाच ॥

**चिंतयित्वा तदाश्चर्यं स्त्रिया प्रोक्तमशेषतः ।**
**विनिंदन् स स्वमात्मानमागस्कृत इवाबभौ ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : તે કૌશિકે તે સતી સ્ત્રીએ કહેલી એ આશ્ચર્યકારી વાતનો સંપૂર્ણતાથી વિચાર કર્યો. તે પોતાની જાતને નિંદવા લાગ્યો અને પોતે અપરાધી હોય, એવો દેખાવા લાગ્યો. હવે સ્વધર્મની સૂક્ષ્મ ગતિને વિચારતાં તે આ પ્રમાણે બોલ્યો : 'મારે શ્રદ્ધાપૂર્વક જ વર્તવું જોઈએ. હું મિથિલા નગરીમાં જઈશ.[૧,૨] કહે છે કે, ત્યાં કૃતાર્થ થયેલો અને ધર્મને જાણનારો વ્યાધ વસે છે. હું આજે જ તે તપોધનને ધર્મ પૂછવા જઈશ.[૩] આવો તેણે મનથી ઠરાવ કર્યો. બગલીના મરણવૃત્તાંત અંગેના વિશ્વાસથી તેમ જ તે સાધ્વીનાં શુભ વચનોને લીધે તેને તે સતી સ્ત્રીના શબ્દો ઉપર શ્રદ્ધા રહી. કુતૂહલથી યુક્ત થયેલો તે હવે મિથિલા જવા નીકળ્યો. માર્ગમાં અરણ્યો, ગામો અને નગરો વટાવીને જનકે રક્ષેલી મિથિલામાં તે આવી પહોંચ્યો. તે શુભ નગરી ધર્મકૃત્યોરૂપી મર્યાદાઓથી વ્યાપેલી હતી અને તેમાં યજ્ઞોના ઉત્સવો ચાલી રહ્યા હતા. તેમાં ગોપુરો અને અટારીઓ હતી. હવેલીઓ અને કોટકિલ્લાઓથી તે શોભી રહી હતી. તે રમણીય હતી અને તેમાં અનેકાનેક મહાલયો હતાં. તેમાં અસંખ્ય દુકાનો હતી, તેમાં સુવિશાળ રાજમાર્ગો બાંધેલા હતા, તેમ જ તેમાં અનેક ઘોડાઓ, રથો, હાથીઓ અને લડવૈયાઓ ઊભરાતા હતા. તે હૃષ્ટપુષ્ટ જનોથી ભરેલી હતી. તેમાં નિત્ય ઉત્સવો ગાજતા હતા, અને અનેક જાતનાં વૃત્તાંતો ચાલતાં હતાં. આવી તે નગરીને પેલા બ્રાહ્મણે જોઈ. આગળ જતાં તેણે ધર્મવ્યાધ વિશે ભાળ કાઢી, તો બ્રાહ્મણોએ તેને તેનો પત્તો આપ્યો. કૌશિક એ પત્તા પ્રમાણે ગયો, તો ત્યાં તેણે ખાટકીવાડામાં બેઠેલા તે તપસ્વીને જોયો. ત્યારે તે મૃગો અને પાડાઓનું માંસ વેચતો હતો. એ વખતે ઘરાકોની ભીડ હતી, એટલે કૌશિક બ્રાહ્મણ એકાંતમાં જઈને બેઠો. પણ તે ધર્મવ્યાધ આ બ્રાહ્મણ આવ્યાની વાત જાણી ગયો. તે એકદમ ઉતાવળો ઊભો થયો અને તે બ્રાહ્મણ જ્યાં એકાંતસ્થાને બેઠો હતો, ત્યાં તે આવી પહોંચ્યો.[૪–૧૨]

વ્યાધ બોલ્યો : 'હે ભગવન્! હું તમને વંદન કરું છું. હે દ્વિજવર! તમે ભલે પધાર્યા. હું વ્યાધ છું. તમારું શું મંગલ કરું? મને આજ્ઞા આપો. તે પતિવ્રતા સાધ્વીએ તમને કહ્યું હતું કે તમે મિથિલા જાઓ, એ હું જાણું છું. વળી તમે જે અર્થે અહીં આવ્યા છો, એ સઘળું હું જાણું છું.'[૧૩,૧૪] તેનાં આ વચન સાંભળીને તે વિપ્ર અત્યંત વિસ્મય પામ્યો. તે દ્વિજ વિચારવા લાગ્યો. આ તો વળી બીજુ અચરજ થયું. પછી વ્યાધે તેને આ પ્રમાણે કહ્યું : 'હે ભગવન્! આ તમે અયોગ્ય સ્થાને બેઠા છો, હે નિષ્પાપ! તમને જો રુચે તો આપણે બેઉ મારે ઘેર જઈએ.'[૧૫,૧૬]

માર્કંડેય બોલ્યા : તે વિપ્રે તેને હર્ષપૂર્વક વચન કહ્યું : 'ઘણું સરસ.' પછી તે વ્યાધ બ્રાહ્મણને આગળ રાખી ઘર તરફ ગયો. તે રમણીય ઘરમાં

જઈને તેણે તે દ્વિજવરને આસન, પગ ધોવાનું પાણી અને આચમન આપી સત્કાર કર્યો. બ્રાહ્મણે પૂજાનો સ્વીકાર કર્યો. પછી સુખપૂર્વક વિરાજેલા તે વ્યાધને બ્રાહ્મણે આ વચન કહ્યાં : 'હે તાત ! તમારું આ માંસ વેચવાનું કર્મ તમને ઉચિત હોય, એમ મને લાગતું નથી. તમારા એ ઘોર કર્મથી મને ખૂબ વેદના થાય છે.'[17-19]

વ્યાધ બોલ્યો : હે દ્વિજ ! આ મારો બાપ-દાદાથી ઊતરી આવેલો કુળપરંપરાનો ધંધો છે. હું મારા સ્વધર્મમાં રહું છું, તો તમે ક્રોધ કરશો નહિ. હે દ્વિજવર ! વિધાતાએ પહેલેથી મારે માટે જ સ્વકર્મ નિર્માણ કર્યું છે, તેનું હું પાલન કરું છું અને પ્રયત્નપૂર્વક હું વૃદ્ધ ગુરુજનોની સેવા કરું છું. હું સત્ય બોલું છું, કોઈની ઈર્ષ્યા કરતો નથી અને શક્તિ પ્રમાણે દાન આપું છું. હું દેવો, અતિથિઓ અને સેવક આદિને ભોજન આપ્યા પછી વધેલું અન્ન જમું છું. હું કોઈનાં છિદ્રો ઉઘાડતો નથી અને કોઈની નિંદા કરતો નથી.[20-22] હે દ્વિજશ્રેષ્ઠ ! પૂર્વે કરેલાં બળવાન કર્મો તેના કરનારને અનુસરે જ છે. ખેતી, ગોરક્ષા અને વેપારવણજ એ આ લોકનું જીવન છે. દંડનીતિ તથા ત્રણ વેદોની વિદ્યાથી જગતની સ્થિતિ રહે છે. શૂદ્રને માટે સેવાકર્મ કહ્યું છે, વૈશ્યને માટે ખેતી કહી છે અને ક્ષત્રિયને માટે રણ-ખેલન જણાવ્યું છે. બ્રાહ્મણને માટે સર્વદા બ્રહ્મ-ચર્ય, તપ, વેદપાઠ અને સત્યવચન કહેવાયાં છે. રાજા સ્વકર્મમાં પરાયણ રહેલી પ્રજાનું ધર્મપૂર્વક પાલન કરે છે. જે કોઈ પ્રજાજનો સ્વકર્મથી વિરુદ્ધ વર્તે છે, તેમને તે ફરી સ્વકર્મોમાં જોડે છે.[23-26] રાજાની સદૈવ ભીતિ રાખવી, કેમ કે રાજાઓ પ્રજાના પાલક છે. રાજાઓ સ્વકર્મથી વિરુદ્ધ વર્તતા પ્રજાજનોને વારે છે—જાણે, તે બાણથી મૃગોને અટકાવે છે.[27] હે વિપ્રર્ષિ ! અહીં જનકના રાજમાં કોઈ પણ માણસ વિપરીત કર્મ કરનારો નથી. હે દ્વિજવર ! ચારે વર્ણ સ્વકર્મમાં તત્પર રહે છે.[28] આ જનકરાજા તો પોતાનો પુત્ર પણ જો દુરાચારી અને શિક્ષાપાત્ર હોય, તો તેને પણ સજા કરે છે. તે ધાર્મિક માણસને કશો ત્રાસ આપતો નથી.[29] એ રાજાએ દૂતોની સુંદર વ્યવસ્થા કરી છે અને એ દૂતો દ્વારા તે સર્વની ધર્મપૂર્વક સંભાળ રાખે છે. હે દ્વિજોત્તમ ! લક્ષ્મી, રાજ્ય અને દંડ એ ક્ષત્રિયોનાં જ છે. રાજાઓ સ્વધર્મથી જ લક્ષ્મીની વૃદ્ધિ ઇચ્છે છે. રાજા સર્વ વર્ણોનો રક્ષણ કરનાર છે.[30,31] હે બ્રહ્મન્ ! હું જાતે હિંસા કરતો નથી. હે બ્રહ્મર્ષિ ! હું તો નિત્ય બીજાઓ-એ મારેલાં ભૂંડો અને ભેંસોને વેચું છું. હે દ્વિજ ! હું માંસ ખાતો નથી, ઋતુકાલે જ સ્ત્રીગમન કરું છું, દિવસે સદા ઉપવાસ રાખું છું અને માત્ર રાત્રે જ ભોજન લઉં છું. શીલરહિત જણાતો માણસ પણ શીલવાન હોઈ શકે છે. પ્રાણીની હિંસા કર્યા કરતો મનુષ્ય પણ ધાર્મિક હોઈ શકે છે.[32-34] રાજાઓના અધર્માચારથી ધર્મમાં ભારે ગોટાળો ઊભો થાય છે, અધર્મ પ્રવર્તે છે અને પ્રજા-માં વર્ણસંકરતા આવે છે. પરિણામે, પ્રજા ભયંકર મોંવાળી, ઠીંગણી, કૂબડી, મોટાં માથાં-વાળી, નપુંસક, આંધળી, બહેરી અને ઊંચા ડોળાવાળી જન્મે છે. આ રીતે રાજાઓના અધ-ર્મને લીધે પ્રજાઓનો સર્વદા નાશ થાય છે. પણ આ રાજા જનક તો પ્રજાને ધર્મપૂર્વક સંભાળે છે. સ્વધર્મમાં પરાયણ રહેલાં સર્વ પ્રજાજનો ઉપર તે સદા કૃપા રાખે છે. જે મનુષ્યો મારી સ્તુતિ કરે છે અને વળી જેઓ મારી નિંદા કરે છે, તે સર્વને હું સત્કર્મ કરીને સંતોષ પમાડું છું.[35-38] જેઓ સ્વધર્મથી આજીવિકા ચલાવે છે, જેઓ પારકા ઉપર જરાય જીવતા નથી, જેઓ ઇંદ્રિયદમન કરે છે, જેઓ ઉદ્યોગશીલ છે અને

જેઓ સેનાનું સંયોજન કરે છે, તેઓ જ રાજાઓ છે. નિત્ય યથાશક્તિ અન્નદાન કરવું, તિતિક્ષા રાખવી, ધર્મપરાયણ રહેવું અને સર્વ ભૂતોને સદૈવ યથાયોગ્ય માન આપવું આ માનવીમાત્રના આવશ્યક ગુણો છે. પણ ત્યાગ વિના તે પુરુષમાં ટકી શકતા નથી.[૩૯-૪૧] મિથ્યા ભાષણ છોડવું; વગરમાગ્યે અન્યનું પ્રિય કરવું અને કામથી કે ભયથી કે દ્વેષથી ધર્મનો ત્યાગ ન કરવો. પ્રિયની પ્રાપ્તિ થતાં અતિશય હરખાવું નહિ, અપ્રિયની પ્રાપ્તિ થતાં સંતાપ કરવો નહિ, નાણાંની ભીડમાં મૂંઝાવું નહિ અને ધર્મનો પરિત્યાગ ન જ કરવો. જો કંઈ અવળું જ કર્મ થઈ જાય, તો ફરી તે ન જ આચરવું. જાતને અને બીજાને કલ્યાણકારી હોય, તેનું જ ચિંતન કરવું-તેવા કર્મમાં જ મન જોડવું. પાપીની સામે પાપી ન થવું. સર્વદા સાધુ જ રહેવું; કેમ કે જે પાપી પાપ કરવા ઇચ્છે છે, તે પોતાના હાથે જ હણાયેલો છે.[૪૨-૪૫] અસાધુઓનું આ કર્મ તો ચોર વગેરેના જેવું નિંદ્ય છે. જે મનુષ્યો 'ધર્મ નથી' એમ માનીને પવિત્ર મનુષ્યોની હાંસી કરે છે, તે ધર્મ ઉપર શ્રદ્ધા ન રાખનારાઓ નિઃસંશય નાશ પામે છે. જેમ પોલી ધમણ પવનથી ભરાઈને ફૂલે છે, તેમ પાપી મનુષ્ય કારણ વિના ગર્વથી ભરાઈને ફૂલ્યો રહે છે.[૪૬,૪૭] અભિમાન ભરેલા તે મૂઢો-અજ્ઞાનીઓ અસાર વસ્તુઓમાં જ ભાવના રાખે છે. સૂર્યની જેમ તે મૂર્ખાઓનો અંતરાત્મા ખરે દિવસે તેમના ખરા પોતને પ્રગટ કરે છે. મૂર્ખ માણસ જાતસ્તુતિ કરવાથી પણ આ જગતમાં ઝળકતો નથી. એ તો વિદ્યાસંપન્ન માણસ ઓપ વિનાનો હોય, તોપણ આ લોકમાં પ્રકાશી રહે છે.[૪૮,૪૯] મૂર્ખ તો માને છે કે, કોઈ પણ ગુણસંપન્ન મનુષ્ય કોઈની નિંદા કર્યા વિના અને આપવડાઈ બતાવ્યા વિના જગતમાં પ્રસિદ્ધિ પામ્યો હોય એવું જોવામાં આવતું નથી. માણસ વિપરીત કર્મ કર્યા પછી પસ્તાવો કરે છે, તો તે પાપથી છૂટે છે-હું ફરી આવું કામ કરીશ નહિ, એવો નિશ્ચય કરવાથી તે બીજા પાપથી મુક્ત રહે છે.[૫૦,૫૧] વળી હે શ્રેષ્ઠ દ્વિજવર! મનુષ્ય શાસ્ત્રમાં કહેલાં જપતપનાં કર્મ કરવાથી પણ આ લોકમાં પાપથી મુક્તિ મેળવે છે. આ પ્રમાણે હે બ્રહ્મન્! ધર્મો સંબંધમાં આ શ્રુતિ જોવામાં આવે છે. પૂર્વે કરેલાં પાપોનું આ લોકમાં જ્ઞાન ન હોય, તે છતાં પાછળથી ધર્મશીલ થયેલો માણસ અગાઉનાં તે પાપોનો નાશ કરે છે. કેમ કે હે ભૂદેવ! પુરુષો પ્રમાદથી આ લોકમાં જ કાંઈ પાપ કરે છે, તેનો ધર્માચરણથી સમૂળો નાશ થાય છે. જે પુરુષ પાપ કર્યા પછી માની બેસે છે કે, મેં પાપ કર્યું છે, તે કોઈ જાણતું નથી-પણ દેવો અને તેનો અંતર્યામી તેને પાપી થયેલો જુએ જ છે.[૫૨-૫૪] જે મનુષ્ય સત્પુરુષોનાં ન્યૂન રહેતાં ધર્મકૃત્યોને વસ્રોનાં છિદ્રોની જેમ સારી રીતે ઢાંકે છે, તે શ્રદ્ધાવાન અને ઈર્ષ્યારહિત રહી કલ્યાણની જ કામના કરે. અગાઉ પાપ કર્યાં છતાં પણ જો મનુષ્ય આ પ્રમાણે મોક્ષસાધક કલ્યાણનો જ આશ્રય કરે છે, તો તે મોટાં વાદળાંથી ઢંકાયેલા ચંદ્રની જેમ સર્વ પાપોથી છૂટો થાય છે.[૫૫,૫૬] જેમ સૂર્ય ઉદય પામતાં જ પૂર્વના અંધકારને નાશ પમાડે છે, તેમ મનુષ્ય આ પ્રમાણે કલ્યાણનો આશ્રય લેતાં જ સર્વ પાપોને નસાડી મૂકે છે. હે દ્વિજોત્તમ! તમે લોભને જ પાપોનું મૂળ સમજો. અધકચરા જ્ઞાનવાળા લોભિયા માણસો જ પાપ કરે છે. એ અધર્મીઓ તરણાંથી ઢંકાયેલા કૂવાની જેમ ધર્મના ડોળથી ઢંકાયેલા હોય છે. તેઓ ઇંદ્રિયદમન, પવિત્ર કૃત્યો અને ધર્મ સંબંધી વાતો વિશે તડાકા મારે છે. તેમનામાં સર્વ કંઈ હોય છે, માત્ર તેમનામાં શિષ્ટાચાર શોધ્યો જડતો નથી.[૫૭-૫૯]

માર્કંડેય બોલ્યા: હે નરોત્તમ! તે મહાબુદ્ધિમાન વિપ્રે ધર્મવ્યાધને પૂછ્યું: 'હું શિષ્ટાચારને કેમ કરીને જાણી શકું? હે ધાર્મિકશ્રેષ્ઠ! તમારું મંગલ હો. હું આ તમારી પાસેથી યથાર્થ રીતે સાંભળવા ઇચ્છું છું. હે મહાબુદ્ધિશાળી વ્યાધ! તમે તે કહો.[૬૦,૬૧]

ધર્મવ્યાધ બોલ્યો: હે દ્વિજશ્રેષ્ઠ! યજ્ઞ, દાન, તપ, વેદોનું અધ્યયન અને સત્ય એ પાંચ પવિત્ર કર્મો શિષ્ટાચારોમાં નિત્ય હોય છે. જેઓ કામ, ક્રોધ, દંભ, લોભ અને કુટિલતાને વશમાં રાખી નિત્ય ધર્મમાં જ સંતુષ્ટ રહે છે, તેઓ શિષ્ટોએ સંમાનેલા શિષ્ટજનો છે.[૬૨,૬૩] યજ્ઞ અને સ્વાધ્યાયરૂપી શીલવાળા તે શિષ્ટજનો સ્વેચ્છાચારી હોતા નથી. વળી સદાચારનું પાલન એ શિષ્ટોનું બીજું લક્ષણ થયું.[૬૪] હે બ્રહ્મન્! ગુરુસેવા, સત્ય, અક્રોધ અને દાન એ ચાર શિષ્ટાચારોમાં નિત્ય હોય છે. શિષ્ટાચારમાં મન લગાડીને તથા તેમાં મનને સર્વ રીતે સ્થિર કરીને મનુષ્ય જે વૃત્તિને મેળવે છે, તે ગુરુસેવા આદિ ન કરનારા બીજાને પ્રાપ્ત થવી શક્ય નથી. વેદનું રહસ્ય સત્ય છે, સત્યનું રહસ્ય ઇંદ્રિયદમન છે અને ઇંદ્રિયદમનનું રહસ્ય ત્યાગ છે. એ સર્વ રહસ્યો શિષ્ટાચારોમાં નિત્ય હોય છે.[૬૫-૬૭] બુદ્ધિથી મુગ્ધ થયેલા જે પુરુષો ધર્મોની ખોદણી કરે છે, તેઓ ઊંધે માર્ગે જાય છે અને તેઓ તથા તેમના અનુયાયીઓ પીડા પામે છે. પરંતુ જેઓ શિષ્ટ છે, તેઓ તો સુનિયમમાં રહે છે. શ્રુતિપરાયણ રહે છે અને ત્યાગનિષ્ઠ રહે છે. તેઓ ધર્મમાર્ગે જ પગલાં ભરે છે અને સત્યધર્મનું પાલન કરે છે. શિષ્ટાચાર પાળનારા મનુષ્યો ગુરુના મતમાં રહે છે, મર્યાદાપૂર્વક ધર્મ તથા અર્થનું અવલોકન કરે છે અને પોતાની આત્માકાર વૃત્તિનો પણ સંયમ અને પરમ વૈરાગ્ય સેવે છે.[૬૮-૭૦] આથી તમે મર્યાદા તોડનારા, ક્રૂર અને પાપબુદ્ધિમાં રહેનારા તે નાસ્તિકોનો ત્યાગ કરો. તમે જ્ઞાનનો આશ્રય લો અને ધાર્મિકોની સેવા કરો. આમ ધૈર્યરૂપી નાવ કરીને તમે કામ અને લોભરૂપી મગરોથી ભરેલી તથા પંચેંદ્રિયરૂપી જળવાળી સંસારરૂપી નદીમાં જન્મરૂપી દુર્ગોને પાર કરી જાઓ.[૭૧,૭૨] જેમ સફેદ વસ્ત્ર ઉપર રંગ સુંદર રીતે ઊઘડે છે, તેમ ક્રમપૂર્વક સંચિત કરવામાં આવેલો બુદ્ધિયોગરૂપી મહાન ધર્મ શિષ્ટાચારમાં સુંદર રીતે વિકસે છે. અહિંસા અને સત્યવચન એ પ્રાણીમાત્રને પરમ હિતકારી છે. અહિંસા પરમધર્મ છે અને તે સત્યમાં સ્થિત રહે છે. સર્વ પ્રવૃત્તિઓ સત્યમાં સ્થિતિ કરીને જ રહે છે.[૭૩,૭૪] સત્ય જ શ્રેષ્ઠ છે. શિષ્ટાચારવાળાઓ તેને જ સેવે છે. આચાર એ સત્પુરુષોનો ધર્મ છે અને સત્પુરુષો આચારરૂપી લક્ષણવાળા છે.[૭૫] જે પ્રાણી જે સ્વભાવને લઈને જન્મે છે, તે જ સ્વભાવ પ્રમાણે તે વર્તે છે. ઇંદ્રિયાધીન પાપાત્મા કામ અને ક્રોધાદિ દોષોને પામે છે.[૭૬] જે કર્મનો આરંભ ન્યાયયુક્ત છે, તેને જ ધર્મ કહ્યો છે અને જે અનાચારયુક્ત છે તે અધર્મ છે, આવો શિષ્ટોનો ઉપદેશ છે.[૭૭] જેઓ ક્રોધ કરતા નથી, ઈર્ષ્યા કરતા નથી, અહંકાર રાખતા નથી, મત્સર સેવતા નથી, જેઓ સ્વભાવે સરળ છે અને જેઓ શાંતિસંપન્ન છે, તેઓ શિષ્ટાચારસંપન્ન હોય છે. જેઓ ત્રણે વેદોની વિદ્યામાં સિદ્ધ છે, પવિત્ર છે, સદ્વર્તનશાળી છે, બુદ્ધિમાન છે, ગુરુસેવામાં તત્પર છે અને જિતેંદ્રિય છે, તેઓ શિષ્ટાચારી હોય છે.[૭૮,૭૯] આવા ઉદાત્ત ચિત્તવાળા, કઠોર આચારો તથા યજ્ઞાદિ કર્મો કરનારાઓ અને સ્વકર્મોથી સત્કાર પામેલા શિષ્ટોના હિંસાદિ દોષો નાશ પામે છે. તે બુદ્ધિમાનો આશ્ચર્યકારી, પુરાતન, શાશ્વત અને નિત્ય એવા સદાચાર ધર્મને ધર્મદૃષ્ટિએ જુએ છે અને સ્વર્ગમાં જાય છે. જેઓ આસ્તિક, અભિમાનરહિત, બ્રાહ્મણજનોના

પૂજક, શાસ્ત્રવેત્તા અને નીલસપન્ન છે, તે સત્પુરુષો સ્વર્ગમાં નિવાસ પામે છે ૮૦-૮૨ ધર્મ ત્રણ પ્રકારનો છે એક વેદમાં કહેલો પરમધર્મ, બીજો ધર્મશાસ્ત્રોમા લખેલો ધર્મ અને ત્રીજો શિષ્ટાચાર રૂપી ધર્મ. વેદવિદ્યાઓમા પારંગતતા, તીર્થોમાં સ્નાન, ક્ષમા, સત્ય, સરળતા અને પવિત્રતા એ આચાર સજ્જનોમા જોવામા આવે છે તે સત્પુરુષો પ્રાણીમાત્ર પ્રત્યે દયાળુ હોય છે, સદૈવ અહિંસાપરાયણ રહે છે કદી કડવુ વેણ કાઢતા નથી અને બ્રાહ્મણો ઉપર નિત્ય પ્રીતિ રાખે છે જેઓ શુભ અને અશુભ કર્મોના ફળસચય સબધમા પુણ્ય અને પાપનો ક્ષય જાણે છે, તેઓ શિષ્ટસમત શિષ્ટો છે જે સત્પુરુષો ન્યાયયુક્ત છે, ગુણસપન્ન છે, સર્વ લોકના હિતચિંતક છે, સ્વર્ગને જીતનારા છે, શુદ્ધ ધર્મનું સેવન કરનારા છે, બ્રહ્મમાર્ગમા પ્રવેશ પામેલા છે, દાતા છે, કુટુબીઓને ભાગ પાડીને પદાર્થો વહેચે છે, દીનજનો ઉપર દયા કરે છે, સર્વપૂજ્ય છે, વેદરૂપી વનવાળા છે, તપસ્વી છે અને પ્રાણીમાત્ર ઉપર દયાળુ છે, તેઓ શિષ્ટસમત શિષ્ટો છે ૮૩-૮૮ દીન હોવા છતા જેઓ શિષ્ટ છે, તેઓ આ લોકમા લક્ષ્મી પામે છે અને મૃત્યુ પછી સુખકારી લોકો મેળવે છે તે સત્પુરુષોને પત્ની અને પોષ્યજનોના પોષણની પીડા હોય છે, તોપણ તેઓ સ્વસ્થ રહે છે તે સતો કોઈ સજ્જનોનો સમાગમ પામે છે, તો લોકવ્યવહાર, ધર્મ અને આત્મહિતને ધ્યાનમા રાખીને તેઓ તેમને પોતાની શક્તિ કરતાયે વધારે દાન આપે છે ૮૯ ૦ જે સજ્જનો આ પ્રમાણે વર્તે છે, તેઓ અનેકાનેક વર્ષો સુધી અભિવૃદ્ધિ પામે છે જેમનામા અહિંસા, સત્ય વચન, કૃતજ્ઞતા, સરળતા, અદ્રોહ, અભિમાન રહિતતા, લજ્જા, તિતિક્ષા, દમ, શમ, બુદ્ધિમત્તા, ધૃતિમત્તા, ભૂતમાત્ર વિશે અનુકપા, કામરહિતતા અને દ્વેષમુક્તતા છે, તે સતો લોકમા પ્રમાણરૂપ છે સતો કહે છે કે દ્રોહ ન કરવો, દાન કરવુ અને સદૈવ સત્ય બોલવુ, એ ત્રણ વસ્તુઓ સત્પુરુષો માટે ઉત્તમોત્તમ ઇચ્છા યોગ્ય છે. સર્વત્ર દયાળુ, દીનના દુ ખ જાણનાર, શિષ્ટાચારી, ઉદાર મનવાળા અને ધર્મમા સુનિશ્ચિત એવા સતો આ લોકમા સારી રીતે સતુષ્ટ રહે છે અને ઉત્તમ ધર્મમાર્ગે જાય છે ઈર્ષ્યારહિતતા, ક્ષમા, શાતિ, સતોષ, પ્રિય ભાષણ, કામ તથા ક્રોધનો પરિત્યાગ, શિષ્ટાચારોનુ સેવન અને જ્ઞાનયુક્ત કર્મનું આચરણ એ સત્પુરુષોનો ઉત્તમોત્તમ માર્ગ છે હે દ્વિજોત્તમ! જેઓ નિત્ય ધર્મને અનુસરે છે, શિષ્ટાચારને સેવે છે અને લોકોના પાપમય તથા પુણ્યમય એવા વિવિધ આચારોને જોતા રહે છે, તેઓ હે શ્રેષ્ઠ દ્વિજવર! આત્મજ્ઞાનને મહાલયે પહોચી મહાન ભયથી મુક્તિ મેળવે છે હે દ્વિજશ્રેષ્ઠ! હે બ્રહ્મન્! આ મે તમારી આગળ મારી મતિ અને શ્રુતિ પ્રમાણે શિષ્ટાચારના સર્વ ગુણ કહ્યા ૯૧-૯૯

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમા 'બ્રાહ્મણવ્યાધસવાદ' નામના અધ્યાય ૨૦૭ મો સમાપ્ત

## अध्याय २०८मो

### જીવહિંસાનુ નિરૂપણ

॥ मार्कंडेय उवाच ॥

**स तु विप्रमथोवाच धर्मव्याधो युधिष्ठिर।**
**यदहमाचरे कर्म घोरमेतदसशयम् ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા હે યુધિષ્ઠિર! હવે તે ધર્મવ્યાધે બ્રાહ્મણને કહ્યુ 'હુ આ જે કર્મ આચરું છુ, તે નિસશય ભયકર છે ૧ પણ હે બ્રહ્મન્! દૈવ બળવાન છે પૂર્વે કરેલા કર્મો ભોગવ્યે જ છૂટકો છે પૂર્વજન્મમા કરેલા પાપથી આ કર્મદોષ મને આવ્યો છે ૨ હે બ્રહ્મન્! હુ આ દોષને ફેડવા માટે યત્ન કરુ છુ, પણ મારો છૂટકો થતો

નથી. વિધિએ પ્રથમથી જ પ્રાણીઓને હણી મૂક્યાં છે, એટલે તેમનો પછીથી નાશ કરનારાઓ તો માત્ર નિમિત્તરૂપ છે.[3] હે દ્વિજવર! અમે તો આ કર્મમાં નિમિત્તરૂપ છીએ. વળી હે દ્વિજ! જે મારેલાં પ્રાણીઓના માંસને હું અહીં વેચું છું, તે પ્રાણીઓ પણ તેમનું માંસ ભોજનમાં કામ આવે છે, તેથી પુણ્ય પ્રાપ્ત કરે છે. કેમ કે તે માંસથી દેવો, અતિથિઓ, પિતૃઓ અને સેવકોનો સત્કાર થાયછે.[4-5] વળી ઔષધિઓ, વેલીઓ, પશુઓ, મૃગો અને પક્ષીઓ એ પ્રાણીઓનું ખાઈ શકાય એવું અન્ન છે, એવી શ્રુતિ સંભળાય છે.[6] હે દ્વિજશ્રેષ્ઠ! ઉશીનરનો ક્ષમાવાન પુત્ર શિબિરાજ પ્રસન્નતાથી પોતાનું માંસ આપીને અપ્રાપ્ય સ્વર્ગને પામ્યો હતો.[7] હે દ્વિજ! પૂર્વે રંતિદેવ રાજાની ભોજનશાળામાં દરરોજ બે હજાર પશુઓને મારવામાં આવતાં હતાં. વળી ત્યાં રોજ ને રોજ બે હજાર બળદોને મારીને રાંધવામાં આવતા હતા. આ પ્રમાણે હે દ્વિજવર! નિત્ય માંસવાળાં અન્નનું દાન કરતા તે રંતિદેવ રાજાની અજોડ કીર્તિ વ્યાપી હતી. તેને ત્યાં ચાતુર્માસ્ય યજ્ઞોમાં પણ નિત્ય પશુઓનો વધ કરવામાં આવતો હતો. અગ્નિઓ માંસની કામના કરે છે, એવી શ્રુતિ પણ સંભળાય છે. હે બ્રહ્મન્! બ્રાહ્મણો યજ્ઞોમાં પશુઓને સતત મારે છે. આમ યજ્ઞોમાં મંત્રોથી સંસ્કાર પામેલાં તે પશુઓ સુદ્ધાં સ્વર્ગને પામે છે. હે બ્રહ્મન્! અગ્નિઓ જો પહેલાં માંસની કામના કરતા ન હોત, તો હે દ્વિજોત્તમ! માંસ કોઈનું પણ ભક્ષ્ય ન થાત. વળી આ સંબંધમાં માંસભક્ષણ વિશે મુનિઓએ વિધિ પણ કહ્યો છે. જે સદૈવ દેવો અને પિતૃઓને શ્રદ્ધાપૂર્વક અને યથાવિધ માંસ અર્પણ કર્યા પછી તેનું ભોજન કરે છે, તેને માંસભક્ષણ કર્યાનો દોષ લાગતો નથી.[8-14] ઋતુકાળે જ પત્નીનો સંગ કરનાર બ્રાહ્મણ જેમ બ્રહ્મચારી છે, તેમ આ પ્રમાણે અર્પણ કર્યા પછી માંસભક્ષણ કરનારો પણ નિરામિષાહારી છે, એવી શ્રુતિ સુદ્ધાં સંભળાય છે.[15] પણ સત્ય અને અસત્યના બરાબર નિર્ણયપૂર્વક જ આ માંસભક્ષણ સંબંધમાં વિધિ કહી છે. હે દ્વિજ! પૂર્વે સૌદાસ રાજાએ શાપથી અત્યંત પરાભવ પામીને મનુષ્યોનું ભક્ષણ કર્યું હતું. આ માંસભક્ષણ મને અયોગ્ય લાગે છે. પણ હે દ્વિજોત્તમ! હું સ્વધર્મ સમજીને માંસ વેચવાનું છોડતો નથી. પૂર્વજન્મનાં કર્મોનું આ ફળ છે, એમ જાણી હું એ વેચાણકર્મથી મારી આજીવિકા ચલાવું છું. હે બ્રહ્મન્! જે સંસારમાં સ્વકર્મનો ત્યાગ કરે છે, તે અધર્મમય છે, એવું શાસ્ત્રોમાં જોવામાં આવે છે. જે સ્વકર્મમાં પરાયણ છે, તે ધાર્મિક છે એવો શાસ્ત્રોનો નિર્ણય છે.[16-18] પૂર્વે કરેલું કર્મ દેહધારીને છોડતું જ નથી. આથી ઘણે ભાગે કર્મના નિર્ણય સંબંધમાં વિધાતાએ આ નિયમ કર્યાનું જણાય છે. ક્રૂર કર્મમાં વર્તનારા મનુષ્યે આ પ્રમાણે વિચારપૂર્વક તપાસવું કે 'હું કેવી રીતે શુભ કર્મ કરું? કેવી રીતે હું પરાભવથી મુક્ત થાઉં?'[19,20] આ પ્રમાણે તેના ઘોર કર્મનો ઘણે ભાગે નિર્ણય થઈ શકે છે. હું સદૈવ દાનમાં, સત્યવચનમાં, ગુરુસેવામાં, બ્રાહ્મણપૂજનમાં અને ધર્મમાં તત્પર રહું છું. હે દ્વિજશ્રેષ્ઠ! હું અભિમાન અને વાદવિવાદથી વેગળો રહું છુ. કેટલાક ખેતીને સારી માને છે, પણ તેમાં પણ ભારે હિંસા રહેલી છે. મનુષ્યો જ્યારે હળથી ખેડ કરે છે, ત્યારે તેઓ ભૂમિમાં રહેલાં અનેક પ્રાણીઓને મારે છે.[21-23] વળી તેઓ બીજા અનેકાનેક જીવોને પણ મારે છે. આમ મને આમાં પણ હિંસા જણાય છે. હે દ્વિજોત્તમ! ડાંગર વગેરે ધાન્યનાં જે બીજો કહેવાય છે, તે સર્વ જીવો જ છે. એટલે આ સંબંધમાં પણ મને નિંદા જ જણાય છે. હે દ્વિજ! પુરુષો બળાત્કારપૂર્વક પશુએ

મારે છે અને ખાય છે, તેઓ વૃક્ષો અને ઔષધિઓને પણ કાપે છે. હવે હે બ્રહ્મન્! વૃક્ષોમાં અને ફળોમાં અનેક જીવો છે,[૨૪-૨૬] તેમ જળમાં પણ ઘણા જીવો હોય છે, તો આમાં પણ મને હિંસા જ લાગે છે. હે બ્રહ્મન્! આ સર્વ જગત પ્રાણીઓથી જીવનારાં પ્રાણીઓથી વ્યાપેલું છે. માછલાં માછલાંને ખાય છે, તો આમાંય મને હિંસા જ જણાય છે. હે દ્વિજશ્રેષ્ઠ! ઘણે ભાગે જીવો જીવો ઉપર જ જીવે છે.[૨૭,૨૮] આ પ્રમાણે પ્રાણીઓ એકબીજાને ખાધા કરે છે, તો એમાં પણ મને હિંસા દેખાય છે. હે વિપ્ર! માણસો ચાલે છે, ત્યારે તેઓ જમીનને આશરે રહેલા અનેક જીવોને પગ તળે કચરી નાખે છે; આમાં પણ મને હિંસા જણાય છે. વળી જ્ઞાનીઓ અને વિજ્ઞાનીઓ સૂતાં અને બેસતાં અનેક જીવોને મારે છે; એમાં પણ મને હિંસા જ લાગે છે. આ સર્વ આકાશ અને પૃથ્વી જીવોથી ઘેરાયેલાં છે.[૨૯-૩૧] માણસો અજાણતાં એ જીવોની હિંસા કરે છે. આમાં પણ મને હિંસા જણાય છે. હે દ્વિજશ્રેષ્ઠ! 'અહિંસા' એ જે તત્ત્વ છે, તે તો પૂર્વે વિસ્મિત પુરુષોએ જ કહ્યું હતું. બાકી આ લોકમાં કોણ જીવહિંસા કરતું નથી? આ પ્રમાણે બહુ વિચાર કરતાં કોઈ જ અહિંસક નથી.[૩૨,૩૩] હે દ્વિજશ્રેષ્ઠ! અહિંસાપરાયણ યતિઓ સુદ્ધાં હિંસા તો કરે જ છે, માત્ર તેઓ હિંસાને પ્રયત્નપૂર્વક ઓછામાં ઓછી કરે છે. ઊંચા કુળમાં જન્મેલા અને મહા ગુણવાન જણાતા પુરુષો પણ મહા ભયંકર કર્મો કરીને શરમાતા નથી. મિત્રો મિત્રોને અને વેરી વેરીઓને રૂડી આંખે જોતા નથી. તેઓ કોઈ પુરુષને સત્પ્રવૃત્તિમાં પડેલો જોઈ સાંખી શકતા નથી. બાંધવો બીજા બાંધવોની સમૃદ્ધિ જોઈ રીઝતા નથી. પોતાને પંડિત માનનારા મૂર્ખો ગુરુઓને પણ નિંદે છે. આ પ્રમાણે હે દ્વિજોત્તમ! લોકમાં પુષ્કળ વિપરીતતા જોવામાં આવે છે. આથી ધર્મયુક્ત કાર્ય પણ અધર્મયુક્ત જણાય છે. આમાં પણ મને તો હિંસા જ લાગે છે. ધર્મમય અને અધર્મમય કર્મોના સંબંધમાં ઘણું ઘણું કહી શકાય એમ છે. પરંતુ જે મનુષ્ય સ્વકર્મમાં તત્પર છે, તે જ મહા યશ પામે છે.[૩૪-૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'બ્રાહ્મણવ્યાધસંવાદ' નામનો અધ્યાય ૨૦૮ મો સમાપ્ત

## अयाय २०९मो

### કર્મકથા

॥ मार्कंडेय उवाच ॥

धर्मव्याधस्तु निपुणं पुनरेव युधिष्ठिर।
विप्रर्षभमुवाचेदं सर्वधर्मभृतां वर ॥ १ ॥

માર્કંડેય બોલ્યા: હે યુધિષ્ઠિર! હે ધાર્મિકશ્રેષ્ઠ! ધર્મવ્યાધે તે નિપુણ વિપ્રવરને ફરીથી આ બધું કહ્યું.[૧]

વ્યાધ બોલ્યો: આ ધર્મનું પ્રમાણ વેદ છે, એવી વૃદ્ધોની આજ્ઞા છે. ધર્મની ગતિ સૂક્ષ્મ છે, અનેક શાખાવાળી છે અને પાર વિનાની છે.[૨] પ્રાણના સંકટ સમયે અને વિવાહપ્રસંગે અસત્ય કહેવું એ યોગ્ય હોઈ શકે છે. કેમ કે એવા સંજોગોમાં અસત્યથી સત્યફળ મળે છે અને સત્યથી અસત્યફળ આવે છે.[૩] કેમ કે પ્રાણીઓને જે અત્યંત હિતકારી છે, તે જ સત્ય છે, એવો નિશ્ચય છે. આ પ્રસંગે ઊલટું વર્તવાથી ધર્મ સધાય છે. જુઓ ધર્મની સૂક્ષ્મતાને! પણ હે શ્રેષ્ઠજન! પુરુષ જે કંઈ શુભ કે અશુભ કર્મ કરે છે, તેનું ફળ તે અવશ્ય પામે જ છે, એમાં સંશય નથી. માણસ વિષમ સ્થિતિમાં આવી પડતાં દેવોને પુષ્કળ ગાળો ભાંડે છે; પણ તે મૂર્ખ માણસ પોતાનાં કર્મના દોષોને જોતા નથી.[૪-૬] હે દ્વિજોત્તમ! મૂર્ખ, કપટી અને ચંચળ માણસને સદૈવ અવળાંસવળાં સુખદુઃખ લાગે છે. એવા માણસને બુદ્ધિ, સદુપદેશ

અને પુરુષાર્થ એમાંનું કંઈજ ઉગારી શકતું નથી. જો પુરુષાર્થનું ક્રિયાફળ પરાધીન ન હોત, તો માણસ જે જે ઇચ્છા કરે, તે તે તેને પૂરેપૂરી સિદ્ધ થાય જ. પણ સંયમી, ચતુર અને બુદ્ધિમાન માણસો સર્વ કર્મો કરીને ખલાસ થાય છે, છતાં ફળ પામતા નથી, એવું જોવામાં આવે છે. ત્યારે બીજી બાજુ કોઈક બીજો માણસ સતત પ્રાણીઓની હિંસામાં અને લોકને છેતરવામાં જ મચ્યો રહે છે, છતાં તે સુખી જીવન ભોગવે છે. વળી કોઈક કશું જ કરતો નથી અને માત્ર બેસી રહે છે, તોપણ લક્ષ્મી તેની સેવામાં આવીને હાજર થાય છે.[૭-૧૧] કોઈક જણ કર્મો કર્યા જ કરે છે, તોપણ તેને ઇષ્ટપ્રાપ્તિ થતી નથી. પુત્રની ઇચ્છા રાખવાવાળા કેટલાક કૃપણ માણસો દેવોને આરાધે છે, તપ કરે છે અને દશ માસ સુધી ગર્ભમાં પુત્રને ધારણ કરી રહે છે, તોપણ તેને કુલાંગાર પુત્ર જ પાકે છે! એવાં જ મંગલકૃત્યોથી પ્રાપ્ત થયેલા બીજા કેટલાક પુત્રો પિતાએ ભેગા કરેલા પુષ્કળ વૈભવો અને ધનધાન્યોથી મોટા થાય છે. મનુષ્યોને રોગો થાય છે, તે કર્મને કારણે જ છે, એમાં સંશય નથી. જેમ પારધીઓ ક્ષુદ્ર મૃગોનો નાશ કરે છે, તેમ સત્કર્મો વ્યાધિઓને રોકે છે. વળી હે દ્વિજ! પારધી જેમ મૃગોને વારે છે, તેમ ઔષધની સામગ્રીવાળા, કુશળ અને નિપુણ વૈદ્યો તે વ્યાધિઓને અટકાવે છે. હે ધાર્મિકવર! જુઓ, પોતાની પાસે પુષ્કળ ખાવાનું છે, છતાં સંગ્રહણીના રોગથી પીડાયેલા માણસો તે ખાઈ શકતા નથી. ત્યારે હે દ્વિજોત્તમ! બાહુબળવાળા બીજા અનેક માણસો ક્લેશ ભોગવી રહ્યા છે અને મહાપરાણે ભોજન પામે છે. આ પ્રમાણે આ સંસાર નિઃસહાય છે, મોહ તથા શોકમાં ડૂબેલો છે અને આધિવ્યાધિના વારંવાર ઝપેટા ખાય છે. તે બળવાન કર્મપ્રવાહથી તણાયા જ કરે છે. સંસાર જો પરાધીન ન હોત, તો સૌ કોઈ પોતાની સર્વ પ્રકારની કામનાઓને પૂર્ણ કરત; ત્યારે ન કોઈ મરત, ન કોઈ ઘડપણ પામત અને ન કોઈ અપ્રિય જોત. સૌ કોઈ લોકમાં એકબીજાથી ઉપર જવા ઇચ્છે છે અને એમ ઉપર થવાને તેઓ યથાશક્તિ પ્રયત્ન કરે છે, છતાં તે બનતું નથી. અનેક મનુષ્યો એક જ નક્ષત્રમાં અને એક જ મંગલ યોગમાં જન્મ્યા જણાય છે, તોપણ તેમનાં કર્મસંબંધી ફળોમાં ભારે અસમાનતા જોવામાં આવે છે.[૧૨-૨૧] હે બ્રાહ્મણશ્રેષ્ઠ! કેટલાક મનુષ્યો પોતાના હાથની બાબતોમાં પણ સત્તાવાન નથી. કેવળ કર્મથી જ આ લોકમાં ફળસિદ્ધિ જોવામાં આવે છે, એવા પ્રાકૃત લોકો(ચાર્વાકાદિઓ)નો મત છે. હે બ્રાહ્મણ! શ્રુતિ તો આ કહે છે: 'આ લોકમાં સર્વ પ્રાણીઓનાં શરીર નાશવંત છે અને જીવ જ સનાતન છે. શરીરનો નાશ થતાં માત્ર દેહનો જ નાશ થાય છે, ત્યારે કર્મના બંધનથી બંધાયેલો જીવ તો બીજા દેહમાં જઈને જન્મ ધારણ કરે છે.'[૨૨-૨૪]

બ્રાહ્મણ બોલ્યો: હે શ્રેષ્ઠ કર્મવેત્તા! જીવ શી રીતે સનાતન હોય છે? હે વક્તાઓમાં શ્રેષ્ઠ! આ હું તત્ત્વપૂર્વક જાણવા ઇચ્છું છું.[૨૫]

વ્યાધ બોલ્યો: દેહનો નાશ થવા છતાં જીવનો નાશ થતો નથી. મૂર્ખો જ જીવ મરે છે, એમ કહે છે. જીવ તો અન્ય દેહમાં ચાલ્યો જાય છે. તેનું શરીર પંચમહાભૂતોમાં મળી જાય છે, એ જ તેનો દેહનાશ છે.[૨૬] મનુષ્યલોકમાં માણસ જે કાંઈ કર્મ કરે છે, તેનું ફળ કંઈ કોઈ બીજો માણસ ભોગવતો નથી. તેણે પોતે જે કાંઈ કર્મ કર્યું હોય છે, તેનું ફળ તેને જ ભોગવવાનું હોય છે–કર્યાં કર્મનો કદી નાશ થતો નથી. આથી પુણ્યશીલ માણસો પુણ્યવાન જન્મે છે અને પાપચારીઓ નરાધમ અવતરે છે. પુરુષ તેનાં કર્મોને સાથે લઈ આ ભવમાં આવે છે અને પાછો નવાં કર્મોને લઈ-

ને તે બીજો જન્મ લે છે.[૨૭,૨૮]

બ્રાહ્મણ બોલ્યો : હે સજ્જનશ્રેષ્ઠ ! પ્રાણી કેવી રીતે જન્મ ધરે છે? પાપ અને પુણ્યને કારણે તે પાપમયી અને પુણ્યમયી જાતિમાં શી રીતે જાય છે?[૨૯]

વ્યાધ બોલ્યો : હે દ્વિજોત્તમ ! ગર્ભાધાનથી આરંભીને આ જે બધું કર્મ દેખાય છે, તે હું તમને ટૂંકમાં ને ઝટઝટ કહી જઈશ.[૩૦] માણસે કર્મબીજનો જે સંભાર ભર્યો હોય છે, તે પ્રમાણે તે પુનર્જન્મ પામે છે. આમ શુભ કર્મ કરનારાઓ શુભ યોનિમાં જન્મે છે અને પાપકર્મ કરનારાઓ પાપયોનિમાં જન્મે છે. શુભ કર્મોથી તે દેવ બને છે, શુભાશુભ મિશ્ર કર્મોએ કરીને તે મનુષ્ય જન્મે છે, મોહભર્યાં તામસ કર્મોએ કરીને તે પશુપંખી-નો અવતાર પામે છે અને પાપકર્મ કરનારો નીચે નરકમાં જાય છે. પ્રાણી નિત્ય જન્મ, મરણ અને ઘડપણનાં દુઃખોથી પીડાયા કરે છે. તે પોતે કરેલા દોષોને લીધે અનેક યોનિઓમાં ખદબદ્યા કરે છે. કર્મબંધનથી બંધાયેલા જીવો પશુપંખીઓની હજારો યોનિઓમાં જાય છે, નરક ભોગવે છે અને એ પ્રમાણે વારંવાર ચક્કર ખાય છે.[૩૧-૩૪] પ્રાણી પોતાનાં કરેલાં તે તે કર્મોથી મૃત્યુ પછી પરિતાપ પામે છે અને તે દુઃખના નિવારણ અર્થે પાપ-યોનિને પ્રાપ્ત કરે છે.[૩૫] આ પાપયોનિમાં પણ તે પાછો અનેક નવાં કર્મો કરે છે અને તેથી વળી પીડા પામે છે. જાણે રોગી માણસ અપથ્ય ખાઈ-ને દુઃખ વહોરે છે. આ પ્રમાણે તે જીવ નિરંતર દુઃખ પામ્યા કરે છે, તે દુઃખ ભોગવતો હોવા છતાં પોતાને સુખી માને છે. પછી તેનું કર્મ-બંધન છૂટયું ન હોવાથી તેમજ ફળ આપવા માટે ફરી કર્મોનો ઉદય થવાથી તે અત્યંત વેદના પામી, સંસારમાં ચાકની જેમ ઘૂમ્યા કરે છે. હે દ્વિજ-શ્રેષ્ઠ ! તે જો કર્મોથી વિશુદ્ધ થાય છે અને કર્મ-બંધનથી મુક્ત થાય છે, તો તે તપ અને યોગનો આરંભ કરે છે. તે મનુષ્ય અનેક સત્કર્મોથી શુભ લોકોને પામે છે. આમ બંધનો છૂટી જાય છે અને શુભ કર્મોથી તે પવિત્ર થાય છે, એટલે તે પુણ્યલોકોને પામે છે. ત્યાં જઈને તેને શોક કરવાનો રહેતો નથી.[૩૬-૪૦] માણસ પાપ કરવા માંડે છે એટલે તે પાપાચારી બની જાય છે અને એમ તે પાપનો છેડો આવતો જ નથી. આથી પાપને વર્જવું અને પુણ્ય કરવાનો પ્રયત્ન કરવો. જે મનુષ્ય ઈર્ષામુક્ત છે, કૃતજ્ઞ છે અને કલ્યાણકાર્યોને સેવે છે, તે કલ્યાણ તથા સુખને ભોગવે છે તથા ધર્મ, ધન અને સ્વર્ગને પામે છે. જે અડતાળીસ પ્રકારના સંસ્કારો પામ્યો છે, જે જિતેંદ્રિય છે, જે નિયમપરાયણ છે, અને જે વશ મનવાળો છે, તે જ્ઞાનવાનને આ લોકમાં તથા પરલોકમાં સુખ જ મળે છે. હે દ્વિજ ! સજ્જનો જેમ ધર્મમાં વર્તતા હોય તેમ વર્તવું, શિષ્ટોની જેમ આચરણ રાખવું અને લોકને દુઃખ પહોંચાડ્યા વિના આજીવિકા ઇચ્છવી. મનુષ્યે સ્વધર્મ અનુસાર વર્તન રાખવું. આથી જગતમાં કર્મસંબંધી સંકરતા ઊભી થતી નથી. કેમ કે શિષ્ટજનો વેદને જાણનારા અને શાસ્ત્રમાં વિચક્ષણ હોય છે. હે દ્વિજવર! બુદ્ધિમાન મનુષ્ય ધર્મથી જ આનંદ મેળવે છે અને ધર્મથી જ આજીવિકા ચલાવે છે. આથી જે ધર્મમાં તે અધિક ગુણો જુએ છે, તે ધર્મના મૂળને તે મનુષ્ય ધર્મથી મળેલા ધન વડે સિંચે છે. આમ તે ધર્માત્મા થાય છે અને એનું ચિત્ત પ્રસન્ન રહે છે. તે મિત્રજનોની સાથે સંતુષ્ટ રહી આ લોકમાં તથા પરલોકમાં આનંદ ભોગવે છે. હે શ્રેષ્ઠ ! તે જે ઇષ્ટ શબ્દ, સ્પર્શ, રૂપ, ગંધ અને પ્રભુતા પામે છે, તેને તે ધર્મનું જ ફળ માને છે. હે મહાદ્વિજ ! ધર્મનું ફળ પામીને તે ધરાઈ જતો નથી. તે તો અતૃપ્ત રહી જ્ઞાનદૃષ્ટિ વડે વૈરાગ્યને સેવે છે.[૪૧-૪૯] જ્ઞાનરૂપી ચક્ષુવાળો માણસ

આ સંસારમાં રાગાદિ દોષોને વશ થતો નથી. યથેચ્છ વૈરાગ્યમય રહેવા છતાં તે ધર્મનો ત્યાગ કરતો નથી. આ લોકને નાશવાન જોઈને તે સર્વનો ત્યાગ કરવા પ્રયત્ન કરે છે.[૫૦,૫૧] પછી દૈવને આશ્રયે ન રહેતાં તે ઉપાયપૂર્વક મોક્ષ માટે પ્રયત્ન કરે છે. આમ તે વૈરાગ્ય મેળવે છે અને પાપકર્મને ત્યજે છે; તે ધાર્મિક થાય છે અને પરમ મોક્ષને પામે છે. તપ જ પ્રાણીઓનું પરમ કલ્યાણકારી છે. શમ અને દમ તે તપનું મૂળ છે. માણસ પોતાના મનમાં જે જે કામનાઓ ઇચ્છે છે, તે તે બધી તે એ તપ વડે પૂર્ણ કરે છે. હે દ્વિજોત્તમ ! ઇંદ્રિયોના નિરોધથી, સત્યથી અને દમથી મનુષ્ય બ્રહ્મનું પરમપદ પામે છે.[૫૨–૫૪]

બ્રાહ્મણે પૂછ્યું : હે નિયતવ્રતી ! જે ઇંદ્રિયો કહે છે, તે કઈ કઈ છે ? કેવી રીતે તેમનો નિગ્રહ કરવો ? નિગ્રહનું ફળ શું ? તે ફળ કેવી રીતે પ્રાપ્ત થાય છે? હે ધાર્મિકોત્તમ ! આ બધું હું તત્ત્વપૂર્વક જાણવા ઇચ્છું છું; એ તમે જાણો.[૫૫,૫૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'બ્રાહ્મણવ્યાધસંવાદ' નામનો અધ્યાય ૨૦૯ મો સમાપ્ત

## अध्याय २१०मो
### બ્રહ્મવિદ્યાનો ઉપદેશ

॥ मार्कंडेय उवाच ॥

**एवमुक्तस्तु विप्रेण धर्मव्याधो युधिष्ठिर ।**
**प्रत्युवाच यथा विप्रं तच्छृणुष्व नराधिप ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : હે યુધિષ્ઠિર ! બ્રાહ્મણે આ પ્રમાણે કહ્યું, ત્યારે ધર્મવ્યાધે તેને જે ઉત્તર આપ્યો તે હે નરપતિ ! તમે સાંભળો.[૧]

વ્યાધ બોલ્યો : હે દ્વિજશ્રેષ્ઠ ! મનુષ્યોનું મન પ્રથમ વિષયોને જાણવા માટે પ્રવૃત્તિ કરે છે. તે જાણ્યા પછી તે કામ અને ક્રોધને ભજે છે. પછી તે તે માટે પ્રયત્ન કરે છે, મહાન કર્મો આરંભે છે અને રૂપ તથા ગંધ આદિ પ્રિય વિષયોનો અભ્યાસ કર્યા કરે છે. આ મનુષ્યને રાગ જન્મે છે. પછી તેને રાગમાંથી દ્વેષ થાય છે, દ્વેષમાંથી લોભ થાય છે અને લોભમાંથી મોહ થાય છે.[૨–૪] આમ લોભથી પરાભવ પામેલા અને રાગદ્વેષથી હણાયેલા પુરુષની બુદ્ધિ ધર્મમય થતી નથી, તે દંભથી જ ધર્મ કરે છે. આ રીતે તે કપટથી ધર્મ કરે છે અને કપટથી ધન મેળવવા ચાહે છે. પછી હે દ્વિજવર્ય ! તેને કપટથી ધન મળવા લાગે છે, એટલે તેની બુદ્ધિ તેમાં જ રમ્યા કરે છે, પરિણામે તે પાપમાં લાગ્યો રહે છે. હે દ્વિજોત્તમ ! મિત્રજનો અને પંડિતો તેને વારે છે, ત્યારે તે વેદનો આધાર લઈને, વેદથી વિરુદ્ધ એવો જોડી કાઢેલો ઉત્તર આપે છે. આમ રાગદ્વેષને પરિણામે તે આ ત્રિવિધ અધર્મમાં વર્તે છે. તે મનથી પાપનું ચિંતન કરે છે, વચનથી તે પાપજનક બોલે છે અને કર્મથી તે પાપ કરે છે. આમ અધર્મમાં પ્રવૃત્ત થવાથી તેના સારા ગુણો નાશ પામે છે. પાપકર્મીઓ તેમના જેવા જ શીલવાળા સાથે મિત્રતા સેવે છે. આથી તે પાપી આ લોકમાં દુઃખ ભોગવે છે અને પરલોકમાં વિપત્તિ પામે છે.[૫–૧૦] આ રીતે મનુષ્ય પાપાત્મા થાય છે. હવે હું ધર્મપ્રાપ્તિ વિશે કહું છું, તે તમે સાંભળો. જે મનુષ્ય પ્રથમથી જ આ દોષોને બુદ્ધિ વડે જોઈ લે છે અને સુખદુઃખમાં કુશળ રહીને જે સાધુપુરુષોની સેવા કરે છે, તેની બુદ્ધિ શુભકાર્યના સમારંભે કરીને ધર્મકાર્યોમાં જ વિરાજે છે.[૧૧,૧૨]

બ્રાહ્મણ બોલ્યો : તમે સત્યસુંદર ધર્મ કહો છો. તમારા જેવો કોઈ ધર્મવક્તા નથી. મારા મતથી તો તમે દિવ્ય પ્રભાવવાળા કોઈ મહાન મહર્ષિ છો.[૧૩]

વ્યાધ બોલ્યો : બ્રાહ્મણો જ મહાભાગ્યશાળી, પિતૃસ્વરૂપ અને સદૈવ પ્રથમ ભોજન કરનારા છે; તેથી બુદ્ધિમાને આ લોકમાં તેમનું સર્વ રીતે પ્રિય કરવું જોઈએ.[૧૪] હે દ્વિજવર ! તેમને શું પ્રિયકારી છે,

તે હું બ્રાહ્મણોને નમન કરીને તમને કહું છું. તમે તે બ્રહ્મવિદ્યાને સાંભળો. આ સ્થાવરજંગમ સમસ્ત જગત સર્વથા કર્મથી જિતાય એમ નથી એ જ મહાભૂતાત્મક બ્રહ્મ છે. કશું જ એ બ્રહ્મથી પર નથી.[૧૫,૧૬] આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી એ પાંચ મહાભૂતો છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ તે મહાભૂતોના ગુણો છે.[૧૭] આ શબ્દાદિક ગુણોને પણ તાર, મંદ્ર, મધ્ય આદિ જગતમાં દેખાતા સર્વ ગુણો છે. હવે પંચીકરણ થતાં એકની ગુણવૃત્તિ બીજામાં પ્રવેશે છે. વળી પૂર્વ પૂર્વ ભૂતોના ગુણો પછી પછીના ભૂતોમાં ક્રમશઃ ઊતરે છે; પણ તે સર્વ ગુણો તેજ, જલ અને પૃથ્વી એ ત્રણમાં વિશેષતાએ સ્પષ્ટ થાય છે. આ રીતે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ઇંદ્રિયોના ગુણો પછી છઠ્ઠી ચેતના છે, તેને મન કહેવામાં આવે છે. તે પછી સાતમી બુદ્ધિ છે અને એ પછી આઠમો અહંકાર છે. તથા પાંચ જ્ઞાનેંદ્રિયો, જીવ તેમ જ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો છે. આમ સત્તરના આ સમુદાયને 'અવ્યક્ત' અર્થાત્ માયા એવી સંજ્ઞા છે. પાંચ જ્ઞાનેંદ્રિયો, મન, બુદ્ધિ, શબ્દાદિક પાંચ વિષયો, મન, જ્ઞાન, આકાશ આદિ પાંચ મહાભૂતો, જીવ, અહંકાર અને ત્રણ સત્ત્વ આદિ ગુણો એમ ચોવીસના એ ગુણને 'વ્યક્તાવ્યક્ત' કહે છે. આ મેં તમને બધું કહ્યું. હવે વિશેષ શું સાંભળવા ઇચ્છો છો.[૧૮-૨૧]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમા 'બ્રાહ્મણવ્યાધસંવાદ' નામનો અધ્યાય ૨૧૦ મો સમાપ્ત

## अध्याय २११ मो
### પંચમહાભૂત અને ઇંદ્રિયનિગ્રહ

॥ मार्कंडेय उवाच ॥

एवमुक्तः स विप्रस्तु धर्मव्याधेन भारत ।
कथामकथयद् भूयो मनसः प्रीतिवर्धनीम् ॥ १ ॥

માર્કંડેય બોલ્યા : હે ભારત ! ધર્મવ્યાધે તે વિપ્રને આ પ્રમાણે કહ્યું, ત્યારે તેણે મનની પ્રીતિ વધારનારી કથા ફરીથી પૂછી.[૧]

બ્રાહ્મણ બોલ્યો : હે ધાર્મિકવર ! જે પાંચ મહાભૂતો કહ્યાં છે, તે પાંચેના ગુણો તમે મને એકએકના કરીને રૂડી રીતે કહો.[૨]

વ્યાધ બોલ્યો : પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ મહાભૂતો છે. તે મહાભૂતોમાં આગળ આગળના મહાભૂતોમાં પછીપછીનાં મહાભૂતો કરતાં વિશેષ ગુણો છે. હું તમને તેમના ગુણો વિશે કહું છું.[૩] હે બ્રહ્મન્ ! પૃથ્વીમાં પાંચ ગુણ છે, જલમાં ચાર ગુણ છે, તેજમાં ત્રણ ગુણ છે, વાયુમાં બે ગુણ છે અને આકાશમાં એક ગુણ છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને પાંચમો ગંધ એ સર્વથી અધિક પાંચ ગુણો પૃથ્વીમાં છે.[૪,૫] હે દ્વિજોત્તમ ! શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણો જલના કહ્યા છે. હે સુવ્રત ! શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણો તેજના છે. હે બ્રહ્મન્ ! શબ્દ અને સ્પર્શ એ બે ગુણો વાયુના છે, ત્યારે શબ્દ એ એક જ ગુણ આકાશનો છે.[૬,૭] હે બ્રહ્મન્ ! પાંચ મહાભૂતોમાં રહેલા આ પંદર ગુણો સર્વ ભૂતોમાં રહે છે અને સર્વ સંસાર એ ગુણોના આશ્રયે રહ્યો છે.[૮] હે દ્વિજ ! એ પંચમહાભૂતો એકમેકનો ત્યાગ કરતાં નથી, તેઓ તો રૂડી રીતે એકસાથે જ રહે છે. જ્યારે તે ચરાચરરૂપી ભૂતો વિષમ ભાવ આચરે છે, ત્યારે દેહમાં રહેલો જીવ કાલાધીન થઈ અન્ય દેહમાં જાય છે. આમ તેઓ યથાક્રમ વિનાશ પામે છે અને યથાક્રમ જન્મ પામે છે.[૯,૧૦] જે વીર્ય આદિ ધાતુઓથી આ સર્વ સ્થાવરજંગમ વ્યાપ્ત થયું છે, તે ઠામેઠામ આ પાંચ ભૂતોથી જોવામાં આવે છે. જે જે કર્મ ઇંદ્રિયોથી સર્જાય છે તે તે 'વ્યક્ત' કહેવાય છે. જે કર્મો ઇંદ્રિયગ્રાહ્ય નથી પણ માત્ર અનુમાનગ્રાહ્ય છે, તે 'અવ્યક્ત' છે, એમ જાણવું.[૧૧,૧૨]

જ્યારે દેહધારી જીવ આ શબ્દાદિક ગુણોમાંથી વિષયોને ગ્રહણ કરનારી તે ઇંદ્રિયોને સંયમિત કરી આત્મજ્ઞાન અર્થે તપસ્યા કરે છે, ત્યારે પોતે આત્મસ્વરૂપ હોવાથી તે પોતાને સમસ્ત લોકમાં અને સમસ્ત લોકને પોતાના આત્મામાં વિસ્તરેલા જુએ છે. નિરુપાધિક કે સોપાધિક આત્મતત્ત્વવેત્તા પ્રારબ્ધકર્મથી બંધાયેલો હોય, તોપણ તે સર્વ ભૂતોને આત્મવત્ જુએ છે. પરંતુ જે ઉપાધિના ત્યાગ વડે બ્રહ્મરૂપ થયો છે, તે સર્વદા સર્વ પ્રાણીઓને સર્વ અવસ્થામાં જુએ છે; તોપણ તેને પાપપુણ્યનાં ફળનો સંયોગ થતો નથી. જે મનુષ્ય અવિદ્યારૂપી ક્લેશને તરી જાય છે, તે લોકવૃત્તિને પ્રકાશિત કરનારા જ્ઞાનમાર્ગથી પરમપુરુષાર્થરૂપ મોક્ષને પામે છે. બુદ્ધિનિયંતા ભગવાને મુક્ત થયેલા જીવને સદા અનાદિ, અનંત, આત્મયોનિ, અવ્યય, અગમ્ય અને અમૂર્ત કહ્યો છે.[૧૩-૧૭] હે વિપ્ર! તમે જે મને પૂછો છો, તે બધાંનું મૂળ તપ છે. તે તપ ઇંદ્રિયોનો સંયમ કરવાથી જ થાય છે, બીજી કોઈ રીતે તે થતું નથી. ઇંદ્રિયો જ સ્વર્ગ અને નરક એ બન્નેની પ્રાપ્તિમાં સર્વ કારણરૂપ છે. ઇંદ્રિયોનો નિગ્રહ કરવામાં આવે છે, તો સ્વર્ગ મળે છે; તેમને છૂટો દોર આપવામાં આવે છે, તો નરક મળે છે. ઇંદ્રિયોને જીતવામાં જ સમગ્ર યોગવિધિ રહ્યો છે. ઇંદ્રિયો જ તપનું કારણ છે અને તે જ સર્વ નરકનું કારણ છે. માણસ ઇંદ્રિયોના પ્રસંગે કરીને નિઃસંશય દોષને પામે છે; પણ તે જ ઇંદ્રિયોને સંયમિત કરવાથી તે સિદ્ધિને પ્રાપ્ત કરે છે.[૧૮-૨૧] જે મનુષ્ય પાંચ ઇંદ્રિયોને અને છઠ્ઠા મનને નિત્ય પોતાને સ્વાધીન રાખે છે, તે જિતેંદ્રિય પુરુષને ક્યાંયથી પણ પાપ કે અનર્થો લાગતા નથી. પુરુષનું શરીર એ રથ છે, એમ શ્રુતિમાં જોવામાં આવે છે. આત્મા તેનો સારથિ છે. ઇંદ્રિયોને તેના ઘોડા કહ્યા છે. જેમ સાવધાન અને કુશળ સારથિ કેળવાયેલા ઘોડાઓને કાબૂમાં રાખીને સુખપૂર્વક પ્રયાણ કરે છે, તેમ ધીર પુરુષ તે ઇંદ્રિયોને વશમાં રાખીને સુખરૂપ સંસારને પસાર કરે છે.[૨૨,૨૩] દેહ સાથે જોડાયેલી અને મનુષ્યને મથી નાખનારી એ છ ઇંદ્રિયોના દોરને જે ધીર પુરુષ અધીન રાખે છે, તે જ ઉત્તમ સારથિ છે. માર્ગમાં છૂટા મુકાયેલા ઘોડાની જેમ વિષયો તરફ દોડી રહેલી ઇંદ્રિયોને વશ રાખવામાં ધૈર્ય રાખવું જોઈએ. આમ ધૈર્યથી ઉત્તમ સારથિ તે ઇંદ્રિયોને અવશ્ય જીતી શકે છે.[૨૪,૨૫] જે મન વિષયોમાં વિચરતી ઇંદ્રિયોની પાછળ દોડે છે, તે મન જલમાં રહેલા નાવને જેમ વાયુ તાણી જાય છે, તેમ મનુષ્યની બુદ્ધિને હરી લે છે. શબ્દાદિક છ વિષયોની સુખરૂપી ફલપ્રાપ્તિને વિષયી લોકો મોહથી ગ્રહણયોગ્ય માને છે અને વિરક્ત મનુષ્યો તેને ત્યાજ્ય કહે છે. આમ જે વિષયો સંબંધમાં વિવાદ ચાલે છે, તે વિષયોની ત્યાજ્યતા વિશે યથાર્થ નિર્ણય પામેલા અને તેથી સદૈવ વિરક્ત રહેલા મનુષ્યને ધ્યાનનું ફળ મળે છે.[૨૬,૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'બ્રાહ્મણવ્યાધસંવાદ' નામનો અધ્યાય ૨૧૧ મો સમાપ્ત

## अध्याय २१२मो
### ગુણોનું વર્ણન

॥ मार्कंडेय उवाच ॥

एवं तु सूक्ष्मे कथिते धर्मव्याधेन भारत।
ब्राह्मणः स पुनः सूक्ष्मं पप्रच्छ सुसमाहितः ॥१॥

માર્કંડેય બોલ્યા : હે ભારત ! ધર્મવ્યાધે આ પ્રમાણે સૂક્ષ્મતત્ત્વ કહ્યું, ત્યારે તે બ્રાહ્મણે એકચિત્ત થઈ ફરી સૂક્ષ્મ પ્રશ્ન પૂછ્યો.[૧]

બ્રાહ્મણ બોલ્યો : હું તમને સત્ત્વ, રજ અને, તમના ગુણો વિશે યથાર્થતાએ પૂછું છું. તમે મને તે યથાવત્ અને તત્ત્વપૂર્વક કહો.[૨]

વ્યાધ બોલ્યો : હે બ્રાહ્મણ! તમે મને જે

પૂછ્યું છે, તેનો હું ઉત્તર આપીશ. હું એ સત્યાદિકના ગુણો અલગ અલગ કરીને કહું છું, તમે તે સાંભળો. તે ગુણોમાં તમોગુણ મોહાત્મક છે અને રજોગુણ પ્રવૃત્તિપ્રેરક છે. સત્ત્વગુણ પ્રકાશવિશેષ છે, તેથી સર્વ ગુણોમાં તે શ્રેષ્ઠ કહેવાય છે.[3,4] તમોગુણની મુખ્યતાવાળો મનુષ્ય અવિદ્યાની અધિકતાવાળો, મૂર્ખ, ઊંઘણશી, ભાનવિનાનો, કુમાર્ગી ઇંદ્રિયોવાળો, ક્રોધભર્યો, તામસી અને આળસુ હોય છે.[5] હે વિપ્રર્ષિ ! જે નરશ્રેષ્ઠ વચનચતુર, વિચારશીલ, પરાયા દોષો ન જોનારો, ખૂબ કામો કરવાની ઇચ્છાવાળો, અક્કડ અને અભિમાની છે, તે રજોગુણી છે. જે માણસ અધિક જ્ઞાનવાન છે, ધીર છે, પ્રવૃત્તિની ઇચ્છાથી રહિત છે, ઇર્ષ્યામુક્ત છે, ક્રોધશૂન્ય છે, ધીમાન છે અને જિતેંદ્રિય છે, તે સાત્ત્વિક છે.[6,7] સાત્ત્વિક પુરુષ જ્ઞાનથી જાગ્રત હોવાથી સંસારવ્યવહારમાં ક્લેશ ભોગવતો નથી; કારણ કે જ્યારે તે જ્ઞેય વસ્તુનું જ્ઞાન પામે છે, ત્યારે તે સંસારવ્યવહારને તુચ્છકારે છે.[8] વૈરાગ્યનું લક્ષણ તો તેનામાં પ્રથમથી જ પ્રવર્તે છે. તેનો અહંકાર નરમ પડી જાય છે અને તેનો સ્વભાવ સરળતા સાધે છે. આથી તેનાં માનાપમાન આદિ સર્વ દ્વંદ્વો પરસ્પરમાં શમી જાય છે, ત્યારે તેને ક્યારેય કોઈ પણ જાતનો સંશય થતો નથી. હે બ્રહ્મન્ ! કોઈ શૂદ્રયોનિમાં જન્મ્યો હોય, છતાં તે જો સદ્‌ગુણોને સેવતો હોય, તો તે વૈશ્યત્વને તેમ જ ક્ષત્રિયત્વને પામે છે. વળી તે જો સરળતાથી વર્તતો હોય, તો તે બ્રાહ્મણત્વને મેળવે છે. આ મેં તમને સર્વ ગુણો વિશે કહ્યું. હવે તમે શું વિશેષ સાંભળવા ઇચ્છો છો ?[9-12]

- ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'બ્રાહ્મણવ્યાધસંવાદ' નામનો અધ્યાય ૨૧૨ મો સમાપ્ત

## अध्याय २१३ मो

### અધ્યાત્મવિચાર

॥ ब्राह्मण उवाच ॥

**पार्थिवं धातुमासाद्य शारीरोऽग्निः कथं भवेत् ।**
**अवकाशविशेषेण कथं वर्तयतेऽनिलः ॥ १ ॥**

બ્રાહ્મણ બોલ્યો : વિજ્ઞાન નામની અગ્નિમય ધાતુ ત્વચા આદિ પાર્થિવ ધાતુને પામીને કેમ કરી શરીરાભિમાની થાય છે? વળી વાયુ ભિન્ન ભિન્ન નાડીમાર્ગોનો આશ્રય કરીને કેવી રીતે શરીરને ચેષ્ટિત કરે છે ?[1]

માર્કંડેય બોલ્યા : હે યુધિષ્ઠિર ! બ્રાહ્મણે આ પ્રશ્ન પૂછ્યો, ત્યારે વ્યાધે એ મહાત્મા બ્રાહ્મણને આ ઉત્તર કહ્યો.[2]

વ્યાધ બોલ્યો : પ્રકાશમય વિજ્ઞાનાત્મા ચિદાત્માનો આશ્રય કરીને શરીરને ચેતનાવાળું કરે છે. પ્રાણ એ ચિદાત્મા તથા વિજ્ઞાનાત્મામાં વર્તમાન રહી હલનચલન આદિ ક્રિયા કરે છે.[3] ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ સૌ પ્રાણને આધારે છે. સૌ પ્રાણીઓમાં એ પ્રાણ જ શ્રેષ્ઠ છે. અમે એ બ્રહ્મયોનિ પ્રાણની ઉપાસના કરીએ છીએ. તે પ્રાણ જ સર્વ ભૂતોનો કાર્યકારણરૂપ આત્મા છે, તે જ સનાતન પુરુષ છે. તે જ મહત્તત્ત્વ, બુદ્ધિ, અહંકાર અને ભૂતોના શબ્દાદિ વિષયો છે.[4,5] આમ એ પ્રાણથી જ જીવનું બહાર અને અંદર સર્વત્ર પરિપાલન થાય છે. પછી એ પ્રાણ, સમાન નામના વાયુભાવે જુદી જુદી ગતિનો આશ્રય કરે છે.[6] તે જ સમાનવાયુભાવને પામેલો પ્રાણ મૂત્રાશય, મલાશય અને જઠરાગ્નિનો આશ્રય કરીને, મળ તથા મૂત્રને તે તે ઠેકાણે વહી જાય છે; એટલે તે પ્રાણ સમાનવાયુ તરીકે ઓળખાય છે. તે જ પ્રાણ જ્યારે પ્રયત્ન, કર્મ અને બળ એ ત્રણમાં કારણરૂપ થાય છે, ત્યારે અધ્યાત્મવેત્તા પુરુષો તેને ઉદાન નામે કહે છે. મનુષ્યોનાં સર્વ શરીરોમાં જે વાયુ

સાથે સાથે રહ્યો છે, તેને વ્યાન કહેવામાં આવે છે.[૭-૯] જઠરાગ્નિ ત્વચા વગેરે ધાતુઓમાં વ્યાપેલો છે. વાયુથી પ્રેરાઈને તે અગ્નિ અન્નાદિ રસોને, ત્વચા આદિ ધાતુઓને, તેમ જ વાત આદિ દોષોને પરિણામ પમાડતો દોડે છે. સર્વ પ્રાણવાયુઓનો જમાવ થાય છે, ત્યારે તે જમાવ વડે એક ઉષ્મા પ્રકટે છે. આ ઉષ્માને જ જઠરાગ્નિ જાણવો. તે જઠરાગ્નિ દેહધારીઓના અન્નને પચાવે છે.[૧૦,૧૧] હૃદયમાં રહેલો પ્રાણવાયુ નાભિમાં રહેલા સમાનવાયુને અને ગુદામાં રહેલો અપાનવાયુ કંઠમાં રહેલા ઉદાનવાયુને જઈ મળે છે. આથી પ્રાણ, અપાન અને સમાનવાયુનો નાભિપ્રદેશમાં ધસારો થાય છે અને તેથી જઠરાગ્નિ ઉત્પન્ન થાય છે.+ તે જઠરાગ્નિ શરીરને સમર્થ કરે છે તથા અન્નને પચાવે છે.[૧૨] આ અગ્નિ ગુદદ્વાર સુધી સંચરે છે. તેના આ ગુદદ્વાર સુધીના પ્રવેશને અપાન કહે છે. તે અપાનથી દેહધારીઓના સર્વ પ્રાણોમાં સંચારમાર્ગો થાય છે. અગ્નિના વેગથી પ્રેરાયેલો પ્રાણ ગુદાના દ્વારમાં પછડાય છે અને ત્યાંથી ફરી ઊંચે આવીને તે અગ્નિને ઉછાળે છે.[૧૩-૧૫] પક્વાશય (પચેલા અન્નનું સ્થાન) નાભિની નીચે છે, ત્યારે આમાશય (ન પચેલા અન્નનું સ્થાન) નાભિની ઉપર છે. શરીરના સર્વ પ્રાણો નાભિના મધ્યમાં રહ્યા છે. હૃદયથી ઉપર, નીચે અને તીરછી ફેલાયેલી નાડીઓ* દશ પ્રાણોથી પ્રેરાઈને અન્નના રસોને વહે છે.[૧૬] મસ્તકથી ગુદા સુધીનો આ સુષુમ્ણામાર્ગ યોગીઓનો છે. થાકને જીતનારા, સમદર્શી અને ધીર યોગી પુરુષો આ માર્ગે પ્રાણને મસ્તકમાં રહેલા સહસ્રદલચક્રમાં લઈ જઈ મૂકે છે અને પરબ્રહ્મને પામે છે. આમ સર્વ દેહધારીઓમાં પ્રાણ અને અપાન વ્યાપી રહ્યા છે. આત્મા× મન અને દશ ઇંદ્રિયો મળીને અગિયાર વિકારોવાળા લિંગશરીર સાથે એકરૂપ થાય છે, તેથી તે પ્રાણ, શ્રદ્ધા, આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી, ઇંદ્રિય, મન, અન્ન, વીર્ય, તપ, કર્મ, મંત્ર, લોક તથા નામ એ સોળ કળાઓના સમુદાયથી ભરેલો રહે છે. આથી અમૂર્ત હોવા છતાં તે મૂર્તિમાન (સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરવાળો) થયો છે, એમ તમે જાણો. તે આત્મા નિત્ય છે અને યોગથી તેના સ્વરૂપનું જ્ઞાન થાય છે.[૧૭,૧૮] તપેલીમાં મૂકેલા અગ્નિની જેમ જે તે કલાસમુદાયમાં નિત્ય પ્રકાશરૂપે રહ્યો છે, તેને તમે આત્મા જાણો તે નિત્ય છે અને યોગથી તેના સ્વરૂપનું જ્ઞાન થાય છે. જે દેવ તે કલાસમુદાયમાં કમળપત્ર ઉપરના જળબિંદુની જેમ અસંગરૂપે રહ્યો છે, તેને તમે આત્મા જાણો. તે નિત્ય છે અને યોગથી તેના સ્વરૂપનું જ્ઞાન થાય છે.[૧૯,૨૦] સત્ત્વ, રજ અને તમ એ ગુણોને જીવની ઉપાધિ સમજો. ઈશ્વર જીવનો નિયામક છે અને તે પોતે નિર્ગુણ છે એ તમે જાણો.[૨૧] ચેષ્ટા માટે ચૈતન્યની અપેક્ષા રાખતા જડ દેહાદિક સર્વ પદાર્થો જીવના ભોગ્ય છે. આત્મા પોતે જીવરૂપથી ચેષ્ટા કરે છે અને ઈશ્વરરૂપથી ચેષ્ટા કરાવે છે. જેણે ભૂર્ભુવ આદિ સાત ભુવનો નિર્માં છે, તે પરમાત્મા તો જીવ અને ઈશ્વર એ બન્ને કરતાં શ્રેષ્ઠ છે, એમ શરીરતત્ત્વના વેત્તાઓ કહે છે.[૨૨] આમ પ્રાણીમાત્રમાં પરમાત્મા પ્રકાશી રહ્યો છે. જ્ઞાનવેત્તાઓ શ્રેષ્ઠ સૂક્ષ્મ દૃષ્ટિથી તેનાં દર્શન પામે છે.[૨૩] માણસ ચિત્તની નિર્મળ પ્રસન્નતાથી શુભાશુભ કર્મનો નાશ કરે છે. પ્રસન્નચિત્ત મનુષ્ય આત્મનિષ્ઠ રહીને મોક્ષરૂપી અનંત સુખ ભોગવે

+ આ ઉપરથી સમજાય છે કે, વ્યાયામ (કસરત) કરવાથી વાયુઓનું અધિક ઘર્ષણ થાય છે અને તેથી જઠરાગ્નિ અધિક પ્રબળ બને છે.

* પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનજંય એ દશ પ્રાણો છે.

× અહીં ઇંદ્રિયો તથા મનમાં પાંચ પ્રાણ અને બુદ્ધિનો સમાવેશ કરેલો છે.

છે. તૃપ્ત થયેલો માણસ જેમ સુખે સૂએ છે, અથવા પવનવિહોણા સ્થાનમાં કુશળ રીતે સળગાવેલો દીવો જેમ એકસરખો જળે છે, તેમ નિર્મળ થયેલા ચિત્તવાળો માણસ વૃત્તિક્ષોભ પામતો નથી, પણ શાંત રહે છે; આ ચિત્તશુદ્ધિનું લક્ષણ છે.[૨૪,૨૫] વિશુદ્ધચિત્ત પુરુષે પહેલી તથા પાછલી રાત્રે મનને સદૈવ પરમાત્મામાં જોડવું, અલ્પ આહાર રાખવો અને પોતાના અંતરમાં આત્માનાં દર્શન કરવાં. તે જેમ ઝગઝગ બળતા દીવાથી બીજી વસ્તુઓ જુએ છે, તેમ મનરૂપી દીપકથી તે આત્માને જુએ છે. આમ નિર્ગુણ આત્માનાં દર્શન પામતાં જ તે મુક્તિ પામે છે.[૨૬,૨૭] લોભ અને ક્રોધને તો સર્વ ઉપાયથી જીતવા. એ લોકોને પાવનકારી છે. તપ એ જ તરણોપાય છે. તપનું ક્રોધથી રક્ષણ કરવું, ધર્મનું મત્સરથી રક્ષણ કરવું, વિદ્યાનું માન–અપમાનથી રક્ષણ કરવું.[૨૮,૨૯] દયા એ પરમધર્મ છે, ક્ષમા એ પરમબળ છે, આત્મજ્ઞાન એ પરમ જ્ઞાન છે અને સત્ય એ પરમવ્રત છે.[૩૦] સત્ય વચન કલ્યાણ કરનારું છે અને સત્ય જ્ઞાન હિત કરનારું છે. જે પ્રાણીમાત્રનું અત્યંત કલ્યાણ કરનારું હોય, તે જ ઉત્તમ સત્ય છે.[૩૧] જેનાં સર્વ કાર્યો આશાનાં બંધનથી રહિત હોય છે અને જેનાં યજ્ઞાદિ સર્વ કર્મો ફળત્યાગપૂર્વક થાય છે, તે જ ત્યાગી છે અને તે જ બુદ્ધિમાન છે.[૩૨] જે વસ્તુને ગુરુ સુદ્ધાં શબ્દથી કહી શકે નહિ, પણ જેને તે માત્ર લક્ષણાથી જ સમજાવી શકે, તે બ્રહ્મયોગને અર્થાત્ ચિત્તનિયોગને ચિત્તવૃત્તિ-નિરોધક યોગ જાણવો.[૩૩] આ જીવિત પામીને કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ, સૌ કોઈ સાથે મૈત્રીમય વર્તવું અને કોઈની સાથે કોઈ રીતે વેર બાંધવું નહિ.[૩૪] કશો સંગ્રહ ન કરવો, પૂર્ણ સંતોષ રાખવો, આશાથી મુક્ત રહેવું અને મનની શાંતિ રાખવી એ જ પરમજ્ઞાનનાં સાધક છે. એથી સાધ્ય થતું આત્મજ્ઞાન સર્વદા ઉત્તમ છે.[૩૫] મનુષ્યે સર્વ પરિગ્રહોનો ત્યાગ કરવો, આ લોક તથા પરલોકના વૈભવો વિશે દૃઢ વૈરાગ્ય ધારણ કરવો અને બુદ્ધિપૂર્વક વ્રતમાં નિષ્ઠ રહેવું. અજિત પરમાત્માને જીતવા ઇચ્છતા મુનિએ નિત્ય તપપરાયણ રહેવું, ઇંદ્રિયદમન કરવું, મનોનિગ્રહ કરવો અને ભોજ્ય પદાર્થો વિષે અનાસક્તિ રાખવી. જેમાં લોક અને વેદ આદિ ગુણો અગુણરૂપ પામે છે, જે અનાસંગ છે, જે એક પ્રત્યગાત્માપણાથી સાધ્ય છે અને જે અજ્ઞાનમાત્રની નિવૃત્તિ થતાં પ્રાપ્ત થાય છે, જેનામાં જ્ઞાન કે જ્ઞેય આદિ અંતર નથી અને જે અનાદિસિદ્ધ છે, તે જ બ્રહ્મનું ઉત્તમ સુખમય પદ છે, એમ વિદ્વાનો કહે છે.[૩૬–૩૮] જે મનુષ્ય સુખ અને દુઃખ એ બંનેને ત્યાગે છે અને જે અત્યંત અનાસક્તિથી વર્તે છે, તે બ્રહ્મને પામે છે.[૩૯] હે દ્વિજોત્તમ ! મેં આ જે સર્વ સાંભળ્યું હતું, તે બધું મેં તમને સંક્ષેપમાં કહ્યું છે. હવે વિશેષ શું સાંભળવા ઇચ્છો છો ?[૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'બ્રાહ્મણવ્યાધસંવાદ' નામનો અધ્યાય ૨૧૩મો સમાપ્ત

## अध्याय २१४मो

### ધર્મવ્યાધનાં માતપિતા

॥ मार्कंडेय उवाच ॥

**एवं संकथिते कृत्स्ने मोक्षधर्मे युधिष्ठिर ।**
**दृढप्रीतमना विप्रो धर्मव्याधमुवाच ह ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : હે યુધિષ્ઠિર ! ધર્મવ્યાધે આ પ્રમાણે સમગ્ર મોક્ષધર્મ કહ્યો, ત્યારે અત્યંત પ્રસન્નમન થયેલા વિપ્રે તેને આ પ્રમાણે કહ્યું : 'તમે આ જે કહ્યું છે, તે બધું ન્યાયયુક્ત છે. આ લોકમાં ધર્મ સંબંધમાં તમને કશું પણ અજાણ્યું નથી.[૧,૨]

વ્યાધ બોલ્યો : હે દ્વિજોત્તમ ! તમે મારા પ્રત્યક્ષ ધર્મને જુઓ. હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! તેને પ્રતાપે

હું આ સિદ્ધિ પામ્યો છું. હે ભગવન્! તમે ઝટ ઊઠો. હે ધર્મજ્ઞ! તમે ઘરમાં આવી મારાં માતપિતાને જુઓ.[૩,૪]

માર્કંડેય બોલ્યા: આ પ્રમાણે કહીને તે બ્રાહ્મણ તે પરમસુશોભિત ઘરમાં ગયો. તે ઉજ્જ્વળ હૃદયનું હરણ કરનાર અને મનોરમ હતું. તેને ચાર ઓરડાઓ હતા. તે દેવમંદિર જેવું હતું અને દેવતાઓથી તે પૂજાયેલું હતું. તે શય્યાઓ અને આસનોથી ભરપૂર હતું. તેમાં ઉત્તમ સુગંધ મહેકી રહી હતી.[૫,૬] તે ઘરમાં એ વ્યાધનાં પૂજ્ય માતાપિતા હતાં. તેમણે શ્વેત વસ્ત્રો પહેર્યાં હતાં. ભોજન કરીને તેઓ સંતોષથી ઉત્તમ આસન ઉપર બિરાજ્યાં હતાં. તેમને જોતાંવેંત ધર્મવ્યાધે તેમના ચરણોમાં મસ્તક મૂકીને વંદન કર્યાં.[૭]

માતાપિતા બોલ્યાં: 'હે ધર્મજ્ઞ! તું ઊઠ, ઊભો થા. ધર્મ તારું રક્ષણ કરો. અમે બંને તારા શુદ્ધ આચરણથી પ્રસન્ન છીએ. તને દીર્ઘાયુષ્ય મળો.[૮] તું ઇષ્ટ ગતિ, તપ, જ્ઞાન અને પરમબુદ્ધિ પામ્યો છે. હે બેટા! તું સત્પુત્ર છે. તું અમને સમયસર રૂડી રીતે પૂજે છે.[૯] દેવતાઓમાં પણ તને અમારા વિના બીજો કોઈ દેવ નથી. ચિત્તની નિર્મળતાથી તું બ્રાહ્મણોની જેમ વશેંદ્રિય છે.[૧૦] હે પુત્ર! તારા ઇંદ્રિયદમનથી તથા તારી અમારા પ્રત્યેની સેવાથી તારા પિતાના પિતામહ અને પ્રપિતામહ તારા ઉપર સદૈવ પ્રસન્ન રહે છે.[૧૧] મન, વચન અને કર્મથી તું અમારી જ સેવા કરે છે, તેમાં જરા પણ ત્રુટિ આવતી નથી, તેમ અત્યારે પણ તારી બુદ્ધિ બીજી કોઈ બાબતમાં જતી જણાતી નથી.[૧૨] જમદગ્નિપુત્ર પરશુરામે જેમ પોતાનાં વૃદ્ધ માતપિતાની સેવા કરી હતી, તેમ તું પણ અમારી સર્વ પ્રકારે સેવા કરે છે. અરે! બેટા! તું તો તેમનાથી પણ આગળ ગયો છે.'[૧૩] તે વૃદ્ધો આ પ્રમાણે બોલી રહ્યાં, તે પછી ધર્મવ્યાધે તેમને એ બ્રાહ્મણ આવ્યાની ખબર આપી, એટલે તે બંનેએ એ બ્રાહ્મણનું સ્વાગતપૂર્વક પૂજન કર્યું. તે પૂજાનો સ્વીકાર કરીને એ બ્રાહ્મણે તેમને બંનેને પૂછ્યું: 'સુપુત્ર સાથે અને સેવકાદિ સાથે તમે બંને આ ઘરમાં કુશળ તો છો ને? આ સ્થાને તમારાં શરીર સદૈવ નીરોગી રહે છે ને?'[૧૪,૧૫]

વૃદ્ધો બોલ્યાં: હે વિપ્ર! આ ઘરમાં અને અમારા પરિવારમાં સર્વ કુશળ છે. હે ભગવન્! તમે અહીં નિર્વિઘ્ન આવ્યા છો ને?[૧૬]

માર્કંડેય બોલ્યા: વિપ્રે આનંદયુક્ત થઈ તેમને હકારમાં ઉત્તર આપ્યો. પછી ધર્મવ્યાધે તેની તરફ જોઈ આ વચનો કહ્યાં.[૧૭]

વ્યાધ બોલ્યો: હે ભગવન્! માતપિતા એ મારા પરમ દેવરૂપ છે. દેવો પ્રત્યેનું મારું જે કર્તવ્ય છે, તે હું આ બે પ્રત્યે પાલન કરું છું. જેમ ઇંદ્ર આદિ તમામ તેત્રીશ દેવો સર્વ લોકને માટે પૂજ્ય છે, તેમ આ બે વૃદ્ધો મારે માટે પૂજાપાત્ર છે.[૧૮,૧૯] જેમ બ્રાહ્મણો દેવોની પૂજા કરે છે, તેમ હું સાવધાન ચિત્તે આ બંનેની પૂજા કરું છું.[૨૦] હે બ્રહ્મન્! આ માતાપિતા જ મારું પરમ દૈવત છે. હે દ્વિજ! હું તેમને ફળ, ફૂલ અને રત્નોથી નિત્ય પ્રસન્ન કરું છું.[૨૧] હે દ્વિજ! પંડિત લોકો જે અગ્નિઓ, યજ્ઞો અને ચાર વેદો કહે છે, તે સર્વ મારે માટે મારાં માતપિતા છે.[૨૨] એમને જ માટે મારા પ્રાણ છે, પત્ની છે, પુત્ર છે અને સ્નેહીસંબંધીઓ છે. પુત્ર અને પત્ની સાથે હું નિત્ય એમની સેવા કરું છું. હે દ્વિજશ્રેષ્ઠ! હું પોતે જ એમને સ્નાન કરાવું છું, હું પોતે જ એમના ચરણ ધોઉં છું—અને હું પોતે જ એમને ભોજન કરાવું છું.[૨૩,૨૪] હું એમને અનુકૂળ હોય એવાં જ વચનો બોલું છું અને એમને માઠું લાગે તેવું વચન બોલતો જ નથી. હું એમને પ્રિય હોય એવું જ કામ કરું છું; પછી ભલે તે કાર્ય અધર્મ-

થી યુક્ત હોય.[૨૫] હે દ્વિજવર! હું આ ધર્મને જ શ્રેષ્ઠ માનીને વર્તું છું. હે વિપ્ર! હું સર્વદા આળસરહિત રહીને એમની સેવા કરું છું. હે બ્રહ્મન્! અભ્યુદયને ઇચ્છનારાઓ માટે પાંચ ગુરુઓ હોય છે. હે દ્વિજશ્રેષ્ઠ! તે પાંચ આ છેઃ પિતા, માતા, અગ્નિ, આત્મા અને ગુરુ[૨૬,૨૭] હે દ્વિજોત્તમ! જે મનુષ્ય આ પાંચ ગુરુઓ સાથે યથાયોગ્ય વર્તન કરી રાખે છે, તેણે નિત્ય અગ્નિઓની સેવા કરી છે એમ ગણાય. ગૃહસ્થાશ્રમમાં રહેનારાઓ માટે આ સનાતન ધર્મ છે.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'દ્વિજવ્યાધસંવાદ' નામનો અધ્યાય ૨૧૪ મો સમાપ્ત

## अध्याय २१५मो

### ધર્મવ્યાધનો પૂર્વજન્મનો વૃત્તાંત

॥ मार्कंडेय उवाच ॥

**गुरू निवेद्य विप्राय तौ मातापितरावुभौ ।**
**पुनरेव स धर्मात्मा व्याधो ब्राह्मणमब्रवीत् ॥ १ ॥**

માર્કંડેય બોલ્યાઃ આ માતાપિતા બંને મારા ગુરુ છે, એમ દ્વિજને જણાવીને તે ધર્માત્મા વ્યાધે બ્રાહ્મણને વળી આ વચન કહ્યાં: 'આ તપનું ફળ જુઓ. મને તેથી દિવ્ય દૃષ્ટિ મળી છે. પતિસેવામાં પરાયણ રહેલી અને ઇંદ્રિયોને નિયમમાં રાખનારી તે સત્યશીલ સાધ્વીએ તમને કહ્યું હતું કે, 'તમે મિથિલા જાઓ. એ મિથિલામાં વ્યાધ રહે છે, તે તમને ધર્મો વિશે કહેશે.' તેનું આ કથન મેં એ દિવ્ય દૃષ્ટિથી જાણી લીધું હતું.[૧-૩]

બ્રાહ્મણ બોલ્યોઃ હે નિયમશ્રેષ્ઠ! હે ધર્મજ્ઞ! તે સત્યનિષ્ઠ અને શીલસંપન્ન પતિવ્રતાનું વચન સંભારીને હું માનું છું કે, તમે ગુણવાન છો.[૪]

વ્યાધ બોલ્યોઃ હે દ્વિજશ્રેષ્ઠ! તે પતિવ્રતાએ તે વખતે મારે વિશે જે કહ્યું હતું, તે હે પ્રભુ! તેણે નિઃસંશય દિવ્ય દૃષ્ટિથી બરાબર જોયું હતું.[૫] હે વિપ્ર! તમારા ઉપર અનુગ્રહ કરવાના વિચારથી મેં તમને આ બતાવ્યું છે. હે દ્વિજ! હવે હું તમને હિતકારી વચનો કહીશ. હે તાત! તમે મારું કહ્યું સાંભળો.[૬] હે દ્વિજવર! તમે તમારાં માતપિતાનો અનાદર કર્યો છે. હે અનિંદિત! તમે તેમની આજ્ઞા મેળવ્યા વિના જ ઘરમાંથી ચાલી નીકળ્યા છો. તમે આ વેદાધ્યયન માટે કર્યું છે, પણ તમે તે અયોગ્ય કર્યું છે. તે વૃદ્ધ તપસ્વીઓ તમારા શોકથી આંધળાં થઈ ગયાં છે. તો હવે તમે તેમને પ્રસન્ન કરવા જાઓ. તમે આ ધર્મનું ઉલ્લંઘન કરો નહિ. તમે તપસ્વી છો, મહાત્મા છો અને સદા ધર્મપરાયણ છો; પણ તમારું આ બધું એળે જવા બેઠું છે.[૭-૯] તમે તમારાં તે માતપિતાને તત્કાળ પ્રસન્ન કરો. હે બ્રહ્મન્! તમે મારામાં નિશ્ચય શ્રદ્ધા રાખો. તમારે આથી વિરુદ્ધ વર્તવું જોઈએ નહિ. હે વિપ્રર્ષિ! તમે આજે જ ત્યાં જાઓ. આ હું તમારા ભલાની વાત કરું છું.[૧૦]

બ્રાહ્મણ બોલ્યોઃ હે ધર્મ, આચાર અને ગુણથી સંપન્ન વ્યાધ! તમે આ જે બધું કહ્યું છે, તે નિઃસંશય સત્ય છે. હું તમારા ઉપર પ્રસન્ન થયો છું. તમારું મંગલ હો.[૧૧]

વ્યાધ બોલ્યોઃ તમે અસંસ્કારી મનુષ્યોને દુર્લભ એવા શાશ્વત, પુરાણ અને દિવ્ય ધર્મને અનુસરો છો, તેથી તમે દેવતાતુલ્ય છો.[૧૨] હે દ્વિજોત્તમ! તમે માતાપિતાની પાસે જાઓ. તમે સાવધાન રહીને એ માતપિતાનું તત્કાળ પૂજન કરો. આથી ચડિયાતા કોઈ બીજા ધર્મને હું જોતો જ નથી.[૧૩]

બ્રાહ્મણ બોલ્યોઃ સારું થયું કે હું અહીં આવ્યો. મારું સદ્ભાગ્ય કે મને તમારો મેળાપ થયો. તમારા જેવા ધર્મ દર્શાવનારા પુરુષો તો આ લોકમાં દુર્લભ છે.[૧૪] કદી હજાર માણસમાં એકાદ ધર્મવેત્તા મળે કે ન મળે! હે પુરુષસિંહ!

હું તમારા સત્યથી પ્રસન્ન થયો છું. તમારું કલ્યાણ થાઓ.[૧૫] આજે તમે મારો નરકમાં પડી રહેલાનો ઉદ્ધાર કર્યો છે. હે નિષ્પાપ! મારું આ જ ભાવિ હતું, એટલે મને તમારાં દર્શન થયાં.[૧૬] હે નરસિંહ! સ્વર્ગમાંથી પડેલા યયાતિ રાજાને જેમ તેના સજ્જન દૌહિત્રોએ તાર્યો હતો, તેમ તમે આ બ્રાહ્મણને તાર્યો છે.[૧૭] હું તમારા આદેશથી માતપિતાની સેવા કરીશ. અસંસ્કારી મનુષ્ય ધર્મ અને અધર્મનો નિર્ણય કરી શકતો નથી.[૧૮] જાણવો મુશ્કેલ એવો સનાતન ધર્મ શૂદ્રયોનિને વિશે પણ જોવામાં આવ્યો છે. હું તમને શૂદ્ર માનતો નથી. તમારા શૂદ્રજન્મમાં કંઈ કારણ હોવું જોઈએ.[૧૯] હે મહાબુદ્ધિશાળી! તમે કયા ખાસ કર્મને લીધે આ શૂદ્રયોનિમાં જન્મ પામ્યા છો, એ હું તત્ત્વપૂર્વક જાણવા ઇચ્છું છું. તમે સ્વેચ્છાથી અને સત્યથી આ બધું મને સ્થિર ચિત્તે કહો.[૨૦]

વ્યાધ બોલ્યો: હે દ્વિજશ્રેષ્ઠ! હું બ્રાહ્મણોનો અનાદર ન કરું. હે નિષ્પાપ! મારા પૂર્વજન્મ વિશેનો આ બધો વૃત્તાંત સાંભળો.[૨૧] પૂર્વજન્મમાં હું બ્રાહ્મણ હતો, એક શ્રેષ્ઠ બ્રાહ્મણનો પુત્ર હતો. હું ભારે કુશળ હતો. મેં વેદનું અધ્યયન કર્યું હતું અને સર્વ વેદાંગોને મેં પાર કર્યાં હતાં.[૨૨] હે બ્રહ્મન્! વળી મારા હાથથી કરેલાં પાપથી જ હું આ અવસ્થાને પામ્યો છું. તે વખતે ધનુર્વેદમાં પરાયણ રહેનારો કોઈએક રાજા મારો મિત્ર હતો.[૨૩] હે દ્વિજ! તેની સોબતથી હું પણ ધનુર્વેદમાં શ્રેષ્ઠ થઈ ગયો હતો. હવે એ જ સમયે, તે રાજા પોતાના મંત્રીઓથી વીંટળાઈ ને તથા મુખ્ય યોદ્ધાઓને સાથે લઈને મૃગયા માટે નીકળ્યો હતો. ત્યાં વનમાં તેણે એક ઋષિના આશ્રમની નજીકમાં અનેક મૃગોને વીંધી નાખ્યાં.[૨૪,૨૫] હે દ્વિજશ્રેષ્ઠ! તે વખતે મેં પણ એક ભયંકર બાણ છોડ્યું હતું. મજબૂત ગાંઠાવાળું તે બાણ જઈને ઋષિને વાગ્યું[૨૬] આથી હે બ્રાહ્મણ! તે ઋષિ જમીન ઉપર ગબડી પડ્યા અને ચીસ પાડતાં આ શબ્દો બોલ્યા: 'મેં કોઈનો પણ અપરાધ કર્યો નથી, છતાં કોણે આ પાપ કર્યું છે?'[૨૭] હે પ્રભુ! તેમને મૃગ માનીને હું તરત જ તેમની પાસે ગયો. ત્યાં મેં જોયું તો તે ઋષિ મજબૂત ગાંઠાવાળા બાણથી વીંધાઈ ગયા હતા.[૨૮] આમ અનુચિત કામ કરવાથી મારા મનને પણ અત્યંત વેદના થઈ. પૃથ્વી ઉપર પડીને ચીસ નાખતા તે ઉગ્ર તપસ્વી વિપ્રને મેં કહ્યું: 'મેં અજાણતાં આ કામ કરી નાખ્યું છે. આથી તમે મારા સર્વ અપરાધોની ક્ષમા કરો.'[૨૯,૩૦] હે દ્વિજ! મેં મુનિને આ પ્રમાણે કહ્યું, ત્યારે ક્રોધથી મૂર્ચ્છિત થયેલા તે ઋષિએ મને આ પ્રમાણે વળતાં વચન કહ્યાં: 'હે ક્રૂર! તું શૂદ્રયોનિમાં જન્મીને વ્યાધ બનશે.'[૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'બ્રાહ્મણવ્યાધસંવાદ' નામનો અધ્યાય ૨૧૫ મો સમાપ્ત

## અધ્યાય ૨૧૬મો

### પૂર્વજન્મના શાપનું વૃત્તાંત

॥ વ્યાધ ઉવાચ ॥

एवं शप्तोऽहमृषिणा तदा द्विजवरोत्तम।
अभिप्रसादयमृषिं गिरा त्राहीति मां तदा॥ १॥

વ્યાધ બોલ્યો: હે શ્રેષ્ઠ દ્વિજવર! ઋષિએ મને આ પ્રમાણે શાપ આપ્યો, ત્યારે મેં ઋષિને પ્રસન્ન કરવા આ વચન કહ્યાં: 'હે મુનિ! મારું રક્ષણ કરો–મારાથી આ કામ આજે અજાણતાં થઈ ગયું છે. તમે આ સર્વની ક્ષમા આપો. હે ભગવન્! તમે પ્રસન્ન થાઓ.'[૧,૨]

ઋષિ બોલ્યા: મારો આપેલો શાપ મિથ્યા નહિ જ થાય તે નિઃસંશય વાત છે, છતાં દયાથી હું તારા ઉપર કંઈક કૃપા કરીશ.[૩] શૂદ્રયોનિમાં જન્મવા છતાં તું ધર્મજ્ઞ થશે અને માતપિતાની

સેવા કરશે. આમાં કશો જ સંદેહ નથી.[૪] માતપિતાની તે સેવાને પ્રતાપે તું સિદ્ધિ અને મહત્તા પામશે. તને પૂર્વજન્મની સ્મૃતિ રહેશે અને તને સ્વર્ગલોક મળશે.[૫] શાપનો અંત આવશે, એટલે તું ફરી બ્રાહ્મણ થશે. આ પ્રમાણે પૂર્વજન્મમાં તે ઉગ્રતેજસ્વી ઋષિએ મને શાપ આપ્યો હતો. હે બ્રાહ્મણશ્રેષ્ઠ! તેમણે મારા ઉપર આ કૃપા પણ કરી હતી. પછી હે દ્વિજોત્તમ! મેં તેમના શરીરમાંથી તે બાણ ખેંચી કાઢ્યું. હું તેમને ત્યાંથી આશ્રમમાં લઈ ગયો. આ પ્રમાણે તેમના પ્રાણ બચી ગયા. આ મેં તમને મારા પૂર્વજન્મનું સર્વ વૃત્તાંત યથાવત્ કહ્યું. હે બ્રાહ્મણશ્રેષ્ઠ! મારે હવે થોડા જ વખતમાં સ્વર્ગે જવાનું થશે.[૬-૮]

બ્રાહ્મણ બોલ્યો : હે મહાબુદ્ધિશાળી! આ પ્રમાણે જ મનુષ્યોને સુખદુઃખો આવ્યાં કરે છે. આથી એ વિશે તમારે ઉત્કંઠા રાખવી ન જોઈએ. હે લોકવૃત્તાંતના તત્ત્વવેત્તા! હે ધર્મપરાયણ! તમને પૂર્વજન્મની સ્મૃતિ હતી, છતાં તમે આ દુષ્કર કાર્ય કરી નાખ્યું. હે વિદ્વાન! પોતાની જાતિને યોગ્ય એવાં કર્મો કરવાથી દોષ લાગતો નથી. તમે અહીં થોડાક વખત રહો. પછી તમે બ્રાહ્મણ થશો.[૯-૧૨] મારા મત પ્રમાણે તો, તમે અત્યારે પણ નિઃસંશય બ્રાહ્મણ છો. બ્રાહ્મણ જન્મ્યા છતાં જે પતનકારી તથા શાસ્ત્રવિરુદ્ધ કર્મો કરે છે, તે દંભી અને દુષ્કર્મી છે. તે વિદ્વાન હોવા છતાં શૂદ્ર સમાન ગણાય છે. પણ શૂદ્ર જન્મ્યા છતાં જે ઇંદ્રિયનિગ્રહ, સત્ય અને ધર્મને વિશે સદૈવ પરાયણ છે, તેને હું બ્રાહ્મણ માનું છું.[૧૩,૧૪] કેમ કે શીલથી જ બ્રાહ્મણ થાય છે. માણસને કર્મના દોષથી વિષમ અને દારુણ ગતિ મળે છે. હે નરોત્તમ! હું તમને સર્વ રીતે દોષમુક્ત માનું છું. તમારે કશો ખેદ કરવો ઘટતો નથી. તમારા જેવા સંસારની ગતિને જાણનારાઓ અને નિત્ય ધર્મપરાયણ રહેનારાઓ ખેદ કરતા જ નથી.[૧૫,૧૬]

વ્યાધ બોલ્યો : મનુષ્યે મનનું દુઃખ બુદ્ધિથી દૂર કરવું અને શરીરનું દુઃખ ઓસડથી દૂર કરવું, પણ બાળકની જેમ મૂઢ થઈને બેસી રહેવું નહિ. આ જ વિજ્ઞાનનું સામર્થ્ય છે.[૧૭] અલ્પ બુદ્ધિવાળા મનુષ્યો અનિષ્ટનો યોગ થતાં અને ઇષ્ટનો વિયોગ થતાં મનમાં દુઃખ કરે છે. સુખ આદિ સત્ત્વાદિ ગુણોનાં કાર્યોને લીધે સર્વ પ્રાણીઓને સંયોગ અને વિયોગ થાય છે. પરંતુ એમાંના એક કાર્યને માટે શોક કરવો યોગ્ય નથી. માણસ કંઈ અનિષ્ટ આવ્યું છે એમ જોતાં જ એકદમ વિરક્ત થઈ જાય છે. પછી તેના નિવારણનો કંઈ ઉપાય જડી આવે છે. તો તે કરવા માંડે છે.[૧૮-૨૦] શોક કરવાથી કંઈ વળતું નથી, માત્ર સંતાપ જ થાય છે. જે વિદ્વાન જનો સુખ અને દુઃખ ઉભયને ત્યજે છે, તે જ્ઞાનતૃપ્તો જ સુખવૃદ્ધિ પામે છે. મૂર્ખાઓ અસંતોષમાં જ પડ્યા રહે છે, ત્યારે પંડિતો તો નિત્ય સંતોષ અનુભવે છે. અસંતોષનો કદી છેડો નથી, ત્યારે સંતોષ તો પરમ સુખરૂપ છે. જ્ઞાનમાર્ગે ચાલનારા જે મનુષ્યો પરમ ગતિને જુએ છે, તેઓ શોક કરતા નથી.[૨૧-૨૩] માણસે ક્યારે પણ મનમાં ખેદ ન કરવો. કેમ કે વિષાદ તો ભારે ઝેરી વિષ છે. ક્રોધ પામેલો સર્પ જેમ બાળકને મારી નાખે છે, તેમ એ ખેદ અજ્ઞાની મનુષ્યને મારી નાખે છે. જે માણસને પરાક્રમ કરવાને સમયે ખેદ થઈ આવે છે, તે માણસનું તેજ હરાઈ જાય છે અને તેનામાં કશો પુરુષાર્થ રહેતો નથી. માણસ જે કર્મ કરે છે, તેનું ફળ અવશ્ય જ દેખાય છે; પણ તે જો ખેદમાં જ પડી રહે, તો તેને કશું શુભ ફળ પ્રાપ્ત થતું નથી. દુઃખમાંથી છૂટવાનો ઉપાય શોધવો જ જોઈએ. જરા પણ ખેદ ન કરતાં મનુષ્યે તે ઉપાય કરવાને લાગી જ જવું જોઈએ. તેણે આ પ્રમાણે દુઃખથી

મુક્ત થઈને સુખી થવું જોઈએ.[૨૪-૨૭] જેઓ બુદ્ધિની પાર ગયા છે અને પરમ ગતિને જુએ છે, તે સિદ્ધ જ્ઞાનીઓ ભૂતમાત્રને નાશવંત માની કદી પણ શોક કરતા નથી. હે વિદ્વાન! હું શોક કરતો નથી. હે બ્રહ્મન્! હું તો કાળની રાહ જોતો ઊભો છું. હે શ્રેષ્ઠ! આ દૃષ્ટાંતોથી હું ધૈર્ય ખોતો નથી.

બ્રાહ્મણ બોલ્યો : તમે સિદ્ધજ્ઞાની છો. તમે મહાબુદ્ધિમાન છો. તમારી બુદ્ધિ વિશાળ છે. તમે ધર્મજ્ઞ અને જ્ઞાનતૃપ્ત છો. આથી હું તમારે વિશે ચિંતા કરતો જ નથી. હે શ્રેષ્ઠ ધર્મધારી! હું તમારી રજા માગું છું. તમારું મંગલ હો. ધર્મ તમારું રક્ષણ કરો. ધર્મમાં સાવધ રહેજો.[૨૮-૩૧]

માર્કંડેય બોલ્યા: વ્યાધે હાથ જોડીને કહ્યુ : 'બહુ સારું.' પછી તે દ્વિજશ્રેષ્ઠ વ્યાધની પ્રદક્ષિણા કરીને ત્યાંથી જવા નીકળ્યો. પછી તે શ્રેષ્ઠ બ્રાહ્મણ પોતાને ઘેર ગયો અને પોતાનાં વૃદ્ધ માતપિતાની વિધિપૂર્વક સર્વ પ્રકારે સેવા કરવા લાગ્યો. હે યુધિષ્ઠિર! હે તાત! હે ધાર્મિકશ્રેષ્ઠ! તમે મને જે ધર્મ વિશે પૂછ્યું હતું, તે બધું મેં તમને પૂરેપૂરું કહ્યુ છે. હે શ્રેષ્ઠ! મેં તમને પતિવ્રતાનું માહાત્મ્ય અને ધર્મવ્યાધે કહેલી માતાપિતાની સેવા એ બધું કહ્યુ છે.*[૩૨-૩૫]

યુધિષ્ઠિર બોલ્યા: હે મુનિશ્રેષ્ઠ! હે સર્વ ધર્મજ્ઞોમાં શ્રેષ્ઠ! હે બ્રહ્મન્! તમે અતિ અદ્ભુત અને ઉત્તમોત્તમ એવું આ ધર્માખ્યાન કહ્યુ છે. હે વિદ્વાન! આ આખ્યાન સાંભળવામાં એટલુ સુખદાયી હતુ કે, મારો આ સમય પલકારાની જેમ ચાલ્યો ગયો! હે ભગવન! ઉત્તમ ધર્મને સાંભળતાં મને તૃપ્તિ જ થતી નથી.[૩૬,૩૭]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમા 'બ્રાહ્મણવ્યાધસંવાદ' નામનો અધ્યાય ૨૧૬ મો સમાપ્ત

# अध्याय २१७मो

## અગ્નિ સંબંધી કથા

॥ वैशंपायन उवाच ॥

श्रुत्वेमां धर्मसंयुक्तां धर्मराजः कथां शुभाम् ।
पुनः पप्रच्छ तमृषिं मार्कंडेयमिदं तदा ॥१॥

વૈશંપાયન બોલ્યા : આ ધર્મયુક્ત શુભ કથા સાંભળીને ધર્મરાજે તે માર્કંડેય ઋષિને ફરી આ પ્રમાણે પૂછ્યું.[૧]

યુધિષ્ઠિર બોલ્યા: પૂર્વે અગ્નિ કેમ જળમાં પેસી ગયો હતો? આ પ્રમાણે અગ્નિ નાશ પામ્યો, ત્યારે મહાકાંતિમાન અંગિરાએ અગ્નિરૂપ થઈને કેવી રીતે હવ્યોને વહ્યાં હતાં? અગ્નિ જો એક જ છે, તો શાથી કર્મોમાં એની અનેકરૂપતા જોવામાં આવે છે? હે ભગવન્! હું આ બધું જાણવા ઇચ્છું છું. કાર્તિકસ્વામી કેવી રીતે જન્મ્યા? કેવી રીતે તે અગ્નિના પુત્ર થયા? શી રીતે તે રુદ્રથી ઉત્પન્ન થયા? કઈ રીતે તે ગંગા અને કૃત્તિકામાં જન્મ પામ્યા? હે ભાર્ગવશ્રેષ્ઠ! આ બધું હું તમારી પાસેથી યથાર્થપણે સાંભળના ઇચ્છું છું. હે મહામુનિ! મને આ વિશે ભારે કુતૂહલ થયું છે.[૨-૫]

માર્કંડેય બોલ્યા : અગ્નિ ક્રોધ પામીને જળમાં તપ કરવાને ગયો અને ભગવાન અંગિરાએ પોતે અગ્નિરૂપ થઈને સર્વ જગતને પોતાના તેજથી તપાવી દીધું તથા અંધકારમાત્રનો નાશ કર્યો. તે સંબંધમાં વિદ્વાનો પુરાતન ઇતિહાસનો આ દાખલો આપે છે.[૬,૭] હે મહાબાહુ! પૂર્વે મહાભાગ અંગિરાએ આશ્રમમાં રહીને ઉત્તમ તપ આચર્યું હતું અને અગ્નિને પણ ઝાંખો પાડી દીધો હતો. આ પ્રમાણે અગ્નિથી પણ અધિક તેજસ્વી થઈને તે તે સમયે સર્વ જગતને પ્રકાશમાન કરી રહ્યા હતા.[૮]

---

* पित्रा. शुश्रूषया व्याध सिद्ध पत्यु. पतिव्रता ।
सिद्धयति ब्राह्मणा वन्हेर्यागिनस्त्वात्मसेवया ॥

વ્યાધ માતાપિતાની સેવાથી સિદ્ધ થયો, પતિવ્રતા પતિની સેવાથી સિદ્ધ થઈ, બ્રાહ્મણો અગ્નિની સેવાથી સિદ્ધ થાય છે અને યોગીઓ આત્મસેવાથી સિદ્ધ થાય છે. —गणेश

તે વખતે અગ્નિ પણ તપ કરતા હતા. અંગિરાના તેજથી તે તેજસ્વી સંતાપ અને ગ્લાનિ પામ્યા—તેમને કશી સૂઝ પડી નહિ.[૯] હવે ભગવાન અગ્નિ વિચારવા લાગ્યા કે, 'હું તપ તપવા ગયો, એટલે મારું અગ્નિત્વ નાશ જ પામ્યું છે અને બ્રહ્માએ આ લોકમાં લોકોને માટે બીજો અગ્નિ બનાવ્યો છે! તો કેવી રીતે હું પાછો અગ્નિ થાઉં?' એણે આમ વિચાર કર્યો, ત્યાં તેણે અગ્નિની જેમ લોકોને તપાવી રહેલા મહામુનિ અંગિરાને જોયા. ભયભીત થયેલો તે અગ્નિ ધીરેધીરે અંગિરાની પાસે ગયો, એટલે તે ઋષિએ તેને કહ્યું: 'તમે શીઘ્ર અગ્નિ થાઓ અને લોકસમસ્તને ફરી પ્રકાશિત કરો. કેમ કે તમે ત્રણે લોકમાં પ્રસિદ્ધ છો. હે તિમિરનો નાશ કરનારા! બ્રહ્માએ તમને જ પ્રથમ અંધકારનો નાશ કરનારા અગ્નિ બનાવ્યા છે. આથી તમે તત્કાળ તમારો અધિકાર સ્વીકારી લો.[૧૦-૧૪]

અગ્નિ બોલ્યો: લોકમાં મારી કીર્તિ નાશ પામી છે અને તમે અગ્નિ થઈ ગયા છો. આથી લોકો તમને જ અગ્નિ તરીકે ઓળખશે. તેઓ મને ઓળખશે જ નહિ. હું તમને જ અગ્નિત્વ આપું છું, તમે જ પ્રથમ અગ્નિ બનો. હું તો પ્રાજાપત્યક નામનો બીજો અગ્નિ થઈશ.[૧૫,૧૬]

અંગિરા બોલ્યા: હે દેવ! તમે પ્રજાને સ્વર્ગસુખ આપનારું હવ્યહવનરૂપી પુણ્યકર્મ કરો. તમે જ તિમિરવિદારક અગ્નિ થાઓ. હે અગ્નિ! તમે મને અનાયાસે એક ઉત્તમ પુત્ર આપો.[૧૭]

માર્કંડેય બોલ્યા: અંગિરાનાં તે વચન સાંભળીને અગ્નિએ તે પ્રમાણે કર્યું. હે રાજન! તે અંગિરાને પણ બૃહસ્પતિ નામે એક પુત્ર થયો. આ પ્રમાણે હે ભારત! અગ્નિથી અંગિરાનો તે પ્રથમ પુત્ર જન્મ્યો છે, એ જાણીને દેવો ત્યાં આવીને તેનું કારણ પૂછવા લાગ્યા.[૧૮,૧૯] દેવોએ અંગિરાને પૂછ્યું. ત્યારે તેણે તેનું કારણ કહ્યું. દેવોએ પણ અંગિરાનાં એ વચનોને માન્ય રાખ્યાં. હવે હું તમને બ્રાહ્મણોએ વર્ણવેલા, અનેક કર્મોથી પ્રસિદ્ધ થયેલા અને વિવિધ ફળો આપનારા તે અનેકવિધ મહાકાંતિમાન અગ્નિઓ વિશે કહીશ.[૨૦,૨૧]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમા 'આંગિરસ' નામનો અધ્યાય ૨૧૭મો સમાપ્ત

## अध्याय २१८मो

### અંગિરાની સંતતિ

॥ मार्कंडेय उवाच ॥

**ब्रह्मणो यस्तृतीयस्तु पुत्रः कुरुकुलोद्वह ।**
**तस्याभवत्सुभा भार्या प्रजास्तस्यां च मे शृणु ॥१॥**

માર્કંડેય બોલ્યા: હે કુરુકુળધુરંધર! બ્રહ્માના ત્રીજા પુત્ર એ અંગિરાને સુભા નામની પત્ની હતી. તે પત્નીથી તેને જે પ્રજા થઈ તે હું કહું છું. તમે તે સાંભળો હે રાજન! અંગિરાને બૃહત્કીર્તિ બૃહજ્જ્યોતિ, બૃહદ્બ્રહ્મા, બૃહન્મના, બૃહન્મંત્ર, બૃહદ્ભાસ અને બૃહસ્પતિ એ પુત્રો હતા. તેમને દેવી ભાનુમતી[૧] નામે પ્રથમ પુત્રી હતી. સર્વ સંતાનોમાં તે રૂપમાં અજોડ હતી. અંગિરાને બીજી પુત્રી રાગા[૨] નામે હતી. સર્વ પ્રાણીઓને એને વિશે રાગ (પ્રેમ) હતો, તેથી તેનું રાગા નામ પડ્યું હતું. જેને રુદ્રકન્યા કહેવામાં આવે છે અને જે સૂક્ષ્મ હોવાથી દેહધારીઓને કદી દેખાય છે ને કદી દેખાતી નથી, તે સિનીવાલી[૩] અંગિરાની ત્રીજી પુત્રી છે.[૧-૫] જે પોતાનાં કિરણોથી સર્વને પ્રકાશમાન કરે છે, તે અર્ચિષ્મતી[૪] તેમની ચોથી દીકરી છે. જેને દિવસે હવિઓથી દેવોનું

૧. સૂર્યયુક્ત દિવસાભિમાની દેવતા. ૨. રાત્રિ કે જે શ્રમનાશક હોવાથી તેમાં સર્વ પ્રાણીઓનો પ્રેમ હોય છે. ૩. ચતુર્દશીયુક્ત અમાવાસ્યા, જે દિવસની ચંદ્રકળા સૂક્ષ્મ હોવાથી દેખાય છે તથા નથી પણ દેખાતી અને તે રુદ્રે ધારણ કરેલી હોવાથી રુદ્રકન્યા કહેવાય છે. ૪. પૂર્ણચંદ્રવાળી શુદ્ધ પૂર્ણિમા.

યજન કરવામાં આવે છે, તે હવિષ્મતી[૫] તેમની પાંચમી પુત્રી છે. અંગિરાની છઠ્ઠી પવિત્ર પુત્રીને માહિષ્મતી[૬] કહે છે. હે મહામતિ! દીપ્તિમાન મહાયજ્ઞોમાં જે મહામતીને[૭] નામે વિખ્યાત છે, તે અંગિરાની સાતમી પુત્રી છે. જે ભગવતીને જોઈને મનુષ્ય વિસ્મય પામે છે, તે એક કળાવાળી અને અલ્પ અંશવાળી કુહૂ[૮] અંગિરાની આઠમી પુત્રી છે.[૬-૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યા-પર્વમાં 'આંગિરસરૂપાખ્યાન' નામનો અધ્યાય ૨૧૮મો સમાપ્ત

## અધ્યાય ૨૧૯ મો

### બાર્હસ્પત્ય અગ્નિના વંશનું વર્ણન

॥ मार्कंडेय उवाच ॥

**बृहस्पतेश्चांद्रमसी भार्याऽऽसीया यशस्विनी ।**
**अग्नीन्साऽजनयत्पुण्यान्षडेका चापि पुत्रिकाम् ॥**

માર્કંડેય બોલ્યા: બૃહસ્પતિને તારા નામે યશસ્વિની ભાર્યા હતી. તેણે છ પવિત્ર અગ્નિઓને અને એક પુત્રીને જન્મ આપ્યો હતો. યજ્ઞોની આહુતિમાં જે અગ્નિને પ્રથમ હવિ આપવામાં આવે છે, તે મહાવ્રતી શંયુ નામે અગ્નિ બૃહસ્પતિનો પ્રથમ પુત્ર છે.[૧,૨] ચાતુર્માસ્યમાં જેને હવિષ આપવામાં આવે છે, અશ્વમેધમાં ઇષ્ટિની પાસે જેને પ્રથમ પશુ આપવામાં આવે છે અને જે અનેક જ્વાળાઓથી ઝળહળી રહ્યો છે, તે આ અદ્વિતીય વીર્યવાન શંયુ અગ્નિ છે.[૩] શંયુને સત્યાસત્યા નામે અપ્રતિમ પત્ની હતી. તે ધર્મની પુત્રી હતી. તેને પ્રોજ્જ્વલ અગ્નિ જેવો પુત્ર થયો તથા ત્રણ સદ્વ્રતી પુત્રીઓ થઈ.[૪] યજ્ઞમાં જે અગ્નિને આજ્યભાગથી પ્રથમ પૂજવામાં આવે છે, તે ભરદ્વાજ નામે અગ્નિ એ શંયુનો પ્રથમ પુત્ર કહેવાય છે. સર્વ પૂર્ણમાસ યજ્ઞોમાં જેને સરવામાં લીધેલું ઘી આપવામાં આવે છે, તે ભરત નામનો અગ્નિ શંયુનો દ્વિતીય પુત્ર છે. શંયુને ત્રણ બીજી પુત્રીઓ હતી અને ભરત સૌથી મોટો હતો. એ ભરતને ભરત નામે પુત્ર થયો હતો અને ભરતી નામે પુત્રી થઈ હતી.[૫-૭] પોષણ કરનારા આ પ્રજાપતિ ભરત અગ્નિને પાવક નામે પુત્ર થયો હતો. હે ભરતશ્રેષ્ઠ! તે મહાન અને અત્યંત પૂજ્ય હતો.[૮] ભરદ્વાજને વીરાં નામે ભાર્યા હતી; તેણે વીર નામના અગ્નિને જન્મ આપ્યો હતો. સોમની જેમ હળવે હળવે તૂષ્ણીમંત્રો ભણીને તે અગ્નિની ઘીની આહુતિથી પૂજા કરવી, એમ બ્રાહ્મણો કહે છે.[૯] આગ્નેય આહુતિ પછી જેને સોમની સાથે બીજું હવિ અપાય છે, તે જ આ વીર અગ્નિ છે. એ જ રથ, પ્રભુ, રથ, અધ્વાન અને કુંભરેતા કહેવાય છે.[૧૦] એ વીરે શરયૂ નામની પોતાની પત્નીમાં સિદ્ધિ નામના પુત્રને ઉત્પન્ન કર્યો હતો. એણે પોતાની કાંતિથી સૂર્યને પણ ઢાંકી દીધો હતો. એ અગ્નિદેવનો યાગ લાવ્યો હતો, તેથી અગ્નિના આવાહન વખતે એનું નિત્ય કીર્તન થાય છે. જે કદી યશ, તેજ અને લક્ષ્મીથી ભ્રષ્ટ થતો નથી અને જે કેવળ પૃથ્વીની સ્તુતિ કરે છે, તે અગ્નિ નિશ્ચયવન નામે છે. તેને સત્ય નામનો પુત્ર છે. તે અગ્નિ પાપરહિત, દોષમુક્ત અને વિશુદ્ધ છે. તે જ્વાળાઓ વડે ઝગઝગે છે અને સમય અનુસાર ધર્મ કરે છે. તેનું 'વિપાપ' એવું બીજું નામ છે.[૧૧-૧૩] જે હોતા પ્રાણીઓને દુઃખથી છોડાવે છે, તે અગ્નિનું નામ 'નિષ્કૃતિ' છે. તે ગૃહ આદિને શોભાયમાન કરે છે.[૧૪] એને સ્વન નામનો પુત્ર છે, તે અગ્નિ રોગકારી છે. તેને કારણે સંસારમાં વેદનાથી પીડાયેલા માણસો પોતે જ ચીસો પાડે છે. તે અગ્નિ સમસ્ત જગતની બુદ્ધિને પોતાના વશમાં રાખે છે, તેને

૫. પ્રતિપદાયુક્ત પૂર્ણિમા. ૬. ચતુર્દશીયુક્ત પૂર્ણિમા. ૭. શુદ્ધ અમાવાસ્યા. ૮. પ્રતિપદાયુક્ત અમાવાસ્યા.

અધ્યાત્મવેત્તાઓ 'વિશ્વજિત્' નામે કહે છે.[૧૫,૧૬] હે ભારત! જે 'અંતરાગ્નિ' નામે કહેવાયો છે અને જે સર્વ લોકમાં પ્રાણધારીઓનું ખાધેલું પચાવે છે, તે યજ્ઞમાં 'વિશ્વભુક્' કહેવાય છે. એ સતત બ્રહ્મચારી, જિતમન અને મહાવ્રતી છે. બ્રાહ્મણો એ અગ્નિને પાકયજ્ઞોમાં પૂજે છે. ગોમતી નામની પવિત્ર નદી તેની પત્ની થઈ છે. ધર્મ કરનારા લોકો તેને તીરે સર્વ શુભકર્મો કરે છે.[૧૭-૧૯] જે પરમ દારુણ અગ્નિ સમુદ્રજલનું પાન કરે છે, તે 'વડવાગ્નિ' છે. જે શરીરમાં ઉદાન નામથી રહે છે, જે પ્રાણવાયુને આશ્રિત છે અને જે બ્રહ્મનિષ્ઠ છે, તે અગ્નિ 'ઊર્ધ્વભાક્' નામે છે. જેને નિમિત્તે ઘરની ઉત્તર બાજુએ નિત્ય હવિ આપવામાં આવે છે અને જેને લીધે ઘીનો હવન સફળ થાય છે, તે 'સ્વિષ્ટકૃત્' નામે ઉત્તમ અગ્નિ છે.[૨૦,૨૧] જે અગ્નિ પ્રશાંત પ્રાણીઓમાં ક્રોધરૂપે રહે છે, તે ક્રોધ પામેલા અગ્નિમાંથી પરસેવો નીકળ્યો હતો. આ પરસેવામાંથી બૃહસ્પતિની તે પુત્રી ઉત્પન્ન થઈ હતી એમ હું માનું છું. તે ક્રૂર અને દારુણ 'સ્વાહા' નામની પુત્રી પ્રાણીમાત્રમાં રહે છે. રૂપમાં સ્વર્ગમાં પણ જેનો કોઈ બરાબરિયો નથી, તે અગ્નિને તેના અતુલપણાને લીધે દેવોએ 'કામ' એવું નામ આપ્યું છે. જે વિજયના હર્ષથી ક્રોધને ધારણ કરે છે અને જે રથમાં બેસી, ધનુષ્ય સજી તથા માળા પહેરી, રણભૂમિમાં રિપુઓને રોળી નાખે છે; તે 'અમોઘ' નામનો અગ્નિ છે. હે મહાભાગ! જેની શરીર, પ્રાણ અને પરમાત્મા એ ત્રણ ઉક્થરૂપે સ્તુતિ થાય છે, તે 'ઉક્થ'* નામે અગ્નિ છે. તેણે જ પરા નામની મહાવાચાને ઉત્પન્ન કરી છે; વેદને જાણનારાઓ તેને જ 'સમાશ્વાસ' તરીકે જાણે છે.[૨૨-૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'અંગિરાનું આખ્યાન' નામનો અધ્યાય ૨૧૯મો સમાપ્ત

## अध्याय २२०मो

### બાર્હસ્પત્ય અગ્નિના વંશનું વર્ણન—પાંચજન્યની સૃષ્ટિ

॥ मार्कंडेय उवाच ॥

काश्यपो ह्यथ वासिष्ठः प्राणश्च प्राणपुत्रकः ।
अग्निरांगिरसश्चैव च्यवनस्त्रिसुवर्चकः ॥ १ ॥

માર્કંડેય બોલ્યા : તે ઉક્થે પુત્રને અર્થે અનેક વર્ષો સુધી તીવ્ર તપશ્ચર્યા કરી હતી. તેણે ઇચ્છયું હતું કે, મને બ્રહ્માના જેવો યશસ્વી અને ધર્મનિષ્ઠ પુત્ર થાય. તે કાશ્યપ નામનો (ઉક્થ), વસિષ્ઠપુત્ર, પ્રાણનો પુત્ર પ્રાણ, આંગિરસ ચ્યવન અને ત્રિસુવર્ચક, એ પાંચ અગ્નિઓએ એકઠા મળી મહાવ્યાહૃતિ મંત્ર દ્વારા ધ્યાન ધર્યું. ત્યારે સમર્થ અને મહાજ્વાળાવાળું એક પંચવર્ણું તેજ પ્રકટ થયું.[૧-૩] હે ભારત! તેનું મસ્તક પ્રદીપ્ત અગ્નિ જેવું હતું, તેના બંને બાહુ સૂર્ય સમાન હતા, તેની ચામડી તથા આંખો સુવર્ણ સમાન હતી અને તેની જાંઘ શ્યામવર્ણી હતી.[૪] તે પાંચ અગ્નિઓએ તપ કરીને તે દેવને પાંચવર્ણો બનાવ્યો હતો, તેથી તેનું 'પાંચજન્ય' એવું નામ પડ્યું હતું. વળી તેનું બીજું નામ તપ હતું અને એ તે પાંચ અગ્નિઓનો વંશ ચલાવનાર હતો.[૫] પ્રજા સર્જનારા તે મહાતપસ્વીએ દશ હજાર વર્ષ સુધી તપશ્ચર્યા કરીને પિતૃઓના ઘોર અગ્નિ(દક્ષિણાગ્નિ)ને ઉત્પન્ન કર્યો.[૬] તેણે મસ્તકથી બૃહતને અને મુખથી રથંતરને ઉત્પન્ન કર્યા.

---

÷ આ સ્થાનમાં ઉક્થનો વિગ્રહ उत्तिष्ठत्यस्मात्कर्मफलमित्युक्थः। જેનાથી કર્મનું ફળ ઉત્થાન પામે છે, તે ઉક્થ એવો કર્યો છે. તેમાં શરીરથી કર્મ ઉત્પન્ન થાય છે, તેથી શરીર ઉક્થ કહેવાય છે, શરીરને ઉત્થાપન કરનારો હોવાથી પ્રાણ ઉક્થ કહેવાય છે અને પ્રાણના ઉત્થાપક હોવાથી પરમાત્મા પણ ઉક્થ કહેવાય છે.

* उत् ऊर्ध्वं मोक्षपदं नयतीति उक्थः ઊંચે—મોક્ષપદમાં લઈ જાય તે ઉક્થ કહેવાય છે.

આ બંને દિવસ તથા રાત્રિના અભિમાની દેવ છે અને તેઓ પ્રાણીઓના આયુષ્યનું વેગપૂર્વક હરણ કરે છે. એ પાંચજન્યે નાભિથી શિવને, બળથી ઇંદ્રને અને પ્રાણથી વાયુને તથા અગ્નિને ઉત્પન્ન કર્યા. વળી તેણે બંને બાહુઓથી પ્રાકૃત અનુદાત્ત અને વૈકૃત અનુદાત્ત એ બે સ્વરો, મન આદિ ઇંદ્રિયો અને પાંચ મહાભૂતોને ઉત્પન્ન કર્યાં. આ સર્જ્યા પછી તેણે પિતૃઓના પાંચ પુત્રોને જન્માવ્યા. એ પાંચમાં બૃહદ્રથનો પ્રણિધિ, કાશ્યપ-(ઉક્થ)નો મહત્ત, આંગિરસ(ચ્યવન)નો ધીરભાનુ, સુવર્ચકનો સૌમર અને પ્રાણનો અનુદાત્ત એ પ્રમાણે પુત્રો થયા. .આ રીતે ઉત્પન્ન થયેલા પચીસ વિશે મેં તમને કહ્યું. વળી એ પાંચજન્યે યજ્ઞનાશ કરનારા બીજા પંદર* દેવોને સર્જ્યા. તેમાં સુભીમ, અતિભીમ, ભીમ, ભીમબલ અને અબલ એ પાંચ યજ્ઞનાશક દેવોને તે તપ અગ્નિએ પ્રથમ ઉત્પન્ન કર્યા.[૭-૧૧] એ પછી તે તપે સુમિત્ર, મિત્રવાન, મિત્રજ્ઞ, મિત્રવર્ધન અને મિત્રધર્મા એ દેવોને સર્જ્યા. ત્યાર પછી તપ અગ્નિએ સુરપ્રવીર, વીર, સુરેશ, સુવર્ચસ અને સુરહંતા એ પાંચને ઉત્પન્ન કર્યા.[૧૨,૧૩] આ દેવો પાંચ પાંચનાં ત્રણ જુદાં જુદાં મંડળોમાં રહે છે. તેઓ ત્યાં રહીને, સ્વર્ગપ્રાપ્તિને અર્થે યજ્ઞ કરનારાઓના યજ્ઞોનો નાશ કરે છે, યજ્ઞપદાર્થોને હરી જાય છે, અગ્નિની સ્પર્ધાથી મહાન હવિષ્યોનું હરણ કરે છે અને તેમનો નાશ કરે છે.[૧૪,૧૫] આથી કુશળ યાજ્ઞિકોએ તેમને વેદીની બહાર ભાગ આપવાનું ચાલુ કર્યું છે. આ કારણથી, જ્યાં અગ્નિની સ્થાપના કરી હોય છે, ત્યાં વેદીની અંદર તેઓ જતા નથી.[૧૬] ચયનયાગ કરનારા યજમાનનું હવિર્દ્રવ્યથી ભરેલી ગાડીમાંથી તેઓ ઉપરથી હવિર્દ્રવ્યો ઉપાડી જાય છે, ત્યારે રાક્ષસહારી મંત્રોથી તેમને શાંત કરવામાં આવે છે; એટલે તેઓ યજ્ઞહવિને હરી લઈ જઈ શકતા નથી.[૧૭] તપનો બૃહદુક્થ નામનો પુત્ર ભૂમિ આશ્રય કરી રહ્યો છે. આથી સત્પુરુષો અગ્નિહોત્રના હોમ વખતે તેનું પૃથ્વી ઉપર યજન કરે છે.[૧૮] તપ નામના પાંચજન્ય અગ્નિનો બીજો પુત્ર રથંતર અગ્નિ કહેવાય છે. અધ્વર્યુઓ તે 'મિત્રવિંદ' મહાન વિરાટરૂપ અગ્નિને હવિ અર્પે છે.[૧૯] આ પ્રમાણે પુત્રો ઉત્પન્ન કરી, તે મહાયશસ્વી તપ પોતાના પુત્રો સાથે પરમપ્રસન્ન રહી આનંદ કરવા લાગ્યો.[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'આંગિરસઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૨૦ મો સમાપ્ત

## અધ્યાય ૨૨૧ મો

### બાર્હસ્પત્ય અગ્નિના વંશનું વર્ણન (ચાલુ)

॥ मार्कंडेय उवाच ॥

गुरुभिर्नियमैर्जातो भरतो नाम पावकः ।
अग्निः पुष्टिमतिर्नाम तुष्टः पुष्टिं प्रयच्छति ॥
भरत्येष प्रजाः सर्वास्ततो भरत उच्यते ॥ १ ॥

માર્કંડેય બોલ્યા : બૃહસ્પતિના પુત્ર શંયુનો પૌત્ર અને ઉર્જનો પુત્ર તે ભરત નામનો અગ્નિ ભારે નિયમો ધારણ કરવાથી જન્મ્યો હતો; તે તુષ્ટ થઈને પુષ્ટિ આપે છે, તેથી તેનું બીજું નામ પુષ્ટિમતિ છે. તે સર્વ પ્રજાઓનું ભરણપોષણ કરે છે, એટલે તેને ભરત કહેવામાં આવે છે.[૧] તપનો ત્રીજો પુત્ર જે શિવ નામે અગ્નિ છે, તે ચૈતન્યશક્તિની પૂજા (નિર્વિકલ્પ સમાધિ)માં તત્પર રહે છે. તે સર્વ દુઃખપીડિતોનું નિત્ય કલ્યાણ કરે છે, તેથી તે શિવ કહેવાય છે.[૨] તપ નામના અગ્નિનું તપનું મહાન ઐશ્વર્યફળ વધેલું જોઈને,

* આ સ્થાનમાં યજ્ઞધ્વંસ કરનારાઓને અસુર ન કહેતાં દેવ કહ્યા છે. શ્રીમદ્ ભાગવતના ત્રીજા સ્કંધના ૧૧મા અધ્યાયના ૨૭મા શ્લોકમાં અસુરાદિકોને પણ દેવસૃષ્ટિમાં જ ગણ્યા છે. શ્લોક આ પ્રમાણે છે:

देवसर्गश्चाष्टविधो विबुधा पितरोऽसुराः ।
गन्धर्वाप्सरस सिद्धा यक्षरक्षांसि चारणा ॥

બુદ્ધિમાન પુરંદર તે ફળ મેળવવાની ઇચ્છાથી તેનો પુત્ર થઈને જન્મ્યો હતો.[૩] તે તપને ઉષ્મા નામનો અગ્નિ ઉત્પન્ન થયો હતો. પ્રાણીઓમાં તે ઉષ્ણતારૂપે દેખાય છે. વળી તપને મનુ નામે જે અગ્નિ થયો હતો, તેણે પ્રજાપતિનું સ્થાન લીધું હતું.[૪] વેદમાં પારંગત થયેલા બ્રાહ્મણો કહે છે કે, તપને શંભુ નામે અગ્નિ ઉત્પન્ન થયો હતો. પ્રદીપ્ત અને મહાપ્રભાવાળો આવસથ્ય અગ્નિ પણ તપથી જ થયો હતો, એમ બ્રાહ્મણો કહે છે. આમ તપે બળ દેનારા, હવ્યને વહનારા, સોનાના જેવી પ્રભાવાળા અને યજ્ઞોમાં સોમભાગ પામનારા પાંચ પુત્રોને આ લોકમાં ઉત્પન્ન કર્યા.[૫,૬] હે મહાભાગ ! અસ્તકાલે જે સૂર્ય થાક લાગતાં અગ્નિરૂપ થાય છે અને જે ભયંકર અસુરોને તથા વિવિધ જાતના મનુષ્યોને ઉત્પન્ન કરે છે, તે સૂર્ય પણ તપથી જ ઉત્પન્ન થયો છે. તપના પ્રજાપતિપદને ધારણ કરનાર પુત્ર ભાનુને અંગિરાએ સર્જ્યો હતો. વેદપારંગત બ્રાહ્મણો તેને બૃહદ્ભાનુ કહે છે.[૭,૮] ભાનુને સુપ્રજા અને સૂર્યપુત્રી બૃહદ્ભાસા એ બે પત્નીઓ હતી. તે બંનેએ છ પુત્રોને જન્મ આપ્યા હતા. તેમની પ્રજોત્પત્તિ વિશે તમે સાંભળો. જે દુર્બળ પ્રાણીઓને બળ આપે છે, તેને બલદ અગ્નિ કહેવામાં આવે છે[૯,૧૦] અને તે ભાનુનો પ્રથમ પુત્ર છે. જે પ્રશાંત પ્રાણીઓમાં દારુણ મન્યુ(ક્રોધ)-રૂપે પ્રકટે છે, તે મન્યુમાન નામનો અગ્નિ ભાનુનો બીજો પુત્ર છે.[૧૧] પૂનમ અને અમાસના યાગમાં જેને અહીં આહુતિ અપાય છે, તે વિષ્ણુ નામનો અગ્નિ છે. તેને જ અહીં ધૃતિમાન અંગિરા પણ કહે છે. આ ત્રણ પુત્રો સુપ્રજાના છે.[૧૨] ઇંદ્રની સાથે જેને આગ્રયણ હવિ આપવામાં આવે છે, તે આગ્રયણ નામનો અગ્નિ છે અને તે ભાનુનો જ પુત્ર છે. જે ચાતુર્માસ્ય યાગમાં નિત્ય આપવાના હવિર્દ્રવ્યોનું ઉત્પત્તિસ્થાન છે, જે ગ્રહરહિત છે અને જે પોતાના ચાર પુત્રોની સાથે છે, તે વિશ્વદેવ અગ્નિ ભાનુનો પાંચમો પુત્ર છે. ભાનુનો છઠ્ઠો પુત્ર સ્તુભ નામનો છે.[૧૩,૧૪] એ ભાનુનું બીજું નામ મનુ છે. એ મનુને નિશા નામની એક ત્રીજી ભાર્યા હતી. નિશાએ અગ્નિ, સોમ તથા બીજા પાંચ અગ્નિઓ અને એક કન્યા—એમ આઠને જન્મ આપ્યો. ચાતુર્માસ્ય યાગમાં જે અગ્નિને પર્જન્યની સાથે ઉત્તમ હવિથી પૂજવામાં આવે છે, તે વૈશ્વાનર નામે શ્રીમાન અગ્નિ મનુના પાછલા પાંચમાંનો પ્રથમ પુત્ર છે. જે સમર્થ અગ્નિ આ સર્વ લોકનાં અન્નને પચાવે છે, તે વિશ્વપતિ નામનો મનુનો બીજો પુત્ર છે.[૧૫-૧૭] જેને અર્પણ કરવાથી હવિર્દ્રવ્ય ઉત્તમ રીતે અર્પાયેલું મનાય છે, તે સ્વિષ્ટકૃત નામનો પરમ અગ્નિ છે. તે જ અગ્નિ હિરણ્યકશિપુની રોહિણી નામની કન્યા થઈને કર્મના દોષ વડે ભાર્યાભાવ પામી હતી. વાસ્તવિક રીતે તો તે અગ્નિ જ છે, પ્રજાપતિ જ છે. આ રોહિણી મનુની કન્યા છે. જે અગ્નિ શરીરધારીઓના પ્રાણોને આશ્રયે રહીને દેહને પ્રવૃત્તિ કરાવે છે અને જે શબ્દસ્વરૂપના જ્ઞાનમાં સાધનરૂપ છે, તેનું નામ સંનિહિત છે. તે મનુનો ત્રીજો પુત્ર છે. જે દેવની ઉપાસનાથી શુક્લ અને કૃષ્ણ એ બે ગતિઓ મળે છે, જે હુતાશન અગ્નિને ધારણ કરે છે, જે શુદ્ધ હોવા છતાં કામ્યકર્મોને પ્રવર્તાવે છે, જે ક્રોધના આશ્રયમાં રહે છે અને જેને યતિઓ સદા પરમર્ષિ કપિલ કહે છે, તે સાંખ્યયોગનો પ્રવર્તક કપિલ નામનો અગ્નિ મનુનો ચોથો પુત્ર છે.[૧૮-૨૧] વૈશ્વદેવના અંતમાં, મનુષ્યયજ્ઞને માટે, મનુષ્યો જેને નિત્ય પહેલી આહુતિ આપે છે, તે વિચિત્ર કર્મોમાં રહેનારો અગ્નિ અગ્રણી કહેવાય છે. એ અગ્રણી મનુનો પાંચમો પુત્ર છે.[૨૨] વળી મનુએ દુષ્ટ થયેલા અગ્નિહોત્રના પ્રાયશ્ચિત્ત સારુ આ બીજા પૃથ્વીમાં પ્રસિદ્ધ એવા ભયંકર

અગ્નિઓ સર્જ્યા છે. જ્યારે અગ્નિહોત્રના અગ્નિઓ વાયુને લીધે એકબીજાને અડી જાય, ત્યારે શુચિ નામના અગ્નિને ઉદ્દેશીને અષ્ટાકપાલ (આઠ કપાલ ઉપર સંસ્કાર કરેલા) પુરોડાશથી ઇષ્ટિ કરવી.[૨૩,૨૪] જ્યારે દક્ષિણાગ્નિ બીજા બે અગ્નિઓને સ્પર્શી જાય, ત્યારે વીતિ નામના અગ્નિને ઉદ્દેશીને અષ્ટાકપાલ પુરોડાશથી ઇષ્ટિ કરવી.[૨૫] જ્યારે અગ્નિહોત્રશાળામાં રહેલા અગ્નિઓ દાવાનળ સાથે સ્પર્શ પામે, ત્યારે શુચિ અગ્નિને ઉદ્દેશીને અષ્ટાકપાલ પુરોડાશથી ઇષ્ટિ કરવી.[૨૬] જ્યારે કોઈ રજસ્વલા સ્ત્રી અગ્નિહોત્રના અગ્નિને અડકી પડે, ત્યારે વસુમાન નામના અગ્નિને ઉદ્દેશીને અષ્ટાકપાલ પુરોડાશથી ઇષ્ટિ કરવી.[૨૭] જ્યારે કોઈ ને કોઈના મરણસમાચાર સાંભળવામાં આવે અથવા પશુઓ મરણ પામવા માંડે, ત્યારે સુરભિમાન નામના અગ્નિને ઉદ્દેશીને અષ્ટાકપાલ પુરોડાશથી ઇષ્ટિ કરવી.[૨૮] જે દુઃખાતુર બ્રાહ્મણ ત્રણ રાત સુધી અગ્નિમાં હોમ આપે નહિ, તેણે ઉત્તરાગ્નિને ઉદ્દેશીને અષ્ટાકપાલ પુરોડાશથી ઇષ્ટિ કરવી. જેની દર્શેષ્ટિ અને પૌર્ણમાસેષ્ટિ વચ્ચે જ બંધ પડી જાય, તેણે પથિકૃત્ નામના અગ્નિને ઉદ્દેશીને અષ્ટાકપાલ પુરોડાશથી ઇષ્ટિ કરવી. જ્યારે સુવાવડનો અગ્નિ અગ્નિહોત્રના અગ્નિને સ્પર્શે, ત્યારે અગ્નિમાન નામના અગ્નિને ઉદ્દેશીને અષ્ટાકપાલ પુરોડાશથી ઇષ્ટિ કરવી.[૨૯-૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'આંગિરસોપાખ્યાન' નામનો અધ્યાય ૨૨૧ મો સમાપ્ત

## अध्याय २२२ मो

### અગ્નિવંશનું વર્ણન

॥ मार्कंडेय उवाच ॥

आपस्य मुदिता भार्या सहस्य परमा प्रिया।
भूपतिर्भुवर्भर्ता च जनयत्पावकं परम् ॥ १ ॥

માર્કંડેય બોલ્યા : જળમાં વસેલા સહ નામના અગ્નિને મુદિતા નામની પરમપ્રિય પત્ની હતી. ભૂર્લોકના પાલક અને ભુવર્લોકના ભર્તા તે સહે અદ્ભુત નામના અગ્નિને ઉત્પન્ન કર્યો હતો.[૧] તે અદ્ભુત અગ્નિ સર્વ ભૂતોનો પતિ છે, તેથી બ્રાહ્મણોની પરંપરામાં તેને આત્મા અને ભુવનભર્તા કહે છે.[૨] તે મહાતેજસ્વી અગ્નિ ભગવાન આ લોકમાં સર્વ મહાભૂતોનો પતિ છે અને તે સર્વ જગતમાં નિત્ય વિચરે છે. એ જ અગ્નિ ગૃહપતિ નામથી નિત્ય યજ્ઞોમાં પૂજાય છે અને એ અગ્નિ આ લોકમાં હોમેલી સર્વ આહુતિઓ દેવોને પહોંચાડે છે.[૩,૪] મહાભાગ્યશાળી તથા ત્રણે લોકનો સંહારકારી તે મહા અદ્ભુત અગ્નિ જળનિવાસી સહનો પુત્ર છે અને તે ભૂપતિ, ભુવનભર્તા તથા મહત્પતિ કહેવાય છે.[૫] તે અદ્ભુતને ભરત નામનો અગ્નિપુત્ર થયો; તે મરેલાં પ્રાણીઓને બાળે છે. અગ્નિષ્ટોમમાં શ્રેષ્ઠ યજ્ઞસાધનરૂપ જે નિયત અગ્નિ છે, તે ભરતનો પુત્ર છે. હવે પ્રથમના સહ નામના સમર્થ અગ્નિને દેવો નિત્ય ખોળતા હતા. નિયતને આવતો જોઈને તે સહ ભયનો માર્યો સાગરમાં પેસી ગયો હતો. દેવો સર્વ દિશાઓમાં શોધતા શોધતા ત્યાં સાગરમાં પણ પહોંચી ગયા. તે વખતે તે અગ્નિએ અથર્વાને જોઈને તેને આ વચન કહ્યાં : 'હે વીર! તમે દેવોના હવ્યોને પહોંચાડો; હું તો અત્યંત દુર્બળ થઈ ગયો છું. તમે પિંગટ નેત્રવાળા અગ્નિનું રૂપ ધારણ કરો. તમે મારું આટલું પ્રિય કરો.'[૬-૯] તે અગ્નિ અથર્વાને આ પ્રમાણે કાર્ય સોંપીને બીજે ઠેકાણે ચાલ્યો ગયો, પણ મત્સ્યોએ તેનું સ્થાન કહી દીધું. આથી ક્રોધમાં આવીને તે અગ્નિએ તે માછલાંને કહ્યું : 'તમને શરીરધારીઓ અનેક પ્રકારે ખાશે.'[૧૦] વળી એ અગ્નિએ અથર્વાને પણ પહેલાંની જેમ જ કહ્યું. તે અથર્વાંગિરાએ દેવોના કહેવાથી તે અગ્નિને ઘણો ઘણો સમજાવ્યો, પણ તેણે હવ્ય પહોંચાડ-

વાની ઇચ્છા કરી નહિ. તેણે તો અગ્નિદેહ રાખવાનું પણ ન ઇચ્છયું ને તેણે શરીર સુદ્ધાં ત્યજી દીધું. આ પ્રમાણે શરીર ત્યજીને તે તરત જ પૃથ્વીમાં પેસી ગયો. ત્યાં ભૂમિનો સ્પર્શ કરીને તેણે ભાતભાતની અનેક ધાતુઓ ઉત્પન્ન કરી.[૧૧-૧૩] તેણે પોતાના પરુથી તેજ અને ગંધ કર્યાં, હાડકાંથી દેવદારુ કર્યો, કફથી સ્ફટિક કર્યો, પિત્તથી મરકતમણિ બનાવ્યો અને યકૃતથી કાળું લોઢું ઉત્પન્ન કર્યું. કાષ્ઠ, પાષાણ અને લોહ એ ત્રણથી સર્વ પ્રજાઓ સુખ પામે છે. તેના નખથી અભ્રક અને તેની શિરાઓની જાળથી પરવાળાં બન્યાં. તેના શરીરથી બીજી વિવિધ ધાતુઓ થઈ. હે રાજન્! આ પ્રમાણે શરીરનો ત્યાગ કરીને તે પરમ તપમાં બેઠો.[૧૪-૧૬] ભૃગુ અને અંગિરા વગેરે ઋષિઓએ તપોબળથી તેને ફરી ઉઠાડ્યો, ત્યારે તપથી સમૃદ્ધ થયેલો તે તેજસ્વી અગ્નિ અત્યંત ઝળહળી રહ્યો હતો.[૧૭] પણ અંગિરા ઋષિને જોઈ ને તે ભયને લીધે ફરી મહાસાગરમાં પેસી ગયો. આ પ્રમાણે તે નાસી ગયો, ત્યારે જગત ભયભીત થઈ ગયું અને અથર્વાંગિરાને આશ્રયે ગયું. દેવાદિ લોકોએ અથર્વાનું પૂજન કર્યું.[૧૮] પછી અથર્વાએ પોતે લોકસૃષ્ટિ કરી અને સર્વ ભૂતોના દેખતાં મહાસમુદ્રને વલોવીને અગ્નિને શોધી કાઢ્યો. આ પ્રમાણે પૂર્વે અગ્નિ નાસી ગયો હતો અને ભગવાન અથર્વાએ તેને ફરી તેડી આણ્યો હતો. ત્યારથી તે અગ્નિ સર્વ પ્રાણીઓએ હોમેલા હવ્યને સદૈવ દેવોને પહોંચાડે છે.[૧૯,૨૦] આ પ્રમાણે (અગ્નિથી અંગિરા, તેનાથી બૃહસ્પતિ અને તેનાથી શંયુ ઇત્યાદિ ક્રમથી) તેણે હવ્યદાનને માટે અનેક વેદોક્ત દેવરૂપ સ્થાનો ઉત્પન્ન કર્યાં. પછી તે અગ્નિ વિવિધ દેશોમાં વિચરતો રહી, ઠામેઠામ ઘૂમવા લાગ્યો.[૨૧] હે ભારત! સિંધુનદ, પંચનદ, દેવિકા, સરસ્વતી, ગંગા, શકુંતલા, સરયૂ, ગંડકી, ચર્મણ્વતી, મહી, મેધ્યા, મેધાતિથિ, તામ્રવતી, વેત્રવતી, કૌશિકી, તમસા, નર્મદા, ગોદાવરી, વેણા; ઉપવેણા, ભીમા, વડવા, ભારતી, સુપ્રયોગા, કાવેરી, મુર્મરા, તુંગવેણા, કૃષ્ણવેણા, કપિલા અને શોણ એ સર્વ નદીઓ તે દેવોની માતાઓ કહેવાઈ છે.[૨૨-૨૬] અદ્ભુત અગ્નિને પ્રિયા નામની ભાર્યા હતી અને તેનો વિભુ નામનો પુત્ર હતો. જેટલા અગ્નિઓ કહ્યા છે, તેટલા સોમયાગો છે.[૨૭] અત્રિના વંશમાં પણ બ્રહ્માની માનસ સંતતિ થઈ છે. અત્રિએ પુત્રોને સર્જવાની ઇચ્છા કરીને તે અગ્નિઓનું મનમાં ધ્યાન ધર્યું, એટલે અગ્નિઓ તે બ્રાહ્મણની કાયામાંથી પુત્રરૂપે બહાર આવ્યા. આમ તે શ્રીમાન, અપ્રમેય, મહાત્મા અને અંધકારનાશન અગ્નિઓ કેવી રીતે ઉત્પન્ન થયા, તે મેં તમને કહ્યું. વેદોમાં જેવું અદ્ભુત અગ્નિનું માહાત્મ્ય વર્ણવામાં આવ્યું છે, તેવું માહાત્મ્ય તમે સર્વ અગ્નિઓનું જાણો. એ સર્વમાં એક જ પ્રથમ અગ્નિ છે. તે ભગવાન અંગિરાને જ શ્રેષ્ઠ અને પ્રથમ અગ્નિ જાણવા. જ્યોતિષ્ટોમ યજ્ઞની જેમ તે પોતાની કાયામાંથી અનેક રૂપે પ્રકટ્યા છે. આ મેં તમને અગ્નિઓના અતિ મહાન વંશ વિશે કહ્યું. તે અગ્નિ વિવિધ મંત્રોથી પૂજન પામે છે અને લોકોએ આપેલું હવ્ય દેવોને પહોંચાડે છે.[૨૮-૩૨]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'અંગિરાનું ઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૨૨ મો સમાપ્ત

## अध्याय २२३ मों

### કાર્તિકેયની જન્મકથા અને કેશી દૈત્યનો પરાજય

॥ मार्कंडेय उवाच ॥

अग्नीनां विविधा वंशाः कीर्तितास्ते मयाऽनघ।
शृणु जन्म तु कौरव्य कार्तिकेयस्य धीमतः ॥१॥

માર્કંડેય બોલ્યા : હે નિષ્પાપ! મેં તમને અગ્નિઓના વિવિધ વંશો વિશે કહ્યું છે. હવે હે

કૌરવ્ય! તમે બુદ્ધિમાન કાર્તિકેયની જન્મકથા સાંભળો. અદ્ભુત અગ્નિને બ્રહ્મર્ષિઓની ભાર્યાઓથી એક પુત્ર થયો હતો. તે પરમ તેજસ્વી, બ્રાહ્મણભક્ત અને કીર્તિ વધારનારો હતો. હું તે સંબંધી તમને કહું છું.[૧,૨] પૂર્વે દેવો અને અસુરો સજ્જ થઈને એકબીજાનો નાશ કરવા યુદ્ધ કરતા હતા. તેમાં ભયંકર રૂપવાળા દાનવો દેવો ઉપર સદૈવ વિજય મેળવતા હતા.[૩] જ્યારે દાનવો ઇંદ્રની સેનાનો સખત ઘાણ કાઢી રહ્યા હતા, તે વખતે એ જોઈને ઇંદ્ર સેનાને માટે નાયક મેળવવાની ભારે ચિંતામાં પડી ગયો.' દાનવોએ દેવસેનાને ભાંગી નાખી છે, એ જોઈને તે મહાબળવાન વિચારવા લાગ્યો : 'પોતાના પરાક્રમ ઉપર પગભર રહીને દેવસેનાનું રક્ષણ કરી શકે એવા પુરુષને મારે ખોળી કાઢવો જોઈએ.[૪] આ વિશે અત્યંત વિચાર કરતો કરતો તે માનસ પર્વત ઉપર ગયો. તેવામાં તેણે ત્યાં કોઈ સ્ત્રીનો આ ભયકારી આર્તનાદ સાંભળ્યો :[૬] 'અરે! કોઈ પુરુષ દોડો! મને બચાવો! મારે માટે પતિ બતાવો! અથવા તે પોતે જ મારો પતિ થાઓ![૭] ઇંદ્રે તેને કહ્યું : 'તું બીશ નહિ; તારે ભયનું કારણ નથી.' તેણે આ પ્રમાણે કહ્યું. એ પછી તેણે સામે ઊભેલા કેશી દૈત્યને જોયો. તે દૈત્યે મુગટ પહેર્યો હતો અને હાથમાં ગદા રાખી હતી. ધાતુવાળા પર્વતની જેમ તે અચળ ઊભો હતો. ઇંદ્રે તે કન્યાનો હાથ ઝાલી લીધો અને એ દૈત્યને આ પ્રમાણે કહ્યું; 'હે નીચ કર્મ કરનારા! તું કેમ આ કન્યાને હરી જવા ઇચ્છે છે? તું મને વજ્રધારી ઇંદ્ર જાણ, તું એને સંતાપવાનું મૂકી દે.' કેશી બોલ્યો : 'હે શક્ર! તું જ આ કન્યાને છોડી દે. મેં એને મેળવવાની ઇચ્છા રાખી છે. હે પાકદૈત્યને સજા કરનારા! આ પ્રમાણે કરશે તો જ તું તારા નગરમાં જીવતો જઈ શકશે.' આ પ્રમાણે કહીને કેશીએ ઇંદ્રને મારવા માટે ગદા ફેંકી. તે આવતી ગદાને ઇંદ્રે વજ્રથી વચ્ચે જ ચીરી નાખી.[૮–૧૨] હવે કેશીએ ક્રોધમાં આવીને ઇંદ્ર ઉપર પર્વતશિખર ફેંક્યું. હે રાજન્! તે શૈલશિખરને પડતું જોઈને ઇંદ્રે તેને વજ્ર મારીને ભેદી નાખ્યું. આથી તે ભૂમિ ઉપર ઢળી પડ્યું. આ પ્રમાણે તે શિખર પડ્યું, ત્યારે કેશીને ચોટ લાગી. અત્યંત પીડા પામેલો તે કેશી એ મહાભાગ્યવતી કન્યાને છોડીને દોટ મૂકીને નાઠો. આ રીતે તે અસુર નાસી ગયો, ત્યારે ઇંદ્રે તે કન્યાને કહ્યું : 'હે સુંદર મુખવાળી! તું કોણ છે? તું કોની પુત્રી છે? તું અહીં શું કરે છે?[૧૩–૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેય-સમાસ્યાપર્વમાં 'સ્કન્દોત્પત્તિમાં કેશીપરાભવ' નામનો અધ્યાય ૨૨૩ મો સમાપ્ત

## અધ્યાય ૨૨૪મો
### દેવસેનાનો સ્વામી

॥ कन्योवाच ॥

अहं प्रजापतेः कन्या देवसेनेति विश्रुता।
भगिनी मे दैत्यसेना सा पूर्वं केशिना हृता ॥ १ ॥

કન્યા બોલી : હું પ્રજાપતિની કન્યા છું. હું દેવસેના નામે પ્રસિદ્ધ છું. મારે દૈત્યસેના નામે બહેન છે. પૂર્વે કેશી દૈત્ય તેને હરી ગયો છે.[૧] અમે બંને બહેનો, પ્રજાપતિની રજા લઈને સખીઓની સાથે અહીં માનસ પર્વત ઉપર નિત્ય રમવા આવીએ છીએ.[૨] મહાન અસુર કેશી નિત્ય અમને બેને હરી જવા ઇચ્છે છે. હે પાક દૈત્યને સજા કરનારા! દૈત્યસેના એ અસુરને ઇચ્છે છે, પણ હું એને ઇચ્છતી નથી. આથી હે ભગવન્! તે દૈત્યસેનાને હરી ગયો છે અને હું તમારા સામર્થ્યથી છુટકારો પામી છું. હે દેવેંદ્ર! તમે બતાવો એવા દુર્જય પતિને હું પામવા ઇચ્છું છું.[૩,૪]

ઇંદ્ર બોલ્યો : તું મારી મસિયાઈ બહેન છે. મારી માતા અદિતિ દક્ષ પ્રજાપતિની દીકરી છે. તું પોતે તારું બળ કહે, એમ હું ઇચ્છું છું.[૫]

કન્યા બોલી : હે મહાબાહુ ! હું તો અબળા છું, પણ પિતાના વરદાનથી મારા પતિ બળવાન હશે, સુરો અને અસુરો તેમને નમતા હશે.[૬]

ઇંદ્ર બોલ્યો : હે દેવી ! તારા પતિનું બળ કેવું હશે ? હે નિર્દોષ ! આ હું તારા મોંએ સાંભળવા ઇચ્છું છું.[૭]

કન્યા બોલી : દેવો, દાનવો, યક્ષો, કિન્નરો, સર્પો, રાક્ષસો અને દુષ્ટ દૈત્યોનો જે વિજેતા થશે, તેમ જ સર્વ ભૂતોને જે તમારી સાથે રહીને જીતશે, તે મહાવીર્યવાન અને મહાબળવાન તથા બ્રાહ્મણહિતકારી અને કીર્તિ વધારનાર મારો સ્વામી થશે.

માર્કંડેય બોલ્યા : તેનાં આ વચન સાંભળીને ઇંદ્ર દુઃખી થયો અને પુષ્કળ ચિંતા કરવા લાગ્યો. આ દેવી જેવો પતિ કહે છે, તેવો તો કોઈ છે જ નહિ.[૮-૧૦] આ વખતે સૂર્ય સમાન તેજસ્વી ઇંદ્રે ઉદય પામતા સૂર્યને તથા સૂર્યમાં પ્રવેશ કરતા મહાભાગ્યશાળી ચંદ્રને જોયા. ત્યારે અમાવાસ્યા ચાલતી હતી અને રૌદ્ર મુહૂર્ત હતું. તેવે સમયે તેણે ઉદયગિરિ ઉપર દેવો અને દાનવોનો સંગ્રામ ચાલતો જોયો. વળી ભગવાન શતક્રતુએ પૂર્વ સંધ્યાને રક્તવર્ણા વાદળોથી છવાઈ ગયેલી દીઠી તેમ જ સમુદ્રને લાલ પાણીથી ભરેલો જોયો.[૧૧-૧૩] ત્યારે ભૃગુ તથા અંગિરાના વંશજ ઋષિઓએ વિવિધ મંત્રોપૂર્વક હોમેલાં હવ્યને લઈને અગ્નિ સૂર્યમાં પ્રવેશતો હતો, એ તેણે જોયું.[૧૪] વળી ઇંદ્રે જાણ્યું કે, અત્યારે સૂર્ય ચોવીસમા પર્વમાં એટલે કે વર્ષની છેવટની અમાસમાં હોઈને પાપસ્થાનમાં છે અને સૂર્યમાં પ્રવેશેલો તે ચંદ્ર પણ ક્રૂર છે.[૧૫] આમ સૂર્ય અને ચંદ્રની એકતા જોઈને તથા તે ભયંકર સંયોગ જોઈને ઇંદ્ર વિચાર કરવા લાગ્યો : 'સૂર્ય અને ચંદ્રની આસપાસ ભયંકર કૂંડાળું દેખાય છે, એ આ રાતને અંતે મહાયુદ્ધ થશે તેનું સૂચન કરે છે.[૧૬,૧૭] આ સિંધુ નદી સુદ્ધાં પુષ્કળ લોહી વહી રહી છે અને તેનું વહેણ અવળું ચાલી રહ્યું છે. આગ ઓકતી શિયાળવી સૂર્યની સામે મોં રાખીને કારમું રડી રહી છે.[૧૮] આ સંયોગ મહાભયંકર છે. વળી સોમનો સૂર્ય તથા અગ્નિ સાથેનો આ સમાગમ અદ્ભુત અને તેજોમય છે.[૧૯] ચંદ્ર જે પુત્રને ઉત્પન્ન કરશે, તે આ દેવીનો પતિ થઈ શકે. વળી અગ્નિ દેવ છે અને એ સર્વ ગુણોવાળા છે, એટલે એ અગ્નિ જો પુત્ર ઉત્પન્ન કરે, તો તે પણ આ દેવીનો પતિ થઈ શકે.' આ પ્રમાણે વિચાર કરીને શચીપતિ ઇંદ્ર તે વખતે તે દેવસેનાને લઈને બ્રહ્મલોકમાં ગયો. ત્યાં તેણે પિતામહ બ્રહ્માને કહ્યું : 'તમે આ દેવીને શૂર અને સદ્ગુણી પતિ બતાવો.'

બ્રહ્મા બોલ્યા : 'હે દાનવોનો નાશ કરનારા ! મેં એ કાર્યનો વિચાર કરી જ રાખ્યો છે. તારી ઇચ્છા પ્રમાણે તે બાળક બળવાન અને મહાપરાક્રમી થશે. હે ઇંદ્ર ! તારી સાથે તે સેનાપતિ થશે. વળી તે વીર્યવાન આ દેવીનો પતિ થશે.'[૨૦-૨૪] બ્રહ્માનાં એ વચન સાંભળીને દેવરાજે તેમને નમસ્કાર કર્યો. પછી તે કન્યાને સાથે લઈને ત્યાંથી નીકળ્યા અને જ્યાં વસિષ્ઠ આદિ મુખ્ય મહાસમર્થ વિપ્રેંદ્રો તથા દેવર્ષિઓ હતા, ત્યાં યજ્ઞમાં સોમનું પાન કરવા તથા તપનો ભાગ મેળવવા ચાલ્યા.[૨૫,૨૬] ઇંદ્ર આદિ દેવો ત્યાં સોમપાન કરવાની ઇચ્છાથી ભેગા થયા હતા. ત્યાં વિધિ અનુસાર ઇષ્ટિ કરીને તે મહાત્મા ઋષિઓ પ્રદીપ્ત હુતાશનમાં સર્વ દેવોને ઉદ્દેશીને હવ્ય હોમવા લાગ્યા. તેમણે અગ્નિનું આવાહન કર્યું, એટલે તે અદ્ભુત અગ્નિ સૂર્યમંડલમાંથી બહાર નીકળ્યો. સંયમભરી વાણીવાળો તે સમર્થ અગ્નિ ત્યાં વિધિ-

પૂર્વક આવ્યો અને આહવનીય અગ્નિમાં ભળી ગયો. ત્યાં તે હુતાશને બ્રાહ્મણોએ મંત્રપૂર્વક હોમેલાં વિવિધ હવ્યોને સ્વીકાર્યાં. હે ભરતશ્રેષ્ઠ! ઋષિઓ તરફથી અર્પણ કરવામાં આવેલું તે હુતદ્રવ્ય તેણે દેવોને આપ્યું.[૨૭-૩૦] તે ત્યાંથી જવા નીકળ્યો, ત્યારે તેણે પોતપોતાનાં આસન ઉપર બેઠેલી તે મહાત્માઓની પત્નીઓને નિરાંતે ઊંઘતી જોઈ. તે સર્વ ઋષિપત્નીઓ સુવર્ણ વેદીના જેવી ઉજ્જ્વળ હતી, ચંદ્રલેખા જેવી નિર્મળ હતી, અગ્નિની શિખા જેવી તેજસ્વી હતી અને તારાઓ જેવી આશ્ચર્યકારક હતી.[૩૧,૩૨] એ બ્રાહ્મણપત્નીઓને જોઈને તે વહ્નિ મનથી તેમનામાં આસક્ત થઈ ગયો. તેની ઇંદ્રિયો વ્યાકુળ થઈ ગઈ અને તે કામને વશ થઈ ગયો.[૩૩] તેને વારંવાર વિચાર આવ્યા: 'આ હું ક્ષોભ પામ્યો છું તે બરાબર નથી. કેમ કે હું દ્વિજેંદ્રોની એ સાધ્વી અને કામરહિત પત્નીઓની કામના કરું છું; હું તેમને વગરનિમિત્તે જોઈ કે અડી શકું એમ પણ નથી. આથી ગાર્હપત્ય અગ્નિમાં પ્રવેશીને હું તેમને જોયા કરીશ.'[૩૪,૩૫]

માર્કંડેય બોલ્યા : આમ ગાર્હપત્ય અગ્નિમાં રહીને તે પોતાની કાંચનવર્ણી જ્વાળાઓથી સર્વ સ્ત્રીઓનો સ્પર્શ કરતો રહ્યો અને તેમને જોઈ જોઈને આનંદ પામવા લાગ્યો.[૩૬] આ રીતે શ્રેષ્ઠ સુંદરીઓની કામના કરતો અને પરવશ થયેલો તે અગ્નિ સ્ત્રીઓમાં મન રાખીને ત્યાં લાંબા વખત સુધી રહ્યો; છતાં તેને એ બ્રાહ્મણસ્ત્રીઓ મળી નહિ. આથી એ અગ્નિનું હૃદય કામથી ભડભડવા લાગ્યું. તેણે દેહ ઓગાળી નાખવાનો નિશ્ચય કર્યો અને તે વનમાં ચાલ્યો ગયો.[૩૭,૩૮] તે વખતે દક્ષપુત્રી સ્વાહા એ અગ્નિને પ્રથમથી ચાહતી હતી. તે ભાવભરી સ્વાહા લાંબા વખતથી તેને મળવાનો લાગ શોધતી હતી, પણ તે અનિંદિતાને અગ્નિદેવ સાવધ હોવાથી એવી તક મળી નહોતી. કામથી સંતાપ પામીને એ વહ્નિ વનમાં ચાલ્યો ગયો છે એવું એણે બરાબર સાંભળ્યું, ત્યારે તે કલ્યાણી આ પ્રમાણે તત્ત્વપૂર્વક વિચારવા લાગી: 'કામથી પીડાઈ રહેલી હું સપ્તર્ષિઓની પત્નીઓનાં રૂપ લઈશ અને તેમના રૂપમાં મોહિત થયેલા એ અગ્નિને કામભોગ કરાવીશ. આ પ્રમાણે કરવાથી અગ્નિને પ્રીતિ થશે અને મને કામપ્રાપ્તિ થશે.'[૩૯-૪૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'આંગિરસઉપાખ્યાનમાં સ્કંદોત્પત્તિ' નામનો અધ્યાય ૨૨૪મો સમાપ્ત

## अध्याय २२५मो

### સ્વાહાથી કાર્તિકેયની ઉત્પત્તિ

॥ मार्कंडेय उवाच ॥

**शिवा भार्या त्वंगिरसः शीलरूपगुणान्विता।**
**तस्याः सा प्रथमं रूपं कृत्वा देवी जनाधिप ॥ १**

માર્કંડેય બોલ્યા : હે જનનાથ! તે સ્વાહાદેવીએ પ્રથમ અંગિરાની શીલવતી, ગુણવતી અને રૂપવતી પત્ની શિવાનું રૂપ લીધું. તે શ્રેષ્ઠ સુંદરી અગ્નિની પાસે ગઈ અને તેને આ પ્રમાણે કહેવા લાગી: 'હે અગ્નિ! હું કામથી બળી રહી છું. તમે મારો સ્વીકાર કરો.[૧,૨] તમે જો આ પ્રમાણે નહિ કરો, તો મને મરેલી જ જાણશો. હે હુતાશન! હું અંગિરાની શિવા નામની ભાર્યા છું. સૌ ઋષિપત્નીઓએ મંત્રણાપૂર્વક નિશ્ચય કરીને મને મોકલી છે, આથી હું અહીં આવી છું.'[૩] અગ્નિ બોલ્યો : 'હું કામાતુર થયો છું, તે તેં કેવી રીતે જાણ્યું? વળી તેં જે સપ્તર્ષિઓની બીજી પ્રિય સ્ત્રીઓ વિશે કહ્યું છે, તે સૌ ક્યાંથી આ જાણવા પામી?'[૧૪]

શિવા બોલી : તમે અમને નિત્ય પ્રિય છો, પણ અમને તમારો ભય લાગે છે. તમારા

હાવભાવ ઉપરથી તમારું મન જાણી લઈને તેમણે મને તમારી પાસે મોકલી છે.[5] હું અહીં સમાગમ માટે આવી છું, તો તમે જાગેલી કામવાસનાને ઝટ સંતોષો. હે હુતાશન! ઋષિકુળની સ્ત્રીઓ મારી વાટ જુએ છે, એટલે મારે ત્યાં પહોંચી જવું જોઈશે.[6]

માર્કંડેય બોલ્યા: પછી અગ્નિએ પ્રીતિ અને આનંદ પામીને તે શિવાનો સ્વીકાર કર્યો. આ પ્રમાણે સ્વાહાદેવી અગ્નિ સાથે પ્રીતિપૂર્વક સમાગમ પામી; તેણે અગ્નિનું વીર્ય હાથમાં લઈ લીધું.[7] તે વિચારવા લાગી: 'જેઓ વનમાં મને આ રૂપમાં જોશે, તેઓ અગ્નિ સાથે સંગ કર્યા બદલ બ્રાહ્મણસ્ત્રીઓ ઉપર ખોટો દોષ ઢોળશે.[8] આથી આ વાતને ગુપ્ત રાખવા માટે હું ગરુડી થઈશ. આ રીતે મારાથી આ વનમાંથી સુખેથી બહાર નીકળી જવાશે.'[9]

માર્કંડેય બોલ્યા: આ પ્રમાણે ગરુડી થઈને તે સ્વાહા મહાવનની બહાર નીકળી ગઈ. ત્યાં તેણે શરઘાસનાં ગુચ્છોથી ગાઢ ઢંકાયેલો શ્વેત પર્વત જોયો. તેને ઝેરી નજરવાળા અને સાત ફણાવાળા અદ્દભુત ફણીનરો રક્ષી રહ્યા હતા. રાક્ષસો, પિશાચો, ભયંકર ભૂતગણો અને રાક્ષસીઓથી તેમજ અનેક પશુપંખીઓથી તે ભરેલો હતો. તે સ્વાહાદેવી એકદમ એ પર્વતની અતિવિકટ પીઠ ઉપર ગઈ. ત્યાં તે શુભાએ એક સુવર્ણકુંડમાં તે વીર્યને ઝટઝટ નાખી દીધું. આમ સપ્તર્ષિ મહાત્માઓની સાતે પત્નીનાં રૂપ લઈને તે દેવીએ અગ્નિ સાથે સંગ કરવા ઇચ્છયું, પણ અરુંધતીના તપના પ્રભાવથી તેમજ તેની પતિભક્તિને લીધે, એ તેનું દિવ્ય રૂપ લઈ શકી નહિ. આથી હે કુરુશ્રેષ્ઠ! તે કામિની સ્વાહાએ છ ઋષિપત્નીઓનાં રૂપ લઈને અગ્નિનો સમાગમ કર્યો અને છ વાર પડવાને દિવસે અગ્નિનું તે વીર્ય પેલા કુંડમાં નાખ્યું. આ પ્રમાણે કુંડમાં નાખવામાં આવેલા અને તેજથી વીંટળાયેલા તે વીર્યથી એક પુત્ર જન્મ પામ્યો. ત્યારથી ઋષિઓએ પૂજેલું તે સ્કન્ન (પડેલું) વીર્ય સ્કન્દપણાને પામ્યું, એટલે કે તે પુત્રનું નામ સ્કંદ પડયું. તે કુમારને છ મસ્તક હતાં, બાર કાન હતા, બાર નયન હતાં, બાર ભુજ હતા, એક ડોક હતી અને એક ઉદર હતું. બીજને દિવસે તે પિંડરૂપે જણાયો અને ત્રીજને દહાડે તે બાળકરૂપે શોભી ઊઠ્યો. ચોથને દિવસે તે ગુહ સર્વ અવયવોવાળો થયો. વીજળી સાથેના રક્તવર્ણા મહાઅભ્રથી વીંટળાયેલો તે કુમાર, ત્યારે લાલ રંગવાળા અતિમહાન અભ્રમાં ઉદય પામેલા સૂર્યની જેમ શોભી રહ્યો હતો. જન્મતાં વાર જ તે કુમારે પ્રચંડ ધનુષ્ય પકડી લીધું. તે ધનુષ્ય રૂંવાડાં ખડાં કરી દે એવું હતું, તે દેવોના શત્રુઓનો નાશ કરનારું હતું અને તે ત્રિપુરવિનાશન શિવજીએ મૂક્યું હતું. તે શ્રેષ્ઠ ધનુષ્યને લઈને એ બળવાન કુમારે ગર્જના કરવા માંડી. જાણે એ ગર્જનાથી તે આ સચરાચર ત્રૈલોક્યને મૂર્ચ્છિત કરવા લાગ્યો ન હોય! મોટાં મોટાં વાદળોના સમૂહોના ગડગડાટ જેવી તે ગર્જના સાંભળીને ચિત્ર અને ઐરાવત એ બે મહા હાથીઓ ત્યાં કૂદી આવ્યા. તેમને બન્નેને આમ કૂદી આવતા જોઈને સૂર્યના જેવી કાંતિવાળા તે કુમારે તેમને બે હાથે પકડી લીધા. બીજા એક હાથથી તેણે શક્તિ લીધી. વળી તે અગ્નિકુમારે બીજા એક હાથથી મહા શરીરવાળા મહાબળવાન અને લાલ કલગીવાળા પાસે આવેલા કૂકડાને પકડી લીધો. પછી તે મહાબાહુએ ભયંકર ત્રાડ પાડી અને તે કૂકડા સાથે રમવા માંડ્યું. પછી તે બળવાને બે હાથે એક ઉત્તમ શંખ લીધો. બળશાળી પ્રાણીઓને પણ થથરાવી મૂકે એવા તે શંખને તેણે જોરથી ફૂંક્યો. હવે તેણે બે હાથોથી આકાશમાં મુક્કા પ્રહારો કરવા માંડ્યા. આ

પ્રમાણે ક્રીડા કરતો તે મહાસેન અણે પોતાનાં વદનોથી ત્રણે લોકને પી રહ્યો હતો! તે પર્વતના શિખર ઉપર બેઠેલો તે અમાપ બળવાન અદ્ભુત પરાક્રમી ઉદયગિરિના શિખર ઉપર રહેલા સૂર્યની જેમ શોભી રહ્યો હતો. અતુલ મનોબળવાળો તે કુમાર પોતાનાં અનેક પ્રકારનાં મુખોથી દિશાઓને જોતો હતો, વિવિધ વસ્તુઓને જોઈને તે વારંવાર ગર્જના કરતો હતો.[૧૦-૨૯] તેની તે ગર્જના સાંભળીને અનેકાનેક માણસો ગબડી પડ્યાં, ભયભીત થયાં અને વ્યાકુળ ચિત્તવાળાં થઈ ગયાં, તેઓ તે કુમારને જ શરણે આવ્યાં.[૩૦] આ પ્રમાણે જે જાતજાતનાં મનુષ્યો તે દેવને આશ્રયે ગયાં હતાં, તેમને બ્રાહ્મણો એ સ્કંધ દેવના મહાબળવાન પાર્ષદો કહે છે.[૩૧] તે મહાબાહુએ એ માણસોને ઉઠાડ્યાં તથા તેમને સાંત્વન આપ્યું. પછી તેણે ધનુષ્ય ચઢાવીને શ્વેતગિરિ ઉપર બાણો છોડવા માંડ્યાં.[૩૨] વળી તેણે હિમાલયના પુત્ર ક્રૌંચ પર્વતને બાણોથી વીંધી નાખ્યો, તેથી હંસો અને ગીધો ત્યાંથી મેરુ પર્વત ઉપર ઊડી ગયાં. આ પ્રમાણે બાણથી વીંધાયેલો તે પર્વત અત્યંત કરુણ કિકિયારી પાડતો પાડતો નીચે ગબડી પડ્યો. તે નીચે ગબડી આવ્યો, ત્યારે બીજા પર્વતો પણ કારમી ચીસ પાડવા લાગ્યા.[૩૩,૩૪] તે દુઃખાતુરોની આવી ભયંકર ચિચિયારી સાંભળતાં છતાં એ શ્રેષ્ઠ બળવાન જરા પણ ન ડગ્યો. એ અમાપ મનોબળવાળાએ તો શક્તિ ઉગામીને ગર્જના કરવા માંડી.[૩૫] તે વખતે તે મહાત્માએ પેલી નિર્મળ શક્તિને ફેંકી અને એકદમ શ્વેતગિરિનું ઘોર શિખર ભેદી નાખ્યું.[૩૬] આ પ્રમાણે તે કુમારના પ્રહારથી શ્વેતગિરિ ચિરાઈ ગયો અને એ મહાત્માથી ભયભીત થઈને તે બીજા પર્વતો સાથે પૃથ્વીને છોડીને આકાશમાં ઊડવા લાગ્યો.[૩૭] આથી પૃથ્વી પણ ભારે પીડા પામી અને તે ચારે તરફથી ફાટવા લાગી. આમ દીન થઈ ગયેલી તે સ્કંદની પાસે ગઈ, એટલે તે ફરીથી બળવતી થઈ શોભવા લાગી. પછી પર્વતો પણ એને જ નમસ્કાર કરીને પૃથ્વી ઉપર બેસી ગયા. ત્યારથી લોકો શુક્લપક્ષની પાંચમે તે સ્કંદદેવની પૂજા કરે છે.[૩૮,૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'આંગિરસ ઉપાખ્યાનમાં કુમારોત્પત્તિ' નામનો અધ્યાય ૨૨૫મો સમાપ્ત

## अध्याय २२६मो

### સ્કંધની કથા

॥ मार्कंडेय उवाच ॥

तस्मिन् जाते महासत्त्वे महासेने महाबले ।
समुत्तस्थुर्महोत्पाता घोररूपाः पृथग्विधाः ॥ १ ॥

માર્કંડેય બોલ્યા : મહાસત્ત્વશાળી અને મહાબળવાન એવા તે મહાસેન જન્મ પામ્યા, ત્યારે જાતજાતના મહાન અને ભયંકર ઉત્પાતો થવા લાગ્યા હતા.[૧] સ્ત્રીઓ અને પુરુષોમાં પરસ્પર વેર થવા લાગ્યાં અને સર્વ પદાર્થો વિપરીત ગુણવાળા થવા લાગ્યા (એટલે કે ઠંડી વસ્તુઓ ગરમ દેખાવા લાગી અને ગરમ વસ્તુઓ ઠંડી જણાવા લાગી). ત્યારે ગ્રહો, દિશાઓ અને આકાશ સળગી રહ્યાં અને પૃથ્વી ભારે ચિચિયારીઓ પાડવા લાગી.[૨] આ પ્રમાણે ચારે બાજુ મહાઘોર ઉત્પાતો જોઈ ને ઋષિઓ ઉદ્વેગ પામ્યા. તે લોકરક્ષકો લોકોને માટે શાંતિ કરવા લાગ્યા. જે લોકો તે ચૈત્રરથ વનમાં વસતા હતા, તેઓ તો કહેવા લાગ્યા : 'સપ્તર્ષિઓની છ પત્નીઓ સાથે સંગ કરીને અગ્નિએ જ અમારા ઉપર આ મહાન અનર્થ આણ્યો છે.' વળી જેમણે તે સ્વાહાદેવીને ગરુડીરૂપે જતી જોઈ હતી, તેઓ તે ગરુડીને કહેવા લાગ્યાઃ 'તું જ આ અનર્થ લાવી છે.' આમ છતાં લોકો જાણતા નહોતા કે એ કામ સ્વાહાએ કર્યું હતું.[૩-૬] પણ ઉપરનાં વચનો સાંભળીને; 'એ તો મારો પુત્ર છે' એમ વિચારીને ગરુડી

ધીરે ધીરે સ્કંદની પાસે જઈને બોલીઃ 'હું તારી જનેતા છું.' હવે સપ્તર્ષિઓએ સાંભળ્યું કે, એ મહાઓજસ્વી પુત્ર તેમની પત્નીઓથી જન્મ પામ્યો છે, ત્યારે તેમણે દેવી અરુંધતી સિવાયની છયે પત્નીઓને ત્યજી દીધી.[૭,૮] તે વનમાં વસનારા લોકો કહેતા હતા કે, એ કુમાર તે છ સ્ત્રીઓથી જ જન્મ્યો હતો. ત્યારે હે રાજન્! સ્વાહાએ સપ્તર્ષિઓને વારંવાર કહ્યુંઃ 'હું જાણું છું, આ તો મારો પુત્ર છે. તમે માનો છો તેમ એ નથી જ.' સપ્તર્ષિઓમાંના મહામુનિ વિશ્વામિત્ર તો ઇષ્ટિ કર્યા પછી કામથી સળગી રહેલા અગ્નિની પાછળ અદૃષ્ટ રીતે ગયા હતા. આથી એ સર્વ વૃત્તાંત તેમણે યથાર્થ રીતે પૂરો જાણ્યો હતો. આથી સૌથી પ્રથમ વિશ્વામિત્ર જ તે કુમારને શરણે ગયા. તેમણે તે મહાસેનની દિવ્ય સ્તુતિ પણ કરી.[૯–૧૨] એ મહામુનિએ તેમને સર્વ મંગળકાર્યો તથા વિવાહસંસ્કાર પૂર્વના જાતકર્માદિ સંસ્કારો કર્યા.[૧૩] વળી વિશ્વામિત્રે લોકના હિત માટે એ ષડાનનનું માહાત્મ્ય કહ્યું અને તેને કૂકડો, શક્તિ, દેવી તથા પાર્ષદો એ સર્વ સાધનો લાવી આપ્યાં. આથી વિશ્વામિત્ર ઋષિ એ કુમારને પ્રિય થયા. તે મહામુનિએ જાણ્યું હતું કે, સ્વાહાએ જ જુદાં જુદાં રૂપ લીધાં હતાં. તેમણે સર્વ મુનિઓને કહ્યુંઃ 'આમાં છ ઋષિપત્નીઓનો કંઈ જ અપરાધ નથી.' એમની પાંસેથી આ સાચો વૃત્તાંત સાંભળ્યા છતાં પણ, તે ઋષિઓએ (લોકાપવાદના ભયથી) તે છ પત્નીઓને ત્યજી જ દીધી.[૧૪–૧૬]

માર્કંડેય બોલ્યા : સ્કંદ વિશે વાત સાંભળીને સર્વ દેવો ઇંદ્રને એકસાથે આ પ્રમાણે કહેવા લાગ્યા : 'હે શક્ર! તમે એકદમ અસહ્ય બળવાળા સ્કંદને મારી નાખો. વાર રખે લગાડો. હે ઇંદ્ર! તમે એને હણશો નહિ, તો તે ત્રણે લોકને, અમને અને તમને સુદ્ધાં વશ કરશે. હે મહાબળવાન! તે પોતે જ દેવેંદ્ર થઈ બેસશે!' ઇંદ્રે વ્યથિત થઈને તેમને કહ્યુંઃ 'આ બાળક અતિમહાન બળવાન છે.[૧૭–૧૯] તે યુદ્ધમાં પરાક્રમ કરીને લોકસ્રષ્ટા બ્રહ્માને પણ નાશ પમાડે એમ છે. આમ છતાં હું એનો નાશ કરવાની હામ ધરી શકતો નથી.' ઇંદ્ર આ પ્રમાણે બોલ્યો, ત્યારે દેવોએ કહ્યુંઃ 'તારામાં પાણી જ નથી, તેથી તું આ પ્રમાણે બોલે છે. આજે સૌ લોકમાતાઓ સ્કંદની સામે જાઓ.[૨૦,૨૧] મહાપરાક્રમવાળી તે દેવીઓ એ બાળકને મારી નાખો.' આ ઉપરથી તે લોકમાતાઓ 'તથાસ્તુ' કહીને તે કુમાર સામે ગઈ; પણ તેને અનુપમ બળવાળો જોતાં જ તેમનાં મોં પડી ગયાં. આ વધ કરવો અશક્ય છે એમ વિચારીને તેઓ તેને શરણે ગઈ અને તેને આ પ્રમાણે કહેવા લાગીઃ 'હે મહાબળવાન! તું અમારો પુત્ર થા.[૨૨,૨૩] અમે સ્નેહથી ઘેલી બનેલી છીએ. અમારી છાતીમાં દૂધ ઊભરાય છે, તો તું અમને સૌને અભિનંદન આપ.' તેમનાં એ વચન સાંભળીને તે સમર્થ મહાસેને સ્તનપાન કરવાની ઇચ્છાથી તેમનું સંમાન કર્યું અને તેમના મનોરથો પૂર્ણ કર્યા. આ સમયે તે મહાબળવાને પોતાના પિતા અગ્નિને આવતા જોયા.[૨૪] લોકમાતાઓએ અને કુમારે તેમનું પૂજન કર્યું. તે મંગલ અગ્નિ ચારે બાજુ વીંટાઈ રહ્યો અને તે મહાસેનની રક્ષા કરવા લાગ્યો.[૨૫,૨૬] જે નારી તે સર્વ માતાઓના ક્રોધથી ઉત્પન્ન થઈ હતી તે ધાવ થઈ અને હાથમાં ત્રિશૂળ રાખીને તે સ્કંદને પોતાના પેટના પુત્રની જેમ રક્ષણ કરવા લાગી.[૨૭] રુધિરપાન કરનારી રક્તસમુદ્રની ક્રૂર કન્યા પણ મહાસેનને ભેટીને તેને પુત્રની જેમ ચોમેરથી રક્ષી રહી. પુષ્કળ પ્રજાવાળો નૈગમેય નામનો અગ્નિ બકરાના જેવું મુખ ધારણ કરીને પર્વતમાં રહેલા તે બાળકને જાણે કે રમકડે રમાડવા લાગ્યો.[૨૮,૨૯]

અધ્યાય ૨૨૬ નો સમાપ્ત

## अध्याय २२७मो

### સ્કંદનું ઇંદ્ર સાથે યુદ્ધ

॥ मार्कंडेय उवाच ॥

ग्रहाः सोपग्रहाश्चैव ऋषयो मातरस्तथा ।
हुताशनमुखाश्चैव दृप्ताः पारिषदां गणाः ॥ १ ॥

માર્કંડેય બોલ્યા: હવે ગ્રહો, ઉપગ્રહો, ઋષિઓ, માતૃકાઓ, હુતાશન આદિ દેવો, મદભર્યા પાર્ષદગણો એ અને બીજા અનેક ઘોર સ્વર્ગનિવાસીઓ માતૃગણોની સાથે મહાસેનને વીંટળાઈને રહ્યાં.[૧,૨] વિજયનો સંદેહ લાગવા છતાં, વિજયેચ્છુ દેવરાજ ઐરાવતની કાંધ ઉપર બેસીને દેવોની સાથે ત્યાં જવા નીકળ્યો.[૩] આમ સર્વ દેવગણોથી વીંટાયેલો બળવાન ઇંદ્ર વજ્ર ધારણ કરીને મહાસેનને મારવા માટે ત્યાંથી ત્વરાપૂર્વક ચાલ્યો.[૪] તેની સાથે દેવસેના ચાલી રહી હતી. તે ઉગ્ર હતી અને મહાગર્જના કરતી હતી. તે અત્યંત કાંતિમાન હતી. તેમાં જાતજાતની ધજાઓ હતી તથા ભાતભાતનાં કવચો હતાં. તેમાં અનેક પ્રકારનાં વાહનો તથા ધનુષ્યો હતાં. તેણે ઉત્તમ અંબરો અને આભૂષણો સજ્યાં હતાં. સૌંદર્યથી તે ઝળહળી રહી હતી. તે ઇંદ્રને આમ વધ કરવાની ઇચ્છાથી આવતો જોઈને સ્કંદકુમાર તેની સામે ગયો.[૫,૬] હે પાર્થ ! ત્યારે અગ્નિપુત્ર સ્કંદનો વધ કરવાની ઇચ્છાવાળો તે મહાબળવાન સુરશ્રેષ્ઠ ગર્જના કરતો તથા દેવસેનાને હર્ષ પમાડતો વેગથી આગળ ચાલ્યો. હવે દેવો અને પરમર્ષિઓ તરફથી સંમાન પામેલો ઇંદ્ર કાર્તિકેયની પાસે આવી રહ્યો. ત્યાં દેવરાજે દેવોની સાથે સિંહનાદ કર્યો. એ સાંભળીને ગુહે પણ સાગરની જેમ ગર્જના કરી. તે મહાગર્જનાને લીધે ઊછળેલા સાગરના જેવી પ્રભાવાળી તે દેવસેના જડ જેવી થઈ ગઈ અને જ્યાં ત્યાં ભાગવા લાગી.[૭-૧૦] દેવો પોતાને મારવા આવ્યા છે, એ જોઈને તે અગ્નિપુત્ર ક્રોધે ભરાયો અને પોતાના મોંમાંથી ભડભડતી અગ્નિજ્વાળાઓ છોડવા લાગ્યો.[૧૧] તેણે ભૂતલ ઉપર થરથરી રહેલાં દેવસૈન્યોને બાળવા માંડ્યાં. આથી તેમનાં શિરો અને દેહો ભડભડવા લાગ્યાં, તથા તેમનાં આયુધો અને વાહનો પણ બળવા લાગ્યાં. તેઓ એકદમ વેરણછેરણ થઈ ગયા અને ખરેલા તારાગણોના જેવા દેખાવા લાગ્યા. આ પ્રમાણે બળી રહેલા તે દેવો વજ્રધારી ઇંદ્રને મૂકીને અગ્નિપુત્રને શરણે ગયા, એટલે શાંતિ પામ્યા. આ રીતે દેવોએ ઇંદ્રનો ત્યાગ કર્યો, ત્યારે તેણે સ્કંદ ઉપર વજ્રપ્રહાર કર્યો.[૧૨-૧૪] હે મહારાજ! ઇંદ્રે છોડેલા તે વજ્રે તરતજ સ્કંદના જમણા પડખા ઉપર પ્રહાર કર્યો અને તે મહાત્માનું તે પડખું ભેદી નાખ્યું.[૧૫] આ પ્રમાણે સ્કંદ ઉપર વજ્રપ્રહાર થયો, તેથી તે સ્થાનેથી એક બીજો પુરુષ ઉત્પન્ન થયો. તે યુવાન, સુવર્ણકવચવાળો, શક્તિધારી અને દિવ્ય કુંડળવાળો હતો. તે પુરુષ વજ્ર લાગવાથી જન્મ્યો હતો, તેથી તે વિશાખ નામ પામ્યો. આ રીતે પ્રલયકાળના અગ્નિના જેવી કાંતિવાળા એક બીજા પુરુષને ઉત્પન્ન થયેલો જોઈને ઇંદ્ર ભયનો માર્યો બે હાથ જોડીને એ સ્કંદને શરણે ગયો. શ્રેષ્ઠ સ્કંદે તેને અને તેના સૈન્યને અભયદાન આપ્યું, એટલે પ્રસન્ન થયેલા દેવોએ વાજિંત્રો વગાડવા માંડ્યાં.[૧૬-૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યા પર્વમાં 'આંગીરસ ઉપાખ્યાનમાં ઇંદ્ર અને સ્કંદનો સમાગમ' નામનો અધ્યાય ૨૨૭મો સમાપ્ત

## अध्याय २२८मो

### સ્કંદના પાર્ષદો

॥ मार्कंडेय उवाच ॥

स्कंदपारिषदान् घोरान् शृणुष्वाद्भुतदर्शनान् ।
वज्रप्रहारात्स्कंदस्य जज्ञुस्तत्र कुमारकाः ॥ १ ॥

માર્કંડેય બોલ્યા: સ્કંદના ભયંકર અને વિચિત્ર દેખાવવાળા પાર્ષદોનાં નામો સાંભળો.

તેઓ સ્કંદને જ્યાં પ્રહાર થયો હતો, ત્યાંથી ઉત્પન્ન થયા હતા.[1] તે દારુણ કુમારો ગર્ભમાં રહેલા તેમ જ પ્રસવ પામેલા બાળકોનું હરણ કરે છે. વળી એ વજ્રપ્રહારના સ્થાનેથી મહાબળવાન કન્યાઓ પણ ઉત્પન્ન થઈ હતી.[2] તે કુમારો અને કુમારિકાઓએ વિશાખને પોતાના પિતા તરીકે માન્યો. તે ભગવાન વિશાખે પોતાનું મોં બકરાના જેવું કર્યું અને પોતાની કન્યાઓ તથા પુત્રોથી વીંટાઈને તે સ્કંદનું સંગ્રામમાં રક્ષણ કરવા લાગ્યો. જેવા આવેલી માતાઓમાં તે ભદ્રશાખ અને કૌશલને નામે પ્રસિદ્ધ થયો.[3,4] ત્યારથી જગતના લોકો સ્કંદને જ વિશાખ આદિ કુમારોના પિતા કહેવા લાગ્યા. વળી સર્વ પ્રદેશોમાં લોકો મહાબળવાન રુદ્રને અગ્નિ તરીકે અને ઉમાને સ્વાહા માનવા લાગ્યા.[5] પુત્રવાળા તેમ જ પુત્રની કામનાવાળા મનુષ્યો જે કન્યાઓને ઉદ્દેશીને સદૈવ યજ્ઞ કરે છે, તે કન્યાઓને તપ નામના હુતાશને જન્મ આપ્યો હતો.[6] તે કન્યાઓ સ્કંદ પાસે આવી, ત્યારે સ્કંદે તેમને કહ્યું : 'કહો, હું તમારું શું પ્રિય કરું ?' તેમણે કહ્યુ : 'તમારી કૃપાથી અમે સર્વ લોકોની પૂજ્ય અને ઉત્તમ માતાઓ થઈએ તમે અમારું આ પ્રિય કરો !' ઉદાર મનવાળા સ્કંદે તેમને ફરીફરીને કહ્યુ : 'સારું, તમે જુદી જુદી જાતની મંગલ અને અમંગલ માતાઓ થશો.' પછી તે માતાઓ સ્કંદને પોતાના પુત્ર તરીકે માનીને ત્યાંથી ચાલી ગઈ. કાકી, હલિમા, માલિની, બૃંહિતા, આર્યા, પલાલા અને વૈમિત્રા એ સાત શિશુમાતાઓ કહેવાય છે.[7–10] તે માતાઓને સ્કંદની કૃપાથી વીર્યવાન, ભયંકર, અતિદારુણ અને લાલ આંખવાળો એવો એક શિશુ નામનો પુત્ર થયો હતો. આ પ્રમાણે આ સાત માતાઓ અને આઠમો આ શિશુ મળીને સ્કંદ તથા માતૃગણથી ઉત્પન્ન થયેલો વીરાષ્ટક ગણ કહેવાય છે. છાગ(બકરા)ના મુખ સાથે એને નવક કહેવામાં આવે છે.[11,12] હે રાજન્! જે છાગનું મુખ છે તે સ્કંદનું છઠ્ઠું મુખ છે, એમ તમે જાણો. એ મુખ છ મુખોમાંનું જ છે અને માતૃગણ નિત્ય તેનું પૂજન કરે છે.[13] તેનાં છ મુખોમાં આ મુખ શ્રેષ્ઠ છે અને ભદ્રશાખે એ મુખથી જ દિવ્ય શક્તિ સરજી હતી, એમ અહીં કહેવાય છે.[14] આ પ્રમાણે હે નરપતિ! આ વિવિધ પ્રકારનો વૃત્તાંત શુક્લ પક્ષની પાંચમે થયો અને છઠને દિવસે મહા ભયંકર યુદ્ધ થયું હતું.[15]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'આંગિરસ ઉપાખ્યાનમાં કુમારોત્પત્તિ' નામનો અધ્યાય ૨૨૮ મો સમાપ્ત

## अध्याय २२९ मो

### સ્કંદ દેવસેનાના પતિ થયા

॥ मार्कंडेय उवाच ॥

उपविष्टं तु तं स्कंदं हिरण्यकवचस्रजम् ।
हिरण्यचूडमुकुटं हिरण्याक्षं महाप्रभम् ॥ १ ॥

માર્કંડેય બોલ્યા : પછી સોના જેવાં નેત્રવાળા, મહા કાંતિવાળા અને તીક્ષ્ણ દાઢવાળા તે કાર્તિકેય એક સ્થાન ઉપર બેઠા. ત્યારે તેમણે કનકનું કવચ પહેર્યું હતું, સોનાની માળા ધારણ કરી હતી, સુવર્ણની કલગી ખોસી હતી અને કંચનનો મુકુટ ધારણ કર્યો હતો. તેમણે લાલ રંગનાં વસ્ત્રો પહેર્યાં હતાં. તે મનોરમ હતા, સર્વ લક્ષણોથી સંપન્ન હતા ને ત્રણે લોકોને અતિપ્રિય હતા. પદ્મરૂપિણી લક્ષ્મી પોતે જ મૂર્તિમતી થઈને શૂર, યુવાન, વરદાયી અને નિર્મળ કુંડલધારી તે સ્કંદની સેવા કરવા લાગી.[1–3] સૌંદર્યલક્ષ્મીથી ઝગઝગી રહેલા અને વિશાળ યશવાળા તે કુમારશ્રેષ્ઠ આ પ્રમાણે બિરાજ્યા હતા, ત્યારે પ્રાણીઓને તે પૂનમના ચંદ્ર જેવા જણાતા હતા. ત્યાં મહાત્મા બ્રાહ્મણોએ તે મહાબળવાનની પૂજા

રી અને મહર્ષિઓએ સ્કંદને આ પ્રમાણે કહ્યું.[૪,૫]

ઋષિઓ બોલ્યા : હે હિરણ્યગર્ભ ! તમારું મંગલ થાઓ. તમે લોકોને સુખકર થાઓ. છ રાતમાં જન્મેલા તમે સર્વ લોકોને વશ કર્યા છે. હે સુરોત્તમ! તમે જ પાછું તેમને અભયદાન આપ્યું છે. આથી હે અભયકારી ! તમે જ ત્રૈલોક્યના ઇંદ્ર થાઓ.[૬,૭]

સ્કંદ બોલ્યા : હે તપોધનો ! ઇંદ્ર સર્વ લોકોનું શું કાર્ય કરે છે ? તે દેવેશ્વર દેવગણોનું કેવી રીતે નિત્ય પાલન કરે છે ?[૮]

ઋષિઓ બોલ્યા : સુરેશ્વર ઇંદ્ર સર્વ પ્રાણીઓને બળ, તેજ, પ્રજા અને સુખ આપે છે. વળી તે સંતુષ્ટ થઈને સર્વ મનોરથો પૂરે છે.[૯] બલ રાક્ષસને હણનારો તે ઇંદ્ર દુરાચારીઓનાં સુખાદિ સંહારે છે અને વ્રતનિષ્ઠોને સુખાદિ આપે છે. તે સર્વ પ્રાણીઓને કાર્યોપદેશ કરે છે.[૧૦] સૂર્ય ન હોય ત્યારે તે સૂર્ય થાય છે, ચંદ્ર ન હોય ત્યારે તે ચંદ્ર થાય છે અને કારણોને નિમિત્તે તે અગ્નિ, વાયુ, પૃથ્વી તથા જલરૂપ થાય છે.[૧૧] ઇંદ્રે આ કર્તવ્ય કરવાનાં છે; કેમ કે ઇંદ્રમાં વિપુલ બળ છે. હે વીર ! તમે બળવાનોમાં શ્રેષ્ઠ છો. આથી તમે અમારા ઇંદ્ર થાઓ.[૧૨]

ઇંદ્ર બોલ્યો : હે મહાબાહુ ! તમે અમ સૌના સુખદાયી ઇંદ્ર થાઓ. હે શ્રેષ્ઠ ! તમે એ પદને યોગ્ય છો. તમે આજે જ ઇંદ્રપદ ઉપર તમારો અભિષેક કરાવો.[૧૩]

સ્કંદ બોલ્યા : હે ઇંદ્ર ! તમે જ અવ્યગ્ર અને વિજયરત રહીને ત્રૈલોક્યનું શાસન કરો. હું તો તમારો સેવક છું, મને ઇંદ્રપદની ઇચ્છા જ નથી.[૧૪]

ઇંદ્ર બોલ્યો : હે વીર! તમારું બળ અદ્ભુત છે. તમે દેવોના શત્રુઓને હણો. તમારા પરાક્રમથી લોકો ચકિત થયા છે. હે વીર ! બળહીન અને પરાજય પામેલો હું જો ઇંદ્રપદ ઉપર રહીશ, તો તે લોકો મારી અવજ્ઞા કરશે અને સાવધાન રહીને આપણી બેની વચ્ચે ફૂટ પડાવવા પ્રયત્ન કરશે.[૧૫,૧૬] આ પ્રમાણે હે વિભુ ! તમે મારાથી છૂટા પડશો, એટલે લોકો બે પક્ષો બાંધી બેસશે. હે મહાબળવાન ! આ રીતે લોકોમાં અવશ્ય તડ પડશે, એટલે એ પક્ષભેદને લીધે આપણી બેની વચ્ચે વિગ્રહ ચાલશે. હે તાત ! તે રણસંગ્રામમાં તમે શ્રદ્ધાપૂર્વક મને પરાજય આપશો. આથી તમે જ ઇંદ્ર થાઓ. આમાં વિચાર ન કરશો.[૧૭,૧૮]

સ્કંદ બોલ્યા : તમારું શુભ થાઓ ! તમે જ મારા તેમ જ ત્રૈલોક્યના રાજા છો. હે ઇંદ્ર ! મને કહો કે હું તમારી શી આજ્ઞા ઉઠાવું ?[૧૯]

ઇંદ્ર બોલ્યો : હે મહાબળવાન ! તમારા વચનથી હું ઇંદ્ર થઈશ. હે સ્કંદ ! તમે આ જે વચનો નિશ્ચયપૂર્વક બોલ્યા છો, તે જો સાચાં જ હોય અને તમે જો મારી આજ્ઞા ઉઠાવવા ઇચ્છતા જ હો, તો તમે મારું આ કહ્યું સાંભળો. હે મહાબળવાન ! તમે દેવોના સેનાપતિપદે અભિષેક કરાવો.[૨૦-૨૨]

સ્કંદ બોલ્યા : દાનવોના વિનાશ માટે, દેવોની અર્થસિદ્ધિ માટે અને ગોબ્રાહ્મણના હિત માટે તમે મારો સેનાપતિપદે અભિષેક કરો.[૨૩]

માર્કંડેય બોલ્યા : પછી ઇંદ્રે સર્વ દેવગણો સાથે રહીને એ સ્કંદનો સેનાપતિપદે અભિષેક કર્યો, ત્યારે મહર્ષિઓથી પૂજન પામી રહેલા એ દેવ અત્યંત શોભી રહ્યા. ત્યાં તેમના ઉપર ધરવામાં આવેલું છત્ર પ્રદીપ્ત અગ્નિના પ્રભામંડલની જેમ શોભા આપી રહ્યું.[૨૪,૨૫] હે માનવસિંહ ! ત્રિપુરવિનાશન યશસ્વી શિવજી ભગવતી ઉમા સાથે ત્યાં આવ્યા અને તેમણે પોતે જ વિશ્વકર્માએ બનાવેલી દિવ્ય કંચનમાલા એ સ્કંદદેવને ગળે પહેરાવી. હે પરંતપ ! ભગવાન વૃષભધ્વજે અતિ

પ્રસન્ન થઈ ને એ કાર્તિકકુમારનું સન્માન કર્યું. બ્રાહ્મણો અગ્નિને રુદ્ર કહે છે, તેથી તે અગ્નિપુત્ર સ્કંદ રુદ્રપુત્ર કહેવાય છે. જે વીર્યનો ત્યાગ કર્યો હતો, તેનો શ્વેત પર્વત થયો હતો. શ્વેતગિરિ ઉપર પડેલું અગ્નિનું તે વીર્ય કૃત્તિકાઓએ સ્વીકાર્યું હતું અને તેને રુદ્રે સત્કાર્યું હતું. આ જોઈને સર્વ દેવો ગુણવાનોમાં શ્રેષ્ઠ તે ગુહને રુદ્રપુત્ર કહેવા લાગ્યા.[૨૧-૨૯] રુદ્રે વહ્નિમાં પ્રવેશ કરીને આ બાળકને ઉત્પન્ન કર્યો હતો. સ્કંદ આ રીતે જન્મ્યા હતા, તેથી તે રુદ્રપુત્ર થયા.[૩૦] આ પ્રમાણે હે ભારત! સુરશ્રેષ્ઠ! સ્કંદ રુદ્ર, અગ્નિ, સ્વાહા અને છ સ્ત્રીઓથી ઉત્પન્ન થયા, તેથી તે રુદ્રપુત્ર કહેવાયા.[૩૧] ઝગઝગતા શરીરવાળા તે શ્રીમાન અગ્નિનંદન રક્તવર્ણાં બે નિર્મળ વસ્ત્રો ધારણ કરતા હતા. તેથી એ લાલરંગી વાદળાં વચ્ચે રહેલા સૂર્યની જેમ શોભતા હતા.[૩૨] અગ્નિએ તેમને એક સારી રીતે શણગારેલો કુક્કુટધ્વજ આપ્યો. રથ ઉપર ઊંચે ચઢાવેલો તે લાલ વાવટો કાલાગ્નિ જેવો શોભતો હતો. પ્રાણીમાત્રમાં જે ક્રિયા, પ્રભા, શાંતિ અને બળરૂપે રહે છે, તે દેવોની જયવર્ધિની શક્તિ એ સ્કંદની આગળ રહેતી હતી. વળી એમના શરીરમાં એક સહજ કવચ પ્રવેશીને રહ્યું હતું. સ્કંદદેવ જ્યારે યુદ્ધ માટે નીકળ્યા હતા, ત્યારે તે કવચ નિત્ય પ્રકટ થતું હતું. હે જનેશ્વર! શક્તિ, ધર્મ, બલ, તેજ, સુંદરતા, સત્ય, ઉન્નતિ, બ્રાહ્મણભક્તિ, નિર્મોહતા ભક્તોનું રક્ષણ, શત્રુઓનો વિનાશ અને લોકનું પૂરું રક્ષણ એ સર્વ ગુણો જન્મની સાથે જ સ્કંદમાં આવ્યા હતા.[૩૩-૩૭] આ પ્રમાણે સર્વ દેવોએ સ્કંદનો સેનાપતિપદે અભિષેક કર્યો. ત્યારે સુઅલંકાર ધારણ કરનારા અને મનમાં સુપ્રસન્ન થયેલા એ કાર્તિકેય પરિપૂર્ણ ચંદ્રમંડલની જેમ શોભતા હતા.[૩૮] તે વખતે ઇષ્ટ વેદઘોષો થઈ રહ્યા, દેવોનાં ઉત્તમ વાદ્યો વાગી રહ્યાં અને દેવો તથા ગંધર્વોનાં ગીતો ચાલી રહ્યાં. વળી સંતોષ પામેલાં અને સુંદર અલંકારો સજેલાં એ અપ્સરાઓનાં વૃંદો, પિશાચગણો, દેવસમુદાયો અને બીજા અનેક પ્રાણીસમૂહો સ્કંદને ચોતરફથી વીંટળાઈ રહ્યા. ત્યારે અભિષેક પામેલા તે પાવકપુત્ર દેવો સાથે ક્રીડા કરતા શોભી રહ્યા હતા. અંધકારનો નાશ કરીને ઉદય પામેલા સૂર્યદેવની જેમ દેવો ત્યાં અભિષેક પામેલા એ મહાસેનને જોઈ રહ્યા. હવે સર્વ દેવસેનાઓ હજારોની સંખ્યામાં સર્વ દિશાએથી એમની પાસે આવી પહોંચી અને એમને કહેવા લાગી: 'તમે અમારા પતિ છો.' સર્વ ભૂતગણોથી વીંટળાયેલા ભગવાન કાર્તિકેય પાસે આવીને તેમણે તેમની પૂજા અને સ્તુતિ કરી. સ્કંદે પણ તે દેવસેનાઓને સાંત્વન આપ્યું. સ્કંદનો સેનાપતિપદે આ પ્રમાણે અભિષેક કર્યા પછી ઇંદ્રે પોતે જે દેવસેનાને કેશી દૈત્યથી છોડાવી હતી, તેને યાદ કરી. સ્વયં બ્રહ્માએ તે દેવસેના માટે ખરેખર આ જ પતિ નક્કી કરેલો છે. એમ વિચારીને તેણે અલંકારથી વિભૂષિત થયેલી તે કન્યાને બોલાવી મંગાવી. પછી બલરાક્ષસને ભેદનારા ઇંદ્રે સ્કંદને કહ્યું: 'હે સુરોત્તમ! તમે જન્મ્યા તે પહેલાં જ સ્વયંભૂ બ્રહ્માએ આ કન્યાને તમારી પત્ની તરીકે નક્કી કરી છે. તો તમારા કમલકાંતિવાળા હાથથી તમે યથાવિધિ મંત્રપૂર્વક આ દેવીનો જમણો હાથ સ્વીકારો.' ઇંદ્રે આ પ્રમાણે કહ્યું એટલે સ્કંદે વિધિપૂર્વક તે દેવીનું પાણિગ્રહણ કર્યું. મંત્રવેત્તા બૃહસ્પતિએ તે સમયે મંત્રજપ કર્યો તથા હોમ કર્યો. આ રીતે લોકો દેવસેનાને સ્કંદની પટરાણી જાણે છે. તે સુખદાયિની સ્કંદપત્નીને બ્રાહ્મણો ષષ્ઠી, લક્ષ્મી, સિનીવાલી, કુહૂ, સદ્વૃત્તિ અને અપરાજિતા કહે છે, જ્યારથી દેવસેના સ્કંદને પોતાના નિત્યના

પતિ તરીકે પામી, ત્યારથી લક્ષ્મીદેવી પોતે શરીર ધારણ કરીને કાર્તિકેયના આશ્રયે આવી. પાંચમને દિવસે શ્રીએ કાર્તિકેયનો આશ્રય કર્યો હતો, તેથી તે પાંચમ શ્રીપંચમી કહેવાય છે. છઠને દિવસે સ્કંદ કૃતાર્થ થયા, તેથી તે છઠ મહાતિથિ ગણાય છે.[૩૯–૫૨]

ઇતિ શ્રીમદ્ભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં
'આંગિરસઉપાખ્યાનમાં સ્કંદોત્પત્તિ' નામનો
અધ્યાય ૨૨૯મો સમાપ્ત

# अध्याय २३० मो

## સ્કંદની માતાઓ તથા સ્કંદગ્રહો

॥ मार्कंडेय उवाच ॥

श्रिया जुष्टं महासेनं देवसेनापतिं कृतम् ।
सप्तर्षिपत्न्यः षड् देव्यस्तत्सकाशमथागमन् ॥ १

માર્કંડેય બોલ્યા : ઇંદ્રે મહાસેનને દેવસેનાના પતિ કર્યા, એ વખતે સપ્તર્ષિની પત્નીઓમાંની છ દેવીઓ શ્રીથી સેવાયેલા તે સ્કંદ પાસે આવી. ઋષિઓએ ત્યજી દીધેલી તે ધર્મયુક્ત મહાવ્રતિની સ્ત્રીઓ દેવસેનાના સમર્થ સ્વામી પાસે ત્વરાથી આવીને તેમને આ પ્રમાણે કહેવા લાગી:[૧,૨] 'હે પુત્ર! કોઈક વાત ફેલાવા છે કે, તું અમારા પેટ-જન્મ્યો છે. તે સાચી વાત છે, એમ માનીને અમારા દેવ જેવા સ્વામીઓએ અમને રોષથી વિનાકારણે તજી દીધી છે. આથી અમે પુણ્યસ્થાનથી ભ્રષ્ટ થઈ છીએ. તો તારે અમારું રક્ષણ કરવું પડે છે.[૩,૪] હે પ્રભુ! તારી કૃપાથી અમને અક્ષય સ્વર્ગ મળો, અમે તને અમારો પુત્ર બનાવવા ઇચ્છીએ છીએ. આ કાર્ય કરીને તું ઋણમુક્ત થા.[૫]

સ્કંદ બોલ્યા : હે નિર્દોષ માતાઓ! તમે મારી માતાઓ જ છો અને હું તમારો પુત્ર છું. વળી તમે જે કંઈ ઇચ્છશો તે બધું તમને પ્રાપ્ત થશે. જ.[૬]

માર્કંડેય બોલ્યા : ત્યારે ઇંદ્રે કંઈક બોલવાની ઇચ્છા કરી, એટલે સ્કંદે તેને કહ્યું: 'કહો, શું કાર્ય છે?' સ્કંદે આ પ્રમાણે કહ્યું, ત્યારે તે ઇંદ્રે જવાબ આપ્યો :[૭] 'અભિજિત રોહિણીની નાની બહેન છે, પણ તે રોહિણી સાથે સરસાઈ કરી રહી છે. મોટાઈ ઇચ્છતી તે દેવી તપ કરવા વનમાં ગઈ છે.[૮] આ પ્રમાણે એ અભિજિત નક્ષત્ર ગગનમાંથી સરી ગયું છે. આથી હું મૂંઝાઈ ગયો છું. હે સ્કંદ! તમે બ્રહ્મા સાથે આ કાળપૂર્તિના સંબંધમાં વિચાર કરો. તમારું મંગલ થાઓ.[૯] પૂર્વે રોહિણી યુગાદિકાળનું નક્ષત્ર હતું. પણ અભિજિત પડી જતાં બ્રહ્માએ ધનિષ્ઠાને એ નક્ષત્ર ઠરાવ્યું. આ રીતે તેમણે કાળમાનની ગણતરી સરખી કરી.' ઇંદ્રે આ પ્રમાણે કહ્યું, એટલે કૃત્તિકાઓ આકાશમાં ચાલી ગઈ. તે જ સાત માથાવાળા નક્ષત્રરૂપે ઝળકે છે અને અગ્નિ તેના દેવતા છે.[૧૦,૧૧] પછી ગરુડીએ સ્કંદને કહ્યું: 'તું મારો પિંડદાતા પુત્ર છે. હે પુત્ર! હું નિત્ય તારી જ સાથે રહેવા ઇચ્છું છું.'[૧૨]

સ્કંદ બોલ્યા : તમને નમસ્કાર હો! તમે કહો છો, તેમ જ હો. તમે પુત્રસ્નેહથી મને આજ્ઞા આપો. હે દેવી! તમે પુત્રવધૂથી પૂજન પામતાં રહી નિત્ય મારી સાથે રહેશો.[૧૩]

માર્કંડેય બોલ્યા : હવે સર્વ માતૃગણે સ્કંદને આ વચન કહ્યું: 'અમે સર્વ લોકની માતાઓ છીએ. કવિઓએ અમારી સ્તુતિ કરી છે. અમે તારી માતા થવા ઇચ્છીએ છીએ, તો તું અમારું પૂજન કર.'[૧૪]

સ્કંદ બોલ્યા : તમે મારી માતાઓ જ છો. હું તમારો પુત્ર છું. મારે તમારું શું ઇષ્ટ કાર્ય કરવાનું છે, તે તમે કહો.[૧૫]

માતાઓ બોલી : પૂર્વે આ લોકની જ માતાઓ કલ્પાઈ છે, તેમનું સ્થાન અમને મળો. તેમને એ સ્થાન ઉપર અધિકાર રહો નહિ.[૧૬] હે સુરશ્રેષ્ઠ! અમે જ લોકમાં પૂજ્ય થઈએ, તેઓ પૂજ્ય ન

થાય. તેઓ અમારી સંતતિને છીનવી ગઈ છે, તો તું તે સંતતિ અમને આપ.

સ્કંદ બોલ્યા : મારી પ્રાર્થનાથી પણ ઋષિઓ તમારો સ્વીકાર કરશે નહિ, આથી તમને તે સંતતિ તો થાય એમ નથી. હવે તમને બીજી કઈ પ્રજા આપું ? તમે મનમાં જે પ્રજા ઇચ્છી રહ્યાં હો તે કહો.[૧૭,૧૮]

માતાઓ બોલી : અમે તારી સાથે જુદે રૂપે રહીને એ માતાઓની પ્રજાઓને તેમ જ એમના ઈશ્વરોને ભોગવવા ઇચ્છીએ. તું એ અમને આપ.[૧૯]

સ્કંદ બોલ્યા : હું તમને પ્રજા આપું છું. પણ આ તમે કપરી વાત કરી છે. તમારું મંગલ થાઓ. સાધુઓથી નમસ્કાર પામેલી તમે માતાઓ પ્રજાનું સુરક્ષણ કરો.[૨૦]

માતાઓ બોલી : હે સ્કંદ ! તારું શુભ થાઓ, તું ઇચ્છે છે તેમ અમે પ્રજાનું સુરક્ષણ કરીશું. હે સ્કંદ પ્રભુ ! અમને તારી સાથે ચિરકાલ રહેવું ગમે છે.[૨૧]

સ્કંદ બોલ્યા : મનુષ્યોની પ્રજા સોળ વર્ષની તરુણ થાય, ત્યાં સુધી તમે જુદાં જુદાં રૂપે તેમને પીડ્યા કરજો.[૨૨] હું પણ તમને મારું રૌદ્ર અને અવિનાશી એવું પરમ રૂપ આપીશ. તમે તેની સાથે સુખપૂર્વક પૂજા પામીને રહેજો.[૨૩]

માર્કંડેય બોલ્યા : પછી સ્કંદના શરીરમાંથી તે અગ્નિ જેવી પ્રભાવાળો અને મહાતેજસ્વી એવો પુરુષ મનુષ્યોની સર્વ પ્રજાઓને ભક્ષી જવાને બહાર નીકળી પડ્યો.[૨૪] ભૂખથી વ્યાકુળ થયેલો ને બેભાન થઈને એકદમ ભૂમિ ઉપર પછડાઈ ગયો. સ્કંદની આજ્ઞા મળતાં તે ભયંકર રૂપવાળો એક ગ્રહ થયો.[૨૫] દ્વિજશ્રેષ્ઠો તે ગ્રહને સ્કંદાપસ્માર કહે છે. મહાભયંકર વિનતાને શકુનિગ્રહ કહેવામાં આવે છે.[૨૬] જે પૂતના નામની રાક્ષસી કહેવાય છે, તેને પૂતનાગ્રહ જાણવો. દારુણ રૂપથી કષ્ટ દેનારી, ઘોર સ્વરૂપવાળી, રાતે વિચરનારી અને ભીષણ આકારવાળી જે એક પિશાચી છે, તેને શીતપૂતના કહે છે. તે ભયંકર દેખાવવાળી રાક્ષસી માનવસ્ત્રીઓના ગર્ભોને હરી જાય છે.[૨૭,૨૮] અદિતિને રેવતી કહેવામાં આવે છે. તેનો ગ્રહ રૈવત છે. તે મહાઘોર મહાગ્રહ પણ બાળકોને પીડા કરે છે. દૈત્યોની જે માતા દિતિ તેને મુખમંડિકા કહે છે. તે દુરારાધ્યા સ્ત્રી બાળકોના માંસથી અત્યંત આનંદિત થાય છે. હે કૌરવ્ય ! સ્કંદમાંથી આ જે કુમારો અને કુમારિકાઓ ઉત્પન્ન થયાનું કહ્યું છે, તે સૌ પણ ગર્ભનું ભક્ષણ કરનારા મહાગ્રહો છે.[૨૯–૩૧] તે કુમારો જ એ કુમારિકાઓના પતિ કહેવાયા છે. તે ભયંકર કર્મવાળા ગ્રહો બાળકોને જન્મતાં વાર જ ઝડપી લે છે.[૩૨] હે રાજા ! પંડિતો સુરભિને ગાયની માતા કહે છે. તે શકુનિગ્રહ એ સુરભિ ઉપર ચડીને પૃથ્વી પરનાં બાળકોને ખાય છે.[૩૩] હે જનપતિ ! સરમા દેવી નામની કૂતરાઓની જે માતા છે, તે પણ સદૈવ માનવસ્ત્રીઓના ગર્ભોને કાઢી લે છે.[૩૪] વૃક્ષોની માતા કરંજવૃક્ષમાં નિવાસ કરે છે, તેથી તે કરંજનિલયા કહેવાય છે. તે સાચે જ સૌમ્ય, વરદાયિની અને નિત્ય પ્રાણીઓ ઉપર દયા રાખનારી છે.[૩૫] આથી પુત્રની ઇચ્છાવાળા મનુષ્યો તે દેવીને કરંજવૃક્ષમાં નમસ્કાર કરે છે. આ ઉપરાંત બીજા અઢાર ગ્રહો છે. તેઓ માંસ તથા મધના રસિયા છે અને સુવાવડવાળા ઘરમાં સતત સાત દિવસ સુધી રહે છે. કદ્રૂ સૂક્ષ્મ શરીર ધારણ કરીને ગર્ભિણીમાં પ્રવેશે છે.[૩૬,૩૭] ત્યાં તે તેના ગર્ભને ભરખી જાય છે, એટલે તે ગર્ભિણી નાગને જન્મ આપે છે. જે ગંધર્વોની માતા છે, તે ગર્ભને લઈને ચાલી જાય છે.[૩૮] આથી પૃથ્વીમાં માનવસ્ત્રીના ગર્ભ લય પામેલા જણાય છે. જે અપ્સરાઓની જનેતા છે, તે ગર્ભને પકડીને બેસી રહે છે.[૩૯] આથી વિદ્વાનો

તે ગર્ભને છોડ થઈ ગયેલો કહે છે. લોહિત (રાતા) સમુદ્રની તે કન્યાને સ્કંદની ધાવ કહેવામાં આવી છે.[૪૦] તેનું નામ લોહિતાયની છે અને કદંબવૃક્ષમાં તેની પૂજા કરવામાં આવે છે. પુરુષોમાં જેમ રુદ્ર શ્રેષ્ઠ છે, તેમ પ્રમદાઓમાં આર્યા શ્રેષ્ઠ છે.[૪૧] એ આર્યા કુમારની માતા છે અને વિવિધ મનોરથોની સિદ્ધિ માટે તેનું પૂજન કરવામાં આવે છે. આ રીતે મેં કુમારોના એ મહાગ્રહો કહ્યા.[૪૨] બાળકો સોળ વર્ષનાં થાય ત્યાં સુધી તેઓ તેમને પીડા કર્યા કરે છે. મેં જે માતૃગણો તથા પુરુષગ્રહો કહ્યા છે, તે સર્વને મનુષ્યોએ નિત્ય સ્કંદગ્રહો નામે જાણવા. તેમની શાંતિ માટે સ્નાન, ધૂપ અને અંજન કરવાં તથા બલિદાન અને ભેટ આપવાં, તે માટે ખાસ તો સ્કંદની પૂજા કરવી. તેમની આ પ્રમાણે પૂજા કરવામાં આવે છે, તો તેઓ સૌ મનુષ્યોનું મંગળ કરે છે. હે રાજેંદ્ર! વિધિપૂર્વક પૂજા અને નમન પામીને તેઓ મનુષ્યોને વીર્ય અને આયુષ્ય આપે છે. સોળ વરસની ઉપરના મનુષ્યોના જે ગ્રહો હોય છે, તે હું મહેશ્વરને નમસ્કાર કરીને કહું છું.[૪૩-૪૬] જે પુરુષ જાગતાં કે ઊંઘતાં દેવોને જુએ છે, પણ તરત જ ગાંડો થઈ જાય છે, તેને દેવગ્રહ જાણવો. જે પુરુષ બેઠાં કે સૂતાં પિતૃઓને જુએ છે, પણ તરત જ ગાંડો થઈ જાય છે, તેને પિતૃગ્રહ જાણવો. જે પુરુષ સિદ્ધોનું અપમાન કરે છે, જેને ક્રોધમાં આવેલા સિદ્ધો શાપ આપે છે અને તેથી જે તરત જ ઘેલો થઈ જાય છે, તેને સિદ્ધગ્રહ જાણવો.[૪૭-૪૯] જે મનુષ્ય જાતજાતના રસો તથા ગંધોને સૂંઘે છે અને તુરત જ પાગલ થઈ જાય છે, તેને રાક્ષસગ્રહ જાણવો.[૫૦] પૃથ્વી પરના જે મનુષ્યમાં દિવ્ય ગંધર્વો પ્રવેશે છે અને તેથી જે તુરત જ ગાંડો બને છે, તેને ગાંધર્વગ્રહ જાણવો. જે પુરુષ ઉપર પિશાચો નિત્ય ચડી બેસતા હોય અને તેથી જે તુરત જ ગાંડો થઈ જાય છે, તેને પિશાચગ્રહ જાણવો.[૫૧,૫૨] કાળની ફેરફારીમાં યક્ષો જે પુરુષમાં પ્રવેશ કરે છે અને તેથી જે તુરત જ ઉન્માદવશ થાય છે, તેને યક્ષગ્રહ જાણવો.[૫૩] વાતાદિ દોષોને લીધે જે મનુષ્યનું ચિત્ત પ્રકોપ પામી મૂંઝાઈ જાય છે અને તેથી જે મનુષ્ય તત્કાળ પાગલ થઈ જાય છે, તેણે શાસ્ત્રાનુસાર ચિકિત્સા કરવી જોઈએ.[૫૪] જે માણસ વ્યાકુળતા, ભય અને ભયંકર વસ્તુઓનાં દર્શનથી એકદમ ગાંડો થઈ જાય છે, તેને સાંત્વન આપવું એ ઉપાય છે.[૫૫] ગ્રહ આમ ત્રણ પ્રકારના છે. કોઈક ક્રીડા કરવાની ઇચ્છા કરે છે, કોઈક ભોગ ભોગવવાની ઇચ્છા કરે છે અને કોઈક સર્વ પ્રકારની કામનાની ઇચ્છા કરે છે.[૫૬] આ ગ્રહો મનુષ્યોને સિત્તેર વર્ષની ઉંમર સુધી પીડા કરે છે. એ પછી તો તાવ જ મનુષ્યોને ગ્રહ સમાન થઈ પડે છે.[૫૭] જે મનુષ્ય ઇંદ્રિયજિત છે, વશ મનવાળો છે, પવિત્ર છે, નિત્ય સાવધાન છે, આસ્તિક છે અને શ્રદ્ધાળુ છે, તેને આ ગ્રહો સદૈવ તજી દે છે.[૫૮] આમ મેં તમને મનુષ્યોના ગ્રહ સંબંધીનો ભાગ કહ્યો. જે મનુષ્યો મહેશ્વરદેવના ભક્તો છે, તેમને આ ગ્રહો નડતા જ નથી.[૫૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'આંગિરસ ઉપાખ્યાનમાં મનુષ્યગ્રહકથન' નામનો અધ્યાય ૨૩૦ મો સમાપ્ત

## अध्याय २३१ मो
### સ્કંદે મહિષાસુરને માર્યો

॥ मार्कंडेय उवाच ॥

यदा स्कंदेन मातृणामेवमेतत्प्रियं कृतम् ।
अथैनमब्रवीत्स्वाहा मम पुत्रस्त्वमौरसः ॥ १ ॥

માર્કંડેય બોલ્યા : સ્કંદે માતૃકાઓનું આ પ્રિય કર્યું, ત્યારે સ્વાહાએ એને કહ્યું: 'તું મારો ઔરસ પુત્ર છે. તું મને પરમદુર્લભ પ્રીતિ આપે એમ હું ઇચ્છું છું.' આ ઉપરથી સ્કંદે તેને કહ્યું: 'તમે કેવા પ્રકારની પ્રીતિ ઇચ્છો છો?[૧,૨]

સ્વાહા બોલી : હે મહાભુજ ! હું દક્ષ પ્રજાપતિની સ્વાહા નામની પ્રિય કન્યા છું. બાળપણથી માંડીને મને હુતાશનને વિશે કામના જાગી છે.[3] પણ હે પુત્ર! તે અગ્નિ મને કામિનીને બરાબર જાણતા નથી. બેટા! હું નિત્ય અગ્નિ સાથે વસવાને ઇચ્છું છું.[4]

સ્કંદ બોલ્યા: હે દેવી! સન્માર્ગે રહેલા સદાચારી બ્રાહ્મણો મંત્રથી પવિત્ર કરેલું જે કાંઈ હવ્ય અને કવ્ય સદૈવ અગ્નિમાં હોમે છે, તે બધું હાથમાં લીધેલું હવ્યકવ્ય તેઓ આજથી આરંભીને 'સ્વાહા' કહીને અગ્નિમાં હોમશે. હે શોભના! આ પ્રમાણે અગ્નિ હંમેશાં તમારી સાથે રહેશે.[5,6]

માર્કંડેય બોલ્યા : સ્કંદે સ્વાહાને આ પ્રમાણે કહ્યું તથા તેનું પૂજન કર્યું, તેથી તે સંતોષ પામી. પછી પોતાના પાવકપતિ સાથે સમાગમ પામેલી સ્વાહાએ સ્કંદનું પૂજન કર્યું. પછી પ્રજાપતિ બ્રહ્માએ મહાસેનને કહ્યું: 'તું તારા ત્રિપુરવિનાશન પિતા મહાદેવ પાસે જા.[7,8] રુદ્રે અગ્નિમાં પ્રવેશીને તથા ઉમાએ સ્વાહામાં પ્રવેશીને તને અપરાજિતને સર્વ લોકના હિતાર્થે ઉત્પન્ન કર્યો છે.[9] મહાત્મા રુદ્રે ઉમાની યોનિમાં જે વીર્ય સ્થાપન કર્યું હતું, તે આ પર્વત ઉપર પડ્યું હતું અને તેમાંથી મિંજિકા તથા મિંજિક નામનાં સ્ત્રીપુરુષ જન્મ્યાં હતાં.[10] તે વીર્યનો જે શેષ ભાગ રહ્યો હતો, તે રાતા સમુદ્રમાં પડ્યો હતો. તેનો કેટલોક ભાગ સૂર્યનાં કિરણોમાં ગયો હતો, તો કેટલોક પૃથ્વીમાં પડ્યો હતો.[11] વળી થોડોક ભાગ વૃક્ષોમાં ચોંટ્યો હતો. આમ તે વીર્ય પાંચ ભાગમાં પડ્યું હતું. તેમાંથી જ આ વિવિધ આકારવાળા ગણો થયા છે, એમ વિદ્વાનોએ જાણવું. એ ગણો ઘોર તથા માંસભક્ષણ કરનારા છે અને તારા પાર્ષદો છે.'[12]

માર્કંડેય બોલ્યા : 'ત્યારે અમાપ મનવાળા પિતૃવત્સલ મહાસેને 'ભલે એમ હો' કહીને પોતાના પિતા મહેશ્વરની પૂજા કરી. ધનની ઇચ્છાવાળા મનુષ્યોએ તે પાંચ ગણોને આકડાનાં ફૂલથી પૂજવા. વ્યાધિની શાંતિ માટે પણ તેમની પૂજા કરવી.[13,14] બાળકોનું હિત ઇચ્છનારા મનુષ્યોએ રુદ્રથી જન્મેલી મિંજિકા અને મિંજિકની તે જોડીને સદૈવ અહીં નમસ્કાર કરવા.[15] સંતાનની ઇચ્છાવાળાઓએ માનવનું માંસ ખાનારી અને વૃક્ષોમાં ઉત્પન્ન થયેલી વૃદ્ધિકા નામની તે સ્ત્રીદેવીઓને નમસ્કાર કરવા.[16] આમ પિશાચોના એ અગણિત ગણો કહ્યા છે. હવે હે રાજન્! ઘંટા અને પતાકાની ઉત્પત્તિ વિશે હું કહું છું, તે તમે સાંભળો.[17] ઐરાવતને વૈજયંતી નામની બે પ્રસિદ્ધ ઘંટાઓ હતી. મહાબુદ્ધિમાન ઇંદ્રે જાતે જ તે બંને ઘંટાઓ મંગાવીને ગુહને ક્રમપૂર્વક આપી.[18] તેમાંથી એક ઘંટા વિશાખને અને બીજી સ્કંદને આપવામાં આવી. કાર્તિકેય અને વિશાખની પતાકા લાલ રંગની હતી.[19] દેવોએ તે વખતે જે રમકડાં એ સ્કંદદેવને આપ્યાં હતાં, તેનાથી જ તે મહાબળવાન મહાસેન રમતા હતા.[20] પિશાચોના વૃંદથી અને દેવોના ગણથી વીંટાયેલા અને સૌંદર્યથી શોભી રહેલા તે કાર્તિકેય કાંચનગિરિ ઉપર તગતગ ઝળહળતા હતા.[21] સુંદર ગુફાવાળો મંદરાચલ જેમ કિરણવાન સૂર્યથી શોભી રહે, તેમ શુભ વનવાળો એ પર્વત આ કાર્તિકેયથી શોભી રહ્યો.[22] તે શ્વેતગિરિ સંતાનકનાં વનોથી, પ્રફુલ્લ કરેણનાં વનોથી, પારિજાતકનાં વનોથી, જાસવંત તથા અશોકનાં વનોથી, કદમ્બવૃક્ષોનાં ઝુંડથી, દિવ્ય મૃગગણોથી અને દિવ્ય પક્ષીઓના સમૂહોથી શોભાયમાન થઈ રહ્યો હતો.[23,24] ત્યાં સર્વ દેવગણો અને સર્વ દેવર્ષિઓ મેઘ સમાન તૂરીઓને ખળભળેલા સાગરના

ગર્જન જેવો નાદ આપી રહ્યા હતા.[૨૫] ત્યાં દિવ્ય ગંધર્વો અને અપ્સરાઓ નૃત્ય કરતાં હતાં. ત્યાં હર્ષ પામેલાં પ્રાણીઓનો મહાન ધ્વનિ સંભળાતો હતો. આ પ્રમાણે ઇંદ્ર સમેત સર્વ જગત શ્વેતગિરિ ઉપર બિરાજેલા સ્કંદદેવનું હર્ષપૂર્વક દર્શન કરી રહ્યું હતું. દર્શનથી તેને કંટાળો પણ આવતો નહોતો.' વળી માર્કંડેય બોલ્યા : 'અગ્નિપુત્ર ભગવાન કાર્તિકેયનો સેનાપતિપદે અભિષેક કરવામાં આવ્યો, ત્યાર પછી શ્રીમાન ભગવાન શંકર પાર્વતી સાથે, સુરજવરણા રથમાં બેસીને પ્રસન્નતાપૂર્વક ભદ્રવટ તરફ ગયા. તેમના તે શ્રેષ્ઠ રથને સહસ્ર સિંહો જોડ્યા હતા.[૨૬-૨૯] હવે કાળથી પ્રેરાયેલો તે રથ નિર્મળ આકાશમાં ઊડવા લાગ્યો. ત્યારે સુંદર કેશવાળીવાળા, ચરાચરને ત્રાસ પમાડતા અને ગર્જના કરતા તે સિંહો જાણે આકાશને પી રહ્યા હોય તેમ આકાશમાર્ગે ચાલી રહ્યા. તે રથમાં ઉમા સાથે બેઠેલા ભગવાન પશુપતિ ઇંદ્રધનુષ્યવાળા મેઘમાં વીજળી સાથે બેઠેલા સૂર્યની જેમ શોભી રહ્યા હતા. તેમની આગળ ભગવાન નરવાહન કુબેર ગુહ્યકોની સાથે પોતાના સુંદર પુષ્પક વિમાનમાં બેસીને ચાલતા હતા. દેવો સાથે ઇંદ્ર પણ ઐરાવત ઉપર બેસીને તે પ્રયાણ કરતા વરદાયી વૃષભધ્વજની પાછળ ચાલી રહ્યા હતા. ફૂલમાલધારી જિંભકો, યક્ષો તથા રાક્ષસોથી સુશોભિત થયેલો મહાયક્ષ અમોઘ ભગવાન શંકરને જમણે પડખે રહીને ચાલતો હતો. વિવિધ પ્રકારનાં યુદ્ધો કરનારા અનેક દેવો વસુઓ તથા રુદ્રોની સાથે ભેગા થઈને તેનાથી દખણાતા જતા હતા. સેંકડો ભયંકર વ્યાધિઓથી સર્વ રીતે વીંટળાયેલા, ભીષણ રૂપવાળા અને ઘોર કાયાવાળા યમરાજ ત્યાં મૃત્યુની સાથે ચાલતા હતા. રુદ્રનું ઉગ્ર, ત્રણધારું, તીક્ષ્ણ અને સુશોભિત એવું વિજય નામનું ત્રિશૂલ એ યમરાજની પાછળ ચાલતું હતું. ઉગ્ર પાશવાળા અને વિવિધ જલચરોથી વીંટાયેલા જલાધિપતિ ભગવાન વરુણ તે ત્રિશૂલની આસપાસ રહીને ધીરેધીરે ચાલતા હતા. વળી ગદા, મુસલ, શક્તિ આદિ ઉત્તમ શસ્ત્રોથી વીંટળાયેલું રુદ્રનું પટ્ટિશ એ વિજય ત્રિશૂલની પાછળ ચાલી રહ્યું હતું. હે રાજન્! એ પટ્ટિશની પાછળ રુદ્રનું મહાકાંતિભર્યું છત્ર ચાલતું હતું. તેની પાછળ મહર્ષિગણોએ સેવેલું કમંડલુ ચાલતું હતું. દેવોથી પૂજાયેલો અને શોભાથી ભરેલો દંડ ભૃગુ અને અંગિરા આદિ ઋષિઓ સાથે તેમની જમણી બાજુએ ચાલી રહ્યો હતો. આ સૌની પાછળ વિમલ રથમાં બિરાજેલા ભગવાન રુદ્ર પોતાના તેજથી સર્વ દેવોને હર્ષ પમાડતા જઈ રહ્યા હતા. ઋષિઓ, દેવો, ગંધર્વો, સર્પો, નદીઓ, ધરાઓ, સમુદ્રો, અપ્સરાઓના સમૂહો, નક્ષત્રો, ગ્રહો, દેવશિશુઓ અને અનેક આકૃતિવાળી સ્ત્રીઓ એ રુદ્રભગવાનની પાછળ ચાલી રહ્યાં હતાં. સુંદર રૂપવતી તે શ્રેષ્ઠ સ્ત્રીઓ તેમના ઉપર પુષ્પવૃષ્ટિ કરી રહી હતી.[૩૦-૪૫] મેઘ પણ ભગવાન પિનાકપાણિને નમસ્કાર કરીને પાછળ પાછળ ચાલતો હતો. તે સમયે સોમે ભગવાનના મસ્તક ઉપર શ્વેત છત્ર ધરી રાખ્યું હતું.[૪૬] ત્યારે વાયુ અને અગ્નિ ચમ્મર ઝાલીને ઊભા રહ્યા હતા. હે રાજન્! સૌંદર્યશોભાથી ઝળહળતો ઇંદ્ર સર્વ રાજર્ષિઓની સાથે ભગવાન વૃષભધ્વજની સ્તુતિ કરતો કરતો તેમની પાછળ પાછળ ચાલતો હતો. ગૌરી, વિદ્યા, ગાંધારી, કેશિની અને મિત્રસાહ્વયા એ સૌ પણ સાવિત્રીની સાથે પાર્વતીની પાછળ ચાલી રહી હતી. કવિઓએ કહેલી સૌ કોઈ વિદ્યાના ગણો પણ તેમની સાથે ચાલતા હતા. ઇંદ્રાદિ દેવો જેના વચનને માન્ય રાખે છે, તે રાક્ષસગ્રહ રુદ્રપતાકા ધારણ કરીને મોખરે ચાલતો હતો. સ્મશાનમાં નિત્ય નિવાસ રાખનારો, રુદ્રનો મિત્ર અને લોકને આનંદ આપ-

નારો પિંગલ નામનો યક્ષેંદ્ર એ સૌની સાથે ઇચ્છાપૂર્વક જતો હતો. તે દેવ ક્યારેક આગળ તો ક્યારેક પાછળ ચાલતો હતો. અને તેની કોઈ ચોક્કસ ગતિ નહોતી. આ લોકમાં માનવો પોતાનાં સત્કર્મોથી રુદ્રદેવને પૂજે છે. તેઓ તેને શિવ, ઈશ, રુદ્ર અને પિતામહ કહે છે. તેઓ વિવિધ પ્રકારના ભાવોથી મહેશ્વરને પૂજે છે. આ રીતે દેવસેનાથી વીંટળાયેલા, બ્રાહ્મણોના હિતકારી દેવસેનાના સ્વામી અને કૃત્તિકાના પુત્ર તે સ્કંદદેવ દેવાધિદેવ શંકરને અનુસરી રહ્યા હતા. હવે મહાદેવે એ મહાસેનને આ મહાન વચન કહ્યું : 'તું સાવધ રહીને સાતમા વાયુસ્કંધની રક્ષા કરજે.'

સ્કંદ બોલ્યા : હે પ્રભુ ! હું સાતમા વાયુસ્કંધનું પાલન કરીશ. હે દેવ ! મારે કંઈ બીજું કાર્ય કરવાનું હોય, તો તે કહો, વિલંબ ન કરશો.

રુદ્ર બોલ્યા : હે પુત્ર ! તારે સદૈવ મારાં દર્શન કરવાં. મારાં દર્શનથી તથા મારી ભક્તિથી તને પરમ કલ્યાણ પ્રાપ્ત થશે.[૪૭–૫૭]

માર્કંડેય બોલ્યા : આ પ્રમાણે કહીને ભગવાન મહેશ્વર મહાસેનને ભેટ્યા અને તેને ત્યાંથી વિદાય આપી. આ પ્રમાણે સ્કંદ વિદાય થયા, તે વખતે એકાએક મહાન ઉત્પાત થઈ આવ્યો. હે મહારાજ ! તે ઉત્પાતથી સર્વ દેવો મોહિત થઈ ગયા. નક્ષત્રો સાથેનું આકાશ બળવા લાગ્યું, સર્વ લોક ગાઢ મૂર્છામાં પડી ગયા, ધરતી અવાજ સાથે ડોલવા લાગી અને જગત અંધકારમય થઈ ગયું. આ પ્રમાણે હે મહાભાગ ! તે દારણ ઉત્પાત થયા, તે જોઈને ભગવાન શંકર, ભગવતી ઉમા, દેવો તથા મહર્ષિઓ તે વખતે ગભરાઈ ગયાં. તેઓ સૌ આ રીતે મૂઢ જેવા બની ગયાં, ત્યારે પર્વત અને મેઘના જેવું વિવિધ શસ્ત્રોવાળું, મહાન અને ભયંકર સૈન્ય ત્યાં જોવામાં આવ્યું. ગણ્યું ગણાય નહિ એવું તે ઘોર સૈન્ય વિવિધ જાતના શોર કરતું હતું.[૫૮–૬૨] તે સૈન્યે રણમાં ભગવાન શંકર અને દેવો ઉપર ધસારો કર્યો. તે મહાન યોદ્ધાઓએ સંગ્રામમાં દેવોની સેના ઉપર અનેકાનેક બાણજાળો, પર્વતો, શતઘ્નીઓ, પ્રાસો, તલવારો, પરિઘો અને ગદાઓ વરસાવ્યાં. આ પ્રમાણે તે ભયંકર શસ્ત્રો પડવા લાગ્યાં; તેથી ક્ષણભરમાં સર્વ દેવસૈન્ય ભાગાભાગ કરવા લાગ્યું અને વિમુખ થઈ ગયેલું જણાયું. એ દેવસૈન્યના યોદ્ધાઓ, હાથીઓ અને અશ્વો કપાઈ ગયા, તેમ જ તેમનાં આયુધો અને મહારથો છેદાઈ ગયાં. આ પ્રમાણે દાનવોથી પીડાયેલું દેવોનું સૈન્ય પૂંઠ ફેરવી ગયું. અસુરોના પ્રહાર પામતું તે સૈન્ય અગ્નિની ઝાળ પામતા વનના જેવું જણાવા લાગ્યું.[૬૩–૬૬] અત્યંત બળી ગયેલા મહાવૃક્ષોવાળા વનની જેમ તે નીચે પડી ગયું. મહારણમાં માર ખાતા તે દેવો તૂટી પડતાં ધડ અને માથાં સાથે આમતેમ દોડાદોડી કરવા લાગ્યા.[૬૭] પણ તેમને કોઈ રક્ષક સાંપડ્યો નહિ. હવે તે સૈન્યને આ પ્રમાણે નાઠેલું જોઈને ઇંદ્રદેવે તેને આશ્વાસન આપ્યું. બલ રાક્ષસને મારનારા તે દેવરાજે દાનવોથી પીડાયેલા એ સૈન્યને આ વચન કહ્યાં : 'તમે ભય દૂર કરો. તમારું કલ્યાણ થાઓ. હે શૂરવીરો ! તમે શસ્ત્રોને હાથમાં લો.[૬૮,૬૯] તમે પરાક્રમ બતાવવાનો નિર્ધાર કરો. તમે કશી વ્યથા ન પામો. આ દુરાચારી અને ભયંકર દેખાવના દાનવો ઉપર તમે વિજય મેળવો.[૭૦] તમારું મંગલ હો. તમે મારી સાથે એ મહાન અસુરો ઉપર તૂટી પડો.' ઇંદ્રનાં આ વચનો સાંભળીને દેવોએ ધીરજ રાખી.[૭૧] તેઓ ઇંદ્રનો આશ્રય કરીને દાનવોની સામે યુદ્ધ કરવા લાગ્યા. આ પ્રમાણે તે દેવો, મહાબળવાન વાયુઓ, મહાભાગ્યશાળી સાધ્યો તેમ જ વસુઓ એ સર્વે સાથે દૈત્યોની સામે ઝૂઝવા મંડ્યા.

રણસંગ્રામમાં ક્રોધમાં આવીને તેમણે છોડેલાં શરો અને શસ્ત્રોએ દૈત્યોના દેહમાં પેસી પુષ્કળ લોહી પીવા માંડ્યાં. તે વખતે તે દૈત્યોના દેહોને ભેદીને જે તીક્ષ્ણ બાણો બહાર પડતાં હતાં, તે પર્વતમાંથી પડતા પન્નગો જેવાં જણાતાં હતાં. આ પ્રમાણે તે દૈત્યોનાં શરીરો બાણોથી વીંધાઈ ગયાં.[૭૨-૭૫] હે રાજન્! તે સર્વ શરીરો તૂટેલાં વાદળાંની જેમ ભૂતલ ઉપર ગરી પડ્યાં. આ રીતે સર્વ દેવગણોએ દાનવસૈન્યને યુદ્ધમાં વિવિધ બાણોથી ત્રાસ પમાડ્યો અને તેને વિમુખ કર્યું. ત્યારે ઉગામેલાં હથિયારવાળા સર્વ દેવોએ હર્ષમાં આવીને ગર્જના કરી.[૭૬,૭૭] ત્યાં એકીસાથે અનેક વાજિંત્રો વાગી રહ્યાં. આ પ્રમાણે દેવો અને દાનવોની વચ્ચે અતિ દારણ યુદ્ધ થયું હતું. ત્યાં દેવો તથા દાનવોનાં માંસ અને લોહીથી કીચડ જામી ગયો. એવામાં દેવલોકમાં એકાએક ફરી બીજું સંકટ આવતું જણાયું.[૭૮,૭૯] ભયંકર દાનવોએ ફરીથી દેવો ઉપર મારો ચલાવવા માંડ્યો, એથી તૂરીઓના ઘોષો તથા ભેરીઓના મહારવો ગાજવા લાગ્યા.[૮૦] તે વખતે દાનવેંદ્રોએ દારણ સિંહનાદો કરવા માંડ્યા. ત્યાં ભયંકર દૈત્યસેનામાંથી મહિષ નામનો મહાબળવાન દાનવ મોટા પર્વત પકડીને બહાર ઊછળ્યો. હે રાજન્! વાદળાંથી ઘેરાયેલા સૂર્યની જેમ તે પર્વતને ઊંચકીને આવતા એ દાનવને જોઈને તે દેવો નાસભાગ કરવા લાગ્યા. હવે મહિષે દોટ મૂકીને તે પર્વત દેવો ઉપર ઝીંક્યો. હે નૃપ! ભયંકર રૂપવાળા તે પર્વતના પડવાથી દેવોની સેનામાંથી દશ હજાર યોદ્ધાઓ કચરાઈને જમીન ઉપર ઢળી પડ્યા.[૮૧-૮૪] તે દાનવોની સાથે એ મહિષાસુર દેવોને ત્રાસ આપી રહ્યો. સિંહ જેમ ક્ષુદ્ર મૃગો સામે ધસે, તેમ તે રણમાં દેવોની સામે એકદમ ધસ્યો.[૮૫] તે મહિષને આ પ્રમાણે આવતો જોઈને ઇંદ્રાદિ દેવો ભયભીત થઈ ગયા અને આયુધો તથા ધ્વજાઓને રણભૂમિમાં વેરણછેરણ નાખીને ભાગવા લાગ્યા.[૮૬] પછી ક્રોધે ભરાયેલા તે મહિષે ભગવાન રુદ્રના રથ ઉપર વેગપૂર્વક હલ્લો કર્યો અને દોટ મૂકીને એ રુદ્રરથની ધરી પકડી લીધી. કોપમાં ઊછળી રહેલો મહિષ જ્યારે એકદમ રુદ્રના રથ પાસે આવી પહોંચ્યો, ત્યારે પૃથ્વી અને આકાશમાં પ્રચંડ કડાકાઓ થયા અને મહર્ષિઓ મૂંઝવણમાં પડી ગયા. તે વખતે મેઘના જેવા મહાકાય દૈત્યો આનંદમાં આવી ગયા, તેમને નિશ્ચય થઈ ગયો કે જય અમારો જ છે![૮૭-૮૯] આ સ્થિતિ થઈ, તે વખતે ભગવાન શંકરે એ મહિષને રણમાં મારી નાખવાનો વિચાર કર્યો અને એ દુરાત્માના કાલરૂપ એવા સ્કંદદેવનું ભગવાને સ્મરણ કર્યું.[૯૦] ભયંકર મહિષે પણ રુદ્રનો રથ જોઈને દેવોને ત્રાસ આપવા તથા દૈત્યોને હર્ષ પમાડવા ત્રાડ પાડી.[૯૧] આમ દેવોની સામે તે ભયંકર ભય આવી ઊભો, ત્યારે ક્રોધથી સૂર્યની જેમ ઝળકી રહેલા મહાસેન ત્યાં આવી પહોંચ્યા. તે સમર્થ મહાબાહુએ ત્યારે લાલ વસ્ત્ર પહેર્યાં હતાં, રાતી ફૂલમાળાનું આભૂષણ ધારણ કર્યું હતું, રક્ત અશ્વ ઉપર સવારી કરી હતી અને સુવર્ણનું કવચ પહેર્યું હતું.[૯૨,૯૩] તે કનકના જેવી કાંતિવાળા અને સૂર્યના જેવા ઝળહળતા રથમાં બિરાજ્યા હતા. તેમને જોતાં જ તે દૈત્યસેનાએ રણમાં એકાએક નાસભાગ કરવા માંડી. ત્યાં હે રાજેંદ્ર! તે મહાબળવાન મહાસેને પણ મહિષને વિદારનારી તે પ્રજ્વલિત શક્તિને છોડી. તે શક્તિએ છૂટતાંની સાથે એ મહિષાસુરનું મહાન મસ્તક ઉડાવી દીધું. આ પ્રમાણે માથું છેદાઈ ગયું, એટલે એ મહિષ નિષ્પ્રાણ થઈ નીચે પડ્યો.[૯૪-૯૬] પર્વતના જેવા તે માથાના પડવાથી કુરુદેશનું સોળ જોજનનું દ્વાર પુરાઈ ગયું

અને ત્યારથી તે માર્ગ ઉપયોગમાં ન આવી શકે તેવો થઈ ગયો.[૯૭] આજે પણ ઉત્તરકુળના તે લોકો ત્યાં સહેલાઈથી જતા નથી. સ્કંદદેવે તે શક્તિને વારંવાર ફેંકી અને વારંવાર તેણે હજારો શત્રુઓનો ઘાણ કાઢી નાખ્યો.[૯૮] આ પ્રમાણે કરીને તે ફરીથી સ્કંદના હાથમાં આવી રહેતી હતી, એ દેવો તથા દાનવોએ જોયું. બુદ્ધિમાન મહાસેને ઘણાઓને તો બાણોથી જ મારી નાખ્યા. ભય અને ત્રાસ પામેલા બાકીના હજારો ભયંકર દૈત્યગણોને સ્કંદના દુર્જય પાર્ષદો મારીને ખાઈ ગયા.[૯૯,૧૦૦] અત્યંત હર્ષમાં આવેલા તે પાર્ષદોએ દાનવોને ભક્ષી જઈને તથા તેમનાં લોહીનું પાન કરીને આખી રણભૂમિને એક ક્ષણમાં દાનવવિહોણી કરી દીધી.[૧૦૧] જેમ સૂર્ય અંધારાનો નાશ કરે છે, જેમ અગ્નિ વૃક્ષોનો નાશ કરે છે અને જેમ વાયુ વાદળાંનો નાશ કરે છે, તેમ કીર્તિમાન કાર્તિકસ્વામીએ સ્વપરાક્રમથી શત્રુઓનો નાશ કરી નાખ્યો.[૧૦૨] દેવોએ કાર્તિકેયની સ્તુતિ કરી અને એ સ્કંદદેવે મહેશ્વરને પ્રણામ કર્યા. તે વખતે તે મહાસેન ફેલાવેલાં કિરણવાળા સૂર્યની શોભા ધારી રહેલા હતા.[૧૦૩] શત્રુઓને નાશ પમાડીને સ્કંદ મહેશ્વર પાસે ગયા, ત્યારે ઇંદ્ર એ મહાસેનને ભેટીને આ પ્રમાણે બોલ્યા :[૧૦૪] 'હે સ્કંદ! આ મહિષને બ્રહ્માએ વરદાન આપ્યું હતું. એને મન દેવો તો તણખલાના તોલના હતા. હે વિજયીશ્રેષ્ઠ! તમે એને હણ્યો છે.[૧૦૫] હે મહાબાહુ! આ રીતે તમે દેવોને દુઃખ દેનારા એ દૈત્યને મારી નાખ્યો છે. વળી જે દાનવોએ અમને પૂર્વે સંતાપ આપ્યો છે, તે મહિષ જેવા સેંકડો દેવશત્રુઓને તમે મારી નાખ્યા છે. બીજા એટલા જ સેંકડોની સંખ્યાના દાનવોને તમારા પાર્ષદો ખાઈ ગયા છે.[૧૦૬,૧૦૭] સમર્થ ઉમાપતિની જેમ તમે રણમાં શત્રુઓથી ... દેવ! તમારું આ પ્રથમ કર્મ વિખ્યાતિ પામશે. હે મહાભુજ! ત્રણે લોકમાં તમારી કીર્તિ અક્ષય થશે અને સર્વે દેવો તમારા વશમાં રહેશે.[૧૦૮,૧૦૯] શચીપતિ ઇંદ્રે મહાસેનને આ પ્રમાણે કહ્યું અને ભગવાન ત્રિલોચનની આજ્ઞા લઈને તે દેવો સાથે ત્યાંથી પાછા આવ્યા.[૧૧૦] પછી ભગવાન રુદ્ર ભદ્રવટ ગયા અને દેવો પોતાને ધામે પાછા ગયા. રુદ્રે દેવોને કહ્યું: 'તમે સ્કંદને મારા સમાન ગણજો.' આ પ્રમાણે એ અગ્નિપુત્રે દાનવગણોને હણી નાખ્યા અને એક જ દિવસમાં સમસ્ત ત્રૈલોક્યને જીતી લીધું. એ મહર્ષિઓ તેમની પૂજા કરવા લાગ્યા. જે બ્રાહ્મણ સ્વસ્થ ચિત્તે સ્કંદની આ ઉત્પત્તિકથાનો પાઠ કરશે, તે આ લોકમાં પુષ્ટિ પામશે અને પરલોકમાં કાર્તિકેયનો પરમલોક પ્રાપ્ત કરશે.[૧૧૧–૧૧૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'આંગિરસોપાખ્યાનમાં મહિષાસુરવધ' નામનો અધ્યાય ૨૩૧મો સમાપ્ત

# अध्याय २३२मो

## સ્કંદનાં નામો–કાર્તિકેયસ્તોત્ર

॥ युधिष्ठिर उवाच ॥

भगवन् श्रोतुमिच्छामि नामान्यस्य महात्मनः।
त्रिषु लोकेषु यान्यस्य विख्यातानि द्विजोत्तम ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા : હે ભગવન્! હે દ્વિજવર! હું મહાત્મા કાર્તિકેયનાં ત્રણ લોકમાં પ્રસિદ્ધ થયેલાં નામો સાંભળવા ઇચ્છું છું.[૧]

વૈશંપાયન બોલ્યા : યુધિષ્ઠિર પાંડવે આ પ્રમાણે કહ્યું, ત્યારે મહાતપસ્વી મહાત્મા માર્કંડેય ભગવાને ત્યાં ઋષિઓ સમક્ષ આ ઉત્તર આપ્યો.[૨]

માર્કંડેય બોલ્યા : આગ્નેય (અગ્નિપુત્ર), સ્કંદ (સ્ખલિત થયેલા વીર્યથી થયેલ), દીપ્તકીર્તિ (ઝળહળતી કીર્તિવાળા), અનામય (રોગરહિત), મયૂરકેતુ (મોરના ચિહ્નયુક્ત વાવટા-

વાળા), ધર્માત્મા ભૂતેશ (પ્રાણીઓના ઈશ્વર), મહિષાર્દન (મહિષાસુરને મારનાર) કામજિત્, કામદ, કાંત, સત્યવાક્, ભુવનેશ્વર, શિશુ (બાલમૂર્તિ), શીઘ્ર (વેગવાન), શુચિ, ચંડ, દીપ્તવર્ણ (ઝગમગતી કાંતિવાળા), શુભાનન, અમોઘ, અનઘ, રૌદ્ર (રુદ્રપુત્ર), પ્રિય, ચંદ્રાનન, દીપ્તશક્તિ (તેજસ્વી શક્તિવાળા), પ્રશાંતાત્મા, ભદ્રકૃત્, કૂટમોહન (બાલગ્રહાદિથી સર્વને મોહ પમાડનારા), ષષ્ઠીપ્રિય (ષષ્ઠીદેવી અથવા તિથિ જેને પ્રિય છે એવા), ધર્માત્મા, પવિત્ર માતૃવત્સલ, કન્યાભર્તા (કન્યાદાન વખતે तृतीयोऽग्निष्टे पतिः અગ્નિ તારો ત્રીજો પતિ છે એવું કહેવામાં આવે છે. સ્કંદ અગ્નિપુત્ર છે, અગ્નિરૂપ છે, તેથી તેને કન્યાભર્તા કહે છે), વિભક્તિ (જુદા જુદા રૂપવાળા), સ્વાહેય (સ્વાહાના પુત્ર), રેવતીસુત, પ્રભુ (સમર્થ), નેતા, વિશાખ, નૈગમેય (વેદપ્રતિપાદ્ય), સુદુશ્ચર (દુષ્કર કર્મ કરનારા), સુવ્રત, લલિત, બાલક્રીડનકપ્રિય (બાળકોનાં રમકડાં જેને પ્રિય છે એવા), ખચારી (આકાશમાં વિચરનારા), બ્રહ્મચારી, શૂર, શરવણોદ્ભવ, (કાશના વનમાં ઉત્પન્ન થયેલા), વિશ્વામિત્રપ્રિય, દેવસેનાપ્રિય, વાસુદેવપ્રિય, પ્રિય અને પ્રિયકૃત એ કાર્તિકેયનાં દિવ્ય નામો છે. જે આ નામોનો પાઠ કરે છે, તે સ્વર્ગ, કીર્તિ તથા ધન પામે છે, એ વિશે સંશય નથી.[૩-૯]

માર્કંડેય બોલ્યા : હે કુરુપ્રવીર ! દેવો ઋષિઓ અને શક્તિ સાથે વસતા અપ્રમેય, ષડાનન, શક્તિધર અને સુવીર એવા એ ગુહની હું નામો વડે સ્તુતિ કરું છું, તે તમે સાંભળો.[૧૦] હે સ્કંદ ! તમે બ્રહ્મણ્ય (બ્રાહ્મણોના હિતકારી) બ્રહ્મ જ (વેદોક્ત ગર્ભાધાનાદિ કર્મથી જન્મેલા), બ્રહ્મવિદ, બ્રહ્મેશય (બ્રહ્મનિષ્ઠ, કર્મનિષ્ઠ), બ્રહ્મવતાં વરિષ્ઠ (જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ), બ્રહ્મપ્રિય, બ્રાહ્મણસવ્રતી (બ્રહ્મજ્ઞાનીના જેવા વ્રતી), બ્રહ્મ અને બ્રાહ્મણોના નેતા (બ્રહ્મપદે પહોંચાડનારા) છો.[૧૧] તમે સ્વાહારૂપ છો, સ્વધારૂપ છો અને પરમપવિત્ર છો; મંત્રો તમારી સ્તુતિ કરે છે, તમે પ્રસિદ્ધ છો અને છ તેજશિખાવાળા છો. તમે સંવત્સર છો, ષડ્ઋતુઓ છો, માસ છો. પક્ષ છો, અયન છો અને દિશાઓ છો.[૧૨] તમે કમલનયન છો અને અરવિંદવદન છો. તમે સહસ્ર મુખવાળા અને સહસ્ર બાહુવાળા છો. તમે લોકપાલ છો, તમે પરમ હવિરૂપ છો અને સર્વ સુરો તથા અસુરોના પાલનહાર છો.[૧૩] તમે સેનાધિપતિ છો, પ્રચંડ છો, પ્રભુ છો, વિભુ છો અને શત્રુઓના વિજેતા છો. તમે સહસ્રભૂ (હજારો પ્રાણીઓના બનાવનાર) છો અને ધરણીરૂપ છો. તમે જ સહસ્રતુષ્ટિ (હજારો સંતોષના કારણરૂપ) છો અને સહસ્રભુક્ (હજારો પદાર્થના ભોક્તા) છો.[૧૪] હે ગુહ ! તમે સહસ્રશિર છો, અનંતરૂપ છો, સહસ્રપાદ છો અને શક્તિધારી છો. હે દેવ ! તમે સ્વેચ્છાથી ગંગા, સ્વાહા, પૃથ્વી અને કૃત્તિકાના પુત્ર થયા છો.[૧૫] હે છ મુખવાળા ! તમે અનેક જાતનાં મનગમતાં રૂપો લો છો અને કૂકડા સાથે ક્રીડા કરો છો. વળી તમે દીક્ષા છો, સોમ છો અને મરુતો છો. તમે જ સદૈવ ધર્મ છો, વાયુ છો, પર્વતરાજ છો અને ઇંદ્ર છો.[૧૬] તમે સનાતનોના પણ સનાતન છો અને તમે પ્રભુઓના પણ પ્રભુ છો. તમે ઉગ્ર ધનુષધારી છો. તમે સત્યના કર્તા છો, દિતિપુત્રોના અંતકારી છો, રિપુઓના વિજેતા છો અને સુરોમાં શ્રેષ્ઠ છો.[૧૭] હે મહાત્મા ! તમે તે પરમ તથા સૂક્ષ્મ તપ છો, તમે જ કાર્ય તથા કારણના વેત્તા છો અને તમે જ કાર્ય અને કારણરૂપ છો. તમે જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષના કારણરૂપ છો અને આ સમગ્ર જગત તમારા તેજથી જ વ્યાપેલું છે. હે સર્વ સુરોમાં

મહાવીર ! મેં મારી શક્તિ પ્રમાણે તમારી સ્તુતિ કરી છે. હે લોકનાથ ! તમને નમન હો ! હે બાર આંખ અને બાર હાથવાળા ! આ ઉપરાંત હું તમારી ગતિને જાણતો નથી.[૧૮,૧૯] જે બ્રાહ્મણ એકચિત્તે સ્કંદની આ જન્મકથાનો પાઠ કરશે અથવા જે બ્રાહ્મણોને એ સંભળાવશે અથવા જે બ્રાહ્મણને મોંએથી એ સાંભળશે, તે ધન, આયુષ્ય, પ્રકાશમાન યશ, પુત્રો, શત્રુ ઉપર વિજય, વૃદ્ધિ અને તુષ્ટિ મેળવશે તેમજ અંતે સ્કંદલોકને પામશે.[૨૦,૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત માર્કંડેયસમાસ્યાપર્વમાં 'આંગિરસોપાખ્યાનમાં કાર્તિકેયસ્તુતિ' નામનો અધ્યાય ૨૩૨ મો સમાપ્ત

## માર્કંડેયસમાસ્યાપર્વ સમાપ્ત

# द्रौपदी-सत्यभामा-संवादपर्व

## अध्याय २३३ मो

### પતિને વશ કરવાનો દ્રૌપદીએ કહેલો મહામંત્ર

॥ वैशंपायन उवाच ॥

उपासीनेषु विप्रेषु पांडवेषु महात्मसु ।
द्रौपदी सत्यभामा च विविशाते तदा समम् ॥

વૈશંપાયન બોલ્યા : મહાત્મા પાંડવો બ્રાહ્મણો સાથે બેઠા હતા, તે વખતે દ્રૌપદી અને સત્યભામાએ સાથે જ એક સ્થાનમાં પ્રવેશ કર્યો.[૧] હે રાજેંદ્ર ! તે પ્રિય બોલનારીઓ લાંબે સમયે એકમેકને મળીને અત્યંત આનંદ પામી અને સ્મિત કરતી ત્યાં સુખપૂર્વક બેઠી.[૨] તે બંને કુરુવંશ તથા યદુવંશ સંબંધી જાતજાતની વાતો કરવા લાગી. ત્યાં એકાંતમાં કૃષ્ણની પ્રિય પટરાણી અને સત્રાજિતની પુત્રી સુમધ્યમા સત્યભામાએ યાજ્ઞસેનીને આ પ્રમાણે કહ્યું : 'હે દ્રૌપદી ! લોકપાલો જેવા અને પરમ દૃઢ એવા વીર પાંડવો ઉપર તમે કેમ કરીને સત્તા ચલાવો છો ? તેઓ શી રીતે તમારે વશ છે ? હે શુભા ! શાથી તેઓ તમારા ઉપર કોપ કરતા નથી ?[૩-૫] હે પ્રિયદર્શના ! પાંડવો સદૈવ તમારે વશ રહે છે. તેઓ સૌ તમારું જ મોં જોયા કરે છે, તો તમે મને આનું રહસ્ય કહો.[૬] વ્રતાચરણ, તપ, સ્નાન, મંત્ર, ઔષધિ, વિદ્યાનો પ્રભાવ, મૂળિયાંનું તેજ, જપ, હોમ અને ઓસડ એ કંઈ આમાં કારણરૂપ છે ?[૭] હે પાંચાલી ! યશ અને સૌભાગ્યને વધારનારું એ જે કાંઈ હોય, તે તમે મને આજે કહો. એટલે હે કૃષ્ણા ! કૃષ્ણ નિત્ય મારે વશ રહેશે.[૮] આટલું કહીને યશસ્વિની સત્યભામા અટક્યાં અને મહાભાગ્યવતી પતિવ્રતા દ્રૌપદીએ તેને આ ઉત્તર આપ્યો : 'હે સત્યભામા ! તમે મને દુષ્ટ સ્ત્રીઓનો આચાર પૂછો છો. દુરાચારી સ્ત્રીઓએ સેવેલા માર્ગ વિશે હું કેમ કરીને ઉત્તર આપું ?[૯] આવો પ્રશ્ન પૂછવો અથવા મારામાં આવો સંદેહ લાવવો એ તમને શોભતું નથી; કેમ કે તમે બુદ્ધિશાળી છો અને કૃષ્ણનાં પ્રિય પટરાણી છો.[૧૦,૧૧] પત્ની મંત્રો અને મૂળિયાંથી પોતાને વશીકરણ કરવા પાછળ લાગી છે એવું પતિ જાણી જાય છે, તો તે ઘરમાં ધૂસી ગયેલા સાપની જેમ એ પત્ની વિશે ઉદ્વેગ રાખ્યા કરે છે.[૧૨] આ પ્રમાણે ઉદ્વેગ પામેલાને શાંતિ ક્યાંથી હોય ? અને શાંતિ વિનાનાને સુખ પણ ક્યાંથી હોય ? મંત્રાદિ કર્મોથી પતિ પત્નીને અધીન થાય એમ નથી.[૧૩] ઊલટું તેથી તો પતિને શત્રુઓએ પ્રેરેલા મહાભયંકર રોગો થાય એમ છે. કેમ કે વધ કરવા ઇચ્છતા શત્રુઓ એ મૂળિયાં આદિના પ્રચારથી ઝેર ભેળવી દે છે.[૧૪] પુરુષ જીભથી અથવા ચામડીથી જે વસ્તુઓ સેવે છે. તેમાં તે શત્રુઓ ચૂર્ણો મેળવી દે છે. તે ચૂર્ણો તે પુરુષનો તત્કાલ તથા નિ:સંશય જીવ લઈ લે છે.[૧૫] આ રીતે પતિને વશ કરવા જતાં સ્ત્રીઓ પોતાના સ્વામીઓને જલોદર રોગવાળા, કોઢિયા, સફેદ પળિયાંવાળા, નપુંસક,

મૂર્ખ અને બહેરા બનાવી દે છે.[૧૬] એ પાપણીઓ પાપીઓનો જ સંગ કરે છે અને પોતાના પતિઓને વહેતા મૂકે છે. સ્ત્રીએ ક્યારેય સ્વામીનું જરા પણ અપ્રિય ન કરવું જોઈએ.[૧૭] હે યશસ્વિની! મહાત્મા પાંડવો પ્રત્યે હું કેવું વર્તન રાખું છું, તે સઘળું હું તમને સાચેસાચું કહું છું. હે સત્યભામા! તમે તે સાંભળો.[૧૮] હું સદૈવ કામ, ક્રોધ અને અહંકારને છોડીને પાંડવો અને તેમની પત્નીઓની એકાગ્રતાપૂર્વક સેવા કરું છું. હું ઈર્ષ્યાને વેગળી રાખું છું, મનને બરાબર સ્થિર રાખું છું, નિરભિમાનતા રાખું છું, પતિઓનાં ચિત્તની રક્ષા કરું છું અને નિત્ય તેમની સેવા કરું છું.[૧૯,૨૦] મારા બોલવામાં, મારા ઊભા રહેવામાં, મારા જોવામાં, મારા બેસવામાં, મારા ચાલ્યા જવામાં, મારા અણસારામાં અને મારી ચેષ્ટામાં રખેને કંઈ ભૂંડાપણું આવે એની હું સદૈવ ચીવટ રાખું છું.[૨૧] અગ્નિ, સૂર્ય તથા ચંદ્ર સમાન દૃષ્ટિમાત્રથી શત્રુઓનો નાશ કરી નાખનાર, મહાવીર્યવાન અને ઉગ્ર પ્રતાપધારી મહારથી પૃથાનંદનોની હું સેવા કરું છું. દેવ હો, મનુષ્ય હો, ગંધર્વ હો, જુવાન હો, સુંદર આભૂષણવાળો હો, ધનવાન હો અને કામણગારો હો, પણ પતિ સિવાય કોઈ અન્ય પુરુષ મારે માન્ય જ નથી.[૨૨,૨૩] પતિના જમ્યા પહેલાં હું જમતી નથી, તેમના વિલેપન કર્યા વિના હું વિલેપનસ્નાન કરતી નથી અને તેમના બેઠા પહેલાં હું બેસતી નથી. હું સર્વ સદૈવ બધા સેવકાદિઓને જમાડ્યા પછી જ જમું છું અને ત્યાર પછી જ હું શયન કરું છું.[૨૪] પતિ ખેતરથી, વનથી કે ગામથી ઘેર આવે છે, ત્યારે હું ઊભી થઈને તેમને આસન અને જળ આપીને તેમનું અભિનંદન કરું છું.[૨૫] હું વાસણકૂસણને ચકચકતાં રાખું છું, અનાજને સ્વચ્છ રાખું છું, સમયસર ભોજન કરાવું છું, મનને નિયમમાં રાખું છું, ધાન્યની સાચવણી કરું છું અને ઘરને વાળીઝૂડીને સાફ રાખું છું.[૨૬] હું તિરસ્કારભર્યું બોલતી નથી, તેમ દુષ્ટ સ્ત્રીઓનો સંગ કરતી નથી. હું સદૈવ આળસરહિત રહીને નિત્ય પતિને અનુકૂળ જ વર્તું છું.[૨૭] હું વિનોદના પ્રસંગ સિવાય હસતી નથી, વારેવારે બારણે આવી ઊભી રહેતી નથી અને ઘરના વાડાના બાગમાં પણ લાંબા વખત સુધી રહેતી નથી.[૨૮] અતિ હાસ્યને અને અતિરોષને હું છોડી દઉં છું, તેમ જ ક્રોધ થવાનું કારણ આપતી નથી. હે સત્યા! હું સદૈવ પતિસેવામાં પરાયણ રહું છું.[૨૯] પતિનો વિજોગ મને ક્યારે પણ રુચતો નથી. કુટુંબના કોઈ કાર્ય માટે પતિ પ્રવાસે જાય છે, ત્યારે હું ફૂલમાળાઓને તથા અંગરાગોને અળગાં રાખું છું અને વ્રતચારિણી રહું છું. ત્યારે સ્વામી જેનું પાન કરતા નથી, સ્વામી જેનું સેવન કરતા નથી અને સ્વામી જેનું ભોજન કરતા નથી, તે સર્વ હું છોડી દઉં છું. હે વરાંગના! ત્યારે હું પતિના ઉપદેશ પ્રમાણે નિયમપૂર્વક વર્તું છું.[૩૦-૩૨] સુંદર અલંકારો સજીને તથા અત્યંત સાવધાન રહીને હું પતિના પ્રિયહિતમાં પરાયણ રહું છું. વળી ભિક્ષા, બલિ, શ્રાદ્ધ, પર્વકાળોનાં સ્થાલીપાક અને પૂજ્યજનોને માનસત્કાર એ જે કુટુંબવિષયક ધર્મો મારાં સાસુજીએ મને પૂર્વે કહ્યા છે, તેમ જ જે બીજા હું જાણું છું, તે સર્વને હું જરા પણ આળસ કર્યા વિના રાતદિવસ અનુસરું છું. હું સદૈવ અને સર્વ પ્રકારે નિયમોને વિનયપૂર્વક ધારણ કરું છું.[૩૩-૩૫] સ્વભાવે કોમળ, સત્યશીલ અને સત્યધર્મના અનુપાલક છતાં ક્રોધમાં સર્પ જેવા એ મારા પતિઓની હું નિત્ય પરિચર્યા કરું છું.[૩૬] કેમ કે મારે મન પતિનો આશ્રય એ જ સ્ત્રીઓનો સનાતન ધર્મ છે. સ્ત્રીને માટે પતિ એ

જ દેવ છે, પતિ એ જ ગતિ છે અને પતિ સિવાય બીજી કોઈ ગતિ જ નથી; તો કઈ સ્ત્રી પતિનું અપ્રિય કરે?[૩૭] ખાવાપીવાની અને શણગાર-સાજની કે બીજી કોઈ પણ બાબતમાં હું પતિની ઇચ્છાને ઓળંગતી નથી; તેમ હું ક્યારે પણ સાસુજીની નિંદા કરતી નથી. હું સદૈવ નિયમ-વ્રતી રહી વર્તું છું.[૩૮] હે સુભગા! સાવધાની, નિત્ય કર્તવ્યશીલતા અને ગુરુજનોની સેવા એ કારણે જ સ્વામીઓ મારે વશ રહે છે.[૩૯] વીર-જનની અને સત્યવાદિની મારાં સાસુજી કુંતીની હું પોતે જ સેવા કરું છું, હું જાતે જ તેમને ખાન-પાન આપું છું અને વસ્ત્રોની જોગવાઈ કરું છું.[૪૦] વસ્ત્ર, ભૂષણ અને ભોજનની બાબતમાં હું એમની ક્યારે પણ ઉપરવટ જતી નથી. પૃથ્વી જેવાં એ પૃથાની હું ક્યારે પણ નિંદા કરતી નથી. પૂર્વે યુધિષ્ઠિરભવને નિત્ય આઠ હજાર બ્રાહ્મણો સોનાના થાળમાં ભોજન કરતા હતા, ત્યારે યુધિષ્ઠિર અઠ્યાશી હજાર સ્નાતક ગૃહસ્થીઓનું ભરણ-પોષણ કરતા હતા. ત્રીસ ત્રીસ દાસીઓ એ પ્રત્યેક બ્રાહ્મણની સેવામાં રહેતી હતી.[૪૧-૪૩] વળી બીજા દશ હજાર ઊર્ધ્વરેતા યતિઓને સારી રીતે રાંધેલું અન્ન સોનાના થાળોમાં ભરીને પીરસવામાં આવતું હતું.[૪૪] તે સર્વ વેદવાદી બ્રાહ્મણોને હું વૈશ્વદેવ થયા પછીનું પ્રથમ અન્ન આપતી હતી, તેમ જ વસ્ત્ર, ભોજન અને ખાનપાન આપી તેમને યથાયોગ્ય સન્માનતી હતી.[૪૫] મહાત્મા કુંતીનંદન યુધિષ્ઠિરને ત્યાં ત્યારે એક લાખ દાસીઓ હતી. તેઓ ચૂડીઓ તથા બાજૂબંધો પહેરતી હતી, સોનાની કંઠીઓ પહેરતી હતી, સુંદર શણગારો સજતી હતી, મહામૂલ્યવાન માળાઓ ધારણ કરતી હતી અને અતિ મૂલ્યવાન ઘરેણાંઓ પહેરતી હતી. વર્ણમાં તેઓ સુંદર હતી, શરીરે તેઓ ચંદનના લેપ કરતી હતી. વળી તેઓ મણિઓ તથા સુવર્ણને ઝગઝગાવતી હતી અને નૃત્ય તથા ગીતમાં પણ નિપુણ હતી.[૪૬,૪૭] હું તે સાનાં નામ, રૂપ, ભોજન, વસ્ત્રો અને કર્યાં ન કર્યાં કામ વિશે સઘળું જાણતી હતી.[૪૮] એ બુદ્ધિમાન કૌંતેયની બીજી એક લાખ દાસીઓ હાથમાં થાળ રાખીને રાતદિવસ અતિથિઓને જમાડતી હતી.[૪૯] યુધિષ્ઠિરરાજ ઇંદ્રપ્રસ્થમાં રહેતા હતા, ત્યારે એક લાખ ઘોડાઓ અને એક લાખ હાથીઓ તેમની પાછળ ચાલતા હતા.[૫૦] મહારાજ યુધિષ્ઠિર જ્યારે પૃથ્વીનું પાલન કરી રહ્યા હતા, ત્યારે આ બધું હતું. હું એ સૌની ગણતરી રાખતી હતી, તેમને કામકાજ બતાવતી હતી અને તેમની રાવફરિયાદો સાંભળતી હતી.[૫૧] રાણીવાસના સર્વ માણસોનાં, બહારના સર્વ સેવકોનાં, ગોવાળિયાઓનાં, તેમ જ ભરવાડોનાં કર્યાં ન કર્યાં કામોની હું પૂરી સંભાળ રાખતી હતી.[૫૨] હે કલ્યાણી! હે યશસ્વિની! યુધિષ્ઠિરરાજના અને પાંડવોના સર્વ ઐશ્વર્યને તેમ જ તેમની આવક-જાવકને હું એકલી જ જાણતી હતી.[૫૩] હે વરાનના! એ ભરતશ્રેષ્ઠોએ કુટુંબનો સર્વ ભાર મને સોંપ્યો હતો અને અસ્ત્રશાસ્ત્રની વિદ્યામાં પ્રીતિવાળા એ સૌ એનો અભ્યાસ કર્યા કરતા.[૫૪] આમ દુરાત્માઓથી કેમે કરીને ન ઉપાડી શકાય એવો ભાર મારા ઉપર મુકાયો હતો અને હું સર્વ સુખોનો ત્યાગ કરીને તે ભારને રાતદિવસ વહ્યા કરતી હતી. મારા ધર્માચારી પતિઓના, વરુણના સદા ભરપૂર રત્નાકર સાગર સમા અને કોઈથી લૂંટી ન શકાય એવા તે ખજાનાને એક હું જ સંભાળતી હતી. દિવસ હોય કે રાત હોય, હું એ કુરુવંશીઓને ભૂખ અને તરસમાં સહાય કરું છું, તેમની સેવા કરવામાં મને રાત અને દિવસ સરખાં જ લાગે છે.[૫૫-૫૭] હું નિત્ય પ્રાતઃકાલે સૌથા વહેલી ઊઠું છું અને સૌથી છેલ્લી સૂઈ

જાઉં છું. હે સત્યા! આ જ મારું વશીકરણ છે. સ્વામીને વશ કરનારું આ જ મહાન વશીકરણ હું કરી જાણું છું. હું દુરાચારી સ્ત્રીઓના આચાર કરતી નથી, તેમ તે આચારની હું ઇચ્છા પણ રાખતી નથી.[૫૮,૫૯]

વૈશંપાયન બોલ્યા: દ્રૌપદીજીએ આ પ્રમાણે ધર્મયુક્ત વચનો કહ્યાં, ત્યારે સત્યભામાએ એ ધર્મચારિણી પાંચાલીને સત્કારીને કહ્યું: 'હે પાંચાલી! હું તમારે પગે પડું છું. હે યાજ્ઞસેની! તમે મને ક્ષમા આપો; કેમ કે સખીઓ તો પરસ્પરમાં જાણી જોઈને મશ્કરીમાં આવું કહી નાખે છે.[૬૦,૬૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત દ્રૌપદી-સત્યભામાસંવાદ પર્વમાં 'સ્ત્રીધર્મ' નામનો અધ્યાય ૨૩૩મો સમાપ્ત

## अध्याय २३४मो

### દ્રૌપદીનો સત્યભામાને ઉપદેશ

॥ द्रौपद्युवाच ॥

इमं तु ते मार्गमपेतमोहं वक्ष्यामि चित्तग्रहणाय भर्तुः। अस्मिन्यथावत्सखि वर्तमाना भर्तारमाच्छेत्स्यसि कामिनीभ्यः ॥ १ ॥

દ્રૌપદી બોલી: હે સખી! સ્વામીના ચિત્તને આકર્ષવા માટે હું તમને આ નિઃસંશય માર્ગ કહું છું. તે જો તમે એ માર્ગે યથાવત્ વર્તશો, તો તમે તમારા પતિને બીજી કામિનીઓથી છોડાવી શકશો.[૧] હે સત્યા! દેવોમાં અને બીજા સર્વ લોકોમાં સ્ત્રીઓને માટે પતિના જેવું એક દૈવત નથી. કેમ કે પતિ પ્રસન્ન થાય છે, તો સર્વ મનોરથો ફળે છે; તે કોપવશ થાય છે, તો સર્વનાશ આવે છે.[૨] પતિના પ્રસન્ન થવાથી સ્ત્રીઓને સંતાન, વિવિધ ભોગો, શય્યાઓ, આસનો, ઉત્તમ દર્શનો, વસ્ત્રો, માળાઓ, સુગંધો, સ્વર્ગલોક અને પુષ્કળ કીર્તિ મળે છે. આ સંસારમાં સુખ કંઈ સુખપૂર્વક મળતું નથી. સાધ્વી સ્ત્રી દુઃખ ભોગવીને જ સુખનો પ્રસાદ મેળવે છે. તો તમે નિત્ય હૃદય, પ્રેમ અને સેવાપૂર્વક કૃષ્ણનું આરાધન કરો. તેમને ઉત્તમ આસનો આપો, મનોહર ફૂલમાલાઓ પહેરાવો, સરળ સૌજન્યથી પ્રસન્ન કરો અને જાતજાતના ઉત્તમ ગંધો ચર્ચો. આથી 'હું આનો વહાલો છું' એવું જાણીને કૃષ્ણ તમને જ વળગી રહેશે, તો તમે તે જ પ્રમાણે કરો. બારણે આવી પહોંચેલા પતિનો રવ સરખો સંભળાય ત્યાં તમારે ઊઠીને ઘરની વચ્ચે ઊભા રહેવું. પતિ ઘરમાં પેઠેલા જણાય, એટલે તમારે તેમને ઝટપટ આસન અને પગ ધોવાનું જળ આપીને તેમની સેવા કરવી.[૩-૬] જો દાસીને કંઈ કામે મોકલી હોય, તો તમારે પોતે જ ઊઠીને સઘળાં કામ કરવાં. આ પ્રમાણે હે સત્યા! કૃષ્ણ તમારો ભાવ જાણે કે સત્યભામા સર્વભાવે મને ભજે છે.[૭] તમારા પતિ તમારી સમક્ષ કંઈ પણ વાત કરે અને તે છાની જેવી ન હોય તોપણ તમારે તેને પેટમાં રાખી મૂકવી. કેમ કે તમારી કોઈ શોક વાસુદેવને એ વાત કહી દેશે, તો તેમને તમારે વિશે અપ્રીતિ થશે.[૮] જેઓ તમારા પતિના પ્રિય હોય, ભક્ત હોય અને હિતકારી હોય, તેમને તમે વિવિધ ઉપાયોથી ભોજન કરાવજો. પણ જેઓ તમારા પતિના દ્વેષી હોય, ઉપેક્ષાપાત્ર હોય, અહિતકારી હોય અને જેઓ કપટ કરવાને તૈયાર રહેતા હોય તે સૌથી તમે નિત્ય વેગળાં રહેજો.[૯] બીજા પુરુષો સંબંધમાં તમારે મદ તથા પ્રમાદને છોડીને, મનને સંયમમાં રાખી અને મૌન ધારણ કરીને વર્તન રાખવું. પ્રદ્યુમ્ન અને સાંબ તમારા પુત્રો છે, તોપણ તમારે ક્યારે પણ એમની સાથે એકાંતમાં ન બેસવું.[૧૦] મોટા કુળવાળી, પાપરહિત અને સતી સ્ત્રીઓ સાથે જ તમારું સખીપણું હજો. ક્રૂર, ઉદ્ધત, અકરાંતિયણ, ચોર, દુષ્ટ અને ઊખડેલ સ્ત્રીઓનો સંગ જ

ન રાખવો.[11] આ માર્ગ યશ દેનારો છે, સૌભાગ્ય વધારનારો છે, સ્વાર્થ સાધનારો છે અને શત્રુને ઉખેડનારો છે. તમે મહામૂલ્યવાન માળાઓ, મહામોંઘા અલંકારો, ઉત્તમોત્તમ અંગરાગો અને સુંદરતમ સુગંધો ધારણ કરીને પતિની આરાધના કરો.[12]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત દ્રૌપદી-સત્યભામા-સંવાદપર્વમાં 'દ્રૌપદીકર્તવ્યકથન' નામનો અધ્યાય ૨૩૪મો સમાપ્ત

## अध्याय २३५मो

### સત્યભામાએ કરેલું દ્રૌપદીનું સાંત્વન અને શ્રીકૃષ્ણનું પ્રયાણ

॥ वैशंपायन उवाच ॥

**मार्कंडेयादिभिर्विप्रैः पांडवैश्च महात्मभिः ।**
**कथाभिरनुकूलाभिः सह स्थित्वा जनार्दनः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : માર્કંડેય આદિ વિપ્રો સાથે તથા મહાત્મા પાંડવો સાથે જનાર્દને અનુકૂળ કથાઓ કરી.[1] પછી મધુસૂદને પાંડવો સાથે યથાર્થ ખાનગી વાતચીત કરી. હવે રથમાં બેસવાની ઇચ્છાથી કેશવે સત્યભામાને બોલાવ્યાં.[2] એટલે તે દ્રુપદનંદિનીને ભેટ્યાં અને તેમને આ સ્વસ્થ તથા હૃદયહારી વચનો કહ્યાં:* 'હે કૃષ્ણા ! તમે ચિંતા ન કરજો, દુઃખ ન લાવજો અને ઉજાગરા ન સેવજો. તમે તમારા દેવ જેવા પતિઓએ જીતેલી પૃથ્વીને મેળવશો.[3,4] હે શ્યામ નેત્રવાળાં! તમારા જેવાં શીલવતી અને સુલક્ષણવતીને આમ લાંબો વખત સુધી ક્લેશ ભોગવવાનો ન હોય.[5] મેં સાંભળ્યું છે કે, તમે તમારા પતિઓ સાથે આ કંટકમુક્ત અને શત્રુરહિત કરેલી પૃથ્વીને અવશ્ય ભોગવશો.[6] હે દ્રુપદસુતા ! તમે જોશો કે ધૃતરાષ્ટ્રના પુત્રોનો વધ થશે, વેરનાં વળતર ભરાશે અને પૃથ્વી યુધિષ્ઠિરના હાથમાં આવશે.[7] તમે વનવાસે નીકળ્યાં ત્યારે અભિમાનમાં આંધળી થયેલી જે કુરુસ્ત્રીઓએ તમારી ઠેકડી કરી હતી, તે સૌના સંકલ્પો ટૂંક વખતમાં જ ધૂળમાં મળી જશે, તે તમે જોશો.[8] હે કૃષ્ણા ! તમે જોશો કે તમારા દુઃખના સમયે જેમણે તમારું અપ્રિય કર્યું છે, તે સર્વ દૈવયોગે યમલોકમાં જશે.[9] પ્રતિવિંધ્ય, સુતસોમ, અર્જુનપુત્ર શ્રુતકર્મા, નકુલનંદન શતાનીક અને સહદેવથી થયેલો શ્રુતસેન એ તમારા સર્વ વીર પુત્રો કુશલ છે અને અસ્ત્રવિદ્યામાં સિદ્ધ થયા છે.[10,11] તેઓ દ્વારકામાં અભિમન્યુની જેમ પરમપ્રીતિપૂર્વક રહે છે. સુભદ્રા તમારી જેમ જ તેમની પૂરા મનથી પ્રીતિપૂર્વક ભાળ રાખે છે. તે તમારા સંબંધમાં કશો ભેદભાવ રાખતી નથી અને સંતાપમુક્ત રહીને એ પુત્રોથી પ્રસન્ન રહે છે. તે તમારે દુઃખે દુઃખી અને સુખે સુખી રહે છે.[12,13] વળી પ્રદ્યુમ્નજનની રુક્મિણી પણ તમારા પુત્રોનું સર્વ પ્રકારે લાલનપાલન કરે છે. કેશવ પોતે પણ પોતાના ભાનુ વગેરે પુત્રો કરતાં પણ તેમની વિશેષ કાળજી રાખે છે.[14] મારા સસરા વસુદેવ તમારા પુત્રોનાં ખાનપાન અને વસ્ત્ર વિશે સદૈવ ધ્યાન રાખે છે. બળરામ આદિ સર્વ અંધકો અને યદુવંશીઓ તેમના મનમાન્યા કોડ પૂરે છે.[15] હે ભાવિની ! તે સૌને તમારા પુત્રો ઉપર પ્રદ્યુમ્ન જેવું જ વાત્સલ્ય છે.' આ પ્રમાણે સત્યભામાએ દ્રૌપદીને આ અને બીજાં પ્રિય, સત્ય, હૃદયહારી અને ચિત્તને અનુકૂળ વચનો કહ્યાં. હવે તેણે વાસુદેવના રથ તરફ જવાનો મનમાં વિચાર કર્યો અને એ કૃષ્ણમહિષીએ કૃષ્ણાની પ્રદક્ષિણા કરી.[16,17] પ્રેમભર્યાં સત્યભામા શ્રીકૃષ્ણના રથમાં ચઢ્યાં, એટલે યદુશ્રેષ્ઠ શ્રીકૃષ્ણે સ્મિતપૂર્વક દ્રૌપદીને સાંત્વન આપ્યું અને પાંડવોને પાછા વાળ્યા.

---

* पतिव्रतानां धर्माश्च द्रौपदीसत्यभामयोः ।
संवादादधिगंतव्या सेव्यास्ताश्च सुखावहाः ॥

દ્રૌપદી અને સત્યભામાના સંવાદ ઉપરથી પતિવ્રતાના ધર્મો શીખવા. સ્ત્રીઓએ એ સુખદાયી ધર્મોનું સેવન કરવું. —गणेश

પછી તેમણે વેગીલા ઘોડાઓથી પોતાની નગરી તરફ પ્રયાણ કર્યું.[૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત દ્રૌપદી-સત્યભામાસંવાદ-પર્વમાં 'શ્રીકૃષ્ણગમન' નામનો અધ્યાય ૨૩૫ મો સમાપ્ત

## દ્રૌપદી–સત્યભામાસંવાદપર્વ સમાપ્ત

# घोषयात्रापर्व*

## अध्याय २३६ मो

### ધૃતરાષ્ટ્રનો પાંડવો માટે ખેદ

॥ जनमेजय उवाच ॥

**एवं वने वर्तमाना नराग्र्याः शीतोष्णवातातपकर्शितांगाः ॥ सरस्तदासाद्य वनं च पुण्यं ततः परं किमकुर्वत पार्थाः ॥ १ ॥**

જનમેજય બોલ્યા : આ પ્રમાણે વનમાં વસેલા અને ટાઢ, તાપ, પવન અને તડકાથી અંગે સુકાયેલા એ નરશ્રેષ્ઠ પૃથાનંદનોએ પુણ્યવનમાં આવેલા એ સરોવરે પહોંચ્યા પછી શું કર્યું ?[૧]

વૈશંપાયન બોલ્યા : પાંડુનંદનોએ તે સરોવર ઉપર આવીને પોતાની સાથેના માણસોને વિદાય આપી અને ત્યાં જ પોતાનું નિવાસસ્થાન તૈયાર કર્યું. ત્યાં તેઓ રમણીય વનોમાં, પર્વતોમાં અને નદીપ્રદેશોમાં વિચરવા લાગ્યા.[૨] મહાવીર પાંડવો આ રીતે વનમાં રહેતા હતા, ત્યારે વૃદ્ધ, તપોમય વેદવેત્તા તેમ જ સ્વાધ્યાયશીલ બ્રાહ્મણો તેમની પાસે આવતા હતા અને નરોત્તમ પાંડવો તેમને સત્કાર આપતા હતા.[૩] હવે એક વાર કોઈ કથાકુશલ વિપ્ર એ કુરુવંશીઓ પાસે આવી ચડ્યો. પાંડવોને મળીને તે દૈવેચ્છાએ વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજા પાસે ગયો.[૪] તે કુરુશ્રેષ્ઠ વૃદ્ધ ધૃતરાષ્ટ્રરાજે તેનો સત્કાર કર્યો અને તેને બેસવાને આસન આપ્યું. રાજાની પ્રેરણાથી તે વિપ્રે ધર્મનંદન, વાયુસુત ભીમ, ઇંદ્રપુત્ર અર્જુન અને નકુલસહદેવની જુગલજોડી વિશે વાતો કહી.[૫] તેણે કહ્યું : 'તે સૌનાં અંગ પવન તથા તડકાથી દૂબળાં થઈ ગયાં છે અને તેઓ ભયંકર દુઃખના જડબામાં પડ્યા છે; તેમ તે કૃષ્ણા વીર પતિઓની પત્ની હોવા છતાં અનાથની જેમ પારવિનાના ક્લેશો ભોગવે છે.'[૬] બ્રાહ્મણની આ વાત સાંભળીને વિચિત્રવીર્ય-પુત્ર રાજા ધૃતરાષ્ટ્ર દયાથી ભરાઈ આવ્યા અને સંતાપ કરવા લાગ્યા. રાજાના પુત્રો અને પૌત્રોને આ પ્રમાણે વનમાં દુઃખનદીમાં પડેલા સાંભળીને તેમના અંતરાત્મામાં તે જ વખતે વિવશતા વ્યાપી વળી અને તે નિસાસાના ફૂંફાડાથી લેવાઈ ગયા. તેમણે મહાકષ્ટે સ્થિરતા મેળવી અને સઘળું પોતાને જ કારણે છે, એમ વિચારીને તે આ વેણ બોલ્યા :[૭,૮] 'પવિત્ર, સદાચારી, સત્યનિષ્ઠ, અજાતશત્રુ અને સૌ પુત્રોમાં શ્રેષ્ઠ એવો મારો ધર્મરાજ પૂર્વે રંકુમૃગની રૂંવાટીભરી સુંવાળી સેજ ઉપર સૂતો હતો, તે હવે કેમ કરીને સપાટ જમીન ઉપર સૂતો હશે ?[૯] એ ઇંદ્રતુલ્ય ધર્મનંદનને માગધો અને સૂતોના સમૂહો નિત્ય બિરદાવલિઓ ગાઈને જગાડતા હતા. સાચે જ આજે તે ધરતીની ધૂળમાં સૂવે છે અને તેને પંખીઓના સમૂહો પાછલી રાતે જગાડી મૂકે છે ![૧૦] અરે ! અંગેઅંગ ક્રોધે ભરાયેલો વૃકોદર વાયુ અને તાપે કરીને શરીરે લેવાઈ ગયો હશે અને જમીન ઉપર પડી રહેતો હશે; એનું અંગ આવાં દુઃખોને માટે યોગ્ય નથી. છતાં અરેરે ! તે કૃષ્ણાની સમક્ષ ભોંય ઉપર સૂઈ રહેતો હશે ![૧૧] વળી ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજાની આજ્ઞામાં રહેનારો સુકુમાર અને મનસ્વી અર્જુન ક્રોધને કારણે જાણે કે ચીમળાઈ જતાં સર્વ અંગો વડે સુકામમાં આંખ પણ મીંચતો ન હશે ! નકુલ,

---

* साधूनभिबुभूषुर्हि स्वयमेवाभिभूयत ।
इति सदर्शयन्नाह घोषयात्रां महामुनि ॥

સાધુપુરુષોનો પરાભવ કરવાની ઇચ્છાવાળો પુરુષ-જરૂર પોતે જ પરાભવ પામે છે, એ સારી રીતે દર્શાવવા માટે મહામુનિ વ્યાસ ઘોષયાત્રા વર્ણવે છે. —गणेश

સહદેવ, દ્રૌપદી, યુધિષ્ઠિર અને ભીમને સુખરહિત થયેલાં જોઈને તે ઉગ્રતેજસ્વી અર્જુન સાપની જેમ રોષથી ફૂંફાડા મારતો હશે અને નિવાસસ્થાનમાં નિદ્રા જ લેતો નહિ હોય.[૧૨,૧૩] વળી સુખને યોગ્ય છતાં દુઃખી થયેલા સ્વર્ગમાંના દેવો જેવા સમૃદ્ધ રૂપવાળા અને સત્ય તથા ધર્મથી અધીન રહેલા તે નકુલસહદેવ અવશ્ય ઉજાગરા કરતા હશે, તેમ જ અશાંત રહેતા હશે.[૧૪] બળમાં વાયુના જેવો એ બળવાન વાયુનંદન મોટાભાઈના ધર્મબંધનમાં બંધાઈ રહીને સાચે જ ક્રોધને નિસાસાભેર સાંખી લેતો હશે.[૧૫] ભૂમિ ઉપર આળોટતા તે ખરેખર મારા પુત્રોના વધની જ આકાંક્ષા કરતો હશે. રણમાં બીજાઓ કરતાં અદકા હોવા છતાં તે ધર્મ અને સત્યથી રોકાઈને સમયની વાટ જોઈ રહ્યો છે.[૧૬] અજાતશત્રુ યુધિષ્ઠિરને કપટથી જીતીને દુઃશાસને જે કઠોર વચન કાઢ્યાં હતાં, તે વૃકોદરના કાળજામાં પેસી ગયાં છે. ગંજીમાં પડેલો દેવતા જેમ ઈંધણાંને બાળી નાખે છે, તેમ તે શબ્દો ભીમનાં અંગેઅંગને બાળી મૂકે છે.[૧૭] ધર્મપુત્ર યુધિષ્ઠિર મનમાં પણ પાપનો વિચાર નહિ કરે અને ધનંજય ધર્મરાજને જ અનુસરશે. પણ પવનથી વધેલા અગ્નિની જેમ ભીમનો કોપ તો અરણ્યવાસથી વધ્યા જ કરશે.[૧૮] એ કોપથી ભડભડી રહેલો એ વીર ભીમસેન હાથને હાથથી મસળ્યા કરતો હશે અને મારા પુત્રો તથા પૌત્રોને જાણે બાળી નાખતો હોય તેમ ઊના ઊના અત્યંત ભયંકર નિસાસાઓ નાખતો હશે.[૧૯] ક્રોધમાં આવેલા ગાંડિવપાણિ અને વૃકોદર ભીમ કાળ અને યમ જેવા છે. યુદ્ધમાં વજ્ર સમાન બાણો વેરતાં, તેઓ શત્રુસેનાને બાકી રહેવા દે એમ નથી.[૨૦] દુર્યોધન, શકુનિ, સૂતપુત્ર કર્ણ અને દુઃશાસન એ સૌ મૂરખ મનના છે. તેઓ મધુ(લાભ)ને જુએ છે, પણ પતન(હાનિ)ને જોતા નથી. આથી તેમણે જૂગટાનો આશરો લઈને રાજ્ય હરી લીધું છે.[૨૧] માણસ શુભ કે અશુભ કર્મ કરે છે, એટલે પછી એ કર્તા તેના ફળની રાહ જુએ છે. ફળ ભોગવવામાં આ પ્રમાણે પરવશ થયેલો તે કર્તા એ ફળ ભોગવવાનું આવે છે, ત્યારે મૂંઝાઈ પડે છે. પણ એ ભોગવવામાંથી પુરુષનો ક્યાંથી છૂટકો થાય ?[૨૨] ખેતર સારી પેઠે ખેડ્યું હોય, બી પણ વાવ્યું હોય અને મેઘરાજ સુદ્ધાં બરાબર મોસમ પ્રમાણે વરસ્યા કરતા હોય, છતાં પાકરૂપી ફળ ન ઊતરે, તો તેમાં દૈવ સિવાય બીજું કારણ જ નથી, એમ હું માનું છું.[૨૩] જુગારના એક્કા શકુનિએ ભૂંડું કામ કર્યું, પરંતુ સદ્દવર્તનશીલ યુધિષ્ઠિરે તો ત્યારે પણ રૂડું જ કામ કર્યું. છતાં દુષ્ટ પુત્રને વશ રહીને મેં એવું કુકર્મ કર્યું, એટલે કુરુઓનો આ અંતકાળ આવી પહોંચ્યો.[૨૪] અવશ્ય કશી પ્રેરણા વિના પવન વાશે, અવશ્ય ગર્ભિણી સ્ત્રી પ્રસવ કરશે, અવશ્ય દિવસને ઉદયે રજનીનો અસ્ત થશે અને અવશ્ય રાત્રિને આરંભે દિવસનો અંત થશે.[૨૫] તો પછી શા માટે અર્થસંચય કરવામાં આવે ? પણ બીજાઓ પણ ધનસંગ્રહ કરે છે. વળી લોકો પણ કેમ કોઈને ધન આપતા નથી ? જો ધનપ્રાપ્તિનો સમય અનર્થકારી થાય છે, તો પછી તે ધનપ્રાપ્તિ ક્યાંથી અને કેમ કરી શકાય ?[૨૬] એ ધનના ભાગ શેના પડે ! રખે તે ચાલ્યું જાય, રખેને તે ધોધબંધ વહી જાય, તે માટે તેનું જતન કરવું જોઈએ. તેનું જતન કરવામાં ન આવે, તો તે સેંકડો રસ્તે ચાલ્યું જાય. આ લોકમાં કર્યાં કર્મનો કદી પણ નાશ તો થવાનો જ નથી.[૨૭] જુઓ ધનંજયનું પરાક્રમ! વનમાંથી પણ એ ઇંદ્રલોકમાં ગયો ને ચાર પ્રકારનાં દિવ્ય અસ્ત્રો શીખીને આ લોકમાં આવ્યો.[૨૮] સદેહે સ્વર્ગે જઈને એના સિવાય બીજો કયો માણસ પાછો આ લોકમાં આવવા ઇચ્છી શકે !

ખરેખર કાળથી હણાયેલા અનેક કુરુઓને મોત માગતા જોઈને જ તે પાછો અહીં આવ્યો છે.[૨૯] સવ્યસાચી ધનુર્ધર અર્જુન, ભયંકર વેગવાળું તે ગાંડીવ ધનુષ્ય અને તે દિવ્ય અસ્ત્રો એ ત્રણનાં તેજને આ લોકમાં કોણ સહન કરી શકે એમ છે?[૩૦] ધૃતરાષ્ટ્રરાજનાં આ વચનોને સુબલપુત્ર શકુનિએ સાંભળી લીધાં. કર્ણ તથા દુર્યોધન પાસે જઈને તેણે તેમને એકાંતમાં એ સર્વ વચનો કહી સંભળાવ્યાં. અલ્પબુદ્ધિવાળો દુર્યોધન તો આ સાંભળીને હરખાઈ ગયો.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'ધૃતરાષ્ટ્રખેદવાક્ય' નામનો અધ્યાય ૨૩૬ મો સમાપ્ત

## अध्याय २३७मो

### શકુનિનો દુર્યોધનને દુષ્ટ ઉપદેશ

॥ वैशंपायन उवाच ॥

**धृतराष्ट्रस्य तद्वाक्यं निशम्य शकुनिस्तदा ।**
**दुर्योधनमिदं काले कर्णेन सहितोऽब्रवीत् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : ધૃતરાષ્ટ્રનાં તે વચનો સાંભળીને શકુનિએ યોગ્ય સમયે કર્ણની સાથે રહીને દુર્યોધનને આ વચન કહ્યાં :[૧] 'હે ભારત! તમે સ્વપરાક્રમથી વીર પાંડવોને દેશવટે કાઢ્યા છે. તો હવે શંબરને હણનારો ઇંદ્ર જેમ સ્વર્ગને ભોગવે છે, તેમ તમે એકલા આ પૃથ્વીને ભોગવો. હે નરપતિ! પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એ સર્વ દિશાઓમાં રહેતા સઘળા રાજાઓને તમે ખંડણી આપતા કર્યા છે.[૨,૩] હે રાજન્! પૂર્વે ઝળહળતી રાજ્યલક્ષ્મી પાંડવોને ભજતી હતી, તેને જ તમે તમારા ભાઈઓ સાથે આજે તમારી કરી છે.[૪] હે રાજન્! યુધિષ્ઠિર ઇંદ્રપ્રસ્થમાં હતા, ત્યારે અમે જે ઝગઝગતી રાજ્યલક્ષ્મી જોઈ હતી, તે આજે અમે તમારી જોઈ રહ્યા છીએ.[૫] હે રાજેંદ્ર! તમારા શત્રુઓ જોતજોતામાં શોકમાં દૂબળા પડી ગયા છે. હે મહાબાહુ! એ યુધિષ્ઠિરરાજ પાસેથી તમે બુદ્ધિબળથી આ જે રાજ્યલક્ષ્મી છીનવી લીધી છે, તે જાણે વિશેષ ચમકી રહી છે. હે રાજેંદ્ર! સર્વ રાજાઓ તમારી આણમાં ઊભા રહ્યા છે. હે શત્રુનાશન! તે સૌ 'અમે શું કરીએ' એવું તમને પૂછી રહ્યા છે. હે રાજન્! સાગરરૂપી અંબર ધારનારી, પર્વતો અને વનોવાળી; ગામો, નગરો અને ખીણોથી ભરપૂર, વિવિધ વનભાગોથી ભરેલી અને પર્વતોથી શોભી રહેલી આ પૃથ્વીદેવી સમસ્ત રીતે તમારે અધીન છે.[૬-૯] હે રાજન્! બ્રાહ્મણો તમને વંદન કરે છે અને રાજાઓ તમારું પૂજન કરે છે. સ્વર્ગમાં દેવોની વચ્ચે રહેલા સૂર્યની જેમ તમે તમારા પુરુષાર્થથી આ લોકમાં પ્રકાશી રહ્યા છો.[૧૦] હે રાજન્! જેમ રુદ્રોથી યમરાજ અને મરુતોથી દેવરાજ શોભી રહે, તેમ કુરુઓથી વીંટાયેલા તમે નક્ષત્રરાજની જેમ શોભી રહ્યા છો.[૧૧] જેમણે તમારી આજ્ઞાનો આદર કર્યો નથી અને જેઓ તમારી આણમાં રહ્યા નથી, તે પાંડવોને અમે લક્ષ્મીહીન થઈને વનવાસી થયેલા જોઈએ છીએ.[૧૨] હે મહારાજ! સાંભળવામાં આવ્યું છે કે, પાંડવો દ્વૈતવનમાં સરોવર આગળ વનવાસી બ્રાહ્મણો સાથે રહે છે.[૧૩] તો હે મહારાજ! પરમલક્ષ્મીથી શોભતા તમે સૂર્યની જેમ તમારા તેજથી એ પાંડુપુત્રોને તાપ આપવા માટે તે તરફ પ્રયાણ કરો.[૧૪] હે રાજા! તમે રાજ્યારૂઢ છો તો તેઓ રાજ્યભ્રષ્ટ છે, તમે શ્રીસંપન્ન છો તો તેઓ શ્રીવિહીન છે, તમે સમૃદ્ધિવાન છો તો તેઓ સમૃદ્ધિરહિત છે, તમે એ પાંડુપુત્રોને જુઓ.[૧૫] નહુષપુત્ર યયાતિની જેમ મહાકુળમાં જન્મેલા અને મહાન લક્ષ્મીથી ભરેલા તમને પાંડવો ભલે જુએ.[૧૬] હે પૃથ્વીનાથ! શત્રુઓ અને સ્નેહીઓ પુરુષમાં જે પ્રકાશમાન લક્ષ્મીને જુએ છે, તે લક્ષ્મી શત્રુઓને શોક અને સ્નેહીઓને હર્ષ પમાડવાને સમર્થ થાય છે. પર્વતની

ટોચ ઉપર ઊભેલો માણસ પૃથ્વીના તલ ઉપર રહેલા માણસને જુએ છે, તેમ સુખમાં રહેલો માણસ વિપત્તિમાં પડેલા પોતાના શત્રુઓને જુએ છે. આથી વધારે બીજું શું સુખ હોય ? હે રાજશાર્દૂલ ! શત્રુને સંકટમાં પડેલો જોઈને માણસને જેવો આનંદ થાય છે, તેવો આનંદ તેને પુત્રની, ધનની, અરે ! રાજ્યની પ્રાપ્તિથી પણ થતો નથી. મનોરથની સિદ્ધિ પામેલો પુરુષ ધનંજયને આશ્રમમાં વલ્કલ અને મૃગચર્મનાં વસ્ત્રોમાં જોશે, એટલે તે કેટલું બધું સુખ પામશે ? વળી સુંદર વસ્ત્રો પહેરનારી તમારી ભાર્યાઓ, વલ્કલ અને મૃગચર્મ ઓઢનારી તે દુઃખિત કૃષ્ણાને જુઓ. એ કૃષ્ણાને ફરીફરીને ખિન્ન થવા દો. તે ભલે પોતાના ધનહીન જીવતરને અને પોતાની જાતને અતિશય નિંદા આપે. કેમ કે અલંકારોથી શણગારાયલી તમારી પત્નીઓને જોઈને તેને એવો ખેદ થશે કે, જેવો ખેદ તેને સભાની વચ્ચે થયો નહોતો.[૧૭–૨૨]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય ! કર્ણ અને શકુનિ એ બંનેએ રાજા દુર્યોધનને આ વચનો કહ્યાં અને પછી તેઓ શાંત થયા.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં ‘કર્ણશકુનિવાક્ય’ નામનો અધ્યાય ૨૩૭મો સમાપ્ત

## अध्याय २३८मो

### ઘોષયાત્રા વિશે મંત્રણા

॥ वैशंपायन उवाच ॥

कर्णस्य वचनं श्रुत्वा राजा दुर्योधनस्ततः ।
हृष्टो भूत्वा पुनर्दीन इदं वचनमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: કર્ણનાં વચન સાંભળીને રાજા દુર્યોધન હર્ષ પામ્યો, પરંતુ પાછો દીન થઈ જઈને આ વચન બોલ્યો :[૧] ‘હે કર્ણ ! તું આ જ કહે છે, તે બધું મારા મનમાં છે; પણ જ્યાં પાંડવો છે ત્યાં જવાની મને અનુજ્ઞા મળશે નહિ.[૨] કેમ કે ધૃતરાષ્ટ્ર મહીપાલ તે વીર પાંડવો વિશે શોક કરે છે અને તેમના તપના યોગથી તેમને આપણા કરતાં અધિક માને છે.[૩] અથવા ધૃતરાષ્ટ્ર આપણા મનનું ધાર્યું જાણી પણ જાય, તોપણ ભાવી પરિણામથી આપણી રક્ષા કરવાને માટે તે આપણને જવાની રજા આપશે નહિ.[૪] હે મહાકાંતિમાન ! વનમાં રહેલા એ પાંડવોને ઉખેડવા સિવાય દ્વૈતવનમાં જવાનું કંઈ બીજું પ્રયોજન નથી.[૫] પાસાદાવ નાખવાનો અવસર આવ્યો, ત્યારે વિદુરે તને, મને અને સુબલપુત્ર શકુનિને જે વચનો કહ્યાં હતાં, તે તું જાણે છે.[૬] તે સર્વ વચનો વિશે તેમ જ બીજા વિલાપ વિશે વિચાર કરતાં હું ત્યાં જવા કે નહિ જવા વિશે કંઈ સૂઝ મેળવી શકતો નથી.[૭] હું ભીમ અને અર્જુનને કૃષ્ણાની સાથે વનમાં ક્લેશ પામતા જોઉં, તો મને ભારે હર્ષ થાય. આ વસુંધરાને પામીને મને તેટલી પ્રીતિ થતી નથી, જેટલી પ્રીતિ પાંડુપુત્રોને વલ્કલ તથા મૃગચર્મનાં વસ્ત્રોમાં રહેલા જોઈને મને થશે.[૮-૯] હે કર્ણ ! દ્રુપદનંદિની દ્રૌપદીને હું વનમાં ગેરુવા લૂગડામાં જોઉં, એથી અધિક બીજું સુખ કયું હોય ?[૧૦] અહો! ધર્મરાજ યુધિષ્ઠિર અને પાંડુપુત્ર ભીમસેન મને પરમલક્ષ્મીથી સંપન્ન જુએ, તો મારું જીવતર જીવ્યું ગણાય ![૧૧] આપણે કેમ કરીને તે વનમાં જઈએ ? કેમ કરીને ધૃતરાષ્ટ્ર મહીપતિ મને ત્યાં જવાની રજા આપે ! મને તો આનો કંઈ ઉપાય જણાતો નથી.[૧૨] તો હે કર્ણ ! સુબલપુત્ર શકુનિ તથા દુઃશાસન સાથે તું ઉત્તમ ઉપાય શોધી કાઢ, એટલે આપણે તે વનમાં જઈ શકીએ.[૧૩] હું પણ આજે જવું કે નહિ તે વિશે નક્કી વિચાર કરી નાખીશ અને આવતી કાલે સવારે જ રાજા પાસે પહોંચી જઈશ.[૧૪] ત્યાં કુરુશ્રેષ્ઠ ભીષ્મ અને હું બેઠા હોઈએ, ત્યારે તું અને શકુનિ તમને જે ઉપાય જડી

આવ્યો હોય તે કહી નાખજો.[૧૫] પછી આ જવાના સંબંધમાં ભીષ્મ અને ધૃતરાષ્ટ્રરાજનો વિચાર સાંભળીને હું ભીષ્મપિતામહનું મન મનાવી લઈને ત્યાં જવાનો નિશ્ચય કરીશ.[૧૬] પછી તે સર્વ 'ભલે એમ' કહીને પોતપોતાને ઘેર ગયા. રાત્રિ વીતી અને વહાણું વાયું, એટલે કર્ણ દુર્યોધનરાજ પાસે ગયો.[૧૭] ત્યાં કર્ણે દુર્યોધનને હસતાં હસતાં આ વચનો કહ્યાં: 'જનેશ્વર! આ ઉપાય હાથ લાગ્યો છે, તમે તે સાંભળો.[૧૮] હે નરપતિ! દ્વૈતવનમાં સર્વ ઘોષો (ગાયનાં ધણ) તમારી વાટ જુએ છે. આપણે નિઃસંશય ઘોષયાત્રા (ગાયોને જોવા માટે ફરવાને) બહાને ત્યાં જઈશું.[૧૯] હે પૃથ્વીપતિ! ઘોષયાત્રાએ જવું સદૈવ ઉચિત છે. આથી હે રાજન્! તમારા પિતા તમને રજા આપશે જ.' આમ કર્ણ અને દુર્યોધન ઘોષયાત્રાએ જવાના નિર્ણય વિષે વાત કરતા હતા. ત્યારે ગાંધારરાજ શકુનિ હસતાં હસતાં બોલ્યો કે, 'હા! મને પણ ત્યાં જવાને માટે આ માર્ગ નિષ્કંટક લાગે છે. ધૃતરાષ્ટ્ર રાજા આપણને અનુજ્ઞા આપશે અને વળી તે સંબંધમાં ઉપદેશ પણ દેશે.[૨૦-૨૨] હે નરાધીશ! દ્વૈતવનમાં સર્વ ઘોષો તમારી રાહ જુએ છે. નિ:સંશય આપણે ઘોષયાત્રાના નિમિત્તથી ત્યાં જઈશું.[૨૩] આમ નિશ્ચય કરીને, તેઓ ખડખડ હસ્યા અને એકબીજાને તાળી આપવા લાગ્યા. પછી તેઓ કુરુવર ધૃતરાષ્ટ્રને મળવા માટે ગયા.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'ઘોષયાત્રામંત્રણા' નામનો અધ્યાય ૨૩૮મો સમાપ્ત

## अध्याय २३९ मो
### ધૃતરાષ્ટ્રની આજ્ઞા અને દુર્યોધનનું દ્વૈતવન તરફ પ્રયાણ

॥ वैशंपायन उवाच ॥

धृतराष्ट्रं ततः सर्वे ददृशुर्जनमेजय।
पृष्ट्वा सुखमथो राज्ञः पृष्टा राज्ञा च भारत ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: પછી હે જનમેજય! તે સર્વે ધૃતરાષ્ટ્રને મળ્યા. હે ભારત! તેમણે રાજાને ક્ષેમકુશળ પૂછ્યા અને રાજાએ તેમના કુશળસમાચાર પૂછ્યા.[૧] પછી તેમણે આગળથી ગોઠવી રાખેલા સમંગ નામના ગોવાળે ધૃતરાષ્ટ્રને નિવેદન કર્યું કે, 'અત્યારે ગાયો નજીકમાં જ છે.[૨] એટલે હે પૃથ્વીનાથ! રાધાપુત્ર કર્ણ તથા શકુનિ, નરપતિશ્રેષ્ઠ જનાધિપતિ ધૃતરાષ્ટ્રને આ પ્રમાણે કહેવા લાગ્યા:[૩] 'હે કૌરવ! હાલમાં ગાયોનાં ધણ રમણીય ભાગોમાં આવ્યાં છે. તેમની નોંધ કરવાનો તથા વાછરડાંને છાપ મારવાનો આ સમય છે.[૪] વળી હે રાજન્! તમારા પુત્રને માટે આ સમયે મૃગયા રમવી ઉચિત છે, તો તમે દુર્યોધનને વનમાં જવાની રજા આપશો.'[૫]

ધૃતરાષ્ટ્ર બોલ્યા: હે તાત! મૃગયા કરવી અને ગાયોની નોંધ-તપાસ કરવી એ બન્ને સારી વાત છે. પણ ગોવાળિયાનો તો વિશ્વાસ કરાય નહિ એ વાત મને સાંભરી આવે છે.[૬] વળી અમે સાંભળ્યું છે કે, નરસિંહ પાંડવો ત્યાં નજીકમાં જ છે. આથી હું પોતે તો તમને ત્યાં જવાની અનુજ્ઞા નહિ આપું.[૭] હે રાધેય! તમે તે પાંડવોને કપટથી હરાવ્યા છે. તેઓ મહાવનમાં કષ્ટ પામી રહ્યા છે. તેઓ સમર્થ છે, મહારથી છે અને નિત્ય તપોનિષ્ઠ છે.[૮] ધર્મરાજ ક્રોધ નહિ કરે, પણ ભીમસેન મહાક્રોધી છે અને યજ્ઞસેનની પુત્રી દ્રૌપદી તો સાક્ષાત્ અગ્નિ જ છે.[૯] તમે વળી મદ અને મોહથી ભરેલા છો. કદાચ તમે તેમનો અપરાધ કરી બેસશો. એટલે તે તપોમય પાંડવો તમને બાળીને ખાખ જ કરી દેશે.[૧૦] અથવા ક્રોધે ભરાયેલા તે આયુધધારી વીરો, તલવારો કસીને એકઠા થશે અને પોતાનાં શસ્ત્રોનાં તેજથી તમને બાળી નાખશે. તમે બહુ સંખ્યામાં હોવાથી કદાચ તેમની સામે ધસશો, તો તે ભારે અધર્મ થશે; છતાં તમે જીતો એ તો મને અશક્ય લાગે

છે. કેમ કે મહાબાહુ ધનંજય ઇંદ્રલોકમાં રહ્યો છે અને દિવ્ય અસ્ત્રો મેળવીને ત્યાંથી પાછો વનમાં આવ્યો છે.[૧૧-૧૩] પૂર્વે અર્જુને અસ્ત્રવિદ્યામાં પારંગત થયા પહેલાં જ પૃથ્વીને જીતી છે, તો આજે તો એ મહારથી અસ્ત્રવિદ્યામાં સિદ્ધ થયો છે. એટલે તે તમને હણી નાખે એમાં આશ્ચર્ય શું ?[૧૪] અથવા તમે મારાં વચન સાંભળીને ત્યાં જશો, તોપણ ઉદ્વેગપૂર્વક વનવાસ સેવી રહેલા એ પાંડવોની વચ્ચે વિશ્વાસભેર રહેવું તમને દુઃખદાયક થઈ પડશે.[૧૫] અથવા તમારા કોઈ સૈનિકો યુધિષ્ઠિરને કંઈ અપકૃત્ય કરી બેસશે, તો અજાણતાં થયેલું તે કર્મ પણ તમારા ઉપર દોષ લાવી મૂકશે.[૧૬] આથી આ નોંધતપાસ માટે ભલે વિશ્વાસપાત્ર માણસો જાય. હે ભારત ! તું ત્યાં જાય એ વાતને હું પોતે પસંદ કરતો નથી.[૧૭]

શકુનિ બોલ્યો : પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિર ધર્મજ્ઞ છે. હે ભારત ! સભા વચ્ચે તેમણે બાર વર્ષ વનવાસ કરવાની પ્રતિજ્ઞા કરી છે.[૧૮] તે સર્વે પાંડવો ધર્માચારી છે અને યુધિષ્ઠિરના આજ્ઞાધીન છે. કુંતીનંદન યુધિષ્ઠિર તો અમારા ઉપર કંઈ કોપ કરશે નહિ. અમને મૃગયાએ જવાની જ ઉત્કટ ઇચ્છા છે. સાથે સાથે અમે ગાયોની નોંધતપાસ કરવા ઇચ્છીએ છીએ, પરંતુ અમે પાંડવોને જોવાની ઇચ્છા રાખતા જ નથી. ત્યાં અમારા તરફથી કંઈ પણ ખોટું કાર્ય થશે નહિ. અમે તો તેમને આશ્રમે પણ જઈશું નહિ.[૧૯-૨૧]

વૈશંપાયન બોલ્યા : શકુનિએ આ પ્રમાણે કહ્યું, ત્યારે જનનાથ ધૃતરાષ્ટ્રે દુર્યોધનને મંત્રીઓ સાથે જવાની નાછૂટકે રજા આપી.[૨૨] આમ અનુજ્ઞા મળી, એટલે તે ભરતોત્તમ દુર્યોધન કર્ણની સાથે મોટી સેનાથી ઘેરાઈને બહાર નીકળ્યો.[૨૩] દુઃશાસન, ધીમાન સુબલપુત્ર અને બીજા ભાઈઓ તેમ જ હજારો સ્ત્રીઓ તેની સંગે વીંટળાઈને નીકળ્યાં.[૨૪] આમ તે મહાબાહુ નીકળ્યો ત્યારે સર્વ નગરજનો પણ એમની પત્નીઓ સાથે તે દ્વૈતવનને તેમ જ દ્વૈતવન સરોવરને જોવા માટે તેની પાછળ નીકળ્યા. તે વખતે દુર્યોધન સાથે આઠ હજાર રથો, ત્રીસ હજાર હાથીઓ, અનેક સહસ્ર પાગાઓ અને નવ હજાર ઘોડાઓ હતા.[૨૫,૨૬] ત્યારે તેની સાથે સેંકડો ને હજારો ભારગાડાંઓ, દુકાનો, વારાંગનાઓ, વણિકો, બંદીજનો અને મૃગયાશીલ પુરુષો હતા.[૨૭] હે પૃથ્વીપતિ ! રાજા દુર્યોધને પ્રયાણ આદર્યું, ત્યારે વર્ષાકાળમાં મહાભરત થયેલા વાયુના જેવો પ્રચંડ શબ્દ ગાજી ઊઠ્યો. પણ દુર્યોધનરાજે બે કોશ ઉપર પ્રથમ મુકામ કર્યો. પછી ત્યાંથી સર્વ વાહનો સાથે તેણે દ્વૈતવન સરોવર તરફ પ્રયાણ કર્યું.[૨૮,૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'દુર્યોધનપ્રસ્થાન' નામનો અધ્યાય ૨૩૯ મો સમાપ્ત

## अध्याय २४० मो

### દુર્યોધન તથા ગંધર્વરાજના સૈનિકોનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

अथ दुर्योधनो राजा तत्र तत्र वने वसन् ।
जगाम घोषानभितस्तत्र चक्रे निवेशनम् ॥१॥

વૈશંપાયન બોલ્યા : પછી રાજા દુર્યોધન વનમાં ઠામોઠામ મુકામ કરતો કરતો ગાયોના સમૂહ નજીક જઈ પહોંચ્યો અને ત્યાં તેણે નિવાસ કર્યો.[૧] ત્યારે તેની સાથેના માણસોએ જળ, વૃક્ષ અને સર્વ ગુણોથી સંપન્ન એવા રમણીય લાગતા પ્રદેશમાં મુકામો ઊભા કર્યા.[૨] એની જ સમીપમાં કર્ણ, શકુનિ અને બીજા સર્વ ભાઈઓનાં અલગ અલગ અને અનેકાનેક નિવાસસ્થાનો રચવામાં આવ્યાં.[૩] પછી તે દુર્યોધનરાજે સેંકડો ને હજારો ગાયો જોઈ અને તેમને સૌને આંક અને લક્ષણો સાથે તપાસી.[૪] તેણે વાછરડાંને છાપો

મરાવી, નાથવા જેવા વાછરડાઓને જાણી લીધા અને નાનાં વાછરડાંવાળી ગાયોની ગણતરી પણ કરી લીધી.[૫] આમ નોંધ-તપાસ કરીને તેણે ત્રણ વરસના વાછરડાઓને ગણાવ્યા. પછી ગોવાળોથી ઘેરાઈને તે કુરુનંદન પ્રીતિપૂર્વક વિહાર કરવા લાગ્યો.[૬] પછી એ સર્વ નગરજનોએ તથા હજારો સૈનિકોએ દેવોની જેમ તે વનમાં ઇચ્છા પ્રમાણે ક્રીડા કરવા માંડી.[૭] ત્યારે ગાન, નૃત્ય અને વાદનમાં કુશળ ગોવાળિયાઓ તેમ જ તેમની અલંકારોથી વિભૂષિત થયેલી કન્યાઓ ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનની સેવા કરવા લાગ્યાં.[૮] સ્ત્રીઓના સમૂહથી વીંટાયેલા તે રાજાએ પ્રસન્ન થઈને તેમને યથાયોગ્ય ધન આપ્યું તથા વિવિધ પ્રકારનાં ખાનપાન આપ્યાં.[૯]

પછી તે સર્વેએ એકસાથે થઈને વાઘો, પાડાઓ, મૃગો, રોઝો, રીંછો અને વરાહોને ચોમેરથી હાંકી મૂક્યાં.[૧૦] એટલે દુર્યોધનને વનમાં તે પશુઓને તથા અનેકાનેક હાથીઓને બાણોથી વીંધી નાંખ્યાં વળી તેણે રમણીય પ્રદેશમાં મૃગોને પકડાવ્યા હે ભારત! ત્યા તે ગોરસ આદિ ઉપભોગો ભોગવતો હતો અને મદભર્યા ભ્રમરોથી ભરેલાં તથા મયૂરોના કેકારવથી ગાજી રહેલા રમણીય વનો અને ઉપવનો જોતો હતો આમ તે ક્રમેક્રમે જતાં પવિત્ર દ્વૈતવન સરોવરે જઈ પહોંચ્યો.[૧૧-૧૩] તે મતવાળા ભ્રમરોથી ભરપૂર હતું, મયૂરોના કેકારવોથી ગાજી રહ્યું હતુ અને સાદડ, પુન્નાગ તથા બકુલનાં વૃક્ષોથી વ્યાપેલુ હતુ.[૧૪] ત્યા વજ્રપાણિ મહેન્દ્રના જેવા પરમ સમૃદ્ધિસપન્ન ધર્મનંદન યુધિષ્ઠિર સ્વેચ્છાથી રહેતા હતા.[૧૫] હે કૌરવ! તે સરોવરની નજીકમાં જ તેમણે પોતાનો નિવાસ કર્યો હતો હે કુરુશ્રેષ્ઠ! હે પૃથ્વીનાથ! તે વખતે તે ધીમાન નરપતિ પોતાની ધર્મપત્ની દ્રૌપદી સાથે એક જ દિવસમાં થઈ શકે એવો રાજર્ષિઓએ કરવા યોગ્ય યજ્ઞ દિવ્ય વિધિથી અને વગડાઉ સામગ્રીઓથી કરી રહ્યા હતા.[૧૬,૧૭] પછી હે ભારત! દુર્યોધને પોતાના હજારો સેવકોને આજ્ઞા કરી કે, 'તમે ઝટ ક્રીડાગૃહો તૈયાર કરો.'[૧૮] તે આજ્ઞાધીન સેવકોએ એ કૌરવ્યને 'બહુ સારુ' એમ કહીને પછી તરત જ તેઓ ક્રીડાસ્થાનો તૈયાર કરવાની ઇચ્છાથી દ્વૈતવન સરોવર તરફ જવા લાગ્યા.[૧૯] પણ ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનની સેનાનો મોખરાનો ભાગ દ્વૈતવન સરોવરે આવી પહોંચ્યો અને અંદર જવા લાગ્યો, ત્યાં ગધર્વોએ તેને વનના દ્વાર આગળ રોકવા માંડ્યો.[૨૦] કારણ કે હે પૃથ્વીપતિ! હે રાજન્! ગણોથી વીંટાયેલો વિહારશીલ ગંધર્વરાજ ચિત્રસેન કુબેરભવનમાંથી ત્યાં ક્રીડાને માટે આગળથી આવ્યો હતો તેની સાથે અપ્સરાઓનાં વૃંદો હતાં, દેવોના સમૂહો હતા અને તેના પુત્રો હતા. તેણે તે સરોવરને જાણે ઘેરી લીધું હોય તેમ જણાતુ હતુ.[૨૧,૨૨] આમ હે રાજન્! ગંધર્વરાજના ગણોથી એ સરોવરને ઘેરાયલુ જોઈને તે રાજસેવકો રાજા દુર્યોધન પાસે જવા પાછા વળ્યા[૨૩] હે કૌરવ્ય! દુર્યોધને તેમનાં વચનો સાંભળ્યાં અને યુદ્ધમાં મદોન્મત્ત એવા તે સૈનિકોને આદેશ આપી મોકલ્યા કે, 'તમે તેમને હાંકી કાઢો.'[૨૪] દુર્યોધનરાજનુ તે વચન સાભળીને સેનાના અગ્રેસરો ફરી દ્વૈતવન સરોવર પ્રત્યે ગયા અને ગધર્વોને આ પ્રમાણે કહ્યું 'ધૃતરાષ્ટ્રપુત્ર બલવાન દુર્યોધનરાજ અહીં વિહાર કરવાની ઇચ્છાએ આવે છે, તો તમે અહીથી ખસી જાઓ.'[૨૫,૨૬] હે ધરણીશ્વર! તેમણે આમ કહ્યું, ત્યારે ગધર્વો ખડખડ હસી પડ્યા અને તે રાજપુરુષોને આ કઠોર વચન સભળાવવા લાગ્યા કે,[૨૭] 'તમારો દુર્યોધનરાજ મંદબુદ્ધિ છે, તેનામા ભાન જેવુ જણાતું નથી, કેમ કે જાણે વૈશ્યોને આજ્ઞા કરતો હોય તેમ તે અમને દેવોને પણ આજ્ઞા કરે છે.[૨૮]

તમે પણ મરવાની ઇચ્છાવાળા જણાઓ છો. નિઃસંશય તમારી બુદ્ધિ પણ ઊઠી ગઈ છે. કેમ કે તમે તે મૂર્ખના કહેવાથી અમને આ પ્રમાણે કહી રહ્યા છો.[૨૯] તમે સૌ એ કૌરવરાજ હોય ત્યાં તત્કાળ ચાલ્યા જાઓ; નહિ તો તમે આ જ ઘડીએ યમરાજને મંદિરે પહોંચશો.[૩૦] ગંધર્વોએ આ પ્રમાણે કહ્યું, એટલે રાજસેનાના તે અગ્રણીઓ દોટ મૂકીને ધૃતરાષ્ટ્રપુત્ર રાજા દુર્યોધન જ્યાં હતો ત્યાં આવી પહોંચ્યા.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'ગંધર્વ અને દુર્યોધનની સેનાનો સંવાદ' નામનો અધ્યાય ૨૪૦ મો સમાપ્ત

## અધ્યાય ૨૪૧ મો

### ગંધર્વોએ યુદ્ધમાંથી કર્ણને ભગાડચો

॥ वैशंपायन उवाच ॥

**ततस्ते सहिताः सर्वे दुर्योधनमुपागमन् ।**
**अब्रुवंश्च महाराज यदूचुः कौरव प्रति ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે મહારાજ ! પછી તે સર્વ એકસાથે દુર્યોધન પાસે આવ્યા અને ગંધર્વોએ જે વચન કહ્યાં હતાં, તે સર્વે એ કુરુવંશીને કહી સંભળાવ્યાં.[૧] આમ હે ભારત ! ગંધર્વોએ પોતાની સેનાને અટકાવી તેથી એ પ્રતાપી દુર્યોધન ક્રોધથી ભરાઈ ગયો અને સૈનિકોને આ પ્રમાણે કહેવા લાગ્યો :[૨] 'મારું અપ્રિય કરવાવાળા એ અધર્મી ગંધર્વોને તમે શિક્ષા કરો. અરે ! પોતે ઇંદ્ર પણ સર્વ દેવો સાથે ક્રીડા કરતા હોય, તોપણ શું ?'[૩] દુર્યોધનનાં આ વચન સાંભળીને સર્વ મહાબળવાન ધૃતરાષ્ટ્રપુત્રો અને હજારો યોદ્ધાઓ યુદ્ધ માટે સજ્જ થઈ ગયા.[૪] તેઓ તે ગંધર્વોને વ્યાકુળ કરીને બળપૂર્વક તે વનમાં પ્રવેશ્યા અને પ્રચંડ સિંહનાદથી દશે દિશાઓને ભરી કાઢવા લાગ્યા.[૫] આગળ જતાં બીજા ગંધર્વોએ એ કુરુસૈનિકોને રોક્યા. હે વસુધાપતિ ! ગંધર્વોએ તેમને સમજાવટથી અટકાવવા માંડ્યા.[૬] પણ તેઓ તો એ ગંધર્વોનો અનાદર કરીને તે મહાવનમાં પેઠા. આમ ગંધર્વોના કહેવા છતાં પણ ધૃતરાષ્ટ્રપુત્રો તેમના રાજા સાથે થોભ્યા નહિ, એટલે તે સર્વ આકાશચારી ગંધર્વોએ ચિત્રસેનને એ વિશે નિવેદન કર્યું. ગંધર્વરાજ તે સર્વે ગંધર્વોને કૌરવોના સંબંધમાં કહ્યું કે, 'એ અનાર્યોને શિક્ષા કરો.' ચિત્રસેને અત્યંત ક્રુદ્ધ થઈને આ આજ્ઞા આપી. હે ભારત ! ચિત્રસેને આમ અનુજ્ઞા આપી, એટલે સર્વ ગંધર્વો હથિયારો ઉગામીને ધૃતરાષ્ટ્રપુત્રો તરફ દોડવા લાગ્યા. આયુધો ઉગામીને વેગપૂર્વક ધસી આવતા એ ગંધર્વોને જોઈને તે સર્વ યોદ્ધાઓ દુર્યોધનની નજર સમક્ષ જ જુદી જુદી દિશાઓમાં નાસવા લાગ્યા. તે સર્વે ધૃતરાષ્ટ્રપુત્રો પીઠ બતાવીને આમ નાસતા હતા, તે જોવા છતાં રાધાપુત્ર વીર કર્ણ તો ત્યાં સામી છાતીએ ઊભો જ રહ્યો. ગંધર્વોની મહાસેનાને આવતી જોઈને તે કર્ણે બાણની મોટી ઝડીથી તેને ખાળી રાખી. પછી એ સૂતપુત્રે ચાલાકીથી ક્ષુરપ્ર, ભલ્લ, વત્સદંત વગેરે પોલાદી બાણોથી સેંકડો ગંધર્વોને ઘાયલ કર્યા. એ મહારથીએ ઘણા ગંધર્વોનાં માથાંને નીચે ખેરવી નાખ્યાં.[૭-૧૪] તેણે એક ચપટીમાં ચિત્રસેનની આખી સેનાને છિન્નભિન્ન કરી નાખી. આમ ધીમાન સૂતપુત્ર કર્ણ તે ગંધર્વોને જેમ જેમ મારી રહ્યો હતો, તેમ તેમ સેંકડો અને હજારો બીજા ગંધર્વો ત્યાં ફરીફરીને આવવા લાગ્યા. આ રીતે ચિત્રસેનના મહાવેગવાન સૈનિકો દોડી આવતા હતા, તેથી પૃથ્વી એક ક્ષણમાં જાણે કે ગંધર્વમયી થઈ ગઈ. પછી રાજા દુર્યોધન, સુબલપુત્ર શકુનિ, દુઃશાસન, વિકર્ણ અને બીજા ધૃતરાષ્ટ્રપુત્રો ગરુડના જેવા ઘરઘરાટવાળા રથોમાં બેસીને તે સમયે ગંધર્વસેનાનો નાશ કરવા લાગ્યા.[૧૫-૧૮] તેમણે કર્ણને મોખરે રાખીને ફરી યુદ્ધની ઇચ્છા રાખી. રથોના મોટા

જૂથોથી તેમ જ રથોના સંચારોથી વૈકર્તન કર્ણનું રક્ષણ કરતા રહી તેઓ ગંધર્વો ઉપર બાણો વરસાવવા લાગ્યા. આથી સર્વ ગંધર્વો પણ કૌરવો ઉપર એકસાથે તૂટી પડ્યા. તે સમયે ત્યાં રૂંવાડાં ઊભાં કરે એવું અતિઘોર યુદ્ધ મચ્યું. ત્યારે બાણોથી પીડાયેલા તે ગંધર્વો ઢીલા પડી ગયા.[૧૯–૨૧] ગંધર્વોને આમ પીડાયેલા જોઈને કૌરવો મોટી ગર્જનાઓ કરવા લાગ્યા. પછી ગંધર્વોને ત્રાસ પામેલા જોઈને અસહનશીલ ચિત્રસેનને ક્રોધ ચડ્યો. કૌરવોનો વધ કરવાની પ્રતિજ્ઞા કરીને તે પોતાના આસનેથી કૂદીને ઊભો થયો.[૨૨] હવે વિવિધ યુદ્ધમાર્ગોને જાણનારા તે ચિત્રસેને માયાસ્ત્રનો આશ્રય લઈને યુદ્ધ કરવા માંડ્યું. ચિત્રસેનની એ માયાથી કૌરવો ગભરાઈ ગયા. તે વખતે ધૃતરાષ્ટ્રપુત્રોનો એકએક યોદ્ધો દશદશ ગંધર્વોથી બધી બાજુએ ઘેરાઈ ગયો હતો.[૨૩,૨૪] આ રીતે તેઓ મહાન સેનાથી પીડા પામી રહ્યા હતા, ત્યારે હે રાજન્! જેઓ જીવ બચાવવા ઇચ્છતા હતા, તેઓ ભયભીત થઈને રણાંગણમાં આમતેમ નાસભાગ કરવા લાગ્યા.[૨૫] આમ હે રાજન્! દુર્યોધનની સેનામાં ચોમેર ભંગાણ પડ્યું, ત્યારે પણ સૂર્યપુત્ર કર્ણ પર્વતની જેમ અચળ ઊભો રહ્યો હતો.[૨૬] દુર્યોધન, કર્ણ અને સુબલપુત્ર શકુનિ એ સૌ અત્યંત ઘાયલ થયા હતા, તોપણ તેમણે ગંધર્વો સાથે રણમાં યુદ્ધ ચાલુ જ રાખ્યું હતું.[૨૭] પછી સર્વ ગંધર્વોએ સેંકડો ને હજારોની સંખ્યામાં એકઠા થઈને કર્ણને રણમાં મારવાની ઇચ્છાએ તેના ઉપર ધસારો કર્યો. એ સૂતપુત્રને મારવા માટે તે મહાબળિયાઓએ તલવારો, પટ્ટિશો, ત્રિશૂળો અને ગદાઓથી ચોમેર મારો ચલાવ્યો. કેટલાકોએ તેના રથનાં પૈડાં છેદી નાખ્યાં, કેટલાકોએ તેની ધજા તોડી નાખી, કેટલાકોએ તેની ઝૂંસરી કાપી નાખી, કેટલાકોએ તેના ઘોડાઓ મારી નાખ્યા, કેટલાકોએ તેના સારથિને ગબડાવી પાડ્યો, કેટલાકોએ તેનું છત્ર ભાંગી નાખ્યું, તો કેટલાકોએ રથના માફાનો ચૂરો કરી નાખ્યો. આ પ્રમાણે અનેક હજારો ગંધર્વોએ કર્ણના રથના તલ તલ જેવડા કકડા કરી નાખ્યા.[૨૮–૩૧] આથી સૂતપુત્ર કર્ણ માત્ર ઢાલતલવાર લઈને રથમાંથી કૂદી પડ્યો અને વિકર્ણના રથમાં જઈ બેઠો. અને પોતાનો બચાવ કરવા માટે તેણે ઘોડાઓને હાંકી મૂક્યા.[૩૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'કર્ણપરાભવ' નામનો અધ્યાય ૨૪૧ મો સમાપ્ત

## અધ્યાય ૨૪૨ મો

### દુર્યોધન આદિનું કેદ પકડાવું અને ભીમનો ઉત્તર

॥ वैशंपायन उवाच ॥

**गंधर्वैस्तु महाराज भग्ने कर्णे महारथे।**
**संप्राद्रवच्चमूः सर्वा धार्तराष्ट्रस्य पश्यतः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે મહારાજ! જે સમયે મહારથી કર્ણ ગંધર્વોને હાથે હારીને આમ પલાયન થઈ ગયો, ત્યારે સર્વ સેના દુર્યોધનની નજર સમક્ષ જ નાસભાગ કરવા લાગી.[૧] તે સર્વ ધૃતરાષ્ટ્રપુત્રોને આમ પીઠ બતાવીને દોડી જતા જોવા છતાં મહારાજ દુર્યોધને ત્યાં પાછી પાની કરી જ નહિ. ગંધર્વોની તે મહાન સેનાને આવતી જોઈને એ અરિંદમને તેના ઉપર મોટી બાણધારા વરસાવી.[૨,૩] પણ ગંધર્વોએ તેની બાણની એ ઝડીને ગણતરીમાં લીધી નહિ. તેઓ તો દુર્યોધનને મારવાની ઇચ્છાએ તેના રથને ચારે બાજુથી ઘેરી વળ્યા.[૪] તેમણે બાણોથી એ રથનાં પૈડાં, ઝૂંસરી, ધ્વજા, સારથિ, ઘોડાઓ, ત્રિવેણુ, અને આસન એ સૌની તલતલ જેવડી કચ્ચર કરી નાખી.[૫] તે જ સમયે મહાબાહુ ચિત્રસેને દોટ મૂકીને, રથમાંથી નીચે ભોંય ઉપર ગબડી પડેલા

દુર્યોધનને જીવતો જ પકડી લીધો. આમ હે રાજેંદ્ર ! દુર્યોધન પકડાયો, એટલે ગંધર્વોએ રથમાં બેઠેલા દુઃશાસનને ચોમેરથી ઘેરી લઈને પકડી લીધો.[૭] બીજા ગંધર્વો વિવિંશતિ અને ચિત્રસેન આદિને પકડીને દોડ્યા. વળી કેટલાક ગંધર્વો વિંદ, અનુવિંદ તથા સર્વ રાજરાણીઓને કેદ કરીને નાઠા.[૮] આ રીતે ગંધર્વોએ ધૃતરાષ્ટ્રપુત્રના તે સૈન્યની પૂઠ પકડી, ત્યારે પ્રથમ નાસી છૂટેલા સૈનિકો એકસાથે થઈને પાંડવોની પાસે જઈ પહોંચ્યા.[૯] આમ મહીપતિ દુર્યોધનને કેદ કરીને લઈ જવામાં આવતો હતો, ત્યારે તે સૈનિકો ભાર ગાડાંઓ, દુકાનો, વારાંગનાઓ અને સર્વ વાહનો સાથે લઈને પાંડવોને શરણે ગયા.[૧૦]

સૈનિકો બોલ્યા : હે મહાબાહુ ! પ્રિયપાત્રો ઉપર મીઠી નજર રાખનારા મહાબળવાન ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનરાજને ગંધર્વો હરી જાય છે, તો પૃથાનંદનો તેમની વહારે ધાઓ.[૧૧] તે ગંધર્વો દુઃશાસનને, દુર્વિષહને, દુર્મુખને અને દુર્જયને અરે ! સર્વ રાજરાણીઓને બાંધીને લઈ જાય છે.[૧૨] દુર્યોધનને છોડાવવા ઇચ્છતા એ સર્વે દીન અને દુઃખિત પ્રધાનો આ પ્રમાણે આક્રંદ કરતા યુધિષ્ઠિર પાસે આવ્યા.[૧૩] દીન અને દુઃખી થયેલા તથા યુધિષ્ઠિર આગળ રક્ષણની ભિક્ષા માગતા તે વૃદ્ધ દુર્યોધનમંત્રીઓને ભીમસેને આ પ્રમાણે કહ્યું:[૧૪] 'અહો ! હાથીઓ અને અશ્વો સજ્જ કરીને અમારે જે મહાપ્રયત્ને કરવાનું હતું, તે જ ગંધર્વોએ આજ કરી નાખ્યું છે ![૧૫] કૌરવો કરતા હતા કંઈક અને આ પરિણામ કંઈ બીજું જ આવ્યું છે. આ તો કપટદ્યૂત રચનારા રાજાની દુષ્ટ મંત્રણાનું જ ફળ છે.[૧૬] અમે સાંભળ્યું છે કે, અસમર્થ મનુષ્યોનો જે દ્વેષ કરે છે, તેનો વિનાશ બીજા જ કરે છે. ગંધર્વોએ આ અતિમાનુષ કાર્ય કરીને અમને તે પ્રત્યક્ષ કરી બતાવ્યું છે.[૧૭] સદ્ભાગ્યની વાત છે કે, આ સંસારમાં કોઈ પણ પુરુષ અમારા પ્રિયમાં રહ્યો છે, તેણે અમને બેઠા રાખીને સુખથી વહી શકાય એવો અમારો આ ભાર ઉતારી નાખ્યો છે.[૧૮] અમે ટાઢ, તાપ તથા પવનને વેઠી રહ્યા છીએ, અમે તપથી કૃશ થઈ રહ્યા છીએ અને દુઃખમાં દિવસો કાઢી રહ્યા છીએ; તે એ સુખમાં રહેલો દુર્મતિ યો જોવા ઇચ્છતો હતો ![૧૯] જેઓ એ અધર્માચારી અને દુષ્ટાત્મા એવા એ કૌરવ વંશીના સ્વભાવને અનુસરે છે, તેઓ આ રીતે પોતાનો પરાભવ જુએ છે.[૨૦] જેણે દુર્યોધનને આ કામ કરવાનું શીખવ્યું છે, તેણે સાચે જ અધર્મ કર્યો છે. આ હું તમને મોઢામોઢ કહું છું, પણ કુંતીનંદનો કંઈ ક્રૂર નથી જ.'[૨૧] આ પ્રમાણે કુંતીપુત્ર ભીમસેન ફાટેલા ઘાંટે બોલતો હતો, ત્યારે યુધિષ્ઠિરરાજ તેને કહ્યુઃ 'આ સમય કઠોર વચનો કહેવાનો નથી.'[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાન્તર્ગત ઘોષયાત્રાપર્વમાં 'દુર્યોધનઆદિકનું હરણ' નામનો અધ્યાય ૨૪૨ મો સમાપ્ત

## અધ્યાય ૨૪૩ મો

### યુધિષ્ઠિરનો પાંડવોને ઉપદેશ અને અર્જુનની પ્રતિજ્ઞા

॥ યુધિષ્ઠિર ઉવાચ ॥

*अस्मानभिगतास्तात भयार्तान्छरणैषिणः ।*
*कौरवान् विषमप्राप्तान् कथं ब्रूयास्त्वमीदृशम् ॥*

યુધિષ્ઠિર બોલ્યા : હે ભીમસેન ! કૌરવો સંકટમાં પડ્યા છે, ભયથી આતુર થયા છે, શરણ ઇચ્છે છે અને આપણી પાસે આવ્યા છે; તો તારાથી આવું કેમ બોલાય ?[૧] હે વૃકોદર ! સગાંસબંધીમાં ફૂટ પડે, કજિયાઓ થાય અને વેર સુદ્ધાં બંધાય, પણ કુળધર્મ તો નાશ ન જ પામે. એ કારણથી જ્યારે બહારનો માણસ કુળ ઉપર હાથ નાખવા ધારે, તો સત્પુરુષો એ બહારના માણસથી થતા કુળના અપમાનને સહન નહિ જ

કરે.[૨,૩] એ દુર્બુદ્ધિ ગંધર્વ જાણે છે કે, આપણે અહીં લાંબા વખતથી રહ્યા છીએ. છતાં આમ પરાભવ કરીને તેણે આપણું આ અપ્રિય કર્યું છે.[૪] હે સમર્થ! ગંધર્વે બળપૂર્વક દુર્યોધનને કેદ કર્યો છે અને પરપુરુષોએ આપણી કુળસ્ત્રીઓ ઉપર હાથ નાખ્યો છે, તેથી આપણા કુળનો ઘાત થયો છે.[૫] હે નરસિંહો! શરણાગતોની રક્ષા માટે તથા કુળના ઉદ્ધાર માટે તમે ઊભા થાઓ, સજ્જ થાઓ અને વિલંબ કરો નહિ.[૬] હે વીર! અર્જુન, નકુલ, સહદેવ અને અજેય એવો તું એમ તમે નરશાર્દૂલો એકઠા થઈને ગંધર્વોથી હરી જવાતા દુર્યોધનને છોડાવો.[૭] હે નરસિંહો! ધૃતરાષ્ટ્રના પુત્રોના આ રથો સર્વ શસ્ત્રોથી સજેલા છે, નિર્મળ અને કાંચનની ધ્વજાવાળા છે.[૮] નિત્ય સજ્જ રહેનારા અને શસ્ત્રવિદ્યામાં સિદ્ધ ઇંદ્રસેન આદિ સારથિઓથી હંકાતા અને ઘોષ ગજવતા આ રથોમાં તમે સવારી કરો.[૯] તમે એ રથોમાં બેસો અને જરા પણ આળસ રાખ્યા વિના દુર્યોધનને છોડાવવા માટે તથા રણમાં ગંધર્વો સાથે યુદ્ધ કરવાને માટે પ્રયત્ન કરો.[૧૦] કોઈપણ ક્ષત્રિય શરણાર્થે આવેલાને પોતાની પૂરી શક્તિથી રક્ષે છે, તો પછી હે વૃકોદર! તારે માટે તો કહેવું જ શું?[૧૧] 'દોડો રે દોડો' એવી વહાર માગતા અને હાથ જોડી શરણે આવેલા શત્રુને પણ જોઈને કયો આર્ય તેની ખાસ કુમક ન કરે?[૧૨] વરદાન આપવું, રાજ્યલાભ કરવો અને પુત્રપ્રાપ્તિ થવી એ ત્રણ અને બીજી તરફ શત્રુને ક્લેશથી છુટકારો અપાવવો એ એક સમાન ગણાય છે. વિશેષ તો દુર્યોધન અત્યારે સંકટમાં સપડાયો છે અને તારા બાહુબળનો આશ્રય કરીને જીવિતને મેળવવા ઇચ્છે છે. હે વૃકોદર! હે ભીમ! મેં જો આ યજ્ઞ માંડ્યો હોત નહિ, તો હું જાતેજ ત્યાં દોડી જાત. મને એમાં કશું જ વિચાર કરવા જેવું લાગતું નથી.[૧૩-૧૫] હે ભીમ! તું દુર્યોધનને સામથી છોડાવજે. હે કુરુનંદન! તું એ માટે યોગ્ય એવા સર્વ ઉપાયોથી પ્રયત્ન કરજે.[૧૬] તે ગંધર્વરાજ સામના ઉપાયથી ન જ માને, તો તું હળવું પરાક્રમ કરીને દુર્યોધનને છુટકારો અપાવજે.[૧૭] હે ભીમ! ગંધર્વનાથ જો કોમળ યુદ્ધથી પણ કારવોને છોડે નહિ, તો તારે એ શત્રુઓને સર્વ ઉપાયોથી વશ કરવા અને એ કૌરવોને છોડાવવા.[૧૮] હે વૃકોદર! હું આટલો જ સંદેશો આપી શકું એમ છું; કેમ કે હે ભારત! અત્યારે યજ્ઞકર્મનો આરંભ થઈ ચૂક્યો છે.[૧૯]

વૈશંપાયન બોલ્યાઃ અજાતશત્રુ યુધિષ્ઠિરનાં આ વચનો સાંભળીને ધનંજયે પોતાના મોટાભાઈની આજ્ઞા પ્રમાણે કૌરવોને મુક્ત કરાવવાની પ્રતિજ્ઞા કરી.[૨૦]

અર્જુન બોલ્યોઃ જો ગંધર્વો સમજાવટથી ધૃતરાષ્ટ્રપુત્રોને છોડશે નહિ, તો આ ભૂમિ આજે જ એ ગંધર્વરાજના લોહીનું પાન કરશે. હે રાજન્! સત્યવાદી અર્જુનની તે પ્રતિજ્ઞા સાંભળીને કૌરવોનું મન ફરી સ્વસ્થતા પામ્યું.[૨૧,૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'દુર્યોધનમોચનાનુજ્ઞા' નામનો અધ્યાય ૨૪૩ મો સમાપ્ત

## अध्याय २४४मो

### પાંડવોનું ગંધર્વો સાથે યુદ્ધ

॥ वैशंपायन उवाच ॥

युधिष्ठिरवचः श्रुत्वा भीमसेनपुरोगमाः ।
प्रहृष्टवदनाः सर्वे समुत्तस्थुर्नरर्षभाः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : યુધિષ્ઠિરનાં આ વચન સાંભળીને ભીમસેન આદિ સર્વ નરસિંહો પ્રસન્નવદને ઊભા થઈ ગયા. પછી હે ભારત! તે સર્વ મહારથીઓએ સુવર્ણનાં ભાતભાતનાં અભેદ્ય કવચો ધારણ કર્યાં. તેમણે વિવિધ પ્રકારનાં દિવ્ય આયુધો સજ્યાં. સર્વ પાંડવો બખ્તર પહેરીને તથા ધનુષ

લઈને ધ્વજાવાળા રથમાં બેઠા. તે સમયે તેઓ અગ્નિની જેમ ઝળહળતા દેખાતા હતા. આમ ઉત્તમ વ્યવસ્થાવાળા અને વેગવાન ઘોડાઓ જોડેલા તે રથોમાં બેસીને એ રથીશ્રેષ્ઠોએ ત્યાંથી સત્વર પ્રયાણ આદર્યું. તે વખતે કૌરવોની સેનામાં મહાન ગર્જનાઓ થવા લાગી.[૧-૫] મહારથી પાંડુપુત્રોને આ રીતે એકસાથે પ્રયાણ કરતા જોઈને આકાશમાં વિચરનારા, જયશાલી અને મહારથી એવા ગંધર્વો નિર્ભયની જેમ એક ક્ષણમાં તે વનમાં ભેગા થઈ ગયા. રથમાં બેઠેલા ચાર વીર પાંડવોને જોઈને સર્વ વિજયશાલી ગંધર્વો પાછા વાળ્યા. તેમને લોકપાલોના જેવા કાંતિમાન જોઈને ગંધમાદનવાસી ગંધર્વો સેનાને વ્યૂહબદ્ધ કરી ઊભા રહ્યા. પછી હે ભારત ! ધીમાન ધર્મનંદન યુધિષ્ઠિરરાજની આજ્ઞાને અનુસરીને તે પાંડવોએ શાંત રીતે યુદ્ધનો આરંભ કર્યો; પણ ગંધર્વરાજના મૂર્ખ મનવાળા સૈનિકો આમ કોમળ ઉપચારથી પાંડવોનું ઇચ્છિત થવા દે એમ નહોતા. એટલે યુદ્ધમાં દુર્જય એવા તે આકાશચારીઓને સવ્યસાચી પરંતપ અર્જુને રણભૂમિમાં આ વચનો સાંત્વનાપૂર્વક કહ્યાં: 'તમે મારા ભાઈ રાજા દુર્યોધનને છોડી દો.'[૬-૧૨] યશસ્વી અર્જુને તે ગંધર્વોને આ પ્રમાણે કહ્યું, એટલે તેમણે મોટેથી હસીને પૃથાનંદનને આ સામાં વચન કહ્યાં:[૧૩] 'હે તાત ! અમે એક ઇંદ્રની જ આણ માનીએ છીએ. એ દેવરાજની આજ્ઞાને ઉઠાવીને અમે આ ભૂતલ ઉપર સુખથી ફરીએ છીએ.[૧૪] હે ભારત ! અમે તેના આદેશ પ્રમાણે જ વર્તીએ છીએ. એ દેવાધીશ સિવાય બીજો કોઈ અમારો શાસક નથી.'[૧૫] ગંધર્વોએ આમ કહ્યું, એટલે એ કુંતીપુત્ર ધનંજયે ગંધર્વોને ફરી આ વચન કહ્યાં:[૧૬] 'પરસ્ત્રીનો સ્પર્શ કરવો અને માનવોનો સંગ કરવો એ નિંદિત કર્મ ગંધર્વરાજને માટે યોગ્ય નથી. ધર્મરાજની આજ્ઞાથી તમે આ મહાવીર્યવાન ધૃતરાષ્ટ્રપુત્રોને છોડી દો તથા તેમની પત્નીઓને મુક્ત કરો.[૧૭,૧૮] હે ગંધર્વો ! આ સમજાવટ છતાં પણ જો તમે ધૃતરાષ્ટ્રપુત્રોને છોડશો નહિ, તો હું પોતે જ પરાક્રમપૂર્વક દુર્યોધનને મુક્ત કરાવીશ.'[૧૯]

સવ્યસાચી પૃથાનંદન ધનંજયે આ પ્રમાણે કહીને એ આકાશચારીઓ ઉપર આકાશગામી તીવ્ર બાણો છોડ્યાં.[૨૦] ઉત્કટ બળવાળા ગંધર્વોએ પણ તે જ પ્રમાણે પાંડવો ઉપર બાણની ઝડી વરસાવવા માંડી અને પાંડવોએ એ સ્વર્ગનિવાસીઓ ઉપર સામી બાણધારા ચલાવી. આમ હે ભારત ! વેગવાન ગંધર્વો અને ભયંકર વેગીલા પાંડવો વચ્ચે અત્યંત ઘોર યુદ્ધ ચાલ્યું.[૨૧,૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'પાંડવ અને ગંધર્વનું યુદ્ધ' નામનો અધ્યાય ૨૪૪ મો સમાપ્ત

## અધ્યાય ૨૪૫મો

### ગંધર્વોનો પરાજય

॥ वैशंपायन उवाच ॥

**ततो दिव्यास्त्रसंपन्ना गंधर्वा हेममालिनः ।**
**विसृजंतः शरान् दीप्तान्समंतात्पर्यवारयन् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી દિવ્ય અસ્ત્રોવાળા અને સોનાની માળા ધારણ કરનારા ગંધર્વોએ પાંડવોને ચારે બાજુથી ઘેરી લીધા અને તેમના ઉપર દેદીપ્યમાન બાણો છોડવા માંડ્યાં.[૧] હે રાજન્ ! વીર પાંડવો ચાર જ હતા અને ગંધર્વો તો હજારો હતા. આમ છતાં પાંડવોએ તે સમયે રણમાં યુદ્ધ માંડ્યું એ એક આશ્ચર્ય જેવું હતું.[૨] ગંધર્વોએ જેમ કર્ણ અને ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન એ બંનેના રથોને ભાંગીને સેંકડો કટ્ટચર કરી હતી, તેમ તેઓ પાંડવોના રથનો પણ ચૂરો કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા.[૩] હે રાજન્ ! પછી સેંકડો ગંધર્વોને રણમાં ધસી આવતા જોઈને નરશાર્દૂલ પાંડવોએ અનેક બાણોની વૃષ્ટિ કરીને તેમની ખબર લીધી.[૪] તે

આકાશચારીઓ ચારે બાજુએ શરવૃષ્ટિથી ઢંકાઈ ગયા અને પાંડુપુત્રોની નજીકમાં પણ ફરકી શક્યા નહિ.[૫] પછી ક્રોધ પામેલા અર્જુને ક્રોધવશ થયેલા તે ગંધર્વોને લક્ષીને મહાન અને દિવ્ય અસ્ત્રો છોડવા માંડ્યાં.[૬] બલોત્કટ અર્જુને રણમાં આગ્નેયાસ્ત્ર મૂકી હજારો ગંધર્વોને યમપુરીમાં મોકલ્યા.[૭] હે રાજન્! મહાચાપધારી શ્રેષ્ઠ બળવાન ભીમે સેંકડો ગંધર્વોને તીક્ષ્ણ બાણોથી મારી નાંખ્યા.[૮] ત્યારે હે રાજન્! મહાબળવાન માદ્રીપુત્રો નકુલ અને સહદેવ પણ યુદ્ધમાં ઝૂઝતા હતા અને સામે આવતા સેંકડો શત્રુઓને પકડી પકડીને પૂરા કરતા હતા.[૯] મહારથી પાંડવોએ આ પ્રમાણે દિવ્ય અસ્ત્રોથી તે ગંધર્વોને ઠાર કરવા માંડ્યા, એટલે તેઓ ધૃતરાષ્ટ્રપુત્રોને લઈને આકાશમાં ઊડી જવા લાગ્યા.[૧૦] તેમને આમ ઊડી જતા જોઈને કુંતીપુત્ર ધનંજયે મોટી બાણજાળ રચીને તેમને ચોમેરથી વીંટી લીધા.[૧૧] આથી જેમ પંખીઓ પાંજરામાં પુરાઈ જાય, તેમ તે ગંધર્વો બાણની જાળમાં બંધાઈ ગયા. આથી તેમણે ક્રોધમાં આવીને અર્જુન ઉપર ગદા, શક્તિ અને ઋષ્ટિની ધારાઓ વરસાવવા માંડી.[૧૨] અસ્ત્રોના પરમવેત્તા ધનંજયે ગદા, શક્તિ અને ઋષ્ટિની તે ઝડીઓને કાપી નાખી અને તેણે ભાલાઓથી ગંધર્વોનાં અંગોને વીંધી નાખ્યાં. ત્યારે આકાશમાંથી માથાં, પગ અને હાથોની જાણે પથ્થરોના જેવી વર્ષા પડતી હતી. આથી શત્રુઓને ભય થવા લાગ્યો. આ પ્રમાણે મહાત્મા અર્જુન ગંધર્વોને મારી રહ્યા હતા, ત્યારે અંતરિક્ષમાં રહેલા એ ગંધર્વો ભૂમિ ઉપર ઊભેલા અર્જુનને બાણવૃષ્ટિથી ઢાંકી દેવા લાગ્યા.[૧૩-૧૫] સવ્યસાચી તેજસ્વી પરંતપે તેમની એ બાણવર્ષાને પોતાનાં અસ્ત્રોથી ખાળી દીધી અને ગંધર્વોને વીંધી નાખ્યા.[૧૬] પછી કુરુનંદન અર્જુને ત્યાં સ્થૂણાકર્ણ, ઇંદ્રજાલ, સૌર, આગ્નેય તેમજ સૌમ્ય નામનાં અસ્ત્રોને પણ ચલાવ્યાં. ઇંદ્રનાં બાણોથી જેમ દૈત્યો બળી જાય, તેમ કુંતીનંદનનાં બાણોથી તે ગંધર્વો બળી ગયા. તેઓ અત્યંત ખિન્ન થઈ ગયા.[૧૭,૧૮] તેઓ ઊંચે ઊડવા જતા હતા, તો સવ્યસાચી તેમને બાણજાળથી રોકી પાડતો હતો. તેઓ વાંકાચૂકા દોડતા હતા, તો તે તેમને ભલ્લોથી ખાળી દેતો હતો.[૧૯] હે ભારત! કુંતીપુત્ર અર્જુન ગંધર્વોને ત્રાસ પોકરાવી રહ્યો છે, એ જોઈને ચિત્રસેન ગદા લઈને એ સવ્યસાચીની સામે ધસી આવ્યો.[૨૦] હાથમાં ગદા લઈને તે રણમાં વેગપૂર્વક ધસી રહ્યો હતો, ત્યારે પૃથાનંદને બાણો છોડીને તેની સંપૂર્ણ લોખંડની તે ગદાના સાત ટુકડા કરી નાખ્યા.[૨૧] આમ વેગવાન અર્જુને બાણો વડે પોતાની ગદાના અનેક ટુકડા કરી નાખ્યા છે એ જોઈને, ચિત્રસેને વિદ્યાના બળથી પોતાથી જાતને અદૃશ્ય કરી અને પછી પાંડવોની સાથે યુદ્ધ કરવા લાગ્યો. તેણે સર્વ પ્રકારનાં દિવ્ય અસ્ત્રોના પ્રયોગો કર્યા, પણ વીર અર્જુને તે વખતે દિવ્ય અસ્ત્રો છોડીને તેમને અટકાવી પાડ્યા.[૨૨,૨૩] આ રીતે મહાત્મા અર્જુને તે અસ્ત્રોથી ગંધર્વરાજને રોકી દીધો, એટલે તે બળવાન માયા વડે અલોપ થઈ ગયો.[૨૪] આમ અદૃશ્ય રહીને તે પ્રહાર કરી રહ્યો છે એમ જોઈને, અર્જુન દિવ્યાસ્ત્રથી મંત્રેલાં આકાશગામી બાણો મૂકીને મારવા માંડ્યો.[૨૫] પછી અર્જુન ક્રોધે ભરાયો. અનેકરૂપ લેનારા એ ધનંજયે શબ્દવેધનો આશરો લીધો અને અદૃશ્ય રહેલા તે ગંધર્વરાજનો વધ કરવા માંડ્યો.[૨૬] મહાત્મા અર્જુન આ પ્રમાણે તે અસ્ત્રોથી ગંધર્વરાજને મારવા લાગ્યો, એટલે તેણે અર્જુનને તેના પ્રિય સખા તરીકે દર્શન આપ્યાં.[૨૭] ચિત્રસેને કહ્યું: 'મને તમે આ યુદ્ધમાં તમારો મિત્ર જાણો.' પોતાના મિત્ર ચિત્રસેનને યુદ્ધમાં દુર્બળ થયેલો જોઈને

પાંડવશ્રેષ્ઠ અર્જુને પોતાનું મૂકેલું અસ્ત્ર પાછું વાળી લીધું. ધનંજયને આમ અસ્ત્રને સમેટી રહેલો જોઈને સર્વ પાંડવોએ પોતાના દોડતા ઘોડાઓને, બાણોના વેગોને તેમ જ ધનુષ્યોને વારી લીધાં. પછી ચિત્રસેન, ભીમ, સવ્યસાચી અને નકુલસહદેવ એકબીજાનું કુશળ પૂછીને રથોમાં ઊભા રહ્યા.[૨૮–૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'ગંધર્વપરાજય' નામનો અધ્યાય ૨૪૫મો સમાપ્ત

## અધ્યાય ૨૪૬મો
### દુર્યોધનનો છુટકારો

॥ વૈશંપાયન ઉવાચ ॥

**ततोऽर्जुनश्चित्रसेनं प्रहसन्निदमब्रवीत् ।**
**मध्ये गंधर्वसैन्यानां महेष्वासो महाद्युतिः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી મહાચાપધારી અને મહાન કાંતિવાળા અર્જુને, હસતાં હસતાં ગંધર્વસેનાની વચ્ચે ચિત્રસેનને આ વચન કહ્યાં :[૧] 'હે વીર ! કૌરવોને કેદ કરવામાં તારો શો હેતુ છે ? તેં શા માટે દુર્યોધનને તેની રાણીઓ સાથે પકડ્યો છે ?'[૨]

ચિત્રસેન બોલ્યો : હે ધનંજય ! સ્વર્ગમાં રહ્યે રહ્યે મેં પાપી દુર્યોધન તથા કર્ણનો આ વિચાર જાણી લીધો હતો કે,[૩] 'વનમાં રહેલા પાંડવો અનાથની જેમ ક્લેશ ભોગવી રહ્યા છે, એ જાણીને સુખમાં રહેલો હું દુઃખમાં રહેલા અને સંકટમાં પડેલા તે પાંડવોને જોઉં !'[૪] વળી આ લોકો યશસ્વિની દ્રૌપદીને હીણી પાડવા આવ્યા હતા. આ સર્વનો મનનો ભાવ જાણી લઈને સુરનાથ ઇંદ્રે મને કહ્યું કે,[૫] 'જા દુર્યોધનને તેના અમાત્યો સાથે બાંધીને લઈ આવ. તારે ધનંજયનું તેના ભાઈઓ સાથે યુદ્ધમાં રક્ષણ કરવું. તે પાંડુપુત્ર તારો પ્રિય મિત્ર છે અને તારો શિષ્ય છે.' દેવરાજ ઇંદ્રની આ આજ્ઞાથી હું અહીં સત્વર આવ્યો છું. આ દુરાત્માને મેં બાંધી રાખ્યો છે. ઇંદ્રરાજની આજ્ઞાથી હું એ દુષ્ટને સુરધામે લઈ જઈશ.'[૬–૮]

અર્જુન બોલ્યો : હે ચિત્રસેન ! તું જો મારું ભલું ઇચ્છતો હોય, તો ધર્મરાજના કહેવા પ્રમાણે આ અમારા ભાઈ દુર્યોધનને છોડી દે.[૯]

ચિત્રસેન બોલ્યો : હે ધનંજય ! આ પાપી છે, નિત્ય દુષ્ટ છે અને ધર્મરાજને તથા કૃષ્ણાને ફસામણમાં નાખનારો છે. એને છુટકારો કરવો ઘટે નહિ.[૧૦] એણે શું કરવા ધાર્યું હતું, તે કુંતીપુત્ર ધર્મરાજ યુધિષ્ઠિર જાણતા નથી. હવે આ સાંભળ્યા પછી તારી ઇચ્છામાં આવે તેમ કર.[૧૧]

વૈશંપાયન બોલ્યા : પછી તે સર્વે યુધિષ્ઠિર રાજા પાસે ગયા. ત્યાં જઈને તેમણે તેમને દુર્યોધનનું સર્વ ચેષ્ટિત કહ્યું.[૧૨] ગંધર્વનાં એ વચન સાંભળી અજાતશત્રુ ધર્મરાજે તે સર્વ કૌરવોને છુટકારો અપાવ્યો તથા ગંધર્વોની પ્રશંસા કરતાં કહ્યું કે,[૧૩] 'તમે સૌ સમર્થ અને બળવાન છો. છતાં સદ્ભાગ્યની વાત છે કે, આ દુરાચારી ધૃતરાષ્ટ્રપુત્રને એના અમાત્યો, જ્ઞાતિજનો અને બંધુઓ સાથે તમે માર્યો નહિ.[૧૪] હે તાત ચિત્રસેન ! આકાશચારી ગંધર્વોએ આ અમારા ઉપર મહાન ઉપકાર કર્યો છે; કેમ કે આ દુરાત્માના છુટકારાથી મારા કુળનો પરાભવ થતો અટક્યો છે.[૧૫] અમે તમારાં દર્શનથી પ્રસન્ન થયા છીએ. તમને જે કંઈ ઇષ્ટ હોય તે સંબંધમાં અમને આજ્ઞા આપો. સર્વ મનોરથો પૂર્ણ થયા પછી તમે અહીંથી વિના વિલંબે જજો.'[૧૬] ધીમાન પાંડુનંદને આમ આજ્ઞા આપી. એટલે ચિત્રસેન આદિ ગંધર્વો અતિ હર્ષ પામ્યા અને અપ્સરાઓની સાથે ત્યાંથી ચાલી નીકળ્યા.[૧૭] પછી જે ગંધર્વો કૌરવો સાથેના યુદ્ધમાં મરણ પામ્યા હતા, તેમને દેવરાજ ઇંદ્રે દિવ્ય અમૃતવર્ષાથી સજીવન કર્યા. આમ જ્ઞાતિજનોને અને સર્વ રાજરાણીઓને છોડાવીને તેમ જ

દુષ્કર કર્મ કરીને પાંડવો પ્રીતિ પામ્યા.[૧૮,૧૯] ત્યારે કુરુવંશી કુમારોએ અને રમણીઓએ મહારથી પાંડવોનું ભારે સન્માન કર્યું. તે સમયે એ મહાત્માઓ યજ્ઞની મધ્યે રહેલા અગ્નિઓની જેમ શોભવા લાગ્યા.[૨૦] પછી પોતાના ભાઈઓ સાથે યુધિષ્ઠિરે, છૂટા થયેલા દુર્યોધનને વહાલભર્યાં આ વચનો કહ્યાં: 'ભાઈ મારા! ફરી ક્યારેય આવું સાહસ કરી બેસીશ નહિ; કારણ કે હે ભારત! સાહસ કરનારાઓ સુખ પામતા નથી.[૨૧,૨૨] હે કુરુનંદન! તું તારી ઇચ્છા પ્રમાણે સૌ ભાઈઓ સાથે ક્ષેમકુશળ ઘેર જા. મનમાં તું ખેદ કરીશ નહિ.'[૨૩]

વૈશંપાયન બોલ્યા: યુધિષ્ઠિરે આમ આજ્ઞા આપી, ત્યારે જડની-જેમ આતુર થયેલા રાજા દુર્યોધને, ધર્મરાજ યુધિષ્ઠિરને પ્રણામ કર્યા અને લજવાતો લજવાતો તે ચિરાતે હૃદયે પોતાના નગર તરફ ચાલ્યો ગયો. આમ તે કુરુવંશી ત્યાંથી ચાલ્યો ગયો, તે વખતે બ્રાહ્મણો કુંતીપુત્ર વીર યુધિષ્ઠિરને તથા તેમના ભાઈઓને સન્માનવા લાગ્યા. દેવોથી વીંટાયલા દેવરાજ ઇંદ્રની જેમ તે સર્વ તપોધનોથી વીંટાયલા એ ધર્મરાજ તે દ્વૈતવનમાં આનંદભેર વિહાર કરવા લાગ્યા.[૨૪-૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'દુર્યોધનમોક્ષણ' નામનો અધ્યાય ૨૪૬મો સમાપ્ત

## અધ્યાય ૨૪૭મો

### દુર્યોધન અને કર્ણનો સંવાદ

॥ जनमेजय उवाच ॥

**शत्रुभिर्जितबद्धस्य पांडवैश्च महात्मभिः ।**
**मोक्षितस्य युधा पश्चान्मानिनः सुदुरात्मनः ॥ १ ॥**

જનમેજય બોલ્યા: દુરાત્મા દુર્યોધન નિત્ય અભિમાની, બડાઈખોર, ઘમંડી અને ગર્વિષ્ઠ હતો. તે પુરુષાતન અને ઉદારતામાં પાંડવોને સર્વદા તુચ્છ ગણતો હતો. તે પાપી સદૈવ અહંકારભર્યું બોલતો હતો. શત્રુઓએ એને હરાવીને બાંધી દીધો હતો અને મહાત્મા પાંડવોએ તેને યુદ્ધ કરીને છોડાવ્યો હતો. આથી હસ્તિનાપુરમાં એ મહામુશ્કેલીએ પેઠો હશે એમ મને લાગે છે.[૧-૩] તો હે વૈશંપાયન! લજ્જાથી ઘેરાઈ ગયેલા અને શોકથી વ્યાકુલચિત્ત થયેલા એ દુર્યોધને હસ્તિનાપુરમાં કેવી રીતે પ્રવેશ કર્યો તે તમે વિસ્તારથી કહો.[૪]

વૈશંપાયન બોલ્યા: ધર્મરાજથી વિદાય લઈને ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન લજ્જાથી મોં નીચું રાખીને અને અત્યંત દુઃખિત થઈને ચાલ્યો.[૫] ત્યારે ચતુરંગિણી સેનાથી અનુસરાયેલો તે દુર્યોધનરાજ, શોકથી નાશ પામેલી બુદ્ધિ વડે પોતાના પરાભવનું ચિંતન કરતો પોતાની રાજધાની તરફ જવા લાગ્યો.[૬] માર્ગમાં તેણે સારાં ઘાસ-પાણીવાળા ભાગમાં વાહનો છોડાવ્યાં અને પોતે શુભ તથા રમ્ય ભૂમિભાગમાં ઇચ્છા પ્રમાણે પડાવ નાખ્યો.[૭] તેણે હાથી, ઘોડા, રથ અને પાળાઓને યથાયોગ્ય સ્થાને રાખ્યાં. પછી તે અગ્નિ જેવી પ્રભાવાળા પલંગ ઉપર બેઠો.[૮] તે સમયે રાત્રિને અંતે રાહુથી પકડાયેલા ચંદ્રના જેવો તે નિસ્તેજ દેખાતો હતો. ત્યારે કર્ણે એ દુર્યોધન પાસે આવીને આ વચન કહ્યાં:[૯] 'હે ગાંધારીપુત્ર! સદ્ભાગ્ય છે કે તમે જીવો છો, બડભાગ્ય છે કે આપણો ફરી ભેટો થયો. મહાભાગ્યની વાત છે કે તમે ઇચ્છારૂપવાળા ગંધર્વોને હરાવ્યા છે.[૧૦] હે કુરુનંદન! મારું ભાગ્ય રૂડું છે કે, હું વિજયેચ્છા સેવનારા, રણની તત્પરતા રાખનારા અને શત્રુઓને પરાજય આપીને આવેલા તમારા મહારથી ભાઈઓને જોઉં છું.[૧૧] તમારા દેખતાં જ સર્વ ગંધર્વોએ મારો પીછો લીધો હતો, આથી નાસભાગ કરતી સેનાને હું સ્થિર કરી શક્યો નહોતો.[૧૨] મને શરીરે બાણોના ભારે ઘાવ થયા હતા અને મને અત્યંત પીડા થઈ રહી હતી. આથી હું ત્યાંથી નાસી છૂટ્યો હતો; પણ

હે ભારત! હું જોઉં છું કે, તમે અહીં સુરક્ષિત અને અક્ષત છો તેમજ તમે રાજરમણીઓ, સેનાદળો તથા વાહનો સાથે તે અમાનુષ યુદ્ધમાંથી ઊગર્યા છો, એ જોઈને મને અતિ આશ્ચર્ય લાગે છે.[૧૩,૧૪] હે ભારત! હે મહારાજ! તમે ભાઈઓ સાથે રહીને રણભૂમિમાં જે કરી બતાવ્યું છે, તેવું કાર્ય કરનારો આ લોકમાં એક પુરુષ નથી.'[૧૫]

વૈશંપાયન બોલ્યા : કર્ણે આ પ્રમાણે કહ્યું, ત્યારે રાજા દુર્યોધને આંસુથી ગળગળતી વાણીમાં અંગરાજ કર્ણને આ ઉત્તર આપ્યો.[૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'કર્ણ અને દુર્યોધનનો સંવાદ' નામનો અધ્યાય ૨૪૭મો સમાપ્ત

# અધ્યાય ૨૪૮મો

## દુર્યોધને યુદ્ધવૃત્તાંત કહ્યો

॥ दुर्योधन उवाच ॥

**अजानतस्ते राधेय नाभ्यसूयाम्यहं वचः ।**
**जानासि त्वं जितान् शत्रून् गंधर्वांस्तेजसामया ॥**

દુર્યોધન બોલ્યો : હે રાધેય! તને આ વાતની જાણ નથી, તેથી હું તારાં વચનોનો અનાદર કરતો નથી; કેમ કે તું જાણે છે કે, મેં જ મારા તેજથી શત્રુ ગંધર્વોને જીત્યા છે.[૧] હે મહાબાહુ! મેં અને મારા ભાઈઓએ ગંધર્વો સાથે ઘણીવાર સુધી યુદ્ધ કર્યું હતું. અને તેમાં બેઉ બાજુએ સેનાનો નાશ થયો હતો. પણ માયામાં ચડિયાતા તે શૂરવીર ગંધર્વોએ આકાશમાં જઈને યુદ્ધ કરવા માંડ્યું ત્યારે એ ખેચરો સાથે અમારું યુદ્ધ સમાન રહ્યું નહિ.[૨,૩] અમે રણમાં પરાજય પામ્યા અને સેવકો, અમાત્યો, પુત્રો, પત્નીઓ, સેનાઓ તેમજ વાહનો સાથે કેદમાં પડ્યા.[૪] તે ગંધર્વો અમને અતિ દુખિયારાઓને ઊંચે આકાશમાર્ગે હરી જવા લાગ્યા; ત્યારે અમારા કેટલાક સૈનિકો અને મહારથી અમાત્યો રણશૂરા પાંડવો પાસે ગયા. તેઓ દીન થઈને તેમને આ પ્રમાણે બોલ્યા : 'આકાશવિહારી ગંધર્વો આ દુર્યોધનરાજને તેના નાના ભાઈઓ, પ્રધાનો અને પત્નીઓની સાથે હરી જાય છે. તમે તે રાજાને તેની રાણીઓ સાથે છોડાવો. તમારું કલ્યાણ થાઓ.[૫-૭] કુરુકુલની વધૂઓનું કોઈ રીતે અપમાન થાવ નહિ.' તેમણે આ પ્રમાણે કહ્યું, ત્યારે પાંડુપુત્રોમાં શ્રેષ્ઠ તે ધર્માત્માએ સર્વ પાંડવોને પ્રસન્ન કર્યા અને તેમને અમને છોડાવવાની આજ્ઞા આપી. આમ પુરુષસિંહ પાંડવો તે સ્થાને આવી પહોંચ્યા.[૮,૯] પોતે સમર્થ હોવા છતાં, તે મહારથીઓએ પ્રથમ તો શાંતિપૂર્વક માગણી કરી. આમ સાંત્વનપૂર્વક કહ્યા છતાં, ગંધર્વોએ અમને મુક્ત કર્યા નહિ.[૧૦] પછી અર્જુન, ભીમ અને બલોન્મત્ત નકુલસહદેવે ગંધર્વો ઉપર અનેકાનેક બાણોની ઝડી વરસાવી.[૧૧] પછી સર્વ ગંધર્વો રણ મૂકીને આકાશમાં ચાલ્યા ગયા અને મનમાં આનંદ પામી અમને દીન બનેલાઓને ખેંચતા ખેંચતા સ્વર્ગ તરફ જવા લાગ્યા.[૧૨] તે સમયે અમે અર્જુનને ચારે બાજુએ બાણજાળથી વીંટળાઈ ગયેલો અને દિવ્ય અસ્ત્રો છોડી રહેલો જોયો.[૧૩] આમ અર્જુને પોતાનાં તીક્ષ્ણ તીરોથી દિશાઓને ઢાંકી દીધી હતી; એ જોઈને ધનંજયનો મિત્ર ચિત્રસેન પોતાના મૂળ સ્વરૂપે પ્રકટ થયો.[૧૪] એ ચિત્રસેન અને ધનંજય પરસ્પર ભેટ્યા. ચિત્રસેને કુશળસમાચાર પૂછ્યા અને પાંડવોએ તેને આરોગ્ય પૂછ્યું.[૧૫] આમ એકબીજાને મળ્યા પછી તેમણે બખ્તરો ઉતારી નાખ્યાં. એટલે વીર ગંધર્વો પાંડવો સાથે એક થઈ ગયા અને ચિત્રસેન તથા ધનંજય એકબીજાનું સન્માન કરવા લાગ્યા.[૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'દુર્યોધનવાક્ય' નામનો અધ્યાય ૨૪૮મો સમાપ્ત

# अध्याय २४९मो

## દુર્યોધનનો મરણ માટે નિર્ણય

॥ दुर्योधन उवाच ॥

चित्रसेनं समागम्य प्रहसन्नर्जुनस्तदा ।
इदं वचनमक्लीबमब्रवीत्परवीरहा ॥ १ ॥

દુર્યોધન બોલ્યો : ચિત્રસેનને મળ્યા પછી, શત્રુવીરને હણનારા અર્જુને તેને હસતાં હસતાં આ વીરોચિત વચન કહ્યાં :[૧] 'હે વીર! તારે મારા ભાઈઓને છોડી દેવા ઘટે છે; કેમ કે હે ગંધર્વશ્રેષ્ઠ! આ પાંડુપુત્રો જીવતા હોય અને કોઈ એમની દુર્દશા કરે, એ બની શકે નહિ.[૨] પાંડુપુત્ર મહાત્મા અર્જુને આ પ્રમાણે કહ્યું એટલે હે કર્ણ! આપણે વિચાર કરીને હસ્તિનાપુરથી નીકળ્યા હતા કે 'સુખથી રહિત થયેલા પાંડવોને આપણે તેમની પત્ની સાથે જોઈશું' તે વિચાર પેલા ગંધર્વે તે સમયે અર્જુનને કહી દીધો! ગંધર્વે એ વચનો કહેવા માંડ્યાં, ત્યારે હું શરમાઈ ગયો. મને થયું કે, ભૂમિ માગ આપે તો સમાઈ જાઉં! પછી પાંડવોની સાથે ગંધર્વો યુધિષ્ઠિર પાસે આવ્યા.[૩-૫] ત્યાં અમને બંદીવાન તરીકે રજૂ કરવામાં આવ્યા, તેમ જ આપણી દુષ્ટ વાત વિશે તેમને જાણ કરવામાં આવી. તે સમયે હું દીન થઈ ગયો હતો, બેડીમાં બંધાયેલો હતો અને શત્રુને અધીન પડ્યો હતો. આવી દશામાં મને સ્ત્રીઓની સમક્ષ યુધિષ્ઠિરની પાસે લઈ જવામાં આવ્યો. આથી વિશેષ દુઃખ બીજું કયું હોય? જેમને મેં નિત્ય અપમાનો આપ્યાં છે અને જેમનો હું સદૈવનો શત્રુ છું, તેમણે મને દુર્મતિયાને છોડાવ્યો છે. તેમણે જ મને જીવિતદાન આપ્યું છે. ઓ વીર! આ કરતાં તો તે મહાયુદ્ધમાં મારું મરણ થયું હોત તો કેવું સારું થાત![૬-૮] આમ જીવવા કરતાં એ મોત મને કલ્યાણકારી થાત. ગંધર્વને હાથે મરણ પામતાં પૃથ્વીમાં મારો યશ પ્રખ્યાત થાત.[૯] વળી મને મહેંદ્રભવનને અક્ષય પુણ્યલોકો પ્રાપ્ત થાત. હવે હે નરશ્રેષ્ઠો મેં જે નિર્ધાર કર્યો છે તે તમે સાંભળો.[૧૦] હું અહીં પ્રાયોપવેશન* કરીશ. તમે સર્વે ઘેર જાઓ. મારા સઘળા ભાઈઓ પણ આજે પોતાના નગર તરફ જાઓ.[૧૧] કર્ણ અને બીજા જે મારા મિત્રો અને બાંધવો છે, તેઓ સર્વ દુઃશાસનને આગળ રાખી આજે નગર પ્રત્યે પ્રયાણ કરો. શત્રુથી અપમાન પામેલો હું હસ્તિનાપુરમાં નહિ આવું. શત્રના માનનું ખંડન કરી હું સ્નેહીઓનાં માન વધારતો હતો, તે હું આજે સ્નેહીઓને શોક કરાવનારો અને શત્રુઓને હર્ષ પમાડનારો થયો છું. હસ્તિનાપુર આવીને હું જનનાથ ધૃતરાષ્ટ્રને પણ શું કહીશ?[૧૨-૧૪] વળી ભીષ્મ, દ્રોણ કૃપાચાર્ય, અશ્વત્થામા, વિદુર, સંજય, બાહ્લીક, સૌમદત્તિ (ભૂરિશ્રવા) વૃદ્ધોથી સન્માન પામેલા બીજા પુરુષો, બ્રાહ્મણો, મહાજનના મુખીઓ અને તટસ્થ વૃત્તિવાળા લોકો મને શું કહેશે? તેમને હું શો ઉત્તર આપીશ?[૧૫,૧૬] હું પરાક્રમપૂર્વક રિપુઓનાં માથાં ઉપર અને છાતી ઉપર રહેતો હતો. આજે પોતાના દોષ વડે સર્વ રીતે હું ભ્રષ્ટ થયો છું. આવી સ્થિતિમાં ભીષ્માદિક સાથે હું કઈ રીતે બોલી શકીશ?[૧૭] ઉદ્દંડ મનુષ્યો લક્ષ્મી, વિદ્યા અને ઐશ્વર્ય પામ્યા છતાં લાંબા દિવસ સુધી સુખમાં રહેતા નથી. હું મદાંધ જ તેનો દાખલો છું.[૧૮] અરેરે! આ કર્મ યોગ્ય નહોતું, છતાં મોહ અને ભૂંડી બુદ્ધિથી મેં એ કષ્ટકારી દુષ્કર્મ કર્યું છે. પરિણામે હું સંકટમાં પડ્યો છું.[૧૯] તેથી હું પ્રાયોપવેશન જ કરીશ. મારાથી હવે જીવતા નહિ જ રહેવાય. કેમ કે શત્રુઓએ જેને સંકટમાંથી ઉગાર્યો હોય, તેવો કયો ચેતનવાળો માણસ જીવવાની ઇચ્છા રાખે?[૨૦] હું

* મૃત્યુ આવે ત્યાં સુધી એક આસને રહી ઉપવાસ કરવા તે.

માની છું, છતાં પુરુષાર્થહીન છું; શત્રુઓએ મારી હાંસી કરી છે. મહાપરાક્રમી પાંડવોએ મારી સામે અપમાનપૂર્વક જોયું છે.[૨૧]

વૈશંપાયન બોલ્યા: પછી ચિંતાથી ઘેરાયેલા દુર્યોધને દુઃશાસનને આ પ્રમાણે કહ્યું: 'હે ભારત! હે દુઃશાસન! તું મારાં આ વચન સાંભળ.[૨૨] હું તારો રાજ્યાભિષેક કરું છું તે તું સ્વીકાર, તું રાજા થા અને કર્ણે તથા સુબલપુત્રે રક્ષેલી આ સમૃદ્ધ પૃથ્વીનું તું શાસન કર.[૨૩] ઇંદ્ર જેમ મરુતોનું પાલન કરે છે, તેમ તું વિશ્વાસપૂર્વક તારા ભાઈઓનું પાલન કર. દેવો જેમ શતક્રતુ ઇંદ્રની સહાયથી જીવિકા મેળવે છે, તેમ તારા ભાઈઓ તારે આશ્રયે રહી આજીવિકા પામો.[૨૪] પ્રમાદરહિત થઈને તારે નિત્ય બ્રાહ્મણોને આજીવિકા આપવી. સ્નેહીઓ અને બંધુઓનો તું સર્વદા આધારરૂપ થજે.[૨૫] વિષ્ણુ જેમ દેવગણો ઉપર માયાભાવ રાખે છે, તેમ તું જ્ઞાતિજનો ઉપર માયાભાવ રાખજે. ગુરુજનોનું તું પાલન કરજે. હવે તું જા અને સર્વ સ્નેહીઓને આનંદ પમાડતો રહી તથા શત્રુઓને તુચ્છકારતો રહી તું પૃથ્વીનું પાલન કર.' આટલું કહી તે તેની કોટે વળગ્યો અને 'હવે તું જા' એમ ફરી બોલ્યો.[૨૬,૨૭] તેનાં આ વચન સાંભળીને દુઃશાસન દીન બની ગયો, તેને અશ્રુ ભરાઈ આવ્યાં, તેનો કંઠ ગળગળો થઈ ગયો, તે અત્યંત દુઃખાતુર થઈ ગયો અને બે હાથ જોડીને તેને પ્રણામ કરી રહ્યો. પોતાના મોટા ભાઈને તે ગળગળા સ્વરે આ વચન કહેવા લાગ્યો: 'તમે પ્રસન્ન થાઓ.' આટલું કહેતાં તો તે ચિરાતે હૈયે ભોંય ઉપર ઢળી પડ્યો.[૨૮,૨૯] દુર્યોધનના પગમાં પડ્યો અને આંસુ પાડતો પાડતો તે દુઃખિત પુરુષવ્યાઘ્ર બોલ્યો: 'એ નહિ જ બને.[૩૦] હે રાજન્! ભલે સમસ્ત ભૂમિ ચિરાઈ જાય, સ્વર્ગના ટુકડા થઈ જાય, સૂર્ય પોતાની પ્રભાને ત્યજી દે, ચંદ્ર પોતાનાં કિરણોની શીતલતાને મૂકી દે, વાયુ પોતાની શીઘ્રતાને છોડી દે, હિમાલય ચલિત થઈ જાય, સમુદ્રમાંનાં જલ શોષાઈ જાય અને અગ્નિ પોતાની ઉષ્ણતાનો ત્યાગ કરે, તોપણ હું તમારા વિના આ વસુંધરા ઉપર શાસન નહિ કરું.' આમ કહી તે વારંવાર 'તમે પ્રસન્ન થાઓ' એવાં વચન બોલવા લાગ્યો.[૩૧–૩૩] વળી તે બોલ્યો: 'તમે જ અમારા કુળમાં સો વરસ સુધી રાજા રહેશો.' દુર્યોધનરાજને આ પ્રમાણે કહીને તે મોટા સાદથી રડવા લાગ્યો.[૩૪] હે ભારત! તે માનનીય દુઃશાસન પોતાના મોટાભાઈના પગને પકડી રહ્યો. હવે એ દુઃશાસન અને દુર્યોધનને આમ દુઃખિત થયેલા જોઈને કર્ણ દુઃખથી ભરાઈ ગયો. તે બંનેની પાસે આવીને તેમને આ વચન કહેવા લાગ્યો: 'હે કુરુવંશીઓ! સાધારણ મનુષ્યોની જેમ તમે કેમ આમ મૂર્ખતાપૂર્વક ખેદ કરો છો?[૩૫,૩૬] શોક કરી રહેલા માણસનો શોક કદી નાશ પામતો નથી. શોક કરતા મનુષ્યનો શોક તેના દુઃખને દૂર કરતો નથી, તો પછી શોક કરી રહેલા તમે બંને શોકમાં શું સામર્થ્ય જુઓ છો? તમે ધીરજ ધારણ કરો. શોક કરીને રખે તમે શત્રુઓને આનંદ પમાડો. હે રાજન્! તમને છોડાવીને પાંડવોએ તો પોતાનું કર્તવ્ય જ કર્યું છે; કેમકે રાજ્યમાં રહેનારાઓએ નિત્ય રાજાનું પ્રિય કરવું જ જોઈએ.[૩૭–૩૯] તમે તેમનું પાલન કરો છો, તેથી તેઓ ચિંતાથી મુક્ત રહીને વસે છે. આ સ્થિતિમાં તમારે પ્રાકૃત મનુષ્યની જેમ આમ શોક કરવો જોઈએ નહિ.[૪૦] તમે પ્રાયોપવેશનના વ્રતનો નિશ્ચય કર્યો છે, તેથી તમારા ભાઈઓ ખિન્ન થયા છે. માટે ઊઠો, ચાલો, તમારું કલ્યાણ હો! તમે ભાઈઓને આશ્વાસન આપો.'[૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'દુર્યોધનપ્રાયોપવેશન' નામનો અધ્યાય ૨૪૯નો સમાપ્ત

## अध्याय २५० मो

### કર્ણનો દુર્યોધનને ઉપદેશ

॥ कर्ण उवाच ॥

राजन्नाद्यावगच्छामि तवेह लघुसत्त्वताम्।
किमत्र चित्रं यद्वीर मोक्षितः पांडवैररिसि ॥ १ ॥

કર્ણ બોલ્યો : હે રાજન્! આજે આ પ્રસંગે મને તો તમારી કશી નિર્બળતા જણાતી નથી. હે વીર! તમે એકાએક શત્રુઓના હાથમાં જઈ પડ્યા અને પાંડવોએ તમને છોડાવ્યા; તેમાં હે શત્રુનાશન! આશ્ચર્ય શું છે? હે કૌરવ્ય! સેનાજનોએ તેમ જ જાણીતા અને અજાણ્યા દેશજનોએ રાજાનું પ્રિય કરવું જોઈએ. ઘણીવાર આગેવાન પુરુષો શત્રુની સેનાને ગભરાવી મૂકે છે.[૧-૩] તેઓ કદાચ યુદ્ધોમાં પકડાઈ જાય, તો તેમના સૈનિકો તેમને છોડાવે છે. કેમ કે જેઓ સૈનિકો છે અને રાજાના રાષ્ટ્રમાં રહે છે, તે સર્વે મનુષ્યોએ એકઠા થઈ ને રાજાને અર્થે યોગ્ય પ્રયત્ન કરવો જોઈએ. તો હે રાજન્! તમારા રાજ્યમાં રહેલા પાંડવોએ તમને આમ સહજ રીતે છોડાવ્યા છે, તેમાં તમારે શોક શા માટે કરવો જોઈએ? હે રાજન્! તમે નરપતિશ્રેષ્ઠ મારી સેના સાથે પ્રયાણ કરી રહ્યા હતા, ત્યારે પાંડવો તમારી પાછળ આવ્યા નહિ, એ યોગ્ય નહોતું જ; કારણ કે તેઓ શૂરવીર, બળવાન અને રણમાં પાછી પાની ન કરનારા હોઈ પ્રથમથી તમારા દાસ થયેલા છે; તેથી તેઓ તમારા સહાયક જ છે. હજુ પણ તમે પાંડવોનાં રત્નોને ભોગવો છો.[૪-૮] તમે સત્યશાલી પાંડવોને જુઓ કે, તેઓ પ્રાયોપવેશન માંડીને બેઠા નથી. હે રાજન્! તમે ઊભા થાઓ. તમારું મંગલ થાઓ! તમારે વિલંબ કરવો જોઈએ નહિ.[૯] હે નરપતિ! દેશવાસી લોકોએ રાજાનું અવશ્ય પ્રિય આચરવું જોઈએ.[૧૦] હે અરિમર્દન! હે રાજેંદ્ર! તમે મારા આ કહેવા પ્રમાણે કરશો નહિ, તો હું અહીં તમારા પગ સેવતો ઊભો જ રહીશ.[૧૧] હે નરશ્રેષ્ઠ! મને તમારા વિના જીવવાનો ઉત્સાહ નથી. પરંતુ હે નૃપતિ! તમે પ્રાયોપ્રવેશન કરશો તો રાજાઓમાં હાંસીપાત્ર થશો.[૧૨]

વૈશંપાયન બોલ્યા : કર્ણે આ પ્રમાણે કહ્યું, તોપણ સ્વર્ગગમનની પ્રતિજ્ઞા કરી બેઠેલા દુર્યોધનરાજે ઊઠવાની ઇચ્છા કરી નહિ.[૧૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'દુર્યોધનપ્રાયોપવેશનમાં કર્ણવાક્ય' નામનો
અધ્યાય ૨૫૦ નો સમાપ્ત

## अध्याय २५१ मो

### દુર્યોધનનું દાનવલોકમાં ગમન

॥ वैशंपायन उवाच ॥

प्रायोपविष्टं राजानं दुर्योधनममर्षणम्।
उवाच सांत्वयन् राजन् शकुनिः सौबलस्तदा ॥१॥

વૈશંપાયન બોલ્યા : પછી હે રાજન્! પ્રાયોપવેશન માટે બેઠેલા તે અસહનશીલ દુર્યોધનને સુબલપુત્ર શકુનિએ સાંત્વન આપતાં આ પ્રમાણે કહ્યું.[૧]

શકુનિ બોલ્યા : હે કૌરવ! કર્ણે યોગ્ય જ કહ્યું છે. તમે તે સાંભળ્યું પણ છે. તો પછી મેં આણી આપેલી આ વિશાળ સમૃદ્ધિને તમે કેમ મોહથી છોડી રહ્યા છો?[૨] હે નૃપતિ! ઓછી બુદ્ધિને લીધે તમે પ્રાણત્યાગ કરવા માટે ઇચ્છો છો. અથવા મને લાગે છે કે, તમે વૃદ્ધ પુરુષોની સેવા કરી નથી.[૩] જે મનુષ્ય આવી પડેલા હર્ષને કે શોકને સંયમમાં રાખતો નથી, તે પાણીમાં પડેલા માટીના કાચા ઘડાની જેમ લક્ષ્મી મેળવ્યાં છતાં નાશ પામે છે.[૪] જે રાજા અત્યંત બીકણ હોય, અત્યંત શક્તિહીન હોય, અત્યંત આળસુ હોય, પ્રમાદી હોય અને વ્યસનને લીધે વિષયોને વશ હોય, તે રાજાને પ્રજા માન આપતી નથી.[૫] પાંડવોએ તમને સત્કાર આપ્યો છે, છતાં તમે શોક કરો છો. તેમણે વિપરીત જ કર્યું હોત,

તો તો શું થાત? પૃથાપુત્રોએ તમારું સારું કર્યું છે. તમે શોકને વળગી રહીને તે સારા કામને ધોઈ નાખો નહિ.[૬] હે રાજેંદ્ર! તમારે જ્યાં હર્ષ પામવો જોઈએ અને પાંડુપુત્રોને સત્કારવા જોઈએ, ત્યાં તમે શોક કરો છો; એ તમારું આચરણ મારે વિપરીત લાગે છે.[૭] તમે પ્રસન્ન થાઓ અને દેહત્યાગ કરો નહિ. તમે સંતુષ્ટ થાઓ અને પુણ્યનું સ્મરણ કરો. તમે પાર્થોને રાજ્ય આપો, યશ પામો અને ધર્મ સંપાદન કરો.[૮] તમે આ કામની આજ્ઞા આપશો, એટલે તમે કૃતજ્ઞ થશો. તો તમે પાંડવો સાથે ભાઈચારો કરો અને તેમને સુસ્થિતિએ મૂકો.[૯] તેમને તેમના બાપદાદાનું રાજ્ય આપો. આથી તમે સુખ પામશો.

વૈશંપાયન બોલ્યા : શકુનિનાં આ વચન સાંભળીને તેમ જ બંધુપ્રેમથી શોક પામીને પગે વળગેલા વીર દુઃશાસનને જોઈને દુર્યોધને પોતાના સુંદર હાથો વડે તે શત્રુદમન દુઃશાસનને ઉઠાડ્યો અને તેને પ્રીતિપૂર્વક ભેટ્યો અને તેને માથે સૂંઘ્યો. કર્ણ અને સુબલપુત્ર શકુનિનાં વચનો સાંભળ્યા પછી તે દુર્યોધનરાજ અત્યંત ખેદ પામ્યો. સર્વાંગે લજ્જાથી ઘેરાઈ ને તે ઘોર નિરાશામાં પડ્યો.[૧૦–૧૩] સ્નેહીઓનાં તે વચનો સાંભળીને દુર્યોધન ક્રોધપૂર્વક આ વચન બોલ્યો : 'મારે હવે ધર્મનું, ધનનું કે સુખનું કામ નથી. મારે નથી ઐશ્વર્યનું કામ કે નથી મારે આજ્ઞાનું કામ. મારે ભોગોનું પણ કંઈ કામ નથી. તમે મારી ઇચ્છાનો નાશ ન કરો, તમે અહીંથી જાઓ. મેં પ્રાયોપવેશનનો આ દઢ નિશ્ચય કર્યો છે.[૧૪,૧૫] તમે સર્વે નગરમાં જાઓ અને મારા ગુરુજનોની પૂજા કરતા રહેજો.' તેણે આ પ્રમાણે કહ્યું, ત્યારે તેઓ એ અરિમર્દન રાજા દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યા :[૧૬] 'હે રાજેંદ્ર! જે ગતિ તમારી થશે, તે જ અમારી પણ થશે. હે ભારત! અમે તમારા વિના નગરમાં પ્રવેશ જ કેવી રીતે કરીએ?'[૧૭]

વૈશંપાયન બોલ્યા : આમ સ્નેહીઓએ, અમાત્યોએ, ભાઈઓએ અને સ્વજનોએ તેને બહુ બહુ રીતે કહ્યું, તોપણ તે પોતાના નિશ્ચયથી ડગ્યો નહિ.[૧૮] તે ધૃતરાષ્ટ્રપુત્રે તો ભૂતળ ઉપર દર્ભાસન બિછાવ્યું અને જલસ્પર્શ કરી તથા પવિત્ર થઈ ને પોતે તે ઉપર નિશ્ચયપૂર્વક બેઠો.[૧૯] દર્ભ અને વલ્કલનાં વસ્ત્ર ધારણ કરીને, પરમ નિયમવ્રતમાં રહીને, વાણીને વશમાં રાખીને અને સર્વ બાહ્ય ક્રિયાઓનો ત્યાગ કરીને તે રાજસિંહ મનના નિશ્ચયપૂર્વક એક સ્વર્ગપ્રાપ્તિનું જ ધ્યાન ધરવા લાગ્યો. હવે પૂર્વે દેવોથી હાર પામેલા પાતાળવાસી ભયંકર દૈત્યો તથા દાનવો તેના આ નિર્ધારને જાણવા પામ્યા. આથી પોતાના પક્ષનો ક્ષય થશે એમ સમજીને, તે મંત્રવિશારદોએ દુર્યોધનને બોલાવવા માટે બૃહસ્પતિ તથા શુક્રાચાર્યે કહેલા મંત્રોપૂર્વક વૈતાન(અગ્નિના ઘણા કુંડોથી સાધ્ય)કર્મ આદર્યું.[૨૦–૨૩] વળી તેમણે તે વખતે અથર્વવેદમાં કહેલા મંત્રોથી ઉપનિષદમાં જણાવેલી મંત્ર તથા જપ સાથેની ક્રિયાઓ કરવા માંડી.[૨૪] ત્યાં વેદવેદાંગમાં પારંગત થયેલા અને અત્યંત દઢ વ્રતવાળા એકાગ્રચિત્ત બ્રાહ્મણો અગ્નિમાં દૂધની આહુતિ આપવા લાગ્યા.[૨૫] પછી હે રાજન્! તે કાર્યની સમાપ્તિ થઈ, એટલે ત્યાં મહાન આશ્ચર્યભરી એક કૃત્યા બગાસાં ખાતી ખાતી નીકળી આવી અને બોલી કે, 'હું શું કરું?'[૨૬] દૈત્યોએ મનમાં અત્યંત પ્રસન્ન થઈ તેને કહ્યું : 'ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનરાજ પ્રાયોપવેશન માંડીને બેઠો છે, તેને તું અહીં લઈ આવ.'[૨૭] 'બહુ સારું' એમ કહીને તે કૃત્યા ત્યાંથી નીકળી અને પલકવારમાં દુર્યોધન રાજા પાસે આવી પહોંચી. એ રાજાને લઈ ને

તે ઘડીભરમાં રસાતલમાં પેસી ગઈ. આમ પોતે આણેલા દુર્યોધનને તેણે દાનવો આગળ રજૂ કર્યો. તે રાજાને લાવવામાં આવેલો જોઈને સર્વ દાનવો મનમાં આનંદ પામ્યા અને તેમનાં નેત્રો જરા પ્રફુલ્લિત થયાં. પછી રાત્રે ભેગા મળીને તેઓ દુર્યોધનને અભિમાનપૂર્વક આ વચન કહેવા લાગ્યા.[૨૮–૩૦]

ઇતિ શ્રીમદ્‌ભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'દુર્યોધનપ્રાયોપવેશન' નામનો અધ્યાય ૨૫૧ મો સમાપ્ત

## अध्याय २५२ मो

### દુર્યોધનનો હસ્તિનાપુરમાં પ્રવેશ

॥ दानवा ऊचुः ॥

भो सुयोधन राजेंद्र भरतानां कुलोद्वह ।
शूरैः परिवृतो नित्यं तथैव च महात्मभिः ॥ १ ॥

દાનવો બોલ્યા : હે દુર્યોધન ! હે રાજેંદ્ર ! હે ભરતકુલના ધુરંધર ! તું નિત્ય શૂરાઓ અને મહાત્માઓથી વીંટળાયેલો છે.[૧] આમ છતાં તેં આ પ્રાયોપવેશનનું સાહસ કેમ માંડ્યું છે ? આપઘાત કરનારો માણસ નરકમાં પડે છે અને તેને અપયશ આપનારો અપવાદ લાગે છે.[૨] તારા જેવા બુદ્ધિમાન મનુષ્યો આવાં કર્તવ્યવિરોધી, બહુ પાપથી ભરેલાં અને મૂળ સુદ્ધાંને ઉખેડી નાખનારાં કર્મોમાં પ્રવૃત્ત થતાં નથી.[૩] હે રાજન્ ! ધર્મ, અર્થ અને સુખનો નાશ કરનારા તથા યશ, પ્રતાપ અને વીર્યને હણનારા, તેમ જ શત્રુઓનો હર્ષ વધારનારા આ વિચારને તું છોડી દે.[૪] હે સમર્થ ! તું તારા આત્માની દિવ્યતાને તથા શરીરની રચનાને તત્ત્વપૂર્વક સાંભળ. હે રાજન્ ! તું એ રીતે ધૈર્ય ધારણ કર.[૫] હે રાજન્ ! પૂર્વે અમે તને મહેશ્વર પાસેથી તપપૂર્વક મેળવ્યો છે. પૂર્વે તારાથી પૂર્વકાય (નાભિથી ઉપરનો ભાગ) વજ્રસમૂહોથી રચાયો છે.[૬] તે ભાગ શસ્ત્રો અને અસ્ત્રોથી ભેદી શકાય એવો નથી. હે નિષ્પાપ ! તારો નીચેનો અર્ધો દેહ, ઉમાદેવીએ પુષ્પમય બનાવ્યો છે. તે ભાગ રૂપે કરીને સ્ત્રીઓનાં મનને હરનારો છે.[૭] આમ હે નૃપશ્રેષ્ઠ ! તારો દેહ ઉમા–મહેશ્વરે ઘડ્યો છે. તેથી હે રાજસિંહ ! તું દિવ્ય પુરુષ છે, માનવી મનુષ્ય નથી.[૮] મહાવીર્યવાન અને દિવ્યાસ્ત્રોને જાણનારા ભગદત્ત આદિ શૂરા ક્ષત્રિયો તારા શત્રુઓનો ઘાણ કાઢશે.[૯] તો પછી હવે તારે ખેદ કરવાની જરૂર નથી. તારે ભય જ નથી. વીર દાનવો તને સહાય કરવાને પૃથ્વીમાં પ્રકટી ચૂક્યા છે.[૧૦] અન્ય અસુરો, ભીષ્મ, દ્રોણ અને કૃપ આદિનાં શરીરમાં પ્રવેશ કરશે, એટલે એમના આવેશથી તેઓ દયા રાખ્યા વિના તારા વેરીઓ સાથે યુદ્ધ કરશે. હે કુરુશ્રેષ્ઠ ! એ ભીષ્માદિકો જ્યારે સંગ્રામમાં પ્રહાર કરશે, ત્યારે તેઓ પુત્રો, ભાઈઓ, પિતાઓ, બાંધવો, શિષ્યો, જ્ઞાતિજનો, બાળકો અને વૃદ્ધો એ કોઈને પણ છોડશે નહિ. દાનવોની ઝપટમાં આવેલા અને શરીરમાં અસુરોના આવેશવાળા તેઓ વિવશ થઈને નિર્દય બની જશે અને પ્રહાર કરશે. તે પુરુષસિંહો સ્નેહને દૂર કરશે અને રણમાં હર્ષ પામશે. તેમનાં ચિત્ત મલિન થઈ જશે. વિધિએ નિર્માણ કરેલા દૈવના યોગથી તેઓ જ્ઞાનહીન તથા મૂરખ થશે અને એકબીજાને લલકારવા માંડશે કે, 'તું મારે હાથે જીવતો નહિ જ છૂટે.' હે કુરુશ્રેષ્ઠ ! પુરુષાતન ઉપર નિર્ભય રહેલા અને આપવડાઈ મારનારા તે સર્વ શસ્ત્રાસ્ત્રો છોડીને જનસંહાર કરશે. મહાત્મા અને મહાબળવાન તે પાંચ પાંડવો પણ દૈવથી પ્રેરાઈને તેમની સાથે લડશે અને તેમનો વધ કરશે. હે રાજા ! દૈત્યો અને રાક્ષસોના સમૂહોએ ક્ષત્રિયયોનિઓમાં અવતાર લીધો છે. ગદા, મુસળ, ત્રિશૂળ અને નાનામોટાં શસ્ત્રોથી તેઓ સર્વ તારા શત્રુઓ સાથે રણમાં પરાક્રમપૂર્વક યુદ્ધ કરશે. હે વીર !

તને મનમાં અર્જુન સંબંધી ભય ચોંટી રહ્યો છે, તો અમે અર્જુનના વધ માટે પણ ઉપાય યોજી રાખ્યો છે.[૧૧-૧૯] હે વીર! મરણ પામેલા નરકાસુરનો આત્મા કર્ણના દેહમાં રહ્યો છે, તે પૂર્વનું વેર સંભારી રાખીને શ્રીકૃષ્ણ તથા અર્જુન સાથે યુદ્ધ કરશે.[૨૦] પરાક્રમના ગર્વવાળો અને પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ તે મહારથી કર્ણ, પૃથાપુત્ર અર્જુનને તથા સર્વ શત્રુઓને રણમાં પરાજય આપશે.[૨૧] આ વાત જાણીને વજ્રપાણિ ઇંદ્ર એ સવ્યસાચીના રક્ષણ માટે કર્ણનાં કવચ અને કુંડલ ગુપ્તવેશે હરણ કરી લેશે.[૨૨] આથી અમે પણ આ કાર્યને માટે સેંકડો ને હજારો દૈત્યો તથા રાક્ષસોને નીમી દીધા છે. તેઓ સંશપ્તક નામથી વિખ્યાત છે અને તેઓ વીર અર્જુનને હણશે જ; માટે તું શોક કરીશ નહિ. હે રાજા! તારે જ આ શત્રુવિહોણી વસુંધરાને ભોગવવાની છે.[૨૩,૨૪] આથી તું રખે ખેદ પામતો. તને એ ખેદ કરવો ઉચિત નથી. હે કૌરવ! તું નાશ પામે તો અમારી પાંખ કપાઈ જાય.[૨૫] હે વીર! તું જા. તારે કોઈ રીતે આથી બીજો કોઈ વિચાર કરવો જોઈએ નહિ. તું જ નિત્ય અમારો આધાર છે, તેમ પાંડવો દેવોનો આધાર છે.'[૨૬]

વૈશંપાયન બોલ્યા: આમ કહીને તે દાનવશ્રેષ્ઠ દૈત્યો તે હાથી સમાન શ્રેષ્ઠ દુર્યોધનને ભેટ્યા અને એ અજેયને આશ્વાસન આપવા લાગ્યા.[૨૭] હે ભારત! તેની બુદ્ધિ સ્થિર કરીને તથા તેને પ્રિય વચનો કહીને તેમણે તેને આજ્ઞા આપી કે, 'તું જા અને જય મેળવ.'[૨૮] દૈત્યોએ વિદાય આપી, એટલે પેલી જ કૃત્યા તે મહાબાહુને તે જ ભાગમાં લઈ આવી, જ્યાં એણે તે સમયે પ્રાયોપવેશન આદર્યું હતું.[૨૯] તે વીરને આ પ્રમાણે મૂકીને કૃત્યાએ તેનું પૂજન કર્યું. પછી દુર્યોધનરાજની આજ્ઞા લઈને તે પાછી અંતર્ધાન થઈ ગઈ.[૩૦] હે ભારત! તે કૃત્યા ચાલી ગઈ, એટલે દુર્યોધનરાજા આ બધી સ્વપ્નરૂપ વાતનો વિચાર કરવા લાગ્યો.[૩૧] વળી દુર્યોધનને નિશ્ચય થયો કે, હું પાંડવોને રણમાં અવશ્ય જીતીશ. તેણે માન્યું કે, કર્ણ અને સંશપ્તકો શત્રુનાશી પૃથાપુત્ર અર્જુનનો વધ કરવાને યોગ્ય અને સમર્થ થશે. આમ હે ભરતશ્રેષ્ઠ! દુર્બુદ્ધિ દુર્યોધનની પાંડવોને જીતવાની આશા દૃઢ થઈ. નરકાસુરના અંતરાત્માના પ્રવેશથી કર્ણ પણ તે વખતે શરીર અને મનથી આવેશમાં આવી ગયો.[૩૨-૩૪] તે ત્યારથી અર્જુનનો વધ કરવાનો ક્રૂર વિચાર કરવા લાગ્યો. રાક્ષસોથી મનમાં આવેશ પામેલા તે વીર સંશપ્તકો પણ રજોગુણ અને તમોગુણથી ઘેરાઈને અર્જુનના વધની ઇચ્છા કરવા લાગ્યા. હે પૃથ્વીપતિ! ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્ય આદિનાં અંતરમાં પણ દાનવોએ પગ પસાર્યા અને તેઓ પાંડુપુત્રો પ્રત્યે પહેલાંના જેવા સ્નેહવાળા રહ્યા નહિ. દુર્યોધનરાજે આ વૃત્તાંત કોઈને પણ ન કહ્યો.[૩૫-૩૭] રાત્રિ પૂરી થઈ એટલે વિકર્તન કર્ણે હાથ જોડીને અને હસતાં હસતાં દુર્યોધન રાજાને આ હેતુયુક્ત વચનો કહ્યાં:[૩૮] 'હે કૌરવ્ય! મરેલો માણસ શત્રુઓ ઉપર વિજય મેળવી નહિ જ શકે. જીવતો મનુષ્ય જ સુખ જોવા પામે છે. મૂએલા મનુષ્યને કલ્યાણ કે જય જોવાનો ક્યાંથી હોય?[૩૯] આજે કંઈ ખેદ, ભય કે મરણનો સમય નથી.' તે મહાબાહુએ દુર્યોધનને બેઉ હાથે ભેટીને ફરી આ પ્રમાણે કહ્યું:[૪૦] 'હે રાજન્! ઊભા થાઓ. તમે કેમ સૂઈ રહ્યા છો! હે શત્રુવિનાશન! તમે શાનો શોક કરો છો? તમે પરાક્રમપૂર્વક શત્રુઓને તાપ આપ્યો છે, તો પછી તમે શાનું મોત ઇચ્છો છો? અથવા અર્જુનનું પરાક્રમ જોઈને તમને ભય જાગ્યો હોય, તો હું તમને આ વચન આપું છું કે, હું અર્જુનને રણમાં મારીશ.[૪૧,૪૨]

હે જનનાથ ! હું આયુધ પકડી સત્યપૂર્વક કહું છું કે, તેર વર્ષ થઈ જશે, એટલે હું પાર્થોને તમારા વશમાં આણીશ.[૧૭] કર્ણે આ પ્રમાણે કહ્યું તેથી અને દૈત્યોનાં વચનોને કારણે તેમ જ સૌની વિનવણીઓને લીધે દુર્યોધન ઊઠી ઊભો થયો.[૧૮] દૈત્યોનાં તે વચનોને સંભારીને તેણે મનમાં દૃઢ સંકલ્પ કર્યો. તે મનુજસિંહે રથો, હાથીઓ અને ઘોડાઓથી ભરેલી તથા પાયદળો-ની ભીડવાળી પોતાની સેનાને સજ્જ કરાવી. હે રાજન્ ! ગંગાના વહેણ જેવી તે મહાસેનાએ ત્યાંથી પ્રયાણ આદર્યું.[૫,૬] શ્વેત છત્રોથી, પતાકાઓથી ઉજ્જ્વળ ચામરોથી, રથોથી, ગજોથી અને પાગા-ઓથી ભરપૂર તે સેના કંઈક અસ્પષ્ટ એવા શરદ-કાળના અભ્રમંડલયુક્ત આકાશની શોભા ધારી રહી. ત્યારે દ્વિજવરો દુર્યોધનને રાજરાજેશ્વરની જેમ જયાશિષો આપીને તેની સ્તુતિ કરવા લાગ્યા.[૭,૮] તે સમયે ધૃતરાષ્ટ્રપુત્ર જનપતિ દુર્યો-ધન પરમ ઐશ્વર્યથી ઝગઝગી રહ્યો હતો અને લોકોનાં માલાવંદન સ્વીકારતો આગળ ચાલતો હતો.[૯] હે રાજેંદ્ર ! તે સમયે કર્ણ, જુગારી શકુનિ અને દુઃશાસન આદિ તેનાં સર્વ ભાઈઓ તેની સાથે જ હતા.[૧૦] ભૂરીશ્રવા, સોમદત્ત, મહા-રાજા બાહ્લિક અને બીજા કુરુશ્રેષ્ઠો ત્રિવિધ આકારોવાળા રથોમાં બેસીને, તેમજ ઘોડાઓ તથા ગજવરો ઉપર સવારી કરીને, તે પ્રયાણ કરતા નરપતિસિંહને અનુસરી રહ્યા હતા. હે રાજેંદ્ર ! તેઓ થોડા જ સમયમાં પોતાના નગર-માં આવી પહોંચ્યા.[૧૧,૧૨]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'દુર્યો-ધનપુરપ્રવેશ' નામનો અધ્યાય ૨૫૨મો સમાપ્ત

# अध्याय २५३ मो

## દિગ્વિજય માટે કર્ણનું પ્રયાણ

॥ जनमेजय उवाच ॥

वसमानेषु पार्थेषु वने तस्मिन्महात्मसु ।
धार्तराष्ट्रा महेष्वासाः किमकुर्वत सत्तमाः ॥ १ ॥

જનમેજય બોલ્યા : તે મહાત્મા પૃથાપુત્રો વન-વાસ સેવતા હતા, ત્યારે મહાચાપધારી ધૃતરાષ્ટ્ર-પુત્રોએ શું કર્યું હતું ? સૂર્યપુત્ર કર્ણ, મહાબલ-વાન શકુનિ અને ભીષ્મ, દ્રોણ તથા કૃપ આદિ શ્રેષ્ઠજનોએ શું કર્યું હતું ? આ તમે મને કહો.[૧,૨]

વૈશંપાયન બોલ્યા : પૃથાપુત્રો આમ વનવાસ-માં હતા, ત્યારે તેમણે દુર્યોધનને છોડાવ્યો. પછી પાંડુનંદનોથી વિદાય પામીને દુર્યોધન હસ્તિના-પુર આવ્યો.[૩] હે મહારાજ ! તે સમયે ભીષ્મે એ ધૃતરાષ્ટ્રપુત્રને આ વચન કહ્યાં : 'હે તાત ! તું તપોવનમાં જવા તૈયાર થયો, ત્યારે મેં પ્રથમ-થી જ તને ના પાડી હતી.[૪] તું ત્યાં જાય એ મને ગમ્યું જ નહોતું. આમ છતાં તું ત્યાં ગયો. આથી હે વીર ! તું શત્રુઓને હાથે બળાત્કારે કેદ પડ્યો.[૫] હે ગાંધારીનંદન ! ધર્મજ્ઞ પાંડવોએ તને છોડાવ્યો છે, છતાં તને લાજ આવતી નથી ! હે પૃથ્વીનાથ ! તું અને તારી સેના કિકિયારી પાડતાં હતાં, ત્યારે હે રાજપુત્ર ! હે રાજેંદ્ર ! તારી અને તારી સેનાની આંખ આગળજ સૂતપુત્ર કર્ણ ભયભીત થઈને ગંધર્વો સાથેના સંગ્રામમાંથી પલાયન થઈ ગયો હતો.[૬,૭] તેં મહાત્મા પાંડવોનું અને દુર્બુદ્ધિ સૂતપુત્ર કર્ણનું પરાક્રમ જોયું છે.[૮] હે ધર્મવત્સલ ! હે નૃપશ્રેષ્ઠ ! ધનુર્વેદ, શૌર્ય અને ધર્મમાં કર્ણ પાંડવોના ચોથા ભાગની તોલે પણ આવે એમ નથી.[૯] આથી હે શ્રેષ્ઠ સંધિવેત્તા ! આ કુળની વૃદ્ધિ અર્થે હું તે મહાત્મા પાંડવો સાથે સંધિ કરવી યોગ્ય માનું છું.[૧૦] હે રાજન્ ! ભીષ્મે આ પ્રમાણે કહ્યું, એટલે જનનાથ દુર્યોધન

એકદમ હસીને શકુનિની સાથે ત્યાંથી ચાલ્યો ગયો.[૧૧] તેને આમ જતો જાણીને કર્ણ તથા દુઃશાસન આદિ મહાધનુર્ધરો મહાબળવાન દુર્યોધનની પાછળ ગયા.[૧૨] હે રાજન્! તેમને આ રીતે જઈ રહેલા જોઈને કુરુપિતામહ ભીષ્મ શરમથી નીચું જોઈ રહ્યા અને પોતાને ભવને ચાલ્યા ગયા.[૧૩] હે મહારાજ! ભીષ્મ ચાલ્યા ગયા, ત્યારે જનેશ્વર દુર્યોધન ફરી તે સ્થાને આવ્યો અને મંત્રીઓની સાથે વિચારણા કરવા લાગ્યો કે, [૧૪] 'કેવી રીતે આપણું કલ્યાણ થાય? આપણે કયું કામ કરવાનું રહ્યું છે? કઈ રીતે આપણું કર્યું શોભી નીકળે? આ સંબંધમાં જે હિતકારી હોય તેની આજે આપણે મંત્રણા કરીશું'.[૧૫]

કર્ણ બોલ્યો: હે દુર્યોધન! હું આજે તમને કહું છું, તે તમે સાંભળો. હે કૌરવ! ભીષ્મ સદૈવ આપણી નિંદા કરે છે અને પાંડવોની નિત્ય પ્રશંસા કરે છે.[૧૬] હે મહાબાહુ! તમારા ઉપરના દ્વેષને લીધે તે મારો પણ દ્વેષ કરે છે. હે નરેશ્વર! તે તમારી આગળ નિત્ય મારી નિંદા કરે છે. તો હે ભારત! હે અરિનાશન! તમારી સમક્ષ જ ભીષ્મે પાંડવોનો યશ ગાયો છે અને તમારી નિંદા કરી છે. હે ભારતરાજ! ભીષ્મનાં એ વચનોને હવે હું સહન કરીશ નહિ. હે રાજન્! તમે મને સેવકો, વાહનો અને સૈનિકો સાથે જવાની આજ્ઞા આપો.[૧૭-૧૯] હે મહારાજ! પર્વતો, વનો, ઉપવનો સાથેની પૃથ્વીને હું જીતી લઈશ. જે ભૂમિને ચાર બળશાળી પાંડવોએ જીતી હતી, તેને હું એકલે હાથે તમારે માટે નિઃસંશય જીતી લઈશ. અત્યંત દુષ્ટ બુદ્ધિવાળો તે કુરુકુલાધમ ભીષ્મ મારા આ વિજયને પ્રત્યક્ષ જોઈ લે.[૨૦,૨૧] જે ભીષ્મ અનિંદ્યને નિંદે છે અને અપ્રશંસનીયની પ્રશંસા કરે છે, તે ભલે આજે મારા સામર્થ્યને જુએ અને પોતાની જાતની નિંદા કરે.[૨૨] હે રાજન્! મને આજ્ઞા આપો. તમારો વિજય અવશ્ય છે. હે મહારાજ! આયુધ પકડીને હું પ્રતિજ્ઞાપૂર્વક તમને સત્ય જ કહું છું.' હે ભરતોત્તમ મહારાજ! કર્ણનાં આ વચનો સાંભળીને નરપતિ દુર્યોધન પરમ પ્રસન્નતા પામ્યો અને કર્ણને આ પ્રમાણે કહેવા લાગ્યો: 'હું ધન્ય છું. હું કૃપાસંપન્ન છું. તું મહાબળવાન નિત્ય મારા હિતમાં રહે છે, તેથી મારો જન્મ આજે સફળ છે. હે વીર! તને જ્યારે સર્વ શત્રુઓને વશ કરવાનું યોગ્ય લાગે, ત્યારે તું ભલે નીકળી પડજે. મને પણ યોગ્ય હોય તે આજ્ઞા આપજે. તારું મંગલ થાઓ.[૨૩-૨૬] હે શત્રુદમન! ધીમાન ધૃતરાષ્ટ્રપુત્રે કર્ણને આ પ્રમાણે કહ્યું, એટલે કર્ણે રણયાત્રાની સર્વ પ્રકારની વ્યવસ્થા કરવાની આજ્ઞા આપી.[૨૭] પછી શુભ દેવતાવાળા નક્ષત્રમાં, શુભ તિથિએ અને શુભ મુહૂર્તમાં મહાન ધનુર્ધર કર્ણે સ્નાન કરીને પ્રયાણ આદર્યું. બ્રાહ્મણોએ શુભ મંગલ વચનોથી તેને આશીર્વાદ આપ્યા, બીજાઓએ તેને સંમાન અર્પ્યું અને તે સચરાચર ત્રૈલોક્યને રથઘોષથી ગજાવતો ઊપડ્યો.[૨૮,૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'કર્ણદિગ્વિજય' નામનો અધ્યાય ૨૫૩ મો સમાપ્ત

## अध्याय २५४ मो

### કર્ણનો દિગ્વિજય

॥ वैशंपायन उवाच ॥

ततः कर्णो महेष्वासो बलेन महता वृतः ।
द्रुपदस्य पुरं रम्यं रुरोध भरतर्षभ ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: પછી ભરતોત્તમ! મહાન સેનાથી વીંટળાયેલા મહાધનુર્ધારી કર્ણે દ્રુપદની રમણીય નગરીને ઘેરો ઘાલ્યો. તેણે મોટું યુદ્ધ કરીને એ વીરને પોતાને અધીન કર્યો. હે રાજશ્રેષ્ઠ! તેણે દ્રુપદ પાસેથી સોનું, રૂપું અને વિવિધ રત્નો લીધાં તેમ જ કર લીધો. આમ હે રાજેંદ્ર!

તેને હરાવીને તેણે દ્રુપદના સર્વ ખંડિયા રાજાઓને પણ વશ કર્યા અને તેમની પાસેથી કર લીધા. પછી તે ઉત્તર દિશામાં ગયો અને ત્યાંના નરપતિઓને વશવર્તી બનાવ્યા.[૧-૪] ત્યાંથી ભગદત્તને હરાવીને એ રાધાનંદન શત્રુઓ સાથે લડતો લડતો નગાધિરાજ હિમાચલ ઉપર ચડ્યો.[૫] ત્યાં તે સર્વ દિશાઓમાં ગયો. તેણે હિમાલયના સઘળા નૃપતિઓને પોતાને તાબે કર્યા અને તે સર્વની પાસેથી ખંડણી લીધી.[૬] વળી નેપાલદેશમાં જે રાજાઓ હતા, તે સર્વને તેણે જીતી લીધા. પછી પર્વત ઉપરથી ઊતરીને તેણે પૂર્વ દિશા તરફ ધસારો કર્યો.[૭] તેણે અંગ, વંગ, કલિંગ, શુંડિક, મિથિલ, મગધ અને કર્કખંડને પોતાને સ્વાધીન કર્યા.[૮] તેણે આવશીર, યોધ્ય અને અહિક્ષેત્રને પણ જીતી લીધા. આ રીતે પૂર્વ દિશાને જીતીને તે વત્સભૂમિ તરફ ગયો. માત્ર માટીવાળી એ વત્સભૂમિ ઉપર વિજય મેળવીને તેણે મોહનનગર, ત્રિપુરી તથા કોસલ એ સર્વના રાજાઓને હાર આપી અને તે સઘળાની પાસેથી કર લીધા. ત્યાંથી કર્ણે દક્ષિણ દિશાએ જઈ ત્યાંના મહારથીઓને જીતી લીધા.[૯-૧૧] સૂતનંદન કર્ણે ત્યાં દક્ષિણવાસી રાજાઓમાંના રુક્મિ સાથે યુદ્ધ કર્યું. તુમુલ યુદ્ધ કરીને તે રુક્મિએ સૂતપુત્રને કહ્યું કે, 'હે રાજેંદ્ર! તમારા બળ અને પરાક્રમથી હું પ્રસન્ન થયો છું. હું તમારા દિગ્વિજયમાં વિઘ્ન કરીશ નહિ. ક્ષાત્રધર્મની પ્રતિજ્ઞાના પાલન માટે જ મેં આ યુદ્ધ કર્યું છે.[૧૨,૧૩] હવે તમારી ઇચ્છા હોય એટલું સુવર્ણ હું તમને પ્રીતિપૂર્વક આપું છું.' આમ રુક્મિ સાથે સંધિ કરીને તે કર્ણ પાંડ્યદેશ અને શ્રીશૈલ તરફ ગયો. તે પછી તેણે રણસંગ્રામમાં કેરલરાજને, મહારાજ નીલપતિને, વેણુદારિસુતને અને બીજા દક્ષિણ દેશના નરપતિશ્રેષ્ઠોને હરાવ્યા. એ સર્વ દક્ષિણ દિશાવાસી રાજાઓ પાસેથી તેણે ખંડણી લીધી. પછી કર્ણે શિશુપાલના પુત્રની સામે જઈને તેને હાર આપી.[૧૪-૧૬] ત્યાં એ મહાબળવાને આજુબાજુના રાજાઓને પણ પોતાના વશમાં આણ્યા. હે ભરતશ્રેષ્ઠ! અવંતીમાં જઈ તેણે ત્યાંના રાજાઓને સામ ઉપચારથી વશ કર્યા. પછી વૃષ્ણિઓ સાથે મેળ કરીને તેણે પશ્ચિમ દિશાને જીતી લીધી.[૧૭] આમ પશ્ચિમ દિશામાં આવીને તેણે યવનોને, બર્બરોને તેમજ પશ્ચિમ ભૂમિમાં રહેનારા રાજાઓને ખંડણી ભરતા કર્યા.[૧૮] આમ કર્ણે પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણની સર્વ ધરતીને જીતી લીધી. પછી તે રાજનીતિ અનુસાર વર્તનારા તે વીરે મ્લેચ્છો, અરણ્યવાસીઓ, પર્વતનિવાસીઓ, ભદ્રો, રોહિતકો, આગ્નેયો અને માલવો એ સર્વ સમૂહો ઉપર રમતાં રમતાં વિજય મેળવ્યો.[૧૯,૨૦] પછી એ સૂતનંદન કર્ણે શશકો અને યવનોને હરાવ્યા તેમજ નગ્નજિત્ આદિ મહારથી ગણોને પણ જીતી લીધા.[૨૧] આ રીતે સઘળી પૃથ્વીને અધીન કરીને તેમ જ તેના ઉપર વિજય મેળવીને એ પુરુષસિંહ મહારથી હસ્તિનાપુર આવ્યો.[૨૨] હે મહારાજ! તે મહાધનુર્ધરને આવી પહોંચેલો જાણીને જનનાથ દુર્યોધન પોતાના ભાઈઓ, વડીલો અને બાંધવો સાથે તેને સામે લેવા ગયો.[૨૩] એ જનેશ્વરે રણમાં શોભનારા કર્ણને વિધિપૂર્વક સત્કાર આપ્યો અને તેના દિગ્વિજય માટે લોકોમાં ઢંઢેરો ફેરવાવ્યો.[૨૪] તે કર્ણને કહેવા લાગ્યો કે, 'ભીષ્મથી, દ્રોણથી, કૃપથી અને બાહ્‌લીકથી જે નથી મળ્યું, તે હું તારાથી પામ્યો છું. તારું કલ્યાણ થાઓ![૨૫] હે કર્ણ! ઘણું કહેવાથી શું ફળ છે? પણ મારાં આટલાં વચન સાંભળ. હે મહાબાહુ! તું મારો નાથ છે. હે શ્રેષ્ઠ! તારાથી હું સનાથ થયો છું.[૨૬] હે નરસિંહ! સર્વે પાંડવો કે બીજા મહાસમૃદ્ધ રાજાઓ પણ તારી સોળમી કળાની પણ બરાબરી કરી શકે એમ

નથી.[૨૭] તો હે મહાધનુર્ધર! હે કર્ણ, વજ્રપાણિ ઇંદ્ર જેમ માતા અદિતિનાં દર્શન કરે, તેમ તું ધૃતરાષ્ટ્ર અને યશસ્વિની ગાંધારીનાં દર્શન કર.' ત્યારે હે પ્રજાનાથ! હસ્તિનાપુર નગરમાં ભારે હર્ષધ્વનિઓ તેમ જ હાહાકારો થઈ રહ્યા.[૨૮,૨૯] હે જનેશ્વર! ત્યારે કોઈક કર્ણને પ્રશંસતા હતા, તો કોઈક તેની નિંદા કરતા હતા. બીજા કેટલાક રાજાઓ તો ત્યાં ચૂપ જ બેસી રહ્યા હતા.[૩૦] હે રાજેંદ્ર! હે પૃથ્વીપતિ! શ્રેષ્ઠ શસ્ત્રધારી કર્ણે આ રીતે અલ્પ સમયમાં, પર્વતો, વનો, ક્ષેત્રો, સમુદ્રો, ઉપવનો, નાનામોટા દેશો, ગામો, નગરો અને ચારે બાજુ જળભર્યા દ્વીપોથી ભરેલી સમગ્ર પૃથ્વીને વશ કરી; તેમ જ પૃથ્વીપતિઓને સ્વાધીન કર્યા. આમ અક્ષય ધન લઈને તે સૂતપુત્ર દુર્યોધન-રાજ પાસે આવ્યો.[૩૧-૩૩] પછી હે રાજન્! તેણે રણવાસમાં પ્રવેશ કર્યો. હે રિપુદમન! ત્યાં તે વીરે ધૃતરાષ્ટ્ર અને ગાંધારીનાં દર્શન કર્યાં.[૩૪] હે નરસિંહ! ધર્મજ્ઞ કર્ણે પુત્રની જેમ તેમનો ચરણસ્પર્શ કર્યો. ધૃતરાષ્ટ્રે પણ તેને પ્રેમપૂર્વક આલિંગન કર્યું અને પછી જવા રજા આપી.[૩૫] હે ભારત! ત્યારથી દુર્યોધનરાજ અને સુબલપુત્ર શકુનિ માનવા લાગ્યા કે, કર્ણે પૃથાપુત્રોને હરાવ્યા જ છે.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'કર્ણદિગ્વિજય' નામનો અધ્યાય ૨૫૪મો સમાપ્ત

## अध्याय २५५मो

### દુર્યોધનના વૈષ્ણવયજ્ઞનો આરંભ

॥ वैशंपायन उवाच ॥

जित्वा तु पृथिवीं राजन् सूतपुत्रो जनाधिप ।
अब्रवीत्परवीरघ्नो दुर्योधनमिदं वचः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હે જનાધિપતિ મહારાજ! શત્રુવીરને હણનારા સૂતપુત્ર કર્ણે પૃથ્વી પર જય મેળવ્યા પછી દુર્યોધનને આ વચન કહ્યાં.[૧]

કર્ણ બોલ્યો : હે દુર્યોધન! હું તમને આ વચનો કહું છું. હે કૌરવ! તમે તે સાંભળો. હે અરિંદમન! તે સાંભળીને તમારે તે પ્રમાણે સઘળું કરવું જોઈશે.[૨] હે વીર! આજે આ નિઃશત્રુ પૃથ્વી તમારી છે. હે નૃપશ્રેષ્ઠ! શત્રુરહિત થયેલા મહાત્મા ઇંદ્રની જેમ તમે એનું પાલન કરો.[૩]

વૈશંપાયન બોલ્યા : કર્ણે આ પ્રમાણે કહ્યું, એટલે દુર્યોધને કર્ણને વળતો આ ઉત્તર આપ્યો કે, 'હે પુરુષસિંહ! તું જેના પક્ષમાં છે, તેને કશું પણ દુર્લભ નથી. તું મારો સહાયક છે, મારો ભક્ત છે અને સદૈવ મારે માટે સજ્જ છે. આથી મારો જે એક વિચાર છે તે તું યથાર્થ રીતે સાંભળ.[૪,૫] હે સૂતપુત્ર! પાંડુપુત્ર યુધિષ્ઠિરનો તે મહાન રાજસૂય યજ્ઞ જોયા પછી મને પણ તે કરવાની સ્પૃહા જાગી છે, તો તે તું સિદ્ધ કર.'[૬] તેણે આમ કહ્યું, એટલે કર્ણે રાજાને આ વચન કહ્યાં : 'હે નરપતિવર! આજે સર્વ પૃથ્વીપાલો તમારે અધીન છે.[૭] હે કુરુશ્રેષ્ઠ! દ્વિજવરોને બોલાવો, વિધિપૂર્વક સર્વ સાહિત્યો ભેગાં કરાવો અને યજ્ઞનાં સઘળાં સાધનો એકઠાં કરાવો.[૮] હે શત્રુદમન! શાસ્ત્રોમાં કહેલા વેદપારંગત ઋત્વિજોને બોલાવો. હે મહારાજ! તે સર્વે શાસ્ત્રાનુસાર યજ્ઞક્રિયા કરાવો.[૯] હે ભરતશ્રેષ્ઠ! તમારો આ યજ્ઞ પણ મહાયજ્ઞ પ્રમાણે પુષ્કળ ખાનપાનવાળો અને અત્યંત ગુણસમૃદ્ધિવાળો શરૂ થવા દો.'[૧૦] હે પૃથ્વીનાથ! કર્ણે આ પ્રમાણે કહ્યું, એટલે ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધને પુરોહિતને બોલાવીને તેને આ વચન કહ્યાં કે,[૧૧] 'તમે મારે માટે રાજસૂય નામનો ઉત્તમોત્તમ દક્ષિણાવાળો શ્રેષ્ઠ યજ્ઞ યથાવિધિ અને યથાક્રમે કરો.' તેણે આમ કહ્યું, ત્યારે તે દ્વિજશ્રેષ્ઠે રાજાને જણાવ્યું કે, 'હે કુરુશ્રેષ્ઠ! તમારા કુલમાં યુધિષ્ઠિરના જીવતાં તમે તે શ્રેષ્ઠ યજ્ઞ કરી શકો નહિ. વળી હે રાજા! તમારા દીર્ઘાયુષી પિતા

ધૃતરાષ્ટ્ર પણ જીવે છે. આથી પણ હે નૃપવર ! તમે એ યજ્ઞ કરી શકો નહિ. પણ હે સમર્થ ! રાજસૂયના જેવો એક બીજો મહાયજ્ઞ છે ખરો. તો હે રાજેંદ્ર ! તમે તે યજ્ઞનું યજન કરો. તમે મારું આ વચન લક્ષમાં લો. હે નૃપતિ ! જે પૃથ્વીપાલો હમણાં તમારા ખંડિયા છે, તેઓ તમને ખંડણીઓ આપે તથા ઘડેલું ને ન ઘડેલું સુવર્ણ આપે. હે નૃપશ્રેષ્ઠ ! એ સુવર્ણથી તમે એક હળ તૈયાર કરાવો. હે ભારત ! એ હળથી તમે તમારા યજ્ઞમંડપ માટેની ભૂમિને ખેડાવો. તે પછી હે નૃપતિશ્રેષ્ઠ ! ત્યાં તમે પુષ્કળ અન્ન વપરાય એવો ઉત્તમ સંસ્કારવાળો અને સર્વ રીતે પ્રતિબંધથી રહિત એ યજ્ઞ આદરો. તમે આ યજ્ઞ કરશો તેનું નામ વૈષ્ણવયજ્ઞ છે અને તે યજ્ઞ સત્પુરુષોએ કરવા યોગ્ય છે.[૧૨–૧૯] પુરાતન વિષ્ણુ વિના કોઈએ એ યજ્ઞ કર્યો નથી. એ મહાયજ્ઞ યજ્ઞશ્રેષ્ઠ રાજસૂયની સ્પર્ધા કરે છે.[૨૦] હે ભારત ! અમને એ રુચે છે અને એથી તમારું કલ્યાણ પણ થશે. એ કોઈ પણ જાતના વિઘ્ન વિના થઈ શકે એમ છે અને એથી તમારી ઇચ્છા પણ સફળ થશે.'[૨૧] તે બ્રાહ્મણોએ આ પ્રમાણે કહ્યુ, ત્યારે મહીપતિ દુર્યોધન રાજા કર્ણ, શકુનિ તથા પોતાના ભાઈઓને આ પ્રમાણે કહેવા લાગ્યો : 'મને બ્રાહ્મણોનાં વચનો પૂરેપૂરાં ગમે છે, એમાં શંકા નથી. જો તમને તે રુચતાં હોય, તો તમે વિના વિલંબે ઉત્તર આપો. તેણે આ વચનો કહ્યાં, ત્યારે તે સર્વે એ રાજાને 'તથાસ્તુ' કહી ઉત્તર આપ્યો. પછી રાજાએ કાર્યકુશળ માણસોને ક્રમપૂર્વક યજ્ઞકાર્ય માટે આજ્ઞા આપી.[૨૨–૨૪] પછી તેણે હળ બનાવવા માટે સર્વ શિલ્પીઓને આદેશ આપ્યો. આમ હે નૃપશ્રેષ્ઠ ! તેના કહ્યા પ્રમાણે સઘળું સાહિત્ય ક્રમવાર તૈયાર થયું.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'દુર્યોધનયજ્ઞસમારંભ' નામનો અધ્યાય ૨૫૫મો સમાપ્ત

# अध्याय २५६ मो
## દુર્યોધનનો વૈષ્ણવયજ્ઞ

॥ वैशंपायन उवाच ॥

**ततस्तु शिल्पिनः सर्वे अमात्यप्रवराश्च ये ।**
**विदुरश्च महाप्राज्ञो धार्त्तराष्ट्रे न्यवेदयत् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી સર્વ શિલ્પીઓએ, મુખ્ય પ્રધાનોએ અને મહાબુદ્ધિમાન વિદુરે ધૃતરાષ્ટ્રપુત્રને નિવેદન કર્યું કે,[૧] 'હે રાજન્ ! એ શ્રેષ્ઠ યજ્ઞની સર્વ તૈયારી થઈ ગઈ છે. એનો સમય પણ આવી પહોંચ્યો છે. વળી સર્વ સુવર્ણમય એવું મહામૂલ્યવાન હળ સુદ્ધાં તૈયાર થયું છે.'[૨] હે પૃથ્વીપતિ ! આ સાંભળીને નૃપશ્રેષ્ઠ દુર્યોધને એ મહાયજ્ઞનો આરંભ કરવાની આજ્ઞા આપી.[૩] આમ પુષ્કળ દ્રવ્યવાળા અને ઉત્તમ સસ્કારોવાળા તે યજ્ઞનો આરંભ થયો અને ગાંધારીપુત્ર દુર્યોધને શાસ્ત્ર પ્રમાણે ક્રમ અનુસાર યજ્ઞની દીક્ષા લીધી.[૪] ધૃતરાષ્ટ્ર, મહાયશસ્વી વિદુર, ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ અને યશસ્વિની ગાંધારી એ સર્વ અત્યંત આનંદ પામ્યાં.[૫] તે સમયે હે રાજેંદ્ર ! રાજાઓને તથા બ્રાહ્મણોને તેડાં કરવા માટે શીઘ્રવેગી દૂતોને મોકલવામાં આવ્યા.[૬] તે દૂતો ઉતાવળાં વાહનોમાં બેસીને આજ્ઞાનુસાર ચાલી નીકળ્યા. આમ નીકળેલા કોઈ એક દૂતને દુઃશાસને કહ્યું કે,[૭] 'તું ઝટ દ્વૈતવનમાં જા. તે વનમાં રહેલા પાપી પાંડવોને તેમ જ બ્રાહ્મણોને તું નિયમપૂર્વક નિમંત્રણ આપજે.'[૮] એ દૂત પાંડવો પાસે ગયો અને તેમને સૌને પ્રણામ કરીને બોલ્યો કે, 'હે મહારાજ ! કુરુશ્રેષ્ઠ નૃપોત્તમ દુર્યોધને પોતાના પરાક્રમથી ધનની રેલ આણી છે અને યજ્ઞ આદર્યો છે. ત્યાં ઠામઠામના રાજાઓ અને બ્રાહ્મણો જઈ રહ્યા છે.[૯,૧૦] હે રાજન્ ! મહાત્મા કૌરવે મને પણ અહીં તમને નિમંત્રણ આપવા મોકલ્યો છે. જનનાથ દુર્યોધન તમને આમંત્રણ આપે છે.[૧૧] તો તમે મહારાજ દુર્યોધન-

ના મનની અભિલાષા પ્રમાણે એ યજ્ઞનાં દર્શન કરવા પધારો.' દૂતનું આ કહેવું સાંભળીને નરસિંહ યુધિષ્ઠિરરાજે કહ્યું કે, 'સદ્ભાગ્યની વાત છે કે, પૂર્વજોની કીર્તિ વધારનારો દુર્યોધન રાજા આ શ્રેષ્ઠ યજ્ઞ કરે છે. અમે ત્યાં આવ્યા હોત પણ અમે અત્યારે ત્યાં આવી શકીએ એમ નથી. કેમ કે તેર વર્ષ પૂરાં થાય ત્યાં સુધી અમારે અમારી પ્રતિજ્ઞા પાળવી જ જોઈએ.[૧૨–૧૪] ધર્મરાજનાં એ વચન સાંભળીને ભીમ બોલ્યો કે, 'એ દુર્યોધનને કહેજો કે, તેર વર્ષ વીત્યા પછી જ રણયજ્ઞ મંડાશે, તેમાં દુર્યોધનને અસ્ત્રશસ્ત્રોથી પ્રદીપ્ત થયેલા અગ્નિમાં જ્યારે હોમવામાં આવશે, ત્યારે ધર્મરાજ યુધિષ્ઠિર મહારાજ ત્યાં આવશે. વળી જ્યારે એ પાંડુનંદન નરપતિ ધૃતરાષ્ટ્રપુત્રો ઉપર ક્રોધરૂપી હવિઓની ધારા પાડશે, ત્યારે હું પણ આવીશ.'

હે રાજન્! બીજા પાંડવોએ આવું કશું જ અપ્રિય કહ્યું નહિ. દૂતે પણ દુર્યોધનને આ વૃત્તાંત યથાવત્ નિવેદિત કર્યો. પછી હે મહાભાગ! દેશદેશના નરોત્તમ રાજાઓ અને બ્રાહ્મણો ત્યાં દુર્યોધનની નગરી તરફ આવવા લાગ્યા.[૧૫–૧૯] તે સૌને યથાયોગ્ય રીતે શાસ્ત્ર, વિધિ અને ક્રમ પ્રમાણે સત્કાર આપવામાં આવ્યો. તે સર્વ નરપતિઓ પણ પરમ આનંદયુક્ત થઈ પ્રસન્ન થઈ પ્રસન્નતા પામ્યા.[૨૦] હે રાજેંદ્ર! સર્વ કૌરવોથી વીંટળાયેલા ધૃતરાષ્ટ્ર પણ મહાન હર્ષ પામ્યા અને વિદુરને આ પ્રમાણે કહેવા લાગ્યા:[૨૧] 'હે વિદુર! યજ્ઞભવનમાં સર્વને અન્ન મળે, સુખ મળે અને સંતોષ મળે એ રીતે તું તત્કાળ વ્યવસ્થા કર.' હે રિપુદમન! ધર્મને જાણનારા વિદ્વાન વિદુરે પણ તે આજ્ઞાને અનુસરીને સર્વ વર્ણોને યથાયોગ્ય સત્કાર આપ્યો.[૨૨,૨૩] તેણે હર્ષપૂર્વક તે સર્વને માટે ખાવાના પદાર્થો, પીવાના રસો, અન્ન, પાન, સુગંધભર્યાં પુષ્પો અને વિવિધ વસ્ત્રોનો પ્રબંધ કર્યો.[૨૪] વીર દુર્યોધને અતિથિઓને માટે શાસ્ત્રાનુસાર તથા ક્રમપૂર્વક નિવાસસ્થાનો તૈયાર કરાવ્યાં હતાં. યજ્ઞની સમાપ્તિ થતાં તે રાજેંદ્રે હજારો બ્રાહ્મણોને તથા નરપતિઓને કોમળ વાણીથી સાંત્વન આપીને તેમને જાતજાતનાં દ્રવ્યો આપ્યાં અને પછી તેમને વિદાય આપી. આમ સર્વ રાજાઓને વિદાય આપ્યા પછી તે પોતાના ભાઈઓથી વીંટળાઈને કર્ણ તથા શકુનિ સાથે હસ્તિનાપુરમાં આવ્યો.[૨૫–૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમાં 'દુર્યોધનનો યજ્ઞ' નામનો અધ્યાય ૨૫૬ મો સમાપ્ત

## अध्याय २५७मो

### અર્જુનના વધ માટે કર્ણની પ્રતિજ્ઞા

॥ वैशंपायन उवाच ॥

**प्रविशंतं महाराज सूतास्तुष्टुवुरच्युतम् ।**
**जनाश्चापि महेष्वासं तुष्टुवू राजसत्तम ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે મહારાજ! જ્યારે મહાધનુર્ધારી અને અચલિત ધૈર્યવાળા દુર્યોધને નગરમાં પ્રવેશ કર્યો, ત્યારે હે રાજશ્રેષ્ઠ! સૂતો અને બીજા લોકોએ તેની સ્તુતિ કરી.[૧] તે વખતે લોકોએ તેના ઉપર લાજા અને ચંદનચૂર્ણની વર્ષા કરી અને બોલ્યા કે, 'હે નૃપ! સદ્ભાગ્ય છે કે, તમારો આ યજ્ઞ નિર્વિઘ્ને પૂરો થયો છે.'[૨] તે વખતે કેટલાક ભડભડિયાઓ તે રાજાને કહેવા લાગ્યા: 'તમારો આ યજ્ઞ યુધિષ્ઠિરના યજ્ઞ જેવો તો નથી જ. તમારો આ યજ્ઞ તેમના યજ્ઞની સોળમી કળાની બરાબર પણ નથી.' આમ કેટલાક વાતોડિયાઓએ તે જનનાથને કહ્યું.[૩,૪] એટલે તે વખતે સ્નેહીજનો બોલવા લાગ્યા: 'આ યજ્ઞ તો સર્વ યજ્ઞોને આંટી જાય એવો થયો છે. યયાતિ, નહુષ, માંધાતા અને ભરત એ સર્વે આ યજ્ઞ કરીને પવિત્ર થયા છે અને સ્વર્ગે ગયા છે.' હે ભરતોત્તમ! સ્નેહીઓની આ

શુભ વાણી સાંભળતાં નરપતિ દુર્યોધન આનંદપૂર્વક નગરમાં પેઠો અને પછી પોતાના ભવનમાં ગયો. ત્યાં હે પૃથ્વીપતિ ! તેણે માતપિતા, ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય અને ધીમાન વિદુર આદિના ચરણોમાં વંદન કર્યાં. પછી ત્યાં ભાઈઓને આનંદ આપનારા એ દુર્યોધનને નાના ભાઈઓએ પ્રણામ કર્યાં.[૫-૮] પછી ભાઈઓથી વીંટળાઈને તે મુખ્ય આસન ઉપર બેઠો, એટલે સૂતનંદન કર્ણે ઊભા થઈને એ મહારાજને આ વચનો કહ્યાં કે,[૯] 'હે ભરતશ્રેષ્ઠ ! રૂડું ભાગ્ય છે કે, આ મહાયજ્ઞ સમાપ્ત થયો છે. હે નરશ્રેષ્ઠ ! તમે પૃથાપુત્રોને સમરમાં હણીને રાજસૂય યજ્ઞ કરશો, ત્યારે હું તમને ફરીવાર અભિનંદન આપીશ.' મહાયશસ્વી ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનરાજે તેને કહ્યું કે,[૧૦,૧૧] 'હે નરોત્તમ ! તેં આ સાચું જ કહ્યું છે. દુરાત્મા પાંડવોને હણ્યા પછી હું રાજસૂય મહાયજ્ઞ કરીશ. હે વીર ! તે વખતે તું મને ફરી આ રીતે જ વધાવજે.' હે ભારત ! હે મહારાજ ! આમ કહીને તે કૌરવરાજ કર્ણને ભેટ્યો અને રાજસૂય મહાયજ્ઞ વિષે વિચાર કરવા લાગ્યો. તે નૃપશ્રેષ્ઠે પાસે ઊભેલા કૌરવોને કહ્યું કે,[૧૨-૧૪] હે કૌરવો ! સર્વ પાંડવોને મારીને હું તે મહામૂલ્યવાન રાજસૂય યજ્ઞ ક્યારે કરીશ?' ત્યારે કર્ણે તેને ઉત્તર આપ્યો કે, 'હે રાજશ્રેષ્ઠ ! મારું કહેવું સાંભળો. જ્યાં સુધી હું અર્જુનને મારીશ નહિ, ત્યાં સુધી હું મારા પગ ધોવડાવીશ નહિ, માંસભક્ષણ કરીશ નહિ, મદ્યપાન કરીશ નહિ અને ત્યાં સુધી કોઈ પણ મારી પાસે કંઈક પણ યાચશે, તો તેને હું 'નથી' એમ કહીશ નહિ.[૧૫-૧૭] આમ કર્ણે યુદ્ધમાં અર્જુનનો વધ કરવાની પ્રતિજ્ઞા લીધી, એટલે મહાધનુર્ધારી મહારથી ધૃતરાષ્ટ્રપુત્રોએ ઊંચેથી હર્ષનો શોર કરી મૂક્યો.[૧૮] તે ધૃતરાષ્ટ્રપુત્રો તો પોતે પાંડવોને જીતી જ લીધા છે એમ માનવા લાગ્યા.

પછી હે રાજેંદ્ર ! દુર્યોધને પણ રાજશ્રેષ્ઠોને વિદાય આપી.[૧૯] હે રાજેંદ્ર ! જેમ કુબેરરાજ ચૈત્રરથવનમાં પ્રવેશ કરે, તેમ તે શ્રીમાને પોતાના ભવનમાં પ્રવેશ કર્યો. તે સર્વ મહાધનુર્ધરો પણ પોતપોતાના મંદિરમાં ગયા. ત્યાં દ્વૈતવનમાં, મહાચાપધારી પાંડવો દૂતનાં વચનથી ઉશ્કેરાઈ ગયા હતા. તેઓ એ જ વાતની ચિંતા કર્યા કરતા હતા અને તેથી તેમને જરાય ચેન પડતું નહોતું. એ જ સમયે, હે રાજેંદ્ર ! કર્ણે અર્જુનના વધ માટે કરેલી પ્રતિજ્ઞા સંબંધમાં (પાંડવોને) દૂતોએ સમાચાર આપ્યા. હે નરનાથ ! આ સાંભળીને તેમ જ કર્ણ અદ્દભુત પરાક્રમવાળો છે અને તેનું કવચ અભેદ્ય છે એમ વિચારીને ધર્મનંદન યુધિષ્ઠિર અત્યંત ઉદ્વેગ પામ્યા.[૨૦-૨૩] પોતાને પડેલાં ભારે દુઃખોને સંભારતાં તેમને શાંતિ વળી નહિ. ચિંતાથી ઘેરાયેલા તે મહાત્મા યુધિષ્ઠિરને પુષ્કળ વ્યાલો અને મૃગોથી ભરેલા એ દ્વૈતવનને છોડી દેવાનો વિચાર થયો. પછી ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન રાજા પણ પોતાના વીર ભાઈઓ, ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્ય તેમ જ યુદ્ધશાળી સૂતનંદન કર્ણ સાથે મળીને વસુંધરાનું શાસન કરવા લાગ્યો. દુર્યોધન નિત્ય રાજાઓના પ્રિયમાં રહેતો અને વિપ્રોને ભારે દક્ષિણાવાળા યજ્ઞોથી સત્કારતો. હે રાજન્ ! દાન અને ભોગ એ જ ધનનું ફળ છે, એમ મન સાથે નિશ્ચય કરીને તે પરંતપ વીર ભાઈઓનું પણ પ્રિય કરવા લાગ્યો.[૨૪-૨૮]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત ઘોષયાત્રાપર્વમા
'અર્જુનના વધ માટે કર્ણની પ્રતિજ્ઞા'
નામનો અધ્યાય ૨૫૭મો સમાપ્ત

## ઘોષયાત્રાપર્વ સમાપ્ત

ને તપ અને નિયમથી યુક્ત રાખવું. હે રાજન્! દાનનો સમય આવે ત્યારે મત્સરરહિત થઈને, પ્રસન્નમનથી તથા પૂજન અને પ્રણામ કરીને યથાશક્તિ દાન આપવું.[૨૦,૨૧] સત્યવાદી મનુષ્ય આયુષ્ય, સરળતા અને ક્લેશથી મુક્તિ પામે છે. ક્રોધરહિત અને ઈર્ષ્યારહિત મનુષ્ય પરમશાંતિને પામે છે.[૨૨] દમ અને શમમાં પરાયણ રહેનારો મનુષ્ય ક્યારે પણ ક્લેશ પામતો નથી. વળી વશ ચિત્તવાળો મનુષ્ય પારકાની લક્ષ્મી જોઈને સંતાપ પામતો નથી. જે અન્નાદિકના વિભાગ કરી તેનો ઉપભોગ કરે છે અને જે દાન આપે છે, તે મનુષ્ય ભોગ અને સુખ પામે છે. જે અહિંસક રહે છે, તે પરમ આરોગ્ય ભોગવે છે. જે મનુષ્ય પૂજનીયોને પૂજે છે તે મોટા કુળમાં જન્મ પામે છે. જેણે ઇંદ્રિયો ઉપર વિજય મેળવ્યો હોય છે, તે વ્યસનોના સંગમાં પડતો નથી.[૨૩-૨૫] જેની બુદ્ધિ નિત્ય શુભ કર્મોમાં જ લાગી રહે છે, તે મનુષ્ય મૃત્યુ પામ્યા પછી, એ શુભ બુદ્ધિના યોગ વડે ફરી કલ્યાણ મતિવાળો જ જન્મે છે.[૨૬]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભગવન્! તપ અને દાનધર્મ એ બનેમાં કયું પરલોકમાં વિશેષ સુખદાયી છે? હે મહામુનિ! એ બેમાં કયું વિશેષ કઠણ કહેવાય છે?[૨૭]

વ્યાસ બોલ્યા : હે તાત! પૃથ્વીમાં દાન જેવું દુષ્કર કંઈ જ નથી. મનુષ્યોને ધનની ભારે તૃષ્ણા હોય છે અને તે ધન કષ્ટથી મળે છે.[૨૮] હે મહામતિ! કેટલાક વીર નરો ધનને અર્થે જ પોતાના પ્રિય પ્રાણોને અળખામણા કરે છે અને વનમાં તથા સાગરમાં ઊંડે સુધી પ્રવેશે છે![૨૯] કેટલાક મનુષ્યો ધનને માટે ખેતી અને ગોરક્ષા કરે છે. વળી કેટલાક પુરુષો પૈસાને માટે પારકાના દાસ બને છે.[૩૦] આમ મહાકષ્ટથી રળેલા ધનનો દાનમાં ત્યાગ કરવો એ અત્યંત દુષ્કર છે. દાન જેવું બીજું કશું વિશેષ દુષ્કર નથી. તેથી હું દાનને જ સર્વશ્રેષ્ઠ માનું છું. આ સંબંધમાં આટલું ધ્યાન રાખવું કે, ન્યાયપૂર્વક મેળવેલું ધન પાત્ર, કાળ અને દેશની યોગ્યતા જોઈને જ સત્પુરુષોને દાનમાં આપવું.[૩૧,૩૨] અન્યાયથી મેળવેલા ધનથી જે દાનધર્મ કરવામાં આવે છે, તે દાન મહાભયથી રક્ષણ કરતું નથી.[૩૩] હે યુધિષ્ઠિર! મનની પવિત્રતાપૂર્વક યોગ્ય કાળે અને યોગ્ય પાત્રને જે થોડું સરખું પણ દાન આપવામાં આવે છે, તે પરલોકમાં અનંત ફળ આપે છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે.[૩૪] દ્રોણ× જેટલા ભાતનું દાન આપવાથી મુદ્‌ગલને જે ફળ મળ્યું હતું, તેના પ્રાચીન ઇતિહાસને લોકો આ સંબંધમાં ઉદાહરણરૂપે કહે છે.[૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત વ્રીહિદ્રૌણિકપર્વમાં 'દાનની દુષ્કરતાનું કથન' નામનો અધ્યાય ૨૫૯ મો સમાપ્ત

## અધ્યાય ૨૬૦ મો

### મુદ્‌ગલનો દાનધર્મ

॥ युधिष्ठिर उवाच ॥

**व्रीहिद्रोणः परित्यक्तः कथं तेन महात्मना ।**
**कस्मै दत्तश्च भगवन् विधिना केन चात्थ मे ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે ભગવન્! મહાત્મા મુદ્‌ગલે કેવી રીતે દ્રોણભર ડાંગરનું દાન કર્યું? તેમણે કોને અને કઈ વિધિએ તે આપી હતી? તમે તે કહો.[૧] જે મનુષ્યનાં કર્મથી સાક્ષાત્ ધર્મરૂપી ભગવાન પ્રસન્ન થાય છે, તે સદ્ધર્મચારીના જન્મને હું સફળ માનું છું.[૨]

વ્યાસ બોલ્યા : હે રાજન્! કુરુક્ષેત્રમાં મુદ્‌ગલ

---

× शरावाभ्यां भवेत्प्रस्थश्चतुष्प्रस्थैस्तथाढकम् चतुर्भिराढकैर्द्रोणः ।

બશેરનો એક પ્રસ્થ, ચાર પ્રસ્થનો આઢક અને ચાર આઢકનો એક દ્રોણ, આ માગધી પરિભાષા પ્રમાણે દ્રોણ બત્રીસ શેરનો થાય છે.

## મહાતપસ્વી મુદ્ગલનુ મહર્ષિ દુર્વાસા જેવાની આકરી પરીક્ષામા પણ પસાર થવુ



મુનિ મુદ્ગલના અપૂર્વ ગુણોથી દુર્વાસા મુનિએ અત્યંત પ્રસન્ન થઈને કહ્યુ કે "આ લોકમા તમારા જેવો સંયમી કે ઉદાર દાતા બીજો કોઈ પણ નથી કારણ કે આ જગતમા ભૂખ એવી અજબ વસ્તુ છે કે તે ભલભલાના પણ ધર્મ ધૈર્ય અને જ્ઞાનનો નાશ કરે છે વળી જે વસ્તુ મહામહેનતે મળતી હોય તે વસ્તુ [illegible] નિષ્કામભાવથી અને સત્કારપૂર્વક આપી દેવી એ પણ કાંઈ સહજ વાત નથી તમારા દાતાપણાનો મહિમા આ લોકમા તો શું પરંતુ સ્વર્ગમા પણ [illegible] કરશે

# मृगस्वप्नोद्भवपर्व*

## अध्याय २५८ मो

### મૃગોની પ્રાર્થનાથી પાંડવોનો કામ્યક વનમાં પ્રવેશ

॥ जनमेजय उवाच ॥

दुर्योधनं मोक्षयित्वा पांडुपुत्रा महाबलाः ।
किमकार्षुर्वने तस्मिंस्तन्ममाख्यातुमर्हसि ॥ १ ॥

જનમેજય બોલ્યા : મહાબલવાન પાંડુપુત્રોએ દુર્યોધનને છોડાવ્યા પછી તે વનમાં શું કર્યું તે તમે મને કહો.[1]

વૈશંપાયન બોલ્યા : વનમાં એકવાર રાત્રે કુંતીપુત્ર યુધિષ્ઠિર સૂઈ રહ્યા હતા, તે સમયે તેમને સ્વપ્નામાં આંસુથી ભરાઈ ગયેલા કંઠવાળા મૃગો દેખાયા.[2] તે રાજેંદ્રે થરથર ધ્રૂજતા અને પાછલા પગની અંજલિવાળી ઊભેલા તે મૃગોને કહ્યું કે, 'કહો, તમે કોણ છો? શું કહેવા ઇચ્છો છો? શું જોઈએ છે?'[3] યશસ્વી કુંતીપુત્ર પાંડવે આ પ્રમાણે પૂછ્યું, એટલે હણાતા બચેલા એ મૃગોએ યુધિષ્ઠિરને આ ઉત્તર આપ્યો કે,[4] 'હે ભારત! અમે દ્વૈતવનમાં હણાતાં બચેલાં મૃગો છીએ. હે મહારાજ! અમે સમૂળા નાશ પામીએ નહિ, એટલા સારુ તમે તમારું નિવાસસ્થાન બદલો. તમે સર્વ ભાઈઓ શૂરવીર છો અને અસ્ત્રવિદ્યામાં નિષ્ણાત છો. તમે અમ વનવાસીઓનાં કુળોને થોડાં જ બાકી રાખ્યાં છે.[5,6] હે મહામતિ! અમે થોડાક જ માત્ર બીજરૂપે બાકી રહ્યા છીએ. તો હે રાજેંદ્ર! હે યુધિષ્ઠિર! અમે તમારી કૃપાથી વૃદ્ધિ પામશું.' ધર્મરાજ યુધિષ્ઠિર ધ્રૂજતા, ગભરાયેલા અને માત્ર બીજરૂપે બચેલા તે મૃગોને જોઈને અત્યંત દુઃખાતુર થયા.[7,8] પ્રાણીમાત્રના હિતમાં તત્પર રહેનારા એ રાજાએ તેમને કહ્યું કે, 'ભલે, તમે કહો છો તે પ્રમાણે હું કરીશ.'[9] આમ રાત્રિ પૂરી થતાં તે રાજશ્રેષ્ઠ જાગ્યા અને મૃગો પ્રત્યે દયાપૂર્ણ થઈને તે પોતાના એકઠા થયેલા ભાઈઓને આ પ્રમાણે કહેવા લાગ્યા:[10] 'હણાતાં બચેલા મૃગોએ મને આજે રાત્રે સ્વપ્નામાં કહ્યું કે, તમારું કલ્યાણ થાઓ. અમે માત્ર તાંતણારૂપે બચવા પામ્યા છીએ; તો તમે અમારા ઉપર દયા કરો.[11] તેમણે આ સાચું જ કહ્યું છે. આપણે વનવાસી જીવો ઉપર દયા રાખવી જોઈએ; કેમ કે એક વરસ અને આઠ મહિનાથી આપણે તેનું ભોજન કરી રહ્યા છીએ.[12] પછી આપણે મરુભૂમિના ઉપર ભાગમાં તૃણબિંદુ સરોવરની પાસે આવેલા પુષ્કળ મૃગવાળા કામ્યક નામના શ્રેષ્ઠ અને રમણીય વનમાં જઈએ.[13] ત્યાં વિહાર કરતા રહીને આપણે આપણો બાકીનો વનવાસ આનંદપૂર્વક ગાળીએ. આથી હે રાજન્! તે ધર્મનિપુણ પાંડવો પોતાની સાથે રહેલા બ્રાહ્મણો સાથે તત્કાલ ત્યાંથી ચાલી નીકળ્યા. તે સમયે ઇંદ્રસેન આદિ સેવકો પણ તેમની પાછળ ચાલ્યા.[14,15] પુષ્કળ અન્ન અને પવિત્ર જળથી ભરેલી પગવાટોથી ચાલતાં તેમણે તપસ્વીઓના ધામરૂપ કામ્યક નામના પવિત્ર વનને જોયું.[16] પછી શ્રેષ્ઠ વિપ્રોથી વીંટાયેલા તે ભરતશ્રેષ્ઠ કૌરવ્યોએ જેમ પુણ્યશાળી પુરુષો સ્વર્ગમાં પ્રવેશે તેમ તે વનમાં પ્રવેશ કર્યો.[17]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત મૃગસ્વપ્નોદ્ભવપર્વમાં 'કામ્યકવનમાં પ્રવેશ' નામનો અધ્યાય ૨૫૮મો સમાપ્ત

**મૃગસ્વપ્નોદ્ભવપર્વ સમાપ્ત**

---

* न देवब्राह्मणार्थे हिंसा बह्वी प्रशस्यते इति सदर्शयन्नाह मृगस्वप्ननिदर्शनं ॥

દેવ તથા બ્રાહ્મણોને માટે પણ બહુ હિંસા પ્રશંસાપાત્ર ગણાતી નથી, એ દર્શાવવા માટે મૃગસ્વપ્નનું દૃષ્ટાંત કહે છે. —गणेश

# व्रीहिद्रौणिकपर्व

## अध्याय २५९ मो

### વ્યાસે કહેલી દાનની દુષ્કરતા

॥ वैशम्पायन उवाच ॥

**वने निवसतां तेषा पांडवाना महात्मनाम्।
वर्षाण्येकादशातीयुः कृच्छ्रेण भरतर्षभ ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા હે ભરતોત્તમ ! એ મહાત્મા પાંડવોને વનમાં નિવાસ કરતાં અગિયાર વરસ મહાદુઃખથી વીતી ગયાં.[૧] સુખ ભોગવનાને યોગ્ય એ પુરુષશ્રેષ્ઠો ફળ અને મૂળનો આહાર રાખતા અને આવી પડેલા સંજોગોને ધ્યાનમાં રાખીને મહાદુઃખને સહન કરી લેતા હતા.[૨] પરંતુ મહાબાહુ રાજર્ષિ યુધિષ્ઠિર તો એમ જ ચિંતા કર્યા કરતા હતા કે, મારા ભાઈઓને મારા કર્મના અપરાધના કારણથી જ આ મહાદુઃખ આવ્યું છે[૩] આ ચિંતા એ રાજાના હૃદયમાં શલ્યની જેમ ખૂંપી રહેતી અને તેથી તે સુખે સૂતા પણ નહોતા. વળી દ્યૂતના કારણરૂપે શત્રુઓએ કરેલો દુર્વ્યવહાર તેમની આંખ આગળ વારંવાર તરી આવતો હતો.[૪] સૂતપુત્ર કર્ણનાં કઠોર વચનો સંભારીને તે પાંડવ અત્યંત નિસાસા નાખતા, દીન થઈ જતા અને મહાન કોપરૂપી વિષને મનમાં જ સમાવી રાખતા[૫] અર્જુન, નકુલ, સહદેવ, યશસ્વિની દ્રૌપદી અને સર્વમાં શ્રેષ્ઠ બળવાન તે મહાતેજસ્વી ભીમ એ સર્વે યુધિષ્ઠિરના મુખ સામું જોઈને અસહ્ય દુઃખ સહન કરી રહ્યા હતાં હવે થોડો જ સમય બાકી રહ્યો છે, એમ માની તે પુરુષવરો ઉત્સાહ, ક્રોધ અને ચેષ્ટાઓથી જાણે જુદા જ સ્વરૂપ ધારણ કર્યાં હોય એમ જણાતા હતા પછી કોઈ એકવાર સત્યવતીના પુત્ર મહાયોગી વ્યાસ ત્યાં પાંડવોને મળવા માટે આવ્યા તેમને આવતા જોઈને કુંતીપુત્ર યુધિષ્ઠિર તેમને સામે લેવા ગયા ને એ મહાત્માને વિધિપૂર્વક સત્કાર્યા.

વ્યાસ બેઠા, એટલે સેવાની ઇચ્છાવાળા જિતેંદ્રિય યુધિષ્ઠિર તેમની પાસે બેઠા.[૬-૧૦] એ પાંડુનંદન વ્યાસને પ્રણામથી સંતોષ આપવા લાગ્યા. પોતાના એ પૌત્રોને દૂબળા પડી ગયેલા તથા વનમાં વગડાઉ આહારથી જીવતા જોઈને મહર્ષિ વ્યાસ દયાપૂર્ણ થઈ ગયા અને આંસુથી ગળગળી આ વાણી બોલ્યા કે, 'હે યુધિષ્ઠિર ! હે મહાબાહુ ! હે ધર્મિકશ્રેષ્ઠ ! સાંભળ.[૧૧,૧૨] જેમણે તપ તપ્યાં નથી, તેવા માણસો આ લોકમાં મહાસુખ પામતા નથી. મનુષ્યને સુખ અને દુઃખ વારાફરતી આવ્યા જ કરે છે.[૧૩] હે પુરુષસિંહ ! કોઈને પણ અનંત સુખ પ્રાપ્ત થતું નથી. પછી ભલે તે પુરુષ પ્રજ્ઞાવાન હોય અને પરમ બુદ્ધિમાન હોય.[૧૪] આથી ઉદયાસ્તને જાણનારો માણસ હર્ષ કરતો નથી, તેમ શોક પણ કરતો નથી તે તો આવી ચડેલા સુખને સેવી લે અને આવી પડેલા દુઃખને સહન કરી લે છે[૧૫] ખેડૂત જેમ મોસમે મળતા મોલનો સ્વીકાર કરે છે, તેમ તે પણ સમયે આવી મળતા સુખદુઃખનો સ્વીકાર કરે છે, કેમ કે તપથી વિશેષ બીજું કશું જ નથી તપથી જ મહાફળ (બ્રહ્મ) મળે છે હે ભારત ! તપને કશું જ અસાધ્ય નથી, એ તમે જાણી લો. હે મહારાજ ! સત્ય, સરળતા, અક્રોધ, સંવિભાગ (અન્નાદિ વહેંચીને આપવા), દમ, શમ, ઈર્ષ્યારહિતતા, હિંસાનો ત્યાગ, પવિત્રતા અને ઇંદ્રિયસંયમ એ સર્વ પુણ્યકર્મ કરનારાં મનુષ્યોને પાવન કરનાર છે[૧૬-૧૮] અધર્મમાં રુચિવાળા ,અને આડાઅવળા માર્ગે જ સદૈવ વિચરનારા મૂર્ખ મનુષ્યો કષ્ટદાયિની યોનિમાં જન્મે છે અને સુખ પામતા નથી.[૧૯] આ લોકમાં જે કર્મ કરવામાં આવે છે, તેનું ફળ પરલોકમાં ભોગવવાનું આવે છે, તેથી શરીર-

## મહાતપસ્વી મુદ્‌ગલનું મહર્ષિ દુર્વાસા જેવાની આકરી પરીક્ષામાં પણ પસાર થવું



મુનિ મુદ્‌ગલના અપૂર્વ ગુણોથી દુર્વાસા મુનિએ અત્યંત પ્રસન્ન થઈને કહ્યું કે, 'આ લોકમાં તમારા જેવો સંયમી કે ઉદાર દાતા બીજો કોઈ પણ નથી; કારણ કે આ જગતમાં ભૂખ એવી અજબ વસ્તુ છે કે, તે ભલભલાના પણ ધર્મ, ધૈર્ય અને જ્ઞાનનો નાશ કરે છે. વળી જે વસ્તુ મહામહેનતે મેળવી હોય તે વસ્તુ શુદ્ધ નિષ્કામભાવથી અને સત્કારપૂર્વક આપી દેવી એ પણ કાંઈ સહજ વાત નથી. તમારા દાતાપણાનો મહિમા આ લોકમાં તો શું, પરંતુ સ્વર્ગમાં પણ ગવાયા કરશે.'

ને તપ અને નિયમથી યુક્ત રાખવું. હે રાજન્! દાનનો સમય આવે ત્યારે મત્સરરહિત થઈને, પ્રસન્નમનથી તથા પૂજન અને પ્રણામ કરીને યથાશક્તિ દાન આપવું.[૨૦,૨૧] સત્યવાદી મનુષ્ય આયુષ્ય, સરળતા અને ક્લેશથી મુક્તિ પામે છે. ક્રોધરહિત અને ઈર્ષ્યારહિત મનુષ્ય પરમશાંતિને પામે છે.[૨૨] દમ અને શમમાં પરાયણ રહેનારો મનુષ્ય ક્યારે પણ ક્લેશ પામતો નથી. વળી વશ ચિત્તવાળો મનુષ્ય પારકાની લક્ષ્મી જોઈને સંતાપ પામતો નથી. જે અન્નાદિકના વિભાગ કરી તેનો ઉપભોગ કરે છે અને જે દાન આપે છે, તે મનુષ્ય ભોગ અને સુખ પામે છે. જે અહિંસક રહે છે, તે પરમ આરોગ્ય ભોગવે છે. જે મનુષ્ય પૂજનીયોને પૂજે છે તે મોટા કુળમાં જન્મ પામે છે. જેણે ઇંદ્રિયો ઉપર વિજય મેળવ્યો હોય છે, તે વ્યસનોના સંગમાં પડતો નથી.[૨૩-૨૫] જેની બુદ્ધિ નિત્ય શુભ કર્મોમાં જ લાગી રહે છે, તે મનુષ્ય મૃત્યુ પામ્યા પછી, એ શુભ બુદ્ધિના યોગ વડે ફરી કલ્યાણ મતિવાળો જ જન્મે છે.[૨૬]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભગવન્! તપ અને દાનધર્મ એ બન્નેમાં કયું પરલોકમાં વિશેષ સુખદાયી છે? હે મહામુનિ! એ બેમાં કયું વિશેષ કઠણ કહેવાય છે?[૨૭]

વ્યાસ બોલ્યા : હે તાત! પૃથ્વીમાં દાન જેવું દુષ્કર કંઈ જ નથી. મનુષ્યોને ધનની ભારે તૃષ્ણા હોય છે અને તે ધન કષ્ટથી મળે છે.[૨૮] હે મહામતિ! કેટલાક વીર નરો ધનને અર્થે જ પોતાના પ્રિય પ્રાણોને અળખામણા કરે છે અને વનમાં તથા સાગરમાં ઊંડે સુધી પ્રવેશે છે![૨૯] કેટલાક મનુષ્યો ધનને માટે ખેતી અને ગોરક્ષા કરે છે. વળી કેટલાક પુરુષો પૈસાને માટે પારકાના દાસ બને છે.[૩૦] આમ મહાકષ્ટથી રળેલા ધનનો દાનમાં ત્યાગ કરવો એ અત્યંત દુષ્કર છે. દાન જેવું બીજું કશું વિશેષ દુષ્કર નથી. તેથી હું દાનને જ સર્વશ્રેષ્ઠ માનું છું. આ સંબંધમાં આટલું ધ્યાન રાખવું કે, ન્યાયપૂર્વક મેળવેલું ધન પાત્ર, કાળ અને દેશની યોગ્યતા જોઈને જ સત્પુરુષોને દાનમાં આપવું.[૩૧,૩૨] અન્યાયથી મેળવેલા ધનથી જે દાનધર્મ કરવામાં આવે છે, તે દાન મહાભયથી રક્ષણ કરતું નથી.[૩૩] હે યુધિષ્ઠિર! મનની પવિત્રતાપૂર્વક યોગ્ય કાળે અને યોગ્ય પાત્રને જે થોડું સરખું પણ દાન આપવામાં આવે છે, તે પરલોકમાં અનંત ફળ આપે છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે.[૩૪] દ્રોણ× જેટલા ભાતનું દાન આપવાથી મુદ્‌ગલને જે ફળ મળ્યું હતું, તેના પ્રાચીન ઇતિહાસને લોકો આ સંબંધમાં ઉદાહરણરૂપે કહે છે.[૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત વ્રીહિદ્રૌણિકપર્વમાં 'દાનની દુષ્કરતાનું કથન' નામનો અધ્યાય ૨૫૯ મો સમાપ્ત

## अध्याय २६०मो

### મુદ્‌ગલનો દાનધર્મ

॥ युधिष्ठिर उवाच ॥

व्रीहिद्रोणः परित्यक्तः कथं तेन महात्मना।
कस्मै दत्तश्च भगवन् विधिना केन चात्थ मे ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે ભગવન્! મહાત્મા મુદ્‌ગલે કેવી રીતે દ્રોણભર ડાંગરનું દાન કર્યું? તેમણે કોને અને કઈ વિધિએ તે આપી હતી? તમે તે કહો.[૧] જે મનુષ્યનાં કર્મથી સાક્ષાત્ ધર્મરૂપી ભગવાન પ્રસન્ન થાય છે, તે સદ્ધર્મચારીના જન્મને હું સફળ માનું છું.[૨]

વ્યાસ બોલ્યા : હે રાજન્! કુરુક્ષેત્રમાં મુદ્‌ગલ

---

× द्वाभ्यां शराभ्यां भवेत्प्रस्थश्चतुष्प्रस्थैस्तथाढकम् चतुर्भिराढकै-र्द्रोणः।

બશેરનો એક પ્રસ્થ, ચાર પ્રસ્થનો આઢક અને ચાર આઢકનો એક દ્રોણ, આ માગધી પરિમાણ પ્રમાણે દ્રોણ બત્રીસ શેરનો થાય છે.

નામના એક ધર્માત્મા હતા. તે જિતેંદ્રિય* શીલોંછ-વૃત્તિથી રહેતા હતા. તે સત્યવક્તા હતા અને ઈર્ષ્યાથી મુક્ત હતા. તે આતિથ્યવ્રતવાળા હતા અને ક્રિયાવાન હતા. તે હોલાની જેમ અલ્પ-સંગ્રહી હતા. તે મહાતપસ્વી નિત્ય (પશુબલિની અપેક્ષા વિનાનો) ઇષ્ટિકૃત નામનો યજ્ઞ કરતા હતા. પુત્ર અને પત્ની સાથે તે મુનિ એકેક પખ-વાડિયે આહાર કરતા હતા. હોલાના જેવી વૃત્તિ રાખીને તે કણ કણ કરી પખવાડિયે એક દ્રોણ ડાંગર એકઠી કરતા.[૩-૫] ઈર્ષ્યારહિત રહીને તે પૂનમ અને અમાસની ઇષ્ટિઓ કરતા. દેવો અને અતિથિઓને આપ્યા પછી, શેષ રહેતા અન્નથી તે પોતાનો દેહનિર્વાહ ચલાવતા.[૬] હે મહારાજ! ત્રિભુવનનાથ ઇંદ્ર પણ દેવો સાથે તેમને ત્યાં સાક્ષાત્ આવીને પર્વે પર્વે પોતાનો ભાગ સ્વીકારતા હતા. મુનિવૃત્તિથી રહેતા તે મહાત્મા પર્વકાલની ઇષ્ટિઓ કરીને પ્રસન્ન હૃદયથી અતિથિઓને અન્નદાન આપતા.[૭,૮] તે મત્સરરહિત મહાત્મા મુદ્‌ગલ દ્રોણ જેટલી ડાંગરમાંથી દાન આપતા અને એમ શેષ રહેલું તે ધાન્ય અતિથિઓનું દર્શન થતાં વૃદ્ધિ પામ્યા કરતું.[૯] તેથી સેંકડો પંડિત બ્રાહ્મણો ભોજન કરતા રહેતા. મુનિની ત્યાગવિશુદ્ધિથી તે અન્ન વધ્યા જ કરતું હતું.[૧૦]

હે રાજા! ઉત્તમ વ્રતવાળા એ ધર્મિષ્ઠ મુદ્‌ગલ વિશે સાંભળીને દિગંબર દુર્વાસા એકવાર તેમની પાસે આવ્યા.[૧૧] હે પાંડવ! તેમણે પાગલની જેમ અનિયત વેષ ધારણ કર્યો હતો અને બોડા માથાના તે મુનિ વિવિધ જાતની કઠોર વાણી બોલી રહ્યા હતા.[૧૨] એ મુનિશ્રેષ્ઠ મુદ્‌ગલ વિપ્ર પાસે જઈને બોલ્યા કે, 'હે દ્વિજશ્રેષ્ઠ! હું અન્ન-ને અર્થે અહીં આવ્યો છું, એમ તમે જાણો.' એટલે મુદ્‌ગલે તે મુનિને ઉત્તર આપ્યો કે, 'આપ ભલે પધાર્યા.' તે અતિથિવ્રતીએ તેમને પગ ધોવા માટે તથા આચમન માટે જલ આપ્યું, તેમ જ ઉત્તમ અર્ઘ્ય આપ્યો. પછી તે વ્રતધારીએ તે ભૂખ્યા અને ઉન્મત્ત તપસ્વીને પરમ શ્રદ્ધાપૂર્વક અન્ન આપ્યું. ઉન્મત્ત અને ક્ષુધાતુર દુર્વાસા તે સ્વાદિષ્ટ ભોજન બધું જમી ગયા, એટલે મુદ્‌ગલે ઘરમાંનું સઘળું અન્ન તેમને ફરી વાર પીરસ્યું. દુર્વાસા એ સર્વ અન્ન પણ જમી ગયા. પછી જમતાં બાકી રહેલા અન્નથી તેમણે પોતાના અંગ ઉપર લપેડા કરી દીધા અને પછી તે જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા.[૧૩-૧૭] એ જ પ્રમાણે તે વિદ્વાન બીજા પખવાડિયામાં પણ પર્વના બરાબર સમયે આવ્યા અને ઉંછવૃત્તિથી જીવિકા ચલાવતા એ મુદ્‌ગલનું સર્વ અન્ન જમી ગયા.[૧૮] આથી નિરાહાર રહેલા મુદ્‌ગલ મુનિ ફરી કણ કણ વીણવા લાગ્યા. આમ છતાં મુદ્‌ગલના મનમાં ભૂખ કશો જ વિકાર લાવી શકી નહિ.[૧૯] પુત્ર અને પત્ની સાથે ઉંછવૃત્તિ રાખનારા તે દ્વિજવરને ક્રોધ, દ્વેષ, અપમાનવૃત્તિ કે ગભરાટ એમાંનું કશું જ થયું નહિ.[૨૦] દૃઢનિશ્ચયી દુર્વાસા તો છવાર પર્વસમયે આવીને એ ઉંછવૃત્તિવાળા મુનિશ્રેષ્ઠને ત્યાં આવી ઊભા રહેતા અને સઘળું અન્ન ખાઈ જતા.[૨૧] છતાં મુનિ મુદ્‌ગલના મનમાં કશો પણ વિકાર જોયો નહિ. તેમણે તો શુદ્ધ હૃદયવાળા એ મુદ્‌ગલનું મન શુદ્ધ અને નિર્મળ જ જોયું.[૨૨] પછી તે મુનિએ પ્રસન્ન થઈને એ મુદ્‌ગલને આ પ્રમાણે કહ્યું કે, 'આ લોકમાં તારા જેવો એક ઈર્ષ્યારહિત દાતા નથી.[૨૩] ભૂખ ધર્મજ્ઞાનને નષ્ટ કરે છે અને ધૈર્યને પણ હરી લે છે. રસને અનુસરતી જીભ મનુષ્યને રસ તરફ જ ખેંચે છે. (તમે તો પ્રાણ-ના ધર્મરૂપ ક્ષુધાને તેમ જ ઇંદ્રિયધર્મરૂપ જીભ એ બન્ને-

* ખેતરમાં પડી રહેલાં કણસલાં એકઠાં કરી લાવવાં તે શાલવૃત્તિ અને વેરાયલા કણો વીણી લાવી તે વડે નિર્વાહ કરવો તે ઉંછવૃત્તિ.

ને વશ કર્યાં છે.) આહાર એ પ્રાણનો મૂળ આધાર છે. મન ભારે ચંચળ છે અને તેને વશ કરવું અતિ દુષ્કર છે. મન અને ઇંદ્રિયોની એકાગ્રતા એ જ નિશ્ચિત તપ છે.[૨૪,૨૫] શ્રમથી સંપાદન કરેલું શુદ્ધ મનથી આપી દેવું, એ ભારે કઠણ છે. પણ હે સાધુ! તમે તે સઘળું યથાર્થ રીતે સિદ્ધ કર્યું છે.[૨૬] તમારા સમાગમથી અમે પ્રસન્ન થયા છીએ. તમે અમને અનુગ્રહીત કર્યા છે. ઇંદ્રિયો ઉપર વિજય, ધૈર્ય, અન્નાદિકની વહેંચણ, દમ, શમ, દયા, સત્ય અને ધર્મ એ બધું તમારે વિષે રહ્યું છે. તમે તમારાં કર્મોથી સ્વર્ગાદિ લોકોને જીત્યા છે અને તમે પરમ ગતિને પામ્યા છો. અહો! સ્વર્ગનિવાસી દેવો પણ તમારા દાનની ભારે સ્તુતિ કરે છે. હે ઉત્તમ વ્રતાચારી! તમે હવે સદેહે સ્વર્ગમાં જશો.' દુર્વાસા મુનિ આ પ્રમાણે બોલતા હતા, ત્યારે દેવતાઓનો દૂત વિમાન સાથે મુદ્ગલમુનિની પાસે આવીને ઊભો રહ્યો. તે વિમાનને હંસો તથા સારસો જોડ્યા હતા, તેને ઘૂઘરીઓની જાળીનાં તોરણો હતાં, તે યથેચ્છ ગતિવાળું હતું, વિચિત્ર આકારવાળું હતું અને દિવ્ય સુગંધીથી મહેકી રહ્યું હતું.[૨૭-૩૧] દેવદૂતે વિપ્રર્ષિ મુદ્ગલને કહ્યું કે, 'હે મુનિ! તમે પરમસિદ્ધિ પામ્યા છો, તમે સ્વકર્મથી મેળવેલા આ વિમાનમાં બિરાજો.[૩૨] દેવદૂત આ પ્રમાણે બોલવા લાગ્યો, ત્યારે ઋષિએ તેને કહ્યું કે, 'હું ઇચ્છું છું કે, સ્વર્ગમાં વસનારાઓના ગુણો વિષે તમે મને કહો. હે દેવદૂત! સ્વર્ગમાં વસનારાઓમાં કયા ગુણો હોય છે? તેમનું તપ કેવું હોય છે? તેમનો નિશ્ચય કેવો હોય છે? ત્યાં શું સુખ હોય છે? અને ત્યાં કયા દોષ હોય છે?[૩૩,૩૪] હે વિજ્ઞ! કુલીન સંતો કહે છે કે, સાત ડગલાં સાથે ચાલેલો મનુષ્ય સજ્જનોનો મિત્ર થાય છે. માટે એ મિત્રતાને લીધે હું તમને આ પૂછું છું.[૩૫] આથી એ સંબંધમાં જે સત્ય અને હિતકારી હોય, તે તમે મને નિઃશંકપણે કહો. તે સાંભળ્યા પછી હું તમારા કહેવા પ્રમાણે યથાયોગ્ય આગળના વર્તન માટે નિશ્ચય કરીશ.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત વ્રીહિદ્રૌણિકપર્વમાં 'મુદ્ગલઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૬૦મો સમાપ્ત

## અધ્યાય ૨૬૧મો
### સ્વર્ગના ગુણદોષ

॥ देवदूत उवाच ॥

महर्षे आर्यबुद्धिस्त्वं यः स्वर्गसुखमुत्तमम् ।
संप्राप्तं बहु मंतव्यं विमृशस्यबुधो यथा ॥ १ ॥

દેવદૂત બોલ્યો: હે મહર્ષિ! તમારી બુદ્ધિ ઘણી શ્રેષ્ઠ છે. કેમ કે તમને ઉત્તમ અને અતિ માનનીય સ્વર્ગસુખ મળ્યું છે. તોપણ તમે એને વિશે અજાણ્યા મનુષ્યની જેમ વિચારી રહ્યા છો.[૧] હે મુનિ! સ્વર્ગલોક આ લોકથી ઉપર છે અને એ 'સ્વર્' નામે પણ કહેવાય છે. એ ઊર્ધ્વગામી છે, સત્પથ (ક્રમમુક્તિનું સ્થાન) છે અને અર્ચિ વગેરે દેવયાનથી જનારા લોકો એ સ્થાનમાં સંચાર કરે છે.[૨] હે મુદ્ગલ! જે પુરુષો તપ તપતા નથી, જે મહાયજ્ઞ કરતા નથી, જેઓ અસત્ય બોલે છે અને જેઓ નાસ્તિક છે, તેઓ ત્યાં જઈ શકતા નથી.[૩] પરંતુ હે બ્રહ્મન્! જેઓ ધર્માત્મા છે, વશમનવાળા છે, શાંત છે, જિતેંદ્રિય છે, મત્સરરહિત છે, દાનધર્મમાં પરાયણ છે અને યુદ્ધમાં અપલાયનાદિ લક્ષણસંપન્ન શૂરાઓ છે, તેઓ શમદમરૂપી શ્રેષ્ઠ ધર્મનું આચરણ કરીને સત્પુરુષોથી સેવાયેલા તે પુણ્યકર્તાઓના લોકોમાં જાય છે.[૪,૫] હે મૌદ્ગલ્ય મુનિ! દેવો, સાધ્યો, વિશ્વેદેવો, મહર્ષિઓ, યામગણો, ધામગણો, ગંધર્વો અને અપ્સરાઓ એ સર્વ દેવસમૂહોના પ્રકાશમાન, ઇચ્છિત વસ્તુઓથી ભરેલા અને જ્યોતિર્મય એવા જુદા જુદા અનેક શુભ લોકો

છે.[૬,૭] હે મુદ્ગલ! ત્યાં તેત્રીસ હજાર યોજનનો મેરુ નામનો સુવર્ણમય પર્વતરાજ છે. તેમાં નંદન આદિ પવિત્ર ઉપવનો અને પુણ્યકર્મ કરનારાઓનાં વિહારસ્થાનો આવેલાં છે. ત્યાં ભૂખ, તરસ, ગ્લાનિ, ઠંડી, ગરમી કે ભય કશું જ હોતું નથી.[૮,૯] ત્યાં કશું પણ અશુભ બીભત્સ નથી. ત્યાં સર્વત્ર ચિત્તાકર્ષક સુગંધ છે. સર્વત્ર સુખદાયી સ્પર્શવાહી વસ્તુઓ છે.[૧૦] હે મુનિ! ત્યાં સર્વત્ર કાનને અને મનને પ્રિયકારી મધુર ધ્વનિઓ ચાલે છે. ત્યાં શોક નથી, વૃદ્ધાવસ્થા નથી, શ્રમ નથી અને રુદન નથી.[૧૧] હે મુનિ! આવો તે સ્વર્ગલોક સત્કર્મોનાં ફળ આપનારો છે. ત્યાં મનુષ્યો પોતાનાં સત્કર્મોથી પ્રકટ થાય છે.[૧૨] હે મૌદ્ગલ્ય! ત્યાં જનારાનાં કર્મથી પ્રાપ્ત થનારાં શરીરો તૈજસ્ શરીરો હોય છે. તે માતપિતાના સંબંધથી ઉત્પન્ન થયેલાં હોતાં નથી.[૧૩] હે મુનિ! તે શરીરોમાં પરસેવો હોતો નથી કે દુર્ગંધ હોતી નથી. તેમને મળમૂત્ર સુદ્ધાં થતાં નથી. તેમનાં વસ્ત્રને ત્યાં ધૂળ લાગતી નથી. તેમની દિવ્ય ગંધવાળી મનોરમ માળાઓ ચીમળાતી જ નથી. હે બ્રહ્મન્! તેમને આ પ્રકારનાં વિમાનો મળે છે.[૧૪,૧૫] હે મહામુનિ! સ્વર્ગને જીતનારા મનુષ્યો ઈર્ષ્યા, શોક અને ગ્લાનિથી રહિત હોય છો, મોહ અને માત્સર્યથી મુક્ત હોય છે અને ત્યાં સુખપૂર્વક નિવાસ કરે છે.[૧૬] હે મુનિશ્રેષ્ઠ! આ પ્રકારના તે દિવ્ય લોકોમાંના એકએક લોકની ઉપર ઉપર બીજા દિવ્ય ગુણવાળા ઘણા લોકો છે.[૧૭] એ સર્વની ઉપર બ્રહ્માના તેજોમય શુભ લોકો છે. હે બ્રહ્મન્! તેમાં પોતાનાં શુભ કર્મોથી પવિત્ર થયેલા ઋષિઓ જાય છે.[૧૮] તે લોકોથી પણ ઉપર દેવોના દેવ ઋભુ નામના દેવતાઓના બીજા લોકો છે. દેવતાઓ પણ એ ઋભુઓનું યજન કરે છે.[૧૯] તે લોકો સ્વપ્રકાશથી પ્રકાશમાન છે, તેજસ્વી છે, ઉત્તમ છે અને મનોરથો પૂર્ણ કરનારા છે. એ લોકનિવાસીઓને સ્ત્રી સંબંધી તાપ કે લોકૈશ્વર્ય સંબંધી મત્સર હોતો નથી.[૨૦] તેઓ આહુતિ ઉપર જીવતા નથી, તેમ જ તેઓ અમૃતનું પણ ભોજન કરતા નથી. તેમનાં શરીર દિવ્ય છે, પણ તેઓ સ્થૂલ ( દૃશ્ય ) શરીરધારી નથી.[૨૧] એ સનાતન દેવાધિદેવો સુખમાં રહે છે, છતાં સુખની કામના કરતા નથી. કલ્પના પરિવર્તન સમયે પણ તેઓ પરિવર્તન પામતા નથી.[૨૨] તેમને વૃદ્ધાવસ્થા અને મરણ તો ક્યાંથી જ હોય? તે હર્ષ, પ્રીતિ ને સુખથી મુક્ત છે. હે મુનિ! તેમને આમ સુખ અને દુઃખ હોતાં નથી, તો પછી તેમને રાગ અને દ્વેષ તો ક્યાંથી હોય?[૨૩] હે મૌદ્ગલ્ય! દેવો પણ તે પરમ ગતિને ઇચ્છે છે; પણ તે પરમ ગતિ દુર્લભ છે અને વિષયી જનો તેને પામી જ શકતા નથી. શ્રેષ્ઠ નિયમો પાળીને કે વિધિપૂર્વક દાન આપીને બુદ્ધિમાનો જ દેવોના લોકોને પામે છે, તે તેત્રીસ છે.[૨૪,૨૫] તમે દાન આપીને એ સમૃદ્ધિને સુખપૂર્વક પ્રાપ્ત કરી છે. તો ઉજ્જ્વળ પ્રભાવાળા તમે પુણ્ય વડે સાંપડેલી એ સંપત્તિને તપ વડે ભોગવો.[૨૬]

હે વિપ્ર! આ મેં તમને સ્વર્ગના સુખ વિશે, અનેકવિધ લોકો વિશે તેમ જ સ્વર્ગના ગુણો વિશે કહ્યું. હવે હું તમને સ્વર્ગના દોષો કહું છું, તે તમે સાંભળો.[૨૭] ત્યાં સ્વર્ગમાં તો કરેલાં કર્મનાં ફળ ભોગવવા મળે છે, ત્યાં બીજાં કર્મ થઈ શકતાં નથી. ત્યાં તો મૂળ મૂડી વાપરીને જ ભોગ ભોગવવાના હોય છે.[૨૮] આમ તે સત્કર્મરૂપી મૂડી ખર્ચાઈ જતાં છેવટે ત્યાંથી પતન થાય છે. મારા મતથી સ્વર્ગમાં આ એક દોષ છે. હે મુદ્ગલ! સુખથી મન ભરાઈ ગયાં હોય અને ત્યાંથી પડવું પડે એને હું દોષ જ માનું છું.[૨૯] વળી એ સ્વર્ગ-

લોકમાં રહેલાઓ પોતાના કરતાં બીજાનું વિશેષ ઉજ્જવળ ઐશ્વર્ય જોઈને સંતાપ અને અસંતોષ પામે છે, એ પણ ભારે દુઃખકારક છે.[૩૦] સ્વર્ગથી પતન પામવાની જ્યાં ઘડીઓ આવે છે, ત્યાં તે જીવોનું જ્ઞાન ઓછું થઈ જાય છે, તેને મોહ ઘેરવા માંડે છે, ધૂળ ચોંટવા માંડે છે અને તેમની માળાઓ ચીમળાવા માંડે છે. ત્યારથી એ પડનારાઓને ભય ઉત્પન્ન થાય છે.[૩૧] હે મૌદ્‌ગલ્ય! આ દારુણ દોષો તો બ્રહ્મા સુધીના સર્વ લોકોમાં છે; પણ સ્વર્ગલોકમાં પુણ્યશાળીઓ માટે હજારો ગુણો પણ છે.[૩૨] હે મુનિ! સ્વર્ગથી ભ્રષ્ટ થનારા માટે આ એક બીજો શ્રેષ્ઠ લાભ છે અને તે એ કે, શુભ કર્મના સંસ્કારોને લીધે તે મનુષ્યોમાં જન્મ પામે છે.[૩૩] તે મહાભાગ્યશાળી ત્યાં પણ સુખનો ભોક્તા થાય છે. પણ તે જો ત્યાં કર્મ કરવા સંબંધમાં જાગ્રત રહેતો નથી, તો તે અધમતાને પામે છે.[૩૪] આ લોકમાં જ કર્મ કરવામાં આવે છે, તેનો પરલોકમાં ઉપયોગ થાય છે. હે બ્રહ્મન્! આ લોક કર્મભૂમિ છે અને સ્વર્ગાદિ લોક ફળભૂમિ છે, એમ મનાયું છે.[૩૫]

મુદ્‌ગલ બોલ્યા : આ તો તમે મને સ્વર્ગના મહાન દોષો કહ્યા છે. માટે હવે કોઈ બીજો કેવળ નિર્દોષ લોક હોય, તો તે તમે મને કહો.[૩૬]

દેવદૂત બોલ્યો : બ્રહ્માના લોકની ઉપર વિષ્ણુનું પરમપદ છે. તે શુદ્ધ, સનાતન અને જ્યોતિસ્વરૂપ છે. તેને વિદ્વાનો પરબ્રહ્મપદ જાણે છે.[૩૭] હે વિપ્ર! દંભ, લોભ, મહાક્રોધ, મોહ અને દ્રોહથી પરાભવ પામેલા વિષયચિત્ત મનુષ્યો ત્યાં જતા નથી.[૩૮] પરંતુ મમતા વિનાના, અહંકારરહિત, સુખદુઃખાદિ દ્વંદ્વોથી પર, ઇંદ્રિયોને વશ રાખનારા અને ધ્યાનયોગમાં પરાયણ રહેનારા મનુષ્યો જ ત્યાં જાય છે.[૩૯] હે મુદ્‌ગલ! તમે મને જે પૂછ્યું [illegible]ું આ મેં તમને કહ્યું છે. હે સંતજન! હવે તમારી કૃપા થાય તો આપણે જઈએ, તમે વિલંબ કરો નહિ.[૪૦]

વ્યાસ બોલ્યા : આ સાંભળીને મૌદ્‌ગલ્યે દેવદૂતનાં વચન ઉપર બુદ્ધિપૂર્વક વિચાર કર્યો. પછી વિચાર કરીને મુનિશ્રેષ્ઠે દેવદૂતને કહ્યું કે, 'હે દેવદૂત! તમને નમન હો! હે તાત! તમે સુખે જાઓ. મારે મહાદોષવાળા સ્વર્ગનું કે સુખનું કંઈ જ કામ નથી.[૪૧,૪૨] સ્વર્ગમાંથી પતન પામ્યા પછી મહાદુઃખ છે અને અત્યંત દારુણ પરિતાપ થાય છે. સ્વર્ગ ભોગવનારાઓને આ લોકમાં ભટકવા વારો આવે છે. એટલે હું સ્વર્ગને ઇચ્છતો નથી. જેને વિષે ગયા પછી મનુષ્યોને શોક રહેતો નથી, વ્યથા રહેતી નથી અથવા નીચે પડવાપણું રહેતું નથી, તે અનંત અને કેવળ શુદ્ધ પદને જ હું શોધીશ.'[૪૩,૪૪] આ વચન કહીને તે મુનિએ એ દેવદૂતને વિદાય આપી. શીલોંછવૃત્તિવાળા એ ધર્માત્મા તો ઉત્તમ શાંતિ ધારણ કરીને રહેવા લાગ્યા.[૪૫] નિંદા અને સ્તુતિમાં તે સમાન રહેવા લાગ્યા. માટીના ઢેફામાં, પથ્થરમાં અને કાંચનમાં તે સમભાવ રાખવા લાગ્યા અને શુદ્ધ ધ્યાનયોગથી તે ધ્યાનપરાયણ રહેવા લાગ્યા.[૪૬] ધ્યાનયોગના બળથી તેમને અનુપમ બુદ્ધિ પ્રાપ્ત થઈ અને તે અવિનાશી નિર્વાણરૂપી લક્ષણવાળી પરમ સિદ્ધિને પામ્યા.[૪૭] આથી હે કૌંતેય! તારે પણ શોક કરવો જોઈએ નહિ. તું ઐશ્વર્યસંપન્ન રાજ્યથી ભ્રષ્ટ થયો છે, પણ તપથી તે તું પાછું પ્રાપ્ત કરશે.[૪૮] માણસને સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ પ્રાપ્ત થાય છે. એ સુખદુઃખ તો પૈડાંના આરાની જેમ ઉપરનીચે અનુક્રમે આવ્યા જ કરે છે.[૪૯] હે અમાપવિક્રમી! તેર વર્ષ વીત્યા પછી તું બાપદાદાનું રાજ્ય પાછું પામશે જ; માટે મનમાં સંતાપ કરીશ નહિ.[૫૦] આ પ્રમાણે તે ભગવાન વ્યાસે

મુદગલનો . ગહુ ર મ ર નિ.. પૃહતા



મહાતપસ્વી મુદ્દગલ અને મહર્ષિ દુર્વાસાની વાતચીત પૂરી થઈ એવામાં સ્વર્ગનો એક દેવ વિમાન લઈને આવ્યો તેણે કહ્યુ કે આપ પુણ્યકર્મવાળા હોવાથી સ્વર્ગમાં પધારો પછી તપસ્વીના પૂછવાથી તે દેવતાએ સ્વર્ગથી માંડીને બ્રહ્મલોક સુધીની હકીકત અને ગુણદોષ વર્ણવ્યા મુદ્દગલે તે સાંભળીને કહ્યુ કે જ્યાં જઈ રહેવાથી પુણ્યરૂપી ઉત્તમ ધન ખર્ચાઈ જાય અને તેથી પાછું આ પૃથ્વી પર પુણ્ય કમાવા માટે પડવુ પડે એવા સ્વર્ગલોકમાં કે બ્રહ્મલોકમાં પણ મારે આવવુ જ નથી જે સ્થાનને પામવાથી સદાને માટે દુઃખમાત્રથી નિવૃત્તિ અને પરમ આનંદની પ્રાપ્તિ થાય છે એવા પરમ ધામને જ હું તો પ્રાપ્ત કરીશ ’

પાંડુનંદન યુધિષ્ઠિરને કહ્યું. પછી તે ધીમાન તપ કરવા માટે ફરી પોતાના આશ્રમ તરફ ચાલ્યા ગયા.[૫૧]

ઇતિ શ્રીમહાભારતનાં વનપર્વાંતર્ગત વ્રીહિદ્રૌણિકપર્વમાં 'મુદ્ગલ અને દેવદૂતનો સંવાદ' નામનો અધ્યાય ૨૬૧મો સમાપ્ત

વ્રીહિદ્રૌણિકપર્વ સમાપ્ત

# द्रौपदीहरणपर्व

## અધ્યાય ૨૬૨મો

### દુર્વાસાએ દુર્યોધનને આપેલું વરદાન

॥ जनमेजय उवाच ॥

**वसत्स्वेवं वने तेषु पांडवेषु महात्मसु ।**
**रममाणेषु चित्राभिः कथाभिर्मुनिभिः सह ॥ १ ॥**

જનમેજય બોલ્યા : તે મહાત્મા પાંડવો આ પ્રમાણે મુનિઓ સાથે વિચિત્ર કથાવાર્તાઓ કરીને આનંદ મેળવી વનમાં વસતા હતા. તેઓ કૃષ્ણા ભોજન કરે એ વખત સુધીમાં બ્રાહ્મણોને તેમ જ અન્નાર્થે આવી ચડેલા સૌ કોઈને, સૂર્યે આપેલા અક્ષય અન્ન વડે તેમ જ અરણ્યવાસી વિવિધ મૃગોનાં માંસોથી તૃપ્ત કરતા હતા. એ સમયે હે મહામુનિ! કર્ણ, શકુનિ અને દુઃશાસનના મત પ્રમાણે ચાલનારા, પાપાચારી ને દુરાત્મા દુર્યોધન આદિ સર્વ ધૃતરાષ્ટ્રપુત્રો પાંડવોના સંબંધમાં કેવું વર્તન રાખતા હતા? હે વૈશંપાયન! હું આ તમને પૂછું છું. માટે હે ભગવન્! તમે એ મને કહો.

વૈશંપાયન બોલ્યા : હે મહારાજ! પાંડવો વનમાં રહેવા છતાં, તેમની વૃત્તિ તો નગરમાં હતી તેવી જ છે, એ સાંભળીને દુર્યોધન તેમને વિશે મનમાં પાપી વિચાર કરવા લાગ્યો. પછી તે દુરાત્મા ધૃતરાષ્ટ્રના પુત્રો કર્ણ અને દુઃશાસન આદિ કપટી બુદ્ધિવાળાઓ સાથે પાંડવોને વિવિધ ઉપાયે દુઃખ પહોંચાડવાનું વિચારી રહ્યા હતા. એવામાં અતિ મહાન યશસ્વી ધર્માત્મા દુર્વાસા તપસ્વી દશ હજાર શિષ્યો સાથે ત્યાં સ્વેચ્છાએ આવી પહોંચ્યા. તે પરમ ક્રોધવશ મુનિને આવેલા જોઈને વિનયસંપન્ન શ્રીમાન દુર્યોધને પોતાના ભાઈઓની સાથે રહીને નમનતાથી અને મન વશ રાખીને તેમને આતિથ્યસત્કાર સ્વીકારવા નિમંત્રણ આપ્યું.[૧–૯] તેમણે તેમનું વિધિપૂર્વક પૂજન કર્યું. તે પોતે જ સેવકની જેમ તેમની સેવામાં રહ્યો. તે મુનિશ્રેષ્ઠ દુર્વાસા ત્યાં કેટલાક દિવસ રહ્યા.[૧૦] હે મહારાજ! રખે દુર્વાસા શાપ આપશે એવી ભીતિથી રાજા દુર્યોધન દિવસ ને રાત ખડે પગે રહીને તેમની સેવા કરતો રહ્યો.[૧૧] 'હે નૃપતિ! હું ભૂખ્યો છું, મને ઝટ અન્ન આપ' એમ કહીને દુર્વાસા (સ્નાન માટે) ચાલ્યા જતા અને મોડેથી પાછા વળતા. વળી 'આજે હું જમીશ નહિ, મને ભૂખ નથી.' એમ કહીને તે પાછા અદૃશ્ય થઈ જતા.[૧૨] પરંતુ પાછા અકસ્માત્ આવીને તે કહેતા કે, 'તું અમને ઉતાવળે ભોજન કરાવ.' ક્યારેક દુર્યોધનના ધૈર્યની પરીક્ષા કરવા માટે તે મુનિ મધ્યરાત્રિએ ઊઠીને પહેલાંની પેઠે ભોજન તૈયાર કરાવતા, પણ તેની નિંદા કરીને તે જમતા નહિ.[૧૩] પોતે આમ વર્તતા હતા, છતાં રાજા દુર્યોધનના મનમાં કશી વિકૃતિ આવતી નથી, તેમ તેને ક્રોધ ચડતો નથી, એ જોઈને દુર્વાસા મુનિ પ્રસન્ન થયા. તે દુઃસહ્ય મુનિએ દુર્યોધનને કહ્યું કે, 'હે ભારત! હું તને વરદાન આપું છું.[૧૪,૧૫] તારું કલ્યાણ થાઓ. તારા મનમાં જે કંઈ ઇચ્છા હોય, તે તું વરદાનરૂપે માગી લે. હું પ્રસન્ન થયો છું, એટલે તને કશી જ ધર્મ્ય વસ્તુ અલભ્ય

---

× व्रीहिद्रौणिकदृष्टान्ताद्वृत्तिशुद्धोऽतिथिप्रियः ।
अत्यल्पेनापि दानेन सिध्यतीत्येतदीरितं ॥

આ વ્રીહિદ્રૌણિક બ્રાહ્મણના દૃષ્ટાંતથી શુદ્ધ વૃત્તિવાળો તથા અતિથિપ્રિય મનુષ્ય અલ્પ દાનથી પણ સિદ્ધિ પામે છે, એ કહ્યું છે. —ગણેશ

ન હોઈ શકે.[૧૬]

વૈશંપાયન બોલ્યા: સંસ્કારી મનવાળા તે મહર્ષિનાં આ વચનો સાંભળીને તે દુર્યોધન જાણે પોતે નવો જન્મ પામ્યો હોય તેમ માનવા લાગ્યો.[૧૭] મુનિ પ્રસન્ન થાય, તો તેમની પાસેથી શું માગવું, તે વિષે એ દુર્મતિયાએ કર્ણ અને દુઃશાસન વગેરે સાથે પહેલેથી જ મંત્રણા કરીને નિશ્ચય કરી લીધો હતો.[૧૮] આથી હે રાજન્! અત્યંત હર્ષમાં આવી જઈને તેણે આ વરદાન માગ્યું: 'હે બ્રહ્મન્! અમારા કુળમાં યુધિષ્ઠિર મહારાજ જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ છે. તમે જેમ મારા અતિથિ થયા છો, તેમ તમે શિષ્યો સાથે તેમના પણ અતિથિ થાઓ. તે ધર્માત્મા ગુણવાન અને શીલવાન છે. તે પોતાના ભાઈઓ સાથે વનમાં વસે છે. તમે તેમના અતિથિ થાઓ. તમને મારા ઉપર કૃપાદૃષ્ટિ હોય, તો તમે ત્યાં એવે વખતે જજો, જ્યારે તે યશસ્વિની, સુકુમારી અને ઉત્તમ વર્ણવાળી રાજપુત્રી દ્રૌપદી સર્વ બ્રાહ્મણોને તથા પોતાના પતિઓને ભોજન કરાવીને તેમ જ પોતે ભોજન કરીને સુખપૂર્વક વિશ્રાંતિ લેતી બેઠી હોય.' આ સાંભળીને દુર્વાસામુનિએ દુર્યોધનને કહ્યું: 'તારી પ્રસન્નતા માટે હું એ પ્રમાણે કરીશ.' પછી ઋષિ દુર્વાસા પણ જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા. તે વખતે દુર્યોધન પોતાને કૃતાર્થ થયેલો માનવા લાગ્યો.[૧૯–૨૨] પોતાના હાથ વડે કર્ણનો હાથ પકડીને તે અત્યંત આનંદ પામ્યો. પોતાના ભાઈઓ સાથેના તે રાજને કર્ણે પણ હર્ષપૂર્વક આ પ્રમાણે કહ્યું.[૨૩]

કર્ણ બોલ્યો: હે કૌરવ! સારું થયું કે આપણું કામ પાર પડ્યું. હે કૌરવ! સદ્ભાગ્ય છે કે, તમારી ચડતી થાય છે. એ તમારું અહોભાગ્ય છે કે, તમારા શત્રુઓ સંકટરૂપી દુસ્તર મહાસાગરમાં ડૂબ્યા છે. પાંડુનંદનો દુર્વાસાના ક્રોધરૂપી વહ્નિમાં પડીને પોતાનાં જ પાપ વડે દુસ્તર નરકમાં પડ્યા છે.[૨૪,૨૭]

વૈશંપાયન બોલ્યા: હે રાજન્! કપટબુદ્ધિવાળા તે દુર્યોધન વગેરે આમ મનમાં પ્રસન્ન થયા અને હસતા હસતા પોતપોતાને સ્થાને ગયા.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત દ્રૌપદીહરણપર્વમાં 'દુર્વાસા ઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૬૨મો સમાપ્ત

## अध्याय २६३ मो

### દુર્વાસા પલાયન થઈ ગયા

॥ वैशंपायन उवाच ॥

ततः कदाचिद्दुर्वासाः सुखासीनांस्तु पांडवान् ।
भुक्त्वा चावस्थितां कृष्णां ज्ञात्वा तस्मिन्वने मुनि ॥

વૈશંપાયન બોલ્યા: પછી એકવાર, પાંડવોને અને કૃષ્ણાને ભોજનથી પરવારીને સુખપૂર્વક બેઠેલાં જાણીને દુર્વાસા મુનિ પોતાના દશ હજાર શિષ્યોથી વીંટળાઈને તે વનમાં આવ્યા. તે અતિથિ મુનિને આવતા જોઈને શ્રીમાન યુધિષ્ઠિરરાજ પોતાના ભાઈઓ સાથે તેમને સામે લેવા ગયા. અવિચળ ધૈર્યવાળા ધર્મરાજે તેમને બે હાથ જોડી પ્રણામ કર્યા અને સારી રીતે ઉત્તમ આસન ઉપર બેસાડ્યા.[૧-૩] વિધિપૂર્વક પૂજન કર્યા પછી તેમણે મુનિને આતિથ્ય સ્વીકારવા નિમંત્રણ કર્યું અને કહ્યું કે, 'હે ભગવન્! તમે નિત્યકર્મ પતાવીને જલદી પાછા પધારજો.' તે પાપરહિત દુર્વાસા મુનિ પણ પોતાના શિષ્યો સાથે સ્નાન કરવા માટે ગયા. તેમને વિચાર સરખો પણ આવ્યો નહિ કે પાંડવો કેમ કરીને મને અને મારા શિષ્યોને ભોજન કરાવશે![૪-૫] હે રાજન્! એ મુનિસમુદાયે એકચિત્ત થઈ જળમાં ડૂબકી મારીને સ્નાન કરવા માંડ્યું, તે વખતે સુંદરીશ્રેષ્ઠ પતિવ્રતા દ્રૌપદી અન્નને માટે ભારે ચિંતામાં પડી. વિચાર કરતાં જ્યાં તેને અન્નનો કશો જ મેળ જણાયો નહિ, ત્યારે તેણે કંસનાશક શ્રીકૃષ્ણનું મનમાં આ પ્રમાણે ધ્યાન

ધરવા માંડ્યું: 'હે કૃષ્ણ! હે મહાબાહુ કૃષ્ણ! હે દેવકીનંદન! હે અવિનાશી! હે વાસુદેવ! હે જગન્નાથ! હે વિનમ્રના દુઃખવિનાશન! હે વિશ્વાત્મા! હે વિશ્વજનક! હે વિશ્વહર્તા! હે પ્રભુ! હે અવ્યય! હે શરણાગતપાલક! હે ગોપાલ! હે પ્રજાપાલક! હે. પરાત્પર! હે આકૂતિ અને ચિતિ નામની ચિત્તવૃત્તિઓના પ્રવર્તક! હું તમને નમન કરું છું.[૯-૧૦] હે શ્રેષ્ઠાતિશ્રેષ્ઠ! હે વરદાતા! હે અનંત! તમે અમ અશરણના શરણ થાઓ. હે પુરાણ પુરુષ! હે પ્રાણ અને મનોવૃત્તિના અવિષય! હે સર્વાધ્યક્ષ! હે પરમાધ્યક્ષ! હું તમારે શરણે આવી છું. હે શરણાગતવત્સલ! હે દેવ! કૃપા કરી તમે મારું રક્ષણ કરો.[૧૧,૧૨] હે નીલકમલના દલ જેવા શ્યામ! હે પદ્મગર્ભના જેવાં રાતાં લોચનવાળા! હે પીતાંબરધારી! હે ઝળહળતું કૌસ્તુભ ભૂષણ ધારણ કરનારા! તમે પ્રાણીમાત્રના આદિ છો, અંત છો અને તમે જ તેમના એકમાત્ર આધાર છો. તમે ઉત્તમોત્તમ જ્યોતિસ્વરૂપ છો, વિશ્વના આત્મા છો અને સર્વતોમુખ છો. મહર્ષિઓ તમને જ પરમ બીજરૂપ કહે છે. તમે જ સર્વ સંપત્તિના ધામ છો. હે દેવેશ! તમે જેના નાથ છો, તેને કશી આપત્તિનો ભય જ નથી. પૂર્વે તમે મને સભામાં દુઃશાસનથી છોડાવી હતી, તેમ આ સંકટમાંથી તમે અત્યારે મારો ઉદ્ધાર કરજો.'[૧૩-૧૬]

વૈશંપાયન બોલ્યા: કૃષ્ણાએ ભક્તવત્સલ કૃષ્ણદેવની આ પ્રમાણે સ્તુતિ કરી, એટલે તે દેવાધિદેવ જગન્નાથ દ્રૌપદીનું સંકટ જાણી ગયા. પડખે સૂતેલી રુક્મિણીને શયનમાં જ છોડીને એ અચિંત્ય ગતિવાળા સમર્થ નાથ શ્રી કેશવ ત્વરાથી ત્યાં આવ્યા.[૧૭,૧૮] વાસુદેવને જોતાં જ દ્રૌપદીએ તેમને પરમ પ્રસન્નતાથી પ્રણામ કર્યા અને તેમને દુર્વાસા મુનિના આગમન સંબંધી સર્વ વાત કહી.[૧૯] એટલે શ્રીકૃષ્ણે તેને કહ્યું કે, 'હે કૃષ્ણા! મને કકડીને ભૂખ લાગી છે. તું મને ઝટ ભોજન કરાવ. બીજું બધુંયે પછી કરજે.'[૨૦] આ વચનો સાંભળીને કૃષ્ણા શરમાઈ ગઈ અને આ વાક્ય બોલી: 'હે દેવ! સૂર્યનારાયણે જે થાળી આપી છે, તેમાં મારા જમવા સુધી અન્ન રહે છે. મેં જમી લીધું છે, એટલે હવે તેમાં અન્ન જ નથી.' આ સાંભળી કમલનયન શ્રીકૃષ્ણ ભગવાને દ્રૌપદીને કહ્યું:[૨૧,૨૨] 'હે કૃષ્ણા! આ મશ્કરીનો સમય નથી. હું તો થાક અને ભૂખથી મરવા જેવો થઈ ગયો છું. ઝટ જા, થાળી લઈ આવ અને મને બતાવ.'[૨૩] આમ તે યદુકુલતિલકે આગ્રહ કરીને એ થાળી મંગાવી. થાળીની એક ધાર ઉપર ભાજીની કણી ચોંટેલી હતી. તે જોઈને કેશવે તેને પોતાના મોંમાં મૂકી અને કહ્યું કે, 'વિશ્વના આત્મા શ્રીહરિ ઈશ્વર આથી પ્રસન્ન થાઓ—યજ્ઞના ભોક્તા દેવ આથી સંતુષ્ટ થાઓ.' પછી ક્લેશવિનાશન મહાબાહુ કૃષ્ણે સહદેવને કહ્યું કે, 'તું ત્વરાએ જઈને મુનિઓને જમવા માટે બોલાવી લાવ.'[૨૪-૨૬] આથી હે નૃપશ્રેષ્ઠ! દેવનદીએ સ્નાન માટે ગયેલા દુર્વાસા આદિ તે સર્વ મુનિઓને જમવા માટે તેડી લાવવાને તે મહાયશસ્વી સહદેવ ઉતાવળે ગયો. તે સમયે મુનિઓ જળમાં ઊતરીને અઘમર્ષણ કરી રહ્યા હતા.[૨૭,૨૮] ત્યારે તેમને પરમ તૃપ્તિપૂર્વક અન્નરસ જમ્યાના ઓડકારો આવવા લાગ્યા. આ જોઈને તેઓ નદીજળમાંથી બહાર આવ્યા અને એકબીજા સામે જોવા લાગ્યા.[૨૯] એ સર્વ મુનિઓ દુર્વાસા સામે જોઈને બોલ્યા કે, 'આપણે યુધિષ્ઠિર રાજને ભોજન તૈયાર કરાવવાનું કહીને અહીં સ્નાન કરવાને આવ્યા છીએ.[૩૦] પણ હે વિપ્રર્ષિ! અમે તો ગળા સુધી ધરાઈ ગયા છીએ, તો હવે ત્યાં શું ખાઈ શકીશું? આમ આપણે તેની રસોઈ બગડાવી છે; તો હવે આપણે કેમ કરીશું?'[૩૧]

દુર્વાસા બોલ્યા: રાજર્ષિ યુધિષ્ઠિરની રસોઈ

રઝળાવીને આપણે મહાન અપરાધ કર્યો છે. હવે આપણને જોતાં જ પાંડવોની આંખમાં કોપ સળગી ઊઠે નહિ અને તેઓ આપણને બાળી નાખે નહિ તો સારું! હે વિપ્રો! ધીમાન રાજર્ષિ અંબરીષનો પ્રભાવ સંભારીને, હું હરિચરણના આશ્રયી ભક્તજનોથી બહુ બહુ બીઉં છું.[૩૨,૩૩] વળી સર્વ પાંડવો મહાત્મા, ધર્મપરાયણ, શૂર, વિદ્યાનિપુણ, વ્રતનિષ્ઠ, તપોમય, સદાચારમય અને નિત્ય વાસુદેવપરાયણ છે. તેઓ ક્રોધ કરે તો અગ્નિ જેમ રૂના ઢગલાને બાળી નાખે છે, તેમ તેઓ આપણને બાળી નાખે. આથી હે શિષ્યો! એ પાંડવોને કહ્યા વિના જ અહીંથી જલદી પલાયન થઈ જાઓ.'[૩૪,૩૫]

વૈશંપાયન બોલ્યા: ગુરુ દુર્વાસા મુનિએ આ પ્રમાણે કહ્યું, એટલે પાંડવોથી અત્યંત ભયભીત થયેલા તે સઘળા બ્રાહ્મણો દશે દિશામાં દોટ મૂકીને નાસી ગયા.[૩૬] પછી દેવનદી ઉપર એ મુનિશ્રેષ્ઠો સહદેવના જોવામાં આવ્યા નહિ. આથી ઘાટે ઘાટે તે તેમની શોધમાં આમતેમ ફરવા લાગ્યો. પછી ત્યાં રહેલા તપસીઓ પાસેથી તેમણે સાંભળ્યું કે, તે વિપ્રો તો નાસી ગયા છે; એટલે યુધિષ્ઠિર પાસે આવીને તેણે તે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. આમ છતાં સર્વ જિતાત્મા પાંડવો તેમના પાછા આવવાની આકાંક્ષા સેવી રહ્યા અને કંઈ સમય સુધી તેમની રાહ જોતા બેસી રહ્યા.[૩૭-૩૯] તેમને મનમાં ફાળ રહ્યા કરી કે, કદી દુર્વાસા અકસ્માત્ અધરાતે આવીને આપણને છેતરશે તો? કેમ કરીને આપણે દૈવજોગે આવી પડેલી એ આપત્તિને તરી જઈશું?[૪૦] પાંડવો આમ ચિંતાપરાયણ થઈ નિસાસા નાખતા હતા, એ જોઈને શ્રીમાન કૃષ્ણ ત્યાં હાજર થયા અને તેમને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૪૧]

શ્રીકૃષ્ણ બોલ્યા: હે પાર્થો! પરમક્રોધી દુર્વાસા ઋષિના તરફથી તમને આપત્તિ આવેલી જાણીને દ્રૌપદીએ મારું ચિંતન કર્યું એટલે હું સત્વર અહીં આવ્યો છું.[૪૨] તમને એ દુર્વાસા ઋષિથી હવે જરા જેટલો પણ ભય નથી; કેમ કે તે તો તમારા તેજથી ભય પામીને પ્રથમથી જ નાસી છૂટ્યા છે.[૪૩] જેઓ ધર્મપરાયણ છે, તેમને તો કદી પણ આપત્તિ નથી. હવે હું તમારી વિદાય લઈને જઈશ; તમારું નિશ્ચિત મંગલ થઓ.[૪૪]

વૈશંપાયન બોલ્યા: કેશવે કહેલાં આ વચન સાંભળીને પૃથાનંદનોનાં મન સ્વસ્થ થયાં. તેઓ દ્રૌપદી સહિત સંતાપમુક્ત થયા અને શ્રીકૃષ્ણને આમ કહેવા લાગ્યા:[૪૫] 'હે ગોવિંદ, તમે અમારા નાથ છો, હે વિભુ! મહાસાગરમાં ડૂબકાં ખાતાં માણસો જેમ નૌકાનો આશ્રય કરી તરી જાય છે, તેમ અમે તમ તારણહારનો આશ્રય કરી દુસ્તર આપત્તિને પાર કરી ગયા છીએ.[૪૬] તમે સુખેથી જાઓ. તમારું કલ્યાણ હો.' પાંડવોએ આમ રજા આપી, એટલે શ્રીકૃષ્ણ દ્વારિકાનગરીએ ગયા. પછી હે પ્રભુ! દ્રૌપદી સહિત મહાભાગ પાંડવો પ્રફુલ્લ મનથી વનેવનમાં વિહાર કરતા વસવા લાગ્યા. હે રાજન્! તમે મને જે પૂછ્યું હતું, તે મેં તમને આ કહ્યુ છે.[૪૭,૪૮] આમ દુરાત્મા ધૃતરાષ્ટ્રપુત્રોએ વનવાસી પાંડવો પ્રત્યે અનેકવિધ કપટો યોજ્યાં હતાં પણ તે સઘળાં વ્યર્થ ગયાં હતાં.*[૪૯]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત દ્રૌપદીહરણપર્વમા 'દુર્વાસા ઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૬૩મો સમાપ્ત

---

* दौर्वासस्तु सार्वात्म्य कारुण्य चरित हरेः ।
तत्तृप्त्या हि जगत्तृप्तमत्यल्पेनापि तृप्यत ॥

આ દુર્વાસાના આખ્યાનમાં શ્રીહરિ સર્વાત્મા છે તથા દયાળુ છે એ કહ્યું છે; અને અતિ અલ્પ વસ્તુથી પણ તૃપ્ત થનારા તે હરિની તૃપ્તિ વડે જગત આખું તૃપ્ત થઈ ગયુ એ કહ્યું છે. —ગણેશ

# અધ્યાય ૨૬૪મો

## જયદ્રથે દ્રૌપદી ઉપર મોહિત થઈને દૂત મોકલ્યો

॥ वैशंपायन उवाच ॥

तस्मिन्बहुमृगेऽरण्ये अटमाना महारथाः ।
काम्यके भरतश्रेष्ठ विजह्रुस्ते यथाऽमराः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ ! મહારથી પાંડવો તે પુષ્કળ મૃગોવાળા કામ્યક વનમાં ફરતા રહી દેવોની જેમ વિહાર કરતા હતા.[1] તેઓ ચોમેર આવેલા જાતજાતના વનવિભાગોને તથા ઋતુકાળ પ્રમાણે થયેલાં સુંદર પુષ્પોથી રળિયામણી લાગતી અનેક વનરાજિઓને જોતા હતા.[2] હે શત્રુદમન ! ઇંદ્રના જેવા તે મૃગયાશીલ પાંડવો તે મહાવનમાં વિચરી કેટલાએક કાળ સુધી વિહાર કરતા હતા.[3] એક વાર ઉજ્જ્વળ તપસ્વી મહર્ષિ તૃણબિંદુની તથા ધૌમ્ય પુરોહિતની આજ્ઞાથી દ્રૌપદીને આશ્રમમાં મૂકીને શત્રુનું દમન કરનારા તે સર્વ પુરુષસિંહ પાંડવો બ્રાહ્મણોને અર્થે મૃગયા કરવા માટે એકી વખતે ચારે દિશાઓમાં ગયા.[4,5]

એ વખતે સિંધુદેશનો રાજા મહાયશસ્વી વૃધક્ષત્રનો પુત્ર વિવાહની ઇચ્છાએ શાલ્વદેશ તરફ જઈ રહ્યો હતો.[6] રાજાને યોગ્ય એવા મોટા રસાલાથી તે વીંટળાયલો હતો. અનેક રાજાઓ સાથે તે કામ્યક વનમાં આવી પહોંચ્યો.[7] ત્યાં તેણે પાંડવોની યશસ્વિની પત્ની દ્રૌપદીને નિર્જન વનમાં આશ્રમના આંગણામાં ઊભી રહેલી જોઈ.[8] દેહકાંતિથી ઝગમગતી અને અનુપમ રૂપને ધારણ કરતી તે, વીજળી જેમ નીલ મેઘને પ્રકાશમાન કરે તેમ એ વનભાગને શોભાવી રહી હતી.[9] 'આ અપ્સરા હશે, દેવકન્યા હશે કે દેવે નિર્મેલી માયા હશે !' એમ વિચારમાં પડી એ સર્વ લોકો તે અનિંદિતાને હાથ જોડીને જોવા લાગ્યા.[10] ત્યાં સિંધુદેશનો તે રાજા દુરાત્મા વૃધક્ષત્રનો પુત્ર જયદ્રથ તે સ્તુત્ય ગાત્રવાળી દ્રૌપદીને જોઈને વિસ્મય પામ્યો. કામથી મોહિત થઈને તેણે કોટિકાસ્ય રાજાને કહ્યું કે, 'નિષ્કલંક અંગવાળી આ કોની પત્ની છે ? એ માનુષી હોય એમ તો લાગતું નથી. મને જો આ અતિસુંદર સ્ત્રી મળી જાય, તો પછી મારે વિવાહનું કંઈ જ પ્રયોજન રહે નહિ. હું તો એને જ લઈને પાછો સ્વસ્થાને ચાલ્યો જઈશ.[11-13] હે સૌમ્ય ! તું જા અને ભાળ કાઢી લાવ કે, એ સુંદર ભ્રમરવાળી સુંદરી કોની સ્ત્રી છે, ક્યાંની છે અને શા માટે આ કંટકવાળા વનમાં આવી છે ?[14] અહો ! સુંદર જઘનવાળી, વિશાળ નયનવાળી, મનોહર દંતપંક્તિઓવાળી અને પાતળી કેડવાળી આ સુંદરી જો મારો આજ સ્વીકાર કરે, તો એ શ્રેષ્ઠ સુંદરીને પામીને હું કૃતાર્થ થઈ જાઉં. હે કોટિક ! તું જા અને જાણી લાવ કે, એનો સ્વામી કોણ છે ?'[15,16]

જયદ્રથનાં આ વચનો સાંભળીને એ કુંડલધારી કોટિકાસ્ય રથમાંથી નીચે ઊતરી પડ્યો અને શિયાળ જેમ વાઘણને પૂછે, તેમ તે દ્રૌપદીને પાસે જઈને આ પ્રમાણે પૂછવા લાગ્યો.[17]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત દ્રૌપદીહરણપર્વમાં 'જયદ્રથાગમન' નામનો અધ્યાય ૨૬૪મો સમાપ્ત

# અધ્યાય ૨૬૫મો

## કોટિકાસ્યના દ્રૌપદીને પ્રશ્નો

॥ कोटिक उवाच ॥

का त्वं कदंबस्य विनाम्य शाखा-
मेकाऽऽश्रमे तिष्ठसि शोभमाना ।
देदीप्यमानाऽग्निशिखेव नक्तं ।
व्याधूयमाना पवनेन सुभ्रूः ॥ १ ॥

કોટિક બોલ્યો : હે સુંદર ભ્રકુટીવાળી ! કદંબની ડાળીને નમાવીને, આશ્રમમાં એકલી ઊભી રહેલી તું કોણ છે ? રાત્રે પવનથી ડોલી રહેલી

ઝગઝગતી અગ્નિજ્વાળાની જેમ તું શોભી રહી છે.[1] તું અત્યંત સ્વરૂપવાન છે, છતાં તું અરણ્યોમાં ભય પામતી નથી શું? તું દેવી છે? યક્ષી છે? કે દાનવી છે? તું શ્રેષ્ઠ અપ્સરા છે? કે કોઈ દૈત્યરાજની પત્ની છે?[2] અથવા તું નાગરાજની મૂર્તિમંત કન્યા છે? અથવા તું વનમાં વિચરનારી કોઈ રાક્ષસપત્ની છે? કે પછી તું વરુણરાજની, યમની, સોમની કે ધનેશ્વરની, ધાતાની, વિધાતાની, સવિતાદેવની કે ઇંદ્રની પત્ની છે? શું તું તેમના લોકમાંથી અહીં આવી છે? અમે કોણ છીએ તે તું અમને પૂછતી પણ નથી અને અહીં તારો સ્વામી કોણ છે તે અમે જાણતા નથી.[3,4] હે ભદ્રા! અમે તારું માન વધારીને તારા જન્મસ્થાન તથા પ્રભુ વિશે પૂછીએ છીએ. તું તારા બંધુઓ, પતિ અને કુલ વિશે તેમજ અહીં તું શું કાર્ય કરે છે તે વિશે સાચેસાચું કહે.[5] હું રાજા સુરથનો પુત્ર છું. લોકો મને કોટિકાસ્ય નામે જાણે છે. આ ચયનમાં આહુતિ પામેલા અગ્નિના જેવો જ સુવર્ણના રથમાં બેઠો છે, તે કમળના જેવી વિશાળ આંખવાળો ક્ષેમંકર નામે વીર ત્રિગર્ત દેશનો રાજા છે. એની પાછળ મહાધનુર્ધર, લાંબાં તથા વિશાળ લોચનવાળો, પુષ્પોનાં સુંદર આભૂષણવાળો અને પર્વતમાં નિત્ય વાસ કરનારો, આજે તારી તરફ જોઈ રહ્યો છે, તે કુલિંદાધિપતિનો જ્યેષ્ઠ પુત્ર છે. હે સુંદરગાત્રી! પુષ્કરિણીની પાસે પેલો જે શ્યામળ અને દર્શનીય યુવાન ઊભો છે, તે ઇક્ષ્વાકુરાજ સુબલનો પુત્ર છે, તે રિપુઓને રોળવામાં કુશળ છે. હે સુભગા! તેં જયદ્રથ નામ સાંભળ્યું હોય, તો પેલો રહ્યો એ સૌવીરરાજ! એ જયદ્રથ સેના સાથે રણયાત્રા કરે છે, ત્યારે યજ્ઞમાં પ્રજ્વલિત થયેલા અગ્નિઓ જેવા અંગારક, કુંજર, ગુપ્તક, શત્રુંજય, સંજય, સુપ્રવૃદ્ધ, ભયંકર, ભ્રમર, રવિ, શૂર, પ્રતાપ અને કુહન નામના એ બાર સૌવીરદેશમાં રહેનારા રાજપુત્રો રક્તવર્ણા અશ્વો જોડેલા રથોમાં બેસીને તથા હાથમાં ધ્વજ ધારણ કરીને એની પાછળ પાછળ ચાલે છે. વળી છ હજાર રથીઓ, હાથીઓ, અશ્વો અને પાળાઓ એની પાછળ ચાલે છે. ઉપરાંત તેને બલાહક, અનીક અને વિદારણ આદિ ઉદારસત્ત્વ ભાઈઓ છે. તે યુવાન અને બળવાનશ્રેષ્ઠ સૌવીરવીરો એ જયદ્રથરાજને અનુસરે છે. મરુદ્ગણોથી રક્ષિત થયેલા ઇંદ્રની જેમ એ જયદ્રથ આ સહાયકોથી રક્ષિત થઈને યુદ્ધપ્રયાણ કરે છે.[6-13] હે સુંદર કેશવાળી! અમે તને જાણતા નથી, તો તું અમને કહે, તું કોની પુત્રી છે અને કોની પત્ની છે?[14]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત દ્રૌપદીહરણપર્વમાં 'કોટિકાસ્ય પ્રશ્ન' નામનો અધ્યાય ૨૬૫મો સમાપ્ત

## अध्याय २६६ मो

### દ્રૌપદીનાં વચન

॥ वैशंपायन उवाच ॥

अथाब्रवीद् द्रौपदी राजपुत्री<br>
पृष्टा शिवीनां प्रवरेण तेन ।<br>
अवेक्ष्य मंदं प्रविमुच्य शाखां<br>
संगृह्णति कौशिकमुत्तरीयम् ॥ १॥

વૈશંપાયન બોલ્યા: શિબિવંશશ્રેષ્ઠ કોટિકાસ્યે આમ પૂછ્યું, એટલે રાજપુત્રી દ્રૌપદીએ કદંબની ડાળીને છોડી દીધી અને પોતાનું રેશમી ઓઢણું સંકોરી સરખું કર્યું. પછી તેની સામે મંદ નિરીક્ષણ કરતી કરતી આ વચન બોલી:[1] 'હે નરેંદ્રપુત્ર! હું બુદ્ધિપૂર્વક સારી પેઠે સમજું છું કે, મારા જેવીએ તારી સાથે બોલવું જોઈએ નહિ; પણ તારા બોલનો ઉત્તર આપી શકે એવો કોઈ પુરુષ કે એવી કોઈ સ્ત્રી આ આશ્રમમાં નથી.[2] અત્યારે હું એકલી છું, એટલે તને આ વચન કહું છું, હે ભદ્ર! તું એ સાંભળ. બાકી સ્વધર્મમાં પરાયણ રહેનારી હું એકલી શા માટે તારા જેવા

એકલા સાથે અરણ્યમાં વાત પણ કરું ?[3] હું જાણું છું કે, તું સુરથનો પુત્ર છે અને મનુષ્યો તને કોટિકાસ્ય નામે જાણે છે. આથી હે શૈબ્ય ! હું તને મારા બંધુ વિષે તેમ જ મારા પ્રસિદ્ધ કુળ વિષે કહું છું.' હું દ્રુપદરાજની દીકરી છું. હે શૈબ્ય ! માણસો મને કૃષ્ણા તરીકે ઓળખે છે. હું પાંચ પતિઓને વરી છું. તેઓ ખાંડવપ્રસ્થમાં હતા. તેં એમને વિષે સાંભળ્યું પણ છે.[4] યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન અને નકુલ–સહદેવ એ પુરુષવર માદ્રીપુત્રો મારા પતિઓ છે. તે પાર્થો મને અહીં મૂકીને ચારે દિશાઓ વહેંચી લઈ મૃગયા માટે ગયા છે.[6] યુધિષ્ઠિરરાજ પૂર્વ દિશામાં, ભીમસેન દક્ષિણ દિશામાં, અર્જુન પશ્ચિમ દિશામાં અને નકુલ–સહદેવ ઉત્તર દિશામાં ગયા છે. એ રથીશ્રેષ્ઠોનો અહીં પાછા આવવાનો સમય પાસે આવી લાગ્યો છે એમ હું માનું છું.[7] તો તમે વાહનો છોડી અહીં ઊતરો અને પાંડવોનો આદર-સત્કાર ગ્રહણ કરી તમારી ઇચ્છા પ્રમાણે જાઓ. ધર્મનંદન મહાત્મા યુધિષ્ઠિરને અતિથિઓ પ્રિય છે, તેઓ તમને જોઈને પ્રસન્નતા પામશે.[8] ચંદ્રવદના દ્રુપદનંદિનીએ શૈબ્યપુત્રને આ પ્રમાણે કહ્યું અને તેમના અતિથિસત્કાર સંબંધી વિચાર કરીને, તે પ્રસન્નતાપૂર્વક પોતાની પ્રશસ્ત પર્ણશાળામાં ગઈ.[9]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત દ્રૌપદીહરણપર્વમાં 'દ્રૌપદીવાક્ય' નામનો અધ્યાય ૨૬૬મો સમાપ્ત

## અધ્યાય ૨૬૭મો

### જયદ્રથ અને દ્રૌપદીનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

तथासीनेषु सर्वेषु तेषु राजसु भारत ।
यदुक्तं कृष्णया सार्धं तत्सर्वं प्रत्यवेदयत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હે ભારત ! તે સર્વ રાજાઓ આગળ જણાવ્યા પ્રમાણે બેઠા હતા, ત્યારે કોટિકાસ્યે ત્યાં આવીને કૃષ્ણાએ જે કંઈ કહ્યું હતું, તે બધું તેમને કહી જણાવ્યું.[1] કોટિકાસ્યનાં વચન સાંભળીને સૌવીર દેશના અધિપતિ જયદ્રથે એ શૈબ્યને કહ્યું કે, 'એ શ્રેષ્ઠ સુંદરી તારી સાથે વાત કરી રહી હતી, ત્યારેય મારું મન તેને વિષે રમી રહ્યું હતું; તો તું ત્યાંથી કેવી રીતે પાછો આવ્યો ? હે મહાબાહુ ! એને જોયા પછી બીજી સ્ત્રીઓ તો મને વાંદરી જેવી લાગે છે. આ હું તને સત્યજ કહું છું. દર્શન માત્રથી તેણે મારું મન અત્યંત હરી લીધું છે. તો હે શૈબ્ય ! તે જો માનુષી હોય, તો એ કલ્યાણી વિષે બધી વાત કહે.'[2–5]

કોટિક બોલ્યો : એ યશસ્વિની રાજપુત્રી દ્રુપદનંદિની કૃષ્ણા છે. તે પાંચ પાંડુપુત્રોની પરમ સંમાનિત પટરાણી છે. વળી એ સતી સર્વ પૃથાનંદનોને પ્રિય છે અને અતિશય માનીતી છે. તેથી હે સૌવીરનરેશ ! તમે એને સાથે લઈને ઝટ સૌવીરદેશ પ્રત્યે જાઓ.[6,7]

વૈશંપાયન બોલ્યા : કોટિકે આ પ્રમાણે કહ્યું એટલે સિંધ અને સૌવીર દેશના દુષ્ટ ભાવવાળા અધિપતિ જયદ્રથે ઉત્તર આપ્યો કે, 'હું પોતેજ દ્રૌપદીને જોઈશ.' એમ કહીને તરત જ, તે બીજા છ જણને પોતાની સાથે લઈને એ પુણ્યાશ્રમમાં પેઠો–માનો, કોઈ વરુ સિંહની બોડમાં ઘૂસ્યો. ત્યાં તે કૃષ્ણાને આ વચન કહેવા લાગ્યો : 'હે સુંદરી ! તું કુશળ છે ને ? તારા સ્વામીઓ સારા છે ને ? તું જેમનું કુશળ ઇચ્છે છે તેઓ પણ સુખમાં છે ને ?[8–10]

દ્રૌપદી બોલી : હે રાજન્ ! રાજ્ય, કોશ અને સૈન્ય સંબંધમાં તમારું કુશળ છે ને ? શિબિ, સૌવીર, સિંધુ અને બીજા જે દેશો તમે જીત્યા છે, તે બધાનું તમે એકલા ધર્મપૂર્વક પાલન કરો છો ને ? કુરુવંશી કુંતીનંદન યુધિષ્ઠિરરાજ કુશળ છે. એમના ભાઈઓ, હું અને તમે જે બીજાઓ વિષે

પૂછો છો, તે સર્વે કુશળ છે. હે રાજપુત્ર! આ પાદ્ય અને આસન સ્વીકારો. આ હું તમને સવારના નાસ્તા માટે પચાસ મૃગો આપું છું.[११-१४] વળી કુંતીનંદન યુધિષ્ઠિર તમને ઐણેય, પૃષત, ન્યંકુ, હરિણ, શરભ, સસલાં, રીંછ, રુરુ, શંબર, રોઝ, અનેક મૃગો, વરાહો, પાડા તેમજ બીજાં અનેક જાતનાં મૃગો આપશે.[१५]

જયદ્રથ બોલ્યો : સવારના નાસ્તાનું બધું કુશળ છે. તેં જે આપવા ઇચ્છયું છે, તે બધું મને મળ્યા બરાબર છે. પણ તું ચાલ, મારા રથમાં બેસ અને નિર્મળ સુખને ભોગવ.[१६] દીન, લક્ષ્મીહીન, રાજ્યભ્રષ્ટ, બુદ્ધિરહિત અને અરણ્યવાસી પાર્થોને વળગી રહેવું તારે માટે યોગ્ય નથી.[१७] બુદ્ધિમતી સ્ત્રી લક્ષ્મીહીન સ્વામીને ભજતી નથી. પરણ્યા પતિને અનુસરવું એ ખરું, પણ તેની લક્ષ્મી નાશ પામી હોય, ત્યારે તેની સાથે રહેવું નહિ.[१८] પાંડુપુત્રોની સંપત્તિ નાશ પામી છે અને તેઓ અનંત વર્ષો માટે રાજ્યથી ભ્રષ્ટ થયા છે; એવાઓની ભક્તિ કરીને તારે કેવળ ક્લેશ જ ભોગવવાનો છે.[१९] તો હે સુશ્રોણી! તું પાંડવોને તજી દે. તું મારી ભાર્યા થા અને સુખ ભોગવ! તું મારી સાથે સિંધુ તથા સૌવીર એ સર્વ દેશો ઉપર સત્તા ચલાવ.[२०]

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે સિંધુરાજ હૃદય કંપાવનારાં વચન કહ્યાં, એટલે કૃષ્ણા મુખ અને ભ્રમર ચડાવીને તે જગાએથી ખસી ગઈ.[२१] એ સુમધ્યમાએ જયદ્રથને તિરસ્કારી કાઢ્યો અને તેનાં વચનોને વચ્ચેથી તોડી નાખીને કૃષ્ણાએ સિંધુપતિને કહ્યું કે, 'જોજે, આવું બોલ્યો તો! જરા શરમ રાખ.'[२२] પછી તે અનિંદિતા પતિઓના પાછા ફરવાની આકાંક્ષા રાખી રહી અને જયદ્રથનાં વાક્યોમાં પોતાનાં વાક્યો મેળવતી, સમય કાઢવા માટે તેને અત્યંત લોભાવવા લાગી.[२३]

## अध्याय २६८ मो

### જયદ્રથે કરેલું દ્રૌપદીનું હરણ

॥ वैशंपायन उवाच ॥

सरोपरागोपहतेन वल्गुना
सरागनेत्रेण नतोन्नतभ्रुवा ।
मुखेन विस्फूर्य सुवीरराष्ट्रपं
ततोऽब्रवीत्तं द्रुपदात्मजा पुनः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પછી રોષથી લાલ લાલ થઈ ગયેલા, રક્તવર્ણાં થયેલાં લોચનવાળા, નીચી ને ઊંચી ગૂંથાયેલી ભ્રમરવાળા પોતાના ગ્લાન છતાં સુંદર મુખથી ફૂંફાડો કરીને દ્રુપદપુત્રી દ્રૌપદીએ સુવીરરાષ્ટ્રના તે અધિપતિને આ વચન કહ્યાં:[१] 'હે મૂઢ! યશસ્વી, તીક્ષ્ણ વિષવાળા, ઇંદ્રતુલ્ય, સ્વકર્મપરાયણ અને યક્ષો તથા રાક્ષસોના સમૂહોમાં પણ અડોલ એવા મહારથી પાંડુપુત્રો વિશે આમ અપમાનજનક શબ્દો બોલતાં તને કેમ લાજ આવતી નથી?[२] હે સુવીર! તપસ્વી અને પરિપૂર્ણ વિદ્યાવાળો કોઈ પણ પ્રશંસાપાત્ર પુરુષ, અરણ્યવાસી હોય કે ગૃહવાસી હોય, તોપણ સત્પુરુષો તેને વિશે પાપી વચન ઉચ્ચારતા નથી; પરંતુ કૂતરા જેવા માણસો જ તારી જેમ આમ બસ્યા કરે છે.[३] હું તો માનું છું કે, તારા આ ક્ષત્રિયસંઘમાં કોઈ પણ એવો મનુષ્ય નથી કે, જે તને આજે ખાઈમાં પડતાને બે હાથ પકડીને ઉપર ખેંચી લે.[४] તું ધર્મરાજને જીતવાના કોડ રાખે છે, પણ એ તો હિમાલયની તળેટીમાં વિચરતા, પર્વતના શિખર જેવા, કોઈ મદઝરતા માતંગને હાથમાં લાઠી લઈને તેના ટોળામાંથી છૂટા પાડવાને ઇચ્છવા જેવું છે.[५] સૂઈ રહેલા મહાબળવાન સિંહને તું તો મૂર્ખાઈથી લાત મારીને તેના મોં ઉપરથી મૂછને ઉખેડવા પ્રયત્ન કરે છે. પણ તું જ્યારે ક્રોધમાં આવેલા ભીમસેનને જોઈશ ત્યારે તું નાસવા માંડશે.[६] તું ક્રુદ્ધ થયેલા ઉગ્ર અર્જુન સાથે

આ જ લડવાનું કરે છે, તે તો ગિરિગુફામાં જન્મેલા તથા મોટા થયેલા ઉગ્ર, મહાભયંકર અને મહાબળવાન એવા સૂતેલા સિંહને તું પગથી લાત મારતો હોય એના જેવું છે.[૭] વળી તું મદમસ્ત થઈ નકુલ–સહદેવ એ બે નાના પુરુષશ્રેષ્ઠ પાંડુપુત્રો સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે, પણ તે તો તીક્ષ્ણ મુખવાળા અને બબ્બે જીભવાળા બે કાળા સર્પો ઉપર પૂંછડીને ભાગે પગ મૂકવા જેવું છે.[૮] જેમ વાંસ, કેળ અને નલ ( નેતર ) પોતાની વૃદ્ધિ અર્થે નહિ, પણ પોતાના વિનાશ અર્થે જ ફળે છે, અથવા જેમ વીંછણ પોતાના મૃત્યુ માટે જ ગર્ભધારણ કરે છે, તેમ જ પાંડવોથી પૂરી રક્ષાયેલી મને તું તારા વિનાશ માટે જ પકડવાને કરે છે.[૯]

જયદ્રથ બોલ્યો : હે કૃષ્ણા ! હું એ જાણું છું. તે નરપતિપુત્રો કેવા છે તેની પણ મને જાણ છે. પણ તું આજ આવી બીક બતાવીને અમને ડરાવી શકે એમ નથી.[૧૦] વળી હે કૃષ્ણા ! અમે બધા આઠ સંધાન કર્મો ( ખેતી, વેપાર, દુર્ગ, સેતુ, હાથી, ખાણો, કરવસૂલાત અને ઉજ્જડ સ્થાનોમાં વસવાટ ) તેમ જ નવ શક્તિ ( પ્રભુશક્તિ, મંત્રશક્તિ, ઉત્સાહશક્તિ, પ્રભુસિદ્ધિ, મંત્રસિદ્ધિ, ઉત્સાહસિદ્ધિ, પ્રભૂદય, મંત્રોદય અને ઉત્સાહોદય ) એમ સત્તર ગુણોવાળા કુળોમાં જન્મ્યા છીએ. અમે પાંડવો કરતાં છ ગુણો( શૌર્ય, તેજ, ધૃતિ, દાક્ષિણ્ય, દાન અને ઐશ્વર્ય )માં અધિક છીએ. આથી હે દ્રૌપદી ! અમે પાંડુપુત્રોને અમારાથી ઊતરતા માનીએ છીએ.[૧૧] તો તું તત્કાળ રથમાં કે હાથી ઉપર બેસી જા. અમે કાંઈ તારા બોલવા માત્રથી પાછા પડીએ એમ નથી. અથવા તારી ઇચ્છા હોય તો પાંડવો હાર્યા પછી તું કગરતી આ સૌવીરરાજ જયદ્રથની કૃપા ભીખજે.[૧૨]

દ્રૌપદી બોલી : હું મહાબલવતી છું, છતાં સૌવીરરાજ મને દુર્બળ જેવી માને છે. મને અહીં બળપૂર્વક પકડી લઈ જવાશે, તોપણ હું સૌવીરરાજ આગળ કદી દીન વચન બોલીશ નહિ. જેની રક્ષા માટે સ્વયં શ્રીકૃષ્ણ અને અર્જુન એક રથમાં સાથે બેસીને શોધ કરવા નીકળશે તેવી મને ઇંદ્ર પણ કોઈ રીતે હરી શકે એમ નથી, તો પછી બીજો ક્ષુદ્ર મનુષ્ય તો કરી જ શું શકે ? શત્રુવીરને હણનારા અને રિપુઓનાં મનને ભાંગી નાખનારા અર્જુન મારે માટે ગ્રીષ્મકાળે ઘાસના સૂકા બીડને બાળતા અગ્નિની જેમ તારી સેનામાં પ્રવેશ કરશે.[૧૩–૧૫] અંધક અને વૃષ્ણીવંશના વીરોની સાથે જનાર્દન તથા સર્વ મહાધનુર્ધર કેકયો એ સર્વ રાજપુત્રો પણ પ્રસન્નરૂપે મારી શોધમાં નીકળી પડશે.[૧૬] ગાંડીવની પણછથી છૂટેલાં મેઘના જેવા ઘોષવાળાં અને અત્યંત વેગવાળાં ભયંકર બાણો ધનંજયના હાથને અથડાઈને મહાભયંકર ઘોર ગર્જવે છે.[૧૭] તું જ્યારે ગાંડીવથી છૂટેલાં અને પક્ષીજૂથોના જેવા શીઘ્ર વેગવાળાં શરોનો મહાન સમૂહ જોશે તથા વીર્યશાળી અર્જુનને જોશે, ત્યારે તું પોતે જ તારી બુદ્ધિની નિંદા કરશે.[૧૮] ગાંડીવધનુષધારી અર્જુન જ્યારે શંખનાદ બજાવતા અને તલત્રાણનો ઘોષ કરતા તારી ઉપર વારેવારે ધસી આવીને તારી છાતી ઉપર બાણધારા છોડશે, ત્યારે તારા મનની શી સ્થિતિ થશે ? અલ્યા નીચ ! હાથમાં ગદા લઈને ધસી આવતા ભીમસેનને જોઈને તથા અસહ્યતાથી થયેલા ક્રોધરૂપી વિષને ઓકતા અને સર્વ દિશાએથી તૂટી પડતા માદ્રીનંદન નકુલ–સહદેવને જોઈને તને ચિરકાળ માટે સંતાપ થશે.[૧૯,૨૦] મેં મારા પરમપૂજ્ય પતિઓનું મનથી પણ ક્યારેય ઉલ્લંઘન કર્યું નથી, એ સત્ય વડે હું જોઈ શકું છું કે, પૃથાપુત્રો તને અધીન કરશે અને તને ચોતરફ પૃથ્વી પર ઘસડશે.[૨૧] તું નીચ મને બળાત્કારે ઘસડવાનું કરે છે, પણ તેથી હું ગભરાઈ જાઉં

એમ નથી. તું સમજી જ લેજે કે, કુરુવીરો મને મળ્યા જ છે અને હું ફરી આ કામ્યક વનમાં આવી જ છું.[૨૨]

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે કહ્યા છતાંય તેઓ પોતાને પકડવાને ટાંપી રહ્યા છે એ જોઈને, વિશાલલોચના દ્રૌપદી તેમનો તિરસ્કાર કરતાં બોલી : 'તમે મને રખે અડતા!' હવે ભયભીત થઈને તેણે ધૌમ્ય પુરોહિતને હાક મારી.[૨૩] તે જ સમયે જયદ્રથે તેને ઓઢણાને છેડેથી પકડી લીધી, એટલે દ્રૌપદીએ તેને જોરથી ધક્કો માર્યો; એટલે તે પાપી કપાઈ ગયેલા મૂળવાળા ઝાડની જેમ નીચે ઢળી પડ્યો.[૨૪] ફરી જયદ્રથે મહાવેગથી તેને પકડી લીધી. ત્યારે રાજપુત્રી દ્રૌપદી વારંવાર નિસાસા નાખવા લાગી. ધૌમ્યને પાદાભિવંદન કરી તે ઘસડાતી ઘસડાતી રથમાં ગઈ.[૨૫]

ધૌમ્ય બોલ્યા : હે જયદ્રથ! મહારથી પાંડવોને હરાવ્યા વિના તું આ દ્રૌપદીને નહિ લઈ જઈ શકે. તું ક્ષત્રિયોના પ્રાચીન ધર્મ તરફ દૃષ્ટિ કર, તું નીચ કામ કરી રહ્યો છે; પણ તને ધર્મરાજ આદિ વીર પાંડવોનો ભેટો થશે, એટલે તને આનું પાપી ફળ નિઃસંશય મળશે.[૨૬,૨૭]

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે કહીને ધૌમ્ય પાળાઓના સમૂહની વચ્ચે રહીને હરણ કરવામાં આવતી તે યશસ્વિની રાજપુત્રીની પાછળ પાછળ જવા લાગ્યા.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાન્તર્ગત દ્રૌપદીહરણપર્વમા 'દ્રૌપદીહરણ' નામનો અધ્યાય ૨૬૮મો સમાપ્ત

## અધ્યાય ૨૬૯ મો

### પાંડવોએ જયદ્રથનો પીછો પકડ્યો

॥ वैशंपायन उवाच ॥

ततो दिशः संप्रविहृत्य पार्थो
मृगान्वराहान्महिषांश्च हत्वा ।
धनुर्धराः श्रेष्ठतमाः पृथिव्यां
पृथक्चरंतः सहिता बभूवुः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પછી પૃથ્વી ઉપર અલગ અલગ ફરવા નીકળેલા તે શ્રેષ્ઠતમ ધનુર્ધર પૃથાપુત્રો સર્વ દિશાઓમાં વિહાર કરીને તેમ જ મૃગો, વરાહો અને પાડાઓને મારીને એક સ્થાને ભેગા થઈ ગયા.[૧] તે સમયે મૃગો અને વ્યાલોના સમૂહોથી ભરેલું તે મહાવન પક્ષીઓથી ગાજી રહ્યું હતું. ત્યાં મૃગોની ચીસભરી વાણીને સાંભળીને યુધિષ્ઠિરે પોતાના ભાઈઓને કહ્યું કે,[૨] 'આ મૃગો અને પંખીઓ સૂર્ય વડે પ્રકાશિત થયેલી દિશા તરફ જઈને ઘોર શબ્દ કરે છે. આ મહાવન શત્રુઓથી પીડાઈ રહ્યું છે અને આપણને ઘોર પીડા આવનાર છે તેનું તેઓ સૂચન કરે છે. તો આપણે ઝટ પાછા ફરો. આટલાં મૃગોથી બસ છે, કેમ કે મારું મન સંતપ્ત થઈને બળે છે. મારો જીવ બુદ્ધિને આવરી લઈને શરીરમાં રોષપૂર્વક ઉછાળા મારે છે.[૩,૪] આ સમયે મને કામ્યકવન, ગરુડે જેમાંથી સર્પ હરણ કર્યો હોય એવા સરોવર જેવું, શત્રુએ જેમની લક્ષ્મી હરણ કરી હોય એવા રાજા વિનાના રાજ્ય જેવું અને મદ્યપાન કરનારાઓએ જેમાંનો મદિરારસ પી લીધો હોય એવા ઘડા જેવું લાગે છે.[૫] પછી સિંધુદેશમાં પાકેલા પવનના જેવા ઉગ્ર વેગવાળા અને મોટી ઝડપવાળા ઘોડાઓ જોડેલા વિશાળ તથા સુંદર રથોમાં બેસીને તે નરવીરો આશ્રમ તરફ આવવા નીકળ્યા.[૬] આમ તેઓ પાછા આવતા હતા, ત્યારે એક

શિયાળ તેમને ડાબે પડખે આવીને મોટે સાદે ભૂંકવા લાગ્યું. આ વિશે વિચાર કરીને યુધિષ્ઠિરરાજે ભીમ તથા ધનંજયને કહ્યું કે,[૭] 'આ હીનજાત શિયાળ આપણી ડાબી બાજુએ આવીને ભૂંકે છે, તે ઉપરથી સ્પષ્ટ લાગે છે કે આપણને અપમાન આપીને પાપી કૌરવોએ આશ્રમમાં બળજોરીથી કંઈ રંજાડ કર્યો છે.'[૮] મૃગયા કરીને તેઓ આમ કહેતા તે મહાવનમાં પ્રવેશ્યા, તો તેમણે પોતાની પ્રિયાની ધાત્રેયિકા નામની બાલવયની દાસીને રડતી જોઈ.[૯] તરત જ ઇંદ્રસેન રથ ઉપરથી ઊતરીને તેની પાસે દોડી ગયો. હે નરેંદ્ર ! તેની તદ્દન નિકટમાં તે ગયો અને તેને આ વચનો કહેવા લાગ્યો :[૧૦] 'ધરતી ઉપર પડીને તું શા માટે રોઈ રહી છે ? શા માટે તારું દીનવર્ણું મુખ કરમાઈ રહ્યું છે ? અત્યંત ઘાતકી કામો કરનારા પાપી પુરુષોએ રાજપુત્રી દ્રૌપદી ઉપર કંઈ જુલમ તો નથી કર્યો ને ?[૧૧] કુરુશ્રેષ્ઠ પાંડવોના બીજા દેહ જેવી, અચિંત્ય રૂપવાળી, સુવિશાલ નયનવાળી, તેમ જ સત્યયુક્ત તે પતિવ્રતાને કોણ અને ક્યાં હરી ગયું છે, તે તું યથાર્થ રીતે કહે. તે દેવી પૃથ્વીમાં ભંડારાઈ હશે, આકાશમાં છુપાવાઈ હશે અથવા સમુદ્રમાં સંતાડાઈ હશે, તોપણ છુપાનંદનો જઈ ને તેનાં પગલાં શોધી કાઢશે; કેમ કે ધર્મપુત્ર યુધિષ્ઠિરને તેવો જ સંતાપ થઈ રહ્યો છે. રિપુઓનો નાશ કરનારા, ક્લેશને સહન કરનારા અને સદૈવ વિજયને વહનારા આ પાંડવોની અનુપમ રત્ન સમી પ્રાણપ્રિયાને હરવાની કયો મૂરખો ઇચ્છા કરે ? દ્રૌપદી સનાથ છે અને પાંડવોનું બહાર ફરનારું હૃદય છે, એ આજ કોણ નથી સમજતો ? ઘોર, ઉત્તમ અને સુતીક્ષ્ણ બાણો આજે કોની કાયાને આરપાર વીંધીને પૃથ્વીમાં પેસવાનાં છે ? હે ભીરુ ! તું દ્રૌપદીને વિશે શોક કરીશ નહિ. સમજી લે કે, કૃષ્ણા અહીં પાછી આવી જ છે.[૧૨-૧૫] પૃથાપુત્રો સર્વ શત્રુઓને નિઃશેષ મારીને યાજ્ઞસેની સાથે પાછા આવશે.'

આ સાંભળીને વિચાર કરીને દાસીએ સુંદર મુખવાળા ઇંદ્રસેન સારથિને કહ્યું કે,[૧૬] ઇંદ્ર જેવા પાંચ પાંડવોનો અનાદર કરીને જયદ્રથ કૃષ્ણાને બળાત્કારે હરી ગયો છે. તેમના જવાથી પડેલા માર્ગો હજુ તાજા જ છે. ત્યાં ભાંગેલાં વૃક્ષો પણ હજુ ચીમળાયાં નથી.[૧૭] તો તમે રથને પાછા ફેરવો, ઝટ તેની પાછળ પડો; કેમ કે રાજપુત્રી આટલામાં ખૂબ દૂર પડી નથી. હે ઇંદ્ર તુલ્ય પાર્થો ! તમે સર્વે મોટાં અને સુંદર બખ્તરો સજી લો.[૧૮] તમે મહામૂલાં ધનુષબાણો ધારણ કરો અને તત્કાલ તમે પીછો પકડો. ઉત્તમ ઘીથી ભરેલા સરવાને કોઈ રાખમાં ઠાલવી દે, ફૂશકાના દેવતામાં કોઈ હવિ હોમે, સ્મશાનમાં કોઈ ફૂલમાળા ફેંકી દે, વિપ્રજન ગાફેલ રહેતાં યજ્ઞના સોમને કોઈ કૂતરો ચાટી જાય અથવા મહાવનમાં મૃગયા કર્યા પછી કોઈ શિયાળ કમળસરોવરમાં ડૂબકી મારે, તે જ પ્રમાણે તિરસ્કાર અને દંડથી મૂંઝાઈ ગયેલાં રાજપુત્રી દ્રૌપદી મૂઢચિત્ત થઈને કરમાયેલા મોઢે, કોઈક અયોગ્ય પુરુષને પોતાનો દેહ આપી બેસે તે પહેલાં તમે ત્યાં પહોંચી જાઓ, યજ્ઞમાં રહેલા પુરોડાશને જેમ કોઈ કૂતરો અડી જાય, તેમ તમારી પ્રિયાના સુંદર નાસિકાવાળા, રઢિયાળાં નેત્રવાળા, ચંદ્રની પ્રભા જેવા સ્વચ્છ, શુભ અને પ્રસન્ન મુખને રખે કોઈ અપકૃત્ય કરનારો સ્પર્શ કરી લે તે માટે તમે એકદમ આ માર્ગોથી તેનો પીછો પકડો; તમે અહીં તમારો સમય ગુમાવતા નહિ.[૧૯-૨૨]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભદ્રા ! તું પાછી વળ.' વાણી ઉપર અંકુશ રાખ. અમારી આગળ કઠોર બોલ બોલીશ નહિ. રાજાઓ હોય કે રાજપુત્રો

હોય, પણ આમ બળથી મત્ત થઈને તેઓ ફસામણીમાં જ જઈ પડે છે.[23]

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે કહીને સાપની જેમ વારંવાર ફૂંફાડા મારતા તથા મહાધનુષની પણછનો ટંકારવ કરતા પાંડવો તત્કાળ તે જ માર્ગોએ પાછળ પડ્યા.[24] થોડે દૂર જતાં તેમણે જયદ્રથના સૈન્યના ઘોડાઓની ખરીઓ પડવાથી ધૂળને ઊંચે ઊડી રહેલી જોઈ. વળી આગળ તેમણે પાળાઓની વચ્ચે રહેલા ધૌમ્ય મુનિને 'દોડ રે દોડ' એવી ભીમને બૂમો મારતા જોયા.[25] હૃદયમાં ભારે વ્યથા પામેલા તે રાજપુત્રોએ ધૌમ્યને 'આપ સુખે પાછા વળો.' એમ કહીને સાંત્વન આપ્યું અને જેમ માંસને માટે બાજ પક્ષી ઝપટ મારે છે, તેમ તેમણે જયદ્રથના સૈન્ય ઉપર વેગથી ધસારો કર્યો.[26] યાજ્ઞસેનીને જોરજબરીથી ઉઠાવી જવામાં આવી તેથી તે મહેંદ્ર સમાન પરાક્રમી પાંડવો કોપી રહ્યા હતા, તેમાં વળી તેમણે જયદ્રથને તથા તેના રથમાં બેસાડવામાં આવેલી પોતાની પ્રિયા પાંચાલીને જોયાં; એટલે તેમનો ક્રોધ અતિશય ભભૂકી ઊઠ્યો.[27] ત્યાં વૃકોદર, ધનંજય, નકુલ, સહદેવ અને ધર્મરાજ એ સર્વ મહાધનુર્ધારીઓ સિંધુરાજ જયદ્રથને મોટેથી પડકારવા લાગ્યા, એટલે શત્રુઓ તો દિઙ્મૂઢ જ થઈ ગયા.[28]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાન્તર્ગત દ્રૌપદીહરણપર્વમા 'પાથાગમન' નામનો અધ્યાય ૨૬૯ મો સમાપ્ત

## अध्याय २७०मो

### દ્રૌપદીએ જયદ્રથને પાંડવોની ઓળખ આપી

॥ वैशंपायन उवाच ॥

ततो घोरतरः शब्दो वने समभवत्तदा ।
भीमसेनार्जुनौ दृष्ट्वा क्षत्रियाणाममर्षिणाम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : તે સમયે ભીમ અને અર્જુનને જોઈને તે ક્રોધી ક્ષત્રિયોએ વનમાં અતિ ભયંકર શોર ગજવી મૂક્યો.[1] એ કુરુશ્રેષ્ઠોની ધજાઓની ટોચ જોઈને દુરાત્મા જયદ્રથ રાજા નિસ્તેજ થઈ ગયો અને રથમાં બેઠેલી કાંતિમતી યાજ્ઞસેનીને કહેવા લાગ્યો કે,[2] 'હે કૃષ્ણા! આ પાંચ મહાન રથો આવે છે. મને લાગે છે કે એમાં તારા પતિઓ છે. તું એમને ઓળખે છે. તો હે સુકેશી! રથમાં બેઠેલા એ પાંડવોને તું મને મોટાથી આરંભીને તેમને ઓળખાવ.'[3]

દ્રૌપદી બોલી : અલ્યા મૂર્ખ! આવું આયુષ્યઘાતક અતિ ભયંકર કર્મ કર્યા પછી તું એ મહાધનુર્ધરોને ઓળખીને શું કરશે? એ તો મારા વીર પતિઓ એકસાથે આવ્યા છે. એટલે આ યુદ્ધમાં તારી સેનામાંથી કોઈ બચવાનું નથી.[4] તું પણ હવે મોતની તૈયારીમાં છે, એટલે મને આ પૂછી રહ્યો છે, તો મારે તને બધું કહેવું એ ધર્મ છે. ધર્મરાજ યુધિષ્ઠિરને તેમના નાના ભાઈઓ સાથે જોયા પછી મને હવે વ્યથા રહી નથી; તેમ મને તારો ભય પણ લાગતો નથી. જેમની ધજાની આગળ નંદ અને ઉપનંદ નામનાં મધુર તથા સોહામણાં મૃદંગોનો મધુર નાદ થયા કરે છે, જે સુવર્ણના જેવા શુદ્ધ ગૌરવર્ણા છે, જેમની નાસિકા પ્રચંડ છે, જેમનું શરીર પાતળું છે અને જેમની આંખ વિશાળ છે, તે કુરુશ્રેષ્ઠોમાં પણ શ્રેષ્ઠ એવા મારા પતિને લોકો ધર્મનંદન યુધિષ્ઠિર કહે છે. સ્વધર્મના રહસ્યના એ નિર્ણયવેત્તાને કાર્યોથી લોકો સદૈવ અનુસરે છે.[5-7] એ ધર્મચારી નરવીર શરણાગત શત્રુને પણ જીવતદાન આપે છે. તો એ મૂર્ખ! તારા કલ્યાણને માટે તું પણ શસ્ત્રો છોડીને, બે હાથ જોડીને, એમને શરણે જા.[8] આ પેલા શાલવૃક્ષની જેમ વધેલા, દાંતથી હોઠ દાબી રહેલા, ભવાં તથા ભમ્મરને એકસાથે ચડાવી દીધેલા જ મહાબાહુને તું રથમાં બેઠેલા જુએ છે, તે વૃકોદર નામના મારા પતિ છે.[9] સારા કેળવા-

રેલા અને મહાબળવાન આ જાત જાતના અશ્વો એ શૂર પુરુષના રથને વહી રહ્યા છે. એમનાં કર્મ અતિમાનુષ છે. તેથી પૃથ્વીમાં એમનું 'ભીમ' નામ પ્રસિદ્ધ થયું છે.[10] એમનો અપરાધ કરનારાઓનો શેષ સરખો પણ રહેતો નથી. વેરને એ ક્યારેય વીસરતા નથી. વેરનો અંત લાવીને જ એ પાછા વળે છે. એ પછી પણ કંઈ અતિ શાંતિ લેતા નથી. અર્થાત્ શત્રુનાં પુત્રપૌત્રાદિકોને પણ બાકી રાખતા નથી[11] શ્રેષ્ઠ ધનુર્ધારી, ધૃતિમાન, યશસ્વી, જિતેંદ્રિય, વૃદ્ધોની સેવા કરનાર, નરોમાં વીર અને યુધિષ્ઠિરના ભાઈ તથા શિષ્ય એવા તે મારા ધનંજય નામના પતિ છે.[12] કામથી, ભયથી કે લોભથી તે કદી ધર્મનો ત્યાગ કરતા નથી, તેમ નિંદ્ય કાર્ય કરતા નથી. એ કુંતીપુત્ર અગ્નિ જેવા તેજસ્વી છે અને શત્રુઓની સામે ટક્કર ઝીલીને તેમને ધૂળ ચાટતા કરે છે.[13] જે સર્વ ધર્મરહસ્યોના નિર્ણયોના જ્ઞાતા છે, ભયપીડિતોના જે ભયભંજન છે, જે વિદ્વાન છે, પૃથ્વીમાં લોકો જેમનું રૂપ ઉત્તમ કહે છે, પાંડવોના જે વ્રતાનુચારી છે, જે પાંડવોને પ્રાણથી પણ અધિક પ્રિય છે અને જેમનું સર્વ પાંડવો રક્ષણ કરે છે, તે વીર આ નકુલ નામના મારા પતિ છે. એમની પાસે ખડ્ગયુદ્ધ કરનારા, સ્ફૂર્તિભરી જાતજાતની હાથચાલાકી બતાવનારા, મહાન, ધીમાન અને અદ્વિતીય એવા સહદેવ છે. હે મૂઢચિત્ત ! તેમનું રણભૂમિમાં દૈત્યની સેના વિશે ઇંદ્રના જેવું પરાક્રમ તું આજ જોશે. તે શૂરવીર છે, અસ્ત્રવિદ્યામાં સિદ્ધ છે, મતિમાન છે, વિચારશીલ છે અને ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજના પ્રિયકારી છે.[14-16] ચંદ્ર અને સૂર્યના જેવું તેમનું તેજ છે, પાંડુનંદનોમાં તે સૌથી નાના છે, સર્વ પાંડવોના તે પ્રિય છે. બુદ્ધિમાં કોઈ મનુષ્ય એમની બરાબરીનો નથી. તે વક્તા છે અને સત્પુરુષોમાં સિદ્ધાંતવેત્તા છે.[17] તે શૂર છે, નિત્ય અસહનશીલ છે, ધીમાન છે અને જ્ઞાનવાન છે. એ મારા પતિ સહદેવ છે. તે પ્રાણ ઓવારી નાખશે કે અગ્નિમાં પડતું મૂકશે, પણ કદી તે ધર્મવિરોધી બોલશે નહિ.[18] ક્ષત્રિયધર્મમાં નિરંતર પરાયણ રહેનારા એ વિચારશીલ નરવીર કુંતાજીને પ્રાણથી પણ અધિકાધિક પ્રિય છે. જેમ રત્નથી ભરપૂર ભરેલી કોઈ નાવ મગરની પીઠનો સપાટો લાગતાં ભરસમુદ્રમાં તૂટી પડે છે, તેમ સર્વ યોદ્ધાઓને હણી નાખીને તારી આ સેનાને પાંડુપુત્રોએ હાલકડોલક કરી દીધી હશે, તે તું જોશે. મોહથી જેમનો અનાદર કરીને તેં આ પ્રવૃત્તિ આદરી છે, તે પાંડુપુત્રો વિશે મેં તને આટલું કહ્યું. તું જો એમના હાથમાંથી અક્ષતદેહે બચવા પામશે, તો આ જન્મમાં જ તને પુનર્જન્મ મળ્યો સમજજે.[19,20]

વૈશંપાયન બોલ્યા : તે પછી પાંચ ઇંદ્ર જેવા તે ક્રોધાતુર પાંચ પૃથાપુત્રોએ ભયભીત થઈને હાથ જોડી રહેલા પાળાઓને જવા દીધા અને રથસેનાને ચારે બાજુએથી ઘેરી લઈ, તેના ઉપર બાણોની વર્ષા કરી અંધકાર કરી દીધો.[21]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત દ્રૌપદીહરણપર્વમાં 'દ્રૌપદીવાક્ય' નામનો અધ્યાય ૨૭૦ મો સમાપ્ત

## अध्याय २७१ मो

### જયદ્રથના સૈન્યનો સંહાર અને જયદ્રથનું પલાયન

॥ वैशंपायन उवाच ॥

संतिष्ठत प्रहरत तूर्णं विपरिधावत ।
इति स्म सैंधवो राजा चोदयामास तान्नृपान् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : ત્યારે સિંધુરાજ જયદ્રથે પોતાની સાથેના રાજાઓને હાકલ કરી : 'ઊભા રહો, મારો, ઝટ સામા ધસો.' ત્યાં યુધિષ્ઠિર, ભીમ અર્જુન, નકુલ અને સહદેવને જોઈને રણભૂમિમાં સૈન્યોનો અતિ ભયંકર શોર થવા લાગ્યો.[1,2] વ્યાઘ્રના જેવા બલોન્મત્ત એ પુરુષવ્યાઘ્રોને જોઈને

શિબિ, સૌવીર તથા સિંધુ દેશના યોદ્ધાઓ તો ખિન્ન થઈ ગયા.[૩] તે સમયે ભીમ સોનાનાં ચિન્હવાળી, ઉત્તમ જાતની, આખી લોઢાની બનાવેલી અને શીકામાં રખાય એવી ગદા પકડીને કાળથી પ્રેરાયેલા સિંધુરાજ જયદ્રથ તરફ ધસ્યો.[૪] ત્યાં તો કોટિકાસ્યે વચ્ચે પડીને વૃકોદરને મોટા રથસમૂહથી ઘેરી લીધો અને તેની સાથે યુદ્ધ કરવા માંડ્યું.[૫] વીરોના હાથથી છૂટેલાં શક્તિ, તોમર અને નારાચ આદિ અનેક અસ્ત્રોથી ભીમ ઘેરાઈ ગયો, છતાં તે જરા પણ કંપ્યો નહિ.[૬] ભીમે તો સિંધુરાજની સેનાને મોખરે જ એક હાથીને, હાથી ઉપર સવાર થયેલા યોદ્ધાને તેમજ ચૌદ પાળાઓને ગદાથી મારી નાખ્યા.[૭] સૌવીરાધિપતિ જયદ્રથને શોધી રહેલા અર્જુને સૈન્યને મોઢે રહેલા પર્વતપ્રદેશના પચાસ શૂરા મહારથીઓને મારી નાખ્યા.[૮] યુધિષ્ઠિરરાજે પોતે સુવીરદેશના શ્રેષ્ઠ શસ્ત્રધારીઓને સંગ્રામમાં એક પલકવારમાં હણી નાખ્યા.[૯] ત્યાં નકુલ હાથમાં તલવાર ધારણ કરીને, એકદમ રથમાંથી ઊતર્યો અને જાણે બી વાવતો હોય તેમ તે પાળાઓનાં માથાં વારંવાર ઉતારી નાખવા લાગ્યો.[૧૦] સહદેવ તો રથમાં રહીને જ ગજયોદ્ધાઓની સામે ગયો અને જાણે વૃક્ષો ઉપરથી મોરો પાડતો હોય તેમ નારાચ બાણોથી તે યોદ્ધાઓને નીચે પાડવા લાગ્યો.[૧૧] પછી ત્રિગર્ત દેશનો રાજા હાથમાં ધનુષ સાથે રથમાંથી ઊતર્યો. તરત જ તેણે પોતાની ગદા વડે યુધિષ્ઠિર રાજાના ચાર ઘોડાઓને મારી નાખ્યા.[૧૨] પગપાળા પાસે આવી રહેલા એ રાજાને ધર્મરાજ કુંતીપુત્ર યુધિષ્ઠિરે અર્ધચંદ્ર બાણ મૂકી તેની છાતી વીંધી નાખી.[૧૩] આમ હૃદય ભેદાઈ જવાથી તે વીર મોંમાંથી લોહીની ઊલટી કરવા લાગ્યો અને છિન્નમૂલ થયેલા વૃક્ષની જેમ પૃથાનંદન યુધિષ્ઠિરના મોં આગળ ઢળી પડ્યો.[૧૪] પછી પોતાના અશ્વો હણાઈ ગયા હોવાથી ધર્મરાજ ઇંદ્રસેન સાથે રથમાંથી ઊતરી પડ્યા અને સહદેવના મોટા રથમાં ગયા.[૧૫]

બીજી તરફ ક્ષેમંકર અને મહામુખ એ બન્ને બેઉ બાજુએથી નકુલને તાકીને તીવ્ર બાણવર્ષા વરસાવવા લાગ્યા.[૧૬] વર્ષાઋતુના મેઘની જેમ પોતા ઉપર તોમરની વૃષ્ટિ કરી રહેલા એ બન્નેને માદ્રીના પુત્ર નકુલે એક વિપાઠ બાણ મૂકીને મારી નાખ્યા.[૧૭] તે સમયે હાથીની સવારીમાં નિષ્ણાત ત્રિગર્ત દેશનો રાજા સુરથ નકુલના રથની ઝૂંસરી આગળ પહોંચ્યો અને પોતાના હાથીની પાસે તે રથને દૂર ફેંકાવી દીધો. પણ નિર્ભય નકુલ તો ઢાલ અને તલવારને હાથમાં લઈ રથમાંથી ઊતર્યો અને ઊંચે સ્થાને જઈને પહાડની જેમ અડોલ ઊભો રહ્યો.[૧૮,૧૯] પછી સુરથે અતિ લાંબી સૂંઢવાળા અને ક્રોધમાં આવેલા પોતાના શ્રેષ્ઠ હાથીને નકુલને મારવા માટે તેના તરફ દોડાવ્યો.[૨૦] પણ એ હાથી તેની પાસે આવ્યો કે તરત જ નકુલે તેની દંતૂશળ સાથેની સૂંઢને તલવારથી મૂળમાંથી કાપી નાખી. આથી ઘંટાઓથી વિભૂષિત થયેલો તે ગજ મોટી ચિચિયારી પાડીને ઊંધે માથે જમીન ઉપર ઢળી પડ્યો. તેણે સાથે મહાવતને પણ પટકી નાખ્યો. આ મહાન કર્મ કરીને શૂરવીર મહારથી માદ્રવતીનો પુત્ર નકુલ ભીમસેનના રથમાં જઈને સ્વસ્થ થયો.[૨૧-૨૩] બીજી બાજુ યુદ્ધમાં આવતા કોટિકાસ્ય રાજાના અશ્વોને હાંકી રહેલા સારથિનું માથું ભીમે ક્ષુર બાણ મૂકી ઉડાવી દીધું. આ રીતે મહાબાહુ ભીમે પોતાના સારથિને મારી નાખ્યો છે, તે કોટિકાસ્ય રાજા કળી શક્યો નહિ. પછી સારથિ હણાતાં તેના ઘોડાઓ રણાંગણમાં આમતેમ નાસભાગ કરવા લાગ્યા. આ રીતે સારથિ હણાવાથી વિમુખ થયેલા એ કોટિકાસ્ય પાસે જઈને પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ તે

પાંડુપુત્ર ભીમે તેને મૂઠવાળા પ્રાસથી પૂરો કરી દીધો.[૨૪–૨૬] ત્યાં ધનંજયે પણ તીક્ષ્ણ ભલ્લ બાણો છોડીને સૌવીરદેશના બારે રાજપુત્રોનાં ધનુષ્ય તથા માથાં કાપી નાખ્યાં.[૨૭] વળી એ અતિરથિએ શિબિ, ઇક્ષ્વાકુ, ત્રિગર્ત અને સિંધુદેશના મુખ્ય યોદ્ધાઓને પણ બાણની ઝપટમાં આવતાં રણમાં ઉડાડી મૂક્યા.[૨૮] તે સમયે પતાકા સાથેના અનેક હસ્તીઓ તથા ધ્વજ સાથેના અનેક મહાન રથો ત્યાં સવ્યસાચી અર્જુને ઢાળી પાડેલા જણાતા હતા.[૨૯] તે સમયે આખી રણભૂમિમાં પૃથ્વી જાણે માથાં વિનાનાં ધડોથી તેમ જ ધડ વિનાનાં માથાંથી ઢંકાઈ ગઈ હતી.[૩૦] ત્યાં કૂતરા, ગીધ, સમડી, કાકોલ, ભાસ, શિયાળ અને કાગડાઓ હણાયેલા વીરોનાં લોહીમાંસથી તૃપ્ત થઈ ગયાં.[૩૧]

આમ એ વીરપુરુષો માર્યા ગયા, ત્યારે સિંધુરાજ જયદ્રથ અત્યંત ગભરાઈ ગયો અને દ્રૌપદીને છોડી દઈ ને નાસી જવાનો વિચાર કરવા લાગ્યો. અને નિશ્ચય થતાં સૈન્યની ભીડમાં એણે દ્રૌપદીને ઉતારી મૂકી અને પોતે જે માર્ગે આવ્યો હતો, તે માર્ગે એ નરાધમ જીવ બચાવવાની ઇચ્છાએ વન તરફ નાસવા લાગ્યો.[૩૨,૩૩] ધર્મરાજે દ્રૌપદીને ધૌમ્યની આગળ ચાલતી જોઈ, એટલે માદ્રીપુત્ર વીર સહદેવ પાસે તેને રથમાં બેસાડાવી.[૩૪] પછી જયદ્રથે પલાયન કર્યું, ત્યારે વૃકોદરે તેના નાસી રહેલા સૈન્યને પોતાનું નામ દઈ દઈને નારાચ બાણોથી હણવા માંડ્યું. પરંતુ જયદ્રથને નાસી જતો જોઈને સવ્યસાચી અર્જુને ભીમને સિંધુરાજના સૈનિકોને મારતો વાર્યો અને તેને કહ્યું કે:[૩૫,૩૬]

અર્જુન બોલ્યો: જેના દુરાચારથી આપણને આ અસહ્ય કષ્ટ પડ્યું છે, તે જયદ્રથને તો હું આ સમરભૂમિમાં જોતો નથી.[૩૭] તો તમે તેને જ શોધો, તેના યોદ્ધાઓનો નાશ કરવાથી તમને શું ફળ મળશે? તમને આ પ્રયોજનરહિત કામ કરવાનું યોગ્ય લાગે છે? તમારું મંગલ હો.[૩૮]

વૈશંપાયન બોલ્યા: ધીમાન ગુડાકેશ અર્જુને આ પ્રમાણે કહ્યું, ત્યારે વક્તા ભીમસેને યુધિષ્ઠિર સામે જોઈ આ વચન કહ્યાં:[૩૯] 'હે રાજન્! શત્રુવીરો હણાઈ ગયા છે અને અનેક યોદ્ધાઓ દિશાઓમાં નાસી છૂટ્યા છે. હવે તમે દ્રૌપદીને લઈને અહીંથી પાછા ફરો.[૪૦] હે રાજેંદ્ર! નકુલસહદેવ તથા મહાત્મા ધૌમ્ય સાથે તમે આશ્રમમાં પહોંચી દ્રૌપદીને સાંત્વન આપો.[૪૧] સિંધુદેશનો પેલો જયદ્રથ રાજા પાતાળને તળિયે ભરાયો હશે કે, પછી ઇંદ્ર રાજા પોતે તેના સારથિ હશે, તોપણ એ મારા હાથમાંથી જીવતો નહિ જ છૂટે.'[૪૨]

યુધિષ્ઠિર બોલ્યા: હે મહાબાહુ! એ સિંધુરાજ દુરાત્મા છે, પણ દુઃશલા અને યશસ્વિની ગાંધારીને સ્મરણમાં રાખીને તેને હણવો ન ઘટે.[૪૩]

વૈશંપાયન બોલ્યા: આ સાંભળીને વ્યાકુળ ચિત્તવાળી થયેલી તે શાણી અને લજ્જાળુ દ્રૌપદીને ક્રોધ સળગી ઊઠ્યો અને તે પોતાના ભીમ તથા અર્જુન એ બે પતિઓને આ પ્રમાણે કહેવા લાગી:[૪૪] 'તમારે મારું કંઈ પ્રિય કરવું જ હોય, તો તે નરાધમ, નીચ, દુર્મતિયા અને કુળકલંક જયદ્રથને મારી જ નાખવો જોઈએ.[૪૫] જે વૈરી ભાર્યાનું હરણ કરી જાય, તેમ જ જે શત્રુ રાજ્ય પડાવી લે, તે કરગરીને હાથ જોડે તોપણ તેને સંગ્રામમાં કદી પણ છુટકારો આપવો જોઈએ નહિ.'[૪૬] કૃષ્ણાએ આ પ્રમાણે કહ્યું, એટલે તે બે નરસિંહો જયદ્રથ તરફ ગયા અને યુધિષ્ઠિરાજ દ્રૌપદીને લઈ પુરોહિત સાથે પાછા વળ્યા. આશ્રમમાં આવીને તેમણે જોયું તો ત્યાં પાત્રો તથા આસનો વેરવિખેર થઈ ગયાં હતાં અને તે માર્કંડેય આદિ વિપ્રોથી ભરાઈ ગયો હતો. તે સ્વસ્થચિત્ત બ્રાહ્મણો ત્યાં દ્રૌપદીને માટે શોક કરી રહ્યા

હતા. નકુલસહદેવ ભાઈઓની વચ્ચે રહેલા મહાજ્ઞાની ધર્મરાજ યુધિષ્ઠિર પોતાની પત્ની સાથે એ બ્રાહ્મણોને મળ્યા.[૪૭-૪૯] સિંધુ અને સૌવીરદેશના યોદ્ધાઓને હરાવીને તેમ જ દ્રૌપદીને પુનઃ મેળવીને ધર્મરાજને પાછા આવેલા જોઈને તેઓ આનંદ પામ્યા.[૫૦] પછી બ્રાહ્મણોથી વીંટળાયેલા ધર્મરાજ ત્યાં જ બેઠા અને ભાવભરી દ્રૌપદી નકુલસહદેવની સાથે આશ્રમમાં ગઈ.[૫૧]

ભીમસેન અને અર્જુન પણ શત્રુ એક કોશ દૂર નાસી ગયો છે એ સાંભળીને, પોતે જ અશ્વો હાંકતા વેગપૂર્વક તેના તરફ દોડ્યા.[૫૨] એ સમયે નરવીર અર્જુને આ એક ભારે આશ્ચર્ય કર્યું. એક કોશ જેટલા દૂર ગયેલા જયદ્રથના ઘોડાઓને તેણે ત્યાં જ રહીને હણી નાખ્યા.[૫૩] દિવ્ય અસ્ત્રના જ્ઞાતા અને સંકટસમયે પણ સંભ્રમરહિત રહેનારા એ અર્જુને અસ્ત્રોથી મંત્રેલાં બાણો વડે આ દુષ્કર કર્મ કર્યું હતું.[૫૪] પછી ભીમ અને ધનંજય એ બંને વીરો ઘોડાઓ હણાઈ જવાથી ભયભીત થયેલા, એકલા પડેલા અને વ્યાકુળચિત્ત બનેલા તે જયદ્રથ તરફ દોડ્યા. પોતાના અશ્વોને મરાયેલા જોઈને જયદ્રથ અત્યંત દુઃખ પામ્યો. ધનંજયને પ્રચંડ પરાક્રમભર્યાં કર્મો કરતો જોઈને તેને પલાયન કરી જવાની જ ઊલટ આવી અને તે વન તરફ દોડવા લાગ્યો. આમ પલાયન કરવામાં પરાક્રમ બતાવી રહેલા જયદ્રથને જોઈને મહાબાહુ અર્જુને તેની પૂંઠ લીધી અને તેને આ વચન કહ્યાં: 'વાહ! આ પરાક્રમ ઉપર તું સ્ત્રીને બળાત્કારે મેળવવા ઇચ્છે છે ને?[૫૫-૫૮] હે રાજપુત્ર! તું પાછો ફર. આમ પીઠ બતાવવી તને શોભે નહિ. અરે! સેવકોને શત્રુઓની વચ્ચે રઝળતા મૂકીને તું શા માટે નાસી જાય છે?'[૫૯] પાર્થે આ પ્રમાણે કહ્યું, તોપણ જયદ્રથ પાછો ફર્યો નહિ. ત્યાં તો બળવાન ભીમે 'ઊભો રહે, ઊભો રહે!' કહી તેના ઉપર એકદમ ધસારો કર્યો. દયાવાન પૃથાપુત્ર અર્જુને ભીમને કહ્યું: 'ભાઈ! એને મારશો નહિ!'[૬૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત દ્રૌપદીહરણપર્વમાં 'જયદ્રથપલાયન' નામનો અધ્યાય ૨૭૧ મો સમાપ્ત

## દ્રૌપદીહરણપર્વ સમાપ્ત

# जयद्रथविमोक्षणपर्व

## अध्याय २७२ मो

### જયદ્રથનો છુટકારો અને તેનું તપ

॥ वैशंपायन उवाच ॥

जयद्रथस्तु संप्रेक्ष्य भ्रातरावुद्यतावुभौ।
प्राधावत्तूर्णमव्यग्रो जीवितेप्सु सुदुःखितः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: આયુધ ઉગામીને આવી રહેલા ભીમ અને અર્જુન–એ બંને ભાઈઓને જોઈને જયદ્રથ અત્યંત દુઃખાતુર થઈને જીવ બચાવવાની ઇચ્છાથી સાવધાન રહીને ઝડપથી દોડવા લાગ્યો.[૧] ત્યાં તો ક્રોધી અને બળવાન ભીમસેને રથમાંથી ઊતરી પડીને દોડી રહેલા જયદ્રથ પાછળ દોટ મૂકી અને તેને વાળના ગુચ્છા આગળથી પકડી લીધો. પછી ભીમે એ રાજાને ઊંચકીને ભોંય ઉપર પછાડ્યો, અને માથું પકડીને એને મારવા મંડ્યો.[૨,૩] આમ છતાં ફરી હોશ આવતાં તેણે કૂદીને નાસી છૂટવાની ઇચ્છા કરી એટલે મહાબાહુ ભીમે વિલાપ કરતા એ જયદ્રથના માથા ઉપર પગથી પ્રહાર કર્યો.[૪,૫] વળી ભીમે તેને ઘૂંટણ દઈ મૂઠીથી માર્યો. આમ અત્યંત પ્રહારથી પીડાઈને તે જયદ્રથરાજ મૂર્છાવશ થઈ ગયો. પણ ફાલ્ગુને રોષમાં આવેલા ભીમસેનને વારીને કહ્યું કે, 'હે કૌરવ! ધર્મરાજ દુઃશલાને અર્થે જે કહ્યું હતું તે તમારા લક્ષમાં છે ને?'[૬]

ભીમસેન બોલ્યો: ક્લેશ ભોગવવાને અયોગ્ય

એવી કૃષ્ણાને આ પાપાચારી નરાધમે ભારે ક્લેશ આપ્યો છે, તેથી મારે હાથે એ જીવતો રહેવાને યોગ્ય નથી.[૭] પણ શું કરું ? ધર્મરાજ સતત દયાવાન છે અને તું પણ નાદાન બુદ્ધિથી અમને સદા શત્રુઓને હણતાં રોક્યાં કરે છે ![૮] આમ કહીને વૃકોદરે કશું પણ નહિ બોલતાં જયદ્રથના માથા ઉપર અર્ધચંદ્ર બાણથી પાંચ પટા પાડ્યા.[૯] પછી વૃકોદરે જયદ્રથરાજને ધુતકારીને કહ્યું કે, 'હે મૂઢ ! તારે જીવતા રહેવાની ઇચ્છા હોય, તો હું કહું છું તે તું સાંભળ.[૧૦] તારે સભાઓમાં અને નાનાં મંડળોમાં 'હું પાંડવોનો દાસ છું' એમ કહેવું. તને આ માન્ય હોય, તો હું તને જીવિતદાન આપું. કેમ કે યુદ્ધમાં વિજય મેળવનાર આગળ હારનાર શત્રુઓએ આજ વિધિ કરવાનો હોય છે.'[૧૧] એટલે ભીમને હાથે ઘસડાઈ રહેલા રાજા જયદ્રથે યુદ્ધમાં શોભતા પુરુષસિંહ ભીમને કહ્યું કે, 'ભલે એમ કહીશ.'[૧૨] પછી પૃથાપુત્ર વૃકોદરે ધૂળમાં રગદોળાયેલા, તરફડિયાં મારતા અને બેભાન થયેલા જયદ્રથને બાંધીને રથમાં નાખ્યો.[૧૩] પછી પૃથાનંદન અર્જુનથી અનુસરાયેલો ભીમ તે રથમાં બેસી આશ્રમે પહોંચ્યો અને તે આશ્રમની મધ્યમાં બેઠેલા યુધિષ્ઠિર પાસે ગયો.[૧૪] ભીમે ધર્મરાજને તે દશામાં આણેલા જયદ્રથને બતાવ્યો, એટલે તેને જોઈને તે હસ્યા અને બોલ્યા: 'એને છોડી દે.'[૧૫] ત્યારે ભીમે યુધિષ્ઠિરરાજને કહ્યું: 'આ પાપબુદ્ધિ જયદ્રથ પાંડુપુત્રોનો દાસ થયો છે, એ તમે દ્રૌપદીને કહો.'[૧૬] એટલે મોટા ભાઈએ તેને વાત્સલ્યભર્યું આ વચન કહ્યું:'અમે જો તારે મન માનયોગ્ય હોઈએ, તો તું આ અધમ આચરણવાળાને છોડી દે.'[૧૭] તે સમયે દ્રૌપદીએ યુધિષ્ઠિરની સામે જોઈ ભીમને કહ્યું: 'તમે એને માથે પાંચ પટા પાડ્યા છે, એ ધર્મરાજનો દાસ થયો છે, એટલે હવે એને છોડી મૂકો.' આમ હે રાજન્ ! જયદ્રથને મુક્ત કરવામાં આવ્યો, એટલે વિહ્‌વળ થયેલા તેણે યુધિષ્ઠિરરાજ પાસે જઈને તેમને પ્રણામ કર્યા. વળી ત્યાં મુનિઓને બેઠેલા જોઈને તેણે તેમને પણ પ્રણામ કર્યા.[૧૮,૧૯] સવ્યસાચી અર્જુન જયદ્રથને આમ પકડી રહ્યો હતો, તે જોઈને દયાવાન ધર્મનંદન યુધિષ્ઠિરરાજે તેને કહ્યું કે, 'જા તને દાસપણામાંથી મુક્ત કર્યો છે. ફરી ક્યારે પણ આવું કરીશ નહિ. ધિક્કાર છે તને, કેમ કે તું પરાઈ સ્ત્રીની કામના કરે છે. તું નીચ છે અને તારા સહાયક પણ નીચ છે.[૨૦,૨૧] તારા સિવાય બીજો કયો નરાધમ આવું કામ કરે !' વળી અશુભ કામ કરનારા તે જયદ્રથને પ્રાણહીન જેવો થયેલો જોઈને ભરતશ્રેષ્ઠ નરપતિ યુધિષ્ઠિરે કૃપા કરી અને તેને કહ્યું કે, 'ધર્મમાં તારી બુદ્ધિ વધો. અધર્મમાં તું ક્યારેય મન કરીશ નહિ.[૨૨] હે જયદ્રથ ! તું તારા અશ્વો, રથો અને પાળાઓ સાથે સુખેથી જા.' હે રાજન્ ! યુધિષ્ઠિરે જયદ્રથને આ પ્રમાણે કહ્યું, ત્યારે તે શરમાઈને પોતાનું મોં જરા નીચે રાખી રહ્યો પણ કશું જ બોલ્યો નહિ. હે ભારત ! દુઃખાતુર થઈને તે ગંગાદ્વારે ચાલ્યો ગયો. ત્યાં તેણે વિરૂપાક્ષ ઉમાપતિને શરણે જઈ પ્રચંડ તપસ્યા કરી. ત્રિલોચન ભગવાન વૃષભધ્વજ તેના ઉપર પ્રસન્ન થયા અને તેના પૂજનનો પ્રીતિપૂર્વક સ્વીકાર કર્યો.[૨૩–૨૬] મહાદેવે તેને વરદાન આપ્યું. જયદ્રથે જે વરદાન માગ્યું તે તમે સાંભળો. 'હું પાંચ પાંડવોને તેમના સમસ્ત રથો સાથે યુદ્ધમાં જીતી લઉં.'[૨૭] એ રાજાએ મહાદેવને આ પ્રમાણે કહ્યું, ત્યારે તે દેવાધિદેવે તેને ઉત્તર આપ્યો: 'એમ તો નહિ જ થાય. તું મહાબાહુ અર્જુન સિવાયના અજેય અને અવધ્ય પાંડવોને રણભૂમિમાં રોકી શકીશ; કેમ કે આ અર્જુન તો નર નામનો સુરેશ્વર છે, તેણે બદરિકાશ્રમમાં તપ કર્યું છે અને નારાયણ એના સહાયક

છે.[૨૮,૨૯] એ સર્વ લોકમાં અજિત છે અને દેવો પણ તેને પહોંચી શકે એમ નથી. મેં એને દિવ્ય અને અજોડ પાશુપતાસ્ત્ર આપ્યું છે. એ લોકપાલો પાસેથી વજ્ર આદિ મહાસ્રો પામ્યો છે.[૩૦] અર્જુનના સહાયક તે નારાયણ દેવાધિદેવ છે, અનંતાત્મા છે, સર્વવ્યાપક વિષ્ણુ છે, સુરોના ગુરુ છે, પ્રભુ છે, પ્રધાનપુરુષ છે, અવ્યક્ત છે, વિશ્વાત્મા છે અને વિશ્વમૂર્તિ છે.[૩૧] જ્યારે યુગાંતકાલ આવે છે, ત્યારે એ ભગવાન કાલાગ્નિનું રૂપ લઈને પર્વતો, સમુદ્રો, દ્વીપો, શૈલો, વનો, ઉપવનો સાથેના સર્વ જગતને બાળી નાખે છે.[૩૨] વળી તે પાતાલતલમાં વિચરતા નાગલોકોને બાળીને ખાખ કરી દે છે. ત્યારે આકાશમાં જાતજાતના રંગવાળા, ઘોર નાદવાળા, ગડગડાટ ગજવતા અને વીજળીની માળાઓ ઝુલાવતા મોટા મોટા મેઘો સર્વ દિશાઓમાં ચડી આવે છે અને ચોમેરથી વરસાદની ઝડી પાડે છે.[૩૩,૩૪] આમ પ્રલયાગ્નિને નિયમમાં લાવનારા તે મેઘો અગ્નિને શાંત કરે છે. ત્યારે સમસ્ત જગત સાંબેલા જેવી ધારાઓથી વરસેલી એ વૃષ્ટિથી ભરાઈ જાય છે.[૩૫] આ રીતે પૃથ્વી એક મહાસાગરરૂપ થઈ જાય છે. ચરાચર પદાર્થો વિલીન થાય છે, ચંદ્ર, સૂર્ય તથા પવન નાશ પામે છે અને ગ્રહો તથા નક્ષત્રો ડૂબી જાય છે.[૩૬] આમ ચાર હજાર યુગને અંતે પૃથ્વી જલમાં ડૂબી જાય છે. પછી સહસ્રનયન, સહસ્રપાદ, સહસ્રશિર અને ઇંદ્રિયાતીત ભગવાન નારાયણ સૂવાની ઇચ્છા કરે છે, એટલે સહસ્ર ફેણો વડે ભયંકર જણાતા, સહસ્ર સૂર્યોના સમુદાયના જેવી અમાપ કાંતિવાળા અને કુંદ, ચંદ્ર, મુક્તાહાર, ગોક્ષીર, મૃણાલ તથા કુમુદના જેવી પ્રભાવાળા શેષનાગને શય્યારૂપ કરી, ભગવાન નારાયણદેવ ત્યાં જલસમુદ્રમાં જ શયન કરે છે. એ વિભુ પોતાની રાત્રિને રાત્રિસમયના અંધકારથી વ્યાપ્ત કરે છે.[૩૭-૪૦] તે પછી સત્ત્વગુણની વૃદ્ધિ થતાં તેમણે જાગીને આ લોકને શૂન્ય થયેલો દીઠો. એ નારાયણના નામ સંબંધમાં પંડિતો આ એક શ્લોકનું ઉદાહરણ આપે છે.[૪૧] અમે સાંભળ્યું છે કે, **નર**ના દેહમાંથી ઉત્પન્ન થયેલા જલનું નામ **નાર** છે. તે **નાર** જ એ ભગવાનનું *અયન* (નિવાસસ્થાન) છે. તેથી તે **નારાયણ** કહેવાય છે.[૪૨] એ સનાતન ભગવાને પ્રજા ઉત્પન્ન કરવાને ધ્યાન કર્યું. આમ ધ્યાન કરતાંની સાથે જ ભગવાનની ડૂંટીમાંથી એક કમળ ઉપર આવ્યું.[૪૩] પછી એ નાભિકમળમાંથી ચતુર્મુખ બ્રહ્મા પ્રકટ થયા. એ લોકપિતામહે કમલ ઉપર વિરાજીને સહસા જોયું, તો તેમને સમસ્ત જગત શૂન્ય જણાયું. આથી તેમણે પોતાના મનથી પોતાના જેવા મરીચિ આદિ નવ મહર્ષિઓને સર્જ્યા.[૪૪,૪૫] તે મહર્ષિઓએ સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓ, વૃક્ષો, રાક્ષસો, ભૂતો, પિશાચો, સર્પો અને મનુષ્યોને સર્જ્યાં.[૪૬] પ્રજાધિપતિ ઈશ્વર બ્રહ્મદેવના સ્વરૂપથી જગતનું સર્જન કરે છે, વિષ્ણુદેવના સ્વરૂપથી તેનું પાલન કરે છે અને રુદ્રદેવના સ્વરૂપથી તેનો સંહાર કરે છે; પ્રભુની એ ત્રણ અવસ્થાઓ છે.[૪૭] હે સિંધુપતિ! તેં પુરાણાદિ સાંભળ્યા નથી, તેથી જ વેદપારંગત બ્રાહ્મણો અને મુનિઓ વિષ્ણુનાં જે અદ્ભુત કર્મો કહે છે તે તું જાણતો નથી.[૪૮] પૂર્વે જ્યારે પૃથ્વીતળમાં સર્વત્ર જળ વ્યાપી ગયું હતું, ત્યારે પ્રભુ એકલા તે જળમય આકાશમાં વિચરી રહ્યા હતા.[૪૯] વર્ષાકાળે રાત્રે જેમ આગિયો ચારેકોર ભમ્યા કરે છે, તેમ ભગવાન તે વખતે પૃથ્વીને શોધી રહ્યા હતા.[૫૦] પૃથ્વીને જળમગ્ન થયેલી જોઈને તેમણે તેને ઉદ્ધારવા માટે મનમાં આ વિચાર કર્યો કે, 'શું રૂપ ધારણ કરીને હું પૃથ્વીનો જળમાંથી ઉદ્ધાર કરું?'[૫૧] આમ વિચાર કરીને તથા દિવ્ય દૃષ્ટિથી જોઈને તેમણે જળક્રીડાની રુચિવાળા વરા-

હના રૂપનું સ્મરણ કર્યું.[૫૨] પછી તેમણે વચનમય વરાહરૂપને વેદની સમાન ધારણ કર્યું. તે સ્વરૂપ દશ યોજન પહોળું હતું અને સો યોજન લાંબું હતું.[૫૩] તેની શોભા પ્રચંડકાય પર્વત જેવી હતી. તેની દાઢ તીણી હતી અને તે ઝળઝળ થઈ રહ્યું હતું. મહામેઘોના સમુદાયના જેવો તેનો ઘોષ હતો અને શ્યામ મેઘના જેવો તેનો વર્ણ હતો.[૫૪] આવા યજ્ઞવરાહના રૂપને ધારણ કરીને પ્રભુએ જળમાં પ્રવેશ કર્યો. તેમણે એક જ દાઢ વડે ઊંચકીને પૃથ્વીને ઉપાડીને તેને પોતાને સ્થાને મૂકી દીધી. ફરી એ મહાબાહુ પ્રભુએ અરધું નરનું અને અરધું સિંહનું એવું અપૂર્વ સ્વરૂપ ધારણ કર્યું.[૫૫,૫૬] અને હાથને હાથથી ચોળતા ચોળતા તે દૈત્યેંદ્ર હિરણ્યકશિપુની સભામાં ગયા. તે સમયે દૈત્યોના આદિપુરુષ અને દેવોનો શત્રુ તે માળાધારી દિતિનંદન હિરણ્યકશિપુ એ અપૂર્વ પુરુષને જોઈ ને ક્રોધથી લાલ લાલ આંખવાળો થઈ ગયો અને હાથમાં ત્રિશૂલ ઉગામી રહ્યો.[૫૭,૫૮] પછી મેઘગર્જના જેવા નિર્ઘોષવાળો ને શ્યામ મેઘસમૂહના જેવા વર્ણવાળો તે દેવશત્રુ દૈત્યવીર નૃસિંહની સામે દોડ્યો.[૫૯] નરસિંહરૂપધારી બળવાન વિષ્ણુએ, તેની પાસે જઈ ને પોતાના તીક્ષ્ણ નહોરથી તેનું આખું શરીર ચીરી નાખ્યું.[૬૦] આ પ્રમાણે ભગવાને શત્રુઘાતી દૈત્યેંદ્ર હિરણ્યકશિપુને મારી નાખ્યો. ફરીથી એ કમલનયન પ્રભુ લોકહિતને અર્થે કશ્યપના પુત્ર થયા. અદિતિએ એ શ્રીમાનને ગર્ભમાં ધારણ કર્યા અને સહસ્ર વર્ષ પૂરાં થતાં એ ઉત્તમ બાળકને પ્રસવ આપ્યો. તેની કાંતિ વર્ષાના મેઘ સમી હતી, તેની આંખો પ્રોજ્જ્વળ હતી, અને તેની આકૃતિ વામન હતી. તેણે દંડ ધારણ કર્યો હતો અને હાથમાં કમંડળ રાખ્યું હતું. તેમની છાતીએ શ્રીવત્સનું આભૂષણ હતું, તેમના મસ્તકે જટા હતી અને તેમણે યજ્ઞોપવીત ધારણ કર્યું હતું. તે વખતે બાલરૂપધારી તે શ્રીમાન ભગવાન દાનવેંદ્ર બલિના યજ્ઞમંડપમાં ગયા. તે બૃહસ્પતિની સાથે બલિરાજના યજ્ઞમાં પ્રવેશ્યા. એ વામન દેહવાળા વામનને જોઈ ને બલિ અત્યંત હર્ષ પામ્યો અને આ પ્રમાણે બોલ્યો : 'હે વિપ્ર! તમારાં દર્શન પામીને હું પ્રસન્નતા પામ્યો છું. કહો, હું તમને શું આપું?' બલિએ આમ કહ્યું, એટલે વામને ઉત્તર આપ્યો: 'તમારું કલ્યાણ થાઓ.' પછી તે દેવે સ્મિતપૂર્વક બલિને કહ્યું કે, 'હે દાનવપતિ! મને ત્રણ ડગલાં ધરતી આપો.'[૬૧-૬૭] પ્રસન્ન મનવાળા બલિએ એ અમાપ તેજસ્વી વિપ્રને તે દાન આપ્યું. હવે આમ ડગલાં માપતાં શ્રીહરિએ દિવ્ય અને અદ્ભુત રૂપ પ્રકટ કર્યું.[૬૮] ત્યારે તે અચળ અને સનાતન વિષ્ણુદેવે તત્કાળ ત્રણ પગલાંમાં આખી પૃથ્વી હરી લીધી અને એ પૃથ્વી ઇંદ્રને આપી દીધી.[૬૯] આ તને વામનાવતાર વિશે કહ્યું. એ અવતારને લીધે દેવોનો અભ્યુદય થયો. આથી જગત વૈષ્ણવ નામે કહેવાવા લાગ્યું.[૭૦] આમ દુષ્ટોના દમન માટે અને ધર્મની સંરક્ષા માટે ભગવાન અવતર્યા છે. અત્યારે તે યદુભવનમાં મનુષ્યરૂપે જન્મ્યા છે.[૭૧] એ જ ભગવાન વિષ્ણુને અત્યારે શ્રીકૃષ્ણ કહેવામાં આવે છે. હે સિંધુનાથ! વિદ્વાનો તેમને અનાદિ, અનંત અજ, દેવ, પ્રભુ તથા લોકવંદ્ય કહે છે અને તેમનાં ચરિત્રોનું કીર્તન કરે છે. વળી તેઓ એ શ્રીકૃષ્ણદેવને અજિત, શંખચક્રગદાધારી, શ્રીવત્સધારી, પીતાંબરધારી અને સૌ અસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ કહે છે. એ જ શ્રીકૃષ્ણ અર્જુનનું રક્ષણ કરી રહ્યા છે. શત્રુવીરને હણનારા અને અતુલ પરાક્રમવાળા એ કમલનયન શ્રીમાન પૃથાપુત્ર અર્જુન સાથે એક રથમાં બેસીને તેને સહાય કરે છે.[૭૨-૭૫] આથી કરીને દેવો પણ દુઃસહ અર્જુનને જીતી શકવાને સમર્થ નથી, તો પછી કયો મનુષ્ય તે પાર્થને

રણમાં જીતી શકશે![76] તો હે રાજન્! એક એ અર્જુન સિવાય તું યુધિષ્ઠિરના સર્વ સૈન્યને તેમ જ ચાર પાંડવોરૂપી શત્રુઓને એક દિવસ જીતી શકશે.[77]

વૈશંપાયન બોલ્યા : સર્વ પાપોને હરનારા ભગવાન મહાદેવે જયદ્રથ રાજાને આ પ્રમાણે કહ્યું. પછી હે રાજશાર્દૂલ! ઠીંગણા, ભયંકર, કૂબડા, ભયંકર કાન તથા આંખવાળા અને વિવિધ હથિયારો ઉગામી રહેલા ઘોર પાર્ષદોથી વીંટળાયેલા તે ઉમાપતિ, પશુપતિ, દક્ષયજ્ઞવિનાશક, ત્રિપુરમર્દન, ત્ર્યંબક અને ભગનાં નેત્રને પાડનારા ભગવાન શ્રીશંકર ઉમા સાથે ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. હવે મંદાત્મા જયદ્રથ પણ પોતાને ઘેર ગયો અને પાંડવો તે કામ્યક વનમાં નિવાસ કરવા લાગ્યા.[78–81]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત 'જયદ્રથવિમોક્ષણપર્વમાં' અધ્યાય ૨૭૨ મો સમાપ્ત

જયદ્રથવિમોક્ષણપર્વ સમાપ્ત

# रामोपाख्यानपर्व

## अध्याय २७३ मो

### યુધિષ્ઠિરનો માર્કંડેયને પ્રશ્ન

॥ जनमेजय उवाच ॥

**एवं हृतायां कृष्णायां प्राप्य क्लेशमनुत्तमम्।**
**अत ऊर्ध्वं नरव्याघ्राः किमकुर्वत पांडवाः ॥ १ ॥**

જનમેજય બોલ્યા : આ રીતે દ્રૌપદીનું હરણ થયું અને અત્યંત કષ્ટપૂર્વક તેને પાછી મેળવી એ પછી નરસિંહ પાંડવોએ શું કર્યું?[1]

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે જયદ્રથને હરાવીને તથા દ્રૌપદીને છોડાવીને ધર્મરાજ યુધિષ્ઠિર મુનિગણોની સાથે બેઠા. ત્યાં દ્રૌપદીહરણનું વૃત્તાંત સાંભળતા અને શોક કરી રહેલા એ મહર્ષિઓની વચ્ચે પાંડુનંદને માર્કંડેયને આ વચન કહ્યાં.[2,3]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભગવન્! દેવર્ષિઓમાં તમે ભૂત અને ભવિષ્યના વેત્તા તરીકે પ્રસિદ્ધ છો. તેથી હું તમને મારા હૃદયમાં રહેલા એક સંશય વિશે પૂછું છું. તો તમે તેનું નિરાકરણ કરો. આ દ્રુપદનંદિની વેદીની મધ્યમાંથી પ્રકટી છે અને અયોનિજા છે. એ મહાભાગ્યવતી મહાત્મા પાંડુની પુત્રવધૂ છે.[4,5] પણ હું માનું છું કે કાળ, સદસત્ કર્મોથી નિર્માયલું દૈવ અને પ્રાણીઓનું ભાવિ અત્યંત બળવાન છે, તેમાં કાંઈ જ ઉલટસૂલટ કરી શકાતું નથી. બાકી અમારી આ ધર્મજ્ઞ અને ધર્મચારિણી પત્નીને કોણ આંગળી સરખી પણ અડાડી શકે! એ તો પવિત્ર મનુષ્ય ઉપર ચોરીનું જૂઠું આળ ઓઢાડવા જેવું છે. દ્રૌપદીએ કદી પાપ કર્યું નથી, તેમ ક્યારેય નિંદિત કર્મ કર્યું નથી. તેણે તો બ્રાહ્મણો વિશે મહાન ધર્મ ઉત્તમ રીતે આચર્યો છે.[6–8] એવી દ્રૌપદીને મૂર્ખ મનવાળો જયદ્રથરાજા બળાત્કારે હરી ગયો. તેણે આમ તેનું અપહરણ કર્યું, તેથી તે પાપીના મસ્તકે વાળના પટા પડ્યા.[9] સંગ્રામમાં તે સહાયકોની સાથે પરાજય પામ્યો અને અમે એ સિંધુરાજની સેનાનો નાશ કરીને દ્રૌપદીને પાછી લાવ્યા.[10] આમ અમે અમારી પત્નીનું અણચિંતવ્યું અપહરણ થયેલું અનુભવ્યું. અમે વનમાં આ દુઃખદ વાસ કરીએ છીએ અને મૃગયાથી આજીવિકા ચલાવીએ છીએ. સંબંધીજનોએ અમને આમ દેશપાર કર્યા છે, એટલે અમે તપસ્વીઓનો મિથ્યા વેશ રાખીને વનનિવાસ રાખીએ છીએ અને વનવાસી મૃગજાતિઓની હિંસા કરીએ છીએ.[11,12] તો હું પૂછું છું, મારા કરતાં વિશેષ મંદભાગી કોઈ મનુષ્ય તમે સાચે જ પૂર્વે જોયો કે સાંભળ્યો છે ખરો?[13]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'યુધિષ્ઠિરપ્રશ્ન' નામનો અધ્યાય ૨૭૩ મો સમાપ્ત

## अध्याय २७४मो

### રામ અને રાવણના જન્મની કથા

॥ मार्कंडेय उवाच ॥

**प्राप्तमप्रतिमं दुःखं रामेण भरतर्षभ।**
**रक्षसा जानकी तस्य हृता भार्या बलीयसा ॥ १॥**

માર્કંડેય બોલ્યા : હે ભરતોત્તમ! રામને જેવું દુઃખ પ્રાપ્ત થયું હતું, તેવું દુઃખ કોઈનેય પ્રાપ્ત થયું નથી. દુરાત્મા રાક્ષસેંદ્ર બળવાન રાવણ માયારૂપ લઈને તેમની પત્ની જાનકીને આશ્રમમાંથી વેગપૂર્વક હરી ગયો હતો. એ રાક્ષસે જટાયુ ગીધને પણ રસ્તામાં મારી નાખ્યો હતો.[૧,૨] સુગ્રીવની સેનાની સહાય લઈને, સમુદ્ર ઉપર સેતુ બાંધીને અને તીક્ષ્ણ બાણોથી લંકાને બાળી નાખીને રામ એ જાનકીને પાછી લઈ આવ્યા હતા.[૩]

યુધિષ્ઠિર બોલ્યા : રામ કયા કુળમાં જન્મ્યા હતા? તેમનું વીર્ય કેવું હતું? તેમનું પરાક્રમ કેવું હતું? રાવણ કોનો પુત્ર હતો? તેને રામ સાથે શું વેર હતું?[૪] હે ભગવન્! તમે આ સઘળું મને રૂડી રીતે કહો. હું ઉત્તમ કર્મવાળા રામનું ચરિત્ર સાંભળવા ઇચ્છું છું.[૫]

માર્કંડેય બોલ્યા : ઇક્ષ્વાકુવંશમાં અજ નામે એક મહાન રાજા હતો. તેને દશરથ નામનો પવિત્ર અને સદૈવ સ્વાધ્યાયશીલ એક પુત્ર હતો.[૬] દશરથને રામ, લક્ષ્મણ, શત્રુઘ્ન અને મહાબળવાન ભરત એ નામના ધર્મ અને અર્થમાં નિષ્ણાત એવા ચાર પુત્રો હતા.[૭] રામની માતા કૌશલ્યા હતી અને ભરતની માતા કૈકેયી હતી. પરંતપ લક્ષ્મણ ને શત્રુઘ્ન સુમિત્રાના પુત્રો હતા.[૮] હે વિભુ! તે સમયે વિદેહદેશના રાજા જનક હતા અને તેમને સીતા નામની અયોનિજન્મા પુત્રી હતી. બ્રહ્માએ પોતે જ સીતાને રામની પ્રિય પટરાણી તરીકે નિર્માણ કરી હતી.[૯] આ મેં તમને રામ અને સીતાના જન્મ વિશે કહ્યું. હવે હે જનેશ્વર! હું તમને રાવણના જન્મ વિશે કહીશ.[૧૦]

સ્વયંભૂ, સર્વ લોકના પ્રભુ, સરજનહાર, મહાતપસ્વી સાક્ષાત્ પ્રજાપતિ બ્રહ્મદેવ જ રાવણના પિતામહ હતા.[૧૧] બ્રહ્મદેવને પુલસ્ત્ય નામનો એક પ્રિય માનસપુત્ર હતો. તેને ગો નામની પત્નીમાં વૈશ્રવણ નામનો સમર્થ પુત્ર થયો હતો.[૧૨] તે પોતાના પિતાને તજી પિતામહ પાસે ચાલ્યો ગયો હતો. આથી હે રાજન્! તેના પિતાએ કોપ પામીને પોતાના દેહમાંથી એક બીજો દેહ સર્જ્યો.[૧૩] આ રીતે તેના અર્ધા દેહથી વિશ્રવા નામનો બ્રાહ્મણ જન્મ પામ્યો. પુલસ્ત્યે આ વિશ્રવાને વૈશ્રવણ ઉપર બદલો લેવા અર્થે ક્રોધપૂર્વક ઉત્પન્ન કર્યો હતો. પણ પ્રસન્ન મનવાળા પ્રભુ પિતામહ બ્રહ્માએ વૈશ્રવણને અમરત્વ, કુબેરપદ, લોકપાલપણું, ભગવાન શંકર સાથે સખ્ય, નલકૂબર નામનો પુત્ર, રાજધાનીની સ્થાપના માટે રાક્ષસગણોથી ભરેલી લંકા, ઇચ્છાગતિવાળું પુષ્પક નામનું વિમાન, યક્ષોનું આધિપત્ય અને રાજરાજેશ્વરપદ–એ સઘળું આપ્યું હતું.[૧૪–૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'રામરાવણનું જન્મકથન' નામનો અધ્યાય ૨૭૪મો સમાપ્ત

## अध्याय २७५मो

### રાવણાદિની જન્મકથા તથા રાવણને વરદાનપ્રાપ્તિ

॥ मार्कंडेय उवाच ॥

**पुलस्त्यस्य तु यः क्रोधादर्धदेहोऽभवन्मुनिः।**
**विश्रवा नाम सक्रोधः स वैश्रवणमैक्षत ॥ १॥**

માર્કંડેય બોલ્યા : પુલસ્ત્યના ક્રોધથી તેના અર્ધદેહરૂપે વિશ્રવા નામના જે મુનિ ઉત્પન્ન થયા, તે વૈશ્રવણની તરફ ક્રોધથી જોવા લાગ્યા.[૧] હે રાજા! રાક્ષસેશ્વર કુબેર પિતાને ક્રોધયુક્ત થયેલા જાણીને તેમને પ્રસન્ન કરવા માટે સદૈવ પ્રયત્ન કરવા લાગ્યો.[૨] તે રાજાધિરાજ નરવાહન કુબેર

લંકામાં નિવાસ કરતો હતો. તેણે પિતાને ત્રણ રાક્ષસીઓ પરિચારિકા તરીકે આપી.[3] હે ભરત-સિંહ! તે રાક્ષસીઓ ગીત અને નૃત્યમાં વિશારદ હતી અને સદૈવ તે મહાત્મા ઋષિને સંતોષ પમાડવા પ્રયત્નશીલ રહેતી હતી. હે પૃથ્વીપતિ! પુષ્પોત્કટા, રાકા અને માલિની એ તેમનાં નામ હતાં. હે રાજન્! તે સુંદર કટિવાળી રાક્ષસીઓ પરસ્પર સ્પર્ધા કરતી હતી અને પોતપોતાના કલ્યાણની કામના રાખતી હતી.[4,5] ભગવાન વિશ્રવા મહાત્મા તેમનાથી સંતુષ્ટ થયા અને તેમને પ્રત્યેકને લોકપાલની ઉપમાવાળા ઇચ્છામાં આવે તેવા પુત્રોનાં વરદાન આપ્યાં.[6] તે પછી પુષ્પોત્કટાને પૃથ્વીમાં અપ્રતિમ બળવાન એવા કુંભકર્ણ અને દશગ્રીવ નામના બે પુત્રો જન્મ્યા અને તે રાક્ષસોમાં શ્રેષ્ઠ થયા.[7] માલિનીએ વિભીષણ નામના એક પુત્રને જન્મ આપ્યો અને રાકાને ખર તથા શૂર્પણખા એ નામનાં બે સંતાન જન્મ્યાં.[8] સર્વ સંતાનોમાં વિભીષણ રૂપમાં સર્વશ્રેષ્ઠ હતો. તે મહાભાગ્યવાન, ધર્મરક્ષક અને સ્વધર્મમાં પ્રીતિવાળો હતો.[9] રાક્ષસસિંહ દશગ્રીવ સૌમાં શ્રેષ્ઠ, મહાઉત્સાહી, મહાવીર્યવાન, મહાન સત્યશાલી અને મહાપરાક્રમી હતો. કુંભકર્ણ રણમાં સૌથી વિશેષ બળવાન, માયાવી, રણવીર અને ભયંકર રાક્ષસ હતો.[10,11] ખર ધનુર્વિદ્યામાં પરાક્રમી, બ્રાહ્મણદ્વેષી અને માંસાહાર કરનારો હતો અને શૂર્પણખા ભયંકર હતી અને સિદ્ધ પુરુષોને વિઘ્ન નાખનારી હતી.[12] તે સર્વ વેદને જાણનારા અને સારી રીતે વ્રત આચરવાવાળા હતા. એ સઘળા પુત્રો પોતાના પિતા સાથે ગંધમાદન પર્વત ઉપર પ્રીતિપૂર્વક રહેતા હતા.[13] એકવાર તેમણે પરમ સમૃદ્ધિવાન નરવાહન કુબેરને પોતાના પિતાની સાથે બેઠેલો જોયો.[14] આ જોઈને તેમને ક્રોધ ઊછળી આવ્યો. તેમણે તપ કરવાનો નિર્ધાર કર્યો. પછી તેમણે ઘોર તપસ્યા માંડીને બ્રહ્મદેવને પ્રસન્ન કરવાનો આરંભ કર્યો.[15] દશગ્રીવ રાવણ વાયુ-ભક્ષણ રાખી તથા એકાગ્રતાથી પંચાગ્નિનું સેવન કરીને સહસ્ર વર્ષો સુધી એકપગે ઊભો રહ્યો.[16] કુંભકર્ણ જમીન ઉપર શયન કરતો, નિયમિત આહાર રાખતો અને વ્રતમાં પ્રયત્નમાન રહેતો. વિભીષણ પડેલાં પાંદડાંથી જ આહારવ્યવહાર ચલાવતો.[17] તે ધીમાન ઉપવાસમાં પ્રીતિ રાખતો અને સદૈવ જપપરાયણ રહેતો અને આ રીતે એ ઉદારબુદ્ધિએ તેટલા જ સમય સુધી તીવ્ર તપ આચર્યું. ખર અને શૂર્પણખાએ તપ કરી રહેલા એ ત્રણેની પ્રસન્ન મનથી સેવા તથા રક્ષા કરી. આ રીતે એક હજાર વર્ષ પૂરાં થયાં, ત્યારે દુરાધર્ષ દશાનને પોતાનું માથું કાપીને અગ્નિમાં હોમ્યું. આથી જગત્પ્રભુ બ્રહ્મા સંતુષ્ટ થયા.[18-20] પછી બ્રહ્માએ પોતે ત્યાં જઈને તેમને સૌને જુદાં જુદાં વરદાનથી લોભવીને તપથી વાર્યા અને કહ્યું કે:[21]

બ્રહ્મા બોલ્યા: હે પુત્રો! હું તમારા ઉપર પ્રસન્ન થયો છું. હવે તમે તપથી વિરમો. તમે વરદાન માગો. તે ઇષ્ટ વરદાન એક અમરત્વ સિવાય ગમે તે હો.[22] તેં મહેચ્છાથી અગ્નિમાં જેટલાં મસ્તકો હોમ્યાં છે, તેટલાં તારી ઇચ્છાનુસાર તારા દેહ વિશે થાઓ.[23] તારા શરીરમાં બેડોળતા આવશે નહિ, તેમ જ તું ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરી શકશે. નિઃસંશય તું રણમાં રિપુઓનો વિજેતા થશે.[24]

રાવણ બોલ્યો: ગંધર્વ, દેવ, અસુર, યક્ષ, રાક્ષસ, સર્પ, કિન્નર અને ભૂતોથી મારો પરાભવ થાઓ નહિ.[25]

બ્રહ્મા બોલ્યા: તેં આ જે બધા ગણાવ્યા છે, તેમાં એક મનુષ્ય સિવાય કોઈનાથી તને ભય થશે નહિ, એવું મેં વિધાન કર્યું છે. તારું

મંગલ થાઓ.[૨૬]

માર્કંડેય બોલ્યા : બ્રહ્માએ આ પ્રમાણે કહ્યું, એટલે દશગ્રીવ સંતુષ્ટ થયો. કેમ કે તે નરભક્ષી દુરાત્મા મનુષ્યોને તુચ્છ ગણતો હતો.[૨૭] પછી પ્રપિતામહ બ્રહ્માએ કુંભકર્ણને એ રીતે વરદાન માગવા કહ્યું, એટલે તમોગુણથી ઘેરાઈ ગયેલા ચિત્તવાળા એણે મહાનિદ્રા માગી લીધી. બ્રહ્મદેવે તેને 'તથાસ્તુ' કહી વિભીષણને વારંવાર કહ્યું કે, 'હે પુત્ર! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તું વરદાન માગ.[૨૮,૨૯]

વિભીષણ બોલ્યો : હે ભગવન્! હું મહા આપત્તિમાં પડું તોપણ મારી મતિ કદી પણ અધર્મમાં જાઓ નહિ. મને વગર શીખ્યે બ્રહ્માસ્ત્રનું ભાન થાઓ.[૩૦]

બ્રહ્મા બોલ્યા : હે રિપુનાશન! તું રાક્ષસયોનિમાં જન્મ્યા છતાં અધર્મમાં બુદ્ધિ કરતો નથી, તેથી હું તને અમરત્વ આપું છું.[૩૧]

માર્કંડેય બોલ્યા : હે પૃથ્વીપતિ! દશગ્રીવ રાક્ષસે આમ વરદાન મેળવીને ધનેશ્વર કુબેરને રણમાં હરાવ્યો અને તેને લંકામાંથી બહાર કાઢ્યો. આથી કુબેર ભગવાન રાક્ષસો, કિંપુરુષો, ગંધર્વો અને યક્ષો સાથે લંકા છોડીને ગંધમાદન પર્વતમાં જઈ રહ્યો.[૩૨,૩૩] રાવણે આક્રમણ કરીને તે કુબેરનું પુષ્પક વિમાન પણ ઝૂંટવી લીધું. આથી કુબેરે એ વૈશ્રવણને શાપ આપ્યો : 'આ વિમાન તને ઉપાડીને ફરશે નહિ. એ તો તને જ યુદ્ધમાં હણશે તેને જ વહી જશે. તું મારું વડીલનું અપમાન કરી રહ્યો છે, એટલે ટૂંક વખતમાં તું નાશ પામશે.[૩૪,૩૫] હે મહારાજ! પરમ લક્ષ્મીયુક્ત ધર્માત્મા વિભીષણ તો સત્પુરુષોના માર્ગને સ્મરણમાં રાખીને કુબેરને જ અનુસરતો રહ્યો.[૩૬] તેના ભાઈ ભગવાન ધનેશ્વર એ વિભીષણ ઉપર પ્રસન્ન થયા. એ ધીમાને તેને યક્ષો અને રાક્ષસોની સેનાઓનું સેનાપતિપદ આપ્યું.[૩૭] પછી સર્વ પુરુષભક્ષી રાક્ષસોએ અને મહાબળવાન પિશાચોએ ભેગા થઈને દશાનનનો રાજા તરીકે અભિષેક કર્યો.[૩૮] ઇચ્છારૂપ ધરનારા અને આકાશમાં વિચરનારા બલમત્ત દશગ્રીવે દેવો અને દૈત્યોનાં રત્નો હરી લીધાં.[૩૯] તે સર્વ લોકોને રોવડાવતો હતો તેથી તે રાવણ કહેવાયો. યથેચ્છ બળવાળા એ દશગ્રીવ રાવણે દેવોને પણ ભય ઉત્પન્ન કર્યો.[૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'રાવણાદિને વરપ્રાપ્તિ' નામનો અધ્યાય ૨૭૫મો સમાપ્ત

## अध्याय २७६मो

### વાનર આદિની ઉત્પત્તિ

॥ मार्कंडेय उवाच ॥

**ततो ब्रह्मर्षयः सर्वे सिद्धा देवर्षयस्तथा।**
**हव्यवाहं पुरस्कृत्य ब्रह्माणं शरणं गताः ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : ત્યાર પછી સર્વ સિદ્ધો, બ્રહ્મર્ષિઓ અને દેવર્ષિઓ અગ્નિને આગળ રાખીને બ્રહ્માના શરણે ગયા.[૧]

અગ્નિ બોલ્યા : વિશ્રવાનો દશગ્રીવ નામનો જે મહાબળવાન પુત્ર છે, તેને તમે ભગવાને પૂર્વે વરદાન આપી અવધ્ય કર્યો છે.[૨] તે મહાબળવાન વિવિધ પ્રકારોથી સર્વ પ્રજાઓને પીડા આપે છે. માટે આપ ભગવાન અમને તેનાથી બચાવો. કેમ કે તમારા વિના કોઈ બીજો અમારું રક્ષણ કરનાર નથી.[૩]

બ્રહ્મા બોલ્યા : હે અગ્નિ! દેવો અને દૈત્યો પણ એને યુદ્ધમાં જીતી શકે એમ નથી; પણ તે સંબંધમાં જે કરવા યોગ્ય છે, તેની ગોઠવણ થઈ ગઈ છે. તેનો વધકાળ હવે સમીપમાં જ આવી પહોંચ્યો છે. મારી વિનતિથી પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ ચતુર્ભુજ શ્રીવિષ્ણુએ અવતાર ધારણ કર્યો છે અને એ તે કાર્ય કરશે.[૪,૫]

માર્કંડેય બોલ્યા : આ પ્રમાણે કહ્યા પછી

પિતામહે તે સર્વ દેવોની સમક્ષ ઇંદ્રને કહ્યું કે, 'તું સર્વ દેવગણો સાથે પૃથ્વી ઉપર અવતાર લે. તમે વાનરીઓ અને રીંછણોમાં વિષ્ણુને સહાયક થાય એવા તથા ઇચ્છારૂપ ધારણ કરે એવા વીર પુત્રો ઉત્પન્ન કરો.[૬,૭] પછી સર્વ દેવો, ગંધર્વો અને દાનવોએ પોતપોતાના અંશાનુસાર પૃથ્વી ઉપર અવતરવાને તત્કાળ મંત્રણા કરી.[૮]* વરદાતા બ્રહ્મદેવે તેમની સમક્ષ જ દુંદુભી નામની ગંધર્વીને નામ દઈને આજ્ઞા આપી કે, 'તું કાર્યસિદ્ધિને માટે પૃથ્વી ઉપર જા.[૯] પિતામહનું તે વચન સાંભળીને દુંદુભી ગંધર્વી તે જ વખતે માનવલોકમાં મંથરા નામની કુબ્જા તરીકે અવતરી.[૧૦] પછી ઇંદ્ર આદિ સર્વ સુરશ્રેષ્ઠોએ વાનર અને ઋક્ષ જાતિની સ્રીઓમાં પુત્રો ઉત્પન્ન કર્યા.[૧૧] તે સર્વ પુત્રો યશમાં અને બળમાં પોતપોતાના પિતાઓને અનુસરનારા થયા. તેઓ ગિરિશૃંગોને ભેદનારા હતા અને સાગ, તાડ તથા શિલાઓરૂપી આયુધવાળા હતા. તે સર્વે વજ્રના જેવા દઢ દેહવાળા હતા, અખૂટ બળવાન હતા; યથેષ્ટ વીર્યવાન અને યથેષ્ટ બળવાન હતા. તે સર્વે યુદ્ધમાં નિષ્ણાત હતા.[૧૨,૧૩] તેમનામાં દશ હજાર હાથીના જેટલું સામર્થ્ય હતું, તેમની ઝડપ વાયુના જેવી વેગવાળી હતી અને તેઓ યથેચ્છ નિવાસ કરનારા હતા. તેમનામાંના કેટલાક વનવાસી હતા. આ પ્રમાણે ભગવાન લોકભાવન બ્રહ્માએ તે સઘળી વ્યવસ્થા કરી અને મંથરાને જે જે કાર્ય કરવાનું હતું, તે તે સઘળું તેને યથાર્થતાએ સમજાવ્યું. બ્રહ્માનાં વચનને લક્ષ્યમાં રાખીને તે મનોવેગિની મંથરા આમતેમ આંટા મારતી રહી અને વેરની ચિનગારીને ભભુકાવવા માટે લાગ જોવા લાગી.[૧૪-૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'વાનરાદિની ઉત્પત્તિ' નામનો અધ્યાય ૨૭૬ મો સમાપ્ત

# अध्याय २७७मो

## રામનો વનવાસ

॥ युधिष्ठिर उवाच ॥

**उक्तं भगवता जन्म रामादीनां पृथक् पृथक् ।**
**प्रस्थानकारणं ब्रह्मन् श्रोतुमिच्छामि कथ्यताम् ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે ભગવન્! તમે રામ આદિ પ્રત્યેકના જન્મ વિષે કહ્યું છે. હે બ્રહ્મન્! હવે હું રામના વનવાસનું કારણ સાંભળવા ઇચ્છું છું. તો તે તમે કહો.[૧] હે બ્રહ્મન્! દશરથના પુત્રો રામ અને લક્ષ્મણ, એ બંને વીર ભાઈઓ તથા યશસ્વિની મૈથિલી કેમ વનમાં ગયાં હતાં?[૨]

માર્કંડેય બોલ્યા : હે રાજા! ધાર્મિક ક્રિયાઓમાં પ્રીતિ રાખવાવાળા, ધર્મમાં પરાયણ રહેનારા અને સદૈવ વૃદ્ધોની સેવા કરવાવાળા દશરથરાજ પોતાને પુત્રો થવાથી પ્રીતિ પામ્યા.[૩] તેમના તે મહાઓજસ્વી પુત્રો અનુક્રમે મોટા થયા અને રહસ્ય સહિત વેદોમાં તથા ધનુર્વેદોમાં પારંગત થયા. આમ હે મહારાજ! બ્રહ્મચર્ય પાળ્યા પછી તેઓએ વિવાહ કર્યા, ત્યારે દશરથ સુખ અને પ્રસન્નતા પામ્યા.[૪,૫] તે પુત્રોમાં રામ સૌથી મોટા હતા. પોતાની મનોહરતાથી તે ધીમાન પિતાના હૃદયને આનંદ આપતા હતા અને પ્રજાનું રંજન કરતા હતા.[૬] પછી પોતાને વૃદ્ધાવસ્થા આવેલી જોઈને બુદ્ધિમાન દશરથરાજે ધર્મજ્ઞ પુરોહિતો તથા મંત્રીઓ સાથે મંત્રણા કરી.[૭] ત્યારે હે ભારત! તે સર્વ મંત્રીવરોએ રામનો યુવરાજપદે અભિષેક કરવાનો સમય થયો છે, એવો મત આપ્યો. હે કુરુનંદન! અરુણ લોચનવાળા, મહાન બાહુવાળા, મદમત્ત માતંગના જેવી ગતિવાળા, લાંબા હાથ-

---

* બીજી પ્રતોમાં આ આઠમા શ્લોક પછી अवतेरुर्मही स्वर्गात् ઇત્યાદિ સાડાત્રણ શ્લોકો જોવામાં આવે છે; પરંતુ તે આ પ્રતમાં ન હોવાથી તથા આગલા શ્લોકોમાં તેનો ભાવ આવતો હોવાથી અહીં લીધા નથી.

વાળા, વિશાળ છાતીવાળા, શ્યામ ને વાંકડિયા કેશવાળા, ઝળહળતી સૌંદર્યશ્રીવાળા, શૂરવીર, રણમાં ઇંદ્રની બરાબર ઊતરનારા, સર્વ ધર્મોમાં પારંગત થયેલા, બુદ્ધિમાં બૃહસ્પતિ સમાન, સર્વ રીતે પ્રજાના પ્રીતિપાત્ર, સર્વ વિદ્યામાં વિશારદ, જિતેંદ્રિય, શત્રુઓનાં પણ મન તથા દૃષ્ટિ હરનારા, અસાધુઓના નિયંતા, ધર્મચારીઓના ગોપ્તા, ધૃતિમાન, દુર્ધર્ષ, વિજેતા, અપરાજિત અને કૌશલ્યાના આનંદવર્ધન એવા પોતાના પુત્ર રામને જોઈને રાજા દશરથ પરમ પ્રીતિ પામ્યા.[૮-૧૩] રામના ગુણોનું ચિંતન કરીને તે મહાતેજસ્વી વીર્યવાને પ્રસન્નતાપૂર્વક પુરોહિતને કહ્યું કે, 'તમારું મંગલ હો.[૧૪] હે બ્રહ્મન્! આજે રાત્રે પુષ્ય નક્ષત્ર છે અને પુણ્યયોગ આવશે. એટલે અભિષેક માટે સર્વ સામગ્રીઓ એકઠી કરો અને મારા રામને અહીં બોલાવો.'[૧૫]* રાજાનાં આ વચનો સાંભળીને મંથરા તત્કાલ કૈકેયી પાસે ગઈ અને તેને કહેવા લાગી:[૧૬] 'અલી ઓ કૈકેયી! રાજાએ આજે તારા દુર્દૈવની ઘોર વાત કરી છે. ઓ અભાગિયણ! આના કરતાં તો ક્રોધે ભરાયેલો ભયંકર સર્પ તને કરડે તોપણ સારું![૧૭] કૌશલ્યાનું ભાગ્ય રૂડું છે કે, તેના પુત્રનો અભિષેક થશે; પણ તારું ભાગ્ય ક્યાંથી ઊજળું હોય? તારો છોકરો ક્યાં ગાદીપતિ થવાનો છે?'[૧૮] સર્વ અલંકારોથી વિભૂષિત થયેલી, વેદીના મધ્યભાગના જેવા કટિપ્રદેશવાળી, અનુપમ સ્વરૂપવાળી અને શુદ્ધ સ્મિતવાળી તે કૈકેયી મંથરાનાં આ વચનો સાંભળીને પોતાના પતિ પાસે એકાંતમાં ગઈ અને જાણે પ્રેમ પ્રકટ કરતી હોય તેમ તેને આ મધુરાં વચન કહેવા લાગી:[૧૯,૨૦] 'હે સત્યપ્રતિજ્ઞ! તમે મને એક મનગમતું વરદાન માગવાનું કહ્યું છે, તો હે રાજન્! તમે મને તે અત્યારે આપો અને એ સંકટમાંથી મુક્ત થાઓ.'[૨૧]

રાજા બોલ્યા: 'હા, હું તને તારું મનગમતું વરદાન આપું છું. તારી ઇચ્છામાં આવે તે માગી લે. આજે કયા અવધ્યનો વધ કરવો છે? આજે કયા વધપાત્રને છોડી દેવો છે?[૨૨] કોને આજે હું ધન આપું? અથવા કોનું ધન લઈ લઉં? આ લોકમાં બ્રાહ્મણધન સિવાય બીજું જે કાંઈ ધન છે, તે મારું જ છે.[૨૩] હું પૃથ્વીમાં રાજરાજેશ્વર છું. હું ચાતુર્વર્ણ્યનો રક્ષક છું. હે કલ્યાણી! તારી જે કંઈ અભિલાષા હોય તે તું કહે, વિલંબ કરીશ નહિ.'[૨૪] રાજાનાં આ વચનો સમજી લઈને તેને વચનથી બાંધી લીધો અને પોતાના પ્રભાવને જાણીને કૈકેયીએ દશરથને આ પ્રમાણે કહ્યું કે,[૨૫] 'રામને માટે આજે અભિષેકની તૈયારીઓ ચાલે છે, તે ભરતને અર્થે હો અને રાઘવ રામ વનમાં જાઓ.[×૨૬] (વળી જટા તથા વલ્કલ ધારણ કરીને રામ ચૌદ વર્ષ સુધી તપસ્વીવેશે દંડકારણ્યનો આશ્રય કરીને ત્યાં નિવાસ કરો.)' હે ભરતશ્રેષ્ઠ! દારુણ પરિણામ લાવનારું આ અપ્રિય વચન સાંભળીને રાજા દુઃખાતુર થઈ ગયો અને કશું જ બોલી શક્યો નહિ.[૨૭] પછી વીર્યવાન રામે જાણ્યું કે, કૈકેયીએ પિતા પાસે આ માગણી કરી છે, એટલે દશરથરાજાનું વચન સત્ય થાય તેટલા સારુ તે ધર્માત્મા વનમાં જવા માટે નીકળ્યા.[૨૮] ત્યારે તેમની પત્ની જનકપુત્રી વિદેહનંદિની સીતા અને ઐશ્વર્યસંપન્ન ધનુર્ધર લક્ષ્મણ પણ તેમની સાથે ચાલ્યાં. આમ રામ વનમાં ગયા, એટલે દશરથ રાજાનો દેહ કાળધર્મને પામ્યો.[૨૯,૩૦] આ પ્રમાણે રામને વનવાસ ગયેલા તથા દશરથ રાજાને મૃત્યુ પામેલા જાણીને કૈકેયીએ ભરતને મોસાળથી તેડાવ્યો

* બીજી બે પ્રતોમાં આની આગળ એક વધારાનો શ્લોક મળી આવે છે, પણ તે ટીકાકારે લીધો નથી.

× આ શ્લોક બીજી બે પ્રતોમાં છે અને યોગ્ય લાગવાથી તેનું ભાષાંતર અહીં કૌંસમાં આપ્યું છે.

અને તેને આ વચન કહ્યાં કે,[૩૧] 'દશરથ સ્વર્ગે ગયા છે અને રામ–લક્ષ્મણ વનનિવાસી થયા છે, તો તું હવે આ વિશાળ, નિષ્કંટક અને સુખકારી રાજ્યનો સ્વીકાર કર.[૩૨]

એટલે ધર્માત્મા ભરતે તેને ઉત્તર આપ્યો : 'અરે! તેં તો ભારે ઘાતકી કામ કર્યું છે. ધનના લોભથી તેં પતિનો નાશ કર્યો છે અને કુળનું સત્યાનાશ વાળ્યું છે![૩૩] હે કુળકલંકિની! તેં મારે કપાળે કલંક ચોંટાડ્યું છે. ઓ મારી મા! તું તારી કામના પૂરી કર.' આમ કહી તે ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો. તેણે સર્વ પ્રજાજનો સમક્ષ પોતાના વર્તનની વિશુદ્ધિ વિશે પ્રતીતિ આપી અને પોતાના ભાઈ રામને પાછા લાવવાની લાલસાએ તે તેમની પાછળ વનમાં ગયો.[૩૪,૩૫] અત્યંત દુઃખી થયેલા ભરતે કૌશલ્યા, સુમિત્રા અને કૈકેયીને રામને પાછા લાવવાની આકાંક્ષાથી રથમાં આગળ મોકલ્યાં. પછી રામ પાછા લાવવાની આકાંક્ષાએ શત્રુઘ્ન, વસિષ્ઠ, વામદેવ, હજારો વિપ્રો, નગરજનો તથા ગ્રામવાસીઓને સાથે લઈને તે વનમાં ગયો.[૩૬,૩૭] ત્યાં તેણે ચિત્રકૂટ ઉપર તપસ્વીઓના અલંકારને ધારણ કરીને રહેલા ધનુર્ધર રામને લક્ષ્મણની સાથે જોયા.[૩૮] પણ પિતાના વચનનું પાલન કરી રહેલા રામચંદ્રે તેને પાછો વિદાય કર્યો. એટલે તેણે રામની પાદુકાઓ સ્થાપીને નંદીગ્રામમાં રહીને રાજ્ય ચલાવવા માંડ્યું.[૩૯] અહીં ચિત્રકૂટ ઉપર નગરજનો પાછા આવ્યા કરશે એવી શંકાથી રામે શરભંગના આશ્રમ તરફ મહાઅરણ્યમાં પ્રવેશ કર્યો.[૪૦] ત્યાં શરભંગ ઋષિને સત્કાર આપીને તે દંડકારણ્યમાં ગયા અને રમણીય ગોદાવરી નદીનો આશ્રય કરીને નિવાસ કરવા લાગ્યા.[૪૧] રામ ત્યાં વસતા હતા, તે વખતે તેમને જનસ્થાનમાં રહેતા ખર રાક્ષસ સાથે શૂર્પણખાના નિમિત્તથી મહાવેર ઊભું થયું.[૪૨] ત્યારે ધર્મવત્સલ રઘુનંદને તપસ્વીઓનાં રક્ષણ અર્થે પૃથ્વી ઉપર ચૌદ હજાર રાક્ષસોને મારી નાખ્યા.[૪૩] ખર અને દૂષણ નામના અત્યંત મહાબલી રાક્ષસોને મારીને તે ધીમાન રાઘવે ધર્મારણ્યને ફરી નિર્ભય અને સુખરૂપ બનાવ્યું.[૪૪] આમ તે રાક્ષસો માર્યા ગયા, એટલે કપાઈ ગયેલાં નાક અને હોઠવાળી શૂર્પણખા ફરી પોતાના ભાઈના નિવાસસ્થાન લંકામાં ગઈ. તે સમયે તે રાક્ષસીના મોં ઉપરનું લોહી સુકાઈ ગયું હતું. દુઃખથી મૂર્છિત થયેલી તે પોતાના ભાઈ રાવણ પાસે ગઈ અને તેના પગમાં પડી. રાવણ તેને આવી વિરૂપ થયેલી જોઈને ક્રોધથી ઉન્મત્ત થઈ ગયો. દાંત વડે દાંતો કચકચાવતો તે ક્રોધપૂર્વક આસન ઉપરથી ઊછળ્યો.[૪૫–૪૭] પછી પોતાના પ્રધાનોને વિદાય કરીને તેણે તેને એકાંતમાં પૂછ્યું : 'હે ભદ્રા! મને તુચ્છ ગણીને અને મારું અપમાન કરીને કોણે તને આવી બેડોળ કરી છે?[૪૮] કયો મનુષ્ય તીણી શૂળી પાસે જઈને તેને સર્વાંગે ભેટી રહ્યો છે? માથે અંગાર રાખીને કયો મનુષ્ય વિશ્વાસથી સુખથી સૂએ છે? એ કોણ મહાભયંકર ફણીધરને પગથી લાત મારે છે? કેસરી સિંહની દાઢમાં હાથ નાખીને કોણ ઊભો છે?[૪૯,૫૦] રાવણ આ પ્રમાણે બોલી રહ્યો હતો, ત્યારે એનાં નાક આદિ છિદ્રોમાંથી જાણે રાત્રે કોઈ વૃક્ષની બખોલમાંથી આગની ઝાળો ફૂટતી હોય તેમ અગ્નિની જ્વાલાઓ ભભૂકી રહી હતી. પછી તેની બહેન શૂર્પણખાએ રાવણને રામના પરાક્રમ વિશે તથા ખર અને દૂષણ સહિત રાક્ષસોના થયેલા પરાભવ વિશે કહી જણાવ્યું.[૫૧,૫૨] પછી રાવણે પોતાની બહેનને સાંત્વન આપ્યું. અને આગળ ઉપર શું કરવું તેનો નિશ્ચય કર્યો. પછી નગરની રક્ષાની વ્યવ-

સ્યા કરીને રાવણ આકાશમાર્ગે નીકળી પડ્યો. ત્રિકૂટ તથા કાળ એ પર્વતોને ઓળંગીને તેણે ગંભીર જળવાળા અને મગરોથી ભરેલા મહાસાગરને જોયો.[૫૩,૫૪] તેને વટાવીને તે દશાનન મહાત્મા રાવણ શૂલપાણિના ગોકર્ણ નામના પ્રિય અને અવ્યગ્ર સ્થાને પહોંચ્યો.[૫૫] ત્યાં દશાનન પોતાના પહેલાંના પ્રધાન મારીચને જઈ મળ્યો. એ મારીચ રામના ભયથી આગળથી જ તપસ્યામાં બેસી ગયો હતો.[૫૬]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'રામવનાભિગમન' નામનો અધ્યાય ૨૭૭ મો સમાપ્ત

## अध्याय २७८मो

### મારીચનો વધ અને સીતાહરણ

॥ मार्कंडेय उवाच ॥

**मारीचस्त्वथ संभ्रांतो दृष्ट्वा रावणमागतम् ।**
**पूजयामास सत्कारैः फलमूलादिभिस्ततः ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : રાવણને આવેલો જોઈને મારીચ તો ભારે ગભરાઈ ગયો. તેણે તેને ફળ, મૂળ આદિ સત્કારનાં સાધનોથી સત્કાર્યો.[૧] એ વિશ્રાંતિ લઈને બેઠો, એટલે મારીચ રાક્ષસ પણ તેની પાસે બેઠો. તે વાક્યવેત્તા મારીચે વચનવિશારદ રાવણને આ અર્થપૂર્ણ વચનો કહ્યાં :[૨] 'તારા મુખની કાંતિ હમેશના જેવી નથી. તારા નગરમાં ક્ષેમકુશળ તો છે ને? તારા પ્રજાજનો તને પહેલાંની જેમ ભજે છે ને?[૩] હે રાક્ષસેશ્વર! તારે અહીં આવવા જેવું શું કાર્ય આવી પડ્યું? ભલેને એ કાર્ય ગમે તેવું દુષ્કર હોય, તોપણ એ થઈ જ ગયું છે, એમ માની લે.'[૪]

આ સાંભળીને રાવણે તેમને રામનું સર્વ ચરિત્ર કહ્યું. ક્રોધ તથા અસહનશીલતાથી ભરાઈને તેણે મારીચે હવે પછી કરવાનાં કાર્યોની તેને ટૂંકી સમજણ આપી.[૫] આ સાંભળીને મારીચે રાવણને સંક્ષેપમાં કહ્યું : 'તું રામને પહોંચવાનું માંડી વાળ. હું તેના વીર્યને જાણું છું.[૬] તે મહાત્માના બાણના વેગને સહન કરવાને કોણ સમર્થ છે? સર્વ સંગનો ત્યાગ કરીને હું તપ કરવા બેઠો છું, તેમાં પણ એ પુરુષસિંહ જ કારણરૂપ છે.[૭] કયા દુરાત્માએ તને આ તારા વિનાશનું જડબું બતાવ્યું છે?' આ સાંભળી રાવણ ક્રોધે ભરાયો. અને તેનો તિરસ્કાર કરી કહેવા લાગ્યો :[૮] 'મારું કહ્યું કરીશ નહિ, તો ચોક્કસ તારું મોત જ છે.' એટલે મારીચે વિચાર્યું કે, 'મરણ અવશ્ય આવવાનું જ છે, તો પછી શ્રેષ્ઠજનને હાથે મરવું એ જ સારું છે. આથી હું હવે આના મત પ્રમાણે કરીશ.' એટલે મારીચે રાક્ષસશ્રેષ્ઠ રાવણને આ ઉત્તર આપ્યો :[૯,૧૦] 'કહે, મારે તને શી સહાય કરવાની છે? હું હમણાં મારી ઇચ્છા પ્રમાણે કરવાને સ્વતંત્ર નથી તોપણ કરીશ.' દશગ્રીવે તેને કહ્યું : 'તું રત્નનાં શિંગડાંવાળો તેમ જ રત્નમય વિચિત્ર કેશવાળો મૃગ થઈને સીતાની પાસે જા અને તેને લોભાવ. તને જોઈને સીતા જરૂર રામને તને મારી લાવવા માટે મોકલશે. આમ રામ આશ્રમ બહાર જશે, એટલે સીતા મારે અધીન થશે અને હું તેને ઊંચકીને ચાલ્યો જઈશ. પછી દુર્બુદ્ધિવાળો રામ પણ પોતાની પત્નીના વિયોગથી મરશે.[૧૧-૧૩] તું મને આટલી સહાય કર.'

રાવણે આ પ્રમાણે કહ્યું, એટલે મારીચે પોતાના મરણ પછીની ક્રિયા કરી નાખી.[૧૪] અત્યંત દુઃખપૂર્વક તે આગળ ચાલતા રાવણની પાછળ જવા લાગ્યો અને ઉત્તમ કર્મવાળા તે રામને આશ્રમે પહોંચ્યો.[૧૫] તે બંનેએ જે પ્રમાણે મંત્રણા કરી હતી, તે પ્રમાણે તેમણે બધું કર્યું. રાવણે યતિનું રૂપ લીધું, મુંડન કરાવ્યું, કમંડલુ ધારણ કર્યું તથા ત્રિદંડ લીધો. મારીચે મૃગરૂપ ધારણ કર્યું અને તે આશ્રમસ્થાન પાસે ગયો. આવો મૃગ-

રૂપધારી મારીચ સીતાની દષ્ટિએ પડ્યો. દૈવથી દોરાઈને સીતાએ રામને એ મૃગને પકડવા માટે પ્રેરણા કરી. એટલે રામે તેનું પ્રિય કરવાને એકદમ ધનુષ્ય લીધું.[૧૬-૧૮] લક્ષ્મણને સીતાનું રક્ષણ કરવાને માટે મૂકીને તે મૃગને પકડવાની ઇચ્છાથી ત્યાંથી નીકળ્યા. તે ધનુર્ધરે બાણનો ભાથો બાંધ્યો હતો, તલવાર કસી હતી અને આંગળીઓ ઉપર રક્ષણ માટે ખોળીઓ ચડાવી હતી.[૧૯] રુદ્ર[×] જેમ તારારૂપી મૃગની પાછળ દોડ્યા હતા, તેમ રામ આ મૃગ પાછળ દોડવા લાગ્યા. એ રાક્ષસ ઘડીકમાં અલોપ થઈ જતો તો ઘડીકમાં દેખાવમાં આવતો. આમ તે દોડી રહ્યો હતો.[૨૦] આ રીતે રામ ઘણે લાંબે દૂર ખેંચાઈ આવ્યા, ત્યારે તેને ઓળખી શક્યા અને તે રાક્ષસ છે એમ જાણીને સમયસૂચકતા વાપરી, અમોઘ બાણ સાધીને તે મૃગરૂપી મારીચને મારી નાખ્યો. પરંતુ રામનું બાણ લાગતાં જ તે મારીચે રામના જેવા સ્વરથી બૂમ પાડી.[૨૧,૨૨] તેણે આર્તસ્વરે ચીસ નાખી કે, 'હે સીતા! હે લક્ષ્મણ!' વૈદેહીએ તેની આ કરુણ વાણી સાંભળી.[૨૩] જે દિશાએથી એ શબ્દ આવ્યો હતો, તે દિશા તરફ તે દોડવા લાગ્યાં. લક્ષ્મણે તેમને કહ્યું: 'હે ભીરુ! તમે શંકા લાવો નહિ. રામને કોણ પ્રહાર કરી શકે એમ છે?[૨૪] હે શુચિસ્મિતા! તમે ઘડી બે ઘડીમાં તમારા પતિ રામને જોશો.'

લક્ષ્મણે આ પ્રમાણે કહ્યું, ત્યારે સીતા મોટેથી રડવા લાગ્યાં ને લક્ષ્મણ ઉપર જ શંકા કરવા લાગ્યાં.[૨૫] ઉજ્જવળ ચારિત્ર્યથી વિભૂષિત હોવા છતાં, સીતાજી સ્ત્રીસ્વભાવે કરીને પછડાઈ પડ્યાં અને તે પતિવ્રતા સાધ્વી લક્ષ્મણને આ કઠોર વચનો કહેવા લાગ્યાં: 'હે મૂઢ! તું તારા હૃદયમાં જે કામના કરી રહ્યો છે, તે સફળ નહિ જ થાય. હું પંડે જ શસ્ત્ર લઈને મારી જાતને હણી નાખીશ, પર્વતશૃંગ ઉપરથી પડતું મૂકીશ અથવા અગ્નિમાં ઝંપલાવીશ પણ જેમ વાઘણ કદી શિયાળવા પાસે જાય નહિ, તેમ હું મારા પતિ રામને છોડીને કદી પણ તારા જેવા ક્ષુદ્રનો સ્વીકાર કરીશ નહિ.' આ વચનો સાંભળતાંવેંત જ રામભક્ત સદાચારી લક્ષ્મણે કાન ઢાંકી દીધા અને જે રસ્તે રઘુનંદન ગયા હતા, તે રસ્તે એ નીકળી પડ્યો. તે ધનુર્ધારી લક્ષ્મણ રામને પગલે પગલે પગ મૂકતો ચાલ્યો. જતાં જતાં તે બિમ્બાધરા સીતાની સંભાળ માટે પાછળ જોતો જોતો ઉતાવળથી ચાલ્યો. આ જ ગાળામાં રાક્ષસ રાવણે દેખાવ દીધો.[૨૬-૩૧] તે અમંગલકારી હતો, છતાં તેણે ભસ્મથી ઢંકાયેલા અગ્નિની જેમ મંગળ રૂપ ધારણ કર્યું હતું. તેણે યતિનો વેશ લીધો હતો અને અનિંદિતા સીતાને તે હરી જવા ઇચ્છતો હતો. રાવણને આવા વેશમાં આવેલો જોઈને જનકની ધર્મજ્ઞ દુલારીએ તેને ફળ તથા મૂળ આદિનો આહાર આપી તેને સત્કાર આપ્યો.[૩૨,૩૩] રાક્ષસશ્રેષ્ઠ રાવણે તે બધાંનો અનાદર કર્યો અને પોતાનું પૂરું સ્વરૂપ ધારણ કર્યું. તેણે વૈદેહીને સાંત્વન આપતાં કહ્યું કે,[૩૪] 'હે સીતા! હું રાવણ નામનો પ્રસિદ્ધ રાક્ષસરાજ છું. મારી લંકાપુરી નામની રમણીય નગરી મહાસાગરને સામે પાર છે.[૩૫] તું ત્યાં નરનારીઓમાં મારી સાથે શોભશે. હે સુનિતંબિની! તું તપસ્વી રાઘવને તજી દે અને મારી ભાર્યા થા.'[૩૬] તેનાં આવાં આવાં વાક્યો કાને પડતાં જ સુશ્રોણી જાનકીએ પોતાના કાન બંને હાથ વડે ઢાંકી દીધા, અને બોલ્યાં કે, 'ખબરદાર! આવું બોલ્યો તો![૩૭] નક્ષત્રો સાથેનું આકાશ ભલે તૂટે, ભલે પૃથ્વીના

× અહીં એવી એક આખ્યાયિકા છે કે પ્રજાપતિ પોતાની પુત્રી પાછળ મૃગનું રૂપ લઈને દોડ્યા; તે વખતે રુદ્રે તેમનું મસ્તક કાપી નાખ્યું. તે મૃગનું શીર્ષ એ જ આ મૃગશીર્ષ નામનું નક્ષત્ર થયું.

કણકણ થઈ જાય અને અગ્નિ જાતે શીતળતાને પામે, પણ હું રઘુનંદનનો ત્યાગ કરીશ નહિ.[૩૮] મદઝરતા અને વનમાં વિચરતા પદ્મ જાતના મહાન હસ્તીને સેવ્યા પછી હાથણી કોઈ ડુક્કરનો સ્પર્શ કેમ જ કરે ?[૩૯] માધ્વી મદિરા પીધા પછી અને મધુના માધ્વીરસનું પાન કર્યા પછી, કઈ સ્ત્રી કાંજી પીવાનો લોભ કરે ? એ તો સ્મરણમાં રાખવું જ કે તે ન કરે.[૪૦] રાવણને આટલું કહીને સીતાજી આશ્રમની અંદર ચાલ્યાં ગયાં. ત્યારે ક્રોધથી તેમના બન્ને હોઠો ફફડી રહ્યા હતા. તે વખતે પોતાના બન્ને હાથો વીંઝતાં તે આશ્રમમાં પ્રવેશ કરવા લાગ્યાં એટલે રાવણ તેમની પાછળ દોડ્યો અને તેમને નિષ્ઠુર સ્વરમાં ધુતકારવા લાગ્યો તથા તેમને આગળ જતાં રોકી રહ્યો. તે સમયે સીતાજી બેભાન જેવાં થઈ ગયાં.[૪૧,૪૨] એટલે તેણે તેમને કેશથી પકડી લીધાં અને ત્યાંથી આકાશમાર્ગે ચાલવા માંડ્યું. ત્યારે પર્વતમાં વિચરનારા જટાયુ ગીધે હરણ કરાતાં તે તપસ્વિની સીતાને 'રામ ! રામ ' એવું રુદન કરતાં જોયાં.[૪૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં
'મારીચવધ અને સીતાહરણ' નામનો
અધ્યાય ૨૭૮ મો સમાપ્ત

## अध्याय २७९ मो
### રામે કરેલો કબંધવધ

॥ मार्कंडेय उवाच ॥

**सखा दशरथस्याऽऽसीज्जटायुररुणात्मजः ।**
**गृध्रराजो महावीरः संपातिर्यस्यसोदरः ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : અરુણનો પુત્ર જટાયુ દશરથ રાજાનો મિત્ર હતો. મહાવીર ગૃધ્રરાજ સંપાતિ તેનો સગો ભાઈ હતો.[૧] પોતાની પુત્રવધૂ જેવી સીતાને રાવણે પોતાના ખોળામાં નાખેલી જોઈને તે પક્ષી ક્રોધથી ભરાઈ ગયો અને રાક્ષસેશ્વર રાવણની સામે ધસ્યો.[૨] એ ગીધે રાવણને કહ્યું કે, 'એ રાક્ષસ ! હું જીવું છું ત્યાં સુધી તું કેવી રીતે મૈથિલીને હરી જશે ! તું એને છોડી દે, છોડી દે.[૩] તું જો મારી એ પુત્રવધૂને છોડશે નહિ, તો તું મારે હાથે જીવતો નહિ જ છૂટે.'

આ પ્રમાણે કહીને તે એ રાક્ષસેંદ્રને નખો વડે અત્યંત કાતરવા લાગ્યો.[૪] પાંખ અને ચાંચના સેંકડો પ્રહારો કરીને તેણે રાવણના શરીરને જર્જરિત કરી નાખ્યું, એટલે પર્વતમાંથી જેમ ઝરણાંઓ વહે તેમ તેના શરીરમાંથી લોહીના રેલા ચાલ્યા.[૫] રામનું પ્રિય હિત કરવાની ઇચ્છાએ એ ગીધે રાવણને આ પ્રમાણે મારવા માંડ્યો. ત્યારે રાવણે તલવાર લઈને એ પક્ષીની બન્ને પાંખો કાપી નાખી.[૬] આમ કપાઈ ગયેલી પાંખોવાળા મેઘશિખર જેવા તે ગૃધ્રરાજને મારીને એ રાક્ષસ સીતાને પોતાના ખોળામાં રાખી ઊંચે આકાશમાં ચાલવા લાગ્યો.[૭] જ્યાં જ્યાં વૈદેહી આશ્રમમંડળો, સરોવરો કે સરિતાઓ જોતાં, ત્યાં ત્યાં તે પોતાનું એક એક આભૂષણ ફેંકતાં જતાં હતાં.[૮] એટલે મનસ્વિની સીતાજીએ એક પર્વતના શિખર ઉપર પાંચ વાનરશ્રેષ્ઠો જોયા અને ત્યાં પોતાનું મહાન અને દિવ્ય વસ્ત્ર ફેંક્યું.[૯] પવનથી ઊડેલું તે પીળું વસ્ત્ર એ પાંચ વાનરેંદ્રોની વચ્ચે મેઘમંડલમાં વીજળીની જેમ પડ્યું.[૧૦] ત્યાં ખેચરની જેમ આકાશમાં વિચરી રહેલો રાવણ માર્ગ કાપી રહ્યો. જોતજોતામાં તેને અનેક દ્વારવાળી મનોરમ લંકાનગરી દેખાઈ.[૧૧] પાષાણના કોટકિલ્લાઓથી દુર્લંઘ બનાવેલી અને વિશ્વકર્માએ નિર્માણ કરેલી એ લંકાનગરીમાં રાક્ષસેશ્વર રાવણે સીતા સાથે પ્રવેશ કર્યો.[૧૨] આમ વૈદેહીનું અપહરણ કરવામાં આવ્યું, તે સમયે રામ મહામૃગ મારીચને મારીને પાછા ફર્યા, તો તે ધીમાને તે સમયે પોતાના બંધુ લક્ષ્મણને સામો આવતો જોયો.[૧૩] તેમણે તે ભાઈને ઠપકો આપ્યો : 'અરે ! રાક્ષસોથી સેવા-

ચેલા વનમાં વૈદેહીને એકલી મૂકીને તું કેમ અહીં આવ્યો ?[૧૪] મૃગરૂપધારી રાક્ષસ પોતાને દૂર ખેંચી લાવ્યો અને ભાઈ લક્ષ્મણ પણ અંતે આવ્યો, તે વિચારીને રામને સંતાપ થવા લાગ્યો.[૧૫] પછી રામ તિરસ્કાર કરતા કરતા ઝડપથી લક્ષ્મણ પાસે પહોંચ્યા અને બોલવા લાગ્યા કે, 'અરે લક્ષ્મણ! જોઉં તો ખરો વૈદેહી જીવે છે કે કેમ?'[૧૬] લક્ષ્મણે વિદેહનંદિની સીતાએ તેને જે છેવટનાં વચન કહ્યાં હતાં, તે બધાં કહી જણાવ્યાં.[૧૭] તે સાંભળીને હૃદયમાં દગ્ધ થતા થતા રામ ઉતાવળે આશ્રમ તરફ દોડ્યા. માર્ગમાં તેમણે પર્વત જેવા ગૃધ્રરાજ જટાયુને મરણશય્યાએ પડેલો જોયો.[૧૮] કકુત્સ્થવંશજ શ્રીરામચંદ્ર અને લક્ષ્મણે તે રાક્ષસ હોવાની શંકા કરી અને પ્રચંડ ધનુષ્ય ખેંચીને તેની તરફ દોડ્યા. તેજસ્વી જટાયુએ તે રામલક્ષ્મણને કહ્યું કે, 'હું દશરથરાજનો મિત્ર ગૃધ્રરાજ છું, તમારું કલ્યાણ થાઓ.' તેનાં વચન સાંભળીને તે બંને પોતાનાં ધનુષ્યને પકડી રાખી બોલ્યા કે, 'આપણા પિતાનું નામ દઈને આ કોણ બોલે છે?'[૧૯–૨૧] ત્યાં તેમણે કપાઈ ગયેલી બંને પાંખોવાળો તે જટાયુ પક્ષીને જોયો. સીતાને માટે તે પોતે રાવણને હાથે આ વધ પામ્યો છે, એ વાત તેણે તેમને કહી.[૨૨] રામચંદ્રે ગૃધ્રરાજને પૂછ્યું કે, 'રાવણ કઈ દિશામાં ગયો છે?' એટલે જટાયુ ગીધે પોતાનું માથું ધુણાવીને તેમને તે દિશાનો ઇશારો કર્યો અને તરત જ તે મૃત્યુ પામ્યો.[૨૩] જટાયુના અણસારા ઉપરથી રામ સમજ્યા કે, રાવણ દક્ષિણ દિશામાં ગયો છે. પછી તેમણે પોતાના પિતાના મિત્ર જટાયુનો સત્કારપૂર્વક અગ્નિસંસ્કાર કર્યો.[૨૪] તે પછી તેમણે આશ્રમમાં જઈને જોયું, તો ત્યાં આસનો તથા પર્ણશાળાઓ વેરણછેરણ પડ્યાં હતાં અને કળશો ભાંગ્યાતૂટ્યા રખડતા હતા. ત્યાં બધું ઉજ્જડ પડ્યું હતું અને સેંકડો શિયાળવાં દોડાદોડ કરી રહ્યાં હતાં.[૨૫] વૈદેહીના અપહરણથી રામલક્ષ્મણ બંને વ્યથા પામ્યા અને દુઃખ તથા શોકથી ઘેરાઈ ગયા. તે બંને શત્રુતાપન વીરો દંડકારણ્યથી દક્ષિણ દિશા તરફ ચાલી નીકળ્યા.[૨૬] તે મહાવનમાં સુમિત્રાનંદન લક્ષ્મણ સાથે ફરતાં રામે મૃગોના જૂથોને ચોમેર નાસાનાસ કરતાં જોયાં.[૨૭] ત્યાં જાણે દાવાગ્નિથી વધતો હોય એવો પ્રાણીઓનો ઘોર શબ્દ સંભળાતો હતો. ક્ષણભરમાં તેમણે ભયંકર દેખાવવાળા કબંધ રાક્ષસને જોયો.[૨૮] મેઘ ને પર્વતના જેવી તેની કાયા હતી અને શાલવૃક્ષના જેવા તેના સ્કંધ હતા. તેના હાથ મોટા હતા, તેની છાતી ઉપર મોટી આંખો હતી, તેનું પેટ મોટું હતું અને તેનું મુખ મહાન હતું. હે ભારત! તે રાક્ષસે એકાએક લક્ષ્મણનો હાથ પકડ્યો, એટલે તે એકદમ ખેદ પામ્યા.[૨૯,૩૦] રાક્ષસ તેમનું મુખ ખેંચી રહ્યો હતો, તે સમયે વિષાદ પામેલા લક્ષ્મણે રામને કહ્યું: 'મારી આ દશા જુઓ.[૩૧] વૈદેહીનું હરણ થયું છે અને મારા ઉપર આ સંકટ આવ્યું છે. તમે રાજ્યભ્રષ્ટ થયા અને પિતાજી અવસાન પામ્યા.[૩૨] હવે તમે વૈદેહીની સાથે અયોધ્યામાં જશો અને બાપદાદાથી ઊતરી આવેલા પૃથ્વીના રાજ્ય ઉપર બેસશો તે હું જોવા પામીશ નહિ.[૩૩] કુશ, લાજા તથા શમીદલથી અભિષેક પામેલા અને મેઘમંડળથી મુક્ત થયેલા ચંદ્ર જેવા આપ આર્યપુત્રોના વદનને તેઓ જ જોશે કે જેઓ ધન્ય હશે.'[૩૪] આમ તે ધીમાન લક્ષ્મણે બહુવિધ વિલાપ કર્યો, ત્યારે આપત્તિમાં પણ ધીર રહેનારા રામચંદ્રે તેને આ પ્રમાણે કહ્યું કે,[૩૫] 'હે નરસિંહ! તું ખેદ પામીશ મા! હું ઊભો છું ત્યાં આ તે કંઈ જ નથી. તું એનો જમણો હાથ છેદી નાખ. મેં તો આ એનો ડાબો હાથ કાપી જ નાખ્યો સમજ.'[૩૬] આમ કહેતાં જ રામે અત્યંત તીક્ષ્ણ

તલવાર વડે તેના હાથને તલના તરુની જેમ કાપી નાખ્યો.[૩૭] બળવાન સુમિત્રાનંદને પણ પોતાના ભાઈ રઘુનંદનને ઊભેલા જોઈને તે રાક્ષસના જમણા હાથને ખડ્ગથી કાપી નાખ્યો. વળી લક્ષ્મણે રાક્ષસને તેના પડખામાં અત્યંત માર્યો. એટલે એ પ્રચંડદેહવાળો કબંધ નિષ્પ્રાણ થઈ ભોંય ઉપર પડ્યો.[૩૮,૩૯] તે વખતે તેના દેહમાંથી એક દિવ્ય દર્શનવાળો પુરુષ નીકળ્યો. આકાશમાં પહોંચીને તે આકાશમાં પ્રકાશતા સૂર્યની જેમ ઝળકતો દેખાયો.[૪૦] વક્તૃશ્રેષ્ઠ રામે તેને પૂછયું : 'તું કોણ છે ? આ શું આશ્ચર્ય છે ? હું તને આ પૂછું છું. તું સ્વેચ્છાએ કહે. મને પણ આ આશ્ચર્ય લાગે છે !'[૪૧] તેણે તેમને કહ્યું કે, 'હે રાજન્ ! હું વિશ્વાવસુ નામનો ગંધર્વ છું. બ્રાહ્મણના શાપને પરિણામે મને આ રાક્ષસયોનિ મળી હતી.[૪૨] લંકાનિવાસી રાજા રાવણ સીતાને હરી ગયો છે. તો તમે સુગ્રીવ પાસે જાઓ. તે તમને સહાય કરશે.[૪૩] ઋષ્યમૂક પર્વતની પાસે હંસો તથા કારંડવોથી ભરેલું કલ્યાણકારી જળવાળું આ પંપા સરોવર છે. ત્યાં હેમની માળા ધારણ કરનારા વાનરરાજ વાલીનો ભાઈ સુગ્રીવ ચાર મંત્રીઓ સાથે રહે છે.[૪૪,૪૫] તમે તેને મળીને તમારા દુ:ખનું કારણ જણાવો. તે પણ તમારા જેવી જ સ્થિતિમાં હોવાથી તમને સહાય કરશે.[૪૬] હું તમને આટલું જ કહી શકું એમ છું કે, તમે જાનકીને મળશો; કેમ કે વાનરરાજ સુગ્રીવને રાવણના ભવનની ચોક્કસ ભાળ છે.'[૪૭] આમ કહીને તે મહાપ્રભાવાન દિવ્ય પુરુષ અંતર્ધાન થઈ ગયો અને પુરુષપ્રવીર રામલક્ષ્મણ બન્ને વિસ્મય પામ્યા.[૪૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'કબંધવધ' નામનો અધ્યાય ૨૭૯ મો સમાપ્ત.

## અધ્યાય ૨૮૦ મો

### રામ અને સુગ્રીવનો મેળાપ, વાલિવધ અને ત્રિજટાએ સીતાને આપેલું સાંત્વન

॥ मार्कंडेय उवाच ॥

**ततोऽविदूरे नलिनीं प्रभूतकमलोत्पलाम् ।**
**सीताहरणदुःखार्तः पंपां रामः समासदत् ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : પછી સીતાહરણથી દુ:ખાતુર થયેલા રામ કમળો અને ઉત્પલોથી ભરેલા પંપા નામના નજીકના કમળસરોવરે પહોંચ્યા.[૧] તે વનમાં સુખકારી, અમૃત જેવા સુગંધવાળો અને સુશીતલ વાયુનો સ્પર્શ થવાથી તેમને મનમાં પોતાની પ્રિયાનું સ્મરણ થવા લાગ્યું.[૨] રાજાધિરાજ રામચંદ્ર કાંતાનું સ્મરણ થતાં મનોવેગથી વ્યથિત થયા અને ત્યાં વિલાપ કરવા લાગ્યા. એટલે સુમિત્રાનંદન લક્ષ્મણે તેમને કહ્યું :[૩] 'હે માનદાતા ! વૃદ્ધ પુરુષોનો સમાગમ કરનારા, જિતેંદ્રિય અને આત્મનિષ્ઠ પુરુષને જે પ્રમાણે વ્યાધિ સ્પર્શ કરી શકતો નથી, તે પ્રમાણે આવો વિકાર તમારો સ્પર્શ કરવા માટે યોગ્ય નથી.[૪] વૈદેહી અને રાવણ વિશે તમને પત્તો મળ્યો છે, તો હવે તમે બુદ્ધિપૂર્વક પુરુષાર્થ કરી સીતાજીને પાછાં મેળવો.[૫] આપણે બન્ને પર્વતવાસી વાનરશ્રેષ્ઠ સુગ્રીવ પાસે જઈએ. હું તમારો શિષ્ય, સેવક અને સહાયક છું, તો તમે ધીરજ ધરો.'[૬] આમ લક્ષ્મણે રઘુવીરને અનેક પ્રકારનાં વચનો કહ્યાં, એટલે તે સ્વસ્થતા પામ્યા અને કાર્યપરાયણ થયા.[૭] રામલક્ષ્મણ એ વીર ભાઈઓએ પંપા સરોવરના જળમાં સ્નાનાદિ કરી પિતૃઓને તર્પણ કર્યું અને ત્યાંથી આગળ ચાલ્યા.[૮] તેઓ અનેક ફળમૂળ અને વૃક્ષોવાળા ઋષ્યમૂક પર્વત પાસે ગયા, તો તેમણે ગિરિશિખર ઉપર પાંચ વીર વાનરોને જોયા.[૯] તે સમયે સુગ્રીવે હિમવાનની જેમ બેઠેલા પોતાના બુદ્ધિમાન મંત્રી હનુમાન વાનરને

તેમની પાસે મોકલ્યા,[૧૦] હે રાજન્! તેઓએ પ્રથમ હનુમાન સાથે વાતચીત કરી અને પછી રામે વાનરરાજ સાથે મૈત્રી કરી.[૧૧] રામે પોતાના કાર્યનું નિવેદન કર્યું, ત્યારે સીતાજીએ પોતાનું અપહરણ થતાં વાનરો વચ્ચે જે વસ્ત્ર નાખ્યું હતું, તે એ વાનરોએ તેમને બતાવ્યું.[૧૨] આ ખાતરી આપનારું વસ્ત્ર પામીને રામે પોતે જ વાનરાધીશ સુગ્રીવનો પૃથ્વીમાંના સર્વ વાનરોના રાજ્યપદે અભિષેક કર્યો.[૧૩] વળી હે રાજા! ત્યારે કાકુત્સ્થ રામે યુદ્ધમાં વાલિનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી અને સુગ્રીવે વૈદેહીને પાછાં લાવવાની પ્રતિજ્ઞા લીધી. આમ કરીને તેમણે પ્રતિજ્ઞા કરી અને એકબીજા વિષે વિશ્વાસ મૂક્યો. પછી તે સર્વ સાથે યુદ્ધની આકાંક્ષાથી કિષ્કિંધાએ જઈ ઊભા.[૧૪,૧૫] ઓઘના જેવા ઘોષવાળા સુગ્રીવે કિષ્કિંધામાં પહોંચીને ગર્જના કરી. વાલી તેની આ ગર્જનાને સહન કરી શક્યો નહિ, પણ તારાએ તેને રોકતાં કહ્યું કે,[૧૬] 'આ બળવાન વાનર સુગ્રીવ જે પ્રકારની ગર્જના કરે છે, તે ઉપરથી મને લાગે છે કે, તેને કોઈ આશ્રય આપનારો મળ્યો છે. આથી તમે બહાર નીકળશો નહિ.'[૧૭] ત્યારે સુવર્ણમાળા ધારી, વિદ્વાન, વાનરાધિરાજ વાલીએ તે ચંદ્રમુખી તારાને કહ્યું:[૧૮] 'તું સર્વ પ્રાણીઓની બોલી જાણે છે. તું બુદ્ધિમતી છે. તો તું જો કે, એ મારો કહેવાતો ભાઈ સુગ્રીવ કોની સહાય લઈને આવ્યો છે?'[૧૯] તારાનાથના જેવી પ્રભાવાળી શાણી તારાએ બે ઘડી વિચાર કર્યો અને પતિને કહ્યું કે, 'હે કપીશ્વર! તમે આ બધું સાંભળો.[૨૦] દશરથનંદન મહાત્મા રામની પત્નીનું હરણ થયું છે. એકનો મિત્ર કે શત્રુ તે બીજાનો પણ મિત્ર કે શત્રુ; એ શરતે ધનુર્ધર રામે સુગ્રીવ સાથે મૈત્રી બાંધી છે.[૨૧] સુમિત્રાનંદન લક્ષ્મણ નામનો બુદ્ધિમાન, મહાબાહુ અને અપરાજિત રામનો ભાઈ પણ કાર્યની સિદ્ધિ માટે તત્પર ઊભો છે.[૨૨] મૈંદ, દ્વિવિદ, અનિલાત્મજ હનુમાન અને ઋક્ષરાજ જાંબવાન એ સુગ્રીવના સચિવો પણ તૈયાર ઊભા છે.[૨૩] એ સર્વ મહાત્માઓ બુદ્ધિમાન અને મહાબળવાન છે. રામના વીર્યબળના આશ્રય વડે તેઓ તમારો વિનાશ કરવાને સમર્થ છે.' કપીશ્વર વાલીએ તારાનાં આ હિતકારી વચનોને તોડી પાડ્યાં અને તે વહેમ ખાઈ બેઠો કે, તારાનું મન સુગ્રીવમાં ચોંટ્યું છે.[૨૪,૨૫] તારાને કઠોર વચન સંભળાવી તે ગુફાના દ્વારમાંથી બહાર નીકળ્યો અને માલ્યવાન પર્વતની પાસે ઊભેલા સુગ્રીવને આ પ્રમાણે કહેવા લાગ્યો:[૨૬] 'પૂર્વે, મેં તને જીવિતમાં પ્રીતિવાળાને અનેક વાર હરાવ્યો છે અને સગો જાણીને મેં તને જવા દીધો છે; છતાં ફરી તને મરણની કેમ ઉતાવળ આવી છે?'[૨૭] વાલીએ આ પ્રમાણે કહ્યું, ત્યારે શત્રુનાશન સુગ્રીવ જાણે રામને સંબોધતો હોય તેમ પોતાના ભાઈને આ સમયોચિત વચન કહેવા લાગ્યો કે,[૨૮] 'હે રાજન્! તેં મારું રાજ લઈ લીધું છે, મારી સ્ત્રીને હરી લીધી છે, એટલે હવે મારે જીવીને શું કરવાનું હોય? આ સમજીને જ હું તારી સામે આવ્યો છું, એમ તું સમજી લેજે.'[૨૯] આમ અનેક રીતે કહીને વાલી અને સુગ્રીવ એ બંને શાલ, તાલ તથા શિલારૂપી આયુધો લઈને રણમાં ઝૂઝવા લાગ્યા.[૩૦] તે બંને એકબીજાને ઘા કરવા લાગ્યા. તેમણે એકમેકને ભોંય ઉપર પાડી નાખ્યા. બંને સામસામા જાતજાતના હાકોટા પાડતા હતા અને એકબીજાને મૂઠીઓ મારતા હતા.[૩૧] બંને નખ તથા દાંતથી જખમી થયા હતા અને લોહીમાં તરબોળ થઈ ગયા. તે સમયે તે બંને પુષ્પવાળા ખાખરાના ઝાડની જેમ શોભી રહ્યા હતા.[૩૨] જ્યારે યુદ્ધમાં તે બે વચ્ચે કંઈ રૂપભેદ જણાયો નહિ, ત્યારે હનુમાને સુગ્રીવના ગળામાં એક માળા

પહેરાવી.[૩૩] કંઠમાં સજેલી તે માળા વડે વીર સુગ્રીવ મેઘમાળાથી શોભતા મહાગિરિ મલયની જેમ શોભી રહ્યો.[૩૪] સુગ્રીવને આમ ચિહ્ન થયેલું જોઈને મહાન ધનુર્ધર રામે વાલીને ઉદ્દેશીને પોતાનું શ્રેષ્ઠ ધનુષ્ય તાણ્યું. ત્યારે તે ધનુષનો ટંકાર જાણે યંત્રના ઘોષની જેમ ગાજી રહ્યો અને તે સાંભળતાં જ વાલી ત્રાસી ઊઠ્યો. અને એટલામાં જ તેને છાતીએ બાણ વાગ્યું.[૩૫,૩૬] આમ વાલીનું હૃદય ચિરાઈ ગયું અને તેના મોંમાંથી લોહીની ઊલટી થવા લાગી, ત્યાં તેણે સુમિત્રાનંદન સાથે ઊભેલા રામને જોયા.[૩૭] કકુત્સ્થવંશી રામચંદ્રનો તિરસ્કાર કરીને તે ધરણી ઉપર મૂર્છિત થઈ પડ્યો. તે વખતે તારાએ ચંદ્રના જેવા તેજવાળા એ વાલીને ત્યાં ભોંય ઉપર પડેલો જોયો.[૩૮] આ રીતે વાલી મરાયો, એટલે સુગ્રીવે કિષ્કિંધાને તથા નાથવિહોણી થયેલી ચંદ્રમુખી તારાને પોતાને સ્વાધીન કરી.[૩૯] બુદ્ધિમાન રામચંદ્રે પણ માલ્યવાન પર્વત ઉપર ચાર માસ સુધી નિવાસ રાખ્યો અને સુગ્રીવે તેમની સારી રીતે સેવા કરી.*

બીજી બાજુ, કામાધીન રાવણે લંકાપુરીમાં જઈને સીતાને નંદનવનના જેવા એક ભવનમાં રાખ્યાં.[૪૦,૪૧] તે ભવન અશોકવનની પાસે હતું અને તપસ્વીઓના આશ્રમ જેવું જણાતું હતું. ત્યાં સ્વામીના સ્મરણમાં સુકાઈ ગયેલા અંગવાળાં, તાપસીનો વેષ ધારણ કરી રહેલાં અને ઉપવાસ તથા તપના અભ્યાસવાળાં, શીલવાળાં અને વિશાળ લોચનવાળાં સીતાજી ફળમૂળનો આહાર કરી દુઃખે દહાડા કાઢતાં હતાં.[૪૨,૪૩] રાક્ષસરાજે ત્યાં પ્રાસ, તલવાર, ત્રિશૂળ, પરશુ, મુદ્ગર અને ઉંબાડિયાં ધારણ કરનારી રાક્ષસીઓને ચોકી રાખવા આજ્ઞા આપી હતી.[૪૪] એ રાક્ષસીઓમાં કેટલીક બે આંખવાળી, કેટલીક ત્રણ આંખવાળી, કેટલીક કપાળ ઉપર આંખવાળી, કેટલીક લાંબી જીભવાળી, કેટલીક જીભ વિનાની, કેટલીક ત્રણ સ્તનવાળી, કેટલીક એક પગવાળી, કેટલીક ત્રણ જટાવાળી અને કેટલીક એક આંખવાળી હતી. આ અને બીજી બળતી આંખવાળી તથા ઊંટના જેવા કાચા વાળવાળી રાક્ષસીઓ પૂરી સાવધાન રહીને સીતાને રાતદિવસ ઘેરીને બેસી રહેતી.[૪૫,૪૬] કઠોર સ્વર–વ્યંજનવાળી અને દારુણ સાદવાળી તે ભયંકર પિશાચિનીઓ વિશાળ નયનવાળાં સીતાજીને સદૈવ ધમકાવ્યા કરતી હતી.[૪૭] અને કહેતી કે, 'ચાલો, આને તલતલ જેવડી કૂટી કાઢીએ, એને ખાઈ જઈએ. આ તો આપણા સ્વામીને અપમાન આપીને અહીં જીવતી રહી છે!'[૪૮] તેઓ સીતાજીને આવી ધમકીઓ આપતી હતી અને તેમને વારંવાર ત્રાસ પમાડતી હતી. સ્વામીના શોકમાં ઘેરાઈ ગયેલાં સીતાજીએ તે રાક્ષસીઓને નિસાસાભેર આ પ્રમાણે કહ્યું કે, 'હે કુળવંતીઓ! મને ઝટ ખાઈ જાઓ, કાળા ને વાંકડિયા કેશવાળા તે કમળનયન રામ વિના મને જીવવાનો જરાયે લોભ નથી.[૪૯,૫૦] તમે મારું ભક્ષણ નહિ કરો, તોપણ પ્રાણવલ્લભથી છૂટી પડેલી હું તાડ ઉપર રહેલી સાપણની જેમ નિરાહાર રહીને મારા શરીરને સૂકવી જ નાખીશ.[૫૧] રઘુનંદન રામ વિના હું કોઈ અન્ય પુરુષ પાસે જઈશ નહિ. તમે જાણી લો કે, આ હું સત્ય જ કહું છું. હવે તમારે જે કરવું હોય તે કરો.'[૫૨] સીતાજીનાં આ વચનો સાંભળીને કર્કશ સ્વરવાળી તે રાક્ષસીઓ રાક્ષસેંદ્ર રાવણને તે સઘળું આદરપૂર્વક કહેવા

---

* कार्यार्थी मित्रमन्विच्छन्नृशंसः स्यान्महानपि ।
जघान वालिनं रामो निर्दोषमपि साहसात् ॥

કાર્યને માટે મિત્ર ઇચ્છનારો મહાપુરુષ પણ નૃશંસ થાય છે; જેમ કાર્યાર્થી રામે મિત્રને માટે નિર્દોષ વાલીને પણ સાહસથી મારી નાખ્યો તેમ–અર્થાત્ સ્વાર્થભરી મૈત્રીમાં નિંદ્ય કર્મ પણ થાય છે, માટે તેવી મૈત્રી ત્યાજ્ય છે. —गणेश

માટે ગઈ.[૫૩] આમ એ સર્વ રાક્ષસીઓ ચાલી ગઈ, ત્યારે ધર્મજ્ઞ અને પ્રિયવાદિની ત્રિજટા નામની રાક્ષસીએ વૈદેહીને આ પ્રમાણે સાંત્વન આપ્યું:[૫૪] 'હે સીતા! હું તમને કંઈક વાત કહીશ. હે સખી! તું મારામાં વિશ્વાસ રાખ. હે વામોરુ! તું ભય છોડી દે અને મારાં આ વચન સાંભળ.[૫૫] અવિંધ્ય નામનો એક વૃદ્ધ અને બુદ્ધિમાન રાક્ષસશ્રેષ્ઠ છે, તે રામનો હિતચિંતક છે. તેણે તારા સબંધમાં મને કહ્યું છે કે,[૫૬] તારે સીતાને આશ્વાસન આપી પ્રસન્ન કરવી અને તેને મારા તરફથી કહેવું કે, તારા બળવાન પતિ રામ કુશળ છે અને લક્ષ્મણ તેમને અનુસરી રહ્યા છે.[૫૭] શ્રીમાન રઘુવીરે ઇંદ્ર જેવા તેજસ્વી વાનરરાજ સુગ્રીવ સાથે મૈત્રી કરી છે અને તે તારે માટે ઉદ્યોગ કરી રહ્યા છે.[૫૮] હે ભીરુ! લોકનિંદિત રાવણથી તું ભય રાખીશ નહિ. હે નંદિની! નલકૂબરે તેને શાપ આપ્યો છે, એટલે તું રક્ષિત છે.[૫૯] પૂર્વે એ પાપી રાવણ પુત્રવધૂ જેવી નલકૂબરપત્ની રંભાને છેડવા ગયો હતો, ત્યારે એને શાપ મળ્યો છે. એ અજિતેંદ્રિય રાવણ પોતાને અધીન ન થયેલી સ્ત્રીનો સમાગમ કરી શકતો નથી.[૬૦] સુગ્રીવથી રક્ષાયેલા અને સૌમિત્રીના સાથવાળા, તારા ધીમાન પતિ ટૂંક સમયમાં જ અહીં આવી પહોંચશે અને તને અહીંથી છોડાવશે.[૬૧] વળી મે પુલસ્ત્યકુલનો નાશ લાવનારાં, એ દુર્બુદ્ધિ રાવણના વિનાશને સૂચવનારાં તથા અનિષ્ટ બતાવનારાં અતિ ભયંકર સ્વપ્નાં જોયાં છે.[૬૨] નીચ કર્મ કરનારો આ દારુણ દુરાત્મા રાક્ષસ પોતાના સ્વભાવથી અને દુરાચરણથી સર્વને ભય વધારી રહ્યો છે, કાળથી મૂઢચિત્ત થયેલો એ રાવણ સર્વ દેવો સાથે સ્પર્ધા કર્યા કરે છે. મેં સ્વપ્નમાં તેનાં આ નાશનાં ચિહ્નો જ જોયાં છે.[૬૩,૬૪] એ દશાનન તેલમાં નાહેલો હતો, એનું માથું મુંડિત હતું અને એ કાદવમાં ખૂંપતો હતો. તે ગધેડા જોડેલા રથમાં જાણે કે અનેક વાર ઊભો ઊભો નાચતો હતો. આ કુંભકર્ણ આદિ રાક્ષસો નવસ્ત્ર હતા, તેમના વાળ ખરી પડ્યા હતા, તેમણે લાલ માળાઓ પહેરી હતી, લાલ ચંદનના લેપ કર્યા હતા અને તેઓ દક્ષિણ દિશા તરફ દોડી રહ્યા હતા. એક વિભીષણ જ શ્વેત પર્વત ઉપર ચડ્યો હતો. તેને ધવલ છત્ર હતું, મંડિલ હતું, સફેદ ફૂલમાળા હતી અને શ્વેત ચંદનના લેપ હતા.[૬૫-૬૭] તેના ચાર પ્રધાનોએ પણ શ્વેતમાળાઓ ધારણ કરી હતી, ધવલ ચંદનનાં અનુલેપન કર્યાં હતાં અને તેઓ શ્વેત પર્વત ઉપર ચડ્યા હતા. તેઓ પણ આ મહાભયમાંથી ઊગરી જશે.[૬૮] વળી, સ્વપ્નામાં મેં આ સાગર સાથેની પૃથ્વીને રામના અસ્ત્રથી વ્યાપી ગયેલી જોઈ હતી. આથી તારા પતિ રામ અખિલ પૃથ્વીને યશથી ભરી દેશે.[૬૯] સર્વ દિશાઓને બાળી મૂકવાને ઇચ્છતા લક્ષ્મણને મે સ્વપ્નામાં હાડકાંના ઢગલા ઉપર ચડેલો તથા મધ અને દૂધપાક ઉડાવતો જોયો હતો.[૭૦] વળી મેં તને વારવાર રોતી, લોહીથી સર્વાંગે ભીંજાઈ ગયેલી, એક વાઘથી રક્ષણ પામતી અને ઉત્તર દિશા તરફ જતી અનેકવાર જોઈ હતી.[૭૧] હે વૈદેહી! હે સીતા! તું તારા પતિ રાઘવને તેમના ભાઈ લક્ષ્મણ સાથે ટૂંક વખતમાં જ મળીને આનંદ પામશે.'[૭૨] ત્રિજટાનાં આ વચનો સાંભળીને મૃગબાલના જેવાં લોચનવાળી, એ બાળા સીતાને સ્વામીના સમાગમ વિશે ફરી આશા આવી.[૭૩] એટલામાં તે ભયાનક અને અતિદારુણ પિશાચિનીઓ રાવણ પાસે જઈને પાછી આવી અને તેમણે સીતાને ત્રિજટા સાથે પહેલાંની જેમ જ બેઠેલી જોઈ.[૭૪]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'ત્રિજટાકૃત સીતાસાન્ત્વન' નામનો અધ્યાય ૨૮૦ મો સમાપ્ત

# अध्याय २८१मो
## રાવણુ અને સીતાનો સંવાદ

॥ मार्कंडेय उवाच ॥

ततस्तां भर्तृशोकार्तां दीनां मलिनवाससाम्।
मणिशेषाम्यलंकारां रुदतीं च पतिव्रताम् ॥ १ ॥

માર્કંડેય બોલ્યા : ત્યાં કામબાણુથી પીડાયેલા રાવણે પતિના શોકથી વ્યાકુળ થયેલી, દીન બનેલી, મલિન વસ્ત્ર ધારણ કરી રહેલી, એક માત્ર મંગલ મણિના અલંકારવાળી, રાક્ષસીઓથી સેવાયેલી અને શિલાતલ ઉપર બેઠેલી તે રોતી પતિવ્રતાને જોઈ અને તે તેની પાસે ગયો.[૧,૨] આમ દેવો, દાનવો, ગંધર્વો, યક્ષો અને કિંપુરુષોથી પણ યુદ્ધમાં અપરાજિત તે કંદર્પપીડિત રાવણુ અશોકવાટિકામાં ગયો.[૩] ત્યારે એ શ્રીમાને દિવ્ય અંબર ધારણ કર્યાં હતાં, ઝળહળતાં મણિમય કુંડલો પહેર્યાં હતાં અને ચિત્રવિચિત્ર કુસુમોનો મુકુટ મૂક્યો હતો. જાતે તે મૂર્તિમાન વસંત હોય તેમ જણાતો હતો. યત્નપૂર્વક તેણે શણગાર સજ્યા હતા, પણ તે કલ્પવૃક્ષ જેવો લાગતો નહોતો. વિભૂષિત હોવા છતાં તે સ્મશાનના મહાવૃક્ષ જેવો ભયંકર જણાતો હતો.[૪,૫] રાક્ષસ રાવણુ પાતળી કેડવાળી સીતા પાસે ગયો, ત્યારે તે જાણે શનિશ્ચર ગ્રહ રોહિણી પાસે ગયો હોય એમ દેખાવા લાગ્યો.[૬] કુસુમધ્વજ કામદેવના બાણુથી વીંધાયેલા રાવણે સુનિતંબિની સીતાને હાંક મારી અને હરણીની જેમ ત્રાસી ગયેલી એ અબળાને તે આ વચન કહેવા લાગ્યો :[૭] 'હે સીતા ! હવે બહુ થયું. તેં તારા સ્વામી ઉપર પૂરી કૃપા કરી છે. હવે હે કૃશાંગી ! તું મારા ઉપર પ્રસન્ન થા. તું શણગાર સજી લે. હે વરારોહા ! તું મહામૂલ્યવાન વસ્ત્રો પહેરી લે, મહામોંઘા અલંકારો સજી લે અને તું મારો સ્વીકાર કર. હે સુંદરવણી ! તું મારી સર્વ નારીઓમાં શ્રેષ્ઠ થઈ ને રહે.[૮,૯] મારી સ્ત્રીઓમાં દેવકન્યાઓ છે, ગંધર્વનારીઓ છે, દાનવકન્યાઓ છે અને દૈત્યયુવતીઓ પણ છે.[૧૦] ચૌદ કરોડ પિશાચો મારી આણમાં ઊભા રહે છે. તેમનાથી બમણા ભયંકર કર્મવાળા નરભક્ષી રાક્ષસો મારી આજ્ઞામાં વર્તે છે.[૧૧] વળી તેમનાથી ત્રણગણા યક્ષો મારી આજ્ઞાને અધીન રહે છે. તેમાંના થોડાએક યક્ષો મારા ભાઈ કુબેરનો આશ્રય કરીને રહે છે.[૧૨] હે ભદ્રા ! હું મદિરાપાન કરવા પાનગૃહે જાઉં છું, ત્યારે હે વામોરુ ! ગંધર્વો અને અપ્સરાઓ મારા ભાઈની જેમ મારી પણ સદૈવ સેવા કરે છે. હું સાક્ષાત્ વિપ્રર્ષિ વિશ્રવા મુનિનો પુત્ર છું અને મારી પાંચમા લોકપાલ તરીકે કીર્તિ પથરાયેલી છે.[૧૩,૧૪] હે ભાવિની ! મારે ત્યાં ત્રિદશેશ્વર ઇંદ્રની જેમ દિવ્ય અને વિવિધ ભક્ષ્યો, ભોજ્યો તથા પેયો છે.[૧૫] તારું વનવાસ આપનારું દુઃખકારી કર્મ છૂટી જાઓ. હે સુશ્રોણી ! તું મંદોદરીની જેમ મારી ભાર્યા થઈ ને રહે.'[૧૬] રાવણે આ પ્રમાણે કહ્યું, ત્યારે શુભવદના વૈદેહીએ પોતાનું મુખ બીજી તરફ ફેરવીને અને વચમાં તણખલું રાખીને એ નિશાચરને ઉત્તર આપ્યો.[૧૭] ત્યારે સુંદર જઘનવાળી એ બાળા આંખના અમંગલ ધારાબંધ અશ્રુજળથી પોતાનાં ઘાટાં અને ઉન્નત સ્તનોને ભીંજવી રહી.[૧૮] તે પતિને જ દેવતા માનનારી વૈદેહીએ તે નીચને આ વચન કહ્યાં : 'હે રાક્ષસેશ્વર ! તું એકથી અનેક વાર આવાં આવાં વચનો બોલ્યા કરે છે.[૧૯] અને મેં હતભાગિનીએ તારું એ કહેવું ખેદપૂર્વક સાંભળ્યું પણ છે; પણ એ ભલા પુરુષ ! તું મારામાંથી તારું મન પાછું વાળી લે. તારું કલ્યાણ થાઓ.[૨૦] હું પરદારા છું અને નિત્ય પતિવ્રતા છું; એટલે હું તને અલભ્ય જ છું. મારા જેવી દીન માનવી પત્ની તારા ઉપયોગની નથી. મારા જેવી પરવશ પડેલી સ્ત્રી ઉપર અત્યા-

ચાર કરીને તને કયું સુખ મળે એમ છે? તારા પિતા બ્રહ્મદેવના પુત્ર છે, વિપ્ર છે અને પ્રજાપતિ જેવા છે.[૨૧,૨૨] વળી લોકપાલ જેવો થઈને તું કેમ ધર્મનું પાલન કરતો નથી? મહેશ્વરના મિત્ર, રાજાધિરાજ અને સમર્થ ધનેશ્વર કુબેર તારા ભાઈ છે, એમ બડાશ મારતાં તને કેમ લાજ આવતી નથી?' આમ કહીને સીતાએ વસ્ત્રથી પોતાનું મોં ઢાંકી દીધું અને ધ્રૂસકે ધ્રૂસકે રડવા માંડ્યું, ત્યારે તેનાં પયોધર કંપી રહ્યાં હતાં અને તેની લાંબી ડોક ધ્રૂજી રહી હતી. આમ તે ભાવિની રુદન કરતી હતી, તે સમયે મસ્તક ઉપરની તેની કાળી અને ચળકતી સુબદ્ધ વેણી કાળી નાગણની જેવી દેખાતી હતી. સીતાએ કહેલાં એ ઘણાં નિષ્ઠુર વચનો સાંભળીને દુર્બુદ્ધિ રાવણ પોતે અસ્વીકાર પામ્યા છતાં પણ ફરીથી આ વચનો બોલ્યો: 'હે સીતા! ભલે મકરધ્વજ કામદેવ મારાં અંગોને પીડા કરો, પણ તું સુમધુરહાસિની અને સુંદર નિતંબિની જ્યાં સુધી કામેચ્છારહિત છે, ત્યાં સુધી હું તારો સંગ કરીશ નહિ. તને મારાથી શું કરી શકાય? કેમ કે હજી પણ તું અમારા આહારરૂપ મનુષ્ય યોનિમાં જન્મેલા રામને જ અનુસરી રહી છે.' નિર્દોષ ગાત્રવાળી સીતાને આ પ્રમાણે કહીને તે રાક્ષસ રાજેંદ્ર ત્યાં જ અંતર્ધાન થઈ ગયો અને પોતાની ઇચ્છિત દિશાએ ચાલ્યો ગયો. રાક્ષસીઓથી ઘેરાયેલી અને શોકથી સુકાઈ ગયેલી વૈદેહી ત્રિજટાથી સેવા પામતી ત્યાં જ રહી.[૨૩-૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'સીતારાવણસંવાદ' નામનો અધ્યાય ૨૮૧ મો સમાપ્ત

## अध्याय २८२ मो

### હનુમાને સીતાની શોધ કરી આવવું

॥ मार्कंडेय उवाच ॥

राघवः सहसौमित्रिः सुग्रीवेणाऽभिपालितः ।
वसन्माल्यवतः पृष्ठे ददर्श विमलं नभः ॥ १ ॥

માર્કંડેય બોલ્યા: આ તરફ રઘુનંદન રામ સુમિત્રાનંદન લક્ષ્મણ સાથે સુગ્રીવથી રક્ષાઈને માલ્યવાન પર્વત ઉપર રહેતા હતા. ત્યાં તેમણે આકાશને નિર્મળ થયેલું જોયું.[૧] એ વિમળ વ્યોમમાં અરિનાશન રામે નિર્મળ ચંદ્રને જોયો. અને તે ચંદ્રને ગ્રહો, નક્ષત્રો અને તારાઓ અનુસરી રહ્યા હતા.[૨] ત્યાં કુમુદો, ઉત્પલો અને કમળોના ગંધને લઈને વહેતા શીતળ વાયુએ પર્વત ઉપર રહેલા રામને એકદમ જાગ્રત કરી દીધા.[૩] સીતા રાક્ષસના ઘરમાં કેદ પડી છે, એ સાંભરી આવતાં ધર્માત્મા રામ મનમાં ખિન્ન થયા અને પ્રભાતે પોતાના વીર ભાઈ લક્ષ્મણને આ પ્રમાણે કહેવા લાગ્યા: 'ઓ લક્ષ્મણ! તું કિષ્કિંધામાં જા અને સ્ત્રીસંગમાં ગાંડા થયેલા તથા સ્વાર્થમાં પંડિત, કૃતઘ્ની કપીશ્વર સુગ્રીવની ભાળ કાઢ.[૪,૫] મેં એ મૂર્ખ કુલાંગારને ગાદીપતિ કર્યો છે, એટલે સર્વ વાનરો, ગોપુચ્છો અને રીંછો એની સેવા કરે છે.[૬] હે રઘુકુલભૂષણ! હે મહાબાહુ! તારા સાથમાં રહીને મેં તે સમયે એને માટે વાલીને કિષ્કિંધાના ઉપવનમાં માર્યો હતો.[૭] મને લાગે છે કે, એ સુગ્રીવ પૃથ્વીમાં નીચ વાંદરો છે અને કૃતઘ્ની છે. એથી તો હે લક્ષ્મણ! તે મૂર્ખ મારી આ સ્થિતિમાં પણ સંભાળ લેતો નથી.[૮] હું માનું છું કે, તે પ્રતિજ્ઞાપાલન કરવાનું સમજતો જ નથી. અલ્પ બુદ્ધિ વડે તે સાચે જ એના પર ઉપકાર કરનારા એવા મને અવગણી રહ્યો છે.[૯] હજુ પણ તે જો કામસુખમાં તલ્લીન થઈને પોઢી રહેતો હોય અને સીતાની ભાળ માટે કશો ઉદ્યોગ ન જ કરતો હોય, તો તું વાલીને માર્ગે, તેને પ્રાણીમાત્રના છેલ્લા ધામે પહોંચાડી દેજે.[૧૦] પણ હે કકુત્સ્થવંશજ! એ વાનરશ્રેષ્ઠ હજી જો આપણે માટે કંઈ કરવાને તૈયાર હોય, તો તું તેને અહીં જલદી લઈ આવ. આમાં વાર લગાડીશ નહિ.'[૧૧] ભાઈએ આ પ્રમાણે કહ્યું, એટલે વડીલ ભાઈની

આજ્ઞામાં તથા તેમના હિતમાં પરાયણ રહેલા લક્ષ્મણે બાણ અને પણછ ચડાવેલું સોહામણું ધનુષ્ય લઈને ત્યાંથી પ્રયાણ કર્યું.[૧૨] કિષ્કિંધાને દરવાજે પહોંચી તેણે કશી રોક વિના અંદર પ્રવેશ કર્યો. લક્ષ્મણ ક્રોધમાં છેએમ માનીનેવાનરરાજ સુગ્રીવ તેની સામે ગયો.[૧૩] વાનરાધિરાજ સુગ્રીવે પોતાની પત્ની સાથે રહીને લક્ષ્મણનો વિનયભાવથી અને પ્રસન્નતાપૂર્વક યોગ્ય આદરસત્કાર કર્યો.[૧૪] સર્વશઃ નિર્ભય એવા સુમિત્રાપુત્ર લક્ષ્મણે તેને રામનાં વચન કહી સંભળાવ્યાં. પત્ની અને સેવકો સાથે વાનરાધિપતિ સુગ્રીવે તે સર્વ વચનો પ્રીતિ અને વિનયપૂર્વક અશેષે સાંભળ્યાં અને બે હાથ જોડીને તેણે નરકુંજર લક્ષ્મણને આ વચનો કહ્યાં :[૧૫,૧૬] 'હે લક્ષ્મણ ! હું દુષ્ટમતિ નથી, કૃતઘ્ની નથી, તેમ ઘાતકી પણ નથી. મેં સીતાની શોધ માટે જ પ્રયત્નો કર્યા છે, તે તમે સાંભળો.[૧૭] મેં સર્વ સુશિક્ષિત વાનરોને સઘળી દિશાઓમાં મોકલ્યા છે અને તે સૌને મેં એક મહિનામાં પાછા ફરવાની મર્યાદા બાંધી આપી છે.[૧૮] હે વીર ! તે વાનરોને વનો, પર્વતો, નગરો, ગામો, પુરો અને ખાણો સાથેની આ સાગરરૂપી અંબર ધારણ કરનારી પૃથ્વીમાં સીતાજીની શોધ કરવાની છે.[૧૯] હવે પાંચ દહાડા પછી મહિનાની તે અવધ પૂરી થાય છે, એટલે એ પછી તમે રામ સહિત ઘણી મોટી પ્રિય વાત સાંભળશો.[૧૨૦] ધીમાન વાનરરાજે લક્ષ્મણને આ પ્રમાણે કહ્યું, ત્યારે તે ઉદારમન સુમિત્રાનંદને રોષ ત્યજીને સુગ્રીવની પ્રશંસા કરી.[૨૧] પછી સુગ્રીવને લઈને તે માલ્યવાન પર્વત ઉપર બેઠેલા રામ પાસે ગયો અને તેમને સીતાની શોધનું કાર્ય ક્યાં સુધી આવ્યું છે તે તેણે જણાવ્યું.[૨૨] એટલામાં સુગ્રીવે મોકલેલા હજારો વાનરરાજો ત્રણ દિશાઓ શોધીને પાછા આવ્યા. એક દક્ષિણ દિશામાં ગયેલા વાનરો પાછા નહોતા આવ્યા.[૨૩] ત્યાં પાછા આવેલા વાનરોએ રામને કહ્યું કે, 'અમે સાગરરૂપી કંદોરાવાળી સમગ્ર પૃથ્વીને ખોળી વળ્યા છીએ, પણ અમે સીતાનાં કે રાવણનાં દર્શન પામી શક્યા નથી.[૧૨૪] આ સાંભળી કકુત્સ્થવંશી રામ દુઃખાર્ત થયા, પણ દક્ષિણ દિશાએ ગયેલા તે વાનરશ્રેષ્ઠો ઉપર આશા ટકવીને પોતાના પ્રાણને ટકાવી રાખ્યા.[૨૫] આ રીતે બે મહિનાનો સમય વીતી ગયો, ત્યારે કેટલાક વાનરો ઉતાવળા સુગ્રીવ પાસે આવીને આ વચનો કહેવા લાગ્યા : 'હે વાનરશ્રેષ્ઠ ! તમે અને વાલીએ મહાન અને સમૃદ્ધ મધુવનને રક્ષિત રાખ્યું છે; પણ હે રાજન્ ! તમે જે પવનસુત હનુમાન, વાલીપુત્ર અંગદ અને બીજા વાનરવરોને દક્ષિણ દિશામાં શોધ કરવા માટે મોકલ્યા હતા, તેઓ તેનો ઉપયોગ કરી રહ્યા છે.[૨૬-૨૮] વાનરવરોનો આવો અનુચિત જણાતો આચાર સાંભળીને સુગ્રીવે વિચાર્યું કે, 'આ લોકો કાર્ય કરીને જ આવ્યા હશે; કેમ કે કૃતાર્થ થયેલા સેવકો જ આવી રીતે વર્તી શકે.[૧૨૯] પછી બુદ્ધિમાન વાનરરાજ સુગ્રીવે એ વાત રામને કહી અને રામે પણ અનુમાનથી માન્યું કે, તે વાનરોએ મૈથિલીને જોઈ જ હશે.[૩૦] પછી હનુમાન આદિ તે વાનરો વિશ્રાંતિ લઈને, રામલક્ષ્મણ પાસે બેઠેલા વાનરેંદ્ર સુગ્રીવ પાસે ગયા.[૩૧] હે ભારત ! હનુમાનની ચાલ તથા તેના મુખનો વર્ણ જોઈને રામને ફરીથી પ્રતીતિ થઈ કે, આ વાનરે સીતાને જોઈ જ છે.[૩૨] મનમાં પ્રસન્નતા પામેલા તે હનુમાન આદિ વાનરોએ રામને, સુગ્રીવને અને લક્ષ્મણને વિધિપૂર્વક પ્રણામ કર્યા.[૩૩] આમ નમન કરી રહેલા એ વાનરોને રામે ધનુષ્યબાણ લઈને કહ્યું કે, 'તમે મને જિવાડશો ને ? તમારું કાર્ય સિદ્ધ થયું છે ને ? શત્રુને રણમાં રોળીને અને જનકનંદિનીને પાછી

લાવીને હું અયોધ્યામાં ફરી રાજ્ય કરીશ કે?[34,35] વૈદેહીને છોડાવ્યા વિના અને રિપુઓને રણમાં રગદોળ્યા વિના, જેની પત્નીનું અપહરણ થયું છે એવો હું, અવધૂતની જેમ જીવવાની હોંશ રાખતો નથી!'[36] રામે આ વચનો કહ્યાં; એટલે વાયુપુત્ર હનુમાને તેમને ઉત્તર આપ્યો કે, 'હે રામ! હું તમને શુભ સમાચાર આપું. મેં જાનકીજીને જોયાં છે.[37] પર્વતો, વનો અને ખાણો સાથેની દક્ષિણ દિશામાં શોધતા શોધતા અમે થાકી ગયા અને અમને અપાયેલી અવધ પણ ચાલી ગઈ. એટલામાં એક મોટી ગુફા અમારા જોવામાં આવી અને અમે એની અંદર પેઠા. તે ગુફા અનેક જોજન લાંબી હતી, અંધકારથી ભરેલી હતી, જંગલોથી ગીચ હતી, કીડાઓથી ખદબદતી હતી અને તેમાં મહામુશ્કેલીથી જઈ શકાય એમ હતું.[38,39] તેમાં અમે ઘણો લાંબો માર્ગ કાપ્યો. તે પછી અમે સૂર્યનું તેજ જોયું અને ત્યાં જ વચ્ચે એક દિવ્ય ભવન જોવામાં આવ્યું.[40] હે રાઘવ! એ સુંદર ભવન મયદાનવનું હતું અને તેમાં પ્રભાવતી નામની તાપસી તપ કરી રહી હતી.[41] તેણે અમને વિવિધ ભોજ્યો અને પેયો આપ્યાં. આમ ખાનપાન મળવાથી અમારામાં શક્તિ આવી, એટલે અમે તેણે જ બતાવેલે રસ્તે તે ભાગમાંથી બહાર નીકળી પડ્યા. પછી અમે સમુદ્રની સમીપમાં સહ્ય અને મલય પર્વતોને તેમ જ મહાગિરિ દુર્દરને જોયા.[42,43] પછી અમે મલયગિરિ ઉપર ચડીને વરુણધામ સમુદ્રને જોયો, ત્યાં તો અમારાં મોં પડી ગયાં, અમને વ્યથા થઈ આવી, અમે ખેદ પામ્યા અને અમને જીવિતને માટે ભારે નિરાશા થઈ.[44] સેંકડો જોજનો સુધી પથરાયેલો અને માછલાં, મગર તથા મહામત્સ્યોના ધામરૂપ એવા તે મહાસાગર વિશે વિચાર કરતાં જ અમે અત્યંત વ્યથા પામ્યા.[45] અમે તો ત્યાં આમરણ અનશનનો સંકલ્પ કરી બેઠા અને વાતો કરવા લાગ્યા. આ પ્રમાણે વાતો કરતાં છેલ્લે અમારે જટાયુ ગીધ વિશે વાત ચાલી. એવામાં અમે પર્વતશિખરના જેવી આભાવાળો, ઘોર રૂપવાળો અને ભયંકર એવો એક પક્ષી જોયો. તે જાણે બીજો વિનતાનંદન ગરુડ હોય એવો જણાતો હતો. તે અમને જમી જવાને વિચારી રહ્યો હતો, પણ જટાયુનું નામ સાંભળીને તે અમારી પાસે આવીને આ વચનો કહેવા લાગ્યો: 'અરે! એ કોણ મારા ભાઈ જટાયુની વાત કરી રહ્યું છે?[46-48] હું પક્ષીરાજ સંપાતિ નામનો તેનો મોટો ભાઈ છું. અમે બન્ને એકબીજા સાથે સ્પર્ધા કરીને સૂર્યમંડલ તરફ ઊડ્યા હતા.[49] આથી મારી આ બન્ને પાંખો બળી ગઈ, પણ જટાયુની પાંખો એમ ને એમ રહી. મારી પાંખો બળી જવાથી હું તો આ મહાગિરિ ઉપર પડ્યો રહ્યો છું. તેથી મેં મારા એ પ્રિય ભાઈ ગૃધ્રનાથને લાંબા વખતથી જોયો નથી.'[50]

તેણે આ પ્રમાણે કહ્યું, એટલે અમે તેને તેના ભાઈના થયેલા વધ વિશે સમાચાર આપ્યા.[51] વળી અમે તેને તમારા ઉપર આ જે સંકટ આવ્યું છે, તે વિશે પણ ટૂંકમાં કહી જણાવ્યું. હે રાજન્! એ અત્યંત અપ્રિય વાત સાંભળીને સંપાતિ મનમાં ખેદ પામ્યો. હે અરિનાશન! તે અમને ફરીથી પૂછવા લાગ્યો કે, 'એ રામ કોણ છે? સીતાને કેવી રીતે હરી જવામાં આવી? કેવી રીતે જટાયુનો વધ થયો?[52,53] હે વાનરવરો! હું આ બધું સાંભળવા ઇચ્છું છું.' આ ઉપરથી મેં તમારા ઉપર આ સંકટ કેમ આવ્યું અને અમે શા હેતુથી પ્રાયોપવેશનનો નિર્ધાર કર્યો છે, તે બધું તેને વિસ્તારપૂર્વક કહ્યું. એટલે એ પક્ષીરાજે અમને આ વચનો કહીને ઊભા કર્યા કે,[54,55] 'હું

રાવણને ઓળખું છું. સમુદ્રની પેલી પાર ત્રિકૂટ-પર્વતની ગુફામાં એની જે લંકા નામની મહા-નગરી છે, તે મેં જોઈ છે.[૫૬] વૈદેહી ત્યાં જ હશે. મને એ સંબંધમાં કશો સંશય નથી.' તેનાં આ વચનો સાંભળીને અમે એકદમ ઊભા થઈ ગયા. હે પરંતપ! અમે સાગરને પાર કરવા વિશે મંત્રણા કરવા લાગ્યા. જ્યારે કોઈ પણ સાગરને ઓળંગી જવાને તૈયાર થયો નહિ, ત્યારે હું મારા પિતા વાયુનો આશ્રય કરીને સો યોજન વિસ્તરેલા મહા-સાગરને કૂદી ગયો. વચમાં મેં સમુદ્રજલમાં રહેલી રાક્ષસીને મારી નાખી.[૫૭-૫૯] ત્યાં લંકાનગરીમાં રાવણના અંતઃપુરમાં મેં સતી સીતાજીનાં દર્શન કર્યાં. તપ અને ઉપવાસમાં પરાયણ રહેલાં એ સતી સ્વામીનાં દર્શનની લાલસા રાખી રહ્યાં છે.[૬૦] તેમના માથાના વાળ જટા જેવા વેરવિખેર થયા છે અને તેમના અંગે મેલના થર ચડ્યા છે. તે તપસ્વિની સુકાઈ ગયાં છે અને રાંક જેવાં થઈ ગયાં છે. મેં જુદાં જુદાં ચિહ્નોથી સીતાજીને ઓળખ્યાં છે.[૬૧] એકાંતમાં રહેલાં એ આર્યા પાસે જઈને હું તેમને આ પ્રમાણે કહેવા લાગ્યો: 'હે સીતા! પવનસુત વાનર એવો હું રામનો દૂત છું.[૬૨] તમારાં દર્શન મેળવવાની ઇચ્છાએ હું અહીં આકાશમાર્ગે આવ્યો છું. રામ અને લક્ષ્મણ એ બે રાજપુત્ર ભાઈઓ કુશળ છે.[૬૩] સર્વ વાનરોના અધિરાજ સુગ્રીવ તે બન્નેનું રક્ષણ કરે છે. હે સીતા! રામે અને સાથે સુમિત્રાપુત્ર લક્ષ્મણે તમારું કુશળ પુછાવ્યું છે.[૬૪] વળી સુગ્રીવે પણ મૈત્રીભાવથી તમારું કુશળ પુછાવ્યું છે. તમારા સ્વામી સર્વ વાનરો સાથે અહીં જલદીથી આવી પહોંચશે.[૬૫] હે દેવી! તમે મારામાં વિશ્વાસ રાખો. હું વાનર છું, રાક્ષસ નથી.' પછી ઘડીભર ધ્યાન ધરીને સીતાએ મને આ ઉત્તર આપ્યો કે,[૬૬] 'હે મહાબાહુ! અવિંધ્યનાં વચનથી હું તને હનુમાન તરીકે જાણું છું, કેમ કે અવિંધ્ય રાક્ષસ વૃદ્ધોનો માનનીય છે.[૬૭] તેણે કહ્યું હતું કે, સુગ્રીવ તારા જેવા સચિવોથી વીંટળાયેલો છે. હવે તું અહીંથી જા' એમ કહીને સીતાએ મને આ મણિ આપ્યો છે.[૬૮] એ મણિને આધારે અનિંદિતા વૈદેહી આટલા સમય સુધી પોતાના પ્રાણને ટકાવી રહ્યાં છે. વળી જાનકીજીએ વિશેષ પ્રતીતિ કરાવવાને માટે મને આ વાત કહી છે.[૬૯] હે નરસિંહ! મહાગિરિ ચિત્રકૂટ ઉપર આપે એક કાગડા ઉપર દર્ભની સળી ફેંકી હતી, તે વાત સાંભળી અને પછી લંકાવાસીઓને મારી ઓળખ કરાવવાને હું પોતે જ પકડાઈ ગયો અને છેલ્લે એ નગરીને બાળીને અહીં આવી પહોંચ્યો છું.' હનુમાનનો આ વૃત્તાંત સાંભળીને રામે તે પ્રિય સમાચાર લાવનાર હનુમાનનો સુંદર સત્કાર કર્યો.[૭૦,૭૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'હનુમત્પ્રત્યાગમન' નામનો અધ્યાય ૨૮૨ મો સમાપ્ત

## અધ્યાય ૨૮૩ મો

### સેતુબંધન અને રામની લંકા ઉપર ચઢાઈ

॥ मार्कंडेय उवाच ॥

**ततस्तत्रैव रामस्य समासीनस्य तैः सह।**
**समाजग्मुः कपिश्रेष्ठाः सुग्रीववचनात्तदा ॥ १॥**

માર્કંડેય બોલ્યા: પછી રામચંદ્ર ત્યાં વાનરો-ની સાથે જ બેઠા હતા, તે સમયે સુગ્રીવની આજ્ઞાથી અનેક કપિવરો ત્યાં ભેગા થવા લાગ્યા.[૧] વાલીનો સસરો શ્રીમાન સુષેણ હજારો ને કરોડ વેગવાન વાનરોથી વીંટળાઈને રામ પાસે આવ્યો. ગજ અને ગવય નામના બે મહાવીર્યવાન વાનરેંદ્રો દરેક પોતપોતાની સાથે સો સો કરોડ વાનરો લઈને ત્યાં આવેલા દેખાયા.[૩] હે મહારાજ! ભયંકર દેખાવવાળો અને ગાયના જેવા પૂંછડાવાળો ગવાક્ષ વાનર સાઠ હજાર કરોડ વાનરોને ત્યાં લાવતો જણાયો. ગંધમાદન પર્વત

ઉપર રહેનારો પ્રસિદ્ધ ગંધમાદન વાનર એક લાખ કરોડ વાનરોને સાથે લઈ ને આવ્યો. અતિ મહાબળિયો ધીમાન પનસ નામનો વાનર સત્તાવન કરોડ વાનરોને લેતો આવ્યો.[૪-૬] શ્રીમાન, અતિવીર્યવાન અને વાનરોમાં વૃદ્ધ દધિમુખ નામનો વાનર ભયંકર તેજસ્વી વાનરોનું મહાસૈન્ય લઈ ને આવ્યો. મુખ ઉપર શ્વેત તિલકવાળાં અને ભયંકર કર્મ કરવાવાળાં એક લાખ કરોડ કાળાં રીંછો સાથે ત્યાં જાંબવાન જોવામાં આવ્યો.[૭,૮] હે મહારાજ! આ રીતે ત્યાં આ અને બીજા અનેકાનેક અસંખ્ય વાનરદળોના દળપતિઓ રામને નિમિત્તે ભેગા થયા.[૯] પર્વતશિખરના જેવા અંગવાળા અને સિંહના જેવી ગર્જનાવાળા તે વાનરો ઠામઠામ કિલકારીઓ કરીને કૂદતા હતા, ત્યારે કાને ભયંકર શબ્દ અથડાતો હતો.[૧૦] એ વાનરોમાં કેટલાક ગિરિશૃંગ જેવા પ્રચંડ હતા, કેટલાક પાડા જેવા શ્યામ હતા, કેટલાક શરદમેઘ સમાન શ્વેત હતા, તો કેટલાક હિંગળાના જેવા લાલ મોંવાળા હતા. એમાં કેટલાક ઊંચે ઊડતા, કેટલાક કૂદકા મારતા, કેટલાક દોડતા, તો કેટલાક ધૂળ ઉડાડતા ચોમેરથી ત્યાં ભેગા થયા હતા. હવે પૂર્ણ સાગરના જેવા તે મહાન વાનરસૈન્યે સુગ્રીવની આજ્ઞાથી ત્યાં પડાવ નાખ્યો.[૧૧-૧૩] આમ વાનરવરો સર્વ બાજુએથી ભેગા થયા, ત્યારે પવિત્ર તિથિએ, શુભ નક્ષત્રે અને મંગલ મુહૂર્તે શ્રીમાન રઘુનંદન રામે સુગ્રીવની સાથે એ વ્યૂહબદ્ધ સેના લઈને જાણે ત્રણે લોકોને ઉથલાવી નાખતા હોય તેમ ત્યાંથી પ્રયાણ આદર્યું. અનિલનંદન હનુમાન એ સૈન્યને મોખરે હતા અને સર્વશઃ નિર્ભય સુમિત્રાનંદન લક્ષ્મણ સેનાના પાછલા ભાગનું રક્ષણ કરતા હતા.[૧૪-૧૬] આંગળીઓ ઉપર ઘોના ચામડાની ખોળીઓ સજેલા રઘુવંશી રામલક્ષ્મણ વાનરવરોથી વીંટાઈને ચાલી રહ્યા હતા, તે સમયે તેઓ સૂર્ય અને ચંદ્ર જેમ ગ્રહોથી વીંટાઈ ને શોભે તેમ શોભી રહ્યા હતા.[૧૭] સાલ, તાલ અને શિલાના આયુધોવાળું તે વાનરસૈન્ય સૂર્યોદય સમયના પાકેલી ડાંગરના મોટા વનના જેવી શોભા ધારી રહ્યું હતું. નલ, નીલ, અંગદ, ક્રાથ, મૈંદ અને દ્વિવિદથી રક્ષાયેલી એ અતિમહાન સેના રાઘવના કાર્યની સિદ્ધિ માટે આગળ ધપી રહી હતી.[૧૮,૧૯] હવે પુષ્કળ મૂળ અને ફળોવાળાં તેમ જ ભરપૂર મધ, માંસ તથા જળની સગવડવાળાં વિવિધ સુખદાયી ગિરિશિખરો ઉપર કશી પણ બાધા વિના મુકામ કરતી કરતી તે વાનરસેના ક્ષારસમુદ્રના તીર ઉપર આવી પહોંચી. અનેકાનેક ધજાવાળા અને બીજા સાગર જેવા તે સૈન્યે ત્યાં સાગરતટ પરના વનમાં નિવાસ કર્યો.[૨૦-૨૨] પછી શ્રેષ્ઠ વાનરરત્નોની વચ્ચે શ્રીમાન દશરથનંદન રામે સુગ્રીવને આ સમયોચિત વચન કહ્યાં:[૨૩] 'આ સેના મહાન છે અને સાગર અતિ દુસ્તર છે; તો સાગરને પાર કરવા વિશે તમે શો ઉપાય માન્ય રાખો છો?'[૨૪] તે સમયે બીજા કેટલાક અતિમાની વાનરોએ ફડાકા માર્યા: 'અમે તો સિંધુને ઓળંગી જવાને સમર્થ છીએ, પણ બીજા બધાથી તે કામ થશે નહિ.'[૨૫] વળી કેટલાકે હોડીઓથી તો કેટલાકે જાતજાતના તરાપાઓથી સમુદ્રને તરીને જવાનો વિચાર જણાવ્યો. પરંતુ રામે તે સૌને સાંત્વન આપતાં કહ્યું કે, 'ના, એમ નહિ. હે વીરો! સર્વ વાનરો કંઈ સો યોજન વિસ્તરેલા આ જલનિધિને પાર કરી શકશે નહિ. આથી તમારો આ વિચાર કાર્યસાધક નથી.[૨૬,૨૭] સેનાને પાર લઈ જાય એટલી બધી આપણી પાસે નૌકાઓ પણ નથી અને વેપારીની નૌકાઓ લઈએ એમ કહો, તો અમારા જેવા પુરુષો વેપારીઓનાં વહાણ લઈ ને તેમને શા માટે નુકસાન કરે?[૨૮] વળી શત્રુ લાગ જોઈને આપણા વિશાળ સૈન્યનો નાશ પણ કરી નાખે. આથી આપણે તરાપાઓથી

તરી જઈએ એ વાત મને રુચતી નથી.[૨૯] હું તો આ પયોનિધિને પ્રયત્નપૂર્વક આરાધીશ. હું ઉપવાસ રાખીને અહીં રહીશ, એટલે તે મને દર્શન આપશે.[૩૦] તે જો માર્ગ નહિ જ બતાવે, તો હું તેને અગ્નિ તથા પવનથીયે વધારે તેજસ્વી અને કદી પાછાં ન હટે એવાં મહાન અસ્ત્રોથી બાળી નાખીશ.'[૩૧]

આમ કહીને રઘુકુળવંશી રામે સુમિત્રાનંદન લક્ષ્મણ સાથે સ્નાન કરી, સમુદ્રતટ ઉપર દર્ભની પથારી ઉપર વિધિપૂર્વક આસન કર્યું.[૩૨] ત્યારે જળચરોથી વીંટળાયેલા તે નદો અને નદીઓના સ્વામી શ્રીમાન સાગરદેવે રઘુવીરને સ્વપ્નમાં દર્શન આપ્યાં.[૩૩] સેંકડો રત્નાકારોથી ઘેરાયેલા તે સમુદ્રે મધુર વાણીમાં 'હે કૌશલ્યાનંદન!' એવું સંબોધન કરી આ પ્રમાણે કહ્યું:[૩૪] 'હે પુરુષસિંહ! કહો, હું તમને આ સંબંધમાં શી સહાય કરું? હું પણ ઇક્ષ્વાકુવંશનો હોઈને તમારો જ્ઞાતિજન છું.' રામે તેને કહ્યું કે,[૩૫] 'હે નદો અને નદીઓના પતિ! મારા સૈન્યને માર્ગ આપવામાં આવે એમ હું ઇચ્છું છું. એટલે એ માર્ગે જઈને હું પુલસ્ત્યકુલના કલંકરૂપ દશગ્રીવને હણી શકું![૩૬] હું તમને આ યાચના કરું છું, છતાં તમે મને જો માર્ગ આપશો નહિ, તો પછી હું દિવ્ય અસ્ત્રોથી મંત્રેલાં બાણો વડે તમને સૂકવી નાખીશ.'[૩૭] રામને આ પ્રમાણે કહેતા સાંભળીને જળસમુદ્ર વ્યથા પામ્યો અને બેઉ હાથ જોડી રાખી ઊભો રહીને તે કહેવા લાગ્યો:[૩૮] 'હે રામ! હું તમને હાનિ કરવા ઇચ્છતો નથી, તેમ હું તમારા કાર્યમાં વિઘ્ન પણ નાખનારો નથી. મારું આ વચન સાંભળ્યા પછી તમે જે કરવા યોગ્ય હોય તે કરો.[૩૯] હું તમારી આજ્ઞાથી સૈન્યને જવાનો માર્ગ આપું, તો બીજાઓ પણ ધનુષને જોરે મને આ જ પ્રમાણે આજ્ઞા આપે.[૪૦] અહીં તમારી સાથે નલ નામનો એક વાનર છે. તે શિલ્પીઓમાં સન્માનિત છે. તે બળવાન ત્વષ્ટા દેવ વિશ્વકર્માનો પુત્ર છે.[૪૧] તે વિદ્વાન મારે વિશે જે કાંઈ લાકડાં, તૃણ અને શિલા નાખશે, તે બધું હું ટકવી રાખીશ, એ જ તમારો સેતુ થશે.'[૪૨] આમ કહીને સાગર અંતર્ધાન થઈ ગયો, એટલે રામે નલને કહ્યું કે, 'તું સમુદ્ર ઉપર સેતુ કર, કેમ કે તું તે કરવાને સમર્થ છે એમ હું માનું છું.'[૪૩] આ ઉપાયથી કકુત્સ્થવંશી રામે સેતુબંધ કરાવ્યો. તે દશ યોજન પહોળો હતો અને સો યોજન લાંબો હતો.[૪૪] રામની આજ્ઞાને સત્કારીને બાંધવામાં આવેલો તે પુલ આજે પણ પૃથ્વીમાં 'નલસેતુ'ને નામે પ્રસિદ્ધ છે.[૪૫] પછી રામ ત્યાં બિરાજ્યા હતા, ત્યારે રાક્ષસરાજ રાવણનો ધર્માત્મા ભાઈ વિભીષણ પોતાના ચાર મંત્રીઓ સાથે તેમની પાસે આવ્યો.[૪૬] મહાત્મા રામે તેનું સ્વાગત કરી સત્કાર કર્યો, પણ સુગ્રીવને શંકા થઈ કે, આ કદાચ શત્રુનો છૂપો દૂત હોય તો?[૪૭] વિભીષણની સત્ય ચેષ્ટાઓ, ઉત્તમ ચરિતો અને શુદ્ધ ભાવો ઉપરથી તત્ત્વપૂર્વક જાણીને રઘુવીર પ્રસન્ન થયા અને એમણે તેને સન્માન આપ્યું.[૪૮] એમણે સર્વ રાક્ષસોના રાજ્યપદે વિભીષણનો અભિષેક કર્યો, પોતાનો ગુપ્ત મંત્રી બનાવ્યો, તેમ જ લક્ષ્મણનો મિત્ર સ્થાપ્યો.[૪૯] પછી હે નરપતિ! રઘુનંદન વિભીષણની સંમતિથી, પોતાના સૈન્ય સાથે તે સેતુ ઉપર થઈને એક માસે સમુદ્રને પેલે પાર પહોંચ્યા.[૫૦] ત્યાં જઈને તેમણે અનેક વાનરો પાસે લંકાનાં અનેકાનેક મહાન ઉદ્યાનોને સુવડાવી દીધાં.[૫૧] ત્યારે રાવણના શુક અને સારણ નામના બે ગુપ્ત મંત્રીઓ વાનરનો વેષ ધારણ કરીને છાના જાસૂસ તરીકે ત્યાં આવ્યા, પણ વિભીષણે તેમને પકડી પાડ્યા.[૫૨] તે નિશાચરોએ પોતાનું ખરું રાક્ષસરૂપ લીધું ત્યારે પણ રામે

પોતાનું સૈન્ય તેમને દેખાડ્યું અને પછી તરત છોડી દીધા.[૫૩] પછી લંકાનગરીના ઉપવનમાં સૈન્યનો પડાવ નાખીને રામે બુદ્ધિમાન અંગદ વાનરને દૂત તરીકે રાવણ પાસે મોકલ્યો.[૫૪]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'સેતુબંધ' નામનો અધ્યાય ૨૮૩મો સમાપ્ત

## अध्याय २८४मो
### અંગદની શિષ્ટતા અને લંકામાં પ્રવેશ

॥ मार्कंडेय उवाच ॥

**प्रभूतान्नोदके तस्मिन्बहुमूलफले वने ।**
**सेनां निवेश्य काकुत्स्थो विधिवत्पर्यरक्षत ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : કકુત્સ્થવંશી રામચંદ્રે ભરપૂર અન્નજળવાળા અને પુષ્કળ ફળમૂળવાળા તે વનમાં સૈન્યને મુકામ કરાવ્યો અને તેની વિધિપૂર્વક રક્ષા કરવા માંડી.[૧]

બીજી બાજુ રાવણે પણ લંકામાં શાસ્ત્રાનુસાર યુદ્ધની સામગ્રીઓ સજવા માંડી. સ્વાભાવિક રીતે જ લંકાપુરી ઉપર સહેજે આક્રમણ કરી શકાય એમ નહોતું. તેનાં કોટકિલ્લાઓ અને દરવાજાઓ ઘણા મજબૂત હતા. તેને ફરતી ખાઈઓ હતી. તે માછલાં અને મગરોથી ભરેલી હતી અને તેનું પાણી અગાધ હતું. તે ખાઈઓમાં ખેરના સાત શંકુઓ જડ્યા હતા; એટલે તે ઓળંગવી દુર્ઘટ હતી.[૨,૩] તે ખાઈઓમાં કપાટયંત્રો હતાં, ફેંકવાના ગોળાઓ હતા, ઝેરભર્યા સરપોથી ભરેલા ઘડાઓ હતા, અને રાખ તથા ધૂળના ઢગ હતા. તે મુશળો, ઉંબાડિયાં, નારાચો, તોમરો, તલવારો, પરશુઓ અને શતઘ્નીઓથી પૂર્ણ હતી. તેમાં મળમૂત્રોના ઉચ્છિષ્ટો હતા અને મુદ્‌ગરો હતા. આમ તે ખાઈઓ દુર્ગમ હતી.[૪,૫] નગરીનાં સર્વ દ્વારો ઉપર કાયમના ને ફરતા મોરચા હતા અને તેમાં પુષ્કળ પાળાઓ અને હાથીઓ તથા અનેક ઘોડાઓ હતા.[૬] પછી અંગદ લંકામાં દરવાજા આગળ આવ્યો અને રાક્ષસરાજ રાવણને પોતાના આવ્યાના સમાચાર મોકલાવીને તે નિર્ભયતાથી અંદર પેઠો.[૭] અનેક કોટિ રાક્ષસોની વચ્ચે તે મહાબળવાન મેઘમાળાઓથી વીંટળાયેલા સૂર્યની જેમ શોભતો હતો.[૮] અમાત્યોથી વીંટાઈને બેઠેલા પુલસ્ત્યવંશી રાવણ પાસે જઈને તે વક્તૃશ્રેષ્ઠ અંગદે તેને હાંક મારીને રામનો આ સંદેશો કહેવા માંડ્યો :[૯] 'હે રાજન્! મહાયશસ્વી કોસલાધિપતિ રઘુનાયક રામે તને આ સમયોચિત વચનો કહાવ્યાં છે, તે તું સાંભળ અને તે પ્રમાણે વર્તન કર. દેશો તથા નગરો અસંસ્કારી અને અન્યાયપરાયણ રાજાને પામતાં અનીતિથી ફદફદી ઊઠે છે અને પછી વિનાશ પામે છે.[૧૦,૧૧] આમ તો તેં એકલાએ જ સીતાનું બળાત્કારે અપહરણ કરીને મારો અપરાધ કર્યો છે, તોપણ તે બીજા નિરપરાધીઓના વધ માટે પણ કારણરૂપ થશે.[૧૨] પૂર્વે બળ અને અભિમાનમાં છકી જઈને તેં વનમાં વિચરતા ઋષિઓને મારી નાખ્યા છે તથા દેવોને પણ અપમાન આપ્યાં છે.[૧૩] તેં રાજર્ષિઓને હણ્યા છે અને રોતી કકળતી સ્ત્રીઓને હરી લીધી છે. તો તારી તે અનીતિનું તને આ ફળ મળી રહ્યું છે.[૧૪] હું તને તારા અમાત્યો સાથે મારી નાખનાર છું, તું પુરુષ થઈને યુદ્ધ આપ. હે નિશાચર! હું માનુષ છું, પણ તું મારા ધનુષ્યનું પરાક્રમ જો.[૧૫] તું જનકદુલારી સીતાને છોડી દે. તું તેને નહિ જ છોડે, તો તું મારા હાથમાંથી કદી પણ છૂટી શકીશ નહિ. હું તીક્ષ્ણ બાણોથી આ લોકને રાક્ષસવિહોણો કરી દઈશ.[૧૬]

રામદૂત અંગદનાં આ કઠોર વચન સાંભળીને રાવણ તે સહન કરી શક્યો નહિ અને ક્રોધની મૂર્છામાં પડી ગયો.[૧૭] પછી સ્વામીની

ચેષ્ટા ઉપરથી સમજી જનારા ચાર રાક્ષસોએ, પંખીઓ વાઘને પકડે તેમ અંગદને ચાર અંગ (બે પગ અને બે હાથ)થી પકડી લીધો.[૧૮] આમ પોતાનાં અંગોને વળગેલા તે રાક્ષસોને લઈને અંગદ આકાશમાં ઊડ્યો અને એક મહાલયની અગાસી ઉપર જઈને બેઠો.[૧૯] તે વેગપૂર્વક ઊડતો હતો તે વખતે પેલા નિશાચરો જમીન પર તૂટી પડ્યા. ભારે પછાડથી પીડાવાથી તેમની છાતી ભાંગી ગઈ હતી.[૨૦] પછી ભવનની ટોચે બેઠેલો અંગદ ત્યાંથી પાછો ઊડ્યો અને લંકાપુરી ઓળંગીને સુવેલ પર્વતની સમીપ આવ્યો.[૨૧] કોસલાધિરાજ રામચંદ્ર પાસે આવીને તે વાનરે તેમને સર્વ વૃત્તાંત જણાવ્યો. રઘુપતિએ તેને અભિનંદન આપ્યાં અને એ પછી તે તેજસ્વીએ વિશ્રાંતિ લીધી.[૨૨] પછી રઘુનંદને વાયુવેગે વાનરો પાસે એકદમ હલ્લો કરાવી લંકાના કોટને ગાબડાં પાડ્યાં.[૨૩] પછી લક્ષ્મણે વિભીષણ તથા ઋક્ષાધિપતિ જાંબવાનને આગળ રાખીને લંકાના દક્ષિણ બાજુના દુર્ગમ દરવાજાને તોડી નાખ્યો.[૨૪] આમ ઊંટના બચ્ચાના જેવા કંઈક ધોળા ને કંઈક રાતા એવા લાખ–કરોડ રણમાં શોભતા વાનરો સાથે તે લંકા ઉપર ધસ્યા. ત્યારે ધુમાડાના જેવાં વર્ણવાળાં ત્રણ કરોડ રીંછો પણ યુદ્ધ માટે વ્યવસ્થિત થઈ ગયાં તે રીંછોના બાહુ, ઊરુ, હાથ તથા પગના નળા ઘણા લાંબા હતા અને તેમની જાંઘનો વચલો ભાગ લટકતો હતો. તે વખતે ઊડતા, કૂદતા અને ઠેકડા મારતા વાનરોને કારણે ત્યાં ધૂળ ઊડી રહી અને તેથી સૂર્યની પ્રભા ઢંકાઈ જવાથી તે દેખાતો બંધ પડ્યો.[૨૫–૨૭] હે રાજન્! ડાંગરની કંટીના જેવા, શિરીષ કુસુમની પ્રભાવાળા, બાલસૂર્યના જેવા અને શણના જેવા ગૌરવર્ણા એ વાનરોને લીધે તે કોટ ચારે બાજુ પીળો પીળો થઈ ગયો હતો. એ જોઈને તે સ્ત્રીઓ, વૃદ્ધો અને સર્વ રાક્ષસો વિસ્મિત થઈ ગયા.[૨૮,૨૯] પછી વાનરોએ મણિમય સ્તંભોને, મિનારાઓને અને શિખરોને ગબડાવી પાડ્યાં. આમ તૂટેલાં અને મરડાયેલાં તે શિખરોને તેમ જ યંત્રોને તેમણે ફેંકવા માંડ્યાં.[૩૦] તેઓ શતઘ્નીઓ, ચક્રો અને ગોફણ ગોળાઓ ઊંચકી ઊંચકીને, બાહુબળપૂર્વક લંકામાં નાખવા લાગ્યા તથા મહાન શોર કરવા લાગ્યા.[૩૧] કોટ ઉપર જે કેટલાક રાક્ષસસમૂહો હતા, તેઓ સેંકડો વાનરોના ધસારાથી નાસભાગ કરવા લાગ્યા.[૩૨] પછી સેંકડો અને સહસ્ર વિકૃત આકારવાળા તથા ઇચ્છારૂપવાળા રાક્ષસો રાવણરાજની આજ્ઞાથી રણમેદાને નીકળ્યા.[૩૩] શસ્ત્રોની ઝડી વરસાવીને તેમણે વનવાસી વાનરોને ભગાડી મૂક્યા અને પરમ પરાક્રમ પ્રકટાવીને તે કોટને શોભા આપવા લાગ્યા.[૩૪] ભયંકર દેખાવવાળા અને અડદના ઢગલા જેવા તે નિશાચરોએ એ કોટકિલ્લાને ફરીથી વાનરમુક્ત કરી દીધા.[૩૫] તે વખતે અનેક વાનરશ્રેષ્ઠો અંગમાં ત્રિશૂલો ભોંકાયાથી નીચે પડી ગયા, તેમ અનેક રાક્ષસો સ્તંભો અને તોરણોના પ્રહારથી ભોંય ચાટતા થઈ ગયા હતા.[૩૬] ત્યારે વીર રાક્ષસો અને વાનરો એકબીજાને વાળથી પકડીને યુદ્ધ કરવા લાગ્યા. તેઓ એકબીજાને નખથી ઉઝરડતા હતા, દાંતથી બચકાં ભરતા હતા અને એકબીજાને ખાઈ જવાનું કરતા હતા.[૩૭] ત્યાં વાનરો અને રાક્ષસો સામસામી ત્રાડ પાડતા હતા, એકબીજાને પ્રહાર કરતા હતા, ભૂમિ ઉપર પડતાં પણ એકબીજાને છોડતા નહોતા.[૩૮] પછી રામે જળની વૃષ્ટિ કરનાર મેઘની જેમ બાણની વર્ષા કરી અને તે બાણોએ લંકામાં પહોંચીને રાક્ષસોને મારી નાખ્યા.[૩૯] દૃઢ ધનુષ્યધારી અને કદી નહિ થાકનારા સુમિત્રાનંદને પણ કિલ્લા ઉપર રહેલા રાક્ષસો-

ને તાકી તાકીને બાણો મારીને તેમને ભૂમિ પર ઢાળી દીધા.[૪૦] આમ લંકામાં વિનાશ વર્તાવીને, પોતાનું લક્ષ્ય સિદ્ધ કરીને અને વિજય મેળવીને તે સેના રામની આજ્ઞાથી પોતાની છાવણી તરફ પાછી આવી.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'લંકાપ્રવેશ' નામનો અધ્યાય ૨૮૪મો સમાપ્ત

## અધ્યાય ૨૮૫મો
### રામરાવણ આદિનું દ્વંદ્વયુદ્ધ

॥ मार्कंडेय उवाच ॥

**ततो निविशमानांस्तान्सैनिकान् रावणानुगाः ।
अभिजग्मुर्गणाऽनेके पिशाचक्षुद्ररक्षसाम् ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : આ રીતે રામના સૈનિકો છાવણીમાં પ્રવેશતા હતા, ત્યારે પર્વણ, પતન, જંભ, ખર, ક્રોધવશ, હરિ, પ્રરુજ, અરુજ અને પ્રઘસ આદિ રાવણના અનુયાયીઓ અને ક્ષુદ્ર પિશાચો તથા રાક્ષસોના અનેક ગણો તેમના ઉપર ધસી આવ્યા.[૧,૨] તે દુરાત્માઓ અદૃશ્ય રીતે ધસી આવતા હતા, પણ અંતર્ધાન વિદ્યાને જાણનારા વિભીષણે તેમની અંતર્ધાન શક્તિને હણી નાખી.[૩] આથી હે રાજન્! તેઓ પ્રત્યક્ષ દેખાવા લાગ્યા. પછી લાંબા ઠેકડા ભરનારા બળવાન વાનરોએ તે સર્વેનો ઘાણ કાઢી નાખ્યો અને તેઓ ભોંય ઉપર નિષ્પ્રાણ થઈને પડ્યા.[૪] વાનરોનું આ કાર્ય સબળ રાવણ સાંખી શક્યો નહિ. ઘોર તથા બળવાન પિશાચો અને રાક્ષસોથી વીંટળાઈને તે પોતે રણમાં આવ્યો.[૫] યુદ્ધશાસ્ત્રના વિધાનને જાણવાવાળો તે જાણે બીજો શુક્રાચાર્ય હોય તેવો જણાતો હતો. તેણે શુક્રાચાર્યે કહેલા વ્યૂહ પ્રમાણે સેનાવ્યૂહ ગોઠવી વાનરોને ઘેરી લીધા.[૬] આમ દશમુખ રાવણ સેનાનો વ્યૂહ બાંધીને નીકળ્યો છે, એ જોઈને રઘુપતિ રામે પણ બૃહસ્પતિએ કહેલી વિધિએ રાક્ષસો સામે સેનાવ્યૂહ ગોઠવ્યો.[૭] તે પછી ત્યાં રાવણ રામ સામે આવીને યુદ્ધ કરવા લાગ્યો અને તે જ પ્રમાણે લક્ષ્મણ પણ ઇંદ્રજિત સાથે યુદ્ધ ખેલવા મંડ્યો.[૮] ત્યારે સુગ્રીવ વિરૂપાક્ષ સાથે, નિખર્વટ તાર સાથે, નલ તુંડ સાથે અને પટુશ પનસ સાથે લડવા લાગ્યા.[૯] ત્યાં યુદ્ધપ્રસંગે જે જેને પોતાના જેવો સમર્થ માનતા હતા, તે તેની સાથે પોતાના બાહુબળને આશ્રયે રહીને યુદ્ધ કરવા લાગ્યા. પૂર્વે દેવો અને અસુરો વચ્ચેના જેવો આ ઘોર ને રૂંવાડાં ખડાં કરનારો સંગ્રામ ભીરુ પુરુષોનો ભય વધારતો ક્રમેક્રમે ઘણો વધી રહ્યો હતો.[૧૦,૧૧] રાવણે શક્તિ, શૂળ અને તલવારની ઝડી પાડીને રામને પીડા પહોંચાડી, ત્યારે રામે પાણી પાયેલાં તીણાં લોખંડી બાણો છોડીને રાવણને પીડિત કર્યો.[૧૨] એ જ રીતે લક્ષ્મણે સુસજ્જ ઇંદ્રજિતને મર્મભેદી બાણોથી વીંધી નાખ્યો, તો ઇંદ્રજિતે પણ સુમિત્રાપુત્ર લક્ષ્મણને અનેક બાણોથી ભેદી દીધો. વળી વિભીષણે પ્રહસ્ત ઉપર અને પ્રહસ્તે વિભીષણ ઉપર નિર્ભયતાથી પંખીની પાંખ જેવાં તીક્ષ્ણ બાણોની વર્ષા ચલાવી.[૧૩,૧૪] આમ તે બળવાનોનાં મહાન અસ્ત્રોનો એકબીજા સાથે ભેટો થવાથી ત્રણે લોકોમાં રહેલા સચરાચર જીવો વ્યાકુળ થઈ ગયા.[૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'રામરાવણાદિ દ્વંદ્વયુદ્ધ' નામનો અધ્યાય ૨૮૫મો સમાપ્ત

## અધ્યાય ૨૮૬મો
### કુંભકર્ણ રણમેદાને—વાનરોનું તથા રાક્ષસોનું યુદ્ધ

॥ मार्कंडेय उवाच ॥

**ततः प्रहस्तः सहसा समभ्येत्य विभीषणम् ।
गदया ताडयामास विनद्य रणकर्कशः ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : પછી યુદ્ધમાં કઠોર કર્મ કરનાર પ્રહસ્તે એકદમ ધસી આવીને ગર્જના કરી અને વિભીષણને ગદાથી પ્રહાર કર્યો.[૧] આમ

ભયંકર વેગવાળી એ ગદાનો પ્રહાર પડ્યો, છતાં મહાબાહુ વિભીષણ તો હિમાચલની જેમ સારી રીતે સ્થિર રહ્યો અને જરા પણ કંપ્યો નહિ. તે સમયે વિભીષણે સો ઘંટાવાળી મહાન અને વિશાળ શક્તિ પકડી અને તેને મંત્રીને પ્રહસ્તના મસ્તક ઉપર ફેંકી.[૨,૩] વજ્રના જેવા વેગવાળી એ શક્તિએ ઊડીને તે રાક્ષસના માથાને ઉડાવી દીધું અને તે પવનથી ઊખડી ગયેલા વૃક્ષની જેમ દેખાવા લાગ્યો. આ રીતે પ્રહસ્ત રાક્ષસને રણમાં રોળાઈ ગયેલો જોઈને ધૂમ્રાક્ષ મહાવેગથી વાનરો તરફ ધસી આવ્યો. તેના મેઘના જેવા ભયંકર દેખાવવાળા સૈન્યને આવતું જોઈને મોટા મોટા વાનરોએ રણભૂમિમાં નાસભાગ કરવા માંડી.[૪–૬] આમ વાનરશ્રેષ્ઠોને એકદમ નાસભાગ કરતા જોઈને વાનરોમાં સિંહ જેવો વાયુનંદન હનુમાન સમરાંગણમાં આવ્યો.[૭] હે રાજન! પવનસુત હનુમાનને આમ યુદ્ધભૂમિમાં ઊભા રહેલા જોઈને સર્વ વાનરો મહાવેગથી પાછા ભેગા થઈ ગયા.[૮] ત્યારે સામસામે ધસતી રામ અને રાવણની સેનાઓનો મહાન, તુમુલ અને રોમાંચક અવાજ ગાજી રહ્યો.[૯] આ રીતે ઘોર સંગ્રામ મંડાતાં ત્યાં લોહીનાં ખાબડાં ભરાઈ ગયાં અને ધૂમ્રાક્ષે પંખાળાં બાણો મારીને એ વાનરસૈન્યને ભગાડી દીધું.[૧૦] પછી તે રાક્ષસશ્રેષ્ઠ ધૂમ્રાક્ષ આગળ ધસી આવ્યો, ત્યારે પવનપુત્ર શત્રુજિત હનુમાને તેને વેગથી સામનો આપ્યો. આમ એકબીજા ઉપર વિજય મેળવવા ઇચ્છતા વાનરવીર હનુમાન અને રાક્ષસવીર ધૂમ્રાક્ષ વચ્ચે ઇંદ્ર અને પ્રહ્લાદ વચ્ચેના જેવું ઘોર યુદ્ધ ચાલ્યું. ધૂમ્રાક્ષ રાક્ષસે હનુમાન વાનરને ગદાઓ અને પરિઘોથી પ્રહાર કર્યા, તો એ વાનરોએ રાક્ષસ ઉપર થડ અને ડાળાંવાળાં વૃક્ષોથી મારો ચલાવ્યો. પછી ક્રુદ્ધ થયેલા મારુતિ હનુમાને અતિ કોપ કરીને ધૂમ્રાક્ષને તેના અશ્વ, રથ તથા સારથિ સાથે વધેરી નાખ્યો. આમ રાક્ષસશ્રેષ્ઠ ધૂમ્રાક્ષને હણાઈ ગયેલો જોઈને બીજા વાનરોને વિશ્વાસ આવ્યો અને તેઓ રાક્ષસસૈનિકોને મારવા મંડ્યા.[૧૧–૧૫] બળવાન અને જયશાળી વાનરો આ રીતે રાક્ષસોને મારવા લાગ્યા, એટલે તેમના મનોરથો ભાંગી ગયા અને તેઓ ભયના માર્યા લંકા તરફ દોડી ગયા.[૧૬] આ પ્રમાણે મરતાં બચેલા તે રાક્ષસો નાસીને લંકામાં પહોંચ્યા અને તેમણે રાવણરાજને સર્વ વૃત્તાંત યથાસ્થિત કહ્યો.[૧૭] મોટા મોટા વાનરોએ રણમાં પ્રહસ્તને તથા મહા ધનુર્ધર ધૂમ્રાક્ષને સેના સાથે મારી નાખ્યા છે એ વાત તેમની પાસેથી સાંભળીને રાવણે એક ઊંડો નિસાસો નાખ્યો. પોતાના શ્રેષ્ઠ આસન ઉપરથી ઉછાળો મારીને તે બોલ્યો કે, 'હવે કુંભકર્ણે પરાક્રમ બતાવવાનો આ સમય આવ્યો છે.'[૧૮,૧૯] આમ કહીને તેણે સૂઈ રહેલા અતિ નિદ્રાળુ કુંભકર્ણને અતિ મહાન ઘોષવાળાં વિવિધ વાજિંત્રો વગાડીને જગાડ્યો.[૨૦] આમ કુંભકર્ણને મોટા પ્રયત્નથી જગાડવામાં આવ્યો. તે નિદ્રામુક્ત થઈને સ્વસ્થ રીતે અવ્યગ્રતાથી બેઠો, ત્યારે ભયથી વ્યાકુળ થયેલા રાક્ષસાધિપતિ દશમુખે તે મહાબળવાનને આ પ્રમાણે કહ્યું : 'હે કુંભકર્ણ! તને ધન્યવાદ ઘટે છે. એટલે તો તારી ઊંઘ આવી ભારે છે.[૨૧,૨૨] તું દારુણ જાતના આ મહાભય વિશે જાણતો પણ નથી! પેલો રામ સમુદ્ર ઉપર પુલ બાંધીને વાંદરાઓ સાથે અહીં સાગરને પાર કરીને આવ્યો છે.[૨૩] અમને સૌને તુચ્છ ગણીને તે મોટો સંહાર કરી રહ્યો છે. જનકપુત્રી સીતા નામની એની પત્નીને મેં હરી આણી છે.[૨૪] આથી તે એને લેવા માટે મહાસાગર ઉપર સેતુ બાંધીને અહીં આવ્યો છે. તેણે જ આપણા મહાન પ્રહસ્ત આદિ સ્વજનોને હણી નાખ્યા છે.[૨૫] હે શત્રુમર્દન! તારા સિવાય કોઈ બીજું એ રામને હણી શકે એમ નથી. તો હે શ્રેષ્ઠ બળવાન! તું

કવચ વગેરે ધારણ કરીને આજે જ યુદ્ધ કરવા નીકળ.[૨૬] હે શત્રુદમન! તું રામ આદિ સર્વ શત્રુઓને સમરાંગણમાં મારી નાખ. વજ્રવેગ અને પ્રમાથી—એ બે દૂષણના નાના ભાઈઓ મોટી સેના સાથે તારી પાછળ આવશે.' રાક્ષસપતિ રાવણે આ પ્રમાણે વેગવાન કુંભકર્ણને કહ્યું અને વજ્રવેગ તથા પ્રમાથીને તેમના કર્તવ્ય વિશે આજ્ઞા આપી.[૨૭,૨૮] દૂષણના તે બે વીર નાના ભાઈઓએ રાવણને 'તથાસ્તુ' કહ્યું અને તરત જ તેઓ કુંભકર્ણને આગળ કરીને નગરની બહાર નીકળી પડ્યા.[૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'કુંભકર્ણનિર્ગમન' નામનો અધ્યાય ૨૮૬ મો સમાપ્ત

## अध्याय २८७मो
### કુંભકર્ણ આદિનો વધ

॥ मार्कंडेय उवाच ॥

ततो निर्याय स्वपुरात्कुंभकर्णः सहानुगः ।
अपश्यत्कपिसैन्यं तज्जितकाश्यग्रतः स्थितम् ॥ १

માર્કંડેય બોલ્યા : પછી કુંભકર્ણ અનુયાયીઓ સાથે પોતાના નગરની બહાર નીકળ્યો, તો તેણે સામે જ વાનરસૈન્યને દૃઢ મુઠીઓ વાળીને ઊભું રહેલું જોયું.[૧] રામને જોવાની ઇચ્છાએ તેણે તે સૈન્યને જોવા માંડ્યું, ત્યાં તેણે સુમિત્રાનંદનને હાથમાં ધનુષ્ય ધારણ કરીને ઊભા રહેલા જોયા.[૨] વાનરોએ ધસી આવીને કુંભકર્ણને ચારેબાજુથી ઘેરી લીધો અને અનેક પ્રચંડ વૃક્ષોથી તેને મારવા લાગ્યા. કેટલાક વાનરો પોતાના નખોથી નિર્ભયતાપૂર્વક તેના દેહને ચીરવા લાગ્યા. આમ તે વાનરો ઘણીઘણી યુદ્ધરીતિઓ વડે યુદ્ધ કરી રહ્યા હતા. તેમણે અનેકવિધ ભયંકર હથિયારોથી રાક્ષસેંદ્ર કુંભકર્ણને પ્રહારો કર્યા, પણ જેમ જેમ પ્રહારો પડતા ગયા તેમ તેમ તે તો હસતો હસતો વાનરોને મોંમાં મૂકી દેવા લાગ્યો.[૩–૫] તોબળ, ચંડબળ અને વજ્રબાહુ નામના વાનરોને પણ હોઈયાં કરી ગયો. કુંભકર્ણ રાક્ષસનું આ ભયાનક કર્મ જોઈને તાર આદિ વાનરો ત્રાસી ગયા અને મોટેથી ચીસાચીસ પાડવા લાગ્યા. વાનરસેનાના એ અધિપતિઓને તેમ જ સેનાદળોને આમ ઊંચેથી કિકિયારી પાડતા સાંભળીને સુગ્રીવ નિર્ભયતાએ કુંભકર્ણની સામે ધસી ગયો. એ ઉદારચિત્ત કપિશ્રેષ્ઠે કુંભકર્ણ ઉપર વેગથી હલ્લો કર્યો અને બળપૂર્વક તેના માથે શાલનું ઝાડ ઝીંક્યું. આમ તે મહાવેગી મહાત્મા સુગ્રીવે કુંભકર્ણના માથા ઉપર શાલવૃક્ષ ભાંગ્યું, તોપણ એ વાનર કુંભકર્ણને તેનાથી કંઈ પીડા કરી શક્યો નહિ. તે તો શાલવૃક્ષનો સ્પર્શ થતાં ચોંકી ઊઠ્યો અને એકદમ ગર્જના કરવા લાગ્યો.[૬–૧૦] પછી કુંભકર્ણ સુગ્રીવને બે હાથે પકડીને જોરથી તાણવા લાગ્યો. રાક્ષસ કુંભકર્ણ સુગ્રીવને આમ ખેંચી રહ્યો છે એ જોઈને, મિત્રોને આનંદ આપનારા સુમિત્રાના નંદન વીર લક્ષ્મણ વેગથી સામે ધસ્યા. શત્રુવીરને હણનારા એ લક્ષ્મણે સામે જઈને કુંભકર્ણ ઉપર સોનેરી પીછાંવાળું મહાવેગીલું મોટું બાણ છોડ્યું. તે બાણે કુંભકર્ણના કવચને તથા તેના દેહને વીંધી નાખ્યા. લોહીથી ખરડાયેલું તે તીર પૃથ્વીને ચીરતું ચીરતું અંદર પેસી ગયું. આમ હૃદય ભેદાઈ ગયું, એટલે કુંભકર્ણે કપીશ્વર સુગ્રીવને છોડી દીધો.[૧૧–૧૪] પછી શિલારૂપી આયુધ ધારણ કરનારો મહાચાપધારી કુંભકર્ણ મોટી શિલા ઉગામીને સુમિત્રાપુત્ર લક્ષ્મણની સામે દોડ્યો. આમ તે છલંગ ભરતો આવતો હતો, ત્યારે લક્ષ્મણે તરત જ બે તીણાં અણીવાળાં ક્ષુર બાણો છોડીને તેના ઊંચા થયેલા બે હાથોને છેદી નાખ્યા. પણ ત્યાં કુંભકર્ણ તો પાછો ચાર હાથવાળો થઈ ગયો![૧૫,૧૬] કુંભકર્ણનાં શિલારૂપી આયુધોને ધારણ કરનારા તે સર્વ હાથોને પણ સુમિ-

ત્રાનંદને પોતાની અસ્ત્રચપલતા પ્રકટ કરી ક્ષુર બાણોથી કાપી નાખ્યાં.[૧૭] તે સમયે કુંભકર્ણ પ્રચંડકાય થઈ ગયો અને એને અનેક પગો, અનેક મસ્તકો તથા અનેક હાથો ફૂટી આવ્યા ! પર્વતના સમૂહ જેવા એ કુંભકર્ણને સુમિત્રાસુતે બ્રહ્માસ્ત્રથી ચીરી નાખ્યો.[૧૮] આમ દિવ્ય અસ્ત્રનો પ્રહાર લાગતાંજ જેમ મોટી વીજળીથી બળી ગયેલું કોઈ અંકુરવાળું વૃક્ષ પડી જાય, તેમ તે મહાવીર્યવાન રણમાં ઢળી પડ્યો.[૧૯] વૃત્રના જેવા પરાક્રમી તે કુંભકર્ણને પૃથ્વી ઉપર નિષ્પ્રાણ થઈ પડેલો જોઈને રાક્ષસો ભયના માર્યા નાસભાગ કરવા લાગ્યા.[૨૦] તે સૈનિકોને આ પ્રમાણે નાસભાગ કરતા જોઈને દૂષણના તે બે નાના ભાઈઓએ તેમને ઊભા રાખ્યા અને તેમણે સુમિત્રાનંદન સામે ક્રોધપૂર્વક હલ્લો ચલાવ્યો.[૨૧] ક્રોધથી ભરેલા એ વજ્રવેગ તથા પ્રમાથી આમ દોડતા આવ્યા, ત્યારે સુમિત્રાનંદને ગર્જના કરીને તે બંનેને બાણોથી વધાવી લીધા.[૨૨] આમ તે વખતે, હે પાર્થ ! ધીમાન લક્ષ્મણ અને દૂષણના બે નાના ભાઈઓ વચ્ચે રૂંવાડાં ખડાં કરે એવું અતિ ભયંકર યુદ્ધ થયું.[૨૩] લક્ષ્મણે તે બંને રાક્ષસો ઉપર શરોની મહાવૃષ્ટિ વરસાવી અને તે બંને ક્રોધભર્યા વીરોએ પણ સામી બાણધારા વરસાવી.[૨૪] આ રીતે વજ્રવેગ તથા પ્રમાથી અને મહાબાહુ સુમિત્રાનંદન વચ્ચે બે ઘડી સુધી અતિ દારુણ યુદ્ધ ચાલ્યું.[૨૫] હવે મરુતસુત હનુમાન એક પર્વતશિખર ઉપાડીને ધસ્યા અને તેમણે વજ્રવેગ રાક્ષસના પ્રાણ ઝડપી લીધા.[૨૬] ત્યારે મહાબળવાન નીલ વાનર પણ મોટો પથ્થર લઈને દૂષણના નાના ભાઈ પ્રમાથી ઉપર દોડ્યો અને તેણે તેનો ભૂકો કરી નાખ્યો.[૨૭] ત્યાં એકબીજા સામે દોડતાં રામ અને રાવણનાં સૈન્યો વચ્ચે કડવાં પરિણામ લાવનારો સંગ્રામ પાછો જામ્યો.[૨૮] તે સમયે વાનરોએ સેંકડો રાક્ષસોને હણી નાખ્યા અને રાક્ષસોએ પણ વાનરોનો ઘાણ કાઢ્યો. પણ આમાં રાક્ષસો જ ઘણે ભાગે મરી ગયા, વાનરો એટલા બધા હણાયા નહોતા.[૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'કુંભકર્ણાદિવધ' નામનો અધ્યાય ૨૮૭મો સમાપ્ત

## अध्याय २८८मो
### ઇંદ્રજિત સાથેના યુદ્ધમાં રામ-લક્ષ્મણનું પતન

॥ मार्कंडेय उवाच ॥

**ततः श्रुत्वा हतं संख्ये कुंभकर्ण सहानुगम् ।**
**प्रहस्तं च महेष्वासं धूम्राक्षं चाऽतितेजसम् ॥ १॥**

માર્કંડેય બોલ્યા : હવે અનુયાયીઓ સહિત કુંભકર્ણને, મહાધનુર્ધર પ્રહસ્તને અને અતિ તેજસ્વી ધૂમ્રાક્ષને રણમાં રોળાઈ ગયેલા સાંભળીને, રાવણે પોતાના વીર પુત્ર ઇંદ્રજિતને કહ્યું કે, શત્રુનાશન ! તું રામને સુગ્રીવ તથા લક્ષ્મણ સાથે મારી નાખ.[૧,૨] હે સત્પુત્ર ! સહસ્ર નયનવાળા અને વજ્રને ધારણ કરનારા શચીપતિ ઇંદ્રને સંગ્રામમાં જીતીને તેં મને પ્રોજ્જ્વળ યશ અપાવ્યો છે.[૩] તો હે અરિનાશન ! હે શ્રેષ્ઠ શસ્ત્રધારી ! તું પ્રકટ કે અપ્રકટ રહીને વરદાનવાળાં દિવ્ય બાણો વડે મારા શત્રુઓનો નાશ કર.[૪] હે નિષ્પાપ ! રામ, લક્ષ્મણ અને સુગ્રીવ તારાં બાણોના સ્પર્શને જીરવી શકવાને સમર્થ નથી, તો પછી તેમના અનુચરો તો ક્યાંથી તે જીરવી શકશે ?[૫] હે નિષ્પાપ ! પ્રહસ્તે અને કુંભકર્ણે ખર રાક્ષસનું ઋણ ફેડ્યું નથી; તો હે મહાબાહુ ! સંગ્રામમાં આજ જ તીક્ષ્ણ બાણોથી શત્રુઓને સૈનિકો સહિત મારીને તું તે ઋણને અદા કર. હે પુત્ર ! પૂર્વે ઇંદ્રને જીતીને તેં જેમ મને હર્ષ પમાડ્યો હતો, તેમ આજે પણ સૈનિકો સાથે શત્રુઓનો નાશ કરીને મને આનંદ પમાડ.[૬,૭] હે રાજન્ ! રાવણે આ પ્રમાણે કહ્યું,

એટલે ઇંદ્રજિતે તેને 'તથાસ્તુ' કહ્યું. તેણે તરત જ બખ્તર સજી લીધું અને રથમાં બેસીને સમરભૂમિ તરફ પ્રયાણ કર્યું.[૯] પછી રાક્ષસવર ઇંદ્રજિતે પોતાનું નામ અતિ સ્પષ્ટ રીતે સંભળાવીને શુભ લક્ષણવાળા લક્ષ્મણને રણભૂમિમાં આહ્વાન આપ્યું. ત્યારે લક્ષ્મણે ધનુષ્યબાણ હાથમાં લીધાં અને સિંહ જેમ ક્ષુદ્ર મૃગો ઉપર ધસે, તેમ તે તાળીઓના ઘોષથી ત્રાસ જગાવતો ઇંદ્રજિત સામે ધસ્યો.[૯,૧૦] ત્યારે દિવ્ય અસ્ત્રોને જાણનારા, તીવ્ર ક્રોધવાળા, એકબીજાની સ્પર્ધા કરતા અને એકમેક ઉપર વિજય મેળવવાને ટાંપતા તે બંને વચ્ચે અતિ મહાન યુદ્ધ મંડાયું.[૧૧] હવે રાવણપુત્ર ઇંદ્રજિત બાણો વડે લક્ષ્મણના કરતાં કંઈ અધિક કરી શક્યો નહિ, એટલે તે શ્રેષ્ઠ બળવાને અતિ ભારે પ્રયત્ન કરવા માંડ્યો.[૧૨] પછી તે મહાવેગવાળાં તોમરોથી લક્ષ્મણને પીડવા લાગ્યો, ત્યારે સુમિત્રાનંદને તે આવેલાં તોમરોને તીક્ષ્ણ બાણોથી કાપી નાખ્યાં.[૧૩] આમ તીક્ષ્ણ બાણો વડે કપાઈ જવાથી તે તોમરો ધરણીતલ ઉપર ગરી પડ્યાં. પછી મહાવેગવાન વાલીપુત્ર શ્રીમાન અંગદે એક ઝાડ ઉગામ્યું અને ઇંદ્રજિત સામે દોટ મૂકીને તેના માથા ઉપર માર્યું. આ પ્રહાર થવા છતાં ઇંદ્રજિત જરા પણ ગભરાયો નહિ. તે વીર્યવાને તો પ્રાસ વડે અંગદની છાતીમાં પ્રહાર કરવાની ઇચ્છા કરી. ત્યાં તો લક્ષ્મણે એના પ્રાસને છેદી નાખ્યું. પછી રાવણસુત ઇંદ્રજિતે પોતાની પાસે આવી રહેલા વાનરશ્રેષ્ઠ વીર અંગદને ડાબે પડખે ગદાપ્રહાર કર્યો; પણ બળવાન વાલીપુત્રે તે પ્રહારને ગણકાર્યો જ નહિ.[૧૪-૧૭] અંગદે તો ક્રોધમાં આવીને ઇંદ્રજિત ઉપર શાલનું ઝાડ ઉપાડીને ફેંક્યું. આમ હે પાર્થ! ઇંદ્રજિતના વધ માટે અંગદે વૃક્ષ રોષપૂર્વક ફેંક્યું તેથી ઇંદ્રજિતના રથનો તેના ઘોડાઓ તથા સારથિ સાથે ચૂરો થઈ ગયો. આ રીતે હે રાજન્! સારથિ અને અશ્વો હણાઈ ગયા, એટલે રાવણાત્મજ ઇંદ્રજિત રથમાંથી કૂદી પડ્યો અને ત્યાં ને ત્યાં જ માયા વડે અંતર્ધાન થઈ ગયો. આમ બહુ માયાવાળા તે રાક્ષસને અંતર્ધાન થઈ ગયેલો જાણીને રામચંદ્ર તે સ્થાન ઉપર આવ્યા અને પોતાના સૈન્યનું રક્ષણ કરવા લાગ્યા. પછી ઇંદ્રજિતે રામને તથા મહાબળવાન લક્ષ્મણને તાકી તાકીને વરદાનવાળાં બાણો છોડીને તેમને સર્વ અંગે વીંધવા માંડ્યા. ત્યારે માયાથી અંતર્ધાન થઈ અદૃશ્ય રહેલા એ રાવણપુત્ર ઉપર શૂરવીર રામલક્ષ્મણ બાણો છોડીને યુદ્ધ કરવા લાગ્યા. તે સમયે ઇંદ્રજિતે તે પુરુષસિંહોનાં સર્વ અંગો ઉપર રોષપૂર્વક સેંકડો અને હજારો બાણો વારંવાર છોડ્યાં. પછી અખંડ બાણવારા ચલાવી રહેલા તે અદૃશ્ય ઇંદ્રજિતને ખોળી કાઢવા માટે વાનરો મોટી મોટી શિલાઓ હાથમાં લઈને આકાશમાં ઊંચે ચડ્યા. ત્યારે પણ અદૃશ્ય રહેલા એ રાક્ષસે તે વાનરોને તથા રામલક્ષ્મણને શરોથી વીંધી નાખ્યા. માયાથી વીંટળાયેલા એ રાવણસુતે ભારે મારો ચલાવ્યો, તેથી રામલક્ષ્મણ એ બંને વીર ભાઈઓ બાણોથી ઢંકાઈ ગયા અને આકાશમાંથી જેમ સૂર્યચંદ્ર પડે તેમ તેઓ પૃથ્વી ઉપર નીચે પડ્યા.[૧૮-૨૬]

*ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમાં 'ઇંદ્રજિતનું યુદ્ધ' નામનો અધ્યાય ૨૮૮મો સમાપ્ત*

## अध्याय २८९मो

### ઇંદ્રજિતનો વધ

॥ मार्कंडेय उवाच ॥

**तावुभौ पतितौ दृष्ट्वा भ्रातरौ रामलक्ष्मणौ।**
**बबंध रावणिर्भूयः शरैर्दत्तवरैस्तदा ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : રામ અને લક્ષ્મણ એ બે ભાઈઓને પડેલા જોઈને રાવણસુત ઇંદ્રજિતે ફરીથી તેમને વરદાન પામેલાં બાણો વડે બાંધી

દીધા.[૧] ઇંદ્રજિતે એ બંને વીરોને આ પ્રમાણે રણમાં બાંધી લીધા, ત્યારે તે પુરુષસિંહો પાંજરામાં પુરાયેલાં બે પંખીઓ જેવા જણાવા લાગ્યા.[૨] સેંકડો શરોથી વીંટળાયેલા રામલક્ષ્મણને ભૂમિ ઉપર પડેલા જોઈને, કપીશ્વર સુગ્રીવ સુષેણ, મૈંદ, દ્વિવિદ, કુમુદ, અંગદ, હનુમાન, નીલ, તાર અને નલ આદિ વાનરો સાથે તેમને ચારે બાજુ વીંટીને ઊભો રહ્યો.[૩,૪] એવામાં વિભીષણ પોતાનું કામ પતાવીને તે સ્થાને આવી પહોંચ્યો અને તેણે તે બંને વીરોને પ્રજ્ઞાસ્ત્રથી સચેત કર્યા.[૫] સુગ્રીવે પણ દિવ્ય મંત્રોથી મંત્રેલી વિશલ્યા નામની મહૌષધિથી તેમને એક ક્ષણમાં બાણોથી પડેલા ઘાવરહિત કરી દીધા.[૬] આમ ઘાવરહિત થયેલા અને શુદ્ધિમાં આવેલા તે બંને મહારથી નરવરો શ્રમ અને આળસથી મુક્ત થતાં એક ક્ષણમાં જ ઊભા થઈ ગયા.[૭] પછી હે પાર્થ! વિભીષણે ઇક્ષ્વાકુનંદન રામને પીડારહિત થયેલા જોઈને તેમને બે હાથ જોડી આ વચનો કહ્યાં:[૮] 'હે શત્રુનાશન! રાજરાજેશ્વર કુબેરની આજ્ઞાથી એક ગુહ્યક શ્વેતગિરિએથી આ જળ લઈને તમારી પાસે આવ્યો છે.[૯] હે મહારાજ! હે પરંતપ! છુપાઈ ગયેલાં પ્રાણીઓને જોવા માટે કુબેરે તમને આ જળ આપ્યું છે.[૧૦] આ જળ વડે આંખો ધોવાથી તમે અદૃશ્ય થઈ ગયેલાં પ્રાણીઓને જોઈ શકશો. વળી તમે જે માણસને આ પાણી આપશો, તે પણ એ પ્રમાણે જોઈ શકશે.'[૧૧] 'સારું' એમ કહીને રામે તે સંસ્કાર કરેલું જળ સ્વીકાર્યું અને તે વડે તેમણે તથા મહાનુભાવ લક્ષ્મણે પોતાની આંખો સાફ કરી.[૧૨] સુગ્રીવ, જાંબવાન, હનુમાન, અંગદ, મૈંદ, દ્વિવિદ, નીલ અને ઘણાખરા વાનરશ્રેષ્ઠોએ પણ એ પ્રમાણે પોતાનાં નેત્રોને નિર્મળ કર્યાં.[૧૩] એટલે હે યુધિષ્ઠિર! વિભીષણે કહ્યું હતું તેજ પ્રમાણે થયું. તે જ ક્ષણે તે સૌની આંખો ઇંદ્રિયોથી જોઈ અથવા જાણી ન શકાય તેવી વસ્તુઓને પણ જોવા લાગી.[૧૪] એ વખતે આ પરાક્રમ કરનારો ઇંદ્રજિત પિતાને પોતાના કામની ખબર આપીને ફરી વેગથી રણને મોખરે આવવા લાગ્યો.[૧૫] આમ ક્રોધમાં આવેલો ઇંદ્રજિત ફરી યુદ્ધની ઇચ્છાથી આવી રહ્યો હતો, ત્યારે વિભીષણના મતને અનુસરનારા સુમિત્રાનંદને તેની સામે ધસારો કર્યો.[૧૬] જેણે આહ્નિક કર્મ નહોતું કર્યું અને જે વિજયથી મદમસ્ત થઈ ગયો હતો, એવા ઇંદ્રજિતને મારવાની ઇચ્છાથી લક્ષ્મણે વિભીષણના સંકેત પ્રમાણે તેના ઉપર ક્રોધપૂર્વક બાણોનો મારો ચલાવ્યો.[૧૭] તે સમયે એકમેક ઉપર વિજય મેળવવાને ઇચ્છતા તે બંનેની વચ્ચે ઇંદ્ર અને પ્રહ્લાદની વચ્ચેના યુદ્ધ જેવું અદ્‌ભુત અને અત્યંત આશ્ચર્યકારક યુદ્ધ ચાલ્યું.[૧૮] ઇંદ્રજિતે સુમિત્રાપુત્ર લક્ષ્મણને તીક્ષ્ણ અને મર્મભેદી બાણોથી વીંધી નાખ્યો અને સામેથી લક્ષ્મણે એ રાવણપુત્રને અગ્નિના જેવા સ્પર્શવાળાં બાણોથી વીંધી દીધો.[૧૯] સુમિત્રાપુત્ર લક્ષ્મણનાં બાણોનો સ્પર્શ થવાથી રાવણપુત્ર ક્રોધથી મૂર્છિત થઈ ગયો અને તેણે લક્ષ્મણ ઉપર ઝેરી સાપ જેવાં આઠ બાણો છોડ્યાં.[૨૦] ત્યારે હે વીર! અગ્નિના જેવા સ્પર્શવાળાં ત્રણ બાણો વડે સૌમિત્રિએ ઇંદ્રજિતના પ્રાણ કેવી રીતે હરી લીધા તે હું તમને કહું છું, તમે તે સાંભળો.[૨૧] લક્ષ્મણે એક બાણથી ઇંદ્રજિતના ધનુષવાળા એક હાથને કાપીને દેહથી છૂટો પાડ્યો અને બીજા બાણથી તેણે તેના નારાચવાળા બીજા હાથને કાપીને પૃથ્વી ઉપર પાડ્યો. પછી પહોળી ધારવાળા ત્રીજા તેજસ્વી બાણથી તેણે તેના સુંદર નાકવાળા તથા ઝગઝગતા કુંડળવાળા માથાને ઉડાડી દીધું.[૨૨,૨૩] અરે! તે શ્રેષ્ઠ બળવાને કપાઈ ગયેલા હાથ તથા ખભાવાળા અને ભયંકર દેખાવવાળા ઇંદ્રજિતના તે ધડને પણ કૂટી નાખ્યું, તેમ જ તેના સારથિને પણ અસ્ત્રોથી હણી

નાખ્યો.[૨૪] પછી ઘોડાઓ તે રથને લંકામાં ખેંચી ગયા, એટલે રાવણે પોતાના પુત્ર વિનાના તે રથને જોયો.[૨૫] આમ પુત્રને હણાયેલો જોઈ ને રાવણનું મન ત્રાસથી ભમી ગયું, શોક અને મોહથી આતુર થયેલો તે સીતાનો વધ કરવાને તત્પર થઈ ગયો.[૨૬] રામનાં દર્શનની લાલસાવાળાં અને અશોકવાટિકામાં રહેલાં સીતા પાસે તે દુષ્ટાત્મા તલવાર લઈને વેગપૂર્વક દોડી ગયો. એ દુર્બુદ્ધિનો તે પાપી નિશ્ચય જાણી લઈને, અવિંધ્ય રાક્ષસે તે ક્રોધાવિષ્ટ રાવણને જે હેતુ આગળ કરીને શાંત પાડ્યો તે તમે સાંભળો. તેણે કહ્યુ: 'તમે ઉજ્જ્વળ મહારાજ્યના અધિષ્ઠાતા છો. તમારે સ્ત્રીને મારવી જોઈએ નહિ. આ સ્ત્રી જ્યારથી તમારા વશમાં ને બંધનમાં પડી છે, ત્યારથી તે હણાઈ જ ચૂકી છે.[૨૭-૨૯] હવે એના દેહના ટુકડા કરવાથી જ એનો વધ થશે એમ હું માનતો નથી. તમે એના પતિને હણો. આમ એના સ્વામીનો નાશ થશે, એટલે એનો નાશ જ થશે. સાક્ષાત્ ઇંદ્ર પણ પરાક્રમમાં તમારી બરાબરી કરી શકે એમ નથી. તમે ઇંદ્રાદિ દેવોને યુદ્ધમાં અનેક વાર ત્રાસ પમાડ્યો છે.[૩૦,૩૧] અવિંધ્યે ક્રોધમાં આવેલા રાવણને આ અને એવાં બીજાં અનેક વાક્યો કહીને શાંત પાડ્યો અને તેણે તે વચનોનો સ્વીકાર કર્યો.[૩૨] પછી તલવારને મ્યાન કરીને રાક્ષસરાજ રાવણે યુદ્ધ માટે નીકળવાનો નિર્ણય કર્યો અને આજ્ઞા આપી કે, 'મારો રથ તૈયાર કરો.'[૩૩]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમા 'ઇંદ્રજિતવધ' નામનો અધ્યાય ૨૮૯મો સમાપ્ત

## अध्याय २९०मो

### રાવણનો વધ

॥ मार्कंडेय उवाच ॥

**ततः क्रुद्धो दशग्रीवः प्रिये पुत्रे निपातिते ।**
**निर्ययौ रथमास्थाय हेमरत्नविभूषितम् ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા: પોતાના પ્રિય પુત્રનો વધ થવાથી ક્રોધે ભરાયેલા દશમુખ રાવણે સુવર્ણ અને રત્નોથી વિભૂષિત કરેલા રથમાં બેસીને રણપ્રયાણ કર્યું.[૧] હાથમાં વિવિધ હથિયારોને ધારણ કરેલા ભયંકર રાક્ષસોથી વીંટાઈને તે વાનર સેનાપતિઓ સાથે યુદ્ધ કરતો કરતો રામની સામે ધસ્યો.[૨] તે આ પ્રમાણે ક્રોધભેર ધસી આવતો હતો, ત્યારે મૈંદ, નીલ, નલ, અંગદ, હનુમાન અને જાંબવાને સેના સાથે રહીને તેને ચોમેરથી ઘેરી લીધો.[૩] રીંછ અને વાનરદળોના તે શ્રેષ્ઠ નાયકો દશાનન રાવણના જોતાં જ તેના સૈન્યનો વૃક્ષોના પ્રહારથી નાશ કરવા લાગ્યા. આ પ્રમાણે શત્રુઓને હાથે પોતાની સેનાનો વધ થતો જોઈ ને માયાવી રાક્ષસરાજ રાવણે માયા પ્રકટાવી.[૪,૫] તેના દેહમાંથી સેંકડો ને હજારો રાક્ષસો બાણ, શક્તિ તથા ઋષ્ટિઓને હાથમાં ધારણ કરીને બહાર નીકળેલા દેખાયા.[૬] રામે તે સર્વ રાક્ષસોને દિવ્ય અસ્ત્રથી મારી નાખ્યા, પણ રાક્ષસાધિરાજ રાવણે ફરી વાર માયા રચી.[૭] ત્યારે હે ભારત! દશમુખ રાવણે રામ અને લક્ષ્મણનાં રૂપ ધારણ કર્યાં અને રામલક્ષ્મણની સામે ધસારો કર્યો.[૮] પછી રામ અને લક્ષ્મણને પીડા આપી રહેલા તે રાક્ષસો હાથમાં ધનુષ લઈ ને રામ ઉપર તૂટી પડ્યા.[૯] ઇક્ષ્વાકુનંદન લક્ષ્મણે રાક્ષસેંદ્ર રાવણની આ માયા જોઈ ને, જરા પણ ગભરાયા વિના રામને મોટેથી આ વચન કહ્યાં: 'આપણા જેવાં રૂપવાળા આ પાપી મનના રાક્ષસોને તમે હણી નાખો.' એટલે પોતાના જેવાં રૂપવાળા તે અને બીજા રાક્ષસોને રામે મારી નાખ્યા.[૧૦,૧૧]

પછી ઇંદ્રનો સારથિ માતલિ 'હરિ' નામના અશ્વો જોડેલો અને સૂર્યના જેવી કાંતિવાળો રથ લઈ ને ત્યાં રણભૂમિમાં રામની પાસે આવી ઊભો રહ્યો.[૧૨]

માતલિ બોલ્યો : 'હે કાકુત્સ્થ ! હરિ અશ્વ જોડેલો આ ઇંદ્રનો ઉત્તમ વિજયશાળી રથ છે. હે પુરુષસિંહ ! આ ઉત્તમ રથ વડે ઇંદ્રે રણક્ષેત્રમાં સેંકડો દૈત્યો ને દાનવોને હણ્યા છે. તો હે નરસિંહ ! મારા દોરેલા આ રથમાં બેસીને તમે પણ રાવણનો તત્કાળ નાશ કરો. વાર લગાડો નહિ.' માતલિએ આ પ્રમાણે સત્ય કહ્યું, પણ રઘુપતિને તેના વચનમાં શંકા રહી કે, કદાચ આ રાક્ષસનું કપટ હોય તો ? ત્યારે વિભીષણે તેમને કહ્યું કે, 'હે નરવ્યાઘ્ર ! આ માયા દુરાત્મા રાવણની નથી જ. હે મહાપ્રકાશમાન ! તમે ઝટ ઇંદ્રના આ રથમાં બેસો.' એટલે કકુત્સ્થવંશી રામે હર્ષ પામીને વિભીષણને 'તથાસ્તુ' કહ્યું.[૧૩–૧૭] પછી તે રથમાં બેઠા અને રોષભેર રાવણ ઉપર ધસારો કર્યો, આમ રામે દશગ્રીવ ઉપર ધસારો કર્યો. ત્યારે પ્રાણીમાત્રમાં હાહાકાર થઈ રહ્યો.[૧૮] તે વખતે સ્વર્ગમાં દિવ્ય સિંહનાદો થઈ રહ્યા અને દુંદુભિના ઘોષ ગાજી રહ્યા. ત્યાં દશમુખ રાવણ અને રાજપુત્ર રામ—એ બે વચ્ચે એવું મહાન યુદ્ધ મચ્યું કે, તે યુદ્ધને બીજા કોઈ યુદ્ધની ઉપમા જ આપી શકાય નહિ; તે તો રામરાવણનું જ યુદ્ધ થયું. પછી રાક્ષસ રાવણે રામની ઉપર ઇંદ્રના વજ્ર જેવું અને ઉગામેલા બ્રહ્મદંડ જેવું મહાભયંકર ત્રિશૂલ ફેંક્યું. પણ રામે તીક્ષ્ણ બાણોથી તે ત્રિશૂલને સત્વર કાપી નાખ્યું. રામનું આ દુષ્કર કર્મ જોઈને, રાવણના મનમાં ભય પેઠો; એટલે ક્રોધે ભરાઈને તે દશગ્રીવે રામ ઉપર ઝપાટાબંધ હજારો ને લાખો તીણાં બાણો તથા વિવિધ શસ્ત્રો છોડ્યાં. વળી તેણે ભુશંડીઓ, ત્રિશૂળો, મુશળો, પરશુઓ, વિવિધ આકારની શક્તિઓ શતઘ્નીઓ તેમ જ ક્ષુર નામનાં તીણાં બાણો માર્યાં. દશગ્રીવ રાક્ષસની તે વિલક્ષણ માયા જોઈને સર્વ વાનરો ભયને લીધે સઘળી દિશાઓમાં નાસવા લાગ્યા. એટલે કકુત્સ્થવંશી રામચંદ્રે ભાથામાંથી સારા પાનાવાળું, સુંદર મુખવાળું અને સુવર્ણના પીંછાંવાળું એક ઉત્તમ બાણ લીધું અને તેને બ્રહ્માસ્ત્રથી યુક્ત કર્યું. આમ રામે તે શ્રેષ્ઠ બાણને બ્રહ્માસ્ત્રથી મંત્ર્યું. એ જોઈને ઇંદ્ર આદિ દેવો અને ગંધર્વો આનંદ પામ્યા. જ્યાં રામ શત્રુ ઉપર બ્રહ્માસ્ત્ર છોડવા સજ્જ થયા, ત્યાં દેવો, દાનવો અને કિન્નરોએ માની જ લીધું કે, રાક્ષસ રાવણનું આયુષ્ય હવે ઘણું થોડું રહ્યું છે. પછી રામે અજોડ તેજવાળું, રાવણનો અંત લાવનારું અને ઉગામેલા બ્રહ્મદંડ જેવું તે ઘોર બાણ છોડ્યું. હે ભારત ! રામે જ્યાં ધનુષ્યને અત્યંત વિસ્તારીને તે બાણ મૂક્યું, ત્યાં રાક્ષસરાજ રાવણ પોતાના રથ, ઘોડા તથા સારથિ સાથે તે બાણમાંથી નીકળેલા મહા જ્વાળાવાળા અગ્નિથી વીંટાઈ ગયો અને બળીને ખાખ થઈ ગયો.[૧૯–૩૦] આમ ઉત્તમ કર્મવાળા રામે રાવણને હણી નાખ્યો. એ જોઈ ને દેવો, ગંધર્વો અને ચારણો અત્યંત હર્ષ પામ્યા.[૩૧] પંચભૂતોએ તે મહાભાગ્યશાળી રાવણનો ત્યાગ કર્યો અને તે બ્રહ્માસ્ત્રના તેજને લીધે સર્વ લોકથી પણ ભ્રષ્ટ જ થયો.[૩૨] એ બ્રહ્માસ્ત્રને કારણે એના શરીરની સર્વ ધાતુઓ અને એનાં લોહીમાંસ પણ બળી ગયાં. અરે ! એની ભસ્મ સરખી પણ જોવા મળી નહિ ![*][૩૩]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમા 'રાવણવધ' નામનો અધ્યાય ૨૯૦મો સમાપ્ત

---

* परस्त्रीस्पर्शमात्रेण जयद्रथदशास्ययोः ।
आद्य. पञ्चसटो जात. सकुटुंबो हत. परः ॥

પરસ્ત્રીનો સ્પર્શમાત્ર કરવાથી જયદ્રથના માથા ઉપર પાંચ પટા નીકળ્યા અને રાવણ કુટુંબની સાથે વિનાશ પામ્યો. —गणेश

## अध्याय २९१ मो

### સીતાશુદ્ધિ અને રામનો રાજ્યાભિષેક

॥ मार्कंडेय उवाच ॥

स हत्वा रावणं क्षुद्रं राक्षसेन्द्रं सुरद्विपम्।
बभूव हृष्टःससुहृद्रामः सौमित्रिणा सह ॥ १ ॥

માર્કંડેય બોલ્યા: દેવોના શત્રુ તે નીચ રાક્ષસરાજ રાવણને મારીને રામચંદ્ર સ્નેહીઓ તથા લક્ષ્મણ સાથે આનંદ પામ્યા.[૧] દશમુખ રાવણ હણાયો, ત્યારે દેવોએ તથા ઋષિવરોએ જયયુક્ત આશીર્વાદો આપી મહાબાહુ રામનું સન્માન કર્યું.[૨] સર્વ દેવોએ કમલનયન રામની સ્તુતિ કરી અને ગંધર્વોએ પુષ્પવર્ષા વરસાવી. સ્વર્ગનિવાસીઓએ રામનું વાણીથી પૂજન કર્યું. પછી તેઓ જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા. હે અચ્યુત! તે વખતે આકાશ જાણે મહોત્સવથી ભરાઈ ગયું હતું.[૩,૪] આ પ્રમાણે રાવણને હણ્યા પછી, શત્રુનગરને જીતનારા મહાયશસ્વી સમર્થ રામે લંકા વિભીષણને આપી.[૫] પછી વૃદ્ધ અને સુજ્ઞાની અવિંધ્ય નામનો પ્રધાન વિભીષણે સન્માનેલાં સીતાજીને આગળ કરીને લંકામાંથી બહાર નીકળ્યો.[૬] દીનતા ધારણ કરીને તેણે મહાત્મા રામચંદ્રને કહ્યું: 'હે મહાત્મન્! તમે આ સદ્વર્તનવાળાં દેવી જાનકીનો સ્વીકાર કરો.'[૭] આ વચનો સાંભળીને ઇક્ષ્વાકુનંદન રામ તે ઉત્તમ રથમાંથી ઊતર્યા, તો તેમણે આંસુભર્યાં નેત્રવાળાં સીતાને જોયાં.[૮] સર્વાંગસુંદર સીતાજી ત્યારે રથમાં બેઠાં હતાં. તે શોકથી સુકાઈ ગયાં હતાં અને સર્વ અંગ ઉપર તેમને મેલના થર બાઝ્યા હતા. તેમના વાળ જટાની જેમ ગૂંચાઈ ગયા હતા અને તેમનું વસ્ત્ર શ્યામ પડી ગયું હતું. સીતાને આવાં જોઈને રામને રાવણના સ્પર્શની શંકા આવી તેમણે તેમને કહ્યું કે, 'હે વૈદેહી! મારે જે કાર્ય કરવાનું હતું તે મેં કર્યું છે. હવે તું છૂટી છે; તો તું હવે ગમે ત્યાં જા.[૯,૧૦] હે ભદ્રા! મને પતિ તરીકે પામ્યા છતાં, તારે રાક્ષસને ઘેર ઘડપણ ગાળવું પડે નહિ એટલા સારુ મેં એ રાક્ષસને મારી નાખ્યો છે.[૧૧] ધર્મના નિશ્ચયને જાણનારા અમારા જેવા પુરુષો પારકે હાથે ચડેલી નારીને એક ઘડી પણ કેમ રાખી શકે?[૧૨] હે મિથિલેશનંદિની! તું સારા ચરિત્રવાળી હો કે નઠારા ચરિત્રવાળી હો, પણ કૂતરાએ ચાટેલા હવિની જેમ તું આજે મારા ઉપયોગને યોગ્ય રહી નથી.'[૧૩] આ દારુણ વચનો સાંભળતાં વારજ બાળા સીતાદેવી અત્યંત દુઃખ પામ્યાં અને કપાઈ ગયેલી કેળની જેમ એકાએક ભોંય ઉપર ઢળી પડ્યાં.[૧૪] અરે, રામનું દર્શન થવાથી સીતાજીના મુખ ઉપર જે આનંદજનિત લાલાશ તરી આવી હતી, તે દર્પણમાં નાખેલા નિઃશ્વાસની જેમ એક ક્ષણમાં જ ઊડી ગઈ.[૧૫] રામનાં આવાં વચન સાંભળીને લક્ષ્મણના અને સર્વ વાનરોના પણ જીવ ઊડી ગયા અને તેઓ જડ જેવા બની ગયા.[×]

× આ સોળમા શ્લોક પછી મરાઠી ભાષાંતરની બંને પ્રતોમાં સાત શ્લોકોનું ભાષાંતર વધારે જોવામાં આવે છે, તેમ જ લેલે શાસ્ત્રીવાળી મૂળ પ્રતમાં પણ શ્લોકો છે. તેનું ભાષાંતર નીચે પ્રમાણે છે:

રામે કહેલા તે વચન સીતાથી સહન થયાં નહિ, તેથી તેણે લક્ષ્મણને કહ્યું કે, 'મારે માટે સત્વર અગ્નિ પ્રજ્વલિત કરો. (૧૭) કારણ કે મારી પવિત્રતાના સંબંધમાં રામને વિશ્વાસ આવવો જોઈએ તેમ જ લોકોની પણ ખાતરી થવી જોઈએ.' આ વાતમાં રામની પણ સંમતિ છે, એમ જાણીને લક્ષ્મણે તે જ વખતે (૧૮) લાકડાનો મોટો ઢગ એકઠો કરીને તેમાં અગ્નિ પ્રજ્વલિત કર્યો અને તે શત્રુદમન રામની પાસે આવીને મૌન ધારણ કરી ઊભો રહ્યો. (૧૯) તે પછી સીતાએ સર્વ લોકો, દેવ, રાક્ષસ તથા સ્ત્રીઓની સમક્ષ ભક્તિપૂર્વક રામની પ્રદક્ષિણા કરી, (૨૦) અને તે દેવતાઓને પ્રણામ કરી, અગ્નિની પાસે જઈને બે હાથ જોડી મૈથિલી આ પ્રમાણે બોલી કે, (૨૧) 'જો મારું અંતઃકરણ નિરંતર રામને છોડીને બીજી તરફ ગયું ન હોય, તો લોકસાક્ષી અગ્નિ મારું સર્વ રીતે રક્ષણ કરો. (૨૨)

પછી વિશુદ્ધમન, ચતુર્વદન, કમલયોનિ અને જગતના સ્રષ્ટા બ્રહ્મદેવે ત્યાં વિમાનમાં આવીને રાઘવને દર્શન આપ્યાં.[૧૬,૧૭] વળી ઇંદ્ર, અગ્નિ, વાયુ, યમ, વરણ, યક્ષાધિપતિ ભગવાન કુબેર, નિર્મળ સપ્તર્ષિઓ અને દિવ્ય તથા તેજસ્વી મૂર્તિવાળા દશરથરાજ એ સર્વ મહામૂલ્યવાન, કાંતિભર્યા અને હંસયુક્ત વિમાનમાં બેસીને ત્યાં આવ્યા. ત્યારે દેવો અને ગંધર્વોથી ભરાઈ ગયેલું તે સર્વ અંતરિક્ષ શરદઋતુમાં તારાઓથી ચિત્રિત થયેલા આકાશની જેમ શોભી રહ્યું.[૧૮-૨૦] તે પછી યશસ્વિની સીતાજી ઊભાં થયાં. તે કલ્યાણી સૌ દેવાદિઓની સમક્ષ વિશાળ વક્ષઃસ્થલવાળા રામને આ વચન કહેવા લાગ્યાં: 'હે રાજપુત્ર! હું તમારો દોષ કાઢતી નથી. તમે સ્ત્રીઓ અને પુરુષોની ગતિને જાણો જ છો. પણ તમે મારાં આટલાં વચન સાંભળો.[૨૧,૨૨] મેં જો પાપ કર્યું હોય, તો પ્રાણીમાત્રના અંતરમાં વિચરતા અને સદાસર્વદા ગતિમાન રહેતા એ વાયુદેવ મારા પ્રાણને અળગા કરી દો.[૨૩] મેં જો પાપ કર્યું હોય, તો અગ્નિ, જળ, આકાશ, પૃથ્વી અને વાયુ એ પંચમહાભૂતો મારા પ્રાણનું હરણ કરો.[૨૪] હે વીર! મેં સ્વપ્નમાં પણ તમારા સિવાય કોઈ બીજાનું ચિંતવન કર્યું નથી, તો હવે દીધેલા તમે જ મારા પતિ થાઓ.'[૨૫] તે સમયે મહાત્મા વાનરોને આનંદ આપનારી, પવિત્ર, સુંદર અને લોકને સમજાય એવી આકાશવાણી થવા લાગી.[૨૬]

વાયુદેવ બોલ્યા: હે રઘુવંશી રામ! હું સદા ગતિમાન વાયુ છું. હે રાજન્! મૈથિલી નિષ્પાપ છે. માટે તમે તમારી એ ભાર્યાનો સ્વીકાર કરો.[૨૭]

અગ્નિદેવ બોલ્યા: હે રઘુનંદન! હું પ્રાણીમાત્રનાં અંતઃશરીરમાં રહું છું. હે કાકુત્સ્થ! મિથિલેશનંદિની સીતાએ રજ સરખો પણ અપરાધ કર્યો નથી.[૨૮]

વરણદેવ બોલ્યા: હે રાઘવ! ભૂતમાત્રના દેહોમાં મારા વડે જ રસોની ઉત્પત્તિ છે. હું તમને કહું છું કે, તમે મૈથિલીનો સ્વીકાર કરો.[૨૯]

બ્રહ્મદેવ બોલ્યા: હે પુત્ર! તું રાજર્ષિનો ધર્મ આચરે છે, એટલે તારા આ વર્તન વિશે આશ્ચર્ય જેવું નથી. હે સાધુ! હે સચ્ચરિત્ર! હે કાકુત્સ્થ! તું મારાં આ વચન સાંભળ.[૩૦] હે વીર! દેવો, ગંધર્વો, નાગો, યક્ષો, દાનવો અને મહર્ષિઓના તે શત્રુનો તેં નાશ કર્યો છે.[૩૧] પૂર્વે મારી કૃપાથી તે સર્વ પ્રાણીઓને માટે અવધ્ય થયો હતો. કંઈક કારણને લીધે મેં પણ કંઈ કાળ સુધી એ પાપીની ઉપેક્ષા કરી.[૩૨] એ દુરાત્માએ પોતાના મરણને માટે જ સીતાનું અપહરણ કર્યું હતું. નલકૂબરના શાપ વડે મેં સીતાની રક્ષા કરાવી છે.[૩૩] રાવણને પૂર્વે આ શાપ હતો કે, તે જો કોઈ કામેચ્છારહિત પરસ્ત્રીને સેવવા જશે, તો તેના માથાના સેંકડો ટુકડા જઈ જશે.[૩૪] હે મહાકાંતિમાન! તું આ સંબંધમાં શંકા કરીશ નહિ. તું સીતાનો સ્વીકાર કર. હે દેવ તુલ્ય પ્રભાવાળા! તેં દેવોનું મહાન કાર્ય કર્યું છે.[૩૫]

દશરથ બોલ્યા: હે વત્સ! હું તારો પિતા દશરથ છું. હું તારા ઉપર પ્રસન્ન થયો છું. હે પુરુષોત્તમ! હું તને આજ્ઞા આપું છું કે, તું રાજ્યશાસન કર.[૩૬]

રામ બોલ્યા: હે રાજેંદ્ર! તમે જો મારા પિતા છો, તો હું તમને પ્રણામ કરું છું. હું તમારી આજ્ઞાથી રમણીય અયોધ્યાપુરીમાં જઈશ.[૩૭]

માર્કંડેય બોલ્યા: હે ભરતસિંહ! ત્યારે લાલ

---

આ પ્રમાણે કહીને સતી સીતાએ અગ્નિની પ્રદક્ષિણા કરીને નિર્ભય હૃદયથી તે પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કર્યો. (૨૩)

આ રામોપાખ્યાનમાં આવા કેટલેક ઠેકાણે વધારાના શ્લોકો તે પ્રતમાં છે, પણ તે વિશેષતાવાળા ન હોવાથી આમાં લીધા નથી.

છેડાવાળાં લોચનવાળા રામને પિતા દશરથે ફરીથી હર્ષપૂર્વક કહ્યું કે, 'જા, તું અયોધ્યામાં રાજ્ય કર.[૩૮] હે મહાતેજસ્વી! હવે તારા વનવાસનાં ચૌદ વર્ષ પૂરાં થયાં છે.' એટલે સ્નેહીજનોથી અભિનંદન પામેલા રામે દેવોને નમસ્કાર કર્યા અને ઇંદ્ર જેમ ઇંદ્રાણીને સ્વીકારે તેમ પોતાની પત્ની સીતાને સ્વીકારી. પછી તે પરંતપે અવિંધ્ય રાક્ષસને વરદાન આપ્યું.[૩૯,૪૦] વળી તેમણે ત્રિજટા રાક્ષસીને માન અને ધન આપી પ્રસન્ન કરી. પછી ઇંદ્રાદિ દેવો સહિત બ્રહ્માએ રામને કહ્યું કે,[૪૧] 'હે કૌશલ્યાનંદન! આજે હું તને કયાં ઇષ્ટ વરદાન આપું?' એટલે રામે ધર્મમાં સ્થિતિ, શત્રુઓથી અપરાજય અને રાક્ષસોએ મારેલા વાનરોનું પુનર્જીવન એટલું માગી લીધું. ત્યાં હે મહારાજ! બ્રહ્માએ 'તથાસ્તુ' એટલું વચન કહ્યું, એટલે તો વાનરો ફરી સજીવન થઈ ઊભા થયા. તે સમયે મહાભાગ્યશાલિની સીતાએ પણ હનુમાનને આ વરદાન આપ્યું:[૪૨-૪૪] 'હે પુત્ર! જ્યાં સુધી રામની કીર્તિ રહેશે, ત્યાં સુધી તું જીવંત રહેશે. હે સિંહલોચન હનુમાન! મારી કૃપાથી તને સદૈવ દિવ્ય ઉપભોગો ભોગવવા મળશે.' પછી ઇંદ્ર આદિ સર્વ દેવો તે ઉત્તમ વાનરોના દેખતાં જ અંતર્ધાન થઈ ગયા. પછી રામને જાનકી સાથે મળેલા જોઈને ઇંદ્રનો સારથિ માતલિ બહુ પ્રસન્ન થયો અને સ્નેહીજનોની વચ્ચે રામને આ વચનો કહેવા લાગ્યો: 'હે સત્યપરાક્રમી! તમે દેવો, ગંધર્વો, યક્ષો, મનુષ્યો, અસુરો અને નાગોનું આ દુઃખ દૂર કર્યું છે; તેથી જ્યાં સુધી આ પૃથ્વી રહેશે, ત્યાં સુધી દેવો, અસુરો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો અને સર્પો આદિ સર્વ લોકો તમારી કીર્તિગાથા ગાશે.' આમ કહીને માતલિએ શ્રેષ્ઠ વસ્ત્રધારી રામની આજ્ઞા લઈને તથા રામનું પૂજન કરીને તે સૂર્યના જેવી કાંતિવાળા તે રથમાં બેસીને ત્યાંથી ચાલ્યો ગયો. તે પછી વિભીષણે સત્કારેલા એ રામચંદ્રે લંકાની રક્ષણ-વ્યવસ્થા કરી અને સીતાને આગળ રાખી પોતે, લક્ષ્મણ તેમ જ સુગ્રીવ આદિ સર્વ મુખ્ય વાનરો સાથે તે જ સેતુથી ફરી એ સમુદ્રની પેલે પાર ગયા. હવે મુખ્ય મુખ્ય પ્રધાનોથી વીંટળાયેલા એ જિતેંદ્રિય રામચંદ્ર આકાશમાં યથેચ્છ ગતિએ વિચરતા શોભાયમાન પુષ્પક વિમાનમાં બેસી સમુદ્રને તીરે આવ્યા. પૂર્વે એ ધર્માત્માએ જે સ્થાને શયન કર્યું હતું, તે જ સ્થાને તેમણે સર્વ વાનરો સાથે પડાવ કર્યો. એ વખતે રઘુનંદને સર્વ વાનરોને તેડાવીને સત્કાર આપ્યો.[૪૫-૫૫] તે સર્વને રત્નોથી સંપૂર્ણ સંતોષીને તેમણે તેમને વિદાય આપી. આમ એ વાનરવરો, ગુપુચ્છો અને રીંછો ચાલ્યા ગયા, ત્યારે રામ સુગ્રીવની સાથે પાછા કિષ્કિંધામાં આવ્યા. તે સમયે સુગ્રીવ સાથમાં હતો અને વિભીષણ તેમને અનુસરી રહ્યો હતો. આમ પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા રામ પુષ્પક વિમાનમાં બેસીને વૈદેહીને વન બતાવતા બતાવતા કિષ્કિંધામાં પહોંચ્યા.[૫૬-૫૮] ત્યાં રામે સૌમિત્રી અને કેટલાક વાનરો સાથે રહીને પોતાનું કાર્ય કરનારા અંગદનો યુવરાજપદે અભિષેક કર્યો. પછી તે રાષ્ટ્રાધિપતિ રામ આવ્યા હતા તે જ માર્ગે પોતાની રાજધાની તરફ જવા નીકળ્યા અને અયોધ્યાનગરી પાસે આવી પહોંચ્યા.[૫૯,૬૦] અહીંથી તેમણે હનુમાનને ભરત પાસે દૂત તરીકે મોકલ્યો. વાયુપુત્ર હનુમાન ભરતની સઘળી હિલચાલનું અવલોકન કરીને તથા તેને પ્રિય સમાચાર આપીને પાછો આવ્યો, એટલે રામ નંદિગ્રામમાં ગયા. ત્યાં તેમણે મેલથી મેલા અંગવાળા અને વલ્કલ પહેરેલા ભરતને પોતાની આગળ બે પાદુકાઓ રાખીને આસન ઉપર બેઠેલો જોયો. પછી વીર્યવાન રઘુનાયક ભરત અને શત્રુઘ્નને

મળ્યા.[૬૧-૬૩] ત્યારે હે ભરતોત્તમ! રઘુપતિ રામ લક્ષ્મણ સહિત આનંદ પામ્યા. આમ ભરત અને શત્રુઘ્ન પોતાના મોટા ભાઈને મળ્યા અને વૈદેહીનાં દર્શન કરીને તે બન્ને અત્યંત હર્ષ પામ્યા. પછી ભરતે પોતાની પાસે થાપણરૂપે રાખેલું અયોધ્યાનું રાજ્ય વનવાસથી પાછા આવેલા રામચંદ્રને પરમ આનંદપૂર્વક અને સત્કારથી પાછું સોંપ્યું.[૬૪,૬૫] પછી વસિષ્ઠ તથા વામદેવે સાથે રહીને શાસ્ત્રસંમત દિવસે શ્રવણ નક્ષત્રમાં શૂરવીર રામનો રાજ્યાભિષેક કર્યો.[૬૬] પછી રાજગાદીએ બેઠેલા રઘુપતિએ કપિશ્રેષ્ઠ સ્નેહી સુગ્રીવને અને પુલસ્ત્યવંશી વિભીષણને પોતપોતાને ઘેર જવાની રજા આપી.[૬૭] રામે તે બન્નેને વિવિધ ભોગોથી સત્કાર્યા અને તેમને ભાવી કર્તવ્ય વિશે સોંપણી કરી. પછી પ્રીતિ અને આનંદ પામેલા તે બન્નેને તેમણે દુઃખી હૃદયે વિદાય આપી.[૬૮] પછી રઘુનાથે પુષ્પક વિમાનનું પૂજન કર્યું. એ રઘુનંદને પ્રીતિપૂર્વક તે વિમાન કુબેરને અર્પણ કર્યું. ત્યાર પછી રામે દેવર્ષિઓની સાથે ગોમતી નદીને તીરે અવ્યાથી લોકોને માટે દરવાજા ઉઘાડા રાખીને દશ પ્રશંસાપાત્ર અશ્વમેધ યજ્ઞો કર્યા.[૬૯,૭૦]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમા 'રામાભિષેક' નામનો અધ્યાય ૨૯૧ મો સમાપ્ત

## अध्याय २९२ मो

### માર્કંડેયે કરેલું યુધિષ્ઠિરનું આશ્વાસન

॥ मार्कंडेय उवाच ॥

एवमेतन्महाबाहो रामेणाऽमिततेजसा ।
प्राप्तं व्यसनमत्युग्रं वनवासकृतं पुरा ॥ १ ॥

માર્કંડેય બોલ્યા : આમ હે મહાબાહુ! પૂર્વે અમાપ તેજસ્વી રામને પણ વનવાસને લીધે આ અતિ ઉગ્ર દુઃખ ભોગવવું પડ્યું હતું.[૧] હે પુરુષસિંહ! તમે શોક કરશો નહિ. હે પરંતપ! તમે તો ક્ષત્રિય છો અને ભુજબળના આશ્રયવાળા નિશ્ચિત નિર્ણયવાળા માર્ગનું તમે અવલંબન કરો છો.[૨] તમારામાં પરમાણુ જેટલું પણ કોઈ પાપ નથી. ઇંદ્ર સહિત સર્વ દેવો અને અસુરો પણ આ તમારા માર્ગે જઈ શકે એમ નથી.[૩] વજ્રપાણિ ઇંદ્રે મરુદ્ગણોની સહાય લઈને વૃત્રાસુરને, દુર્ધર્ષ નમુચિને તેમ જ દીર્ઘજિહ્વા રાક્ષસીને માર્યાં હતાં.[૪] તાત્પર્ય કે, જે સહાયવાળો છે તેને આ લોકમાં સર્વ અર્થો સર્વ રીતે ફળે છે. તો ધનંજય જેમનો ભાઈ છે, તેમને રણસંગ્રામમાં ન જિતાય એવું શું હોય?[૫] આ ભયંકર પરાક્રમી ભીમ બળવાનોમાં શ્રેષ્ઠ છે અને આ બે યુવાન માદ્રીનંદનો વીર તથા મહાન ધનુર્ધારી છે.[૬] હે પરંતપ! આ ભાઈઓ તમારા સહાયક છે, તો પછી તમારે શા માટે ખેદ કરવાનો હોય? આ બધુંઓ તો મરુદ્ગણો સાથેની ઇંદ્રની સેનાને પણ જીતી શકે એમ છે.[૭] હે ભરતશ્રેષ્ઠ! દેવના જેવા આ તમારા મહાધનુર્ધર ભાઈઓની સહાયથી તમે પણ રણમાં સર્વ શત્રુઓને જીતી લેશો.[૮] તમે જુઓ, બળવાન અને વીર્યમાં માતેલો દુરાત્મા જયદ્રથ આ દ્રૌપદીને અહીંથી હરી ગયો હતો; પણ આ મહાત્માઓ અત્યંત દુષ્કર કર્મ કરીને એ દ્રૌપદીને પાછી લઈ આવ્યા છે અને જયદ્રથ રાજા હાર્યો છે તેમ જ તે તમારે અધીન થયો છે. અસહાય રામ ભયંકર પરાક્રમવાળા રાવણને સંગ્રામમાં હણીને વૈદેહીને પાછી લાવ્યા હતા. હે રાજન્! તમે આનો પણ બુદ્ધિથી વિચાર કરો. રામને પોતાની જાતના નહિ પણ બીજી જાતમાં ઉત્પન્ન થયેલાં વાનરો અને કાલમુખ રીંછો મિત્રો થયાં હતાં.[૯-૧૨] તેથી હે ભરતોત્તમ કુરુશ્રેષ્ઠ! તમારે શોક કરવો જોઈએ નહિ. હે પરંતપ! તમારા જેવા મહાત્માઓ શોક જ કરે નહિ.[૧૩]

વૈશંપાયન બોલ્યા : બુદ્ધિમાન માર્કંડેયે યુધિષ્ઠિરરાજને આ પ્રમાણે આશ્વાસન આપ્યું, એટલે

તે ઉદારચિત્તવાળા યુધિષ્ઠિરે દુઃખને અળગું કર્યું અને તેમને ફરી નીચે પ્રમાણે કહેવા માંડ્યું.[૪]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત રામોપાખ્યાનપર્વમા 'યુધિષ્ઠિરાશ્વાસન' નામનો અધ્યાય ૨૯૨ નો સમાપ્ત

રામોપાખ્યાનપર્વ સમાપ્ત

# पतिव्रतामाहात्म्यपर्व

## अध्याय २९३ मो

### સાવિત્રીચરિત્ર—સાવિત્રીનો જન્મ

॥ युधिष्ठिर उवाच ॥

नाऽऽत्मानमनुशोचामि नेमान् भ्रातृन्महामुने ।
हरणं चापि राज्यस्य यथेमां द्रुपदात्मजाम् ॥

યુધિષ્ઠિર બોલ્યા હે મહામુનિ! મને આ દ્રુપદનંદિનીને માટે જેટલો શોક થાય છે તેટલો નથી જાતનો શોક થતો, નથી આ ભાઈઓનો થતો અથવા એ રાજ્ય ચાલી ગયું તેનો પણ નથી થતો.[૧] દુરાત્મા ધૃતરાષ્ટ્રપુત્રોએ અમને જુગારમાં કષ્ટ આપ્યું, ત્યારે દ્રૌપદીએ અમને તારી લીધા. પણ જયદ્રથ વળી તેને બળાત્કારે હરી ગયો હતો.[૨] આ દ્રુપદતનયા જેવી પતિવ્રતા ને મહાભાગ્યવતી કોઈ સ્ત્રી તમે પૂર્વે સાંભળી કે જોઈ છે ખરી કે?[૩]

માર્કંડેય બોલ્યા હે યુધિષ્ઠિરરાજ! તમે કુળવાન સ્ત્રીઓનું માહાત્મ્ય સાંભળો. રાજકન્યા સાવિત્રી એ સઘળું કેવી રીતે પામી હતી તે હું તમને કહું છું.[૪] મદ્રદેશમાં અશ્વપતિ નામનો એક પરમ ધાર્મિક રાજા હતો તે ધર્માત્મા, બ્રાહ્મણભક્ત, મહાત્મા, સત્યપ્રતિજ્ઞ અને જિતેંદ્રિય હતો તે ચતુર હતો અને યજ્ઞયાગાદિક કરતો હતો. તે નગર તથા જનપદના લોકોને પ્રિય હતો અને પ્રાણીમાત્રના હિતમાં પરાયણ રહેતો હતો.[૫,૬] પણ તે ક્ષમાવાન, સત્યવચની અને જિતેંદ્રિય રાજાને વય થઈ જવા છતાં કંઈ સંતતિ નહોતી. આથી તેને સંતાપ થયા કરતો હતો.[૭] સંતાનના ઉત્પાદન અર્થે તેણે તીવ્ર નિયમ ધારણ કર્યો. તે બ્રહ્મચર્ય પાળી, ઇંદ્રિયોને વશ રાખી, યથાસમયે પરિમિત આહાર લેતો.[૮] હે રાજશ્રેષ્ઠ! સાવિત્રીમંત્રથી એક લાખ હવન કર્યા પછી તે આઠ ભાગવાળા દિવસના છઠ્ઠે છઠ્ઠે ભાગે માપસર ભોજન લેતો.[૯] આ નિયમ પ્રમાણે વર્તતાં અઢાર વર્ષ થઈ ગયાં. અઢારમું વર્ષ પૂરું થયું, ત્યારે સાવિત્રી દેવી તેના ઉપર પ્રસન્ન થયાં.[૧૦] તે સમયે હે રાજન્! એ દેવીએ અગ્નિહોત્રમાંથી પ્રકટ થઈને સાક્ષાત્રૂપે તે રાજાને પરમ હર્ષપૂર્વક દર્શન આપ્યાં. ત્યારે તે વરદાન આપનાર દેવીએ રાજાને આ વચન કહ્યાં.[૧૧]

સાવિત્રી બોલ્યાં હે રાજા! તારા શુદ્ધ બ્રહ્મચર્યથી, ઇંદ્રિયદમનથી, નિયમવ્રતથી અને તારી પૂરા મનની ભક્તિથી હું સંતુષ્ટ થઈ છું.[૧૨] હે મદ્રરાજ! તું તારી ઇચ્છામાં હોય તે વરદાન માગી લે હે અશ્વપતિ! ધર્મમાં તારે ક્યારેય પ્રમાદ કરવો નહિ.[૧૩]

અશ્વપતિ બોલ્યો હે દેવી! મેં ધર્મની ઇચ્છાથી સંતાનપ્રાપ્તિને અર્થે આ સમારંભ કર્યો છે મને અનેક કુલતારક પુત્રો થાઓ.[૧૪] હે દેવી! તમે પ્રસન્ન થયા હો, તો હું આ વરદાન માગું છું, કેમ કે બ્રાહ્મણો કહે છે કે સંતાન એ જ પરમ ધર્મ છે.[૧૫]

સાવિત્રી બોલ્યા હે રાજન્! તારો આ વિચાર પહેલેથી જ જાણીને મેં ભગવાન પિતામહને તને પુત્રપ્રાપ્તિ થાય તે અર્થે કહ્યું હતું હે સૌમ્ય! એ સ્વયંભૂ ભગવાને કરેલી કૃપાથી તને પૃથ્વીમાં એક તેજસ્વિની કન્યા ટૂંક વખતમાં થશે.[૧૬,૧૭] તારે આ સંબંધમાં કશો પણ ઉત્તર આપવાનો નથી પિતામહ બ્રહ્માના આદેશથી આ હું તને પ્રસન્ન થઈને કહું છું.[૧૮]

માર્કંડેય બોલ્યા સાવિત્રીનાં આ વચન

સાંભળીને રાજાએ 'ભલે એમ થાઓ' એમ કહ્યું અને એ કાર્ય જલદી થાય એવી ફરીથી સાવિત્રીને પ્રાર્થના કરી.[૧૯] સાવિત્રી અંતર્ધાન થયાં, એટલે વીર રાજા પોતાની રાજધાનીએ ગયો અને પોતાના રાજ્યમાં રહીને પ્રજાને ધર્મપૂર્વક પાળવા લાગ્યો.[૨૦] પછી થોડોક સમય વીતતાં, તે નિયમવતી રાજાની ધર્મચારિણી જ્યેષ્ઠ મહારાણીએ ગર્ભ ધારણ કર્યો.[૨૧] હે ભરતોત્તમ! રાજપુત્રીનો તે ગર્ભ શુક્લપક્ષમાં આકાશમાં જેમ તારાનાથ ચંદ્ર વધે તેમ વધવા લાગ્યો.[૨૨] યોગ્ય સમયે તે મહારાણીએ કમળના જેવાં નયનવાળી એક કન્યાને જન્મ આપ્યો. તે વખતે એ નરપતિશ્રેષ્ઠે આનંદપૂર્વક તેના જાતકર્માદિ સંસ્કારો કર્યા.[૨૩] સાવિત્રીમંત્રથી હવન કર્યાથી સાવિત્રીદેવીએ પ્રસન્ન થઈને આ કન્યા આપી હતી, તેથી બ્રાહ્મણોએ તેમ જ કન્યાના પિતાએ તેનું નામ 'સાવિત્રી' પાડ્યું.[૨૪] સાક્ષાત્ લક્ષ્મી જેવી તે રાજપુત્રી દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગી. થોડો સમય જતાં તે કન્યા યુવાવસ્થામાં આવી.[૨૫] સુંદર કેડવાળી, વિશાળ નિતંબવાળી અને સુવર્ણની પ્રતિમા સમી તે કન્યાને જોઈને લોકો આ તો દેવકન્યા જ આવી છે એમ માનવા લાગ્યા.[૨૬] પણ કમળપત્રના જેવાં નેત્રવાળી અને તેજથી દેદીપ્યમાન લાગતી તે કન્યાનું કોઈએ લગ્ન માટે માગું કર્યું નહિ, કારણ કે સૌ કોઈ એના તેજથી ઝંખવાઈ ગયા હતા.[૨૭] પછી એક પર્વને દિવસે સાવિત્રી માથાબોળ સ્નાન કરીને, ઉપવાસ રાખીને દેવની પાસે ગઈ અને વિધિપૂર્વક અગ્નિમાં હોમ કરીને તેણે વિપ્રો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું.[૨૮] પછી તે શ્રીરૂપિણી દેવી સાવિત્રી પ્રસાદીનાં ફૂલ લઈને પોતાના મહાત્મા પિતા પાસે ગઈ. ત્યાં તેણે પિતાના ચરણમાં વંદન કર્યાં અને તેમને પ્રસાદીનાં પુષ્પો અર્પણ કર્યાં. પછી તે હાથ જોડીને રાજાને એક પડખે ઊભી રહી.[૨૯,૩૦] પોતાની એ દેવરૂપિણી દીકરીને યૌવનમાં આવેલી જોઈને તેમ જ કોઈ વર તેનું માગું કરતો નથી એ વિચારીને રાજા અત્યંત દુઃખી થયો.[૩૧]

રાજા બોલ્યો : હે પુત્રી! તારા લગ્નનો સમય થઈ ગયો છે, પણ કોઈ તારે માટે મારી આગળ માગું કરતો નથી, તો તું પોતે જ તારા જેવા કોઈ ગુણવાનને વર તરીકે શોધી લે.[૩૨] તું જે પુરુષને પસંદ કરે તેની મને ખબર આપજે. એટલે હું વિચાર કરીને તને તેની સાથે પરણાવીશ. તું તારી ઇચ્છા અનુસાર વરની પસંદગી કર.[૩૩] મેં બ્રાહ્મણોને ધર્મશાસ્ત્રોનું એક વચન કહેતાં સાંભળ્યા છે. તો હે કલ્યાણી! હું તને એ વચન કહું છું, તે તું પણ સાંભળ.[૩૪] 'જે પિતા લગ્નને યોગ્ય સમયે પણ કન્યાનું દાન કરતો નથી તે નિંદ્ય છે, જે પતિ ઋતુસ્નાતા પત્નીની ઇચ્છા પૂરતો નથી તે નિંદનીય છે અને જે પુત્ર સ્વામીરહિત થયેલી માતાનું રક્ષણ કરતો નથી તે નિંદાપાત્ર છે.'[૩૫] આ મારું વચન સાંભળીને તું પતિ શોધવામાં ત્વરા કર. તું એવું કરજે કે, હું દેવતાઓનો દોષપાત્ર થાઉં નહિ.[૩૬]

માર્કંડેય બોલ્યા : રાજાએ પુત્રીને આ પ્રમાણે કહીને વૃદ્ધ મંત્રીઓને યાત્રાની તૈયારી કરવા માટે આજ્ઞા આપી તથા તેમને 'જાઓ' એમ જણાવ્યું.[૩૭] હવે પિતાની આજ્ઞા સમજીને તપસ્વીની સાવિત્રી શરમિંદી થઈ ગઈ અને પિતાના ચરણમાં અભિવંદન કરીને તે વિચાર કરવા ન રોકાતાં ત્યાંથી ચાલી નીકળી.[૩૮] વૃદ્ધ મંત્રીઓના સાથમાં તે સુવર્ણના રથમાં બેસીને રાજર્ષિઓનાં રમણીય તપોવનોમાં ગઈ. હે તાત! માનનીય વૃદ્ધોને પાદવંદન કરીને તે ક્રમપૂર્વક સર્વ વનોમાં ગઈ.[૩૯,૪૦] આમ તે રાજપુત્રી સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ દ્વિજોને ધનદાન આપતી આપતી જુદા જુદા દેશોમાં વિચરી.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત પતિવ્રતામાહાત્મ્યપર્વમાં 'સાવિત્રી-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૯૩ મો સમાપ્ત

## अध्याय २९४ मो
### સાવિત્રીએ પતિ પસંદ કર્યો

॥ मार्कंडेय उवाच ॥

**अथ मद्राधिपो राजा नारदेन समागतः ।**
**उपविष्टः सभामध्ये कथायोगेन भारत ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : પછી હે ભારત ! એક દિવસ મદ્રાધિપતિ રાજા અશ્વપતિ નારદજીનો મેળાપ થતાં સભામાં વાતચીત કરતો બેઠો હતો. તે સમયે સર્વ તીર્થો અને આશ્રમોમાં ફરીને સાવિત્રી મંત્રીઓની સાથે પોતાના પિતાના ભવનમાં આવી.[૧,૨] નારદ મુનિની સાથે બેઠેલા પોતાના પિતાને જોઈને તે શુભા તે બંનેને શિર નમાવી પાયે લાગી.[૩]

નારદ બોલ્યા : હે રાજા ! તારી આ પુત્રી ક્યાં ગઈ હતી ? એ હમણાં ક્યાંથી આવી છે ? તું શા માટે આ યુવતીને કોઈ યોગ્ય વર સાથે પરણાવતો નથી ?[૪]

અશ્વપતિ બોલ્યો : હે દેવર્ષિ ! મેં એને એ જ કાર્ય માટે મોકલી હતી અને આજે જ તે ત્યાંથી પાછી આવી છે. હવે એણે જે વર પસંદ કર્યો હોય, તે વિશે એની પાસેથી સાંભળો.[૫]

માર્કંડેય બોલ્યા : પિતાએ સાવિત્રીને આજ્ઞા આપી કે, 'તું વિસ્તારથી કહે.' એટલે તે શુભાએ પિતાનું વચન સ્વીકારીને આ પ્રમાણે કહેવા માંડ્યું.[૬]

સાવિત્રી બોલી : શાલ્વ દેશમાં દ્યુમત્સેન નામનો પ્રસિદ્ધ અને ધર્માત્મા ક્ષત્રિય રાજા હતો. પાછળથી તે આંધળો થયો હતો.[૭] આમ તે ધીમાનની આંખ ચાલી ગઈ, તે વખતે તેનો પુત્ર બાળક હતો. એટલે પડોશમાં રહેતા કોઈ અગાઉના વૈરીએ આ લાગ જોઈને તેનું રાજ્ય હરી લીધું.[૮] આથી દ્યુમત્સેન બાળપુત્રવાળી પોતાની પત્ની સાથે વનમાં ગયો. મહાવનમાં જઈને પણ તેણે મહાન વ્રત રાખી તપસ્યા કરવા માંડી.[૯] આમ તેનો પુત્ર સત્યવાન નગરમાં જન્મ્યો છે અને તપોવનમાં ઊછર્યો છે. એ મારે યોગ્ય છે, એમ સમજી હું એને મનથી વરી છું.[૧૦]

નારદ બોલ્યા : ઓ રાજા ! અરેરે ! આ સાવિત્રીએ ગુણવાન સત્યવાનની વરણી કરીને અજાણપણે ઘણું ખોટું કરી નાખ્યું છે ![૧૧] એનો પિતા સત્ય બોલે છે અને એની માતા પણ સત્ય બોલે છે; અને એટલે બ્રાહ્મણોએ એનું આ 'સત્યવાન' નામ રાખ્યું છે.[૧૨] બાલ્યથી એને ઘોડાઓ પ્રિય છે અને એ માટીના ઘોડાઓ બનાવ્યા કરે છે. તે ચિત્રોમાં પણ ઘોડાઓ ચીતરે છે. આથી તેને 'ચિત્રાશ્વ' પણ કહેવામાં આવે છે.[૧૩]

રાજા બોલ્યો : એ રાજપુત્ર સત્યવાન તેજસ્વી, બુદ્ધિમાન, ક્ષમાવાન, શૂર અને પિતૃવત્સલ તો છે ને ?[૧૪]

નારદ બોલ્યા : એ સૂર્ય જેવો તેજસ્વી છે, બૃહસ્પતિ જેવો બુદ્ધિમાન છે, મહેંદ્ર જેવો વીર છે અને પૃથ્વી જેવો ક્ષમાવાન છે.[૧૫]

અશ્વપતિ બોલ્યો : એ રાજકુમાર સત્યવાન, દાતા, બ્રાહ્મણભક્ત, રૂપવાન, ઉદાર અને પ્રિયદર્શન તો છે ને ?[૧૬]

નારદ બોલ્યા : યથાશક્તિ દાન આપવામાં તે સંકૃતિના પુત્ર રંતિદેવ જેવો છે. તે ઉશીનર પુત્ર શિબિના જેવો સત્યવાદી ને બ્રાહ્મણભક્ત છે.[૧૭] યયાતિ જેવો તે ઉદાર છે અને ચંદ્ર જેવો તે પ્રિયદર્શન છે. દ્યુમત્સેનનો એ બળવાન પુત્ર રૂપમાં તો અશ્વિનીકુમારો પૈકી એક જેવો છે.[૧૮] તે મનોનિગ્રહી છે, સૌમ્ય છે, શૂર છે અને સત્યનિષ્ઠ છે. તે સંયમિત ઇંદ્રિયવાળો છે, તે મિત્રતા ભર્યો છે અને ઈર્ષ્યાથી મુક્ત છે. તે લજ્જાશીલ છે અને કાંતિમાન છે.[૧૯] તેનામાં નિત્ય સરળતા

રહેલી છે અને તે નિશ્ચળ સ્થિતિવાળો છે. ટૂંકમાં, તપોવૃદ્ધ અને શીલવૃદ્ધ પુરુષો તેની પ્રશંસા કરે છે.[૨૦]

અશ્વપતિ બોલ્યો : હે ભગવન્! તમે એને મારી આગળ સર્વગુણસંપન્ન તરીકે વર્ણવો છો, પરંતુ એનામાં કંઈ દોષ હોય તો તમે તે વિષે મને કહો.[૨૧]

નારદ બોલ્યા : એનો એક દોષ એના સર્વ ગુણોને ઢાંકીને ઉપર ચડીને ઊભો છે. તે દોષને પ્રયત્ન કરતાં પણ ટાળી શકાય એમ નથી.[૨૨] એનામાં આ એક જ દોષ છે, બીજો એકે નથી; એ સત્યવાન આજથી એક વર્ષે આવરદા તૂટવાથી મરણ પામશે.[૨૩]

રાજા બોલ્યો : અરે ઓ સાવિત્રી! આમ આવ. હે શોભના! જા, તું બીજો વર પસંદ કર. આ સત્યવાનમાં તો સૌ ગુણોને દાબી દેનારો એક મહાદોષ રહ્યો છે.[૨૪] દેવોથી સત્કાર પામેલા ભગવાન નારદ મને કહે છે તેમ એ સત્યવાન અલ્પાયુ હોઈને એક વર્ષે દેહત્યાગ કરશે.[૨૫]

સાવિત્રી બોલી : ભાગીદારોનો ભાગ એક જ વખત પડે, કન્યાનું દાન એક જ વખત અપાય અને 'આપું છું' એમ એક જ વાર કહેવાય. આમ આ ત્રણે વાત એક એક વાર જ કરાય.[૨૬] આથી સત્યવાન દીર્ઘાયુ હો કે અલ્પાયુ હો, તે ગુણવાન હો કે ગુણહીન હો, મેં એને એક વાર મારા સ્વામી કર્યા છે. હવે હું બીજાને વરીશ નહિ.[૨૭] મનથી નિશ્ચય કર્યા પછી કોઈ પણ વાત વચનરૂપે ઉદ્ગાર પામે છે અને તે પછી તે કૃતિમાં ઊતરે છે. આથી મારું મન આમ પ્રમાણરૂપ છે.[૨૮]

નારદ બોલ્યા : હે નરશ્રેષ્ઠ! તમારી પુત્રી સાવિત્રીની બુદ્ધિ સ્થિર છે, તેને આ ધર્મમાંથી કોઈ રીતે વાળી શકાય એમ નથી.[૨૯] સત્યવાનમાં જે ગુણો છે તે બીજા કોઈ પુરુષમાં નથી. તો તમે તમારી પુત્રી તેને જ આપો એ મને રુચે છે.[૩૦]

રાજા બોલ્યો : તમારું કહેલું આ વચન યોગ્ય ને અટળ છે. હું એ જ પ્રમાણે કરીશ; કેમ કે તમે મારા ગુરુ છો.[૩૧]

નારદ બોલ્યા : તમારી દીકરી સાવિત્રીનાં લગ્ન નિર્વિઘ્ને થાઓ! તમારું સૌનું કલ્યાણ થાઓ! હવે હું જઈશ.[૩૨]

માર્કંડેય બોલ્યા : આમ કહીને નારદજી આકાશમાર્ગે સ્વર્ગમાં ગયા અને રાજાએ પણ પોતાની પુત્રીના વિવાહની તૈયારીઓ કરવા માંડી.[૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત પતિવ્રતા-માહાત્મ્યપર્વમાં 'સાવિત્રી-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૯૪મો સમાપ્ત

## अध्याय २९५मो

### સાવિત્રીનાં લગ્ન

॥ मार्कंडेय उवाच ॥

**अथ कन्या प्रदाने स तमेवार्थं विचिंतयन्।**
**समानिन्ये च तत्सर्वं भांडं वैवाहिकं नृपः ॥१॥**

માર્કંડેય બોલ્યા : પછી રાજા અશ્વપતિ કન્યાદાન સંબંધમાં નારદજીએ કહેલી વાતનો વિચાર કરવા લાગ્યો અને વિવાહ અંગેની સર્વ સામગ્રીઓ એકઠી કરવા લાગ્યો.[૧] પછી એક પુણ્યદિવસે તે વૃદ્ધ દ્વિજોને, ઋત્વિજોને અને પુરોહિતોને તેડાવીને પોતાની કન્યા સાવિત્રી સાથે વનમાં જવા નીકળ્યો.[૨] એ પવિત્ર અરણ્યમાં દ્યુમત્સેનનો આશ્રમ આવ્યો, એટલે રાજા બ્રાહ્મણો સાથે પગપાળો જ તે રાજર્ષિની પાસે ગયો.[૩] ત્યાં તેણે એ નેત્રહીન પણ મહાભાગ્યવાન રાજાને શાલવૃક્ષને આશ્રયે દર્ભની સાદડી ઉપર બેઠેલા જોયા.[૪] અશ્વપતિ રાજાએ એ રાજ-

ર્ષિની યથાયોગ્ય પૂજા કરી અને પરિમિત વાણી વડે તેમને પોતાની ઓળખાણ આપી.[૫] ધર્મવેત્તા દ્યુમત્સેન રાજાએ એ અશ્વપતિ રાજાને અર્ધ્ય, આસન અને મધુપર્ક અર્થે ગાય આપ્યાં અને તેને પૂછ્યું કે, 'કેમ આવવું થયું ?'[૬] એટલે અશ્વપતિએ તેને પોતાના સર્વ અભિપ્રાયો તેમ જ સત્યવાન સંબંધીનું પોતાનું કર્તવ્ય એ સઘળું કહ્યું.[૭]

અશ્વપતિ બોલ્યો : હે રાજર્ષિ ! આ સાવિત્રી નામની મારી સુંદર કન્યા છે. હે ધર્મજ્ઞ ! તમે સ્વધર્મપૂર્વક એને તમારી પુત્રવધૂ તરીકે મારી પાસેથી સ્વીકારો.[૮]

દ્યુમત્સેન બોલ્યો : અમે રાજ્યથી ભ્રષ્ટ થયા છીએ, વનવાસે રહ્યા છીએ અને નિયમપરાયણ રહીને તપસ્વીનો ધર્મ આચરીએ છીએ. તો વનવાસને માટે અયોગ્ય એવી આ તમારી પુત્રી કેવી રીતે આ કષ્ટદાયક આશ્રમમાં રહેશે ?[૯]

અશ્વપતિ બોલ્યા : સુખ અને દુઃખ તો આવે છે અને જાય છે. આ વાતને હું જાણું છું, તેમ મારી પુત્રી પણ જાણે છે. એટલે મારા જેવા માટે આવું વચન યોગ્ય નથી. હે નૃપ ! હું તો નિશ્ચય કરીને જ તમારી પાસે આવ્યો છું.[૧૦] મૈત્રીપૂર્વક હું તમને પ્રણામ કરું છું, તમે મારી આશાનો નાશ કરો એ યોગ્ય નથી. હું પ્રેમપૂર્વક તમારી પાસે આવ્યો છું, તમે મને ના પાડશો નહિ.[૧૧] તમે મારે માટે યોગ્ય અને અનુરૂપ છો. તેમ હું પણ તમારે માટે છું. તો તમે મારી કન્યાને સત્યવાનની પત્ની તરીકે અને તમારી પુત્રવધૂ તરીકે સ્વીકારો.[૧૨]

દ્યુમત્સેન બોલ્યો : તમારી સાથે આ સંબંધ બાંધવાની મને પહેલેથી અભિલાષા હતી; પણ હું રાજ્યભ્રષ્ટ છું તેથી જ મારા મનમાં એવો વિચાર આવ્યો.[૧૩] પણ હવે જે પ્રથમથી પસંદ હતો તે આ અભિપ્રાય આજે જ પૂરો થાઓ. સાચે જ તમે મારા ઇષ્ટ અતિથિ છો.[૧૪] પછી એ બંને રાજાઓએ સર્વ આશ્રમવાસી બ્રાહ્મણોને બોલાવીને વિધિપૂર્વક એ લગ્નકાર્ય કરાવ્યું.[૧૫] આમ અશ્વપતિ રાજા પોતાની પુત્રીનું કન્યાદાન આપીને તથા યથાયોગ્ય પહેરામણી આપીને પરમ આનંદ પામી પોતાને ભવને ગયો.[૧૬] આ બાજુ, સત્યવાન તે સર્વગુણસંપન્ન પત્ની પામીને આનંદ પામ્યો, તેમ સાવિત્રી પણ પોતાના મનમાન્યા પતિને પામીને આનંદ પામી.[૧૭] પછી પિતા ગયા એટલે સાવિત્રીએ પોતાનાં સર્વ આભૂષણોને અળગાં કર્યાં અને વલ્કલ તથા ગેરુઆ રંગનાં લૂગડાં પહેર્યાં.[૧૮] તેણે સેવાથી, પરિચર્યાઓથી, સદ્‌ગુણોથી, નમનતાથી, ઇંદ્રિયદમનથી તેમ જ સર્વને ઇષ્ટ એવાં કાર્યસંપાદનોથી સૌનો સંતોષ પ્રાપ્ત કર્યો.[૧૯] તેણે સાસુને શરીરની સેવાચાકરીથી તથા પહેરવાઓઢવાનાં વસ્ત્રોથી સંતોષ આપ્યો. તે જ રીતે તેણે સસરાને દેવને યોગ્ય એવો સેવાસત્કાર કરીને તથા સંયમપૂર્વકની વાણીથી સંતુષ્ટ કર્યા.[૨૦] વળી તેણે પોતાના પતિને પ્રિય ભાષણથી, નિપુણતાથી, શાંતિથી અને એકાંત ઉપચારોથી પૂરી પ્રસન્નતા આપી. આમ હે ભારત ! આશ્રમમાં રહીને તપસ્યા કરતાં કરતાં તે સજ્જનોનો કેટલોક સમય ચાલ્યો ગયો.[૨૧,૨૨] પણ રાત દિવસ ઊભી ને ઊભી રહેતી તથા કરમાયા કરતી સાવિત્રીના મનમાં તો નારદે કહેલું પેલું વચન નિરંતર ઘોળાયા જ કરતું હતું.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત પતિવ્રતામાહાત્મ્યપર્વમાં 'સાવિત્રી-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૯૫મો સમાપ્ત

## અધ્યાય ૨૯૬મો

### સાવિત્રીનું વ્રત અને પતિ સાથે વનગમન

॥ मार्कंडेय उवाच ॥

**ततः काले बहुतिथे व्यतिक्रांते कदाचन।**
**प्राप्तः स कालो मर्तव्यं यत्र सत्यवता नृप ॥ १ ॥**

માર્કંડેય બોલ્યા : હે રાજા! આમ કરતાં ઘણો સમય વીતી ગયો અને પછી સત્યવાનના મરણનો તે સમય આવી લાગ્યો.[૧] સાવિત્રીના હૃદયમાં નારદજીએ કહેલું તે વચન નિરંતર ઘોળાયા કરતું હતું અને તે એક એક દિવસ જતાં બાકી રહેલા દિવસોની ગણતરી રાખ્યા કરતી હતી. પછી આજથી ચોથે દહાડે સત્યવાનનું અવસાન છે, એમ વિચારીને એ ભક્તિસંપન્ન સ્ત્રી ત્રિરાત્રવ્રત કરવાના ઉદ્દેશથી રાતદિવસ વ્રતનિષ્ઠ રહી.[૨,૩] સાવિત્રીના આ નિયમવ્રત વિશે સાંભળીને દ્યુમત્સેન રાજાને અત્યંત દુઃખ થયું અને તેણે ઊઠીને સાવિત્રીને સાંત્વન આપતાં આ વચન કહ્યાં.[૪]

દ્યુમત્સેન બોલ્યો : હે રાજનંદિની! તેં આ અતિ તીવ્ર વ્રતનો આરંભ કર્યો છે; કેમ કે ત્રણ દિવસ સુધી અનશન રાખવું એ અત્યંત કઠિન છે.[૫]

સાવિત્રી બોલી : હે તાત! તમે એ સંબંધમાં સંતાપ કરશો નહિ. હું વ્રતને પાર ઊતરીશ; કેમ કે મેં દઢ નિશ્ચયપૂર્વક આ વ્રત આરંભ્યું છે અને દઢ નિશ્ચય જ કાર્યની સિદ્ધિનું કારણ છે.[૬]

દ્યુમત્સેન બોલ્યો : તું વ્રત છોડી દે એવું તો હું કોઈ રીતે કહેવા સમર્થ નથી. અમારા જેવાએ તો તને આ જ વચન કહેવું જોઈએ કે, 'તું વ્રતને પાર કર.'[૭]

માર્કંડેય બોલ્યા : આમ કહીને મહાત્મા દ્યુમત્સેન વિરામ પામ્યો અને સાવિત્રી તો જાણે લાકડું હોય તેમ ઊભી રહેલી દેખાવા લાગી.[૮] હે ભરતોત્તમ! 'સ્વામીનું આવતી કાલે મરણ થશે' એમ વિચારતી સાવિત્રીની આગલી રાત્રિ દુઃખની વ્યાકુળતામાં વીતી.[૯] આજે જ તે દિવસ છે, એમ માનીને તેણે સવાર સંબંધીની સઘળી ક્રિયાઓ કરી અને સૂર્ય ચાર હાથ ઊંચો આવ્યો ત્યારે પ્રદીપ્ત હુતાશનમાં હોમ કર્યો.[૧૦] પછી સર્વ વૃદ્ધ બ્રાહ્મણોને તથા સાસુસસરાને અનુક્રમે અભિવંદન કરી તે બે હાથ જોડીને નિયમપૂર્વક ઊભી રહી.[૧૧] તપોવનનિવાસી સર્વ તપસ્વીઓએ સાવિત્રીને અખંડ સૌભાગ્યના શુભ અને હિતકારી આશીર્વાદ આપ્યા.[૧૨] ધ્યાનયોગમાં પરાયણ રહેલી સાવિત્રીએ 'એમ જ હો' એમ કહ્યું અને તપસ્વીઓનાં સર્વ આશીર્વચનોને મનથી સ્વીકાર્યાં. તે રાજપુત્રી નારદજીએ કહેલા તે વચનનો જ વિચાર કર્યા કરતી હતી અને અત્યંત દુઃખિત થઈને તે સમયની તથા તે મુહૂર્તની વાટ જોવા લાગી.[૧૩,૧૪] પછી હે ભરતશ્રેષ્ઠ! એકાંતમાં બેઠેલી તે રાજપુત્રીને સાસુસસરાએ પ્રીતિપૂર્વક આ વચન કહ્યાં.[૧૫]

સાસુસસરા બોલ્યાં : તેં શાસ્ત્રોક્ત રીતે એ વ્રત પૂરું કર્યું છે. હવે ભોજન કરવાનો સમય થયો છે, તો તે કર્યા પછી બીજું જે કરવાનું હોય તે કર.[૧૬]

સાવિત્રી બોલી : સૂર્ય અસ્ત પામ્યા પછી અને મારી કામના પૂરી થાય ત્યાર પછી મારે ભોજન કરવું, એવો મેં મારા હૃદયમાં વિચાર અને નિર્ણય કર્યો છે.[૧૭]

માર્કંડેય બોલ્યા : સાવિત્રી ભોજન સંબંધમાં આ પ્રમાણે કહી રહી હતી, તે સમયે સત્યવાન ખાંધ ઉપર કુહાડી લઈને વનમાં જવા માટે નીકળ્યો.[૧૮] ત્યારે સાવિત્રીએ પોતાના સ્વામીને કહ્યું કે, 'તમે આજ એકલા જશો નહિ. હું તમારી સાથે આવીશ; કારણ કે હું તમને એકલા મૂકવાની હામ નહિ જ કરું.'[૧૯]

સત્યવાન બોલ્યો : હે ભાવિની! તું પહેલાં વનમાં ગઈ નથી. વગડાના મારગ અતિ આકરા

છે. વળી તું વ્રત અને ઉપવાસથી શિથિલ થઈ ગઈ છે. તો તું કેવી રીતે પગપાળી ચાલશે?[20]

સાવિત્રી બોલી : ઉપવાસથી મને ખેદ કે થાક કશું જ નથી. મને તમારી સાથે નીકળવાનો ઉત્સાહ થયો છે. તમે કૃપા કરીને ના કહેશો નહિ.

સત્યવાન બોલ્યો : તને સાથે આવવાનો ઉત્સાહ જ છે, તો ભલે હું તારું મનગમતું કરીશ. પણ તું ગુરુજનોની આજ્ઞા લઈને આવ, એટલે આ દોષ મારે માથે આવે નહિ.[21,22]

માર્કંડેય બોલ્યા : મહાવ્રતિની સાવિત્રીએ સાસુસસરાને વંદન કરીને કહ્યું કે, આ મારા સ્વામી ફળ લાવવા માટે મહાવનમાં જાય છે.[23] હું પણ આપ સાસુસસરાની અનુજ્ઞા પામી એમની સાથે જવા ઇચ્છું છું; કેમ કે આજે મારાથી એમનો વિયોગ સહન કરી શકાય એમ નથી.[24] આ તમારા પુત્ર ગુરુ અને અગ્નિહોત્રના કાર્ય અર્થે વનમાં જવા નીકળ્યા છે, એટલે તેમને વારી શકાય નહિ. કંઈ બીજે જ જતા હોત તો તો એમને રોકી પણ શકાત.[25] વળી આ આશ્રમમાં આવ્યે મને વરસ દહાડાથી થોડો ઓછો સમય થયો છે, પણ મેં આશ્રમ બહાર કદી પણ પગ મૂક્યો નથી. આથી મને ફૂલો વડે ખીલેલાં વનને જોવાની ભારે ઉત્કંઠા થઈ છે.[26]

દ્યુમત્સેન બોલ્યો : જ્યારથી સાવિત્રીને તેના પિતાએ મારી પુત્રવધૂ તરીકે મને સોંપી છે, ત્યારથી માંડીને આજ સુધીમાં એણે ક્યારેય મને કંઈ પ્રાર્થનાપૂર્વક કહ્યું હોય એવું મને સાંભરતું જ નથી.[27] તો આજે આ પુત્રવધૂની અભિલાષા પ્રમાણે એની કામના ભલે પૂર્ણ થાઓ. પરંતુ હે વહુબેટા! તું માર્ગમાં સત્યવાનની તરફ પ્રમાદ કરીશ નહિ.[28]

માર્કંડેય બોલ્યા : આમ તેઓએ રજા આપી, એટલે તે યશસ્વિની સાવિત્રી સ્વામી સાથે નીકળી. ત્યારે મુખથી તે હસી રહી હતી અને હૃદયમાં તો તે જાણે ખિન્ન થતી હતી.[29] વિશાળ-લોચના સાવિત્રીએ મયૂરોનાં વૃંદોથી ભરેલાં અને સર્વ રીતે રમણીય એવાં વિવિધ જાતનાં વનો જોયાં.[30] ત્યારે સત્યવાન સાવિત્રીને મધુર વાણીમાં કહેતો કે, 'આ પુણ્ય જળવાળી સરિતાઓને અને આ ફૂલવાળાં ઉત્તમ વૃક્ષોને જો.'[31] અનિંદિતા સાવિત્રી પોતાના પતિની સર્વ અવસ્થાઓ ધ્યાનપૂર્વક જોયા કરતી હતી અને નારદમુનિનાં તે વચનને સંભારી રાખીને તે સમય આવતાં પોતાના સ્વામી મૃત્યુ પામશે જ એવી ધારણા રાખી રહી હતી.[32] તે મંદગામિની હૃદયના બે ભાગ કરીને, એક ભાગથી જાણે મૃત્યુકાળને તાકી રહી હતી, તો બીજા ભાગથી તે સ્વામીની પાછળ પાછળ ચાલી રહી હતી.[33]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત પતિવ્રતામાહાત્મ્યપર્વમાં 'સાવિત્રી-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૯૬મો સમાપ્ત

## अध्याय २९७ मो

### સત્યવાનનું મૃત્યુ તેમજ યમ તથા સાવિત્રીનો સંવાદ

॥ मार्कंडेय उवाच ॥

अथ भार्यासहायः स फलान्यादाय वीर्यवान् ॥
कठिनं पूरयामास ततः काष्ठान्यपाटयत् ॥ १ ॥

માર્કંડેય બોલ્યા : પછી પત્નીના સાથવાળા વીર્યવાન સત્યવાને ફળો વીણીને ટોપલી ભરી અને પછી લાકડાં ચીરવા માંડ્યાં.[1] લાકડાં ચીરતાં ચીરતાં તેને પરસેવો થઈ આવ્યો ને પરિશ્રમને કારણે એના માથામાં વેદના થવા લાગી.[2] શ્રમથી પીડાયેલો એ સત્યવાન પોતાની પ્રિય પત્ની પાસે જઈ આ પ્રમાણે કહેવા લાગ્યો.

સત્યવાન બોલ્યો : 'હે સાવિત્રી! આ અતિશ્રમથી મારા માથામાં વેદના થાય છે અને મારા હૃદયમાં તથા મારાં ગાત્રોમાં દાહ થાય છે. હે

# યમદેવતા અને ભગવતી સાવિત્રી



આ મહાસતીએ મૃત્યુના દેવ યમરાજને પોતાના જ્ઞાનચારિત્ર્ય વડે પ્રસન્ન કરી તેઓ પાસે પતિદેવના જીવના પ્રાણ પણ પાછા મુકાવ્યા પુત્રરહિત માતપિતાને સો પુત્રો અપાવ્યા અને સાસુસસરાના ગયેલા ચક્ષુ તથા રાજપાટ સુદ્ધાં અપાવ્યા

મિતભાષિણી! મને પોતાને ઠીક લાગતું નથી. જાણે મારું આ મસ્તક શૂળોથી ભોંકાઈ રહ્યું હોય એમ મને લાગે છે. તો હે કલ્યાણી! હું સૂઈ જવા ઇચ્છું છું. મારામાં ઊભા રહેવાની પણ શક્તિ નથી.' એટલે સાવિત્રી પતિ પાસે પહોંચી ગઈ અને એનું માથું પોતાના ખોળામાં મૂકી પૃથ્વી ઉપર બેઠી.[૩–૬] તે સમયે નારદનાં પેલાં વચનને વિચારી રહેલી એ તપસ્વિની તે મુહૂર્ત, ક્ષણ, વેળા અને દિવસનો મેળ મેળવવા લાગી.[૭] બે ઘડીમાં તેણે ત્યાં એક પુરુષને જોયો. તેણે રાતાં વસ્ત્ર પહેર્યાં હતાં અને મુગટ બાંધ્યો હતો. તેની કાંતિ સૂર્યના જેવા તેજથી ઝળહળતી હતી.[૮] તેનો વર્ણ કાળો હતો અને તેની આંખો લાલ હતી. હાથમાં તેણે પાશ રાખ્યો હતો અને તે ભયંકર જણાતો હતો; તે સત્યવાનની બાજુએ ઊભો હતો અને તેને જ જોયા કરતો હતો.[૯] તેને જોઈને સાવિત્રી સ્વામીના શિરને ધીમેથી હેઠે મૂકીને એકદમ ઊભી થઈ ગઈ અને બે હાથ જોડીને કાંપતા હૃદયથી તેને આ પ્રમાણે કહ્યું.[૧૦]

સાવિત્રી બોલી: હું તમને કોઈ દેવતા જાણું છું; કેમ કે તમારું આ શરીર અમાનુષી છે. હે દેવેશ! તમે કોણ છો? તમે શું કરવા ઇચ્છો છો? તમે સ્વેચ્છાથી તે મને કહો.[૧૧]

યમ બોલ્યો: હે સાવિત્રી! તું પતિવ્રતા છે, તેમ તપસ્વિની પણ છે. આથી હું તારી સાથે બોલું છું. હે શુભા! તું મને યમ જાણ.[૧૨] આ તારા સ્વામી રાજપુત્ર સત્યવાનનું આયુષ્ય પૂરું થઈ ગયું છે. હું એને બાંધીને લઈ જઈશ; હું આ કરવા ધારું છું, એ તું જાણ.[૧૩]

સાવિત્રી બોલી: હે ભગવન્! સાંભળ્યું છે કે, માણસોને લેવા માટે તો તમારા દૂતો આવે છે; તો પ્રભુ! તમે પોતે જ કેમ આવ્યા?[૧૪]

માર્કંડેય બોલ્યા: સાવિત્રીએ આ પ્રમાણે કહ્યું, ત્યારે પિતૃરાજ ભગવાન યમે તેને પ્રસન્ન કરવા માટે તેને પોતાની સર્વ ધારણા યથાર્થ રીતે કહેવા માંડી.[૧૫] તેણે કહ્યું: 'આ સત્યવાન ધર્મયુક્ત છે, તે રૂપવાન છે અને ગુણસાગર છે. મારા પુરુષો એને લઈ જવાને યોગ્ય નથી. આથી હું પોતે જ લેવા માટે આવ્યો છું.'[૧૬] પછી યમે સત્યવાનના શરીરમાંથી પાશે બાંધેલો અને વશ કરેલો અંગૂઠા જેવડો પુરુષ બળપૂર્વક ખેંચી કાઢ્યો.[૧૭] આમ પ્રાણ ખેંચાઈ જવાથી સત્યવાનનું એ શરીર શ્વાસોચ્છ્વાસરહિત, પ્રભાહીન, ચેષ્ટાશૂન્ય અને અપ્રિય દેખાવવાળું થઈ ગયું.[૧૮] પછી યમ તો તે જીવને બાંધીને દક્ષિણ દિશા તરફ ચાલવા લાગ્યો. ત્યારે નિયમ–વ્રતમાં સારી રીતે સિદ્ધ થયેલી મહાભાગ્યવતી અને પતિવ્રતા તે દુઃખાતુર સાવિત્રી યમની પાછળ પાછળ જવા લાગી.[૧૯]

યમ બોલ્યો: હે સાવિત્રી! તું પાછી વળ, આની ઉત્તરક્રિયા કર. તું સ્વામી પ્રત્યેના ઋણમાંથી મુક્ત થઈ છે. જ્યાં સુધી પાછળ આવી શકાય ત્યાં સુધી તો તું આવી ચૂકી છે.[૨૦]

સાવિત્રી બોલી: જ્યાં મારા પતિને લઈ જવામાં આવે અથવા જ્યાં તે પોતે જાય, ત્યાં મારે જવું જ જોઈએ, આ સનાતન ધર્મ છે.[૨૧] તપ, ગુરુભક્તિ, પતિપ્રેમ, વ્રત અને તમારો પ્રસાદ એ સર્વને લીધે મારી ગતિ કુંઠિત થતી નથી.[૨૨] તત્ત્વદર્શી પંડિતો કહે છે કે, સાત ડગલાં સાથે ચાલવાથી મૈત્રી થાય છે. તો એ મિત્રતાને આગળ કરીને હું જે કાંઈક કહું છું તે તમે સાંભળો.[૨૩] ઇંદ્રિયાધીન મનુષ્યો નથી બ્રહ્મચર્ય રાખતા, નથી ગૃહસ્થાશ્રમના આવશ્યક યજ્ઞાદિ ધર્મો આચરતા, નથી વાનપ્રસ્થી થઈ વનવાસ સેવતા કે નથી સંન્યાસનો પરિશ્રમ પાળતા; પરંતુ જિતેંદ્રિય મનુષ્યો તો તે ધર્મનું જ સેવન કરે છે. આથી સંતો ધર્મને જ પ્રધાન

કહે છે.[24] સંતોના મત પ્રમાણેના એકાદ આશ્રમના ધર્મનું પણ સારી રીતે અનુષ્ઠાન કર્યું હોય, તો સર્વ આશ્રમોના ધર્મો તેને તે માર્ગે આવી મળે છે. માટે તેમાં બીજા ધર્મની ઇચ્છા કરવી નહિ; પરંતુ પોતાને ઉચિત એવા ધર્મનો જ આશ્રય કરવો. આથી સંતો ધર્મને જ પ્રધાન કહે છે. અર્થાત્ અમે ગૃહસ્થાશ્રમધર્મનું પાલન કરીએ છીએ, માટે પતિને હરણ કરીને તમે અમારા બંનેના ધર્મનો નાશ કરો નહિ.[25]

યમ બોલ્યો : હવે તું પાછી ફર. સ્વર, અક્ષર, વ્યંજન અને હેતુથી યુક્ત આ તારી વાણી સાંભળીને હું પ્રસન્ન થયો છું. હે અનિંદિતા ! આ સત્યવાનના જીવિત સિવાય તું બીજું ગમે તે વરદાન માગી લે. હું તને તે બધું વરદાન આપીશ.[26]

સાવિત્રી બોલી: મારા સસરાજી સ્વરાષ્ટ્રથી ભ્રષ્ટ થયા છે, વનવાસ કરીને આશ્રમમાં રહેલા છે અને આંખે અંધ થયા છે. તો તમારી કૃપાથી તેઓ આંખે દેખતા થાઓ, બળવાન રાજ્યપતિ થાઓ અને અગ્નિ તથા સૂર્ય જેવા તેજસ્વી થાઓ.[27]

યમ બોલ્યો: હે અનિંદિતા ! હું તને તે વરદાન આપું છું. તેં કહ્યું છે તેમજ થશે. મને લાગે છે કે, તને ચાલવાથી થાક ચડ્યો છે. તો તું હવે પાછી વળ. તું જા, એટલે તને શ્રમ થાય નહિ.[28]

સાવિત્રી બોલી: સ્વામીની સમીપમાં મને શ્રમ ક્યાંથી હોય ? કેમ કે જ્યાં મારા સ્વામી હોય ત્યાં જ મારી નિશ્ચિત ગતિ હોય. તમે મારા પતિને જ્યાં લઈ જશો, ત્યાં હું આવીશ જ. હે સુરેશ ! હવે મારું આટલું વચન સાંભળો ! સજ્જનોનો સમાગમ એક વેળા થાય તોપણ એ પરમ ભાગ્ય છે. એ મિત્ર થાય તે તો તેથી પણ ચડિયાતું મહાભાગ્ય કહેવાય છે. સત્પુરુષ સાથેનો સમાગમ કદી નિષ્ફળ જતો નથી. તેથી સદૈવ સંતોના સહવાસમાં રહેવું.[29,30]

યમ બોલ્યો : તેં જે વચન કહ્યું છે તે મનને અનુકૂળ, જ્ઞાનીની બુદ્ધિને વધારનારું અને યુક્તિપુરઃસર છે. માટે હે ભામિની ! આ સત્યવાનના જીવિત સિવાય બીજું ગમે તે એક વરદાન તું માગી લે.[31]

સાવિત્રી બોલી : પૂર્વે મારા ધીમાન સસરાજીનું રાજ્ય છીનવી લેવાયું છે, તો એ રાજવીને પોતાનું રાજ્ય મળે. મારા એ ગુરુજન સ્વધર્મનો ત્યાગ કરો નહિ. આ હું તમારી પાસેથી બીજું વરદાન માગું છું.[32]

યમ બોલ્યો : એ રાજા ટૂંક વખતમાં જ પોતાનું રાજ્ય પાછું પામશે; તે સ્વધર્મનો ત્યાગ પણ કરશે નહિ. હે રાજપુત્રી ! આ મેં તારો મનોરથ પૂરો કર્યો છે. તો તું હવે પાછી વળ જેથી તને શ્રમ પડે નહિ.[33]

સાવિત્રી બોલી : તમે આ પ્રજાને શિક્ષા કરીને નિયમમાં રાખી છે અને તેનું નિયમન કરીને તમે એને કર્મનું ફળ આપો છો. હે દેવ ! આથી જ તમારું યમપણું પ્રસિદ્ધ છે. હું જે આ વચનો કહું છું તે તમે સાંભળો.[34] મન, વચન અને કર્મથી કોઈ પણ પ્રાણીનો દ્રોહ કરવો નહિ, સર્વને વિશે કૃપા રાખવી અને સૌને દાન આપવું એ સત્પુરુષોનો સનાતન ધર્મ છે.[35] આ લોક સાધારણ રીતે મારા પતિની જેમ અલ્પાયુ છે અને મનુષ્યો મારી જેમ સામાન્ય રીતે શક્તિહીન છે. પણ સંતો તો શરણે આવેલા શત્રુઓને વિશે પણ દયા કરે છે.[36]

યમ બોલ્યો : તેં કહેલાં આ વચન તરસ્યા માણસને પાણીની જેમ ઠંડક આપે છે. હે શુભા ! એકમાત્ર આ સત્યવાનના જીવિત સિવાય ફરી જે કાંઈ વરદાન તું ઇચ્છતી હોય તે તું માગી લે.[37]

સાવિત્રી બોલી : મારા પૃથ્વીપતિ પિતાને પુત્ર નથી. તો મારા પિતાને કુળનો વિસ્તાર વધા-

નારા સો ઔરસ પુત્રો થાઓ! આ હું તમારી પાસેથી ત્રીજું વરદાન માગું છું.[૩૮]

યમ બોલ્યો : હે શુભા! તારા પિતાને કુળ-સંતતિ વધારનારા સો સુવર્ચસ્વી પુત્રો થશે. હે નરપતિનંદિની! તારી ઇચ્છા મેં પૂરી કરી છે. હવે તું પાછી વળ. કેમ કે તું દૂર સુધી માર્ગે આવી છે.[૩૯]

સાવિત્રી બોલી : મારા સ્વામીની સમીપમાં હોવાથી આ માર્ગ મને દૂર લાગતો જ નથી. કેમ કે મારું મન તો આથી પણ વિશેષ દૂર દૂર દોડી રહ્યું છે. તો હું આ મારે મોઢે આવેલી જે વાણી ઉચ્ચારું છું, તે તમે ફરી એકવાર જતાં જતાં સાંભળો.[૪૦] તમે વિવસ્વાનના પ્રતાપી પુત્ર છો, આથી પંડિતો તમને વૈવસ્વત કહે છે. હે ઈશ્વર! તે પ્રજાઓ તમારા સમાન ધર્મપૂર્વક વર્તે છે, તેથી આ લોકમાં તમે ધર્મરાજ કહેવાઓ છો.[૪૧] મનુષ્યને જેવો સત્પુરુષોમાં વિશ્વાસ હોય છે, તેવો વિશ્વાસ પોતામાં પણ હોતો નથી; તેથી સર્વ મનુષ્યો સજ્જનોની પ્રીતિ વિશેષે કરીને ઇચ્છે છે.[૪૨] પ્રાણીમાત્રને વિશે મૈત્રીભાવના થવાથી વિશ્વાસ જન્મે છે. સંતોમાં તે સુહૃદ્‌ભાવ સ્વાભાવિક હોય છે. તેથી જ મનુષ્યો સાધુ પુરુષો ઉપર વિશ્વાસ રાખે છે.[૪૩]

યમ બોલ્યો : હે અંગના! તેં જેવાં વચન કહ્યાં છે, તેવાં મેં તારા સિવાય કોઈ અન્યને મુખથી સાંભળ્યાં નથી. આથી હું પ્રસન્ન થયો છું. તો આ સત્યવાનના જીવિત સિવાય તું ચોથું વરદાન માગી લે અને પછી અહીંથી પાછી જા.[૪૪]

સાવિત્રી બોલી: સત્યવાનથી મને બન્ને કુળોનો ઉદ્ધાર કરે એવા સો બળવાન ને શૌર્યવાન પુત્રો થાઓ; એ હું તમારી પાસે ચોથું વરદાન માગું છું.[૪૫]

યમ બોલ્યો : હે અબળા! તને બળ અને વીર્યથી શોભતા સો પ્રીતિકારી પુત્રો થશે. હે રાજપુત્રી! તું દૂર માર્ગ સુધી આવી છે. તને પરિશ્રમ થાઓ નહિ, તું હવે પાછી ફર.[૪૬]

સાવિત્રી બોલી : સંતજનો સદૈવ શાશ્વત ધર્મવૃત્તિવાળા હોય છે. સંતો ક્લેશ પામતા નથી, તેમ વ્યથા પણ ભોગવતા નથી. સંતોનો સંતો સાથેનો સમાગમ કદી પણ નિષ્ફળ જતો નથી. સંતોને સંતોનો ભય હોતો જ નથી.[૪૭] હે ધર્મરાજ! સંતો જ સત્ય વડે સૂર્યને ગતિમાન કરે છે, સંતો જ તપ વડે ધરતીને ધારણ કરે છે અને સંતો જ ભૂત તથા ભવિષ્યના આધારરૂપ છે; માટે જ સંતો સંતોની વચ્ચે રહેતાં દુઃખ પામતા નથી.[૪૮] આ જ આર્યોએ સેવેલો સનાતન સદાચાર છે, એમ જાણીને સંતો પરોપકાર કરતી વખતે વળતા ઉપકાર તરફ દૃષ્ટિ રાખતા નથી.[૪૯] સત્પુરુષોની કૃપા કદી નિષ્ફળ જતી નથી. તેમના તરફથી ધનનો નાશ થતો નથી, તેમ માન-ખંડન પણ થતું નથી. કેમ કે કૃપા, ધન તથા માન એ ત્રણે સાધુ પુરુષોમાં નિત્ય રહ્યાં છે. આથી જ સંતો રક્ષણ કરનારા હોય છે.[૫૦]

યમ બોલ્યો : હે પતિવ્રતા! તું જેમ જેમ ધર્મયુક્ત, મનોરમ, સુંદર પદવાળું અને મહાન અર્થવાળું ભાષણ બોલે છે, તેમ તેમ મને તારે માટે ઉત્તમ ભક્તિ વધે છે. આથી તું હવે અનુપમ વરદાન માગી લે.[૫૧]

સાવિત્રી બોલી : હે માનદાતા! તમે મને પુત્રફળની પ્રાપ્તિરૂપ વરદાન આપ્યું; પણ તે જેમ અન્ય પુરુષથી સ્ત્રીને પુત્રપ્રાપ્તિ થાય (વસિષ્ઠથી મદયંતીને થઈ હતી) તેમ પુણ્યહીન નથી, પરંતુ (મેં તો સત્યવાનથી મને પુત્રપ્રાપ્તિ થાય એવું વરદાન માગ્યું છે.) હું તો વરદાન માગું છું કે, આ સત્યવાન જીવતા થાઓ; કેમ કે પતિ વિના

હું તો મરેલી જ છું.[૫૨] સ્વામી વિના સ્વર્ગની મને કામના નથી, સ્વામી વિના સુખની હું સ્પૃહા કરતી નથી, સ્વામી વિના હું સુખની કામના કરતી નથી અને સ્વામી વિના મને જીવવાની સ્પૃહા નથી.[૫૩] એક વાર તમે મને સો પુત્રોનું વરદાન આપ્યું છે અને છતાં તમે જ મારા સ્વામીને ખેંચી જાઓ છો! હું વરદાન માગું છું કે, આ સત્યવાન જીવતા થાઓ અને તમારું વચન સત્ય થાઓ.[૫૪]

માર્કંડેય બોલ્યા : એટલે ધર્મરાજ વૈવસ્વાન યમે 'તથાસ્તુ' કહીને તે પાશ છોડી દીધો અને પ્રસન્ન મનથી સાવિત્રીને આ વચન કહ્યાં :[૫૫] 'હે ભદ્રા! આ મેં તારા ભર્તાને મુક્ત કર્યો છે. હે કુલનંદિની! તું એ નીરોગીને લઈને જા, એટલે મારું આપેલું તે વરદાન સિદ્ધ થશે.[૫૬] સત્યવાન તારી સાથે ચારસો વર્ષોનું આયુષ ભોગવશે. યજ્ઞોનાં યજન કરીને તે ધર્મ વડે લોકમાં ખ્યાતિ પામશે.[૫૭] વળી તારે વિશે સો પુત્રો ઉત્પન્ન કરશે. એ સર્વ ક્ષત્રિયો રાજાઓ થશે, પુત્રો ને પૌત્રોવાળા થશે અને તારા નામથી (સાવિત્રીથી) આ લોકમાં સનાતન કાળ સુધી વિખ્યાત થશે. તારી માતા માલવીને તારા પિતાથી સો પુત્રો થશે. તેઓ પુત્રપૌત્રાદિરૂપે અખંડ સંતતિ–પરંપરા ચાલુ રાખશે અને માલવને નામે પ્રસિદ્ધ થશે. તારા તે ક્ષત્રિય ભાઈઓ દેવોના જેવા થશે.'[૫૮–૬૦] આ પ્રમાણે સાવિત્રીને વરદાન આપીને, પ્રતાપવાન ધર્મરાજ તેને પાછી વાળી અને પછી પોતે પોતાના ભવને ગયા. આમ યમરાજ ગયા પછી, સાવિત્રી પણ પોતાના પતિનો પ્રાણ મેળવીને જ્યાં પોતાના સ્વામીનું મૃત ખોળિયું પડ્યું હતું, ત્યાં પહોંચી ગઈ.[૬૧,૬૨] ત્યાં સ્વામીને ધરણી ઉપર પડેલા જોઈને તે તેમની પાસે ગઈ અને તેમનું માથું પોતાના ખોળામાં મૂકીને જમીન ઉપર જ બેઠી. એવામાં સત્યવાનને ફરી ચૈતન્ય આવ્યું. જાણે પ્રવાસેથી પાછો આવ્યો હોય તેમ તે પ્રેમપૂર્વક સાવિત્રી તરફ વારંવાર જોઈ રહ્યો અને તેને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૬૩,૬૪]

સત્યવાન બોલ્યો : હું બહુ વારથી સૂઈ રહ્યો હતો. તેં મને શા માટે ન જગાડ્યો? પેલો શ્યામ પુરુષ મને ખેંચી જતો હતો તે હવે ક્યાં ગયો?[૬૫]

સાવિત્રી બોલી : હે પુરુષસિંહ! તમે ઘણી વારથી મારા ખોળામાં સૂતા છો. પ્રજાના નિયંતા એ ભગવાન યમદેવ ચાલ્યા ગયા છે. હે મહાભાગ! તમે વિશ્રાંતિ લીધી છે. તમે નિદ્રામુક્ત થયા છો. તો હે રાજપુત્ર! જો તમારાથી બની શકે એમ હોય, તો તમે બેઠા થાઓ. જુઓ રાત્રી ગાઢ થઈ ગઈ છે.[૬૬,૬૭]

માર્કંડેય બોલ્યા : પછી જાગૃતિ આવતાં સત્યવાન જાણે સુખે સૂતેલા માણસની જેમ ઊભો થયો. સર્વ દિશાઓ અને વનની સીમો જોઈને તે બોલ્યો :[૬૮] 'હે સુમધ્યમા! હું તારી સાથે ફળ લાવવાને નીકળ્યો હતો. ત્યાં લાકડું ફાડતાં મને માથામાં પીડા ઊપડી આવી.[૬૯] માથાની વેદનાથી હું સંતાપ પામવા લાગ્યો અને મારાથી વધુ વાર ઊભું રહી શકાયું નહિ; ત્યારે હું તારા ખોળામાં સૂઈ ગયો. હે શુભા! આટલે સુધી મને બધું સાંભરે છે.[૭૦] હું તારા ખોળામાં માથું નાખીને સૂતો, ત્યારે મારું મન નિદ્રાથી ઘેરાઈ ગયું હતું. તે વખતે મેં ઘોર અંધકાર જોયો તથા એક મહાતેજસ્વી પુરુષ જોયો.[૭૧] હે સુમધ્યમા! તું જાણતી હોય તો કહે કે, એ શું હતું? શું એ સ્વપ્ન જ હતું કે પછી એ ખરેખર સત્ય જ હતું?'[૭૨] ત્યારે સાવિત્રીએ તેને કહ્યું : 'હે રાજનંદન! અત્યારે રાત ઘેરાઈ રહી છે. આવતી કાલે સવારે તમને બધું વૃત્તાંત યથાર્થ કહીશ.[૭૩] હે સુવ્રતવાળા! તમારું મંગલ હો. તમે ઊઠો, બેઠા

થાઓ. તમારાં માતપિતાનાં દર્શન કરો. આ રાત્રિ અંધારી થઈ ગઈ છે અને સૂર્યનારાયણ આથમી ગયા છે.[૭૪] ઘોર શબ્દ કરનારા આ નિશાચરો હર્ષમાં આવીને ઘૂમવા લાગ્યા છે. હરણાંઓ વનમાં વિચરી રહ્યાં છે, તેથી પાંદડાંના ખખડાટ થઈ રહેલા સંભળાય છે.[૭૫] આ ભયંકર શિયાળવીઓ નૈઋંત્ય દિશામાં મોં રાખીને ભયકારક ઘોર શબ્દો કરે છે. આથી મારું મન કંપી ઊઠે છે.[૭૬]

સત્યવાન બોલ્યો: વન જાણે ભયની સાક્ષાત્ મૂર્તિ જેવું છે અને તે ગાઢ અંધારાથી વીંટળાયું છે. તું એમાં પગરસ્તો વર્તી શકશે નહિ, તેમ તું એમાં ચાલી શકશે પણ નહિ.[૭૭]

સાવિત્રી બોલી: આજે આ વન દવથી દાઝી ગયું હતું. એટલે એક સૂકું વૃક્ષ સળગતું રહ્યું છે. પવન લાગતાં તેમાંથી ક્યારેક ક્યારેક આગ દેખાય છે.[૭૮] આથી તેમાંથી દેવતા લાવીને હું અહીં ચારેકોર તાપણું કરીશ. લાકડાં તો આ અહીં જ છે. તો તમે મનમાં સંતાપ કરવો મૂકી દો.[૭૯] પણ મને લાગે છે કે, હજી તમારા શરીરમાં વેદના થાય છે, એટલે જો તમે ચાલવાની હામ ન કરી શકો અને તમને અંધારાથી વીંટાયલા વનમાં માર્ગ ન જડી શકે, તો તમારી અનુમતિ મળતાં આપણે કાલે સવારે વનમાં ઉજાસ થાય ત્યારે અહીંથી નીકળીશું. આમ હે નિષ્પાપ! તમને રુચે તો આપણે અહીં એક રાત્રિ રહીએ.[૮૦,૮૧]

સત્યવાન બોલ્યો: મારું માથું દુખવું મટી ગયું છે અને મારાં અંગો પણ સ્વસ્થ થયેલાં લાગે છે. તો તારી કૃપાએ હું મારાં માતપિતાને મળવા ઇચ્છું છું.[૮૨] પૂર્વે હું કદી પણ આશ્રમમાં વખત ચૂકવીને મોડો ગયો નથી. સાંજ પડે તે પહેલાંથી જ મારી માતા મને બહાર જતાં રોકતી હતી.[૮૩] હું દિવસે નીકળ્યો હોઉં ત્યારે પણ મારાં માતપિતા અકળાઈ જતાં અને મારા બાપુ તો આશ્રમવાસીઓ સાથે મને શોધવા નીકળી પડતા.[૮૪] અગાઉ પણ મને મોડું થતાં માતપિતા અત્યંત દુઃખાતુર થતાં અને મને ઘણો ઠપકો આપતાં કે, 'તું બહુ વારે પાછો આવે છે.'[૮૫] મને ચિંતા થાય છે કે, આજે મારે માટે તેમની શી દશા થઈ ગઈ હશે? હું તેમની આંખ આગળ ન હોવાથી તેમને સાચે જ મહાન દુઃખ થયું હશે.[૮૬] પૂર્વે એકવાર રાત્રે આંસુનીગળતી આંખે તે બન્ને વૃદ્ધોએ અત્યંત દુઃખિત થઈને મને પ્રીતિપૂર્વક આ પ્રમાણે ઘણું ઘણું કહ્યું હતું:[૮૭] 'હે પ્રિય પુત્ર! તારા વિના અમે ઘડી પણ જીવી શકીએ નહિ. ઓ બેટા! જ્યાં સુધી તું જીવે છે, ત્યાં સુધી જ અમે ચોક્કસ જીવતાં છીએ.[૮૮] તું અમ વૃદ્ધ અંધોની આંખ છે. તારામાં વંશની પ્રતિષ્ઠા છે. તું જ અમને પિંડ દેનારો છે. અમારી કીર્તિ અને સંતાનપરંપરાનો તું જ આધારરૂપ છે.'[૮૯] માતા વૃદ્ધ છે અને પિતા પણ વૃદ્ધ છે. માટે તે બન્નેની લાકડીરૂપ ખરેખર હું જ છું. મને રાત્રે ન જોતાં તેમની શી દશા થઈ પડશે?[૯૦] મને આ ઊંઘ ઉપર પણ દ્વેષ આવે છે. એને જ કારણે મારા પિતા અને મારી અનપકારી માતા મારે લીધે દુઃખમાં પડ્યાં છે.[૯૧] આમ હું પણ ઘોર વિપત્તિમાં પડી દુઃખી થયો છું; કેમ કે હું માતાપિતા વિના કેમેય જીવવાનો ઉત્સાહ રાખતો નથી.[૯૨] સ્પષ્ટ છે કે, આ સમયે મારા પ્રજ્ઞાચક્ષુ પિતાની બુદ્ધિ આકુળવ્યાકુળ થઈ ગઈ હશે અને તે એકએક આશ્રમવાસીને પૂછ્યા કરતા હશે. હે શુભા! મારા પિતાની તેમ જ પતિને અનુસરી રહેલી અને અત્યંત દુર્બળ થયેલી મારી માતાની મને જેટલી ચિંતા થાય છે, તેટલી મને મારી પોતાની પણ ચિંતા થતી નથી.[૯૩,૯૪] તે બન્ને મારે જ કારણે આજે અત્યંત સંતાપ પામશે. તેઓ જીવે છે ત્યાં સુધી મારે તેમનું ભરણપોષણ કરવું જ

જોઈએ એમ સમજીને હું પણ જીવું છું.[૯૫] મારે તેમનું પ્રિય કરવું જ જોઈએ એમ હું માનું છું.

માર્કંડેય બોલ્યા: આમ કહીને ધર્માત્મા, ગુરુપ્રિય અને ગુરુભક્ત તે સત્યવાન દુઃખાતુર થઈ, હાથ ઊંચા કરી, મોટે સાદે રુદન કરવા લાગ્યો. સ્વામીને આમ શોકથી પીડાઈ રહેલા જોઈને ધર્મચારિણી સાવિત્રીએ તેમની આંખનાં આંસુ લૂછીને તેમને આ પ્રમાણે કહ્યું: 'મેં જો કંઈ તપ કર્યું હોય, કંઈ દાન આપ્યું હોય અને કંઈ હોમ-હવન કર્યા હોય, તો મારાં સાસુસસરાને તથા મારા પતિને આ રાત્રિ સુખદાયિની થાઓ! પૂર્વે વિનોદમાં પણ હું અસત્ય વચન બોલી હોઉં એવું મને સાંભરતું નથી.[૯૬–૯૯] તો તે સત્ય વડે મારાં એ સાસુસસરો આજે જીવંત રહો.'

સત્યવાન બોલ્યો: ઓ સાવિત્રી! મને માત-પિતાનાં દર્શનની ઉત્કંઠા છે. તું વિલંબ ન કર.[૧૦૦] હે વરારોહા! હું તને સત્યપૂર્વક કહું છું કે, આપણે ત્યાં જઈએ તે પહેલાં જ જો હું માતાપિતાને કંઈ અનિષ્ટ થઈ ગયેલું જોઈશ, તો હું જીવતો નહિ જ રહું.[૧૦૧] જો તારી બુદ્ધિ ધર્મમય હોય, તું એ મને જીવતો રાખવા ઇચ્છતી હોય અને તારે જો મારું પ્રિય કરવું હોય, તો આપણે બન્ને તત્કાળ આશ્રમ તરફ પહોંચી જઈએ.[૧૦૨]

માર્કંડેય બોલ્યા: આ સાંભળી ભાવિની સાવિત્રીએ ઊઠીને વાળનો અંબોડો વાળી દીધો અને બે હાથે પકડીને પતિને ઊભો કર્યો. સત્ય-વાને પણ ઊભા થઈને પોતાના હાથથી અંગોને સાફ કર્યાં અને બધી દિશાએ જોઈને ફળના કરંડિયા તરફ દૃષ્ટિ કરી.[૧૦૩,૧૦૪] ત્યારે સાવિત્રી-એ તેને કહ્યું: 'તમે આ ફળો કાલે લઈ આવજો. આજ તો આપણાં યોગક્ષેમને અર્થે આ તમારી ફરશી હું ઊંચકીને ચાલીશ.'[૧૦૫] પછી તે ફળોથી ભરેલા કરંડિયાને તેણે વૃક્ષની ડાળીએ લટકાવ્યો અને ફરશી લઈને તે ફરી સ્વામીની પાસે આવી પહોંચી.[૧૦૬] પછી સુંદર સાથળવાળી તે ગજ-ગામિની સ્વામીના એક હાથને પોતાના ડાબા ખભા ઉપર રાખીને તેમ જ પોતાના જમણા હાથથી સ્વામીને આલિંગી રહીને ત્યાંથી ચાલવા લાગી.

સત્યવાન બોલ્યો: હે ભીરુ! વારંવાર આવ-વાના અભ્યાસથી મને આ પગરસ્તો જાણીતો છે. વળી વૃક્ષોમાં થઈને ચમકતાં ચાંદરણાંને લીધે પણ મને માર્ગો દેખાય છે.[૧૦૭,૧૦૮] આપણે જે માર્ગે ફળો વીણ્યાં હતાં, તે જ માર્ગે આપણે આવી રહ્યાં છીએ. હે શુભા! આપણે જે રસ્તે આવ્યાં હતાં તે જ રસ્તે તું ચાલજે. આમાં વિચાર કરીશ નહિ.[૧૦૯] પેલા ખાખરાના ઝાડ આગળ માર્ગ બે ભાગમાં ફંટાયા છે. તેમાં જે માર્ગ ઉત્તર દિશા તરફ વળે છે, તે માર્ગે તું ચાલજે. ઉતાવળ કરજે. હવે હું સ્વસ્થ થઈ ગયો છું, હું બળવાન બન્યો છું અને મને માતપિતાને મળવાની ઉત્સુકતા છે. આમ કહેતો એ સત્યવાન ઉતાવળે પગલે આશ્રમ તરફ ચાલવા લાગ્યો.[૧૧૦,૧૧૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત પતિવ્રતામાહાત્મ્યપર્વમાં 'સાવિત્રી–ઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૯૭મો સમાપ્ત

## अध्याय २९८मो

### સત્યવાન માતપિતાને મળ્યો

॥ मार्कंडेय उवाच ॥

एतस्मिन्नेवकाले तु द्युमत्सेनो महाबलः ।
लब्धचक्षुः प्रसन्नायां दृष्ट्यां सर्वं ददर्श ह ॥ १ ॥

માર્કંડેય બોલ્યા: આ જ સમયે મહાબળવાન દ્યુમત્સેનને ફરી દૃષ્ટિ મળી અને પ્રસન્નતાભરી આંખે તે સઘળી વસ્તુઓને જોવા લાગ્યો.[૧] હે ભરતસિંહ! પુત્રને શોધવા માટે તે પોતાની પત્ની શૈબ્યા સાથે સર્વ આશ્રમોમાં ગયો અને તે નહિ મળવાથી અત્યંત વેદના પામ્યો.[૨] એ પતિપત્ની

તે રાત્રે પુત્રની શોધમાં આશ્રમો, નદીઓ, વનો અને સરોવરો શોધી વળ્યાં.[3] ક્યાંક જરાક સરખો અવાજ સંભળાતો, તો તેઓ પુત્રની શંકાએ મોં ઊંચું કરતાં અને બોલી ઊઠતાં કે, 'આ આવે સત્યવાન સાવિત્રીની સાથે!'[4] દર્ભ અને કાંટાથી તે બંનેનાં અંગો વીંધાઈ ગયાં હતાં. ફાટી ગયેલા, અક્કડ થઈ ગયેલા, છેદ પડેલા અને લોહીનીગળતા પગોએ તેઓ ગાંડાની જેમ દોડાદોડ કરતાં હતાં.[5] એટલે સર્વ આશ્રમવાસી વિપ્રો તેમની પાસે પહોંચીને તેમને વીંટળાઈ વળ્યા અને તેમને આશ્વાસન આપીને પોતાને આશ્રમે લઈ આવ્યા. ત્યાં વૃદ્ધ તપસ્વીઓ પત્ની સાથેના એ દ્યુમત્સેનને વીંટાઈને બેઠા અને તેને પૂર્વના રાજાઓની વિવિધ અર્થોવાળી કથાવાર્તાઓ કહી આશ્વાસન આપવા લાગ્યા.[6,7] આમ તેમને દિલાસો દેવામાં આવ્યો, તોપણ તે વૃદ્ધ પતિપત્ની પુત્રદર્શનની ઇચ્છાએ પોતાના પુત્રનાં બાળચરિતો સંભારવા લાગ્યાં અને અત્યંત દુઃખાર્ત બન્યાં.[8] શોકથી વ્યાકુળ થયેલાં તેઓ ફરી કરણ વચનો કાઢતાં: 'હા પુત્ર! તું ક્યાં છે? હા સાધ્વી વહુ! તું ક્યાં છે?' આમ કહીને રડવા લાગ્યાં, ત્યારે તે બ્રાહ્મણોમાંનો એક સત્યવાદી બ્રાહ્મણ તેમને આ વચન કહેવા લાગ્યો.[9]

સુવર્ચા બોલ્યો: સત્યવાનની પત્ની સાવિત્રી તપ, ઇંદ્રિયદમન અને સદાચારથી સંપન્ન છે, તેથી સત્યવાન જીવે છે.[10]

ગૌતમ બોલ્યો: મેં વેદોનું અંગો સહિત અધ્યયન કર્યું છે, તપનો મહાન સંચય કર્યો છે, કૌમારવયથી બ્રહ્મચર્ય સેવ્યું છે અને ગુરુઓ તથા અગ્નિને પ્રસન્ન કર્યા છે. વળી મેં એકાગ્રતાપૂર્વક સર્વ વ્રતો આચર્યાં છે અને સદૈવ વાયુનું ભક્ષણ કરી વિધિપૂર્વક ઉપવાસો કર્યા છે. આ તપોબળથી હું અન્યનાં સર્વ કર્તવ્યોને જાણું છું. સત્યવાન જીવે છે, એ તમે સત્ય જ જાણજો.[11-13]

શિષ્ય બોલ્યો: મારા ઉપાધ્યાયના મુખમાંથી જે વચન નીકળ્યું છે, તે કદી મિથ્યા થાય નહિ. આથી હું કહું છું કે, સત્યવાન જીવે છે.[14]

ઋષિઓ બોલ્યા: સત્યવાનની ભાર્યા સાવિત્રી સૌભાગ્યરક્ષક એવાં સર્વ સુલક્ષણોથી સંયુક્ત છે, તેથી સત્યવાન જીવે છે.[15]

ભારદ્વાજ બોલ્યો: સત્યવાનની પત્ની સાવિત્રી તપ, ઇંદ્રિયદમન અને સદાચારથી સંપન્ન છે, તેથી સત્યવાન જીવે છે.[16]

દાલ્ભ્ય બોલ્યો: તમને દૃષ્ટિપ્રાપ્તિ થઈ છે અને સાવિત્રી વ્રત કર્યા પછી આહાર કર્યા વિના જ ગઈ છે; આથી સત્યવાન જીવે છે.[17]

આપસ્તંબ બોલ્યો: આ શાંત દિશાઓમાં પશુપંખીઓ બોલે છે અને તમારી પ્રવૃત્તિ રાજાને યોગ્ય છે, આથી સત્યવાન જીવે છે.[18]

ધૌમ્ય બોલ્યો: તમારો પુત્ર સર્વગુણસંપન્ન છે, લોકપ્રિય છે અને દીર્ઘાયુસૂચક લક્ષણોવાળો છે, આથી સત્યવાન જીવે છે.[19]

માર્કંડેય બોલ્યા: આ પ્રમાણે તે સત્યવાદી તપસ્વીઓએ તેને આશ્વાસન આપ્યું, એટલે તે તે સર્વ તપસ્વીઓની યોગ્યતા વિચારીને તેને કંઈક ધીરજ આવી.[20] પછી બેએક ઘડી જતાં, સાવિત્રી પોતાના સ્વામી સત્યવાન સાથે ત્યાં રાત્રે આવી અને આનંદપૂર્વક આશ્રમમાં દાખલ થઈ.[21]

બ્રાહ્મણો બોલ્યા: હે પૃથ્વીપતિ! તમને પુત્રનો મેળાપ થયેલો જોઈને તથા તમને દૃષ્ટિ પ્રાપ્ત થયેલી નીરખીને અમે સર્વે તમને તમારા અભ્યુદય સંબંધી પૂછીએ છીએ. પુત્રનો સમાગમ, સાવિત્રીનું દર્શન અને પોતાને નેત્રલાભ એ ત્રણ વસ્તુથી તમારી અભિવૃદ્ધિ થઈ છે, એ રૂડી વાત છે.[22,23] અમે સૌએ કહ્યુ હતું, તેમાં કશો પણ સંશય નથી. હવે તત્કાળ તમારો અધિકાધિક અભ્યુદય

થશે.[૨૪] પછી હે પાર્થ ! તે સર્વ બ્રાહ્મણો અગ્નિ પ્રકટાવીને મહીપતિ દ્યુમત્સેનની પાસે બેઠા.[૨૫] શૈબ્યા, સત્યવાન અને સાવિત્રી એક બાજુ ઊભાં હતાં, તે હવે સર્વ બ્રાહ્મણોની આજ્ઞા મળતાં શોક-રહિત થઈને એક જગ્યાએ બેઠાં. હે પૃથાનંદન ! દ્યુમત્સેન રાજાની સાથે બેઠેલા અને કુતૂહલ પામેલા તે સર્વ વનવાસીઓએ રાજપુત્ર સત્યવાનને આ પ્રમાણે પૂછ્યું.[૨૬,૨૭]

ઋષિઓ બોલ્યા : હે વિભુ ! તું તારી પત્ની સાથે રાત પડતાં પહેલાં કેમ પાછો ન આવી પહોંચ્યો ? કેમ આટલી મોડી રાત્રે આવ્યો ? તને શી નડતર નડી હતી ?[૨૮] હે રાજપુત્ર ! તારા પિતાને, તારી માતાને અને અમને તેં કેમ સંતાપ કરાવ્યો ? અમે આ વિશે કંઈ જાણતા નથી, તો તું તે બધું કહે.[૨૯]

સત્યવાન બોલ્યો : હું પિતાની અનુમતિ લઈને સાવિત્રી સાથે વનમાં ગયો હતો. ત્યાં લાકડાં ફાડતાં ફાડતાં મને માથામાં દુઃખ ઊપડી આવ્યું. મને લાગે છે કે, એ વેદનાને લીધે હું બહુ વાર સુધી સૂઈ રહ્યો. પૂર્વે ક્યારેય હું આટલી બધી વાર સુધી સૂતો નથી.[૩૦,૩૧] તમને સૌને રખેને સંતાપ થાય, એટલા સારુ હું આટલી મોડી રાત્રે પણ આવ્યો છું. આ સિવાય આ માટે બીજું કાંઈ કારણ નથી.[૩૨]

ગૌતમ બોલ્યો : તારા પિતા દ્યુમત્સેનને એકાએક દષ્ટિલાભ થયો છે. તું આનું કારણ જાણતો નથી પણ સાવિત્રી એ જાણે છે. માટે તે ભલે સાવિત્રી કહે.[૩૩] હે સાવિત્રી ! હું એ સાંભળવા ઇચ્છું છું; કેમ કે તું પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ બધું જાણે છે. હે સાવિત્રી ! હું તને તેજમાં સાવિત્રી-દેવી જ જાણું છું. તું આ સંબંધી કારણને જાણે છે. એટલે તે વિષયમાં જો કંઈ ગુપ્ત રાખવા જેવું ન હોય, તો તું તે સાચેસાચું કહે.[૩૪,૩૫]

સાવિત્રી બોલી : તમે જાણો છો તેમ જ છે. કેમ કે તમારો સંકલ્પ મિથ્યા હોય નહિ. વળી મારે કંઈ ગુપ્ત રાખવા જેવું પણ નથી; તો તમે આ હું જે સત્ય કહું છું તે સાંભળો.[૩૬] મહાત્મા નારદે મારા પતિના મરણનો દિવસ મને કહ્યો હતો. તે આજે જ હતો. આથી હું એમને એકલા મૂકતી નહોતી.[૩૭] એ સૂતા હતા, ત્યારે સાક્ષાત્ યમરાજ પોતાના સેવક સાથે ત્યાં આવ્યા અને એમને બાંધીને પિતૃઓએ સેવેલી દક્ષિણ દિશા તરફ લઈ જવા લાગ્યા.[૩૮] મેં એ સમર્થ દેવની સત્ય વચનોથી સ્તુતિ કરી, એટલે તેમણે મને પાંચ વરદાન આપ્યાં. તે સાંભળો, હું તમને તે કહું છું.[૩૯] મારા સસરાજીને નેત્રલાભ તથા સ્વરાજ્યની પ્રાપ્તિ એમ બે વરદાન, મારા પિતાને સો પુત્રોનો લાભ તથા મને સો પુત્રોની પ્રાપ્તિ એમ બીજાં બે વરદાન, તેમ જ મારા ભર્તા સત્યવાનને ચારસો વરસનું આયુષ્ય, એમ પાંચ વરદાન તેમણે મને આપ્યાં. સ્વામીના જીવિત અર્થે જ મેં આ વ્રત આચર્યું હતું. આ મેં તમને સર્વ કારણ વિશે તથા સુખપરિણામી આ મારા મહાન દુઃખ વિશે વિસ્તારથી યથાવત્ કહ્યું છે.

ઋષિઓ બોલ્યા : હે સાધ્વી ! દ્યુમત્સેન મહારાજાનું કુલ દુઃખોથી ઘેરાઈને અંધકારમય ધરામાં ડૂબી રહ્યું હતું, તેને તેં ઉત્તમ શીલવતી, વ્રતચારિણી અને પુણ્યમયી કુળવતીએ ફરી ઉદ્ધાર્યું છે.[૪૦-૪૩]

માર્કંડેય બોલ્યા : આમ ત્યાં ભેગા થયેલા ઋષિઓએ તે વરાંગના સાવિત્રીની પ્રશંસા તથા સન્માન કર્યાં. પછી પુત્ર સત્યવાન તથા નરેંદ્ર દ્યુમત્સેનની રજા લઈને તેઓ આનંદિત થઈને સુખપૂર્વક પોતપોતાના સ્થાનમાં ગયા.[૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત પતિવ્રતામાહાત્મ્યપર્વમાં 'સાવિત્રી-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૯૮ નો સમાપ્ત

## अध्याय २९९मो
### દ્યુમત્સેનને રાજ્યપ્રાપ્તિ

॥ मार्कंडेय उवाच ॥

**तस्यां रात्र्यां व्यतीतायामुदिते सूर्यमंडले।**
**कृतपौर्वाह्णिकाः सर्वे समेयुस्ते तपोधनाः ॥१॥**

માર્કંડેય બોલ્યા : તે રાત્રિ વીતી ગઈ અને જ્યારે સૂર્યમંડળ ઉદય પામ્યું, ત્યારે તપરૂપી ધનવાળા સર્વ ઋષિઓ પ્રાતઃકાળનાં કર્મો કરીને ત્યાં ભેગા થયા. તે દ્યુમત્સેનને સાવિત્રીનું સર્વ મહાભાગ્ય ફરીફરીને કહેતાં તૃપ્તિ જ પામ્યા નહિ.[1,2] એવામાં હે રાજા! શાલ્વદેશમાંથી આખું પ્રધાનમંડળ આવ્યું અને દ્યુમત્સેનને આ પ્રમાણે કહેવા લાગ્યું : 'તમારા તે શત્રુને તેના જ પ્રધાને મારી નાખ્યો છે.[3] અરે! મંત્રીએ તેને તેના સહાયકો તથા બંધુઓ સાથે પૂરો કર્યો છે.' આટલું સંભળાવી, તેણે ત્યાં જ બન્યું હતું તે બધું રાજાને યથાવત્ જણાવતાં કહ્યું કે, 'શત્રુસેના ભાગી ગઈ છે.[4] સર્વ પ્રજાજનો રાજાના સંબંધમાં આ એક વિચાર ઉપર આવ્યા છે કે, દ્યુમત્સેન આંખે દેખતા હોય કે, ન દેખતા હોય, તોપણ તે જ અમારા રાજા થાય.[5] હે રાજન્! આ નિશ્ચય સાથે તેમણે અમને અહીં મોકલ્યા છે. આ ઊભાં તમારાં વાહનો અને આ રહી તમારી ચતુરંગિણી સેના.[6] તો હે મહારાજ તમે પધારો. તમારું મંગલ હો! અમે નગરમાં તમારા જયનો ડંકો વગડાવી દીધો છે. આથી તમે ચિરકાળથી ચાલ્યા આવેલા તમારા બાપદાદાના રાજ્યાસને બિરાજો.'[7] પછી દ્યુમત્સેન રાજાને નેત્રવાળા તથા કાંતિમાન દેહવાળા જોઈને પ્રધાનોનાં નયનો વિસ્મયથી વિકસી આવ્યાં અને તે સર્વ શિર ઢાળીને તેમને પગે લાગ્યા.[8] પછી દ્યુમત્સેન રાજાએ તે આશ્રમવાસી વૃદ્ધ બ્રાહ્મણોને પ્રણામ કર્યા અને તે સર્વેએ તેમને સન્માન આપ્યું. એ પછી તેમણે નગર પ્રત્યે પ્રયાણ આદર્યું.[9] તે વખતે શૈબ્યા પણ સાવિત્રી સાથે સુંદર બિછાનાવાળી ઝળહળતી પાલખીમાં બેસીને તથા સેનાથી વીંટળાઈને નગર પ્રત્યે જવા નીકળી.[10] પછી પુરોહિતોએ પ્રીતિપૂર્વક દ્યુમત્સેનનો રાજ્યાભિષેક કર્યો. વળી તેમણે એમના મહાત્મા પુત્ર સત્યવાનનો યુવરાજપદે અભિષેક કર્યો.[11] પછી લાંબે સમયે સાવિત્રીને તે વરદાન અનુસાર યુદ્ધમાં પાછી પાની ન કરનારા, શૂરવીર અને કીર્તિ વધારનારા સો પુત્રો જન્મ્યા.[12] વળી મદ્રાધિપતિ અશ્વપતિની પત્ની માલવીમાં પણ સો મહાબળવાન સાવિત્રીના સગા ભાઈઓ ઉત્પન્ન થયા.[13] આ પ્રમાણે સાવિત્રીએ પોતાનાં પંડનો, પિતાનો, માતાનો, સાસુનો, સસરાનો અને સ્વામીના કુળનો સર્વ સંકટોમાંથી ઉદ્ધાર કર્યો.[14] આ દ્રૌપદી એવી જ શીલવતી અને કલ્યાણી છે. સાવિત્રીની જેમ એ કુળયોગિની તમને સૌને તારશે![15]

વૈશંપાયન બોલ્યા : આમ હે રાજન્! મહાત્મા માર્કંડેયે પાંડુપુત્ર યુધિષ્ઠિરને સાંત્વન આપ્યું, એટલે પછી તે શોક અને સંતાપથી મુક્ત થઈને કામ્યક વનમાં રહેવા લાગ્યા.[16] જે મનુષ્ય આ ઉત્તમ સાવિત્રી–આખ્યાનને સંપૂર્ણ ભક્તિપૂર્વક સાંભળશે તે પરમ સુખી થશે, તેના સકળ મનોરથો સિદ્ધ થશે અને તેને દુઃખ આવશે જ નહિ.[17]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત પતિવ્રતામાહાત્મ્યપર્વમાં 'સાવિત્રી-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૯૯ મો સમાપ્ત

## પતિવ્રતામાહાત્મ્યપર્વ સમાપ્ત*

* पतिव्रताया माहात्म्यं कुलद्वयसुखावहम्।
भर्तृमृत्युहरं चैव सावित्रीह निदर्शनम् ॥

પતિવ્રતાનું માહાત્મ્ય ઉભય કુળને સુખ આપનારું તથા પતિના મૃત્યુનું હરણ કરનારું છે, એમાં સાવિત્રી દૃષ્ટાંતરૂપ છે. —गणेश

# कुंडलाहरणपर्व

## अध्याय ३००मो

### સૂર્ય અને કર્ણનો સંવાદ

॥ जनमेजय उवाच ॥

**यत्तत्तदा महद् ब्रह्मन् लोमशो वाक्यमब्रवीत् ।**
**इन्द्रस्य वचनादेव पांडुपुत्रं युधिष्ठिरम् ॥ १ ॥**

જનમેજય બોલ્યા : હે બ્રહ્મન્! લોમશ મુનિએ તે વખતે ઇંદ્રની આજ્ઞાથી પાંડુપુત્ર યુધિષ્ઠિરને આ મહાન વાક્ય કહ્યું હતું : 'તમને જે મહાન ભય છે અને જે તમે કદી પણ કહેતા નથી, તે પણ ધનંજય અહીંથી નીકળશે, ત્યાર પછી હું દૂર કરીશ.[૧,૨] તો હે જયશ્રેષ્ઠ! ધર્માત્મા યુધિષ્ઠિરને કર્ણ તરફથી એવો તે શો મહાભય હતો કે, તે વિશે તે કોઈને કહેતા પણ નહોતા?[૩]

વૈશંપાયન બોલ્યા : હે રાજસિંહ! તમે આ પૂછો છો, તો હું એ કથા કહું છું. હે ભરતોત્તમ! તમે મારાં વચન સાંભળો.[૪] પાંડવોને વનવાસનાં બાર વર્ષ પૂરાં થયાં અને તેરમું વર્ષ બેઠું, ત્યારે પાંડુનંદનોના હિતકારી ઇંદ્ર કર્ણ પાસે ભિક્ષા માગવાને તૈયાર થયા.[૫] આમ હે મહારાજ! કુંડળો માટેનો ઇંદ્રનો આ વિચાર જાણી જઈને પ્રકાશરૂપી ધનવાળા સૂર્યદેવ કર્ણની પાસે આવ્યા. તે સમયે વીર, બ્રાહ્મણભક્ત અને સત્યવાદી કર્ણ ઉત્તમ પ્રકારનાં બિછાનાંવાળી અને મહામૂલ્યવાન શય્યામાં નિશ્ચિંતપણે સૂતો હતો. ત્યાં હે રાજેંદ્ર! કિરણવાન સૂર્યે તેને રાત્રે સ્વપ્નામાં દર્શન આપ્યાં. હે ભારત! યોગની સમૃદ્ધિથી અનેક રૂપ ધારણ કરનારા સૂર્યે પરમ કૃપાથી યુક્ત થઈને તથા પુત્ર પ્રત્યેના સ્નેહને લીધે વેદવેત્તા બ્રાહ્મણનું રૂપ લીધું અને કર્ણના હિતાર્થે તેને સાંત્વનપૂર્વક આ વચન કહેવા માંડ્યાં :[૬-૯] 'હે કર્ણ! હે તાત! હે શ્રેષ્ઠ સત્યવાદી! હે મહાબાહુ! આજે હું સ્નેહથી તને પરમ હિતકારી વચન કહું છું, તે તું સાંભળ.[૧૦] હે કર્ણ! પાંડવોનું હિત કરવાની ઇચ્છાથી ઇંદ્ર તારાં કુંડળ લઈ લેવા માટે બ્રાહ્મણના વેષે તારી પાસે આવશે.[૧૧] કેમ કે તે તથા આખું જગત તારો આ સ્વભાવ જાણે છે કે, સત્પુરુષો તારી પાસે ભિક્ષા માગે છે, એટલે તું તેમને તે આપે જ છે અને કોઈની પાસે તું યાચના કરતો નથી.[૧૨] હે તાત! તારી પાસેથી બ્રાહ્મણો ધન કે બીજું જે કંઈ માગે છે, તે તું તેમને આપે જ છે અને તું કોઈને પણ પાછા કાઢતો નથી.[૧૩] તારું આ શીલ જાણીને ઇંદ્ર પોતે જ તારી પાસે કવચ અને કુંડળની ભિક્ષા માગવા માટે આવનાર છે.[૧૪] ઇંદ્ર આમ યાચના કરે, તોપણ તું તેને કુંડલો આપીશ નહિ. તું પરમ શક્તિથી એને સમજાવી લેજે. એમ કરવામાં જ તારું પરમ કલ્યાણ છે.[૧૫] હે તાત! ઇંદ્ર કુંડળ માટે માગણી કરે, ત્યારે અનેકાનેક કારણો બતાવીને તેમજ બીજાં અનેક પ્રકારનાં ધન આપીને તેને વારંવાર અટકાવજે.[૧૬] કુંડળ મેળવવા ઇચ્છતા પુરંદરને તારે રત્નો, સ્ત્રીઓ, ગાયો અને બહુ બહુ જાતનાં દ્રવ્યોથી તેમ જ અનેક દાખલાદલીલોથી અટકાવવો અને કુંડળો આપવાં નહિ.[૧૭] હે કર્ણ! તું જો જન્મ સાથે આવેલાં એ શુભ કુંડળો આપી દેશે, તો તારું આયુષ ક્ષીણ થશે અને તું મૃત્યુને અધીન થઈશ.[૧૮] હે માનદાતા! તું જ્યાં સુધી કવચ અને કુંડળથી સંયુક્ત છે, ત્યાં સુધી રિપુઓ તને રણમાં મારી શકે એમ નથી. તું મારાં આ વચનો ધ્યાનમાં રાખ.[૧૯] આ બે રત્નકુંડળો અમૃતમાંથી ઉદ્ભવ્યાં છે; તેથી હે કર્ણ! તને જો જીવવું વહાલું હોય તો એ બન્નેનું તું રક્ષણ કરજે.[૨૦]

કર્ણ બોલ્યો : પરમ સ્નેહ બતાવીને આ પ્રમાણે કહેનારા તમે કોણ છો? હે ભગવન્!

બ્રાહ્મણવેશ ધારણ કરનારા તમે કોણ છો? તમે મને આ સ્વેચ્છાથી કહો.[૨૧]

બ્રાહ્મણ બોલ્યો: હે તાત! હું સહસ્રકિરણ સૂર્ય છું. આ હું તને સ્નેહથી કહું છું માટે તું મારાં વચનો અનુસાર કર. એમાં જ તારું પરમ કલ્યાણ છે.[૨૨]

કર્ણ બોલ્યો: તમે સમર્થ સૂર્ય ભગવાને મને આજ હિતદૃષ્ટિએ ઉપદેશ આપ્યો છે, એ જ મારું પરમ શ્રેય છે. પરંતુ તમે મારાં આ વચનો સાંભળો.[૨૩] હું આપ વરદાયીની સ્તુતિ કરું છું અને પ્રેમપૂર્વક વિનતિ કરું છું કે, હું જો આપને પ્રિય હોઉં, તો આપ મને આ વ્રત પાળતાં અટકાવશો નહિ.[૨૪] હે વિભાવસુ! બ્રાહ્મણશ્રેષ્ઠોને હું ચોક્કસ મારા પ્રાણો સુધ્ધાં આપી દઉં—એ મારા વ્રતને આ લોક સમગ્રપણે જાણે છે.[૨૫] હે ખેચરશ્રેષ્ઠ! ઇંદ્ર જો પાંડુપુત્રોના હિતાર્થે બ્રાહ્મણનો વેશ લઈને મારી પાસે ભિક્ષા માગવા આવશે, તો હું તેને મારાં કવચ તથા ઉત્તમ કુંડળો આપીશ. એટલે હે દેવશ્રેષ્ઠ! ત્રણે લોકમાં પ્રસિદ્ધ થયેલી મારી કીર્તિ નાશ પામશે નહિ. અપયશ આપનારું કર્મ કરીને પ્રાણરક્ષણ કરવું એ મારા જેવાને માટે યોગ્ય નથી. મારા જેવા માટે તો યશવાળું અને લોકમાન્ય મરણ જ યોગ્ય છે. આથી બળ અને વૃત્રને હણનાર ઇંદ્ર મારી પાસે ભિક્ષા માગવા આવશે, તો હું તેને કવચ અને કુંડળ આપી જ દઈશ.[૨૬–૨૯] પાંડુપુત્રોના હિતાર્થે તે મારી પાસે કુંડળો માગવા આવશે, તો તેથી મને લોકમાં કીર્તિ મળશે અને અપયશ તો એને જ લાગશે.[૩૦] હે સૂર્ય! હું જીવિતના ભોગે પણ લોકમાં કીર્તિને પસંદ કરું છું; કેમ કે કીર્તિમાન મનુષ્ય સ્વર્ગ ભોગવે છે અને કીર્તિહીન નાશ પામે છે.[૩૧] કીર્તિ જ આ લોકમાં મનુષ્યને માતાની જેમ સજીવન રાખે છે અને અકીર્તિ તો જીવતા મનુષ્યને પણ નિર્જીવ કરી નાખે છે.[૩૨] હે લોકેશ્વર પ્રકાશધન! સ્વયં બ્રહ્માએ જ આ પુરાતન શ્લોક ગાયો છે. એથી મનુષ્યને માટે કીર્તિ એ જ આયુષ્ય છે.[૩૩] કીર્તિ જ પુરુષને પરલોકમાં આશ્રયરૂપ છે, કીર્તિ જ તેને આ લોકમાં આયુષ વધારનારી છે.[૩૪] આથી હું શરીર સાથે મળેલાં એ કવચ તથા કુંડળો આપીને અક્ષય કીર્તિ સંપાદન કરીશ. હું બ્રાહ્મણોને વિધિપૂર્વક દાન આપીને, સંગ્રામમાં યથાવિધિ શરીરને હોમીને, અતિ દુષ્કર કર્મ કરીને અને રણમાં શત્રુઓને જીતીને કેવળ યશ જ પ્રાપ્ત કરીશ.[૩૫,૩૬] સમરક્ષેત્રમાં જીવિતની પ્રાર્થના કરનારા ભયભીતોને અભયદાન આપીને તેમ જ વૃદ્ધો, બાળકો અને બ્રાહ્મણોને મહાભયમાંથી મુક્ત કરીને હું આ લોકમાં સ્વર્ગ આપનારા પરમોત્તમ યશને પ્રાપ્ત કરીશ. જીવિતને ભોગે પણ મારે મારી કીર્તિનું રક્ષણ કરવું, એ તમે મારું વ્રત જાણો.[૩૭,૩૮] આથી હે દેવ! બ્રાહ્મણવેશે આવનારા ઇંદ્રને આ અનુપમ ભિક્ષા આપીને હું આ લોકમાં પરમગતિને પ્રાપ્ત કરીશ.[૩૯]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત કુંડલાહરણપર્વમા 'સૂર્ય અને કર્ણનો સંવાદ' નામનો અધ્યાય ૩૦૦ મો સમાપ્ત

## अध्याय ३०१ मो

### સૂર્યનો કર્ણને વધુ ઉપદેશ

॥ सूर्य उवाच ॥

माऽहितं कर्ण कार्षीस्त्वमात्मनः सुहृदां तथा।
पुत्राणामथ भार्याणामथो मातुरथो पितुः ॥ १ ॥

સૂર્ય બોલ્યો: હે કર્ણ! તું તારું પોતાનું, મિત્રોનું, પત્નીઓનું, માતાનું અને પિતાનું અહિત કરીશ નહિ.[૧] હે શ્રેષ્ઠ પ્રાણધારી! પ્રાણીઓ માટે શરીરને વિરોધ થાય નહિ એ જ રીતે યશની પ્રાપ્તિ તથા સ્વર્ગલોકમાં સ્થિર કીર્તિ ઇચ્છવા યોગ્ય છે.[૨] આ તું પ્રાણના ભોગે

સનાતન કીર્તિ ઇચ્છે છે, પણ તે તો નિ:સંશય તારા પ્રાણને જ ઝડપી જશે. હે પુરુષશ્રેષ્ઠ! પિતા, માતા, પુત્રો, તેમજ આ લોકમાં જે બીજા બાંધવો છે, તે સર્વ જીવંત મનુષ્યથી જ કાર્યસુખ મેળવે છે. હે નરસિંહ! રાજાઓ પણ જીવતા રહીને પુરુષાર્થ કરીને બીજાને લાભ અપાવે છે, એ તું સમજ. હે મહાકાંતિમાન! જીવતા પુરુષને જ કીર્તિ કલ્યાણકારિણી છે. જેનો દેહ ભસ્મ થઈ ગયો છે એવા મૃત મનુષ્યને કીર્તિનું શું પ્રયોજન છે? મરેલો માણસ કીર્તિને જાણતો નથી; જીવતો માણસ જ કીર્તિને ભોગવે છે.[૩-૬] મરણ પામેલા મનુષ્યની કીર્તિ તો મડદા ઉપરની માળા જેવી છે. આ તો હું તને તારું હિત કરવાની ઇચ્છાથી કહું છું; કેમ કે તું મારો ભક્ત છે.[૭] વળી મારે મારા ભક્તોનું રક્ષણ કરવું જોઈએ, એ પણ એમાં હેતુ છે. હે મહાબાહુ! આ ભક્ત મારી પરમ ભક્તિ કરે છે, એવું જાણીને મને પણ તારા પ્રત્યે ભક્તિ ઊપજી છે માટે તું મારા વચન પ્રમાણે કર. આમાં કંઈક દેવનિર્મિત પરમ ગુહ્ય વાત પણ રહેલી છે. આથી હું તને જે કહું છું તે તું શંકા લાવ્યા વિના કર.[૮,૯] હે પુરુષસિંહ! તું દેવોની ગુપ્ત વાત જાણી શકે એમ નથી. આથી હું તને તે કહેતો નથી. સમય આવશે ત્યારે તું તે રહસ્યને જાણીશ.[૧૦] હે રાધાનંદન! હું તને એ વાત ફરીફરીને કહું છું, તું સાંભળ. વજ્રપાણિ ઇંદ્ર ભિક્ષા માગે ત્યારે તું કુંડળો આપીશ નહિ. હે મહાકાંતિમાન! વિશાખા નક્ષત્રના બે તારાની વચ્ચે નિર્મળ આકાશમાં શોભતા ચંદ્રની જેમ તું એ સોહામણાં કુંડળોથી શોભે છે.[૧૧,૧૨] તું આ જાણી લે કે, જીવતા નરને જ કીર્તિ કલ્યાણકારિણી છે. તો હે તાત! તારે સુરેશ્વર ઇંદ્રને ના જ કહેવી.[૧૩] હે નિષ્પાપ! તારે વારંવાર વિધવિધ હેતુયુક્ત વાક્યો કહીને દેવરાજ ઇંદ્રની કુંડળો માટેની ઇચ્છાનો નાશ કરવો.[૧૪] હે કર્ણ! હેતુભર્યાં, યોગ્ય અર્થવાળા અને માધુર્યગુણથી સુશોભિત વચનો વડે તું પુરંદરની એ બુદ્ધિને દૂર કરી દેજે.[૧૫] હે નરવ્યાઘ્ર! તું નિત્ય સવ્યસાચી અર્જુનની સ્પર્ધા કરે છે, તેથી એ શૂરવીર સવ્યસાચી યુદ્ધમાં તારો ભેટો કરશે જ.[૧૬] પણ તું જો કુંડળોથી યુક્ત હશે, તો અર્જુન તને સંગ્રામમાં જીતી શકે એમ નથી. પછી ભલેને ઇંદ્ર પોતે એનો સહાયક થયો હોય![૧૭] આથી હે કર્ણ! તું જો રણમાં અર્જુનને જીતવા ઇચ્છતો હોય, તો તારે આ શુભ કુંડળો ઇંદ્રને આપવાં નહિ.[૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત કુંડલાહરણપર્વમાં 'સૂર્ય અને કર્ણનો સંવાદ' નામનો અધ્યાય ૩૦૧ મો સમાપ્ત

## अध्याय ३०२ मो

### સૂર્ય અને કર્ણનો સંવાદ

॥ कर्ण उवाच ॥

भगवंतमहं भक्तो यथा मां वेत्थ गोपते ।
तथा परमतिग्मांशो नाऽस्त्यदेयं कथंचन ॥ १ ॥

કર્ણ બોલ્યો : હે સૂર્યદેવ! આપ જાણો છો તેમ હું આપ ભગવાનનો ભક્ત છું. તેમ હે પરમ તીક્ષ્ણકિરણ! મારે કદી પણ દાનમાં નહિ આપવા જેવું કશુંય નથી.[૧] હે સૂર્ય! ભક્તિ વડે તમે મને જેવા પ્રિય છો, તેવાં પત્ની, પુત્રો, સ્નેહીસંબંધીઓ અને મારો દેહ પણ મને પ્રિય નથી.[૨] હે ભાસ્કર! તમે જાણો છો કે, મહાત્માઓ પણ નિ:સંશય પોતાના ઇષ્ટ ભક્તોની ઇષ્ટ ભક્તિ કરે છે. 'કર્ણ મારો ઇષ્ટ ભક્ત છે અને સ્વર્ગમાં બીજા કોઈ દેવને તે જાણતો નથી' એમ સમજીને તમે ભગવાને મને મારા હિતનું કહ્યું છે.[૩,૪] પણ હે ચંડાંશુ! શિર નમાવીને પ્રણામ કરીને હું તમને ફરી ફરી પ્રાર્થના કરું છું કે, આ હું જે બોલું છું તેની તમે મને ક્ષમા આપશો. હું જેટલો અસત્યથી ડરું છું તેટલો મૃત્યુથી

કરતો નથી. ખાસ કરીને સર્વ સંત–બ્રાહ્મણોને માટે સદૈવ જીવન અર્પતાં પણ મને ખટકો રહેતો નથી. હે દેવ! તમે મને પાંડપુત્ર અર્જુન સંબંધમાં કહ્યું છે; પણ હે ભાસ્કર! અર્જુન તરફથી મને થનારા ભય વિશે તમારા મનમાં જે સંતાપજનક દુઃખ છે તે દૂર થાઓ; કેમ કે હું સંગ્રામમાં અર્જુનને જીતીશ જ.[૫-૮] હે દેવ! મેં જમદગ્નિપુત્ર પરશુરામ પાસેથી તથા મહાત્મા દ્રોણ પાસેથી અસ્ત્રવિદ્યા મેળવી છે; એટલે મારું તે મહાન અસ્ત્રબળ તમને જાણીતું પણ છે.[૯] હે સુરશ્રેષ્ઠ! તમે મારા આ વ્રતને અનુમતિ આપો, એટલે ભિક્ષા માગતા ઇંદ્રને હું મારું પોતાનું જીવિત પણ દાનમાં અર્પણ કરું.[૧૦]

સૂર્ય બોલ્યો : હે તાત! તારે જો વ્રતધારી ઇંદ્રને આ શુભ કુંડળો આપવાનાં જ હોય, તો તું પણ એ મહાબળવાનને તારા વિજય માટે કહેજે કે,[૧૧] 'હે શતક્રતુ! હું તમને આ કુંડળો એક શરતથી આપી શકીશ,' આમ કહેવાનો હેતુ એ છે કે, જ્યાં સુધી એ કુંડળો તારી સાથે છે, ત્યાં સુધી તું સર્વ પ્રાણીઓથી અવધ્ય છે.[૧૨] આથી હે વત્સ! અર્જુનને હાથે તારો રણમાં વિનાશ થાય એટલા સારુ દાનવનાશન ઇંદ્ર તારાં કુંડળો માગીને હરી જવા ઇચ્છે છે.[૧૩] આથી તું પણ એ દેવેશ પુરંદરને ફરી ફરી મધુર વાણીથી રીઝવજે અને અમોઘ શક્તિને માટે પ્રાર્થના કરતાં કહેજે કે,[૧૪] 'હે સહસ્રનયન! તમે મને શત્રુને નાશ પમાડનારી અમોઘ શક્તિ આપો, એટલે હું તમને એ કુંડળો અને ઉત્તમ કવચ આપીશ.'[૧૫] હે કર્ણ! આવો ઠરાવ કરીને જ તું ઇંદ્રને કુંડળો આપજે. તું એ શક્તિથી રણમાં રિપુઓને રોળી નાખી શકીશ.[૧૬] કેમ કે હે મહાબાહુ! દેવરાજની એ શક્તિ સેંકડો અને હજારો શત્રુઓને હણ્યા વિના પાછી હાથમાં આવતી નથી.[૧૭]

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે કહીને સહસ્રકિરણ સૂર્ય એકાએક અંતર્ધાન થઈ ગયા. તે પછી બીજે દિવસે જપ કરી રહ્યા પછી કર્ણે પોતાનું સ્વપ્ન સૂર્યને જણાવ્યું.[૧૮] તે સમયે કર્ણે પોતે રાત્રે જે જોયું હતું તથા બંને વચ્ચે જે સંવાદ થયો હતો, તે બધું તત્ત્વપૂર્વક અને અનુક્રમ પ્રમાણે સૂર્યને કહ્યું.[૧૯] તે સાંભળીને રાહુને જીતનારા કાંતિમાન ભગવાન સૂર્યનારાયણ જાણે સ્મિત કરતા હોય તેમ કર્ણને કહેવા લાગ્યા : 'એ એમ જ છે.'[૨૦] એટલે શત્રુવીરને હણનારો રાધાનંદન કર્ણ 'તે સાચું છે' એમ જાણીને શક્તિ મેળવવાની ઇચ્છા રાખીને ઇંદ્રની રાહ જોવા લાગ્યો.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત કુંડલાહરણપર્વમાં 'સૂર્ય અને કર્ણનો સંવાદ' નામનો અધ્યાય ૩૦૨ મો સમાપ્ત

## अध्याय ३०३ मो
### કુંતિભોજનો કુંતીને ઉપદેશ

॥ जनमेजय उवाच ॥

**किं तद् गुह्यं न चाख्यातं कर्णायेहोष्णरश्मिना ।**
**कीदृशे कुंडले ते च कवचं चैव कीदृशम् ॥ १ ॥**

જનમેજય બોલ્યા : તીવ્રકિરણ સૂર્યે કર્ણને કઈ ગુપ્ત વાત કહી નહિ? તે કુંડળો કેવાં હતાં? વળી એ કવચ કેવું હતું?[૧] હે શ્રેષ્ઠ! તેનાં એ કવચકુંડળ ક્યાંથી આવ્યાં હતાં? હે તપોધન! આ હું સાંભળવા ઇચ્છું છું, તો તમે મને તે કહો.[૨]

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! એ પ્રકાશધન સૂર્યનું ગુપ્ત રહસ્ય આ હું તમને હમણાં કહું છું. વળી એ કુંડળો કેવાં હતાં તથા એ કવચ કેવું હતું તે પણ તમને કહીશ.[૩] હે મહારાજ! પૂર્વે તીક્ષ્ણ તેજસ્વી, ઊંચી કાયાવાળો, દાઢી રાખનારો, દંડધારી અને જટાને ધારણ કરનારો એવો એક બ્રાહ્મણ (દુર્વાસા)

કુંતિભોજ પાસે ગયો હતો.[૪] તે બ્રાહ્મણ અંગે દેખાવડો ને સ્તુત્ય હતો. તેજથી તે જાણે ઝળહળી રહ્યો હતો. મધના જેવો તેનો રંગ પિંગટ હતો. તેની વાણી મધુર હતી અને તપ તથા સ્વાધ્યાય તેનાં ભૂષણરૂપ હતાં.[૫] તે અતિ મહાન તપસ્વીએ કુંતીભોજ રાજાને કહ્યું કે, 'હે નિર્મત્સર! હું તારે ઘેર ભિક્ષા જમવા ઇચ્છું છું.[૬] તેં કે તારા સેવકોએ મારું અપ્રિય કરવું નહિ. હે નિષ્પાપ! તને જો રુચે તો આ રીતે હું તારા ઘરમાં રહીશ.[૭] હું મારી ઇચ્છામાં આવે તેમ જઈશ અને આવીશ. હે રાજન્! મારી શય્યા અને આસન સંબંધમાં પણ કોઈએ અપરાધ કરવો નહિ. અર્થાત્ તે ઉપર સૂવું બેસવું નહિ.'[૮] કુંતિભોજે તેને પ્રીતિપૂર્વક આ વચન કહ્યાં: 'ભલે એમ જ હો.' વળી તેણે તેને કહ્યું : 'હે મહાબુદ્ધિમાન! મારે પૃથા નામની યશસ્વિની કન્યા છે. તે શીલવતી, સદાચારિણી, સાધ્વી, નિયમપરાયણ અને ભક્તિવાળી છે.[૯,૧૦] તે તમારો અનાદર ન કરતાં તમારી પૂજાપૂર્વક સેવા કરશે. તેનાં શીલ અને સદાચારથી તમને સંતોષ થશે.'[૧૧] વિપ્રને આ પ્રમાણે કહીને તથા તેની યથાવિધિ પૂજા કરીને રાજા પોતાની વિશાળ લોચનવાળી પૃથા પુત્રી પાસે ગયો અને તેને આ પ્રમાણે કહેવા લાગ્યો :[૧૨] 'હે પુત્રી! આ મહાભાગ્યશાળી બ્રાહ્મણ આપણા ઘરમાં રહેવા ઇચ્છે છે. તું એ બ્રાહ્મણની સેવા કરશે એવો તારા ઉપર વિશ્વાસ રાખીને, મેં પણ એમને વચન આપ્યું છે કે, એમ જ હો. તો હે વત્સા! તું મારા વચનને સર્વ રીતે સત્ય કરજે.[૧૩,૧૪] આ બ્રાહ્મણ તપસ્વી, સ્વાધ્યાયપરાયણ અને ઐશ્વર્યસંપન્ન છે. તે મહાતેજસ્વી જે જે માગે, તે તે તારે જરા પણ મત્સર રાખ્યા વિના તેને આપવું.[૧૫] બ્રાહ્મણ જ પરમ તેજ છે, બ્રાહ્મણ જ પરમ તપ છે અને બ્રાહ્મણોને નમસ્કાર કરવાથી સૂર્ય આકાશમાં વિરાજે છે.[૧૬] એ માનપાત્ર બ્રાહ્મણોનો અનાદર કર્યાના કારણથી મહાઅસુર વાતાપિ તેમ જ તાલજંઘ રાક્ષસ બ્રહ્મદંડથી નાશ પામ્યા હતા.[૧૭] આમ હે પુત્રી! અત્યારે તારા ઉપર આ મોટો ભાર મૂકવામાં આવ્યો છે. તો તું સદૈવ નિયમપરાયણ રહીને એ બ્રાહ્મણની સેવા કરજે.[૧૮] હે નંદિની! સર્વ બ્રાહ્મણો, ગુરુજનો અને બંધુઓ પ્રત્યે તને બાળપણથી માંડીને સેવા કરવાનું લક્ષ છે, એ હું જાણું છું.[૧૯] વળી તું સર્વ સેવકો, મિત્રો, સંબંધીઓ, માતાઓ અને મારે વિશે પણ યથાર્થતાએ સેવાપરાયણ રહીને વર્તે છે.[૨૦] હે નિર્દોષ ગાત્રવાળી! તારા રૂડા સદાચાર વડે અહીં પુરમાં અને અંતઃપુરમાં સેવકજનોમાંથી પણ એક પણ માણસ તારાથી અસંતુષ્ટ નથી.[૨૧] પણ હે પૃથા! તું બાળા છે અને મારી પુત્રી છે; તેથી મારે તને આ ક્રોધશીલ બ્રાહ્મણ વિશે કંઈ ઉપદેશ આપવો જોઈએ, એમ હું માનું છું.[૨૨] તું વૃષ્ણીઓના કુળમાં જન્મી છે અને શૂર યાદવની પ્રિય પુત્રી છે. પૂર્વે તારા પિતાએ પોતે જ તને બાળક અવસ્થામાં જ મને પ્રીતિપૂર્વક આપી હતી.[૨૩] તું વસુદેવની બહેન છે અને મારી મોટી દીકરી છે. પૂર્વે તારા પિતાએ પોતાની પ્રથમ પ્રજા મને આપવી એવી પ્રતિજ્ઞા કરી હતી, આથી તું મારી દુહિતા છે.[૨૪] તું આવા ઉત્તમ કુળમાં જન્મી છે અને એવા જ મારા કુળમાં તું મોટી થઈ છે. એક કમલિની જેમ એક ધરામાંથી બીજા ધરામાં આવે, તેમ તું એક સુખમાંથી બીજા સુખમાં આવી છે.[૨૫] હે શુભા! દુષ્ટ કુળની પ્રમદાઓને ગમે તેટલી વશ રાખી હોય, તોપણ તેઓ ઘણું કરીને નાદાનીને લીધે અવળું કરી બેસે છે.[૨૬] હે પૃથા! તું તો રાજકુળમાં જન્મી છે, તારું રૂપ અદ્ભુત છે, તું અનેક ગુણોથી સંપન્ન છે અને તું ભાવથી ભરેલી

છે.[૨૭] તો હે ભાવિની! દર્પ, દંભ અને માનને વેગળાં રાખીને, તું એ વરદ વિપ્રની આરાધના કરજે. એથી હે પૃથા! તું શ્રેયને પ્રાપ્ત કરીશ.[૨૮] હે નિષ્પાપ કલ્યાણી! તું આ રીતે નક્કી કલ્યાણ પામશે. પણ જો એ દ્વિજવર કોપે ભરાશે, તો મારું સમગ્ર કુળ બળીને ભસ્મ થઈ જશે.[૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત કુંડલાહરણપર્વમાં 'પૃથોપદેશ' નામનો અધ્યાય ૩૦૩મો સમાપ્ત

## अध्याय ३०४मो
### કુંતીએ કરેલી દ્વિજની પરિચર્યા

॥ कुन्त्युवाच ॥

**ब्राह्मणं यंत्रिता राजन्नुपस्थास्यामि पूजया ।**
**यथा प्रतिज्ञं राजेंद्र न च मिथ्या ब्रवीम्यहम् ॥१॥**

કુંતી બોલી: હે રાજન્! હું નિયમબદ્ધ રહીને એ બ્રાહ્મણની તમારી પ્રતિજ્ઞા પ્રમાણે પૂજાપૂર્વક સેવા કરીશ. હે રાજેંદ્ર! હું આ મિથ્યા કહેતી નથી.[૧] મારે બ્રાહ્મણોની પૂજા કરવી એ તો મારો મૂળથીજ સ્વભાવ છે અને તમારું પ્રિય કરવું તેમાં મારું પરમ કલ્યાણજ છે.[૨] તે ભગવાન જો સાંજે આવશે, મળસકે આવશે, રાત્રે આવશે અથવા મધરાત્રે આવશે, તોપણ તે મારા ઉપર કોપ કરશે નહિ.[૩] આમ તમારી આજ્ઞાથી હે રાજેંદ્ર! હું બ્રાહ્મણોની સેવા કરીશ, તેમાં મનેજ લાભ છે. હે નરોત્તમ! તમારી આજ્ઞામાં રહીને હું તમારું હિત કરીશ.[૪] હે રાજેંદ્ર! તમે ભરોંસો રાખો. તમારા ઘરમાં ઊતરેલા એ બ્રાહ્મણનું કશું અપ્રિય થશે નહિ. આ હું તમને સત્ય કહું છું.[૫] હે નિષ્પાપ! હું એવો યત્ન કરીશ કે તેથી એ બ્રાહ્મણનું પ્રિય અને તમારું હિત થાય. આથી હે રાજન્! તમારો માનસિક સંતાપ દૂર થાઓ.[૬] હે પૃથ્વીપતિ! મહાભાગ્યવાન બ્રાહ્મણોને પૂજ્યા હોય તો તેઓ સામાને તારવાને સમર્થ છે. એથી ઊલટું થયું હોય, તો તેઓ સામાનો નાશ પણ કરી શકે છે.[૭] આ હું જાણું છું. તેથી હું એ દ્વિજોત્તમને સંતોષ આપીશ. હે રાજન્! મારે કારણે એ બ્રાહ્મણશ્રેષ્ઠ તરફથી તમને કંઈ વ્યથા નહિ જ થાય.[૮] હે રાજેંદ્ર! પૂર્વે સુકન્યાએ કરેલા અપરાધ માટે ચ્યવનઋષિ તેના પિતા ઉપર કોપ્યા હતા, તે રીતે અન્યનો અપરાધ થતાં બ્રાહ્મણો રાજાઓનું અકલ્યાણ કરે છે. આથી હે નરેંદ્ર! તમે બ્રાહ્મણ સંબંધમાં આ જે કહ્યું છે, તે પ્રમાણે હું પરમ નિયમપૂર્વક એ દ્વિજવરની સેવા કરીશ.' આમ બોલતી પૃથાને રાજાએ વારંવાર છાતીસરસી લઈ પ્રોત્સાહન આપ્યું અને તેને જે કંઈ કહેવા–કરવા જેવું હતું તેનો સર્વ ઉપદેશ આપ્યો.[૯–૧૧]

રાજા બોલ્યો: 'હે ભદ્રા! હે અનિંદિતા! મારા હિતને માટે, મારા કુળના હિતને માટે તથા તારા પોતાના હિતને અર્થે તારે આ પ્રમાણે નિઃશંક રીતે કરવું.'[૧૨] આ પ્રમાણે કહીને મહાયશસ્વી દ્વિજવત્સલ કુંતિભોજે તે બ્રાહ્મણને પોતાની પુત્રી પૃથા સેવા માટે સોંપી અને તેમને કહ્યું કે,[૧૩] 'હે બ્રહ્મન્! આ મારી પુત્રી બાળક છે, સુખમાં ઊછરી છે, તેનાથી તમારો કંઈક અપરાધ થઈ જાય, તો તમે મનમાં આણશો નહિ. કારણ કે મહાભાગ બ્રાહ્મણો વૃદ્ધો, બાળકો અને તપસ્વીઓ અપરાધ કરે, તોપણ તેમના ઉપર ઘણે ભાગે કદાપિ ક્રોધ કરતા નથી.[૧૪,૧૫] અતિ મહાન અપરાધ થયો હોય, તોપણ બ્રાહ્મણોએ ક્ષમા કરવી જોઈએ. આથી હે દ્વિજશ્રેષ્ઠ! શક્તિ અને ઉત્સાહ પ્રમાણે જે સત્કાર કરવામાં આવે, તે તમણે સ્વીકારવો જોઈએ.'[૧૬] આ સાંભળીને બ્રાહ્મણે 'બહુ સારું' એમ કહ્યું. પછી મનમાં પ્રસન્ન થયેલા એ રાજાએ એ બ્રાહ્મણને હંસ અને ચંદ્રકિરણ જેવું ધવલ ગૃહ આપ્યું.[૧૭] ત્યાં અગ્નિશાળામાં તેને માટે એક ઉજ્જ્વળ આસન ગોઠવવામાં

આવ્યું અને તેવી જ આહાર આદિની સર્વ વ્યવસ્થા નિવેદન કરવામાં આવી. ત્યાં રાજપુત્રી પૃથા માન અને આળસને દૂર રાખીને પરમ યત્નપૂર્વક એ બ્રાહ્મણની સેવા કરવા લાગી. આમ સેવાને યોગ્ય એવા તે બ્રાહ્મણ પાસે જઈને પવિત્રતાપરાયણ તે સાધ્વી પૃથા દેવની જેમ તેની વિધિપૂર્વક સેવા કરીને તેને સંતોષ આપવા લાગી.[૧૮-૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત કુંડલાહરણપર્વમાં 'પૃથાદ્વિજપરિચર્યા' નામનો અધ્યાય ૩૦૪મો સમાપ્ત

## अध्याय ३०५मो

### કુંતીએ કરેલી સેવા અને તેને મંત્રપ્રાપ્તિ

॥ वैशंपायन उवाच ॥

**सा तु कन्या महाराज ब्राह्मणं संशितव्रतम् ।**
**तोषयामास शुद्धेन मनसा संशितव्रता ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે મહારાજ! તે ઉત્તમ વ્રતવાળી કન્યાએ ઉત્તમ વ્રતવાળા તે બ્રાહ્મણને શુદ્ધ મનથી સંતુષ્ટ કર્યા. હે રાજેંદ્ર! તે દ્વિજવર ક્યારેક 'સવારે આવીશ' એમ કહીને સાંજે કે રાત્રે પણ પાછા આવતા.[૧,૨] પણ તે કન્યા તો ગમે તે સમયે તેમને વધતા જતા ભક્ષ્ય અને ભોજ્ય પદાર્થોથી તેમ જ શયન અને આસનોથી સર્વદા સેવાસત્કાર આપતી રહેતી.[૩] તે બ્રાહ્મણ માટેના અન્નાદિના તથા શય્યા અને આસનો વગેરેના સત્કારની રોજરોજ વૃદ્ધિ થતી હતી, પણ ક્યારેય ઓછપ આવતી નહોતી. તે બ્રાહ્મણ ક્યારેક કુંતીને તિરસ્કાર આપતા, ક્યારેક રસોઈમાં વાંધો કાઢતા અને ક્યારેક કડવાં વચન બોલતા. આમ છતાં હે રાજન્! પૃથા એ બ્રાહ્મણનું અપ્રિય કરતી જ નહિ. કોઈ વાર તે બ્રાહ્મણ સમય વીત્યા પછી પાછા આવતા, કોઈવાર ઘણા દહાડા સુધી આવતા નહિ, તો કોઈ વાર અત્યંત દુર્લભ અન્નની માગણી કરતા. એવે સમયે પણ સુસંયમી પૃથા એ બધું જાણે તૈયાર હોય એમ તેમની આગળ મૂકતી અને શિષ્ય, પુત્ર તથા બહેનની જેમ તેમની સેવા કરતી.[૪-૭] હે રાજેંદ્ર! તે દ્વિજશ્રેષ્ઠની યથોત્તમ સેવા કરીને કન્યાઓમાં રત્ન સમાન એ અનિંદિત પૃથાએ તે બ્રાહ્મણની પ્રીતિ પ્રાપ્ત કરી.[૮] એ દ્વિજોત્તમ તેના શીલ તથા આચારથી સંતોષ પામ્યા અને પરમ યત્નપૂર્વક તેના કલ્યાણનું ચિંતન કરવા લાગ્યા. હવે હે ભારત! પૃથાનો પિતા તેને સવારસાંજ પૂછતો કે, 'હે દીકરી! એ બ્રાહ્મણ તારી સેવાથી સંતુષ્ટ છે ને?' ત્યારે યશસ્વિની કુંતી તેને ઉત્તર આપતી: 'તે અત્યંત પ્રસન્ન છે.' આથી મહાત્મા કુંતિભોજ અતિશય પ્રસન્ન થતો.[૯-૧૧] પછી એક વરસ પૂરું થયું અને એ સ્નેહપરાયણ, જપ કરનારાઓમાં શ્રેષ્ઠ બ્રાહ્મણને પૃથામાં કંઈયે દોષ જણાયો નહિ, ત્યારે તેણે પ્રસન્ન મનથી તેને કહ્યું કે, 'હે ભદ્રા! હું તારી સેવાથી પરમ પ્રસન્નતા પામ્યો છું. હે શુભા! તું મનુષ્યોને દુર્લભ એવાં વરદાન માગી લે. તેથી હે કલ્યાણી! તું યશ વડે સર્વ સૌભાગ્યવતી સુંદરીઓને પાછળ પાડીશ.'[૧૨-૧૪]

કુંતી બોલી: હે શ્રેષ્ઠ વેદવેત્તા! તમે અને મારા પિતા પ્રસન્ન થયા છો, એટલે મારાં સર્વ કાર્યો થયાં જ છે. હવે હે વિપ્ર! મારે વરદાનોનું પ્રયોજન હોય નહિ.[૧૫]

બ્રાહ્મણ બોલ્યો: હે ભદ્રા! તું મારી પાસેથી વરદાન ઇચ્છતી નથી. તો હે શુચિસ્મિતા! તું દેવોનું આહ્વાન કરવાને આ મંત્ર સ્વીકાર. હે ભદ્રા! તું આ મંત્રથી જે જે દેવનું આવાહન કરીશ, તે તે દેવ તારે અધીન થઈને રહેશે.[૧૬,૧૭] તે દેવની ઇચ્છા હશે અથવા નહિ હોય તોપણ તે મંત્રથી શાંત થઈને તારા વશમાં આવશે અને સેવકની જેમ નમ્ર થઈને રહેશે![૧૮]

વૈશંપાયન બોલ્યા: પછી હે રાજા! જ્યારે

તે બ્રાહ્મણે આ પ્રમાણે વરદાન લેવા બીજી વાર કહ્યું, ત્યારે તે અનિંદિતા શાપના ભયથી એ દ્વિજવરને ના કહી શકી નહિ.[૧૯] પછી હે રાજન્! તે બ્રાહ્મણે એ સ્તુત્ય ગાત્રવાળી કુંતીને અથર્વશિર ઉપનિષદમાં કહેલો મંત્રસમૂહ આપ્યો.[૨૦] હે રાજેંદ્ર! આમ મંત્ર આપ્યા પછી તે બ્રાહ્મણે કુંતીભોજને કહ્યું કે, 'હે રાજન્! હું સુખપૂર્વક રહ્યો છું અને તારી કન્યાની સેવાથી સંતુષ્ટ થયો છું. તારા ઘરમાં હું સદૈવ સારી રીતે સત્કાર પામીને રહ્યો છું. હવે હું જઈશ.' આમ કહીને તે તરત જ અંતર્ધાન થઈ ગયા.[૨૧,૨૨] બ્રાહ્મણને આ પ્રમાણે ત્યાં ને ત્યાં જ અંતર્ધાન થઈ ગયેલા જોઈને, રાજા વિસ્મિત થયો અને પૃથાની પ્રશંસા કરવા લાગ્યો.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત કુંડલાહરણપર્વમાં 'પૃથાને મંત્રપ્રાપ્તિ' નામનો અધ્યાય ૩૦૫મો સમાપ્ત

## अध्याय ३०६मो

### કુંતીએ કરેલું સૂર્યનું આવાહન

॥ वैशंपायन उवाच ॥

**गते तस्मिन् द्विजश्रेष्ठे कस्मिंश्चित्कारणांतरे ।**
**चिंतयामास सा कन्या मंत्रग्रामबलाबलम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : આમ એ દ્વિજોત્તમ ગયા, એ પછી કોઈક કારણે એ કન્યા મંત્રસમૂહના બલાબલ વિશે વિચારમાં પડી.[૧] તે વિચારવા લાગી કે, તે મહાત્માએ મને આ મંત્રસમૂહ આપ્યો છે, તો તેનું બલ કેવું છે તે હું થોડા જ સમયમાં જાણી લઈશ.[૨] એ આ પ્રમાણે વિચારી રહી હતી, તેવામાં તેણે એકાએક પોતાને ઋતુ આવેલી જોઈ. આમ કન્યાભાવમાં જ પોતે રજસ્વલા થઈ તેથી તે બાળા શરમાઈ ગઈ.[૩] પછી મહામૂલ્યવાન શય્યાને યોગ્ય એવી તે પૃથા મહેલની અગાશીએ ઊભી હતી, તે વખતે તેણે પૂર્વ દિશામાં સૂર્યમંડળને ઉદય પામતું જોયું.[૪] તે સુમધ્યમાનાં મન અને દૃષ્ટિ એમાં ચોંટી જ ગયાં. સૂર્ય સવારની સંધ્યાનો હતો, તેથી એના રૂપથી એને તાપ ન લાગ્યો.[૫] એટલું જ નહિ પણ તેની દૃષ્ટિ જ દિવ્ય થઈ અને તેણે કુંડલથી વિભૂષિત થયેલા, કવચને ધારણ કરનારા અને દિવ્ય દર્શનવાળા સૂર્યદેવને જોયા.[૬] પછી હે નરપતિ! તેને મંત્ર વિશે કુતૂહલ તો થયું જ હતું, એટલે એ ભાવિનીએ સૂર્યદેવનું આવાહન કર્યું.[૭] આમ હે રાજન્! તેણે આંખ આદિ ઇંદ્રિયોને સ્પર્શ કરી સૂર્યનારાયણને બોલાવ્યા, એટલે એ દિવાકર વેગેવેગે ત્યાં આવી પહોંચ્યા.[૮] ત્યારે તેમનો વર્ણ મધના જેવો પિંગટ હતો, તેમના બાહુ લાંબા હતા, તેમની ડોક શંખાકાર હતી અને તે જાણે હસી રહ્યા હતા. તેમણે બાજુબંધ પહેર્યાં હતાં, મુકુટ બાંધ્યો હતો અને જાણે દિશાઓને સળગાવી રહ્યા હતા.[૯] યોગના પ્રભાવથી તેમણે પોતાનાં બે સ્વરૂપ કર્યાં હતાં. એક રૂપે તે આકાશમાં તપી રહ્યા હતા અને બીજે રૂપે તે કુંતી પાસે આવ્યા હતા. તેમણે કુંતીને સૌમ્ય ને અતિ મનોહર વાણીમાં કહ્યું કે, 'હે ભદ્રા! તારા મંત્રબળ વડે હું તારે અધીન થઈ આવ્યો છું. હે રાણી! હું તારે વશ છું. કહે, હું તારું શું કાર્ય કરું? હું તે કરીશ.'[૧૦,૧૧]

કુંતી બોલી : હે ભગવન! તમે જ્યાંથી આવ્યા હો, ત્યાં પાછા પધારો. મેં તો તમને કુતૂહલથી બોલાવ્યા હતા. હે ભગવન્! તમે પ્રસન્ન થાઓ.[૧૨]

સૂર્ય બોલ્યા : હે પાતળી કેડવાળી! ભલે તું કહે છે તેમ હું પાછો જઈશ, પણ દેવને બોલાવીને આમ નિષ્ફળ પાછો મોકલવો એ યોગ્ય નથી.[૧૩] હે સુભગા! તને એવી ઇચ્છા થઈ હતી કે મને સૂર્યથી કવચ અને કુંડલધારી એવો લોકમાં અજોડ વીર્યવાન એક પુત્ર તને થાય![૧૪] તો હે ગજગામિની! તું મને તારો દેહ અર્પણ કર. હે અંગના! તને તારા સંકલ્પ પ્રમાણે પુત્ર થશે જ.[૧૫]

આથી હે સુસ્મિતા ! હું તારી સાથે સંગ કર્યા પછી જ જઈશ. હે શુભા ! તું જો આજે મારા વચન પ્રમાણે મારું પ્રિય કરશે નહિ, તો હું ક્રોધમાં આવીને તને, તારા પિતાને તથા તે બ્રાહ્મણને શાપ આપીશ. આમ તારે કારણે હું તે સૌને બાળી નાખીશ.[૧૬,૧૭] તારો મૂઢ પિતા કે જે તારા અન્યાયને જાણતો નથી, તેને હું બાળી નાખીશ. પેલા બ્રાહ્મણે તારા શીલ અને આચારને જાણ્યા વિના તને મંત્ર આપ્યો હતો, તેને હું આજે ભારે શિક્ષા કરીશ. આ તો તેં મને ઠગ્યો છે. હે ભાવિની ! આ ઇંદ્ર આદિ સર્વ દેવો આકાશમાં રહી જાણે મારી હાંસી કરતા હોય તેમ જોઈ રહ્યા છે. પ્રથમથી જ મેં તને દિવ્ય દૃષ્ટિ આપી છે, એ દૃષ્ટિથી તેં મને જોયો હતો, તો તું તે જ દિવ્ય ચક્ષુથી આ દેવગણોને જો.[૧૮-૨૦]

વૈશંપાયન બોલ્યા : ત્યાં રાજપુત્રી કુંતીએ તે સર્વ દેવોને આકાશમાં પોતપોતાનાં વિમાનમાં બેઠેલા જોયા. તેઓ મહાન, પ્રભાવાન અને કિરણવાન સૂર્યના જેવા જ ઝગઝગી રહ્યા હતા.[૨૧] તેમને જોઈને તે બાળા લજવાઈ ગયા જેવી થઈ ગઈ અને ભયભીત થઈને સૂર્યને આ વચન કહેવા લાગી : 'હે સૂર્યનારાયણ ! તમે તમારા વિમાનમાં પધારો. મેં નાદાનીમાં જ તમારો આ દુઃખદાયી અપરાધ કર્યો છે.'[૨] પિતા, માતા અને બીજા જે ગુરુજનો છે, તેઓ જ આ શરીરનું દાન કરવાને સમર્થ છે. હું ધર્મનો લોપ નહિ જ કરું. આ લોકમાં સ્ત્રીઓના દેહરક્ષારૂપી સદાચારની પ્રશંસા કરવામાં આવે છે.[૨૩] હે વિભાવસુ ! બાળસ્વભાવને લીધે મંત્રબળ જાણવાને માટે જ મેં તમને બોલાવ્યા હતા. તો હે વિભુ ! તમે મને બાળક જાણીને ક્ષમા આપો.[૨૪]

સૂર્ય બોલ્યા : તું બાલવયમાં છે, એટલે જ હું તારી પ્રાર્થના સ્વીકારું છું. બીજી સ્ત્રીઓને હું એ રીતે પુત્ર આપું જ નહિ. હે કુંતી ! તું આત્મદાન કર. એટલે હે ભીરુ કન્યા ! તને શાંતિ જ થશે.[૨૫] હે ભીરુ ! તેં મને મંત્રથી બોલાવ્યો છે, એટલે હે ભાવિની ! હવે હું તારો સંગ કર્યા વિના નિષ્ફળ પાછો જાઉં તે યોગ્ય નથી. આથી તો હે નિર્દોષ ગાત્રવાળી ! હું લોકમાં હાંસી પામીશ. વળી હે શુભા ! સઘળા દેવો મારી હાંસી કરશે.[૨૬,૨૭] તો તું મારી સાથે સમાગમ કર અને મારા જેવો પુત્ર પામ. નિઃસંશય તું સર્વ લોકોમાં વિશિષ્ટ થશે.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત કુંડલાહરણપર્વમાં 'સૂર્યનું આવાહન' નામનો અધ્યાય ૩૦૬ મો સમાપ્ત

## अध्याय ३०७मो
### સૂર્ય અને કુંતીનો સમાગમ

॥ वैशंपायन उवाच ॥

**सा तु कन्या बहुविधं ब्रुवंती मधुरं वचः ।**
**अनुनेतुं सहस्रांशुं न शशाक मनस्विनी ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : તે મનસ્વિની કન્યા અનેક પ્રકારનાં મીઠાંમીઠાં વચનો કહેવા લાગી, પરંતુ તેમ કરીને પણ સૂર્યને તે સમજાવી શકી નહિ.[૧] આમ હે રાજન્ ! એ બાળા અંધકારનાશન સૂર્યદેવને ના પાડી શકી નહિ, એટલે સૂર્યના શાપથી ભયભીત થઈને ઘણા વખત સુધી વિચારમાં પડી.[૨] તે વિચારવા લાગી કે, 'મારા માટે આ પ્રકાશઘન સૂર્ય ક્રોધ પામશે, તો હું શું કરું કે જેથી મારા નિર્દોષ પિતાને તેમ જ તે બ્રાહ્મણને મારે નિમિત્તે શાપ લાગે નહિ.[૩] સૂર્ય જેવો તેજધરો અને દુર્વાસા જેવા તપોધરો પાપનો નાશ કરનારા હોય છે, તોપણ બાળક મનુષ્યે મૂર્ખાઈ કરીને તેમનો અતિ પ્રસંગ રાખવો નહિ.[૪] આથી હું પણ આજે અત્યંત ભયભીત થઈ છું અને સૂર્યે મને સખત રીતે હાથમાં પકડી છે; પણ કેમ કરીને હું પોતે જ પોતાનું દાન કરવારૂપી

અયોગ્ય કાર્ય કરું ?[૫]

વૈશંપાયન બોલ્યા : આમ શાપની બીકથી ત્રાસી રહેલી તે અંતરમાં અનેક પ્રકારના વિચાર કરવા લાગી અને સર્વાંગે મોહથી ઘેરાઈને વારંવાર આકુળવ્યાકુળ થઈ રહી.[૬] ત્યારે હે પૃથ્વીપતિ! એક તરફ બંધુઓથી ભય પામતી અને બીજી તરફ શાપથી ભય પામતી એ પૃથાએ લજ્જાથી વ્યાકુળ થયેલી વાણીમાં સૂર્યદેવને આ પ્રમાણે કહ્યું :[૭]

કુંતી બોલી : હે દેવ! મારા પિતા, મારી માતા અને મારા અન્ય બાંધવો જીવે છે. તેમના જીવતા છતાં મારાથી આ ધર્મલોપ થાય નહિ.[૮] હે દેવ! હું જો તમારી સાથે ધર્મવિધિથી રહિત એવો સમાગમ કરું, તો જગતમાં મારા કારણથી આ કુળની કીર્તિનો નાશ થાય.[૯] અથવા હે પ્રકાશશ્રેષ્ઠ! તમે જો આ કૃત્યને ધર્મરૂપે માનતા હો, તો બંધુઓ મારું દાન આપે તેની અપેક્ષા રાખ્યા વિના પણ હું તમારી કામના પૂર્ણ કરું.[૧૦] આમ હે દુર્ધર્ષ! તમને આત્માર્પણ કરું, તે પછી પણ મારું સતીત્વ રહે એમ હું ઇચ્છું છું. કેમ કે પ્રાણીઓનાં ધર્મ, યશ, કીર્તિ અને આયુષ્ય તમારામાં જ રહ્યાં છે.[૧૧]

સૂર્ય બોલ્યા : હે મંગલસ્મિતા! તારું કલ્યાણ થાઓ. હે વરારોહા! તારા પિતા, માતા કે ગુરુ જનોને તારા ઉપર અધિકાર નથી. તું મારાં વચન સાંભળ.[૧૨] હે ભાવિની! કન્યા શબ્દ 'कम्' (કામના કરવી) ધાતુ ઉપરથી થયો છે. આથી હે સુંદર કટિવાળી! જે સર્વની કામના કરે તે કન્યા છે. આમ હે સુંદરવર્ણિની! કન્યા આ લોકમાં સ્વતંત્ર છે.[૧૩] હે ભાવિની! મારી સાથે સમાગમ કર્યાથી તેં કશો અધર્મ આચર્યો ગણાશે નહિ. વળી લોકહિતની દૃષ્ટિએ હું ક્યાંથી અધર્મ કરું ?[૧૪] હે સુંદરી! સર્વ સ્ત્રીઓ અને પુરુષો પ્રતિબંધરહિત છે. એ જ લોકોની સ્વાભાવિક સ્થિતિ છે. એ વિના બીજું વિકારરૂપ કહેવાયું છે.[૧૫] તો મારી સાથે સંગ કર્યા પછી પણ તું પાછી કન્યા જ થઈ જશે અને તને મહાયશસ્વી મહાબાહુ પુત્ર થશે.[૧૬]

કુંતી બોલી : હે સર્વાંધકારનાશન! મને તમારાથી કવચધારી, કુંડળવાન, શૂરવીર, મહાબાહુ અને મહાબળવાન પુત્ર થવો જોઈએ.[૧૭]

સૂર્ય બોલ્યા : હે ભદ્રા! તારો એ પુત્ર મહાબાહુ હશે અને દિવ્ય કવચવાળો તથા કુંડળોવાળો હશે. એ કવચકુંડળો અમૃતમય હશે.[૧૮]

કુંતી બોલી : હે દેવ! તમે મારે વિશે જે પુત્રને ઉત્પન્ન કરશો, તે મારા પુત્રને જો અમૃતમાંથી આવેલાં કુંડળો અને ઉત્તમ કવચ મળવાનાં હોય, તો ભલે તમારા કહેવા પ્રમાણે તમારી સાથે મારો સમાગમ હો. હે ભગવન્! એ પુત્ર તમારા જેવો વીર્યવાન, રૂપવાન, સત્ત્વવાન, ઓજસ્વી અને ધર્મયુક્ત હજો.[૧૯,૨૦]

સૂર્ય બોલ્યા : હે મદશોભના! માતા અદિતિએ જ કુંડળો મને આપ્યાં છે, તે કુંડળો હે રાણી! હું એને આપીશ. વળી હે ભીરુ! હું એને ઉત્તમ કવચ આપીશ.[૨૧]

કુંતી બોલી : આ તો સારી વાત છે. હે ભગવન્! હે ગોપતિ! તમે કહો છો તેવો જ જો મને પુત્ર થાય એમ હોય, તો હું તમારી સાથે સમાગમ કરીશ.[૨૨]

વૈશંપાયન બોલ્યા : પછી કુંતીને 'ભલે એમ' કહીને રાહુના શત્રુ અને આકાશમાં વિચરનારા યોગાત્મા સૂર્ય તેની પાસે ગયા. તેમણે તેની નાભિનો સ્પર્શ કર્યો; ત્યાં તો તે કન્યા સૂર્યના તેજથી વિહ્વલ જેવી થઈ ગઈ! પછી બેભાન થઈને તે દેવી શય્યા ઉપર ઢળી પડી.[૨૩,૨૪]

સૂર્ય બોલ્યા : હે સુશ્રોણિ! હું તારો મનો-

રથ સિદ્ધ કરીશ. તું સર્વ શ્રેષ્ઠધારીઓમાં શ્રેષ્ઠ એવા પુત્રને જન્મ આપશે. વળી તું પાછી કન્યા થઈ જશે.[૨૫]

વૈશંપાયન બોલ્યા : ત્યારે હે રાજેંદ્ર ! શરમાઈ ગયેલી એ બાળાએ સમાગમને માટે આવેલા તે મહાવર્ચસ્વી સૂર્યને 'ભલે એ પ્રમાણે હો' એમ કહ્યું.[૨૬] આમ કહીને લજ્જાભરી એ કુંતિરાજનંદિની સૂર્યની યાચના કરી રહી અને મોહાવિષ્ટ થઈને તે ભાંગી રહેલી લતાની જેમ પવિત્ર શય્યામાં પડી.[૨૭] તીવ્રકિરણ સૂર્યે તેને પોતાના તેજથી મોહિત કરી દીધી અને યોગપ્રભાવથી તેને વિશે પોતાનો આત્મપ્રવેશ કર્યો. છતાં તેમણે તેના કન્યાપણાને દૂષિત ન જ કર્યું. તે પછી તે બાળા ફરી શુદ્ધિમાં આવી.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત કુંડલાહરણપર્વમાં 'સૂર્ય અને કુંતીનો સમાગમ' નામનો અધ્યાય ૩૦૭મો સમાપ્ત

## अध्याय ३०८ मो
### કુંતીથી કર્ણની ઉત્પત્તિ અને તેનો પરિત્યાગ

॥ वैशंपायन उवाच ॥

ततो गर्भः समभवत्पृथायाः पृथिवीपते ।
शुक्ले दशोत्तरे पक्षे तारापतिरिवांबरे ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : આમ હે પૃથ્વીપતિ ! ચૈત્રથી અગિયારમા શુક્લપક્ષે એટલે માઘમાસના સુદ પડવાને દિવસે આકાશમાં ચંદ્રરાજ ઊગે તેમ પૃથાને ગર્ભ રહ્યો.[૧] સુંદર નિતંબવાળી એ બાળા બાંધવોના ભયથી તે ગર્ભને છાની રીતે ધારણ કરી રહી અને કોઈ પણ એને ગર્ભવતી થયેલી જાણી શક્યું નહિ.[૨] કન્યાના અંતઃપુરમાં રહેલી અને કન્યાનું રક્ષણ કરવામાં કુશળ એવી એક બાળવયની ધાત્રી સિવાય બીજી કોઈ પણ સ્ત્રી આ વાત જાણી શકી નહોતી.[૩] પછી યોગ્ય સમયે તે સુંદરાંગીએ કન્યાવસ્થામાં જ સૂર્યદેવના પ્રસાદથી દેવના જેવી કાંતિવાળા પુત્રને પ્રસવ આપ્યો.[૪] તે પુત્રને તેના પિતાની જેમ શરીર સાથે કવચ જડાયેલું હતું, તેને સુવર્ણનાં ઉજ્જવળ કુંડળો હતાં, તેની આંખ સિંહના જેવી હતી અને તેના ખભા આખલા જેવા વિશાળ હતા.[૫] એ પુત્રનો જન્મ થતાં જ ભાવિની કુંતીએ ધાવ સાથે મંત્રણા કરીને તેને એક પેટીમાં મૂકી દીધો. તે પેટીમાં ચારે બાજુ સારી રીતે ગાદી મઢી હતી, તેને સુદૃઢ ઢાંકણું હતું, તેની સાંધોમાં મીણ પૂર્યું હતું અને તે સુંવાળી તથા સુખકારક હતી. કુંતીએ ડૂસકાં લેતાં લેતાં પુત્રને એ પેટીમાં મૂક્યો અને પેટીને અશ્વનદીમાં વહેતી મૂકી દીધી. હે રાજન્! કન્યાએ ગર્ભ ધારણ કરવો એ અયોગ્ય છે એમ તે જાણતી હતી, તોપણ તે પેટીને અશ્વનદીના જળમાં વહેતી મૂકતી વખતે પુત્રસ્નેહને લીધે તેણે કરુણ કલ્પાંત કર્યું. આમ કુંતી રોતી રોતી જે વચનો બોલી હતી, તે તમે સાંભળો :[૬-૯] 'ઓ દીકરા! સ્વર્ગ, પૃથ્વી અને આકાશમાં રહેતાં પ્રાણીઓથી તેમ જળચરોથી તારું કલ્યાણ થાઓ.[૧૦] તારો માર્ગ કલ્યાણમય હો! તારો કોઈ શત્રુ ન હજો! હે પુત્ર! કોઈ શત્રુ આવી ચડે, તોપણ તેમનાં ચિત્તમાં તારે વિશે દ્રોહ ન થાઓ.[૧૧] જલાધિપતિ વરુણરાજ તારું જળમાં રક્ષણ કરો. અંતરિક્ષમાં રહેનારા અને સર્વત્ર ગમન કરનારા પવનદેવ તારું અંતરિક્ષમાં રક્ષણ કરો. હે પુત્ર! જેણે મને દિવ્ય વિધિએ તને પુત્રરૂપે આપ્યો છે, તે પ્રકાશ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા તારા પિતા સૂર્યદેવ તારું સર્વત્ર રક્ષણ કરો.[૧૨,૧૩] આદિત્યો, વસુઓ, રુદ્રો, સાધ્યો, વિશ્વેદેવો, ઇંદ્ર સહિત મરુદ્ગણો, દિગ્પાલો સાથે દિશાઓ અને સર્વ દેવો સમ અને વિષમ સ્થાનોમાં તારું રક્ષણ કરો. કવચથી ઓળખાતા તને હું વિદેશમાં પણ જાણી જઈશ.[૧૪,૧૫] ઓ પુત્ર! તારા પિતા પ્રકાશ-

ધન સૂર્યદેવને ધન્ય છે કે, તે જલપ્રવાહમાં રહેલા તને પોતાની દિવ્ય દૃષ્ટિથી જોશે. હે દેવપુત્ર! તે પ્રમદા પણ ધન્ય હશે જે તને પુત્ર તરીકે સ્થાપશે અને તું ભૂખ્યો થતાં જેનું ધાવણ ધાવશે.[૧૬,૧૭] તે સ્ત્રીએ કેવું સુંદર સ્વપ્ન જોયું હશે, જે આદિત્યના જેવા તેજસ્વી, દિવ્ય કવચધારી, દિવ્ય કુંડળોથી વિભૂષિત થયેલા, પદ્મપત્રના જેવાં વિશાળ લોચનવાળા, રક્તકમળના દળ જેવા ઉજ્જવળ, સુંદર લલાટવાળા અને સોહામણા કેશાગ્રવાળા તને પુત્ર તરીકે રાખી લેશે.[૧૮,૧૯] ઓ દીકરા! ભાગ્યશાળી હશે તેઓ તને ભોંય ઉપર પગલી ભરતો જોશે, તને ધૂળમાં રગદોળાયેલો જોશે–અરે તને કાલા કાલા મધુરા બોલ બોલતો જોશે. વળી હે પુત્ર! ભાગ્યવાન હશે તે હિમાલયના વનમાં જન્મેલા કેસરી સિંહના જેવા તને યૌવનમાં આવેલો જોશે.[૨૦,૨૧]

આ પ્રમાણે હે રાજન્! અનેકવિધ કરુણ વિલાપ કરીને પૃથાએ તે વખતે એ પેટીને અશ્વનદીના જળમાં વહાવી દીધી.[૨૨] આમ હે રાજન્! પુત્રના શોકથી આતુર થયેલી અને રુદન કરતી તે કમલનયના કુંતી, પુત્રદર્શનની લાલસાવાળી હતી, છતાં પિતાને તે વાતની જાણ થઈ જશે એ બીકને લીધે તેણે તે પેટીને જળમાં છોડી દીધી. પછી તે શોકાતુર પૃથાએ મધરાત્રે ધાત્રીની સાથે રાજભવનમાં પ્રવેશ કર્યો.[૨૩,૨૪] તે પેટી અશ્વનદીમાંથી તણાતી તણાતી ચર્મણ્વતી નદીમાં ગઈ. પછી ચર્મણ્વતીમાંથી તે યમુના નદીમાં ગઈ અને ત્યાંથી તે ગંગા નદીમાં ગઈ. આમ પેટીમાં રહેલો તે બાળક ગંગાના તરંગોથી તણાતો સૂત પ્રદેશની ચંપાપુરીમાં પહોંચ્યો. અમૃતમાંથી ઉત્પન્ન થયેલાં દિવ્ય કવચ તથા કુંડલોને ધારણ કરનારો તે દેવકુમાર વિધિના નિર્માણથી એ પેટીમાં જીવતો રહ્યો હતો.[૨૫–૨૭]

# अध्याय ३०९ मो

## રાધાએ કર્ણને પોતાનો કર્યો અને તે મોટો થયો

॥ वैशंपायन उवाच ॥

एतस्मिन्नेव काले तु धृतराष्ट्रस्य वै सखा ।
सूतोऽधिरथ इत्येव सदारो जाह्नवीं ययौ ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ એ જ સમયે ધૃતરાષ્ટ્રનો મિત્ર સારથિ અધિરથ પોતાની પત્ની સાથે ગંગાજી ઉપર ગયો હતો.[૧] હે રાજન્! એ અધિરથની રાધા નામની મહાભાગ્યવતી પત્ની પૃથ્વીમાં અજોડ રૂપવતી હતી, પરંતુ તેને પુત્ર થયો નહોતો.[૨] આથી તે સંતતિ માટે વિશેષપણે અને અત્યંત પ્રયત્ન કરતી હતી. એવામાં દૈવેચ્છાએ તેણે ગંગાજળમાં તણાતી તે પેટી જોઈ.[૩] એ પેટી ઉપર રક્ષાને માટે દૂર્વાના દોર બાંધ્યા હતા અને કંકુના થાપા કર્યા હતા. આથી તે સુમનોહર લાગતી હતી. એ પેટી ગંગાજળનાં મોજાંઓથી તણાતી કિનારા આગળ આવી લાગી. એટલે ભાવભરી રાધાએ તેને કુતૂહલભેર પકડાવી લીધી અને પોતાના પતિ અધિરથ સૂતને તેની વાત કરી.[૪,૫] સૂતે તે પેટીને જળમાંથી બહાર કાઢી અને દૂર લઈ જઈને યંત્રોથી ઢાંકણું ઉઘડાવ્યું, તો તેમાં તેણે એક બાળક જોયો.[૬] બાલસૂર્યના જેવા તેજસ્વી, સુવર્ણકવચને ધારણ કરનારા અને ઝળહળતાં કુંડળોથી શોભી રહેલા મુખવાળા એ બાળકને જોતાં જ અધિરથ સૂતનાં અને તેની પત્ની રાધાનાં નયનો વિસ્મયથી ખીલી ઊઠ્યાં. પછી એ બાળકને ખોળામાં લઈને તેણે પોતાની પત્નીને આ વચન કહ્યાં:[૭,૮] 'હે ભીરુ! મારા જનમથી માંડીને આજ સુધીમાં આજે જ મેં આ આશ્ચર્ય જોયું છે. હે ભાવિની! હું માનું છું કે, આ કોઈ દેવબાળક જ આપણી પાસે આવ્યો છે.[૯] નક્કી, મને સંતાનવિહોણાને દેવોએ આ

છે, તેનું તો એક મહાત્મા રક્ષણ કરી રહ્યા છે.[27] જેને વેદવેત્તાઓ વરાહ, અપરાજિત, નારાયણ અને અચિંત્ય કહે છે, તે કૃષ્ણ તેનું રક્ષણ કરે છે.[28]

કર્ણ બોલ્યો : હે ભગવન્! ભલે એમ હો. એક વીરનો વધ કરવાને માટે તમે મને એ અમોઘ શક્તિ આપો, એટલે હું એક પ્રતાપી શત્રુને હણી શકું.[29] હું તમને કવચકુંડળ મારા દેહ ઉપરથી ઊતરડીને આપીશ, પણ આમ કપાયેલાં મારાં અંગોમાં બીભત્સતા આવવી જોઈએ નહિ.[30]

ઇંદ્ર બોલ્યો : હે કર્ણ ! તને કોઈ રીતે બીભત્સતા આવશે નહિ, તેમ તારાં અંગોમાં જખમ પણ રહેશે નહિ, કેમ કે તું અસત્યની ઇચ્છા પણ કરતો નથી.[31] હે શ્રેષ્ઠ વક્તા કર્ણ ! જેવાં વર્ણ ને તેજ તારા પિતાનાં છે, તેવાં જ વર્ણ ને તેજ તને પાછાં મળશે. તારી પાસે બીજાં શસ્ત્રો હશે અને તને વિજય વિષે સંશય નહિ હોય તેવા સમયે પણ તું જો પ્રમાદી થઈને આ અમોઘ શક્તિને છોડશે, તો તે શત્રુ ઉપર ન જતાં તારા ઉપર જ તૂટી પડશે.[32,33]

કર્ણ બોલ્યો : હે શક્ર! તમે મને કહો છો તે પ્રમાણે હું મહાસંકટ આવશે, ત્યારે જ આ તમારી શક્તિને છોડીશ. આ હું તમને સત્ય કહું છું.[34]

વૈશંપાયન બોલ્યા : પછી હે પૃથ્વીપતિ ! કર્ણે ઇંદ્ર પાસેથી પ્રજ્વલિત શક્તિ લીધી અને તીક્ષ્ણ શસ્ત્ર લઈને પોતાનાં સર્વ અંગો ઊતરડીને કવચ કાઢવા માંડ્યું.[35] આ રીતે કર્ણ પોતે જ પોતાનાં અંગોને કાપી રહ્યો હતો, તે જોઈને સર્વ દેવો, માનવો અને દાનવો સિંહનાદ કરવા લાગ્યા. તે વખતે કર્ણના મુખ ઉપર તો લેશ સરખો પણ વિકાર થયો નહોતો.[36] ત્યારે નરવીર કર્ણ તો શસ્ત્રોથી ગાત્રોને કાપતો જતો હતો અને વારંવાર સ્મિત કર્યા કરતો હતો. આવા કર્ણને જોઈને દિવ્ય દુંદુભિઓ ગડગડ્યાં અને ઊંચેથી દિવ્ય પુષ્પવર્ષા થઈ.[37] આ રીતે કર્ણે પોતાના અંગ ઉપરથી દિવ્ય કવચ ઊતરડી નાખ્યું અને લોહીથી ભીનું ને ભીનું જ તે તેણે ઇંદ્રને અર્પણ કર્યું તેમ જ તેણે ઇંદ્રને કાનમાંથી કુંડળો કાપીને આપ્યાં; આમ એ કર્મને લીધે તે કર્ણ કહેવાયો.[38] આ રીતે કર્ણને છેતરીને તથા તેને સંસારમાં યશસ્વી કરીને ઇંદ્રે માન્યું કે પોતે પાંડવોનું કાર્ય સિદ્ધ કર્યું છે. પછી તે હસતો હસતો સ્વર્ગલોક તરફ ચાલ્યો ગયો.[39] કર્ણ આ પ્રમાણે છેતરાયો છે, એ સાંભળીને ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રોનો ગર્વ ગળી ગયો અને તેઓ દીન જેવા થઈ ગયા. ત્યારે સૂતપુત્ર કર્ણની આ દશા થયેલી સાંભળીને વનમાં રહેલા પૃથાનંદનો આનંદિત થયા.[40]

જનમેજય બોલ્યા : તે વીર પાંડવો ત્યારે ક્યાં રહેતા હતા? તેમણે એ પ્રિય વાત ક્યાંથી સાંભળી! બારમું વરસ વીત્યા પછી તેમણે શું કર્યું ? આ બધું આપ ભગવાન મને સ્પષ્ટ કરો.

વૈશંપાયન બોલ્યા : પાંડવોએ સિંધુરાજ જયદ્રથને કામ્યક આશ્રમમાંથી નસાડી મૂક્યો અને કૃષ્ણાને પાછી મેળવી. એ પછી તેમણે માર્કંડેય પાસેથી દેવર્ષિઓનું પુરાતન ચરિત્ર વિસ્તારપૂર્વક સાંભળ્યું.[41,42]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત કુંડલાહરણપર્વમા 'કવચકુંડલદાન' નામનો અધ્યાય ૩૧૦મો સમાપ્ત

## કુંડલાહરણપર્વ સમાપ્ત

દીકરો દીધો છે.' આમ કહીને હે મહીપતિ! તેણે એ પુત્ર રાધાને આપ્યો.[10] રાધાએ પણ દિવ્ય-રૂપવાળા, કમળગર્ભના જેવી કાંતિવાળા અને લક્ષ્મીથી વીંટાયેલા તે દેવબાળકને વિધિપૂર્વક સ્વીકાર્યો.[11] એણે વિધિપૂર્વક એનું પોષણ કર્યું અને એ વીર્યવાન વૃદ્ધિ પામવા લાગ્યો. એ પછી રાધાને બીજા ઔરસ પુત્રો પણ અવતર્યા.[12] તે બાળકને સુવર્ણ કવચ અને કુંડળોરૂપી વસુને ધારણ કરેલો જોઈને બ્રાહ્મણોએ તેનું નામ 'વસુષેણ' પાડ્યું.[13] આમ તે અમાપ પરાક્રમી સમર્થ કુમાર સૂતપુત્ર થયો અને વસુષેણ તથા વૃષ એ નામોથી વિખ્યાત થયો.[14] દિવ્ય કવચ ધારણ કરનારો પોતાનો એ શ્રેષ્ઠ અને વીર્યવાન પુત્ર અંગદેશમાં સૂતને ત્યાં ઊછરી રહ્યો છે, એ વાત પૃથાએ દૂતો દ્વારા જાણી. અધિરથ સૂતે એ પુત્રને મોટો થયેલો જોઈને તેને યોગ્ય સમયે હસ્તિનાપુર મોકલ્યો.[15,16] ત્યાં તે વીર્યવાન બાણ અને અસ્ત્રના પ્રયોગો શીખવા માટે દ્રોણનો શિષ્ય થઈને રહ્યો. અહીં એને દુર્યોધન સાથે મિત્રતા થઈ.[17] તેણે દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને પરશુરામ પાસેથી ચાર પ્રકારની અસ્ત્રવિદ્યાનું શિક્ષણ મેળવ્યું. તે મહાન ધનુર્ધર થયો તથા લોકમાં પ્રખ્યાત થયો.[18] ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન સાથે મૈત્રી બાંધવાથી તે પૃથાપુત્રો પાંડવોનું અહિત કરવામાં તત્પર રહેતો હતો અને મહાત્મા અર્જુન સાથે યુદ્ધ કરવાની નિત્ય ઇચ્છા સેવતો હતો.[19] હે પૃથ્વીપતિ! તેને અર્જુન સાથે નિરંતર સ્પર્ધા રહેતી હતી. અર્જુને જ્યારથી કર્ણને જોયો, ત્યારથી તેણે પણ તેની સાથે સરસાઈ માંડી હતી.[20] આમ હે મહારાજ! કર્ણ સૂર્યથી કુંતીમાં ઉત્પન્ન થયો અને સૂતકુળમાં ગયો. આ જ સૂર્યની ગુહ્ય વાત હતી, એમાં સંશય નથી. એ કર્ણને કુંડળવાળો અને કવચથી યુક્ત જોઈને તેમ જ યુદ્ધમાં તેને અવધ્ય માનીને યુધિષ્ઠિર અત્યંત સંતાપ કરતા હતા. હે રાજેંદ્ર! જ્યારે કર્ણ મધ્યાહ્ન થતાં પાણીમાં ઊભો રહીને કિરણવાન સૂર્યની બે હાથ જોડીને સ્તુતિ કરતો, ત્યારે બ્રાહ્મણો ધન મેળવવાના આશયથી તેની પાસે આવી ઊભા રહેતા. તે વખતે કર્ણને માટે એવી એક વસ્તુ નહોતી કે જે તે બ્રાહ્મણોને આપી શકતો નહિ.[21-24] આથી ઇંદ્ર પણ બ્રાહ્મણનું રૂપ લઈને 'ભિક્ષા આપ' એમ કહી તેની પાસે આવ્યો અને રાધાપુત્રે તેને 'પધારો' કહી સત્કાર આપ્યો.[25]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત કુંડલાહરણપર્વમાં 'રાધાને કર્ણની પ્રાપ્તિ' નામનો અધ્યાય ૩૦૯મો સમાપ્ત

## अध्याय ३१०मो

### કર્ણે ઇંદ્રને કવચ તથા કુંડળ આપ્યાં

॥ वैशम्पायन उवाच ॥

**देवराजमनुप्राप्तं ब्राह्मणच्छद्मना वृतम् ।**
**दृष्ट्वा स्वागतमित्याह न बुबोधास्य मानसम् ॥१॥**

વૈશંપાયન બોલ્યા : બ્રાહ્મણનો વેશ ધારણ કરીને આવેલા દેવરાજ ઇંદ્રને જોઈને કર્ણે તેમને 'ભલે પધાર્યા' કહ્યું, પણ તે તેના મનને કળી શક્યો નહિ.[1] પછી એ અધિરથપુત્રે તે વિપ્રને કહ્યું: 'તમને સોનાની કંઠીવાળી પ્રમદાઓ આપું? ગામો આપું? અથવા અનેક ગોકુલો આપું? કહો, તમને આમાંથી શું આપું?'[2]

બ્રાહ્મણ બોલ્યો : સુવર્ણની માળાવાળી પ્રમદાઓ અને બીજી જે પ્રીતિ વધારનારી વસ્તુઓ હોય તે તમે મને આપો એવું હું ઇચ્છતો નથી. એ તો તમે જે તેની ઇચ્છા કરતા હોય તેમને જ આપજો.[3] પણ હે નિષ્પાપ! તમે જો સત્યવતી હો, તો આ જે તમારાં સહજ કવચકુંડળો છે, તે તમે મને તમારા દેહ ઉપરથી ઊતરડીને આપો.[4] હે પરંતપ! હું ઇચ્છું છું કે, તમે આ મને સત્વર આપો. કેમ કે હું આને જ સૌ લાભોમાં

શ્રેષ્ઠ લાભ માનું છું.[૫]

કર્ણ બોલ્યો : હે વિપ્ર ! પૃથ્વી, પ્રમદાઓ, ગાયો અને અનેક વર્ષો સુધી આજીવિકા ચાલે એવી જાગીર હું તમને આપીશ, પણ કવચ અને કુંડળો તો હું આપી શકું નહિ.[૬]

વૈશંપાયન બોલ્યા : આમ હે ભરતોત્તમ ! કર્ણે તે વિપ્રને અનેક પ્રકારનાં વચનો કહીને પ્રાર્થના કરી, તોપણ તેણે કવચકુંડળ સિવાય બીજું કંઈ માગ્યું નહિ.[૭] તે દ્વિજવરને કર્ણે યથાશક્તિ સાંત્વન આપ્યું અને તેની વિધિપૂર્વક પૂજા કરી, તોપણ તેણે એથી બીજા વરદાનની કામના ન કરી.[૮] આમ જ્યારે તે દ્વિજશ્રેષ્ઠે બીજું વરદાન ઇચ્છયું નહિ, ત્યારે રાધાનંદને જાણે પોતે હસતો હોય તેમ તેને ફરીથી આ પ્રમાણે કહ્યું :[૯] 'હે વિપ્ર ! મારાં આ કવચકુંડળો જન્મ સાથે આવેલાં છે અને અમૃતમાંથી ઉત્પન્ન થયાં છે. એમને લીધે હું જગતમાં અવધ્ય છું. આથી હું એમનો ત્યાગ કરી શકું નહિ.[૧૦] હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! તમે મારી પાસેથી ખુશીથી વિશાળ, નિષ્કંટક અને સુખભર્યું એવું પૃથ્વીનું રાજ્ય સ્વીકારો. હે દ્વિજોત્તમ ! જો હું સહજ કવચ અને કુંડલોથી હીન થઈશ, તો શત્રુઓ મારો વધ કરી શકશે.'[૧૧,૧૨]

વૈશંપાયન બોલ્યા : આમ કહેવા છતાં ભગવાન ઇંદ્રે બીજું વરદાન માગ્યું નહિ, ત્યારે કર્ણે તેને સ્મિતપૂર્વક ફરીથી આ વચન કહ્યાં :[૧૩] 'હે દેવાધિદેવ ! મેં તમને પ્રથમથી ઓળખી લીધા છે. હે પ્રભુ ! હું તમને મિથ્યા વરદાન આપું એ શક્ય નથી, તેમ ન્યાયયુક્ત નથી.[૧૪] કેમ કે તમે સાક્ષાત્ દેવરાજ છો, અન્ય પ્રાણીઓના ઈશ્વર છો અને સર્વ ભૂતોના સર્જક છો. તો તમારે મને વરદાન આપવું જોઈએ.[૧૫] આમ હે દેવ ! હું તમને કવચ અને કુંડળો આપીશ, તો હું વધપાત્ર થઈશ. એથી હે ઇંદ્ર ! તમે પણ હાંસીપાત્ર થશો.[૧૬] તો હે શક્ર ! તમે બદલો આપીને મારાં ઉત્તમ કવચકુંડળો ભલે લઈ જાઓ, તે વિના તો હું તે આપીશ નહિ.'[૧૭]

ઇંદ્ર બોલ્યો : હું તારી પાસે આવનાર છું એ વાત સૂર્યે આગળથી જાણી લીધી હતી અને તેણે જ તને એ બધું કહ્યું હતું, એમાં સંશય જ નથી: તો હે તાત ! ભલે તું ઇચ્છે છે તેમ થાઓ. હે કર્ણ ! એક મારા વજ્ર સિવાય તું તારી ઇચ્છામાં આવે તે મારી પાસેથી માગી લે.[૧૮,૧૯]

વૈશંપાયન બોલ્યા : એટલે કર્ણ હર્ષ પામીને ઇંદ્ર પાસે ગયો. આમ પાસે જઈને તેણે પ્રસન્ન મનથી ઇંદ્રની અમોઘ શક્તિ માટે પ્રાર્થના કરી.[૨૦]

કર્ણ બોલ્યો : હે વાસવ ! મારાં કવચ અને કુંડળના બદલામાં તમે મને સેનાને મોખરે શત્રુઓના સમૂહનો ઘાત કરનારી તમારી અમોઘ શક્તિ આપો.[૨૧] ત્યારે હે પૃથ્વીપાલ ! ઇંદ્રે મનમાં બે ઘડી વિચાર કરીને કર્ણને શક્તિ સંબંધમાં આ વચનો કહ્યાં :[૨૨] 'હે કર્ણ ! તું તારા શરીર સાથે નીકળેલાં કવચ અને કુંડળો મને આપ અને આ શરતે તું મારી પાસેથી શક્તિને ગ્રહણ કર. હું જ્યારે દૈત્યોનો નાશ કરવા નીકળું છું, ત્યારે મારા હાથમાંથી છૂટેલી એ અમોઘ શક્તિ સેંકડો શત્રુઓને માર્યા પછી જ મારા હાથમાં પાછી આવે છે.[૨૩,૨૪] તો હે સૂતપુત્ર ! એ શક્તિ તારા હાથમાં આવીને તારા ગર્જના કરતા અને તને તાપ આપતા એક તેજસ્વી શત્રુને મારીને ફરી પાછી મારી પાસે આવી રહેશે.'[૨૫]

કર્ણ બોલ્યો : હું મહાયુદ્ધમાં ગર્જના કરતા અને તાપ આપતા મારા એક જ શત્રુને હણવાને ઇચ્છું છું, કેમ કે તે મને ભયરૂપ થાય એમ છે.[૨૬]

ઇંદ્ર બોલ્યો : રણમાં ગર્જતા એક બળવાન રિપુને તું હણી શકશે, પણ તું જેને મારવાને ઇચ્છે

# आरणेयपर्व

## अध्याय ३११मो

### મૃગની શોધ

॥ जनमेजय उवाच ॥

**एवं हृतायां भार्यायां प्राप्य क्लेशमनुत्तमम् ।**
**प्रतिपद्य ततः कृष्णां किमकुर्वत पांडवाः ॥ १ ॥**

જનમેજય બોલ્યા : જયદ્રથે કૃષ્ણાનું હરણ કર્યું, ત્યારે પાંડવોને ભારે કષ્ટ પડ્યું હતું. પોતાની પત્નીને પાછી લાવ્યા પછી તેમણે શું કર્યું ?[1]

વૈશંપાયન બોલ્યા : એ પ્રમાણે દ્રૌપદીનું હરણ થયું, ત્યારે પાંડવોને મહાક્લેશ થયો. એટલે ધર્મથી ભ્રષ્ટ નહિ થનારા યુધિષ્ઠિરરાજે પોતાના ભાઈઓ સાથે કામ્યકવનનો ત્યાગ કર્યો અને તેઓ ફરી રમણીય દ્વૈતવનમાં આવ્યા. તે રમ્ય વનમાં સ્વાદિષ્ટ ફળમૂળો હતાં અને જાતજાતનાં અનેક વૃક્ષો હતાં.[2,3] વ્રત કરવાવાળા, ફળાહાર કરનારા અને માપસર ભોજન લેનારા તે સર્વ પાંડવો ત્યાં પોતાની પત્ની દ્રૌપદી સાથે રહેવા લાગ્યા.[4] કુંતીપુત્ર યુધિષ્ઠિરરાજ, ભીમસેન, અર્જુન અને માદ્રીનંદન નકુલ–સહદેવ એ ધર્માત્મા, નિયમવ્રતી અને પરંતપ પાંડવો દ્વૈતવનમાં વસી, બ્રાહ્મણો માટે પરાક્રમ કરતાં કરતાં પરિણામે સુખદાયક એવા એક મહાક્લેશને પામ્યા. એ વનમાં રહેતાં તે કુરુશ્રેષ્ઠોને પરિણામે સુખદાયી એવું જે કષ્ટ પડ્યું હતું, તે હું તમને કહું છું. તમે તે સાંભળો.[5–7] કોઈ એક તપસ્વી બ્રાહ્મણે ત્યાં વૃક્ષ ઉપર અગ્નિ ઉત્પન્ન કરવાનાં અરણીપાત્ર તથા મંથનદંડ ભરવ્યાં હતાં, તે ઝાડની સાથે માથું ઘસતા એક હરણનાં શિંગડાંમાં ભરાઈ ગયાં.[8] પછી હે રાજન્! તે મહામૃગ એ ભરાયેલાં અરણીપાત્ર વગેરે લઈને કૂદતો કૂદતો વેગપૂર્વક તરત જ આશ્રમથી દૂર નીકળી ગયો.[9] આમ હે કુરુશ્રેષ્ઠ ! મૃગને અરણીપાત્ર હરી જતો જોઈને, તે વિપ્ર અગ્નિહોત્રનું રક્ષણ કરવાની ઇચ્છાએ ઉતાવળો ઉતાવળો ત્યાં આવ્યો.[10] વનમાં અજાતશત્રુ યુધિષ્ઠિર પોતાના ભાઈઓ સાથે બેઠા હતા, ત્યાં આવીને તે સંતપ્ત બ્રાહ્મણે તેમને તુરત આ વચનો કહેવા માંડ્યાં :[11] 'મારાં અરણીપાત્ર અને મંથનદંડ ઝાડે ભરાવ્યાં હતાં, તે માથું ઘસતા મૃગનાં શિંગડાંમાં ભરાઈ ગયાં.[12] આથી હે રાજન્! તે મહા વેગવાળો મૃગ એ અરણીપાત્ર વગેરેને લઈને ઉતાવળો છલંગ મારતો એકદમ આશ્રમમાંથી દોડી ગયો છે.[13] તો હે રાજન્! તમે તેના માર્ગે જાઓ અને એ મહામૃગને પકડી પાડો. હે પાંડવો ! મારા અગ્નિહોત્રનો લોપ ન થાય એટલા સારુ તમે મારાં અરણીપાત્ર તથા મંથનદંડને લઈ આવો.'[14] બ્રાહ્મણનાં આ વચન સાંભળીને યુધિષ્ઠિરને સંતાપ થયો અને એ કુંતીનંદને ધનુષ લઈને પોતાના ભાઈઓ સાથે મૃગની શોધ માટે દોટ મૂકી.[15] કવચ-સજેલા અને ધનુષને ધારણ કરેલા તે સર્વ નરશ્રેષ્ઠો બ્રાહ્મણને માટે યત્ન કરવા લાગ્યા. તેમણે વેગપૂર્વક મૃગની પૂંઠ લીધી.[16] ત્યાં મહારથી પાંડવો નજીકમાં જણાતા એ મૃગ ઉપર કર્ણિ, નાલીક અને નારાચ આદિ બાણો છોડતા રહ્યા, તોપણ તેઓ તેને વીંધી શક્યા નહિ.[17] પછી તેઓ પ્રયત્ન કરી રહ્યા હતા, તેવામાં એ મહાન મૃગ અદૃશ્ય થઈ ગયો. આમ એ મૃગ ન દેખાવાથી મનસ્વી પાંડવો શાંત અને દુઃખી થયા.[18] પછી ભૂખ અને તરસથી સર્વાંગે ઘેરાયેલા પાંડવો ગહન વનમાં એક શીળી છાંયવાળા વડ નીચે બેઠા.[19] તેઓ આ પ્રમાણે બેઠા, એટલે દુઃખિત નકુલે પોતાના મોટા ભાઈ કુરુનંદન યુધિષ્ઠિરને ક્રોધપૂર્વક આ વચન કહ્યાં :[20] 'હે રાજન્! આપણા કુળમાં ધર્મ કદી ડૂબ્યો નથી, તેમ આળસને પરિણામે અર્થનો લોપ પણ થયો નથી. વળી કાર્યોથી

પ્રાણીમાત્રને આપણે સદૈવ હા જ પાડી છે; તો પછી આપણે શા કારણથી આ વધુ ને વધુ કષ્ટમાં આવી પડ્યા છીએ ?[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત આરણેયપર્વમાં 'મૃગાન્વેષણ' નામનો અધ્યાય ૩૧૧ મો સમાપ્ત

## અધ્યાય ૩૧૨ મો

### નકુલ વગેરે પડ્યા

॥ युधिष्ठिर उवाच ॥

नाऽऽपदामस्ति मर्यादा न निमित्तं न कारणम् ।
धर्मस्तु विभजत्यर्थमुभयोः पुण्यपापयोः ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા: આપત્તિને કંઈ મર્યાદા નથી, તેમ તેને કંઈ નિમિત્ત અને કારણ પણ નથી. કેવળ પ્રારબ્ધરૂપી ધર્મ જ પાપ અને પુણ્ય એ બન્નેનાં ફળરૂપ દુઃખ અને સુખને વહેંચી આપે છે.[૧]

ભીમ બોલ્યો : પ્રતિકામી જ્યારે કૃષ્ણાને એક દાસીની જેમ સભામાં ઘસડી લાવ્યો, ત્યારે મેં વધ ન કર્યો તેથી જ આપણે આ દુઃખમાં આવી પડ્યા છીએ.[૨]

અર્જુન બોલ્યો : પેલા સૂતપુત્રે હાડકાંનેય ભેદી નાખે એવાં તીક્ષ્ણ ને સોંસરાં નીકળે તેવાં વેણો કાઢ્યાં હતાં, તે મેં સહન કરી લીધાં તેથી જ આપણે આ દુઃખમાં પડ્યા છીએ.[૩]

સહદેવ બોલ્યો : હે ભારત ! પાસાજુગારમાં જ્યારે શકુનિએ તમને જીતી લીધા, ત્યારે મેં તેને મારી ન નાખ્યો, તેથી જ આપણે આ દુઃખમાં પડ્યા છીએ.[૪]

વૈશંપાયન બોલ્યા : પછી રાજા યુધિષ્ઠિરે નકુલને આ વચન કહ્યાં : 'હે માદ્રીનંદન ! તું ઝાડ ઉપર ચઢીને દશે દિશાએ જો ![૫] અને ક્યાંય નજીકમાં જળાશય દેખાય છે અથવા જળના આશ્રયમાં ઊગેલાં વૃક્ષો દેખાય છે? કેમ કે તારા આ ભાઈઓ થાકી ગયા છે અને તરસ્યા થયા છે.'[૬] એટલે નકુલ 'ભલે' એમ કહીને એકદમ ઝાડ ઉપર ચઢ્યો અને ચારે બાજુ જોઈને મોટા ભાઈને આ પ્રમાણે કહેવા લાગ્યો : 'હે રાજન્ ! મને જળાશયની નજીકમાં અનેક વૃક્ષો ઊભેલાં દેખાય છે, ત્યાં સારસ પક્ષીઓના કલરવો પણ ઊઠતા સંભળાય છે. આથી ત્યાં નિઃસંશય પાણી હોવું જ જોઈએ.' ત્યારે સત્યધૃતિ કુંતીપુત્ર યુધિષ્ઠિર બોલ્યા : 'તો હે સૌમ્ય ! તું ઝટપટ જા અને ભાથાંઓમાં ભરીને પાણી લઈ આવ.'[૭-૮] પછી 'તથાસ્તુ' કહીને નકુલ મોટા ભાઈની આજ્ઞાથી તે જળાશય તરફ દોડ્યો અને જોતજોતામાં ત્યાં પહોંચી ગયો.[૧૦] ત્યાં સારસ પક્ષીઓથી ઘેરાયેલું નિર્મળ જળ જોઈને તેણે તે પીવાની ઇચ્છા કરી; એટલે તેને આ આકાશવાણી સંભળાઈ :[૧૧]

યક્ષ બોલ્યો : 'હે તાત ! તું સાહસ કરીશ નહિ. કેમ કે મેં પહેલેથી આ એક નિયમ કર્યો છે કે, જે મારા પ્રશ્નોના ઉત્તર આપે તે જ પાણી પીએ. હે માદ્રીપુત્ર ! મારા પ્રશ્નનો ઉત્તર આપ્યા પછી જ તું પાણી પીજે અને લઈ જજે.'[૧૨] પછી અત્યંત તૃષાતુર થયેલા નકુલે તેનાં વચનોનો અનાદર કર્યો. તેણે તે શીતળ જળ પીધું, પણ પીતાંની સાથે જ તે ઢળી પડ્યો.[૧૩] આમ નકુળને ઘણી વાર થઈ, એટલે કુંતીપુત્ર યુધિષ્ઠિરે શત્રુદમન વીર ભાઈ સહદેવને કહ્યું કે,[૧૪] 'હે સહદેવ ! તારાથી મોટા આપણા ભાઈ નકુલને ગયે બહુ વખત થયો છે; તો તું એ ભાઈને તેડી લાવ અને પાણી લઈ આવ.[૧૫] 'બહુ સારું' એમ કહીને સહદેવ પણ તે દિશાએ ગયો, તો પોતાના ભાઈ નકુલને ભોંય ઉપર મરેલો જોયો. ભાઈના શોકથી સંતાપ પામેલો અને તરસથી અત્યંત પીડાઈ રહેલો એ સહદેવ જળાશય તરફ દોડ્યો, ત્યાં તો આ આકાશવાણી

થઈ :[૧૬,૧૭] 'હે તાત ! તું સાહસ કરીશ નહિ. પૂર્વથી મેં એ નિયમ કર્યો છે કે, જે મારા પ્રશ્નોના ઉત્તર આપે તે જ પાણી પીએ. માટે મારા પ્રશ્નોના ઉત્તર આપ્યા પછી જ તારી ઇચ્છામાં આવે એટલું પાણી પીજે અને લઈ જજે.'[૧૮] પણ તૃષાતુર થયેલા સહદેવે તો એ વચનોનો અનાદર કર્યો અને તેણે શીતળ જળ પીધું અને પીતાની સાથે જ તે ઢળી પડ્યો.[૧૯] પછી કુંતીપુત્ર યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું કે, 'હે શત્રુનાશન ! તારા બેઉ ભાઈઓ ગયા છે. હે અર્જુન ! તું તે બંનેને તેડી લાવ અને પાણી લઈ આવ; કેમ કે હે તાત ! તું જ સૌ દુઃખિયાનો આધારમાત્ર છે. તારું કલ્યાણ હો !'[૨૦,૨૧] યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું, એટલે નિદ્રાને જીતનારા બુદ્ધિમાન અર્જુને ધનુષબાણ પકડ્યાં તથા તલવાર બાંધીને તે તે સરોવર ઉપર ગયો.[૨૨] પછી શ્વેતવાહન અર્જુને પાણી લાવવા ગયેલા પોતાના બે પુરુષસિંહ ભાઈઓને ત્યાં પ્રાણરહિત થઈને પડેલા જોયા.[૨૩] જાણે ઊંઘમાં પોઢ્યા હોય એવા તે ભાઈઓને જોઈને નરસિંહ અર્જુન અત્યંત દુઃખિત થયો. એ કુંતીનંદને ધનુષ્ય ચડાવીને તે વખતે અવલોકન કરવા માંડ્યું.[૨૪] ત્યાં તે મહાવનમાં તે સવ્યસાચીએ કોઈ પણ પ્રાણીને દેખ્યું નહિ, ત્યારે તે થાકીને જળાશય તરફ દોડ્યો.[૨૫] આમ તે દોટ મૂકતો હતો, ત્યાં તેણે અંતરિક્ષમાંથી આ વચન સાંભળ્યાં : 'શા માટે તું જળાશય તરફ જાય છે ? તારાથી બળ વડે એ પાણી પિવાય એમ નથી.[૨૬] હે કૌંતેય ! તું જો મારા પૂછેલા પ્રશ્નોનો ઉત્તર આપીશ, તો હે ભારત ! તું પાણી પી શકીશ અને લઈ જઈ શકીશ.'[૨૭] આ રીતે પૃથાનંદન અર્જુનને રોકવામાં આવ્યો, ત્યારે તે બોલ્યો : 'તું એક વાર દેખા દઈને મને રોક, એટલે આ બાણોથી તારા ટુકડા કરી નાખું, જેથી તું ફરી આવું બોલી શકશે નહિ.'[૨૮] આમ કહીને પોતાનું શબ્દવેધીપણું બતાવતાં પાર્થે અસ્ત્રવિદ્યાથી મંત્રેલાં બાણોની સર્વ દિશાઓમાં વર્ષા વરસાવી. આમ હે ભરતોત્તમ ! તરસથી અત્યંત વ્યાકુળ થયેલા અર્જુને કર્ણિ, નાલીક અને નારાચ આદિ અમોઘ બાણો છોડ્યાં.[૩૦] પછી તેણે આકાશમાં અનેક બાણસમૂહોની ઝડી વરસાવી. તે વખતે યક્ષે કહ્યું : 'હે પાર્થ ! આવા યત્ન કર્યે શું વળશે ? તું મારા પ્રશ્નોના ઉત્તર આપ અને પાણી પી.[૩૧] તું જો પ્રશ્નોનો ઉત્તર આપ્યા વિના જ પાણી પીશે, તો તે પાણી પીતાં વાર જ તું મરી જશે.' યક્ષે પૃથાનંદનને આ પ્રમાણે કહ્યું, તો પણ તે સવ્યસાચી ધનંજયે તે વચનોની અવજ્ઞા કરી અને તે પાણી પીતાં પીતાં જ પૃથ્વી પર ઢળી પડ્યો. તે સમયે કુંતીપુત્ર યુધિષ્ઠિરે ભીમસેનને કહ્યું :[૩૨,૩૩] 'હે પરંતપ ! નકુલ, સહદેવ અને અર્જુન પાણી લાવવાને ઘણી વારથી ગયા છે. હે ભારત ! હજી તે પાછા વળ્યા નથી,[૩૪] તો તું તેમને તેડી લાવ અને પાણી લઈ આવ. તારું મંગલ થાઓ !' એટલે 'ભલે' એમ કહીને ભીમસેન નરોમાં સિંહ સમાન પોતાના ભાઈઓ જ્યાં પડ્યા હતા તે સ્થાને ગયો. તેમને આ સ્થિતિમાં જોઈને તરસથી અતિ પીડાઈ રહેલો ભીમ દુઃખ પામ્યો.[૩૫,૩૬] અને એ મહાબાહુએ માન્યું કે, 'આ કામ કોઈ યક્ષ કે રાક્ષસનું છે.' એટલે તેણે ધાર્યું કે, 'આજે ચોક્કસ યુદ્ધ કરવું જ પડશે.[૩૭] પણ તેટલી વારમાં હું પાણી પી લઉં.' પૃથાનંદન વૃકોદર ભીમે આમ વિચાર્યું અને પછી તે પુરુષસિંહ પાણી પીવાની ઇચ્છાથી સરોવર તરફ દોડ્યો.[૩૮]

યક્ષ બોલ્યો : 'હે તાત ! તું સાહસ કરીશ નહિ. મેં પૂર્વથી એક નિયમ કર્યો છે; માટે તે

પ્રમાણે હે કૌંતેય! મારા પ્રશ્નોનો ઉત્તર આપ્યા પછી જ તું પાણી પીજે અને લઈ જજે.' અમાપ તેજસ્વી યક્ષે ભીમને આ પ્રમાણે કહ્યું, તોપણ તેના પ્રશ્નોનો ઉત્તર આપ્યા વિના જ તેણે પાણી પીધું અને પીતાં વાર જ તે પણ જમીન ઉપર ઢળી પડ્યો.[૩૯,૪૦] પછી પુરુષોમાં સિંહ જેવા કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિર ઊંડો વિચાર કરીને ઊઠ્યા. ચિત્તમાં સંતાપ પામી રહેલા તે મહાબાહુ નિર્જન અને નિઃશબ્દ એવા મહાવનમાં પેઠા. તે વન રુરુઓ, વરાહો અને પક્ષીઓથી સેવાયેલું હતું. તે નીલ અને ધવલ વર્ણનાં વૃક્ષોથી શોભી રહ્યું હતું અને તેમાં પંખીઓ તથા ભમરાઓનાં ગાન ગાજી રહ્યાં હતાં. મહાયશસ્વી યુધિષ્ઠિર તે વનમાં ગયા, તો તે શ્રીમાને ત્યાં જાણે વિશ્વકર્માએ જ નિર્મ્યું હોય એવું કનકવર્ણાં પુષ્પોનાં ઝૂમખાંથી શોભી રહેલું તે સરોવર દીઠું.[૪૧-૪૪] એ સરોવર પોયણીઓની માળાઓથી વિભૂષિત હતું. તે સિંધુવારોથી, વેતસોથી, કેતકીઓથી, કરેણોથી અને પીંપળોથી છવાયેલું હતું. આમ શ્રમથી પીડાયેલા યુધિષ્ઠિર ત્યાં ગયા અને એ સરોવરને જોઈને વિસ્મિત થયા![૪૫]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત આરણેયપર્વમાં 'નકુલાદિનું પતન' નામનો અધ્યાય ૩૧૨મો સમાપ્ત

## अयाय ३१३ मो

### યક્ષના પ્રશ્નો અને યુધિષ્ઠિરના ઉત્તરો

॥ वैशंपायन उवाच ॥

**स ददर्श हतान् भ्रातॄन् लोकपालानिव च्युतान्।**
**युगांते समनुप्राप्ते शक्रप्रतिमगौरवान् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: યુગનો અંતકાળ આવતાં લોકપાળો જેમ સ્વર્ગમાંથી નીચે પડે, તેમ ઇંદ્રનો જેવા ગૌરવવાળા પોતાના ભાઈઓને યુધિષ્ઠિરે ત્યાં મૃત્યુ પામીને પડેલા જોયા.[૧] અસ્તવ્યસ્ત પડેલાં ધનુષબાણવાળા અર્જુન, ભીમસેનને અને નકુલસહદેવને નિષ્પ્રાણ અને નિશ્ચેષ્ટ થઈને મરેલા જોઈને તેમણે ઊના ઊના નિસાસા નાખ્યા. શોકથી આંસુભર્યા થયેલા યુધિષ્ઠિર પોતાના સર્વ ભાઈઓને પડેલા જોઈને ચિંતાથી ઘેરાઈ ગયા.[૨,૩] ત્યાં મહાબાહુ ધર્મનંદન લાંબે સાદે વિલાપ કરવા લાગ્યા: 'હે વૃકોદર! સાચે જ તેં પ્રતિજ્ઞા કરી હતી કે, 'હું ગદા વડે રણમાં દુર્યોધનની સાથળો ભાંગી નાખીશ.' પણ હે મહાબાહુ! કુરુઓની કીર્તિ વધારનારો તું, વીર મહાત્મા આમ પડ્યો છે, એટલે તો એ સઘળું હવે મારે માટે વ્યર્થ જ થયું છે! હે મહાબાહુ! મનુષ્યોની વાણી ફોક થાય એવું સાંભળ્યું છે, પણ તમારા સંબંધમાં થયેલી તે દિવ્ય વાણીઓ કેમ કરીને જૂઠી પડે! હે ધનંજય! તારો જન્મ થયો ત્યારે દેવોએ સુદ્ધાં કહ્યું હતું કે, 'હે કુંતી! આ તારો પુત્ર માત્ર ઇંદ્રથી જ ઊતરતો થશે.' વળી ઉત્તર પારિયાત્ર પર્વત પરનાં સર્વ પ્રાણીઓએ કહ્યું હતું કે, 'આ કુમાર નાશ પામેલી રાજલક્ષ્મીને સહેલાઈથી ફરી પાછી મેળવશે, અને રણમાં કોઈ જીતી શકશે નહિ અને એ સર્વ કોઈને જીતી લેશે.'[૪-૯] પણ તે જ મહાબળવાન જયશીલ અર્જુન કેમ કરીને મરણ પામ્યો? અરે! મારી આશાનો નાશ કરીને આ સૂતો ધરતી ઉપર એ ધનંજય![૧૦] નાથરૂપ એને વળગી રહીને તો અમે આટલાં દુઃખો સહન કરી શક્યા છીએ. રણમાં મદમત્ત શત્રુઓનો સદૈવ ધાણ કાઢનારા, સર્વ અસ્ત્રોના અસ્ખલિત પ્રયોગો કરનારા અને વીર તથા મહાબળવાન એવા એ બે કુંતીના પુત્રો-ધનંજય અને ભીમસેન કેવી રીતે શત્રુના હાથમાં પડ્યા?[૧૧-૧૨] ખરે! મારું દુષ્ટ હૃદય નક્કર પથ્થર જેવું જ છે. કેમ કે આ નકુલસહદેવને પડેલા જોવા છતાં તે ફાટી જતું નથી![૧૩] હે નરસિંહો! તમે શાસ્ત્રોના વેત્તા છો, દેશકાળના જ્ઞાતા છો, તપથી

સંપન્ન છો અને ક્રિયાથી યુક્ત છો. તો તમને યોગ્ય એવું કર્મ કર્યા વિના જ તમે કેમ અહીં પોઢ્યા છો?[૧૪] હે અપરાજિતો! તમારે શરીરે કંઈ ઘાવ પડ્યા નથી અને તમારાં ધનુષ્યબાણ વગરવાપર્યાં રહ્યાં છે. તો તમે શા માટે ચેતનરહિત થઈને આ ભૂમિ ઉપર સૂતા છો?'[૧૫] આમ ઢળી પડેલા પર્વતો જેવા પોતાના ભાઈઓને સુખથી ગાઢ નિદ્રામાં પડેલા જોઈને, મહાબુદ્ધિમાન યુધિષ્ઠિર પરસેવે રેબઝેબ થઈ ગયા અને દુઃખકારી દશામાં પડીને ખેદ કરવા લાગ્યા.[૧૬] ભાઈઓના સંબંધમાં આ પ્રમાણે કહીને શોકસાગરમાં પડેલા તે ધર્માત્મા નરપતિ આકુલ થઈને તેમના મૃત્યુના કારણ વિષે વિચાર કરવા મંડ્યા.[૧૭] દેશ અને કાળના વિભાગને જાણનારા અર્થાત્ અમુક સ્થળે અને અમુક સમયે અમુક કરવું જોઈએ, એ સમજનારા તે મહાબુદ્ધિમાન મહાબાહુએ ઘણો ઘણો વિચાર કર્યો, તોપણ તેઓ 'શું કરવું' તે વિશે નિર્ણય કરી શક્યા નહિ.[૧૮] પછી ધર્માત્મા ધર્મનંદન યુધિષ્ઠિરે અનેકવિધ વિલાપ કરીને પોતાના અંતઃકરણને સ્થિર કર્યું અને તે બુદ્ધિપૂર્વક વિચારવા લાગ્યા: 'કોણે આ વીરોને પાડ્યા હશે?[૧૯,૨૦] આમના ઉપર શસ્ત્રનો કંઈ પ્રહાર થયેલો નથી, તેમ અહીં કોઈનું પગલું પણ નથી. આથી મને લાગે છે કે, મારા આ ભાઈઓને મારનાર કોઈ મહાભૂત હોવું જોઈએ. એટલે હું જળ પીને એકાગ્રતાએ વિચાર કરીશ. અથવા પહેલાં પાણીની જ પારખ કરી જોઉં. કેમ કે દુર્યોધને અમારા મરણ માટે કદાચ જળને કંઈ ગૂઢ સાધનરૂપ પણ કર્યું હોય. કદાચ સતત કુટિલ બુદ્ધિવાળા ગાંધારરાજ શકુનિએ આ કર્યું હશે. કેમ કે તેને મન તો કાર્ય ને અકાર્ય બંને સરખાં જ છે! ભૂંડા કર્મ કરનારા તે દુરાત્માનો કયો વીર વિશ્વાસ રાખે? અથવા તે દુષ્ટાત્માના છૂપા દૂતોએ આ પ્રયોગ કર્યો હશે!' આમ મહામતિમાન યુધિષ્ઠિરે અનેક રીતે ચિંતન કર્યું, પણ તે કોઈ નિશ્ચય કરી શક્યા નહિ. તે ફરી વિચારવા લાગ્યા કે, 'દુર્યોધને આ જળને વિષથી દૂષિત કર્યું નથી; કેમ કે આ મારા ભાઈઓ મૃત્યુ પામ્યા છે, તોપણ એમને કંઈ વિકાર થયેલો જણાતો નથી અને તેમની મુખકાંતિ તો નિર્મળ જ છે.[૨૧-૨૬] આ એકેએક પુરુષવર મહાપ્રવાહના વેગ જેવા બળવાન છે. આયુષ્યને હણનારા યમ સિવાય બીજું કોણ તેમની સાથે બાથ ભીડી શકે એમ છે?[૨૭] આવો વિચાર કરીને તે સરોવરના જળની પાસે ગયા. તેમણે જ્યાં જળમાં ઊતરવાનું કર્યું, ત્યાં તેમણે અંતરિક્ષમાંથી આ વાણી સાંભળી:[૨૮]

યક્ષ બોલ્યો: હું શેવાળ અને માછલાં ખાનારો બગલો છું. મેં જ તારા નાના ભાઈઓને મૃત્યુને અધીન કર્યા છે. હે રાજપુત્ર! હું તને જે પ્રશ્નો પૂછું તેમનો તું જો ઉત્તર આપશે નહિ, તો તું પાંચમો પણ મરણ પામશે.[૨૯] હે તાત! તું સાહસ કરીશ નહિ. પૂર્વથી મેં આ નિયમ કર્યો છે. હે કૌંતેય! તું મારા પ્રશ્નોના ઉત્તર આપ્યા પછી જ પાણી પી તથા જા, લઈ જા.[૩૦]

યુધિષ્ઠિર બોલ્યા: તમે રુદ્રો, વસુઓ, મરુત્ગણો એમાંના કયા મુખ્ય દેવ છો? આ હું તમને પૂછું છું. કેમ કે એક પક્ષીથી આવું કામ કરાય નહિ. હિમવાન, પારિયાત્ર, વિંધ્ય અને મલય એ ચાર પર્વતો જેવા મારા ચાર અતિતેજસ્વી ભાઈઓને કોણે મારી નાખ્યા છે?[૩૧,૩૨] હે શ્રેષ્ઠ બળવાન! તમે આ અતિ મહાન કર્મ કર્યું છે. કેમ કે દેવો, ગંધર્વો, અસુરો અને રાક્ષસો પણ જેમને મહાયુદ્ધમાં જીરવી શકતા નથી, તેમને મારીને તમે મહા અદ્ભુત કાર્ય કર્યું છે. હું જાણતો નથી કે, તમારે શું કાર્ય છે? તેમ તમારી શી ઇચ્છા છે, તેની પણ મને ખબર નથી.[૩૩,૩૪] આથી કરીને

મને ભારે કુતૂહલ થયું છે, ભારે ભય પેઠો છે, મારું હૃદય ઊકળી રહ્યું છે અને મારા માથામાં વેદના ઉત્પન્ન થઈ છે.[૩૫] હે ભગવન્! હું તમને પૂછું છું, તમે અહીં કોણ ઊભા છો?'

યક્ષ બોલ્યો : તારું મંગળ હો. હું યક્ષ છું. હું કોઈ જળચર પક્ષી નથી. મેં જ તારા આ સર્વ મહાતેજસ્વી ભાઈઓને માર્યા છે.

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! યક્ષની આવી કઠોર શબ્દોથી યુક્ત અમંગળ વાણી સાંભળીને યક્ષ બોલતો હતો તે જ વખતે યુધિષ્ઠિરરાજ જળથી દૂર જઈને ઊભા રહ્યા. ત્યાં તે ભરતોત્તમે વિરૂપ આંખવાળા, મોટી કાયાવાળા, તાડ જેવી ઊંચાઈવાળા અને અગ્નિ તથા સૂર્યના જેવા તેજવાળા પર્વતના જેવા અસહ્ય યક્ષને વૃક્ષના આશ્રયે ઊભો રહેલો જોયો.[૩૬-૩૯] મહાન શબ્દવાળો તે યક્ષ મેઘના જેવા ગંભીર નાદથી આમ ડરાવતો હતો.

યક્ષ બોલ્યો : હે રાજન્! તારા આ ભાઈઓને મેં અનેક વાર વાર્યા હતા.[૪૦] આમ છતાં તેમણે બળપૂર્વક પાણી લેવાને ઇચ્છ્યું, તેથી જ મેં તેમને માર્યા છે. હે રાજન્! આ લોકમાં જેને પોતાના પ્રાણ બચાવવાની ઇચ્છા હોય, તેણે આ પાણી પીવું નહિ.[૪૧] હે પાર્થ! તું સાહસ કરીશ નહિ. પણ મારા પ્રથમના નિયમ પ્રમાણે હે કૌંતેય! પ્રશ્નોના ઉત્તર આપ્યા પછી તું પાણી પીજે અને લઈ જજે.[૪૨]

યુધિષ્ઠિર બોલ્યા : હે યક્ષ! તમે પહેલેથી અધિકારમાં લીધેલા જળની હું ઇચ્છા કરતો નથી. હે પુરુષશ્રેષ્ઠ! પોતે પોતાની પ્રશંસા કરવી એ વાતને સત્પુરુષો કદી વખાણવા યોગ્ય ગણતા નથી. હું તમારા પ્રશ્નોનો યથામતિ ઉત્તર આપીશ; માટે તમે મને પૂછો.[૪૩,૪૪]

×યક્ષ બોલ્યો : આદિત્યને કોણ ઊંચે ઉદિત કરે છે? તેની આસપાસ કોણ સહાયક સાથીઓ છે? કોણ એને અસ્ત પમાડે છે? અને તે શામાં પ્રતિષ્ઠિત રહે છે?[૪૫]

યુધિષ્ઠિર બોલ્યા : આદિત્યને બ્રહ્મ ઊંચે ઉદિત કરે છે, દેવો તેના સહાયકર્તા સાથીઓ છે. ધર્મ તેને અસ્ત પમાડે છે અને સત્યના આધારે તે પ્રતિષ્ઠિત રહે છે.*[૪૬]

યક્ષ બોલ્યો : હે રાજન્! શાનાથી મનુષ્ય

× આ યક્ષ તથા યુધિષ્ઠિરની પ્રશ્નોત્તરમાળા, આત્મતત્ત્વના નિર્ણયને માટે આરંભાઈ છે. 'तरति शोकमात्मवित्–આત્મવેત્તા શોકને (સંસારને) તરે છે!' આ પ્રમાણે શ્રુતિમાં આત્મજ્ઞાનનું ફળ સંભળાય છે; માટે તે આત્મજ્ઞાનની સિદ્ધિ થવા, નાનાંમોટાં સાધનો અહીં નિરૂપણ કરાય છે તેનું વ્યાખ્યાન કરીએ છીએ.

नीलकंठ

આ પ્રશ્નોત્તરમાળાનો સ્પષ્ટ અર્થ મૂળમાં આપીને નીલકંઠની ટીકા ઉપરથી આધ્યાત્મિક અર્થ ટિપ્પણમાં આપ્યો છે.

* શ્રોત્રાદિ ઇંદ્રિયો દ્વારા શબ્દાદિ વિષયોનું આદાન–ગ્રહણ કરે તે आदित्य–એટલે જીવ, હું ગૌર છું, હું અંધ છું, હું સુખી છું, હું કર્તા છું, ઇત્યાદિ અનુભવથી દેહાદિકમાં આત્મારૂપે ભાસમાન થતો અને વાદીઓ જેના સંબંધમાં અનેક વિકલ્પો કરે છે, તે જીવને (આદિત્યને) ब्रह्म–વેદ દેહાદિકથી उन्नत કરે છે–પૃથક્ કરે છે; અર્થાત્ આત્મતત્ત્વનો નિર્ણય કરવામાં શ્રુતિ જ પ્રમાણરૂપ છે. અહીં શંકા કરે છે, કે સૌ કોઈ વેદથી આત્માને જાણી શકે? ઉત્તર : નહિ, देवो–શમ, દમ વગેરે સહાયકો તેને સહાય કરે તો જ તે આત્મતત્ત્વનો નિર્ણય કરી શકે અને કર્મોપાસનારૂપ धर्म સાક્ષાત્ અથવા પરંપરાથી તેને अस्त–સ્વસ્થાનમાં અર્થાત્ નિષ્પાપત્વ વગેરે આઠ ગુણોથી યુક્ત, કારણભૂત હૃદયાકાશમાં પહોંચાડે છે. આ પ્રમાણે વર્ણવેલાં સ્વરૂપને અર્થાત્ સગુણ બ્રહ્મને પ્રાપ્ત થયા પછી જીવ તેનો પણ બાધ કરીને सत्य–અર્થાત્ સર્વ બાધના અવધિરૂપ એવા શુદ્ધ ચિન્માત્રમાં સ્થિર થાય છે. આ અર્થની એક શ્રુતિ છે; તેનું તાત્પર્ય એ છે કે, પ્રથમ શાસ્ત્રજન્ય જ્ઞાન થાય છે, પછી શમદમાદિસંપન્ન જીવને યોગબળથી દેહાદિક અધ્યાસની નિવૃત્તિ થાય છે, પછી સ્વર્ગ અર્થાત્ સગુણ બ્રહ્મનું દર્શન થાય છે અને છેવટે કૈવલ્યભાવ પ્રાપ્ત થાય છે. ૪૫,૪૬

શ્રોત્રિય થાય છે? શાનાથી તેને મહત્પ્રાપ્તિ થાય છે? શાથી તે સહાયવાન થાય છે? અને શાથી તે બુદ્ધિમાન થાય છે?[૪૭]

યુધિષ્ઠિર બોલ્યા: વેદાધ્યયનથી મનુષ્ય શ્રોત્રિય થાય છે, તપથી તેને મહત્પ્રાપ્તિ થાય છે, ધૃતિથી તે સહાયવાન થાય છે અને વૃદ્ધોની સેવાથી તે બુદ્ધિમાન થાય છે.÷[૪૮]

યક્ષ બોલ્યો: બ્રાહ્મણોનું દેવત્વ શું છે? તેમનામાં સત્પુરુષોના જેવો ધર્મ શો છે? તેમનામાં મનુષ્યભાવ શો છે? અને તેમનામાં દુર્જનોના જેવું આચરણ શું છે?[૪૯]

યુધિષ્ઠિર બોલ્યા: વેદોનો સ્વાધ્યાય એ બ્રાહ્મણોનું દેવત્વ છે, તપસ્યા એ તેમનામાં સત્પુરુષોના જેવો ધર્મ છે, મરણ એ તેમનામાં મનુષ્યભાવ છે અને નિંદા એ તેમનામાં દુર્જનોના જેવું આચરણ છે.*[૫૦]

યક્ષ બોલ્યો: ક્ષત્રિયોમાં દેવત્વ શું છે? તેમનામાં સત્પુરુષોના જેવો ધર્મ કયો છે? તેમનામાં મનુષ્યભાવ શો છે અને તેમનામાં દુર્જનોના જેવું આચરણ શું છે?[૫૧]

યુધિષ્ઠિર બોલ્યા: બાણ અને અસ્ત્રોનું ધારણ એ ક્ષત્રિયોમાં દેવત્વ છે, યજ્ઞ એ તેમનામાં સત્પુરુષોના જેવો ધર્મ છે, ભય એ તેમનામાં મનુષ્યભાવ છે અને શરણાગતનો ત્યાગ કરવો એ તેમનામાં દુર્જનોના જેવું આચરણ છે.[૫૨]

યક્ષ બોલ્યો: યજ્ઞસંબંધી મુખ્ય સામ કયો છે? યજ્ઞસંબંધી મુખ્ય યજુર્મંત્ર કયો છે? યજ્ઞને કઈ વસ્તુ સ્વીકારે છે? અને યજ્ઞ કઈ વસ્તુનું ઉલ્લંઘન કરતો નથી?[૫૩]

યુધિષ્ઠિર બોલ્યા: પ્રાણ એ યજ્ઞસંબંધી મુખ્ય સામ છે, મન એ યજ્ઞસંબંધી મુખ્ય યજુર્મંત્ર છે, ઋગ્વેદની મુખ્ય ઋચા જ યજ્ઞને સ્વીકારે છે અને યજ્ઞ એ ઋચાનું ઉલ્લંઘન કરતો નથી.+[૫૪]

યક્ષ બોલ્યો: આવપન (વાવણી) કરનારાઓને શી વસ્તુ શ્રેષ્ઠ છે? નિવાપન (રોપણી) કરનારાઓને શી વસ્તુ ઉત્તમ છે? પ્રતિષ્ઠા ઇચ્છનારાઓને કઈ વસ્તુ શ્રેષ્ઠ છે? અને પ્રજોત્પાદન કરનારાઓને કઈ વસ્તુ ઉત્તમ છે?[૫૫]

---

÷ વેદ બ્રહ્મપ્રાપ્તિમાં હેતુરૂપ છે, એ કહીને હવે તે સંબંધમાં બીજાં સાધનો કહે છે; પુરુષ આચાર્યના મુખથી વેદના અર્થો ભણવાથી શ્રોત્રિય થાય છે. માત્ર અક્ષર ગ્રહણ કરવાથી શ્રોત્રિય થતો નથી. પછી તપ અને શાસ્ત્રસંમત યુક્તિ વડે સાંભળેલા અર્થનું મનન કરવાથી મહત્–બ્રહ્મને જાણે છે અર્થાત્ તેનો નિશ્ચય કરે છે. તે પછી સાત્ત્વિક ધૃતિ વડે અર્થાત્ નિદિધ્યાસન વડે, અવિદ્યાએ પ્રાપ્ત કરેલા અનીશત્વાદિ ધર્મવાળું સ્વરૂપ જીવરૂપથી બીજા અર્થાત્ વિદ્યાથી પ્રાપ્ત થતા બ્રહ્મરૂપને પામે છે. આ શ્રવણ, મનન અને નિદિધ્યાસનના નિશ્ચયવાળી બુદ્ધિ વૃદ્ધ–ગુરુના ઉપદેશથી જ પ્રાપ્ત થાય છે. શ્રુતિ કહે છે કે आत्माऽरे द्रष्टव्य श्रोतव्यो मन्त्यो निदिध्यासितव्य.। आचार्यवान् पुरुषो वेद। ઇત્યાદિ શ્રુતિઓ આત્મદર્શનના સાધન તરીકે શ્રવણ, મનન, નિદિધ્યાસન અને આચાર્યની અપેક્ષા જણાવે છે.

* હવે બ્રાહ્મણાદિકના અધિકારના હેતુઓને ત્રણ ઉત્તરોથી કહે છે: વેદાધ્યયન બ્રાહ્મણોનું દેવપણું છે અર્થાત્ તે સ્વર્ગલોકમાં પહોંચાડનારું છે; તપ એટલે શમદમાદિકનું સેવન એ સદાચાર છે; દેહાદિમાં અભિમાન એ માનુષી ભાવ છે; કારણ કે તે જ જન્મમરણને પ્રાપ્ત કરે છે અને દેવ, બ્રાહ્મણ વગેરેને દૂષણ આપવું એ અસદાચાર છે. આ ચારમાંથી પ્રથમના બે વેદાધ્યયન અને તપ, એ ગ્રહણ કરવા યોગ્ય છે અને પાછળનાં બે અભિમાન તથા પરનિંદા એ ત્યાગ કરવા યોગ્ય છે. ૪૯,૫૦

+ જેમ સામવેદ અને યજુર્વેદ યજ્ઞના ઉપકારક છે, તેમ પ્રાણ અને મનનો નિરોધ કર્યો હોય તો તે જ્ઞાનયજ્ઞમાં ઉપકારક થાય છે; અને યજ્ઞનાં ઋગ્વેદ જેમ મુખ્ય છે તેમ જ તેની ઋચાઓ જ્ઞાનને મુખ્યતાથી ઉત્પન્ન કરનારી છે. શ્રુતિ કહે છે કે: 'मनोवाच प्राण तान्यात्मने कुरुत। પ્રજાપતિએ મન, વાણી અને પ્રાણ, એ ત્રણ આત્મહિતને માટે સર્જ્યાં છે.' વળી બીજી શ્રુતિઓ મન અને પ્રાણ કરતાં પણ વાણી(વેદ)ને આત્મજ્ઞાનને માટે મુખ્ય ગણે છે. ૫૩,૫૪

યુધિષ્ઠિર બોલ્યા આવપન કરનારાઓને વૃષ્ટિ શ્રેષ્ઠ છે, નિવાપન કરનારાઓને બીજ ઉત્તમ છે, પ્રતિષ્ઠા ઇચ્છનારાઓને ગાયો શ્રેષ્ઠ છે અને પ્રજોત્પાદન કરનારાઓને પુત્ર ઉત્તમ છે.[*૫૬]

યક્ષ બોલ્યો ઇંદ્રિયોના વિષયોને અનુભવતો, બુદ્ધિમાન, લોકથી પૂજાયેલો અને સર્વ પ્રાણીઓમાં માન પામેલો એવો કયો મનુષ્ય જીવતો છતાં મરેલો છે?[૫૭]

યુધિષ્ઠિર બોલ્યા જે મનુષ્ય દેવ, અતિથિ, પોષ્યવર્ગ, પિતૃઓ અને પોતાનો પંડ એ પાંચને કંઈ જ આપતો નથી, તે જીવતો છતા મરેલો છે.[+૫૮]

યક્ષ બોલ્યો કોણ પૃથ્વી કરતાં પણ વિશેષ ભારે છે? કોણ આકાશ કરતાં પણ વધારે ઉચ્ચ છે? કોણ વાયુ કરતાં પણ વિશેષ શીઘ્ર છે? અને કોણ તરણા કરતા પણ વધારે તુચ્છ છે?[૫૯]

યુધિષ્ઠિર બોલ્યા માતા એ પૃથ્વી કરતાં વિશેષ ભારે છે, પિતા એ આકાશ કરતાં પણ વધારે ઉચ્ચ છે, મન એ વાયુ કરતાં પણ વિશેષ શીઘ્ર છે અને ચિંતા એ તરણા કરતાં પણ વધારે તુચ્છ છે.[×૬૦]

યક્ષ બોલ્યો સૂતા છતાં પણ કોણ આંખ મીચતું નથી? જન્મ્યા પછી કોણ હલનચલન કરતું નથી? કોને હૃદય હોતું નથી? અને કોણ વેગથી વૃદ્ધિ પામે છે?[૬૧]

યુધિષ્ઠિર બોલ્યા માછલાં સૂતા છતાં પણ આંખ મીચતાં નથી, ઈંડું જન્મ્યા છતાં પણ ચાલતું નથી, પથ્થરને હૃદય હોતું નથી અને નદી વેગથી વૃદ્ધિ પામે છે.[*૬૨]

---

* શમ, દમ તથા પ્રાણજય વગેરે ન થતા હોય તો યજ્ઞાદિક અનસ્ય કરવા એ કર્ક છે આવપન કરનારાઓ એટલે સર્વ રીતે દેવોને તૃપ્ત કરનારાઓને માટે વૃષ્ટિ એ શ્રેષ્ઠ ફળ છે, કારણ કે વૃષ્ટિ સર્વ લોકોને ઉપકાર કરનારી છે, કહ્યું છે કે 'अग्नौ प्रास्ताहुति सम्यगादित्यमुपतिष्ठते । आदित्याज्जायते वृष्टि वृष्टेरन्न तत प्रजा ॥ અગ્નિમા યથાવિધિ આપેલી આહુતિ સૂર્યને પહોચે છે સૂર્યથી વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી અન્ન થાય છે અને અન્નથી પ્રજા ઉત્પન્ન થાય છે' આ રીતે યજ્ઞ દ્વારા વૃષ્ટિ થવાથી લોકોપકાર થાય છે માટે તે શ્રેષ્ઠ ફળ કહ્યુ છે નિવાપ એટલે પિતૃતર્પણ તે કરનારાઓને બીજ એટલે ખેતર, બાગ, બગીચા વગેરે આત્મોપકારક વસ્તુઓની પ્રાપ્તિ એ શ્રેષ્ઠ ફળ છે સ્મૃતિમા કહ્યુ છે કે, 'आयु प्रजा धनं विद्यां स्वर्गं मोक्ष सुखानि च । प्रयच्छन्तु तथा राज्य प्रीतास्तुभ्य पितामहा ॥ તારા પિતામહો પ્રસન્ન થઈને તને આયુષ્ય, પ્રજા, ધન, વિદ્યા, સ્વર્ગ, મોક્ષ અને સુખ આપો' આ શ્લોકમા જ પ્રતિષ્ઠા મેળવવાની ઇચ્છા રાખનારાઓને માટે ગાયો શ્રેષ્ઠ છે અને સંતતિની ઇચ્છા રાખનારાઓને પુત્ર એ શ્રેષ્ઠ ફળ છે અર્થાત્ દૌહિત્રાદિકો કરતા ગાયો અને પુત્રનુ પ્રત્યક્ષ ફળ છે કેમ કે ગાયો અતિથિઓની તૃપ્તિ દ્વારા અને પુત્ર શ્રાદ્ધાદિ દ્વારા અધિક ઉપકારક છે એ સર્વ પરંપરા દ્વારા શ્રવણાદિક અધિકારમા હેતુરૂપ સમજવા

\+ આ શ્લોકમા જે પુરુષ સાધનવાન છતા સાધનથી ભ્રષ્ટ થયો હોય-તેનો યોગ્ય ઉપયોગ કરી શક્યો ન હોય તેની નિંદા કરે છે ધનાદિ સાધનો હોવાથી લોકમાન્ય હોય અને દાનનો અધિકારી હોવાથી લોકસંમત હોય, છતા જે ઉપર જણાવેલા દેવ, અતિથિ વગેરેને આપતો નથી તે જીવતો જ મરેલા જેવો છે, કારણ કે તેની પાસેના તે સાધનો સર્વ વ્યર્થ જાય છે

× ઉપર કહેલા સાધનોને માટે જે મનુષ્ય અશક્ત હોય, તેણે માતાપિતાની સેવા કરવી, મનનો નિરોધ કરવો અને તૃણના જેવી તુચ્છ ચિંતાનો ત્યાગ કરવો, એ આ બે શ્લોકનુ તાત્પર્ય છે ૫૯-૬૦

* મનનો નાશ થતા સર્વ શૂન્ય થઈ જશે આવી શંકાનું નિવારણ કરતા કહે છે કે, મત્સ્ય જેમ બન્ને તીરમા ફરવાથી શ્રમિત થઈને પોતાના સ્થાનમા શયન કરે છે, પણ તેની આંખ મીચાતી નથી, તેમ મત્સ્ય એટલે જીવ પણ જાગ્રત અને સ્વપ્ન દશામા અથવા આ લોકમા અને પરલોકમા સંચાર કરીને પછી સુષુપ્ત થાય છે અર્થાત્ સુષુપ્તિમા પોતાના સ્થાનરૂપ સદ્રૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે, તોપણ મનની પેઠે તેની જ્ઞાનદૃષ્ટિ લેપાતી નથી-નષ્ટ થતી નથી શ્રુતિ કહે છે કે -'न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वात् । દ્રષ્ટા અવિનાશી છે, માટે તેની જ્ઞાનદૃષ્ટિનો કોઈ રીતે લોપ થતો નથી' શંકા જીવ અવિનાશી હોવાથી અજન્મા છે, ત્યારે કોણ ઉત્પન્ન થાય છે? ઉત્તર પિંડ તથા બ્રહ્માંડરૂપ

યક્ષ બોલ્યો : પ્રવાસે નીકળેલાનો મિત્ર કોણ? ઘરમાં વસેલાનો મિત્ર કોણ? રોગીનો મિત્ર કોણ? અને મરણની તૈયારીવાળાનો મિત્ર કોણ?[૬૩]

યુધિષ્ઠિર બોલ્યા : વેપારીઓનો સાથ એ પ્રવાસે નીકળેલાનો મિત્ર છે, ભાર્યા એ ઘરમાં વસેલાનો મિત્ર છે, વૈદ્ય એ રોગીનો મિત્ર છે અને દાન એ મરણની તૈયારીવાળાનો મિત્ર છે.[*૬૪]

યક્ષ બોલ્યો : હે રાજેંદ્ર! ભૂતમાત્રનો અતિથિ કોણ છે? સનાતન ધર્મ કયો છે? અમૃત શું છે? અને આ સર્વ જગત શું છે?[૬૫]

યુધિષ્ઠિર બોલ્યા : અગ્નિ એ ભૂતમાત્રનો અતિથિ છે, મોક્ષધર્મ એ સનાતન ધર્મ છે, ગાયનું દૂધ એ અમૃત છે અને વાયુ એ સર્વ જગત છે.[×૬૬]

યક્ષ બોલ્યો: કોણ એકલો વિચરે છે? કોણ જન્મીને પાછો જન્મે છે? ટાઢનું ઓસડ શું છે? અને મહાન ભંડાર કયો છે?[૬૭]

યુધિષ્ઠિર બોલ્યા : સૂર્ય એ એકલો વિચરે છે, ચંદ્રમા એ જન્મીને પાછો જન્મે છે, અગ્નિ એ ટાઢનું ઓસડ છે અને ભૂમિ એ મહાન ભંડાર છે.[+૬૮]

યક્ષ બોલ્યો: ધર્મનું મુખ્ય સ્થાન કયું છે? યશનું મુખ્ય સ્થાન શું છે? સ્વર્ગનું મુખ્ય સ્થાન શું છે? અને સુખનું મુખ્ય સ્થાન શું છે?[૬૯]

યુધિષ્ઠિર બોલ્યા : દક્ષતા એ ધર્મનું મુખ્ય સ્થાન છે, દાન એ યશનું મુખ્ય સ્થાન છે, સત્ય એ સ્વર્ગનું મુખ્ય સ્થાન છે અને શીલ એ સુખનું મુખ્ય સ્થાન છે.[*૭૦]

---

ઈંડું ઉત્પન્ન થાય છે અને તે હાલચાલ કરતું નથી અર્થાત્ ચૈતન્યની પ્રેરણાથી જ અહંકારાદિ સર્વ જડ વસ્તુ ચેષ્ટા કરે છે. શંકા. એ અજન્મા (જીવ) તથા જન્મનારા પિંડાદિકનો દુઃખદાયક સંયોગ થયો છે, તેની નિવૃત્તિનો ઉપાય શો? ઉત્તર જેમ પાષાણને હૃદય નથી તેમ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ આ ત્રણ દેહનો અધ્યાસ જેને નિવૃત્ત થયેલો છે, એવા અશરીરી યોગીને શોકાદિકના સ્થાનરૂપ હૃદય હોતું નથી. શંકા: ત્યારે તેઓ સમાધિમાંથી શા માટે વ્યુત્થાન પામે છે? ઉત્તર નદી ચિત્તનદી વેગથી વૃદ્ધિ પામે છે—અર્થાત્ જેમ સુષુપ્તાવસ્થા પામેલા પુરુષને સ્વપ્ન જણાય છે, તેમ જ સમાધિમાંથી ઊઠેનાને આ પ્રપંચ જ્યાં સુધી દેખાય છે ત્યાં સુધી જ રહે છે. પરંતુ તે પછી તેનો તુરત જ લય થાય છે.

* જે પુરુષ મનનો નિરોધ કરવા અશક્ત હોય તેને દાન જ શ્રેયસ્કર છે, એ આ બે શ્લોકમાં કહ્યું છે.

× દાન ચિત્તશુદ્ધિ દ્વારા યજ્ઞાદિકમાં પ્રવૃત્તિ કરાવે છે અને યજ્ઞાદિક ચિત્તની એકાગ્રતા દ્વારા સમષ્ટિની ઉપાસનામાં પ્રવૃત્તિ કરાવે છે, એ આ બે શ્લોકમાં કહ્યું છે. આહવનીયાદિરૂપ અગ્નિ સર્વનો અતિથિ છે, અર્થાત્ પૂજ્ય છે, ગાયનું દૂધ સોમ નામનું અમૃત છે, તે હોમવા યોગ્ય છે અને મોક્ષમાં કારણરૂપ હોવાથી તે સનાતન—નિત્ય-ધર્મ ગણાય છે. વાયુ એ આ સર્વ જગત છે. શ્રુતિ પણ કહે છે કે, वायुरेवव्यष्टिर्वायु समष्टि । વાયુ જ વ્યષ્ટિ છે અને વાયુ જ સમષ્ટિ છે; અર્થાત્ વાયુ જ પિંડ અને બ્રહ્માંડરૂપ હોવાથી તે મોક્ષનું દ્વાર ગણાય છે. ૬૫,૬૬

\+ પિંડ તથા બ્રહ્માંડરૂપ વાયુનો પણ સંહાર થતાં શું બાકી રહે છે તે કહે છે જેમ પ્રકાશ કરવા યોગ્ય વસ્તુઓના સદ્ભાવમાં અને અભાવમાં પણ સૂર્ય પ્રકાસ્યા કરે છે, તેમ સૂર્યની પેઠે ચિત્પ્રકાશરૂપ આત્મા જ જાગ્રત વગેરે ત્રણ અવસ્થાઓમાં અને તે અવસ્થાના અભાવમાં પણ પ્રકાસ્યા કરે છે. શંકા જ્યારે આત્મા જ સર્વ સમયમાં પ્રકાસ્યા કરતો હોય, ત્યારે પ્રપંચનું ભાન કેમ થાય છે? ઉત્તર જેમ ચંદ્ર વારવાર ઉત્પન્ન થાય છે, તેમ ચંદ્રરૂપ મન જ અવિદ્યાને લીધે વારવાર ઉત્પન્ન થાય છે અને તે જ દુઃખદાયક જગતની કલ્પના કર્યા કરે છે હવે તે અવિદ્યાની નિવૃત્તિનો ઉપાય કહે છે અગ્નિ જેમ ટાઢનું ઔષધ છે, તેમ અગ્નિરૂપ तत्त्वमसि ઇત્યાદિ વાણી જ, હિમના જેવી અવિદ્યાની જડતાને નિવારણ કરનારું ઔષધ છે. જેમ પૃથ્વી સર્વ વસ્તુઓનો ભંડાર છે, તેમ ભૂમિરૂપ શરીર પણ વિદ્યા અને અવિદ્યાનું નિધાન છે, માટે આ શરીરમાં જેમ સંસારીપણાનો તેમ જ અસંસારીપણાનો એટલે બ્રહ્મભાવનો પણ સાક્ષાત્કાર કરી શકાય છે. ૬૭,૬૮

* આ યક્ષપ્રશ્નોમાં બે પ્રશ્નોથી સાધન સાથે બ્રહ્મવિદ્યાના સૂત્રનો ઉપક્ષેપ કર્યો તે પછી સાત પ્રશ્નોથી સાધન સાથે त्व પદાત્મ્ય જીવની શોધ કરી. હવે ફરી બીજા પ્રકારથી સાધનો દર્શાવતા ‘तत्त्वमसि,’ ‘अहं ब्रह्मास्मि’ ઇત્યાદિ મહાવાક્યથી પ્રતિપાદ્ય એવો तत् તથા त्व પદાર્થોનો અભેદ નવ પ્રશ્નોથી દર્શાવે છે. ધર્મ, યશ,

યક્ષ બોલ્યો : મનુષ્યનો આત્મા કોણ છે? તેનો દૈવથી પ્રાપ્ત થયેલો મિત્ર કોણ છે? તેનું જીવનસાધન શું છે? અને તેનો પરમ આશ્રય શો છે?[૭૧]

યુધિષ્ઠિર બોલ્યા : પુત્ર એ મનુષ્યનો આત્મા છે, ભાર્યા એ તેનો દૈવકૃત મિત્ર છે, મેઘ એ તેનું જીવનસાધન છે અને દાન એ તેનો પરમ આશ્રય છે.×૭૨

યક્ષ બોલ્યો : ધનપ્રાપ્તિમાં ઉત્તમ સાધન કયું છે? ધનોમાં ઉત્તમ ધન કયું છે? લાભોમાં ઉત્તમ લાભ કયો છે? અને સુખોમાં ઉત્તમ સુખ શું છે?[૭૩]

યુધિષ્ઠિર બોલ્યા : દક્ષતા એ ધનપ્રાપ્તિમાં ઉત્તમ સાધન છે, વિદ્યા એ ધનોમાં ઉત્તમ ધન છે, આરોગ્ય એ લાભોમાં ઉત્તમ લાભ છે અને સંતોષ એ સુખોમાં ઉત્તમ સુખ છે.÷૭૪

યક્ષ બોલ્યો : આ લોકમાં પરમ ધર્મ કયો છે? સદા ફળદાયી ધર્મ કયો છે? શો નિયમ રાખવાથી મનુષ્યોને શોક કરવો પડતો નથી? અને કોની સાથેની સંગતિ નિષ્ફળ જતી નથી?[૭૫]

યુધિષ્ઠિર બોલ્યા : પ્રાણીમાત્રને અભયદાન એ લોકમાં પરમધર્મ છે. ત્રયીધર્મ (વેદોક્ત ધર્મ) એ સદા ફળદાયી ધર્મ છે, મનોનિયમ રાખવાથી મનુષ્યને શોક કરવો પડતો નથી અને સત્પુરુષો સાથેની સંગતિ નિષ્ફળ જતી નથી.+૭૬

યક્ષ બોલ્યો : શું ત્યજવાથી મનુષ્ય પ્રિય થાય છે? શું ત્યજવાથી તેને શોક કરવો રહેતો નથી? શું ત્યજવાથી તે ધનવાન થાય છે? અને શું ત્યજવાથી તે સુખી બને છે?[૭૭]

યુધિષ્ઠિર બોલ્યા : માન તજવાથી મનુષ્ય પ્રિય થાય છે, ક્રોધ તજવાથી તેને શોક કરવો રહેતો નથી, કામ તજવાથી તે ધનવાન થાય છે અને લોભ તજવાથી તે સુખી બને છે.×૭૮

યક્ષ બોલ્યો : શા માટે બ્રાહ્મણને દાન આપવું? શા કાજે નટ-નર્તકોને ધન આપવું? શા માટે સેવકાદિને દ્રવ્ય આપવું? અને શા કાજે રાજાઓને કર આપવા?[૭૯]

યુધિષ્ઠિર બોલ્યા : ધર્મને કાજે બ્રાહ્મણને દાન આપવું, યશને કાજે નટ-નર્તકોને દાન આપવું, ભરણપોષણને માટે સેવકાદિને દ્રવ્ય આપવું અને ભયને માટે રાજાઓને કર આપવા.*૮૦

---

સત્ય અને સુખ એ ચારનાં પર્યવસાનસ્થાન અનુક્રમે દક્ષતા, દાન, સત્ય અને શીલ છે. માટે દક્ષતાદિને સેવન કરનારાને ધર્માદિકની પ્રાપ્તિ થાય છે, એ તાત્પર્ય છે.

× પૂર્વે કહેલાં સત્ય, શીલ, દક્ષતા અને દાન એ ચારે સેવન કરવાં. પરંતુ તેમાયે દાન મુખ્ય છે; કારણ કે તે કરવાથી પુત્રના જેવો આત્મા, ભાર્યાના જેવો સખા તથા મેઘ જેવું જીવનનુ સાધન મળે છે. 'नादत्तमुपतिष्ठति' આપ્યા વિના મળતુ નથી; માટે અવશ્ય દાન કરવું, એ આ બે શ્લોકનું તાત્પર્ય છે.

÷ સુવર્ણાદિક ધાતુઓ કરતાં વિદ્યાધન શ્રેષ્ઠ છે અને આરોગ્ય એ ધર્મનું સાધન છે; માટે તેને જ લાભ કહ્યો છે. આ દક્ષતા, અધ્યયન, આરોગ્ય અને સંતોષ એ સાધનો જ્ઞાનમાં ઉપકારક છે. ૭૩,૭૪

+ સંન્યાસથી સર્વ પ્રાણીઓને અભય અપાય છે; માટે તે સર્વ ધર્મમાં શ્રેષ્ઠ કહ્યો છે. અહીં ત્રયી શબ્દથી ત્રિમાત્રાવાળો પ્રણવ કહેવાય છે. તે પ્રણવના અકાર, ઉકાર અને મકારના અર્થ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ થાય છે. આ ત્રણ ઉપાધિઓનો ક્રમથી પૂર્વ પૂર્વને પછી પછીમાં લય કરવાથી છેવટે અર્ધમાત્રાના અર્થરૂપ તુરીય બ્રહ્મમાં સ્થિતિ કરવા વડે મોક્ષ થાય છે; માટે એ પ્રણવાશ્રિત ધર્મને સદા ફળ આપનારો-અવિનાશી ફળવાળો કહ્યો છે. એ ધર્મની પ્રાપ્તિને માટે મનનો નિગ્રહ એ જ ઉપાય છે; કારણ કે મનનો નિગ્રહ કરવાથી આત્મતત્ત્વનું જ્ઞાન થાય છે અને તેથી જીવ શોકથી મુક્ત થાય છે. તે મનોનિગ્રહનો માર્ગ કૃપાળુ સજ્જનોએ દર્શાવવો, એ તાત્પર્ય છે. ૭૫,૭૬

× માન, ક્રોધ, કામ અને લોભ એ ચારનો ત્યાગ મનના નિગ્રહમાં હેતુરૂપ છે; માટે એ ચારના ત્યાગનાં ફળો વર્ણવ્યાં છે. ૭૭,૭૮

* માન વગેરેનો ત્યાગ પણ ધર્મનું ફળ છે, માટે આ લોકમાં બ્રાહ્મણને આપેલું દાન જ ધર્મ ઉત્પન્ન કરવામાં હેતુરૂપ હોવાથી ઉપકારક છે. બીજાઓને

યક્ષ બોલ્યો : આ લોક શાથી ઢંકાયેલો છે? શાથી તે પ્રકાશતો નથી? શા કારણે તે મિત્રોનો ત્યાગ કરે છે? અને શા કારણે તે સ્વર્ગે જતો નથી?[૮૧]

યુધિષ્ઠિર બોલ્યા : અજ્ઞાનથી આ લોક ઢંકાયેલો છે, તમોગુણથી તે પ્રકાશતો નથી, લોભના કારણથી તે મિત્રોને ત્યજે છે અને સંગને કારણે તે સ્વર્ગે જતો નથી.[૮૨÷]

યક્ષ બોલ્યો : કયો પુરુષ મરેલો ગણાય? કયું રાષ્ટ્ર મરેલું ગણાય? કયું શ્રાદ્ધ મરેલું ગણાય? અને કયો યજ્ઞ મરેલો ગણાય.[૮૩]

યુધિષ્ઠિર બોલ્યા : દરિદ્ર પુરુષ મરેલો ગણાય, અરાજક રાષ્ટ્ર મરેલું ગણાય, વેદવેત્તા બ્રાહ્મણ વિનાનું શ્રાદ્ધ મરેલું ગણાય અને દક્ષિણા વિનાનો યજ્ઞ મરેલો ગણાય.*[૮૪]

યક્ષ બોલ્યો : દિશા કઈ છે? જળ શાને કહ્યું છે? અન્ન શું છે? વિષ શું? અને શ્રાદ્ધનો કાળ કયો? આ પ્રશ્નોના ઉત્તર આપ અને પછી પાણી પી તથા લઈ જા.[૮૫]

યુધિષ્ઠિર બોલ્યા : સંતો માર્ગદર્શક દિશા છે, આકાશને જળ કહ્યું છે, ગાય એ અન્ન ગણાય છે, યાચના વિષ છે અને શ્રાદ્ધનો કાળ બ્રાહ્મણ છે. અથવા હે યક્ષ! તમે શું માનો છો?×[૮૬]

---

આપેલું દ્રવ્યાદિ ધર્મમાં હેતુરૂપ નથી, એ આ બે શ્લોકોનું તાત્પર્ય છે. ૭૯,૮૦

÷ શંકા : દાનના બળ વડે માનાદિક જીતીને મનનો નિગ્રહ થશે અને મનોનિગ્રહ થતાં જ દુઃખનો આત્યંતિક નાશ થશે; ત્યારે પૂર્વોક્ત સ્થૂળને સૂક્ષ્મમાં અને સૂક્ષ્મને કારણમાં લય પમાડવારૂપી ત્રયી ધર્મની શી અપેક્ષા? ઉત્તર : લોક એટલે આત્મા, તે જેમ કલ્પિત સર્પથી દોરડી ઢંકાય છે તેમ જરા, મરણ, શોક અને મોહાદિના આશ્રયરૂપ અને અજ્ઞાનના કાર્યરૂપ એવા સ્થૂળ તથા સૂક્ષ્મ એ બે શરીરોથી ઢંકાયેલો છે; માટે અજ્ઞાનનો નાશ થવા સારુ ત્રયી ધર્મનો આશ્રય આવશ્યક છે. શંકા : સુષુપ્તિમાં સ્થૂળ તથા સૂક્ષ્મ એ બંને દેહનું ભાન રહેતું નથી, એટલે એની મેળે જ અજ્ઞાનનો નાશ થશે. ત્યારે તે અજ્ઞાનના નાશને માટે ત્રયી ધર્મના આશ્રયની શી જરૂર છે? ઉત્તર : આત્મા સુષુપ્તિમાં પણ તમથી–મૂળરૂપ અજ્ઞાનથી વીંટાયેલો છે, માટે તે દેહનો લય કરવો જ જોઈએ. જ્ઞાન અને અજ્ઞાનના વિરોધથી જ અજ્ઞાને કરેલો સંસાર, માત્ર મનનો નિરોધ કરવાથી નાશ પામતો નથી; પરંતુ જેમ સર્પનો બાધ થવાથી અને દોરડીની ખાતરી થવાથી જ સમૂળ ભયનો નાશ થાય છે, તેમ જ સ્થૂલાદિ દેહમયનો બાધ કરીને સ્વસ્વરૂપની પ્રાપ્તિ થતાં જ સમૂળ સંસારનો નાશ થાય છે; માટે લોભ તથા સંગનો ત્યાગ કરીને જ્ઞાનને જ સાધવું જોઈએ. ૮૧,૮૨

* આ શ્લોકમાં લોભ તથા સંગનો ત્યાગ ન કરવાનો દોષ કહ્યો છે, દરિદ્રી એટલે લોભી ચિત્તવાળો, તે દાનાદિક કરવામાં અસમર્થ હોવાથી મરેલો જ ગણાય છે. તેમાં દૃષ્ટાંત એ છે કે, પ્રાણરૂપી રાજાનું સંચારસ્થાન જે શરીર, તે પ્રાણ–રાજા વિનાનું જેમ મરેલું ગણાય છે, તેમ દરિદ્રી જીવતો જ મરેલો છે. બીજાં બે દૃષ્ટાંતો શ્રુતિપ્રસિદ્ધ જ છે. ૮૩,૮૪

× પૂર્વોક્ત રીતે લોભાદિકના ત્યાગ વડે, દાનાદિના અનુષ્ઠાન વડે અને શમાદિકની સંપત્તિ વડે યુક્ત તથા શ્રવણ, મનનાદિવાળા અધિકારીને જાણવા યોગ્ય એવું જે બ્રહ્મ તથા આત્માનું ઐક્ય તે આ શ્લોકમાં કહ્યું છે. વેદના પ્રમાણ પ્રમાણે વર્તનારા સત્પુરુષો દિશા છે; એટલે ઉપદેષ્ટા છે–અર્થાત્ આચાર્યના વચનથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવું એ અભિપ્રાય છે. શ્રુતિએ દર્શાવેલા પ્રમાણ પ્રમાણે જળ એટલે પિંડ તથા બ્રહ્માંડાત્મક કાર્ય અને તેનું જ અભિમાની ચેતન–અર્થાત્ વ્યષ્ટિ–સમષ્ટિના જીવની લક્ષણા કરવામાં આવી છે; અને આકાશ એટલે શ્રુતિ પ્રમાણે અવ્યાકૃત કારણના અભિમાની ઈશ્વર કહ્યા છે. અહીં જળ અને આકાશ એ બંને શબ્દોનું મૂળમાં સમાન અધિકરણ (લિંગ, વિભક્તિ વગેરેની એકતા) હોવાથી જેમ सोऽयं देवदत्तः તે આ દેવદત્ત છે.' એમાંથી પ્રથમ દેવદત્ત નામના પુરુષને જે દેશમાં અને જે કાળમાં જોયો હોય, તે દેશ તથા કાળનો અને વર્તમાન દેશ તથા કાળનો ત્યાગ કરતાં લક્ષણા વડે શુદ્ધ દેવદત્તની જ પ્રતીતિ થાય છે, તેમ જળ અને આકાશ શબ્દથી નિર્દિષ્ટ થતા જીવ તથા ઈશ્વર એ બેમાંથી જીવોપાધિ અને ઈશ્વરોપાધિનો ત્યાગ કરવારૂપી ભાગત્યાગલક્ષણા વડે શુદ્ધ ચૈતન્યની જ પ્રતીતિ થાય છે અને એ જ સર્વ વેદાંતમાં જ્ઞાતવ્ય તત્ત્વ છે. શંકા : જ્યાં સુધી જીવ તથા ઈશ્વરને ભિન્ન

યક્ષ બોલ્યો : તપનું શું લક્ષણ કહ્યું છે? દમ કોને કહ્યો છે? શાને ઉત્તમ ક્ષમા કહી છે? અને કોને લજ્જા કહી છે?[૮૭]

યુધિષ્ઠિર બોલ્યા : સ્વધર્મનું વર્તન એને તપનું લક્ષણ કહ્યું છે, મનનું દમન એને દમ કહ્યો છે, સુખદુઃખાદિક દ્વંદ્વોને સહન કરવાં એને ઉત્તમ ક્ષમા કહી છે અને અકાર્યથી અટકવું એને લજ્જા કહી છે.[૮૮]

યક્ષ બોલ્યો : હે રાજન્! કોને જ્ઞાન કહ્યું છે? શાને શમ કહ્યો છે? શાને પરમ દયા કહી છે? અને શાને આર્જવ કહ્યું છે?[૮૯]

યુધિષ્ઠિર બોલ્યા : તત્ત્વાર્થનો સારી રીતે બોધ એને જ્ઞાન કહ્યું છે, ચિત્તની પ્રશાંતતા એને શમ કહ્યો છે; ભૂતમાત્રના સુખની ઇચ્છા એને પરમ દયા કહી છે અને ચિત્તની સમતા એને આર્જવ કહ્યું છે.[૯૦]

યક્ષ બોલ્યો : મનુષ્યોને કયો શત્રુ દુર્જય છે? કયો વ્યાધિ અંતકારી છે? કોને સાધુ કહ્યો છે? અને કોને અસાધુ કહ્યો છે?[૯૧]

યુધિષ્ઠિર બોલ્યા : મનુષ્યોને ક્રોધ એ દુર્જય શત્રુ છે, લોભ એ અંતકારી વ્યાધિ છે, પ્રાણીમાત્રના હિતમાં રહેનારને સાધુ કહ્યો છે અને નિર્દય પુરુષને અસાધુ કહ્યો છે.[૯૨]

યક્ષ બોલ્યો : હે રાજન્! કોને મોહ કહ્યો છે? કોને માન કહ્યું છે? શાને આળસ સમજવું? અને કોને શોક કહ્યો છે?[૯૩]

યુધિષ્ઠિર બોલ્યા : ધર્મ વિશેનું અજ્ઞાન એને જ મોહ કહ્યો છે, આત્માભિમાન એને જ માન કહ્યું છે, ધર્મમાં નિષ્ક્રિય રહેવું એને જ આળસ સમજવું અને અજ્ઞાન એ જ શોક કહેવાય છે.[૯૪]

યક્ષ બોલ્યો : ઋષિઓએ શાને સ્થૈર્ય કહ્યું છે? તેમણે કોને ધૈર્ય કહ્યું છે? તેમણે ઉત્તમ સ્નાન કયું કહ્યું છે? અને કોને તેઓ આ લોકમાં દાન કહે છે?[૯૫]

યુધિષ્ઠિર બોલ્યા : સ્વધર્મમાં સ્થિરતાને ઋષિઓએ સ્થૈર્ય કહ્યું છે, ઇંદ્રિયનિગ્રહને તેમણે ધૈર્ય કહ્યું છે, મનના મેલના ત્યાગને તેમણે ઉત્તમ સ્નાન કહ્યું છે અને પ્રાણીમાત્રના રક્ષણને તેઓ આ લોકમાં દાન કહે છે.[૯૬]

યક્ષ બોલ્યો : કયા પુરુષને પંડિત જાણવો? કોને નાસ્તિક કહે છે? મૂર્ખ કોણ છે? કામ શું છે? અને મત્સર કોને કહ્યો છે?[૯૭]

યુધિષ્ઠિર બોલ્યા : ધર્મવેત્તા પુરુષને પંડિત જાણવો, મૂર્ખને નાસ્તિક કહે છે, સંસારની વાસના એ કામ છે અને હૃદયના તાપને મત્સર કહ્યો છે.[૯૮]

યક્ષ બોલ્યો : કોને અહંકાર કહ્યો છે? દંભ કોને કહ્યો છે? શાને પરમ દૈવ કહ્યું છે? અને

---

પાડનારો ઉપાધિનો ભેદ રહેશે, ત્યાં સુધી એ બેની એકતા કેવી રીતે થશે? ઉત્તર : ગૌ અજ છે અર્થાત્ ગૌ એટલે ગતિશીલ એવી ઇંદ્રિયો અથવા તેનાથી ગ્રહણ થતા શબ્દાદિ વિષયો. અજ એટલે અહનીય (લય કરવા યોગ્ય) છે; માટે જેમ સિંધવનો પહાણો જળમાં લય પામે છે, તેમ તેઓનો લય કરવો. તાત્પર્ય કે, બંને ઉપાધિઓ મિથ્યા હોવાથી, દોરડીમાં મિથ્યા જણાતા સર્પનો લય જેવો સુખસાધ્ય છે, તેવો જ ઉપાધિઓનો લય પણ સુખસાધ્ય છે; એટલે જીવ તથા ઇશ્વરની ચૈતન્યરૂપે એકતા થઈ જશે; પરંતુ પ્રાર્થના-કામના તે જ વિષ છે-અર્થાત્ તે જન્મમરણ માટે હેતુરૂપ છે, તેથી કામનાનો ત્યાગ કરીને તથા ગુરુના ઉપદેશ વડે પ્રપંચનો લય કરીને, જીવ તથા બ્રહ્મના અભેદનો સાક્ષાત્કાર કરવો.

શ્રાદ્ધ એટલે શ્રદ્ધા વડે અર્પણ કરવું તે. તેનો સમય બ્રાહ્મણ-બ્રહ્મવેત્તા છે-અર્થાત્ જે સમયે સત્પાત્રનો લાભ થાય તે જ સમયે ધર્મ, દાન વગેરેનું અનુષ્ઠાન કરવુ તથા તે સંબંધી શિક્ષણ આપવું.

અહીં સાધન સાથે બ્રહ્મવિદ્યાની સમાપ્તિ થાય છે, તોપણ યક્ષને બીજાં જ્ઞાનનાં સાધનો તથા લક્ષણો પૂછવાની ઇચ્છા હોવાથી તે યુધિષ્ઠિરને તેના બંધુઓના જીવિત વગેરેનો સંપૂર્ણ વર આપીને સુખ આપતો નથી; માટે ધર્મરાજે યક્ષને તું શું માને છે? એમ પૂછ્યું છે-અર્થાત્ તારા માનવામાં આટલાથી કૃતકૃત્યતા છે કે નહિ? એ પ્રશ્નનો ઉત્તર છે. ૮૫,૮૬

શાને પિશુનતા (ચાડીચૂગલી) કહે છે?[૯૯]

યુધિષ્ઠિર બોલ્યા : અત્યંત અજ્ઞાનને અહંકાર કહ્યો છે. યશની ધજા ફરકાવવા કરેલા ધર્મને દંભ કહ્યો છે, દાનના ફળને પરમદૈવ કહ્યું છે અને પારકાને દૂષણ આપવું એને પિશુનતા કહે છે.*[૧૦૦]

યક્ષ બોલ્યો : ધર્મ, અર્થ અને કામ એ પરસ્પર વિરોધી છે. તો એ નિત્ય વિરોધીઓનો કેવી રીતે એકત્ર સંગમ થાય?[૧૦૧]

યુધિષ્ઠિર બોલ્યા : જ્યારે ધર્મ અને ભાર્યા એ બંને પરસ્પર અનુકૂળ રહીને વર્તે, ત્યારે ધર્મ, અર્થ અને કામ એ ત્રણેનો એકત્ર સમાગમ થાય.÷[૧૦૨]

યક્ષ બોલ્યો : હે ભરતોત્તમ! શાથી અક્ષય નરક મળે છે? આ હું તને પૂછું છું, તો તું તત્કાળ એનો ઉત્તર કહેજે.[૧૦૩]

યુધિષ્ઠિર બોલ્યા : જે પુરુષ યાચના કરનારા અકિંચન બ્રાહ્મણને પોતે બોલાવીને પછી 'નથી' એમ કહે છે, તે અક્ષય નરકમાં જાય છે.[૧૦૪] જે પુરુષ વેદો, ધર્મશાસ્ત્રો, બ્રાહ્મણો, દેવો અને પિતૃધર્મો સંબંધમાં મિથ્યા વર્તન રાખે છે, તે અક્ષય નરકને પામે છે.[૧૦૫] જે મનુષ્ય પાસે ધન હોવા છતાં લોભને લીધે તેનું દાન કરતો નથી, તેમ તેનો ઉપભોગ કરતો નથી અને જે કોઈને નિમંત્રણ આપ્યા પછી તેને 'નથી' એમ કહે છે, તે અક્ષય નરકનો વાસી થાય છે.

* દંભ, દર્પ તથા પૈશુન્યનો ત્યાગ કરીને દૈવાધીન રહી, દૈવેચ્છાથી મળતા લાભ વડે સંતોષ રાખવો તથા નિષ્કામધર્મનું આચરણ કરવું એ તાત્પર્ય છે.

÷ સંન્યાસ જેમ ભાર્યાનો વિરોધી છે, તેમ અગ્નિહોત્રાદિક ધર્મ ભાર્યાનો વિરોધી થતો નથી અને જ્યારે ભાર્યા ધર્મની વિરોધિની થતી નથી, ત્યારે ધર્મ અર્થને ઉત્પન્ન કરે છે અને ભાર્યા કામને પૂર્ણ કરે છે. એ રીતે આ ધર્મ, અર્થ અને કામનો ત્રિવર્ગ સંગમ પામે છે અને તેથી ગૃહસ્થાશ્રમીઓનો પણ ધર્મ દ્વારા મોક્ષમાં અધિકાર છે, એ કહ્યું છે.

યક્ષ બોલ્યો : હે રાજન્! કુળ, ચારિત્ર, સ્વાધ્યાય અને વિદ્યા એમાંથી શા વડે બ્રાહ્મણત્વ મળે છે? આ તમે નિશ્ચયપૂર્વક કહો.[૧૦૬,૧૦૭]

યુધિષ્ઠિર બોલ્યા : હે યક્ષ! સાંભળ. હે તાત! બ્રાહ્મણત્વમાં કુળ, સ્વાધ્યાય કે વિદ્યા કારણરૂપ નથી, ચારિત્ર જ તેમાં નિઃસંશય કારણરૂપ છે.[૧૦૮] આથી બ્રાહ્મણે વિશેષતાએ ચારિત્રનું જ યત્નપૂર્વક રક્ષણ કરવું જોઈએ. જ્યાં સુધી તે ચારિત્રભ્રષ્ટ થતો નથી, ત્યાં સુધી તે હીન થતો નથી. પણ જ્યાં તે ચારિત્રથી ભ્રષ્ટ થાય છે, ત્યાં એ મૂઓ જ પડ્યો છે.[૧૦૯] અધ્યયન કરનારાઓ, અધ્યયન કરાવનારાઓ અને બીજા શાસ્ત્રવિચારકો એ સર્વે વ્યસનોને અધીન થયેલા મૂર્ખો છે. માત્ર જે ક્રિયાવાન શાસ્ત્રસંમત આચરણવાળો છે, તે જ પંડિત છે.[૧૧૦] ચારે વેદોનું અધ્યયન કરનારો હોવા છતાં જો કોઈ દુરાચારી હોય છે, તો તે શૂદ્ર કરતાં પણ નીચ છે. જે અગ્નિહોત્રમાં પરાયણ છે અને જિતેંદ્રિય છે, તે જ બ્રાહ્મણ કહેવાય છે.[૧૧૧]

યક્ષ બોલ્યો : પ્રિય વચન બોલનારાને શું મળે છે? વિચારીને કાર્ય કરનારને શું મળે છે? અનેક મિત્રો કરનારાને શું મળે છે? અને ધર્મમાં રહેનારને શું મળે છે? આ તું કહે.[૧૧૨]

યુધિષ્ઠિર બોલ્યા : પ્રિય વચન બોલનારને સર્વની પ્રિયતા મળે છે, વિચારીને કાર્ય કરનારને અધિકાધિક વિજય મળે છે, અનેક મિત્રો કરનારાને સુખવાસ મળે છે અને ધર્મમાં રત રહેનારાને ઉત્તમ ગતિ મળે છે.[૧૧૩]

યક્ષ બોલ્યો : કોણ આનંદથી રહે છે? આશ્ચર્ય શું છે? માર્ગ કયો છે? વાર્તા કઈ છે? મારા આ ચાર પ્રશ્નોના ઉત્તર આપ, એટલે તારા ભાઈઓ સજીવન થશે.*[૧૧૪]

* આ ચાર પ્રશ્નોના ઉત્તરોથી કર્મ, ઉપાસના અને જ્ઞાનના અંતરંગ સાધનરૂપે વૈરાગ્ય જ છે, એ કહે છે.

યુધિષ્ઠિર બોલ્યા : હે જળચર! જે મનુષ્ય દેવાથી રહિત છે, જેને પ્રવાસે જવું પડતું નથી અને જે દિવસના પાંચમા કે છઠ્ઠા ભાગે પોતાના જ ઘરમાં ભાજીપાલો રાંધીને ખાય છે, તે મનુષ્ય આનંદ કરે છે.[૧૧૫] આ સંસારમાં રોજ રોજ પ્રાણીઓ યમલોકમાં જાય છે, છતાં બાકીના મનુષ્યો પોતાને અવિનાશી માને છે, એથી બીજું આશ્ચર્ય શું હોય?[૧૧૬] તર્કથી નિર્ણય થતો નથી, શ્રુતિઓ ભિન્ન ભિન્ન અર્થવાળી છે, તેના વ્યાખ્યાતા ઋષિ એક નથી કે જેના મતને પ્રમાણરૂપ મનાય અને ધર્મનું તત્ત્વ ગુહામાં રાખેલું છે અર્થાત્ નિગૂઢ છે. આથી જે માર્ગે મહાજન જાય તે જ સામાન્ય જનોનો માર્ગ છે.[૧૧૭] આ મહાન મોહભરી કઢાઈમાં, કાળ પોતે સૂર્યરૂપી અગ્નિથી ચેતાવેલાં રાત્રિ અને દિવસરૂપી ઇંધણાં વડે માસ અને ઋતુરૂપી કડછીથી પ્રાણીઓને તળેઉપર કરીને જ રાંધે છે એને જ વાર્તા કહેવામાં આવે છે.[૧૧૮]

યક્ષ બોલ્યો : હે પરંતપ! તેં મારા પૂછેલા પ્રશ્નોના યથાસત્ય ઉત્તર આપ્યા છે. હવે તું પુરુષની વ્યાખ્યા કર અને કહે કે કયો પુરુષ સર્વસંપત્તિમાન છે.[૧૧૯]

યુધિષ્ઠિર બોલ્યા : પુણ્યકર્મ વડે મનુષ્યનો કીર્તિઘોષ સ્વર્ગ અને પૃથ્વીને સ્પર્શે છે. જ્યાં સુધી તેનો કીર્તિઘોષ રહે છે, ત્યાં સુધી તે પુરુષ કહેવાય છે.×[૧૨૦] જે નર પ્રિય અને અપ્રિય વિશે, સુખ અને દુઃખ વિશે તેમજ ભૂત તથા ભાવિને વિશે એકસમાન છે, તે પુરુષ સર્વસંપત્તિમાન કહેવાય છે.*[૧૨૧]

યક્ષ બોલ્યો : હે રાજન્! તેં પુરુષની તેમજ સર્વસંપત્તિમાન નરની વ્યાખ્યા આપી છે. આથી તું આ ભાઈઓમાંથી જેને જિવાડવા ઇચ્છતો હોય, તે ભલે જીવતો થાઓ!+[૧૨૨]

યુધિષ્ઠિર બોલ્યા : હે યક્ષ! આ ભાઈઓમાં જે શ્યામ છે, રાતી આંખોવાળો છે, મહાન શાલવૃક્ષના જેવો ઊંચો છે, વિશાળ ખભાવાળો છે અને મહાન બાહુઓવાળો છે, તે નકુલ જીવતો થાઓ.[૧૨૩]

યક્ષ બોલ્યો : હે રાજન્! આ ભીમસેન તને પ્રિય છે અને અર્જુન તમારો સૌનો મુખ્ય આધાર છે, છતાં તું સાવકી માતાના નકુલને શા માટે જિવાડવા ઇચ્છે છે?[૧૨૪] જેનું બળ દશ હજાર હાથીઓના જેવું છે, તે ભીમને તજીને તું શા માટે નકુલને જિવાડવા ઇચ્છે છે?[૧૨૫] સર્વ માનવો કહે છે કે, ભીમસેન તને વહાલો છે, તો શા અભિપ્રાયથી તું સાવકી માતાના નકુલને જિવાડવા ઇચ્છે છે?[૧૨૬] જેના બાહુબળને સર્વ પાંડવો ઉપાસે છે, તે અર્જુનને બાજુએ મૂકીને તું શા માટે નકુલને જિવાડવા ઇચ્છે છે?[૧૨૭]

ઋણ તથા પ્રવાસ ન કરતાં દૈવેચ્છાથી થતા લાભ ઉપર સંતોષ માનવો; દેહ વિનાશી છે એ ધ્યાનમાં લઈને પ્રાપ્ત થયેલા ભોગોનો પણ ત્યાગ કરી તત્કાળ પરમ તત્ત્વની પ્રાપ્તિને માટે યત્ન કરવો; તેમ જ અપાર એવી વિદ્યાનો પાર મેળવવાનો શ્રમ ન ઉઠાવતાં બહુજનસંમત માર્ગને જ અનુસરી જવું તથા સ્ત્રી વગેરે ભોગ્ય પદાર્થો ચિરકાળ રહેનારા નથી એમ વિચારીને સર્વ પદાર્થોથી વિરક્ત થવું, એ તાત્પર્ય છે.

× સકામ અથવા નિષ્કામ પુણ્યકર્મ કરવાથી આ લોક અને પરલોકમાં કીર્તિ ફેલાય છે અને જ્યાં સુધી તે કીર્તિ રહે છે, ત્યાં સુધી પુરુષ જીવતો ગણાય છે. પછી આ લોકમાં પૂર્વની વાસનાને અનુસરીને કર્મો કરે છે, તેમાં પણ નિષ્કામ કર્મ કરનારો પગથિયાં ચઢવાના ક્રમથી ચઢતો ચઢતો મુક્ત થાય છે અને સકામ કર્મ કરનારો ઊતરવાના ક્રમથી અધિક અધિક વાસનાના પાશોથી બંધાઈ જાય છે, એ વિવેક છે.

* બ્રહ્મવેત્તા જ સર્વસંપત્તિમાન છે, કારણ કે શ્રુતિમાં તેને જ પૂર્ણ કામનાવાળો કહ્યો છે. મૂળમાં કહેલાં લક્ષણો સ્વાભાવિક છે અને તે જ લક્ષણો સાધકને માટે યત્નસાધ્ય એવાં જ્ઞાનનાં સાધનો ગણ્યાં છે.

+ ઉપલા પ્રશ્નોથી યુધિષ્ઠિરના જ્ઞાનની પરીક્ષા કરી; હવે તેની ધર્મસંબંધી સ્થિતિની પરીક્ષા કરવા માટે યક્ષે તેને ઉપર પ્રમાણે પૂછ્યું છે.

યુધિષ્ઠિર બોલ્યા : પોતે હણેલો ધર્મ જ માણસને હણે છે. પોતે રક્ષેલો ધર્મ જ રક્ષે છે. માટે હણેલો ધર્મ આપણો ઘાત કરે એ હેતુથી હું ધર્મનો ત્યાગ કરતો નથી![૧૨૮] પરમાર્થદૃષ્ટિએ જોતાં સર્વસમાનતા જ પરમધર્મ છે, એમ મારું માનવું છે. હું સર્વસમાનતા ઇચ્છું છું. આથી હે યક્ષ! નકુલ જીવતો થાઓ.[૧૨૯] મનુષ્યો મારે વિશે જાણે છે કે, યુધિષ્ઠિરરાજ સદૈવ ધર્મશીલ છે. હું સ્વધર્મથી ડગવા ઇચ્છતો નથી. તો હે યક્ષ! નકુલ જીવતો થાઓ.[૧૩૦] મારા પિતાને કુંતી અને માદ્રી એમ બે પત્નીઓ હતી. એ બન્ને પુત્રવતી રહે એવો મારો દૃઢ નિશ્ચય છે.[૧૩૧] મારે મન તો જેવી કુંતી છે તેવી જ માદ્રી છે. એ બેમાંથી કોઈ મારે મન ઓછું નથી કે વધારે નથી. હું એ બન્ને માતાઓ વિશે સમાનભાવ રાખવા ઇચ્છું છું. એટલે હે યક્ષ! નકુલ જીવતો થાઓ![૧૩૨]

યક્ષ બોલ્યો : હે ભરતશ્રેષ્ઠ! તું સર્વસમાનતાને અર્થ અને કામ કરતાં પણ ચડિયાતી માને છે, તેથી તારા સર્વ ભાઈઓ જીવતા થાઓ.[૧૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત આરણેયપર્વમા 'યક્ષપ્રશ્ન' નામનો અધ્યાય ૩૧૩મો સમાપ્ત

## અધ્યાય ૩૧૪મો

### નકુલાદિનું સજીવન થવું અને ધર્મે વરદાન આપવાં

॥ वैशंपायन उवाच ॥

ततस्ते यक्षवचनादुदतिष्ठंत पांडवाः ।
क्षुत्पिपासे च सर्वेषां क्षणेन व्यपगच्छताम् ॥१॥

વૈશંપાયન બોલ્યા: આમ યક્ષના વચનથી તે પાંડવો સજીવન થઈને બેઠા થયા અને સૌની ભૂખતરસ તો એક ક્ષણમાં જ ચાલી ગઈ.[૧]

યુધિષ્ઠિર બોલ્યા : સરોવરમાં એક પગે ઊભા રહેલા તમે અપરાજિત કયા દેવ છો? આ હું તમને પૂછું છું; કેમ કે મારા મતથી તમે યક્ષ નથી.[૨] શું તમે વસુઓ, રુદ્રો, મરુતો એમાંથી કોઈ શ્રેષ્ઠ છો? અથવા તમે વજ્રને ધારણ કરનારા સ્વર્ગાધિપતિ ઇંદ્ર છો?[૩] કેમ કે આ ભાઈઓ લાખ લાખ યોદ્ધાઓ સાથે બાથ ભીડે એવા છે. જેણે એ સૌને ઢાળી દીધા હોય તેવા કોઈ યોદ્ધાને હું જોતો નથી.[૪] આ ભાઈઓ તો સુખભરી નિદ્રામાંથી જાગ્યા હોય તેવી તેમની ઇંદ્રિયોને હું સ્વસ્થ જોઉં છું; તો તમે અમારા મિત્ર છો કે પછી તમે અમારા પિતા છો?[૫]

યક્ષ બોલ્યો : હે તાત! હે મૃદુપરાક્રમી! હું તારો પિતા ધર્મ છું. હે ભરતશ્રેષ્ઠ! હું તને મળવાની ઇચ્છાએ આવ્યો છું એમ તું જાણ.[૬] યશ, સત્ય, દમ, શૌચ, આર્જવ, લજ્જા, અચપલતા, દાન, તપ અને બ્રહ્મચર્ય એ મારાં અંગો છે.[૭] અહિંસા, સમતા, શાંતિ, કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપ, પવિત્રતા અને મત્સરરહિતતા એ મારી પ્રાપ્તિનાં દ્વારો છે, એમ તું જાણ. તું મને સદૈવ પ્રિય છે.[૮] સારી વાત છે કે, આત્મદર્શનમાં સાધનભૂત એવી પાંચ વસ્તુઓ(શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા અને સમાધિ)માં તું પ્રીતિવાળો છે. આનંદની વાત છે કે, તેં એ ષટ્પદી(ભૂખ, તરસ, શોક, મોહ, જરા અને મૃત્યુ)ને જીતી છે. એમાંથી પહેલાં બે પદો (ભૂખ અને તરસ) મનુષ્યને જન્મની સાથે જ વળગે છે, વચલાં બે પદો (શોક અને મોહ) તેને મધ્યવયમાં પેસે છે અને છેલ્લાં બે પદો (જરા અને મૃત્યુ) તેને છેલ્લી ઉંમરમાં પ્રવેશે છે.[૯] હે નિષ્પાપ! તારું મંગળ થાઓ! હું ધર્મ છું અને તારી કસોટી કરવાની ઇચ્છાથી અહીં આવ્યો છું. તારી સર્વસમાનતાથી હું પ્રસન્ન થયો છું. હું તને વરદાન આપું છું.[૧૦] તો હે રાજેંદ્ર! તું વરદાન માગ. હે નિષ્પાપ! હું તને તે આપીશ. જે પુરુષો મારા ભક્તો છે,

તેમની દુર્ગતિ થતી જ નથી.[૧૧]

યુધિષ્ઠિર બોલ્યા: મૃગ જે બ્રાહ્મણના અરણી-પાત્ર સાથેના મંથને લઈને ચાલ્યો ગયો છે, તેના અગ્નિઓનો લોપ ન થાઓ, એ મને પ્રથમ વર મળો.[૧૨]

યક્ષ બોલ્યો: હે કુંતીનંદન! હે સમર્થ! મૃગના વેશથી મેં જ તારી પરીક્ષા કરવા માટે એ બ્રાહ્મણના અરણીપાત્ર સાથેના મંથને હરી લીધો હતો.[૧૩]

વૈશંપાયન બોલ્યા: આ પ્રમાણે કહીને ભગવાન ધર્મે 'હું તે આપું છું' એવો ઉત્તર આપ્યો અને કહ્યું કે, 'હે દેવ તુલ્ય! તારું કલ્યાણ હો, તું બીજું વરદાન માગ.'[૧૪]

યુધિષ્ઠિર બોલ્યા: અરણ્યમાં વસતાં અમને બાર વરસ થઈ ગયાં છે. હવે ગુપ્તવાસ માટેનું તેરમું વરસ આવી રહ્યું છે, તો અજ્ઞાતવાસમાં રહેલા અમને મનુષ્યો ક્યારેય ઓળખી શકે નહિ.[૧૫]

વૈશંપાયન બોલ્યા: ભગવાન ધર્મે ઉત્તર આપ્યો: 'તે હું આપું છું.' વળી તેમણે એ સત્યવિક્રમી કુંતીપુત્રને આશ્વાસન આપતાં કહ્યું કે, 'હે ભારત! તું તારા પોતીકા રૂપમાં વિચરશે, તોપણ ત્રણે લોકમાં કોઈ પણ તમને ઓળખી જશે નહિ.[૧૬,૧૭] હે કુરુકુલધુરંધરો! તમે આ તેરમા વર્ષે વિરાટનગરમાં ગુપ્ત રીતે રહેજો. મારી કૃપાથી તમને કોઈ ઓળખી શકશે નહિ.[૧૮] તમે મનમાં જે જે રૂપને ધારણ કરવાનો સંકલ્પ કરશો, તે તે રૂપ તમે સૌ ઇચ્છા પ્રમાણે ધારણ કરી શકશો.[૧૯] આ જે અરણીપાત્ર સાથેનો મંથ મેં હરી લીધો હતો, તે તું પેલા બ્રાહ્મણને આપજે. મેં જ તારી પરીક્ષા કરવાને મૃગનું રૂપ લઈને તેં હરી લીધો હતો. હે સૌમ્ય! તું વળી બીજું વરદાન માગ. હું તારું ઇચ્છયું વરદાન આપીશ. હે નરશ્રેષ્ઠ! તને વરદાનો આપતાં મને તૃપ્તિ જ થતી નથી.[૨૦,૨૧] હે પુત્ર! તું મહાન અને અજોડ એવું ત્રીજું વરદાન માગી લે. હે રાજન્! તું મારાથી જન્મ્યો છે અને વિદુર મારા અંશથી ઉત્પન્ન થયો છે.[૨૨]

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતા! મેં આજે તમને સનાતન દેવાધિદેવને સાક્ષાત્ જોયા છે. તો તમે પ્રસન્ન થઈને જે વરદાન આપશો તે હું સ્વીકારીશ.[૨૩] હે વિભુ! હું લોભ, મોહ અને ક્રોધ ઉપર સદૈવ વિજય મેળવું અને મારું મન દાન, તપ તથા સત્યમાં સતત તત્પર રહો.[૨૪]

ધર્મ બોલ્યા: હે પાંડવ! આ ગુણોથી તો તું સ્વભાવથી યુક્ત છે. તું સાક્ષાત્ ધર્મ છે, છતાં તેં કહ્યું છે તેમ સઘળું થશે.[૨૫]

વૈશંપાયન બોલ્યા: આ પ્રમાણે કહીને લોકરક્ષક ભગવાન ધર્મ અંતર્ધાન પામ્યા અને સુખે સૂઈને ઊઠેલા મનસ્વી પાંડવો એકઠા થયા.[૨૬] થાકથી મુક્ત થયેલા તે વીરોએ આશ્રમે આવીને પેલા તપસ્વી બ્રાહ્મણને તેનો અરણી-પાત્ર સાથેનો મંથ પાછો સોંપ્યો.[૨૭] નકુલાદિના પુનરુત્થાનની તેમ જ પિતા ધર્મ અને પુત્ર યુધિષ્ઠિરના કીર્તિવર્ધન સમાગમની કથાઓવાળા આ મહાન આખ્યાનનો જે મનુષ્ય જિતેંદ્રિય અને વશમન રહીને પાઠ કરશે, તે પુત્રવાન અને પૌત્રવાન થઈને સો વરસનું આવરદા ભોગવશે. જે મનુષ્યો આ પવિત્ર આખ્યાનને સારી રીતે સમજશે, તેમનાં મન કદી પણ અધર્મમાં, મિત્ર-ભેદમાં, પરધન હરવામાં, પરસ્ત્રીના સમાગમમાં કે કૃપણતામાં રમશે નહિ.[૨૮,૨૯]

ઇતિ શ્રીમહાભારતમા વનપર્વાંતર્ગત આરણેયપર્વમાં 'નકુલ-જીવન આદિ વરોની પ્રાપ્તિ' નામનો અધ્યાય ૩૧૪ એ સમાપ્ત

# अध्याय ३१५मो
## અજ્ઞાતવાસની તૈયારી

॥ वैशंपायन उवाच ॥

धर्मेण तेऽभ्यनुज्ञाताः पांडवाः सत्यविक्रमाः ।
अज्ञातवासं वत्स्यन्तश्छन्ना वर्षं त्रयोदशम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : ધર્મદેવે આજ્ઞા આપી એટલે વિદ્વાન, ઉત્તમવ્રતી અને સત્યપરાક્રમી પાંડવો તેરમા વર્ષે ગુપ્ત રીતે અજ્ઞાતવાસમાં રહેવાની ઈચ્છાથી એકસાથે વિચાર કરવાને બેઠા. વનવાસમાં જે ભક્ત તપસ્વીઓ તેમની સાથે વસતા હતા, તેમને વ્રતધારી મહાત્મા પાંડવો પ્રણામ કરીને ઊભા રહ્યા અને અજ્ઞાતવાસ વિશે તેમની અનુજ્ઞા મેળવવાની ઇચ્છાએ તેમણે તેમને આ પ્રમાણે કહ્યું:[૧-૩] 'ધૃતરાષ્ટ્રના પુત્રોએ અમને છળકપટથી રાજ્યભ્રષ્ટ કર્યા છે અને અમને ઘણા ઘણા અન્યાયો કર્યા છે તે બધું તમે જાણો છો.[૪] અમે બાર વરસ વનમાં કષ્ટપૂર્વક વસ્યાં છીએ. હવે બાકીના તેરમા વર્ષે અજ્ઞાતવાસ રાખવાની શરત છે.[૫] તો અમે ગુપ્ત રીતે વસશું. તમે અમને અનુજ્ઞા આપજો. દુષ્ટાત્મા દુર્યોધન, કર્ણ અને સુબલપુત્ર શકુનિ અમારા પ્રત્યે ભારે વેર રાખે છે. તેમણે અમને શોધી કાઢવા માટે ગુપ્ત દૂતો કામે લગાડ્યા છે અને જાતે પણ સાવધાન રહ્યા છે. એટલે અમે અમુક સ્થાને રહ્યા છીએ એવું એ તેઓ શોધી કાઢી શકે, તો અમને આશ્રય આપનારા નગરજનોને તથા અમારા સ્વજનોને અત્યંત ત્રાસ આપે.[૬,૭] અહો ! શું એવો સમય ફરી આવશે કે જ્યારે અમે સર્વ ફરી બ્રાહ્મણો સાથે અમારા સ્વદેશમાં સ્વરાજ્ય ભોગવતા હોઈશું ?[૮]

વૈશંપાયન બોલ્યા : દુઃખથી શોકાતુર થયેલા પવિત્ર ધર્મનંદને આ પ્રમાણે કહ્યું અને પછી આંસુભર્યા કંઠવાળા તે યુધિષ્ઠિરરાજ મૂર્છિત થઈ ગયા.[૯] ત્યારે સર્વ બ્રાહ્મણોએ સર્વ ભાઈઓ સહિત તેમને આશ્વાસન આપ્યું. તે સમયે ધૌમ્યે યુધિષ્ઠિરરાજને આ મહાન અર્થવાળાં આ વચનો કહ્યાં : 'હે રાજન્ ! તમે વિદ્વાન, મનોનિગ્રહી, સત્યપ્રતિજ્ઞ અને જિતેંદ્રિય છો. આવા પુરુષો કોઈ પણ આપત્તિમાં મૂંઝાતા નથી.[૧૦,૧૧] દેવોને પણ આપત્તિઓ આવી છે. તે તે સમયે એ મહાત્માઓ શત્રુઓના નિગ્રહને માટે અનેક વાર ગુપ્ત રહ્યા છે.[૧૨] ઇંદ્રે પણ નિષધ દેશમાં ગિરપ્રસ્થાશ્રમમાં ગુપ્ત રીતે રહીને શત્રુઓના નિગ્રહનું કાર્ય કર્યું હતું.[૧૩] વિષ્ણુએ દૈત્યોના વધ માટે અશ્વનું શિર ધારણ કરીને અદિતિના ગર્ભમાં લાંબા કાળ સુધી ગુપ્ત રીતે વાસ કર્યો હતો.[૧૪] વળી વામન અવતાર લઈને બ્રાહ્મણના ગુપ્ત રૂપે તેમણે ત્રણ ડગલાંમાં બલિનું રાજ્ય કેવી રીતે હરી લીધું હતું તે તો તમે સાંભળ્યું જ છે.[૧૫] વળી અગ્નિએ પણ જળમાં પ્રવેશ કરીને તથા ગુપ્ત રીતે રહીને દેવોનું કાર્ય કર્યું હતું; તે સર્વ પણ તમે સાંભળ્યું છે.[૧૬] હે ધર્મજ્ઞ ! શત્રુનો નિગ્રહ કરવાને હરિએ ઇંદ્રના વજ્રમાં ગુપ્ત રીતે પ્રવેશ કરીને જ કર્યું હતું, તે તમે સાંભળ્યું છે. હે તાત ! બ્રહ્મર્ષિ ઔર્વ માતાની સાથળમાં ગુપ્ત રીતે રહ્યા હતા અને દેવોનું જ કામ કર્યું હતું તે તમે સાંભળ્યું છે.[૧૭,૧૮] એ જ પ્રમાણે હે તાત ! ઉત્તમ તેજવાળા સૂર્યે પૃથ્વી ઉપર સર્વ સ્થાનમાં ગુપ્ત રીતે રહીને સર્વ શત્રુઓને બાળી નાખ્યા હતા.[૧૯] મહા પરાક્રમી વિષ્ણુએ દશરથને ઘેર ગુપ્ત રીતે વસીને દશમુખ રાવણને રણસંગ્રામમાં હણ્યો હતો.[૨૦] આમ તે તે સ્થળે અને તે તે સમયે એ મહાત્માઓએ ગુપ્ત રહીને શત્રુઓને સંગ્રામમાં જીત્યા હતા, તેમ તમે પણ શત્રુઓને જીતશો.'[૨૧]

આ વચનો કહીને ધૌમ્યે ધર્મજ્ઞ યુધિષ્ઠિરને સંતુષ્ટ કર્યા, પણ તે શાસ્ત્રબુદ્ધિથી તથા સ્વબુદ્ધિથી

ડગ્યા નહિ.[22] (અર્થાત્ તેમણે કપટથી શત્રુનો વધ કરવાની વાત સ્વીકારી નહિ.) પછી મહા પરાક્રમી મહાબાહુ બળવાનશ્રેષ્ઠ ભીમસેને વાણીથી હર્ષ પમાડતાં યુધિષ્ઠિરરાજને કહ્યું કે,[23] 'હે મહારાજ! ગાંડીવધારી અર્જુને તમારી સામે લક્ષ્ય રાખીને અને ધર્માનુસારિણી બુદ્ધિને લીધે કશું જ સાહસ કર્યું નથી.[24] મહાપરાક્રમી સહદેવ અને નકુલ શત્રુઓનો ઘાણ કાઢવાને સમર્થ છે, પણ મેં તેમને નિત્ય વાર્યા છે. આથી તમે અમને જે કાર્યમાં જોડશો તે કાર્યને અમે છોડશું નહિ. તો તમે તે બધું કાર્ય કરો, અમે રિપુઓને જોતાંવારમાં જીતી લઈશું'[25,26]

ભીમસેને આ પ્રમાણે કહ્યું, એટલે બ્રાહ્મણોએ તેમને ઉત્તમ આશીર્વાદ આપી તેમની વિદાય લીધી અને તેઓ પોતપોતાને ઘેર ગયા. સર્વ મુખ્ય વેદવેત્તાઓ, યતિઓ અને મુનિઓ પણ પાંડવોનાં પુનર્દર્શનની આકાંક્ષા સાથે યથાયોગ્ય રીતે પોતપોતાને ઘેર ગયા.[27,28] પછી વીર અને વિદ્વાન એવા પાંચ પાંડવો ધનુષ્ય ધારણ કરીને દ્રૌપદીને લઈને ધૌમ્યની સાથે ઊઠી ત્યાંથી ચાલવા લાગ્યા.[29] તે પ્રદેશથી એક કોશ જેટલા દૂર જઈને, બીજા દિવસથી જ તે નરસિંહ પાંડવો ગુપ્તવાસને માટે તૈયાર થઈ ગયા. જુદાં જુદાં શસ્ત્રોને જાણનારા, મંત્રણા કરવામાં કુશળ અને સંધિ તથા વિગ્રહના સમયને સમજનારા તે સર્વ પાંડવો ત્યાં ગુપ્ત મંત્રણા કરવા માટે એકઠા થઈને બેઠા.[30,31]

ઇતિ શ્રીમહાભારતમાં વનપર્વાંતર્ગત આરણેયપર્વમાં 'અજ્ઞાતવાસનો વિચાર' નામનો અધ્યાય ૩૧૫મો સમાપ્ત

આરણેયપર્વ સમાપ્ત

## વનપર્વનો મહિમા અને દાનનો વિધિ

इदमारण्यकं श्रुत्वा महापापैः प्रमुच्यते ।
अधनोधनमाप्नोति पुत्रपौत्रसमन्वितः ॥

જે સ્ત્રી કે પુરુષ પવિત્ર રહીને અને મનને સંયમમાં રાખીને આ વનપર્વનું શ્રવણ કરે છે, તે મહાપાપથી મુક્ત થાય છે, તે નિર્ધન હોય તો તેને તેથી ધન મળે છે, તે સંતતિરહિત હોય તો તેને તેથી પુત્રો તથા પૌત્રો મળે છે અને તે જે જે કામનાઓ કરે છે, તે તે તેને તેથી અવશ્ય સિદ્ધ થાય છે.[1,2] વનપર્વનું પઠન કે શ્રવણ કર્યા પછી બ્રાહ્મણોને વસ્ત્રો, ગાયો, રત્નો અને સુવર્ણનાં દાનો આપવાં તેમ જ તેમનું પૂજન કરીને તેમને દૂધપાક આદિનું ભોજન આપવું;[3] કેમ કે બ્રાહ્મણો સંતુષ્ટ થવાથી પાંડુનંદનો, બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, શક્ર, દેવગણો, ભૂતો, મુનિઓ, દેવીઓ અને પિતૃગણો પ્રસન્ન થાય છે. શક્તિ અનુસાર અન્ન, વસ્ત્ર, સુવર્ણ અને અલંકારો આપી કથા વાંચનારનું પૂજન કરવું.[4,5] વિશેષ તો, વનપર્વનો પાઠ કરનારા બ્રાહ્મણને પાંડવોના પરિતોષ સારુ રૂપાની ખરીવાળા, સોનાનાં શિંગડાંવાળી અને અલંકૃત એવી એક કપિલા ગાય, કાંસાની દદોણી સાથે દાનમાં આપવી, તેમ જ બ્રાહ્મણોને અન્નદાન આપવાં. જે નરશ્રેષ્ઠ આ આરણ્યક આખ્યાનનું શ્રવણ કરે છે, તેની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે અને છેવટે તે સ્વર્ગને પામે છે.[6,7]

## વનપર્વનાં વૃત્તાંતો

પાંડવોનું વન માટે નીકળવું, નગરજનોએ તેમની પાછળ જવું, નાગરિકોનાં વચનો, પાંડવોએ તેમને પાછા વાળવા, બ્રાહ્મણોનું પાછળ આવવું, યુધિષ્ઠિરની ચિંતા, શૌનકનાં વચન, ધૌમ્યે કહેલી સ્તુતિ, આદિત્યનાં અષ્ટોત્તરશત નામ, વિદુરનું નિર્વાસન, ધૃતરાષ્ટ્રનો સંતાપ, વ્યાસનું

આગમન, સુરભી અને ઇંદ્રનો સંવાદ, અર્જુનનાં વાક્યો, ભીમસેનનાં વચન, વ્યાસનું દર્શન, કુંતીપુત્ર અર્જુનનું અસ્ત્રપ્રાપ્તિ માટે જવું, લોકપાલોનું આગમન, અર્જુનને વિદ્યાનો લાભ, તેને શસ્ત્રપ્રાપ્તિ, તેનું કિરાત સાથેનું યુદ્ધ, તેનું ઇંદ્રલોકમાં ગમન, નલોપાખ્યાન, યુધિષ્ઠિરને દ્યૂતવિદ્યાની પ્રાપ્તિ, નારદનું આગમન, પુલસ્ત્યની તીર્થયાત્રા, લોમશનું ઇંદ્રલોકમાંથી આવવું, તેની સાથે પાંડવોનું તીર્થયાત્રાએ નીકળવું, અગસ્ત્યનો પ્રભાવ, વિન્ધ્યપર્વતનું ચરિત્ર, વાતાપિનો નાશ, સમુદ્રનું શોષણ, કાલેયનો વધ, સગરના પુત્રોનો વિનાશ, ગંગાનું અવતરણ, ઋશ્યશૃંગનું ઉપાખ્યાન, વૃષ્ણિઓ અને પાંચાલોનું આગમન, હલધરનાં વચન, વાસુદેવનાં વાક્યો, જમદગ્નિપુત્ર પરશુરામનું ચરિત, સુકન્યાનું ઉપાખ્યાન, બાજ અને હોલાનું આખ્યાન, અષ્ટાવક્રનું આખ્યાન, પાંડવોનો ગંધમાદનમાં પ્રવેશ, ઉત્પાતદર્શન, ઘટોત્કચનું આગમન, જટાસુરનો વધ, આર્ષ્ટિષેણના આશ્રમમાં નિવાસ, હનુમાન અને ભીમનો સમાગમ, ભીમે પુષ્પો લેવાં, તેનું યક્ષો સાથે યુદ્ધ, કુબેરનું આગમન, અર્જુને નિવાતકવચનો કરેલો વધ, અર્જુનનું આવવું, તેણે શસ્ત્રો બતાવવાં, આજગર આખ્યાન, પાંડવોનું ફરી કામ્યકવનમાં આવવું, વાસુદેવ અને સત્યભામાનું આગમન, નારદનું આવવું, માર્કંડેયનું આગમન, માર્કંડેયની સાથે કથાપ્રસંગ, બ્રાહ્મણનું માહાત્મ્ય, ધુંધુમારનું ઉપાખ્યાન, સરસ્વતી અને તાર્ક્ષ્યનો સંવાદ, મનુનું ચરિત્ર, મંડૂકોપાખ્યાન, પતિવ્રતાનું ઉપાખ્યાન, ધર્મવ્યાધનું ઉપાખ્યાન, મધુકૈટભનું ઉપાખ્યાન, દ્રૌપદી અને સત્યભામાનો સંવાદ, ઘોષયાત્રા અને દુર્યોધનનું કર્મ, વર્ષાનું વર્ણન, ઇંદ્રદ્યુમ્નનું ઉપાખ્યાન, અંગિરાનું તથા સ્કંદજન્મનું આખ્યાન, દુર્યોધનનો વૈષ્ણવયજ્ઞ, વ્યાસનું દર્શન, યુધિષ્ઠિરને સ્વપ્નમાં મૃગોનું દર્શન, વ્રીહિદ્રૌણિકનું આખ્યાન, દ્રૌપદીહરણ, દુર્વાસાનું ઉપાખ્યાન, રામનું ઉપાખ્યાન, સાવિત્રીનું ઉપાખ્યાન, ઇંદ્રે કર્ણનાં કુંડળોનું કરેલું હરણ અને અરણી સંબંધી પર્વમાં યક્ષના પ્રશ્નો.

વૃત્તાંતો સમાપ્ત

# वनपर्व समाप्त

॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## ४–विराटपर्व

### अध्याय १ लो–पांडवप्रवेशपर्व

#### અજ્ઞાતવાસ માટે યુધિષ્ઠિરાદિની મંત્રણા

मंगलाचरणम्। नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम्।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ १ ॥

શ્રીનારાયણને, નરોમાં ઉત્તમ એવા નરને અને દેવી સરસ્વતીને નમસ્કાર કરીને 'જય'નું કીર્તન આદરીએ.

जनमेजय उवाच। कथं विराटनगरे मम पूर्वपितामहाः।
अज्ञातवासमुषिता दुर्योधनभयार्दिताः ॥ १ ॥

જનમેજય બોલ્યા દુર્યોધનના ભયથી પીડાયેલા એવા મારા પૂર્વપિતામહ પાંડવો વિરાટનગરમાં કેવી રીતે અજ્ઞાતવાસે રહ્યા ?[1] વળી હે બ્રહ્મન્! સતત બ્રહ્મવાદિની, પતિવ્રતા અને મહાભાગ્યવતી દુઃખી દ્રૌપદી કેવી રીતે ગુપ્ત રહ્યાં ?[2]

વૈશંપાયન બોલ્યા : હે નરપતિ! તમારા પૂર્વપિતામહ પાંડવો કેવી રીતે વિરાટનગરમાં ગુપ્તવાસ કરીને રહ્યા તે તમે સાંભળો.[3] ધર્મધારીઓમાં શ્રેષ્ઠ એવા તે ધર્મરાજ, આગળ જણાવ્યા પ્રમાણે, ધર્મદેવ પાસેથી વરદાનો પામીને આશ્રમમાં ગયા અને તે સર્વ વૃત્તાંત બ્રાહ્મણોને કહી સંભળાવ્યું. એ રીતે યુધિષ્ઠિરે બ્રાહ્મણોને તે સર્વ વૃત્તાંત કહ્યું અને પેલા બ્રાહ્મણને તેની અરણીપાત્રની જોડી આપી. પછી

હે ભારત! ધર્મનંદન મહાત્મા યુધિષ્ઠિરરાજે સર્વ નાના ભાઈઓને એકઠા કરીને તેમને આ પ્રમાણે કહ્યું: 'રાજ્ય ત્યજીને નીકળ્યા પછીનાં આપણાં આ બાર વર્ષ મહાદુઃખે વીત્યાં છે. હવે તેરમું વર્ષ આવી પહોંચ્યું છે અને તે કાઢવું અત્યંત કપરું છે.[૪–૮] તો હે ભલા કુંતીનંદન અર્જુન! તું અહીંથી જ એવું સ્થાન પસંદ કર, કે જ્યાં આપણે બીજાઓથી ઓળખાઈએ નહિ તેવી રીતે એક વરસ રહીએ.[૯]

અર્જુન બોલ્યો : હે માનવનાથ! તે ધર્મદેવના જ વરદાનથી આપણે બીજા માણસોથી ઓળખાઈએ નહિ એ રીતે વિચરીશું, એમાં સંશય નથી. હું તમને વાસ માટે કેટલાક ગુપ્ત અને રમણીય દેશો કહીશ, તેમાંથી તમે ગમે તે એકને પસંદ કરજો.[૧૦,૧૧] કુરુદેશની આસપાસ પંચાલ, ચેદિ, મત્સ્ય, શૂરસેન, પટચ્ચર, દશાર્ણ નવરાષ્ટ્ર, મલ્લ, શાલ્વ, યુગંધર, વિશાળ કુંતિરાષ્ટ્ર, સુરાષ્ટ્ર અને અવંતી નામના પુષ્કળ અન્નવાળા રમણીય દેશો છે.[૧૨,૧૩] હે રાજન્! આમાંથી તમને કયો દેશ નિવાસને માટે ગમે છે કે જ્યાં રહીને આપણે એક વરસ પસાર કરીએ?[૧૪]

યુધિષ્ઠિર બોલ્યા : હે મહાબાહુ! તેં કહ્યું, એ મેં સાંભળ્યું. પણ પ્રાણીમાત્રના સ્વામી તે સમર્થ ભગવાન ધર્મે કહ્યું હતું તેમ જ થશે, એથી બીજું નહિ જ થાય.[૧૫] તોપણ આપણે સૌએ સાથે મંત્રણા કરીને સુખદાયી, કલ્યાણકારી અને રમણીય એવા કોઈ સ્થાનમાં નિર્ભય રહીને અવશ્ય વસવું જોઈએ. મત્સ્યદેશનો વિરાટરાજ બળવાન, ધર્મશીલ, ઉદાર, વૃદ્ધ અને સદૈવ પ્રજાપ્રિય છે, તેમ જ પાંડવો ઉપર પ્રીતિવાળો છે.[૧૬,૧૭] તો હે તાત! આપણે આ વરસ વિરાટનગરમાં રહીશું. ત્યાં હે ભારત! આપણે તે રાજાનાં કાર્યો કરતાં વિહાર કરીશું.[૧૮] હવે હે કુરુનંદનો! મત્સ્યરાજ પાસે જઈને આપણે તેનાં કયાં કયાં કામો કરીશું તે વિષે તમે પ્રત્યેક જણ કહો.[૧૯]

અર્જુન બોલ્યો : હે નરદેવ! તમે એ વિરાટરાજ્યમાં શું કામ કરશો? હે સાધુ! તમે વિરાટનગરમાં કયા કર્મથી આનંદ લેશો?[૨૦] હે રાજન્! તમે કોમળ છો, ઉદાત્ત છો, લજ્જાવાન છો, ધાર્મિક છો, સત્ય પરાક્રમવાળા છો અને છતાં આપત્તિમાં તણાયા છો. તો હે પાંડુનંદન! તમે ત્યાં શું કામ કરશો?[૨૧] આપ રાજેંદ્રે માનવીને સ્વાભાવિક એવું દુઃખ જાણ્યું નથી; ત્યારે આ ઘોર આપત્તિને પામીને તમે તેને કેમ કરીને તરી જશો?[૨૨]

યુધિષ્ઠિર બોલ્યા : હે કુરુનંદનો! વિરાટરાજાની પાસે જઈને હું શું કામ કરીશ, તે હે પુરુષસિંહો! તમે સાંભળો.[૨૩] હું દ્યુતવિદ્યાને જાણનારો અને પાસાબાજીમાં પ્રીતિ રાખનારો કંક× નામનો બ્રાહ્મણ થઈ ને તે મહાત્મા રાજાનો સભાસદ થઈશ.[૨૪] ત્યાં હું વૈડૂર્યમણિનાં લીલાં, સુવર્ણનાં પીળાં, જ્યોતિરૂપ રાતાં અને પારાના જેવાં ધવલ શિખરાકાર મનોરમ સોગઠાંઓને કાળા અને લાલ પાસાઓ નાખીને ચલાવીશ.[૨૫] આ રીતે હું વિરાટરાજને તેના અમાત્યો તથા બાંધવો સહિત રમાડીશ અને સંતોષ પમાડીશ. તેમ કરવાથી મને કોઈ ઓળખી કાઢશે નહિ. એ રાજા કદાચ મને પૂછશે કે, 'તમે કોણ છો?' તો હું એને કહીશ કે પૂર્વે હું યુધિષ્ઠિરના પ્રાણ

× વિરાટરાજાને ત્યાં પાંડવોએ પોતાના બીજાં નામો કહ્યાં છે. તે સત્યવાદીઓના ઉપર મિથ્યાવાદીપણાનો દોષ આવતો નથી; કારણ કે તે પ્રત્યેક નામો પણ અન્વર્થ કહેલાં છે. 'कङ्क' શબ્દનો વિશ્વકોશમાં, કપટવેષધારી બ્રાહ્મણ તથા કૃતાંત–કાલધર્મ એવા અર્થો આપેલા છે: એટલે એક તો પોતે કપટવેષધારી બ્રાહ્મણ થયા છે અને વળી કંક એટલે ધર્મ અને ધર્મથી પોતે યુધિષ્ઠિર ઉત્પન્ન થયેલા છે; એટલે आत्मा वै पुत्र पुत्र नामासि–આ શ્રુતિથી પોતે ધર્મરૂપ જ છે, એટલે કંક નામ હોવાથી મિથ્યાપણું આવતું નથી.

સમો સખા હતો.*[૨૬,૨૭] ત્યાં હું કેવી રીતે વિહાર કરીશ તે મેં આ તમને કહ્યું. હવે હે વૃકોદર! તું વિરાટનગરમાં કયું કામ કરીને વિહાર કરશે તે કહે.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત પાંડવપ્રવેશપર્વમાં 'યુધિષ્ઠિરાદિની મંત્રણા' નામનો અધ્યાય ૧ લો સમાપ્ત

## अध्याय २ जो

### અજ્ઞાતવાસ વિશે વિચારણા (ચાલુ)

॥ भीमसेन उवाच ॥

**पौरोगवो ब्रुवाणोऽहं बल्लवो नाम भारत।**
**उपस्थास्यामि राजानं विराटमिति मे मतिः ॥**

ભીમસેન બોલ્યો : હે ભારત! હું મારી જાતને બલ્લવ× નામના પૌરોગવ+ (રસોડાનો ઉપરી) તરીકે ઓળખાવી વિરાટરાજની સેવા કરીશ, એવો મારો વિચાર છે. હું રસોડાના કામમાં કુશળ છું, એટલે રાજા માટે દાળ વગેરે રસોઈ બનાવીશ. અગાઉ એના સારા કેળવાયેલા રસોઇયાઓએ જે શાક આદિ વાનીઓ કરી હશે, તેમને પણ ટપી જાય એવી સરસ વાનીઓ બનાવીને રાજાને પ્રસન્ન કરીશ. વળી હું લાકડાંના મોટા મોટા ભારાઓ લઈ આવીશ.[૧-૩] આ મારું મહાન કર્મ જોઈને રાજા મને રસોઈકામમાં મૂકશે. હે ભારત! હું તે મનુષ્યથી ન થાય એવાં કાર્યો કરીશ, તેથી રાજાના બીજા સેવકો મને રાજાના જેવો જ માનશે. આ રીતે હું ખાવાપીવાનાં અન્નો; રસો અને પેયોનો સ્વામી થઈશ.[૪,૫] વળી હે રાજન્! બળવાન હાથીઓ અથવા મહાબલવાન આખલાઓને પણ જો વશ કરવાના હશે, તો હું તેમને પણ વશ કરીશ.[૬] તેમ જ સમાજમાં જે કોઈ મલ્લો મારી સામે ગોઠવવામાં આવશે, તેમની સામે હું બાથ ભીડીશ અને રાજાની પ્રીતિમાં વધારો કરીશ.[૭] હું એ મલ્લો સાથે યુદ્ધ કરીશ, તોપણ તેમને કોઈ રીતે મારી નાખીશ નહિ. હું તો તેમને એવી રીતે પાડીશ કે, જેથી તેઓ મરણશરણ થશે નહિ.[૮] મને પૂછવામાં આવશે તો હું કહીશ કે, હું પૂર્વે યુધિષ્ઠિરને ત્યાં આરાલિક (હાથીઓને કેળવનારો) ગોવિકર્તા (આખલાને દમનારો,) સૂપકર્તા (દાળ, શાક આદિ રાંધનારો) અને નિયોધક (મલ્લકુસ્તી કરનારો) હતો.[૯] આમ હે પૃથ્વીપતિ! હું મારી જાતનું રખોપું કરીને વિચરીશ. જે રીતે હું ત્યાં વિહાર કરીશ તે મેં આ તમને કહ્યું.[૧૦]

યુધિષ્ઠિર બોલ્યા : પૂર્વે ખાંડવવનને બાળી નાખવાની ઇચ્છાવાળો અગ્નિ, યદુવંશભૂષણ શ્રીકૃષ્ણ પાસે બેઠેલા અજિત, મહાબલવાન અને મહાન બાહુવાળા જે નરવર અર્જુન પાસે બ્રાહ્મણનું રૂપ લઈને આવ્યો હતો, તે આ કુંતીપુત્ર ધનંજય કયું કર્મ કરશે?[૧૧,૧૨] ખાંડવવનમાં જઈને જેણે સર્પો અને રાક્ષસોને હણીને તથા એક રથથી જ ઇંદ્રને હરાવીને અગ્નિને તૃપ્ત કર્યો હતો, જેણે સર્પરાજ વાસુકિની બહેન ઉલૂપીનું મન હરણ કર્યું હતું અને જે સામે લડનારા યોદ્ધાઓમાં શ્રેષ્ઠ છે, તે આ અર્જુન શું કાર્ય કરશે?[૧૩,૧૪] તપનારાઓમાં સૂર્ય શ્રેષ્ઠ છે, બેપગાંઓમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, પેટે ચાલનારાઓમાં ઝેરી દાઢવાળો સર્પ શ્રેષ્ઠ છે, તેજસ્વીઓમાં અગ્નિ શ્રેષ્ઠ છે, બળદોમાં આખલો શ્રેષ્ઠ છે, ધરાઓમાં સમુદ્ર શ્રેષ્ઠ છે, આયુધોમાં વજ્ર શ્રેષ્ઠ છે, વરસનારાઓમાં મેઘ શ્રેષ્ઠ છે, નાગોમાં ધૃતરાષ્ટ્ર શ્રેષ્ઠ છે, હાથીઓમાં ઐરાવત શ્રેષ્ઠ છે. પ્રિય સ્વજનોમાં પુત્ર અધિક પ્રિય છે અને

* યુધિષ્ઠિર નામના દેહનો સંચાલક સખારૂપ જેમ પ્રાણ છે, તેમ જ અંતર્યામી ચિદાત્મા પણ તેના જેવો દેહનો સખા છે. આ અભિપ્રાયથી યુધિષ્ઠિરે ચિદાત્માની ભાવનાથી પોતાને પ્રાણ સમા સખા કહ્યા છે.

× બલ્લવ એટલે દાળ વગેરે રસોઈ કરનારો.

+ 'પુરોગુ' એવું વાયુનું નામ છે અને તેનો પુત્ર હોવાથી ભીમે પોતાને પૌરોગવ કહેલો છે અને લોકમાં પારોગવ એટલે રસોડાનો અધ્યક્ષ કહેવાય છે.

સુહૃદોમાં ભાર્યા શ્રેષ્ઠ છે. આમ હે વૃકોદર ! તે તે જાતિઓમાં જેમ આ બધાં વિશિષ્ટ છે, તેમ સર્વ ધનુર્ધારીઓમાં આ યુવાન ગુડાકેશ અર્જુન શ્રેષ્ઠ છે.[૧૫-૧૮] આ મહાકાંતિમાન અર્જુન ઇંદ્ર અને વાસુદેવથી ઊતરે એમ નથી. ગાંડીવને ધારણ કરનારો અને શ્વેત અશ્વવાળો એ બીભત્સુ અર્જુન કયું કાર્ય કરશે ?[૧૯] દિવ્ય રૂપવાળા એ કાંતિમાન અર્જુને પાંચ વરસ સુધી સહસ્ર નયનવાળા ઇંદ્રના ભવનમાં વાસ કર્યો છે અને ત્યાં માનવોમાં અદ્ભુત એવી અસ્ત્રવિદ્યાને સ્વપરાક્રમથી પ્રાપ્ત કરી છે. વળી એણે ત્યાં દિવ્ય અસ્ત્રો મેળવ્યાં છે.[૨૦] હું એને બારમો રુદ્ર અને તેરમો આદિત્ય માનું છું. મારા માનવા પ્રમાણે એ નવમો વસુ અને દશમો ગ્રહ છે.[૨૧] એના બંને બાહુ દીર્ઘ અને સમાન છે. ધનુષ ખેંચવાથી તે બંનેની ચામડી કઠિન થઈ ગઈ છે. એના ડાબા ને જમણા હાથે બળદની ખાંધની જેમ પણછના આઘાતનાં આંટણ પડ્યાં છે.[૨૨] પર્વતોમાં જેમ હિમાલય શ્રેષ્ઠ છે, સરિતાઓમાં જેમ સમુદ્ર શ્રેષ્ઠ છે, દેવોમાં જેમ ઇંદ્ર શ્રેષ્ઠ છે, પશુઓમાં જેમ સિંહ શ્રેષ્ઠ છે અને પક્ષીઓમાં જેમ ગરુડ શ્રેષ્ઠ છે, તેમ સર્વ શસ્ત્રધારીમાં અર્જુન શ્રેષ્ઠ છે. તો એ અર્જુન કયું કાર્ય કરશે ?[૨૩,૨૪]

અર્જુન બોલ્યો : હે મહીપતિ ! હું વિરાટ રાજા આગળ એવી પ્રતિજ્ઞા કરીશ કે, હું ષંઢક× છું. હે રાજા ! મારા બાહુઓ ઉપર પણછના આઘાતનાં મોટાં આંટણો પડેલાં છે અને તે સહેજે ઢાંકી શકાય એમ નથી.[૨૫] તોપણ આંટણવાળા એ બંને બાહુઓને હું ચૂડીઓથી ઢાંકી દઈશ. હું બન્ને કાનમાં અગ્નિના જેવાં ઝળકતાં બે કુંડળો પહેરીશ.[૨૬] વળી હું બેઉ હાથે શંખની ચૂડીઓ પહેરીશ અને માથે ચોટલો ગૂંથીશ. આમ હે રાજન્ ! હું હીજડાને રૂપે રહીને મારું બૃહન્નલા* નામ રાખીશ.[૨૭] ત્યાં હું સ્ત્રીભાવથી વારંવાર કથા—આખ્યાયિકાઓ કહીશ અને એ રીતે તે મહીપતિને તથા રાણીવાસનાં અન્ય માણસોને આનંદ પમાડીશ.[૨૮] ત્યાં હે રાજન્ ! હું વિરાટરાજના નગરની સ્ત્રીઓને જાતજાતનાં ગીતો, નૃત્યો તથા વિવિધ વાજિંત્રો શીખવીશ.[૨૯] વળી હું પ્રજાજનોએ કરેલાં ઉત્તમ અને સદાચારયુક્ત કર્મોનાં અનેકાનેક વખાણ કરીશ. આમ હે કુંતીનંદન ! હું મારી જાતને માયાવેશથી ઢાંકીને સ્વસ્વરૂપને ગોપાવી રાખીશ. હે પાંડવ ! કદી વિરાટરાજ મને પૂછશે તો હું તેને કહીશ કે, હું યુધિષ્ઠિરને ઘેર દ્રૌપદીની પરિચારિકા તરીકે રહી હતી. આ રીતે હે રાજન્ ! રાખથી ઢંકાયેલા અગ્નિની જેમ સ્વરૂપ છુપાવીને હું વિરાટરાજના ભવનમાં સુખપૂર્વક વિહાર કરીશ.[૩૦-૩૨]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત પાંડવપ્રવેશપર્વમાં 'યુધિષ્ઠિરાદિની મંત્રણા' નામનો અધ્યાય ૨જો સમાપ્ત

## अध्याय ३जो

### અજ્ઞાતવાસ સંબંધી વધુ મંત્રણા

॥ वैशंपायन उवाच ॥

इत्येवमुक्त्वा पुरुषप्रवीरस्तथार्जुनो धर्मभृतां वरिष्ठः ॥ वाक्यं तथाऽसौ विरराम भूयो नृपोऽपरं भ्रातरमाबभाषे ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : ધર્મધારીઓમાં શ્રેષ્ઠ અને અને પુરુષોમાં પ્રવીર એવા અર્જુને આ પ્રમાણે કહીને વિરામ લીધો. પછી યુધિષ્ઠિરરાજે ફરીથી બીજા ભાઈને પૂછવા માંડ્યું.[૧]

યુધિષ્ઠિર બોલ્યા : હે નકુલ ! તું સુકુમાર, શૂરવીર, દર્શનીય અને સુખયોગ્ય છે. તો હે તાત !

× ષંઢ—ગોવાળ, તેનો અન્ય અવતાર ષણ્ઢક, અર્થાત્ શ્રીકૃષ્ણનો હું બીજો અવતાર તથા સખા છું.

* बृहन्नला—'ल' અને 'र' માં અભેદ હોવાથી बृहन्नरः અર્થાત્ નારાયણનો સખા—અધીન રહું એવો અર્થ થાય છે.

વિરાટરાજના રાજ્યમાં તું શું કામ કરીને રહેશે? આ તું મને કહે.[૨]

નકુલ બોલ્યો : હું વિરાટરાજનો અશ્વપાલ થઈશ. હું સર્વ પ્રકારની અશ્વવિદ્યાનું જ્ઞાન ધરાવું છું અને અશ્વોનું સારી રીતે રક્ષણ કરવામાં કુશળ છું. ત્યાં હું ગ્રંથિક+ નામથી રહીશ. મને એ કાર્ય અત્યંત પ્રિય છે. વળી ઘોડાઓને કેળવવામાં તથા અશ્વોની ચિકિત્સા કરવામાં હું નિષ્ણાત છું. હે કુરુરાજ! જેમ તમને તેમ મને પણ ઘોડાઓ સતત પ્રિય છે.[૩,૪] વિરાટનગરમાં જે લોકો મને બોલાવીને પૂછશે, તેમને હું જે રીતે વિહાર કરી શકું તે રીતે આ પ્રમાણે કહીશ : 'પૂર્વે હે તાત! પાંડુનંદન યુધિષ્ઠિરે મને હયશાળાનો અધ્યક્ષ કર્યો હતો.' આ પ્રમાણે કહીને હે મહીપતિ! હું વિરાટનગરમાં ગુપ્ત રીતે વિચરીશ.[૫,૬]

યુધિષ્ઠિર બોલ્યા : સહદેવ! તું વિરાટરાજની પાસે કેવી રીતે વિચરશે? તું તેનું શું કામ કરતો રહીને ગુપ્ત રીતે વિહાર કરશે?[૭]

સહદેવ બોલ્યા : હું મહીપાલ વિરાટનો ગાયોનો પરીક્ષક થઈશ. હું ગાયોને વારવામાં, તેમને દોહવામાં તથા તેમને પારખવામાં કુશળ છું. ત્યાં હું તંતિપાલ× નામથી ઓળખાઈ પ્રસિદ્ધ રહીશ અને નિપુણતાથી વિચરીશ. એટલે આ સંબંધમાં તમારા મનનો સંતાપ દૂર થાઓ. પૂર્વે હે પૃથ્વીપતિ! તમે મને સતત ગોધણોમાં મોકલ્યો હતો; એટલે તે સંબંધી મારી સર્વ કુશળતાને તમે જાણો જ છો.[૮–૧૦] હે મહીપતિ! ગાયોનાં લક્ષણ, ચરિત્ર તેમ જ મંગલ ચિહ્નો એ બધું અને બીજું પણ હું સારી પેઠે જાણું છું.[૧૧] વળી હે રાજન્! જેમનાં માત્ર મૂત્ર સૂંઘવાથી વાંઝણીને પણ પુત્ર પ્રસવે છે, તે ઉત્તમ લક્ષણવાળા આખલાઓને પણ હું ઓળખું છું.[૧૨] આ કામમાં મને સદૈવ પ્રીતિ છે, એટલે હું આ રીતે વિચરીશ. મને કોઈ પણ ઓળખશે નહિ અને હું રાજાને સંતોષ પમાડીશ.[૧૩]

યુધિષ્ઠિર બોલ્યા : આ આપણી પ્રિય પત્ની કૃષ્ણા આપણને પ્રાણોથી યે વિશેષ ગરવી છે. માતા (કુલવૃત્તિ)ની જેમ એ પાલનયોગ્ય છે અને સ્વસા (પાર્વતી)ની જેમ એ પૂજનપાત્ર છે.[૧૪] એ દ્રુપદનંદિની કૃષ્ણા શું કાર્ય કરીને ત્યાં વિચરશે? બીજી સ્ત્રીઓની પેઠે તે કંઈ પણ કામ કરવાનું જાણતી નથી. એ સુકુમારી છે, બાળા છે, રાજપુત્રી છે, યશસ્વિની છે, પતિવ્રતા છે અને મહાભાગ્યવાળી છે. એ કેવી રીતે વિચરશે?[૧૫,૧૬] કેમ કે એ ભામિની જન્મતાની સાથે જ માત્ર માળાઓ, સુગંધો, અલંકારો અને વિવિધ વસ્ત્રો એ વસ્તુઓને જ ઓળખે છે.[૧૭]

દ્રૌપદી બોલી : હે ભારત! આ લોકમાં કળા-કૌશલ્યથી નિર્વાહ કરતી સૈરંધ્રી* નામની સ્વતંત્ર દાસીઓ હોય છે. બીજી કુલીન સ્ત્રીઓ એમની જેમ વર્તતી નથી એવો લોકોનો નિર્ણય છે. તો હું મારી જાતને અંબોડા ગૂંથવાના કામમાં એક એક કુશલ સૈરંધ્રી છું એમ કહીને વિરાટરાજના ઘરમાં રહીશ.[૧૮] હે ભારત! જો રાજા તરફથી મને પૂછવામાં આવશે, તો હું કહીશ કે હું યુધિષ્ઠિરને ઘેર દ્રૌપદીની દાસી તરીકે રહેલી હતી. આમ હું મારી જાતને ગુપ્ત રાખીને વિચરીશ. તમે મને પૂછો છો, તેનો આ જ ઉત્તર છે કે,[૧૯,૨૦] હું યશસ્વિની રાજરાણી સુદેષ્ણાની સેવામાં રહીશ, એટલે તે રાણી સેવામાં રહેલી એવી મને રક્ષશે. આથી તમે મારે વિશે દુઃખ કરશો નહિ.[૨૧]

યુધિષ્ઠિર બોલ્યા : હે કૃષ્ણા! તું કલ્યાણમય

+ ગ્રંથિક–આયુર્વેદાદિ ગ્રંથોને જાણનાર અશ્વિની કુમાર, તેનો હું પુત્ર છું.

× તંતિપાલ–તંતિ–વાણી, પાલ–પાળનારો–આપનાં વચન પ્રમાણે વર્તનારો.

બોલે છે. હે ભામિની ! તું ઉત્તમ કુળમાં જન્મી છે, સાધ્વી છે, સાધુવ્રતમાં સ્થિર રહેનારી છે અને પાપને જાણતી નથી.[૨૨] હે કલ્યાણી ! તું એવી રીતે કરજે કે, તેથી દુષ્ટ હૃદયવાળા પાપીઓ ફરી સુખિયા થાય નહિ અને તેઓ તને ઓળખી લે નહિ.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમા વિરાટપર્વાંતર્ગત પાંડવપ્રવેશપર્વમા 'યુધિષ્ઠિરાદિની મંત્રણા' નામનો અધ્યાય ૩જો સમાપ્ત

## अध्याय ४थो

### ધૌમ્યમુનિનો ઉપદેશ

॥ युधिष्ठिर उवाच ॥

**कर्माण्युक्तानि युष्माभिर्यानि यानि करिष्यथ ।**
**मम चापि यथा बुद्धिरुचिता विधिनिश्चयात् ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યા : તમે જે જે કાર્યો ત્યાં કરશો, તે તે મને કહ્યાં છે. મેં પણ વિધિના નિશ્ચયથી મને બુદ્ધિથી જે ઉચિત લાગ્યું છે, તે તમને કહ્યું છે.[૧] હવે આપણા ધૌમ્ય પુરોહિત, આપણા રસોઈયાઓ તથા પાકશાળાના અધ્યક્ષોને સાથે લઈને દ્રુપદરાજને ત્યાં જાય અને ત્યાં આપણા અગ્નિહોત્રોનું તથા તેનાં પાત્રોનું રક્ષણ કરે.[૨] આ ઇંદ્રસેન આદિ સારથિઓ ખાલી રથોને લઈને શીઘ્રતાએ દ્વારકા જાય એવું મારું માનવું છે.[૩] દ્રૌપદીની આ જે પરિચારિકાઓ છે, તે સર્વ રસોઈયાઓ તથા પાકશાળાના અધ્યક્ષો સાથે પાંચાલદેશમાં જાઓ. તે સૌએ એમ જ કહેવું કે, 'પાંડવો વિશે અમને કંઈ જ ખબર નથી, તેઓ સર્વે અમને તો દ્વૈતવન આગળથી જ મૂકીને ચાલ્યા ગયા છે.'[૪।૫]

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે પાંડવોએ પોતે પ્રત્યેક શું શું કાર્ય કરશે, તે કહીને પરસ્પરમાં મંત્રણા કરી અને પછી ધૌમ્યમુનિને પૂછ્યું, એટલે તેમણે પોતાની આ વિચારણા આપી.[૬]

ધૌમ્ય બોલ્યા : હે ભારત ! બ્રાહ્મણોની સાથે, સ્નેહીજનોની સાથે, વિજય માટેની ચડાઈમાં, યુદ્ધમાં અને અગ્નિહોત્ર પ્રત્યે કેવી રીતે વર્તવું એ શાસ્ત્રોમાં જણાવ્યા પ્રમાણે પાંડવો જાણે છે.[૭] તો પણ તમારે તથા અર્જુને દ્રૌપદીની સારી રીતે રક્ષા કરવાની છે. તમે આ સર્વ લોકવ્યવહારને સારી રીતે જાણો છો. આમ છતાં સ્નેહીઓએ તો એ જાણનારને પણ તે પ્રીતિપૂર્વક કહેવો ઘટે છે. કેમકે એ જ સનાતન ધર્મ છે, એ જ સનાતન કામ છે અને એ જ સનાતન અર્થ છે.[૮,૯] આથી હું તમને તે કહું છું. તમે એનો હેતુ ધ્યાનમાં લેજો. અરે ! હે રાજપુત્રો ! તમારે રાજકુળમાં કેવી રીતે રહેવું તે સંબંધમાં હું તમને કહું છું. એ રીતે રહેવાથી તમે રાજકુળમાં રહીને પણ સર્વ કષ્ટોને તરી જશો. હે કુરુવંશી ! જાણકાર મનુષ્યને પણ રાજસદનમાં રહેવું દુઃખકારક છે.[૧૦,૧૧] આથી માન મળે કે અપમાન મળે, તોપણ તમારે આ તેરમું વરસ ગુપ્ત રીતે કાઢવું જોઈશે, એટલે ચૌદમા વરસે તમે સુખથી વિચરી શકશો.[૧૨] દ્વારપાળ દ્વારા આજ્ઞા મેળવીને જ રાજાને મળવું, રાજાનો કદી વિશ્વાસ રાખવો નહિ. જેના ઉપર બીજો બેસનાર ન હોય તે જ આસન ઉપર બેસવાની ઇચ્છા રાખવી.[૧૩] હું રાજાનો માનીતો છું એમ વિચારીને જે અન્યનાં વાહનોમાં, શય્યામાં, બાજઠો ઉપર, હાથીઓ ઉપર અને રથોમા બેસતો નથી, તે જ રાજગૃહમાં વસી શકે છે.[૧૪] જ્યાં જ્યાં બેસવાથી દુરાચારીઓને પોતાને વિશે શંકા પડે એમ હોય, ત્યાં ત્યાં જે બેસતો નથી તે જ રાજગૃહમાં રહી શકે છે.[૧૫] રાજાના પૂછ્યા વિના તેને ક્યારેય સલાહ આપવી નહિ; પણ ચુપચાપ રહીને તેની સેવા કરવી અને પરાક્રમના પ્રસંગોમાં તેની સ્તુતિ કરવી. પરંતુ મિથ્યા સ્તુતિ કરવી નહિ; કેમકે રાજાઓ જૂઠાબોલા માણસોનો દ્વેષ કરે છે અને અસત્યવાદી

મંત્રીને લેખામાં લેતા નથી.[૧૬,૧૭] ડાહ્યા પુરુષોએ ક્યારેય પણ રાજાની રાણીઓ સાથે મૈત્રી કરવી નહિ. વળી જેઓ અંતઃપુરમાં જતા–આવતા હોય, જેમનો રાજા દ્વેષ કરતો હોય અને જેઓ રાજા સાથે શત્રુતા રાખતા હોય, તેમની સાથે મિત્રતા કરવી નહિ.[૧૮] ગમે તેવાં નાનાં કામ હોય, તોપણ તે રાજાને જણાવીને જ કરવાં. રાજાના સંબંધમાં આ પ્રમાણે વિચારવાથી મનુષ્યને ક્યારે પણ હાનિ આવતી નથી.[૧૯] ઉત્તમ પદવીએ પહોંચવા છતાં સદા મર્યાદાનો વિચાર રાખવો. રાજાના પૂછ્યા વિના બોલવું નહિ અને તેની આજ્ઞા વિના બેસવું નહિ. પોતે જન્માંધ છે, એમ જ પોતાને માટે માનવું.[૨૦] કેમ કે શત્રુદમન નરપતિઓ મર્યાદા ઓળંગનારા પોતાના પુત્રને, પૌત્રને કે ભાઈને પણ સત્કાર આપતા નથી.[૨૧] આ જગતમાં અગ્નિની તથા દેવની જેમ રાજાની સેવા કરવી. અર્થાત્ અતિશય સમીપમાં રહેવાથી અગ્નિની જેમ રાજા બાળી નાખે છે અને અનાદર કરવાથી દેવની પેઠે સર્વસ્વ હરી લે છે. જો તેની કપટથી સેવા કરવામાં આવે, તો તે નિઃસંશય મારી જ નાખે છે.[૨૨] રાજા જે જે આજ્ઞા કરે તેનું અવશ્ય પાલન કરવું; તેમાં પ્રમાદ, ગર્વ અને કોપનો સદૈવ ત્યાગ કરવો.[૨૩] કાર્યાકાર્યની સર્વ વિચારણાઓમાં જે હિતકારી અને પ્રિય હોય તે જ રાજાને કહેવું. એમાં પણ પ્રિય કરતાં પણ જે હિતકારક હોય તે જ એને કહેવું.[૨૪] સર્વ વાતોમાં અને વિષયોમાં રાજાને અનુકૂળ રહેવું, તેને જે અપ્રિય અને અહિતકારી હોય તે તેને ન જ કહેવું.[૨૫] પંડિત મનુષ્યે હું રાજાનો વહાલો છું એમ માનીને તેની સેવા કરવી નહિ, પણ સદૈવ સાવધાન રહીને તેનું પ્રિય અને હિત કરવું.[૨૬] જે મનુષ્ય રાજાનાં અનિષ્ટ કાર્યો કરતો નથી, જે તેના શત્રુઓ સાથે બોલતો નથી અને જે પોતાને સોંપેલા સ્થાનથી ડગતો નથી, તે રાજગૃહમાં રહી શકે છે.[૨૭] પંડિતે રાજાના ડાબે કે જમણે પડખે બેસવું અને શસ્ત્રસજ્જ રક્ષકો માટે પાછળ બેસવાનું વિધાન છે.[૨૮] પંડિત કે શૂરવીર માટે રાજાની આગળ આસન માંડવું, એનો શાસ્ત્રમાં નિત્ય નિષેધ કરેલો છે. વળી રાજાની સમક્ષ કંઈ વેતન કે ભથ્થા જેવું અપાવા માંડ્યું હોય, ત્યારે બોલાવ્યા વિના તે ઝડપી લેવા જવું નહિ.[૨૯] કેમ કે આવી ધૃષ્ટતા દરિદ્રજનોને પણ અત્યંત અપ્રિય હોય છે, તો રાજાને માટે તો કહેવું જ શું ? વળી રાજાએ કંઈ અસત્ય કહ્યું હોય, તો તે વાત માણસોમાં ખુલ્લી કરવી નહિ.[૩૦] કારણ કે રાજાઓ જેમ અસત્યવાદી નરોનો તિરસ્કાર કરે છે, તેમ તેઓ પોતાને પંડિત માનનારાઓનો પણ નિરાદર કરે છે.[૩૧] 'હું શૂરવીર છું' એવું અભિમાન રાખવું નહિ, 'હું બુદ્ધિમાન છું' એવો ગર્વ પણ રાખવો નહિ; પરંતુ જે મનુષ્ય રાજાનું પ્રિય જ આચરે છે, તે જ તેનો પ્રિય થાય છે અને તેને જ વૈભવભોગ મળે છે.[૩૨] રાજા પાસેથી દુર્લભ ઐશ્વર્ય પામીને અને તેની પાસેથી પ્રિય વસ્તુઓ મેળવીને, મનુષ્યે રાજાના પ્રિયમાં તથા હિતમાં સદૈવ સાવધાન રહેવું.[૩૩] જેનો કોપ મહાન પીડા લાવે છે અને જેની પ્રસન્નતા મહાન ફળ અપાવે છે, તે રાજાનું શાણાઓએ સન્માનેલો કયો પુરુષ મનથી પણ અનર્થ કરવા ઇચ્છે ?[૩૪] મનુષ્યે રાજાની આગળ પોતાના હોઠો, ઢીંચણો અને વાણીને નિયમમાં રાખવાં જોઈએ. તેણે વાછૂટ કરવી હોય, બીજા સાથે વાત કરવી હોય અને થૂંકવું હોય, તો તે પણ તેણે સદા બીજાઓ જાણે નહિ એવી રીતે ધીમેથી કરવાં.[૩૫] રાજાની આગળ કોઈના સંબંધમાં હાસ્યવિનોદ ચાલતા હોય, ત્યારે અતિ હર્ષમાં આવી દાંત કાઢવા નહિ, તેમ ગાંડાની જેમ ખડખડ હસવું નહિ.[૩૬] વળી ત્યારે અતિ ટાઢાશથી બેસી

પણ ન રહેવું. કેમ કે એમ કરવાથી લોકોમાં તેનું જડસુપણું છતું થાય છે. આથી તેવે વખતે તેણે મંદસ્મિત કરીને પોતાની પ્રસન્નતા બતાવવી.[૩૭] જે મનુષ્ય લાભથી હરખાઈ જતો નથી, જે અપમાન પામ્યાથી વ્યથા પામતો નથી અને જે નિત્ય સાવધાન રહીને વર્તે છે, તે જ રાજગૃહમાં વસી શકે છે.[૩૮] જે પ્રધાન પંડિત રહીને રાજાની તથા રાજપુત્રની સદૈવ પ્રશંસા કરે છે, તે લાંબા સમય સુધી રાજાની પ્રિયતા ભોગવે છે.[૩૯] પોતા ઉપર રાજાએ એક વાર અનુગ્રહ કર્યો અને પછી બીજી વાર અકારણ શિક્ષા કરી હોય, તોપણ જે મંત્રી રાજાની નિંદા કરતો નથી, તે ફરી સંપત્તિને પ્રાપ્ત કરે છે.[૪૦] જે રાજાને આશરે આજીવિકા કરતો હોય અથવા જે તેના દેશમાં રહેતો હોય, તે જો તે રાજાનું પ્રત્યક્ષમાં અને પરોક્ષમાં ગુણગાન કરે, તો તેને વિચક્ષણ જાણવો.[૪૧] જે મંત્રી રાજાને હઠપૂર્વક કુટિલ કરવા અથવા કોઈ પણ બહાનાથી લોકોને દંડવા માટે શિખામણ આપ્યા કરે છે, તે રાજાનો પ્રિય હોવા છતાં લાંબા વખત સુધી પોતાને સ્થાને ટકી શકતો નથી; એટલું જ નહિ પણ તેનો જીવ પણ જોખમમાં આવી જાય છે.[૪૨] પોતાનું સદૈવ કલ્યાણ જોતા રહીને પરાયાને રાજા સાથે બોલવા દેવો નહિ અને સંધિવિગ્રહ આદિ સ્થાનોમાં સદૈવ પોતાના રાજાની ઉન્નતિ ઇચ્છવી.[૪૩] જે પુરુષ તેજસ્વી, બળવાન, શૂરવીર, છાયાની જેમ રાજાને અનુસરનાર, સત્યવાદી, કોમળ અને જિતેંદ્રિય હોય, તે પુરુષ રાજગૃહમાં વસી શકે.[૪૪] જે કાર્યને માટે બીજાને કહેવામાં આવે તે પહેલાં જ જે પોતે જ 'હું કયું કામ કરું ?' એમ પૂછી હાજર થઈ જાય છે, તે રાજગૃહમાં વસી શકે છે.[૪૫] રાણીવાસ સંબંધી, અંદરનાં કાર્યો વિશે તેમ જ સંગ્રામ આદિ બહારનાં કાર્યો વિશે રાજા આજ્ઞા આપે, ત્યારે જ પુરુષ ડગી જતો નથી, તે જ રાજગૃહમાં વસી શકે છે. ઘરબારથી દૂર નીકળીને જે પોતાનાં પ્રિયજનોને સંભાર્યા કરતો નથી અને આમ દુઃખ સહન કરીને જે સુખની ઇચ્છા રાખે છે, તે રાજગૃહમાં વસી શકે છે.[૪૬,૪૭] પુરુષે રાજાનાં જેવાં વસ્ત્રાભૂષણો પહેરવાં નહિ, રાજાની લગોલગ બેસવું નહિ અને વારેવારે છાની મસલત કરવી નહિ. આમ કરવાથી તે રાજાનો પ્રિય થઈ શકે છે.[૪૮] કોઈ કામમાં નિમણુક થઈ હોય, તો તેમાંથી જરા સરખી પણ લાંચ લેવી નહિ; કેમ કે એ રીતે લાંચનું ધન લેવાથી કાં તો બંદીખાનું મળે છે અથવા તો શિરચ્છેદ સહન કરવાનો આવે છે.[૪૯] રાજા વાહન, વસ્ત્ર, અલંકાર અને જે કંઈ બીજું આપે, તે જ પુરુષે નિત્ય ધારણ કરવું. એમ વર્તવાથી જ તે રાજાનો અતિપ્રિય થાય છે.[૫૦] આમ હે પાંડુનંદનો ! તમે ચિત્તને યત્નપૂર્વક સંયમમાં રાખજો. હે તાત ! તમે આ તેરમું વરસ આ રીતે રહેજો અને પછી સ્વદેશમાં જઈ ઇચ્છાનુસાર ક્રીડા કરજો.[૫૧]

યુધિષ્ઠિર બોલ્યા : આપનું મંગલ હો ! આપે અમને આ જે ઉપદેશ આપ્યો છે, તેવો ઉપદેશ કુંતીમાતા અને મહામતિમાન વિદુરજી સિવાય અન્ય કોઈ અમને કહે એમ નથી.[૫૨] હવે આ દુઃખમાંથી અમારો ઉદ્ધાર કરવા માટે, અમારા પ્રસ્થાન માટે તેમ જ અમારા વિજય માટે જે કાર્ય કરવું ઉચિત હોય, તે કરવાને આપ યોગ્ય છો.[૫૩]

વૈશંપાયન બોલ્યા : યુધિષ્ઠિરરાજે આ પ્રમાણે કહ્યું, એટલે દ્વિજશ્રેષ્ઠ ધૌમ્યે પ્રયાણવિધિને માટેનાં સર્વ કાર્યો વિધિપૂર્વક કર્યાં.[૫૪] પાંડવોને સમૃદ્ધિ, વૃદ્ધિ, રાજ્યલાભ અને પૃથ્વીવિજય પ્રાપ્ત થાય એ અર્થે તેમણે અગ્નિઓને પ્રદીપ્ત કર્યા અને તેમાં મંત્રપૂર્વક હોમ કર્યો.[૫૫] પછી પાંચે પાંડવોએ અગ્નિની તથા તપોધન બ્રાહ્મણોની પ્રદક્ષિણા

કરીને તેમ જ યાજ્ઞસેનીને આગળ રાખીને–એ છ જણાંએ ગુપ્તવાસને માટે પ્રયાણ આદર્યું.[૫૬] આમ વીર પાંડવોએ પ્રસ્થાન આદર્યું, ત્યારે જપ કરનારાઓમાં શ્રેષ્ઠ ધૌમ્યમુનિ પણ અગ્નિહોત્રોને લઈને પાંચાલદેશ તરફ નીકળ્યા. વળી ઇંદ્રસેન આદિ સેવકો પણ યુધિષ્ઠિરના આદેશ અનુસાર યાદવોને ત્યાં દ્વારકામાં ગયા. ત્યાં રથો તથા અશ્વોનું રક્ષણ કરતા રહીને તથા મનની વાતને ગુપ્ત રાખીને તેઓ સુખપૂર્વક રહેવા લાગ્યા.[૫૭,૫૮]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત પાંડવપ્રવેશપર્વમાં 'ધૌમ્યોપદેશ' નામનો અધ્યાય ૪થો સમાપ્ત

## અધ્યાય ૫મો

### પાંડવોએ વિરાટનગર પાસે જઈને શમીવૃક્ષ પર શસ્ત્રો મૂકયાં

॥ वैशंपायन उवाच ॥

**ते वीरा बद्धनिस्त्रिंशास्तथाबद्धकलापिनः।**
**बद्धगोधांगुलित्राणाः कालिंदीमभितो ययुः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી વીર પાંડવોએ તલવારો સજી, બાણનાં ભાથાં બાંધ્યાં, ઘોના ચામડાનાં મોજાંઓ પહેર્યાં અને યમુના નદી તરફ ચાલવા માંડ્યું.[૧] આમ બાર વરસનો વનવાસ પૂરો કરીને, સ્વરાજ્ય પાછું મેળવવા ઇચ્છતા એ પાંડવો યમુનાના દક્ષિણતીરે પગપાળા ચાલવા લાગ્યા. ત્યાં એ ધનુર્ધારીઓ પર્વતોના અને વનના ગહન પ્રદેશોમાં મુકામ કરતા હતા.[૨] એ મહાબળવાન મહાચાપધારી પાંડવો માર્ગમાં મૃગોનો શિકાર કરતા કરતા દશાર્ણ દેશની ઉત્તરે થઈને, પંચાલ દેશની દક્ષિણે થઈને અને યકૃતલોમ તેમ જ શૂરસેન દેશોની વચ્ચે થઈને, વનને વીંધીને મત્સ્યદેશમાં પેઠા. ત્યારે તેઓ પોતાને પારધી તરીકે ઓળખાવતા હતા.[૩,૪] તે વખતે ધનુષ તથા ખડ્ગધારી પાંડવો ફિક્કા પડી ગયા હતા અને તેમનાં દાઢીમૂછ વધી ગયાં હતાં. આ રીતે તેઓ મત્સ્યદેશમાં પહોંચ્યા, ત્યારે દ્રૌપદીએ યુધિષ્ઠિરરાજને કહ્યું કે,[૫] 'જુઓ, આ સાંકડા માર્ગો અને વિવિધ ખેતરો જણાય છે. મને લાગે છે કે, વિરાટની રાજધાની અહીંથી દૂર હશે. આથી આજની રાત આપણે અહીં જ રહીએ. મને અત્યંત થાક લાગ્યો છે.'[૬]

યુધિષ્ઠિર બોલ્યા : હે ધનંજય ! તું પાંચાલીને બરાબર ઊંચકી લઈને ચાલ. એટલે હે ભારત ! આપણે આ વનમાંથી નીકળીને રાજધાનીમાં પહોંચી ત્યાં જ મુકામ કરીએ.[૭]

વૈશંપાયન બોલ્યા : એટલે અર્જુને ગજરાજની જેમ દ્રૌપદીને તત્કાળ ઉપાડી લીધી. પછી નગર પાસે આવ્યું ત્યારે અર્જુને તેને નીચે ઉતારી. આમ રાજધાનીએ પહોંચ્યા પછી કુંતીનંદન યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું કે, 'આપણે આપણાં આયુધો કયાં મૂકીને નગરમાં પ્રવેશ કરીશું ? હે તાત ! આપણે જો આયુધો સાથે નગરમાં પ્રવેશ કરીશું, તો આપણે નગરજનોને નિઃસંશય ઉદ્વેગ કરાવીશું.[૮–૧૦] આ ગાંડીવધનુષ્ય મહાન છે, મજબૂત છે અને સર્વ કોઈને જાણીતું છે. એટલે આપણે જો એ આયુધને લઈને નગરમાં જઈશું, તો લોકો આપણને તરત જ ઓળખી કાઢશે એ વિશે સંશય નથી.[૧૧] આમ આપણામાંનો એક પણ ઓળખાઈ જાય, તો આપણે ફરી બાર વરસ વનવાસ ભોગવવો પડશે, કારણ કે આપણે તેવી પ્રતિજ્ઞા કરી છે.'[૧૨]

અર્જુન બોલ્યો : આ સ્મશાનની પાસે, હે મનુષ્યેંદ્ર ! આ ઊંચા ટેકરા ઉપર એક મહાન અને ગહન શમીનું વૃક્ષ છે. તેને ભયંકર શાખાઓ છે અને તેના ઉપર ચડવું અતિકઠિન છે.[૧૩] હે પાંડવો ! મને લાગે છે કે, અહીં કોઈ મનુષ્ય પણ નથી. એટલે કોઈ આપણને અહીં આયુધો મૂકતા જોઈ જશે પણ નહિ. વળી આ વૃક્ષ દૂર

માર્ગે આવેલા અને વાઘો તથા સાપોથી સેવાયેલા વનમાં ઊગ્યું છે. ખાસ તો તે ગહન સ્મશાનની નજીકમાં છે.[૧૪,૧૫] આથી હે ભારત! આપણે આ વૃક્ષ ઉપર જ આયુધો મૂકીને નગર તરફ જઈએ અને ઠરાવ અનુસાર કાર્ય કરીને દિવસો પૂરા કરીએ.[૧૬]

વૈશંપાયન બોલ્યા : હે ભરતોત્તમ! ધર્મરાજ યુધિષ્ઠિરને આ પ્રમાણે કહીને અર્જુને શસ્ત્રો મૂકવાની તૈયારી કરવા માંડી.[૧૭] માત્ર એક રથમાં બેસીને જ ધનુષ્યની સહાયથી અર્જુને સર્વ દેવો અને મનુષ્યોને જીત્યા હતા, તેમ જ જેના વડે પોતે અન્ય સમૃદ્ધ દેશો ઉપર જય મેળવ્યો હતો, તે ભવ્ય, મહાનાદવાળા અને સમર્થ શત્રુદળોને સંહારનારા અત્યંત ભયંકર એવા ગાંડીવ ધનુષ્યની દોરને તે પૃથાનંદન કુરુસિંહ અર્જુને ઉતારી નાખી.[૧૮,૧૯] જે ધનુષ્ય વડે પોતે કુરુક્ષેત્રનું સર્વ રક્ષણ કર્યું હતું, તેની અખંડ પ્રત્યંચાને પરંતપ યુધિષ્ઠિરે છોડી નાખી.[૨૦] સમર્થ ભીમસેને જે ધનુષની સહાયથી રણસંગ્રામમાં પાંચાલોને જીત્યા હતા, જે વડે તેણે એકલાએ દિગ્વિજય પ્રસંગે અનેકાનેક શત્રુઓને હરાવ્યા હતા, જેનો પર્વતના ફાટવા જેવો તથા વજ્રના કડાકા જેવો ટંકાર સાંભળીને શત્રુઓ રણક્ષેત્ર છોડી નાસી જતા હતા અને જેના પ્રભાવથી સિંધુરાજ જયદ્રથને તેણે નાકલીટી ઘસાવી લીધી હતી, તે ધનુષ્યની પ્રત્યંચાને ભીમસેને ઉતારી નાખી. તાંબાના જેવા લાલ મોંવાળા, નિયમમાં બોલનારા, મહાન બાહુવાળા, સમરમાં શત્રુઓનો ઘાણ કાઢનારા, શૂરવીર અને કુળમાં અજોડ રૂપવાન હોવાથી નકુલ નામ પામેલા, માદ્રીપુત્ર પાંડવે પણ પોતે જ ધનુષ્યની સહાયથી પશ્ચિમ દિશા ઉપર વિજય મેળવ્યો હતો, તે ધનુષની પણછ ઉતારી નાખી. દક્ષિણ આચારવાળા, વીર અને સમર્થ સહદેવે પણ પોતે જ ધનુષ્યરૂપી આયુધ વડે દક્ષિણ દિશાનો જય કર્યો હતો, તેની દોર છોડી નાખી.[૨૧-૨૬] તેમણે આ પ્રમાણે ધનુષ્યો છોડ્યાં અને તેમની સાથે ચળકતી તલવારો, મહામૂલ્યવાન ભાથાઓ, તેમ જ વિપાઠ ને ક્ષુરધાર નામનાં બાણો પણ મૂક્યાં.[૨૭]

વૈશંપાયન બોલ્યા : પછી કુંતીપુત્ર યુધિષ્ઠિરે નકુલને આજ્ઞા કરી કે, 'હે વીર! તું આ શમી ઉપર ચડ અને આ ધનુષોને તેના ઉપર મૂક.'[૨૮] એટલે નકુલ તે શમીવૃક્ષ ઉપર ચડ્યો. ત્યાં તેને ઝાડની જે જે બખોલો દિવ્ય રૂપવાળી લાગી તથા જેમાં તેને વર્ષાની ધારા સામી નહિ પડે એવી જણાઈ, તે તે બખોલોમાં તેણે ધનુષ્યો મૂક્યાં અને તેમને મજબૂત પાશોથી કસીને બાંધી દીધાં.[૨૯,૩૦] પછી પાંડવોએ તેના ઉપર એક મડદું બાંધ્યું. એટલે નાક ફાડી નાખે એવી દુર્ગંધ આવતાં જ મનુષ્યો 'અહીં તો શબ બાંધ્યું છે' એમ માનીને એ શમીવૃક્ષનો દૂરથી જ ત્યાગ કરે. આમ એ વૃક્ષ ઉપર શબ બાંધ્યા પછી, એ પરંતપ તથા શત્રુનાશન–પાંડવો ગોવાળો અને ભરવાડોને આ પ્રમાણે કહેવા લાગ્યા : 'આ અમે અમારી એકસો એંશી વર્ષની માતાનું મડદું બાંધ્યું છે. કેમ કે એ અમારા પૂર્વજોએ આચરેલો અમારો કુળધર્મ છે.' આમ કહેતાં કહેતાં તે શત્રુનિષૂદન પૃથાનંદનો નગરની નજીક આવી પહોંચ્યા.[૩૧-૩૪] પછી યુધિષ્ઠિરે પાંડવોનાં જય, જયંત, વિજય, જયત્સેન અને જયદ્બલ એવાં ગુપ્ત નામો પાડ્યાં.[૩૫] આમ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે પાંડવોએ તેરમા વર્ષે વિરાટદેશમાં ગુપ્તવાસે રહેવાને માટે તેના મહાન નગરમાં પ્રવેશ કર્યો.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત પાંડવપ્રવેશપર્વમાં 'યુધિષ્ઠિરાદિની મંત્રણા' નામનો અધ્યાય ૫ મો સમાપ્ત

# अध्याय ६ठ्ठो

## દુર્ગાસ્તવન

॥ वैशंपायन उवाच ॥

विराटनगरं रम्यं गच्छमानो युधिष्ठिरः।
अस्तुवन्मनसा देवीं दुर्गां त्रिभुवनेश्वरीम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: રમણીય વિરાટનગરીમાં પ્રવેશ કરતી વખતે, યુધિષ્ઠિરે યશોદાના ગર્ભમાં ઉત્પન્ન થયેલા નારાયણને અત્યંત પ્રિય, નંદગોપના કુળમાં જન્મેલાં, મંગળ આપનારાં, કુળનું વર્ધન કરનારાં, કંસને ભગાડનારાં, અસુરોનો ક્ષય લાવનારાં, શિલાતટ ઉપર પછાડતાં જ આકાશ તરફ ઊડી જનારાં, વાસુદેવનાં બહેન, દિવ્ય ફૂલમાળાઓથી સુશોભિત, દિવ્ય અંબરને ધારનારાં અને ઢાલ તથા તલવારને સજનારાં એ ત્રિભુવનેશ્વરી દેવી દુર્ગાનું મનથી સ્તવન કર્યું.[૨-૪] જે મનુષ્યો પૃથ્વીનો ભાર ઉતારનારાં, પુણ્યરૂપા અને સદૈવ કલ્યાણમયી એ દેવીનું સ્મરણ કરે છે, તેમને કાદવમાં ખૂંચેલી દૂબળી ગાયની જેમ તે પાપમાંથી તારી લે છે.[૫] દેવીના દર્શનની આકાંક્ષાવાળા યુધિષ્ઠિરરાજે પોતાના નાના ભાઈઓ સાથે વિવિધ સ્તોત્રાત્મક નામો વડે એ દેવીની વારંવાર સ્તુતિ કરવા માંડી:[૬] 'હે વરદાયિની! હે કૃષ્ણા! હે કુમારી! હે બ્રહ્મચારિણી! હે બાલસૂર્ય સમાન આકારવાળાં! હે પૂર્ણચંદ્ર સમાન મુખવાળાં! તમને નમસ્કાર હો![૭] હે ચતુર્ભુજા! હે ચાર મુખવાળાં! હે પુષ્ટ સાથળ અને સ્તનવાળાં! હે મોરપીછનાં કંકણવાળાં! હે કેયૂર અને બાજુબંધ ધારનારાં! હે દેવી! તમે નારાયણપત્ની લક્ષ્મીના જેવાં શોભો છો.[૮] હે ખેચરી! તમારું સ્વરૂપ અને તમારું બ્રહ્મચર્ય વિશુદ્ધ છે, તમારા શરીરનો વર્ણ નીલ મેઘના જેવો છે અને તમારું મુખ સંકર્ષણ સમાન છે.[૯] તમારા બાહુઓ ઇંદ્રધ્વજ જેવા ઊંચા અને વિશાળ છે. તમે તમારા હાથોમાં પાત્ર, કમળ, ઘંટા, પાશ, ધનુષ્ય, મહાચક્ર આદિ વિવિધ આયુધો ધારણ કરો છો. પૃથ્વીમાં તમે જ વિશુદ્ધ સ્રીરૂપ છો. કુંડળોથી ભરેલા બે કાનો વડે તમે અત્યંત શોભી રહ્યાં છો.[૧૦,૧૧] હે દેવી! તમે ચંદ્રની સ્પર્ધા કરતા મુખ વડે, વિચિત્ર મુકુટ વડે અને સુશોભિત કેશબંધ વડે વિરાજી રહ્યાં છો.[૧૨] સર્પના જેવા આકારવાળી ઝળહળતી કટિમેખલા ધારણ કરવાથી તમે જાણે અહીં સર્પથી વીંટાયેલા મંદર પર્વતની જેમ ઝગી રહ્યાં છો.[૧૩] મોરનાં પીછાંના ઊંચા ધ્વજ વડે તમે શોભી રહ્યાં છો. કૌમારવ્રતને ધારણ કરીને તમે સ્વર્ગને પાવન કર્યું છે.[૧૪] આથી હે દેવી! દેવો તમારી સ્તુતિ કરે છે અને તમને પૂજે છે. હે ત્રણે લોકના રક્ષણ અર્થે મહિષાસુરનું મર્દન કરનારાં દેવી! તમે મારા ઉપર પ્રસન્ન થાઓ. હે સુરશ્રેષ્ઠા! તમે દયા કરો, તમે કલ્યાણકારિણી થાઓ.[૧૫] તમે જયા છો, વિજયા છો, સંગ્રામમાં જયદાયિની છો અને વરદાત્રી છો. તો તમે મને પણ અત્યારે વિજય આપો.[૧૬] હે કાલી! હે કાલી! હે મહાકાલી! હે મદ્ય, માંસ અને પશુ ઉપર પ્રીતિવાળાં! ગિરિશ્રેષ્ઠ વિંધ્ય ઉપર તમારું સનાતન સ્થાન છે.[૧૭] હે કામચારિણી! જે મનુષ્યો ત્યાં તમારી યાત્રાએ આવે છે, તેમને તમે વરદાન આપો છો. હે ભૂમિનો ભાર ઉતારનારાં! જે મનુષ્યો તમારું સ્મરણ કરે છે અને જેઓ તમને પ્રભાતે પ્રણામ કરે છે, તે મનુષ્યોને આ પૃથ્વીમાં પુત્રો અને ધન એમાંનું કશું જ દુર્લભ રહેતું નથી.[૧૮,૧૯] હે દુર્ગા! તમે દુર્ગ(સંકટ)માંથી તારો છો, તેથી લોકો તમને દુર્ગા કહે છે. વનવગડામાં રખડી ગયેલા, મહાસાગરમાં ડૂબી ગયેલા અને ચોરડાકુઓથી ઘેરાઈ ગયેલા માણસો માટે તમે જ પરમ આધાર છો. હે મહાદેવી! જળતરણમાં અને વનોમાં તથા દુર્ગમ સ્થાનોમાં જે મનુષ્યો તમારું સ્મરણ

કરે છે, તેઓ દુઃખ પામતા નથી. તમે કીર્તિ છો, લક્ષ્મી છો, ધૃતિ છો, સિદ્ધિ છો, લજ્જા છો, વિદ્યા છો, સંતતિ છો અને મતિ છો.[૨૦-૨૨] તમે જ સંધ્યા અને રાત્રિ છો, તમે જ પ્રભા અને નિદ્રા છો, તમે જ જ્યોત્સ્ના અને કાંતિ છો અને તમે જ ક્ષમા અને દયા છો. તમારી પૂજા કરવાથી તમે મનુષ્યોનાં બંધન, મોહ, પુત્રનાશ, ધનનાશ, વ્યાધિ, મૃત્યુ અને ભયનો નાશ કરો છો. આથી રાજ્યથી ભ્રષ્ટ થયેલો હું તમારે શરણે આવ્યો છું.[૨૩,૨૪] હે દેવી! હે સુરેશ્વરી! હું શિર નમાવીને તમને પ્રણામ કરું છું. હે કમલપત્રનયના! તમે મારું રક્ષણ કરો. હે સત્યા! તમે અમને સત્યરૂપે દર્શન આપો.[૨૫] હે દુર્ગા! હે શરણાગતરક્ષિણી! હે ભક્તવત્સલા! તમે મને શરણરૂપ થાઓ.'

પાંડુપુત્ર યુધિષ્ઠિરે આ પ્રમાણે સ્તુતિ કરી, એટલે તે દેવીએ તેમને દર્શન આપ્યાં.[૨૬] અને યુધિષ્ઠિરરાજની પાસે જઈ તેમને આ વચન કહ્યાં:

દેવી બોલ્યાં: હે સમર્થ! હે મહાબાહુ! હે રાજન્! મારાં આ વચન સાંભળ.[૨૭] તને સંગ્રામમાં ટૂંક વખતમાં જ વિજય મળશે. મારી કૃપાથી તું કૌરવસેનાને પરાજય આપીને તથા તેનો નાશ કરીને રાજ્યને નિષ્કંટક કરશે અને ફરી પૃથ્વીને ભોગવશે. વળી હે રાજન્! તું ભાઈઓ સાથે પુષ્કળ આનંદ પામશે.[૨૮,૨૯] મારી કૃપાથી તને સુખ અને આરોગ્ય પ્રાપ્ત થશે. આ લોકમાં જે પુણ્યશીલ મનુષ્યો મારા આ સ્તોત્રનું સંકીર્તન કરશે, તેમને હું પ્રસન્ન થઈને રાજ્ય, આવરદા, સુંદર દેહ અને પુત્ર આપીશ. હે રાજન્! પ્રવાસમાં, નગરમાં, સંગ્રામમાં, શત્રુ તરફના સંકટમાં, વગડામાં, ભયંકર વનમાં, સાગરમાં અને ગહન ગિરિ ઉપર જે મનુષ્યો તેં જેમ મારું સ્મરણ કર્યું છે તેમ મારું સ્મરણ કરશે, તેમને આ લોકમાં કશું પણ દુર્લભ રહેશે નહિ. હે પાંડવો! જે મનુષ્ય આ ઉત્તમ સ્તોત્રને ભક્તિપૂર્વક સાંભળશે અથવા તેનો પાઠ કરશે, તેનાં સર્વ કાર્યો સિદ્ધ થશે. મારી કૃપાથી તમે સૌ વિરાટનગરમાં રહ્યા હશો, ત્યારે કૌરવો કે ત્યાંના નિવાસીઓ તમને ઓળખી શકશે નહિ.' શત્રુદમન યુધિષ્ઠિરને આ પ્રમાણે કહીને તથા પાંડુનંદનોની રક્ષા કરીને, તે વરદાયિની દેવી ત્યાં ને ત્યાં જ અંતર્ધાન થઈ ગયાં.[૩૦-૩૫]

ઇતિ શ્રીમહાભારતમા વિરાટપર્વાંતર્ગત પાંડવપ્રવેશપર્વમાં 'દુર્ગાસ્તવ' નામનો અધ્યાય ૬ઠ્ઠો સમાપ્ત

## અધ્યાય ૭મો

### વિરાટરાજને ત્યાં યુધિષ્ઠિરનો પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

**ततो विराटं प्रथमं युधिष्ठिरो राजा सभाया- मुपविष्टमाव्रजत् । वैदूर्यरूपान्प्रतिमुच्य काञ्चना- नक्षान्स कक्षे परिगृह्य वाससा ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: પછી સૌથી પ્રથમ, તે યુધિષ્ઠિરરાજ વૈડૂર્ય જડેલા સોનાના પાસાઓને વસ્ત્રમાં લપેટીને તથા તેને પોતાની બગલમાં દબાવીને સભામાં બેઠેલા વિરાટરાજા પાસે ગયા.[૧] મહાયશસ્વી, કૌરવવંશનું વર્ધન કરનારા, મહાનુભાવ, નરેંદ્રોથી સત્કાર પામેલા અને તીક્ષ્ણ વિષવાળા સર્પની જેમ જેમની પાસે સહેજે ન જઈ શકાય એવા એ યુધિષ્ઠિર રાજા યશસ્વી રાષ્ટ્રપતિ વિરાટની પાસે ગયા.[૨] ત્યારે બળ, રૂપ અને અપૂર્વ તેજ વડે દેવ જેવા એ મહાન નરપતિ મોટી ઘનઘટાથી ઘેરાયેલા સૂર્ય જેવા તથા ભસ્મથી ઢંકાયેલા અગ્નિ જેવા વીર્યવાન લાગતા હતા.[૩] વાદળથી વીંટાયેલા ચંદ્ર જેવા એ પાંડવને આવતા જોઈને વિરાટરાજ તરત જ વિચારવા લાગ્યો કે, 'પૂર્ણચંદ્રના જેવા તેજસ્વી મુખવાળા આ કોઈ મહાનુભાવ આવ્યા છે.'[૪] તેણે પોતાની પાસે બેઠેલા મંત્રીઓ, દ્વિજો, સૂતો,



'કંક' નામ અને સાદા બ્રાહ્મણનો વેશ રાખી યુધિષ્ઠિરે વિરાટ રાજાનો આજ્ઞાંકિત નોકર થવા માગણી કરી. પ
તેમની ભવ્ય કાંતિ, ની ર અને સુંદર ચહેરો, મદોન્મત્ત હાથી જેવી ચાલ વગેરે જોઈ વિરાટને એવું જ લાગ્યું કે જાણે
કોઈ ચક્રવર્તી સમ્રાટ કે સ્વર્ગનો ઇન્દ્ર જ આવતો હોય ને! આથી તેણે વિનયપૂર્વક કહ્યું કે, 'હે મિત્ર! કૃપા કરીને
આપ મારું રાજ્ય ચલાવો, કેમ કે આપ એવા જ અધિકારને યોગ્ય છો તથા આપ મુરબ્બી જેવા લાગો છો. આપની
અવજ્ઞા કરશે તેને હું સખ્ત સજા કરીશ.'

વૈશ્યો અને બીજા સભાસદોને પૂછયું કે, 'રાજાનાં જેવાં લક્ષણવાળો આ કોણ સભાની સામે જોઈ રહ્યો છે? આ કોણ મને પહેલીવાર જ મળવા આવે છે?[૫] આ બ્રાહ્મણ હોય એમ મને લાગતું નથી. મારા ધારવા પ્રમાણે તો આ પૃથ્વીનો અધિપતિ હોવો જોઈએ. એની પાસે દાસ નથી, રથ નથી અને હાથી નથી. છતાં એ ઇંદ્ર જેવો તેજસ્વી છે.[૬] શરીર ઉપરનાં ચિહ્નો ઉપરથી સૂચિત થાય છે કે, આ કોઈ મુગટધારી રાજવી છે. આવું મારા મનનું ધારવું છે. કોઈ મદમસ્ત હાથી જેમ કમલ-સરોવર પાસે જાય, તેમ આ જરા પણ વ્યથા વિના મારી પાસે આવી રહ્યો છે![૭]

વિરાટરાજ આ પ્રમાણે તર્કવિતર્ક કરી રહ્યા હતા, તે વખતે યુધિષ્ઠિર તેની પાસે જઈ બોલ્યા કે, 'હે સમ્રાટ! જાણો, હું દ્વિજ છું, મારું સર્વસ્વ નાશ પામ્યું છે અને હું અહીં આજીવિકાને અર્થે આવ્યો છું.[૮] હે નિષ્પાપ! હે વિભુ! હું અહીં તમારી ઇચ્છાનુસાર વર્તીને તમારી પાસે રહેવા ઇચ્છું છું.' એટલે વિરાટરાજ હર્ષ પામીને તેમને આવકાર આપ્યો અને કહ્યું કે, 'તમે ભલે પધાર્યા.[૯] આમ રાજાઓમાં સિંહ જેવા એ યુધિષ્ઠિરને સત્કાર આપીને વિરાટરાજે પ્રસન્નમનથી તેમને આ વચન કહ્યાં: 'હે તાત! હું તમને પ્રેમપૂર્વક પૂછું છું કે, તમે કયા રાજાના રાજ્યમાંથી અહીં આવ્યા છો? તમારું ગોત્ર શું છે? તમારું નામ શું છે? તમે શું શિલ્પ જાણો છો? અને તમે કઈ વિદ્યા સિદ્ધ કરી છે? આ તમે મને તત્ત્વતઃ કહો'[૧૦,૧૧]

યુધિષ્ઠિર બોલ્યા: હે વિરાટરાજ! પૂર્વે હું યુધિષ્ઠિરનો સખા હતો. હું વ્યાઘ્રપાત× ગોત્રનો વિપ્ર છું, વળી હું જુગારીઓના પાસા નાખવામાં કુશળ છું અને હું કંક નામે વિખ્યાત છું.[૧૨]

વિરાટ બોલ્યો: અહો! તમે જે વર ઇચ્છો છો, તે હું તમને ખુશીથી આપું છું. તમે મત્સ્ય દેશ ઉપર શાસન કરો. હું તમારે અધીન થઈ ગયો છું. મને દ્યૂત રમનારા જુગારીઓ સદૈવ પ્રિય છે. હે દેવ તુલ્ય! તમે તો રાજ્યને માટે યોગ્ય છો.[૧૩]

યુધિષ્ઠિર બોલ્યા: હે મત્સ્યનરેશ! એકવાર શરત બકયા પછી હારનાર પુરુષ સાથે મારે કોઈ પણ વિવાદ થવો જોઈએ નહિ. મેં કોઈને જીત્યો હોય, તો તે મારું જીતેલું ધન લઈ જાય નહિ. તમારી કૃપાથી મને આ વર હો.[૧૪]

વિરાટ બોલ્યો: કોઈ તમારું અપ્રિય આચરશે, તો હું તેને અવશ્ય હણી નાખીશ. તે જો બ્રાહ્મણ હશે, તો હું તેને દેશપાર કરીશ. હે સંમિલિત પ્રજાજનો! તમે આ સાંભળો. મારી જેમ જ આ કંક પણ આ દેશનો સ્વામી છે.[૧૫] હે કંક! તમે મારા સખા છો. તમને મારાં વાહનો જેવાં વાહનો મળશે, પુષ્કળ વસ્ત્રો અને ખાનપાન મળશે. તમે અંતઃપુરનાં અને બહારનાં કામો નિત્ય જોતા રહેજો. આ મેં તમારે માટે મારું દ્વાર ખુલ્લું મૂકયું છે.[૧૬] અર્થાત્ તમને કોઈ પણ સ્થળે જતા રોકવામાં આવશે નહિ. આજીવિકાનું કષ્ટ ભોગવતા જ કોઈ મનુષ્યો તમારી પાસે વાત કરે, તેમને વિશે તમારે મને ખબર આપવી. એટલે હું તેમને તે બધું જ આપીશ. આ વિશે તમારે સંશય રાખવો નહિ. વળી તમારે મારી આગળ કશો ભય રાખવો નહિ.

વૈશંપાયન બોલ્યા: આ પ્રમાણે નરસિંહ યુધિષ્ઠિરે વિરાટરાજ સાથે સમાગમ કર્યો અને તેની પાસેથી વર પ્રાપ્ત કર્યો. પછી પરમ સન્માન પામેલા એ ધીર ત્યાં સુખપૂર્વક રહેવા લાગ્યા

× વ્યાઘ્રપાત્ એવું યમનું (ધર્મનું) નામ છે. ધર્મથી ઉત્પન્ન થયેલા માટે યુધિષ્ઠિરે પોતાને વૈયાઘ્રપદ્ય કહ્યા છે. વળી વૈયાઘ્ર એટલે વ્યાઘ્રચર્મ; તેનાથી વીંટાયલો રથ પોતાનું વાહન હોવાથી પણ પોતાને વૈયાઘ્રપદ્ય કહ્યા છે. બ્રાહ્મણ એટલે બ્રહ્મવેત્તા.

અને કોઈ પણ મનુષ્ય તેમના અજ્ઞાતવાસ સંબંધના એ ચરિત્રને જાણી શક્યો નહિ.[૧૭,૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત પાંડવપ્રવેશપર્વમાં 'યુધિષ્ઠિરપ્રવેશ' નામનો અધ્યાય ૭ મો સમાપ્ત

# अध्याय ८मो

## ભીમસેનનો પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

अथाऽपरो भीमबलः श्रिया ज्वलन्नुपाययौ सिंहविलासविक्रमः । खजां च दर्वीं च करेण धारयन्नसिं च कालांगमकोशमव्रणम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પછી ભયંકર બળવાળો, કાંતિથી ઝગઝગતો સિંહના વિલાસ જેવા પરાક્રમવાળો અને ગિરિરાજ મેરુના જેવા દૃઢ શરીરવાળો તે ભીમસેન કાળાં વસ્ત્રો ધારણ કરીને તથા હાથમાં કડછી, તાવેથો તેમ જ માંસ કાપવાનો ખુલ્લો ને ચળકતો ગજવેલનો છરો લઈને, રસોઇયાના વેશે, એ મત્સ્યરાજ પાસે આવીને ઊભો રહ્યો. તે સમયે તે સૂર્યની જેમ પોતાના ઉત્તમ તેજથી આ લોકને જાણે કે પ્રકાશિત કરી રહ્યો હતો.[૧,૨] તેને આવેલો જોઈને વિરાટરાજે એકઠા મળેલા પ્રજાજનોને હર્ષ પમાડતાં કહ્યું કે, 'સિંહના જેવા ઊંચા ખભાવાળો, અત્યંત રૂપભરેલો અને શ્રેષ્ઠ નદી જેવો આ યુવાન કોણ છે?[૩] સૂર્ય જેવા આ પુરુષને મેં પૂર્વે જોયો નથી. ઘણા તર્કો કરું છું, પણ મને એને વિશે નિશ્ચય થતો નથી. વળી આ નરસિંહે એના મનમાં શું ધાર્યું હશે, તેની પણ હું સાચી અટકળ કરી શકતો નથી.[૪] એને જોતાં જ મને વિચાર આવે છે કે, આ કોઈ ગંધર્વરાજ છે કે ઇંદ્ર હશે? એટલે હે નગરજનો! આ મારી સામે કોણ ઊભો છે તેની તમે તપાસ કરો. તેની જે ઇચ્છા હોય તે તત્કાળ પૂરી થાઓ.' વિરાટરાજનાં આ વચનોથી આજ્ઞા પામીને વિરાટનરેશના શીઘ્ર ગતિવાળા પુરુષો ધર્મનંદનના નાના ભાઈ કુંતીપુત્ર ભીમસેન પાસે ગયા અને તેને વિરાટરાજના કહેવા પ્રમાણે પૂછ્યું.[૫,૬] મોટા મનવાળો ભીમ વિરાટરાજ પાસે ગયો અને તેને આ પ્રમાણે પ્રૌઢ વચન કહેવા લાગ્યો: 'હે નરેંદ્ર! હું બલ્લવ નામનો રસોઇયો છું. હું ઉત્તમ શાકભાજી રાંધું છું. તો તમે મને તે કામ પર રાખો.'[૭]

વિરાટ બોલ્યો : તું રસોઇયો છે એની મને શ્રદ્ધા પડતી નથી. તું તો સહસ્રલોચન ઇંદ્રના જેવો શોભે છે. વળી તારાં તેજ, રૂપ અને પરાક્રમથી તો તું નરોમાં કોઈ મહાન નર હોય તેવો જણાય છે.[૮]

ભીમ બોલ્યો : હે નરેશ! હું રસોઇયો છું અને તમારી સેવા કરવા આવ્યો છું. મને સૂપ બનાવતાં સરસ આવડે છે. પૂર્વે યુધિષ્ઠિર રાજાએ મારી બનાવેલી તે સર્વ વાનીઓના સ્વાદ લીધા પણ છે.[૯] વળી હે રાજન્! બળમાં અને મલ્લયુદ્ધમાં કોઈ ક્યારેય મારો બરોબરિયો નથી. અરે! સિંહો અને હાથીઓ સાથે પણ મેં ભેટા કર્યા છે. તો હે નિષ્પાપ! હું તમારું સદૈવ પ્રિય કાર્ય કરીશ.[૧૦]

વિરાટ બોલ્યો : હું તારું ઇચ્છયું વરદાન આપું છું. તું જેવું બોલે છે તેવું રસોડામાં કામ કરજે. બાકી એ કામ તારે માટે લાયક હોય એમ તો હું નથી માનતો. તું તો સમુદ્ર સુધીની ધરતીનો અધિપતિ થવાને યોગ્ય છે. આમ છતાં આ મેં તારી ઇચ્છા પ્રમાણે કર્યું છે, તો તું મારા રસોડામાં મુખ્ય અધિષ્ઠાતા થા. આ પહેલાં ત્યાં જે માણસો નિમાયલા છે, તે સૌનો અધ્યક્ષ હું તને નીમું છું.[૧૧,૧૨]

વૈશંપાયન બોલ્યા: આ પ્રમાણે ભીમ પાકશાળામાં નિમાયો ને વિરાટરાજનો અત્યંત પ્રિય પાત્ર થયો. તે આમ વિરાટદેશમાં રહેવા લાગ્યો, તોપણ બીજા માણસો તેમ જ ત્યાંના રાજસેવકો કોઈ તેને જાણી શક્યું નહિ.[૧૩]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત પાંડવપ્રવેશપર્વમાં 'ભીમપ્રવેશ' નામનો અધ્યાય ૮ મો સમાપ્ત

# अध्याय ९ मो
## દ્રૌપદીનો પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

ततःकेशान्समुत्क्षिप्य वेल्लिताग्राननिंदितान्।
कृष्णान् सूक्ष्मान् मृदून् दीर्घान् समुद्ग्रथ्य शुचिस्मिता ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પછી નિર્મળ સ્મિતવાળી અને શ્યામળ લોચનવાળી કૃષ્ણાએ પોતાના વાંકડિયા છેડાવાળા, સુંદર, કાળા, પાતળા, કોમળ તથા લાંબા કેશોને એકઠા કરીને ગૂંથી દીધા. પછી તે સુલાયમ કેશોને જમણા પડખામાં ઢાંકી–દઈને, અત્યંત મલિન એવું એક જ વસ્ત્ર પહેરીને અને સૈરંધ્રીનો વેશ ધારણ કરીને તે દુઃખિયારીની જેમ વિરાટનગરીમાં ભટકવા લાગી. ત્યારે નગરવાસી સ્ત્રીઓ અને પુરુષો આમતેમ ભટકી રહેલી એ કૃષ્ણાની પાછળ દોડવા લાગ્યાં.[૧-૩] તેમણે તેને જોઈને પૂછ્યું : 'તું કોણ છે? તું શું કરવા ઇચ્છે છે?' પછી હે રાજેંદ્ર! દ્રૌપદીએ તેમને કહ્યું કે, 'હું સૈરંધ્રી છું અને આજીવિકા માટે અહીં આવી છું.[૪] જે કોઈ મને કામે રાખશે, તેનું હું કામ કરવા ઇચ્છું છું.' તેનાં રૂપ, વેશ અને સુમધુર વાણીને લીધે કોઈએ માન્યું પણ નહિ કે, આ કાંઈ અન્નને માટે આવેલી દાસી છે. તેવામાં કેકયરાજની પુત્રી અને વિરાટરાજની અતિ માનીતી રાણીએ મહેલમાંથી નગરમાર્ગ તરફ જોતાં એ દ્રુપદપુત્રીને જોઈ.[૫,૬] આવી રૂપવતીને, અનાથ અને એક લૂગડાભેર જોઈને તેણે તેને બોલાવી અને પૂછવા લાગી : 'હે ભદ્રા! તું કોણ છે? તું શું કરવા ઇચ્છે છે?'[૭] પછી હે રાજેંદ્ર! દ્રુપદનંદિનીએ તેને કહ્યું કે, 'હું સૈરંધ્રી છું અને આજીવિકાને માટે અહીં આવી છું. જે કોઈ મને કામે રાખશે તેનું હું કામ કરવા ઇચ્છા રાખું છું.'[૮]

સુદેષ્ણા બોલી : હે ભામિની! તું ભલે કહે, પણ તારા જેવી રૂપાળી સ્ત્રીઓ દાસી હોય જ નહિ. તે તો જાતજાતનાં અનેક દાસદાસીઓને આજ્ઞા કરનારી જ હોય.[૯] તારી ઘૂંટીઓ ઊંચી નથી, તારી સાથળો પરસ્પર અડીને રહી છે, તારાં બુદ્ધિ, નાભિ ને શબ્દ એ ત્રણ ગંભીર છે, તારાં નેત્ર, નાસિકા, સ્તન અને શ્રોણીમંડલ એ છ ઉન્નત છે, તારાં હાથ પગનાં તળિયાં, તારી આંખના છેડા, તારા હોઠ, તારી જીભ ને તારા નખ એ પાંચ રક્તવર્ણા છે. તારું ભાષણ હંસના જેવું મધુર છે.[૧૦] તારા કેશ સુંદર છે, તારા સ્તન સોહામણાં છે અને તારાં નિતંબ તથા સ્તન ભરાવદાર છે. આમ કાશ્મીરની ઘોડીની જેમ તું તે તે શુભ લક્ષણોથી સંપન્ન છે.[૧૧] તારાં નેત્રની પાંપણો શામળી છે, તારા હોઠ રાતાં ઘિલોડાં જેવા છે અને તારી કમ્મર પાતળી છે. શંખના આકારનો તારો કંઠ છે, લોહીથી ભરેલી તારી નસો છે અને પૂર્ણચંદ્ર જેવું સુંદર તારું મુખ છે.[૧૨] શરદઋતુના કમળ જેવી તારી આંખો છે, શરદઋતુના કમળ જેવો તારો ગંધ છે અને શરદઋતુના કમળને સેવનારી લક્ષ્મી જેવું તારું રૂપ છે.[૧૩] હે ભદ્રા! કહે તું કોણ છે? દાસી તો તું કોઈ રીતે નથી જ. તું યક્ષી છે? દેવી છે? ગંધર્વી છે કે પછી અપ્સરા છે?[૧૪] તું દેવકન્યા છે? નાગકન્યા છે? કે નગરદેવતા છે? તું વિદ્યાધરી છે? કિન્નરી છે કે સાક્ષાત્ રોહિણી છે?[૧૫] અથવા તું અલંબુષા, મિશ્રકશી, પુંડરીકા કે માલિની છે? તું ઇંદ્રાણી છે કે વારુણી છે? અથવા તું ત્વષ્ટાની, ધાતાની કે પ્રજાપતિની પત્ની છે? હે શુભાં! દેવોમાં વિખ્યાત એવી દેવીઓમાંથી તું કઈ દેવી છે?[૧૬]

દ્રૌપદી બોલી : હું દેવી નથી, ગંધર્વી નથી, આસુરી નથી, તેમ રાક્ષસી પણ નથી. હું તો દાસીપણું કરનારી સૈરંધ્રી છું. આ હું તમને સાચું જ કહું છું.[૧૭] હે શુભા ! હું વાળના સુંદર અંબોડા ગૂંથું છું, અંગરાગ માટે ઉત્તમ ચંદનાદિ ઘસી જાણું છું અને મલ્લિકા, ઉત્પલ, પદ્મ તેમ જ ચંપકની જાતજાતની અતિમનોહર માળાઓ પરોવું છું. પૂર્વે હું કૃષ્ણની પ્રિય પટરાણી સત્યભામાની તેમ જ કુરુવંશી પાંડુપુત્રોની પરમ સુંદર પત્ની કૃષ્ણાની સેવામાં હતી. આમ હું જુદેજુદે સ્થાને ફરું છું અને સુંદર ભોજન પામું છું અને મને જેવાં અને જેટલાં વસ્ત્રો મળે છે, તેવાં અને તેટલાંથી હું આનંદ માનું છું. દેવી દ્રૌપદીએ પોતે જ મારું માલિની નામ પાડ્યું છે. એવી હું, હે સુદેષ્ણા ! આજે તમારે ઘેર આવી છું.[૧૮-૨૧]

સુદેષ્ણા બોલી : મને સંશય જ નથી કે હું તને મારા માથા ઉપર જ રાખું. પણ ન કરે નારાયણ ને રાજા તારી કામના કરે અને સર્વ મનથી તારા ઉપર આસક્ત થઈ જાય તો ? કેમ કે આ મારા મંદિરમાં ને રાજદરબારમાં જે જે સ્ત્રીઓ છે, તે સર્વ પણ તને આસક્તિપૂર્વક જોયા કરે છે, તો પછી કયા પુરુષને તું મોહિત ન કરે ?[૨૨,૨૩] આ મારા ઘરને આંગણે ઊભેલાં વૃક્ષોને તું જો ! તેઓ પણ તને જાણે નમન કરી રહ્યાં હોય એવાં દેખાય છે. તો તું કયા પુરુષને મોહ ન પમાડે ?[૨૪] હે સુશ્રોણી ! વિરાટરાજ તારું અલૌકિક રૂપ જોઈને મારો ત્યાગ કરી દે. હો વરારોહા ! સર્વ ચિત્તે તે તારા થઈ જાય.[૨૫] હે નિર્દોષ અંગવાળી ! ચંચળ અને વિશાળ લોચનવાળી ! તું જે જે આસક્ત પુરુષ ઉપર દૃષ્ટિપાત કરશે, તે કામાધીન થઈ જશે.[૨૬] આમ હે મનોહર હાસ્યવાળી ! હે સર્વ સુંદર અંગવાળી ! જે પુરુષ તને સતત જોયા કરશે, તે કામને વશ થઈ જશે.[૨૭] હે સુંદર ભ્રૂકુટિવાળી ! જેમ માણસ પોતાના વધને માટે વૃક્ષો ઉપર ચડે છે, તેમ મારા રાજઘરમાં તારો વાસ મારે માટે તેવો જ વિનાશકારક થઈ પડે.[૨૮] હે પવિત્ર સ્મિતવાળી ! મને લાગે છે કે, જેમ કર્કટી (છ પગવાળા જંતુ) પોતાના મૃત્યુને નોતરવા જ ગર્ભને ધારણ કરે છે, તેમ હું તને મારા ઘરમાં વાસ આપું, તો તે મારો વિનાશ નોતર્યા જેવું જ થાય.[૨૯]

દ્રૌપદી બોલી : હે ભાવિની ! વિરાટરાજ કે બીજો કોઈ પણ પુરુષ મને કદાપિ મેળવી શકે એમ નથી; કેમ કે પાંચ યુવાન ગંધર્વો મારા પતિ છે.[૩૦] તેઓ કોઈ મહાબળવાન ગંધર્વરાજના પુત્રો છે અને તેઓ નિત્ય મારી રક્ષા કરે છે. વળી હું પણ છંછેડી ન શકાય એવી છું.[૩૧] જે મને એઠું ન આપે તથા જે મારી પાસે પગ ધોવરાવે નહિ, તેને ત્યાં વાસ કરવાથી મારા ગંધર્વ પતિઓ પ્રસન્ન રહે છે.[૩૨] પણ જે પુરુષ મને બીજી સાધારણ સ્ત્રીઓ જેવી માનીને મારી અભિલાષા કરશે, તે પુરુષ તે જ રાત્રે બીજા ખોળિયામાં પેસી વાસો પામશે; અર્થાત્ મરણ પામશે.[૩૩] વળી હે અંગના ! કોઈ પણ પુરુષ મને શિયળથી ડગાવી શકે એમ છે જ નહિ; કારણ કે મારા દુઃખશૂરા બલવાન ગંધર્વો મને અત્યંત વહાલા છે.[૩૪] હે શુચિસ્મિતા ! તેઓ ગુપ્ત રહીને પણ મારું નિત્ય રક્ષણ કરે છે.

સુદેષ્ણા બોલી : ત્યારે નંદિની ! ભલે તું ઇચ્છે છે તેમ હું તને રાખીશ.[૩૫] તને કદી પણ કોઈના પગનો કે એઠનો સ્પર્શ કરવાનો પ્રસંગ નહિ આવે.

વૈશંપાયન બોલ્યા : આમ હે જનમેજય ! વિરાટરાજની રાણીએ કૃષ્ણાને સાંત્વન આપ્યું, એટલે તે પતિવ્રતા અને ધર્મપરાયણા સતી તે

નગરમાં રહેવા લાગી. આમ છતાં ત્યાં કોઈ પણ જણ તેને બરાબર ઓળખી શક્યું નહિ.[૩૬,૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત પાંડવપ્રવેશપર્વમાં 'દ્રૌપદીપ્રવેશ' નામનો અધ્યાય ૯મો સમાપ્ત

## अध्याय १०मो
### સહદેવનો પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

सहदेवोऽपि गोपानां कृत्वा वेषमनुत्तमम्।
भाषां चैषां समास्थाय विराटमुपयादथ ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: પછી સહદેવ પણ ગોવાળનો ઉત્તમ વેષ લઈને ગોવાળિયાની બોલી બોલતો-બોલતો વિરાટરાજાની પાસે જવા નીકળ્યો.[૧] તે રાજભવનની પાસેની ગોશાળા પાસે જઈને ઊભો રહ્યો; એટલે રાજા તેને જોઈને વિસ્મય પામ્યો અને તેણે પોતાના માણસોને તેની પાસે મોકલ્યા.[૨] આમ નરોમાં સિંહ જેવા મહાતેજસ્વી સહદેવને તેમની સાથે આવતો જોઈને રાજાએ ઊભા થઈને એ કુરુનંદનને પૂછ્યું કે,[૩] 'તું કોનો મનુષ્ય છે? ક્યાંથી આવ્યો છે? તું શું કરવા ઇચ્છે છે? હે નરસિંહ! મેં તને પૂર્વે જોયો નથી. તો તું મને સાચેસાચું કહે.[૪] આમ શત્રુતાપન વિરાટરાજને મળીને, તેના પ્રશ્ન સાંભળીને સહદેવે તેને મેઘના મહાસમૂહ જેવા ઘોષથી કહ્યું: 'હું અરિષ્ટનેમિ નામનો વૈશ્ય છું. હું કુરુશ્રેષ્ઠોનો ગોપરીક્ષક હતો, પણ હે નૃપતિશ્રેષ્ઠ! તે રાજસિંહ પૃથાપુત્રો ક્યાં છે તેનો મને પત્તો નથી. આથી હું તમારી પાસે રહેવાને ઇચ્છું છું. કારણ કે ઉદ્યોગ કર્યા વિના મનુષ્ય જીવી શકતો નથી અને મને તમારા વિના બીજો કોઈ રાજા રુચતો નથી.[૫,૬]

વિરાટ બોલ્યો: તું તો બ્રાહ્મણ કે ક્ષત્રિય હોય એવો લાગે છે. તારું રૂપ તો સમુદ્ર પર્યંતની પૃથ્વીના રાજા જેવું લાગે છે. તો હે શત્રુહંતા! તું મને ખરેખરું કહે. આ વૈશ્યકર્મ તારે માટે ઉચિત જ નથી.[૭] તું કયા રાજાના રાજ્યમાંથી અહીં આવ્યો છે? તારી પાસે કયું શિલ્પ છે? તું કેમ કરીને અમારામાં સદાકાળ રહેશે? તું અહીં શું વેતન લેશે તે તું કહે.[૮]

સહદેવ બોલ્યો: પાંચ પાંડુપુત્રોમાં યુધિષ્ઠિર એ સૌથી મોટા ભાઈ છે. તેમને ત્યાં સો સોનાં એક એવાં ગાયોનાં આઠ લાખ ટોળાં હતાં.[૯] વળી તેમને ત્યાં બસો બસોનાં એક એવાં બીજાં ગાયોનાં એક લાખ ટોળાં હતાં. આ ઉપરાંત તેમને ત્યાં બીજી ગાયો પણ હતી. હું એ સર્વ ગાયોનો પરીક્ષક હતો અને લોકો મને તંતિપાલને નામે ઓળખતા હતા.[૧૦] ચારેબાજુ દશ દશ યોજનમાં રહેનારી ગાયોની ભૂત, ભવિષ્ય અને વર્તમાનની જે કંઈ સંખ્યા હોય, તે મને અજાણી નહોતી.[૧૧] મહાત્મા યુધિષ્ઠિર મારા ગુણોને સારી રીતે જાણતા હતા અને તે કુરુરાજ યુધિષ્ઠિર મારાથી સંતુષ્ટ હતા.[૧૨] જે જે ઉપાયોથી ગાયોમાં વધારો થાય અને તેમને કશો પણ રોગ લાગે નહિ, તે તે ઉપાયો હું જાણું છું. મારામાં આ શિલ્પો રહ્યાં છે.[૧૩] વળી હે રાજન્! જેમનાં મૂતર સૂંઘવાથી વાંઝણી પણ પુત્રવતી થાય, તે શુભ લક્ષણવાળા આખલાઓને પણ હું ઓળખી શકું છું.[૧૪]

વિરાટ બોલ્યો: મારે ત્યાં એકજ વર્ણવાળી અને વિધવિધ ગુણોવાળી ગાયોનાં એક લાખ ટોળાં છે. હું તે સર્વ પશુઓ તથા તેમના રક્ષકો તને સોંપું છું. આમ મારાં પશુઓ અહીં તારા આશ્રયમાં રહેશે.[૧૫]

વૈશંપાયન બોલ્યા: આમ નરોત્તમ સહદેવ પૃથ્વીપતિ વિરાટરાજને મળીને ત્યાં જ સુખપૂર્વક રહેવા લાગ્યો. રાજાએ તેને તેની ઇચ્છા અનુસાર જીવિકા પણ બાંધી આપી. આ પ્રમાણે કોઈ જણ તેને કોઈ પણ રીતે ઓળખી શક્યું નહિ.[૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત પાંડવપ્રવેશપર્વમાં 'સહદેવપ્રવેશ' નામનો અધ્યાય ૧૦મો સમાપ્ત

# अध्याय ११ मो

## અર્જુનનો પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

**अथापरोऽदृश्यत रूपसंपदा स्त्रीणामलंकारधरो बृहत्पुमान्। प्राकारवप्रे प्रतिमुच्य कुंडले दीर्घे च कंबूपरिहाटके शुभे ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી ત્યાં સ્ત્રીઓના અલંકારોને ધારણ કરનારો એક રૂપસંપત્તિવાળો ભવ્ય પુરુષ કોટની નજીકમાં દેખાયો. તેણે કાને મોટાં કુંડળો પહેર્યાં હતાં અને હાથમાં શંખનાં બલૈયાં તેમ જ સોનાનાં કડાં પહેર્યાં હતાં.[1] એ પોતાના લાંબા બાહુઓને તથા કેશોને પ્રસારીને હાથીના જેવા પરાક્રમવાળો તે મહાબાહુ અર્જુન, ભૂમિને જાણે કંપાવતો હોય તેમ વિરાટરાજની સભા પાસે આવીને ઊભો રહ્યો.[2] કપટવેશથી ઢંકાયેલા, શત્રુઓને મરડાનારા, પરમ તેજથી ઝળહળી રહેલા અને ગજરાજના જેવા વિક્રમવાળા તે મહેંદ્રપુત્રને સભાસ્થાનમાં આવેલો જોઈને વિરાટરાજે સર્વ સભાસદોને પૂછ્યું કે, 'આ ક્યાંથી આવે છે? મેં તો આને વિશે અગાઉ કંઈજ સાંભળ્યું નથી.' ત્યારે સભામાં બેઠેલા પુરુષો તો એને વિશે કશી જ ભાળ આપી શક્યા નહિ; એટલે રાજાએ વિસ્મયપૂર્વક અર્જુનને જ આ વચનો કહ્યાં:[3,4] 'તું સત્ત્વશાલી, દેવ તુલ્ય, શ્યામ, યુવાન અને ગજજૂથના અધિપતિ જેવો પુરુષ છે. તેં હાથમાં શંખનાં સોહામણાં બલૈયાં અને સોનાનાં કડાં પહેર્યાં છે. તેં કાનમાં કુંડળો પહેર્યાં છે, માથે વેણી છૂટી મૂકી છે અને કંઠમાં ફૂલમાળા પહેરી છે. આમ છતાં તું તો કોઈ સુંદર કેશવાળા ધનુષ્ય, કવચ અને બાણને ધારણ કરનારા યોદ્ધા જેવો શોભી રહ્યો છે. આથી તું વાહન ઉપર ફર અને તું મારા પુત્રો સમાન થા. અથવા તું મારા જ સમાન થઈને રહે.[5,6] હું હવે ઘરડો થયો છું અને મંત્રીઓ ઉપર રાજ્યભાર છોડવાને ઇચ્છું છું; તો તું જ સામર્થ્યપૂર્વક આ સર્વ મત્સ્યવાસીઓનું પાલન કર. તારા જેવાઓ ક્યારેય નપુંસક ન જ હોય, એવી મારા મનની ખાતરી છે.[7]

અર્જુન બોલ્યો : હે નરદેવ ! હું ગાઉં છું. નાચું છું અને વાજિંત્ર બજાવું છું. હું નૃત્યમાં નિપુણ છું અને ગીતમાં કુશળ છું. તો તમે મને ઉત્તરાની પાસે રાખો. હું એ દેવીનો નૃત્યશિક્ષક થઈશ.[8] આ રૂપ મને શાથી આવ્યું, તે તમને કહેવાનું કશું પ્રયોજન નથી; કેમ કે એથી તો મારા શોકમાં અત્યંત વધારો થશે. હે નરદેવ ! તમે મારું બૃહન્નલા નામ જાણો અને મને માબાપ વિનાની પુત્રી કે તેવો પુત્ર માનો.[9]

વિરાટ બોલ્યો : હે બૃહન્નલા ! હું ખુશીથી તારું ઇચ્છ્યું વરદાન આપું છું. તું મારી પુત્રીને તેમ જ તેના જેવી બીજી કન્યાઓને નૃત્ય શીખવ. મારું તો માનવું છે કે, આ કામ તને યોગ્ય નથી, તને તો સમુદ્ર પર્યંતની પૃથ્વીનું પ્રભુત્વ ઘટે છે.[10]

વૈશંપાયન બોલ્યા : પછી મત્સ્યરાજે તે બૃહન્નલાને નૃત્ય, વાદિત્ર તથા કળાઓમાં પ્રવીણ જોઈને, પોતાના વિવિધ મંત્રીઓ સાથે મંત્રણા કરી. તરત જ રાજાએ તરુણ સ્ત્રીઓ પાસે એની પરીક્ષા કરાવી અને એનું નિશ્ચિત નપુંસકપણું સાંભળ્યા પછી, એને કુંવરીવાસમાં મોકલ્યો. ત્યાં એ સમર્થ ધનંજય વિરાટરાજની પુત્રીને, તેની સખીઓને તેમ જ તેની પરિચારિકાઓને ગાયનવાદન શીખવવા લાગ્યો. ત્યાં એ પાંડવ તે સર્વ કન્યાઓને પ્રિય થઈ પડ્યો.[11-13] આમ તે જિતેંદ્રિય ધનંજય, તે રાજપુત્રીઓનું પ્રિય કરતો રહીને, કપટવેશથી તેમની સાથે રહેવા લાગ્યો. આમ છતાં બહારના કે અંદરના કોઈ માણસો તેને ત્યાં ઓળખી શક્યા નહિ.[14]

# अध्याय १२ मो
## નકુલનો પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

**अथाऽपरोऽदृश्यत पांडवः प्रभुर्विराटराजं तरसा समेयिवान्। तमापतंतं ददृशे पृथग्जनो विमुक्तमभ्रादिव सूर्यमंडलम्॥ १॥**

વૈશંપાયન બોલ્યો : એ પછી એક બીજો સમર્થ પાંડુપુત્ર નકુળ ઉતાવળે વિરાટરાજ પાસે આવી રહેલો જણાયો. અન્ય જનોએ તેને મેઘમંડળમાંથી મુક્ત થયેલા સૂર્યમંડળ જેવો જોયો.[1] એ નકુળ ઠામેઠામ ઘોડાઓ જોવા લાગ્યો તે આ પ્રમાણે તપાસ કરતો હતો, ત્યારે નરપતિ મત્સ્યરાજે તેને જોયો અને પોતાના અનુચરોને કહ્યું કે 'દેવના જેવો આ પુરુષ ક્યાંથી આવે છે?[2] એ પોતે જ મારા અશ્વોને ઝીણવટથી તપાસે છે, એટલે નક્કી એ કોઈ વિચક્ષણ અશ્વવેત્તા હોવો જોઈએ. એને મારી પાસે તત્કાળ તેડી લાવો; કેમ કે મને એ વીર દેવ જેવો લાગે છે.'[13] એટલામાં શત્રુનિષૂદન નકુળ વિરાટરાજની પાસે પહોંચી ગયો અને બોલ્યો : 'હે મહીપાલ! તમારો જય હો! તમારું મંગળ હો! હું સદૈવ રાજાઓનો માનીતો નિપુણ અશ્વવેત્તા છું. હું તમારો અશ્વશિક્ષક થવા ઇચ્છું છું.'[4]

વિરાટ બોલ્યો : હું તને વાહનો, ધન અને નિવાસસ્થાન આપું છું. તું મારે ત્યાં અશ્વશિક્ષક થવાને યોગ્ય છે. પણ તું ક્યાંથી આવ્યો છે? કોનો પુત્ર છે? શા માટે આવ્યો છે? અને તારી પાસે શું શિલ્પ છે? આ તું મને કહે.[5]

નકુલ બોલ્યો : પાંચ પાંડુપુત્રોમાં યુધિષ્ઠિર સૌથી મોટા ભાઈ છે. હે શત્રુનાશન! પૂર્વે તેમણે મને તેમના અશ્વોનો અધ્યક્ષ નીમ્યો હતો.[6] હું ઘોડાઓની જાત ઓળખું છું અને તેમને પૂરી રીતે કેળવી જાણું છું. વળી હું ખોડવાળા ઘોડાઓની ખોડોને દૂર કરી શકું છું, તેમ જ તેમનું આખું વૈદું પણ જાણું છું.[7] મારું કેળવેલું વાહન કદી બીકણ થતું નથી. મારી કેળવેલી ઘોડી નઠારી નીવડતી નથી, તો પછી મારા કેળવેલા ઘોડાઓ તો ક્યાંથી નઠારા નીકળે? એ પાંડુપુત્ર યુધિષ્ઠિર અને બીજા લોકો મને 'ગ્રંથિક' (અશ્વશાસ્ત્રવેત્તા)ના નામે બોલાવતા હતા.[8]

વિરાટ બોલ્યો : મારે ત્યાં જે કાંઈ ઘોડાઓ તથા વાહનો છે, તે બધાં આજથી તારે અધીન કરું છું. વળી મારા જે કોઈ અશ્વયોજકો અને સારથિઓ છે, તે સર્વ તારા આશ્રયમાં હો.[9] હે દેવ તુલ્ય! તને જો આ કામ ગમતું હોય, તો કહે કે, તું શું વેતન લઈશ? ખરી રીતે તો આ કામ તારે માટે યોગ્ય નથી જ. કેમકે તું રાજા જેવો શોભી રહ્યો છે, એમ હું માનું છું.[10] અહીં તારાં આ દર્શનથી મને તો જાણે યુધિષ્ઠિરનાં દર્શન કર્યા જેટલી પ્રસન્નતા થઈ છે. એ અનિંદ્ય યુધિષ્ઠિર સેવકો વિના વનમાં કેવી રીતે વસતા હશે? એ પાંડુપુત્રને ત્યાં કેમ ગમતું હશે?

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે વિરાટરાજે તે ગંધર્વશ્રેષ્ઠ જેવા યુવાન નકુળને હર્ષપૂર્વક સત્કાર આપીને રાખ્યો. તે પણ રાજાનો વહાલો અને માનીતો થઈ પડ્યો અને પોતાના કાર્યમાં વિચરવા લાગ્યો. આમ છતાં બીજું કોઈ પણ જણ તેને કોઈ રીતે ઓળખી શક્યું નહિ.[11,12] આમ આ સમુદ્ર પર્યંતની ધરતીના ધણી અને સફળ દર્શનવાળા પાંડવો અત્યંત દુઃખિત થવાથી પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે મત્સ્યદેશમાં વસ્યા અને સાવધાનતાપૂર્વક પોતાના ગુપ્તવાસના દિવસો ગાળવા લાગ્યા.[13]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત પાંડવપ્રવેશપર્વમાં 'નકુલપ્રવેશ' નામનો અધ્યાય ૧૨મો સમાપ્ત

**પાંડવપ્રવેશપર્વ સમાપ્ત**

# समयपालनपर्व

## अध्याय १३ मो

### જીમૂતનો વધ

॥ जनमेजय उवाच ॥

एवं ते मत्स्यनगरे प्रच्छन्नाः कुरुनंदनाः ।
अत ऊर्ध्वं महावीर्याः किमकुर्वत वै द्विज ॥ १ ॥

જનમેજય બોલ્યા : હે દ્વિજ! એ મહાવીર્યવાન કુરુનંદનોએ મત્સ્યનગરમાં આ રીતે ગુપ્તવાસ કર્યા પછી શું કર્યું ?[1]

વૈશંપાયન બોલ્યા : મત્સ્યનગરમાં આ પ્રમાણે ગુપ્ત રીતે રહીને વિરાટરાજાની સેવા કરતાં કરતાં કુરુનંદનોએ જે કર્યું તે તમે સાંભળો.[2] તૃણબિંદુની કૃપાથી અને મહાત્મા ધર્મદેવના અનુગ્રહથી પાંડવો આ પ્રમાણે વિરાટનગરમાં જ અજ્ઞાતવાસે રહ્યા હતા.[3] ત્યાં હે પૃથ્વીપતિ! યુધિષ્ઠિર સભાસદ થયા હતા અને વિરાટરાજના, તેના પુત્રોના તેમ જ મત્સ્યદેશવાસીઓના પ્રિયપાત્ર બન્યા હતા.[4] દ્યૂતરહસ્યને જાણનારા એ પાંડુપુત્ર યુધિષ્ઠિર વિરાટરાજને દ્યૂતસભામાં દોરી બાંધેલાં પંખીઓની જેમ યથેચ્છ રીતે રમાડતા હતા.[5] વિરાટરાજા ન જાણે તેમ નરસિંહ ધર્મરાજ પોતાનું જીતેલું એ ધન પોતાના ભાઈઓને યથાયોગ્ય રીતે આપતા હતા.[6] ભીમસેન પણ મત્સ્યરાજે તેને આપેલાં વિવિધ ભક્ષ્યો તથા માંસો યુધિષ્ઠિરને વેચાતાં આપતો હતો. અર્જુન પણ અંતઃપુરમાં મળેલાં ઊતરેલાં જૂનાં વસ્ત્રો વેચતો હતો અને સર્વ પાંડવોને આપતો હતો.[7,8] સહદેવ પાંડવ પણ ગોવાળિયાના વેષમાં રહીને પાંડવોને દહીં, દૂધ અને ઘી આપતો હતો.[9] નકુલ પણ અશ્વશિક્ષણનું કાર્ય કરી નરપતિ વિરાટને પ્રસન્ન કરીને ધન પામતો હતો અને તે જે ધન મળતું તે પાંડવોને આપતો હતો.[10] તપસ્વિની દ્રૌપદી પણ પોતાના સર્વ પતિઓની ભાળસંભાળ રાખતી હતી. વળી કોઈ પોતાને ઓળખી જાય નહિ એવી રીતે તે ભામિની હરતીફરતી રહેતી.[11] આ પ્રમાણે તે મહારથીઓ એકબીજાને સહાયક થઈને ફરી ગર્ભમાં આવ્યા હોય તેમ ગુપ્તપણે વિરાટનગરમાં વિચરતા હતા.[12] ત્યારે હે નરનાથ! ધૃતરાષ્ટ્રના પુત્રો તરફના ભયને કારણે શંકિત રહેતા એ પાંડુપુત્રો દ્રૌપદીની તપાસ રાખતા રહીને ત્યાં ગુપ્ત રીતે રહેતા હતા.[13]

પછી ચોથે મહિને મત્સ્યદેશમાં પુરુષોનો અતિ માનીતો એવો બ્રહ્માનો સુંદર અને સમૃદ્ધ મહોત્સવ આવ્યો.[14] હે રાજન્! બ્રહ્મસભામાં બ્રહ્માના ઉત્સવ માટે અને કૈલાસસભામાં પશુપતિનાથના ઉત્સવ માટે જેમ દેવમંડળો આવે, તેમ ત્યાં જુદી જુદી દિશાઓમાંથી હજારો મલ્લો આવીને એકઠા થયા.[15] તે મલ્લો કાલખંજ અસુરોના જેવા મહાકાય અને મહાપરાક્રમી હતા. તેઓ વીર્યથી ઉન્મત્ત હતા અને બળથી માતેલા હતા. રાજાએ તે સર્વનો સારી રીતે સત્કાર કર્યો.[16] તેમના ખભા, કેડ અને ડોક સિંહ સમાન હતાં, તેમનાં શરીર ઉજ્જ્વલ હતાં અને તેમનાં મન પ્રસન્ન હતાં. રાજાની સમક્ષ આવીને તેમણે અખાડામાં અનેક વાર વિજય મેળવ્યો હતો. પછી તેમનામાંના એક મહાન મલ્લે સર્વ મલ્લોને કુસ્તીનું તેડું કર્યું, પરંતુ અખાડામાં કુસ્તી ખેલવાને તૈયાર ઊભેલા તે મલ્લ સામે કોઈ પણ ઊભો થયો નહિ.[17,18] આમ જ્યારે સર્વ મલ્લો નિસ્તેજ ને ઉદાસ થઈ ગયા, ત્યારે મત્સ્યરાજે પોતાના પાકાધ્યક્ષ બલ્લવને તે મલ્લ સાથે લડવાની આજ્ઞા કરી.[19] એ વખતે પોતે રખે ઉઘાડો પડી જાય એ બીકે ભીમ યુદ્ધ કરવાને તૈયાર નહોતો. છતાં તેણે દુઃખપૂર્વક લડવાનો વિચાર કર્યો; કેમ કે, તે રાજાને ખુલ્લી રીતે ના પણ કહી શકે એમ નહોતું.[20] પછી નરસિંહ ભીમ વાઘની પેઠે ધીરે

ધીરે પગ માંડતો આવ્યો અને વિરાટરાજને વંદન કરીને તે મોટા અખાડામાં પેઠો.[૨૧] ત્યાં કુંતીપુત્ર ભીમે કચ્છ કસીને લોકોને હર્ષ ઉપજાવ્યો અને વૃત્રાસુર જેવા તે પ્રસિદ્ધ પરાક્રમી જીમૂત નામના મલ્લને યુદ્ધનું સામું કહેણ આપ્યું. તે બન્ને અત્યંત ઉત્સાહી હતા અને ભયંકર પરાક્રમી હતા. તે બન્ને સાઠ વર્ષની વયના મદમત્ત ગજરાજો હોય એવા મહાકાય હતા. આમ તે બન્ને નરશાર્દૂલો બાહુયુદ્ધ માટે ભેગા થયા.[૨૨-૨૪] તે બન્ને વીરો અત્યંત હર્ષમાં હતા અને એકબીજા ઉપર જય મેળવવાને ઇચ્છતા હતા. ત્યાં તે બન્ને વચ્ચે વજ્ર અને પર્વત વચ્ચે થયેલા યુદ્ધ જેવું અતિ ભયંકર યુદ્ધ મંડાયું.[૨૫] પરમ હર્ષમાં આવેલા અને બળે કરીને અત્યંત બળવાન એવા તે બન્ને એકબીજાનો લાગ શોધતા હતા અને એકબીજા ઉપર વિજય મેળવવાની આકાંક્ષા રાખતા હતા.[૨૬] મદઝરતા મહાગજની જેમ તે બન્ને અત્યંત મસ્ત થઈ ગયા હતા. એક બીજાનાં અંગને જાતજાતની આંટીઓ નાખી દબાવવાં અને તેમને છૂટાં પાડવાં, હાથની મુષ્ટિઓનો પ્રહાર કરવો, અંગોને પરસ્પર અથડાવવાં અને તેમ કરીને એક બીજાને દૂર ફેંકી દેવો, જમીન ઉપર પછાડીને દબાવવો, ઊંચે ઉછાળીને રગડી નાખવો, સ્થાન ઉપરથી એકાએક હડસેલી દેવો, બેઉ હાથની મુઠ્ઠીઓ વાળીને છાતીમાં ચોટ મારવી, ખભે ઊંચકી લઈ ઊંધે માથે ભમાવી, નીચે પટકી પાડીને, તેની પાસે ત્રાહ્ય પોકરાવવી, વજ્રાઘાત જેવી દૃઢ શપટો મારવી, આંગળીઓ ખૂલતી રાખીને લપડાકો લગાવવી, સીધી રાખેલી મજબૂત આંગળીઓથી ક્રોધપૂર્વક પ્રહાર કરવો, નખો મારવા, ભયંકર પાટુઓ લગાવવી, તેમ જ ઢીંચણો અને માથાંને પથ્થર અથડાવા જેવો અવાજ થાય તેમ અથડાવવાં, એવી એવી મલ્લવિદ્યાની રીતિઓથી એ શૂરવીરો વચ્ચે ઉત્સવના સમાજ આગળ આ યુદ્ધ ચાલ્યું. તે નિઃશસ્ત્ર હતું અને શરીર, મન તથા બાહુના બળ ઉપર નિર્ભર હતું, તોપણ તે ભયંકર નીવડ્યું હતું. હે રાજન્! વૃત્ર અને ઇંદ્ર વચ્ચેના યુદ્ધ જેના આ બે બળવાનો વચ્ચેના યુદ્ધમાં સર્વ પ્રેક્ષકજનો જીતનારને ઉત્સાહ આપનારા અવાજ કરવા લાગ્યા અને આનંદમાં આવી ગયા.[૨૭-૩૧] ભીમસેન અને જીમૂત મલ્લ પ્રકર્ષણ (સામાને ખેંચીને ગોદમાં લેવો), આકર્ષણ (જોતજોતામાં સામાને સામો ખેંચી લાવવો), અભ્યાકર્ષ- (સામાને આગળપાછળ અને ઉપરનીચે ભમાવવો) અને વિકર્ષણ (વેગથી સામાને પટકી પાડવો) આદિ રીતોથી એકબીજાને ખેંચતા હતા અને જાનુઓથી પ્રહાર કરતા હતા.[૩૨] પછી વિશાળ છાતીવાળા, લાંબા હાથવાળા અને મલ્લયુદ્ધમાં કુશળ તે બન્ને મોટી બૂમો પાડીને એકબીજાનો તિરસ્કારવા કરવા લાગ્યા. તેમણે લોઢાની પરિઘ જેવા પોતાના બાહુઓથી એકબીજાને ભીડી લીધા.[૩૩] પછી હુંકાર કરતો સિંહ ગર્જના કરતા હાથીને પકડીને ખેંચે, તેમ શત્રુનાશન ભીમસેને જીમૂતમલ્લને બે હાથે પકડીને ખેંચવા માંડ્યો.[૩૪] મહાબાહુ વીર્યવાન ભીમ તેને ઊંચકીને ઘુમાવવા લાગ્યો, ત્યારે મલ્લો અને મત્સ્યદેશવાસીઓ અત્યંત આશ્ચર્ય પામ્યા.[૩૫] મહાભુજ વૃકોદરે મલ્લને સો વાર ભમાવ્યો, એટલે તે નિશ્ચેત અને નિષ્પ્રાણ થઈ ગયો અને ભીમે તેને ભોંયે પછાડીને રગડી નાખ્યો.[૩૬] આ પ્રમાણે એ લોકપ્રસિદ્ધ વીર જીમૂત મરણ પામ્યો, ત્યારે વિરાટરાજ પોતાના બાંધવો સહિત અત્યંત આનંદ પામ્યો. તે ઉદારચિત્ત રાજાએ કુબેરની જેમ એ મહાન અખાડામાં બલ્લવને હર્ષપૂર્વક પુષ્કળ ધન આપ્યું.[૩૭,૩૮] આમ અનેકાનેક મલ્લોને તથા મહાબલવાન પુરુષોને મરણશરણ કરીને ભીમે મત્સ્યરાજની ઉત્તમ

પ્રીતિ સંપાદન કરી.[૩૯] જ્યારે ભીમની તોલે આવે એવો કોઈ પુરુષ મળતો નહિ, ત્યારે રાજા તેને સિંહો, વાઘો અને હાથીઓ સાથે પણ કુસ્તી માટે ભિડાવતો.[૪૦] વળી વિરાટરાજ અંતઃપુરમાં બિરાજીને, સ્ત્રીઓની વચ્ચે, વૃકોદરને મત્ત અને મહાબળવાન સિંહો સાથે યુદ્ધ કરાવતો હતો.[૪૧]

બીજી બાજુ અર્જુન પાંડવ પણ ગીત અને નૃત્ય વડે રાણીવાસની સર્વ સ્ત્રીઓને તેમ જ વિરાટરાજને સંતોષ આપતો હતો.[૪૨] ઠામેઠામથી આવેલા વેગવાન ઘોડાઓને કેળવીને નકુલે પણ નરપતિશ્રેષ્ઠ વિરાટને સંતુષ્ટ કર્યો.[૪૩] આથી પ્રસન્ન થયેલા એ રાજાએ તેને પુષ્કળ ધન આપ્યું. પોતાના બળદોને સારી રીતે કેળવાયેલા જોઈને પુરુષસિંહ વિરાટે સહદેવને અનેકવિધ ધન આપ્યું.[૪૪] પરંતુ હે રાજન્! ત્યારે દ્રૌપદી તો પોતાના આ સર્વ મહારથીપતિઓને ક્લેશ પામી રહેલા જોઈને, મનમાં અત્યંત ખેદ પામતી હતી અને ઊંડા ઊંડા નિસાસા નાખ્યા કરતી હતી.[૪૫] આ પ્રમાણે તે પુરુષશ્રેષ્ઠ પાંડવો વિરાટરાજનાં કાર્યો કરતા ત્યાં ગુપ્ત રીતે વસતા હતા.[૪૬]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત સમયપાલનપર્વમાં 'જીમૂતવધ' નામનો અધ્યાય ૧૩મો સમાપ્ત

સમયપાલનપર્વ સમાપ્ત

# कीचकवधपर्व

## अध्याय १४मो

### કામાંધ કીચક અને કૃષ્ણાનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

वसमानेषु पार्थेषु मत्स्यस्यनगरे तदा ।
महारथेषु च्छन्नेषु मासा दश समाययुः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : આમ મહારથી પૃથાનંદનોને મત્સ્યનગરમાં ગુપ્ત રીતે રહેતાં દશ માસ થઈ ગયા.[૧] ત્યાં હે પૃથ્વીપતિ! યાજ્ઞસેની કે જે સેવા કરાવવાને યોગ્ય હતી તે સુદેષ્ણાની સેવા કરતી હતી. હે જનમેજય! તે ત્યાં અત્યંત દુઃખથી રહેતી હતી.[૨] આ પ્રમાણે સુદેષ્ણાના ભવનમાં વિચરતી પાંચાલીએ સુદેષ્ણા રાણીને તથા અંતઃપુરની સ્ત્રીઓને સંતુષ્ટ કરી.[૩] પછી તે વર્ષ લગભગ પૂરું થવામાં હતું, એવામાં વિરાટરાજના મહાબળવાન સેનાપતિ કીચકે એ દ્રુપદપુત્રીને દીઠી.[૪] દેવકન્યાના જેવી કાંતિવાળી અને સાક્ષાત્ દેવતા જેવી દ્રૌપદીને ફરતી જોઈને કીચક કામબાણથી અત્યંત પીડા પામ્યો અને તેની કામના કરવા લાગ્યો.[૫] કામાગ્નિથી ભડભડી રહેલો એ સેનાપતિ સુદેષ્ણા પાસે ગયો અને તેને જાણે હસતો હોય તેમ આ વચન કહેવા લાગ્યો :[૬] 'અહીં વિરાટરાજના ભવનમાં પૂર્વે મેં આવી સુંદરીને જોઈ જ નથી. ઉત્તમ જાતની મદિરા જેમ માણસને પોતાના ગંધથી ઉન્મત્ત કરી દે છે, તેમ આ ભામિની પણ મને પોતાના રૂપથી અત્યંત ઉન્મત્ત કરી મૂકે છે.[૭] હે શુભા! દેવના જેવી રૂપવાળી અને હૃદયમાં વસી જાય એવી આ કોણ છે? એ કોની સ્ત્રી છે? હે શોભના! તું આ મને કહે. કેમ કે તે મારા મનને મથી નાખીને મને વશ કરી લે છે. તેથી મારા મનની શાંતિ માટે તેની પ્રાપ્તિ વિના બીજું કશું ઓસડ નથી, એમ મારું માનવું છે.[૮] અહો! આ સુંદરી તારી દાસી છે? અરે! મને તો એ ઉત્તમોત્તમ રૂપવતી લાગે છે. તારું દાસીપણું કરવું એને યોગ્ય જ નથી. તે તો મારું જે કાંઈ છે તેના ઉપર સ્વામિત્વ જ ભોગવે. જે અનેકાનેક હાથીઓ, ઘોડાઓ અને રથોથી સંપન્ન છે, જે પુષ્કળ મનુષ્યોથી ભરેલું છે, જે સમૃદ્ધિથી ભર્યું ભર્યું છે, જે નાનાવિધ ખાનપાનથી યુક્ત છે, જે મનને હરનારું છે અને જે સુવર્ણ તથા ચિત્રોથી અલંકૃત છે, તે મારા મહામંદિરને આ

સુંદરી ભલે શોભાવો.[૧૯,૨૦]

આમ સુદેષ્ણા સાથે વાત કરીને કીચક રાજનંદિની કૃષ્ણા પાસે ગયો અને વનમાં શિયાળ જેમ કોઈ સિંહકન્યા સાથે વાત કરે, તેમ તે તેને સમજાવટપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યો :[૨૧] 'હે કલ્યાણી! તું કોણ છે? તું કોની છે? હે સુંદરમુખી! તું ક્યાંથી આ વિરાટનગરમાં આવી છે? હે શોભના! આ તું મને કહે.[૨૨] તારું રૂપ અનુપમ છે, તારી કાંતિ અનુત્તમ છે અને તારી સુકુમારતા શ્રેષ્ઠ છે. કાંતિ વડે તારું મુખ ચંદ્રની જેમ નિર્મળ ભાસે છે.[૨૩] હે સુંદર ભ્રૂકુટીવાળી! તારાં નેત્ર કમળપત્રનાં જેવાં સુંદર ને સુવિશાળ છે. હે સર્વાંગસુંદરી! તારું વચન કોયલના ટહુકા જેવું મધુર છે.[૨૪] હે સુશ્રોણી! હે અનિંદિતા! પૃથ્વીભરમાં મેં તારા જેવી બીજી કોઈ સ્ત્રીને જોઈ નથી.[૨૫] હે સુમધ્યમા! તું કમળનિવાસિની કમળા છે કે સાક્ષાત્ ઐશ્વર્યદેવતા છે? અથવા તું હ્રી, શ્રી, કીર્તિ કે કાંતિ છે? હે વરાનના! આમાંથી તું કોણ છે?[૨૬] શું તું અનંગના અંગ સાથે વિહાર કરનારી અતીવ રૂપવતી રતિ છે? હે સુભ્રુ! તું ચંદ્રની ઉત્તમ પ્રભાની જેમ અત્યંત પ્રકાશે છે.[૨૭] આંખની પાંપણના મંદમંદ પલકારારૂપી ચાંદનીથી મનને આનંદ આપનારા, દિવ્ય પ્રભાકિરણોથી વીંટળાયેલા, દિવ્ય કાંતિથી મનોરમ અને અનુપમ લક્ષ્મીથી શોભતા આ તારા મુખચંદ્રને જોઈને અહીં આખા જગતમાં એવો કોણ છે, કે જે કામવશ ન થઈ જાય? હે સુભ્રુ! તારાં બંને સ્તનો સુશોભન છે, ઉન્નત છે, કાંતિવાળાં છે, ભરાઉ છે, ગોળ છે, એકબીજાને અડી રહેલાં છે, બિડાયેલાં કમળના આકારનાં છે અને હાર તથા અલંકારને ઉચિત છે. હે સુહાસિની! તારાં એ સ્તનો મને કામની પરોણીની જેમ વીંધી રહ્યાં છે.[૨૮–૨૧] હે પાતળી કેડવાળી! ઉદર ઉપર ત્રિવલીના ઊંચાનીચા વિભાગ વડે શોભી રહેલી અને સ્તનભારથી લચી રહેલી તારી આ કટિ માત્ર એક વેંત જેટલી જ પાતળી છે.[૨૨] હે ભામિની! સરિતાના તટ જેવી તારી સુંદર જંઘાને જોતાં જ અસાધ્ય કામવ્યાધિએ મને પીડવા માંડ્યો છે.[૨૩] આ નિર્દય કામાગ્નિ દાવાગ્નિની જેમ ભડભડી ઊઠ્યો છે, તારા સમાગમના સંકલ્પથી વધી રહ્યો છે અને મને બાળ્યા કરે છે.[૨૪] તો હે વરારોહા! સમાગમરૂપી મેઘથી અને આત્મદાનરૂપી વર્ષાથી તું એ બળતા કામાગ્નિને શાંત કર.[૨૫] હે ચંદ્રવદના! તારા સમાગમની આશાથી તીક્ષ્ણ બનેલા મન્મથના બાણસમૂહો મારા ચિત્તને ઉન્મત્ત કરી રહ્યાં છે. હે શ્યામ કટાક્ષવાળી! નિર્દય વેગવાળાં એ પ્રચંડ અને અતિદારણ બાણો આ મારા હૃદયને ચીરીને અંદર પેસી ગયાં છે. પ્રીતિનો ઉન્માદ આણનારાં એ બાણોએ મને મરણકાલનો ઉન્માદ સુદ્ધાં આરંભી દીધો છે. અર્થાત્ તારો લાભ ન થતાં હું મરીશ જ. માટે આત્મદાન આપીને અને સંભોગો સમર્પીને તું અહીં મારો ઉદ્ધાર કર.[૨૬,૨૭] હે વિલાસિની! તું ચિત્રવિચિત્ર ફૂલમાળાઓ પહેર, જાતજાતનાં અંબરો ધારણ કર, સર્વ આભરણોથી વિભૂષિત થા અને મારી સાથે યથેચ્છ કામસેવન કર.[૨૮] તું સુખ ભોગવવાને યોગ્ય છે, છતાં તું અહીં સુખથી રહિત છે. તારે અહીં દુઃખમાં રહેવાનું હોય નહિ; તેથી હે મત્તગામિની! તું મારી પાસેથી અનુપમ સુખ પ્રાપ્ત કર. મારી પાસેથી અમૃત જેવાં સ્વાદિષ્ટ અને મનને ગમે એવાં ભાતભાતનાં પેયો પીજે અને લહેરમાં વિહરજે.[૨૯,૩૦] હે મહાભાગ્યવતી! તું વિવિધ પ્રકારના વૈભવો ભોગવજે, અત્યુત્તમ સૌભાગ્યનો લહાવો લેજે અને શુભ તથા ઉત્તમોત્તમ ભોગો સાથે મધુર પીણાં પીજે.[૩૧] હે નિર્દોષ ભામિની! તારું આ અદ્વિતીય રૂપ આજે કેવળ

નિરર્થક વહ્યું જાય છે. હે સુંદરી! પુષ્પોની શ્રેષ્ઠ અને સુંદર માલા જેમ પહેર્યા વિના શોભતી નથી, તેમ તું શોભના હોવા છતાં ય શોભતી નથી.[૩૨] હે સુંદરહાસિની! મારે જે આગળની સ્ત્રીઓ છે, તેમનો હું તારા માટે ત્યાગ કરીશ, અથવા તેઓ તારી દાસીઓ જ થાઓ! હે સુંદરી! હું સદૈવ તારો દાસ થઈને રહીશ. હે વરાંગના! હું તારો આધીન રહી વર્તીશ.[૩૩]

દ્રૌપદી બોલી: હે સૂતપુત્ર! આ તું મને ન ઇચ્છવા જેવીને ઇચ્છી રહ્યો છે. હું તો હલકા વર્ણની છું, સૈરંધ્રી છું, બીભત્સ છું અને કેશ ઓળનારી છું.[૩૪] વળી હું પરસ્ત્રી છું; આથી તું આ જે પ્રાર્થના કરે છે, તે અયોગ્ય છે. તારું કલ્યાણ થાઓ. પ્રાણીમાત્રને પોતાની પત્ની પ્રિય હોય છે, તેથી તું ધર્મનો વિચાર કર.[૩૫] તારે પરસ્ત્રીમાં કોઈ રીતે વૃત્તિ કરવી જોઈએ નહિ. કેમ કે અકાર્યનો ત્યાગ કરવો એ સત્પુરુષનું વ્રત હોય છે.[૩૬] જે પાપી મનનો મનુષ્ય મોહમાં પડીને મિથ્યા વસ્તુની અભિલાષા કરે છે, તે ભયંકર અપકીર્તિ પામે છે અથવા પ્રાણસંકટના મહાભયમાં ગરકે છે.[૩૭]

વૈશંપાયન બોલ્યા: સૈરંધ્રીએ આ રીતે કહ્યું, તોપણ કામથી મોહિત થયેલો અને અતિ નીચ બુદ્ધિનો એ દુરાત્મા કીચક તો પોતે પરસ્ત્રીગમનમાં રહેલા પ્રાણઘાતક તથા સર્વ લોકમાં નિંદાયેલા અનેક દોષોને જાણવા છતાં ઇંદ્રિયાધીન થઈને દ્રૌપદીને આ વચનો કહેવા લાગ્યો: 'હે વરારોહા! હે સુંદરવદના! મને આમ ના પાડવી એ તને ઘટતું નથી. હે સુંદરસ્મિતા! તારે કારણે હું મદનથી ઘેરાઈ ગયો છું.[૩૮-૪૦] હે ભીરુ! હું તારે અધીન છું અને પ્રિય બોલું છું. આમ છતાં, હે શ્યામ કટાક્ષવાળી! તું મને ના પાડશે, એટલે તારે ચોક્કસ પરતાવો કરવાનો આવશે.[૪૧] હે સુંદર ભ્રમ્મરવાળી! હું જ આ અખિલ રાજ્યનો સ્વામી છું અને હું જ એનો વસાવનાર છું. વળી હે સુમધ્યમા! પરાક્રમમાં હું સમસ્ત પૃથ્વીમાં અજોડ છું.[૪૨] રૂપ, યૌવન, સૌભાગ્ય અને શ્રેષ્ઠ તથા સુંદર ભોગોમાં આ પૃથ્વીમાં બીજો કોઈ પુરુષ મારી બરાબરીનો નથી. આમ હે કલ્યાણી! તને સર્વ ઇચ્છાઓ પૂરી કરે એવા અનુપમ ભોગો ભોગવવા મળે છે, તો પછી તું શા માટે દાસીપણામાં પ્રીતિ રાખે છે? હે કલ્યાણી! આ હું તને રાજ્ય આપું છું. તું તેની સ્વામિની છે. હે વરારોહા! તું મને ભજ અને અનુત્તમ ભોગોને ભોગવ.' કીચકે સાધ્વી દ્રૌપદીને આવાં અશુભ વચનો કહ્યાં, ત્યારે તેનાં વચનોને તિરસ્કારી કાઢતાં તેણે કીચકને આ પ્રમાણે ઉત્તર આપ્યો.[૪૩-૪૬]

સૈરંધ્રી બોલી: હે સૂતપુત્ર! તું ગાંડો થા નહિ. જોજે, આજે જ તારો જીવ ન જાય! તું જાણી લે કે પાંચ ઘોર પુરુષો મારું ચારે બાજુથી રક્ષણ કરે છે.[૪૭] તું મને કદી ય મેળવી શકીશ નહિ. કેમ કે મારા તે ગંધર્વ પતિઓ કોપ કરશે, તો તારો નાશ જ થશે. આથી તું આટલેથી બસ કર. તું તારો વિનાશ વહોરી લે નહિ![૪૮] તું તો પુરુષોથી ન જઈ શકાય એવા માર્ગે જવાને ઇચ્છે છે. નદીને કિનારે રહેલો કોઈ જડ અને મંદબુદ્ધિ બાળક સામે કિનારે તરી જવાને ઇચ્છા કરે, તેમ કરવાનું તું પણ ઇચ્છે છે![૪૯] અરે! મારો અપરાધ કરીને તું પૃથ્વીના પેટાળમાં ભરાઈ જશે અથવા ઊંચે આકાશમાં ઊડી જશે અથવા સમુદ્રની સામે પાર દોડી જશે, તોપણ તું મારા ગંધર્વ પતિઓના હાથમાંથી છૂટી શકે એમ નથી. કેમ કે એ આકાશચારી દેવપુત્રો શત્રુઓનો ઘાણ કાઢી નાખે છે.[૫૦] હે કીચક! કોઈ મરણાતુર મનુષ્ય જેમ કાળરાત્રિની પ્રાર્થના કરે, તેમ તું મારી શા માટે આજે આગ્રહભેર પ્રાર્થના

કરે છે? માતાના ખોળામાં સૂતેલો બાળક જેમ ચાંદાને મેળવવા ઇચ્છે, તેમ શું તું મને પણ મેળવવાને ઇચ્છે છે ? તું એ ગંધર્વોની આ પ્રિયાની પ્રાર્થના કરે છે, પણ એમ કરીને જો પૃથ્વીમાં નાસતાં કે સ્વર્ગમાં જતાં પણ તારું કોઈ રક્ષણ કરશે નહિ. પણ અરે કીચક! પરસ્ત્રીથી સદાય દૂર રહેવાની અને તે દ્વારા જીવનને જીવંત રાખવાની શુભ દૃષ્ટિ તારી પાસે છે જ નહિ![૫૧,૫૨]

ઇતિ શ્રીમદ્મહાભારતમાં વિરાટપર્વાંતર્ગત કીચકવધપર્વમાં 'કીચક અને કૃષ્ણાનો સંવાદ' નામનો અધ્યાય ૧૪ મો સમાપ્ત

## अध्याय १५मो

### કીચક અને સુદેષ્ણાની યુક્તિ

॥ वैशंपायन उवाच ॥

**प्रत्याख्यातो राजपुत्र्या सुदेष्णां कीचकोऽब्रवीत् ।**
**अमर्यादेन कामेन घोरेणाऽभिपरिप्लुतः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : આમ રાજપુત્રી દ્રૌપદીએ કીચકને હડધૂતી કાઢ્યો, ત્યારે ભયંકર અને અમર્યાદ કામથી ઘેરાયેલો એ સુદેષ્ણાને આ પ્રમાણે કહેવા લાગ્યો:[૧] 'હે કૈકેયી ! તું એવું ગોઠવ કે સૈરંધ્રી મારી પાસે આવે. તું એવો ઉપાય કર કે તેથી એ ગજગામિની સૈરંધ્રી મારા પર પ્રેમ કરે. હે સુદેષ્ણા! હું ઘેલછામાં જીવ ન ખોઈ બેસું એમ કર.[૨]

વૈશંપાયન બોલ્યા : તેનાં આવાં અનેકાનેક વિલાપવચનો સાંભળીને વિરાટરાજની તે મનસ્વિની પટરાણીએ તેના ઉપર દયા કરી.[૩] પોતાના સ્વાર્થનું તેમ જ કીચકના કાર્યનું ચિંતન કરીને અને કૃષ્ણાની પ્રાપ્તિના ઉદ્યોગનો વિચાર કરીને, સુદેષ્ણાએ સૂતપુત્ર કીચકને કહ્યું કે,[૪] 'તું પર્વનો દિવસ જોઈને મદ્યો અને ભોજનો તૈયાર કરાવજે, એટલે હું એને સુરા લાવવા માટે તારી પાસે મોકલીશ.[૫] હું એને આ પ્રમાણે મોકલીશ, એટલે પછી તું એને એકાંતમાં અને અડચણ વિનાના સ્થાનમાં યથેચ્છ રીતે સમજાવજે. આમ કદાચ તે સમજી જઈને તારી સાથે રમે પણ ખરી.'[૬]

વૈશંપાયન બોલ્યા : બહેને આ પ્રમાણે કહ્યું, એટલે તે ત્યાંથી નીકળીને પોતાને ઘેર ગયો. ત્યાં તેણે બહેનના કહ્યા પ્રમાણે રાજાને પીવા લાયક ઉત્તમ પ્રકારની મદિરા તૈયાર કરાવડાવી.[૭] વળી તેણે કુશળ રસોઇયાઓ પાસે જાતજાતનાં નાનાંમોટાં અનેક પકવાન્નો, ઉત્તમ અન્નો અને સ્વાદિષ્ટ પીણાંઓ બનાવડાવ્યાં.[૮] આમ એ બધું તૈયાર થઈ ગયું, ત્યારે કીચકે સુદેષ્ણારાણીને ખબર મોકલાવ્યા. એટલે સુદેષ્ણાએ સૈરંધ્રીને કીચકને ઘેર મોકલવા માટે કહ્યું.[૯]

સુદેષ્ણા બોલી : અલી સૈરંધ્રી ! ઊઠ તો, કીચકને ઘેર જા અને મદિરા લઈ આવ. હે કલ્યાણી ! મને ભારે શોષ પડે છે ![૧૦]

સૈરંધ્રી બોલી : હે રાજપુત્રી ! હું તેને ઘેર નહિ જ જાઉં. હે રાણીજી ! તમે પોતે પણ જાણો છો કે, એ કેવો નિર્લજ્જ છે ![૧૧] હે નિર્દોષાંગી ભામિની ! તમારે ઘેર રહીને પતિઓથી વિમુખ થઈને અને વ્યભિચારિણી બનીને હું સ્વેચ્છાચારિણી નહિ જ થાઉં.[૧૨] પૂર્વે હે ભામિની ! તમારા મહેલમાં પ્રવેશ કરતી વખતે મેં તમારી સાથે ઠરાવ કર્યો છે. હે દેવી ! તમે તે જાણો જ છો.[૧૩] હે સુકેશી ! કીચક તો મૂરખ છે અને મદનથી મત્ત છે. મને જોતાં જ તે મારું અપમાન કરી બેસશે. આથી હે શોભના ! હું ત્યાં નહિ જાઉં.[૧૪] હે રાજપુત્રી ! તમારી પાસે તમારી આજ્ઞા ઉઠાવનારી અનેક બીજી દાસીઓ છે. તમે બીજી કોઈને ત્યાં મોકલો; કેમ કે હું જો ત્યાં જઈશ તો કીચક અવશ્ય મારી છેડ કરશે. તમારું કલ્યાણ થાઓ.' સુદેષ્ણાએ કહ્યું: 'આ હું તને અહીંથી મોકલું છું, એટલે કીચક તારું કંઈ જ અપમાન કરશે નહિ.' આમ કહીને સુદેષ્ણાએ તેને ઢાંકણા-

વાળું સુવર્ણપાત્ર આપ્યું. આમ મનમાં શંકા કરતી અને રુદન કરતી તે સૈરંધ્રી દૈવને શરણે ગઈ અને મદિરા લાવવા માટે કીચકના ઘર તરફ ચાલી.[૧૫-૧૭] માર્ગમાં સૈરંધ્રી બોલી : 'પતિઓ સિવાય મેં કોઈ પણ બીજા પુરુષનું સ્મરણ સરખું પણ કર્યું નથી. તો એ સત્યે કરીને હું કીચકને ત્યાં જાઉં, તોપણ એ કીચક મને વશ ન જ કરી શકો.'[૧૮]

વૈશંપાયન બોલ્યા : પછી તે અબળાએ બે ઘડી સુધી સૂર્યની ઉપાસના કરી, એટલે સૂર્યે પાતળી કટિવાળી દ્રૌપદીનો સર્વ વિચાર જાણી લીધો.[૧૯] વળી તેણે તેના રક્ષણ માટે એક ગુપ્ત રાક્ષસને આજ્ઞા કરી. એ રાક્ષસ ત્યાં પવિત્ર દ્રૌપદીને કોઈ પણ સ્થિતિમાં એકલી ન મૂકતાં તેની સાથે જ રહેવા લાગ્યો.[૨૦] સામે પાર જવાને ઇચ્છતા કોઈ પુરુષને નાવ મળી આવે અને તે ઊભો થઈ જાય, તેમ સૂતપુત્ર કીચક પણ હરણીની જેમ ગભરાયેલી એ કૃષ્ણાને પોતાની પાસે આવેલી જોઈને, એકદમ હરખમાં આવી જઈને ઊભો થઈ ગયો.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત કીચકવધપર્વમાં 'દ્રૌપદીનું મદિરા લેવા જવું' નામનો અધ્યાય ૧૫ મો સમાપ્ત

## અધ્યાય ૧૬ મો

### દ્રૌપદીનો પરાભવ

॥ कीचक उवाच ॥

**स्वागतं ते सुकेशान्ते सुव्युष्टा रजनी मम ।**
**स्वामिनी त्वमनुप्राप्ता प्रकुरुष्व मम प्रियम् ॥ १ ॥**

કીચક બોલ્યો : હે સુંદરકેશી ! તું ભલે આવી. આજે મારી રાત સારી જશે, કારણ કે તું મારી સ્વામિની આવી છે, તું મારું પ્રિય કર.[૧] તારે માટે મારા માણસો સુવર્ણની ઉત્તમ માળાઓ, શંખની ચૂડીઓ, જુદાં જુદાં નગરોમાં ઘડાયેલાં સોનાની ચીપવાળાં ઉજ્જવળ કુંડળો, મણિ તથા રત્નોનાં સુસુંદર આભૂષણો, રેશમી વસ્ત્રો અને મૃગચર્મો લઈ આવો ! આ મારી દિવ્ય શય્યા તારે અર્થે જ શણગારીને રાખી છે. તો તું ત્યાં આવ અને મારી સાથે મધુપુષ્પની મદિરા પી.[૨,૩]

દ્રૌપદી બોલી : રાજપુત્રી સુદેષ્ણાએ મને તારી પાસેથી મદિરા લાવવા મોકલી છે. તેણે મને કહ્યું હતું કે, 'તું તત્કાળ મદિરા લઈ આવ, મને તરસ લાગી છે.'[૪]

કીચક બોલ્યો : હે ભદ્રા ! એ રાજપુત્રીએ મંગાવેલી મદિરા બીજી દાસીઓ લઈ જશે. આમ કહીને એ સૂતપુત્રે દ્રૌપદીનો જમણો હાથ પકડી લીધો.[૫]

દ્રૌપદી બોલી : મેં મદોન્મત્ત થઈ ને મનમાં પણ મારા પતિઓ વિશે કદી અભાવ આણ્યો નથી; એ સત્યે કરીને હું તને પાપીને વશ કરેલો અને પૃથ્વી પર ઘસડાતો જોઈશ.[૬]

વૈશંપાયન બોલ્યા : આમ તિરસ્કારતી અને એકદમ છૂટી થવાને હાથ તરછોડતી એ વિશાલલોચનાને જોઈને કીચકે તેને પકડી લેવાની ઇચ્છા કરી. તેણે તેની સાડીનો પાલવ પકડી લીધો.[૭] આ પ્રમાણે કીચક દ્રૌપદીને મહાવેગથી પકડવા લાગ્યો, એટલે તે રાજપુત્રીએ વારંવાર નિઃશ્વાસો નાખીને એ પાપીને ધક્કો માર્યો. ત્યાં તો તે કપાઈ ગયેલા મૂળવાળા વૃક્ષની જેમ નીચે પટકાઈ પડ્યો.[૮] આ રીતે કીચકે પકડેલી તે દ્રૌપદી એ કીચકને ભોંય ઉપર પાડીને ધ્રૂજતી ધ્રૂજતી યુધિષ્ઠિરરાજ બેઠા હતા તે સભાને શરણે ગઈ.[૯] પણ કીચકે એ દોડી જતી દ્રૌપદીનો ચોટલો ખેંચી પકડ્યો અને રાજાના દેખતાં જ તેને પગ વડે લાત મારી.[૧૦] આ વખતે હે ભારત ! સૂર્યે પેલા જ રાક્ષસને દ્રૌપદીના રક્ષણ માટે યોજ્યો હતો, તેણે પવનવેગે કીચકને દૂર ઉરાડી મૂક્યો.[૧૧] એટલે રાક્ષસના બળનો ધક્કો લાગતાં, જેમ મૂળ કપાઈ જવાથી કોઈ વૃક્ષ ઢળી પડે તેમ કીચક

જમીન ઉપર ચક્કર ખાઈ બેભાન થઈને પડ્યો.[૧૨] ત્યાં સભામાં બેઠેલા ભીમસેને તથા યુધિષ્ઠિરે દ્રૌપદીને દીઠી. કીચકે તેનો જે પરાભવ કર્યો હતો, તે તેઓ સહન કરી શક્યા નહિ.[૧૩] ભીમ તો એ દુરાત્મા કીચકનો વધ કરવાને ટાંપી રહ્યો. એ મહાન બળવાળાએ રોષપૂર્વક દાંતને દાંતથી પીસવા માંડ્યા.[૧૪] તેની આંખની પાંપણો ઊંચી ચડી ગઈ અને તેમાંથી ધુમાડાની છાયા નીકળવા લાગી. તેની ભ્રૂકુટી ભયંકર થઈ ગઈ, તેમાં પરસેવો ફરી વળ્યો અને તે લલાટ ઉપર ચડી ગઈ. પછી તે શત્રુનાશને હાથથી કપાળને ફરી ફરી ચોળ્યું. એકદમ ક્રોધમાં આવીને તેણે એકાએક ઊભા થવાની ઇચ્છા કરી [૧૫,૧૬] ત્યારે પોતે રખે છતા પડી જાય એ બીકને લીધે યુધિષ્ઠિરરાજે પોતાના અંગૂઠાથી ભીમના અંગૂઠાને દાબ્યો અને તેને ઊઠતો રોક્યો.[૧૭] આમ છતાં ભીમસેન તો મત્ત માતંગની જેમ એક વૃક્ષ તરફ જોઈ રહ્યો હતો અર્થાત્ તેને ઉખેડીને તે વડે કીચકનો વધ કરવાની ઇચ્છાથી તે તરફ જોવા લાગ્યો યુધિષ્ઠિરે તેને વાર્યો અને કહ્યું કે,[૧૮] 'અરે ઓ બલ્લવ! તું બળતણ માટે ઝાડ સામે જોઈ રહ્યો છે કે? તારે બાળવાનાં લાકડાં જ જોઈતાં હોય, તો તું બહારનાં વૃક્ષોને કાપ ને?[૧૯] એટલામાં સુંદર સાથળવાળી દ્રુપદપુત્રી સભાદ્વારે આવી ત્યાં પોતાના દીનમન થઈ ગયેલા પતિઓને જોતી, જાતના ખરા સ્વરૂપને છુપાવતી, પ્રતિજ્ઞાના ધર્મથી બંધાયેલી અને રૌદ્ર નયનથી જાણે બળી રહી હોય તેમ, એ દ્રૌપદી મત્સ્યરાજને રડતાં રડતાં આ પ્રમાણે કહેવા લાગી [૨૦,૨૧]

દ્રૌપદી બોલી જેમનો વેરી પાંચ દેશ વચ્ચે છોડીને છઠ્ઠા દેશમાં રહીને પણ નિરાંતે સૂઈ શકતો નથી, તેમની હું માનિની ભાર્યા છું એવી મને આ સૂતપુત્ર કીચકે લાત મારી છે [૨૨] જેઓ દાન આપે છે પણ યાચના કરતા નથી, જેઓ બ્રાહ્મણભક્ત છે અને જેઓ સત્યવાદી છે, તેમની હું માનિની ભાર્યા છું, એવી મને આ સૂતપુત્ર કીચકે લાત મારી છે [૨૩] જેમની પ્રત્યંચાનો ઘોષ નિત્ય નિરંતર દુંદુભિના નાદની જેમ સંભળાય છે, તેમની હું માનિની ભાર્યા છું, એવી મને આ સૂતપુત્ર કીચકે લાત મારી છે.[૨૪] જેઓ તેજસ્વી છે, જિતેન્દ્રિય છે, બળવાન છે અને અત્યંત માની છે, તેમની હું માનિની ભાર્યા છું, એવી મને આ સૂતપુત્ર કીચકે લાત મારી છે [૨૫] જેઓ આ સર્વ લોકનો નાશ કરવાને સમર્થ છે, છતાં જેઓ ધર્મપાશથી બંધાયેલા છે, તેમની હું માનિની ભાર્યા છું, એવી મને આ સૂતપુત્ર કીચકે લાત મારી છે.[૨૬] જેઓ શરણની ઇચ્છાએ આવેલાઓના શરણરૂપ થાય છે, તે મહારથીઓ આજે આ લોકમાં ક્યાં ગુપ્ત રીતે વિચરે છે?[૨૭] આ સૂતપુત્ર તેમની સાધ્વી પ્રિયતમાને મારી રહ્યો છે, છતાં તે અમાપ તેજસ્વી બળવીરો નપુંસકની જેમ કેમ સહન કરી રહે છે?[૨૮] આ દુરાત્મા તેમની ભાર્યાને મારી રહ્યો છે, છતાં તેઓ વહારે ધાવા નીકળતા નથી? અરે! ક્યાં ગયો તેમનો જુસ્સો? ક્યાં ગયું તેમનું વીર્ય? ક્યાં ગયું તેમનું તેજ? મને નિર્દોષને માર પડે છે, તે જોતા છતાં વિરાટરાજ તે સહન કરી લે છે એવા ધર્મદૂષક રાજા સમક્ષ હું તે અહીં શું કરી શકું?[૨૯,૩૦] આ રાજા કીચકના સંબંધમાં રાજકર્તાને યોગ્ય કશો વર્તાવ કરતો નથી અહીં રાજસભામાં ચોર ડાકુના જેવો ધર્મ નજ શોભે હે મત્સ્યરાજ! આ સૂતપુત્ર મને તમારી સમક્ષ માર મારે એ યોગ્ય નથી હે સભાસદો! તમે તો આ કીચકનો અપરાધ જુઓ![૩૧,૩૨] હાય! આ કીચકને ધર્મનું જ્ઞાન નથી, પરંતુ આ મત્સ્યરાજને પણ કોઈ રીતે ધર્મ સમજાતો નથી અને આ સભાસદો પણ ધર્મ-

ને જાણતા નથી, એથી તો તેઓ આ અધર્મીની ચાકરી કરે છે![33]

વૈશંપાયન બોલ્યા : આ રીતે આંસુભર્યાં નેત્રવાળી તે સુંદરાંગી કૃષ્ણાએ મત્સ્યરાજને આવાં આવાં વચનો કહી ઠપકો આપ્યો.[34] ત્યારે વિરાટ રાજા બોલ્યો : 'તમારી બે વચ્ચે જે કજિયો થયો છે, તે મારી પરોક્ષમાં થયો છે. આથી હું તે વિશે કંઈ જાણતો નથી. વાતનું ખરું સ્વરૂપ જાણ્યા વિના હું નિર્ણય આપવાની શી કુશળતા બતાવી શકું?'[35] વૈશંપાયન બોલ્યા : પછી કૃષ્ણાની વાત બરાબર જાણી લઈ ને સભાસદોએ તેની પુષ્કળ પ્રશંસા કરી તથા તેને 'ધન્ય! ધન્ય' કહેવા લાગ્યા અને કીચકને ફિટકાર આપવા લાગ્યા.[36]

સભ્યો બોલ્યા : વિશાળ લોચનવાળી અને સર્વાંગે મનોહારિણી આ સુંદરી જેની ભાર્યા હશે, તેને પરમ લાભ પ્રાપ્ત થયેલો જ માનવો. કેમ કે તેને ક્યારેય શોક કરવાનો પ્રસંગ જ આવશે નહિ. સર્વાંગે સ્તુત્ય અને ઉત્તમ વર્ણવાળી આવી નારી મનુષ્યોમાં તો દુર્લભ જ છે. અમે તો આને દેવી જ માનીએ છીએ.[37,38]

વૈશંપાયન બોલ્યા : તે સભાસદોએ કૃષ્ણાને જોઈ ને તેની આ પ્રમાણે સ્તુતિ કરી. ત્યારે યુધિષ્ઠિરને કોપને લીધે કપાળે પરસેવો બાઝી આવ્યો. એટલે એ કુરુનંદને પોતાની પ્રિય પટરાણી રાજપુત્રી દ્રુપદદુલારીને કહ્યું કે, 'અરે ઓ સૈરંધ્રી! તું અહીં ઊભી રહે નહિ, તું સુદેષ્ણાના ભવને ચાલી જા. પતિને અનુસરનારી વીરપત્નીઓ દુઃખ પામે છે, પણ એવું દુઃખ પામ્યા છતાં તેઓ પોતાની પતિસેવાથી પતિલોકને પામે છે.[39-41] મને લાગે છે કે, તારા પતિઓને આ સમયે ક્રોધ કરવો યોગ્ય નહિ લાગતો હોય, એટલે તો સૂર્ય જેવા તેજસ્વી તે ગંધર્વો તારી વહારે ધાતા નથી.[42] હે સૈરંધ્રી! તને સમયનું ભાન નથી, તેથી તો તું નટડીની જેમ લાજ મૂકીને રડે છે અને જુગટું રમતા મત્સ્યરાજને રાજસભામાં વિઘ્ન કરે છે![43] હે સૈરંધ્રી! તું જા. ગંધર્વો તારું પ્રિય કરશે. જેણે તારું અપ્રિય કર્યું છે, તેનું કાસળ કાઢીને તેઓ તારું દુઃખ દૂર કરશે.[44]

સૈરંધ્રી બોલી : તે ગંધર્વો અતિશય દયાળુ છે. હું તેમને અર્થે ધર્મપૂર્વક દુઃખ સહન કરી રહી છું. એ ગંધર્વોમાં મોટા ભાઈ જુગારદાવ રમી જાણે છે. તેમાંનો દરેક જણ અપરાધીઓને પૂરા કરી શકે એમ છે.[45]

વૈશંપાયન બોલ્યા : આમ કહીને કૃષ્ણા સુદેષ્ણાના ભવન તરફ દોડી ગઈ. તે વખતે એ સુશ્રોણીના કેશ છૂટા થઈ ગયા હતા અને તેની આંખ ક્રોધથી લાલ લાલ ઘેરાઈ ગઈ હતી. કંઈ વાર સુધી તેણે રડ્યા જ કર્યું હતું. આથી તેનું વદન, આકાશમાં વાદળાંથી છૂટા થયેલા શશિમંડળની જેમ શોભી રહ્યું હતું.[46,47] તેને જોઈને સુદેષ્ણાએ કહ્યું : 'હે વરારોહા! તને કોણે મારી? હે શોભના! તું શા માટે રડે છે? હે ભદ્રા! કોણે આજે પોતા ઉપર દુઃખ વહોરી લીધું છે? તારું કોણે અપ્રિય કર્યું છે?'[48]

દ્રૌપદી બોલી : હું તમારે માટે સુરા લેવા ગઈ, ત્યારે કીચકે મારું અપમાન કર્યું છે. રાજસભામાં, રાજાના દેખતાં જ, જાણે નિર્જન વનમાં માર મારે, તેમ તેણે મને ત્યાં માર માર્યો છે.[49]

સુદેષ્ણા બોલી : હે સુંદર કેશાંતવાળી! તારી મરજી હશે, તો હું કીચકનો ઘાત કરાવીશ. કેમકે કામમાં ઉન્મત્ત થઈને તેણે દુષ્પ્રાપ્ય એવી તારું અપમાન કર્યું છે.[50]

સૈરંધ્રી બોલી: તમે નહિ, એ તો જેમનો એ અપરાધ કરી રહ્યો છે, તેઓ જ એને મારી નાખશે. હું માનું છું કે, એ આજેજ ખાતરીથી યમલોકમાં પહોંચી જશે.[51]

# અધ્યાય ૧૭મો
## દ્રૌપદી ભીમની પાકશાળામાં

॥ वैशंपायन उवाच ॥

सा हता सूतपुत्रेण राजपत्नी यशस्विनी ।
वधं कृष्णा परीप्संती सेनावाहस्य मामिनी ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ સૂતપુત્ર કીચકે યશસ્વિની રાજરાણી કૃષ્ણાને આ પ્રમાણે લાત મારી, એટલે તે ભામિની એ સેનાપતિનો વધ કરવાની ઇચ્છા કરતી પોતાને મુકામે ગઈ.[૧] ત્યાં પાતળી કેડવાળી એ કૃષ્ણાએ યથાવિધિ શૌચ કર્યું અને પાણીથી પોતાનાં અંગોને તથા વસ્ત્રોને ધોઈ નાખીને સ્વચ્છ કર્યાં. પછી રડતાં રડતાં તે પોતાના દુઃખના નિકાલ વિશે વિચાર કરવા લાગીઃ 'હું શું કરું? હું ક્યાં જાઉં? શી રીતે મારું કાર્ય સિદ્ધ થાય?' આમ ચિંતવન કરીને તેણે મનમાં ભીમનું સ્મરણ કર્યું: 'હા, આજે ભીમ વિના બીજું કોઈ મારા મનનું પ્રિય કરે એમ નથી.' એટલે તે રાત્રે જ પોતાની પથારી છોડીને ઊભી થઈ ગઈ.[૨–૫] તરત જ વિશાળ લોચનવાળી તે નાથવતી સતી કૃષ્ણા નાથની ઇચ્છા કરીને ભીમસેનના ભવન તરફ દોડી.[૬] ત્યાં મનમાં અત્યંત સંતાપ પામી રહેલી એ મનસ્વિનીએ ભીમને કહ્યું કે, 'અરે ઓ! મને લાત મારવાનું કામ કરનારો મારો શત્રુ પેલો પાપી સેનાપતિ કીચક હજી જીવે છે, છતાં તમને કેમ ઊંઘ આવે છે?'

વૈશંપાયન બોલ્યાઃ આમ કહીને તે મનસ્વિનીએ એ પાકશાળામાં પ્રવેશ કર્યો.[૭,૮] ત્યાં ભીમસેન મૃગરાજ સિંહની જેમ ઘોરતો સૂતો હતો. ત્યારે હે કૌરવ્ય! કૃષ્ણાના રૂપથી તથા મહાત્મા ભીમના તેજથી તે પાકશાળા જાણે અધિકાધિક સમૃદ્ધિથી ઝગઝગી રહી. જેમ વનમાં જન્મેલી કોઈ ત્રણ વર્ષની ઋતુમતી થયેલી ગોરી ગાય ઉત્તમ નંદી પાસે ઊભી રહે, તેમ તે પવિત્રહાસિની પાંચાલી પાકશાળામાં જઈને ભીમસેનની પાસે ઊભી રહી. અથવા કહો, જળમાં ઊછરેલી કોઈ કામવિવશ બગલી શ્રેષ્ઠ બગલા પાસે જઈ જેમ ઊભી રહે, તેમ તે ઊભી રહી.[૯–૧૧] ત્યાં લતા જેમ ગોમતીને તીરે ઊગેલા કોઈ પ્રફુલ્લ મહાશાલ વૃક્ષને વીંટી વળે, તેમ તે પાંચાલીએ મધ્યમ પાંડુનંદન ભીમને આલિંગન કર્યું.[૧૨] પછી સિંહણ જેમ દુર્ગમ વનમાં સૂતેલા પોતાના સિંહને જગાડે, તેમ પવિત્ર પાંચાલીએ ભીમને બે હાથે ભેટીને જાગ્રત કર્યો.[૧૩] આમ દ્રૌપદીએ હાથણીની જેમ ગજરાજ જેવા ભીમસેનને આશ્લેષ–આલિંગન કર્યું. પછી ગાંધાર સ્વરની ઉત્તમ મૂર્છના કરતી, વીણાના જેવા મધુર આલાપવાળી પવિત્ર પાંચાલીએ ભીમસેનને કહ્યું કે,[૧૪] 'ઓ ભીમસેન! ઊઠો, ઊઠો, આમ મડદાની જેમ શું સોડ તાણી સૂતા છો? કોઈપણ પાપી, જીવતા પતિની પત્ની ઉપર હાથ નાખીને જીવતો ન જ રહેવો જોઈએ.' રાજદુલારી દ્રૌપદીએ આ પ્રમાણે જગાડ્યો, એટલે મેઘની શોભાવાળો ભીમસેન એકદમ ઊંઘવું છોડીને તળાઈવાળા પલંગમાં બેઠો થઈ ગયો.[૧૫,૧૬] પછી એ કુરુવંશી પોતાની પ્રિય પટરાણી એવી તે રાજપુત્રીને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ 'તું શા કામે આટલી ઉતાવળી ઉતાવળી અહીં મારી પાસે દોડી આવી છે?[૧૭] તારા શરીરનો વર્ણ પલટાઈ ગયો છે, તું સુકાઈ છે અને તું ફિક્કી પડી ગયેલી લાગે છે. તું મને બધી વાત પૂરેપૂરી કહે, એટલે હું બધું સમજી લઉં. તું મને બધું જ યથાવત્ કહે. પછી ભલે તે સુખકારક હોય, દુઃખકારક હોય, દ્વેષ કરવા લાયક હોય કે પછી ભલે તે પ્રિય હોય. એ સાંભળ્યા પછી હું જ કર્તવ્ય હશે તે સમજી લઈશ[૧૮,૧૯] હે કૃષ્ણા! સર્વ કામોમાં હું જ તારો વિશ્વાસપાત્ર છું. હું જ તને આપત્તિઓમાંથી વારંવાર છોડાવનારો

છું.[૨૦] તારે જે કાર્ય કહેવાનું હોય, તે તું ઇચ્છામાં આવે એવી રીતે મને ઝટપટ કહી દે અને પછી બીજું કોઈ જાણી જાય તે પહેલાંજ તું સૂવાને માટે પાછી ચાલી જા.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત કીચકવધપર્વમાં 'દ્રૌપદી-ભીમસંવાદ' નામનો અધ્યાય ૧૭ મો સમાપ્ત

## अध्याय १८मो

### દ્રૌપદીનો યુધિષ્ઠિર સંબંધી વિલાપ

॥ द्रौपद्युवाच ॥

**अशोच्यत्वं कुतस्तस्या यस्या भर्ता युधिष्ठिरः।**
**जानन्सर्वाणि दुःखानि किं मां त्वं परिपृच्छसि ॥**

દ્રૌપદી બોલી: જેનો ભર્તા યુધિષ્ઠિર છે, તે સ્ત્રીને સુખ તે ક્યાંથી હોય? બધાં દુઃખ તમે જાણો છો, છતાં શા માટે મને પૂછો છો?[૧] હે ભારત! ત્યાં દુર્યોધનની રાજસભામાં પ્રાતિકામી સૂત મને દાસી કહીને જનસમાજની વચ્ચે તાણી લાવ્યો હતો, તે દુઃખ મારા કાળજાને ભડભડ બાળી રહ્યું છે.[૨] હે પ્રભુ! આવાં દુઃખ અનુભવીને દ્રૌપદી સિવાય કઈ મારા જેવી રાજાની છોકરી જીવતી રહે વારુ?[૩] પછી હું વનવાસમાં હતી, ત્યારે દુરાત્મા સિંધુરાજે મારો ફરીને પરાભવ કર્યો હતો, તો તેને પણ કઈ સ્ત્રી સહન કરી શકે એમ છે?[૪] આ અત્યારે, પેલા ધૂર્ત મત્સ્યરાજની સમક્ષમાં અને તેના દેખતાં જ કીચકે મારા ઉપર હાથ નાખ્યો છે. એ સ્થિતિમાં મારા જેવી બીજી કઈ સ્ત્રી જીવતી રહે?[૫] આમ હે ભારત! હું અનેકવિધ ક્લેશોથી રિબાઈ રહી છું. છતાં હે કુંતીનંદન! તમે મારી સંભાળ લેતા નથી. તો હવે મારે જીવીને પણ કરવું છે શું? હે ભારત! આ જે કીચક નામનો સેનાપતિ છે, તે વિરાટરાજનો સાળો થાય છે. હે નરસિંહ! એ મહાનીચ બુદ્ધિનો છે.[૬,૭] હું રાજભવનમાં સૈરંધ્રીવેશે રહું છું, ત્યાં આવીઆવીને એ દુરાત્મા મને સદૈવ કહ્યા કરે છે કે, 'તું મારું ઘર માંડ.[૮] હે શત્રુઘ્ન! વધને લાયક એવો તે મને આ પ્રમાણે વારંવાર કહ્યા કરે છે, એથી કાળે કરીને પાકી ગયેલા ફળની જેમ મારું હૃદય પણ દુઃખથી પાકીને ફાટી રહ્યું છે.[૯] ભૂંડું જૂગટું રમનારા તમારા એ મોટાભાઈને તમે જરા ઠપકો આપો. એમના કર્મને લીધે જ હું આ પાર વિનાના દુઃખને પામી છું.[૧૦] રાજ્ય ખોઈને અને પોતાનું સર્વસ્વ હાર્યા પછી પણ ભૂંડા જુગારી વિના બીજું કોણ વનવાસની શરતે હોડ કરે?[૧૧] જો એ સવારસાંજ હજારહજાર નિષ્કોથી અને બીજાં ઉત્તમ ધનોથી અનેક વર્ષો સુધી દ્યૂત રમ્યા કરત, તોપણ સોનું, રૂપું, વસ્ત્રો, વાહનો, બકરાં, ઘેટાં, ઘોડા અને ખચ્ચરોના સમૂહો—એમાંનું કશું ખૂટી પડત નહિ.[૧૨,૧૩] હવે એ યુધિષ્ઠિર જુગારના છંદમાં સર્વ લક્ષ્મી ખોઈ બેસીને, પોતાનાં કર્મોનો વિચાર કરતા મૂઢની જેમ મૂંગા બેસી રહ્યા છે![૧૪] દશહજાર હાથીઓ અને સુવર્ણમાળાવાળા અશ્વો જેની સવારીમાં પાછળ ચાલતા હતા, તે આ યુધિષ્ઠિર આજે જુગારથી પેટગુજારો કરે છે![૧૫] ઇંદ્રપ્રસ્થમાં, અમાપ તેજસ્વી રાજવીઓના એક લાખ રથો યુધિષ્ઠિર મહારાજની સેવામાં હાજર રહેતા હતા.[૧૬] એમની પાકશાળામાં એક લાખ દાસીઓ હાથમાં થાળીઓ રાખીને રાત્રિદિવસ અતિથિઓને નિરંતર ભોજન કરાવતી હતી.[૧૭] એ દાતાઓમાં શ્રેષ્ઠ હજારો સોનામહોરોનાં દાન આપતા હતા; પણ તે જ આજે જુગારમાં મળેલા મહાઅનર્થકારી ધન ઉપર આજીવિકા ચલાવી રહ્યા છે![૧૮] પૂર્વે ઉજ્જ્વળ મણિનાં કુંડળો ધારણ કરનારા અને સુમધુર સ્વરવાળા અનેક સૂતો અને માગધો એ યુધિષ્ઠિરની સવારસાંજ સેવા કરતા હતા.[૧૯] તપ અને શાસ્ત્રથી સંપન્ન તથા સર્વ મનોરથોથી પૂર્ણ એવા સહસ્ર ઋષિઓ એમની સભામાં નિત્ય સભાસદ હતા.[૨૦]

ત્યારે પ્રત્યેકની સેવામાં ત્રીસ ત્રીસ દાસીઓ રહી હતી, એવા અઠ્યાસી હજાર સ્નાતક ગૃહસ્થીઓનું યુધિષ્ઠિર પોષણ કરતા હતા.[૨૧] વળી તે પ્રતિગ્રહ ન કરનારા દશ હજાર ઊર્ધ્વરેતા યતિઓનું પોષણ કરતા હતા. અહો! તે જ નરેશ્વર આજે આ દશામાં પડ્યા છે![૨૨] જેનામાં કરુણા, દયા અને સંવિભાગ (પોતાની પાસેની વસ્તુ સર્વને વહેંચ્યા પછી લેવું તે) એ સર્વ ગુણો છે, તે નરેશ્વર આજે આ સ્થિતિમાં પડ્યા છે! ધૈર્યવાન, સત્ય-પરાક્રમી અને સૌને વહેંચી આપવાની વૃત્તિવાળા આ યુધિષ્ઠિરરાજા નિત્ય દયાળુ રહીને રાજ્યમાં રહેતા અંધો, વૃદ્ધો, અનાથ, બાળ તથા દુર્દશામાં આવી પડેલા અનેકવિધ લોકોનું ભરણપોષણ કરતા હતા.[૨૩,૨૪] તે જ આ યુધિષ્ઠિર રાજા આજે નરક જેવી દશામાં પડીને મત્સ્યરાજના સેવક થયા છે! તે જ આજે રાજસભામાં પાસા નાખનાર થઈને પોતાને 'કંક' નામે ઓળખાવે છે![૨૫] ઇંદ્રપ્રસ્થમાં રહેતા હતા એ સમયે જેમને સર્વ રાજાઓ ખંડણી ભરતા હતા, તે જ યુધિષ્ઠિર આજે પારકાના આધારે પોતાનું પેટિયું ઇચ્છે છે![૨૬] પૃથ્વી પરના સર્વ પૃથ્વીપાળો જેમને વશવર્તી રહેતા હતા, તે જ યુધિષ્ઠિરરાજ આજે પરવશ-વિવશ થઈને વર્તે છે![૨૭] જે સૂર્ય સમાન તેજસ્વી યુધિષ્ઠિરે પોતાનાં પ્રતાપકિરણોથી સમગ્ર પૃથ્વીને તપાવી દીધી હતી, તે આજે વિરાટરાજની સભામાં સભાસદ થઈને રહ્યા છે![૨૮] ઓ પાંડવ! જુઓ તો ખરા-ઋષિઓ સાથે બેઠેલા જે યુધિષ્ઠિરને રાજાઓ લળીલળીને નમતા હતા, તે જ યુધિષ્ઠિર પાંડવ આજે બીજાને લળીલળીને નમી રહ્યા છે![૨૯] અરેરે, યુધિષ્ઠિરને અન્યના સભાસદ થઈને બેઠેલા અને બીજાને સારું સારું કહી રહેલા જોઈને સાચે જ મારો તો ક્રોધ ભભૂકતો વધે છે.[૩૦] ધર્માત્મા અને મહાજ્ઞાની યુધિષ્ઠિર એક પેટને ખાતર પારકે ઘેર વાસ કરે એ તેમને ઉચિત નથી; તો તેમને આવી દશામાં જોઈને કોને દુઃખ નહિ થાય?[૩૧] અરે ઓ ભારત! ઓ વીર! જુઓ, જે ભરતવંશી યુધિષ્ઠિરને સભામાં સમગ્ર વસુંધરા પાયે પડતી હતી, તે આજે અન્યના પગે પડી રહ્યા છે.[૩૨] આમ હે ભીમ! હું અનાથની જેમ અનેક-વિધ દુઃખોથી પીડાઈ રહી છું અને શોકસાગરની વચ્ચે પડી છું, છતાં તમે મને કેમ જોતા નથી?[૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત કીચકવધપર્વમાં
'દ્રૌપદી અને ભીમનો સંવાદ' નામનો
અધ્યાય ૧૮મો સમાપ્ત

## अध्याय १९मो
## દ્રૌપદીનો ભીમાદિક સંબંધમાં વિલાપ

॥ द्रौपद्युवाच ॥

इदं तु ते महद्दुःखं यत्प्रवक्ष्यामि भारत ।
न मेऽभ्यसूया कर्तव्या दुःखादेतद् ब्रवीम्यहम् ॥१॥

દ્રૌપદી બોલી: હે ભારત! આ હું તમને મહાદુઃખકારી વાત કહું છું, પણ તમે મારા ઉપર રોષ કરશો નહિ. કેમ કે હું દુઃખને લીધે બોલી રહી છું.[૧] હે ભરતોત્તમ! તમને ન શોભે એવું રસોઇયાનું હીન કામ તમે કરો છો. તમારી જાતને તમે બલ્લવ કહેવડાવો છો. આથી કોનો શોક ન વધે?[૨] લોકો તમને વિરાટરાજનો બલ્લવ નામનો રસોઇયો જાણે છે. આમ તમે દાસપણામાં પડ્યા છો. ત્યારે એથી વિશેષ દુઃખકારક બીજું શું હોય?[૩] પાકશાળામાં રસોઈ તૈયાર થાય છે અને તમે પોતે બલ્લવ નામના રસોઇયા તરીકે વિરાટની સેવામાં હાજર થાઓ છો, ત્યારે મારું કાળજું ભેદાઈ જાય છે.[૪] પ્રસન્ન થયેલો વિરાટ-રાજ જ્યારે તમને કુંજરો સાથે યુદ્ધ કરાવે છે, ત્યારે રાણીવાસની રમણીઓ હર્ષમાં આવી જાય છે; પણ મારું તો કાળજું ફફડી ઊઠે છે.[૫] તમે જ્યારે કૈકેયી રાણીના દેખતાં અંતઃપુરમાં સિંહો, વાઘો અને પાડાઓ સાથે યુદ્ધ કરો છો, ત્યારે

મારા મનમાં ખેદ થાય છે.[૬] તે વખતે સર્વાંગ-સુંદર એવી મને વેદનાથી દુઃખિત થતી જોઈને, કૈકેયી ઊભી થઈને સર્વ દાસીઓને વાત કરે છે અને તે સર્વ સ્ત્રીઓ પણ ઊભી થઈને કૈકેયીને આ પ્રમાણે કહે છે: 'આ નિર્મળ સ્મિતવાળી સૈરંધ્રી આ મહા વીર્યવાન બલ્લવ રસોઇયાને યુદ્ધ કરતો જુએ છે, એટલે સ્નેહ અને સહવાસના ધર્મને લીધે તે શોકમાં પડી જાય છે. આ સૈરંધ્રી મંગળ રૂપવાળી છે અને એ બલ્લવ પણ સુંદર છે.[૭-૯] વળી સ્ત્રીઓના મનનું માપ નીકળી શકે નહિ. અને મને તો આ બન્ને એકબીજાને યોગ્ય રૂપવાળાં લાગે છે. વળી બલ્લવ જ્યારે જ્યારે હાથી વગેરે સાથે યુદ્ધ કરે છે, ત્યારે ત્યારે સૈરંધ્રી પ્રિય બલ્લવના સહવાસને લીધે નિત્ય કરુણ વાણી બોલે છે.[૧૦] વધુમાં આ રાજભવનમાં તે બન્ને એક-સરખા સમયથી નિવાસ કરી રહ્યાં છે.' આવાં આવાં વાક્યો કહીને તે નિરંતર મારું અપમાન કરે છે.[૧૧] તે મને ક્રોધ કરતી જુએ છે કે, તરત જ તમારા ઉપર મારો પ્રેમ છે એવી તે શંકા કરવા લાગે છે. સુદેષ્ણા જ્યારે આવુંતેવું બોલે છે, ત્યારે મને ભારે દુઃખ થાય છે.[૧૨] ભયંકર પરાક્રમ કરવા-વાળા તમે ભીમ આ નારકી સ્થિતિમાં પડ્યા છો, ત્યારે યુધિષ્ઠિરના શોકમાં પડેલી હું જીવવાની હોંસ હવે રાખતી નથી.[૧૩] જે યુવાન અર્જુને એક રથમાં બેસીને સર્વ દેવો અને મનુષ્યોને જીત્યા હતા, તે આજે વિરાટરાજની કન્યાઓને નાચ શીખવવા રહ્યા છે! હે પાર્થ! જે અમાપ તેજસ્વી અર્જુને ખાંડવવનમાં અગ્નિને તૃપ્ત કર્યો હતો, તે આજે કૂવામાં ઢંકાયેલા અગ્નિની જેમ રાણીવાસમાં રહ્યા છે![૧૪,૧૫] જે નરસિંહથી શત્રુ-ઓને સદૈવ ભય રહેતો હતો, તે ધનંજય આજે લોકનિંદિત એવા હીજડાના વેશમાં રહ્યા છે![૧૬] જે ધનંજયના પરિઘ જેવા બાહુઓ ધનુષની દોરી ખેંચી ખેંચીને કઠિન થઈ ગયા હતા, તે ધનંજય પોતાના બાહુઓમાં શંખની ચૂડીઓ પહેરીને શોક કરી રહ્યા છે![૧૭] અરે! જે અર્જુનની પ્રત્યંચાના ટંકારથી શત્રુઓ થરથરી ઊઠતા હતા, તે જ અર્જુનના ગીતના આલાપો સ્ત્રીઓ આનંદ-થી સાંભળે છે![૧૮] હાય! જેને મસ્તકે સૂર્ય જેવો ઝગઝગતો મુગટ શોભતો હતો, તે ધનંજયને માથે આજે વાળના વળથી કઢંગો થઈ ગયેલો ચોટલો છે! ઓ ભીમ! ભયંકર ધનુષ્ય ધારણ કરનારા એ અર્જુનને આજે વેણી ગૂંથેલા કેશવાળા જોઉં છું, અરે! તેમને કન્યાઓથી વીંટળાયેલા જોઉં છું, ત્યારે મારું મન બળી જાય છે! જે મહાત્મા-માં સમસ્ત દિવ્ય અસ્ત્રો રહ્યાં છે અને જે સર્વ વિદ્યાઓના આધાર છે, તે અર્જુન આજે કાનમાં કુંડળો પહેરે છે![૧૯-૨૧] મહાસાગર જેમ મર્યાદાને સ્પર્શ કરી શકતો નથી, તેમ અપ્રતિમ તેજવાળા હજારો રાજવીઓ પણ અર્જુનને રણભૂમિમાં સ્પર્શ કરી શકતા નથી.[૨૨] પણ તે જ યુવાન અર્જુન આજે વેશપલટો કરીને વિરાટરાજની કન્યાઓના નૃત્યશિક્ષક થયા છે. અરે! તે કન્યાઓના નોકર થઈ રહ્યા છે! હે ભીમ! પર્વત અને વનથી ભરેલી તથા સ્થાવર અને જંગમ સાથેની આ આખી ધરતી જેમના રથના ઘોષથી થરથરી જતી હતી, વળી હે ભીમસેન! જે મહાભાગ્યશાળીનો જન્મ થતાં જ કુંતીનો શોક નાશ પામ્યો હતો, તે તમારા નાના ભાઈ અર્જુન આજે મને શોકાતુર કરી રહ્યા છે![૨૩-૨૫] અરે ઓ ભીમ! એમને હું જ્યારે સોનાનાં કુંડળો અને બીજા અલંકારોથી શણ-ગારાયેલા તથા હાથમાં શંખની ચૂડીઓ ઘાલીને આવતા જોઉં છું, ત્યારે મારું હૃદય ફાટીને બે ભાગ થઈ જાય છે.[૨૬] આ પૃથ્વીમાં પરાક્રમમાં કોઈ પણ પુરુષ જે ધનુર્ધારીની બરાબરી કરી શકે એમ નથી, તે ધનંજય આજે કન્યાઓથી ઘેરાઈને

ગાયન ગાયા કરે છે! ધર્મ, શૌર્ય અને સત્યને વિશે જે પૃથાનંદન સમસ્ત જીવલોકમાં સંમાનિત છે, તેને આજે સ્ત્રીના વિકૃત વેશમાં જોઈને મારું અંતર ભડકે બળે છે! હાથણીઓથી ઘેરાયેલા મદઝરતા માતંગ જેવા એ દેવરૂપી પાર્થને હું જ્યારે કન્યાઓથી ઘેરાયેલા રહી મત્સ્યદેશના અર્થપતિ વિરાટરાજની સેવા કરતા જોઉં છું, ત્યારે હું આંધળી ભીંત થઈ જાઉં છું અને મને દિશાનું ભાન સરખું પણ રહેતું નથી.[૨૭-૩૦] સાચે જ ધનંજય આવા કષ્ટમાં પડ્યા છે અને દુષ્ટ જુગટું રમનારા અજાતશત્રુ યુધિષ્ઠિર આમ દુઃખમાં ડૂબી ગયા છે, એ વાત સાસુજી નહિ જ જાણતાં હોય.[૩૧]

વળી હે ભારત! ગોવાળિયા બનેલા નાના સહદેવને ગોવાળના વેશમાં ગાયોની પાછળ આવતા જોઉં છું, ત્યારે મારું શરીર ફિક્કું પડી જાય છે.[૩૨] હે ભીમસેન! સહદેવનાં કૃત્યોનો હું વારંવાર વિચાર કરું છું, ત્યારે મને ઊંઘ પણ આવતી નથી, તો સુખ તો ક્યાંથી જ રહે?[૩૩] હે મહાબાહુ! સત્યપરાક્રમી સહદેવને આવું દુઃખ પડે એના કારણરૂપ હું તો એમનું એકે દુષ્કર્મ જોતી નથી.[૩૪] હે ભરતશ્રેષ્ઠ! તમારા એ નંદી જેવા બળવાન પ્રિય ભાઈને મત્સ્યરાજે ગાયો સાચવવા ઉપર નીમ્યા છે, એ જોઈને મારું હૈયું બળ્યા કરે છે.[૩૫] તે રાતાં વસ્ત્રો પહેરીને જ્યારે ઉતાવળા ઉતાવળા ગોવાળોને મોખરે ચાલે છે અને વિરાટરાજને અભિનંદન આપે છે, ત્યારે મને તાવ ચઢી આવે છે.[૩૬] સાચે જ, સાસુજી મારી આગળ વીર સહદેવનાં નિત્ય આ પ્રમાણે વખાણ કરતાં હતાં કે, 'આ સહદેવ મહાકુલીન છે, શીલવાન છે અને સદાચારી છે.'[૩૭] વળી વનમાં નીકળતી વખતે તેમણે મને કહ્યું હતું કે, 'આ સહદેવ લજ્જાશીલ છે, મધુરભાષી છે. ધાર્મિક છે અને મને વહાલો છે. તો હે યાજ્ઞસેની! તું વનમાં રાત્રે પણ એની સંભાળ રાખજે.[૩૮] એ સુકુમાર છે, શૂરવીર છે અને ધર્મરાજની આજ્ઞામાં વર્તનારો છે. આથી હે પાંચાલી! મોટાભાઈને પૂજનારા આ વીરને તું તારે હાથે જ જમાડજે.' પુત્રવત્સલ કુંતામાતાએ મને રડતાં રડતાં આમ કહ્યું હતું અને મહાવનમાં જવા નીકળેલા સહદેવને હૈયાસરસા લઈને ઊભાં રહ્યાં હતાં.[૩૯,૪૦] હવે હે પાંડવ! એ મહાયોદ્ધા સહદેવને ગાયોના કામમાં રોકાયેલા અને રાત્રે વાછરડાના ચામડા ઉપર સૂઈ રહેલા જોયા પછી મને જીવવાની કેમ ઇચ્છા રહે?[૪૧] રૂપ, અસ્ત્ર અને બુદ્ધિ એ ત્રણથી જે નિત્ય સંપન્ન છે, તે નકુલ આજે વિરાટરાજાના અશ્વશિક્ષક થયા છે. અરે! કાળનો પલટો તો જુઓ! અત્યારે ગ્રંથિકનું નામ ધારણ કરનારા જે નકુળને જોતાં વેંત જ પૂર્વે શત્રુઓનાં ટોળાં નાસી જતાં હતાં, તે આજે વિરાટમહારાજની આંખ આગળ તેના ઘોડાઓને ઝપાટાબંધ કેળવી રહ્યા છે![૪૨,૪૩] શ્રીમાન અને તેજસ્વી એવા એ શ્રેષ્ઠ નકુલને મેં મત્સ્યરાજ વિરાટની સેવામાં ઊભેલા તથા તેને ઘોડાઓ બતાવતા જોયા છે.[૪૪] તો હે પાર્થ! હે પરંતપ! હું આવી સ્થિતિમાં સુખિયણ છું એમ તમે માનો છો શું? અરે! હું તો યુધિષ્ઠિરને નિમિત્તે આવાં આવાં સેંકડો દુઃખોમાં ડૂબી ગઈ છું.[૪૫] પણ હે ભારત! મને તો આથી પણ બીજાં વિશેષ દુઃખો છે. હે કુંતીનંદન! હું તમને તે કહું છું, તમે તે પણ સાંભળો.[૪૬] તમે સર્વ જીવંત હોવા છતાં, વિવિધ દુઃખો મારા શરીરને સૂકવી રહ્યાં છે; તો એનાથી અધિક બીજું શું દુઃખ હોય?[૪૭]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત કીચકવધપર્વમાં 'દ્રૌપદી અને ભીમનો સંવાદ' નામનો અધ્યાય ૧૯ મો સમાપ્ત

## अध्याय २०मो
### દ્રૌપદીનો આત્મવિલાપ

॥ द्रौपद्युवाच ॥

**अहं सैरंध्रिवेषेण चरंती राजवेश्मनि ।**
**शौचदाऽस्मि सुदेष्णाया अक्षधूर्तस्य कारणात् ॥१॥**

દ્રૌપદી બોલી : હું એ અટલ જુગારી યુધિષ્ઠિરને લીધે જ આ રાજભવનમાં સૈરંધ્રી વેશે રહું છું અને સુદેષ્ણાને હાથપગ ધોવાનું પાણી આપવું પડે છે.[1] હે પરંતપ ! જુઓ તો ખરા, આ હું એક રાજપુત્રી તે આજે આવી અવદશામાં આવી પડી છું. પરંતુ સર્વ લોક ભાવિ ઉદય તરફ જ મીટ રાખે છે; કેમ કે દુઃખનો છેડો તો હોય જ છે.[2] મનુષ્યોની અર્થસિદ્ધિ અને તેમનો જય-પરાજય એ અનિત્ય જ છે. એમ માનીને હું મારા સ્વામીઓના પુનઃ ઉદયની જ પ્રતીક્ષા કરું છું.[3] સુખ અને દુઃખ એ તો પૈડાંની જેમ ઉપર નીચે ફર્યા જ કરે છે, એમ માનીને હું મારા સ્વામીઓના પુનઃ ઉદયની જ વાટ જોઉં છું.[4] જે નિમિત્તથી પુરુષને જય મળે છે, તે જ નિમિત્તથી તેને પરાજયની પ્રાપ્તિ થાય છે. આમ વિચારીને હું પુનઃ ઉદયની જ વાટ જોઉં છું. પણ હે ભીમસેન ! આ હું મરવા જેવી થઈ ગઈ છું, છતાં તમે કેમ મારી ભાળ લેતા નથી ?[5] મેં સાંભળ્યું છે કે, દાન આપનારાઓને કદી દાન માગવું પડે છે, બીજાને હણનારાઓને કદી બીજાના હાથે હણાવું પડે છે અને અન્યને પાડનારાઓને પણ કદી બીજાથી પડવું પડે છે.[6] દૈવને કશું જ દુષ્કર નથી, તેમ એનું કોઈ ઉલ્લંઘન કરી શકે એમ નથી. આ મહાસિદ્ધાંત વિચારીને જ હું દૈવની આજ્ઞાને માથે ચડાવું છું.[7] પ્રથમ જ્યાં એકવાર જળ હોય છે ત્યાં કદી જળ સુકાઈ જાય તોપણ ત્યાં ફરી જળ આવે છે. આવું કાળબળ જોઈને હું પુનઃ ઉદયની પ્રતીક્ષા કરું છું.[8] કોઈ મનુષ્યની સંપત્તિ ન્યાયપૂર્વક રક્ષિત હોય, છતાં જો દૈવયોગથી નાશ પામે, તો તે શાણા માણસે દૈવની અનુકૂળતા માટે જ પ્રયત્ન કરવો; અર્થાત્ તે માટે જપ-હોમ ઇત્યાદિ કરવાં.[9]

પરંતુ આ જે મેં તમને વચનો કહ્યાં છે, તેનું પ્રયોજન શું ? તમે તે મને દુખિયારીને પૂછો તો ખરા. તમે મને પૂછશો, એટલે હું તે કહીશ. પાંડુપુત્રોની પટરાણી અને દ્રુપદરાજની દુહિતા છતાં, હું આ અવદશામાં પડી છું, તો મારા સિવાય બીજી કઈ સ્ત્રી આ સ્થિતિમાં જીવવાને ઇચ્છા કરે ?[10] હે ભારત ! હે રિપુદમન ! મને આજે જે દુઃખ પડી રહ્યું છે, તે સર્વ કુરુઓને, પાંચાલોને અને પાંડુપુત્રોને પણ લાંછન લગાડશે.[11,12] ભાઈઓ, સસરાઓ અને પુત્રો આદિ અનેક સંબંધીઓથી વીંટળાયેલી તથા ભાગ્યની ટોચે પહોંચેલી બીજી કઈ નારી એમ દુઃખી થાય ?[13] સાચે જ, હે ભરતશ્રેષ્ઠ ! મેં બાળપણમાં વિધાતાનો કંઈ અપરાધ કર્યો હશે, એટલે તો એના પ્રસાદથી હું આ દુર્દશાને પામી છું.[14] હે પાંડવ ! આ જુઓને, મારો વર્ણ કેવો બદલાઈ ગયો છે ! વનવાસનાં તે પરમદુઃખમાં પણ હું આવી ફિક્કી પડી ગઈ નહોતી.[15]઼ ભીમ ! પૂર્વે મને જે સુખ હતું, તે તમે તો જાણો જ છો. પણ હે પૃથાનંદન ! તે જ હું આજે દાસી બની છું, પરવશ પડી છું અને તેથી મને કશી શાંતિ મળતી નથી.[16] જ્યાં ભયંકર ધનુષ્યને ધારણ કરનારા અને મહાન બાહુવાળા કુંતીનંદન ધનંજય ભારેલા અગ્નિની જેમ ગુપ્ત વેશે રહ્યા છે, ત્યાં હું દૈવ વિના બીજું કશું કારણ માનતી નથી.[17] હે પાર્થ ! પ્રાણીઓની ભાવિ ગતિને મનુષ્યો જાણી શકતા નથી. મને તો તમારી જે આ અવનતિ થઈ છે, તે પણ ઓચિંતી જ થઈ છે એમ લાગે છે.[18] ઇંદ્ર સમાન તમે આ મારા સુખને સદૈવ

જોયા કરતા હતા. આવી શ્રેષ્ઠ સતી હોવા છતાં મારે અત્યારે તો હલકટ માણસોનાં મુખ જોવાં પડે છે.[૧૯] હે પાંડવ! મારી આ અવદશા તો જુઓ. તમે બધા જીવતા હો અને મારી આ સ્થિતિ ન જ થઈ શકે. પણ કાળનો આ પલટો તો જુઓ![૨૦] એક વાર જે સમુદ્રપર્યંતિની પૃથ્વીની સ્વામિની હતી, તે હું આજ સુદેષ્ણાની આજ્ઞાવારક દાસી બની છુ.[૨૧] એક વાર જેની આગળ ને પાછળ અનેક અનુચરો ચાલતા હતા, તે હું આજે સુદેષ્ણાની આગળ ને પાછળ ચાલનારી થઈ છું![૨૨] વળી હે કુંતીનંદન! તમે મારુ આ એક અસહ્ય દુ:ખ સાંભળો. હુ એક કુંતાજી સિવાય બીજા કોઈ માટે, અરે મારે પોતાને માટે પણ અંગરાગને અર્થે ચંદન ઘસતી નહોતી, તે જ હુ આજે પારકાને માટે ચંદન ઘસી રહી છુ. અરે! હે કુંતીપુત્ર! આ મારા બે હાથ તો જુઓ! પૂર્વે તે આવા નહોતા જ.' આમ કહીને દ્રૌપદીએ ભીમસેનને પોતાના કણીઓ પડેલા બંને હાથો બતાવ્યા અને કહ્યુ કે, 'હુ કુંતાજીથી કે તમારાથી પણ કદી બીતી નહોતી, તે અત્યારે વિરાટ રાજાની આગળ ભયભીત થઈને દાસી તરીકે ઊભી રહુ છુ![૨૩-૨૫] મને સદૈવ મનમા ચિંતા રહ્યા કરે છે કે, કોણ જાણે વિરાટરાજા આજે મને શુ કહેશે? એમને માટેનુ અંગરાગનું ચંદન સારુ ઘસાયુ છે કે નહિ? અને મારા સિવાય કોઈ બીજા કોઈએ ઘસેલુ ચંદન એમને તો રુચતુ પણ નથી![૨૬]

વૈશંપાયન બોલ્યા: આ પ્રમાણે ભામિની કૃષ્ણાએ ભીમસેનને પોતાના દુ:ખો કહ્યા અને ભીમસેનની સામે જોઈ રહીને તે ધીરે ધીરે રડવા લાગી.[૨૭] તે વારંવાર નિસાસા નાખીને આંસુથી ગળગળી થયેલી વાણીમા ભીમસેનના હૃદયને કંપાવતી આ પ્રમાણે બોલી:[૨૮] 'ઓ ભીમ! મે પૂર્વે દેવોનો નાનો સરખો પણ અપરાધ કર્યો નથી; છતાં હે પાંડવ! મારે મરી જવુ જોઈએ તેવા આ સમયમાં પણ હુ અભાગણી જીવતી રહી છું![૨૯]

વૈશંપાયન બોલ્યા: ત્યારે શત્રુવીરોને હણનારો વૃકોદર પોતાની એ પત્નીના સુકુમાર ને કણીઓ પડેલા હાથોને પોતાના મુખ ઉપર મૂકીને પોક મૂકીને રોવા લાગ્યો. આમ હાથો પકડીને તે વીર્યવાન કુંતીપુત્ર આંસુઓની ધાર પાડવા મંડ્યો અને અત્યંત દુ:ખાતુર થઈને દ્રૌપદીને આ વચનો કહેવા લાગ્યો.[૩૦,૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત કીચકવધપર્વમાં 'દ્રૌપદી અને ભીમનો સંવાદ' નામનો અધ્યાય ૨૦ મો સમાપ્ત

# અધ્યાય ૨૧ મો

## ભીમે કરેલું દ્રૌપદીનું સાંત્વન

॥ भीमसेन उवाच ॥

**धिगस्तु मे बाहुबलं गाडीव फाल्गुनस्य च।**
**यत्तेरक्तौ पुरा भूत्वा पाणीकृतकिणाविमौ ॥ १ ॥**

ભીમસેન બોલ્યો: એક વાર તારા હાથ રાતાં તળિયાવાળા હતા, તે આજે પારકાના કામ કરીને કણીઓવાળા થયા છે, તેથી મારા બાહુબળને ધિક્કાર હો અને ધિક્કાર હો અર્જુનના તે ગાંડીવને! હુ તો વિરાટની સભામા જ મહાસંહાર માંડત, પણ કુંતીપુત્ર યુધિષ્ઠિરે છતા ના થવુ એવી સૂચના કરતા મારી સામે જોયુ, તેથી હુ રોકાઈ ગયો.[૧,૨] બાકી ઐશ્વર્યના મદમા ગાંડા થયેલા એ કીચકનું માથું તો હુ ક્રીડા કરતા મહાગજની જેમ રમતવાતમા પગ તળે કચરીને રોટલો કરી નાખત.[૩] હે કૃષ્ણા! કીચકે તને પગની લાત મારી એ જ્યારે મે જોયુ, તે વખતે જ હું મત્સ્યદેશવાસીઓનો મહાસંહાર કરવાને તલપી રહ્યો હતો, પણ તે વખતે પણ ધર્મરાજે મને કટાક્ષ કરીને વાર્યો હતો ત્યારે હે ભામિની! હુ તેમનો આ અભિ-

પ્રાય સમજીને જ બેસી રહ્યો.[૫] આપણે રાજ્યથી ભ્રષ્ટ થયા છતાં મેં દુર્યોધન, કર્ણ, સુબલપુત્ર શકુનિ તથા કુરુઓનો વધ કર્યો નહિ, તેમ જ પાપી દુર્યોધનનું માથું ધડથી જુદું કર્યું નહિ, એ સર્વ વાત મારા હૃદયમાં કંટક સમાન સાલે છે અને તેનું દુઃખ મારા હૃદયમાં શલ્યની જેમ ચોંટી રહ્યું છે. છતાં હે સુશ્રોણી! તું ધર્મને છોડીશ નહિ. હે મહાબુદ્ધિમતી! તું ક્રોધને દૂર કર.[૬,૭] હે કલ્યાણી! યુધિષ્ઠિરરાજ તારે મોઢેથી કદી જો આ મહેણાં સાંભળે, તો તે ખાતરીથી પોતાના પ્રાણનો ત્યાગ કરે.[૮] અથવા હે સુશ્રોણી! ધનંજય કે નકુલ–સહદેવ આ ઠપકા સાંભળે, તો તેઓ પણ પરલોકવાસી જ થાય. આમ હે સૂક્ષ્મ કટિવાળી! તેઓ પરલોકમાં જાય તો પછી હું પણ જીવી શકું નહિ.[૯] પૂર્વે ભૃગુકુળમાં જન્મેલા ચ્યવનમુનિ વનમાં શાંતિમગ્ન રહી રાફડારૂપ થઈ ગયા હતા, ત્યારે તેમની સુંદર પત્ની સુકન્યા તેમની સેવા કરતી હતી. વળી રૂપમાં નારાયણી જેવી તે પૂર્વકાળની ઇંદ્રસેના વિશે તેં સાંભળ્યું હશે. તે પોતાના હજાર વર્ષના વૃદ્ધ પતિની નિરંતર સેવા કરતી હતી. જનકસુતા વૈદેહી સીતાની વાત તો તારા સાંભળવામાં આવી હશે. એ સીતા પોતાના પતિ સાથે મહાવનની નિવાસિની થઈ હતી.[૧૦-૧૨] હે ભામિની! રામની એ પ્રિય પટરાણીને રાક્ષસ હરી ગયો હતો અને તેને બહુ બહુ કષ્ટ વીત્યાં હતાં, તોપણ તે પાછી રામને જ આવી મળી હતી.[૧૩] હે ભીરુ! પોતે વય અને રૂપથી સંપન્ન હોવા છતાં લોપામુદ્રા સર્વ દિવ્ય કામનાઓનો ત્યાગ કરીને અગસ્ત્યની જ સેવામાં રહી હતી. પવિત્ર અને મનસ્વિની સાવિત્રી દ્યુમત્સેનના વીર પુત્ર સત્યવાનની પાછળ એકલી યમલોક સુધી જવાને નીકળી હતી.[૧૪,૧૫] હે કલ્યાણી! આ મેં જે રૂપવતી અને પતિવ્રતા નારીઓ વિશે કહ્યું છે, તેવી તું પણ સર્વ ગુણોથી સંપન્ન છે.[૧૬] હવે તારે દુઃખના વધુ દહાડા વેઠવાના નથી. હવે તો માત્ર× પંદર જ દિવસ બાકી રહ્યા છે. એટલો સમય પસાર કરી નાખ એટલે આ તેરમું વર્ષ પૂરું થશે; ત્યાર પછી તો તું મહારાજ્ઞી થશે.[૧૭]

દ્રૌપદી બોલી : ઓ ભીમસેન! મારાથી દુઃખો સહન થયાં નહિ તેથી હું ગભરાઈ ગઈ અને તેથી મારાથી રડી જવાયું છે. હું કંઈ યુધિષ્ઠિરરાજને ઠપકો આપતી નથી.[૧૮] હે ભીમસેન! ગઈ ગુજરી સંભાર્યે શું વળે! હે મહાબળવાન! હવે તો જે કર્તવ્ય કરવાનો સમય આવ્યો છે, તે કરવાને તમે તૈયાર થઈ જાઓ.[૧૯] અહીં હે ભીમ! કૈકેયી મારા રૂપથી પોતાનો પરાભવ થશે એવી નિત્ય શંકા રાખે છે. તેને સદા ઉદ્વેગ રહ્યા કરે છે કે, રખેને વિરાટરાજ આ સૈરંધ્રી પાસે જાય![૨૦] સુદેષ્ણાનો આ ભાવ જાણી જઈને, પાપી દર્શનવાળો આ દુરાત્મા કીચક નિત્ય મારી પ્રાર્થના કર્યા કરે છે.[૨૧] આથી હે ભીમ! મને તેના ઉપર ક્રોધ ચઢ્યો, તોપણ ક્રોધને નિયમમાં રાખીને મેં એ કામમૂઢને કહ્યું કે, 'અલ્યા કીચક! તું તારી જાતને સંભાળ.[૨૨] હું પાંચ ગંધર્વોની પ્રિય પત્ની અને પટરાણી છું. તેઓ શૂરવીર અને સાહસિક છે. તેઓ કોપે ભરાશે, તો તારો નાશ કરી નાખશે.'[૨૩] અત્યંત દુરાત્મા એવા એ કીચકને મેં આ પ્રમાણે કહ્યું, ત્યારે તેણે મને સામો ઉત્તર આપ્યો કે, 'હે નિર્મળ હાસ્યવાળી! હું તારા ગંધર્વોથી ડરતો નથી. હે સૈરંધ્રી! રણભૂમિમાં લાખો ગંધર્વો મારી સામે આવશે, તોપણ હું એકલો તેમનો ઘાણ કાઢી નાખીશ. આથી હે ભીરુ! તું નિર્ભય થઈ મારો સ્વીકાર કર.'[૨૪,૨૫] તેણે

× ટીકાકાર પંડિત નીલકંઠ આ અર્ધો માસને બદલે દોઢ માસ ગણાવે છે; પરંતુ બીજા કેટલાક ટીકાકારો અર્ધો માસ એવો અર્થ કરે છે અને તે યોગ્ય છે, એમ દ્રૌપદીએ આગળ સુદેષ્ણાને કહેલાં વચનથી પ્રતીત થાય છે.

મને આ પ્રમાણે કહ્યું, તોપણ મેં એ ઉન્મત્ત કામાતુરને ફરીથી કહ્યું કે, 'તું એ યશસ્વી ગંધર્વો સાથે બળમાં બરાબરી કરી શકે એમ છે જ નહિ. હું નિત્ય ધર્મનિષ્ઠ છું, કુલીન છું અને શીલસંપન્ન છું. આથી મારે કારણે કોઈ માર્યો જાય, તે હું ઇચ્છતી નથી અને તે જ કારણથી હે કીચક! તું હજુ જીવતો રહ્યો છે![૨૬,૨૭] મેં આ પ્રમાણે કહ્યું, ત્યારે તે દુષ્ટાત્મા ખડખડ કરીને હસ્યો હતો. પછી કૈકયીએ બંધુસ્નેહથી પ્રેરાઈને મને એ કીચકને ઘેર મોકલી.[૨૮] કીચકે જ તેને અગાઉથી આ કહી રાખ્યું હતું. એટલે ભાઈનું પ્રિય કરવાની ઇચ્છાથી તેણે મને કહ્યું કે, 'હે કલ્યાણી! તું કીચકને ભવનેથી મારે માટે મદિરા લઈ આવ.'[૨૯] આવું કહી મને વિનવણી કરી કીચકને ઘેર મોકલી. મને જોઈને સૂતપુત્ર કીચક મીઠાંમીઠાં વચનોથી મને સમજાવવા લાગ્યો; પણ એ વિનવણીઓ વ્યર્થ ગઈ, એટલે તે ક્રોધે ભરાયો અને મારા ઉપર બળજોરી કરવા તૈયાર થયો.[૩૦,૩૧] દુરાત્મા કીચકનો આ સંકલ્પ હું જાણી ગઈ અને તત્કાળ રાજાને શરણે દોડી ગઈ. ત્યાં રાજાની આંખ આગળ જ, એ સૂતપુત્રે મારા ઉપર હાથ નાખ્યો અને મને પાડી નાખીને પગની લાત મારી.[૩૨] તે વખતે વિરાટરાજા, કંક, રથીઓ, રાજાના પ્રિય મનુષ્યો, હાથી ઉપર બેઠેલાઓ, વેપારીઓ અને બીજા અનેક માણસો તો માત્ર જોઈ જ રહ્યા! મેં વિરાટરાજાને તથા કંકને ફરી ફરીને ઠપકો આપ્યો. તોપણ રાજાએ તેને રોક્યો નહિ, તેમ તેને તેના અવિનય માટે શિક્ષા પણ કરી નહિ.[૩૩,૩૪] વિરાટરાજાને યુદ્ધમાં સહાય કરનારો આ જ કીચક છે, તે ધર્મથી રહિત છે, ઘાતકી છે અને રાજા તથા રાણીનો પ્રિય તથા માનીતો છે.[૩૫] તે શૂર છે, છતાં અભિમાની છે. તેનું મન પાપી છે અને તે સર્વ બાબતોમાં મૂઢ છે. હે મહાભાગ! તે પરસ્ત્રી ઉપર હાથ નાખે છે, છતાં તેને અનેકાનેક ભોગો પ્રાપ્ત થાય છે.[૩૬] લોકો રોતા કકળતા હોય, તોપણ તે તેમનું ધન ઝડપી લે છે, તે સન્માર્ગ પ્રમાણે વર્તતો નથી અને ધર્મની દરકાર પણ રાખતો નથી.[૩૭] પાપી ભાવવાળા, પાપી મનવાળા, કામબાણથી અધીન થયેલા અને વિનયરહિત એવા એ દુરાત્માને મેં કંઈ વાર ધિક્કારી કાઢ્યો છે.[૩૮] આથી તે મને જ્યારે જોશે ત્યારે મને મારશે. આ સ્થિતિમાં હું પોતે જ મારી જીવાદોરી તોડી નાખું તો ધર્મને માટે પ્રયત્ન કરી રહેલા તમ સૌના મહાન ક્ષાત્રધર્મનો નાશ જ થાય.[૩૯] હવે તમે અજ્ઞાતવાસની મર્યાદાને સાચવ્યા કરશો, તો તમારી ભાર્યા આ લોકમાં રહેશે નહિ. ભાર્યાનું રક્ષણ કરવામાં આવે, તો જ પ્રજાનું રક્ષણ થાય છે.[૪૦] અને પ્રજાનું રક્ષણ કરવામાં આવે, તો જ પોતાના પંડનું રક્ષણ કરેલું ગણાય છે; કેમ કે પતિ પોતે જ પત્નીમાં પુત્રરૂપે જન્મ ધરે છે, તેથી જ પંડિતો ભાર્યાને 'જાયા' એવું અર્થસૂચક નામ આપે છે.[૪૧] પોતાના ઉદરમાં પતિ કેવી રીતે પુત્રરૂપે પ્રકટે એમ ઇચ્છા રાખી પત્નીએ પતિનું સદૈવ રક્ષણ કરવું જોઈએ. ધર્મવક્તા બ્રાહ્મણોને મુખેથી મેં એવો વર્ણધર્મ સાંભળ્યો છે.[૪૨] ક્ષત્રિયો માટે તો શત્રુઓનો સદૈવ નાશ કરવો, એ સિવાય બીજો ધર્મ છે જ નહિ; પણ કીચકે તો ધર્મરાજના દેખતાં જ મને લાતો મારી છે.[૪૩] હે મહાબળ! તમારી પણ સમક્ષમાં જ તેણે મને મારી છે. હે ભીમસેન! તમે જ મને પેલા ભયંકર જટાસુરથી બચાવી હતી.[૪૪] તમે જ તમારા ભાઈઓ સાથે રહીને જયદ્રથને હરાવ્યો હતો, તો આ જ મહાપાપી કીચક મને અપમાન આપે છે, તેને પણ તમે હણી નાખો.[૪૫] હે ભારત! કીચક રાજાનો અતિ

પ્રિય છે, તેથી મને સંતાપ્યા કરે છે. તેથી જેમ પથ્થર મારીને ઘડો ફોડી નખાય, તેમ તમે એ કામઘેલાનો ભૂકો કરી નાખો.[46] ઓ ભારત! મારા ઉપર અનેક જુલમ ગુજારનારો આ કીચક જો કાલે જીવતો ઊઠશે, તો હું વિષ ઘોળીને પી લઈશ, પણ કીચકને વશ તો કદી જ નહિ થાઉં! એ કરતાં તો હે ભીમસેન! તમારા ચરણ આગળ મરણ પામવું એ જ મારે માટે કલ્યાણકારી છે![47,48]

વૈશંપાયન બોલ્યા: આમ કહીને કૃષ્ણાએ ભીમની છાતીએ વળગીને ધ્રુસકે ધ્રુસકે રોવા માંડ્યું. ત્યારે ભીમે પણ તેને છાતી સરસી લઈને સમજાવટથી ધીરી પાડી.[49] અત્યંત દુઃખી થયેલી તે સુસુંદર કટિવાળી દ્રુપદનંદિનીને તેણે હેતુ અને તત્ત્વાર્થથી યુક્ત એવાં અનેકાનેક વચનોથી આશ્વાસન આપ્યું.[50] તેણે આંસુથી ભરાઈ ગયેલા કૃષ્ણાના વદનને હાથથી લૂછી નાખ્યું. મનમાં કીચકનું સ્મરણ ઘૂંટીને તે ક્રોધયુક્ત થઈને ગલોફાં ચાટવા લાગ્યો અને દુઃખાતુર દ્રૌપદીને આ પ્રમાણે કહેવા માંડ્યો.[51]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત કીચકવધપર્વમાં 'દ્રૌપદીસાંત્વન' નામનો અધ્યાય ૨૧ મો સમાપ્ત

## अध्याय २२मो

### કીચકવધ

॥ भीमसेन उवाच ॥

**तथा भद्रे करिष्यामि यथा त्वं भीरु भाषसे ।**
**अद्य तं सूदयिष्यामि कीचकं सह बांधवम् ॥ १॥**

ભીમસેન બોલ્યો: હે ભદ્રા! તું કહે છે તેમ જ હું કરીશ. હે ભીરુ! આજે જ હું તે કીચકને તેના ભાઈઓ સાથે પૂરો કરી દઈશ.[1] હે યાજ્ઞસેની! તું શોક અને દુઃખને ખંખેરી નાખીને આજની રાતની સંધ્યાવેળાએ એ કીચકને મળજે. હે મંગલસ્મિતા! તું તેને કહેજે. 'મત્સ્યરાજે અહીં આજે નવી નૃત્યશાલા કરાવી છે, ત્યાં કન્યાઓ દિવસે નૃત્ય કરે છે અને રાત્રે પાછી તે પોતાને ઘેર જાય છે. તે નૃત્યશાલામાં મજબૂત ઇસઉપરાંવાળો એક દિવ્ય પલંગ ઢાળી રાખ્યો છે.' પછી ત્યાં હું તેને એના પૂર્વે મરી ગયેલા બાપદાદાઓને બતાવી દઈશ![2-4] પણ હે કલ્યાણી! તું એની સાથે એવી રીતે વાત કરજે કે બીજા કોઈ લોકો તને વાત કરતી જોઈ જાય નહિ. જોજે, તું એવું કરજે કે કીચક અવશ્ય ત્યાં આવે.[5]

વૈશંપાયન બોલ્યા: આમ તે બંને દુખિયારાંઓએ આંસુ ઢાળીને પરસ્પર વાતચીત કરી અને બાકી રહેલી તે અત્યંત ઉગ્ર રાત્રિને હૃદય ઉપર પડેલા મહા ભારની જેમ જેમતેમ વિતાવી.[6] તે રાત્રિ પૂરી થઈ, એટલે કીચક સવારે ઊઠીને રાજભવને ગયો અને દ્રૌપદીને આમ કહેવા લાગ્યો: 'હે સૈરંધ્રી! મેં રાજસભામાં રાજાની આંખ આગળ જ તને પાડી નાખીને પગની લાત મારી હતી. મારા જેવા બળવાનના હાથમાં આવેલી તને ત્યાં પણ કોઈનો આશ્રય મળ્યો નહિ. આ વિરાટ તો મત્સ્યદેશનો નામનો જ રાજા કહેવાય છે. મત્સ્યદેશનો સાચો રાજા તો હું સેનાપતિ જ છું.[7-9] તેથી તું સુખેથી મારો સ્વીકાર કર. હે ભીરુ! હું તારો દાસ થઈશ. હે સુશ્રોણી! હું તને પ્રતિદિન સો સો સોનામહોરો આપીશ. તને સો દાસીઓ આપીશ અને બીજા દાસો આપીશ. વળી હું તને ખચ્ચરી જોડેલો રથ પણ આપીશ. તો હે ભીરુ! આપણા બંનેનો સમાગમ થવા દે.[10,11]

દ્રૌપદી બોલી: પણ હે કીચક! તારે મારી એક શરત આજે સ્વીકારવી જોઈશે. તારા મિત્રો કે ભાઈઓએ મારી સાથેના તારા આ મેળાપ વિશે કશું પણ જાણવું જોઈએ નહિ.[12] કેમ કે

હું યશસ્વી ગંધર્વોના ઠપકાથી બહુ ડરું છું. તું આટલી પ્રતિજ્ઞા કર, એટલે પછી હું તારે અધીન જ છું.[૧૩]

કીચક બોલ્યો : હે સુશ્રોણી! તું કહે છે તેમ જ કરીશ. હે રંભોરુ! હું મદનથી મોહિત થયો છું. તારા શૂન્ય સંકેતગૃહે એકલો જ સમાગમ માટે આવીશ. એટલે હે ભદ્રા! સૂર્ય જેવા તેજસ્વી ગંધર્વો તને જોઈ શકશે નહિ.[૧૪,૧૫]

દ્રૌપદી બોલી : આ જે નૃત્યશાલા મત્સ્યરાજે કરાવી છે, તેમાં દિવસે કન્યાઓ નૃત્ય કરે છે અને રાતે તેઓ પોતપોતાને ઘેર ચાલી જાય છે.[૧૬] તો તું અંધારે ત્યાં જજે, એટલે ગંધર્વો એ વાત જાણશે નહિ અને એ રીતે ત્યાં બધો દોષ દૂર થઈ જશે, એ વિશે સંશય નથી.[૧૭]

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! દ્રૌપદીએ આ ઉદ્દેશનું કહ્યું, એટલે કીચકને તો તે અડધો દિવસ એક આખા મહિના જેવો લાંબો થઈ પડ્યો.[૧૮] પછી કીચક હર્ષમાં મગ્ન થઈને પોતાને ઘેર ગયો, પણ તે મૂરખ સૈરંધ્રીરૂપી પોતાના એ મૃત્યુને જાણી શક્યો નહિ. તે કામમોહિત થયેલો કીચક તો સુગંધો, આભરણો અને માળાઓ સજવામાં અત્યંત લાગી ગયો. પોતાની જાતને તેણે ઝટપટ શણગારી દીધી.[૧૯,૨૦] તે આ પ્રમાણે શણગારની સજાવટનું કામ કરી રહ્યો, ત્યારે તેને વખત જાણે લાંબો થઈ પડ્યો. તે વખતે પણ તે તો મનમાં વિશાળ લોચનવાળી સૈરંધ્રીના જ વિચાર કર્યા કરતો હતો.[૨૧] તે પોતાની સર્વ સૌંદર્યલક્ષ્મીને હવે પરવારી જવાનો હતો; તો પણ જેમ હોલવાઈ જતા દીવાની જ્યોત મોટી થાય છે, તેમ એ કીચક પણ ત્યારે અધિકાધિક સૌંદર્યશોભા પ્રકટાવી રહ્યો હતો.[૨૨] કામથી મોહિત થયેલા એ કીચકને સૈરંધ્રીના ઉપર વિશ્વાસ બેઠો હતો અને સૈરંધ્રી સાથેના સમાગમના વિચારમાં ને વિચારમાં તેને ચાલ્યા જતા દિવસનું ભાન પણ રહ્યું નહિ.[૨૩] આ બાજુ, કલ્યાણી દ્રૌપદી પોતાના કુરુવંશી પતિ ભીમ પાસે રસોડામાં જઈને ઊભી રહી.[૨૪] ત્યાં સુંદર કેશાંતવાળી દ્રૌપદીએ ભીમને કહ્યું : 'હે પરંતપ! તમે કહ્યું હતું તે પ્રમાણે મેં કીચક સાથે નૃત્યશાલામાં મળવાનો સંકેત ગોઠવ્યો છે.[૨૫] આથી એ કીચક તે શૂન્ય નૃત્યાગારમાં રાતે એકલો આવશે. ત્યાં હે મહાબાહુ! તમે એ કીચકને મારી નાખજો.[૨૬] હે કુંતીનંદન! હે પાંડુપુત્ર! મદથી ફાટેલા એ સૂતપુત્ર કીચકને તમે નૃત્યભવનમાં જઈને નિર્જીવ કરી દેજો.[૨૭] એ સૂતપુત્ર અભિમાનમાં છકી જઈને ગંધર્વોને તુચ્છ ગણે છે. એટલે હે શ્રેષ્ઠ યોદ્ધા! જેમ શ્રીકૃષ્ણે કાલિયનાગને ધરામાંથી બહાર ખેંચી કાઢ્યો હતો, તેમ તમે પણ એને આ લોકમાંથી ઘસડી કાઢજો.[૨૮] હે ભારત! તમારું કલ્યાણ હો. આ મારાં દુઃખથી હારી ગયેલીનાં આંસુ લૂછો અને તમારું પોતાનું તથા તમારા કુળનું તમે માન વધારો.'[૨૯]

ભીમસેન બોલ્યો : હે વરારોહા! તું ભલે આવી. કેમ કે તું મને પ્રિય લાગે એવી વાત કહે છે. હે સુંદરવર્ણિની! હું એ કામમાં બીજી કશી જ મદદ ઇચ્છતો નથી.[૩૦] હે ઉત્તમ વર્ણવાળી! તેં આ જે કીચકનો ભેટો કરવા વિશે વાત કહી છે; તેથી મને હિડિમ્બાસુરને મારવામાં જેવી પ્રીતિ ઉપજી હતી, તેવી અત્યારે પ્રીતિ થઈ આવી છે.[૩૧] હું સત્યના, ધર્મના અને ભાઈઓના સોગન ખાઈને કહું છું કે, જેમ દેવરાજ ઇંદ્રે વૃત્રાસુરને મારી નાખ્યો હતો, તેમ હું એ કીચકને મારી નાખીશ.[૩૨] હું એ કીચકનો ગુપ્ત કે પ્રકટ સ્થાનમાં નાશ કરી દઈશ. કદી મત્સ્યયોદ્ધાઓ મારી સામે લડવા ઊતરશે, તો હું તેમને પણ નિઃસંશય પૂરા કરી દઈશ.[૩૩] (અને જો આ વાત દુર્યોધનના જાણવામાં આવે તેમ હોય તો તે પહેલાં જ) દુર્યોધનને પણ

હણી નાખીને હું આ વસુંધરાને હાથ કરીશ. પછી ભલે કુંતીપુત્ર યુધિષ્ઠિર મત્સ્યરાજની સેવા કર્યા કરે![૩૪]

દ્રૌપદી બોલી: હે સમર્થ! જોજો, તમે મારે માટે રખે તમારી અજ્ઞાતવાસની પ્રતિજ્ઞાને વીસરી જતા. હે પાર્થ! એ રીતે સંભાળીને જ તમે ગુપ્ત રીતે એ કીચકનો નાશ કરજો.[૩૫]

ભીમસેન બોલ્યો: ઓ ભીરુ! તું કહે છે તેમ જ હું કરીશ. આજે જ હું તે કીચકને તેના ભાઈઓ સાથે પૂરો કરી દઈશ.[૩૬] હે અનિંદિતા! હાથી જેમ બીલા ઉપર પગ મૂકીને તેને કચરી નાખે છે, તેમ હું પણ અલભ્ય એવી તને ઇચ્છનારા તે દુરાત્મા કીચકના માથાને, તે મને જુએ નહિ એવી રીતે અંધારામાં, છૂંદીને રોટલો કરી નાખીશ.[૩૭]

વૈશંપાયન બોલ્યા: પછી ભીમ રાત્રે આગળથી જ જઈને નૃત્યશાલામાં છુપાઈને બેઠો. ત્યાં સિંહ જેમ મૃગની રાહ જુએ, તેમ તે અદશ્ય રહીને કીચકની રાહ જોવા લાગ્યો.[૩૮] કીચક પણ યથેચ્છ રીતે બનીઠનીને, પાંચાલી સાથે સમાગમ કરવાની ઇચ્છાથી નૃત્યશાલામાં પ્રથમથી ઠરાવેલા વખતે આવી પહોંચ્યો.[૩૯] આ જ સંકેતસ્થાન છે એમ માનીને તેણે તેમાં પ્રવેશ કર્યો. તે નૃત્યગૃહ ઘોર અંધકારથી વીંટળાયેલું હતું અને ફૂંફાસતો ફૂંફાસતો તે દુર્મતિ ત્યાં આગળથી આવીને એકાંતમાં ભરાઈ રહેલા એ અપ્રતિમ ઓજસ્વી ભીમસેન પાસે જઈ પહોંચ્યો![૪૦,૪૧] કૃષ્ણાના થયેલા અપમાનથી ક્રોધમાં ભડભડી રહેલા અને શય્યામાં સૂતેલા એ ભીમને સૂતપુત્ર કીચકે હાથ અડાડ્યો. આમ કામમોહિત કીચક ભીમનો સ્પર્શ થતાં જ મનમાં હર્ષથી આનંદ પામ્યો અને મલકાતાં મલકાતાં તેને આ પ્રમાણે કહેવા લાગ્યો:[૪૨,૪૩] 'હે સુંદર ભ્રૂકુટિવાળી! આ હું તારે માટે અનેકાનેક જાતનું અઢળક ધન લાવ્યો છું. વળી ધન અને રત્નોથી ભરેલું સેંકડો દાસીઓ અને સામગ્રીઓથી સજેલું, તેમ જ રૂપ અને લાવણ્યથી ભરેલી યુવતીઓથી ઝગઝગતું આ જ મારું ગૃહ છે તથા રતિક્રીડાથી વિરાજતું જે મારું અંતઃપુર છે, તે સઘળું હું તને અર્પણ કરું છું. જો, આ હું તારી પાસે ઉતાવળે આવ્યો છું.[૪૪,૪૫] સદૈવ મારા જ ઘરમાં રહેનારી સ્ત્રીઓ પણ આજે મારી એકાએક પ્રશંસા કરવા લાગી છે કે, 'તમારા જેવો સુંદર વસ્ત્રોવાળો અને દેખાવડો બીજો કોઈ પણ પુરુષ નથી.'[૪૬] પછી ભીમસેને સ્ત્રીના જેવો ઝીણો સ્વર કાઢીને કહ્યું કે, સદ્ભાગ્ય છે કે તું દેખાવડો છે. તું આપસ્તુતિ કરે છે, એ પણ મહાભાગ્ય છે. પરંતુ તને આવો સ્પર્શ તો પૂર્વે ક્યારેય થયો નહિ હોય![૪૭] તું કામશાસ્ત્રમાં વિચક્ષણ અને ચતુર છે, એટલે તને સ્પર્શનું જ્ઞાન સારું હોય એમ જણાય છે! આ જગતમાં સ્ત્રીઓને પ્રીતિ કરાવનારો તારા જેવો બીજો કોઈ છે જ નહિ.[૪૮]

વૈશંપાયન બોલ્યા: તેને આ પ્રમાણે કહીને ભયંકર પરાક્રમ કરવાવાળો મહાબાહુ ભીમ છલંગ મારીને એકદમ ઊભો થઈ ગયો. પછી એ કુંતીનંદને તેને હસતાં હસતાં આ પ્રમાણે કહ્યું:[૪૯] 'સિંહ જેમ પહાડ જેવા મોટા હાથીને ઘસરડી નાખે છે, તેમ આજે હું તને પાપીને જમીન ઉપર ઘસડી નાખીશ, તે તારી બહેન જોશે.[૫૦] આમ તું મરણશરણ થશે, એટલે સૈરંધ્રી કશી અડચણ વિના વિચરશે અને સૈરંધ્રીના પતિઓ પણ સદા સુખમાં ફરશે.'[૫૧] પછી મહાબળવાન ભીમે કીચકના ફૂલથી ગૂંથેલા કેશોને પકડી લીધા. આ રીતે તેનો વાળ ઉપર હાથ પડ્યો, એટલે બળવાન શ્રેષ્ઠ કીચકે વેગપૂર્વક આંચકો મારીને તે કેશોને છોડાવી નાખ્યા અને ભીમના બંને હાથોને પકડી લીધા. આ પ્રમાણે ક્રોધમાં આવેલા તે બંને નરસિંહો વચ્ચે બાહુયુદ્ધ

મંડાયું.[૫૨,૫૩] જેમ બે બળવાન હાથીઓ વસંતઋતુમાં એક હાથણીને માટે યુદ્ધ કરે તેમ કીચકોના મુખ્યનું અને નરોત્તમ ભીમનું એ યુદ્ધ ચાલવા લાગ્યું.[૫૪] પૂર્વે જેમ કપિઓમાં સિંહ જેવા વાલિ અને સુગ્રીવ એ બે ભાઈઓ વચ્ચે યુદ્ધ થયું હતું, તેમ એકબીજાને જીતવા ઇચ્છતા અને એકબીજા ઉપર ક્રોધે ભરાયેલા આ ભીમ અને કીચક વચ્ચે યુદ્ધ મંડાયું.[૫૫] પછી ક્રોધરૂપી વિષથી ઉદ્ધત થયેલા પાંચપાંચ ફેણવાળા નાગોની જેમ તે બંને પોતાના બાહુઓ ઉગામીને નખરૂપી દાઢથી એકમેકને પ્રહાર કરવા લાગ્યા.[૫૬] બળવાન કીચકે ભીમ ઉપર વેગપૂર્વક હલ્લો કર્યો, તોપણ અડોલ પ્રતિજ્ઞાવાળો ભીમ એક ડગલું સરખુંય ચળ્યો નહિ. પછી તે બંને એકબીજાને બાથમાં લઈ એકમેકને ખેંચવા લાગ્યા. તે વખતે તે બંને મદભર્યા આખલાના જેવા દેખાતા હતા. નખ અને દાંતરૂપી આયુધોવાળા બે મત્ત વાઘો વચ્ચે યુદ્ધ થાય, તેમ તે બંનેની વચ્ચે ત્યાં મહાભયંકર અને અતિ તુમુલ ધમસાણ ચાલી રહ્યું.[૫૭-૫૯] પછી એક હાથી બીજા મદમત્ત માતંગ ઉપર ધસીને તેને પકડી લે, તેમ ક્રોધે ભરાયેલા કીચકે ધસારો કરીને ભીમને બે હાથે પકડી લીધો.[૬૦] આથી વીર્યવાન ભીમે પણ તેને સામેથી પકડમાં લીધો. આમ થતાં શ્રેષ્ઠ બળવાન કીચકે ભીમને બળપૂર્વક હડસેલો માર્યો.[૬૧] એ બંને બળવાનોના બાહુઓના પરસ્પર અથડાવાથી એ યુદ્ધમાં વાંસ ફાટવા જેવા ભયંકર કડાકા થવા લાગ્યા.[૬૨] પછી વૃકોદર ભીમે કીચકને નૃત્યાગારની મધ્યમાં ખેંચી આણ્યો અને પવન જેમ વૃક્ષને ઘુમાવે, તેમ તે તેને વેગપૂર્વક ઘુમાવવા લાગ્યો.[૬૩] આ રીતે બળવાન ભીમે કીચકને તોડી નાખ્યો અને દુર્બળ કરી દીધો, તોપણ તે પોતાની શક્તિ પ્રમાણે પલક્રી રહ્યો અને ભીમને પકડીને ખેંચવા લાગ્યો.[૬૪] ત્યાં બળવાન કીચકે પોતાને કંઈક તાબે કરનારા અને ક્રોધથી બે ડગલાં હઠીને ઊભેલા ભીમસેનને ઘૂંટણથી પકડીને પૃથ્વી ઉપર પટકી પાડ્યો.[૬૫] આમ બળવાન કીચકે ભીમને પાડી નાખ્યો, એટલે ભીમ દંડધારી યમરાજની જેમ વેગપૂર્વક ફલંગ મારીને ઊભો થયો. સ્વાભાવિક રીતે બળવાન છતાં સ્પર્ધાને લીધે બલોન્મત્ત બનેલા સૂતપુત્ર કીચક અને પાંડુપુત્ર ભીમ તે નિર્જન સ્થળમાં મધરાતે એકબીજાને ઘસડવા લાગ્યા. આમ તે બંને ક્રોધે ભરાઈને સામસામી ગર્જના કરી રહ્યા હતા, ત્યારે તે શ્રેષ્ઠ અને સુદૃઢ નૃત્યભવન પણ વારંવાર ધણધણી ઊઠ્યું.[૬૬-૬૮] પછી ભીમે બંને હાથની હથેળીઓ વડે બળવાન કીચકને છાતીમાં ધક્કો માર્યો; છતાં રોષથી સળગી રહેલો કીચક પોતાને સ્થાનેથી એક પગલું પણ પાછો ખસ્યો નહિ;[૬૯] આમ બે ઘડી સુધી તો તે સૂતપુત્ર જમીન ઉપર ઊભો રહીને ભીમના તે દુઃસહ વેગને સહન કરી રહ્યો. પરંતુ પછી ભીમના બળથી પીડાઈને તે નિર્બળ થવા લાગ્યો.[૭૦] આ રીતે કીચક બળહીન થઈ રહ્યો છે, એ જાણીને મહાબળવાન ભીમસેને કીચકના માથાને વેગપૂર્વક તેની જ નાભિમાં દાબી દીધું અને અચેત થઈ ગયેલા એને જોરથી મસળી નાખ્યો. પછી ક્રોધના આવેશમાં આવેલા વિજયીશ્રેષ્ઠ વૃકોદરે ભારે નિઃશ્વાસો નાખી, એ કીચકના વાળ જોરપૂર્વક આગળથી પકડી લીધા. મહાબળવાન ભીમે કીચકને આ પ્રમાણે પકડ્યો, ત્યારે જેમ માંસની આકાંક્ષા રાખનારો કોઈ સિંહ મહામૃગને પકડીને શોભે, તેમ તે ભીમ શોભી રહ્યો.[૭૧-૭૩] પછી કીચકને અત્યંત લોથપોથ થઈ ગયેલો જાણીને પશુને જેમ દોરીથી બાંધે તેમ વૃકોદરે પોતાના બે બાહુઓના પાશથી તેને બાંધી લીધો! આ વખતે કીચકે ભાંગી ગયેલા નગારાના જેવા અવાજે મોટા

બરાડાઓ પાડવા માંડ્યા અને બેભાન જેવો થઈ ગયા છતાં છૂટવા માટે તરફડિયાં માર્યા કર્યાં. એટલે ભીમે તેને કંઈ વાર સુધી ભમાવ્યા કર્યો અને દ્રૌપદીના કોપની શાંતિ માટે વૃકોદરે તેની ગળચીને બે હાથે જોરથી પકડીને દબાવી દીધી.[૭૪-૭૬] આમ કીચકનાં સર્વ અંગો ભાંગી ગયાં, તેની આંખની કીકીઓ બહાર નીકળી પડી અને તેનાં વસ્ત્રો સરી પડ્યાં, એટલે વૃકોદરે તે અધમની કેડ ઉપર ચડીને તેને ઘૂંટણથી કચર્યો તેમ જ હાથ વડે તેને ઢોરની જેમ માર માર્યો.[૭૭] પછી કીચકને છેલ્લાં ડચકાં લેતો જાણીને એ પાંડુનંદને તેને જમીન ઉપર રગડ્યો અને તેને આ વચન કહ્યાં કે,[૭૮] 'મારી પત્નીનું હરણ કરનારા અને સૈરંધ્રીને શૂળની જેમ સંતાપનારા તને આજે મારી નાખીને હું ભાઈઓના ઋણમાંથી છૂટીશ અને પરમ શાંતિ પ્રાપ્ત કરીશ.'[૭૯] આમ કહીને ક્રોધથી લાલ લાલ આંખવાળા થયેલા પુરુષવીર ભીમસેને વીંખાઈ ગયેલાં વસ્ત્રોવાળા, વીખરી પડેલાં આભૂષણોવાળા, તરફડિયાં મારી રહેલા અને ભમી ગયેલી આંખોવાળા તે કીચકને પ્રાણરહિત કરીને છોડી દીધો.[૮૦] પણ ફરી બળવાન ભીમ હાથથી હાથ મસળવા માંડ્યો તથા તે બંને હોઠોને દાંતથી કરડવા લાગ્યો અને ક્રોધે ભરાઈને તે શ્રેષ્ઠ બળવાન કીચકના મડદા ઉપર ચડી બેઠો.[૮૧] જેમ પિનાકપાણિ પશુપતિનાથ પશુના અવયવોને તેની કાયામાં ખોસી દે, તેમ તેણે કીચકના પગોને, હાથોને, માથાને, ડોકને તેમ જ બીજાં સર્વ અંગોને તેના દેહમાં પેસાડી દીધાં.[૮૨] આમ મહાબળવાન ભીમસેને તેનાં સર્વ અંગોને રગડી નાખીને તેને માંસના ગોળા જેવો કરી નાખ્યો અને તે તેણે દ્રૌપદીને બતાવ્યો.[૮૩] હવે મહાતેજસ્વી ભીમસેને સુંદરીશ્રેષ્ઠ દ્રૌપદીને કહ્યું : 'ઓ પાંચાલી! આમ આવ. આ વિષયલંપટના હાલહવાલ જો!'[૮૪] આમ કહીને હે મહારાજ! ભયંકર પરાક્રમી ભીમે દુરાત્મા કીચકની કાયાને પગથી ગૂંદવા માંડી. પછી વીર ભીમે ત્યાં અગ્નિ સળગાવી પાંચાલીને એ કીચક બતાવ્યો અને તેને આ વચન કહ્યાં : 'હે સુંદર કેશાંતવાળી! તું શીલ અને ગુણથી સંપન્ન છે. હે ભીરુ! જે કોઈ કુદૃષ્ટિથી તારી કામના કરશે, તે આ કીચક જેમ અત્યારે મડદું થઈ શોભી રહ્યો છે, તેમ તે પણ જીવ પરવારી બેસશે.'[૮૫-૮૭] આ પ્રમાણે તે કીચકને હણવાનું દુષ્કર કર્મ કરીને અને કૃષ્ણાનું ઉત્તમ પ્રિયકાર્ય સાધીને ભીમનો રોષ શાંતિ પામ્યો.[૮૮] પછી દ્રુપદપુત્રી કૃષ્ણાની વિદાય લઈ તે ઝટપટ પાકશાળામાં ચાલ્યો ગયો. આમ કીચકનો વધ કરાવીને સુંદરીશ્રેષ્ઠ દ્રૌપદી અત્યંત આનંદ પામી અને તેના સર્વ સંતાપો શમી ગયા. પછી તેણે નૃત્યસભાના રક્ષકોને કહ્યું કે,[૮૯] 'પરસ્ત્રીની કામનાથી ઉન્મત્ત થયેલા કીચકને મારા ગંધર્વ પતિઓએ મારી નાખ્યો છે. તે આ સૂતો પડ્યો છે! માટે તમે ત્યાં આવીને જુઓ.' દ્રૌપદીનું એ બોલવું સાંભળીને નૃત્યશાલાના રખવાળો હજારો બળતી મશાલો લાવીને ત્યાં એકદમ ભેગા થઈ ગયા.[૯૦,૯૧] પછી તે ભવનમાં જઈને તેમણે કીચકને લોહીથી છંટાઈ રહેલો અને પ્રાણહીન થઈ પૃથ્વી ઉપર પટકાયેલો જોયો.[૯૨] તેને હાથપગ વિનાનો જોઈને તે સર્વે ભારે વ્યથા પામ્યા અને અત્યંત આશ્ચર્ય પામીને તેને જોઈ જ રહ્યા.[૯૩] ગંધર્વે મારી નાખેલા એ કીચકને પટકાઈને પડેલો જોઈને તેઓ બોલ્યા : 'આ કામ કોઈ મનુષ્યનું કરેલું નથી. અરે! ક્યાં છે આની ડોક, ક્યાં છે આના પગ, ક્યાં છે આના હાથ અને ક્યાં છે આનું માથું?' આમ બોલતા બોલતા તેઓ તેની તપાસ કરવા લાગ્યા.[૯૪]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત કીચકવધપર્વમાં 'કીચકવધ' નામનો અધ્યાય ૨૨ મો સમાપ્ત

# अध्याय २३ मो
## કીચકના ભાઈઓનો વધ

॥ वैशंपायन उवाच ॥

तस्मिन्काले समागम्य सर्वे तत्राऽस्य बांधवाः ।
रुरुदुः कीचकं दृष्ट्वा परिवार्य समंततः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : તે જ સમયે કીચકના સર્વ ભાઈઓ ત્યાં ભેગા થઈ ગયા. કીચકને જોઈ તેઓ તેને ફરતા વીંટળાઈ વળ્યા અને મોટેથી પોક મૂકીને રડવા લાગ્યા.[૧] જળમાંથી સ્થળમાં ખેંચી આણેલા કાચબાની જેમ તેનાં સર્વ અંગો શરીરમાં સંકોચાઈ ગયેલાં જોઈને તેઓ ત્રાસ પામી ગયા અને તેમનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં. ઇંદ્ર જેમ દાનવનો રોટલો કરી નાખે, તેમ ભીમસેને એ કીચકનો રોટલો કરી નાખ્યો હતો. એ રોટલો થઈ ગયેલા કીચકને અગ્નિસંસ્કાર કરવાની ઇચ્છાથી તે સર્વ બંધુઓ તેને બહાર લઈ જવાની તૈયારી કરવા લાગ્યા.[૨,૩] એટલામાં ત્યાં ભેગા મળેલા એ સૂતપુત્રોએ પવિત્ર ગાત્રવાળી દ્રૌપદીને નજીકમાં જ થાંભલાને અઢેલીને ઊભી રહેલી જોઈ.[૪] એટલે કીચકના એ નાના ભાઈઓ, ત્યાં ભેગા થયેલા સર્વ લોકોની સમક્ષ દ્રૌપદીના સંબંધમાં બોલી ઊઠ્યા કે, 'મારી નાખો, આ રાંડને! એના જ કારણે કીચકને મોત આવ્યું છે અથવા રહો, એને મારશો નહિ; પણ કામી કીચક સાથે એને બાળી મૂકો. કેમ કે મરણ પામેલા કીચકનું પણ સર્વથા પ્રિય કરવું જોઈએ.' પછી તેમણે વિરાટરાજને કહ્યું કે, 'આ સ્ત્રીને કારણે જ કીચક માર્યો ગયો છે. અમે એને કીચકની સાથે જ બાળી દેવા ઇચ્છીએ છીએ. માટે તમે અમને તમારી આજ્ઞા આપજો.'[૫-૭] પછી આ સૂતપુત્રોનાં પરાક્રમનો વિચાર કરીને, પૃથ્વીપતિ વિરાટરાજે પણ સૈરંધ્રીને સૂતપુત્ર કીચક સાથે બાળી મૂકવાની વાતને અનુમોદન આપ્યું.[૮] એટલે કીચકોએ ગભરાઈ ગયેલી અને મૂંઝાઈ રહેલી કમલલોચના દ્રૌપદી પાસે પહોંચીને તેને જોરથી પકડી લીધી.[૯] પછી તે સૌએ એ સુમધ્યમાને ઠાઠડી ઉપર નાખીને સારી પેઠે બાંધી દીધી અને તેને ઉપાડીને સ્મશાન તરફ ચાલવા માંડ્યું.[૧૦] આમ હે રાજન્! સૂતપુત્રો પવિત્ર અને પતિવ્રતા દ્રૌપદીને લઈ જવા લાગ્યા, ત્યારે તે નાથવાળી દ્રૌપદી પોતાના નાથને મેળવવાની ઇચ્છાએ મોટા સાદથી રડવા લાગી.[૧૧]

દ્રૌપદી બોલી : હે જય! હે જયંત! હે વિજય! હે જયત્સેન! હે જયદ્બલ! તમે મારી આ ધા સાંભળો. અરે! આ સૂતપુત્રો મને ઉપાડી જાય છે.[૧૨] જે વેગવાન ગંધર્વોના ધનુષ્યની દોરનો ટંકારવ મહાયુદ્ધમાં વજ્રના કડાકા જેવો ભયંકર સંભળાય છે, વળી જે વેગવાનોના રથનો ઘોષ પણ બળવાન છે, તે ગંધર્વો મારો આ પોકાર સાંભળો. અરે! આ સૂતપુત્રો મને ઉપાડી જાય છે![૧૩,૧૪]

વૈશંપાયન બોલ્યા : એ દ્રૌપદીનાં આ દીન વિલાપવચનો સાંભળતાંવાર જ ભીમસેન વિચાર કરવા થોભ્યા વિના એકદમ પથારીમાંથી ઊભો થઈ ગયો અને તે તરફ દોડવા લાગ્યો.[૧૫]

ભીમસેન બોલ્યો : ઓ સૈરંધ્રી! તું જે વાણી બોલી રહી છે, તે હું સાંભળું છું. આથી હે ભીરુ! એ સૂતપુત્રોથી હવે તને ભય નથી.[૧૬]

વૈશંપાયન બોલ્યા : આમ કહીને તે મહાબાહુએ એ કીચકોને મારવાની ઇચ્છાએ બગાસું ખાધું, તૈયારી કરી લીધી અને ગંધર્વોનો વેશ ધારણ કરી દીધો.[૧૭] પછી ભીમસેન આડે માર્ગેથી કૂદીને બહાર નીકળ્યો અને તત્કાળ એક ઝાડ ઉપર ચડીને નગરના કિલ્લા ઉપરથી જોયું.[૧૮] પછી તેણે તે કીચકો ગયા હતા તે સ્મશાન તરફ ચાલવા માંડ્યું. આ પ્રમાણે ભીમ કિલ્લો કૂદી ગયો, ઉત્તમ નગરની બહાર નીકળ્યો અને ઝપાટાભેર તે સૂત-

પુત્રોની આગળ જઈને ઊભો રહ્યો.[१९] પછી હે પૃથ્વીપતિ! તે ચિતાની પાસે ગયો, તો તેણે ત્યાં એક વૃક્ષ જોયું. તે તાડ જેવું ઊંચું હતું, તેની ડાળીઓ મોટી હતી અને તે માથેથી સુકાયેલું હતું.[२०] શત્રુને તાપ આપનારા ભીમસેને તે દશ વામના વૃક્ષને હાથીની પેઠે બે બાથમાં લઈ પોતાને ખભે ચડાવી દીધું.[२१] આમ દશ વામ જેટલા લાંબા અને થડ તથા ડાળીઓવાળા તે વૃક્ષને ઊંચકીને બળવાન ભીમે સૂતપુત્રો સામે હાથમાં દંડ ધારણ કરીને જેમ યમરાજ દોડે તેમ જોરથી ધસારો કર્યો.[२२] તે વખતે તેની સાથળોના વેગથી વડ, પીપળો અને ખાખરાનાં કેટલાંય વૃક્ષો જમીન ઉપર પડીને લાંબાં થઈ ગયાં.[२३] સિંહની જેમ ક્રોધપૂર્વક આવી રહેલા એ ભીમસેનને જોઈને તે સૂતપુત્રો 'આ તો ગંધર્વ છે' એમ માનીને પૂરા ગભરાઈ ગયા અને ખેદ તથા ભયને લીધે થરથર કાંપવા લાગ્યા.[२४] તેઓ પરસ્પર બોલી ઊઠ્યા : 'અરે! પેલો ખિજાયેલો બળવાન ગંધર્વ ઝાડ ઉગામીને આવી રહ્યો છે. આ સૈરંધ્રીને કારણે આપણા ઉપર આ ભય આવ્યો છે. એટલે એને મૂકી દો, ઝટ છોડી દો!'[२५] ત્યાં તો ભીમસેને ઉગામેલું તે ઝાડ જોઈને જ તેઓ દ્રૌપદીને મૂકીને નગર તરફ દોડી જવા લાગ્યા.[२६] હે રાજેંદ્ર! તેમને આમ નાસી જતા જોઈને વાયુનંદન બળવાન ભીમે, જેમ ઇંદ્રે દાનવોને યમનું દ્વાર દેખાડી દીધું હતું, તેમ તે એક વૃક્ષથી એ એકસો પાંચ કીચકોને યમલોકના યાત્રી કરી દીધા. પછી હે પૃથ્વીપતિ! ભીમે કૃષ્ણાને બંધનમુક્ત કરી અને તેને આશ્વાસન આપ્યું.[२७,२८] ત્યાં આંસુથી ભરેલા દીન મુખવાળી પાંચાલપુત્રી દ્રૌપદીને તે દુર્ધર્ષ અને મહાબાહુ વૃકોદરે કહ્યું કે,[२९] 'હે ભીરુ! જેઓ તને નિર્દોષને સતાવે છે, તેઓ આમ મરણ પામે છે. હે કૃષ્ણા! તું હવે નગરમાં જા. તારે હવે કશો પણ ભય નથી. હું પણ બીજે રસ્તેથી વિરાટરાજની પાકશાળામાં પહોંચી જાઉં છું.'[३०,३१]

વૈશંપાયન બોલ્યા : આમ હે ભારત! ભીમસેને મારી નાખેલા તે એકસો ને પાંચ કીચકો કાપી નાખેલાં વૃક્ષોવાળા મહાવનની જેમ ત્યાં જમીન ઉપર ઢળી પડ્યા.[३२] આ પ્રમાણે હે રાજન્! તેણે એકસો ને પાંચ કીચકોને હણી નાખ્યા. આ પહેલાં તેણે પેલા સેનાપતિ કીચકને તો માર્યો જ હતો, એટલે તે મળીને એકસો ને છ કીચકો તેને હાથે મોત પામ્યા.[३३] હે ભારત! આ મહાન આશ્ચર્ય જોઈને ત્યાં એકઠાં થયેલાં સ્ત્રીપુરુષો પરમ વિસ્મય પામ્યાં અને ભયને લીધે એક શબ્દ સરખો પણ બોલી શક્યાં નહિ.[३४]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત કીચકવધપર્વમાં 'કીચકબંધુઓનો વધ' નામનો અધ્યાય ૨૩મો સમાપ્ત

## अध्याय २४मो
### દ્રૌપદી નગરમાં આવી

॥ वैशंपायन उवाच ॥

ते दृष्ट्वा निहतान्सूतान् राज्ञे गत्वा न्यवेदयन् ।
गंधर्वैर्निहता राजन् सूतपुत्रा महाबलाः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે સૂતપુત્રોને માર્યા ગયેલા જોઈને તે લોકોએ વિરાટ રાજાને ખબર આપી કે, 'હે રાજન્! ગંધર્વોએ મહાબળવાન સૂતપુત્રોને મારી નાખ્યા છે.[१] પર્વતનું કોઈ મહાન શિખર જેમ વજ્રથી વીંધાઈને ચૂરેચૂરા થઈ જાય, તેમ એ સૂતપુત્રો પૃથ્વીની પથારી ઉપર આડાઅવળા પડ્યા છે.[२] વળી સૈરંધ્રી પણ છૂટી થઈ છે અને પાછી તમારે ભવને આવી રહી છે. આથી હે રાજન્! તમારું સમસ્ત નગર જોખમમાં આવી પડશે.[३] સૈરંધ્રી અતીવ રૂપવતી છે અને ગંધર્વો અતીવ બળવાન છે. વળી પુરુષોને સ્ત્રીસંગ વિશે નિઃસંશય પ્રીતિ હોય છે.[४] તેથી હે રાજન્! તમે તત્કાળ એવો ઉપાય કરો કે, જેથી સૈરંધ્રીના દોષથી આ

નગરનો વિનાશ થાય નહિ.[૫] તેમનાં આ વચનો સાંભળીને સેનાધિપતિ વિરાટ રાજા બોલ્યો: 'પહેલાં તો પેલા સૂતપુત્રોની અંત્યેષ્ટિક્રિયા કરો.[૬] એક જ ચિતામાં અગ્નિ સારી પેઠે પ્રજ્વલિત થાય એટલે એકસાથે રત્નો અને સુગંધો સાથે તે સર્વ કીચકોને જલદી દાહ દઈ દેજો.[૭] પછી ભયભીત થયેલા એ રાજાએ પોતાની પટરાણી સુદેષ્ણાને કહ્યું કે, 'સૈરંધ્રી ઘેર આવે એટલે તું તેને મારા કહેવાથી આ પ્રમાણે કહેજે.[૮] 'હે સૈરંધ્રી! તારું કલ્યાણ થાઓ. હે સુંદરમુખી! તું હવે તારી ઇચ્છામાં આવે ત્યાં ચાલી જા; કેમ કે હે સુશ્રોણી! રાજાજી ગંધર્વો તરફના પરાભવથી ડરે છે.[૯] ગંધર્વો તારી રક્ષા કરે છે, એવી તને રાજા પોતે વાત કહેવાની હિંમત કરતા નથી. પણ સ્ત્રીઓ તને કહે તેમાં કંઈ દોષ નથી, આથી હું તને એમનો સંદેશો કહું છું.'[૧૦]

વૈશંપાયન બોલ્યા: આ બાજુ ભીમસેને સૂતપુત્રોને મારીને દ્રૌપદીને ભયથી મુક્ત કરી અને બંધનમાંથી છોડાવી, એટલે તે નગર તરફ ચાલવા લાગી.[૧૧] પછી સિંહથી ભયભીત થયેલી બાળહરિણીની પેઠે તે મનસ્વિની પોતાનાં અંગોને તથા વસ્ત્રોને જળથી શુદ્ધ કરીને નગર તરફ બીતી બીતી ચાલવા માંડી.[૧૨] આમ હે રાજન્! તેને આવતી જોઈને કેટલાક પુરુષો ગંધર્વોના ભયથી ડરીને દશે દિશાઓમાં નાસભાગ કરવા લાગ્યા, તો કેટલાક આંખો જ મીંચી રહ્યા.[૧૩] ત્યાં હે રાજન્! પાકશાળાને દ્વારે પાંચાલીએ મદમસ્ત મહામાતંગની જેમ ઊભેલા ભીમસેનને જોયો.[૧૪] એટલે જાણે વિસ્મય બતાવીને તેણે ધીરે રહીને તેને સંજ્ઞાથી આ પ્રમાણે કહ્યું: 'જેણે મને છોડાવી છે, તે ગંધર્વરાજને નમસ્કાર હો!'[૧૫]

ભીમસેન બોલ્યો: જે વશવર્તી પુરુષો આ નગરમાં એક વર્ષથી વિચરી રહ્યા છે, તેઓ તારું આ વચન સાંભળીને ઋણમુક્ત થાઓ અને સુખેથી વિહાર કરો.[૧૬]

વૈશંપાયન બોલ્યા: પછી પાંચાલીએ નૃત્યશાળામાં વિરાટરાજાની કન્યાને નૃત્ય શીખવી રહેલા મહાબાહુ ધનંજયને જોયો.[૧૭] આમ નિરપરાધી પણ દુઃખમાં ડૂબેલી દ્રૌપદીને આવતી જોઈને અંતઃપુરની તે કન્યાઓ અર્જુન સાથે બહાર આવી અને બોલી:[૧૮] 'ઓ સૈરંધ્રી! તું છૂટી એ સારું થયું. તું પાછી આવી છે એ પણ સારું થયું. તને નિર્દોષને ક્લેશ આપ્યા કરનારા પેલા સૂતપુત્રો મરી ગયા, તે પણ ઘણું સારું થયું.'[૧૯]

બૃહન્નલા બોલી: હે સૈરંધ્રી! તું કેવી રીતે છૂટી? કેવી રીતે તે પાપીઓ મરાયા? આ બધું હું તારી પાસેથી યથાવત્ સાંભળવા ઇચ્છું છું.[૨૦]

સૈરંધ્રી બોલી: અરે બૃહન્નલા! તારે હવે સૈરંધ્રીની શી પડી છે? હે કલ્યાણી! તું તો આ કન્યાવાસમાં સદા સુખથી રહે છે![૨૧] સૈરંધ્રી જે દુઃખ ભોગવી રહી છે, તે તારે થોડું જ ભોગવવાનું છે? તેથી જ તું મારી મશ્કરી કરતી હોય તેમ મને દુખિયારીને આવું પૂછે છે.[૨૨]

બૃહન્નલા બોલી: ઓ કલ્યાણી! આ બૃહન્નલા પણ વિલક્ષણ દુઃખ ભોગવી રહી છે. તેને પંઢની નીચ યોનિ આવી છે. હે બાળા! તને એ વીતકની ક્યાંથી ખબર હોય?[૨૩] હું તારી સાથે રહી છું અને તું પણ સૌની સાથે રહી છે; તો હે સુશ્રોણી! તું કષ્ટ પામે ત્યારે કોને કષ્ટ થાય નહિ?[૨૪] સાચે જ કોનું મન કેવું છે તે કોઈને પણ પૂરું સમજાતું નથી. આથી જ તું મને બરાબર જાણતી નથી.[૨૫]

વૈશંપાયન બોલ્યા: હવે દ્રૌપદી તે જ કન્યાઓ સાથે રાજભવનમાં પેઠી અને પછી સુદેષ્ણાની પાસે જવા લાગી.[૨૬] ત્યાં એ રાજરાણીએ વિરાટના કહેવાથી તેને કહ્યું: 'સૈરંધ્રી! તારી જ્યાં

ઇચ્છા હોય ત્યાં તું અહીંથી ઝટ ચાલી જા.[૨૭] ગંધર્વોને હાથે રખે પોતાનો પરાભવ થાય એવો વિરાટરાજને ભય લાગે છે. તારું શુભ થાઓ. વળી હે સુભ્રુ! તું તરુણી છે અને રૂપમાં તું આખી પૃથ્વીમાં અજોડ છે. પુરુષોને સ્ત્રીસંગ અતિ પ્રિય હોય છે, અને તારા ગંધર્વો અત્યંત ક્રોધી છે.[૨૮]

સૈરંધ્રી બોલી: હે ભામિની! રાજાજી હવે મને માત્ર તેરજ દિવસ રહેવા દેવાની કૃપા કરો! તેટલા સમયમાં મારા ગંધર્વનાથો અવશ્ય કૃતાર્થ થઈ જશે.[૨૯] એ પછી તેઓ મને લઈ જશે અને તમારું પ્રિય કરશે. તેઓ વિરાટરાજનું અને તેમના બાંધવોનું ચોક્કસ કલ્યાણ કરશે.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત કીચકવધપર્વમાં 'કીચકદાહ' નામનો અધ્યાય ૨૪મો સમાપ્ત

કીચકવધપર્વ સમાપ્ત*

# ગોહરણપર્વ

## અધ્યાય ૨૫મો

### ગુપ્ત દૂતો દુર્યોધન પાસે પાછા આવ્યા

॥ वैशंपायन उवाच ॥

**कीचकस्य तु घातेन सानुजस्य विशांपते ।**
**अत्याहितं चिंतयित्वा व्यस्मयंत पृथक्जनाः ॥**

વૈશંપાયન બોલ્યા: હે પૃથ્વીનાથ! કીચકનો અને તેના નાના ભાઈઓનો એકસાથે નાશ થયો, તેને ભારે ભયંકર કામ જાણીને સાધારણ માણસો પણ આશ્ચર્યમાં પડી ગયા.[૧] તે નગરમાં અને આખા દેશમાં જ્યાંત્યાં આવી વાતો ચાલવા લાગી: 'તે મહાબળવાન કીચક એના શૌર્યને જ કારણે રાજાને વહાલો હતો. તે શત્રુસેનાનો સંહારક હતો, પણ તેની બુદ્ધિ દુષ્ટ હતી અને તે પરસ્ત્રીની લાજ લૂંટતો હતો. ખરે આથી જ પાપી મનના તે દુષ્ટ પુરુષને ગંધર્વોએ મારી નાખ્યો છે.' આમ હે મહારાજ! શત્રુસેનાનો દાટ વાળનારા તે દુર્ધર્ષ કીચક વિશે લોકો દેશદેશમાં વાત કરી રહ્યા હતા.[૨-૪]

આ સમયમાં ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધને પાંડવોને ખોળી કાઢવા સારુ જે ગુપ્ત દૂતોને મોકલ્યા હતા, તેઓ અનેક ગામો, નગરો અને દેશોને ઢૂંઢી પાછા વળ્યા હતા.[૫] પછી પોતે જે જે જોયું હતું અને જાણ્યું હતું, તે બધું ધ્યાનમાં રાખીને, તથા એટલાથી પોતાને કૃતકૃત્ય થયેલા માનીને તે ગુપ્તદૂતો પાછા હસ્તિનાપુરમાં આવ્યા.[૬] ત્યાં તેમણે રાજસભામાં આવીને દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ, મહાત્મા ભીષ્મ, દુઃશાસન આદિ ભાઈઓ તથા ત્રિગર્ત મહારથીઓ સાથે બેઠેલા કુરુવંશી ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનરાજનાં દર્શન કર્યાં અને તેને આ પ્રમાણે નિવેદન કર્યું.[૭,૮]

દૂતો બોલ્યા: હે માનવેંદ્ર! અમે એ પાંડવોને તે મહાવનમાં શોધી કાઢવા માટે સતત અને અત્યંત પ્રયત્ન કર્યો હતો.[૯] એ વન નિર્જન છે, મૃગોથી ભરેલું છે અને જાતજાતના વેલાઓ તથા વૃક્ષોથી ગીચ છે. તે અનેકાનેક લતાતંતુઓથી વ્યાપ્ત છે અને તે વિવિધ પ્રકારના ગુચ્છોથી વીંટળાયેલું છે.[૧૦] એ વનમાં અમે ઠામેઠામ પાંડવોનાં પગલાં જોઈ જોઈને શોધ ચલાવી છે, તોપણ એ દૃઢપરાક્રમી પૃથાનંદનો કયે માર્ગેથી ચાલ્યા ગયા, તે અમારી અટકળમાં આવ્યું નથી.[૧૧] હે નરેંદ્ર! અમે પર્વતોનાં ઊંચાં શિખરો ઉપર, વિવિધ દેશોમાં, વસ્તીભરેલા પ્રદેશોમાં, ખર્વટોમાં× અને નગરોમાં ઘણી-

---

* विराटे प्रथमं प्रोक्त सेवाधर्मः प्रवेशने ।
तत्रापि खलु बाधास्तीत्युक्तं कीचकदारणे ॥
વિરાટપર્વના પાંડવપ્રવેશમાં પ્રથમ સેવાધર્મ કહ્યો છે અને તે સેવાધર્મમાં પણ દુષ્ટ મનુષ્યોની પીડા હોય છે, એ કીચકવધપર્વમાં કહ્યું છે. —ગણેશ

× गव्यूति दीर्घं कोशार्धं विस्तारं खर्वटं भवेत् ।
पुरं द्वियोजनायामगव्यूति व्यासमिष्यते ॥
બે ગાઉ લાંબું તથા અર્ધો ગાઉ પહોળું ગામ

ઘણી તપાસ કરી છે, છતાં અમે પાંડવોનો પત્તો મેળવી શક્યા નથી. આથી હે નરસિંહ! તેઓ નાશ જ પામ્યા લાગે છે. તમારું મંગલ થાઓ! હે રથિશ્રેષ્ઠ! અમે માર્ગેમાર્ગે એ મહારથી પાંડવોની શોધ કરી છે; એમ છતાં હે નરશ્રેષ્ઠ! તેઓ ક્યાં ગયા છે અને ક્યાં રહ્યા છે તેની અમને ખબર પડી નથી. હે મનુષ્યેંદ્ર! કંઈ વાર સુધી તો અમે તેમના સારથિઓની પાછળ પાછળ ગયા છીએ; બરાબર રીતે તપાસ રાખીને અમે સાચી વાતથી જાણીતા થયા છીએ. પણ હે પરંતપ! તે સારથિઓ તો પૃથાપુત્રો વિના જ દ્વારકામાં ગયા છે. હે રાજેંદ્ર! મહાવ્રતી પાંડવો અને દ્રૌપદી ત્યાં નથી જ.[१२-१६] હે ભરતોત્તમ! તેઓ સર્વથા નાશ જ પામ્યાં છે. અમે તમને નમસ્કાર કરીએ છીએ. અમને તે મહાત્મા પાંડવો ક્યાં ગયા છે, ક્યાં વસ્યા છે, તેમની શી પ્રવૃત્તિ છે અને તેમણે શું કર્મ કર્યું છે, તેની કશી જાણ જ નથી. આથી હે મનુષ્યેંદ્ર! હે પૃથ્વીનાથ! પાંડવોને શોધી કાઢવા માટે હવે પાછા અમે શું કરીએ તેની તમે આજ્ઞા આપો. હે વીર! અમારી આ એક પ્રિય અને કલ્યાણકારી વાત સાંભળો.[૧૭-૧૯] હે મહારાજ! મત્સ્યરાજના જે બળવાન સારથિ કીચકે સામર્થ્યપૂર્વક ત્રિગર્તોને મારી નાખ્યા હતા, તે અત્યારે ધરતી ઉપર મરેલો સૂતો છે. હે ભારત! કોઈ અદૃશ્ય રહેલા ગંધર્વોએ એ દુષ્ટાત્માને તેના નાના ભાઈઓ સાથે રાત્રે મારી નાખ્યો છે.[૨૦,૨૧] હે કુરુવંશી! આ પ્રિય વાત સાંભળીને તથા શત્રુઓનો પરાભવ થયેલો જાણીને તમે કૃતાર્થ થાઓ અને હવે પછી જે કરવાનું હોય તે તમે કરો.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ચારપ્રત્યાગમન' નામનો અધ્યાય ૨૫મો સમાપ્ત

ખર્વટ કહેવાય છે અને આઠ ગાઉ લાંબું તથા બે ગાઉ પહોળું પુર કહેવાય છે.

# અધ્યાય ૨૬મો

## કર્ણ તથા દુઃશાસનનાં વાક્યો

॥ वैशंपायन उवाच ॥

**ततो दुर्योधनो राजा ज्ञात्वा तेषां वचस्तदा।**
**चिरमंतर्मना भूत्वा प्रत्युवाच सभासदः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: ત્યારે દૂતોનાં આ વચનો સાંભળીને દુર્યોધનરાજ ઘણા વખત સુધી મનમાં વિચાર કરતો સ્તબ્ધ થયો અને પછી સભાસદોને આ પ્રમાણે કહેવા લાગ્યો:[१] 'કાર્યોનું છેવટનું પરિણામ જાણવું સાચે જ કઠિન છે. આથી તમે સૌ સારી પેઠે વિચાર કરો કે એ પાંડવો ક્યાં ગયા છે?[२] આ તેરમા વર્ષમાં તેમના અજ્ઞાતવાસના સમયનો ઘણો ભાગ ચાલ્યો ગયો છે અને હવે થોડો જ બાકી રહ્યો છે.[૩] આ તેરમા વર્ષનો બાકીનો સમય પણ વીતી જશે, તો સત્યવ્રતમાં પરાયણ રહેનારા એ પાંડવો પોતાની પ્રતિજ્ઞા પૂરી થવાથી પાછા અહીં આવશે.[૪] તેઓ સૌ મદઝરતા મહામાતંગ જેવા અને તીવ્ર વિષવાળા સર્પો જેવા છે. તેઓ ચોક્કસ અહીં આવીને કૌરવો પર કોપશે અને તેમને દુઃખ આપશે.[૫] તેઓ બધા સમય જાણીને વર્તનારા છે અને તેઓ સહેજે ન ઓળખાય એવાં રૂપો ધારણ કરીને રહ્યા હશે. વળી તેઓ ક્રોધને વશ રાખનારા છે. આથી તેમને જલદી શોધી કાઢો, એટલે તેઓ ફરી પાછા તેટલો જ સમય વનવાસ ભોગવવા જાય. તો પછી આપણું રાજ્ય ચિરકાળ સુધી અવિનાશી થાય, નિષ્કંટક થાય, શત્રુરહિત થાય અને વ્યગ્રતામુક્ત થાય.[६,७] એટલે પછી કર્ણે કહ્યું કે, 'હે ભારત! ધૂર્ત, ચતુર, વિશ્વાસુ અને સારી રીતે કામ કરનાર બીજા દૂતો અહીંથી જલદી વિદાય થાઓ.[८] ગુપ્ત વેશ ધારણ કરીને તેઓ સમૃદ્ધ દેશોમાં જાઓ, માણસોથી ઊભરાયેલાં નગરોમાં જાઓ, વિદ્વાનોની રમણીય સભાઓમાં જાઓ અને સિદ્ધોની અવર-

જવરવાળા આશ્રમોમાં જાઓ.[૯] તેઓ રાજનગરો-માં, તીર્થોમાં અને વિવિધ ખાણોમાં જાઓ. આમ એ દૂતોએ પોતાની કુશળ ને અનુભવી તર્ક-શક્તિ ચલાવીને પાંડવોને શોધી જ કાઢવા.[૧૦] વળી શોધ કરવાના કામમાં ખાસ કુશળતા ધરાવ-નારા અને તે કામમાં તત્પર રહેનારા અતિ નિપુણ પુરુષોએ, પોતાની જાતને કુશળતાપૂર્વક ગુપ્ત રાખીને, નદીની કુંજોમાં, તીર્થોમાં, ગામોમાં, નગરોમાં, રમ્ય આશ્રમોમાં અને પર્વતની ગુફાઓ-માં સારી રીતે શોધ કરી છુપાઈ ને રહેલા પાંડવો-ને શોધી જ કાઢવા.[૧૧,૧૨] એ પછી મોટા ભાઈથી નાનો અને પાપી ભાવમાં પ્રીતિ રાખવા-વાળો દુઃશાસન પોતાના મોટા ભાઈ દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યો :[૧૩] 'હે મહારાજ! જે દૂતો ઉપર આપણને વિશ્વાસ હોય, તેમને આગળથી વેતન આપો. હે મનુષ્યાધિપતિ! તેઓ પાંડવોને શોધવા માટે ફરીથી જાઓ.[૧૪] આ કર્ણે હમણાં જ બધું કહ્યું છે, તેને અમે પૂરી રીતે માનીએ છીએ. તેથી સર્વ દૂતો મુખ્ય ઉદ્દેશ પ્રમાણે પાંડવોને ઠામેઠામ શોધી વળો.[૧૫] આ અને બીજા દૂતો દેશેદેશમાં બરાબર રીતે વારંવાર ફરી આવ્યા છે, છતાં પાંડવો ક્યાં ગયા છે, ક્યાં રહ્યા છે અને શું કરે છે તેની ભાળ જ મળી નથી.[૧૬] આથી શૂરવીરોમાં માન્ય એવા એ પાંડવો અત્યંત ગુપ્ત રીતે સંતાઈ રહ્યા હશે, અથવા સાગરને સામે પાર ચાલ્યા ગયા હશે, અથવા તો મહાવનમાં હિંસક પ્રાણીઓ તેમને ખાઈ ગયાં હશે.[૧૭] અથવા મહા-સંકટમાં પડવાથી તેઓ સદાકાળને માટે નાશ પામ્યા હશે. તેથી હે કુરુનંદન! તમે તમારા મનને સ્વસ્થ કરો. હે નરપતિ! તમને જે કંઈ કરવા જેવું લાગતું હોય, તે તમે મોટા ઉત્સાહ-થી કરો.'[૧૮]

અધ્યાય ૨૬ મો સમાપ્ત

# અધ્યાય ૨૭ મો

## દ્રોણાચાર્યનાં વચન

॥ वैशंपायन उवाच ॥

**अथाऽब्रवीन्महावीर्यो द्रोणस्तत्त्वार्थदर्शिवान् ।**
**न तादृशा विनश्यंति न प्रयांति पराभवम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી તત્ત્વાર્થને જાણવા-વાળા મહાવીર્યવાન દ્રોણાચાર્યે કહ્યું કે, 'પાંડવો જેવા પુરુષો નાશ તેમ જ પરાભવ પણ પામે નહિ. તેઓ શૂરવીર છે, વિદ્યાવાન છે, બુદ્ધિમાન છે, જિતેંદ્રિય છે, ધર્મવેત્તા છે, કૃતજ્ઞ છે અને ધર્મ-રાજાની આજ્ઞા પ્રમાણે ચાલનારા છે.[૧,૨] ધર્મરાજ પોતે પણ નીતિ, ધર્મ અને રહસ્યને જાણનારા છે; ધર્મનિષ્ઠ છે, સત્ય વૈર્યવાન છે, તેમ જ સર્વ ભાઈઓને અનુસરીને વર્તનારા છે. હે રાજન્! શ્રીમાન, મહાત્મા અને અજાતશત્રુ એવા એ જ્યેષ્ઠ ભાઈને પિતા તુલ્ય માનનારા તથા વડીલોને અનુ-સરનારા ભીમસેન આદિ એ ભાઈઓ નિત્ય પોતાના મોટા ભાઈને અનુસરે છે.[૩,૪] આમ પોતાની આજ્ઞામાં વર્તનારા અને અત્યંત સાવધાન રહેનારા તે મહાત્મા ભાઈઓનું, નીતિમાન પૃથાપુત્ર યુધિ-ષ્ઠિર શા માટે કલ્યાણ ન કરે?[૫] આથી મારી બુદ્ધિને પ્રતીતિપૂર્વક લાગે છે કે, એ પાંડુપુત્રો પોતાના ઉદયકાળને આવવાની જ યત્નપૂર્વક વાટ જોઈ રહ્યા છે, તેઓ નાશ તો પામ્યા જ નથી.[૬] એટલે અત્યારે જે કાંઈ કરવાજોગ હોય, તે સારી પેઠે વિચાર કરીને એકદમ કરો, એમાં વિલંબ કરશો નહિ. વળી સર્વ વિષયોમાં સૂક્ષ્મ સાવધાની રાખ-નારા એ પાંડુપુત્રોના નિવાસસ્થાન વિશે બરાબર શોધ કરો. કેમ કે સાચે જ તેઓ શૂરવીર અને તપસ્વી છે. તેમને ઓળખી કાઢવા અને પકડી લેવા એ અત્યંત કઠિન છે.[૭,૮] એમાં પૃથાનંદન યુધિષ્ઠિર તો શુદ્ધચિત્ત છે, ગુણવાન છે, સત્યવાન છે, નીતિમાન છે, પવિત્ર છે, તેજઃપુંજ છે અને

અપ્રમેય છે. આથી પ્રત્યક્ષ જોનારને પણ તે મૂંઝવી નાખે એમ છે.[૯] આથી બહુ બહુ વિચારીને કાર્ય કરો. જે બ્રાહ્મણો, ચારણો, સિદ્ધો અને બીજા મનુષ્યો પાંડવોને ઓળખતા હોય, તેમની પાસે આપણે ફરી પાંડવોની શોધ કરાવો.[૧૦]

ઇતિ શ્રીમદ્‌ભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'દ્રોણવાક્યમાં દૂત દ્વારા પુનઃશોધન' નામનો અધ્યાય ૨૭ મો સમાપ્ત

## अध्याय २८मो

### ભીષ્મનું ભાષણ

॥ वैशम्पायन उवाच ॥

ततः शांतनवो भीष्मो भरतानां पितामहः।
श्रुतवान्देशकालज्ञस्तत्त्वज्ञः सर्वधर्मवित् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પછી દ્રોણાચાર્યનું ભાષણ પૂરું થયું, ત્યારે શાસ્ત્રજ્ઞ, દેશકાલને જાણનારા, તત્ત્વના જ્ઞાતા, સર્વ ધર્મોના જ્ઞાનવાળા, ભરતવંશીઓના પિતામહ અને શાંતનુના પુત્ર ભીષ્મ દ્રોણાચાર્ય આચાર્યનાં વચનોનું અનુસંધાન કરીને, કૌરવોના હિત માટે તે ભારતોને સંબોધીને, વાણી કાઢવા લાગ્યા.[૧,૨] એમની એ વાણી ધર્મજ્ઞ યુધિષ્ઠિર સાથે સંબંધ ધરાવતી હતી, ધર્મથી ભરપૂર હતી, સજ્જનોને સદૈવ સ્વીકાર્ય હતી અને દુર્જનોને નિત્ય દુર્લભ હતી.[૩] ત્યાં ભીષ્મે સત્પુરુષોએ સ્તવેલી આ નિષ્પક્ષ વાણી ઉચ્ચારી કે, 'સર્વ વિષયોના તત્ત્વને જાણનારા આ બ્રાહ્મણ દ્રોણે કહ્યું છે કે, પાંડવો સર્વ લક્ષણોથી સંપન્ન છે, સત્પુરુષોનાં વ્રતોથી યુક્ત છે, શાસ્ત્રો તથા વ્રતોથી સંપન્ન છે, વિવિધ કથા—આખ્યાયિકાઓના જાણકાર છે, વૃદ્ધોની આજ્ઞામાં રહી ચાલનારા છે, સત્યરૂપી વ્રતમાં પરાયણ છે, સમયને જાણે છે, સમયનું પાલન કરનારા છે, પવિત્ર આચારવાળા છે, ક્ષત્રિયધર્મમાં નિત્ય પરાયણ છે, સદૈવ શ્રીકૃષ્ણને અનુસરનારા છે, પુરુષોમાં પ્રવીર છે, મહાત્મા છે, મહાબળવાન છે અને સત્પુરુષોની ધર્મધુરાને વહેનારા છે, તેઓ દુઃખ પામવાને યોગ્ય જ નથી. તેમનું આ કહેવું સત્ય જ છે.[૪-૭] એ પાંડવો ધર્મથી અને અત્યંત પરાક્રમથી સુરક્ષિત જ છે; તેઓ નાશ નહિ જ પામે, એવું મારું નિશ્ચિત માનવું છે.[૮] હવે હે ભારત! હું પાંડવો સંબંધી મારો વિચાર કહીશ. અન્ય પુરુષો ઉત્તમ નીતિવાળા પુરુષની નીતિનો પત્તો મેળવી શકતા નથી.[૯] આમ છતાં એ પાંડવો સંબંધમાં વિચાર કરીને આપણે અહીં જે કરી શકીએ એમ છીએ, તે હું મારી બુદ્ધિ અનુસાર કહું છું, તમે તે સાંભળો. આ હું તમારો દ્રોહ કરું છું, એવું તમે રખે સમજતા.[૧૦] મારા જેવાએ આ નીતિ દુર્જનને કદી કહેવી જોઈએ નહિ, તે તો સત્પુરુષને જ કહેવી જોઈએ. આમ છતાં મારે તો અનીતિ કોઈને પણ કહેવી જોઈએ નહિ.[૧૧] હે તાત! વૃદ્ધોની આજ્ઞામાં રહેનારા સત્યશીલ અને સત્પુરુષોની મધ્યમાં બોલવા ઇચ્છનારા ધીર પુરુષે તો અહીં સભામાં સર્વથા ધર્મલાભની ઇચ્છાથી જ યથાયોગ્ય રીતે બોલવું જોઈએ. આ અન્ય લોકો પાંડવોના નિવાસ સંબંધમાં જેવું માને છે, તેવું હું માનતો નથી.[૧૨,૧૩] હે તાત! ધર્મરાજે આ તેરમા વર્ષમાં જે નગર કે દેશમાં નિવાસ કર્યો હશે, તે નગર કે દેશના રાજાનું અકલ્યાણ હોય જ નહિ. ઊલટું યુધિષ્ઠિરરાજ જે નગર કે દેશમાં હશે, તે નગર કે દેશના મનુષ્યો દાનશીલ, ઉદાર, જિતેંદ્રિય અને લજ્જાશીલ થયા હશે. યુધિષ્ઠિર રાજા જ્યાં વસતા હશે, ત્યાંના લોકો પ્રિયવાદી, સદૈવ ઇંદ્રિયનિગ્રહી, હૃષ્ટપુષ્ટ, પવિત્ર અને ચતુર થયા હશે. વળી યુધિષ્ઠિર મહારાજે જ્યાં નિવાસ કર્યો હશે, ત્યાં કોઈ પણ મનુષ્ય અસૂયા રાખતો નહિ હોય, ઈર્ષ્યા કરતો નહિ હશે, અભિમાની નહિ હોય અને મત્સરવાળો નહિ હોય; ત્યાં તો સર્વ

મનુષ્યો ધર્મને અનુસરીને વર્તનારા હશે.[૧૪-૧૭] ત્યાં વેદોના પુષ્કળ ઘોષો ગાજતા હશે, યજ્ઞોની પૂર્ણાહુતિઓ થતી હશે અને પુષ્કળ દક્ષિણાવાળા અનેકાનેક યજ્ઞો થતા હશે.[૧૮] ત્યાં સદૈવ મેઘની સારી વૃષ્ટિ થતી હશે, એ વિશે સંશય નથી. ત્યાં પૃથ્વી ધાન્યથી સંપન્ન હશે અને ઉપદ્રવરહિત હશે. ત્યાં ધાન્યોમાં કસ હશે, ફળોમાં રસ હશે, પુષ્પોમાં સુગંધ હશે અને વાણીમાં શુભ શબ્દો હશે.[૧૯,૨૦] જ્યાં યુધિષ્ઠિરરાજ હશે, ત્યાં વાયુનો સુખકારક સ્પર્શ હશે, પાખંડરહિત ધર્મ અને બ્રહ્મની આલોચના થતી હશે અને ત્યાં ક્યાંયે ભયનો પ્રવેશ નહિ હોય.[૨૧] ત્યાં અનેકાનેક ગાયો હશે અને તે સુકાઈ ગયેલી હશે નહિ, તેમ દુર્બળ નહિ હોય. ત્યાં ઘી, દૂધ અને દહીં રસવાળાં ને હિતકારી હશે.[૨૨] રાજા યુધિષ્ઠિર જે દેશમાં વસતા હશે, તે દેશમાં પીવાના રસો ગુણવાળા હશે અને ભોજનો રસભર્યાં હશે.[૨૩] યુધિષ્ઠિરરાજે જ્યાં નિવાસ કર્યો હશે, ત્યાં રસો, સ્પર્શો, ગંધો તથા શબ્દો ગુણસંપન્ન હશે અને દશ્યો પ્રીતિકારક હશે.[૨૪] આ તેરમા વર્ષમાં તેમણે જ્યાં વાસ રાખ્યો હશે, ત્યાં સર્વ દ્વિજો ધર્મોનું સેવન કરતા હશે અને તે ધર્મો પણ પોતપોતાનાં ફળગુણોથી યુક્ત હશે.[૨૫] હે તાત! પાંડવોએ અત્યારે જે દેશમાં નિવાસ કર્યો હશે, તે દેશના માણસો પ્રીતિયુક્ત હશે, સંતુષ્ટ હશે, પવિત્ર હશે અને અકાળ મૃત્યુથી રહિત હશે.[૨૬] તેઓ દેવો તથા અતિથિઓની પૂજામાં સર્વ ભાવે પ્રીતિભર્યા હશે, દાનધર્મને ઇષ્ટ માનતા હશે, ભારે ઉત્સાહવાળા હશે અને પોતપોતાના ધર્મમાં પરાયણ હશે.[૨૭] યુધિષ્ઠિર રાજા જ્યાં રહ્યા હશે, ત્યાંના લોક અશુભનો ત્યાગ કરીને શુભની જ ઇચ્છા કરતા હશે, યજ્ઞોમાં પ્રીતિ રાખતા હશે અને શ્રેષ્ઠ વ્રતો આચરતા હશે.[૨૮] હે તાત! યુધિષ્ઠિર મહારાજે જ્યાં નિવાસ રાખ્યો હશે, ત્યાંના મનુષ્યો અસત્ય વચનોનો ત્યાગ કરતા હશે; શુભ, કલ્યાણ તથા મંગળથી યુક્ત હશે, શુભાર્થની ઇચ્છા રાખતા હશે, શુભ મતિવાળા હશે અને નિત્ય યજ્ઞયાગાદિક વ્રતોમાં પ્રીતિયુક્ત હશે. હે તાત! જેનામાં સત્ય, ધૃતિ, દાન, ઉત્તમ શાંતિ, નિશ્ચળ ક્ષમા, લજ્જા, શ્રી, કીર્તિ, પરમ તેજ, અક્રૂરતા અને સરળતા છે, તે ધર્માત્મા યુધિષ્ઠિરને બ્રાહ્મણો પણ ઓળખી શકે એમ નથી. તો પછી હે તાત! સામાન્ય જનો તો એ પૃથાપુત્ર યુધિષ્ઠિરને ક્યાંથી જ ઓળખી શકે? આમ ધીમાન ધર્મરાજનો ગુપ્ત નિવાસ મેં કહ્યા એવા દેશમાં હશે, તેથી તું જ ત્યાં યત્નપૂર્વક જા. એથી બીજું કહેવાની મારી હિંમત જ નથી. હે કૌરવ્ય! તને જો મારે વિશે શ્રદ્ધા હોય તો તું આ વાતનો વિચાર કર અને તને જે હિતકારી લાગે તેનો તત્કાળ અમલ કર.[૨૯-૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ચારપ્રત્યાચારમાં ભીષ્મવાક્ય' નામનો અધ્યાય ૨૮ મો સમાપ્ત

## अध्याय २९मो
### કૃપાચાર્યનાં વચનો

॥ वैशंपायन उवाच ॥

ततः शारद्वतो वाक्यमित्युवाच कृपस्तदा ।
युक्तं प्राप्तं च वृद्धेन पांडवान्प्रति भाषितम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: પછી શારદ્વાન કૃપાચાર્યે કહ્યું કે, 'વૃદ્ધ ભીષ્મે પાંડવોના સંબંધમાં જે કહ્યું છે તે યુક્ત છે, સમયોચિત છે, ધર્મ તથા અર્થથી ભરેલું છે, મનોહર છે, યુક્તિયુક્ત છે અને અનુરૂપ છે. હવે તમે આ સંબંધમાં મારી વાણી પણ સાંભળો.[૧,૨] તેઓ ક્યાં ગયા છે અને ક્યાં રહ્યા છે, એનો દૂતો દ્વારા નિશ્ચય કરવો અને અત્યારે જે નીતિ હિતકારિણી હોય તેનો ઉપયોગ કરો.[૩] હે તાત! અભ્યુદયની ઇચ્છા રાખતા માણસે

સાધારણ શત્રુની પણ ઉપેક્ષા કરવી જોઈએ નહિ, તો હે તાત! રણમાં સર્વ અસ્ત્રોમાં કુશળ એવા આ પાંડવોની ઉપેક્ષા તો કેમ જ કરાય![4] આથી મહાત્મા પાંડવો ગુપ્ત વેશે અને ગુપ્ત ભાવે અજ્ઞાતવાસમાં રહ્યા છે. પ્રતિજ્ઞાકાળ પૂરો થતાં તેઓ બહાર આવશે.[5] તેટલી વારમાં આપણે આપણા રાજ્યનું તથા પરરાજ્યોનું સામર્થ્ય જાણી લેવું જોઈએ. કેમ કે પાંડવો સમય પૂરો થતાં બહાર પડશે જ, એ વિશે સંશય નથી.[6] મહાબળવાન મહાત્મા પૃથાનંદનોએ પ્રતિજ્ઞા પૂરી કરી હશે, એટલે એ અમિત ઓજસ્વી પાંડવો ભારે ઉત્સાહી થશે જ.[7] તેથી તું સેના, કોશ અને જાતિ(પગારો, દાનો, દૂતો મોકલવા વગેરે)ની વ્યવસ્થા કર; એટલે પાંડવો બહાર આવે તે સમયે આપણે એ વડે તેમની સાથે યુદ્ધ કે મૈત્રી કરી શકીએ.[8] હે તાત! તારી પોતાની પાસે તથા તારા નિર્બળ ને સબળ મિત્રોની પાસે કેટલાં સૈન્ય છે તે સર્વની તું બુદ્ધિપૂર્વક તપાસ કર.[9] આમ હે ભારત! તે સેનાબળ કેટલું ઉમદા છે, કેટલું હલકું છે, કેટલું સાધારણ છે, કેટલું સંતુષ્ટ છે અને કેટલું અસંતુષ્ટ છે, એ જાણ્યાવિચાર્યા પછી જ આપણે શત્રુઓની સાથે યોગ્ય વ્યવહાર કરીએ.[10] આથી શત્રુ જો સમાન હોય તો તેની સાથે સામ અને ભેદનો વ્યવહાર કરાય, તે જો અધિક હોય તો તેને દ્રવ્યાદિ આપી રીઝવી લેવાય અને જો તે ઊતરતો હોય તો તેની પાસેથી દંડ અને કર લેવાય અથવા તેને યુદ્ધમાં નાશ પમાડાય. એ ન્યાયથી પણ તું શત્રુઓ ઉપર આક્રમણ કરીને, દુર્બળોને બળપૂર્વક નમાવીને, મિત્રોને સાંત્વન આપીને, સેનાદળને સુખકારી સંભાષણ કરીને, ધનભંડારને સમૃદ્ધ કરીને, તેમ જ સૈન્યને સારી રીતે સંપન્ન કરીને સુંદર સિદ્ધિ પ્રાપ્ત કરશે.[11,12] આ પ્રમાણે વ્યવસ્થા કરવાથી તું સૈન્ય અને વાહનોમાં ઊતરતા પાંડવો સામે લડી શકશે, અરે બીજા કોઈ બળવાન રિપુઓ ચઢી આવશે, તો તેમની સાથે પણ યુદ્ધ કરી શકશે.[13] આમ હે મનુષ્યેંદ્ર! તું આ સર્વનો સ્વધર્માનુસાર પૂરો વિચાર કરીને સમયોચિત કર્તવ્ય કર, એટલે તને ચિરકાળ સુધી સુખ પ્રાપ્ત થશે.[14]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ચારમત્યાચારમાં કૃપાચાર્યનાં વાક્યો' નામનો અધ્યાય ૨૯મો સમાપ્ત

## અધ્યાય ૩૦મો

### ત્રિગર્તરાજે વિરાટની દક્ષિણ દિશાની ગાયોનું કરેલું હરણ

॥ वैशंपायन उवाच ॥

**अथ राजा त्रिगर्तानां सुशर्मा रथयूथपः ।**
**प्राप्तकालमिदं वाक्यमुवाच त्वरितो बली ॥**

વૈશંપાયન બોલ્યા : પછી રથસમૂહનો પાલક બળવાન ત્રિગર્તરાજ સુશર્મા ઉતાવળો ઉતાવળો નીચેનાં સમયોચિત વચનો કહેવા લાગ્યો.[1] કારણ કે પૂર્વે હે સમર્થ જનમેજય! મત્સ્યદેશના તથા શાલ્વદેશોના રાજાઓએ એ ત્રિગર્તોને અનેક વાર દુ:ખી કર્યા હતા. તેમાં પણ મત્સ્યરાજના સારથિ કીચકે તો પોતાના બળથી ત્રિગર્તરાજને અને તેના બંધુઓને વારંવાર પીડા આપી હતી. આથી બળવાન કુરુઓના વિભુ ભીષ્મની સમીપમાં અને કર્ણની સામે જોઈને એ સુશર્માએ દુર્યોધનને આ પ્રમાણે કહ્યું:[2,3] 'તેજસ્વી મત્સ્યરાજે મારા રાજ્યને અનેકવાર રંજાડ્યું છે, ત્યારે બળવાન કીચક તેનો સેનાનાયક હતો.[4] પણ હવે તો ક્રૂર, ક્રોધી, મહા દુરાત્મા, પૃથ્વી ઉપર પ્રસિદ્ધ પરાક્રમી, પાપકર્મી અને નઠોર એવા તે કીચકને ગંધર્વોએ મારી નાખ્યો છે.[5] આમ કીચક મરી ગયો છે, એટલે વિરાટરાજનો અહંકાર ઓગળી ગયો હશે, આધાર તૂટી ગયો હશે અને ઉત્સાહ ઓસરી ગયો હશે, એમ હું માનું છું.[6] આથી હે નિષ્પાપ!

તમને સર્વ કૌરવોને અને મહાત્મા કર્ણને રુચે તો મારે તેના ઉપર ચડાઈ કરવી, એમ મારું માનવું છે.[૭] સાચે જ મને લાગે છે કે, આ કાર્ય અવશ્ય કરવા જેવું છે. આપણે પુષ્કળ ધાન્યથી ભરેલા તેના રાજ્ય ઉપર ચડાઈ કરીએ.[૮] આપણે એનાં રત્નોને તથા વિવિધ ધનોને હરી લાવીએ અને ગામો તથા દેશોને કબજે કરી ભાગ પાડી વહેંચી લઈએ.[૯] અથવા આપણે બળપૂર્વક તેના નગરને સારી પેઠે પીડીએ અને તેની જાતજાતની અત્યંત સુંદર એવી હજારો ગાયોનું હરણ કરીએ.[૧૦] અરે! હે પૃથ્વીનાથ! આજે જ આપણે કૌરવો અને ત્રિગર્તો, સૌ એકઠા થઈને તથા સાથે રહીને તેની ગાયોને હરી લાવીએ.[૧૧] આપણે સેનાના વિભાગ પાડીને તેના પુરુષાર્થને ગૂંગળાવી દઈએ; તેની સમગ્ર સેનાને હણી નાખીને આપણે તેને વશ કરીએ.[૧૨] તેને ન્યાયપૂર્વક અધીન કરીને આપણે સુખે રહી શકીશું અને તમારા બળમાં પણ નિઃસંશય વૃદ્ધિ થશે.'[૧૩] સુશર્માનાં આ વચનો સાંભળીને કર્ણે દુર્યોધનરાજને કહ્યું કે, 'સુશર્માએ સુંદર વાત કરી છે. એ સમયોચિત છે અને આપણા હિતની છે.[૧૪] આથી આપણે સેનાને સજ્જ કરીએ,સૈનિકોના જુદા જુદા વિભાગો પાડીએ અને જલદી ચડાઈ કરવા નીકળીએ. પછી તો હે નિષ્પાપ! તમને ગમે તે ખરું.'[૧૫] કુરુઓમાં વૃદ્ધ તથા આપણા સર્વના પિતામહ મહાજ્ઞાની ભીષ્મ છે, આચાર્ય દ્રોણ છે અને શરદ્વાન કૃપ છે. તે સર્વનું જેવું માનવું હોય તેમ ચડાઈની વ્યવસ્થા કરો.[૧૬] મહીપતિ વિરાટને જીતવા માટે આપણે મંત્રણા કરીને સત્વર નીકળવું જોઈએ. ધન, બળ અને પુરુષાર્થથી પરવારી બેઠેલા એ પાંડવોનું આપણને હવે પ્રયોજન પણ શું છે?[૧૭] તેઓ કાં તો સદાને માટે ચાલ્યા ગયા હશે અથવા યમલોકના વાસી થઈ ગયા હશે. આથી હે રાજન્! આપણે ઉદ્વેગરહિત થઈને, વિરાટનગર ઉપર ચડાઈ લઈ જઈએ અને તેમની ગાયોને તથા તેની વિવિધ સંપત્તિને હરી જ લાવીએ.[૧૮]

વૈશંપાયન બોલ્યા : પછી સૂર્યપુત્ર કર્ણનું તે વચન સાંભળીને દુર્યોધનરાજે નિત્ય પોતાની આજ્ઞામાં રહેનારા પોતાના નાના ભાઈ દુઃશાસનને તત્કાલ આજ્ઞા કરી કે, 'તું વૃદ્ધો સાથે મંત્રણા કરીને એકદમ સેનાને સજ્જ કર.[૧૯,૨૦] આપણે સૌ કૌરવો મળીને મત્સ્યદેશ ઉપર દક્ષિણ દિશાએથી ચડાઈ લઈ જઈએ. બીજી બાજુએ મહારથી મહારાજ સુશર્મા, ત્રિગર્ત યોદ્ધાઓ સાથે સમગ્ર સેનાદળ અને સંપૂર્ણ વાહનો લઈને પોતાની નક્કી કરેલી દિશાએથી એ દેશ ઉપર આક્રમણ કરે.[૨૧] પ્રથમ સુશર્મા જ સેનાથી વીંટાઈને મત્સ્યદેશ ઉપર ચડાઈ કરશે અને પાછળથી બીજે દિવસે આપણે એકઠા મળીને મત્સ્યરાજના તે સુસમૃદ્ધ દેશ ઉપર ચડાઈ કરીશું.[૨૨] ત્રિગર્તોએ એકસાથે વિરાટનગર ઉપર ચડાઈ લઈ જવી અને ગોવાળિયાઓ ઉપર એકદમ ધસારો કરીને પુષ્કળ ધન પડાવી લેવું.[૨૩] આપણે પણ સેનાને બે ભાગમાં વહેંચીને વિરાટરાજની એક લાખ સોહામણી તથા ગુણવાળી ગાયોને હરી લેશું.'[૨૪]

વૈશંપાયન બોલ્યા : હે મહીપતિ! આ પછી ત્રિગર્તરાજ સુશર્મા ઠરાવ્યા પ્રમાણે અગ્નિ ખૂણેથી વિરાટનગર ઉપર ધસી ગયો. તેની સાથે તેના સર્વ સુસજ્જિત અને બલમત્ત રથીઓ તથા પાળાઓ હતા. તે સર્વ મહાબળવાનો વિરાટ સામે વેર લેવાની ઇચ્છાથી તેની ગાયો હરી લેવાને તલપી રહ્યા હતા. આમ સુશર્માએ કૃષ્ણપક્ષની સાતમને દિવસે ગાયોનું હરણ કરવા ચડાઈ કરી.[૨૫,૨૬] હવે હે રાજન્! બીજે દિવસે એટલે આઠમે સૌ કૌરવોએ એકસાથે આવીને ચડાઈ કરી અને વિરાટ-

રાજનાં હજારો ગોધનો કબજે કર્યાં.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'દક્ષિણગોગ્રહે સુશર્માદિનું પ્રયાણ' નામનો અધ્યાય ૩૦મો સમાપ્ત

# अध्याय ३१मो

## વિરાટરાજનો રણઉદ્યોગ

॥ वैशंपायन उवाच ॥

**ततस्तेषां महाराज तत्रैवाऽमिततेजसाम् ।**
**छद्मलिंगप्रविष्टानां पांडवानां महात्मनाम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે મહારાજ ! અમાપ તેજવાળા અને કપટવેશમાં રહેલા તે મહાત્મા પાંડવોનો, અજ્ઞાતવાસનો સમય ત્યાં ઉત્તમ વિરાટનગરમાં રહેતાં અને એ મહીપતિ વિરાટનાં કાર્યો કરતાં, સારી રીતે વીતી ગયો.[૧,૨] કીચક માર્યો ગયો એ પછી શત્રુવીરને હણનારો વિરાટરાજ કુંતીપુત્ર યુધિષ્ઠિર વિશે ભારે આશા રાખી રહ્યો હતો.[૩] ત્યાં હે ભારત ! તે તેરમા વર્ષની આખરે ત્રિગર્ત દેશના રાજા સુશર્માએ આવીને વિરાટરાજના પુષ્કળ ગોધનને વેગપૂર્વક કબજે કરી લીધું.[૪] તે વખતે કુંડળધારી ગોપોનો અધ્યક્ષ મહાવેગે નગરમાં આવ્યો. કુંડળો તથા બાજુબંધોને ધારણ કરનારા શૂરવીર યોદ્ધાઓ, મંત્રીઓ અને મહાત્મા પાંડવો સાથે વીંટાળાઈને બેઠેલા મત્સ્યરાજને જોઈને તે રથમાંથી કૂદી પડ્યો.[૫,૬] ત્યાં સભામાં બિરાજેલા રાષ્ટ્રવર્ધન વિરાટરાજની પાસે જઈ તેણે પ્રણામ કર્યા અને તેને આ પ્રમાણે કહ્યુ :[૭] 'ત્રિગર્તોએ અમને અમારા બાંધવો સાથે હરાવીને પરાભવ આપ્યો છે અને તેઓ તમારી એક લાખ ગાયોને હાંકી જાય છે.[૮] તો હે રાજેંદ્ર ! તમારાં પશુઓ તમારા હાથથી જાય, તે પહેલાં તમે તેમનું રક્ષણ કરો.' આ સાંભળીને મત્સ્યનરેશે મત્સ્યયોદ્ધાઓની સેના તૈયાર કરી દીધી.[૯] તે સેના રથો, હાથીઓ અને ઘોડાઓથી ભરપૂર હતી. તે પાયદળોથી ગીચ હતી અને ધ્વજાઓથી વીંટાયેલી હતી. હવે રાજાઓ અને રાજપુત્રોએ પોતપોતાને યોગ્ય એવાં શૂરવીરોને ચડાવવા જેવાં જાતજાતનાં ચળકતાં કવચો સજવા માંડ્યાં. ત્યાં વિરાટના પ્રિય ભાઈ શતાનીકે સોનાના તારવાળું પોલાદી કવચ પહેર્યું. શતાનીકના નાના ભાઈ મદિરાક્ષે સર્વ શસ્ત્રોની સામે ટકી રહે એવું સોનાના પતરાવાળું મજબૂત બખ્તર પહેર્યું. મત્સ્યાધિપતિએ પોતે સેંકડો સૂર્યો, સેંકડો ચંદ્રો, સેંકડો બિંદુઓ અને સેંકડો આંખો જડેલું તથા સહેજે ભેદી ન શકાય તેવું કવચ ધારણ કર્યું. તે કવચ એટલું વિશાળ હતું કે તેના પટમાં સો સુગંધવાળા કમળોની આકૃતિઓ હારબંધ કાઢી હતી.[૧૦–૧૪] ત્યાં સૂર્યદત્તે સોનાની પીઠવાળું સૂર્યજેવું ઝળકતું બખ્તર પહેર્યું. વિરાટના પાટવીપુત્ર વીર શંખે સો આંખોવાળું દઢ અને ઉજ્જ્વળ પોલાદી કવચ ધારણ કર્યું. આમ દેવ જેવા રૂપવાળા સેંકડો મહારથી યોદ્ધાઓ પોતપોતાનાં કવચો પહેરીને, યુદ્ધને માટે સજ્જ થઈ ગયા. પછી તે મહારથીઓએ સાધનસામગ્રીથી સુંદર રીતે સજેલા પોતાના મહાન અને ઉજ્જ્વળ રથોને સુવર્ણના અલંકારવાળા જુદા જુદા અશ્વો જોડી દીધા. તે વખતે સૂર્ય અને ચંદ્ર જેવા તેજસ્વી, દિવ્ય અને સુવર્ણમય એવા રથ ઉપર મત્સ્યરાજનો મહાપ્રતાપી ધ્વજ ચડાવવામાં આવ્યો. બીજા શૂરવીર ક્ષત્રિયોએ પણ તે વખતે પોતપોતાના રથો ઉપર જાતજાતના આકારના અને સોનાથી મઢેલા બીજા ધ્વજો ચડાવ્યા. પછી મત્સ્યરાજે પોતાના નાના ભાઈ શતાનીકને કહ્યું કે, 'કંક, બલ્લવ, ગોપાલ, તંતિપાલ અને અશ્વપાલ દામગ્રંથિ એ સૌ પરાક્રમી છે. તેઓ નિ:સંશય યુદ્ધમાં ઊતરશે એવું મારું માનવું છે: તો એમને પણ ધ્વજપતાકાવાળા રથો આપો. વળી અંદરથી કોમળ પણ બહારથી દઢ એવાં વિવિધ

કવચો તેમનાં અંગો ઉપર ચડાવો. તેમને આયુધો આપો. આ પુરુષોનાં અંગો વીરોના જેવાં દેખાવડાં છે અને ગજરાજની સૂંઢના જેવાં સુગોળ છે.[15-23] આથી તેઓ યુદ્ધ ન જ કરે એમ હું માની જ શકતો નથી.[1] હે રાજન્! રાજાનાં આ વચન સાંભળીને ચપળ મનવાળા શતાનીકે ધર્મરાજ, ભીમ, નકુલ અને સહદેવ એ પૃથાનંદનોને રથો આપ્યા. પછી નરદેવ વિરાટની આજ્ઞા થતાં, રાજભક્તિને સન્માનનારા સારથિઓએ પ્રસન્ન થયેલા પાંડવોને તત્કાળ રથો જોડી આપ્યા. વિરાટરાજે વળી એ ઉત્તમ કર્મવાળા પાંડવોને કોમળ અને કઠોર એવાં જાતજાતનાં કવચો આપ્યાં. એટલે શત્રુનાશન પાંડવો તે કવચોને પોતાનાં શરીર ઉપર ચડાવી સુસજ્જ થઈ ગયા.[24-26] પછી શત્રુસમૂહોને મરડી નાખનારા અને નરોમાં ઉત્તમ એવા તે પૃથાનંદનો, ઘોડાઓ જોડેલા સુસંપન્ન રથોમાં બેસીને આનંદભેર યુદ્ધ કરવા માટે નીકળ્યા. આમ વેગવાળા, કપટવેશમાં રહેલા, યુદ્ધનિપુણ, શૂરવીર, સત્યપરાક્રમી અને મહારથી એવા તે ચાર કુરુશ્રેષ્ઠ પાંડવ ભાઈઓ, સોનાથી શણગારેલા રથોમાં બેસીને વિરાટરાજની પાછળ જવા લાગ્યા. ત્યારે ભયંકર આકૃતિવાળા, મદઝરતા ગંડસ્થલવાળા, સુંદર દંતૂશળવાળા, સાઠ વર્ષની ઉંમરવાળા અને હાથીઓમાં રાજા જેવા મદમસ્ત માતંગો, ડોલતા પર્વતની જેમ વિરાટરાજની પાછળ ઝૂલતા ચાલી રહ્યા હતા. એ શ્રેષ્ઠ હાથીઓને હાથીની સવારી કરનારાઓએ કેળવ્યા હતા અને તેમના ઉપર યુદ્ધકુશલ પુરુષો બેઠા હતા.[27-32] તે વખતે પ્રસન્ન ચિત્તવાળા, સારી આજીવિકાવાળા, યુદ્ધમાં કુશળતાવાળા અને સેનામાં મુખ્ય એવા મત્સ્યયોદ્ધાઓના આઠ હજાર રથો, એક હજાર હાથીઓ અને આઠ હજાર અશ્વો વિરાટરાજની સાથે હતા. હે ભરતોત્તમ! વિરાટરાજનું તે સૈન્ય ભારે શોભા આપી રહ્યું હતું.[33,34] આમ હે રાજન્! દૃઢ આયુધોને ધારણ કરનારા પુરુષોથી ઊભરાતું અને હાથીઓ, ઘોડાઓ તથા રથોથી ભરેલું વિરાટ રાજાનું બહાર પડેલું તે ઉત્તમ સૈન્ય, ગાયોના પગલાં જોતું જોતું ચાલી રહ્યું હતું, ત્યારે તે અતિશય શોભી રહ્યું હતું.[35]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'દક્ષિણગોગ્રહમાં મત્સ્યરાજનો રણોદ્યોગ' નામનો અધ્યાય ૩૧ મો સમાપ્ત

## अध्याय ३२ मो

### વિરાટરાજ અને સુશર્માનું યુદ્ધ

॥ वैशंपायन उवाच ॥

**निर्याय नगराच्छूरा व्यूढानिकाः प्रहारिणः ।**
**त्रिगर्तानस्पृशन्मत्स्याः सूर्ये परिणते सति ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: આમ મત્સ્યદેશના શૂર યોદ્ધાઓ નગરમાંથી બહાર નીકળ્યા અને સેનાને વ્યૂહબદ્ધ કરીને તેમણે સૂર્ય અસ્ત પામે તે પહેલાં જ ત્રિગર્તોને પકડી પાડ્યા.[1] ત્રિગર્તો અને મત્સ્યો ભારે ક્રોધમાં આવ્યા હતા, તેમને યુદ્ધ કરવા માટે ભારે મદ ચડ્યો હતો અને તે બંને ગાયો લઈ જવા તત્પર હતા. ત્યાં તે મહાબળવાનો એકબીજા સામે ગર્જના કરવા લાગ્યા.[2] ત્યાં રણકુશળ અને હાથીઓ ઉપર સવારી કરનાર મુખ્ય યોદ્ધાઓએ ભયંકર અને મદમસ્ત માતંગોને, તોમર તથા અંકુશના પ્રહારો કરીને શત્રુસેના ઉપર છોડી મૂક્યા.[3] ત્યારે હે રાજન્! પરસ્પર પ્રહાર કરતા એ યોદ્ધાઓનો ભેટો અત્યંત ભયંકર, રૂંવાડાં ખડાં કરનારો અને યમલોકમાં ભરતી વધારનારો હતો.[4] ત્યારે હે મહારાજ! સૂર્ય હજી આથમી ગયો નહોતો. એ વખતે પાળાઓ, રથીઓ, હાથીસવાર યોદ્ધાઓ તથા ઘોડેસવાર યોદ્ધાઓની સેનાના સમૂહવાળો એ સંગ્રામ દેવો અને અસુરો વચ્ચેના સંગ્રામ જેવો થઈ પડ્યો.[5] તેમાં એક સેના બીજી

ઉપર ધસતી હતી. અને એકબીજાના સૈનિકોને કાપતી હતી. તે વખતે પૃથ્વી ઉપરથી એટલી બધી ધૂળ ઊડી કે જેથી ત્યાં કશું પણ દેખાતું નહોતું.[૬] પંખીઓ પણ સેનાઓની ધમાલથી ઊડેલી ધૂળ વડે ગૂંગળાઈને ભોંય ઉપર પડતાં હતાં. અરે! અંતરિક્ષમાં બાણો છવાઈ જવાથી સૂર્ય પણ ઢંકાઈ ગયો હતો.[૭] ત્યારે આકાશ જાણે આગિયાઓથી ભરાઈ ગયું હોય તેમ શોભવા લાગ્યું. ડાબી તથા જમણી બાજુ પર બાણો છોડનારા ધનુર્ધારી લોકવીરો, પૃથ્વી ઉપર પડતા હતા; ત્યારે તેમનાં સોનાની પીઠવાળાં ધનુષ્યો એક હાથથી બીજા હાથમાં જતાં હતાં. રથીઓ રથીઓની સાથે, પાયદળો પાયદળોની સાથે, હયદળો હયદળોની સાથે અને ગજદળો ગજદળોની સાથે ભેટો કરી લડતાં હતાં; ત્યારે હે રાજન! રણસંગ્રામમાં આવેશમાં આવેલા યોદ્ધાઓ તલવારો, પટ્ટિશો, પ્રાસો, શક્તિઓ અને તોમરો વડે એકબીજાને હણવા લાગ્યા. આમ પરિઘના જેવા બાહુઓવાળા શૂરવીરો રણક્ષેત્રમાં મહાક્રોધે ભરાઈને, એકબીજાને હણી રહ્યા હતા, તોપણ તેઓ સામા પક્ષના શૂર યોદ્ધાઓને પાછા હઠાવી શક્યા નહોતા. ત્યાં માથાંઓ કપાઈને પડેલાં દેખાતાં હતાં. તેમાં કેટલાંકના હોઠ કપાઈ ગયા હતા, કેટલાંક સુંદર નાસિકાવાળાં હતાં, કેટલાંકના કેશો કપાયેલા હતા, કેટલાંક સુંદર શણગારેલાં હતાં, કેટલાંક ધૂળમાં રગદોળાયેલાં હતાં, તો કેટલાંક કુંડળવાળાં હતાં. વળી તે મહાન રણભૂમિમાં ક્ષત્રિયોનાં શાલવૃક્ષનાં થડિયાં જેવાં ગાત્રો બાણોથી કપાઈ છૂટાં પડી ગયેલાં દેખાતાં હતાં. તે સમયે પૃથ્વી જાણે નાગના શરીર જેવા ચંદનચર્ચિત બાહુઓથી તથા કુંડળવાળા મસ્તકોથી છવાઈ ગયેલી જણાતી હતી. ત્યારે રથીઓ રથીઓની સાથે યુદ્ધ કરતા હતા, ઘોડેસવારો ઘોડેસવારોની સાથે અને પાળાઓ પાળાઓની સાથે લડતા હતા. ત્યાં લોહીની ધારાઓ ચાલી તેથી ભૂમિ ઉપરની ધૂળ બેસી ગઈ. તે સમયે યોદ્ધાઓને ઘોર મૂર્છા આવી ગઈ અને બાકીના યોદ્ધાઓ ત્યાં મર્યાદા વિનાનું યુદ્ધ કરવા લાગ્યા. ત્યારે આકાશમાં ઊડનારાં ગરુડો પણ બાણોથી અત્યંત ઉદ્વેગ પામ્યાં અને ધજાઓ ઉપર બેસી પડ્યાં. અરે! તેમનું જોવું ને ઊડવું પણ બંધ પડી ગયું. આ રીતે પરિઘના જેવા બાહુઓવાળા શૂરવીરો સમરાંગણમાં ક્રોધાવેશમાં આવીને એકબીજાને મારી રહ્યા હતા, તોપણ તેઓ શત્રુદળના શૂરવીરોને પાછા હઠાવી શક્યા નહોતા.[૮–૧૮] પછી મહારથી શતાનીકે સો યોદ્ધાઓનો અને મહારથી વિશાલાક્ષે ચારસો યોદ્ધાઓનો ઘાણ કાઢીને ત્રિગર્તોની મહાસેનામાં પ્રવેશ કર્યો.[૧૯] આમ તે બળવાન મનસ્વીઓએ બાહુબળમાં મદભર રહીને મહાસેનામાં પ્રવેશ કર્યો અને કેશાકેશી તથા રથારથી યુદ્ધ કરવા માંડ્યું.[૨૦] આ પ્રમાણે તે બંનેને ત્રિગર્તોના રથસમૂહોમાં પ્રવેશેલા જોઈને આગળથી સૂર્યદત્તે અને પાછળથી મદિરાક્ષે તે સેનામાં પ્રવેશ કર્યો.[૨૧] ત્યાં સંગ્રામમાં વિરાટરાજે પાંચસો રથીઓને, આઠસો અશ્વોને અને પાંચ મહારથીઓને હણી નાખ્યા. પછી રથને વિવિધ ગતિએ ચલાવીને તે રથિશ્રેષ્ઠે રણમાં સુવર્ણરથમાં બેઠેલા ત્રિગર્તરાજ સુશર્મા ઉપર ધસારો કર્યો.[૨૨,૨૩] પછી તે બંને મહાબળવાન મહાત્માઓ બે આખલાઓની જેમ, સામસામી ગર્જનાઓ કરીને, યુદ્ધ કરવા લાગ્યા.[૨૪] પછી યુદ્ધમાં મહાબળવાન અને નરોમાં સિંહ જેવો ત્રિગર્તરાજ સુશર્મા, દ્વિરથયુદ્ધ માટે મત્સ્યરાજ પાસે આવી પહોંચ્યો.[૨૫] પછી એ બંને ક્રોધાવિષ્ટ રથીઓ રથોને સામસામા રાખીને એકબીજા ઉપર તીવ્ર વેગથી બાણો છોડવા લાગ્યા. માનો મેઘોએ જલધારા છોડી.[૨૬] અસ્ત્રવિદ્યામાં સિદ્ધ અને તલવાર, શક્તિ તથા ગદાને

ધારણ કરનારા તે બંને તીક્ષ્ણ રાજવીઓ, ક્રોધે ભરાઈને એકબીજા ઉપર બાણો મારતા રણભૂમિમાં ઘૂમવા લાગ્યા.[૨૭] પછી વિરાટરાજે સુશર્માને દશ બાણોથી વીંધી નાખ્યો અને તેના ચાર ઘોડાઓને પાંચ પાંચ બાણો મારીને વીંધી દીધા.[૨૮] તે જ પ્રમાણે અસ્ત્રવિદ્યાને ઉત્તમ રીતે જાણનારા અને યુદ્ધમાં મહામદ રાખનારા સુશર્માએ મત્સ્યરાજને પચાસ તીક્ષ્ણ બાણોથી વીંધી કાઢ્યો.[૨૯] હે મહારાજ! તે વખતે સૈન્યોના પગસંચારથી વ્યાપી વળેલી ધૂળને લીધે મત્સ્યરાજ અને સુશર્માનાં સૈન્યો એકબીજાનાં કામોને જાણી શકે નહિ એવી સ્થિતિ હતી.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'દક્ષિણગોગ્રહમાં વિરાટ ને સુશર્માનું યુદ્ધ' નામનો અધ્યાય ૩૨ મો સમાપ્ત

## अध्याय ३३ मो

### ભીમસેને વિરાટરાજને છોડાવ્યો

॥ वैशंपायन उवाच ॥

**तमसाऽभिप्लुते लोके रजसा चैव भारत।**
**अतिष्ठन्वै मुहूर्तं तु व्यूढानिकाः प्रहारिणः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: આ પ્રમાણે હે ભારત! જ્યારે આ લોક ધૂળ અને અંધકારમાં ડૂબી ગયો, ત્યારે વ્યૂહબદ્ધ યોદ્ધાઓ ઘડીભર વિરામ લઈને ઊભા રહ્યા.[૧] પછી અંધકારનો નાશ કરતો અને રાત્રિને વિમલ કરતો ચંદ્રમા ક્ષત્રિયોને યુદ્ધમાં આનંદ પમાડતો ઊગ્યો.[૨] આમ પ્રકાશ આવવાથી ફરી અત્યંત ભયંકર સ્વરૂપમાં યુદ્ધ મંડાયું અને યોદ્ધાઓ એકબીજાની સામે જોયા વિના ઘૂમવા લાગ્યા.[૩] પછી ત્રિગર્તરાજ સુશર્માએ પોતાના નાના ભાઈઓને સાથે લઈને રથમંડળ સાથે વિરાટરાજ ઉપર બધી બાજુએથી ધસારો કર્યો.[૪] ત્યાં ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવા તે બંને ગદાધારી ભાઈઓ રથોમાંથી કૂદી પડીને અત્યંત આવેશભેર સામા રથીઓ સામે ધસી ગયા.[૫] તે જ વખતે તેમનાં સેનાદળો પણ ગદા, તલવાર, ખડ્ગ, પરશુ અને પાણી પાયેલા ધારવાળા તથા તીણી અણીવાળા પ્રાસો લઈને ક્રોધપૂર્વક સામાં સૈન્યો ઉપર વેગથી ધસ્યાં.[૬] પછી ત્રિગર્તાધિપતિ રાજા સુશર્માએ મત્સ્યરાજની સર્વ સેનાને બળપૂર્વક છિન્નભિન્ન કરીને તથા તેને હરાવીને ઓજસ્વી મત્સ્યાધિપતિ વિરાટરાજ ઉપર એકદમ હલ્લો કર્યો.[૭] તેણે વિરાટના રથના બંને ઘોડાઓને તથા પાછળના અંગરક્ષકોને મારી નાખ્યા અને આમ રથ વિનાના થયેલા એ મત્સ્યરાજને એણે જીવતો પકડી લીધો.[૮] આમ કોઈ કામી પુરુષ જેમ કોઈ યુવતીને કબજે કરીને ઉપાડી જાય, તેમ સુશર્મા વિરાટરાજને બળપૂર્વક કબજે કરીને અને તેને પોતાના રથમાં નાખીને, ત્યાંથી ઉતાવળા વાહનથી ચાલી નીકળ્યો.[૯] આ પ્રમાણે મહાબળવાન વિરાટરાજ રથરહિત થયો અને શત્રુના હાથમાં પકડાયો, ત્યારે ત્રિગર્તોથી અતિશય ત્રાસ પામેલા મત્સ્ય યોદ્ધાઓ ભયભીત થઈને નાસભાગ કરવા લાગ્યા.[૧૦] તેઓ આ પ્રમાણે ત્રાસ પામી રહ્યા હતા, ત્યારે કુંતીનંદન યુધિષ્ઠિરે શત્રુનો નાશ કરનારા મહાબાહુ ભીમસેનને કહ્યું:[૧૧] 'ત્રિગર્તરાજ સુશર્માએ મત્સ્યરાજને પકડી લીધા છે. તો હે મહાબાહુ! એ રાજા શત્રુઓને કબજે પડે તે પહેલાં જ તું એને છોડાવ.[૧૨] આપણે સૌ એને ત્યાં સુખથી રહ્યા છીએ, આપણી કામનાઓ પૂરી થઈ છે અને આપણને સારો સત્કાર આપવામાં આવ્યો છે. તો હે ભીમસેન! તારે એ નિવાસ બદલ બદલો વાળી આપવો જોઈએ.'[૧૩]

ભીમસેન બોલ્યો: હે મહારાજ! તમારી આજ્ઞાથી હું એનું રક્ષણ કરીશ. શત્રુઓ સાથે યુદ્ધ કરતી વખતનું મારું અતિમહાન કર્મ તો જોજો.[૧૪] હે રાજન્! તમે પોતાના બાહુબળનો આશ્રય કરી-

ને ભાઈઓ સાથે બેસો અને આજે મારું પરાક્રમ જુઓ.[૧૫] આ સુંદર થડવાળું મહાવૃક્ષ ગદાની જેમ ઊભું છે. હું એને ઉખાડીને શત્રુઓને નસાડી દઈશ.[૧૬]

વૈશંપાયન બોલ્યા : આમ કહીને ભીમસેન મદમત્ત માતંગની જેમ તે વૃક્ષને જોવા લાગ્યો. એટલે ધર્મરાજ યુધિષ્ઠિરે પોતાના એ વીર ભાઈને કહ્યું કે,[૧૭] 'ઓ ભીમ! તું સાહસ કરીશ નહિ. એ ઝાડ ભલે ત્યાં જ ઊભું રહે. હે ભારત! જો વૃક્ષથી તું અમાનુષ કર્મ કરવા માંડશે, તો લોકો જાણી જશે કે આ તો ભીમ છે. આથી તું બીજું કોઈ માનુષી આયુધ લે.[૧૮,૧૯] હે ભીમ! ધનુષ્ય, શક્તિ, તલવાર અથવા ફરશી એમાંથી તને જે ગમે તે માનુષી આયુધ તું લે અને બીજાઓ તને ઓળખી કાઢે નહિ, એવી રીતે તું રાજાને શીઘ્ર છોડાવી લાવ. મહાબળવાન નકુલ અને સહદેવ તારા રથના ચક્રના રક્ષક થશે.[૨૦,૨૧] આમ તમે સર્વે સમરભૂમિમાં સાથે રહીને મત્સ્યરાજ વિરાટને છોડાવી લાવો.'[૨૨]

વૈશંપાયન બોલ્યા: યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું, એટલે મહાબળવાન ભીમસેને વેગપૂર્વક એક ઉત્તમ ધનુષ્ય લીધું અને જળભર્યા મેઘની જેમ તે મહાવેગવાને ત્રિગર્તો ઉપર વેગપૂર્વક બાણ-વર્ષા કરવા માંડી.[૨૩] પછી ભીમ ભયંકર કર્મ કરવાવાળા સુશર્માની પાછળ દોડ્યો અને વિરાટ-રાજને જોઈને સુશર્માને 'ઊભો રહે, ઊભો રહે' એમ કહ્યું.[૨૪] રથીઓમાં શ્રેષ્ઠ એવા સુશર્માએ પોતાની પાછળ 'ઊભો રહે, ઊભો રહે' એમ બોલતા અને કાળના પણ કાળ જેવા એ ભીમને જોઈને વિચાર કર્યો કે, 'ભલે એ આજે મારું મહાપરાક્રમ જુએ, આજે આ મહાયુદ્ધનો પ્રસંગ આવી ઊભો છે.'[૨૫] આમ વિચારી સુશર્મા ધનુષ્યને લઈને પોતાના ભાઈઓ સાથે પાછો ફર્યો અને પલકવારમાં તો તે રથો ભીમસેનની સામે આવવા લાગ્યા.[૨૬] ત્યાં વિરાટરાજની સમીપમાં ભીમસેને રથોના, હાથીઓના, ઘોડાઓના તથા શૂરવીર અને ઉગ્ર ધનુર્ધારીઓના સેંકડો ને હજારો સમૂહોને મારી નાખ્યા. વળી એ મહાત્માએ ગદા ધારણ કરીને ત્રિગર્તોના પાયદળનો સંહાર કરી નાખ્યો. રણમાં મદવાળા સુશર્માએ તે ભયંકર યુદ્ધ જોઈને મનમાં વિચારવા માંડ્યું કે, 'હવે મારી સેનામાં બાકી શું રહ્યું છે? આ મહાબળવાન સૈન્યમાં મારો બીજો ભાઈ તો પહેલેથી જ ડૂબી ગયેલો જણાય છે.' પછી એ સુશર્મા કાન સુધી ખેંચેલા ધનુષ્ય સાથે ફરી યુદ્ધમાં દેખાયો અને વારંવાર તીક્ષ્ણ બાણો છોડવા લાગ્યો.[૨૭–૩૦] એ વખતે તે સર્વ પાંડવોએ પોતાના અશ્વોને ત્રિગર્તો તરફ દોડાવ્યા અને ક્રોધમાં આવીને તે સર્વે તેમના ઉપર દિવ્ય અસ્ત્રોના પ્રયોગો કરવા લાગ્યા.[૩૧] આમ પાંડવો-એ ત્રિગર્તો તરફ પોતાના રથો વાળેલા જોઈને વિરાટરાજની મહાસેના પણ પાછી રણમાં આવી અને વિરાટરાજના પુત્રે અત્યંત ક્રોધે ભરાઈને મહા અદ્ભુત યુદ્ધ કરવા માંડ્યું.[૩૨] ત્યાં કુંતીપુત્ર યુધિષ્ઠિરે એક હજાર યોદ્ધાઓને મારી નાખ્યા અને ભીમે સાત હજાર વીરોને યમલોકનાં દર્શન કરાવ્યાં.[૩૩] ત્યારે નકુલે બાણો મારીને સાતસો યોદ્ધાઓનો નાશ કર્યો. વળી યુધિષ્ઠિરની આજ્ઞા પામેલા પ્રતાપી પુરુષશ્રેષ્ઠ સહદેવે ત્રણસો શૂરવીરોનો સંહાર કરી નાખ્યો. પછી ઉગ્ર મહારથી યુધિષ્ઠિર-રાજે ત્રિગર્તોની તે મહાન સેનાનો નાશ કરીને હાથમાં હથિયાર ઉગામીને સુશર્મા ઉપર જલદી ચડાઈ કરી. આમ આક્રમણ કરીને તે મહારથી-એ સુશર્માને બાણોથી પુષ્કળ પ્રહારો કરવા માંડ્યા. એટલે સુશર્માએ પણ અત્યંત ક્રોધમાં આવીને, યુધિષ્ઠિરને નવ બાણોથી અને તેમના ચાર ઘોડા-ઓને ચાર બાણોથી તત્કાળ વીંધી નાખ્યા. તે

વખતે હે રાજન્! શીઘ્ર કાર્ય કરનારા કુંતીપુત્ર વૃકોદરે, સુશર્મા ઉપર ધસી જઈને તેના અશ્વોને મારી નાખ્યા. વળી તેણે તેના પાછળ રહી રક્ષણ કરનારાઓને ઉત્તમ બાણોથી હણી નાખ્યા અને ક્રોધમાં આવીને તેના સારથિને રથની બેઠક ઉપરથી નીચે પાડી નાખ્યો. એવામાં ત્રિગર્તરાજને રથ વિનાનો થયેલો જોઈને શૂરવીર અને પ્રસિદ્ધ એવો ચક્રરક્ષક મદિરાક્ષ ભીમસેન ઉપર ધસી આવ્યો અને તેને પ્રહાર કરવા લાગ્યો. એટલે બળવાન વિરાટરાજ સુશર્માના રથમાંથી કૂદી પડ્યો અને તેની જ ગદા લઈને તેની સામે યુદ્ધ કરવા લાગ્યો. ત્યાં ગદાધારી વિરાટરાજ પોતે વૃદ્ધ હોવા છતાં યુવાનની જેમ ઘૂમવા લાગ્યો.[૩૪-૪૨] એટલામાં ત્રિગર્તરાજને પલાયન કરતો જોઈને ભીમે તેને કહ્યું કે, 'હે રાજપુત્ર! તું પાછો વળ; આમ નાસી જવું તને શોભે નહિ.[૪૩] આવા પરાક્રમથી તું કેવી રીતે ગાયોનું બળાત્કારે હરણ કરવા ઇચ્છતો હતો? પોતાના અનુચરોને રઝળતા મૂકીને તું શા માટે હરઘડી શત્રુઓની મધ્યમાં મુકાઈ જાય છે?' પૃથાનંદને આ પ્રમાણે કહ્યું, એટલે રથદલના અધિપતિ બળવાન સુશર્માએ 'ઊભો રહે, ઊભો રહે' એમ કહીને ભીમ ઉપર એકદમ હલ્લો કર્યો.[૪૪,૪૫] ત્યાં તો ભયંકર દર્શનવાળો પાંડુનંદન ભીમ, રથમાંથી કૂદી પડ્યો અને સુશર્માનો જીવ લેવાને માટે સાવધાનતાપૂર્વક તેની સામે શીઘ્ર વેગે દોડ્યો.[૪૬] આ રીતે સિંહ જેમ કોઈ ક્ષુદ્ર મૃગને પકડવા દોડે, તેમ વીર્યવાન ભીમસેન પલાયન કરી જતા તે ત્રિગર્તરાજને પકડી લેવાને દોડ્યો.[૪૭] આમ ત્યાં પહોંચી જઈને ભીમે સુશર્માને ચોટલી આગળથી પકડી પાડ્યો અને તેને રોષપૂર્વક ઊંચો ઉછાળીને જમીન ઉપર પછાડી રગદોળી નાખ્યો.[૪૮] પછી એ મહાબાહુએ વિલાપ કરી રહેલા સુશર્માના માથા ઉપર પગથી લાત મારી. વળી ભીમે તેના પેટ ઉપર ઢીંચણ મૂકીને તેને દબાવ્યો અને ગોળ મૂઠીઓ વાળી તેના લમણા ઉપર મુક્કા માર્યા. આમ સખત ચોટો લાગવાથી ત્રિગર્તરાજ મૂર્છિત થયો.[૪૯] આ પ્રમાણે ત્રિગર્તોનો એ રથરહિત મહારથી પકડાઈ ગયો, ત્યારે ત્રિગર્તરાજનું તે સર્વ સૈન્ય ભયભીત થઈ ગયું અને ત્યાંથી નાસભાગ કરવા લાગ્યું. પછી મહારથી પાંડુનંદનોએ સર્વ ગાયોને પાછી વાળી, સુશર્માને હરાવ્યો અને તેનું સર્વ ધન હરી લીધું. પછી પોતાના બાહુબળથી સંપન્ન, લજ્જાશીલ, વ્રતધારી અને ક્લેશોનો વિનાશ કરનારા તે મહાત્માઓ વિરાટરાજની સમક્ષ આવીને ઊભા રહ્યા. ત્યાં ભીમે કહ્યું કે, 'આ પાપકર્મી મારે હાથે જીવતો રહેવાને યોગ્ય નથી, પણ રાજા સદૈવ દયાળુ છે, એટલે હું શું કરી શકું?'[૫૦-૫૪] આમ કહીને પૃથાપુત્ર વૃકોદરે પરાધીન થયેલા છતાં છૂટવાને માટે તરફડિયાં મારી રહેલા ત્રિગર્તરાજને ગળચીથી પકડીને પોતાના કબજે કર્યો અને તેને દોરડાથી બાંધી લીધો. પછી ભીમસેન ધૂળથી રગદોળાયેલા અને બેભાન થઈ ગયેલા સુશર્માને રથમાં નાખીને રણભૂમિની વચ્ચે ઊભેલા યુધિષ્ઠિર પાસે તેને લઈ ગયો. ત્યાં તેણે તેમને સુશર્મારાજાને બતાવ્યો, એટલે નરસિંહ યુધિષ્ઠિરરાજ સુશર્માને જોઈને હસ્યા અને રણમાં શોભતા ભીમસેનને કહેવા લાગ્યા, કે 'આ નરાધમને છૂટો કરી દે.' યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું, એટલે ભીમ બહાબળવાન સુશર્માને આ વચનો કહેવા લાગ્યો.[૫૫-૫૮]

ભીમસેન બોલ્યો : ઓ મૂઢ! તું જો જીવતો રહેવા ઇચ્છતો હોય, તો મારા કહેવાનો મુદ્દો સાંભળી લે. તારે સભાઓમાં અને વિદ્વાનોની સભામાં 'હું દાસ છું' એમ કહેવું જોઈશે.[૫૯] આ વાત તને માન્ય હોય, તો હું તને જીવતદાન

આપું. યુદ્ધમાં જીતેલાનો આ વિધિ છે. પછી મોટાભાઈ યુધિષ્ઠિરે ભીમને વહાલપૂર્વક આ વચનો કહ્યાં.[૧૦]

યુધિષ્ઠિર બોલ્યા : અમે જો તારે માટે પ્રમાણરૂપ હોઈએ, તો તું આ અધમ આચરણ કરનારને છોડી દે, છોડી દે. વિરાટ મહીપતિનો તો એ દાસ થઈ જ ચૂક્યો છે. પછી તેમણે ત્રિગર્તરાજને કહ્યું કે, 'જાઓ, તમે હવે દાસ નથી. તમે છૂટા છો. ફરી આવું કામ કદી પણ કરશો નહિ.'[૧૧]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'દક્ષિણગોગ્રહમાં સુશર્માનો પરાજય' નામનો અધ્યાય ૩૩ મો સમાપ્ત

## અધ્યાય ૩૪ મો

### વિરાટની કૃતજ્ઞતા અને જયઘોષણા

॥ वैशंपायन उवाच ॥

**एवमुक्ते तु सव्रीडः सुशर्माऽऽसीदधोमुखः ।**
**समुक्तोऽभ्येत्य राजानमभिवाद्य प्रतस्थिवान् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું ત્યારે સુશર્માએ શરમનું માર્યું પોતાનું મોં નીચે ઘાલી દીધું. પછી ભીમસેને તેને છોડી દીધો, એટલે તે વિરાટરાજને અભિવંદન કરીને ત્યાંથી ચાલ્યો ગયો.[૧] આમ સુશર્માને જવા દઈ ને શત્રુઓને હણી ચૂકેલા, પોતાના બાહુબળથી સંપન્ન, વિનયવાન અને વ્રતનિષ્ઠ એવા તે પાંડવો, તે રાત્રે સંગ્રામના મોખરાના મધ્યભાગમાં જ સુખપૂર્વક સૂઈ રહ્યા.[૨] પછી વિરાટરાજે અતિમાનુષ પરાક્રમવાળા તે મહારથી કુંતીનંદનોને માન અને ધનથી સન્માન આપ્યું.[૩]

વિરાટ બોલ્યો : આ મારાં જે રત્નો છે, તે તમારાં પણ છે. તો તમે સૌ યથેચ્છ રીતે અને સુખ થાય એ પ્રમાણે સર્વ કાર્યો કરો.[૪] યુદ્ધમાં શત્રુઓનો સંહાર કરનારા હે વીરો ! હું તમને શણગાર સજેલી કન્યાઓ અને વિવિધ ધનો આપું છું. વળી તમારા મનમાં જે કાંઈ ઇચ્છા હોય, તે પૂરવાને હું તૈયાર છું.[૫] તમારા પરાક્રમથી જ હું આજ સ્વાધીન થયો છું અને અહીં ક્ષેમકુશળ છું: આથી તમે જ સૌ મત્સ્ય દેશના સ્વામીઓ થાઓ.[૬]

વૈશંપાયન બોલ્યા : મત્સ્યરાજે આ પ્રમાણે કહ્યું, એટલે યુધિષ્ઠિર આદિ સર્વ પાંડવોએ તેને હાથ જોડીને અલગ અલગ રીતે આ વચનો કહ્યાં:[૭] 'હે પૃથ્વીનાથ ! અમે તમારાં સર્વ વચનોને અભિનંદન આપીએ છીએ. તમે આજે શત્રુઓના હાથથી મુક્ત થયા છો, એટલાથી જ અમે પ્રસન્ન થયા છીએ.'[૮] એટલે મત્સ્યદેશના અધિપતિ અને રાજાઓમાં શ્રેષ્ઠ એવા તે મહાબાહુ વિરાટરાજે પ્રસન્ન મનથી યુધિષ્ઠિરને ફરીથી કહ્યું કે,[૯] 'તમે અહીં આવો. હું તમારો રાજ્યાભિષેક કરું. તમે જ મત્સ્યદેશના રાજા થાઓ. તમારા મનમાં જે કાંઈ ઇચ્છિત વસ્તુ હોય, તે આ પૃથ્વીમાં દુર્લભ હશે તોપણ હું તમને આપીશ; કેમ કે હે વ્યાઘ્રપાદગોત્રોત્પન્ન વિપ્રેંદ્ર ! તમે રત્નો, ગાયો, સુવર્ણ, મણિઓ અને મોતીઓ એ સૌને માટે યોગ્ય છો. તમને હું સર્વથા નમસ્કાર કરું છું.[૧૦-૧૨] તમારા પ્રતાપથી જ હું આજે રાજ્યને અને સંતતિને જોઈ રહ્યો છું. કેમ કે હું શત્રુના વશમાં પડ્યો હતો, ત્યારે હું ગભરાઈ ગયો હતો અને તમે મને તેમાંથી છોડાવ્યો છે.'[૧૩] એટલે યુધિષ્ઠિરે મત્સ્યરાજને પ્રત્યુત્તર આપ્યો કે, 'હે મત્સ્યરાજ ! હું તમારાં વચનને અભિનંદન આપું છું.[૧૪] હે રાજન્ ! તમે નિત્ય દયાપરાયણ રહો. તમને સતત સુખ રહો. તમે સ્નેહીઓને આ પ્રિય વાત કહેવા સારુ તમારા દૂતોને જયઘોષણા કરવા માટે સત્વર જવા દો.' યુધિષ્ઠિરના આ કહેવા ઉપરથી મત્સ્યરાજે દૂતોને આ આજ્ઞા આપી કે,[૧૫,૧૬] તમે નગરમાં જઈ મારા સંગ્રામવિજયની વાત જાહેર કરો. નગરમાંથી સુવિભૂષિત કુમારિકાઓ, સર્વ વાજિંત્રો અને સુંદર

શણગાર સજેલી ગણિકાઓ મને લેવા માટે સામી આવે એવી ગોઠવણ કરો!' મત્સ્યરાજની આ આજ્ઞા સાંભળતાં વેંત જ રાજાના પ્રેરેલા તે દૂતોએ આજ્ઞાને મસ્તકે ચડાવી અને તેઓ મનમાં હર્ષ પામતા ત્યાંથી નગર તરફ જવા માટે નીકળ્યા.[૧૭,૧૮] તે દૂતો આખી રાત ચાલી વહાણું વાતાં વિરાટ-રાજાના નગર પાસે આવી પહોંચ્યા અને ત્યાં જયઘોષ કરવા લાગ્યા.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમા વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમા 'દક્ષિણ-ગોગ્રહમા વિરાટજયઘોષ' નામનો અધ્યાય ૩૪મો સમાપ્ત

## अध्याय ३५मो
### કૌરવોએ ઉત્તર તરફની ગાયોનું હરણ કર્યું

॥ वैशंपायन उवाच ॥

**याते त्रिगर्त्तान्मत्स्ये तु पशूंस्तान्वै परीप्सति ।**
**दुर्योधनः सहामात्यो विराटमुपयादथ ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: વિરાટરાજ પોતાનાં પશુઓને પાછાં મેળવવા માટે ત્રિગર્તોની પૂંઠે ગયા હતા, તે વખતે દુર્યોધને પોતાના પ્રધાનો સાથે વિરાટદેશ ઉપર આક્રમણ કર્યું.[૧] તે સમયે હે પ્રભુ! ભીષ્મ, દ્રોણ, કર્ણ, પરમઅસ્ત્રવેત્તા કૃપાચાર્ય, દ્રોણપુત્ર અશ્વત્થામા, સુબલપુત્ર શકુનિ, દુઃશાસન, વિવિંશતિ, વિકર્ણ, વીર્યવાન ચિત્રસેન, દુર્મુખ, દુઃશલ એ અને બીજા મહારથીઓ તેની સાથે હતા.[૨,૩] તેઓ વિરાટ મહીપતિના મત્સ્યદેશ ઉપર વેગપૂર્વક ચઢી આવ્યા અને નેસોને વેરવિખેર કરી નાખી બળપૂર્વક ગોધનને હરી ગયા.[૪] ચારે બાજુથી રથસમૂહોનો જબ્બર ઘેરો ઘાલીને એ કુરુઓ સાઠ હજાર ગાયોને હાંકી જવા લાગ્યા.[૫] તે મહારથીઓએ નેસના ગોવાળોને મારવા માંડ્યા, ત્યારે તેઓ મોટી મોટી ચીસો પાડવા લાગ્યા. આમ ભયંકર પ્રહારો ચાલવા લાગ્યા, એટલે ગોવાળોનો વડો ભયભીત થઈ ગયો. આતુરની પેઠે ચીસાચીસ નાખતો તે એકદમ રથમાં બેસીને નગર તરફ જવા નીકળી પડ્યો.[૬,૭] નગરમાં પ્રવેશીને તે રાજાના રાજભવનને પહોંચ્યો અને રથમાંથી શીઘ્ર ઊતરીને સમાચાર આપવાને તે અંદર ગયો.[૮] ત્યાં મત્સ્યરાજના ભૂમિંજય નામના અભિમાની પુત્રને જોઈને તેણે તેને રાજાનાં પશુઓ હરાયાં વિશેની સર્વ વાત કહીને જણાવ્યું કે,[૯] 'હે રાષ્ટ્રવર્ધન! કૌરવો તમારી સાઠ હજાર ગાયોને હાંકી જઈ રહ્યા છે, તો તમે એ ગોધનને પાછું જીતવા ઊભા થાઓ.[૧૦] હે રાજપુત્ર! તમે પોતે હિત ઇચ્છીને તત્કાળ રણમાં નીકળો; કેમ કે મહીપતિ મત્સ્યરાજે પોતાની ગેરહાજરીમાં તમને જ અહીંના રક્ષક નીમ્યા છે.[૧૧] એ નરપતિ રાજસભાની વચ્ચે તમારી પ્રશંસા કરે છે અને કહે છે કે, મારો પુત્ર મારા જેવો જ શૂરવીર તથા કુલધુરંધર છે.[૧૨] વળી મારો એ પુત્ર શસ્ત્રાસ્ત્રમાં નિપુણ છે, તેમ જ સદૈવ યુદ્ધવીર છે તો મનુષ્યેંદ્ર મત્સ્યરાજે આ જે કથા કર્યું છે, તે આજે સત્ય સિદ્ધ થાઓ.[૧૩] હે પશુવાળાઓમાં શ્રેષ્ઠ! તમે કુરુઓને જીતીને તમારાં પશુઓને પાછાં વાળી લાવો. તમે બાણોનાં ભયંકર તેજથી તેમનાં સેના-દળોને બાળી મૂકો.[૧૪] ગજયૂથોનો અધિપતિ જેમ હાથીઓનાં ટોળાંને ભેદી નાખે, તેમ તમે પણ તમારા ધનુષ્યમાંથી છૂટેલાં, જરાક નમેલાં પર્વ-વાળાં અને સોનાનાં પીછાંવાળાં બાણો વડે શત્રુ-ઓની સેનાઓને ભેદી નાખો.[૧૫] પણછ ભરાવવાના બંને છેડાઓરૂપી જેની તાર બાંધવાની ખૂંટીઓ છે, પ્રત્યંચારૂપી જેના તારો છે, ધનુષ્યદંડરૂપી જેની દાંડી છે અને બાણોરૂપી જેના વર્ણો છે, એવી મહાઘોષવાળી ધનુર્વીણાને તમે શત્રુઓની મધ્યમાં વગાડો.[૧૬] હે પ્રભુ! તમારા ચાંદી જેવા ધોળા ઘોડાઓને રથે જોડાવો અને તે ઉપર તમારો સોનેરી સિંહધ્વજ ઊંચે ફરકાવો.[૧૭] તમારા દૃ

હાથથી, છૂટેલાં, સોનાનાં પીંછાંવાળાં, સુંદર અગ્રવાળાં અને રાજાઓના માર્ગ રૂંધી દેનારાં તે બાણો સૂર્યને પણ ઢાંકી દો.[૧૮] વજ્રધારી ઇંદ્ર જેમ અસુરોને જીતે, તેમ તમે સર્વે કુરુઓને રણમાં જીતીને તથા મહાયશ મેળવીને આ નગરમાં પુનઃ પધારો. તમે મત્સ્યપતિના પુત્ર છો અને આ રાષ્ટ્રના પરમ આધારરૂપ છો. જયશીલોમાં શ્રેષ્ઠ એવો અર્જુન જેમ પાંડુપુત્રોનો આધાર છે, તેમ તમે પણ સાચે જ આ દેશવાસીઓના આધારરૂપ છે. આજે તમારે લીધે જ અમે સર્વ દેશવાસીઓ આધારવાળા છીએ.[૧૯-૨૧]

વૈશંપાયન બોલ્યા: આમ ગોપોના અધિપતિએ અંતઃપુરમાં સ્ત્રીઓની વચ્ચે બેઠેલા એ ભૂમિંજય(ઉત્તર)ને આ અભય આપનારાં વચનો કહ્યાં, ત્યારે તેણે આપવડાઈ હાંકતાં તેને આ વચનો કહેવા માંડ્યાં.[૨૨]

ઇતિ 'શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં ગોપવાક્ય' નામનો અધ્યાય ૩૫મો સમાપ્ત

## अध्याय ३६ मो

### ઉત્તરની બડાઈ

॥ उत्तर उवाच ॥

**अद्याऽहमनुगच्छेयं दृढधन्वा गवां पदम्।**
**यदि मे सारथिः कश्चिद्भवेदश्वेषु कोविदः ॥ १ ॥**

ઉત્તર બોલ્યો: અહો! મારી પાસે જો કોઈ અશ્વનિષ્ણાત સારથિ હોય, તો હું આજ ઘડીએ દૃઢ ધનુષ્ય ધારણ કરીને ગાયોની પાછળ જાઉં.[૧] પણ મારો સારથિ થાય એવો કોઈ પુરુષ મારી નજરમાં આવતો નથી. આ હું તો યુદ્ધ કરવા નીકળું છું, તમે મારે માટે કોઈ યોગ્ય સારથિને શીઘ્ર શોધી કાઢો.[૨] પૂર્વે અઠાવીશ રાત્રિ સુધી, એટલે કે સાચી રીતે તો એક માસ સુધી જે મહાયુદ્ધ ચાલ્યું હતું તેમાં મારો સારથિ તો મરણ પામ્યો છે.[૩] હવે એ અશ્વગતિને જાણનારો કોઈ બીજો પુરુષ મને મળી આવે, તો હું આજે પલકવારમાં નીકળી પડું! ઊંચી કરેલી મોટી મોટી ધજાઓવાળી તથા હાથીઓ, અશ્વો તેમ જ રથોથી ભરેલી શત્રુસેનામાં પ્રવેશ કરીને મારા શસ્ત્રપ્રતાપથી કુરુઓને નિર્વીર્ય કરી નાખું, તેમને જીતી લઉં અને પશુઓને પાછાં વાળી લાવું.[૪,૫] વજ્રપાણિ ઇંદ્ર જેમ દાનવોને ત્રાસ પોકરાવે, તેમ હું સંગ્રામમાં ભેગા થયેલા દુર્યોધન, શાંતનુપુત્ર ભીષ્મ, વૈકર્તન કર્ણ, કૃપ, દ્રોણ અને તેનો પુત્ર અશ્વત્થામા એ સર્વ મહાચાપધારીઓને ત્રાસ પોકરાવીશ. આજ ઘડીએ પશુઓને પાછાં વાળી લાવીશ.[૬,૭] અરે! કુરુઓ સૂના દેશમાં આવીને ગોધનને લઈ જાય છે, પણ હું શું કરું? કેમકે હું ત્યારે ત્યાં નહોતો.[૮] તોપણ હવે એ એકઠા થયેલા કુરુઓ આજ મારું પરાક્રમ જુઓ! તેઓ માને કે આ શું સાક્ષાત્ પૃથાપુત્ર અર્જુન જ આપણને પીડી રહ્યો છે કે શું?[૯]

વૈશંપાયન બોલ્યા: રાજપુત્ર ઉત્તરને આ વચનો કહેતો સાંભળીને સર્વ વિષયોમાં કુશળ એવા અર્જુને પોતાનો અજ્ઞાતવાસનો સમય પૂરો થયેલો જાણીને, સત્ય તથા સરળતાના ગુણોથી ભરેલી, સ્વામીના પ્રિયહિતમાં પરાયણ રહેનારી, સુંદર ગાત્રવાળી, નિર્મલ ચારિત્રવાળી પાવકદેવની પુત્રી, પાંચાલરાજની રાજપુત્રી અને દ્રુપદની દુલારી એવી પોતાની પ્રિય પત્ની કૃષ્ણાને એકાંતમાં પ્રસન્નતાપૂર્વક આ પ્રમાણે કહ્યું: 'હે કલ્યાણી! મારા કહેવાથી તું ઉત્તરને સત્વર આ પ્રમાણે કહેજે,[૧૦] આ બૃહન્નલા પાંડુપુત્ર અર્જુનનો દૃઢ ને માનીતો સારથિ હતો. મહાયુદ્ધોમાં જઈને તે સિદ્ધ થયો છે. તો એ તમારો સારથિ થશે.[૧૧-૧૩]

વૈશંપાયન બોલ્યા: હવે ઉત્તર સ્ત્રીઓની વચ્ચે વારંવાર અર્જુનનું નામ લઈને બોલબોલ કરતો હતો, તે પાંચાલીથી સહન થયું નહિ.[૧૪]

એટલે તે તપસ્વિની સ્ત્રીઓની મધ્યમાંથી, ઊઠીને ઉત્તર પાસે ગઈ અને જાણે શરમાતી શરમાતી તેને ધીરેધીરે આ વચનો કહેવા લાગી:[૧૫] 'આ જે મહાગજના જેવી શોભાવાળો તથા સુંદર દેખાવવાળો યુવાન બૃહન્નલા નામે પ્રસિદ્ધ થયો છે, તે પૂર્વે પૃથાનંદન અર્જુનનો સારથિ હતો. એ મહાત્મા અર્જુનનો શિષ્ય છે અને ધનુર્વિદ્યામાં તેની જોડનો છે. હે વીર! પૂર્વે હું પાંડવોને ઘેર રહેતી હતી, ત્યારે મેં એને ત્યાં જોયો હતો. અગ્નિએ જ્યારે તે મહાન ખાંડવવનને બાળી નાખ્યું, ત્યારે આણે જ અર્જુનના ઉત્તમ અશ્વોને હાંક્યા હતા. એ સારથિ હતો તેથી જ અર્જુને ખાંડવપ્રસ્થમાં સર્વ પ્રાણીઓને પૂરી રીતે પરાજિત કર્યાં હતાં. સાચે જ એના જેવો બીજો કોઈ સારથિ જ નથી.'[૧૬-૧૯]

ઉત્તર બોલ્યો: હે સૈરંધ્રી! તું આ યુવાનને આવો ઓળખાવે છે, તો એ નપુંસક ન હોઈ શકે. પણ હે શુભા! હું પોતે તો બૃહન્નલાને ન જ કહી શકું કે, તું મારા અશ્વોને હાંક.[૨૦]

દ્રૌપદી બોલી: હે વીર! આ જે સુંદર સાથળવાળી રાજકુમારી તમારી નાની બહેન છે, તે જે વચન કહેશે તે એ બૃહન્નલા નિઃસંશય અમલમાં મૂકશે.[૨૧] તે જો સારથિ થશે, તો તમે સર્વ કુરુઓને નિઃસંશય જીતીને તથા ગાયોને પાછી લાવીને ચોક્કસ પાછા આવશો.[૨૨] સૈરંધ્રીએ આ પ્રમાણે કહ્યું એટલે ઉત્તરે પોતાની બહેનને જણાવ્યું: 'હે નિર્દોષ અંગવાળી! તું જ અને એ બૃહન્નલાને તેડી લાવ.'[૨૩] ભાઈએ પોતાને આ પ્રમાણે કહીને મોકલી, એટલે તે ઉત્તરાકુમારી મહાબાહુ પાંડુનંદન અર્જુન જેમાં ગુપ્તવેશે રહેતો હતો તે નૃત્યાગારમાં ચોંપભેર ગઈ.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'બૃહન્નલાસારથ્યકથન' નામનો અધ્યાય ૩૬ મો સમાપ્ત

## अध्याय ३७ मो

### ઉત્તર રણક્ષેત્ર તરફ

॥ वैशंपायन उवाच ॥

**सा प्राद्रवत्कांचनमाल्यधारिणी ज्येष्ठेन भ्रात्रा प्रहिता यशस्विनी ॥ सुदक्षिणा वेदिविलग्नमध्या सा पद्मपत्राभनिभा शिखंडिनी ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: આમ મોટાભાઈએ આજ્ઞા કરી, એટલે સુવર્ણની માળાને ધારણ કરનારી, યશસ્વિની, ભાઈની આજ્ઞામાં રહેનારી, વેદીના જેવી સુંદર પાતળી કટિવાળી, પદ્મપત્રના જેવી કાંતિવાળી, મોરપીંછના અલંકારવાળી, કોમળ કાયાવાળી, શુભ અંગવાળી, મણિજડિત કંદોરાવાળી, સૌંદર્યલક્ષ્મીથી ઝળહળી રહેલી, વાંકી પાંપણવાળી, હાથીની સૂંઢની જેમ એકબીજીને અડકી રહેલી સાથળોવાળી, જરા પણ દોષવિનાની, સુંદર દાંતવાળી, સોહામણી કેડવાળી, સુંદરતમ ફૂલમાળા ધારણ કરનારી, સુંદરીઓમાં રત્ન સમાન, મનને પ્રિયકારિણી, માનને પાત્ર એવી, ઇંદ્રલક્ષ્મી જેવી, સુંદર દેખાવવાળી અને વિશાળ લોચનવાળી, વિરાટરાજની કીર્તિમતી પુત્રી ઉત્તરા વેગપૂર્વક તે નૃત્યાગારમાં ગઈ, અને જેમ વીજળી મેઘ પાસે જાય અથવા સુંદર હાથણી જેમ હાથી પાસે જાય, તેમ તે ઉત્તરા સુંદર ને એકબીજીને અડકી રહેલી સાથળોવાળા તથા કનકના જેવી ઉજ્જ્વળ ત્વચાવાળા પૃથાનંદન અર્જુન પાસે ગઈ. તે પ્રીતિપૂર્વક કંઈક કહેવા જતી હતી, એટલામાં જ અર્જુને એ રાજકુમારીને કહ્યું: 'હે સુવર્ણમાલાધારિણી! હે હરિણાક્ષી! તું કેમ અહીં આવી છે? હે ભામિની! તું કેમ આટલી ઉતાવળી જણાય છે? હે સુંદરી! તારું મોં કેમ પ્રસન્ન નથી? હે અંગના! આ તું મને સાચેસાચું ઝટ કહે.'[૧-૫]

વૈશંપાયન બોલ્યા: આમ હે રાજન્! અર્જુને

પોતાની સખીરૂપ રહેલી તે વિશાળ નયનવાળી રાજપુત્રીને જોઈને તેને હસતાં હસતાં પૂછ્યું:[૬] 'કેમ આવવું થયું?' એટલે તે રાજપુત્રી નરસિંહ અર્જુન પાસે ગઈ અને ભાવ બતાવતી બતાવતી તેને સખીઓની મધ્યમાં આ વચનો કહેવા લાગી:[૭] 'હે બૃહન્નલા! કુરુઓ આ રાજ્યની ગાયોને હાંકી જઈ રહ્યા છે; એટલે મારા ધનુર્ધારી ભાઈ એ ગાયોને પાછી હાથ કરવાને માટે રણમાં જવા ઇચ્છે છે.[૮] પણ થોડા જ સમય ઉપર તેમના રથનો સારથિ સંગ્રામમાં મરી ગયો છે, એટલે તેમનું સારથિપણું કરે તેવો તેની બરાબરીનો બીજો કોઈ સારથિ નથી.[૯] આમ હે બૃહન્નલા! તે સારથિ માટે પ્રયત્ન કરતા હતા, ત્યારે સૈરંધ્રીએ તેમને તારી અશ્વવિદ્યાની કુશળતા વિશે કહ્યું હતું.[૧૦] કહે છે કે, પૂર્વે તું અર્જુનનો પ્રિય સારથિ હતો અને એ પાંડવોત્તમે તારી સહાયથી પૃથ્વી ઉપર વિજય મેળવ્યો હતો.[૧૧] તો હે બૃહન્નલા! તું મારા ભાઈનું સુંદર સારથિપણું કર અને તે પણ કુરુઓ આપણી ગાયોને ઘણે દૂર સુધી હરી જાય નહિ, તે પહેલાં જ કર.[૧૨] આ હું તને પ્રેમથી આ કામ કરવાનું કહું છું, છતાં તું જો મારાં કહેલાં આ વચન પ્રમાણે કરશે નહિ, તો હું મારો જીવ જ કાઢી નાખીશ.'[૧૩] સુંદર મુખવાળી પોતાની એ સખીએ આ પ્રમાણે કહ્યું, એટલે પરંતપ અર્જુન અમાપ ઓજસ્વી રાજપુત્ર ઉત્તર પાસે ગયો.[૧૪] ત્યારે હાથણી જેમ પોતાના બાળપુત્રની પાછળ જાય, તેમ તે વિશાળનયના ઉત્તરા પણ મદઝરતા માતંગની પેઠે ત્વરાથી જઈ રહેલા એ અર્જુનના પાછળ ગઈ.[૧૫] તેને દૂરથી જ જોઈને રાજપુત્રે તેને કહ્યું કે, 'તું સારથિ હતો તેથી જ પૃથાપુત્ર અર્જુને ખાંડવવનમાં અગ્નિને તૃપ્ત કર્યો હતો.[૧૬] તારી સહાયથી જ કુંતીપુત્ર ધનંજયે સમગ્ર પૃથ્વીને જીતી લીધી હતી. સૈરંધ્રીએ મને તારે વિશે કહ્યું હતું; કેમ કે તે પાંડવોને જાણે છે.[૧૭] હે બૃહન્નલા! હું કુરુઓ સાથે યુદ્ધ કરવા ઇચ્છું છું અને મારાં ગોધનોને પાછાં મેળવવા માગું છું. તો તું જેમ અર્જુનનો સારથિ થયો હતો તેમ મારો સારથિ થઈને મારા અશ્વોનો પણ નિયામક થા.[૧૮] કહે છે કે, પૂર્વે તું અર્જુનનો પ્રિય સારથિ હતો અને તારી સહાયથી જ તે પાંડવોત્તમે પૃથ્વી ઉપર વિજય મેળવ્યો હતો.'[૧૯] રાજપુત્રે આ પ્રમાણે કહ્યું, ત્યારે બૃહન્નલાએ તેને આ ઉત્તર આપ્યો કે, 'સંગ્રામને મોખરે સારથિપણું કરવાની મારી તે શક્તિ શી? જોઈએ તો હું ગાવાનું, નાચવાનું કે જાતજાતનાં વાજિંત્રો બજાવવાનું કામ કરીશ. પણ સારથિપણું મારાથી ક્યાંથી થાય? તમારું કલ્યાણ હો.'[૨૦,૨૧]

ઉત્તર બોલ્યો: હે બૃહન્નલા! ગાવાનું ને નાચવાનું તું પછી રાખજે. તું શીઘ્ર રથમાં ચડીને મારા ઉત્તમ અશ્વોની લગામ પકડી રાખ.[૨૨]

વૈશંપાયન બોલ્યા: પછી ત્યાં રિપુદમન અર્જુને પોતે બધું જાણતો હોવા છતાં ઉત્તરાની આગળ અનેક ગાંડાંઘેલાં કાઢ્યાં. તેણે કવચને ઊંચે ઉછાળ્યું અને પછી તેને શરીર ઉપર સજવા માંડ્યું, એટલે ત્યાં વિશાળ આંખવાળી કુમારીઓ તેને જોઈને ખડખડ હસવા લાગી. બૃહન્નલાને આમ મૂંઝાતો જોઈને ઉત્તરે પોતે જ તેને મહામૂલું કવચ પહેરાવ્યું.[૨૩-૨૫] તેણે જાતે પણ સૂર્યના જેવું તગતગતું શ્રેષ્ઠ કવચ સજ્યું, સિંહધ્વજ ફરકતો કર્યો અને બૃહન્નલાને સારથિપદે સ્થાપ્યો.[૨૬] પછી મહામોંઘાં ધનુષ્યો તથા અનેકાનેક સુંદર બાણોને લઈને અને બૃહન્નલાને સારથિ રાખીને તે વીર રણભૂમિ તરફ જવા નીકળ્યો.[૨૭] ત્યારે ઉત્તરાએ તથા બીજી કુમારિકા સખીઓએ બૃહન્નલાને કહ્યું કે, 'હે બૃહન્નલા! સંગ્રામમાં આવેલાં ભીષ્મ અને દ્રોણ આદિ કુરુઓને જીતીને

તું અમારી ઢીંગલીઓ માટે જાતજાતનાં ઝીણાં, સુંવાળાં અને સુંદર વસ્ત્રો લઈ આવજે.' તે કન્યાઓએ એકસાથે આ પ્રમાણે કહ્યું, ત્યારે મેઘ અને દુંદુભિના જેવા ઘોષવાળા એ પાંડુનંદન પાર્થે તેમને હસતાં હસતાં આ ઉત્તર આપ્યો.[૨૮-૩૦]

બૃહન્નલા બોલ્યો: આ ઉત્તર જો રણસંગ્રામમાં મહારથીઓને હરાવશે, તો હું તમારે માટે દિવ્ય અને સોહામણાં વસ્ત્રો લઈ આવીશ.

વૈશંપાયન બોલ્યા: આમ કહીને શૂરવીર અર્જુને પોતાના અશ્વોને જાતજાતની ધજાપતાકાઓવાળા કુરુઓની સેના તરફ હાંક્યા. આમ તે મહાબાહુ ઉત્તરને બૃહન્નલા સાથે શ્રેષ્ઠ રથમાં બિરાજેલો જોઈને સ્ત્રીઓએ, કન્યાઓએ અને ઉત્તમવ્રતી બ્રાહ્મણોએ તેની જમણી બાજુએ જઈ શુભ શકુન આપવા માંડ્યાં. ત્યાં સ્ત્રીઓ બોલી કે,[૩૧-૩૩]

હે બૃહન્નલા! પૂર્વે નંદીના જેવી ગતિવાળા અર્જુનને ખાંડવદાહને પ્રસંગે જે મંગળ પ્રાપ્ત થયું હતું, તે મંગળ આજે તને અને ઉત્તરને કુરુઓને રણમાં ભેટતાં પ્રાપ્ત થાઓ![૩૪]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં ઉત્તરનિર્યાણ' નામનો અધ્યાય ૩૭મો સમાપ્ત

## अध्याय ३८मो

### કૌરવોની સેના જોઈને ઉત્તર ગભરાયો

॥ वैशंपायन उवाच ॥

**स राजधान्या निर्याय वैराटिरकुतोभयः ।**
**प्रयाहीत्यब्रवीत्सूतं यत्र ते कुरवो गताः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: આ પ્રમાણે નિર્ભય વિરાટપુત્ર ઉત્તર, રાજધાનીમાંથી બહાર નીકળ્યો અને સારથિને કહેવા લાગ્યો કે, 'પેલા કુરુઓ જ્યાં ગયા હોય, ત્યાં તું રથને હાંકીને લઈ જા.[૧] વિજયની ઇચ્છાથી રણમાં એકઠા થયેલા તે સર્વ કુરુઓને હાર આપીને હું સપાટાબંધ તેમની પાસેની ગાયોને પાછી મેળવીને નગરમાં પાછો આવીશ.[૨] એટલે પાંડુનંદને તે ઉત્તમ અશ્વોને હાંકવા માંડ્યા. આમ નરસિંહ અર્જુને તેમને ચલાવવા માંડ્યા, એટલે પવન જેવા વેગવાળા અને સુવર્ણની માળાવાળા તે અશ્વો જાણે આકાશમાં ઊડતા હોય તેમ, તે રથને લઈને દોડવા લાગ્યા.[૩] તેઓ બહુ દૂર ગયા નહોતા, ત્યાં તો શત્રુનાશન મત્સ્યપુત્ર ઉત્તરે તથા ધનંજયે બળવાન કુરુઓની સેનાને જોઈ.[૪] પછી તેમણે સ્મશાનની પાસે જઈને તે શમીવૃક્ષને જોયું તથા ચારે તરફ વ્યૂહબદ્ધ થયેલી તે સેનાને જોઈ.[૫] તેમની એ મહાન સેના સાગરની જેમ શોભી રહી હતી અને અનેકાનેક વૃક્ષવાળું કોઈ વન જેમ આકાશમાં સરકી રહ્યું હોય એમ જણાતું હતું.[૬] ત્યારે તે સૈન્યના ચાલવાથી પૃથ્વી ઉપરની ધૂળ એટલી બધી ઊડતી હતી કે, તેથી પ્રાણીમાત્રની દૃષ્ટિ કામ આપી શકતી નહોતી. હે કુરુશ્રેષ્ઠ! તે ધૂળ છેક ગગન સુધી પહોંચી ગઈ હતી.[૭] હાથીઓ, ઘોડાઓ અને રથોથી ભરેલી તેમ જ કર્ણે, દુર્યોધને, કૃપે, શાંતનુપુત્ર ભીષ્મે, ધીમાન તથા મહાચાપધારી દ્રોણે અને તેમના પુત્ર અશ્વત્થામાએ રક્ષેલી તે મહાન સેનાને જોઈને, વિરાટપુત્ર ઉત્તરનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં અને તે ભયથી ઉદ્વેગ પામીને પૃથાપુત્રને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૮,૯]

ઉત્તર બોલ્યો: અરે! કુરુઓ સાથે યુદ્ધ કરવાની મારી હિંમત ચાલતી નથી. જો, મારાં રૂંવાં પણ ઊભાં થઈ ગયાં છે. આ કુરુસેનામાં અનેકાનેક મહાવીરો છે. દેવો પણ એની સાથે ટક્કર લઈ શકે એમ નથી. એ અપાર છે. હું એની સામે લડી શકું એમ નથી. રથો, હાથીઓ અને અશ્વોથી ગીચોગીચ તથા પાયદળો, ધ્વજાઓ અને ભયંકર ધનુર્ધરોથી ભરેલી એ ભારતી સેનામાં પ્રવેશવાની મને મરજી પણ થતી નથી. અરે! આ શત્રુઓને સમરભૂમિમાં જોતાં જ મારું મન

ગભરાઈ જાય છે.[૧૦-૧૨] ત્યાં કુરુસેનામાં દ્રોણ અને ભીષ્મ છે, કૃપ અને કર્ણ છે, વિવિંશતિ અને અશ્વત્થામા છે. ત્યાં વિકર્ણ, સોમદત્ત અને બાહ્‌લિક છે. વળી ત્યાં રથીઓમાં શ્રેષ્ઠ એવો વીર દુર્યોધન રાજા છે. એ સર્વ તેજસ્વી છે, મહાન ધનુર્ધારી છે અને યુદ્ધમાં નિપુણ છે. વ્યૂહબદ્ધ રહેલા એ કૌરવ યોદ્ધાઓને જોતાં જ મારાં રૂંવાડાં ખડાં થઈ જાય છે અને મને મૂર્છા આવી જાય છે![૧૩-૧૫]

વૈશંપાયન બોલ્યા : હવે પ્રાકૃત અને મંદ બુદ્ધિનો તે ઉત્તર, અસાધારણ અને કપટવેશમાં રહેલા સવ્યસાચી અર્જુનના દેખતાં તેની આગળ મૂર્ખતાપૂર્વક આમ રડવા લાગ્યો કે,[૧૬] 'અરે! મારા પિતા મને શૂન્ય નગરમાં એકલો મૂકીને બધી જ સેના લઈને ત્રિગર્તોની સામે ગયા છે. અહીં મારી પાસે તો થોડા પણ સૈનિકો નથી.[૧૭] આમ હું એકલો છું, બાળક વયનો છું, શસ્ત્રવિદ્યામાં અભ્યાસ વિનાનો છું. આવો હું અનેક અસ્ત્ર-પ્રવીણ યોદ્ધાઓ સામે યુદ્ધ નહિ કરી શકું, તો હે બૃહન્નલા! તું પાછો વળ![૧૮]

બૃહન્નલા બોલ્યો : હજી તો શત્રુઓએ રણ-ભૂમિમાં કંઈ જ પરાક્રમ કર્યું નથી, તે પહેલાં જ તું ભયથી રાંક થઈ ગયો છે અને શત્રુઓનો હર્ષ વધારી રહ્યો છે.[૧૯] તેં પોતે જ મને કહ્યું હતું કે, તું મને કૌરવો તરફ લઈ જા. આથી હું તો તને જ્યાં આ અનેક ધ્વજાઓ છે, ત્યાં લઈ જ જઈશ. હે મહાબાહુ! માંસને માટે તૂટી પડનારાં ગીધો-ની જેમ, ગાયને માટે તૂટી પડેલા અને પૃથ્વીને માટે યુદ્ધ કરી રહેલા એ હથિયારધારી કુરુઓની વચ્ચે હું તને લઈ જ જઈશ.[૨૦,૨૧] અરે! સ્ત્રીઓ અને પુરુષોની વચ્ચે પોતાના પુરુષાર્થની પુષ્કળ બડાશો મારીને તું યુદ્ધ કરવા નીકળ્યો છે, તો પછી શા માટે તું યુદ્ધ ઇચ્છતો નથી?[૨૨] તું જો ગાયોને પાછી જીત્યા વિના જ પાછો ઘેર ફરશે, તો વીર પુરુષો અને સ્ત્રીઓ ટોળે મળીને તારી હાંસી કરશે![૨૩] વળી સૈરંધ્રીએ મારા સારથિપણાના કામની સ્તુતિ કરી છે, એટલે હું તો ગાયોને જીત્યા વિના નગર તરફ પાછાં પગલાં વાળી શકું નહિ.[૨૪] સૈરંધ્રીએ મારી પ્રશંસા કરી છે અને ત્યારે તેં એ પ્રમાણે કહ્યું છે, એટલે હું શા માટે સર્વ કુરુઓ સાથે યુદ્ધ નહિ કરું? આથી તું સ્થિર થઈ જા.[૨૫]

ઉત્તર બોલ્યો : હે બૃહન્નલા! ભલે કુરુઓ મત્સ્યદેશનું અઢળક ધન હરી જાય, ભલે નરો ને નારીઓ મારી હાંસી કરે અને ભલે મારી ગાયો ચાલી જાય; પણ મારે સંગ્રામમાં કંઈ જ કરવું નથી. મારું નગર સૂનું છે અને પિતાની મને બીક લાગે છે![૨૬,૨૭]

વૈશંપાયન બોલ્યા : આમ કહીને તે કુંડળ-ધારી ઉત્તર રથમાંથી કૂદી પડ્યો અને માન તથા ગર્વનો ત્યાગ કરીને તેમ જ ધનુષ્ય તથા બાણને હેઠાં મૂકી દઈને, તે ભયનો માર્યો જોરથી નાસવા લાગ્યો.[૨૮]

બૃહન્નલા બોલ્યો : ક્ષત્રિયોએ આમ યુદ્ધમાંથી નાસી જવું અને શૂરવીરોએ ધર્મ ગણ્યો નથી! યુદ્ધમાં મરણને ભેટવું એ જ તેને માટે કલ્યાણ-કારી છે. આમ ભયભીત થઈને નાસી છૂટવું, એ તેને માટે શ્રેયસ્કર નથી જ.[૨૯]

વૈશંપાયન બોલ્યા : આમ કહીને, તે કુંતી-નંદન ધનંજય શ્રેષ્ઠ રથમાંથી કૂદી પડ્યો અને નાસી જતા તે રાજપુત્રની પાછળ દોડવા લાગ્યો. પહેરેલાં લાલ વસ્ત્રોને તથા લાંબા ચોટલાને ફફડા-વતો તે અર્જુન, જ્યારે ચોટલાને છૂટો મૂકીને દોડી રહ્યો. ત્યારે તેને ન ઓળખનારા શત્રુપક્ષના કેટલાક સૈનિકો તેનું આવું રૂપ જોઈને ખડ-ખડાટ હસી પડ્યા. તેને આમ ઉતાવળો દોડતો

જોઈને કુરુઓ કહેવા લાગ્યા : 'રાખમાં ઢંકાયેલા અગ્નિની જેમ આ કોણ વેષમાં ઢંકાયેલો છે? આ તો કંઈક પુરુષમાં છે અને કંઈક સ્ત્રીમાં છે.[30-33] આ જણાય છે અર્જુન જેવો, પણ એણે રૂપ ધારણ કર્યું છે નપુંસકનું ! એનું માથું, એનો કંઠ, એના પરિઘ જેવા બંને બાહુઓ અને એની એ છલંગ બધાં બરાબર અર્જુન જેવાં છે. આથી એ ધનંજય સિવાય બીજો કોઈ નથી ![34] જેમ દેવોમાં દેવેંદ્ર છે, તેમ મનુષ્યોમાં ધનંજય અર્જુન છે. આ લોકમાં ધનંજય સિવાય બીજો કોણ આપણી સામે એકલો આવી શકે ?[35] વિરાટનો પુત્ર તો શૂન્ય નગરમાં એકલો રહ્યો હતો, તે અહીં મૂર્ખાઈને લીધે યુદ્ધ કરવા નીકળી પડ્યો છે, નહિ કે પરાક્રમને લીધે તે બહાર પડ્યો છે.[36] ખરેખર, પૃથાપુત્ર અર્જુન અજ્ઞાતવાસમાં આ ગુપ્તવેશે વિચરી રહ્યો છે, તેને સારથિ કરીને આ વિરાટપુત્ર ઉત્તર નગર બહાર યુદ્ધ કરવા નીકળ્યો છે.[37] પણ અમને લાગે છે કે, એ ઉત્તર આપણને જોઈને ડરી ગયો છે અને અહીંથી નાસવાનું કરે છે, એટલે ધનંજય પલાયન કરી જતા એ કુમારને પકડી રાખવા ઇચ્છે છે.'[38]

વૈશંપાયન બોલ્યા : આમ હે ભારત ! સર્વ કુરુઓ જુદા જુદા વિચાર કરવા લાગ્યા, પણ ગુપ્તવેશે અજ્ઞાતવાસમાં રહેલા એ અર્જુનને જોઈને તેઓ આગળ શું કરવું તેનો કશો નિશ્ચય કરી શક્યા નહિ. આ તરફ ધનંજય દોડી રહેલા ઉત્તરની પાછળ દોડ્યો અને તેણે સો ડગલાં આગળ જઈને ઝટ તેનો ચોટલો પકડી લીધો.[39,40] અર્જુને ઉત્તરને આ પ્રમાણે પકડી લીધો, એટલે તે વિરાટપુત્ર અત્યંત દુખિયારાની જેમ, મોટા કરુણ સ્વરથી આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યો.[41]

ઉત્તર બોલ્યો : હે કલ્યાણી ! તું મારી વાત સાંભળ. હે બૃહન્નલા ! તું રથને ઝટ પાછો વાળ. હે સુમધ્યમા ! જીવતો નર સુખ જુએ છે ![42] હું તને શુદ્ધ સુવર્ણની સો સોનામહોરો આપીશ, અત્યંત તેજસ્વી એવાં સોનાથી મઢેલા આઠ વૈડૂર્યમણિઓ આપીશ, કનકના દંડવાળો તથા સારા કેળવાયેલા ઘોડાઓ જોડેલો રથ આપીશ અને તને દશ મદમત્ત માતંગો આપીશ પણ ઓ બૃહન્નલા ! તું મને છોડી દે.[43,44]

વૈશંપાયન બોલ્યા : આવાં આવાં વચનોથી વિલાપ કરી રહેલા અને મૂઢ જેવા થઈ ગયેલા તે ઉત્તરને જોઈને, પુરુષસિંહ પાર્થ હસ્યો અને તેને રથની પાસે લઈ આવ્યો.[45] પછી ભયથી આતુર થયેલા અને ભાન ખોઈ બેઠેલા એ ઉત્તરને પાર્થે આ પ્રમાણે કહ્યું કે, 'હે શત્રુસંહારક ! તું જો શત્રુઓ સાથે યુદ્ધ કરવાને ઉત્સાહ ન રાખતો હોય તો ચાલ, શત્રુઓ સાથે યુદ્ધ હું કરીશ અને તું ત્યારે મારા અશ્વોને નિયમમાં રાખજે.[46] વીર મહારથીઓથી રક્ષાયેલી અને સહેજે જીતી શકાય નહિ એવી રથીઓની આ ભયંકર સેના તરફ તું રથ ચલાવ. હું મારા બાહુબળથી તારું રક્ષણ કરીશ.[47] હે રાજપુત્રશ્રેષ્ઠ ! તું ભય રાખીશ નહિ ! હે પરંતપ ! તું ક્ષત્રિય છે. હે નરસિંહ ! તું શત્રુઓની વચ્ચે શા માટે ગભરાઈ જાય છે ?[48] હું જ દુર્ગમ ને દુઃસહ એવી રથીઓની આ સેનામાં પેસીને કુરુઓ સાથે યુદ્ધ કરીશ અને તારાં પશુઓને પાછાં જીતી લાવીશ.[49] આથી હે નરશ્રેષ્ઠ ! તું મારો સારથિ થા. હું જ કુરુઓ સાથે યુદ્ધ કરીશ.' આમ કહીને હે ભરતસિંહ ! અપરાજિત અર્જુને તે વિરાટપુત્ર ઉત્તરની બે ઘડી સુધી આસનાવાસના કરી.[50] પછી યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા એ પૃથાપુત્રે નાસી જવાને ફાંફાં મારી રહેલા, યુદ્ધ કરવાની ઇચ્છા નહિ રાખનારા અને ભયથી પીડાયેલા તે ઉત્તરને રથમાં ચડાવી લીધો.[51]

ઇતિ શ્રીમહાભારતમા વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તર-ગોગ્રહમા ઉત્તરાશ્વાસન' નામનો અધ્યાય ૩૮મો સમાપ્ત

## अध्याय ३९ मो
### અર્જુનની પ્રશંસા

॥ वैशम्पायन उवाच ॥

तं दृष्ट्वा क्लीबवेषेण रथस्थं नरपुंगवम् ।
शमीमभिमुखं यांतं रथमारोप्य चोत्तरम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : આમ ઉત્તરને રથમાં બેસાડીને, નપુંસક વેશમાં રહેલો નરશ્રેષ્ઠ ધનંજય પોતે રથમાં બેઠો અને શમીવૃક્ષ તરફ જવા લાગ્યો. તેને જોઈને, ભીષ્મ અને દ્રોણ આદિ સર્વ શ્રેષ્ઠ કૌરવ મહારથીઓ આ અર્જુન છે એવી બીકથી મનમાં થરથરી ઊઠ્યા.[૧-૨] તેમને આમ ઉત્સાહભંગ થયેલા જોઈને તથા અદ્ભુત ઉત્પાતોને નીરખીને શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા ગુરુ ભારદ્વાજ આ પ્રમાણે બોલ્યા :[૩] 'સૂકા ને પ્રચંડ પવનો વાય છે, કાંકરીઓની વર્ષા વરસે છે, આકાશ રાખોડિયા રંગના અંધકારથી છવાઈ ગયું છે, આશ્ચર્યકારી દેખાવવાળાં વાદળાં રૂક્ષ વર્ણનાં જણાય છે, વિવિધ પ્રકારનાં શસ્ત્રો તેમની ખોલીઓની બહાર નીકળી પડે છે, સળગી રહેલી દિશાઓમાં આ દારુણ શિયાળવીઓ રુદન કરે છે, અશ્વો આંસુ સારે છે અને ધ્વજાઓ હલાવ્યા વિના પણ હાલી રહી છે![૪-૬] આ જે અહીં આવાં આવાં ચિહ્નો જણાઈ રહ્યાં છે, તે ઉપરથી લાગે છે કે, કોઈ ભય આવી પહોંચ્યો છે. તો તમે સર્વ સાવધાન થઈ ઊભા રહો.[૭] તમે તમારી જાતનું રક્ષણ કરો અને સેનાને પણ વ્યૂહબદ્ધ કરી દો. તમે ભયંકર સંહાર માટે તૈયાર થાઓ અને ગોધનનું પણ રક્ષણ કરો.[૮] નિઃસંશય આ તો મહાધનુર્ધારી અને સર્વ શસ્ત્રધારીઓમાં શિરોમણિ તે વીર પૃથાપુત્ર અર્જુન જ નપુંસકવેશે અહીં આવ્યો છે.[૯] હે ગંગાપુત્ર ભીષ્મ! લંકાધિપતિ રાવણના અશોકવનનો વિધ્વંસ કરનાર હનુમાન જેની ધ્વજા ઉપર બિરાજે છે, વૃક્ષ (અર્જુન-સાદડ)ના નામે જેનું નામ છે અને પર્વતશાનુ ઇંદ્રનો જ પુત્ર છે, તે આ સ્ત્રીરૂપ ધારણ કરીને આવેલો કિરીટી દુર્યોધનને હરાવીને આજે જ ગાયોને પાછી લઈ જશે.*[૧૦] આ પૃથાપુત્ર અર્જુન પરાક્રમી છે, બેઉ હાથે બાણો છોડનારો છે અને શત્રુઓને તાપ આપનારો છે. સર્વ દેવો અને દાનવો સાથે પણ તે યુદ્ધ કર્યા વિના પાછો ફરતો નથી.[૧૧] એ શૂરવીર છે, વનમાં એ ક્લેશ પામ્યો છે, ઇંદ્રે એને અસ્ત્રવિદ્યાનું શિક્ષણ આપ્યું છે, એ ક્રોધમાં આવ્યો છે અને યુદ્ધમાં એ ઇંદ્ર સમાન છે. તેથી હે કૌરવો! અહીં એની સામે લડી શકે એવો કોઈ યોદ્ધો હોય એમ હું તો જોતો નથી.[૧૨] સંભળાય છે કે, હિમાલયપર્વત ઉપર કિરાતવેષમાં છુપાયેલા પ્રભુ મહાદેવને પણ એ પૃથાપુત્રે યુદ્ધમાં સંતુષ્ટ કર્યા છે.'[૧૩]

કર્ણ બોલ્યો : તમે સદાસર્વદા અર્જુનના ગુણો ગાઈને અમને નિંદા કરો છો; પણ એ અર્જુન મારી અને દુર્યોધનની સોળમી કળાની પણ બરાબરી કરી શકે એમ નથી.[૧૪]

દુર્યોધન બોલ્યો : હે રાધાનંદન! આ જો પૃથાપુત્ર જ હશે, તો તો મારો બેડો પાર જ પડ્યો સમજ. કેમ કે હે પૃથ્વીપાલ! પાંડવો ઓળખાઈ જશે, એટલે તેઓ ફરી બાર વરસ વનવાસે વિચરશે.[૧૫] હવે જો આ સ્ત્રીરૂપધારી કોઈ બીજો જ મનુષ્ય હશે, તો હું એને સુતીક્ષ્ણ બાણો વડે પૃથ્વી ઉપર પાડી દઈશ.[૧૬]

વૈશંપાયન બોલ્યા : હે પરંતપ! ધૃતરાષ્ટ્ર દુર્યોધને આ વચનો કાઢ્યાં, ત્યારે ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય અને અશ્વત્થામાએ તેના પૌરુષની પ્રશંસા કરી.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં અર્જુનપ્રશંસા' નામનો અધ્યાય ૩૯ મો સમાપ્ત

* આ કૂટ શ્લોક છે. મૂળ આ પ્રમાણે :
नदीजलंकेशावनारिकेतुर्नगाह्वयो नाम नगारिसूनुः। एषोऽङ्गनावेषधरः किरीटी जित्वाऽवयं नेष्यति चाद्य गावः ॥ १० ॥

## अध्याय ४०मो

### અર્જુને ઉત્તરને શમીવૃક્ષ ઉપરથી અસ્ત્રો ઉતારવા કહ્યું

॥ वैशम्पायन उवाच ॥

**तां शमीमुपसंगम्य पार्थो वैराटिमब्रवीत् ।**
**सुकुमारं समाज्ञाय संग्रामे नाऽतिकोविदम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી પૃથાપુત્ર અર્જુને પેલા શમીવૃક્ષ પાસે જઈને અને વિરાટપુત્ર ઉત્તરને સુકુમાર તથા સંગ્રામના સંબંધમાં અલ્પ જ્ઞાનવાળો જાણીને, તેને આ પ્રમાણે કહ્યું:[1] 'હે ઉત્તર ! તું મારા કહેવાથી આ વૃક્ષ ઉપરથી તત્કાળ ધનુષ્યો ઉતાર; કેમ કે તારાં આ બાણો મારા સામર્થ્યને ઝીલી શકશે નહિ, મારા મોટા ભારને વહી શકશે નહિ અને હાથીઓનો નાશ કરી શકશે નહિ. વળી હું અહીં શત્રુઓ ઉપર વિજય મેળવવા પ્રયત્ન કરીશ, ત્યારે તેઓ મારા બાહુઓના સપાટાને સુદ્ધાં જીરવી શકશે નહિ. આથી હે ભૂમિંજય ! તું આ પુષ્કળ પાંદડાંવાળા શમીવૃક્ષ ઉપર ચડ.[2,3] યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ એ પાંડુપુત્રોનાં ધનુષ્યો એ વૃક્ષમાં જ મૂકી રાખ્યાં છે. ત્યાં જ તે શૂરવીરોની ધજાઓ અને દિવ્ય કવચો છે. વળી એ જ સ્થાને પૃથાનંદન અર્જુનનું પેલું મહાપરાક્રમી ગાંડીવ ધનુષ્ય પણ છે. તે એક એકલું પણ એક લાખ ધનુષ્યની બરાબરી કરનારું છે, રાષ્ટ્રની વૃદ્ધિ કરનારું છે અને અત્યંત તાણને પણ જીરવનારું છે. તે તાડવૃક્ષના જેવું લાંબું છે, સર્વ આયુધો કરતાં પણ અધિક પ્રમાણવાળું છે અને શત્રુઓને પીડા કરનારું છે. તે સુવર્ણથી મઢેલું છે, દિવ્ય છે, સુંવાળું છે, વિશાળ છે અને છિદ્રરહિત છે. તે મોટા ભારને સહન કરવાને સમર્થ છે, તે દારુણ છે અને દેખાવમાં સુંદર છે. તે જ પ્રમાણે, યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ અને સહદેવનાં સર્વ ધનુષ્યો પણ દૃઢ અને બળવાન છે.[४-८]

## अध्याय ४१मो

### ઉત્તરે અસ્ત્રો ઉતાર્યાં

॥ उत्तर उवाच ॥

**अस्मिन् वृक्षे किलोद्बद्धं शरीरमिति नः श्रुतम् ।**
**तदहं राजपुत्रः सन् स्पृशेयं पाणिना कथम् ॥ १ ॥**

ઉત્તર બોલ્યો : મેં સાંભળ્યું છે કે, આ ઝાડ ઉપર તો કોઈ મનુષ્યનું મડદું બાંધ્યું છે. તો હું રાજપુત્ર કેમ કરીને તેને હાથથી અડું ?[1] હું ક્ષત્રિયવંશમાં જન્મ્યો છું, મહાન રાજપુત્ર છું અને મંત્રો તથા યજ્ઞોનો જાણકાર છું. તો હું એને આમ અડકું એ યોગ્ય નથી.[2] હે બૃહન્નલા ! એ શબને હું સ્પર્શ કરું તો, હું શબના ખાંધિયાની જેમ અપવિત્ર થઈશ. એ સ્થિતિમાં તું મારી સાથે કેવી રીતે સ્પર્શાદિક વ્યવહાર કરીશ ?[3]

બૃહન્નલા બોલ્યો : હે રાજેંદ્ર ! તું વ્યવહાર કરવાને યોગ્ય રહેશે અને પવિત્ર જ રહેશે. તું ભય રાખીશ નહિ. એ તો ધનુષ્યો છે. એમાં મડદું નથી જ.[4] હે રાજપુત્ર ! તું મત્સ્યરાજનો ટિકાયત છે અને સ્વતંત્ર સ્વભાવના ક્ષત્રિયોના વંશમાં જન્મ્યો છે. તો હું તારી પાસે નિંદિત કર્મ કેમ કરાવું ?[5]

વૈશંપાયન બોલ્યા : પૃથાનંદન અર્જુને આ પ્રમાણે કહ્યું, એટલે કુંડળધારી વિરાટપુત્ર ઉત્તર અધીન થઈને રથમાંથી કૂદી પડ્યો. અને તે શમીવૃક્ષ ઉપર ચડ્યો.[6] પછી શત્રુઘ્ન ધનંજયે રણમાં જ ઊભા રહીને એને આજ્ઞા આપી : 'તું ઝાડની ટોચ ઉપરથી એ ધનુષ્યોને નીચે ઉતાર, વિલંબ કરીશ નહિ. એ ધનુષ્યોને જે ઝાડપાન વીંટળાયેલાં હોય, તેમને પણ તું ઝટપટ હઠાવી દે.' એટલે ઉત્તરે વિશાલ વક્ષઃસ્થળવાળા પાંડુપુત્રોનાં તે મહામૂલ્યવાન ધનુષ્યો ઉતાર્યાં અને તેમને વળગેલાં પાંદડાંઓ દૂર કરી તેમને અર્જુન

પાસે મૂક્યાં.[૭-૯] પછી ધનુષ્યોનાં બધી બાજુઓ ઉપરનાં બંધનોને ઉકેલીને તેણે ત્યાં બીજાં ચાર ધનુષ્યો સાથે તે ગાંડીવધનુષ્યને જોયું. આમ તેણે જ્યારે સૂર્ય જેવાં તેજસ્વી તે ધનુષ્યોને છોડવા માંડ્યાં, ત્યારે ગ્રહોનો ઉદય થતાં જેવી કાંતિ પ્રસરે તેમ ત્યાં દિવ્ય પ્રભા પ્રસરી રહી.[૧૦] ફૂંફાડા મારતા ફણીધર જેવાં એ ધનુષ્યોનાં રૂપ જોઈને, તેનાં રૂંવાં ઊભાં થઈ ગયાં અને એક ક્ષણમાં તે ભયથી ઉદ્વિગ્ન થઈ ગયો.[૧૧] આમ હે રાજન્! પ્રચંડ અને તેજસ્વી ધનુષ્યોનો સ્પર્શ કરીને, વિરાટપુત્ર ઉત્તર અર્જુનને આ વચનો કહેવા લાગ્યો.[૧૨]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં અસ્રારોપણ' નામનો અધ્યાય ૪૧મો સમાપ્ત

## अध्याय ४२मो

### ઉત્તરના પ્રશ્નો

॥ उत्तर उवाच ॥

बिंदवो जातरूपस्य शतं यस्मिन्निपातिताः ।
सहस्रकोटिसौवर्णाः कस्यैतद्धनुरुत्तमम् ॥ १ ॥

ઉત્તર બોલ્યો : જેના ઉપર સોનાની સો ટીલડીઓ જડી છે અને જેના બન્ને છેડાઓ અત્યંત તેજસ્વી છે, તે આ ઉત્તમ ધનુષ્ય કોનું છે? જેની પીઠ ઉપર સોનાના ચળકતા હાથીઓ ચીતર્યા છે, જેનાં પડખાં સુંદર છે અને જે સારી રીતે પકડાય એવું છે, તે આ ઉત્તમ ધનુષ્ય કોનું છે?[૧,૨] જેની પીઠ ઉપર શુદ્ધ સુવર્ણનાં રાતા-પીળા રંગનાં ઇંદ્રગોપનાં ચિત્રો શોભી રહ્યાં છે, તે આ ઉત્તમ ધનુષ્ય કોનું છે?[૩] જેના ઉપર તેજ વડે ઝળહળતા સોનાના ત્રણ સૂર્યો શોભી રહ્યા છે, તે આ ઉત્તમ ધનુષ્ય કોનું છે?[૪] જેના ઉપર સોનાની શોભાવાળાં મીનાકારીનાં તીડો કાઢ્યાં છે અને જેમાં સુવર્ણમણિના ચાંદલાઓ જડ્યા છે, તે આ ઉત્તમ ધનુષ્ય કોનું છે?[૫] પીછાંવાળાં, ચારે બાજુએ ચમકતાં, અણીવાળાં અને સોનાના ભાથામાં રહેલાં આ જે સહસ્ર નારાચ બાણો છે, તે કોનાં છે?[૬] ગીધનાં પીંછાંવાળાં, પથ્થર ઉપર ઘસીને ધારદાર કરેલાં, હળધરના જેવા રંગવાળાં, સુંદર મોંવાળાં, પાણી પાયેલાં અને સર્વાંગે લોખંડનાં બનાવેલાં આ જે વિપાઠ નામનાં બાણો છે, તે કોનાં છે?[૭] વળી પાંચ વાઘનાં ચિત્રવાળો અને વરાહના કાનના જેવાં દશ અણિયાળાં બાણોને ધારણ કરનારો આ જે શ્યામ ભાથો છે, તે કોનો છે?[૮] પહોળાં, લાંબાં, અર્ધચંદ્રના આકારવાળાં અને લોહીનું પાન કરનારાં આ જે સાતસો નારાચ બાણો છે, તે કોનાં છે?[૯] જેમનાં પૂર્વાર્ધો પોપટનાં પીંછાં જેવાં છે ને જેમનાં ઉત્તરાર્ધો લોઢાનાં છે, તે આ પાણી પાયેલાં, સોનેરી પીંછાંવાળાં અને શિલા ઉપર ઘસીને તેજદાર કરેલાં બાણો કોનાં છે?[૧૦] ભારે ભારને સહન કરનારી, શત્રુઓને ભય કરનારી, દેડકીના જેવી મુખવાળી અને પીઠ ઉપર દેડકીના ચિત્રવાળી આ દીર્ઘ અને દિવ્ય તલવાર કોની છે?[૧૧] ચિત્રવિચિત્ર વ્યાઘ્રચર્મના મ્યાનમાં મૂકેલી, સોનાથી જડેલી મૂઠવાળી, તીક્ષ્ણ ધારવાળી, સોનાનું પાણી પાઈને રંગેલી અને ઘૂઘરીઓવાળી આ મહાન તલવાર કોની છે?[૧૨] વળી સુવર્ણની મૂઠવાળી, અત્યંત તેજસ્વી, વિમળ અને ગોચર્મના મ્યાનમાં રાખેલી આ દિવ્ય તલવાર કોની છે?[૧૩] સોનાની મૂઠવાળી, કોઈથી પણ ગાંજી જાય નહિ એવી, નિષધદેશમાં બનાવેલી, ભારને ઝીલનારી, સોનાથી શણગારેલી અને બકરાના ચામડાના મ્યાનમાં રાખેલી આ તલવાર કોની છે?[૧૪] પ્રમાણ તથા રૂપથી સંપન્ન, પાણી પાયેલી, આકાશના જેવા તેજસ્વી, શ્યામ રંગની અને પાવકના જેવી પ્રભાવાળા અગ્નિ સમાન કાંતિવાળા તપાવેલા સુવર્ણના મ્યાનમાં

રાખેલી, ભારદાર, પાણીદાર, શત્રુઓનાં હથિયારથી ખંડિત ન થયેલી, સોનાની ટીલડીઓથી શોભી રહેલી, ઝેરી સાપના જેવા સ્પર્શવાળી, શત્રુની કાયાને ભેદી નાખનારી, મોટા ભાર સહન કરનારી અને શત્રુઓને ફાળ પડાવનારી આ જે દિવ્ય અને શ્યામ તલવાર છે, તે કોની છે ?[૧૫-૧૭] હે બૃહન્નલા ! આ હું તને પૂછું છું, તો તું મને એના સત્ય ઉત્તર આપ. કેમ કે આ બધાં મહાન આયુધો જોઈને મને ભારે વિસ્મય થયો છે.[૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરવાક્ય' નામનો અધ્યાય ૪૨મો સમાપ્ત

## अध्याय ४३ मो

### અર્જુનનો ઉત્તર

॥ बृहन्नलोवाच ॥

**यन्मां पूर्वमिहाऽपृच्छः शत्रुसेनापहारिणम् ।**
**गांडीवमेतत्पार्थस्य लोकेषु विदितं धनुः ॥ १ ॥**

બૃહન્નલા બોલ્યો : તેં મને પ્રથમ આ જે ધનુષ્યને વિશે પૂછ્યું છે, તે શત્રુસેનાને સંહારનારું અને ત્રણે લોકમાં પ્રસિદ્ધ એવું અર્જુનનું ગાંડીવ ધનુષ્ય છે.[૧] એ ગાંડીવ ધનુષ્ય આગળ સર્વ આયુધો પાણી ભરે છે, એ સુવર્ણથી સુશોભિત છે અને એ જ અર્જુનનું પરમ આયુધ છે.[૨] એ લાખ ધનુષ્યોની બરાબરી કરી શકનારું છે, રાષ્ટ્રની વૃદ્ધિ કરનારું છે અને એની સહાય વડે જ પૃથાનંદન અર્જુન યુદ્ધમાં દેવો તથા મનુષ્યો ઉપર વિજય મેળવે છે.[૩] એ ચિત્રવિચિત્ર રંગોથી ચીતરેલું છે, સુંવાળું છે, લાંબું છે, છિદ્ર વિનાનું છે ને દેવો, દાનવો તથા ગંધર્વોએ એની ચિરકાળથી પૂજા કરી છે.[૪] પૂર્વે આ ગાંડીવ ધનુષ્યને બ્રહ્માએ એક હજાર વર્ષ સુધી ધારણ કર્યું હતું. પછી પ્રજાપતિએ એને પાંચસો ને ત્રણ વર્ષ સુધી ધારણ કર્યું હતું. ત્યાર પછી ઇંદ્રે એને પંચ્યાશી વર્ષ સુધી ધારણ કર્યું હતું. એ પછી સોમ રાજાએ એને પાંચસો વર્ષ સુધી ધારણ કર્યું હતું. તે જ પ્રમાણે વરુણે એને સો વર્ષ સુધી ધારણ કર્યું હતું. પછી શ્વેતવાહન પૃથાપુત્ર અર્જુને એને પાંસઠ વર્ષ* સુધી ધારણ કર્યું છે.[૫,૬] આ ધનુષ્ય મહાન વીર્યવાન છે અને મહાદિવ્ય છે. સુંદર દેખાવવાળા એ શ્રેષ્ઠ ધનુષ્યને પૃથાપુત્ર અર્જુને વરુણ પાસેથી મેળવ્યું છે.[૭] આ જ બીજું મોટું શોભી રહેલું ધનુષ્ય છે, તે ભીમસેનનું છે. દેવો અને મનુષ્યોમાં એ સન્માન પામ્યું છે. એની પીઠ સુંદર છે અને તેના મધ્યભાગમાં સોનું મઢ્યું છે. આની સહાય વડે જ પૃથાના પરંતપ પુત્ર ભીમે સમગ્ર પૂર્વ દિશા ઉપર વિજય મેળવ્યો હતો.[૮] હે વિરાટપુત્ર ! ઇંદ્રગોપના ચિત્રવાળું અને સુંદર દેખાવવાળું આ જે ઉત્તમ ધનુષ્ય છે, તે

* અર્જુને પાંસઠ વર્ષ ગાંડીવ ધનુષ ધારણ કર્યું, એમાં વર્ષ શબ્દનો વૃષ્ટિ એવો અર્થ થાય છે અને તે વૃષ્ટિ એક સંવત્સરમાં બે થાય છે. તેમાં એક વૃષ્ટિથી શરદૃઋતુમાં ડાંગર પાકે છે અને તેનાથી વ્રીહ્યાગ્રયણ નામની ઇષ્ટિ કરવામાં આવે છે અને બીજી વૃષ્ટિથી વસંતઋતુમાં જવ પાકે છે ને તેનાથી યવાગ્રયણ નામની ઇષ્ટિ કરવામાં આવે છે. આશ્વલાયને પણ આ આગ્રયણોને માટે શ્રુતિ કહી છે. આ પ્રમાણે કર્કાયનથી એક વર્ષ અને મકરાયનથી બીજું વર્ષ થાય છે તથા એ રીતે સાડી બત્રીસ સંવત્સરમાં પાંસઠ વર્ષ થાય છે અને એવો અર્થ કરવાથી જ અર્જુને પાંસઠ વર્ષ ગાંડીવ ધારણ કર્યું, એ કહેવું સાબિત થાય છે. વળી મેદિનીકોશમાં અને અમરકોશમાં પણ વર્ષ શબ્દનો વૃષ્ટિ એવો અર્થ કરેલો છે. કેટલાએક પ્રાચીન ટીકાકારો અતીત અને આગામી કાલને એકઠો કરીને અર્જુને એકંદર પાંસઠ વર્ષ સુધી ગાંડીવ ધારણ કર્યું, એમ વર્ણવે છે; પણ તે વિચાર કરતાં અસંગત લાગે છે, માટે અમને તો પાંસઠ વર્ષ એટલે સાડી બત્રીસ સંવત્સર લેવા એ ઠીક લાગે છે. તે સાડી બત્રીસ સંવત્સરમાં તેર વર્ષ વનવાસનાં, બાર વર્ષ બ્રાહ્મણના કાર્યને માટે યુધિષ્ઠિર અને દ્રૌપદી બેઠાં હતાં, ત્યાં જવાથી અર્જુનને વેઠવાં પડેલાં વનવાસનાં; એ રીતે પચીસ અને બાકીનાં સાડાસાત તે દિગ્વિજય, રાજસૂય, રાજ્ય વગેરેમાં વીતી ગયેલાં કલ્પી લેવાં. —नीलकंठ

રાજા યુધિષ્ઠિરનું છે.[૯] આ જેમાં તેજથી ઝળહળતા સોનાના તેજસ્વી સૂર્યો પ્રકાશ આપી રહ્યા છે, તે નકુલનું ધનુષ્ય છે.[૧૦] આ જે ધનુષ્ય ઉપર સોનાની શોભાવાળાં મીનાકારીનાં તીડો ચીતર્યાં છે, તે માદ્રીસુત સહદેવનું છે.[૧૧] હે વિરાટનંદન! તેજદાર ધારવાળાં, પીછાંવાળાં, સરપના જેવાં લાંબાં અને વિષના જેવાં તીક્ષ્ણ આ જે સહસ્ર બાણો છે, તે અર્જુનનાં છે.[૧૨] જ્યારે વીર અર્જુન તેજથી ચમકતાં એ શીઘ્રગામી બાણોને રણસંગ્રામમાં શત્રુઓ ઉપર છોડવા માંડે છે, ત્યારે એ બાણોનો કદી ક્ષય થતો નથી.[૧૩] આ પહોળાં, લાંબાં, તીક્ષ્ણ, દેખાવમાં અર્ધચંદ્રાકાર અને શત્રુઓનો ક્ષય કરનારાં જે બાણો છે, તે ભીમનાં છે. આ જે હળદરના જેવા રંગવાળાં, સોનાનાં પીછાંવાળાં અને પથ્થર ઉપર ઘસીને તેજદાર કરેલાં બાણો છે, તેમજ આ જે પાંચ વાઘોનાં ચિત્રવાળો ભાથો છે, તે સર્વ નકુલનું છે.[૧૪,૧૫] જે બાણોના ભાથા વડે ધીમાન માદ્રીનંદન નકુલે રણસંગ્રામમાં સમસ્ત પશ્ચિમ દિશાને જીતી લીધી હતી, તે આ જ ભાથો છે.[૧૬] આ જે સૂર્ય જેવાં ઝગઝગતાં સર્વ શત્રુસમૂહને સંહાર કરનારાં અને અદ્ભુત કર્મ કરવાવાળાં બાણો છે, તે ધીમાન સહદેવનાં છે.[૧૭] આ જે તીણી ધારવાળાં, પાણી પાયેલાં, વિશાળ, સોનાનાં લાંબાં પીંછાંવાળાં અને ત્રણ પર્વવાળાં મહાબાણો છે, તે યુધિષ્ઠિરરાજનાં છે.[૧૮] આ દેડકીના જેવા મોંવાળી, પીઠ ઉપર દેડકીના ચિત્રવાળી સંગ્રામમાં ભારે ભાર સહન કરનારી અને મજબૂત એવી જે તલવાર છે, તે અર્જુનની છે.[૧૯] વ્યાઘ્રચર્મના મ્યાનમાં રાખેલી, મોટા ભાર સહન કરનારી અને શત્રુઓને ફાળ પડાવનારી આ જે દિવ્ય તથા અતિમહાન તલવાર છે, તે ભીમસેનની છે.[૨૦] તીક્ષ્ણ ધારવાળી, વિચિત્ર મ્યાનમાં રાખેલી અને સોનાની મૂઠવાળી આ જે ઉત્તમ તલવાર છે, તે કુરુવંશી ધીમાન ધર્મરાજ યુધિષ્ઠિરની છે. આ જે તલવાર બકરાના ચામડાના મ્યાનમાં મૂકેલી છે, જે જબરદસ્ત ભારને સહનારી છે, જે દૃઢ છે અને જે વિચિત્રયુદ્ધમાં ઉપયોગી છે, તે નકુલની છે.[૨૧,૨૨] આ જે તલવાર વિશાળ છે, ગાયના ચામડાના મ્યાનમાં રાખેલી છે, સર્વ ભારને સહન કરનારી છે અને મજબૂત છે, તે તું સહદેવની જાણ.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં આયુધવર્ણન' નામનો અધ્યાય ૪૩મો સમાપ્ત

## अध्याय ४४मो
### અર્જુનનો પરિચય

॥ उत्तर उवाच ॥

सुवर्णविकृतानीमान्यायुधानि महात्मनः।
रुचिराणि प्रकाशंते पार्थानामाशुकारिणाम्॥ १॥

ઉત્તર બોલ્યો : શીઘ્ર કામ કરનારા મહાત્મા પૃથાનંદનોનાં આ સુવર્ણચિત્રિત અને સોહામણાં આયુધો પ્રકાશી રહ્યાં છે.[૧] પણ પૃથાપુત્ર અર્જુન ક્યાં છે? કુરુવંશી યુધિષ્ઠિર ક્યાં છે? ક્યાં છે પાંડુનંદન ભીમસેન? ક્યાં છે નકુલ અને ક્યાં છે સહદેવ?[૨] સર્વ શત્રુઓનો વિનાશ કરનારા તે સર્વ મહાત્મા જૂગટામાં રાજ્ય હાર્યા પછી ક્યાંય સાંભળવામાં આવતા નથી.[૩] પાંચાલપુત્રી દ્રૌપદી તો સ્ત્રીઓમાં રત્ન તરીકે વિખ્યાત છે, એ દ્રૌપદી ત્યારે જૂગટામાં હારેલા પાંડવો પાછળ વનમાં ગઈ છે; તો તે પણ ક્યાં છે?[૪]

અર્જુન બોલ્યો : હું પૃથાપુત્ર અર્જુન છું, જે તારા પિતાના સભાસદ છે, તે યુધિષ્ઠિર છે. જે બલ્લવ તારા પિતાની રસોઈ રાંધે છે, તે ભીમસેન છે.[૫] જે અશ્વશિક્ષક છે તે નકુલ છે અને જે ગોરક્ષક છે તે સહદેવ છે. હવે જેને કારણે કીચકો માર્યા ગયા છે, તે સૈરંધ્રીને તું દ્રૌપદી જાણ.[૬]

ઉત્તર બોલ્યો : પૂર્વે મેં પૃથાપુત્ર અર્જુનનાં

દશ નામ સાંભળ્યાં છે. તું એ બધાં નામો મને કહે, તો મને તારી બધી વાતમાં વિશ્વાસ પડે.[૭]

અર્જુન બોલ્યો : ઓહો ! મારાં જે દશ નામો છે તે હું તને કહીશ. હે વિરાટપુત્ર ! મારાં જે નામો તેં પૂર્વે સાંભળ્યાં હતાં, તે તું સાંભળ.[૮] તું એકાગ્રમન થઈને અને સ્વસ્થ રહીને, એ બધું સાંભળજે. અર્જુન, ફાલ્ગુન, જિષ્ણુ, કિરીટી, શ્વેતવાહન, બીભત્સુ, વિજય, કૃષ્ણ, સવ્યસાચી અને ધનંજય એ મારાં દશ નામો છે.[૯]

ઉત્તર બોલ્યો : શાથી તારું નામ વિજય છે અને શાથી તું શ્વેતવાહન છે ? શાથી તારું નામ કિરીટી છે અને શાથી તું સવ્યસાચી છે ?[૧૦] તું શાથી અર્જુન, ફાલ્ગુન, જિષ્ણુ, બીભત્સુ અને ધનંજય કહેવાય છે ? આ બધું તું મને યથાર્થ રીતે કહે.[૧૧] મેં એ વીરનાં માત્ર નામ જ સાંભળ્યાં છે, તેમનાં કારણો મેં સાંભળ્યાં નથી. આથી તું જો મને આ બધું કહે, તો મને તારી બધી વાત ઉપર વિશ્વાસ પડે.[૧૨]

અર્જુન બોલ્યો : હું સર્વ દેશોને જીતીને કેવળ ધન જ લાવીને તે ધનની વચ્ચે ઊભો રહું છું, તેથી લોકો મને ધનંજય કહે છે.[૧૩] હું સંગ્રામમાં જાઉં છું અને રણકઠોર રિપુઓ ઉપર વિજય મેળવ્યા વિના પાછો વળતો નથી, તેથી લોકો મને વિજય નામે જાણે છે.[૧૪] હું સંગ્રામમાં યુદ્ધ કરવાને જાઉં છું, ત્યારે મારા રથને સુવર્ણના કવચવાળા શ્વેત અશ્વો જોડવામાં આવે છે, તેથી હું શ્વેતવાહન કહેવાઉં છું.[૧૫] હું હિમાલયને પડખે, દિવસને વખતે, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં જન્મ્યો છું, તેથી લોકો મને ફાલ્ગુન નામથી ઓળખે છે. પૂર્વે હું દાનવશ્રેષ્ઠો સાથે યુદ્ધ કરતો હતો, ત્યારે ઇંદ્રે મારે માથે સૂર્ય જેવો તેજસ્વી કિરીટ (મુકુટ) મૂક્યો હતો, તેથી લોકો મને કિરીટી કહે છે.[૧૬,૧૭] યુદ્ધ કરતી વખતે હું કદી પણ બીભત્સ-નિંદ્યકર્મ કરતો નથી, તેથી દેવો અને મનુષ્યોમાં હું બીભત્સુ નામે વિખ્યાત થયો છું.[૧૮] મારા બંને હાથો ગાંડીવ ખેંચવામાં કુશળ છે, તેથી દેવો અને મનુષ્યો એ સૌ મને સવ્યસાચી જાણે છે.[૧૯] સમુદ્રપર્યંતની સમસ્ત પૃથ્વીમાં મારા જેવો વર્ણ દુર્લભ છે; હું સમભાવવાળો છું અને હું શુદ્ધ કર્મો કરું છું, તેથી લોકો મને અર્જુન જાણે છે.[૨૦] હું દુર્લભ, દુર્ધર્ષ, શત્રુદમન અને ઇંદ્રપુત્ર છું, તેથી દેવો અને મનુષ્યોમાં હું જિષ્ણુ નામથી પ્રસિદ્ધ છું.[૨૧] હું બાળક હતો, ત્યારે ઉજ્જ્વળ કૃષ્ણ વર્ણનો હતો અને સૌને પ્રિય હતો, તેથી પિતાએ પ્રીતિને લીધે મારું આ 'કૃષ્ણ' એવું નામ પાડ્યું હતું.[૨૨]

વૈશંપાયન બોલ્યા : પછી તે વિરાટપુત્રે પૃથાપુત્ર અર્જુનની પાસે જઈ પ્રણામ કર્યા અને તેને કહ્યું કે, 'હું નામે ભૂમિંજય છું, મારું બીજું નામ ઉત્તર છે.[૨૩] હે પાર્થ ! સદ્‌ભાગ્ય છે કે, હું તમને જોઉં છું. હે ધનંજય ! તમને સ્વાગત હો ! હે લોહિતાક્ષ ! હે મહાબાહુ ! મેં અજ્ઞાનમાં તમને જે કાંઈ કહી નાખ્યું છે, તે સારુ તમે મને ક્ષમા આપજો. હે નાગરાજના જેવા હાથવાળા ! તમે પૂર્વે આશ્ચર્યકારી અને અતિકઠિન કાર્યો કર્યાં છે, આથી મારો ભય દૂર થયો છે અને મને તમારે વિશે પરમ પ્રીતિ ઉપજી છે.[૨૪,૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં અર્જુનપરિચય' નામનો અધ્યાય ૪૪મો સમાપ્ત

## अध्याय ४५मो

### ઉત્તર અને અર્જુનનો સંવાદ

उत्तर उवाच

आस्थाय रुचिरं वीर रथं सारथिना मया ।
कतमं यास्यसेऽनीकमुक्तो यास्याम्यहं त्वया ॥ १ ॥

ઉત્તર બોલ્યો : હે વીર ! તમે આ સોહામણા રથમાં બિરાજીને કઈ સેના સામે જવા ઇચ્છો છો ?

તે મને સારથિને તમે કહો. એટલે તમારી આજ્ઞા થતાંજ, હું તમને રથમાં એ પ્રમાણે લઈ જઈશ.[१]

અર્જુન બોલ્યો : હે નરસિંહ ! હું પ્રસન્ન થયો છું. હવે તને ભય નથી. હે રણપંડિત ! હું તારા સર્વ રિપુઓને રણમાંથી નસાડી મૂકીશ. હે મહાબાહુ ! તું સ્વસ્થ થા. આ યુદ્ધમાં શત્રુઓ સાથે યુદ્ધ કરતાં હું કેવું મહાભયંકર કર્મ કરું છું, તે તું જો. આ સર્વ ભાથાઓને તું મારા રથ સાથે બાંધી દે. માન સોનાથી મઢેલી એક તલવાર સાથે લે.[२-४]

વૈશંપાયન બોલ્યા : અર્જુનનાં આ વચનો સાંભળીને ઉત્તર, તત્કાળ અર્જુનનાં આયુધો લઈને વેગપૂર્વક નીચે ઊતર્યો.[५]

અર્જુન બોલ્યો : હું જ કુરુઓ સાથે યુદ્ધ કરીશ અને તારાં પશુઓને પાછાં જીતી આપીશ. આ રથ ઉપર સારથિની જે બેઠક છે, તેનું હું રક્ષણ કરીશ, એટલે તે તારું નગરની જેમ રક્ષકરૂપ થશે. આ રથમાં ધૂંસરી, પૈડાં અને આંક આદિ દૃઢ અંગો છે, તે નગરમાર્ગોની બાજુઓના વિશાળ પ્રદેશને સ્થાને છે. આ મારા બાહુઓ નગરના દુર્ગદ્વારોને ઠેકાણે છે. જેમ ત્રિદંડ(હાથીસવાર, ઘોડેસવાર અને રથીઓ)નાં સૈન્યો ભાથાઓના સમૂહ વડે નગર દુર્ગમ રહે છે, તેમ આ રથ પણ ત્રણ દાંડાઓ અને ભાથાઓથી દુષ્પ્રવેશ્ય છે. જેમ નગરમાં અનેક ધ્વજાઓના ફડફડાટ હોય છે, તેમ આ રથ ઉપર પણ અનેક ધ્વજાઓ ફરફરી રહી છે. આ નગરરૂપી રથમાં ધનુષની દોર એજ ગોળા ફેંકનારી તોપ છે. વળી યુદ્ધમાં ક્રોધ એજ કાર્ય છે અને રથનાં પૈડાંનો ઘરઘરાટ એજ દુંદુભિ છે. હું ગાંડીવધન્વા જ્યારે યુદ્ધમાં આ રથમાં બેસીશ, ત્યારે શત્રુસેના તેનો પરાભવ કરી શકશે નહિ. આથી હે વિરાટપુત્ર ! તારો ભય દૂર થાઓ.

ઉત્તર બોલ્યો : હવે હું એ શત્રુઓથી બીતો નથી; કેમકે હું જાણું છું કે, તમે યુદ્ધમાં નિશ્ચળ છો અને યુદ્ધમાં કેશવની કે સાક્ષાત્ ઇંદ્રની પણ બરાબરી કરો એમ છો.[६-१०] પણ આ એક વાતનો વિચાર કરતાં મને મૂંઝવણ થઈ આવે છે અને હું મંદબુદ્ધિ તેનો કોઈ રીતે નિશ્ચય કરી શકતો નથી.[११] તમારું શરીર આવા સુયોગ્ય રૂપવાળું છે અને તમે સુલક્ષણોથી સૂચિત છો, તોપણ કયા કર્મના ફળ વડે તમને આ નપુંસકપણું આવ્યું છે ?[१२] હું તો નપુંસકવેશે વિચરતા ગંધર્વરાજ જેવા તમને શૂલપાણિ શંકર અથવા ઇંદ્રદેવ માનું છું.[१३]

અર્જુન બોલ્યો : મોટાભાઈની આજ્ઞાથી આ એક વર્ષ માટે હું આ નપુંસકવ્રત પાળી રહ્યો છું. આ હું તને સત્ય જ કહું છું.[१४] હે મહાબાહુ ! હું નપુંસક નથી, પણ ધર્મનિષ્ઠ અને પરતંત્ર હોવાથી, હું આ દશામાં રહું છું; પરંતુ હે રાજપુત્ર ! હવે તો મારું એ વ્રત પૂરું થઈ ગયું છે અને એ આપત્તિમાંથી હું પાર ઊતર્યો છું, એમ તું જાણ.[१५]

ઉત્તર બોલ્યો : હે નરોત્તમ ! તમે આજે મારા ઉપર ભારે કૃપા કરી છે; કેમકે આવા પુરુષો નપુંસક હોય નહિ એ મારો તર્ક વૃથા થયો નથી. હવે મને રણમાં સહાયક મળ્યો છે, હું દેવોની સાથે પણ યુદ્ધ કરીશ ! હવે મારો ગભરાટ નાશ પામ્યો છે. કહો મને, હું શું કરું ? હે પુરુષસિંહ ! હું ગુરુ પાસેથી સારથિનું કાર્ય શીખ્યો છું. એટલે હું શત્રુઓના રથના ચૂરા કરનારા તમારા અશ્વોને લગામમાં રાખીશ. હે નરશ્રેષ્ઠ ! મને તમે વાસુદેવના સારથિ દારુક જેવો તથા ઇંદ્રના સારથિ માતલિ જેવો સારથિકર્મમાં નિપુણ જાણો.[१६-१९] આ જે મારો ઘોડો જમણી બાજુની ધૂંસરીએ જોડ્યો છે, તે શ્રીકૃષ્ણના સુગ્રીવ અશ્વ જેવો છે અને તે જ્યારે ચાલવા માંડે છે, ત્યારે ભૂમિ ઉપર

પડતાં તેનાં પગલાંને લોકો જોઈ પણ શકતા નથી.[20] આ જે શ્રેષ્ઠ અને સુંદર અશ્વ ડાબી બાજુની ઝૂંસરીએ જોડ્યો છે, તે વેગમાં શ્રીકૃષ્ણના મેઘપુષ્પ અશ્વની બરાબરી કરે એવો છે, એમ હું માનું છું.[21] આ જે સોનાના કવચવાળો સુસુંદર અશ્વ પાછળની ડાબી ઝૂંસરીએ જોડ્યો છે, તે અતિશય બળવાન વેગવાળાને હું શ્રીકૃષ્ણના શૈબ્ય અશ્વની બરાબર હોવાનું માનું છું.[22] આ જે અશ્વ મારી જમણી બાજુની પાછલી ઝૂંસરીએ જોડ્યો છે, તે શ્રીકૃષ્ણના બલાહક અશ્વ કરતાં પણ વેગમાં વિશેષ વીર્યવાન છે, એમ મારું માનવું છે.[23] આથી આ રથ ધનુર્ધર એવા તમને, સંગ્રામમાં વહન કરવાને યોગ્ય છે, એવો મારો મત છે.[24]

વૈશંપાયન બોલ્યા : પછી વીર્યવાન અર્જુને પોતાના બંને હાથ ઉપરથી ચૂડીઓ ઉતારી નાખી અને તેમને ઠેકાણે પણછના આઘાતને રોકનારા સુવર્ણના ચિત્રવાળા પટાઓ બાંધી દીધા. વળી તેણે પોતાના કાળા વાંકડિયા કેશોને સફેદ પટકાથી બાંધી દીધા. આમ તે મહાબાહુ પવિત્ર તથા સ્વસ્થમન થયો અને એ શ્રેષ્ઠ રથમાં પૂર્વાભિમુખ બેસીને સર્વ અસ્ત્રોનું સ્મરણ કરવા લાગ્યો.[25,26] એટલે તે સર્વ અસ્ત્રો રાજપુત્ર પૃથાપુત્ર અર્જુનને હાથ જોડી કહેવા લાગ્યાં કે, *'હે પાંડુનંદન ! આ અમે પરમ ઉદાર કિંકરો હાજર છીએ.'*[27] પૃથાપુત્રે તે સર્વને પ્રણામ કર્યા અને તેમને પોતાના હાથથી સ્પર્શ કરીને કહ્યું કે, 'તમે સૌ મારા મનમાં નિવાસ કરો.'[28] આમ અસ્ત્રોનો સ્વીકાર કર્યાથી તેનું વદન આનંદથી હસી રહ્યું અને તેણે વેગપૂર્વક પણછ ચડાવીને ગાંડીવધનુષ્યનો ટંકારવ કર્યો.[29] આ રીતે તેણે જ્યારે ધનુષ્ય ખેંચ્યું, ત્યારે મહાપર્વત સાથે બીજો પર્વત અથડાય અને જેવો મહાધ્વનિ થાય, તેવો મહાધ્વનિ એ ધનુષ્યમાંથી ઊઠ્યો.[30] તે મહાશબ્દ થતાં જ ભૂમિ ફાટવા લાગી, પુષ્કળ પવન ફૂંકાવા લાગ્યો, મોટી ઉલ્કાઓ પડવા લાગી અને દિશાઓમાં ઘોર અંધારું થવા લાગ્યું. ત્યારે આકાશમાં ધ્વજાઓ ગૂંચાઈ જવા લાગી અને મહાવૃક્ષો કંપી ઊઠ્યાં.[31] આ પ્રમાણે અર્જુને રથમાં રહીને પોતાના બાહુઓ વડે જે શ્રેષ્ઠ ધનુષ્ટંકાર કર્યો, તેને કુરુઓએ વજ્રપાતનો કડાકો થયેલો જાણ્યો.[32]

ઉત્તર બોલ્યો : *'હે પાંડવશ્રેષ્ઠ ! તમે એકલા છો, તો સર્વ શસ્ત્રાસ્ત્રમાં પારંગત થયેલા આ સામેના અનેક મહારથીઓને તમે કેવી રીતે જીતશો ?*[33] *હે કુંતીનંદન ! તમે અસહાય છો અને કૌરવો તો સહાયવાળા છે. આથી હે મહાબાહુ ! હું તમારી આગળ ભયભીત થઈને ઊભો છું.'*[34] એટલે પાર્થે ખડખડાટ હાસ્ય કરીને તેને કહ્યું કે, *'તું બીશ નહિ. હે વીર ! ઘોષયાત્રામાં મેં અતિબળવાન ગંધર્વોની સાથે યુદ્ધ કર્યું, ત્યારે ત્યાં કોણ મારો સહાયક મિત્ર હતો ?*[35,36] *વળી દેવો અને દાનવોથી ભરેલા પેલા ભયંકર ખાંડવવનમાં મેં યુદ્ધ કર્યું, ત્યાં કોણ મારો મિત્ર હતો ?*[37] *ત્યાં દેવરાજ ઇંદ્રને અર્થે મેં નિવાતકવચો તથા મહાબળવાન પૌલોમોની સાથે યુદ્ધ કર્યું, ત્યારે કોણ મારો સખા હતો ?*[38] *હે તાત ! પાંચાલીના સ્વયંવરમાં મેં અનેક રાજાઓ સાથે રણભૂમિમાં યુદ્ધ કર્યું હતું, ત્યારે ત્યાં કોણ મારો સહાયક હતો ?*[39] *મેં ગુરુ દ્રોણાચાર્યની, ઇંદ્રની, કુબેરની, યમની, વરુણની, અગ્નિની, કૃપાચાર્યની, લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણની અને પિનાકપાણિ શંકરની સેવા કરી છે. તો હું આ યોદ્ધાઓની સામે કેમ યુદ્ધ ન કરી શકું ? તું મારા રથને શીઘ્ર ચલાવ અને તારા મનનો સંતાપ દૂર કર.*[40,41]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં ઉત્તર તથા અર્જુનનો સંવાદ' નામનો અધ્યાય ૪૫ મો સમાપ્ત

## अध्याय ४६ मो

### અર્જુનનો શંખનાદ તથા ઉત્પાતો

॥ वैशंपायन उवाच ॥

**उत्तरं सारथिं कृत्वा शर्मीं कृत्वा प्रदक्षिणम् ।**
**आयुधं सर्वमादाय प्रययौ पांडवर्षभः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી પાંડવવર અર્જુને ઉત્તરને સારથિ કર્યો, શમીવૃક્ષની પ્રદક્ષિણા કરી અને સર્વ આયુધો લઈને ત્યાંથી પ્રયાણ આદર્યું.[૧] આમ ઉત્તરને સારથિ કરનાર તે મહાબાહુએ જતી વખતે, તે રથમાંથી સિંહધ્વજ ઉતારી લીધો અને તેને શમીવૃક્ષના મૂળ આગળ મૂકયો.[૨] પછી તેણે વિશ્વકર્માએ નિર્મેલી, દૈવી માયાવાળી અને શત્રુઓનો સંહાર કરે એવા પૂંછડાવાળા વાનરના ચિહ્નવાળી સોનેરી ધ્વજાનું તથા અગ્નિદેવના પ્રસાદથી મળેલા રથનું મનમાં ચિંતન કર્યું. તેણે આમ સ્મરણ કર્યું, કે તરત જ ધ્વજા વાળો, વિચિત્ર અંગવાળો, ભાથાઓ ભરેલો, મહાબળવાન, દિવ્ય રૂપવાળો અને મનોરમ એવો એક રથ આકાશમાંથી નીચે આવ્યો. તે સમયે અગ્નિદેવે પણ પોતાનું સ્મરણ થયેલું જાણીને, સર્વ ભૂતમંડળીને તે રથના ધ્વજ ઉપર રહેવાનો આદેશ આપ્યો.[૩-૫] આમ તે રથને આવેલો જોઈને અનિંદ્ય કર્મવાળા અને શ્વેત અશ્વોના વાહનવાળા કુંતીનંદન અર્જુને તેની પ્રદક્ષિણા કરી. પછી જેના વાવટા ઉપર વાનરશ્રેષ્ઠ હનુમાન છે, એ અર્જુને ઘોના ચામડાનાં મોજાં પહેર્યાં, ધનુષ્ય લીધું અને રથમાં બેસીને ઉત્તર દિશા તરફ પ્રયાણ કર્યું.[૬,૭] પછી રિપુમર્દન બળવાન અર્જુને શત્રુઓનાં રૂંવાડાં ઊભાં કરી દે એવા નાદવાળા મહાશંખને જોશપૂર્વક વગાડ્યો.[૮] ત્યારે અગ્નિદેવે આપેલા રથના તે વેગવાન ઘોડાઓ પણ, પૃથ્વી ઉપર ઘૂંટણભેર થઈ ગયા અને રથની પાટલી ઉપર બેઠેલો ઉત્તર તો ગભરાઈ ને ત્યાં જ ડરી ગયો.[૯]

અર્જુને લગામો હાથમાં લઈને એ અશ્વોને ફરી ઠીક કર્યા અને ઉત્તરને ભેટીને આશ્વાસન આપ્યું.[૧૦]

અર્જુન બોલ્યો : હે રાજપુત્રશ્રેષ્ઠ ! તું ભય રાખીશ નહિ ! હે પરંતપ ! તું ક્ષત્રિય છે. હે પુરુષસિંહ ! તું શત્રુઓની મધ્યમાં શા માટે રોઈ પડે છે?[૧૧] તેં શંખોના અનેક નાદો સાંભળ્યા છે. તેં પુષ્કળ ભેરીઓના ઘોષો સાંભળ્યા છે. વળી તેં વ્યૂહબદ્ધ સેનાઓમાં ઊભેલા કુંજરોની ગર્જનાઓ પણ સાંભળી છે.[૧૨] તો પછી અહીં તું આ શંખનાદથી શા માટે ડરી ગયો છે ? પ્રાકૃત મનુષ્યની જેમ તું શા માટે ગભરાઈને ફિક્કો પડી ગયો છે?[૧૩]

ઉત્તર બોલ્યો : મેં પુષ્કળ શંખનાદો સાંભળ્યા છે અને અનેક ભેરીઓના નાદો સાંભળ્યા છે. વળી મેં વ્યૂહબદ્ધ સેનાઓમાં ઊભેલા માતંગોની ગર્જના પણ સાંભળી છે.[૧૪] પરંતુ આના જેવો શંખનાદ તો મેં પૂર્વે કદી પણ સાંભળ્યો નથી, તેમ આ જાતની ધજાવ મેં પૂર્વે કદી જોઈ નથી.[૧૫] વળી મેં ધનુષ્યનો આવો ટંકારવ પૂર્વે ક્યારે પણ સાંભળ્યો નથી. આ શંખનાદથી, આ ધનુષ્ટંકારથી, ધ્વજા ઉપર રહેલાં આ અમાનુષ ભૂતોના શબ્દથી અને આ રથના નિનાદથી મારું મન અત્યંત મૂંઝાઈ જાય છે.[૧૬,૧૭] સર્વ દિશાઓ વ્યાકુળ થઈ ગઈ છે અને મારું હૃદય પીડાય છે. સર્વ દિશાઓ ધ્વજાથી ઢંકાઈ ગઈ છે અને મને એકે દિશા સૂઝતી નથી.[૧૮] વળી આ ગાંડીવના ઘોષથી મારા કાનો તો બહેરા થઈ ગયા છે. એટલે બે ઘડી રથ હાંકીને પ્રયાણ કરી રહેલા વિરાટપુત્રને પૃથાપુત્ર અર્જુને આ પ્રમાણે કહ્યું.[૧૯]

અર્જુન બોલ્યો : હે ઉત્તર ! તું બંને પગે રથની બેસણીને દબાવીને બેસી રહે અને લગામોને મજબૂત રીતે પકડી રાખ. જો હું ફરીથી શખ

વૈશંપાયન બોલ્યા : પછી તેણે પર્વતોને, ગિરિગુફાઓને, દિશાઓને અને શિલાસમૂહોને જાણે ચીરી નાખતો હોય તેવો શંખધ્વનિ ફૂંક્યો. તે વખતે ઉત્તર તો રથની બેસણી ઉપર જ લપટાઈને બેસી રહ્યો હતો.[૨૧] એ શંખના શબ્દ વડે, એ રથચક્રના ઘરઘરાટ વડે અને એ ગાંડીવના ટંકારવથી પૃથ્વી તો ત્યારે ધણધણવા લાગી.[૨૨] તે સમયે ધનંજયે ઉત્તરકુમારને ફરીથી આશ્વાસન આપ્યું.[૨૩] ત્યારે આજુબાજુ કુરુસેનામાં રહેલા દ્રોણ બોલી ઊઠ્યા કે, 'આ મેઘના જેવો રથનો ઘરઘરાટ થાય છે અને આ પૃથ્વી કંપી રહી છે, તે ઉપરથી લાગે છે કે, આ સામો આવનારો સવ્યસાચી અર્જુન જ છે, બીજો કોઈ નથી.[૨૪] આપણાં શસ્ત્રો નિસ્તેજ લાગે છે, આપણા અશ્વો ઉદાસ થયેલા લાગે છે અને આપણા અગ્નિઓ ચેતાવ્યા છતાં પણ પ્રકાશતા નથી. આ કંઈ સારાં ચિહ્નો નથી.[૨૫] આપણાં સર્વ પશુઓ સૂર્યની સામે જોઈને, ઘોર શબ્દ કરી રહ્યાં છે અને કાગડાઓ આવીને આપણી ધ્વજાઓમાં ભરાઈ બેસે છે. આ કંઈ સારાં ચિહ્નો નથી. વળી પક્ષીઓ આપણી ડાબી બાજુએ જઈને આપણને મહાન ભયની સૂચના આપે છે. આ શિયાળ રડતું રડતું આપણી સેનાની વચ્ચે થઈને દોડ્યું છે અને જરા ઘાયલ થયા વિના પાર ગયું છે, એ મહાભય સૂચવે છે.[૨૬-૨૮] તમારાં રુવાંટાં પણ મને ઊભાં થઈ ગયેલાં લાગે છે. આથી જણાય છે કે, આ યુદ્ધમાં ક્ષત્રિયોનો અવશ્ય ઘાણ નીકળી જશે.[૨૯] આ સૂર્યાદિ જ્યોતિઓ ઝાંખા થઈ ગયા છે, પશુ-પંખીઓ દારુણ ચીસો પાડે છે અને ક્ષત્રિયોનો નાશ સૂચવનારા વિવિધ પ્રકારના ઘોર ઉત્પાતો જોવામાં આવે છે.[૩૦] આમાં પણ હે પૃથ્વીપતિ દુર્યોધન! અહીં આપણા વિનાશનાં નિમિત્તો વિશેષે જણાય છે. તારી સેના બળતાં ઉંબાડિયાંથી પીડાઈ રહી છે. અને તારાં વાહનો ઉલ્લાસહીન થઈને જાણે કે તે રડી રહ્યાં હોય એમ દેખાય છે![૩૧] તારી સેનાની ચારે બાજુએ ગીધડાં ફરી વળ્યાં છે. આથી પૃથાનંદન અર્જુનનાં બાણથી પીડાયેલી તારી સેનાને જોઈને મને સંતાપ થશે. આ તારી સેના તો જાણે અત્યારે જ હારીને બેઠેલી લાગે છે. એમાંનો કોઈ પણ યુદ્ધ કરવા માટે ઇચ્છતો નથી.[૩૨] લગભગ બધા જ યોદ્ધાઓનાં મોં ફિક્કાં પડી ગયાં છે અને તેમનાં ચિત્ત જાણે કે ફટકી ગયાં છે. આથી ગાયોને મોકલી દઈને, આપણે સૌ યોદ્ધાઓ વ્યૂહરચનામાં ગોઠવાઈને ઊભા રહીએ.'[૩૩]

ઇતિ શ્રીમહાભારતમા વિરાટપર્વાંતર્ગત 'ઉત્તરગોગ્રહમાં ઉત્પાતદર્શન' નામનો અધ્યાય ૪૬મો સમાપ્ત

## अध्याय ४७मो

### કર્ણ અને દુર્યોધનનાં વચન

॥ वैशंपायन उवाच ॥

**अथ दुर्योधनो राजा समरे भीष्ममब्रवीत् ।**
**द्रोणं च रथशार्दूलं कृपं च सुमहारथम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી રાજા દુર્યોધને રણભૂમિમાં ભીષ્મને, રથશાર્દૂલ દ્રોણાચાર્યને અને ઉત્તમ મહારથી કૃપાચાર્યને આ પ્રમાણે કહ્યું :[૧] 'હે બંને આચાર્યો! મેં આ એક વાત વારંવાર કહી છે, છતાં તે ફરી ફરીને કહેતાં મને તૃપ્તિ જ થતી નથી, એટલે તે હું તમને કહું છું.[૨] પરાભવ પામેલા પાંડવોએ બાર વરસ વનવાસ રાખવો અને તેરમે વર્ષે તેમણે કોઈ પણ દેશમાં અજ્ઞાતવાસમાં રહેવું, એવો અમારો ઠરાવ હતો.[૩] હવે તેમના અજ્ઞાતવાસનું એ તેરમું વરસ પૂરું થયું નથી, છતાં અજ્ઞાતવાસમાં રહેલો અર્જુન અમારી સામે ભેટો કરવા આવ્યો છે.[૪] આમ જો અજ્ઞાતવાસનો સમય પૂરો થયા પહેલાં જ અર્જુન સામો આવ્યો છે, તો પાંડવોએ ફરી બાર વરસ સુધી વનમાં વસવાટ રાં

તેઓ કાં તો આ ચૂક ખાઈ બેઠા હશે અથવા અમારી ક્યાંક ગફલત થતી હશે. કાળની ગણના સંબંધમાં જે કાંઈ ઓછાવત્તાપણું હોય, તે જાણવા માટે આ સર્વમાં ભીષ્મ યોગ્ય છે.[૬] કોઈ પણ વિષય સંબંધમાં બે મત તો પડે છે, ત્યારે તેમાં અવશ્ય સંશય રહે છે. આપણે મનમાં અમુક બાબત વિશે અમુક વિચાર કર્યો હોય છે, પણ પરિણામ ધાર્યા કરતાં સાવ ઊલટું જ આવે છે.[૭] આપણે તો મત્સ્યદેશની ઉત્તર તરફની ગાયો મેળવવાને માટે યુદ્ધ કરવા ઇચ્છી રહ્યા છીએ, ત્યાં અર્જુન જ સામેથી આવ્યો છે, તો તેમાં આપણે કોનો અપરાધ કર્યો ગણાય?[૮] આપણે ત્રિગર્તોને કારણે મત્સ્યવાસીઓ સાથે યુદ્ધ કરવા માટે આવ્યા છીએ, કેમ કે તે ત્રિગર્તોએ આપણને મત્સ્યવાસીઓના અનેક અપરાધો કહી સંભળાવ્યા છે.[૯] ભયથી પરાભવ પામેલા એ ત્રિગર્તોને માટે જ આપણે મત્સ્યો સાથે યુદ્ધની પ્રતિજ્ઞા કરી છે. આપણે ત્રિગર્તો સાથે ઠરાવ કર્યો છે કે, પ્રથમ સાતમને દિવસે સાંજને સમયે એ ત્રિગર્તોએ મત્સ્યોના મહાન ગોધનને હરી લેવું.[૧૦] આમ મત્સ્યરાજ પોતાની ગાયો પાછી મેળવવા પાછળ જશે, તે સમયે આપણે આઠમને દિવસે સૂર્યોદયને સમયે આ બાજુની ગાયોને હરી લેવી.[૧૧] હવે એ ત્રિગર્તો ગાયો હરી લાવશે અથવા પરાજય પામશે અથવા આપણને ભોળવીને મત્સ્યરાજ સાથે સંધિ કરશે. અથવા તો મત્સ્યરાજ તે ત્રિગર્તોને પડતા મૂકીને રાત્રે પાછો નગરમાં આવ્યો હશે. આથી પોતાની ભયંકર દેખાવવાળી સર્વ સેનાથી વીંટળાઈને તે પોતાના દેશવાસી યોદ્ધાઓ સહિત આપણી સાથે યુદ્ધ કરવાને અહીં આવી જ રહ્યો હશે[૧૨,૧૩] એમાંનો જ આ કોઈ મહાવીર્યવાન યોદ્ધો અગ્રેસર થઈને આપણને જીતવાને અહીં આવ્યો છે. અથવા એ મત્સ્યરાજ પોતે પણ હોય.[૧૪] આથી આ જો મત્સ્યરાજ આવ્યો હોય કે અર્જુન પોતે આવ્યો હોય, તોપણ આપણે સૌએ તેની સાથે યુદ્ધ કરવું જ એવી આપણે પ્રતિજ્ઞા કરી છે.[૧૫] છતાં રથમાં બેઠેલા ભીષ્મ, દ્રોણ, કૃપ, વિકર્ણ અને અશ્વત્થામા એ રથિશ્રેષ્ઠો તથા સર્વ મહારથીઓ કેમ આવા સમયે મનમાં ગભરાઈ ગયા છે? અહીં યુદ્ધ વિના બીજી ગતિ નથી, માટે સર્વ મનને સાવધાન કરો.[૧૬,૧૭] વજ્રપાણિ ઇંદ્રદેવ અથવા યમરાજ સુદ્ધાં જો આ આપણાં ગોધણોને હરી જાય, તો આપણામાંનો કોણ તેને સંગ્રામમાં પરાજય આપ્યા વિના પાછો હસ્તિનાપુર જાય?[૧૮] આ આપણાં બાણોથી વીંધાઈને ગહન વનમાં નાસી ગયેલાં પાયદળોમાંથી કોણ જીવતો રહી શકે એમ છે? કદાચ સંશય રહે છે કે, નાસી છૂટેલા ઘોડેસવારો જીવતા રહી જાય ખરા![૧૯]

દુર્યોધનનાં વચનો સાંભળીને રાધાપુત્ર કર્ણે આ વચનો કહ્યાં: 'દ્રોણાચાર્યને પાછળ રાખીને જ આપણે આપણા ઠરાવ પ્રમાણે યુદ્ધવ્યવસ્થા કરો.[૨૦] એ આચાર્ય પાંડવોના મતને જાણે છે, એટલે જ આપણને ગભરાવે છે. વળી હું જોઉં છું કે, એમને અર્જુન ઉપર અધિક પ્રીતિ છે.[૨૧] આથી જ અર્જુનને આવતો જોઈને એ તેની પ્રશંસા કરવા માંડે છે! આપણે તો એવી વ્યવસ્થા કરી નાખો કે જેથી આપણી સેનામાં ભંગાણ પડે નહિ.[૨૨] દ્રોણ તો ઘોડાનો હણહણાટ સરખો પણ સાંભળતાં ધ્રૂજી ઊઠશે અને તેથી આખી સેના ભયભીત થઈને નાસભાગ કરવા લાગશે! આપણે પરદેશમાં છીએ, આ મહાન અરણ્ય છે, ગ્રીષ્મઋતુ છે અને શત્રુના તાબામાં આવી પડ્યા છીએ; તેથી આપણી સેના ભાંગી પડે નહિ એવી નીતિનો ઉપયોગ કરો.[૨૩] આ આચાર્યને તો પાંડવો નિત્ય વધારે વહાલા છે તેથી જ સ્વાર્થી પાંડવોએ એમને તમારી પાસે રાખ્યા

છે. એ પોતે પણ એવી જ વાત કરે છે.[૨૪] બાકી ઘોડાઓનો હણહણાટ સાંભળીને બીજો કોણ અર્જુનની સ્તુતિ કરવા મંડી પડે? ઘોડાઓની તો એ ટેવ જ છે કે, તેઓ ચાલતા હોય કે કોઈ સ્થળે ઊભા હોય તોપણ તેઓ હણહણાટ કરવાના જ.[૨૫] પવનો તો સદૈવ વાયા જ કરે, વરસાદ નિત્ય વરસ્યા કરે અને મેઘની ગર્જનાઓ પણ વારેવારે સંભળાયા કરે.[૨૬] એનું તે શું કરવાનું હોય? તેમાં પાર્થનાં વખાણ કરવાનું શું પ્રયોજન? કેવળ અર્જુનનું ભલું કરવાની ઇચ્છા સિવાય અથવા આપણા તરફ દ્વેષ કે રોષ, એ સિવાય બીજું એમાં શું પ્રયોજન હોય?[૨૭] ખરે, આચાર્યો તો દયાળુ હોય છે, જ્ઞાની હોય છે અને હિંસામાં પાપ જોનારા હોય છે. આવા મહાન ભયના સમયે એમની કોઈ રીતે સલાહ લેવાય નહિ.[૨૮] પંડિતો તો જાતજાતનાં ભવનોમાં, સભામંડળોમાં અને ઉપવનોમાં અનેક જાતની વાતો કહેતા હોય ત્યાં જ શોભે![૨૯] વળી પંડિતો તો જનમંડળોમાં જાતજાતની અનેક આશ્ચર્યકારી વાતો થતી હોય-અને યજ્ઞનાં આયુધરૂપ કપાલ આદિનું આસાદન તથા પ્રોક્ષણ વગેરે થતાં હોય, ત્યાં જ શોભે![૩૦] બજારમાં વળી જ્યાં બીજા મનુષ્યોનાં છિદ્રો જોવામાં, માણસોનાં સ્નાનાદિક કાર્યોના દોષો કાઢવામાં, હાથી, ઘોડા તથા રથમાં બેસીને ફરવામાં, ગધેડાં, ઊંટ તથા બેટાંબકરાંની ચિકિત્સા કરવામાં, ગોધણોમાં, ઘરના આગલા આંગણામાં તથા મુખ્ય દ્વાર ઉપર બલિદાનો મૂકવામાં, નિવાહ આદિ સંસ્કાર કરવામાં અને અન્નના દોષો વીણવામાં જ પંડિતો શોભે![૩૧,૩૨] આથી શત્રુઓની ગુણગાથા ગાનારા પંડિતોને વેગળા મૂકી દઈને એવી જાતની નીતિવ્યવસ્થા કરો કે, જેથી શત્રુનો વધ કરી શકાય.[૩૩] સેનાને વ્યૂહબદ્ધ કરો, ગાયોને વચ્ચે રાખો અને ચારે બ રક્ષકો ગોઠવી દો, એટલે ત્યાં રહીને આપણે શત્રુઓની સાથે યુદ્ધ કરીએ.[૩૪]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં દુર્યોધનવાક્ય' નામનો અધ્યાય ૪૭મો સમાપ્ત

## अध्याय ४८ मो

### કર્ણની બડાઈ

॥ कर्ण उवाच ॥

**सर्वानायुष्मतो भीतान् संत्रस्तानिव लक्षये।**
**अयुद्धमनसश्चैव सर्वांश्चैवानवस्थितान् ॥ १ ॥**

કર્ણ બોલ્યો: મને તો તમે સર્વ આયુષ્માનો ભયભીત થયેલા, ગભરાઈ ગયેલા, યુદ્ધ તરફ અરુચિવાળા થયેલા અને સર્વશઃ અસ્થિરચિત્ત બની ગયેલા લાગો છો.[૧] આ સામે મત્સ્યરાજ આવ્યો હશે કે અર્જુન આવ્યો હશે, તોપણ કિનારા જેમ સમુદ્રને અટકાવી રાખે છે, તેમ હું તેને અટકાવી રાખીશ.[૨] મારા ધનુષ્યમાંથી છૂટેલાં નમેલાં પર્વવાળાં બાણો, જ્યારે સરપની જેમ સડસડાટ જવા લાગે છે, ત્યારે કદી ચોટ ચૂકતાં નથી.[૩] મારા હાથથી સોનાનાં છૂટેલાં પીછાંવાળાં અને અતિ તીક્ષ્ણ અણીવાળાં બાણો, તીડો જેમ વૃક્ષને ઢાંકી દે, તેમ પૃથાપુત્રને ઢાંકી દેશે.[૪] એકબીજાનાં પીછાંને દૃઢ રીતે વળગી રહેલાં મારાં બાણોને દોર ઉપર ચડાવતાં, મારી હથેળીઓનો જે શબ્દ થાય, તે બે ભેરીઓ સાથે વાગવાથી જેવો શબ્દ થાય તેવો તમે સાંભળશો. આ તેર વરસ સુધી સ્વસ્થ રહેલો અર્જુન યુદ્ધને માટે ઉત્સુક થઈ રહ્યો હશે, તેથી આ યુદ્ધમાં તે મારા ઉપર જરૂર પ્રહાર કરશે. ગુણવાન બ્રાહ્મણની જેમ એ કૌંતેય પણ સુપાત્ર છે, તેથી તે પણ મારાં મૂકેલાં સહસ્ર શરસમૂહોનો સ્વીકાર કરશે! અર્જુન એ મહાધનુર્ધારી તરીકે ત્રણે લોકમાં પ્રસિદ્ધ [illegible] છે, તો હું પણ એ નરશ્રેષ્ઠથી કોઈ રીતે

પાંખ જેવાં સુવર્ણબાણોને ચોતરફ વરસાવું છું, એટલે આકાશ આગિયાથી છવાઈ ગયેલા જેવું જણાશે.[૯] પૂર્વે વચનથી સ્વીકારેલું ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનનું અક્ષય ઋણ, આજે હું સંગ્રામમાં અર્જુનને હણીને વાળી દઈશ. જોજો, આજે વચ્ચેથી કપાઈ ગયેલાં અને આમતેમ જઈ રહેલાં પૂંછડાંવાળાં બાણોની આકાશમાં તીડો જેવી ભીડ થઈ જશે! બળતા ઊંબાડિયાથી જેમ હાથીને ત્રાસ પોકરાવવામાં આવે, તેમ હું આજ ઇંદ્ર-વજ્રના જેવા કઠિન સ્પર્શવાળા અને મહેંદ્રના જેવા તેજવાળા એ પૃથાપુત્રને ત્રાસ પોકારાવીશ.[૧૦-૧૨] ગરુડ જેમ સાપને પકડી લે, તેમ હું આજે શૂરવીર, અતિરથી અને સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા એ પૃથાપુત્રને વિવશ કરીને રથમાંથી જ પકડી લઈશ.[૧૩] ખડ્ગ, શક્તિ અને બાણરૂપી ઈંધણાંવાળો અને અગ્નિ સમાન અસહ્ય એવો એ અર્જુનરૂપી પ્રોજ્જ્વલ અગ્નિ જ્યારે શત્રુઓને બાળવા માંડશે, ત્યારે હું અશ્વના વેગરૂપી પૂર્વવાયુવાળો, રથચક્રના ઘરઘરાટરૂપી ગર્જનાવાળો, બાણોરૂપી ધારાવાળો મહાન મેઘ સમાન થઈને એ પાંડવઅગ્નિને ઠારી નાખીશ. સરપો જેમ રાફડામાં પેસી જાય, તેમ ધનુષ્યથી છૂટેલાં ભયંકર ઝેરીલા સરપો જેવાં મારાં બાણો, એ પાર્થના શરીરમાં પેસી જાઓ. જોજો, આજે મારાં અત્યંત તેજવાળાં, સોનાનાં પીંછાંવાળાં અને નમેલાં પર્વવાળાં પાણીદાર બાણોથી એ કુંતીનંદન એવો ઢંકાઈ જશે કે, જાણે કરેણનાં વૃક્ષોથી કોઈ પર્વત ભરાઈ ગયો હોય![૧૪-૧૭] ઋષિશ્રેષ્ઠ જામદગ્ન્ય પરશુરામ પાસેથી મને જે વીર્યવંતું અસ્ત્ર પ્રાપ્ત થયું છે, તેનો આશ્રય કરીને હું ઇંદ્રની સાથે પણ યુદ્ધ કરી શકું એમ છું.[૧૮] રે! એની ધજાની ટોચ ઉપર વાંદરો ઊભો છે, તેને તો હું હમણાં જ મારા ભાલાથી હણી નાખીશ અને તે ભયંકર ચિત્કાર કરતો આજે જ પૃથ્વી ઉપર લોટી પડશે.[૧૯] મારા એ શત્રુની ધજા ઉપર રહેલાં ભૂતો મારા મારથી દિશાઓમાં ભાગવા માંડશે અને તેમની ચીસનો શબ્દ ઠેઠ આકાશ સુધી પહોંચશે.[૨૦] આજે હું દુર્યોધનના હૃદયમાં ચિરકાળથી રહેલું તે શલ્ય અર્જુનને રથમાંથી રોળી પાડીને સમૂળગું કાઢી નાખીશ.[૨૧] હે કૌરવો! આજે તમે એ પૌરુષપરાયણ પૃથાપુત્રને રથ વિનાનો થયેલો જોશો, તેના ઘોડા મરી ગયેલા જોશો અને તેને સાપની જેમ ફૂંફાડા મારી રહેલો જોશો.[૨૨] કૌરવો જોઈએ તો કેવળ ગોધનને લઈને ચાલ્યા જાઓ અથવા જોઈએ તો રથમાં બેસી રહીને મારું યુદ્ધ જુઓ.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં કર્ણવિકત્થન' નામનો અધ્યાય ૪૮મો સમાપ્ત

## अध्याय ४९ मो

### કૃપાચાર્યનું ભાષણ

॥ कृप उवाच ॥

सदैव तव राधेय युद्धे क्रूरतरा मतिः ।
नार्थानां प्रकृतिं वेत्सि नानुबंधमवेक्षसे ॥ १ ॥

કૃપ બોલ્યો : હે રાધેય! યુદ્ધના વિષયમાં તારી મતિ સદૈવ ક્રૂર હોય છે; પણ તું કાર્યનું સ્વરૂપ જાણતો નથી અને તેના પરિણામને પણ લક્ષમાં લેતો નથી.[૧] શાસ્ત્રનો આધાર લઈને અનેક કપટ-યુક્તિઓ વિચારાઈ છે, પણ તેમાં યુદ્ધ એ સૌથી પાપિષ્ઠ છે, એમ પુરાતન શાસ્ત્રવેત્તાઓ જણાવે છે.[૨] દેશ અને કાળને અનુસરીને કરવામાં આવેલું યુદ્ધ વિજયદાયી છે, પરંતુ દેશ અને કાળને અનુસર્યા વિનાનું યુદ્ધ ફળદાયી થતું નથી. આથી જે પરાક્રમ યોગ્ય દેશકાળમાં કરવામાં આવે છે, તે જ કલ્યાણ સાધનારું થાય છે.[૩] એટલે દેશકાળની અનુકૂળતા અનુસાર જ યુદ્ધાદિક કાર્યોનાં ફળનો વિચાર કરવો ઘટે છે. પંડિતો કંઈ રથ બનાવનાર-

સંહાર કરે છે. એ અર્જુનની સમાન કયો પુરુષ છે?[20] પુત્રથી ઊતરતો શિષ્ય છે એવું ધર્મવેત્તાઓ જાણે છે. આ કારણથી પણ અર્જુન દ્રોણાચાર્યને પ્રિય છે. હે કર્ણ ! તેં જેમ જૂગટું ખેલ્યું હતું, તેં જેમ ઇંદ્રપ્રસ્થ ઝૂંટવી લીધું છે અને તેં જેમ દ્રૌપદીને સભામાં ખેંચી આણી, તે જ રીતે હવે તું આ અર્જુન સાથે યુદ્ધ કરજે. આ તારો મહાબુદ્ધિમાન મામો શકુનિ ક્ષત્રિયધર્મમાં પંડિત છે અને દુષ્ટ જુગારદાવ ખેલનારો છે ! એ ગાંધારરાજ ભલે અહીં યુદ્ધ કરવા આગળ થાય ! અરે ભાઈ ! અર્જુનનું ગાંડીવ કંઈ પાસા નાખતું નથી અને તેમાંથી ~~કૃત, દ્વાપર, ત્રેતા તથા કલિ પડતા નથી ! એ ગાંડીવમાંથી તો ધોધબંધ તીક્ષ્ણ ધારવાળાં ને પ્રજ્વલિત બાણો છૂટે છે ! ગીધનાં પીછાંવાળાં, અત્યંત તેજદાર અને પર્વતોને પણ ચીરી નાખે એવાં બાણો ગાંડીવ ધનુષ્યમાંથી છૂટીને અધવચ્ચે અટકતાં નથી, પણ આરપાર ભેદીને સોંસરાં ચાલ્યાં જાય છે. અંતકારી કાળ, પવન, મૃત્યુ અને વડવામુખ અગ્નિ કોપે, તો કદાચ કંઈ બાકી રાખે, પણ ધનંજય કોપે તો કંઈ જ શેષ રહેવા દે નહિ. સભામાં તું જેમ મામાની સાથમાં દ્યૂત રમ્યો હતો, તેમ હવે એ સુબલપુત્રથી સુરક્ષિત રહીને તું આ સંગ્રામમાં પણ યુદ્ધ કર.[21-27] યુદ્ધની ઇચ્છા રાખનારા બીજા યોદ્ધાઓ ભલે યુદ્ધ કરે, હું તો ધનંજય સાથે યુદ્ધ નહિ કરું. જો મત્સ્યરાજ કદી ગાયો છોડાવવા સામો આવશે, તો જ અમારે તેની સાથે યુદ્ધ કરવું જોઈશે.[28]

~~ જુગાર રમનારાઓનો પાસો અનુક્રમે એક, બે, ત્રણ ને ચાર દાણાઓ પાડેલો હોય છે. તેમાં એક દાણો એટલે કલિ, બે દાણા એટલે દ્વાપર, ત્રણ દાણા એટલે ત્રેતા અને ચાર દાણા એટલે કૃત-સત્ય. હવે દ્યૂત રમવામાં પાંચ પોતાની મહોર અને પાંચ સામે રમનારાની મહોર દાવમાં મૂકવામાં આવે છે. પછી પાસો નાખે છે, તેમાં જો એક દાણો ઉપર આવે છે, તો પોતાની મહોરમાંથી એક જ જીતે છે, બે દાણા ઉપર આવે છે, ત્યારે બીજાની બે અને પોતાની એક જીતે છે. ત્રણ દાણા ઉપર આવે છે, ત્યારે બીજાની ત્રણ અને પોતાની ત્રણ મહોર જીતે છે અને ચાર દાણા ઉપર આવે છે ત્યારે પોતાની તથા સામાની સઘળી મહોરો જીતી જાય છે. આ પ્રમાણે ઉત્તરોત્તર જેમ અધિક દાણા પડે છે, તેમ અધિક જય થાય છે, પણ કલિ-એક દાણો પડવામાં જય નથી. पंडित नीलकंठ

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં અશ્વત્થામાના વચનો' નામનો અધ્યાય ૫૦ મો સમાપ્ત

## અધ્યાય ૫૧મો

### ભીષ્મે સાંત્વન કર્યું

॥ भीष्म उवाच ॥

**साधु पश्यति वै द्रौणिः कृपः साध्वनुपश्यति ।**
**कर्णस्तु क्षात्रधमण केवलं योद्धुमिच्छति ॥१॥**

ભીષ્મ બોલ્યા : આ દ્રોણપુત્ર યોગ્ય જ કહે છે. આ કૃપાચાર્ય પણ ઉત્તમ જ કહે છે. એક આ કર્ણ જ કેવળ ક્ષાત્રધર્મથી યુદ્ધ કરવાની ઇચ્છા રાખે છે.[1] વિદ્વાન પુરુષે આચાર્યને દોષ દેવો યોગ્ય નથી. દેશકાળને જોઈને જ યુદ્ધ કરવું જોઈએ એમ હું માનું છું.[2] જેના સૂર્ય જેવા તેજસ્વી તથા પ્રહાર કરનારા પાંચ શત્રુઓ છે, એ શત્રુઓનો ઉદય થાય ત્યારે પંડિત મનુષ્ય પણ કેમ મૂંઝવણમાં ન પડે ?[3] સર્વ ધર્મવેત્તા મનુષ્યો પણ સ્વાર્થની વાતમાં મૂંઝાઈ પડે છે. આથી હે રાજન્ ! તને જો મારું બોલવું રુચતું હોય, તો હું તને આ વચનો કહીશ.[4] કર્ણે તારી આગળ આચાર્યની નિંદા કરનારાં જે વચન કહ્યાં છે, તે તો આચાર્યમાં તેજ પ્રકટાવવા માટે જ છે. તો આચાર્યપુત્ર અશ્વત્થામા તે માટે ક્ષમા કરે; કેમ કે અત્યારે આપણી સમક્ષ મોટું કામ આવીને ઊભું છે.[5] જ્યાં કુંતીનંદન અર્જુન સામો આવી ઊભો છે,-ત્યાં આ વિરોધ કરવાનો સમય નથી. તો તમે, દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય આ માટે ક્ષમા કરો.[6] આદિત્યમાં જેમ પ્રભા રહી છે, તેમ તમા-

રામાં અસ્ત્રવિદ્યા રહી છે. ચંદ્રમાં રહેલી સૌંદર્ય-લક્ષ્મીને જેમ સર્વથા દૂર કરી શકાય એમ નથી, તેમ તમારામાં રહેલાં બ્રહ્મતેજ અને બ્રહ્માસ્ત્ર પણ સર્વદા અક્ષય છે. કોઈ એક મનુષ્યમાં ચારે વેદોનું જ્ઞાન હોય છે, તો બીજા કોઈમાં સમગ્ર ક્ષાત્રતેજ હોય છે; પણ તે બંને સંપૂર્ણપણે આ દ્રોણાચાર્ય અને તેમના પુત્ર અશ્વત્થામા સિવાય, બીજા કોઈમાં રહ્યાં હોય એવું અમે સાંભળ્યું નથી.[૭-૯] હે રાજન્! વેદાંતો, પુરાણો અને પુરાતન ઇતિહાસના જ્ઞાન-માં એક જમદગ્નિપુત્ર પરશુરામને બાદ કરતાં કોણ દ્રોણાચાર્યથી ચડી જાય એમ છે?[૧૦] વેદોનું જ્ઞાન અને બ્રહ્માસ્ત્ર એ બંને બીજા કોઈમાં પણ એકસાથે રહેલાં જોવામાં આવતાં નથી. તો આચાર્યપુત્ર ક્ષમા આપે! આ સમય પરસ્પર ઝઘડવાનો નથી. આપણે સર્વ એક થઈને આ સામે આવેલા ઇંદ્રપુત્ર સાથે યુદ્ધ કરીએ. વિદ્વાન પંડિતોએ સેનાના વિનાશનાં જે કારણો વર્ણવ્યાં છે, તેમાં પરસ્પર ફાટફૂટ એ સૌથી મુખ્ય કારણ છે. વિદ્વાનો એને મહાપાપરૂપ માને છે.[૧૧-૧૩]

અશ્વત્થામા બોલ્યો : હે પુરુષસિંહ! અમારાં ન્યાયયુક્ત વચનોની તમારે આમ નિંદા ન કરવી જોઈએ. ગુરુ દ્રોણાચાર્યે તો રોષથી ઘેરાઈને જ અર્જુનના ગુણો ગાયા છે.[૧૪] શત્રુના પણ ગુણો ગ્રહણ કરવા, ગુરુના પણ દોષો હોય તો તે કહી દેવા અને પુત્રને તથા શિષ્યને તો સર્વથા સર્વ પ્રયત્ને હિતકારી હોય તે જ કહેવું, એવો શાસ્ત્રનો નિયમ છે.[૧૫]

દુર્યોધન બોલ્યો : હે આચાર્ય! આ કર્ણને ક્ષમા આપો. અહીં શાંતિ થાય એમ કરો. આચાર્યે જે વચનો કહ્યાં છે, તે રોષથી કહ્યાં છે, ભેદ પડાવવાને નથી જ કહ્યાં એ હું જાણું છું.[૧૬]

વૈશંપાયન બોલ્યા : આમ કહ્યા પછી હે ભારત! કર્ણ, ભીષ્મ અને મહાત્મા કૃપાચાર્ય સાથે દુર્યોધને દ્રોણગુરુની ક્ષમા માગી. ત્યારે દ્રોણગુરુએ આ પ્રમાણે કહ્યું.

દ્રોણ બોલ્યા : શાંતનુપુત્ર ભીષ્મે પ્રથમ કહ્યું કે, 'ભેદ ન પાડવો ને ક્ષમા રાખવી' તે વચનથી જ હું પ્રસન્ન થયો છું. માટે હવે યુદ્ધનીતિની વ્યવસ્થા કરો.[૧૭,૧૮] સંગ્રામમાં પૃથાપુત્ર અર્જુન મોહ કે સાહસ કરીને દુર્યોધન ઉપર ચડી આવે નહિ, એ પ્રમાણે યુદ્ધનીતિની વ્યવસ્થા કરો.[૧૯] ધનંજય વનવાસનાં તેર વર્ષ પૂરાં થયા વિના કદી પણ દેખા દે જ નહિ અને ગોધન પાછું મળશે નહિ, ત્યાં સુધી એ આજે ક્ષમા પણ કરશે જ નહિ.[૨૦] આથી ધૃતરાષ્ટ્રપુત્રો ઉપર એ ધસારો કરે નહિ અને આપણી સેનાને એ હાર આપે નહિ, એ પ્રમાણે યુદ્ધનીતિની વ્યવસ્થા કરો.[૨૧] હવે હે ગંગાનંદન! દુર્યોધને અજ્ઞાતવાસના સમય સંબંધમાં જે વચન કહ્યું છે, તેનો તમે વિચાર કરીને યથાર્થ ઉત્તર આપો.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત 'ઉત્તરગોગ્રહમાં ગોહરણપર્વમાં દ્રોણના વાક્ય' નામનો અધ્યાય પર મો સમાપ્ત

## अध्याय ५२मो
### વનવાસનાં વર્ષોનો નિર્ણય અને વ્યૂહરચના

॥ भीष्म उवाच ॥

कलाः काष्ठाश्च युज्यंते मुहूर्त्ताश्च दिनानि च ।
अर्धमासाश्च मासाश्च नक्षत्राणि ग्रहास्तथा ॥ १ ॥

ભીષ્મ બોલ્યા : કલા, કાષ્ઠા, મુહૂર્ત, દિવસ, પક્ષ, માસ, નક્ષત્ર, ગ્રહ, ઋતુ અને સંવત્સર એ સૌના યોગથી કાળગણના થાય છે અને એ રીતે કાળવિભાગ પ્રમાણે કાળચક્ર ચાલ્યા કરે છે.[૧,૨] તેમાં કાળના અતિરેકથી અને નક્ષત્રોના વ્યતિક્રમને લીધે જે ભેદ પડે છે, તે દૂર કરવાને માટે પ્રત્યેક પાંચ પાંચ વર્ષે બબ્બે માસ ઉમેરવામાં

ના વચન માત્ર ઉપર યુદ્ધ કરવાને તૈયાર થઈ જતા નથી[4] ઊંડું વિચારતાં આપણે એ પાર્થ સાથે યુદ્ધ કરવાને સમર્થ નથી. જો, તે એકલો જ કુરુઓ ઉપર ચડી આવ્યો છે. એણે એકલાએ જ ખાંડવ-વનમાં અગ્નિને તૃપ્ત કર્યો હતો.[5] એણે એકલા-એ જ પાંચ વર્ષ સુધી બ્રહ્મચર્ય ધારણ કર્યું હતું. એણે એકલાએ જ સુભદ્રાને રથમાં બેસાડીને કૃષ્ણને દ્વંદ્વયુદ્ધનું આહ્‌વાન આપ્યું હતું.[6] એણે એકલા-એ જ કિરાતરૂપમાં રહેલા ભગવાન રુદ્ર સાથે યુદ્ધ કર્યું હતું. આ વનમાં જ એ પૃથાપુત્ર એકલાએ હરણ કરાયલી કૃષ્ણાને પાછી જીતી હતી.[7] વળી એ એકલો જ પાંચ વર્ષ સુધી રહીને ઇંદ્ર પાસેથી અસ્ત્રવિદ્યા શીખ્યો છે. એ એકલાએ જ રિપુઓને જીતીને કુરુઓનો યશ ફેલાવ્યો છે.[8] એ રિપુદમન અર્જુને એકલાએ જ સંગ્રામમાં અત્યંત દુર્જય એવી ગાંધર્વોની સેના સામે જઈને વેગપૂર્વક ગંધર્વરાજ ચિત્રસેનને જીત્યો છે.[9] વળી દેવો પણ જેમનો વધ કરી શકે એમ નહોતું, એવા નિવાત-કવચો તથા કાલખંજે નામના દાનવોને એણે રણમાં રોળી નાખ્યા છે.[10] પૂર્વે આ પાંડવોમાંના એકએક ભાઈએ સર્વ ભૂમિપાલોને વશ કર્યા છે. ત્યારે હે કર્ણ! તેં એકલાએ પૂર્વે શું કામ કર્યું છે![11] અરે! ઇંદ્ર પણ પૃથાપુત્ર અર્જુન સાથે સંગ્રામમાં યુદ્ધ કરવાને યોગ્ય નથી, ત્યારે તું તેની સાથે યુદ્ધ કરવાને તલપી રહ્યો છે! તારી આ ઘેલછાનું કંઈ ઓસડ કરવું જોઈએ. તું તો જમણો હાથ ઊંચો કરીને, તેને ખિજાયેલા ઝેરી સાપના જડબામાં મૂકવા કરે છે અને તર્જની આંગળી વડે તે સાપની દાઢ કાઢી લેવા ઇચ્છે છે.[12] અથવા તો તું વનમાં વિચરતા મદમત્ત માતંગ ઉપર વગર અંકુશે એકલો જ ચડીને નગરમાં જવાને ઇચ્છે છે.[13,14] અથવા ચીથરાં વીંટાળીને ઘીથી લદબદ થઈને તું ઘી, મેદ અને વસા હોમવાથી ભડભડી રહેલા અગ્નિની મધ્યમાંથી પસાર થવાને ઇચ્છે છે.[15] પોતાને ગળે મોટા પહાણો બાંધીને તથા શરીરને દોરડાંથી લપેટીને કયો માણસ બે હાથે સમુદ્રને તરી જવાનું સાહસ કરે? એમાં પુરુષા-તન પણ શું રહ્યું છે?[16] હે કર્ણ! અસ્ત્રવિદ્યાને નહિ જાણનારો અને અત્યંત દુર્બળ એવો જે પુરુષ અસ્ત્રવિદ્યામાં નિપુણ અને અત્યંત બળવાન એવા આ પાર્થ સાથે યુદ્ધ કરવાને ઇચ્છે છે, તે મૂર્ખ બુદ્ધિનો જ છે.[17] અહીં આપણે જ કપટ કરીને એને તેર વરસ સુધી વનમાં ધકેલી મૂક્યો હતો; પણ હવે એ સિંહ બંધનમાંથી છૂટ્યો છે અને આપણને કોઈને બાકી રહેવા દેશે નહિ.[18] જેમ કૂવામાં અગ્નિ લપાઈ રહે, તેમ અર્જુન એકાંતમાં લપાઈ બેઠો હતો. તેની આગળ અજા-ણતાં આવી ચડીને આપણે ભારે ભયમાં ભરાઈ પડ્યા છીએ.[19] આ રણમાં કઠોર પૃથાપુત્ર સામો આવ્યો છે, એટલે આપણે સાથે રહીને તેની સાથે યુદ્ધ કરીએ. આ સૈનિકો પણ બખ્તરો તથા આયુધો સજીને વ્યૂહબદ્ધ થઈને ઊભા રહો.[20] હે કર્ણ! તું, દ્રોણ, દુર્યોધન, ભીષ્મ, અશ્વત્થામા અને હું એમ આપણે સર્વે પાર્થની સામે યુદ્ધ કરીએ. તું એકલો કંઈ સાહસ કરી બેસીશ નહિ! વજ્રપાણિ ઇંદ્રના જેવા ઉન્મત્ત અને દૃઢનિશ્ચયી એ પાર્થ સામે આપણે છ રથીઓ એક સાથે રહીને યુદ્ધ કરીશું તો જ તેની સામે ટકી શકીશું.[21,22] તો સૈન્યોને વ્યૂહબદ્ધ કરો, પરમ ધનુર્ધારીઓ સજ્જ થઈ જાઓ અને જેમ દાનવો ઇંદ્ર સામે યુદ્ધ કરે, તેમ આપણે રણસંગ્રામમાં અર્જુન સામે યુદ્ધ કરવા તત્પર થઈએ.[23]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં
'ઉત્તરગોગ્રહમાં કૃપાચાર્યનાં વચન' નામનો
અધ્યાય ૪૯મો સમાપ્ત

# अध्याय ५० मो

## અશ્વત્થામાનું ભાષણ

॥ अश्वत्थामोवाच ॥

**न च तावज्जिता गावो न च सीमांतरं गताः।**
**न हास्तिनपुरं प्राप्तास्त्वं च कर्ण विकत्थसे ॥ १ ॥**

અશ્વત્થામા બોલ્યો : અલ્યા કર્ણ ! હજી તો આપણે ગાયો જીતી નથી, તે હજી બીજી સીમમાં ગઈ નથી, તેમ હજી હસ્તિનાપુરમાં પહોંચી નથી અને તું શેની આ બડાશો મારે છે?[૧] રાજાઓ તો અનેક સંગ્રામો જીતીને, પુષ્કળ ધન મેળવીને અને શત્રુસેનાને હરાવીને પણ પોતાના પરાક્રમની કશી લાંબીચોડી વાત કરતા નથી.[૨] અગ્નિ બોલ્યા વિના જ બાળે છે, સૂર્ય મૌન રહીને જ ઝગહળે છે અને વસુંધરા જરા પણ ચિંકારા વિના જ સચરાચર લોકોને ધારણ કરે છે.[૩] જે જે કર્મોથી ધન સંપાદન કરી શકાય અને જે જે કર્મો કર્યાથી દૂષણ ન લાગે, તે તે કર્મો સ્વયંભૂ બ્રહ્માએ પોતે જ ચારે વર્ણો માટે નક્કી કર્યાં છે.[૪] બ્રાહ્મણે વેદોનું અધ્યયન કરીને યજ્ઞ કરવા તથા કરાવવા, ક્ષત્રિયે ધનુર્વિદ્યાનો અભ્યાસ કરીને યજ્ઞ કરવો, પણ કરાવવો નહિ.[૫] વૈશ્યે ખેતી વગેરેથી દ્રવ્યોપાર્જન કરી વેદોક્ત કર્મ કરવાં. શૂદ્રે નેતરની જેમ નમ્ર રહીને તેમ જ વંદન આદિ કર્મ કરતા રહીને ત્રણે વર્ણોની નિત્ય સેવા કરવી.[૬] શાસ્ત્રાનુસાર વર્તનારા મહાભાગ્યશાળી પુરુષો આ આખી પૃથ્વી ઉપર વિજય મેળવે છે, છતાં ગુણરહિત ગુરુજનોનું અપમાન નહિ કરતાં તેમનો સત્કાર કરે છે.[૭] જુગટાથી રાજ્ય મેળવીને કયો ક્ષત્રિય સંતોષ લઈ શકે વારુ? પણ આ ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન તો એવો જ ક્રૂર ને નિર્લજ્જ છે![૮] વળી પારધીની જેમ છેતરપિંડી અને છળકપટથી ધન મેળવીને કયો વિચક્ષણ પુરુષ પોતાની બડાઈ હાંકે?[૯] અલ્યા ઓ! આ તેં જ ધન હરી લીધું છે, તે ધનંજય, નકુલ કે સહદેવ એમાંથી કોની સાથે દ્વૈરથયુદ્ધ કરીને જીત્યું છે?[૧૦] તેં કયા યુદ્ધમાં યુધિષ્ઠિરને જીત્યો છે? કયા યુદ્ધમાં તેં શ્રેષ્ઠ બળવાન ભીમને હરાવ્યો છે? પૂર્વે તેં કયા સંગ્રામમાં ઇંદ્રપ્રસ્થ ઉપર વિજય મેળવ્યો છે?[૧૧] ઓ કુકર્મી! તેં કયા યુદ્ધમાં દ્રૌપદીને જીતી હતી કે તે રજસ્વલા હતી ત્યારે તેને એક વસ્ત્રભેર તેં સભામાં ખેંચી આણી હતી?[૧૨] હે સૂત! ધનલોભી માણસ જેમ ચંદનનું મૂળ કાપી નાખે, તેમ તેં ધનના લોભ વડે એ પાંડવોનું મૂળ કાપી નાખ્યું છે. તેમનું રાજ્ય જુગારથી હરી લીધું છે. વળી તેઓને દાસ બનાવ્યા, ત્યારે વિદુરે શું કહ્યું હતું તે તું સંભાર.[૧૩] માણસો અને કીડી તથા કીડા આદિ બીજા જીવો પણ પોતાની શક્તિ પ્રમાણે અમુક મર્યાદા સુધી જ શાંતિ રાખે છે. એટલે દ્રૌપદી ઉપર વીતેલો આ અત્યાચાર અર્જુન સહન જ કરી શકશે નહિ.[૧૪] આ ધનંજય ધૃતરાષ્ટ્રપુત્રોનો નાશ કરવા માટે જ પ્રકટ થયો છે, ત્યારે તું મોટો ડાહ્યો થઈને આડંબર કરીને બોલવા ઇચ્છે છે! જયશીલ અર્જુન વેરનો છેડો આણશે અને આપણામાંથી કોઈને બાકી રાખશે નહિ.[૧૫,૧૬] એ કુંતીપુત્ર ધનંજય દેવો, ગંધર્વો, અસુરો અને રાક્ષસો સામે લડતાં પણ ભયથી પાછા હઠે તેમ નથી.[૧૭] ગરુડ જેમ ઝાડનો ખોડો કાઢીને વેગપૂર્વક આગળ ધસે છે, તેમ આ અર્જુન પણ અતિ ક્રોધમાં આવીને જેના ઉપર તૂટી પડશે, તેનો ધાણ કાઢી નાખશે અને ઝપાટાભેર આગળ ધસશે.[૧૮] વીર્યમાં જે તારાથી વિશેષ છે, ધનુર્વિદ્યામાં જે દેવરાજ ઇંદ્ર સમો છે અને યુદ્ધમાં જે વાસુદેવ સમાન છે, તે પૃથાનંદનને કોણ ન પૂજે?[૧૯] એ દેવો સાથે દેવોની વિધિએ યુદ્ધ કરે છે, એ મનુષ્યોની સાથે મનુષ્યોની વિધિએ યુદ્ધ કરે છે અને એ અસ્ત્રોનો અસ્ત્રોથી

સંહાર કરે છે. એ અર્જુનની સમાન કયો પુરુષ છે ?[20] પુત્રથી ઊતરતો શિષ્ય છે એવું ધર્મવેત્તાઓ જાણે છે. આ કારણથી પણ અર્જુન દ્રોણાચાર્યને પ્રિય છે. હે કર્ણ ! તેં જેમ જૂગટું ખેલ્યું હતું, તેં જેમ ઇંદ્રપ્રસ્થ ઝૂંટવી લીધું છે અને તેં જેમ દ્રૌપદીને સભામાં ખેંચી આણી, તે જ રીતે હવે તું આ અર્જુન સાથે યુદ્ધ કરજે. આ તારો મહાબુદ્ધિમાન મામો શકુનિ ક્ષત્રિયધર્મમાં પંડિત છે અને દુષ્ટ જુગારદાવ ખેલનારો છે ! એ ગાંધારરાજ ભલે અહીં યુદ્ધ કરવા આગળ થાય ! અરે ભાઈ! અર્જુનનું ગાંડીવ કંઈ પાસા નાખતું નથી અને તેમાંથી *કૃત, દ્વાપર, ત્રેતા તથા કલિ પડતા નથી ! એ ગાંડીવમાંથી તો ધોધબંધ તીક્ષ્ણ ધારવાળાં ને પ્રજ્વલિત બાણો છૂટે છે ! ગીધનાં પીછાંવાળાં, અત્યંત તેજદાર અને પર્વતોને પણ ચીરી નાખે એવાં બાણો ગાંડીવ ધનુષ્યમાંથી છૂટીને અધવચ્ચે અટકતાં નથી, પણ આરપાર ભેદીને સોંસરાં ચાલ્યાં જાય છે. અંતકારી કાળ, પવન, મૃત્યુ અને વડવામુખ અગ્નિ કોપે, તો કદાચ કંઈ બાકી રાખે, પણ ધનંજય કોપે તો કંઈ જ શેષ રહેવા દે નહિ. સભામાં તું જેમ મામાની સાથમાં દ્યૂત રમ્યો હતો, તેમ હવે એ સુબલપુત્રથી સુરક્ષિત રહીને તું આ સંગ્રામમાં પણ યુદ્ધ કર.[21-27] યુદ્ધની ઇચ્છા રાખનારા બીજા યોદ્ધાઓ ભલે યુદ્ધ કરે, હું તો ધનંજય સાથે યુદ્ધ નહિ કરું. જો મત્સ્યરાજ કદી ગાયો છોડાવવા સામો આવશે, તો જ અમારે તેની સાથે યુદ્ધ કરવું જોઈશે.[28]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં અશ્વત્થામાના વચનો' નામનો અધ્યાય ૫૦ મો સમાપ્ત

## अध्याय ५१मो

### ભીષ્મે સાંત્વન કર્યું

॥ भीष्म उवाच ॥

साधु पश्यति वै द्रौणिः कृपः साध्वनुपश्यति ।
कर्णस्तु क्षात्रधर्मेण केवलं योद्धुमिच्छति ॥१॥

ભીષ્મ બોલ્યા : આ દ્રોણપુત્ર યોગ્ય જ કહે છે. આ કૃપાચાર્ય પણ ઉત્તમ જ કહે છે. એક આ કર્ણ જ કેવળ ક્ષાત્રધર્મથી યુદ્ધ કરવાની ઇચ્છા રાખે છે.[1] વિદ્વાન પુરુષે આચાર્યને દોષ દેવો યોગ્ય નથી. દેશકાળને જોઈને જ યુદ્ધ કરવું જોઈએ એમ હું માનું છું.[2] જેના સૂર્ય જેવા તેજસ્વી તથા પ્રહાર કરનારા પાંચ શત્રુઓ છે, એ શત્રુઓનો ઉદય થાય ત્યારે પંડિત મનુષ્ય પણ કેમ મૂંઝવણમાં ન પડે ?[3] સર્વ ધર્મવેત્તા મનુષ્યો પણ સ્વાર્થની વાતમાં મૂંઝાઈ પડે છે. આથી હે રાજન્ ! તને જો મારું બોલવું રુચતું હોય, તો હું તને આ વચનો કહીશ.[4] કર્ણે તારી આગળ આચાર્યની નિંદા કરનારાં જે વચન કહ્યાં છે, તે તો આચાર્યમાં તેજ પ્રકટાવવા માટે જ છે. તો આચાર્યપુત્ર અશ્વત્થામા તે માટે ક્ષમા કરે; કેમ કે અત્યારે આપણી સમક્ષ મોટું કામ આવીને ઊભું છે.[5] જ્યાં કુંતીનંદન અર્જુન સામો આવી ઊભો છે,-ત્યાં આ વિરોધ કરવાનો સમય નથી. તો તમે, દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય આ માટે ક્ષમા કરો.[6] આદિત્યમાં જેમ પ્રભા રહી છે, તેમ તમા-

* જુગાર રમનારાઓનો પાસો અનુક્રમે એક, બે, ત્રણ ને ચાર દાણાઓ પાડેલો હોય છે. તેમાં એક દાણો એટલે કલિ, બે દાણા એટલે દ્વાપર, ત્રણ દાણા એટલે ત્રેતા અને ચાર દાણા એટલે કૃત-સત્ય. હવે દ્યૂત રમવામાં પાંચ પોતાની મહોર અને પાંચ સામે રમનારાની મહોર દાવમાં મૂકવામાં આવે છે. પછી પાસો નાખે છે, તેમાં જો એક દાણો ઉપર આવે છે, તો પોતાની મહોરમાંથી એક જ જીતે છે, બે દાણા ઉપર આવે છે, ત્યારે બીજાની બે અને પોતાની એક જીતે છે. ત્રણ દાણા ઉપર આવે છે, ત્યારે બીજાની ત્રણ અને પોતાની ત્રણ મહોર જીતે છે અને ચાર દાણા ઉપર આવે છે ત્યારે પોતાની તથા સામાની સઘળી મહોરો જીતી જાય છે. આ પ્રમાણે ઉત્તરોત્તર જેમ અધિક દાણા પડે છે, તેમ અધિક જય થાય છે, પણ કલિ-એક દાણો પડવામાં જય નથી. પંડિત નીલકંઠ

શમાં અગ્નિશિખા નથી છે. ચંદ્રમાં રહેલી સૌંદર્ય-લક્ષ્મીને જેમ સર્વથા દૂર કરી શકાય એમ નથી, તેમ તમારામાં રહેલાં બ્રહ્મતેજ અને બ્રહ્માસ્ત્ર પણ સર્વદા અક્ષય છે. કોઈ એક મનુષ્યમાં ચારે વેદોનું જ્ઞાન હોય છે, તો બીજા કોઈમાં સમગ્ર ક્ષાત્રતેજ હોય છે; પણ તે બંને સંપૂર્ણપણે આ દ્રોણાચાર્ય અને તેમના પુત્ર અશ્વત્થામા સિવાય, બીજા કોઈમાં રહ્યાં હોય એવું અમે સાંભળ્યું નથી.[૮-૯] હે રાજન્! વેદોનો, પુરાણો અને પુરાતન ઇતિહાસના જ્ઞાન-માં એક જમદગ્નિપુત્ર પરશુરામને બાદ કરતાં કોણ દ્રોણાચાર્યથી ચડી જાય એમ છે?[૧૦] વેદોનું જ્ઞાન અને બ્રહ્માસ્ત્ર એ બંને બીજા કોઈમાં પણ એકસાથે રહેલાં જોવામાં આવતાં નથી. તો આચાર્યપુત્ર ક્ષમા આપો! આ સમય પરસ્પર ઝઘડવાનો નથી. આપણે સર્વ એક થઈને આ સામે આવેલા ઇંદ્રપુત્ર સાથે યુદ્ધ કરીએ. વિદ્વાન પંડિતોએ સેનાના વિનાશનાં જે કારણો વર્ણવ્યાં છે, તેમાં પરસ્પર ફાટફૂટ એ સૌથી મુખ્ય કારણ છે. વિદ્વાનો એને મહાપાપરૂપ માને છે.[૧૧-૧૩]

અશ્વત્થામા બોલ્યો : હે પુરુષસિંહ! અમારાં ન્યાયયુક્ત વચનોની તમારે આમ નિંદા ન કરવી જોઈએ. ગુરુ દ્રોણાચાર્યે તો રોષથી ઘેરાઈને જ અર્જુનના ગુણો ગાયા છે.[૧૪] શત્રુના પણ ગુણો ગ્રહણ કરવા, ગુરુના પણ દોષો હોય તો તે કહી દેવા અને પુત્રને તથા શિષ્યને તો સર્વથા સર્વ પ્રયત્ને હિતકારી હોય તે જ કહેવું, એવો શાસ્ત્રનો નિયમ છે.[૧૫]

દુર્યોધન બોલ્યો : હે આચાર્ય! આ કર્ણને ક્ષમા આપો. અહીં શાંતિ થાય એમ કરો. આચાર્યે જે વચનો કહ્યાં છે, તે રોષથી કહ્યાં છે, ભેદ પડાવવાને નથી જ કહ્યાં એ હું જાણું છું.[૧૬]

વૈશંપાયન બોલ્યા : ભારત! કર્ણ, ભીષ્મ અને મહાત્મા કૃપાચાર્ય સાથે દુર્યોધને દ્રોણગુરુની ક્ષમા માગી. ત્યારે દ્રોણગુરુએ આ પ્રમાણે કહ્યું.

દ્રોણ બોલ્યા : શાંતનુપુત્ર ભીષ્મે પ્રથમ કહ્યું કે, 'ભેદ ન પાડવો ને ક્ષમા રાખવી' તે વચનથી જ હું પ્રસન્ન થયો છું. માટે હવે યુદ્ધનીતિની વ્યવસ્થા કરો.[૧૭,૧૮] સંગ્રામમાં પૃથાપુત્ર અર્જુન મોહ કે સાહસ કરીને દુર્યોધન ઉપર ચડી આવે નહિ, એ પ્રમાણે યુદ્ધનીતિની વ્યવસ્થા કરો.[૧૯] ધનંજય વનવાસનાં તેર વર્ષ પૂરાં થયા વિના કદી પણ દેખા દે જ નહિ અને ગોધન પાછું મળશે નહિ, ત્યાં સુધી એ આજે ક્ષમા પણ કરશે જ નહિ.[૨૦] આથી ધૃતરાષ્ટ્રપુત્રો ઉપર એ ધસારો કરે નહિ અને આપણી સેનાને એ હાર આપે નહિ, એ પ્રમાણે યુદ્ધનીતિની વ્યવસ્થા કરો.[૨૧] હવે હે ગંગાનંદન! દુર્યોધને અજ્ઞાતવાસના સમય સંબંધમાં જે વચન કહ્યું છે, તેનો તમે વિચાર કરીને યથાર્થ ઉત્તર આપો.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત 'ઉત્તરગોગ્રહમાં ભેદ-સ્વરૂપમાં દ્રોણના વાક્ય' નામનો અધ્યાય ૫૧ મો સમાપ્ત

## અધ્યાય ૫૨મો
### વનવાસનાં વર્ષોનો નિર્ણય અને વ્યૂહરચના

॥ भीष्म उवाच ॥

कलाः काष्ठाश्च युज्यंते मुहूर्त्ताश्च दिनानि च।
अर्धमासाश्च मासाश्च नक्षत्राणि ग्रहास्तथा ॥ १ ॥

ભીષ્મ બોલ્યા : કલા, કાષ્ઠા, મુહૂર્ત, દિવસ, પક્ષ, માસ, નક્ષત્ર, ગ્રહ, ઋતુ અને સંવત્સર એ સૌના યોગથી કાળગણના થાય છે અને એ રીતે કાળવિભાગ પ્રમાણે કાળચક્ર ચાલ્યા કરે છે.[૧,૨] તેમાં કાળના અતિરેકથી અને નક્ષત્રોના વ્યતિ-ક્રમને લીધે જે ભેદ પડે છે, તે દૂર કરવાને માટે

આવે છે.[3×] એ રીતે જોતાં, પાંડવોને તેર વર્ષ ઉપર પાંચ મહિના અને બાર રાતો વધારે થાય છે એમ મારુ માનવુ છે.[4] આમ એમણે જે પ્રતિજ્ઞા કરી હતી, તે આખી ને યથાર્થ પાળી છે. આમ આ વાતને ખાતરીપૂર્વક જાણ્યા પછી જ અર્જુન અહીં યુદ્ધ કરવા માટે સામો આવ્યો છે.[5] સર્વ પાંડવો મહાત્માઓ છે. તે સર્વ ધર્મ અને અર્થમાં નિષ્ણાત છે. એટલે જેમના રાજા યુધિષ્ઠિર છે, તે પાંડવો ધર્મના અપરાધમાં પડે જ ક્યાથી?[6] કુંતીનંદનો નિર્લોભી છે અને તેમણે દુષ્કર કાર્યો કર્યાં છે. તેઓ કેવળ ઊલટા ઉપાયથી રાજ્ય મેળવવાની ઇચ્છા કરે એમ નથી. એ કુરુનંદનો તો ત્યાં દ્યૂતસભામાં પણ પરાક્રમ કરવાને સમર્થ હતા, પણ તેઓ ધર્મ-પાશથી બંધાયેલા હતા, એટલે ક્ષત્રિયવ્રતથી ચળ્યા નહોતા. જે કોઈ અર્જુનને અસત્ય આચરણ કરનારો કહેશે તે પરાભવ જ પામશે. પૃથાનંદનો તો મરણને વહાલું કરશે પણ ક્યારેય અસત્યને સંમત થશે નહિ.[7-8] પુરુષપ્રવર પાંડવો યોગ્ય કાળે યોગ્ય વસ્તુ મેળવ્યા વિના છોડે નહિ એવા પરાક્રમી છે. પછી ભલે એ વસ્તુનું વજ્રધારી ઇંદ્ર રક્ષણ કરતો હોય![10] સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા અર્જુન સાથે આપણે સંગ્રામમાં ભેટો કરવાનો છે. તેથી આ સંબંધમાં જે કલ્યાણકારી હોય તથા જગતમાં સત્પુરુષોએ જે કર્યું હોય, તે શીઘ્ર કરી નાખો. જોજો, આપણું ગોધન શત્રુના હાથમાં જઈ પડે નહિ![11] હે કૌરવ! સંગ્રામમાં અવશ્ય વિજય જ થાય એવું તો મને કદાપિ લાગતું નથી. અરે ઓ રાજેંદ્ર! આ ધનંજય તો આવી પહોંચ્યો![12] જ્યાં સંગ્રામ મંડાય છે, ત્યાં જીવવુ, મરવુ અને જયપરાજય એ બન્ને અવશ્ય એક બાજુએ જાય છે, એવુ નિ:સંશય જોવામાં આવ્યુ છે.[13] તેથી હે રાજેંદ્ર! કાં તો ધર્મસંમત (સુલેહ)-કર્મ, એ બેમાંથી ગમે તે એક ઝટપટ કરી લો. બાકી ધનંજય તો આ આવી પહોંચ્યો![14]

દુર્યોધન બોલ્યો : હે પિતામહ! હુ પાંડવોને રાજ્ય તો નહિ જ આપુ. માટે યુદ્ધ સંબંધી જે કંઈ કર્તવ્ય હોય, તે જ તમે સત્વર કરો.[15]

ભીષ્મ બોલ્યા : હે કુરુનંદન! મારે તને સર્વથા જે કલ્યાણકારી હોય તે કહેવું જોઈએ તેથી આ સંબંધમાં મને જે વિચાર આવે છે, તે તું તને રુચે તો સાંભળ.[16] તું સેનાનો ચોથો ભાગ લઈને શીઘ્ર હસ્તિનાપુર તરફ ચાલ્યો જા. પછી સેનાનો બીજો ચોથો ભાગ આ ગાયો લઈને ત્યાં જાઓ.[17] આમ સેનાનો અડધો ભાગ રહેશે,

× ચાંદ્ર, સાવન અને સૌર એવા ત્રણ પ્રકારના સંવત્સરો છે. તેમા ચોવીસ પખવાડિયાનો અને ત્રણસો ચોપન દિવસનો ચાંદ્ર સંવત્સર, ત્રણસોસાઠ દિવસનો સાવન સંવત્સર અને ત્રણસોપાસઠ દિવસ, પંદર ઘડી એકત્રીસ પળ તથા ત્રીસ અક્ષર જેટલા કાળનો સૌર સંવત્સર ગણાય છે ઘણેભાગે જ્યોતિષીઓ સૌર સંવત્સરને અનુસરીને વર્ષપ્રવેશાદિ કાર્ય કરે છે, સ્માર્ત વર્ધાપન વગેરેમા ચાંદ્ર સંવત્સર લેવાય છે અને બાર વર્ષની પ્રતિજ્ઞા, વ્રત, સત્ર વગેરેમા સાવન સંવત્સરનો ઉપયોગ કરાય છે આ પ્રમાણે વિશેષ છે, છતા જ્યારે ચાંદ્ર સંવત્સરની ગણના કરીએ, ત્યારે તેમા સૌર સંવત્સરના દિવસાદિકની વૃદ્ધિ ગણાય અને એ રીતે ગણતા તેર વર્ષમા ચાંદ્ર પાંચ માસ, બે દિવસ, સાડત્રીસ ઘડી અને પંદર અક્ષર અધિક થાય છે લોકમા ઘણેભાગે વિજયાદશમી દ્યૂત રમવાનો દિવસ ગણાય છે, તે ઉપરથી પાંડવોનો વિજયાદશમીએ દ્યૂતમા પરાજય થયો કૌરવો ગ્રીષ્મકાળમા ગાયો લેવા આવ્યા, તે વખતે વિજયાદશમીએ હારેલા પાંડવોના તેર વર્ષો આવતી આશ્વિન સુદ દશમીએ પૂરા થશે, એમ દુર્યોધનનુ ધારવુ હતુ અને તેથી જ તે અર્જુનને વહેલો બહાર પડેલો જોઈને મનમા રાજી થતો હતો, પરંતુ પાંડવો તો ચાંદ્ર સંવત્સર પ્રમાણે ગણના કરીને તેર વર્ષો પૂરા કરી કૃતાર્થ થઈ બહાર પડ્યા હતા. પાંડવોએ વિજયાદશમીથી પાંચ માસ અને બાર દિવસ પહેલા પ્રકટ થવુ જોઈએ. તેમા તેઓ અમાંત (ચાંદ્ર) માસ પ્રમાણે ચૈત્ર વદ સાતમે પ્રકટ થયા. એટલે પ્રતિજ્ઞા પૂર્ણ થયા પછી પણ નવ દિવસ ઉપરાંત કંઈક અધિક સમયે પ્રકટ થયા એમ સમજાય છે. (ટીકા ઉપરથી)

તે વડે અમે પાંડુપુત્ર અર્જુન સાથે યુદ્ધ કરશું. હું, દ્રોણ, કર્ણ, અશ્વત્થામા અને કૃપ યુદ્ધ કરવાનો નિશ્ચય કરીને આવેલા એ અર્જુન સામે યુદ્ધમાં ઝૂઝશું.[18] પછી ભલેને તો મત્સ્યરાજ આવે કે શતક્રતુ ઇંદ્ર આવે, તોપણ કિનારા જેમ સાગરને અટકાવી રાખે છે, તેમ હું પણ તેમને અટકાવી રાખીશ![19]

વૈશંપાયન બોલ્યા : મહાત્મા ભીષ્મે કહેલાં આ વચનો સર્વને ગમ્યાં અને કૌરવરાજ દુર્યોધને તે જ પ્રમાણે કર્યું.[20] આમ દુર્યોધનરાજને તથા ગોધનને વિદાય કર્યા પછી ભીષ્મે સેનાના અધિપતિઓને વ્યવસ્થિત ઊભા રાખ્યા અને વ્યૂહરચના કરવા માંડી.[21]

ભીષ્મ બોલ્યા : હે આચાર્ય! તમે સર્વ સેનાની મધ્યમાં ઊભા રહો. અશ્વત્થામા સેનાની ડાબી બાજુ ઊભો રહે. ધીમાન શારદ્વાન કૃપાચાર્ય જમણી બાજુએ રહીને રક્ષણ કરો.[22] સેનાને મોખરે કવચધારી સૂતપુત્ર કર્ણ ઊભો રહે અને હું સર્વ સૈન્યની પાછળ ઊભો રહીને તેનું રક્ષણ કરતો રહીશ.[23]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ભીષ્મકૃત સૈન્યવ્યૂહ' નામનો અધ્યાય ૫૨ મો સમાપ્ત

## અધ્યાય ૫૩ મો

### અર્જુને ગાયો પાછી વાળી

॥ वैशंपायन उवाच ॥

**तथा व्यूढेष्वनीकेषु कौरवेयेषु भारत ।**
**उपायादर्जुनस्तूर्णं रथघोषेण नादयन् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : આમ હે ભારત! કૌરવોએ વ્યૂહબંધી કરી, ત્યારે અર્જુન રથના ઘોષથી દિશાઓ ગજવતો ત્યાં આવી પહોંચ્યો.[1] ત્યારે કૌરવોએ અર્જુનની ધજાની ટોચ જોઈ, રથનો મહાન ઘરઘરાટ સાંભળ્યો અને ગાંડીવના લાગલાગટ થતા ટંકારોથી તેમના કાન ભરાઈ ગયા.[2] આ બધું જોઈને તથા ગાંડીવધારી મહારથી અર્જુનને આવી પહોંચેલો જાણીને દ્રોણાચાર્ય આ વચનો બોલ્યા.[3]

દ્રોણાચાર્ય બોલ્યા : આ પૃથાનંદનના ધ્વજની ટોચ દૂરથી ઝગઝગી રહી છે, આ એના રથનો ઘોષ ગાજી રહ્યો છે, આ એની ધજા ઉપર રહેલા વાનરની ગર્જના આવે છે.[4] એ રથિશ્રેષ્ઠ પાર્થ શ્રેષ્ઠ રથમાં ઊભો રહીને પોતાના વજ્રના જેવા નાદવાળા ઉત્તમોત્તમ ગાંડીવ ધનુષ્યને તાણી રહ્યો છે.[5] જુઓ, આ બે બાણો એકસાથે મારા પગ આગળ આવીને પડ્યાં છે અને આ બે બીજાં બાણો મારા કાનોને સ્પર્શ કરીને સડસડાટ ચાલ્યાં ગયાં છે![6] આમ અર્જુન વનવાસ સેવીને તથા અલૌકિક કર્મ કરીને પહેલાં બે બાણો વડે મને પ્રણામ કરે છે અને બીજાં બે બાણોથી મારા કાનનો સ્પર્શ કરીને મારી આજ્ઞા માગે છે.[7] અહો! બુદ્ધિમાન, બાંધવપ્રિય અને લક્ષ્મીથી અતીવ ઝળહળતા એ પાંડુપુત્ર ધનંજયને આપણે ઘણા લાંબા સમયે જોયો![8] રથ, બાણ, હાથનાં સુંદર મોજાં, ભાથા, શંખ, પતાકા, કવચ, મુકુટ, ખડ્ગ અને ધનુષ્યવાળો એ પૃથાપુત્ર સરવાથી વીંટાયેલા ઘી હોમેલા અગ્નિની જેમ ચમકી રહ્યો છે![9]

અર્જુન બોલ્યો : હે સારથિ! મારાં બાણો સેનામાં જઈને પડે એટલે છેટે તું ઘોડાઓને ઊભા રાખ. એટલે હું જોઈ લઉં કે પેલો કુરુકુલાધમ દુર્યોધન આ સૈન્યમાં ક્યાં રહ્યો છે?[10] તે અતિગર્વિષ્ઠને જોતાં જ હું બીજા સર્વને પડતા મૂકીશ અને એ અધમના માથા ઉપર જ હું તૂટી પડીશ. આમ એ સર્વનો આપોઆપ જ પરાજય થઈ જશે.[11] આ દ્રોણ સજ્જ થઈને ઊભા છે, એમની પછી દ્રોણનંદન અશ્વત્થામા છે. જો આ અહીં ભીષ્મ, કૃપાચાર્ય અને કર્ણ એ મહાધનુ-

ધારીઓ એકઠા થયા છે.[12] પણ આમાં દુર્યોધનરાજ તો ક્યાંય દેખાતો નથી. મને શંકા રહે છે કે તે પોતાનો જીવ બચાવવાને માટે ગાયો લઈને દક્ષિણ માર્ગે થઈને નાસી ગયો હશે![13] આથી હે વિરાટપુત્ર! આ રથની સેનાને અહીં જ છોડી દે અને જે બાજુ દુર્યોધન હોય તે બાજુએ રથને લઈ જા. ત્યાં જ હું યુદ્ધ કરીશ; કેમ કે યુદ્ધ કદી નિષ્ફળ હોતું નથી. હું એ દુર્યોધનને હરાવીને અને ગાયો લઈને પાછો ફરીશ.[14]

વૈશંપાયન બોલ્યા : અર્જુને આ પ્રમાણે કહ્યું, એટલે વિરાટપુત્ર ઉત્તરે અશ્વોને યત્નપૂર્વક વશ કર્યા અને તે કુરુશ્રેષ્ઠો સજ્જ થઈને ઊભા હતા ત્યાં લગામ ખેંચી રાખી. પછી તેણે જે દિશાએ દુર્યોધન ગયો હતો, તે દિશાએ તે અશ્વોને હાંક્યા. આમ શ્વેતવાહન અર્જુન રથસમૂહને છોડીને બીજી બાજુએ જવા લાગ્યો, એટલે કૃપાચાર્ય તેનો અભિપ્રાય જાણી લઈને આ વચન બોલ્યા :[15,16] 'આ અર્જુન દુર્યોધનરાજ વિના આપણી સાથે યુદ્ધ કરવા ઇચ્છતો નથી, તો આપણે વેગથી તે બાજુ ધસી રહેલા અર્જુનની પીઠ પકડવી જોઈએ. કેમ કે સંગ્રામમાં રોષે ભરાયેલા એ અર્જુન સાથે સહસ્ર આંખવાળો ઇંદ્ર, દેવકીનંદન શ્રીકૃષ્ણ, મહારથી આચાર્ય ભારદ્વાજ કે અશ્વત્થામા સિવાય બીજો કોઈ એકલો યુદ્ધ કરી શકે એમ નથી.[17,18] આથી જો આપણા પહોંચ્યા પહેલાં જ દુર્યોધનરૂપી નૌકા, પાર્થરૂપી જળમાં ડૂબી જાય તો પછી ગાયો કે વિપુલ ધન આપણને શું કામ લાગશે?[19] આટલામાં તો અર્જુન દુર્યોધનની નજીક થઈ ગયો અને તેણે પોતાનું નામ સંભળાવીને તીડની જેમ બાણો છોડી તે સેનાને એકદમ ઢાંકી દીધી.[20] આમ અર્જુને બાણોના સમૂહોની ઝડી વરસાવવા માંડી, તેથી તે બાણોથી છવાઈ ગયેલા યોદ્ધાઓને પણ, પૃથ્વી અને આકાશ બાણોથી છવાઈ ગયેલાં લાગ્યાં.[21] આમ છતાં યુદ્ધે ચડેલા એ યોદ્ધાઓએ નાસી છૂટવાનો વિચાર કર્યો નહિ. તેઓ તો મનમાં પાર્થના શીઘ્રત્વની સ્તુતિ કરવા લાગ્યા.[22] પછી અર્જુને રિપુઓનાં રૂંવાં ઊભાં કરી દે એવો શંખનાદ કર્યો; તેમ જ પોતાના ઉત્તમ ધનુષ્યનો ટંકારવ કરીને ધ્વજમાં રહેલાં પ્રાણીઓને ગર્જના કરવા પ્રેરણા કરી.[23] ત્યારે એના શંખના નાદથી, રથચક્રના ઘરઘરાટથી, ગાંડીવના ઘોષથી અને ધ્વજમાં રહેલાં અમાનુષ ભૂતોની ગર્જનાથી પૃથ્વી ધણધણી ઊઠી. ત્યાં તો ગાયો પૂંછડાંને ઊંચાં કરી હલાવવા લાગી અને 'હંભા હંભા' કરતી દક્ષિણ દિશા તરફ પાછી વળી ગઈ.[24,25]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં ગોનિવર્તન' નામનો અધ્યાય ૫૩ મો સમાપ્ત

## अध्याय ५४ मो

### કર્ણ પલાયન કરી ગયો

॥ वैशंपायन उवाच ॥

**स शत्रुसेनां तरसा प्रणुद्य गास्ता विजित्याथ धनुर्धराग्र्यः । दुर्योधनायाभिमुखं प्रयातो भूयो रणं सोऽभिचिकीर्षमाणः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યો : આમ શ્રેષ્ઠ ધનુર્ધર અર્જુને શત્રુસેનાને શીઘ્ર અસ્તવ્યસ્ત કરી નાખી અને ગાયોને જીતી લીધી; તેમ જ ફરી યુદ્ધ કરવાની ઇચ્છાથી દુર્યોધનની સામે પ્રયાણ કર્યું.[1] પછી ગાયોને જોશબંધ મત્સ્યદેશ તરફ જતી જોઈને, કુરુપ્રવીરોએ મુકુટધારી અર્જુનને કૃતાર્થ થયેલો માન્યો અને તેઓ દુર્યોધન સામે ધસી રહેલા એ અર્જુન ઉપર એકદમ તૂટી પડ્યા.[2] અનેક ધજાઓવાળી અને ગાઢ વ્યૂહમાં ગોઠવાયેલી કૌરવોની તે વિશાળ સેનાને જોઈને, શત્રુહંતા અર્જુને મત્સ્યરાજ વિરાટના પુત્ર ઉત્તરને ઉદ્દેશીને આ પ્રમાણે કહ્યું:[3] 'સુવર્ણના દોર અને ચોકડા-

વાળા આ શ્વેત અશ્વોને તું શીઘ્ર આ માર્ગે વાળ અને વેગપૂર્વક તથા સર્વ શક્તિથી તેમને પ્રયત્નપૂર્વક દોડાવ; એટલે હું કુરુસિંહ દુર્યોધનના વીર યોદ્ધા કર્ણની સામે પહોંચી જાઉં.[૪] હાથી જેમ હાથીની સામે લડવાને ઇચ્છે છે, તેમ એ દુરાત્મા સૂતપુત્ર મારી સાથે યુદ્ધ કરવાને ઇચ્છે છે. તો હે રાજપુત્ર! દુર્યોધનના આશ્રયથી ગર્વિષ્ઠ થયેલા એ કર્ણ પાસે તું મને શીઘ્ર લઈ જા.[૫] એટલે વિરાટપુત્રે સોનાની ઝૂલવાળા, તે કદાવર અને પવનવેગી ઘોડાઓને વેગથી દોડાવ્યા. આમ રથીઓની સેનાને વીંધી દઈને, તેણે અર્જુનને રણભૂમિની મધ્યમાં લાવી દીધો.[૬] આ વખતે કર્ણને બચાવવા માટે ચિત્રસેન, સંગ્રામજિત્, શત્રુસહ અને જય એ મહારથીઓ, વિપાઠ બાણો સાથે ધસી આવતા અર્જુનની સામે દોડી આવ્યા.[૭] ત્યારે અગ્નિ જેમ વનને બાળીને ખાખ કરી દે, તેમ ધનુષ્યરૂપી જ્વાળાવાળા અને બાણના વેગરૂપી તાપવાળા એ પુરુષપ્રવીર અર્જુને ક્રોધે ભરાઈને કુરુશ્રેષ્ઠોના રથોના સમૂહને બાળીને ભસ્મ કરી નાખ્યો.[૮] આમ એ તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું, ત્યારે કુરુપ્રવીર વિકર્ણ રથમાં બેસીને ભયંકર વિપાઠોની વર્ષા કરતો કરતો ભીમના નાના ભાઈ અતિરથી અર્જુન ઉપર ચડી આવ્યો.[૯] ત્યાં તો અર્જુને વિકર્ણના સોનાથી મઢેલી અણીઓવાળા તથા દઢ પણછવાળા ધનુષ્યને કાપી નાખ્યું અને તે રથની ધ્વજને નીચે તોડી પાડી. આમ પોતાનાં ધનુષ્ય અને ધ્વજના ચીરા ઊડી જતાં, વિકર્ણ તો ત્યાંથી વેગપૂર્વક નાસી છૂટ્યો! આમ અર્જુનને શત્રુઓના સમૂહોને બાધી રહેલો તથા અલૌકિક કર્મો કરી રહેલો જોઈને, શત્રુંતપ રાજા સહન કરી શક્યો નહિ અને તેથી તે બાણની વર્ષાથી અર્જુનને પીડવા લાગ્યો. કુરુઓની સેનામાં પ્રવેશી રહેલા અર્જુનને તે અતિરથી રાજાએ આ પ્રમાણે વીંધવા માંડ્યો, ત્યારે અર્જુને શીઘ્રતાથી એ શત્રુંતપને પાંચ બાણોથી વીંધી નાખ્યો અને દશ બાણો મારી તેના સારથિને મારી નાખ્યો. આમ ભરતોત્તમ અર્જુને કવચ ભેદીને શરીરમાં પેસી જાય એવાં બાણોથી એ રાજાને વીંધી નાખ્યો; એટલે પવનથી ભાંગી ગયેલું કોઈ વૃક્ષ જેમ પર્વતશિખર ઉપરથી નીચે પડે, તેમ તે નિષ્પ્રાણ થઈને ભોંય ઉપર પડ્યો.[૧૦-૧૩] પછી નરોત્તમ અને વીરશ્રેષ્ઠ એવા અર્જુને કુરુદળના અનેક નરશ્રેષ્ઠ વીરોને મારી નાખ્યા; એટલે પ્રચંડ પવનના સુસવાટાને સમયે જેમ મહાવનો કંપી ઊઠે છે, તેમ તે કૌરવ સૈનિકો કંપી ઊઠ્યા. ત્યાં પાર્થે હણી નાખેલા એ સુંદર વસ્ત્રવાળા નરવીરો નિષ્પ્રાણ થઈને પૃથ્વી ઉપર ઢળ્યા હતા. આમ ઇંદ્રપુત્ર અર્જુને તે યુદ્ધમાં ધનદાન કરનારા, ઇંદ્રના જેવા પરાક્રમવાળા, સોનાની કારીગરીવાળાં લોખંડી બખ્તરો બાંધેલા અને હિમાલય ઉપર મોટા થયેલા પ્રચંડ હાથીઓ જેવા, અનેક વીરોને પરાજિત કર્યા. આ રીતે શત્રુઓનો સંહાર કરી રહેલો તે નરવીર ગાંડીવધન્વા ગ્રીષ્મકાળે વનને બાળતા અને ચારે દિશામાં ઘૂમતા કોઈ અગ્નિની જેમ રણભૂમિમાં ચોતરફ ઘૂમવા લાગ્યો. જેમ પવન વસંતઋતુમાં ખરી પડેલાં પાંદડાંને તથા વાદળાંને ઉરાડતો વાય છે, તેમ એ મુકુટધારી અતિરથી અર્જુન પણ, રથમાં બેસીને શત્રુઓને વેરવિખેર કરતો સમરક્ષેત્રમાં ઘૂમાઘૂમ કરતો હતો. પછી માળા અને મુકુટને ધારણ કરનારા ઉદારસત્ત્વ અર્જુને કર્ણના ભાઈ સંગ્રામજિતના રથને જોડેલા લાલ અશ્વોને હણી નાખ્યા અને એકજ બાણથી તેનું માથું પણ ઉરાડી દીધું. આમ પોતાનો ભાઈ હણાઈ ગયો, એટલે સૂતપુત્ર વૈકર્તન કર્ણે વિશેષ જોર કર્યું અને ગજરાજ જેમ પર્વતનાં બે શિખરો તરફ દોડે અથવા વાઘ જેમ આખલા ઉપર ધસે,

કર્ણના રથને ઢાંકી દીધો.[૩૩] કોઈ એક હાથી વડે માર ખાધેલા બીજા ગજેંદ્રની જેમ ક્રોધે ભરાઈ ને તેણે ભાથામાંથી તેજદાર ભલ્લ જાતનાં બાણો ચડાવ્યાં અને ધનુષ્યને ઠેઠ કાન સુધી ખેંચીને તે બાણો મૂકીને તેણે સૂતપુત્ર કર્ણનાં ગાત્રો વીંધી નાખ્યાં.[૩૪] આમ શત્રુમર્દન અર્જુને પોતાના ગાંડીવમાંથી વજ્ર જેવાં અતિ તીક્ષ્ણ બાણો છોડીને કર્ણનાં હાથ, સાથળ, માથું, કપાળ, કંઠ વગેરે ઉત્તમ અંગોને એ યુદ્ધમાં ભેદી નાખ્યાં.[૩૫] એટલે એક હાથીથી પરાજય પામેલા બીજા હાથીના જેવો કર્ણ, તે પરાક્રમી વૈકર્તન કર્ણ, પૃથાપુત્ર અર્જુને છોડેલાં બાણોથી વીંધાઈ જઈ ને તથા એ પાંડવનાં બાણોના તાપથી તપી જઈને, રણમોખરો છોડી દઈ ને ઝડપભેર નાસી છૂટ્યો.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં કર્ણપલાયન' નામનો અધ્યાય ૫૪ મો સમાપ્ત

## अध्याय ५५ मो
### અર્જુનનો સપાટો

॥ वैशंपायन उवाच ॥

**अपयाते तु राधेये दुर्योधनपुरोगमाः ।**
**अनीकेन यथा स्वेन शनैराच्छंत पांडवम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : રાધાનંદન કર્ણ પલાયન કરી ગયો, ત્યારે દુર્યોધન આદિ કૌરવો પોતપોતાની સેના સાથે ધીરે ધીરે અર્જુનની સામે આવવા લાગ્યા.[૧] અનેક રીતે વ્યૂહબદ્ધ થયેલી તે સેનાઓ ધસારો કરીને બાણોની વૃષ્ટિ કરવા લાગી, પણ તટ જેમ મહાસાગરના વેગને રોકી રાખે, તેમ અર્જુને તેમના વેગને રોકી રાખ્યો.[૨] પછી રથીઓમાં શ્રેષ્ઠ અને શ્વેત અશ્વોના વાહનવાળા, તે કુંતીનંદન અર્જુને હાસ્ય કર્યું અને દિવ્ય અસ્ત્રનો પ્રયોગ કરતો તે કૌરવોની સામે ધસ્યો.[૩] સૂર્ય જેમ પોતાનાં કિરણોથી પૃથ્વીને આવરી લે છે, તેમ પૃથાનંદન અર્જુને ગાંડીવ ધનુષ્યમાંથી બાણો છોડીને દશે દિશાઓને ઢાંકી દીધી.[૪] તે વખતે રથો, અશ્વો, હાથીઓ અને કવચોની બે આંગળ જેટલી જગ્યા પણ અર્જુનનાં તીક્ષ્ણ બાણોથી વીંધાયા વિનાની રહી નહોતી. પૃથાનંદન અર્જુનના દિવ્ય અસ્ત્રપ્રયોગો, ઉત્તર તથા અશ્વોની ઉત્તમ કળા, તેમ જ કેળવણી અને અસ્ત્રોનું ચારે બાજુએ વીંઝાવું એ સર્વથી જયશીલ અર્જુનનું શીઘ્ર ને શ્રેષ્ઠ પરાક્રમ જોઈને શત્રુઓ પણ તેની સ્તુતિ કરવા લાગ્યા.[૫,૬] પ્રજાને બાળીને ભસ્મ કરતા કાલાગ્નિની જેમ સંહાર કરવા મંડેલા એ અર્જુનરૂપી આગ્નને શત્રુઓ મીટ માંડીને જોઈ શક્યા નહિ ! ત્યાં અર્જુનની બાણજાળોથી ઢંકાઈ ગયેલી કૌરવોની સેનાઓ, પર્વત ઉપર છવાયેલાં ગાઢાં વાદળાંઓ સૂર્યનાં કિરણો છવાયાથી જેવાં શોભે, તેવી શોભવા લાગી.[૭,૮] ત્યારે હે ભારત ! પાર્થનાં બાણો વડે તે સેનાઓ ત્યાં અનેક રીતે છિન્નભિન્ન થઈ ગઈ હતી અને અનેકાનેક શુભ પુષ્પોથી ઢંકાયેલા અશોકવનોની જેમ શોભા ધારણ કરી રહી હતી.[૯] ત્યાં અર્જુનનાં બાણોના પ્રતાપથી ખરી પડેલાં તથા ચીમળાઈ ગયેલાં સુવર્ણચંપાનાં પુષ્પોને, કપાઈ પડેલાં છત્રોને તેમ જ ચિરાઈ ગયેલી પતાકાઓને પવન આકાશમાં ઉડાવી રહ્યો હતો ! તે સમયે પૃથાનંદને શત્રુના અશ્વોની ઝૂંસરી કાપી નાખી હતી, એટલે તેઓ પોતાની સેનાના ગભરાટથી ભયભીત થઈ ને ઝૂંસરીના કપાયેલા ભાગો સાથે જ દશે દિશાઓમાં નાસભાગ કરવા લાગ્યા. પછી અર્જુને શત્રુના હાથીઓના કાન, કાખ, દાંત, અંદરના હોઠો, તેમ જ બીજા મર્મભાગો ઉપર પ્રહાર કર્યો અને તેમને રણમાં ઢાળી પાડવા માંડ્યા. આમ કૌરવોના અગ્રગામી હાથીઓ પ્રાણહીન થઈ ને પડ્યા, એટલે આકાશ જેમ મેઘોથી ભરાઈ જાય, તેમ તે પૃથ્વી એક ક્ષણમાં માથા વિનાનાં થયેલાં તેમનાં શરીરોથી ઢંકાઈ ગઈ

તેમ તે આગ્રહપૂર્વક અર્જુન ઉપર ધસી ગયો. તરત જ એ વૈકર્તને પાંડુનંદન અર્જુન ઉપર બાર બાણોનો મારો ચલાવ્યો, તેના સર્વ ઘોડાઓનાં ગાત્રોને વીંધી નાખ્યાં અને વિરાટપુત્ર ઉત્તરના હાથમાં પણ પ્રહાર કર્યો.[૧૪-૨૦] એટલે વિચિત્ર પાંખવાળો ગરુડ જેમ નાગ ઉપર વેગપૂર્વક તૂટી પડે, તેમ કિરીટધારી અર્જુન પણ આમ એકદમ વેગે આવી રહેલા તે કર્ણ ઉપર ઝપટભેર તૂટી પડ્યો.[૨૧] કર્ણ અને અર્જુન એ બંને સર્વ ધનુર્ધારીઓમાં ઉત્તમ હતા, મહાબળવાન હતા અને સઘળા શત્રુઓની સામે ટક્કર ઝીલનારા હતા. આમ તે બંને યુદ્ધ કરી રહ્યા હતા, એ સાંભળીને સર્વ કુરુઓ યુદ્ધથી ઉપરામ પામીને તે યુદ્ધ જોવાને ત્યાં ઊભા રહી ગયા.[૨૨] પાંડુપુત્ર અર્જુન અપરાધી કર્ણને જોતાંવેંત જ ક્રોધે સળગી ઊઠ્યો અને એણે હર્ષમાં આવીને બાણસમૂહોની ભયંકર ઝડીઓ વરસાવી અને તેને તથા તેના અશ્વોને, રથને અને સારથિને એક ક્ષણમાં ઢાંકી દીધા.[૨૩] પછી કિરીટીએ ભીષ્મ આદિ કુરુશ્રેષ્ઠ વીરો ઉપર બાણોની ધારાઓ છોડી અને તેમને તથા તેમના ઘોડાઓને તેમ જ રથોને છાઈ દીધા. આમ તેણે એ કુરુસિંહોના યોદ્ધાઓને, હાથીઓને તેમ જ રથોને પણ અત્યંત વીંધી નાખ્યા, એટલે તેઓ મોટી ચીસો પાડવા લાગ્યા.[૨૪] તે સમયે વીર કર્ણે અર્જુનના બાહુઓમાંથી છૂટેલાં તે બાણોને પોતાના બાણસમૂહો વડે છેદી નાખ્યાં. તે તો તણખા ઝરતા અગ્નિની જેમ ધનુષબાણ લઈને તત્કાળ અર્જુનની સામે આવીને ઊભો રહ્યો.[૨૫] ત્યારે કૌરવો હાથનાં મોજાંની ઠોક મારતા અને પણછનો ટંકારવ કરતા એ વૈકર્તન કર્ણની પ્રશંસા કરવા લાગ્યા. ત્યાં કૌરવોની તાળીઓના ગડગડાટ થઈ રહ્યા અને તેમના શંખો, ભેરીઓ તથા પ્રણવોના ઘોષ ગાજી રહ્યા.[૨૬] ત્યાં ઊંચું કરેલું વાનરનું પૂંછડું એ જ જેની મોટી ધ્વજપતાકા છે અને જેની ધજાનાં પાટિયાંના છેડાઓ ઉપર રહેલાં ભયંકર ભૂતો ચિત્કાર કરે છે, તેમ જ ગાંડીવનો ટંકાર સાંભળતાં ગર્જના કરી રહે છે, એવા કિરીટધારી અર્જુનને જોઈને કર્ણે મહાગર્જના કરી.[૨૭] પછી કિરીટીએ બાણો છોડીને એ વૈકર્તન કર્ણને પણ તેના ઘોડા, રથ તથા સારથિ સાથે અત્યંત પીડા કરી અને દ્રોણ તથા કૃપાચાર્ય સામે જોઈને તેણે ભીષ્મ પિતામહ ઉપર વેગપૂર્વક બાણવર્ષા છોડી.[૨૮] પછી સૂર્યપુત્ર કર્ણે મેઘરૂપ થઈને, પૃથાપુત્ર અર્જુન ઉપર બાણોની અનેક ધારાઓ વરસાવી, ત્યારે માળા તથા મુકુટને ધારણ કરનારા પાર્થે પણ એ વૈકર્તનને તીક્ષ્ણ બાણોથી ઢાંકી દીધો. આ રીતે ત્યાં રણમાં મોટાં બાણોના સમૂહરૂપી અસ્ત્રોથી સંહાર વધી રહ્યો હતો અને તે બન્ને વીરો એકબીજાની સામે અતિ તીક્ષ્ણ શરસમૂહો છોડી રહ્યા હતા. ત્યારે લોકો જેમ વાદળાના પટમાંથી રથમાં બેઠેલા ચંદ્ર તથા સૂરજને જોઈ રહે, તેમ રથમાં બેઠેલા તે બંનેને બાણસમૂહના પટમાંથી જોઈ રહ્યા.[૨૯,૩૦] ત્યાં તો કર્ણે અત્યંત અસહ્ય થઈને ઝડપભેર તીણાં બાણો મૂકીને અર્જુનના ચાર ઘોડાઓને વીંધી દીધા, ત્રણ બાણો મૂકીને સારથિને જખ્મી કર્યો અને બીજાં ત્રણ બાણો ચલાવીને તેની ધજાને ભેદી નાખી.[૩૧] આમ સંગ્રામમાં સંહાર ચલાવનારા અર્જુનને બાણોથી વીંધી નાખ્યો, એટલે તે સૂતેલા સિંહની જેમ જાગી ઊઠ્યો. ત્યાં તે ગાંડીવધારી કુરુશ્રેષ્ઠ અર્જુન સડસડ સીંચાં જતાં બાણોની વૃષ્ટિ કરતો કર્ણ ઉપર ધસી ગયો.[૩૨] આમ બાણોરૂપી અસ્ત્રોની વૃષ્ટિથી વીંધાયેલા મહાત્મા અર્જુને અતિ અલૌકિક કર્મ કરવા માંડ્યું અને સૂર્ય જેમ પોતાની કિરણજાળોથી આ સમસ્ત લોકોને ઢાંકી દે છે, તેમ તેણે બાણોની જાળથી

કર્ણના રથને ઢાંકી દીધો.[૩૩] કોઈ એક હાથી વડે માર ખાધેલા બીજા ગજેંદ્રની જેમ ક્રોધે ભરાઈને તેણે ભાથામાંથી તેજદાર ભલ્લ જાતનાં બાણો ચડાવ્યાં અને ધનુષ્યને ઠેઠ કાન સુધી ખેંચીને તે બાણો મૂકીને તેણે સૂતપુત્ર કર્ણનાં ગાત્રો વીંધી નાખ્યાં.[૩૪] આમ શત્રુમર્દન અર્જુને પોતાના ગાંડીવમાંથી વજ્ર જેવાં અતિ તીક્ષ્ણ બાણો છોડીને કર્ણનાં હાથ, સાથળ, માથું, કપાળ, કંઠ વગેરે ઉત્તમ અંગોને એ યુદ્ધમાં ભેદી નાખ્યાં.[૩૫] એટલે એક હાથીથી પરાજય પામેલા બીજા હાથીના જેવો કર્ણ, તે પરાક્રમી વૈકર્તન કર્ણ, પૃથાપુત્ર અર્જુને છોડેલાં બાણોથી વીંધાઈ જઈને તથા એ પાંડવનાં બાણોના તાપથી તપી જઈને, રણમોખરો છોડી દઈને ઝડપભેર નાસી છૂટ્યો.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તર ગોગ્રહમાં કર્ણપલાયન' નામનો અધ્યાય ૫૪ મો સમાપ્ત

## अध्याय ५५मो
## અર્જુનનો સપાટો

॥ वैशंपायन उवाच ॥

**अपयाते तु राधेये दुर्योधनपुरोगमाः ।**
**अनीकेन यथा स्वेन शनैराच्र्छत पांडवम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : રાધાનંદન કર્ણ પલાયન કરી ગયો, ત્યારે દુર્યોધન આદિ કૌરવો પોતપોતાની સેના સાથે ધીરે ધીરે અર્જુનની સામે આવવા લાગ્યા.[૧] અનેક રીતે વ્યૂહબદ્ધ થયેલી તે સેનાઓ ધસારો કરીને બાણોની વૃષ્ટિ કરવા લાગી, પણ તટ જેમ મહાસાગરના વેગને રોકી રાખે, તેમ અર્જુને તેમના વેગને રોકી રાખ્યો.[૨] પછી રથીઓમાં શ્રેષ્ઠ અને શ્વેત અશ્વોના વાહનવાળા, તે કુંતીનંદન અર્જુને હાસ્ય કર્યું અને દિવ્ય અસ્રનો પ્રયોગ કરતો તે કૌરવોની સામે ધસ્યો.[૩] સૂર્ય જેમ પોતાનાં કિરણોથી પૃથ્વીને આવરી લે છે, તેમ પૃથાનંદન અર્જુને ગાંડીવ ધનુષ્યમાંથી બાણો છોડીને દશે દિશાઓને ઢાંકી દીધી.[૪] તે વખતે રથો, અશ્વો, હાથીઓ અને કવચોની બે આંગળ જેટલી જગ્યા પણ અર્જુનનાં તીક્ષ્ણ બાણોથી વીંધાયા વિનાની રહી નહોતી. પૃથાનંદન અર્જુનના દિવ્ય અસ્રપ્રયોગો, ઉત્તર તથા અશ્વોની ઉત્તમ કળા, તેમ જ કેળવણી અને અસ્રોનું ચારે બાજુએ વીંઝાવું એ સર્વથી જયશીલ અર્જુનનું શીઘ્ર ને શ્રેષ્ઠ પરાક્રમ જોઈને શત્રુઓ પણ તેની સ્તુતિ કરવા લાગ્યા.[૫,૬] પ્રજાને બાળીને ભસ્મ કરતા કાલાગ્નિની જેમ સંહાર કરવા મંડેલા એ અર્જુનરૂપી આગ્નિને શત્રુઓ મીટ માંડીને જોઈ શક્યા નહિ ! ત્યાં અર્જુનની બાણજાળોથી ઢંકાઈ ગયેલી કૌરવોની સેનાઓ, પર્વત ઉપર છવાયેલાં ગાઢાં વાદળાંઓ સૂર્યનાં કિરણો છવાયાથી જેવાં શોભે, તેવી શોભવા લાગી.[૭,૮] ત્યારે હે ભારત ! પાર્થનાં બાણો વડે તે સેનાઓ ત્યાં અનેક રીતે છિન્નભિન્ન થઈ ગઈ હતી અને અનેકાનેક શુભ પુષ્પોથી ઢંકાયેલા અશોકવનોની જેમ શોભા ધારણ કરી રહી હતી.[૯] ત્યાં અર્જુનનાં બાણોના પ્રતાપથી ખરી પડેલાં તથા ચીમળાઈ ગયેલાં સુવર્ણચંપાનાં પુષ્પોને, કપાઈ પડેલાં છત્રોને તેમ જ ચિરાઈ ગયેલી પતાકાઓને પવન આકાશમાં ઉડાવી રહ્યો હતો ! તે સમયે પૃથાનંદને શત્રુના અશ્વોની ઝૂંસરી કાપી નાખી હતી, એટલે તેઓ પોતાની સેનાના ગભરાટથી ભયભીત થઈને ઝૂંસરીના કપાયેલા ભાગો સાથે જ દશે દિશાઓમાં નાસભાગ કરવા લાગ્યા. પછી અર્જુને શત્રુના હાથીઓના કાન, કાખ, દાંત, અંદરના હોઠ, તેમ જ બીજા મર્મભાગો ઉપર પ્રહાર કર્યો અને તેમને રણમાં ઢાળી પાડવા માંડ્યા. આમ કૌરવોના અગ્રગામી હાથીઓ પ્રાણહીન થઈને પડ્યા, એટલે આકાશ જેમ મેઘોથી ભરાઈ જાય, તેમ તે પૃથ્વી એક ક્ષણમાં પ્રાણ વિનાનાં થયેલાં તેમનાં શરીરોથી ભરાઈ ગઈ.

હે મહારાજ ! ઉગ્ર જ્વાળાઓવાળો અગ્નિ, પ્રલયકાળે જેમ સ્થાવરજંગમ સર્વ જગતને બાળી દે છે, તેમ અર્જુન પણ રણમાં સર્વ રિપુઓને બાળવા લાગ્યો.[10-14] તે વખતે અરિનાશન બળવાન અર્જુને સર્વ અસ્ત્રોનાં તેજોથી, ધનુષના ટંકારવથી, ધ્વજનિવાસી અમાનુષ પ્રાણીઓની ગર્જનાથી, વાનરોના અતિ ભયંકર નાદથી અને દેવદત્ત શંખના ઘોષથી દુર્યોધનની સેનાને ભયભીત કરી દીધી.[15,16] અર્જુને માત્ર દેખા દઈને પણ શત્રુઓનાં શરીરનું સામર્થ્ય હરી લીધું અને પછી એકદમ જરાક પાછળ ખસીને તેણે તેમના ઉપર સાહસભેર છલંગ મારી.[17] તે વખતે અર્જુને આકાશચારી પક્ષીઓ જેવાં સુતીક્ષ્ણ અણીઓવાળાં અને રક્તનું પાન કરનારાં આકાશગામી બાણોના સમૂહો છોડીને આકાશને ઢાંકી દીધું ! ત્યારે હે રાજન્! સૂર્યનાં તીક્ષ્ણ તેજવાળાં કિરણો જેમ એક પાત્ર મધ્યે સંકોચ અનુભવે, તેમ અર્જુનનાં તે અસંખ્ય બાણો દિશાઓમાં સંકોચ અનુભવવા લાગ્યાં. શત્રુઓ તો સામે આવેલા અર્જુનના રથને માત્ર એક જ વાર જોવા પામતા હતા; કારણ કે એટલામાં તો અર્જુન તેમને તેમના ઘોડાઓ તથા રથો ઉપરથી ગબડાવી પાડીને તેમને ઘોડાની સાથે પરલોક પહોંચાડી દેતો. આમ તેઓ તેને બીજી વાર જોવા પામતા જ નહોતા.[18-20] અર્જુનનાં બાણો શત્રુઓનાં શરીરને લાગી, ચોંટી ન રહેતાં સોંસરવાં નીકળી જતાં હતાં; તેમ તેનો રથ પણ શત્રુસેનામાં અટકી ન રહેતાં આરપાર નીકળી જતો હતો. જેમ મહાસમુદ્રમાં ક્રીડા કરતો અનંત ફેણવાળો શેષનાગ તે સમુદ્રને ખળભળાવી મૂકે છે તેમ અર્જુન પણ શત્રુસેનાને સપાટાભેર ખળભળાવી રહ્યો હતો.[21,22] કિરીટધારી અર્જુન આમ એકસરખી બાણવર્ષા ચલાવી રહ્યા હતા, ત્યારે પૂર્વે ન સંભળાયેલો અને સર્વને પાછળ પાડી નાખનારો ધનુષ્યનો ટંકાર લોકોના સાંભળવામાં આવતો હતો.[23] રણમાં થોડેથોડે અંતરે ઊભેલા માતંગોને અર્જુને બાણોથી ભરી દીધા હતા અને તે સૂર્યનાં કિરણોથી ઘેરાયેલા મેઘો જેવા લાગતા હતા.[24] ત્યાં અર્જુન સર્વ દિશાઓમાં ઘૂમીને ડાબી તથા જમણી બેઉ બાજુએ બાણો છોડી રહ્યો હતો, આથી તેનું ધનુષ્ય યુદ્ધમાં સતત મંડળાકારે ઘૂમી રહેલું જણાતું હતું. આંખો જેમ રૂપરહિત વસ્તુઓ ઉપર કદી પણ પડતી નથી, તેમ ગાંડીવધારી અર્જુનનાં બાણો પણ લક્ષ્યરહિત સ્થાનો ઉપર કદી પણ પડતાં નહોતાં.[25,26] વનમાં એકીસાથે જતા સહસ્ર હાથીઓને જેમ સડસડાટ માર્ગ મળી રહે છે, તેમ કિરીટીના રથને પણ યુદ્ધમાં સડસડાટ માર્ગ મળી રહેતો હતો. પૃથાનંદન જે શત્રુઓને હણી નાખતો હતો, તેઓ પણ માનતા હતા કે, નક્કી ઇંદ્ર અને સર્વ દેવો અર્જુનનો વિજય થાય એમ ઇચ્છે છે અને તેથી જ તે આપણને હણી નાખે છે.[27,28] વળી શત્રુઓનો અતિશય ઘાણ કાઢી રહેલા અર્જુનને જોઈને તેમણે માન્યું કે, આ તો પ્રજાનો સંહાર કરનારો કાળ અર્જુનરૂપે આવ્યો છે ![29] ત્યાં પૃથાપુત્ર અર્જુને હણેલાં કુરુસૈનિકોનાં શરીરો અર્જુને જ હણ્યાં હોય તેમ છિન્નભિન્ન પડ્યાં હતાં. કેમ કે અર્જુનના પરાક્રમની ઉપમા બીજાના પરાક્રમને અપાય તેમ હતી નહિ.[30] ત્યાં અર્જુને ધાન્યનાં કણસલાંની જેમ શત્રુઓનાં શિર કાપવા માંડ્યાં હતાં, એટલે અર્જુનના ભયથી કૌરવોનું પરાક્રમ નષ્ટ થઈ ગયું.[31] અર્જુનરૂપી વાયુએ ભાંગી નાખેલાં અર્જુનના શત્રુરૂપી વનોમાંથી નીકળેલી લોહીની ધારાઓથી ધરણીને લાલ લાલ રંગી દીધી ![32] ત્યાં પવને ઉડાડેલાં લોહી ખરડેલાં રજકણો વડે સૂર્યનાં કિરણો સુદ્ધાં અત્યંત લાલ લાલ થઈ ગયાં.[33] તે જ સમયે સૂર્ય સાથેનું આકાશ પણ સંધ્યાકાળનો

રક્ત વર્ણ ધારણ કરી રહ્યુ અને શત્રુઓને લાગ્યું કે, આ પાંડવ તો સૂર્ય અસ્ત થતાં પણ પાછો વળે એમ લાગતું નથી.[૩૪] પછી અચિંત્ય મનવાળો શૂરવીર પાર્થ યુદ્ધમાં પુરષાર્થ ઉપર પગભર ઊભેલા સર્વ ધનુર્ધારીઓ ઉપર જવા લાગ્યો અને તે સર્વને દિવ્યઅસ્ત્રોથી પ્રહાર કરવા લાગ્યો [૩૫] તેણે ક્ષુર નામનાં તોતેર બાણો દ્રોણને માર્યા, દશ બાણો કૃપને માર્યાં, આઠ બાણો અશ્વત્થામાને માર્યા, બાર બાણો દુ શાસનને માર્યા, ત્રણ બાણો શારદ્વાન કૃપને માર્યાં, આઠ બાણો શાંતનુપુત્ર ભીષ્મને માર્યા અને સો બાણો દુર્યોધનરાજને માર્યાં. વળી શત્રુવીરને હણનારા અર્જુને કર્ણિ નામનાં બાણો મૂકીને કર્ણને કાનમાં વીધી દીધો.[૩૬,૩૭] આમ અર્જુને મહાધનુર્ધારી અને સર્વ અસ્ત્રોમાં નિષ્ણાત એવા કર્ણને વીધી નાખ્યો, તેના ઘોડા ઓને મારી નાખ્યા, તેમ જ તેના સારથિને હણી નાખ્યો, એટલે કર્ણ રથરહિત થઈ ગયો અને તેની સેનામાં ભંગાણ પડ્યું.[૩૮] આ પ્રમાણે સેનામાં થવા માડેલી નાસભાગને તથા રણની મધ્યમા ઊભા રહેલા પૃથાપુત્રને જોઈને અને એનો અભિપ્રાય જાણી લઈને વિરાટનદન ઉત્તરે તેને આ વચન કહ્યાં.[૩૯] 'હે જયત ત અર્જુન! આ સોહામણા રથમાં બિરાજીને તમે આ તમારા સારથિ સાથે કયા સેનાદળ ઉપર આક્રમણ કરવા ઇચ્છો છો? તમે તે કહો, એટલે હું રથને તે પ્રમાણે ચલાવુ.'[૪૦]

અર્જુન બોલ્યો હે ઉત્તર! આ રાતા ઘોડા વાળા, શ્યામ પતાકાવાળા અને વ્યાઘ્રચર્મે મઢેલા શુભરથમા જેમને બેઠેલા તુ જુએ છે, તે કૃપાચાર્ય છે.[૪૧] તું મને એ કૃપાચાર્યની સેનાને મોખરે લઈ જા, એટલે એ દઢ ધનુર્ધારીને હું અસ્ત્રો મૂકવાની મારી ઝડપ બતાવી દઉં[૪૨] આ જેમની ધ્વજા ઉપર સુંદર સુવર્ણમય કમડળુ છે, તે સર્વ શસ્ત્ર ધારીઓમાં શ્રેષ્ઠ એવા આચાર્ય દ્રોણ છે.[૪૩] એ આચાર્ય મને તેમ જ સર્વ શસ્ત્રધારીઓને પણ સદૈવ માન્ય છે. તો એ સુપ્રસન્ન મહાવીરની રથથી પ્રદક્ષિણા કર.[૪૪] તું એ રીતે એમને માન આપ અને પછી યુદ્ધને માટે સજ્જ થઈ જા, કેમ કે એ સનાતન ધર્મ છે. જો દ્રોણાચાર્ય મારા શરીર ઉપર પ્રથમ પ્રહાર કરશે, તો જ હું એમની ઉપર પ્રહાર કરીશ. આથી એમને કોપ ચડશે નહિ.[૪૫] આચાર્યથી થોડે દૂર જેમની ધ્વજાની ટોચે ધનુષ્ય દેખાય છે, તે એમનો મહારથી પુત્ર અશ્વત્થામા છે.[૪૬] તે મને તેમ જ સર્વ શસ્ત્રધારીઓને પણ સદૈવ માન્ય છે, એટલે તું એના રથ પાસે જઈને વારંવાર પાછો વળજે.[૪૭] આ જે રથની સેનામાં કનકના કવચથી ઢંકાયો છે, ખડે પગે તૈયાર ઊભેલી ત્રીજી સેના સાથે ઊભો છે અને જેની ધ્વજાના અગ્રભાગે સુવર્ણચિહ્નિત હાથીનું આલેખન છે, તે શ્રીમાન ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનરાજ છે[૪૮,૪૯] હે વીર! શત્રુના રથના ભુક્કા ઉડાડનારા આપણા રથને તું એની સામે લઈ જા; કેમ કે એ રાજા સહારકારી છે અને યુદ્ધમાં મહા ઉન્મત્ત છે[૫૦] વળી અસ્ત્રોને ઝડપથી ફેંકવામાં એ દ્રોણના શિષ્યોમા સૌથી પ્રથમ ગણાય છે. આજે હુ એને રણમાં અસ્ત્રો મૂકવાની મારી શીઘ્રતા બતાવી આપીશ.[૫૧] આ જેની ધ્વજાના શિખરભાગ પર હાથીની સુદર સાંકળનુ ચિહ્ન છે, તે સૂર્યપુત્ર કર્ણ છે, એ તો તેં અત્યાર પહેલાં જ જાણી લીધું છે[૫૨] એ દુરાત્મા રાધાપુત્રના રથ આગળ જઈ તું સાવધાન રહેજે, કેમ કે સંગ્રામમાં એ હમેશાં મારી સ્પર્ધા કરે છે.[૫૩] જો, ત્યાં પાંચ સુવર્ણ-મડળવાળી નીલવર્ણી પતાકાવાળા રથમાં, હાથે મોજા પહેરીને અને મહાન ધનુષ્યને ધારણ કરીને પેલા વીર્યવાન બેઠા છે[૫૪] જો, એમના ઉત્તમ રથ ઉપર સૂર્ય તથા તારાઓનાં ચિત્રવાળો તે ધ્વજ

ફરકી રહ્યો છે. જો, એમના મસ્તક ઉપર આ શુભ્ર ને ઉજ્જ્વળ છત્ર શોભી રહ્યું છે. એ વિવિધ ધજાપતાકાવાળા આ મહાન રથસમૂહની આગળ, જાણે મેઘમંડળ આગળ ઊભેલા સૂર્યની જેમ એ ઊભા રહ્યા છે.[૫૫,૫૬] જો, એમનું કનકમય કવચ ચંદ્ર અને સૂર્યની જેમ ઝળહળ રહેલું જણાય છે અને એમના માથાનો સોનાનો ટોપ મારા મનને સંતાપ કરાવી રહ્યો છે.[૫૭] એ શાંતનુપુત્ર ભીષ્મ છે, અમારા સૌના પિતામહ છે, રાજ્યલક્ષ્મીથી એ અતિસમૃદ્ધ છે અને દુર્યોધનને વશ થઈને વર્તે છે.[૫૮] એમની સામે તો આપણે પછીથી જઈશું, કેમ કે એ મને વિઘ્ન કરે એમ નથી. પણ હું જ્યારે એમની સાથે યુદ્ધ કરું, ત્યારે તું સાવધ રહીને મારા અશ્વોને નિયમમાં રાખજે.[૫૯] હે રાજન્! આ પ્રમાણે અર્જુને કહ્યું. તે પછી વિરાટ-પુત્ર ઉત્તર એકાગ્રચિત્ત થઈ ગયો અને કૃપાચાર્ય જ્યાં ધનંજય સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી ઊભા હતા, ત્યાં તે સવ્યસાચીને લઈ ગયો.[૬૦]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાન્તર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં અર્જુન અને કૃપાચાર્યનો સંગ્રામ' નામનો અધ્યાય ૫૫મો સમાપ્ત

## अध्याय ५६ मो

### યુદ્ધ જોવા માટે દેવાદિકોનું આગમન

॥ वैशंपायन उवाच ॥

**तान्यनीकान्यदृश्यंत कुरूणामग्रधन्विनाम्।**
**संसर्पंते यथा मेघा घर्मान्ते मंदमारुताः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : ત્યાં ઉગ્ર ધનુષને ધારણ કરનારી કુરુઓની સેનાઓ, ગ્રીષ્મકાળે પવનથી ધીરે ધીરે ચાલતા મેઘોની જેમ હળવે હળવે આગળ વધતી જણાઈ.[૧] ત્યારે યોદ્ધાઓએ પલાણેલા ઘોડાઓ અને મહાવતોએ સવારી કરેલા, વિચિત્ર કવચોથી ઝગમગ થઈ રહેલા, ભયંકર આકારવાળા, તેમ જ તોમર તથા અંકુશથી પ્રેરાયેલા હાથીઓ પાસે આવીને ઊભા રહ્યા.[૨] તે સમયે હે રાજન્! વિશ્વેદેવા, અશ્વિનીકુમારો અને મરુદ્ગણો એ સુરવૃંદો સાથે ઇંદ્રરાજ સુંદર વિમાનમાં બેસીને ત્યાં સંગ્રામ જોવા આવ્યો.[૩] દેવો, યક્ષો, ગંધર્વો અને મહાસર્પોથી ભરાઈ ગયેલું આકાશ તે સમયે વાદળાંથી મુક્ત એવા ગ્રહમંડળની જેમ શોભી રહ્યું હતું.[૪] આમ કૃપાચાર્ય અને અર્જુનના સમાગમમાં મનુષ્યો ઉપર પ્રયોજાતાં અસ્ત્રોનાં બળને તથા એ ભયંકર સંગ્રામને જોવાને સારુ દેવો પોતપોતાનાં જુદાં જુદાં વિમાનોમાં બેસીને ત્યાં આવ્યા હતા.[૫] ત્યાં એક કરોડ સાદા થાંભલાવાળું, એક સુવર્ણના સ્તંભવાળું, મણિઓ તથા રત્નોની એક થાંભલીવાળું, પ્રાસાદને ધારણ કરનારું, ઇચ્છાગતિવાળું, સર્વ રત્નોથી વિભૂષિત થયેલું અને આકાશમાં વિચરનારું દેવરાજનું દિવ્ય વિમાન શોભી રહ્યું હતું.[૬,૭] ત્યાં તેત્રીસ દેવો, ગંધર્વો, રાક્ષસો, સર્પો, પિતૃઓ, મહર્ષિઓ, વસુમના રાજા, બલાક્ષ, સુપ્રતર્દન, અષ્ટક, શિબિ, યયાતિ, નહુષ, ગય, મનુ, પૂરુ, રઘુ, ભાનુ, કૃશાશ્વ, સગર, નળ એ સૌ સુકાંતિમાનો ઇંદ્રની સાથે દેવરાજના એ વિમાનમાં બેઠેલા જણાતા હતા.[૮-૧૦] વળી ત્યાં અગ્નિ, ઈશ, સોમ, વરુણ, પ્રજાપતિ, ધાતા, વિધાતા, કુબેર, યમ, અલંબુષ, ઉગ્રસેન અને ગંધર્વ તુમ્બુરુ એ સૌનાં વિમાનો પોતપોતાનાં માન અને સ્થાન પ્રમાણે આકાશમાં શોભી રહ્યાં હતાં.[૧૧] આમ ત્યાં સર્વ દેવસમૂહો, સિદ્ધો અને પરમઋષિઓ અર્જુન અને કુરુઓ વચ્ચેનું યુદ્ધ જોવાને આવ્યા હતા.[૧૨] ત્યારે હે ભારત! વસંતઋતુ બેસતાં જેમ વનોમાં પુષ્પોનો પરિમલ પ્રસરી રહે, તેમ ત્યાં ઠેર ઠેર સર્વ પ્રકારનાં દિવ્ય પુષ્પોનો પાવનકારી પરિમલ પ્રસરી રહ્યો. ત્યાં જમેલા દેવોનાં રત્નો, છત્રો, વસ્ત્રો, પુષ્પમાળાઓ અને વીંઝણાઓ ઝગમગી રહ્યાં હતાં.[૧૩-૧૫] ત્યારે પૃથ્વીની ધૂળ બેસી

ગઈ હતી, સર્વ આકાશ કિરણોથી છવાઈ ગયું હતું અને પવન દિવ્ય સુગંધ લઈને યોદ્ધાઓની સેવા કરતો હતો.[૧૬] ત્યાં સુરશ્રેષ્ઠોએ આણેલાં અને વિવિધ રત્નોથી ઝળકી રહેલાં જાતજાતનાં ચિત્રવિચિત્ર વિમાનો આવતાં અને ઊભાં રહેતાં હતાં, તેથી આકાશ જાણે કાંતિભર્યું, વિચિત્ર રૂપવાળું અને અલંકારમય જણાતું હતું. ત્યાં વિમાનોમાં બેઠેલા દેવોથી વીંટળાઈને વજ્રપાણિ ઇંદ્ર શોભી રહ્યો હતો.[૧૭,૧૮] તે સમયે એ મહાતેજસ્વીએ પદ્મ અને ઉત્પલની ગૂંથેલી માળાને કંઠમાં ધારણ કરી હતી અને અનેક દેવોની સાથે એ અતિમહાન સંગ્રામને જોતાં એને તૃપ્તિ થઈ નહિ.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં દેવાગમન' નામનો અધ્યાય ૫૬ મો સમાપ્ત

## अध्याय ५७मो

### કૃપાચાર્ય અને અર્જુન વચ્ચે સંગ્રામ

॥ વૈશંપાયન ઉવાચ ॥

**दृष्ट्वा व्यूढान्यनीकानि कुरूणां कुरुनंदन ।**
**तत्र वैराटिमामंत्र्य पार्थो वचनमब्रवीत् ॥१॥**

વૈશંપાયન બોલ્યા: ત્યાં હે કુરુનંદન! કુરુઓનાં વ્યૂહબદ્ધ સૈન્યોને જોઈને પૃથાપુત્ર અર્જુને વિરાટપુત્ર ઉત્તરને હાંક મારી આ વચન કહ્યાં:[૧] 'આ જેની ધજા ઉપર સુવર્ણમય વેદી જણાય છે, તેની જમણી બાજુએ તું રથને લઈ જા; કેમ કે શારદ્વાન કૃપાચાર્ય ત્યાં ઊભા છે.'[૨]

વૈશંપાયન બોલ્યા: ધનંજયનાં આ વચન સાંભળીને વિરાટપુત્ર ઉત્તરે સુવર્ણના અલંકારવાળા અને ચાંદીની જેમ ચળકી રહેલા પોતાના ઘોડાઓને ચોપમેર હાંક્યા. ખિજાયેલા જેવા અને ચંદ્રના જેવા તે શ્વેત અશ્વોને તેણે સર્વ ઉત્તમોત્તમ વેગ પકડાવીને યથાક્રમે દોડાવ્યા.[૩,૪] આમ અશ્વવિદ્યામાં નિષ્ણાત ઉત્તરે કુરુસેનાની નજીક પહોંચીને પોતાના પવનવેગી ઘોડાઓને પાછા વાળ્યા.[૫] અશ્વવિદ્યાના રહસ્યને જાણનારા મત્સ્યનંદન ઉત્તરે, રથને ઘડીકમાં ડાબી બાજુએ તો ઘડીકમાં જમણી બાજુએ, એમ મંડલાકાર ગતિએ ઘુમાવીને કુરુઓને મૂંઝવી નાખ્યા. પછી નિર્ભય અને બળવાન વિરાટપુત્રે, કૃપાચાર્યની જમણી બાજુએ ફરીને પોતાના રથને તેની સામે જ ઊભો રાખ્યો. પછી અર્જુને પોતાનું નામ સંભળાવ્યું અને જોશપૂર્વક મહાન ઘોષવાળા શ્રેષ્ઠ દેવદત્ત શંખનો નાદ કર્યો.[૬-૮] આમ વીર્યવાન અર્જુને સંગ્રામમાં તે શંખ બજાવ્યો, ત્યારે પર્વતના ફાટવા જેવો મહાન શબ્દ થઈ રહ્યો. તે વખતે કુરુઓએ અને સર્વ સૈનિકોએ એ શંખનાં વખાણ કર્યાં. કેમ કે અર્જુને તે શંખને આ પ્રમાણે વગાડ્યો, તોપણ તેના સેંકડો ચૂરા થઈ ગયા નહિ એ એક આશ્ચર્ય જેવું હતું.[૯,૧૦] તે શંખનો ધ્વનિ આકાશમાં જઈને પડઘારૂપે પાછો ફરતાં ઇંદ્રે ફેંકેલું વજ્ર પર્વત ઉપર પડતાં જેવો અવાજ થાય, તેવો ગડગડાટ સંભળાયો. માનો, ઇંદ્રે છોડેલું વજ્ર પર્વત ઉપર પડી રહ્યું.[૧૧] આ ગાળામાં બળવાન, વીર્યવાન અને પરમદુર્જય એવા વીર કૃપાચાર્ય અર્જુન ઉપર રોષે ભરાયા. એ શારદ્વાન કૃપાચાર્ય તે શંખનાદને સહન કરી શક્યા નહિ.[૧૨] આમ અર્જુન સામે ક્રોધે ભરાયેલા તે વીર્યવાન મહારથીએ યુદ્ધની ઇચ્છાથી શંખ ઉપાડ્યો અને તેને જોશથી ફૂંકવા માંડ્યો. એ રથિશ્રેષ્ઠે ત્રણે લોકને એ શંખનાદથી ભરી દીધા અને અતિમહાન ધનુષ્ય લઈને પણછનો ટંકારવ કર્યો. આ પ્રમાણે સૂર્ય સમાન તેજસ્વી તે બંને મહાબળવાનો યુદ્ધની ઇચ્છાથી સામસામા ગોઠવાયા ત્યારે તેઓ શરદઋતુના મેઘની જેમ શોભી રહ્યા.[૧૩-૧૫]

પછી શારદ્વાને દશ તીક્ષ્ણ, તીવ્રવેગી અને મર્મભેદી બાણોને ત્વરાથી મૂકીને શત્રુનાશન અર્જુનને વીંધી નાખ્યો.[૧૬] ત્યારે પાર્થે પણ પોતાનું

લોકપ્રસિદ્ધ શ્રેષ્ઠ ગાંડીવ ધનુષ્ય તાણીને અનેક મર્મભેદી નારાચ બાણો છોડ્યાં.[૧૭] પણ કૃપાચાર્યે પાર્થનાં એ રુધિરનું પ્રાશન કરનારાં નારાચ બાણો પોતાની પાસે આવે તે પહેલાં જ વચમાં સેંકડો ને હજારો ટુકડામાં કાપી નાખ્યાં. આથી અર્જુન અત્યંત ક્રોધે ભરાયો અને પોતાની બાણવિદ્યાની વિવિધ રીતિઓ બતાવવા લાગ્યો. તે સમર્થ મહારથીએ દિશાઓ અને વિદિશાઓ બાણોથી ઢાંકી દીધી અને આકાશને જાણે સર્વતઃ એક જ છાયાવાળું કરી નાખ્યું. પછી અમિત પરાક્રમી પૃથાપુત્રે કૃપાચાર્યને સો બાણોથી ઢાંકી દીધા. આમ અગ્નિની શિખા જેવાં તીક્ષ્ણ બાણો વડે પીડિત થતા કૃપાચાર્ય રોષે ભરાયા. તેમણે અપ્રતિમ ઓજસ્વી અર્જુન ઉપર દશ હજાર બાણો ચલાવીને એ મહાત્માને પીડા પહોંચાડી અને રણમાં ગર્જના કરવા માંડી.[૧૮-૨૧] પછી વીર અર્જુને વેગપૂર્વક સોનાથી રસેલાં, ફળીવાળાં, નમેલી અણીઓવાળાં અને સુતીક્ષ્ણ એવાં ઉત્તમ બાણોને ગાંડીવધનુષ્યમાંથી છોડ્યાં અને કૃપાચાર્યના ચાર ઘોડાઓને વીંધી નાખ્યા. તેજસ્વી સાપના જેવાં તીક્ષ્ણ બાણો વડે વીંધાતાં જ તે સર્વ ઘોડાઓ એકદમ ઊછળી પડ્યા; એટલે કૃપાચાર્ય પોતાના સ્થાન પરથી ગબડી પડ્યા.[૨૨,૨૩] આમ કૃપાચાર્યને સ્થાનપતિત થયેલા જોઈને શત્રુવીરને હણનારા કુરુનંદન અર્જુને તેમને વીંધ્યા નહિ અને એ રીતે તેમના ગૌરવનું રક્ષણ કર્યું.[૨૪] પછી ગૌતમે પોતાનું સ્થાન ફરી પ્રાપ્ત કરીને સવ્યસાચી અર્જુનને કંકપક્ષીના જેવી પાંખવાળાં દશ બાણો વડે વેગપૂર્વક વીંધી નાખ્યો.[૨૫] એટલે અર્જુને એક તેજદાર ભલ્લબાણ મૂકીને તેમનું ધનુષ્ય કાપી નાખ્યું અને વળી એક બીજું બાણ મૂકીને તેમના હાથનાં કવચ ઉડાડી દીધાં.[૨૬] પછી પાર્થે મર્મભેદી તીક્ષ્ણ બાણો મૂકીને કૃપાચાર્યનું કવચ વીંધી નાખ્યું, પણ તેમના શરીરને કશી પણ પીડા પહોંચાડી નહિ.[૨૭] આ પ્રમાણે કૃપાચાર્યનું કવચ નીકળવા માંડ્યું, ત્યારે તેમનું શરીર યથાસમયે કાંચળી ઉતારતા સર્પના દેહ જેવું શોભવા લાગ્યું.[૨૮] પૃથાપુત્રે તેમનાં ધનુષ્યો કાપી નાખ્યાં. એટલે એ ગૌતમે બીજું ધનુષ્ય લીધું અને તેને સજ્જ કરી દીધું એ એક ત્યાં આશ્ચર્યરૂપ થયું હતું.[૨૯] પણ અર્જુને તો નમેલાં પર્વવાળાં બાણો વડે તેમના એ ધનુષ્યને પણ છેદી નાખ્યું. આમ શત્રુવીરને હણનારા પાંડુનંદન અર્જુને શારદ્વાનનાં બીજાં અનેક ધનુષ્યોને હાથમાં પકડતાંવેંત જ કાપી નાખ્યાં.[૩૦] આ પ્રમાણે ધનુષ્ય કપાઈ ગયાં, એટલે પ્રતાપી કૃપાચાર્યે વજ્રના જેવી પ્રદીપ્ત રથની શક્તિ ઉપાડીને પાંડુનંદન અર્જુન ઉપર ચલાવી.[૩૧] આકાશમાં પહોંચેલી અને જબરજસ્ત ઉલ્કાની જેમ ચમકી રહેલી એ સુવર્ણવિભૂષિત શક્તિને, અર્જુને આવતાંવેંત જ દશ બાણો મૂકી છેદી નાખી. ધીમાન પૃથાનંદને તેને આમ છેદી નાખી, એટલે તેના દશ ટુકડા થઈને ભૂમિ ઉપર પડ્યા.[૩૨,૩૩] ત્યાં તરત જ કૃપાચાર્ય ધનુષ્યથી સજ્જ થઈ ગયા અને તેમણે ઝડપથી તથા એકસામટાં દશ તીક્ષ્ણ ભલ્લબાણો છોડી પાર્થને ભેદી નાખ્યો. એટલે મહાતેજસ્વી અર્જુન ક્રોધમાં આવીને સંગ્રામમાં અગ્નિ જેવાં તેજવાળાં અને પથ્થર ઉપર ઘસેલાં તેર બાણો ચલાવ્યાં. આમાં એક બાણથી અર્જુને કૃપના રથનાં પૈડાં કાપી નાખ્યાં, ચાર બાણથી તેના ચાર ઘોડાઓ વીંધી નાખ્યા અને છઠ્ઠા બાણથી તેના રથના સારથિનું માથું ધડ ઉપરથી ઉડાડી મૂક્યું.[૩૪-૩૬] વળી એ મહારથીએ રણભૂમિમાં ત્રણ બાણથી રથના ત્રણે વેણુ છેદી નાખ્યા, બે બાણોથી રથનો આંક કાપી નાખ્યો અને બારમા ભલ્લથી એની ધ્વજ કાપી નાખી.[૩૭] પછી

વજ્રના જેવા તેરમા બાણથી ઇંદ્ર સમાન ફાલ્ગુને હસતાં હસતાં કૃપાચાર્યની છાતીને વીંધી નાખી. આ પ્રમાણે કૃપાચાર્યનું ધનુષ્ય કપાઈ ગયું, તેમનો રથ ભાંગીને ભૂકો થઈ ગયો, તેમના ઘોડા હણાઈ ગયા અને તેમનો સારથિ સ્વધામે પહોંચ્યો; એટલે તેમણે હાથમાં ગદાને ધારણ કરી અને વેગપૂર્વક તે ગદાને અર્જુન ઉપર ઝીંકી.[૩૮,૩૯] આમ કૃપાચાર્યે સુવર્ણથી જડેલી એ મહાન ગદાને ફેંકી એટલે અર્જુને તેને માર્ગમાં જ બાણો મારીને અટકાવી, એટલે તે પાછી વળી ગઈ. ત્યારે રોષે ભરાયેલા શારદ્વાન કૃપનું રક્ષણ કરવાને ઇચ્છી રહેલા યોદ્ધાઓએ સંગ્રામભૂમિમાં અર્જુન ઉપર ચોમેરથી બાણની ઝડીઓ વરસાવવા માંડી. એટલે વિરાટપુત્ર ઉત્તરે ઘોડાઓને ડાબી બાજુએ વાળ્યા અને રથને 'યમકમંડલ'માં ચલાવીને તે યોદ્ધાઓને અટકાવી દીધા. પછી તે મહાવેગવાન નરશ્રેષ્ઠો રથરહિત થયેલા કૃપાચાર્યને કુંતીપુત્ર ધનંજયની આગળથી દૂર લઈ ગયા.[૪૦–૪૩]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં કૃપનું હટી જવું' નામનો અધ્યાય ૫૭મો સમાપ્ત

## अध्याय ५८ मो

### દ્રોણાચાર્ય અને અર્જુન વચ્ચે સંગ્રામ

॥ वैशंपायन उवाच ॥

कृपेऽपनीते द्रोणस्तु प्रगृह्य सशरं धनुः ।
अभ्यद्रवदनाधृष्यः शोणाश्वः श्वेतवाहनम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: આ પ્રમાણે કૃપાચાર્ય રણભૂમિમાંથી પાછા હટ્યા, એટલે લાલ અશ્વવાળા અને અપરાજિત એવા દ્રોણાચાર્ય ધનુષ્યબાણ લઈને શ્વેતવાહન અર્જુનની સામે ધસી આવ્યા.[૧] સુવર્ણરથમાં બિરાજેલા ગુરુને પોતાની સમીપ આવી રહેલા જોઈને વિજયીઓમાં શ્રેષ્ઠ એવા અર્જુને ઉત્તરને આ વચન કહ્યાં.[૨]

અર્જુન બોલ્યો: હે સારથિ! આ જેમના ધ્વજ ઉપર સુવર્ણની વેદી જણાય છે અને જેના શ્રેષ્ઠ ધ્વજદંડ ઉપર સુશોભિત પતાકા ઊંચે ઊડે છે, તે દ્રોણાચાર્યની સેના આગળ તું આપણા રથને લઈ જા. તારું મંગલ હો![૩] આ લાલ રંગના, કદાવર અને રથને સારી રીતે વહેનારા ઘોડાઓ ઝળહળી રહ્યા છે તે જો. ચીકણા, પરવાળા જેવા પ્રકાશવાળા, સુંદર દેખાવવાળા, તાંબાવર્ણાં મુખવાળા અને સર્વ શિક્ષાઓમાં કુશળ થયેલા તે અશ્વો જેમના શ્રેષ્ઠ રથને જોડવામાં આવ્યા છે, તે પ્રતાપી ભારદ્વાજ દ્રોણ છે. તે આચાર્ય દીર્ઘબાહુ છે, મહાતેજસ્વી છે, બળવાન છે, રૂપવાન છે અને સર્વ લોકમાં પરાક્રમી અને પ્રસિદ્ધ છે.[૪,૫] બુદ્ધિમાં તે શુક્રની તુલ્ય છે અને નીતિમાં તે બૃહસ્પતિની સમાન છે. તેમનામાં ચારે વેદો રહ્યા છે તેમ જ બ્રહ્મચર્ય રહ્યું છે.[૬] હે મારિષ! સંહાર સાથેનાં સર્વ દિવ્ય અસ્ત્રપ્રયોગોના તે જ્ઞાતા છે અને સમગ્ર ધનુર્વેદના તે નિત્ય જાણનારા છે.[૭] તેમનામાં ક્ષમા, જિતેંદ્રિયતા, સત્ય, દયાળુતા અને સરળતા છે. વળી એ દ્વિજમાં બીજા પણ અનેકાનેક ગુણો છે.[૮] એ મહાભાગ્યશાળી સાથે હું સંગ્રામમાં યુદ્ધ કરવા ઇચ્છું છું. તો હે ઉત્તર! તું આપણા રથને શીઘ્ર એ આચાર્યની આગળ લઈ જા.[૯]

વૈશંપાયન બોલ્યા: અર્જુને આ પ્રમાણે કહ્યું, એટલે વિરાટનંદન ઉત્તરે સુવર્ણના અલંકારવાળા પોતાના અશ્વોને દ્રોણાચાર્યના રથ તરફ હાંકવા માંડ્યા.[૧૦] આમ રથિશ્રેષ્ઠ અર્જુનને વેગપૂર્વક ઊછળતો પોતાના તરફ આવતો જોઈને દ્રોણાચાર્ય પૃથાપુત્રની સામે ધસી ગયા. માનો, એક મદમત્ત માતંગ બીજા મદમત્ત માતંગ ઉપર ધસી ગયો.[૧૧] પછી શંખના ઘોષો થયા અને સેંકડો ભેરીઓના નાદ ઊઠ્યા, એટલે ત્યાં આખું

સૈન્ય ઊછળી ઊઠેલા સાગરની જેમ ખળભળી ઊઠ્યું.[૧૨] ત્યાં તે લાલ રંગના અને આ હંસવર્ણા મનોવેગી ઘોડાઓને સમરાંગણમાં સામસામા આવેલા જોઈને, તેમ જ તે બન્ને રથોને વીરપુરુષોથી સંપન્ન જોઈને લોકો વિસ્મયમાં પડી ગયા. આચાર્ય દ્રોણ તથા શિષ્ય અર્જુન બન્ને અજિત હતા, વિદ્યામાં સિદ્ધ હતા, મનસ્વી હતા અને મહાબળવાન હતા. તે બન્નેને રણને મોખરે સામસામા ભેટતા જોઈ ને ભરતોનું મહાન સૈન્ય વારંવાર થરથરવા માંડ્યું. પછી હર્ષયુક્ત થયેલો વીર્યવાન મહારથી પૃથાનંદન જાણે હસતો હોય તેમ, પોતાના રથમાં બેસીને દ્રોણના રથ આગળ પહોંચી ગયો.[૧૩–૧૬] ત્યાં શત્રુવીરને હણનારા તે મહાબાહુ અર્જુને આચાર્યને પ્રણામ કર્યા અને સાંત્વનપૂર્વક તથા સુકોમળ વાણીમાં તેમને આ વચનો કહ્યાં:[૧૭] 'હે રણમાં સદૈવ દુર્જય! અમે વનવાસ ભોગવ્યો છે અને વેર લેવાને ઇચ્છી રહ્યા છીએ. આથી તમારે અમારા ઉપર ક્રોધ કરવો જોઈએ નહિ.[૧૮] હે નિષ્પાપ! તમે મારા ઉપર પ્રહાર કરશો, ત્યાર પછી જ હું પ્રહાર કરીશ, એવો મારો નિશ્ચય છે. તો તમે તે પ્રમાણે કરવાને યોગ્ય છો.[૧૯] એટલે દ્રોણાચાર્યે અર્જુન ઉપર વીસ ઉપરાંત બાણો છોડ્યાં. પણ પૃથાનંદને તો તેમને આવે તે પહેલાં વચ્ચેથી જ સ્ફૂર્તિપૂર્વક કાપી નાખ્યાં. પછી વીર્યવાન દ્રોણે પોતાની અસ્ત્રવિદ્યાની ચપળતા બતાવીને, પૃથાપુત્રના રથને સહસ્ર બાણોથી ઢાંકી દીધો. વળી એ અમાપ મનવાળા આચાર્યે કંક પક્ષીનાં પીછાંવાળાં તથા પથ્થર ઉપર તેજદાર કરેલાં બાણો મૂકીને તેના ચાંદી જેવા ચળકતા ઘોડાઓને પણ છાઈ દીધા. આ રીતે તેમણે પૃથાનંદનને ક્રોધથી ઉકળાવી દીધો.[૨૦–૨૨] આ પ્રમાણે ભારદ્વાજ દ્રોણ અને કિરીટધારી અર્જુન વચ્ચે યુદ્ધ ચાલવા માંડ્યું, ત્યારે તે બન્ને વીરો રણમાં એકસરખી તેજ આગવાળાં બાણો સામસામાં છોડવા લાગ્યા. તે બન્ને પ્રસિદ્ધ પરાક્રમી હતા, પવન જેવા વેગવાન હતા, દિવ્ય અસ્ત્રોના જાણકાર હતા અને ઉત્તમ તેજોધારી હતા. તેઓ સામસામી બાણજાળો છોડીને રાજાઓને મોહમાં નાખવા લાગ્યા. તેઓ આમ સામસામાં ત્વરાથી બાણો વરસાવતા હતા, ત્યારે ત્યાં ભેગા થયેલા યોદ્ધાઓ આશ્ચર્યચકિત થઈને 'વાહ, વાહ' એમ બોલતા હતા અને કહેતા હતા કે, 'અર્જુન સિવાય કોણ બીજો દ્રોણાચાર્યની સામે સમરાંગણમાં યુદ્ધ કરી શકે એમ છે?' ત્યાં સંગ્રામને મોખરે રહેલા માણસો બોલ્યા : 'આ ક્ષત્રિયધર્મ ભારે ભયાનક છે. કેમ કે શિષ્ય ગુરુ સામે યુદ્ધ કરી રહ્યો છે!'[૨૩–૨૬] પછી તે બન્ને અપરાજિત મહાબાહુ વીરો અત્યંત ક્રોધમાં આવીને એકબીજાની પાસે ગયા અને એકબીજાને બાણસમૂહોથી ઢાંકી દેવા લાગ્યા.[૨૭] ત્યાં ક્રોધયુક્ત ભારદ્વાજે સોનાની પીઠવાળું મહાન અને અસહ્ય ધનુષ્ય વિસ્તારીને અર્જુનને વીંધી નાખ્યો.[૨૮] આમ તેમણે શિલા ઉપર ઘસીને ધારદાર કરેલાં ચકચકતાં બાણો વરસાવીને અર્જુનના રથને ઢાંકી દીધો; એટલું જ નહિ, પણ સૂર્યની પ્રભાને પણ ઢાંકી દીધી.[૨૯] પછી મેઘો વૃષ્ટિ કરીને જેમ પર્વતને વીંધી નાખે, તેમ અતિમહાન બાહુઓવાળા મહારથી દ્રોણે સુતીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરીને પૃથાપુત્રને વીંધી નાખ્યો. ત્યારે વેગવાન પાંડુનંદન અર્જુને પ્રફુલ્લિત થઈને શત્રુને સંહારનારું અને ભારને સહન કરનારું તે દિવ્ય અને ઉત્તમોત્તમ ગાંડીવ ધનુષ્ય લીધું.[૩૦,૩૧] આમ તે વીર્યવાને સુવર્ણથી જડેલાં જાતજાતનાં અનેકાનેક બાણોને છોડીને ભારદ્વાજની બાણવર્ષાને વિખેરી નાખી. ત્યારે અર્જુનના ધનુષ્યમાંથી ચપોચપ છૂટેલાં એ બાણોને લીધે ત્યાં જાણે એક

આશ્ચર્ય જેવું થઈ ગયું.[૩૨] રથમાં વિચરી રહેલો પૃથાનંદન અર્જુન ત્યારે જોવા જેવો લાગતો હતો. તે સર્વ દિશાઓમાં એકીસાથે અસ્ત્રોનો પ્રભાવ પ્રકટાવી રહ્યો હતો.[૩૩] તેણે પોતાનાં બાણો વડે આકાશને ચોતરફથી એક છાયાવાળું કરી નાખ્યું હોય એમ જણાતું હતું. ત્યારે દ્રોણ તો ધુમ્મસમાં ઘેરાઈને ઢંકાઈ ગયા હોય તેમ દેખાતા બંધ થયા.[૩૪] આ પ્રમાણે અર્જુનનાં ઉત્તમ બાણોથી દ્રોણાચાર્ય ઘેરાઈ ગયા, ત્યારે તેઓ ચોમેરથી સળગી રહેલા પહાડના જેવા લાગતા હતા. પછી રણમાં પોતાનો રથ પાર્થનાં બાણોથી ઘેરાઈ ગયો છે, એ જોઈને તેમણે મેઘગર્જના જેવા ઘોષવાળા પોતાના શ્રેષ્ઠ ધનુષ્યને ખેંચ્યું. પછી રણમાં શોભતા દ્રોણે અગ્નિચક્રના જેવું ઘોર તથા શ્રેષ્ઠ આયુધ છોડ્યું અને અર્જુનનાં બાણોના ટુકડા કરવા માંડ્યા. તે વખતે ત્યાં જાણે વાંસ બળતા હોય તેવો મહાન કડાકો થયો.[૩૫-૩૮] આમ ધનુષ્યમાંથી સુવર્ણમય પીછાંવાળાં જાતજાતનાં બાણો મૂકીને, તે મહાત્માએ દિશાઓને તેમ જ સૂર્યની પ્રભાને આવરી દીધી.[૩૯] ત્યારે આકાશમાં સોનેરી પીછાંવાળાં, નમેલાં પર્વવાળાં અને આકાશમાં વિચરનારાં બાણોનાં ટોળેટોળાં જણાવા લાગ્યાં.[૪૦] દ્રોણના ધનુષ્યમાંથી નીકળતાં તે બાણો, એકબીજા બાણોનાં પીછાં સાથે વળગી રહ્યાં હતાં. એટલે આકાશમાં જાણે એક સળંગ દીર્ઘ બાણ હોય તેમ દેખાતું હતું.[૪૧] આમ સુવર્ણશોભિત મહાબાણોને વરસાવીને તે બન્ને વીરોએ આકાશને જાણે ઉલ્કાઓથી ઢાંકી દીધું.[૪૨] ત્યારે કંક અને મયૂરનાં પીછાંને ધારણ કરનારાં તેમનાં બાણો, શરદઋતુમાં આકાશમાં વિચરતા હંસોની હાર જેમ શોભે તેમ શોભી રહ્યાં હતાં.[૪૩] આમ ત્યાં દ્રોણ અને અર્જુન એ બન્ને મહાત્માઓ વચ્ચે, વૃત્રાસુર અને ઇંદ્ર વચ્ચેના યુદ્ધ જેવું ઘોર અને આવેશમય યુદ્ધ ચાલ્યું. બે હાથીઓ જેમ પોતપોતાના દંતૂશળની અણીઓથી એકબીજાને પ્રહાર કરે, તેમ તે બન્ને, ધનુષ્યોને પૂરાં વિકસાવીને છોડેલાં બાણો વડે એકબીજાને પ્રહાર કરતા હતા. યુદ્ધમાં શોભી રહેલા તે બન્ને વીરો રણસંગ્રામમાં રોષે ભરાઈને લડી રહ્યા હતા. વળી તેઓ યુદ્ધમાં વિવિધ પ્રકારનાં દિવ્ય અસ્ત્રોને છોડતા હતા. પછી આચાર્યશ્રેષ્ઠ દ્રોણ શિલા ઉપર ઘસેલાં જે બાણો અર્જુન પર મૂકતા હતા, તે બાણોને જયીશ્રેષ્ઠ અર્જુને તીક્ષ્ણ બાણો મૂકીને ખાળી દીધાં.[૪૪-૪૭] પછી તે ઉગ્ર પરાક્રમીએ પ્રેક્ષકોને પોતાની અસ્ત્રવિદ્યાનો પ્રભાવ દેખાડતાં, આખા આકાશને ક્ષણવારમાં અનેકાનેક બાણોથી ભરી દીધું.[૪૮] ત્યાં, તીવ્ર તેજસ્વી નરવ્યાઘ્ર અર્જુન પ્રહાર કરી રહ્યો હતો, તોપણ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા મુખ્યાચાર્ય દ્રોણ તો એ અર્જુન સાથે નમેલી અણીઓવાળાં બાણોથી રણમાં માત્ર ક્રીડા જ કરતા હતા.[૪૯] તે તુમુલ યુદ્ધમાં દિવ્ય અસ્ત્રો વરસાવી રહેલા અર્જુને અસ્ત્રોથી અસ્ત્રોને ખાળી રાખીને સામું યુદ્ધ આપ્યું.[૫૦] અસહનશીલ અને રોષે ઊછળી રહેલા એ બન્ને વચ્ચે, દેવ અને દાનવોના જેવું યુદ્ધ ચાલ્યું હતું.[૫૧] ઐંદ્ર, વાયવ્ય અને આગ્નેય એમાંથી દ્રોણ જે જે અસ્ત્ર મૂકતા હતા, તે અસ્ત્રને અર્જુન સામું અસ્ત્ર મૂકીને વારંવાર ત્વરાથી વ્યર્થ કરી દેતો હતો.[૫૨] આમ તે શૂરવીર મહાધનુર્ધારીઓ તીક્ષ્ણ બાણોને છોડી રહ્યા હતા અને આકાશને બાણોની વૃષ્ટિથી એકછાય કરી નાખતા હતા.[૫૩] ત્યાં અર્જુન સૈનિકોનાં શરીરો ઉપર જે બાણો મૂકતો હતો, તેનો પડવાનો અવાજ પર્વતો ઉપર પડતા વજ્રના જેવો સંભળાતો હતો.[૫૪] ત્યારે હે પૃથ્વીપતિ! હાથીઓ, રથો અને ઘોડાઓ લોહીથી તરબોળ થઈ ગયેલા દેખાતા હતા અને પુષ્પવાળા કેસૂડાના

ઝાડ જેવા જણાતા હતા.[૫૫] દ્રોણ અને અર્જુનના આ યુદ્ધમાં બાજુબંધવાળા જે હાથો, જાતજાતના મહારથો, સુવર્ણજડિત કવચો અને ધ્વજાઓ પડ્યાં હતાં, તેમ જ પૃથાનંદનનાં બાણથી પીડાયેલા જે યોદ્ધાઓ ત્યાં હણાઈને આળોટ્યા હતા, તે બધું જોઈને કૌરવ સૈન્ય અત્યંત ગભરાઈ ગયું.[૫૬,૫૭] પછી ભારે ટક્કર લેનારાં પોતાનાં ધનુષ્યોને ખેંચીને તે બન્ને એકમેકને ઢાંકી દેવા લાગ્યા અને બાણો મૂકીને એકબીજાને જખમી કરવા લાગ્યા. ત્યારે હે ભરતશ્રેષ્ઠ! ત્યાં બલિ અને ઇંદ્રના જેવું ઘોર યુદ્ધ તે દ્રોણ અને અર્જુન વચ્ચે ચાલ્યું.[૫૮,૫૯] પછી તે બન્ને, પોતાના પ્રાણોને જાણે હોડમાં મૂક્યા હોય તેમ, પોતાનાં ધનુષ્યોને પૂર્ણ વિકસાવીને, નમેલી અણીઓવાળાં બાણો મૂકીને, એકમેકને વીંધવા લાગ્યા. ત્યારે ત્યાં અંતરિક્ષમાં દ્રોણની સ્તુતિ કરતો આ નાદ ગાજી ઊઠ્યો: 'શત્રુઓને મથનારા, મહાન વીર્યવાળા, દૃઢ મુષ્ટિવાળા, દુર્જય અને સર્વ દેવો તથા દૈત્યોના વિજેતા એવા મહારથી અર્જુન સાથે દ્રોણે આ જે યુદ્ધ કર્યું છે, તે દુષ્કર કામ કર્યું છે.'[૬૦–૬૨] તે સમયે યુદ્ધમાં અર્જુનની શ્રાંતિરહિતતા, શિક્ષા, ચપળતા તથા શસ્ત્રોને દૂર સુધી ફેંકવાની શક્તિ, એ જોઈને દ્રોણને પણ વિસ્મય થયો.[૬૩] પછી હે ભરતોત્તમ! અસહ્ય પૃથાનંદને દિવ્ય ગાંડીવ ધનુષ્યને ઊંચક્યું અને તેને બન્ને હાથે પકડીને સંગ્રામમાં વિકસાવ્યું. તે ધનુષ્યમાંથી આવતી તીડોના જેવી બાણની વૃષ્ટિ જોઈને સૌ કોઈ આશ્ચર્યચકિત થઈ ગયા અને 'વાહ વાહ, ધન્ય છે' એમ કહી સ્તુતિ કરવા લાગ્યા.[૬૪,૬૫] તે એવી રીતે સતત બાણોને ચડાવતો અને છોડતો હતો કે, એનાં બે બાણોના ગાળામાં પવન સુધ્ધાં વચ્ચે ફરકી શકતો નહોતો. અરે! અર્જુન જે એક પછી બીજું બાણ લેતો હતો, તે વચ્ચેનું અંતર પણ કોઈ કળી શકતું નહોતું.[૬૬,૬૭] આમ ત્યાં ઉપરાઉપરી અસ્ત્રપ્રયોગોવાળું અતિદારુણ યુદ્ધ ચાલી રહ્યું હતું અને અર્જુન એકએકથી અધિક એવાં બીજાં બાણો છોડ્યે જતો હતો.[૬૮] આ રીતે દ્રોણના રથ પાસે નમેલાં પર્વવાળાં એક લાખ બાણો એકીસાથે આવીને પડ્યાં હતાં.[૬૯] આમ હે ભરતશ્રેષ્ઠ! જ્યારે ગાંડીવધારી અર્જુને દ્રોણને બાણોથી ઢાંકી દીધા, ત્યારે સેનાઓમાં જબરદસ્ત હાહાકાર મચી રહ્યો.[૭૦] તે સમયે ત્યાં ભેગા થયેલા ઇંદ્ર, ગંધર્વો અને અપ્સરાઓએ અર્જુનની અસ્ત્રો મૂકવાની શીઘ્રતાની સ્તુતિ કરી.[૭૧] એટલામાં રથજૂથોના સ્વામી અને દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાએ મોટા રથસમૂહ સાથે આવીને અર્જુનને એકાએક ઘેરી લીધો.[૭૨] અશ્વત્થામાએ પણ હૃદયથી તો મહાત્મા અર્જુનના એ પરાક્રમની પૂજા કરી, પણ બહારથી તો એના ઉપર અત્યંત કોપ ધારણ કર્યો.[૭૩] પછી રોષને વશ થયેલા અશ્વત્થામાએ રણમાં અર્જુનની સામે ધસારો કર્યો અને મેઘની જેમ તેના ઉપર હજારો બાણોની વૃષ્ટિ કરવા માંડી.[૭૪] એટલે મહાબાહુ પૃથાનંદને, જે બાજુ દ્રોણનંદન અશ્વત્થામા હતા, તે બાજુએ પોતાના અશ્વોને ફેરવાવ્યા અને દ્રોણાચાર્યને નીકળી જવાનો માર્ગ કરી આપ્યો.[૭૫] આમ જેમનું કવચ ભાંગી ગયું હતું, જેમની ધજા તૂટી ગઈ હતી અને જે ઉત્તમ બાણોથી વીંધાઈ ગયા હતા, તે શૂરવીર દ્રોણાચાર્ય આ માર્ગ મળતાં જ વેગવાન ઘોડાઓ હંકારીને ઝડપભેર નાસી ગયા.[૭૬]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં દ્રોણનું પલાયન' નામનો અધ્યાય ૫૮મો સમાપ્ત

# अध्याय ५९ मो
## અર્જુન અને અશ્વત્થામાનું યુદ્ધ

॥ वैशंपायन उवाच ॥

ततो द्रौणिर्महाराज प्रययावर्जुनं रणे।
तं पार्थः प्रतिजग्राह वायुवेगमिवोद्धतम्।
शरजालेन महता वर्षमाणमिवांबुदम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: પછી હે મહારાજ! દ્રોણનંદન અશ્વત્થામાએ રણમાં અર્જુન ઉપર ધસારો કર્યો એટલે વાયુના જેવા ઉદ્ધત વેગવાળા અને મેઘની જેમ મોટી બાણવર્ષા વરસાવી રહેલા એ અશ્વત્થામાને પૃથાપુત્રે સારો સત્કાર આપ્યો.[૧] ત્યાં તે બન્ને વૃત્રાસુર અને વજ્રપાણિની જેમ સામસામી બાણજાળો છોડવા લાગ્યા, ત્યારે ત્યાં તે બંને વચ્ચે દેવો તથા અસુરોના જેવું ઘોર યુદ્ધ ચાલ્યું.[૨] ત્યારે બાણોની વર્ષાથી આકાશ છવાઈ ગયું અને સર્વત્ર અંધકાર પથરાઈ રહ્યો. ત્યારે ન તો સૂર્ય દેખાતો હતો કે ન તો પવન ચાલતો હતો.[૩] આમ હે શત્રુનગરના વિજેતા! તે બંને યોદ્ધાઓ એકબીજા ઉપર પ્રહાર કરવા લાગ્યા, ત્યારે ત્યાં જાણે બળતા વાંસના જેવા ભયંકર ચડચડાટ શબ્દ થવા લાગ્યા.[૪] ત્યારે હે રાજન્! અર્જુને અશ્વત્થામાના સર્વ અશ્વોને મરણતોલ કરી નાખ્યા. આમ ગભરાઈ જવાથી તેમને કોઈ દિશાનું ભાન રહ્યું નહિ.[૫] પછી મહાવીર્યવાન દ્રોણપુત્રે, યુદ્ધમાં ઘૂમી રહેલા પૃથાપુત્રની એક નાની સરખી નજરચૂક પકડી પાડીને ક્ષુર બાણ માર્યું અને તેના ધનુષ્યની પણછ કાપી નાખી. તેનું આ અલૌકિક કર્મ જોઈને દેવોએ તેનાં વખાણ કર્યાં. તે વખતે દ્રોણ, ભીષ્મ, કર્ણ અને કૃપાચાર્ય એ મહારથીઓએ પણ 'ધન્ય છે, ધન્ય છે' એમ કહીને તે કર્મની પ્રશંસા કરી.[૬,૭] એટલે અશ્વત્થામાએ પોતાનું શ્રેષ્ઠ ધનુષ્ય ખેંચ્યું અને ફરીથી રથિશ્રેષ્ઠ પૃથાપુત્રના હૃદયમાં કંક પક્ષીનાં પીંછાંવાળાં બાણોથી પ્રહાર કર્યો. ત્યાં તો, મહાબાહુ અર્જુને ખડખડાટ હસીને ગાંડીવ ઉપર ત્વરાથી પણછ ચડાવી દીધી. પછી રથને અર્ધચંદ્રાકાર ફેરવીને અર્જુને અશ્વત્થામા સાથે મુકાબલો કરવા માંડ્યો. માનો, એક મદમત્ત માતંગરાજ બીજા મદમત્ત માતંગ સાથે મુકાબલો કરવા લાગ્યો. તે સમયે પૃથ્વીમાં એકલવીર એવા અર્જુન અને અશ્વત્થામા એ બે વચ્ચે, રણભૂમિમાં અત્યંત મહાન અને રોમાંચકારી યુદ્ધ ચાલવા માંડ્યું.[૮-૧૧] બે યૂથપતિઓની જેમ, સામસામા આવેલા તે બંને મહાવીર્યવાન વીરો યુદ્ધ કરતા હતા, ત્યારે સર્વ કુરુઓ તેમને વિસ્મયપૂર્વક જોઈ રહ્યા હતા.[૧૨] પુરુષોમાં સિંહ જેવા તે બંને વીરો નાગના જેવાં તેજસ્વી અને ઝેરી સાપના જેવા આકારવાળા બાણોથી એકબીજાને પ્રહાર કરી રહ્યા હતા.[૧૩] મહાત્મા અર્જુન પાસે બે દિવ્ય અને અક્ષય ભાથા હતા, તેથી તે શૂરવીર પૃથાનંદન રણમાં પહાડની જેમ અચળ ઊભો હતો.[૧૪] વળી સંગ્રામમાં અશ્વત્થામા ઝડપભેર બાણો છોડ્યે જતો હતો, એટલે તેનાં બાણો તત્કાળ ખૂટી ગયાં અને તેથી અર્જુન અશ્વત્થામાથી અધિક થઈ પડ્યો. ત્યાં તો કર્ણે પોતાના ધનુષ્યને અત્યંત ખેંચીને ટંકાર કર્યો, એટલે રણભૂમિમાં જબરદસ્ત હાહાકાર થઈ રહ્યો.[૧૫,૧૬] પછી જે દિશામાંથી ધનુષ્યનો ટંકારવ આવ્યો હતો, તે દિશા તરફ અર્જુને દૃષ્ટિ કરી, તો ત્યાં તેણે રાધાપુત્ર કર્ણને જોયો. અને તેથી તેનો રોષ એકદમ વધી ગયો.[૧૭] આમ ક્રોધવશ થયેલા તે કુરુશ્રેષ્ઠ કર્ણને હણી નાખવાની ઇચ્છાથી તેની જ સામે આંખો ફાડીને જોવા લાગ્યો.[૧૮] આ પ્રમાણે હે રાજન્! અશ્વત્થામાના બાણમાર્ગથી વિમુખ થઈને અર્જુન કર્ણ તરફ ફર્યો, એટલે હજારો યોદ્ધાઓ તેના ઉપર ઉતાવળથી ધસી આવ્યા. પણ શત્રુને જીત-

નારો અને મહાન બાહુવાળો તે ધનંજય તો દ્રોણ-પુત્રને મૂકીને એકદમ કર્ણની સામે જ દોડ્યો. ત્યાં ક્રોધથી લાલચોળ આંખોવાળો થયેલો એ કુંતી-નંદન, કર્ણની પાસે પહોંચી ગયો અને તેની સાથે દ્વૈરથ યુદ્ધ કરવાની ઇચ્છાથી તેને આ વચનો કહેવા લાગ્યો.[૧૯-૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં અર્જુન અને અશ્વત્થામાનું યુદ્ધ' નામનો અધ્યાય ૫૯મો સમાપ્ત

## अध्याय ६०मो

### કર્ણ ફરી નાઠો

॥ अर्जुन उवाच ॥

**कर्ण यत्ते सभामध्ये बहु वाचा विकत्थितम् ।**
**न मे युधि समोऽस्तीति तदिदं समुपस्थितम् ॥१॥**

અર્જુન બોલ્યો : હે કર્ણ ! તેં સભા વચ્ચે બહુ બકવાદ કર્યો હતો અને બડાશ મારી હતી કે, યુદ્ધમાં કોઈ જ મારી બરોબરીનો નથી. તો તે સાચી કરી બતાવવાનો આ સમય આવી પહોંચ્યો છે.[૧] પણ હે કર્ણ ! આજ મારી સાથે મહાયુદ્ધમાં ખેલીને તું તારી જાતને નિર્બળ જાણીશ અને બીજાઓનું અપમાન કરતો અટકીશ.[૨] તેં કેવળ ધર્મનો ત્યાગ કરીને કઠોર વાણી કાઢી હતી, પણ આ તું મારી સાથે યુદ્ધ કરવાને ઇચ્છી રહ્યો છે, તે મને તો તારું દુષ્કર કર્મ લાગે છે.[૩] હે રાધાપુત્ર ! પૂર્વે તેં મારી સાથે પ્રસંગ પાડ્યા વિના જ કાંઈ કહ્યું હતું, તે તું આજે મારી સાથે ભેટો કરીને કુરુઓની વચ્ચે સત્ય કરી બતાવ.[૪] નહિ તો, સભામાં દુરાત્માઓને હાથે ક્લેશ પામી રહેલી પાંચાલીને તેં જોઈ હતી, તેનું તું આજ કેવળ ફળ ભોગવી લેજે.[૫] હે રાધાસુત ! પૂર્વે ધર્મપાશથી બંધાયેલો હોઈને મેં જે સાંખી લીધું છે, તે મારા ક્રોધનો આજે તું યુદ્ધમાં વિજય જોજે.[૬] ઓ દુષ્ટ મતિવાળા ! અમે વનમાં જ બાર વરસ વેઠ્યાં છે, તેને પરિણામે ઉત્પન્ન થયેલા ક્રોધનું તું આજે ફળ મેળવ. હે કર્ણ ! આવ, રણાંગણમાં મારી સાથે યુદ્ધ કર. આ તારા સર્વ કુરુસૈનિકો ભલે તેના પ્રેક્ષક થાઓ ![૭,૮]

કર્ણ બોલ્યો : હે પાર્થ ! આ તું જે વાણીથી બોલી રહ્યો છે, તે કર્મથી કરી બતાવ ! તારા બોલ તો તારા પૃથ્વીપ્રસિદ્ધ કર્મોને પણ ટપી જાય છે ![૯] પૂર્વે તેં જે સહન કર્યું હતું, તે તું અશક્ત હતો તેથી સહન કર્યું છે. પણ હે પાર્થ ! આજે તારું પરાક્રમ જોયા પછી અમે તારા પરાક્રમનો સ્વીકાર કરીશું ![૧૦] પૂર્વે તું ધર્મપાશથી બંધાયેલો હોઈને તેં સહન કરી લીધું હતું, તો અત્યારે પણ તેમજ બંધાયેલો હોવા છતાં તું તારી જાતને છૂટી માની લે છે ![૧૧] હે ધર્માર્થના વેત્તા ! તેં પ્રતિજ્ઞા પ્રમાણે વનવાસ ભોગવ્યો છે અને તેથી ક્લેશ પામ્યો છે. તો તું એ જ કારણથી મારી સાથે યુદ્ધ કરવાની ઇચ્છા રાખે છે ?[૧૨] અરે અર્જુન ! ઇંદ્ર પોતે પણ જો તારે માટે મારી સાથે યુદ્ધ કરવા આવે, તોપણ હું પરાક્રમ કરવા માંડીશ એટલે મને જરા પણ દુઃખ થશે નહિ.[૧૩] હે કુંતીપુત્ર ! આ તારો મનોરથ અલ્પ સમયમાં જ પૂરો થવા આવ્યો છે ! કેમ કે તું આજે મારી સાથે યુદ્ધ કરશે અને મારું બળ જોશે.[૧૪]

અર્જુન બોલ્યો : ઓ રાધાપુત્ર ! હમણાં બે ઘડી ઉપર તો તું મારી સાથે યુદ્ધ કરતાં કરતાં રણમાંથી નાસી ગયો હતો, એટલે જ તો તું અત્યારે જીવતો રહ્યો છે ! પણ તારો નાનો ભાઈ તો મરી પરવાર્યો છે.[૧૫] અરે ! પોતાના ભાઈને મરાવીને તારા વિના બીજો કયો પુરુષ રણમોખરેથી નાસી જાય અને તે છતાં સજ્જનોની વચ્ચે ઊભો રહીને આ પ્રમાણે મિથ્યા બકવાદ કરે ?[૧૬]

વૈશંપાયન બોલ્યા : કર્ણને આ પ્રમાણે કહીને અપરાજિત અર્જુને તરત જ કવચને ભેદનારાં બાણો

છોડી કર્ણ ઉપર ધસારો કર્યો.[૧૭] આમ મેઘની જેમ બાણવૃષ્ટિ કરતા તે અર્જુનને મહારથી કર્ણે પ્રસન્નતાપૂર્વક મોટી બાણધારા વરસાવીને સત્કાર આપ્યો.[૧૮] ત્યાં ચોગરદમ ભયંકર આકારવાળી બાણજાળો ઊછળી રહી અને કર્ણે અર્જુનના અશ્વોને, બાહુઓને તેમજ તેના હાથનાં કવચરૂપ મોજાંઓને જુદાં જુદાં બાણો મૂકીને વીંધી નાખ્યાં.[૧૯] કર્ણના તે કર્મને અર્જુન સહન કરી શક્યો નહિ અને તેણે નમેલા પર્વવાળું તથા તીક્ષ્ણ અણીવાળું એક બાણ મૂકીને કર્ણની ભાથો લટકાવવાની દોરીને કાપી નાખી.[૨૦] ત્યાં કર્ણે ભાથામાંથી બીજાં બાણો લઈને અર્જુનના હાથને વીંધી નાખ્યો એટલે અર્જુનની મૂઠી છૂટી ગઈ.[૨૧] પછી મહાબાહુ અર્જુને કર્ણનું ધનુષ્ય કાપી નાખ્યું. ત્યાં કર્ણે અર્જુન ઉપર શક્તિનો પ્રહાર કર્યો; પણ અર્જુને બાણો મૂકીને તે શક્તિના કકડા કરી દીધા.[૨૨] પછી રાધાપુત્ર કર્ણના અનેક અનુચરો અર્જુન ઉપર ધસી આવ્યા; પણ અર્જુને ગાંડીવ ધનુષ્યમાંથી બાણો છોડીને તેમને યમલોકમાં મોકલી દીધા.[૨૩] પછી અર્જુને ધનુષ્યને કાન સુધી ખેંચીને મૂકલાં અને ભારે ટક્કર લેનારાં, તીક્ષ્ણ બાણો વડે કર્ણના અશ્વોને વીંધી દીધા અને તે નિષ્પ્રાણ થઈને પૃથ્વી ઉપર ઢળી પડ્યા.[૨૪] પછી વીર્યવાન કુંતીનંદને બીજું તીક્ષ્ણ, મહાબળવાન અને મહાતેજસ્વી બાણ મૂકીને કર્ણની છાતી વીંધી નાખી.[૨૫] તે બાણ બખ્તરને પણ ભેદીને કર્ણની કાયામાં પેસી ગયું, એટલે કર્ણને અંધારાં આવી ગયાં અને તેને કશું જ ભાન રહ્યું નહિ.[૨૬] આમ ગાઢ વેદના થવાથી કર્ણે રણભૂમિ છોડીને ઉત્તર દિશા તરફ નાસવા માંડ્યું. તે વખતે અર્જુને તથા મહારથી ઉત્તરે મોટી ગર્જના કરવા માંડી.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં કર્ણનું પલાયન' નામનો અ[illegible]

# અધ્યાય ૬૧ મો

## દુઃશાસન આદિ સાથે અર્જુનનું યુદ્ધ

॥ वैशंपायन उवाच ॥

**ततो वैकर्त्तनं जित्वा पार्थो वैराटिमब्रवीत् ।**
**एतन्मां प्रापयानीकं यत्र तालो हिरण्मयः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: આમ સૂર્યપુત્ર કર્ણને જીત્યા પછી, પૃથાનંદન અર્જુને વિરાટપુત્ર ઉત્તરને આ પ્રમાણે કહ્યું: 'જ્યાં પેલો સુવર્ણમય તાલધ્વજ દેખાય છે, ત્યાં અમારા પિતામહ શાંતનુપુત્ર ભીષ્મ રથમાં બેઠા છે. તે દેવ જેવા દેખાય છે અને મારી સાથે યુદ્ધ કરવાની ઇચ્છા રાખે છે; તો તું મને તે સેનામાં લઈ જા. ત્યારે બાણોથી અત્યંત વીંધાઈ ગયેલા ઉત્તરે રથો, હાથીઓ અને અશ્વોથી ભરેલી તે મહાન સેનાને જોઈને પૃથાપુત્રને કહ્યું: 'હે વીર! હું હવે અહીં તમારા ઉત્તમ ઘોડાઓને નિયમનમાં રાખી શકું એમ નથી. કેમ કે મારા પ્રાણ મૂંઝાઈ રહ્યા છે અને મારું મન વિહ્‌વળ થઈ ગયું છે.[૧–૪] તમે અને કૌરવો જ્યારે દિવ્ય અસ્ત્રોનો મારો ચલાવો છો, ત્યારે જાણે દશે દિશાઓ નાસી જતી જણાય છે.[૫] આ વસા, રુધિર અને મેદની વાસથી તો મને મૂર્ચ્છા આવી જાય છે. તમારું અને કૌરવોનું આ યુદ્ધ જોતાં મારું કાળજું ફાટી જાય છે. રણસંગ્રામમાં શૂરાઓનો આવો ભેટો તો મેં પૂર્વે કદી પણ જોયો નથી. હે વીર! ગદાઓના મોટા પ્રહારોથી, શંખોના ઘોષથી, શૂરવીરોના સિંહનાદોથી, હાથીઓની ત્રાડોથી અને વજ્રના જેવા ગાંડીવના પ્રચંડ ટંકારથી મારા કાન બહેરા થઈ ગયા છે, મારી સ્મૃતિ નાશ પામી ગઈ છે અને મારું મન મૂઢ બની ગયું છે.[૬–૮] હે વીર! તમે સંગ્રામમાં ગાંડીવને વારંવાર ખેંચીને, તેને બળતાં ઊંબાડિયાંની જેમ ચક્કર ચક્કર સતત ગોળ ફેરવ્યા કરો છો તેથી મારી દૃષ્ટિ ચળી જાય છે અને મારું

હૃદય ફાટુંફાટું થાય છે.[૯] રણમાં રોષે ભરાયેલા પિનાકપાણિ રુદ્રના જેવું તમારું રૌદ્ર સ્વરૂપ જોઈને તથા બાણો છોડતા તમારા બાહુઓને જોઈને મને પણ ભય લાગે છે. તમે ક્યારે ઉત્તમ બાણો લો છો, ક્યારે તેમને ચડાવો છો અને ક્યારે તેમને છોડો છો, તે મારું ભાન નષ્ટ થવાથી હું જોઈ શકતો નથી. મને તો ત્યારે ભાન પણ રહેતું નથી! મારા પ્રાણ ગૂંગળાઈ રહ્યા છે, આ પૃથ્વી મને જાણે ફરતી હોય એમ લાગે છે અને ચાબુકને તથા લગામને હાથમાં રાખવાની મારામાં શક્તિ પણ રહી નથી.[૧૦-૧૨]

અર્જુન બોલ્યો: તું બીશ નહિ. તું તારી જાતને જરા ધીરજ આપ. હે નરશ્રેષ્ઠ! તેં પણ રણમોખરે અતિ અદ્ભુત કામો કર્યાં છે.[૧૩] તું રાજપુત્ર છે. શત્રુને દમનારા પ્રસિદ્ધ મત્સ્યવંશમાં તું જન્મ્યો છે. તારું કલ્યાણ થાઓ! તારે આવા સમયે ખિન્ન થવું યોગ્ય નથી.[૧૪] હે રાજપુત્ર! જો, હું સંગ્રામભૂમિમાં યુદ્ધ કરવા માંડું છું, તો હે શત્રુનાશન! તું સંપૂર્ણ ધૈર્ય ધારણ કરીને મારા ઘોડાઓને કબજે રાખ.[૧૫]

વૈશંપાયન બોલ્યા: નરશ્રેષ્ઠ અને રથીશ્રેષ્ઠ મહાબાહુ અર્જુને વિરાટપુત્ર ઉત્તરને આ પ્રમાણે કહ્યું અને તેને આ વધુ વચનો કહ્યાં:[૧૬] 'તું મને હમણાં જ એકદમ ભીષ્મની સેનાને મોખરે લઈ જા. હું યુદ્ધમાં એમના ધનુષ્યની પણછને કાપી નાખીશ. આજે તું મને દિવ્ય અસ્ત્રોનો આશ્ચર્યકારી પ્રયોગ કરતો જોઈશ. આજે કુરુઓ આકાશમાં રહેલા મેઘમાંથી નીકળતી વીજળી જેવા મારા સોનાની પીઠવાળા ગાંડીવધનુષ્યને જોશે. હું જ્યારે બાણ છોડવા માંડીશ, ત્યારે ભેગા થયેલા સર્વ શત્રુઓ મારે વિશે તર્ક ચલાવશે કે, આ અર્જુન ડાબા હાથથી બાણો છોડે છે કે જમણા હાથથી? આજે હું લોહીરૂપી જળવાળી, રથરૂપી ધૂમરીવાળી, હાથીરૂપી મગરવાળી અને પરલોક સુધી પ્રવાહવાળી દુસ્તર નદી વહેવડાવીશ.[૧૭-૨૦] હું હાથ, પગ, માથું, પીઠ અને બાહુઓરૂપી શાખાઓવાળા કૌરવોરૂપી વનને નમેલાં પર્વવાળાં બાણો મૂકીને કાપી નાખીશ.[૨૧] હું એકલો જ ધનુર્ધારી કૌરવી સેના ઉપર વિજય કરવા માંડીશ, ત્યારે અગ્નિને જેમ વનમાં સેંકડો માર્ગ મળી રહે છે, તેમ મને પણ શત્રુસેનામાં સેંકડો માર્ગો મળી રહેશે. તું આજે મારે હાથે વીંધાયેલા શત્રુસૈન્યને ચક્રની જેમ ભમતું જ જોઈશ. વળી હું આજે તને બાણ અને અસ્ત્રો વિશેનું મારું આશ્ચર્યકારક શિક્ષણ બતાવીશ.[૨૨,૨૩] તું સમ અને વિષમ સ્થાનોમાં રથને વિશે સાવધાનીપૂર્વક બેસજે, એટલે હું આકાશને આવરીને ઊભેલા પર્વતને પણ મારાં બાણોથી ભેદી નાખીશ. પૂર્વે ઇંદ્રની આજ્ઞાથી મેં સેંકડો ને હજારો પૌલોમો તથા કાલખંજોને સંગ્રામમાં હણી નાખ્યા હતા. હું ઇંદ્ર પાસેથી દૃઢમુષ્ટિ શીખ્યો છું, બ્રહ્મા પાસેથી હસ્તકુશળતા શીખ્યો છું અને પ્રજાપતિ પાસેથી સંકટ સમયે આશ્ચર્યકારી યુદ્ધ કરવાની રીત શીખ્યો છું, એમ તું જાણ. પૂર્વે મેં સમુદ્રને સામે પાર હિરણ્યપુરમાં વસનારા સાઠ હજાર ઉગ્ર ધનુર્ધારી રથીઓને જીત્યા હતા. પાણીની ભરતી જેમ નદીના કાંઠાઓને તોડી નાખે છે તેમ હું આજે કુરુઓના સમૂહોને તોડી પાડીશ, એ તું અવશ્ય જોજે. ધ્વજરૂપી વૃક્ષવાળા, પ્યાદારૂપી તૃણવાળા અને રથરૂપી સિંહસમૂહવાળા એ કૌરવોરૂપી વનને હું આજે અસ્ત્રતેજથી બાળી મૂકીશ.[૨૪-૨૯] વજ્રપાણિ ઇંદ્ર જેમ અસુરોને રથમાંથી ઉથલાવી પાડે, તેમ હું એકલે હાથે જ તે સર્વ યુદ્ધ કરવાને સજ્જ થઈને ઊભા રહેલા અતિ બળવાન કૌરવોને નમેલી અણીઓવાળાં બાણો મૂકીને તેમના રથોમાંથી ઉથલાવી પાડીશ.[૩૦] હું રુદ્ર પાસેથી રૌદ્રાસ્ત્ર પામ્યો છું,

વરણ પાસેથી વારુણાસ્ત્ર પામ્યો છું, અગ્નિ પાસેથી આગ્નેયાસ્ત્ર પામ્યો છું, વાયુ પાસેથી વાયવ્યાસ્ત્ર પામ્યો છું, અને ઇંદ્ર પાસેથી વજ્ર આદિ અસ્ત્રો પામ્યો છું.[31] નરસિંહોએ રક્ષેલા ધૃતરાષ્ટ્રપુત્રોરૂપી એ ઘોર વનને આજે હું ઉખેડી નાખીશ. તો હે વિરાટનંદન! તારો ભય દૂર થાઓ.[32]

વૈશંપાયન બોલ્યા: સવ્યસાચી અર્જુને આ પ્રમાણે આશ્વાસન આપ્યું, એટલે વિરાટપુત્ર ઉત્તર ભીષ્મથી રક્ષાયલી તે ભયંકર રથસેનામાં દાખલ થયો.[33] આમ મહાબાહુ અર્જુન કુરુઓને જીતવા માટે રણમાં આવ્યો, એટલે ક્રૂર કર્મ કરનારા ગંગાનંદન ભીષ્મે તેને સાવધાનીપૂર્વક રોકી દીધો.[34] ત્યાં તો જયવંત અર્જુને પાસે જઈને ધનુષ્ય ખેંચ્યું અને સોનેરી ટાંચવાળાં બાણો મૂકીને ભીષ્મના ધ્વજને મૂળમાંથી કાપી નાખ્યો, એટલે તે કપાઈ ગયેલો ધ્વજ ધરતી ઉપર ઢળી પડ્યો.[35] એ જ વખતે જાતજાતની ફૂલમાળાઓથી અને ભાતભાતના અલંકારોથી શણગારાયેલા, વિદ્યામાં સિદ્ધ થયેલા અને મહાન બુદ્ધિવાળા દુઃશાસન, વિકર્ણ, દુઃસહ તથા વિવિંશતિ એ ચાર મહાબળવાન યોદ્ધાઓ ભયંકર ધનુષ્યવાળા અર્જુન પાસે આવી પહોંચ્યા. આમ આવીને તેમણે ઉગ્ર ધનુર્ધર અર્જુનને ચારે બાજુથી ઘેરી લીધો.[36,37] વીર દુઃશાસને એક ભલ્લ બાણ મારીને વિરાટ પુત્ર ઉત્તરને વીંધી નાખ્યો અને બીજું એક બાણ મૂકીને તેણે અર્જુનને છાતી વચ્ચે વીંધી નાખ્યો.[38] એટલે જયશીલ અર્જુને ગીધના પીંછાવાળા અને વિશાળ ધારવાળા એક બાણ વડે તેનું સુવર્ણજડિત ધનુષ્ય કાપી નાખ્યું. પછી તેણે દુઃશાસનના હૃદયભાગને પાંચ બાણોથી વીંધી નાખ્યો. આમ પૃથાનંદનનાં બાણથી પીડાઈને તે રણભૂમિ છોડીને નાસી છૂટ્યો. પછી ધૃતરાષ્ટ્રપુત્ર વિકર્ણે ગીધનાં પીંછાંવાળાં અને સડસડાટ જનારાં તીક્ષ્ણ બાણો મૂક્યાં અને શત્રુવીરને હણનારા એ અર્જુનને વીંધી નાખ્યો.[39-41] પછી કુંતીનંદને પણ તેને નમેલા પર્વવાળા એક બાણ વડે લલાટમાં પ્રહાર કર્યો. આમ વીંધાઈ જવાથી તે રથમાંથી એકદમ ગબડીને નીચે પડી ગયો.[42] પછી દુઃસહ અને વિવિંશતિ પોતાના ભાઈનું રક્ષણ કરવાની ઇચ્છાથી પૃથાપુત્ર સામે રણમાં ધસી આવ્યા અને તેના ઉપર તીક્ષ્ણ બાણો વરસાવવા લાગ્યા.[43] એટલે ધનંજયે જરા પણ ગભરાયા વિના, ગીધનાં પીછાંવાળાં બે તીક્ષ્ણ બાણો છોડીને તે બંનેને એકીસાથે વીંધી નાખ્યા; તેમ જ તેમના ઘોડાઓનો પણ ઘાણ કાઢી નાખ્યો, આમ તે બંને ધૃતરાષ્ટ્રપુત્રોનાં અંગો વીંધાઈ ગયાં અને તેમના ઘોડાઓ હણાઈ ગયા, ત્યારે તેમના અનુચરો ત્યાં દોડી આવ્યા અને તેમને બીજા રથોમાં બેસાડીને દૂર લઈ ગયા. પછી કિરીટમાળા ધારણ કરનારો, લક્ષ્ય વીંધવામાં એક્કો, અપરાજિત અને મહાબળવાન એવો તે કુંતીનંદન અર્જુન સર્વ દિશાઓમાં ઘૂમવા લાગ્યો.[44-46]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં અર્જુનનું દુઃશાસનાદિ સાથે યુદ્ધ' નામનો અધ્યાય ૬૧મો સમાપ્ત

## અધ્યાય ૬૨મો

### અર્જુનનું ઘોર યુદ્ધ

॥ वैशंपायन उवाच ॥

अथ संगम्य सर्वे ते कौरवाणां महारथाः ।
अर्जुनं सहिता यत्ताः प्रत्ययुध्यंत भारत ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: પછી હે ભારત! કૌરવોના સર્વ મહારથીઓ એકસાથે ભેગા થયા અને સજ્જ થઈને અર્જુનની સામે લડવા લાગ્યા.[1] ત્યારે અમાપ મનોબળવાળા અર્જુને તે મહારથીઓને બાણમય જાળોથી, જેમ ધુમ્મસ વડે પર્વતો ઢંકાઈ જાય તેમ બધી બાજુએથી ઢાંકી દીધા.[2] ત્યાં મહાગજોની ગર્જનાથી તથા અશ્વોના હણહણાટથી

તેમ જ ભેરી અને શંખોના ઘોષો વડે ભયંકર શબ્દ થઈ રહ્યો.[૩] ત્યાં પૃથાપુત્રોનાં હજારો બાણો માણસોને, અશ્વોને તેમ જ લોહમય કવચોને ભેદીને આરપાર નીકળતાં હતાં. તે વખતે રણમાં બાણો છોડતો વેગવાન અર્જુન શરદઋતુમાં મધ્યાહ્નકાળના તેજસ્વી સૂર્યના જેવો પ્રકાશતો હતો. ત્યારે ગભરાઈ ગયેલા રથીઓ રથોમાંથી અને ઘોડેસવારો ઘોડાની પીઠ ઉપરથી ઊતરી પડીને નાસવા લાગ્યા અને પાળાઓ ભૂમિ ઉપર પડવા મંડ્યા. અર્જુનનાં બાણોથી તે મહાત્માઓનાં તાંબાનાં, ચાંદીનાં તેમ જ લોઢાનાં કવચો છેદાઈ જતાં ત્યાં મોટો શબ્દ થવા લાગ્યો. ત્યારે અર્જુનનાં તીક્ષ્ણ બાણોથી પ્રાણરહિત થયેલા હાથીસવારો અને ઘોડેસવારોનાં નિશ્ચેતન શરીરો વડે આખી યુદ્ધભૂમિ ઢંકાઈ ગઈ હતી.[૪-૮] વળી ત્યારે પૃથ્વી રથોની બેઠકો ઉપરથી પડી ગયેલા માનવોથી છવાઈ ગઈ હતી. તે વખતે ધનુર્ધારી ધનંજય સંગ્રામમાં નૃત્ય કરી રહ્યો હોય એમ જણાવા લાગ્યો.[૯] પછી વજ્રના કડાકા જેવો ગાંડીવનો ઘોષ સાંભળીને, સર્વ સૈન્યો ત્રાસી ગયાં અને મહાયુદ્ધમાંથી નાસી જવા લાગ્યાં.[૧૦] ત્યાં કુંડળ, પાઘડીઓ અને સુવર્ણની માળાઓ ધારણ કરનારાં મસ્તકો જ્યાં ત્યાં રણભૂમિ ઉપર પડેલાં જણાતાં હતાં.[૧૧] વળી ત્યાં બાણો વડે કપાઈ ગયેલા શરીરના અવયવોથી તેમ જ હાથના અલંકાર સાથેના અને બીજા ધનુષ્યવાળા બાહુઓથી પૃથ્વી ઢંકાઈ ગયેલી જણાતી હતી.[૧૨] હે ભરતોત્તમ! તીક્ષ્ણ બાણો વડે કપાઈને મસ્તકો ભૂમિ પર પડતાં હતાં, તે જાણે આકાશમાંથી પથ્થરની વર્ષા થતી હોય તેના જેવું જણાતું હતું. આમ જે રુદ્ર પરાક્રમી વીર પૃથાનંદન તેર વરસ સુધી રોકાઈ રહ્યો હતો, તે હવે પોતાનું રૌદ્ર સ્વરૂપ પ્રકટાવીને ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપર ક્રોધાગ્નિ વરસાવવા લાગ્યો. આ પ્રમાણે સૈન્યને બાળી રહેલા અર્જુનનું પરાક્રમ જોઈને, સર્વ યોદ્ધાઓ ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનના દેખતાં જ શાંત થઈ ગયા.[૧૩-૧૫] આમ હે ભારત! જયીશ્રેષ્ઠ અર્જુન સૈન્યને ત્રાસ પોકરાવીને તેમ જ મહારથીઓને નસાડી દઈને ત્યાં ઇચ્છાપૂર્વક ઘૂમવા લાગ્યો.[૧૬] ત્યાં અર્જુને પ્રલયકાળમાં કાળ વડે નિર્માયેલી નદીના જેવી રુધિરરૂપી જળવાળી ઘોર નદી વહેવરાવી. તે તરંગવતી નદી હાડકાંરૂપી શેવાળથી ભરપૂર હતી, બાણ તથા ધનુષ્યરૂપી ભાથાવાળી હતી, કેશરૂપી લીલ તથા ઘાસવાળી હતી, કવચો તથા મંદિલોથી ભરેલી હતી અને તેમાં હાથીઓરૂપી કાચબાઓ તથા જલહાથીઓ હતાં. તે મેદ, વસા અને લોહીને વહેતી હતી, મહાભયને વધારતી હતી, રૌદ્ર સ્વરૂપની હતી અને મહાભીષણ હતી. તેમાં પશુઓની ગર્જનાઓ ગાજતી હતી, તીક્ષ્ણ શસ્ત્રોરૂપી મોટા મગરમચ્છો હતા અને તે માંસાહારી પશુઓના સમૂહોથી સેવાયેલી હતી. તેમાં મુક્તાફળરૂપી તરંગોની માળા હતી. ચિત્રવિચિત્ર અલંકારોરૂપી પરપોટા હતા, બાણસમૂહરૂપી મોટી ઘૂમરીઓ હતી અને હાથીઓરૂપી મગરો હતા. તે દુસ્તર હતી, મહારથોરૂપી દ્વીપવાળી હતી અને શંખ તથા દુંદુભિના ઘોષભરી હતી. પૃથાનંદને તે નદીને મુશ્કેલીથી પાર કરી શકાય એટલા લોહીથી ભરી દીધી હતી.[૧૭-૨૧] ત્યારે અર્જુન ક્યારે બાણો લે છે, ક્યારે ગાંડીવને ખેંચે છે અને ક્યારે તે ઉપર બાણોને સાંધીને છોડે છે, તે કોઈ પણ જણના જોવામાં આવી શક્યું નહોતું.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં અર્જુનનું ઘોર યુદ્ધ' નામનો અધ્યાય ૬૨ મો સમાપ્ત

# अध्याय ६३मो
## અર્જુનનું સંકુલ યુદ્ધ
॥ वैशंपायन उवाच ॥

**ततो दुर्योधनः कर्णो दुःशासनविविंशती ।**
**द्रोणश्च सह पुत्रेण कृपश्चापि महारथः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી દુર્યોધન, કર્ણ, દુઃશાસન, વિવિંશતિ, દ્રોણ, અશ્વત્થામા અને મહારથી કૃપ એ સર્વ ધનંજયને મારવાની ઇચ્છાથી પોતાનાં દૃઢ તથા બળવાન ધનુષ્યોને ખેંચતાં ખેંચતાં રોષે ભરાઈને ફરી સામે ચડી આવ્યા.[૧,૨] એટલે હે મહારાજ ! વાનરધ્વજ અર્જુને વિશાળ પતાકાવાળા અને સૂર્ય જેવા તેજસ્વી રથમાં બેસીને તે સૌની સામે ધસારો કર્યો. પછી કૃપે, કર્ણે અને રથિશ્રેષ્ઠ દ્રોણે મહાન વીર્યવાન ધનંજયને મહા અસ્ત્રોથી ઘેરી લીધો. આમ બાણોના સમૂહોને સારી પેઠે છોડી રહેલા તે વીરોએ જેમ વર્ષાકાળનાં વાદળાં વૃષ્ટિ કરે, તેમ ધનંજય ઉપર બાણોની વૃષ્ટિ કરી. સમરમાં સન્માનિત થયેલા એ વીરોએ તરત જ અર્જુન ઉપર અનેક લોમવાહી બાણો મૂકીને તેને આવરી દીધો. આમ તેમનાં તે દિવ્ય અસ્ત્રોથી અર્જુન ચારે બાજુ ઢંકાઈ ગયો હતો અને તેના શરીરની બે આંગળ જેટલી જગ્યા પણ બાણ વિના બાકી રહેલી જણાતી નહોતી.[૩-૭] પછી મહારથી અર્જુને ખડખડાટ હાસ્ય કર્યું અને આદિત્ય જેવા તેજસ્વી દિવ્ય ઐંદ્રાસ્રને ગાંડીવ ઉપર સાંધ્યું.[૮] પછી માળા તથા કિરીટને ધારણ કરનારો તે બળવાન કુંતીપુત્ર બાણરૂપી કિરણોવાળા સૂર્યની જેમ સંગ્રામભૂમિમાં આગળ વધ્યો અને બાણો વડે સર્વ કુરુઓને ઢાંકી દેવા લાગ્યો.[૯] ત્યારે જળભર્યા મેઘમાં જેમ વીજળી શોભે, પર્વત ઉપર જેમ અગ્નિ શોભે, તેમ ઇંદ્રધનુષ્યની પેઠે નમેલું તે ગાંડીવ શોભવા લાગ્યું.[૧૦] વરસાદ વરસતો હોય તે સમયે સર્વ દિશાઓને તથા સમસ્ત પૃથ્વીને અજવાળી રહેલી વીજળી જેમ આકાશમાં ઝળહળી રહે છે, તેમ બાણો વરસાવતું ગાંડીવ પોતાના ઝળહળાટથી દશે દિશાઓને ઢાંકી દેવા લાગ્યું. ત્યાં હે ભારત ! સર્વ રથીઓ અને સર્વ હાથીઓ મૂર્ચ્છિત થઈ ગયા.[૧૧,૧૨] તે સમયે સર્વ યોદ્ધાઓ શાંત પડી ગયા અને તેમનાં ચિત્ત ઠેકાણે રહ્યાં નહિ. નિરાશ થયેલા તે સર્વ યોદ્ધાઓ સંગ્રામમાં પૂંઠ બતાવીને નાસવા લાગ્યા.[૧૩] આમ હે ભરતોત્તમ ! સર્વ સૈન્યો પોતાના જીવિતની આશા ખોઈને પીઠ બતાવવા લાગ્યાં અને સર્વ દિશાઓમાં નાસભાગ કરવા લાગ્યાં.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં અર્જુનનું સંકુલ યુદ્ધ' નામનો અધ્યાય ૬૩ મો સમાપ્ત

# अध्याय ६४मो
## ભીષ્મનું પાછું હઠવું
॥ वैशंपायन उवाच ॥

**ततः शांतनवो भीष्मो भारतानां पितामहः ।**
**वध्यमानेषु योधेषु धनंजयमुपाद्रवत् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : આમ યોદ્ધાઓ હણાઈ ગયા, ત્યારે ભારતોના પિતામહ શાંતનુપુત્ર ભીષ્મ ધનંજયની સામે ચડી આવ્યા.[૧] તેમણે સોનાથી શણગારેલું શ્રેષ્ઠ ધનુષ્ય લીધું હતું અને મર્મભાગને ભેદી નાખે એવાં તથા તીણાં અણીવાળાં પ્રચંડ બાણો લીધાં હતાં.[૨] તેમણે મસ્તક ઉપર શ્વેત છત્ર ધારણ કર્યું હતું. આથી તે નરસિંહ સૂર્યોદય સમયે પર્વત શોભે તેમ શોભી રહ્યા હતા.[૩] પછી ગંગાનંદન ભીષ્મે ધૃતરાષ્ટ્રપુત્રોને હર્ષ પમાડવા માટે શંખનાદ કર્યો અને રથનું જમણું મંડળ ફેરવીને અર્જુનને રોકી દીધો.[૪] શત્રુવીરને હણનારો કુંતીનંદન અર્જુન તેમને ચડી આવેલા જોઈને અત્યંત પ્રસન્ન થયો અને પર્વત જેમ મેઘને ઝીલી લે તેમ તેણે તેમને આવકાર આપ્યો.[૫] પછી વીર્યવાન ભીષ્મે અર્જુનની ધ્વજા ઉપર

સાપની જેમ ફૂંફાડા મારતાં આઠ મહાવેગવાળાં બાણો મૂક્યાં. તે બાણોએ પાંડુનંદનના ધ્વજમાં જઈને ત્યાં ઝળહળી રહેલા વાનરને ઘાયલ કર્યો તથા ધ્વજની ટોચે રહેલાં બીજાં પ્રાણીઓને વીંધી નાખ્યાં.[૬,૭] એટલે અર્જુને વિશાળ ધારવાળું મોટું ભલ્લ બાણ છોડીને, ભીષ્મના છત્રને છેદી નાખ્યું અને તે તત્કાળ પૃથ્વી ઉપર પડી ગયું.[૮] વળી ભીષ્મના ધ્વજ ઉપર લાગલાગટ બાણોનો મારો ચલાવીને કુંતીનંદને તેમના રથના ઘોડાઓને તેમ જ પાછળના બંને સારથિઓને પણ ઘાયલ કરી દીધા.[૯] ભીષ્મથી આ સહન થયું નહિ અને પોતે અર્જુનને ઓળખતા હતા, તોપણ તેમણે મહાન દિવ્યાસ્ત્ર ચલાવીને ધનંજયને ઢાંકી દીધો.[૧૦] એ જ પ્રમાણે અર્જુને પણ ભીષ્મ ઉપર દિવ્યાસ્ત્ર ચલાવ્યું, પણ પર્વત જેમ મહામેઘને આવકાર આપે, તેમ અમાપ આત્મબળવાળા ભીષ્મે તેને આવકારી લીધું.[૧૧] તે સમયે એ ભીષ્મ અને અર્જુન વચ્ચે બલિ અને ઇંદ્ર જેવું ઘોર અને રોમાંચ ખડાં કરે તેવું યુદ્ધ ચાલવા માંડ્યું.[૧૨] ત્યાં સર્વ કૌરવ યોદ્ધાઓ પોતાના સૈનિકો સાથે તે યુદ્ધને જોઈ રહ્યા હતા. યુદ્ધમાં ભીષ્મ અને અર્જુનનાં ભલ્લ બાણો એક બીજાનાં ભલ્લો સાથે અથડાઈને આકાશમાં વર્ષાઋતુના આગિયાઓની જેમ ચમકી રહ્યાં હતાં.[૧૩] ત્યારે હે રાજન્! ડાબા તથા જમણા હાથથી બાણો [illegible]ડી રહેલા અર્જુનનું ગાંડીવ ઊંબાડિયાના ગોળ [illegible]તા ચક્કર જેવું લાગતું હતું.[૧૪] આમ મેઘ જેમ [illegible]ધારાઓ પાડીને પર્વતને ઢાંકી દે, તેમ અર્જુને [illegible]કડો તીક્ષ્ણ બાણોની વર્ષા કરીને ભીષ્મને ઢાંકી [illegible]ધા.[૧૫] એટલે ભીષ્મે સમુદ્રની ભરતીની જેમ [illegible]ભૂકી ઊઠેલી એ બાણવર્ષાને સામાં બાણો મારીને વેરવિખેર કરી નાખી અને અર્જુનને અટકાવી દીધો.[૧૬] આમ ભીષ્મે વિભાગ પ્રમાણે કાપી નાખેલાં અર્જુનનાં એ બાણો રણભૂમિમાં અર્જુનના રથ ઉપર જ પડવા લાગ્યાં.[૧૭] ત્યાં તો અર્જુનના રથમાંથી તીડનાં ટોળાંની જેમ સોનાનાં પીછાંવાળાં બાણોની વર્ષા થવા લાગી અને ભીષ્મે તેને ફરીથી સેંકડો તીણાં બાણો મૂકીને ઉડાડી દીધી.[૧૮] તે સમયે સર્વ કુરુઓ બોલી ઊઠ્યા કે, 'શાબાશ, ઠીક કર્યું!' ભીષ્મે અર્જુન સાથે સંગ્રામ માંડ્યો છે, તે સાચે જ દુષ્કર કામ કર્યું છે! ધનંજય બળવાન છે, તરુણ છે, દક્ષ છે અને હાથનો ઝડપી છે. એ પૃથાપુત્રના વેગને રણમાં ધારણ કરવાને એક શાંતનુપુત્ર ભીષ્મ, એક દેવકીનંદન કૃષ્ણ અને એક આચાર્યશ્રેષ્ઠ મહાબળવાન ભારદ્વાજ સિવાય બીજું કોણ સમર્થ છે?'[૧૯-૨૧] પછી એ બે મહાબળવાન ભરતશ્રેષ્ઠો અસ્ત્રોને અસ્ત્રોથી વારીને, રણમાં ક્રીડા કરતા હતા અને સર્વ પ્રાણીઓની દૃષ્ટિને મોહિત કરતા હતા.[૨૨] તે બન્ને મહાત્માઓ પ્રાજાપત્યાસ્ત્ર, ઐંદ્રાસ્ત્ર, આગ્નેયાસ્ત્ર, ભયંકર રૌદ્રાસ્ત્ર, કૌબેરાસ્ત્ર, વારુણાસ્ત્ર, યામ્યાસ્ત્ર અને વાયવ્યાસ્ત્ર યોજતા રહી રણમાં ઘૂમતા હતા.[૨૩] ત્યારે તેમને સંગ્રામમાં જોઈને સર્વ પ્રાણીઓ વિસ્મિત થઈ ગયાં અને આ પ્રમાણે બોલ્યાં કે, 'હે મહાબાહુ પૃથાનંદન! ધન્ય છે તને! હે ભીષ્મ! તમને પણ ધન્ય છે![૨૪] અહીં રણસંગ્રામમાં ભીષ્મ અને પૃથાનંદન વચ્ચે મહાન અસ્ત્રોનો આ જે મોટો પ્રયોગ થતો જણાય છે, તે મનુષ્યોમાં સંભવે એમ નથી.'[૨૫]

વૈશંપાયન બોલ્યા: આમ સર્વ અસ્ત્રોના વિદ્વાન એવા તે બે વચ્ચે અસ્ત્રયુદ્ધ ચાલ્યું. પછી ત્યાં અસ્ત્રયુદ્ધ પૂરું થતાં પાછું બાણયુદ્ધ શરૂ થયું.[૨૬] પછી જયવંત અર્જુને ભીષ્મની પાસે જઈને તીણી ધારવાળું બાણ મૂકીને ભીષ્મના સુવર્ણમંડિત ધનુષ્યને કાપી નાખ્યું.[૨૭] પણ મહાબાહુ ભીષ્મે તો ક્ષણવારમાં રણમાં બીજું ધનુષ્ય લીધું અને તેને સજ્જ કરી દીધું. પછી

ધિ ભરાઈ ને તે મહારથીએ ધનંજય ઉપર શીઘ્રતા-થી અનેકાનેક બાણો છોડવા માંડ્યાં.[૨૮] ત્યારે અત્યંત મહાતેજસ્વી અર્જુને પણ ભીષ્મ ઉપર અનેક તીણાં ને સજેલાં બાણો ચલાવ્યાં. ત્યાં ભીષ્મે પાછાં અર્જુન ઉપર બાણો છોડ્યાં. આમ હે રાજન્! દિવ્યાસ્ત્રને જાણનારા તે બન્ને મહાત્મા-ઓ એકબીજા ઉપર તીક્ષ્ણ બાણો ચલાવી રહ્યા હતા, ત્યારે તેમનામાં કોણ ચડિયાતું હતું એ જાણી શકાતું નહોતું.[૨૯,૩૦] પછી માળા તથા કિરીટને ધારણ કરનારા અતિરથી અર્જુને તથા શૂરવીર શાંતનુપુત્ર ભીષ્મે બાણો વડે દશે દિશાઓને ઢાંકી દીધી.[૩૧] ત્યારે હે રાજન્! તે યુદ્ધમાં કદી અર્જુન ભીષ્મથી ચડી જતો હતો, તો કદી ભીષ્મ અર્જુનથી ચડી જતા હતા. આમ લોકોમાં તે એક આશ્ચર્ય થયું હતું.[૩૨] હે રાજન્! તે સમયે ભીષ્મના રથના જે શૂરવીર રક્ષકોને અર્જુને રોળી નાખ્યા હતા, તે સર્વે એ કુંતીનંદનના રથની આસપાસ મરેલા જમીન ઉપર પડ્યા હતા. ત્યાં ગાંડીવમાંથી છૂટેલાં અને રણભૂમિને નિઃશત્રુ કરવા-ની ઇચ્છાવાળાં શ્વેતવાહન અર્જુનનાં બાણો એક-બીજાનાં સુવર્ણપિચ્છને વળગીને બહાર આવવા લાગ્યાં.[૩૩] પાણીદાર કરેલાં અને સોનાનાં પીછાં-વાળાં તે બાણો જ્યારે અર્જુનના રથમાંથી ઊડવા લાગ્યાં, ત્યારે તે આકાશમાં હંસોની હારોની જેમ શોભવા લાગ્યાં.[૩૪,૩૫] આશ્ચર્ય થાય એ રીતે અર્જુન લગાતાર બાણો ચલાવી રહ્યો હતો, ત્યારે આકાશમાં રહેલા ઇંદ્રાદિ સર્વ દેવો તેના એ દિવ્ય કર્મને જોવા લાગ્યા. આ અદ્ભુત આશ્ચર્ય જોઈ ને પ્રતાપી ચિત્રસેન ગંધર્વ અત્યંત પ્રસન્ન થયો અને દેવરાજ ઇંદ્રને આ પ્રમાણે કહેવા લાગ્યો: 'જુઓ, પાર્થે મૂકેલાં આ બાણો જાણે એકમેકને વળગીને જઈ રહ્યાં છે. દિવ્ય અસ્ત્રો છોડતા જયશીલ અર્જુનનું આ કર્મ આશ્ચર્ય-જનક છે.[૩૬–૩૮] મનુષ્યો આ અસ્ત્રનું સંધાન કરી શકતા નથી, કેમ કે તેમની પાસે એ અસ્ત્ર જ નથી. આ તો પુરાણકાળનાં મહાન અસ્ત્રોનો આશ્ચર્યકારી ભેટો થયો છે.[૩૯] અરે! અર્જુન બાણો લે છે, તેમનું સંધાન કરે છે, ગાંડીવને તાણે છે અને તેમાંથી બાણો છોડે છે, ત્યારે એમાં જરા પણ અવકાશ રહેતો નથી.[૪૦] અહો! આકાશમાં મધ્યાહ્નને તપનારા સૂર્ય જેવા એ અર્જુન સામે સૈન્યો જોઈ શકતાં પણ નથી.[૪૧] વળી લોકો ભીષ્મ સામે જોવાની પણ હિંમત કરતા નથી. અર્જુન અને ભીષ્મ એ બન્ને પ્રસિદ્ધ કર્મવાળા છે, તીવ્ર પરાક્રમી છે, સરખાં કાર્ય કરનારા છે અને યુદ્ધમાં અતિ દુર્જય છે.'[૪૨] આમ હે ભારત! ગંધર્વે દેવરાજ ઇંદ્રને કહ્યું, ત્યારે ઇંદ્રે પાર્થ અને ભીષ્મ વચ્ચેના તે યુદ્ધને દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરીને વધાવી લીધું.[૪૩] પછી બાણોથી વીંધી રહેલા સવ્યસાચી અર્જુનના દેખતાં જ શાંતનુ-પુત્ર ભીષ્મે બાણ ચડાવ્યું અને અર્જુનની ડાબી બાજુએ પ્રહાર કર્યો.[૪૪] એટલે અર્જુને ખડખડાટ હાસ્ય કરીને વિશાળ ધારવાળું તથા ગીધનાં પીછાં-વાળું એક બાણ મૂકીને સૂર્ય સમાન તેજસ્વી ભીષ્મના ધનુષ્યને કાપી નાખ્યું.[૪૫] પછી કુંતી-પુત્ર ધનંજયે પ્રયત્ન કરી રહેલા એ મહાપરાક્રમી ભીષ્મને દશ બાણો મૂકીને છાતીમાં વીંધી નાખ્યા. આમ યુદ્ધમાં દુર્ધર્ષ એવા મહાબાહુ ભીષ્મ જખમી થયા, એટલે કંઈ વાર સુધી તે રથનાં ધોળ પકડીને બેસી રહ્યા.[૪૬,૪૭] તે સમયે ભીષ્મ બેભાન જેવા થઈ ગયા, એટલે રથના ઘોડાઓને નિયમમાં રાખનારો સારથિ, પોતાને મળેલા ઉપદેશને સંભારી-ને તે મહારથીનું રક્ષણ કરવાને માટે તેમને ત્યાંથી દૂર લઈ ગયો.[૪૮,૪૯]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં
'ઉત્તરગોગ્રહમાં ભીષ્મનું પલાયન' નામનો
અધ્યાય ૬૪મો સમાપ્ત

## अध्याय ६५मो
### દુર્યોધનનો પરાભવ

॥ वैशंपायन उवाच ॥

**भीष्मे तु संग्रामशिरो विहाय पलायमाने धृतराष्ट्रपुत्रः । उत्सृज्य केतुं विनदन्महात्मा धनुर्विगृह्यार्जुनमाससाद ॥१॥**

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે ભીષ્મે સંગ્રામનો મોખરો છોડીને પલાયન કર્યું, ત્યારે ધૃતરાષ્ટ્રપુત્ર મહાત્મા તે દુર્યોધને ધનુષ લીધું અને તે રથ ધ્વજ ફરકાવતો તથા મહાન ગર્જના કરતો અર્જુનની સામે ચડી આવ્યો.[1] તેણે ધનુષ્યને કાન સુધી પૂરું ખેંચીને એક ભલ્લ બાણ મૂક્યું, અને ભયંકર ધનુષ્યને ધારણ કરી રહેલા તથા શત્રુગણમાં ઘૂમી રહેલા એ ઉત્કટ પરાક્રમી ધનંજયના લલાટનો મધ્યભાગ વીંધી નાખ્યો.[2] આમ હે રાજન્! સુવર્ણના અગ્રવાળું તે બાણ લલાટમાં બરાબર પેસી જવાથી તે પ્રશસ્તકર્મી અર્જુન એક સુંદર શિખરવાળો પર્વત જેમ એક લાંબા વાંસથી શોભે તેમ શોભવા લાગ્યો.[3] આ પ્રમાણે એ બાણ વડે એનું લલાટ ચિરાઈ ગયું, એટલે તેમાંથી ઊનું ઊનું લોહી ધારાબંધ ઝરવા ગ્યું. ત્યારે સોનેરી પીંછાંથી વિચિત્ર જણાતું ા બાણ અર્જુનના લલાટને ભેદીને અત્યંત શોભા ારણ કરી રહ્યું હતું.[4] પછી દુર્યોધન ઉગ્ર તેજસ્વી મર્જુન સાથે અને એકલવીર પૃથાનંદન દુર્યોધન ાથે, એમ બન્ને સમાન પુરુષપ્રવીર અજમીઢ- ંશજો યુદ્ધમાં એકબીજાની સામે યુદ્ધ કરવા ાગ્યા.[5] તે જ વખતે, મદઝરતા અને પર્વતના જેવી પ્રચંડ કાયાવાળા એક મહાગજ ઉપર બેસીને વિકર્ણ પણ, હાથીના પગની રક્ષા કરવાવાળા ચાર રથો સાથે જયશીલ અર્જુન ઉપર ચડી આવ્યો.[6] ત્યારે ધનંજયે કાન સુધી ધનુષ્યને ખેંચીને એક મહાન અને અતિવેગવાળું એવું ગજવેલનું બાણ મૂક્યું અને ઉતાવળથી આવી રહેલા તે ગજરાજને કુંભસ્થાનની વચ્ચે પ્રહાર કર્યો. પાર્થે છોડેલું તે ગીધનાં પીછાંવાળું બાણ તેના પીંછાવાળા ભાગ સાથે જ હાથીમાં પેસી ગયું. માનો, ઇંદ્રે છોડેલું વજ્ર ગિરિશ્રેષ્ઠ પર્વતને વિદારીને તેના અંતઃસ્થલમાં પેસી ગયું.[7,8] પછી બાણના દાહથી બળી રહેલા તે હસ્તિરાજનું શરીર ધ્રુણધ્રુણવા લાગ્યું અને તેના અંતરાત્માને વ્યથા થવા લાગી; એટલે વજ્રાઘાત પામેલું કોઈ પર્વત-શિખર જેમ તૂટી પડે, તેમ તે પણ ખેદાઘાત પામીને પૃથ્વી ઉપર ઢળી પડ્યો.[9] આમ પોતાનો શ્રેષ્ઠ હાથી પૃથ્વી ઉપર ઢળી ગયો, એટલે વિકર્ણ ત્રાસનો માર્યો એકદમ નીચે ઊતરી પડ્યો અને પગ વડે આઠસો પગલાં દોડીને તે વિવિંશતિના રથમાં ચડી ગયો.[10] આ પ્રમાણે શ્રેષ્ઠ પર્વત જેવા તથા મેઘની આભાવાળા તે હાથીને વજ્રના જેવા એ બાણથી હણી નાખીને પૃથાપુત્રે એવું જ બીજું એક બાણ મૂક્યું અને દુર્યોધનને છાતીમાં ભેદી નાખ્યો.[11] આમ ગજરાજ અને દુર્યોધનરાજ વીંધાઈ ગયા અને પાદરક્ષકોની સાથે વિકર્ણ નાસી ગયો, ત્યારે ગાંડીવમાંથી છૂટેલાં બાણોથી જખમ પામેલા તે મુખ્ય યોદ્ધાઓ એકાએક નાસભાગ કરવા લાગ્યા.[12] પૃથાપુત્રે હાથીને મારી નાખ્યો છે એ જોઈને તથા સર્વ યોદ્ધાઓ નાસભાગ કરી રહ્યા છે એ સાંભળીને કુરુપ્રવીર દુર્યોધને પોતાના રથને રણભૂમિમાંથી પાછો વાળ્યો અને જ્યાં અર્જુન નહોતો એવા સ્થાનમાં નાસી ગયો. બાણથી વીંધાઈને લોહી ઓકી રહેલા, ભયંકર રૂપવાળા અને પરાભવને કારણે ઉતાવળથી નાસી જતા એ દુર્યોધનને જોઈને શત્રુઓ સામે ટક્કર ઝીલનારા તે કિરીટધારી અર્જુને યુદ્ધ કરવાની ઇચ્છાથી પોતાના ખભા ઠોક્યા અને તેને આ પ્રમાણે કહ્યું.[13,14]

અર્જુન બોલ્યો : હે ધૃતરાષ્ટ્રપુત્ર ! કીર્તિ અને વિશાળ યશનો ત્યાગ કરીને કેમ યુદ્ધમાં પીઠ બતાવીને નાસે છે ? આજે તારાં વિજયવાદિત્રો કેમ વાગતાં નથી ? રાજ્યથી ભ્રષ્ટ કરાયલા યુધિષ્ઠિરની આજ્ઞા પ્રમાણે વર્તતો ત્રીજો કુંતીપુત્ર અર્જુન તારી સામે આ યુદ્ધમાં ઊભો છે. તો હે નરેંદ્ર ! તું જરા પાછો ફરીને મને તારું મોઢું તો બતાવ ! હે ધૃતરાષ્ટ્રપુત્ર ! હવે તું તારાં કરેલાં કર્મોને સંભાર ![15,16] આ સંસારમાં આગળથી તારું આ જે દુર્યોધન નામ પાડ્યું છે, તે મિથ્યા છે; કેમ કે તું તો અહીં રણ છોડીને નાસી રહ્યો છે. આમ તારામાં દુર્યોધનપણું રહેતું જ નથી.[17] હે દુર્યોધન ! અહીં તારી આગળ કે પાછળ હું તારું રક્ષણ કરનાર કોઈને જોતો નથી, તો હે પુરુષપ્રવીર ! યુદ્ધમાંથી નાસી જા. આજે તારા પ્રિય પ્રાણોને તું આ પાંડુપુત્રથી બચાવી લે ![18]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં દુર્યોધનનું પલાયન' નામનો અધ્યાય ૬૫મો સમાપ્ત

## અધ્યાય ૬૬મો

### પલાયન અને મૂર્ચ્છા

॥ વૈશંપાયન ઉવાચ ॥

आहूयमानश्च स तेन संख्ये महात्मना वै धृतराष्ट्रपुत्रः । निवर्तितस्तस्य गिरांकुशेन महागजो मत्त इवांकुशेन ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : મહાત્મા અર્જુને ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનને આ પ્રમાણે આહ્વાન કર્યું, એટલે અંકુશના પ્રહારથી જેમ મદમસ્ત મહાગજ પાછો વળે, તેમ તે દુર્યોધન અર્જુનના વાણીરૂપી અંકુશના પ્રહારથી પાછો ફર્યો.[1] મહારથી અર્જુને અતિરથી દુર્યોધનનો મહેણાં મારી તિરસ્કાર કર્યો, તે દુર્યોધન સહન કરી શકયો નહિ. તે વીર તો પગને તળિયે ચંપાયેલા ફણીધરની જેમ ક્રોધથી વેગપૂર્વક રથની સાથે ત્યાં પાછો ફર્યો.[2] વીંધાઈ ગયેલાં ગાત્રવાળા દુર્યોધનને આમ પાછો આવતો જોઈને, સુવર્ણની માળાને ધારણ કરનારા નરવીર કર્ણે તેને પાછો વાળીને ઊભો રાખ્યો અને પોતે જ દુર્યોધનની ઉત્તર તરફથી પૃથાપુત્રની સામે યુદ્ધે ચડ્યો.[3] તે જ વખતે, શત્રુઓને પરાજય કરવાને સમર્થ એવા સુવર્ણ કવચવાળા મહાબાહુ શાંતનુપુત્ર ભીષ્મ પણ પાછા આવ્યા અને ધનુષ્ય ચડાવીને પશ્ચિમ બાજુએથી દુર્યોધનનું અર્જુનથી રક્ષણ કરવા લાગ્યા.[4] ત્યારે દ્રોણ, કૃપ, વિવિંશતિ અને દુઃશાસન પણ તત્કાળ પાછા ફર્યા અને વિશાળ ધનુષ્યોને વિસ્તારીને તે સૌ દુર્યોધનના રક્ષણ માટે ત્યાં વેગથી આગળ આવી પહોંચ્યા.[5] પાણીના પૂરની જેમ પાછી આવેલી તે સેનાઓને જોઈને સૂર્ય જેમ ધસી આવતા મેઘને તપાવે, તેમ વેગવાન પૃથાનંદન ધનંજય એ સર્વને તપાવવા લાગ્યો.[6] દિવ્ય અસ્ત્રોને ધારણ કરનારા તે સર્વ યોદ્ધાઓએ અર્જુનને બધી બાજુએથી ઘેરી લીધો અને મેઘો જેમ પર્વત ઉપર ચોમેરથી જલધારા જોરથી છોડે, તેમ તેઓ તેના ઉપર ચોતરફથી બાણની ઝડી વરસાવવા લાગ્યા.[7] ત્યારે શત્રુને સહન કરનારા તે ગાંડીવધન્વા અર્જુને તે કુરુવરોનાં અસ્ત્રોને અસ્ત્રોથી હઠાવી દીધાં અને સંમોહન નામનું એક બીજું દુર્ધર અસ્ત્ર પ્રકટ કર્યું.[8] પછી તે મહાબળવાન અર્જુને સુતીક્ષ્ણ ધારવાળાં અને સુંદર પીછાંવાળાં બાણો મૂકીને દિશાઓ તથા વિદિશાઓને વ્યાપી દીધી અને ગાંડીવનો ઘોષ ગજાવીને તે યોદ્ધાઓનાં મનને વ્યથિત કરી દીધાં.[9] પછી શત્રુનિહંતા પૃથાનંદને મહાન ઘોષવાળા મોટા શંખને બે હાથે પકડીને વગાડ્યો અને આકાશ, પૃથ્વી તથા દિશાવિદિશાઓને ગજાવી મૂક્યાં.[10] પૃથાનંદને વગાડેલા આ શંખના નાદથી મોટા મોટા કુરુવીરો ગભરાઈ ગયા અને સર્વ પોતાનાં ઉપાડવાં અઘરાં એવાં ધનુષ્યોને

ત્યાં પડતાં મૂકીને શાંત થઈ ગયા.[૧૧] તેમને આ પ્રમાણે નિશ્ચેષ્ટ થયેલા જોઈને પૃથાનંદને ઉત્તરાનાં પેલાં વાક્યો સંભાર્યાં અને મત્સ્યપુત્ર ઉત્તરને આ વચન કહ્યાં : 'હે નરવીર ! આ કૌરવો મૂર્છિત પડ્યા છે, એટલી વારમાં તું એમની વચ્ચે જા અને દ્રોણાચાર્ય ને શારદ્વાન કૃપનાં વસ્ત્રો શુદ્ધ શ્વેત છે; કર્ણનું વસ્ત્ર પીળું ને સોહામણું છે અને અશ્વત્થામા ને દુર્યોધનરાજનાં વસ્ત્રો નીલ છે; તું એ સર્વ વસ્ત્રો લઈ આવ.[૧૨,૧૩] હું માનું છું કે, ભીષ્મનું ભાન જેવું ને તેવું જ છે, કેમ કે તે આ સંમોહનાસ્ત્રનું વારણ જાણે છે. આથી તું એમના ઘોડાઓને જમણી બાજુએ રાખીને જા. જાગ્રત ચિત્તવાળાઓએ આમ જ જવું ઘટે છે.'[૧૪] એટલે વિરાટપુત્ર મહાત્મા ઉત્તર લગામો મૂકી દઈને રથમાંથી ઊતરી પડ્યો અને પેલા મહારથીઓનાં વસ્ત્રો લાવીને તત્કાળ પાછો પોતાના રથમાં ચડી ગયો.[૧૫] પછી વિરાટપુત્રે પોતાના ચાર સુવર્ણશોભિત ઉત્તમ અશ્વોને ચાલવાનો ઇશારો કર્યો, એટલે તે શ્વેત અશ્વો કૌરવોની ધજાવાળી સેનાને વટાવીને અર્જુનને રણમધ્યેથી બહાર લઈ જવા લાગ્યા. આમ તે પુરુષપ્રવીર જઈ રહ્યો હતો, ત્યારે વેગવાન ભીષ્મે તેને બાણોનો પ્રહાર કર્યો. એટલે પૃથાપુત્રે પણ દશ બાણો છોડીને ભીષ્મના અશ્વોને વીંધી નાખ્યા.[૧૬,૧૭] આમ ભીષ્મને યુદ્ધમાં દૂર કરીને તથા એમના સારથિને વીંધી નાખીને, સહસ્ર કિરણવાળો સૂર્ય મેઘનું વિદારણ કરીને બહાર નીકળે, તેમ તે અક્ષત ધનુષ્યવાળો અર્જુન રથોના સમૂહને વિદારીને વચ્ચેથી બહાર નીકળી ઊભો રહ્યો.[૧૮] પછી કુરુવીરો ભાનમાં આવ્યા અને ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધને સુરેંદ્ર સમાન અર્જુનને સંગ્રામથી છૂટો થઈને રણભૂમિ ઉપર એકલો ઊભેલો જોયો એટલે તે ત્વરાથી બોલી ઊઠ્યો કે,[૧૯] 'અરે! આ અર્જુન કેમ કરીને તમારા હાથમાંથી છટકી ગયો ? એને એવો રગદોળો કે એ છૂટો થવા પામે જ નહિ.' ત્યારે શાંતનુપુત્ર ભીષ્મે તેને ખડખડાટ હસીને કહ્યું કે, 'અરે ! તું વિચિત્ર ધનુષ્યને અને બાણોને પડતાં મૂકીને ગાઢ ઘેનમાં પડ્યો હતો, ત્યારે તારી બુદ્ધિ ક્યાં ગઈ હતી ? ત્યારે ક્યાં ગયું હતું તારું પરાક્રમ ? આ અર્જુન ક્રૂર કર્મો કરનારો નથી, એનું ઉદાર મન ક્યારેય પાપમાં પ્રવૃત્તિ કરતું નથી.[૨૦,૨૧] ત્રૈલોક્યના લાભ માટે પણ તે સ્વધર્મનો ત્યાગ કરે એમ નથી; આથી જ તેણે આ સંગ્રામમાં સૌનો સંહાર કર્યો નથી. હવે હે કુરુવીર ! તું તરત જ કુરુદેશ તરફ જા અને પૃથાનંદન અર્જુન ભલે ગાયો જીતીને પાછો વળે! જોજે, મોહથી તારો પોતાનો અર્થ પણ નાશ ન પામે. તારું કલ્યાણ થાય એવું જ તારે કરવું જોઈએ !'[૨૨]

વૈશંપાયન બોલ્યો : ભીષ્મ પિતામહનાં તે હિતકારી વચનો સાંભળીને તે અતિ અસહ્ય પ્રકૃતિવાળા દુર્યોધનરાજે યુદ્ધની ઇચ્છાને જતી કરી અને વારંવાર નિસાસા નાખીને ચૂપ રહ્યો.[૨૩] બીજા સર્વ યોદ્ધાઓએ ભીષ્મનાં તે વચનોને હિતકારી માન્યાં અને ધનંજયરૂપી અગ્નિને વધતો જોઈને તેમણે દુર્યોધનનું રક્ષણ કરવા સારુ ત્યાંથી પાછા ફરવાનો મનોનિર્ધાર કર્યો.[૨૪] પછી પૃથાનંદન ધનંજય એ કુરુવીરોને માર્ગે પળેલા જોઈને મનમાં પ્રસન્ન થયો અને તેમને વિવેક-વચન કહેવાની ઇચ્છાથી તે ઘડીભર તેમની પાછળ ગયો. તેણે શાંતનુપુત્ર વૃદ્ધ ભીષ્મપિતામહને અને ગુરુ દ્રોણાચાર્યને વિનયવચન કહ્યાં તેમ જ તેમને શિર નમાવીને પ્રણામ કર્યા. દ્રોણનંદન અશ્વત્થામાને, કૃપાચાર્યને અને બીજા માન્ય કુરુઓને તેણે વિચિત્ર બાણો મૂકીને પ્રણામ કર્યા.[૨૫,૨૬] પછી પૃથાનંદને એક બાણ છોડીને દુર્યોધનના ઉત્તમ રત્નજડિત મુકુટને કાપી નાખ્યો. આમ સન્માન-

પાત્ર વીરોની વિદાય માગીને તેણે ગાંડીવ ધનુષ્યના ટંકારથી સર્વ લોકોને ગજવી દીધા.[૨૭] પછી વીર અર્જુને એકાએક દેવદત્ત નામનો શંખ બજાવ્યો અને શત્રુઓનાં કાળજાં ચીરી નાખ્યાં. આમ સુવર્ણમાળાવાળા ધ્વજ વડે સર્વ શત્રુઓને પરાભવ આપીને તે અત્યંત શોભવા લાગ્યો.[૨૮] પછી કૌરવોને માર્ગે નીકળી ગયેલા જોઈને, તે કિરીટધારી અર્જુને મત્સ્યપુત્ર ઉત્તરને કહ્યું કે, 'તું ઘોડાઓને પાછા વાળ. તારી ગાયો પાછી મેળવાઈ છે. શત્રુઓ નાસી ગયા છે; માટે હવે તું પણ આનંદપૂર્વક નગરમાં જા.'[૨૯] અર્જુન અને કુરુઓ વચ્ચેનું તે મહા અદ્ભુત યુદ્ધ જોઈને દેવો પણ પ્રસન્ન થયા અને પૃથાનંદનનાં પરાક્રમોનો વિચાર કરતા કરતા, તેઓ પોતપોતાને ભવને ચાલ્યા ગયા.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'પલાયન અને મૂર્છા' નામનો અધ્યાય ૬૬મો સમાપ્ત

## अध्याय ૬૭मो

### ઉત્તરનું નગરાગમન

॥ वैशम्पायन उवाच ॥

**ततो विजित्य संग्रामे कुरून्स वृषभेक्षणः ।**
**स मानयामास तदा विराटस्य धनं महत् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: આ પ્રમાણે વિશાળ દૃષ્ટિવાળા અર્જુને કુરુઓને સંગ્રામમાં હરાવીને વિરાટરાજનું મહાન ગોધન પાછું આણ્યું.[૧] પછી સર્વ ધૃતરાષ્ટ્રપુત્રો જ્યારે ત્યાંથી નાસી ગયા, ત્યારે કુરુઓના અનેક સૈનિકો ગહન વનમાંથી બહાર નીકળી આવ્યા.[૨] ભયના કારણથી તેમનાં મન ગભરાઈ ગયાં હતાં, તેઓ આમતેમથી આવી ત્યાં એકઠા થયા અને છૂટા કેશ સાથે અર્જુનની આગળ આવીને બે હાથ જોડીને ઊભા રહ્યા.[૩] ભૂખ અને તરસથી લોથપોથ થઈ ગયેલા, પરદેશમાં પડેલા, તેમજ ચિત્તમાં અકળાઈ રહેલા તે સૈનિકો પ્રણામ કરીને બોલ્યા કે, 'હે પાર્થ! અમે આપનું શું કાર્ય કરીએ?'[૪]

અર્જુન બોલ્યો: તમારું મંગલ થાઓ. તમે ક્ષેમકુશળ ચાલ્યા જાઓ. તમારે કશો પણ ભય રાખવાનો નથી. હું દીનદુખિયાંને મારવા ઇચ્છતો નથી; પરંતુ હું તો તમને પૂરું આશ્વાસન આપું છું.[૫]

વૈશંપાયન બોલ્યા: અર્જુનની આ અભયવાણી સાંભળીને તે ભેગા થયેલા યોદ્ધાઓએ તેને આયુષ્ય, કીર્તિ અને યશ આપનારા આશીર્વાદોથી અભિનંદન આપ્યાં.[૬] આમ મદઝરતા માતંગના જેવો અર્જુન શત્રુઓને છોડીને પાછો વળતો હતો અને વિરાટ દેશ તરફ જઈ રહ્યો હતો, તોપણ કૌરવો તેની પાસે જઈ શક્યા નહિ.[૭] આ રીતે મેઘની જેમ ચડી આવેલા તે કુરુસૈન્યરૂપી મેઘને વિખેરી નાખીને, તે શત્રુસંહારક પૃથાનંદને મત્સ્યપુત્રને વારંવાર આલિંગન કર્યું અને તેને આ વચનો કહ્યાં:[૮] 'હે તાત! સર્વ પૃથાપુત્રો તારા પિતા પાસે રહે છે, એ તું જાણે છે. એટલે નગરમાં જઈને તું એ પાંડુપુત્રોની પ્રશંસા કરીશ નહિ. કેમ કે મત્સ્યરાજ એથી ભયભીત થઈને કદાચ મરણ પામે.[૯] તું નગરમાં જઈને પિતાની આગળ કહેજે કે, મેં જ કુરુઓની ધ્વજવાળી સેનાને હરાવી છે અને મેં જ શત્રુઓના હાથમાંથી આપણી ગાયોને ફરી જીતી લીધી છે. આ તેં જ બધું કાર્ય કર્યું છે, એમ તું જણાવજે.'[૧૦]

ઉત્તર બોલ્યો: તમે જે કાર્ય કર્યું છે, તે કોઈથી થાય એમ નથી. મારામાં તો તે કર્મ કરવાની શક્તિ પણ નથી. આમ છતાં હે સવ્યસાચી! તમે જ્યાં સુધી મને કહેશો નહિ, ત્યાં સુધી હું પિતાની સમક્ષ તમારે વિશે કંઈ જ કહીશ નહિ.[૧૧]

વૈશંપાયન બોલ્યા: આ પ્રમાણે જયશીલ

અર્જુને શત્રસેનાને પરાજિત કરી અને કુરુઓ પાસેથી સર્વ ગોધન પાછું મેળવ્યું. પછી બાણોથી વીંધાયેલા અંગવાળો તે વીર પાછો સ્મશાનમાં ગયો અને તે જ શમીવૃક્ષ પાસે જઈને ઊભો રહ્યો.[૧૨] પછી અર્જુનના રથધ્વજ ઉપર બેઠેલો તે અગ્નિ સમાન તેજસ્વી મહાવાનર ભૂતોની સાથે આકાશમાં ઊડી ગયો અને જે માયા નિર્માઈ હતી, તે પણ અલોપ થઈ ગઈ. તે પછી અર્જુને રથ ઉપર ફરીથી વિરાટરાજનો સિંહધ્વજ ચડાવ્યો.[૧૩] ત્યાં કુરુશ્રેષ્ઠ પાંડવોનાં ગાંડીવ આદિ યુદ્ધવર્ધન આયુધો, ભાથાઓ, તેમ જ બાણોને ફરી શમીવૃક્ષ ઉપર બાંધી દીધાં અને પછી ઉત્તર પોતાના સારથિ મહાત્મા કિરીટી સાથે આનંદપૂર્વક નગર પ્રતિ જવા નીકળ્યો.[૧૪] આમ શત્રુઘ્ન પાર્થે શત્રુઓનો સંહાર કરીને પરમોત્તમ કાર્ય કર્યું, તોપણ તેણે ફરીથી અગાઉના જેવો ચોટલો બાંધી દીધો અને ઉત્તરના ઘોડાઓની લગામ ફરી હાથમાં લીધી. આ રીતે બૃહન્નલાનો ફરી વેશ લઈને, તે અર્જુન સારથિ બનીને હર્ષપૂર્વક નગરમાં પેઠો.[૧૫]

વૈશંપાયન બોલ્યા : બીજી બાજુએ પરવશ થઈ પડેલા અને યુદ્ધમાંથી નાસી છૂટેલા સર્વ કુરુઓ દીન બનીને હસ્તિનાપુરની દિશાએ ચાલ્યા ગયા. પછી રસ્તે ચાલતાં અર્જુને ઉત્તરને કહ્યું:[૧૬,૧૭] 'હે રાજપુત્ર! હે મહાબાહુ! હે વીર! જો, આ આપણે સર્વ ગોધણોને તેમના ગોપાળો સાથે પાછાં આણ્યાં છે.[૧૮] તો આપણે અત્યારે ઘોડાઓને થાક ખવડાવીએ, પાણી પાઈએ અને નવરાવીએ. એ પછી પાછલે પહોરે આપણે વિરાટનગર તરફ જઈશું.[૧૯] તારી આજ્ઞાથી આ ગોપાળો નગરમાં આ શુભ સમાચાર આપવા માટે સત્વર ભલે જાય અને તેઓ ત્યાં જઈને તારા વિજયની ઘોષણા કરે.' અર્જુને આ પ્રમાણે કહ્યું, એટલે ઉત્તરે દૂતોને તત્કાળ આજ્ઞા આપી કે, 'વિરાટરાજનો વિજય થયો છે, શત્રુઓ નાસી ગયા છે અને આપણે ગાયો પાછી મેળવી છે, એવા નગરમાં સમાચાર આપો.' આ પ્રમાણે ગોવાળોને વિદાય કરીને, ભારતવીર અર્જુન અને મત્સ્યવીર ઉત્તર એ બન્ને કંઈક મંત્રણા કરીને, તે પરસ્પર ભેટ્યા અને ફરી પેલા શમીવૃક્ષ આગળ આવ્યા. ત્યાં વિજયથી તૃપ્ત થયેલા તે બન્નેએ પૂર્વે ઝાડ ઉપર ઉતારીને મૂકેલાં પોતપોતાનાં આભૂષણો વગેરે સાધનોને ફરી સજી લીધાં.[૨૦-૨૨] આ પ્રમાણે શત્રુસેનાને હરાવીને તેમ જ કુરુઓ પાસેથી પોતાનું સર્વ ગોધન પાછું મેળવીને, વીર વિરાટપુત્ર ઉત્તર પોતાના સારથિ બૃહન્નલા સાથે પ્રસન્નતાપૂર્વક નગરમાં આવ્યો.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમાં 'ઉત્તરગોગ્રહમાં ઉત્તરનું આગમન' નામનો અધ્યાય ૬૭મો સમાપ્ત

## अध्याय ६८मो
### વિરાટનો હર્ષોન્માદ

॥ वैशंपायन उवाच ॥

**धनं चापि विजित्याशु विराटो वाहिनीपतिः ।**
**विवेश नगरं हृष्टश्चतुर्भिः पांडवैः सह ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : આ બાજુ સેનાપતિ વિરાટ પણ પોતાનું ગોધન ઝટ જીતીને ચાર પાંડવો સાથે હર્ષપૂર્વક નગરમાં પ્રવેશ્યો.[૧] આમ હે મહારાજ! સંગ્રામમાં ત્રિગર્તોને હરાવીને તેમ જ સર્વ ગાયો પાછી મેળવીને, ઐશ્વર્યસંપન્ન થયેલો વિરાટરાજ પાંડુપુત્રો સાથે અધિક શોભવા લાગ્યો. રાજ્યાસન ઉપર બિરાજેલા અને સ્નેહીજનોના હર્ષને વધારનારા એ વીરની, સર્વ શત્રુતાપન યોદ્ધાઓ અને પૃથાપુત્રો ઉપાસના કરવા લાગ્યા.[૨,૩] સમસ્ત પ્રકૃતિમંડળ બ્રાહ્મણો સાથે ત્યાં આવ્યું અને સભાસદોએ તથા સૈન્યે મત્સ્યરાજને અભિનંદન આપી સન્માન આપ્યું. પછી મત્સ્યરાજે બ્રાહ્મણોને તેમ જ મંત્રીમંડળને વિદાય આપી.

પછી મત્સ્યદેશાધિપતિ સેનાધિરાજ, વિરાટરાજે ઉત્તર વિશે ભાળ કાઢી અને પૂછ્યું કે, 'એ ક્યાં ગયો છે?' એટલે રાજમંદિરની સર્વ સ્ત્રીઓએ તથા કન્યાઓએ તેમ જ અંતઃપુરવાસીઓએ તેને બધું વૃત્તાંત કહ્યું: 'કુરુઓએ આપણું ગોધન હરી લીધું છે, તેથી આમ ચડી આવેલા શાંતનુપુત્ર ભીષ્મ, કૃપ, કર્ણ, દુર્યોધન, દ્રોણ અને દ્રોણપુત્ર અશ્વત્થામા એ છ અતિરથી મહારથીઓ સામે યુદ્ધ કરવાને એ બૃહન્નલા સાથે નીકળ્યા છે.'[૪-૮]

આમ પોતાનો રણઉત્સાહી પુત્ર બૃહન્નલાને સારથિ કરીને એક રથમાં જ ગયો છે, એ સાંભળીને વિરાટરાજ અત્યંત સંતાપમાં પડ્યો અને સર્વ મંત્રીવરોને આ પ્રમાણે કહેવા લાગ્યો:[૯] 'ત્રિગર્તોને નાસી છૂટેલા સાંભળીને કુરુઓ અને બીજા વસુધાપતિઓ કદાપિ સાવ ઊભા રહેશે નહિ.[૧૦] આથી જ યોદ્ધાઓ ત્રિગર્તો સાથેના યુદ્ધમાં ઘવાયા ન હોય, તેઓ સર્વ મહાન સેનાથી વીંટળાઈને ઉત્તરના રક્ષણ અર્થે જાઓ.'[૧૧] આ પ્રમાણે રાજાએ પોતાના પુત્રની રક્ષા માટે હાથીઓ, ઘોડાઓ, રથો, પાળાઓના સમૂહો અને ભાતભાતનાં શસ્ત્રો તથા અલંકારોથી સજ્જ થયેલા વીર યોદ્ધાઓને રણભૂમિ પર મોકલ્યા.[૧૨] પછી મત્સ્યાધિરાજ સેનાપતિ વિરાટનરેશે તે ચતુરંગિણી સેના જવા લાગી ત્યારે ત્વરાથી કહ્યું:[૧૩] 'કુમાર જીવે છે કે નથી જીવતો તેની તમે શીઘ્ર તપાસ કરો. બાકી મને તો લાગે છે કે, જેનો સારથિ હીજડો થયો છે, તે જીવે જ નહિ.'[૧૪] આમ અત્યંત સંતપ્ત થયેલા એ વિરાટરાજને ધર્મરાજે સ્મિતપૂર્વક કહ્યું કે, 'હે નરેંદ્ર! જો બૃહન્નલા ઉત્તરનો સારથિ હશે, તો આજે શત્રુઓ તમારી ગાયોને લઈ જઈ શકશે નહિ.[૧૫] બૃહન્નલાને સારથિ કર્યો છે. એટલે તમારો પુત્ર સર્વ મહીપાલોને, ભેગા થયેલા કુરુઓને, દેવોને, અસુરોને, સિદ્ધોને તેમ જ યક્ષોને યુદ્ધમાં જીતવાને સંપૂર્ણ સમર્થ થશે.'[૧૬]

ધર્મરાજે આમ કહ્યું એટલામાં ઉત્તરે મોકલેલા તે શીઘ્રગામી દૂતોએ વિરાટનગરમાં આવીને ઉત્તરના થયેલા વિજયના સમાચાર આપ્યા.[૧૭] મંત્રીઓએ રાજાને તે ઉત્તમ વિજય વિશે, કુરુઓના પરાજય વિશે, તેમ જ ઉત્તર પાસે આવે છે એ વિશે સર્વ વૃત્તાંત જણાવ્યો અને કહ્યું કે, 'સર્વ ગાયો પાછી જીતી લેવાઈ છે, કુરુઓ હારી ગયા છે અને પરંતપ ઉત્તર બૃહન્નલા સારથિ સાથે કુશળ છે.'[૧૮,૧૯]

યુધિષ્ઠિર બોલ્યા: ગાયોને પાછી મેળવી અને કુરુઓને નસાડી દીધા એ બહુ સારું થયું. તમારા પુત્રે કુરુઓને હરાવ્યા છે, એ મને તો કંઈ આશ્ચર્યકારી લાગતું નથી.[૨૦] કેમ કે જેનો સારથિ બૃહન્નલા હોય તેનો વિજય નિશ્ચિત છે.

વૈશંપાયન બોલ્યા: આમ પોતાના અમાપ ઓજસ્વી કુમારનો વિજય સાંભળીને વિરાટરાજ અતિહર્ષથી રોમાંચિત થઈ ગયો. દૂતોને સરપાવ વગેરે આપીને તેણે મંત્રીને અભિનંદન આપતાં આજ્ઞા કરી કે, નગરના રાજમાર્ગોને પતાકાઓથી શણગારી દો અને સર્વ દેવોનું પુષ્પોપહારોથી અર્ચન કરો.[૨૧-૨૩] કુમારો, મુખ્ય યોદ્ધાઓ, સુંદર રીતે શણગારાયેલી ગણિકાઓ અને સર્વ વાજિંત્રો મારા પુત્રનું સામૈયું કરવા જાઓ.[૨૪] એક માણસને ઘંટા સાથે મદમત્ત માતંગ ઉપર બેસાડી, તેની પાસે સર્વ ચોકચૌટામાં મારા વિજયની ઘોષણા કરાવો.[૨૫] મનોહર વેશ અને આભૂષણો સજીને તથા અનેક કુમારીઓથી વીંટળાઈને ઉત્તરાકુમારી પણ મારા પુત્રને વધાવવા સામી જાય એવી ગોઠવણ કરો.'[૨૬]

વિરાટરાજનાં આ વચન સાંભળીને સર્વ નગર-

જનો આરતી, દહીં, દૂર્વા વગેરે મંગલ પદાર્થોને હાથમાં લઈને મહાબળવાન વિરાટના મહાપરાક્રમી પુત્રને લેવા માટે સામે ગયા. ત્યારે તેમની સાથે ભેરીઓ, તૂરીઓ, શંખો, મંગલ વાદ્યો, પણવવાદ્યો અને જયવાદ્યો વગાડનારાઓ હતા. વળી તેમની સાથે મહામૂલ્યવાન વેષો સજી આવેલી સુંદર પ્રમદાઓ હતી, તેમ જ સૂતો અને માગધો હતા.[૨૭,૨૮] આમ સુંદર અલંકારો સજેલી કન્યાઓને, ગણિકાઓને તથા સેનાને સામે મોકલીને મહાબુદ્ધિમાન મત્સ્યરાજ અત્યંત હર્ષ પામી આ વચન કહ્યાં:[૨૯] 'હે સૈરંધ્રી! તું પાસા લઈ આવ. હે કંક! તમે દ્યૂત માંડો.' રાજાને આ પ્રમાણે બોલતો જોઈને યુધિષ્ઠિરે કહ્યું કે,[૩૦] 'હર્ષમાં આવી ગયેલા જુગારી સાથે જુગારદાવ રમવો જોઈએ નહિ એવું અમે સાંભળ્યું છે. તમે અત્યારે આનંદમાં આવી ગયા છો, એટલે હું તમારી સાથે દ્યૂત રમવાનો ઉત્સાહ રાખતો નથી, પરંતુ હું તમારું પ્રિય કરવાની ઇચ્છા રાખું છું; એટલે જો તમારી ઇચ્છા જ હોય તો ભલે દ્યૂત શરૂ કરો.[૩૧]

વિરાટ બોલ્યો : સ્ત્રીઓ, ગાયો, સુવર્ણ અને બીજું જે કાંઈ મારું ધન છે, તેમાંનું કશું પણ મારે દ્યૂત વિના પણ તમારાથી સાચવવા જેવું નથી.[૩૨] (અર્થાત્ દ્યૂત વિના સઘળું ધન તમારું જ છે.) તો પછી દ્યૂત રમવામાં શો બાધ?

કંક બોલ્યા : હે રાજેંદ્ર! અનેક દોષથી ભરેલું એ જૂગટું રમવાનું તમારે પ્રયોજન પણ શું છે? હે માનદાતા! દ્યૂતમાં ઘણા દોષો રહેલા છે, તેથી તેનો ત્યાગ જ કરવો જોઈએ.[૩૩] તમે પાંડુપુત્ર યુધિષ્ઠિરને સાંભળ્યો હશે અથવા જોયો હશે. તે અતિમહાન સમૃદ્ધિવાળા દેશને, દેવ જેવા ભાઈઓને તેમ જ આખા રાજ્યને હારી ગયો હતો. આથી મને દ્યૂત ગમતું નથી. છતાં હે રાજન્! તમારો વિચાર જ હોય અને તમને રમવાની રુચિ જ હોય, તો ચાલો આપણે દ્યૂત રમીએ.[૩૪,૩૫]

વૈશંપાયન બોલ્યા : પછી દ્યૂત રમવાનો આરંભ થયો, ત્યારે રમતાં રમતાં મત્સ્યરાજે યુધિષ્ઠિરને કહ્યું કે, 'જો મારા પુત્રે તે કુરુઓને કેવા જીત્યા!' એટલે મહાત્મા યુધિષ્ઠિરરાજે એને કહ્યું : 'જેનો સારથિ બૃહન્નલા છે, તે યુદ્ધમાં કેમ જય ન પામે?'[૩૬,૩૭] યુધિષ્ઠિરે આ કહ્યું, એટલે મત્સ્યરાજ ક્રોધે ભરાયો અને તેમને કહેવા લાગ્યો : 'અલ્યા બ્રહ્મબંધુ! તું પેલા પંઢને મારા પુત્રની તોલે વખાણે છે?[૩૮] શું બોલવું અને શું ન બોલવું એનું તને ભાન જ નથી. સાચે જ તું મારું અપમાન કરે છે! મારો પુત્ર, ભીષ્મ અને દ્રોણ આદિ સર્વ વીરોને કેમ ન જીતી શકે?[૩૯] હે બ્રહ્મન્! તું મારો મિત્ર છે, એટલા સારુ હું તારા અપરાધને જતો કરું છું. પરંતુ હવે જો તારે જીવતા રહેવું હોય, તો ફરી આવું બોલીશ નહિ.[૪૦]

યુધિષ્ઠિર બોલ્યા : જ્યાં દ્રોણ, ભીષ્મ, અશ્વત્થામા, સૂર્યપુત્ર કર્ણ, કૃપ, રાજેંદ્ર દુર્યોધન અને બીજા મહારથીઓ એકઠા મળ્યા હોય, ત્યાં બૃહન્નલા સિવાય બીજો કોણ તેમની સાથે સામું યુદ્ધ કરી શકે એમ છે! અરે! મરુદ્ગણોથી વીંટળાયેલો સાક્ષાત્ ઇંદ્ર પણ તે કરી શકે એમ નથી. જેની બરાબરીનું બાહુબળ પૂર્વે કોઈનું થયું નથી અને હવે પછી થશે નહિ; જેને યુદ્ધ જોઈને અતીવ હર્ષ આવે છે અને જેણે એકઠા મળેલા સર્વ દેવો, અસુરો તથા મનુષ્યો ઉપર જય મેળવ્યો છે; તે બૃહન્નલા જેવા સારથિની સહાયથી તમારો પુત્ર શા માટે વિજય ન પામે?[૪૧-૪૪]

વિરાટ બોલ્યો : તને મેં વારંવાર વાર્યો છે, છતાં તું તારી જીભને કાબૂમાં રાખતો નથી!

એથી સમજાય છે કે, જો કોઈ નિયમમાં રાખનાર ન હોય, તો કોઈ પણ ધર્મનું આચરણ કરે નહિ !૪૫

વૈશંપાયન બોલ્યા : પછી અત્યંત કોપે ભરાયેલા વિરાટરાજે યુધિષ્ઠિરને ફરી આવું કહીશ નહિ, એમ કહીને તિરસ્કાર આપ્યો; તેમ જ તેમના મોં ઉપર ભારે રોષથી એક પાસો માર્યો. આમ જોરથી પાસો વાગ્યો, એટલે યુધિષ્ઠિરના નાકમાંથી લોહીના ધારા વહેવા માંડી; પરંતુ તે જમીન ઉપર પડે તે પહેલાં જ પૃથાનંદને તેને હાથના ખોબામાં ઝીલી લીધી.૪૬,૪૭ પછી ધર્માત્મા યુધિષ્ઠિરે પાસે ઊભેલી દ્રૌપદી સામે જોયું અને પતિના ચિત્તને અનુસરનારી તે સતીએ યુધિષ્ઠિરના અભિપ્રાયને જાણી લીધો.૪૮ ત્યારે તરત જ પવિત્ર પાંચાલીએ જળથી ભરેલું એક સોનાનું પાત્ર લાવીને નાકમાંથી પડી રહેલા તે લોહીને તેમાં ઝીલી લીધું.૪૯

એવામાં સુંદર સુગંધીથી તથા જાતજાતનાં ફૂલોથી સત્કાર પામેલો પ્રસન્ન રાજપુત્ર ઉત્તર આનંદથી લહેર કરતો નગરમાં આવ્યો.૫૦ નગરજનોએ, દેશવાસીઓએ તેમ જ સ્ત્રીઓએ તેનું સુંદર સ્વાગત કર્યું. પછી રાજભવનના દ્વારે પહોંચતાં તેણે પિતાને પોતે આવ્યાના સમાચાર મોકલાવ્યા.૫૧ એટલે દ્વારપાળે ભવનમાં પ્રવેશ કરીને વિરાટને આ વચન કહ્યાં કે, 'રાજપુત્ર ઉત્તર બૃહન્નલાની સાથે દરવાજા આગળ આવીને ઊભા છે.'૫૨ એટલે મત્સ્યરાજે હર્ષ પામીને દ્વારપાળને આ પ્રમાણે કહ્યું: 'તે બંનેને તત્કાળ અહીં પ્રવેશ કરાવ. હું તે બંનેને જોવાની ઇચ્છા રાખું છું.'૫૩ તે વખતે કુરુરાજ યુધિષ્ઠિરે ધીરા સાદે દ્વારપાળને કાનમાં કહ્યું કે, 'એકલા ઉત્તરને આવવા દે, પરંતુ બૃહન્નલાને દાખલ કરીશ નહિ.૫૪ કેમ કે હે મહાબાહુ! એણે એવું વ્રત લીધું છે કે, જે કોઈ સંગ્રામ સિવાય મારા અંગમાં ઘા કરે અથવા મને લોહી કાઢે, તો તે કોઈ પણ રીતે જીવતો રહે નહિ.૫૫ મને લોહીથી ખરડાયેલો જોતાં તે સહન કરી શકશે નહિ અને અત્યંત ક્રોધમાં આવી જઈને તે અહીં વિરાટરાજને તેના મંત્રીઓ, વાહનો તેમ જ સૈનિકદળો સાથે પૂરો કરી નાખશે.'૫૬

વૈશંપાયન બોલ્યા : પછી રાજાનો ટિકાયત પુત્ર ભૂમિંજય ભવનમાં દાખલ થયો અને તેણે પિતાને પ્રણામ કરીને કંકને નમસ્કાર કર્યા.૫૭ ત્યાં નિર્દોષ કંકને લોહીલુહાણ અને વ્યાકુળચિત્ત થઈને એકાંતમાં જમીન ઉપર બેઠેલા જોઈને, તેમ જ સૈરંધ્રીને તેમની સેવામાં રહેલી જોઈને ઉત્તરે સત્વર પિતાને પૂછ્યું કે, 'હે, રાજન્! આ કંકને કોણે પ્રહાર કર્યો છે? કોણે આ પાપ કર્યું છે?'

વિરાટ બોલ્યો : મેં જ આ કપટીને માર્યો છે. આટલી શિક્ષા એને માટે બસ નથી. કેમ કે હું તારી શૂરવીરની પ્રશંસા કરી રહ્યો હતો, ત્યારે આ પેલા પંઢનાં વખાણ કરતો હતો.૫૮-૬૦

ઉત્તર બોલ્યો : ઓ મહારાજ! તમે તો આ બહુ અયોગ્ય કામ કર્યું છે, તમે તત્કાળ એને પ્રસન્ન કરો. નહિ તો ઘોર બ્રહ્મવિષ તમને અહીં સમૂળગા ખાખ કરી મૂકશે!૬૧

વૈશંપાયન બોલ્યા : પુત્રનાં આ વચન સાંભળીને રાષ્ટ્રવર્ધન વિરાટરાજે ભસ્મથી ઢંકાયેલા અગ્નિ જેવા તે કુંતીનંદન યુધિષ્ઠિરની ક્ષમા માગી. એટલે યુધિષ્ઠિરે વિરાટરાજને ક્ષમા આપતાં કહ્યું કે, 'હે રાજન્! ક્ષમા તો મેં ક્યારનીય આપી દીધી છે. મને કશો પણ રોષ નથી.૬૨,૬૩ પણ હે મહારાજ! મારા નાકમાંથી વહેતું આ લોહી જો પૃથ્વી ઉપર પડ્યું હોત તો તમે રાજપાટ સાથે નિ:સંશય નાશ જ પામત.૬૪ હે રાજન્! તમે મને દોષવિનાનાને પ્રહાર કર્યો છે, તેનો હું તમને દોષ આપતો નથી; કેમ કે હે રાજન્! સત્તાવાળા બળવાનને હાથે દારુણ કર્મ ઝટ થઈ જાય છે.'

વૈશંપાયન બોલ્યા : પછી યુધિષ્ઠિરનું લોહી

પડતું બંધ થઈ ગયું, ત્યારે બૃહન્નલાએ પ્રવેશ કર્યો અને તેણે વિરાટને અભિવંદન કરીને, કંકને પ્રણામ કર્યા.[૬૬] કૌરવ્ય યુધિષ્ઠિરની ક્ષમા માગ્યા પછી મત્સ્યરાજ સવ્યસાચી અર્જુનના સાંભળતાં જ રણમાંથી આવેલા ઉત્તરની આ રીતે પ્રશંસા કરવા માંડી:[૬૭] 'હે કૈકેયીના આનંદની વૃદ્ધિ કરનાર ઉત્તર! તારા વડે આજ હું પુત્રવાળો થયો છું. તારા જેવો પુત્ર મને હતો નહિ અને થશે પણ નહિ. હે તાત! જેને એક સાથે હજાર નિશાન વીંધવાનાં હોય છતાં પણ જે એક નિશાનમાં ચૂકતો નથી, તે કર્ણ સાથે તારો કેવો ભેટો થયો?[૬૮,૬૯] હે તાત! સકળ મનુષ્યલોકમાં જેનો જોટો જ છે નહિ, તે ભીષ્મ સાથે તું કેવી રીતે લડ્યો?[૭૦] જે બ્રાહ્મણ વૃષ્ણીવીરોના, કૌરવોના તેમ જ સર્વ ક્ષત્રિયોના આચાર્ય છે અને જે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ છે, તે દ્રોણ સાથે તેં યુદ્ધમાં કેવી રીતે મુકાબલો કર્યો? તેમના અશ્વત્થામા નામના પ્રસિદ્ધ પુત્ર સાથે તેં કેવી રીતે સંગ્રામમાં યુદ્ધ કર્યું?[૭૧,૭૨] હે તાત! જેને રણમાં જોઈને શત્રુઓ સર્વસ્વ લૂંટી લીધેલા વાણિયાઓની જેમ ફૂકવો કરી બેસે છે, તે કૃપાચાર્યની સાથે તારો સમાગમ કેવી રીતે થયો? જે રાજપુત્ર મહાન બાણો વડે પર્વતને સુદ્ધાં વીંધી નાખે છે, તે દુર્યોધન સાથે તેં રણમાં કેવી રીતે યુદ્ધ કર્યું? આજે તું કૌરવોએ પકડેલાં આપણા ગોધણને યુદ્ધમાં પાછાં જીતી લાવ્યો છે, તેથી મારા શત્રુઓ રાભવ પામ્યા છે અને સુખકારક પવન મને હ્લાદ આપી રહ્યો છે. હે નરસિંહ! સાચે જ જે તેં સર્વ બળશાળી યોદ્ધાઓને ભયભીત રીને નસાડ્યા છે ને વાઘ જેમ માંસને પડાવી લે ં તેં આપણું ગાયોરૂપી સર્વ ધન પાછું તી આણ્યું છે.[૭૩-૭૬]

અધ્યાય ૬૮મો સમાપ્ત

# અધ્યાય ૬૯મો

## વિરાટ અને ઉત્તરનો સંવાદ

॥ उत्तर उवाच ॥

न मया निर्जिता गावो न मया निर्जिताः परे।
कृतं तत्सकलं तेन देवपुत्रेण केनचित् ॥ १॥

ઉત્તર બોલ્યો: ગાયોને મેં જીતી નથી અને શત્રુઓને મેં હરાવ્યા નથી. એ બધું તો કોઈએક દેવપુત્રે કર્યું છે.[૧] હું તો ત્યારે ડરી ગયો હતો અને નાસવા માંડતો હતો. એ દેવપુત્રે જ મને તેમ કરતાં વાર્યો. વજ્ર જેવા દઢ શરીરવાળો તે યુવાન પોતે જ રથીના સ્થાન પર આવીને બેઠો હતો.[૨] તેણે જ તે ગાયોને જીતી છે અને તેણે જ કુરુઓને પરાજિત કર્યા છે. હે તાત! એ સર્વ કામ તે વીરે જ કર્યું છે, મેં તે કર્યું જ નથી. શારદ્વાન કૃપ, દ્રોણ, દ્રોણપુત્ર અશ્વત્થામા, સૂતપુત્ર કર્ણ, ભીષ્મ અને દુર્યોધન એ છ મહારથીઓને તેણે જ બાણોના પ્રહારથી વિમુખ કર્યા હતા. વળી તેણે જ ગજયૂથના અધિપતિ જેવા હાથી ઉપર આવેલા તે વિકર્ણને પરાંગમુખ કર્યો હતો. રાજપુત્ર દુર્યોધન ભયભીત થઈને નાસી જતો હતો, ત્યારે તે મહાબળવાને તેને કહ્યું હતું કે,[૩-૫] 'હે કૌરવપુત્ર! હસ્તિનાપુરમાં પણ તારું કંઈ રક્ષણ થાય એમ મને લાગતું નથી. તો દેશાંતરમાં રખડી રઝળીને તારા જીવનું જતન કર.[૬] હે રાજન્! આમ નાસી છૂટયે તું છુટકારો પામવાનો નથી. માટે તું યુદ્ધ કરવામાં મન લગાડ. તું જીતીશ તો પૃથ્વી ભોગવીશ અને હારીશ તો સ્વર્ગને પામીશ.' આ સાંભળીને નરસિંહ દુર્યોધનરાજ નાગની જેમ ફૂંફાડા મારતો અને વજ્ર જેવાં બાણો છોડતો મંત્રીઓથી વીંટળાઈને તે રણમાં પાછો ફર્યો.[૭,૮] હે આર્ય! તેને જોઈને મારાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં અને મારી સાથળો ધ્રૂજી ઊઠી; પણ એટલામાં તે દેવપુત્રે દુર્યોધનની સિંહ સમી સેનાને બાણો

વડે વીંધી નાખી.[૯] પછી હે રાજન્! સિંહ સમાન કાયાવાળા તરુણે તે રથસેનાને ત્રાસ પોકરાવી અને હસતો રહીને તેણે મૂર્છિત થઈ પડેલા તે કુરુઓનાં વસ્ત્રોને હરી લીધાં.[૧૦] મદમસ્ત વાઘ જેમ વનચર મૃગોને જીતી લે છે, તેમ તે એકલા વીરે એ છ મહારથીઓને જીતી લીધા છે.[૧૧]

વિરાટ બોલ્યો : જેણે કુરુઓએ કબજે કરેલા મારા ગોધનને યુદ્ધમાં પાછું જીતી આણ્યું છે, તે મહાબાહુ અને મહાયશસ્વી વીર દેવપુત્ર ક્યાં છે?[૧૨] હું એ મહાબળવાનને જોવા અને તેનો સત્કાર કરવા ઇચ્છું છું; કેમ કે એ દેવપુત્રે તારું અને મારી ગાયોનું રક્ષણ કર્યું છે.[૧૩]

ઉત્તર બોલ્યો : એ મહાબળવાન દેવપુત્ર તો ત્યાં જ અદશ્ય થઈ ગયો હતો. પણ હું માનું છું કે તે આવતી કાલે અથવા પરમ દિવસે પ્રકટ થશે.[૧૪]

વૈશંપાયન બોલ્યા : ઉત્તરે ત્યાં ગુપ્ત વેશે રહેલા અર્જુનના સંબંધમાં આ પ્રમાણે કહ્યું, તોપણ સેનાપતિ વિરાટરાજ તેને જાણી શક્યો નહિ.[૧૫] પછી મહાત્મા વિરાટની આજ્ઞાથી અર્જુને પોતે યુદ્ધમાંથી આણેલાં વસ્ત્રો વિરાટદુલારી ઉત્તરાને આપ્યાં.[૧૬] અને તે ભામિની પણ આ નવાં, વિવિધ અને મહામૂલાં વસ્ત્રો લઈને પ્રસન્નતા પામી. પછી હે રાજન્! કુંતીનંદન અર્જુને મહાત્મા ઉત્તર સાથે મંત્રણા કરીને પૃથાપુત્ર યુધિષ્ઠિરના સંબંધમાં જે કંઈ કરવા જેવું હતું તે સર્વ કરવા ગોઠવણ કરી દીધી. આમ હે પુરુષસિંહ! તે ભરતસિંહો મત્સ્યરાજના પુત્ર સાથે અત્યંત આનંદ પામ્યા.[૧૭–૧૯]

ઇતિ શ્રીમહાભારતમા વિરાટપર્વાંતર્ગત ગોહરણપર્વમા 'વિરાટ અને ઉત્તરનો સંવાદ' નામનો અધ્યાય ૬૯ મો સમાપ્ત

## ગોહરણપર્વ સમાપ્ત*

---

* पौरुष दर्शयित्वैव स्वामिने गोत्रनामनी
प्रकीर्तयदिति प्रोचे मुनिर्गोग्रहपर्वणि ॥

પોતાનું પરાક્રમ દેખાડ્યા પછી જ સ્વામીને પોતાનાં ગોત્ર તથા નામ કહેવાં, આ વાત વ્યાસ મુનિએ ગોહરણપર્વમાં કહી છે. –गणेश

# वैवाहिकपर्व

## अध्याय ७० मो

### પાંડવો પ્રકટ થયા

॥ वैशंपायन उवाच ॥

तवस्तृतीये दिवसे भ्रातरः पंच पांडवाः ।
स्नाताः शुक्लांबरधराः समये चरितव्रताः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પછી ત્રીજે દિવસે પાંચે પાંડવોએ સ્નાન કર્યું, ઉજ્જવળ વસ્ત્રો પહેર્યાં, સર્વ આભૂષણો સજ્યાં અને યોગ્ય કાળે અજ્ઞાતવાસના વ્રતની પૂર્ણાહુતિ કરી. પછી દ્વારે ઊભેલા મદમસ્ત માતંગની જેમ શોભી રહેલા તે મહારથીઓ યુધિષ્ઠિરને આગળ કરીને વિરાટરાજની સભામાં ગયા. ત્યાં જઈને તે સર્વ પાંડવો, રાજાઓ માટેનાં આસનો ઉપર બિરાજ્યા અને વેદીમાં રહેલા અગ્નિઓની જેમ શોભવા લાગ્યા.[૧–૩] આમ તેઓ આસન ઉપર બેઠા ત્યારે પૃથ્વીપતિ વિરાટ સર્વ રાજકાર્યો કરવા માટે તે સભામાં આવ્યા.[૪] ત્યાં અગ્નિની જેમ ઝળહળી રહેલા એ શ્રીમાન પાંડવોને જોઈને, તે પૃથ્વીપતિ થોડીવાર વિચારમાં પડી ગયા. પછી કોપાયમાન થયેલા તે રાજાએ મરુદ્‌ગણોથી ઉપાસાતા ઇંદ્ર જેવા અને સાક્ષાત્ દેવરૂપવાળા ત્યાં બિરાજેલા કંકના તરફ જોઈને કહ્યું કે, 'અરે! તું તો દ્યૂત રમનારો છે, એટલા માટે મેં તને આ સભાનો સભાસદ નીમ્યો છે. તું ક્યાંથી આમ સારી પેઠે અલંકાર ધારણ કરીને રાજાના આસન ઉપર ચડી બેઠો છે?[૫–૭]

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! વિરાટનાં આ ટોળ ને ઠપકાભરેલાં વચન સાંભળીને અર્જુને સ્મિત કર્યું અને તેને આ વચનો કહેવા માંડ્યાં.[૮]

અર્જુન બોલ્યો : હે રાજન્! આ પુરુષ તો ઇંદ્રના અર્ધા આસન ઉપર બિરાજવાને યોગ્ય છે. એ બ્રાહ્મણભક્ત છે, શાસ્ત્રજ્ઞ છે, ત્યાગી છે, યજ્ઞ-

વૈશંપાયન બોલ્યા : ઉત્તરનાં આ વચન સાંભળીને, પ્રતાપી મત્સ્યરાજ કે જે યુધિષ્ઠિરનો અપરાધી થયો હતો તેણે ઉત્તરને આ ઉત્તર આપ્યો : 'આ સમયે પાંડુપુત્ર યુધિષ્ઠિરની પ્રસન્નતા મેળવવી ઘટે છે. મને એ જ કરવું રુચે છે. આથી જો તું માન્ય રાખતો હોય, તો હું ઉત્તરાનો અર્જુનની સાથે વિવાહ કરું.[૨૨,૨૩]

ઉત્તર બોલ્યો : પાંડવો આર્ય છે, પૂજ્ય છે, માન્ય છે અને આ યોગ્ય સમય છે, એમ મારું માનવું છે. તો પૂજાપાત્ર અને મહાભાગ્યશાળી એવા એ પાંડવોનો તમે સત્કાર કરો.[૨૪]

વિરાટ બોલ્યો : હું પણ સંગ્રામમાં શત્રુઓના હાથમાં પકડાઈ ગયો હતો, પણ ભીમસેને મને છોડાવ્યો હતો અને આપણી ગાયો પાછી જીતી આણી હતી.[૨૫] એમના બાહુવીર્યથી જ આપણો સંગ્રામમાં વિજય થયો છે. તો આપણે સૌ મંત્રીઓની સાથે પાંડવોત્તમ કુંતીપુત્ર યુધિષ્ઠિરને અને તેમના નાના ભાઈઓને પ્રસન્ન કરીએ. તારું મંગલ હો![૨૬] આપણાથી અજાણપણામાં એ નરપતિને કંઈ કહેવાઈ ગયું હોય, તો એ ધર્માત્મા પાંડુનંદન તે બધાની ક્ષમા આપો.[૨૭]

વૈશંપાયન બોલ્યા : પછી પરમ સંતોષ પામેલા મહાત્મા વિરાટરાજે પુત્રની સાથે વિચાર કરીને નિશ્ચય કર્યો અને રાજદંડ, રાજભંડાર તથા રાજનગર સાથે પોતાનું આખું રાજ્ય યુધિષ્ઠિરરાજને અર્પણ કર્યું.[૨૮] પછી પ્રતાપી મત્સ્યરાજે સર્વ પાંડવોને અને ખાસ કરીને ધનંજયને ઉદ્દેશીને કહ્યું કે, 'આજે હું ધન્ય છું, મારું મહદ્ ભાગ્ય છે.'[૨૯] પછી તેણે યુધિષ્ઠિર, ભીમ, અર્જુન અને નકુલ-સહદેવનાં મસ્તકો સૂંઘ્યાં અને તેમને ફરીફરીને આલિંગન કર્યું.[૩૦] સેનાપતિ વિરાટ તેમનાં દર્શન કરતાં તૃપ્ત જ ન થયો. પ્રસન્ન થઈને તેણે યુધિષ્ઠિરરાજને આ પ્રમાણે કહ્યું કે, 'ધન્યભાગ્ય છે કે, તમે સૌ વનમાંથી કુશળ રીતે અહીં આવ્યા છો. સદ્‌ભાગ્ય છે કે, તમે દુષ્ટાત્મા કૌરવોથી પકડાયા વિના અજ્ઞાતવાસનું કષ્ટ પાર કર્યું.[૩૧,૩૨] આ રાજ્ય અને બીજું જે કંઈ છે તે બધું હું પૃથાનંદન યુધિષ્ઠિરને અર્પણ કરું છું. તો હે પાંડવો! તમે નિઃશંક રીતે તે બધું સ્વીકારો.[૩૩] સવ્યસાચી ધનંજય મારી પુત્રી ઉત્તરાનો સ્વીકાર કરો; કેમ કે એ પુરુષશ્રેષ્ઠ તે કન્યાનો ભર્તા થવાને યોગ્ય છે.'[૩૪] વિરાટરાજે આ પ્રમાણે કહ્યું, ત્યારે ધર્મરાજે પૃથાનંદન ધનંજય તરફ જોયું. આમ મોટાભાઈએ દૃષ્ટિ કરી, એટલે અર્જુને મત્સ્યરાજને આ વચન કહ્યું:[૩૫] 'હે રાજન્! હું તમારી પુત્રીને મારા પુત્રની ભાર્યા તરીકે સ્વીકારું છું. આપણ મત્સ્યવંશીઓ અને ભરતવંશીઓ વચ્ચે આ જ સંબંધ જોડાય છે તે યોગ્ય જ છે.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત વૈવાહિકપર્વમાં 'ઉત્તરાના વિવાહનો પ્રસ્તાવ' નામનો અધ્યાય ૭૧ મો સમાપ્ત

## अध्याय ૭૨ मो

### ઉત્તરાનાં લગ્ન

॥ विराट उवाच ॥

किमर्थं पांडवश्रेष्ठ भार्यां दुहितरं मम ।
प्रतिग्रहीतुं नेमां त्वं मया दत्तामिहेच्छसि ॥१॥

વિરાટ બોલ્યો : હે પાંડવશ્રેષ્ઠ અર્જુન! હું મારી પુત્રીને તમારી વેરે આપું છું અને તમે એને ભાર્યા તરીકે કેમ સ્વીકારવા ઇચ્છતા નથી ?[૧]

અર્જુન બોલ્યો : હે રાજા! મારામાં પિતાની જેમ વિશ્વાસ રાખનારી તમારી પુત્રીને જાહેરમાં ને એકાંતમાં જોતો હું તમારા અંતઃપુરમાં રહ્યો છું. હું નર્તક હતો અને ગીતકુશળ હતો, તેથી તમારી પુત્રીને હું અત્યંત પ્રિય હતો. તે મને સદૈવ આચાર્યની જેમ આદર આપતી હતી.[૨] આમ હે રાજન્! તમારી વયમાં આવેલી એ પુત્રી સાથે

હું એક વર્ષ સુધી રહ્યો છું. આથી હે મહારાજ ! જો તેને પરણું તો તે તમને અથવા લોકને ભારે શંકાનું સ્થાન થઈ પડે.[૪] આ કારણથી હે મનુજનાથ ! હું તમારી દીકરીને મારી પુત્રવધૂ કરવા માગણી કરું છું. હું શુદ્ધ છું, જિતેંદ્રિય છું અને મનોનિગ્રહી છું એટલે એ રીતે મેં તમારી પુત્રીની પણ શુદ્ધિ કરી છે.[૫] જેમ પોતામાં અને પુત્રમાં ભેદ ગણાતો નથી, તેમ પુત્રીમાં અને પુત્રવધૂમાં પણ ભેદ ગણાતો નથી. આમ કરવામાં મને લોકભયની શંકા રહેશે નહિ અને તેથી અમારા બન્નેની પવિત્રતા પ્રતીત થશે.[૬] હે પરંતપ ! હું લોકના અભિશાપથી અને મિથ્યા અપવાદથી ડરું છું. આથી હે રાજન્ ! હું તમારી પુત્રી ઉત્તરાને મારી પુત્રવધૂ તરીકે સ્વીકારું છું.[૭] હે પૃથ્વીનાથ ! વાસુદેવનો ભાણેજ, ચક્રપાણિ કૃષ્ણદેવનો લાડીલો, સાક્ષાત્ દેવપુત્ર સમાન મહાન બાહુઓવાળો અને સર્વ અસ્ત્રોમાં નિષ્ણાત એવો જે મારો પુત્ર અભિમન્યુ છે, તે તમારો જમાઈ થવાને તથા તમારી પુત્રીનો પતિ થવાને યોગ્ય જ છે.[૮,૯]

વિરાટ બોલ્યો : કુરુઓમાં શ્રેષ્ઠ એવા કુંતીનંદન ધનંજયને આમ કહેવું શોભે જ છે; કેમ કે પાંડુનંદન અર્જુન નિત્ય ધર્મનિષ્ઠ અને જ્ઞાનવાન છે.[૧૦] તો હે પાર્થ ! જે કામ કરવા જેવું હોય તે અત્યારે જ કરી નાખો. મારે મન તો આજે અર્જુન મારા સંબંધી થાય છે, તેથી મારા સર્વ મનોરથો સફળ સિદ્ધ થયા છે.[૧૧]

વૈશંપાયન બોલ્યા : રાજેંદ્ર વિરાટનું આ પ્રમાણે બોલવું સાંભળીને કુંતીપુત્ર યુધિષ્ઠિરે મત્સ્ય અને પાર્થ વચ્ચેના તે વિવાહ સંબંધને યોગ્ય સમયે ઊજવવાની આજ્ઞા કરી.[૧૨] એટલે હે ભારત ! કુંતીનંદન યુધિષ્ઠિરે અને મહીપતિ વિરાટે સર્વ મિત્રજનોને તથા વાસુદેવ શ્રીકૃષ્ણને નિમંત્રણ આપવા દૂતો મોકલ્યા. પછી અજ્ઞાતવાસનું તેરમું વર્ષ પૂરું થઈ ગયું હતું, એટલે પાંચે પાંડવો વિરાટનગર પાસેના ઉપપ્લવ્ય નામના નગરમાં રહેવા ગયા.[૧૩,૧૪] પછી પાંડુપુત્ર અર્જુને દૂતો મોકલીને આ અભિમન્યુને, જનાર્દનને અને બીજા યદુવંશીઓને આનર્તદેશમાંથી તેડાવ્યા.[૧૫] યુધિષ્ઠિર ઉપર પ્રીતિ રાખનારા કાશિરાજ અને શૈબ્ય એ બન્ને પૃથ્વીપતિઓ બબ્બે અક્ષૌહિણી સેનાઓ સાથે ત્યાં આવ્યા. ત્યાં મહાબળવાન યજ્ઞસેન રાજા પણ અક્ષૌહિણી સેના સાથે આવી પહોંચ્યો. ત્યાં દ્રૌપદીના વીર પુત્રો, અપરાજિત શિખંડી અને સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવો દુર્ધર્ષ ધૃષ્ટદ્યુમ્ન આવ્યા. તે સર્વ અક્ષૌહિણી સેનાના પાલક હતા, યજ્ઞયાગાદિ કરનારા હતા, ભારે દક્ષિણાઓ આપનારા હતા, વેદાધ્યયનથી સંપન્ન હતા, અવભૃથ સ્નાનથી પુનિત હતા, શૂરવીર હતા અને રણમાં પ્રાણ ઓવારી નાખે એવા હતા.[૧૬,૧૭] તે સર્વને આવેલા જોઈને ધાર્મિકશ્રેષ્ઠ મત્સ્યરાજે તેમને તેમનાં સેવકો, સેનાઓ અને વાહનો સાથે વિધિપૂર્વક સત્કાર આપ્યો.[૧૮,૧૯] આમ પોતાની પુત્રીનો સંબંધ અભિમન્યુ સાથે જોડાવાથી તે પ્રસન્ન થયો. પછી ત્યાં ઠેકઠેકાણેથી રાજાઓ આવી પહોંચ્યા. પછી વનમાળી શ્રીકૃષ્ણ, હળધર બળરામ, હૃદીકપુત્ર કૃતવર્મા, યુયુધાન, સાત્યકિ, અનાધૃષ્ટિ, અક્રૂર, સાંબ અને નિશઠ એ સર્વ પરંતપો અભિમન્યુને તથા તેની માતા સુભદ્રાને લઈને ત્યાં આવી પહોંચ્યા [૨૦-૨૨] વળી એક વર્ષ સુધી દ્વારકામાં રહેલા ઇંદ્રસેન આદિ યુધિષ્ઠિરના સર્વ સેવકો, તે તે સુસજ્જ રથો સાથે ત્યાં એકસાથે આવ્યા હતા.[૨૩] આમ મહાકાંતિમાન વૃષ્ણીવીર શ્રીકૃષ્ણ ભાણેજને પરણાવવા આવ્યા, ત્યારે તેમની સાથે દશ હજાર હાથીઓ, એક લાખ ઘોડાઓ, એક અર્બુદ રથો, એક નિખર્વ

પાળાઓ અને અનેકાનેક મહાતેજસ્વી વૃષ્ણીઓ તથા ભોજો તેમ જ અંધકો આવ્યા હતા.[૨૪,૨૫] ત્યાં શ્રીકૃષ્ણે પ્રત્યેક મહાત્મા પાંડવને અનેક દાસીઓ, વિવિધ રત્નો અને જાતજાતનાં વસ્ત્રો મોસાળામાં આપ્યાં હતાં. પછી મત્સ્યરાજ અને પાંડવોને ત્યાં વિધિપૂર્વક વિવાહનો સમારંભ શરૂ થયો.[૨૬] આમ પાંડવો સાથે સંબંધ જોડાતાં મત્સ્યરાજના ભવને શંખો, ભેરીઓ, ગોમુખો અને આનકો વગેરે વાદ્યો વાગી રહ્યાં.[૨૭] ત્યાં જાનૈયાઓના જમણ માટે નાનામોટા મૃગોનો તેમ જ સેંકડો પવિત્ર પશુઓનો વધ કરવામાં આવ્યો. વળી ત્યાં સુરા અને મૈરેય (ઝાડના રસની મદિરા) આદિ પુષ્કળ પીણાંની રેલછેલ થઈ રહી.[૨૮] ત્યાં ગવૈયાઓ, કથાકારો, નટો, વૈતાલિકો, સૂતો અને માગધો સ્તુતિગાનો કરી અતિથિઓને રીઝવી રહ્યા હતા.[૨૯] પછી અતિ ઉજ્જ્વળ મણિનાં કુંડળોને ધારણ કરનારી અને સર્વાંગે સુંદર એવી મત્સ્યરાજની ઉત્તમ કુળસ્ત્રીઓ સુદેષ્ણા રાણીને આગળ કરીને વિવાહમંડપમાં આવી. પણ સુંદર વર્ણવાળી, સ્વરૂપવાન અને સારી રીતે શણગારાયેલી તે સર્વ સુંદરીઓને કૃષ્ણાએ પોતાનાં રૂપ, યશ અને શોભાથી ઝાંખી પાડી દીધી.[૩૦,૩૧] પછી તે સર્વ સ્ત્રીઓ સુંદર અલંકારોથી શણગારાયેલી અને મહેંદ્રની પુત્રી સમાન તે રાજપુત્રી ઉત્તરાને વીંટાઈ વળી અને તેને આગળ કરીને વિવાહમંડપમાં હાજર થઈ.[૩૨] તે સમયે કુંતીનંદન ધનંજયે પોતાના પુત્ર સુભદ્રાનંદન અભિમન્યુ માટે તે નિર્દોષ અંગવાળી વિરાટનંદિનીનો સ્વીકાર કર્યો.[૩૩] પછી ઇંદ્રનું સ્વરૂપ ધારણ કરીને ઊભા રહેલા કુંતીનંદન યુધિષ્ઠિર મહારાજે ઉત્તરાને પુત્રવધૂ તરીકે સ્વીકારી.[૩૪] આમ પૃથાનંદને ઉત્તરાનો પુત્રવધૂ તરીકે સ્વીકાર કર્યો અને જનાર્દનને આગળ રાખીને સુભદ્રાનંદન મહાત્મા અભિમન્યુનાં ઉત્તરા સાથે વિધિપૂર્વક લગ્ન કરાવ્યાં.[૩૫] તે સમયે વિરાટરાજે અભિમન્યુને સાત હજાર પવનવેગી ઘોડાઓ તથા બસો મુખ્ય હાથીઓ આપ્યા તેમ જ તેમને પુષ્કળ ધન આપ્યું. પછી વિરાટરાજે પ્રદીપ્ત અગ્નિમાં યથાવિધિ હવન કર્યો અને બ્રાહ્મણોને દાનસત્કાર આપ્યો. તેણે રાજ્ય, સેના, ભંડાર તેમ જ પોતપોતાનો આત્મા પણ પાંડવોને અર્પણ કર્યો.[૩૬,૩૭]

વિવાહવિધિ પૂરો થયો તે પછી ધર્મનંદન યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણ જે ધન મોસાળામાં લાવ્યા હતા તે બધું બ્રાહ્મણોને દાનમાં આપી દીધું.[૩૮] એ ધનમાં હજારો ગાયો હતી, રત્નો હતાં અને વિવિધ વસ્ત્રો હતાં. તેમાં ઉત્તમોત્તમ આભૂષણો હતાં, વાહનો હતાં અને શયનો હતાં.[૩૯] તેમાં મનગમતાં ભોજનો હતાં અને જાતજાતનાં પીણાંઓ હતાં. આમ હે ભરતોત્તમ! એ વિવાહપ્રસંગે મત્સ્યરાજનું નગર હૃષ્ટપુષ્ટ જનોથી ઊભરાઈ ગયું હતું, એક મહોત્સવરૂપ થઈ ગયું હતું અને અતિશય શોભા ધારણ કરી રહ્યું હતું.[૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં વિરાટપર્વાંતર્ગત વૈવાહિકપર્વમાં 'ઉત્તરાવિવાહ' નામનો અધ્યાય ૭૨ મો સમાપ્ત

## વૈવાહિકપર્વ સમાપ્ત+

+ धर्मेणैवापदं तीर्त्वा परं सौभाग्यमश्नुते ।
अभिमन्योर्विवाहाख्ये पर्वण्येतत्प्रदर्शितम् ॥

મનુષ્ય ધર્મ વડે જ આપત્તિને તર્યા પછી ઉત્તમ સૌભાગ્ય ભોગવે છે, એ વાત અભિમન્યુના વિવાહપર્વમાં સારી રીતે દર્શાવી છે. —ગણેશ

# विराटपर्व समाप्त